પ્રત ૩૫૦૦ · સંવત ૨૦૦૪ :: સને ૧૯૪૮

સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ

तत्र पूर्वापरयोगमुपलभ्य विद विचारणे विद्लृ लाभे, इत्येतयोश्च धात्वोरनेकार्थयोः प्रयोग इति पूर्वापरयोगमुपलभ्य पश्चात्प्रतिपत्तिर्भवति। आयुर्वेदोत्पत्तिमयं विवक्षुरित्येवं पदार्थः ॥

આ ગ્રંથમાં આયુષ્યનો વિચાર કરવામાં આવ્યો છે તથા જેનાથી આયુષ્યનો લાભ થાય એવા ઉપાયોનો ઉપદેશ કરવામાં આવ્યો છે; માટે અહીં વેદ શબ્દનો વિચારરૂપ તથા લાભરૂપ અર્થ લેવો.

—ભગવાન સુશ્રુત



મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ હ૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

# વૈદકના અન્ય ઉપયોગી ગ્રંથો

## આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ :

આ ગ્રંથમાં નાનાંનાનાં ગામડાંઓમાં પણ પોતાની મેળે બની શકે એવા હજારો ઘરગથ્થુ ઉપાયો છે. નિત્યના ઉપયોગની અને બીજી સુમારે ૬૦૦ વનસ્પતિઓના ગુણદોષ, ઓળખાણ તથા જુદાજુદા વ્યાધિઓ ઉપર તેને વાપરવાની વિધિઓ છે. સુમારે ૧૦૦ ધાતુઉપધાતુઓનું શોધન–મારણ તથા તેના જુદાજુદા રોગો ઉપર જુદાંજુદાં અનુપાનો છે. સુમારે ૧૨૫ વ્યાધિઓનાં લક્ષણ, કારણ તથા ઉપાયો છે. જુદાજુદા પાક, ચૂર્ણો, ગુટિકા, અવલેહ, યાકુતિ ઇત્યાદિ સેંકડો બનાવટો આપવામાં આવેલ છે.

પાન ૮૩૨ : કિંમત ૬–૦ : ટ. ખ. ૦–૧૩

## વૈદક સંબંધી વિચારો : (ભા. ૨ જો)

આયુર્વેદ સંબંધી ૧૨૮ ઉપયોગી લેખોનો સંગ્રહ.

પાન ૪૩૨ : કિંમત ૧–૧૨ : ટ. ખ. ૦–૫

## આરોગ્યસાધના :

આરોગ્યની દૃષ્ટિએ ખોરાક, પોષાક, હવા, પાણી, કસરત વગેરે ઉપયોગી, સાદી અને અનુભવસિદ્ધ સૂચનાઓ તથા નિયમો આપવામાં આવ્યા છે. છેવટે ખોરાકમાં વપરાતી ચીજોના પૃથક્કરણનો કોઠો આપવામાં આવ્યો છે.

પાન ૧૫૮ : કિંમત ૦–૧૦ : ટ. ખ. ૦–૨

## ખોરાકના ગુણદોષ :

આયુર્વેદ પદ્ધતિ અનુસાર આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન આપતું આ પુસ્તક ઋતુ અનુસાર કયો ખોરાક પથ્ય–અપથ્ય છે, તેની વિગતવાર માહિતી આપે છે.

પાન ૧૦૦ : કિંમત ૦–૧૦ : ટ. ખ. ૦–૨

## આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન :

આરોગ્યને લગતી ટૂંકી ને સરળ વિગતો તથા મહારોગોથી દૂર રહેવાના ઉપાયો ને કુદરતી ઉપાયોથી રોગોને નાબૂદ કરવાની સરળ રીતો માટે તથા પોતાના શરીરને બ્રહ્મનું મંદિર બનાવવા ઇચ્છનારે આ નાનકડું પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે.

પાન ૧૨૮ : કિંમત ૦–૧૦ : ટ. ખ. ૦–૨

## વૈદકના અકસીર ઉપાયો : (બાલબોધોદય)

વૈદ્યરાજ કાશીનાથ કવિ–રચિત બાલબોધોદયના આ ગુજરાતી ભાષાંતરમાં, અનુભવસિદ્ધ સો દરદો ઉપરનાં અનુભૂત અને સચોટ છતાં સાદાં ઓસડો આપેલાં છે. મોટામોટા રોગો નાનામાં નાનાં ઔષધો–જેવાં કે સૂંઠ, હરડે, હિંગ, કરિયાતું વગેરે–થી કેવી રીતે દૂર થાય છે, તેની વિસ્તૃત સમજણ જરૂરી નોંધો સાથે.

પાન ૮૮ : કિંમત ૦ ૬ : ટ. ખ. ૦–૧

## ચૂર્ણ–ઔષધિ :

અવારનવાર આવી પડતી વ્યાધિઓમાં સામાન્ય માનવી ઘેર બનાવી શકે અને લાંબી ખટપટ વિના ઉપયોગ કરી શકે તેવા સો ઉપયોગી આયુર્વેદીય પદ્ધતિનાં ચૂર્ણોની બનાવટ અને ઉપયોગ આપેલાં છે.

પાન ૭૨ : કિંમત ૦–૩ : ટ. ખ. ૦–૧

## ક્વાથ–ઔષધિ :

અત્યારના સંજોગોમાં ડગલે ને પગલે જેની જરૂર પડે છે,, તેવા ઉપયોગી સો ઉકાળાઓ સંપૂર્ણ બનાવટ સાથે આપેલ છે.

પાન ૬૪ : કિંમત ૦–૬ : ટ. ખ. ૦–૧

**પાક–ઔષધિ :**

આયુર્વેદ પદ્ધતિ અનુસાર આરોગ્ય જાળવવા વિવિધ પ્રકારના ઔષધોના પાકો તૈયાર કરવાની પદ્ધતિ શીખવતી આ પુસ્તિકા ઘણી જ ઉપયોગી છે.

પાન ૮૦ : કિંમત ૦-૬ : ટ. ખ. ૦ ૧

**હરડે :**

ત્રણે દોષને હરનાર હરડેની ઉત્પત્તિથી માંડી તેની જાત, ગુણદોષ અને તેની ઉપયોગિતા શાસ્ત્રોક્ત રીતે સાબિત કરી બતાવતી સુધારાવધારાવાળી બીજી સચિત્ર આવૃત્તિ

પાન ૮૦ : કિંમત ૦-૬ : ટ. ખ. ૦-૧

**સોનેરી સૂચનો :**

સ્વાસ્થ્યને ઉપયોગી આયુર્વેદના સૂત્રોનો સંગ્રહ આપવામાં આવ્યો છે, જે નાનામોટા સૌને જીવનઘડતરમાં ઉપયોગી થઈ પડશે.

પાન ૧૧૬ : કિંમત ૦-૬ : ટ ખ. ૦-૧

**માંદગીનાં કારણો :**

રોગ એટલે શું? એનાં કારણો તથા નિવારણના ઉપાયો વગેરેના કિંમતી વિચારો દર્શાવતી પુસ્તિકા.

પાન ૬૬ : કિંમત ૦-૬ : ટ ખ. ૦-૧

**માંદાનો આહારવિહાર :**

આ પુસ્તિકામાં રોગીની માંદગી વખતે આહાર સાથે વિહારનું આયુર્વેદ પદ્ધતિએ ઝીણવટભર્યું અને ઉત્તમ માર્ગદર્શન કરવામાં આવ્યું છે.

પાન ૬૮ : કિંમત ૦-૩ : ટ ખ. ૦-૧

**જીવનચર્યા :**

સ્વાસ્થ્ય સાચવવા ખાતર સવારમાં ઊઠે ત્યારથી તે રાત્રે સૂઈ જાય ત્યાં સુધીમાં માણસે શું કરવું ને શું ન કરવું, તેની આયુર્વેદના સિદ્ધાંતો અનુસાર ટૂંકી ચર્ચા અહીં કરવામાં આવી છે. આરોગ્યના લગભગ સર્વસામાન્ય બધા જ નિયમોને આ પુસ્તિકામાં આવરી લેવામાં આવ્યા છે.

પાન ૮૦ : કિંમત ૦-૩ : ટ. ખ. ૦-૧

**માંદગીમાં ઉપવાસ :**

આયુર્વેદ પદ્ધતિએ ઉપવાસ કરીને દરદ મટાડવા માટેની પૂરતી સૂચનાઓ સાથે અને ઉપવાસ અંગેનું સંપૂર્ણ માર્ગદર્શન આ પુસ્તિકામાં આપવામાં આવ્યું છે.

પાન ૧૧૬ : કિંમત ૦-૬ : ટ. ખ. ૦-૧

વધુ પુસ્તકોની વિગત માટે લખો:—

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦ અમદાવાદ.
અને કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબાઈ–૨

॥ श्री गणेशाय नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

## ચિકિત્સિતસ્થાન

## અધ્યાય ૧ લો

### ઉપક્રમ

अथातो द्विव्रणीयचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'દ્વિવ્રણીય[1] ચિકિત્સિત' નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

द्वौ व्रणौ भवतः शारीर आगन्तुकश्चेति । तयोः शारीरः पवनपित्तकफशोणितसन्निपातनिमित्तः ॥ आगन्तुरपि पुरुषपशुपक्षिव्यालसरीसृपप्रपतनपीडनप्रहाराग्निक्षारविषतीक्ष्णौषधशकलकपालशृङ्गचक्रेषुपरशुशक्तिकुन्ताद्यायुधाभिघातनिमित्तः ॥ २ ॥

### વ્રણના બે ભેદ અને તેનાં કારણો

**શારીર** અને **આગંતુક** એ રીતે બે પ્રકારનાં વ્રણો થાય છે. વાયુ, પિત્ત, કફ, રુધિર કે તેઓના મિશ્રણથી જે વ્રણ થયો હોય તે **શારીર** કહેવાય છે. માણસ, પશુ, પક્ષી, ફાડી ખાનાર જાનવરો, સર્પ, મગર, પડવું, દબાવું, પ્રહાર, અગ્નિ, ક્ષાર, વિષ, તીક્ષ્ણ ઔષધ, કાષ્ઠ વગેરેનો કટકો, ઠીકરી, શિંગડું, ચક્ર, બાણ, કુહાડો, સાંગ કે ભાલો વગેરે બીજાં કોઈ આયુધોના પ્રહારથી જે વ્રણ થયો હોય તે **આગંતુક** કહેવાય છે. ૨

तत्र तुल्ये व्रणसामान्ये द्विकारणोत्थानप्रयोजनसामर्थ्याद्द्विव्रणीय इत्युच्यते ॥ ३ ॥

### આ અધ્યાયનું 'દ્વિવ્રણીયચિકિત્સિત' નામ શા માટે?

જો કે ઉપર કહેલા બન્ને પ્રકારના વ્રણોમાં વ્રણપણું તુલ્ય જ છે, તોપણ તેઓનું ઊઠવું જુદાંજુદાં નિમિત્તોથી થાય છે, તેથી તેઓની ચિકિત્સાઓમાં કેટલોક તફાવત છે; છતાં આ અધ્યાયમાં બન્ને વ્રણ માટે જે સરખી ચિકિત્સા છે, તે જ મુખ્યત્વે કહી છે, એટલા માટે આ અધ્યાય 'દ્વિવ્રણીયચિકિત્સિત' કહેવાય છે. ૩

सर्वस्मिन्नेवागन्तुव्रणे तत्कालमेव क्षतोष्मणः प्रसृतस्योपशमार्थं पित्तवच्छीतक्रियावचारणविधिविशेषः सन्धानार्थञ्च मधुघृतप्रयोग इत्येतद्विकारणोत्थानप्रयोजनमुत्तरकालं तु दोषोपप्लवविशेषाच्छारीरवत्प्रतीकारः ॥४॥

### આગંતુક વ્રણમાં વિશેષ ચિકિત્સાનું દિગ્દર્શન

સર્વ પ્રકારના આગંતુક વ્રણના વિષયમાં જે વખતે પ્રહારથી ક્ષત ઉત્પન્ન થાય, તે જ

---

[1] આગંતુક વ્રણની સાત દિવસ પછી છેવટ સુધીની અને શારીર વ્રણના આરંભથી છેવટ સુધીની જે એકસરખી ચિકિત્સા છે, તેના નિરૂપણ વિષેનો. વ્રણનાં નિદાનાદિક વિષે સૂત્રસ્થાનમાં ઘણું ઘણું કહેવાઈ ગયું છે

વખતે ફેલાયેલી ક્ષતની ગરમીને શાંત કરવા માટે પિત્તની પેઠે શીતલ ક્રિયાઓ કરવારૂપ વિશેષ ચિકિત્સા કરવી યોગ્ય છે અને સાંધવા માટે, ક્ષતની ગરમીને શાંત કરવા માટે તથા કુપિત થયેલા વાયુનું અને રુધિરનું શમન કરવા માટે મધનો તથા ઘીનો પ્રયોગ કરવો યોગ્ય છે. શારીર વ્રણના વિષયમાં જે વખતે વ્રણ થાય, તે વખતે એ ચિકિત્સા કરવાની નથી, પણ જુદી ચિકિત્સા કરવાની છે. આગંતુક વ્રણને સાત દિવસ થઈ ગયા પછી તો તેની ચિકિત્સા દોષોના પ્રસારના ભેદને અનુસરી શારીર વ્રણની ચિકિત્સા પ્રમાણે જ કરવી યોગ્ય છે. ૪

दोषोपप्लवविशेषः पुनः समासतः पञ्चदशप्रकारः, प्रसरणसामर्थ्याद्यथोक्तो व्रणप्रश्नाधिकारे । शुद्धत्वात् षोडशप्रकार इत्येके ॥ ५ ॥

### દોષોના વિશેષ ઉપરથી વ્રણના પંદર ભેદ

સંક્ષેપથી કહીએ તો ગતિના સામર્થ્યને લીધે દોષોના પ્રસારનો ભેદ પંદર પ્રકારનો છે; એ પંદર પ્રકારો આ ગ્રંથના સૂત્રસ્થાનના વ્રણપ્રશ્ન નામના એકવીસમા અધ્યાયના ૧૪મા વિષયમાં કહેવાઈ ગયા છે. એ પંદર પ્રકારો ઉપરથી વ્રણના પંદર ભેદ પણ થાય છે. કેટલાક આચાર્યો કહે છે કે 'જે વ્રણ દોષોના પ્રસારથી રહિત થઈને લગભગ શુદ્ધ થઈ ગયો હોય; અર્થાત્ જેનું રોપણ કરવાનું જ રહ્યું હોય તેને સોળમો ગણવો, એટલે વ્રણના સોળ ભેદ થાય છે.' ૫

तस्य लक्षणं द्विविधं सामान्यं वैशेषिकं च । तत्र सामान्यं रुक् । व्रण गात्रविचूर्णने, व्रणयतीति व्रणः । विशेषलक्षणं पुनर्वातादिलिङ्गविशेषः ॥ ६ ॥

### વ્રણનું સામાન્ય તથા વિશેષ લક્ષણ

સામાન્ય અને વિશેષ એ રીતે વ્રણનું બે પ્રકારનું લક્ષણ છે. એ બે લક્ષણોમાં **પીડા થવી** એ સામાન્ય લક્ષણ છે; કેમ કે વ્યાકરણ પ્રમાણે ગાત્રને વિચૂર્ણિત બનાવી દેવારૂપ અર્થવાળા 'વ્રણ' ધાતુમાંથી 'વ્રણ' શબ્દ સિદ્ધ થયો છે, માટે વિચૂર્ણનરૂપ પીડા કરે તે 'વ્રણ' એવી વ્રણ શબ્દ વ્યુત્પત્તિ છે. (સૂત્રસ્થાનના ૨૧મા અધ્યાયના મા વિષયમાં તો બીજા ધાતુથી વ્યુત્પત્તિ આપી વ્રણમાં વાયુ આદિ દોષોનાં જે જુદાંજુદાં ચિ જોવામાં આવે, તે ચિહ્નો વિશેષ લક્ષણ છે.

तत्र श्यावारुणाभस्तनुः शीतपिच्छिलाल्पस्र रूक्षश्चटचटायनशीलः स्फुरणायामतोदभेदवेदनाव निर्मांसश्चेति वातात् ॥ ७ ॥

### વ્રણમાં વાયુનાં ચિહ્નો

એ વ્રણ કાળી તથા રાતી કાંતિવાળો હે પાતળો હોય, ટાઢા તથા ચીકણા અલ્પ સ્રાવવ હોય, રૂક્ષ હોય, ચટચટ થયા જેવી ઘણી વે કરતો હોય, સ્ફુરણરૂપ કે વારંવાર ચલિત જેવી ઘણી વેદના કરતો હોય, લાંબો થ તણાયા જેવી ઘણી વેદના કરતો હોય, ભોંક જેવી તથા ભેદાયા જેવી ઘણી વેદના કરતો અને માંસવગરનો હોય, તો તે વ્રણને વાયુ સંબ સમજવો. ૭

क्षिप्रजः पीतनीलाभः किंशुकोदकाभोष्णस्र दाहपाकरागविकारी पीतपिडकाजुष्टश्चेति पित्तात् ॥

### વ્રણમાં પિત્તનાં ચિહ્નો

જે વ્રણ તુરત જ પેદા થઈ ગયો હોય, પી તથા આસમાની કાંતિવાળો હોય, કેર (ખાખરાનાં પુષ્પો)ના ધોવણના જેવી કાંતિવ ઊના સ્રાવવાળો હોય, દાહ, પાક તથા રતાશ વિકારોવાળો હોય અને પીળી ફોડલીઓવ હોય, તો તે વ્રણને પિત્ત સંબંધી સમજવો.

प्रततचण्डकण्डूबहुलः स्थूलो घनः स्तब्धसि स्नायुजालावततः कठिनः पाण्डवभासो मन्दवेदनः शीतसान्द्रपिच्छिलास्रावी गुरुश्चेति कफात् ॥ ९ ॥

### વ્રણમાં કફનાં ચિહ્નો

એ વ્રણ લાંબો તથા પ્રચંડ, ઘણી ખં વાળો હોય, જાડો હોય, ઘાટો હોય, શિરાએ

તથા સ્નાયુઓનાં કઠણ જાળાંઓથી વ્યાપ્ત હોય, કઠણ હોય, ફીકા પ્રકાશવાળો હોય, મંદ વેદનાવાળો હોય, સફેદ, ટાઢા, ઘાટા તથા ચીકણા સ્રાવવાળો હોય અને ભારે હોય તો તે વ્રણને કફ સંબંધી સમજવો. ૯

प्रवालदलनिचयप्रकाशः कृष्णस्फोटपिडकाजालेपचितस्तुरङ्गस्थानगन्धः सवेदनो धूमायनशीलो रक्तस्रावी पित्तलिङ्गश्चेति रक्तात् ॥ १० ॥

**વ્રણમાં રુધિરનાં ચિહ્નો**

જો વ્રણ પરવાળાંઓનાં દળોના જેવી કાંતિવાળો હોય, કાળા ફોડલાઓના તથા કાળી ફોડલીઓના સમૂહથી વ્યાપ્ત હોય, તીક્ષ્ણ ક્ષારના જેવા ગંધવાળો હોય, વેદનાવાળો હોય, જાણે ધુમાડા કાઢ્યા કરતો હોય, રાતા સ્રાવવાળો હોય અને પિત્તના ફેલાવ જેવાં ચિહ્નોવાળો પણ હોય તો તે વ્રણને રુધિર સંબંધી સમજવો. ૧૦

तोददाहधूमायनप्रायः पीतारुणाभासस्तद्वर्णस्रावी चेति वातपित्ताभ्याम् ॥ ११ ॥

**વ્રણમાં વાયુ તથા પિત્તનાં ચિહ્નો**

જો વ્રણ ભોંકાયા જેવી ઘણી વેદનાવાળો હોય, ઘણી બળતરાવાળો હોય, જાણે બહુ જ ધુંધવાયા કરતો હોય, પીળા તથા રાતા પ્રકાશવાળો હોય અને વાયુ તથા પિત્ત એ બન્નેને લગતા વર્ણથી તથા સ્રાવથી યુક્ત હોય તો તે વ્રણને વાયુ તથા પિત્ત સંબંધી સમજવો. ૧૧

कण्डूयनशीलः सनिस्तोदो रूक्षो गुरुर्दारुणो मुहुर्मुहुः शीतपिच्छिलस्रावी चेति वातश्लेष्मभ्याम् ॥ १२ ॥

**વ્રણમાં વાયુ તથા કફનાં ચિહ્નો**

જો વ્રણ ખરજથી વ્યાપ્ત, ભોંકાયા જેવી વ્યથાવાળો, કઠણ અને વારંવાર ટાઢા તથા ચીકણા સ્રાવને સ્રવ્યા કરતો હોય તો તે વ્રણને વાયુ તથા કફ સંબંધી સમજવો. ૧૨

गुरुः सदाह उष्णः पीतः पाण्डुस्रावी चेति

**વ્રણમાં પિત્ત તથા કફનાં ચિહ્નો**

જો વ્રણ ભારે હોય, બળતરાવાળો, ગરમ, પીળો અને ફીકા વર્ણવાળા સ્રાવને સ્રવતો હોય તો તે વ્રણને પિત્ત તથા કફ સંબંધી સમજવો. ૧૩

रूक्षस्तनुस्तोदबहुलः सुप्त इव च रक्तारुणाभस्तद्वर्णस्रावी चेति वातशोणिताभ्याम् ॥ १४ ॥

**વ્રણમાં વાયુ તથા રુધિરનાં ચિહ્નો**

જો વ્રણ રૂક્ષ, પાતળો, ભોંકાયા જેવી પીડાથી બહુ જ વ્યાપ્ત હોય જાણે તેના ઉપરના સ્પર્શનું જ્ઞાન ન જ થતું હોય એવી જડતાવાળો, રાતા તથા ઊગતા સૂર્યના જેવા પ્રકાશવાળો અને વાયુ તથા રુધિર એ બન્નેને લગતા વર્ણથી તથા સ્રાવથી યુક્ત હોય, તો તે વ્રણને વાયુ તથા રુધિરના સંબંધવાળો સમજવો. ૧૪

घृतमण्डाभो मीनधावनतोयगन्धिर्मृदुर्विसर्प्युष्णकृष्णस्रावी चेति पित्तशोणिताभ्याम् ॥ १५ ॥

**વ્રણમાં પિત્ત તથા રુધિરનાં ચિહ્નો**

જો વ્રણ ઘીની ઉપરના આછા ભાગના જેવા પ્રકાશવાળો, માછલાંઓને ધોયાના પાણીના જેવા ગંધવાળો, કોમળ, ફેલાયા કરતો અને ઊના તથા કાળા સ્રાવવાળો હોય તો તે વ્રણને પિત્ત તથા રુધિર સંબંધી સમજવો. ૧૫

रक्तो गुरुः पिच्छिलः कण्डूप्रायः स्थिरः सरक्तपाण्डुस्रावी चेति श्लेष्मशोणिताभ्याम् ॥ १६ ॥

**વ્રણમાં કફ તથા રુધિર એ બન્નેનાં ચિહ્નો**

જો વ્રણ રાતો, ભારે, ચીકણો, બહુ ખરજવાળો, કઠણ અને રતાશની સાથે પાંડુવર્ણવાળા સ્રાવવાળો હોય તો તે વ્રણને કફ તથા રુધિરના સંબંધવાળો સમજવો. ૧૬

स्फुरणतोददाहधूमायनप्रायः पीततनुरक्तस्रावी चेति वातपित्तशोणितेभ्यः ॥ १७ ॥

**વ્રણમાં વાત, પિત્ત તથા રુધિરનાં ચિહ્નો**

જો વ્રણ સ્ફુરણ અથવા ચલિત થયાના

બળતરાથી બહુયુક્ત હોઈ જાણે વારંવાર ધુમાડા કાઢ્યા કરતો હોય અને પીળા, પાતળા તથા રાતા સ્રાવવાળો હોય તો તેને વાયુ, પિત્ત અને રુધિર એ ત્રણેના સંબંધવાળો સમજવો. ૧૭

कण्डूस्फुरणचुमचुमायनप्रायः पाण्डुघनरक्तास्रावी चेति वातश्लेष्मशोणितेभ्यः ॥ १८ ॥

### વ્રણમાં વાયુ, કફ તથા રુધિરનાં ચિહ્નો

જે વ્રણ ખરજથી તથા સ્ફુરણ અથવા વારંવાર ચલિત થયાના જેવી વેદનાથી તેમ જ રાઈના કે સર્ષપના કલ્કથી ખરડાયેલાના જેવા ચમચમાટથી અત્યંત યુક્ત હોઈ ફીકા, ઘાટા તથા રાતા સ્રાવવાળો હોય તો તેને વાયુ, કફ તથા રુધિર એ ત્રણેના સંબંધવાળો સમજવો. ૧૮

दाहपाकरागकण्डूप्रायः पाण्डुघनरक्तास्रावी चेति श्लेष्मपित्तशोणितेभ्यः ॥ १९ ॥

### વ્રણમાં કફ, પિત્ત તથા રુધિરનાં ચિહ્નો

જે વ્રણ ઘણા દાહવાળો, ઘણા પાકવાળો, ઘણી રતાશવાળો, ઘણી ખરજવાળો અને ફીકા, ઘાટા તથા રાતા સ્રાવવાળો હોય તો તે વ્રણને કફ, પિત્ત તથા રુધિર એ ત્રણેના સંબંધવાળો સમજવો.

त्रिविधवर्णवेदनास्रावविशेषोपेतः पवनपित्तकफेभ्यः॥२०॥

### વ્રણમાં વાયુ, પિત્ત તથા કફનાં ચિહ્નો

જે વ્રણ ત્રણે દોષોને લગતા વર્ણો, ત્રણે દોષોને લગતી વેદનાઓ અને ત્રણે દોષોને લગતા સ્રાવોથી યુક્ત હોય તો તે વ્રણને વાયુ, પિત્ત તથા કફ એ ત્રણેના સંબંધવાળો સમજવો ૨૦

निर्दहननिर्मथनस्फुरणतोददाहपाकरागकण्डूस्वापबहुलो नानावर्णवेदनास्रावविशेषोपेतः पवनपित्तकफशोणितेभ्यः ॥ २१ ॥

### વ્રણમાં વાયુ, પિત્ત, કફ તથા રુધિર એ ચારેનાં ચિહ્નો

જે વ્રણમાં બળીને ભસ્મ થઈ જવા જેવી, મથી નાખવા જેવી, સ્ફુરણરૂપ અથવા વારંવાર ચલાયમાન થવા જેવી તથા વારંવાર ભોંકાયા જેવી ઘણી વ્યથા થતી હોય, બળતરા ઘણી હોય, પાક અત્યંત હોય, રતાશ તથા ખરજ અત્યંત હોય, વર્ણો અનેક પ્રકારના હોય અને વેદનાઓ તથા સ્રાવો પણ અનેક પ્રકારના હોય તો તે વ્રણને વાયુ, પિત્ત, કફ તથા રુધિર એ ચારેના સંબંધવાળો સમજવો. ૨૧

जिह्वातलाभो मृदुः स्निग्धः श्लक्ष्णो विगतवेदनः सुव्यवस्थितो निरास्रावश्चेति शुद्धो व्रण इति ॥ २२॥

### શુદ્ધ વ્રણનાં ચિહ્નો

જે વ્રણ જીભનાં તળાં જેવો કોમળ, સ્નિગ્ધ તથા લીસો થઈ ગયો હોય, વેદનાવગરનો થયો હોય, સારા આકારવાળો બની ગયો હોય અને સ્રાવવગરનો થઈ ગયો હોય તો તે વ્રણને શુદ્ધ સમજવો. ૨૨

तस्य व्रणस्य षष्टिरुपक्रमा भवन्ति । तद्यथा- अपतर्पणमालेपः परिषेकोऽभ्यङ्गः स्वेदो विम्लापनमुपनाहः पाचनं विस्रावणं स्नेहो वमनं विरेचनं छेदनं भेदनं दारणं लेखनमेषणमाहरणं व्यधनं स्रावणं सीवनं सन्धानं पीडनं शोणितास्थापनं निर्वापणमुत्कारिका कषायो वर्तिः कल्कः सर्पिस्तैलं रसक्रियावचूर्णनं व्रणधूपनमुत्सादनमवसादनं मृदुकर्म दारुणकर्म क्षारकर्माग्निकर्म कृष्णकर्म पाण्डुकर्म प्रतिसारणं रोमसंजननं लोमापहरणं बस्तिकर्मोत्तरबस्तिकर्म बन्धः पत्रदानं कृमिघ्नं बृंहणं विषघ्नं शिरोविरेचनं नस्यं कवलधारणं धूमो मधु सर्पिर्यन्त्रमाहारो रक्षाविधानमिति॥ २३ ॥

### વ્રણની સાઠ ચિકિત્સાઓનાં નામો

અપતર્પણ, આલેપ, પરિષેક, અભ્યંગ, સ્વેદ, વિમ્લાપન, ઉપનાહ, પાચન, વિસ્રાવણ, સ્નેહ, વમન, વિરેચન, છેદન, ભેદન, દારણ, લેખન, એષણ, આહરણ, વ્યધન, સ્રાવણ, સીવન, સંધાન, પીડન, શોણિતાસ્થાપન, નિર્વાપણ, ઉત્કારિકા, કષાય, વર્તિ, કલ્ક, ઘી, તેલ, રસક્રિયા, અવચૂર્ણન, વ્રણધૂપન, ઉત્સાદન, અવસાદન,

મૃદુકર્મ, દારુણકર્મ, ક્ષારકર્મ, અગ્નિકર્મ, કૃષ્ણકર્મ, પાંડુકર્મ, પ્રતિસારણ, રોમસંજનન, લોમાપહરણ, બસ્તિકર્મ, ઉત્તરબસ્તિકર્મ, બંધ, પત્રદાન, કૃમિઘ્ન, બૃંહણ, વિષઘ્ન, શિરોવિરેચન, નસ્ય, કવલધારણ, ધૂમ, મધુસર્પિ, યંત્ર, આહાર અને રક્ષાવિધાન એ નામની વ્રણની સાઠ ચિકિત્સાઓ છે. (આ સાઠે ચિકિત્સાઓનું નિરૂપણ આ અધ્યાયના ૨૬મા વિષયથી કરવામાં આવશે, તેથી આ સઘળાં નામોના ગુજરાતી અર્થો સમજવામાં આવશે.) ૨૩

तेषु कषायो वर्त्तिः कल्कः सर्पिस्तैलं रसक्रियावचूर्णनमिति शोधनरोपणानि । तेष्वष्टौ शस्त्रकृत्याः । शोणितास्थापनं क्षारोऽग्निर्यन्त्रमाहारो रक्षाविधानं बन्धविधानं चोक्तानि ॥ स्नेहस्वेदनवमनविरेचनवस्त्युत्तरवस्तिशिरोविरेचननस्यधूमकवलधारणान्यन्यत्र वक्ष्यामः । यदन्यदवशिष्टमुपक्रमजातं तदिह वक्ष्यते ॥

## સાઠ ચિકિત્સાઓના નિરૂપણની વ્યવસ્થા

કષાય, વર્ત્તિ, કલ્ક, ઘી, તેલ, રસક્રિયા અને અવચૂર્ણન એ સાત ચિકિત્સાઓ વ્રણનું શોધન કરનારી છે અને રોપણ કરનારી પણ છે, કે જેઓ વિષે આ ગ્રંથના સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમાં કેટલુંક કહેવાઈ ગયું છે. (શોધન એટલે દોષોને ટાળવારૂપ શુદ્ધિ અને રોપણ એટલે ધરતી લાવવી.) છેદન, ભેદન, લેખન, એષણ, આહરણ, વ્યધન, સ્રાવણ અને સીવન એ આઠ ચિકિત્સાઓ શસ્ત્રોવડે બને છે, કે જેઓ વિષે આ ગ્રંથના સૂત્રસ્થાનના ૮મા તથા ૨૫મા અધ્યાયમાં કેટલુંક કહેવાઈ ગયું છે. શોણિતાસ્થાપન, ક્ષારકર્મ અગ્નિકર્મ, યંત્ર, આહાર, રક્ષાવિધાન અને બંધ એ સાત ચિકિત્સાઓનાં નિરૂપણો પણ આ ગ્રંથના સૂત્રસ્થાનના શોણિતવર્ણનીય નામના ૧૪મા અધ્યાયમાં, ક્ષારપાકવિધિ નામના ૧૧મા અધ્યાયમાં, અગ્નિકર્મવિધિ નામના ૧૨મા અધ્યાયમાં, યંત્રવિધિ નામના સાતમા અધ્યાયમાં, વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયમાં, અગ્રોપહરણીય નામના ૫મા અધ્યાયમાં અને વ્રણાલેપનબંધવિધિ નામના ૧૮મા અધ્યાયમાં કરવામાં આવી ગયેલ છે. આ પ્રમાણે હોવાને લીધે ઉપર લખેલી બાવીસ ચિકિત્સાઓનું નિરૂપણ આ અધ્યાયમાં સંક્ષેપથી કરવામાં આવશે. સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન, બસ્તિ, ઉત્તરબસ્તિ, શિરોવિરેચન, નસ્ય, ધૂમ અને કવલધારણ એ દશ ચિકિત્સાઓ આ સ્થાનના છેલ્લા દશ અધ્યાયોમાં વિસ્તારથી કહેવાની છે, એટલા માટે તેઓનું નિરૂપણ પણ આ અધ્યાયમાં સંક્ષેપથી કરવામાં આવશે. બાકી જે અઠ્ઠાવીસ ચિકિત્સાઓ રહી; તેઓનું આ અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરીશું. ૨૪

षड्विधः प्रागुपदिष्टः शोफस्तस्यैकादशोपक्रमा भवन्त्यपतर्पणादयो विरेचनान्तास्ते च विशेषेण शोथप्रतीकारा वर्त्तन्ते व्रणभावमापन्नस्य च न विरुध्यन्ते, शेषास्तु प्रायेण व्रणप्रतीकारहेतव एव ॥ २५ ॥

## સાઠ ચિકિત્સાઓમાંની કેટલી કોની છે?

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સન્નિપાતજન્ય, રુધિરજન્ય અને આગંતુજન્ય, એ રીતે છ પ્રકારના સોજા પ્રથમ (સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયમાં) કહેવાઈ ગયું છે. ઉપર કહેલી સાઠ ચિકિત્સાઓમાં અપતર્પણથી વિરેચન સુધીની બાર ચિકિત્સાઓ વિશેષે કરી એ છ પ્રકારના સોજાને ટાળવાની છે અને પાછળથી વ્રણરૂપ થઈ ગયેલા સોજાની ઉપર પણ વિરુદ્ધ નથી; બાકીની અડતાલીસ ચિકિત્સાઓ તો ઘણું કરીને વ્રણને ટાળવાની જ છે. ૨૫

अपतर्पणं त्वाद्य उपक्रम एष सर्वशोफानां सामान्यः प्रधानतमश्च ॥

दोषोच्छ्रायोपशान्त्यर्थं दोषानद्धस्य देहिनः ।
अवेक्ष्य दोषं प्राणं च कार्यं स्यादपतर्पणम् ॥

ऊर्ध्वमारुततृष्णाक्षुन्मुखशोषश्रमान्वितैः ।
न कार्यं गर्भिणीवृद्धबालदुर्बलभीरुभिः ॥ २६ ॥

## અપતર્પણ નામની પહેલી ચિકિત્સાનું નિરૂપણ

અપતર્પણ (લંઘન) કરાવવું, એ સઘળા સોજાને માટે સર્વ અંશોથી પરિપૂર્ણ પહેલી ચિકિત્સા છે અને રોગને તુરત દૂર કરનારી હોવાથી અત્યંત મુખ્ય છે.

દોષોથી ભરપૂર થઈ ગયેલા માણસના દોષોના વધારાની શાંતિને માટે તે માણસના દોષ અને બળ વગેરેને જોઈને અપતર્પણ કરાવવું. (વાતજન્ય સોજામાં પણ અપતર્પણ કરાવવાનો બાધ નથી. કેમ કે અપતર્પણ વિકારને ટાળનારું છે. વાયુ જો સામ (આમ સહિત) હોય તો તેમાં તો અપતર્પણ યોગ્ય જ છે.

જેઓમાં પવન ઊંચો ચાલે છે એવા ખાંસી તથા શ્વાસ વગેરે રોગોથી પીડાતા, તરસથી પીડાતા, ભૂખથી પીડાતા, જેઓના મુખમાં શોષ પડતો હોય તેઓ,[1] થાકી ગયેલાઓ, ગર્ભવતી સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો, નબળાઓ અને બીકણોએ, અપતર્પણ કરવું નહિ. (અર્થાત્ વૈદ્યે એમને અપતર્પણ કરાવવું નહિ) ૨૬

शोफेषूत्थितमात्रेषु व्रणेषूग्ररुजेषु च ।
यथास्वैरौषधैर्लेपं प्रत्येकं चैव कारयेत् ॥
यथा प्रज्वलिते वेश्मन्यम्भसा परिषेचनम् ।
क्षिप्रं प्रशमयत्यग्निमेवमालेपनं रुजः ॥
प्रह्लादने शोधने च शोफस्य हरणे तथा ।
उत्सादने रोपणे च लेपः स्यात्तु तदर्थकृत् ॥ २७ ॥

## આલેપ (લેપન) નામની બીજી ચિકિત્સાનું નિરૂપણ

સોજો કે ઉગ્ર વેદનાવાળો વ્રણ ઉત્પન્ન થાય તુરત જ તે તે દોષોને (જે જે દોષોથી સોજો કે વ્રણ થયેલ હોય તે તે દોષોને) ટાળનારાં ઔષધોનો અને તેનાં એકએક ઔષધનો પણ લેપ કરાવવો. જેમ સળગેલા ઘર ઉપર કરવામાં આવતું જળનું સિંચન અગ્નિને તુરત શાંત કરે છે, તેમ સોજાની કે વ્રણની ઉપર કરવામાં આવતું ઔષધનું લેપન વેદનાઓને તુરત શાંત કરે છે. લેપન કેવળ પીડાને ટાળે છે એટલું જ નથી, પરંતુ પીડાને ટાળીને સુખ આપે છે, સોજાને તથા વ્રણને શુદ્ધ કરે છે, શુદ્ધ કરીને ટાળે છે, ઊંડા વ્રણને ઊંચો કરે છે અને વ્રણમાં ધરતી લાવે છે.[1] ૨૭

वातशोफे तु वेदनोपशमार्थं सर्पिस्तैलधान्याम्लमांसरसवातहरौषधनिःक्वाथैरशीतैः परिषेकान्कुर्वीत । पित्तरक्ताभिघातविषनिमित्तेषु क्षीरघृतमधुशर्करोदकेक्षुरसमधुरौषधक्षीरवृक्षनिःक्वाथैरनुष्णैः परिषेकान्कुर्वीत । श्लेष्मशोफे तु तैलमूत्रक्षारोदकसुराशुक्तकफघ्नौषधनिःक्वाथैरशीतैः परिषेकान्कुर्वीत ॥

यथाम्बुभिः सिच्यमानः शान्तिमग्निर्नियच्छति ।
दोषाग्निरेवं सहसा परिषेकेण शाम्यति ॥ २८ ॥

## પરિષેક (રોગ ઉપર ઘી વગેરે રેડવું) નામની ત્રીજી ચિકિત્સા

જો સોજો વાયુજન્ય હોય તો વેદનાની શાંતિ માટે તેની ઉપર ઊના ઘીથી, ઊના તેલથી, ઊની કાંજીથી, વાતહર માંસોના ઊના રસાથી અને વાતહર ઔષધોના ઊના ક્વાથોથી પરિષેકો કરવા. (એ રસો સોજા ઉપર રેડવા.)

જો સોજો પિત્તથી, રુધિરથી, પ્રહારથી, કે વિષથી થયેલ હોય તો વેદનાની શાંતિ માટે તેની ઉપર ટાઢા દૂધથી, ટાઢા ઘીથી, મધથી, સાકરના જળથી, શેરડીના રસથી અને કાકોલ્યાદિ ગણનાં મધુર દ્રવ્યોના તથા વડ વગેરે પાંચ ક્ષીરિવૃક્ષોના ટાઢા ક્વાથોથી પરિષેકો કરવા.

---

૧ જો મુખનો શોષ સામદોષથી થયો હોય તો તેમાં પણ લંઘન કરાવવાનો બાધ નથી.

૧ લેપનનો પ્રયોગ સૂત્રસ્થાનના વ્રણાલેપનબંધવિધિ નામના ૧૮મા અધ્યાયમાં જોવો અને લેપનનાં દ્રવ્યો સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાય વગેરેમાં જોઈ લેવાં.

જો સોજો કફથી થયેલ હોય તો વેદનાની શાંતિ માટે તેની ઉપર ઊના તેલથી, ઊના ગોમૂત્રથી, ક્ષાર ગાળવાના ઊના જળથી, ઊના મદ્યથી, ઊના શુક્તથી અને કફને હણનારાં ઔષધોના ઊના કવાથોથી પરિષેકો કરવા. (શુક્તનું લક્ષણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયના ૧૮૭મા વિષયમાં જુઓ.)

જેમ અગ્નિ પર જળસિંચન કરવાથી તુરત શાંત થઈ જાય છે, તેમ દોષરૂપી અગ્નિ પરિષેકો કરવાથી તુરત શાંત થઈ જાય છે. ૨૮

अभ्यङ्गस्तु दोषमालोक्योपयुक्तो दोषोपशमं मृदुतां च करोति ॥

स्वेदविम्लापनादीनां क्रियाणां प्राक्स उच्यते।
पश्चात्कर्मसु चादिष्टः स च विस्रावणादिषु ॥ २९॥

**અભ્યંગ (ઘી તથા તેલ વગેરે સ્નેહન પદાર્થો લગાવવા) નામની ચોથી ચિકિત્સા**

દોષ જોઈને લગાવવામાં આવેલો અભ્યંગ દોષની શાંતિ અને સોજાની તથા વ્રણની કોમળતા પણ કરે છે. (વાયુજન્ય કે કફજન્ય સોજો કે વ્રણ હોય તો તેની ઉપર તેલનો અભ્યંગ કરવો અને રુધિરજન્ય કે વિષજન્ય વગેરે હોય તો તેની ઉપર સો વાર ધોયેલા ઘીનો અભ્યંગ કરવો એમ સમજી લેવું.)

સ્વેદ, વિમ્લાપન, ઉપનાહ, પાચન, વિસ્રાવણ, વમન અને વિરેચન એ ક્રિયાઓ કર્યા પહેલાં અભ્યંગ કરવો અને સ્નેહન, વમન તથા વિરેચન સિવાયની વિસ્રાવણાદિક ક્રિયાઓ કર્યા પછી પણ અભ્યંગ કરવો. (પરિષેક કર્યા પછી પણ અભ્યંગ કરવો.) ૨૯

रुजावतां दारुणानां कठिनानां तथैव च।
शोफानां स्वेदनं कार्यं ये चाप्येवंविधा व्रणाः ॥३०॥

**સ્વેદન (શેક તથા બાફ દેવા) નામની પાંચમી ચિકિત્સાનું નિરૂપણ**

જે સોજાઓ કે વ્રણો વાયુ સંબંધી કે કફ સંબંધી વેદનાઓવાળા હોય, રૂક્ષ તથા જૂના થઈ ગયા હોય અને કઠણ હોય તેઓની ઉપર સ્વેદન કરવું. ૩૦

स्थिराणां रुजतां मन्दं कार्यं विम्लापनं भवेत्।
अभ्यज्य स्वेदयित्वा तु वेणुना वा शनैः शनैः।
विमर्दयेद्भिषक्प्राज्ञस्तलेनांगुष्ठकेन वा ॥ ३१ ॥

**વિમ્લાપન (સોજાને કે વ્રણને ચોળીને કરમાવી નાખવા) નામની છઠ્ઠી ચિકિત્સા**

કઠણ અને મંદ વેદનાવાળા અર્થાત્—કફની અધિકતાવાળા અથવા વાયુની તથા કફની અધિકતાવાળા સોજાઓનું તથા સોજામાંથી થયેલા વ્રણોનું પ્રવીણ વૈદ્યે વિમ્લાપન કરવું; તે એવી રીતે કે પ્રથમ અભ્યંગ તથા સ્વેદન કરીને ધીરે ધીરે વાંસની નળીથી અથવા હાથનાં તળાથી કે અંગૂઠાથી તે સોજાને કે વ્રણને ચોળવો; જેથી તે કરમાઈ જાય. ૩૧

शोफयोरुपनाहं तु कुर्यादामविदग्धयोः।
अविदग्धः शमं याति विदग्धः पाकमेति च॥३२॥

**ઉપનાહ (બાફીને ગરમ રાખેલાં ઔષધોને વસ્ત્રથી બાંધીને બાફ દેવો) નામની સાતમી ચિકિત્સા**

વાયુ સંબંધી કે કફ સંબંધી સોજો કાચો હોય કે કાંઈક પાકો હોય તો તેઓની ઉપર ઉપનાહ કરવો. સોજો કાચો હોય તો ઉપનાહ કરવાથી શાંત થઈ જાય છે અને કાંઈક પાકો હોય તો ઉપનાહ કરવાથી સારી પેઠે પાકી જાય છે. ૩૨

निवर्त्तते न यः शोफो विरेकान्तैरुपक्रमैः ॥
तस्य सम्पाचनं कुर्यात्समाहृत्यौषधानि तु।
दधितक्रसुराशुक्तधान्याम्लैर्योजितानि तु ॥
स्निग्धानि लवणीकृत्य पचेदुत्कारिकां शुभाम्।
सैरण्डपत्रया शोफं नाहयेदुष्णया तया ॥
हितं सम्भोजनं चापि पाकायाभिमुखो यदि।
वेदनोपशमार्थाय तथा पाकशमाय च ॥ ३३ ॥

## પાચન (પકાવવા) નામની આઠમી ચિકિત્સા

જે સોજો અપતર્પણથી માંડીને વિરેચન સુધીની ચિકિત્સાઓથી શાંત ન થાય, તે સોજાને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયમાં કહેલાં શણનાં બીજ તથા મૂળાનાં બીજ આદિ પાચન દ્રવ્યોના સમૂહથી પકાવવો, તે એ રીતે કે પાચન દ્રવ્યોને દહીં, છાશ, મદ્ય, શુક્ત અને ધાન્યામ્લથી યુક્ત કરી, સ્નિગ્ધ કરી, લૂણ નાખીને તેઓની અંદર સુંદર ઉત્કારિકા (લાપસી અથવા રોટલી) પકાવવી પછી તે સહેવાય તેવી ઊનીઊની લાપસી અથવા રોટલી એરંડાના પાંદડાની સાથે સોજા ઉપર બાંધવી[1] (સોજામાંથી થયેલા વ્રણ ઉપર પણ બાંધવી) આ ક્રિયાથી સોજો કે સોજામાંથી થયેલો વ્રણ પાકવાની તૈયારીમાં હોય તો રોગીને યથેષ્ટ ભોજન પણ આપવું, કે જે ભોજન અત્યંત કફ કરનારું ન હોય અને ઉપદ્રવો કરનારું પણ ન હોય આવું ભોજન આપવાથી વેદના શાંત થાય છે અને પાકનો પણ ઉપશમ થાય છે (ધાન્યામ્લનું લક્ષણ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયના ૧૯૧મા વિષયમાં જુઓ) ૩૩

अचिरोत्पतिते शोफे कुर्याच्छोणितमोक्षणम् ।
सशोफे कठिने श्यामे सरक्ते वेदनावति ॥
सरब्धे विषमे वापि व्रणे विस्रावण हितम् ।
सविषे च विशेषेण जलौकाभिः पदैस्तथा ।
वेदनायाः प्रशान्त्यर्थं पाकस्याप्राप्तये तथा ॥ ३४॥

## વિસ્રાવણ (લોહી સ્રવાવવા) નામની નવમી ચિકિત્સા

સોજો તુરતનો ઉત્પન્ન થયેલો હોય તો જળો મૂકીને અથવા છેકા દઈને લોહીનું વિસ્રાવણ કરવું પણ સોજાવાળો, કઠણ, શ્યામ, રક્તાશવાળો, વેદનાવાળો, પહોળા મૂળવાળો કે નીચો ઊંચો હોય તોપણ જળો મૂકીને અથવા છેકા દઈને લોહીનું વિસ્રાવણ કરવું એ હિતકારી છે જો સોજો કે વ્રણ ઝેરવાળો હોય તો તે વિષયમાં તો લોહીનું વિસ્રાવણ કરવું એ વિશેષ હિતકારી છે લોહીનું વિસ્રાવણ કરવાથી વેદના શાંત થાય છે અને પાક પણ થતો નથી ૩૪

सोपद्रवाणां रूक्षाणां कृशानां व्रणशोषिणाम् ।
यथास्वमौषधैः सिद्ध स्नेहपानं विधीयते ॥ ३५॥

## સ્નેહ (ઘી, તેલ, ચરબી કે મજ્જા પિવડાવવાં) નામની દશમી ચિકિત્સા

જે માણસો સોજાથી કે વ્રણથી ક્ષીણ થઈ ગયા હોય, કંપ તથા ખાસી આદિ ઉપદ્રવોથી યુક્ત હોય, રૂક્ષ થઈ ગયા હોય કે કૃશ થઈ ગયા હોય તેઓને, તે તે દોષોને દૂર કરનારા ઔષધોનો કલ્ક નાખીને પકાવેલા ઘી વગેરે સ્નેહોનું પાન કરાવવું. ૩૫

उत्सन्नमांसशोफे तु कफजुष्टे विशेषतः ।
सक्लिष्टश्यामरुधिरे व्रणे प्रच्छर्दन हितम् ॥ ३६ ॥

## વમન (ઊલટી કરાવવા) નામની અગિયારમી ચિકિત્સા

સોજો કે સોજામાથી થયેલો વ્રણ જો ઊંચે ચડેલા માંસવાળો, વિશેષે કરી કફના પ્રકોપવાળો કે દુષ્ટ તથા કાંઈક શ્યામ રુધિરવાળો હોય તો રોગીને વમન કરાવવું એ હિતકારી છે ૩૬

वातपित्तप्रदुष्टेषु दीर्घकालानुबन्धिषु ।
विरेचन प्रशसन्ति व्रणेषु व्रणकोविदाः ॥ ३७॥

## વિરેચન નામની બારમી ચિકિત્સા

જો સોજાઓ કે સોજામાંથી થયેલા વ્રણો વાતયુક્ત પિત્તથી કે કેવળ પિત્તથી યુક્ત હોય અને લાંબા વખત સુધી ચાલેલા હોય તો રોગીને વિરેચન દેવું ઉત્તમ છે, એમ વ્રણવિષયના વિદ્વાનો કહે છે ૩૭

[1] આ પાચન નામની આઠમી ચિકિત્સાને ઉપનાહ નામની સાતમી ચિકિત્સાથી જુદી ગણવી યોગ્ય નથી કારણ કે પાચન ઉપનાહથી જ બને છે (ગયદાસ)

अपाकेषु तु रोगेषु कठिनेषु स्थिरेषु च ।
स्नायुकोथादिषु तथा छेदनं प्राप्तमुच्यते ॥ ३८ ॥

### છેદન નામની તેરમી ચિકિત્સા

પાક વગરની ગાંઠ વગેરે રોગોમાં, સ્થિર તથા કઠણ વ્રણ વગેરે રોગોમાં, જરાક પાકવાળા વલ્મીક આદિ રોગોમાં અને સ્નાયુઓના સડા વગેરે રોગોમાં છેદનક્રિયા કરવી યોગ્ય છે એમ વિદ્વાનો કહે છે. ૩૮

अन्तःपूयेष्ववक्त्रेषु तथैवोत्सङ्गवत्स्वपि ।
गतिमत्सु च रोगेषु भेदनं प्राप्तमुच्यते ॥ ३९ ॥

### ભેદન નામની ચૌદમી ચિકિત્સા

જે રોગો અંદર પરુવાળા હોય, મોઢા વગરના હોય, લાંબા વખત સુધી રહેલા પરુથી ચિરાવાને લીધે ઊંડાં છિદ્રોવાળા હોય કે ગતિવાળા (નાડીવ્રણ) હોય, તે રોગોમાં ભેદનક્રિયા (ભેદી નાખવું.) યોગ્ય છે, એમ કહેવામાં આવે છે. ૩૯

बालवृद्धासहक्षीणभीरूणां योषितामपि ॥
मर्मोपरि च जातेषु रोगेषूक्तं च दारणम् ।
सुपक्वे पिण्डिते शोफे पीडनैरवपीडिते ॥
पाकोद्वृत्तेषु दोषेषु तत्तु कार्यं विजानता ।
सुपिष्टैर्दारणद्रव्यैर्युक्तैः क्षारेण वा पुनः ॥ ४० ॥

### દારણ (ઔષધોથી ફાડી નાખવા) નામની પંદરમી ચિકિત્સા

બાળક, વૃદ્ધ, શસ્ત્રને ખમી ન શકે એવાં માણસો, ક્ષીણ થયેલાં માણસો, બીકણ તથા સ્ત્રીઓને થયેલા રોગોમાં ઔષધોથી દારણ કરવું (ફાડી નાખવું) યોગ્ય છે. મર્મસ્થલો ઉપર થયેલા રોગોને પણ ઔષધોથી ફાડી નાખવા યોગ્ય છે. સોજો સારી પેઠે પાકીને પિંડીભૂત થયો હોય અને સોજાના દોષો પાકવાથી ક્ષુભિત થયા હોય, ત્યારે તેને પીડનદ્રવ્યોના[1] જાડા લેપોથી દબાવીને પછી પ્રવીણ વૈદ્યે સારી રીતે વાટેલાં દારણદ્રવ્યોથી[1] અથવા ક્ષારથી ફાડી નાખવો. ૪૦

कठिनान्स्थूलवृत्तौष्ठान्दीर्यमाणान्पुनः पुनः ।
कठिनोत्सन्नमांसांश्च लेखनेनाचरेद्भिषक् ॥
समं लिखेत्सुलिखितं लिखेन्निरवशेषतः ।
वर्त्मनाणुप्रमाणेन समं शस्त्रेण निर्लिखेत् ॥
क्षौमं प्लोतं पिचुं फेनं यावशूकं ससैन्धवम् ।
कर्कशानि च पत्राणि लेखनार्थे प्रदापयेत् ॥ ४१ ॥

### લેખન (ઉખેડવા તથા ખોતરવા) નામની સોળમી ચિકિત્સા

જે વ્રણો કઠણ, જાડા તથા ગોળ હોઠવાળા, વારંવાર ફાટી જતા કે ઊંચાં ચડેલાં કઠણ માંસોવાળા હોય, તેઓને વૈદ્યે શસ્ત્રથી ઉખેડવા તથા ખોતરવા જે વ્રણો માંસવગરના અને કઠણ હોય તેઓને શસ્ત્ર વડે સાધારણ રીતે ઉખેડવા તથા ખોતરવા, જે વ્રણો જાડા તથા ગોળ હોઠવાળા હોય તે વ્રણોને અધિક ઉખેડવા તથા ખોતરવા, જે વ્રણો વારંવાર ફાટી જતા હોય તેઓને સંપૂર્ણ ઉખેડવા તથા ખોતરવા અને જે વ્રણો ઊંચાં ચડેલાં કઠણ માંસોવાળા હોય તેઓને તેઓનાં ચારે પડખાંઓમાં સમરીતે ઝીણા શસ્ત્ર વડે ખોતરવા તથા ઉખેડવા. શસ્ત્ર હાજર ન હોય તો વ્રણોને ઉખેડવા માટે તથા ખોતરવા માટે અલસીના વસ્ત્રનો, કપડાનો, રૂના પૂમડાનો, સમુદ્રફીણનો, જવખારનો, સિંધવનો કે ગળજીભી (ભોંપાથરી) વગેરેનાં ખરસટ પાંદડાંઓનો યોગ્યતા જોઈ ઉપયોગ કરવો. ૪૧

नाडीव्रणाञ्शल्यगर्भानुन्मार्ग्युत्सङ्गिनः शनैः ।
करीरवालांगुलिभिरेषण्या वैषयेद्भिषक् ॥
नेत्रवर्त्मगुदाभ्यासनाड्योऽवक्त्राः सशोणिताः ।
चुञ्चुपोदकजैः श्लक्ष्णैः करीरैरेषयेत्तु ताः ॥ ४२ ॥

---

[1] द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम् ।
यवगोधूममाषाणां चूर्णानि च समासतः ॥
(સૂ. સ્થા. અ. ૩૬ વિષય ૫)

[1] चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः ॥
कपोतगृध्रकङ्कानां पुरीषाणि च दारणम् ॥
(સૂ-સ્થાનના ૩૬મા અધ્યાયનો ૪થો વિષય જુઓ.)

## એષણ (પરુ તથા શલ્ય વગેરેને શોધી કાઢવા) નામની સત્તરમી ચિકિત્સા

નાડીવ્રણો, (ભગંદર) જેઓની અંદર શલ્ય હોય એવા વ્રણો, સીધા રસ્તાને છોડી દઈને આડે રસ્તે ગયેલા વ્રણો અને લાંબા વખત સુધી રહેલા પરુએ ફાટીને ગંભીર છિદ્રોવાળા કરેલા વ્રણોનાં પરુ વગેરેની ગતિને, મધ્યાદિકને અને તેઓમાં રહેલાં ગુપ્ત શલ્ય વગેરેને વૈદ્યે છુંછ તથા પોથી વગેરેની સળીઓ, વાળ, આંગળી અથવા એષણી નામનું સળીરૂપ શસ્ત્ર કે યંત્ર નાખીને નિશ્ચય કરવો. નેત્રોની પાંપણોના તથા ગુદાની સમીપના જે નાડીવ્રણો નાનાં મુખો-વાળા તથા લોહીવાળા હોય તેઓમાં પરુ વગેરેની ગતિનો તથા શલ્યાદિકનો છુંછની અથવા પોથી-ની સુંવાળી સળીઓથી નિશ્ચય કરવો. ૪૨

संवृतासंवृतास्येषु व्रणेषु मतिमान् भिषक् ।
यथोक्तमाहरेच्छल्यं प्रागोद्धरणलक्षणम् ॥ ४३ ॥

## આહરણ (શલ્ય કાઢવા) નામની અઢારમી ચિકિત્સા

બુદ્ધિમાન વૈદ્યે બંધ મોઢાંવાળા કે ખુલ્લા મોઢાવાળા વ્રણોમાં જે શલ્ય હોય, તે શલ્ય જ્યારે કાઢવા લાયક સ્થિતિવાળું જણાય, ત્યારે તેને આ ગ્રંથના સૂત્રસ્થાનના શલ્યાપનયનીય નામના ૨૭મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે કાઢવું.

रोगे व्यधनसाध्ये तु यथोद्देशं प्रमाणतः ।
शस्त्रं निदध्याद्दोषं च स्रावयेत्कीर्तितं यथा ॥४४॥

## વ્યધન (વીંધવા) તથા સ્રાવણ (દોષોને સ્રવાવવા) નામની ઓગણીસમી તથા વીસમી ચિકિત્સા

વીંધવાથી મટાડી શકાય એવા વ્રણ કે દોદર વગેરે રોગોમાં વૈદ્યે તે તે રોગના પ્રદેશના પ્રમાણને અનુસરી યોગ્ય ઊંડાઈ સુધીમાં યોગ્ય પ્રમાણવાળું શસ્ત્ર નાખવું અને તે તે વિષયમાં કહેલા પ્રકારથી દોષને સ્રવાવવો. ૪૪

अपाकोपद्रुता ये च मांसस्था विवृताश्च ये ।
यथोक्तं सीवनं तेषु कार्यं सन्धानमेव च ॥ ४५ ॥

## સીવન (સીવવા) તથા સંધાન (સાંધવા) નામની એકવીસમી તથા બાવીસમી ચિકિત્સા

જે વ્રણો પાકના ઉપદ્રવો વગરના, માંસમાં રહેલા અને ખુલ્લા મોઢાવાળા હોય તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના 'અષ્ટવિધશસ્ત્રકર્મણ્ય' નામના ૨૯મા અધ્યાયના ૧૧મા વિષયમાં કહ્યા પ્રમાણે સીવવા અને તેઓના હોઠ વગેરેને સાંધી લેવા. ૪૫

पूयगर्भानणुद्वारान्व्रणान्मर्मगतानपि ।
यथोक्तः पीडनद्रव्यैः समन्तात्परिपीडयेत् ॥
शुष्यमाणमुपेक्षेत प्रदेहं पीडनं प्रति ।
न चाभिमुखमालिम्पेत्तथा दोषः प्रसिच्यते ॥ ४६ ॥

## પીડન (વ્રણને લેપોથી દાબ દેવા) નામની ત્રેવીસમી ચિકિત્સા

જે વ્રણો અંદર પરુવાળા, નાનાં દ્વારોવાળા તથા મર્મસ્થળોમાં રહ્યા હોય, તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૫મા વિષયમાં કહેલાં પીડન[1] દ્રવ્યોથી જાડો લેપ આપીને ચોતરફ દબાવવા. દબાવવાને માટે જે જાડો લેપ કરવામાં આવ્યો હોય તે સુકાઈ જતો હોય તો તેની ઉપેક્ષા કરવી એટલે સુકાવા દેવો કે જેથી તણાઈ ને વ્રણ ફાટી જાય. એ લેપ વ્રણના મોઢાની સામે કે મોઢા ઉપર નહિ કરવો, પણ આસપાસ તથા અનુલોમ રીતે કરવો; જેથી દોષ પોતાની મેળે સ્રવી જાય. ૪૬

तैस्तैर्निमित्तैर्बहुधा शोणिते प्रस्रुते भृशम् ।
कार्यं यथोक्तं वैद्येन शोणितास्थापनं भवेत् ॥४७॥

१ द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम् ।
यवगोधूममाषाणां चूर्णानि च समासतः ॥

## શોણિતાસ્થાપન (લોહીના અતિસ્રાવને અટકાવવા) નામની ચોવીસમી ચિકિત્સા

શિરા વીંધવા (ફ્સ ખોલવા) વગેરે અનેક પ્રકારનાં તે તે કારણોથી લોહીનો અત્યંત સ્રાવ થવા લાગ્યો હોય, તો આ ગ્રંથના સૂત્રસ્થાનના શોણિતવર્ણનીય નામના ૧૪મા અધ્યાયના ૧૯મા વિષયમાં કહ્યા પ્રમાણે ઉપચારો કરીને વૈદ્યે તે લોહી અટકાવવું. ૪૭

दाहपाकज्वरवतां व्रणानां पित्तकोपतः ।
रक्तेन चाभिभूतानां कार्यं निर्वापणं भवेत् ॥
यथोक्तैःशीतलद्रव्यैःक्षीरपिष्टैर्घृतप्लुतैः ।
दिह्यादबहलाँल्लेपान्सुशीतांश्चावचारयेत् ॥ ४८ ॥

## નિર્વાપણ (વ્રણમાં થતી બળતરાને તથા તે સંબંધી જ્વરને શાંત કરવા) નામની પચીસમી ચિકિત્સા

જે વ્રણો પિત્તના કે રુધિરના પ્રકોપથી વિકૃત થયા હોય અને બળતરા તથા પાકવાના જ્વરથી યુક્ત થયા હોય તે વ્રણોનું નિર્વાપણ કરવું; તે એવી રીતે કે આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના બીજા વિષયમાં કહેલાં દૂર્વા વગેરે દ્રવ્યોને દૂધમાં[1] વાટી ઘીથી સંયુક્ત કરીને તેઓના પાતળા–પાતળા અતિશીતળ લેપો કરવા અને તે ઉપરાંત શીતળ દ્રવ્યોથી સિંચનો પણ કરવાં. ૪૮

व्रणेषु क्षीणमांसेषु तनुस्राविष्वपाकिषु ॥
तोदकाठिन्यपारुष्यशूलवेपथुमत्सु च ।
वातघ्नवर्गेऽम्लगणे काकोल्यादिगणे तथा ॥
स्नैहिकेषु च बीजेषु पचेदुत्कारिकां शुभाम् ।४९।

## ઉત્કારિકા (ઔષધોની પાતળી લાપસીનો યોગ આપવો) નામની છવ્વીસમી ચિકિત્સા

વ્રણો જો ક્ષીણ માંસવાળા, થોડા તથા પાતળા સ્રાવવાળા, પાકવગરના, ભોંકાયા જેવી વ્યથાવાળા, કઠણ, ખરસટ, શૂળવાળા કે કંપવાળા હોય, તો સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલો વાતઘ્ન વર્ગ, સૌવીરક તથા તુષોદક આદિ અમ્લવર્ગ, કાકોલ્યાદિ ગણ અને સ્નૈહિક બીજો (તલ, અળસી, સર્ષપ તથા એરડી વગેરે)નાં ચૂર્ણોમાં સુંદર પાતળી લાપસી પકાવીને તેનો યોગ આપવો. (સૌવીરક તથા તુષોદક વિષે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયનો ૧૯૦મો વિષય જુઓ.) ૪૯

तेषां च स्वेदनं कार्यं स्थिराणां वेदनावताम्
दुर्गन्धानां क्लेदवतां पिच्छिलानां विशेषतः ।
कषायैः शोधनं कार्यं शोधनैः प्रागुदीरितैः ॥ ५० ॥

## કષાય (વ્રણને શુદ્ધ કરવાના કવાથ) નામની સત્તાવીસમી ચિકિત્સા

જે વ્રણો સ્થિર (કઠણ), વેદનાવાળા, દુર્ગંધવાળા, ભેજવાળા અને વિશેષે કરી ચીકાશ-વાળા હોય તેઓને સ્વેદન સંસ્કાર આપીને તે પછી આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં કહેલાં શંખિની (શંખવેલ, અંકોલ તથા ચમેલી વગેરે દ્રવ્યોના[1] શોધન કવાથોથી તે વ્રણોનું શોધન કરવું. ૫૦

अन्तःशल्यानणुमुखान्गंभीरान्मांससंश्रितान्
शोधनद्रव्ययुक्ताभिर्वर्तिभिस्तान्यथाक्रमम् ॥ ५१ ॥

## વર્તિ (વ્રણની અંદર વાટ નાખવા) નામની અઠ્ઠાવીસમી ચિકિત્સા

જે વ્રણો અંદર શલ્યવાળા, ઝીણાં મોઢાવાળા ઊંડા તથા માંસમાં રહેલા હોય તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં કહેલાં અજગંધા (તલવણી) વગેરે દ્રવ્યોથી[2] યુક્ત કરેલી વાટોથી

---

૧ दूर्वा च नलमूलं च मधुकं चंदनं तथा।
शीतलाश्च गणाः सर्वे प्रलेपः पित्तशोफहृत्॥

૧ शङ्खिन्यङ्कोटसुमनःकरवीरसुवर्चलाः।
शोधनानि कषायाणि वर्गश्चारग्वधादिकः॥
२ अजगन्धाऽजशृङ्गी च गवाक्षी लाङ्गलाह्वया।

અનુક્રમે (પ્રથમ ઝીણી વાટોથી, પછી જાડી વાટોથી અને તે પછી વધારે જાડી વાટોથી) શુદ્ધ કરવા. ૫૧

पूतिमांसप्रतिच्छन्नान्महादोषाश्च शोधयेत् ।
कल्कीकृतैर्यथालाभ वर्तिद्रव्यैः पुरोदितैः ॥ ५२ ॥

## કલ્ક (ચટણીની પેઠે વાટેલાં દ્રવ્યોની લૂગદીઓ મૂકવા) નામની ઓગણ-ત્રીસમી ચિકિત્સા

જે વ્રણો દુર્ગંધી માંસથી ઢંકાયેલા અને પ્રબળ વાતકફથી અતિ દુષ્ટ થયેલા હોય તેઓને ઉપર કહેલા અજગંધા વગેરે વાટનાં દ્રવ્યોમાંથી જેટલાં મળી આવે તેટલા દ્રવ્યોના કલ્કોથી શુદ્ધ કરવા. (પિત્તથી દુષ્ટ થયેલા વ્રણ ઉપર તો પકાવેલું ઘી જ લગાવવું યોગ્ય છે) ૫૨

पित्तप्रदुष्टान् गम्भीरान्दाहपाकप्रपीडितान् ।
कार्पासीफलमिश्रेण जयेच्छोधनसर्पिषा ॥ ५३ ॥

## ઘી (ઔષધોના કલ્કથી પકાવેલું ઘી લગાવવા) નામની ત્રીસમી ચિકિત્સા

જે વ્રણો પિત્તથી દુષ્ટ થયેલા, ગંભીર અને દાહથી તથા પાકથી પીડિત હોય, તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠા વિષયમાં કહેલા હીરાકસી વગેરે દ્રવ્યો[1] અને તે દ્રવ્યોના જેટલા જ કપાસના ફળનો કલ્ક નાખીને પકાવેલા ઘીથી શુદ્ધ કરવા (પકાવવાની રીત એ છે કે કલ્કથી ચોગણા ઘીને ઘીથી ચોગણા જળમાં પકાવવું ડલ્હન)

उत्सन्नमांसानस्निग्धानल्पस्रावान् व्रणास्तथा ।
सर्षपस्नेहयुक्तेन धीमांस्तैलेन शोधयेत् ॥ ५४ ॥

## તેલ (ઔષધોના કલ્કથી પકાવેલું તેલ લગાવવા) નામની એકત્રીસમી ચિકિત્સા

જે વ્રણો વૃદ્ધિ પામેલા માંસવાળા, સ્નિગ્ધતા વગરના તથા અલ્પ સ્રાવવાળા–અર્થાત્ કફની તથા વાયુની અધિકતાવાળા હોય તેઓને આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠા વિષયમાં કહેલાં અઘેડા વગેરે દ્રવ્યોનો[1] કલ્ક નાખીને સરસિયા તેલની સાથે પકાવેલા તલના તેલથી બુદ્ધિમાન વૈદ્યે શુદ્ધ કરવા. ૫૪

तैलेनाशुध्यमानानां शोधनीयां रसक्रियाम् ।
व्रणानां स्थिरमांसानां कुर्याद्द्रव्यैरुदीरितैः ॥
कषाये विधिवत्तेषां कृते व्यामिश्रयेत्पुनः ।
सुराष्ट्रजां सकासीसां दद्याचापि मन शिलाम् ॥
हरिताल च मतिमांस्ततस्तामवचारयेत् ।
मातुलुङ्गरसोपेता सक्षौद्रामतिमर्दिताम् ॥
व्रणेषु दत्वा ता तिष्ठेत्त्रींस्त्रींश्च दिवसान्परम् ॥५५॥

## રસક્રિયા (તૈયાર ક્વાથમાં બીજાં ઔષધો નાખી, ક્વાથને પકવી મલમ જેવો ઘાટો કરી તે લગાવવાની) નામની બત્રીસમી ચિકિત્સા

જે સ્થિર માંસવાળા વ્રણો તેલથી શુદ્ધ ન થતા હોય તેઓને શુદ્ધ કરવા માટે રસક્રિયા કરવી, તે એવી રીતે કે આ ગ્રંથના સૂત્રસ્થાનના દ્રવ્યસંગ્રહણીય નામના ૩૮મા અધ્યાયમાં કહેલા શાલસારાદિ ગણનાં દ્રવ્યોનો, બીજા પણ શોધન દ્રવ્યોનો, પટોલનો અને ત્રિફલાનો[2] વિધિપૂર્વક ક્વાથ તૈયાર કરી તેમાં ફટકડી, હીરાકસી, મણશીલ, તથા હરિતાલનું ચૂર્ણ

पूतीकश्चित्रक पाठा विडङ्गैलाहरेणव ॥
कटुत्रिक यवक्षारो लवणानि मन शिला ।
कासीस त्रिवृता दन्ती हरिताल सुराष्ट्रजा ॥

[1] कासीसकटुरोहिण्योर्जातीकन्दहरिद्रयो ।
पूर्वादिष्टेषु चाङ्गेषु कुर्यात्तैलघृतानि च ।
अर्कोत्तमा स्नुहीक्षीर पिष्ट्वा क्षारोत्तमानपि ।
जातीमूल हरिद्रे द्वे कासीस कटुरोहिणीम् ॥
पूर्वोद्दिष्टानि चान्यानि कुर्यात्संशोधन घृतम् ॥

[1] मयूरको राजवृक्षो निम्ब कोशातकी तिला ।
बृहती कण्टकारी च हरिताल मन शिला ॥
शोधनानि च योज्यानि तैले द्रव्याणि शोधने ॥

[2] शालसारादिसारेषु पटोलत्रिफलासु च ।
रसक्रिया विधातव्या शोधनी शोधनेषु च ॥
(સૂ અ ૩૬, વિ ૧)

નાખી, ફરીવાર તે ક્વાથને પકાવી, ધાટો કરી, તે મલમ જેવા ધાટા ક્વાથમાં બિજોરાંનો રસ તથા મધ નાખી તેનું બહુ જ મર્દન કરીને તે મલમ વ્રણોની ઉપર લગાવવો. એ મલમ વ્રણોની ઉપર ત્રણ ત્રણ દિવસ સુધી જ રાખવો, પણ તેથી વધારે વખત રાખવો નહિ. (એ મલમ વધારે વખત રાખવાથી વ્રણ ફાટી જવાની ધાસ્તી રહે છે.) ૫૫

गम्भीरान्मेदसा जुष्टान्दुर्गन्धांश्चूर्णशोधनैः ।
उपाचरेद्भिषक् प्राज्ञः श्लक्ष्णैः शोधनवर्त्तिजैः ॥ ५६ ॥

## અવચૂર્ણન (ચૂર્ણ ભભરાવવા) નામની તેત્રીસમી ચિકિત્સા

જે વ્રણો ગંભીર, મેદવાળા અને દુર્ગંધવાળા હોય તેઓની ઉપર સમજુ વૈદ્યે શોધન માટે ઘી પકાવવામાં હીરાકસી વગેરે શોધન દ્રવ્યોનાં બારીક ચૂર્ણો તથા શોધનની વાટમાં દાખલ કરવાનાં અજગંધા વગેરે ઔષધિઓનાં બારીક ચૂર્ણો ભભરાવવાં. (આ અધ્યાયનો ૫૩મો તથા ૫૧મો વિષય જુઓ.) ૫૬

शुद्धलक्षणयुक्तानां कषायं रोपणं हितम् ॥
तत्र कार्यं यथोद्दिष्टैर्द्रव्यैर्वैद्येन जानता ।
अवेदनानां शुद्धानां गम्भीराणां तथैव च ॥
हिता रोपणवर्त्त्यङ्गकृता रोपणवर्त्तयः ।
अपेतपूतिमांसानां मांसस्थानामरोहताम् ॥
कल्कः संरोहणः कार्यस्तिलजो मधुसंयुतः ।
स माधुर्यात्तथौष्ण्याच्च स्नेहाच्चानिलनाशनः ॥
कषायभावान्माधुर्यात्तिक्तत्वाच्चापि पित्तहृत् ।
औष्ण्यात्कषायभावाच्च तिक्तत्वाच्च कफे हितः॥
शोधयेद्रोपयेच्चापि युक्तः शोधनरोपणैः ।
निम्बपत्रमधुभ्यां तु युक्तः संशोधनः स्मृतः ॥
पूर्वाभ्यां सर्पिषा चापि युक्तः संरोपणो भवेत् ।
तिलवद्यवकल्कं तु केचिदाहुर्मनीषिणः ॥
शमयेदविदग्धं च विदग्धमपि पाचयेत् ।
पक्वं भिनत्ति भिन्नं च शोधयेद्रोपयेत्तथा ॥
पित्तरक्तविषागन्तून्गम्भीरानपि च व्रणान् ।
रोपयेद्रोपणीयेन क्षीरसिद्धेन सर्पिषा ॥
कफवाताभिभूतानां व्रणानां मतिमान्भिषक् ।
कारयेद्रोपणं तैलं भेषजैस्तद्यथोदितैः ॥
अबन्ध्यानां चलस्थानां शुद्धानां च प्रदुष्यताम् ।
द्विहरिद्रायुतां कुर्याद्रोपणार्थं रसक्रियाम् ॥
समानां स्थिरमांसानां त्वक्स्थानां रोपणं भिषक्
चूर्णं विदध्यान्मतिमान्प्राक्स्थानोक्तो विधिर्यथा ॥५

## કષાયથી માંડી અવચૂર્ણન સુધીની સાત ચિકિત્સાઓ વ્રણોનું શોધનરોપણ કરે છે

જે વ્રણો શુદ્ધપણાનાં લક્ષણોથી[1] યુક્ત થય હોય તેઓના રોપણ માટે (રુઝાવીને ધરત લાવવા) પ્રવીણ વૈદ્યે આ ગ્રંથના સૂત્રસ્થાનન મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૭મા વિષયમ કહેલાં વડ વગેરે ક્ષીરિવૃક્ષોની છાલોનો ક્વા અથવા બીજી રીતનો હિતકારી કષાય કરવો.

જે વ્રણો તમામ વેદના વગરના અથવા થોડ વેદનાવાળા અને ગંભીર હોય તેઓના રોપ માટે આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામન ૩૬મા અધ્યાયના ૭મા વિષયમાં કહેલ સોમવલ્લી અથવા બ્રાહ્મી, ગળો અને આસો વગેરે દ્રવ્યોની[2] વર્ત્તિઓ (વાટો) કરવી, હિતકારી છે.

જે વ્રણો સડેલા માંસથી રહિત થયા હોય માંસમાં રહ્યા હોય અને રુઝાતા ન હોય તેઓન રોપણ માટે વૈદ્યે તલનો તથા લીંબડાન પાંદડાંનો કલ્ક કરી તેમાં મધ તથા ઘી નાખી તે કલ્ક લગાવવો. તલનો કલ્ક મધુર, ઉષ્ તથા સ્નિગ્ધ હોવાથી વાયુનો નાશ કરે છે, તૂરે

૧ જે વ્રણ જીભનાં તળાં જેવો કોમળ, સ્નિગ્ધ તથા રાતો થઈ ગયો હોય, વેદનાવગરનો થયો હોય સારા આકારવાળો બની ગયો હોય. અને સ્રાવવગરનો થઈ ગયો હોય તે વ્રણને શુદ્ધ થયેલો સમજવો.

२ सोमामृताश्वगन्धासु काकोल्यादौ गणे तथा ।
क्षीरिप्ररोहेष्वपि च वर्त्तयो रोपणाः स्मृताः ॥

મધુર તથા કડવો હોવાથી પિત્તને હરે છે અને ઉષ્ણ, તૂરો તથા કડવો હોવાથી કફને પણ શાંત કરે છે અર્થાત્ ત્રિદોષહર છે તલનો કલ્ક જો શોધનદ્રવ્યોથી યુક્ત કરવામાં આવ્યો હોય તો શોધન કરે છે અને રોપણ દ્રવ્યોથી યુક્ત કરવામા આવ્યો હોય તો રોપણ કરે છે અર્થાત્ યોગવાહી છે તલનો કલ્ક લીબડાનાં પાદડાઓથી તથા મધથી યુક્ત કરવામાં આવ્યો હોય તો વ્રણનુ શોધન કરે છે અને લીબડાના પાદડા, મધ તથા ઘીથી સંયુક્ત કરવામા આવ્યો હોય તો રોપણ કરે છે કેટલાક આચાર્યો કહે છે કે 'જવનો કલ્ક પણ તલના કલ્કની પેઠેજ શોધન કરે છે અને રોપણ પણ કરે છે, અથવા તલના કલ્કથી યુક્ત કરેલો જવનો કલ્ક પણ શોધન કરે છે અને રોપણ પણ કરે છે; એ કલ્ક વ્રણની સઘળી સ્થિતિઓમા ઉપયોગી છે, કેમ કે કાચા વ્રણને શાત કરે છે, કાઈક પાકવા લાગેલા વ્રણને સારી રીતે પકાવે છે, પાકેલા વ્રણને ભેદી નાખે છે અને ભેદાયેલા વ્રણનુ શોધન કરે છે તથા રોપણ પણ કરે છે, અર્થાત્ જવના કલ્કમા વિમ્લાપન, પાચન, પાટન, શોધન તથા રોપણ એ પાંચ પ્રયોજનો રહ્યાં છે અને તલના કલ્કમા શોધન તથા રોપણ એ બે પ્રયોજનો જ રહ્યા છે' (આ ગ્રથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૭ મા વિષયમા 'समङ्गा सोमसरला सोमवल्का सचन्दना । काकोल्यादिश्च कल्कः स्यात् प्रशस्तो व्रणरोपणे' ॥ એ શ્લોકથી કહેલા કલ્કનો પણ વ્રણના રોપણમા ઉપયોગ કરવો )

પિત્તજન્ય, રુધિરજન્ય, વિષ સબધી કે આગતુજ વ્રણો ગભીર હોય, તોપણ તેઓનુ આ ગ્રથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૭મા વિષયમા કહેલા પૃશ્નિપર્ણી[1] તથા કૌચા વગેરે દ્રવ્યોનો[1] કલ્ક નાખીને દૂધમા પકાવેલા ઘીથી રોપણ કરી શકાય છે

જે વ્રણો કફ કે વાયુથી દૂષિત થયા હોય તેઓનુ રોપણ કરવા માટે બુદ્ધિમાન વૈદ્યે આ ગ્રથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૭મા વિષયમા કહેલાં તગર[1] તથા અગરુ વગેરે દ્રવ્યોનો કલ્ક નાખીને વિધિ પ્રમાણે તેલ બનાવવુ

પિત્તજન્ય, રુધિરજન્ય, વિષસબધી તથા અભિઘાતજન્ય વ્રણો, કે જેઓને પાટા બાધવા ઉચિત નથી તેઓનુ, ચલસધિઓમા રહેલા વ્રણોનુ અને જે વ્રણો શુદ્ધ થયા છતા પાછા દૂષિત થઈ જતા હોય તે વ્રણોનુ રોપણ કરવા માટે વૈદ્યે આ ગ્રથના સૂત્રસ્થાનના દ્રવ્યસગ્રહણીય નામના ૩૮મા અધ્યાયમાં કહેલા ન્યગ્રોધાદિ ગણની છાલનો તથા ત્રિફલાનો ક્વાથ તૈયાર કરી તે ક્વાથને પાછો પકાવી ઘાટો થાય ત્યારે તેમા હળદર તથા દારુહળદરનુ ચૂર્ણ નાખી ખૂબ મર્દન કરી તે મલમને મધથી સયુક્ત કરીને તે લગાવવારુપ **રસક્રિયા** કરવી (જેમ શોધન માટે કરવાની રસક્રિયામા કાળનો અવધિ છે તેમ આ રસક્રિયામાં નથી, માટે આ રસક્રિયા તો જ્યાસુધી વ્રણનુ રોપણ થાય ત્યાસુધી કરવી )

જે વ્રણો સમ, સ્થિરમાસવાળા અને ત્વચામા રહેલા હોય તેઓના ઉપર બુદ્ધિમાન વૈદ્યે રોપણ માટે આ ગ્રથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૭મા વિષયમાં કહેલા કાગ, ત્રિફલા તથા લોદર વગેરે દ્રવ્યોનુ[2] **અવચૂર્ણન** કરવુ (ચૂર્ણ ભભરાવવુ ) ૫૭

शोधनो रोपणश्चैव विधिर्योऽय प्रकीर्तित ।
सर्वव्रणाना सामान्यनोक्तो दोषाविशेषत ॥

---

[1] पृथक्पर्ण्या मगुप्ता च हरिद्रे मालती सिता ।
काकोल्यादिश्च याज्य स्यात्प्रशस्ता रोपणेघृत ।

[1] कालानुसार्यागुरुणी हरिद्रे देवदारु च ।
प्रियङ्गवश्च रोध्र च तल योज्यानि रोपणे ॥

[2] कङ्गुका त्रिफला रोध्र कासीस श्रवणाह्वया ।
धवाश्वकर्णयोस्त्वक्च रोपण चूर्णमिष्यते ॥
प्रियङ्गुका सर्जरस पुष्पकासीसमेव च ।
त्वक्चूर्ण धवज चैव रोपणार्थं प्रशस्यते ॥

एष आगमसिद्धत्वात्तथैव फलदर्शनात् ।
मन्त्रवत्संप्रयोक्तव्यो न मीमांस्यः कथंचन ॥ ५८ ॥

### આ શોધનરોપણનો વિધિ સર્વ વ્રણો માટે સરખો

આ શોધનનો તથા રોપણનો જે વિધિ કહેવામાં આવ્યો, તે શારીર વ્રણો તથા આગંતુજ વ્રણો માટે પણ એકસરખો જ છે; કારણ કે એ સર્વ પ્રકારના વ્રણોમાં વાત, પિત્ત તથા કફ એ ત્રણ દોષો જ દૂષક છે. આ વિધિ શાસ્ત્રસિદ્ધ છે અને તે પ્રમાણે કરવાથી સંપૂર્ણ રીતે શોધનરોપણો થતાં નજરે જોવામાં આવે છે, માટે તેનો મંત્રની પેઠે જ પ્રયોગ કરી દેવો એટલે જેમ મંત્રના અર્થાદિકનો વિચાર નહીં કરતાં મંત્રનો પ્રયોગ કરી દેવામાં આવે છે તેમ આ વિધિમાં આપેલાં ઔષધોના ગુણદોષાદિકનો કશો લાંબો વિચાર નહિ કરતાં આ વિધિનો પ્રયોગ કરી દેવો. ૫૮

स्वबुद्धया चापि विभजेत्कषायादिषु सप्तसु ।
भेषजानि यथायोगं यान्युक्तानि पुरा मया ॥
आद्ये द्वे पञ्चमूल्यौ तु गणो यश्चानिलापहः ।
स वातदुष्टे दातव्यः कषायादिषु सप्तसु ॥
न्यग्रोधादिर्गणो यस्तु काकोल्यादिश्च यः स्मृतः ।
तौ पित्तदुष्टे दातव्यौ कषायादिषु सप्तसु ॥
आरग्वधादिस्तु गणो यश्चोष्णः परिकीर्तितः ।
तौ देयौ कफदुष्टे तु संसृष्टे संयुता गणाः ॥ ५९ ॥

### કષાયથી માંડી અવચૂર્ણન સુધીની સાત ચિકિત્સાઓમાં ઔષધોના વિભાગોનો વિષય

કષાય, વર્ત્તિ, કલ્ક, ઘી, તેલ, રસક્રિયા અને અવચૂર્ણન એ સાત ચિકિત્સાઓના વિષયોમાં, જે જે ઔષધો સૂત્રસ્થાનમાં પ્રથમ કહેલાં છે, તેઓનો તે તે યોગને અનુસરી વૈદ્યે પોતાની બુદ્ધિથી પણ વિભાગ કરવો; તે એ રીતે કે લઘુપંચમૂલી, બૃહત્પંચમૂલી તથા વિદારિગંધાદિ ગણ, કે જેઓ વાયુનો વિનાશ કરનારા કહ્યા છે, તે ગણોનો વાયુથી દૂષિત થયેલા વ્રણ ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં પ્રયોગ કરવો. ન્યગ્રોધાદિ ગણ અને કાકોલ્યાદિ ગણ, કે જેઓ પિત્તહર કહેવામાં આવ્યા છે, તેઓનો પિત્તથી દૂષિત થયેલા વ્રણ ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં પ્રયોગ કરવો. આરગ્વધાદિ ગણ અને બીજો જે ઉષ્ણકારી ગણ (વરુણાદિ ગણ?) કહેવામાં આવેલો છે, તે બે ગણોનો કફથી દૂષિત થયેલા વ્રણ ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં પ્રયોગ કરવો. જે વ્રણો બે દોષોથી દૂષિત હોય, તે વ્રણો ઉપર કષાય આદિ સાતે ચિકિત્સાઓમાં તે બે દોષોને ટાળનારા ગણોનો પ્રયોગ કરવો અને જે વ્રણો ત્રણે દોષોથી દૂષિત થયેલા હોય તે વ્રણો ઉપર કષાય-આદિ સાતે ચિકિત્સાઓમાં એક એક દોષને હરનારા ત્રણ ગણોને મિશ્ર કરી તેઓનો પ્રયોગ કરવો. ૫૯

वातात्मकानुग्ररुजान्सास्रावानपि च व्रणान् ।
सक्षौमयवसर्पिर्भिर्धूपनांगैश्च धूपयेत् ॥ ६० ॥

### વ્રણધૂપન (વ્રણને ધુમાડી દેવા)નામની ચોત્રીસમી ચિકિત્સા

વાયુથી દુષ્ટ, ઉગ્ર પીડાવાળા અને સ્રાવવાળા (કફથી દુષ્ટ) વ્રણોને અળસીના વસ્ત્રના ટુકડા, જવ તથા ઘીથી મિશ્ર કરેલા સરલરસ તથા રાળ વગેરે પદાર્થોની (આ પદાર્થો આ ગ્રંથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠા વિષયમાં श्रीवेष्टके सर्जरसे[1] એ શ્લોકમાં કહ્યા છે.) ધુમાડી દેવી. ૬૦

परिशुष्काल्पमांसानां गम्भीराणां तथैव च ।
कुर्यादुत्सादनीयानि सर्पींष्यालेपनानि च ॥
मांसाशिनां च मांसानि भक्षयेद्विधिवन्नरः ।
विशुद्धमनसस्तस्य मांसं मांसेन वर्द्धते ॥ ६१ ॥

---

१ श्रीवेष्टके सर्जरसे सरले देवदारुणि ।
सारेष्वपि च कुर्वीत मतिमान् व्रणधूपनम् ॥

## ઉત્સાદન (ઊંડા વ્રણને ઊંચો કરવા વ્રણના માંસને વધારવા)નામની પાંત્રીસમી ચિકિત્સા

જે વ્રણો સુકાયેલા અલ્પમાંસવાળા હોય (વાતદુષ્ટ હોય) કે ગભીર—અર્થાત્ રુધિરદુષ્ટ અથવા પિત્તદુષ્ટ હોય તેઓનુ ઉત્સાદન કરવા માટે આ ગ્રથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૮મા વિષયમાં કહેલા અઘેડાના મૂળ તથા આસોદ વગેરે દ્રવ્યોનો[1] કલ્ક નાખી ઘી પકાવી તે ઘી લગાવવાં અને દ્રવ્યોના લેપનો પણ કરવા.

વ્રણવાળા માણસને વાઘ વગેરે માંસભક્ષક પ્રાણીઓના માંસો પણ વિધિપૂર્વક ખવરાવવા વ્રણવાળો માણસ મનમાં ક્રોધ કે શોક વગેરે કશુ ન રાખતાં એ માંસોનુ ભક્ષણ કરે, તો તેથી તેનુ માંસ વધે છે ૬૧

उत्सन्नमृदुमांसानां व्रणानामवसादनम् ।
कुर्याद्द्रव्यैर्यथोद्दिष्टैश्चूर्णितैर्मधुना सह ॥ ६२ ॥

## અવસાદન (ઊંચા વ્રણને નીચો કરવા માંસને તોડવા)નામની છત્રીસમી ચિકિત્સા

જે વ્રણો ઊંચા તથા કોમળ માંસોવાળા હોય તે વ્રણોને આ ગ્રથના સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૯મા વિષયમા કહેલા હીરાકસી તથા સેંધવ વગેરે દ્રવ્યોનુ[2] ચૂર્ણ મધમાં કાલવીને તેનો યોગ આપવો આ યોગથી વ્રણોનુ માંસ નીચુ અને કઠણ થઈ જાય છે ૬૨

कठिनानाममांसानां दुष्टानां मातरिश्वना ॥
मृद्वी क्रिया विधातव्या शोणितं चापि मोक्षयेत् ।
वातघ्नौषधसंयुक्तान्स्नेहान्सेकांश्च कारयेत् ॥ ६३ ॥

## મૃદુકર્મ (કઠણ વ્રણને કોમળ કરવા) નામની સાડત્રીસમી ચિકિત્સા

વાયુથી દુષ્ટ થયેલા કઠણ તથા માંસ વગરના વ્રણોને તેઓની ઉપર વારવાર મધુર, સ્નિગ્ધ, જરાજરા ઊના અને ખારાશવાળા લેપાદિક કરીને કોમળ કરવા અને જળો મુકાવવી વગેરેથી રુધિરનુ સ્રાવણ પણ કરવુ (વાયુ જો રુધિરથી મિશ્ર હોય તો રુધિરનુ સ્રાવણ કરવુ અને કફથી મિશ્ર હોય તો સ્નેહનો તથા સિંચનો કરવા) ૬૩

व्रणेषु मृदुमांसेषु दारुणीकरणं हितम् ।
धवप्रियङ्ग्वशोकानां रोहिण्याश्च त्वचस्तथा ॥
त्रिफलाधातकीपुष्परोध्रसर्जरसान्समान् ।
कृत्वा सूक्ष्माणि चूर्णानि व्रणं तैरवचूर्णयेत् ॥६४॥

## દારુણકર્મ (કોમળ વ્રણને કઠણ કરવા) નામની આડત્રીસમી ચિકિત્સા

વ્રણો જો કોમળ માંસવાળા હોય, તો તેઓને દારુણ (કઠણ) બનાવવા, એ સારુ છે ધાવડાની છાલ, ઘઉંલાના ઝાડની છાલ, આસોપાલવની છાલ, કડવી તૂબડીની છાલ ત્રિફળા, ધાવડીના ફૂલ, લોદર અને રાળને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણ વ્રણોની ઉપર ભભરાવવાથી કોમળ વ્રણો કઠણ થઈ જાય છે ૬૪

उत्सन्नमांसान्कठिनान्कण्डूयुक्तांश्चिरोत्थितान् ॥
तथैव खलु दुःशोधान् शोधयेत्क्षारकर्मणा ॥६५॥

## ક્ષારકર્મ (વ્રણને ક્ષારથી શુદ્ધ કરવા) નામની ઓગણચાળીસમી ચિકિત્સા

જે વ્રણો ઊંચા માંસોવાળા, કઠણ, ખરજવાળા, લાબા વખતથી થયેલા કે માડ શુદ્ધ કરી શકાય એવા હોય તેઓને ક્ષારક્રિયાથી શુદ્ધ કરવા

च्यवतोऽश्ममवान्मूत्रं ये चान्ये रक्तवाहिनः ।
निःशेषच्छिन्नसन्धींश्च साधयेदग्निकर्मणा ॥६६॥

## અગ્નિકર્મ (વ્રણોને ડાંભવા) નામની ચાળીસમી ચિકિત્સા

પથરી કાઢવાને લીધે મૂત્રનો સ્રાવ કરતા

---

[1] अपामार्गोऽश्वगन्धा च तालपत्री सुवर्चला ।
उत्सादने प्रशस्यन्ते काकोल्यादिश्च यो गणः ॥

[2] कासीसं सैन्धवं किण्वं कुरुविन्दो मनःशिला ।
कुक्कुटाण्डकपालानि सुमनोमुकुलानि च ।
फले शैरीषकारञ्जे धातुचूर्णानि यानि च ।
मणपूत्सन्नमांसेषु प्रशस्तान्यवसादने ॥

વ્રણોને, રુધિરનું વહન કરનારા વ્રણોને અને જઓની સંધિઓ સમગ્ર કપાઈ ગયેલ હોય તે વ્રણોને અગ્નિની ક્રિયાથી શાંત કરવા. ( પથરીના વ્રણો ઉપર અગ્નિક્રિયા કરવાની જરૂર જણાય, તો પથરી કાઢ્યા પછી તુરત જ તે ક્રિયા કરવી નહિ, પણ સાત દિવસ પછી કરવી; કેમ કે તે વ્રણો સાત દિવસ સુધી આગંતુ જ ગણાય છે. સાત દિવસ પછી વ્રણ નહિ સંધાવાથી મૂત્ર પોતાના રસ્તાને પ્રાપ્ત ન થતું હોય, ત્યારે જ તેના ઉપર અગ્નિક્રિયા કરવી—ડલ્હન.) ૬૬

दुरूढत्वात्तु शुक्लानां कृष्णकर्म हितं भवेत् ।
भल्लातकान्वासयेत्तु क्षीरे प्राङ्मूत्रभावितान् ॥
ततो द्विधा छेदयित्वा लौहे कुम्भे निधापयेत् ।
कुम्भेऽन्यस्मिन्निखाते तु तं कुम्भमथ योजयेत् ॥
मुखं मुखेन सन्धाय गोमयैर्दाहयेत्ततः ।
यः स्नेहश्च्यवते तस्माद् ग्राहयेत्तं शनैर्भिषक् ॥
ग्राम्यानूपशफान्दग्धान्सूक्ष्मचूर्णानि कारयेत् ।
तैलेनानेन संसृष्टं शुक्लमालेपयेद्व्रणम् ॥
भल्लातकविधानेन सारस्नेहांस्तु कारयेत् ।
ये च केचित्फलस्नेहा विधानं तेषु कीर्त्तितम् ॥६७॥

### કૃષ્ણકર્મ (રુઝાયેલ છતાં સફેદ રહેલા વ્રણને પ્રકૃતિસ્થ અને કાળો કરવા) નામની એકતાલીસમી ચિકિત્સા

જે વ્રણો અયોગ્ય રીતે રુઝાયાને લીધે સફેદ વર્ણવાળા રહી ગયા હોય તેઓને પ્રકૃતિસ્થ કરવા માટે કૃષ્ણકર્મ કરવું, એ હિતકારી છે. ભિલામાંનાં ફળોને પ્રથમ સાત દિવસ સુધી ગોમૂત્રમાં અને સાત દિવસ સુધી દૂધમાં રાખી મેલી, પછી તેઓના બે બે છેદ કરીને તેઓને લોઢાના ઘડામાં નાખવાં. પછી બીજા એક ઘડાને ધરતીના ખાડામાં નાખી પહેલા ઘડાના મોઢાને અનેક છિદ્રોવાળાં ઢાંકણાંથી ઢાંકી તે મોઢાને ધરતીના ખાડામાં નાખેલા ઘડાના મોઢાની સાથે જોડી દઈને તે પહેલા ઘડાના પેટાળની ઉપર છાણાંનો અગ્નિ કરવો. આમ કરતાં પહેલાં ઘડામાંથી જે સ્નેહ બીજા ઘડામાં સ્રવે તેને વદ્ય ધીરજથી લઈ લેવો. પછી ઘોડા વગેરે ગ્રામ્ય પશુઓની તથા પાડા વગેરે આનૂપ પશુઓની ખરીઓને બાળી તે ખરીઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી પેલા સ્નેહમાં (ભિલામાંના તેલમાં) કાલવીને તેનો સફેદ વ્રણ ઉપર લેપ કરવો. આમ કરવાથી સફેદ વ્રણ કાળો થઈ જાય છે.

કૃષ્ણકર્મ માટે બીજાં વૃક્ષોના સારોના સ્નેહો કરવા હોય, તોપણ યોગ્યતાને અનુસરી ભિલામાંના સ્નેહની રીતિ પ્રમાણે જ કરવા; અને બહેડાં વગેરે ફળોના સ્નેહો કરવા હોય, તો પીલવું વગેરે યોગ્ય ઉપાયોથી કરવા. પછી એ સ્નેહોમાં ઉપર લખેલાં પ્રાણીઓની ખરીઓની ભસ્મ કાલવીને તેનો સફેદ વ્રણો ઉપર લેપ કરવો. આમ કરવાથી પણ સફેદ વ્રણ કાળો થઈ જાય છે. ૬૭

दुरूढत्वात्तु कृष्णानां पाण्डुकर्म हितं भवेत् ।
सप्तरात्रं स्थितं क्षीरे छागले रोहिणीफलम् ॥
तेनैव पिष्टं सुश्लक्ष्णं सवर्णकरणं हितम् ।
नवं कपालिकाचूर्णं वैदुलं सर्जनाम च ॥
कासीसं मधुकं चैव क्षौद्रयुक्तं प्रलेपयेत् ।
कपित्थमुद्धृते मांसे मूत्रेणाजेन पूरयेत् ॥
कासीसं रोचनां तुत्थं हरितालं मनःशिलाम् ।
वेणुनिर्लेखनं चापि प्रपुन्नाडं रसाञ्जनम् ॥
अधस्तादर्जुनस्यैतन्मासं भूमौ निधापयेत् ।
मासादूर्ध्वं ततस्तेन कृष्णमालेपयेद्व्रणम् ॥६८॥

### પાંડુકર્મ (રુઝાયેલ છતાં કાળા રહેલા વ્રણને પ્રકૃતિસ્થ અને સફેદ કરવા) નામની બેતાલીસમી ચિકિત્સા

જે વ્રણો અયોગ્ય રીતે રુઝાયાને લીધે કાળા વર્ણવાળા થઈ ગયા હોય, તેઓને પ્રકૃતિસ્થ કરવા માટે પાંડુકર્મ કરવું એ હિતકારી છે. રોહિણી નામના હરડેનાં ફળોને અથવા કડવી

તૂંબડીનાં ફૂળોને સાત રાત સુધી બકરીના દૂધમાં રાખી મૂકી, પછી તે ફૂળોને બકરીના દૂધમાં જ બારીક વાટીને તે લેપ કાળા વ્રણ ઉપર લગાવવો. આમ કરવાથી કાળા વ્રણ સફેદ થઈ જાય છે.

નવાં ઠીકરાંનું તાજું ચૂર્ણ, નેતરના મૂળનું ચૂર્ણ, રાળના ઝાડના મૂળનું ચૂર્ણ, હીરાકસીનું ચૂર્ણ અને જેઠીમધનું ચૂર્ણ બારીક વાટી મધમાં કાલવીને તે લેપ વ્રણ ઉપર કરવામાં આવે, તો તેથી વ્રણ સફેદ થઈ જાય છે.

કોઠનું ફળ લઈ તેમાંથી ગર્ભ કાઢી નાખીને તે ફળના ખોખામાં બકરીનું મૂત્ર ભરવું. પછી હીરાકસી, ગોરોચન, મોરથુથુ, હરતાલ, મણશીલ, વાંસની છાલ, કૂવાડિયો અને રસવંતીની સાથે તે ફળને મૂકી તે સઘળા પદાર્થોને એક મહિના સુધી કડાયાના ઝાડના મૂળની નીચે ધરતીમાં દાટી મૂકવા. મહિનો પૂરો થયા પછી તે સર્વને કાઢી લઈ, વાટી તેઓનો કાળા વ્રણની ઉપર લેપ કરવામાં આવે, તો તેથી વ્રણ સફેદ થઈ જાય છે. ૬૮

कुक्कुटाण्डकपालानि कतकं मधुकं समम् ।
तथा समुद्रमण्डूकीमणिचूर्णं च दापयेत् ॥
गुटिका मूत्रपिष्टास्ता व्रणानां प्रतिसारणम् ॥६९॥

## પ્રતિસારણ નામની (ધોળા અથવા કાળા કરેલા વ્રણને શરીરના જેવા વર્ણવાળો બનાવનારી) તેંતાલીસમી ચિકિત્સા

કૂકડાનાં ઈંડાંઓની ખોપરીઓ, નિર્મળીફળ, જેઠીમધ, છીપ અને સ્ફટિક વગેરે મણિઓને સમભાગે લઈ ચૂર્ણ કરીને તેની ગોળીઓ વાળી રાખવી. એ ગોળીઓને ગોમૂત્રમાં વાટીને વ્રણ ઉપર પ્રતિસારણ (ઘસવાપૂર્વક લેપ) કરવામાં આવે, તો તેથી વ્રણ શરીરના જેવા વર્ણવાળો થાય છે. ૬૯

हस्तिदन्तमषीं कृत्वा मुख्यं चैव रसाञ्जनम् ।
रोमाण्येतेन जायन्ते लेपात्पाणितलेष्वपि ॥
चतुष्पदानां त्वग्रोमखुरशृङ्गास्थिभस्मना ।
तैलाक्ता चूर्णिता भूमिर्भवेद्रोमवती पुनः ॥
कासीसं नक्तमालस्य पल्लवांश्चैव संहरेत् ।
कपित्थरसपिष्टानि रोमसञ्जननं परम् ॥७०॥

## રોમસંજનન (રુઝાઈ ગયેલા વ્રણ ઉપર રૂંવાડાં ઉત્પન્ન કરવા) નામની ચૂંવાળીસમી ચિકિત્સા

હાથીના દાંતની મેશ બનાવી તેને ઉત્તમ રસવંતીની સાથે બકરીના દૂધમાં વાટીને તેનો લેપ કરવામાં આવે, તો તેથી હાથનાં તળાંઓમાં પણ રૂંવાડાં ઉત્પન્ન થાય[1] છે.

વ્રણની જગ્યાને તેલથી ખરડીને તેની ઉપર ઘોડા, બળદ તથા પાડા વગેરે ચોપગાં પ્રાણીઓનાં ચામડાં, રૂંવાડાં, ખરીઓ, શિંગડાં તથા હાડકાંની ભસ્મ ભભરાવવામાં આવે, તો તે જગ્યા પાછી રૂંવાડાંવાળી થાય છે.

હીરાકસી અને કરંજનાં કોમળ પાંદડાંને એકઠાં કરી કોઠના રસમાં વાટીને તેનો લેપ કરવામાં આવે, તો તેથી વ્રણની જગ્યા સારી રીતે રૂંવાડાંવાળી થાય છે. ૭૦

रोमाकीर्णो व्रणो यस्तु न सम्यगुपरोहति
क्षुरकर्त्तरिसन्दंशैस्तस्य रोमाणि निर्हरेत् ।
शङ्खचूर्णस्य भागौ द्वौ हरितालं च भागिकम् ॥
शुक्तेन सह पिष्टानि लोमशातनमुत्तमम् ।
तैलं भल्लातकस्याथ स्नुहीक्षीरं तथैव च ॥
प्रगृह्यैकत्र मतिमान्रोमशातनमुत्तमम् ।
कदलीदीर्घवृन्ताभ्यां भस्माऽऽलं लवणं शमी–
बीजं शीतोदपिष्टं वा रोमशातनमाचरेत् ।
आगारगोधिकापुच्छं रम्भाऽऽलं बीजमैङ्गुदम् ॥
दग्ध्वा तद्भस्मतैलाम्बु सूर्यपक्वं कचान्तकृत् ॥७१॥

[1] કેશ ખરી પડ્યા ઉપર આ પ્રયોગની ઘણીવાર અજમાયશ કરી જોઈ છે અને સઘળી અજમાયશોમાં કોઈ વખત પણ આ પ્રયોગ નિષ્ફળ થયો નથી. (ડક્રન)

## લોમાપહરણ (વ્રણની જગ્યા ઉપર ઊગેલાં રૂંવાડાંઓને દૂર કરવા) નામની પિસ્તાલીસમી ચિકિત્સા

જે વ્રણ રૂંવાડાંઓથી વ્યાપ્ત થવાને લીધે બરાબર રુઝાતો ન હોય-તે વ્રણ ઉપરના રૂંવાડાંઓને અસ્ત્રાથી, કાતરથી કે ચીપિયાથી દૂર કરી નાખવાં.

બે ભાગ શંખનો ભૂકો અને એક ભાગ હરતાલને શુક્ત સાથે વાટીને લગાવવું, એ રૂંવાડાંઓને દૂર કરવાનો ઉત્તમ ઉપાય છે.

ભિલામાંનું તેલ અને થોરનું ક્ષીર એકઠાં કરીને લગાવવામાં આવે, તો તેથી રૂંવાડાં નષ્ટ થઈ જાય છે.

કેળની તથા અરડૂસાની ભસ્મ, હરતાલ, સૈંધવ અને રાતાં ફૂળોવાળા ખીજડાનાં બીજને[1] ટાઢા પાણીમાં વાટી લેપ કરવામાં આવે, તો તેથી રૂંવાડાં કપાઈ જાય છે.

ઢેઢગરોળીનું પૂંછડું, કેળ, હરતાલ અને ઇંગોળિયાનાં બીજને બાળી તેની ભસ્મને તેલથી તથા જળથી ભિજાવી સૂર્યના તડકામાં ગરમ કરીને લગાવવામાં આવે, તો તેથી રૂંવાડાંનો નાશ થઈ જાય છે. ૭૧

वातदुष्टो व्रणो यस्तु रूक्षश्चात्यर्थवेदनः ॥
अधःकाये विशेषेण तत्र बस्तिर्विधीयते ॥७२॥

## બસ્તિકર્મ (ગુદામાં પિચકારી દેવા) નામની છેતાલીસમી ચિકિત્સા

વાયુથી દુષ્ટ થયેલો જે વ્રણ રૂક્ષ અને અત્યંત વેદનાવાળો હોય, તેને શાંત કરવા માટે વિશેષે કરી ગુદામાં પિચકારી મારવી, એ હિતકારી છે. ૭૨

मूत्राघाते मूत्रदोषे शुक्रदोषेऽश्मरीव्रणे ॥
तथैवार्त्तवदोषे च बस्तिरप्युत्तरो हितः ॥७३॥

## ઉત્તરબસ્તિકર્મ (લિંગમાં કે યોનિમાં પિચકારી મારવા) નામની સુડતાલીસમી ચિકિત્સા

મૂત્રાઘાત, મૂત્રદોષ, વીર્ય સંબંધી દોષ, પથરી સંબંધી વ્રણ અને રજ સંબંધી દોષને શાંત કરવા માટે લિંગમાં કે યોનિમાં પિચકારી દેવી, એ પણ હિતકારી છે. ૭૩

यस्माच्छुध्यति बन्धेन व्रणो याति च मार्दवम् ।
रोहत्यपि च निःशङ्कस्तस्माद्बन्धो विधीयते ॥७४॥

## બંધ (પાટો બાંધવા) નામની અડતાલીસમી ચિકિત્સા

પાટો બાંધવાથી વ્રણ શુદ્ધ થાય છે, કોમળતા પામે છે અને પ્રહારની તથા માખીઓ વગેરેની હરકતથી રહિત રહીને રુઝાઈ જાય છે, એટલા માટે પાટો બાંધવો ઉચિત છે. [સૂ. અ. ૧૮ મો જુઓ.] ૭૪

स्थिराणामल्पमांसानां रौक्ष्यादनुपरोहताम् ।
पत्रदानं भवेत्कार्यं यथादोषं यथर्तु च ॥
एरण्डभूर्जपूतीकहरिद्राणां तु वातजे ।
पत्रमाश्वबलं यच्च काश्मरीपत्रमेव च ॥
पत्राणि क्षीरवृक्षाणामौदकानि तथैव च ।
दूषिते रक्तपित्ताभ्यां व्रणे दद्याद्विचक्षणः ॥
पाठामूर्वागुडूचीनां काकमाचीहरिद्रयोः ।
पत्रं च शुकनासाया योजयेत्कफजे व्रणे ॥
अकर्कशमविक्लिन्नमजीर्णं सुकुमारकम् ।
अजन्तुजग्धं मृदु च पत्रं गुणवदुच्यते ॥
स्नेहमौषधसारं च पट्टवस्त्रान्तरीकृतम् ।
न दूषयति यत्पत्रं लेपस्योपरि दापयेत् ॥
शैत्यौष्ण्यजननार्थाय स्नेहसंग्रहणाय च ।
दत्तौषधेषु दातव्यं पत्रं वैद्येन जानता ॥७५॥

## પત્રદાન (વ્રણ ઉપર પાંદડાં મૂકવા) નામની ઓગણપચાસમી ચિકિત્સા

જે વ્રણો કઠણ હોય, અલ્પ માંસવાળા હોય અને રૂક્ષપણાને લીધે રુઝાતા ન હોય, તે

[1] રાતાં ફૂળોવાળો ખીજડો લેપનથી અને ભક્ષણથી પણ કેશોને હણનારો છે, એમ વૃદ્ધ વૈદ્યો કહે છે. (ડલ્હન)

વ્રણોની ઉપર દોષને તથા ઋતુને અનુસરી પાંદડાં મૂકવાં.

એરંડાનાં પાંદડાં, ભોજપત્ર, ગુચ્છકરંજનાં પાંદડાં અને હળદરનાં પાંદડાં મૂકવાથી વાતદૂષિત વ્રણ શાંત થાય છે.

પોથીનાં અથવા ગદભનાં પાંદડાં, સીવણનાં પાંદડાં, વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં પાંદડાં અને કમળપત્ર વગેરે જળજન્ય ઉદ્ભિજ્જોનાં પાંદડાં મૂકવાથી રુધિરદૂષિત તથા પિત્તદૂષિત વ્રણ શાંત થાય છે.

કાળીપાડનાં પાંદડાં, મોરવેલના પાંદડાં, ગળોનાં પાંદડાં, પીલુડીનાં પાંદડાં, હળદરનાં પાંદડાં અને અરડૂસાનાં પાંદડાં મૂકવાથી કફદૂષિત વ્રણ શાંત થાય છે.

જે પાંદડું ખરસટપણા વગરનું, ભેજ વગરનું, જીર્ણ નહિ થયેલું, પાતળું અને જીવડાંઓએ નહિ ખાધેલું તથા કોમળ હોય, તે ગુણવાળું કહેવાય છે. લેપની ઉપર અને પાટાની નીચે એવી રીતે પાંદડું મૂકવું, કે જે રીતે મૂકવાથી એ પાંદડું સ્નેહને કે ઔષધના સારને ખરાબ ન કરે. પ્રવીણ વૈદ્યે ઔષધો લગાવીને વાતકફવ્રણમાં ઉષ્ણતા ઉત્પન્ન કરવા માટે અને પિત્તરક્તવ્રણમાં શીતતા ઉત્પન્ન કરવા માટે ઔષધો ઉપર પાંદડું મૂકવું. સ્નેહ જળવાઈ રહે, એ પણ પાંદડું મૂકવાનું પ્રયોજન છે. ૭૫

मक्षिका व्रणजातस्य निःक्षिपन्ति यदा कृमीन्
श्वयथुर्भक्षिते तैस्तु जायते भृशदारुणः ॥
तीव्रा रुजो विचित्राश्च रक्तास्रावश्च जायते ।
सुरसादिर्हितस्तत्र धावने पूरणे तथा ॥
सप्तपर्णकरञ्जार्कनिम्बराजादनत्वचः ।
हिता गोमूत्रपिष्टाश्च सेकः क्षारोदकेन वा ॥
प्रच्छाद्य मांसपेश्या च कृमीनपहरेद्व्रणात् ।
विंशतिं कृमिजातीस्तु वक्ष्याम्युपरि भागशः ॥७६॥

## કૃમિઘ્ન (વ્રણમાં પડતા કીડાઓને નષ્ટ કરવા) નામની પચાસમી ચિકિત્સા

માખીઓ વ્રણમાં કીડાઓને નાખે છે; એ કીડાઓ વ્રણને ખાવા લાગે છે, ત્યારે તેમાં અત્યંત દારુણ સોજો ઉત્પન્ન થાય છે. સોજો ઉત્પન્ન થવાથી તીવ્ર અને વિચિત્ર પ્રકારની વેદનાઓ અને રુધિરનો સ્રાવ પણ થાય છે.

જેમાં કીડા પડ્યા હોય તે વ્રણને ધોવામાં તથા પૂરવામાં સુરસાદિ ગણ હિતકારી છે.

સપ્તપર્ણ (એક એક ડાંખળીમાં સાત સાત પાંદડાંઓવાળું આ ઝાડ ગોવા તરફના ઘાટમાં થાય છે), કરંજ, આકડો, લીંબડો અને રાયણની છાલોને ગોમૂત્રમાં વાટી તે કલ્ક લગાવવો અથવા ક્ષારના પાણીથી સિંચન કરવું, એ પણ કીડાવાળા વ્રણ માટે સારું છે.

જે વ્રણમાં કીડા પડ્યા હોય તે વ્રણને માંસની પેશીથી ઢાંકી, એ પેશીને ખાવા માટે કીડાઓ ઊંચા આવે, ત્યારે તેઓને વ્રણમાંથી કાઢી લેવા.

કીડાઓ વીસ જાતના થાય છે; તે સઘળી જાતોનું વિવેચન ઉત્તરતંત્રના કૃમિરોગપ્રતિષેધ નામના ૫૪મા અધ્યાયમાં કરવામાં આવશે. ૭૬

दीर्घकालातुराणां तु कृशानां व्रणशोषिणाम् ।
बृंहणीयो विधिः सर्वः कार्योऽग्निं परिरक्षता ॥७७॥

## બૃંહણ (વ્રણવાળાના શરીરને પુષ્ટિ આપવી) નામની એકાવનમી ચિકિત્સા

વ્રણથી ક્ષીણ થયેલા, લાંબા કાળથી આતુર અને કૃશ શરીરવાળા રોગીઓનાં શરીરોને પુષ્ટિ આપવા વૈદ્યે સઘળા પ્રકારનો બૃંહણીય વિધિ (પુષ્ટિકારક પ્રકાર) કરવો, પણ તેમાં જઠરાગ્નિના બચાવ ઉપર પૂરતું ધ્યાન દેતા રહેવું. ૭૭

विषजुष्टस्य विज्ञानं विषनिश्चयमेव च ।
चिकित्सितं च वक्ष्यामि कल्पे तु प्रतिभागशः ॥७८

## વિષઘ્ન (ઝેર હણવું) નામની બાવનમી ચિકિત્સા

જેમાં ઝેર પડેલું હોય એવા અન્નપાનાદિકની પરીક્ષા, ઝેરનો નિશ્ચય કરવો અને ઝેરની ચિકિત્સા વિષે કલ્પસ્થાનમાં પૂરતા વિભાગોથી વ્યાખ્યાન આપવામાં આવશે. ૭૮

कण्डूमन्तः सशोफाश्च ये च जत्रूपरि व्रणाः ।
शिरोविरेचनं तेषु विदध्यात्कुशलो भिषक् ॥७९॥

## શિરોવિરેચન (માથાના દોષોને ખાલી કરવા) નામની ત્રેપનમી ચિકિત્સા

ડોકની હાંસડીથી ઉપરના છેક મસ્તક સુધીના ભાગોમાં થયેલા જે વ્રણો ખરજવાળા અને સોજાવાળા હોય તેઓ માટે પ્રવીણ વૈદ્યે રોગીને શિરોવિરેચન દેવું. ૭૯

रुजावन्तोऽनिलाविष्टा रूक्षा ये चोर्ध्वजत्रुजाः ।
व्रणेषु तेषु कर्त्तव्यं नस्यं वैद्येन जानता ॥ ८० ॥

## નસ્ય (નાકમાં ટીપાં નાખવાં) નામની ચોપનમી ચિકિત્સા

જો ડોકની હાંસડીથી ઉપરના છેક મસ્તક સુધીના ભાગોમાં જે થયેલા વ્રણો વાયુથી દૂષિત હોવાને લીધે વેદનાવાળા અને રૂક્ષ હોય, તો પ્રવીણ વૈદ્યે રોગીને સ્નૈહિક નસ્ય દેવું. ૮૦

दोषप्रच्यावनार्थाय रुजादाहक्षयाय च ।
जिह्वादन्तसमुत्थस्य हरणार्थं मलस्य च ।
शोधनो रोपणश्चैव व्रणस्य मुखजस्य वै ।
उष्णो वा यदि वा शीतः कवलग्रह इष्यते ॥८१॥

## કવલધારણ (ઔષધોના કલ્કનો કોળિયો અરધો ચવડાવી થૂંકાવી નાખવો) નામની પંચાવનમી ચિકિત્સા

દોષોને પાડી નાખવા, વેદનાઓને તથા દાહને નષ્ટ કરવા અને જીભમાં તથા દાંતોમાં થયેલા મેલને હરણ કરવા માટે વૈદ્યે રોગીને યોગ્ય ઔષધોના કલ્કનો કોળિયો આપી અરધો ચવડાવી થૂંકાવી નાખવો. મુખમાં થયેલા વ્રણને શુદ્ધ કરવા તથા ધરતી લાવીને રુઝાવવા માટે આ ટાઢો અથવા ઊનો કોળિયો ભરાવવો[1]. શોધન કરવું હોય તો શોધન દ્રવ્યોથી બનાવેલો અને રોપણ કરવું હોય તો રોપણ દ્રવ્યોથી બનાવેલો કોળિયો દેવો. (વાતદૂષિત તથા કફદૂષિત વ્રણ ઉપર ઊનો કોળિયો દેવો અને રુધિરદૂષિત તથા પિત્તદૂષિત વ્રણ ઉપર ટાઢો કોળિયો દેવો—ડલ્હન.)

ऊर्द्ध्वजत्रुगतान्रोगान्व्रणांश्च कफवातजान् ।
शोफस्रावरुजायुक्तान्धूमपानैरुपाचरेत् ॥ ८२ ॥

## ધૂમ્ર (ધુમાડો પિવડાવવો) નામની છપ્પનમી ચિકિત્સા

ડોકની હાંસડીથી ઉપરના છેક મસ્તક સુધીના ભાગોમાં થયેલા રોગોને અને સોજાવાળા, સ્રાવવાળા તથા વેદનવાળા કફજન્ય તથા વાતજન્ય વ્રણોને શાંત કરવા રોગીને યોગ્ય ઔષધોનો ધુમાડો પાવારૂપ ચિકિત્સા કરવી. ૮૨

क्षतोष्मणो निग्रहार्थं सन्धानार्थं तथैव च ।
सद्योव्रणेष्वायतेषु क्षौद्रसर्पिर्विधीयते ॥ ८३ ॥

## મધુસર્પિ (મધ તથા ઘી લગાવવું) નામની સત્તાવનમી ચિકિત્સા

વિસ્તારવાળા, તુરતના થયેલા જખમોમાં પ્રહારાદિકની ગરમીને અટકાવવા માટે તથા ચિરાઈ ગયેલા અવયવને સાંધવા માટે મધ તથા ઘી એ બન્નેની યોજના કરવી. (આ અધ્યાયનો ૪ થો વિષય જુઓ.) ૮૩

अवगाढास्त्वणुमुखा ये व्रणाः शल्यपीडिताः ।
निवृत्तहस्तोद्धरणा यन्त्रं तेषु विधीयते ॥ ८४ ॥

## યંત્ર (યંત્રથી શલ્ય કાઢવું) નામની અઠ્ઠાવનમી ચિકિત્સા

જે વ્રણો શલ્યથી પીડાયેલા, ઊંડા, ઝીણાં

[1] આ ગ્રંથમાં તો મોઢામાં ચોમેર ફેરવી શકાય એવા કોગળાને કવળ કહ્યો છે. (ચિકિત્સિતસ્થાન અધ્યાય ૪૦મો વિષય ૪૦–૪૧.)

મુખોવાળા તથા જેઓમાંથી હાથ વડે શલ્ય કાઢી શકાય નહીં એવા હોય, તે વ્રણોમાંથી શલ્ય કાઢવા માટે યંત્રનો ઉપયોગ કરવો. ૮૪

लघुमात्रो लघुश्चैव स्निग्ध उष्णोऽग्निदीपनः ।
सर्वव्रणेभ्यो देयस्तु सदाहारो विजानता ॥ ८५ ॥

### આહાર નામની ઓગણસાઠમી ચિકિત્સા

પ્રવીણ વૈદ્યે સઘળા પ્રકારના વ્રણો ઉપર રોગીને દિવસે તથા રાતે પણ થોડી માત્રાવાળો હલકો, સ્નિગ્ધ, ઊનો અને અગ્નિને દીપ્ત કરનારો આહાર દેવો. (આહાર વિષે વિશેષ વિવેચન સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયમાં આપ્યું છે તે જોવું.) ૮૫

निशाचरेभ्यो रक्ष्यस्तु नित्यमेव क्षतातुरः ।
रक्षाविधानैर्निर्दिष्टैर्यमैः सनियमैस्तथा ॥ ८६ ॥

### રક્ષાવિધાન (વ્રણવાળાનું રક્ષણ કરવું) નામની સાઠમી ચિકિત્સા

ક્ષતથી આતુર થયેલા માણસનું સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે હમેશ (રાતે અને દિવસે પણ) રક્ષણ કરવું; તેમ જ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને વ્યવહારનિવૃત્તિ એ પાંચ યમો અને અક્રોધ, ગુરુસેવા, શૌચ, હલકો આહાર તથા અપ્રમાદ એ પાંચ નિયમો પણ સારી રીતે પળાવવા કે જેથી આતુરનું રક્ષણ થાય. ૮૬

षण्मूलोऽष्टपरिग्राही पञ्चलक्षणलक्षितः ।
षष्ट्या विधानैर्निर्दिष्टैश्चतुर्भिः साध्यते व्रणः ॥८७॥

### વ્રણોનાં મૂળો, સ્થાનો, લક્ષણો, ચિકિત્સાઓ અને સાધકોની સંખ્યા

વ્રણનાં વાત, પિત્ત, કફ, રુધિર, સન્નિપાત (સન્નિપાત શબ્દથી બબેના સંસર્ગનું પણ ગ્રહણ કરી શકાય છે) અને આગંતુ એ છ મૂળો છે; ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, સંધિ, અસ્થિ, કોઠો અને મર્મ એ આઠ સ્થાનો છે; ગંધ, વર્ણ, સ્રાવ, વેદના અને આકૃતિ એ પાંચ લક્ષણો છે. (સૂ. અ. ૨૨મો તથા ૨૮મો જુઓ.) અપતર્પણથી તે રક્ષાવિધાનસુધીની સાઠ ચિકિત્સાઓ છે અને વૈદ્ય, આતુર, પરિચારક તથા ઔષધ એ ચાર સાધકો છે. (સૂ. અ. ૩૪મો જુઓ) ૮૭

योऽल्पौषधकृतो योगो बहुग्रन्थभयान्मया ।
द्रव्याणां तत्समानानां तत्रावापो न दुष्यति ॥८८॥

### થોડાં ઔષધોવાળા યોગમાં બીજાં યોગ્ય ઔષધો ઉમેરવામાં હરકત નથી

મેં ગ્રંથનો વિસ્તાર થઈ જવાના ભયને લીધે જે યોગ થોડી સંખ્યાનાં ઔષધોથી બતાવેલ હોય તે યોગમાં તે ઔષધોના જેવા જ રસ, ગુણ, વીર્ય અને વિપાકવાળાં બીજાં વધારે ઔષધો ઉમેરવામાં કંઈ હરકત નથી. ૮૮

प्रसङ्गाभिहितो यो वा बहुदुर्लभभेषजः ।
यथोपपत्ति तत्रापि कार्यमेव चिकित्सितम् ॥ ८९ ॥

### યોગમાંનાં ઔષધોમાંથી શક્ય ઔષધો વાપરવાં

જે યોગ અનેકસાધારણ કહેવામાં આવ્યો હોય અથવા ઘણાં ઔષધોવાળો હોય અથવા કેટલાંક દુર્લભ ઔષધોવાળો હોય, તે યોગમાં જેટલાં મળી શકે તેટલાં ઔષધો દાખલ કરી ચિકિત્સા કરવી. ૮૯

गणोक्तमपि यद्द्रव्यं भवेद्व्याधावयौगिकम् ।
तदुद्धरेद्यौगिकं तु प्रक्षिपेदप्यकीर्त्तितम् ॥९०॥

### ઔષધ અયોગ્ય જણાતાં તે છોડી યોગ્ય ઔષધ બીજું વાપરવું

જે ઔષધ વર્ગમાં કહેલું હોય છતાં ચાલતા વ્યાધિ ઉપર આપવું અયોગ્ય જણાય, તો તેને છોડી દઈ જે ઔષધ વર્ગમાં ન કહ્યું છતાં ચાલતા વ્યાધિ ઉપર આપવું યોગ્ય જણાય, તો તેને દાખલ કરવું. ૯૦

उपद्रवास्तु द्विविधा व्रणस्य व्रणितस्य च ।
तत्र गन्धादयः पञ्च व्रणस्योपद्रवाः स्मृताः ॥

ज्वरातीसारौ मूर्च्छा च हिक्का छर्दिररोचकः ।
श्वासकासाविपाकाश्च तृष्णा च व्रणितस्य च ॥९१॥

### વ્રણ તથા વ્રણવાળાના ઉપદ્રવો

વ્રણના ઉપદ્રવો અને વ્રણવાળાના ઉપદ્રવો એમ ઉપદ્રવો બે પ્રકારના છે. ગંધ, વર્ણ, સ્રાવ, વેદના તથા આકૃતિ એ પાંચ વ્રણના ઉપદ્રવો છે અને જ્વર, અતિસાર, મૂર્છા, હેડકી, ઊલટી, અરુચિ, શ્વાસ, ખાંસી, અન્નનું નહિ પચવું તથા તરસ એ દસ વ્રણવાળાના ઉપદ્રવો છે. ૯૧

व्रणक्रियास्त्वेवमासु व्यासेनोक्तास्वपि क्रियाम् ।
भूयोऽप्युपरि वक्ष्यामि सद्योव्रणचिकित्सिते ॥९२॥

### બીજી ચિકિત્સાનું નિરૂપણ હવે પછી

આ પ્રમાણે આ અધ્યાયમાં પણ જો કે વ્રણની ચિકિત્સાઓ વિસ્તારથી કહેવામાં આવી છે, તોપણ હવે પછીના 'સદ્યોવ્રણચિકિત્સિત' નામના બીજા અધ્યાયમાં કેટલીક ચિકિત્સાઓનું વિશેષ વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે. ૯૨

## અધ્યાય ૨ જો

अथातः सद्योव्रणचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'સદ્યોવ્રણ-ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

धन्वन्तरिर्धर्मभृतां वरिष्ठो वाग्विशारदः ।
विश्वामित्रात्मजमृषिं शिष्यं सुश्रुतमन्वशात् ॥
नानाधारामुखैः शस्त्रैर्नानास्थाननिपातितैः ।
नानारूपा व्रणा ये स्युस्तेषां वक्ष्यामि लक्षणम् ॥२॥

### આ ગ્રંથની પરંપરાનું સ્મરણ અને શસ્ત્રોના વ્રણોનાં લક્ષણો કહેવાની પ્રતિજ્ઞા

ધર્માત્માઓમાં ઉત્તમ અને વચનો બોલવામાં મહાપ્રવીણ ભગવાન ધન્વંતરિએ પોતાના શિષ્ય અને વિશ્વામિત્રના પુત્ર સુશ્રુત નામના ઋષિને કહ્યું: 'અનેક પ્રકારની ધારાઓવાળાં અને અનેક પ્રકારનાં મુખોવાળાં શસ્ત્રો શત્રુઓના હાથ વગેરેથી શરીરના તે તે પ્રદેશોમાં પડતાં અનેક પ્રકારના આકારોવાળા જે વ્રણો થાય છે, તેઓનાં લક્ષણો કહું છું. (આથી જણાવ્યું કે શસ્ત્રોની અનેક પ્રકારની ધારાઓ, અનેક પ્રકારનાં મુખો અને તે શસ્ત્રોનું શરીરના જુદાજુદા પ્રદેશો પર પડવું, એ વ્રણોની આકૃતિઓનાં કારણો છે.) ૨

आयताश्चतुरस्राश्च त्र्यस्रा मण्डलिनस्तथा ।
अर्द्धचन्द्रप्रतीकाशा विशालाः कुटिलास्तथा ॥
शरावनिम्नमध्याश्च यवमध्यास्तथापरे ।
एवं प्रकाराकृतयो भवन्त्यागन्तवो व्रणाः ॥
दोषजा वा स्वयं भिन्ना न तु वैद्यनिमित्तजाः ॥३॥

### આગંતુક અને આપમેળે ભેદાયેલા દોષજન્ય વ્રણોની આકૃતિઓ

આગંતુક અને પોતાની મેળે ભેદાયેલા દોષજન્ય વ્રણોમાં પણ કેટલાક વ્રણો લાંબા, કેટલાક વ્રણો ચોરસ, કેટલાક વ્રણો ત્રણ ખૂણાઓ-વાળા, કેટલાક વ્રણો ગોળ, કેટલાક વ્રણો અર્ધચંદ્ર જેવા, કેટલાક વ્રણો પહોળા, કેટલાક વ્રણો વાંકા, કેટલાક વ્રણો કોડિયાંની પેઠે ઊંડાં મધ્યોવાળા અને કેટલાક વ્રણો જવના જેવા જાડાં મધ્યોવાળા થાય છે. વૈદ્યે રોગ મટાડવા માટે આયુર્વેદની રીતિ પ્રમાણે શસ્ત્રોથી કરેલા વ્રણો તો સૂત્રસ્થાનના ૫મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ચોક્કસ આકારવાળા જ હોવા જોઈએ, તેથી તેઓની આકૃતિઓને આ આકૃતિમાં ગણી નથી. ૩

भिषग्व्रणाकृतिज्ञो हि न मोहमधिगच्छति ॥
भृशं दुर्दर्शरूपेषु व्रणेषु विकृतेष्वपि ॥४॥

---

[1] તુરતના થયેલા વ્રણની અર્થાત્ આગંતુક વ્રણની ચિકિત્સા વિષેનો.

### વ્રણોની આકૃતિઓ જાણવાનું ફળ

વ્રણોની આકૃતિઓ જાણનારો વૈદ્ય, અત્યંત ખરાબ દેખાવવાળા વિકૃત વ્રણોને જોઈને પણ કશો ગભરાટ કે મોહ નહિ પામતાં યોગ્ય ચિકિત્સા કરી શકે છે. ૪

अनेकाकृतिरागन्तुः स भिषग्भिः पुरातनैः ॥
समासतो लक्षणतः षड्विधः परिकीर्त्तितः ।
छिन्नं भिन्नं तथा विद्धं क्षतं पिच्चितमेव च ॥
घृष्टमाहुस्तथा षष्ठं तेषां वक्ष्यामि लक्षणम् ॥ ५ ॥

### આગંતુક વ્રણના છ ભેદ

પ્રાચીન વૈદ્યોએ અનેક આકારોવાળા આગંતુક વ્રણનો સંક્ષેપથી નીચે પ્રમાણે છ ભેદોમાં સમાવેશ કર્યો છે. લક્ષણો ઉપરથી છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પિચ્ચિત અને ઘૃષ્ટ એ રીતે આગંતુક વ્રણના છ ભેદ થાય છે. હવે એ ભેદોનાં જુદાંજુદાં લક્ષણો કહું છું. ૫

तिरश्चीन ऋजुर्वापि यो व्रणश्चायतो भवत् ॥
गात्रस्य पातनं चापि छिन्नमित्युपदिश्यते ॥ ६ ॥

### છિન્નનું લક્ષણ

જે આડો કે સીધો વ્રણ લાંબો હોય, તે **છિન્ન** કહેવાય છે શસ્ત્રાદિકના પ્રહારથી હાથ વગેરે ગાત્ર પડી ગયેલ હોય અથવા વળગી રહેલ હોય, તે પણ છિન્ન કહેવાય છે. ૬

कुन्तशक्त्यृष्टिखङ्गाग्रविषाणादिभिराशयः ॥
हतः किञ्चित्स्रवेत्तद्धि भिन्नलक्षणमुच्यते ।
स्थानान्यामाग्निपक्वानां मूत्रस्य रुधिरस्य च ॥
हृदुण्डुकः फुफ्फुसश्च कोष्ठ इत्यभिधीयते ।
तस्मिन्भिन्ने रक्तपूर्णे ज्वरो दाहश्च जायते ॥
मूत्रमार्गगुदास्येभ्यो रक्तं घ्राणाच्च गच्छति ।
मूर्च्छाश्वासतृडाध्मानमभक्तच्छन्द एव च ॥
विण्मूत्रवातसङ्गश्च स्वेदास्रावोऽक्षिरक्तता ।
लोहगन्धित्वमास्यस्य गात्रदौर्गन्ध्यमेव च ॥
हृच्छूलं पार्श्वयोश्चापि विशेषं चात्र मे शृणु ।
आमाशयस्थे रुधिरे रुधिरं छर्दयेत्पुनः ।
आध्मानमतिमात्रं च शूलं च भृशदारुणम् ॥
पक्वाशयगते चापि रुजो गौरवमेव च ।
शीतता चाप्यधो नाभेः खेभ्यो रक्तस्य चागमः ॥
अभिन्नेऽप्याशयेऽन्त्राणां खैः सूक्ष्मैरन्त्रपूरणम् ।
पिहितास्ये घटे यद्वल्लक्ष्यते तस्य गौरवम् ॥ ७ ॥

### ભિન્નનું લક્ષણ

કોઠો ભાલાંથી, સાંગથી, કડિયારીથી, તલવારથી કે શિંગડાં વગેરેથી ભેદાઈને કોઈ રુધિરાદિક વસ્તુનો સ્રાવ કરતો હોય તે **ભિન્ન** કહેવાય છે; કાચા આહારનું સ્થાન, પાકા આહારનું સ્થાન, અગ્નિનું સ્થાન, મૂત્રનું સ્થાન, રુધિરનું સ્થાન, હૃદય, વિષ્ટાને રહેવાની પોટલી અને ફેફસું એ મળીને કોઠો કહેવાય છે. એ કોઠો રુધિરથી પૂર્ણ હોય છે તે ભેદાયો હોય, તો જ્વર તથા દાહ થાય છે. નાભિથી નીચેના પ્રદેશોમાં ભેદાયો હોય, તો મૂત્રના માર્ગથી તથા ગુદાથી લોહી ચાલે છે અને નાભિથી ઉપરના પ્રદેશોમાં ભેદાયો હોય તો મોઢાથી તથા નાકથી લોહી ચાલે છે. ભિન્નમાં મૂર્છા, શ્વાસ, તરસ, આફરો, અન્ન ઉપર અરુચિ; વિષ્ટા, મૂત્ર તથા વાયુની અટકાયત, પસીનાનો સ્રાવ, નેત્રોનું રાતાશ, મોઢામાં લોઢાના જેવો ગંધ, ગાત્રોનું દુર્ગંધપણું, હૃદયમાં શૂળ અને પડખાંઓમાં શૂળ પણ થાય છે. આ વિષયમાં વિશેષ પણ કહું છું તે સાંભળોઃ વ્રણનું રુધિર આમાશયમાં ગયું હોય તો રુધિરનું વમન થાય છે, અત્યંત આફરો ચઢે છે અને અતિ દારુણ શૂળ નીકળે છે. વ્રણનું રુધિર પક્વાશયમાં ગયું હોય તો વેદનાઓ થાય છે, ભારેપણું થાય છે, શીતળતા થઈ જાય છે અને નાભિથી નીચેના સ્રોતોમાંથી લોહી નીકળે છે. જેમ ઘડાનું મોઢું બંધ કરી રાખ્યા છતાં જળ ઘડાનાં સૂક્ષ્મ છિદ્રોમાંથી ઘડાની અંદર પેસી જાય છે, તેમ આંતરડાંઓનું સ્થાનક નહિ ભેદાયા છતાં

રુધિર તે સ્થાનકનાં સૂક્ષ્મ છિદ્રોમાંથી અંદર પેસી જાય છે, તેથી આંતરડાંઓ પુરાઈ જતાં અંત્રાશયનું ભારેપણું થાય છે. ૭

सूक्ष्मास्यशल्याभिहतं यदङ्गं त्वाशयाद्विना ।
उत्तुण्डितं निर्गतं वा तद्विद्धमिति निर्दिशेत् ॥८॥

### વિદ્ધનું લક્ષણ

ઉપર કહેલાં આમાશય આદિ સ્થાનકો સિવાય બીજું કોઈ અંગ સૂક્ષ્મ મોઢાવાળા શલ્યથી પ્રહાર પામીને ઊંચા મોઢાવાળું થઈ રહ્યું હોય અથવા તેમાંથી શલ્ય નીકળી ગયું હોય, તોપણ તે અંગ **વિદ્ધ** કહેવાય છે. ૮

नातिच्छिन्नं नातिभिन्नमुभयोर्लक्षणान्वितम् ।
विषमव्रणमंगं यत्तत्क्षतं त्वभिनिर्दिशेत् ॥ ९ ॥

### ક્ષતનું લક્ષણ

જે અંગ અસંત છેદાઈ (બે ભાગવાળું) થયું ન હોય તેમજ અત્યંત ચિરાઈ ગયું પણ ન હોય, પરંતુ છેદાવું તથા ચિરાઈ જવું એ બન્નેનાં લક્ષણોવાળું હોય અને નીચાઊંચા વ્રણવાળું હોય, તે અંગ **ક્ષત** કહેવાય છે. ૯

प्रहारपीडनाभ्यां तु यदङ्गं पृथुतां गतम् ।
सास्थि तत्पिच्चितं विद्यान्मज्जारक्तपरिप्लुतम् ॥१०॥

### પિચ્ચિતનું લક્ષણ

જે અંગ પ્રહારથી કે ભીંસ આવવાથી અસ્થિ સહિત પીચાઈને પહોળું થઈ ગયું હોય તથા મજ્જાથી અને રુધિરથી ખરડાઈ ગયું હોય તે અંગ **પિચ્ચિત** કહેવાય છે. ૧૦

विगतत्वग्यदङ्गं हि सङ्घर्षादन्यथापि वा ।
उषास्रावान्वितं तत्तु घृष्टमित्युपदिश्यते ॥११॥

### ઘૃષ્ટનું લક્ષણ

જે અંગ ઘસાવાથી અથવા બીજા કોઈ પણ પ્રહારથી ચામડી વગરનું (જેની ચામડી ઊખડી ગઈ હોય એવું) થઈ ગયું હોય અને દાહથી તથા સ્રાવથી યુક્ત થયું હોય તે અંગ **ઘૃષ્ટ** કહેવાય છે. ૧૧

छिन्ने भिन्ने तथा विद्धे क्षते वाऽसृगतिस्रवेत् ।
रक्तक्षयाद्रुजस्तत्र करोति पवनो भृशम् ॥
स्नेहपानं हितं तत्र तत्सेको विहितस्तथा ।
वेशवारैः सकृशरैः सुस्निग्धैश्चोपनाहनम् ॥
धान्यस्वेदांश्च कुर्वीत स्निग्धान्यालेपनानि च ।
वातघ्नौषधसिद्धैश्च स्नेहैर्बस्तिर्विधीयते ॥
पिच्चिते च विघृष्टे च नातिस्रवति शोणितम् ।
अगच्छति भृशं तस्मिन्दाहः पाकश्च जायते ॥
तत्रोष्मणो निग्रहार्थं तथा दाहप्रपाकयोः ।
शीतमालेपनं कार्यं परिषेकश्च शीतलः ॥
षट्स्वेतेषु यथोक्तेषु छिन्नादिषु समासतः ।
ज्ञेयं समर्पितं सर्वं सद्योव्रणचिकित्सितम् ॥१२॥

### છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પિચ્ચિત અને ઘૃષ્ટનું સામાન્ય લક્ષણ તથા ચિકિત્સા

છિન્ન, ભિન્ન, વિદ્ધ કે ક્ષત થયેલ હોય તો લોહી બહુ જ સ્રવે છે અને એવી રીતે લોહીનો ક્ષય થવાથી તે પ્રદેશમાં પવન બહુ જ પીડાઓ ઉત્પન્ન કરે છે. એમાં સ્નેહપાન કરાવવું, સહેવાય તેવા ઊના સ્નેહોથી સિંચન કરવાં, સારી પેઠે સ્નિગ્ધ કરેલાં તથા બાફેલાં અસ્થિવગરનાં માંસો અને સારી પેઠે સ્નિગ્ધ કરેલી તલની, અડદની તથા ચોખાની ખીચડી મૂકીને પાટા બાંધવા; બાફેલાં ધાન્યોથી અથવા ધાન્યામ્લથી સ્વેદનો કરવાં; સ્નિગ્ધ લેપનો કરવાં અને વાયુ હણનારાં ઔષધોના કલ્કો નાખીને પકાવેલા સ્નેહોથી પિચકારી દેવી, એ હિતકારી છે. (નાભિથી ઉપરના પ્રદેશોમાં છિન્નાદિક થયેલ હોય તો સ્નેહપાન કરાવવું અને નાભિથી નીચેના પ્રદેશોમાં થયેલ હોય તો પિચકારી દેવી. આગંતુક વ્રણ માટે ગયા અધ્યાયના ચોથા વિષયમાં જે પ્રથમ ચિકિત્સા કરવાનું કહ્યું છે, તે ઉપર પણ ધ્યાન આપવું.)

પિચ્ચિત કે ઘૃષ્ટ થયેલ હોય તો લોહી બહુ સ્રવતું નથી અને તે ઝાઝું નહિ સ્રવવાથી દાહ

તથા પાક થાય છે. એમાં શીતળ આલેપન કરવું અને શીતળ સિંચન કરવું. (ગયા અધ્યાયના ચોથા વિષય પર લક્ષ્ય રાખવું.)

આ ઉપર કહેલી છિન્ન આદિ છ પ્રકારોની ચિકિત્સાઓમાં સંક્ષેપથી આગંતુક વ્રણસંબંધી સઘળી સામાન્ય ચિકિત્સાનો સમાવેશ થાય છે, એમ સમજવું. ૧૨

अत ऊर्ध्वं प्रवक्ष्यामि छिन्नानां तु चिकित्सितम् ।
ये व्रणा विवृताः केचिच्छिरःपार्श्वावलम्बिनः ।
तान्सीव्येद्विधिनोक्तेन बध्नीयाद्गाढमेव च ॥
कर्णं स्थानादपहृतं स्थापयित्वा यथास्थितम् ।
सीव्येद्यथोक्तं तैलेन स्रोतश्चाप्यभितर्पयेत् ।
कृकाटिकान्ते छिन्ने तु गच्छत्यपि समीरणे ।
सम्यग्निवेश्य बध्नीयात्सीव्येच्चापि निरन्तरम् ।
आजेन सर्पिषा चैव परिषेकं तु कारयेत् ॥
उत्तानोऽन्नं समश्नीयाच्छयीत च सुयन्त्रितः ।
शाखासु पतितांस्तिर्यक्प्रहारान्विवृतान्भृशम् ॥
सीव्येत्सम्यग्निवेश्याशु सन्ध्यस्थीन्यनुपूर्वशः ।
बद्ध्वा वेल्लितकेनाशु ततस्तैलेन सेचयेत् ॥
चर्मणा गोफणाबन्धः कार्यो यो वा हितो भवेत् ।
पृष्ठे व्रणो यस्य भवेदुत्तानं शाययेत्तु तम् ॥
अतोऽन्यथा चोरसिजे शाययेत्पुरुषं व्रणे ।
छिन्नां निःशेषतः शाखां दग्ध्वा तैलेन बुद्धिमान् ॥
बध्नीयात्कोशबन्धेन प्राप्तं कार्यं च रोपणम् ।
चन्दनं पद्मकं रोध्रमुत्पलानि प्रियङ्गवः ॥
हरिद्रा मधुकं चैव पयः स्यादत्र चाष्टमम् ।
तैलमेभिर्विपक्वं तु प्रधानं व्रणरोपणम् ॥
चन्दनं कर्कटाख्या च सहे मांस्याह्वयामृते ।
हरेणवो मृणालं च त्रिफला पद्मकोत्पले ॥
त्रयोदशाङ्गं त्रिवृतमेतद्वा पयसान्वितम् ।
तैलं विरकं सेकार्थे हितं तु व्रणरोपणे ॥ १३ ॥

### છિન્ન માટે ખાસ ચિકિત્સા

હવે છિન્ન અંગોની ચિકિત્સા કહું છું. માથાનાં પડખાંઓમાં અથવા માથામાં કે પડખાંઓમાં જે કોઈ વ્રણો ખુલ્લા મોઢાવાળા હોય, તેઓને આ ગ્રંથના 'અષ્ટવિધશસ્ત્રકર્મણ્ય' નામના ૨૫મા અધ્યાયના ૧૧મા વિષયમાં કહ્યા પ્રમાણે સીવવા અને પાટાઓથી મજબૂત બાંધવા.

જો કાન ઠેકાણાથી ખસી ગયો હોય, તો તેને ઠેકાણા પર લાવી બરાબર બેસતો કરીને સૂત્રસ્થાનમાં કહ્યા પ્રમાણે સીવવો અને તે કાનના સ્રોતને તેલથી સારી પેઠે તૃપ્ત કરવું.

ડોકની પાછળનો છેડાનો ભાગ છિન્ન થયો હોય અને કદાચ તેમાંથી પવન નીકળતો હોય, તો પણ તે ભાગને સારી રીતે બેસતો કરીને જરા પણ માર્ગ ન રહી જાય એવી રીતે સીવી લેવો, પાટાથી બાંધી લેવો અને તે ભાગ ઉપર બકરીના ઘીનું સિંચન કરવું. આ પ્રમાણે કરવામાં આવ્યું હોય ત્યારે રોગીએ ચત્તા સૂતાંસૂતાં અન્ન ખાવું તથા મૂત્રાદિક કરવું અને હલનચલન ન થાય એવી રીતે યંત્રિત થઈને સૂવું. (જેમાંથી પવન નીકળતો હોય તે વ્રણ અસાધ્ય હોવાનું સૂ૦ અ૦ ૨૪મામાં જે કહ્યું છે, તેનો આ અપવાદ છે એમ સમજવું.)

શાખાઓમાં (હાથમાં તથા પગમાં) પડેલા અને અત્યંત ખુલ્લાપણાવાળા આડા પ્રહારોને, શાખાઓના સાંધાઓનાં હાડકાં અનુક્રમથી બરાબર બેસતાં કરીને તુરત સીવી લેવાં અને પછી તુરત સૂત્રસ્થાનના વ્રણાલેપનબંધવિધિ નામના ૧૮મા અધ્યાયમાં કહેલા વેલ્લિતક નામના પાટાથી બાંધવા. પછી તેઓના ઉપર તેલનું સિંચન કરવું. યોગ્ય જણાય તો ચામડા વડે ગોફણા નામનો પાટો બાંધવો અથવા બીજો કોઈ પ્રકારનો પાટો યોગ્ય જણાય તો તે બાંધવો.

જેને પીઠમાં વ્રણ થયો હોય તે માણસને ચત્તો સુવાડવો અને જેને છાતીમાં વ્રણ થયો હોય તે માણસને ઊંધો સુવાડવો કે જેથી દોષ સ્રવી જાય દોષ નહીં સ્રવતાં અંદર રહે, તો ઊંડો ખાડો પાડી દઈને વકરે છે. (આ પ્રમાણે

જેજ્જટાચાર્યે વ્યાખ્યાન આપ્યું છે, પરંતુ ગયદાસ તો પાઠ બદલાવીને એવું વ્યાખ્યાન આપે છે કે જેને પીઠમાં વ્રણ થયેલ હોય તે માણસને ઊંધો સુવાડવો અને જેને છાતીમાં વ્રણ થયો હોય તે માણસને ચત્તો સુવાડવો. )

હાથ કે પગ સંપૂર્ણ કપાઈ ગયેલ હોય તો બુદ્ધિમાન વૈદ્યે શાખાના પ્રદેશને તેલથી બાળીને સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં કહેલો કોશબંધ નામનો પાટો બાંધવો અને શોધન તો અગ્નિથી જ થઈ ગયું હોય છે, માટે પછી રોપણ જ કરવું.

### ચંદનાદિ તેલ

રતાંજલિ, પદ્મકાષ્ઠ, લોધર, નીલકમળો, ધઉંલાં, હળદર અને જેઠીમધનો કલ્ક નાખીને દૂધમાં પકાવેલું તેલ વ્રણને રૂઝવવામાં સર્વથી મુખ્ય છે.

### બીજું ત્રયોદશાંગ તેલ

રતાંજલી, કાકડાશિંગી, અડબાઉ મગ, અડબાઉ અડદ, જટામાંસી (વાલછડ), ગળો, વટાણા, કમળનાળ, હરડે, બહેડાં, આમળાં, પદ્મકાષ્ઠ અને નીલકમલ એ તેર પદાર્થોનો કલ્ક તથા ઘી, ચરબી અને મજ્જા નાખી ચોગણા દૂધમાં તેલ પકાવવું. આ તેલ વ્રણને રૂઝવવા માટેના સિંચનમાં હિતકારી છે. ૧૩

अत ऊर्ध्वं प्रवक्ष्यामि भिन्नानां तु चिकित्सितम् ।
भिन्नं नेत्रमकर्मण्यमभिन्नं लम्बते तु यत् ॥
तन्निवेश्य यथास्थानमव्याविद्धशिरं शनैः ।
पीडयेत्पाणिना सम्यक्पद्मपत्रान्तरेण तु ॥
ततोऽस्य तर्पणं कार्यं नस्यं चानेन सर्पिषा ।
आजं घृतं क्षीरपात्रं मधुकं चोत्पलानि च ॥
जीवकर्षभकौ चैव पिष्ट्वा सर्पिर्विपाचयेत् ।
सर्वनेत्राभिघाते तु सर्पिरेतत्प्रशस्यते ॥
उदरान्मेदसो वर्तिर्निर्गता यस्य देहिनः ।
कषायभस्मसृत्कीर्णां बद्ध्वा सूत्रेण सूत्रवित् ॥
अग्नितप्तेन शस्त्रेण छिन्द्यान्मधुसमायुतम् ।
बद्ध्वा व्रणं सुजीर्णेऽन्ने सर्पिषः पानमिष्यते ॥
स्नेहपानादृते चापि पयःपानं विधीयते ।
शर्करामधुयष्टिभ्यां लाक्षया वा श्वदंष्ट्रया ॥
चित्रासमन्वितं चैव रुजादाहविनाशनम् ।
आटोपो मरणं वा स्याच्छूलो वाऽच्छिद्यमानया ॥
मेदोग्रन्थौ च यत्तैलं वक्ष्यते तच्च योजयेत् ।
त्वचोऽतीत्य शिरादीनि भित्त्वा वा परिहृत्य वा ॥
कोष्ठे प्रतिष्ठितं शल्यं कुर्यादुक्तानुपद्रवान् ।
तत्रान्तर्लोहितं पाण्डुं शीतपादकराननम् ॥
शीतोच्छ्वासं रक्तनेत्रमानद्धं च विवर्जयेत् ।
आमाशयस्थे रुधिरे वमनं पथ्यमुच्यते ॥
पक्वाशयस्थे देयं च विरेचनमसंशयम् ।
आस्थापनं च निःस्नेहं कार्यमुष्णैर्विशोधनैः ॥
यवकोलकुलत्थानां निःस्नेहेन रसेन च ।
भुञ्जीतान्नं यवागूं वा पिबेत्सैन्धवसंयुताम् ॥
अतिनिःस्रुतरक्तो वा भिन्नकोष्ठः पिबेदसृक् ।
स्वमार्गप्रतिपन्नास्तु यस्य विण्मूत्रमारुताः ॥
व्युपद्रवः स भिन्नेऽपि कोष्ठे जीवति मानवः ।
अभिन्नमन्त्रं निष्क्रान्तं प्रवेश्यं नान्यथा भवेत् ॥
पिपीलिकाशिरोग्रस्तं तदप्येके वदन्ति तु ।
प्रक्षाल्य पयसा दिग्धं तृणशोणितपांशुभिः ॥
प्रवेशयेत्कृत्तनखो घृतेनाक्तं शनैः शनैः ।
प्रवेशयेत्क्षीरसिक्तं शुष्कमन्त्रं घृताप्लुतम् ॥
अङ्गुल्याभिमृशेत्कण्ठं जलेनोद्वेजयेदपि ।
हस्तपादेषु संगृह्य समुत्थाप्य महाबलाः ॥
भवत्यन्तःप्रवेशस्तु यथा निर्धुनुयुस्तथा ।
तथाऽन्त्राणि विशन्त्यन्तः स्वां कलां पीडयन्ति च ॥
व्रणाल्पत्वाद्बहुत्वाद्वा दुष्प्रवेशं भवेत्तु यत् ।
तदापाट्य प्रमाणेन भिषगन्त्रं प्रवेशयेत् ॥
यथास्थानं निविष्टे च व्रणं सीव्येदतन्द्रितः ।
स्थानादपेतमादत्ते प्राणान्गुम्फितमेव वा ॥
वेष्टयित्वा तु पट्टेन घृतसेकं प्रदापयेत् ।
घृतं पिबेत्सुखोष्णं च चित्रातैलसमन्वितम् ॥
मृदुक्रियार्थं शकृतो वायोश्चाधः प्रवृत्तये ।
ततस्तैलमिदं कुर्याद्रोपणार्थं चिकित्सकः ॥

त्वचोऽश्वकर्णधवयोर्मेषशृङ्गीमेषशृङ्ग्योः ।
शल्लक्यर्जुनयोश्चापि विदार्याः क्षीरिणां तथा ॥
चलामूलानि चाहृत्य तैलमेतैर्विपाचयेत् ।
व्रणं संरोपयेत्तेन वर्षमात्रं यतेत च ॥
पादौ निरस्तमुष्कस्य जलेन प्रोक्ष्य चाक्षिणी ।
प्रवेश्य तुन्नसेवन्या मुष्कौ सीव्येत्ततः परम् ॥
कार्यो गोफणिकाबन्धः कक्षामावेश्य यन्त्रकम् ।
न कुर्यात्स्नेहसेकं च तेन क्लिद्यति हि व्रणः ॥
कालानुसार्यगुर्वेलाजातीचन्दनपद्मकैः ।
शिलादार्व्यमृतातुत्थैस्तैलं कुर्वीत रोपणम् ॥१४॥

## ભિન્ન માટે ખાસ ચિકિત્સા

હવે ભિન્નોની ચિકિત્સા કહું છું. ભેદાઈ ગયેલી (ફૂટી ગયેલી) આંખ[1] અસાધ્ય જ છે, પણ નહિ ફૂટેલી આંખ જો લટકી રહી હોય, તો તેને તેની કોઈ પણ શિરા અસ્તવ્યસ્ત ન થાય એવી રીતે ધીરેધીરે બરાબર ઠેકાણે બેસતી કરી આડું કમળપત્ર રાખીને હાથ વડે સારી રીતે દબાવવી અને પછી ઘીનો તથા મધનો યોગ આપીને નીચે લખેલા ઘીથી તેનું તર્પણ કરવું તથા નસ્ય પણ તે જ ઘીનું આપવું. બકરીનું ઘી, જેઠીમધ, નીલકમલો, અને જીવક તથા ઋષભક (વિદારીનું મૂળ) એઓનો બત્રીસ તોલાભાર કલ્ક નાખી ચોસઠ તોલાભાર ઘીને બસો છપ્પન તોલાભાર દૂધમાં પકાવવું. (આ ઘીથી આંખનું તર્પણ કરવું તથા નસ્ય પણ તે જ ઘીનું આપવું) સર્વ પ્રકારના નેત્રના પ્રહારોમાં આ ઘીનો ઉપયોગ કરવો, એ ઉત્તમ છે

કોઈ માણસને પેટમાંથી મેદની વાટ નીકળી હોય અને તે વાટ અંદર પેસાડતાં છતાં ન પેસે અથવા પેઠા છતાં પણ પાછી નીકળી આવે, તો શાસ્ત્ર જાણનારા પ્રવીણ વૈદ્યે તે વાટની ઉપર કડાયા વગેરે કષાય વૃક્ષોની ભસ્મ તથા કાળી માટીનું ચૂર્ણ નાખી વાટના મૂળને દોરાથી બાંધી અગ્નિથી તપાવેલા[1] શસ્ત્ર વડે તે વાટને કાપી નાખવી અને પછી વ્રણને મધનો યોગ આપી પાટો બાંધીને અન્ન સારી પેઠે પચી ગયા પછી રોગીને ઘી પિવડાવવું. કદાચ ઘી પિવડાવવામાં ન આવે, તોપણ *જેઠીમધનો કલ્ક નાખીને* પકાવેલા[2] દૂધમાં સાકર તથા એરંડિયું તેલ નાખીને તે દૂધ[3] પિવડાવવું; અથવા ગોખરુનો કલ્ક નાખીને પકાવેલા દૂધમાં લાખ તથા એરંડિયું તેલ નાખીને તે દૂધ પિવડાવવું; અથવા જેઠીમધ તથા ગોખરુ એ બન્નેનો કલ્ક નાખીને પકાવેલા દૂધમાં સાકર, લાખ તથા એરંડિયું તેલ નાખીને તે દૂધ પિવડાવવું. આ દૂધ વેદનાને તથા દાહને નષ્ટ કરે છે. જો એ મેદની વાટને કાપી નાખવામાં ન આવે, તો તેથી પેટમાં આટોપ થાય છે, શૂળ ઉત્પન્ન થાય છે અને મરણ પણ થઈ જાય છે. આ ચિકિત્સિતસ્થાનના ૧૮મા અધ્યાયના દશ્મા વિષયમાં મેદની ગ્રંથિ ઉપર બે જાતની કરંજ વગેરેનું જે તેલ કહેવામાં આવશે, તેની પણ આ વિષયમાં યોજના કરવી.

જે શલ્ય સાતે ત્વચાઓને ઓળંગી શિરાઓને, માંસને, સ્નાયુઓને, સંધિઓને તથા અસ્થિઓને ભેદીને[4] અથવા છોડી દઈને કોઠામાં પેઠું હોય તે શલ્ય સૂત્રસ્થાનના પ્રણષ્ટશલ્યવિજ્ઞા-

---

૧ જો કે આ અધ્યાયના ૭મા વિષયમાં કોઠામાં પડેલા શલ્યને જ ભિન્નના લક્ષણમાં ગણ્યો છે, તોપણ ભિન્ન થયેલા નેત્રની ચિકિત્સાને આ વિષયમાં દાખલ કરી યોગ્ય ધારીને આચાર્યે તેમ કર્યું છે.

૧ નહિ તપાવેલા શસ્ત્રથી છેદન કરવામાં આવે તો પાકી જવાની ધાસ્તી રહે છે.

૨ કલ્કથી આઠગણું દૂધ અને દૂધથી ચારગણું પાણી નાખી ઉકાળતાં ઉકાળતાં ફક્ત દૂધ જ બાકી રહે ત્યારે દૂધ પાકેલું ગણાય છે. દૂધના પાકોમાં બધે આ વિધિ જ સમજવો.

૩ પકાવેલું દૂધ નિત્ય સોળ તોલાભાર દેવું અને તેમાં સાકર તથા એરંડિયું તેલ એક એક તોલાભાર દેવું. બીજા પ્રયોગોમાં પણ આ પ્રમાણે જ તોલ સમજવો.

૪ શિરાઓ વગેરે ભેદાયાં હોય તો શાં શાં ચિહ્નો થાય છે, તે વિષે સૂત્રસ્થાનના પચીસમા અધ્યાયના ૧૭મા વિષયથી જુઓ.

નીય નામના ૨૬મા અધ્યાયના ત્રીજા વિષયમાં કહેલા આટોપ તથા આનાહ વગેરે ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે. શલ્ય કોઠાની અંદર પેસવાથી જે માણસ કોઠાના મધ્યમાં પડેલા લોહીવાળો, સફેદ વર્ણવાળો, ટાઢા હાથપગવાળો, ટાઢા મુખવાળો, શીતલ શ્વાસવાળો, રાતાં નેત્રોવાળો કે જેને મળમૂત્રની પ્રવૃત્તિ યોગ્ય માર્ગથી ન થતી હોય એવો થઈ ગયો હોય તેને અસાધ્ય રોગવાળો સમજીને તેની ચિકિત્સા કરવી નહિ. રુધિર આમાશયમાં રહ્યું હોય તો વમન કરાવવું, પિત્તાશયમાં રહેલું હોય તો વિરેચન દેવું અને વાતાશયમાં રહેલું હોય તો સ્નેહવગરના ઊના ગોમૂત્રાદિક શોધન પદાર્થોથી નિરૂહબસ્તિ દેવી (પિચકારી મારવી), એ પથ્ય છે. એ પ્રમાણે શુદ્ધિ કર્યા પછી રુધિરનું અનુલોમન કરવા માટે જવ, બોર અને કળથીના સ્નેહવગરના રસની સાથે અન્ન જમાડવું અથવા સૈંધવવાળી રાબ પાવી. જેનો કોઠો શલ્યથી ભેદાઈ ગયો હોય અને લોહી બહુ જ નીકળ્યું હોય તે માણસને તેના જીવની સ્થિરતા માટે વૈદ્યે લોહી પાવું. કોઠો શલ્યથી ભેદાઈ ગયા છતાં જે માણસને વિષ્ઠા, મૂત્ર તથા પવન પોતપોતાના માર્ગથી બરાબર ચાલતાં હોય અને ઉપદ્રવો ન થયા હોય તેને સાધ્ય સમજવો.

કોઈ માણસનું બહાર નીકળેલું આંતરડું પાછું અંદર પેસાડવું હોય તો તે આંતરડું ભેદાયું ન હોય તો જ પેસાડવું (પણ ભેદાયેલું હોય તો પેસાડવું નહિ) અને બહાર નીકળ્યા પહેલાં સ્વસ્થ દશામાં જે સ્થિતિથી રહેલ હોય તે સ્થિતિથી જ બેસતું કરવું; પરંતુ કેટલાક આચાર્યો કહે છે કે 'આંતરડું ભેદાઈ ગયું હોય તો તેને, ભેદાવાના પ્રદેશમાં મંકોડા વળગાડી તે આંતરડું તેના મોઢારૂપ ચીપિયામાં બરાબર આવે, ત્યારે મંકોડાના ધડને કાતર વગેરેથી કાપી નાખી મંકોડાના માથા સહિત અંદર પેસાડી દેવું.' આંતરડાંને દૂધથી ધોઈ, ખડના ભૂકાથી, રુધિરથી, ઘીથી તથા રજથી ખરડીને ધીરેધીરે અંદર પેસાડી દેવું. જો આંતરડું શુષ્ક હોય તો તેને દૂધનું સિંચન આપી ઘીમાં ભીંજવીને અંદર પેસાડી દેવું. આંતરડું અંદર પેસાડવું હોય ત્યારે વૈદ્યે પોતાના નખ ઉતરાવી નાખવા જોઈએ. ઘણાં આંતરડાં બહાર નીકળ્યાં હોય તોપણ એ પ્રમાણે જ કરવું. આંતરડું કે આંતરડાં અંદર પેસતાં ન હોય તો તેઓને ઠેકાણે પહોંચાડવા રોગીના કંઠને વૈદ્યે આંગળી વડે જરાજરા ઘસવો અથવા પાણી છાંટીને રોગીને ચમકાવવો, કે જેથી આંતરડાં બરાબર પેસી જાય; અથવા અત્યંત બળવાળા માણસોએ તે રોગીને હાથ-પગ પકડી ઉંચકાવીને એવી રીતે હલાવવો, કે જેથી આંતરડાંનો અંદર બરાબર પ્રવેશ થઈ જાય. આમ કરવાથી આંતરડાંઓ અંદર પેસે છે અને પેસીને પોતાની પુરીષધરા નામની પાંચમી કળાને[1] દબાવે છે. જો આંતરડું વ્રણના નાનાપણાને લીધે અથવા આંતરડાંઓના ઘણાપણાને લીધે અંદર પેસતું ન હોય, તો વૈદ્યે વ્રણને પ્રમાણસર ફાડી–ચીરીને અંદર પેસાડવું. આંતરડું અંદર પોતાના સ્થાનમાં બરાબર બેસતું થઈ જાય, ત્યારે જરા પણ આળસ કે બેદરકારી નહિ રાખતાં વૈદ્યે વ્રણને સીવી લેવો. સ્થાનથી ખસેલું અથવા પરસ્પરમાં અસ્તવ્યસ્ત થયેલું આંતરડું પ્રાણ લે છે. વ્રણને સીવ્યા પછી પાટાથી બાંધીને તેના ઉપર ઘીનું સિંચન કરવું અને વિષ્ઠાને કોમળ કરવા માટે તથા વાયુની નીચેના પ્રદેશમાં પ્રવૃત્તિ કરવા માટે સહેવાય તેવું ઊનું ઘી એરંડિયા તેલની સાથે પાવું.

### અશ્વકર્ણાદિ તેલ

પછી વૈદ્યે વ્રણને રૂઝવવા માટે રાળનું ઝાડ, ધાવડો, શેમળો, ચમારદૂધેલી, સાલેડો, કડાયો

[1] શારીરસ્થાનના ચોથા અધ્યાયનો ચોથો વિષય વાંચો.

કે સાજડ, ફગવેલો તથા વડ વગેરે ક્ષીરિવૃક્ષોની છાલો લઈ તથા બળદાણાના છોડનાં મૂળિયાં લઈ તેઓના કલ્કથી તેલ પકાવીને તે તેલનો યોગ આપવો. આ તેલથી વ્રણ બરાબર રુઝાઈ જાય છે. વ્રણ રુઝાઈ ગયા પછી પણ એક વર્ષ સુધી કાળજી રાખીને મૈથુનનો તથા મહેનત વગેરેનો ત્યાગ કરવો વગેરે પરેજી પળાવવી.

જેના વૃષણો નીકળી ગયા હોય તે પુરુષના બન્ને પગ ઉપર તથા આંખો ઉપર પાણીથી સિંચન કરી વૃષણોને અંદર પેસાડીને તૂણી લેવા જેવી સીવણીથી સીવી લેવા અને ચલન ન થવા માટે કમરમાં યંત્ર ( બંધ ) લગાવીને ગોફણા નામનો પાટો (કછોટો) બાંધવો. આ ઉપર સ્નેહનું સિંચન કરવું નહિ; કેમ કે તેથી વ્રણમાં સોજા થઈ જાય છે.

## તગરાદિ તેલ

તગર, અગરુ, એલચી, જાઈ, રતાંજલિ, પદ્મકાષ્ઠ, મણશીલ, દારૂહળદર, ગળો અને રસવંતીના કલ્કથી તેલ પકાવીને વ્રણને રૂઝવવા માટે તેનો યોગ આપવો. ૧૪

शिरसोऽपहृते शल्ये वालवर्तिं प्रवेशयेत् ।
वालवर्त्यामदत्तायां मस्तुलुङ्गं व्रणात्स्रवेत् ॥
हन्यादेनं ततो वायुस्तस्मादेवमुपाचरेत् ।
व्रणे रोहति चैकैकं शनैर्वालमपक्षिपेत् ॥
गात्राद्व्यपहृतेऽन्यस्मात्स्नेहवर्त्तिं प्रवेशयेत् ।
कृते निःशोणिते चापि विधिः सद्यःक्षते हितः ॥
दूरावगाढाः सूक्ष्माः स्युर्ये व्रणास्तान्विशोणितान् ।
कृत्वा सूक्ष्मेण नेत्रेण चक्रतैलेन तर्पयेत् ॥
समङ्गां रजनीं पथ्यां त्रिवर्गं तुत्थमेव च ।
विडङ्गं कटुकां पथ्यां गुडूचीं सकरञ्जिकाम् ॥
संहृत्य विपचेत्काले तैलं रोपणमुत्तमम् ।
तालीशं पद्मकं मांसी हरेणवगुरुचन्दनम् ॥
हरिद्रे पद्मबीजानि सोशीरं मधुकं च तैः ।
पक्वं सद्योव्रणेपूक्तं तैलं रोपणमुत्तमम् ॥ १५ ॥

## વિદ્ધ માટે ખાસ ચિકિત્સા

માથામાં શલ્ય પેઠું હોય તો તે શલ્ય કાઢીને વ્રણનું મોઢું બંધ કરવા માટે વ્રણની અંદર પૂર્ણ રીતે વાળની વાટ ઘાલી દેવી. વાળની વાટ ઘાલવામાં ન આવી હોય, તો વ્રણમાંથી મગજનો ( માથાને બળ આપનારી ઘી જેવી ચીજ છે તેનો ) સ્રાવ થાય છે અને એ સ્રાવ થવાથી વાયુ રોગીને મારી નાખે છે; માટે વાળની વાટ ઘાલવારૂપ ચિકિત્સા કરવી. વ્રણ જ્યારે રુઝાવા લાગે, ત્યારે ધીરેધીરે એક એક વાળ કાઢતો જવો.

બીજા ગાત્રમાંથી શલ્ય કાઢવામાં આવ્યું હોય તો વ્રણમાં તેલવાળી કપડાંની વાટ ખોસવી. એ ગાત્રને પાકની ધારતીને લીધે રુધિરવગરનું કરીને પછી સદ્યઃક્ષત ઉપરનો જે વિધિ છે, તે કરવો[1] એ હિતકારી છે. જે વ્રણો દૂર સુધી ઊતરેલા અને સૂક્ષ્મ હોય તેઓને વ્રણ ધોવાના સૂક્ષ્મ યંત્રથી લોહીવગરના કરીને પછી ઘાણી-માંથી તુરત તાજા લઈ લીધેલા તેલથી અથવા અણુતેલ કે જે આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેવામાં આવશે તેથી તૃપ્ત કરવા.

## સમંગાદિ તેલ

મજીઠ, હળદર, ભારંગી, બમણી હરડે, બહેડાં, આમળાં, રસવંતી, વાવડિંગ, કડુ, ગળો અને કરંજનાં ફળ એટલાં દ્રવ્યો એકઠાં કરી તેઓના કલ્કથી તેલ પકાવવું. રૂઝવવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે આ તેલ ઘણું ઉત્તમ કામ કરે છે.

## તાલીસાદિ તેલ

તાલીસપત્ર, પદ્મકાષ્ઠ, વાળછડ, હરેણુ, (આનો પર્યાય શબ્દ ગુજરાતીમાં મળતો નથી.) અગરુ, રતાંજલિ, હળદર, દારૂહળદર, કમળનાં બીજ, વાળો અને જેઠીમધનો કલ્ક નાખીને તેલ પકાવવું. સદ્યોવ્રણોની (આગંતુક વ્રણોની) ઉપર

[1] આ અધ્યાયનો ૧૬મો વિષય જુઓ.

રૂઝવવાના કામ માટે આ તેલ ઉત્તમ છે. ૧૫

क्षते क्षतविधिः कार्यः पिच्चिते भग्नवद्विधिः ॥१६॥

## ક્ષતની તથા પિચ્ચિતની ખાસ ચિકિત્સા

ક્ષત થયેલ હોય, તો આ અધ્યાયના ૧૨મા વિષયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સા કરવી. (આ સ્થાનના પહેલા અધ્યાય ઉપર પણ ધ્યાન દેવું.)

પિચ્ચિત થયેલ હોય તો આ ચિકિત્સિત-સ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેલી ભગ્નની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. ૧૬

घृष्टे रुजो निगृह्याशु चूर्णैरुपचरेद्व्रणम् ॥ १७॥

## ઘૃષ્ટની ખાસ ચિકિત્સા

ઘૃષ્ટ થયેલ હોય, તો તુરત જેઠીમધ વગેરેના શીત યોગોથી વેદનાને શાંત કરીને પછી (ગય-દાસાચાર્યના મત પ્રમાણે ઘીના સિંચન વગેરેથી શાંત કરીને પછી) રાળનું ઝાડ અને કડાયો કે સાજડ વગેરેનાં ચૂર્ણોથી વ્રણની ચિકિત્સા કરવી.૧૭

विश्लिष्टदेहं पतितं मथितं हतमेव च ।
वासयेत्तैलपूर्णायां द्रोण्यां मांसरसाशनम् ॥
अयमेव विधिः कार्यः क्षीणे मर्महते तथा ॥ १८॥

## સ્થાનચ્યુત અવયવોવાળા, ઝાડ વગેરે ઉપરથી પડેલા, હલમલી ગયેલા તથા પ્રહારાદિકથી અત્યંત ઈજા પામેલા વગેરેની ચિકિત્સા

જે માણસના અવયવો સાહસાદિકને લીધે સ્થાનભ્રષ્ટ થયા હોય, જે ઝાડ વગેરે ઉપરથી પડી ગયો હોય, જેના અવયવો ભિસાઈ જવા વગેરેથી હલમલી ગયા હોય તે માણસને અને જેનું શરીર વેગવાળા પદાર્થથી કે ધોકા વગેરેથી ઈજા પામેલ હોય તે માણસને તેલથી ભરેલી કોઠીમાં રાખવો અને તેને માંસનો રસો જમાડવો.

જે માણસ પંથ કરવા વગેરેથી ક્ષીણ થયો હોય અથવા હૃદય વગેરે મર્મોમાં ઈજા પામ્યો હોય, તેને માટે પણ આ વિધિ કરવો. ૧૮

रोपणे सपरीषेके पाने च व्रणिनां सदा ॥
तैलं घृतं वा संयोज्यं शरीरर्त्तूनवेक्ष्य हि ॥१९॥

## શરીર તથા ઋતુ જોઈ તેલની તથા ઘીની યોજના કરવી

વ્રણવાળાઓ માટે રોપણમાં, પીવામાં તથા સિંચનમાં તેલની કે ઘીની યોજના શરીરને તથા ઋતુને જોઈ કરવી. (શરીર વાતકફ પ્રકૃતિવાળું હોય અને શિશિરાદિક કાળ હોય, તો તેલની યોજના કરવી. શરીર રક્તપિત્ત પ્રકૃતિ-વાળું હોય અને શરદઆદિ કાળ હોય, તો ઘીની યોજના કરવી.) ૧૯

घृतानि यानि वक्ष्यामि यत्नतः पित्तविद्रधौ
सद्योव्रणेषु देयानि तानि वैद्येन जानता ॥ २०॥

## તુરતનાં વ્રણો ઉપર દેવાનાં ઘૃતો (ઘી)

હું આ ચિકિત્સિતસ્થાનના ૧૯મા અધ્યાયના ૪થા વિષયમાં પિત્તવિદ્રધિની ચિકિત્સાના પ્રકરણમાં પ્રયત્નપૂર્વક 'प्रपौंडरीकमंजिष्ठा' ઇત્યાદિ શ્લોકોથી જે ઘૃતો કહેવાનો છું, તે ઘૃતો પ્રવીણ વૈદ્યે તુરતનાં વ્રણોની ઉપર પણ દેવાં. ૨૦

सद्यःक्षतव्रणं वैद्यः सशूलं परिषेचयेत् ॥
सर्पिषा नातिशीतेन बलातैलेन वा पुनः ॥२१॥

## તુરતના ક્ષતવ્રણની શૂળયુક્ત અવસ્થામાં ઘીનાં તથા બલાતેલનાં સિંચનો

વૈદ્યે, જેમાં શૂળ નીકળતું હોય એવા તુરતના ક્ષતવ્રણ ઉપર, જો શરીર પિત્તરક્તપ્રકૃતિવાળું હોય અને શરદ વગેરે કાળ હોય, તો ઘીથી સિંચન કરવું અને જો શરીર વાતકફપ્રકૃતિવાળું હોય તથા હેમંત વગેરે કાળ હોય, તો બલાતેલ કે જે અત્યંત શીતળતાવાળું નથી, તેથી સિંચન કરવું. (આ સ્થાનના ૧૫મા અધ્યાયનો ૧૧મો વિષય જુઓ.) ૨૧

समङ्गां रजनीं पद्मां पथ्यां तुत्थं सुवर्चलाम्–
पद्मकं रोध्रमधुकं विडङ्गानि हरेणुकम् ।
तालीशपत्रं नलदं चन्दनं पद्मकेसरम् ॥

मञ्जिष्ठोशीरलाक्षाश्च क्षीरिणां चापि पल्लवान् ।
प्रियालबीजं तिन्दुक्यास्तरुणानि फलानि च ॥
यथालाभं समाहृत्य तैलमेभिर्विपाचयेत् ।
सद्योव्रणानां सर्वेषामदुष्टानां तु रोपणम् ॥२२॥

### સઘળા પ્રકારના અદુષ્ટ તુરતના વ્રણો રૂઝવવા સમંગાદિ તેલ

રિસામણી, હળદર, ભારંગી, હરડે, રસવંતી, સૂરજમુખી, પદ્મકાષ્ઠ, લોધર, જેઠીમધ, વાવડિંગ, હરેણુક નામનું સુગંધી દ્રવ્ય, તાલીશપત્ર, જટામાંસી, રતાંજલિ, કમળના કેસરા, મજીઠ, વાળો, લાખ, વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં કોમળ પાંદડાં, ચારોળીનાં બીજ અને ટિંબરુનાં કાચાં ફળો એમાંથી જેટલાં મળે તેઓને એકઠાં કરી વાટીને તેઓના કલ્કથી તેલ પકાવવું. આ તેલ સઘળા પ્રકારના અદુષ્ટ તુરતના વ્રણો રૂઝવે છે. ૨૨

कषायमधुराः शीताः क्रियाः स्निग्धाश्च योजयेत् ॥
सद्योव्रणानां सप्ताहं पश्चात्पूर्वोक्तमाचरेत् ॥ २३ ॥

### સદ્યોવ્રણો (આગંતુક વ્રણો)ની ઉપર તૂરી, મધુર, શીત તથા સ્નિગ્ધ ક્રિયાઓ કરવાનો અવધિ

તુરતના વ્રણો ઉપર સાત દિવસ સુધી તૂરી, મધુર, શીતળ તથા સ્નિગ્ધ ક્રિયાઓ કરવી. સાત દિવસ વીતી ગયા પછી દ્વિવ્રણીયચિકિત્સિત નામના ગયા અધ્યાયમાં કહેલી ચિકિત્સાઓ યોગ્યતા પ્રમાણે કરવી. ૨૩

दुष्टव्रणेषु कर्त्तव्यमूर्ध्वं चाधश्च शोधनम् ॥
विशोषणं तथाहारः शोणितस्य च मोक्षणम् ।
कषायं राजवृक्षादौ सुरसादौ च धावनम् ॥
तयोरेव कषायेण तैलं शोधनमिष्यते ।
क्षारोदकेन वा तैलं क्षारद्रव्येण साधितम् ॥२४॥

### સર્વ પ્રકારના દુષ્ટ વ્રણો ઉપર કેવી ચિકિત્સાઓ કરવી?

દુષ્ટ વ્રણો ઉપર વમન દેવું, વિરેચન દેવું, ...પન કરાવવું, જળો મૂકવા વગેરેથી લોહી કઢાવવું અને કડવો, તીખો તથા તૂરો વગેરે આહાર આપવો. (નાભિથી ઉપરના પ્રદેશોમાં થયેલા કફ સંબંધી વ્રણો ઉપર વમન દેવું, પિત્ત સંબંધી વ્રણો ઉપર તથા પિત્તાશયના થયેલા વ્રણો ઉપર વિરેચન દેવું, નાભિથી નીચેના પ્રદેશોમાં થયેલા વ્રણો ઉપર તથા વાતાશયમાં થયેલા વ્રણો ઉપર તથા વાત સંબંધી વ્રણો ઉપર પિચકારી દેવી અને માથામાં થયેલા કફજન્ય વ્રણો ઉપર શિરોવિરેચન દેવું, ઇત્યાદિ જાણી લેવું.) દુષ્ટ વ્રણો ઉપર શોધન માટે આરગ્વધાદિ ગણના તથા સુરસાદિ ગણના ક્વાથોથી ધોવડાવવાની અને આરગ્વધાદિ ગણના તથા સુરસાદિ ગણના ક્વાથોથી પકાવેલા તેલની અથવા ક્ષારના જલથી અને મરખા તથા ખાખરા વગેરે ક્ષારનાં દ્રવ્યોના કલ્કથી પકાવેલા તેલની યોજના કરવી. ૨૪

द्रवन्ती चिरबिल्वश्च दन्ती चित्रक एव च ।
पृथ्वीका निम्बपत्राणि कासीसं तुत्थमेव च
त्रिवृत्तेजोवती नीला हरिद्रे सैन्धवं तिलाः ।
मूर्वाकदम्बः सुवहा शुकाख्या लाङ्गलाह्वया ॥
नैपाली जालिनी चैव मदयन्ती मृगादनी ।
सुधामूर्वार्ककीटारिहरितालकरञ्जिकाः ॥
यथोपपत्ति कर्त्तव्यं तैलमेतैस्तु शोधनम् ।
घृतं वा यदि वा प्राशं कल्काः संशोधनास्तथा ॥२५

### સઘળા પ્રકારના દુષ્ટ વ્રણો ઉપર તેલના, ઘીના તથા કલ્કોના યોગો

ઉંદરકની, કરંજ, નેપાળાનાં મૂળ, ચિત્રક, કલોંજી જીરું, નાની માલકાંકણી, લીંબડાનાં પાંદડાં, હીરાકશી, મોરથુથુ, નસોતર, કાળાં ફૂલવાળી દીરવણી, હળદર, દારૂહળદર, સિંધવ, તલ, ગોરખમુંડી, નોરવેલ, રાણ, ફૂધિયો વછનાગ, મણશીલ, કડવી ધીસોડી, ટોલર, ઇંદ્રવારણી, થોર, મોરવેલ, આકડો, વાવડિંગ અથવા હીડામારી, હરતાલ અને કરંજનાં ફળમાંથી

જેટલાં દ્રવ્યો મળે તેટલાંનો કલ્ક નાખીને શોધન તેલ પકાવવું; શરીરના તથા કાળ અનુસારે યોગ્ય જણાય તો એ જ કલ્કથી શોધનથી પકાવવું અને શોધન કલ્કો પણ એ દ્રવ્યોના કરવા. (દ્વિવ્રણીય નામના ગયા અધ્યાયના ૫૪-૫૩ તથા ૫૨મા વગેરે વિષયો ઉપરથી તેલના, ઘીના તથા કલ્કના વિષયો જાણી લેવા.) ૨૫

सैन्धवत्रिवृदेरण्डपत्रकल्कस्तु वातिके ।
त्रिवृद्धरिद्रामधुककल्कः पैत्ते तिलैर्युतः ॥
कफजे तिलतेजोह्वादन्तीस्वर्जिकचित्रकाः ॥ २६ ॥

### દુષ્ટ વ્રણો ઉપર દોષોના ભેદોથી કલ્કોના ભેદો

વાતદૂષિત વ્રણ માટે સેંધવ, નસોતર તથા એરડાનાં પાંદડાંનો કલ્ક કરવો.

પિત્તદૂષિત વ્રણ માટે નસોતર, હળદર, જેઠીમધ અને તલનો કલ્ક કરવો.

કફદૂષિત વ્રણ માટે તલ, માલકાંકણી, નેપાળાનાં મૂળ, સાજીખાર અને ચિત્રકનો કલ્ક કરવો. ૨૬

दुष्टव्रणविधिः कार्यो मेहकुष्ठव्रणेष्वपि ॥ २७ ॥

### પ્રમેહના તથા કોઢના વ્રણોમાં પણ તે પ્રમાણે

પ્રમેહની ફોલ્લીઓના વ્રણો ઉપર તથા કોઢના વ્રણો ઉપર પણ ઉપર કહેલી દુષ્ટ વ્રણોની ચિકિત્સા કરવી. ૨૭

षड्विधःप्राक्प्रदिष्टो यः सद्योव्रणविनिश्चयः ।
नातः शक्यं परं वक्तुमपि निश्चितवादिभिः ॥
उपसर्गैर्निपातैश्च तत्तु पण्डितमानिनः ।
केचित्संयोज्य भाषन्ते बहुधा मानगर्विताः ॥
बहु तद्भाषितं तेषां षट्स्वेष्वेवावतिष्ठते ।
विशेषा इव सामान्ये षट्त्वं तु परमं मतम् ॥२८॥

### બીજાઓએ માનેલા તુરતના વ્રણના અનેક ભેદોનો છિન્ન આદિ છ ભેદોમાં સમાવેશ

અમોએ તુરતના વ્રણના છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પિચ્ચિત અને ઘૃષ્ટ એ નામના જે છ ભેદો કહ્યા છે, તે ભેદોથી જુદા પડે એવા વધારે ભેદો કોઈ મોટા પંડિતોથી પણ કહી શકાય એમ નથી. પોતાને પંડિત માનનારા અને વૈદ્યપણાનો ગર્વ ધરાવનારા કેટલાક લોકો છિન્ન તથા ભિન્ન વગેરે શબ્દોને 'પ્ર' વગેરે ઉપસર્ગોનો તથા 'ઉચ્ચૈસ્' વગેરે નિપાતોનો યોગ આપીને પ્રચ્છિન્ન અને ઉચ્ચૈશ્છિન્ન આદિ ઘણા ઘણા ભેદો કહે છે, પણ એ લોકોનું એ ઘણું બોલવું અર્થાત્ તેઓએ કલ્પેલા સઘળા ભેદો, જેમ આંબો, વડ, પીપળો તથા ઊંબરો વગેરે વિશેષો વૃક્ષરૂપ સામાન્યમાં સમાઈ જાય છે, તેમ છિન્ન આદિ છ ભેદોમાં સમાઈ જાય છે, માટે છેવટે અમોએ કહેલા છ ભેદો જ રહે છે. ૨૮

## અધ્યાય ૩ જો

अथातो भग्नानां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ભગ્નચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अल्पाशिनोऽनात्मवतो जन्तोर्वातात्मकस्य च ।
उपद्रवैर्वा जुष्टस्य भग्नं कृच्छ्रेण सिध्यति ॥ २ ॥

### કેવા માણસનું ભગ્ન કષ્ટસાધ્ય છે?

થોડું જમનારા, અજિતેંદ્રિય (અપથ્ય સેવનારા માણસનું), વાયુપ્રકૃતિવાળા અને

૧ ભગ્નોનાં નિદાન તથા લક્ષણાદિક આ ગ્રંથના નિદાનસ્થાનના ૧૫મા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવ્યાં છે, તેઓની ચિકિત્સાના વિષયનો.

જ્વર તથા પેટના આફરા વગેરે ઉપદ્રવોથી યુક્ત માણસનું ભગ્ન કષ્ટસાધ્ય છે. ૨

लवणं कटुकं क्षारमम्लं मैथुनमातपम् ।
व्यायामं च न सेवेत भग्नो रूक्षान्नमेव च ॥ ३ ॥

### ભગ્નવાળા માણસે પાળવાની પરેજી

ભગ્નવાળા માણસે લૂણનો, તીખાનો, ક્ષારનો, ખાટાનો, મૈથુનનો, તડકાનો, કસરત વગેરે મહેનતનો અને રૂક્ષ અન્નનો ત્યાગ કરવો.

शालिर्मांसरसः क्षीरं सर्पिर्यूषः सतीनजः ।
बृंहणं चान्नपानं स्याद्देयं भग्नाय जानता ॥ ४ ॥

### ભગ્નવાળાં માણસો માટે પથ્ય

સમજુ વૈદ્ય ભગ્નવાળાં માણસોને ચોખા, માંસનો રસો, દૂધ, ઘી, વટાણાનું ઓસામણ અને શરીરને પુષ્ટિ આપનારાં અન્નપાનો દેવાં. (જો કે દૂધ વ્રણમાં નિષિદ્ધ છે, તોપણ આ વચન અપવાદરૂપ છે, તેથી ભગ્નમાં દૂધ આપવાનો બાધ નથી. કેટલાક કહે છે કે 'વ્રણવાળા ભગ્નમાં નહિ, પણ વ્રણવગરના ભગ્નમાં ઊનું દૂધ દેવાનો બાધ નથી' કેટલાક કહે છે કે 'ભગ્નમાં દૂધ દેવું એ વિરુદ્ધ જ છે; કારણ કે દૂધ પાકને તથા પરુને ઉત્પન્ન કરનારું છે.' કેટલાક કહે છે કે 'મૂળ શ્લોકમાં 'क्षीरं सर्पिः' એવો જુદોપાઠ નથી, પણ 'क्षीरसर्पिः' એવો સમસ્ત પાઠ છે, માટે તેનો અર્થ દૂધમાંથી કાઢેલું ઘી ભગ્નવાળાને દેવું એવો થાય' જો કે વટાણા વાતકર છે તો પણ તેઓનું ઓસામણ ઘી વગેરેથી સંસ્કાર પામેલ હોવાને લીધે ભગ્નને સારું કરનાર થાય છે. ડલ્હન.) ૪

मधूकोदुम्बराश्वत्थपलाशककुभत्वचः ।
वंशसर्जवटानां च कुशार्थमुपसंहरेत् ॥ ५ ॥

### ભગ્નને બાંધવાની પટ્ટીઓ બનાવવાની ચીજો

વૈદ્યે ભગ્નને બાંધવાની પટ્ટીઓ બનાવવા માટે મહુડાં, ઉંબરા, પીપળા, ખાખરા, સાજડ અથવા કડાયા, વાંસ, રાળનાં ઝાડ અને વડની છાલો એકઠી કરાવી રાખવી. ૫

आलेपनार्थं मञ्जिष्ठां मधुकं रक्तचन्दनम् ।
शतधौतघृतोन्मिश्रं शालिपिष्टं च संहरेत् ॥ ६ ॥

### ભગ્ન ઉપર લેપ કરવાના પદાર્થો

વૈદ્યે, ભગ્નોની ઉપર લેપ કરવા માટે કાંજીમાં વાટેલાં મજીઠ, જેઠીમધ તથા રતાંજલિ, અને સોવાર ધોયેલા ઘીથી મિશ્ર કરેલો ચોખાનો લોટ મંગાવી રાખવાં. ૬

सप्ताहादथ सप्ताहात्सौम्येष्वृतुषु बन्धनम् ॥
साधारणेषु कर्त्तव्यं पञ्चमे पञ्चमेऽहनि ।
आग्नेयेषु त्र्यहात्कुर्याद्भग्नदोषवशेन वा ॥ ७ ॥

### ભગ્ન ઉપર બાંધેલો પાટો ક્યારે બદલવો?

ઠંડી ઋતુઓમાં સાત સાત દિવસે, ગરમ ઋતુઓમાં ત્રણ ત્રણ દિવસે અને સાધારણ ઋતુઓમાં પાંચ પાંચ દિવસે ભગ્ન ઉપર પાટો બાંધવો અથવા ભગ્નના વાતપિત્તાદિક દોષોને જોઈને તેઓના અનુસારે પાટો બદલાવવાનો સમય કલ્પી લેવો. ૭

तत्रातिशिथिलं बद्धे सन्धिस्थैर्यं न जायते ॥
गाढेनापि त्वगादीनां शोफो रुक्पाक एव च ।
तस्मात्साधारणं बन्धं भग्ने शंसन्ति तद्विदः ॥८॥

### ભગ્ન ઉપર કેવો પાટો બાંધવો?

જો ભગ્ન ઉપર અત્યંત શિથિલ (પોચો) પાટો બાંધવામાં આવે, તો સંધિઓની સ્થિરતા થતી નથી અને ગાઢ (દૃઢ-કઠણ) પાટો બાંધવામાં આવે, તો ચામડી વગેરેનો સોજો, વેદના તથા પાક થાય છે; માટે વિદ્વાન વૈદ્યો ભગ્ન ઉપર સમ (સાધારણ) પાટો કહે છે. ૮

न्यग्रोधादिकषायं तु सुशीतं परिषेचने ।
पञ्चमूलीविपक्वं तु क्षीरं कुर्यात्सवेदने ॥
सुखोष्णमवचार्यं वा चक्रतैलं विजानता ।
विभज्य कालं दोषं च दोषघ्नौषधसंयुतम् ।
परिषेकं प्रदेहं च विदध्यात्शीतमेव च ॥ ९ ॥

### ભગ્ન ઉપર સિંચન કરવાનાં દ્રવ્યો

ભગ્ન ઉપર ન્યગ્રોધાદિ ગણના અત્યંત શીતલ ઉકાળાનું સિંચન કરવું. જો રોગી પિત્તપ્રકૃતિવાળો હોય અને ઋતુ પણ ઉષ્ણ હોય, તો વેદનાવાળા ભગ્ન ઉપર લઘુપંચમૂળીના કલ્કથી પકાવેલા દૂધનું સિંચન કરવું; જો રોગી વાતકફપ્રકૃતિવાળો હોય, શૂળ નીકળતું હોય અને ઋતુ પણ શીત હોય, તો ઘાણીમાંથી લઈ લીધેલા તુરતના તાજા તેલને જરા ગરમ કરી તેનું સિંચન કરવું. ભગ્ન ઉપર સિંચનનો તથા લેપનનો સામાન્ય નિયમ એ છે કે સિંચનો તથા લેપનો દોષોને હણનારાં ઔષધોથી યુક્ત તથા શીતલ જ કરવાં, પરંતુ દોષાદિક અનુસારે ઉષ્ણ કરવાં યોગ્ય જણાય, તો તેમ પણ કરવું. ૯

गृष्टिक्षीरं ससर्पिष्कं मधुरौषधसाधितम् ।
शीतलं लाक्षया युक्तं प्रातर्भग्नः पिबेन्नरः ॥१०॥

### ભગ્નવાળા માણસ માટે અંદરનું ઔષધ

ભગ્નવાળા માણસે નિત્ય પ્રભાતમાં પેલવેતરી ગાયના દૂધને કાકોલ્યાદિ મધુર ગણના કલ્કથી પકાવી, અંદર એક એક તોલાભાર ઘી તથા લાખ નાખી શીતલ કરીને પીવું. ૧૦

सव्रणस्य तु भग्नस्य व्रणं सर्पिर्मधूत्तरैः ।
प्रतिसार्यं कषायैस्तु शेषं भग्नवदाचरेत् ॥११॥

### વ્રણવાળા ભગ્નની વિશેષ ચિકિત્સા

જો ભગ્ન વ્રણવાળું હોય તો ન્યગ્રોધાદિ ગણના કલ્કોમાં ઘી તથા મધ સારી પેઠે મિશ્ર કરી તે કલ્કોથી લેપન કરવું અને બાકીની આહારાદિક ક્રિયા ભગ્નની પેઠે જ કરવી. ૧૧

प्रथमे वयसि त्वेवं भग्नं सुकरमादिशेत् ।
अल्पदोषस्य जन्तोस्तु काले च शिशिरात्मके ।
प्रथमे वयसि त्वेवं मासात्सन्धिः स्थिरो भवेत् ॥
मध्यमे द्विगुणात्कालादुत्तरे त्रिगुणात्स्मृतः ॥१२॥

### ઉંમર પ્રમાણે ભગ્ન સુખસાધ્ય તથા ભગ્ન સાજું થવાનો સમય

પહેલી ઉંમરમાં ભગ્ન થયું હોય તો તેને ઘણા પરિશ્રમ વગર સહેજે સાજું કરી શકાય છે. જો રોગી અલ્પ દોષવાળો હોય, ઋતુ શીતલ હોય અને ઉંમર પણ પહેલી હોય તો સંધિ એક મહિને સ્થિર થાય છે. જો રોગી અલ્પ દોષવાળો હોય, ઋતુ શીતલ હોય અને ઉંમર મધ્યમ હોય તો સંધિ બે મહિને સ્થિર થાય છે. જો રોગી અલ્પ દોષવાળો હોય, ઋતુ શીતલ હોય અને ઉંમર ઉત્તર (વૃદ્ધ) હોય તો સંધિ ત્રણ મહિને સ્થિર થાય છે. આમાં આહાર-વિહારની સંભાળ તો અવશ્ય જોઈએ.) ૧૨

अवनामितमुन्नह्येदुन्नतं चावपीडयेत् ।
आञ्छेदतिक्षिप्तमधो गतं चोपरि वर्त्तयेत् ॥१३॥

### સંધિમુક્ત તથા કાંડભગ્ન ટાળવાના ઉપાયો

જે નમી ગયું હોય તેને ઊંચું કરવું, ઊંચું થઈ ગયું હોય તેને દબાવીને બેસાડવું, દૂર જતું રહ્યું હોય તેને યોગ્ય પ્રદેશમાં ખેંચી લેવું અને નીચે ગયું હોય તેને ઉપર ચડાવવું. ૧૩

आञ्छनैः पीडनैश्चैव संक्षेपैर्बन्धनैस्तथा ॥
सन्धीञ्छरीरे सर्वांस्तु चलानप्यचलानपि ।
एतैस्तु स्थापनोपायैः स्थापयेन्मतिमान्भिषक् ॥१४॥

### સંધિમુક્ત તથા કાંડભગ્નનાં સ્થાપન

બુદ્ધિમાન વૈદ્યે શરીરના સઘળા ચલ સંધિઓને (હાથપગના, કમરના તથા હડપચીના સંધિઓ ચલ છે) તથા અચલ સંધિઓને પણ ખેંચવાં, નમાવવાં, ઊંચાં કરવાં, ફેરવવાં અને સંકુચિત કરવાં, એ ઉપાયોથી સ્થાપિત કરીને પછી બાંધવાની ચિકિત્સા કરવી. કાંડભગ્નોને પણ એ જ ઉપાયોથી સ્થાપીને પછી બાંધવાની ચિકિત્સા કરવી. (સંકુચિત કરવાનું જે કહ્યું તે પિચ્ચિક માટે છે.) ૧૪

उत्पिष्टमथ विश्लिष्टं सन्धिं वैद्यो न घट्टयेत् ।
तस्य शीतान्परीषेकान्प्रदेहांश्चावचारयेत् ॥
अभिघाते हृते सन्धिः स्वां याति प्रकृतिं पुनः ॥१५

### ઉત્પિષ્ટ તથા વિશ્લિષ્ટ સંધિઓની ચિકિત્સા

ઉત્પિષ્ટ કે વિશ્લિષ્ટ થયેલા સંધિને વૈદ્યે

ચલાયમાન કરવો નહિ ( હલાવવો નહિ ), પણ તેના ઉપર શીતલ સિંચનો તથા શીતલ પ્રદેહો (જાડાં લેપનો) કરવાં. ઉત્પિષ્ટ (ભિંસાઈ ગયેલો) કે વિશ્લિષ્ટ (જરા જુદો) થયેલો સંધિ, શીતલ સિંચનોથી તથા શીતલ લેપનોથી પ્રહાર ટળી જતાં પાછો પોતાની મેળે જ અસલ સ્થિતિને પ્રાપ્ત થાય છે. ૧૫

घृतदिग्धेन पट्टेन वेष्टयित्वा यथाविधि ।
पट्टोपरि कुशान् दत्त्वा यथावद् बंधमाचरेत् ॥१६॥

### ભગ્ન ઉપર પાટો બાંધવાની રીત

ભગ્ન ઉપર ઘીથી ખરડેલો પાટો વિધિપ્રમાણે વીંટી તે પાટાની ઉપર મહુડાંની છાલ વગેરેની પટ્ટીઓ લગાવીને યોગ્ય રીતે બંધન કરવું. ૧૬

प्रत्यङ्गभग्नस्य विधिरत ऊर्ध्वं प्रवक्ष्यते ।
नखसन्धि समुत्पिष्टं रक्तानुगतमारया ।
अवमथ्य स्रुते रक्ते शालिपिष्टेन लेपयेत् ॥
भग्नां वा सन्धिमुक्तां वा स्थापयित्वांगुलीं समाम् ।
अणुनावेष्ट्य पट्टेन घृतसेकं प्रदापयेत् ॥
अभ्यज्य सर्पिषा पादं तलभग्नं कुशोत्तरम् ।
वस्त्रपट्टेन बध्नीयान्न च व्यायाममाचरेत् ॥
अभ्यज्यायामयेज्जङ्घामूरुं च सुसमाहितः ।
दत्त्वा वृक्षत्वचः शीता वस्त्रपट्टेन वेष्टयेत् ॥
मतिमांश्चक्रयोगेन ह्याञ्छेदूर्ध्वमस्थि निर्गतम् ।
स्फुटितं पिच्चितं चापि बध्नीयात्पूर्ववद्भिषक् ॥
आञ्छेदूर्ध्वमधो वापि कटीभग्नं तु मानवम् ।
ततः स्थानस्थिते सन्धौ बस्तिभिः समुपाचरेत् ॥
पर्शुकास्वथ भग्नासु घृताभ्यक्तस्य तिष्ठतः ।
दक्षिणास्वथवा वामास्वनुमृज्य निबन्धनीः ॥
ततः कवलिकां दत्त्वा वेष्टयेत्सुसमाहितः ।
तैलपूर्णे कटाहे वा द्रोण्यां वा शाययेन्नरम् ।
मुसलेनोत्क्षिपेत्कक्षामंससन्धौ विसंहते ।
स्थानस्थितं च बध्नीत स्वस्तिकेन विचक्षणः ॥
कौर्परं तु तथा सन्धिमंगुष्ठेनानुमार्जयेत् ।
अनुमृज्य ततः सन्धिं पीडयेत्कूर्पराच्युतम् ॥

प्रसार्याकुञ्चयेच्चैनं स्नेहसेकं च दापयेत् ।
एवं जानुनि गुल्फे च मणिबन्धे च कारयेत् ।
उभे तले समे कृत्वा तलभग्नस्य देहिनः ॥
बध्नीयादामतैलेन परिषेकं च कारयेत् ।
प्राग्गोमयमयं पिण्डं धारयेन्मृण्मयं ततः ॥
हस्ते जातबले चापि कुर्यात्पाषाणधारणम् ।
सन्नमुन्नमयेत्स्विन्नमक्षकं मुसलेन तु ॥
तथोन्नतं पीडयेच्च बध्नीयाद्गाढमेव च ।
ऊरुवच्चापि कर्त्तव्यं बाहुभग्नचिकित्सितम् ॥
ग्रीवायां तु विवृत्तायां प्रविष्टायामधोऽपि च ।
अवटावथ हन्वोश्च प्रगृह्योन्नमयेन्नरम् ॥
तयां कुशान्समं दत्त्वा वस्त्रपट्टेन वेष्टयेत् ॥
उत्तानं शाययेच्चैनं सप्तरात्रमतन्द्रितः ।
हन्वस्थिनी समानीय हनुसन्धौ विसंहते ॥
स्वेदयित्वा स्थिते सम्यक्पश्चाद्गां वितरेद्भिषक् ।
वातघ्नमधुरैः सर्पिः सिद्धं नस्ये च पूजितम् ॥
अभग्नांश्चलितान्दन्तान्सरक्तानवपीडयेत् ।
तरुणस्य मनुष्यस्य शीतैरालेपयेद्बहिः ॥
सिक्त्वाम्बुभिस्ततः शीतैः सन्धानीयैरुपाचरेत् ।
उत्पलस्य च नालेन क्षीरपानं विधीयते ॥
जीर्णस्य तु मनुष्यस्य वर्जयेच्चलितान्द्विजान् ।
नासां सन्नां विवृत्तां वा ऋज्वीं कृत्वा शलाकया ।
पृथङ् नासिकयोर्नाड्यौ द्विमुख्यौ संप्रवेशयेत् ।
ततः पट्टेन संवेष्ट्य घृतसेकं प्रदापयेत् ॥
भग्नं कर्णं च बध्नीयात्समं कृत्वा घृतप्लुतम् ।
सद्यःक्षतविधानं च ततः पश्चात्समाचरेत् ॥
मस्तुलुङ्गाद्विना भिन्ने कपाले मधुसर्पिषी ।
दत्त्वा ततो निबध्नीयात्सप्ताहं च पिबेद्घृतम् ॥
पतनादभिघाताद्वा शूनमङ्गं यदक्षतम् ।
शीतान्प्रदेहान्सेकांश्च भिषक्तस्यावचारयेत् ॥
अथ जङ्घोरुभग्नानां कपाटशयनं हितम् ।
कीलका बन्धनार्थं च पञ्च कार्या विजानता ॥
यथा न चलनं तस्य भग्नस्य क्रियते तथा ।
सन्धेरुभयतो द्वौ द्वौ तले चैकश्च कीलकः ॥

श्रोण्यां वा पृष्ठवंशे वा वक्षस्यक्षकयोस्तथा ।
भग्नसन्धिविमोक्षेषु विधिमेनं समाचरेत् ॥
संधींश्चिरविमुक्तांस्तु स्निग्धान्स्विन्नान्मृदूकृतान् ।
उक्तैर्विधानैर्बुद्धया च सम्यक्प्रकृतिमानयेत् ॥
काण्डभग्ने प्ररूढे तु विषमोल्बणसंहिते ।
आपोथ्य समयेद्भग्नं ततो भग्नवदाचरेत् ॥
कल्पयेन्निर्गतं शुष्कं व्रणान्तेऽस्थि समाहितः ।
ऊर्ध्वकाये तु मग्नानां मस्तिष्क्यं कर्णपूरणम् ।
घृतपानं हितं नस्यं प्रशाखास्त्वनुवासनम् ॥ १७ ॥

## એકએક અંગના ભગ્ન માટે જુદોજુદો ખાસ વિધિ

ઉત્પિષ્ટ (ભિસાઈ ગયેલા) અને દુષ્ટ રુધિરથી સંબદ્ધ થયેલા નખના સંધિને આરા (મોચીની આર જેવી આર) નામના શસ્ત્ર વડે તેમાંથી લોહી સ્રવાવીને તેના ઉપર ઘીથી મિશ્રિત કરેલા ચોખાના લોટનો લેપ કરવો.

કાંડભગ્ન થયેલી અથવા સંધિમુક્ત થયેલી આંગળીને ઉપરના ચૌદમા વિષયમાં કહેલા સ્થાપનના ઉપાયોથી બરાબર રીતે સ્થાપી, ઝીણા પાટાથી વીંટીને પછી તેના ઉપર ઘીનું સિંચન કરાવવું. (આંગળી ઉપર જાડો પાટો વીંટવાથી વધારે પીડા થાય છે.)

પગ, જો તળામાં (ફણામાં) ભગ્ન થયો હોય તો તેને ઘી ચોપડી વડ વગેરેની છાલની પટ્ટી લગાવી વસ્ત્રના પાટાથી બાંધવો અને બાંધ્યા પછી રોગીને ફરવાહરવાની મનાઈ કરવી.

પિંડી કે સાથળ ભગ્ન થયેલ હોય તો વૈદ્યે સારી પેઠે સાવધાન રહી, તેઓને ઘી લગાવી લાંબા કરીને પછી વડ વગેરે શીતલ વૃક્ષોની છાલોની યોગ્ય ગોઠવણ કરી વસ્ત્રનો પાટો બાંધવો.

સાથળનું હાડકું નીકળી ગયું હોય તો બુદ્ધિમાન વૈદ્યે તેને ઉપરના ૧૪ વિષયમાં કહેલા સ્થાપનના ઉપાયોથી સ્થાપીને પછી વડ વગેરેની છાલોથી ગોળ બંધન કરવું. સાથળનું હાડકું ફાટી ગયું હોય, પિચાઈ ગયું હોય કે બીજા કોઈ પ્રકારના ભગ્નવાળું થયું હોય, તોપણ તેને બરાબર રીતે સ્થાપીને સરખું બાંધવું. જો સાથળનું હાડકું ચામડી વગેરેથી તદ્દન છૂટું જ પડી નીકળ્યું હોય તો તેને કાઢી નાખીને પછી પાટો બાંધવો.

જો કમરમાં ભગ્ન થયું હોય તો અસ્થિને ઊંચું અથવા નીચું કરવું. (અસ્થિ ઊંચે ગયું હોય તો નીચે કરવું અને નીચે ગયું હોય તો ઊંચે કરવું.) સંધિ બરાબર ઠેકાણે આવી સ્થિર થાય, તે પછી સ્નેહબસ્તિઓ દેવારૂપ ચિકિત્સા કરવી. (જો કે નિદાનસ્થાનના ૧૫મા અધ્યાયના ૧૦મા વિષયમાં કમરમાં થયેલા સંધિમુક્તને અસાધ્ય કહેલ છે, તોપણ તેની અહીં ચિકિત્સા લખી છે, માટે એમ સમજવું કે તે યાપ્ય અથવા કષ્ટસાધ્ય પણ હોય છે.)

જો ડાબી તરફનાં કે જમણી તરફનાં પાંસળાંનાં અસ્થિઓ ભગ્ન થયાં હોય; તો રોગીને ઊભો રાખી ઘી લગાવી સમીકરણ માટે ઘીથી ખરડેલા હાથ વડે પાંસળાંઓનાં બંધનરૂપ માંસની દોરીઓનું અનુમાર્જન કરી યોગ્ય રીતે વંઝી વગેરેનાં ખાપિયાં લગાવી દઈને ઘણી સાવચેતીથી વેલ્લિતક નામનો પાટો બાંધવો. પછી એ રોગીને તેલથી ભરેલી લાંબી કડાઈમાં અથવા લાકડાની લાંબી પેટીમાં સુવડાવવો.

જો ખભાનો સંધિ જુદો થઈ ગયો હોય, તો મુસલ (સાંબેલા)વડે કાખને ઊંચી કરવી અને પછી સંધિ ઠેકાણે બેસી જાય, ત્યારે તે ઉપર સ્વસ્તિક નામનો પાટો બાંધવો.

હાથની કોણીનો સંધિ ખસી ગયો હોય તો તે સંધિના અસ્થિનું ઘીથી ખરડેલા હાથ વડે અનુમાર્જન કરીને તે સંધિને દબાવવો, લાંબો કરીને પાછો સંકુચિત પણ કરવો અને તેના ઉપર સ્નેહનું સિંચન દેવું.

ગોઠણ, પગની ઘૂંટી અને હાથનું કાંડું

એમાંથી કોઈનો સંધિ અલગ થયો હોય તોપણ યોગ્યતા પ્રમાણે ઉપર કહેલી ચિકિત્સા કરવી.

હાથના તળામાં ભગ્ન થયું હોય તો તે ભગ્ન થયેલા તળાને બીજા સાજાં તળાંની બરાબર કરી અને બન્ને તળાં ભગ્ન થયાં હોય તો તેઓને કાષ્ઠથી બનાવેલાં બીજાં તળાંની બરાબર કરીને પછી પાટો બાંધવો અને તેના ઉપર કાચા તેલનું સિંચન કરવું. જ્યારે તળું સાજું થાય ત્યારે કામમાં યોગ્ય થયાની પરીક્ષા માટે પ્રથમ માટીનો પિંડો પકડાવવો અને જ્યારે હાથમાં બળ આવ્યું જણાય ત્યારે પથરો પકડાવવો.

અક્ષક નામનું ખભાના સંધિની ઉપરનું અસ્થિ નીચે બેસી ગયું હોય, તો તેને સ્વેદન આપીને મુસલ (સાબેલા)વડે ઊંચું કરવું અને ઊંચું ચડી ગયું હોય તો તેને સ્વેદન આપીને મુસલ વડે નીચે દબાવવું. પછી તેને પાટા વડે દૃઢ બાંધી લેવું.

બાહુમાં ભગ્ન થયું હોય તો તેની ચિકિત્સા સાથળમાં ભગ્ન થયાની ચિકિત્સાની પેઠે જ કરવી.

ડોક વાંકી થઈ ગઈ હોય તો અથવા નીચે પેસી ગઈ હોય તો રોગીને ડોકની પાછળના ઊંચા ખાડામાં અને હડપચીના સંધિઓમાં પકડીને ઊંચો કરવો. ગયદાસાચાર્ય તો એમ વ્યાખ્યાન આપે છે કે 'ડોક વાંકી થઈ ગઈ હોય તો હડપચીના સંધિઓમાં પકડી અને નીચે પેસી ગઈ હોય તો ડોકની પાછળના ઊંચા ખાડામાં પકડીને રોગીને ઊંચો કરવો.' પછી બરાબર રીતે ખાપિયાં કે વડ વિગેરેની છાલો લગાવી વસ્રનો પાટો વીંટી લેવો. પછી વૈદે જરા પણ બેદરકારી નહિ રાખતાં એ રોગીને સાત રાત સુધી ચત્તો સુવાડવો.

હડપચીનો સંધિ અલગ થયો હોય તો તેનાં બે અસ્થિઓને ભેગાં કરી, (જમણી બાજુનું અસ્થિ અલગ થયું હોય તો તેને ડાબી બાજુના અસ્થિથી તુલ્ય સંલગ્ન અને ડાબી બાજુનું અસ્થિ અલગ થયું હોય તો તેને જમણી બાજુનાં અસ્થિથી તુલ્ય સંલગ્ન કરી) સ્વેદન આપી, બરાબર બેસી જાય ત્યારે પંચાંગી નામનો પાટો બાંધવો. પછી ભદ્રદારુ આદિ વાતહર દ્રવ્યોના તથા કાકોલ્યાદિ મધુર દ્રવ્યોના કલ્કથી તથા કવાથથી પકાવેલા ઘીનું નસ્ય દેવું, એ ઉત્તમ છે. (સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયનો ૧૦મો તથા ૪૨મા અધ્યાયનો ૧૩મો વિષય જુઓ)

જુવાન માણસના દાંત તૂટી નહિ જતાં પ્રહારથી ચલિત થઈ ગયા હોય, તો તેઓ લોહીવાળા હોય તે સમયે જ તેઓને દબાવી દેવા અને બહાર શીત પદાર્થોનું લેપન કરવું. પછી શીતલ જળથી સિંચન કરીને ઘીથી, મધથી અને ન્યગ્રોધાદિ ગણના કલ્કોથી તથા ચૂર્ણોથી ઉપચાર કરવા અને તે માણસને કમળના નાળથી દૂધ પાવું. વૃદ્ધ માણસના દાંત ચલિત થઈ ગયા હોય, તો તેઓની ચિકિત્સા કરવી નહિ.

નાક નમી ગયું હોય તો શલાકાયંત્રથી ઊંચું કરીને અને વાંકું થઈ ગયું હોય તો શલાકાયંત્રથી સીધું કરીને બન્ને નાસિકાઓમાં નિઃશ્વાસોચ્છ્વાસાદિક ચાલવા માટે જુદીજુદી બે મોઢાવાળી (પોલી) નળી નાખી દેવી અને તે પછી પાટો બાંધીને ઘીનું સિંચન કરવું.

કાન વાંકો થઈ ગયો હોય અથવા અંદર પેસી ગયો હોય તો તેને સાજા કાનની બરાબર સરખો કરી ઘીથી ભીંજવીને પાટાથી બાંધવો અને તે પછી સદ્યોવ્રણની રીતિ પ્રમાણે મધનો તથા ઘીનો અભ્યંગ અને શીતલ સિંચન વગેરે ચિકિત્સા કરવી.

માથાનું અસ્થિ ભગ્ન થવાથી મગજનો સ્રાવ થવા લાગ્યો હોય તો ગયા બીજા અધ્યાયના ૧૫મા વિષયમાં કહ્યા પ્રમાણે વાળની વાટ નાખવારૂપ ચિકિત્સા કરવી. જો મગજનો સ્રાવ ન થતો હોય તો મધ તથા ઘીનો યોગ આપીને પાટો બાંધવો અને સાત દિવસ સુધી ઘી પાવું.

પડવાથી અથવા પ્રહારથી જે અંગ જખમી નહિ થતાં સોજાવાળું થઈ ગયું હોય, તેની ઉપર વૈદ્યે શીતલ લેપનો તથા શીતલ સિંચનો કરવાં.

જેઓને પિંડીમાં કે સાથળમાં ભગ્ન થયું હોય તેઓને પ્રથમ આ વિષયના ચોથા વિષયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સિત કરી પછી પાટિયા પર સુવાડવા એ હિતકારી છે. સમજુ વૈદ્યે ભગ્ન થયેલા અવયવનું ચલન ન થવા દેવા માટે એ પાટિયામાં પાંચ ખીલા નખાવી તે ખીલાઓમાં તે અવયવને બાંધવો. બબે ખીલા સંધિની બે બાજુઓમાં રહે અને એક ખીલો સંધિની નીચે રહે એમ કરવું.

કમર, બરડો, છાતી કે અક્ષકમાં સંધિ-મુક્ત કે કાંડભગ્ન થયેલ હોય, તોપણ પ્રથમ તે વિષયની યોગ્ય ચિકિત્સા કરીને પછી પાંચ ખીલાઓની યોગ્ય ગોઠવણવાળા પાટિયા પર સુવાડવાનો વિધિ કરવો.

જે સંધિઓ લાંબા કાળથી છૂટા પડી ગયા હોય તેઓને પણ સ્નેહન તથા સ્વેદન આપી કોમળ કરી પછી ઉપર કહેલા પ્રકારોથી તથા પોતાની બુદ્ધિથી કલ્પેલા પ્રકારોથી પણ ચિકિ-ત્સિત કરીને સારી રીતે પ્રકૃતિસ્થ (સ્વસ્થ દશામાં હોય તેવા) કરવા.

લાંબા કાળથી રુઝાઈ ગયેલું કાંડભગ્ન જો વિષમ કે ઉલ્બણ (ખરાબ દેખાય એવું) સંધાયું હોય તો તેને પાછું તોડી નાખીને જેવું જોઈએ તેવું બરાબર કરવું અને પછી ભગ્નની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.

વ્રણના એક પ્રદેશમાં સુકાયેલું અસ્થિ નીકળેલું હોય તો તેને કાપી નાખવું, પણ તેમ કરતાં બીજા પ્રદેશમાં વ્રણ ન થાય, એની સંભાળ રાખવી.

નાભિથી ઉપરના પ્રદેશોમાં ભગ્ન થયેલ હોય તો તે સર્વમાં સામાન્ય ચિકિત્સા એ છે, કે સ્નેહોથી ખરડેલાં પોતાં તથા પૂમડાં વગેરે મૂકીને માથાને સ્નિગ્ધ રાખ્યા કરવું, કાનોમાં સ્નેહપૂરણ કરવું, ઘી પિવડાવવું અને નસ્ય દેવું. શાખાઓમાં ભગ્ન થયેલ હોય, તો તે સર્વની સામાન્ય ચિકિત્સા એ છે, કે માથાને સ્નિગ્ધ રાખ્યા કરવું, કાનોમાં સ્નેહપૂરણ કરવું, ઘી પિવડાવવું, નસ્ય દેવું અને સ્નેહબસ્તિ પણ દેવો. (નાભિથી ઉપરના પ્રદેશમાં ભગ્ન થયેલ હોય, તોપણ સ્નેહબસ્તિ આપવો, એમ જેજ્જ-ટાચાર્ય વ્યાખ્યાન આપે છે.) ૧૭

अत ऊर्ध्वं प्रवक्ष्यामि तैलं भग्नस्य साधकम् ।
रात्रौ रात्रौ तिलान्कृष्णान्वासयेदस्थिरे जले ॥
दिवा दिवा शोषयित्वा गवां क्षीरेण भावयेत् ।
तृतीयं सप्तरात्रं वा भावयेन्मधुकाम्बुना ।
ततः क्षीरे पुनः पीतान्सुशुष्कांश्चूर्णयेद्भिषक् ॥
काकोल्यादिं सयष्ट्याह्वं मञ्जिष्ठां सारिवां तथा ।
कुष्ठं सर्जरसं मांसीं सुरदारु सचन्दनम् ॥
शतपुष्पां च संचूर्ण्य तिलचूर्णेन योजयेत् ।
पीडनार्थं च कर्त्तव्यं सर्वगन्धशृतं पयः ॥
चतुर्गुणेन पयसा तत्तैलं विपचेद्भिषक् ।
एलामंशुमतीं पत्रं जीवकं तगरं तथा ॥
रोध्रं प्रपौण्डरीकं च तथा कालानुसारिणम् ।
सैरेयकं क्षीरशुक्लामनन्तां समधूलिकाम् ॥
पिष्ट्वा शृङ्गाटकं चैव पूर्वोक्तान्यौषधानि च ।
एभिस्तद्विपचेत्तैलं शास्त्रविन्मृदुनाग्निना ॥
एतत्तैलं सदा पथ्यं भग्नानां सर्वकर्मसु ।
आक्षेपके पक्षघाते तालुशोषे तथार्दिते ॥
मन्यास्तम्भे शिरोरोगे कर्णशूले हनुग्रहे ।
बाधिर्ये तिमिरे चैव ये च स्त्रीषु क्षयं गताः ।
पथ्यं पाने तथाभ्यङ्गे नस्ये बस्तिषु भोजने ।
ग्रीवास्कन्धोरसां वृद्धिरमुनैवोपजायते ॥
मुखं च पद्मप्रतिमं ससुगन्धिसमीरणम् ।
गन्धतैलमिदं नाम्ना सर्ववातविकारनुत् ॥
राजार्हमेतत्कर्त्तव्यं राज्ञामेव विचक्षणैः ॥ १८ ॥

## ગંધતેલ

હવે ભગ્નને સાજું કરનારા ગંધતેલનો વિધિ કહું છું સાત દિવસ સુધી નિત્ય રાત્રે કાળા તલને વહેતા પાણીમા ભિજવી રાખી દિવસે સુકાવવા પછી સાત દિવસ સુધી એ તલને તલના જેટલા જ ગાયના દૂધની ભાવના દેવી પછી તે તલને સાત દિવસ સુધી તેના જેટલા જ જેઠીમધના ક્વાથની ભાવના દેવી પછી તે તલને પાછી સાત દિવસ સુધી તેના જેટલા જ દૂધની ભાવના આપી સારી પેઠે સુકાવીને તેઓનુ ચૂર્ણ કરવુ પછી કાકોલ્યાદિ ગણ, જેઠીમધ[1], મજીઠ, ઉપલસરી, (નપૂરી) કઠ, રાળ, જટામાસી (વાળછડ), દેવદાર, સુખડ અને સુવાનુ તલના ચૂર્ણના દ્વિતીયાંશ જેટલા વજનનુ અથવા ત્રણ ભાગ તલના ચૂર્ણના થાય તથા ચોથો ભાગ આ ચૂર્ણનો થાય, તેટલા વજનનુ ચૂર્ણ કરીને તલના ચૂર્ણની સાથે મેળવી દેવુ પછી એ તલના ચૂર્ણને એલચી વગેરે સઘળા સુગંધિ પદાર્થોના કલ્ક નાખીને પકાવેલા ઊના દૂધની સાથે મેળવી-પીલાવીને તેલ કઢાવવુ તે પછી એલચી, શાલિપર્ણી, તમાલપત્ર, જીવક (આ દુર્લભ છે તેથી તેને બદલે ફગવેલાનુ મૂળ), બે ભાગ તગર, લોધર, પાડેરવો, કાટાઅશેરિયો, સફેદ ફગવેલાનો કંદ, ઉપલસરી, જલમા થતું વેલા જેવુ જેઠીમધ, શિંગોડુ અને ઉપર કહેલા કાકોલ્યાદિ ગણ તથા જેઠીમધ વગેરે ઔષધોનો કલ્ક નાખીને તે તેલને ચોગણા દૂધથી કોમળ અગ્નિ વડે પ્રવીણ વૈદ્યે પકાવવુ આ તલ ભગ્નો ઉપર પાન તથા અભ્યંગ વગેરે સઘળી ક્રિયાઓમા સર્વદા પથ્ય છે આક્ષેપક, પક્ષાઘાત, તાલુશોષ, અર્દિત, મન્યાસ્તંભ, માથાના રોગ, કર્ણશૂળ, હનુગ્રહ, બહેરાપણુ, તિમિર અને અત્યંત મૈથુન કરવાથી થયેલા ક્ષયની ઉપર પણ પીવામા, ચોળવામા, નસ્યમા, પિચકારી દેવામા અને ભોજનમાં પથ્ય છે આ તેલથી જ ડોક, કાંધ તથા છાતીની વૃદ્ધિ થાય છે અને મોઢુ અત્યંત સુગંધિ શ્વાસવાળુ તથા કમળ જેવુ થાય છે આ ગંધતેલ નામનુ તેલ સઘળા વાયુસંબંધી વિકારોને ટાળનારુ છે આ તેલ રાજાઓને લાયક છે, એટલા માટે વિચક્ષણ વૈદ્યોએ રાજાઓને માટે જ કરવુ (ઘણી સામગ્રીઓથી બને એવું છે, માટે 'રાજાઓને માટે કરવુ' એમ કહ્યુ છે, પણ તેથી 'બીજાઓને માટે નહી કરવુ' એમ સમજવુ નહિ ) ૧૮

[1] કાકોલ્યાદિ ગણમા જેઠીમધ આવી જાય છે, તે છતા જેઠીમધ બીજીવાર કહ્યુ માટે જેઠીમધ બે ભાગનું લેવુ એમ સમજવુ

त्रपुसाक्षप्रियालाना तैलानि मधुरैः सह ।
वसां दत्त्वा यथालाभ क्षीरे दशगुणे पचेत् ॥
स्नेहोत्तममिदं चाशु कुर्याद्भग्नप्रसाधनम् ।
पानाभ्यञ्जननस्येषु वस्तिकर्मणि सेचने ॥ १९ ॥

## સ્નેહોત્તમ તેલ

ત્રપુસ જાતની કાકડી, બહેડા અને ચારોળીના તેલો કરી એ તેલોને મિશ્રિત કરી તેમા કાકોલ્યાદિ મધુર વર્ગનો કલ્ક નાખી તથા જેટલી મળી આવે તેટલી ચરબી નાખીને તે તેલને દશગણા દૂધમા પકાવવુ, એટલે તે સ્નેહોત્તમ નામનુ તેલ કહેવાય છે આ તેલ ભગ્નોને તુરત સાજા કરે છે, માટે ભગ્નોની ઉપર પીવામાં, લગાડવામા, નસ્યમા, બસ્તિક્રિયામા તથા સિંચનમાં આ તેલનો ઉપયોગ કરાવવો ૧૯

भग्नं नैति यथा पाकं प्रयतेत तथा भिषक् ।
पक्कमांसशिरास्नायु तद्धि कृच्छ्रेण सिध्यति ॥२०॥

## ભગ્નની ચિકિત્સામાં વૈદ્યની સંભાળની જરૂર

વૈદ્યે ભગ્નની ચિકિત્સામા એવી પૂરી સંભાળ રાખવી, કે જેથી ભગ્ન પાકી જાય નહિ, કેમ કે જે ભગ્નમાં માંસ, શિરા કે સ્નાયુ પાકી જાય તે ભગ્ન કષ્ટસાધ્ય થઈ પડે છે (વૈદ્યે ભગ્ન ઉપર

પાક કરનારા બાહ્ય તથા આભ્યંતર ઉપચારોનો ત્યાગ કરાવવો અને જેઓથી પ્રશમ થાય તથા પાક થતો અટકે એવા ઉપચારો કરવા. ૨૦

भग्नं सन्धिमनाविद्धमहीनाङ्गमनुल्बणम् ।
सुखचेष्टाप्रचारं च संहितं सम्यगादिशेत् ॥२१॥

### ભગ્નને બરાબર સંધાયેલું અને રુઝાયેલું ક્યારે સમજવું ?

જ્યારે અવયવોને લાંબા ટૂંકા કરતાં જરા પણ દુખાવો ન થાય, કોઈ પણ અવયવમાં ઓછાપણું ન રહે, સોજો જરા પણ ન રહે અને ઊઠવું-બેસવું વગેરે ચેષ્ટા તથા ફરવું સુખથી થઈ શકે, ત્યારે ભગ્નને બરાબર સંધાયેલું અને રુઝાયેલું સમજવું. ૨૧

## અધ્યાય ૪થો

अथातो वातव्याधिचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'વાતવ્યાધિચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

आमाशयगते वाते छर्दयित्वा यथाक्रमम् ।
देयः षड्धरणो योगः सप्तरात्रं सुखाम्बुना ॥
चित्रकेन्द्रयवे पाठा कटुकातिविषाऽभयाः ।
वातव्याधिप्रशमनो योगः षड्धरणः स्मृतः ॥२॥

### આમાશયમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા

દુષ્ટ વાયુ આમાશયમાં પ્રાપ્ત થયો હોય તો સ્નેહન તથા સ્વેદન આદિ ચિકિત્સાઓના ક્રમપૂર્વક રોગીને વમન કરાવીને સાત દિવસ સુધી પી શકાય એવા સહેજ ઊના પાણીની સાથે નીચે લખેલો ષડ્ધરણ નામનો યોગ દેવો. (જો રોગી પ્રબળ દોષવાળો તથા બળવાન હોય અને તેને વમનની હાજત જેવા ચિહ્નો આવ્યા કરતા હોય તો જ વમન કરાવવું. આમાશય કફનું સ્થાન છે, માટે તેમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુને ટાળવા વમન યોગ્ય છે. (સૂ. અ. ૨૧ વિ. ૪ તથા ૧૪મો જુઓ.)

### ષડ્ધરણયોગ

ચિત્રક, ઇંદ્રયવ, કાલીપાડ, કડુ, અતિવિખ અને હરડે એ છ ઔષધો મળીને ષડ્ધરણયોગ કહેવાય છે. આ યોગ આમાશયમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુને શાંત કરે છે. (આ યોગ માટે એવી પણ યુક્તિ ગોઠવવામાં આવે છે, કે પહેલે દિવસે ઊલટી કરાવીને બીજે દિવસે ચિત્રકનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ કાંઈક ઊના પાણી સાથે પિવડાવવું, ત્રીજે દિવસે ઇંદ્રયવનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ, ચોથે દિવસે કાળીપાડનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ, પાંચમે દિવસે કડુનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ, છઠ્ઠે દિવસે અતિવિખનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ અને સાતમે દિવસે હરડેનું ચોવીસ ચણોઠીભાર ચૂર્ણ કાંઈક ઊના પાણી સાથે પિવડાવવું; પણ આ પ્રમાણે કરતાં આ યોગ ૭ દિવસ સુધી ચાલે છે અને ધન્વંતરિની આજ્ઞા તો 'સાત દિવસ સુધી દેવો' એવી છે, માટે 'ષડ્ધરણ' એ શબ્દને સંજ્ઞાશબ્દ સમજી ચિત્રક આદિ સઘળાં ઔષધો સમભાગે લઈ સાત દિવસ સુધી દેવાં, એ અર્થ યોગ્ય છે.) ૨

पक्वाशयगते चापि देयं स्नेहविरेचनम् ।
वस्तयः शोधनीयाश्च प्राशाश्च लवणोत्तराः ॥३॥

### પક્વાશયમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા

દુષ્ટ વાયુ પક્વાશયમાં પ્રાપ્ત થયો હોય તો આ અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું સ્નેહવિરેચન દેવું, શોધન દ્રવ્યોના કલ્ક સહિત

[1] નિદાનસ્થાનના પહેલા અધ્યાયના ૫મા વિષયથી આઠમા વિષય સુધીમાં નિદાનપૂર્વક જણાવેલા વાયુ સંબંધી રોગોની ચિકિત્સાના વિષયનો.

દ્રવ્યોથી સ્નિગ્ધ પિચકારીઓ દેવી અને આ અધ્યાયના ૨૪, ૨૫ તથા ૨૬મા વિષયોમા કહેવા પત્રલવણ આદિ લવણો જેઓમા મુખ્ય હોય એવા આહારો દેવા ૩

कार्यो बस्तिगते चापि विधिर्बस्तिविशोधन ॥४॥

**મૂત્રાશયમા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા**

દુષ્ટ વાયુ મૂત્રાશયમા પ્રાપ્ત થયો હોય, તો આ ચિકિત્સિતસ્થાનના ૭મા અધ્યાયમા અશ્મરી (પથરી)ની ચિકિત્સામા કહ્યા પ્રમાણે તથા ઉત્તરતત્રમા આપેલી મૂત્રાઘાત વગેરેની ચિકિત્સામા કહ્યા પ્રમાણે મૂત્રાશયને શુદ્ધ કરનારી ચિકિત્સા કરવી (મૂત્રાશયમા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુ વિષે નિદાનસ્થાનના પહેલા અધ્યાયના ૪થા વિષયમા જોવુ ) ૪

श्रोत्रादिषु प्रकुपिते कार्यश्चानिलहा क्रम ॥ ५॥

**કાન વગેરે ઇંદ્રિયોમા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા**

દુષ્ટ વાયુ કાન વગેરે ઇંદ્રિયોમા પ્રાપ્ત થયો હોય તો આ અધ્યાયના ૨૦મા વિષયમા કહેલી વાયુને હણનારી સ્નેહસ્વેદ તથા અભ્યગ વગેરે ચિકિત્સા કરવી (એ ચિકિત્સા દોષને તથા દૂષ્યને શાત કરે એવી કરવી અને ઇંદ્રિયોને માફક જોઈને કરવી જેમ કે નેત્રોમા સ્નેહનો યોગ આપવો હોય તો દૂધથી તથા ઘીથી તર્પણ કરવારૂપ આપવો અને કાનમા સ્નેહનો યોગ આપવો હોય તો તેલથી તર્પણ કરવારૂપ આપવો ઇત્યાદિ ) ૫

स्नेहाभ्यङ्गोपनाहाश्च मर्दनालेपनानि च ।
त्वङ्मासासृक्सिरा प्राप्ते कुर्याच्चासृग्विमोक्षणम् ॥६

**રસ, માસ, રુધિર કે શિરામા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા**

દુષ્ટ વાયુ રસમા, માંસમા, રુધિરમા કે શિરામાં પ્રાપ્ત થયો હોય તો સ્નેહનો, અભ્યગો, ઉપનાહો, (દ્રવ્યોને બાફી વસ્ત્રથી બાધીને તેઓથી સ્વેદનો ) મર્દનો, તથા આલેપનો કરવા રુધિરમા પ્રાપ્ત થયેલો દુષ્ટ વાયુ સ્નેહાભ્યગાદિકથી શાત ન થાય તો પછી જળો મુકાવવા વગેરેથી રુધિરનો સ્ત્રાવ કરાવવો (મેદમા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા તો આ પછીના 'મહાવાતવ્યાધિચિકિત્સિત, નામના અધ્યાયમા મેદોવૃત વાયુના તથા ઊરુસ્તભના વિષયમા આપવામાં આવશે મેદમા રહેલો વાયુ સ્નેહાદિકના વિષયરૂપ નહિ હોવાથી તેની ચિકિત્સા આ પ્રકરણમા આપી નથી–ડલ્હન ) ૬

स्नेहोपनाहाग्निकर्मबन्धनोन्मर्दनानि च ।
स्नायुसन्ध्यस्थिसप्राप्ते कुर्याद्वायावतन्द्रित ॥७॥

**સ્નાયુ, સધિ કે અસ્થિમા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા**

દુષ્ટ વાયુ સ્નાયુઓમા, સધિઓમા કે અસ્થિઓમા પ્રાપ્ત થયો હોય, તો વૈદ્યે આળસ નહિ રાખતા લાબા કાળ સુધી નિરતર બાહ્ય તથા આભ્યતર સ્નેહનો, ઉપનાહો, ડામવારૂપ અગ્નિક્રિયાઓ, બધનો અને મર્દનો કરવા ૭

निरुद्धेऽस्थनि वा वायौ पाणिमन्थेन दारिते ।
नाडीं दत्त्वास्थनि भिषक्चूषयेत्पवन बली ॥८॥

**અસ્થિમા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુ માટે વિશેષ ચિકિત્સા**

અથવા જો દુષ્ટ વાયુ અસ્થિમા રોકાયો હોય તો વૈદ્યે શસ્ત્ર વડે ત્વચાને તથા માસને ચીરી આર નામના શસ્ત્ર વડે અસ્થિને વીધી તે છિદ્રમા મે મોઢાવાળી નળી નાખીને તે નળી વડે મુખથી વાયુને ચૂસી લેવો ચૂસવામા બળવાન વૈદ્યનુ કામ[1] છે ૮

---

[1] આ વિષય પછી મજ્જામા પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા નિદાનસ્થાનના ક્રમ પ્રમાણે આપવી જોઈએ પણ તે એ વાયુના અસાધ્યપણાથી નથી આપી અને પ્રયોગમા તો માત્ર ગણીને આપી છે

शुक्रप्राप्तेऽनिले कार्यं शुक्रदोषचिकित्सितम् ॥९॥

### વીર્યમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા

દુષ્ટ વાયુ વીર્યમાં પ્રાપ્ત થયો હોય તો શારીરસ્થાનના 'શુક્રશોણિતશુદ્ધિ' નામના બીજા અધ્યાયમાં, તથા આ ચિકિત્સિતસ્થાનના 'ક્ષીણબલીયવાજીકરણચિકિત્સિત' નામના ૨૯ મા અધ્યાયમાં અને ઉત્તરતંત્રના 'મૂત્રદોષ પ્રતિષેધ' નામના ૫૮મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સાઓ કરવી. બીજા અધ્યાયોમાં પણ વીર્યના દોષને ટાળનારી જે જે ચિકિત્સાઓ જોવામાં આવે તે પણ યથાયોગ્ય કરવી. ૯

अवगाहकुटीकर्षूप्रस्तराभ्यङ्गवस्तिभिः ।
जयेत्सर्वाङ्गगजं वातं शिरामोक्षैश्च बुद्धिमान् ॥१०

### સર્વ અંગોમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા

દુષ્ટ વાયુ સઘળા શરીરમાં વ્યાપ્ત થયો હોય તો તેને બુદ્ધિમાન વૈદ્યે અવગાહ નામના દ્રવસ્વેદથી, (વાયુને હરનારાં દ્રવ્યોના ક્વાથથી ભરેલા કોઠી વગેરે વાસણમાં રોગીને બેસાડવાથી કે સુવાડવાથી,) કુટી નામના ઉષ્મ સ્વેદથી, (ચાર દ્વારવાળી અને જેમાં વાતહર દ્રવ્યોના ક્વાથનું સિંચન કર્યું હોય એવી કોટડીમાં ચારે દ્વારોના અંદરનાં પ્રદેશોમાં નિર્ધૂમ અંગારાઓની શગડીઓ મૂકી કોટડીના મધ્યમાં રોગીને બેસાડવા કે સુવાડવાથી) કર્ષૂ નામના ઉષ્મ સ્વેદથી, (પુરુષના પ્રમાણ જેવા લાંબા ખોદેલા, અંદર અગ્નિ સળગાવી બાળેલા અને પછી વાતહર દ્રવ્યોના ક્વાથોથી છાંટેલા ખાડામાં રોગીને સુવાડવાથી) પ્રસ્તર નામના ઉષ્મ સ્વેદથી, (બાફેલાં ધાન્યો વગેરેથી બિછાવેલી ધરતીમાં રોગીને સુવાડવાથી) અભ્યંગોથી, સ્નેહબસ્તિઓથી અને શિરામોક્ષોથી (ફસ ખોલાવવાથી) જીતવો. (અવગાહસ્વેદ આદિ સ્વેદોના અમુક પ્રકારો આ ચિકિત્સિતસ્થાનના 'સ્વેદાવચારણીય' નામના ૩૨મા અધ્યાયમાં પણ કહેવામાં આવશે.)[1] ૧૦

एकाङ्गगञ्च मतिमान् शृङ्गैश्चावस्थितं जयेत् ११

### એક અંગમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ચિકિત્સા

દુષ્ટ વાયુ એક અંગમાં પ્રાપ્ત થયો હોય અને તે અનવસ્થિત (સ્થિરતા વગરનો) હોય, તો તેને ઉપર કહેલા અવગાહ વગેરે ઉપાયોથી જીતવો અને જો અવસ્થિત (સ્થિર) હોય તો

---

૧ વાયુને હરનારા ક્વાથોથી, દૂધથી, તેલથી, ઘીથી માંસના રસાથી કે ઊના પાણીથી ભરેલી કોઠીમાં રોગીને બેસાડવો, એ અવગાહસ્વેદ કહેવાય છે.

બહુ ઊંચાઈવિગરની, બહુ વિસ્તારવગરની, ગોળ આકારવાળી. જાળિયાંવગરની અને ઘાટી ભીંતોવાળી કોટડી કરાવી તેને અંદરના ભાગમાં કઠ આદિ ઉષ્ણ-વીર્યવાળાં દ્રવ્યોથી લિંપાવી, તે કોટડીમાં સારી રીતે શય્યા બિછાવી, તે શય્યાને ફરતી સઘળી તરફ અંગારાઓથી ભરેલી સગડીઓ મૂકી દઈ અને તે પછી ચોફાળ, ચામડાં, રેશમી વસ્ત્રો, ઝીલા, ધાબળા તથા ગોદડાંને ફરતી કનાતની પેઠે બાંધી દઈ, રોગીના શરીર પર સ્નેહનો અભ્યંગ કરી તે રોગીને પેલી શય્યામાં સુવાડવો. આ રીતે જે સ્વેદની ક્રિયા કરવામાં આવે તે કુટીસ્વેદ કહેવાય છે.

સ્થાનની યોગ્યતા જોઈ ધરતીમાં હાંડલી જેવો ગોળાકાર ખાડો ખોદાવી, તે ખાડામાં પ્રદીપ્ત અને નિર્ધૂમ અંગારા ભરી તે ખાડા ઉપર યોગ્ય રીતે ખાટલો મુકાવી, તે ખાટલામાં રોગીને સુવાડવો, કે જેથી તે ઠીક રીતે સ્વેદિત થાય છે. આ રીતે જે સ્વેદક્રિયા કરવામાં આવે તે **કર્ષૂસ્વેદ** કહેવાય છે.

ચોખા, જવ તથા ઘઉં વગેરે અણીવાળાં ધાન્યો, મગ તથા અડદ વગેરે શિંગનાં ધાન્યો અને ચીપટા આકારવાળાં તુચ્છ ધાન્યોને બાફી તેઓની પથારી કરી અથવા ગોળ, ઘી તથા મરી વગેરે નાખીને કરેલા માંસોના કલ્કો, દૂધપાક, તલની તથા અડદની પાતળી ખીચડી અને લાપસી વગેરેની પથારી કરી, તે પથારી ઉપર રેશમી વસ્ત્રનો અથવા ઊનનાં વસ્ત્રનો ઓછાડ પાથરી અથવા ધોળો એરંડો રાતો એરંડો અને આકડાનાં પાંદડાં બિછાવી રોગીના આખા શરીર પર સ્નેહનો અભ્યંગ કરી તે રોગીને તે પથારી પર સુવાડી બાફ લેવડાવવો, એ **પ્રસ્તરસ્વેદ** કહેવાય છે.

(ચરક સૂત્રસ્થાન અધ્યાય ૧૩મો)

તેને શિંગડાં મુકાવવાથી લોહીનાં સ્રાવણો કરીને જીતવો. ૧૧

बलासपित्तरक्तैस्तु संसृष्टमविरोधिभिः ॥१२॥

### પિત્ત વગેરેથી મિશ્રિત અથવા ઢંકાયેલા વાયુની ચિકિત્સા

જો વાયુ પિત્તથી, કફથી કે રુધિરથી મિશ્રિત અથવા ઢંકાયેલ થયો હોય તો, જેથી મિશ્રિત અથવા ઢંકાયેલ થયો હોય તેની ચિકિત્સાને અને વાયુની ચિકિત્સાને પરસ્પર વિરોધ ન થાય એવાં દ્રવ્યોથી તે વાયુની ચિકિત્સા કરવી. ૧૨

सुप्तिवाते त्वसृङ्मोक्षं कुर्यात्तु बहुशो भिषक् ।
दिह्याच्च लवणागारधूमैस्तैलसमन्वितैः ॥१३॥

### સુપ્તિવાત, કે જેથી સ્પર્શની ખબર પડતી નથી, તેની ખાસ ચિકિત્સા

દૂષ્ટ વાયુ લોહીથી મિશ્રિત અથવા ઢંકાયેલો થવાથી સ્પર્શની ખબર પડતી ન હોય, તો વૈદ્યે રોગીના શરીરમાંથી વારંવાર થોડું થોડું લોહી સ્રવાવવું (ઘણું લોહી સ્રવાવવામાં આવે તો વાયુનો પ્રકોપ થવાની ધાસ્તી રહે છે;) અને સૈંધવ તથા ઘરના ધુમાડાની ધૂંસને તેલમાં કાલવી તેનો લેપ કરવો. (કેટલાક તો આ ચિકિત્સાને રસમાં રહેલા વાયુની જ પરિશિષ્ટ ચિકિત્સા માને છે, કે જે વાયુનાં લક્ષણો નિદાન-સ્થાનના પહેલા અધ્યાયના પાંચમા વિષયમાં આપવામાં આવ્યાં છે.) ૧૩

पञ्चमूलीशृतं क्षीरं फलाम्लो रस एव च ।
सुस्निग्धो धान्ययूषो वा हितो वातविकारिणाम् १४

### વાતવ્યાધિવાળાઓ માટે ભોજનો

લઘુપંચમૂળીના કલ્કથી પકાવેલું દૂધ, બૃહત્પંચમૂળીના કલ્કથી પકાવેલું દૂધ, દાડિમ વગેરે ફળોના રસથી ખાટો કરેલો સારી પેઠે સ્નિગ્ધતાવાળો માંસનો રસો અને સારી પેઠે સ્નિગ્ધપણાવાળો કળથી વગેરે ધાન્યનું ઓસામણ વાતવ્યાધિવાળાઓ માટે હિતકારી છે. (રોગના તથા માફકસરના અનુસારે દૂધ વગેરે દેવાં.) ૧૪

काकोल्यादिः सवातघ्नः सर्वाम्लद्रव्यसंयुतः ।
सानूपौदकमांसस्तु सर्वस्नेहसमन्वितः ।
सुखोष्णः स्पृष्टलवणः शाल्वणः परिकीर्त्तितः ।
तेनोपनाहं कुर्वीत सर्वदा वातरोगिणाम् ॥१५॥

### વાતવ્યાધિવાળાઓ માટે શાલ્વણ નામનો ઉપનાહ

કાકોલ્યાદિ ગણ, વિદારિગંધાદિ ગણ, ભદ્રદારુ આદિ વાતસંશમન વર્ગ, સઘળાં દાડિમ વગેરે અમ્લવર્ગનાં દ્રવ્યો અથવા શુક્ત તથા સૌવીરક વગેરે સઘળા અમ્લ પદાર્થો, પાંચે પ્રકારનાં આનૂપ માંસો અને સઘળા સ્નેહોને સાથે વાટી સારી પેઠે સૈંધવાદિક લવણોથી યુક્ત કરી અગ્નિથી ગરમ કરી તેનો સહેવાય તેવો ઊનો ઝીણા વસ્ત્ર વડે ઉપનાહ બાંધવો (અંગ ઉપર બંધારણ કરવું-પોટલી બાંધવી), એ શાલ્વણ ઉપનાહ કહેવાય છે. આ ઉપનાહ વાતવ્યાધિવાળાઓ માટે સર્વદા હિતકારી છે. (આ ઉપનાહમાં માંસના વજન જેટલાં ઔષધો નાખવાં, જેટલાથી ખટાશ થાય તેટલો અમ્લવર્ગ નાખવો અને જેટલાથી સ્નિગ્ધતા થાય તેટલો ઘી વગેરે ચાર સ્નેહોનો સમુદાય નાખવો, એ રીત છે.) ૧૫

कुञ्चयमानं रुजार्तं वा गात्रं स्तम्भमथापि वा
गाढं पट्टैर्निवध्नीयात्क्षौमकार्पासकौर्णिकैः ।
बिडालनकुलोष्ट्राणां चर्मगोष्ठ्यां मृगस्य वा ॥
प्रवेशयेद्वा स्वभ्यक्तं शाल्वणेनोपनाहितम् ॥ १६ ॥

### વાતવ્યાધિવાળાઓ માટે અગ્નિ-વગરનો સ્વેદ

જે ગાત્ર વાતવ્યાધિથી સંકોચાઈ જતું હોય, વેદનાથી પીડાતું હોય કે અક્કડ થઈ ગયું હોય તે ગાત્રને અળશીના, કપાસના કે ઊનના વસ્ત્રના પાટાથી મજબૂત બાંધવું અથવા સ્નેહનો સારી પેઠે અભ્યંગ કરી ઉપર કહેલા શાલ્વણ ઉપનાહનાં

દ્રવ્યોનો કલ્ક લગાવી અળશીના, કપાસના કે ઊનના વસ્ત્રના પાટાથી મજબૂત રીતે બાંધી બિલાડાના, નોળિયાના, ઊંટના કે મૃગના ચામડાની કોથળીમાં પેસાડી મૂકવું. (હલ્લન તો ઊંટને બદલે પાઠાંતર કહીને 'પાણીનો બિલાડો' એ અર્થ આપે છે. વાયુ પિત્તથી કે રુધિરથી ઢંકાયેલો હોય તો બંધનનો નિષેધ છે.) ૧૬

स्कन्धवक्षस्त्रिकप्राप्तं वायुं मन्यागतं तथा ॥
वमनं हन्ति नस्यं च कुशलेन प्रयोजितम् ॥ १७ ॥

### કાંધ વગેરેમાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ખાસ ચિકિત્સા

દુષ્ટ વાયુ કાંધમાં, છાતીમાં, વાંસાની ઉપરનાં ત્રણ હાડકાંના સંયોગપ્રદેશમાં કે ગોચીમાં પ્રાપ્ત થયો હોય, તો પ્રવીણ વૈદ્યે વમન તથા શિરોવિરેચન નસ્ય દેવું; એથી એ દુષ્ટવાયુ નાશ પામે છે. ૧૭

शिरोगतं शिरोवस्तिर्हन्ति वाताग्विमोक्षणम् ॥
स्नेहं मात्रासहस्रं तु धारयेत्तत्र योगतः ॥ १८ ॥

### માથામાં પ્રાપ્ત થયેલા દુષ્ટ વાયુની ખાસ ચિકિત્સા

દુષ્ટ વાયુ માથામાં પ્રાપ્ત થયો હોય તો વમન, શિરોબસ્તિ,[1] શિરોવિરેચન અને જળો મૂકવા વગેરેથી લોહી ઝારવાના પ્રયોગ કરવાથી તે દુષ્ટ વાયુ ટળી જાય છે. (બીજી ક્રિયાઓથી વાયુ શાંત ન થતો હોય તો જ લોહીનો સ્રાવ કરવો.) શિરોબસ્તિમાં યુક્તિપૂર્વક સ્નેહનું જે ધારણ કરાવવું, તે હજાર માત્રા સુધી કરાવવું. (રોગ વધારે હોય તો દશ હજાર માત્રા સુધી ધારણ કરાવવાનો પણ વિધિ છે.) ૧૮

सर्वाङ्गगतमेकाङ्गस्थितं वापि समीरणम् ॥
रुणद्धि केवलो वस्तिर्वायुवेगमिवाचलः ॥ १९ ॥

### વાતવ્યાધિમાં સ્નેહબસ્તિની જ મુખ્યતા

જેમ પર્વત એકલો જ વાયુના વેગને રોકી દે છે, તેમ સ્નેહબસ્તિ એકલો જ એક અંગમાં રહેલા અથવા સર્વ અંગમાં રહેલા પણ દુષ્ટ વાયુને રોકી દે છે. ૧૯

स्नेहस्वेदस्तथाभ्यङ्गो वस्तिः स्नेहविरेचनम् ॥
शिरोवस्तिः शिरःस्नेहो धूमः स्नैहिक एव च ।
सुखोष्णः स्नेहगण्डूषो नस्यं स्नैहिकमेव च ॥
रसाः क्षीराणि मांसानि स्नेहाः स्नेहान्वितं च यत् ।
भोजनानि फलाम्लानि स्निग्धानि लवणानि च ॥
सुखोष्णश्च परीषेकस्तथा संवाहनानि च ।
कुङ्कुमागुरुपत्राणि कुष्ठैलातगराणि च ॥
कौशेयौर्णिकरोमाणि कार्पासानि गुरूणि च ।
निवातातपयुक्तानि तथा गर्भगृहाणि च ॥
मृद्वी शय्याग्निसन्तापोब्रह्मचर्यं तथैव च ।
समासेनैवमादीनि योज्यान्यनिलरोगिषु ॥ २० ॥

### કહેલા તથા નહીં કહેલા સર્વ વાતવ્યાધિ ટાળવાનો સામાન્ય પ્રયોગ

સ્નેહસ્વેદ, સ્નેહનો અભ્યંગ, સ્નેહબસ્તિ, સ્નેહવિરેચન, શિરોબસ્તિ, માથા પર સ્નેહનું લગા-

૧ બે મોઢાંવાળી, બાર આંગળ ઊંચી અને માથામાં પહેરાય એવડી ચામડાંની ટોપી કરવી. એ ટોપીને માથામાં પહેરી અડદના લોટની પાળ કરી ઉપરના મોઢામાં જરા ગરમ સ્નેહો ભરી દેવા, એ શિરોબસ્તિ કહેવાય છે, નાકમાંથી, કાનમાંથી અને મોઢામાંથી પાણી ઝરે ત્યાંસુધી અથવા વેદના મટે ત્યાંસુધી એ બસ્તિ ધારણ કરવી અથવા હજાર માત્રા થતાં સુધી એ બસ્તિ ધારણ કરવી. પોતાના ગોઠણને હાથનો આંટો લઈ એક ચપટી વગાડવામાં આવે ત્યારે એક માત્રા થાય છે અથવા એક લઘુ અક્ષરનું ઉચ્ચારણ થઈ રહે, ત્યારે એક માત્રા થાય છે અથવા આંખ મિંચાઈને ઊઘડે ત્યારે એક માત્રા થાય છે. બસ્તિના ધારણનો સમય પૂરો થાય, ત્યારે ટોપીને કાઢી નાખી ચોતરફથી સ્નેહ લઈ લેવો. તે પછી રોગીને જરા જરા ગરમ પાણીમાં ઊભો રાખીને નવડાવવો. આ બસ્તિ દેવાથી માથાના કંપ આદિ વાયુ સંબંધી સઘળા રોગો ભારે વિષમ હોય, તોપણ ટળી જાય છે. પાંચ કે સાત દિવસ સુધી બસ્તિની ક્રિયા કર્યા છતાં રોગ ટળે નહિ, તો વધારે દિવસો સુધી પણ એ બસ્તિ દેવી.–(ભાવપ્રકાશ.)

વનું, સ્નૈહિકધૂમપાન,[1] સ્નૈહિકનસ્ય,[2] સહેજ ઊનો સ્નેહનો કોગળો,[3] માંસનો રસો, દૂધ, ઘી વગેરે સ્નેહો, બીજું પણ જે કાંઈ સ્નેહથી યુક્ત હોય તે, સ્નેહગુણવાળું હોય તે, દાડિમાદિક ફળોથી ખાટાં કરેલાં સ્નિગ્ધ ભોજનો, સૈંધવ આદિ લવણો, સહેજ ઊનાં સિંચનો, અંગોનું ચાંપવું, કેસર, અગર, તમાલપત્ર, કઠ, એલચી, તગર, રેશમી વસ્ત્રો, ઊનનાં વસ્ત્રો, વજનદાર કપાસનાં વસ્ત્રો, પવનવગરનાં તથા તડકાવગરનાં અંદરનાં ઘરો, કોમળ શય્યા, અગ્નિનો તાપ અને બ્રહ્મચર્ય ઇત્યાદિ ક્રિયાઓ, દ્રવ્યો તથા ઉપચારો વાતહર છે, એટલા માટે વૈદ્યે વાતવ્યાધિઓવાળાઓની અવસ્થા તથા જુદાજુદા વ્યાધિ અનુસાર એ ક્રિયાઓનો, દ્રવ્યોનો તથા ઉપચારોનો પ્રયોગ કરવો આ ક્રિયાઓ, દ્રવ્યો તથા ઉપચારો સંક્ષેપથી કહ્યા છે, માટે એ ઉપરથી બીજી ક્રિયાઓની, બીજાં દ્રવ્યોની તથા બીજા ઉપચારોની કલ્પના પણ કરી લેવી. ૨૦

त्रिवृद्दन्तीसुवर्णक्षीरीसप्तलाशङ्खिनीत्रिफलाविडङ्गानामक्षसमाः कल्का बिल्वमात्रः कल्कस्तिल्वकमूलकपिलकयोस्त्रिफलारसदधिपात्रे द्वे द्वे घृतपात्रमेकं तदैकध्यं संसृज्य विपचेत्तिल्वकसर्पिरेतत्स्नेहविरेचनमुपदिशन्ति वातरोगेषु । तिल्वकविधिरेवाशोकरम्यकयोर्द्रष्टव्यः ॥ २१ ॥

### તિલ્વકસર્પિરૂપ સ્નેહવિરેચન

નસોતર, નેપાળો, દારૂડી, હાથલા નામનો થોર, શંખવેલ, (આંખફુટામણી) ત્રિફળા અને વાવડિંગના એકએક તોલાભાર કલ્કો કરવા. પઠાણી લોધરનાં મૂળ અને કપીલાના ચારચાર તોલાભાર કલ્કો કરવા. ત્રિફળાનો ક્વાથ પાંચસો બાર તોલાભાર કરવો. દહીં પાંચસો બાર તોલાભાર તૈયાર કરવું. ઘી બસો છપ્પન તોલાભાર લેવું. પછી એ સઘળા પદાર્થોને ભેળા કરી તેથી પકાવીને ઘી સિદ્ધ કરવું. આ ઘી તિલ્વકસર્પિ કહેવાય છે વાતવ્યાધિઓ ઉપર આ ઘીરૂપ સ્નેહવિરેચન દેવું, એમ આચાર્યો કહે છે આસોપાલવનું ઘી કરવું હોય, તો પઠાણી લોધરનાં મૂળિયાંના કલ્કને બદલે આસોપાલવનો ચાર તોલાભાર કલ્ક નાખવો તથા બાકી સઘળું ઉપર પ્રમાણે કરવું અને બકાનનું ઘી કરવું હોય તો પઠાણી લોધરનાં

---

૧ ધૂમપાનનો વિધિ આ ચિકિત્સિતસ્થાનના ૪૦મા અધ્યાયમા કહેવામા આવશે ચરક કહે છે કે જીવનીયગણ એટલે જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીર કાકોલી, (વિદારીના મૂળ, શતાવરીના મૂળ તથા આમોદ) અડબાઉ મગ, અડબાઉ અડદ, ખરખોડી અને જેઠીમધને યુક્તિથી ગોરવી ચૂર્ણ કરી તેને ચરબી, ઘી તથા મીણથી મેળવી સળી પર બત્તી કરી તેને સૂકાવી તેમાંથી સળી કાઢી લઈ બત્તીને નળીમા નાખીને તેનો ધુમાડો પાવો, એ સ્નૈહિકધૂમ કહેવાય છે.

૨ નસ્યનો વિધિ આ ચિકિત્સિતસ્થાનના ૪૦મા અધ્યાયમા કહેવામા આવશે ચરક કહે છે કે 'રતાંજળિ, અગર, તમાલપત્ર, દારુહળદરની છાલ, જેઠીમધ, બનદાણા, પાડેરવો, ઝીણી એલચી, વાવડિંગ, બીલી, કમળ વાળો, વાળાનું મૂળ, કેવડીમોથ, તજ, મોથ, ઉપલસરી, શાલિપર્ણી, દેવદાર, પૃશ્નિપર્ણી, ખરખોડી, શતાવરી, હરેણુ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, રાસ્ના અને કમળના કેસરાનો તેઓથી સોગણા વરસાદના ઝીલેલા જળમા ક્વાથ કરવો જળ બળતાંબળતાં પાણીથી નાખવાના તેનથી દશગણો ક્વાથ બાકી રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો પછી તે ક્વાથથી તેલને પકાવવા ક્વાથ બળી જાય ત્યારે તે તેલને લઈ લેવું વળી પણ એવી જ રીતના ક્વાથમા બીજીવાર તે તેલને તેજ રીતે પકાવી લઈ લેવું આ પ્રમાણે દશ વાર પકાવવું દશમી વારના પાકમા તેલના જેટલું જ બકરીનું દૂધ નાખવું એ દૂધ સઘળું બળી જાય ત્યારે તેલને લઈ લેવું એ અણુતેલ કહેવાય છે આ અણુતેલથી નસ્ય દેવું, સાકર સહિત કેસરને દૂધમા વાટી તેનું નસ્ય દેવું, એ પણ સ્નૈહિકનસ્ય કહેવાય છે આ પ્રમાણે નસ્યના અનેક પ્રકાર છે

૩ સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થોનો સહેજ ઊનો રસ મોઢામા ખૂબ ભરી જેટલીવાર રહી શકાય તેટલીવાર રહીને અથવા નાકમાંથી પાણી ઝરવા લાગે ત્યાંસુધી રહીને પછી એ રસને મોઢામાંથી કાઢી નાખવો, એ સ્નૈહિક ગંડૂષ (કોગળો) કહેવાય છે.

(ભાવપ્રકાશ)

મૂળિયાંના કલ્કને બદલે બકાનનો ચાર તોલા-ભાર કલ્ક નાખવો તથા બાકી સઘળું ઉપર પ્રમાણે કરવું. ૨૧

तिलपरिपीडनोपकरणकाष्ठान्याहृत्यानल्पकालं तैलपरिपीतान्यणूनि खण्डशः कलयित्वावक्षुद्य महति कटाहे पानीय आप्लाव्य क्वाथयेत्ततः स्नेहमम्बुपृष्ठाद्यदुदेति तत्सरकपाण्योरन्यतरेणादाय वातघ्नौषधप्रतीवापं च स्नेहपाककल्पेन विपचेदेतदणुतैलमुपदिशन्ति वात रोगेषु । अणुभ्यस्तैलद्रव्येभ्यो निष्पाद्यत इत्यणुतैलम् ॥

### અણુતેલ

તલ પીલવાની ઘાણીનાં લાકડાં, કે જેઓએ ઘણા કાળ સુધી તેલ પીધેલું હોય તેઓને લાવી, તેઓના ઝીણાઝીણા ટુકડા કરી, ખાંડણિયામાં ખાંડી, મોટા કડાયાની અંદર પાણીમાં બોળી તેઓને ઉકાળવા. એમ કરતાં પાણી ઉપર જે તેલ નીકળે, તેને કોડિયાથી અથવા હાથથી લઈ લેવું. પછી તે તેલને સ્નેહ પકવવાની પદ્ધતિ પ્રમાણે એટલે વાતહર દ્રવ્યોનો ક્વાથ, માંસનો રસ, દૂધ અને અમ્લરસ રૂપ ચોગણા પ્રવાહીમાં પકવવું અને પાકી જવા આવે ત્યારે તેમાં વાયુને હણનારાં દ્રવ્યોનો કલ્ક નાખવો. એ રીતે સિદ્ધ થયેલું તેલ **અણુતેલ** કહેવાય છે. આ તેલનો વાતવ્યાધિઓ ઉપર પ્રયોગ કરવો, એમ આચાર્યોએ કહ્યું છે. ઘાણીનાં લાકડાંના અણુ એટલે ઝીણાઝીણા વિભાગોમાંથી આ તેલ બનાવવામાં આવે છે, તેથી તેનું નામ 'અણુતેલ' રાખવામાં આવ્યું છે. ૨૨

अथ महापञ्चमूलकाष्ठैर्बहुभिरवदह्यावनिप्रदेशमसितमुषितमेकरात्रमुपशान्तेऽग्नावपोह्य भस्म निर्वृतां भूमिं विदारिगन्धादिसिद्धेन तैलघटशतेन तुल्यपयसाभिषिच्यैकरात्रमवस्थाप्य ततो यावती मृत्तिका स्निग्धा स्यात्तामादायोष्णोदकेन महति कटाहेऽभ्यासिञ्चेत्तत्र यत्तैलमुत्तिष्ठेत्तत्पाणिभ्यां पर्यादाय स्वनुगुप्तं निदध्यात् । ततस्तैलं वातहरौषधक्वाथमांसरसक्षीराम्लभागसहस्रेण सहस्रपाकं विपचेद्यावता कालेन शक्नोति पक्तुं, प्रतिवापश्चात्र हैमवता दक्षिणापथगाश्च गन्धा वातघ्नाः च, तस्मिन्सिध्यति शङ्खानाध्मापयेद्दुन्दुभिं घातयेच्छत्रं धारयेद्वालव्यजनैश्च वीजयेद्ब्राह्मणसहस्रं भोजयेत्ततस्तत्सिद्धमवतार्य सौवर्णे राजते मृण्मये वा पात्रे स्वनुगुप्तं निदध्यात्तदेतत् सहस्रपाकमप्रतिवारवीर्यं राजार्हं तैलमेवं भागशतविपक्वं शतपाकम् ॥ २३ ॥

### સહસ્રપાક અને શતપાક તેલ

કાળી માટીવાળા પૃથ્વીના પ્રદેશને બૃહત્પંચમૂળીનાં ઘણાં ઘણાં કાષ્ઠોથી બાળી, એક રાત રહેવા દઈ, અગ્નિ શાંત થઈ જાય, ત્યારે ભસ્મને દૂર કરી નાખી, ઠરી ગયેલી તે પૃથ્વીમાં વિદારિગંધાદિ ગણના કલ્કથી પકવેલું સો ઘડા (એક હજાર ચોવીસ તોલાભારનો એક ઘડો ગણાય તે પ્રમાણે) તેલ અને સો ઘડા દૂધ રેડી દઈ, એક રાત સુધી રહેવા દઈ, પછી એ તેલ સહિત દૂધથી જેટલી માટી સ્નિગ્ધ થઈ હોય, તેટલી માટીને ઉપાડી લઈ, મોટા કડાયામાં નાખી તેના ઉપર ઊનું પાણી રેડવું. એ પાણીની ઉપર જે તેલ ઊઠે તે તેલ બન્ને હાથ વડે લઈ સારા બંદોબસ્તથી રાખવું. પછી વાતહર ઔષધોનો ક્વાથ, માંસનો રસ, દૂધ અને ખાટી કાંજી એ દરેક પ્રવાહીને તેલના ચતુર્થાંશ ચતુર્થાંશ જેટલા લઈ અર્થાત્ ચારે મળીને તેલના જેટલા જ વજનનાં થાય તેટલા લઈને તેઓમાં તે તેલને પકવવું. પાકી રહ્યા પછી ઉતારી લઈ ફરીવાર પણ એ જ ચાર પ્રવાહીમાં પકવવું. આ પ્રમાણે હજારવાર પકવવું.[1] આ હજારવાર પાક, જેટલા દિવસે

[1] જેજ્જટાચાર્ય કહે છે, કે 'હજારવાર પકવવાથી તેલનો ક્ષય થઈ જાય એટલા માટે પ્રત્યેક હજાર ચતુર્થાંશ જેટલાં સર્વ દ્રવો નાખીને એકવાર જ પકાવવું. 'સહસ્રપાક' એ તો સંજ્ઞાશબ્દ છે, માટે તેના અર્થ ઉપર લક્ષ્ય રાખવું નહિ.' પણ ગયદાસાચાર્ય કહે છે કે 'વારંવાર ચોથા ભાગ જેટલાં દૂધ વગેરે નાખવામાં આવવાથી તેલનો ક્ષય થશે નહિ માટે હજારવાર જ પકાવવું. થોડોક ક્ષય થાય એ કાંઈ ધનવાન લોકોને હિસાબમાં નહિ.'

કરી શકાય, તેવા દિવસે કરવા એ તેલનો હજારમી વારનો પાક થતો હોય તે સમયે તેમાં ઉત્તર દિશામાં થતા કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્યોનો, દક્ષિણ દિશામા થતા ચંદન વગેરે સુગંધી દ્રવ્યોનો અને વાયુને હણનાર દ્રવ્યોનો પ્રતિવાપ (તેના દિક તથા કવાથાદિક સિદ્ધ થવા આવે તે સમયમા જે કલ્કાદિક નાખવામાં આવે તે પ્રતિવાપ કહેવાય તે) નાખવો આ તેલ સિદ્ધ થતું હોય તે સમયે શંખનાદો કરાવવા, દુંદુભિઓ વગડાવવા, તેલ ઉપર છત્રનું ધારણ કરવું, ચમર ઢોળાવવા, પંખા કરાવવા અને હજાર બ્રાહ્મણો જમાડવા[1] એ તેલ સારી રીતે પાકી રહે ત્યારે તેને ઉતારી લઈ સુવર્ણના, રૂપાના અથવા માટીના વાસણમાં સારા બંદોબસ્તથી રાખવુ આ **સહસ્રપાક** નામનું તેલ અપ્રતિવાર્ય (કોઈથી પણ અટકાવી ન શકાય એવી) શક્તિવાળુ છે અને રાજાઓને લાયક છે જો હજારવાર નહિ પકાવતા સોવાર પકાવ્યું હોય તો તે **શતપાક** કહેવાય છે અને તે પણ મોટી શક્તિવાળુ થાય છે ૨૩

गन्धर्वहस्तकमुष्ककनक्तमालाटरूपकपूतीकारग्वधचित्रकादीना पत्राण्यार्द्राणि लवणेन सहोदूखलेऽवक्षुद्य स्नेहघटे प्रक्षिप्यावलिप्य गोशकृद्भिर्दाहयेदेतत्पत्रलवणमुपदिशन्ति वातरोगेषु ॥ २४ ॥

પત્રલવણ

એરંડો, મરખો, કરંજ, અરડૂસી ગુચ્છ કરંજ, ગરમાળો અને ચિત્રક વગેરે વૃક્ષોનાં લીલાં પાદડા લઈ તેઓની સાથે તે સર્વના જેટલા વજનનું સૈંધવ નાખી, ખાંડણિયામા ખાંડી, તે સર્વને સ્નેહના રીઢા ઘડામા નાખી તે ઘડાની ઉપર છાણ વગેરે લીપીને ગાયનાં છાણાના અગ્નિથી દાહ કરવો આ પ્રમાણે કરવાથી ઘડામા જે ક્ષાર (ભસ્મ) ઉત્પન્ન થાય, તે **પત્રલવણ** કહેવાય છે આ પત્રલવણનો વાતવ્યાધિઓની ઉપર ઉપયોગ કરવો, એમ આચાર્યોએ કહ્યુ છે ૨૪

एवं स्नुहीकाण्डवार्त्ताकुशिग्रुत्वग्वणानि सक्षुद्य घट पूरयित्वा सर्पिस्तैलवसामज्जभि प्रक्षिप्यावलिप्य गोशकृद्भिर्दाहयेदेतत्स्नेहलवणमुपदिशन्ति वातरोगेषु ॥ इति काण्डलवणम् ॥ २५ ॥

સ્નેહલવણ અથવા કાંડલવણ

થોરના સોટા, ભોરિંગણી અને સરગવાને કૂટી, ઘડામાં નાખી, તે ઘડામા તે દ્રવ્યોના જેટલા વજનનું કૂટેલુ સૈંધવ નાખી, તેટલા જ વજનના ઘીથી, તેટલા જ વજનના તેલથી, તેટલા જ વજનની ચરબીથી તથા તેટલા જ વજનની મજ્જાથી તે ઘડાને પૂરી, ઉપર છાણ વગેરેનો લેપ કરી ગાયના છાણાના અગ્નિથી દાહ કરવો આ પ્રમાણે કરવાથી ઘડામા જે ભસ્મ તૈયાર થાય, તે સ્નેહલવણ અથવા કાંડલવણ કહેવાય છે આ લવણનો વાતવ્યાધિઓની ઉપર ઉપયોગ કરવો, એમ આચાર્યોએ કહ્યું છે ૨૫

गण्डीरपलाशकुटजबिल्वार्कस्नुह्यपामार्गपाटलापारिभद्रकनादेयीकृष्णगन्धानीपनिर्दहन्यटरूपकनक्तमा [illegible]

व वर्गं समूलपत्रशाखमार्द्रमाहृत्य लवणेन सह संसृष्ट पूर्ववद्दग्ध्वा क्षारकल्पेन परिस्राव्य विपचेदेतत्प्रतिवा पश्चात्र हिङ्ग्वादिभि पिप्पल्यादिभिर्वा । इत्येतत्कल्याणकलवण वातरोगेषु गुल्मप्लीहाग्निसङ्गाजीर्णार्शोऽरोचकार्त्ताना कासादिभिरुपद्रुताना चोपदिशन्ति पान भोजनेष्विति ॥

भवति चात्र ॥

विष्यन्दनादुष्णभावाद्दोषाणा च विपाचनात् ।
सस्कारपाचनाच्चद वातरोगेषु शस्यते ॥ २६ ॥

કલ્યાણક લવણ

જંગલી સૂરણ, કપૂરકાચરી, ઇંદ્રજવ, બીલી,

[1] શંખનાદાદિમા કોઈ અસાધારણ શક્તિ હોવાનું સ્વીકારેલું છે

આકડો, થોર, અઘેડો, પાડલ, પાંડેરવો, નદીના કિનારા પર થતું જલજાંબૂ (નાનાં જાંબૂનાં ઝાડ), સરગવો, મોટો કદંબ, મોરવેલ, અરડૂસી, કરંજ, ગુચ્છકરંજ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, ભિલામું, ઇંગોળિયો, અરણી, કેળ, સાટોડી, વાળો, એખરો, ઇંદ્રવારણી, સફેદ મરખો અને આસોપાલવનાં લીલાં મૂળ, પાંદડાં તથા શાખાઓને લાવી એ સર્વના વજન જેટલા સૈંધવની સાથે તેઓને કૂટી, ઉપર કહ્યા પ્રમાણે બાળી, ભસ્મને ક્ષાર ગાળવાની રીતિ પ્રમાણે ગાળી લઈ ક્ષારની પેઠે પકાવવી અને તેમાં હિંગ્વાદિ ગણનો[1] અથવા પિપલ્યાદિ ગણનો પ્રતિવાપ નાખવો. આ પ્રમાણે સિદ્ધ થયેલું લવણ **કલ્યાણકલવણ** કહેવાય છે. આ કલ્યાણકલવણનો વાતવ્યાધિઓ ઉપર ખાવાપીવામાં ઉપયોગ કરાવવો, એમ આચાર્યોએ કહ્યું છે. ગુલ્મ, બરલ, અગ્નિનું મંદપણું, અજીર્ણ, અરશ કે અરુચિથી પીડાયેલાઓને તથા ખાંસી વગેરેથી પીડાયેલાઓને પણ ખાવાપીવામાં આ લવણનો ઉપયોગ કરાવવો, એમ આચાર્યો કહે છે.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'આ લવણ દોષોનો સ્રાવ કરનારું છે, ઉષ્ણ છે, દોષોને પકવનારું છે અને અન્નાદિમાં નાખવામાં આવ્યું હોય, તો તેઓને પણ પચાવનારું છે, માટે તેનો વ્યાતવ્યાધિઓ ઉપર ઉપયોગ વખણાય છે.' ૨૯

# અધ્યાય ૫ મો

अथातो महावातव्याधिचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'મહાવાતવ્યાધિચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

द्विविधं वातशोणितमुत्तानमवगाढं चेत्येके भाषन्ते, तत्तु न सम्यक्कुष्ठवदुत्तानं भूत्वा कालान्तरेणावगाढीभवति तस्मान्न द्विविधम् ॥ २ ॥

### બીજા આચાર્યોના મતનું ખંડન

છીછરું અને ઊંડું—એ રીતે વાતરક્ત બે પ્રકારનું થાય છે, એમ કેટલાક આચાર્યો કહે છે, પણ તે વાત બરાબર નથી, કેમ કે વાતરક્ત પ્રથમ કોઢની પેઠે છીછરું થઈને કાળાંતરે ઊંડું થઈ જાય છે, આમ હોવાથી વાતરક્ત બે પ્રકારનું નથી. ૨

तत्र बलवद्विग्रहादिभिः प्रकुपितस्य वायोर्गुरूष्णाध्यशनशीलस्य प्रदुष्टं शोणितं मार्गमावृत्य वातेन सहैकीभूतं युगपद्वातरक्तनिमित्तां वेदनां जनयतीति वातरक्तं, तत्तु पूर्वं हस्तपादयोरवस्थानं कृत्वा पश्चाद्देहं व्याप्नोति ॥ ३ ॥

### વાતરક્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા નિરુક્તિ

બળવાન લોકોની સામે યુદ્ધ કરવા વગેરેથી વાયુ પ્રકુપિત થાય છે અને ભારે જમવાની, ઊનું જમવાની તથા અજીર્ણ છતાં ઉપરાઉપર જમવાની ટેવથી રુધિર દુષ્ટ થાય છે. દુષ્ટ થયેલું રુધિર વાયુના માર્ગને રોકી લઈ વાયુની સાથે એકીભૂત થઈને એકદમ વાયુ સંબંધી તથા રુધિર સંબંધી વેદનાઓને ઉત્પન્ન કરે છે, એટલા માટે તે રોગ વાતરક્ત કહેવાય છે. એ વાતરક્ત પ્રથમ હાથોમાં તથા પગોમાં સ્થિતિ કરીને પાછળથી સઘળા દેહમાં વ્યાપ્ત થાય[2] છે. ૩

---

[1] આ પછીના પાંચમા અધ્યાયના ૨૪મા વિષયમાં હિંગ્વાદી ગણ આપ્યો છે તે જુઓ.

[1] મહાવાતવ્યાધિઓ, કે જેઓનાં નિદાનાદિક નિદાનસ્થાનના પહેલા અધ્યાયના નવમા વિષયથી ૪૧મા વિષય સુધી કહેવામાં આવ્યાં છે, તેઓની અને તેઓને લગતા મેદોવૃતવાયુ તથા ઊરુસ્તંભની ચિકિત્સા વિષયનો.

[2] જો કે વાતરક્તનાં નિદાનાદિક તથા પૂર્વરૂપો

કરી શકય, તેટલા દિવસે કરવા એ તેલનો હજારમી વારનો પાક થતો હોય તે સમયે તેમાં ઉત્તર દિશામા થતા કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્યોનો, દક્ષિણ દિશામા થતા ચંદન વગેરે સુગંધી દ્રવ્યોનો અને વાયુને હણનારાં દ્રવ્યોનો પ્રતિવાપ (તેના ક્રિક તથા ક્વાથાદિક સિદ્ધ થવા આવે તે સમયમા જે કલ્કાદિક નાખવામાં આવે તે પ્રતિવાપ કહેવાય તે) નાખવો આ તેલ સિદ્ધ થતું હોય તે સમયે શંખનાદો કરાવવા, દુંદુભિઓ વગડાવવા, તેલ ઉપર છત્રનુ ધારણ કરવુ, ચમર ઢોળાવવા, પંખા કરાવવા અને હજાર બ્રાહ્મણો જમાડવા[1] એ તેલ સારી રીતે પાકી રહે ત્યારે તેને ઉતારી લઈ સુવર્ણના, રૂપાના અથવા માટીના વાસણમાં સારા બંદોબસ્તથી રાખવુ આ **સહસ્રપાક** નામનું તેલ અપ્રતિવાર્ય (કોઈથી પણ અટકાવી ન શકાય એવી) શક્તિવાળુ છે અને રાજાઓને લાયક છે જો હજારવાર નહિ પકાવતા સોવાર પકાવ્યુ હોય તો તે **શતપાક** કહેવાય છે અને તે પણ મોટી શક્તિવાળુ થાય છે ૨૩

गन्धर्वहस्तकमुष्ककनक्तमालाटरूपकपूतीकाश्वघचित्रकादीना पत्राण्यार्द्राणि लवणेन सहोदूखलेऽवक्षुद्य स्नहघटे प्रक्षिप्यावलिप्य गोशकृद्भिर्दाहयेदेतत्पत्रलवणमुपदिशन्ति वातरोगेषु ॥ २४ ॥

### પત્રલવણ

એરંડો, મરખો, કરંજ, અરડૂસી, ગુચ્છકરંજ, ગરમાળો અને ચિત્રક વગેરે વૃક્ષોનાં લીલાં પાંદડાં લઈ તેઓની સાથે તે સર્વના જેટલા વજનનુ સેંધવ નાખી, ખાડણિયામાં ખાંડી, તે સર્વને સ્નેહના રીઢા ઘડામા નાખી તે ઘડાની ઉપર છાણ વગેરે લીપીને ગાયના છાણાના અગ્નિથી દાહ કરવો આ પ્રમાણે કરવાથી ઘડામા જે ક્ષાર (ભસ્મ) ઉત્પન્ન થાય, તે **પત્રલવણ** કહેવાય છે આ પત્રલવણનો વાતવ્યાધિઓની ઉપર ઉપયોગ કરવો, એમ આચાર્યોએ કહ્યુ છે ૨૪

एव स्नुहीकाण्डवार्त्ताकुशिग्रुलवणानि सक्षुद्य घट पूरयित्वा सर्पिस्तैलवसामज्जभि प्रक्षिप्यावलिप्य गोशकृद्भिर्दाहयेदेतत्स्नेहलवणमुपदिशन्ति वातरोगेषु ॥ इति काण्डलवणम् ॥ २५ ॥

### સ્નેહલવણ અથવા કાંડલવણ

થોરના સોટા, ભોરિંગણી અને સરગવાને કૂટી, ઘડામા નાખી, તે ઘડામા તે દ્રવ્યોના જેટલા વજનનુ કૂટેલુ સૈંધવ નાખી, તેટલા જ વજનના ઘીથી, તેટલા જ વજનના તેલથી, તેટલા જ વજનની ચરબીથી તથા તેટલા જ વજનની મજ્જાથી તે ઘડાને પૂરી, ઉપર છાણ વગેરેનો લેપ કરી ગાયના છાણાંના અગ્નિથી દાહ કરવો આ પ્રમાણે કરવાથી ઘડામા જે ભસ્મ તૈયાર થાય, તે **સ્નેહલવણ** અથવા **કાંડલવણ** કહેવાય છે આ લવણનો વાતવ્યાધિઓની ઉપર ઉપયોગ કરવો, એમ આચાર્યોએ કહ્યુ છે ૨૫

गण्डीरपलाशकुटजबिल्वार्कस्नुह्यपामार्गपाटलापारिभद्रकनादेयीकृष्णगन्धानीपनिर्दहन्यटरूपकनक्तमालकपूतीकबृहतीकण्टकारिकाभल्लातकेङ्गुदीवैजयन्तीकदलीवर्षाभूहीबेरेक्षुरकेन्द्रवारुणीश्वेतमोक्षकाशोका इत्येव वर्गं समूलपत्रशाखमार्द्रमाहृत्य लवणेन सह सयुद्य पूर्ववद्दग्ध्वा क्षारकल्पेन परिस्राव्य विपचेदेतत्प्रतिवापश्चात् हिंग्वादिभि पिप्पल्यादिभिर्वा । इत्येतत्कल्याणकलवण वातरोगेषु गुल्मप्लीहाग्निसङ्गाजीर्णार्शोऽरोचकार्त्ताना कासादिभिरुपद्रुताना चोपदिशन्ति पानभोजनेष्विति ॥

भवति चात्र ॥

विष्यन्दनादुष्णभावादोषाणा च विपाचनात् ।
सस्कारपाचनाचद वातरोगेषु शस्यते ॥ २६ ॥

### કલ્યાણક લવણ

જગલી સૂરણ, કપૂરકાચરી, ઇંદ્રજવ, ખીલી,

[1] શંખના દિના કોઈ અસાધારણ શક્તિ હોવાનું મીનાયેલું છે

धुकैरण्डतिलवर्षाभूभिर्वा प्रदेहः कार्यः तत्र, चूर्णितेषु यवगोधूमतिलमुद्गमाषेषु प्रत्येकशः काकोलीक्षीरकाकोलीजीवकर्षभकबलातिबलाविसमृणालशृगालविन्नामेषशृङ्गीप्रियालशर्कराकशेरुकसुरभिवचाकल्कमिश्रेषूपनाहार्थं सर्पिस्तैलवसामज्जदुग्धसिद्धाः पञ्च पायसा व्याख्याताः। स्नैहिकफलसारोत्कारिका वा । चूर्णितेषु यवगोधूमतिलमुद्गमाषेषु विचित्रमत्स्यपिशितवेशवारो वा । त्रिल्वेपशिकातगरदेवदारुसरलारास्नाहरेणुकुष्ठशतपुष्पासुरादधिमस्तुयुक्त उपनाहः ॥ मातुलुङ्गाम्लसैन्धवघृतमिश्रं मधुशिग्रुमूलमालेपे तिलकल्कश्चेति ॥८॥

## વાયુની પ્રબળતાવાળી વાતરક્તની ચિકિત્સા

જો વાતરક્ત વાયુના પ્રાબલ્યવાળું હોય, તો રોગીને જૂનું ઘી પાવું અને જેમાં અરધું તેલ મેળવ્યું હોય એવું તથા એક તોલાભાર જેઠીમધનો કલ્ક મેળવ્યો હોય એવું બકરીનું દૂધ પાવું; અથવા પૃશ્નિપર્ણીના કલ્કથી પકાવેલું, સાકરથી તથા મધથી મધુર કરેલું અને અરધા તેલવાળું બકરીનું દૂધ પાવું; અથવા સૂંઠ, શિંગોડાં તથા કસેરુકંદના[1] કલ્કથી પકાવેલું, સાકરથી તથા મધથી મધુર કરેલું અને અરધા તેલવાળું બકરીનું દૂધ પાવું; અથવા નસોતર કે વરધારો, રાસ્ના, કારેલી, પૃશ્નિપર્ણી, પીલુ, શતાવરી, ગોખરુ તથા દશમૂળીના કલ્કથી પકાવેલું, સાકરથી તથા મધથી મધુર કરેલું અને અરધા તેલવાળું બકરીનું દૂધ પાવું.

દશમૂળીના આઠગણા ક્વાથથી પકાવેલા દૂધ સાથે જેઠીમધ, કાકડાશિંગી, ગોખરુ, ચીડો દેવદાર કે જેમાંથી ગંધાબેરીજા નામનો ગુંદર જેવો રસ નીકળે છે તે દેવદાર, વજ અને રાસ્નાનો કલ્ક નાખેલું તેલ પકવીને તેનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો; અથવા શતાવરી, અઘેડો, જેઠીમધ, સફેદ ફગવેલાનો કંદ, ખળદાણા, ખપાટ અને તૃણપંચમૂળીના ક્વાથથી પકાવેલા અને કાકોલ્યાદિ ગણ નાખેલા તેલનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો; અથવા આ ચિકિત્સિતસ્થાનના મૂઢગર્ભચિકિત્સિત નામના પંદરમા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલા શતપાક બલાતેલનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો; અથવા ગયા અધ્યાયના ૨૩મા વિષયમાં કહેલા શતપાક તેલનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો.[1]

દશમૂળીના ક્વાથાદિકથી પકાવેલા દૂધનું અથવા ધાન્યામ્લ, સૌવીરક તથા તુષોદક વગેરે ખાટા પ્રવાહીનું રોગીના શરીર ઉપર સિંચન કરવું. (ધાન્યામ્લ વગેરેનાં લક્ષણો સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં જોવાં.)

જવ, જેઠીમધ, એરડી, તલ અને સાટોડી વાટી તેનો રોગીના શરીર ઉપર જાડો લેપ કરવો.

કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, (આ ચાર ઔષધો અતિ દુર્લભ છે, માટે તેઓને બદલે ફગવેલાનું મૂળ અને આસોંદ વાપરવાં;) ખળદાણા, ખપાટ, કમળનાં મૂળ, કમળનું નાળ, પૃશ્નિપર્ણી, કાકડાશિંગી, ચારોળી, સાકર, કસેરુકંદ, રાસ્ના અને વજના કલ્કથી મિશ્રિત કરેલા તથા ઘી, તેલ, ચરબી અને મજ્જા સાથે મેળવેલા જવના ચૂર્ણના દૂધપાકનો રોગીના અંગ પર ઉપનાહ બાંધવો; અથવા તેવા જ પ્રકારના ઘઉંના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો; અથવા તેવા જ પ્રકારના તલના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો અથવા તેવા જ પ્રકારના મગના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો; અથવા

---

૧ કસેરુકંદ એ ગુંદ્રા નામના ખડનો મૂલરૂપ કંદ છે. એ કંદનો મોથના જેવો ગોળ ગાંઠો થાય છે. જે જગ્યામાં ચોમાસાનું પાણી ભરાઈ રહેતું હોય તથા ખડ ઘણા દિવસો સુધી રહેતાં હોય તે જગ્યામાં થાય છે. એ કંદ સ્વાદમાં મધુર તથા તૂરો થાય છે અને તેનું શાક પણ થાય છે.

૧ દોષાદિક જોઈ ને પ્રયોગોની આ યોજના કરવી.

तस्य पूर्वरूपाणि तोददाहकण्डूशोफस्तम्भत्वक्पारुष्यशिरास्नायुधमनीस्पंदनसक्थिदौर्बल्यानि श्यावरक्तमण्डलोत्पत्तिश्चाकस्मात्पाणिपादतलाङ्गुलिगुल्फप्रभृतिषु । तत्राप्रतिकारिणोऽपचारिणश्च रोगो व्यक्तस्तस्य लक्षणमुक्तं, तत्राप्रतिकारिणो वैकल्यं भवति ॥४

### વાતરક્તનાં પૂર્વરૂપો અને રોગની સ્પષ્ટતા

ભોંકાયા જેવી વ્યથા, બળતરા, ખરજ, સોજો, અકડપણું, ચામડીનું ખરસટપણું, શિરાઓનું, સ્નાયુઓનું તથા ધમનીઓનું ચલન, સાથળોનું નબળાપણું અને હાથનાં તળાં, પગનાં તળાં, આંગળીઓ તથા ઘૂંટી વગેરેમાં અકસ્માત્ કાળાં તથા રાતાં મંડલોની ઉત્પત્તિ એ વાતરક્તનાં પૂર્વરૂપો છે એ પૂર્વરૂપો થાય તે સમયે જે માણસ યોગ્ય ઉપાય ન કરે અને વિરુદ્ધ રીતે વર્તે તેને વાતરક્ત નામનો એ વિકાર સ્પષ્ટ થાય છે, કે જેનાં લક્ષણો નિદાનસ્થાનમાં કહેવાઈ ગયાં છે વાતરક્ત પ્રકટ થયા પછી જો ચિકિત્સાથી રહિત રહેવામાં આવે, તો અંગોમાં ખોડ આવે છે ૪

भवति चात्र ॥

प्रायशः सुकुमाराणां मिथ्याहारविहारिणाम् ।
स्थूलानां सुखिनां चापि वातरक्तं प्रकुप्यति ॥५॥

### વાતરક્ત ઘણું કરી કોને થાય છે ?

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'ઘણું કરીને સુકુમાર, મિથ્યા આહારવિહાર કરનારા, જાડા અને સુખિયા લોકોનાં શરીરોમાં વાતરક્ત પ્રકુપિત થાય છે.' ૫

तत्र प्राणमांसक्षयपिपासाज्वरमूर्च्छाश्वासकासस्तम्भारोचकाविपाकविसरणसङ्कोचनैरनुपद्रुतं बलवन्तमात्मवन्तमुपकरणवन्तं चोपक्रमेत् ॥ ६ ॥

### વાતરક્તના કેવા દરદીની ચિકિત્સા કરવી

જે વાતરક્તનો દરદી બળના તથા માંસના ક્ષયથી, તરસથી, જ્વરથી, મૂર્છાથી, શ્વાસથી, ખાંસીથી, સ્તંભથી, અરુચિથી, અન્ન નહિ પચવાથી, રોગ ફેલાવાથી અને અંગો સંકોચાતાં પીડિત ન થયો હોય, બળવાન હોય, જિતેંદ્રિય હોય અને જોઈતી સામગ્રીઓથી યુક્ત હોય, તેની ચિકિત્સા કરવી ૬

तत्रादावेव बहुवातरूक्षम्लानाङ्गादृते मार्गावरणाद्दुष्टशोणितमसकृदल्पाल्पमवसिञ्चेद्वातकोपभयात् । ततो वमनादिभिरुपक्रमैरुपपाद्य प्रतिसंसृष्टभक्तम् ॥७॥

### વાતરક્તમાં રુધિરની ચિકિત્સા પછી દોષની ચિકિત્સા તથા બીજી ચિકિત્સાઓનો અધિકાર

વાતરક્તનો રોગી વાયુના પ્રકોપને લીધે રૂક્ષ તથા કરમાઈ ગયેલાં અંગોવાળો થઈ ગયો ન હોય, તો તેનું રુધિર, વાયુના માર્ગના આવરણને લીધે દુષ્ટ થયેલું હોય છે, તેને વારવાર થોડું થોડું સ્રવાવવું, કેમકે અધિક સ્રવાવવાથી વાયુના અતિ પ્રકોપની ધાસ્તી રહે છે. એ ચિકિત્સા કર્યા પછી દોષની વમન, વિરેચન તથા નિરૂહબસ્તિ વગેરે યથોચિત ચિકિત્સાઓ કરી રોગીને આ સ્થાનના ૩૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે 'પેયા' વગેરે આહારની યોજના કરવી આ પ્રમાણે કરવામાં આવે, તે પછી નીચે લખેલી ચિકિત્સાઓનો અધિકાર પ્રાપ્ત થાય છે. ૭

वातप्रबले पुराणघृतं पाययेदजाक्षीरं चार्द्धतैलं मधुकाक्षयुक्तं शृगालविन्नासिद्धं वा शर्करामधुमधुरं, शुण्ठीशृङ्गाटककशेरुकसिद्धं वा, श्यामारास्नापुनर्नवाशृगालविन्नापीलुशतावरीश्वदंष्ट्राद्विपञ्चमूलीसिद्धं वा ॥ द्विपञ्चमूलीकाथाष्टगुणसिद्धेन च पयसा मधुकमेषशृङ्गीश्वदंष्ट्रासरलभद्रदारुवचासुरभिरक्तपतीवापं तैलं पाचयित्वा पानादिषूपयुञ्जीत, शतावरीमयूरकमधुकक्षीरविदारीबलातिबलातृणपञ्चमूलीकाथसिद्धं वा काकोल्यादिप्रतिवापं बलातैलं शतपाकं वेति ॥ वातहरमूलसिद्धेन च पयसा परिषेचनमम्लेन वा कुर्वीत ॥ यवम-

નિદાનસ્થાનમાં કહેવાઈ ગયાં છે, તોપણ અહીં જે પુનરુક્તિ કરી છે, તે વિશેષ જણાવવા માટે તથા વાતરક્તનું કષ્ટસાધ્યપણું જણાવવા માટે છે.

घुकैरण्डतिलवर्षाभूमिर्वा प्रदेहः कार्यः तत्र, चूर्णितेषु यवगोधूमतिलमुद्गमाषेषु प्रत्येकशः काकोलीक्षीरकाकोलीजीवकर्षभकवलातिवलाविसमृणालशृगालविन्नामेषशृङ्गीप्रियालशर्कराकशेरुकसुरभिवचाकल्कमिश्रेपूपनाहार्थं सर्पिस्तैलवसामज्जदुग्धसिद्धाः पञ्च पायसा व्याख्याताः। स्नैहिकफलसारोत्कारिका वा । चूर्णितेषु यवगोधूमतिलमुद्गमाषेषु विचित्रमत्स्यपिशितवेशवारो वा । बिल्वपेशिकातगरदेवदारुसरलारास्नाहरेणुकुष्ठशतपुष्पासुरादधिमस्तुयुक्त उपनाहः ॥ मातुलुङ्गाम्लसैन्धवघृतमिश्रं मधुशिग्रुमूलमालेपे तिलकल्कश्चेति ॥८॥

## વાયુની પ્રબળતાવાળી વાતરક્તની ચિકિત્સા

જો વાતરક્ત વાયુના પ્રાબલ્યવાળું હોય, તો રોગીને જૂનું ઘી પાવું અને જેમાં અરધું તેલ મેળવ્યું હોય એવું તથા એક તોલાભાર જેઠીમધનો કલ્ક મેળવ્યો હોય એવું બકરીનું દૂધ પાવું; અથવા પૃશ્નિપર્ણીના કલ્કથી પકાવેલું, સાકરથી તથા મધથી મધુર કરેલું અને અરધા તેલવાળું બકરીનું દૂધ પાવું; અથવા સૂંઠ, શિંગોડાં તથા કસેરુકંદના[1] કલ્કથી પકાવેલું, સાકરથી તથા મધથી મધુર કરેલું અને અરધા તેલવાળું બકરીનું દૂધ પાવું; અથવા નસોતર કે વરધારો, રાસ્ના, કારેલી, પૃશ્નિપર્ણી, પીલુ, શતાવરી, ગોખરુ તથા દશમૂળીના કલ્કથી પકાવેલું, સાકરથી તથા મધથી મધુર કરેલું અને અરધા તેલવાળું બકરીનું દૂધ પાવું.

દશમૂળીના આઠગણા ક્વાથથી પકાવેલા દૂધ સાથે જેઠીમધ, કાકડાશિંગી, ગોખરુ, ચીડો દેવદાર કે જેમાંથી ગંધાબેરીજા નામનો ગુંદર જેવો રસ નીકળે છે તે દેવદાર, વજ અને રાસ્નાનો કલ્ક નાખેલું તેલ પકવીને તેનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો; અથવા શતાવરી, અઘેડો, જેઠીમધ, સફેદ ફગવેલાનો કંદ, બળદાણા, ખપાટ અને તૃણપંચમૂળીના ક્વાથથી પકાવેલા અને કાકોલ્યાદિ ગણ નાખેલા તેલનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો; અથવા આ ચિકિત્સિતસ્થાનના મૂઢગર્ભચિકિત્સિત નામના પંદરમા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલા શતપાક બલાતેલનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો; અથવા ગયા અધ્યાયના ૨૩મા વિષયમાં કહેલા શતપાક તેલનો પીવા વગેરેમાં ઉપયોગ કરાવવો.[1]

દશમૂળીના ક્વાથાદિકથી પકાવેલા દૂધનું અથવા ધાન્યામ્લ, સૌવીરક તથા તુષોદક વગેરે ખાટા પ્રવાહીનું રોગીના શરીર ઉપર સિંચન કરવું. (ધાન્યામ્લ વગેરેનાં લક્ષણો સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં જોવાં.)

જવ, જેઠીમધ, એરડી, તલ અને સાટોડી વાટી તેનો રોગીના શરીર ઉપર જાડો લેપ કરવો.

કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, (આ ચાર ઔષધો અતિ દુર્લભ છે, માટે તેઓને બદલે ફગવેલાનું મૂળ અને આસોંદ વાપરવાં;) બળદાણા, ખપાટ, કમળનાં મૂળ, કમળનું નાળ, પૃશ્નિપર્ણી, કાકડાશિંગી, ચારોળી, સાકર, કસેરુકંદ, રાસ્ના અને વજના કલ્કથી મિશ્રિત કરેલા તથા ઘી, તેલ, ચરબી અને મજ્જા સાથે મેળવેલા જવના ચૂર્ણના દૂધપાકનો રોગીના અંગ પર ઉપનાહ બાંધવો; અથવા તેવા જ પ્રકારના ઘઉંના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો; અથવા તેવા જ પ્રકારના તલના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો અથવા તેવા જ પ્રકારના મગના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો; અથવા

---

૧ કસેરુકંદ એ ગુંદ્રા નામના ખડનો મૂલરૂપ કંદ છે. એ કંદનો મોથના જેવો ગોળ ગાંઠો થાય છે. જે જગ્યામાં ચોમાસાનું પાણી ભરાઈ રહેતું હોય તથા ખડ ઘણા દિવસો સુધી રહેતાં હોય તે જગ્યામાં થાય છે. એ કંદ સ્વાદમાં મધુર તથા તૂરો થાય છે અને તેનું શાક પણ થાય છે.

૧ દોષાદિક જોઈને પ્રયોગોની આ યોજના કરવી.

તેવા જ પ્રકારના અડદના ચૂર્ણના દૂધપાકનો ઉપનાહ બાંધવો; અથવા તલ, એરંડી, અળસીના દાણા અને બહેડાં વગેરે સ્નેહયુક્ત ફળોની મજ્જાના કલ્કને દૂધમાં પકવી તેનો લાપસી જેવો કે રોટલી જેવો ઉપનાહ બાંધવો; અથવા જવ, ઘઉં, તલ, મગ તથા અડદનો લોટ બાફી તેને વિચિત્ર માછલાંઓના માંસના વેશવારથી[1] યુક્ત કરીને તેનો ઉપનાહ બાંધવો; અથવા કાચાં બીલાં, તગર, દેવદાર, નસોતર, રાસ્ના, હરેણુ નામનું સુગંધી દ્રવ્ય, કઠ તથા સુવાને બાફી મધથી તથા દહીંના પાણીથી યુક્ત કરીને તેનો ઉપનાહ બાંધવો. (બાફેલાં કે રાંધેલાં ઔષધોના કલ્ક વગેરેને ગરમ કરી ઝીણા વસ્ત્ર વડે સહેવાય તેવો ગરમ શરીર પર બાંધવો, એ ઉપનાહ કહેવાય છે.)

રાતા સરગવાનાં મૂળિયાં વાટી બીજોરાંના રસથી, ધાન્યામ્લ વગેરે ખાટા રસથી, સિંધવથી તથા ઘીથી યુક્ત કરી તે કલ્કનો લેપ કરવો; અથવા બીજોરાંના રસ વગેરેથી મિશ્ર કરેલા તલના કલ્કનો કે એકલા તલના કલ્કનો લેપ કરવો. ૮

पित्तप्रबले द्राक्षारेवतकट्फलपयस्यामधुकचन्दनकाश्मर्यकषायं शर्करामधुमधुरं पाययेत् । शतावरीमधुकपटोलत्रिफलाकटुरोहिणीकषायं गुडूचीकषायं वा पित्तज्वरहरचन्दनादिकषायं वा शर्करामधुमधुरम् । मधुर तिक्तकषायसिद्धं वा सर्पिः । बिसमृणालमद्रश्रियपद्मककषायेणार्द्धक्षीरेणपरिषेकः । क्षीरेक्षुरसाभ्यां मधुकशर्करातण्डुलोदकैर्वा द्राक्षेक्षुकषायमिश्रैर्मस्तुमधुधान्याम्लैः । जीवनीयसिद्धेन वा सर्पिषाभ्यङ्गः, शतधौतघृतेन वा काकोल्यादिकल्कविपक्वेन वा सर्पिषा । शालिषष्टिकनलवंजुलतालीशशृङ्गाटकगलोड्यगौरीगैरिकशैवलपद्मकपद्मपत्रप्रभृतिमिर्धान्याम्लपिष्टैः प्रदेहो घृतमिश्रः वातप्रबलेऽप्येष सुखोष्णः प्रदेहः कार्यः ॥९

## પિત્તની અધિકતાવાળા વાતરક્તની ચિકિત્સા

જો વાતરક્ત પિત્તની અધિકતાવાળું હોય તો દ્રાક્ષ, ગરમાળો, કાયફળ, ખરણેર; જેઠીમધ, રતાંજલિ અને સીવણનાં ફળનો ક્વાથ કરી તે ક્વાથને સાકરથી તથા મધથી મધુર કરી પાવો. અથવા શતાવરી, જેઠીમધ, પટોલ, ત્રિફળા અને કડુનો ક્વાથ કરી તે ક્વાથને સાકરથી તથા મધથી મધુર કરીને પાવો. અથવા ગળોનો ક્વાથ કરી તે ક્વાથને સાકરથી તથા મધથી મધુર કરી પાવો. અથવા પિત્તજ્વરને હરનારો ચંદનાદિ ક્વાથ કરી તે ક્વાથને સાકરથી તથા મધથી મધુર કરી પાવો. (ઉત્તર તંત્રના ૩૯મા અધ્યાયના ૮૫મા વિષયમાં જે ક્વાથ પ્રથમ જ લખ્યો છે, તે અથવા સૂ૦ અ૦ ૩૯ વિ૦ ૧૧માં કહેલા પિત્તસંશમન વર્ગનો ક્વાથ ચંદનાદિ ક્વાથ હોવો જોઈએ) અથવા પટોલ આદિ તિક્તદ્રવ્યોના તથા ત્રિફલા આદિ કષાય દ્રવ્યોના કલ્કથી તથા ક્વાથથી પકાવેલું ઘી પાવું.

કમળનાં મૂળ, કમળનાળ, સુખડ, અને પદ્મકાષ્ઠનો ક્વાથ કરી તેમાં અરધોઅરધ દૂધ નાખીને તેનું રોગીના શરીર પર સિંચન કરવું (ધારાઓ પાડવી;) અથવા દૂધ તથા શેરડીના રસનું સિંચન કરવું અથવા જેઠીમધ, સાકર અને ચોખાના ધોણનું સિંચન કરવું; અથવા દ્રાક્ષ તથા શેરડીના ક્વાથથી મિશ્ર કરેલાં મધ, દહીંનું પાણી તથા ધાન્યામ્લનું સિંચન કરવું.

જીવનીય (મધુર) ગણનાં[1] દ્રવ્યોના

[1] અસ્થિઓ કાઢી નાખી સારી રીતે બાફીને પછી છીપર ઉપર વાટેલું અને તે પછી પીપર, સૂંઠ, મરી, ગોળ તથા ઘી નાખીને સારી રીતે પકાવેલું માંસ વેશવાર કહેવાય છે.

[1] જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી (વિદારીનાં મૂળ, શતાવરીનાં મૂળ તથા આસોંદ) અડબાઉ મગ, અડબાઉ અડદ, ખરખોડી અને જેઠીમધ. (વાગ્ભટ)

કલ્કથી તથા ક્વાથથી પકાવેલું ઘી ચોળવું અથવા સો વાર ધોયેલું ઘી ચોળવું. અથવા કાકોલ્યાદિ ગણના કલ્કથી પકાવેલું ઘી ચોળવું.

રાતા ચોખા, સાઠી ચોખા, બરુ, નેતર, તાલીશપત્ર, શિંગોડાં, ગલોડ્ય નામનાં ફળ, હળદર, સોનાગેરુ, શેવાળ, પદ્મકાષ્ટ અને કમળ-પત્ર વગેરે પદાર્થોને ધાન્યામ્લમાં વાટી ઘીથી મિશ્ર કરી તેનો જાડો લેપ કરવો. આ લેપ જરા ઊનો કરી વાયુની અધિકતાવાળા વાતરક્ત ઉપર પણ કરવો. ૯

रक्तप्रबलेऽप्येवं बहुशश्च शोणितमवसेचयेच्छीततमाश्च प्रदेहाः कार्या इति ॥ १० ॥

## રુધિરની પ્રબળતાવાળા વાતરક્તની ચિકિત્સા

જો વાતરક્ત રુધિરની પ્રબળતાવાળું હોય, તોપણ એ પ્રમાણે જ એટલે પિત્તની પ્રબળતાવાળા વાતરક્તની ચિકિત્સા પ્રમાણે જ ચિકિત્સા કરવી, વારંવાર લોહીનો સ્રાવ કરવો અને અત્યંત શીતળતાવાળા લેપો કરવા. ૧૦

श्लेष्मप्रबले त्वामलकहरिद्राकषायं मधुमधुरं पाययेत् । त्रिफलाकषायं वा । मधुकशृङ्गवेरहरीतकीतिक्तरोहिणीकल्कं वा सक्षौद्रमूत्रतोययोरन्यतरेण गुडहरीतकीं वा भक्षयेत् । तैलमूत्रक्षारोदकसुराशुक्तकफघ्नौषधनिःक्वाथैः परिषेकः । आरग्वधादिकषायैर्वोष्णैः । मस्तुमूत्रसुराशुक्तमधुकसारिवापद्मकासिद्धं वा घृतमभ्यङ्गः।तिलसर्षपातसीयवचूर्णानि,श्लेष्मातककपित्थमधुशिग्रुमिश्राणि क्षारमूत्रपिष्टानि प्रदेहः । श्वेतसर्षपकल्कस्तिलाश्वगन्धाकल्कः प्रियालसेलुकपित्थत्वक्कल्को मधुशिग्रुपुनर्नवाकल्को व्योषतिक्तापृथक्पर्णीबृहतीकल्क इत्येते पञ्च प्रदेहाः सुखोष्णाः क्षारोदकपिष्टाः, शालिपर्णी पृश्निपर्णी बृहत्यौ च वा क्षीरपिष्टास्तर्पणमिश्राः ॥ ११ ॥

## કફની પ્રબળતાવાળા વાતરક્તની ચિકિત્સા

જો વાતરક્ત કફની અધિકતાવાળું હોય, તો આમળાં તથા હળદરનો ક્વાથ કરી તે ક્વાથને મધથી મધુર કરી પાવો; અથવા ત્રિફળાનો ક્વાથ કરી તેમાં મધ તથા ગોમૂત્ર નાખી તે પાવો; અથવા જેઠીમધ, સૂંઠ, હરડે અને કડુનો કલ્ક કરી તેમાં મધ તથા ગોમૂત્ર નાખીને તે પાવો. અથવા ગોળથી મિશ્ર કરેલું હરડેનું ચૂર્ણ ગોમૂત્ર કે જળની સાથે ખવડાવવું.

તેલ, ગોમૂત્ર, ક્ષારનું જળ, મદિરા, શુક્ત (સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયનો ૧૮૭મો વિષય જુઓ) અને કફને હણનારાં ઔષધોના ક્વાથનું સિંચન કરવું અથવા આરગ્વધાદિ ગણના ઊના ક્વાથોનું સિંચન કરવું.

દહીંનું પાણી, ગોમૂત્ર, મદિરા, શુક્ત, જેઠીમધ, ઉપલસરી અને પદ્મકાષ્ઠના કલ્કથી તથા ક્વાથથી પકાવેલું ઘી ચોળવું.

તલ, સરસવ, અળસીના દાણા અને જવનાં ચૂર્ણોને ગુંદો, કોઠ અને રાતા સરગવાથી મિશ્ર કરી ક્ષારમાં તથા ગોમૂત્રમાં વાટી તેનો જાડો લેપ કરવો. અથવા ધોળા સરસવના ચૂર્ણને ક્ષારના જળમાં વાટી જરા ગરમ કરી તેનો જાડો લેપ કરવો. અથવા તલ અને આસોંદને ક્ષારના જળમાં વાટી જરા ગરમ કરી તેનો જાડો લેપ કરવો. અથવા ચારોળી, ગૂંદાની છાલ અને કોઠની છાલને ક્ષારના જળમાં વાટી જરા ગરમ કરી તેનો જાડો લેપ કરવો. અથવા રાતો સરગવો અને સાટોડીને ક્ષારના જળમાં વાટી જરા ગરમ કરી તેનો જાડો લેપ કરવો. અથવા સૂંઠ, મરી, પીપર, કડુ, પૃશ્નિપર્ણી અને ઊભી ભોરિંગણીને ક્ષારના જળમાં વાટી જરા ગરમ કરી તેનો જાડો લેપ કરવો. અથવા શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, ઊભી ભોરિંગણી અને બેઠી ભોરિંગણીને જવના સાથવાની સાથે દૂધમાં વાટી તેનો જાડો લેપ કરવો. ૧૧

संसर्गे सन्निपाते च क्रियापथमुक्तं मिश्रं कुर्यात् ॥ १२ ॥

## બે તથા ત્રણે દોષની અધિકતા-વાળા વાતરક્તની ચિકિત્સા

જો વાતરક્ત બે દોષની, અધિકતાવાળું હોય તો તે બે દોષોને ટાળે એવી ઉપર કહેલી બે ચિકિત્સાઓ મિશ્ર કરવી અને જો ત્રણે દોષોના પ્રાબલ્યવાળું હોય તો એક એક દોષને ટાળે એવી ઉપર કહેલી ત્રણ ચિકિત્સાઓ મિશ્ર કરવી. ૧૨

सर्वेषु गुडहरीतकीं वा सेवेत । पिप्पलीर्वा क्षीरपिष्टा वारिपिष्टा वा पञ्चाभिवृद्धया वा दशाभिवृद्धया वा पिबेत्क्षीरौदनाहारो दशरात्रं, मूयश्चापकर्षयेदेवं यावत्पञ्च दश चेति तदेतत्पिप्पलीवर्द्धमानकं वातशोणितविषमज्वरारोचकपाण्डुरोगप्लीहार्शःकासश्वासशोफशोषाग्निसादहृद्रोगोदराण्युपहन्ति । जीवनीयप्रतीवापं सर्पिः पयसा पाचयित्वाऽभ्यज्यात् । सहासहदेवाचन्दनमूर्वामुस्ताप्रियालशतावरीकशेरुपद्मकमधुकशतपुष्पाकुष्ठानि क्षीरपिष्टः प्रदेहो घृतमण्डयुक्तः सैरेयकाटरूपकबलातिबलाजीवन्तीसुषवीकल्को वा छागक्षीरपिष्टः काश्मर्यमधुकतर्पणकल्को वा । मधूच्छिष्टमञ्जिष्ठासर्जरससारिवाक्षीरसिद्धं पिण्डतैलमभ्यङ्गः॥ सर्वेषु च पुराणघृतमामलकरसविपक्कं वा पानार्थे । जीवनीयसिद्धं परिषेकार्थे काकोल्यादिकाथकल्कसिद्धं वा सुषवीकाथकल्कसिद्धं वा कारवेल्लककाथमात्रसिद्धं वा । बलातैलं वा परिषेकावगाहबस्तिभोजनेषु । शालिषष्टिकयवगोधूमान्नमनवं भुञ्जीत पयसा जाङ्गल रसेन वा मुद्गयूषेण वा नाम्लेन । शोणितमोक्षं चाभीक्ष्णं कुर्वीत । उच्छ्रितदोषे च वमनविरेचनास्थापनानुवासनकर्म कर्त्तव्यम् ॥

पटोलत्रिफलाभीरुगुडूचीकटुकाकृतम् ।
काथंपीत्वा जयत्याशु वातशोणितजां रुजम् ॥१३॥

## સઘળા વાતરક્તોની ચિકિત્સા

ગમે તે પ્રકારનું વાતરક્ત થયું હોય, તો રોગીને પ્રથમ વમનવિરેચનાદિકથી શુદ્ધ કરી પછી ગોળની સાથે હરડેનું સેવન કરાવવું.

દૂધમાં અથવા પાણીમાં વાટેલી પીપર પહેલે દિવસે પાંચ, બીજે દિવસે દસ, ત્રીજે દિવસે પંદર, ચોથે દિવસે વીસ, પાંચમે દિવસે પચીસ, છઠ્ઠે દિવસે ત્રીસ, સાતમે દિવસે પાંત્રીસ, આઠમે દિવસે ચાલીસ, નવમે દિવસે પિસ્તાલીસ, અને દશમે દિવસે પચાસ પાવી. પછી અગિયારમે દિવસે પિસ્તાલીસ, બારમે દિવસે ચાલીસ, તેરમે દિવસે પાંત્રીસ, ચૌદમે દિવસે ત્રીસ, પંદરમે દિવસે પચીસ, સોળમે દિવસે વીસ, સત્તરમે દિવસે પંદર, અઢારમે દિવસે દસ અને ઓગણીસમે દિવસે પાંચ પાવી. અથવા પહેલે દિવસે દસ, બીજે દિવસે વીસ, ત્રીજે દિવસે ત્રીસ, ચોથે દિવસે ચાલીસ, પાંચમે દિવસે પંચાસ, છઠ્ઠે દિવસે સાઠ, સાતમે દિવસે સિત્તેર, આઠમે દિવસે એંસી, નવમે દિવસે નેવું અને દશમે દિવસે સો પાવી. પછી અગિયારમે દિવસે નેવું, બારમે દિવસે એંસી, તેરમે દિવસે સિત્તેર, ચૌદમે દિવસે સાઠ, પંદરમે દિવસે પચાસ, સોળમે દિવસે ચાલીસ, સત્તરમે દિવસે ત્રીસ, અઢારમે દિવસે વીસ અને ઓગણીસમે દિવસે દસ પાવી. આ સઘળા દિવસોમાં ફક્ત દૂધ-ભાતનો જ આહાર કરાવવો. ઉપર કહેલા બે પ્રકારમાંથી ગમે તે પ્રકારે પીપરનો પ્રયોગ કરવામાં આવે તે, 'પિપ્પલીવર્દ્ધમાનક' કહેવાય છે. આ પિપ્પલીવર્દ્ધમાનક વાતરક્ત, વિષમજ્વર, અરુચિ, પાંડુરોગ, બરલનાં દરદ, અરસ, ખાંસી, શ્વાસ, સોજા, ક્ષય, અગ્નિની મંદતા, છાતીનાં દરદો તથા ઉદરરોગોને મટાડે છે.

દૂધથી પકવેલા અને જેમાં પાકતી વખતે જીવનીયવર્ગ નાખ્યો હોય એવું ઘી ચોળવું.

અડબાઉ અડદ, સહદેવી, (બળદાણાની જાત છે અને તેમાં પીળાં ફૂલ થાય છે) રતાંજલિ, મોરવેલ, મોથ, ચારોળી, શતાવરી, કસેરુકંદ, પદ્મકાષ્ઠ, જેઠીમધ, સુવા અને કઠને દૂધમાં વાટી તેનો લેપ કરવો અથવા કાંટાઅશેળિયો, અરડૂસી, બલદાણા, ખપાટ, ખરખોડી

અને કારેલીને વાટી ઘીની ઉપર આછા ભાગથી યુક્ત કરીને તે કલ્કનો લેપ કરવો. અથવા સિવણ, જેઠીમધ અને જવના સાથવાને બકરીના દૂધમાં વાટી તે કલ્કનો લેપ કરવો.

મીણ, મજીઠ, રાળ અને ઉપલસરીનો કલ્ક નાખી દૂધથી પકાવેલું પિંડતેલ ચોળવું. (ઘાણી-માંથી લીધેલું તલના છીટા સહિત તેલ પિંડતેલ કહેવાય છે )

સઘળાં વાતરક્તોમાં આમળાંના રસથી પકાવેલું જૂનું ઘી પાવું.

જીવનીયવર્ગના ક્વાથથી અથવા કાકોલ્યાદિ ગણના ક્વાથથી તથા કલ્કથી અથવા કલોંજી જીરાના ક્વાથથી તથા કલ્કથી અથવા ફક્ત કારેલીના ક્વાથથી પકાવેલું ઘી સીંચવું.

અથવા આ ચિકિત્સિતસ્થાનના મૂઢગર્ભ-ચિકિત્સિત નામના પંદરમા અધ્યાયના ૧૧મા વિષયમાં કહેલા બલાતેલનો સિંચનમાં, અવગાહમાં ( તેલાદિક પ્રવાહીથી ભરેલા મોટા વાસણમાં કે પેટીમાં બેસવું કે સૂવું એ અવગાહ કહેવાય છે ), પિચકારીમાં અને ભોજનમાં ઉપયોગ કરાવવો.

જૂના રાતા ચોખા, જૂના સાઠી ચોખા, જૂના જવ અને જૂના ઘઉંમાંથી બનાવેલું અન્ન દૂધ સાથે, જાંગલ પ્રાણીઓના માંસના રસા સાથે અથવા ખટાશવગરના મગના ઓસામણ સાથે જમાડવું. ( પિત્તની અધિકતા હોય તો દૂધ સાથે, વાયુનું પ્રાબલ્ય હોય તો જાંગલ પ્રાણીઓના માંસના રસા સાથે અને કફનું પ્રાબલ્ય હોય તો ખટાશવગરના મગના ઓસામણ સાથે જમાડ-વામાં અવશ્ય કાળજી રાખવી. )

વારંવાર લોહીનો સ્રાવ પણ કરવો. ( જો સ્નિગ્ધ પદાર્થોનાં સેવનથી વાયુને જીતી ન શકાય અને લોહીનું પ્રબલ આવરણ થઈ ગયાનો નિશ્ચય થાય, તો જ રોગીના તથા રોગના બળને અને કાળને જોઈ વારંવાર લોહીનો સ્રાવ કરવો. )

જો દોષો અધિક જોવામાં આવે તો વમન, વિરેચન, નિરૂહબસ્તિ તથા સ્નેહબસ્તિ-એ ક્રિયાઓ પણ વારંવાર કરવી. ( કફની અધિકતા હોય તો વમનક્રિયા, પિત્તની કે રુધિરની અધિકતા હોય તો વિરેચનક્રિયા અને વાયુની અધિકતા હોય તો બે પ્રકારના બસ્તિઓની ક્રિયા વારંવાર કરવી. ) પંડોળું, ત્રિફળા, શતાવરી, ગળો અને કડુનો ઉકાળો પીવાથી વાતરક્તનો રોગ અવશ્ય મટે છે. ૧૩

भवन्ति चात्र ॥

एवमाद्यैः क्रियायोगैरचिरोत्पतितं सुखम् ।
वातासृक्साध्यते वैद्यैर्याप्यते तु चिरोत्थितम् ॥
उपनाहपरीषेकप्रदेहाभ्यञ्जनानि च ।
शरणान्यप्रवातानि मनोज्ञानि महान्ति च ॥
मृदुगण्डोपधानानि शयनानि सुखानि च ।
वातरक्ते प्रशस्यन्ते मृदुसंवाहनानि च ॥
व्यायामं मैथुनं कोपमुष्णाम्ललवणाशनम् ।
दिवास्वप्नमभिष्यन्दि गुरु चान्नं विवर्जयेत् ॥१४॥

## વાતરક્તની સાધ્યતા, યાપ્યતા, ઉપચારો અને પાળવાની પરેજી

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિ-એ સ્વમુખે કહ્યું છે: 'જો વાતરક્ત થોડા કાળથી ઉત્પન્ન થયું હોય, તો વૈદ્યો, ઉપર કહેલા એ ક્રિયાયોગોથી વાતરક્તને સહેલાઈથી વશ કરી શકે છે અને લાંબા કાળથી ઉત્પન્ન થયું હોય તો તેને ઉપર કહેલા ક્રિયાયોગોથી વૃદ્ધિ પામવા નહિ દેતાં રોગીનો દેહપાત થવા દેતા નથી.

ઉપનાહો, પરિષેકો, પ્રદેહો ( લેપો ), અભ્યંગો, વાયુવગરનાં તથા મનને પ્રિય મોટાં ઘરો, કોમળ ગાલમસૂરિયાં વગેરેવાળાં સુખકારી શયનો અને કોમળ અંગચંપીઓ, એ ઉપચારો વાતરક્ત ઉપર વખણાય છે.

વાતરક્તના દરદીએ મહેનત કરવી નહિ, મૈથુન કરવું નહિ, કોપ કરવો નહિ, ઉષ્ણવીર્ય-

વાળુ, ખાટુ કે ખારુ જમવુ નહિ, દિવસે સૂવુ નહિ અને ભારે તથા સ્રોતોને ક્લેદ આપનારુ અન્ન છોડી દેવુ ' ૧૪

अपतानकिनमस्रस्ताक्षमवक्रभ्रुवमस्तब्धमेढ्रम स्वेदनमवेपनमप्रलापिनमखट्वापातिनमबहिरायामिन चोपक्रमेत् । तत्र प्रागेव स्नेहाभ्यक्त स्विन्नशरीरमव पीडनेन तीक्ष्णेनोपक्रमेत शिर शुद्ध्यर्थम् । अनन्तर च विदारिगन्धादिक्वाथमासरसक्षीरदधिपक्व सर्पिरच्छ पाययेत् तथा हि नातिमात्र वायु प्रसरति । ततो भद्रदार्वादिवातघ्नगणमाहृत्य सयवकोलकुलत्थ सानूपौदकमास पञ्चवर्गमेकत प्रक्वाथ्य तमादाय कषाय मम्लक्षीरै सहोन्मिश्र्य सर्पिस्तैलवसामज्जभि सह विपचेन्मधुरकप्रतीवाप तदेतत्त्रैवृतमपतानकिना परिषेकावगाहाभ्यङ्गपानभोजनानुवासननस्येषु विदध्यात्। यथोक्तैश्च स्वेदविधानै स्वेदयेत् । बलीयसि वाते सुखोष्णतुषबुसकरीषपूर्णे कूपे निदध्यादामुखात् । तप्ताया वाङ्गारचुल्या तप्ताया वा शिलाया सुरापरिषिक्ताया पलाशदलच्छन्नाया शाययेत् । कृशरावेशवारपायसैर्वा स्वेदयेत् । मूलकोरुबूकस्फूर्जार्जकार्कसप्तलाशङ्खिनीस्वरससिद्ध तैलमपतानकिना परिषेकादिषूपयोज्यम् । अभुक्तवता पीतमम्ल दधि मरिचवचायुक्तमपतानक हन्ति तैलसर्पिर्वसाक्षौद्राणि च । एत च्छुद्धवातापतानकविधानमुक्तम् । ससृष्टे ससृष्ट कर्त्तव्यम् । वेगान्तेषु चावपीड दद्यात् । ताम्रचूडकर्कटकृष्णमत्स्यशिशुमारवराहरसाश्चासेवेत । क्षीराणि वा वातहरसिद्धानि यवकोलकुलत्थमूलकदधिघृततैलसिद्धा वा यवागूम् । स्नेहविरेचनास्थापनानुवासनानि चैव दशरात्र हतवेगमुपक्रमेत् । वातव्याधिचिकित्सित चावेक्षेत रक्षाकर्म च कुर्यादिति ॥ १५ ॥

### અપતાનકની ચિકિત્સા[1]

જે અપતાનકનો દર્દી શિથિલ થયેલી આંખોવાળો ન હોય, વાંકી થયેલી ભ્રૂકુટિઓવાળો ન હોય, અક્કડ રહેતા લિંગવાળો ન હોય, પસીનાથી વ્યાપ્ત થઈ જતો ન હોય, ધ્રૂજતો ન હોય, અસબદ્ધ ભાષણ કરતો ન હોય, બન્ને હાથ તથા બન્ને પગથી ખાટલાની પેઠે ધરતી પર પડી જતો ન હોય અને અસાધ્ય બહિરાયામવાળો ન હોય તો તેની ચિકિત્સા કરવી

અપતાનકના દરદીને પ્રથમ જ સ્નેહનો અભ્યગ કરી તથા સ્વેદન કરી તેના માથાની શુદ્ધિ માટે તીક્ષ્ણ અવપીડન નસ્ય દેવ. (માથાને ખાલી કરનારાં તીક્ષ્ણ ઔષધો વાટી નીચોવીને જે રસ કાઢવામાં આવે તે અવપીડ કહેવાય છે નાકમા એ રસના ટીપાં નાખવા એ અવપીડન નસ્ય કહેવાય છે વાયુ કફના સ્થાનમા ગયેલો હોવાથી નષ્ટ થયેલી સજ્ઞાને જાગ્રત કરવા માટે આ નસ્ય દેવુ–ડલ્હન )

માથાને ખાલી કર્યા પછી વિદારિગધાદિ ગણનો ક્વાથ, માસનો રસ, દૂધ અને દહીમા પકાવેલુ સ્વચ્છ ઘી રોગીને પાવુ ઘી પાવાથી વાયુ અત્યત ફેલાઈ શકતો નથી

પછી સૂત્રસ્થાનના ૩૯ મા અધ્યાયના ૧૦મા વિષયમા કહેલા ભદ્રદારુ આદિ વાતસશમન વર્ગને એકઠો કરી તેને જવ, બોર, કળથી અને પાંચે પ્રકારનાં આનૂપવર્ગના માસોથી મિશ્ર કરી ક્વાથ બનાવી તે ક્વાથને સૌવીરક તથા ધાન્યામ્લ આદિ અમ્લો તથા દૂધથી મિશ્ર કરી તે ક્વાથથી તેલ, ચરબી અને મજ્જાની સાથે ઘી પકાવવુ અને તે ઘીમા જીવનીયગણ નાખવો આ પ્રમાણે પકાવેલુ ઘી ત્રૈવૃત કહેવાય છે અપતાનકવાળાઓને સિંચનમા, અવગાહમાં, ચોળનામા, પીવામા, ભોજનમા, સ્નેહબસ્તિમાં અને નસ્યમા આ ઘી આપવુ

અપતાનકવાળાના શરીરનુ આ ચિકિત્સિતસ્થાનના સ્વેદાવચારણીય નામના ૩૨મા અધ્યાયમા કહેલા સ્વેદના વિધાનોથી સ્વેદન

[1] આક્ષેપકની ચિકિત્સા તથા અપતાનકની ચિકિત્સા જુદીજુદી આપી નથી તેનું કારણ તેઓની આ એક જ ચિકિત્સા હોય એમ ધારી શકાય છે

કરવું. જો વાયુ જોરાવર હોય તો તે દરદીને સહેવાય તેવાં ઊનાં ફ્રોતરાં, ફૂસાં તથા અડાયાંથી ભરેલી ઊંડી ખાડમાં મોઢા સુધી ઊભો રાખવો. અથવા અગ્નિથી તપેલી લુહારની ચૂલ ઉપર કે અગ્નિથી તપાવેલી શિલા ઉપર મદિરા છાંટી તે ચૂલને કે શિલાને ખાખરાનાં પાંદડાંઓથી ઢાંકી તે ઉપર સુવાડવો. (આ ઉષ્મસ્વેદ કહેવાય છે.) અથવા તેને તલની તથા અડદની ખીચડી, માંસોના વેશવાર અને દૂધપાકથી ઉપનાહ-સ્વેદ દેવો.

મૂળા, ધોળો એરંડો, ટીંબરુ, જંગલી તુલસી, (તકમરિયાં તો નહિ?) આકડો, હાથલા નામનો થોર અને આંખફૂટામણીના સ્વરસના ક્વાથમાં તેલ પકાવી તે તેલ અપતાનક-વાળાઓના સિંચન વગેરેમાં કામે લગાડવું.

અપતાનકવાળાને જમ્યા પહેલાં મરી તથા વજ નાખેલું ખાટું દહીં પાવામાં આવે અથવા મરી તથા વજ નાખેલું તેલ, ઘી, ચરબી અને મધ પાવામાં આવે તો અપતાનક મટી જાય છે.

ઉપર કહેલી સઘળી ચિકિત્સાઓ એકલા વાયુથી થયેલા અપતાનકવાળાઓ માટે છે.

જો વાયુની સાથે પિત્તનો કે કફનો સંબંધ હોય તો પિત્તને તથા કફને ટાળનારી ક્રિયાઓની સાથે ઉપર કહેલી ક્રિયાઓ કરવી. (નિ૦ અ૦ ૧ વિ૦ ૧૫ જુઓ. જેજ્જટાચાર્ય કહે છે, કે બીજા દોષોના સંબંધવાળા વાતરક્તની પેઠે ચિકિત્સા કરવી.)

અપતાનકથી આવેલા વેગોના અંતમાં દરદીને અવપીડન નસ્ય આપ્યા કરવું.

અપતાનકવાળાને કૂકડો, કુડચલ, કાળાં માછલાં, શિશુમાર (દરિયાઈ કૂતરો) અને સૂવરની ચરબીઓનું સેવન કરાવવું અથવા વાતહર દ્રવ્યોના ક્વાથાદિકથી પકાવેલાં દૂધનું સેવન કરાવવું અથવા જવ, બોર, કળથી, મૂળા, દહીં, ઘી અને તેલથી સિદ્ધ કરેલી રાબનું સેવન કરાવવું અને સ્નેહન, વિરેચન, નિરૂહ-બસ્તિ તથા સ્નેહબસ્તિનું પણ સેવન કરાવવું. વેગ ટળી ગયા પછી પણ દસ દિવસ સુધી આ પ્રમાણે ચિકિત્સા કરવી.

વાતવ્યાધિચિકિત્સિત નામના ગયા અધ્યાયમાં કહેલી ચિકિત્સાઓ ઉપર પણ ધ્યાન આપવું અને સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે રક્ષા-વિધાન પણ કરવું. ૧૫

पक्षाघातोपद्रुतमम्लानगात्रं सरुजमात्मवन्तमुपकरणवन्तं चोपक्रमेत् ॥ तत्र प्रागेव स्नेहस्वेदोपपन्नं मृदुना शोधनेन संशोध्यानुवास्यास्थाप्य च यथाकालमाक्षेपकविधानेनोपचरेत् । वैशेषिकश्चात्र मस्तिष्कशिरोबस्तिश्चाणुतैलमभ्यङ्गार्थे शाल्वणमुपनाहार्थे बलातैलमनुवासनार्थे । एवमतन्द्रितस्त्रींश्चतुरो वा मासान् क्रियापथमुपसेवेत ॥ १६ ॥

## પક્ષાઘાતની ચિકિત્સા

પક્ષાઘાતનો દરદી જો કરમાયેલાં ગાત્રવાળો ન હોય, વેદના સહિત હોય, જિતેંદ્રિય હોય અને જોઈતાં સાધનોથી યુક્ત હોય તો તેની ચિકિત્સા કરવી.

પક્ષાઘાતના દરદીને પ્રથમ જ સ્નેહનથી તથા સ્વેદનથી ઉત્પન્ન કરી, સમય પ્રમાણે વમન, વિરેચનાદિકના જે સમયો[1] છે તે પ્રમાણે કોમળ શોધનથી શુદ્ધ કરી, નિરૂહબસ્તિ તથા અનુવાસનબસ્તિ (સ્નેહબસ્તિ) આપી પછી ઉપર કહેલી અપતાનકની માફક ચિકિત્સા કરવી.

આ ચિકિત્સામાં વિશેષ એ કરવું કે સ્નેહથી ભિંજાવેલાં પોતાં તથા પૂમડાં વગેરે મસ્તક પર

---

૧ વમન કરાવ્યા પછી એક પખવાડિયે વિરેચન દેવું. વિરેચન પછી સાત રાત વીતે ત્યારે સ્નેહબસ્તિ દેવી. સ્નેહબસ્તિ દીધા પછી સ્નિગ્ધપણાનું લક્ષણ પ્રાપ્ત થતાં નિરૂહબસ્તિ દેવી અને નિરૂહબસ્તિ દીધા પછી પાછી તુરત સ્નેહબસ્તિ દેવી.

મુકાવવાં. ચોગવામાં ગયા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેલા અણુતૈલનો ઉપયોગ કરાવવો, ઉપનાહમાં ગયા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલા શાલ્વણનો ઉપયોગ કરાવવો અને સ્નેહ બસ્તિમાં આ સ્થાનના ૧૫મા અધ્યાયના ૧૧મા વિષયમાં કહેલું બલાતૈલ વાપરવું.

દરદીએ જરા પણ આળસ કે બેદરકારી નહિ રાખતાં ત્રણ કે ચાર મહિના સુધી આ પ્રમાણે ચિકિત્સાનું સેવન કરવું. ૧૬

मन्यास्तम्भेऽप्येतदेव विधानं विशेषतो वात श्लेष्महरैर्नस्यै रूक्षस्वेदैश्चोपचरेत् ॥ १७ ॥

## મન્યાસ્તંભની ચિકિત્સા

મન્યાસ્તંભમાં પણ ઉપર કહ્યા પ્રમાણે જ કરવું અને ખાસ કરી વાયુ તથા કફ હરનાર નસ્યો તથા રૂક્ષ સ્વેદો આપવા ૧૭

अपतन्त्रकातुरं नापतर्पयेत् । वमनानुवासना स्थापनानि न निषेवयेत् । वातश्लेष्मोपरुद्धोच्छ्वास तीक्ष्णैः प्रध्मापनैर्मोक्षयेत् । तुम्बुरुपुष्कराह्वहिंग्वम्ल- वेतसपथ्यालवणत्रय यवक्वाथेन पातु प्रयच्छेत् पथ्या- शतार्द्धे सौवर्चलद्विपले चतुर्गुणे पयसि सर्पि प्रस्थ च सिद्धम् । वातश्लेष्मापनुच कर्म कुर्यात् ॥ १८ ॥

## અપતન્ત્રકની ચિકિત્સા

અપતન્ત્રકના દરદીને લંઘનાદિક અપતર્પણ અને વમન, સ્નેહબસ્તિ તથા નિરૂહબસ્તિનું પણ સેવન કરાવવું નહિ એ દરદીનો શ્વાસ વાયુ તથા કફથી રોકાઈ ગયો હોય તો તેને તીક્ષ્ણ પ્રધમન[1] નસ્યોથી છૂટો કરવો યવના ક્વાથની સાથે ટિંબરુફળ, પુષ્કરમૂળ,[2] હીંગ, અમ્લવેતસ,[1] હરડે અને લવણત્રય–સિંધવ, બિડલૂણ તથા સંચળ પિવડાવવાં પચાસ હરડેનું ચૂર્ણ અને આઠ તોલાભાર સંચળ નાખેલા ચોગણા દૂધમાં પકવેલું ચોસઠ તોલાભાર ઘી પણ પાવું એ ઉપરાંત વાયુ તથા કફને હરનારી બીજી ચિકિત્સાઓ પણ કરવી. ૧૮

अर्दितातुरं बलवन्तमुपकरणवन्त च वातव्याधिविधानेनोपचरेद्वैशेषिकैश्च मस्तिष्कशिरोबस्तिनस्य धूमोपनाहस्नेहनाडीस्वेदादिभिः । तत सतृण महापञ्चमूल काकोल्यादिं विदारिगन्धादिमौदकानूपमांसं तथैवौदककन्दांश्च सहत्य द्विगुणोदके क्षीरद्रोणे निक्वाथ्य पादावशिष्टमवतार्य परिस्राव्य तैलप्रस्थेनोन्मिश्र्य पुनरग्नावधिश्रयेत् । ततस्तैल क्षीरानुगतमवतार्य शीतीभूतमभिमथ्नीयात्तत्र य. स्नेह उत्तिष्ठेत्तमादाय मधुरौषधसहाक्षीरसुक्तं विपचेदेतत्क्षीरतैलमर्दितातुराणा पानाभ्यङ्गादिषूपयोज्यम् ॥ तैलहीन वा क्षीरसर्पिरक्षितर्पणमिति ॥ १९ ॥

## અર્દિતની ચિકિત્સા

અર્દિતનો દરદી જો બળવાન હોય અને જોઈતાં સાધનોથી યુક્ત હોય તો તેની વાતવ્યાધિચિકિત્સિત નામના ગયા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સા કરવી અને ખાસ કરી સ્નેહથી ભિંજવેલાં પોતાં તથા પૂમડાં માથા ઉપર મૂકાવવાં, સ્નૈહિક નસ્યો આપવાં, સ્નૈહિક ધૂમપાન કરાવવા, ઉપનાહ સ્વેદો કરવા, સ્નેહનો કરવા અને નાડીસ્વેદ[2] (આ સ્થાનના સ્વેદાવ

---

૧ છ ચમચની બે મો ળાની નળીમાં તીક્ષ્ણ ચૂર્ણ ભરી મોં ની ફૂંક દઈ તે ચૂર્ણને નાકમાં ચઢાવી દેવું એ પ્રધમન નસ્ય કહેવાય છે વિશેષ આ સ્થાનના ૪૦મા અધ્યાયમાં જુઓ.

૨ પુષ્કરમૂળને બદલે કુલિંજન વાપરવામાં આવે છે, કેમ કે પુષ્કરમૂળ મળી શકતું નથી. કોઈ ગાંધી વગેરે પુષ્કરમૂળના નામથી મોઈ આપે છે તેમાં પુષ્કરમૂળના ગુણો નથી અર્વાચીન ગ્રંથોમાં પુષ્કરમૂળને બદલે કુલિંજન વાપરવાનું કહ્યું છે પણ એના પુષ્કરમૂળના જેવા ગુણો નથી કુલિંજનમાં પુષ્કરમૂળને મળતા ગુણો છે કુલિંજન નામનું કાસના વેલના જેવા દેખાવવાળું મોટું ઝાડ થાય છે તેના મૂળને કુલિંજન કહે છે

૧ અમ્લવેતસ એક જાતની ખટાઈ છે તેના ઘણા ભેદ છે એક જાતની ભાજી, એક જાતનો ક્ષારનો ખાર ગરમ કે જે રૂખ ઝાડની જાત છે તે અને એક જાતનું ખાટું લીંબુ એ મળતાં અમ્લવેતસ કહેવાય છે

૨ સ્વેદન કરવાના મૂળાદિક, માંસાદિક મૂત્રાદિક

ચારણીય નામના ૩૨મા અધ્યાયમાં જુઓ.) વગેરે પણ કરવાં.

પછી તૃણપંચમૂળીગણ, બૃહત્પંચમૂળીગણ, કાકોલ્યાદિગણ, વિદારિગંધાદિગણ, કુડચલ તથા સૂવર વગેરે આનૂપવર્ગનાં માંસો અને કસેરુ તથા શિંગોડાં વગેરે જળમાં ઉત્પન્ન થતાં કંદોને એકઠાં કરી તેઓનો, બમણા પાણીવાલા એક હજાર ચોવીસ તોલાભાર દૂધમાં ક્વાથ કરી, ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી, વસ્ત્રથી ગાળી લઈ તે ક્વાથને ચોસઠ તોલાભાર તેલથી મિશ્ર કરી પાછો અગ્નિ પર ચડાવવો. પછી તે તેલ દૂધ સાથે એક થઈ જાય ત્યારે ઉતારી લઈ ઠંડું થઈ જાય ત્યારે તેને મથવું. એમાંથી જે સ્નેહ બહાર નીકળે તેને લઈ કાકોલ્યાદિ મધુર વર્ગ, અડબાઉ અડદ અને દૂધથી મિશ્ર કરી પકાવવો, એટલે તે **ક્ષીરતેલ** સિદ્ધ થાય છે. આ તેલ અર્દિતના દરદીઓને પીવામાં તથા ચોળવા વગેરેમાં દેવું.

ઉપર જે તેલ દૂધમાં પકાવવાનું કહ્યું તેની પેઠે જ દૂધમાં પકાવેલું ઘી **ક્ષીરસર્પિ** કહેવાય છે. એ ક્ષીરસર્પિનો અર્દિતવાળા માણસોનાં નેત્રોનું તર્પણ કરવામાં ઉપયોગ કરવો. ૧૯

**गृध्रसीविश्वाचीक्रोष्टुकशिरःखञ्जपङ्गुलवातकण्टकपाददाहपादहर्षापबाहुकबाधिर्यधमनीगतवातरोगेषु यथोक्तं यथोद्देशं च शिराव्यधं कुर्यादन्यत्रापबाहुकाद्वातव्याधिचिकित्सितं चावेक्षेत ॥ २० ॥**

## ગૃધ્રસી વગેરે રોગોની ચિકિત્સા

ગૃધ્રસી, વિશ્વાચી, ક્રોષ્ટુકશિર, ખંજ (તથા કલાયખંજ), પંગુ, વાતકંટક, પાદદાહ, પાદહર્ષ, અપબાહુક (અંસશોષ તથા અપબાહુક), બહેરાશ અને ધમનીગત વાતરોગો, (મૂક, મિન્મિણ તથા ગદ્ગદ) એમાં શારીરસ્થાનના આઠમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે યોગ્ય પ્રદેશમાં શિરાવ્યધ કરવો (નસને વીંધવી—રગ ખોલવી.) અને અંસશોષ તથા અપબાહુક એ બે રોગ સિવાય બાકીના ઉપર કહેલા ગૃધ્રસી વગેરે રોગોમાં ગયા અધ્યાયમાં કહ્યા પ્રમાણે વાતવ્યાધિની ચિકિત્સા પણ કરવી.[1] (ગૃધ્રસી વગેરે રોગોમાં વાતવ્યાધિની ચિકિત્સા કર્યા છતાં શાંતિ ન થાય તો પછી રુધિરના આવરણનો નિશ્ચય કરીને શિરાવ્યધ કરવો; ક્રોષ્ટુકશિર ઉપર વાતરક્તની ચિકિત્સા પણ કરવી. બહેરાશની ચિકિત્સા ઉત્તરતંત્રના ૨૧મા અધ્યાયમાં પણ કહેવામાં આવશે.) ૨૦

**कर्णशूले तु शृङ्गवेररसं तैलमधुसंसृष्टं सैन्धवोपहितं सुखोष्णं कर्णे दद्यादजामूत्रमधुतैलानि वा, मातुलुङ्गदाडिमतिन्तिडीकस्वरसमूत्रसिद्धं तैलं शुक्तसुरातक्रमूत्रलवणसिद्धं वा। नाडीस्वेदैश्च स्वेदयेत्। वातव्याधिचिकित्सां चावेक्षेत। भूयश्चोत्तरे वक्ष्यामः॥**

## કર્ણશૂલની ચિકિત્સા

કર્ણશૂલ થયેલ હોય તો રોગીના કાનમાં તેલ, મધ તથા સૈંધવ નાખેલો આદુનો રસ સહેવાય તેવો ગરમ કરી નાખવો અથવા સૈંધવ નાખેલું બકરીનું મૂત્ર સહેવાય તેવું ગરમ કરીને નાખવું અથવા સૈંધવ નાખેલ મીઠાં તેલો સહેવાય તેવાં ગરમ કરી નાખવાં અથવા બિજોરું, દાડમ અને કોકમના સ્વરસમાં તથા ગાયના મૂત્રમાં

---

તથા દૂધ વગેરે દ્રવ્યો એક માટલામાં ભરી, તેનું મોઢું બંધ કરી, ખૂબ ઉકાળી, તે માટલાના પડખાંમાં કાણું પાડી તેમાં હાથીની સૂંઢના જેવા આકારવાળી, એક અથવા દોઢ વામ લાંબી અને બેત્રણ ભાગમાં નમાવેલી વાતહર પાંદડાંઓની નળી નાખીને તેથી બાફ લેવરાવવી, એ નાડીસ્વેદ કહેવાય છે. (ચરક—સૂત્રસ્થાન—અધ્યાય ૧૩મો.)

[1] વાતવ્યાધિમાં જે સ્નેહસ્વેદાદિક કરવાનું છે, તે અંસશોષમાં તથા અપબાહુકમાં વિરુદ્ધ છે; કારણ કે તેઓ કફસ્થાનમાં કફથી ઢંકાયેલા વાયુથી થાય છે. એમાં જે સ્વેદન તથા નસ્ય વગેરે દેવાં તે રૂક્ષ જ દેવાં જોઇએ. ડલ્હન તો એમ વ્યાખ્યાન આપે છે કે અંસશોષ તથા અપબાહુક, ધાતુઓના ક્ષયથી થયેલા વાતપ્રકોપથી થાય છે, માટે તેઓમાં વાતવ્યાધિની ચિકિત્સા કરવી, પણ શિરાવેધ નહિ કરવો.

પકાવેલુ તેલ નાખવુ અથવા શુક્ત, મધ, છાશ, ગોમૂત્ર અને લુણમાં પકાવેલુ તેલ નાખવું. એ ઉપાયો કરવા ઉપરાંત નાડીસ્વેદોથી સ્વેદન પણ કરવું અને વાતવ્યાધિની જે ચિકિત્સા કહી છે, તે પણ કરવી. ઉત્તરતંત્રમાં કર્ણરોગોના પ્રકરણમાં (૨૧મા અધ્યાયમાં) કર્ણશૂલની ફરી ચિકિત્સા કહીશુ ૨૧

तूणीप्रतूण्योः स्नेहलवणमुदकेन पाययेत्, पिप्पल्यादिचूर्णं वा हिंगुयवक्षारप्रगाढं वा सर्पिर्बस्तिमिश्रैनमुपक्रमेत् ॥ २२ ॥

### તૂણી તથા પ્રતૂણીની ચિકિત્સા

તૂણી કે પ્રતિતૂણી થયેલ હોય તો સ્નેહ લવણ (ગયા અધ્યાયનો ૨૫મો વિષય જુઓ) અથવા પિપ્પલ્યાદિ ગણનુ ચૂર્ણ જળની સાથે પાવુ. અથવા હીંગ અને જવખારથી સારી પેઠે મિશ્ર કરેલુ ઘી પાવુ. એ દરદીને પિચકારીઓ પણ દેવી ૨૨

आध्माने त्वपतर्पणदीपनचूर्णफलवर्तिक्रियापाचनीयबस्तिभिरुपचरेत् । लङ्घनानन्तरं चान्नकाले धान्यकजीरकादिदीपनसिद्धान्यन्नानि । प्रत्याध्माने छर्दनापतर्पणदीपनानि कुर्यात् ॥ २३ ॥

### આધ્માન તથા પ્રત્યાધ્માનની ચિકિત્સા

આધ્માન થયેલ હોય તો લંઘનોથી, અગ્નિને પ્રદીપ્ત કરનારા ચૂર્ણોથી, ફળવર્તિઓથી (ઝાડો કરવા માટે ગુદામાં વાટ ખોસવામાં આવે છે તે ફળવર્તિ કહેવાય છે. આ સ્થાનના ૧૪મા અધ્યાયનો ૯મો વિષય જુઓ), પાચન ચૂર્ણોથી અને બસ્તિઓથી ચિકિત્સા કરવી લંઘન કરાવ્યા પછી અન્ન દેવાના સમયે ધાણા તથા જીરૂ વગેરે પાચન પદાર્થોથી સિદ્ધ કરેલાં અન્નો દેવાં પ્રત્યાધ્માન થયો હોય તો વમન, લંઘન તથા અગ્નિને દીપ્ત કરનારાં ચૂર્ણાદિથી ચિકિત્સા કરવી

अष्ठीलाप्रत्यष्ठीलयोर्गुल्माभ्यन्तरविद्रधिवत्क्रियाविभाग इति । हिंगुत्रिकटुवचाजमोदाधन्याजगन्धादाडिमतिंतिडीकपाठाचित्रकयवक्षारसैन्धवविडसौवर्चलस्वर्जिकापिप्पलीमूलाम्लवेतसशठीपुष्करमूलहपुषाच-

[illegible]

कारी भक्षयेत् । अथैष योगः कासश्वासगुल्मोदरारोचकहृद्रोगाध्मानपार्श्वोदरबस्तिशूलानाहमूत्रकृच्छ्रप्लीहार्शस्तूणीप्रतूणीरपहन्ति ॥२४॥

### અષ્ઠીલા તથા પ્રત્યષ્ઠીલાની ચિકિત્સા

અષ્ઠીલા કે પ્રત્યષ્ઠીલા થઈ હોય તો ગુલ્મ અને આભ્યંતર વિદ્રધિઓની ચિકિત્સાની પેઠે ચિકિત્સા કરવી. (આ ચિકિત્સિતસ્થાનનો ૧૬મો અધ્યાય તથા ઉત્તરતંત્રનો ૪૨મો અધ્યાય જુઓ.)

હીંગ, ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર), વજ, બોડીઅજમોદ અથવા કરમાણી ધાણા, યવાની, દાડમ, કોકમ, કાળીપાડ, ચિત્રક, યવક્ષાર, સિંધવ, બિડલૂણ, સંચળ, સાજીખાર, પીપરીમૂળ, અમ્લવેતસ, કચૂરો, પુષ્કરમૂળ (કુલિંજન), હપુષા (અપ્રસિદ્ધ છે.), ચવક, જીરું અને હરડેનું ચૂર્ણ કરી તે ચૂર્ણને ઘણી ઘણીવાર બિજોરાની ખટાઈની ભાવના આપીને તેની એકએક તોલાભાર ગોળીઓ કરી રાખવી. અષ્ઠીલા કે પ્રત્યષ્ઠીલાના વિકારવાળાને પ્રભાતે એ ગોળીઓમાંથી એકએક ગોળી ખવરાવવી. આ હિંગ્વાદિ ગણરૂપ યોગ કાસ, શ્વાસ, ગુલ્મ, ઉદરરોગ, અરોચક, છાતીનાં દરદો, આધ્માન, પડખાંનાં શૂળો, ઉદરનાં શૂળો, બસ્તિનાં શૂળો, આનાહ, મૂત્રકૃચ્છ્ર, બરલનું દરદ, અર્શ, તૂણી તથા પ્રતૂણીને પણ મટાડે છે.

केवलो दोषयुक्तो वा धातुभिर्वावृतोऽनिलः
विज्ञेयो लक्षणोहाभ्यां चिकित्सा चाऽविरोधतः ॥२५॥

### વાયુની પરીક્ષા તથા ચિકિત્સા

વાયુ કેવળ છે, દોષોથી જોડાયેલ છે, કે દોષો, ધાતુઓ કે મળોથી આવરણ પામેલો છે? (રોકાઈને હઠેલો છે?) તેની પરીક્ષા દોષોનાં, ધાતુનાં તથા મળોનાં લક્ષણો ઉપરથી અને

પોતાની કલ્પનાશક્તિથી કરી લેવી. પરીક્ષા કરતાં જો દોષોથી જોડાયેલ કે દોષો, ધાતુ કે મળોથી આવરણ પામેલો જણાય તો વાયુનો તથા તે જેઓથી સંયોગ કે આવરણ પામેલો હોય તેઓનો પરસ્પરની ચિકિત્સાથી પ્રકોપ ન થાય એવી સંભાળ રાખીને ચિકિત્સા કરવી. (સંયુક્ત તથા આવૃત થયેલા વાયુનાં કેટલાંક લક્ષણો નિદાનસ્થાનના પહેલા અધ્યાયના ૭મા તથા ૮મા વિષયમાં આપ્યાં છે, તે જુઓ.)૨૫

रुजावन्तं घनं शीतं शोफं मेदोवृतोऽनिलः
करोति यस्य तं वैद्यः शोथवत्समुपाचरेत् ॥२६॥

### મેદથી રોકાયેલા વાયુનું લક્ષણ તથા ચિકિત્સા

જો વાયુ મેદથી રોકાયેલ હોય તો પીડાવાળા, ધાટા તથા શીતળતાવાળા અપક્વ સોજાને ઉત્પન્ન કરે છે. આવો સોજો ઉત્પન્ન થયો હોય તો વૈદ્યે સોજાની ચિકિત્સાની પેઠે જ તેની ચિકિત્સા કરવી. ૨૬

कफमेदोवृतो वायुर्यदोरू प्रतिपद्यते ।
तदाङ्गमर्दशैथिल्यरोमहर्षरुजाज्वरैः ॥
तंद्रया चार्दितः स्तब्धौ शीतलावप्रचेतनौ ।
गुरुकावस्थिरावूरू न स्वाविव च मन्यते ॥
तमूरुस्तम्भमित्याहुराढ्यवातमथापरे ॥ २७॥

### ઊરુસ્તંભ અથવા આઢ્યવાતનું લક્ષણ

જ્યારે કફથી તથા મેદથી રોકાયેલ વાયુ સાથળોમાં આવે છે, ત્યારે અંગોનું ભાંગવું, શિથિલતા, રૂંવાડાંઓનું ઊભું થવું, વેદના, જ્વર તથા તંદ્રા પ્રાપ્ત થાય છે અને સાથળો સ્તબ્ધ, શીતળ, ચેતના વગરના, ભારે, અસ્થિર અને જાણે પોતાના ન હોય એવા મનાય છે. આ રોગને આચાર્યો ઊરુસ્તંભ કહે છે અને બીજાઓ આઢ્યવાત કહે છે. ૨૭

स्नेहवर्जं पिबेत्तत्र चूर्णं षड्धरणं नरः ॥
हितमुष्णाम्बुना तद्वत्पिप्पल्यादिगणैः कृतम् ।
लिह्याद्वा त्रैफलं चूर्णं क्षौद्रेण कटुकान्वितम् ॥
मूत्रैर्वा गुग्गुलुं श्रेष्ठं पिबेद्वापि शिलाजतु ।
ततो हन्ति कफाक्रान्तं समेदस्कं प्रभञ्जनम् ॥
हृद्रोगमरुचिं गुल्मं तथाभ्यन्तरविद्रधिम् ।
सक्षारमूत्रस्वेदांश्च रूक्षाण्युत्सादनानि च ॥
कुर्याद्दिह्याच्च मूत्राढ्यैः करञ्जफलसर्षपैः ।
भोज्याः पुराणश्यामाककोद्रवोद्दालशालयः ॥
शुष्कमूलकयूषेण पटोलस्य रसेन च ।
जाङ्गलैरघृतैर्मांसैः शाकैश्चालवणैर्हितैः ॥
यदा स्यातां परिक्षीणे भूयिष्ठं कफमेदसी ।
तदा स्नेहादिकं कर्म पुनरत्रावचारयेत् ॥
सुगन्धिः सुलघुः सूक्ष्मस्तीक्ष्णोष्णः कटुको रसे ।
कटुपाकः सरो हृद्यो गुग्गुलुः स्निग्धपिच्छिलः ॥
स नवो बृंहणो वृष्यः पुराणस्त्वपकर्षणः ।
तैक्ष्ण्यौष्ण्यात्कफवातघ्नः सरत्वान्मलपित्तनुत् ॥
सौगन्ध्यात् पूतिकोष्ठघ्नः सौक्ष्म्याच्चानलदीपनः ।
तं प्रातस्त्रिफलादार्वीपटोलकुशवारिभिः ॥
पिबेदावाप्य वा मूत्रैः क्षारैरुष्णोदकेन वा ।
जीर्णे यूषरसक्षीरैर्भुञ्जानो हन्ति मासतः ॥
गुल्मं मेहमुदावर्तमुदरं सभगन्दरम् ।
कृमिकण्डूरुचिश्वित्राण्यर्बुदं ग्रन्थिमेव च ॥
नाड्याढ्यवातश्वयथुकुष्ठदुष्टव्रणांश्च सः ।
कोष्ठसंध्यस्थिगं वायुं वृक्षमिन्द्राशनिर्यथा ॥ २८॥

### ઊરુસ્તંભ અથવા આઢ્યવાતની ચિકિત્સા

ઊરુસ્તંભ કે જેનું બીજું નામ આઢ્યવાત કહેવાય છે, તે થયેલ હોય તો જરા પણ સ્નૈહિક ચિકિત્સા ન કરતાં (ઊરુસ્તંભમાં વાતવ્યાધિના શકથી સ્નૈહિક ચિકિત્સા કરવામાં આવે, તો મોટું નુકસાન થાય છે.) ઊના પાણી સાથે ષડ્ધરણચૂર્ણ, કે જે ગયા ચોથા અધ્યાયના બીજા વિષયમાં કહેવામાં આવ્યું છે, તે પાવું; તેમ જ પિપ્પલ્યાદિ ગણનું ચૂર્ણ પાવું એ હિતકારી છે; અથવા કડુના ચૂર્ણથી મિશ્ર કરેલું ત્રિફળાનું ચૂર્ણ મધમાં કાલવીને ચટાડવું; અથવા મૂત્રો સાથે

ઉત્તમ ગૂગળ પિવડાવવો કે શિલાજિત પિવડાવવું આ ચિકિત્સા કરવાથી કફના તથા મેદના આવરણવાળો વાયુ નાશ પામે છે. છાતીનાં દરદો, અરુચિ, ગુલ્મ તથા અંદરનો વિદ્રધિ પણ આ ચિકિત્સાથી મટે છે.

ઊરુસ્તંભ ઉપર ક્ષાર સહિત મૂત્રોના સ્વેદો દેવા, રૂક્ષપદાર્થોથી સાથળો ચોળાવવા અને કરંજનાં ફળો તથા સર્ષપને મૂત્રોમાં વાટીને તેઓના લેપો કરવા. જૂનો સામો, જૂના કોદરા, જૂના જંગલી કોદરા અને જૂના રાતા ચોખાના પદાર્થો સૂકા મૂળાના ઉકાળા સાથે, પટોલના રસની સાથે, ઘી વગરનાં જાંગલ પ્રાણીઓનાં માંસોની સાથે અને લૂણવગરનાં હિતકારી શાકોની સાથે ખવડાવવા.

જ્યારે કફ અને મેદ સારી પેઠે નાશ પામે ત્યાર પછી પ્રવીણ વૈદ્યે એ રોગમાં સ્નેહનાદિક ક્રિયાઓ પણ કરવી.

ગૂગળ કે જે સુગંધવાળો છે, તીક્ષ્ણ છે, ઉષ્ણ છે, રસમાં તથા પાકમાં તીખો છે, દસ્ત ઉતારનાર છે, પ્રિય લાગે એવો છે, સ્નિગ્ધ છે, ચીકાશવાળો છે, નવો હોય તો પુષ્ટિકારક તથા વીર્ય વધારનાર છે, જૂનો હોય તો કર્ષણ કરનાર છે, તીક્ષ્ણતાથી તથા ઉષ્ણતાથી કફ તથા વાયુ હણનાર છે, દસ્ત ઉતારનાર હોવાથી મળ તથા પિત્ત ટાળનાર છે, સૂક્ષ્મપણાથી અગ્નિને દીપ્ત કરનાર છે અને સુગંધપણાથી કોઠાની દુર્ગંધને હણનાર છે, તેને ત્રિફળા, દારુહળદર, પટોળ અને દર્ભના કવાથમાં નાખીને અથવા મૂત્રોમાં નાખીને અથવા ક્ષારના પાણીમાં નાખીને અથવા ઊના પાણીમાં નાખીને પાવો. આ ગૂગળ પચ્યા પછી ઓસામણ સાથે, માંસના રસની સાથે કે દૂધની સાથે ભોજન કરાવવું. આમ કરવાથી એક મહિનાની અંદર ઊરુસ્તંભ મટી જાય છે. જેમ વીજળીનું પડવું વૃક્ષને હણી નાખે છે, તેમ આ ગૂગળ એક મહિનાની અંદર ગુલ્મ, પ્રમેહ, ઉદાવર્ત્ત, ઉદરરોગ, ભગંદર, કૃમિ, ખરજ, અરોચક, શ્વિત્ર, અર્બુદ, ગ્રંથિ, નાડીવ્રણ, ઊરુસ્તંભ, સોજો, કોઢ, દુષ્ટવ્રણો અને કોઠામાં, સાંધામાં કે અસ્થિમાં રહેલા વાયુને હણે છે. ૨૮

# અધ્યાય ૬ ઠ્ઠો

अथातोऽर्शसां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'અર્શચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

चतुर्विधोऽर्शसां साधनोपायः । तद्यथा–भेषजं क्षारोऽग्निः शस्त्रमिति । तत्राचिरकालजातान्यल्पदोषलिङ्गोपद्रवाणि भेषजसाध्यानि । मृदुप्रसृतावगाढान्युच्छ्रितानि क्षारेण । कर्कशस्थिरपृथुकठिनान्यग्निना। तनुमूलान्युच्छ्रितानि क्लेदवन्ति च शस्त्रेण । तत्र भेषजसाध्यानामर्शसामदृश्यानां च भेषजं भवति । क्षाराग्निशस्त्रसाध्यानां तु विधानमुच्यमानमुपधारय ॥२॥

## અરશો મટાડવાના ચાર ઉપાયો

અરશો મટાડવાના ઔષધ, ક્ષાર, અગ્નિ અને શસ્ત્ર એ ચાર ઉપાયો છે જે અરશો થોડા કાળથી ઉત્પન્ન થયેલા, દોષોનાં અલ્પ ચિહ્નોવાળા અને અલ્પ ઉપદ્રવોવાળા હોય તેઓને ઔષધોથી મટાડી શકાય છે. જે અરશો કોમળ, ફેલાયેલા, ઊંડા તથા ઊંચા હોય તેઓને ક્ષારથી મટાડી શકાય છે. જે અરશો ખરસટ, સ્થિર, પહોળા તથા કઠણ હોય તેઓને અગ્નિથી મટાડી શકાય છે અને જે અરશો સૂક્ષ્મ મૂળવાળા,

[1] નિદાનસ્થાનના બીજા અધ્યાયમાં જેઓનાં નિદાનાદિક કહેલાં છે તે અરશોની ચિકિત્સા કરવા વિષેનો.

ઊંચા તથા ક્લેદવાળા હોય તેઓને શસ્ત્રથી મટાડી શકાય છે. તેઓમાં જે અરશો ઔષધોથી સાધ્ય હોય તથા અદૃશ્ય (દેખવામાં ન આવતા) હોય તેઓને મટાડવા માટે ઔષધો જ કરવાં, કે જે ઔષધો આ અધ્યાયમાં પાછળથી કહેવામાં આવશે. જે અરશો ક્ષારથી, શસ્ત્રથી કે અગ્નિથી મટાડી શકાય એવા જણાવ્યા છે, તેઓ માટે વિધાન કહીએ છીએ, તે ધ્યાન દઈ સાંભળો. ૨

तत्र बलवन्तमातुरमर्शोभिरुपद्रुतमुपस्निग्धं परिस्विन्नमनिलवेदनाभिवृद्धिप्रशमार्थं स्निग्धमुष्णमल्पमन्नं द्रवप्रायं भुक्तवन्तमुपवेश्य संभृते शुचौ देशे साधारणे व्यभ्रे काले समे फलके शय्यायां वा प्रत्यादित्यगुदमन्यस्योत्सङ्गे निषण्णपूर्वकायमुत्तानं किञ्चिदुन्नतकटिकं वस्त्रकम्बलकोपविष्टं यन्त्रणशाटकेन परिक्षिप्तग्रीवासक्थं परिकर्मिभिः सुपरिगृहीतमस्पन्दनशरीरं कृत्वा ततोऽस्य घृताभ्यक्तं यन्त्रमृज्वणुमुखं पायौ शनैः शनैः प्रवाहमाणस्य प्रणिधाय प्रविष्टे चार्शो वीक्ष्य शलाकयोत्पीड्य पिचुवस्त्रयोरन्यतरेण प्रमृज्य क्षारं पातयेत्, पातयित्वा च पाणिना यन्त्रद्वारं पिधाय वाक्छतमात्रमुपेक्षेत । ततः प्रमृज्य क्षारबलं व्याधिबलं चावेक्ष्य पुनरालेपयेत् । अथार्शः पक्वजाम्बवप्रतीकाशमभिसमीक्ष्यावसन्नमीषन्नतमुपावर्त्तयेत् । क्षारं प्रक्षालयेद्धान्याम्लेन दधिमस्तुशुक्तफलाम्लैर्वा । ततो यष्टीमधुकमिश्रेण सर्पिषा निर्वाप्य यन्त्रमपनीयोत्थाप्यातुरमुष्णोदकोपविष्टं शीताभिरद्भिः परिषिञ्चेदशीताभिरित्येके । ततो निर्वातमागारं प्रवेश्याचारिकमादिशेत् । सावशेषं पुनर्दहेत् । एवं सप्तरात्रात्सप्तरात्रादेकैकमुपक्रमेत । तत्र बहुषु पूर्वं दक्षिणं साधयेद्दक्षिणाद्वामं वामात्पृष्ठजं ततोऽग्रजमिति ॥ ३ ॥

**અરશોને ક્ષારથી બાળી નાખવાનું વિધાન**

અરશોથી પીડિત થયેલો માણસ બળવાન હોય—અર્થાત્ વૃદ્ધપણાથી રહિત હોય અને અત્યંત નિર્બળ ન થઈ ગયો હોય તથા સત્ત્વવાળો હોય, તો તેને સારી રીતે સ્નેહન તથા સ્વેદન સંસ્કારો આપ્યા પછી વાયુસંબંધી વેદનાઓની વૃદ્ધિની શાંતિ માટે સ્નિગ્ધ, ઉષ્ણ તથા ઘણું પ્રવાહી અલ્પ અન્ન જમાડી[1], સૂત્રસ્થાનના અગ્રોપહરણીય નામના ૫મા અધ્યાયમાં કહેલી સામગ્રીઓથી તૈયાર કરેલા સ્વચ્છ પ્રદેશમાં સપાટ પાટિયા ઉપર અથવા શય્યા ઉપર બેસાડી તેની ગુદાને સૂર્યની સામે રખાવી, તેનો નાભિથી ઉપરનો શરીરનો સઘળો ભાગ બીજા કોઈ માણસના ખોળામાં રહે, કમર કાંઈક ઊંચી રહે અને તે માણસ પોતે ચત્તો રહે એવી સ્થિતિ કરાવી, ગુદાની નીચે વસ્ત્રની હીંઢોળી કે ગાલમસૂરિયું રાખી બાંધવાના વસ્ત્રથી તેની ડોકને તથા સાથળોને યોગ્ય રીતે બાંધી, તે માણસને ચાકરી કરનાર લોકોના હાથે મજબૂત પકડાવી રાખી, તેનું શરીર જરા પણ હલે નહિ એવી ગોઠવણ કરવી. પછી જેવું ઝાડે જવાના સમયે જોર કરવામાં આવે છે, તેવું જોર તે માણસની પાસે ધીરેધીરે કરાવતાં ઘીથી ખરડેલું, સરળ તથા સૂક્ષ્મ મોઢાવાળું યંત્ર તેની ગુદામાં દાખલ કરી, યંત્ર બરાબર પેસે તથા યંત્રમાં અરશ દાખલ થાય, ત્યારે અરશને જોઈ તે અરશને શલાકાયંત્ર વડે ઊંચું દબાવી રાખી પૂમડાંથી કે વસ્ત્રથી લૂછીને તે

૧ જો કે સૂત્રસ્થાનના ૫મા તથા ૧૨મા અધ્યાયમાં 'અરશોની ઉપર જે ક્ષારશસ્ત્રાદિકની ક્રિયા કરવી, તે રોગીના જમવા પહેલાં કરવી' એમ સૂચવ્યું છે અને જમ્યા પછી ક્રિયા કરવામાં આવે તો હેડકી તથા શ્વાસ વગેરે ઉત્પન્ન થાય, એમ વૃદ્ધ વૈદ્યો કહે છે, તોપણ અહીં જમાડ્યા પછી ક્રિયા કરવાનું કહ્યું, તેથી એમ સમજાય છે, કે ક્રિયાના દિવસથી પહેલાં બેચાર દિવસો સુધી તેને સ્નિગ્ધતા વગેરે ગુણોવાળાં ભોજનો કરાવવાં. અથવા એમ પણ કલ્પી શકાય છે કે સૂત્રસ્થાનમાં ભોજનની જે મનાઈ કરી છે, તે મોઢામાં થયેલા અરશો માટે છે; માટે બીજા સ્થાનમાં અરશોની ક્રિયામાં તે દિવસે પ્રથમ થોડુંક ભોજન કરાવવું યોગ્ય છે. 'વૈદ્ય શસ્ત્રકર્મથી પહેલાં રોગીને ઇષ્ટ ભોજન જમાડવું' એમ પણ સૂત્રસ્થાનના ૧૬મા અધ્યાયમાં સામાન્ય રીતે કહ્યું છે.

અરશની ઉપર ક્ષાર પાડવો અને ક્ષાર પાડ્યા પછી યંત્રના દ્વારને હાથ વડે ઢાંકી રાખીને સો લઘુ અક્ષરોનું ઉચ્ચારણ થાય તેટલા સમય સુધી બીજું કશું નહિ કરતાં બેસી રહેવું. પછી અરશ ઉપરથી ક્ષારને લૂછી નાખી ક્ષારના બળને તથા અરશના બળને જોઈને જો યોગ્ય જણાય, તો તે અરશ ઉપર બીજીવાર પણ ક્ષાર લગાવવો. પછી અરશ પાકેલા જાંબૂ જેવા,[૧] વીંખાયેલ તથા કાંઈક નમી ગયેલ જોવામાં આવે, તો તેને બરાબર બળી ગયેલ જાણીને સ્થાનક ઉપરથી મરડી નાખવો. પછી ધાન્યામ્લથી અથવા દહીંનું પાણી, કાંજી કે દાડમ વગેરે ખાટાં ફળોના રસથી ક્ષારને ધોઈ નાખી, દાહવાળી જગ્યાને જેઠીમધથી મિશ્ર કરેલા ઘીના યોગથી ઠારી, શાંત કરી, યંત્રને ગુદામાંથી કાઢી લઈ, રોગીને ઉઠાડી, ઊના પાણીમાં બેસાડીને તેના ઉપર શીતળ જળનું સિંચન કરવું.' કેટલાક આચાર્યો કહે છે કે 'ઊના જળનું સિંચન કરવું.' પછી રોગીને પવન વગરના ઘરમાં દાખલ કરીને તેને આહારવિહારાદિકની પદ્ધતિ બતાવી દેવી. જે ઋતુ અતિ શીતળ પણ ન હોય અને અતિ ઉષ્ણ પણ ન હોય તે ઋતુમાં જે સમયે વાદળાં વગેરેનો ઘનઘોર ન હોય તે સમયે આ દાહક્રિયા કરવી. આ ક્રિયા કર્યા છતાં અરશ જો કાંઈક બાકી રહી ગયેલ જોવામાં આવે, તો તેને ફરીવાર ક્ષારથી બાળવો. એક અરશને બાળ્યા પછી સાત રાત વીતી જાય ત્યારે બીજા અરશને બાળવો અને તેને સાત રાત વીતી જાય ત્યારે ત્રીજા અરશને બાળવો. આ પ્રમાણે સાતસાત રાત વીત્યા પછી એકએક અરશની ચિકિત્સા કરવી. જો ઘણા અરશો હોય, તો પ્રથમ જમણી તરફના અરશને બાળવા, પછી ડાબી તરફના અરશને બાળવા, પછી પાછળના ભાગના અરશને બાળવા અને તે પછી આગળના ભાગના અરશને બાળવા. ૩

तत्र वातश्लेष्मनिमित्तान्यग्निक्षाराभ्यां साधयेत् क्षारेणैव मृदुना पित्तरक्तनिमित्तानि ॥ ४ ॥

### અગ્નિથી અથવા ક્ષારથી કેવા અરશોને બાળવા?

જે અરશો વાયુથી કે કફથી થયેલા હોય, તેઓને અગ્નિથી અથવા ક્ષારથી બાળવા (અગ્નિથી ડાંભવાનો વિધિ પણ ઉપર કહેલી પદ્ધતિથી જ બરાબર સમજી લેવો.) અને જે અરશો પિત્તથી કે રુધિરથી થયેલા હોય તેઓને કોમળ ક્ષારથી જ બાળવા. ૪

तत्र वातानुलोम्यमन्नरुचिरग्निदीप्तिर्लाघवं बलवर्णोत्पत्तिर्मनस्तुष्टिरिति सम्यग्दग्धलिङ्गानि । अतिदग्धे तु गुदावदरणं दाहो मूर्च्छा ज्वरः पिपासा शोणितातिप्रवृत्तिस्तन्निमित्ताश्चोपद्रवा भवन्ति । श्यामाल्पत्रणता कण्डूरनिलवैगुण्यमिन्द्रियाणामप्रसादो विकारस्य चाशान्तिर्हीनदग्धे ॥ ५ ॥

### બરાબર બળેલ, વધારે બળેલ તથા ઓછા બળેલનાં જુદાંજુદાં લક્ષણો

જો અરશો બરાબર બળેલ હોય તો વાયુની અનુકૂળતા થાય છે, અન્ન ઉપર રુચિ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, શરીરમાં હલકાપણું થાય છે, બળની તથા સારા વર્ણની ઉત્પત્તિ થાય છે અને મનની પ્રસન્નતા થાય છે.

જો અરશો વધારે બળ્યા હોય તો ગુદા ફાટી જાય છે, બળતરા થાય છે, મૂર્છા આવે છે, જ્વર ઉત્પન્ન થાય છે, તરસ લાગ્યા કરે છે, લોહીનો અત્યંત સ્રાવ થાય છે અને સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૬મા વિષયમાં લોહીના અતિ સ્રાવથી જે ઉપદ્રવો થવાના કહ્યા છે,

૧ બીજા તંત્રમાં તો એમ કહ્યું છે કે જો વાયુથી થયેલ અરશ સમ્યગ્દગ્ધ થાય તો પાકેલા જાંબૂ સમાન વર્ણવાળું થાય છે, પિત્તથી થયેલ અરશ સમ્યગ્દગ્ધ થાય તો ગેરના રંગના જેવા વર્ણવાળું થઈ જાય છે અને કફથી થયેલ અરશ સમ્યગ્દગ્ધ થાય તો ઓરિંગ ખીના રૂપના જેવા વર્ણવાળું થઈ જાય છે—ડલ્હન

તે થાય છે.

જો અરશો ઓછા બળ્યા હોય તો ત્રણો શ્યામ તથા નાના થાય છે, ખરજ આવે છે, વાયુની પ્રતિકૂળતા થાય છે, ઇંદ્રિયોની અપ્રસન્નતા થાય છે અને વિકાર શાંત થતા નથી. ૫

महान्ति च प्राणवतश्छित्त्वा दहेत् ॥ ६ ॥

### અરશોને કાપીને અગ્નિથી બાળવા

જો અરશો મોટા હોય અને રોગી બળવાન હોય તો અરશોને પ્રથમ કાપીને પછી તેઓને અગ્નિથી બાળવા. (ડાંભવા) ૬

निर्गतानि चात्यर्थं दोषपूर्णानि यन्त्राद्विना स्वेदाभ्यङ्गस्नेहावगाहोपनाहविस्रावणालेपक्षाराग्निशस्त्रैरुपाचरेत् ॥ ७ ॥

### બહાર નીકળેલા અરશોની ચિકિત્સા

જો વાયુ આદિ દોષોથી ભરપૂર થઈ અરશો ગુદાની બહાર નીકળેલા હોય, તો યંત્રનો ઉપયોગ નહિ જ કરતાં સ્વેદનોથી, અભ્યંગોથી, સ્નેહનોથી, અવગાહોથી, ઉપનાહોથી, લોહીનાં સ્રાવણોથી, આલેપોથી, ક્ષારથી, અગ્નિથી અને શસ્ત્રથી તેઓની ચિકિત્સા કરવી. ૭

प्रवृत्तरक्तानि च रक्तपित्तविधानेन, भिन्नपुरीपाणि चातीसारविधानेन, बद्धवर्चांसि स्नेहपानविधानेनोदावर्त्तविधानेन वा ॥ ८ ॥

### જેવા અરશ તેવી ચિકિત્સા

લોહીના સ્રાવવાળા અરશોની રક્તપિત્તના વિધાન પ્રમાણે ચિકિત્સા કરવી, પાતળો દસ્ત ઉતારનારા અરશોની અતિસારના વિધાન પ્રમાણે ચિકિત્સા કરવી અને ઘાટા દસ્તવાળા અરશોની સ્નેહપાનના વિધાનથી અથવા ઉદાવર્તોના વિધાન પ્રમાણે ચિકિત્સા કરવી.[1] ૮

एप सर्वस्थानगतानामर्शसां दहनकल्पः ॥९॥

### અરશોની દાહાદિ ચિકિત્સા પણ તેમ જ

જે અરશો લિંગ વગેરે બીજાં સ્થાનકોમાં થયાં હોય, તેઓની પણ ઉપરના બીજા વિષયથી આઠમા વિષય સુધીમાં કહ્યા પ્રમાણે ક્ષારથી દહન, અગ્નિથી દહન, છેદપૂર્વક અગ્નિથી દહન અને સ્વેદન તથા અભ્યંગો વગેરે યથાયોગ્ય ચિકિત્સાઓ કરવી. ૯

आसाद्य च दर्वीकूर्चकशलाकानामन्यतमेन क्षारं पातयेत् ॥ १० ॥

### અરશો ઉપર ક્ષાર પાડવાનાં સાધનો

અરશને બરાબર કબજામાં લઈ તે અરશની ઉપર દર્વી (કડછી જેવું યંત્ર), કૂર્ચક (પીંછી જેવું યંત્ર) કે શલાકાયંત્ર (સળી જેવું યંત્ર) એમાંના એક વડે ક્ષાર પાડવો. ૧૦

भ्रष्टगुदस्य तु विना यन्त्रेण क्षारादिकर्म प्रयुञ्जीत ११

### બહાર નીકળેલી ગુદા પરના અરશ પર યંત્ર વિના ક્ષારાદિક ક્રિયા કરવી

અરશવાળા રોગીની ગુદા બહાર નીકળી હોય તેના અરશ ઉપર ક્ષારાદિક ક્રિયા યંત્ર વિના જ કરવી. (કારણ કે ગુદા બહાર નીકળેલી હોવાને લીધે તેના અરશો સ્પષ્ટ દેખાય છે.) ૧૧

सर्वेषु च शालिषष्टिकयवगोधूमान्नं सर्पिःस्निग्धमुपसेवेत पयसा निम्बयूषेण पटोलयूषेण वा, यथादोषं शाकैर्वास्तूकतण्डुलीयकजीवन्त्युपोदिकाश्ववलाचालमूलकपालंक्यसनचिल्लीचुचूकलायवल्लीभिरन्यैर्वा । यच्चान्यदपि स्निग्धमग्निदीपनमर्शोघ्नं सृष्टमूत्रपुरीषं च तदुपसेवेत ॥१२॥

### અરશવાળાએ કેવું ભોજન કરવું ?

અરશવાળાએ ઘીથી સ્નિગ્ધ કરેલા રાતા ચોખા, સાઠી ચોખા, જવ તથા ઘઉંના અન્નોનું દૂધની સાથે, અથવા લીંબડાના ઓસામણ સાથે અથવા પટોળના ઓસામણ સાથે સેવન કરવું, અથવા જે દોષ હોય તે દોષને ટાળે એવાં ટાંકો, તાંદળ ... ખરખોડી, પોથી, મેથી, નાના મૂળા,

---

[1] ઉત્તરતંત્રના ૪૫મા અધ્યાયમાં રક્તપિત્તની, ૪૦મા અધ્યાયમાં અતિસારની અને ૫૫મા અધ્યાયમાં ઉદાવર્તોની ચિકિત્સા જોવી. સ્નેહપાનનું વિધાન આ ચિકિત્સિતસ્થાનના ૩૧મા અધ્યાયમાં જોવું.

પાલખ, અમન, ચીલ, છૂ૧, વટાણા કે કારેલાં એ શાકોની સાથે અથવા બીજા પણ એવા જ પ્રકારનાં શાકોની સાથે સેવન કરવુ, બીજુ પણ જે કાઈ અન્નાદિક સ્નિગ્ધ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, અર્શને હણનાર, મૂત્ર તથા વિષ્ટાને કરાનનાર હોય તેનુ સેવન કરવુ ૧૨

दग्धेषु चार्शस्स्वप्यक्तोऽनलसंधुक्षणार्थमनिलप्रकोपसंरक्षणार्थं च स्नेहादीना सामान्यतो विशेषतस्तु क्रियापथमुपसेवेत। सर्पींषि च दीपनीयवातहरसिद्धानि हिंग्वादिभिश्चूर्णैः प्रतिसंसृज्य पिबेत्। पित्तार्शस्सु पृथक्पर्ण्यादीनां कषायेण दीपनीयप्रतीवाप भद्रदार्वादिपिप्पल्यादिसर्पिः। शोणितार्शस्सु मञ्जिष्ठामुरुण्यादीनां कषायैः। श्लेष्मार्शस्सु सुरसादीनां कषायैः सर्पिः। उपद्रवाश्च यथास्वमुपचरेत् ॥ १३ ॥

### અરશવાળાએ સેવવાનો ચિકિત્સામાર્ગ

અર્શોને બાળવામા આવ્યા હોય કે ન બાળવામા આવ્યા હોય, તોપણ રોગીએ અભ્યંગથી યુક્ત રહી જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે અને વાયુનો પ્રકોપ ન થવા દેવા માટે અરશોને તોડનારા સ્નેહનાદિ સામાન્ય ચિકિત્સા માર્ગનુ સેવન કરવુ અને ખાસ કરી આ અધ્યાયમા કહેલા ચિકિત્સામાર્ગનુ સેવન કરવુ

જેને વાયુ સબધી અર્શ હોય, તે રોગીએ અગ્નિને પ્રદીપ્ત કરનારા પિપ્પલ્યાદિ ગણના અને વાયુને હરનારા ભદ્રદારુ આદિ દ્રવ્યોના (સૂત્રસ્થાનનો ૩૮મો તથા ૩૯મો અધ્યાય જુઓ) ક્વાથથી તથા કલ્કથી સિદ્ધ કરેલા ઘીનુ હિંગ્વાદિ ગણ (આ ચિકિત્સાસ્થાનના ૫મા અધ્યાયનો ૨૪મો વિષય જુઓ)નાં ચૂર્ણો નાખી પીવા વગેરેથી સેવન કરવુ

જેને પિત્ત સબધી અરશ થયેલ હોય તે રોગીએ પૃશ્નિપર્ણી વગેરે (સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયના ૭મા વિષયમા જુઓ) દ્રવ્યોના ક્વાથની સાથે, અગ્નિને પ્રદીપ્ત કરનારા દ્રવ્યો નાખેલા અને ભદ્રદારુ આદિ દ્રવ્યોના તથા પિપ્પલ્યાદિ ગણના ક્વાથાદિકથી પકાવેલા ઘીનુ પીવા વગેરેથી સેવન કરવુ

જેને રુધિર સબધી અરશ થયેલ હોય, તે રોગીએ મજીઠ અને વરુણાદિ ગણના પેટાના ભીંડો સરગવો આદિ દ્રવ્યોના ક્વાથમા તથા કલ્કમાં પકાવેલા ઘીનુ પીવા વગેરેથી સેવન કરવુ

જેને કફ સબધી અરશ થયેલ હોય તે રોગીએ સુરસાદિ ગણના ક્વાથમા તથા કલ્કમા પકાવેલા ઘીનુ પીવા વગેરેથી સેવન કરવુ

આ પ્રમાણે કરવા ઉપરાત અરશના ઉપદ્રવોની પણ તે તે દોષો અનુસાર ચિકિત્સા કર્યા કરવી ૧૩

परं च यत्नमास्थाय गुदे क्षाराग्निशस्त्राण्यवचारयेत्तद्विभ्रमाद्धि पाण्ड्यशोफदाहमदमूर्छाटोपानाहातीसारप्रवाहणानि भवन्ति मरणं वा ॥ १४ ॥

### ગુદામાં ક્ષારાદિકનો પ્રયોગ કરતાં વૈદ્યે સંભાળ રાખવી

વૈદ્યે ઘણી જ સભાળ રાખીને રોગીની ગુદામા ક્ષારના, અગ્નિના તથા શસ્ત્રના પ્રયોગો કરવા, કારણ કે એ પ્રયોગમાં જો દુર્યોગ થાય તો નપુસકપણુ, સોજો, બળતરા, મદ, મૂર્છા, પેટમા ગડગડાટ, આનાહ, અતિસાર તથા પ્રવાહિકા થાય છે અને વખતે મરણ પણ થાય છે ૧૪

अत ऊर्ध्वं यन्त्रप्रमाणमुपदेक्ष्यामः—तत्र यन्त्रं लौहं दान्तं शार्ङ्गं वार्क्षं वा गोस्तनाकारं चतुरङ्गुलायतं पञ्चाङ्गुलपरिणाहं पुंसां, षडङ्गुलपरिणाहं नारीणां तलायतं, तद् द्विच्छिद्रं दर्शनार्थमेकं छिद्रमेकं छिद्रं तु कर्मणि। एकद्वारे हि शस्त्रक्षाराग्नीनामतिक्रमो न भवति। छिद्रप्रमाणं तु त्र्यङ्गुलायतमङ्गुष्ठोदरपरिणाहं यदङ्गुलमवशिष्टं तस्यार्द्धाङ्गुलमधस्तादर्द्धाङ्गुलोच्छ्रितो परिवृत्तकर्णिकमेष यन्त्राकृतिसमासः ॥ १५ ॥

### ગુદામાં નાખવાના યંત્રનું પ્રમાણ

હવે યત્રનુ પ્રમાણ કહીએ છીએ યત્ર સુવર્ણ

વગેરે ધાતુઓનું, દાંતનું, શીંગડાંનું અથવા સીસમ વગેરેના મજબૂત લાકડાનું જોઈએ. એ યંત્ર પુરુષની ગુદા માટે ગાયના આંચળ જેવું, ચાર આંગળ લાંબું અને પાંચ આંગળ જાડું (જેને વીંટવામાં પાંચ આંગળનો દોરો જોઈએ એવું) જોઈએ. સ્ત્રીની ગુદા માટે ગાયના આંચળ જેવું, ચાર આગળ લાંબું અને છ આંગળ જાડું જોઈએ. યંત્ર નીચે હાથના તળા જેવી સપાટી કરવી. એ યંત્રમાં બે છિદ્ર કરાવવાં, કે જેમાંથી એક છિદ્ર અરશ જોવા માટે કામ લાગે અને બીજું છિદ્ર ક્રિયા કરવામાં ઉપયોગી થાય. જો યંત્ર એક છિદ્રવાળું હોય તો શસ્ત્ર, ક્ષાર અને અગ્નિને અરશની ઉપર લાગુ પાડી શકાય નહિ.[1] યંત્રનાં એ છિદ્રો ત્રણ આંગળ લાંબાં અને અંગૂઠાના મધ્ય જેવાં જાડાં જોઈએ. યંત્રમાં બાકી જે એક આંગળ વધ્યું તેમાં અરધું આંગળ નીચે રાખવું અને ઉપરના અરધા આંગળમાં ઊંચી તથા ઉપર ગોળ ડોડી(ટાચકું) જોઈએ. સંક્ષેપથી આ યંત્રનો આકાર કહ્યો. ૧૫

अत ऊर्ध्वमर्शसामालेपान्वक्ष्यामः। स्नुहीक्षीरयुक्तं हरिद्राचूर्णमालेपः प्रथमः। कुक्कुटपुरीषगुञ्जाहरिद्रापिप्पलीचूर्णमिति गोमूत्रपित्तपिष्टो द्वितीयः। दन्तीचित्रकसुवर्चिकालाङ्गलीकल्को वा गोपित्तपिष्टस्तृतीयः। पिप्पलीसैन्धवकुष्ठशिरीषफलकल्कः स्नुहीक्षीरपिष्टोऽर्कक्षीरपिष्टो वा चतुर्थः॥ १६॥

### અરશો ઉપર કરવાના લેપો

હવે અરશો ઉપર કરવાના લેપો કહીએ છીએ. થોરના દૂધમાં કાલવેલું હળદરનું ચૂર્ણ એ પહેલો લેપ છે. કૂકડાની ચરક, ચણોઠી, હળદર અને પીપરનું ગાયના મૂત્રથી તથા પિત્તાથી વાટેલું ચૂર્ણ એ બીજો લેપ છે. નેપાળો, ચિત્રક, સાજીખાર અને દૂધિયા વછનાગનો ગાયના મૂત્રથી તથા પિત્તાથી વાટેલો કલ્ક એ ત્રીજો લેપ છે. પીપર, સૈંધવ, કઠ અને સરસડિયાનાં ફળનો થોરના દૂધથી અથવા આકડાના દૂધથી વાટેલો કલ્ક એ ચોથો લેપ છે. (આ દરેક લેપ અરશને પાડી નાખે છે અને ઉત્તરોત્તર બળવાન છે.) ૧૬

कासीसहरितालसैन्धवाश्वमारकविडङ्गपूतीकक्रतवेधनजम्ब्वर्कोत्तमारणीदन्तीचित्रकालर्कस्नुहीपयःसु तैलं विपक्वमभ्यञ्जनेनार्शः शातयति॥ १७॥

### અરશોને કાપી નાખનારો અભ્યંગ

હીરાકસી, હરતાલ, સૈંધવ, કણેર, વાવડિંગ, ગુચ્છકરંજ, કડવી ઘીસોડી, જાંબૂ, આકડો, ચમારદૂધેલી, નેપાળો, ચિત્રક, ધોળો આકડાનું છીર અને થોરનાં છીરથી પકાવેલું તેલ ચોળવાથી અરશને કાપી નાખે છે. ૧૭

अत ऊर्ध्वम्भेषजसाध्येष्वदृश्येष्वर्शस्सु योगान्पातनार्थं वक्ष्यामः। प्रातः प्रातर्गुडहरीतकीमासेवेत, ब्रह्मचारी गोमूत्रद्रोणसिद्धं वा हरीतकीशतं प्रातःप्रातर्यथाबलमुपयुञ्जीत क्षौद्रेण। अपामार्गमूलं वा तण्डुलोदकेन सक्षौद्रमहरहः। शतावरीमूलकल्कं वा क्षीरेण। चित्रकचूर्णयुक्तं वा सीधु पराद्ध्यम्। भल्लातकचूर्णयुक्तं सक्तुमन्थमलवणं तक्रेण वा। कलशे वान्तश्चित्रकमूलकल्कावलिप्ते निषिक्तं तक्रमम्लमनम्लं वा पानभोजनेषूपयुञ्जीत। एष एव भार्ग्यास्फोतायवान्यामलकगुडूचीषु तक्रकल्पः। पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकविडङ्गशुण्ठीहरीतकीषु च पूर्ववदेव निरन्नो वा तक्रमहरहर्मासमुपसेवेत। शृङ्गवेरपुनर्नवाचित्रककषायसिद्धं वा पयः। कुटजमूलत्वक्फाणितं वा पिप्पल्यादिप्रतीवापं क्षौद्रेण। वातव्याध्युक्तं हिङ्ग्वादिचूर्णमुपसेवेत तक्राहारः। क्षीराहारो वा क्षारलवणांश्चित्रकमूलक्षारोदकसिद्धान्वा कुल्माषान्भक्षयेत्। चित्रकमूल-[illegible]कसिद्धं वा पयः। पलाशतरुक्षारसिद्धान्वा

---

૧ વાગ્ભટના સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં તો અરશને જોવા માટે બે છિદ્રોવાળું યંત્ર કરવું અને અરશ ઉપર ક્રિયા માટે એક છિદ્રવાળું યંત્ર કરવું, એમ 'द्विच्छिद्रं दर्शने व्याधेरेकच्छिद्रं तु कर्मणि' એ શ્લોકથી કહ્યું છે.

कुल्माषान् । पाटलापामार्गबृहतीपलाशक्षारं वा परिस्रुतमहरहर्घृतसंसृष्टम् । कुटजमूलवन्दाककल्कं वा तक्रेण । चित्रकपूतीकनागरकल्कं वा पूतीकक्षारेण । क्षारोदकसिद्धं वा सर्पिः पिप्पल्यादिप्रतीवापम् । कृष्णतिलप्रसृतं प्रकुञ्चं वा प्रातःप्रातरनुसेवेत शीतोदकानुपानम् । एभिरभिवर्द्धतेऽग्निरर्शांसि चोपशाम्यन्ति । द्विपञ्चमूलीदन्तीचित्रकपथ्यानां तुलामाहृत्य जलचतुर्द्रोणे विपाचयेत् । ततः पादावशिष्टं कषायमादाय सुशीतं गुडतुलया सहोन्मिश्र्य घृतभाजने निःक्षिप्य मासमुपेक्षेत यवपल्ले । ततः प्रातः प्रातर्मात्रां पाययेत तेनार्शोग्रहणीदोषपाण्डुरोगोदावर्त्तारोचका न भवन्ति दीप्तोऽग्निश्च भवति । पिप्पलीमरिचविडङ्गैलवालुकलोध्राणां द्वे द्वे पले इन्द्रवारुण्याः पञ्च पलानि कपित्थमध्यस्य दश पथ्याफलानामर्द्धप्रस्थः प्रस्थो धात्रीफलानामेतदैकध्यं जलचतुर्द्रोणे विपाच्य पादावशेषं परिस्राव्य सुशीतं गुडतुलाद्वयेनोन्मिश्र्य घृतभाजने निःक्षिप्य पक्षमुपेक्षेत यवपल्ले । ततः प्रातःप्रातर्यथाबलमुपयुञ्जीत । एष खल्वरिष्टः प्लीहाग्निसङ्गार्शोग्रहणीहृत्पाण्डुरोगशोफकुष्ठगुल्मोदरक्रमिहरो बलवर्णकरश्चेति ॥ १८॥

### અદૃશ્ય (દેખવામાં ન આવતા) અરશોને પાડી નાખવાના યોગો

હવે અદૃશ્ય અને ઔષધસાધ્ય એવા અરશોને પાડી નાખવા માટે યોગો કહીએ છીએ

બ્રહ્મચર્ય પળાવીને નિત્ય પ્રભાતે ગોળ સહિત હરડેનું સેવન કરાવવું અથવા સો હરડેને એકહજાર ચોવીસ તોલાભાર ગોમૂત્રમાં પકાવી તેઓનો નિત્ય પ્રભાતે રોગીના બળ પ્રમાણે મધની સાથે ઉપયોગ કરાવવો.

અથવા અઘેડાના મૂળના કલ્કને ચોખાના ધોણમાં ઘોળી મધની સાથે તેનો નિત્ય ઉપયોગ કરાવવો. (પિત્ત તથા રુધિર સંબંધી અરશ ઉપર આ ઉપયોગ કરાવવો )

અથવા શતાવરીના મૂળના કલ્કનો દૂધની સાથે નિત્ય ઉપયોગ કરાવવો. (વાયુ તથા પિત્તના સંબંધવાળા રુધિરથી થયેલા અરશ ઉપર આ ઉપયોગ કરાવવો )

અથવા અતિ ઉત્તમ મધને એક તોલાભાર ચિત્રકના ચૂર્ણથી મિશ્ર કરી તેનો નિત્ય ઉપયોગ કરાવવો. (કફથી મંદ અગ્નિવાળા તથા સખત વિષ્ટાવાળા અરશ ઉપર આ ઉપયોગ કરાવવો

અથવા સોળ તોલાભાર જવના સાથવાના મંથમાં એક તોલાભાર ભિલામાનું ચૂર્ણ નાખીને લૂણ નહિ નાખતાં છાશની સાથે તે નિત્ય પાવો (મંથનું લક્ષણ સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૨મા વિષયમાં જુઓ )

અથવા માટીના ઘડાને અંદર ચિત્રકના મૂળના કલ્કથી લીંપી તેમાં છાશ રેડી તે ખાટી અથવા ખટાશવગરની છાશનો પીવામાં તથા ભોજનોમાં ઉપયોગ કરાવવો.

અથવા ભારંગી, ઉપલસરી (કપૂરી) કે ગરણી, યવાની, આમળાં તથા ગળોના કલ્કથી માટીના ઘડાને અંદર લીંપી તેમાં છાશ રેડી તે ખાટી અથવા ખટાશવગરની છાશનો પીવામાં તથા ભોજનોમાં ઉપયોગ કરાવવો

અથવા પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, વાવડિંગ, સૂંઠ તથા હરડેના કલ્કથી માટીના ઘડાને અંદર લીંપી તેમાં છાશ રેડી તે ખાટી અથવા ખટાશવગરની છાશનો પીવામાં તથા ભોજનોમાં એક મહિના સુધી નિત્ય ઉપયોગ કરાવવો અથવા જમ્યા પહેલાં પીવામાં જ ઉપયોગ કરાવવો. (વાયુ કે કફથી થયેલા સૂકા અરશો ઉપર છાશનો પ્રયોગ કરવો )

અથવા સૂંઠ, સાટોડી અને ચિત્રકના ક્વાથમાં પકાવેલા દૂધનો નિત્ય ઉપયોગ કરાવવો (સ્રાવવાળા તથા રુધિર કે પિત્તથી થયેલા અરશો ઉપર આ પ્રયોગ કરાવવો )

અથવા કુટજ એટલે ઇંદ્રજવના ઝાડના મૂળની અને છાલની રાખ કરી તેમાં પિપ્પલ્યાદિ ગણ નાખી મધની સાથે તેનો નિત્ય ઉપયોગ કરાવવો. (કફ તથા પિત્તના સંબંધવાળા રુધિરથી થયેલાં અરશો ઉપર આ પ્રયોગ કરવો.)

અથવા આ ચિકિત્સિતસ્થાનના ગયા પાંચમા અધ્યાયના ચોવીસમા વિષયમાં કહેલા હિંગ્વાદિ ચૂર્ણનું સેવન કરાવવું અને છાશ અથવા દૂધનો આહાર કરાવવો. (વાયુ કે કફથી અરશ થયેલ હોય તો છાશનો આહાર કરાવવો અને વાયુ કે પિત્તના સંબંધવાળા રુધિરથી અરશ થયેલ હોય તો દૂધનો આહાર કરાવવો.)

અથવા જવખાર નાખીને ખારી કરેલી કે ચિત્રકના મૂળના ક્ષારના જળમાં પકાવેલી ઘઉં તથા રાતા ચોખા વગેરેની ઘૂઘરી નિત્ય ખવરાવવી.

અથવા ચિત્રકના મૂળના ક્ષારમાં પકાવેલા દૂધનો નિત્ય ઉપયોગ કરાવવો.

અથવા ખાખરાના ક્ષારથી પકાવેલી ઘઉં વગેરેની ઘૂઘરી નિત્ય ખવરાવવી.

અથવા પાડલ, અઘેડો, ભોરિંગણી અને ખાખરાના ક્ષારને સ્ત્રવાવી ઘીથી મિશ્ર કરીને તેનો નિત્ય ઉપયોગ કરાવવો. (ક્ષાર પચ્યા પછી ઘી, દૂધ તથા માંસના રસા સાથે અન્ન જમાડવું; કારણ કે ક્ષારથી ઓજનો ભ્રંશ થવાની ધાસ્તી છે.)

અથવા ઇંદ્રજવના ઝાડનાં મૂળનો અને આંદા (નમનાવૃક્ષ)નો કલ્ક કરી તેનો છાશની સાથે નિત્ય ઉપયોગ કરાવવો. (કલ્ક ચાર, ત્રણ કે બે તોલાભાર લેવો અને છાશ આઠ તોલાભાર લેવી.)

અથવા ચિત્રક, ગુચ્છકરંજ અને સૂંઠના કલ્કને ગુચ્છકરંજના ક્ષારની સાથે પાવો (અને ઘી, દૂધ તથા મધુર રસવાળું ભોજન કરાવવું.)

અથવા ગુચ્છકરંજના કે પાડલ વગેરેના ક્ષારથી પકાવેલા ઘીમાં પીવાના સમયે પિપ્પલ્યાદિ ગણનું ચૂર્ણ નાખી તે ઘી પાવું (અને દૂધ, ઘી તથા મધુર રસવાળું ભોજન કરાવવું. વાયુ સંબંધી રૂક્ષ અરશો ઉપર આ યોગ છે.)

અથવા ચાર તોલાભાર કે આઠ તોલાભાર કાળા તલ નિત્ય પ્રભાતે પ્રભાતે ખવરાવવા અને તે ઉપર ટાઢું પાણી પાવું.

આ પ્રયોગોથી જઠરાગ્નિ વધે છે અને અરશો શાંત થાય છે.

દશમૂળી, નેપાળો, ચિત્રક અને હરડેને સમભાગે ચારસો તોલાભાર લઈ તેનો ચારહજાર છન્નું તોલાભાર પાણીમાં ઉકાળો કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે એ ક્વાથ ઉતારી લઈ, સારી પેઠે ઠંડો કરી, તેમાં ચારસો તોલાભાર ગોળ મિશ્ર કરી, તેને ઘીના રીઢા વાસણમાં નાખી, જવના ઢગલામાં મૂકી દઈ એક મહિના સુધી એમ ને એમ રહેવા દેવો. પછી તેમાંથી નિત્ય પ્રભાતે માત્રા લઈ રોગીને પાવી. આ દંત્યરિષ્ટ નામના અરિષ્ટથી અરશ, ગ્રહણીદોષ, પાંડુરોગ, ઉદાવર્ત્ત તથા અરોચક માટે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

પીપર, મરી, વાવડિંગ, એલવાલુક (આ કાંઈક સુગંધિ દ્રવ્ય છે પણ તે ઓળખી શકાતું નથી) અને લોધર એ ઔષધો આઠઆઠ તોલાભાર, ઇંદ્રવારણાં વીસ તોલાભાર, (વીસ તોલાભાર લેવાથી બહુ જ કડવાશ થઈ જાય છે માટે વૃદ્ધ વૈદ્યો દસ તોલાભાર લે છે.) કોઠાનો ગર્ભ દસ તોલાભાર, હરડે બત્રીસ તોલાભાર અને આમળાં ચોસઠ તોલાભાર લઈ એ સર્વને એકઠાં કરી, ચારહજાર છન્નું તોલાભાર પાણીમાં ઉકાળી; ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે વસ્ત્રથી ગાળી લઈ, તે ક્વાથને સારી પેઠે ઠંડો કરી, તેમાં આઠસો તોલાભાર ગોળ મિશ્ર કરી તેને ઘીના રીઢા વાસણમાં નાખી,

જવના ઢગલામાં મૂકી દઈ એક પખવાડિયા સુધી એમ ને એમ રહેવા દેવો. પછી તેમાંથી નિત્ય પ્રભાતે રોગીના બળ પ્રમાણે માત્રા પાવી. આ **અભયારિષ્ટ** નામના અરિષ્ટથી બરલનું દરદ, અગ્નિની મંદતા, અરશ, ગ્રહણી, છાતીનાં દરદો, પાંડુરોગ, સોજા, કોઢ, ગુલ્મ, ઉદરરોગ અને કૃમિ માટે છે, બળ પ્રાપ્ત થાય છે અને વર્ણ સારો થાય છે. (આ પ્રયોગ ચરકમાં પણ લખ્યો છે-ડલ્હન.)

(આ અઢારમા વિષયના સઘળા પ્રયોગો ફક્ત અદૃશ્ય અરશો ઉપર જ નહિ, પણ સઘળા પ્રકારના અરશો ઉપર પણ ઉપયોગી છે.) ૧૮

तत्र वातप्रायेषु स्नेहस्वेदवमनविरेचनास्थापना नुवासनमप्रतिषिद्धम् । पित्तजेषु विरेचनम् । एवं रक्तजेषु संशमनम् । कफजेषु शृङ्गवेरकुलत्थोपयोगः । सर्वदोषहरं यथोक्तं सर्वजेषु । यथास्वौषधसिद्धं वा पयः सर्वेष्विति ॥ १९ ॥

### તુરતના અલ્પ દોષવાળા તથા અદૃશ્ય અરશો માટે સ્નેહન વગેરે

વાયુથી થયેલા તથા વાયુના આધિક્યવાળા અરશો ઉપર સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન નિરૂહબસ્તિ અને અનુવાસ બસ્તિનો નિષેધ નથી. પિત્તથી થયેલા અરશો ઉપર વિરેચન નિષિદ્ધ નથી. રુધિરથી થયેલા અરશો ઉપર સંશમન (જેથી વમન પણ ન થાય અને વિરેચન પણ ન થાય એવું શાંત કરનાર ઔષધ) નિષિદ્ધ નથી. કફથી થયેલા અરશો ઉપર સૂઠનો અને કળથીનો ઉપયોગ નિષિદ્ધ નથી. સર્વ દોષોથી થયેલા અરશો ઉપર સર્વ દોષો હરનારાં ઔષધોનો નિષેધ નથી, તેમ જ સર્વ પ્રકારના અરશો ઉપર, તે અરશો જે દોષથી થયેલા હોય તે દોષને હરનારાં ઔષધોથી પકવેલું દૂધ નિષિદ્ધ નથી. (જો કે અરશોમાં વમનનો નિષેધ છે, તો-પણ કફ પડવા વગેરે સ્થિતિમાં એ નિષેધ નથી.)

अत ऊर्द्धं भल्लातकविधानमुपदेक्ष्यामः । भल्लातकानि परिपक्वान्यनुपहतान्याहृत्य ततएकमादाय द्विधा त्रिधा चतुर्द्धा वा छेदयित्वा कषायकल्पेन विपाच्य कषायस्य शुक्तिमनुष्णां घृताभ्यक्ततालुजिह्वौष्ठः प्रात प्रातरुपसेवेत, ततोऽपराह्णे क्षीरं सर्पिरोदन इत्याहार एवमेकैकं वर्द्धयेत्तावद्यावत्पञ्चेति, ततः पञ्च पञ्चाभि-वर्द्धयेद्यावत्सप्ततिरिति, प्राप्य च सप्ततिमपकर्षयेद्व्रुय पञ्च पञ्च यावत्पञ्चेति पञ्चभ्यश्चैकैकं यावदेकमिति । एवं भल्लातकसहस्रमुपयुज्य सर्वकुष्ठार्शोभिर्विमुक्तो बलवानरोग शतायुर्भवति । द्विव्रणीयोक्तेन विधानेन भल्लातकनिश्च्योतितं स्नेहमादाय प्रातः प्रातः शुक्तिमा-त्रमुपयुञ्जीत, जीर्णे पूर्ववदाहारः फलप्रकर्षश्च । भल्ला तकमज्जभ्यो वा स्नेहमादायापकृष्टदोषः प्रतिसृष्टभक्तो निवातमागारं प्रविश्य यथाबलं प्रकृतिं प्रकृत्य वोपयु ञ्जीत । तस्मिञ्जीर्णे क्षीरं सर्पिरोदन इत्याहारः । एवं मासमुपयुज्य मासत्रयमादिष्टाहारो रक्षेदात्मानम् । ततः सर्वोपतापानपहृत्य वर्णवान् बलवान् श्रवणग्रह णधारणशक्तिसम्पन्नो वर्षशतायुर्भवति । मासे मासे च प्रयोगे वर्षशतं वर्षशतमायुषोऽभिवृद्धिर्भवति । एवं दश मासानुपयुज्य वर्षसहस्रायुर्भवति ॥ २० ॥

### તુરતના અલ્પ દોષવાળા અને લાંબા કાળના અદૃશ્ય અરશો માટે ભિલામાંનું વિધાન

હવે ભિલામાંઓનું વિધાન કહીએ છીએ. પાકેલાં અને કીડા વગેરેથી નહિ બગડેલાં ભિલામાં એકઠાં કરી (બીજાં તંત્રોમાં કહ્યું છે કે જેઠ માસમાં અથવા આષાઢ માસમાં ભિલામાંનાં બીજ લઈ તેઓને જવના ઢગલામાં રાખી મૂકી માર્ગશીર્ષ અથવા પોષ માસમાં) તેઓમાંથી એક લઈ તેના બે, ત્રણ અથવા ચાર ટુકડા કરી ક્વાથની રીતિ પ્રમાણે ઉકાળી તે બે તોલાભાર ક્વાથ લઈ, ઠંડો પાડી પ્રભાતે પ્રભાતે તાળવાને, જીભને તથા હોઠોને ઘીથી ખરડી તે ક્વાથ પાવો. પછી સાંજના સમયે દૂધ તથા ઘી નાખેલા ભાતનો આહાર

કરાવવો. આ પ્રમાણે નિત્ય એકએક ભિલ્લામું વધારતા જવું; તે ત્યાંસુધી કે જ્યાંસુધી પાંચ ભિલ્લામાં થાય; પછી નિત્ય પાંચ પાંચ ભિલ્લામાં વધારતા જવાં, તે ત્યાંસુધી કે જ્યાંસુધી સિત્તેર ભિલ્લામાં થાય; સિત્તેર ભિલ્લામાં થયા પછી નિત્ય પાંચપાંચ ભિલ્લામાં કમતી કરતાં જવાં, તે ત્યાંસુધી કે જ્યાંસુધી પાંચ ભિલ્લામાં થાય. પછી નિત્ય એકએક ભિલ્લામું કમતી કરતા જવું, તે ત્યાંસુધી કે જ્યાંસુધી છેવટ એક ભિલ્લામું આવે. આ પ્રમાણે હજાર ભિલ્લામાંનો ઉપયોગ કરાવવામાં આવે, તો (પહેલા ચાર દિવસ સંસ્કાર બેસાડવા માટે છે અને છેલ્લા ચાર દિવસ સંસ્કાર નષ્ટ કરવા માટે છે; માટે તેઓમાં એક એકનો જ વધારોઘટાડો કર્યો છે. પાંત્રીસ દિવસોમાં એકહજાર ભિલ્લામાં પૂરાં થઈ રહે છે.) માણસ સઘળા પ્રકારના કોઢો તથા સઘળા પ્રકારના અરશોથી મુક્ત અને બળવાન થાય, હમેશ આરોગ્યવાળો રહે અને સો વર્ષ સુધી જીવે છે. (રુધિર કે પિત્તથી થયેલા અરશો ઉપર આ પ્રયોગ કરવો નહિ. જે કોઢો અસાધ્ય છે તેઓને મટાડવા પણ આ પ્રયોગ કરવો નહિ.)

### ભિલ્લામાંનો બીજો પ્રયોગ

આ ચિકિત્સિતસ્થાનના દ્વિવ્રણીય નામના પહેલા અધ્યાયના ૬૭મા વિષયમાં કહ્યા પ્રમાણે ભિલ્લામાંઓમાંથી પાડેલો સ્નેહ લઈ નિત્ય પ્રભાતે જીભ, તાળવાં તથા હોઠોને ઘીથી ખરડી તે સ્નેહમાંથી બે તોલાભાર સ્નેહનો ઉપયોગ કરાવવો અને તે પચ્યા પછી સાંજના સમયે દૂધ તથા ઘી નાખેલા ભાતનો આહાર કરાવવો. આ પ્રયોગ કરવાથી ઉપર કરેલા પહેલા પ્રયોગના જેવું જ ઉત્તમ ફળ થાય છે.

### ભિલ્લામાંનો ત્રીજો પ્રયોગ

પ્રથમ દોષ ઓછા કરી યોગ્ય ક્રમ[1]થી જવ વગેરેનો આહાર કરાવી પછી પવનવગરના ઘરમાં રાખી, ભિલ્લામાંઓની મીંજમાંથી સ્નેહને લઈ રોગીના તથા રોગના બળ પ્રમાણે નિત્ય ચાર તોલાભાર અથવા આઠ તોલાભાર તે સ્નેહનો ઘીથી હોઠ વગેરેને ખરડી ઉપયોગ કરાવવો (સ્નેહમાં મધ તથા ઘી મિશ્ર કરીને તેનો ઉપયોગ કરાવવો) અને એ સ્નેહ પચ્યા પછી દૂધ, ઘી તથા ભાતનો આહાર કરાવવો. આ પ્રમાણે એક મહિના સુધી પ્રયોગ કરીને પછી ત્રણ મહિના સુધી પથ્ય આહાર કરાવવો અને ક્રોધાદિકનો ત્યાગ પણ રખાવવો. આ ઉપયોગ કરવાથી માણસ સઘળા રોગોથી મુક્ત થઈ બળવાન થાય છે, ગ્રંથાદિકનું શ્રવણ, ગ્રહણ તથા ધારણ કરવાની પૂરતી શક્તિવાળો થાય છે અને સો વર્ષના આયુષ્યવાળો થાય છે. આ પ્રયોગ એકસાથે નહીં, પણ અનુક્રમે દર મહિને કરવામાં આવે, તો દર એક મહિને સો સો વર્ષનું આયુષ્ય વધતું જાય છે. એકસાથે નહી પણ અનુક્રમે આ પ્રયોગ જો દસ મહિના કરવામાં આવે તો હજાર વર્ષનું આયુષ્ય થાય છે. ૨૦

[1] આ ક્રમ આ સ્થાનના ૩૯માં અધ્યાયમાં જોવો.

भवन्ति चात्र ।

यथा सर्वाणि कुष्ठानि हतः खदिरबीजकौ ।
तथैवार्शांसि सर्वाणि वृक्षकारुष्करौ हतः ॥
असाध्या नातिवर्त्तन्ते प्रमेहा रजनीं यथा ।
क्षाराग्नी नातिवर्त्तन्ते तथा दृश्या गुदोद्भवाः ॥२१॥

### અરશો ઉપર ઇંદ્રજવ, ભિલ્લામાં, ક્ષાર તથા અગ્નિની અસર

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'જેમ ખેર અને બીબલો (બીયો) સઘળા કોઢોને હણે છે, તેમ ઇંદ્રજવ અને ભિલ્લામું સઘળા પ્રકારનાં અરશોને હણે છે. (વાયુ તથા કફથી થયેલા અરશો ભિલ્લામાંથી મટે છે અને રુધિર તથા પિત્તથી થયેલા અરશો ઇંદ્રજવથી મટે છે. અસાધ્ય અરશો

ભિલામાંથી કે ઇંદ્રજવથી મટતા નથી અને અસાધ્ય કાઢો ખેર કે બીબલાથી મટતા નથી.)

જેમ અસાધ્ય પ્રમેહો પણ હળદરના પ્રયોગથી મટ્યા વગર રહેતા નથી, તેમ દેખાના અગ્રો ક્ષાર તથા અગ્નિથી મટ્યા વગર રહેતા નથી. (વાયુથી ઉત્પન્ન થયેલા ચાર પ્રકારના પ્રમેહો સિવાય બીજા પ્રમેહો હળદરથી ટળે છે.) ૨૧

घृतानि दीपनीयानि लेहायस्कृतयः सुराः ।
आसवाश्च प्रयोक्तव्या वीक्ष्य दोषसमुच्छ्रितिम् ॥२२॥

દોષોના પ્રાબલ્ય પ્રમાણે અરશની ચિકિત્સા

વૈદ્યે અરશોમાં દોષોનું પ્રાબલ્ય જોઈને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં ઘીના, કુટજાવલેહ (ઇંદ્રજવનો અવલેહ) આદિ અવલેહોના, મહાકુષ્ઠ આદિ રોગોની ચિકિત્સાના વિષયમાં જે કહેવાશે તે અયસ્કૃતિઓના, સુરાઓના અને અનેક ઔષધોના ક્વાથો વગેરેથી બનાવેલા આસવોના પણ પ્રયોગો કરવા. ૨૨

वेगावरोधस्त्रीपृष्ठयानान्युत्कटुकासनम् ।
यथास्वं दोषलं चान्नमर्शःसु परिवर्जयेत् ॥ २३ ॥

અરશવાળાએ પાળવાની પરેજી

અરશવાળા માણસે મળમૂત્રાદિકના વેગ રોકવા નહીં, સ્ત્રીસંગ કરવો નહીં, ઘોડા વગેરે વાહનોની પીઠ ઉપર બેસવું નહીં, ઉભડક બેસવું નહીં અને જે દોષથી અરશ થયેલ હોય તે દોષને વધારનારું અન્ન જમવું નહીં. ૨૩

## અધ્યાય ૭મો

अथातोऽश्मरीचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'અશ્મરીચિકિત્સિત[1]' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अश्मरी दारुणो व्याधिरन्तकप्रतिमो मतः ।
औषधैस्तरुणः साध्यः प्रवृद्धश्छेदमर्हति ॥ २ ॥

પથરીનાં ઔષધ અને છેદન વિષે

પથરી એ મૃત્યુ સમાન દારુણ વ્યાધિ છે, તે જો તુરતનો થયેલ હોય, તો ઔષધને લાયક છે અને જો વધી ગયો હોય તો છેદનને લાયક છે. ૨

तस्य पूर्वेषु रूपेषु स्नेहादिक्रम इष्यते ।
तेनास्यापचयं यान्ति व्याधेर्मूलान्यशेषतः ॥ ३ ॥

પથરીના પૂર્વરૂપમાં કરવાની ચિકિત્સા

પથરીનાં જ્યારે પૂર્વરૂપો દેખાય, ત્યારે સ્નેહન આદિ ચિકિત્સા કરવી; એથી એ વ્યાધિનાં સઘળાં મૂળ નાશ પામે છે. ૩

पाषाणभेदो वसुको वशिराश्मन्तकौ तथा ।
शतावरी श्वदंष्ट्रा च बृहती कण्टकारिका ॥
कपोतवङ्कार्त्तगलः ककुभोशीरकुब्जकाः ।
वृक्षादनी भल्लुकश्च वरुणः शाकजं फलम् ॥
यवाः कुलत्थाः कोलानि कतकस्य फलानि च ।
ऊषकादिप्रतीवापमेषां क्वाथैर्घृतं कृतम् ॥
भिनत्ति वातसंभूतामश्मरीं क्षिप्रमेव तु ।
क्षारान्यवागूर्यूषांश्च कषायाणि पयांसि च ॥
भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन्वातनाशने ॥ ४ ॥

વાયુથી ઉત્પન્ન થયેલી પથરીનું ભેદન

પાષાણભેદ, બોલસરી, ચવક, આસોંદરો, શતાવરી, ગોખરુ, બેઠી ભોરિંગણી, ઊભી ભોરિંગણી, સૂરજમુખી, કાળો કાંટાઅશેરિયો, કડાયો, વાળો, ગુલાબ, બાંદો, અરડૂસો, વાયવરણું, સાગનું ફળ, જવ, કળથી, બોર અને નિર્મળીફળના ઊષકાદિ ગણ નાખેલા ક્વાથો કરી તે ક્વાથોમાં પકવેલું ઘી વાયુથી ઉત્પન્ન થયેલી પથરીને તુરત જ ભેદી નાખે છે.

વૈદ્યે વાયુથી ઉત્પન્ન થયેલી પથરીને ભેદવા માટે વાયુને નષ્ટ કરનારા એ પાષાણભેદ આદિ

[1] પથરી કે જેના નિદાનાદિ નિદાનસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેવામાં આવ્યા છે, તેની ચિકિત્સાના વિષયનો.

વર્ગથી ક્ષારો, યવાગૂઓ, યૂષો, ક્વાથો, દૂધો તથા ભોજનો બનાવવાં. ૪

कुशः काशः शरो गुन्द्रा उत्कटो मोरटोऽश्मभित् ।
वरी विदारी वाराही शालिमूलं त्रिकण्टकम् ।
भल्लूकः पाटला पाठा पत्तूरोऽथ कुरण्टिका ॥
पुनर्नवा शिरीषश्च क्वथितास्तेषु साधितम् ।
घृतं शिलाजमधुकबीजैरिन्दीवरस्य च ॥
त्रपुसैर्वारुकादीनां बीजैश्चावापितं शुभम् ।
भिनत्ति पित्तसम्भूतामश्मरीं क्षिप्रमेव तु ॥
क्षारान्यवागूर्यूषांश्च कषायाणि पयांसि च ।
भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन् पित्तनाशने ॥ ५ ॥

## પિત્તથી ઉત્પન્ન થયેલી પથરીનું ભેદન

દર્ભ, કાસડો, પાન કે જેમાં પાનબાજરિયું થાય છે તે, ઊંટકંટો, શેલડીનું મૂળ, પાષાણભેદ, શતાવરી, ફગવેલાનો કંદ, વારાહીકંદ, રાતા ચોખાના છોડનું મૂળ, ગોખરુ, અરડૂસો, પાડલ, કાળીપાડ, પતંગ, કુરંટિકા (આગિયો), સાટોડી અને સરસડીઓના ક્વાથો કરી તેમાં પકવેલું અને શિલાજીત, મહુડાનાં બીજ, નીલકમળનાં બીજ, ત્રુસડાંનાં બીજ અને એર્વારુક વગેરે જાતની કાકડીઓનાં બીજનું ચૂર્ણ નાખેલું ઘી પિત્તથી થયેલી પથરીને તુરત જ ભેદી નાખે છે.

વૈદ્યે પિત્તથી થયેલી પથરીને તોડવા પિત્તનો નાશ કરનારા એ દર્ભ આદિ વર્ગથી ક્ષારો, યવાગૂઓ, યૂષો, ક્વાથો, દૂધો તથા ભોજનો કરાવવાં. ૫

गणो वरुणकादिस्तु गुग्गुल्वेलाहरेणवः ।
कुष्ठभद्रादिमरिचचित्रकैः ससुराह्वयैः ॥
एतैः सिद्धमजासर्पिरूषकादिगणेन च ।
भिनत्ति कफसंभूतामश्मरीं क्षिप्रमेव तु ॥
क्षारान्यवागूर्यूषांश्च कषायाणि पयांसि च ।
भोजनानि च कुर्वीत वर्गेऽस्मिन् कफनाशने ॥ ६ ॥

## કફ અને વીર્યની પથરીનું ભેદન

વરુણાદિ ગણ, ગૂગળ, એલચી, હરેણુ નામનું સુગંધીદાર દ્રવ્ય (આ દ્રવ્ય ઓળખી શકાતું નથી), કઠ, ભદ્રદારુ આદિ વાતસંશમન વર્ગ, કે જે સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહ્યો છે તે, મરી, ચિત્રક અને દેવદારના તથા ઊષકાદિ ગણના ક્વાથોથી પકાવેલું બકરીનું ઘી કફથી થયેલી પથરીને તુરત જ ભેદી નાખે છે.

વૈદ્યે કફથી થયેલી પથરીને તોડવા કફનો નાશ કરનારાં એ વરુણાદિ ગણ વગેરેથી ક્ષારો, યવાગૂઓ, યૂષો, ક્વાથો, દૂધો તથા ભોજનો કરાવવાં.

(વીર્ય અને કફ તુલ્ય છે, માટે વીર્યથી થયેલી પથરીની ચિકિત્સા પણ આથી કહેવાયેલી સમજવી.) ૬

पिचुकाङ्कोलकतकशाकेन्दीवरजैः फलैः ।
चूर्णितैः सगुडं तोयं शर्कराशमनं पिबेत् ॥
क्रौञ्चोष्ट्रासभास्थीनि श्वदंष्ट्रा तालमूलिका ।
अजमोदा कदम्बस्य मूलं नागरमेव च ॥
पीतानि शर्करां भिन्द्युः सुरयोष्णोदकेन वा ।
त्रिकण्टकस्य बीजानां चूर्णं माक्षिकसंयुतम् ॥
अविक्षीरेण सप्ताहमश्मरीभेदनं पिबेत् ॥ ७ ॥

## કાંકરી (રેતીને) તથા પથરીને પાડનારાં તથા શાંત કરનારાં પાનો

કપાસનું ફળ, અંકોલનું ફળ, નિર્મલીનું ફળ, સાગનું ફળ અને નીલકમળનાં ફળના ચૂર્ણનું પાણી ગરમ કરી ગોળ નાખીને પાવામાં આવે, તો તેથી કાંકરી શાંત થઈ જાય છે.

કુંઝનામના પક્ષીનું હાડકું, ઊંટનું હાડકું, ગધેડાનું હાડકું, ગોખરુ, કાળી મૂસળી, બોડી-અજમોદ, કદંબનું મૂળ અને સૂંઠનું ચૂર્ણ મદિરાની સાથે તથા ઊના પાણી સાથે પાવામાં આવે, તો તેથી કાંકરી ભેદાઈ જાય છે.

ગોખરુનાં બીજના ચૂર્ણને મધથી મિશ્ર

કરી ગાડરના દૂધની સાથે સાત દિવસ સુધી પાવામાં આવે તો તેથી પથરી ભેદાઈ જાય છે. ૭

द्रव्याणां तु घृतोक्तानां क्षारोऽव्यीमूत्रगालितः
ग्राम्यसत्त्वशकृत्क्षारैः संयुक्तः साधितः शनैः ।
तत्रोषकादिरावापः कार्यस्त्रिकटुकान्वितः ॥
एष क्षारोऽश्मरीं गुल्मं शर्करां च भिनत्त्यपि ।
तिलापामार्गकदलीपलाशयवकल्कजः ॥
क्षारः पेयोऽविमूत्रेण शर्करानाशनः परः ।
पाटलाकरवीराणां क्षारमेवं समाचरेत् ॥ ८ ॥

### પથરી તથા કાંકરીને નષ્ટ કરનારા ક્ષારો

જે દોષથી પથરી કે કાંકરી થઈ હોય તે દોષને મટાડનારાં દ્રવ્યો કે જે ચોથા, પાંચમા અને છઠ્ઠા વિષયમાં કહેવામાં આવ્યાં છે–તેઓના ક્ષારને તથા ગાય-ભેંસ વગેરે ગ્રામ્ય પશુઓના છાણના ક્ષારને મિશ્ર કરી, ગાડરના મૂત્રથી ગાળી, ધીરેધીરે પકાવી, તેમાં પાકી જવાના સમયે ઊષકાદિ ગણ તથા સૂંઠ મરી અને પીપરનું ચૂર્ણ નાખી ક્ષાર સિદ્ધ કરીને પાવામાં આવે, તો તે ક્ષાર પથરીને, ગુલ્મને અને કાંકરીને પણ ભેદી નાખે છે.

તલ, અઘેડો, કેળ, ખાખરો અને જવનાં વૃક્ષોની છાલોનો ક્ષાર ગાડરના મૂત્રમાં ઘોળીને પાવામાં આવે, તો તે ક્ષાર કાંકરીનો અત્યંત નાશ કરે છે.

પાડલ અને કણેરની છાલનો ક્ષાર ગાડરના મૂત્રમાં ઘોળીને પાવામાં આવે, તો તેથી પણ પથરીનો તથા કાંકરીનો નાશ થાય છે. ૮

श्वदंष्ट्रायष्टिकाब्राह्मीकल्कं वाक्षसमं पिबेत् ।
सैडकाश्वौ पेयौ वा शोभाञ्जनकमार्कवौ ॥
कपोतवङ्कामूलं वा पिबेदम्लसुरादिभिः ।
तत्सिद्धं वा पिबेत्क्षीरं वेदनाभिरुपद्रुतः ॥
दर्भातकमादिसिद्धं वा वर्षाभूसिद्धमेव वा ॥ ९ ॥

### પથરી, રેતી તથા કાંકરી મટાડનાર કલ્કો તથા દૂધો

ગોખરુ, જેઠીમધ અને બ્રાહ્મીનો એક તોલાભાર કલ્ક ગાડરના મૂત્રમાં ઘોળી પાવામાં આવે, તો તેથી પથરી તથા કાંકરી મટે છે.

એડકા (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી), સરગવો અને ભાંગરાનો કલ્ક ગાડરના મૂત્રમાં ઘોળી પાવામાં આવે, તો તેથી પથરી તથા કાંકરી મટે છે.

સૂરજમુખીના મૂળનો કલ્ક કાંજી વગેરે ખાટા પદાર્થો સાથે તથા મદિરા વગેરે પદાર્થો સાથે પાવામાં આવે, તો તેથી પથરી તથા કાંકરી મટે છે.

પથરી કે કાંકરીની વેદનાથી પીડાયેલ માણસ જો સૂરજમુખીના મૂળના કલ્ક તથા ક્વાથથી અથવા ત્રિફળાના કલ્ક તથા ક્વાથથી અથવા સાટોડીના કલ્ક તથા ક્વાથથી પકાવેલું ગાયનું દૂધ પીએ, તો પથરી તથા કાંકરી મટે છે. (જો પિત્તજન્ય હોય તો ત્રિફળાના કલ્ક તથા ક્વાથથી અને વાયુજન્ય કે કફજન્ય હોય તો સાટોડી અથવા સૂરજમુખીના મૂળના કલ્ક તથા ક્વાથથી પકાવેલું દૂધ પાવું.) ૯

सर्वथैवोपयोज्यः स्याद्गणो वीरतरादिकः ॥ १० ॥

### પથરી તથા કાંકરી ઉપર વીરતર્વાદિ ગણનો ઉપયોગ

પથરી કે કાંકરી થઈ હોય તો સર્વ પ્રકારે વીરતર્વાદિ ગણનો ઉપયોગ કરાવવો. (એ ગણથી સિદ્ધ થયેલાં ઘી, દૂધ, ક્વાથ, રાબ તથા ભોજનનો ઉપયોગ કરાવવો અને અવગાહ તથા સ્નાનાદિમાં પણ એ ગણની જ યોજના કરવી.) ૧૦

घृतैः क्षारैः कषायैश्च क्षीरैः सोत्तरवस्तिभिः ।
यदि नोपशमं गच्छेच्छेदस्तत्रोत्तरो विधिः ॥ ११ ॥

### પથરી ઔષધોથી ન મટે તો શસ્ત્રક્રિયા કરવી

જો પથરી ઘૃતો, ક્ષારો, ક્વાથો, દૂધોથી

તથા અશ્મરીને નષ્ટ કરનારાં દ્રવ્યોની ઉત્તર બસ્તિઓથી (લિંગમાં કે યોનિમાં પિચકારીઓ મારવાથી) ન મટે તો છેવટે છેદનનો વિધિ કરવો. ૧૧

कुशलस्यापि वैद्यस्य यतः सिद्धिरिहाध्रुवा ।
उपक्रमो जघन्योऽयमतः स परिकीर्त्तितः ॥ १२ ॥

### છેદનરૂપ ચિકિત્સા હલકી છે

વૈદ્ય પ્રવીણ હોય તોપણ તેને પથરીની છેદનરૂપ ચિકિત્સામાં સિદ્ધિ મળવી અચોકસ છે, માટે પથરી ઉપર છેદનરૂપી ચિકિત્સા હલકી કહેવાય છે. ૧૨

अक्रियायां ध्रुवो मृत्युः क्रियायां संशयो भवेत् ।
तस्मादापृच्छय कर्त्तव्यमीश्वरं साधुकारिणा ॥ १३ ॥

### છેદન કરવા માટે રાજાની મંજૂરીની જરૂર

જો છેદન ન કરાય તો રોગીનું મરણ અવશ્ય થાય છે અને કરાય તો મરણનો સંશય રહે છે, માટે પ્રવીણતાથી કામ કરનારા વૈદ્યે રાજાની મંજૂરી લઈ પથરી ઉપર છેદનરૂપ ચિકિત્સા કરવી. ૧૩

अथ रोगान्वितमुपस्निग्धमपकृष्टदोषमीषत्कर्शितमभ्यक्तस्विन्नशरीरमभुक्तवन्तं कृतबलिमङ्गलस्वस्तिवाचनमग्रोपहरणीयोक्तेन विधानेनोपकल्पितसम्भारमाश्वास्य ततो बलवन्तमविक्लवमाजानु समे फलके प्रागुपवेश्य पुरुषं च तस्योत्सङ्गे निषण्णपूर्वकायमुत्तानमुन्नतकटीकं वस्त्रधारकोपविष्टं संकुचितजानुकूर्परमितरेण सहावबद्धं सूत्रेण शाटकैर्वा ततः स्वभ्यक्तनाभिप्रदेशस्य वामपार्श्वं विमृद्य मुष्टिनावपीडयेदधोनाभेर्यावदश्मर्यधः प्रपन्नेति । ततः स्नेहाभ्यक्ते क्लृप्तनखे वामहस्तप्रदेशिनीमध्यमे पायौ प्रणिधायानुसेवनीमासाद्य प्रयत्नबलाभ्यां पायुमेढ्रान्तरमानीय निर्वलीकमनायतमविषमं च बस्तिं सन्निवेश्य भृशमुत्पीडयेदङ्गुलिभ्यां यथा ग्रन्थिरिवोन्नतं शल्यं भवति ।

स चेद्गृहीते शल्ये तु विवृताक्षो विचेतनः ।
हतवल्लम्बशीर्षश्च निर्विकारो मृतोपमः ॥
न तस्य निर्हरेच्छल्यं निर्हरेत्तु म्रियेत सः ।
विना त्वेतेन रूपेण निर्हर्तुं समुपाचरेत् ॥

सव्ये पार्श्वे सेवनीं यवमात्रेण मुक्त्वावचारयेच्छस्त्रमश्मरीप्रमाणं दक्षिणतो वा क्रियासौकर्यहेतोरित्येके । यथा च न भिद्यते चूर्ण्यते वा तथा प्रयतेत, चूर्णमल्पमप्यवस्थितं हि पुनः परिवृद्धिमेति तस्मात्समस्तामग्रवक्रेणाददीत । स्त्रीणां तु वस्तिपार्श्वगतो गर्भाशयः सन्निकृष्टस्तस्मान्नासामुत्सङ्गवच्छस्त्रं पातयेदतोन्यथा खल्वासां मूत्रस्रावी व्रणो भवेत् । पुरुषस्य वा मूत्रप्रसेकक्षणनान्मूत्रक्षरणम् । अश्मरीव्रणादृते भिन्नवस्तिरेकधा न भवति, द्विधा भिन्नवस्तिराश्मरिको न सिध्यति । अश्मरीव्रणनिमित्तमेकधा भिन्नवस्तिर्जीवति क्रियाभ्यासाच्छास्त्रविहितच्छेदान्निःस्यन्दपरिवृद्धत्वाच्च शल्यस्येति । उद्धृतशल्यं तूष्णोदकद्रोण्यामवतार्य स्वेदयेत्तथा हि बस्तिरसृजा न पूर्यते, पूर्णे वा क्षीरवृक्षकषायं पुष्पनेत्रेण विदध्यात् ।

भवति चात्र ।
क्षीरवृक्षकषायं तु पुष्पनेत्रेण योजितम् ।
निर्हरेदश्मरीं तूर्णं रक्तं बस्तिगतं च यत् ॥

मूत्रमार्गविशोधनार्थं चास्मै गुडसौहित्यं वितरेत् । उद्धृत्य चैनं मधुघृताभ्यक्तव्रणं मूत्रविशोधनद्रव्यसिद्धामुष्णां सघृतां यवागूं पाययेदुभयकालं त्रिरात्रं त्रिरात्रादूर्ध्वं गुडप्रगाढेन पयसा मृद्वोदनमल्पं भोजयेद्दशरात्रं मूत्रासृग्विशुद्ध्यर्थं व्रणक्लेदनार्थं च दशरात्रादूर्ध्वं फलाम्लैर्जाङ्गलरसैरुपाचरेत् । ततो दशरात्रं चैनमप्रमत्तः स्वेदयेत्स्नेहेन द्रवस्वेदेन वा । क्षीरवृक्षकषायेण चास्य व्रणं प्रक्षालयेत् । रोध्रमधुकमञ्जिष्ठाप्रपौण्डरीककल्कैर्व्रणं प्रतिग्राहयेत् । एतेष्वेव हरिद्रायुतेषु तैलं घृतं वा विपक्वं व्रणाभ्यञ्जनमिति । स्त्यानशोणितं चोत्तरबस्तिभिरुपाचरेत् । सप्तरात्राच्च स्वमार्गमप्रतिपद्यमाने मूत्रे व्रणं यथोक्तेन विधिना दहेदग्निना । स्वमार्गप्रतिपन्ने चोत्तरबस्त्यास्थापनानुवासनैरुपाचरेन्मधुरकषायैरिति ॥

## પથરીનું છેદન કરવા પહેલાંની તથા કર્યા પછીની ક્રિયા

પથરીના દરદીને સ્નેહનક્રિયાથી સ્નિગ્ધ કરી, વમન તથા વિરેચનથી દોષો ઓછા કરી, કાંઈક દૂબળો કરી, અભ્યંગનો તથા સ્વેદનનો સંસ્કાર આપી, પ્રભાતથી ભૂખ્યો રાખી, બલિદાન, મંગળ તથા સ્વસ્તિવાચન કરાવી, સૂત્રસ્થાનના અગ્રોપહરણીય નામના ૫મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે સઘળી સામગ્રી તૈયાર કરી, ધૈર્ય આપનારાં વચનોથી આશ્વાસિત કરીને પછી બીજા એક બળવાન અને ગભરાય નહિ એવા માણસને ગોઠણ સુધી ઊંચી સપાટ પાટિયાની ચોકી ઉપર પ્રથમ બેસાડી, તેના ખોળામાં દરદીનું નાભિથી ઉપરનું અંગ રહે એવી ગોઠવણથી દરદીને વસ્ત્રની હી ઢોણી ઉપર કે ગાલમસૂરિયા ઉપર ચત્તો બેસાડી, દરદીની કમરને કાંઈક ઊંચી રખાવી, દરદીના ગોઠણોને તથા કોણીઓને સંકુચિત કરાવી, તે દરદીને દોરીઓથી અથવા વસ્ત્રોથી પેલા બળવાન માણસની સાથે બાંધવો. પછી દરદીના નાભિ-પ્રદેશને સ્નેહથી સારી પેઠે ચોળી ડાબા પડખાને પણ ચોળીને મૂઠી વડે નાભિથી નીચેના પ્રદેશમાં દબાણ કરવું, તે ત્યાંસુધી કે જ્યાંસુધી પથરી નીચા પ્રદેશમાં ઊતરી જાય. પછી વૈદ્યે પોતાના ડાબા હાથની પ્રદેશિની તથા મધ્યમા (અંગૂઠા પાસેની તથા વચલી) એ બે આંગળીઓના નખ ઉતરાવી, સ્નેહથી ખરડી, તે આંગળીઓને દરદીની ગુદામાં દાખલ કરી, સીવણીને લગતા પ્રદેશમાં તે આંગળીઓ વડે પથરીને પહોંચી, પ્રયત્નથી તથા બળથી તે પથરીને ગુદાના તથા ઉપસ્થના મધ્યમાં લાવી, મૂત્રાશયને કરચલી ન પડે તથા નીચાઈ, ઊંચાઈ કે લંબાઈ ન રહે એવી રીતે સ્થાપીને આંગળીઓથી એવું અત્યંત દબાણ કરવું, કે જેથી પથરી ગાંઠની પેઠે ઊંચી થઈ રહે.

આ પ્રમાણે કરી પથરીને પકડતાં જો દરદી ફાટેલી આંખોવાળો, ચેતનાવગરનો, મુવેલાની પેઠે લટકતા માથાવાળો, ચેષ્ટાવગરનો અને મુવેલા જેવો જ થઈ જાય, તો તેની પથરીને કાઢવી નહિ; જો કાઢવામાં આવે તો દરદી મરી જાય છે. જો ઉપર કહેલાં રૂપો ન દેખાય તો પથરી કાઢવા માટે નીચે પ્રમાણે પ્રયત્ન કરવો.

ડાબી બાજુમાં સીવણીને એક જવ જેટલી દૂર છોડી દઈ પથરીના પ્રમાણને લગતા પ્રમાણવાળું શસ્ત્ર નાખવું. કેટલાક આચાર્યો કહે છે, કે 'સીવણીને એક જવ જેટલી દૂર છોડી દઈ જમણી બાજુમાં શસ્ત્ર નાખવું, કે જેથી સહેલાઈથી ક્રિયા થાય.'

પથરી શસ્ત્રથી કે યંત્રથી ભેદાઈ ન જાય કે ચૂર્ણ થઈ ન જાય તેની કાળજી રાખવી; કેમ કે પથરીનું ચૂર્ણ થોડુંક પણ બાકી રહી જાય તો પાછું વધે છે. કાપેલા પ્રદેશમાંથી પથરીને અતીક્ષ્ણ અને સર્પના જેવા મોઢાવાળા યંત્રથી આખી ને આખી ખેંચી લેવી.

સ્ત્રીઓને તો મૂત્રાશયની બાજુમાં નજદીક જ ગર્ભાશય છે, માટે તેઓની પથરી કાઢવામાં ઊંચું કે છતું શસ્ત્ર નાખવામાં આવે, તો મૂત્રાશયની ચામડીની સાથે ગર્ભાશયની ચામડી પણ ભેદાઈ જવાથી સ્ત્રીઓને યોનિની અંદર મૂત્રનો સ્રાવ કરનારો વ્રણ થાય[1] છે.

પુરુષને તથા સ્ત્રીને પણ જો મૂત્રાશયના મોઢા આગળ રહેલા જે સ્થળમાં મૂત્રનો સ્રાવ થાય છે, તે સ્થળનું છેદન થઈ જાય, તો તેમાંથી નિરંતર મૂત્રસ્રાવ થયા કરે છે.

પથરીને કાઢવાથી જે વ્રણ થાય છે, તે કારણ સિવાય બીજા કોઈ પ્રકારથી એક પ્રદેશમાં પણ

૧ વૈતરણાચાર્ય કહે છે, કે સ્ત્રીઓની પથરી કાઢવી હોય તો પ્રવીણ વૈદ્યે મૂત્રાશયને ફાંચો કરી પથરીને નમાવીને ફલાના અગ્રમાં છેદન કરવું એ હિતકારી છે. બીજે ઠેકાણે છેદન કરવામાં આવે તો નુકસાન થાય છે.

મૂત્રાશય ભેદાય, તો માણસ જીવતો નથી અને પથરીને કાઢતાં પણ જો મૂત્રાશય બે ઠેકાણે ભેદાય, તો તે પણ અસાધ્ય જ થઈ પડે છે. પથરીને કાઢવા માટે મૂત્રાશયમાં એક વ્રણ થતાં પણ માણસ જીવતો રહે છે; તેનું કારણ એ છે, કે તેના ઉપર ઊના જળનો સ્વેદ તથા વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથનું સિંચન વગેરે ક્રિયાઓ વારંવાર થાય છે, પથરીના જેવડા જ મુખવાળા શસ્ત્રથી સીવણીની ડાબી બાજુમાં છેદ થાય છે અને વૃદ્ધિ પામેલા મૂત્રના સ્રાવથી વધેલી પથરી નીકળી જતાં પણ તે સ્થાનમાં જામેલો મૂત્રનો જથો તદ્દન ખલાસ થઈ જતો નથી. (શા૦અ૦ દવિ૦ ૨૬મો જુઓ.)

પથરીને કાઢી લીધા પછી તે રોગીને ઊના પાણીની કોઠીમાં ઊતારીને સ્વેદન આપવું. આમ કરવાથી મૂત્રાશય લોહીથી ભરાઈ જતો નથી. સ્વેદન આપ્યા છતાં મૂત્રાશય લોહીથી ભરાઈ જાય તો વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથની ઉત્તરબસ્તિ દેવી. (લિંગમાં કે યોનિમાં જે પિચકારી દેવાય છે તે ઉત્તરબસ્તિ કહેવાય છે.)

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'ઉત્તરબસ્તિથી દાખલ કરવામાં આવેલો વડ વગેરે ક્ષીરિવૃક્ષોનો[1] ક્વાથ પથરીને તુરત કાઢી નાખે છે અને મૂત્રાશયમાં રહેલા રુધિરને પણ તુરત કાઢી નાખે છે.'

જેની પથરી કાઢવામાં આવી હોય, તે માણસને મૂત્રનો માર્ગ સાફ કરવા માટે ગોળથી તૃપ્તિ આપવી. (ગોળવાળો ભાત ખવડાવવો.)

રોગીને પાણીની કોઠીમાંથી કાઢી લઈ વ્રણને મધ તથા ઘી લગાવવું અને ઘીવાળી ને મૂત્રનું શોધન કરનારાં ઔષધોમાં[2] પકાવેલી ઊની રાબ પાવી. આ રાબ ત્રણ દિવસ સુધી બબ્બે વખત પાવી અને તે પછી દસ દિવસ સુધી સારી પેઠે ગોળથી મિશ્ર કરેલા દૂધની સાથે બબ્બે વખત થોડોથોડો કોમળ ભાત જમાડવો, કે જેથી મૂત્રની તથા રુધિરની શુદ્ધિ થઈ જાય અને વ્રણનું ક્લેદન થાય. દસ દિવસ પછી દાડમ વગેરે ફળોના રસથી ખાટા કરેલા જાંગલ પ્રાણીઓના માંસના રસોથી ઉપચાર કરવો. પછી દસ દિવસ સુધી વૈદ્યે સાવચેતી રાખીને એ રોગીને સ્નેહસ્વેદથી અથવા દ્રવસ્વેદથી સ્વેદન દેવું અને વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથથી એના વ્રણને ધોવો; લોધર, જેઠીમધ, મજીઠ અને પાંડેરવાના કલ્કોનો વ્રણ ઉપર લેપ લગાડવો; લોધર, જેઠીમધ, મજીઠ, પાંડેરવો અને હળદરના ક્વાથથી તથા કલ્કથી પકાવેલું તેલ અથવા ઘી વ્રણ ઉપર ચોપડવું. જો રુધિર જામી ગયું હોય, તો ઉત્તરબસ્તિઓથી ચિકિત્સા કરવી. પથરીને કાઢ્યા પછી સાત રાત વીત્યા છતાં મૂત્ર પોતાના રસ્તા પર ન આવતું હોય, તો વ્રણને સૂત્રસ્થાનના ૧૨મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે અગ્નિથી ડાંભવો. મૂત્ર પોતાના રસ્તા પર આવે ત્યાર પછી કાકોલી આદિ મધુર દ્રવ્યોની તથા વડ વગેરે ક્ષીરિવૃક્ષોની ઉત્તરબસ્તિઓ અને નિરૂહબસ્તિઓ દેવી તથા સ્નેહબસ્તિઓ પણ દેવી.

यदृच्छया वा मूत्रमार्गप्रतिपन्नामन्तरासक्तां शुक्राश्मरीं शर्करां वा स्रोतसापहरेत् । एवं चाशक्ये विदार्य वा नाडीं शस्त्रेण बडिशेनोद्धरेत् ॥ १५ ॥

## પથરી આપોઆપ મૂત્રના માર્ગમાં આવ્યા પછીની ચિકિત્સા

વીર્યની પથરી અથવા કાંકરી જો આપોઆપ મૂત્રના માર્ગમાં જ આવી ગઈ હોય અને અંદર લાગી રહી હોય, તો તેને મૂત્રના રસ્તામાંથી જ કાઢી લેવી અને જો મૂત્રના રસ્તામાંથી

---

૧ વડ, ઊંબરો, પીપળો, મોટી પીપર અને પારસપીપળો એ પાંચ ક્ષીરિવૃક્ષો કહેવાય છે.

૨ તૃણપંચમૂલી, ગોખરુ, અને પાષાણભેદ ઇત્યાદિક દ્રવ્યો મૂત્રનું શોધન કરનારાં છે.

કાઢી શકાય એમ ન હોય તો લિંગમાં શસ્ત્ર વડે છેદન કરીને બડિશ નામના યંત્ર વડે કાઢી લેવી ૧૫

रूढव्रणश्चाङ्गनाश्वनगनागरथद्रुमान्नारोहेत वर्षं नाप्सु प्लवेत भुञ्जीत वा गुरु ॥ १६ ॥

### વ્રણ રુઝાયા પછી પણ એક વર્ષ સુધી પાળવાની પરેજી

વ્રણ રુઝાયા પછી પણ એક વર્ષ સુધી સ્ત્રીસંગ કરવો નહિ, ઘોડા, પર્વત, હાથી, રથ કે ઝાડ ઉપર ચડવુ નહિ; પાણીમાં તરવુ નહિ અને ભારે અન્ન જમવુ નહિ ૧૬

मूत्रवहशुक्रवहमुष्कस्रोतोमूत्रप्रसेकसेवनीयोनिगुदवस्तीन् परिहरेत् । तत्र मूत्रवहच्छेदान्मरणं मूत्रपूर्णवस्ते । शुक्रवहच्छेदान्मरणं क्लैब्यं वा । मुष्कस्रोतउपघाताद्ध्वजभङ्गः । मूत्रप्रसेकक्षणनान्मूत्रप्रक्षरणम् । सेवनीयोनिच्छेदाद्रुजः प्रादुर्भावः । वस्तिगुदविद्धलक्षणं प्रागुक्तमिति ॥

भवतश्चात्र ।

मर्माण्यष्टावसम्बुध्य स्रोतोजानि शरीरिणाम् ।
व्यापादयेद्बहून्मर्त्यान्शस्त्रकर्मापटुर्भिषक् ॥
सेवनी शुक्रहरणी स्रोतसी फलयोर्गुदम् ।
मूत्रसेकं मूत्रवहं योनिवस्तिस्तथाष्टमः ॥ १७ ॥

### છેદન વખતે આઠ મર્મોના રક્ષણની જરૂર

પથરીનુ છેદન કરવાના સમયે વૈદ્યે મૂત્રનુ વહન કરનારાં સ્રોત, વીર્યનુ વહન કરનારાં સ્રોત, વૃષણનાં સ્રોત, મૂત્રના પ્રસેકનું સ્થળ, સીવણી, યોનિ, ગુદા અને મૂત્રાશયને છોડી દેવાં (તેઓમાં શસ્ત્રનો ઘાવ ન થાય એમ કરવુ )

જો મૂત્રનુ વહન કરનારાં સ્રોતનુ છેદન થઈ જાય તો મૂત્રાશય મૂત્રથી ભરાઈ રહેતા મરણ થાય છે વીર્યનુ વહન કરનારાં સ્રોતનુ છેદન થઈ જાય તો મરણ થાય છે અથવા નપુંસકતા પ્રાપ્ત થાય છે. વૃષણનાં સ્રોતનુ છેદન થઈ જાય તો લિંગનુ ઊઠવુ બંધ પડી જાય છે મૂત્રના પ્રસેકના સ્થળનું છેદન થઈ જાય તો મૂત્રનો સ્રાવ થયા જ કરે છે અને સીવણી કે યોનિનુ છેદન થઈ જાય તો વેદના પ્રકટે છે. મૂત્રાશયનું કે ગુદાનું છેદન થઈ જાય તો શારીરસ્થાનના ૯મા અધ્યાયના આઠમા વિષયમાં કહેલાં લક્ષણો થાય છે ( મૂત્રાશયમાં કાંઈ વેધ થાય તો મૂત્રાશયમાં આનાહ થાય, મૂત્ર અટકી જાય અને ઉપસ્થ અક્કડ થઈ જાય છે ગુદામાં કાંઈ વેધ થાય તો આનાહ થાય, દુર્ગંધ થાય અને આંતરડામાં ગાંઠ થઈ જાય છે )

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વતરિસ્વમુખે કહ્યુ છે 'શસ્ત્રક્રિયામાં પ્રવીણતા નહિ પામેલા વૈદ્યને માણસોના સ્રોતોમાં રહેલાં આઠ મર્મોનું જ્ઞાન ન હોય તો ઘણાં માણસોને તે મારી નાખે છે. સીવણી, વીર્યનું વહન કરનારાં સ્રોત, વૃષણનાં સ્રોત, ગુદા, મૂત્રના પ્રસેકનુ સ્થળ, મૂત્રનુ વહન કરનારાં સ્રોત, યોનિ અને મૂત્રાશય એ આઠ મર્મો છે' ૧૭

## અધ્યાય ૮ મો

अथातो भगन्दराणां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'ભગંદર-ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

पञ्च भगन्दराः व्याख्यातास्तेष्वसाध्यः शम्बूकावर्तः शल्यनिमित्तश्च, ये शेषाः कृच्छ्रसाध्याः ॥ २ ॥

### ભગંદરોમાં સાધ્યાસાધ્યનો વિભાગ

ભગંદરો પાંચ પ્રકારના કહ્યા છે, તેઓમાં શંબૂકાવર્ત્ત નામનો અને શલ્યથી થયેલો

---

૧ ભગંદરો કે જેઓના નિદાનાદિક નિદાનસ્થાનના ચોથા અધ્યાયમાં કહેલા છે તેઓની ચિકિત્સા વિશેનો

(ઉન્માર્ગી નામનો) ભગંદર અસાધ્ય છે. બાકીના ત્રણ (શતપોનક, ઉષ્ટ્રગ્રીવ અને પરિસ્રાવી) ભગંદરો કષ્ટસાધ્ય છે. ૨

तत्र भगन्दरपिडकोपद्रुतमातुरमपतर्पणादिविरेचनान्तेनैकादशविधेनोपक्रमेणोपक्रमेतापक्वपिडकम् ॥३

## ભગંદરની કાચી ફોડલીની ચિકિત્સા

ભગંદરની ફોડલીથી પીડાયેલા માણસની તે ફોડલી પાકી ન હોય, ત્યાંસુધી આ ચિકિત્સિત-સ્થાનના દ્વિવ્રણીય નામના પહેલા અધ્યાયના ૨૯મા વિષયમાં કહેલી અપતર્પણથી માંડી વિરેચન સુધીની બાર પ્રકારની ચિકિત્સા કરવી. ૩

पक्वेषु चोपस्निग्धमवगाहस्विन्नं शय्यायां सन्निवेश्यार्शसमिव यन्त्रयित्वा भगन्दरं समीक्ष्य पराचीनमवाचीनं वा बहिर्मुखमन्तर्मुखं वा ततः प्रणिधायैषणीमुन्नम्य साशयमुद्धरेच्छस्त्रेण । अन्तर्मुखे चैवं सम्यग्यन्त्रं प्रणिधाय प्रवाहमाणस्य भगन्दरमुखमासाद्यैषणीं दत्त्वा शस्त्रं पातयेत् । आसाद्य वाग्निक्षारं चेत्येतत्सामान्यं सर्वेषु ॥ ४ ॥

## ભગંદરની પાકેલી ફોડલીની સામાન્ય ચિકિત્સા

ભગંદરની ફોડલી પાકે કે ભેદાય, ત્યારે રોગીને સ્નેહન સંસ્કાર આપી તથા ઊના કવાથાદિકથી ભરેલી કોઠીમાં બેસાડવારૂપ સ્વેદન સંસ્કાર આપી, શય્યામાં દાખલ કરી, આ ચિકિત્સિતસ્થાનના છઠ્ઠા અધ્યાયના ત્રીજા વિષયમાં જે પ્રમાણે અરશવાળાને કહ્યું છે, તે પ્રમાણે નિશ્ચળ કરી, 'ભગંદર ઊંચા મુખવાળો, નીચા મુખવાળો, બહાર મુખવાળો કે અંદર મુખવાળો, છે?' એ નજરે જોઈ, પછી એષણી નામની યંત્રાધ્યાયમાં (સૂત્રસ્થાનના ૭મા અધ્યાયમાં) કહેલી શલાકાને ભગંદરની અંદર નાખી તેથી ભગંદરને ઊંચો કરીને શસ્ત્ર વડે તેના મૂળ સહિત કાપી નાખવો. જો ભગંદર અંદર મુખવાળો હોય તો અરશના વિષયમાં કહ્યા પ્રમાણે જ રોગીની પાસે દસ્તને અધોદ્વારથી બહાર કાઢવાના સમયના જેવું જોર કરાવતાં કરાવતાં સારી રીતે યંત્રને અંદર દાખલ કરી ભગંદરના મોઢાનો પત્તો મેળવી લઈ, તેમાં એષણી નાખી, ભગંદરને ઊંચો કરી શસ્ત્ર વડે છેદન કરવું; અથવા ભગંદરોના મોઢાને નજરે જોઈ કબજામાં લઈને તેના ઉપર અગ્નિનો કે ક્ષારનો પ્રયોગ કરવો. આ ચિકિત્સા સઘળા પ્રકારના ભગંદરમાં સામાન્ય રીતે લાગુ પાડવાની છે. (ભગંદરોને સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં છેદ્ય કહ્યા છે અને ભેદ્ય પણ કહેલા છે.) ૪

विशेषतस्तु ।

नाभ्यन्तरे व्रणान्कुर्याद्भिषक् तु शतपोनके ।
ततस्तेषूपरूढेषु शेषा नाडीरुपाचरेत् ॥
गतयोऽन्योऽन्यसम्बद्धा बाह्याश्छेद्यास्त्वनेकधा ।
नाडीरन्याभिसम्बद्धा यश्छिनत्त्येकधा भिषक् ॥
स कुर्याद्विवृतं जन्तोर्व्रणं गुदविदारणम् ।
तस्य तद्विवृतं मार्गं विण्मूत्रमनुगच्छति ॥
आटोपं गुदशूलं च करोति पवनो भृशम् ।
तत्राधिगततन्त्रोऽपि भिषङ्मुह्येदसंशयम् ॥
तस्मान्न विवृतः कार्यो व्रणस्तु शतपोनके ।
व्याधौ तत्र बहुच्छिद्रे भिषजा वै विजानता ॥
अर्द्धलाङ्गलकश्छेदः कार्यो लाङ्गलकोऽपि वा ।
सर्वतोभद्रको वापि कार्यो गोतीर्थकोऽपि वा ॥
द्वाभ्यां समाभ्यां पार्श्वाभ्यां छेदो लाङ्गलको मतः ।
ह्रस्वमेकतरं यच्च सोऽर्द्धलाङ्गलकः स्मृतः ॥
सेवनीं वर्जयित्वा च चतुर्द्धा दारिते गुदे ।
सर्वतोभद्रकं छेदमाहुश्छेदविदो जनाः ॥
पार्श्वागतेन शस्त्रेण छेदो गोतीर्थको भवेत् ।
सर्वतः स्रावमार्गास्तु दहेद्वैद्यस्तथाग्निना ॥
सुकुमारस्य भीरोर्हि दुष्करः शतपोनकः ।
रुजास्रावापहं तत्र स्वेदमाशु प्रयोजयेत् ॥
स्वेदद्रव्ययथोद्दिष्टैः कृशरापायसादिभिः ।
ग्राम्यानूपौदकैर्मांसैर्लावाद्यैर्वापि विष्किरैः ॥

वृक्षादनीमथैरण्डं बिल्वादिं च गणं तथा ।
कषायं सुकृतं कृत्वा स्नेहकुम्भे निषेचयेत् ।
नाडीस्वेदेन तेनास्य तं व्रणं स्वेदयेद्भिषक् ॥
तिलैरण्डातसीमाषयवगोधूमसर्षपान् ।
लवणान्यम्लवर्गं च स्थाल्यामेवोपसाधयेत् ॥
आतुरं स्वेदयेत्तेन तथा सिध्यति कुर्वतः ।
स्विन्नं च पाययेदेनं कुष्ठं च लवणानि च ॥
वचाहिङ्ग्वजमोदं च सममागानि सर्पिषा ।
मार्द्वीकेनाथ वाम्लेन सुरासौवीरकेण वा ॥
ततो मधुकतैलेन तस्य सिञ्चेद्भिषग्व्रणम् ।
परिषिञ्चेद्गुदं चास्य तैलैर्वातरुजापहैः ॥
विधिनानेन विण्मूत्रं स्वमार्गमधिगच्छति ।
अन्ये चोपद्रवास्तीव्राः सिध्यन्त्यत्र न संशयः ।
शतपोनक आख्यात उष्ट्रग्रीवे क्रियां शृणु ॥५॥

## શતપોનકની ખાસ ચિકિત્સા

જો શતપોનક નામનો ભગંદર હોય, તો વૈદ્યે વચમાંવચમાં એકએક નાડીને (પરુનું વહન કરનારી નળીને) છોડી દઈ બીજી તેવી નળીઓમાં શસ્ત્ર વડે વ્રણો કરવા. (જો એકી વખતે સઘળી નળીઓમાં વ્રણો કરવામાં આવે તો ગુદા ફાટી જવાથી રોગીનું મરણ થઈ જાય છે) બીજી નળીઓમાં કરેલા વ્રણો રુઝાઈ ગયા પછી જે નળીઓને છોડી દીધી હોય તેઓમાં વ્રણો કરવા. (આ સ્થળે ડલ્લન આવું વ્યાખ્યાન આપે છે, કે 'પરુથી ભરાઈ જતી બેચાર નળીઓનું જે મધ્ય હોય તેમાં વ્રણો કરવા અને તેઓ રુઝાયા પછી બીજી નળીઓમાં કરવા' પણ એ વ્યાખ્યાન વાગ્ભટના અભિપ્રાયથી વિરુદ્ધ લાગે છે.) પરસ્પરની સાથે સંબંધ ધરાવતી બહારની નળીઓમાં જુદાજુદા પ્રકારના છેદો કરવા, પણ સઘળી નળીઓમાં એક પ્રકારના જ છેદો કરવા નહિ. બીજી નળીઓની સાથે સંબંધ ધરાવતી નળીઓને જે વૈદ્ય એક પ્રકારથી જ કાપી નાખે, તે વૈદ્ય રોગીની ગુદાનું જેથી વિદારણ થઈ જાય એવા ફાટેલા મોઢાવાળા વ્રણને કરી દે છે; જેથી વિષ્ટા અને મૂત્ર એ ફાટેલા માર્ગમાંથી નીકળવા લાગે છે અને પવન ગુદામાં ભારે શૂળ તથા પેટમાં પ્રબળ આધ્માન (આફરો) ઉત્પન્ન કરે છે. જો આમ બને તો શાસ્ત્રોનો પૂર્ણ અભ્યાસી પ્રવીણ વૈદ્ય પણ તેમાં અવશ્ય મુંઝાઈ જાય છે, એટલા માટે શતપોનક નામના ભગંદરમાં વ્રણને ફાટેલા મોઢાવાળો કરવો નહિ. પ્રવીણ વૈદ્યે ઘણાં છિદ્રોવાળા એ શતપોનકમાં તે તે પ્રદેશને અનુસરી અર્ધલાંગલક, લાંગલક, સર્વતોભદ્રક અને ગોતીર્થક એ નામના જુદાજુદા છેદો કરવા. જે છેદની બન્ને બાજુઓ તુલ્ય રાખવામાં આવે તે છેદ **લાંગલક** કહેવાય છે. જે છેદની બે બાજુઓમાં એક બાજુ ટૂંકી રાખવામાં આવે, તે છેદ **અર્ધલાંગલક** કહેવાય છે. સીવણીને છોડી દઈ ગુદાની ચાર બાજુઓમાં છેદ કરવામાં આવે, તે છેદ **સર્વતોભદ્ર** કહેવાય છે. શસ્ત્રને એક પડખાથી લગાવીને બળદમૂતરણો જેવો જે છેદ કરવામાં આવે તે છેદ **ગોતીર્થક** કહેવાય છે.

છેદો કર્યા પછી વૈદ્યે સ્રાવના માર્ગોને શોતરફ અગ્નિ વડે ડાંભી દેવા જોઈએ, જેથી વ્રણ પાછો વિકૃત થાય જ નહિ. જે રોગી સુકુમાર કે બીકણ હોય તેના શતપોનકની દાહરૂપ ક્રિયા કરવી મુશ્કેલ થાય છે, એટલા માટે એવા માણસના શતપોનકને કાપ્યા પછી જેથી વેદના અને સ્રાવ શાંત થઈ જાય એવો સ્વેદનસંસ્કાર તરત ગોઠવી દેવો. કૃશરા (તલ, ચોખા તથા અડદની ખીચડી) અને દુગ્ધપાક વગેરે સ્વેદન ઔષધો, કે જેઓ આ સ્થાનના ૩૨મા અધ્યાયમાં કહેવામાં આવશે, તેઓથી અથવા ગ્રામ્ય, આનૂપ કે જલચર પ્રાણીઓનાં માંસોથી અથવા લાવાં વગેરે વિષ્કિર પક્ષીના માંસથી સ્વેદન સંસ્કાર દેવો. (શેક તથા બાફ વગેરે દેવાં) બાંદો અપરવૃક્ષ, એરંડો તથા બિલ્વાદિ ગણ (આ ગણ વરુણાદિ ગણના પેટાનો છે.) એનો ઉત્તમ ક્વાથ બનાવી તે

ક્વાથને સ્નેહના રીઢા ઘડામાં રેડવો અને પછી તે ઘડામાં નળી નાખીને વૈદ્યે તે નળી વડે એ માણસના વ્રણનું સ્વેદન કરવું. (નાડીસ્વેદ દેવો.) તલ, એરંડો, અળસી, અડદ, જવ, ઘઉં, સરસવ, લવણો અને અમ્લવર્ગ (સૂત્રસ્થાનના રસવિશેષ-વિજ્ઞાનીય નામના ૪૨મા અધ્યાયના ૧૩મા વિષયમાં જુઓ.) તેઓને હાંડલીમાં ખાફીને તે ક્વાથની વરાળથી રોગીને સ્વેદ સંસ્કાર આપવો. આ પ્રમાણે કરવાથી વેદનાનો તથા સ્રાવનો નાશ થતાં રોગ શાંત થઈ જાય છે. સ્વેદ સંસ્કાર આપ્યા પછી વૈદ્યે કઠ, લવણો, વજ, હિંગ અને ઓડી અજમોદને સમભાગે લઈ ઘીની સાથે અથવા દ્રાક્ષના મદ્યની સાથે અથવા કાંજીની સાથે અથવા સામાન્ય મદિરાની સાથે અથવા સૌવીરકની[1] સાથે પાવાં. પછી એ માણસના વ્રણ ઉપર જેઠીમધના તેલથી સિંચન કરવું તથા વાયુ સંબંધી વેદનાને હણનારાં તેલોથી ગુદા ઉપર પણ સિંચન કરવું. આ પ્રમાણે કરવાથી રોગીનાં વિષ્ટા તથા મૂત્ર પોતપોતાના માર્ગને પ્રાપ્ત થાય છે અને બીજા તીવ્ર ઉપદ્રવો પણ શાંત થઈ જાય છે, એમાં કશો સંશય નથી. શતપોનક નામના ભગંદર ઉપર આ ખાસ ક્રિયા કહી. હવે ઉષ્ટ્રગ્રીવ નામના ભગંદર ઉપર ખાસ ક્રિયા કહું છું, તે સાંભળો. ૫

अथोष्ट्रग्रीवमेषित्वा छित्त्वा क्षारं निपातयेत्
पूतिमांसव्यपोहार्थमग्निरत्र न पूजितः ।
अथैनं घृतसंसृष्टैस्तिलैः पिष्टैः प्रलेपयेत् ॥
बन्धं ततोऽनु कुर्वीत परिषेकं तु सर्पिषा ।
तृतीये दिवसे मुक्त्वा यथास्वं शोधयेद्भिषक् ॥
ततः शुद्धं विदित्वा च रोपयेत्तु यथाक्रमम् ॥ ६ ॥

### ઉષ્ટ્રગ્રીવ નામના ભગંદરની ખાસ ચિકિત્સા

જો ઉષ્ટ્રગ્રીવ નામનો ભગંદર થયો હોય, તો તે ભગંદરને સળીથી શોધી ઊંચો કરી કાપીને તેના ઉપર ક્ષાર પાડવો, જેથી સડેલું માંસ દૂર થઈ જાય. ઉષ્ટ્રગ્રીવ ઉપર અગ્નિનો પ્રયોગ કરવો એ સારું નથી. પછી ઘીથી મિશ્ર કરીને વાટેલા તલનો લેપ કરી તે ઉપર છિદ્રવાળો ગોફણા નામનો પાટો બાંધવો અને પાટો બાંધ્યા પછી ઘી વડે સિંચન કરવું. વૈદ્યે ત્રીજે દિવસે એ પાટાને છોડીને પછી પિત્ત હરનારાં દ્રવ્યોથી યોગ્ય રીતે શોધન કરવું. જ્યારે વ્રણ શુદ્ધ થયેલો જાણવામાં આવે, ત્યારે ક્રમ પ્રમાણે તેનું રોપણ કરવું. (ધરતી લાવીને રુઝાવવો.) ૬

उत्कृत्यास्रावमार्गं तु परिस्राविणि बुद्धिमान्
क्षारेण वा स्रावगतिं दहेद्धुतवहेन वा ॥
सुखोष्णेनाणुतैलेन सेचयेद्गुदमण्डलम् ।
उपनाहाः प्रदेहाश्च मूत्रक्षारसमन्विताः ।
वामनीयौषधैः कार्याः परिषेकाश्च मात्रया ॥
मृदुभूतं विदित्वैनमल्पस्रावरुगन्वितम् ।
गतिमन्विष्य शस्त्रेण छिन्द्यात्खर्ज्जूरपत्रकम् ॥
चन्द्रार्धं चन्द्रचक्रं च सूचीमुखमवाङ्मुखम् ।
छित्त्वाग्निना दहेत्सम्यगेवं क्षारेण वा पुनः ॥
ततः संशोधनैरेव मृदुपूर्वैर्विशोधयेत् ॥ ७ ॥

### પરિસ્રાવી નામના ભગંદરની ખાસ ચિકિત્સા

જો પરિસ્રાવી નામનો ભગંદર થયો હોય તો બુદ્ધિમાન વૈદ્યે વચમાં રહેલી નળીની ચોતરફ રહેલાં સ્રાવોનાં મુખોને શસ્ત્ર વડે કાપી તે સ્રાવોની ગતિને ક્ષારથી અથવા અગ્નિથી બાળવી. અણુતેલ કે જે આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેવામાં આવ્યું છે, તેને સહેવાય તેવું ઊનું કરીને તેથી ગુદાના મંડળ ઉપર સિંચન કરવું, ગોમૂત્રથી તથા ક્ષારથી મિશ્ર કરેલાં મીંઢળ વગેરે ઔષધોના ઉપનાહો બાંધવા તથા લેપો કરવા અને તે મીંઢળ વગેરે ઔષધોના રસોથી થોડાંથોડાં સિંચન

[1] સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયનો ૧૯૦મો વિષય જુઓ.

પણ કરવાં. સ્રાવોનાં મુખોનો દાહ કરવા વગેરે આ ક્રિયાઓથી ભગંદર કોમળ, અલ્પ સ્રાવવાળો તથા ઓછી વેદનાવાળો થાય ત્યાર પછી વૈદ્યે મધ્યમાં રહેલી મુખ્ય નળીને શલાકા વડે ઊંચી કરીને તેમાં શસ્ત્ર વડે ખજૂરીના પાંદડા જેવી બે પંક્તિઓવાળો, અથવા અર્ધચંદ્ર જેવી આકૃતિવાળો અથવા ચંદ્ર જેવા ગોળ મોઢાવાળો અથવા સોઈના જેવા મોઢાવાળો અને જેનું મોઢું નીચે રહે એવો છેદ કરવો. છેદ કર્યા પછી ઉપર કહેલી રીતિ પ્રમાણે જ ફરીવાર અગ્નિ અથવા ક્ષાર વડે સારી રીતે દાહ કરવો પછી રોગીને પ્રથમ કોમળ સંશોધનોથી શુદ્ધ કરવો અને પછી જો તેનો કોઠો ક્રૂર-કઠણ જણાય તો તેને તીક્ષ્ણ સંશોધનોથી શુદ્ધ કરવો. ૭

बहिरन्तर्मुखो वापि शिशोर्यस्य भगन्दरः ॥
तस्याहितं विरेकाग्निशस्त्रक्षारावचारणम् ।
यद्यन्मृदु च तीक्ष्णं च तत्तत्तस्यावचारयेत् ॥ ८ ॥

### બાળકને થયેલા ભગંદરની ચિકિત્સા

બાળકને બહાર કે અંદર મોઢાવાળો ભગંદર થયેલ હોય, તો તેને માટે વિરેચન, અગ્નિક્રિયા, શસ્ત્રક્રિયા કે ક્ષારક્રિયા હિતકારી નથી. જો એ ક્રિયાઓની જરૂર જણાય, તો એ ક્રિયાઓના જ પ્રકારો કોમળ પણ હોય અને તીક્ષ્ણ પણ હોય અર્થાત્ અતિ કોમળ પણ ન હોય અને અતિ તીક્ષ્ણ પણ ન હોય તે પ્રકારોની યોજના કરવી. (શસ્ત્રક્રિયાની જરૂર હોય તો વાંસની સળી વગેરેથી છેદન કરવું અને વિરેચનની જરૂર હોય તો ગરમાળા વગેરેનું વિરેચન દેવું, વગેરે.) ૮

आरग्वधनिशाकालाचूर्णं मधुघृताप्लुतम् ।
सूत्रवर्तिप्रणिहितं व्रणानां शोधनं हितम् ॥
योगोऽयं नाशयत्याशु गतिं मेघमिवानिलः ॥ ९ ॥

### ભગંદરના વ્રણોનું શોધન કરવાનો યોગ

ગરમાળો, હળદર અને મજીઠ અથવા કાળીજીરીના ચૂર્ણને મધમાં તથા ઘીમાં કાલવી, તે વડે સૂતરની ધાટી વાટને ખરડી, તે વાટને વ્રણોમાં નાખવી, એ હિતકારી શોધન છે. જેમ પવન વાદળાંને તુરત નષ્ટ કરે, તેમ આ યોગ વ્રણની ગતિને તુરત નષ્ટ કરે છે. ૯

आगन्तुजे भिषङ् नाडीं शस्त्रेणोत्कृत्य यत्नतः ।
जम्ब्वोष्ठेनाग्निवर्णेन तप्तया वा शलाकया ।
दहेद्यथोक्तं मतिमांस्तं व्रणं सुसमाहितः ।
क्रिमिघ्नं च विधिं कुर्याच्छल्यानयनमेव च ।
प्रत्याख्यायैष चारभ्यो वर्ज्यश्चापि त्रिदोषजः ॥
एतत्कर्म समाख्यातं सर्वेषामनुपूर्वशः ॥ १० ॥

### ઉન્માર્ગી નામના ભગંદરની કદાચ ચિકિત્સા કરવી પણ શંબૂકાવર્ત્ત નામના ભગંદરની ચિકિત્સા ન કરવી

ઉન્માર્ગી નામનો ભગંદર આગંતુક કારણોથી થાય છે, તે થયો હોય તો બુદ્ધિમાન વૈદ્યે યત્નપૂર્વક શસ્ત્ર વડે નળીને કાપી, તેને અગ્નિથી લાલચોળ કરેલા જંબવોષ્ઠ નામના પથરાથી (જાબુના ફળ જેવા અગ્રવાળો વાટ જેવો લાંબો કાળો પથરો જંબવોષ્ઠ કહેવાય છે.) અથવા તપાવેલી સળીથી ડાંભવો અને સાવચેત રહીને કીડાઓને હણનારી ક્રિયા પણ કરવી; અને જો અંદર શલ્ય હોય તો તેને પણ કાઢવું. આ ઉન્માર્ગી નામનો ભગંદર અસાધ્ય છે, તો પણ તેમાં વખત પર ફાવી શકાય એમ છે; એટલે તેની ચિકિત્સા કરવી, પણ પ્રથમ અસાધ્ય જણાવી ના પાડીને કરવી; અને શંબૂકાવર્ત્ત નામનો ત્રિદોષજન્ય ભગંદર થયો હોય, તો તદ્દન અસાધ્ય જ છે, માટે તેની ચિકિત્સા તો લગાર કરવી જ નહિ. આ સઘળા ભગંદરોની ક્રિયા અનુક્રમથી કહી. ૧૦

एषां तु शस्त्रपतनाद्वेदना यत्र जायते ।
तत्राणुतैलेनोष्णेन परिषेकः प्रशस्यते ।
वातघ्नौषधसंपूर्णां स्थालीं छिद्रशराविकाम् ॥
स्नेहाभ्यक्तगुदस्तत्रामध्यासीत सबाष्पकाम् ।
नाड्या वासादेरस्वेदं शयानस्य रुजापहम् ॥

उष्णोदकेऽवगाह्यो वा तथा शाम्यति वेदना ।
कदलीमृगलोपाकप्रियकाजिनसंभृतान् ॥
कारयेदुपनाहांश्च शाल्वणादीन् विचक्षणः ।
कटुत्रिकं वचाहिङ्गुलवणान्यथ दीप्यकम् ॥
पाययेद्वाम्लकौलत्थसुरासौवीरकादिभिः ॥ ११ ॥

## સઘળા ભગંદરોમાં શસ્ત્રપાતની વેદના શાંત કરવા માટેની ક્રિયાઓ

ભગંદરોમાં શસ્ત્રપાતથી જ્યાં વેદના થાય, તે સ્થલ ઉપર ઊના અણુતેલનું સિંચન કરવું એ ઉત્તમ છે. (આ સ્થાનના ચોથા અધ્યાયનો ૨૨મો વિષય જુઓ.)

ગુદાને સ્નેહ લગાવી એક હાંડલીમાં વાયુને હણનારાં ઔષધોનો વરાળવાળો ક્વાથ ભરી, ઉપર છિદ્રોવાળું કોડિયું ઢાંકી, તે હાંડલીને માંચીની નીચે રાખી રોગીને તે માંચીની ઉપર બેસાડી બાફ લેવડાવવામાં આવે, તો શસ્ત્રપાતની વેદના શાંત થાય છે.

અથવા વૈદ્યે શસ્ત્રપાતની વેદનાથી પીડાતા ભગંદરના દરદીને સુવડાવી તેને નાડીસ્વેદ આપવો, કે જેથી શસ્ત્રપાતની વેદના શાંત થઈ જાય.

અથવા એ દરદીને ઊના પાણીમાં બેસાડવો કે સુવાડવો, એટલે તેની વેદના શાંત થઈ જાય છે.

વિચક્ષણ વૈદ્યે ભગંદરના દરદીને શસ્ત્રપાતની વેદનાથી મુક્ત કરવા માટે કદલી નામનો વાઘ જેવો કાબરચીતરો મૃગ, લોંકડી કે પ્રિયક નામના મૃગનાં ચામડામાં બાંધેલા શાલ્વણ આદિ ઉપનાહો કરવા. (શાલ્વણનું સ્વરૂપ આ સ્થાનના ચોથા અધ્યાયના ૧૫મા વિષયમાં જુઓ.)

સૂંઠ, મરી, પીપર, વજ, હિંગ, સૈંધવ અને અજમાનું ચૂર્ણ કરી કાંજી, કળથીનો રસ, મદિરા અને સૌવીરક વગેરેની સાથે પાવું, એટલે ભગંદરમાં શસ્ત્રપાતથી થયેલી વેદના શાંત થશે. ૧૧

ज्योतिष्मती लाङ्गलकी श्यामा दन्ती त्रिवृत्तिलाः ॥
कुष्ठं शताह्वा गोलोमी तिल्वको गिरिकर्णिका ।
कासीसं काञ्चनक्षीर्यौ वर्गः शोधन इष्यते ॥
त्रिवृत्तिलानागदन्तीमञ्जिष्ठाः पयसा सह ।
उत्सादनं भवेदेतत्सैन्धवक्षौद्रसंयुतम् ॥
रसाञ्जनं हरिद्रे द्वे मञ्जिष्ठा निम्बपल्लवाः ।
त्रिवृत्तेजोवतीदन्तीकल्को नाडीव्रणापहः ॥
कुष्ठं त्रिवृत्तिला दन्ती मागध्यः सैन्धवं मधु ।
रजनी त्रिफला तुत्थं हितं स्याद्व्रणशोधनम् ॥ १२ ॥

## ભગંદરના ક્ષતોનું શોધન કરવાના યોગો

માલકાંકણી, દૂધિયો વછનાગ, કાળી નસોતર, નેપાળો, ધોળી નસોતર, તલ, કઠ, શતાવરી, જટામાંસી અથવા ધોળી દૂર્વા, લોધર, ગરણી, હીરાકસી અને દારૂડી એટલાં ઔષધોનો વર્ગ ભગંદરના ક્ષતોનું શોધન કરનાર છે.

નસોતર, તલ, નેપાળો, અને મજીઠને દૂધમાં વાટી સૈંધવથી તથા મધથી મિશ્ર કરી ક્ષતના ખાડામાં ભરવામાં આવે, તો તે ખાડો સેરાઈ જાય છે.

રસવંતી, હળદર, દારુહળદર, મજીઠ, લીંબડાનાં પાંદડાં, નસોતર, નાની માલકાંકણી અને નેપાળાનો કલ્ક ભગંદરના નાડીવ્રણને મટાડે છે.

કઠ, નસોતર, તલ, નેપાળો, પીપર, સૈંધવ, મધ, હળદર, ત્રિફળા અને રસવંતી અથવા મોરથૂથુ એ ગણ વ્રણનું શોધન કરવામાં હિતકારી છે. ૧૨

मागध्यो मधुकं रोध्रं कुष्ठमेला हरेणवः ।
समङ्गा धातकी चैव सारिवा रजनीद्वयम् ॥
प्रियङ्गवः सर्जरसः पद्मकं पद्मकेसरम् ।
सुधा वचा लाङ्गलकी मधूच्छिष्टं ससैन्धवम् ॥
एतान् संभृत्य संभारांस्तैलं धीरो विपाचयेत् ।
एतद्धि गण्डमालासु मण्डलेष्वथ मेहिषु ॥
रोपणार्थं हितं तैलं भगन्दरविनाशनम् ।
न्यग्रोधादिगणश्चैव हितः शोधनरोपणे ॥
तैलं घृतं वा तत्पक्वं भगन्दरविनाशनम् ।

त्रिवृद्दन्तीहरिद्रार्कमूलं लौहाश्वमारकौ ॥
विडङ्गसारं त्रिफला स्नुह्यर्कपयसी मधु ।
मधूच्छिष्टसमायुक्तैस्तैलमेतैर्विपाचयेत् ॥
भगन्दरविनाशार्थमेतद्योज्यं विशेषतः ।
चित्रकार्कौ त्रिवृत्पाठे मलपूं हयमारकम् ॥
सुधां वचां लाङ्गलकीं सप्तपर्णं सुवर्चिकाम् ॥
ज्योतिष्मतीं च संभृत्य तैलं धीरो विपाचयेत् ।
एतद्विस्यन्दनं तैलं भृशं दद्याद्भगन्दरे ।
शोधनं रोपणं चैव सवर्णकरणं तथा ॥ १३ ॥

### ભગંદરના વ્રણોનું શોધન તથા રોપણ કરનારાં તેલો

પીપર, જેઠીમધ, લોધર, કઠ, એલચી, હરેણુ નામનું સુગંધીદાર દ્રવ્ય, રિસામણી અથવા મજીઠ, ધાવણી, કપૂરી, હળદર, દારુહળદર, ધઉંલાં, રાળ, પદ્મકાષ્ઠ, કમળના કેસરા, થોર, વજ, દૂધિયો વછનાગ, મીણ અને સૈંધવ એટલાં દ્રવ્યો એકઠાં કરી ધીર વૈદ્યે તેઓના ક્વાથથી તથા કલ્કથી તેલ પકાવવું. આ તેલ ગંડમાલા ઉપર, મંડલો ઉપર તથા પ્રમેહો ઉપર વ્રણોને રુઝવવા માટે હિતકારી છે અને ભગંદરોનો પણ નાશ કરનારું છે.

ન્યગ્રોધાદિ ગણ, વ્રણોના શોધનમાં તથા રોપણમાં હિતકારી છે, તે ગણના ક્વાથથી તથા કલ્કથી પકાવેલું તેલ કે ઘી ભગંદરોનો નાશ કરે છે.

નસોતર, નેપાળો, હળદર, આકડાનું મૂળ, અગર, કણેર, વાવડિંગનો સાર, ત્રિફળા, થોરનું ક્ષીર, આકડાનું ક્ષીર, મધ અને મીણથી તેલ પકાવવું અને તે તેલને ખાસ કરી ભગંદરનો નાશ કરવા વાપરવું.

ચિત્રક, આકડો, નસોતર, કાળીપાડ, કાળો ઉમરો, કણેર, થોર, વજ, દૂધિયો વછનાગ, ઓખરાડી(?), સાજીખાર અને માલકાંકણીને એકઠાં કરી તેઓના ક્વાથથી તથા કલ્કથી તેલ પકાવવું. આ તેલ દોષોને દૂર કરનારું હોવાથી **વિસ્યંદન તેલ** કહેવાય છે. આ વિસ્યંદન તેલનો ભગંદર ઉપર અસંત વાપરવું. આ તેલ શોધન તથા રોપણ કરે છે અને વ્રણના વર્ણને શરીરના વર્ણ જેવો બનાવી આપે છે. ૧૩

द्विव्रणीयमवेक्षेत व्रणावस्थासु बुद्धिमान् ॥ १४ ॥

### ભગંદરની વ્રણરૂપ સ્થિતિમાં શું કરવું?

બુદ્ધિમાન વૈદ્યે ભગંદરોની વ્રણરૂપ સ્થિતિઓમાં આ ચિકિત્સિતસ્થાનના દ્વિવ્રણીય નામના પહેલા અધ્યાયમાં કહેલી ચિકિત્સાઓ ઉપર ધ્યાન આપવું. ૧૪

छिद्रादूर्ध्वं हरेदोष्ठमर्शोयन्त्रस्य यन्त्रवित् ।
ततो भगन्दरे दद्यादेतदर्धेन्दुसन्निभम् ॥ १५ ॥

### ભગંદરનું યંત્ર કેવી રીતે કરવું?

યંત્રવિદ્યાને જાણનારા વૈદ્યે અરશના યંત્રના હોઠને તે યંત્રના છિદ્રની પાસેના પ્રદેશમાંથી કાપી નાખવો, એટલે તે અર્ધચંદ્ર જેવું યંત્ર બની જાય છે. આ યંત્રનો ભગંદરમાં ઉપયોગ કરવો. ૧૫

व्यायामं मैथुनं कोपं पृष्ठयानं गुरूणि च ।
संवत्सरं परिहरेदुपरूढव्रणो नरः ॥ १६ ॥

### ભગંદરના વ્રણ રુઝાયા પછી એક વર્ષ સુધી પાળવાની પરેજી

જેના ભગંદરનો વ્રણ રુઝાઈ ગયો હોય, તે માણસે એક વર્ષ સુધી વ્યાયામ (કસરત, મહેનત), મૈથુન, કોપ, વાહનની પીઠ પર બેસવું અને ભારે પડે એવાં અન્નાદિક છોડવાં. ૧૬

## અધ્યાય ૯ મો

अथातः कुष्ठचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'કુષ્ઠચિકિત્સિત' એ નામના અધ્યાયનું તે પ્રમાણે

વ્યાખ્યાન કરીશું, [1] તે જ પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

विरुद्धाध्यशनासात्म्यवेगविघातैः स्नेहादीनां चायथारम्भैः पापक्रियया पुराकृतकर्मयोगाच्च त्वग्दोषो भवति ॥ २ ॥

### કોઢનાં દૂરનાં નિદાનો

વિરુદ્ધ ભોજનોથી, અજીર્ણ છતાં ભોજનો કરવાથી, માફક ન હોય એવાં ભોજનાદિ કરવાથી, મળમૂત્રાદિકના વેગો રોકવાથી, સ્નેહન આદિ ક્રિયાઓના મિથ્યા યોગાદિકથી, ચાલુ જન્મનાં અને પૂર્વજન્મોનાં પાપોના યોગથી પણ ચામડીમાં દોષ ઉત્પન્ન થાય છે. ૨

तत्र त्वग्दोषी मांसवसादुग्धदधितैलकुलत्थमाषनिष्पावेक्षुविकाराम्लविरुद्धाध्यशनाजीर्णविदाह्यभिष्यन्दीनि दिवास्वप्नं व्यवायं च परिहरेत् ॥ ३ ॥

### કોઢવાળાએ છોડવાના આહારવિહારો

ત્વચાના દોષ(કોઢ)વાળાએ માંસ, ચરબી, દૂધ, દહીં, તેલ, કળથી, અડદ, ચોળા, ઓળિયા–વાલ, ગોળ વગેરે શેરડીના પદાર્થો, ખાટા પદાર્થો, વિરુદ્ધ ભોજન, અજીર્ણ છતાં ભોજન, અજીર્ણ, વિદાહી પદાર્થો, અભિષ્યંદી પદાર્થો, દિવસની નિદ્રા અને મૈથુન છોડવાં.૩

ततः शालिषष्टिकयवगोधूमकोरदूषश्यामाकोद्दालकादीननवान् भुञ्जीत मुद्गाढक्योरन्यतरस्य यूषेण सूपेन वा निम्बपत्रारुष्करव्यामिश्रेण मण्डूकपर्ण्यवल्गुजाटरूषकरूपिकापुष्पैः सर्पिःसिद्धैः सर्षपतैलसिद्धैर्वा तिक्तवर्गेण वाभिहितेन । मांससात्म्याय वा जाङ्गलमांसममेदस्कं वितरेत् । तैलं वज्रकमभ्यङ्गार्थे । आरग्वधादिकषायमुत्सादनार्थे। पानपरिषेकावगाहादिषु च खदिरकषायमित्येष आहाराचारविभागः ॥ ४ ॥

### કોઢવાળા માટે આહારાદિક

કોઢવાળાએ જૂના ચોખા, જૂના સાઠી ચોખા, જૂના જવ, જૂના ઘઉં, જૂના કોદરા, જૂનો સામો અને જૂના જંગલી કોદરા વગેરે ધાન્યોને લીંબડાનાં પાંદડાં તથા ભિલામાંનાં બીજથી મિશ્ર કરેલા મગ કે તુવેરના ઓસામણ સાથે જમવાં; અથવા તેઓથી મિશ્ર કરેલી મગ કે તુવેરની દાળ સાથે જમવાં; અથવા ઘીમાં કે સરસિયા તેલમાં પકાવેલાં બ્રાહ્મી, બાબચી, અરડૂસો અને આકડાનાં પુષ્પોની સાથે જમવાં; અથવા સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયના ૧૩મા વિષયમાં કહેલા તિક્તવર્ગની સાથે જમવાં. કોઢવાળા માણસને માંસ માફક હોય, તો વૈદ્યે મેદવગરનું જાંગલ પ્રાણીઓનું માંસ ખાવા આપવું. (જો કે કોઢવાળાને માંસભક્ષણનો નિષેધ છે, તોપણ આ વચન ઉપરથી મેદવગરનું જાંગલ પ્રાણીઓનું માંસ માફક હોય તો બાધ નથી, એમ સમજવું.) ચોપડવા માટે આ અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું વજ્રક તેલ આપવું. ચોળવા માટે આરગ્વધાદિ ગણનો ક્વાથ દેવો અને પીવામાં, સિંચન કરવામાં તથા અવગાહન આદિ કરવામાં ખેરનો ક્વાથ દેવો. કોઢવાળા માણસ માટે આ આહારનો તથા આચારનો સામાન્ય વિભાગ છે.૪

तत्र पूर्वरूपेषूभयतः संशोधनमासेवेत ॥ ५ ॥

### કોઢનાં પૂર્વ રૂપોની ચિકિત્સા

કોઢનાં પૂર્વ રૂપો જોવામાં આવે ત્યારે વમનનું અને વિરેચનનું સેવન કરવું. ૫

तत्र त्वक्संप्राप्ते शोधनालेपनानि । शोणितप्राप्ते संशोधनालेपनकषायपानशोणितावसेचनानि । मांसप्राप्ते शोधनालेपनकषायपानशोणितावसेचनारिष्टमन्थप्राशाः। चतुर्थं कर्मगुणप्राप्तं याप्यमात्मवतः संविधानवतश्च । तत्र संशोधनाच्छोणितावसेचनाचोर्ध्वं भल्लातकशिला-

[1] કોઢોનાં નિદાનો તથા લક્ષણાદિક નિદાનસ્થાનના પાંચમા અધ્યાયમાં કહેવામાં આવેલ છે, તેઓની ચિકિત્સાના વિષયનો. તેઓમાં ધાતુપ્રવિષ્ટ કુષ્ઠોની ખાસ વિશિષ્ટ ચિકિત્સા તો આ પછીના અધ્યાયમાં કહેવામાં આવશે.

जतुगुग्गुल्वगुरुतुवरकखदिरासनायस्कृतिविधानमासेवेत । पञ्चमे नैव चोपक्रमेत् ॥ ६ ॥

### કયો કોઢ ચિકિત્સાને યોગ્ય, યાપ્ય તથા અસાધ્ય છે?

રસમાં કોઢ પેઠો હોય તો શોધનો તથા આલેપનો રૂપ ચિકિત્સા કરવી રુધિરમાં પેઠો હોય તો શોધનો, આલેપનો, ક્વાથપાનો અને રુધિરના સ્રાવરૂપ ચિકિત્સા કરવી માંસમાં પેઠો હોય તો શોધનો, આલેપનો, ક્વાથપાનો, રુધિરનું સ્રાવણ અરિષ્ટ, આસવ, મદિરા તથા મંથના પાનો અને અવલેહાદિકના ભક્ષણોરૂપ ચિકિત્સા કરવી[1] મેદમાં પેઠો હોય તો યાપ્ય જ છે માટે તેની ચિકિત્સા તો જ કરવી, કે જો રોગી સર્વદા શૌચાચારથી યુક્ત હોય, અમંગળ કાર્યોમાં ઇચ્છા વગરનો હોય, અપથ્યોના ત્યાગમાં તત્પર રહેનારો હોય અને સઘળી સામગ્રીઓથી સંપન્ન હોય મેદમાં પેઠેલા કોઢવાળો રોગી જો ઉપર કહેલા ગુણોવાળો હોય તો જ ચિકિત્સા, તે રોગીને નભાવી રાખવારૂપ ફળ આપે છે મેદમાં પેઠેલા કોઢને યાપ્ય રાખવા માટે સંશોધન કર્યા પછી ભલ્લાતકવિધાન, કે જે આ સ્થાનના છઠ્ઠા અધ્યાયના ૨૦મા વિષયમાં કહ્યું છે તે, શિલાજિત, ગૂગળ, અગર, આ સ્થાનના ૧૦મા અધ્યાયના ચોથા વિષયમાં કહેલા તુવરક વિધાનનું અને આ સ્થાનના દસમા અધ્યાયમાં કહેલા ખદિરવિધાનનું, બીઆનાના વિધિનું તથા અયસ્કૃતિવિધાનનું સેવન કરાવવું અસ્થિ, મજ્જા કે વીર્ય અથવા રજમાં પેઠેલો કોઢ તો અસાધ્ય જ છે, માટે તેની ચિકિત્સા કરવી જ નહિ ૬

प्रथमताप्येन स्नेहपानविधानेनोपपादयेत

घृत वा वातकुष्ठिना पानाभ्यङ्गयोर्विदध्यात् । धवाश्वकर्णककुभपलाशपिचुमर्दपर्पटकमधुकरोध्रसमङ्गासिद्ध सर्पि पित्तकुष्ठिनाम् । प्रियालशालारग्वधनिम्बसप्तपर्णचित्रकमरिचवचाकुष्ठसिद्ध श्लेष्मकुष्ठिनाम् । भल्लातकाभयाविडङ्गसिद्ध वा सर्वेषाम् । तुवरकतैल भल्लातकतैल वेति ॥ ७ ॥

### કોઢ ઉપર ખાસ સ્નેહપાનો તથા અભ્યંગો

જેને વાતજન્ય કોઢ થયો હોય તે માણસને પ્રથમ જ શોધનના અંગરૂપ સ્નેહપાન કરાવી વમનવિરેચનાદિકથી શુદ્ધ કરવો મેઢાશીંગી, ગોખરુ, પીંડી અથવા કરંજ, ગળો અને દશમૂળીઓના ક્વાથથી તથા કલ્કથી પકાવેલું તેલ અથવા ઘી સ્નેહપાનમાં તથા અભ્યંગમાં દેવું (સ્નેહપાનમાં ઘી અને અભ્યંગમાં તેલ દેવું)

જેને પિત્તજન્ય કોઢ થયો હોય, તે માણસને પ્રથમ જ શોધનના અંગરૂપ સ્નેહપાન કરાવી વમનવિરેચનાદિકથી શુદ્ધ કરવો વાનડો, રાળનું ઝાડ, કડાયો, ખાખરો, લીંબડો, ખડસલિયો, જેઠીમધ, લોધર અને ગિસામણીના ક્વાથ તથા કલ્કથી પકાવેલું ઘી સ્નેહપાનમાં તથા અભ્યંગમાં દેવું

જેને કફજન્ય કોઢ થયેલ હોય તે માણસને પ્રથમ જ શોધનના અંગરૂપ સ્નેહપાન કરાવી વમનવિરેચનાદિકથી શુદ્ધ કરવો ચારોળી, ગળનું ઝાડ, ગરમાળો, લીંબડો, સપ્તપર્ણ, ચિત્રક, મરી, વજ અને કઠના ક્વાથ તથા કલ્કથી પકાવેલું ઘી સ્નેહપાનમાં તથા અભ્યંગમાં દેવું

અથવા વાતજન્ય, પિત્તજન્ય કે કફજન્ય ગમે તે પ્રકારનો કોઢ જે માણસને થયેલ હોય તેને ભિલામા, હરડે અને વાવડિંગના ક્વાથ તથા કલ્કથી પકાવેલું ઘી સ્નેહપાનમાં તથા અભ્યંગમાં દેવું અથવા તુવરકનું (સમુદ્રના કિનારા પર થતા ચરિયાનું) તેલ કે ભિલામાનું તેલ સ્નેહપાનમાં તથા અભ્યંગમાં દેવું ૭

[1] અરિષ્ટ આસવ સુરા-મદિરા, મંથ તથા અવલેહ બનાવવાના પ્રકારો આ પછીના અધ્યાયમાં કહેવામાં આવશે

सप्तपर्णारग्वधातिविषापाठाकटुरोहिण्यमृतात्रिफलापटोलपिचुमर्दपर्पटकदुरालभात्रायमाणामुस्ताचन्दनपद्मकहरिद्रोपकुल्याविशालामूर्वाशतावरीसारिवेन्द्रयवाटरूषकषड्‌ग्रन्थामधुकभूनिम्बगृष्टिका इति समभागाः कल्कः स्यात्कल्काच्चतुर्गुणं सर्पिः प्रक्षिप्य तद्द्विगुणो धात्रीफलरसस्तच्चतुर्गुणा आपस्तदैकध्यं समालोड्य विपचेदेतन्महातिक्तकं नाम सर्पिः कुष्ठविषमज्वररक्तपित्तहृद्रोगोन्मादापस्मारगुल्मपिडकासृग्दरगलगण्डगण्डमालाश्लीपदपाण्डुरोगविसर्पषाण्ढ्यकण्डूपामादींश्च शमयेदिति ॥ ८ ॥

### મહાતિક્તક ઘી

સપ્તપર્ણ, ગરમાળો, અતિવિખ, કાળીપાડ, કડુ, ગળો, ત્રિફળા, પટોલ, લીંબડો, ખડસલિયો, ધમાસો, ત્રાયમાણ,[1] મોથ, રતાંજલિ, પદ્મકાષ્ઠ[2] હળદર, દારૂહળદર, પીપર, ગજપીપર, ઇંદ્રવારણી, મોરવેલ, શતાવરી, કપૂરી, ઇંદ્રજવ, અરડૂસો, કરંજ, જેઠીમધ, કરિયાતું અને વારાહીકંદને સમભાગે લઈ તેઓનો કલ્ક કરી તે કલ્ક, કલ્કથી ચોગણું ઘી, ઘીથી બમણો આમળાંનો રસ અને આમળાંના રસથી ચોગણું જળ એકઠું કરી ઘોળી નાખીને પકાવવાં, એટલે તે **મહાતિક્તક** નામનું ઘી સિદ્ધ થાય છે. કોઢ, વિષમજ્વર, રક્તપિત્ત, છાતીના રોગ, ઉન્માદ, અપસ્માર, ગુલ્મ, પિડકા, પ્રદર, ગલગંડ, ગંડમાળા, શ્લીપદ, પાંડુરોગ, વિસર્પ, નપુંસકતા, ખરજ અને પસ વગેરે રોગો આ ઘીથી શાંત થાય. ૮

त्रिफलापटोलपिचुमन्दाटरूषककटुरोहिणीदुरालभात्रायमाणापर्पटकाश्चैतेषां द्विपलिकान्भागान् जलद्रोणे प्रक्षिप्य पादावशेषं कषायमादाय कल्कपेष्याणीमानि भेषजान्यर्द्धपलिकानि त्रायमाणामुस्तेन्द्रयवचन्दनकिराततिक्तानि पिप्पल्यश्चैतानि घृतप्रस्थे समावाप्य विपचेदेतत्तिक्तकं नाम सर्पिः कुष्ठविषमज्वरगुल्मार्शोग्रहणीदोषशोफपाण्डुरोगविसर्पषाण्ढ्यशमनं चेति ॥९॥

### તિક્તક ઘી

ત્રિફળા, પટોલ, લીંબડો, અરડૂસો, કડુ, ધમાસો, ત્રાયમાણ અને ખડસલિયો એ દરેક દ્રવ્યને આઠઆઠ તોલાભાર લઈ, કલ્ક કરી, એકહજારચોવીસ તોલાભાર જળમાં નાખી, ઉકાળી, ચોથા ભાગનું જળ બાકી રહે ત્યારે તે ક્વાથને ઉતારી લેવો. પછી ચોસઠ તોલાભાર ઘી લઈ તેમાં ત્રાયમાણ, મોથ, ઇંદ્રજવ, રતાંજલિ, કરિયાતું અને પીપર એ દરેક દ્રવ્યનો બબ્બે તોલાભાર કલ્ક નાખી તે ઘીને પેલા ક્વાથમાં પકાવવું, એટલે **તિક્તક** નામનું ઘી સિદ્ધ થાય છે. આ ઘી કોઢ, વિષમજ્વર, ગુલ્મ, અરશ, ગ્રહણીનો દોષ, સોજા, પાંડુરોગ, વિસર્પ તથા નપુંસકતા મટાડે છે. ૯

अतोऽन्यतमेन घृतेन स्निग्धस्विन्नस्यैकां द्वे तिस्रश्चतस्रः पंच वा शिरा विध्येन्मण्डलानि चोत्सन्नान्यवलिखेदभीक्ष्णं प्रच्छयेद्वा ॥ १० ॥

### ઘીનો કોઢ પર ઉપયોગ તથા લોહીનું સ્રાવણ

તેઓમાંના એક ઘીથી કોઢના દરદીને સ્નિગ્ધ કરી, સ્વેદનસંસ્કાર આપી, તે દરદીની એક, બે, ત્રણ, ચાર અથવા પાંચ શિરાઓને વીંધી લોહીનો સ્રાવ કરવો અથવા કોઢનાં ઊડેલાં મંડળોને વારંવાર ખોતરવાં અથવા વારંવાર શસ્ત્ર વડે ટોચવાં. ૧૦

समुद्रफेनशाकगोजीकाकोदुम्बरिकापत्रैर्वावघृष्यालेपयेल्लाक्षासर्जरसरसाञ्जनप्रपुन्नाडावल्गुजतेजोवत्यश्वमारकार्ककुटजारेवतमूलकल्कैर्मूत्रपिष्टैः पित्तपिष्टैर्वा स्वर्जिकातुत्थकासीसविडङ्गागारधूमचित्रककटुकसुधाहरिद्रासैन्धवकल्कैर्वा । एतान्येवावाप्य क्षारकल्पेन

---

૧ ત્રાયમાણ ભોંપાથરી જેવું થાય છે. તેનાં પાંદડાં જમીન ઉપર પથરાઈ રહે છે અને વચમાં ઊભી સળીઓ નીકળે છે, એમ કહેવામાં આવે છે.

૨ પદ્મકાષ્ઠનાં મોટાં ઝાડ થાય છે. તેઓનું લાકડું કામ આવે છે. એ વૃક્ષોમાં ફળો થતાં નથી, એમ કહેવાય છે.

नि.स्रुते पालाशे क्षारे ततो विपाच्य फाणितमिव सजा तमवतार्य लेपयेत्। ज्योतिष्कफललाक्षामरिचपिप्पली सुमन.पत्रैर्वा हरितालमन शिलार्कक्षीरतिलशिग्रुमरिच कल्कैर्वा स्वर्जिकाकुष्ठतुत्थकुटजचित्रकविडङ्गमरिचम न.शिलाकल्कैर्वा हरीतकीकरञ्जिकाविडङ्गसिद्धार्थकल- वणरोचनावल्गुजहरिद्राकल्कैर्वा। सर्वकुष्ठापहाः सिद्धा लेपाः सप्त प्रकीर्त्तिताः ॥ ११ ॥

### કોઢો ઉપર સાત સિદ્ધલેપો

સમુદ્રફીણ, સાગનાં પાંદડાં, ગળજીભીના (ભોપાથરીના) પાદડા અને કાળા ઉમરાના પાદડાથી કોઢના મ ડળોને ઘસીને તે મ ડળોની ઉપર લાખ, રાળ, રસનતી, કુવાડિયા, બાબચી, તેજજન, કણેર, આકડા, ઇંદ્રજવ અને ગરમાળા નાં મૂળને ગાયના મૂત્રમાં કે ગાયના પિત્તમા વાટી કરેલા કલ્કનો લેપ કરવો

અથવા ઉપર કહેલાં પાદડાંઓથી કોઢનાં મ ડળોને ઘસીને તે મ ડળોની ઉપર સાજીખાર, મોરથુથુ, હીરાકસી, વાવડિગ, ઘરના ધુમાડાની ચૂસ, ચિત્રક, કડુ, થોર, હળદર અને સૈંધવના કલ્કનો લેપ કરવો

અથવા સાજીખાર વગેરે ઉપર કહેલાં દ્રવ્યોને ક્ષારની રીતિ પ્રમાણે સ્રવાવેલા ખાખરાના ક્ષારમા નાખી તે ક્ષારને પકાવી રાબ જેવો થાય ત્યારે ઉતારી લઈને તે ક્ષારનો ઉપર કહેલાં પાંદડાઓથી ઘસેલાં કોઢના મ ડળોપર લેપ કરવો.

અથવા ઉપર કહેલા પાદડાઓથી કોઢનાં મ ડળોને ઘસીને તેઓની ઉપર માલકાંકણીનાં અથવા રતનજોતનાં ફળ, લાખ, મરી, પીપર અને જાઈનાં પાંદડાંના કલ્કનો લેપ કરવો

અથવા ઉપર કહેલાં પાદડાઓથી કોઢનાં મ ડળોને ઘસીને તે મ ડળોની ઉપર હરતાલ, મણશીલ, આકડાનું છીર, તલ, સરગવો અને મરીના કલ્કનો લેપ કરવો

અથવા ઉપર કહેલાં પાંદડાંઓથી કોઢનાં મ ડળોને ઘસીને તે મ ડળોની ઉપર સાજીખાર, કઠ, મોરથુથુ, ઇંદ્રજવ, ચિત્રક, વાવડિગ, મરી અને મણશીલના કલ્કોનો લેપ કરવો.

અથવા ઉપર કહેલાં પાદડાંઓથી કોઢનાં મ ડળોને ઘસીને તે મ ડળોની ઉપર હરડે, કાકચ, વાવડિગ, સરસવ, સૈંધવ, ગોરોચન, બાબચી અને હળદરના કલ્કનો લેપ કરવો

સઘળા પ્રકારના કોઢોને મટાડનારા આ સાત સિદ્ધલેપો કહ્યા છે. (આ લેપોથી કોઢોનો નાશ અવશ્ય થાય છે, તેથી તેઓનુ 'સિદ્ધલેપ' નામ આપેલુ છે ) ૧૧

वैशेषिकानतस्तूर्ध्वं दद्रूश्वित्रेषु मे शृणु ॥
लाक्षा कुष्ठ सर्षपा. श्रीनिकेत
रात्रिर्व्योष चक्रमर्दस्य बीजम्।
कृत्वैकस्थ तक्रपिष्टः प्रलेपो
दद्रूयुक्तो मूलकाद्वीजयुक्तः ॥
सिन्धूद्भूत चक्रमर्दस्य बीज-
मिक्षूद्भूत केशर तार्क्ष्यशैलम्।
पिष्टो लेपोऽयङ्कपित्थाद्रसेन
दद्रूस्तूर्णं नाशयत्येव योग ॥
हेमक्षीरी व्याधिघातः शिरीषो
निम्नः सर्जो वत्सकः साजकर्णः।
शीघ्र तीव्रा नाशयन्तीह दद्रूः
स्नानालेपोद्धर्षणेषु प्रयुक्ता. ॥
मद्रासज्ञोदुम्बरीमूलतुल्यं
दत्त्वा मूल क्षोदयित्वा मलप्वाः।
सिद्ध तोय पीतमुष्णे सुखोष्ण
स्फोटान् श्वित्रे पुण्डरीके च कुर्यात् ॥
द्वैप दग्ध चर्म मातङ्गज वा
श्वित्रे स्फोटे तैलयुक्त प्रलेपः।
पूति. कीटो राजवृक्षोद्भवेन
क्षारेणाक्तः श्वित्रमेको निहन्ति ॥
कृष्णस्य सर्पस्य मसी सुदग्धा
बैभीतक तैलमथ द्वितीयम्।

एतत्समस्तं मृदितं प्रलेपात्
श्वित्राणि सर्वाण्यपहन्ति शीघ्रम् ॥
अध्यर्द्धतोये सुमतिस्रुतस्य
क्षारस्य कल्केन तु सप्तकृत्वः ।
तैलं शृतं तेन चतुर्गुणेन
श्वित्रापहं म्रक्षणमेतदग्र्यम् ॥
घृतेन युक्तं प्रपुनाडबीजं
कुष्ठं च यष्टीमधुकं च पिष्ट्वा ।
श्वेताय दद्याद्गृहकुक्कुटाय
चतुर्थभक्ताय बुभुक्षिताय ॥
तस्योपसंगृह्य च तत्पुरीष-
मुत्पाचितं सर्वत एव लिम्पेत् ।
अभ्यन्तरं मासमिमं प्रयोगं
प्रयोजयेच्छ्वित्रमथो निहन्ति ॥
क्षारे सुदग्धे गजलेण्डजे तु
गजस्य मूत्रेण बहुस्रुते च ।
द्रोणप्रमाणे दशभागयुक्तं
दत्त्वा पचेद्बीजमवल्गुजस्य ॥
एतद्यदा चिक्कणतामुपैति
तदा समस्ता गुटिका विदध्यात् ।
श्वित्रं प्रलिम्पेदथ संप्रघृष्य
तया व्रजेदाशु सवर्णभावम् ॥
कषायकल्पेन सुभावितां तु
छित्त्वा त्वचं चूतहरीतकीनाम् ।
तां ताम्रदीपे प्रणिधाय धीमा-
न्वर्त्तिं वटक्षीरसुभावितां तु ॥
आदीप्य तज्जातमसीं गृहीत्वा
तां चापि पथ्याम्भसि भावयित्वा ।
संम्रक्षितं तद्बहुशः किलासं
तैलेन सिक्तं कटुना प्रयाति ॥
आवल्गुजं बीजमग्र्यं नदीजं
काकाह्वानोदुम्बरी या च लाक्षा ।
लौहं चूर्णं मागधी तार्क्ष्यशैलं
तुल्याः कार्याः कृष्णवर्णास्तिलाश्च ॥
वर्त्तिं कृत्वा तां गवां पित्तपिष्टां
लेपः कार्यः श्वित्रिणां श्वित्रहारी ।
लेपात्सिक्तं शैखिनं श्वित्रहारि
ह्रीबेरं वा दग्धमेतेन युक्तम् ॥
तुत्थालकटुकाव्योषसिंहार्कहयमारकाः ।
कुष्ठावल्गुजभल्लातक्षीरिणीसर्षपाः स्नुही ॥
तिल्वकारिष्टपीलूनां पत्राण्यारग्वधस्य वा ।
बीजं विडङ्गाश्वहन्त्रोर्हरिद्रे बृहतीद्वयम् ॥
आभ्यां श्वित्राणि योगाभ्यां लेपान्नश्यन्त्यशेषतः ॥१२॥

**દાદર તથા શ્વિત્ર (કિલાસ) પર ખાસ યોગો**

હવે દાદર અને શ્વિત્રની ઉપર ખાસ પ્રયોગો કહું છું, તે સાંભળોઃ લાખ, કઠ, સરસવ, ચંદ્રસ-બેરજો, હળદર, સૂંઠ, મરી, પીપર, કુવાડિયાનાં બીજ અને મૂળાનાં બીજને એકઠાં કરી છાશમાં વાટી લેપ કરે, તો તેથી દાદર મટે છે.

સૈંધવ, કુવાડિયાનાં બીજ, ગોળ, બોલસરી અને રસવંતીને કોઠના રસમાં વાટી લેપ કરે, તો તેથી દાદર તુરત અવશ્ય મટે છે.

દારૂડી અથવા પીળીયો,[1] ગરમાળો, સરસડિયો, લીંબડો, રાળ, ઇંદ્રજવ, કડો અને મોટો રાળ નાહવામાં, આલેપમાં તથા ઘસવામાં આવે, તો તેથી તીવ્ર દાદર પણ તુરત મટે છે. (દારૂડી વગેરેને ખાટી છાશમાં અથવા કોઠના રસમાં વાટવાં.)

ઉષ્ણકાળમાં મોટા કાળા ઉંબરાનું મૂળ અને નાના કાળા ઉંબરાનાં મૂળને સમભાગે લઈ વાટી પાણીમાં ઉકાળી તે ક્વાથ સહેવાય તેવો

૧ પીળીયો એ રેવતચીનીનો શીરો હોય એમ લાગે છે. એ કડવો હોય છે અને રંગે પીળો હોય છે. એથી જુલાબ બહુ લાગે છે, ચકરી આવે છે અને પીળી ઊલટી પણ થાય છે. ગ્રંથોમાં જે કંકુષ્ઠ શબ્દ આવે છે, તેનો અર્થ પીળીયો છે, એમ માનવું યોગ્ય જણાય છે. કેટલાક ગ્રંથકારો 'કંકુષ્ઠ એ હાથીના તુરતના જન્મેલા બચ્ચાની નાળ છે' એમ કહે છે અને કેટલાક કહે છે કે 'તે ઘોડાના બચ્ચાનું નાળ છે' પણ એ વાત ખરી લાગતી નથી. (નિઘંટસંગ્રહ)

ઊને પીને તડકામા બેસે, તા તેથી શ્વિત્રમા અને પુડરીક નામના કાઢામાં ફોડલા થાય છે (સરસિયુ તેલ લગાડી દાડમના રસ સાથે આ કનાથ પાવો ) એ ફોડલા ફૂટ્યા પછી (મીંઢા શીગીના મૂળિયાના કનાથ તથા કલ્કથી પકાવેલુ તેલ લગાડી ) દીપડા અથવા હાથીના ચામડાને બાળી તે મસીને તેલમા કાલવીને તેના લેપ કરે, તા તેથી શ્વિત્ર અને પુડરીક પાપ નષ્ટ મટે છે

ખડ ખાનારા પૂતિકીટ નામને કાબર ચીતરા કીડા, કે જે વર્ષાઋતુમા ઉત્પન્ન થાય છે, તેને ગરમાળાના ક્ષારની સાથે મિશ્ર કરીને તેને લેપ કરે, આવે તો તે એકનો જ શ્વિત્રને મટાડે છે

કાળા સર્પને બાળતા તે જ્યારે અત્યત કાળો થઈ જાય, ત્યારે તેનુ ચૂર્ણ કરી તેની મેસને બહેડાના તેલમા કાલવી ચોળીને તેને લેપ કરે, તો તેથી સઘળા પ્રકારના શ્વિત્રો તુરત મટે છે

કાળા સર્પને બાળી તે જ્યારે તમામ ભસ્મરૂપ થઈ સફેદ થઈ જાય, ત્યારે તે ભસ્મને ક્ષારની રીતિ પ્રમાણે રોઢા પાણીમા નાખી સાત વાર સ્નાવી, એથી ચોગણા ક્ષારજળમા તેલ પકવવુ આ તેલનુ લેપન શ્વિત્રનો નાશ કરવામા મુખ્ય ઉપાય છે

કુવાડિયાના બીજ, કઠ અને જેઠીમધને ધીમાં વાટી કલ્ક બનાવીને તે કલ્ક દોઢ દિવસ સુધી ભૂખ્યા રાખેલા સફેદ વાનવાળા ઘરના કૂકડાને ખવડાવવો અને પછી તે કૂકડાની ચરક લઈ લેવી પછી મોટા કાળા ઉબરાના મૂળનો તથા નાના કાળા ઉબરાના મૂળનો જે કનાથ કહેવાયો છે, તે કનાથ પાઈને પકાવેલા શ્વિત્ર ઉપર ચોમેર તે ચરકનો નિત્ય લેપ કરવો આ લેપ ધાતુઓની અદર પેઠેલા શ્વિત્રને એક મહિનામા મટાડે છે ( નિ૦ અ૦ ૫ વિ૦ ૧૦મો જુઓ )

હાથીના લાદોડ ને સારી પેઠે બાળી ભસ્મ કરી તે ભસ્મને હાથીના જ મૂત્રથી ક્ષારની રીતિ પ્રમાણે ઘણીવાર સ્નાવી, તે ક્ષારમૂત્ર એક દ્રોણ ચોવીસ તોલાભાર લઈ તેમા તેના દસમા ભાગના બાબચીના બીજ નાખીને[1] પાક કરવો. પાકીને જ્યારે ચીકણુ થઈ જાય ત્યારે તે સર્વની ગોળીઓ બનાવવી પછી શ્વિત્રને ઘસીને તેની ઉપર એ ગોળીનો લેપ કરવામા આવે, તો તેથી શ્વિત્ર તરત મટી જાય છે અને શરીરના તેભાગનો નવો સઘળા શરીરના વર્ણ જેવો થઈ જાય છે

આબાની તથા હરડેની છાલ કાપીને તે છાલને તેના જ કનાથની સારી પેઠે ભાવના આપવી પછી ત્રાબાના વાસણમા સરસિયુ તેલ ભરી, તેમા રૂની વાટનો દીવો કરી, તે દીવાથી પેલી છાલને બાળી મેસ બનાવી, તે મેસને વડના છોડની સારી પેઠે ભાવના આપીને પછી હરડેના કનાથની ભાવના આપી, સરસિયા તેલથી ખરડેલા કિલાસ ઉપર તે મેસ વાર વાર લગાવાય, તો તેથી કિલાસ મટે છે

બાબચીના બીજ, ઉત્તમ સુવર્ણમાક્ષિક, કાળો ઉબરો, લાખ, લોઢાનુ ચૂર્ણ, પીપર અને રસવતીઓને સમભાગે લઈ, તે સર્વના વજન જેટલા કાળા તલમા વાટી, તેની વાટ બનાવી, તે વાટ ગાયના પિત્તમા વાટી તેનો લેપ કરવામાં આવે, તો તેથી શ્વિત્ર મટી જાય છે

મોર પક્ષીના પિત્તનો શ્વિત્ર ઉપર લેપ કરવામા આવે, તો તેથી શ્વિત્ર મટી જાય છે

વાઘો બાળી મોર પક્ષીના પિત્તમા વાટી તેનો શ્વિત્ર ઉપર લેપ કર તો તેથી શ્વિત્ર મટે છે

મોરથુથુ, રતાલ, કડુ, સૂઠ, મરી, પીપર, કાળો સરગવો આકડો, કણેર, કઠ, બાબચી, ભિલામુ દારુડી, સરસવ અને થોરને વાટી શ્વિત્રો ઉપર લેપ કરવાથી સઘળા શ્વિત્રો મટી જાય છે

[1] વાગ્ભટનો ટીકાકાર તો એમ કહે છે કે બાબચીના બીજને તેઓના દસ ભાગ જેટલા ક્ષારમા પકવવા

લોધરનાં પાંદડાં, લીંબડાનાં પાંદડાં, પીલુનાં (ખારી જારનાં) પાંદડાં, ગરમાળાના પાંદડાં, વાવડિંગનાં બીજ, સફેદ કરણનાં બીજ, હળદર, દારુહળદર, ઊભી ભોરિંગણી અને બેઠી ભોરિંગણી વાટી શ્વિત્રો ઉપર લેપ કરવાથી સઘળાં શ્વિત્રો મટે છે. ૧૨

वायसीफल्गुतिक्तानां शतं दत्त्वा पृथक् पृथक् ॥
द्वे लोहरजसः प्रस्थे त्रिफलाऽऽढकं तथा ।
त्रिद्रोणेऽपां पचेद्यावद्भागौ द्वावसनादपि ॥
शिष्टं च विपचेद् भूय एतैः श्लक्ष्णप्रपेषितैः ।
कल्कैरिन्द्रयवव्योषत्वग्दारुचतुरङ्गुलैः ॥
पारावतपदीदन्तीवाकुचीकेशराह्वयैः ।
कण्टकार्या च तत्पक्वं घृतं कुष्ठिषु योजयेत् ॥
दोषधात्वाश्रितं पानादभ्यङ्गात्त्वग्गतं तथा ।
अप्यसाध्यं नृणां कुष्ठं नाम्ना नीलं नियच्छति ॥१३॥

## નીલઘૃત

ચારસો તોલાભાર પીલુડી, ચારસો તોલાભાર કાળો ઉંબરો, ચારસો તોલાભાર કડુ, એકસો અઠાવીસ તોલાભાર લોઢાનું ચૂર્ણ, ત્રણ આઢકભાર (બસોછપન તોલાભારનું એક આઢક—તે વજને) ત્રિફળા અને સર્વથી બમણો બીબલો—બીયોનો છ દ્રોણભાર (એક હજાર ચોવીસ તોલાભારનો એક દ્રોણ—તે વજન.) પાણીમાં ક્વાથ કરવો. ઊકળતાંઊકળતાં ચોથા-ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઈ તે ક્વાથમાં ઇંદ્રજવ, સૂંઠ, મરી, પીપર, તજ, દારુહળદર, ગરમાળો, માલકાંકણી, નેપાળો, બાબચી, બોલસરી અને ભોરિંગણીનો કલ્ક નાખી તે ક્વાથથી તથા કલ્કથી ઘી પકાવવું. એ ઘી **નીલઘૃત** કહેવાય છે. આ ઘી પાવામાં આવે તો માણસોના દોષો તથા ધાતુઓના આશ્રયમાં રહેલો અસાધ્ય કોઢ પણ મટી જાય છે અને આ ઘી લગાડે, તો ચામડીનો અસાધ્ય કોઢ

त्रिफलात्वक् त्रिकटुकं सुरसा मदयन्तिका
वायस्यारग्वधानां च तुलां कुर्यात्पृथक् पृथ
काकमाच्यर्कवरुणदन्तीकुटजचित्रकान् ।
दार्वीनिदिग्धिकाभ्यां तु पृथग्दशपलं तथा
त्रिद्रोणेऽपां पचेद्यावत्षट्प्रस्थं परिशेषितम् ।
शकृद्रसदधिक्षीरमूत्राणां पृथगाढकम् ॥
तद्वद्घृतस्य तत्साध्यं भूनिम्बव्योषचित्रकैः
करञ्जफलनीलीकाश्यामावल्गुजपीलुभिः ॥
नीलिनीनिम्बकुसुमैः सिद्धं कुष्ठापहं घृतम्
म्रक्षणादङ्गसावर्ण्यं श्वित्रिणां जनयेन्नृणाम् ।
भगन्दरं कृमीनर्शो महानीलं नियच्छति ॥

## મહાનીલ ઘૃત

ત્રિફળા, તજ, સૂંઠ, મરી, પીપર, ડોલર અથવા મેંદી, મોટી કરંજ અને એ દરેક દ્રવ્યને ચારસો ચારસો ત લેવાં. પીલુડી, આકડો, વાયવરણો, ઇંદ્રજવ, ચિત્રક, દારુહળદર અને ભોરિ દરેક દ્રવ્યને ચાળીસચાળીસ તોલાભા એ સર્વને છ દ્રોણભાર પાણીમાં ઉકાળી (ચોસઠ તોલાભારનું એક પ્રસ્થ—એ પાણી બાકી રાખવું. પછી તેમાં છાણનો રસ, ગાયનું દહીં, ગાયનું ગાયનું મૂત્ર એ દરેકને એકએક અ નાખી અને કરિયાતું, સૂંઠ, મરી, ચિત્રક, કરંજનાં ફળ, ગળી, નસોતર, પીલુ, બીજી જાતની ગળી અને લીંબડાન કલ્ક નાખીને તે ક્વાથમાં એક અ ગાયનું ઘી પકવવું. એ ઘી સિદ્ધ થા **મહાનીલ ઘૃત** કહેવાય છે. આ મહાન કોઢને હણે છે અને ભગંદર, કૃમિઓ અરશોને પણ હણે છે. શ્વિત્રના રોગી ઘી ચોળે તો શ્વિત્ર મટી જઈ તેઓના શ્વિ

मूत्रं गव्यं चित्रकव्योषयुक्तं
सर्पिः कुम्भे क्षौद्रयुक्तं स्थितं हि ।
पक्षादूर्ध्वं श्वित्रिभिः पेयमेतत्
कुर्याच्चास्मिन्कुष्ठदिष्टं विधानम् ॥१५॥

### ગોમૂત્રારિષ્ટ

ગાયના મૂત્રને ચિત્રક, સૂંઠ, મરી તથા પીપરથી મિશ્ર કરી તથા મધથી મિશ્ર કરી ઘીના ચીકા ઘડામાં એક પખવાડિયા સુધી રાખી મૂકવું. પછી એ ગોમૂત્રનું અરિષ્ટ નિત્ય પાવું અને કોઢ ટાળવા માટે જે આ રવિ । રાદિકનો વિધિ કહ્યો છે, તે પળાવવો. આ પ્રમાણે કરનાથી કોઢ મટી જાય છે ( ચિત્રક, સૂંઠ, મરી તથા પીપરની એટલી જ માત્રા નાખવી, કે જેટલી માત્રાથી અરિષ્ટમાં કાંઈક તીખાશ થાય ) ૧૫

पूतीकार्कस्नुङ्नरेन्द्रद्रुमाणाम्
मूत्रे पिष्टाः पल्लवाः सौमनाश्च ।
लेपः श्वित्रं हन्ति दद्रूव्रणांश्च
दुष्टान्यर्शांस्येव नाडीव्रणांश्च ॥१६॥

### પૂતીકાદિક લેપ

ચરેલકરજ, આકડો, થોર, ગરમાળો અને જાઈનાં પાંદડાંઓને ગોમૂત્રમાં વાટી તેનો લેપ કરવામાં આવે, તો તેથી શ્વિત્ર, દાદર, વ્રણો, દુષ્ટ અરશો અને નાડીવ્રણો પણ મટી જાય છે ૧૬

अस्मादूर्ध्वं निःसृते दुष्टरक्ते
जातप्राणं सर्पिषा स्नेहयित्वा ।
तीक्ष्णैर्योगैरुच्छर्दयित्वा प्रगाढम्
पश्चाद्दोषं निर्हरेच्चाप्रमत्तः ॥
दुर्वान्तो वा दुर्विरिक्तोऽथ वा स्यात्
कुष्ठी दोषैरुद्धतैर्व्याप्तदेहः ।
निःसंदेहं यात्यसाध्यत्वमाशु
तस्मात्कृत्स्नान्निर्हरेत्तस्य दोषान् ॥
पक्षात्पक्षाच्छर्दनान्यभ्युपेयान्
मासान्मासाच्छ्रंसनं चापि देयम् ।
स्राव्यं रक्तं वत्सरे हि द्विरल्पं
नस्यं दद्याच्च त्रिरात्रात्त्रिरात्रात् ॥१७॥

### કોઢવાળાને વારંવાર વમનવિરેચનો તથા લોહીના સ્રાવણની જરૂર

વમન તથા વિરેચન દીધા પછી અને લોહીનો સ્રાવ કર્યા પછી પણ જ્યારે તે કોઢવાળો માણસ શક્તિમાન થયેલો જણાય, ત્યારે સાવચેતીવાળા વૈદ્યે ફરીવાર પણ તેને ઘી પિવડાવવાથી સ્નિગ્ધ કરી તીક્ષ્ણ યોગોથી અત્યંત વમન કરાવીને વિરેચન તથા લોહીના સ્રાવણથી તેના દોષનું શોધન કરવું. જો કોઢનો દરદી બરાબર વમનવિનાનો અથવા બરાબર વિરેચનવિનાનો રહી ગયો હોય, તો ઉદ્ધત થયેલા દોષોથી ઘેરાઈને અવશ્ય અસાધ્યતા પામે છે માટે, વૈદ્યે તે દરદીના સઘળા દોષોને સારી પેઠે દૂર કરવા જોઈએ એ દરદીને દર પખવાડિયે વમન કરાવવું, દર મહિને વિરેચન દેવું, એક વર્ષમાં બેવાર થોડું થોડું લોહી સ્રવાવવું અને ત્રણત્રણ દિવસે નસ્ય આપ્યા કરવું. ૧૭

पथ्या व्योषं सेक्षुजातं सतैलं
लीढ्वा शीघ्रं मुच्यते कुष्ठरोगात् ।
धात्रीपथ्याक्षोपकुल्याविडङ्गान्
क्षौद्राज्याभ्यामेकतो वावलिह्यात् ॥
पीत्वा मासं वा पलाशं हरिद्राम्
मूत्रेणान्तं पापरोगस्य गच्छेत् ।
एवं पेयश्चित्रकः श्लक्ष्णपिष्टः
पिप्पल्यो वा पूर्ववन्मूत्रयुक्ताः ॥
तद्वत्तार्क्ष्यं मासमात्रं च पेयं
तेनाजस्रं देहमालेपयेच्च ।
आरिष्टत्वक्सप्तपर्णौ च तुल्या
लाक्षा मुस्तं पञ्चमूल्यौ हरिद्रे ॥
मञ्जिष्ठाक्षौ वासका देवदारु
पथ्यावह्नी व्योषधात्रीविडङ्गम् ।

सामान्यांशं योजयित्वा विडङ्गै-
श्चूर्णं कृत्वा तत्पलोन्मानमश्नन् ॥
कुष्ठाज्जन्तुर्मुच्यते त्रैफलं वा
सर्पिर्द्रोणं व्योषयुक्तं च युञ्जन् ।
गोमूत्राम्बुद्रोणसिद्धेऽक्षपीडे
सिद्धं सर्पिर्नाशयेच्चापि कुष्ठम् ॥
आरग्वधे सप्तपर्णे पटोले
सवृक्षके नक्तमाले सनिम्बे ।
जीर्णे पक्कं तद्धरिद्राद्वयेन
हन्यात्कुष्ठं मुष्कके चापि सर्पिः ॥१८॥

## કોઢના દરદી માટે પ્રાયોગિક યોગો

હરડે, સૂંઠ, મરી, પીપર અને ગોળને તેલમાં કાલવી ચટાડાય, તો માણસ કોઢમાંથી તુરત મુક્ત થાય છે. (જો કે તેલ અને ગોળ કોઢને ઉત્પન્ન કરનારાં છે, તોપણ હરડે વગેરેના સંયોગને લીધે કોઢને હરનારાં થાય છે કેમ કે; સંયોગશક્તિનો મહિમા અચિંત્ય છે-ડલ્લન.)

આમળાં, હરડે, બહેડાં, પીપર અને વાવડિંગના ચૂર્ણને મધ તથા ઘીમાં અથવા મધ કે ઘીમાં કાલવીને ચટાડાય, તો તેથી કોઢ મટે છે.

એક મહિના સુધી નિત્ય ચારચાર તોલાભાર હળદર લઈ તેને ગોમૂત્રની સાથે પાવામાં આવે, તો તેથી કોઢ મટે છે.

ચિત્રક અથવા પીપરને બારીક વાટી એક મહિના સુધી નિત્ય ગોમૂત્રની સાથે પાવામાં આવે, તો તેથી કોઢ મટી જાય છે.

એક મહિના સુધી નિત્ય રસવંતીને વાટી ગોમૂત્રની સાથે પાવામાં આવે અને તેનો જ નિરંતર લેપ કરાય, તો તેથી કોઢ મટે છે.

લીંબડાની છાલ, સપ્તપર્ણની છાલ, લાખ, મોથ, દસમૂળી, હળદર, દારુહળદર, મજીઠ, બહેડાં, અરડૂસી, દેવદાર, હરડે, ચિત્રક, સૂંઠ, મરી, પીપર, આમળાં અને વાવડિંગને સમભાગે લઈ, તેમાં વાવડિંગનો એક બીજો ભાગ પણ નાખી, ચૂર્ણ કરી તે ચૂર્ણ એક મહિના સુધી નિત્ય ચારચાર તોલાભાર ખવડાવવામાં આવે, તો તેથી કોઢ મટી જાય છે.

ત્રિફળાનું ચૂર્ણ કરી તે ચૂર્ણ એક મહિના સુધી નિત્ય ચારચાર તોલાભાર ખવડાવવામાં આવે, તો તેથી કોઢ મટી જાય છે.

એકહજાર ચોવીસ તોલાભાર ઘીને સૂંઠ, મરી તથા પીપરથી મિશ્ર કરીને તેમાંથી નિત્ય ચારચાર તોલાભાર ખવડાવવામાં આવે, તો તેથી કોઢ મટી જાય છે.

શંખવેલ (આંખફૂટામણી)નો એક હજાર ચોવીસ તોલાભાર ગોમૂત્રમાં ક્વાથ કરી, તે ક્વાથથી ઘી પકવીને તે ઘીનો નિત્ય ઉપયોગ કરાવવામાં આવે, તો તેથી કોઢ મટી જાય છે.

ગરમાળો, સપ્તપર્ણ, પટોલ, ઇંદ્રજવ, કરંજ, લીંબડા, હળદર, દારુહળદર અને મખરેના ક્વાથમાં પકવેલું જૂનું ઘી નિત્ય ખવડાવવામાં આવે, તો તેથી કોઢ મટી જાય છે. ૧૮

रोध्रारिष्टं पद्मकं रक्तसारः
सप्ताह्वाक्षौ वृक्षको बीजकश्च ।
योज्याः स्नाने दह्यमानस्य जन्तोः
पेया वा स्यात्क्षौद्रयुक्ता त्रिभण्डी ॥१९॥

## પિત્તના વધારાથી તથા નિર્બલતાથી કોઢમાં થતા દાહને શાંત કરવાનો ઉપાય

કોઢના દરદીને દાહ થતો હોય, તો તેને લોધર, અરીઠા, પદ્મકાષ્ઠ, રતાંજલિ, સપ્તપર્ણ, બહેડાં, ઇંદ્રજવ-કડો અને બીબલોથી મિશ્ર કરેલા જળથી સ્નાન કરાવવું અથવા નસોતરના ચૂર્ણને મધથી મિશ્ર કરી પાવું. ૧૯

खादेत्कुष्ठी मांसपाते पुराणा-
न्मुद्गान्सिद्धान्निम्बतोये सतैलान् ।
निम्बक्वाथं जातसत्त्वः पिबेद्वा
क्वाथं वार्कालर्कसप्तच्छदानाम् ॥

जग्धेष्वङ्गेष्वश्वमारस्य मूलं
लेपो युक्तः स्याद्विडङ्गैः समूत्रैः ।
मूत्रैश्चैनं सेचयेद्भोजयेच्च
सर्वाहारान्संप्रयुक्तान्विडङ्गैः ॥
कारञ्जं वा सार्षपं वा क्षतेषु
क्षेप्यं तैलं शिग्रुकोशाम्रयोर्वा ।
पक्वं सर्वैर्वा कटूष्णैः सतिक्तैः
शेषं च स्याद् दुष्टव्रणविधानम् ॥२०॥

### કોઢવાળાનું માંસ ખરી પડતું હોય કે કીડા પડ્યા હોય તો તે ઉપર યોગો

માંસ ખરી પડતું હોય તો જૂના મગને લીંબડાના પાણીમાં રાંધી તેલ સાથે ખાવા.

કીડા પડ્યા હોય તો લીંબડાનો કવાથ પીવો અથવા આકડો, સફેદ ફૂલનો આકડો અને સપ્તપર્ણનો કવાથ પીવો.

કીડાઓ અંગોને ખાઈ જતા હોય તો કણેરનાં મૂળ અને વાવડિંગને ગોમૂત્રમાં વાટીને તેઓનો લેપ કરાવવો, ગોમૂત્રોથી સઘળાં અંગો પર સિંચન કરવું અને સઘળા આહારો વાવડિંગોથી મિશ્ર કરીને ખવડાવવા; અથવા વ્રણોમાં કરંજિયું, સરસિયું, સરગવાનું કે જંગલી લાલ આંબાનું તેલ નાખવું, અથવા કરંજિયું, સરસિયું, સરગવાનું કે જંગલી લાલ આંબાના તેલને સઘળા કટુ, ઉષ્ણ તથા તિક્ત પદાર્થોના કવાથ તથા કલ્કથી પકાવીને વ્રણોમાં નાંખવું અને બાકી સઘળી દુષ્ટ વ્રણના જેવી ચિકિત્સા કરવી ૨૦

सप्तपर्णकरञ्जार्कमालतीकरवीरजम् ।
स्नुहीशिरीषयोर्मूलं चित्रकास्फोतयोरपि ॥
विषलाङ्गलवज्राख्यकासीसालमनःशिलाः ।
करञ्जबीजं त्रिकटु त्रिफलां रजनीद्वयम् ॥
सिद्धार्थकान्विडङ्गानि प्रपुन्नाडं च संहरेत् ।
मूत्रपिष्टैः पचेदेतैस्तैलं कुष्ठविनाशनम् ॥
एतद्वज्रकमभ्यङ्गान्नाडीदुष्टव्रणापहम् ॥ २१ ॥

### વજ્રક તેલ ( ચોળવા માટે)

સપ્તપર્ણનાં મૂળ, કરંજનાં મૂળ, આકડાનાં મૂળ, માલતીનાં મૂળ, કણેરનાં મૂળ, થોરનાં મૂળ, સરસડિયાનાં મૂળ, ચિત્રકનાં મૂળ, કપૂરીનાં મૂળ, વછનાગ, દૂધિયો વછનાગ, સફેદ અબરક, હીરાકસી, હરતાલ, મણશીલ, કરંજનાં બીજ, સૂંઠ, મરી, પીપર, ત્રિફળા, હળદર, દારુહળદર, સરસવ, વાવડિંગ અને કુવાડિયાંને એકઠાં કરી ગોમૂત્રમાં વાટી કલ્ક કરી, ચોગણા ગોમૂત્રમાં તે કલ્ક નાખી તલનું તેલ પકાવવું (ગયદાસાચાર્ય કહે છે, કે સરસિયું તેલ પકાવવું.) આ તેલ સિદ્ધ થાય ત્યારે વજ્રક તેલ કહેવાય છે. આ તેલ ચોળવાથી કોઢ મટે છે અને નાડીવ્રણો તથા દુષ્ટ વ્રણો પણ મટે છે. ૨૧

सिद्धार्थकः करञ्जौ द्वौ द्वे हरिद्रे रसाञ्जनम् ॥
कुटजश्च प्रपुन्नाडसप्तपर्णौ मृगादनी ।
लाक्षा सर्जरसोऽर्कश्च सास्फोतारग्वधौ स्नुही ॥
शिरीषस्तुवराख्यस्तु कुटजारुष्करौ वचा ।
कुष्ठं कृमिघ्नं मञ्जिष्ठा लाङ्गली चित्रकं तथा ॥
मालती कटुतुम्बी च गन्धाह्वा मूलकं तथा ।
सैन्धवं करवीरं च गृहधूमं विषं तथा ॥
कम्पिल्लकं ससिन्दूरं तेजोह्वातुत्थकाह्वये ।
समभागानि सर्वाणि कल्कपेष्याणि कारयेत् ॥
गोमूत्रं द्विगुणं दद्यात्तिलतैलाच्चतुर्गुणम् ।
कारञ्जं वा महावीर्यं सार्षपं वा महागुणम् ॥
अभ्यङ्गात्सर्वकुष्ठानि गण्डमालाभगन्दरान् ।
नाडीदुष्टव्रणान्घोरान्नाशयेन्नात्र संशयः ॥
महावज्रकमित्येतन्नाम्ना तैलं महागुणम् ॥२२॥

### મહાવજ્રક તેલ (ચોળવા માટે)

સરસવ, બન્ને જાતની કરંજ, હળદર, દારુહળદર, રસવંતી, ઇંદ્રજવ, (બે ભાગ) કુવાડિયો, સપ્તપર્ણ, ઇંદ્રવારણી, લાખ, રાળ, આકડો, ઉપલસરી–કપૂરી, ગરમાળો, થોર, સરસડિયો, શરિયાં, ભિલામાં, વજ, કઠ, વાવડિંગ, મજીઠ,

કૃમિયો વચ્છનાગ, ચિત્રક, માલતી, કડવી તૂંબડી, ધઉલાં કે જંગલી તુળસી, મૂળાનાં બીજ, સૈંધવ, કણેર, ઘરનો ધુમાડો, વચ્છનાગ, કપીલો, સિંદૂર, માલકાંકણી અને મોરથૂથુ એ સઘળાં દ્રવ્યો સમભાગે લઈ કલ્ક કરી તે કલ્ક નાખીને બમણા ગોમૂત્રમાં તેલ પકાવવું. તલનું તેલ પકાવવું હોય, તો ચોગણા ગોમૂત્રમાં પકાવવું. આ પ્રમાણે પકાવેલું તલનું તેલ અથવા મોટી શક્તિવાળું કરંજિયું તેલ અથવા મોટા ગુણવાળું સરસિયું તેલ **મહાવજ્રક** તેલ કહેવાય છે. આ મોટા ગુણોવાળું તેલ ચોળવાથી સઘળા કોઢો, ગંડમાળ, ભગંદર, ઘોર નાડીવ્રણો અને બીજા દુષ્ટ વ્રણો પણ મટે છે, એમાં કશો સંશય નથી. ૨૨

पित्तावापैर्मूत्रपिष्टैस्तैलं लाक्षादिकैः कृतम् ॥
सप्ताहं कटुकालाब्वां निदधीत चिकित्सकः ।
पीतवन्तं ततो मात्रां तेनाभ्यक्तं च मानवम् ॥
शोषयेदातपे तस्य दोषा गच्छन्ति सर्वशः ।
स्रुतदोषं समुत्थाप्य स्नातं खदिरवारिणा ।
यवागूं पाययेदेनं साधितां खदिराम्बुना ॥२३॥

## લાક્ષાદિક તેલ (પીવા માટે)

સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયમાં કહેલા લાક્ષાદિ ગણને અથવા આ અધ્યાયના ૧૧મા વિષયમાં કહેલા લાખથી માંડીને ગરમાળાનાં મૂળ સુધીના પદાર્થોને ગોમૂત્રમાં વાટી, કલ્કરૂપ કરી, તે કલ્ક નાખીને ચોગણા ગોમૂત્રમાં વેધે ગાયનું પિત્ત નાખેલું તેલ પકાવવું. એ તેલ સિદ્ધ થાય ત્યારે લાક્ષાદિક તેલ કહેવાય છે. આ તેલને સાત દિવસ સુધી કડવી તૂંબડીમાં રાખ્યા પછી કોઢના દરદીને તેની માત્રા પાવી તથા શરીર પર ચોળ્યા પછી તે માણસને તડકામાં બેસાડવો. આમ કરવાથી સઘળા દોષો મટી જાય છે. દોષો મટી ગયા પછી તે માણસને તડકામાંથી ઉઠાડી ખેરના ઠંડા જળથી નવરાવવો અને પછી ખેરના જળથી પકાવેલી રાબ પાવી. કોઢવાળા માણસને ટાઢા જળમાં પડવાની મનાઈ છે, પણ ટાઢું પાણી શરીર ઉપર રેડી નાહવું નિષિદ્ધ નથી.) આ ક્રિયા કરવાથી કોઢ સંબંધી વ્રણો અંદરથી રુઝાઈ જાય છે. ૨૩

एवं संशोधने वर्गे कुष्ठघ्नेष्वौषधेषु च ॥
कुर्यात्तैलानि सर्पींषि प्रदेहोद्धर्षणानि च ॥२४॥

## કોઢો મટાડવા બીજાં તેલો, ઘૃતો, પ્રલેપો તથા ઉદ્ઘર્ષણો બનાવવાં

એવી રીતે સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયમાં કહેલાં નસોતર વગેરે સંશોધન દ્રવ્યોથી તથા કોઢ મટાડનારાં ઔષધોથી બીજાં પણ તેલો, ઘૃતો, પ્રલેપો તથા ઉદ્ઘર્ષણો (ચોળવા તથા ઘસવાનાં ઔષધો) બનાવી લેવાં. ૨૪

प्रातः प्रातश्च सेवेत योगान्वैरेचनाञ्छुभान् ।
पञ्च षट् सप्त चाष्टौ वा यैरुत्थानं न गच्छति ॥२५॥

## કોઢવાળાએ વિરેચનો સેવવાં

કોઢના દરદીએ દરરોજ સવારે જેઓથી પાંચ, છ, સાત કે આઠ વાર દસ્ત લાગે એવા ઉત્તમ વિરેચનના યોગોનું સેવન કરવું જોઈએ, કે જેનાથી કોઢ વધે નહિ. ૨૫

कारभं वा पिबेन्मूत्रं जीर्णे तत्क्षीरभोजनम् ।
जातसत्त्वानि कुष्ठानि मासैः षड्भिरपोहति ॥२६॥

## કૃમિવાળા કોઢો ઉપર ઊંટડીનું મૂત્ર

કોઢના દરદીને નિત્ય ઊંટડીનું મૂત્ર પાવું અને તે પચ્યા પછી દૂધ સહિત અન્ન જમાડવું. આ પ્રયોગ કરવામાં આવે, તો જેઓમાં કીડા ઉત્પન્ન થયા હોય એવા કોઢો છ મહિને મટી જાય છે. ૨૬

दिदृक्षुरन्तं कुष्ठस्य खदिरं कुष्ठपीडितः ।
सर्वथैव प्रयुञ्जीत स्नानपानाशनादिषु ॥
यथा हन्ति प्रवृद्धत्वात्कुष्ठमातुरमोजसा ।
तथा हन्त्युपयुक्तस्तु खदिरः कुष्ठमोजसा ॥२७॥

## કોઢ ઉપર ખેરનો ઉપયોગ

કોઢથી પીડાયેલો માણસ કોઢનો નાશ

જોવા ઇચ્છતો હોય, તો તે સ્નાન, પાન તથા ભોજન વગેરેમા સર્વથા ખેરનો અવશ્ય ઉપયોગ કરે જેમ વૃદ્ધિ પામેલો કોઢ પોતાના પ્રબળ સામર્થ્યથી રોગીને મારી નાખે છે, તેમ સ્નાન, પાન તથા ભોજન વગેરેમાં મિશ્ર કરેલો ખેર પોતાના પ્રબળ સામર્થ્યથી કોઢનો નાશ કરે છે ૨૭

नीचरोमनखोऽश्रान्तो हितार्थौषधतत्पर
योपिन्मांससुरावर्जी कुष्ठी कुष्ठमपोहति ॥ २८ ॥

કોઢના દરદીએ પાળવાના નિયમો

કોઢના દરદીએ નખો તથા મૂછો વગેરેના વાળ નીચા રાખવા, ઉપાયો કરવાથી કંટાળવુ નહિ, પથ્ય ભોજન કરવુ, ઔષધોમા તત્પર રહેવુ અને મૈથુન, માંસ તથા મદિરાનો ત્યાગ કરવો આ નિયમો પાળવાથી કોઢ મટે છે ૨૮

## અધ્યાય ૧૦ મો

अथातो महाकुष्ठचिकित्सित व्याख्यास्याम. ।
यथोवाच भगवान् धन्वतरि ॥ १ ॥

ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'મહાકુષ્ઠ ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

कुष्ठेषु मेहेषु कफामयेषु
सर्वाङ्गशोफेषु च दारुणेषु ।
कृशत्वमिच्छत्सु च मेदुरेषु
योगानिमानग्र्यमतिर्विदध्यात् ॥ २ ॥

કોઢ તથા મેદ મટાડવા વૈદ્યને ભલામણ

અત્યંત પ્રવીણ બુદ્ધિવાળા વૈદ્યે દારુણ કોઢો, દારુણ પ્રમેહો, કફ સબધી દારુણ રોગો, સર્વ શરીરમાં થયેલા દારુણ સોજા અને મેદની વૃદ્ધિથી સ્થૂળ થઈ ગયેલા લોકો કે જેઓ કૃશ થવા ઇચ્છતા હોય તેઓના મેદનો નાશ કરવા નીચે કહેલા યોગોના પ્રયોગો કરવા ૨

क्षुण्णान्यवान्निःपूतान् रात्रौ गोमूत्रपर्युषिता न्महति किलिञ्जे शोषयेदेव सप्तरात्र भावयेच्छोषयेच्च ततस्तान् कपालभृष्टान् सक्तून् कारयित्वा प्रात प्रातरेव कुष्ठिन प्रमेहिण वा सालसारादिकषायेण कण्टकिवृक्षकषायेण वा पाययेद् भल्लातकप्रपुन्नाडाव ल्गुजार्कचित्रकविडङ्गमुस्तचूर्णचतुर्भागयुक्तान् । एवमेव सालसारादिकषायपरिपीतानामारग्वधादिकषायपरिपी ताना वा गोशकृद्भूताना वा यवाना सक्तून् कारयित्वा भल्लातकादीना चूर्णान्यावाप्य खदिराशननिम्बराज वृक्षरोहितकगुडूचीनामन्यतमस्य कषायेण शर्करामधु मधुरेण द्राक्षायुक्तेन दाडिमवेतसाम्लेन सैन्धवलवणा न्वितेन पाययेदेष सर्वमन्थ कल्प ॥ ३ ॥

યવમંથ[1] તથા બીજા મંથોની બનાવટ

જવને ખાંડણિયામાં ખાંડી, ફોતરાં કાઢી નાખી, રાતે ગોમૂત્રમા પલાળી મૂકવા અને દિવસે વાંસના સૂંડલામા નાખી સૂકવવા આ પ્રમાણે સાત રાતમા સાતવાર ભાવના દેવી અને સાત દિવસમા સાતવાર સૂકવવા પછી તેઓને કનેડામા શેકી, સાથવો બનાવી તેમા તેના ચોથાભાગ જેટલુ ભિલામા, કુવાડિયો, બાવચી, આકડો, ચિત્રક, વાવડિંગ અને મોથનુ ચૂર્ણ મેળવી તે સાથવો કોઢવાળને અથવા પ્રમેહવાળાને સાલસારાદિ ગણના કવાથમાં ઘોળીને અથવા ખેર તથા બોરડી વગેરે કાંટાળી વૃક્ષોના કવાથમા ઘોળીને પાવો (આ કવાથમા યોગ્યતા પ્રમાણે મીઠાશ, ખટાશ તથા ખારાશ કરવી) એજ રીતે સાલસારાદિ ગણનો કવાથ

[1] મોટા કોઢોની એટલે ધાતુઓની અંદર પેઠેલા કોઢોની ચિકિત્સા વિશે

[1] જવ વગેરેના સાથવાને ઘી લગાડી ઠંડા પાણીમા નાખી તનો જ રેલો નહિ અને બહુ ઘાટો પણ નહિ એવો જે રસ બનાવવામા આવે તે મંથ કહેવાય છે (સૂત્રસ્થાન અધ્યાય ૪૬મો વિષય ૩૩૨મો)

પાઈ તૈયાર કરેલા અથવા આરગ્વધાદિ ગણુનો ક્વાથ પાઈ તૈયાર કરેલા અથવા ગાયને જવ ખવરાવી તેના છાણમાંથી વીણી લીધેલા જવોને કલેડામાં શેકી, સાથવો બનાવી, તેમાં તે સાથવાના ચોથાભાગ જેટલું, ઉપર લખેલાં ભિલ્લામાં વગેરેનું ચૂર્ણ મિશ્ર કરી, ખેર, બીબલો, લીંબડો, ગરમાળો, રગતરોહિડો કે ગળોનો ક્વાથ તૈયાર કરી, તે ક્વાથને સાકર તથા મધથી મીઠો કરી, દ્રાક્ષથી મિશ્ર કરી, દાડમના રસ તથા નેતરનાં બીજોથી ખાટો કરી, સૈંધવથી તથા બીજાં પણ લવણોથી મિશ્ર કરીને તે ક્વાથમાં પેલો, ભિલામાં વગેરેના ચૂર્ણથી મિશ્ર કરેલો સાથવો ઘોળીને પાવો. આ પ્રમાણે બીજા પણ સઘળા મંથોમાં ગોઠવણ કરી લેવી. ૩

यावकांश्च भक्ष्यान्धानोलुंबककल्माषापूपपूर्णकोशोत्कारिकाशष्कुलिकाकुणावीप्रभृतीन् सेवेत । यवविधानेन गोधूमवेणुयवानुपयुञ्जीत ॥४॥

### ભયંકર કોઢવાળા માટે ખોરાક

જવની ધાણી, પોંખ, ઘૂઘરી, પુડલા, કચોરી, લાપસી તથા ઓરમાં, સૂંવાળીઓ અને કુણાવી (લોઢી પર શેકેલી પરસૂદીની રોટલી) વગેરે ભક્ષ્યો તૈયાર કરી કોઢવાળાને તેઓનું સેવન કરાવવું. જવનાં ભક્ષ્યો પ્રમાણે જ ઘઉંનાં તથા વાંશિયા જવનાં ભક્ષ્યોનો ઉપયોગ કરાવવો. ૪

अरिष्टानतो वक्ष्यामः – पूतीकचव्यचित्रकसुरदारुसारिवादन्तीत्रिकटुकानां प्रत्येकं षाट्पलिका भागा बदरकुडवस्त्रिफलाकुडव इत्येतेषां चूर्णानि, ततः पिप्पलीमधुघृतैरन्तःप्रलिप्ते घृतभाजने प्राक्कृतसंस्कारे सप्तोदककुडवानयोरजोऽर्द्धकुडवमर्द्धतुलां च गुडस्याभिहितानि चूर्णान्यावाप्य स्वनुगुप्तं कृत्वा यवपल्ले सप्तरात्रं वासयेत्ततो यथाबलमुपयुञ्जीतैषोऽरिष्टः कुष्ठमेहमेदःपाण्डुरोगश्वयथूनपहन्ति । एवं शालसारादौ न्यग्रोधादावारग्वधादौ वारिष्टान्कुर्वीत ॥५॥

### ભયંકર કોઢવાળા માટે અરિષ્ટોની રચના

. હવે અરિષ્ટોની કલ્પના કહીએ છીએઃ કરંજ, ચવક, ચિત્રક, દેવદાર, ઉપલસરી–કપૂરી, નેપાળો અને ત્રિકટુક(સૂંઠ, મરી, પીપર)ને ચોવીસચોવીસ તોલાભાર લઈ અને બોર તથા ત્રિફળાને સોળસોળ તોલાભાર લઈ તેઓનાં ચૂર્ણો કરવાં. પછી ઘીનું રીઢું વાસણ, કે જેને યોગ્ય ઔષધોની ધુમાડી દેવી વગેરે સંસ્કાર પ્રથમથી જ આપી રાખ્યો હોય, તેને પીપર, મધ અને ઘીના કલ્કથી અંદરના ભાગમાં લીપી તેમાં એકસોબાર તોલાભાર પાણી, આઠ તોલાભાર લોઢાનું ચૂર્ણ, બસો તોલાભાર ગોળ અને ઉપર કહેલાં ચૂર્ણો નાખી, વાસણનું મોઢું બંધ કરી પછી તે વાસણને સાત રાત સુધી જવના ઢગલામાં રાખી મૂકવું, એટલે અરિષ્ટ તૈયાર થાય છે. (આ અરિષ્ટ પિંડારિષ્ટ કહેવાય છે.) આ અરિષ્ટમાંથી રોગીના જઠરાગ્નિના તથા શરીરના બળને અનુસરતી માત્રા લઈ કોઢને ટાળનારાં ખેર વગેરે દ્રવ્યોના ક્વાથમાં ઘોળીને પાવી. આ અરિષ્ટ કોઢ, પ્રમેહ, મેદ, પાંડુરોગ તથા સોજાને મટાડે છે. આ પ્રમાણે જ શાલસારાદિગણના અથવા ન્યગ્રોધાદિ ગણના અથવા આરગ્વધાદિ ગણના અરિષ્ટો કરવા. ૫

आसवानतो वक्ष्यामः – पलाशभस्मपरिस्रुतस्योष्णोदकस्य शीतीभूतस्य त्रयो भागा द्वौ फाणितस्यैकध्यमरिष्टकल्पेन विदध्यात् । एवं तिलादीनां क्षारेषु शालसारादौ न्यग्रोधादावारग्वधादौ मूत्रेषु चासवान्विदध्यात् ॥ ६ ॥

### ભયંકર કોઢવાળા માટે આસવોની રચના

હવે આસવોની રચના કહીએ છીએઃ ખાખરાની ભસ્મમાં નાખીને ગાળેલા ઊના પાણીને ઠંડું કરી તેના ત્રણ આઢક લેવા (બસો છપ્પન તોલાભારનો એક આઢક થાય છે.) અને ગોળની રાબ જેવી ચાસણીના બે આઢક લેવા.

પછી એ સર્વને એકઠાં કરી, ત્રિફળા વગેરેના ચૂર્ણથી મિશ્ર કરી, ઉપર કહેલી અરિષ્ટની રીત પ્રમાણે ઘીના રીઢા વાસણમાં નાખીને સાત દિવસ સુધી તે વાસણને જવના ઢગલામાં દાટી મૂકવું, એટલે આસવ સિદ્ધ થઈ જાય છે આ પ્રમાણે જ તલ, અઘેડો, કેળ, ખાખરો અને જવનાં વૃક્ષોની છાલોના ક્ષારના પાણીના, શાલસારાદિ ગણના, ન્યગ્રોધાદિ ગણના, આરગ્વધાદિ ગણના અને મૂત્રોના આસવો બનાવવા. ૬

अथ सुरा वक्ष्यामः – शिंशपाखदिरयोः सारमादायोत्पाट्य चोत्तमारणीब्राह्मीकोशातकीस्तत्सर्वमेकतः कषायकल्पेन विपाच्योदकमाददीत मण्डोदकार्थं, किण्वपिष्टमभिषुणुयाच्च यथोक्तम्।एवं सुरा शालसारादौ न्यग्रोधादावारग्वधादौ च विदध्यात् ॥ ७॥

**ભયંકર કોઢવાળા માટે મદિરાની રચના**

હવે સુરાઓની રચના કહીએ છીએ સીસમ અને ખેરના સારના બે ભાગ લઈ તથા ચમારદૂધેલી, બ્રાહ્મી તથા કુકડવેલને ઉખેડી એક ભાગ જેટલી લઈ એ સર્વને એકઠાં કરી ક્વાથની રીતિ પ્રમાણે ચોગણા પાણીમા ઉકાળી ચોથા ભાગ જેટલુ પાણી બાકી રહે, ત્યારે તેને મ ડોદક માટે લઈ સૂત્રસ્થાનના ૪૪મા અધ્યાયમા કહ્યા પ્રમાણે કિણ્વનો (અડદ તથા ચોખા વગેરેથી કહેલા મદિરાના બીજનો તથા ચોખાના લોટનો) આથો કરી તેમા મ ડોદક નાખી કળશમા રાખી મૂકવુ, એટલે સુરા બની જાય છે આ પ્રમાણે જ શાલસારાદિ ગણની, ન્યગ્રોધાદિગણની અને આરગ્વધાદિગણની સુરાઓ બનાવવી. ૭

अतोऽवलेहान्वक्ष्यामः – खदिरासननिम्बराजवृक्षशालसारक्वाथे तरसारपिण्डान् श्लक्ष्णपिष्टान्प्रक्षिप्य विपचेत्। ततो नातिद्रवं नातिसान्द्रमवतार्य तस्य पाणितलपूर्णमप्रातराशो मधुमिश्रं लिह्यादेवं शालसारादौ न्यग्रोधादावारग्वधादौ च लेहान्कारयेत् ॥८॥

**ભયંકર કોઢવાળા માટે અવલેહોની રચના**

હવે અવલેહોની રચના કહીએ છીએઃ ખેર, બીબલો, લીંબડો, ગરમાળો અને શાળના ઝાડના સારનો ક્વાથ કરી તે ક્વાથમાં તેમના જ સારોને સારી પેઠે ચીકાશ થાય એવી રીતે વાટી બનાવેલા પિંડાઓ નાખીને પકાવવા. પછી એ સઘળુ બહુ પ્રવાહી પણ નહિ અને બહુ ઘાટુ પણ નહિ એવુ થઈ જાય, ત્યારે ઉતારી લેવુ, એટલે એ અવલેહ તૈયાર થાય છે. રોગી પ્રભાતે જમ્યો ન હોય તે પહેલાં હથેળીમાં માય તેટલી એ અવલેહની માત્રા લઈ, તેને મધથી મિશ્ર કરી રોગીને ચટાડવી. આ પ્રમાણે જ શાલસારાદિ ગણના, ન્યગ્રોધાદિ ગણના અને આરગ્વધાદિ ગણના અવલેહો કરવા ૮

अतश्चूर्णक्रियां वक्ष्यामः – शालसारादीनां सारचूर्णप्रस्थमाहृत्यारग्वधादिकषायपरिपीतमनेकशः शालसारादिकषायेणैव पाययेत्। एवं न्यग्रोधादीनां फलेषु, पुष्पेष्वारग्वधादीनां चूर्णक्रियां कारयेत् ॥ ९॥

**ભયંકર કોઢવાળા માટે ચૂર્ણોની રચના**

હવે ચૂર્ણોની રચના કહીએ છીએ શાલસારાદિ ગણના સારનુ ચોસઠ તોલાભાર ચૂર્ણ એકઠુ કરી તેને આરગ્વધાદિ ગણનો ક્વાથ પાઈ વારવાર શાલસારાદિ ગણનો જ ક્વાથ પાવો. (ચાર પ્રસ્થ એટલે બસોછપ્પન તોલાભાર પાણીથી એક પ્રસ્થ-એટલે ચોસઠ તોલાભાર દ્રવ્યનો ક્વાથ કરી આઠમા ભાગનુ જળ બાકી રહે ત્યારે ઉતારી લઈ, ફરી તેને ભીંજવીને પાછુ સૂકવવુ એ એકવાર ભાવના આપી ગણાય છે એ પ્રમાણે સાત દિવસમાં શાલસારાદિ ગણના ક્વાથની સાત ભાવનાઓ દેવી ) આ પ્રમાણે કરવાથી ચૂર્ણ તૈયાર થાય છે આ પ્રમાણે જ ન્યગ્રોધાદિ ગણના ફળોના અને આરગ્વધાદિ ગણના પુષ્પોના પણ ચૂર્ણો કરવા ૯

अत ऊर्द्ध्वमयस्कृतीर्वक्ष्यामः – तीक्ष्णलोहपत्राणि तनूनि लवणवर्गप्रदिग्धानि गोमयाग्निप्रतप्तानि त्रिफलाशालसारादिकषायेण निर्वापयेत् षोडशवारां

स्ततः खदिराङ्गारतप्तान्युपशान्ततापानि सूक्ष्मचूर्णानि कारयेद्गाढवान्तवपरिस्राविताानि । ततो यथाबलं मात्रां सर्पिर्मधुभ्यां संसृज्योपयुञ्जीत । जीर्णे यथाव्याध्यनम्लमलवणमाहारं कुर्वीत । एवं तुलामुपयुज्य कुष्ठमेहमेदःश्वयथुपाण्डुरोगोन्मादापस्मारानपहत्य वर्षशतं जीवति । तुलायां तुलायां वर्षशतगुणोत्कर्षः । एतेन सर्वलौहेष्वयस्कृतयो व्याख्याताः ॥

त्रिवृच्छ्यामाग्निमन्थसप्तलाकेबुकशङ्खिनीतिल्वकत्रिफलापलाशशिंशपानां स्वरसमादाय पालाश्यां द्रोण्यामभ्यासिच्य खदिराङ्गारतप्तमयःपिण्डं त्रिःसप्तकृत्वो निर्वाप्य तमादाय पुनरासिच्य स्थाल्यां गोमयाग्निना विपचेत् । ततश्चतुर्थभागावशिष्टमवतार्य परिस्राव्य भूयोऽग्नितप्तान्ययःपत्राणि प्रक्षिपेत् । सिध्यति चास्मिन्पिप्पल्यादिचूर्णभागं द्वौ मधुनस्तावद्घृतस्येति दद्यात् । ततः प्रशान्तमायसे पात्रे स्वनुगुप्तं निदध्यात् । ततो यथायोगं शुक्तिं प्रकुञ्चं वोपयुञ्जीत । जीर्णे यथाव्याध्याहारमुपसेवेत । एषौषधायस्कृतिरसाध्यं कुष्ठं प्रमेहं वा साधयति स्थूलमपकर्षति शोफमुपहन्ति सन्नमग्निमुद्धरति विशेषेण चोपदिश्यते राजयक्ष्मिणां वर्षशतायुश्चानया पुरुषो भवति ॥

शालसारादिक्वाथमासिच्य पालाश्यां द्रोण्यामयोघनं तप्तं निर्वाप्य कृतसंस्कारे कलशेऽभ्यासिच्य पिप्पल्यादिचूर्णभागं क्षौद्रं गुडमिति च दत्त्वा स्वनुगुप्तं निदध्यादेतां महौषधायस्कृतिं मासमर्धमासं वा स्थितां यथाबलमुपयुञ्जीत । एवं न्यग्रोधादावारेवतादिषु च विदध्यात् ॥ १० ॥

### ભયંકર કોઢવાળા માટે અયસ્કૃતિઓ અથવા લોહરસાયન

હવે અયસ્કૃતિઓની રચના કહીએ છીએ: ગજવેલનાં પાતળાં પતરાં કરાવી, તેમને લવણવર્ગથી ખરડી, ગાયના છાણના અગ્નિથી તપાવી, ત્રિફળા તથા શાલસારાદિ ગણના ક્વાથમાં સોળવાર ઠારવાં. પછી એ પતરાંને ખેરના અંગારાથી સોળવાર તપાવી, ઠારી તાપ શાંત થાય, ત્યારે તેઓનું બારીક ચૂર્ણ કરાવી ઘાટા લૂગડાથી ચાળી લેવું. પછી રોગીના શરીરના અને જઠરાગ્નિના બળ પ્રમાણે તે ચૂર્ણમાંથી માત્રા લઈ તેને ઘી અને મધની સાથે ખૂબ ફીણી એક કરી દઈ રોગીને ખવરાવવી. (એ ઉપર કોઢ મટાડનારાં દ્રવ્યોના ક્વાથનું અનુપાન દેવું અને પ્રમેહાદિક હોય, તો તેને હરનારાં દ્રવ્યોના ક્વાથનું અનુપાન દેવું. આ પ્રમાણે તે તે રોગોને હરનારાં દ્રવ્યોના ક્વાથો ગોઠવી લેવા.) એ માત્રા પચ્યા પછી જે રોગને હરવા માટે માત્રા આપી હોય, તે રોગને હરનારો ખટાઈ વગરનો તથા લવણ વગરનો આહાર જમાડવો. આ પ્રમાણે અનુક્રમથી ચારસો તોલાભાર લોહનો ઉપયોગ કરાવવામાં આવે, તો કોઢ, પ્રમેહ, મેદ, સોજા, પાંડુરોગ, ઉન્માદ તથા અપસ્માર; એ રોગોથી મુક્ત થઈ માણસ સો વર્ષ સુધી જીવે છે. એકએક તુલા (ચારસો તોલાની એક તુલા ગણાય છે.) ખવાઈ રહે, ત્યારે સોસો વર્ષનું આયુષ્ય વધે છે. આ પ્રમાણે જ કથીર, સીસું તથા સુવર્ણની અયસ્કૃતિઓ કરવી.

### ઔષધાયસ્કૃતિ

નસોતર, વરધારો, હાથલા, સોપારી, આંખફૂટામણી (શંખવેલ), પઠાણી લોધર, ત્રિફળા, ખાખરો અને સીસમનો સ્વરસ લઈ (સ્વરસ ન મળે તો એમનું હિમ કરવું અથવા ક્વાથ કરવો.) તે બેહજાર તોલાભાર સ્વરસને લીલા ખાખરાની પીપમાં નાખી તેમાં ખેરના અંગારાથી તપાવેલો બસો તોલાભાર લોઢાનો ગોળો ઠારવો. આ પ્રમાણે ગોળાને તપાવી તપાવી એકવીસવાર ઠારી તે સ્વરસને લઈ પાછો કડાયામાં નાખી છાણાના અગ્નિ વડે પકાવવો. ચોથા ભાગનો બાકી રહે, ત્યારે તેને ગાળી લઈ તેમાં અગ્નિથી તપાવેલાં ગજવેલનાં પતરાં સોળવાર ઠારી તે પતરાંઓને તે જ ક્વાથમાં બારીક વાટી તેમાં નાખી દઈ પાછો તે ક્વાથને પકાવવો. એ

પાકતો હોય, ત્યારે તેમાં બેભાગ પિપ્પલ્યાદિ ગણનું ચૂર્ણ, એક ભાગ મધ અને મધથી કાંઈક ઓછું ઘી નાખી પાકી રહે ત્યારે ઉતારી લઈ ઠરી જાય,ત્યારે તેને લોઢાના પાત્રમાં ઉત્તમ બંદોબસ્તથી રાખવો, એટલે તે ઔષધાયસ્કૃતિ કહેવાય છે. આમાંથી રોગીના બળની તથા જઠરાગ્નિની યોગ્યતા પ્રમાણે ચાર તોલાભાર અથવા બે તોલાભાર લઈ રોગીને દેવું અને તે પચે, ત્યારે જ રોગ ટાળવા માત્રા દીધી હોય તે રોગ ટાળનારો આહાર કરાવવો. આ ઔષધાયસ્કૃતિ અસાધ્ય કોઢ તથા અસાધ્ય પ્રમેહને પણ મટાડે છે, મેદથી જાડા થયેલા માણસને પાતળો કરે છે, સોજો મટાડે છે અને મંદ થઈ ગયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ક્ષયરોગવાળાઓ માટે આ ઔષધાયસ્કૃતિનો ખાસ ઉપયોગ કરાવવાનું કહેવામાં આવે છે; આથી માણસ સો વર્ષનું આયુષ્ય ભોગવે છે.

### મહૌષધાયસ્કૃતિ

શાલસારાદિ ગણના ક્વાથને ખાખરાની પીપમાં નાખી, તેમાં અગ્નિથી તપાવેલા લોઢાના ઘણને એકવીસવાર ઠારી, ક્વાથને ઠંડો કરી, તેમાં ઉપર પ્રમાણે જ અગ્નિથી તપાવેલાં ગજવેલનાં પતરાં સોળવાર ઠારી, તે પતરાંને તેજ ક્વાથમાં બારીક વટાવી, તેમાં નાખી દઈ જેને પ્રથમથી લખોટાવવાનો તથા ધુમાડી દેવા વગેરેનો સંસ્કાર આપી મૂક્યો હોય, એવા કળશમાં રેડી દઈ, તેમાં જેથી કાંઈક તીખાશ ઉત્પન્ન થાય તેટલું પિપ્પલ્યાદિ ગણનું ચૂર્ણ, ક્વાથના ચોથાભાગ જેટલું જૂનું મધ અને તેટલો જ જૂનો ગોળ નાખી મોઢું બંધ કરવા વગેરેનો પૂરો બંદોબસ્ત કરી, તેને ઠંડીમાં એક મહિના સુધી અને ગરમીમાં એક પખવાડિયા સુધી એમ ને એમ રહેવા દઈ પછી તેમાંથી રોગીના તથા જઠરાગ્નિના બળ પ્રમાણે માત્રા દેવી. આ મહૌષધાયસ્કૃતિ કહેવાય છે. આ પ્રમાણે જ ન્યગ્રોધાદિ ગણના ક્વાથમાં તથા આરગ્વધાદિ ગણના ક્વાથમાં પણ મહૌષધાયસ્કૃતિ કરવી. ૧૦

अतः खदिरविधानमुपदेक्ष्यामः — प्रशस्तदेशजातमनुपहतं मध्यमवयसं खदिरं परितः खानयित्वा मध्यममूलं छित्वाऽयोमयं कुम्भं तस्मिन्नन्तरे निदध्याद्यथा रसग्रहणसमर्थो भवति। ततस्तं गोमयमृदावलिप्तमवकीर्यैन्धनैर्गोमयमिश्रैरादीपयेद्यथास्य दह्यमानस्य रसः स्रवत्यधस्तात्। यदा जानीयात्पूर्णं भाजनमित्यथैनमुद्धृत्य परिस्राव्य रसमन्यस्मिन्पात्रे निधायानुगुप्तं निदध्यात्ततो यथायोगं मात्रामामलकरसमधुसर्पिर्भिः संसृज्योपयुञ्जीत। जीर्णे भल्लातकविधानवदाहारः परिहारश्च। प्रस्थे चोपयुक्ते शतं वर्षाणामायुषोऽभिवृद्धिर्भवति ॥ खदिरसारतुलामुदकद्रोणे विपाच्य षोडशांशावशिष्टमवतार्यानुगुप्तं निदध्यात्। तमाममलकरसमधुसर्पिर्भिः संसृज्योपयुञ्जीत। एष एव सर्ववृक्षसारेषु कल्पः। खदिरसारचूर्णतुलां खदिरसारक्वाथमात्रां वा प्रातः प्रातरुपसेवेत खदिरसारक्वाथसिद्धमाविकं वा सर्पिः ॥ ११ ॥

### ભયંકર કોઢવાળા માટે ખદિરવિધાન

હવે ખદિરવિધાન કહીએ છીએ: સારા પ્રદેશમાં ઉત્પન્ન થયેલા, કીડા વગેરેથી નહિ બગડેલા અને મધ્યમ અવસ્થાવાળા ખેરના વૃક્ષને ચોતરફ ખોદાવી, તેના વચલા મૂળને કાપી નાખી, તે મૂળના પ્રદેશમાં લોઢાનો ઘડો એવી રીતે મૂકવો, કે જેથી તે ખેરના રસનું ગ્રહણ કરી શકે. પછી તેને છાણમાટીથી લીંપી લઈ, ચોમેર લાકડાં મૂકી તેને સળગાવવાં; તે એવી રીતે કે જે રીતે બળવા લાગેલા ખેરનો રસ નીચે રાખેલા ઘડામાં ઝરે. એ ઘડો જ્યારે રસથી ભરાઈ રહેલો જણાય, ત્યારે તેને કાઢી લઈ રસને ગાળી બીજા વાસણમાં નાખી સારી રીતે રાખી મૂકવો. પછી તેમાંથી યોગ્યતા પ્રમાણે માત્રા લઈ તે માત્રાને તેના જેટલો જ

આમળાંનો રસ અને યોગ્ય તોલના મધ તથા ઘીથી મિશ્ર કરી રોગીને દેવી અને તે પચ્યા પછી ભલ્લાતકના વિધાનની પેઠે (આ સ્થાનના છઠ્ઠા અધ્યાયનો વીસમો વિષય જુઓ.) આહાર આપવો તથા પરેજી પળાવવી. આ રસ ચોસઠ તોલાભાર ઉપયોગમાં લેવાથી આયુષ્યમાં સો વર્ષનો વધારો થાય છે. (દૂધ જો કે કોઢવાળાને વિરુદ્ધ છે, તોપણ આ વિધાનમાં આપવામાં બાધ નથી; કેમ કે રસાયનનો મહિમા અચિંત્ય છે.)

ઉપર પ્રમાણે ખેરનો રસ ન મળી શકે એમ હોય, તો પછી ચારસો તોલાભાર ખેરસારનો એકહજાર ચોવીસ તોલાભાર પાણીમાં ક્વાથ કરી સોળમા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી, ગાળી લઈ તે ક્વાથને સારી રીતે રાખી મૂકવો. એ ક્વાથની માત્રા તેના જેટલા જ આમળાંના રસ અને યોગ્ય માપનાં ઘી તથા મધથી મિશ્ર કરી રોગીને દેવી. આ પ્રમાણે જ આસન (બીબલો) વગેરે સઘળાં વૃક્ષોના સારની કલ્પના કરી લેવી.

અથવા ચારસો તોલાભાર ખેરસારનું ચૂર્ણ તૈયાર કરી તેમાંથી વૈદ્યે નિત્ય પ્રભાતે રોગીને યોગ્ય માત્રાનું સેવન કરાવવું અથવા ખેરસારના ક્વાથની માત્રાનું નિત્ય પ્રભાતે સેવન કરાવવું અથવા ખેરસારના ક્વાથમાં ગાડરનું ઘી પકાવી તે ઘીનો નિત્ય પ્રભાતે ઉપયોગ કરાવવો. (ગાડરનું ઘી અપથ્ય છતાં પણ આ વિષયમાં પથ્ય છે-ડલ્હન.) આ પ્રયોગોમાં નિત્ય બપોર પછી રોગીને આમળાંના ઓસામણ સાથે ઘી સહિત ભાત જમાડવો. આ પ્રમાણે એક મહિના સુધી કરવામાં આવે, તો રોગી સઘળા પ્રકારના કોઢથી મુક્ત થાય છે. ૧૧

अमृतवल्लीस्वरसं क्वाथं वा तत्सिद्धं वा सर्पिः प्रातःप्रातरुपसेवेत । अपराह्णे ससर्पिष्कमोदनमामलकयूषेण भुञ्जीतैवं मासमुपयुज्य सर्वकुष्ठैर्विमुच्यत इति ॥ १२ ॥

**ભયંકર કોઢવાળા માટે ગળોના સ્વરસ, ક્વાથ તથા ઘીનું વિધાન**

વૈદ્યે દારુણ કોઢના દરદીને નિત્ય પ્રભાતે ગળોના સ્વરસનું અથવા ક્વાથનું અથવા ગળોના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘીનું સેવન કરાવવું અને નિત્ય બપોર પછી આમળાંના ઓસામણ સાથે ઘી સહિત ભાત જમાડવો. આ પ્રમાણે એક મહિના સુધી કરવામાં આવે તો રોગી સઘળા પ્રકારના કોઢથી મુક્ત થાય છે. ૧૨

कृष्णतिलभल्लातकतैलामलकरससर्पिषां द्रोणं शालसारादिकषायस्य च, त्रिफलात्रिकटुकपरूषफलमज्जविडङ्गफलसारचित्रार्कावल्गुजहरिद्राद्वयत्रिवृद्दन्तीन्द्रयवयष्टीमधुकातिविषारसाञ्जनप्रियङ्गूणां पालिका भागास्तानैकध्यं स्नेहपाकविधानेन पचेत् । तत्साधुसिद्धमवतार्य परिस्राव्यानुगुप्तं निदध्यात् । तत उपसंस्कृतशरीरः प्रातः प्रातरुत्थाय पाणिशुक्तिमात्रं क्षौद्रेण प्रतिसंसृज्योपयुञ्जीत । जीर्णे मुद्गामलकयूषेणालवणेन सर्पिष्मन्तं खदिरोदकसिद्धं मृद्वोदनमश्नीयात् खदिरोदकसेवीत्येवं द्रोणमुपयुज्य सर्वकुष्ठैर्विमुक्तः शुद्धतनुः स्मृतिमान् वर्षशतायुररोगी भवति ॥ १३ ॥

**ભયંકર કોઢવાળા માટે સ્નેહવિધાન**

કાળા તલનું તેલ, ભિલામાંનું તેલ, આમળાંનો રસ, ઘી અને શાલસારાદિ ગણનો ક્વાથ; એ દરેક એકએક દ્રોણ(એકહજાર ચોવીસ તોલાભારનો એક દ્રોણ-તેટલા)ભાર લેવાં અને ત્રિફળા, ત્રિકટુક, (સૂંઠ, મરી, પીપર) ધ્રામણાં (ફાલસાં) નામનાં ફળોની મજ્જા, વાવડિંગનાં ફળોનો સાર, ચિત્રક, આકડો, બાબચી, હળદર, દારુહળદર, નસોતર, નેપાળો, ઇંદ્રજવ, જેઠીમધ, અતિવિખ, રસવંતી તથા ઘઉંલાં એ દરેકને ચારચાર તોલાભાર લેવાં;

પછી પેલા સ્નેહો તથા દ્રવો એકઠા કરી તેઓમાં ત્રિફળા વગેરેના કલ્કો નાખી સ્નેહ પાકની રીતિ પ્રમાણે પકવવા યોગ્ય રીતે પાકી રહે, ત્યારે તે એકઠા સ્નેહને ઉતારી ગાળી લઈ સારી રીતે રાખી મૂકવો વમન-વિરેચન વગેરેથી શુદ્ધ કરેલા શરીરવાળા રોગીને દર પ્રભાતે ઊઠી એ સ્નેહમાંથી નિત્ય ચાર્ચાર તોલાભાર લઈ મધથી મિશ્ર કરી તેનો ઉપયોગ કરાવવો અને તે પચી જાય, ત્યારે ખેરના જળથી પકવેલો ઘીવાળો કોમળ ભાત મીઠા વગરના મગ તથા આમળાના ઓસામણ સાથે જમાડવો અને સ્નાનપાનાદિકમા ખેરના પાણીનુ જ સેવન કરાવવુ આ પ્રમાણે એક દ્રોણભાર સ્નેહ ઉપયોગમા લેવાથી રોગી સઘળા કોઢથી છૂટે છે, શુદ્ધ શરીરવાળો થાય છે, વિશેષ સ્મરણશક્તિવાળો થાય છે, સો વર્ષ સુધી જીવે છે અને રોગરહિત બને છે ૧૩

भवति चात्र ॥

सुरामन्यासवारिष्टाँलेहाश्चूर्णान्ययस्कृती ।
सहस्रशोऽपि कुर्वीत बीजेनानेन बुद्धिमान् ॥१४॥

**એ જ પ્રમાણે બીજાં સુરા વગેરે કરવા**

આ વિષયના શ્લોકમા ભગવાન ધન્વન્તરિએ સ્વમુખે કહ્યુ છે 'અમે ઉપર જે આ રસ્તો બતાવ્યો તેને અનુસરી બુદ્ધિમાન વૈદ્ય ભયકર કોઢવાળાઓ માટે બીજા પણ હજારો પ્રકારના સુરાઓ, મથો, આસવો, અરિષ્ટો, અવલેહો, ચૂર્ણો, અયસ્કૃતિઓ, સારો તથા સ્નેહો બનાવી લેવાં' ૧૪

## અધ્યાય ૧૧મો

अथात प्रमेहचिकित्सित व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'પ્રમેહચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

द्वौ प्रमेहौ भवत सहजोऽपथ्यनिमित्तश्च । तत्र सहजो मातृपितृबीजदोषकृत । अहिताहारजोऽपथ्यनिमित्त । तयो पूर्वेणोपद्रुत कृशो रूक्षोऽल्पाशी पिपासुर्भृश परिसरणशीलश्च भवति । उत्तरेण स्थूलो बह्वाशी स्निग्ध शय्यासनस्वप्नशील प्रायेणेति ॥२॥

**પ્રમેહની મુખ્ય જાતો અને તેના લક્ષણો**

એક સહજ અને બીજો અપથ્યનિમિત્ત, એમ પ્રમેહની બે મુખ્ય જાતો છે જે પ્રમેહ માતા તથા પિતાના બીજના દોષથી થયો હોય, તે સહજ પ્રમેહ કહેવાય છે અને જે અહિત આહારાદિકથી થયો હોય, તે **અપથ્યનિમિત્ત** પ્રમેહ કહેવાય છે

સહજ પ્રમેહવાળો માણસ કૃશ, રૂક્ષ, થોડુ જમનારો, બહુ તરસવાળો તથા એક જગ્યા પર સ્થિર ન રહેતા, અહી તહી ફરવાના સ્વભાવવાળો થાય છે

અપથ્યનિમિત્ત પ્રમેહવાળો માણસ ઘણુ કરીને જાડો, વધુ જમનારો, સ્નિગ્ધ શરીરવાળો અને શય્યામાં પડી રહે છે, બેસી રહે છે, તથા ઘણુ ઊંઘે[2] છે ૨

[1] પ્રમેહોના નિદાન તથા લક્ષણાદિક નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયમા કહેવામા આવ્યા છે તેમની ચિકિત્સા વિષે

[2] કેટલાક કહે છે કે 'સ્ત્રીના શરીરો મહિને મહિને રજ નીકળવાથી શુદ્ધ થઈ જાય છે માટે સ્ત્રીઓને પ્રમેહો થતા નથી' પણ એ વાત બરાબર નથી કેમ કે સ્ત્રીઓને પણ પ્રમેહો થતા જોવામા આવે છે ઇત

तत्र कृशमन्नपानप्रतिसंस्कृताभिः क्रियाभिश्चिकित्सेत । स्थूलमपतर्पणयुक्ताभिः ॥ ३ ॥

### પ્રમેહવાળાની ચિકિત્સાપદ્ધતિ

જે માણસ કૃશ હોય–અર્થાત્ સહજ પ્રમેહવાળો હોય, તેની ચિકિત્સા અન્નપાનોના વિવિધ સંસ્કારોવાળી ક્રિયાઓથી કરવી અને જે માણસ જાડો હોય–અર્થાત્ અપથ્યનિમિત્ત પ્રમેહવાળો હોય તેની ચિકિત્સા લંઘન, વ્યાયામ, શોધન તથા તિક્તકટુકાદિક અપતર્પણોવાળી ક્રિયાઓથી કરવી. ૩

सर्व एव च परिहरेयुः सौवीरकतुषोदकशुक्तमैरेयसुरासवपयस्तैलघृतेक्षुविकारदधिपिष्टान्नाम्लपानकानि ग्राम्यानूपौदकमांसानि चेति ॥ ४ ॥

### પ્રમેહવાળા માટે પરેજી

જે માણસો પ્રમેહના દરદી હોય, તે સઘળાએ સૌવીરક, તુષોદક, શુક્ત, મૈરેય, સુરા, આસવ, દૂધ, તેલ, ઘી, શેરડીનો ગોળ વગેરે પદાર્થો, દહીં, વાટેલાં અન્નો, ખાટાં પીણાં (શરબતો વગેરે) અને ગ્રામ્ય, આનૂપ તથા જલચર પ્રાણીઓનાં માંસોનો ત્યાગ કરવો. ૪

ततः शालिषष्टिकयवगोधूमकोद्रवोद्दालकाननवान्भुञ्जीत । चणकाढकीकुलत्थमुद्गविकल्पेन तिक्तकषायाभ्यां शाकगणाभ्यां निकुम्भेङ्गुदीसर्षपातसीतैलसिद्धाभ्यां बद्धमूत्रैर्वा जाङ्गलैर्मांसैरपहृतमेदोभिरनम्लैरघृतैश्चेति ॥ ५ ॥

### પ્રમેહવાળા માટે આહારો

પ્રમેહવાળાએ ચણા, તુવર, કળથી તથા મગના ઓસામણ વગેરે સાથે અથવા નેપાળાનું કે નેતરનું તેલ, ઇંગોળિયાનું તેલ, સરસિયું તેલ કે અળસીના તેલથી પકવેલા કુવાડિયા વગેરે કડવાં શાકો સાથે અથવા તે તેલોથી પકવેલા વડની ટેસીઓ વગેરે તૂરાં શાકો સાથે અથવા કાળિયાર વગેરે જંગલી પશુઓનાં માંસો, કે જેઓ મૂત્રને બાંધનારાં તથા ઘણા મેદવગરનાં હોય છે, તેઓને ખટાશવગરનાં તથા ઘીવગરનાં રાખીને તેઓની સાથે જૂના ચોખા, જૂના સાઠીચોખા, જૂના જવ, જૂના ઘઉં, જૂના કોદરા અને જૂના જંગલી કોદરાના આહારો ખાવા. ૫

तत्रादित एव प्रमेहिणं स्निग्धमन्यतमेन तैलेन प्रियङ्ग्वादिसिद्धेन वा घृतेन वामयेत्प्रगाढं विरेचयेच्च । विरेचनादनन्तरं सुरसादिकषायेणास्थापयेन्महौषधभद्रदारुमुस्तावापेन मधुसैन्धवयुक्तेन दह्यमानं च न्यग्रोधादिकषायेण निःस्नेहेन । ततः शुद्धदेहमामलकरसेन हरिद्रां मधुसंयुक्तां पाययेत्, त्रिफलाविशालादेवदारुमुस्ताकषायं वा शालकम्पिल्लकमुष्ककल्कमक्षमात्रं वा मधुमधुरमामलकरसेन हरिद्रायुतम् । कुटजकपित्थरोहितविभीतकसप्तपर्णपुष्पकल्कं वा । निम्बारग्वधसप्तपर्णमूर्वाकुटजसोमवल्कपलाशानां वा त्वक्पत्रमूलफलपुष्पकषायाणि ॥ एते पञ्च प्रयोगाः सर्वमेहानामपहन्तारो व्याख्याताः ॥ ६ ॥

### સર્વ પ્રમેહોની સામાન્ય ચિકિત્સા

પ્રમેહના રોગીને જો તે વાયુજન્ય પ્રમેહવાળો હોય, તો પ્રથમ જ ઉપર કહેલાં નેપાળાનાં તેલ વગેરે તેલોમાંના એક તેલથી અથવા આ સ્થાનના એકત્રીસમા અધ્યાયના ૩જા વિષયમાં કહેલા પ્રમેહહર સ્નેહોમાંના કોઈ સ્નેહથી માલિશ કરી પછી અત્યંત વમનવિરેચન કરાવવું. જો પિત્તજન્ય પ્રમેહવાળો હોય, તો તેને પ્રિયંગ્વાદિ ગણના ક્વાથાદિકથી પકવેલા ઘી વડે માલિશ કરી પછી અત્યંત વમનવિરેચન કરાવવું અને કફજન્ય પ્રમેહવાળો હોય, તો તેને પ્રમેહહર સ્નેહથી માલિશ કરી પછી અત્યંત વિરેચન કરાવવું. (જો રોગી રૂક્ષ શરીરવાળો ન હોય તથા બળવાન હોય તો જ વમન કરાવવું.) વિરેચન કરાવ્યા પછી સાત દિવસ જાય ત્યારે સૂંઠ, દેવદાર તથા મોથ નાખેલા અને મધ તથા સૈંધવથી મિશ્ર કરેલા સુરસાદિ ગણના ક્વાથથી નિરૂહબસ્તિ આપવી અને જો તે રોગીને બળતરા થતી હોય

તો તેને ન્યગ્રોધાદિ ગણના સ્નેહવગરના ક્વાથથી નિરૂહબસ્તિ દેવી.

એ પ્રમાણે કરવાથી શુદ્ધ થયેલા તે રોગીને પછી મધથી મિશ્ર કરેલી હળદર, આમળાંના રસ સાથે પાવી અથવા મધથી મધુર કરેલો તથા હળદરથી મિશ્ર કરેલો ત્રિફળા, ઇંદ્રવારણી, દેવદાર અને મોથનો ક્વાથ આમળાંના રસ સાથે પાવો અથવા રાળવૃક્ષ, કપીલો તથા મખરો-નો મધથી મધુર કરેલો તથા હળદરથી મિશ્ર કરેલો એક તોલાભાર કલ્ક આમળાંના રસમાં ઘોળીને પાવો અથવા ઇંદ્રજવનાં, કોડનાં રગત-રોહીડાનાં, બહેડાંનાં અને સપ્તપર્ણ વગેરેનાં ફૂલનો મધથી મધુર કરેલો તથા હળદરથી મિશ્ર કરેલો એક તોલાભાર કલ્ક આમળાંના રસમાં ઘોળીને પાવો અથવા લીંબડો, ગરમાળો, સપ્તપર્ણ, મોરવેલ, ઇંદ્રજવ, ખેર અને ખાખરાની છાલ, પાંદડાં, મૂળો, ફળો તથા પુષ્પોના ક્વાથો મધથી મધુર કરી આમળાંના રસ સાથે પાવા. આ પાંચે યોગો સર્વ પ્રમેહોને હણનારા છે. (સાધ્ય પ્રમેહો મટાડનારા છે અને અસાધ્ય પ્રમેહોને વધવા દેતા નથી.) ६

विशेषतश्चात ऊर्ध्वम्-तत्रोदकमेहिनं पारिजातकषायं पाययेत् । इक्षुमेहिनं वैजयन्तीकषायम् । सुरामेहिनं निम्बकषायम् । सिकतामेहिनं चित्रककषायम् । शनैर्मेहिनं खदिरकषायम् । लवणमेहिनं पाठागुरुहरिद्राकषायम् । पिष्टमेहिनं हरिद्रादारुहरिद्राकषायम् । सान्द्रमेहिनं सप्तपर्णकषायम् । शुक्रमेहिनं दूर्वाशैवलप्लवहठकरञ्जकसेरुककषायं ककुभचन्दनकषायं वा । फेनमेहिनं त्रिफलारग्वधमृद्वीकाकषायं कफजेषु मधुमधुरमिति ॥ पैत्तिकेषु नीलमेहिनं शालसारादिकषायमश्वत्थकषायं वा पाययेत् । हरिद्रामेहिनं राजवृक्षकषायम् । अम्लमेहिनं न्यग्रोधादिकषायम् । क्षारमेहिनं त्रिफलाकषायम् । मञ्जिष्ठामेहिनं मञ्जिष्ठाचन्दनकषायम् । शोणितमेहिनं गुडूचीतिन्दुकास्थिकाश्मर्यखर्जूरकषायं मधुमिश्रम् ॥७॥

## કફજન્ય તથા પિત્તજન્ય પ્રમેહોની ચિકિત્સા

ઉદકપ્રમેહવાળા માણસને પાંડેરવાનો, ઇક્ષુ-પ્રમેહવાળા માણસને અરણીનો, સુરાપ્રમેહવાળા માણસને લીંબડાનો, સિકતાપ્રમેહવાળા માણસને ચિત્રકનો, શનૈઃપ્રમેહવાળા માણસને ખેરનો, અને લવણપ્રમેહવાળા માણસને કાળીપાડનો તથા અગરનો ક્વાથ પાવો. પિષ્ટપ્રમેહવાળા માણસને હળદર તથા દારુહળદરનો, સાંદ્રપ્રમેહ-વાળા માણસને સપ્તપર્ણનો, શુક્રપ્રમેહવાળા માણસને દૂર્વા, શેવાળ, વાળો, જલકુંભી નામની શેવાળની જાત, કે જે વપરાશવગરના જલાશયમાં થાય છે તે, કરંજ અને કસેરુકંદનો ક્વાથ પાવો અથવા કડાયો અને રતાંજલિનો ક્વાથ પાવો. ફેનપ્રમેહવાળા માણસને ત્રિફળા, ગરમાળો તથા દ્રાક્ષનો ક્વાથ પાવો. આ ઉદકપ્રમેહથી માંડી ફેનપ્રમેહ સુધીના દસ પ્રમેહો, કે જેઓ કફજન્ય છે, તેઓ ઉપર જે જુદાજુદા ક્વાથો કહ્યા, તે ક્વાથો મધથી મધુર કરીને પાવા.

નીલપ્રમેહવાળા માણસને શાલસારાદિ ગણનો અથવા પીપળાનો ક્વાથ, હરિદ્રાપ્રમેહ-વાળા માણસને ગરમાળાનો, અમ્લપ્રમેહવાળા માણસને ન્યગ્રોધાદિ ગણનો, ક્ષારપ્રમેહવાળા માણસને ત્રિફળાનો, મંજિષ્ઠપ્રમેહવાળા માણસને મજીઠ તથા રતાંજલિનો, અને શોણિતપ્રમેહ-વાળા માણસને ગળો, ટિંબરુના ઠળિયા, સીવણનાં ફળ અને ખજૂરનો ક્વાથ પાવો. આ નીલ-પ્રમેહથી માંડી શોણિતપ્રમેહ સુધીના છ પ્રમેહો, કે જેઓ પિત્તજન્ય છે, તેઓ ઉપર જે જુદાજુદા ક્વાથો કહ્યા, તે ક્વાથો મધથી મિશ્ર કરી પાવા.७

अतऊर्ध्वमसाध्येष्वपि योगान्यापनार्थं वक्ष्यामः॥ तद्यथा – सर्पिर्मेहिनं कुष्ठकुटजपाठाहिङ्गुकटुरोहिणीकल्कं गुडूचीचित्रककषायेण पाययेत् । वसामेहिनमग्निमन्थकषायं शिंशपाकषायं वा । क्षौद्रमेहिनं खदिरक्रमुककषायम् । हस्तिमेहिनं तिन्दुककपित्थ-

शिरीषपलाशपाठामूर्वादुःस्पर्शाकषायं मधुमिश्रम् । हस्त्यश्वशूकरखरोष्ट्रास्थिक्षारं चेति ॥८॥

### સર્પિ:પ્રમેહ વગેરે ચાર વાયુજન્ય અસાધ્ય પ્રમેહોને વધવા ન દેવા માટેના યોગો

હવે અસાધ્ય પ્રમેહોને પણ વધવા ન દેવા માટેના યોગો કહીએ છીએઃ સર્પિ:પ્રમેહ-વાળા માણસને કડ, ઇંદ્રજવ, કાળીપાડ, હિંગ અને કડુનો કલ્ક ગળો તથા ચિત્રકના ક્વાથ સાથે પાવો. વસાપ્રમેહવાળા માણસને અરણી અથવા સીસમનો, ક્ષૌદ્રપ્રમેહવાળા માણસને ખેર તથા સોપારીનો, હસ્તિપ્રમેહવાળા માણસને ટિંબરુ, દોઠ, સરસડિયો, ખાખરો, કાળીપાડ, મોરવેલ તથા ધમાસાનો ક્વાથ પાવો. એ સર્વને હાથી, ઘોડો, સૂવર, ગધેડા અને ઊંટનાં હાડકાં-ના ક્ષારનું જળ પણ પાવું. આ સર્પિ:પ્રમેહથી માંડી હસ્તિપ્રમેહ સુધીના ચાર પ્રમેહો, કે જેઓ વાયુજન્ય છે, તેઓ ઉપર જે જુદાજુદા ક્વાથો કહ્યા, તે ક્વાથો મધથી મિશ્ર કરી પાવા.૮

दह्यमानमौदककन्दक्काथसिद्धां यवागूं क्षीरेक्षुरसमधुरां पाययेत् ॥ ९॥

### પ્રમેહવાળાના દાહની ચિકિત્સા

જો પ્રમેહવાળાને બળતરા થતી હોય, તો તેને જળમાં થયેલા કમળકંદ વગેરે કંદોના ક્વાથથી પકવેલી અને દૂધ તથા શેરડીના રસથી મધુર કરેલી રાબ પાવી. ૯

ततः प्रियङ्ग्वनन्तायूथिकापद्मात्रायन्तिकालोहितिकाम्बष्ठादाडिमत्वक्शालपर्णीपद्मतुङ्गकेशरधातकीबकुलशाल्मलीश्रीवेष्टकमोचरसेष्वरिष्टानयस्कृतीर्लेहानासवांश्च कुर्वीत। शृङ्गाटकगिलोड्यबिसमृणालकसेरुकमधुकाम्रजम्ब्वसनतिनिशककुभकट्वङ्गरोध्रभल्लातकचर्मिवृक्षगिरिकर्णिकाशीतशिवनिचुलदाडिमाजकर्णहरिवृक्षराजादनगोपघोण्टाविकङ्कतेषु वा । यवान्नविकारांश्च सेवेत । यथोक्तकषायसिद्धां चास्मै यवागूं प्रयच्छेत् कषायाणि वा पातुम् ॥ १० ॥

### પ્રમેહવાળાઓ માટે અરિષ્ટાદિ તથા અન્નાદિ

સઘળા પ્રમેહવાળાઓ માટે ઘંઉલાં, ઉપલ-સરી, જાઈ, કસૂંબો, ત્રાયમાણ, મજીઠ, વીલુડી, દાડમની છાલ, શાલિપર્ણી, પદ્મક, પુન્નાગ, નાગકેસર, ધાવણી, બોલસરી, શીમળો, ચંદ્રસ અને મોચરસ( શીમળાનો ગુંદર )માં અરિષ્ટો, અયસ્કૃતિઓ, અવલેહો અને આસવો કરવાં. અથવા શિંગોડાં, ગિલોડ્ય, ( ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી ) કમળનાં મૂળ, કમળનાં નાળ, કસેરુકંદ, જેઠીમધ, આંબો, જાંબૂ, બીબલો, મીણોહરમો, કડાયો કે સાજડ, અરડૂસો, લોધર, ભિલામાં, ભોજપત્રનાં વૃક્ષ, ગરણી, પથ્થરફૂલ, પાણીમાં થતાં નેતર, દાડમ, રાળવૃક્ષ, હળદરવો, રાણ, સોપારી અને વીકલોનાં અરિષ્ટો, અયસ્કૃતિઓ, અવલેહો તથા આસવો કરવા. પ્રમેહવાળાને જવની રોટલી વગેરેનું સેવન કરાવવું, ઉપર કહેલાં ઘઉંલાં વગેરેના અથવા શિંગોડાં વગેરેના ક્વાથોથી પકવેલી રાબ દેવી અને ક્વાથો પિવડાવવા. ૧૦

महाधनमहिताहारमौषधद्वेषिणमीश्वरं वा पाठाभयाचित्रकप्रगाढमनल्पमाक्षिकमन्यतममासवं पाययेदङ्गारशूल्यावदंशं वा माध्वीकमभीक्ष्णम् । मधुकपित्थमरिचानुविद्धानि चास्मै पानान्युपहरेत् । उष्ट्राश्वतरखरपुरीषचूर्णानि चास्मै दद्यादशनेषु । हिङ्गुसैन्धवयुक्तैर्यूषैः सार्षपैश्च रागैर्भोजयेत् । अविरुद्धानि चास्मै पानभोजनान्युपहरेद्रसवन्ति ॥ ११ ॥

### અપથ્ય આહાર કરનારને રુચે એવી ગોઠવણ

કોઈ મોટો ધનાઢ્ય માણસ અથવા રાજા પ્રમેહવાળો છતાં અપથ્ય આહાર કરનારો અને ઔષધોનો દ્વેષી હોય, તો વૈદ્યે તેને કાળીપાડ, હરડે તથા ચિત્રકથી સારી પેઠે મિશ્ર કરેલો અને ગોળને બદલે ઘણું મધ નાખીને બનાવેલો, ઉપર કહેલા આસવોમાંનો કોઈ આસવ વારંવાર પાવો અથવા અંગારા ઉપર કાંટામાં પરોવીને

પકાવેલાં ભડથાં સાથે મધનું મદ્ય સારી પેઠે આપવું મદ્ય, કોઠ તથા મરીથી મિશ્ર કરેલાં શરબતો આપવાં ખોરાકમાં યુક્તિથી ઊટ, ખચ્ચર તથા ગધેડાંનાં લીંડાંનાં ચૂર્ણો ભેળવી દઈ તેને જમાડવાં હિંગ તથા સૈંધવથી મિશ્ર કરેલા ઓસામણ તથા રાઈને બદલે સરસવનો યોગ આપી તીખા કરેલા રાગોવાળો (સૂ અ. ૪૫ વિ ૨૨૯) ખોરાક આપવો અને રસવાળાં અવિરુદ્ધ પાનભોજનો આપવાં. ૧૧

प्रवृद्धमेहास्तु व्यायामनियुद्धक्रीडागजतुरगरथ पदातिचर्यापरिक्रमणान्यस्त्रोपास्त्रे वा सेवेरन् ॥ १२॥

### પ્રમેહવાળા જાડા માણસને પાતળો કરવાનો ઉપાય

જેઓનો પ્રમેહ વૃદ્ધિ પામ્યો હોય એવા જાડા માણસોને કસરતોનું, મલ્લયુદ્ધોનુ, મહેનતવાળી રમતોનુ, હાથી, ઘોડા તથા રથોમાં બેસી ફરવાનુ, પાળા ચાલીને ફરવાનુ અને અસ્ત્રોની તથા ઉપાસ્ત્રોની કવાયતોનું સેવન કરાવવું. ૧૨

अधनस्त्वबान्धवो वा पादत्राणातपत्रविरहितो भैक्षाशी ग्रामैकरात्रानुवासी मुनिरिव संयतात्मा योजनशतमधिकं वा गच्छेत् । महाधनो वा श्यामाकनीवारवृत्तिरामलककपित्थतिन्दुकाश्मन्तकफलाहारो वा मृगैः सह वसेत्तन्मूत्रशकृद्भक्षी सततमनुव्रजेद्गा ब्राह्मणो वा शिलोञ्छवृत्तिर्भूत्वा ब्रह्मरथमुपधारयेत् पठेत्सततमितरः खनेद्वा कूपम् । कृशं तु सततं रक्षेत् ॥

भवति चात्र

अधनो वैद्यसन्देशादेवं कुर्वन्नतन्द्रितः ।
संवत्सरादन्तराद्वा प्रमेहात्प्रतिमुच्यते ॥ १३ ॥

### ઔષધ વગર પ્રમેહ મટાડવા માટે ધર્મક્રિયારૂપ ઉપાય

જે માણસ નિર્ધન કે અનાથ હોય, તે માણસ પગરખાં તથા છત્ર રહિત રહી, માગેલું અન્નાદિક જમવાનો તથા ગામમાં એક રાત કરતાં વધારે નહિ રહેવાનો નિયમ રાખી, મુનિની પેઠે જિતેંદ્રિય રહી, પગપાળો સો યોજન સુધી અથવા તેથી વધારે તીર્થયાત્રાદિક પ્રવાસ કરે, તો તેનો પ્રમેહ મટે છે.

ઘણા ધનવાળો માણસ જો માત્ર સામો કે બંટીના આહારથી જીવન ચલાવી અથવા આમળાં, કોઠ, ટિંબરુ તથા આસોંદરાનાં ફળોનો જ આહાર રાખી જંગલમાં મૃગોની સાથે રહે અથવા ગાયનું છાણ તથા મૂત્ર ખાવાનો નિયમ રાખી જંગલમાં ગાયની પછવાડે ફરીફરી તેની સેવા કરે, તો તે માણસનો પ્રમેહ મટે છે

જો પ્રમેહવાળો બ્રાહ્મણ ખેતરોમાં કે પાલા વગેરેમાં માલિકોએ પડ્યા મૂકેલા દાણાથી જીવન ચલાવવાનો નિયમ રાખી, જેઓમાં બ્રાહ્મણો બેઠા હોય એવા રથોને કે ગાડાંઓને જાતે ખેંચે અને નિરંતર વેદ ભણ્યા કરે તો તેનો પ્રમેહ મટે છે.

જો પ્રમેહવાળો શૂદ્રાદિક માણસ તરસ્યા લોકોના ઉપકાર માટે જાતે કૂવો ખોદે, તો તેનો પ્રમેહ મટે છે.

ઉપર જે તીર્થયાત્રાદિ કરવાના ઉપાયો કહ્યા, તે સઘળા ઉપાયો જાડા શરીરવાળા પ્રમેહી માણસોને વૈદ્યે બતાવવા. કૃશ શરીરવાળા પ્રમેહી માણસનુ તો નિરંતર રક્ષણ કરવુ. (મેદ તથા મૂત્ર વધારે નહિ, પણ તેઓને ઓછું કરે એવા ઔષધયુક્ત આહારોથી બૃંહણ કરવું-વાગ્ભટ)

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'જો નિર્ધન કે ધનવાન માણસ વૈદ્યની આજ્ઞાથી આળસ છોડી ઉપર કહ્યા પ્રમાણે ધર્મક્રિયા કરે, તો એક વર્ષે અથવા એક વર્ષની અંદર પ્રમેહથી છૂટે છે.' ૧૩

# અધ્યાય ૧૨ મો

अथातः प्रमेहपिडकाचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પ્રમેહપિડકાચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

शराविकाद्या नव पिडकाः प्रागुक्तास्ताः प्राणवतोऽल्पास्त्वङ्मांसप्राप्ता मृद्व्योऽल्परुजः क्षिप्रपाकभेदिन्यश्च साध्याः ॥ २ ॥

## પ્રમેહની કેવી ફોડલીઓ સાધ્ય થાય?

શરાવિકા વગેરે નવ[2] ફોડલીઓ નિદાનસ્થાનમાં કહેલી છે, તે જો બળવાન માણસને થઈ હોય, નાની હોય, ત્વચા કે માંસમાં જ પહોંચેલી હોય, કોમળ તથા થોડી વેદનાવાળી હોઈ તુરત પાકીને ફૂટતી હોય, તો સાધ્ય સમજવી. ૨

ताभिरुपद्रुतं प्रमेहिणमुपचरेत्तत्र पूर्वरूपेष्वपतर्पणं कषायं बस्तमूत्रं चोपदिशेत् । एवमकुर्वतस्तस्य मधुराहारस्य मूत्रं स्वेदः श्लेष्मा च मधुरीभवति प्रमेहश्चाभिव्यक्तो भवति,तत्रोभयतः संशोधनमासेवेत। एवमकुर्वतस्तस्य दोषाः प्रवृद्धा मांसशोणितं प्रदूष्य शोफं जनयन्त्युपद्रवान्वा कांश्चित्तत्रोक्तः प्रतीकारः शिरामोक्षश्च । एवमकुर्वतस्तस्य शोफो वृद्धोऽतिमात्ररुजो विदाहमापद्यते, तत्र शस्त्रप्रणिधानमुक्तं व्रणक्रियोपसेवा च । एवमकुर्वतस्तस्य पूयोऽभ्यन्तरमवदार्योत्सङ्गं महान्तमवकाशं कृत्वा प्रवृद्धो भवत्यसाध्यः । तस्मादादित एव प्रमेहिणमुपक्रमेत् ॥ ३ ॥

## ફોડલીવાળા પ્રમેહીની જુદાજુદા સમયે જુદીજુદી ચિકિત્સા

ફોડલીવાળા પ્રમેહી માણસની ચિકિત્સા એવી રીતે, કરવી કે જ્યારે પૂર્વ રૂપો દેખાય ત્યારે જ વૈદ્યે તેને ઉપવાસાદિક અપતર્પણ કરાવવું, વડ વગેરે કષાય વનસ્પતિઓના ક્વાથાદિકનું સેવન કરાવવું અને બકરાનું મૂત્ર પાવું.

જો રોગી એ સમયે વૈદ્યના કહેવા પ્રમાણે વર્તે નહિ અને મધુર આહાર કર્યા કરે, તો તેનાં મૂત્ર, પસીનો અને કફ મધુર થઈ જાય છે અને પ્રમેહ ખુલ્લો થાય છે. એ સમયે વૈદ્યે તે રોગીને વમનો અને વિરેચનો કરાવવાં.

જો રોગી એ સમયે વમનોનું તથા વિરેચનોનું સેવન ન કરે, તો તેના દોષો વધી માંસ તથા રુધિરને દૂષિત કરી સોજાને તથા કેટલાક ઉપદ્રવોને પણ ઉત્પન્ન કરે છે. એ સમયે વૈદ્યે આ સ્થાનના પહેલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે અપતર્પણથી માંડી વિરેચન સુધીની બાર પ્રકારની ચિકિત્સાઓ કરવી અને શિરાવેધ કરી (ફસ ખોલીને) લોહી સ્રવાવવારૂપ ચિકિત્સા પણ કરવી. (આ રોગમાં જળોથી લોહી સ્રવાવવું અનુકૂળ નથી; કેમ કે ફોડલીઓવાળો શરીરનો નીચેનો ભાગ અત્યંત મોટો હોય છે—ડલ્હન.)

જો રોગી એ સમયે એ ચિકિત્સાઓથી રહિત રહે, તો તેનો સોજો વધી અત્યંત વેદનાથી યુક્ત થઈને વિષમ રીતે પાકે છે. એ સમયે વૈદ્યે

---

૧ જે ફોડલીઓ વિષે નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયના ૧૪મા વિષયથી માંડી ૧૭મા વિષય સુધી વ્યાખ્યાન આપ્યું છે, તેઓની ચિકિત્સા વિષેનો. જો કે જેનું મેદ બગડ્યું હોય તે માણસને પ્રમેહ વિના પણ એ ફોડલીઓ થાય છે એમ બીજા ગ્રંથોમાં કહ્યું છે, તો પણ પ્રમેહ પછી થયેલી ફોડલીઓની અને પ્રમેહની પહેલાં થયેલી ફોડલીઓની ચિકિત્સા એક જ છે; અને પ્રમેહની જે ચિકિત્સા છે તે જ ઘણું કરીને એ ફોડલીઓની ચિકિત્સા છે; માટે ફોડલીઓની ચિકિત્સામાં પણ પ્રમેહની ચિકિત્સા કહેવામાં આવશે.

૨ નિદાનસ્થાનમાં પ્રમેહની ફોડલીઓ દસ કહી છે, છતાં અહીં નવની સંખ્યા આપી છે; માટે દસમીના દોષોનું મેદ સુધી પહોંચવું હોવાથી તે અસાધ્ય હોય અથવા તે ઉપર વિદ્રધિની ચિકિત્સા જ ઇષ્ટ હોય એમ લાગે છે.

શસ્ત્રક્રિયા કરવી અને આ સ્થાનના પહેલા અધ્યાયમાં કહેલી વ્રણની સાઠ ચિકિત્સાઓમાંથી યથાયોગ્ય ચિકિત્સા કરવી. (સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩જા વિષયમાં પ્રમેહપિડકાઓને ભેદનરૂપ શસ્ત્રક્રિયા માટે યોગ્ય ગણી છે.)

જો રોગી એ સમયે શસ્ત્રક્રિયારૂપ ચિકિત્સાથી તથા વ્રણની ચિકિત્સાઓથી રહિત રહે, તો પરુ અંદરના ભાગને ફાડી મોટું કોતર પાડી અસાધ્ય થઈ પડે છે. (જો ઉપદ્રવો અસંત ન થયા હોય, કોતર બહુ મોટું ન પડ્યું હોય અને આ પછીના અધ્યાયમાં કહ્યા પ્રમાણે શિલાજિત વગેરેનું સેવન કરવામાં આવે તો તે સાધ્ય થાય છે.) માટે જ્યારથી પૂર્વ રૂપો દેખાય, ત્યારથી જ વૈદ્યે પ્રમેહીની ચિકિત્સા કરવી. ૩

मल्लातकबिल्वाम्बुपिप्पलीमूलोदकीर्यावर्षाभूपुनर्नवाचित्रकशटीस्नुहीवरुणकपुष्करदन्तीपथ्या दशपलोन्मिता यवकोलकुलत्थांश्च प्रास्थिकान्सलिलद्रोणे निःक्वाथ्य चतुर्भागावशिष्टेऽवतार्य वचात्रिवृत्कम्पिल्लकमार्गीनिचुलशुण्ठीगजपिप्पलीविडङ्गरोध्रशिरीषाणां मागैरर्द्धपालिकैर्घृतप्रस्थं विपाचयेन्मेहश्वयथुकुष्ठगुल्मोदरार्शःप्लीहविद्रधिपिडकानां नाशनं नाम्ना धान्वन्तरम्॥

## ધાન્વંતર ઘૃત

ભિલામાં, બીલી તથા રતવેલિયાનાં મૂળ, કરંજ, સાટોડી, ધોળી સાટોડી, ચિત્રક, કચૂરો, થોર, વાયવરણાં, પુષ્કરમૂળ, નેપાળો અને હરડેને ચાલીસચાલીસ તોલાભાર લઈ અને જવ, બોર તથા કળથીને ચોસઠચોસઠ તોલાભાર લઈ એકહજાર ચોવીસ તોલાભાર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તે ક્વાથને ઉતારી લઈ તે ક્વાથથી અને વજ, નસોતર, કપીલો, ભારંગી, જળમાં થતું નેતર, સૂંઠ, ગજપીપર, વાવડિંગ, લોધર તથા સરસડિયાના બબ્બે તોલાભાર કલ્કોથી ચોસઠ તોલાભાર ઘી પકવવું. એ ઘી સિદ્ધ થાય ત્યારે ધાન્વંતર ઘૃત કહેવાય છે. આ ઘીથી પ્રમેહ, સોજો, કોઢ, ગુલ્મ, ઉદરરોગ, અરશ, બરલનો રોગ, વિદ્રધિ અને પિડકાઓ મટે છે. (આ યોગ અનાર્ષ છે–ડલ્હન.) ૪

दुर्विरेच्या हि मधुमेहिनो भवन्ति मेदोऽभिव्याप्तशरीरत्वात्तस्मात्तीक्ष्णमेतेषां शोधनं कुर्वीत। पिडकापीडिताः सोपद्रवाः सर्व एव प्रमेहा मूत्रादिमाधुर्ये मधुगन्धसामान्यात्पारिभाषिकीं मधुमेहतां लभन्ते। न चैतान्कथञ्चिदपि स्वेदयेत्। मेदोबहुलत्वादेतेषां विशीर्यते देहः स्वेदेन ॥ ५॥

## મધુમેહવાળાઓને તીક્ષ્ણ શોધન દેવું પરંતુ સ્વેદન સંસ્કાર ન આપવો

મધુમેહના દરદીઓનાં શરીરો મેદથી વ્યાપ્ત હોવાને લીધે તે દરદીઓને માંડમાંડ વિરેચન લાગે છે; માટે તેઓને તીક્ષ્ણ શોધન દેવું. ફોડલીઓથી પીડાયેલા અને ઉપદ્રવોથી યુક્ત થયેલા સઘળા પ્રકારના પ્રમેહો, મૂત્રાદિકમાં મધુરતા થતાં મધના જેવા ગંધવાળા થઈ જાય, ત્યારે મધુમેહો કહેવાય, એમ આયુર્વેદ કહે છે. મધુમેહવાળાઓને કોઈ પ્રકારનો સ્વેદનસંસ્કાર આપવો નહિ; કેમ કે એમનાં શરીર ઘણા મેદવાળાં હોવાને લીધે સ્વેદન સંસ્કારથી શિથિલ થઈ જાય. (પ્રમેહવાળાઓને પણ તીક્ષ્ણ શોધન જ દેવું પણ સ્વેદનસંસ્કાર ન દેવો.) ૫

रसायनीनां च दौर्बल्यान्नोर्ध्वमुत्तिष्ठन्ति प्रमेहिणां दोषास्ततो मधुमेहिनामधःकाये पिडकाः प्रादुर्भवन्ति॥

## મધુમેહવાળાઓને શરીરના નીચેના ભાગમાં જ ફોડલીઓ થવાનું કારણ

પ્રમેહવાળાઓની રસરક્ત આદિને વહેતી ધમનીઓ, ઉપરના પ્રદેશોમાં નિર્બળ થઈ જાય છે, તેથી પ્રમેહવાળાઓના દોષો ઉપરના પ્રદેશોમાં નહિ થતાં નીચેના પ્રદેશોમાં જ થાય છે, જેથી પ્રમેહવાળાઓને શરીરના નીચેના ભાગમાં જ

ફોડલીઓ નીકળે છે. ૬

अपक्कानां पिडकानां शोफवत्प्रतीकारः पक्कानां व्रणवदिति । तैलं तु व्रणरोपणादौ कुर्वीत । आरग्वधादिकषायमुत्सादनार्थे । शालसारादिकषायं परिषेचने । पिप्पल्यादिकषायं पानभोजनेषु । पाठाचित्रकशार्ङ्गेष्टाक्षुद्राबृहतीसारिवासोमवल्कसप्तपर्णारग्वधकुटजमूलचूर्णानि मधुमिश्राणि प्राश्नीयात् ॥ ७ ॥

### ફોડલીઓની સામાન્ય ચિકિત્સા

પ્રમેહની ફોડલીઓ પાકી ન હોય ત્યાં સુધી તેઓની ચિકિત્સા સોજા જેવી કરવી અને પાકી ગઈ હોય ત્યારે વ્રણો જેવી ચિકિત્સા કરવી. વ્રણોને રુઝવવા માટે જે તેલ બનાવવું હોય, તે રુઝવનાર દ્રવ્યોના કે એલાદિગણના ક્વાથથી તથા કલ્કથી બનાવવું. નીચા વ્રણોને ઊંચા કરવા માટે આરગ્વધાદિ ગણનો ક્વાથ કરવો. સિંચન કરવા માટે શાલસારાદિ ગણનો ક્વાથ કરવો. જો પીવામાં તથા ભોજનમાં પિપ્પલ્યાદિ ગણના ક્વાથનો ઉપયોગ કરાવવો. કાળીપાડ, ચિત્રક, પીલુડી, નાની ભોરિંગણી, ઉપલસરી, ખેર, સપ્તપર્ણ, ગરમાળો અને ઇંદ્રજવનાં, મૂળોના ચૂર્ણને મધથી મિશ્ર કરી તે ખવડાવવું. ૭

शालसारादिवर्गकषायं चतुर्भागावशिष्टमवतार्य परिस्राव्य पुनरुपनीय साधयेत्, सिध्यति चामलकरोध्रप्रियङ्गुदन्तीकृष्णायस्ताम्रचूर्णान्यावपेदेतदनुपदग्धलेहीभूतमवतार्यानुगुप्तं निदध्यात्ततो यथायोगमुपयुञ्जीत । एष लेहः सर्वमेहानां हन्ता ॥ ८ ॥

### સર્વ પ્રમેહો મટાડનારો અવલેહ

શાલસારાદિ ગણનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે ઉતારી ગાળી લઈ તેને પાછો બીજી વાર પકાવવા અગ્નિ પર ચડાવવો અને એ પાકતો હોય, ત્યારે તેમાં આમળાં, લોધર, ઘઉંલાં, નેપાળો, લોઢું અને ત્રાંબું એ દરેકનાં ચારચાર તોલાભાર ચૂર્ણો નાખવાં. એ સર્વ બળી નહિ જતાં લેહરૂપ (શીરા જેવું) થઈ જાય, ત્યારે ઉતારી લઈ તે અવલેહને સારી રીતે રાખી મૂકવો અને તેમાંથી રોગીને યોગ્ય માત્રા ખવડાવવી. આ અવલેહ સઘળા પ્રમેહોને હણે છે. ૮

त्रिफलाचित्रकत्रिकटुविडङ्गमुस्तानां नव भागास्तावन्त एव कृष्णायश्चूर्णस्य तत्सर्वमैकध्यं कृत्वा यथायोगं मात्रां सर्पिर्मधुभ्यां संसृज्योपयुञ्जीत । एतन्नवायसमेतेन जाठ्यं न भवति सन्नोऽग्निराप्यायते दुर्नामशोफपाण्डुकुष्ठरोगाविपाककासश्वासप्रमेहाश्च न भवन्ति ॥ ९ ॥

### નવાયસ

ત્રિફળા, ચિત્રક, ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર), વાવડિંગ અને મોથના તથા કાળા લોઢાના ચૂર્ણના નવ ભાગોને લઈ સર્વને એકઠા કરી તેની યથાયોગ્ય માત્રાને ઘીથી તથા મધથી મિશ્ર કરી રોગીને ખવડાવવી. આ **નવાયસ** કહેવાય છે. આથી સ્થૂલતા થતી નથી, મંદ થયેલો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને અરશ, સોજો, પાંડુરોગ, કોઢ, અજીર્ણ, ખાંસી, શ્વાસ અને પ્રમેહ મટે છે. ૯

शालसारादिनिर्यूहे चतुर्थांशावशेषिते ।
परिस्रुते ततः शीते मधु माक्षिकमावपेत् ॥
फाणितीभावमापन्नं गुडं शोधितमेव च ।
श्लक्ष्णपिष्टानि चूर्णानि पिप्पल्यादिगणस्य च ॥
ऐकध्यमावपेत्कुम्भे संस्कृते घृतभाविते ।
पिप्पलीचूर्णमधुभिः प्रलिप्तेऽन्तःशुचौ दृढे ॥
श्लक्ष्णानि तीक्ष्णलोहस्य तत्र पत्राणि बुद्धिमान् ।
खदिराङ्गारतप्तानि बहुशः सन्निपातयेत् ॥
सुपिधानं तु तं कृत्वा यवपल्ले निधापयेत् ।
मासांस्त्रींश्चतुरो वापि यावदालोहसंक्षयात् ॥
ततो जातरसं तं तु प्रातः प्रातर्यथाबलम् ।
निषेवेत यथायोगमाहारं चास्य कल्पयेत् ॥
कार्श्यकृद्दलिनामेष सन्नस्याग्नेः प्रसाधकः ।
शोफगुल्मह्हृत्कुष्ठमेहपाण्ड्वामयापहः ॥

प्लीहोदरहरः शीघ्रं विषमज्वरनाशनः ।
अभिष्यन्दापहरणो लोहारिष्टो महागुणः ॥ १० ॥

### લોહારિષ્ટ

શાલસારાદિ ગણનો ક્વાથ કરી ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેને વસ્ત્રથી ગાળી લઈ શીતળ થયા પછી તેમાં મધનુ મધ નાખવુ. (ગયદાસાચાર્ય તો કહે છે કે મન જ નાખવુ ) પછી ગોળની ચાસણી કરી તે ગોળ ગભ જેવો થાય ત્યારે તે ગોળને, પેલા ક્વાથને અને પિપ્પલ્યાદિ ગણનાં બારીક વાટેલાં ચૂર્ણોને એકઠાં કરી ઘીથી રીઢા, સ્વચ્છ કરેલા, યોગ્ય ઔષધોની ધુમાડી દીધેલા અને પીપરના ચૂર્ણના તથા મધના કલ્કથી અંદર લીંપેલા ઘડામા નાખવાં પછી બુદ્ધિમાન વૈદ્યે ગજવેષ્ટનાં ઝીણાં, પાતળાં તથા લાંસાં કરેલાં પતરાને ખેરના અંગારાથી વારવાર તપાવીને તે ઘડામા નાખવાં પછી એ ઘડાનુ મોઢું સારી પેઠે બધ કરીને તે ઘડાને ત્રણ કે ચાર મહિના સુધી એટલે સઘળુ લોઢું ગળી જાય ત્યા સુધી જવના ઢગલામાં દાટી મૂકવો આમ લોઢું તેમા ગળી જઈને રસરૂપ થઈ જાય, એટલે લોહારિષ્ટ સિદ્ધ થાય છે શરીર વગેરેના બળને અનુસરીને નિત્ય પ્રભાતે રોગીને આ લોહારિષ્ટનુ સેવન કરાવવુ અને તેના ઉપર યોગ્ય આહારની ગોઠવણ કરવી મોટા ગુણવાળો આ લોહારિષ્ટ જાડા શરીરને પાતળુ કરે છે, મંદ થઈ ગયેલા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, અભિષ્યંદને[1] દૂર કરે છે અને સોજા, કોઢ, ગુલ્મ, પ્રમેહ, પાડુરોગ, બરલનુ દરદ, ઉદરના રોગ તથા વિષમજ્વરને મટાડે છે ૧૦

प्रमेहिणो यदा मूत्रमपिच्छिलमनाविलम् ।
विशदं तिक्तकटुकं तदारोग्यं प्रचक्षते ॥११॥

### પ્રમેહવાળાને આરોગ્ય પ્રાપ્ત થયાનુ લક્ષણ

જ્યારે પ્રમેહવાળા માણસનુ મૂત્ર ચીકાશ વગરનુ, સ્વચ્છ, રૂક્ષ, તીખુ તથા કડવુ થાય, ત્યારે તે રોગીને આરોગ્ય પ્રાપ્ત થયુ કહેવાય છે. (મૂત્ર ઉપર કીડીઓ કે માખીઓ આવતી બધ થાય, ત્યારે મૂત્રને તીખુ તથા કડવુ થયેલુ સમજવુ ) ૧૧

## અધ્યાય ૧૩ મો

अथातो मधुमेहचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'મધુમેહ-ચિકિત્સિત'[1] નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

मधुमेहित्वमापन्नं भिषग्भिः परिवर्जितम् ।
योगेनानेन मतिमान्प्रमेहिणमुपाचरेत् ॥
मासे शुक्रे शुचौ चैव शैलाः सूर्यांशुतापिताः ।
जतुप्रकाशं स्वरसं शिलाभ्यः प्रस्रवन्ति हि ॥
शिलाजत्विति विख्यातं सर्वव्याधिविनाशनम् ।
त्रप्वादीनां तु लोहानां षण्णामन्यतमान्वयम् ॥
ज्ञेयं स्वगन्धनश्चापि पञ्चयोनिप्रथितं क्षितौ ।
लोहाद्भवति यद्यस्माच्छिलाजतु जतुप्रभम् ॥
तस्य लोहस्य तद्वीर्यं रसं चापि बिभर्ति तत् ।
त्रपुसीसायसादीनि प्रधानान्युत्तरोत्तरम् ॥
यथा तथा प्रयोगेऽपि श्रेष्ठे श्रेष्ठगुणाः स्मृताः ।
तत्सर्वं तिक्तकटुकं कषायानुरसं सरम् ॥
कटुपाक्युष्णवीर्यं च शोषणं छेदनं तथा ।
तेषु यत्कृष्णमलघु स्निग्धं निःशर्करं च यत् ॥
गोमूत्रगन्धि यच्चापि तत्प्रधानं प्रचक्षते ।
तद्भावितं सारगणैर्हृतदोषो दिनोदये ॥

૧ રસનુ વહન કરનારી શિરાઓ ચીકાશથી તથા ભારેપણાથી રોકાઈ જતા શરીર ભારે થઈ જાય એ અભિષ્યદ કહેવાય છે ડલ્હન કહે છે કે અહીં તો અભિષ્યદ શબ્દથી મૂત્રનિસ્રાવ સમજવો.

૧ મધુમેહનુ લક્ષણ નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયના ૧૮મા વિષયમા આપ્યુ છે, તેની ચિકિત્સા વિષેનો

पिबेत्सारोदकेनैव श्लक्ष्णपिष्टं यथाबलम् ।
जाङ्गलेन रसेनान्नं तस्मिञ्जीर्णे तु भोजयेत् ॥
उपयुज्य तुलामेवं गिरिजादमृतोपमात् ।
वपुर्वर्णबलोपेतो मधुमेहविवर्जितः ॥
जीवेद्वर्षशतं पूर्णमजरोऽमरसन्निभः ।
शतं शतं तुलायां तु सहस्रं दशतौलिके ॥
भल्लातकविधानेन परिहारविधिः स्मृतः ।
मेहं कुष्ठमपस्मारमुन्मादं श्लीपदं गरम् ॥
शोषं शोफार्शसी गुल्मं पाण्डुतां विषमज्वरम् ।
अपोहत्यचिरात्कालाच्छिलाजतु निषेवितम् ॥
न सोऽस्ति रोगो यं चापि निहन्यान्न शिलाजतु ।
शर्करां चिरसम्भूतां भिनत्ति च तथाश्मरीम् ॥
भावनालोडने चास्य कर्तव्ये भेषजैर्हितैः ॥ २ ॥

### મધુમેહ ઉપર શિલાજિતનો પ્રયોગ

મધુમેહીપણાને પ્રાપ્ત થયેલા અને અસાધ્ય જાણીને બીજા વૈદ્યોએ છોડી દીધેલા પ્રમેહી માણસની બુદ્ધિમાન વૈદ્યે નીચે લખેલા યોગથી ચિકિત્સા કરવીઃ

જેઠ માસમાં તથા અષાડ માસમાં સૂર્યનાં કિરણોએ તપાવેલા પર્વતોની શિલાઓમાંથી લાખ જેવા દેખાતા ઝરતા રસને શિલાજિત કહે છે, જે સઘળા વ્યાધિઓને મટાડે છે. (જો કે બીજા મહિનાઓમાં પણ પર્વતોની શિલાઓમાંથી શિલાજિત ઝરે છે; તો પણ સૂર્યના અતિ કઠોર કિરણો વડે તપેલી શિલાઓમાંથી ઝરેલો શિલાજિત વિશેષ ગુણવાળો થાય છે, એમ જણાવવા જેઠ તથા આષાઢ માસ કહ્યા છે.) એ શિલાજિત કથીર, સીસું, ત્રાંબું, રૂપું, સુવર્ણ કે કાળા લોઢાના સંબંધવાળો હોય છે, તેથી જગતમાં તે છ કારણોવાળો કહેવાય છે. શિલાજિત એ ધાતુઓમાંથી કયા ધાતુના સંબંધવાળો છે, એ તેના રસાદિક તથા ગંધ ઉપરથી પરીક્ષા કરી લેવી. લાખ જેવા વર્ણવાળો એ શિલાજિત કથીર વગેરે જે ધાતુમાંથી થયો હોય, તે ધાતુના રસ અને વીર્યને ધારણ કરે છે. કથીર કરતાં સીસું, સીસા કરતાં ત્રાંબું, ત્રાંબા કરતાં રૂપું, રૂપા કરતાં સોનું અને સોના કરતાં લોઢું શ્રેષ્ઠ છે; માટે શિલાજિતોમાં પણ ઉત્તરોત્તર શ્રેષ્ઠ હોઈ લોઢાના સંબંધવાળો અતિશ્રેષ્ઠ છે. ઉત્તમ શિલાજિતમાં ઉત્તમ ગુણો હોય છે; માટે પ્રયોગમાં ઉત્તમ શિલાજિતનો ઉપયોગ કરવો. સઘળા શિલાજિતો કડવા તથા તીખા, પેટામાં તૂરા રસવાળા, દસ્ત ઉતારનારા, પાકમાં તીખા, ઉષ્ણવીર્યવાળા, દુષ્ટ રુધિર વગેરેનું શોષણ કરનારા અને કફ વગેરેનું છેદન કરનારા હોય છે. તેઓમાં જે શિલાજિત કાળો, ભારે સ્નિગ્ધ, કાંકરીઓવગરનો અને ગોમૂત્રના જેવા ગંધવાળો હોય, તે ઉત્તમ (લોઢાના સંબંધવાળો હોવાને લીધે સર્વથી શ્રેષ્ઠ) ગણાય છે. ધોવા વગેરે સંસ્કારોથી[1] શુદ્ધ કરેલા તે શિલાજિતને

[1] શિલાજિતમાં અનેક મેલ મળેલા હોય છે, માટે શુદ્ધ કર્યા વિના તે નકામો છે. શિલાજિતના ગાંગડા લાવી, તેના ઝીણાઝીણા ટુકડા કરી અત્યંત ઊકળેલા પાણીમાં નાખવા અને એક પહોર સુધી તેમાં રહેવા દેવા. પછી પાણીને હલાવી વસ્ત્રથી ગાળી લઈ લેવું. એ પાણીને માટીના વાસણમાં નાખી તડકામાં મૂકવું. તડકામાં રહેતા પાણીની ઉપર તરની પેઠે જે ઘાટો ભાગ આવે તેને લઈ વળી બીજા વાસણમાં નાખવો. તે ઘાટા ભાગને વળી ઊના પાણીનો સંસ્કાર આપી પાણીમાં સારી પેઠે હલાવીને પાણીને વસ્ત્રથી ગાળી લઈ માટીના વાસણમાં ભરી તડકામાં મૂકવું. તડકામાં રહેતા પાણીની ઉપર તરની પેઠે જે ઘાટો ભાગ આવે તેને લઈ વળી બીજા વાસણમાં નાખવો. એવી રીતે બે મહિના સુધી વારંવાર કરતાં પાણી ઉપર ઘાટો ભાગ ન જ આવે અને સઘળો કાળો ભાગ નીચે જ રહે એટલે તે કાળા ભાગને શુદ્ધ થયેલ શિલાજિત સમજવો. એ શિલાજિત અગ્નિ ઉપર નાખતાં શિવલિંગ જેવો થઈ જાય અને ધુમાડો ન નીકળે તે શિલાજિતને શુદ્ધ થયેલ સમજીને વાપરવો.

શિલાજિતને શુદ્ધ કરવાનો બીજો પ્રકાર એ છે, કે પ્રથમ બહારના મેલને દૂર કરવા કેવળ જળથી શિલાજિતના ગાંગડાને ધોવા અને તે પછી તેની અંદર રહેલાં માટી તથા રેતી વગેરે દોષોને દૂર કરવા માટે શિલાજિતને લોઢાના પાત્રમાં રાખી લીંબડો, ગળો, ઘી અને જવના ક્વાથની ભાવના દઈ સુકવવો. પછી વાદળાં

શાલસારાદિ ગણના કવાથની દસ, વીસ કે ત્રીસ દિવસ સુધી ભાવનાઓ આપી બારીક વાટીને, વમનાદિકથી શુદ્ધ કરેલા શરીરવાળા રોગીને સૂર્યોદય વખતે તેના બળ પ્રમાણે શાલસારાદિ ગણના જ કવાથ સાથે તે પાવો અને તે પચ્યા પછી જંગલી પ્રાણીઓના માંસના રસાની સાથે અન્ન જમાડવુ. આ પ્રમાણે અમૃત જેવા એ શિલાજિતમાંથી સરવાળે ચારસો તોલાભાર શિલાજિતનો ઉપયોગ કરાવવામાં આવે, તો રોગી મધુમેહથી રહિત થઈ, સારા શરીરવાળો, સારા વર્ણવાળો, ઉત્તમ બળવાળો, વૃદ્ધાવસ્થાવગરનો અને દેવ સમાન શક્તિવાળો થઈને પૂરેપૂરાં સો વર્ષ સુધી જીવે છે શિલાજિતની એક તુલા (ચારસો તોલાભારની એક તુલા ગણી છે.) ઉપયોગમાં લીધાથી સો વર્ષનુ આયુષ્ય થાય છે, બે તુલા ઉપયોગમાં લીધાથી બસો વર્ષનુ આયુષ્ય થાય છે અને એવી રીતે દસ તુલા ઉપયોગમાં લીધાથી હજાર વર્ષનુ આયુષ્ય થાય છે શિલાજિતનુ ભક્ષણ કરનારા રોગીને આ સ્થાનના છઠ્ઠા અધ્યાયના ૨૦મા વિષયમાં કહેલા ભલ્લાતક વિધાનની પરેજી પ્રમાણે પરેજી પળાવવી. સેવવામાં આવેલો શિલાજિત પ્રમેહ, કોઢ, અપસ્માર, ઉન્માદ, શ્લીપદ, ઝેર, શોષ, સોજા, અરશ, ગુલ્મ, પાંડુરોગ અને વિષમજ્વરને થોડા સમયમાં જ મટાડે છે. એવો કોઈ પણ દોષ નથી, કે જેને શિલાજિત ન મટાડી શકે શિલાજિત લાંબા કાળથી ઉત્પન્ન થયેલી કાંકરી તથા પથરીને પણ તોડી નાખે છે જે દોષ ઉપર કે જે રોગ ઉપર શિલાજિતનો પ્રયોગ કરવો હોય, તે દોષને તથા રોગને હરનારાં હિતકારી ઔષધોની શિલાજિતને ભાવનાઓ દેવી અને તેવાં જ ઔષધોના કવાથમાં ઘોળીને તે શિલાજિત પાવો. ૨

वगरना उष्णुभागमा सूर्यना तडकावाळा अने वायु वगरनी अपाग्भूमिना भागमा लोढाना चार वासणु मेली ते शिलाजितने एक वासणुमा नाखी तेथी बमणु, अरधो-अरध बाळीने गरम करेलु पाणी नाखीने तेमा चोळी नाखवु तडकानो ताप लागता पाणी उपर तरनी पेठे जे भागो भाग आवे तेने लई बीजा वासणुमा नाखवो अने तेमा पण जरा गरम पाणी नाखी तडकामा मूकवो एे पाणी उपर जे काळो भाग आवे तेने लई त्रीजा वासणुमा नाखवो अने तेमा पण जरा गरम पाणी नाखी तेने तडकामा मूकवो एे पाणी उपर जे भागो भाग आवे तेने लई चोथा वासणुमा नाखवो अने तेमा पण जरा गरम पाणी नाखी तेने तडकामा मूकवो आ प्रमाणे करवाथी आछु पाणी उपर रहे छे अने मळो काळो भाग नीचे रही जाय छे आम थाय त्यारे पाणी काढी नाखता जे भागो भाग नीचे रह्यो होय ते शुद्ध शिलाजित कहेवाय छे

एवं च माक्षिकं धातु तापीजममृतोपमम् ।
मधुरं काञ्चनाभासमम्लं वा रजतप्रभम् ॥
विघ्नन्ति जराकुष्ठमेहपाण्ड्वामयक्षयान् ।
तद्भावितः कपोतांश्च कुलत्थांश्च विवर्जयेत् ॥ ३॥

### મધુમેહ ઉપર સુવર્ણમાક્ષિકનો (સોનામખી નામની ઉપધાતુનો) પ્રયોગ

સુવર્ણમાક્ષિક નામની ઉપધાતુ તાપી નદીમાં થાય છે અને અમૃત સમાન છે, તેને શુદ્ધ[1] કરી શાલસારાદિ ગણના કવાથની દસ, વીસ કે ત્રીસ ભાવનાઓ આપી બારીક વાટી વમનાદિકથી શુદ્ધ કરેલા રોગીને સૂર્યોદય વખતે તેના બળ પ્રમાણે શાલસારાદિ ગણના જ કવાથની સાથે તે પાવો, અને તે પચ્યા પછી જંગલ પ્રાણીઓના માંસના રસાની સાથે અન્ન જમાડવુ સુવર્ણમાક્ષિક મધુર હોય, તો સુવર્ણના જેવી કાંતિવાળુ થાય છે અને ખાટું હોય તો રૂપાના જેવી કાંતિવાળુ થાય છે, તેને ઉપર કહ્યા પ્રમાણે રોગી પીએ તો તેનું ઘડપણ, કોઢ, પ્રમેહ, પાંડુરોગ તથા ક્ષયરોગ મટી જાય છે જેણે સુવર્ણમાક્ષિક-

૧ ત્રણ ભાગ સોનામખી અને એક ભાગ સિંધવ લઈ તેઓને બિજોરાના અથવા લીંબુના રસથી લોઢાના વાસણમા પકાવવા પકાવતાપકાવતા લોઢાનું વાસણ જ્યા સુધી અંદર લાલ થઈ જાય ત્યા સુધી હલાવ્યા કરતા-આમ કરવાથી સોનામખી શુદ્ધ થઈ જાય છે.

નો ઉપયોગ કર્યો હોય, તેણે જીવતાં સુધી હોલાનું માંસ કે કળથી ખાવાં નહિ. (જેણે શિલાજિતનો ઉપયોગ કર્યો હોય, તેણે પણ જીવતાં સુધી હોલાનું માંસ કે કળથી ખાવાં નહિ.) ૩

पञ्चकर्मगुणातीतं श्रद्धावन्तं जिजीविषुम् ।
योगेनानेन मतिमान्साधयेत्कुष्ठिनं नरम् ॥
वृक्षास्तुवरका ये स्युः पश्चिमार्णवभूमिषु ।
वीचीतरङ्गविक्षेपमारुतोद्धूतपल्लवाः ॥
तेषां फलानि गृह्णीयात्सुपक्वान्यम्बुदागमे ।
मज्ज्ञस्तेभ्योऽपि संहृत्य शोषयित्वा विचूर्ण्य च ॥
तिलवत्पीडयेद्द्रोण्यां स्नावयेद्वा कुसुम्भवत् ।
तत्तैलं संहृतं भूयः पचेदातोयसंक्षयात् ॥
अवतार्य करीषे च पक्षमात्रं निधापयेत् ।
स्निग्धः स्विन्नो हृतमलः पक्षादूर्ध्वं प्रयत्नवान् ॥
चतुर्थभक्तान्तरितः शुक्लादौ दिवसे शुभे ।
मन्त्रपूतस्य तैलस्य पिबेन्मात्रां यथाबलम् ॥
तत्र मन्त्रं प्रवक्ष्यामि येनेदमभिमन्त्र्यते ।
'मज्जसार महावीर्य सर्वान्धातून्विशोधय ॥
शङ्खचक्रगदापाणिस्त्वामाज्ञापयतेऽच्युतः' ।
तेनास्योर्ध्वमधश्चापि दोषा यान्त्यसकृत्ततः ॥
अस्नेहलवणां सायं यवागूं शीतलां पिबेत् ।
पञ्चाहं प्रपिबेत्तैलमनेन विधिना नरः ॥
पक्षं परिहरेच्चापि मुद्गयूषौदनाशनः ।
पञ्चभिर्दिवसैरेवं सर्वकुष्ठैर्विमुच्यते ॥ ४ ॥

## મધુમેહ ઉપર તુવરકવિધાન

જે કોઢ કે પ્રમેહના દરદીને સંશોધનો તથા બીજી ક્રિયાઓથી પણ લાભ ન થયો હોય, તે માણસને જીવવાની ઇચ્છા હોય અને વૈદ્યના વચન ઉપર શ્રદ્ધા હોય, તો તેને બુદ્ધિમાન વૈદ્ય નીચે લખેલા યોગથી સ્વસ્થ કરવો:

પશ્ચિમ સમુદ્રની ભૂમિકાઓમાં સમુદ્રના મોજાંના ઉછાળાથી તથા તે મોજાંના પવનથી હાલતાં પાંદડાંવાળા તુવરક નામનાં વૃક્ષો(ચેર)નાં વર્ષાઋતુમાં સારી પેઠે પાકેલાં ફળો(ચેરિયાં)ને લઈ તે ફળોમાંથી મજ્જા કાઢી, તે મજ્જાને સૂકવી ચૂર્ણ કરીને તલની પેઠે પીલી અથવા કસૂંબાનાં પુષ્પોની પેઠે કોઠીમાં સ્રવાવી તેઓનું તેલ કરવું. પછી એ તેલ લઈ તેમાંથી પાણીનો ભાગ તમામ બળી જાય ત્યાંસુધી તેને પકવી ઉતારી લઈ, કુપ્પામાં ભરી એક પખવાડિયા સુધી છાણના ગંજમાં દાટી મૂકવું. સ્નેહન, સ્વેદન તથા વમનથી શુદ્ધ કરેલા અને રોગ મટાડવામાં કાળજી રાખનારા દરદીને વમન પછી એક પખવાડિયું વીત્યા પછી વિરેચન આપી, તે પછી એક પખવાડિયું જવા દઈ પહેલે દિવસે પ્રભાતે તથા સાંજે જમાડી, બીજે દિવસે પ્રભાતે જમાડી અને સાંજે માત્ર દાડમનો રસ અથવા ગરમ પાણી જ પાઈ, ત્રીજે દિવસે પ્રભાતમાં શરીરના બળ અનુસાર એ તેલની માત્રા પાવી. એ ત્રીજે દિવસ અજવાળિયાંના આરંભનો જોઈએ તથા જ્યોતિષશાસ્ત્રની રીત પ્રમાણે શુભ જોઈએ. તેલની જે માત્રા પાવાની હોય તે માત્રાને 'હે મોટી શક્તિવાળા મજ્જાના સારભૂત તેલ! ભુજાઓમાં શંખ, ચક્ર તથા ગદાને ધરનારા મહાવિષ્ણુ તને આજ્ઞા કરે છે, કે તું સઘળી ધાતુઓને શુદ્ધ કરજે' એવા અર્થવાળા મૂલોક્ત મંત્રથી મંત્રીને પાવી. આ માત્રા પીવાથી સઘળા દોષો વારંવાર ઊર્ધ્વદ્વારથી તથા અધોદ્વારથી નીકળી જાય છે. દોષો નીકળી ગયા પછી રોગીને સાયંકાળે સ્નેહવગરની તથા લૂણવગરની અથવા થોડા સ્નેહવાળી તથા થોડા લૂણવાળી શીતળ રાબ પાવી. આ વિધિથી પાંચ દિવસ સુધી એ ચેરિયાંનું તેલ પિવડાવવામાં આવે અને પછી એક પખવાડિયા સુધી ક્રોધાદિકનો ત્યાગ કરાવી મગના ઓસામણ સાથે ભાત જ જમાડવામાં આવે, તો પાંચ દિવસમાં જ સઘળા પ્રકારના કોઢ તથા પ્રમેહો મટી જાય છે. ૪

तदेव खदिरक्वाथे त्रिगुणे साधु साधितम् ॥
निहन्ति पूर्ववत्पक्वं पिबेन्मासमतन्द्रितः ।
तेनाभ्यक्तशरीरश्च कुर्वीताहारमीरितम् ॥
भिन्नस्वरं रक्तनेत्रं विशीर्णं कृमिभक्षितम् ।
अनेनाशु प्रयोगेण साधयेत्कुष्ठिनं नरम् ॥ ५ ॥

### બીજા પ્રકારનું તુવરકવિધાન

એ ચેરિયાંના તેલને ખેરના ત્રણગણા ક્વાથમાં સારી રીતે પકવી બરાબર પાકે, ત્યારે ઉતારી લઈ બરાબર કાળજી રાખી તેમાંથી યોગ્ય માત્રા, ઉપર કહેલા વિધિ પ્રમાણે એક મહિના સુધી નિત્ય પાવામાં આવે, એ તેલનું જ મર્દન કરાવવામાં આવે અને ઉપર કહ્યા પ્રમાણે જ આહાર કરાવવામાં આવે, તો તે પ્રયોગથી વૈદ્ય, બગડેલા સ્વરવાળા, રાતાં થયેલાં નેત્રોવાળા, વીંખાયેલા શરીરવાળા અને કીડાઓએ ખાધેલા કોઢિયાને પણ તરત સ્વસ્થ કરી શકે છે. (ભયંકર પ્રમેહવાળા માણસને પણ તરત સ્વસ્થ કરી શકે છે.) ૫

सर्पिर्मधुयुतं पीतं तदेव खदिराम्बुना ।
पक्षिमांसरसाहारं करोति द्विशतायुषम् ॥ ६ ॥

### ત્રીજા પ્રકારનું તુવરકવિધાન

એ ચેરિયાંના તેલને ઘી તથા મધથી મિશ્ર કરી, ઉપર કહેલી યોગ્ય વિધિથી ખેરના ક્વાથની સાથે પિવડાવવામાં આવે અને તે ઉપર પક્ષીઓનાં માંસોના રસાનો આહાર આપવામાં આવે, તો રોગી સ્વસ્થ થઈને બસો વર્ષનું આયુષ્ય ભોગવે છે. ૬

तदेव नस्ये पञ्चाशद्दिवसानुपयोजितम् ।
वपुष्मन्तं श्रुतिधरं करोति त्रिशतायुषम् ॥ ७ ॥

### ચોથા પ્રકારનું તુવરકવિધાન

એ જ ચેરિયાંના તેલને મંત્રી તેનું પચાસ દિવસો સુધી નસ્ય દેવામાં આવે, તો તેથી રોગી પ્રબળ તથા ઉત્તમ શરીરવાળો, સાંભળતાં જ ગ્રંથાદિ ધારણ કરી શકે એવો અને ત્રણસો વર્ષના આયુષ્યવાળો થાય છે. ૭

शोधयन्ति नरं पीता मज्जानस्तस्य मात्रया ।
महावीर्यस्तुवरकः कुष्ठमेहापहः परः ॥८॥

### પાંચમા પ્રકારનું તુવરકવિધાન

ચેરિયાંની મજ્જાને યોગ્ય માત્રાથી યોગ્ય ક્વાથમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તે મજ્જાઓ રોગીને શુદ્ધ કરે છે; કેમ કે ચેરિયાં પ્રબળ શક્તિવાળાં છે અને કોઢ તથા પ્રમેહને મટાડવામાં અતિ ઉત્તમ ઉપાયરૂપ છે. ૮

सान्तर्धूमस्तस्य मज्जा तु दग्धः ।
क्षिप्तस्तैले सैन्धवं चाञ्जनं च ॥
पैलव्यं हन्यादर्मनक्तान्ध्यकाचान् ।
नीलीरोगं तैमिरं चाञ्जनेन ॥९॥

### છઠ્ઠા પ્રકારનું તુવરકવિધાન

ચેરિયાંની મજ્જા, સિંધવ અને સુરમાને એકઠાં કરી ધુમાડો અંદર રહે એવી રીતે બાળી તેલમાં ફાલવીને અંગ પર લગાવવામાં આવે, તો તેથી ત્રણ તથા નીલિકા નામનો ક્ષુદ્રરોગ (દાગ) મટી જાય છે અને નેત્રોમાં આંજવામાં આવે તો તેથી અર્મ, કાચ, રતાંધળાપણું તથા તિમિર નામના નેત્રોના રોગો મટી જાય છે. ૯

## અધ્યાય ૧૪ મો

अथात उदराणां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वंतरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ઉદરચિકિત્સિત' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अष्टावुदराणि पूर्वमुद्दिष्टानि, तेष्वसाध्यं बद्धगुदं

૧ ઉદરરોગોનાં નિદાનો તથા લક્ષણાદિક નિદાન-સ્થાનના સાતમા અધ્યાયમાં કહ્યાં છે, તેઓની ચિકિત્સા લિખો.

परिस्रावि चावशिष्टानि कृच्छ्रसाध्यानि; सर्वाण्येव प्रत्याख्यायोपक्रमेत । तेष्वाद्यश्चतुर्वर्गो भेषजसाध्यः । कालप्रकर्षात्सर्वाण्येव शस्त्रसाध्यानि वर्जयितव्यानि वा ॥ २ ॥

## ઉદરરોગોની સાધ્યાસાધ્યતાનું વિવેચન

નિદાનસ્થાનમાં વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર અથવા દૂષ્યુદર, પ્લીહોદર, બદ્ધગુદોદર, પરિસ્રાવ્યુદર અને દકોદર (જલોદર) એ રીતે આઠ ઉદરરોગો કહેવામાં આવ્યા છે; તેઓમાં બદ્ધગુદોદર અને પરિસ્રાવ્યુદર એ બે ઘણું કરીને અસાધ્ય છે અને બાકીના છ કષ્ટસાધ્ય છે; માટે એ સઘળા ઉદરરોગોની ચિકિત્સા પ્રથમ ના પાડી પછી કરવી. તેમાં વાતોદર, પિત્તોદર, કફોદર અને સન્નિપાતોદર અથવા દૂષ્યુદર એ ચાર ઉદરરોગો ઔષધસાધ્ય છે; (અને પ્લીહોદર, બદ્ધગુદોદર, પરિસ્રાવ્યુદર અને દકોદર એ ચાર ઉદરરોગો શસ્ત્રસાધ્ય પણ છે.) જો ઔષધ કરવાનો સમય વીતી જાય, તો ઔષધસાધ્ય ઉદરરોગો શસ્ત્રસાધ્ય છે અને શસ્ત્રક્રિયા કરવાનો સમય વીતી જાય તો શસ્ત્રસાધ્ય ઉદરરોગો છોડી દેવા યોગ્ય જ થાય છે. ૨

उदरी तु गुर्वभिष्यन्दिरूक्षविदाहिस्निग्धपिशितपरिषेकावगाहान् परिहरेत् । शालिषष्टिकयवगोधूमनीवारान्नित्यमश्नीयात् ॥ ३ ॥

## ઉદરરોગવાળા માટે યોગ્ય ખાનપાન

ઉદરરોગવાળાએ ભારે, અભિષ્યંદી[1], રૂક્ષ, વિદાહી[2], સ્નિગ્ધ અને માંસવાળા આહારો લેવા નહિ, જળને શરીર પર છાંટવું નહિ અને જળમાં નાહવું પણ નહિ. ચોખા, સાઠીચોખા, જવ, ઘઉં અને બંટી વગેરે નિત્ય ખાવાં. ૩

तत्र वातोदरिणं विदारिगन्धादिसिद्धेन सर्पिषा स्नेहयित्वा, तिल्वकविपक्केनानुलोम्य, चित्राफलतैलप्रगाढेन विदारिगन्धादिकषायेणास्थापयेदनुवासयेच्च, शाल्वणेन चोपनाहयेदुदरम् । भोजयेच्चैनं विदारिगन्धादिसिद्धेन क्षीरेण जाङ्गलरसेन चाभीक्ष्णं स्वेदयेत् ॥ ४ ॥

## વાતોદરની ચિકિત્સા

વાતોદરવાળા રોગીને વિદારિગંધાદિ ગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘી વડે સ્નિગ્ધ કરી, પઠાણી લોધરના ક્વાથ તથા કલ્કથી પકવેલા અને નેપાળાના ફળના તેલથી સારી પેઠે મિશ્ર કરેલા ઘીથી વિરેચન આપીને પછી તેજ તેલથી મિશ્ર કરેલા વિદારિગંધાદિ ગણના ક્વાથથી નિરૂહબસ્તિ દેવી, તેજ તેલથી અનુવાસનબસ્તિ દેવી અને આ સ્થાનના ચોથા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલા શાલ્વણથી તેના પેટ ઉપર બંધાણ કરવું. એ રોગીને વિદારિગંધાદિ ગણના ક્વાથાદિકથી પકવેલા દૂધ અથવા જંગલી પ્રાણીઓના માંસના રસાથી જમાડવો અને તેને વારંવાર સ્વેદનસંસ્કાર આપ્યા કરવો. (આ સ્થાનના ૩૧મા અધ્યાયના ૨૪મા વિષયમાં ઉદરરોગવાળાને સ્નેહનનો, ૩૨મા અધ્યાયના ૧૫મા વિષયમાં સ્વેદનનો અને ૩૫મા અધ્યાયના ૯મા વિષયમાં નિરૂહબસ્તિનો તથા અનુવાસનબસ્તિનો જે નિષેધ છે, તેની યોગ્ય વ્યવસ્થા પ્રવીણ વૈદ્યોએ કરવી. ડલ્લન કહે છે, કે 'એ નિષેધ કેવળ પરિસ્રાવી ઉદરવાળા માટે તથા દકોદરવાળા માટે છે. બીજા ઉદરરોગો ઉપર તો તે તે અવસ્થાઓ અનુસારે સ્નેહાદિકનો પ્રયોગ કરવો.' ૩૫મા અધ્યાયનો ૧૦મો વિષય પણ જોવો.) ૪

पित्तोदरिणं तु मधुरगणविपक्केन सर्पिषा स्नेहयित्वा श्यामात्रिफलात्रिवृद्विपक्केनानुलोम्य, शर्करामधुघृतप्रगाढेन न्यग्रोधादिकषायेणास्थापयेदनुवासयेच्च,

---

[1] જે આહાર રસનું વહન કરનારી શિરાઓને ચીકાશથી તથા ભારેપણાથી રોકી દઈ શરીરને ભારે કરી નાખે તે આહાર અભિષ્યંદી કહેવાય છે.

[2] જે આહારથી ખાટા ઓડકાર આવે, તરસ લાગ્યા કરે અને હૃદયમાં દાહ થાય તે આહાર વિદાહી કહેવાય છે.

पायसेनोपनाहयेदुदरं भोजयेच्चैनं विदारिगन्धादिसिद्धेन पयसा ॥ ५ ॥

### પિત્તોદરની ચિકિત્સા

પિત્તોદરવાળા રોગીને કાકોલ્યાદિ મધુર ગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘી વડે સ્નિગ્ધ કરી, વરધારો, ત્રિફળા અને નસોતરના ક્વાથાદિકથી પકવેલા ઘીથી વિરેચન આપીને પછી સાકરથી તથા મધથી સારી પેઠે મિશ્ર કરેલા ન્યગ્રોધાદિગણના ક્વાથથી નિરૂહબસ્તિ દેવી; ત્રિફળા, વરધારો અને નસોતરના ક્વાથાદિકથી પકવેલા ઘીથી જ અનુવાસનબસ્તિ દેવી, દૂધપાકનું પેટ ઉપર બંધાણ કરવું અને વિદારિગંધાદિ ગણથી પકવેલા દૂધથી જમાડવો.૫

श्लेष्मोदरिणं पिप्पल्यादिकषायसिद्धेन सर्पिषोपस्नेह्य, स्नुहीक्षीरविपक्वेनानुलोम्य, त्रिकटुकमूत्रक्षारतैलप्रगाढेन मुष्कादिकषायेणास्थापयेदनुवासयेच्च,शणातसीधातकीकिण्वसर्षपमूलकबीजकल्कैश्चोपनाहयेदुदरं, भोजयेच्चैनं त्रिकटुकप्रगाढेन कुलत्थयूषेण पायसेन वा, स्वेदयेच्चाभीक्ष्णम् ॥ ६ ॥

### કફોદરની ચિકિત્સા

કફોદરના દરદીને પિપ્પલ્યાદિ ગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘી વડે સ્નિગ્ધ કરી, થોરના દૂધની સાથે ચોગણા પાણીમાં પકવેલા ઘીથી વિરેચન આપીને ત્રિકટુક (સૂંઠ, મરી, પીપર), ગોમૂત્ર, ક્ષાર અને તેલથી સારી પેઠે મિશ્ર કરેલા મુષ્કકાદિ ગણના ક્વાથની નિરૂહબસ્તિ દેવી; એ ક્વાથથી જ પકવેલા ઘીથી અનુવાસનબસ્તિ દેવી, તેમ જ શણ, અળશી, ધાવણી, સુરાબીજ, (અડદ તથા ચોખાથી બનાવેલુ મદિરાનું બીજ ) સરસવ તથા મૂળાનાં બીજના કલ્કોથી પેટ ઉપર બંધાણ બાંધવાં. ત્રિકટુકથી સારી પેઠે મિશ્ર કરેલા કળથીનું ઓસામણ અથવા દૂધપાક જમાડવો અને વારંવાર સ્વેદન સંસ્કાર આપ્યા કરવો. ૬

दूष्युदरिणं तु प्रत्याख्याय सप्तलाशङ्खिनीस्वरससिद्धेन सर्पिषा विरेचयेन्मासमर्धमासं वा महावृक्षक्षीरसुरागोमूत्रसिद्धेन वा, शुद्धकोष्ठं तु मधेनाश्वमारकगुञ्जाकाकादनीमूलकल्कं पाययेत्, इक्षुकाण्डानि वा कृष्णसर्पेण दंशयित्वा भक्षयेद् । वल्लीफलानि वा । मूलजं कन्दजं वा विषमासेवयेत् । तेनागदी भवत्यन्यं वा भावमापद्यते ॥ ७ ॥

### સન્નિપાતોદર( દૂષ્યુદર )ની ચિકિત્સા

દૂષ્યુદર ( સન્નિપાતોદર )વાળા દરદીને પ્રથમ ચિકિત્સાની ના પાડ્યા પછી જો તેનો તથા તેના સંબંધીઓનો અતિ આગ્રહ દેખાય અને રાજાની પરવાનગી મળે, તો હાથલા તથા આંખફૂટામણીના સ્વરસથી પકવેલા ઘીથી અથવા થોરનું દૂધ, સુરા અને ગોમૂત્રથી પકવેલા ઘીથી એક મહિના કે એક પખવાડિયા સુધી વિરેચન આપ્યા કરવું. (આ વિષયમાં ન કહેલી ક્રિયાઓ વાતોદરાદિકના વિષયમાં કહેલાં ઔષધોથી કરવી.) જ્યારે કોઠો શુદ્ધ થયેલો જણાય, ત્યારે મધની સાથે કણેર, ચણોઠી તથા પીલુડીનાં મૂળનો કલ્ક તે દરદીને પાવો; અથવા શેરડીની કાતળીઓ અથવા વેલામાં થતાં કાકડી વગેરે ફળો, કાળા સર્પની પાસે કરડાવીને ખવડાવવાં; અથવા વનસ્પતિઓનાં મૂળો કે કંદોથી ઉત્પન્ન થતા ઝેરનું સેવન કરાવવું. આમ કરવાથી દરદી સાજો થઈ જાય છે અથવા મરી જાય છે. ૭

भवति चात्र ।

कुपितानिलमूलत्वात्सञ्चितत्वान्मलस्य च ।
सर्वोदरेषु शंसन्ति बहुशस्त्वनुलोमनम् ॥ ८ ॥

### ઉદરરોગોમાં વિરેચનની ખાસ જરૂર

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'સઘળા પ્રકારના ઉદરરોગોમાં કોપેલો વાયુ કારણરૂપ હોય છે અને મળનો સંચય પણ ઘણો હોવાથી તેઓમાં વારંવાર વિરેચન દેવું એ ઉત્તમ ગણાય છે. ૮

अत ऊर्ध्वं सामान्ययोगान्वक्ष्यामः। तद्यथा—एरण्डतैलमहरहर्मासं द्वौ वा केवलं मूत्रयुक्तं क्षीरयुक्तं वा सेवेतोदकवर्जी, माहिषं वा मूत्रं क्षीरेण कृतोदकान्नः सप्तरात्रम्। उष्ट्रीक्षीराहारो वान्नवारिवर्जी पिप्पलीं वा मासं पूर्वोक्तेन विधानेनासेवत। सैन्धवाजमोदायुक्तं वा निकुम्भतैलम्। आर्द्रकशृङ्गवेररसपात्रशतसिद्धं वा वातशूलेऽन्नचार्थम्। शृङ्गवेररसविपक्वं क्षीरमासेवेत। चव्यशृङ्गवेरकल्कं वा पयसा सरलदेवदारुचित्रकमेव वा। मुरङ्गीशालिपर्णीश्यामापुनर्नवाकल्कं वा। ज्योतिष्कफलतैलं वा क्षीरेण स्वर्जिकाहिङ्गुमिश्रं पिबेत्। गुडद्वितीयां वा हरीतकीं भक्षयेत्। स्नुहीक्षीरभावितानां वा पिप्पलीनां सहस्रं कालेन। पथ्याकृष्णाचूर्णं वा स्नुहीभावितमुत्कारिकां पक्वां दापयेत्। हरीतकीचूर्णप्रस्थमाढके घृतस्यावाप्याङ्गारेष्वभिविलाप्य खजेनाभिमथ्यानुगुप्तं कृत्वाऽर्द्धमासं यवपल्ले वासयेत्। ततश्चोद्धृत्य परिस्राव्य हरीतकीक्काथाम्लदधीन्यावाप्य विपचेत्। तद्यथायोगं मासमर्द्धमासं वा पाययेत्। गव्ये पयसि महावृक्षक्षीरमावाप्य विपचेद्विपक्वं चावतार्य शीतीभूतं मन्थानेनाभिमथ्य नवनीतमादाय भूयो महावृक्षक्षीरेणैव विपचेत्तद्यथायोगं मासं मासार्द्धं वा पाययेत्। चव्यचित्रकदन्त्यतिविषाकुष्ठसारिवात्रिफलाजमोदाहरिद्राशङ्खिनीत्रिवृत्त्रिकटुकानामर्द्धकार्षिका भागा राजवृक्षफलमज्जामष्टौ कर्षा महावृक्षक्षीरपले द्वे गवां क्षीरमूत्रयोरष्टावष्टौ पलान्येतत्सर्वं घृतप्रस्थे समावाप्य विपचेत्तद्यथायोगं मासमर्धमासं वा पाययेत्। एतानि तिल्वकघृतचतुर्थानि सर्पींष्युदरगुल्मविद्रध्यष्ठीलानाहकुष्ठोन्मादापस्मारेषूपयोज्यानि विरेचनार्थम्। मूत्रासवारिष्टसुराश्चाभीक्ष्णं महावृक्षक्षीरसंभृताः सेवेत। विरेचनद्रव्यकषायं वा शृङ्गवेरदेवदारुप्रगाढम्॥

वमनविरेचनद्रव्याणां पालिका भागाः पिप्पल्यादिवचादिहरिद्रादिपरिपठितानां च द्रव्याणां श्लक्ष्णपिष्टानां यथोक्तानां च लवणानाम्। तत्सर्वं मूत्रगणे प्रक्षिप्य महावृक्षक्षीरप्रस्थं च मृद्वग्निना वर्द्धयन्विपचेदप्रदग्धकल्कम्। तत्साधुसिद्धमवतार्य शीतीभूतमक्षमात्रा गुटिका वर्तयेत्तासामेकां द्वे तिस्रो वा गुटिका बलापेक्षया मासांश्चीश्चतुरो वा सेवेत। एषाऽऽनाहवर्त्तिक्रिया विशेषेण महाव्याधिषूपयुज्यते कोष्ठजांश्च कृमीनपहन्ति कासश्वासकृमिकुष्ठप्रतिश्यायारोचकाविपाकोदावर्त्तांश्च नाशयति॥ मदनफलमज्जकुटजजीमूतकेक्ष्वाकुधामार्गवत्रिवृत्त्रिकटुसर्षपलवणानि महावृक्षक्षीरमूत्रयोरन्यतरेण पिष्ट्वाङ्गुष्ठमात्रां वर्त्तिं कृत्वोदरिण आनाहे तैललवणाभ्यक्तगुदस्यैकां द्वे वा पायौ निदध्यादेषानाहवर्तिक्रिया वातमूत्रपुरीषोदावर्त्ताध्मानानाहेषु विधेया॥ ९॥

## ઉદરરોગોની સામાન્ય ચિકિત્સા

હવે સઘળા પ્રકારના ઉદરરોગોની સામાન્ય ચિકિત્સા કહીએ છીએ. એક અથવા બે મહિના સુધી નિત્ય એકલા એરંડિયા તેલનું અથવા ભેંશના મૂત્રથી મિશ્ર કરેલા એરંડિયા તેલનું સેવન કરવું અને તેટલા દિવસો સુધી પાણીને બદલે દૂધનો જ ઉપયોગ કરવો. અથવા સાત દિવસ સુધી પાણી તથા અન્નને બદલે દૂધનો જ ઉપયોગ કરવો અને ભેંશનું મૂત્ર પીવું. (કેટલાક કહે છે, કે દૂધમાં નિકદુકનું ચૂર્ણ પણ મિશ્ર કરવું.)

અથવા એક મહિના સુધી અન્નજળનો ત્યાગ કરી ફક્ત ઊંટડીના દૂધનો જ આહાર કરી આ સ્થાનના પાંચમા અધ્યાયના ૧૩મા વિષયમાં કહેલા વિધાન પ્રમાણે પીપર સેવવી.

અથવા એક મહિનો કે એક પખવાડિયા સુધી સૈંધવ તથા બોડીઅજમોદથી મિશ્ર કરેલું નેપાળાના બીજનું તેલ નિત્ય પીવું.

અથવા ઉદરરોગ વાયુ સંબંધી શૂળવાળો હોય, તો આદાના તથા સૂંઠના સો આઢકભાર (બસોછપ્પન તોલાભારનો એક આઢક-તેટલા) રસમાં પકવેલું નેપાળાનાં બીજનું તેલ એક ... કે એક પખવાડિયા સુધી નિત્ય પીવું.

અથવા આદાના ચોગણા રસમાં પકવી, પકવતાંપકવતાં તમામ રસને બાળી નાખી, બાકી રહેલું દૂધ એક મહિના સુધી કે એક પખવાડિયા સુધી નિત્ય પીવું.

અથવા ચવક તથા આદાનો અથવા ચીડિયો દેવદાર, દેવદાર અને ચિત્રકનો કલ્ક ચોગણા દૂધ સાથે એક મહિનો કે એક પખવાડિયા સુધી નિત્ય પીવો.

અથવા રાતો સરગવો, શાલિપર્ણી, વરધારો અને સાટોડીનો કલ્ક ચોગણા દૂધ સાથે એક મહિનો કે એક પખવાડિયા સુધી પીવો.

અથવા હિંગ અને સાજીખારથી મિશ્ર કરેલું, માલકાંકણીનાં કે રતનજોતનાં ફળોનું તેલ દૂધ સાથે એક મહિનો કે એક પખવાડિયા સુધી પીવું.

અથવા એક મહિનો કે એક પખવાડિયા સુધી નિત્ય ગોળ સાથે હરડેનું ચૂર્ણ ખાવું.

અથવા હજાર પીપરને થોરના દૂધની એકવીસ ભાવનાઓ આપી તેનું અનુકૂળતાથી જેટલે દિવસે કરી શકાય તેટલે દિવસે ભક્ષણ કરવું.

અથવા હરડે અને પીપરનું ચૂર્ણ એક મહિનો કે એક પખવાડિયા સુધી નિત્ય ખાવું.

અથવા થોરના દૂધની ભાવના આપીને પકવેલી લાપસી એક મહિનો કે એક પખવાડિયા સુધી નિત્ય ખાવી.

અથવા હરડેના ચોસઠ તોલાભાર ચૂર્ણને બસોછપ્પન તોલાભાર ઘીમાં નાખી, તે ઘીને અંગારા ઉપર ગરમ કરી, રવૈયાથી મથી, વાસણમાં નાખી, તે વાસણનું મોઢું સારી રીતે બંધ કરી તેને અરધા મહિના સુધી જવના ઢગલામાં દાટી મૂકવું. પછી તે વાસણમાંથી ઘી કાઢી, ગાળી લઈ તેમાં ચોગણાં હરડેનો ક્વાથ, કાંજી તથા દહીં નાખી તે ઘી પકવવું. આ ઘી યથાયોગ્ય રીતે એક મહિના અથવા અરધા મહિના સુધી નિત્ય પીવું.

અથવા ગાયના બસોછપ્પન તોલાભાર દૂધમાં ચોસઠ તોલાભાર થોરનું દૂધ નાખી તે દૂધ પકવવું. પાકી રહે ત્યારે ઉતારી લઈ ઠંડું કરી રવૈયાથી વલોવી, માખણ કાઢી તે માખણને તેના ચોથા ભાગના થોરના દૂધમાં અને ચોગણા પાણીમાં પકવવું. એ પકવેલું માખણ (ઘી) યથાયોગ્ય રીતે એક મહિનો કે અરધા મહિના સુધી નિત્ય પીવું.

અથવા ચવક, ચિત્રક, નેપાળો, અતિવિખ, કઠ, કપૂરી, ત્રિફળા, બોડીઅજમોદ, હળદર, આંખફૂટામણી, નસોતર અને સૂંઠ, મરી, પીપર એ દરેક દ્રવ્યને અરધાઅરધા તોલાભાર, ગરમાળાનાં ફળોની મજ્જા આઠ તોલાભાર, થોરનું દૂધ આઠ તોલાભાર તથા ગાયનું દૂધ અને મૂત્ર બત્રીસબત્રીસ તોલાભાર લેવું. એ સર્વને એકઠાં કરી ચોસઠ તોલાભાર ઘીમાં નાખી તે ઘીને ચોગણા પાણીમાં પકવવું. આ ઘી યથાયોગ્ય રીતે એક મહિનો અથવા અરધા મહિના સુધી નિત્ય પીવું.

ઉપર કહેલાં ત્રણ ઘી અને ચોથું આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું તિલ્વકઘૃત નામનું ઘી ઉદરરોગ, ગુલ્મ, વિદ્રધિ, અષ્ઠીલા, આનાહ, કોઢ, ઉન્માદ અને અપસ્માર એ રોગોમાં વિરેચન માટે ઉપયોગમાં લેવાં.

ગોમૂત્ર વડે આસવો, અરિષ્ટો તથા સુરાઓ બનાવી, બનાવતી વખતે જ તેઓને થોરના દૂધનો યોગ આપી તેઓને વારંવાર સેવવાં.

અથવા સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૪થા વિષયમાં કહેલાં વિરેચન દ્રવ્યોનો ક્વાથ દેવદારના તથા આદાના રસથી મિશ્ર કરી નિત્ય પીવો.

અથવા સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૬ઠા વિષયમાં કહેલાં વમનવિરેચન દ્રવ્યોને એકએક તોલાભાર લેવાં. પિપ્પલ્યાદિ, વચાદિ અને હરિદ્રાદિ એ ત્રણ ગણોનાં દ્રવ્યો પણ એકએક તોલાભાર લેવાં. પછી તેને તથા એકએક

તોલાભાર પાંચે પ્રકારનાં લવણોને બારીક વાટી તે કલ્કને ચારગણા અથવા આઠગણા ગાય, ભેંસ તથા બકરી વગેરેનાં મૂત્રમાં નાખી અને થોરના ચોસઠ તોલાભાર દૂધને પણ મૂત્રમાં નાખી તે મૂત્રને કોમળ અગ્નિ પર એક વાસણમાં ચડાવી કડછા વડે હલાવતાંહલાવતાં તેની અંદરનો કલ્ક બહુ જ બળી ન જાય એવી રીતે પકવવું. પાકીને ઘાટું થાય ત્યારે ઉતારી લઈ ઠંડું પાડીને તેની અંગૂઠા જેવડી એકએક તોલાભારની ગોળીઓ કરવી અને તેમાંથી રોગીની શક્તિ પ્રમાણે એક બે અથવા ત્રણ ગોળી, ત્રણ કે ચાર મહિના સુધી નિત્ય ખવડાવવી. આ ક્રિયા **આનાહવર્ત્તિ** ક્રિયા કહેવાય છે અને તે ઉદરરોગ તથા પ્રમેહ વગેરે મહાવ્યાધિઓમાં ઉપયોગી થાય છે, કોઠમાં ઉત્પન્ન થયેલા કીડાઓને તથા ખાંસી, શ્વાસ, કૃમિ, કોઢ, સળેખમ, અરોચક, અવિપાક અને ઉદાવર્ત્તનો પણ નાશ કરે છે. (ગાય વગેરેના મૂત્રના અનુપાન સાથે જ આ ગોળીઓ ખવડાવવી.)

મીંઢળફળોની મજ્જા, ઇંદ્રજવ, કુકડવેલ, કડવી તૂંબડી, કડવાં તૂરિયાં, નસોતર, ત્રિકટુ, સરસવ અને સૈંધવ અથવા સર્વ પ્રકારનાં લવણોને થોરના દૂધ કે ગાય વગેરેનાં મૂત્રોમાં વાટી ગોમૂત્રમાં જ પકવીને તેની અંગૂઠા જેવડી વાટો કરી, ઉદરરોગવાળા જે માણસનાં મળમૂત્ર અટક્યાં હોય, તેની ગુદામાં સૈંધવના ચૂર્ણથી મિશ્ર કરેલું તેલ ચોળી, તેમાં એક કે બે વાટ ખોસવી. આ આનાહવર્તિક્રિયા (**ફલવર્ત્તિક્રિયા**) અધોવાયુ તથા મૂત્રમળની અટકાયત, ઉદાવર્ત તથા આફરો મટાડે છે; માટે તેઓની ઉપર આનો પ્રયોગ કરવો. ૯

प्लीहोदरिणः स्निग्धस्विन्नस्य दध्ना भुक्तवतो वामबाहौ कूर्पराभ्यन्तरतः शिरां विध्येद्विमर्दयेत्पाणिना प्लीहानं रुधिरस्यन्दनार्थम् । ततः संशुद्धदेहं समुद्रशुक्तिकाक्षारं पयसा पाययेत । हिङ्गुसौवर्चिकाक्षारेण स्रुतेन पलाशक्षारेण वा यवक्षारम् । पारिजातकेक्षुरकापामार्गक्षारं वा । तैलसंसृष्टं शोभाञ्जनकषायं वा, पिप्पलीसैन्धवचित्रकयुक्तं पूतिकरञ्जक्षारं वाम्लस्रुतं विड्लवणपिप्पलीप्रगाढम् । पिप्पलीपिप्पलीमूलचित्रकशृङ्गवेरयवक्षारसैन्धवानां पालिका भागा घृतप्रस्थं तत्तुल्यं क्षीरं तदैकध्यं विपाचयेदेतत्षट्पलकं नाम सर्पिः प्लीहाग्निसङ्गगुल्मोदरोदावर्त्तश्वयथुपाण्डुरोगकासश्वासप्रतिश्यायोर्ध्ववातविषमज्वरानपहन्ति । मन्दाग्निर्वा हिङ्ग्वादिकं चूर्णमुपयुञ्जीत । यकृद्दाल्येऽप्येष एव क्रियाविभागः । विशेषतस्तु दक्षिणबाहौ शिराव्यधः ।

मणिबन्धं सक्रन्नाम्य वामाङ्गुष्ठसमीरिताम् ।
दहेच्छिरां शरेणाशु प्लीह्नो वैद्यः प्रशान्तये ॥ १० ॥

**પ્લીહોદર તથા યકૃદાલ્યુદરની ચિકિત્સા**

પ્લીહોદરવાળાને સ્નેહન તથા સ્વેદનસંસ્કાર આપી, દહીં વડે ભોજન કરાવી, રુધિરનો સ્રાવ કરવા માટે તેના ડાબા બાહુમાં કોણીના સંધિના સમીપમાં (શા. અ. ૮ વિ. ૨૧) શિરાને વીંધવી અને હાથ વડે બરલનું મર્દન કરવું, કે જેથી રુધિર વહે. રુધિર વહ્યા પછી વમનવિરેચનથી શુદ્ધ કરી તેને સમુદ્રની છીપનો ક્ષાર દૂધની સાથે પાવો અથવા હિંગ, સાજીખાર કે ઝારેલા ખાખરાના ક્ષારની સાથે જવખાર પાવો. અથવા રગતરોહિડો, એખરો તથા અઘેડાનો ક્ષાર તેલની સાથે મેળવી પાવો અથવા સરગવાનો ક્વાથ પીપર, સૈંધવ તથા ચિત્રકથી મિશ્ર કરી પાવો અથવા કાંજીથી સ્રવાવેલો ચરેલકરંજનો ક્ષાર બિડલૂણ તથા પીપરથી સારી પેઠે મિશ્ર કરી પાવો. (આ સ્થાનના ૩૩મા અધ્યાયના ૧૧મા વિષયમાં વમનનો જે નિષેધ કર્યો છે, તેની યોગ્ય વ્યવસ્થા કરી લેવી.)

પીપર, પીપરીમૂળ, ચિત્રક, સૂંઠ, જવખાર અને સૈંધવ એ દરેક દ્રવ્યને ચારચાર તોલાભાર ... ં. ઘી ચોસઠ તોલાભાર અને દૂધ પણ

ચોસઠ તોલાભાર લેવું. એ સર્વને એકઠાં કરી પકવવાં, એટલે પટ્પલક નામનું ઘી સિદ્ધ થાય છે. આ ઘી બરલ, અગ્નિની મંદતા ગુલ્મ, ઉદરરોગ, ઉદાવર્ત્ત, સોજો, પાંડુરોગ, ખાંસી, શ્વાસ, ઊર્ધ્વવાત (નીચે નહિ બેસતાં ઊંચો જ ચાલ્યા કરતો શ્વાસ) તથા વિષમજ્વરને મટાડે છે.

પ્લીહોદરવાળાનો અગ્નિ મંદ થઈ ગયો હોય, તો તે ઉપર આ સ્થાનના પાંચમા અધ્યાયના ૨૪મા વિષયમાં કહેલા હિંગ્વાદિ ગણના ચૂર્ણનો ઉપયોગ કરાવવો; એટલે તેથી પણ અગ્નિની મંદતા મટે છે.

યકૃદાલ્યુદરની પણ તે જ ચિકિત્સા છે, કે જે પ્લીહોદરની કહેવાઈ છે, પણ એટલું જ વિશેષ છે, કે યકૃદાલ્યુદર થયેલ હોય, તો જમણા બાહુમાં કોણીના સંધિની પાસે શિરા વીંધવી.

વૈદ્યે બરલને શાંત કરવા માટે રોગીના ડાબા હાથના કાંડાને જરાક નમાવી ડાબા અંગૂઠા તરફ જતી શિરાને તરત તીરકાંડું, કે જે મોટા મુંગ્ર નામના ખડની એક જાત છે, તેની અગ્નિમાં તપાવેલી દાંડીથી ડાંભવી. ૧૦

बद्धगुदे परिस्राविणि च स्निग्धस्विन्नस्याभ्यक्तस्याधो नाभेर्वामतश्चतुरङ्गुलमपहाय रोमराज्या उदरं पाटयित्वा चतुरङ्गुलप्रमाणान्यन्त्राणि निष्कृष्य निरीक्ष्य बद्धगुदस्यान्त्रप्रतिरोधकरमश्मानं बालं वापोह्य मलजातं वा ततो मधुसर्पिर्भ्यामभ्यज्यान्त्राणि यथा स्थानं स्थापयित्वा बाह्यं व्रणमुदरस्य सीव्येत्॥११

## બદ્ધગુદોદરની ચિકિત્સા

બદ્ધગુદોદરવાળાને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી, માલિશ કરી, નાભિથી નીચે ડાબી બાજુમાં રોમાવળીથી ચાર આંગળ જેટલા ભાગને છોડી દઈ, શસ્ત્ર વડે પેટ ચીરી, ચાર-ચાર આંગળ જેટલાં આંતરડાંને બહાર ખેંચી લઈ, અંદર નજર કરી, એ રોગીનાં આંતરડાંને હરકત કરનારો જે કાંકરો, વાળ કે મળ હોય તેને દૂર કર્યા પછી આંતરડાંને ઘી તથા મધથી માલિશ કરી પાછાં તેઓના અસલ ઠેકાણે બરાબર મૂકી ઉદરના બહારના વ્રણને સીવી લેવો અને પછી જેઠીમધથી મિશ્ર કરેલી કાળી માટીનો લેપ કરી પાટો બાંધી દેવો. પછી તે રોગીને પવન વગરના ઘરમાં પ્રવેશ કરાવી યોગ્ય વર્તણૂકનો ઉપદેશ કરવો અને ફક્ત દૂધનો જ આહાર રખાવવો ને તેલ કે ઘીની કોઠીમાં રાખવો. ૧૧

परिस्राविण्यप्येवमेव शल्यमुद्धृत्यान्त्रस्रावान्संशोध्य सच्छिद्रमन्त्रं समाधाय कालपिपीलिकाभिर्दंशयेत् । दष्टे च तासां कायानपहरेन्न शिरांसि । ततः पूर्ववत्सीव्येत् । सन्धानं च यथोक्तं कारयेत् । यष्टीमधुकमिश्रया च कृष्णमृदावलिप्य बन्धेनोपचरेत्ततो निवातमागारं प्रवेश्याचारिकमुपदिशेद्वासयेच्चैनं तैलद्रोण्यां सर्पिर्द्रोण्यां वा पयोवृत्तिमिति ॥ १२॥

## પરિસ્રાવ્યુદરની ચિકિત્સા

પરિસ્રાવ્યુદરવાળાને પણ સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી, માલિશ કરી, નાભિથી નીચે ડાબી બાજુમાં રોમાવળીથી ચાર આંગળ જેટલા ભાગને છોડી દઈ, શસ્ત્ર વડે પેટ ચીરી, શલ્યથી જખમી થયેલા આંતરડાને બહાર કાઢી, તેમાંથી શલ્ય કાઢી લઈ, આંતરડાના સ્રાવોને સાફ કરી, છિદ્રના ભાગોને ભેગા કરી કાળા મંકોડાઓની પાસે કરડાવવા અને મંકોડા તે ભાગોને બરાબર વળગી રહે, ત્યારે મંકોડાનાં માથાં નહિ કાપતાં ધડોને કાપી નાખવાં. પછી આંતરડાંને ઘી તથા મધથી માલિશ કરી અસલના સ્થાનમાં મૂકી ઉદરના બહારના વ્રણને સીવી લેવો અને વ્રણના પ્રકરણમાં કહ્યા પ્રમાણે તેના હોઠ વગેરેનું સંધાન પણ કરવું. પછી જેઠીમધથી મિશ્ર કરેલી કાળી માટીનો લેપ કરી પાટો બાંધી દઈ રોગીને પવન વગરના ઘરમાં પ્રવેશ કરાવી યોગ્ય વર્તણૂકનો ઉપદેશ

કરવો અને ફક્ત દૂધનો જ આહાર રખાવી તેલ કે ઘીની કોઠીમાં રાખવો. ૧૨

उदकोदरिणस्तु वातहरतैलाभ्यक्तस्योष्णोदकस्विन्नस्य स्थितस्याप्तैः सुपरिगृहीतस्याकक्षात्परिवेष्टितस्याधोनाभेर्वामतश्चतुरङ्गुलमपहाय रोमराज्या व्रीहिमुखेनाङ्गुष्ठोदरप्रमाणमवगाढं विध्येत् । तत्र त्रप्वादीनामन्यतमस्य नाडीं द्विद्वारां पक्षनाडीं वा संयोज्य दोषोदकमवसिञ्चेत्ततो नाडीमपहृत्य तैललवणेनाभ्यज्य व्रणं बन्धेनोपचरेन्न चैकस्मिन्नेव दिवसे सर्वं दोषोदकमपहरेत् । सहसा ह्यपहृते तृष्णाज्वराङ्गमर्दातीसारश्वासपाददाहा उत्पद्येरन्नापूर्यते वा भृशतरमुदरमसञ्जातप्राणस्य, तस्मात्तृतीयचतुर्थपञ्चमषष्ठाष्टमदशमद्वादशषोडशरात्राणामन्यतममन्तरीकृत्य दोषोदकमल्पाल्पमवसिञ्चेत् । निःस्रुते च दोषे गाढतरमाविककौशेयचर्मणामन्यतमेन परिवेष्टयेदुदरं, तथा नाध्मापयति वायुः, षण्मासांश्च पयसा भोजयेज्जाङ्गलरसेन वा, तत्र त्रीन्मासानर्द्धोदकेन पयसा फलाम्लेन जाङ्गलरसेन वावशिष्टं मासत्रयमन्नं लघु हितं सेवेतैवं संवत्सरेणागदो भवति ॥ १३ ॥

### ઉદકોદર(જલોદર)ની ચિકિત્સા

ઉદકોદરવાળાને વાયુનું હરણ કરનારાં તેલ ચોળી, ઊના પાણીથી સ્વેદનસંસ્કાર આપી, સ્થિતિ કરાવી, તેના વિશ્વાસપાત્ર લોકોના હાથથી તેને સારી પેઠે પકડાવી પેટને બગલ સુધી વસ્ત્રથી વીંટી લઈ, નાભિથી નીચે ડાબી તરફ રોમાવલીથી ચાર આંગળ જેટલા ભાગને છોડી દઈ વ્રીહિમુખ નામના શસ્ત્ર વડે પેટમાં અંગૂઠાના મધ્યભાગ જેટલો ઊંડો વીંધ કરવો. એ વીંધમાં કથીર વગેરે પદાર્થોમાંથી કોઈ પદાર્થની પોલી નળી અથવા બે દ્વારવાળી પાંખિયાળી નળી નાખીને પેટના ખરાબ જળને સ્રવાવવું. પછી નળી કાઢી લઈ વ્રણને સિંધવથી મિશ્ર કરેલા તેલનું માલિશ કરી પાટો બાંધી લેવો. એક દિવસે જ સઘળું ખરાબ જળ સ્રવાવવું નહિ; કેમ કે એકદમ સ્રવાવવાથી નિર્બળ થયેલા અને જેને બળ પાછું પ્રાપ્ત થયેલું હોતું નથી એવા રોગીને તરસ, જ્વર, અંગમર્દ, અતીસાર, શ્વાસ તથા પાદદાહ ઉત્પન્ન થાય છે અથવા પેટ અત્યંત ભરપૂર થઈ જાય છે; આ કારણને લીધે ત્રીજે, ચોથો, પાંચમો, છઠ્ઠો, આઠમો, દસમો, બારમો અને સોળમો; એટલા દિવસોમાં જે જે દિવસે અનુકૂળ જણાય તે તે દિવસે વચમાં એક, બે કે વધારે દિવસનું અંતર રાખી ખરાબ જળનો થોડોથોડો સ્રાવ કરવો. ખરાબ જળનો સ્રાવ થયા પછી ઊન, રેશમ કે ચામડાના પાટાથી પેટને મજબૂત રીતે વીંટી લેવું, કે જેથી વાયુ પેટને ફુલાવી શકે નહિ. ક્રિયા કર્યા પછી રોગીને છ મહિના સુધી દૂધ અથવા જંગલી પ્રાણીઓના માંસના રસનો આહાર કરાવવો. તેમાં પહેલા ત્રણ મહિના સુધી ફક્ત અરધા પાણીમાં પકાવેલું દૂધ જ પાવું તથા જળનું કાર્ય તેવા દૂધથી જ કરાવવું અને બીજા ત્રણ મહિના સુધી અરધા પાણીમાં પકાવેલા દૂધ સાથે અથવા દાડમ વગેરે ફળોના રસથી ખાટા કરેલા જંગલી પ્રાણીઓના માંસના રસની સાથે હલકું તથા હિતકારી અન્ન જમાડવું. આ પ્રમાણે છ મહિના સુધી વર્તે અને તે પછી પણ બીજા છ મહિના સુધી યોગ્ય પરેજી પાળે, તો ઉદકોદરનો દરદી બરાબર સાજો થઈ જાય છે. ૧૩

भवति चात्र ।
आस्थापने चैव विरेचने च
पाने तथाहारविधिक्रियासु ।
सर्वोदरिभ्यः कुशलैः प्रयोज्यं
क्षीरं शृतं जाङ्गलजो रसो वा ॥ १४ ॥

### ઉદરરોગીઓને કયો આહાર હિતકારી છે?

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'પ્રવીણ વૈદ્યોએ સઘળા ઉદરરોગવાળાઓને નિરૂહબસ્તિમાં, વિરેચનમાં, પીવામાં અને આહારોની ક્રિયાઓમાં પકાવેલું દૂધ અથવા જંગલી પ્રાણીઓના માંસનો રસ દેવો.'

# અધ્યાય ૧૫મો

## ઉપક્રમ

अथातो मूढगर्भचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'મૂઢગર્ભચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

नातः कष्टतममस्ति यथा मूढगर्भशल्योद्धरणमत्र हि योनियकृत्प्लीहान्त्रविवरगर्भाशयानां मध्ये कर्म कर्तव्यं स्पर्शेन। उत्कर्षणापकर्षणस्थानापवर्तनोत्कर्तन-भेदनच्छेदनपीडनर्जूकरणदारणानि चैकहस्तेन गर्भं गर्भिणीं चाहिंसता, तस्मादधिपतिमापृच्छ्य परं च यत्नमास्थायोपक्रमेत ॥ २ ॥

### મૂઢગર્ભરૂપી શલ્ય કાઢવામાં રાજાની મંજૂરીની અને કાળજીની જરૂર

મૂઢગર્ભરૂપી શલ્ય કાઢવા જેવું બીજું એક કામ વિકટ નથી; કેમકે એ કામમાં યોનિ, યકૃત, પ્લીહા, આંતરડાંનો અવકાશ અને ગર્ભાશયના મધ્યમાં હસ્તસ્પર્શથી ક્રિયા કરવી પડે છે અને ગર્ભ તથા ગર્ભિણીને મરવા ન દેવા ઉપર ધ્યાન આપીને એક હાથથી જ ગર્ભને ઊંચોનીચો કરવો પડે, ગર્ભનાં અંગોને એક સ્થાનથી બીજા સ્થાનમાં લાવવાં પડે, ગર્ભના અંગનું છેદન–ભેદન કરવું પડે, ગર્ભનાં અંગોને છેદીને બે વિભાગ કરી નાખવા પડે, ગર્ભને દબાવવો પડે, સીધો કરવો પડે અને અવયવ ફાડી નાખવા પડે છે; માટે પ્રથમ રાજાની મંજૂરી લીધા પછી પૂરતી કાળજી રાખી એ ક્રિયા કરવી. ૨

[1] મૂઢગર્ભનાં નિદાનો તથા લક્ષણાદિક નિદાનસ્થાનના આઠમા અધ્યાયમાં કહેવામાં આવ્યાં છે, તેની ચિકિત્સા વિષેનો.

तत्र समासेनाष्टविधा मूढगर्भगतिरुद्दिष्टा । स्वभावगता अपि त्रयः सङ्गा भवन्ति शिरसो वैगुण्या-दंसयोर्जघनस्य वा ॥ ३ ॥

### મૂઢગર્ભની ગતિના આઠ ભેદ અને અમૂઢ ગર્ભની ત્રણ અટકાયતો

સંક્ષેપથી જોતાં મૂઢગર્ભની ગતિ આઠ પ્રકારની થાય છે, કે જેઓનું વ્યાખ્યાન નિદાનસ્થાનના આઠમા અધ્યાયના ચોથા વિષયમાં આપ્યું છે. મૂઢ નહિ થયેલા ગર્ભની પણ માથાની, ખભાઓની અને કમરની વિષમ સ્થિતિથી સમય થતાં ત્રણ સ્વાભાવિક અટકાયતો થાય છે. ૩

जीवति तु गर्भे सूतिका गर्भनिर्हरणे प्रयतेत, निर्हर्तुमशक्ये च्यावनान्मन्त्रानुपशृणुयात्तान्वक्ष्यामः ॥
'इहामृतं च सोमश्च चित्रभानुश्च भामिनि ।
उच्चैःश्रवाश्च तुरगो मन्दिरे निवसन्तु ते ॥
इदममृतमपां समुद्धृतं वै
तव लघु गर्भमिमं प्रमुञ्चतु स्त्रि ।
तदनलपवनार्कवासवास्ते
सह लवणाम्बुधरैर्दिशन्तु शान्तिम् ॥
मुक्ताः पशोर्विपाशाश्च मुक्ताः सूर्येण रश्मयः ।
मुक्तः सर्वभयाद्गर्भ एह्येहि विरमाचिरः '॥
औषधानि च विदध्याद्यथोक्तानि ॥४॥

### જીવતો ગર્ભ ન કાઢી શકાય તો શું કરવું?

ગર્ભ જીવતો હોય, તો સૂતિકા સ્ત્રીએ તે ગર્ભને કાઢવાનો યત્ન કરવો. જો કાઢી શકાય એમ હોય, તો વૈદ્યના મુખેથી, ગર્ભ કાઢનારા મૂલોક્ત મંત્રોનું આ અર્થ સાથે શ્રવણ કરવું:

'હે ઉત્તમ સ્ત્રી! આ તારા મંદિરમાં અમૃત, ચંદ્ર, અગ્નિ અને ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો નિવાસ કરો.

હે સ્ત્રી! જળમાંથી કાઢેલું આ અમૃત તારા આ ગર્ભને તુરત છૂટો કરો અને અગ્નિ, પવન, સૂર્ય તથા ઇંદ્ર લવણસમુદ્રોની સાથે તને

શાંતિ આપો.

હે ગર્ભ ! પશુના વિરુદ્ધ પાશો છૂટ્યા છે અને સૂર્યે કિરણો મૂક્યાં છે; માટે તું પણ સર્વ ભયથી મુક્ત થઈને આવ અને પ્રસવ સંબંધી પીડા કરવાથી વિરામ પામ.'

આ મંત્રો વૈદ્યે સૂતિકાને સંભળાવવા અને શારીરસ્થાનના ૧૦મા અધ્યાયના ૯મા વિષયમાં કહ્યા પ્રમાણે ધૂપાદિક ઔષધો પણ કરવાં. ૪

मृते चोत्तानाया आभुग्नसक्थ्या वस्त्राधारकोन्नमितकट्या धन्वननगशाल्मलीमृत्स्नाघृताभ्यां म्रक्षयित्वा हस्तं योनौ प्रवेश्य गर्भमुपहरेत् । तत्र सक्थिभ्यामागतमनुलोममेवाञ्छेत् । एकसक्थिप्रपन्नस्येतरसक्थि प्रसार्योपहरेत् । स्फिग्देशेनागतस्य स्फिग्देशं प्रपीड्योर्ध्वमुत्क्षिप्य सक्थिनी प्रसार्योपहरेत् । तिर्यगागतस्य परिघस्येव तिरश्चीनस्य पश्चादर्द्धमूर्ध्वमुत्क्षिप्य पूर्वार्द्धमपत्यपथं प्रत्यार्जवमानीयापहरेत् । पार्श्वापवृत्तशिरसमंसं प्रपीड्योर्ध्वमुत्क्षिप्य शिरोऽपत्यपथमानीयापहरेत् । बाहुद्वयप्रतिपन्नस्योर्ध्वमुत्पीड्यांसौ शिरोऽनुलोममानीयापहरेत् । द्वावन्त्यावसाध्यौ मूढगर्भौ ॥ ५ ॥

**મંત્રાદિક ક્રિયાઓ નિષ્ફળ થાય અથવા મૂઢગર્ભ મરી ગયો હોય, તો શું કરવું ?**

મંત્રાદિક સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય અથવા મૂઢગર્ભ મરી ગયો હોય, તો ગર્ભિણીને વૈદ્યે પોતાની સામે મોઢે ચત્તી રાખી, તેના સાથળોને સંકુચિત કરી, ગાલમસૂરિયાના કે હીંઢોણી વગેરેના આધારથી તેની કમરને ઊંચી રાખી, ધ્રામણ, સાલેડા અને શીમળોની માટી તથા ઘીથી ખરડેલા હાથને યોનિમાં નાખી ગર્ભ કાઢી લેવો.

ગર્ભ જો બન્ને સાથળોથી (પગોથી) યોનિમાં આવ્યો હોય, તો તેને સીધી રીતે જ ખેંચી લેવો.

જેનો એક સાથળ વાંકો વળી ગયો હોય એવો ગર્ભ બીજા એક સાથળથી જ યોનિમાં આવ્યો હોય, તો પેલા સાથળને લાંબો કરી ગર્ભને ખેંચી લેવો. (આ વિષયમાં 'સાથળ' એ શબ્દથી 'પગ' લેવાનું યોગ્ય જણાય છે.)

જેના બન્ને સાથળ વાંકા વળી ગયા હોય તથા શરીર પણ વાંકું વળી ગયું હોય એવો ગર્ભ આડો આવી ફૂલાના પ્રદેશથી યોનિના મુખમાં આવ્યો હોય, તો ફૂલાના પ્રદેશને દબાવી ઊંચો કરી નાખી, સાથળોને લાંબા કરી ગર્ભ ખેંચી લેવો.

ગર્ભ જો છાતી, પડખાં કે પીઠથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહ્યો હોય, એટલે આડો આવીને ભોગળની પેઠે રહ્યો હોય, તો તેના ઢાંઢાને ઊંચું કરી, શરીરના પૂર્વાર્ધને યોનિ તરફ સીધું લાવી તેને ખેંચી લેવો.

જેનું માથું યોનિની અંદર પડખામાં આડું આવી ગયું હોય એવો ગર્ભ હાથથી યોનિના દ્વારને ઢાંકીને અટકી રહ્યો હોય, તો તેના ખભાને દબાવી ઊંચો કરી, માથાને યોનિમાં સીધું લાવી તે ગર્ભને ખેંચી લેવો.

જેનું માથું વાંકું વળી ગયું હોય એવો ગર્ભ બન્ને હાથથી યોનિના દ્વારને ઢાંકી અટકી રહ્યો હોય, તો તેના બન્ને ખભાને દબાવી ઊંચા કરી માથાને યોનિમાં સીધું લાવી તે ગર્ભ ખેંચી લેવો.

જેની કમર વાંકી વળી ગઈ હોય એવો ગર્ભ હાથ, પગ તથા માથાથી યોનિના દ્વારને ઢાંકી દઈ અટકી રહ્યો હોય અને જે ગર્ભ એક સાથળથી યોનિના મુખને અને બીજા સાથળથી ગુદાને પ્રાપ્ત થઈ અટકી રહ્યો હોય તે બન્ને ગર્ભો શસ્ત્રક્રિયા વિના અસાધ્ય જ છે. ૫

एवमशक्ये शस्त्रमवचारयेत् ।
सचेतनं च शस्त्रेण न कथञ्चन दारयेत् ।
दार्यमाणो हि जननीमात्मानं चैव घातयेत् ॥
अविषह्ये विकारे तु श्रेयो गर्भस्य पातनम् ।
न गर्भिण्या विपर्यासः प्राप्तकाले न हापयेत् ॥

ततः स्त्रियमाश्वास्य मण्डलाग्रेणाङ्गुलीशस्त्रेण

वा शिरो विदार्य, शिर कपालान्याहृत्य, शङ्कुना गृहीत्वोरसि कक्षाया वापहरेदभिन्ने शिरसि चाक्षिकूटे गण्डे वा, असक्तसक्तस्यांसदेशे बाहु छित्त्वा, दृतिमिवाततं वातपूर्णोदरं वा विदार्य निरस्यान्त्राणि शिथिलीभूतमाहरेज्जघनसक्तस्य वा जघनकपालानीति।

यद्यदङ्गं हि गर्भस्य तस्य सजति तद्भिषक् ।
सम्यग्विनिर्हरेच्छित्त्वा रक्षेन्नारीं च यत्नत ॥
गर्भस्य गतयश्चित्रा जायन्तेऽनिलकोपत ।
तत्रानल्पमतिर्वैद्यो वर्त्तेत विधिपूर्वकम् ॥ ६ ॥

### મૂઢ ગર્ભ ઉપર શસ્ત્રક્રિયા

જો ઉપર પ્રમાણે ક્રિયાઓથી ગર્ભ કાઢી શકાય એમ ન હોય, તો પછી ગર્ભ ઉપર શસ્ત્રક્રિયા કરવી ગર્ભ જો જીવતો હોય, તો તેને કોઈ પણ રીતે શસ્ત્રથી છેદવો નહિ, કેમકે શસ્ત્રથી છેદવામા આવતો જીવતો ગર્ભ પોતાની માતાનો અને પોતાનો પણ નાશ કરે છે

(પ્રસવ સમયે) ગર્ભિણીનો વ્યાધિ જો અસાધ્ય થઈ પડે, તો ગર્ભને પાડી નાખવો, એ જ વધારે ઠીક છે, જેથી ગર્ભિણીનો નાશ ન થઈ જાય, માટે એવો સમય જો આવી પડે તો વૈદ્યે વખત ગાળવો નહિ

શસ્ત્રક્રિયા કરવાની હોય તે સમયે સ્ત્રીને આશ્વાસન આપી, મંડલાગ્ર[1] નામના શસ્ત્રથી અથવા અગુલીશસ્ત્ર[2] નામના શસ્ત્રથી ગર્ભના

१ मण्डलाग्र फले तथा तर्जन्यन्तर्नखाकृति ફળાના પ્રદેશમા તર્જની આગળીના અંદરના નખ જેવી આકૃતિવાળુ શસ્ત્ર મડલાગ્ર કહેવાય છે (વાગ્ભટ સૂત્રસ્થાન અધ્યાય ૨૬મો)

२ मुद्रिकानिर्गतमुख फले त्वर्द्धांगुलायतम् । योगतो वृद્धिपत्रेण मण्डलाग्रेण वा समम् । तदूर्ध्वे दिन्यग्रपर्वप्रमाणार्पितमुद्रिक सूत्रबद्धम् । તર્જની આગળીના આગના પર્વ જેવડા કરામા નાખેલુ ત કરડામાથી નીકળેલા મુખવાળુ ફળામા અરધુ આગળ લાબુ પાછળ કડામા બાધવાના દોરાવાળુ અને રચનામા વૃદ્ધિપત્ર નામના અથવા મડલાગ્ર નામના શસ્ત્ર જેવુ શસ્ત્ર અગુલીશસ્ત્ર કહેવાય છે (વાગ્ભટ સૂત્રસ્થાન અધ્યાય ૨૫મો)

માથાને ભેદી, તેના અસ્થિઓ વગેરે બહાર કાઢી શકુ[1] નામના યત્રથી ગર્ભની છાતી કે કાખને પકડી તે ગર્ભને ખેચી લેવો માથાને તોડ્યુ ન હોય તો શકુ નામના યત્ર વડે ગર્ભના લમણા અથવા ગાલને પકડી ખેચી લેવો ગર્ભ જો ખભાથી અટકી રહ્યો હોય, તો તે પ્રદેશમા બાહુને કાપી ગર્ભને કાઢી લેવો અને જો ગર્ભનુ પેટ વાયુથી પખાલ પેઠે ફૂલી ગયુ હોય, તો પેટને ચીરી આતરડાને બહાર કાઢી નાખવા અને એમ કરવાથી ગર્ભ શિથિલ થઈ જાય એટલે તેને ખેચી લેવો ગર્ભ જો કમરથી અટકી રહ્યો હોય, તો તેની કમરને ચીરી કમરના અસ્થિઓ બહાર કાઢી નાખ્યા પછી તેને ખેંચી લેવો

ગર્ભનુ જે જે અગ અટકી રહ્યુ હોય, તે તે અગને વૈદ્યે કાપી નાખી ગર્ભને સારી યુક્તિથી ખેચી લેવો અને પૂરતી કાળજીથી સ્ત્રીનુ રક્ષણ કરવુ (સ્ત્રીનુ અગ જરા પણ ન છેદાય તેમ કરવુ) વાયુના પ્રકોપને લીધે ગર્ભની સ્થિતિઓ વિચિત્ર પ્રકારોની થાય છે, માટે તે વિષયમા બુદ્ધિમાન વૈદ્યે તે તે સ્થિતિને અનુસરી ક્રિયા કરવી—અર્થાત્ જે ક્રિયા આ પ્રકરણમાં નથી કહી, તે પણ યોગ્યતા જણાય તો કરવી ૬

नोपेक्षेत मृत गर्भं मुहूर्त्तमपि पण्डित ।
स ह्याशु जननीं हन्ति निरुच्छ्वास पशु तथा ॥७॥

### મૃત ગર્ભને જરા વાર પણ અંદર રહેવા ન દેવો

સમજુ વૈદ્ય મરણ પામેલા ગર્ભને જરાવાર પણ અદર એમ ને એમ રહેવા દેવો નહિ કારણ

१ ततोऽग्रे शङ्कुना तुल्यो गर्भशङ्कुरिति स्मृत ॥
अष्टाङ्गुलायतस्तेन मूढगर्भं हरेत् स्त्रिया ॥
ગર્ભશકુ આગળના ભાગમા નમેલો ખીલા જેવા આકારવાળો અને આઠ આગળ લાબો હોઈએ એ ગર્ભશકુ વડે સ્ત્રીના મૂઢ ગર્ભને બહાર ખેચી લેવો (વાગ્ભટ સૂત્રસ્થાન અધ્યાય ૨૫મો)

કે જેમ નિર્દય માણસ પશુને શ્વાસરહિત કરી મારી નાખે છે, તેમ મરણ પામેલો ગર્ભ માતાને શ્વાસરહિત કરી મારી નાખે છે. ૭

मण्डलाग्रेण कर्त्तव्यं छेद्यमन्तर्विजानता ।
वृद्धिपत्रं हि तीक्ष्णाग्रं नारीं हिंस्यात्कदाचन ॥ ८॥

### ગર્ભના છેદનમાં વૃદ્ધિપત્રને બદલે મંડલાગ્રનો ઉપયોગ

પ્રવીણ વૈદ્યે યોનિની અંદર ગર્ભનું છેદન, મંડલાગ્ર નામના શસ્ત્રથી કરવું; પણ વૃદ્ધિપત્ર નામના શસ્ત્રથી કદી કરવું નહિ; કેમ કે એ વૃદ્ધિપત્ર, તીક્ષ્ણ અણીવાળું હોવાથી વખતે સ્ત્રીને મારી નાખે છે. ૮

अथापतन्तीमपरां पातयेत्पूर्ववद्भिषक् ।
हस्तेनापहरेद्वापि पार्श्वाभ्यां परिपीड्य वा ॥
धुनुयाच्च मुहुर्नारीं पीडयित्वांसपिण्डिकाम् ।
तैलाक्तयोनेरेवं तां पातयेन्मतिमान्भिषक् ॥ ९॥

### ઓળ ન પડતી હોય, તો તે માટે ક્રિયા

ઓળ જો પડતી ન હોય, તો તેને વૈદ્યે શારીરસ્થાનના દસમા અધ્યાયના ૧૭મા વિષયમાં કહેલી ક્રિયાથી પાડવી અથવા સ્ત્રીને બન્ને પડખાંમાં દબાવી યોનિની અંદર હાથ નાખી, હાથ વડે ઓળને કાઢી લેવી અથવા સ્ત્રીના ખભાનાં ટોચકાને દબાવી તે સ્ત્રીને વારંવાર હલાવવી, કે જેથી ઓળ પડી જાય. ઓળ પાડવાની હોય ત્યારે યોનિને તેલ લગાવીને પછી એ પ્રમાણે પાડવી. ૯

एवं निर्हृतशल्यां तु सिञ्चेदुष्णेन वारिणा ।
ततोऽभ्यक्तशरीराया योनौ स्नेहं निधापयेत् ॥
एवं मृद्वी भवेद्योनिस्तच्छूलं चोपशाम्यति ।
कृष्णातन्मूलशुण्ठ्येलाहिङ्गुभार्गीः सदीप्यकाः ॥
वचामतिविषां रास्नां चव्यं संचूर्ण्य पाययेत् ।
स्नेहेन दोषस्यन्दार्थं वेदनोपशमाय च ॥
क्वाथं चैषां तथा कल्कं चूर्णं वा स्नेहवर्जितम् ॥
शाकत्वग्घिङ्ग्वतिविषापाठाकटुकरोहिणीः ।
तथा तेजोवतीं चापि पाययेत्पूर्ववद्भिषक् ॥
त्रिरात्रं पञ्चसप्ताहं ततः स्नेहं पुनः पिबेत् ।
पाययेद्वासवं नक्तमरिष्टं वा सुसंस्कृतम् ॥
शिरीषककुभाभ्यां च तोयमाचमने हितम् ।
उपद्रवाश्च येऽन्ये स्युस्तान्यथास्वमुपाचरेत् ॥
सर्वतः परिशुद्धा च स्निग्धपथ्याल्पभोजना ।
स्वेदाभ्यङ्गपरा नित्यं भवेत्क्रोधविवर्जिता ॥
पयो वातहरैः सिद्धं दशाहं भोजने हितम् ।
रसं दशाहं शेषे तु यथायोगमुपाचरेत् ॥ १० ॥

### ગર્ભ કાઢી ઓળ પાડીને કરવાની ક્રિયા

એ પ્રમાણે ગર્ભરૂપ અને ઓળરૂપ શલ્ય કાઢ્યા પછી સ્ત્રીના શરીર ઉપર ઊનું પાણી છાંટવું અને પછી તેના શરીર પર તેલનું માલિશ કરાવી યોનિમાં સ્નેહવાળું રૂનું પૂમડું ખોસવું. આમ કરવાથી યોનિ કોમળ થાય છે અને તેની વેદના પણ શાંત થઈ જાય છે. દોષને સ્રવાવવા માટે તથા વેદનાની શાંતિ માટે પીપર, પીપરીમૂળ, સૂંઠ, એલચી, હિંગ, ભોરિંગી, અજમો, વજ, અતિવિખ, રાસ્ના અને ચવકનું ચૂર્ણ કરી સ્નેહની સાથે પાવું. જો દેશાદિક અનુસારે સ્નેહ દેવો યોગ્ય ન જણાય, તો એ પીપર વગેરેનાં કલ્ક, ક્વાથ કે ચૂર્ણ કરીને સ્નેહ વગરનાં પાવાં. સાગ, તજ, હિંગ, અતિવિખ, કાળીપાડ, કડુ અને તેજબલનાં કલ્ક, ક્વાથ કે ચૂર્ણ પણ ઉપર પ્રમાણે પાવાં. ત્રણ રાત વીત્યા સુધી એ પ્રમાણે કર્યા પછી પાંચ દિવસ સુધી કે સાત દિવસ સુધી સ્નેહ-પાન કરાવવું. સારી રીતે સંસ્કારો આપીને બનાવેલો આસવ કે અરિષ્ટ રાતે પાવો. એ સ્ત્રીને યોનિ ધોવામાં તથા પાનાદિકમાં સરસડિયો, કડાયો કે સાજડનું જળ દેવું હિતકારી છે. એ સ્ત્રીને જે જે કોઈ બીજા ઉપદ્રવો થાય તેની પણ યથાયોગ્ય ચિકિત્સા કરવી. સર્વ પ્રકારે શુદ્ધ થયા પછી એ સ્ત્રીએ સ્નિગ્ધ, પથ્ય તથા અલ્પ ભોજન કરવું, નિત્ય સ્વેદનમાં (અગ્નિનો શેક

સેવામાં) તથા સ્નેહના મર્દનમાં તત્પર રહેવું, ક્રોધાદિકનો ત્યાગ કરવો. એ સ્ત્રીને વાયુનું હરણ કરનારાં દ્રવ્યોથી પકાવેલું દૂધ ભોજનમાં દેવું હિતકારી છે. એ પ્રમાણે દસ દિવસ સુધી કર્યા પછી બીજા દશ દિવસ સુધી ભોજનમાં માંસનો રસ દેવો હિતકારી છે. એ બીજા દસ દિવસોમાં પણ તે સ્ત્રીને સ્વેદનમાં તથા સ્નેહના મર્દનમાં તત્પર રાખવી; હલકું, પથ્ય તથા અલ્પ ભોજન કરાવવું અને ક્રોધાદિકનો ત્યાગ કરાવવો. બીજા દસ દિવસ પછી પણ યોગ્ય જણાય તેવા ઉપચારો કરવા અને યોગ્ય પરેજી પળાવવી. ૧૦

व्युपद्रवां विशुद्धां च ज्ञात्वा च बलवर्णिनीम् ।
ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यो विसृजेत्परिहारतः ॥ ११ ॥

## સુવાવડીએ ચાર મહિના પછી પરેજી છોડવી

સ્ત્રીને ઉપદ્રવોવગરની, દોષાદિકથી રહિત અને બળ તથા સારા વર્ણવાળી થયેલી જાણી તેને ચાર મહિના પછી પરેજી છોડાવવી. ૧૧

योनिसन्तर्पणेऽभ्यङ्गे पाने बस्तिषु भोजने ॥
बलातैलमिदं चास्यै दद्यादनिलवारणम् ।
बलामूलकषायस्य दशमूलीकृतस्य च ॥
यवकोलकुलत्थानां क्वाथस्य पयसस्तथा ।
अष्टावष्टौ शुभा भागास्तैलादेकस्तदेकतः ॥
पचेदावाप्य मधुरं गणं सैन्धवसंयुतम् ।
तथागुरुं सर्जरसं सरलं देवदारु च ॥
मञ्जिष्ठां चन्दनं कुष्ठमेलां कालानुसारिवाम् ।
मांसीं शैलेयकं पत्रं तगरं सारिवां वचाम् ॥
शतावरीमश्वगन्धां शतपुष्पां पुनर्नवाम् ।
तत्साधुसिद्धं सौवर्णे राजते मृण्मयेऽपि वा ॥
प्रक्षिप्य कलशे सम्यक्स्वनुगुप्तं निधापयेत् ।
बलातैलमिदं ख्यातं सर्ववातविकारनुत् ॥
यथाबलमतो मात्रां सूतिकायै प्रदापयेत् ।
या च गर्भार्थिनी नारी क्षीणशुक्रश्च यः पुमान् ॥
वातक्षीणे मर्महते मथितेऽभिहते तथा ।
भग्ने श्रमाभिपन्ने च सर्वथैवोपयुज्यते ॥
एतदाक्षेपकादींश्च वातव्याधीनपोहति ।
हिक्कां कासमधीमन्थं गुल्मं श्वासं च दुस्तरम् ॥
षण्मासानुपयुज्यैतदन्त्रवृद्धिमपोहति ।
प्रत्यग्रधातुः पुरुषो भवेच्च स्थिरयौवनः ॥
राज्ञामेतद्धि कर्तव्यं राजमात्राश्च ये नराः ।
सुखिनः सुकुमाराश्च धनिनश्चापि ये नराः ॥ १२॥

## બલાતેલ

યોનિને તૃપ્ત કરવા મર્દનમાં, પીવામાં, બસ્તિઓમાં તથા ભોજનમાં સૂતિકાને વાયુ હરનારું નીચે લખેલું બલાતેલ આપવું.

બલદાણાના છોડનાં મૂળિયાંનો અને દશમૂળીનો કવાથ; જવ, ઉત્તમ બોર તથા કળથીનો કવાથ અને દૂધના આઠઆઠ ભાગ લેવા અને તેલનો એક ભાગ લેવો. એ સર્વને એકઠાં કરી તેમાં કાકોલ્યાદિ મધુર ગણ, સેંધવ, અગર, રાળ, ચીડો દેવદાર, દેવદાર, મજીઠ, રતાંજલિ, કઠ, એલચી, પથ્થરફૂલ, જટામાંસી, શિલાજિત, તમાલપત્ર, તગર, ઉપલસરી, વજ, આસોંદ, સૂવા અને સાટોડીનો કલ્ક નાખી તે તેલ પકવવું સારી રીતે પાકી રહે ત્યારે ઉતારી લઈ સોનું, રૂપું કે માટીના વાસણમાં નાખીને સારા બંદોબસ્તથી રાખી મૂકવું. આ બલાતેલ નામનું તેલ વાયુ સંબંધી સઘળા વિકારો મટાડે છે; માટે સૂતિકાને તેની શક્તિ પ્રમાણે આ તેલની માત્રા દેવી. જે સ્ત્રી ગર્ભધારણ ઇચ્છતી હોય તેણે અને જે પુરુષનું વીર્ય ક્ષીણ થઈ ગયું હોય તેણે પણ આ તેલનો ઉપયોગ કરવો. વાયુથી ક્ષીણ થયેલ, મર્મમાં પ્રહાર પામેલ, કચરાયેલ, બીજી કોઈ રીતે પ્રહાર પામેલ, ભગ્ન થયેલ અને શ્રમથી દુઃખી થયેલ માટે પણ આ તેલ સર્વથા ઉપયોગી છે. આ તેલ આક્ષેપક વગેરે વાતવ્યાધિઓ, હેડકી, ખાંસી, અધીમંથ, ગુલ્મ અને અસાધ્ય શ્વાસ પણ

મટાડે છે. આ તેલનો ૭ મહિના સુધી ઉપયોગ કરવાથી અંત્રવૃદ્ધિ મટી જાય છે અને પુરુષ નવીન ધાતુ તથા સ્થિર યૌવનવાળો થાય છે. રાજાઓ તથા રાજાઓ જેવા પુરુષો માટે અને જે પુરુષો સુખી, સુકુમાર તથા ધનાઢ્ય હોય તેઓ માટે આ બલાતેલ બનાવવું. ૧૨

बलाकषायपीतेभ्यस्तिलेभ्यो वाऽप्यनेकशः ।
तैलमुत्पाद्य तत्क्वाथशतपाककृतं शुभम् ॥
निवाते निभृतागारे प्रयुञ्जीत यथाबलम् ।
जीर्णेऽस्मिन्पयसा स्निग्धमश्नीयात्षष्टिकौदनम् ॥
अनेन विधिना द्रोणमुपयुज्यान्नमीरितम् ।
भुञ्जीत द्विगुणं कालं बलवर्णान्वितस्ततः ॥
सर्वपापैर्विनिर्मुक्तः शतायुः पुरुषो भवेत् ।
शतं शतं तथोत्कर्षो द्रोणे द्रोणे प्रकीर्त्तितः ॥१३॥

### શતપાકબલાતેલ

તલને ઘણીવાર બળદાણાનાં મૂળિયાંના ક્વાથોની ભાવનાઓ આપી, તે તલનું તેલ કાઢી, તે તેલને બળદાણાનાં મૂળિયાંના ક્વાથોમાં સોવાર પકવવામાં આવે, એટલે તે **શતપાકબલાતેલ** કહેવાય છે. પવન વગરના ગુપ્ત ઘરમાં રહીને જઠરાગ્નિ તથા શરીરના બળ પ્રમાણે આ તેલનો નિત્ય ઉપયોગ કરવો અને તે પચે ત્યારે સાઠી ચોખાનો સ્નિગ્ધ ભાત દૂધની સાથે જમવો. આ વિધિ પ્રમાણે એક હજાર ચોવીસ તોલાભાર આ તેલનો ક્રમથી ઉપયોગ કરી, તે ઉપયોગ કરતાં જેટલા દિવસ લાગ્યા હોય, તેટલા દિવસોથી બમણા દિવસો સુધી પથ્ય અન્ન જમવું. આ પ્રમાણે કરવામાં આવે, તો પુરુષ બળવાન, સારા વર્ણવાળો, સઘળા દોષોથી મુક્ત અને સો વર્ષનું આયુષ્ય ભોગવવાવાળો થાય છે. આ તેલના એકએક દ્રોણના (એક હજાર ચોવીસ તોલાભારનો એક દ્રોણ ગણી) ઉપયોગથી સો સો વર્ષનું આયુષ્ય વધે છે. ૧૩

बलाकल्पेनातिबलागुडूच्यादित्यपर्णिषु ।
सैरेयके वीरतरौ शतावर्यां त्रिकण्टके ॥
तैलानि मधुके कुर्यात्प्रसारण्यां च बुद्धिमान् ॥१४॥

### બલાતેલ પ્રમાણે બીજાં પણ તેલ બનાવવાં

બુદ્ધિમાન વૈદ્યે આ બલાતેલના વિધિ પ્રમાણે જ ખપાટ, ગળો, સૂરજમુખી, સફેદ કાંટા-અશેળિયો, વીરતરુ,[1] શતાવરી, ગોખરુ, જેઠીમધ અને રિસામણીનાં પણ જુદાંજુદાં તેલ બનાવવાં. (આ તેલો પણ સુવાવડી વગેરેને ઉપયોગી છે.) ૧૪

नीलोत्पलं वरीमूलं गव्ये क्षीरे विपाचयेत् ॥
शतगाकं ततस्तेन तिलतैलं पचेद्भिषक् ।
बलातैलस्य कल्कांस्तु सुपिष्टांस्तत्र दापयेत् ॥१५॥

### શતપાકનીલોત્પલ તેલ

નીલકમળ અને શતાવરીનાં મૂળનો ગાયના દૂધમાં ક્વાથ કરી તે ક્વાથ અને ઉપર કહેલા બલાદિ તેલમાં નાખવાના સારી પેઠે વાટેલા કલ્કોથી સો વાર તલના તેલને પકવવું, એટલે તે **શતપાકનીલોત્પલતેલ** સિદ્ધ થાય છે. (આ તેલ પણ સુવાવડી વગેરેને ઉપયોગી છે.) ૧૫

सर्वेषामेव जानीयादुपयोगं चिकित्सकः ।
बलौतेलवदेतेषां गुणांश्चैव विशेषतः ॥ १६ ॥

### શતપાકબલાતેલ વગેરેનો ઉપયોગ તથા ગુણ

વૈદ્યે આ શતપાકબલા તેલ વગેરે તેલોનો ઉપયોગ પોતાની બુદ્ધિથી કરી લેવો અને તેમના વિશેષ ગુણો બલાતેલના જેવા જ સમજવા. ૧૬

[1] વીરતરુ મારવાડ તરફ થાય છે. એનાં ફૂલ ધોળાં તથા લાલ રંગનાં અને જાઇનાં ફૂલો જેવાં થાય છે.

## અધ્યાય ૧૬મો

अथातो विद्रधीनां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વિદ્રધિચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

उक्ता विद्रधयः षड्भे तेष्वसाध्यस्तु सर्वजः ।
शेषेष्वामेषु कर्त्तव्या त्वरितं शोफवत्क्रिया ॥ २ ॥

### કાચા વિદ્રધિઓની સામાન્ય ચિકિત્સા

છ પ્રકારના વિદ્રધિઓ નિદાનસ્થાનમાં કહ્યા છે; તેઓમાં ત્રણે દોષોથી થયેલા અસાધ્ય વિદ્રધિને છોડી દઈ બાકીના પાંચ વિદ્રધિઓ કાચા હોય, તે સમયે તુરત જ સોજાના જેવી ચિકિત્સા કરવી. (આ સ્થાનના પહેલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે અપતર્પણથી માંડી વિરેચન સુધીની બાર ચિકિત્સાઓ કરવી) ૨

मुरङ्गीमूलकल्कैस्तु घृततैलवसायुतैः ।
सुखोष्णो बहलो लेपः प्रयोज्यो वातविद्रधौ ॥
सानूपौदकमांसस्तु काकोल्यादिः सतर्पणः ।
स्नेहाम्लसिद्धो लवणः प्रयोज्यश्चोपनाहने ॥
वेशवारैः सकृशरैः पयोभिः पायसैस्तथा ।
स्वेदयेत्सततं चापि निर्हरेच्चापि शोणितम् ॥
स चेदेवमुपक्रान्तः पाकायाभिमुखो यदि ।
तं पाचयित्वा शस्त्रेण भिन्द्याद्भिन्नं च शोधयेत् ॥
पञ्चमूलकषायेण प्रक्षाल्य लवणोत्तरैः ।
तिलैर्भद्रादिमधुकसंयुक्तैः प्रतिलेपयेत् ॥
वैरेचनिकयुक्तेन त्रैवृतेन विशोध्य च ।
पृथक्पर्ण्यादिसिद्धेन त्रैवृतेन च रोपयेत् ॥ ३ ॥

### વાયુથી થયેલા વિદ્રધિની ચિકિત્સા

વાયુથી થયેલા વિદ્રધિ ઉપર ઘી, તેલ અને ચરબીથી મિશ્ર કરેલા સરગવાના મૂળના કલ્કનો સહેવાય તેવો ઊનો જાડોજાડો લેપ કરવો. કાકોલ્યાદિ ગણને આનૂપ તથા જળચર પ્રાણીઓનાં માંસો અને જવના સાથવાથી મિશ્ર કરી, સ્નેહોમાં તથા ખાટા રસમાં પકવી, તેનો મીઠાવાળો લેપ વાતવિદ્રધિ ઉપર કરવો. અડદ, તલ તથા ચોખાની ખીચડી, માંસના વેસવારો, દૂધો અને દૂધપાકોથી નિરંતર વાતવિદ્રધિનું સ્વેદન કરવું અને તેમાંથી રુધિર ઝરાવવું. આ પ્રમાણે ચિકિત્સા કરતાં એ વાતવિદ્રધિને પકવી શસ્ત્રથી ચીરી નાખવો અને ચીર્યા પછી તેનું શોધન કરવું. એ વિદ્રધિના વ્રણને પંચમૂલીના ક્વાથથી ધોઈ તે વ્રણ ઉપર સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલા ભદ્રદારુ આદિ વર્ગ તથા જેઠીમધથી મિશ્ર કરેલા અને વધારે સૈંધવવાળા તલના કલ્કનો લેપ કરવો. સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૪થા વિષયમાં કહેલાં વિરેચન દ્રવ્યોથી અને ૩૯મા અધ્યાયના ૬ઠા વિષયમાં કહેલાં આકડાનાં મૂળ વગેરે શોધન દ્રવ્યોથી મિશ્ર કરેલા ત્રૈવૃત નામના (આ સ્થાનના પાંચમા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલા) ઘીથી તે વ્રણનું શોધન કર્યા પછી સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૭મા વિષયમાં કહેલાં પૃશ્નિપર્ણી આદિ રૂઝવનારાં દ્રવ્યોના ક્વાથાદિકથી પકાવેલા એ જ ત્રૈવૃત ઘીથી તેને રૂઝવવો. ૩

पैत्तिकं शर्करालाजामधुकैः सारिवायुतैः ।
*प्रदिह्यात्क्षीरपिष्टैर्वा पयस्योशीरचन्दनैः ॥*
पाक्यैः शीतकषायैर्वा क्षीरैरिक्षुरसैस्तथा ।
जीवनीयघृतैर्वापि सेचयेच्छर्करायुतैः ॥
त्रिवृद्धरीतकीनां च चूर्णं लिह्यान्मधुद्रवम् ।

[1] વિદ્રધિઓનાં નિદાનો તથા લક્ષણાદિક નિદાનસ્થાનના ૯મા અધ્યાયમાં કહેલાં છે; તેઓની ચિકિત્સા નિરેનો.

जलौकोभिर्हरेच्चासृक्पक्वं चापाट्य बुद्धिमान् ॥
क्षीरवृक्षकषायेण प्रक्षाल्यौदकजेन वा ।
तिलैः सयष्टिमधुकैः सक्षौद्रैः सर्पिषा युतैः ॥
उपदिह्य प्रतनुना वाससा वेष्टयेद्व्रणम् ।
प्रपौण्डरीकमञ्जिष्ठामधुकोशीरपद्मकैः ॥
सहरिद्रैः कृतं सर्पिः सक्षीरं व्रणरोपणम् ।
क्षीरशुक्लापृथक्पर्णीसमङ्गारोध्रचन्दनैः ॥
न्यग्रोधादिप्रवालेषु तेषां त्वक्ष्वथवा कृतम् ।
नक्तमालस्य पत्राणि तरुणानि फलानि च ॥
सुमनायाश्च पत्राणि पटोलारिष्टयोस्तथा ।
द्वे हरिद्रे मधूच्छिष्टं मधुकं तिक्तरोहिणी ॥
प्रियङ्गुः कुशमूलं च निचुलस्य त्वगेव च ।
मञ्जिष्ठाचन्दनोशीरमुत्पलं सारिवा त्रिवृत् ॥
एतेषां कार्षिकैर्भागैर्घृतप्रस्थं विपाचयेत् ।
दुष्टव्रणप्रशमनं नाडीव्रणविशोधनम् ॥
सद्यश्छिन्नव्रणानां च करञ्जाद्यमिदं शुभम् ।
दुष्टव्रणाश्च ये केचिद्ये चोत्सृष्टक्रिया व्रणाः ॥
नाड्यो गम्भीरिका याश्च सद्यश्छिन्नास्तथैव च ।
अग्निक्षारकृताश्चैव ये व्रणा दारुणा अपि ॥
करञ्जाद्येन हविषा प्रशाम्यन्ति न संशयः ॥४॥

## પિત્તથી થયેલા વિદ્રધિની ચિકિત્સા

સાકર, સાળની ધાણી, જેઠીમધ અને ઉપલસરીને દૂધમાં વાટીને તેમનો અથવા આસોંદ, વાળો અને સુખડને દૂધમાં વાટીને તેઓનો પિત્તથી થયેલા વિદ્રધિ ઉપર લેપ કરવો. સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૧૧મા વિષયમાં કહેલાં પિત્તહર દ્રવ્યોના ઉકાળેલા ક્વાથોથી, તે દ્રવ્યોના સ્વરસ તથા હિમ આદિ શીત કષાયોથી, દૂધોથી, શેરડીના રસોથી અને સાકરથી મિશ્ર કરેલાં કાકોલ્યાદિ જીવનીયવર્ગનાં ઘૃતોથી એ વિદ્રધિ ઉપર સિંચન કરવું. પિત્તવિદ્રધિવાળાને મધમાં કાલવેલું નસોતર તથા હરડેનું ચૂર્ણ ચટાડવું અને જળો મૂકીને તે વિદ્રધિના રુધિરને ઝરાવવું. એ વિદ્રધિ પાકે તો તેને શસ્ત્રથી ચીરી વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથથી અથવા જળમાં ઉત્પન્ન થયેલી ઔષધીઓના ક્વાથથી ધોઈ જેઠીમધ, મધ તથા ઘીથી મિશ્ર કરેલા તલના કલ્કનો લેપ કરી તે ઉપર ઝીણા વસ્ત્રનો પાટો બાંધવો. પાંડેરવો, મજીઠ, જેઠીમધ, વાળો, પદ્મકાષ્ઠ અને હળદરનો કલ્ક નાખી દૂધમાં પકાવેલા ઘીથી પિત્તવિદ્રધિના વ્રણને પૂરવો; અથવા સફેદ વિદારીકંદ, પૃશ્નિપર્ણી, મજીઠ, લોધર અને સુખડનો કલ્ક નાખી ન્યગ્રોધાદિ ગણનાં પાંદડાં કે છાલોના ક્વાથથી પકાવેલા ઘીથી પિત્તવિદ્રધિના વ્રણને રૂઝવવો.

### કરંજાદિઘૃત

કરંજનાં પાંદડાં તથા કાચાં ફળો; જાઈનાં, પટોલનાં તથા લીંબડાનાં પાંદડાં; હળદર, દારુહળદર, મીણ, જેઠીમધ, કડુ, ઘઉંલાં, દર્ભનાં મૂળ, નેતરની છાલ, મજીઠ, સુખડ, વાળો, કમળ, ઉપલસરી અને નસોતર એ દરેક દ્રવ્યને એકએક તોલાભાર લઈ કલ્ક કરી તે કલ્ક નાખીને દૂધ વગેરે ચોગણા પ્રવાહીમાં ચોસઠ તોલાભાર ઘી પકવવું. આ ઘી કરંજાદિઘૃત કહેવાય છે. આ ઘી દુષ્ટ વ્રણોને શાંત કરે છે, નાડીવ્રણોનું શોધન કરે છે અને તુરતના થયેલા (આગંતુજ) વ્રણો ઉપર પણ હિતકારી છે. જે દુષ્ટ વ્રણો હોય, જેઓની બીજા વૈદ્યોએ ચિકિત્સા છોડી દીધી હોય એવા વ્રણો હોય, ગંભીર નાડીવ્રણો હોય, તુરતના કરેલા છેદનાદિકથી થયેલા વ્રણો હોય અને અગ્નિ કે ક્ષારથી થયેલા દારુણ વ્રણો હોય તેઓ પણ આ કરંજાદિઘૃતથી મટે છે, એમાં સંશય નથી. ૪

इष्टकासिकतालोष्ठगोशकृत्तुषपांसुभिः ॥
मूत्रैरुष्णैश्च सततं स्वेदयेच्छ्लेष्मविद्रधिम् ।
कषायपानैर्वमनैरालेपैरुपनाहनैः ॥
हरेद्दोषानभीक्ष्णं चाप्यलाब्वाऽसृक्तथैव च ।
आरग्वधकषायेण पक्वं चापाट्य धावयेत् ॥

हरिद्रात्रिवृतासक्तुतिलैर्मधुसमायुतैः ।
पूरयित्वा व्रण सम्यग्बध्नीयात्कीर्त्तित यथा ॥
तत कुलत्थिकादन्तीत्रिवृच्छ्यामार्कतिल्वकैः ।
कुर्यात्तैल सगोमूत्र हित तत्र ससैन्धवम् ॥५॥

### કફથી થયેલા વિદ્રધિની ચિકિત્સા

કફથી થયેલા વિદ્રધિનુ ગરમ કરેલી ઇંટો, રેતી, ઢેફુ, ગાયનુ છાણ, ફોતરા, રજ અને મૂત્રોથી નિરંતર સ્વેદન કરવુ એ વિદ્રધિના દરદીના દોષોને ક્વાથો પાઈને તથા વમનો, લેપો અને ઉપનાહનોથી વારવાર દૂર કરવા અને તેના વિદ્રધિમાંથી તૂંબડી વડે લોહી વહાવવુ એ વિદ્રધિ પાકે ત્યારે તેને શસ્ત્રથી ચીરી ગરમાળાના ક્વાથથી ધોવો અને પછી હળદર, નસોતર, જવનો સાથવો તથા તલનો મધથી મિશ્ર કલ્ક કરી, તે કલ્કથી વ્રણને પૂરી સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમા કહ્યા પ્રમાણે યોગ્ય પાટાથી બાધવો એ વ્રણ માટે કળથી, નેપાળો, નસોતર, વરધારો, આકડો, પાટિયો, લોધર તથા સૈંધવનો કલ્ક નાખી ગોમૂત્રમા તેલ પકવવુ હિતકારી થાય છે ૫

पित्तविद्रधिवत्सर्वा क्रिया निरवशेषतः ।
विद्रध्यो कुशल कुर्याद्रक्तागन्तुनिमित्तयो ॥६॥

### રુધિર તથા ક્ષતથી થયેલા વિદ્રધિની ચિકિત્સા

પ્રવીણ વૈદ્યે રુધિર તથા પ્રહારથી થયેના વિદ્રધિઓની સઘળી ક્રિયાઓ પિત્તવિદ્રધિની ચિકિત્સાઓની પેઠે જ સંપૂર્ણ કરવી ૬

वरुणादिगणक्वाथमपक्केऽप्यन्तरोत्थिते ।
ऊषकादिप्रतीवाप पिबेद्विद्रधिशान्तये ॥
अनयोर्वर्गयो सिद्ध सर्पिर्विरेचनेन च ।
अचिराद्विद्रधि हन्ति प्रात प्रातर्निषेवितम् ॥
एभिरेव गणैश्चापि ससिद्ध स्नेहसयुतम् ।
कार्यमास्थापन क्षिप्र तथैवाप्यनुवासनम् ॥
पानात्स्वेनमोज्येषु मधुशिग्रुर्हितोऽपि वा ।
दत्तावापो यथादोपमपक्व हन्ति विद्रधिम् ॥
तोयधान्याम्लमूत्रैस्तु पेयो वाऽपि सुरादिभिः ।
यथादोपगणक्वाथे पिबेद्वापि शिलाजतु ॥
प्रधान गुग्गुलु चापि शुण्ठीं च सुरदारु च ।
स्नेहोपनाहौ कुर्याच्च सदा चाप्यनुलोमनम् ॥
यथोद्दिष्टा शिरा विध्येत्कफजे विद्रधौ भिषक् ।
रक्तपित्तानिलोत्थेषु केचिद्वाहौ वदन्ति तु ॥
पक्व त्वा बहिरुन्नद्ध भित्त्वा व्रणवदाचरेत् ।
स्रुतेपूर्द्धमधो वापि मैरेयाम्लसुरासवैः ॥
पेयो वरुणकादिस्तु मधुशिग्रुद्रुमोऽपि वा ।
शिग्रुमूलजले सिद्ध ससिद्धार्थकमोदनम् ॥
यवकोलकुलत्थाना यूषैर्भुञ्जीत मानव ।
प्रात पातश्च सेवेत मात्रया तैल्वक घृतम् ॥
त्रिवृतादिगणक्वाथसिद्ध वाऽप्युपशान्तये ।
नोपगच्छेद्यथा पाक प्रयतेतत तथा भिषक् ॥
पर्यागते विद्रधौ तु सिद्धिर्नैकान्तिकी स्मृता ।
प्रत्याख्याय तु कुर्वीत मज्जजात तु विद्रधिम् ॥
स्नेहस्वेदोपपन्नाना कुर्याद्रक्तावसेचनम् ।
विद्रध्युक्ता क्रिया कुर्यात्पक्वे वाऽस्थि तु भेदयेत् ॥
नि शल्यमथ विज्ञाय कर्तव्य व्रणशोधनम् ।
धावेत्तिक्तकषायेण तिक्त सर्पिस्तथा हितम् ॥
यदि मज्जपरिस्रावो न निवर्तेत देहिन ।
कुर्यात्सशोधनीयानि कषायादीनि बुद्धिमान् ॥
प्रियङ्गुधातकीरोध्रकट्फल तिनिसैन्धवम् ।
एतैस्तैल विपक्तव्य विद्रधिव्रणरोपणम् ॥७॥

### અંદર થયેલા વિદ્રધિની ચિકિત્સા

અંદર થયેલો વિદ્રધિ કાચો હોય, તો તેને શાંત કરવા માટે ઊષકાદિ ગણ નાખેલો વરણાદિ ગણનો ક્વાથ પાવો ઊષકાદિ ગણ તથા વરણાદિ ગણના કલ્કથી તથા સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયમાં કહેલાં વિરેચન દ્રવ્યોના ક્વાથથી બનાવેલું ઘી નિત્ય પ્રભાતે સેવનમા આવે, તો તેથી વિદ્રધિ તુરત મટી જાય[1] છે ઊષકાદિ ગણ,

[1] વિદ્રધિ મર્મસ્થાનમા થયો હોય તો તે ઉપર પાચન તથા શસ્ત્રથી ચીરવુ વગેરે ઉપચારો પણ કરવા- ડલ્હ.

વરુણાદિ ગણ અને વિરેચન દ્રવ્યોના ક્વાથની તેઓના સ્નેહની સાથે તુરત નિરૂહબસ્તિ દેવી. ક્વાથ તથા કલ્કથી બનાવેલા સ્નેહની અનુવાસનબસ્તિ દેવી. વિદ્રધિમાં જે દોષનો પ્રકોપ હોય, તે દોષને હણનારાં દ્રવ્યો નાખી બનાવેલા સરગવાના ક્વાથાદિકની પીવામાં, જમવામાં તથા લેપનમાં યોજના કરવામાં આવે, તો તેથી કાચો વિદ્રધિ મટી જાય છે. એ સરગવાનો ક્વાથ જળની સાથે, ધાન્યામ્લની સાથે, ગોમૂત્રની સાથે અથવા સુરા વગેરેની સાથે પાવો. અથવા જે દોષનો પ્રકોપ હોય તે દોષને હણનારા ગણોના ક્વાથની સાથે શિલાજિત પાવો. એ વિદ્રધિને મટાડવા માટે ભેંસાગુગળ કે જે સઘળા ગુગળોમાં શ્રેષ્ઠ છે તેનું, સૂંઠનું અને દેવદારનું પણ સેવન કરાવવું; સ્નેહો તથા ઉપનાહો પણ કરવાં અને દરરોજ વિરેચન પણ દેવું. એ વિદ્રધિ કફથી થયો હોય, તો શારીરસ્થાનના ૮મા અધ્યાયના ૨૧મા વિષયમાં કહ્યા પ્રમાણે ડાબા પડખામાં કાખના તથા સ્તનના મધ્યમાં શિરાનો વેધ કરવો. કેટલાક આચાર્યો કહે છે, કે 'રુધિર, પિત્ત તથા વાયુથી થયેલા અંદરના વિદ્રધિઓમાં બાહુની શિરાનો વેધ કરવો.' અંદરનો વિદ્રધિ પાકીને બહાર નીકળ્યો હોય, તો તેને શસ્ત્રથી ચીરી તેની વ્રણની પેઠે ચિકિત્સા કરવી. અંદરના વિદ્રધિઓ મુખદ્વારથી કે ગુદાદ્વારથી ઝરવા લાગ્યા હોય, તો વરણાદિ ગણનો ક્વાથ અથવા સરગવાનો ક્વાથ મૈરેય (સુરા તથા આસવના સંધાનથી બનાવેલા મદ્ય) સાથે અથવા કાંજી, સુરા કે આસવની સાથે પાવો. એ વિદ્રધિના દરદીને સરગવાના મૂળના ક્વાથમાં પકવેલો સરસવ સહિત[1] ભાત, જવ, બોર તથા કળથીના ઓસામણની સાથે જમાડવો. એ વિદ્રધિની શાંતિ માટે નિત્ય પ્રભાતે યોગ્ય માત્રાથી તૈલ્વકઘૃત (આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું) પાવું અથવા ત્રિવૃતાદિ ગણના ક્વાથથી પકાવેલું ઘી પાવું. અંદરનો વિદ્રધિ પાકે નહિ તેવો યત્ન વૈદ્યે કરવો; કેમ કે એ વિદ્રધિ પાકી જાય તો પછી તેને મટાડવો મુશ્કેલ થાય છે. જેઓને મજ્જામાં વિદ્રધિ[1] થયેલ હોય, તેઓની ચિકિત્સા પ્રથમ ના પાક્યા પછી કરવી. તે આ પ્રમાણે કે સ્નેહન તથા સ્વેદનસંસ્કાર આપીને તેઓના રુધિરનું સ્રાવણ કરવું અને પછી જે દોષોનો એ વિદ્રધિ હોય, તે દોષોના બહારના વિદ્રધિ માટે જે ઉપાયો કહ્યા છે, તે કરવા. મજ્જામાં થયેલો એ વિદ્રધિ જો પાકે, તો શસ્ત્રથી હાડકાંને ભેદી દોષ કાઢવો અને તમામ દોષ નીકળી ગયો જણાય, ત્યારે તે વ્રણનું શોધન કરવું. એ વ્રણને સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયના ૧૩મા વિષયમાં કહેલા તિક્તવર્ગના ક્વાથથી ધોવો અને તે ઉપર તિક્તવર્ગના ક્વાથથી પકાવેલાં[2] ઘી વાપરવાં. જો દરદીને મજ્જા વહેતી બંધ ન પડે, તો બુદ્ધિમાન વૈદ્યે સંશોધન કરનારાં ક્વાથાદિક વાપરવાં. વિદ્રધિના વ્રણને રૂઝવવા ધાવડીનાં ફૂલ, ધાવણી, લોધર, કાયફળ, મીણો, હરમો અને સિંધવના ક્વાથાદિકથી પકવેલું તેલ વાપરવું. ૭

## અધ્યાય ૧૭ મો

अथातो विसर्पनाडीस्तनरोगचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વિસર્પનાડીસ્તન-

૧ સરસવોને જરાક પકવીને ભાતમાં મિશ્ર કરી દેવા-ડલ્લન.

૧ નિદાનસ્થાનના ૯મા અધ્યાયનો ૨૧મો વિષય જોવો.

૨ આ સ્થાનના ૯મા અધ્યાયમાં જે મહાતિક્ત અને તિ[illegible] કહ્યાં છે, તેમાંનાં કોઈ અહીં જણાય છે.

રોગચિકિત્સિત[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

साध्या विसर्पास्त्रय आदितो ये
न सन्निपातक्षतजौ हि साध्यौ ।
साध्येषु तत्पथ्यगणैर्विदध्याद्
घृतानि सेकांश्च तथोपदेहान् ॥ २ ॥

## વિસર્પોની ચિકિત્સાનું સામાન્ય સૂચન

વાયુ, પિત્ત અને કફથી થયેલા ત્રણે વિસર્પો, નિદાનસ્થાનમાં કહેલી સામાન્ય સ્થિતિમાં હોય, ત્યાં સુધી સાધ્ય[2] છે, પણ ત્રણે દોષો તથા ક્ષતથી થયેલા બે વિસર્પો તો અસાધ્ય જ છે. જે વિસર્પો સાધ્ય છે તેઓને મટાડવા માટે વૈદ્યે તે તે દોષોને હરનારાં ઔષધોના ગણોથી ઘૃતો, સિંચનો અને લેપો કરવા. ૨

मुस्ताशताह्वासुरदारुकुष्ठ-
वाराहिकुस्तुम्बुरुकृष्णगन्धाः ।
वातात्मके चोष्णगणाः प्रयोज्याः
सेकेषु लेपेषु तथा घृतेषु ॥
यत्पञ्चमूलं खलु कण्टकाख्य-
मल्पं महच्चाप्यथ वल्लिजं च ।
तच्चोपयोज्यं भिषजा प्रदेहे
सेके घृते चापि तथैव तैले ॥ ३ ॥

## વાયુથી થયેલા વિસર્પની ચિકિત્સા

વાયુથી થયેલા વિસર્પ ઉપર સિંચનોમાં, લેપોમાં તથા ઘૃતોમાં મોથ, શતાવરી, દેવદાર, કઠ, વારાહીકંદ, કોથમીર, સરગવો અને ભદ્રદાર્વાદિ વર્ગ તથા પિપ્પલ્યાદિ ગણ આદિ ઉષ્ણવર્ગોનો ઉપયોગ કરવો.

વૈદ્યે કંટકપંચમૂલ, લઘુપંચમૂલ, બૃહત્પંચમૂલ અને વલ્લીપંચમૂલનો પણ લેપોમાં, સિંચનોમાં, ઘૃતોમાં તથા તેલોમાં ઉપયોગ કરવો. ૩

कसेरुशृङ्गाटकपद्मगुन्द्राः
सशैवलाः सोत्पलकर्दमाश्च ।
वस्त्रान्तराः पित्तकृते विसर्पे
लेपा विधेयाः सघृताः सुशीताः ॥
ह्रीवेरलामज्जकचन्दनानि
स्रोतोजमुक्तामणिगैरिकाश्च ।
क्षीरेण पिष्टाः सघृताः सुशीता
लेपाः प्रयोज्यास्तनवः सुखाय ॥
प्रपौण्डरीकं मधुकं पयस्या
मञ्जिष्ठिका पद्मकचन्दने च ।
सुगन्धिका चेति सुखाय लेपाः
पैत्ते विसर्पे भिषजा प्रयोज्याः ॥
न्यग्रोधवर्गैः परिषेचनं च
घृतं च कुर्यात्स्वरसेन तस्य ।
शीतैः पयोभिश्च मधूदकैश्च
सशर्करैरिक्षुरसैश्च सेकान् ॥
घृतस्य गौरीमधुकारविन्द-
रोध्राम्बुराजादनगैरिकेषु ।
तथर्षभे पद्मकसारिवासु
काकोलिमेदाकुमुदोत्पलेषु ॥
सचन्दनायां मधुशर्करायां
द्राक्षास्थिरापृश्निशताह्वयासु ।
कल्कीकृतासूदकमत्र दत्त्वा
न्यग्रोधवर्गस्य तथा स्थिरादेः ॥
गणस्य बिल्वादिकपञ्चमूल्या-
श्चतुर्गुणं क्षीरमथापि तद्वत् ।
प्रस्थं विपक्वं परिषेचनेन
पैत्तीर्निहन्यात्तु विसर्पनाडीः ॥
विस्फोटदुष्टव्रणशीर्षरोगान्
पाकं तथाऽऽस्यस्य निहन्ति पानात् ।
महादिते शोणिते चापि पाके
घृतं हि गौर्यादिकमेतदिष्टम् ॥ ४ ॥

---

૧ વિસર્પ, નાડીવ્રણ અને સ્તનરોગના નિદાનાદિક નિદાનસ્થાનના ૧૦મા અધ્યાયમાં કહેલા છે, તેઓની ચિકિત્સા વિચારો.

૨ વાયુથી થયેલા વિસર્પની અને પિત્તથી થયેલા વિસર્પની જે અસાધ્ય સ્થિતિ કહી છે તે જો બન્ને વિસર્પના સાધ્ય હોય તો જ સમજવી, પણ એક દોષથી થયેલ વિસર્પને તો સાધ્ય જ સમજવો.

## પિત્તથી થયેલા વિસર્પની ચિકિત્સા

પિત્તથી થયેલા વિસર્પ ઉપર ઝીણું વસ્ત્ર મૂકી તે ઉપર કસેરુકંદ, શિંગોડાં, કમળો, નાગરમોથ, શેવાળ અને ઉત્પલ નામનાં કમળો અને કાદવના અત્યંત ઠંડા અને ઘીવાળા લેપો કરવા.

પિત્તવિસર્પના દરદીને સુખી કરવા માટે વાળો, પીળો વાળો, સુખડ, સુરમો, મોતી અને સોનાગેરુને દૂધમાં વાટી ઘીથી મિશ્ર કરી તેઓના અત્યંત ઠંડા અને પાતળા લેપો કરવા.

પિત્તથી થયેલા વિસર્પ ઉપર વૈદ્યે પાંડેરવો, જેઠીમધ, ખરણેર અથવા સફેદ વિદારીકંદ, મજીઠ, પદ્મકાષ્ઠ, ચંદન અને ધોળી ઉપલસરીના લેપો કરવા.

પિત્તથી થયેલા વિસર્પ ઉપર ન્યગ્રોધાદિ ગણના ક્વાથાદિકથી, શીતળ દૂધોથી, મધવાળા જળથી તથા સાકરથી મિશ્ર કરેલા શેરડીના રસથી સિંચનો કરવાં અને ન્યગ્રોધાદિ ગણના સ્વરસમાં પકાવેલા ઘીનો પણ પ્રયોગ કરવો.

### ગૌર્યાદિઘૃત

હળદર, જેઠીમધ, કમળ, લોધર, વાળો, રાણ, સોનાગેરુ, ઋષભક, પદ્મકાષ્ઠ, ઉપલસરી, કાકોલી, મેદા, પોયણાં અને ઉત્પલ નામનાં કમળો, ચંદન, સારી સાકર, દ્રાક્ષ, શાલિપર્ણિ, પૃશ્નિપર્ણિ અને શતાવરીનો કલ્ક નાખી ન્યગ્રોધાદિ ગણના, વિદારિગંધાદિ ગણના તથા બૃહત્પંચમૂલના ચોગણા ક્વાથમાં અને ગાયના ચોગણા દૂધમાં ચોસઠ તોલાભાર ઘી પકાવવું. આ ઘી **ગૌર્યાદિઘૃત** કહેવાય છે. આ ઘીનું સેવન કરવાથી પિત્ત સંબંધી વિસર્પ તથા પિત્તજન્ય નાડીવ્રણ મટે છે અને તે પીવાથી વિસ્ફોટકો, દુષ્ટ વ્રણો, માથાનાં દરદો તથા મોઢાનો પાક પણ મટે છે. જે બાળક બાલગ્રહોથી કે શોષથી પીડાયેલો હોય, તેનું પણ આ ઘીના પ્રયોગથી હિત થાય છે. ૪

अजाश्वगन्धा सरला सकाला
सैकैषिका चाप्यथवाजशृङ्गी ।
गोमूत्रपिष्टो विहितः प्रदेहो
हन्याद्विसर्पं कफजं स शीघ्रम् ॥
कालानुसार्यागुरुचोचगुञ्जा–
रास्नावचाशीतशिवेन्द्रपर्ण्यः ।
पालिन्दिमुञ्जातमहीकदम्बा
हिता विसर्पेषु कफात्मकेषु ॥ ५ ॥

## કફથી થયેલા વિસર્પની ચિકિત્સા

તલવણી, આંસોદ, નસોતર અને મજીઠને અથવા નસોતર અને મેંઢાશિંગીને ગોમૂત્રમાં વાટી લેપ કરવામાં આવે, તો તે લેપ કફથી થયેલા વિસર્પનો તુરત નાશ કરે છે.

તગર, અગર, તજ, ચણોઠી, રાસ્ના, વજ, સુવા, ઇંદ્રવારણી, કૂળો, જંગલી સૂરણ અને ગોરખમુંડી અથવા અજમો કફથી થયેલા વિસર્પો ઉપર હિતકારી છે. ૫

गणस्तु योज्यो वरुणप्रवृत्तः
क्रियासु सर्वासु विचक्षणेन ।
संशोधनं शोणितमोक्षणं च
श्रेष्ठं विसर्पेषु चिकित्सितं हि ॥
सर्वांश्च पक्वान्परिशोध्य धीमान्
व्रणक्रमेणोपचरेद्यथोक्तम् ॥ ६ ॥

## સઘળા વિસર્પો ઉપર પ્રયોગ, સંશોધન અને પાકયા પછીની ચિકિત્સા

વિચક્ષણ વૈદ્યે સઘળા પ્રકારના વિસર્પોની સઘળી ક્રિયાઓમાં વરુણાદિ ગણનો પ્રયોગ કરવો. સઘળા પ્રકારના વિસર્પો ઉપર જળો મૂકવાથી રુધિર વહાવવારૂપ સંશોધન શ્રેષ્ઠ છે. સઘળા પ્રકારના વિસર્પો પાકે, ત્યારે તેઓનું યોગ્ય રીતે શોધન કર્યા પછી બુદ્ધિમાને વૈદ્યે વ્રણ–ચિકિત્સાની રીત પ્રમાણે ચિકિત્સા કરવી. (સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩જા વિષયમાં વિસર્પોને ભેદ કહ્યા છે.) ૬

नाडी त्रिदोषप्रभवा न सिध्ये-
च्छेषाश्चतस्रः प्रतियत्नसाध्याः ॥ ७ ॥

### નાડીવ્રણોની ચિકિત્સા અને સાધ્યાસાધ્યતા

ત્રણે દોષોથી થયેલો નાડીવ્રણ અસાધ્ય છે અને બાકીના ચાર પ્રકારના નાડીવ્રણો કષ્ટ-સાધ્ય છે. ૭

तत्रानिलोत्थामुपनाह्य पूर्वं
मेषोपगैः पूयगतिं विदार्य ।
तिलैरपामार्गफलैश्च पिष्टैः
ससैन्धवैर्बन्धनमत्र कुर्यात् ॥
प्रक्षालने चापि सदा व्रणस्य
योज्यं महद्यत्खलु पञ्चमूलम् ।
हिंस्रां हरिद्रां कटुकां बलां च
गोजिह्विकां चापि सबिल्वमूलाम् ।
संहृत्य तैलं विपचेद् व्रणस्य
संशोधनं पूरणरोपणं च ॥ ८ ॥

### વાયુથી થયેલા નાડીવ્રણની ચિકિત્સા

જો નાડીવ્રણ વાયુથી થયેલો હોય, તો પ્રથમ વાતહર દ્રવ્યોથી તેના ઉપર ઉપનાહ કરી પછી પરુની ગતિને શસ્ત્ર વડે સંપૂર્ણ રીતે ભેદી તેના ઉપર તલ તથા અઘેડાના ફળનો સિંધવ સહિત લેપ કરી પાટો બાંધવો. એ વ્રણને ધોવામાં બૃહત્પંચમૂલીના ક્વાથની યોજના કરવી. જટામાંસી, હળદર, કડુ, બલદાણા, ગળજીભી અને બીલીનાં મૂળના તેલના ચતુર્થાંશ જેટલો કલ્ક નાખી ચોગણા પાણીમાં તેલ પકવી તે તેલથી વ્રણનું શોધન, પૂરણ તથા રોપણ કરવું (નાડીવ્રણોમાં પરુની ગતિ શોધ્યા પછી ભેદન કરવું યોગ્ય છે; તેથી નાડીવ્રણોને સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૧૬ા તથા ૩મા વિષયમાં એષ્ય અને ભેદ્ય કહ્યા છે.) ૮

पित्तात्मिकां प्रागुपनाह्य पैत्ती-
मुत्कारिकाभिः सपयोघृताभिः ॥
निपात्य शस्त्रं तिलनागदन्ती-
यष्ट्याह्वकल्कैः परिपूरयेत्ताम् ।
प्रक्षालने चापि ससोमनिम्बा
निशा प्रयोज्या कुशलेन नित्यम् ॥
श्यामात्रिभण्डीत्रिफलासु सिद्धम्
हरिद्रयो रोध्रकवृक्षयोश्च ।
घृतं सदुग्धं व्रणतर्पणेन
हन्याद्गतिं कोष्ठगताऽपि या स्यात् ॥९॥

### પિત્તથી થયેલા નાડીવ્રણની ચિકિત્સા

જો નાડીવ્રણ પિત્તથી થયો હોય, તો તેના ઉપર દૂધ તથા ઘીથી મિશ્ર કરેલી લાપસીઓનો ઉપનાહ (લેપ) કર્યા પછી પરુની ગતિને શસ્ત્ર વડે અટકાવી તેમાં તલ, નેપાળો અને જેઠીમધનો કલ્ક વ્રણમાં ભરવો. પ્રવીણ વૈદ્યે એ નાડીવ્રણને નિત્ય રતાંજલિ અથવા નેવડી, લીંબડો અને હળદરના ક્વાથથી ધોવો. વરધારો, નસોતર, ત્રિફળા, લોધર, ઈંદ્રજવ, દારુહળદર અને હળદરથી પકવેલા ઘીથી અને દૂધથી વ્રણનું તર્પણ કરવામાં આવે, તો કોઠામાં રહેલી પરુની ગતિને પણ અટકાવે છે ૯

नाडीं कफोत्थामुपनाह्य सम्य-
क्कुलत्थसिद्धार्थकसक्तुकिण्वैः ।
मृदूकृतामेष्य गतिं विदित्वा
निपातयेच्छस्त्रमशेषकारी ॥
दद्याद्व्रणे निम्बतिलान्सुपिष्टान्
सुराष्ट्रजासैन्धवसम्प्रयुक्तान् ।
प्रक्षालने चापि करञ्जनिम्ब-
जात्यक्षपीलुस्वरसाः प्रयोज्याः ॥
सुवर्चिकासैन्धवचित्रकेषु
निकुम्भनालीतलपत्रिकासु ।
फलेष्वपामार्गभवेषु चैव
कुर्यात्समूत्रेषु हिताय तैलम् ॥१०॥

### કફથી થયેલા નાડીવ્રણની ચિકિત્સા

જો નાડીવ્રણ કફથી થયો હોય, તો તેના ઉપર કળથી, સરસવ, જવનો સાથવો અને સુરા-

બીજ(જેથી સંધાન કરીને સુરા બનાવવામાં આવે છે તે)નો સારી પેઠે ઉપનાહ કરી તે ઉપનાહથી વ્રણને કોમળ કરી, સળી વડે પરુની ગતિના વ્રણમાં કાપ મૂકીને શસ્ત્ર વડે તે ગતિને સંપૂર્ણ રીતે ભેદી નાખવી. પછી ફટકડી તથા સિંધવની સાથે લીંબડો તથા તલ સારી પેઠે વાટી તેનાથી વ્રણને ભરવો. એ વ્રણને ધોવામાં કરંજ, લીંબડો, જાઈ, બહેડાં અને પીલુનો સ્વરસ વાપરવો. સાજીખાર, સિંધવ, ચિત્રક, નેપાળો, ભોંયઆમલીનાં મૂળ, આકડો, અઘેડાનાં ફળ અને ગોમૂત્રથી પકવેલું તેલ એ વ્રણ ઉપર હિતકારી છે. ૧૦

नाडीं तु शल्यप्रभवां विदार्य
निर्हृत्य शल्यं प्रविशोध्य मार्गम् ।
संशोधयेत्क्षौद्रघृतप्रगाढै-
स्तिलैस्ततो रोपणमस्य कुर्यात् ॥
कुम्भीकखर्जूरकपित्थबिल्व-
वनस्पतीनां च शलाटुवर्गं ।
कृत्वा कषायं विपचेत्तु तैल-
मावाप्य मुस्तासरलाप्रियङ्गूः ॥
सुगन्धिकामोचरसाहिपुष्पं
रोध्रं विदध्यादपि धातकीं च ।
एतेन शल्यप्रभवा च नाडी
रोहेद्व्रणो वा सुखमाशु चैव ॥११॥

## શલ્યથી થયેલા નાડીવ્રણની ચિકિત્સા

જો નાડીવ્રણ શલ્યથી થયો હોય, તો તેને શસ્ત્ર વડે છેદી, શલ્યને કાઢી લઈ, રસ્તાને સાફ કરી, ઘી તથા મધથી સારી પેઠે મિશ્ર કરેલા તલથી તે વ્રણનું શોધન કરવું. પછી પુન્નાગ,[1] ખજૂર, કોઠ, બીલી અને વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં કાચાં ફળોનો ક્વાથ કરી તેમાં મોથ, નસોતર, ધઉલાં, સફેદ ઉપલસરી, મોચરસ, નાગકેસર, લોધર અને ધાવણીનો કલ્ક નાખી તેલ પકવવું. શલ્યથી થયેલો નાડીવ્રણ અને બીજો વ્રણ પણ આ તેલથી રુઝાય છે અને વ્રણની પીડા તુરત શાંત થાય છે. ૧૧

[1] ઉડીસામાં પુન્નાગનાં મોટાં વૃક્ષો થાય છે. એનાં સૂકવેલાં પુષ્પો નાગકેસર કહેવાય છે. પુન્નાગનાં ફળો રતનજોતના દોડવા જેવાં થાય છે.

कृशदुर्बलभीरूणां नाडी मर्माश्रिता च या ।
क्षारसूत्रेण तां छिन्द्यान्न तु शस्त्रेण बुद्धिमान् ॥
एषण्या गतिमन्विष्य क्षारसूत्रानुसारिणीम् ।
सूचीं निदध्याद्गत्यन्ते तयोन्नम्याशु निर्हरेत्
सूत्रस्यान्तं समानीय गाढं बन्धं समाचरेत् ।
ततः क्षारबलं वीक्ष्य सूत्रमन्यत्प्रवेशयेत् ॥
क्षाराक्ते मतिमान्वैद्यो यावन्न छिद्यते गतिः ।
भगन्दरेऽप्येष विधिः कार्यो वैद्येन जानता ॥
अर्बुदादिषु चोत्क्षिप्य मूले सूत्रं निधापयेत्
सूचीभिर्यववक्त्राभिराचितं वा समन्ततः ।
मूले सूत्रेण बध्नीयाच्छिन्ने चोपचरेद्व्रणम् ॥१२॥

## કૃશ તથા મર્મના નાડીવ્રણને ક્ષારવાળા દોરાથી કાપવો

કૃશ, દુર્બળ અને બીકણના નાડીવ્રણને તથા મર્મમાં રહેલા નાડીવ્રણને બુદ્ધિમાન વૈદ્યે શસ્ત્ર વડે ન છેદતાં ક્ષારથી ખરડેલા દોરા વડે કાપવો. એષણી નામની સળીથી પરુની ગતિને શોધી કાઢી, ક્ષારવાળા દોરાથી પરોવેલી સોય તે ગતિના અંતપ્રદેશમાં નાખવી અને સોયથી તે પ્રદેશને વીંધી ઊંચો કરી તુરત તેમાંથી સોય કાઢી લેવી. પછી દોરાના છેડાને ભેગા કરી તે ગતિને મજબૂત રીતે બાંધી લેવી. ક્ષારનું બળ ઓછું જણાય, તો એક દોરાને કાઢી લઈ ને બીજો ક્ષારથી ખરડેલો દોરો નાખવો. જ્યાં સુધી ગતિનું છેદન ન થાય, ત્યાં સુધી બુદ્ધિમાન વૈદ્યે એ પ્રમાણે વારંવાર દોરો નાખ્યા કરવો. પ્રવીણ વૈદ્યે ભગંદરમાં પણ એ પ્રમાણે કરવું. અર્બુદ વગેરે રોગોમાં પણ એ જ રીતે સોય વડે વ્રણને ઊંચકીને મૂળમાં દોરો નાખી દેવો.

જો અર્બુદ વગેરે રોગો સ્થૂલમૂળવાળા હોય, તો જવના જેવાં મોઢાંવાળી અનેક સોયથી ચોમેર વીધ કરી દોરો નાખી મૂળને તે દોરાથી બાંધી લેવું. દોરાથી ગતિનું છેદન થયા પછી વ્રણની ચિકિત્સા કરવી. ૧૨

या द्विव्रणीयेऽभिहितास्तु वर्त्य-
स्ताः सर्वनाडीषु भिषग्विदध्यात् ।
घोण्टाफलत्वग्लवणानि लाक्षा-
पूगीफलं चालवणं च पत्रम् ॥
स्नुह्यर्कदुग्धेन तु कल्क एष
वर्तीकृतो हन्त्यचिरेण नाडीः ।
विभीतकाम्रास्थिवटप्रवालं
हरेणुकाशङ्खिनिबीजमिश्रम् ॥
वाराहिकन्दश्च तथा प्रदेयो
नाडीषु तैलेन च मिश्रयित्वा ।
धत्तूरजं मदनकोद्रवजं च बीजं
कोशातकी शुकनसा मृगभोजनी च ।
अङ्कोटबीजसहितं गतिषु प्रयोज्यं
लाक्षोदकाहृतमलासु विकृत्य चूर्णम् ॥
चूर्णीकृतैरथ विमिश्रितमेभिरेव
तैलं प्रयुक्तमचिरेण गतिं निहन्ति ।
एष्वेव मूत्रसहितेषु विपाच्य तैलं
तत्साधितं गतिमपोहति सप्तरात्रात् ।
पिण्डीतकस्य तु वराहविभावितस्य
मूलेषु कन्दशकलेषु च सौवहेषु ॥
तैलं कृतं गतिमपोहति शीघ्रमेतत्
कन्देषु चामरवरायुधसाह्वयेषु ।
भल्लातकार्कमरिचैर्लवणोत्तमेन
सिद्धं विडङ्गरजनीद्वयचित्रकैश्च ॥
स्यान्मार्कवस्य च रसेन निहन्ति तैलम्
नाडीं कफानिलकृतामपचीं व्रणांश्च ॥१३॥

## સઘળા નાડીવ્રણોની સામાન્ય વિધિ

સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયના ૬ઠા વિષયમાં કહેલી વાટો, કે જેઓ આ સ્થાનના દ્વિવ્રણીય નામના પહેલા અધ્યાયના ૫૧મા વિષયમાં સૂચવેલી છે, તે વાટો વૈદ્યે સઘળા નાડીવ્રણોમાં નાખવી.

બોર, તજ, સૈંધવાદિક લવણો, લાખ, સોપારી અને માલકાંકણીનાં પાંદડાંનો થોરના તથા આકડાના દૂધમાં કલ્ક કરી તેની વાટ નાખવામાં આવે, તો તે વાટ તુરત નાડીવ્રણોને મટાડે છે.

બહેડાંના ઠળિયા, આંબાની ગોટલી, વડનાં કણાં પાંદડાં, હરેણુકા નામનું સુગંધી દ્રવ્ય, આંખફૂટામણીનાં બીજ અને વારાહીકંદને બારીક વાટી તેલથી મિશ્ર કરી નાડીવ્રણ ઉપર યોજવાં.

ધંતૂરો, મીંઢળ, કોદરાના દાણા, કુકડવેલ, ચમારદૂધેલીનાં, ઇંદ્રવારણીનાં અને અંકોલનાં બીજનું ચૂર્ણ બનાવી, નાડીવ્રણોની ગતિઓને લાખના પાણી વડે ધોવાથી તથા ભેદનાદિથી શુદ્ધ કરી તે ગતિઓ પર યોજવામાં આવે, તો તેથી નાડીવ્રણોની ગતિઓ અટકે છે.

ઉપર કહેલાં ધંતૂરાનાં બીજ વગેરેનું ચૂર્ણ કરી તેને તેલમાં કાલવી નાડીવ્રણની ગતિ ઉપર યોજવામાં આવે, તો તે ચૂર્ણ તુરત જ ગતિને અટકાવે છે.

ઉપર કહેલાં ધંતૂરાનાં બીજ વગેરેનો કલ્ક નાખી ગોમૂત્રમાં પકવેલું તેલ નાડીવ્રણની ગતિ પર યોજવામાં આવે, તો તે તેલ સાત દિવસની અંદર ગતિને અટકાવે છે.

કાળા ફૂલવાળા મીંઢળનાં મૂળિયાંઓથી, નોરવેલના કંદના ટુકડાઓથી અને જંગલી સૂરણના કંદના ટુકડાઓથી (એમના કલ્કથી) ચોગણા પાણીમાં પકવેલું તેલ નાડીવ્રણોની ગતિઓને તુરત અટકાવે છે.

ભિલામું, આકડો, મરી, સૈંધવ, વાવડિંગ, હળદર, દારુહળદર અને ચિત્રકનો કલ્ક નાખી ભાંગરાના રસમાં પકવેલું તેલ કફ તથા પિત્તે

કરેલા નાડીવ્રણને, અપચીને અને બીજા વ્રણોને પણ મટાડે છે. ૧૩

स्तन्ये गते विकृतिमाशु भिषक्तु धात्रीं
पीतां घृतं परिणतेऽहनि वामयेत्तु ।
निम्बोदकेन मधुमागधिकायुतेन
वान्तागतेऽहनि च मुद्गरसाशना स्यात् ॥
एवं त्र्यहं चतुरहं षडहं वमेद्वा
सर्पिः पिबेत्त्रिफलया सह संयुतं वा ।
भार्गीं वचामतिविषां सुरदारु पाठाम्
मुस्तादिकं मधुरसां कटुरोहिणीं च ॥
धात्री पिबेत्तु पयसः परिशोधनार्थ-
मारग्वधादिषु वरं मधुना कषायम् ।
सामान्यमेतदुपदिष्टमतो विशेषात् ॥ १४ ॥

## સ્તનરોગની ચિકિત્સા–ધાવણશુદ્ધિ

ધાવણ વિકૃતિ પામ્યું હોય, તો વૈદ્યે ધવરાવનારીને તુરત ઘી પાઈ સાયંકાલે મધ તથા પીપરથી મિશ્ર કરેલા લીંબડાના કવાથથી વમન કરાવવું અને વમન કરાવી સૂર્યાસ્ત થયા પછી મગનું ઓસામણ પાવું. આ પ્રમાણે ત્રણ, ચાર કે છ દિવસ સુધી વમન કરાવવું અથવા ત્રિફળાથી મિશ્ર કરેલું ઘી પાવું અથવા ભારંગી, વજ, અતિવિખ, દેવદાર, કાળીપાડ, મુસ્તાદિગણ, શીવણ કે વરિયાળી અને કડુનો કલ્ક પાવો અથવા આરગ્વધાદિ ગણનો ઉત્તમ કવાથ કરી તે મધ સાથે પાવો. ધાવણની શુદ્ધિ માટે આ સામાન્ય ચિકિત્સા કહેવામાં આવી. હવે વિશેષ ચિકિત્સા કહીએ છીએઃ ૧૪

दोषान्पयोनिपतिताञ्छमयेद्यथास्वम् ॥ १५ ॥

## ધાવણશુદ્ધિની વિશેષ ચિકિત્સા

ધાવણમાં જે દોષ પ્રાપ્ત થયેલો દેખાય, તે દોષને તેનાં વિરુદ્ધ ઔષધોથી શાંત કરવો.૧૫

रोगं स्तनोत्थितमवेक्ष्य भिषग्विदध्या-
द्विद्रधावभिहितं बहुशो विधानम् ।
सम्पच्यमानमपि तं तु विनोपनाहैः
सम्भोजनेन खलु पाचयितुं यतेत ॥
शीघ्रं स्तनो हि मृदुमांसतयोपनद्धः
सर्वं प्रकोपमुपयात्यवदीर्यते च ।
पक्वे च दुग्धहरिणीः परिहृत्य नाडीः
कृष्णं च चूचुकयुगं निदधीत शस्त्रम् ॥
आमे विदाहिनि तथैव गते च पाकं
धात्र्याः स्तनौ सततमेव च निर्दुहीत ॥१६॥

## સ્તનના વિદ્રધિ જેવા રોગની ચિકિત્સા

સ્તનમાં રોગ થયો હોય, તો વૈદ્યે યોગ્ય નિર્ણય કરી, વિદ્રધિના વિષયમાં (ગયા અધ્યાયમાં) જે જે ચિકિત્સા કહેલી છે, તે કરવી. સ્તનનો રોગ પાકવા આવ્યો હોય, તોપણ તેના ઉપર ઉપનાહ (સ્વેદન) નહિ કરતાં ઔષધો ખવડાવવાં વગેરેથી જ તેને પકાવવાનો યત્ન કરવો; કેમ કે સ્તન ઉપર ઉપનાહ કરવામાં આવે, તો તે સ્તન કોમળ માંસવાળો હોવાને લીધે તુરત સડી જાય છે અને ચિરાઈ જાય છે. સ્તનનો રોગ પાકે, ત્યારે વૈદ્યે ધાવણ વહેતી નાડીઓને તથા બે કાળી દીંટડીઓને છોડી દઈ તે રોગ ઉપર છેદનરૂપ શસ્ત્રક્રિયા કરવી. સ્તનનો રોગ કાચો હોય, થોડો પાક્યો હોય કે બરાબર પાક્યો હોય, ત્યારે પણ ધવરાવનારીના સ્તનોને વારંવાર દોહ્યા કરવાં એટલે તેમાંથી ધાવણ કાઢ્યા કરવું. ૧૬

# અધ્યાય ૧૮ મો

अथातो ग्रन्थ्यपच्यर्बुदगलगण्डचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ગ્રંથ્યપચ્યર્બુદગલગંડચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું

૧ ગ્રંથિ, અપચી, અર્બુદ તથા ગલગંડનાં નિદાનાદિ, નિદાનસ્થાનના ૧૧મા અધ્યાયમાં કહેલાં છે, તેઓની ચિકિત્સા વિષેનો.

તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ કે જે પ્રમાણે ભગવાન ધન્વતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

ग्रन्थिष्वथामेषु भिषग्विदध्या
च्छोफक्रियाया विहित विधिज्ञ ।
रक्षेद्बल चापि नरस्य नित्य
तद्रक्षित व्याधिबल निहन्ति ॥
तैल पिबेत्सर्पिरथो द्वय वा
दत्त्वा वसा वा त्रिवृत विदध्यात् ।
आमे विदध्याद्दशमूलसिद्ध
वैद्यश्चतु स्नहमथो द्वय वा ॥ २ ॥

## કાચી ગ્રથિની ચિકિત્સા

અપતપણથી માડી વિરેચન સુધીની જે બાર ક્રિયાઓ આ સ્થાનના પહેલા અધ્યાયમા સોજા ઉપર કરવાની કહી છે, તે જ ક્રિયાઓ વિધિ જાણનારા વૈદ્યે કાચી ગ્રથિઓ ઉપર કરવી, પણ તે ક્રિયાઓ કરતા રોગીના બળનો બચાવ થાય, એની હમેશ કાળજી રાખવી કેમકે રોગીમા બળ હોય, તો વ્યાધિના બળને હણે છે

વૈદ્યે ગ્રથિના દરદીને તેલ પાવુ અથવા ઘી પાવુ અથવા એ બન્ને મિશ્ર કરી પાવા અથવા ઘી, તેલ અને ચરબી એ ત્રણ મિશ્ર કરી પાવા

અથવા આ ગોઠવણ કરવી કે જો ગ્રથિ વાયુથી થયેલો હોય, તો દશમૂળીના કવાથાદિકથી પકવેલ ઘી, તેલ, ચરબી તથા મજ્જા એ ચારે સ્નેહોમાના બબ્બે સ્નેહો પાવા (ગ્રથિ જો પિત્તથી થયેલો હોય, તો પિત્તહર દ્રવ્યોના કવાથાદિકથી પકવેલું ઘી પાવુ અને ગ્રથિ જો કફથી થયેલ હોય, તો કફહર દ્રવ્યોના કવાથાદિથી પકવેલુ તેલ પાવુ બીજા ગ્રથિઓ ઉપર પણ આ પ્રમાણે જ યોગ્ય ગોઠવણ કરી લેવી )૨

हिंस्राऽथ रोहिण्यमृताऽथ भार्गी
श्योनाकबिल्वागुरुकृष्णगन्धा ।
गोजी च पिष्टा सह ताम्रपर्ण्या
ग्रन्थौ विधेयोऽनिलजे प्रलेप ॥
स्वेदोपनाहाश्चिविधाश्च कुर्या
त्तथा प्रसिद्धानपराश्च लेपान् ।
विदार्य वा पक्कमपोह्य पूय
प्रक्षाल्य बिल्वार्कनरेन्द्रतोयै ॥
तिलै स पश्चाङ्गुलपत्रमिश्रै
सशोधयेत्सैन्धवसम्प्रयुक्तै ।
शुद्ध व्रण वाऽप्युपरोपयेत्तु
स्तैलेन रास्नासरलान्वितेन ॥
विडङ्गयष्टीमधुकामृताभि
सिद्धेन वा क्षीरसमन्वितेन ॥ ३ ॥

## વાયુથી થયેલી ગ્રથિની ખાસ ચિકિત્સા

ગ્રથિ જો વાયુથી થઈ હોય, તો જટામાસી, કડુ, ગળો, ભારગી, અરડૂસો, બીલી, અગર, સરગવો, ગળજીભી અને મુસલીને વાટી તેનો લેપ કરવો એ ઉપરાત અનેક પ્રકારના પ્રસિદ્ધ સ્વેદો તથા ઉપનાહો પણ કરવા અને બીજા પ્રસિદ્ધ લેપો પણ કરવા

એ ગ્રથિ પાકે તો તેને શસ્ત્ર વડે છેદી, પરુને કાઢી નાખી, વ્રણને બીલી, આકડો અને ગરમાળાના કવાથથી ધોવો ધોયા પછી એરડાના પાદડા તથા સૈધવથી મિશ્ર કરેલ તલોના લેપથી તેનુ શોધન કરવુ અને શુદ્ધ થયા પછી રાસ્ના તથા નગોતરના ચૂર્ણથી મિશ્ર કરેલા તેલ વડે અથવા વાવડિગ જેઠીમધ અને ગળોનો કલ્ક નાખી દૂધમા પકવેલા તેલ વડે રૂઝવવો ૩

जलौकस पित्तकृते हितास्तु
क्षीरोदकाभ्या परिषेचन च ॥
काकोलिवर्गस्य च शीतलानि
पिबेत्कषायाणि सशर्कराणि ।
द्राक्षारसेनेक्षुरसेन वाऽपि
चूर्णं पिबेच्चापि हरीतकीनाम् ॥
मधूकजम्ब्वर्जुनवेतसाना
त्वग्भि प्रदेहानवचारयेत ।

सशर्करैर्वा तृणशून्यकन्दै-
दिह्यादभीक्ष्णं मुचुकुन्दजैर्वा ॥
विदार्य वा पक्वमपोह्य पूयं
धावेत्कषायेण वनस्पतीनाम् ।
तिलैः सयष्टीमधुकैर्विशोध्य
सर्पिः प्रयोज्यं मधुरैर्विपक्वम् ॥ ४ ॥

### પિત્તથી થયેલી ગ્રંથિની ખાસ ચિકિત્સા

ગ્રંથિ જો પિત્તથી થઈ હોય, તો જળો મૂકી લોહી કાઢવું, દૂધ તથા જળને મિશ્ર કરી તેનાથી છાંટવું અને કાકોલ્યાદિ ગણના શીતળ સ્વરસાદિક કષાયો સાકરથી મિશ્ર કરીને પાવા અથવા દ્રાક્ષ કે શેરડીના રસની સાથે હરડેનું ચૂર્ણ પાવું. મહુડો, જાંબૂ, કડાયો અને નેતરની છાલોના અથવા સાકરથી મિશ્ર કરેલાં મોગરાનાં અથવા મુચુકુંદનાં મૂળોના વારંવાર લેપ કરવા.

એ ગ્રંથિ પાકે તો તેને શસ્ત્ર વડે છેદી, પરુ કાઢી નાખી વ્રણને વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથથી ધોવો; ધોઈને જેઠીમધથી મિશ્ર કરેલા તલના લેપથી શુદ્ધ કરવો અને શુદ્ધ કરીને મધુરગણથી પકવેલા તેલના પ્રયોગથી તેને રૂઝવવો. ૪

निर्हृत्य दोषं च यथानुपूर्व्या
ग्रन्थौ भिषक्श्लेष्मसमुत्थिते तु ।
स्विन्नस्य विम्लापनमेव कुर्या-
दङ्गुष्ठलोहोपलवेणुदण्डैः ॥
विकङ्कतारग्वधकाकनन्ती-
काकादनीतापसवृक्षमूलैः ।
आलेपयेत्पिण्डफलार्कभार्गी-
करञ्जकालामदनैश्च विद्वान् ॥
अमर्मजातं शममप्रयान्त-
मपक्वमेवापहरेद्विदार्य ।
दहेत्स्थिते वासृजि सिद्धकर्मा
सद्यःक्षतोक्तं च विधिं विदध्यात् ॥

या मांसकन्द्यः कठिना बृहत्य-
स्तास्वेव योज्यश्च विधिर्विधिज्ञैः ।
शस्त्रेण वाऽऽपाट्य सुपक्वमाशु
प्रक्षालयेत्पथ्यतमैः कषायैः ॥
संशोधनैस्तं च विशोधयेयुः
क्षारोत्तरैः क्षौद्रघृतप्रगाढैः ।
शुद्धे च तैलं त्ववचारणीयं
विडङ्गपाठारजनीविपक्वम् ॥ ५ ॥

### કફથી થયેલી ગ્રંથિની ખાસ ચિકિત્સ

જો ગ્રંથિ કફથી થઈ હોય, તો સ્નેહ સ્વેદનાદિકના તથા વમનાદિકના અનુક્રમથી દે મટાડવો. ગ્રંથિને સ્વેદનસંસ્કાર આપી અંગૂ લોઢું, પથરો કે વાંસના દંડથી વારંવાર મદ કરીને તેને કરમાવવો અને પછી કડવી તૂંબડ આકડો, ભારંગી, કરંજ, ગળી અથવા મજી વીકળો, ગરમાળો, ચણોઠી, માલકાંકણી અ ઇંગોળિયાનાં મૂળના કલ્કનો લેપ કરવો.

એ કફ સંબંધી ગ્રંથિ કોઈ મર્મમાં ન થ હોય અને ઉપર કહેલા ઉપાયોથી શાંત ન થ હોય, તો વિદ્વાન વૈદ્યે તેને શસ્ત્ર વડે કાચી જ છે નાખી દૂર કરવી. છેદ્યા પછી લોહી રહ્યું હોય તો અગ્નિથી ડાંભવી અને આ સ્થાનના બી અધ્યાયમાં સદ્યોવ્રણની જે ચિકિત્સા કહી તે કરવી. માંસના જે કઠણ અને મોટા પ્રરો દેખાય, તેઓ ઉપર પણ પ્રવીણ વૈદ્યોએ વિધિ કરવી.

કફ સંબંધી ગ્રંથિ સારી પેઠે પાકી હોય તો તેને તુરત જ શસ્ત્ર વડે છેદીને કફને દૂ કરનારા અતિપથ્ય ક્વાથોથી વ્રણને ધોવો અ વધારે ક્ષારવાળાં તથા મધ અને ઘીથી મિ કરેલાં સંશોધનોથી શુદ્ધ કરવો. (સૂત્રસ્થાન ૩૯મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં જુઓ.) શુ થયા પછી વાવડિંગ, કાળીપાડ તથા હળદરન ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલના પ્રયોગ વ

તેને રૂઝવવો. ૫

मेदःसमुत्थे तिलकल्कदिग्धं
दत्त्वोपरिष्टाद्द्विगुणं पटान्तम् ।
हुताशतप्तेन मुहुः प्रमृज्या-
ल्लोहेन धीमान्दहनं हिताय ॥
प्रलिप्य दार्वीमथ लाक्षया वा
प्रतप्तया स्वेदनमस्य कार्यम् ।
निपात्य वा शस्त्रमपोह्य मेदो
दहेत्सुपक्वं त्वथवा विदार्यम् ॥
प्रक्षाल्य मूत्रेण तिलैः सुपिष्टैः
सुवर्चिकाद्यैर्हरितालमिश्रैः ।
ससैन्धवैः क्षौद्रघृतप्रगाढैः
क्षारोत्तरैरेनमभिप्रशोध्य ॥
तैलं विदध्याद्द्विकरञ्जगुञ्जा-
वंशावलेखेङ्गुदमूत्रसिद्धम् ॥ ६ ॥

## મેદથી થયેલી ગ્રંથિની ખાસ ચિકિત્સા

ગ્રંથિ જો મેદથી થયેલી હોય, તો તેની ઉપર તલના કલ્કથી ખરડેલું બેવડું લૂગડું મૂકી તે લૂગડા ઉપર અગ્નિથી તપાવેલું લોઢું વારંવાર ફેરવ્યા કરવું; કેમ કે એ ગ્રંથિનું દહન કરવું એ હિતકારી છે. અથવા લાકડાના હાથલા(ચાટવા)ને તપાવેલી લાખથી ખરડી તેનાથી એ ગ્રંથિનું સ્વેદન કરવું. અથવા એ કાચી ગ્રંથિને જ શસ્ત્ર વડે ઉખેડી મેદ કાઢી નાખી તે ગ્રંથિને અગ્નિથી ડાંભવી.

એ ગ્રંથિ પાકી હોય, તો તેને શસ્ત્ર વડે છેદી ગોમૂત્ર વડે ધોવી અને સાજીખાર, હરતાલ, સેંધવ, મધ તથા ઘીના કલ્કથી મિશ્ર કરેલા તેલોના કલ્કમાં વધારે જવખાર નાખી તે કલ્કથી શુદ્ધ કરવી. પછી કરંજ, ચરેલકરંજ, ચણોઠી, વાંસનો છાલ તથા ઇંગોળીઓનો કલ્ક નાખી ગોમૂત્રમાં પકવેલા તેલથી તે વ્રણને રૂઝવવો.[1] ૬

[1] નિદાનસ્થાનમાં પાંચમો શિરાગ્રંથિ પણ કહેલ છે, પરંતુ તેની ચિકિત્સા આ પ્રકરણમાં કહેલી નથી.

जीमूतकैः कोशवतीफलैश्च
दन्तीद्रवन्तीत्रिवृतासु चैव ॥
सर्पिः कृतं हन्त्यपचीं प्रवृद्धां
द्विधा प्रवृत्तं तदुदारवीर्यम् ।
निर्गुण्डिजातीबरिहिष्ठयुक्तं
जीमूतकं माक्षिकसैन्धवाढ्यम् ॥
अभिप्रतप्तं वमनं प्रगाढं
दुष्टापचीपूतममादिशन्ति ।
कैटर्यबिम्बीकरवीरसिद्धं
तैलं हितं मूर्धविरेचनं च ॥
शाखोटकस्य स्वरसेन सिद्धं
तैलं हितं नस्यविरेचनेषु ।
मधूकसारश्च हितोऽवपीडे
फलानि शिग्रोः खरमञ्जर्या वा ॥ ७ ॥

## અપચીની ચિકિત્સા

કુકડવેલ, કડવી ઘિસોડીનાં ફળો, નેપાળો, નાનો નેપાળો અને નસોતરના ક્વાથાદિકથી બનાવેલું ઘી વધારે શક્તિવાળું હોવાને લીધે વમન તથા વિરેચન કરાવવાથી વધેલી અપચીને હણે છે.

નગોડ, જાઈ અને વાળાના ક્વાથથી, મધથી તથા સૈંધવથી મિશ્ર કરેલો કુકડવેલનો કલ્ક અગ્નિથી ગરમ કરીને પાવો, જેથી અત્યંત ઊલટી થાય. આ પ્રમાણે અત્યંત વમન કરાવવું એ દુષ્ટ અપચીઓની ઉપર ઉત્તમ ચિકિત્સા કહેવાય છે.

અપચીવાળા દરદીને કરંજ, કડવી ઘોલી અને કણેરના ક્વાથાદિકથી પકાવેલું તેલરૂપ નસ્ય શિરોવિરેચન માટે દેવું, એ પણ હિતકારી છે.

હલકા સાગના સ્વરસમાં તેના જ કલ્કથી પકાવેલું તેલ, અપચીના દરદીને નસ્ય અને વિરેચનમાં હિતકારી થાય છે.

વાગ્ભટે તો 'शिराग्रथौ नवे पेयं तैलं साहचर तथा । उपनाहोनिलहरैर्बस्तिकर्म शिराव्यध ॥' એ શ્લોકથી ચિકિત્સા લખી છે, કે શિરાગ્રંથિ નવી હોય તો કાંટાશેળિયાનું તેલ પાવું, વાયુને હરનારાં દ્રવ્યોનો ઉપનાહ કરવો, બસ્તિક્રિયા કરવી અને શિરાવેધ કરવો.

મહુડાનો સાર, સરગવાનાં ફળો કે અઘેડાનાં ફળોથી અપચીના રોગીને અવપીડ નસ્ય દેવું, એ પણ હિતકારી છે. (જેની સાથે તીક્ષ્ણ પદાર્થો મેળવ્યા હોય એવા ઔષધનો કલ્ક કરી, તેને નીચોવી રસ કાઢી તે રસનાં ટીપાં નાકમાં નાખવામાં આવે, એ અવપીડ નસ્ય કહેવાય છે.) ૭

ग्रन्थीनमर्मप्रभवानपक्वा-
नुद्धृत्य चाग्निं विदधीत पश्चात् ।
क्षारेण वाऽपि प्रतिसारयेत्तु
संलिख्य शस्त्रेण यथोपदेशम् ॥
पार्ष्णिं प्रति द्वादश चाङ्गुलानि
मुक्त्वेन्द्रबस्तिं च गदान्यपार्श्वे ।
विदार्य मत्स्याण्डनिभानि वैद्यो
निष्कृष्य जालान्यनलं विदध्यात् ॥
आगुल्फकर्णात्सुमितस्य जन्तो-
स्तस्याष्टभागं खुलकाद्विभज्य ।
घोणर्जुवेधः सुरराजबस्ते-
र्भित्वाक्षिमात्रं त्वपरे वदन्ति ॥
मणिबन्धोपरिष्टाद्वा कुर्याद्रेखात्रयं भिषक् ।
अङ्गुल्यन्तरितं सम्यगपचीनां निवृत्तये ॥ ८ ॥

## અપચીની શસ્ત્રક્રિયાદિરૂપ ચિકિત્સા

મર્મોમાં ઉત્પન્ન નહિ થયેલી, પણ બીજાં સ્થળોમાં ઉત્પન્ન થયેલી અપચીની કાચી ગ્રંથિઓ, જો ઓષધોથી સાધ્ય ન થાય, તો તેને શસ્ત્ર વડે છેદીને તે ભાગ ઉપર અગ્નિક્રિયા કરવી અથવા તેવી ગ્રંથિઓને વિધિ પ્રમાણે શસ્ત્ર વડે ખોતરી તેની ઉપર પ્રતિસારણીય ક્ષાર મૂકી દેવો.

અપચી જો પગની પિંડીના પ્રદેશમાં થઈ હોય, તો પિંડીને લગતી લીટીમાં પિંડીથી બાર આંગળ દૂર આવેલ ઇંદ્રબસ્તિ નામના મર્મને છોડી દઈ, જે બાજુમાં અપચી થયેલી હોય તેથી બીજી બાજુમાં વૈદ્યે શસ્ત્ર વડે છેદી, માછલાંનાં ઇંડાં જેવાં જાળાંઓને ખેંચી કાઢી તે પ્રદેશ ઉપર અગ્નિક્રિયા કરવી. આ વિષયમાં બીજા આચાર્યો કહે છે, કે 'રોગીને ઊભો રાખી નાકના અગ્રથી સીધી લીધેલી આડી લીટીમાં કાનનો જે ભાગ આવે, તે ભાગથી પગની ઘૂંટી સુધીમાં તે રોગીને માપતાં જેટલાં આંગળો થાય, તેટલાં આંગળોના આઠ ભાગો મૂકી દઈ પિંડીથી ઉપરના નવમા ભાગમાં પિંડીના ઇંદ્રબસ્તિ નામના મર્મની નીચે રોગની બીજી બાજુ પર શસ્ત્રથી છેદી તેમાંથી એક તોલાભાર જાળાં કાઢી લઈ તે ભાગ ઉપર અગ્નિક્રિયા કરવી.'

અપચી જો હથેળીમાં થયેલ હોય તો તેને મટાડવા માટે વૈદ્યે કાંડામાં રહેલ મણિબંધ નામના મર્મથી ઉપરના પ્રદેશમાં એક આંગળનું અંતર રાખી શસ્ત્ર વડે ત્રણ રેખાઓ કરી, માછલાંનાં ઇંડાં જેવાં જાળાંઓ કાઢી તે પ્રદેશ ઉપર અગ્નિક્રિયા કરવી. (આ ક્રિયા પણ રોગની બીજી બાજુમાં કરવી, એમ ઉપરના સંબંધથી જણાય છે.) ૮

मर्षीं गवादेः खुरजां च काक-
गोधाहिकूर्मप्रभवां मषीं वा ।
दद्याच्च तैलेन सहेङ्गुदीनां
यद्वक्ष्यते श्लीपदिनां च तैलम् ॥
विरेचनं धूममुपाददीत
भवेच्च नित्यं यवमुद्गभोजी ॥ ९ ॥

## અપચી ઉપર લેપન અને ધૂમપાનરૂપ ચિકિત્સા

ગાય, ગાડર, બકરાં તથા ઘોડાંની ખરીઓની મેસ કરી, ઇંગોળિયાના તેલમાં કાલવી લગાવવામાં આવે; અથવા કાગડો, ઘો, સર્પ અને કાચબાની મેસ કરી ઇંગોળિયાના તેલમાં કાલવી લગાવવામાં આવે; અથવા આ પછીના અધ્યાયમાં શ્લીપદ ઉપર જે તેલ કહેવામાં આવશે, તેમાં કાલવી એ મેસ લગાવવામાં આવે અને આ સ્થાનના ૪૦મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે વિરેચન ધૂમ

પાવામાં આવે તથા જવ અને મગનું ભોજન કરાવવામાં આવે તો અપચી મટી જાય છે. ૯

कर्कारुकैर्वारुकनारिकेल-
प्रियालबिल्वाङ्गुलबीजचूर्णैः ।
वातार्बुदं क्षीरघृताम्बुसिद्ध-
रुष्णैः सतैलैरुपनाहयेत्तु ।
कुर्याच्च मुख्यान्युपनाहनानि
सिद्धैश्च मांसस्य वेसवारैः ॥
स्वेदं विदध्यात्कुशलस्तु नाड्या
शृङ्गेण रक्तं बहुशो हरेच्च ।
वातघ्ननिर्यूहपयोऽम्लमार्गैः
सिद्धं शताख्यं त्रिवृतं पिबेद्वा ॥ १० ॥

## વાયુથી થયેલા અર્બુદની ચિકિત્સા

જો અર્બુદ વાયુથી થયેલ હોય, તો કાકડી, કોઠીંબડું, નાળિયેર, રાણ અને એરંડાનાં બીજોનું ચૂર્ણ કરી તેને દૂધ, ઘી તથા પાણીમાં પકવી તેલથી મિશ્ર કરી ગરમ કરીને તેનો અર્બુદ ઉપર ઉપનાહ કરવો. પકવેલાં માંસો અને વેસવારોથી પણ શ્રેષ્ઠ ઉપનાહો કરવા. પ્રવીણ વૈદ્યે અર્બુદ ઉપર આ સ્થાનના ૩૨મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે નાડીસ્વેદ દેવો અને શિંગડું મૂકી તે વડે વારંવાર લોહીનું સ્રાવણ પણ કરવું. વાયુને હરનારા ક્વાથો, દૂધો અને ખાટા રસોથી પકવેલું શતપાક તેલ અથવા ત્રૈવૃત ઘી પાવું. (આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૩મા વિષયમાં અને પાંચમા અધ્યાયના ૧૫મા વિષયમાં જુઓ.) ૧૦

स्वेदोपनाहा मृदवस्तु पथ्याः
पित्तार्बुदे कायविरेचनं च ।
विघृष्य चोदुम्बरशाकगोजी-
पत्रैर्भृशं क्षौद्रयुतैः प्रलिम्पेत् ॥
श्लक्ष्णीकृतैः सर्जरसप्रियङ्गु-
पतङ्गरोध्राञ्जनयष्टिकाह्वैः ।
निशाह्व चारग्वधगोजिसोमाः
श्यामा च योज्याः कुशलेन लेपे ।
श्यामागिरिह्वाञ्जनकीरसेषु
द्राक्षारसे सप्तलिकारसे च ।
घृतं पिबेत्क्षीतकसंप्रसिद्धं
पित्तार्बुदी तन्नठरी च जन्तुः ॥ ११ ॥

## પિત્તથી થયેલા અર્બુદની ચિકિત્સા

જો અર્બુદ પિત્તથી થયો હોય, તો તે ઉપર કોમળ સ્વેદન, ઉપનાહ અને વિરેચન પથ્ય છે. ઉંબરાનાં, સાગનાં કે ગળજીભીનાં પાંદડાંથી અર્બુદને અત્યંત ઘસી તે ઉપર રાળ, ઘઉંલાં, પતંગ, લોધર, સુરમો તથા જેઠીમધના બારીક ચૂર્ણને મધમાં કાલવી તેનો લેપ કરવો. પ્રવીણ વૈદ્યે લોહીનું સ્રાવણ કરી તે અર્બુદ ઉપર ગરમાળો, ગળજીભી, બાવચી અથવા વેવડી અને નસોતરના લેપની યોજના પણ કરવી. પિત્તના અર્બુદવાળા રોગીને તથા પિત્ત સંબંધી ઉદરરોગવાળા રોગીને નસોતર, ગરણી, કાળી હીરવણી, દ્રાક્ષ અને નેવરીના રસમાં તથા પાણીમાં જેઠીમધનો કલ્ક નાખી પકવેલું ઘી પાવું. ૧૧

शुद्धस्य जन्तोः कफजेऽर्बुदे तु
रक्तेऽवसिक्ते तु ततोऽर्बुदं तत् ।
द्रव्याणि यान्यूर्ध्वमधश्च दोषान्
हरन्ति तैः कल्ककृतैः प्रदिह्यात् ॥
कपोतपारावतविड्विमिश्रैः
सकांस्यनीलैः शुकलाङ्गलाख्यैः ।
मूत्रैस्तु काकादनिमूलमिश्रैः
क्षारप्रविष्टैरथ वा प्रदिह्यात् ॥
निष्पावपिण्याककुलत्थकल्कै-
र्मांसप्रगाढैर्दधिमस्तुयुक्तैः ।
लेपं विदध्यात्कृमयो यथात्र
मूर्छन्ति मुञ्चन्त्यथ माक्षिकाश्च ॥
अल्पावशिष्टे कृमिभिः कृते च
लिखेत्ततोऽग्निं विदधीत पश्चात् ।

यद्ल्पमूलं त्रपुताम्रसीस-
पट्टैः समावेष्ट्य तदायसैर्वा ॥
क्षाराग्निशस्त्राण्यसकृद्विदध्यात्
प्राणानहिंसन्भिषगप्रमत्तः ।
आस्फोतजातीकरवीरपत्रैः
कषायमिष्टं व्रणशोधनार्थम् ॥
शुद्धे च तैलं विदधीत भार्गी-
विडङ्गपाठात्रिफलाविपक्वम् ।
यदृच्छया चोपगतानि पाकं
पाकक्रमेणोपचरेद्विधिज्ञः ॥ ११ ॥

### કફથી થયેલા અર્બુદની ચિકિત્સા

જો અર્બુદ કફથી થયો હોય, તો સંશોધન કરી રુધિરનું સ્રાવણ કરવું અને તે પછી તેનાપર વમન તથા વિરેચન કરાવનારાં દ્રવ્યોના કલ્કનો લેપ કરવો.

હોલા-કબૂતરની ચરક, કાંસાની મેસ, લોધર, પૃશ્નિપર્ણી અને માલકાંકણીનાં કે ઇંદ્રવારણીનાં મૂળને ગોમૂત્રમાં વાટી તેનો લેપ કરવો; અથવા તે ક્ષારમાં વાટીને તેનો લેપ કરવો.

ચોળા, તલનો ખોળ અને કળથીના માંસમિશ્ર કલ્કમાં દહીંની નીચેનું પાણી મિશ્ર કરી તે કલ્કનો લેપ કરવો, કે જેથી કીડાઓ પડે અને માંખીઓ પણ બેસીને કીડા મૂકે. કીડાઓ અર્બુદની ટોચોને ખાઈ જાય અને અર્બુદનો થોડો ભાગ બાકી રહે ત્યારે શસ્ત્રથી ખોતરી તે અર્બુદ ઉપર અગ્નિક્રિયા કરવી.

જો અર્બુદ નાનામૂળવાળું હોય, તેને કથીર, ત્રાંબુ કે સીસાની પટ્ટીથી અથવા લોઢાની પટ્ટીથી વીંટી લઈ તેના ઉપર વારંવાર ક્ષારપ્રયોગ, અગ્નિપ્રયોગ અને છેદવારૂપ શસ્ત્રપ્રયોગ કરવા; પણ એ પ્રયોગો કરતાં રોગીના પ્રાણ કે બલાદિને હરકત ન આવે, એવી સાવચેતી રાખવી. (સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના બીજા વિષયમાં મેદથી થયેલા અર્બુદ સિવાય સઘળા પ્રકારના સાધ્ય અર્બુદોને છેદવા યોગ્ય ગણ્યા છે.)

અર્બુદના વ્રણના શોધન માટે ઉપલસરી, જાઈ (લવારો) અને કણેરનાં પાંદડાંનો કષાય કરવો અને વ્રણ શુદ્ધ થાય ત્યારે ભારંગી, વાવડિંગ તથા ત્રિફળાના ક્વાથાદિકથી પકાવેલું તેલ લગાવવું.

અર્બુદો દૈવેચ્છાથી પાકી જાય, તો વિધિને જાણનારા વૈદ્યે પાકની ચિકિત્સાના ક્રમ પ્રમાણે ચિકિત્સા કરવી. ૧૨

मेदोऽर्बुदं स्विन्नमदो विदार्य
विशोध्य सीव्येद्गतरक्तमाशु ।
ततो हरिद्रागृहधूमरोध्र-
पतङ्गचूर्णैः समनःशिलालैः ॥
व्रणं प्रतिग्राह्य मधुप्रगाढैः
करञ्जतैलं विदधीत शुद्धे ॥ १३ ॥

### મેદથી થયેલા અર્બુદની ચિકિત્સા

જો અર્બુદ મેદથી થયો હોય, તો તેને સ્વેદનસંસ્કાર આપી શસ્ત્ર વડે છેદી શુદ્ધ કરવો અને લોહી વગર થાય, ત્યારે તુરત સીવી લેવો. પછી હળદર, ઘરના ધુમાડાની વૂસ, લોધર, પતંગ, મણશીલ અને હરતાલનું ચૂર્ણ મધમાં કાલવી તેને વ્રણમાં ભરવું અને તમામ શુદ્ધ થઈ જાય ત્યારે કરંજાદિ તેલનો (અ સ્થાનના ૧૬મા અધ્યાયનો ચોથો વિષય જુઓ.) ઉપયોગ કરી તે વ્રણને રૂઝવવો. ૧૩

सशेषदोषाणि हि योऽर्बुदानि
करोति तान्याशु पुनर्भवन्ति ॥
तस्मादशेषाणि समुद्धरेत्तु
हन्युः सशेषाणि यथा हि वह्निः ॥ १४ ॥

### અર્બુદોનો જડમૂળથી નાશ

જો અર્બુદોનો દોષ જરા પણ બાકી રહ ગયો હોય, તો તે અર્બુદો પાછા તુરત ઉત્પન્ન થા છે; એટલા માટે વૈદ્યે શસ્ત્રાદિકથી તેઓને જડ

મૂળથી ઉખેડી નાખવા જોઈએ જો થોડો પણ દોષ બાકી રહી ગયો હોય, તો તેઓ પાછા અગ્નિની પેઠે મારી નાખે છે. ૧૪

सस्वेद गण्डं पवनोत्थमादौ
नाड्याऽनिलघ्नौषधपत्रभङ्गैः ॥
अम्लैः समूत्रैर्विविधैः पयोभि-
स्तूष्णैः सतैलैः पिशितैश्च विद्वान् ।
विस्रावयेत्स्विन्नमतन्द्रितश्च
शुद्धं व्रणं चाप्युपनाहयेत्तु ॥
शणातसीमूलकशिग्रुकिण्व
प्रियालमज्जानुयुतैस्तिलैस्तु ॥
काटामृताशिग्रुपुनर्नवार्क-
गजादिनामाकरहाटकुष्ठैः ॥
एकैषिकावृक्षकतिल्वकैश्च
सुराम्लपिष्टैरसकृद्विदिह्यात् ॥
तैलं पिबेच्चामृतवल्लिनिम्ब
हंसाह्वयावृक्षकपिप्पलीभिः ।
सिद्धं बलाभ्यां च सदेवदारु
हिताय नित्यं गलगण्डरोगे ॥ १५॥

## વાયુથી થયેલા ગલગંડની ચિકિત્સા

ગલગંડ વાયુથી ઉત્પન્ન થયો હોય, તો તેને પ્રથમ વાયુને હણનારી ઔષધિઓનાં પાંદડાં, કાંજી વગેરે ખાટા પદાર્થો, મૂત્રો, અનેક જાતનાં દૂધો, તેલો અને ગરમ માંસોનો ક્વાથ કરી આ સ્થાનના સ્વેદાવચારણીય નામના ૩૨મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે નાડીસ્વેદ આપવો સ્વેદ આપ્યા પછી કાળજી રાખી જળોથી લોહીનું સ્રાવણ કરવું અને શુદ્ધ થયા પછી શણ, અળસી, મૂળાનાં બીજ, સરગવો, સુરાબીજ, ચારોળી અને મજ્જાથી મિશ્ર કરેલા તલથી તેના ઉપર ઉપનાહ કરવો

મજીઠ, ગળો, સરગવો, સાટોડી, આકડો, ગજપીપર, મીંઢળ, કઠ, નસોતર, ઇંદ્રજવ અને પાટિયો લોધર સુરામાં તથા કાંજીમાં વાટીને તેનો વારંવાર લેપ કરવો

ગળો, લીંબડો, હંસરાજ, ઇંદ્રજવ, પીપર, ખપાટ, બળદાણા અને દેવદારના ક્વાથ તથા કલ્કથી પકવેલું તેલ નિત્ય પાવું આ તેલ ગલગંડના રોગીને હિતકારી છે. ૧૫

स्वेदोपनाहैः कफसम्भवं तु
सस्वेद्य विस्रावणमेव कुर्यात् ।
ततोऽजगन्धातिविषाविशल्या-
विषाणिकाकुष्ठशुकाह्वयाभिः ॥
पलाशभस्मोदकपेषिताभि
र्दिह्यात्सगुञ्जाभिरशीतलाभिः ।
दशार्द्धसङ्ख्यैर्लवणैश्च युक्तं
तैलं पिबेन्मागधिकादिसिद्धम् ॥
प्रच्छर्दनं मूर्द्धविरेचनं च
धूमश्च वैरेचनिको हितस्तु ॥ १६॥

## કફથી થયેલા ગલગંડની ચિકિત્સા

ગલગંડ કફથી ઉત્પન્ન થયો હોય, તો તેને સ્વેદનસંસ્કાર આપીને લોહી જ સ્રાવવું લોહી સ્રાવ્યા પછી તવખણી (કાનફોડી), અતિવિખ, દૂધિયો વછનાગ, મેઢાશિંગી, કઠ, અરડૂસો અને ચણોઠીને ખાખરાના ક્ષારના જળમાં વાટી ગરમ કરી તેનો લેપ કરવો પિપ્પલ્યાદિ ગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલને સિંધાલૂણ, સંચળ, બીડલૂણ, વડાગરુ તથા દરિયાઈલૂણથી મિશ્ર કરી તે તેલ પાવું, વમન કરાવવું, શિરોવિરેચન દેવું અને આ સ્થાનના ૪૦મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે વૈરેચનિક ધુમાડો પાવો એ હિતકારી છે ૧૬

पाकक्रमो वापि सदा विधेयो
वैद्येन पाकं गतयोः कथञ्चित् ॥
कटुतिक्तक्षौद्रयुताः समूत्रा
भक्ष्या यवान्नानि रसाश्च मौद्गाः ।
सशृङ्गवेराः सपटोलनिम्बा
हिताय देया गलगण्डरोगे ॥ १७॥

## વાયુ તથા કફથી થયેલા ગલગંડની ચિકિત્સા અને સર્વ ગલગંડના રોગીઓ માટે આહાર

વાયુ કે કફથી થયેલો ગલગંડ કોઈ રીતે પાકી જાય, તો તે ઉપર સર્વદા પાકની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.

જેને વાતાદિ હરકોઈ દોષથી ગલગંડ થયો હોય, તે રોગીને સૂંઠ, મરી, પીપર, મધ, ગોમૂત્ર, આદું, પટોલ અને લીંબડાથી મિશ્ર કરેલાં જવનાં ભક્ષ્યો તથા મગનું ઓસામણ દેવું હિતકારી છે. ૧૭

मेदःसमुत्थे तु यथोपदिष्टां
विध्येच्छिरां स्निग्धतनोर्नरस्य ।
श्यामासुधालोहपुरीषदन्ती-
रसाञ्जनैश्चापि हितः प्रदेहः ॥
मूत्रेण वाऽऽलोड्य हिताय सारं
प्रातः पिबेच्छालमहीरुहाणाम् ।
शस्त्रेण वाऽऽपाट्य विदार्य चैनं
मेदः समुद्धृत्य हिताय सीव्येत् ॥
मज्जाज्यमेदोमधुभिर्दहेद्वा
दग्धे च सर्पिर्मधु चावचार्यम् ।
कासीसतुत्थे च ततोऽत्र देये
चूर्णीकृते रोचनया समेते ।
तैलेन चाभ्यज्य हिताय दद्या-
त्सारोद्भवं गोमयजं च भस्म ॥
हितं च नित्यं त्रिफलाकषायो
गाढश्च बन्धो यवभोजनं च ॥ १८ ॥

## મેદથી થયેલા ગલગંડની ચિકિત્સા

ગલગંડ મેદથી ઉત્પન્ન થયેલો હોય, તો રોગીને સ્નેહપાનથી સ્નિગ્ધ કરી, તેના સાથળના મૂળમાં રહેલી શિરાને વીંધી લોહીનું સ્રાવણ કરવું. નસોતર, થોર, લોઢાનો કાટ, નેપાળો અને રસવંતીનો લેપ કરવો.[1] શાલસારાદિ ગણનો સાર ગોમૂત્રમાં ઘોળીને પ્રાતઃકાળમાં પાવો, એ હિતકારી છે.

અથવા મેદથી ઉત્પન્ન થયેલા ગલગંડને શસ્ત્રથી ફાડી–ચીરી તેમાંથી મેદ કાઢીને સીવી લેવો; અથવા મજ્જા, ઘી, મેદ તથા મધથી ડાંભવો અને ડાંભીને તે ઉપર મધ તથા ઘી લગાડવું; પછી હીરાકસી અને મોરથૂથુનું ગોરોચનની સાથે ચૂર્ણ કરી તે લગાવવું અને તેલની માલિશ કરી શાલસારાદિ ગણની તથા ગાયના છાણની ભસ્મ પણ લગાવવી. નિત્ય ત્રિફળાના ક્વાથથી વ્રણ ધોવો, વ્રણને પાટાથી મજબૂત બાંધવો અને રોગીને જવનું ભોજન દેવું હિતકારી છે. ૧૮

# અધ્યાય ૧૯મો

अथातो वृद्ध्युपदंशश्लीपदानां चिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વૃદ્ધયુપંદશ-શ્લીપદચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अन्त्रवृद्ध्या विना षड्भ्यो वृद्धयस्तासु वर्जयेत् ।
अश्वादियानं व्यायामं मैथुनं वेगनिग्रहम् ।
अत्यासनं चङ्क्रमणमुपवासं गुरूणि च ॥ २ ॥

## છ વૃદ્ધિઓમાં પાળવાની પરેજી

અંત્રવૃદ્ધિ કે જે અસાધ્ય છે, તે સિવાય બાકીની છ વૃદ્ધિઓમાંથી કોઈ પણ વૃદ્ધિ થયેલ હોય, તો રોગીએ ઘોડા વગેરે વાહન પર બેસવું નહિ, કસરત કરવી નહિ, અંગોની મહેનત કરવી નહિ, મૈથુન કરવું નહિ, વિષ્ટા વગેરેની હાજતોને

---

[1] આ લેપમાં હોલાની તથા કબૂતરની ચરક મિશ્ર કરવાનું પણ કેટલાક કહે છે.

[1] વૃદ્ધિ, ઉપદંશ તથા શ્લીપદનાં નિદાન વગેરે નિદાનસ્થાનના બારમા અધ્યાયમાં કહેલાં છે, તેઓની ચિકિત્સા વિષેનો.

રોકવી નહિ, મહુ બેસી રહેવુ નહિ, બહુ ફરવુ નહિ, ઉપવાસ કરવા નહિ અને ભારે પદાર્થો જમવા નહિ ૨

तत्रादितो वातवृद्धौ त्रैवृतस्निग्धमातुरम् ।
स्विन्न येन यथान्याय पाययेत विरेचनम् ॥
कोशाम्रतिल्वकैरण्डफलतैलानि वा नरम् ।
सक्षीर वा पिबेन्मास तैलमेरण्डसम्भवम् ॥
तत कालेऽनिलघ्नाना क्वाथै कल्कैश्च बुद्धिमान् ।
निरूहयेन्निरूढ च भुक्तवत रसोदनम् ॥
यष्टीमधुकसिद्धेन ततस्तैलेन योजयेत् ।
स्वेदोपनाहौ कुर्याच्च प्रदेहाश्चानिलापहान् ॥
विदग्धा पाचयित्वा वा सेवनीं परिवर्जयन् ।
भिन्द्यात्तत प्रभिन्नाया यथोक्त क्रममाचरेत् ॥३॥

### વાયુથી થયેલી વૃદ્ધિની ચિકિત્સા

વૃદ્ધિ જો વાયુથી થયેલી હોય, તો રોગીને પ્રથમ ત્રૈવૃત (આ સ્થાનના પાચમા અધ્યાયના ૧૫મા વિષયમા કહેલા) ઘીથી સ્નિગ્ધ કરી સ્વેદન સસ્કાર આપી જે વિરેચન યોગ્ય જણાય તે દેવુ, અથવા જ ગલી આબાની ગોટલીનુ તેલ, પાટિયો લોધર અને એરડિયા તેલને મિશ્ર કરી એનુ વિરેચન દેવુ, અથવા એક મહિના સુધી એરડિયુ તેલ દૂધથી મિશ્ર કરીને પાવુ વિરેચન આપ્યા પછી યોગ્ય સમયે વાયુને હણનારા ઔષધોના ક્વાથો અને કલ્કોથી નિરૂહબસ્તિ દેવી નિરૂહબસ્તિ દીધા પછી માસના રસવાળો ભાત જમાડીને જેઠીમધના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલની અનુવાસનબસ્તિ દેવી વૃદ્ધિ ઉપર સ્વેદનો, ઉપનાહો અને વાયુને હણનારા લેપો પણ કરવા

વાયુથી થયેલી વૃદ્ધિ પાકવા ઉપર આવે, તો તેને પકવી સીવણીને છોડી દઈ શસ્ત્રથી છેદી નાખવી અને છેદ્યા પછી આ સ્થાનના પહેલા અધ્યાયમા કહ્યા પ્રમાણે અથવા સૂત્ર સ્થાનના ૩૬મા અધ્યાયમા કહેલા ક્રમ પ્રમાણે ચિકિત્સા કરવી ૩

पित्तजायामपक्वाया पित्तग्रन्थिक्रमो हित ॥
पक्वा वा भेदयेद्भिन्ना शोधयेत्क्षौद्रसर्पिषा ।
शुद्धाया च भिषग्दद्यात्तैल कल्क च रोपणम् ॥४॥

### પિત્તથી થયેલી વૃદ્ધિની ચિકિત્સા

પિત્તથી થયેલી વૃદ્ધિ કાચી હોય, તો તે ઉપર પિત્તગ્રથિની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (ગયા અધ્યાયનો ચોથો વિષય જુઓ) પિત્તથી થયેલી વૃદ્ધિ પાકે, ત્યારે તેને શસ્ત્ર વડે છેદીને મધ તથા ઘીથી વ્રણનુ શોધન કરવુ અને શુદ્ધ થયા પછી વૈદે રૂઝવવા માટે આ સ્થાનના પહેલા અધ્યાયમા કહ્યા પ્રમાણે અથવા સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમા કહ્યા પ્રમાણે તેલ તથા કલ્ક આપવા ૪

रक्तजाया जलौकोभि शोणित निर्हरेद्भिषक् ।
पिबेद्विरेचन वाऽपि शर्कराक्षौद्रसयुतम् ।
पित्तग्रन्थिक्रम कुर्यादामे पक्के च सर्वदा ॥५॥

### લોહીથી થયેલી વૃદ્ધિની ચિકિત્સા

વૃદ્ધિ જો લોહીથી થયેલી હોય, તો વૈદે જળો મૂકી લોહીને કાઢવુ, સાકર તથા મધથી મિશ્ર કરી વિરેચન પાવુ અને સર્વદા કાચી વૃદ્ધિ ઉપર કાચી પિત્તગ્રથિની ચિકિત્સા કરવી તથા પાકેલી વૃદ્ધિ ઉપર પાકેલી પિત્તગ્રથિની ચિકિત્સા કરવી (ગયા અધ્યાયનો ચોથો વિષય જુઓ) ૫

वृद्धिं कफात्मिकामुष्णैर्मूत्रपिष्टैः प्रलेपयेत् ।
पीतदारुकषाय च पिबेन्मूत्रेण सयुतम् ॥
विम्लापनादृते वाऽपि श्लेष्मग्रन्थिक्रमो हित ।
पक्वाया च विभिन्नाया तैल शोधनमिष्यते ॥
सुमनारुष्कराङ्कोठमप्तपर्णेषु साधितम् ॥ ६ ॥

### કફથી થયેલી વૃદ્ધિની ચિકિત્સા

વૃદ્ધિ જો કફથી થયેલી હોય, તો વચાદિ, પિપ્પલ્યાદિ તથા મુષ્કકાદિ ગણોનાં ઉષ્ણવીર્ય દ્રવ્યોને ગોમૂત્રમા વાટી તે કલ્કનો લેપ કરવો

અથવા સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં અજગંધા (તલવાણી) વગેરે જે ઉષ્ણ-વીર્ય દ્રવ્યો કહેલાં છે, તેઓને ગોમૂત્રમાં વાટી તે કલ્કનો લેપ કરવો. દારુહળદરનો કવાથ કરી, તેને ગોમૂત્રથી મિશ્ર કરી પાવો. કફથી થયેલી વૃદ્ધિ ઉપર વિમ્લાપન (અંગૂઠા વગેરેથી મર્દન કરી કરમાવવા) સિવાય બાકી કફ-ગ્રંથિની ચિકિત્સા કરવી હિતકારી છે. (ગયા અધ્યાયનો પાંચમો વિષય જુઓ)

પાકેલી કફવૃદ્ધિને શસ્ત્રથી છેદવામાં આવે ત્યારે જાઈ, લિસોડું, અંકોલ તથા સપ્તપર્ણના કવાથ તથા કલ્કથી પકાવેલા તેલ વડે વ્રણનું શોધન કરવું. ૬

मेदःसमुत्थां संस्वेद्य लेपयेत्सुरसादिना ॥
शिरोविरेकद्रव्यैर्वा सुखोष्णैर्मूत्रसंयुतैः ।
स्विन्नां चावेष्ट्य पट्टेन समाश्वास्य तु मानवम् ॥
रक्षन्फले सेवनीं च वृद्धिपत्रेण दारयेत् ।
मेदस्ततः समुद्धृत्य दद्यात्कासीससैन्धवे ॥
बध्नीयाच्च यथोद्दिष्टे शुद्धे तैलं च दापयेत् ।
मनःशिलालवणैः सिद्धमारुष्करेषु च ॥ ७ ॥

### મેદથી થયેલી વૃદ્ધિની ચિકિત્સા

વૃદ્ધિ જો મેદથી થયેલી હોય, તો સ્વેદન કરીને તે ઉપર ગોમૂત્રમાં વાટેલા સુરસાદિ ગણના કલ્કનો અથવા ગોમૂત્રમાં વાટેલાં શિરોવિરેચન દ્રવ્યોના કલ્કનો સહેવાય તેવો ઊનો લેપ કરવો.

મેદથી ઉત્પન્ન થયેલી વૃદ્ધિને સ્વેદન આપી વસ્ત્રથી વીંટી, રોગીને ધૈર્ય આપી વૃષણોની ગોળીઓનો અને સીવણીનો બચાવ કરતાં તે વૃદ્ધિને વૃદ્ધિપત્ર[1] નામના શસ્ત્રથી છેદવી. છેદ્યા પછી તેમાંથી મેદ કાઢી નાખી હીરાકસી તથા સિંધવ લગાવવાં અને સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે પાટો બાંધવો. (ગોફણ નામનો પાટો બાંધવો અનુકૂળ થાય છે.) વ્રણ શુદ્ધ થયા પછી મણશીલ, હરતાળ, સિંધવ અને ભિલામાંના કવાથમાં તથા કલ્કમાં પકવેલા તેલથી તેને રૂઝવવો. ૭

मूत्रजां स्वेदयित्वा तु वस्त्रपट्टेन वेष्टयेत् ।
सेवन्याः पार्श्वतोऽधस्ताद्विध्येद्व्रीहिमुखेन तु ॥
अथात्र द्विमुखां नाडीं दत्त्वा विस्रावयेद्भिषक् ।
मूत्रं नाडीमथोद्धृत्य स्थगिकाबन्धमाचरेत् ॥
शुद्धायां रोपणं दद्यात् ॥ ८ ॥

### મૂત્રથી થયેલી વૃદ્ધિની ચિકિત્સા

વૃદ્ધિ જો મૂત્રથી થયેલી હોય, તો સ્વેદન કરી, વસ્ત્રના પાટાથી વીંટી સીવણીની બાજુમાં નીચેના પ્રદેશમાં વ્રીહિમુખ[2] નામના શસ્ત્રથી વીંધવી; વીંધ્યા પછી તેમાં બે મોઢાંવાળી નળી નાખી મૂત્રને સ્રવાવવું અને સ્રવાવ્યા પછી નળી કાઢી લઈ સૂત્રસ્થાનના ૧૮મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે સ્થગિકાબંધ નામનો પાટો બાંધવો. શુદ્ધ થયા પછી સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે તેને રૂઝવવી. ૮

वर्जयेदन्त्रहेतुकीम् ।
अप्राप्तफलकोशायां वातवृद्धिक्रमो हितः ॥
तत्र या वङ्क्षणस्था तां दहेदर्धेन्दुवक्त्रया ।
मरुन्मार्गावरोधार्थं कोशप्राप्तां तु वर्जयेत् ॥
त्वचं भित्त्वाऽङ्गुष्ठमध्ये दहेच्चाङ्गविपर्ययात् ।
अनेनैव विधानेन वृद्धौ वातकफात्मिके ॥
प्रदहेत्प्रयतः किंतु स्नायुच्छेदोऽधिकस्तयोः ।
शङ्खोपरि च कर्णान्ते त्यक्त्वा यत्नेन सेवनीम् ॥
व्यत्यासाद्वा शिरां विध्येदन्त्रवृद्धिनिवृत्तये ॥९॥

### અસાધ્ય વૃદ્ધિની ચિકિત્સા

આંતરડાંથી થયેલ વૃદ્ધિ જો વૃષણોમાં પ્રાપ્ત

[1] વૃદ્ધિપત્ર નામનું શસ્ત્ર અસ્ત્રાના જેવા આકારવાળું કરવું અને તેનો છેદન, ભેદન તથા પાટનમાં ઉપયોગ કરવો. સોજો ઊંચો હોય, તો એ શસ્ત્ર સીધી અણીવાળું અને ઊંડો હોય તો પાછળથી નમેલી અણીવાળું જોઈએ. (વાગ્ભટ સૂત્રસ્થાન અધ્યાય ૨૬મો)

[2] વ્રીહિમુખ નામનું શસ્ત્ર ચોખાની સાળના જેવા મોઢાવાળું અને દોઢ આંગળના ફળાવાળું કરવું. (વાગ્ભટ સૂત્રસ્થાન અધ્યાય ૨૬મો)

થઈ હોય, તો તેની ચિકિત્સા કરવી જ નહિ; પરંતુ તે વૃદ્ધિ વૃષણોમાં પ્રાપ્ત ન થઈ હોય, તો તે ઉપર વાતવૃદ્ધિની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી હિતકારી છે. (આ અધ્યાયનો ત્રીજો વિષય જુઓ.)

આંતરડાંથી થયેલી એ વૃદ્ધિ સાથળોના મૂળમાં રહેલી હોય અને ઉપર કહેલા ઉપાયથી મટતી ન હોય, તો તેને વાયુનો માર્ગ રોકવા માટે અર્ધચંદ્ર જેવા મુખવાળી સળીથી ડાંભવી; પણ જો વૃષણોમાં પ્રાપ્ત થઈ હોય, તો છોડી જ દેવી. એ વૃદ્ધિમાં ડાબી બાજુનું આંતરડું વધ્યું હોય, તો જમણા અંગૂઠાના મધ્યમાં અને જમણી બાજુનું આંતરડું વધ્યું હોય, તો ડાબા અંગૂઠાના મધ્યમાં ચામડીને શસ્ત્રથી છેદી તે ઉપર ડાંભ દેવો પણ યોગ્ય છે વાયુ કે કફથી થયેલી વૃદ્ધિ હોય, તોપણ સાવધાન વૈદ્ય એ પ્રમાણે જ અંગૂઠાના મધ્યમાં ચામડી છેદી તે ઉપર ડાંભ દેવો, પણ તેમાં અંગૂઠાની આગળ રહેલા સ્નાયુનું છેદન પણ કરવું એટલું અધિક છે.

અથવા આંતરડાથી થયેલી વૃદ્ધિને મટાડવા એમ કરવું, કે ડાબી બાજુનું આંતરડું વધ્યું હોય, તો જમણા લમણા ઉપર કાનના છેડા આગળની શિરાને વીંધી લોહી સ્રવાવવું અને જમણી બાજુનું આંતરડું વધ્યું હોય તો ડાબા લમણા ઉપર કાનના છેડા આગળની શિરાને વીંધી લોહી સ્રવાવવું; પણ તેમાં કાળજી રાખી રીતણીને બચાવવી જોઈએ. ૯

उपदंशेषु साध्येषु स्निग्धस्विन्नस्य देहिनः ।
शिरां विध्येन्मेढ्रमध्ये पातयेद्वा जलौकसः ॥
हरेदुभयतश्चापि दोषानत्यर्थमुच्छ्रितान् ।
सद्योऽपहृतदोषस्य रुक्शोफावुपशाम्यतः ॥
यदि वा दुर्बलो जन्तुर्न वा प्राप्तं विरेचनम् ।
निरूहेण हरेत्तस्य दोषानत्यर्थमुच्छ्रितान ॥ १० ॥

### ઉપદંશની સામાન્ય ચિકિત્સા

જો ઉપદંશ સાધ્ય હોય, તો રોગીને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપ્યા પછી લિંગના મધ્યમાં રહેલી શિરા વીંધીને લોહી સ્રવાવવું, પણ જો તે ઉપદંશ થોડા દોષવાળા હોય, તો જળો મૂકીને જ લોહી સ્રવાવવું; એ ઉપરાંત અત્યંત વૃદ્ધિ પામેલા દોષોને વમન તથા વિરેચનથી દૂર કરવા; કેમ કે દોષોને દૂર કરવાથી વેદના અને સોજો તુરત શાંત થઈ જાય છે. જો રોગી દુર્બળ હોય અથવા તેને વિરેચન ન અપાય એવું હોય, તો તેના અત્યંત વૃદ્ધિ પામેલા દોષોને નિરૂહબસ્તિથી દૂર કરવા. ૧૦

प्रपौण्डरीकयष्टयाह्ववर्षाभूकुष्ठदारुभिः ।
सरलागुरुरास्नाभिर्वातजं संप्रलेपयेत् ॥
निचुलैरण्डबीजानि यवगोधूमसक्तवः ।
एतैश्च वातजं स्निग्धैः सुखोष्णैः सम्प्रलेपयेत् ।
प्रपौण्डरीकपूर्वैश्च द्रव्यैः सेकः प्रशस्यते ॥ ११ ॥

### વાયુથી થયેલા ઉપદંશની ચિકિત્સા

જો ઉપદંશ વાયુથી થયેલો હોય, તો પાંડેરવો, જેઠીમધ, સાટોડી, કઠ, દારુહળદર, નસોતર, અગર અને રાસ્નાનો લેપ કરવો. વાયુથી થયેલા ઉપદંશ ઉપર નેતર, એરંડી, જવનો સાથવો અને ઘઉંનો સાથવો ઘીથી સ્નિગ્ધ કરી જરા ગરમ કરી તેનો પણ લેપ કરવો. વાયુથી થયેલા ઉપદંશ ઉપર પાંડેરવો, જેઠીમધ, સાટોડી, કઠ, દારુહળદર, નસોતર, અગર તથા રાસ્નાના ક્વાથ વગેરે પ્રવાહીથી સિંચન કરવું પણ ઉત્તમ છે. ૧૧

गैरिकाञ्जनयष्ट्याह्वसारिवोशीरपद्मकैः ।
सचन्दनोत्पलैः स्निग्धैः पैत्तिकं संप्रलेपयेत् ॥
पद्मोत्पलमृणालैश्च ससर्जार्जुनवेतसैः ।
सर्पिःस्निग्धैः समधुकैः पैत्तिकं सम्प्रलेपयेत् ॥
सेचयेद्य घृतक्षीरशर्करेक्षुमधूदकैः ।
अथवापि सुशीतेन कषायेण वटादिना ॥ १२ ॥

### પિત્તથી થયેલા ઉપદંશની ચિકિત્સા

જો ઉપદંશ પિત્તથી થયેલો હોય, તો

સોનાગેરુ, રસવંતી, જેઠીમધ, ઉપલસરી, વાળો, પદ્મકાષ્ટ, સુખડ અને કમળને વાટી સ્નિગ્ધ કરી તેનો ઉપદંશ ઉપર લેપ કરવો. એ ઉપદંશ ઉપર શ્વેતકમળ, રક્તકમળ, કમળનાં નાળ, રાળ, કડાયો અથવા સાજડ, નેતર અને જેઠીમધને વાટી ઘીથી સ્નિગ્ધ કરી તેનો પણ લેપ કરવો. એ ઉપદંશ ઉપર ઘી, દૂધ, સાકરનું પાણી, શેરડીનો રસ, મધથી મિશ્ર કરેલું જળ અથવા ન્યગ્રોધાદિ ગણના સ્વરસ વગેરે શીતળ કષાયનું પણ સિંચન કરાવવું. ૧૨

शालाश्वकर्णाजकर्णधवत्वग्भिः कफोत्थितम् ।
सुरापिष्टाभिरुष्णाभिः सतैलाभिः प्रलेपयेत् ॥
रजन्यतिविषामुस्तासरलासुरदारुभिः ।
सपत्रपाठापत्तूरैरथवा सम्प्रलेपयेत् ॥
सुरसारग्वधाद्योश्च क्वाथाभ्यां परिषेचयेत् ॥१३॥

### કફથી થયેલા ઉપદંશની ચિકિત્સા

ઉપદંશ કફથી થયેલો હોય, તો કડાયો અથવા સાજડ, નાની રાળ, મોટી રાળ અને ધાવડાની છાલોને સુરામાં વાટી તેલથી મિશ્ર કરી ગરમ કરીને તેનો લેપ કરવો; અથવા હળદર, અતિવિખ, મોથ, નસોતર, દેવદાર, તમાલપત્ર, કાળીપાડ અને પતંગને મદિરામાં વાટી તેલથી મિશ્ર કરી ગરમ કરી તેનો લેપ કરવો અને સુરસાદિ તથા આરગ્વધાદિ ગણના ક્વાથથી સિંચન કરાવવું. ૧૩

एवं संशोधनालेपसेकशोणितमोक्षणैः ॥
प्रतिकुर्यात्क्रियायोगैः प्राक्स्थानोक्तैर्हितैरपि ।
नायाति च यथा पाकं प्रयतेत तथा भिषक् ॥
विदग्धैस्तु शिरास्नायुत्वङ्मांसैः क्षीयते ध्वजः ।
शस्त्रेणोपचरेच्चापि पाकमागतमाशु वै ॥
तदाऽपोह्य तिलैः सर्पिःक्षौद्रयुक्तैः प्रलेपयेत् ।
करवीरस्य पत्राणि जात्यारग्वधयोस्तथा ॥
प्रक्षालने प्रयोज्यानि वैजयन्त्यर्कयोरपि ।
सौराष्ट्रीं गैरिकं तुत्थं पुष्पकासीससैन्धवम् ॥
रोध्रं रसाञ्जनं दार्वीं हरितालं मनःशिलाम् ।
हरेणुकैले च तथा सूक्ष्मचूर्णानि कारयेत् ॥
तच्चूर्णं क्षौद्रसंयुक्तमुपदंशेषु पूजितम् ।
जम्ब्वाम्रसुमनानिम्बश्वेताकाम्बोजिपल्लवाः ॥
शल्लकीबदरीबिल्वपलाशतिनिशत्वचः ।
क्षीरिणां च त्वचो योज्याः क्वाथे त्रिफलया सह ॥
तेन क्वाथेन नियतं व्रणं प्रक्षालयेद्भिषक् ।
अस्मिन्नेव कषाये तु तैलं धीरो विपाचयेत् ॥
गोजीविडङ्गयष्टीभिः सर्वगन्धैश्च संयुतम् ।
एतत्सर्वोपदंशेषु श्रेष्ठं रोपणमिष्यते ॥
सर्जिकातुत्थकासीसं शैलेयं च रसाञ्जनम् ।
मनःशिलासमैश्चूर्णं व्रणवीसर्पनाशनम् ॥
गुन्द्रां दग्ध्वा कृतं भस्म हरितालं मनःशिला ।
उपदंशविसर्पाणामेतच्छान्तिकरं परम् ॥
मार्कवस्त्रिफला दन्ती ताम्रचूर्णमयोरजः ।
उपदंशं निहन्त्येष वृक्षमिन्द्राशनिर्यथा ॥ १४ ॥

### ઉપદંશો ઉપર શસ્ત્રક્રિયા અને તેનાં કર્મો

આ પ્રમાણે સંશોધનો, લેપો, સિંચનો લોહીનાં સ્રાવણો અને સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયમાં તથા આ સ્થાનના દ્વિવ્રણીય નામના પહેલા અધ્યાયમાં કહેલા હિતકારી ક્રિયાયોગોથી પણ વૈદ્યે ઉપદંશોને મટાડવા અને એ ઉપદંશો જે રીતે પાકે નહિ એવો પ્રયત્ન કરવો; કેમ કે જો શિરાઓ, સ્નાયુઓ, ચામડી તથા માંસ પાકે તો તેથી લિંગનો નાશ થઈ જાય છે. આમ કરવા છતાં ઉપદંશ પાકે તો તેના ઉપર તુરત શસ્ત્રક્રિયા કરવી. પછી પરુને દૂર કરી મધ તથા ઘીથી મિશ્ર કરેલા તલના કલ્કનો લેપ કરવો. કણેર, જાઈ, ગરમાળો, અરણી અને આકડાનાં પાંદડાંના ક્વાથથી વ્રણને ધોવો. ફટકડી કે નેવરી, સોનાગેરુ, મોરથૂથુ, સફેદ હીરાકસી, સિંધવ, લોધર, રસવંતી, દારુહળદર, હરતાલ, મણશીલ, હરેણુકા નામનું સુગંધી દ્રવ્ય અને એલચી-

નું બારીક ચૂર્ણ કરી મધમાં કાલવી ઉપદંશના વ્રણ ઉપર લગાવવું જાણુ, આગો, જાઈ, લીંબડા, સફેદ ગરણી તથા અણોઠી તથા જંગલી અડદના પાદડા, તેમ જ સાલેડા, બોરડી, બીલી, ખાખરો, મીણોહરમો અને વડ વગેરે ક્ષીરિવૃક્ષોની છાલો અને ત્રિફળાનો ક્વાથ કરી તેનાથી પણ નિત્ય વ્રણને ધોવો એ જ ક્વાથમા ગળજીભી, વાવડિંગ, જેઠીમધ તથા એલાદિ ગણના સઘળા સુગંધી દ્રવ્યોનો કલ્ક નાખી પકવેલું તેલ સઘળા પ્રકારના ઉપદંશોને રૂઝવવામા ઉત્તમ ગણાય છે સાજીખાર, મોરથુથુ, હીરાકસી, શિલાજિત, ગ્સવંતી અને મણશીલ એ સઘળા દ્રવ્યોને સમભાગે લઈ તેમનું બનાવેલું ચૂર્ણ, વ્રણનો તથા વિસર્પનો નાશ કરે છે મોથ કે પાનને બાળીને બનાવવામા આવેલી ભસ્મ, હરતાલ તથા મણશીલના ચૂર્ણને એકઠા કરી ભભરાવવામા આવે, તો વ્રણો તથા વિસર્પો સારી પેઠે મટી જાય છે ભાગરો, ત્રિફળા, નેપાળો તથા ત્રાંબા અને લોઢાના ચૂર્ણને એકઠાં કરી ભભરાવવામા આવે, તો જેમ વીજળી વૃક્ષને બાળી નાખે છે, તેમ એ ચૂર્ણ ઉપદંશને મટાડે છે ૧૪

उपदंशद्वयेऽप्येता प्रत्यारयायाचरेत्क्रियाम् ।
तयोरेव च या योग्या वीक्ष्य दोषबलाबलम् ॥
उपदंशे विशेषेण शृणु भूयस्त्रिदोषजे ।
दुष्टव्रणविधिं कुर्यात्कुथितं मेहनं त्यजेत् ॥
जम्ब्वोष्ठेनाग्निवर्णेन पश्चाच्छेषं दहेद्भिषक् ।
सम्यग्दग्धं च विज्ञाय मधुसर्पिः प्रयोजयेत् ।
शुद्धे च रोपणं दद्यात्कल्कं तैलं हितं च यत् ॥१५॥

### લોહી તથા ત્રણે દોષોથી થયેલા ઉપદંશની ચિકિત્સા

લોહી અને ત્રણે દોષોથી થયેલા ઉપદંશની ચિકિત્સા કરવાની પ્રથમ તો ના જ પાડવી, પછી જો રોગી વગેરેનો આગ્રહ દેખાય, તો દોષોનું બળાબળ જોઈને લખેલી શસ્ત્રક્રિયા તથા બીજી પણ જે ચિકિત્સા કરવી યોગ્ય જણાય તે કરવી (લોહીથી થયેલા ઉપદંશની પિત્તોપદંશના જેવી ચિકિત્સા કરવી અને ત્રણે દોષોથી થયેલા ઉપદંશની ઉપર કહેલા ત્રણે દોષોના ઉપચારોવાળી ચિકિત્સા કરવી)

હવે ત્રણે દોષોથી થયેલા ઉપદંશ ઉપર કરવાની વિશેષ ચિકિત્સા કહું છું તે સાભળો ત્રણે દોષોથી થયેલા ઉપદંશની દુષ્ટ વ્રણ પ્રમાણે ચિકિત્સા કરવી અને લિંગનો જેટલો ભાગ સડી ગયો હોય તેટલા ભાગને કાઢી નાખી બાકીના ભાગને અગ્નિથી તપાવી લાલચોળ કરેલા જંબ્વોષ્ઠ નામના ગોળ મુખવાળા લાબા પથરાથી ડાભી દેવો અને બરાબર દાઝયાનો નિશ્ચય કરી તેના ઉપર મધ તથા ઘી લગાવી દેવા શુદ્ધ થઈ જાય ત્યારે રૂઝવવા માટે હિતકારી કલ્કની અને તેલની યોજના કરવી ૧૫

स्नेहस्वेदोपपन्ने तु श्लीपदेऽनिलजे भिषक् ।
कृत्वा गुल्फोपरि शिरां विध्येतु चतुरङ्गुले ॥
समाप्यायितदेहं च बस्तिभिः समुपाचरेत् ।
मासमेरण्डजं तैलं पिबेन्मूत्रेण संयुतम् ॥
पयसौदनमश्नीयात्शुण्ठीशृतेन च ।
त्रैवृतं चोपयुञ्जीत शस्तो दाहस्तथाग्निना ॥१६॥

### વાયુથી થયેલા શ્લીપદની ચિકિત્સા

શ્લીપદ વાયુથી થયેલ હોય, તો રોગીને સ્નેહન તથા સ્વેદન કરી પગની ઘૂંટી ઉપર ચાર આગળને છેટે શિરાને વીંધી લોહી સ્ત્રાવવું અને પછી બૃંહણચિકિત્સાથી રોગીના શરીરનું પોષણ કરી પિચકારીઓ મારવી એક મહિના સુધી એરંડિયુ તેલ ગોમૂત્રથી મિશ્ર કરી પાવું અને સૂંઠનો કલ્ક નાખી પકવેલા દૂધની સાથે ભાત જમાડવો એ શ્લીપદ ઉપર ત્રૈવૃત નામના (આ સ્થાનના પાચમા અધ્યાયના ૧૫મા વિષય

માં કહેલા) ઘીનો ઉપયોગ કરાવવો અને શ્લીપદ-નો અગ્નિથી દાહ કરવો ઉત્તમ છે. ૧૬

गुल्फस्याधः शिरां विध्येच्छ्लीपदे पित्तसम्भवे ।
पित्तघ्नीं च क्रियां कुर्यात्पित्तार्बुदविसर्पवत् ॥१७॥

### પિત્તથી થયેલા શ્લીપદની ચિકિત્સા

શ્લીપદ જો પિત્તથી થયેલ હોય, તો વૈદ્યે ઘૂંટીની નીચે રહેલી શિરાને વીંધી લોહી સ્રવાવવું અને પિત્તાર્બુદની તથા પિત્તવિસર્પની ચિકિત્સા પેઠે પિત્તને હણનારી ચિકિત્સા કરવી. (ગયા ૧૮મા અધ્યાયનો ૧૧મો વિષય તથા ૧૭મા અધ્યાયનો ૪થો વિષય જુઓ.) ૧૭

शिरां सुविदितां विध्येदङ्गुष्ठे श्लैष्मिके भिषक् ॥
मधुयुक्तानि चाभीक्ष्णं कषायाणि पिबेन्नरः ।
पिबेद्वाऽप्यभयाकल्कं मूत्रेणान्यतमेन च ॥ १८॥

### કફથી થયેલા શ્લીપદની ચિકિત્સા

શ્લીપદ જો કફથી થયેલ હોય, તો અંગૂઠાની શિરાને પારખી બરાબર ધ્યાનમાં લઈ વીંધીને તેમાંથી લોહી સ્રવાવવું અને મધથી મિશ્ર કરેલા ક્વાથો વારંવાર પાવા તથા સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહેલાં મૂત્રોમાંથી કોઈ મૂત્રની સાથે હરડેનો કલ્ક પાવો. ૧૮

कटुकाममृतां शुण्ठीं विडङ्गं दारु चित्रकम् ।
हितं वा लेपने नित्यं भद्रदारु सचित्रकम् ॥
विडङ्गमरिचार्केषु नागरे चित्रकेऽथवा ।
भद्रदार्वेलुकाख्ये च सर्वेषु लवणेषु च ॥
तैलं पक्वं पिबेद्वापि यवान्नं च हितं सदा ।
पिबेत्सर्षपतैलं वा श्लीपदानां निवृत्तये ॥
पूतीकरञ्जपत्राणां रसं वाऽपि यथाबलम् ।
अनेनैव विधानेन पुत्रञ्जीवकजं रसम् ॥
प्रयुञ्जीत भिषक्प्राज्ञः कालसात्म्यविभागवित् ।
केवुकाकन्दनिर्यासं लवणं त्वथ पाक्रिमम् ॥
रसं दत्वाथ पूर्वोक्तं पेयमेतद्भिषग्जितम् ।
काकादनीं काकजङ्घां बृहतीं कण्टकारिकाम् ॥
कदम्बपुष्पीं मन्दारीं लम्बां शुकनसां तथा ।
दग्ध्वा मूत्रेण तद्भस्म स्रावयेत्क्षारकल्पवित् ॥
तत्र दद्यात्प्रतीवापं काकोदुंबरिकारसम् ।
मदनाच्च फलात्क्वाथं शुकाख्यास्वरसं तथा ॥
एष क्षारस्तु पानीयः श्लीपदं हन्ति सेवितः ।
अपचीं गलगण्डं च ग्रहणीदोषमेव च ॥
भक्तस्यानशनं चैव हन्यात्सर्वविषाणि च ।
एष्वेव तैलं संसिद्धं नस्याभ्यङ्गेषु पूजितम् ॥
एतानेवामयान्हन्ति ये च दुष्टव्रणा नृणाम् ।
द्रवन्तीं त्रिवृतां दन्तीं नीलीं श्यामां तथैव च ॥
सप्तलां शङ्खिनीं चैव दग्ध्वा मूत्रेण गालयेत् ।
दद्याच्च त्रिफलाक्वाथमेष क्षारस्तु साधितः ।
अधो गच्छति पीतस्तु पूर्वैश्चाप्याशिषः समाः ॥१९

### સઘળાં શ્લીપદોની સામાન્ય ચિકિત્સા

કડુ, ગળો, સૂંઠ, વાવડિંગ, દારુહળદર અને ચિત્રકનું અથવા ચિત્રક સહિત દેવદારનું નિત્ય લેપન કરવું હિતકારી છે.

વાવડિંગ, મરી, આકડો, સૂંઠ, ચિત્રક, દેવદાર, એલવાલુક નામનું સુગંધી દ્રવ્ય (પ્રસિદ્ધ નથી) અને સઘળા પ્રકારનાં લૂણોમાં પકવેલું તેલ નિત્ય પાવું અને જવનું અન્ન જમાડવું હિતકારી છે.

નિત્ય સરસિયું તેલ પાવામાં આવે અથવા કાંટાવાળી કરંજનાં પાંદડાંનો સ્વરસ અથવા પુત્રંજીવક(જેને હિંદી ભાષામાં જીવાપોતા તથા પુતજિયા કહે છે તે)નો સ્વરસ શક્તિ પ્રમાણે આઠ, ચાર અથવા બે તોલાભાર લઈ સરસિયા તેલમાં નાખી પાવામાં આવે તો તેથી સઘળા પ્રકારનાં શ્લીપદો મટે છે. કાળના તથા સાત્મ્યના વિભાગને જાણનારા પ્રવીણ વૈદ્યે આ પ્રયોગોમાં-થી જે પ્રયોગો યોગ્ય જણાય તે કરવા.

કેબુકા (કસેરુકંદ હશે ?) નામના કંદનો ગુંદર તથા બીડલૂણને એકઠાં કરી તેમાં કાંટાવાળી કરંજનાં પાંદડાંનો રસ અથવા પુત્રંજીવકનો રસ નાખીને પાવામાં આવે, તો તેથી સર્વ

પ્રકારનાં શ્લીપદો મટી જાય છે.

ઈંદ્રવારણી, અઘેડી, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, મહામુંડી (ભોડિયો કલાર), મંદારી (ગુજરાતીમાં પર્યાય મળ્યો નથી.), કડવી તૂંબડી અને અરડૂસાને બાળી તેની ભસ્મને ગોમૂત્રથી ક્ષારની રીત પ્રમાણે સ્ત્રાવી લેવી; પછી તેમાં કાળા ઉંબરાનો રસ, મીંઢળના ફળોનો ક્વાથ અને સરસડિયાનો સ્વરસ નાખી પીવાનો ક્ષાર બનાવવો. આ ક્ષાર પીધો હોય તો શ્લીપદ, અપચી, ગલગંડ, ગ્રહણીદોષ, અગ્નાદિક ઉપર અરુચિ અને સર્વ પ્રકારનાં વિષોને તે હણે છે.

ઉપર લખેલાં ઈંદ્રવારણી વગેરે દ્રવ્યોના ક્વાથમાં તથા કાળા ઉંબરા વગેરેના સ્વરસમાં તેલ પકવી તે તેલનાં નસ્યો દેવામાં આવે તથા ચોળવામાં આવે, તો ઉપર કહેલા રોગો અને દુષ્ટ વ્રણો મટે છે.

ઉદરકજ્જી, નસોતર, નેપાળો, ગળી, વરધારો, હાયલા અને આંખફૂટામણીને બાળી ગોમૂત્ર નાખી, ગાળી લઈ તેમાં ત્રિફળાનો ક્વાથ નાખી ક્ષાર પકવવો. આ ક્ષાર પાવાથી વિરેચન થાય છે અને ઉપર કહેલા સઘળા ગુણો પણ થાય છે. ૧૯

## અધ્યાય ૨૦મો

अथातः क्षुद्ररोगचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ક્ષુદ્રરોગ-ચિકિત્સિત'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિ એ સુશ્રુતની પાસે કહેલું છે ૧

[1] ક્ષુદ્રરોગના નિદાન વગેરે નિદાનસ્થાનના તેરમા અધ્યાયમાં કહેલા છે, તેઓની ચિકિત્સા વિશેનો.

तत्राजगल्लिकामामां जलौकोभिरुपाचरेत् ।
शुक्तिसुज्ञीयवक्षारकल्कैश्चालेपयेद्भिषक् ॥
श्यामालाङ्गलकीपाठाकल्कैर्वाऽपि विचक्षणः ।
पक्वां व्रणविधानेन यथोक्तेन प्रसाधयेत् ॥ २ ॥

### અજગલ્લિકાની ચિકિત્સા

અજગલ્લિકા કાચી હોય, તો વૈદ્યે જળો મૂકીને લોહી સ્ત્રવાવવું અને છીપનો ક્ષાર, સાજીખાર તથા જવખારના કલ્કથી અથવા નસોતર, દૂધિયો વછનાગ તથા કાળીપાડના કલ્કોથી લેપો કરાવવા.[1]

અજગલ્લિકા પાકે તો તેને સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમાં તથા આ સ્થાનના પહેલા અધ્યાયમાં કહેલી વ્રણની ચિકિત્સાથી મટાડવી ૨

अन्धालजीं यवप्रख्यां पनसीं कच्छपीं तथा ।
पाषाणगर्दभं चैव पूर्वं स्वेदेन योजयेत् ॥
मनःशिलातालकुष्ठदारुकल्कैः प्रलेपयेत् ।
परिपाकगतांस्त्वा व्रणवत्समुपाचरेत् ॥ ३ ॥

### અંધાલજી, યવપ્રખ્યા, પનસી, કચ્છપી તથા પાષાણગર્દભની ચિકિત્સા

અંધાલજી, યવપ્રખ્યા, પનસી, કચ્છપી કે પાષાણગર્દભ થયેલ હોય, તો પ્રથમ સ્વેદનની યોજના કરીને પછી મણશીલ, હરતાલ, કઠ અને દારુહળદરના કલ્કનો લેપ કરવો.

તે એ પાક્યાં હોય, તો તેઓને શસ્ત્ર વડે છેદીને વ્રણની ચિકિત્સા જેવી ચિકિત્સા કરવી ૩

विवृतामिन्द्रवृद्धां च गर्दभीं जालगर्दभम् ।
इरिवेल्लीं गन्धनाम्नीं कक्षां विस्फोटकांस्तथा ॥
पित्तजस्य विसर्पस्य क्रियया साधयेद्भिषक् ।
रोपयेत्सर्पिषा पक्वान्सिद्धेन मधुरौषधैः ॥ ४ ॥

[1] ગયદાસે તો એમ વ્યાખ્યાન આપ્યું છે, કે પ્રથમ છીપના ક્ષાર વગેરેના લેપો કરવા અને પછી જળો મૂકી લોહીનું સ્ત્રાવણ કરવું

## વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભી,[1] જાલગર્દભ, ઇરિવેલ્લિકા,[2] ગંધનામ્ની,[3] કક્ષા અને વિસ્ફોટકની ચિકિત્સા

વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભી, જાલગર્દભ, ઇરિવેલ્લિકા, ગંધનામ્ની, કક્ષા કે વિસ્ફોટક થયેલ હોય, તો વૈદ્યે તેની ઉપર પિત્તવિસર્પની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. ( ગયા ૧૭મા અધ્યાયનો ૪થો વિષય જુઓ. )

તેઓ પાકે ત્યારે તેને કાકોલ્યાદિ મધુરગણનાં દ્રવ્યોથી પકવેલા ઘી વડે રૂઝવવાં. ૪

चिप्यमुष्णाम्बुना सिक्तमुत्कृत्य स्त्रावयेद्भिषक् ।
चक्रतैलेन चाभ्यज्य सर्जचूर्णेन चूर्णयेत् ॥
बन्धेनोपचरेच्चैनमशक्यं चाग्निना दहेत् ।
मधुरौषधसिद्धेन ततस्तैलेन रोपयेत् ॥ ५ ॥

### ચિપ્પની ચિકિત્સા

ચિપ્પ થયેલ હોય તો તેને વૈદ્યે ઊના જળથી પલાળી શસ્ત્ર વડે કાપીને તેમાંથી લોહી કાઢવું, ઘાણીના તાજા તેલથી ખરડી તેના ઉપર રાળનું ચૂર્ણ ભભરાવવું અને પછી પાટો બાંધવો.

જો એ ચિકિત્સાથી તે શાંત ન થાય, તો પછી અગ્નિથી બાળી કાકોલ્યાદિ ગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલ વડે રુઝાવવું. ૫

कुनखे विधिरप्येष कार्यो हि भिषजा भवेत् ॥६॥

### કુનખની ચિકિત્સા

પ્રવીણ વૈદ્યે કુનખ ઉપર પણ ચિપ્પની ચિકિત્સા કરવી. ૬

विदारिकां समभ्यज्य स्विन्नां विम्लाप्य लेपयेत् ।
नगवृत्तिकवर्षाभूबिल्वमूलैः सुपेषितैः ॥
व्रणभावगतायां वा कृत्वा संशोधनक्रियाम् ।
रोपणार्थं हितं तैलं कषायमधुरैः शृतम् ।
प्रच्छानैर्वा जलौकोभिः स्राव्याऽपक्वा विदारिका ॥
अजकर्णैः सपालाशैर्मूलकल्कैः प्रलेपयेत् ।
पक्वां विदार्य शस्त्रेण पटोलपिचुमर्दयोः ।
कल्केन तिलयुक्तेन सर्पिर्मिश्रेण लेपयेत् ॥
बद्ध्वा च क्षीरवृक्षस्य कषायैः खदिरस्य च ।
व्रणं प्रक्षालयेच्छुद्धास्ततस्तां रोपयेत्पुनः ॥ ७ ॥

### વિદારિકાની ચિકિત્સા

વિદારિકા થયેલ હોય, તો તેને તેલથી ખરડી, સ્વેદન આપી, અંગૂઠા વગેરેથી ખૂબ મર્દન કરવાથી કરમાવીને પછી ગરણી, સાટોડી અને બીલીનાં મૂળોને સારી પેઠે વાટી તેના ઉપર લેપ કરવો.

જો વિદારિકામાં વ્રણ થયો હોય, તો સંશોધન ક્રિયા કરીને ન્યગ્રોધાદિ ગણનાં તથા કાકોલ્યાદિ ગણનાં દ્રવ્યોથી પકવેલા તેલ વડે તેને રૂઝવવો.

અથવા કાચી વિદારિકાને શસ્ત્રના ટોંચા દઈ કે જળો લગાવી તેમાંથી લોહી સ્ત્રાવવું અને પછી રાળનું ઝાડ તથા કપૂરકાચલીનાં મૂળોના કલ્કોનો તેના ઉપર લેપ કરવો.

વિદારિકા પાકી હોય, તો તેને શસ્ત્રથી છેદી તલ તથા ઘીથી મિશ્ર કરેલા પટોલના તથા લીંબડાના કલ્કનો તેના ઉપર લેપ કરીને પાટો બાંધવો. એ વ્રણને વડ વગેરે ક્ષીરિવૃક્ષોના તથા ખેરના [illegible]થી ધોવો અને શુદ્ધ થાય ત્યારે

---

૧ નિદાનસ્થાનમાં ગર્દભીનું નિદાન વગેરે નહિ આપ્યા છતાં તેનું નામ અહીં દાખલ કર્યું છે; માટે તેનું નિદાન તથા લક્ષણ ભાવપ્રકાશ ઉપરથી લખીએ છીએ. વાયુ તથા પિત્તથી ગોળ, ઊંચું, અત્યંત રાતું, ફોડલીઓવાળું અને વેદના કરનારું જે મંડલ થાય છે, તે ગર્દભી કહેવાય છે.

૨ ઇરિવેલ્લિકાનું પણ એ પ્રમાણે જ છે; માટે ભાવપ્રકાશ ઉપરથી લખીએ છીએ. ત્રણે દોષોથી માથામાં ગોળ, ઉગ્ર વેદનાવાળી, ઉગ્ર જ્વરવાળી અને ત્રણે દોષોનાં ચિહ્નોવાળી જે ફોડલી થાય છે, તે ઇરિવેલ્લિકા કહેવાય છે.

૩ ગંધનામ્નીનું પણ એ પ્રમાણે જ છે; માટે ભાવપ્રકાશ ઉપરથી લખીએ છીએ. બાહુઓમાં, કાખોમાં, ખભાઓમાં કે પડખાંઓમાં ચામડીની અંદર પિત્તના પ્રકોપથી કાળી અને વેદનાવાળી જે ફોડલી થાય છે, તે ગંધનામ્ની કહેવાય છે.

તેને સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમા કહ્યા પ્રમાણે રૂઝવવો. ૭

मेदोऽर्बुदविधानेन साधयेच्छर्करार्बुदम् ॥ ८ ॥

### શર્કરાર્બુદની ચિકિત્સા

શર્કરાર્બુદ થયેલ હોય, તો તેની મેદથી થયેલા અર્બુદની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (આ સ્થાનના ૧૮મા અધ્યાયનો ૧૩મો વિષય જુઓ) ૮

कच्छू विचर्चिका पामां कुष्ठवत्समुपाचरेत् ।
लेपश्च शस्यते सिक्थशताह्वागौरसर्षपैः ॥
वचादार्वीसर्षपैर्वा तैलं वा नक्तमालजम् ।
सारतैलमथाभ्यङ्गे कुर्वीत कटुकैः शृतम् ॥ ९ ॥

### કચ્છૂ,[1] વિચર્ચિકા અને પામાની ચિકિત્સા

કચ્છૂ, વિચર્ચિકા અને પામાની ચિકિત્સા કોઢની ચિકિત્સા પ્રમાણે કરવી (આ સ્થાનનો નવમો અધ્યાય જુઓ) એની ઉપર મીણ, શતાવરી અને સફેદ સરસવનો લેપ અથવા વજ, દારુહળદર અને સરસવનો લેપ કરવો ઉત્તમ છે પિપ્પલ્યાદિ ગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા કરંજિયા તેલથી અથવા દેવદારના સારના તેલથી તેના ઉપર માલિશ કરવો ૯

पाददार्यां शिरां विद्ध्वा स्वेदाभ्यङ्गौ प्रयोजयेत् ।
मधूच्छिष्टवसामज्जसर्जचूर्णघृतैः कृतम् ॥
यवक्षारगैरिकोन्मिश्रं पादलेपं प्रशस्यते ॥ १० ॥

### પાદદારિકાની ચિકિત્સા

પાદદારિકા થયેલ હોય, તો શિરાનો વેધ કરી લોહી સ્રવાવીને સ્વેદની તથા માલિશની યોજના કરવી મીણ, વસા, મજ્જા તથા ધીને રાળના ચૂર્ણથી, જવખારથી તથા સોનાગેરુના ચૂર્ણથી મિશ્ર કરી પગ ઉપર લેપ કરવો. ૧૦

[1] કચ્છૂનું નિદાન વગેરે નિદાનસ્થાનમા ક્ષુદ્રરોગોના પ્રકરણમા આપ્યુ નથી પણ તે સ્થાનના પાચમા અધ્યાયના આઠમા વિષયમા આપ્યુ છે, તે જોઈ લેવુ

पादौ सिक्त्वाऽलसे नालेन लेपनं चालसे हितम् ॥
कल्कीकृतैर्निम्बतिलकासीसालैः ससैन्धवैः ।
लाक्षारसोऽभया वापि कार्यं स्याद्रक्तमोक्षणम् ॥
सिद्धं रसे कण्टकार्यास्तैलं वा सार्षपं हितम् ।
कासीसरोचनशिलाचूर्णैर्वा प्रतिसारणम् ॥ ११ ॥

### અલસની ચિકિત્સા

અલસ થયેલ હોય, તો ફૂતરાંવગરના કાચા અથવા પકવેલા ધઉના આથાના પાણીનુ પગ ઉપર સિચન કરીને પછી સૈંધવથી મિશ્ર કરેલા લીંબડો, તલ, હીરાકસી તથા મણશીલના કલ્કનો લેપ કરવો અથવા લાખના રસનો કે હરડેના કલ્કનો લેપ કરવો અને લોહીનુ સ્રાવણ પણ કરવુ ભોરિંગણીના સ્વરસમા પકવેલુ સરસિયુ તેલ પણ અલસ ઉપર હિતકારી છે હીરાકસી, ગોરોચન અને હરડેના ચૂર્ણ ઘસવા, એ પણ ઉત્તમ છે ૧૧

उद्धृत्य दग्ध्वा स्नेहेन जयेत्कदरसञ्ज्ञकम् ॥ १२ ॥

### કદરની ચિકિત્સા

કદર થયેલ હોય તો શસ્ત્ર વડે કાપી નાખી સ્નેહ વડે બાળીને તેને મટાડવુ ૧૨

इन्द्रलुप्ते शिरां मूर्ध्नि स्निग्धस्विन्नस्य मोक्षयेत् ॥
कल्कैः समरिचैर्दिह्याच्छिलाकासीसतुत्थकैः ।
कुटन्नटादारुकल्कैर्लेपनं वा प्रशस्यते ॥
प्रच्छयित्वावगाढं वा गुञ्जाकल्कैर्मुहुर्मुहुः ।
लेपयेदुपशान्त्यर्थं कुर्याद्वापि रसायनम् ॥
मालतीकरवीराग्निनक्तमालविपाचितम् ।
तैलमभ्यञ्जने शस्तमिन्द्रलुप्तापहं परम् ॥ १३ ॥

### ઇન્દ્રલુપ્તની ચિકિત્સા

ઇન્દ્રલુપ્ત થયેલ હોય, તો સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી, માથાની શિરાને વીંધી લોહીનુ સ્રાવણ કરવુ મરી, મનશીલ, હીરાકસી અને મોરથૂથુના કલ્કથી અથવા કેવડીમોથ અને દારુહળદરના કલ્કથી લેપન કરવુ ઉત્તમ છે અથવા શસ્ત્ર વડે સારી પેઠે રોગીને

ચણોઠીના કલ્કોથી વારંવાર લેપન કરવું, કે જેથી ઈંદ્રલુપ્ત મટે છે.

એ ઉપાયોથી ઈંદ્રલુપ્ત ન મટે, તો રસાયન પ્રયોગ કરવો.

માલતી, કણેર, ચિત્રક અને કરંજના ક્વાથ તથા કલ્કથી પકવેલું તેલ લગાવવામાં આવે, તો ઈંદ્રલુપ્ત સારી પેઠે મટે છે. ૧૩

अरूंषिकां हृते रक्ते सेचयेन्निम्बवारिणा ।
दिह्यात्सैन्धवयुक्तेन वाजिविष्ठारसेन तु ॥
हरितालनिशानिम्बकल्कैर्वा सपटोलजैः ।
यष्टीनीलोत्पलैरण्डमार्कवैर्वा प्रलेपयेत् ॥ १४ ॥

## અરૂંષિકાની ચિકિત્સા

અરૂંષિકા થયેલ હોય, તો લોહીનું સ્રાવણ કરી લીંબડાના ક્વાથથી સિંચન કરવું અને ઘોડાની લાદના રસને સૈંધવથી મિશ્ર કરી તેનું લેપન કરવું; અથવા હરતાલ, હળદર, લીંબડો તથા પટોલના કલ્કનું લેપન કરવું; અથવા જેઠીમધ, નીલકમળ, એરંડો અને ભાંગરાના કલ્કનું લેપન કરવું. (માલતી વગેરેનું તેલ ઈંદ્રલુપ્તની ચિકિત્સામાં કહેવાયું છે; તેના અભ્યંગથી જ અરૂંષિકાનું શોધન–રોપણ કરવું.) ૧૪

शिरां दारुणके विद्ध्वा स्निग्धस्विन्नस्य मूर्द्धनि ॥
अवपीडं शिरोवस्तिमभ्यङ्गं च प्रयोजयेत् ।
क्षालने कोद्रवतृणक्षारतोयं प्रशस्यते ॥ १५ ॥

## દારુણકની ચિકિત્સા

દારુણક થયેલ હોય, તો સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી માથાની શિરાને વીંધી લોહી સ્રવાવવું, અવપીડ નસ્ય દેવું, (આ સ્થાનના ૪૦મા અધ્યાયમાં જુઓ.) શિરોબસ્તિનો પ્રયોગ કરવો અને ઉપર કહેલા માલતી વગેરેનાં તેલ ચોળવાં. દારુણકને કોદરાના ઘાસના ક્ષારના પાણીથી ધોવો એ ઉત્તમ ગણાય છે. ૧૫

उपरिष्टात्प्रवक्ष्यामि विधिं पलितनाशनम् ॥ १६ ॥

## પલિતની ચિકિત્સા

પલિતનો નાશ કરવાની ચિકિત્સા આ સ્થાનના મિશ્રકચિકિત્સિત નામના ૨૫મા અધ્યાયના ૧૫મા તથા ૧૬મા વિષયમાં કહેવાશે.

मसूरिकायां कुष्ठघ्नलेपनादिक्रिया हिता ॥
पित्तश्लेष्मविसर्पोक्ता क्रिया वा सम्प्रशस्यते ॥१७॥

## મસૂરિકાની ચિકિત્સા

મસૂરિકા થયેલ હોય, તો કોઢને હણનારાં લેપનો વગેરે કરવારૂપ ચિકિત્સા હિતકારી થાય છે; અથવા પિત્તના તથા કફના વિસર્પ ઉપર જે ક્રિયા કહી છે, તે કરવી શ્રેષ્ઠ છે. (આ સ્થાનનો નવમો તથા સત્તરમો અધ્યાય જુઓ.) ૧૭

जतुमणिं समुत्कृत्य मशकं तिलकालकम् ॥
क्षारेण प्रदहेद्युक्त्या वह्निना वा शनैः शनैः ॥१८॥

## જતુમણિ, મશક તથા તિલકાલકની ચિકિત્સા

જતુમણિ, મશક કે તિલકાલક થયેલ હોય, તો તેને શસ્ત્ર વડે કાપી યોગ્ય યુક્તિ વડે ક્ષારથી અથવા ધીરેધીરે અગ્નિથી બાળવો. ૧૮

न्यच्छे व्यङ्गे शिरामोक्षो नीलिकायां च शस्यते ॥
यथान्यायं यथाभ्यासं ललाटाद्यादिशिराव्यधः ।
घृष्ट्वा दिह्यात्त्वचं पिष्ट्वा क्षीरिणां क्षीरसंयुताम् ॥
बलातिबलयष्ट्याह्वरजनीर्वा प्रलेपनम् ।
पयस्यागुरुकालीयलेपनं वा सगैरिकम् ॥
क्षौद्राज्ययुक्तया लिम्पेद्दंष्ट्रया शूकरस्य च ।
कपित्थराजादनयोः कल्को वा हितमुच्यते ॥१९॥

## ન્યચ્છ, વ્યંગ અને નીલિકાની[1] ચિકિત્સા

ન્યચ્છ, વ્યંગ કે નીલિકા થયેલ હોય, તો શિરા વીંધી લોહી સ્રવાવવું શ્રેષ્ઠ છે. શિરા વીંધવામાં એવી કાળજી રાખવી કે લલાટ વગેરેની શિરાઓમાં રોગને જે શિરા લગતી હોય, તે શિરા યોગ્ય રીતે વીંધવી. રોગને

[1] વ્યંગ અને નીલિકા દાઝના જ ભેદ છે. (નિદાનસ્થાનના તેરમા અધ્યાયનો ૭૭મો વિષય જુઓ.)

ગળજીભીના પાદડા વગેરેથી ઘસી તે ઉપર વડ વગેરે ક્ષીરિવૃક્ષોના દૂધથી મિશ્ર છાલોના કલ્કનો લેપ કરવો, અથવા બળદાણા, ખપાટ, જેઠીમધ અને હળદરના કલ્કનો લેપ કરવો; અથવા ખરણેર, અગર, દારુહળદર અને સોનાગેરુના કલ્કનો લેપ કરવો, અથવા નૂતરની દાઢને ઘસી મધ તથા ઘીથી મિશ્ર કરી તેનો લેપ કરવો અથવા કોઢ અને રાણના કલ્કનો લેપ કરવો, હિતકારી છે ૧૯

यौवने पिडकास्वेष विशेषाच्छर्दनं हितम् ।
लेपश्च वचारोध्रसैन्धवैः सर्षपान्वितैः ।
कुस्तुम्बुरुवचालोध्रकुष्ठैर्वा लेपनं हितम् ॥ २० ॥

## યૌવનપિડકાની ચિકિત્સા

યૌવનપિડકા થયેલ હોય, તો ઉપર કહેલી ન્યચ્છ વગેરેની ચિકિત્સામાંથી યોગ્ય ચિકિત્સા કરવી અને વિશેષે કરી વમન કરાવવું હિતકારી છે. વજ, લોધર અને સેંધવને સરસવથી મિશ્ર કરી તેનું લેપન કરવું અથવા કોથમરી, વજ, લોધર અને કઠનું લેપન કરવું પણ હિતકારી છે ૨૦

पद्मिनीकण्टके रोगे छर्दयेन्निम्बवारिणा ॥
तेनैव सिद्धं सक्षौद्रं सर्पिः पानं प्रदापयेत् ।
निम्बारग्वधयोः क्वाथो हित उत्सादने भवेत् ॥२१॥

## પદ્મિનીકંટકની ચિકિત્સા

પદ્મિનીકંટક થયેલ હોય, તો લીંબડાનો ક્વાથ પાઈ વમન કરાવવું, લીંબડાના ક્વાથમાં પકવેલું ઘી મધથી મિશ્ર કરી પાવું અને લીંબડા તથા ગરમાળાના ક્વાથથી અંગ ચોળાવવું હિતકારી છે ૨૧

परिवृत्तिं घृताभ्यक्तां सुस्विन्नामुपनाहयेत् ।
त्रिरात्रं पञ्चरात्रं वा वातघ्नैः शाल्वणादिभिः ॥
ततोऽभ्यज्य शनैश्चर्म चानयेत्पीडयन्मणिम् ।
प्रविष्टे च मणौ चर्म स्वेदयेदुपनाहनैः ॥
दद्याद्वातहरान्वस्तीन्स्निग्धान्यन्नानि भोजयेत् ॥२२॥

## પરિવર્તિકાની ચિકિત્સા

પરિવર્તિકા થયેલ હોય તો લિંગની ચામડીને ઘીથી ખરડી, સારી પેઠે સ્વેદન આપી તેની ઉપર ત્રણ અથવા પાંચ રાત સુધી વાયુને હણનારા શાલ્વણ આદિ ઉપનાહ કરવા (આ સ્થાનના ચોથા અધ્યાયનો ૧૫મો વિષય જુઓ) પછી ચામડી પર માલિશ કરી ધીરેધીરે લિંગના ટોચકાને દબાવતાદબાવતા ચામડીને યોગ્ય રીતે ટોચકા ઉપર લાવવી, ટોચકું ચામડીમાં પેઠા પછી ઉપનાહ સ્વેદો દેવા વાયુને હણનારી પિચકારીઓ દેવી અને સ્નિગ્ધ અન્નો જમાડવાં ૨૨

वपाटिकां जयेदेव यथादोषं चिकित्सकः ॥२३॥

## અવપાટિકાની ચિકિત્સા

અવપાટિકા થયેલ હોય, તો વૈદે દોષને ટાળનારા સ્નેહો અને સ્વેદોથી તેની ચિકિત્સા કરવી[1] ૨૩

निरुद्धप्रकशे नाडीं लौहीमुभयतोमुखीम् ।
दारवीं वा जतुकृतां घृताभ्यक्तां प्रवेशयेत् ॥
परिषेके वसामज्जशिशुमारवराहयोः ।
चक्रतैलं तथा योज्य वातघ्नद्रव्यसंयुतम् ॥
त्र्यहात् त्र्यहात्स्थूलतरां सम्यङ्नाडीं प्रवेशयेत् ।
स्रोतो विवर्धयेदेवं स्निग्धमन्नं च भोजयेत् ॥
भित्त्वा वा सेवनीं मुक्त्वा सद्यः क्षतवदाचरेत् ॥२४॥

## નિરુદ્ધપ્રકશની ચિકિત્સા

નિરુદ્ધપ્રકશ થયેલ હોય, તો તેમાં બંને તરફ મોઢાવાળી અને ઘીથી ખરડેલી લોઢાની, લાકડાની અથવા લાખની નળી પેસાડવી પછી તેના ઉપર શિશુમારની (દરિયાઈ ડુક્કરની)

[1] અવપાટિકા વાયુના અધિકવાળી હોય, તો ખરસ, રસ સૂક્ષ્મ, માંસો તથા વેં નાનાળી ધાર છે ... મધવાળી હોય, તો પીળી કે રાતી ... તથા નુ... ધાર છે કફના ... વાળી હોય તો ... ન ... વાળા તથા અલ્પ ... ધાર છે (ભા. ૪)

તથા સૂવરની ચરબીનું અને મજ્જાનું સિંચન કરવું તથા ધાણીના તાજા તેલને વાતહર દ્રવ્યોથી મિશ્ર કરી તેની પણ યોજના કરવી. ત્રણત્રણ દિવસે તેમાં વધારેવધારે જાડી નળી સારી રીતે નાખતા જવું. એ રીતે માર્ગને પહોળો કરવો અને રોગીને સ્નિગ્ધ અન્ન જમાડવું.

અથવા સીવણીને છોડી દઈ શસ્ત્ર વડે છેદન કરી તુરત થયેલા ક્ષતની ચિકિત્સા જેવી ચિકિત્સા કરવી. ૨૪

सन्निरुद्धगुदं रोगं वल्मीकं वह्निरोहिणीम् ।
प्रत्याख्याय यथायोगं चिकित्सितमथाचरेत् ॥
विसर्पोक्तेन विधिना साधयेदग्निरोहिणीम् ।
संनिरुद्धगुदे योज्या निरुद्धप्रकशक्रिया ॥
शस्त्रेणोत्कृत्य वल्मीकं क्षाराग्निभ्यां प्रसाधयेत् ॥
विधानेनार्बुदोक्तेन शोधयित्वा च रोपयेत् ।
वल्मीकं तु भवेद्यस्य नातिवृद्धममर्मजम् ॥
तत्र संशोधनं कृत्वा शोणितं मोक्षयेद्भिषक् ।
कुलत्थिकाया मूलैश्च गुडूच्या लवणेन च ॥
आरेवतस्य मूलैश्च दन्तीमूलैस्तथैव च ।
श्यामामूलैः सपललैः सक्तुमिश्रैः प्रलेपयेत् ॥
सुस्निग्धैश्च सुखोष्णैश्च भिषक्तमुपनाहयेत् ।
पक्वं वा तद्विजानीयाद्गतीः सर्वा यथाक्रमम् ॥
अभिज्ञाय ततश्छित्त्वा प्रदहेन्मतिमान्भिषक् ।
संशोध्य दुष्टमांसानि क्षारेण प्रतिसारयेत् ॥
व्रणं विशुद्धं विज्ञाय रोपयेन्मतिमान्भिषक् ।
सुमना ग्रन्थयश्चैव भल्लातकमनःशिले ॥
कालानुसारी सूक्ष्मैला चन्दनागुरुणी तथा ।
एतैः सिद्धं निम्बतैलं वल्मीके रोपणं हितम् ॥
पाणिपादोपरिष्टात्तु छिद्रैर्बहुभिरावृतम् ।
वल्मीकं यत्सशोफं स्याद्वर्ज्यं तत्तु विजानता ॥२५

## નિરુદ્ધગુદ, વલ્મીક અને અગ્નિરોહિણીની ચિકિત્સા

નિરુદ્ધગુદ, વલ્મીક અને અગ્નિરોહિણીની ચિકિત્સા કરવાની પ્રથમ તો ના જ પાડવી અને પછી રોગી વગેરેનો આગ્રહ દેખાય, તો દોષાદિકના યોગ પ્રમાણે કરવી.

નિરુદ્ધગુદ ઉપર (વાયુને હણનારાં તેલોથી સિંચન કરવું) અને નિરુદ્ધપ્રકશની જે ચિકિત્સા કહેવામાં આવી છે, તે કરવી.

વલ્મીકને શસ્ત્ર વડે કાપી ક્ષાર કે અગ્નિથી બાળવું અને પછી અર્બુદની ચિકિત્સા પ્રમાણે વિધાન કરી શુદ્ધ કરીને વ્રણને રૂઝવવો. (અર્બુદની ચિકિત્સા આ સ્થાનના ૧૮મા અધ્યાયમાં ૧૦મા વિષયથી ૧૪મા વિષય સુધીમાં કહી છે તે જુઓ.)

વલ્મીક જો અત્યંત વૃદ્ધિ પામેલ ન હોય અને મર્મસ્થળમાં થયેલ ન હોય, તો વૈદ્યે સંશોધન કરીને પછી તેમાંથી લોહી સ્રવાવવું. કળથીનાં મૂળિયાં; ગળો, સૈંધવ, ગરમાળો અને નસોતરનાં મૂળિયાં તથા વાટેલા તલ અને જવના સાથવાને મિશ્ર કરી લેપ કરાવવો અને સારી પેઠે સ્નિગ્ધતાવાળા તથા સહેવાય તેવા ગરમ કરેલા એ જ પદાર્થોનો ઉપનાહ કરાવવો.

વલ્મીક પાકી ગયેલું જાણવામાં આવે, ત્યારે અનુક્રમે તેના પરુની સઘળી ગતિઓ જાણી લઈ તેને બુદ્ધિમાન વૈદ્યે શસ્ત્ર વડે છેદીને અગ્નિથી બાળવી અને પછી ખરાબ માંસોને દૂર કરી ક્ષાર મૂકવો. વ્રણ શુદ્ધ થયેલો જણાય ત્યારે તે વ્રણને રૂઝવવો. જાઈ, મોથ, ભિલામું, મણશીલ, તગર, ઝીણી એલચી, ચંદન અને અગરથી પકવેલું લીમડાનું તેલ વલ્મીકને રૂઝવવામાં હિતકારી છે.

હાથ કે પગ ઉપર જે વલ્મીક ઘણાં છિદ્રોવાળું અને સોજાવાળું હોય તેની તો સમજુ વૈદ્યે ચિકિત્સા કરવી જ નહિ.

અગ્નિરોહિણીને પિત્તથી થયેલા વિસર્પ ઉપરની (આ સ્થાનના સત્તરમા અધ્યાયના ૪થા વિષયમાં કહેલી) ચિકિત્સાથી મટાડવી. (અગ્નિરોહિણી મટાડવા માટે લંઘન કરાવવું,

લોહી ઞ્રવાનનુ તથા વમન વિરેચનથી સશોધન પણ કરવુ, પરતુ જો અગ્નિરોહિણી અત્યત વૃદ્ધિ પામી હોય, તો તેની ચિકિત્સા કરવી જ નહિ ) ૨૫

धात्र्याः स्तन्य शोधयित्वा बाले साध्याऽहिपूतना ।
पटोलपत्रत्रिफलारसाञ्जननिपाचितम् ॥
पीत घृत नाशयति कृच्छ्रामप्यहिपूतनाम् ।
त्रिफलाकोलखदिरकषाय व्रणरोपणम् ॥
कासीसरोचनातुत्थहरितालरसाञ्जनै ।
लेपोऽम्लपिष्टो बदरीत्वग्वा सैन्धवसयुता ॥
कपालतुत्थच चूर्णं चूर्णकाले प्रयोजयेत् ॥ २६ ॥

## અહિપૂતનાની ચિકિત્સા

બાળકને અહિપૂતના થયેલ હોય, તો પ્રથમ સશોધનોથી માતાના દૂધને સારુ કરવુ

પટોલ, પટોલપત્ર, ત્રિફળા અને રસવતીના કવાથથી ઘી પકવી તે ઘી પાવામા આવે, તો ખરાબમા ખરાબ અહિપૂતના પણ મટી જાય છે

ત્રિફળા, બોર અને ખેરના કવાથથી અહિપૂતનાના વ્રણો રૂઝવવા હીરાકસી, ગોરોચન, મોરથૂથુ, હરતાલ અને રસવતીને ખાટા રસમાં (કાજીમા) વાટી તેનો લેપ કરવામા આવે અથવા બોરડીની છાલને કાજીમા વાટી સૈધવથી મિશ્ર કરી તેનો લેપ કરવામા આવે, તો અહિપૂતનાના વ્રણો રુઝાઈ જાય છે

અહિપૂતનાના વ્રણો ઉપર ચૂર્ણ ભભરાવવાનો સમય થાય ત્યારે પકાવેના માટીના વાસણના ટુકડા અને મોરથૂથુનુ ચૂર્ણ ભભરાવવુ ૨૬

चिकित्सेन्मुष्ककृच्छ्रू चाप्यहिपूतनपानवत् ॥ २७॥

## વૃષણકચ્છૂની ચિકિત્સા

વૃષણકચ્છૂ થયેલ હોય, તો પટોલ, તમાલ પત્ર, ત્રિફળા અને રસવતીના કવાથમા પકવેલુ ઘી પાવુ (રાળ, કડ, સૈધવ અને સફેદ સરસવનો યોગ કરીને વૃષણોની ઉપર ચોળાવવો ) ૨૭

गुदभ्रशे गुद स्विन्न स्नेहाभ्यक्त प्रवेशयेत् ।
कारयेद्गोफणाबन्ध मध्यच्छिद्रेण चर्मणा ॥
विनिर्गमार्थं वायोश्च स्वेदयेच्च मुहुर्मुहु ।
क्षीरे महापञ्चमूल मूषिका चान्त्रवर्जिताम् ॥
पक्त्वा तस्मिन्पचेत्तैल वातघ्नौषधसयुतम् ।
गुदभ्रशमिद कृच्छ्र पानाभ्यङ्गात्प्रसाधयेत् ॥२८॥

## ગુદભ્રંશની ચિકિત્સા

ગુદભ્રશ થયેલ હોય, તો ગુદાને સ્નેહન સસ્કાર આપી ઘીવાળી કરી અદર બેસાડી દેવી અને જેમાં વાયુને જવા માટે મધ્યમા છિદ્ર રાખેલુ હોય એવા ચામડાથી ગોફણા નામનો પાટો બાધી દેવો અને વારવાર ગુદાને સ્વેદન સસ્કાર આપ્યા જ કરવો

બૃહત્પચમૂળ અને જેના આતરડા કાઢી નાખ્યા હોય એવી ઉદરડી દૂધમા રાધીને તે દૂધમા વાયુને હણનારા ઔષધોના કલ્કથી મિશ્ર કરેલુ તેલ પકવવુ આ તેલ પીવાથી અને તેને ગુદા ઉપર ચોળવાથી ભયકર ગુદભ્રશ પણ મટી જાય છે (સાકરની સાથે કમળનુ કોમળ પત્ર ખાવામા આવે અથવા ગુદભ્રશ ઉપર ઉદરડીની ચરબી ચોપડવામા આવે અથવા બાફેલી ઉદરડીના માસથી શેક કરવામા આવે અથવા હોકબ, ચિત્રક, સુઠ, પીપર, કાળીપાડ અને જવખારને છાશમા વાટી પીવાનો અભ્યાસ રાખવામા આવે, તો ગુદભ્રશ મટી જાય છે [1]) ૨૮

૧ આ રોગોમા અનુશયીની ચિકિત્સા કહેવામા આવી નથી માટે ભાવપ્રકાશ ઉપરથી લખીએ છીએ વૈદ્ય પ્રકૃતિ વિધિની ચિકિત્સાથી અનુશયીનો નાશ કરવો પ્રકૃતિ વિધિની ચિકિત્સા ( આ સ્થાનના ૧૫મા અધ્યાયના પમા શ્લોકમા જોવી ) રકસા એક જાતનો ક્ષુદ્ર રોગ છે અને ચમકીન એક જાતનો અરશ છે કે જેના નિદાન વગેરે નિદાનસ્થાનના પમા તથા ૨જા અધ્યાયમા કહેલા છે એમા રકસાની ચિકિત્સા આ સ્થાનના નવમા અધ્યાયમા કહેલી કોઢની ચિકિત્સા પ્રમાણે જ કરવાની છે અને ચમકીનની ચિકિત્સા આ સ્થાનના

# અધ્યાય ૨૧મો

अथातः शूकरोगचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वंतरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શૂકરોગચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

संलिख्य सर्षपीं सम्यक्कषायैरवचूर्णयेत् ।
कषायेष्वेव तैलं च कुर्वीत व्रणरोपणम् ॥ २ ॥

### સર્ષપિકાની ચિકિત્સા

સર્ષપિકા થયેલ હોય, તો તેને સારી પેઠે ખોતરીને તેની ઉપર વડ વગેરે કષાય વૃક્ષોનાં ચૂર્ણો ભભરાવવાં અને વ્રણને રૂઝવવા માટે તે વૃક્ષોના જ ક્વાથમાં સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમાં કહેલાં રૂઝવનારાં દ્રવ્યોનો કલ્ક નાખીને તેલ પકવવું. ૨

अष्ठीलिकां जलौकोभिर्ग्राहयेत्कुशलो भिषक् ।
तथा चानुपशाम्यन्तीं कफग्रन्थिवदुद्धरेत् ॥ ३ ॥

### અષ્ઠીલિકાની ચિકિત્સા

અષ્ઠીલિકા થયેલ હોય, તો પ્રવીણ વૈદ્યે જળો મૂકીને લોહીનું સ્રાવણ કરવું; એમ કર્યા છતાં પણ શાંત ન થાય તો પછી તેને કફગ્રંથિની પેઠે શસ્ત્રથી કાપી નાખવી. (આ સ્થાનના અઢારમા અધ્યાયનો ૫મો વિષય જુઓ.) ૩

स्वेदयेद् ग्रथितं शश्वन्नाडीस्वेदेन बुद्धिमान् ।
सुखोष्णैरुपनाहैश्च सुस्निग्धैरुपनाहयेत् ॥ ४ ॥

### ગ્રથિતની ચિકિત્સા

ગ્રથિત થયેલ હોય, તો બુદ્ધિમાન વૈદ્યે હમેશ નાડીસ્વેદથી (આ સ્થાનના ૩૨મા અ ૪થા વિષયમાં કહેલું) સ્વેદન આપ્ય અને સારી પેઠે સ્નિગ્ધ ઉપનાહો, સહેવ ગરમ રાખીને બાંધવા. ૪

कुम्भीकां पाकमापन्नां भिन्द्याच्छुद्धां तु रोप
तैलेन त्रिफलालोध्रतिन्दुकाम्रातकेन तु ॥ ५

### કુંભીકાની ચિકિત્સા

પાકેલી કુંભીકાને શસ્ત્ર વડે છેદી અને શુદ્ધ થયા પછી ત્રિફળા, લોધર, ટીં અંબાડાંના ક્વાથથી તથા કલ્કથી તેલ વડે રૂઝવવી ૫

ग्राहयित्वा जलौकोभिरलजीं सेचयेत्ततः ।
कषायैस्तेषु सिद्धं च तैलं रोपणमिष्यते ॥ ६

### અલજીની ચિકિત્સા

અલજી થયેલ હોય, તો તેને જળો વ તેમાંથી લોહીનું સ્રાવણ કરવું; પછી કષાય વૃક્ષોના ક્વાથથી તેના પર સિંચ અને પછી તે જ વૃક્ષોના ક્વાથમાં પકવેલ વ્રણને રૂઝવવો. (સૂત્રસ્થાનના ૨૬મા અ ૩જા વિષયમાં આને ભેદ કહેલો છે.)

बलातैलेन कोष्णेन मृदितं परिषेचयेत् ।
मधुरैः सर्पिषा स्निग्धैः सुखोष्णैरुपनाहयेत्

### મૃદિતની ચિકિત્સા

મૃદિત થયેલ હોય, તો તેના ઉ ગરમ કરેલા બલાતેલનું (આ સ્થાનના અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલાનું) કરવું અને ઘીથી સ્નિગ્ધ કરેલાં કાં ગણનાં મધુર દ્રવ્યોને સહેવાય તેવાં ગર તેઓનો ઉપનાહ કરવો. ૭

संमूढपिडकां क्षिप्रं जलौकोभिरुपाचरेत् ।
भित्त्वा पर्यागतां चापि लेपयेत्क्षौद्रसर्पिषा ॥

### સંમૂઢપિડકાની ચિકિત્સા

સંમૂઢપિડકા થયેલી હોય, તો જળો વળગાડીને લોહીનું સ્રાવણ કરવું અ

---

છઠ્ઠા અધ્યાયમાં કહેલી અરશની દહન તથા છેદન આદિરૂપ ચિકિત્સાથી જુદી નથી, એટલા માટે આ અધ્યાયમાં કહી નથી.

[1] શૂકરોગોનાં નિદાન વગેરે નિદાનસ્થાનના ચૌદમા અધ્યાયમાં કહેલાં છે, તેઓની ચિકિત્સા વિષેનો.

ગયેલી હોય, તો તેને શસ્ત્ર વડે છેદીને તે ઉપર ઘીનો તથા મધનો લેપ કરવો. ૮

अवमन्थे गते पाकं भिन्ने तैलं विधीयते ।
धन्वाश्वकर्णपत्तङ्गसल्लकीतिन्दुकीकृतम् ॥ ९ ॥

### અવમંથની ચિકિત્સા

અવમંથ પાકી ગયેલ હોય, તો તેને શસ્ત્ર વડે છેદી તેના ઉપર ધાવડો, રાળ, પતંગ, સાલેડો અને ટિંબરુના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલની યોજના કરવી. ૯

क्रियां पुष्करिकायां तु शीतां सर्वां प्रयोजयेत् ।
जलौकोभिर्हरेच्चासृक्सर्पिषा चावसेचयेत् ॥१०॥

### પુષ્કરિકાની ચિકિત્સા

પુષ્કરિકા થયેલ હોય, તો સઘળી શીતળ ચિકિત્સા કરવી, જળો વળગાડીને લોહી કાઢવું અને ઘી વડે સિંચન કરવું. (સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ઉક્ત વિષયમાં આને ભેદ કહેલી છે; માટે અહીં નહિ કહ્યા છતાં પણ તેનું ભેદન કરવાનું સમજી લેવું.) ૧૦

स्पर्शहान्यां हरेद्रक्तं प्रदिह्यान्मधुरैरपि ।
क्षीरेक्षुरससर्पिर्भिः सेचयेच्च सुशीतलैः ॥११॥

### સ્પર્શહાનિની ચિકિત્સા

સ્પર્શહાનિ થયેલ હોય, તો લોહી કાઢવું, મધુર દ્રવ્યોના (કાકોલ્યાદિના) લેપો કરવા અને અત્યંત શીતલતાવાળાં દૂધ, શેરડીનો રસ તથા ઘીનું સિંચન કરવું. ૧૧

विद्धकामुत्तमाख्यां च बडिशेनोद्धरेद्भिषक् ।
उद्धृत्य मधुसंयुक्तैः कषायैरवचूर्णयेत् ॥१२॥

### ઉત્તમાની ચિકિત્સા

ઉત્તમા થયેલ હોય, તો વૈદ્યે તેને અંકુશની પેઠે નમેલા મોઢાવાળા બડિશ નામના શસ્ત્ર વડે કાઢી નાખ્યા પછી તે ભાગ ઉપર સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે મધથી મિશ્ર કરેલાં શોધન દ્રવ્યોનાં ચૂર્ણો ભભરાવવાં. (રૂઝવવાના સમયે રૂઝવનારાં દ્રવ્યોની યોજના કરવી.) ૧૨

रसक्रिया विधातव्या लिखिते शतपोनके ।
पृथक्पर्ण्यादिसिद्धं च देयं तैलमनन्तरम् ॥१३॥

### શતપોનકની ચિકિત્સા

શતપોનક થયેલ હોય, તો વૈદ્યે તેને ખોતરીને તેના ઉપર સૂત્રસ્થાનના ૩૬મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે શોધન દ્રવ્યોથી રસક્રિયા કરવી, રૂઝવવાના સમયે રૂઝવનારાં દ્રવ્યોથી રસક્રિયા કરવી, (ક્વાથને સારી પેઠે પકવી તેમાંથી મલમ જેવું બનાવીને ચોપડવું એ રસક્રિયા કહેવાય છે.) અને તે પછી પૃશ્નિપર્ણી, કૌચાં, હળદર, દારુહળદર, માલતી, સાકર અથવા સફેદ ધરોના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલની યોજના કરવી. ૧૩

क्रियां कुर्याद्भिषक्प्राज्ञस्त्वक्पाकस्य विसर्पवत् १४

### ત્વક્પાકની ચિકિત્સા

ત્વક્પાક થયેલ હોય, તો વિદ્વાન વૈદ્યે તેની પિત્તવિસર્પની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. (આ સ્થાનના ૧૭મા અધ્યાયનો ચોથો વિષય જુઓ.) ૧૪

रक्तविद्रधिवच्चापि क्रिया शोणितजेऽर्बुदे ॥१५॥

### શોણિતાર્બુદની ચિકિત્સા

શોણિતાર્બુદ થયેલ હોય, તો રક્તવિદ્રધિની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. (આ સ્થાનના ૧૬મા અધ્યાયનો છઠ્ઠો વિષય જુઓ.) ૧૫

कषायकल्कसर्पींषि तैलं चूर्णं रसक्रियाम् ।
शोधनं रोपणं चैव वीक्ष्य वीक्ष्यावचारयेत् ॥
यथास्वं सर्पिषः पानं पथ्यं चापि विरेचनम् ।
हितं शोणितमोक्षश्च यच्चापि लघु भोजनम् ॥१६

### શૂકદોષની સામાન્ય ચિકિત્સા

નિદાનાદિકની સ્થિતિને જોઈને ક્વાથો, કલ્કો, ઘૃતો, તેલો, ચૂર્ણો, રસક્રિયા, શોધન અને રૂઝની યોજના કરવી. નિદાનાદિકની સ્થિતિને

અનુસરી ઘી પિવડાવવું, વિરેચન દેવું અને લોહીનું સ્રાવણ કરવું, એ પણ હિતકારી થાય છે. ભોજનોમાં જે કોઈ હલકાં ભોજનો છે, તેઓમાંથી યોગ્ય જણાય તે કરાવવું. ૧૬

अर्बुदं मांसपाकं च विद्रधिं तिलकालकम् ।
प्रत्याख्याय प्रकुर्वीत भिषक्सम्यक्प्रतिक्रियाम् ॥१७

### માંસાર્બુદ આદિ શૂકરોગો ઉપર પહેલાં ના પાડ્યા પછી ચિકિત્સા કરવી

માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર શૂકદોષોની ચિકિત્સા પ્રથમ ના પાડ્યા પછી રોગી વગેરેનો આગ્રહ દેખાય, તો ઘણી સંભાળ રાખી માંસને (માંસાર્બુદમાં જ) અને ત્રણે દોષોને ટાળવામાં યોગ્ય જણાય તે કરવી. ૧૭

## અધ્યાય ૨૨મો

अथातो मुखरोगाणां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'મુખરોગ-ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

चतुर्विधेन स्नेहेन मधूच्छिष्टयुतेन च ।
वातजेऽभ्यञ्जनं कुर्यान्नाडीस्वेदं च बुद्धिमान् ॥
मतिमानोष्ठकोपे तु शाल्वणं चोपनाहने ।
मस्तिष्क्ये चैव नस्ये च तैलं वातहरं हितम् ॥
श्रीवेष्टकं सर्जरसं सुरदारु सगुग्गुलु ।
यष्टीमधुकचूर्णं तु विदध्यात्प्रतिसारणम् ॥ २ ॥

### વાયુથી થયેલા હોઠના રોગની ચિકિત્સા

જો હોઠનો રોગ વાયુથી થયેલો હોય, તો બુદ્ધિમાન વૈદ્યે મીણથી મિશ્ર કરેલા ઘી, તેલ, વસા અને મજ્જા એ ચારે પ્રકારના સ્નેહથી (વાયુને હરનારાં ઔષધોના ક્વાથ તથા કલ્કથી પકવેલા એ ચારે પ્રકારના સ્નેહથી) હોઠ ઉપર મીણ ચોળવું, આ સ્થાનના ૩૨મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે નાડીસ્વેદ દેવો, ચોથા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલા શાલ્વણનો ઉપનાહ કરવો, વાયુને હરનારા તથા મગજને તર કરનારા તેલનું નસ્ય દેવું અને ચંદ્રસ (બેરજો), રાળ, દેવદાર, ગૂગળ તથા જેઠીમધના ચૂર્ણથી પ્રતિસારણ કરાવવું. (આંગળી વડે ધીરેધીરે હોઠ વગેરે ઉપર ચૂર્ણાદિક ઘસાવવું, એ પ્રતિસારણ કહેવાય છે.) ૨

पित्तरक्ताभिघातोत्थं जलौकोभिरुपाचरेत् ।
पित्तविद्रधिवच्चापि क्रियां कुर्यादशेषतः ॥ ३ ॥

### પિત્ત, રુધિર કે અભિઘાતથી થયેલા હોઠના રોગની ચિકિત્સા

હોઠનો રોગ પિત્તથી, રુધિરથી કે અભિઘાતથી થયેલો હોય, તો વૈદ્યે જળો વળગાડીને લોહીનું સ્રાવણ કરવું અને પિત્તવિદ્રધિની (આ સ્થાનના ૧૬મા અધ્યાયના ચોથા વિષયમાં) જે ચિકિત્સા કહી છે તે સઘળી કરવી. ૩

शिरोविरेचनं धूमः स्वेदः कवल एव च ।
हृते रक्ते प्रयोक्तव्यमोष्ठकोपे कफात्मके ॥
त्र्यूषणं स्वर्जिकाक्षारो यवक्षारो बिडं तथा ।
क्षौद्रयुक्तं विधातव्यमेतच्च प्रतिसारणम् ॥४॥

### કફથી થયેલા હોઠના રોગની ચિકિત્સા

હોઠનો રોગ કફથી થયેલો હોય, તો લોહીનું સ્રાવણ કરવું અને તે કર્યા પછી શિરોવિરેચન દેવું, કફને કાપનારો ધુમાડો પાવો, કફને હરનારું સ્વેદન કરવું, કફને હરનારો કોળીઓ (આ સ્થાનના ચાળીસમા અધ્યાયના ૩૮મા વિષયથી જોઈને) દેવો અને સૂંઠ, મરી, પીપર, સાજીખાર, જવખાર તથા બીડલૂણને મધમાં કાલવીને પ્રતિસારણ કરાવવું. ૪

[1] મોઢાના રોગોનાં નિદાન વગેરે નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયમાં કહેલાં છે, તેઓની ચિકિત્સા વિષેનો.

मेदोजे स्वेदिते भिन्ने शोधिते ज्वलनो हितः ।
प्रियङ्गुत्रिफलालोध्रं सक्षौद्रं प्रतिसारणम् ॥ ५ ॥

### મેદથી થયેલા હોઠના રોગની ચિકિત્સા

હોઠનો રોગ મેદથી થયેલો હોય, તો સ્વેદન આપી, શસ્ત્ર વડે છેદી, શોધન કરી (મેદ કાઢી નાખી) અગ્નિથી ડાંભવો અને ઘઉંલાં, ત્રિફળા તથા લોધરના ચૂર્ણને મધમાં કાલવી ઘસવું. ૫

एतदोष्ठप्रकोपाणां साध्यानां कर्म कीर्त्तितम् ।
दन्तमूलगतानां तु रोगाणां कर्म वक्ष्यते ॥ ६ ॥

### પેઢાંઓના રોગોની ચિકિત્સાનો ઉપક્રમ

હોઠના આઠ રોગોમાં ઉપર કહેલા છ રોગો સાધ્ય છે; તેઓની આ ચિકિત્સા કહી. (બાકીના બે રોગો અસાધ્ય છે, તેથી તેઓની ચિકિત્સા કહી નથી.) હવે દાંતોનાં પેઢાંમાં જે રોગો થાય છે, તેઓની ચિકિત્સા કહું છું. ૬

शीतादे हृतरक्ते तु तोये नागरसर्षपान् ।
निःक्वाथ्य त्रिफलामुस्तं गण्डूषः सरसाञ्जनः ।
प्रियङ्गवश्च मुस्तं च त्रिफला च प्रलेपनम् ।
नस्यं च त्रिफलासिद्धं मधुकोत्पलपद्मकैः ॥ ७ ॥

### પેઢાંના રોગોમાં શીતાદની ચિકિત્સા

શીતાદ થયેલ હોય, તો લોહીનું સ્રાવણ કર્યા પછી જળમાં સૂંઠ તથા સરસવનો ક્વાથ કરી તેમાં ત્રિફળા, મોથ તથા રસવંતીનું ચૂર્ણ નાખી તેનો કોગળો કરાવવો. ઘઉંલાં, મોથ અને ત્રિફળાનું લેપન કરાવવું અને ત્રિફળાના ક્વાથથી તથા જેઠીમધ, રક્તકમળ અને પદ્મકાષ્ઠના કલ્કથી પકવેલા ઘીનું નસ્ય દેવું. ૭

दन्तपुप्पुटके कार्यं तरुणे रक्तमोक्षणम् ।
सपञ्चलवणः क्षारः सक्षौद्रः प्रतिसारणम् ॥
हितः शिरोविरेकश्च नस्यं स्निग्धं च भोजनम् ॥८॥

### દંતપુપ્પુટકની ચિકિત્સા

દંતપુપ્પુટક થયેલ હોય, તો તે કાચો હોય તે સમયે તેમાંથી લોહીનું સ્રાવણ કરવું. પંચલવણ (સિંધવ, સંચળ, બિડલૂણ, વડાગરું અને દરિયાઈ લૂણ) તથા જવખારને મધમાં કાલવી તે ઘસવાં, શિરોવિરેચન તથા નસ્ય દેવું અને સ્નિગ્ધ ભોજન કરાવવું. ૮

विस्राविते दन्तवेष्टे व्रणांस्तु प्रतिसारयेत् ॥
रोध्रपत्तङ्गयष्ट्याह्वलाक्षाचूर्णैर्मधूत्तरैः ।
गण्डूषे क्षीरिणो योज्याः सक्षौद्रघृतशर्कराः ॥
काकोल्यादौ दशक्षीरसिद्धं सर्पिश्च नस्यतः ॥ ९ ॥

### દંતવેષ્ટની ચિકિત્સા

દંતવેષ્ટ થયેલ હોય તો લોહીનું સ્રાવણ કરી વ્રણો ઉપર મધમાં કાલવેલાં લોધર, પતંગ, જેઠીમધ તથા લાખનાં ચૂર્ણ ઘસવાં; વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથ કે સ્વરસાદિકમાં મધ, ઘી તથા સાકર નાખી તેનો કોગળો કરાવવો અને દસગણા દૂધમાં કાકોલ્યાદિ-ગણનો કલ્ક નાખી પકવેલા ઘીનું નસ્ય દેવું. ૯

शौषिरे हृतरक्ते तु रोध्रमुस्तरसाञ्जनैः ॥
सक्षौद्रैः शस्यते लेपो गण्डूषे क्षीरिणो हिताः ।
सारिवोत्पलयष्ट्याह्वसावगगुरुचन्दनैः ॥
क्षीरे दशगुणे सिद्धं सर्पिर्नस्ये च पूजितम् ॥१०॥

### શૌષિરની ચિકિત્સા

શૌષિર થયેલ હોય તો લોહીનું સ્રાવણ કરી લોધર, મોથ તથા રસવંતીને મધમાં કાલવી તેનો લેપ કરાવવો, વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથાદિકનો કોગળો કરાવવો અને દસગણા દૂધમાં ઉપલસરી, રક્તકમળ, જેઠીમધ, લોધર, અગર તથા રતાંજલિનો કલ્ક નાખી પકવેલા ઘીનું નસ્ય દેવું. ૧૦

क्रियां परिदरे कुर्याच्छीतादोक्तां विचक्षणः ॥११॥

### પરિદરની ચિકિત્સા

પરિદર થયેલ હોય, તો વિચક્ષણ વૈદ્યે શીતાદના (ઉપરના સાતમા) વિષયમાં કહેલી ચિકિત્સા કરવી. ૧૧

संशोध्योभयतः कार्यं शिरश्चोपकुशे तथा ।
काकोदुम्बरिकागोजीपत्रैर्विस्रावयेदसृक् ॥

क्षौद्रयुक्तैश्च लवणैः सव्योषैः प्रतिसारयेत् ।
पिप्पलीः सर्षपांश्चैव नागरं नैचुलं फलम् ॥
सुखोदकेन संसृष्टं कवलं चापि धारयेत् ।
घृतं मधुरकैः सिद्धं हितं कवलनस्ययोः ॥ १२ ॥

### ઉપકુશની ચિકિત્સા

ઉપકુશ થયેલ હોય, તો વમન તથા વિરેચનથી કાયાને શુદ્ધ કરી શિરોવિરેચન પણ દેવું. કાળો ઊંબરો અને ગળજીભીનાં પાંદડાંઓ ઘસીને લોહીનું સ્રાવણ કરવું. સૂંઠ, મરી, પીપર તથા લૂણને મધમાં કાલવી ઘસવું. ઊના પાણીમાં પીપર, સરસવ, સૂંઠ તથા નેતરનાં ફળનું ચૂર્ણ વાટી, તેમાં સહેવાતું ઊનું પાણી નાખી તેનો કોળિયો મોઢામાં રખાવવો. કાકોલ્યાદિ દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘીનું નસ્ય દેવું. આ ઘી કોળિયામાં પણ હિતકારી છે. ૧૨

शस्त्रेण दन्तवैदर्भे दन्तमूलानि शोधयेत् ।
ततः क्षारं प्रयुञ्जीत क्रियाः सर्वाश्च शीतलाः ॥१३॥

### દંતવૈદર્ભની ચિકિત્સા

દંતવૈદર્ભ થયેલ હોય, તો દાંતોનાં પેઢાંને શસ્ત્ર વડે ખોતરીને શુદ્ધ કરવાં. શુદ્ધ કર્યા પછી ક્ષાર મૂકવો અને પછી સઘળી શીતળ ક્રિયાઓનો પ્રયોગ કરવો. ૧૩

उद्धृत्याधिकदन्तं तु ततोऽग्निमवचारयेत् ।
कृमिदन्तकवच्चापि विधिः कार्यो विजानता ॥ १४॥

### વર્દ્ધન-ખલિવર્દ્ધનની ચિકિત્સા

વર્દ્ધન થયેલ હોય, તો વિચક્ષણ વૈદ્યે અધિક ઉત્પન્ન થયેલા દાંતને કાઢી નાખી તે ભાગ ઉપર અગ્નિની ક્રિયા કરવી અને કૃમિદંતક-ની ચિકિત્સા, કે જે હવે પછીના ૨૧મા વિષયમાં કહેવામાં આવશે, તેની યોજના પણ કરવી. ૧૪

छित्त्वाऽधिमांसं सक्षौद्रैरेभिश्चूर्णैरुपाचरेत् ।
वचातेजोवतीपाठासर्जिकायावशूकजैः ॥
क्षौद्रद्वितीयाः पिप्पल्यः कवलश्चात्र कीर्त्तितः ।
पटोलत्रिफलानिम्बकषायश्चात्र धावने ॥
हितः शिरोविरेकश्च धूमो वैरेचनश्च यः ॥ १५ ॥

### અધિમાંસકની ચિકિત્સા

અધિમાંસક થયેલ હોય, તો તેને શસ્ત્ર વડે છેદી વજ, તેજબલ, કાળીપાડ, સાજીખાર અને જવખારનું ચૂર્ણ લગાવવું. પીપરને વાટી મધમાં કાલવીને કોળિયો દેવો. પટોલ, ત્રિફળા તથા લીંબડાના ક્વાથથી વ્રણ ધોવો, શિરોવિરેચન દેવું અને વૈરેચન ધુમાડો પણ પાવો. ૧૫

सामान्यं कर्म नाडीनां विशेषं चात्र मे शृणु ॥
यं दन्तमधिजायेत नाडी तं दन्तमुद्धरेत् ।
छित्त्वा मांसानि शस्त्रेण यदि नोपरिजो भवेत् ॥
शोधयित्वा दहेद्वापि क्षारेण ज्वलनेन वा ।
भिनत्त्युपेक्षिते दन्ते हनुकास्थि गतिर्ध्रुवम् ॥
समूलं दशनं तस्मादुद्धरेद्भग्नमस्थि च ।
उद्धृते तूत्तरे दन्ते शोणितं प्रस्रवेदति ॥
रक्तातियोगात्पूर्वोक्ता रोगा घोरा भवन्ति हि ।
काणः सञ्जायते जन्तुरर्दितं चास्य जायते ॥
चलमप्युत्तरं दन्तमतो नापहरेद्भिषक् ।
धावने जातिमदनस्वादुकण्टकखादिरम् ॥
कषायं जातिमदनकंटकिस्वादुकण्टकैः ।
यष्ट्याह्वरोध्रमञ्जिष्ठाखदिरैश्चापि यत्कृतम् ॥
तैलं संशोधनं तद्धि हन्याद्दन्तगतां गतिम् ॥ १६ ॥

### ચાર પ્રકારની દંતનાડીઓની ચિકિત્સા

ત્રણે દોષોથી થયેલી દંતનાડી સિવાય બીજી ચાર પ્રકારની દંતનાડીઓમાંથી કોઈ પણ દંતનાડી થઈ હોય, તો નાડીવ્રણના વિષયમાં (આ સ્થાનના ૧૭મા અધ્યાયના આઠમા વિષયથી બારમા વિષય સુધીમાં) જે ચિકિત્સા-ઓ કહેવામાં આવી છે, તેમાંથી દોષને અનુ-સરતી ચિકિત્સા કરવી.

જે દાંતના સમીપમાં નાડી થયેલી હોય, તે દાંત જો ઉપરની પંક્તિનો ન હોય, તો તેને કાઢી નાખી, માંસોને શસ્ત્ર વડે કાપી શુદ્ધ કરીને ક્ષાર અથવા અગ્નિથી દાહ કરવો. જો એ દાંતની બેદરકારી કરવામાં આવે, તો પરુની ગતિ

દાઢીના અસ્થિને અવશ્ય છેદી નાખે છે માટે દાતને તેના મૂળ સહિત યંત્ર વડે કાઢી નાખવો અને ભાગેના અસ્થિને પણ કાઢી નાખવુ જો ઉપરની પંક્તિનો દાત કાઢી નાખવામા આવે તો લોહી અત્યંત સ્રવે છે લોહીના અતિયોગથી સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૬મા વિષયમાં કહેલા ભયંકર રોગો ઉત્પન્ન થાય છે, રોગી કાણો થઈ જાય છે અને તેને અર્દિત નામનો રોગ પણ થાય છે, માટે ઉપરની પંક્તિનો દાત હાલતો હોય તોપણ તેને વૈદ્ય કાઢવો નહિ

અમેની તથા ધતૂરાના પાંદડા, ખેર અને ગોખરુના સઘળા અવયવોના ક્વાથથી વ્રણ ધોવો અને અમેની તથા ધતૂરાના પાદડા, ઊભી ભોરિંગણીનાં મૂળ, ગોખરુના સઘળા અવયવો, જેઠીમધ, લોધર, મજીઠ અને ખેરના ક્વાથ તથા કલ્કમાં પકવેલા તેલથી વ્રણનુ સંશોધન કરવુ સંશોધન કરનારુ આ જાત્યાદિ નામનુ તેલ દાતના સમીપમા થયેલી પરુની ગતિનો નાશ કરે છે ૧૬

कीर्त्तिता दन्तमूले तु क्रिया दन्तेषु वक्ष्यते ॥१७

દાતના રોગોની ચિકિત્સાનો ઉપક્રમ

દાંતના મૂળોના પંદર રોગોમા ઉપર લખેલા તે રોગો સાધ્ય છે માટે તેમની આ ચિકિત્સા કહી (બાકીના બે રોગો અસાધ્ય છે, તેથી તેમની ચિકિત્સા કહી નથી) હવે દાતમા જે રોગો થાય છે, તેઓની ચિકિત્સા કહુ છુ ૧૭

स्नेहानां कवलाः कोष्णाः सर्पिषस्त्रैवृतस्य वा ।
निर्यूहाश्चानिलघ्नानां दन्तहर्षप्रमर्दनाः ॥
स्नैहिकश्च हितो धूमो नस्यं स्निग्धं च भोजनम् ।
रसो रसयवाग्वश्च क्षीरं सन्तानिका घृतम् ।
शिरोबस्तिर्हितश्चापि क्रमो यश्चानिलापहः ॥१८॥

દાતના રોગોમા દંતહર્ષની ચિકિત્સા

ચારે પ્રકારના સ્નેહોના સહેવાય તેવા ઊના (ચારે સ્નેહોથી મિશ્ર કરેલા વાતહર દ્રવ્યોના) કોળિયા અથવા ત્રૈવૃત નામનુ ઘી, કે જે આ સ્થાનના પાચમા અધ્યાયના ૫૬મા વિષયમા કહેલુ છે, તેનાથી મિશ્ર કરેલા વાતહર દ્રવ્યોના કોળિયા અને વાતહર દ્રવ્યોના ક્વાથો દંતહર્ષને મટાડે છે

સ્નૈહિક ધૂમ, સ્નૈહિક નસ્ય, સ્નિગ્ધ ભોજન, માંસનો રસો, માંસના રસવાળી રાબ, દૂધ, દૂધની તર, ઘી, શિરોબસ્તિ અને બીજી પણ જે કોઈ વાયુ હણનારી ચિકિત્સાઓ છે, તે દંતહર્ષ ઉપર હિતકારી છે ૧૮

अहिंसन् दन्तमूलानि शर्करामुद्धरेद्भिषक् ।
लाक्षाचूर्णैर्मधुयुतैस्ततस्ताः प्रतिसारयेत् ।
दन्तहर्षक्रिया चापि कुर्यान्निरवशेषतः ॥१९॥

દંતશર્કરાની ચિકિત્સા

દંતશર્કરા થયેલ હોય, તો વૈદ્યે દાંતનાં પેઢાને હરકત ન આવે એ રીતે દંતશર્કરાને કાઢી લેવી અને પછી મધથી મિશ્ર કરેલું લાખનું ચૂર્ણ ઘસાવવુ ઉપર લખેલી દંતહર્ષની ચિકિત્સા પણ આ રોગ ઉપર સંપૂર્ણ કરવી ૧૯

कपालिका कृच्छ्रतमा तत्राप्येषा क्रिया हिता ॥२०॥

કપાલિકાની ચિકિત્સા

કપાલિકા થયેલ હોય, તો તે જો કે અત્યંત કષ્ટસાધ્ય છે, તોપણ તે ઉપર દંતશર્કરાની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી હિતકારી છે ૨૦

जयेद्विस्रावणैः स्विन्नमचलं कृमिदन्तकम् ।
तथावपीडैर्वातघ्नैः स्नेहगण्डूषधारणैः ॥
भद्रदार्वादिवर्षाभूलेपैः स्निग्धैश्च भोजनैः ।
चलमुद्धृत्य च स्थानं विदहेच्छुषिरस्य च ॥
ततो विदारीयष्ट्याह्वशृङ्गाटककसेरुकैः ।
तैलं दशगुणे क्षीरे सिद्धं नस्ये हितं भवेत् ॥२१॥

કૃમિદંતકની ચિકિત્સા

કૃમિદંતક જો અચળ હોય, તો તેને સ્વેદન સંસ્કાર આપી લોહીના સ્રાવણોથી, વાયુને

હણનારાં અવપીડ નામનાં નસ્યોથી, સ્નેહોના કોગળા મોઢામાં રખાવવાથી, ભદ્રદારુ આદિ વર્ગ, કે જે સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલો છે, તેના તથા સાટોડીના લેપોથી અને સ્નિગ્ધ ભોજનો દેવાથી મટાડવો.

કૃમિદંતક જો ચળ હોય, તો તેને ચીપિયા વડે કે બીજા યંત્ર વડે કાઢી નાખી છિદ્રના સ્થાન ઉપર અગ્નિક્રિયા કરવી અને તે પછી દસગણા દૂધમાં કૂગવેલાનો કંદ, જેઠીમધ, શિંગોડાં અને કસેરુકંદનો કલ્ક નાખી પકવેલા તેલનું નસ્ય દેવું. ૨૧

हनुमोक्षे समुद्दिष्टां कुर्याच्चार्दितवत्क्रियाम् ॥२२॥

### હનુમોક્ષની ચિકિત્સા

હનુમોક્ષ થયેલ હોય, તો આ સ્થાનના ચોથા અધ્યાયના વીસમા વિષયમાં કહેલી સ્નેહન આદિ ચિકિત્સાઓ કરવી અને પાંચમા અધ્યાયના ૧૯મા વિષયમાં કહેલી અર્દિતની ચિકિત્સા પ્રમાણે પણ ચિકિત્સા કરવી. ૨૨

फलान्यम्लानि शीताम्बु रूक्षान्नं दन्तधावनम् ।
तथाऽतिकठिनान्भक्ष्यान्दन्तरोगी विवर्जयेत् ॥२३॥

### દાંતના રોગવાળાએ પાળવાની પરેજી

દાંતના રોગવાળા માણસે ખાટાં ફળો ખાવાં નહિ, ટાઢું પાણી પીવું નહિ, લૂખું અન્ન જમવું નહિ, દાતણ કરવું નહિ અને અત્યંત કઠણ ભક્ષ્યો પણ ખાવાં નહિ. ૨૩

साध्यानां दन्तरोगाणां चिकित्सितमुदीरितम् ।
जिह्वागतानां साध्यानां कर्म वक्ष्यामि सिद्धये ॥२४

### જીભના રોગોની ચિકિત્સાનો ઉપક્રમ

દાંતોના આઠ રોગોમાં ઉપર લખેલા પાંચ રોગો સાધ્ય છે; તેમની આ ચિકિત્સા કહી. (બાકીના ત્રણ રોગો અસાધ્ય છે, માટે તેમની ચિકિત્સા કહી નથી.) હવે જીભના પાંચ રોગોમાં જે સાધ્ય છે, તેમને મટાડવાની ચિકિત્સા કહું છું. ૨૪

ओष्ठप्रकोपेऽनिलजे यदुक्तं प्राक् चिकित्सितम् ।
कण्टकेष्वनिलोत्थेषु तत्कार्यं भिषजा भवेत् ॥२५॥

### જીભના રોગોમાં વાતકંટકની ચિકિત્સા

વાતકંટક થયેલ હોય, તો વિચક્ષણ વૈદ્યે આ અધ્યાયના બીજા વિષયમાં વાયુથી થયેલા હોઠના રોગની જે ચિકિત્સા કહી છે, તે ચિકિત્સા કરવી. (ગળો, પીપર અને લીમડાના તીખા પદાર્થોની સાથે કોળિયો પણ આપવો.) ૨૫

पित्तजेषु विघृष्टेषु निःसृते दुष्टशोणिते ।
प्रतिसारणगण्डूषं नस्यं च मधुरं हितम् ॥२६॥

### પિત્તકંટકની ચિકિત્સા

પિત્તકંટક થયેલ હોય, તો તે કાંટાઓને કાળા ઉંબરાનાં તથા ગળજીભીનાં પાંદડાંથી ઘસી ખરાબ રુધિર કાઢી નાખવું અને તે પછી મધુર દ્રવ્યો ઘસવાં, મધુર પ્રવાહીનો કોગળો કરાવવો અને મધુર નસ્ય દેવું હિતકારી છે. ૨૬

कण्टकेषु कफोत्थेषु लिखितेष्वसृजः क्षये ।
पिप्पल्यादिर्मधुयुतः कार्यस्तु प्रतिसारणे ॥
गृह्णीयात्कवलांश्चापि गौरसर्षपसैन्धवैः ।
पटोलनिम्बवार्ताकुक्षारयूषैश्च भोजयेत् ॥२७॥

### કફકંટકની ચિકિત્સા

કફકંટક થયો હોય, તો તે કાંટાઓને શસ્ત્રથી ખોતરીને તેમાંથી લોહીનું સ્રાવણ કરવું. બગડેલું લોહી નીકળી જાય, ત્યારે પિપ્પલ્યાદિ ગણના ચૂર્ણને મધમાં કાલવી ઘસાવવું. સફેદ સરસવ તથા સિંધવના કોળિયા દેવા અને પટોલ, લીંબડો, રીંગણાં તથા જવખારથી સારી પેઠે મિશ્ર કરેલા ઓસામણની સાથે ભોજનો કરાવવાં. ૨૭

उपजिह्वां तु संलिख्य क्षारेण प्रतिसारयेत् ।
शिरोविरेकगण्डूषधूमैश्चैनमुपाचरेत् ॥२८॥

### ઉપજિહ્વિકાની ચિકિત્સા

ઉપજિહ્વિકા થયેલ હોય, તો શસ્ત્ર વડે

ખોતરીને જવખાર ઘસાવવો અને શિરોવિરેચન, કફ તથા રુધિરને હણનારાં પ્રવાહીના કોગળા તથા તેવા જ પ્રકારનો ધૂમપાનો પણ કરાવવાં. ૨૮

जिह्वागतानां कर्मोक्तं तालव्यानां प्रवक्ष्यते ॥२९॥

### તાળવાના રોગોની ચિકિત્સાનો ઉપક્રમ

જીભના પાંચ રોગોમાં ઉપર કહેલા ચાર રોગો સાધ્ય છે, તેઓની આ ચિકિત્સા કહી. (બાકીનો એક રોગ અસાધ્ય છે, માટે તેની ચિકિત્સા કહી નથી.) હવે તાળવાના રોગોમાં જે સાધ્ય છે, તેની ચિકિત્સા કહું છું. ૨૯

अङ्गुष्ठाङ्गुलिसन्दंशेनाकृष्य गलशुण्डिकाम् ।
छेदयेन्मण्डलाग्रेण जिह्वोपरि तु संस्थिताम् ॥
नोत्कृष्टं चैव हीनं च त्रिभागं छेदयेद्भिषक् ।
अत्यादानात्स्रवेद्रक्तं तन्निमित्तं म्रियेत च ॥
हीनच्छेदाद्भवेच्छोफो लाला निद्रा भ्रमस्तमः ।
तस्माद्वैद्यः प्रयत्नेन दृष्टकर्मा विशारदः ॥
गलशुण्डीं तु संच्छिद्य कुर्यात्प्राप्तमिमं क्रमम् ।
मरिचातिविषापाठावचाकुष्ठकुटन्नटैः ॥
क्षौद्रयुक्तैः सलवणैस्ततस्तां प्रतिसारयेत् ।
वचामतिविषां पाठां रास्नां कटुकरोहिणीम् ॥
निःक्वाथ्य पिचुमन्दं च कवलं तत्र योजयेत् ।
इङ्गुदीकिणिहीदन्तीसरलासुरदारुभिः ॥
पथ्याङ्गीक्षारयेरिपिष्टैर्वर्त्तिं गन्धोत्तरां शुभाम् ।
ततो धूमं पिबेज्जन्तुर्द्विरह्नः कफनाशनम् ।
क्षारसिद्धेषु मुद्गेषु यूषश्चाप्यशने हितः ॥३०॥

### તાળવાના રોગોમાં ગલશુંડિકાની ચિકિત્સા

ગલશુંડિકા થયેલી હોય, તો જીભની ઉપર રહેલી તે ગલશુંડિકાને અંગૂઠા તથા આંગળીના ચીપિયા વડે ખેંચી મંડલાગ્ર[1] નામના શસ્ત્ર વડે કાપી નાખવી. તેમાં વધારે કે ઓછું ન કપાય એમ કરવું; એટલે તેના ત્રણ ભાગમાંથી અઢી ભાગ રહેવા દઈ બાકીનો ભાગ કાપી નાખવો? (વાગ્ભટ કહે છે, કે ગલશુંડિકાને એકદમ મૂળમાંથી કે એકદમ આગળથી પણ ન કાપવી.) વધારે કપાય, તો લોહીનો સ્રાવ થાય છે, જેથી રોગી મરી જાય છે અને ઓછી કપાય, તો સોજો, લાળ, નિદ્રા, ભ્રમ તથા અંધકારનો દેખાવ થાય છે; માટે જેણે વૃદ્ધ અને વિદ્વાન વૈદ્યોના હાથથી થતી ઘણી ક્રિયાઓ જોયેલી હોય એવા અનુભવી વૈદ્યે જ ગલશુંડિકા કાપવી. ગલશુંડિકાને કાપ્યા પછી મરી, અતિવિખ, કાળીપાડ, વજ, કઠ, અરડૂસો અને સિંધવના ચૂર્ણને મધમાં કાલવી ઘસાવવું. વજ, અતિવિખ, કાળીપાડ, રાસ્ના, કડુ અને લીંબડાનો ક્વાથ કરી તે ક્વાથથી મિશ્ર કરેલા કોળિયાની યોજના કરવી ઇંગોળિયો, વાપૂગાં, નેપાળો, નસોતર અને દેવદાર એ પાંચ દ્રવ્યોને વાટી તેઓની, બીજાં ઘણાં સુગંધી દ્રવ્યવાળી સુંદર પોલી વાટ બનાવી, તે વાટને છેડામાં સળગાવી તેનો દિવસમાં બેવાર ધુમાડો પાવો; જેથી કફનો નાશ થઈ જાય. જવખારના જળમાં પકવેલા મગનું ઓસામણ ગલશુંડિકાના રોગીને ભોજનમાં દેવું હિતકારી છે. ૩૦

तुण्डिकेर्यध्रुषे कूर्मे सङ्घाते तालुपुप्पुटे ।
एष एव विधिः कार्यो विशेषः शस्त्रकर्मणि ॥३१॥

### તુંડિકેરી, અધ્રુષ, માંસકચ્છપ, માંસસંઘાત અને તાલુપુપ્પુટની ચિકિત્સા

તુંડિકેરી, અધ્રુષ, માંસકચ્છપ, માંસસંઘાત કે તાલુપુપ્પુટ થયેલ હોય, તો ઉપર લખેલી ગલશુંડિકાની ચિકિત્સા પ્રમાણે જ ચિકિત્સા કરવી; પણ તેમાં શસ્ત્રક્રિયામાં જે ફેરફાર સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમાં કહેલો છે, તે ઉપર ધ્યાન આપવું. (માંસસંઘાત અને અધ્રુષનું છેદન કરવું, તાલુપુપ્પુટ અને તુંડિકેરીનું ભેદન કરવું અને માંસકચ્છપ માંસની ઊંચાઈરૂપ

[1] કળાના પ્રદેશમાં તર્જની આંગળીના અંદરના નખના જેવી આકૃતિવાળું શસ્ત્ર મંડલાગ્ર કહેવાય છે. (વાગ્ભટ સૂત્રસ્થાન અધ્યાય ૨૬મો)

વાથી તેનું લેખન કરવું તથા છેદન કરવા વી સ્થિતિ હોય તો છેદન પણ કરવું.) ૩૧

तालुपाके तु कर्तव्यं विधानं पित्तनाशनम् ॥३२॥

### તાલુપાકની ચિકિત્સા

તાલુપાક થયેલ હોય, તો પિત્તનો નાશ રે એવી ચિકિત્સા કરવી. (વાગ્ભટ કહે છે, કે ાલુપા કાચો હોય, તો તે ઉપર હીરાકસી, મધ થા રસવંતી ઘસાવવી તથા પિત્તને હરનારા નરસાદિ શીત કષાયોથી તથા કાકોલ્યાદિ મધુર દ્રવ્યોથી બનાવેલો કોળિયો દેવો અને પાકેલ હોય તો તેને ચોપાટની પેઠે ભેદવો, તીક્ષ્ણ તથા ઉષ્ણ દ્રવ્યોથી ઘસાવવો અને અરડૂસો, લીંબડો તથા પટોલ આદિ તિક્ત પદાર્થોનો કોળિયો દેવો.) ૩૨

स्नेहस्वेदौ तालुशोषे विधिश्चानिलनाशनः ॥३३॥

### તાલુશોષની ચિકિત્સા

તાલુશોષ થયેલ હોય, તો સ્નેહન તથા સ્વેદન કરવાં અને વાયુ તથા પિત્તનો નાશ કરનારી ચિકિત્સા કરવી. (વાગ્ભટ કહે છે, કે તાલુશોષ થયેલ હોય તો જમ્યા પછી ઘી પાવું, પીપર તથા સૂંઠ નાખી પકવેલું જળ પાવું, કાંજી વગેરે ખાટા પદાર્થોના કોગળા કરાવવા, જંગલી પ્રાણીઓનાં માંસોના સ્નિગ્ધ રસો ભોજનમાં દેવા અને દૂધ તથા ઘીનું નસ્ય દેવું.) ૩૩

कीर्तितं तालुजानां तु कण्ठ्यानां कर्म वक्ष्यते ॥३४॥

### કંઠના રોગોની ચિકિત્સાનો ઉપક્રમ

તાળવાના નવ રોગોમાં ઉપર કહેલા આઠ રોગો સાધ્ય છે; તેઓની આ ચિકિત્સા કહી. (બાકીનો એક રોગ અસાધ્ય છે, તેની ચિકિત્સા કહી નથી.) હવે કંઠના રોગોમાં જેઓ સાધ્ય છે, તેઓની ચિકિત્સા કહું છું. ૩૪

साध्यानां रोहिणीनां तु हितं शोणितमोक्षणम् ।
छर्दनं धूमपानं च गण्डूषो नस्यकर्म च ॥३५॥

### કંઠરોગમાંની ચાર રોહિણીઓની સામાન્ય ચિકિત્સા

વાતરોહિણી, પિત્તરોહિણી, કફરોહિણી અને રક્તરોહિણી એ ચાર સાધ્ય રોહિણીઓ-માંથી કોઈ પણ થયેલી હોય, તો શસ્ત્ર વડે લેખન કરી લોહી સ્રાવવું, વમન તથા ધૂમપાન કરાવવું, કોળિયો દેવો અને નસ્ય દેવું. (જે નિદાનની રોહિણી હોય તે નિદાનને મટાડે એવાં ધૂમપાનાદિક કરાવવાં.) ૩૫

वातिकीं तु हृते रक्ते लवणैः प्रतिसारयेत् ।
सुखोष्णान्स्नेहगण्डूषान्धारयेच्चाप्यभीक्ष्णशः ॥३६॥

### વાતરોહિણીની ખાસ ચિકિત્સા

વાતરોહિણી થયેલી હોય, તો લોહી કાઢ્યા પછી વારંવાર લૂણો ઘસાવવાં અને મોઢામાં સહેવાય તેવા ઊના સ્નેહના કોગળા વારંવાર કરાવવા. ૩૬

पतङ्गशर्कराक्षौद्रैः पैत्तिकीं प्रतिसारयेत् ।
द्राक्षापरूषकक्काथो हितश्च कवलग्रहः ॥ ३७ ॥

### પિત્તરોહિણીની ખાસ ચિકિત્સા

પિત્તરોહિણી થયેલી હોય, તો પતંગ તથા સાકરને મધમાં કાલવી તે ઘસાવવું; અને દ્રાક્ષ તથા ફાલસાં(ધ્રામણાનાં) ક્વાથ વાળો કોળિયો મુખમાં રખાવવો હિતકારી છે. ૩૭

आगारधूमकटुकैः श्लैष्मिकीं प्रतिसारयेत् ।
श्वेताविडङ्गदन्तीषु तैलं सिद्धं ससैन्धवम् ॥
नस्यकर्मणि योक्तव्यं तथा कवलधारणे ॥३८॥

### કફરોહિણીની ખાસ ચિકિત્સા

કફરોહિણી થયેલી હોય, તો ઘરના ધુમાડાની ધૂંસ, સૂંઠ, મરી તથા પીપર ઘસાવવાં અને સફેદ ગરણી, વાવડિંગ તથા નેપાળાના ક્વાથ-તથા કલ્કથી પકવેલા તેલમાં સૈંધવ મિશ્ર કરી તે તેલનો નસ્ય તથા કોળિયામાં ઉપયોગ કરવો. ૩૮

पित्तवत्साधयेद्वैद्यो रोहिणीं रक्तसम्भवाम् ॥ ३९ ॥

### રક્તરોહિણીની ખાસ ચિકિત્સા

રક્તરોહિણી થયેલી હોય, તો વૈદ્યે ઉપર કહેલી પિત્તરોહિણીની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી ૩૯

विस्राव्य कण्ठशालूकं साधयेत्तुण्डिकेरिवत् ।
एककालं यवान्नं च भुञ्जीत स्निग्धमल्पशः ॥४०॥

### કંઠશાલૂકની ચિકિત્સા

કંઠશાલૂક થયેલ હોય, તો લોહીનું સ્રાવણ કર્યા પછી તુંડિકેરિની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (આ અધ્યાયનો ૩૧મો વિષય જુઓ) અને એક વખત જ સ્નિગ્ધ તથા થોડું જવનું અન્ન જમાડવું ૪૦

उपजिह्विकवच्चापि साधयेदधिजिह्विकाम् ॥ ४१ ॥

### અધિજિહ્વની ચિકિત્સા

અધિજિહ્વ થયેલ હોય, તો તેની ઉપજિહ્વિકાની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (આ અધ્યાયનો ૨૮મો વિષય જુઓ.) ૪૧

एकवृन्दं तु विस्राव्य विधिं शोधनमाचरेत् ॥४२॥

### એકવૃંદની ચિકિત્સા

એકવૃંદ થયેલ હોય, તો લોહીનું સ્રાવણ કર્યા પછી શોધન ચિકિત્સા કરવી (આ રોગને સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩જા વિષયમાં ભેદ્ય કહ્યો છે) ૪૨

गिलायुश्चापि यो व्याधिस्तं च शस्त्रेण साधयेत् ॥४३॥

### ગિલાયુની ચિકિત્સા

ગિલાયુ થયેલ હોય, તો તેને શસ્ત્ર વડે ભેદવો ૪૩

अमर्मस्थं सुपक्वं च भेदयेद्गलविद्रधिम् ॥४४॥

### ગલવિદ્રધિની ચિકિત્સા

ગલવિદ્રધિ જો મર્મસ્થળમાં ન હોય અને સારી પેઠે પાક્યો હોય, તો તેને શસ્ત્ર વડે ભેદી નાખવો (વાગ્ભટ કહે છે, કે ગલવિદ્રધિ થયેલ હોય, તો શસ્ત્ર વડે લોહીનું સ્રાવણ કરીને સૈંધવ, ગોરોચન, રસવંતી, સોનાગેરુ, લોધર, શાહજીરુ, પતંગ અને પીપર ઘસાવવાં તથા તેઓનો જ કોગળો દેવો.)

(કંઠના રોગોમાં ઉપર કહેલા નવ રોગો સાધ્ય છે, તેઓની આ ચિકિત્સા કહી બાકીના રોગો અસાધ્ય છે, તેથી ચિકિત્સા કહી નથી સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩જા વિષયમાં વૃંદની ભેદન કરવારૂપ ચિકિત્સા તો કહી છે ભાવપ્રકાશમાં વૃંદની ચિકિત્સા એકવૃંદની ચિકિત્સા પ્રમાણે કરવા કહ્યું છે) ૪૪

वातात्सर्वसरं चूर्णैर्लवणैः प्रतिसारयेत् ।
तैलं वातहरैः सिद्धं हितं कवलनस्ययोः ॥
ततोऽस्मै स्नैहिकं धूममिमं दद्याद्विचक्षणः ।
शालराजादनैरण्डसारेङ्गुदिमधूकजा ॥
[illegible]
[illegible]
तत्सर्वं सुकृतं चूर्णं स्नेहेनालोड्य युक्तितः ।
तुण्डकवृन्तं सक्षौद्रं मतिमांस्तेन लेपयेत् ॥
एष सर्वसरे धूमः प्रशस्तः स्नैहिको मतः ।
कफघ्नो मारुतघ्नश्च मुखरोगविनाशनः ॥ ४५ ॥

### મોઢાના રોગોમાં વાયુથી થયેલા સર્વસરની ચિકિત્સા

જો સર્વસર વાયુથી થયેલો હોય તો સૈંધવ, સંચળ, બીડલૂણ, વડાગરુ અને દરિયાઈ લૂણનું ચૂર્ણ ઘસાવવું, વાતહર દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલું તેલ કોળિયામાં તથા નસ્યમાં વાપરવું અને પછી નીચે પ્રમાણે સ્નૈહિક ધુમાડો પાવો.

રાગ, રાણ, એરંડો, બહેડા વગેરે ફળો, ઇંગોળિયો અને મહુડાની મજ્જા લાવવી, અથવા ગૂગળ, રોહિષ નામનું સુગંધી ખડ, જટામાસી, કાળી ઉપલસરી, લવિંગ, રાળ, શિલાજિત અને મીણ લાવવાં એ સર્વને એકઠાં કરી બારીક ચૂર્ણ કરી જોઈતા ઘી

તથા મધથી મિશ્ર કરી તે ચૂર્ણને અરડૂસાની ડાંડલી ઉપર ચોમેર ચડાવી દેવું અને તેનો ધુમાડો પાવો. સર્વસર ઉપર આ સ્નૈહિક ધુમાડો ઘણો શ્રેષ્ઠ છે. આ ધુમાડો કફ, વાયુ તથા મુખના રોગોને મટાડે છે. ૪૫

पित्तात्मके सर्वसरे शुद्धकायस्य देहिनः ।
सर्वः पित्तहरः कार्यो विधिर्मधुरशीतलः ॥
प्रतिसारणगण्डूषधूमसंशोधनानि च ॥ ४६ ॥

### પિત્તથી થયેલા સર્વસરની ચિકિત્સા

જો સર્વસર પિત્તથી થયેલો હોય, તો રોગીને વમનાદિકથી શુદ્ધ કરીને પછી પિત્તનું હરણ કરનારી સઘળી મધુર તથા શીતલ ચિકિત્સા કરવી; પિત્તહર દ્રવ્યો ઘસાવવાં; ધૂમપાન, કોગળા તથા સંશોધન કરાવવાં. ૪૬

कफात्मके सर्वसरे विधिं कुर्यात्कफापहम् ।
पिबेदतिविषां पाठां मुस्तं च सुरदारु च ॥
रोहिणीं कटुकाख्यां च कुटजस्य फलानि च ॥
गवां मूत्रेण मनुजो भागैर्धरणसम्मितैः ।
एष सर्वान्कफकृतान्रोगान्योगोऽपकर्षति ॥ ४७ ॥

### કફથી થયેલા સર્વસરની ચિકિત્સા

જો સર્વસર કફથી થયેલો હોય, તો કફ મટાડનારો વિધિ કરવો. અતિવિખ, કાળીપાડ મોથ, દેવદાર, કડુ અને ઇંદ્રજવનું ચૂર્ણ કરી તેમાંથી ચોવીસચોવીસ ચણોઠીભાર લઈ નિત્ય ગોમૂત્રની સાથે પાવું. આ યોગ કફથી થયેલા સઘળા રોગો મટાડે છે. ૪૭

क्षीरेक्षुरसगोमूत्रदधिमस्त्वम्लकाञ्जिकैः ।
विदध्यात्कवलान्वीक्ष्य दोषं तैलघृतैरपि ॥४८॥

### સઘળા મુખરોગો ઉપરના કોળિયા

વૈદ્યે દોષોનાં બલાબલ જોઈ દૂધ, શેરડીનો રસ, ગોમૂત્ર, દહીં, દહીંની તર, દહીંનું પાણી તથા ખાટી કાંજી વડે તથા તેલ અને ઘી વડે પણ કોળિયા કરાવવા. ૪૮

रोगाणां मुखजातानां साध्यानां कर्म कीर्त्तितम् ।
असाध्या अपि वक्ष्यन्ते रोगा ये यत्र कीर्तिताः ॥
ओष्ठप्रकोपा वर्ज्याः स्युर्मांसरक्तत्रिदोषजाः ।
दन्तमूलेषु वर्ज्यौ तु त्रिलिङ्गगतिशौषिरौ ॥
दन्तेषु च न सिध्यन्ति श्यावदालनभञ्जनाः ।
जिह्वागतेष्वलासस्तु तालव्येष्वर्बुदं तथा ॥
स्वरघ्नो वलयो वृन्दो बलासश्च विदारिका ।
गलौघो मांसतानश्च शतघ्नी रोहिणी गले ॥
असाध्याः कीर्त्तिता ह्येते रोगा नव दशैव च ॥४९

### મુખના રોગોમાં અસાધ્ય રોગોની સંખ્યા

મુખના રોગોમાં જેટલા રોગો સાધ્ય છે, તેઓની ચિકિત્સા કહી; હવે મુખના રોગોમાં જેટલા અસાધ્ય છે, તેઓની કુલ સંખ્યા આપીએ છીએ.

હોઠના રોગોમાં માંસ, રુધિર અને ત્રણે દોષોથી થયેલા ત્રણ રોગો અસાધ્ય છે. (છતાં રુધિરથી થયેલા હોઠના રોગની ચિકિત્સા તો કહી છે।)

દાંતના મૂળના રોગોમાં ત્રણે દોષોથી થયેલી નાડી અને મહાશૌષિર એ બે રોગો અસાધ્ય છે.

દાંતના રોગોમાં શ્યાવદંતક, દાલન અને ભંજનક એ ત્રણ રોગો અસાધ્ય છે.

જીભના રોગોમાં અલાસ નામનો એક રોગ અસાધ્ય છે.

તાળવાના રોગોમાં તાલ્વર્બુદ નામનો એક રોગ અસાધ્ય છે.

કંઠના રોગોમાં સ્વરઘ્ન, વલય, વૃંદ, બલાસ, વિદારિકા, ગલૌઘ, માંસતાન, શતઘ્ની અને ત્રણે દોષોથી થયેલી રોહિણી એ નવ રોગો અસાધ્ય છે. (સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩૭ા વિષયમાં વૃંદની ભેદન કરવારૂપ ચિકિત્સા લખી છે, છતાં અહીં તેને અસાધ્ય ગણ્યો છે।)

આ પ્રમાણે મુખના રોગોમાં કુલ ૧૯ રોગો અસાધ્ય છે. ૪૯

### રક્તરોહિણીની ખાસ ચિકિત્સા

રક્તરોહિણી થયેલી હોય, તો વૈદ્યે ઉપર કહેલી પિત્તરોહિણીની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી ૩૯

विस्राव्य कण्ठशालूकं साधयेत्तुण्डिकेरिवत् ।
एककालं यवान्नं च भुञ्जीत स्निग्धमल्पशः ॥४०॥

### કંઠશાલૂકની ચિકિત્સા

કંઠશાલૂક થયેલ હોય, તો લોહીનુ સ્રાવણ કર્યા પછી તુંડિકેરિની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (આ અધ્યાયનો ૩૧મો વિષય જુઓ ) અને એક વખત જ સ્નિગ્ધ તથા થોડુ જવનુ અન્ન જમાડવુ ૪૦

उपजिह्विकवच्चापि साधयेदधिजिह्विकाम् ॥ ४१ ॥

### અધિજિહ્વની ચિકિત્સા

અધિજિહ્વ થયેલ હોય, તો તેની ઉપજિહ્વિકાની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (આ અધ્યાયનો ૨૮મો વિષય જુઓ.) ૪૧

एकवृन्दं तु विस्राव्य विधिं शोधनमाचरेत् ॥४२॥

### એકવૃંદની ચિકિત્સા

એકવૃંદ થયેલ હોય, તો લોહીનુ સ્રાવણ કર્યા પછી શોધન ચિકિત્સા કરવી (આ રોગને સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩જા વિષયમા ભેદ કહ્યો છે ) ૪૨

गिलायुश्चापि यो व्याधिस्तं च शस्त्रेण साधयेत् ॥४३॥

### ગિલાયુની ચિકિત્સા

ગિલાયુ થયેલ હોય, તો તેને શસ્ત્ર વડે ભેદવો ૪૩

अमर्मस्थं सुपक्वं च भेदयेद्गलविद्रधिम् ॥४४॥

### ગલવિદ્રધિની ચિકિત્સા

ગલવિદ્રધિ જો મર્મસ્થાનમાં ન હોય અને સારી પેઠે પાક્યો હોય, તો તેને શસ્ત્ર વડે ભેદી નાખવો (વાગ્ભટ કહે છે, કે ગલવિદ્રધિ થયેલ હોય, તો શસ્ત્ર વડે લોહીનુ સ્રાવણ કરીને સૈંધવ, ગોરોચન, રસનતી, સોનાગેરુ, લોધર, શાહજીરુ, પતંગ અને પીપર ઘસાવવા તથા તેઓનો જ કોગળો દેવો )

(કંઠના રોગોમાં ઉપર કહેલા નવ રોગો સાધ્ય છે, તેઓની આ ચિકિત્સા કહી બાકીના રોગો અસાધ્ય છે, તેથી ચિકિત્સા કહી નથી સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૩જા વિષયમા વૃંદની ભેદન કરવારૂપ ચિકિત્સા તો કહી છે ભાવપ્રકાશમા વૃંદની ચિકિત્સા એકવૃંદની ચિકિત્સા પ્રમાણે કરવા કહ્યુ છે ) ૪૪

वातात्सर्वसरं चूर्णैर्लवणैः प्रतिसारयेत् ।
तैलं वातहरैः सिद्धं हितं कवलनस्ययोः ॥
ततोऽस्मै स्नैहिकं धूममिमं दद्याद्विचक्षणः ।
शालराजादनैरण्डसारेङ्गुदिमधूकजाः ॥
मज्जानो गुग्गुलुध्याममांसीकालानुसारिवाः ।
श्रीसर्जरसशैलेयमधूच्छिष्टानि चाहरेत् ॥
तत्सर्वं सुकृतं चूर्णं स्नेहेनालोड्य युक्तितः ।
टुण्टुकवृन्तं सक्षौद्रं मतिमांस्तेन लेपयेत् ॥
एष सर्वसरे धूमः प्रशस्तः स्नैहिको मतः ।
कफघ्नो मारुतघ्नश्च मुखरोगविनाशनः ॥ ४५ ॥

### મોઢાના રોગોમાં વાયુથી થયેલા સર્વસરની ચિકિત્સા

જો સર્વસર વાયુથી થયેલો હોય, તો સૈંધવ, સંચળ, બીડલૂણ, વડાગરુ અને દરિયાઈ લૂણનુ ચૂર્ણ ઘસાવવુ, વાતહર દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલુ તેલ કોળિયામા તથા નસ્યમાં વાપરવુ અને પછી નીચે પ્રમાણે સ્નૈહિક ધુમાડો પાવો.

રાળ, રાણ, એરંડો, બહેડા વગેરે ફળો, ઇંગોળિયો અને મહુડાની ગજ્જા લાવવી, અથવા ગૂગળ, રોહિષ નામનુ સુગંધી ખડ, જટામાસી, કાળી ઉપલસરી, લવિંગ, રાળ, શિલાજિત અને મીણ લાવવા એ સર્વને એકઠાં કરી બારીક ચૂર્ણ કરી જોઈતા ઘી

### કફથી થયેલા સર્વસર સોજાનું લક્ષણ

જો સઘળા શરીરમાં થયેલો સોજો પાંડુ, સફેદ, સ્નિગ્ધ, કઠણ, શીતલ, ધીમી ગતિ કરનારો અને તેમાં ખરજ તથા ભારેપણા વગેરે વેદનાઓ થતી હોય, તો જાણવું, કે એ સોજો કફથી થયેલો છે. ૬

सन्निपातश्वयथुः सर्ववर्णवेदनः ॥ ७ ॥

### ત્રણે દોષોવાળા સર્વસર સોજાનું લક્ષણ

જો સઘળા શરીરમાં થયેલો સોજો ઉપર કહેલા સર્વ વર્ણોવાળો તથા સર્વ વેદનાવાળો હોય, તો જાણવું કે એ સોજો ત્રણે દોષોથી થયો છે. ૭

विषनिमित्तस्तु गरोपयोगाद्दुष्टतोयसेवनात्प्रकोपोदकावगाहनात्सविषसत्त्वदिग्धचूर्णेनावचूर्णनाद्वा सविषमूत्रपुरीषशुक्रस्पृष्टानां तृणकाष्ठादीनां संस्पर्शनात् । स तु मृदुः क्षिप्रोत्थानोऽवलम्बी चलो वा दाहपाकप्रायश्च भवति ॥ ८ ॥

### વિષના સોજાનાં દૂરનાં નિદાનો તથા લક્ષણ

બહાર અથવા અંદર ઝેરનો ઉપયોગ થવાથી, દુષ્ટ જળના સેવનથી, દુર્ગંધવાળા સડેલા પાણીમાં નાહવાથી, ઝેરી પ્રાણીનાં મૂત્રાદિકથી ખરડાયેલાં ચૂર્ણો વડે શરીર ખરડાયાથી અને ઝેરી પ્રાણીઓનાં મૂત્ર વિષ્ઠા, કે વીર્યનો સ્પર્શ પામેલા ખડ કે લાકડું વગેરે પદાર્થોનો સ્પર્શ થવાથી ઝેર, સઘળા શરીરમાં સોજો કરે છે.

જો સઘળા શરીરમાં થયેલો સોજો કોમળ, તુરત ઊઠેલો, લટકતો, ચંચળ, બહુ બળતરાવાળો અને બહુ પાકવાળો હોય, તો જાણવું કે એ સોજો ઝેરથી થયો છે. ૮

भवन्ति चात्र ।
दोषाः श्वयथुमूर्द्ध्वं हि कुर्वन्त्यामाशयस्थिताः ।
पक्वाशयस्था मध्ये च वर्चःस्थानगतास्त्वधः ॥
कृत्स्नं देहमनुप्राप्ताः कुर्युः सर्वसरं तथा ॥ ९ ॥

### ક્યાં રહેલા દોષો ક્યાં સોજો ઉપજાવે છે?

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'દોષો આમાશયમાં રહેલા હોય તો છાતીથી ઉપરના ભાગમાં; પક્વાશયમાં રહેલા હોય, તો છાતી અને પક્વાશયની વચમાં; વિષ્ઠના સ્થાનમાં રહેલા હોય, તો પક્વાશયથી નીચેના ભાગમાં અને સઘળા દેહમાં વ્યાપ્યા હોય, તો સઘળા દેહમાં સોજો પેદા કરે છે. ૯

श्वयथुर्मध्यदेशे यः स कष्टः सर्वगश्च यः ॥
अर्द्धाङ्गेऽरिष्टभूतश्च यश्चोर्द्ध्वं परिसर्पति ॥ १० ॥

### સોજાની કષ્ટસાધ્યતા તથા અરિષ્ટરૂપતા

જે સોજો છાતી તથા પક્વાશયના મધ્યમાં થયો હોય અથવા જે સોજો સઘળા શરીરમાં વ્યાપ્યો હોય, તે સોજો કષ્ટસાધ્ય છે. જે સોજો અર્ધનારીશ્વરને આકારે અરધા શરીરમાં થયો હોય, તે સોજો પણ મરણના ચિહ્ન જેવો છે.[1] ૧૦

श्वासः पिपासा दौर्बल्यं ज्वरश्छर्दिररोचकः ।
हिक्कातिसारः कासश्च शूनं सङ्क्षपयन्ति हि ॥ ११ ॥

### સોજો અસાધ્ય ક્યારે ગણવો?

શ્વાસ, તરસ, દુર્બળતા, જ્વર, ઊલટી, અરુચિ, હેડકી, અતિસાર અને ખાંસી સોજાવાળાને મારી નાખે છે.' ૧૧

सामान्यतो विशेषाच्च तेषां वक्ष्यामि भेषजम् ॥ १२ ॥

---

૧ આ વિષયમાં એટલું વિશેષ સમજવાનું છે, કે 'પુરુષને પગમાં થયેલો સોજો જો મુખ તરફ જાય અને તે સોજો જો અતિસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય–અર્થાત્ પોતાનાં નિદાનોથી જ થયો હોય, તો તે પુરુષને મારી નાખે છે. સ્ત્રીને મુખમાં થયેલો સોજો જો પગ તરફ જાય અને તે. સોજો જો અતિસાર, ગ્રહણી તથા અરશ આદિ બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય–અર્થાત્ પોતાનાં નિદાનોથી જ થયો હોય, તો તે સ્ત્રીને મારી નાખે છે. મૂત્રાશયમાં થયેલો જે સોજો બીજા રોગોના ઉપદ્રવરૂપે ન થયો હોય પણ પોતાનાં નિદાનોથી જ થયો હોય, તે સોજો પુરુષને અને સ્ત્રીને બન્નેને મારી નાખે છે.

तेषां चापि क्रियां वैद्यः प्रत्याख्याय समाचरेत् ॥५०॥

### ઉપર કહેલા અસાધ્ય રોગોની ચિકિત્સા

મુખરોગોમાં ઉપર જે ઓગણીશ રોગો અસાધ્ય જણાવ્યા, તેઓની ચિકિત્સા કરવાની પહેલાં વૈદ્યે ના પાડ્યા પછી જો રોગી વગેરેનો આગ્રહ દેખાય, તો દોષાનુસાર ચિકિત્સા કરવી. ૫૦

## અધ્યાય ૨૩ મો

अथातः शोफानां चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શોફચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

षड्विधोऽवयवसमुत्थः शोफोऽभिहितो लक्षणतः प्रतीकारतश्च । सर्वसरस्तु पञ्चविधः । तद्यथा—वातपित्तश्लेष्मसन्निपातविषनिमित्तः ॥२॥

### સર્વસર સોજાનાં મુખ્ય નિદાનો

શરીરના એકાદ અવયવમાં ઊઠેલા છ પ્રકારના સોજાનાં લક્ષણો તથા ચિકિત્સાઓ આ સ્થાનના પહેલા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે. (હવે સર્વસર એટલે સઘળા શરીરમાં અથવા શરીરના મોટા ભાગમાં ફેલાયેલો સોજો, કે જે ઉપર કહેલા સોજાથી જુદા લક્ષણોવાળો તથા જુદી ચિકિત્સાઓવાળો છે, તે વિષે કહીએ છીએ )

વાયુ, પિત્ત, કફ, ત્રણે દોષો અને વિષથી થયેલ, સર્વસર સોજા પાંચ પ્રકારના છે. ૨

तत्रापि तर्पितस्याध्वगमनादतिमात्रमभ्यवहरतो वा पिष्टान्नहरितकशाकलवणानि क्षीणस्य वातिमात्रमम्लमुपसेवमानस्य मृत्पङ्कलोष्टशर्करानूपौदकमांससेवनादजीर्णिनो वा ग्राम्यधर्मसेवनाद्विरुद्धाहारसेवनाद्धस्त्यश्वोष्ट्रयपदातिसङ्क्षोभणाद्दोषा धातून्प्रदूष्य श्वयथुमापादयन्त्यखिले शरीरे ॥ ३ ॥

### વિષ સિવાય પાંચ સર્વસર સોજાઓનાં દૂરનાં નિદાનો તથા સંપ્રાપ્તિ

અન્નાદિકથી તૃપ્ત થયા પછી પથ કરવાથી, લોટનાં અન્નો, લીલાં શાકો તથા લૂણેનું અત્યંત ભક્ષણ કરવાથી, શરીરમાં ક્ષીણતા છતાં ખાટા રસનું અત્યંત સેવન કરવાથી, માટીનું, પાકેલી માટીના ટુકડાઓનું, કાંકરીઓનું, આનૂપ કે જલચર પ્રાણીઓનાં માંસોનું સેવન કરવાથી, અજીર્ણ છતાં મૈથુન સેવવાથી સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં કહેલા વિરુદ્ધ આહારોનું સેવન કરવાથી, હાથી, ઘોડો, ઊંટ કે રથ વગેરે ઉપર બેસવાને લીધે અને પગે ચાલતાં લાગેલા હડદોલાથી કુપિત થયેલા દોષો, ધાતુઓને દૂષિત કરી સઘળા શરીરમાં સોજો પેદા કરે છે. ૩

तत्र वातश्वयथुररुणः कृष्णो वा मृदुरनवस्थितस्तोदादयश्चात्र वेदनाविशेषाः ॥ ४ ॥

### વાયુથી થયેલા સર્વસર સોજાનું લક્ષણ

જો સઘળા શરીરમાં થયેલો સોજો રાતો, કાળો, કોમળ, ચચળ હોય અને તેમાં સોય ભોંકાયા જેવી વ્યથા વગેરે વેદનાઓ થતી હોય, તો જાણવું, કે એ સોજો વાયુથી થયેલો છે ૪

पित्तश्वयथुः पीतो रक्तो वा शीघ्रानुसार्योषचोषादयश्चात्र वेदनाविशेषाः ॥ ५ ॥

### પિત્તથી થયેલા સર્વસર સોજાનું લક્ષણ

જો સઘળા શરીરમાં થયેલો સોજો પીળો, રાતો, ઝડપી ગતિ કરનારો અને તેમાં બળતરા તથા ચોસ વગેરે વેદનાઓ થતી હોય, તો જાણવું, કે એ સોજો પિત્તથી થયેલો છે. ૫

श्लेष्मश्वयथुः पाण्डुः शुक्लो वा स्निग्धः कठिनः शीतो मन्दानुसारी कण्ड्वादयश्चात्रवेदनाविशेषाः ॥६॥

૧ આખા શરીરમાં અથવા શરીરના મોટા ભાગમાં ફેલાયેલા સોજાઓના નિદાન તથા ચિકિત્સાદિક વિષયનો.

વિષયમાં જે ત્રણ પ્રકારનાં ઘી કહેલાં છે, તે ત્રણ અને ચોથું આ સ્થાનના ચોથા અધ્યાયના એકવીસમા વિષયમાં કહેલું તિલ્વક નામનું ઘી એ ચાર ઘીમાંથી ગમે તે ઘીનો નિત્ય ઉપયોગ કરાવવામાં આવે, તો તે ઘી સોજાનો નાશ કરે છે.

આ સ્થાનના ઉદરરોગોની ચિકિત્સા-વિષેના ૧૪મા અધ્યાયના નવમા વિષયના વીસમા પરિચ્છેદમાં જે આનાહવર્ત્તિ (ખવડા-વવાની વાટો) કહી છે, તેઓનું નિત્ય સેવન કરાવવામાં આવે, તો તેઓ સોજાનો નાશ કરે છે.

આ સ્થાનના પ્રમેહપિડકાચિકિત્સિત નામના ૧૨મા અધ્યાયના નવમા વિષયમાં જે નવાયસ કહ્યું છે, તેનો મધની સાથે નિત્ય ઉપયોગ કરાવવામાં આવે, તો તે નવાયસ સોજાનો નાશ કરે છે.

વાવડિંગ, અતિવિખ, ઇંદ્રજવ, દેવદાર, સૂંઠ અને મરીનું ચૂર્ણ કરી તેમાંથી એક મહિના સુધી નિત્ય ચોવીસ ચણોઠીભાર ચૂર્ણનો ઊના પાણી સાથે ઉપયોગ કરાવાય, તો તે સોજાનો નાશ કરે છે.

સૂંઠ, મરી, પીપર, જવખાર અને લોઢાના ચૂર્ણનો એક મહિના સુધી નિત્ય ત્રિફળાના ક્વાથ સાથે ઉપયોગ કરાવાય, તો તે સોજાનો નાશ કરે છે.

આઠ તોલાભાર ગોમૂત્ર અને આઠ તોલા-ભાર દૂધને મિશ્ર કરી પાવામાં આવે અને તે ઉપર સોજાને હરનારાં દ્રવ્યનું અનુપાન પાવામાં આવે તો એક મહિનાની અંદર સોજો નાશ પામે છે.

નિત્ય એક તોલાભાર હરડેનું ચૂર્ણ અને એક તોલાભાર ગોળને મિશ્ર કરી ખવડાવવામાં આવે અને તે ઉપર સોજાને હરનારાં દ્રવ્યનું અનુપાન પાવામાં આવે, તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

નિત્ય દેવદાર, સૂંઠ કે ગૂગળનો કલ્ક ગોમૂત્ર સાથે પાવામાં આવે અને તે ઉપર સોજાને હરનારાં દ્રવ્યનું અથવા સહેજ ઊના કરેલા પાણીનું અનુપાન પાવામાં આવે, તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

નિત્ય એક તોલાભાર આદું અને એક તોલાભાર ગોળને મિશ્ર કરી ખવડાવાય અને તે ઉપર સાટોડીના ક્વાથનું અનુપાન પાવામાં આવે તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

આદાથી મિશ્ર કરેલો સાટોડીનો ક્વાથ અથવા સાટોડીનાં મૂળનો કલ્ક નિત્ય પાવામાં આવે અને તે ઉપર દૂધનું અનુપાન દેવામાં આવે, તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

સૂંઠ, મરી, પીપર અને સાટોડીના ક્વાથમાં પકવેલા ઘી સાથે નિત્ય મગના ઓળા (પોંખ) ખવડાવાય તો સોજો નાશ પામે છે.

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અઘેડો અને સાટોડીના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સૂંઠ અને સરગવાનાં મૂળના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સૂંઠ, મરી, પીપર, એરડાનાં અને નસો-તરનાં મૂળના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સાટોડી, આદું, જંગલી અડદ અને દેવદારના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

કડવી તૂંબડી અને બહેડાંના ફળનો કલ્ક ચોખાના ધોણ સાથે નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સોજાવાળા માણસને જવખાર, પીપર, મરી તથા આદાથી મિશ્ર કરેલા લૂણવગરના અને થોડા સ્નેહવાળા મગના ઓસામણ સાથે જવનું અથવા ઘઉંનું અન્ન જમાડવું. ઇંદ્રજવ, આકડો, કરંજ, લીમડો અને

## સોજાની સામાન્ય તથા વિશેષ ચિકિત્સા

સોજાઓની ખાસ ચિકિત્સા પ્રથમ કહીશ અને તે પછી સામાન્ય ચિકિત્સા કહીશ ૧૨

शोफिनः सर्वं एव परिहरेयुरम्लत्वणदधिगुड वसापयस्तैलघृतपिष्टमयगुरूणि ॥ १३ ॥

## સોજાના દરદીએ છોડવાના પદાર્થો

સોજાવાળા સઘળા લોકાએ ખાટા-ખારા પદાર્થો, દહીં, ગોળ, ચરબી, દૂધ, તેલ, ઘી, લોટના પદાર્થો અને ભારે અન્નાદિ છોડવા ૧૩

तत्र वातश्वयथौ त्रैवृतमेरण्डतैलं वा मासमर्द्धं मासं वा पाययत्। न्यग्रोधादिकषायसिद्धं सर्पिः पित्तश्वयथौ। आरग्वधादिसिद्धं श्लेष्मश्वयथौ। सन्निपातश्वयथौ सुह्रीक्षीरपात्रं द्वादशभिरम्लपात्रैः प्रतिसंसृष्टं दन्तीप्रतिवापं सर्पिः पाचयित्वा पाययेत्। विषनिमित्तं कल्पेषु प्रतीकारः ॥ १४ ॥

## સર્વસર સોજાઓની ખાસ ચિકિત્સા

જો વાયુથી સર્વસર સોજો થયો હોય, તો એક કે અરધા મહિના સુધી ત્રૈવૃત ઘી પાવુ (આ સ્થાનના પાચમા અધ્યાયનો પદરમો વિષય જુઓ.) અથવા એરડિયુ તેલ પાવુ

જો સર્વસર સોજો પિત્તથી થયો હોય, તો ન્યગ્રોધાદિ ગણના ક્વાથમા પકવેલુ ઘી એક કે અરધા મહિના સુધી પાવુ

જો સર્વસર સોજો કફથી થયો હોય, તો આરગ્વધાદિ ગણના ક્વાથમા પકવેલુ ઘી એક કે અરધા મહિના સુધી પાવુ

જો સર્વસર સોજો સન્નિપાતથી એટલે ત્રણે દોષોથી થયો હોય, તો થોરનુ બસોછપ્પન્ન તોલા ભાર દૂધ લઈ તેને તેથી બારગણી ખાટી કાજીથી મિશ્ર કરી તેમાં નેપાળાના પ્રતિવાપવાળુ ઘી પકવીને તે ઘી એક કે અરધા મહિના સુધી પાવુ (પાક સિદ્ધ થવા આવે તે વખતે જે દ્રવ્ય નાખવામા આવે તે પ્રતિવાપ કહેવાય છે)

જો સર્વસર સોજો વિષથી થયો હોય, તો તેની કલ્પસ્થાનમા જે ચિકિત્સા કહેવામાં આવશે તે કરવી (કલ્પસ્થાનના ૭મા અધ્યાયનો રજો વિષય જુઓ બીજા પણ અનેક ઔષધો એ સ્થાનમા કહેવામા આવશે) ૧૪

अथातः सामान्यचिकित्सितं व्याख्यास्यामः ॥ तिल्वकघृतचतुर्थानि यान्युक्तान्युदरेषु ततोऽन्यतममुपयुज्यमानं श्वयथुमपहन्ति। मूत्रवर्तिक्रिया वा सेवयेत्। नवायसं वा हरिद्रमधुना। विडङ्गातिविषा कुटजफलभद्रदारुनागरमरिचचूर्णं वा धरणमुष्णाम्बुना। त्रिकटुक्षारायश्चूर्णानि वा त्रिफलाकषायेण। मूत्रं तुल्यं क्षीरं हरीतकीं वा तुल्यगुडामुपयुञ्जीत। देवदारु शुण्ठीं वा गुग्गुलुं वा मूत्रेण। वर्षाभूकषायानुपानं तुल्यगुडं शृङ्गवेरं वा वर्षाभूकषायं मूलककल्कं वा सशृङ्गवेरं पयोऽनुपानमहरहर्मासम्। व्योषवर्षाभूकषायसिद्धेन वा सर्पिषा सुद्गोलुम्नान्भक्षयेत्। पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकमयूरकवर्षाभूसिद्धं वा क्षीरं पिबेत्। महौषधसुरङ्गीमूलसिद्धं वा त्रिकटुकैरण्डमूलश्यामामूलसिद्धं वा। वर्षाभूशृङ्गवेरसहादेवदारुसिद्धं वा। तथालाबुचिर्मीनरुफलकल्कं वा तण्डुलाम्बुना। क्षारपिप्पलीमरिचशृङ्गवेरानुविद्धेन च मुद्गयूषेण लवणेनाल्पस्नेहेन भोजयेद्यवान्नं गोधूमान्नं वा। वृक्षकार्कनक्तमालनिम्बवर्षाभूक्वाथैश्च परिषेकः सर्षपसौवर्चलसैन्धवशार्ङ्गेष्टामिश्रः प्रदेहः कार्यः। यथादोषं च विरेचनास्थापनानि तीक्ष्णान्यजस्रमुपसेवेत, स्नेहस्वेदोपनाहांश्च शिरामिश्रामीक्ष्णं शोणितमवसेचयेद न्यत्रोपद्रवशोफादिति ॥ १५ ॥

## સર્વસર સોજાઓની સામાન્ય ચિકિત્સા

હવે સર્વસર સોજાઓની સામાન્ય ચિકિત્સા કહીએ છીએ આ સ્થાનના ઉદરરોગોની ચિકિત્સા વિષેના ૧૪મા અધ્યાયના નવમા

વિષયમાં જે ત્રણ પ્રકારનાં ઘી કહેલાં છે, તે ત્રણ અને ચોથું આ સ્થાનના ચોથા અધ્યાયના એકવીસમા વિષયમાં કહેલું તિલ્વક નામનું ઘી એ ચાર ઘીમાંથી ગમે તે ઘીનો નિત્ય ઉપયોગ કરાવવામાં આવે, તો તે ઘી સોજાનો નાશ કરે છે.

આ સ્થાનના ઉદરરોગોની ચિકિત્સા-વિષેના ૧૪મા અધ્યાયના નવમા વિષયના વીસમા પરિચ્છેદમાં જે આનાહવર્ત્તિ (ખવડા-વવાની વાટો) કહી છે, તેઓનું નિત્ય સેવન કરાવવામાં આવે, તો તેઓ સોજાનો નાશ કરે છે.

આ સ્થાનના પ્રમેહપિડકાચિકિત્સિત નામના ૧૨મા અધ્યાયના નવમા વિષયમાં જે નવાયસ કહ્યું છે, તેનો મધની સાથે નિત્ય ઉપયોગ કરાવવામાં આવે, તો તે નવાયસ સોજાનો નાશ કરે છે.

વાવડિંગ, અતિવિખ, ઇંદ્રજવ, દેવદાર, સૂંઠ અને મરીનું ચૂર્ણ કરી તેમાંથી એક મહિના સુધી નિત્ય ચોવીસ ચણોઠીભાર ચૂર્ણનો ઊના પાણી સાથે ઉપયોગ કરાવાય, તો તે સોજાનો નાશ કરે છે.

સૂંઠ, મરી, પીપર, જવખાર અને લોઢાના ચૂર્ણનો એક મહિના સુધી નિત્ય ત્રિફળાના ક્વાથ સાથે ઉપયોગ કરાવાય, તો તે સોજાનો નાશ કરે છે.

આઠ તોલાભાર ગોમૂત્ર અને આઠ તોલા-ભાર દૂધને મિશ્ર કરી પાવામાં આવે અને તે ઉપર સોજાને હરનારાં દ્રવ્યનું અનુપાન પાવામાં આવે તો એક મહિનાની અંદર સોજો નાશ પામે છે.

નિત્ય એક તોલાભાર હરડેનું ચૂર્ણ અને એક તોલાભાર ગોળને મિશ્ર કરી ખવડાવવામાં આવે અને તે ઉપર સોજાને હરનારાં દ્રવ્યનું અનુપાન પાવામાં આવે, તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

નિત્ય દેવદાર, સૂંઠ કે ગૂગળનો કલ્ક ગોમૂત્ર સાથે પાવામાં આવે અને તે ઉપર સોજાને હરનારાં દ્રવ્યનું અથવા સહેજ ઊના કરેલા પાણીનું અનુપાન પાવામાં આવે, તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

નિત્ય એક તોલાભાર આદું અને એક તોલાભાર ગોળને મિશ્ર કરી ખવડાવાય અને તે ઉપર સાટોડીના ક્વાથનું અનુપાન પાવામાં આવે તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

આદાથી મિશ્ર કરેલો સાટોડીનો ક્વાથ અથવા સાટોડીનાં મૂળનો કલ્ક નિત્ય પાવામાં આવે અને તે ઉપર દૂધનું અનુપાન દેવામાં આવે, તો એક મહિનામાં સોજો નાશ પામે છે.

સૂંઠ, મરી, પીપર અને સાટોડીના ક્વાથમાં પકવેલા ઘી સાથે નિત્ય મગના ઓળા (પોંખ) ખવડાવાય તો સોજો નાશ પામે છે.

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, અઘેડો અને સાટોડીના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સૂંઠ અને સરગવાનાં મૂળના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સૂંઠ, મરી, પીપર, એરંડાનાં અને નસો-તરનાં મૂળના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સાટોડી, આદું, જંગલી અડદ અને દેવદારના ક્વાથમાં પકવેલું દૂધ નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

કડવી તૂંબડી અને બહેડાંના ફળનો કલ્ક ચોખાના ધોણ સાથે નિત્ય પાવામાં આવે તો સોજો નાશ પામે છે.

સોજાવાળા માણસને જવખાર, પીપર, મરી તથા આદાથી મિશ્ર કરેલા લૂણવગરના અને થોડા સ્નેહવાળા મગના ઓસામણ સાથે જવનું અથવા ઘઉંનું અન્ન જમાડવું. ઇંદ્રજવ, આકડો, કરંજ, લીમડો અને

સાટોડીના ક્વાથોથી સોજાવાળાના શરીર ઉપર સિંચન કરવુ સરસવ સંચળ,[1] સૈંધવ અને પીલુડીનો સોજાવાળાના શરીર ઉપર લેપ કરવો જે દોષથી સોજો થયો હોય, તે દોષને ટાળનારા તીક્ષ્ણ વિરેચનો તથા તીક્ષ્ણ નિરૂહબસ્તિઓનુ તથા તેના જ પ્રકારના સ્નેહો, સ્વેદો અને ઉપનાહોનુ પણ નિત્ય સેવન કરાવવુ સોજાવાળો આદમી જો બળવાન હોય, તો શિરાઓને વીધી વારવાર લોહીનુ સ્રાવણ પણ કરવુ

જે સોજો પોતાના નિદાનોથી થયેલો હોય, તેને માટે ઉપર કહેલી ચિકિત્સા છે, પણ જે સોજો બીજા રોગના ઉપદ્રવરૂપે થયેલ હોય, તેને માટે એ ચિકિત્સા નથી, એમ સમજવુ ૧૫

भवति चात्र ।
पिष्टान्नमम्लं लवणानि मद्यं
मृदं दिवास्वप्नमजाङ्गलं च ।
स्त्रियो घृतं तैलपयोगुरूणि
शोफं जिघांसुः परिवर्जयेत्तु ॥ १६ ॥

### સોજાવાળાએ પાળવાની પરેજી

સોજાનો નાશ કરવાની ઇચ્છાવાળા રોગીએ લોટના અન્નો, લૂણો, મદ્ય, માટી, દિવસની નિદ્રા, જાંગલી પ્રાણીઓ વિના બીજા પ્રાણીઓનુ માંસ, સ્ત્રીસંગ, ઘી, તેલ, દૂધ અને ભારે પદાર્થો છોડવા ૧૬

[1] લુન તો સૌવર્ચલને બદલે સુવર્ચલા એવો પાઠ માનીને સુવર્ચલા એટલે સૂરજમુખી એવો અર્થ આપે છે

## અધ્યાય ૨૪ મો

अथातोऽनागताबाधाप्रतिषेधनीयं चिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અનાગતાબાધાપ્રતિષેધનીય'[2] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

उत्थायोत्थाय सततं स्वस्थेनारोग्यमिच्छता ।
धीमता यदनुष्ठेयं तत्सर्वं सम्प्रवक्ष्यते ॥ २ ॥

### આ અધ્યાયનો સમુદાયાત્મક વિષય

સર્વદા આરોગ્ય ઇચ્છનારા બુદ્ધિમાન્, સ્વસ્થ માણસે પૂર્ણ કાળજી રાખી નિત્ય જે કરવુ જોઈએ તે સઘળુ આ અધ્યાયમા કહેવાશે

तत्रादौ दन्तपवनं द्वादशाङ्गुलमायतम् ।
कनिष्ठिकापरीणाहमृज्वग्रन्थितमव्रणम् ॥
अयुग्मग्रन्थि यच्चापि प्रत्यग्रं शस्तभूमिजम् ।
अवेक्ष्यर्तुं च दोषं च रसं वीर्यं च योजयेत् ॥
कषायं मधुरं तिक्तं कटुकं प्रातरुत्थितः ।
निम्बश्च तिक्तके श्रेष्ठः कषाये खदिरस्तथा ॥
मधूको मधुरे श्रेष्ठः करञ्जः कटुके तथा ।
क्षौद्रव्योषत्रिवर्गाक्तं सतैलं सैन्धवेन च ॥
चूर्णेन तेजोवत्याश्च दन्तान्नित्यं विशोधयेत् ।
एकैकं घर्षयेद्दन्तं मृदुना कूर्चकेन च ॥
दन्तशोधनचूर्णेन दन्तमांसान्यबाधयन् ।
तद्दौर्गन्ध्योपदेहौ तु श्लेष्माणं चापकर्षति ॥
वैशद्यमन्नाभिरुचिं सौमनस्यं करोति च ।
न खादेद्गलताल्वोष्ठजिह्वारोगसमुद्भवे ॥

[2] ભવિષ્યના વિકારોને અટકાવનારી પદ્ધતિ બતાવનારૂપ વિષયવાળો અથવા દિવસે ને રાત્રે અનુક્રમે સર્વ ઋતુઓ બનતી હોવાથી તે તે સમયમા દોષોના જે થોડાથોડા પ્રકોપ વગેરે થાય છે તે સઘળા વિકારોને અટકાવવાની પદ્ધતિ બતાવવારૂપ વિષયવાળો

अथास्यपाके श्वासे च कासहिक्कावमीषु च ।
दुर्बलोऽजीर्णभक्तश्च मूर्छार्तो मदपीडितः ॥
शिरोरुगार्त्तस्तृषितः श्रान्तः पानक्लमान्वितः ।
अर्दिती कर्णशूली च दन्तरोगी च मानवः ॥३॥

### દાતણનો વિધિ તથા નિષેધ

પ્રભાતમાં ઊઠીને દાતણ કરવું; તે બાર આંગળ લાંબું, ટચલી આંગળીની અણી જેવું જાડું, સીધું, ગાંઠવગરનું, કોતરવગરનું, ગાંઠવગરનું ન મળે તો એકથી વધારે ગાંઠવગરનું, નવું અને સારા પ્રદેશમાં ઊગેલા વનસ્પતિનું કરવું ઋતુ, દોષ, રસ તથા વીર્ય ઉપર ધ્યાન આપીને તૂરા, મધુર, કડવા કે તીખા દાતણની યોજના કરવી. કડવાં દાતણોમાં લીંબડાનું દાતણ શ્રેષ્ઠ છે, તૂરાં દાતણોમાં ખેરનું દાતણ શ્રેષ્ઠ છે, મધુર દાતણોમાં મહુડાનું દાતણ શ્રેષ્ઠ છે અને તીખાં દાતણોમાં કરંજનું દાતણ શ્રેષ્ઠ છે. મધ, સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, તેલ અને સૈંધવમાંથી જે પદાર્થો પ્રકૃતિને અનુકૂળ જણાય, તે પદાર્થોથી દાતણના કૂચાને ખરડીને દાંતોને ઘસવા. નિત્ય તેજબળના ચૂર્ણથી પણ દાંતોને શુદ્ધ કરવા. દાતણના કોમળ કૂચામાં દાંતોને શુદ્ધ કરનારું ચૂર્ણ ચડાવી, દાંતોનાં પેઢાંઓને હરકત ન આવે, એ રીતે તે કૂચા વડે એકએક દાંત ઘસવો. દાતણ કરવાથી મોઢાની દુર્ગંધી, મળથી ખરડાયેલાપણું તથા અંદરનો દુષ્ટ કફ દૂર થાય છે; સ્વચ્છતા અન્ન ઉપર રુચિ અને મનમાં પ્રસન્નતા ઊપજે છે.

પરંતુ ગળાનો, તાળવાનો, હોઠનો કે જીભનો રોગ ઉત્પન્ન થયો હોય, મોઢું પાક્યું હોય, શ્વાસ થયો હોય, ખાંસી થઈ હોય, હેડકી થઈ હોય કે ઊલટીનું દરદ હોય તો દાતણ કરવું નહિ. નબળા માણસે, જેને અન્ન પચ્યું ન હોય તે માણસે, મૂર્છાના દરદીએ, મદથી પીડાયેલાએ, માથાના દરદીએ, તૃષાથી પીડાયેલાએ, થાકેલાએ, કોઈ પણ પ્રવાહી પીવાથી જેને નબળાઈ હો[illegible] અર્દિત રોગવાળાએ, કાનના શૂળવાળા[illegible] દાંતના રોગવાળાએ દાતણ કરવું નહિ. ૩

जिह्वानिर्लेखनं रौप्यं सौवर्णं वार्क्षमेव च
तन्मलापहरं शस्तं मृदु श्लक्ष्णं दशाङ्गुलम्
मुखवैरस्यदौर्गन्ध्यशोफजाड्यहरं सुखम् ॥

### જીભની ઓળ ઉતારવાનું સા[illegible] અને તેના લાભો

જીભની ઓળ ઉતારવાની સળ[illegible] આંગળ લાંબી રાખવી અને તે રૂપાની, [illegible] અથવા ઝાડની રાખવી. કોમળ તથા [illegible] રાખેલી એ સળી વડે ઓળ ઉતારવાથી [illegible] વિરસતા, દુર્ગંધી, સોજો તથા જડતા [illegible] અને સુખ થાય છે. ૪

दन्तदार्ढ्यकरं रुच्यं स्नेहगण्डूषधारणम् ।
क्षीरवृक्षकषायैर्वा क्षीरेण च विमिश्रितैः ।

### મોઢામાં સ્નેહ અથવા કવાથાદિ[illegible] કોગળો રાખવાથી લાભ

મોઢામાં સ્નેહનો અથવા દૂધથી કરેલા વડ વગેરે ક્ષીરિવૃક્ષોના કવા[illegible] કોગળો રાખવો. એ કોગળો રાખવાથી રુચિ થાય છે અને દાંતો મજબૂત બને છે. ([illegible] ક્ષોના કવાથાદિકથી રુધિરની દુષ્ટતા પ[illegible] જાય છે.) ૫

भिल्लोदककषायेण तथैवामलकस्य वा ।
प्रक्षालयेन्मुखं नेत्रे स्वस्थः शीतोदकेन वा
नीलिकां मुखशोषं च पिडकां व्यङ्गमेव च
रक्तपित्तकृतान्रोगान्सद्य एव विनाशयेत् ॥

### મોઢું તથા નેત્રો ધોવાનાં પ્રવા[illegible] અને તેથી લાભ

સ્વસ્થ માણસે ભિલ્લોદકના[1] કવાથ[illegible] મોઢું ધોવું અને આમળાંના કવાથાદિકથી

---

૧ ડલ્હન આ વિષયમાં કશો વિશેષ ખુલા[illegible] આપતાં એટલું જ કહે છે, કે પર્વતમાં કેદાર [illegible] ભિલ્લોદ[illegible] છે.

ધોવાં અથવા એ બન્નેને શીતળ જળ વડે ધોવાં. આમ કરવાથી નીલિકા, મોઢાનો શોષ, ફોડ લીઓ, વ્યંગ અને રુધિર તથા પિત્તથી થયેલા રોગો તુરત જ મટી જાય છે. ૬

सुखं लघु निरीक्षेत दृढं पश्यति चक्षुषा ।
मतं स्रोतोऽञ्जनं श्रेष्ठं विशुद्धं सिन्धुसम्भवम् ॥
दाहकण्डूमलघ्नं च दृष्टिक्लेदरुजापहम् ।
अक्ष्णो रूपावहं चैव सहते मारुतातपौ ॥
न नेत्ररोगा जायन्ते तस्मादञ्जनमाचरेत् ।
भुक्तवाञ्छिरसा स्नातः श्रान्तश्छर्दनवाहनैः ।
रात्रौ जागरितश्चापि नाञ्ज्याज्ज्वरित एव च ॥७॥

### આંખમાં સુરમો આંજવો

સિંધુનદની નજીકના પ્રદેશમાં ઉત્પન્ન થતો કાળો સુરમો શ્રેષ્ઠ અને શુદ્ધ છે, તે નેત્રોમાં આંજવો. એ સુરમો આંજવાથી અત્યંત ઝીણી ચીજ પણ સારી રીતે જોઈ શકાય છે, જોવાની શક્તિ દૃઢ થાય છે અને આંખોની બળતરા, ખરજ, મળ, ક્લેદ તથા વ્યથા મટે છે. સુરમો આંજવાથી આંખોનો દેખાવ સારો થાય છે, પવન તથા તડકો સહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને આંખમાં રોગો ઉત્પન્ન થતા નથી. માટે સુરમો આંજવો જોઈએ.

પરંતુ જમેલાએ, માથે નાહેલાએ, ઊલટી કે પંથ કરવાથી થાકેલાએ, રાત્રે ઉજાગરો કર્યો હોય તેણે અને જ્વર આવતો હોય તેણે સુરમો આંજવો નહિ ૭

कर्पूरजातिकक्कोललवङ्गकटुकाह्वयैः ।
सचूर्णपूगैः सहितं पत्रं ताम्बूलजं शुभम् ।
मुखवैशद्यसौगन्ध्यकान्तिसौष्ठवकारकम् ॥
हनुदन्तस्वरमलजिह्वेन्द्रियविशोधनम् ।
प्रसेकशमनं हृद्यं गलामयविनाशनम् ॥
पथ्यं सुप्तोत्थिते भुक्ते स्नाते वान्ते च मानवे ।
रक्तपित्तक्षतक्षीणतृष्णामूर्च्छापरीतिनाम् ।
रूक्षदुर्बलमर्त्यानां न हितं चास्यशोषिणाम् ॥८॥

### નાગરવેલનું પાન ખાવું

કપૂર, જાયફળ, ચણકબાબ, લવિંગ, સૂંઠ, મરી, પીપર તથા સોપારીના ચૂર્ણથી મિશ્ર કરેલું નાગરવેલનું પાન ચાવવું સુખકારક છે. પાન ચાવવાથી મોઢું સ્વચ્છ, સુગંધીદાર, કાંતિવાળું તથા સારું થાય છે, હોઠનો તથા દાંતનો મેલ દૂર થાય છે, સ્વર સાફ થાય છે, જીભ શુદ્ધ થાય છે, લાળ ઝરતી અટકે છે, હૃદયમાં આનંદ થાય છે અને ગળાના રોગો મટે છે. સૂઈ ઊઠ્યા પછી, જમ્યા પછી, નાહ્યા પછી અને ઊલટી કર્યા પછી પાન ચાવવું પથ્ય છે.

પરંતુ લોહીના કે પિત્તના દરદીએ, ક્ષતથી ક્ષીણ થયેલા, તરસથી ઘેરાયેલા, મૂર્છાથી પીડાયેલા, રૂક્ષ, દુર્બલ અને મોઢાના શોષવાળાએ પાન ચાવવું હિતકારી નથી. ૮

शिरोगतांस्तथा रोगाञ्छिरोऽभ्यङ्गोऽपकर्षति ।
केशानां मार्दवं दैर्घ्यं बहुत्वं स्निग्धकृष्णताम् ।
करोति शिरसस्तृप्तिं सुत्वक्कमपि चाननम् ॥
सन्तर्पणं चेन्द्रियाणां शिरसः प्रतिपूरणम् ।
मधुकं क्षीरशुक्लां च सरलं देवदारु च ॥
क्षुद्रकं पञ्चनामानं समभागानि संहरेत् ।
तेषां कल्ककषायाभ्यां चक्रतैलं विपाचयेत् ॥
सदैव शीतलं जन्तोर्मूर्ध्नि तैलं प्रदापयेत् ॥९॥

### માથામાં તેલનું માલિશ

માથામાં કરવામાં આવેલું તેલનું માલિશ માથાનાં દરદો મટાડે છે, કેશોને કોમળ, લાંબા, ઘણા સ્નિગ્ધ તથા કાળા કરે છે, માથાને તૃપ્ત કરે છે, મોઢાને સુંદર ચામડીવાળું કરે છે, ઇંદ્રિયોને તૃપ્ત કરે છે અને માથામાં શૂન્યતા ટાળી પૂર્ણતા લાવે છે.

જેઠીમધ, સફેદ વિદારીકંદ, ચંદ્રસ, દેવદાર અને લઘુપંચમૂળને સમભાગે લઈ તેઓના ક્વાથ અને કલ્કથી ઘાણીનું તાજું તેલ પકવવું. આ શીતળ તેલથી નિત્ય માણસના માથામાં માલિશ કરાવવી. ૯

केशप्रसाधनी केश्या रजोजन्तुमलापहा ॥१०॥

## વાળ હોળવાની કાંસકી

વાળ હોળવાની કાંસકી કેશોનું હિત કરનારી અને રજ, જૂ વગેરે જંતુઓ તથા મેલ હણનારી છે. ૧૦

हनुमन्याशिरःकर्णशूलघ्नं कर्णपूरणम् ॥ ११ ॥

## કાનમાં તેલ નાખવું

કાનમાં તેલ નાખવાથી દાઢીનાં, બોચીનાં, માથાનાં અને કાનનાં શૂળ મટી જાય છે. ૧૧

अभ्यङ्गो मार्दवकरः कफवातनिरोधनः ।
धातूनां पुष्टिजननो मृजावर्णबलप्रदः ॥ १२ ॥

## શરીર પર તેલનું માલિશ

શરીર પર તેલ ચોળવાથી કોમળતા થાય છે, કફ તથા વાયુ વધતા અટકે છે, ધાતુઓની પુષ્ટિ થાય છે, સ્વચ્છતા થાય છે, વર્ણ સારો થાય છે અને બળની વૃદ્ધિ થાય છે. ૧૨

सेकः श्रमघ्नोऽनिलहृद्भग्नसन्धिप्रसाधकः ।
क्षताग्निदग्धाभिहतविघृष्टानां रुजापहः ॥
जलसिक्तस्य वर्द्धन्ते यथा मूलेऽङ्कुरास्तरोः ।
तथा धातुविवृद्धिर्हि स्नेहसिक्तस्य जायते ॥
शिरामुखै रोमकूपैर्धमनीभिश्च तर्पयन् ।
शरीरे बलमाधत्ते युक्तः स्नेहोऽवगाहने ॥
तत्र प्रकृतिसात्म्यर्तुदेशदोषविकारवित् ।
तैलं घृतं वा मतिमान्युञ्ज्यादभ्यङ्गसेकयोः ॥
केवलं सामदोषेषु न कथञ्चन योजयेत् ।
तरुणज्वर्यजीर्णी च नाभ्यक्तव्यौ कथञ्चन ॥
तथा विरिक्तो वान्तश्च निरूढो यश्च मानवः ।
पूर्वयोः कृच्छ्रता व्याधेरसाध्यत्वमथापि वा ॥
शेषाणां तदहः प्रोक्ता अग्निमान्द्यादयो गदाः १३

## તેલ કે ઘીનું અંગો પર સિંચન

અંગો ઉપર તેલનું અથવા ઘીનું સિંચન થાક મટાડે છે, વાયુનું હરણ કરે છે, ભાંગેલા સાંધાઓને સાજા કરે છે અને જખમી થયેલ, અગ્નિથી બળેલ, પ્રહાર પામેલ તથા છોલાયેલાની વેદનાને પણ મટાડે છે. જેમ મૂળમાં જળનું સિંચન કરવાથી વૃક્ષના અંકુરો વધે છે, તેમ અંગો પર સ્નેહનું સિંચન કરવાથી માણસોની ધાતુઓ વધે છે.

નાહવામાં ગોઠવેલો સ્નેહ શિરાનાં મુખોથી, રુવાડાંનાં છિદ્રોથી અને ધમનીથી શરીરમાં બળ દાખલ કરે છે.

બુદ્ધિમાન વૈદ્યે પ્રકૃતિ, સાત્મ્ય, ઋતુ, દેશ, દોષ અને વિકાર ઉપર ધ્યાન આપી માલિશ તથા સિંચનમાં તેલ અથવા ઘીની ગોઠવણ કરવી.

આમવાળા દોષો ઉપર કેવળ સ્નેહનાં માલિશ કે સિંચનની યોજના કરવી નહીં. નવા જ્વરવાળા તથા અજીર્ણવાળા માણસને કદી પણ માલિશ કરાવવી નહીં. રેચ લીધેલાને, જેણે વમન કર્યું હોય તેને અને જેને નિરૂહબસ્તિ દીધી હોય, તેને પણ માલિશ કરવી નહીં. નવા જ્વરવાળાને કે અજીર્ણવાળાને માલિશ કરાવવામાં આવે, તો તેઓના વ્યાધિઓ કષ્ટસાધ્ય થઈ પડે છે અથવા અસાધ્ય પણ થઈ જાય છે. રેચ લીધેલા વગેરેને તે જ દિવસે માલિશ કરાવવામાં આવે, તો અગ્નિની મંદતા વગેરે રોગો ઉત્પન્ન થાય છે.૧૩

सन्तर्पणसमुत्थानां रोगाणां नैव कारयेत् ।
शरीरायासजननं कर्म व्यायामसंज्ञितम् ॥
तत्कृत्वा तु सुखं देहं विमृद्नीयात्समन्ततः ।
शरीरोपचयः कान्तिर्गात्राणां सुविभक्तता ॥
दीप्ताग्नित्वमनालस्यं स्थिरत्वं लाघवं मृजा ।
श्रमक्लमपिपासोष्णशीतादीनां सहिष्णुता ॥
आरोग्यं चापि परमं व्यायामादुपजायते ।
न चास्ति सदृशं तेन किञ्चित्स्थौल्यापकर्षणम् ॥
न च व्यायामिनं मर्त्यमर्दयन्त्यरयो भयात् ।
नचैनं सहसाऽऽक्रम्य जरा समधिरोहति ॥
स्थिरीभवति मांसं च व्यायामाभिरतस्य च ।
व्यायामक्षुण्णगात्रस्य पद्भ्यामुद्वर्त्तितस्य च ॥

व्याधयो नोपसर्पन्ति सिंहं क्षुद्रमृगा इव ।
वयोरूपगुणैर्हीनमपि कुर्यात्सुदर्शनम् ॥
व्यायामं कुर्वतो नित्यं विरुद्धमपि भोजनम् ।
विदग्धमविदग्धं वा निर्दोषं परिपच्यते ॥
व्यायामो हि सदा पथ्यो बलिनां स्निग्धभोजिनाम् ।
स च शीते वसन्ते च तेषां पथ्यतमः स्मृतः ॥
सर्वेष्वृतुष्वहरहः पुम्भिरात्महितैषिभिः ।
बलस्यार्द्धेन कर्त्तव्यो व्यायामो हन्त्यतोऽन्यथा ॥
हृदि स्थानस्थितो वायुर्यदा वक्त्रं प्रपद्यते ।
व्यायामं कुर्वतो जन्तोस्तद्बलार्द्धस्य लक्षणम् ॥
वयोबलशरीराणि देशकालाशनानि च ।
समीक्ष्य कुर्याद्व्यायाममन्यथा रोगमाप्नुयात् ॥
क्षयतृष्णारुचिच्छर्दिरक्तपित्तभ्रमक्लमाः ।
कासशोषज्वरश्वासा अतिव्यायामसम्भवाः ॥
रक्तपित्ती कृशः शोषी श्वासकासक्षयातुरः ।
भुक्तवान्स्त्रीषु च क्षीणो भ्रमार्त्तश्च विवर्जयेत् ॥१४

## કસરતનો વિધિ અને નિષેધ

કસરત કરવારૂપ કામ શરીરને પરિશ્રમ આપનારું છે, તે કામ જેઓને ભોજન વગેરેથી અત્યંત તૃપ્ત થવાને લીધે રોગો ઉત્પન્ન થયા હોય, તેઓની પાસે કરાવવું નહી.

કસરત કર્યા પછી શરીરનું કોમળ રીતે ચોતરફ મર્દન કરાવવું. (શરીરને ચંપાવવું.)

કસરત કરવાથી શરીરની પુષ્ટિ થાય છે, કાંતિ વધે છે, ગાત્રો સુદૃઢ થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, આળસ ઉત્પન્ન થતી નથી, અવયવોની સ્થિરતા, હલકાઈ તથા સફાઈ થાય છે, શ્રમ, ક્લમ, તરસ, ગરમી તથા ઠંડી વગેરે સહન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે અને પરમ આરોગ્યપ્રાપ્ત થાય છે શરીરની જાડાઈને મટાડનારું કસરત જેવું બીજું કાંઈ સાધન નથી. શત્રુઓ કસરત કરનાર માણસથી ભય પામે છે, તેથી કદી પણ તેને પીડતા નથી. જરા (ઘડપણ) પણ કસરત કરનારા માણસને એકદમ દબાવી તેના પર ચડી શકતી નથી. કસરત કરનારનું માંસ પણ દૃઢ થઈ જાય છે. જેમ ક્ષુદ્ર મૃગો સિંહની પાસે જઈ શકતા નથી, તેમ વ્યાધિઓ કસરતથી કસાયેલાં ગાત્રોવાળા અને પગોને તેલથી ચોળાવી ચૂર્ણાદિકથી સ્વચ્છ કરાવનારા માણસની પાસે જઈ શકતા નથી. જે માણસ નિત્ય કસરત કરતો હોય, તે માણસ યૌવન, રૂપ તથા ગુણોથી રહિત હોય, તોપણ કસરત તેને સારા દેખાવવાળો કરે છે વિરુદ્ધ, બરાબર નહી પાકેલું તથા કાચું અન્ન પણ નિત્ય કસરત કરનારા માણસને નિર્દોષ રીતે પચી જાય છે.

બળવાળા અને સ્નિગ્ધ ભોજન કરનારા માણસોને કસરત સર્વદા પથ્યરૂપ છે અને વસંતઋતુમાં તથા શીતકાળમાં તો અત્યંત પથ્યરૂપ છે. પોતાના હિતને ઇચ્છનારા પુરુષોએ સઘળી ઋતુઓમાં નિત્ય અરધા બળથી કસરત કરવી જોઈએ. જો અરધા બળ ઉપરાંત કસરત કરવામાં આવે, તો તે કસરત જ પુરુષોને મારી નાખે છે. હૃદયમાં સ્થાન પર રહેલો વાયુ જ્યારે કસરત કરતાંકરતાં મુખમાં પ્રાપ્ત થાય–અર્થાત્ માણસ હાંફવા લાગે, ત્યારે અરધું બળ થઈ રહ્યું[1] કહેવાય છે.

કસરત કરવી તે અવસ્થા, બળ, શરીર, દેશ, કાળ તથા ભોજનને જોઈને કરવી. એને જોયા વિના કસરત કરવામાં આવે, તો રોગ થાય છે કસરતનો અતિયોગ થવાથી ક્ષય, તરસ, અરુચિ, ઊલટી, રક્તપિત્ત, ભ્રમ, ક્લમ, ખાંસી, શોષ, જ્વર અને શ્વાસ વગેરે થાય છે.

રક્તપિત્ત, કૃશ શરીર, શોષ, શ્વાસ, ખાંસી

---

૧ કેટલાક અહી એવા અર્થવાળો પાઠ કહે છે, કે 'જ્યારે કસરત કરતાકરતા કાખ, લલાટ, નાસિકા અને હાથપગ વગેરેના સંધિઓમા પરસીનો આવે અને મોઢામા શોષ પડે, ત્યારે અરધું બળ થઈ રહ્યું કહેવાય છે.'

તથા ક્ષયવાળાએ, જમેલાએ, સ્ત્રીઓના અતિપ્રસંગથી ક્ષીણ થયેલાએ અને શ્રમથી પીડાયેલાએ કસરત કરવી નહિ. ૧૪

उद्वर्त्तनं वातहरं कफमेदोविलापनम् ।
स्थिरीकरणमङ्गानां त्वक्प्रसादकरं परम् ॥ १५ ॥

### અંગોને તેલ વગેરે ચોળાવવાં

અંગોને તેલ વગેરે ચોળાવવાથી વાયુ મટે છે, કફ તથા મેદ પીગળી જાય છે, અવયવો દૃઢ થાય છે અને ચામડી અત્યંત સ્વચ્છ થાય છે. ૧૫

शिरामुखविविक्तत्वं त्वक्स्थस्याग्नेश्च तेजनम् ।
उद्घर्षणोत्सादनाभ्यां जायेयातामसंशयम् ॥
उत्सादनाद्भवेत्स्त्रीणां विशेषात्कान्तिमद्वपुः ।
प्रहर्षसौभाग्यमृजालाघवादिगुणान्वितम् ॥
उद्घर्षणं तु विज्ञेयं कण्डूकोठानिलापहम् ।
ऊर्वोः सञ्जनयत्याशु फेनकः स्थैर्यलाघवे ॥
कण्डूकोठानिलस्तम्भमलरोगापहश्च सः ।
तेजनं त्वग्गतस्याग्नेः शिरामुखविवेचनम् ॥
उद्घर्षणं त्विष्टिकया कण्डूकोठविनाशनम् ॥१६॥

### સ્નેહ, સાબુ, અરીઠાં અને ઔષધોનાં ચૂર્ણાદિથી કરાતા સંસ્કારનાં ફળ

ઔષધોનાં ચૂર્ણ તથા ઔષધોના સ્નેહયુક્ત કલ્કથી શરીરને ઘસાવવાથી શિરાઓનાં મોઢાં ચોખ્ખાં થાય છે અને ચામડીમાં રહેલો અગ્નિ પ્રદીપ્ત થાય છે, એ નિઃસંશય છે.

ઔષધોના સ્નેહયુક્ત કલ્ક વડે ચોળાયાથી સ્ત્રીઓનું શરીર વિશેષ કાંતિવાળું, આનંદવાળું, સૌભાગ્યવાળું, સફાઈવાળું અને હલકું વગેરે ગુણોવાળું થાય છે.

ઔષધોના ચૂર્ણ વડે ઘસાયાથી ખરજ, ધ્રામઠાં અને ખરાબ વાયુ મટે છે. સાબુ અને અરીઠાં ચોળવાથી સાથળો દૃઢ તથા હલકાં બને છે અને ખરજ, ધ્રામઠાં, વાયુથી સ્તબ્ધતા તથા મેલ સંબંધી રોગો મટે છે.

શરીરને ઈંટના ચૂર્ણ વડે ઘસવાથી ચામડીમાં રહેલો અગ્નિ પ્રદીપ્ત થાય છે, શિરાઓનાં મોઢાં સ્વચ્છ થાય છે અને ખરજ તથા ધ્રામઠાં મટે છે. ૧૬

निद्रादाहश्रमहरं स्वेदकण्डूतृपापहम् ॥
हृद्यं मलहरं श्रेष्ठं सर्वेन्द्रियविशोधनम् ।
तन्द्रापापोपशमनं तुष्टिदं पुंस्त्ववर्द्धनम् ॥
रक्तप्रसादनं चापि स्नानमग्नेश्च दीपनम् ।
उष्णेन शिरसः स्नानमहितं चक्षुषः सदा ॥
शीतेन शिरसः स्नानं चक्षुष्यमिति निर्दिशेत् ।
श्लेष्ममारुतकोपे तु ज्ञात्वा व्याधिबलाबलम् ॥
काममुष्णं शिरःस्नानं भैषज्यार्थे समाचरेत् ।
अतिशीताम्बु शीते च श्लेष्ममारुतकोपनम् ॥
अत्युष्णमुष्णकाले च पित्तशोणितवर्द्धनम् ।
तच्चातिसारज्वरितकर्णशूलानिलार्त्तिषु ॥
आध्मानारोचकाजीर्णभुक्तवत्सु च गर्हितम् ॥ १७॥

### સ્નાન

નાહવાથી નિદ્રા, દાહ, શ્રમ, પસીનો, ખરજ તથા તરસ મટે; હૃદય પ્રસન્ન થાય, મેલ નીકળી જાય, સઘળી ઇંદ્રિયો શુદ્ધ થાય, તંદ્રા તથા પાપ શાંત થાય, સંતોષ થાય, પુરુષત્વની વૃદ્ધિ થાય, રુધિર સ્વચ્છ થાય અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

સર્વદા ઊના પાણીથી માથા પર નાહવું, એ ચક્ષુને અહિતકારી છે અને ટાઢા પાણીથી માથે નાહવું એ ચક્ષુને હિતકારી છે; પરંતુ કફ કે વાયુનો પ્રકોપ થયો હોય, ત્યારે વૈદ્યે વ્યાધિના બલાબલને જાણી ઔષધ માટે પોતાની ઇચ્છા પ્રમાણે ઊનું પાણી રોગીને માથે રેડાવવું.

અત્યંત ઠંડી હોય, ત્યારે અત્યંત શીતળ પાણીથી સ્નાન કરવામાં આવે, તો કફ તથા વાયુનો પ્રકોપ થાય છે અને અત્યંત ગરમી હોય ત્યારે અત્યંત ઊના પાણીથી સ્નાન કરવામાં આવે, તો પિત્ત તથા રુધિરની વૃદ્ધિ થાય છે.

અતિસાર, જ્વર, કાનનું શૂળ, વાયુનો રોગ, આધ્માન, અરુચિ અને અજીર્ણવાળાએ તથા જમેલાએ સ્નાન કરવું નહિ. ૧૭

सौभाग्यदं वर्णकरं प्रीत्योजोबलवर्द्धनम् ॥
स्वेददौर्गन्ध्यवैवर्ण्यश्रमघ्नमनुलेपनम् ।
स्नानं येषां निषिद्धं तु तेषामप्यनुलेपनम् ॥ १८ ॥

### લેપન

ચંદનાદિકનું અનુલેપન કરવાથી સૌભાગ્ય મળે છે, વર્ણ સારો થાય છે; પ્રીતિ, ઓજ, તથા બળની વૃદ્ધિ થાય છે અને પસીનો, દુર્ગંધી, વિવર્ણતા તથા શ્રમ મટી જાય છે. જેમને સ્નાનનો નિષેધ છે તેમને અનુલેપનનો પણ નિષેધ સમજવો. ૧૮

रक्षोघ्नमथ चौजस्यं सौभाग्यकरमुत्तमम् ।
सुमनोऽम्बररत्नानां धारणं प्रीतिवर्द्धनम् ॥ १९ ॥

### પુષ્પો, રત્નો તથા વસ્ત્રો પહેરવાં

પુષ્પો, રત્નો તથા વસ્ત્રો પહેરવાથી રાક્ષસો (મલિન વાસનાઓ)નો નાશ થાય છે, ઓજ વધે છે, ઉત્તમ સૌભાગ્ય મળે છે અને પ્રીતિની વૃદ્ધિ થાય છે. ૧૯

मुखालेपाद्दृढं चक्षुः पीनगण्डं तथाननम् ।
अव्यङ्गपिडकं कान्तं भवत्यम्बुजसन्निभम् ॥ २० ॥

### મુખને તેલ-પાણીથી સાફ કરવું

મુખને તેલ તથા પાણી વગેરેથી સાફ કરવાથી આંખ સારી થાય છે અને મુખ પુષ્ટ ગાલોવાળું, દાઝ વગરનું, ફોડલીઓ વગરનું તથા કમળ જેવું સુશોભિત રહે છે. ૨૦

पक्ष्मलं विशदं कान्तममलोज्ज्वलमण्डलम् ।
नेत्रमञ्जनसंयोगाद्भवेच्चामलतारकम् ॥ २१ ॥

### આંજણ

આંજણ આંજવાથી નેત્રો સારી તથા ઘાટી પાંપણોવાળાં, ચોખ્ખાં, સુશોભિત, નિર્મળ તથા ઉજ્જ્વળ મંડલોવાળાં અને નિર્મળ કીકીઓવાળાં રહે છે. ૨૧

यशस्यं स्वर्ग्यमायुष्यं धनधान्यविवर्द्धनम् ।
देवतातिथिविप्राणां पूजनं गोत्रवर्द्धनम् ॥ २२ ॥

### દેવતા, અતિથિ તથા બ્રાહ્મણનું પૂજન

દેવતા, અતિથિ તથા બ્રાહ્મણોનું પૂજન કરવાથી યશ વધે છે, સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, આયુષ્ય વધે છે અને ધન, ધાન્ય તથા વંશની વૃદ્ધિ થાય છે. ૨૨

आहारः प्रीणनः सद्यो बलकृद्देहधारकः ।
आयुस्तेजःसमुत्साहस्मृत्योजोऽग्निविवर्द्धनः ॥ २३ ॥

### આહાર

આહાર કરવાથી તુરત તૃપ્તિ થાય, બળ વધે, દેહનું ધારણ થાય અને આયુષ્ય, તેજ, ઉત્સાહ, સ્મૃતિ, ઓજ તથા અગ્નિ વધે છે. ૨૩

पादप्रक्षालनं पादमलरोगश्रमापहम् ।
चक्षुःप्रसादनं वृष्यं रक्षोघ्नं प्रीतिवर्द्धनम् ॥ २४ ॥

### પગ ધોવા

પગ ધોવાથી પગના મેલ તથા રોગ મટે છે, થાક ઊતરે છે, નેત્રો નિર્મળ રહે છે, વીર્યની વૃદ્ધિ થાય છે, રાક્ષસોનો નાશ થાય છે અને આનંદ વધે છે. (પગની નાડીની સાથે નેત્રોની નાડીનો સંબંધ છે; માટે પગ ધોવાથી નેત્રો નિર્મળ થવાનું કહ્યું છે.) ૨૪

निद्राकरो देहसुखश्चक्षुष्यः श्रमसुप्तिनुत् ।
पादत्वङ्मृदुकारी च पादाभ्यङ्गः सदा हितः ॥
पादरोगहरं वृष्यं रक्षोघ्नं प्रीतिवर्द्धनम् ।
सुखप्रचारमोजस्यं सदा पादत्रधारणम् ॥
अनारोग्यमनायुष्यं चक्षुषोरुपघातकृत् ।
पादाभ्यामनुपानद्भ्यां सदा चंक्रमणं नृणाम् ॥२५॥

### પગોમાં તેલ માલિશ કરાવવું તથા પગરખાં પહેરવાં

પગોમાં તેલ માલિશ કરાવવાથી ગાઢ નિદ્રા આવે છે, શરીરને સુખ થાય છે, નેત્રો સારાં રહે છે, શ્રમ તથા જડતા દૂર થાય છે અને પગોની ચામડી કોમળ થાય છે; એટલા માટે

પગે તેલ માલિશ કરાવવું સદા હિતકારી છે.

હમેશાં પગરખાં પહેરવાથી સારી રીતે ફરી શકાય છે અને ઓજની વૃદ્ધિ થાય છે.

હમેશાં ઉઘાડા પગે ફરવામાં આવે, તો આરોગ્યની તથા આયુષ્યની હાનિ થાય છે અને નેત્રોનો નાશ થાય છે. ૨૫

पापोपशमनं केशनखरोमापमार्जनम् ॥ २६ ॥

### વાળ, નખ તથા રુવાડાં સાફ રાખવાં

વાળ, નખ અને રુવાડાં સાફ રાખવાથી પાપો (દુઃખ તથા મેલ વગેરે) દૂર થાય છે. ૨૬

हर्षलाघवसौभाग्यकरसुत्साहवर्द्धनम् ।
वारबाणं मृजावर्णतेजोबलविवर्द्धनम् ॥ २७ ॥

### અંગરખું પહેરી રાખવું

અંગરખું પહેરવાથી હર્ષ થાય છે, શરીર હલકું થાય છે, સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે, ઉત્સાહ વધે છે, સ્વચ્છતા રહે છે, વર્ણ સારો રહે છે અને તેજની તથા બળની વૃદ્ધિ થાય છે. ૨૭

पवित्रं केश्यमुष्णीषं वातातपरजोऽपहम् ॥ २८ ॥

### પાઘડી પહેરવી

પાઘડી પહેરવાથી પવિત્ર રહેવાય છે, કેશ સારા રહે છે અને વાયુ, તડકો તથા રજ દૂર રહે છે. ૨૮

वर्षानिलरजोघर्महिमादीनां निवारणम् ।
वर्ण्यं चक्षुष्यमौजस्यं शङ्करं छत्रधारणम् ॥ २९ ॥

### છત્ર ધરવું

છત્ર ધરવાથી વરસાદ, વાયુ, રજ, ગરમી તથા ઠંડી વગેરેનું નિવારણ થાય છે; વર્ણ સારો રહે છે, નેત્રો સારાં રહે છે, ઓજ વધે છે અને સુખ થાય છે. ૨૯

शुनः सरीसृपव्यालविषाणिभ्यो भयापहम् ।
श्रमस्खलनदोषघ्नं स्थविरे च प्रशस्यते ॥
सत्त्वोत्साहबलस्थैर्यधैर्यवीर्यविवर्द्धनम् ।
अवष्टम्भकरं चापि भयघ्नं दण्डधारणम् ॥ ३० ॥

### હાથમાં લાકડી રાખવી

હાથમાં લાકડી રાખવાથી કૂતરાં, સર્પો, બીજાં ફાડી ખાનાર જનાવરો તથા શિંગડાંવાળાં પ્રાણીઓનો ભય રહેતો નથી; થાક લાગતો નથી, માર્ગમાં લથડવું પડતું નથી કે પડી જવાતું પણ નથી; ટેકો મળે છે, ભય ઉત્પન્ન થતો નથી અને સત્ત્વ, ઉત્સાહ, બળ, સ્થિરતા, ધૈર્ય તથા શક્તિ વધે છે. વૃદ્ધ માણસોએ તો હાથમાં લાકડી રાખવી એ બહુ જ ઉત્તમ છે. ૩૦

आस्या वर्णकफस्थौल्यसौकुमार्यकरी सुखा ।
अध्वा वर्णकफस्थौल्यसौकुमार्यविनाशनः ।
अत्यध्वा विपरीतोऽस्माज्जरादौर्बल्यकृच्च सः ॥
यत्तु चंक्रमणं नातिदेहपीडाकरं भवेत् ।
तदायुर्बलमेधाग्निप्रदमिन्द्रियबोधनम् ॥ ३१ ॥

### બેસી રહેવાના તથા ફરવાના ગુણદોષ

બેસી રહેવાથી વર્ણ સારો થાય છે, કફની વૃદ્ધિ થાય છે, શરીર સ્થૂલ થાય છે, સુકુમારતા રહે છે અને સુખ થાય છે.

ફરવાથી વર્ણ, કફ, સ્થૂલતા, સુકુમારતા તથા સુખનો નાશ થાય છે; અને અતિશય ફરવાથી તો ઊલટું ઘડપણ તુરત આવે છે અને દુર્બળ થવાય છે.

આ પ્રમાણે બેસી રહેવાથી પણ કેટલીક હાનિ છે અને ફરવાથી પણ કેટલીક હાનિ છે; માટે બહુ બેસી ન રહેતાં અને બહુ ન ફરતાં સામાન્ય રીતે ફરવાની ટેવ રાખવી યોગ્ય છે. જેથી દેહને અત્યંત પીડા ન થાય, એમ ચોતરફ ફરવું, એ આયુષ્ય, બળ, બુદ્ધિ તથા જઠરાગ્નિ વધારે છે અને ઇંદ્રિયોને જાગ્રત કરે છે. ૩૧

श्रमानिलहरं वृष्यं पुष्टिनिद्राधृतिप्रदम् ।
सुखं शय्यासनं दुःखं विपरीतगुणं मतम् ॥ ३२ ॥

### શય્યા–આસન સ્વચ્છ રાખવાં

સ્વચ્છતા તથા સુકોમળતા આદિ ગુણોવાળી

શય્યા તથા તેવા જ ગુણોવાળુ આસન થાક, તથા વાયુને હરે છે, વીર્ય વધારે છે અને પુષ્ટિ, નિદ્રા તથા ધીરજ આપે છે

એથી વિપરીત ગુણોવાળી શય્યા અને આસન પરિશ્રમ આપે છે, વાયુ ઉત્પન્ન કરે છે અને પુષ્ટિ, નિદ્રા તથા ધીરજનો નાશ કરે છે ૩૨

बालव्यजनमौजस्य मक्षिकादीनपोहति ।
शोषदाहश्रमस्वेदमूर्छाघ्नो व्यजनानिल ॥ ३३ ॥

## ચમરીના તથા પંખાના ગુણો

વાળની ચમરી ઓજને વધારે છે તથા માંખીઓ વગેરેને દૂર કરે છે અને પખાનો પવન શોષ, દાહ, શ્રમ, પસીનો તથા મૂર્છાનો નાશ કરે છે ૩૩

प्रीतिनिद्राकर वृष्य कफवातश्रमापहम् ।
सवाहन मासरक्तत्वक्प्रसादकर सुखम् ॥ ३४ ॥

## અંગચપી કરાવવી

અગચપી કરાવવાથી પ્રીતિ ઊપજે છે, નિદ્રા આવે છે, વીર્ય વધે છે, કફ નાશ પામે છે, વાયુ શાત થાય છે, થાક દૂર થાય છે, સુખ થાય છે અને માંસ, રુધિર તથા ચામડી નિર્મળ બને છે ૩૪

प्रवात रौक्ष्यवैवर्ण्यस्तम्भकृद्दाहपक्तिनुत् ।
स्वेदमूर्छापिपासाघ्नमप्रवातमतोऽन्यथा ॥
सुख प्रवात सेवेत ग्रीष्मे शरदि मानव ।
निवात ह्यायुषे सेव्यमारोग्याय च सर्वदा ॥ ३५ ॥

## ખુલ્લી હવાવાળી અને હવાવગરની જગ્યા

ખુલ્લી હવાવાળી જગ્યા કઠોરતા, વિવર્ણતા તથા સ્તબ્ધતા કરે છે, બળતરા તથા અન્નના પરિપાકને મટાડે છે અને પસીનો, મૂર્છા તથા તરસને હણે છે

ખુલ્લી હવાવગરની જગ્યા રૂક્ષતા, વિવર્ણતા તથા સ્તબ્ધતા ટાળે છે, બળતરા તથા અન્નના પરિપાકને કરે છે અને પસીનો, મૂર્છા તથા તરસને ઉત્પન્ન કરે છે

માણસે મોજ માટે ગ્રીષ્મઋતુમા અને શરદઋતુમા ખુલ્લી હવાવાળી જગ્યા સેવવી, પણ આરોગ્ય માટે અને આયુષ્યની વૃદ્ધિ માટે સર્વદા ખુલ્લી હવાવગરની જગ્યા સેવવી ૩૫

आतप पित्ततृष्णाग्निस्वेदमूर्छाभ्रमास्रकृत् ।
दाहवैवर्ण्यकारी च छाया चैतानपोहति ॥ ३६ ॥

## તડકો અને છાયા

તડકો પિત્ત, તરસ, અગ્નિ, પસીનો, મૂર્છા, ભ્રમ, રુધિરનો બગાડ, દાહ તથા વિવર્ણતા પેદા કરે છે અને છાયા એ સઘળાને મટાડે છે ૩૬

अग्निर्वातकफस्तम्भशीतवेपथुनाशनः ।
आमाभिष्यन्दजरणो रक्तपित्तप्रदूषण ॥ ३७ ॥

## અગ્નિ

અગ્નિ એ વાયુ, કફ, સ્તભ, શીત તથા કપને મટાડે છે, આમને પકાવે છે, અભિષ્યદને[1] મટાડે છે અને રુધિરને તથા પિત્તને દૂષિત કરે છે ૩૭

पुष्टिवर्णबलोत्साहमग्निदीप्तिमतद्रिताम् ।
करोति धातुसाम्य च निद्रा काले निषेविता ॥३८॥

## નિદ્રા

સમયસર સેવવામા આવતી નિદ્રા પુષ્ટિ આપે છે, વર્ણ સારો કરે છે, બળ વધારે છે, ઉત્સાહ આપે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, આળસ ટાળે છે અને ધાતુઓની સમતા કરે છે ૩૮

तत्रादित एव नीचनखरोम्णा शुचिना शुक्ल वाससा लघूष्णीषच्छत्रोपानत्केन दण्डपाणिना काले हितमितमधुरपूर्वाभिभाषिणा बन्धुभूतेन भूताना गुरुवृद्धानुमतेन सुसहायेनानन्यमनसा खल्वपचरितव्य, तदपि न रात्रौ, न केशास्थिकण्टकाश्मतुषभस्मोत्करक पालाङ्गारामेध्यस्थानबलिभूमिषु, न विषमेन्द्रकीलचतु ष्पथश्वभ्राणामुपरिष्टात् ॥ न राजद्विष्टपरुषपैशुन्यानृतानि

[1] રસનુ વહન કરનારી શિરાઓ ચીકાશથી તથા ભારેપણાથી રોકાઈ જતા શરીરમા જે ભારેપણું થાય છે તે અભિષ્યદ કહેવાય છે

वदेत् । न देवब्राह्मणपितृपरिवादांश्च । न नरेन्द्रद्विष्टोन्मत्तपतितक्षुद्रनीचाचारानुपासीत ॥ वृक्षपर्वतप्रपातविषमवल्मीकदुष्टवाजिकुञ्जराद्यधिरोहणानि परिहरेत्, पूर्णनदीसमुद्राविदितपल्वलश्वभ्रकूपावतरणानि, भिन्नशून्यागारश्मशानविजनारण्यवासाग्निसंभ्रमव्यालभुजङ्गकीटसेवाग्रामाघातकलहशस्त्रसन्निपाताग्निसंभ्रमव्यालसरीसृपशृङ्गिसन्निकर्षांश्च ॥ नाग्निगोगुरुब्राह्मणप्रेङ्खादम्पत्यन्तरेणाभियायात्। न शवमनुयायात् । देवगोब्राह्मणचैत्यध्वजरोगिपतितपापकारिणां च च्छायां नाक्रमेत । नास्तं गच्छन्तमुद्यन्तं वाऽऽदित्यं वीक्षेत। गान्धापयन्तीं धयन्तीं परशस्यं वा चरन्तीं परस्मै न कस्मैचिदाचक्षीत, न चोल्कापातेन्द्रधनूंषि। नाग्निं मुखेनोपधमेत्। नापो भूमिं वा पाणिपादेनाभिहन्यात् ॥ न वेगान्धारयेत् । न बहिर्वेगान्ग्रामनगरदेवतायतनश्मशानचतुष्पथसलिलाशयपथिसन्निकृष्टानुत्सृजेन्न प्रकाशं न वाय्वग्निसलिलसोमार्कगोगुरुप्रतिमुखम् ॥ न भूमिं विलिखेत् । नासंवृतमुखः सदसि जृम्भोद्गारश्वासक्षवथूनुत्सृजेत् । न पर्यंकिकावष्टम्भपादप्रसारणानि गुरुसन्निधौ कुर्यात् ॥ न बालकर्णनासास्रोतोदशनविवराण्यभिकुष्णीयात् । न वीजयेत्केशमुखनखवस्त्रगात्राणि । न गात्रनखवक्त्रवादित्रं कुर्यात् । न काष्ठलोष्ठतृणादीनभिहन्याद्भिन्द्याद्वा ॥ न प्रतिवातातपं सेवेत । न भुक्तमात्रोऽग्निमुपासीत । नोत्कटकस्तिष्ठेत्। नाल्पकाष्ठासनमध्यासीत । न ग्रीवां विषमं धारयेत् । न विषमकायः क्रियां भजेद्भुञ्जीत वा। न प्रततमीक्षेत विशेषाज्ज्योतिर्भास्करसूक्ष्मचलभ्रान्तानि । न भारं शिरसा वहेत् । न स्वप्नजागरणशयनासनस्थानचंक्रमणयानवाहनप्रधावनलङ्घनप्लवनप्रतरणहास्यभाष्यव्यवाय–व्यायामादीनुचितानप्यतिसेवेत ॥ उचितादप्यहितात् क्रमशो विरमेद्धितमनुचितमप्यासेवेत क्रमशो न चैकान्ततः पादहीनात् ॥ नावाक्शिराः शयीत, न भिन्नपात्रे भुञ्जित, न विना पात्रेण, नाञ्जलिपुटेनापः पिबेत् । काले हितमितस्निग्धमधुरप्रायमाहारं वैद्यप्रत्यवेक्षितमश्नीयात्। ग्रामगणगणिकापणिकशत्रुसत्रशठपतितभोजनानि परिहरेत् । शेषाण्यपि चानिष्टरूपरसगन्धस्पर्शशब्दमानसान्यन्यान्येवङ्गुणान्यपि वा सम्भूय दत्तानि, तान्यपि मक्षिकाचालोपहतानि । नाप्रक्षालितपाणिपादो भुञ्जीत न मूत्रोचारपीडितो न सन्ध्ययोर्नानुपाश्रितो नातीतकालं हीनमतिमात्रं चेति ॥

न भुञ्जीतोद्धृतस्नेहं नष्टं पर्युषितं पयः ।
नात्मानमुदके पश्येन्न नग्नः प्रविशेज्जलम् ।
न नक्तं दधि भुञ्जीत न वाप्यघृतशर्करम् ॥
नामुद्गसूपं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना।
अन्यथा जनयेत्कुष्ठविसर्पादीन् गदान् बहून् ॥

द्यूतमद्यातिसेवाप्रतिभूसाक्षित्वसमाह्वानगोष्ठीवादित्राणि न सेवेत । स्रजं छत्रोपानहं कनकमतीतवासांसि न चान्यैर्धृतानि धारयेत् । ब्राह्मणमग्निं गां च नोच्छिष्टः स्पृशेत् ॥ ३९ ॥

## આવશ્યક સદાચાર

શરૂઆતથી જ વાળ અને નખ સાદા રાખવા, પવિત્ર રહેવું, સફેદ વસ્ત્રો પહેરવાં; પાઘડી, છત્ર તથા પગરખાં હલકાં રાખવાં. હાથમાં લાકડી રાખવી. સમયસર સામા માણસની સાથે પ્રથમ ભાષણ કરવું અને તે ભાષણ મધુર, હિતકારી તથા માપસર કરવું. સર્વ પ્રાણીઓની સાથે બંધુની પેઠે વર્તવું. બહાર જવું હોય ત્યારે ગુરુ તથા વૃદ્ધ લોકોની રજા લઈ, સારા સહાયકને સાથે રાખી એકાગ્રચિત્તથી જવું. રાતે બહાર ફરવું નહિ. વાળ, હાડકાં, કાંટા, પથરા, ફોતરાં, રાખ વગેરે કચરાનો સમૂહ, ઠીકરાં, કોલસા કે બલિદાન જે જગ્યામાં પડેલ હોય તે જગ્યામાં ફરવું નહિ. ભૂતાદિક અપવિત્ર પદાર્થો પડવાની જગ્યામાં ફરવું નહિ. વિષમ પ્રદેશ, ઝાડ કે રોપાવાળા પ્રદેશ, ચૌટાં કે ખાડાની ઉપર ફરવું નહિ.

જે વાત ઉપર રાજાને અરુચિ હોય, તે વાત કરવી નહિ. કઠોર બોલવું નહિ. ચાડી કરવી નહિ. ખોટું બોલવું નહિ. દેવતાઓની,

બ્રાહ્મણોની કે પિતૃઓની નિંદા કરવી નહિ. રાજાની જેના ઉપર અરુચિ હોય તેની, ઉન્મત્તની, પતિતની, ક્ષુદ્રની કે નીચ આચારવાળાની પાસે બેસવું નહિ.

ઝાડ, પર્વત, પાણીનાં ઝરણાં, વિષમ પ્રદેશો, રાફડા, દુષ્ટ ઘોડા કે દુષ્ટ હાથી વગેરેની ઉપર ચડવું નહિ. ભરપૂર નદીમાં, સમુદ્રમાં, અજાણ્યા તળાવમાં કે કૂવામાં ઊતરવું નહિ. ભાંગેલા કે ઉજ્જડ પડેલા ઘરની પાસે જવું નહિ. સ્મશાનની નજીક જવું નહિ. ઉજ્જડ પ્રદેશમાં જવું નહિ. અરણ્યમાં વાસ કરવો નહિ. દાવાનળથી ગભરાટ થઈ પડ્યો હોય ત્યાં જવું નહિ. ફાડી ખાનારાં જનાવરોની, સર્પની કે કીડાઓની સોબત કરવી નહિ. મરકી વગેરેને લીધે જે ગામ તૂટતું હોય તેની પાસે પણ જવું નહિ. કજિયો થતો હોય ત્યાં જવું નહિ. શસ્ત્રો પડતાં હોય કે લાય લાગી હોય ત્યાં જવું નહિ. ફાડી ખાનારાં જનાવરની, સર્પની કે શિંગડાંવાળાં જનાવરની પાસે જવું નહિ.

અગ્નિ, ગાયો, ગુરુઓ, બ્રાહ્મણો, હીંડોળા કે સ્ત્રીપુરુષની વચમાં થઈને જવું નહિ. જરૂર વગર શબની પછવાડે જવું નહિ. દેવ, ગાય, બ્રાહ્મણ, થાળું બાંધેલ વૃક્ષ, ધ્વજ, રોગી, પતિત કે પાપીની છાયામાં પગ મૂકવો નહિ. ઊગતા કે આથમતા સૂર્યને જોવો નહિ. ગાય વાછડાંને ધવરાવી દેતી હોય, પરાયું પાણી પી જતી હોય કે પરાયું ધાન્ય ખાઈ જતી હોય, તેની ચેતવણી કોઈને આપવી નહિ. ઉલ્કાપાત( પ્રબળ તારાના ખરવા )ની કે ઇંદ્રધનુષ પ્રકટ થયાની ખબર દેવી નહિ. અગ્નિને મોઢાથી ધમવો નહિ. જળમાં કે પૃથ્વીમાં હાથ કે પગ પછાડવા નહિ

મળમૂત્રાદિકની હાજતોને અટકાવવી નહિ. ગામ, શહેર, દેવસ્થાન, સ્મશાન, ચૌટું, જળાશય કે માર્ગની પાસે મળમૂત્રાદિ કરવાં નહિ. બીજા લોકો દેખે એવી રીતે મળમૂત્રાદિ કરવાં નહિ અને વાયુ, અગ્નિ, જળ, ચંદ્ર, સૂર્ય, ગાય કે ગુરુની સામે પણ મળમૂત્રાદિ કરવાં નહિ.

પૃથ્વીને નખાદિકથી ખોતરવી નહિ. સભામાં મોઢું ઢાંક્યા વગર બગાસું, ઓડકાર, શ્વાસ કે છીંક ખાવાં નહિ. ગુરુની નજીકમાં પીઠ દઈ પગોની કમાન વાળી કે ઓઠીંગણ લઈ બેસવું નહિ. ગુરુની પાસે પગ લાંબા કરવા નહિ.

વાળ, કાન, નાક, ગુદા વગેરેનાં કે દાંતોનાં છિદ્રોને ખોતરવાં નહિ. (મળનો સ્પર્શ ન કરવો.) કેશ, મુખ, નખ, વસ્ત્ર કે ગાત્રને ખેંચવાં નહિ. ગાત્રો, નખો કે મોઢાંનો ટકટક વગેરે અવાજ કરવો નહિ. કાષ્ઠો, માટીના ટુકડા કે ખડ વગેરે ઉપર હાથ કે પગ ઠોકવા નહિ અને તેઓનું નખ વગેરેથી છેદન પણ કરવું નહિ.

સામા વાયુ કે સામા તડકાનું સેવન કરવું નહિ. જમીને તુરત જ અગ્નિની પાસે બેસવું નહિ. ઉભડક બેસવું નહિ, નાના લાકડાના આસન પર બેસવું નહિ. ડોકને વાંકીચૂંકી રાખવી નહિ. શરીરને વાંકુંચૂંકું રાખી જમવું નહિ તથા બીજી ક્રિયા પણ કરવી નહિ. આંખો તાણીને કોઈ વસ્તુને જોવી નહિ; ખાસ કરી અગ્નિની જ્વાળા વગેરેનું તેજ, સૂર્ય, સૂક્ષ્મ પદાર્થ, ચંચળ પદાર્થ કે ભમતા પદાર્થને આંખ માંડીને જોવો નહિ. માથા પર બોજો ઉપાડવો નહિ. સૂવું, જાગવું, લેટવું, બેસવું, ઊભવું, ફરવું, પંથ કરવો, વાહન પર બેસવું, દોડવું, ઠેકવું, કૂદવું, તરવું, હસવું, બોલવું, મૈથુન અને કસરત વગેરેનું અભ્યાસ છતાં અતિ સેવન કરવું નહિ.

અહિતનો અભ્યાસ હોય તોપણ અનુક્રમે તેમાંથી થોડું થોડું ઓછું કરી, અંતે તે બધું છોડી દેવું અને હિતનો અભ્યાસ ન હોય, તોપણ તેમાં અનુક્રમે થોડું થોડું વધારી અંતે તેનું સંપૂર્ણ રીતે સેવન કરવું. જેનો અભ્યાસ પડ્યો હોય એવી અહિતક્રિયાને એકદમ ન છોડતાં અને જેનો અભ્યાસ ન હોય

એવી હિતક્રિયાને એકદમ ન પકડતાં પહેલી ક્રિયામાં થોડોથોડો ઘટાડો અને બીજી ક્રિયામાં થોડોથોડો વધારો કરતા જવું. ૧

ઊંધે માથે સૂવું નહિ. ફૂટેલા વાસણમાં કે પાત્ર વગર ખાવું નહિ. ખોબાથી પાણી પીવું નહિ. આહાર સમયસર કરવો, વૈદ્યને બતાવી અથવા વૈદ્યની સલાહ પ્રમાણે કરવો, માપસર કરવો અને જેમાં હિતકર, સ્નિગ્ધ તથા મધુર પદાર્થો ઘણા આવે એવો કરવો. ગામના ઘણા લોકોએ મળીને જે જમણ કર્યું હોય તેમાં જમવું નહિ. ચારણો કે સુથારો વગેરે વસવાયાં લોકોનું અન્ન જમવું નહિ. વેશ્યાઓ કે (ઠગારા) દુકાનદારોનું અન્ન જમવું નહિ. યજ્ઞનું કે દાનશાળાનું, શત્રુઓનું, આચારભ્રષ્ટોનું કે પતિત લોકોનું અન્ન જમવું નહિ. બાકીનાં બીજાં પણ જે ભોજનો એવા પ્રકારનાં હોય, ઘણા જણાઓએ મળીને આપેલાં, અપ્રિય રૂપ, રસ, ગંધ, સ્પર્શ કે શબ્દોવાળાં; માખીઓ કે વાળોથી ખરાબ થયેલાં હોય કે જેઓના ઉપર મનથી વિપરીત કલ્પના થઈ હોય તે ભોજનો જમવાં નહિ. હાથપગ ધોયા વગર, મૂત્ર કે વિષ્ઠાની હાજતને દબાવીને કે પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યા વખતે જમવું નહિ. એઠિંગણ દઈ જમવું નહિ. જમવાનો સમય વીત્યા પછી જમવું નહિ. ઓછું, વધારે અને જેમાંથી સ્નેહ કાઢી લેવાયો હોય તે અન્નાદિક પણ જમવું નહિ.

પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોવું નહિ. નગ્ન થઈને જળમાં પ્રવેશ કરવો નહિ.

રાતે તો દહીં ખાવું જ નહિ. દિવસે પણ જો ખાવું હોય, તો ઘીવગરનું, સાકરવગરનું, મગની દાળવગરનું, મધવગરનું, ઊનું કે આમળાંવગરનું ખાવું[2] નહિ. જો ઉપર કહેલા વિધિનું ઉલ્લંઘન કરીને દહીં ખાવામાં આવ્યું હોય, તો તે દહીં કોઢ તથા વિસર્પ આદિ રોગો ઉત્પન્ન કરે છે.

જુગાર રમવો નહિ, મદ્યનું અતિસેવન કરવું નહિ, કોઈના જામીન તથા સાક્ષી થવું નહિ. કોઈ પ્રકારની શરત બકવી નહિ, ગોઠ કરવા વગેરેનું સેવન કરવું નહિ. વાજાં વગાડવાં નહિ.

બીજાએ પહેરેલી માળા, ઓઢેલું છત્ર, પહેરેલાં પગરખાં, સુવર્ણ કે જૂનાં વસ્ત્રો પહેરવાં નહિ. જ્યાં સુધી મુખ એઠું હોય ત્યાં સુધી બ્રાહ્મણ, અગ્નિ કે ગાયનો સ્પર્શ કરવો નહિ. ૩૯

**भवति चात्र ॥**

**सुखमत्र समासेन सद्वृत्तस्यैतदीरितम् ।**
**आरोग्यमायुरर्थो वा नासद्भिः प्राप्यते नृभिः ॥४०॥**

---

૧ પહેલે દિવસે અહિતનો એક ભાગ કાઢી અને હિતનો એક ભાગ નાખી વર્તવું. પછી વચમાં એક દિવસ આડો રાખી ત્રીજે દિવસે અહિતના બેભાગ કાઢી હિતના બેભાગ દાખલ કરવા. એ પ્રમાણે ચાલતાં વચમાં બે દિવસ જવા દઈ છઠ્ઠે દિવસે અહિતના ત્રણ ભાગ કાઢીને હિતના ત્રણ ભાગ દાખલ કરવા. પછી એ પ્રમાણે ચાલતાં વચમાં ત્રણ દિવસ જવા દઈને દસમે દિવસે અહિતને સઘળું કાઢી નાખી સઘળું હિત જ દાખલ કરવું. આ રીતે અનુક્રમથી ઘટાડી નાખવામાં આવેલા અહિતકર પદાર્થો સાત્મ્યના ત્યાગથી થતી હાનિને ઉત્પન્ન કરી શકતા નથી અને વધારવામાં આવેલા હિતકર પદાર્થો અસાત્મ્યના સેવનથી થતી હાનિને ઉત્પન્ન કરી શકતા નથી; એટલું જ નહિ પણ અહિતકર પદાર્થોની ટેવ છૂટી જાય છે અને હિતકર પદાર્થોની ટેવ દઢ થઈ જાય છે. (ચરક, સૂત્રસ્થાન, અધ્યાય ૭મો.)

૨ રાતે દહીંમાં અલક્ષ્મી રહે છે, તેથી રાતે દહીં ખાવાનો નિષેધ જ કરવામાં આવે છે. દહીં સ્વભાવથી જ કફને વધારનાર, વાયુનો નાશ કરનાર અને પિત્તને પ્રદીપ્ત કરનાર છે; તેમાં જો ઘી નાખવામાં આવે, તો તે કફની વૃદ્ધિ અને વાયુનો નાશ કરે છે, પિત્તને પ્રદીપ્ત કરતું નથી અને અગ્નિને વધારી આહારને પચાવી દે છે. સાકરથી મિશ્ર દહીં ખાવામાં આવે તો તે તરસ તથા દાહ મટાડે છે. મગથી મિશ્ર ખાવામાં આવે, તો તે વાતરક્ત મટાડે છે. મધથી મિશ્ર ખાવામાં આવે તો સારા રસવાળું થયા છતાં કફને થોડો ઉત્પન્ન કરનારું તે થાય છે. ઊનું દહીં રક્તપિત્ત ઉત્પન્ન કરે છે અને આમળાંથી મિશ્ર કરેલું દહી દોષો દૂર કરે છે. (ચ. સૂ. આ. ૭મો.)

### સદાચારથી કલ્યાણની પ્રાપ્તિ

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વતરિએ સ્વમુખે કહ્યુ છે 'સદાચારવાળા માણસને જગત મા સર્વ સુખ મળે છે, માટે ટૂંકમા આ સદાચાર બતાવ્યો છે. સદાચાર વગરના માણસો કદી આરોગ્ય, આયુષ્ય કે ધન પ્રાપ્ત કરી શકતા નથી'

यस्मिन्यस्मिन्नृतौ ये ये दोषाः कुप्यन्ति देहिनाम् ।
तेषु तेषु प्रदातव्या रसास्ते ते विजानता ॥४१॥

### દરેક ઋતુમાં વૈદ્યે યોગ્ય રસો દેવા

જે જે ઋતુમા માણસોના જે જે દોષો પ્રકુપિત થાય છે, તે તે ઋતુમા તે તે દોષોને શાંત રાખવા પ્રવીણ વૈદ્યે માણસોને મધુરાદિક યોગ્ય રસો દેવા ૪૧

वर्षासु न पिबेत्तोय पिबेच्छरदि मात्रया ।
वर्षासु चतुरो मासान्मात्रावदुदक पिबेत् ॥
उष्ण हैमे वसन्ते च काम ग्रीष्मे तु शीतलम् ।
हेमन्ते च वसन्ते च सीध्वरिष्टौ पिबेन्नरः ॥
शृतशीत पिबेद्ग्रीष्मे प्रावृट्काले रस पिबेत् ।
यूष वर्षति तस्यान्ते प्रपिबेच्छीतल जलम् ॥४२॥

### ઋતુઓમાં જળ પીવાનો નિયમ

વર્ષાઋતુમાં-ભાદ્રપદ અને આશ્વિનમા થોડુ પાણી પીવુ કાર્તિક અને માર્ગશીર્ષ, કે જે શરદ ઋતુ કહેવાય છે, તેમા પણ માપસર જ પીવુ ચોમાસાના ચાર મહિનામા પણ માપસર પાણી પીવુ હેમત (પોષ તથા માઘ) અને વસત (ફાલ્ગુન અને ચૈત્ર)મા પણ ખૂબ ઊનુ જળ પીવુ, પણ ગ્રીષ્મઋતુ (વૈશાખ તથા જ્યેષ્ઠ)મા તો શીતળ જળ જ પીવુ

અથવા ઘણુ કરીને હેમત અને વસત ઋતુમા સીધુ[1] તથા અરિષ્ટ પીવા ગ્રીષ્મઋતુમાં પ્રથમ ઉકાળીને પછી ઠડુ કરેલુ જળ પીવુ આષાઢ તથા શ્રાવણ કે જેઓ પ્રાવૃષઋતુ છે, તેમા જગલી માસનો રસ પીવો વરસાદ વરસતો હોય, ત્યારે તો ઓસામણ જ પીવુ ઓસામણ પીધા પછી શીતળ જળ પીવુ ૪૨

[1] ગેરડીના રસથી બનાવેલ મદ્ય સીધુ કહેવાય છે

स्वस्थ एवमतोऽन्यस्तु दोषाहारमतानुगः ॥४३॥

### રોગીએ વૈદ્યને જ અનુસરવુ

આ અધ્યાયમા જે જે નિયમો કહેવામાં આવ્યા છે, તે સાજા માણસ માટે છે રોગીએ તો દોષ, આહાર તથા વૈદ્યના મતને જ અનુસરવુ. ૪૩

स्नेह सैन्धवचूर्णेन पिप्पलीमिश्र सयुतम् ॥
पिबेदग्निविवृद्ध्यर्थं न च वेगान्विधारयेत् ।
अग्निदीप्तिकर नृणा रोगाणां शमन प्रति ॥
प्रावृट्शरद्वसन्तेषु सम्यक्स्नेहादिमाचरेत् ।
कफे प्रच्छर्दन पित्ते विरेको वस्तिरीरणे ॥
शस्यते त्रिष्वपि सदा व्यायामो दोषनाशनः ।
भुक्त विरुद्धमप्यन्न व्यायामान्न प्रकुप्यति ॥४४॥

### સાજા અને રોગી માટે સામાન્ય શોધન

અગ્નિની વૃદ્ધિ માટે સૈધવ તથા પીપરના ચૂર્ણ સાથે સ્નેહપાન કરવુ અને વેગોને અટકાવના નહિ વૈદ્યે પ્રાવૃષ, શરદ અને વસતઋતુમા માણસોના જઠરાગ્નિ પ્રદીપ્ત કરવા અને રોગોનુ શમન કરવા સ્નેહન આદિ ક્રિયાઓ કરવી કફ ઉપર વમન, પિત્ત ઉપર વિરેચન અને વાયુ ઉપર પિચકારી દેવી હિતકારી છે યોગ્ય રીતની કસરત તો ત્રણે દોષોને શાંત કરવા હમેશ ઉત્તમ ગણાય છે વિરુદ્ધ અન્ન જમવામા આવ્યુ હોય, તોપણ કસરત કરવામા આવે, તો દોષો વધતા નથી ૪૪

उत्सर्गमैथुनाहारशोधने स्यात्तु तन्मनाः ।
नेच्छेद्रोगभयात्प्राज्ञः पीडा वाक्कायमानसीम् ॥४५॥

### મળત્યાગ વગેરે ધ્યાન દઈ કરવા

ડાહ્યા માણસોએ રોગો થવાનો ભય રાખી મળત્યાગ, મૈથુન, આહાર તથા શોધન પૂરુ ધ્યાન આપીને કરવા અને કોઈ રીતે વાણી, શરીર કે મન પીડા ન પામે, તેની

સંભાળ રાખવી. ૪૫

अतिस्त्रीसंप्रयोगाच्च रक्षेदात्मानमात्मवान् ।
शूलकासज्वरश्वासकार्श्यपाण्ड्वामयक्षयाः ॥
अतिव्यवायाज्जायन्ते रोगाश्चाक्षेपकादयः ।
आयुष्मन्तो मन्दजरा वपुर्वर्णबलान्विताः ।
स्थिरोपचितमांसाश्च भवन्ति स्त्रीषु संयताः ॥
त्रिभिस्त्रिभिरहोभिर्वा समीयात्प्रमदां नरः ।
सर्वेष्वृतुषु घर्मे तु पक्षात्पक्षाद् व्रजेद्बुधः ॥ ४६ ॥

## સ્ત્રીસંગનો નિર્ણય

બુદ્ધિમાન માણસે અત્યંત મૈથુનથી પોતાનો બચાવ કરવો; કેમ કે અત્યંત મૈથુન કરવાથી શૂળ, ખાંસી, જ્વર, શ્વાસ, કૃશતા, પાંડુરોગ, ક્ષય તથા આક્ષેપક આદિ રોગો ઉત્પન્ન થાય છે. જેઓ મૈથુનપ્રસંગમાં નિયમિત રહે છે, તેઓ લાંબા આયુષ્યવાળા, થોડા ઘડપણવાળા, સારાં શરીરોવાળા, સારા વર્ણવાળા, બળવાન અને કઠણ તથા સ્થિર માંસોવાળા થાય છે. પુરુષે સઘળી ઋતુઓમાં ત્રણત્રણ દિવસે સ્ત્રીસંગ કરવો, પણ ગ્રીષ્મઋતુમાં તો પખવાડિયે પખવાડિયે કરવો. ૪૬

रजस्वलामकामां च मलिनामप्रियां तथा ।
वर्णवृद्धां वयोवृद्धां तथा व्याधिप्रपीडिताम् ॥
हीनाङ्गीं गर्भिणीं द्वेष्यां योनिदोषसमन्विताम् ।
सगोत्रां गुरुपत्नीं च तथा प्रव्रजितामपि ॥
सन्ध्यापर्वस्वगम्यां च नोपेयात्प्रमदां नरः ॥ ४७ ॥

## કેવી સ્ત્રીનો સંગ ન કરવો ?

પુરુષે રજસ્વલા, કામનાવગરની, મલિન, અપ્રિય, ઊંચા વર્ણની, પોતાથી અધિક ઉંમરની, વ્યાધિથી પીડાયેલી, ઓછાં અંગવાળી, ગર્ભવાળી, અરુચિ ઉપજાવનારી, યોનિના દોષવાળી, એક ગોત્રમાં જન્મેલી, ગુરુપત્ની, ભેખવાળી અને અગમ્યા સ્ત્રીઓનો સંગ કરવો નહિ. ૪૭

गोसर्गे चार्द्धरात्रे च तथा मध्यन्दिनेषु च ॥ ४८ ॥

## કયા કાળમાં સ્ત્રીસંગ ન કરવો ?

પ્રાતઃસંધ્યા, સાયંસંધ્યા અને પર્વમાં, ગાયો છૂટવાના પ્રભાત સમયે, મધરાતે અને બપોરના સમયે સ્ત્રીસંગ કરવો નહિ. ૪૮

लज्जासमावहे देशे विवृतेऽशुद्ध एव च ॥ ४९ ॥

## કેવા પ્રદેશમાં સ્ત્રીસંગ ન કરવો ?

જે સ્થળે શરમ લાગતી હોય તે સ્થળે, ખુલ્લા કે અશુદ્ધ સ્થળે સ્ત્રીસંગ કરવો નહિ. ૪૯

क्षुधितो व्याधितश्चैव क्षुब्धचित्तश्च मानवः ।
वातविण्मूत्रवेगी च पिपासुरतिदुर्बलः ॥ ५० ॥

## કેવા પુરુષે સ્ત્રીસંગ કરવો નહિ ?

ભૂખ્યાએ, રોગવાળાએ, ભયાદિકથી ગભરાયેલા ચિત્તવાળાએ, તરસવાળાએ, અતિ દુર્બળ શરીરવાળાએ અને વાયુ, વિષ્ટા કે મૂત્રની હાજતવાળાએ સ્ત્રીસંગ કરવો નહિ. ૫૦

तिर्यग्योनावयोनौ च प्राप्तशुक्रविधारणम् ॥
दुष्टयोनौ विसर्गं तु बलवानपि वर्जयेत् ।
रेतसश्चातिमात्रं तु मूर्द्धावरणमेव च ॥
स्थितावुत्तानशयने विशेषेणैव गर्हितम् ।
क्रीडायामपि मेधावी हितार्थी परिवर्जयेत् ॥५१॥

## અયોગ્ય યોનિ આદિમાં વીર્યત્યાગ ન કરવો

બકરી કે ગધેડી વગેરે પશુજાતિની યોનિમાં અને મનુષ્ય જાતિના પણ મુખ કે ગુદા આદિ સ્થળમાં વીર્યત્યાગ કરવો નહિ. બળવાન પુરુષે પણ રોગાદિકથી ખરાબ થયેલી યોનિમાં અને સારી યોનિમાં પણ વારંવાર વીર્યત્યાગ (મૈથુન) કરવો નહિ.

મુષ્ટિમૈથુનથી વીર્યત્યાગ કરવો અને (રબરની કોથળી વગેરેથી) સિંગમણિને ઢાંકી મૈથુન કરવું તથા ઊભાંઊભાં કે ચત્તા સૂઈને વીર્યત્યાગ કરવો એ પણ અત્યંત ખરાબ છે.

• બુદ્ધિમાન અને હિતેચ્છુ પુરુષે ગમતમાં પણ એ રીતે વીર્યત્યાગ કદી કરવો નહિ. ૫૧

रजस्वलां प्रास्रवतो नरस्यानियतात्मनः ॥
दृष्ट्यायुस्तेजसां हानिरधर्मश्च ततो भवेत् ।
लिङ्गिनीं गुरुपत्नीं च सगोत्रामथ पर्वसु ॥
वृद्धां च सन्ध्ययोश्चापि गच्छतो जीवितक्षयः ।
गर्भिण्यां गर्भपीडा स्याद् व्याधितायां बलक्षयः ॥
हीनाङ्गीं मलिनां द्वेष्यां क्षामां वन्ध्यामसंवृते ।
देशेऽशुद्धे च शुक्रस्य मनसश्च क्षयो भवेत् ॥
क्षुधितः क्षुब्धचित्तश्च मध्याह्ने तृषितोऽबलः ।
स्थितश्च हानिं शुक्रस्य वायोः कोपं च विन्दति ॥
अतिप्रसङ्गाद्भवति शोषः शुक्रक्षयावहः ।
व्याधितस्य रुजा क्लीहनि मृत्युर्मूर्छा च जायते ॥
प्रत्यूषस्यर्द्धरात्रे च वातपित्ते प्रकुप्यतः ।
तिर्यग्योनावयोनौ च दुष्टयोनौ तथैव च ॥
उपदंशस्तथा वायोः कोपः शुक्रस्य च क्षयः ।
उच्चारिते मूत्रिते च रेतसश्च विधारणे ॥
उत्ताने च भवेच्छीघ्रं शुक्राश्मर्यास्तु सम्भवः ।
सर्वं परिहरेत्तस्मादेतल्लोकद्वयेऽहितम् ॥ ५२ ॥

### અયોગ્ય સ્ત્રી, કાળ, સ્થળ, સ્થિતિ અને અવયવમાં અયોગ્ય રીતે વીર્યત્યાગ કરવાથી હાનિ

જે અજિતેંદ્રિય પુરુષ રજસ્વલાનો સંગ કરે તેને દૃષ્ટિની, આયુષ્યની તથા તેજની હાનિ થાય છે અને તે ઉપરાંત અધર્મની પ્રાપ્તિ થાય છે. જે પુરુષ વ્રતાદિકવાળી, ગુરુપત્ની, સમાન ગોત્રવાળી, ઉત્તમ વર્ણવાળી કે મોટી ઉંમરની સ્ત્રીનો સંગ કરે અથવા પર્વદિવસે, પ્રભાતે કે સાયકાળે સ્ત્રીનો સંગ કરે તેના જીવનનો ક્ષય થાય છે. ગર્ભિણી સ્ત્રીનો સંગ કરવાથી ગર્ભને પીડા થાય છે. રોગિણી સ્ત્રીનો સંગ કરવાથી બળનો ક્ષય થાય છે. ઓછાં અંગવાળી, મેલી, અરુચિ ઉપજાવતી, નબળી કે વાંઝણીનો સંગ કરવાથી અને ખુલ્લા પ્રદેશમાં કે અશુદ્ધ પ્રદેશમાં સ્ત્રીસંગ કરવાથી વીર્ય તથા મનનો ક્ષય થાય છે. ભૂખ્યો, ભયાદિકથી ગભરાયેલા ચિત્તવાળો, તરસ્યો કે નબળો પુરુષ સ્ત્રીસંગ કરે, તો તેને વીર્યની હાનિ અને વાયુનો પ્રકોપ થાય છે. બપોરના સમયમાં કે ઊભાંઊભાં સ્ત્રીસંગ કરવાથી પણ વીર્યની હાનિ અને વાયુનો પ્રકોપ થાય છે. સ્ત્રીઓનો અત્યંત પ્રસંગ કરવાથી વીર્યનો ક્ષય કરનારો શોષ નામનો રોગ થાય છે. રોગી પુરુષ સ્ત્રીનો સંગ કરે તો તેને વેદના, બરળતું દરદ, મૂર્છા અને મરણ પણ થાય છે. પરોઢિયે કે મધરાતે સ્ત્રીનો સંગ કરવાથી વાયુ તથા પિત્તનો પ્રકોપ થાય છે. યોનિ વગર મુખાદિક અવયવમાં, બકરી વગેરેની યોનિમાં કે રોગથી ખરાબ થયેલી યોનિમાં વીર્યત્યાગ કરવાથી ચાંદી થાય છે, વાયુનો પ્રકોપ થાય છે અને વીર્યનો ક્ષય થાય છે. ઝાડા કે મૂત્રની હાજત લાગ્યા છતાં તેને રોકી મૈથુન કરવાથી, ચત્તા મૈથુન કરવાથી અને બીજા પણ કેટલાક અયોગ્ય પ્રકારે વીર્યત્યાગ કરવાથી તુરત શુક્રાશ્મરી(વીર્ય સંબંધી પથરી)ની ઉત્પત્તિ થાય છે; માટે એ સઘળા પ્રકારોનો ત્યાગ કરવો, જેથી આલોકમાં અને પરલોકમાં પણ શુભ થાય. ૫૨

शुक्रं चोपस्थितं मोहान्न सन्धार्यं कथञ्चन ॥ ५३॥

### આવેલું વીર્ય રોકવું નહિ

આવેલા વીર્યને પડવા જ દેવું, પણ મૂઢતાથી તેને કોઈ રીતે રોકવું નહિ. ૫૩

वयोरूपगुणोपेतां तुल्यशीलां गुणान्विताम् ।
अभिकामोऽभिकामां तु हृष्टो हृष्टामलंकृताम् ॥
सेवेत प्रमदां युक्त्या वाजीकरणबृंहितः ॥ ५४ ॥

### કેવા પુરુષે કેવી સ્ત્રીનો સંગ કરવો ?

વાજીકરણો આ સ્થાનના ૨૬મા અધ્યાયમાં કહેવામાં આવશે; તેઓથી પુષ્ટિ પામેલા, અત્યંત કામનાથી ઘેરાયેલા અને હર્ષથી વ્યાપ્ત થયેલા પુરુષે જુવાન, રૂપાળી, સદ્‌ગુણોવાળી,

પોતાને મળતા સ્વભાવવાળી, કામનાથી ઘેરાયેલી, હાવભાવાદિક ગુણોવાળી, હર્ષથી વ્યાપ્ત થયેલી અને શણગારો પહેરેલી સ્ત્રીનું યુક્તિપૂર્વક સેવન કરવું. ૫૪

भक्ष्याः सशर्कराः क्षीरंससितं रस एव च ॥
स्नानं सव्यजनं स्वप्नो व्यवायान्ते हितानि तु ।५५॥

### મૈથુન પછી હિતકારી પદાર્થો

પુરુષે તથા સ્ત્રીએ મૈથુન પછી સાકરવાળાં ભક્ષ્યો, સાકરવાળું દૂધ અને માંસના રસાનું સેવન કરવું તથા પંખાનો પવન લેવો અને નિદ્રા કરવી એ હિતકારી છે. વીર્ય વધારે હોવાથી વિધિનું ઉલ્લંઘન કરીને દિવસે મૈથુન કર્યું હોય, તો કર્યા પછી સ્નાન કરવું પણ હિતકારી છે.[1] ૫૫

मुखमात्रं समासेन सद्वृत्तस्यैतदीरितम् ।
आरोग्यमायुरर्थो वा नासद्भिः प्राप्यते नृभिः ॥५६॥

સદાચારી પુરુષ માટે મુખ્યત્વે કરી ટૂંકમાં આ કહ્યું છે. દુરાચારી પુરુષ તો આરોગ્ય, આયુષ્ય અને અર્થને પામી શકતો જ નથી. ૫૬

## અધ્યાય ૨૫ મો

अथातो मिश्रकचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'મિશ્રક-ચિકિત્સિત'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

पाल्यामयास्तु विस्राव्या इत्युक्तं प्राङ् निबोध तान् ।
परिपोटस्तथोत्पात उन्मन्थो दुःखवर्द्धनः ।
पञ्चमः परिलेही च कर्णपाल्या गदाः स्मृताः ॥ २ ॥

### કાનની બૂટોના પાંચ રોગોનાં નામો[1]

કાનની બૂટોના રોગોમાંથી શસ્ત્ર વડે સ્રાવણ કરવું, એમ સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયના ૮મા વિષયમાં કહેવામાં આવ્યું છે. એ રોગોનાં નામો આપું છું, તે સાંભળોઃ પરિપોટ, ઉત્પાત, ઉન્મંથ, દુઃખવર્ધન અને પાંચમો પરિલેહી એ નામના પાંચ રોગો કાનોની બૂટોમાં થાય છે. ૨

सौकुमार्याच्चिरोत्सृष्टे सहसाऽभिप्रवर्द्धिते ।
कर्णशोफो भवेत्पाल्यां सरुजः परिपोटवान् ॥
कृष्णारुणनिभः स्तब्धः स वातात्परिपोटकः ॥ ३ ॥

### પરિપોટકનું નિદાન તથા લક્ષણ

કોમળતાને લીધે જેને વધારવાનું લાંબા કાળથી છોડી દીધું હોય, તે કાનને એકદમ વધારવાથી વાયુનો પ્રકોપ થતાં બૂટમાં વેદના-વાળો, ઊપસેલી ફાટવાળો, કાળી તથા રાતી કાંતિવાળો અને અક્કડપણાવાળો જે સોજો વાયુથી થાય છે, તે પરિપોટક કહેવાય છે. ૩

गुर्वाभरणसंयोगात्ताडनाद्घर्षणादपि ।
शोफः पाल्यां भवेच्छ्यावो दाहपाकरुगन्वितः ।
रक्तो वा रक्तपित्ताभ्यामुत्पातः सगदो मतः ॥ ४ ॥

### ઉત્પાતનું નિદાન તથા લક્ષણ

ભારે ઘરેણું પહેરવાથી, તાડન કે ઘસાવાથી રુધિર તથા પિત્તનો પ્રકોપ થતાં કાનની બૂટમાં બળતરા, પાક, કે વેદનાવાળો અને કાળો અથવા રાતો જે સોજો ઉત્પન્ન થાય તે ઉત્પાત કહેવાય છે. ૪

बलाद्वर्द्धयतः कर्णं पाल्यां वायुः प्रकुप्यति ।
गृहीत्वा स कफं कुर्याच्छोफं तद्वर्णवेदनम् ॥
उन्मन्थकः सकण्डूको विकारः कफवातजः ॥ ५ ॥

### ઉન્મંથનું નિદાન તથા લક્ષણ

બળાત્કારથી કાનને વધારવા જતાં કાનની બૂટમાં વાયુનો પ્રકોપ થાય છે. એ પ્રકુપિત

---

[1] રાતે નાહવાથી તો અજીર્ણ વગેરે થાય છે.
[2] પરચુરણ રોગોની ચિકિત્સા વિષેનો.

[1] સૂત્રસ્થાનના ૧૬મા અધ્યાયના ૧૬મા તથા ૧૭મા વિષયની નોંધ જુઓ.

થયેલો વાયુ કફને પોતાની સાથે લઈ કફને લગતા વર્ણ, વેદના અને ખરજવાળા સોજાને ઉત્પન્ન કરે છે. એ કફ તથા વાયુથી થયેલો વિકાર ઉન્મંથક કહેવાય છે. (વાગ્ભટ કહે છે, કે આ સોજો વ્યથાવગરનો, સ્થિર, સ્તબ્ધ, ખરજવાળો અને કાનના જેવા જ વર્ણવાળો થાય છે.) ૫

वर्धमाने यदा कर्णे कण्डूदाहरुगन्वितः ॥
शोफो भवति पाकश्च त्वक्स्थोऽसौ दुःखवर्द्धनः॥६॥

### દુઃખવર્દ્ધનનું નિદાન તથા લક્ષણ

ખરાબ રીતે વિંધાયેલા કાનને વધારતાં ચામડીમાં ખરજ, બળતરા તથા વેદનાવાળો સોજો અને પાક થાય છે, તે દુઃખવર્દ્ધન કહેવાય છે. (વાગ્ભટ કહે છે, કે આ સોજો ત્રણે દોષોથી થાય છે.) ૬

कफासृक्कृमयः कुर्युः सर्षपामा विकारिणीः ॥
स्राविणीः पिडकाः पाल्यां कण्डूदाहरुगन्विताः ।
कफासृक्कृमिसम्भूतः स विसर्पन्नितस्ततः ॥
लिह्यात्सशष्कुलीं पालीं परिलेहीति स स्मृतः ॥७॥

### પરિલેહીનું નિદાન તથા લક્ષણ

કફ, રુધિર અને કૃમિઓ કાનની બૂટમાં રસવ જેવો દેખાવ, વિકારો, સ્રાવ, ખરજ, બળતરા અને વેદનાવાળી ફોડલીઓ ઉત્પન્ન કરે છે. કફ, રુધિર તથા કૃમિઓથી ઉત્પન્ન થયેલો અને અનુક્રમે ફેલાતો આ રોગ, કાનની શષ્કુલી તથા બૂટને ચાટે છે (વળગે છે-ખરાબ કરે છે), તેથી પરિલેહી કહેવાય છે. ૭

पाल्यामया ह्यमी घोरा नरस्याप्रतिकारिणः ॥
मिथ्याहारविहारस्य पालिं हिंस्युरुपेक्षिताः ।
तस्मादाशु भिषक्तेषु स्नेहादिक्रममाचरेत् ॥
तथाभ्यङ्गपरीषेकप्रदेहासृग्विमोक्षणम् ।
सामान्यतो विशेषांश्च वक्ष्याम्यभ्यञ्जनं प्रति ॥८॥

### કાનની બૂટોના પાંચ રોગોની ચિકિત્સા

કાનની બૂટોના આ ભયંકર રોગોની જો બેદરકારી કરવામાં આવે, તો તેઓ ચિકિત્સાથી રહિત રહેનારા અને મિથ્યા આહારવિહાર કરનારા માણસના કાનની બૂટને ખરાબ અથવા નષ્ટ કરી નાખે છે; માટે વૈદ્યે એ રોગો ઉપર તુરતજ સ્નેહન આદિ ક્રમ કરવો અને અભ્યંગ, સિંચન, લેપ તથા લોહીનું સ્રાવણ કરવું.[1] આ સામાન્ય ચિકિત્સા કહી. હવે અભ્યંગ સંબંધી વિશેષ ચિકિત્સા કહું છું. ૮

खरमञ्जरियष्ट्याह्वसैन्धवामरदारुभिः ।
सुपिष्टैः साश्वगन्धैश्च मूलकावल्गुजैः फलैः ॥
सर्पिस्तैलवसामज्जमधूच्छिष्टानि पाचयेत् ।
सक्षीराण्यथ तैः पालिं प्रदिह्यात्परिपोटके ॥९॥

### પરિપોટકની ખાસ ચિકિત્સા

સફેદ અઘેડો, જેઠીમધ, સૈંધવ, દેવદાર, આસોંદ, મૂળાનાં બીજ અને બાબચીનાં ફળને સારી પેઠે વાટી તે કલ્ક નાખી દૂધમાં ઘી, તેલ, ચરબી, મજ્જા તથા મીણને પકવ્યા પછી તેઓની પરિપોટક ઉપર માલિશ કરવી. ૯

मञ्जिष्ठातिलयष्ट्याह्वसारिवोत्पलपद्मकैः ।
सरोध्रैः सकदम्बैश्च बलाजम्ब्वाम्रपल्लवैः ॥
सिद्धं धान्याम्लसंयुक्तं तैलमुत्पातनाशनम् ॥१०॥

### ઉત્પાતની ખાસ ચિકિત્સા

મજીઠ, તલ, જેઠીમધ, ઉપલસરી, રક્તકમળ, પદ્મકાષ્ઠ, લોધર, તથા કદંબ, બલદાણા, જાંબુ અને આંબાનાં પાંદડાંના કલ્ક તથા ક્વાથને ધાન્યામ્લથી[2] મિશ્ર કરી તેનાથી તેલ પકવવું. આ તેલ ઉત્પાત પર ચોળવાથી તે મટે છે ૧૦

[1] વાયુજન્યમાં અભ્યંગ, સ્નેહબસ્તિ તથા લેપ કરવાં, પિત્તજન્યમાં વિરેચન દેવું, કફજન્યમાં વમન દેવું અને રુધિર તથા પિત્તથી થયેલ હોય, તેમાં લોહીનું સ્રાવણ કરવું, એમ ડલ્હન વિષયવિભાગ આપે છે.

[2] સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયના ૧૬૧મા વિષયમાં જુઓ.

तालपत्र्यश्वगन्धार्कचाकूचीतिलसैन्धवैः ।
तैलं कुलीरगोधानां वसया सह पाचितम् ॥
सरलालाङ्गलीभ्यां च हितमुन्मन्थनाशनम् ॥११॥

## ઉન્મંથની ખાસ ચિકિત્સા

ઉંદરકની, આસોંદ, આકડો, બાબચી, તલ, સિંધવ, નસોતર અને દૂધિયા વછનાગના કલ્ક તથા ક્વાથથી કુડચલ અને ચંદનઘોની ચરબી સાથે તેલ પકવવું. આ તેલને ઉન્મંથ પર ચોળવાથી તે મટે છે. ૧૧

तथाऽश्मन्तकजम्ब्वाम्रपत्रक्काथेन सेचनम् ।
प्रपौण्डरीकमधुकमञ्जिष्ठारजनीद्वयैः ॥
चूर्णैरुद्वर्तनैः पालीं तैलाक्तामवचूर्णयेत् ।
लाक्षाविडङ्गकल्केन तैलं पक्त्वावचारयेत् ॥१२॥

## દુઃખવર્દ્ધનની ખાસ ચિકિત્સા

દુઃખવર્દ્ધન થયેલ હોય, તો કાનની બૂટ ઉપર આસોંદરો, જાંબુ તથા આંબાનાં પાંદડાંના ક્વાથનું સિંચન કરી કાનની બૂટને તેલથી ખરડી તે ઉપર પાંડેરવો, જેઠીમધ, મજીઠ, હળદર તથા દારુહળદરનું ચૂર્ણ ભભરાવવું. લાખ તથા વાવડિંગનો કલ્ક નાખી ચોગણા પ્રવાહીમાં તેલ પકવીને બૂટ ઉપર લગાવવું. ૧૨

स्विन्नां गोमयपिण्डेन प्रदिह्यात्परिलेहिके ।
पिष्टैर्विडङ्गैरथवा त्रिवृच्छ्यामार्कसंयुतैः ॥
करञ्जेङ्गुदिबीजैर्वा कुटजारग्वधायुतैः ।
सर्वैर्वा सार्षपं तैलं सिद्धं मरिचसंयुतम् ।
सनिम्बपत्रैरभ्यङ्गे मधूच्छिष्टान्वितं हितम् ॥१३॥

## પરિલેહીની ખાસ ચિકિત્સા

પરિલેહી થયેલ હોય, તો તેને ગરમ કરેલા છાણના પીંડાથી વારંવાર સ્વેદન આપ્યાં પછી ગાડરના મૂત્રમાં વાટેલાં વાવડિંગ, નસોતર, વરધારો તથા આકડાનો લેપ કરવો અથવા ગાડરના મૂત્રમાં વાટેલાં કરંજનાં તથા ઇંગોળિયાનાં બીજ, ઇંદ્રજવ અને ગરમાળાનો લેપ કરવો; અથવા ઉપર કહેલા વાવડિંગ વગેરે સર્વ પદાર્થો, મરી, લીંબડાનાં પાંદડાં અને મીણનો કલ્ક નાખી ચોગણા ગાડરના મૂત્રમાં પકવેલું સરસિયું તેલ ચોળવું, હિતકારી છે. ૧૩

पालीषु व्याधियुक्तासु तन्वीषु कठिनासु च ।
पुष्ट्यर्थं मार्दवार्थं च कुर्यादभ्यञ्जनं हितम् ॥
लोपाकानूपमज्ज्ञानं वसां तैलं नवं घृतम् ।
पचेद्दशगुणं क्षीरमावाप्य मधुरं गणम् ॥
अपामार्गाश्वगन्धे च तथा लाक्षारसं शुभम् ।
तत्सिद्धं परिपूतं च स्वनुगुप्तं निधापयेत् ॥
तेनाभ्यञ्ज्यात्सदा पालीं सुस्विन्नामतिमर्दिताम् ।
एतेन पाल्यो वर्द्धन्ते नीरुजो निरुपद्रवाः ।
मृद्व्यः पुष्टाः समाः स्निग्धा जायन्ते भूषणक्षमाः १४

## કાનની બૂટ ઉપર માલિશ માટે સ્નેહ

કાનની બૂટો રોગથી પાતળી કે કઠણ થઈ ગઈ હોય, તો તેઓને પુષ્ટ તથા કોમળ કરવા નીચે પ્રમાણે સ્નેહ બનાવી તેની માલિશ કરવી હિતકારી છે.

દસગણા દૂધમાં કાકોલ્યાદિ મધુર ગણ, અઘેડો તથા આસોંદનો કલ્ક તથા લાખનો સુંદર રસ નાખીને તેમાં લોંકડીની મજ્જા, આનૂપ પ્રાણીઓની મજ્જા, ચરબી, તેલ અને તાજું ઘી પકવવું. એ પાકી રહે ત્યારે ગાળી લઈને તે સ્નેહને સારી રીતે સુરક્ષિત રાખવો. પછી કાનની બૂટને સારી પેઠે સ્વેદન આપી તથા આંગળીઓ વગેરેથી અત્યંત ચોળી તેના ઉપર એ સ્નેહથી માલિશ કરવી. આ અભ્યંગ કરવાથી કાનોની બૂટો રોગો તથા ઉપદ્રવોથી રહિત થઈ વધે છે, કોમળ, પુષ્ટ, સ્નિગ્ધ અને ભૂષણને લાયક થાય છે. ૧૪

नीलीदलं भृङ्गरजोऽर्जुनत्वक्
पिण्डीतकं कृष्णमयोरजश्च ।
बीजोद्भवं साहचरं च पुष्पं
पथ्याक्षधात्रीसहितं विचूर्ण्य ॥

एकीकृतं सर्वमिदं प्रमाय
पङ्केन तुल्यं नलिनीभवेन ।
संयोज्य पक्षं कलशे निधाय
लौहे घटे सद्मनि सापिधाने ॥
अनेन तैलं विपचेद्विमिश्रं
रसेन भृङ्गत्रिफलाभवेन ।
आसन्नपाके च परीक्षणार्थं
पत्रं बलाकाभवमाक्षिपेच्च ॥
भवेद्यदा तद् भ्रमराङ्गनीलं
तदा विपक्वं विनिधाय पात्रे ।
कृष्णायसे मासमवस्थितं तद्-
भ्यङ्गयोगात्पलितानि हन्यात् ॥१५॥

### પલિતની ચિકિત્સા (નીલીતેલ)

ગળીનાં પાંદડાં, ભાંગરો, કડાયાની છાલ, કાળા ફૂલવાળું મીંઢળ, લોઢું, બીબલાનો સાર, સફેદ કાંટાઅશેળિયાનાં ફૂલ, હરડે, બહેડાં તથા આમળાંનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને તેના જ જેટલા વજનના કમળ નીચેના કાદવ સાથે મિશ્ર કરી દઈ, લોઢાના ઘડામાં નાખી, ઘડાનું મોઢું બંધ કરી દઈ એક પખવાડિયા સુધી ઘરમાં રાખવું. પછી ભાંગરા તથા ત્રિફળાના રસથી મિશ્ર કરેલા તેલને, પેલા ઘડામાંથી કાઢી લીધેલો ચૂર્ણ સહિત કાદવરૂપ કલ્કનાખી, જ્યાં સુધી અત્યંત શ્યામ થઈ જાય, ત્યાં સુધી, વારંવાર ભાંગરા તથા ત્રિફળાનો રસ નાખીને પકવવું. જ્યારે પાકવા આવે, ત્યારે પરીક્ષા માટે તેમાં બગલીનું પીછું નાખી જોવું. એ પીંછું જ્યારે ભમરાના અંગ જેવું શ્યામ થઈ જાય, ત્યારે એ તેલને બરાબર પાકી રહેલું સમજવું. પછી એ તેલને ઉતારી લઈ કાળા લોઢાના વાસણમાં એક મહિના સુધી રાખવું. મહિનો પૂરો થયા પછી એ તેલની માલિશ કરાય, તો સફેદ વાળ કાળા થઈ જાય છે. ૧૫

सैरीयजम्ब्वर्जुनकाश्मरीजं
पुष्पं तिलान्मार्कवचूतबीजे ।
पुनर्नवे कर्दमकण्टकार्यौ
कासीसपिण्डीतकबीजसारम् ॥
फलत्रयं लोहरजोऽञ्जनं च
यष्ट्याह्वयं नीरजसारिवे च ।
पिष्ट्वाऽथ सर्वं सह मोदयन्त्या
साराम्भसा बीजकसम्भवेन ॥
साराम्भसः सप्तभिरेव पश्चात्
प्रस्थैः समालोड्य दशाहगुप्तम् ।
लौहे सुपात्रे विनिधाय तैल-
मक्षोद्भवं तच्च पचेत्प्रयत्नात् ॥
पक्वं च लौहेऽभिनवे निधाय
नस्यं विदध्यात्परिशुद्धकायः ।
अभ्यङ्गयोगैश्च नियोजयेत
भुञ्जीत माषान्कृशरामयो वा ॥
मासोपरिष्टाद्घनकुञ्चिताग्राः
केशा भवन्ति भ्रमराञ्जनाभाः ।
केशास्तथान्ये खलतौ भवेयु-
र्जरा न चैनं सहसाऽभ्युपैति ॥
बलं परं सम्भवतीन्द्रियाणां
भवेच्च वक्त्रं वलिभिर्विमुक्तम् ।
नाकामिनेऽनर्थिनि नाकृताय
नैवारये तैलमिदं प्रदेयम् ॥ १६ ॥

### પલિત તથા ટાલની ચિકિત્સા (સૈરીયકાદિ તેલ)

કાંટાઅશેળિયો, જાંબુ, કડાયો, સીવણનાં ફૂલ, તલનાં ફૂલ, ભાંગરો, આંબાની ગોટલી, સફેદ તથા રાતી સાટોડી, કમળ નીચેનો કાદવ, ભોરિંગણી, હીરાકસી, મીંઢળ, બીબલાનો સાર, ત્રિફળા, લોઢાનું ચૂર્ણ, રસવંતી, જેઠીમધ, કમળ, ઉપલસરી અને મોગરા (ડોલર) ને બીબલાના સારના જળથી વાટી તે કલ્કને બીબલાના સારના સાત પ્રસ્થ (ચોસઠ તોલાભારનું એક પ્રસ્થ—એટલા) ભાર જળમાં ઘોળી તે જળને લોઢાના ઉત્તમ પાત્રમાં ભરી મોઢું બંધ

કરી દસ દિવસ સુધી ગુપ્ત રીતે રાખવું. પછી એ જળમાં બહેડાંનું તેલ નાખી લોઢાના પાત્રમાં પ્રયત્નપૂર્વક પકવવું અને પાકી રહે, ત્યારે તેને લોઢાના નવા પાત્રમાં નાખી એક મહિના સુધી રાખવું. વમનવિરેચનાદિથી શરીરને શુદ્ધ કરી આ તેલનાં નસ્યો દેવામાં આવે, આ તેલને જ ચોળવામાં આવે અને ખાવામાં અડદ કે તલ, અડદ અને ચોખાની ખીચડી દેવામાં આવે, તો એક મહિના પછી વાળ ભમરા તથા આંજણ જેવા કાળા, ઘાટા તથા વાંકડિયા થાય છે; અને ટાલ પડી હોય, તો તેમાં નવા વાળ ઉત્પન્ન થાય છે. એ માણસને ઘડપણ તુરત આવતું નથી, ઇંદ્રિયો અત્યંત બળવાન થાય છે અને તેનું મોઢું પણ કરચલીઓ વગરનું થઈ જાય છે. વૈદ્યે આ તેલ કામનાવગરના માણસને, આજીજીપૂર્વક માગણી નહિ કરનારાને, કબજામાં નહિ રહેનારાને કે શત્રુને કદી દેવું નહિ. ૧૬

लाक्षा रोध्रं द्वे हरिद्रे शिलाले
कुष्ठं नागं गैरिकं कुङ्कुमं च ।
मञ्जिष्ठोग्रा स्यात्सुराष्ट्रोद्भवा च
पत्तङ्गं गोरोचना चाञ्जनं च ॥
हेमाङ्गत्वक्पाण्डुपत्रं वटस्य
कालीयं स्यात्पद्मकं पद्ममध्यम् ।
रक्तं श्वेतं चन्दनं पारदश्च
काकोल्यादिः क्षीरपिष्टश्च वर्गः ॥
मेदो मज्जा सिक्थकं गोघृतं च
दुग्धं क्वाथः क्षीरिणां च द्रुमाणाम् ।
एतत्सर्वं पक्वमैकध्यतस्तु
वक्त्राभ्यङ्गे सर्पिरुक्तं प्रधानम् ॥
हन्याद् व्यङ्गं नीलिकां चातिवृद्धां
वक्त्रे जाताः स्फोटिकाश्चापि काश्चित् ।
पद्माकारं निर्वलीकं च वक्त्रं
कुर्यादेतत्पीनगण्डं मनोज्ञम् ॥
राज्ञामेतद्योषितां चापि नित्यं
कुर्याद्वैद्यस्तत्समानां नृणां च ।
कुष्ठघ्नं वै सर्पिरेतत् प्रधानं
येषां पादे सन्ति वैपादिकाश्च ॥१७॥

### વ્યંગ, નીલિકા, ફોડલીઓ તથા મોઢા ઉપરની કરચલીઓ વગેરેની ચિકિત્સા–લાક્ષાદિ ઘૃત

લાખ, લોધર, હળદર, દારુહળદર, મણશીલ, હરતાલ, કઠ, નાગકેસર, સોનાગેરુ, કેસર, મજીઠ, વજ, ફટકડી, પતંગ, ગોરોચન, રસવંતી, દારૂડીની છાલ, વડનાં પીળાં પાંદડાં, કાળું અગર, પદ્મકાષ્ઠ, કમળનો મધ્ય ભાગ, રતાંજલિ, સુખડ, પારદ અને કાકોલ્યાદિ ગણ એ સર્વને દૂધમાં વાટી, એ કલ્કને દૂધ, મેદ, મજ્જા તથા મીણથી મિશ્ર કરેલા વડ વગેરે ક્ષીરિ-વૃક્ષોના ક્વાથમાં નાખી તે ક્વાથમાં ગાયનું ઘી પકવવું. મોઢા ઉપર ચોળવા માટે આ ઘી મુખ્ય છે. આ ઘી મોઢા પર અત્યંત વધેલાં વ્યંગ તથા નીલિકા(દાઝ)ને મટાડે છે. મોઢા ઉપરની કેટલીક ફોડલીઓને પણ મટાડે છે. મોઢાને કરચલીઓ વગરનું, પુષ્ટ ગાલોવાળું તથા મનોહર કરે છે, કોઢને મટાડે છે અને જેઓના પગોમાં વિપાદિકા(ફાટા પડવારૂપ રોગ) થયેલ હોય તેઓ માટે પણ આ હિત-કારી છે. વૈદ્યે આ ઘી રાજાઓ માટે, રાજાઓની સ્ત્રીઓ માટે અને રાજાઓ જેવા માણસો માટે બનાવવું. ૧૭

हरीतकीचूर्णमरिष्टपत्रं
चूतत्वचं दाडिमपुष्पवृन्तम् ।
पत्रं च दद्यान्मदयन्तिकाया
लेपोऽङ्गरागो नरदेवयोग्यः ॥ १८ ॥

### ફોડલીઓ વગેરે મટાડનારું તથા શરીરને શોભા આપનારું લેપન

હરડેનું ચૂર્ણ, લીમડાનાં પાંદડાં, આંબાની

છાલ, દાડમના પુષ્પનાં ડીટિયાં અને મોગરાનાં અથવા મેદીનાં પાદડાંને વાટી તેઓનું લેપન કરાવવું. આ શરીરને સુશોભિત દેખાડનારું અને ફોડલીઓ વગેરેને મટાડનારુ લેપન રાજાઓને લાયક છે. ૧૮

## વાજીકરણ તંત્ર

# અધ્યાય ૨૬મો

अथातः क्षीणबलीयं वाजीकरणचिकित्सितं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ક્ષીણબલીય વાજીકરણચિકિત્સિત'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

कल्यस्योदग्रवयसो वाजीकरणसेविनः ।
सर्वेष्वृतुष्वहरहर्व्यवायो न निवारितः ॥ २ ॥

### નિત્ય મૈથુન કરવાનો નિષેધ કોને નથી?

જે પુરુષ રોગોથી રહિત, જુવાન અને વાજીકરણોનું સેવન કરનાર હોય, તેને સઘળી ઋતુઓમાં દરરોજ મૈથુન કરવાનો નિષેધ નથી ૨

स्थविराणां रिरंसूनां स्त्रीणां वाल्लभ्यमिच्छताम् ।
योषित्प्रसङ्गात्क्षीणानां क्लीबानामल्परेतसाम् ॥
विलासिनामर्थवतां रूपयौवनशालिनाम् ।
नृणां च बहुभार्याणां योगा वाजीकरा हिताः ॥ ३ ॥

### વાજીકરણ યોગો કોને હિતકારી છે?

જેઓ વૃદ્ધ છતાં કામક્રીડા કરવાની તથા સ્ત્રીઓના પ્રેમની ઇચ્છા રાખતા હોય, જેઓ સ્ત્રીઓના પ્રસંગથી ક્ષીણ થયેલા હોય, જેઓ થોડા વીર્યવાળા હોય, જેઓ સાધ્ય નપુંસક હોય, જેઓ વિલાસી, ધનવાન, રૂપાળા તથા જુવાન હોય અને જેઓ વધી સ્ત્રીઓવાળા હોય, તેઓ માટે વાજીકરણ યોગો હિતકારી છે ૩

सेवमानो यदौचित्याद्वाजीवात्यर्थवेगवान् ।
नारीस्तर्पयते तेन वाजीकरणमुच्यते ॥ ४ ॥

### વાજીકરણ શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ

પુરુષ જેનું યોગ્ય રીતે સેવન કરવાથી ઘોડાની પેઠે અત્યંત વેગવાળો બની સ્ત્રીઓને તૃપ્ત કરે, તે ઔષધાદિક વાજીકરણ કહેવાય છે ૪

भोजनानि विचित्राणि पानानि विविधानि च ॥
वाचः श्रोत्रानुगामिन्यस्त्वचः स्पर्शसुखास्तथा ।
यामिनी सेन्दुतिलका कामिनी नवयौवना ॥
गीतं श्रोत्रमनोहारि ताम्बूलं मदिराः स्रजः ।
मनसश्चाप्रतीघातो वाजीकुर्वन्ति मानवम् ॥ ५ ॥

### સામાન્ય વાજીકરણો

વિચિત્ર ભોજનો, વિવિધ પ્રકારના પીવાના પદાર્થો, કાનને પ્રિય લાગે એવાં વચનો, ચામડીને સુખ આપે એવા સ્પર્શો, ચંદ્રની પ્રભાથી શોભી રહેલી રાત્રિ, નવીન યૌવનવાળી સ્ત્રી, કાનનું તથા મનનું હરણ કરે એવું ગાયન, નાગરવેલનાં પાન, મદિરા, માળા અને મનની સ્વસ્થતા પુરુષને મૈથુનમાં ઘોડા જેવો કરે છે ૫

तैस्तैर्भावैरहृद्यैस्तु रिरंसोर्मनसि क्षते ।
द्वेष्यस्त्रीसम्प्रयोगाच्च क्लैब्यं तन्मानसं स्मृतम् ॥
कटुकाम्लोष्णलवणैरतिमात्रोपसेवितैः ।
सौम्यधातुक्षयो दृष्टः क्लैब्यं तदपरं स्मृतम् ॥
अतिव्यवायशीलो यो न च वाजिक्रियारतः ।
ध्वजभङ्गमवाप्नोति स शुक्रक्षयहेतुकम् ॥
महता मेढ्ररोगेण मर्मच्छेदेन वा पुनः ।
क्लैब्यमेतच्चतुर्थं स्यान्नृणां पुंस्त्वोपघातजम् ॥

---

[1] જેઓ મૈથુન કરવામાં હીન શક્તિવાળા હોય, તેઓ જેથી મૈથુન કરવામાં ઘોડા જેવા સમર્થ બને એવી ચિકિત્સાના વિષયનો વાગ્ભટ કહે છે 'જેથી પુરુષ અત્યંત બળવાન થઈ ઘોડાની પેઠે થાક્યા વિના સ્ત્રીનો સંગ કરી શકે, જેથી સ્ત્રીને અત્યંત પ્રિય થાય અને જેથી શરીરમાં પુષ્ટિ તથા પરમશક્તિ પામે, તે વાજીકરણ કહેવાય છે' અગ્રસ્થાનના પહેલા અધ્યાયનો ૧૧મો વિષય જુઓ.

जन्मप्रभृति यः क्लीवः क्लैब्यं तत्सहजं स्मृतम् ।
बलिनः क्षुब्धमनसो निरोधाद्ब्रह्मचर्यतः ॥
षष्ठं क्लैब्यं मतं तत्तु स्थिरशुक्रनिमित्तजम् ।
असाध्यं सहजं क्लैब्यं मर्मच्छेदाच्च यद्भवेत् ।
साध्यानामितरेषां तु कार्यो हेतुविपर्ययः ॥ ६ ॥

## નપુંસકતાના સાત ભેદો પૈકી પાંચની ચિકિત્સા

મૈથુન કરવાની ઇચ્છાવાળા પુરુષનું મન ભય, શોક તથા ક્રોધ વગેરે દુઃખદાયી વિકારોથી અસ્વસ્થ થતાં; અથવા મનમાં જેના ઉપર અરુચિ થાય એવી સ્ત્રીનો સમાગમ થતાં લિંગ નમી જાય છે, એ માનસિક નપુંસકતા કહેવાય છે.

તીખા, ખાટા, ગરમ તથા ખારા પદાર્થોનું અત્યંત સેવન કરવાથી વૃદ્ધિ પામેલા પિત્તને લીધે વીર્ય બળી જતાં જે નપુંસકતા થાય છે, તે પિત્તજન્ય નપુંસકતા કહેવાય છે.

જે પુરુષ અત્યંત મૈથુન કરવાના સ્વભાવવાળો હોય અને વાજીકરણોના ઉપયોગને ચાલુ રાખતો ન હોય, તે પુરુષનું લિંગ બરાબર ઊંચું થવા અસમર્થ થતાં જે નપુંસકતા થાય છે, તે વીર્યક્ષયજન્ય નપુંસકતા કહેવાય છે.

લિંગમાં કોઈ મોટો રોગ ઉત્પન્ન થવાથી લિંગ ઊઠવામાં અસમર્થ બને છે, તે રોગજન્ય નપુંસકતા કહેવાય છે.

વીર્ય વહન કરનારી નસનું છેદન થવાથી લિંગની ઊઠવામાં જે અસમર્થતા થાય છે, તે શિરાચ્છેદજન્ય નપુંસકતા કહેવાય છે.

જે નપુંસકતા જન્મથી જ હોય, તે સહજ નપુંસકતા કહેવાય છે. (શારીરસ્થાનના ૨જા અધ્યાયના ૨૫થી ૨૯મા વિષય સુધી જુઓ.)

શરીર બળવાન છતાં અને મન કામદેવથી વ્યાકુળ છતાં મનને વશ રાખી બ્રહ્મચર્ય પાળવાથી વીર્યનું સ્તંભન થતાં જે નપુંસકતા થાય છે, તે શુક્રસ્તંભજન્ય નપુંસકતા કહેવાય છે.

એ સાત પ્રકારની નપુંસકતામાં સહજ અને શિરાચ્છેદજન્ય એ બે નપુંસકતા—અર્થાત્ પાંચમી અને છઠ્ઠી અસાધ્ય છે. બાકીની પાંચ નપુંસકતા સાધ્ય છે; તેને મટાડવા જેથી તે થઈ હોય, તે નિદાનોને મટાડનારી ચિકિત્સા કરવી. (મૂળમાં ૪થા તથા ૫મા ભેદનો સમાવેશ કરી ૬ની સંખ્યા આપી છે. ૬

विधिर्वाजीकरो यस्तु तं प्रवक्ष्याम्यतः परम् ॥७॥

## વાજીકરણ પ્રયોગો કહેવાનો આરંભ

હવે જે પ્રયોગોથી પુરુષો મૈથુન કરવામાં ઘોડા જેવા સમર્થ થાય છે, તે પ્રયોગો કહું છું.

तिलमाषविदारीणां शालीनां चूर्णमेव वा ।
पौण्ड्रकेक्षुरसैरार्द्रं मर्दितं सैन्धवान्वितम् ॥
वराहमेदसा युक्तां घृतेनोत्कारिकां पचेत् ।
तां भक्षयित्वा पुरुषो गच्छेत्तु प्रमदाशतम् ॥८॥

## વાજીકરણનો પહેલો તથા બીજો પ્રયોગ

તલ, અડદ અને વિદારીકંદ (ફગવેલાના કંદ)ના બારીક ચૂર્ણને પૌંડ્રક નામની મિશ્ર વર્ણવાળી શેરડીના રસથી ભીંજવી, ખૂબ મસળી, સૈંધવ તથા સૂવરના મેદથી મિશ્ર કરી ઘીમાં તેની રોટલી પકવવી. આ રોટલી ખાવાથી પુરુષ અનેક સ્ત્રીઓનો સંગ કરી શકે છે.

અથવા એ જ રીતે રાતા ચોખાના લોટની રોટલી પકવી તે ખાવાથી પુરુષ અનેક સ્ત્રીઓનો સંગ કરી શકે છે. ૮

वस्ताण्डसिद्धे पयसि भावितानसकृत्तिलान् ॥ ९॥

## વાજીકરણનો ત્રીજો પ્રયોગ

બકરાના વૃષણો નાખી પકવેલા દૂધની સાત દિવસ સુધી તલને ભાવના આપી, તે તલ ખાવાથી પુરુષ પહેલી વારની પેઠે જ ઉત્સુક બની અનેક સ્ત્રીઓનો સંગ કરી શકે છે. ૯

शिशुमारवसापक्वाः शष्कुल्यस्तैस्तिलैः कृताः ।
यः [illegible] पुमान्गच्छेत्स्त्रीणां शतमपूर्ववत् ॥१०॥

### વાજીકરણનો ચોથો પ્રયોગ

બકરાના વૃષણો નાખીને પકવેલા દૂધની સાત દિવસ સુધી તલને ભાવના આપી, તે તલની શિશુમારની (દરિયાઈ કૂતરાની) ચરબીમાં સુંવાળીઓ પકવવી. આ સુંવાળીઓ ખાવાથી પુરુષ પહેલી વારની પેઠે જ ઉત્સુક બની સો સ્ત્રીઓનો સંગ કરી શકે છે. ૧૦

पिप्पलीलवणोपेते बस्ताण्डे क्षीरसर्पिषा ।
साधिते भक्षयेद्यस्तु स गच्छेत्प्रमदाशतम् ॥११॥

### વાજીકરણનો પાંચમો પ્રયોગ

બકરાના વૃષણોને પીપર તથા સૈંધવથી મિશ્ર કરી દૂધ તથા ઘીમાં પકવીને ખાવા. આ ખાવાથી પુરુષ સો સ્ત્રીઓ ભોગવી શકે છે. ૧૧

पिप्पलीमाषशालीनां यवगोधूमयोस्तथा ।
चूर्णभागैः समैरेतैस्तु घृते पूपलिकां पचेत् ॥
तां भक्षयित्वा पीत्वा तु शर्करामधुरं पयः ।
नरश्चटकवद्गच्छेद्दशवारान्निरन्तरम् ॥ १२ ॥

### વાજીકરણનો છઠ્ઠો પ્રયોગ

પીપર, અડદ, રાતા ચોખા, જવ અને ઘઉંનાં બારીક ચૂર્ણોને સમભાગે લઈ તેઓની ઘીમાં પોળી પકવી, તે ખાઈને ઉપર સાકરથી મધુર કરેલુ દૂધ પીવુ. આથી પુરુષ ચકલાની પેઠે તુરતતુરત દસવાર મૈથુન કરી શકે છે. ૧૨

चूर्णं विदार्याः सुकृतं स्वरसेनैव भावितम् ।
सर्पिर्मधुयुतं लीढ्वा दश स्त्रीरधिगच्छति ॥ १३ ॥

### વાજીકરણનો સાતમો પ્રયોગ

ભોંયકોળાના કંદનું બારીક ચૂર્ણ કરી તેને તે જ કંદના સ્વરસની ભાવના આપી મધ તથા ઘીથી મિશ્ર કરીને ચાટવુ. આથી પુરુષ દસ સ્ત્રીઓ ભોગવી શકે છે. ૧૩

एवमामलकं चूर्णं स्वरसेनैव भावितम् ।
शर्करामधुसर्पिर्भिर्युक्तं लीढ्वा पयः पिबेत् ।
एतेनाशीतिवर्षोऽपि युवेव परिहृष्यति ॥१४॥

### વાજીકરણનો આઠમો પ્રયોગ

એ પ્રમાણે આમળાંનું બારીક ચૂર્ણ કરી, તેને આમળાંના જ સ્વરસની ભાવના આપી સાકર, ઘી તથા મધ સાથે ચાટવું અને તે ઉપર દૂધ પીવું. આ પ્રયોગથી એંશી વર્ષનો પુરુષ પણ જુવાનની પેઠે મૈથુનમાં ઉત્સુક તથા સમર્થ બને છે. ૧૪

पिप्पलीलवणोपेते बस्ताण्डे घृतसाधिते ॥१५॥

### વાજીકરણનો નવમો પ્રયોગ

બકરાના વૃષણો, પીપર તથા સૈંધવના ચૂર્ણથી મિશ્ર કરી ઘીમાં પકવી ખાવા અને તેની ઉપર દૂધ પીવું તથા માખણ ખાવું. આથી પુરુષ ઘોડાની પેઠે મૈથુન કરવામાં સારી પેઠે સમર્થ થાય છે. ૧૫

शिशुमारस्य वा खादेत्ते तु वाजीकरे भृशम् ॥१६॥

### વાજીકરણનો દસમો પ્રયોગ

શિશુમાર (દરિયાઈ કૂતરા)ના વૃષણો, પીપર તથા સૈંધવના ચૂર્ણથી મિશ્ર કરી, ઘીમાં પકવીને ખાવા અને તેની ઉપર દૂધ પીવું તથા માખણ ખાવું. આથી પુરુષ મૈથુન કરવામાં ઘોડા જેવો અત્યંત સમર્થ થાય છે. ૧૬

कुलीरकूर्मनक्राणामण्डान्येवं तु भक्षयेत् ॥१७॥

### વાજીકરણનો અગિયારમો પ્રયોગ

કરચલો, કાચબો અને મઘરનાં ઈંડાં, પીપર તથા સૈંધવના ચૂર્ણથી મિશ્ર કરી ઘીમાં પકવીને ખાવાં અને તેની ઉપર દૂધ પીવું. આથી પુરુષ મૈથુનમાં ઘોડા જેવો સમર્થ થાય છે. ૧૭

महिषर्षभबस्तानां पिबेच्छुक्राणि वा नरः ॥१८॥

### વાજીકરણનો બારમો પ્રયોગ

પાડો, ખૂંટ અને બકરાનાં વીર્યો પીવાય, તો તેથી પુરુષ મૈથુન કરવામાં ઘોડા જેવો સમર્થ થાય છે. (ડલ્હન કહે છેઃ એમના વૃષણોને પીપર તથા સૈંધવના ચૂર્ણથી મિશ્ર કરી ઘીમાં પકાવીને ખાવો) ૧૮

अश्वत्थफलमूलत्वक्छुङ्गासिद्धं पयो नरः ।
पीत्वा सशर्कराक्षौद्रं कुलिङ्ग इव हृष्यति ॥१९॥

### વાજીકરણનો તેરમો પ્રયોગ

પીપળાનાં ફળ, મૂળ, છાલ અને ટીશીઓ કલ્ક નાખી પકવેલા દૂધમાં, સાકર તથા મધ નાખી તે દૂધ પીવું. આથી પુરુષ ચકલાની પેઠે વારંવાર તુરતતુરત મૈથુન કરી શકે છે. ૧૯

विदारीमूलकल्कं तु घृतेन पयसा नरः ।
उदुम्बरसमं पीत्वा वृद्धोऽपि तरुणायते ॥२०॥

### વાજીકરણનો ચૌદમો પ્રયોગ

ફગવેલાના મૂળનો ઊંબરાના ફળ જેટલો કલ્ક દૂધ તથા ઘીમાં બનાવી તેને દૂધ તથા ઘીની સાથે પીવો. આથી વૃદ્ધ પુરુષ પણ મૈથુન કરવામાં જુવાન જેવો બની જાય છે. ૨૦

माषाणां पलमेकं तु संयुक्तं क्षौद्रसर्पिषा ।
अवलिह्य पयः पीत्वा तेन वाजी भवेन्नरः ॥२१॥

### વાજીકરણનો પંદરમો પ્રયોગ

ચાર તોલાભાર અડદનો લોટ, મધ તથા ઘીથી મિશ્ર કરીને ચાટવો અને તેની ઉપર દૂધ પીવું. આથી પુરુષ મૈથુન કરવામાં ઘોડા જેવો સમર્થ થાય છે. ૨૧

क्षीरपक्वांस्तु गोधूमानात्मगुप्ताफलैः सह ।
शीतान्घृतयुतान्खादेत्ततः पश्चात्पयः पिबेत् ॥२२॥

### વાજીકરણનો સોળમો પ્રયોગ

ઘઉંને કૌચાંનાં ફળોની સાથે દૂધમાં પકવી ઠંડા કરી, તેમાં ઘી નાખીને ખાવા અને તેની ઉપર દૂધ પીવું. આથી પુરુષ મૈથુન કરવામાં ઘોડા જેવો સમર્થ થાય છે. ૨૨

नक्रमूषिकमण्डूकचटकाण्डकृतं घृतम् ॥
पादाभ्यङ्गेन कुरुते चलं भूमिं तु न स्पृशेत् ।
यावत्स्पृशति नो भूमिं तावद्गच्छेन्निरन्तरम् ॥२३

### વાજીકરણનો સત્તરમો પ્રયોગ

મઘર, ઉંદર, દેડકા અને ચકલીનાં ઈંડાંના કલ્ક તથા ક્વાથથી ઘી પકવીને તે ઘીને બન્ને પગમાં લગાવી પૃથ્વીનો સ્પર્શ ન કરે, ત્યાં સુધી પુરુષ વારંવાર મૈથુન કરી શકે છે. ૨૩

स्वयंगुप्तेक्षुरकयोः फलचूर्णं सशर्करम् ।
धारोष्णेन नरः पीत्वा पयसा न क्षयं व्रजेत् ॥२४॥

### વાજીકરણનો અઢારમો પ્રયોગ

કૌચાંનાં ફળ અને એખરાનાં ફળનું ચૂર્ણ સાકરમાં મિશ્ર કરી તુરત દોહેલા (શેડકઢા) દૂધ સાથે પીવું. આથી પુરુષ મૈથુન કરવામાં થાકતો જ નથી. ૨૪

उच्चटाचूर्णमप्येवं क्षीरेणोत्तममिष्यते ॥ २५ ॥

### વાજીકરણનો ઓગણીસમો પ્રયોગ

સફેદ ચણોઠીનાં બીજોનાં ફોતરાં ઉતારી તેનો લોટ કરી તેની દૂધમાં રાબ કરી સાકર નાખીને પીવાથી પુરુષ મૈથુન કરવામાં અતિ-સમર્થ થાય છે. ૨૫

शतावर्युच्चटामूलं पेयमेवं बलार्थिना ॥ २६ ॥

### વાજીકરણનો વીસમો પ્રયોગ

શતાવરી અને સફેદ ચણોઠીનાં મૂળિયાંનો કલ્ક દૂધમાં ઘોળીને પીવાથી પુરુષ મૈથુન કરવામાં અતિસમર્થ થાય છે. ૨૬

स्वयंगुप्ताफलैर्युक्तं माषसूपं पिबेन्नरः ॥ २७ ॥

### વાજીકરણનો એકવીસમો પ્રયોગ

કૌચાંનાં ફળોમાં મિશ્ર કરીને રાંધેલી અડદની દાળ પીવાથી પુરુષ મૈથુન કરવામાં ઘોડા જેવો સમર્થ થાય છે. ૨૭

गुप्ताफलं गोक्षुरकाच्च बीजं
तयोच्चटां गोपयसा विपाच्य ।
खजाहतं शर्करया च युक्तं
पीत्वा नरो हृष्यति सर्वरात्रम् ॥ २८ ॥

### વાજીકરણનો બાવીસમો પ્રયોગ

કૌચાંનાં ફળ, ગોખરુનાં બીજ અને સફેદ ચણોઠીનાં બીજના ચૂર્ણને ગાયના દૂધમાં પકવી, તે દૂધ રવાઈથી વલોવી, સાકરથી મિશ્ર કરીને પીવાથી પુરુષ આખી રાત વારંવાર મૈથુન

કરી શકે છે. ૨૮

मापान्विदारीमपि सोच्चटां च
क्षीरे गवां क्षौद्रघृतोपपन्नाम् ।
पीत्वा नरः शर्करया सुयुक्तां
कुलिङ्गवद्धृष्यति सर्वरात्रम् ॥ २९ ॥

### વાજીકરણનો તેવીસમો પ્રયોગ

અડદ, ફગવેલાનો કંદ અને ધોળી ચણોઠીનાં બીજના ચૂર્ણને ગાયના દૂધમાં પકવી તે દૂધને મધ, ઘી તથા સાકરમાં મિશ્ર કરી પીવાથી પુરુષ આખી રાત ચકલાની પેઠે વારંવાર મૈથુન કરવા ઉત્સુક થાય છે. ૨૯

गृष्टीनां वृद्धवत्सानां मापपर्णभृतां गवाम् ।
यत्क्षीरं तत्प्रशंसन्ति बलकामेषु जन्तुषु ॥३०॥

### વાજીકરણનો ચોવીસમો પ્રયોગ

પહેલવહેલી વીયાયેલી, જેઓનાં વાછડાં એક વર્ષનાં થઈ ગયાં હોય એવી અને જેઓને અડદના લીલા છોડ ખવડાવવામાં આવતા હોય એવી ગાયોનું દૂધ બળ ઇચ્છતા માણસો માટે બહુ વખણાય છે. ૩૦

क्षीरमांसगणः सर्वः काकोल्यादिश्च पूजितः ।
वाजीकरणहेतोर्हि तस्मात्तं तु प्रयोजयेत् ॥३१॥

### સામાન્ય વાજીકરણ પ્રયોગો

સઘળાં દૂધોનો વર્ગ, સઘળાં માંસોનો વર્ગ અને કાકોલ્યાદિ ગણ ઉત્તમ બળ આપનાર છે; માટે તેઓના પણ વાજીકરણ પ્રયોગો કરવા. ૩૧

एते वाजीकरा योगाः प्रीत्यपत्यबलप्रदाः ।
सेव्या विशुद्धोपचितदेहैः कालाद्यपेक्षया ॥३२॥

### વાજીકરણ પ્રયોગોનું ફળ તથા પદ્ધતિ

ઉપર કહેલા વાજીકરણ પ્રયોગો આનંદ, સંતાન તથા બળ આપનારા છે. પ્રથમ શરીરને વમનવિરેચનાદિથી શુદ્ધ તથા પુષ્ટ કરી દેશકાલાદિ પ્રમાણે તેઓનું સેવન કરવું. ૩૨

( વાજીકરણતંત્ર સમાપ્ત )

## રસાયનતંત્ર

## અધ્યાય ૨૭મો

अथातः सर्वोपघातशमनीयं रसायनं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સર્વોપઘાતશમનીયરસાયન'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

पूर्वे वयसि मध्ये वा मनुष्यस्य रसायनम् ।
प्रयुञ्जीत भिषक्प्राज्ञः स्निग्धशुद्धतनोः सदा ॥
नाविशुद्धशरीरस्य युक्तो रासायनो विधिः ।
न भाति वाससि क्लिष्टे रङ्गयोग इवाहितः ॥२॥

### રસાયન દેવાની અવસ્થા તથા સ્નેહન-શોધનની જરૂર

પ્રવીણ વૈદ્યે માણસને તેની પહેલી અવસ્થામાં અથવા મધ્ય અવસ્થામાં રસાયનયોગો દેવા પણ તેઓનાં શરીરોનું સ્નેહન તથા શોધન કરીને જ દેવા. જેમ રંગ સારા યોગોથી ચડાવેલો હોય, છતાં મેલા વસ્ત્રમાં બરાબર લાગુ પડતો નથી, તેમ રસાયન પ્રયોગ સારી રીતે ગોઠવેલો હોય, છતાં અશુદ્ધ શરીરમાં બરાબર લાગુ પડતો નથી. ૨

शरीरस्योपघाता ये दोषजा मानसास्तथा ।
उपदिष्टाः प्रदेशेषु तेषां वक्ष्यामि वारणम् ॥३॥

---

૧ રોગ તથા ક્રોધભયાદિ સઘળા ઉપઘાતો જેનાથી ન થાય એવા રસાયનપ્રયોગના નિરૂપણ વિષેનો. જે ઔષધ ઘડપણ તથા વ્યાધિઓને મટાડનારું, જુવાનીને સ્થિર રાખનારું, નેત્રોને હિતકર, ધાતુઓને પુષ્ટિકર અને વીર્યને વધારનારું હોય, તે ઔષધ રસાયન કહેવાય છે. વાગ્ભટ કહે છે, કે ' लाभोपायो हि शस्तानां रसादीनां रसायनम्-શરીરમાં શ્રેષ્ઠ રસ રુધિરાદિને મેળવવાનો જે ઉપાય તે રસાયન કહેવાય છે. ' (ઉત્તરસ્થાન અધ્યાય ૩૯મો) આ ગ્રંથના સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૧૦મો વિષય પણ જુઓ.

## રસાયનપ્રયોગોનો ઉપક્રમ

આ ગ્રંથમાં શરીરના દોષજન્ય (રોગો) તથા માનસિક (ક્રોધાદિક) ઉપઘાતો કહ્યા છે, તેઓ સંપૂર્ણ મટે એવા રસાયનપ્રયોગો કહું છું ૩

शीतोदकं पयः क्षौद्रं सर्पिरित्येकशो द्विशः ।
त्रिशः समस्तमथवा प्राक्पीतं स्थापयेद्वयः ॥४॥

## શીત જળ આદિ રસાયનપ્રયોગો

ઠંડું જળ, દૂધ, મધ અને ઘી એ ચાર પદાર્થોમાંથી એક, બે, ત્રણ કે ચારે પદાર્થો જમ્યા પહેલાં લેવાય, તો લાંબો કાળ યૌવન ટકી રહે છે. ૪

तत्र विडङ्गतण्डुलचूर्णमाहृत्य यष्टीमधुयुक्तं यथाबलं शीततोयेनोपयुञ्जीत शीततोयं चानुपिबेदेव-महरहर्मासम् । तदेव मधुयुक्तं भल्लातककाथेन वा, मधुद्राक्षाक्काथयुक्तं वा, मध्वामलकरसाभ्यां वा, गुडूचीक्काथेन वा । एवमेते पञ्च प्रयोगा भवन्ति । जीर्णे मुद्गामलकयूषेणालवणेनाल्पस्नेहेन घृतवन्तमोदनमश्नीयात् । एते खल्वर्शांसि क्षपयन्ति, कृमीनुपघ्नन्ति, ग्रहणधारणशक्तिं जनयन्ति, मासे मासे च प्रयोगे वर्षशतमायुषोऽभिवृद्धिर्भवति ॥ ५ ॥

## વાવડિંગના પાંચ રસાયનપ્રયોગો અને ફળો

વાવડિંગના દાણાનાં ચૂર્ણને જેઠીમધના ચૂર્ણમાં મિશ્ર કરી તેનો જઠરાગ્નિના બળ પ્રમાણે ટાઢા પાણી સાથે ઉપયોગ કરવો અને અનુપાન પણ ટાઢા પાણીનું કરવું. આ પ્રમાણે એક મહિના સુધી નિત્ય કરવું. (૧)

અથવા વાવડિંગના દાણાનાં ચૂર્ણને મધમાં મિશ્ર કરી, તેનો ભિલામાંના ક્વાથની સાથે જઠરાગ્નિના બળ પ્રમાણે ઉપયોગ કરવો અને ટાઢા પાણીનું અનુપાન કરવું. આ પ્રમાણે એક મહિના સુધી નિત્ય કરવું. (૨)

અથવા વાવડિંગના દાણાનાં ચૂર્ણને મધ તથા દ્રાક્ષના ક્વાથમાં મિશ્ર કરી, તેનો જઠરાગ્નિના બળ પ્રમાણે ઉપયોગ કરવો અને ટાઢા પાણીનું અનુપાન કરવું. આ પ્રમાણે એક મહિના સુધી નિત્ય કરવું. (૩)

અથવા વાવડિંગના દાણાના ચૂર્ણને મધ તથા આમળાંના રસમાં મિશ્ર કરી તેનો જઠરાગ્નિના બળ પ્રમાણે ઉપયોગ કરવો અને ટાઢા પાણીનું અનુપાન કરવું. આ પ્રમાણે એક મહિના સુધી નિત્ય કરવું. (૪)

અથવા વાવડિંગના દાણાના ચૂર્ણને ગળોના ક્વાથમાં મિશ્ર કરી તેનો જઠરાગ્નિના બળ પ્રમાણે ઉપયોગ કરવો અને ટાઢા પાણીનું અનુપાન કરવું. આ પ્રમાણે એક મહિના સુધી નિત્ય કરવું. (૫)

આ રીતે આ પાંચ પ્રયોગો કહ્યા. દરેક પ્રયોગમાં ઉદરમાં ચૂર્ણાદિક પચી જાય, ત્યારે લૂણવગરના તથા થોડા સ્નેહવાળા મગ તથા આમળાંના ઓસામણ સાથે ઘીવાળો ભાત નિત્ય જમવો. આ દરેક પ્રયોગ અરશોને મટાડે છે, કૃમિઓને હણે છે અને ગ્રંથાદિકને ગ્રહણ તથા ધારણ કરવાની શકિત ઉત્પન્ન કરે છે. આ પ્રયોગોમાંનો કોઈ પણ પ્રયોગ દર મહિને કરાય, તો સો વર્ષ સુધીનો આયુષ્યનો વધારો થાય છે. ૫

विडङ्गतण्डुलानां द्रोणं विष्टपचने पिष्टवदुत्स्वेद्य विगतकषायं स्विन्नमवतार्य दृषदि पिष्टमायसे दृढे कुम्भे मधूदकोत्तरं प्रावृषि भस्मराशावन्तर्गृहे चतुरो मासान्निदध्यात् । वर्षाविगमे चोद्धृत्योपसंस्कृतशरीरः सहस्रसम्पाताभिहुतं कृत्वा प्रातःप्रातर्यथाबलमुपयुञ्जीत । जीर्णे मुद्गामलकयूषेणालवणेनाल्पस्नेहेन घृतवन्तमोदनमश्नीयात्, पांशुशय्यायां च शयीत । तस्य मासादूर्ध्वं सर्वाङ्गेभ्यः कृमयो निष्क्रामन्ति, तानणुतैलेनाभ्यक्तस्य वंशविदलेनापहरेत्, द्वितीये पिपीलिकास्तृतीये यूकास्तथैवापहरेत् । चतुर्थे दन्तनखरोमाण्यवशीर्यन्ते । पंचमे प्रशस्तगुणलक्षणानि जायन्ते । अमानुषं चादित्यप्रकाशं वपुरधिगच्छति । दूराच्छ्रवणानि दर्शनानि चास्य भवन्ति । रजस्तमसी चापोह्य सत्व-

મધિતિષ્ઠતિ। श्रुतनिगाद्यपूर्वोत्पादी गजबलोऽश्वजव पुनर्युवाऽष्टौ वर्षशतान्यायुरवाप्नोति। तस्याणुतैलम भ्यङ्गार्थे। अजकर्णकषायमुत्सादनार्थे। सोशीर कूपोदक स्नानार्थे। चन्दनमुपलेपनार्थे। मल्लातकविधानवदाहार परिहारश्च ॥६॥

## વાવડિંગનો બીજા પ્રકારે પ્રયોગ અને ફળ

એકહજાર ચોવીસ તોલાભાર વાવડિંગના દાણાને લોટ પકવવાના વાસણમા લોટની પેઠે બાફવા મૂકી, ઉપર આવેલા કવાથને કાઢી લઈ, બફાઈ રહે ત્યારે ઉતારી લઈ, પથ્થર ઉપર વાટી, લોઢાના મજબૂત ઘડામા ભરી, તેની ઉપર તે ઘડામા મધ તથા પેલો કવાથ નાખી, ઘડાનુ મોઢુ બધ કરી દઈ,તેને પ્રાવૃષ ઋતુમા (આષાઢ માસમા) અદરના ઘરમા ભસ્મના ઢગનાની અદર રાખી મૂકવો ચાર મહિના સુધી એમ ને એમ રહેવા દઈ આસો માસ વીતી જાય ત્યારે કાઢી લઈ, વમન-વિરેચનાદિથી શરીરને શુદ્ધ કરી, ઋગ્વેદના સહસ્રસપાત નામના અધ્યાયમા કહેલા મત્રોથી[1] સત્કારોમ કરીને પછી તે ઘડામા રહેલા અરિષ્ટનો નિત્ય પ્રભાતે જઠરાગ્નિના બળ પ્રમાણે ઉપયોગ કરવો એ પચી જાય ત્યારે લૂણનગરના અને અલ્પ સ્નેહવાળા મગ તથા આમળાના ઓસામણ સાથે ઘીવાળો ભાત જમવો અને ધૂળનાળી શય્યામા સૂઈ રહેવુ એ માણસને એક માસ પૂરો થતા સઘળા અગોમાથી કીડાઓ નીકળે છે કીડાઓ નીકળે ત્યારે વૈદ્યે તે માણસના શરીર પર અણુતેલ (આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમા કહેલુ) ચોળી વાસની સળી વગેરે વડે કીડાઓને કાઢી લેવા બીજે મહિને એ માણસના શરીરમાથી કીડીઓ નીકળે છે અને ત્રીજે મહિને જૂ નીકળે છે તેને પણ ઉપર પ્રમાણે જ કાઢી લેવા. ચોથે મહિને એ માણસના દાતો, નખો તથા રુવાડા પડી જાય છે પાચમે મહિને શ્રેષ્ઠ ગુણોવાળા તથા શ્રેષ્ઠ લક્ષણોવાળા દાતો, નખો અને રૂવાડા નવા ઉપજે થાય છે તે માણસ ગર્ધના જેવા તેજસ્વી દિવ્ય શરીરવાળો થઈ જાય છે, દૂર પ્રદેશમા થતી વાતો પણ સાભળે છે, દૂર પ્રદેશમા રહેલા પદાર્થો પણ દેખે છે, રજોગુણ તથા તમો ગુણ દૂર થઈ સત્ત્વગુણની પ્રધાનતાવાળો થાય છે, એકવાર સભળેલા ગ્રથાદિકને મોઢે ગોખે છે, અપૂર્વ કાર્યો ઉત્પન્ન કરનારો થાય છે, હાથીના જેવા બળવાળો થાય છે, ઘોડાના જેવા વેગવાળો થાય છે, પાછો જુવાન થાય છે અને આઠસો વર્ષનુ આયુષ્ય પામે છે એ માણસને ચોળવા માટે અણુતેલ દેવ, શરીર પરના મેલને દૂર કરવા માટે મોટા રાળના ઝાડનો કલ્ક ચોળવા દેવો, સ્નાન માટે વાળો નાખેલુ કૂવાનુ જળ દેવુ, અનુલેપન માટે શ્વેત ચદન દેવુ અને આ સ્થાનના દશ અધ્યાયના ૨૦મા વિષયમા કહેલા ભલ્લાતકવિધાનમા જે આહાર કહ્યો છે તે દેવો તથા પરેજી પણ એ ભલ્લાતકવિધાનમા કહ્યા પ્રમાણેજ પળાવવી ૬

कादमर्याणा निष्कुलीकृतानामेष एव कल्प पाशुशय्यायोजनवर्जम्। अत्र हि पयसा शृतेन मोक्तव्यम्। समानमन्यत् पूर्वेणाशिषश्च। शोणितपित्त निमित्तेषु विकारेष्वेतेषामुपयोग ॥७॥

## સીવણનાં[1] ફળોનો રસાયન-પ્રયોગ

१ મૂળમા 'सहस्रसपाताभिहुत' એ શબ્દ છે તેનો ગધ આચાર આવો અર્થ કરે છે કે ઃ મીની ઇચ્છા હોય તો ઋક્ષ્મતના મ ત્રથી હજાર આ તિઓ હોમવી અને પાપમાકિની છ છા હોય તો વિષ્ણુ ગાયત્રીથી હજાર આ તિઓ હોમવી

१ સીવણ ઝાડ મોટુ થાય છે તેના પાદ અમ ગ ના જેવા તથા પીપળાના પાદડાઓથી ટાર્ક મો થાય છે ફૂલો પીળા થાય છે અને ફળો પુરા તથા ખટાશવાળા થાય છે ધીર પોતે મડવા જ વાળી હોય છે

સીવણનાં ફળોમાંથી ઠળિયા કાઢી નાખી તે ફળોનો પ્રયોગ ઉપર લખેલા વાવડિંગના પ્રયોગ પ્રમાણે જ કરવો. આ પ્રયોગમાં માણસે ધૂળવાળી શય્યામાં સૂવું નહીં અને પકવેલા દૂધની સાથે ભાત જમવો. આ પ્રયોગ કરવાથી પણ ઉપર લખેલા વાવડિંગના પ્રયોગ જેવાં જ ફળો થાય છે. રુધિર કે પિત્તથી થયેલા રોગો ઉપર સીવણનાં ફળોનો પ્રયોગ ઉત્તમ છે. ૭

यथोक्तमागारं प्रविश्य बलामूलार्द्धपलं पलं वा पयसाऽऽलोड्य पिबेत्। जीर्णे पयः सर्पिरोदन इत्याहारः। एवं द्वादशरात्रमुपयुज्य द्वादश वर्षाणि वयस्तिष्ठति। एवं दिवसशतमुपयुज्य वर्षशतं वयस्तिष्ठति ॥८॥

### બળદાણા[1]ના છોડનાં મૂળિયાંનો પ્રયોગ

એકમાં બીજું અને બીજામાં ત્રીજું એમ ત્રેવડા બનાવેલા ઘરમાં પ્રવેશ કરાવી બળદાણાના છોડનાં બે તોલાભાર અથવા ચાર તોલાભાર મૂળિયાંના કલ્કને દૂધમાં ઘોળીને પાવો અને તે પચી જાય ત્યારે દૂધ, ઘી તથા ભાત ખવડાવવો. આમ બાર રાત સુધી ઉપયોગ કરે તો બાર વર્ષ સુધી જુવાની સ્થિર રહે છે અને સો દિવસ સુધી ઉપયોગ કરે તો સો વર્ષ સુધી જુવાની સ્થિર રહે છે. ૮

एवमेवातिबलानागबलाविदारीशतावरीणामुपयोगः। विशेषस्त्वतिबलामुदकेन, नागबलाचूर्णं मधुना, विदारीचूर्णं क्षीरेण, शतावरीमप्येवं, पूर्वेणान्यत्समानमाशिषश्च समाः। एतास्त्वोषधयो बलकामानां शोषिणां रक्तपित्तोपसृष्टानां शोणितं छर्दयतां विरिच्यमानानां चोपदिश्यन्ते ॥९॥

૧ બળદાણાના છોડ થાય છે. તેમા પીળાં ફૂલ અને કાળાં તથા રાઈ જેવડાં બીજો થાય છે. એ બીજો બળદાણા કહેવાય છે. બળદાણાના છોડના સાવરણા થાય છે. બળદાણાને કેટલાક લોકો ખરેટી પણ કહે છે.

### ખપાટ[1], ગંગેટી[2]; ફગવેલાનો કંદ[3] અને શતાવરી[4]ના રસાયનપ્રયોગો

ખપાટ, ગંગેટી, ફગવેલાનો કંદ અને શતાવરીના રસાયનપ્રયોગો ઉપર લખેલા બળદાણાનાં મૂળિયાંના પ્રયોગ પ્રમાણે જ કરવા. તેમાં વિશેષ એ છે, કે ખપાટના ચૂર્ણનો જળ સાથે, ગંગેટીના ચૂર્ણનો મધ સાથે, ફગવેલાના કંદના ચૂર્ણનો દૂધ સાથે અને શતાવરીનો પણ દૂધની સાથે જ ઉપયોગ કરવો. બીજું સઘળું ઉપર લખેલા બળદાણાના છોડના મૂળિયાંના પ્રયોગ પ્રમાણે જ સમજી લેવું. આ દરેક પ્રયોગનું ફળ પણ બળદાણાના છોડના મૂળિયાંના પ્રયોગ જેવું જ થાય છે. બળની ઇચ્છા રાખનારાઓ માટે, સુકાઈ જતા માટે રક્તપિત્તના રોગીઓ માટે, લોહીની ઊલટી કરતા હોય તેઓ માટે અને જેઓને વારંવાર દસ્ત લાગ્યા કરતો હોય, તેઓ માટે આ ખપાટ, ગંગેટી, ફગવેલાનો કંદ અને શતાવરીનો પ્રયોગ કહેવામાં આવે છે. ૯

वाराहीमूलतुलाचूर्णं कृत्वा ततो मात्रां मधुयुक्तां

૧ ખપાટના મોટા છોડ એ ત્રણ જાતના થાય છે. ફળો ચક્કર જેવાં ગોળ થાય છે એને કાંસકી કહે છે. ફૂલો પાકા, પીળા રંગનાં થાય છે. પાંદડાં કોમળ અને પીપળાનાં પાંદડાં જેવા આકારવાળાં થાય છે. બીજી જાતની ખપાટનાં પાંદડાં બપોરિયાના જેવાં થાય છે. ત્રીજી જાતની ખપાટ પીળાશવાળાં તથા મોટાં પાંદડાંવાળી થાય છે.

૨ ગંગેટીના ઝાડનાં ફૂલો સફેદ અને ફળો આમણાં સરખાં ચારચાર ભેળાં થાય છે. એ ફળો ખાટાં, મીઠાં તથા તૂરાં હોઈ દીટિયાની સાથે લટકતાં હોય છે. આમણાંનાં ફળો તો ઝાડની ડાળ સાથે ચોટી જ રહે છે, એટલો ફરક છે.

૩ ફગવેલાનો કંદ વિદારીકંદ કહેવાય છે અને ભોંકોળું પણ કહેવાય છે. સફેદ વિદારીકંદ ક્ષીણ-વિદારી કહેવાય છે.

૪ શતાવરીના સફેદ રંગવાળા વેલા થાય છે. પાંદડાં શરૂનાં પાંદડાં જેવા થાય છે. શતાવરીને કેટલાક એમ્ભ્યાગ્‍ કહે છે.

पयसाऽऽलोड्य पिबेत् । जीर्णे पयः सर्पिरोदन इत्याहार । प्रतिषेधोऽत्र पूर्ववत् । प्रयोगमिममुपसेवमानो वर्ष शतमायुरवाप्नोति स्त्रीषु चाक्षयताम् ॥ एतेनैव चूर्णेन पयोऽवचूर्ण्य शृतशीतममिमथ्याज्यमुत्पाद्य मधुयुतमुपयुञ्जीत सायम्प्रातरेककालं वा । जीर्णे पयः सर्पिरोदन इत्याहार । एवं मासमुपयुज्य वर्षशतायुर्भवति १०

## વારાહીનાં[1] મૂળિયાંના બે પ્રયોગો

વારાહીનાં મૂળિયાંનું ચારસો તોલાભાર ચૂર્ણ કરી તેમાંથી અનુકૂળ માત્રા મધમાં મિશ્ર કરી દૂધમા ઘોળીને પીવી અને તે માત્રા પચી ગયા પછી દૂધ, ઘી અને ભાત ખાવો આ પ્રયોગમાં બિવામાંના પ્રયોગ પ્રમાણે જ પરેજી પળાવવી (આ સ્થાનના છઠ્ઠા અધ્યાયનો ૨૦મો વિષય જુઓ ) આ પ્રયોગનુ સેવન કરનારો પુરુષ સો વર્ષનુ આયુષ્ય ભોગવે છે અને મૈથુનમા ક્ષીણ શક્તિવાળો થતો નથી

વારાહીના મૂળિયાનુ ચૂર્ણ દૂધમાં ભભરાવી, તે દૂધને ઊનુ કર્યા પછી ઠડુ પાડી, વલોવી, તેમાથી ઘી બનાવી, તે ઘી મધથી મિશ્ર કરી સાંજે તથા પ્રભાતે ખાવુ અને પચી ગયા પછી દૂધ, ઘી તથા ભાત ખાવો આ પ્રયોગ એક મહિના સુધી નિત્ય કરે તો તેથી સો વર્ષનુ આયુષ્ય પ્રાપ્ત થાય છે ૧૦

चक्षुःकामः प्राणकामो वा बीजकसाराग्निमन्थमूलं निःक्वाथ्य माषप्रस्थं साधयेत् । तस्मिन्सिध्यति चित्रकमूलानामक्षमात्रं कल्कं दद्यादामलकरसचतुर्थभागम् । ततः स्विन्नमवतार्य सहस्रसम्पाताभिहुतं कृत्वा शीतीभूतं मधुसर्पिर्भ्यां संसृज्योपयुञ्जीत यथाबलम् । यथासात्म्यं च लवणं परिहरन्भक्षयेत् । जीर्णे मुद्गामलकयूषेणालवणेन घृतवन्तमोदनमश्नीयात् पयसा वा मासत्रयमेवमाभ्यां प्रयोगाभ्यां चक्षुः सौपर्णवद्भवत्य नल्पबलः स्त्रीषु चाक्षयो वर्षशतायुर्भवतीति ॥ ११ ॥

## અડદના બે રસાયનપ્રયોગો

નેત્રો અથવા શરીર બળવાન કરવાની જેને ઇચ્છા હોય તેને માટે બીઅસા[1]ના (બિયાના) સારનો તથા અરણી[2]ના મૂળનો કવાથ કરી તેમાં ચોસઠ તોલાભાર અડદ બાફવા. એ બફાતા હોય તે સમયે ચોથા ભાગનો આમળાંનો રસ અને એક તોલાભાર ચિત્રક[3]નાં મૂળિયાનો કલ્ક નાખવો બફાઈ રહે ત્યારે ઉતારી લઈ ઋગ્વેદના સહસ્રસપાત નામના અધ્યાયમાં કહેલા મત્રોથી સહસ્રહોમ કરી, અડદને ઠડા પાડી, લૂણ નહિ નાખતાં મધ તથા ઘીથી મિશ્ર કરી તેઓનો જઠરાગ્નિના બળ પ્રમાણે માફક આવે તેમ ઉપયોગ કરવો પચી જાય ત્યારે લૂણવગરના મગ તથા આમળાના ઓસામણ સાથે ઘીવાળો ભાત અથવા દૂધ સાથે ઘીવાળો ભાત ખાવો

આ બે પ્રયોગોમાંથી ગમે તે પ્રયોગ ત્રણ

---

૧ પહાડોમા વારાહીના વેલા થાય છે એના પાદડા નાગરવેલના પાન સરખા થાય છે એ વેલા જમીન ઉપર ફેલાય છે હાથહાથને અતરે જમીનમા મૂળિયા મૂકતા જાય છે અને જ્યાજ્યા તે મૂળિયા હોય ત્યાત્યા ગાયની ખરીની પેઠે જોડા કંદ બબ્બે કંદ થાય છે એ કદો ઉપર રૂંછા ઘણી હોય છે વારાહી કદ ડુક્કરકદ પણ કહેવાય છે કારણ કે એ રુંછાડવાળા હોય છે તથા તેઓને ભૂંડ ખાઈ જાય છે તેનુ 'વારાહીકદ' એ નામ પણ એ ઉપરથી જ પડ્યુ છે

૧ બીઅસાના ઝાડ મોટા થાય છે તેના પાદડા પીપરના પાન જેવા છતા જરા નાના થાય છે ફૂલ પીળા તથા બાવળના જેવા થાય છે એના લાકડાનો સાર પીળો થાય છે એનુ લાકડુ પાણીમા પલાળવાથી ગળીના જેવો કાળો રગ થાય છે સ્ત્રીઓ એ રગથી સોઈ વડે હાથપગમા છૂંદણા પાડે છે બીઅસાનો ગુંદર હીરાબોળ કહેવાય છે કાળા સારવાળો બીઅસો વધારે ગુણકારી છે

૨ અરણીના મોટા ઝાડ થાય છે પાદડા ગોળ, ઝીણા કરકરિયાવાળા તથા ગધવાળા થાય છે ફૂલો સફેદ થાય છે અને ફળો નાના કરમદા જેવડા થાય છે

૩ ચિત્રાના છોડ સફેદ ફૂલવાળા, કાળા ફૂલવાળા અને રાતા ફૂલવાળા એમ ત્રણ જાતના થાય છે ચિત્રાના મૂળિયા વાટી અગ ઉપર ચોપડી મૂકવાથી બળતરા ઊઠે છે અને એક મિનિટ રહે તો ફોલ્લો થાય છે આથી જ તેનુ 'અગ્નિ' એવુ નામ છે સફેદથી કાળો અને કાળાથી રાતો શ્રેષ્ઠ છે સફેદનો અનુભવ પણ મળેલો છે

મહિના સુધી કરે, તો આંખો ગરુડ પક્ષીના જેવી ઘણી તેજસ્વી થાય છે, શરીરબળ અત્યંત વધે છે, મૈથુન કરવામાં શક્તિ રહે છે અને સો વર્ષનું આયુષ્ય થાય છે. ૧૧

भवति चात्र ॥

पयसा सह सिद्धानि नरः शणफलानि यः ।
भक्षयेत्पयसा सार्द्धं वयस्तस्य न शीर्यते ॥ १२ ॥

### શણનાં ફળોનો રસાયનપ્રયોગ

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'જે માણસ દૂધમાં પકવેલાં શણનાં ફળો દૂધની સાથે ખાવાનો પ્રયોગ કરે, તે માણસનું યૌવન ઘટતું નથી. ૧૨

## અધ્યાય ૨૮મો

अथातो मेधायुष्कामीयं रसायनचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'મેધાયુષ્કામીયરસાયનચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

मेधायुःकामः श्वेतावल्गुजफलान्यातपपरिशुष्काण्यादाय सूक्ष्मचूर्णानि कृत्वा गुडेन सहाऽऽलोड्य स्नेहकुम्भे सप्तरात्रं धान्यराशौ निदध्यात् । सप्तरात्रादुद्धृत्य हृतदोषस्य यथाबलं पिण्डं प्रयच्छेदनुदिते सूर्ये । उष्णोदकं चानुपिबेत् । भल्लातकविधानवच्चागारप्रवेशः । जीर्णौषधश्चापराह्णे हिमाभिरद्भिःपरिषिक्तगात्रः शालीनां षष्टिकानां वा पयसा शर्करामधुरेणौदनमश्नीयादेवं षण्मासानुपयुज्य विगतपाप्मा बलवर्णोपेतः श्रुतिनिगादी स्मृतिमानरोगो वर्षशतायुर्भवति । कुष्ठिनं पाण्डुरोगिणमुदरिणं वा कृष्णाया गोर्मूत्रेणालोड्यार्द्धपलिकं पिण्डं विगतलौहित्ये सवितरि पाययेत् । पराह्णे चालवणेनामलकयूषेण सर्पिष्मन्तमोदनमश्नीयात् । एवं मासमुपयुज्य स्मृतिमानरोगो वर्षशतायुर्भवति ॥ २ ॥

### બુદ્ધિ અને આયુષ્યની વૃદ્ધિ માટે બાબચી[1]ના બે રસાયનપ્રયોગો

જો બુદ્ધિ તથા આયુષ્યની વૃદ્ધિની ઇચ્છા હોય, તો સફેદ ફૂલોવાળી બાબચીનાં તડકામાં સુકાયેલાં ફળોને લઈ, તેઓનું સૂક્ષ્મ ચૂર્ણ કરી, તે ચૂર્ણને ગોળથી મિશ્ર કરી, ઘીથી રીઢા કરેલા ઘડામાં નાખી, ઘડાનું મોઢું બંધ કરી, તે ઘડાને ધાન્યના ઢગલામાં સાત રાત સુધી દાટી મૂકવો. સાત રાત થઈ ગયા પછી તેને કાઢી લઈ, વમનવિરેચનાદિથી શરીરનું શોધન કરી, સૂર્યોદય પહેલાં જઠરાગ્નિના બળ પ્રમાણે તેમાંથી પીંડો ખવરાવવો અને ખાધા પછી તે ઉપર ઊનું પાણી પાવું. આ પ્રયોગમાં પણ ભિલામાંના પ્રયોગ (આ સ્થાનના છઠ્ઠા અધ્યાયના ૨૦મા વિષયમાં કહેલા) પ્રમાણે પવનવગરના ઘરમાં રહેવું. ઔષધ પચી જાય ત્યારે બપોર પછી ઠંડા જળ વડે સ્નાન તથા સિંચન કરી સાકરથી મધુર કરેલા દૂધની સાથે રાતા ચોખાનો કે સાઠી ચોખાનો ભાત ખાવો. આ પ્રમાણે છ મહિના સુધી કરે, તો પાપો નાશ પામે છે, ઉત્તમ બળ તથા ઉત્તમ વર્ણ પ્રાપ્ત થાય છે, ગ્રંથાદિકને એકવાર સાંભળતાં જ તેને મોઢે બોલી દેખાડવાની શક્તિ પ્રાપ્ત થાય છે, સ્મરણશક્તિ વધે છે, આરોગ્ય રહે.

જો કોઢ, પાંડુરોગ કે ઉદરરોગ થયેલ હોય, તો કાળાં ફૂલવાળી બાવચીનાં[2], તડકામાં સુકાયેલાં ફળો લઈ તેમનું સૂક્ષ્મ ચૂર્ણ કરી

---

૧ સ્ખલના ન પામે એવી બુદ્ધિ તથા લાંબું આયુષ્ય આપે એવા રસાયનપ્રયોગોના નિરૂપણ વિષેનો.

૧ બાબચીના છોડ સફેદ અને કાળાં ફૂલવાળા એમ બે જાતના થાય છે. એનાં પાંદડાં ગવારના જેવાં અને ફળો ઝીણાં તથા જરાક ગંધવાળાં થાય છે.

૨ મૂળમાં જે 'કૃષ્ણા' શબ્દ છે, તેનો અર્થ 'કાળી બાવચી નથી' પણ 'પીપર' છે, એમ જેજ્જટાચાર્ય કહે છે પરંતુ ગયદાસાચાર્યે એ વાત સ્વીકારી નથી.

ગોમૂત્ર મેળવી, તેને ઘીના રીઢા ઘડામાં ભરી, મોઢું બંધ કરી તે ઘડાને ધાન્યના ઢગલામાં સાત રાત સુધી દાટી મૂકવો. સાત રાત વીત્યા પછી કાઢી લઈ, વમનવિરેચનાદિકથી શરીરનું શોધન કરી, પવનવગરના ઘરમાં રાખી, થોડોક દિવસ ચડ્યા પછી જઠરાગ્નિના બળ પ્રમાણે તેમાંથી પિંડો લઈ ગોમૂત્ર સાથે પાવો અને બપોર પછીના સમયમાં લણવગરનાં આમળાંના ઓસામણ સાથે ઘીવાળો ભાત જમવો. આ પ્રમાણે એક મહિના સુધી પ્રયોગ કરવામાં આવે, તો રોગો મટી જાય છે, સ્મરણશક્તિ સતેજ થાય છે અને આયુષ્ય સો વર્ષનું થાય છે ૨

एष एवोपयोगश्चित्रकमूलानां चित्रकमूले विशेषो द्विपलिकं पिण्ड परं प्रमाण, शेष पूर्ववत् ॥ ३

### ચિત્રકનાં મૂળિયાંના બે રસાયનપ્રયોગો

ચિત્રકનાં મૂળિયાંના પણ ઉપર પ્રમાણે જ બે રસાયનપ્રયોગો કરવા. આ પ્રયોગોમાં બીજું સઘળું ઉપર પ્રમાણે જ લેવું, પરંતુ ચિત્રકનો પિંડો વધારેમાં વધારે આઠ તોલા લેવો. ૩

हृतदोष एव प्रतिसंसृष्टभक्तो यथाक्रममागारं प्रविश्य मण्डूकपर्णीस्वरसमादाय सहस्रसम्पाताभिहुतं कृत्वा यथाबल पयसाऽऽलोड्य पिबेत्पयोऽनुपानं वा, तस्यां जीर्णायां यवान्नं पयसोपयुञ्जीत । तिलैर्वा सह भक्षयेत्त्रीन् मासान् पयोऽनुपानं, जीर्णे पयः सर्पिरोदन इत्याहार । एव मुपयुञ्जानो ब्रह्मवर्चस्वी श्रुतनिगादी भवति वर्षशतमायुरवाप्नोति । त्रिरात्रोपोषितश्च त्रिरात्रमेनां भक्षयेत्, त्रिरात्रादूर्ध्वं पयः सर्पिरोदनं चोपयुञ्जीत । निलत्रमात्रं पिण्ड वा पयसाऽऽलोड्य पिबेदेवं दशरात्रमुपयुज्य मेधावी वर्षशतायुर्भवति ॥

हृतदोष एवागारं प्रविश्य प्रतिसंसृष्टभक्तो ब्राह्मी स्वरसमादाय सहस्रसम्पाताभिहुतं कृत्वा यथाबलमुप युञ्जीत । जीर्णौषधश्चापराह्णे यवागूमलवणां पिबेत् । क्षीरसात्म्यो वा पयसा भुञ्जीत । एव सप्तरात्रमुपयुज्य ब्रह्मवर्चस्वी मेधावी भवति । द्वितीयं सप्तरात्रमुपयुज्य ग्रन्थमीप्सितमुत्पादयति नष्टं चास्य प्रादुर्भवति । तृतीयं सप्तरात्रमुपयुज्य द्विरुच्चारितं शतमप्यवधारयति । एवमेकविंशतिरात्रमुपयुज्यालक्ष्मीरपक्रामति । मूर्त्तिमती चैनं वाग्देव्यनुप्रविशति । सर्वाश्चैनं श्रुतय उपतिष्ठन्ति श्रुतधरः पञ्चवर्षशतायुर्भवति ॥

ब्राह्मीस्वरसप्रस्थद्वये घृतप्रस्थं विडङ्गतण्डुलानां कुडव द्वे द्वे पले वचात्रिवृतयोर्द्वादश हरीतक्यामलक विभीतकानि श्लक्ष्णपिष्टान्यावाप्यैकध्यं साधयित्वा स्वनुगुप्तं निदध्यात् । ततः पूर्वविधानेन मात्रां यथा बलमुपयुञ्जीत । जीर्णे पयः सर्पिरोदन इत्याहारः । एतेनोर्ध्वमधस्तिर्यक्क्रमयो निष्क्रामन्ति । अलक्ष्मीरप क्रामति । पुष्करवर्णः स्थिरवयाः श्रुतनिगादी त्रिवर्ष शतायुर्भवत्येतदेव कुष्ठविषमज्वरापस्मारोन्मादविष भूतग्रहेष्वन्येषु च महाव्याधिषु संशोधनमादिशन्ति ॥४

### વિદ્યાબ્રાહ્મી[૧]ના પાંચ રસાયનપ્રયોગો

ક્રમ પ્રમાણે વમનવિરેચનાદિકથી દોષોનું સંશોધન કરી, સંશોધનથી ઉત્પન્ન થયેલી નિર્બળતાને આ સ્થાનના ૩૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આહારથી મટાડી, પવનવગરના ઘરમાં પ્રવેશ કરાવી, વિદ્યાબ્રાહ્મીનો સ્વરસ લઈ, ઋગ્વેદના 'સહસ્રસંપાત' નામના અધ્યાયમાં કહેલા મંત્રોથી સંસ્રહોમ કરી, જઠરાગ્નિના બળ પ્રમાણે સ્વરસની માત્રા લઈ, દૂધમાં મેળવી દઈ પીવી અને સ્વરસની માત્રા પીધા પછી ઉપર દૂધ પીવું એ માત્રા પચી ગયા પછી દૂધ, ઘી અને ભાત ખાવો, અથવા તેમાં તલ નાખી ખાવો અને ઉપર દૂધ પીવું. આ પ્રમાણે ત્રણ મહિના સુધી અખંડ પ્રયોગ કરવામાં આવે, તો બ્રહ્મતેજ પ્રાપ્ત થાય છે, એકવાર સાંભળેલા ગ્રંથાદિને તે પ્રમાણે જ પાછા બોલી જવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને સો વર્ષનું આયુષ્ય થાય છે (૧)

૧ બ્રાહ્મી કે જે વિદ્યાબ્રાહ્મી પણ કહેવાય છે, તેના છોડ થાય છે પાંદડા નાના, ગોળ તથા ટેરકરીઆળા થાય છે સ્વાદ કડવો અને તૂરો હોય છે.

અથવા ત્રણ રાત સુધી ઉપવાસ કરાવી, પવનવગરના ઘરમાં રાખી, ત્રણ રાત સુધી વિદ્યાબ્રાહ્મીના સ્વરસનો દૂધ અથવા તલ સાથે ઉપયોગ કરાવવો; તે પછી ત્રણ રાત સુધી દૂધ, ઘી અને ભાતનો આહાર કરાવવો. આ પ્રયોગ કરવાથી ઉત્તમ બુદ્ધિ અને આયુષ્ય સો વર્ષનું થાય છે. (૨)

અથવા ત્રણ રાત સુધી ઉપવાસ કરાવી, પવનવગરના ઘરમાં રાખી, નિત્ય ચાર તોલાભાર વિદ્યાબ્રાહ્મીનો કલ્ક દૂધમાં ઘોળીને પાવો અને પચી ગયા પછી દૂધ, ઘી તથા ભાતનો આહાર કરાવવો. આ પ્રમાણે દસ દિવસ સુધી પ્રયોગ કરે, તો ઉત્તમ ધારણાશક્તિવાળી બુદ્ધિ અને સો વર્ષનું આયુષ્ય થાય છે. (૩)

અથવા વમનવિરેચનાદિકથી દોષોનું સંશોધન કરી, સંશોધનથી ઉત્પન્ન થયેલી નિર્બળતાને આ સ્થાનના ૩૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આહારથી મટાડી, પવનવગરના ઘરમાં રાખી, વિદ્યાબ્રાહ્મીનો સ્વરસ લઈ, ઋગ્વેદના સહસ્રસંપાત નામના અધ્યાયમાં કહેલા મંત્રોથી સહસ્રહોમ કરી, જઠરાગ્નિના બળ પ્રમાણે તે સ્વરસ પાવો અને પચી ગયા પછી બપોર પછીના સમયમાં લૂણવગરની રાબ પાવી અથવા દૂધ માફક હોય, તો દૂધ સાથે તે પાવી. આ પ્રમાણે સાત દિવસ સુધી પ્રયોગ કરવામાં આવે, તો બ્રહ્મતેજ અને ઉત્તમ ધારણાશક્તિ પ્રાપ્ત છે. ચૌદ રાત સુધી પ્રયોગ કરવામાં આવે, તો ધારેલો ગ્રંથ રચી શકાય છે અને નાશ થયેલું જ્ઞાન પણ પાછું પ્રકટ થાય છે. એકવીસ રાત સુધી પ્રયોગ કરવામાં આવે, તો સો શ્લોકોને પણ બે વાર બોલાયાથી યાદ રાખી શકાય છે. આ એકવીસ રાતના પ્રયોગથી અલક્ષ્મી પણ જતી રહે છે, સાક્ષાત્ દેહધારિણી સરસ્વતી દેવી હૃદયમાં પ્રવેશ કરે છે, સઘળા વેદો મોઢે થઈ જાય છે, એકવાર સાંભળેલો ગંભીર વિષય પણ બરાબર ઠસી જાય છે અને પાંચસો વર્ષનું આયુષ્ય થાય છે. (૪)

અથવા વિદ્યાબ્રાહ્મીના એકસો અઠ્ઠાવીસ તોલાભાર સ્વરસમાં ૬૪ તોલાભાર ઘી, સોળ તોલાભાર વાવડિંગના દાણા, આઠ તોલાભાર વજ, આઠ તોલાભાર નસોતર અને અડતાલીસ તોલાભાર ત્રિફળાનું બારીક ચૂર્ણ નાખી, એકઠું પકવી સિદ્ધ થયેલા ઘીને સારી રીતે રાખવું. પછી વમનવિરેચનાદિકથી શરીરનું સંશોધન કરી, સંશોધનથી ઉત્પન્ન થયેલી નિર્બળતાને આ સ્થાનના ૩૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આહારથી મટાડી, ઉપર કહ્યા પ્રમાણે સહસ્રહોમ કરી, જઠરાગ્નિના બળ પ્રમાણે તે ઘીની માત્રાનો ઉપયોગ કરાવવો અને પચી ગયા પછી દૂધ, ઘી તથા ભાતનો આહાર કરાવવો. આ પ્રયોગ કરવાથી કૃમિઓ ઊંચાનીચા તથા આડા માર્ગોથી નીકળી જાય છે, અલક્ષ્મી દૂર થઈ જાય છે, વર્ણ કમળ જેવો થાય છે, યૌવન સ્થિર થાય છે, એકવાર સાંભળીને જ તે પાછું બોલી દેખાડવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને ત્રણસો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે. કોઢ, વિષમજ્વર, અપસ્માર, ઉન્માદ, વિષ, ભૂતો તથા ગ્રહોમાં અને બીજા પણ મહાવ્યાધિઓમાં આ ઘીથી જ સંશોધન કરવું, એમ આચાર્યો કહે છે. ૪

हतदोष एवागारं प्रविश्य हैमवत्या वचायाः पिण्डमामलकमात्रमभिहुतं पयसाऽऽलोड्य पिबेज्जीर्णे पयः सर्पिरोदन इत्याहार एवं द्वादशरात्रमुपयुञ्जीत, ततोऽस्य श्रोत्रं विव्रियते, द्विरभ्यासात्स्मृतिमान् भवति, त्रिरभ्यासाच्छ्रुतमादत्ते, चतुर्द्वादशरात्रमुपयुज्य सर्वं तरति किल्बिषं, तार्क्ष्यदर्शनमुत्पद्यते, शतायुश्च भवति। द्वे द्वे पले इतरस्या वचाया निःक्वाथ्य पिबेत् पयसा। समानं भोजनं, समाः पूर्वेणाशिषश्च। वचाशतपाकं वा सर्पिर्द्रोणमुपयुज्य पञ्चवर्षशतायुर्भवति, गलगण्डा-[illegible]दस्व[illegible]दांश्चापहन्तीति ॥ ५ ॥

### વજના ત્રણ રસાયનપ્રયોગો

વમનવિરેચનાદિથી દોષોનું સંશોધન કરી, પવનવગરના ઘરમાં પ્રવેશ કરાવી, સફેદ ખુરસાણી વજનો આમળાં જેવડો પિંડો કરી, ઉપર કહ્યા પ્રમાણે સહસ્રહોમ કરી તે પિંડાને બ્રાહ્મીના સ્વરસમાં પકવેલા દૂધમાં ઘોળીને પાવો અને પચી ગયા પછી દૂધ, ઘી તથા ભાત ખવડાવવો. આ પ્રમાણે બાર રાત સુધી કરાય, તો દૂરની વાતો સાંભળી શકાય છે; ચોવીસ રાત સુધી કરાય, તો ઉત્તમ સ્મરણશક્તિ પ્રાપ્ત થાય છે, છત્રીસ રાત સુધી કરાય, તો સો શ્લોકોને ધારણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને અડતાલીસ રાત સુધી કરાય, તો સઘળું પાપ નાશ પામે છે, ગરુડપક્ષીના જેવી દૂર જોવાની શક્તિ ઉત્પન્ન થાય છે તથા સો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે.

વમનવિરેચનાદિકથી દોષોનું સંશોધન કરી, પવનવગરના ઘરમાં રાખી, ખુરસાણીથી જુદી બીજી જાતની વજને (ઘોડાવજને કે બાલાવજને) એક આમળાં જેટલી લઈ, ઉપર કહ્યા પ્રમાણે સહસ્રહોમ કરી, તે વજને દૂધમાં પકવી, દૂધ સાથે પાવી અને પચી ગયા પછી દૂધ, ઘી તથા ભાત ખવડાવવો. આ પ્રમાણે બાર રાત સુધી કરાય, તો દૂરની વાતો સાંભળી શકાય છે; ચોવીસ રાત સુધી કરાય, તો ઉત્તમ સ્મરણશક્તિ પ્રાપ્ત થાય છે, છત્રીસ રાત સુધી કરાય, તો સો શ્લોકોને ધારણ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને અડતાલીસ રાત સુધી કરાય, તો સઘળું પાપ નાશ પામે છે, ગરુડપક્ષીના જેવી દૂર જોવાની શક્તિ ઉત્પન્ન થાય છે તથા સો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે.

વજના ક્વાથ તથા કલ્કથી સો વાર પકવેલા એક હજાર ચોવીસ તોલાભાર ઘીનો જઠરાગ્નિને અનુસરી કાયમ યોગ્ય માત્રાથી ઉપયોગ કરાય તો પાંચસો વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થાય છે તથા બુદ્ધિ વધે છે. આ પ્રયોગથી ગલગંડ, અપચી, શ્લીપદ અને સ્વરભેદનો પણ નાશ થાય છે. (આ પ્રયોગનો બીજો સઘળો વિધિ ઉપર પ્રમાણે સમજી લેવો.) ૫

૧ વજ઼ ઘણા પાણીવાળી જગામાં થાય છે અને તે રેતીમાં મૂળરૂપે થાય છે.

अत ऊर्ध्वं प्रवक्ष्यामि आयुष्कामरसायनम् ।
मन्त्रौषधसमायुक्तं संवत्सरफलप्रदम् ॥ ६ ॥

### આયુષ્યની વૃદ્ધિ માટે રસાયનપ્રયોગો

હવે આયુષ્યની વૃદ્ધિ માટેના રસાયન-પ્રયોગો મંત્રો તથા ઔષધોની સાથે કહીએ છીએ, જે પ્રયોગો એક વર્ષે ફળ આપે છે ૬

बिल्वस्य चूर्णं पुष्ये तु हुतं वारान्सहस्रश ॥
श्रीसूक्तेन नरः कल्ये ससुवर्णं दिने दिने ।
सर्पिर्मधुयुतं लिह्यादलक्ष्मीनाशनं परम् ॥ ७ ॥

### બીલાના ચૂર્ણનો રસાયનપ્રયોગ

જે દિવસે પુષ્ય નક્ષત્ર હોય, તે દિવસે ઋગ્વેદમાં કહેલા શ્રીસૂક્તથી દશસહસ્ર હોમ કરી પ્રભાતમાં સુવર્ણ, ઘી તથા મધથી મિશ્ર કરેલું કાચાં બીલાંનું ચૂર્ણ ચાટે તો આયુષ્યની વૃદ્ધિ અને અલક્ષ્મીનો પણ સારી પેઠે નાશ થાય છે ૭

त्वचं विहाय बिल्वस्य मूलक्काथं दिने दिने ।
प्रपिबेत्पयसा सार्द्धं स्नात्वा हुत्वा समाहितः ।
दशसाहस्रमायुष्यं स्मृतं युक्तरथं भवेत् ॥ ८ ॥

### બીલીની છાલ તથા મૂળના ક્વાથનો રસાયનપ્રયોગ

જે દિવસે નક્ષત્રાદિકનો સારો યોગ હોય, તે દિવસે નાહી, દસહજાર આહુતિઓનો હોમ કરી, નિત્ય બીલીનાં છાલરહિત મૂળનો ક્વાથ દૂધ સાથે પીવામાં આવે, તો તે રસાયનથી આયુષ્ય વધે છે. ૮

हुत्वा बिसानां क्वाथं तु मधुलाजैश्च संयुतम् ।
अमोघ शतसाहस्रं युक्तं युक्तरथं स्मृतम् ॥ ९ ॥

**કમળનાં મૂળોના ક્વાથનો રસાયનપ્રયોગ**

જે દિવસે નક્ષત્રાદિકનો સારો યોગ હોય, તે દિવસે નાહી, લાખ આહુતિઓનો હોમ કરી, દિવસે કમળનાં મૂળોનો ક્વાથ બનાવી, તે ક્વાથ મધ તથા સાળની ધાણીથી મિશ્ર કરી પીએ, તો તે રસાયનથી અવશ્ય આયુષ્ય વધે છે. ૯

सुवर्णं पद्मबीजानि मधु लाजाः प्रियङ्गवः ।
गव्येन पयसा पीतमलक्ष्मीं प्रतिषेधयेत् ॥ १० ॥

**સુવર્ણ, કમળકાકડી, મધ, સાળની ધાણી તથા ઘઉંલાંનો રસાયનપ્રયોગ**

પ્રાતઃસ્નાન કરી સુવર્ણ, કમળકાકડીનો ગર્ભ, મધ, સાળની ધાણી તથા ઘઉંલાંને ગાયના દૂધમાં વાટી, ગાયના દૂધ સાથે નિત્ય પીવામાં આવે, તો તેથી આયુષ્ય વધે છે અને અલક્ષ્મી પણ નાશ પામે છે. ૧૦

नीलोत्पलदलक्काथो गव्येन पयसा शृतः ।
ससुवर्णतिलैः सार्द्धमलक्ष्मीनाशनः स्मृतः ॥११॥

**નીલકમળના ક્વાથનો રસાયનપ્રયોગ**

ગાયના દૂધથી પકવેલા નીલકમળના ક્વાથમાં સુવર્ણ તથા તલ નાખીને તે નિત્ય પીવામાં આવે, તો આયુષ્યની વૃદ્ધિ થાય છે અને અલક્ષ્મીનો પણ નાશ થાય છે. ૧૧

गव्यं पयः सुवर्णं च मधूच्छिष्टं च माक्षिकम् ।
पीतं शतसहस्राभिहुतं युक्तरथं स्मृतम् ॥ १२ ॥

**સુવર્ણ, મીણ અને મધનો રસાયનપ્રયોગ**

જે દિવસે નક્ષત્રાદિકનો સારો યોગ હોય, તે દિવસે લાખ આહુતિઓનો હોમ કરી દિવસે સુવર્ણ, મીણ અને મધને ગાયના દૂધમાં મિશ્ર કરી તે દૂધ પીવામાં આવે, તો તે રસાયનથી આયુષ્ય વધે છે. ૧૨

वचाघृतं सुवर्णं च विल्वचूर्णमिति त्रयम् ।
मेध्यमायुष्यमारोग्यपुष्टिसौभाग्यवर्द्धनम् ॥ १३ ॥

**વજનું ઘી, સુવર્ણ અને કાચાં બીલાંના ચૂર્ણનો રસાયનપ્રયોગ**

વજનું ઘી, સુવર્ણ અને કાચાં બીલાંના ચૂર્ણનો નિત્ય ઉપયોગ કરવામાં આવે, તો તેથી બુદ્ધિ, આયુષ્ય, આરોગ્ય, પુષ્ટિ અને સૌભાગ્ય વધે છે. ૧૩

वासामूलतुलाक्काथे तैलमावाप्य साधितम् ।
हुत्वा सहस्रमश्नीयान्मेध्यमायुष्यमुच्यते ॥ १४ ॥

**અરડૂસીના તેલનો રસાયનપ્રયોગ**

ચારસો તોલાભાર અરડૂસીનાં મૂળિયાંના ક્વાથમાં પકવેલું તેલ નિત્ય જમવામાં આવે, તો તેથી આયુષ્ય અને બુદ્ધિ વધે છે. આ પ્રયોગના આરંભમાં હજાર આહુતિઓનો હોમ કરવો જોઈએ. ૧૪

यावकांस्तावकान्खादेदभिभूय यवांस्तथा ।
पिप्पलीमधुसंयुक्तान् शिक्षाचरणवद्भवेत् ॥१५॥

**જવનો રસાયનપ્રયોગ**

ચારસો તોલાભાર જવને કૂટી, તેમાં પીપર તથા મધ મિશ્ર કરી નિત્ય યોગ્ય માત્રાથી તેને ખાવામાં આવે, તો તેથી આયુષ્ય વધે છે અને શાસ્ત્રાભ્યાસ પણ અનાયાસે થાય છે.

मध्वामलकचूर्णानि सुवर्णमिति च त्रयम् ।
प्राश्यारिष्टगृहीतोऽपि मुच्यते प्राणसंशयात् ॥१६॥

**મધ, આમળાંનું ચૂર્ણ અને સુવર્ણનો રસાયનપ્રયોગ**

આમળાંનું ચૂર્ણ અને સુવર્ણને મધમાં કાલવી નિત્ય ખાવામાં આવે, તો મરણથી પકડાયેલો માણસ પણ બચી જાય છે. ૧૬

शतावरीघृतं सम्यगुपयुक्तं दिने दिने ।
सक्षौद्रं ससुवर्णं च नरेन्द्रं स्थापयेद्वशे ॥१७॥

**શતાવરીના ઘીનો રસાયનપ્રયોગ**

શતાવરીના ક્વાથ તથા કલ્કથી ઘી પકવી, તે ઘી સુવર્ણ તથા મધથી મિશ્ર કરી યોગ્ય રીતે નિત્ય ખાવામાં આવે, તો તેથી આયુષ્ય વધે અને રાજા પણ વશ થાય છે. ૧૭

गोचन्दना मोहनिका मधुकं माक्षिकं मधु ।
[illegible] संयोगः पेयः सौभाग्यमिच्छता ॥१८॥

### ધઉંલાં, પુત્રજીવી, જેઠીમધ, મધ અને સુવર્ણનો રસાયનપ્રયોગ

જેને આયુષ્ય તથા સૌભાગ્યની ઇચ્છા હોય તેણે ધઉંલાં, પુત્રજીવી (કે જેને હિંદુસ્તાનીમાં જિયાપોતા કહે છે તે), જેઠીમધ અને સુવર્ણને મધમાં કાલવી નિત્ય પીવાં. ૧૮

पद्मनीलोत्पलक्वाथे यष्टीमधुकसंयुते ।
सर्पिरासादितं गव्यं ससुवर्णं सदा पिबेत् ॥
पयश्चानुपिबेत्सिद्धं तेषामेव समुद्भवे ।
अलक्ष्मीघ्नं सदाऽऽयुष्यं राज्याय सुभगाय च ॥१९॥

### પદ્માદિ ઘૃતનો રસાયનપ્રયોગ

શ્વેતકમળ, નીલકમળ અને જેઠીમધના ક્વાથમાં ગાયનું ઘી પકવી તે ઘી સુવર્ણથી મિશ્ર કરી નિત્ય પીવું અને તે ઉપર એ શ્વેતકમળ વગેરેનાં ફળોના ક્વાથથી પકવેલું દૂધ પીવું. આ પ્રયોગ કરવાથી આયુષ્ય સારી રીતે વધે છે, અલક્ષ્મી ટળે છે, રાજ્યમાં માન મળે છે અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. ૧૯

यत्र नोदीरितो मन्त्रो योगेष्वेतेषु साधने ।
शब्दिता तत्र सर्वत्र गायत्री त्रिपदा भवेत् ॥२०॥

### મંત્ર ન કહ્યો હોય તે પ્રયોગમાં ગાયત્રીમંત્ર લેવો

આ રસાયનપ્રયોગોમાંના જે પ્રયોગમાં હોમ કરવા કહ્યું છે, પણ તે હોમનો મંત્ર જણાવ્યો નથી, તે પ્રયોગમાં ત્રિપદા ગાયત્રીમંત્રનું ગ્રહણ કરવું. ૨૦

पाप्मानं नाशयन्त्येता दद्युश्चौषधयः श्रियम् ।
कुर्युर्नागबलं चापि मनुष्यममरोपमम् ॥२१॥

### ઉપર કહેલી ઔષધિઓનાં ફળ

આ રસાયનપ્રયોગોમાં જણાવેલી ઔષધિઓ પાપ ટાળે છે, લક્ષ્મી આપે છે અને માણસને હાથીના જેવા બળવાળો તથા દેવ જેવા પ્રભાવવાળો બનાવે છે ૨૧

सततात्ध्ययनं वादः परतन्त्रावलोकनम् ।
तद्विद्याचार्यसेवा च बुद्धिमेधाकरो गणः ॥२२॥

### નિરંતર વેદાધ્યયનાદિ પણ રસાયનપ્રયોગોની પેઠે જ બુદ્ધિ વધારે છે

નિરંતર વેદાધ્યયન, સ્વધર્મનું સ્થાપન અને પરપક્ષનું ખંડન, પરાયાં તંત્રો(ન્યાય, સાંખ્ય તથા વ્યાકરણ વગેરે)ની વિચારણા અને તે તે વિદ્યાઓને જાણનારા આચાર્યોનું સેવન, એ બધું પણ રસાયનપ્રયોગોની પેઠે જ બુદ્ધિ તથા ધારણાશક્તિ વધારે છે. ૨૨

आयुष्यं भोजनं जीर्णे वेगानां चाविधारणम् ।
ब्रह्मचर्यमहिंसा च साहसानां च वर्जनम् ॥२३॥

### બ્રહ્મચર્યાદિથી પણ આયુષ્ય વધે છે

બ્રહ્મચર્ય, અહિંસા, સાહસોનો ત્યાગ, પચ્યા પછીનું ભોજન અને મળમૂત્રાદિકના વેગો રોકવા એ પણ રસાયનપ્રયોગોની પેઠે જ આયુષ્યને વધારે છે. ૨૩

## અધ્યાય ૨૯મો

अथातः स्वभावव्याधिप्रतिषेधनीयं रसायनं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સ્વભાવવ્યાધિપ્રતિષેધનીયરસાયન'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

ब्रह्मादयोऽसृजन्पूर्वममृतं सोमसंज्ञितम् ।
जरामृत्युविनाशाय विधानं तस्य वक्ष्यते ॥२॥

### સોમરૂપ રસાયનનું વિધાન

પૂર્વે ઘડપણ તથા મૃત્યુના નાશ માટે બ્રહ્માદિ મહાત્માઓએ સોમ (સોમવલ્લી–સોમલતા) નામનું જે અમૃત ઉત્પન્ન કર્યું છે, તેનું વિધાન કહીએ છીએ. (સોમની ઓળખાણ આ અધ્યાયમાં જ પાછળથી અપાશે.) ૨

૧ ભૂખ, તરસ, જરા તથા મૃત્યુ વગેરે સ્વાભાવિક વ્યાધિઓને લાંબા કાળ સુધી અટકાવનારા રસાયનના નિરૂપણ વિષેનો.

एक एव खलु भगवान् सोमः स्थाननामाकृतिवीर्यविशेषैश्चतुर्विंशतिधा भिद्यते ।

तद्यथा–

अंशुमान्मुञ्जवांश्चैव चन्द्रमा रजतप्रभः ।
दूर्वासोमः कनीयांश्च श्वेताक्षः कनकप्रभः ॥
प्रतानवांस्तालवृन्तः करवीरोंऽशवानपि ।
स्वयम्प्रभो महासोमो यश्चापि गरुडाहृतः ॥
गायत्रस्त्रैष्टुभः पाङ्क्तो जागतः शाक्वरस्तथा ।
अग्निष्टोमो रैवतश्च यथोक्त इति संज्ञितः ॥
गायत्र्या त्रिपदा युक्तो यश्चोडुपतिरुच्यते ।
एते सोमाः समाख्याता वेदोक्तैर्नामभिः शुभैः ॥३

## સોમના ચોવીસ ભેદ

સોમ મોટા સામર્થ્યવાળો છે; તે પોતે એક છતાં સ્થાનો, નામો, આકૃતિઓ તથા વીર્યના વિશેષોથી ચોવીસ પ્રકારનો છે.

એક જ સોમના અંશુમાન, મુંજવાન, ચંદ્રમા, રજતપ્રભ, દૂર્વાસોમ, કનીયાન, શ્વેતાક્ષ, કનકપ્રભ, પ્રતાનવાન, તાલવૃંત, કરવીર, અંશવાન, સ્વયંપ્રભ, મહાસોમ, ગરુડાહૃત, ગાયત્ર, ત્રૈષ્ટુભ, પાંક્ત, જાગત, શાક્વર, અગ્નિષ્ટોમ, રૈવત, યથોક્ત અને ઉડુપતિ એ નામના ચોવીસ ભેદ છે. આ સઘળાં શુભ નામો વેદમાં કહેલાં છે અને વેદમાતા ત્રિપદા ગાયત્રી પણ સોમનું પ્રતિપાદન કરે છે. ૩

सर्वेषामेव चैतेषामेको विधिरुपासने ।
सर्वे तुल्यगुणाश्चैव विधानं तेषु वक्ष्यते ॥४॥

## સઘળા સોમોના સેવન તથા ગુણ

એ સઘળા પ્રકારના સોમોના સેવનનો વિધિ એક જ છે અને તેઓના ગુણો પણ સરખા જ છે. એ સોમોના સેવનનું વિધાન નીચે પ્રમાણે છેઃ

अतोऽन्यतमं सोममुपयुयुक्षुः सर्वोपकरणपरिचारकोपेतः प्रशस्ते देशे त्रिवृतमागारं कारयित्वा हृतदोषः प्रतिसंसृष्टभक्तः प्रशस्तेषु तिथिकरणमुहूर्त्तनक्षत्रेषु अंशुमन्तमादायाध्वरकल्पेनाहृतमभिषुतमभिहुतं चान्तरागारे कृतमङ्गलस्वस्तिवाचनः सोमकन्दं सुवर्णसूच्या विदार्य पयो गृह्णीयात्सौवर्णे पात्रेऽञ्जलिमात्रं, ततः सकृदेवोपयुञ्जीत नास्वादयंस्तत उपस्पृश्य शेषमप्स्ववसाद्य यमनियमाभ्यामात्मानं संयोज्य वाग्यतोऽभ्यन्तरतः सुहृद्भिरुपास्यमानो विहरेत् ॥

रसायनं पीतवांस्तु निवाते तन्मनाः शुचिः ।
आसीत तिष्ठेत्क्रामेच्च न कथञ्चन संविशेत् ॥

सायं वा भुक्तवान् श्रुतशान्तिः कुशशय्यायां कृष्णाजिनोत्तरायां सुहृद्भिरुपास्यमानः शयीत । तृषितो वा शीतोदकमात्रां पिबेत् । ततः प्रातरुत्थायोपश्रुतशान्तिः कृतमङ्गलो गां स्पृष्ट्वा तथैवासीत । तस्य जीर्णे सोमे छर्दिरुत्पद्यते । ततः शोणिताक्तं कृमिव्यामिश्रं छर्दितवते सायं शृतशीतं क्षीरं वितरेत् । ततस्तृतीयेऽहनि कृमिव्यामिश्रमतिसार्यते । स तेनानिष्टप्रतिग्रहभुक्तप्रभृतिभिर्विशेषैर्मुक्तः शुद्धतनुर्भवति । ततः सायं स्नाताय पूर्ववदेव क्षीरं वितरेत् । क्षौमवस्त्रास्तृतायां चैनं शय्यायां शाययेत् । ततश्चतुर्थेऽहनि तस्य श्वयथुरुत्पद्यते । ततः सर्वाङ्गेभ्यः कृमयो निष्क्रामन्ति । तदहश्च शय्यायां पांशुभिरवकीर्यमाणः शयीत । ततः सायं पूर्ववदेव क्षीरं वितरेत् । एवं पंचमषष्ठयोर्दिवसयोर्वर्त्तेत । केवलमुभयकालमस्मै क्षीरं वितरेत् । ततः सप्तमेऽहनि निर्मांसस्त्वगस्थिभूतः केवलं सोमपरिग्रहादेवोच्छ्वसिति । तदहश्च क्षीरेण सुखोष्णेन परिषिच्य तिलमधुकचन्दनानुलिप्तदेहं पयः पाययेत् । ततोऽष्टमेऽहनि प्रातरेव क्षीरपरिषिक्तं चन्दनप्रदिग्धगात्रं पयः पाययित्वा पांशुशय्यां समुत्सृज्य क्षौमास्तृतायां शाययेत् । ततो मांसमाप्यायते, त्वक्चावदलति । दन्तनखरोमाणि चास्य पतन्ति ! तस्य नवमदिवसात्प्रभृत्यणुतैलाभ्यङ्गः सोमवल्ककषायपरिषेकः । ततो दशमेऽहन्येतदेव वितरेत् । ततोऽस्य त्वक्स्थिरतामुपैति । एवमेकादशद्वादशयोर्वर्त्तेत । ततस्त्रयोदशात् प्रभृति सोमवल्ककषायपरिषेकः । एवमाषोडशाद्वर्त्तेत । ततः सप्तदशाष्टादशयोर्दिवसयोर्दशना जायन्ते शिखरिणः स्निग्ध

वज्रवैदूर्यस्फटिकनिकाशाः समाः स्थिराः सहिष्णवः। ततो प्रभृति चानवैः शालितण्डुलैः क्षीरयवागूमुपसेवेत यावत् पंचविंशतिरिति। ततोऽस्मै दद्याच्छाल्योदनं मृदूभयकालं पयसा। ततोऽस्य नखा जायन्ते विद्रुमेन्द्रगोपकतरुणादित्यप्रकाशाः, स्थिराः स्निग्धा लक्षणसम्पन्नाः केशाश्च जायन्ते, त्वक्च नीलोत्पलातसीपुष्पवैदूर्यप्रकाशा। ऊर्ध्वं च मासात्केशान्वापयेद्वापयित्वा चोशीरचन्दनकृष्णतिलकल्कैः शिरः प्रदिह्यात् पयसा वा स्नापयेत्॥ ततोऽस्यानन्तरं सप्तरात्रात्केशा जायन्ते भ्रमरांजननिभाः कुंचिताः स्निग्धाः। ततस्त्रिरात्रात्प्रथमावसथपरिसरान्निष्क्रम्य मुहूर्तं स्थित्वा पुनरेवान्तःप्रविशेत्। ततोऽस्य बलातैलमभ्यङ्गार्थेऽवचार्यम्। यवपिष्टमुद्वर्त्तनार्थे। सुखोष्णं च पयः परिषेकार्थे। अजकर्णकषायमुत्सादनार्थे। सौशीरं कूपोदकं स्नानार्थे। चन्दनमनुलेपार्थे। आमलकरसविमिश्राश्चास्य यूषसूपविकल्पाः। क्षीरमधुकसिद्धं च कृष्णतिलतैलमवचारणार्थे। एवं दशरात्रम्। ततोऽन्यद्दशरात्रं द्वितीये परिसरे वर्त्तेत। ततस्तृतीये परिसरे स्थिरीकुर्वन्नात्मानमन्यद्दशरात्रमासीत। किंचिदातपपवनान् सेवेत पुनश्चान्तः प्रविशेत्। न चात्मानमादर्शेऽप्सु वा निरीक्षेत रूपशालित्वात्। ततोऽन्यद्दशरात्रं क्रोधादीन् परिहरेत्। एवं सर्वेषामुपयोगविकल्पः। विशेषतस्तु वल्लीप्रतानक्षुपादयः सोमा ब्राह्मणक्षत्रियवैश्यैर्भक्षयितव्याः। तेषां तु प्रमाणमर्द्धचतुर्थमुष्टयः। अंशुमन्तं सौवर्णे पात्रेऽभिषुणुयात्, चन्द्रमसं राजते चोपयुज्याष्टगुणमैश्वर्यमवाप्येशानं देवमनुप्रविशति। शेषांस्तु ताम्रमये मृण्मये वा रोहिते वा चर्मणि वितते। शूद्रवर्जं त्रिभिर्वर्णैः सोमा उपयोक्तव्याः। ततश्चतुर्थे मासे पौर्णमास्यां शुचौ देशे ब्राह्मणानर्चयित्वा कृतमङ्गलो निष्क्रम्य यथोक्तं व्रजेदिति॥ ५॥

## સોમરૂપ રસાયનનું વિધાન

એ ચોવીસ પ્રકારના સોમોમાંથી કોઈ પણ સોમના રસનો ઉપયોગ કરવાની ઇચ્છા થાય, ત્યારે ગાય વગેરે સઘળાં સાધનોની તથા કામ કરનારા પરિચારકોની ગોઠવણ કરી, વાસ્તુશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સારા પ્રદેશમાં ત્રેવડું ઘર બનાવી, વમનવિરેચનાદિકથી દોષોનું સંશોધન કરી, સંશોધનથી થયેલી નિર્બળતાને આ સ્થાનના ૩૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આહારથી મટાડી, જે દિવસે તિથિ, કરણ અને નક્ષત્રનો સારો યોગ હોય, તે દિવસે સારા મુહૂર્તમાં યજ્ઞના વિધાનમાં કહેલી રીત પ્રમાણે અંશુમાનને લાવી, તેમાંથી ઋત્વિજોના હાથે નિચોવાવી રસ કઢાવી, હોમ કરાવી, અંદરના ઘરમાં સઘળું મંગલયુક્ત સ્વસ્તિવાચન કરી, સોમના કંદને સોનાની સોઈથી ચીરી તેમાંથી સોળ તોલાભાર રસ સુવર્ણના પાત્રમાં ખોબા જેટલો લઈ પછી બધો લઈ તેનો કશો સ્વાદ નહિ જોતાં એકદમ પી જવો. પછી આચમન લઈ, મોઢું સાફ કરી, રસનો જે કાંઈ ભાગ પાત્રમાં રહી ગયો હોય તેને જળમાં ફેંકી દઈ, અહિંસા આદિ યમો તથા ગુરુપૂજન આદિ નિયમોથી ચિત્ત તથા શરીરને નિયમિત કરી, મૌન ધરી તે જ ઘરમાં હરવુંફરવુ અને મિત્રલોકોએ તેને રાજી રાખવા તેની પાસે હાજર રહેવું. સોમરસરૂપી રસાયન પીધા પછી સોમમાં જ ધ્યાન રાખી પવિત્ર રહી તે પવનવગરના ઘરમાં બેસવું, ઊભવું તથા ફરવું, પણ કોઈ રીતે સૂવું નહિ.

સાયંકાળ થાય ત્યારે ભોજન કરી, બ્રાહ્મણોના મોઢાથી શાંતિમંગલ પાઠ સાંભળી, જેના ઉપર કાળિયારનું ચર્મ બિછાવેલું હોય એવી દર્ભની શય્યામાં મિત્રો તરફથી થતી સેવાનું સુખ લેતાં સૂવું. જો તરસ લાગી હોય તો શીતળ જળની માત્રા પીવી. પછી પ્રભાતે ઊઠી, બ્રાહ્મણોના મોઢાથી શાંતિમંગળ પાઠ સાંભળી, મંગલકૃત્ય કરી, ગાયનો સ્પર્શ કરીને પાછું પહેલા દિવસ પ્રમાણે તે જ ઘરમાં બેસવું તથા ફરવુંહરવું. એ માણસને સોમરસ પચે, ત્યારે લોહીથી ખરડાયેલી

અને કીડાઓવાળી ઊલટી થાય છે. એ માણસને એવી ઊલટી થયા પછી સાયંકાળે વૈદ્યે ગરમ કરેલું અને પછી ઠંડું પાડેલું દૂધ પીવા દેવું. પછી ત્રીજે દિવસે એ માણસને કીડાઓવાળો પાતળો ઝાડો આવે છે. આમ થવાથી એ માણસ દુષ્ટ પ્રતિશ્યાય તથા દુષ્ટ ભોજન આદિ પાપોથી મુક્ત થઈ શુદ્ધ શરીરવાળો થાય છે. પછી સાયંકાળે તેને સ્નાન કરાવી વૈદ્યે પ્રથમની પેઠે જ તૈયાર કરેલું દૂધ પીવા દેવું અને જેના ઉપર અળસીનું વસ્ત્ર બિછાવેલું હોય એવી શય્યામાં સુવાડવો. પછી ચોથે દિવસે તે માણસને સોજો ચડે છે અને સઘળાં અંગોમાંથી કીડાઓ નીકળે છે. એ દિવસે એ માણસે પોતાની ઉપર ઘણી ધૂળ ખરડાય એવી શય્યામાં સૂવું. પછી સાયંકાળે વૈદ્યે તે માણસને પ્રથમની પેઠે જ તૈયાર કરેલું દૂધ પાવું. તે માણસે પાંચમે તથા છઠ્ઠે દિવસે પણ એ પ્રમાણે જ વર્તવું. ફક્ત એ બે દિવસોમાં તેને ઉપર પ્રમાણે તૈયાર કરેલું દૂધ બે વખત પીવા દેવું. પછી સાતમે દિવસે એ માણસ માંસવગરનો અને ચામડી તથા હાડકાં બાકી રહ્યાં હોય એવો થઈ જાય છે. કેવળ સોમના પ્રભાવને લીધે જ શ્વાસ લે છે. તે દિવસે વૈદ્યે સહેવાય તેવા ગરમ દૂધનું એ માણસના શરીર પર સિંચન કરી અને તલ, જેઠીમધ તથા ચંદનનું લેપન કરી દૂધ પાવું. પછી આઠમે દિવસે પ્રભાતમાં જ તેનાં ગાત્રો પર દૂધનું સિંચન કરી સઘળાં અંગોને ચંદનથી ખરડી, દૂધ પાઈ, ધૂળવાળી શય્યાને કાઢી તેને અળસીના વસ્ત્રથી બિછાવેલી શય્યામાં સુવાડવો. પછી તે માણસનું માંસ વધે, ચામડી ફાટી જાય અને દાંત, નખ તથા વાળ પડી જાય છે. નવમા તથા દસમા દિવસે તેના શરીર પર અણુતેલ (આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેલું.) લગાવવું અને સફેદ સારવાળા ખેરના ક્વાથનું સિંચન કરવું. આમ કરવાથી તેની ચામડી દૃઢ થાય છે. અગિયારમે તથા બારમે દિવસે પણ તેને એ પ્રમાણે જ કરાવવું. તેરમા દિવસથી સફેદ સારવાળા ખેરના ક્વાથથી જ તેને નવરાવવો. આ પ્રમાણે સોળ દિવસ ચલાવવું. પછી સત્તર તથા અઢારમા દિવસે એ માણસને અણીઓવાળા, સ્નિગ્ધ, હીરા જેવા, લસણિયા મણિ જેવા તથા સ્ફટિક સરખા મજબૂત અને પ્રબળ શક્તિવાળા નવા દાંતો ઉત્પન્ન થાય છે. ત્યારથી માંડીને પચીસમા દિવસ સુધી જૂના રાતા ચોખાની દૂધમાં બનાવેલી રાબ આપવી. છવીસમા દિવસથી એ માણસને બન્ને વખત દૂધની સાથે રાતા ચોખાનો કોમળ ભાત આપવો. એ દિવસથી એ માણસને પરવાળા જેવા લાલ, ઇંદ્રગોપક નામના વરસાદમાં થતા લાલ કીડાના જેવી કાંતિવાળા તથા ઊગતા સૂર્યના જેવી કાંતિવાળા, નવા મજબૂત નખો ઉત્પન્ન થાય છે, સ્નિગ્ધ તથા શુભ લક્ષણોવાળા નવા કેશો ઉત્પન્ન થાય છે અને ચામડી પણ નીલ કમળના, અળસીના ફૂલના તથા લસણિયા નામના મણિના જેવા પ્રકાશવાળી નવી ઉત્પન્ન થાય છે. મહિનો પૂરો થયા પછી તેના કેશો મુંડાવી નાખવા. મુંડાવ્યા પછી માથા પર વાળો, ચંદન તથા કાળા તલના કલ્કનો લેપ કરવો અથવા દૂધથી સ્નાન કરાવવું.

સાત રાત વીત્યા પછી એ માણસને ભમરોના તથા આંજણના જેવા કાળા, વાંકડિયા અને ચળકતા કેશો ઉત્પન્ન થાય છે. પછી ત્રણ રાત વીતવા દઈ ચોથે દિવસે તે માણસને છેલ્લા અંદરના ઘરમાંથી બહાર લાવી બે ઘડીવાર ઊભો રાખી પાછો અંદર પેસાડી દેવો. ત્યારથી એ માણસને બલાતેલ (આ સ્થાનના પંદરમા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલું) ચોળવું, મેલને દૂર કરવા માટે શરીર પર ચોળવા સારુ જવનો લોટ દેવો, સિંચન માટે સહેજ ઊનું દૂધ દેવું, મલિન અંગને ધોવા માટે મોટા રાળના ઝાડની છાલનો ક્વાથ

દેવો, નાહવા માટે વાળાથી વાસેલું કૂવાનું જળ દેવું, લેપન માટે ચંદન દેવું, ભોજનમાં આમળાંના રસથી મિશ્ર કરેલાં જાતજાતનાં ઓસામણ તથા આમળાંના રસથી મિશ્ર કરેલી જુદીજુદી જાતની દાળો દેવી અને તે ઓસામણ વગેરેમાં નાખવા માટે ઘી તથા જેઠીમધથી પકવેલુ કાળા તલનું તેલ દેવુ. આ પ્રમાણે દસ રાત્રિ સુધી કરાવવું. પછી બીજી દસ રાત સુધી એવી જ રીતે છેલ્લા ઘરમાંથી તેની પહેલી ઓશરીમાં લાવી તે પ્રમાણે જ તે માણસને કરવુ. તે પછી ત્રીજી દસ રાત સુધી તે ઓશરીમાંથી બીજી ઓશરીમાં લાવીને તેના મનની સ્થિરતા કરાવતાં તે પ્રમાણે જ વર્તાવવો. આ ત્રીજા દસ દિવસમાં એ માણસે જરાજરા તડકા તથા પવનનુ સેવન કરવુ અને પાછુ અંદર પેસી જવુ આ મુદતમા તે માણસે અરીસામાં પોતાનુ સ્વરૂપ જોવુ નહિ, કેમ કે પોતાનુ અતિ ઉત્તમ થયેલુ રૂપ જોવામાં આવતાં મનમાં ગર્વાદિક ઉત્પન્ન થઈ જાય. તે પછી ચોથી દસ રાત્રિ સુધી ક્રોધાદિકનો ત્યાગ કરાવવો

સર્વ જાતના સોમોના ઉપયોગની આ એક જ પદ્ધતિ છે. વિશેષે કરી લાંબા વેલારૂપ, લાંબાં ગુચ્છાંવાળા તથા જેઓનાં મૂળો અને શાખાઓ ટૂંકા હોય એવા સોમોનો ઉપયોગ કરાવવો ઉત્તમ છે એવા ઉત્તમ સોમોનો રસ ચોદ તોલાભાર જ પીવો અંશુમાન નામનો સોમ હોય તો તેનો રસ સુવર્ણના પાત્રમાં લઈ પીવો અને ચંદ્રમા નામનો સોમ હોય તો તેનો રસ રૂપાના પાત્રમાં લઈ પીવો. આમ કરવાથી આઠ મહાસિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને અંતે સદાશિવના સ્વરૂપમાં સાયુજ્ય મુક્તિ મળે છે. બાકીના સોમોના રસને ત્રાંબાના, માટીના કે ગતા ચામડાના વિશાળ પાત્રમાં લઈને પીવો શૂદ્ર સિવાય ત્રણે વર્ણોને સોમપાન કરવાનો અધિકાર છે

પછી (સંશોધનના આરંભથી) ચોથે મહિને પૂનમને દિવસે પવિત્ર પ્રદેશમાં બ્રાહ્મણોનુ પૂજન કરી, મંગળ કૃત્યો કરી, તે ઘરમાંથી બહાર નીકળી પહેલાં કહ્યા પ્રમાણે જવુ. ૫

ओषधीनां पतिं सोममुपयुज्य विचक्षणः ।
दशवर्षसहस्राणि नवां धारयते तनुम् ॥
नाग्निर्न तोयं न विषं न शस्त्रं नास्त्रमेव च ।
तस्यालमायुःक्षपणे समर्थानि भवन्ति हि ॥
भद्राणां षष्टिवर्षाणां प्रस्रुतानामनेकधा ।
कुंजराणां सहस्रस्य बलं समधिगच्छति ॥
क्षीरोदं शक्रसदनमुत्तरांश्च कुरूनपि ।
यत्रेच्छति स गन्तुं वा तत्राप्रतिहता गतिः ॥
कन्दर्प इव रूपेण कान्त्या चन्द्र इवापरः ।
प्रह्लादयति भूतानां मनांसि स महाद्युतिः ॥
साङ्गोपाङ्गांश्च निखिलान्वेदान्विन्दति तत्त्वतः ।
चरत्यमोघसङ्कल्पो देववच्चाखिलं जगत् ॥६॥

સોમરૂપ રસાયનપ્રયોગનું ફળ

વિચક્ષણ પુરુષ ઔષધિઓના અધિપતિ સોમનો ઉપયોગ કરે, તો તેથી દસહજાર વર્ષ સુધી નવુ શરીર રહે છે એના આયુષ્યને તોડવામા અગ્નિ, જળ, ઝેર, શસ્ત્ર કે અસ્ત્ર કોઈ પણ સમર્થ થતાં નથી- સોમનો પ્રયોગ કરનાર માણસ સાઠ વર્ષના અને ઘણાં અંગોમાંથી મદને ઝરતા ભદ્ર જાતના હજાર હાથીઓનુ બળ પામે છે ક્ષીરસાગરમાં, ઇંદ્રલોકમાં, ઉત્તર કુરુખંડમાં કે બીજા પણ કોઈ પ્રદેશમાં જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં જઈ શકે છે. એની ગતિ ક્યાય પણ અટકતી નથી. રૂપથી કામદેવ જેવો અને કાંતિથી જાણે બીજો ચંદ્ર હોય એવો મહાતેજસ્વી લાગતો એ પુરુષ પ્રાણીઓનાં અંતઃકરણોને પ્રસન્ન કરે છે એ પુરુષ સાંગોપાંગ વેદોને બરાબર પામી, સમજી શકે છે, અમોઘ સંકલ્પવાળો થાય છે અને દેવની પેઠે આખા જગતમાં ફરી શકે છે. ૬

सर्वेषामेव सोमानां पत्राणि दश पञ्च च ।
तानि शुक्ले च कृष्णे च जायन्ते निपतन्ति च ।

एकैकं जायते पत्रं सोमस्याहरहस्तदा ।
शुक्लस्य पौर्णमास्यां तु भवेत्पंचदशच्छदः ॥
शीर्यते पत्रमेकैकं दिवसे दिवसे पुनः ।
कृष्णपक्षक्षये चापि लता भवति केवला ॥ ७ ॥

## સોમની ઓળખાણ

સઘળા સોમોમાં કોઈ વખતે પણ પંદરથી વધારે પાંદડાં થતાં જ નથી. સોમનાં પાંદડાં શુક્લપક્ષમાં ઉત્પન્ન થાય છે અને કૃષ્ણપક્ષમાં પાછાં ખરી જાય છે. સોમમાં દિવસેદિવસે એક-એક પાંદડું ઉત્પન્ન થાય છે એટલે શુક્લપક્ષની પૂનમને દિવસે તે સોમ બરાબર પંદર પાંદડાં-વાળો થાય છે. પછી દિવસેદિવસે તેનું એક-એક પાંદડું ખરતું જાય છે, તેથી અમાવાસ્યાના દિવસે તે કેવળ પાંદડાં વગરની લતારૂપે જ રહે છે. ૭

अंशुमानाज्यगन्धस्तु कन्दवात्रजतप्रभः ।
कदल्याकारकन्दस्तु मुञ्जवांल्लशुनच्छदः ॥
चन्द्रमाः कनकाभासो जले चरति सर्वदा ।
गरुडाहृतनामा च श्वेताक्षश्चापि पाण्डुरौ ॥
सर्पनिर्मोकसदृशौ तौ वृक्षाग्रावलम्बिनौ ।
तथान्ये मण्डलैश्चित्रैश्चित्रिता इव भान्ति ते ॥
सर्वे एव तु विज्ञेयाः सोमाः पञ्चदशच्छदाः ।
क्षीरकन्दलतावन्तः पत्रैर्नानाविधैः स्मृताः ॥८॥

## સોમોની અમુક જાતોની ઓળખાણ

**અંશુમાન્** નામનો સોમ ઘી જેવી ગંધ-વાળો, કંદવાળો અને રૂપાના જેવી કાંતિવાળો હોય છે. **મુંજવાન્** નામનો સોમ કેળના જેવા કંદવાળો અને લસણના જેવાં પાંદડાંવાળો હોય છે. **ચંદ્રમા** નામનો સોમ સુવર્ણ જેવી કાંતિ-વાળો હોઈ હમેશાં જળમાં જ રહે છે. **ગરુડાહૃત** અને **શ્વેતાક્ષ** એ નામના બે સોમો સફેદ કાંતિવાળા સર્પની કાંચળી જેવા હોય છે અને વૃક્ષોની ટોચે લટકે છે. આ ચારે સોમોમાં જુદીજુદી ભાતનાં એવાં મંડળો હોય છે, કે જેથી તેઓ જાણે ચીતરેલા હોય એવા દેખાય છે.

સઘળા સોમો ચંદ્રની કળાઓના હિસાબ પ્રમાણે પૂનમને દિવસે પંદર પાંદડાંવાળા જ હોય છે; દૂધવાળા, કંદવાળા અને લતાવાળા હોય છે. સોમોમાં પાંદડાં તો અનેક પ્રકારનાં થાય છે. ૮

हिमवत्यर्बुदे सह्ये महेन्द्रे मलये तथा ।
श्रीपर्वते देवगिरौ गिरौ देवसहे तथा ॥
पारियात्रे च विन्ध्ये च देवसुन्दे हृदे तथा ।
उत्तरेण वितस्तायाः प्रवृद्धा ये महीधराः ॥
पञ्च तेषामधो मध्ये सिन्धुनामा महानदः ।
हठवत्प्लवते तत्र चन्द्रमाः सोमसत्तमः ॥
तस्योद्देशेषु वाप्यस्ति मुंजवानंशुमानपि ।
काश्मीरेषु सरो दिव्यं नाम्ना क्षुद्रकमानसम् ॥
गायत्रस्त्रैष्टुभः पांक्तो जागतः शाक्करस्तथा ।
अत्र सन्त्यपरे चापि सोमाः सोमसमप्रभाः ॥ ९ ॥

## સોમોનું ઉત્પત્તિસ્થાન

હિમાલય, આબુ, સહ્યાદ્રિ, મહેંદ્રાચળ, મલયાચળ, પારિયાત્ર, વિંધ્યાચળ, શ્રીશૈલ, દેવ-ગિરિ અને દેવસહ એ પર્વતોમાં અને દેવસુંદ નામના પાણીના ધરામાં સોમો થાય છે. વિતસ્તા નદીની ઉત્તરે પાંચ મોટા પર્વતોના નીચાણના મધ્ય ભાગમાં જે સિંધુ નામનો મોટો નદ છે, તેમાં ચંદ્રમા નામનો ઉત્તમ સોમ સેવાળ પેઠે તર્યા કરે છે. મુંજવાન અને અંશુમાન નામના બે સોમો પણ એ સિંધુનદીના પ્રદેશમાં મળે છે. કાશ્મીર દેશમાં ક્ષુદ્રકમાનસ નામનું એક દિવ્ય સરોવર છે; તેમાં ગાયત્ર, ત્રૈષ્ટુભ, પાંક્ત, જાગત અને શાક્વર એ નામના સોમો મળે છે. ચંદ્ર જેવી કાંતિવાળા બીજા સોમો પણ એ પ્રદેશમાં છે. ૯

न तान्पश्यन्त्यधर्मिष्ठाः कृतघ्नाश्चापि मानवाः ।
भेषजद्वेषिणश्चापि ब्राह्मणद्वेषिणस्तथा ॥ १० ॥

## સોમો કોની નજરે પડતા નથી?

જે પ્રદેશમાં સોમો હોય છે, તે પ્રદેશોમાં

પણ અધર્મી માણસો, કૃતઘ્ન માણસો, ઔષધોનો દ્વેષ કરનારા માણસો અને બ્રાહ્મણોનો દ્વેષ કરનારા માણસો તેઓને દેખતા નથી. ૧૦

## અધ્યાય ૩૦ મો

अथातो निवृत्तसन्तापीयं रसायनं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નિવૃત્તસંતાપીયરસાયન'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

यथा निवृत्तसन्तापा मोदन्ते दिवि देवताः ।
तथौषधीरिमाः प्राप्य मोदन्ते भुवि मानवाः ॥ २ ॥

### ઉપોદ્ઘાત

જેમ સ્વર્ગમાં દેવતાઓ અમૃતાદિને મેળવી સંતાપથી મુક્ત થઈ આનંદ ભોગવે છે, તેમ પૃથ્વીપર માણસો જે ઔષધિઓને મેળવી સંતાપોથી મુક્ત થઈ આનંદ ભોગવે છે, તે ઔષધિઓ હું કહું છું ૨

अथ सप्त पुरुषा रसायनं नोपयुञ्जीरन् । तद्यथा—अनात्मवानलसो दरिद्रः प्रमादी व्यसनी पापकृद्भेषजापमानी चेति । सप्तभिरेव कारणैर्न सम्पद्यते । अज्ञानादनारम्भादस्थिरचित्तत्वाद्दारिद्र्यादनायत्तत्वादधर्मादौषधालाभाच्चेति ॥ ३ ॥

### રસાયનોનો ઉપયોગ કોણ કરી શકતા નથી?

અજિતેંદ્રિય, આળસુ, દરિદ્ર, પ્રમાદી, વ્યસની, પાપી અને ઔષધદ્વેષી એ સાત પુરુષો રસાયનોનો ઉપયોગ કરી શકતા નથી. અજ્ઞાનથી, ઉદ્યોગરહિતપણાથી, ચિત્તની અસ્થિરતાથી, દારિદ્રતાથી, પરતંત્રતાથી, અધર્મથી અને ઔષધ નહિ મળવાથી એ પુરુષો રસાયન મેળવી શકતા નથી. ૩

अथौषधीर्व्याख्यास्यामः । श्वेतकापोती कृष्णकापोती गोनसी अजगरी वाराही कन्या छत्रातिच्छत्रा करेणुरजा चक्रका आदित्यपर्णिनी ब्रह्मसुवर्चला श्रावणी महाश्रावणी गोलोमी अजलोमी महावेगवती चेत्यष्टादश सोमसमवीर्या महौषधयो व्याख्याताः । तासां सोमवत्क्रियाशी स्तुतयः शास्त्रेऽभिहिताः ॥ ४ ॥

### અઢાર ઔષધિઓ તથા તેમનાં વિધાન

શ્વેતકાપોતી, કૃષ્ણકાપોતી, ગોનસી, અજગરી વારાહી, કન્યા, છત્રા, અતિચ્છત્રા, કરેણુ, અજા, ચક્રકા, આદિત્યપર્ણિની, બ્રહ્મસુવર્ચલા, શ્રાવણી, મહાશ્રાવણી, ગોલોમી, અજલોમી અને મહાવેગવતી એ અઢાર[1] દિવ્ય ઔષધિઓ, સોમના જેવી જ શક્તિવાળી છે અને શાસ્ત્રોમાં તેમનાં વિધાનો, ફળ તથા સ્તુતિઓ પણ સોમનાં વિધાનો, ફળ તથા સ્તુતિઓ જેવાં જ કહેલાં છે. ૪

तासामागारेऽभिहुतानां याः क्षीरवत्यस्तासां क्षीरकुडवं सकृदेवोपयुञ्जीत । यास्त्वक्षीरा मूलवत्यस्तासां प्रदेशिनीप्रमाणानि त्रीणि काण्डानि प्रमाणमुपयोगे । श्वेतकापोती समूलपत्रा भक्षयितव्या । गोनस्यजगरीकृष्णकापोतीनां सनखमुष्टिं खण्डशः कल्पयित्वा क्षीरेण विपाच्य परिस्राव्याभिघारितमभिहुतं च सकृदेवोपयुञ्जीत । कन्यकायाः पायस सकृदेव । ब्रह्मसुवर्चला सप्तरात्रमुपयोक्तव्या भक्ष्यकल्पेन । शेषाणां पंच पलानि क्षीराढकक्वथितानि प्रत्येकमशिष्टेऽवतार्य परिस्राव्य सकृदेवोपयुञ्जीत । सोमवदाहारविहारौ व्याख्यातौ, केवलं तु नवनीतमभ्यङ्गार्थे, शेषं सोमवदानिर्गमादिति ॥ ५ ॥

### દિવ્ય ઔષધિઓનો ઉપયોગ

પત્તનનગરના નેવડા ઘરમાં સહસ્રહોમ

૧ 'निवृत्तसंताप' એ શબ્દને લઈને કરેલા રસાયન સબંધી અધ્યાયમાં સોમના જેવી શક્તિવાળી બીજી અઢાર દિવ્ય ઔષધિઓનું નિરૂપણ કરેલું છે

૧ આ ઔષધિઓની ઓળખાણ આ અધ્યાયના છેવટના ભાગમાં આપવામાં આવી.

કર્યા પછી એ ઔષધિઓમાં જેટલી દૂધવાળી છે, તેઓનું સોળ તોલાભાર દૂધ લઈને તેનો એક વખત જ ઉપયોગ કરી લેવો. જેટલી દૂધવગરની અને મજબૂત મૂળિયાંવાળી છે, તેઓની તર્જનીની આંગળી જેટલી ત્રણ દાંડલીઓનો ઉપયોગ કરવો. શ્વેતકાપોતીનો મૂળ તથા પાંદડાં સહિત ઉપયોગ કરવો. ગોનસી, અજગરી અને કૃષ્ણકાપોતીનો જેટલો ભાગ નખ સહિત મૂઠીમાં સમાય, તેટલો ભાગ લઈ તેના ટુકડા કરી, દૂધમાં પકવી, ગાળી લઈ લગાર ઘી લગાવી હોમ કર્યા પછી તેનો એક વખત જ ઉપયોગ કરવો. કન્યાનાં ફળોનો કલ્ક કરી તેનો તેથી બમણા ચોખાવાળા દૂધમાં પકવી તે દૂધપાકનો એક વખત જ ઉપયોગ કરવો. બ્રહ્મસુવર્ચલાના પૂડલા વગેરે બનાવી તેઓનો સાત દિવસ સુધી ઉપયોગ કરવો.

બાકીની ઔષધિઓનાં પાંચપાંચ પલ (ચાર તોલાના એક પલ પ્રમાણે) લઈ, તેઓને બસોછપ્પન તોલાભાર દૂધમાં ઉકાળી, ચોસઠ તોલાભાર દૂધ બાકી રહે, ત્યારે ઉતારી ગાળી લઈને તેનો એક વખત જ ઉપયોગ કરવો.

આ રસાયનોનો ઉપયોગ કરનારાએ સોમના વિધાનમાં કહ્યા પ્રમાણે જ આહારવિહાર કરવા. માત્ર માલિશ માખણથી કરવી. બાકી આરંભથી માંડી છેક ત્રેવડા ઘરમાંથી બહાર નીકળતાં સુધી સઘળો વિધિ સોમના વિધાનમાં કહ્યા પ્રમાણે જ કરવો. ૫

भवन्ति चात्र ॥

युवानं सिंहविक्रान्तं कान्तं श्रुतनिगादिनम् ।
कुर्युरेताः क्रमेणैव द्विसहस्रायुषं नरम् ॥
अङ्गदी कुण्डली मौली दिव्यस्रक्चन्दनाम्बरः ।
चरत्यमोघसङ्कल्पो नभस्यम्बुदर्दुगमे ॥
व्रजन्ति पक्षिणो येन जललम्बाश्च तोयदाः ।
गतिः सौषधिसिद्धस्य सोमसिद्धिगतिः परा ॥ ६ ॥

### ઉપર કહેલી ઔષધિઓનાં ફળ

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'આ ઔષધિઓ અનુક્રમથી પુરુષને જુવાન, સિંહ જેવો પરાક્રમી, રૂપાળો, સાંભળેલા ગ્રંથાદિને તુરત મોઢે બોલી શકે એવો અને બેહજાર વર્ષનાં આયુષ્યવાળો કરે છે. આ ઔષધિઓનો ઉપયોગ કરનારો પુરુષ જે કાંઈ સંકલ્પ કરે તે સિદ્ધ થાય છે અને તે પુરુષ બાજુબંધો, કુંડલો, મુકુટ, દિવ્યમાળાઓ ચંદન તથા વસ્ત્રોને પહેરી વાદળાંની મોટી ભીડવાળા આકાશમાં ફરી શકે છે. આ ઔષધિઓથી સિદ્ધ થયેલા પુરુષની ગતિ જ્યાં પક્ષીઓ અને જળથી નમી રહેલાં વાદળાંઓ ફરે છે ત્યાં સુધી થાય છે, પણ જે પુરુષ સોમથી સિદ્ધ થયેલો હોય, તેની ગતિ ઉત્કૃષ્ટ (સ્વર્ગાદિમાં પણ) થાય છે. ૬

अथ वक्ष्यामि विज्ञानमोषधीनां पृथक्पृथक् ।
मण्डलैः कपिलैश्चित्रैः सर्पामा पञ्चपर्णिनी ॥
पञ्चारत्निप्रमाणा च विज्ञेयाऽजगरी बुधैः ।
निष्पत्रा कनकाभासा मूले द्वयङ्गुलसंमिता ॥
सर्पाकारा लोहितान्ता श्वेतकापोतिरुच्यते ।
द्विपर्णिनीं मूलभवामरुणां कृष्णमण्डलाम् ॥
द्वयरत्निमात्रां जानीयाद्गोनसीं गोनसाकृतिम् ।
सक्षीरां रोमशां मृद्वीं रसेनेक्षुरसोपमाम् ॥
एवंरूपरसां चापि कृष्णकापोतिमादिशेत् ।
कृष्णसर्पस्वरूपेण वाराही कन्दसम्भवा ॥
एकपत्रा महावीर्या भिन्नाञ्जनसमप्रभा ।
छत्रातिच्छत्रके विद्याद्रक्षोघ्ने कन्दसम्भवे ॥
जरामृत्युनिवारिण्यौ श्वेतकापोतिसंस्थिते ।
कान्तैर्द्वादशभिः पत्रैर्मयूराङ्गरुहोपमैः ॥
कन्दजा काञ्चनक्षीरी कन्या नाम महौषधी ।
करेणुः सुबहुक्षीरा कन्देन गजरूपिणी ॥
हस्तिकर्णपलाशस्य तुल्यपर्णा द्विपर्णिनी ।
अजास्तनाभकन्दा तु सक्षीरा क्षुपरूपिणी ॥
अजा महौषधी ज्ञेया शङ्खकुन्देन्दुपाण्डुरा ।
श्वे[illegible] काकादन्या समां क्षुपाम् ॥

चक्रकामोषधीं विद्याज्जरामृत्युनिवारिणीम् ।
मूलिनी पञ्चभिः पत्रैः सुरक्ताशुककोमलैः ॥
आदित्यपर्णिनी ज्ञेया सदादित्यानुवर्तिनी ।
कनकाभा जलान्तेषु सर्वतः परिसर्पति ॥
सक्षीरा पद्मिनीप्रख्या देवी ब्रह्मसुवर्चला ।
अरत्निमात्रक्षुपका पत्रैरर्धाङ्गुलसम्मितैः ॥
पुष्पैर्नीलोत्पलाकारैः फलैश्चाञ्जनसन्निभैः ।
श्रावणी महती ज्ञेया कनकाभा पयस्विनी ॥
श्रावणी पाण्डुराभासा महाश्रावणिलक्षणा ।
गोलोमी चाजलोमी च रोमशे कन्दसम्भवे ॥
हंसपादीव विच्छिन्नैः पत्रैर्मूलसमुद्भवैः ।
अथवा शङ्खपुष्प्या च समाना सर्वरूपत ॥
वेगेन महताविष्टा सर्पनिर्मोकसन्निभा ।
एषा वेगवती नाम जायते ह्यम्बुदक्षये ॥ ७॥

### આ ઔષધિઓની ઓળખાણ

હવે એ ઔષધિઓની જુદીજુદી ઓળખાણ કહુ છુ **અજગરી** નામની ઔષધિ કેટલાંક કપિલવર્ણના મ ડલોવાળી, સર્પના જેવી આકૃતિવાળી, પાચ પાદડાવાળી અને પાચ અરત્નિ (ટચલી આગળી લાબી રાખી મૂઠી વાળેલો હાથ તે અરત્નિ પ્રમાણ ) જેવડી લાબી હોય છે **શ્વેતકાપોતી** ઔષધિ પાંદડાવગરની, સુવર્ણના જેવી કાતિવાળી, મૂળમા બે આગળના પ્રમાણવાળી, સર્પના જેવી આકૃતિવાળી અને રાતા છેડાવાળી હોય છે **ગોનસી** ઔષધિ બે અરત્નિ જેવડી લાબી, બે પાદડાવાળી, મૂળ નાખી મજબૂત ઊગેલી, રાતી પ્રભાવાળી, કાળા મ ડળોવાળી અને ગોનસ જાતના સર્પના જેવી આકૃતિવાળી થાય છે **કૃષ્ણકાપોતી** ઔષધિ દૂધવાળી, રુછડાવાળી કોમળ અને શેરડીના રસ જેવા મીઠા તથા તે રસ જેવા જ દેખાતા રસવાળી થાય છે મોટી શક્તિવાળી **વારાહી** ઔષધિ કાળા સર્પના જેવા સ્વરૂપવાળા, કંદોની ઉત્પત્તિવાળી, એક પાદડાવાળી અને આગળીથી ઘૂટેલા આજણના જેવી પ્રભાવાળી હોય છે. (જેમા વારાહીકદ થાય છે તે જ વેલો આ હશે ? ) **છત્રા** અને **અતિચ્છત્રા** નામની બે ઔષધિઓ કદોની ઉત્પત્તિવાળી, રાક્ષસોને હણનારી, ઘડપણ તથા મૃત્યુનુ નિવારણ કરનારી અને શ્વેતકાપોતીના જેવા જ આકારવાળી હોય છે **કન્યા** ઔષધિ કદથી ઉત્પન્ન થયેલી, સુવર્ણના જેવા પીળા દૂધવાળી અને સુદર બાર પાંદડાથી મોરપીછ જેવા દેખાવવાળી હોય છે **કરેણુ** ઔષધિ અતિશય દૂધવાળી હાથી જેવા દેખાતા કદવાળી અને એરડાના પાદડા જેવા બે પાદડાંવાળી હોય છે **અજા** ઔષધિ બકરીના આંચળ જેવા કદવાળી, દૂધવાળી, ટૂકી શાખાઓ તથા ટૂકા મૂળોવાળી અને શખ, મોગરાના પુષ્પ તથા ચદ્રના જેવી સફેદ હોય છે (ચરકના ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયના આયુર્વેદસમુત્થાનીય નામના રસાયનપાદમા 'अजानामौषधिरजशृङ्गीति विज्ञायते' એ વાક્યથી કહે છે, કે અજા નામની જે ઔષધિ છે તે 'અજશૃંગી' એ નામથી ઓળખાય છે ) **ચક્રકા** ઔષધિ સફેદ, વિચિત્ર પુષ્પોવાળી, ચણોઠી જેવી, ટૂકી શાખાઓ તથા ટૂકા મૂળોવાળી અને ઘડપણ તથા મૃત્યુનુ નિવારણ કરનારી હોય છે **આદિત્યપર્ણિની** ઔષધિ મજબૂત મૂળવાળી, અત્યત રગેલા વસ્ત્રો જેવા કોમળ પાચ પાદડાવાળી અને સર્વદા સૂર્યને અનુસરનારી હોય છે (ચરક–ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયના આયુર્વેદસમુત્થાનીય નામના રસાયનપાદમા આ ઔષધિને **આદિત્યમૂળી** નામ આપીને '*नामौषधिर्या सूर्यकान्ता विज्ञायते सुवर्णक्षीरा सूर्यमण्डलाकारपुष्पी*' એ વાક્યથી કહે છે, કે સૂર્યથી દીપતી, સુવર્ણના જેવા દૂધવાળી અને જેનાં પુષ્પોનો આકાર સૂર્યમડલના જેવો હોય છે, તે આદિત્યમૂળી નામની ઔષધિ છે આ સુશ્રુત અને ચરક એ બન્નેના વાક્યો જોતા

જણાય છે, કે આદિત્યપર્ણિની સૂરજમુખીથી[1] જુદી ન હોવી જોઈએ.) **બ્રહ્મસુવર્ચલા** ઔષધિ સુવર્ણના જેવી પ્રભાવાળી, દૂધવાળી, કમલિનીના જેવા દેખાવવાળી તથા સુંદર હોય છે અને તે જળાશયોની પાસે ચોતરફ ફેલાય છે; (ચરક–ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયના આયુર્વેદ-સમુત્થાનીય નામના રસાયનપાદમાં 'ब्रह्मसुवर्चला नामौषधिर्या हिरण्यक्षीरा पुष्करसदृशपत्रा' એ વાક્યથી કહે છે, કે બ્રહ્મસુવર્ચલા નામની ઔષધિ સુવર્ણ જેવા દૂધવાળી અને કમળનાં જેવાં પાંદડાંવાળી હોય છે. આ ઔષધિ બ્રાહ્મીની જાત હોય એમ જણાય છે.) **મહાશ્રાવણી** ઔષધિ સુવર્ણના જેવી પ્રભાવાળી, દૂધવાળી, બબ્બે આંગળનાં પાંદડાંવાળી, નીલકમળના જેવા આકારનાં પાંદડાંવાળી, આંજણ જેવાં ફળોવાળી અને એક હાથ લાંબી શાખાવાળી હોય છે. (મોટી ગોરખમુંડીના છોડ હશે?) **શ્રાવણી** ઔષધિ સફેદ પ્રભાવાળી હોય છે અને ઉપર કહેલાં મહાશ્રાવણીનાં લક્ષણોવાળી હોય છે. (નાની ગોરખમુંડીના છોડ હશે?) **ગોલોમી** અને **અજલોમી** નામની બે ઔષધિઓ રુંછડાંવાળી અને કંદોની ઉત્પત્તિવાળી હોય છે. (મહા) **વેગવતી** ઔષધિ મૂળમાં થયેલ પાંદડાંથી હંસપદીના વેલા જેવી અથવા સઘળા રૂપથી શંખાવળી જેવી મોટા વેગવાળી તથા સર્પની કાંચળી જેવી હોય છે અને તે વરસાદના અંતે (શરદૃઋતુમાં) ઉત્પન્ન થાય છે. ૭

सप्तादौ सर्परूपिण्यो या ह्योषध्यः प्रकीर्त्तिताः ।
तासामुद्धरणं कार्यं मन्त्रेणानेन सर्वदा ॥
महेन्द्ररामकृष्णानां ब्राह्मणानां गवामपि ॥
तपसा तेजसा वाऽपि प्रशाम्यध्वं शिवाय वै
मन्त्रेणानेन मतिमान् सर्वा एवाभिमन्त्रयेत् ।

**ઔષધિઓ ઉખેડવા તથા લેવાનો મં**

પ્રથમ સાત સર્પ જેવાં રૂપોવાળી (શુભ કરનારી જે ઔષધિઓ કહી) તેઓને 'હે ઔષધિઓ! તમો શુભ કરવા માટે ઈંદ્ર, કૃષ્ણ, બ્રાહ્મણો અને ગાયોના તપ તથા તે શાંતિ કરનારી થાઓ' એ અર્થવાળો મં 'महेंद्ररामकृष्णानां ब्राह्मणानां गवामपि । तपसा चापि प्रशाम्यध्वं शिवाय वै ।' એ મંત્ર બુદ્ધિમાન વૈદ્યે ઉખેડવી તથા લેવી. સઘળી ઔષધિઓનું અભિમંત્રણ એ મંત્રથી જ કરવું.

अश्रद्दधानैरलसैः कृतघ्नैः पापकर्मभिः ।
नैवासादयितुं शक्याः सोमाः सोमसमास्तथा

**સોમો તથા અઢાર ઔષધિઓ કોને મળતી નથી?**

જે લોકો વિશ્વાસવગરના, આળસુ, કે પાપકર્મ કરનારા હોય, તેઓને સોમો સોમોના જેવા જ રસોવાળી આ અઢાર ઔષધિઓ મળતી નથી. ૯

पीतावशेषममृतं देवैर्ब्रह्मपुरोगमैः ।
निहितं सोमवीर्यासु सोमे चाप्योषधीपतौ ॥

**સોમો તથા અઢાર ઔષધિઓના દિવ્ય મહિમાનું કારણ**

સોમ ઔષધિઓનો રાજા છે; તેમાં સોમના જેવી જ શક્તિવાળી આ ઔષધિઓમાં બ્રહ્મા આદિ દેવતાઓએ પોતે પીવાથી બાકી રહેલું અમૃત નાખેલું છે.

देवसुन्दे ह्रदवरे तथा सिन्धौ महानदे ।
दृश्यते च जलान्तेषु मेध्या ब्रह्मसुवर्चला ॥
आदित्यपर्णिनी ज्ञेया तथैव हि हिमक्षये ।
दृश्यतेऽजगरी नित्यं गोनसी चाम्बुदागमे ॥
काश्मीरेषु सरो दिव्यं नाम्ना क्षुद्रकमानसम् ।

[1] સૂરજમુખી વેલારૂપ થાય છે અને છોડરૂપ પણ થાય છે. ઘણું કરી તેનાં ફૂલ પ્રભાતમાં ઊગમણાં હોય છે અને સૂર્ય આથમતી વખતે આથમણાં થાય છે. વેલાનાં ફૂલ આસમાની રંગનાં અને છોડનાં ફૂલ પીળા રંગનાં થાય છે. ફૂલનો આકાર સૂર્યબિંબ જેવો તથા હાથે બાંધવાના મોટા રાખડા જેવો થાય છે. ફૂલ બહુ મોટાં હોય છે.

करेणुस्तत्र कन्या च छत्रातिच्छत्रके तथा ॥
गोलोमी चाजलोमी च महती श्रावणी तथा ।
वसन्ते कृष्णसर्पाख्या गोनसी च प्रदृश्यते ॥
कौशिकीं सरितं तीर्त्वा सञ्जयन्त्यास्तु पूर्वतः ॥
क्षितिप्रदेशो वल्मीकैराचितो योजनत्रयम् ।
विज्ञेया तत्र कापोती श्वेता वल्मीकमूर्द्धसु ।
मलये नलसेतौ च वेगवत्यौषधी ध्रुवा ॥११॥

**અમુક ઔષધિ મળવાના દેશ તથા કાળ**

પવિત્ર બ્રહ્મસુવર્ચલા દેવસુંદ નામના ઉત્તમ દ્દમાં, સિંધુ નામના મોટા દ્દમાં અને બીજા પણ કેટલાક જળાશયોની પાસે જોવામાં આવે છે. આદિત્યપર્ણિની (સૂરજમુખી) વસંતઋતુમાં જળના પ્રદેશો પાસે જોવામાં આવે છે. અજગરી અને ગોનસી એ બે ઔષધિઓ ચોમાસામાં કેટલાક પ્રદેશોમાં જોવામાં આવે છે. કરેણુ, કન્યા, છત્રા અને અતિચ્છત્રા એ ચાર ઔષધિઓ ક્ષુદ્રકમાનસ નામના દિવ્ય સરોવરમાં જોવામાં આવે છે, કે જે સરોવર કાશ્મીર દેશમાં છે ગોલોમી, અજલોમી, મહાશ્રાવણી, શ્રાવણી, વારાહી અને ગોનસી એ વસંતઋતુમાં જોવામાં આવે છે. કૌશિકી નામની નદી ઊતરીને સામે પાર જઈએ ત્યાં સંજયંતીથી પૂર્વ ભાગમાં ત્રણ યોજન સુધીનો રાફડાઓથી વ્યાપ્ત જે ભૂપ્રદેશ છે, તેમાં રાફડાઓના શિખરો પર શ્વેતકાપોતી ઔષધિ જોવામાં આવે છે. મલયાચલમાં અને સેતુબંધને લગતાં સ્થળોમાં વેગવતી ઔષધિ જોવામાં આવે છે ૧૧

कार्त्तिक्यां पौर्णमास्यां च भक्षयेत्तामुपोषितः ।
सोमवच्चात्र वर्त्तेत फलं तास्च कीर्त्तितम् ॥१२॥

**વેગવતીનો ભક્ષણવિધિ તથા ફળ**

ઉપવાસ કરીને કાર્તિક શુદ પૂનમને દિવસે વેગવતીનું ભક્ષણ કરવું અને તે વિષયમાં સોમના વિધાન પેઠે જ વર્તવું. વેગવતીના રસાયનપ્રયોગથી સોમના રસાયનપ્રયોગ જેટલું ફળ થાય છે ૧૨

सर्वा विचेयास्त्वोषध्यः सोमश्चाप्यर्बुदे गिरौ ।

गुहाभिर्मीमरूपाभिः सिंहोन्नादितकुक्षिभिः ॥
गजालोडिततोयाभिरापगाभिः समन्ततः ।
विविधैर्धातुभिश्चित्रैः सर्वत्रैवोपशोभितः ॥ १३ ॥

**સઘળી ઔષધિઓ આબુમાં મળે છે**

સોમ અને બીજી પણ સઘળી ઔષધિઓ આબુ નામના પહાડમાં શોધવાથી મળે છે, કેમ કે એ પર્વત વાદળાંઓને ભેદનારાં (અત્યંત ઊંચાં) તથા જેઓમાં દેવતાઓ વિચરે છે, એવાં શિખરોથી, સિદ્ધો, ઋષિઓ, તથા દેવતાઓએ સેવેલાં પ્રખ્યાત તીર્થોથી, સિંહોએ ગજવી મૂકેલી ભયંકર ગુફાઓથી, હાથીઓએ ડોળેલાં જળોવાળી નદીઓથી અને વિચિત્ર પ્રકારની વિવિધ ધાતુઓથી સર્વ પ્રદેશોમાં ચોમેર શોભી રહ્યો છે. ૧૩

नदीषु शैलेषु सरःसु चापि
पुण्येष्वरण्येषु तथाऽऽश्रमेषु ।
सर्वत्र सर्वाः परिमार्गितव्याः
सर्वत्र भूमिर्हि वसूनि धत्ते ॥ १४ ॥

**બહુરત્ના પૃથ્વીમાં અન્ય સ્થળે ઔષધિઓ મળશે**

નદીઓ, પર્વતો, સરોવરો, અરણ્યો તથા પવિત્ર આશ્રમો ઇત્યાદિ સર્વ સ્થળોમાં સઘળી ઔષધિઓ શોધવી; કેમ કે પૃથ્વી સર્વત્ર અનેક રત્નો (ઉત્તમ પદાર્થોને) ધારણ કરે છે. ૧૪

(રસાયનતંત્ર સમાપ્ત)

# અધ્યાય ૩૧ મો.

अथातः स्नेहोपयौगिकचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સ્નેહોપયૌગિકચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

स्नेहसारोऽयं पुरुषः, प्राणाश्च स्नेहभूयिष्ठाः स्नेहसाध्याश्च भवन्ति । स्नेहो हि पानानुवासनमस्तिष्कशिरोबस्त्युत्तरबस्तिनस्यकर्णपूरणगात्राभ्यङ्गभोजनेषूपयोज्यः ॥ तत्र द्वियोनिश्चतुर्विकल्पोऽभिहितः स्नेहो गुणाश्च । तत्र जङ्गमेभ्यो गव्यं घृतं प्रधानम् । स्थावरेभ्यस्तिलतैलं प्रधानमिति ॥२॥

## સ્નેહનાં પ્રયોજનો

આ જીવતો મનુષ્યદેહ સ્નેહરૂપ સારવાળો છે અને પ્રાણો પણ સ્નેહના આધિક્યવાળા છે તથા સ્નેહથીજ ટકાવી શકાય એવા છે. પીવામાં, અનુવાસનબસ્તિ, ઉત્તરબસ્તિ તથા નસ્ય દેવામાં, મગજની ભરતી, કર્ણપૂરણ, ગાત્ર પર અભ્યંગ અને ભોજનોમાં સ્નેહનો ઉપયોગ છે.

સ્થાવર અને જંગમથી ઉત્પન્ન થયેલો—એમ સ્નેહ પ્રથમ બે ભેદનો ગણવામાં આવ્યો છે. તે સ્નેહના ઘી, તેલ, ચરબી તથા મજ્જા એ ચાર પ્રકારો અને તેમના ગુણો પણ કહેવામાં આવ્યા છે. જંગમજન્યોમાં ગાયનું ઘી પ્રધાન છે અને સ્થાવરજન્યોમાં તેલ પ્રધાન છે. (સૂત્રસ્થાનનો ૪૬મો અધ્યાય જુઓ.) ૨

अत ऊर्ध्वं यथाप्रयोजनं यथाविधानं च स्थावरस्नेहानुपदेक्ष्यामः । तत्र तिल्वकैरण्डकोशाम्रदन्तीद्रवन्तीसप्तलाशङ्खिनीपलाशविषाणिकागवाक्षीकम्पिल्लकशम्पाकनीलिनीस्नेहा विरेचयन्ति । जीमूतककुटजकृतवेधनेक्ष्वाकुधामार्गवमदनस्नेहा वामयन्ति । विडङ्गखरमञ्जरीमधुशिग्रुसूर्यवल्लीपीलुसिद्धार्थकज्योतिष्मतीस्नेहाः शिरो विरेचयन्ति । करञ्जपूतिककृतमालमातुलुङ्गेङ्गुदीकिराततिक्तकस्नेहा दुष्टव्रणेषूपयुज्यन्ते । तुवरककपित्थकम्पिल्लकभल्लातकपटोलस्नेहा महाव्याधिषु । त्रपुसैर्वारुककर्कारुकतुम्बीकूष्माण्डस्नेहा मूत्रसङ्गेषु । कपोतवङ्कावल्गुजहरीतकीस्नेहाः शर्कराश्मरीषु । कुसुम्भसर्षपातसीपिचुमर्दातिमुक्तकभाण्डीकटुतुम्बीकटभीस्नेहाः प्रमेहेषु । तालनालिकेरपनसमोचप्रियालबिल्वमधूकश्लेष्मातकाम्रातकफलस्नेहाः पित्तसंसृष्टे वायौ । विभीतकभल्लातकपिण्डीतकस्नेहाः कृष्णीकरणे । श्रवणकङ्कुकटुण्टुकस्नेहाः पाण्डूकरणे । सरलपीतदारुशिंशपागुरुसारस्नेहा दद्रुकुष्ठकिटिभेषु ॥ ३ ॥

## પ્રયોજનો તથા વિધાનોને અનુસરી સ્થાવર સ્નેહોનું નિરૂપણ

હવે પ્રયોજનો તથા વિધાનોને અનુસરી સ્થાવર સ્નેહો વિષે કહીએ છીએ.

મોટો લોધર, એરંડો, પહાડી આંબો, નાનો નેપાળો, મોટો નેપાળો, હાથલા, આંખફૂટામણી, ખાખરો, મેંઢાશિંગી, ઇંદ્રવારણી, કપીલો, ગરમાળો અને ગળીના સ્નેહો રેચ કરે છે.

કુકડવેલ, કડો (ઇંદ્રજવનું ઝાડ), કડવી ઘીસોડી, કડવી તૂંબડી, કડવાં તૂરિયાં અને મીંઢળના સ્નેહો ઊલટી કરાવે છે.

વાવડિંગ, સફેદ અઘેડો, સફેદ તથા રાતો સરગવો, સૂરજમુખી, પીલુ, સરસવ અને માલકાંકણીના સ્નેહો શિરોવિરેચન (માથાનો રેચ) કરે છે.

કરંજ, પૂતીકરંજ, ગરમાળો, બિજોરું, ઇંગોળિયો અને કરિયાતાંના સ્નેહો દુષ્ટ વ્રણોમાં ઉપયોગી થાય છે.

ચેરિયાં, કોઠ, કપીલો, ભિલામાં અને પટો ન સ્નેહો મહાવ્યાધિઓમાં ઉપયોગી છે.

[1] સ્નેહ કે જે શોધનના મુખ્ય અંગરૂપ છે, તેના ઉપયોગમાંથી ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

ત્રુસડાં, કાકડી, પતકાળું, તૂંબડી અને ભૂરાં કોળાંના સ્નેહો મૂત્રની અટકાયત ઉપર ઉપયોગી થાય છે.

સૂરજમુખી, બાબચી અને હરડેના સ્નેહો કાંકરી તથા પથરીનાં દરદો ઉપર ઉપયોગી છે.

કસૂંબો, સરસવ, અળસી, લીંબડો, ટીંબરુ, ભાંડી, (ભીંડી?) કડવી તૂંબડી અને વાયુંગાંના સ્નેહો પ્રમેહો ઉપર ઉપયોગી થાય છે.

તાડ, નાળિયેર, ફણસ, રાતો સરગવો, ચારોળી, બીલી, મહુડો, ગુંદો અને અંબાડાનાં ફળોના સ્નેહો પિત્તથી યુક્ત વાયુ ઉપર ઉપયોગી છે.

બહેડાં, ભિલામાં અને મીંઢળના સ્નેહો વ્રણોને કાળા કરવામાં ઉપયોગી થાય છે.

મુંડીના ડોડવા, રાળ અને પીળો લોધર, અથવા અરડૂસીના સ્નેહો વ્રણને સફેદ કરવામાં ઉપયોગી થાય છે.

સાગ, દેવદાર, સીસમ અને અગરના સારોના સ્નેહો દાદર, કોઢ અને કિટિભ ઉપર ઉપયોગી થાય છે. ૩

सर्व एव स्नेहा वातमुपघ्नन्ति। तैलगुणाश्च समासेन व्याख्याताः ॥ ४

### સ્નેહોના સામાન્ય ગુણો

સઘળા સ્નેહો વાયુને હણે છે. તેલોના ગુણો તો સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં પણ ટૂંકમાં કહેવાયા છે. ૪

अत ऊर्ध्वं कषायस्नेहपाकक्रममुपदेक्ष्यामः॥ ५

### કવાથો તથા સ્નેહો પકવવાનો વિધિ

હવે કવાથો તથા સ્નેહો પકવવાના ક્રમનો ઉપદેશ કરીએ છીએ. ૫

तत्र केचिदाहुस्त्वक्पत्रमूलादीनां भागं तच्चतुर्गुणजलमावाप्य चतुर्भागावशेषं निष्काथ्यावतार्यैवैष कषायपाकक्रमः। स्नेहप्रस्थेषु षट्सु चतुर्गुणं द्रवमावाप्य चतुरश्चाक्षसमान् भेषजपिण्डानिक्षिप्य स्नेहपाकक्रमः। एतत्तु न सम्यक्कस्मादागमाप्रसिद्धत्वात् ॥ ६

### કવાથો તથા સ્નેહો પકવવાનો ક્રમ

કેટલાક આચાર્યો કહે છેઃ 'છાલ, પાંદડાં તથા મૂળ વગેરેનો એક ભાગ લઈ, તેમાં તેથી ચારગણું પાણી નાખી ઉકાળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તે કવાથને ઉતારી લેવો, એ કવાથ પકવવાનો ક્રમ છે; તેમજ છ પસલાં સ્નેહમાં ચોગણું પ્રવાહી નાખી, બહેડાંનાં ફળો જેવડા ચાર ઔષધના પિંડા નાંખી સ્નેહ પકવવો, એ સ્નેહ પકવવાનો ક્રમ છે.' પણ એ આચાર્યોનું આ કહેવું યોગ્ય નથી; કેમ કે તેમાં આયુર્વેદની સમ્મતિ નથી. ૬

पलकुडवादीनामतो मानं तु व्याख्यास्यामः-तत्र द्वादश धान्यमाषा मध्यमाः सुवर्णमाषकः। ते षोडश सुवर्णम्।

अथ मध्यमनिष्पावा एकोनविंशतिर्द्धरणम्। तान्यर्द्धतृतीयानि कर्षः। ततश्चोर्ध्वं चतुर्गुणमभिवर्द्धयन्तः पलकुडवप्रस्थाढकद्रोणा अभिनिष्पद्यन्ते। तुला पलशतम्। ता विंशतिर्भारः। शुष्काणामिदं मानमार्द्रद्रवाणां च द्विगुणमिति ॥ ७

### તોલનાં માપ

આયુર્વેદમાં કહ્યા પ્રમાણે કવાથો તથા સ્નેહો પકવવાનો ક્રમ કહેવામાં તોલનાં માપ કહેવાની જરૂર છે; માટે પ્રથમ પલ અને કુડવ ઇત્યાદિનું માપ કહીએ છીએ.

જાડા પણ નહિ અને ઝીણા પણ નહિ એટલે મધ્યમ પ્રમાણના અડદના બાર દાણા જેટલા વજનનો સુવર્ણમાષક થાય છે. એ સુવર્ણમાષક સોળ થાય ત્યારે એક સુવર્ણ ગણાય છે. (આ તોલ સોના માટે છે.)

જાડા પણ નહિ અને ઝીણા પણ નહિ એટલે મધ્યમ પ્રમાણના ઓગણીસ ગૌજાના દાણા જેટલું વજન થાય, એ તોલ ધરણ, સાડાત્રણ ધરણ=કર્ષ (તોલો), ચાર કર્ષ=પલ, ચાર પલ=કુડવ, ચાર કુડવ=પ્રસ્થ, ચાર પ્રસ્થ=

આઢક, ચાર આઢક=દ્રોણ; સો પલ=તુલા અને વીસ તુલા=ભાર કહેવાય છે. આ વજન સૂકાં દ્રવ્યો માટે સમજવું. લીલાં દ્રવ્યો તથા પ્રવાહીરૂપ પદાર્થો માટે તો તે તે વિષયમાં જેટલો તોલ કહ્યો હોય, તેથી બમણો તોલ લેવો. (ગળો, કડો, અરડૂસી, કોળું, શતાવરી, આસોંદ, કાંટાઅશેરિયો, લીંબડો, પટોલ, કેવડો, બલદાણા, ઇંદ્રવારણી, સુવા, સાટોડી, જટામાંસી, ગંગેડી, ગુગળ, હિંગ, આદું અને ગોળ એટલા પદાર્થો તો રસ ભરેલા જ નાખવા, પણ સૂકા કે બમણા નાખવા નહિ.) ૭

तत्रान्यतमपरिमाणसंमितानां यथायोगं त्वक्पत्रफलमूलादीनामातपपरिशोषितानां छेद्यानि खण्डशश्छेदयित्वा भेद्यान्यणुशो भेदयित्वावकुट्याष्टगुणेन षोडशगुणेन वाम्भसाभिषिच्य स्थाल्यां चतुर्भागावशिष्टं क्वाथयित्वापहरेदित्येष कषायपाककल्पः ।

स्नेहाच्चतुर्गुणो द्रवः स्नेहचतुर्थांशो भेषजकल्कस्तदैकध्यं संसृज्य विपचेदित्येष स्नेहपाककल्पः ।

अथवा तत्रोदकद्रोणे त्वक्पत्रफलमूलादीनां तुलामावाप्य चतुर्भागावशिष्टं निष्क्वाथ्यापहरेदित्येष कषायपाककल्पः । स्नेहकुडवे भेषजपलं पिष्टं कल्कं चतुर्गुणं द्रवमावाप्य विपचेदित्येष स्नेहपाककल्पः ॥८॥

### ક્વાથ તથા સ્નેહ પકવવાની રીત

ઉપર કહેલા તોલોમાંથી યોગને અનુસરતા અમુક તોલથી છાલ, પાંદડાં, મૂળિયાં તથા કંદ વગેરે પદાર્થો લઈ, તડકામાં સૂકવી કાપવા લાયક હોય, તેઓના ટુકડા કાપી અને ચીરવા લાયક હોય, તેના ઝીણાઝીણા ચીરા કરી કૂટી, તેમાં આઠગણું અથવા સોળગણું પાણી નાખી, હાંડલામાં ઉકાળી, ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે ક્વાથને સિદ્ધ થયેલો સમજી ઉતારી લેવો, એ ક્વાથ પકવવાની રીત છે.

જે સ્નેહ પકવવાનો હોય, તેમાં સ્નેહથી ચોગણું પ્રવાહી અને સ્નેહના ચતુર્થાંશ જેટલો ઔષધોનો કલ્ક નાખી તે સ્નેહને પકવવો, એ સ્નેહ પકવવાની રીત છે.

અથવા એક દ્રોણભાર (એકહજાર ચોવીસ તોલાભાર) પાણીમાં એક તુલાભાર (ચારસો તોલાભાર) છાલ, પાંદડાં અને મૂળિયાં વગેરે નાખી ઉકાળતાં-ઉકાળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તે ક્વાથને સિદ્ધ થયેલો સમજી ઉતારી લેવો, એ ક્વાથ પકવવાની રીત છે; અને સોળ તોલાભાર સ્નેહમાં ચાર તોલાભાર ઔષધનો કલ્ક તથા ચોગણું પ્રવાહી નાખી સ્નેહને પકવવો, એ સ્નેહ પકવવાની રીત છે. ૮

भवतश्चात्र ॥

स्नेहभेषजतोयानां प्रमाणं यत्र नेरितम् ।
तत्रायं विधिरास्थेयो निर्दिष्टे तत्तदेव तु ॥
अनुक्तद्रवकार्ये तु सर्वत्र सलिलं मतम् ।
कल्कक्वाथावनिर्देशे गणात्तस्मात्प्रयोजयेत् ॥९॥

### સ્નેહાદિકના તોલનો વિધિ

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'જે પાઠમાં સ્નેહ, ઔષધ અને જળનો તોલ ન જણાવ્યો હોય, તે પાઠમાં ઉપર પ્રમાણે તોલ લેવો; પણ જ્યાં તોલ બતાવ્યો હોય, ત્યાં તો બતાવ્યા પ્રમાણે જ તોલ લેવો. જે પાઠમાં કયો પ્રવાહી લેવો, એમ સ્પષ્ટ ન જણાવ્યું હોય, ત્યાં સર્વત્ર જળજ લેવું અને કલ્કનાં કે ક્વાથનાં દ્રવ્યો સ્પષ્ટ ન જણાવ્યાં હોય, ત્યાં જે ગણનો સ્નેહ બનાવવાનું કહ્યું હોય, તે ગણનાં દ્રવ્યોનો જ કલ્ક તથા ક્વાથ લેવો.' ૯

अत ऊर्ध्वं स्नेहपाकक्रममुपदेक्ष्यामः—स तु त्रिविधस्तद्यथा—मृदुर्मध्यमः खर इति । तत्र स्नेहौषधिविवेकमात्रं यत्र भेषजं स मृदुरिति । मधूच्छिष्टमिव विशदमविलेपि भेषजं यत्र स मध्यमः । कृष्णमवसन्नमीषद्विशदं चिक्कणं च यत्र भेषजं स खर इति । अत ऊर्ध्वं दग्धस्नेहो भवति । तं पुनः साधु साधयेत् ।

तत्र पानाभ्यवहारयोर्मृदुः, नस्याभ्यङ्गयोर्मध्यमः। बस्तिकर्णपूरणयोस्तु खर इति ॥ १० ॥

## સ્નેહ પકવવાનો ક્રમ તથા તેના ત્રણ પ્રકારના પાકોનો ઉપયોગ

હવે સ્નેહપાકનો ક્રમ કહીએ છીએ. મૃદુ (કોમળ), મધ્યમ અને ખર (આકરો), એ રીતે ત્રણ પ્રકારનો સ્નેહપાક થાય છે. જે પાકમાં ઔષધોનો કલ્ક કંઈક રસભરેલો રહે, તે પાકને **મૃદુ** સમજવો. જે પાકમાં ઔષધોનો કલ્ક મીણ જેવો જરાક કઠણ, તાંતણાવગરનો અને આંગળીને ચોટે નહિ એવો; અર્થાત્ રસવગરનો થઈ જતાં પણ કોમળતાવાળો રહે, તે પાકને **મધ્યમ** સમજવો. જે પાકમાં ઔષધોનો કલ્ક જરાક કાળો, જરાક શેકાઈ ગયેલો, તાંતણાવગરનો તથા ચીકાશવાળો રહે; અર્થાત્ જરાક વિશેષ કઠણ થઈ જાય, તે પાકને **ખર** સમજવો. ઔષધનો કલ્ક એથી વધારે કઠણ તથા બળેલો થઈ જાય, તો પછી દગ્ધસ્નેહ જ થઈ જાય છે. જો દગ્ધસ્નેહ થઈ ગયો હોય, તો તેને પાછો બીજા ક્વાથ તથા કલ્કમાં પકવીને યોગ્ય કરવો.[1]

પીવામાં તથા ભોજનમાં મૃદુ પાકવાળો, નસ્યમાં કે અભ્યંગમાં મધ્યમ પાકવાળો અને બસ્તિમાં કે કર્ણપૂરણમાં ખર પાકવાળો લેવો.૧૦

भवतश्चात्र ॥

शब्दस्योपशमे प्राप्ते फेनस्योपरमे तथा।
गन्धवर्णरसादीनां सम्पत्तौ सिद्धिमादिशेत् ॥
घृतस्यैवं विपक्वस्य जानीयात्कुशलो भिषक्।
फेनोऽतिमात्रं तैलस्य शेषं घृतवदादिशेत् ॥११॥

## ઘી તથા તેલના પાકની સિદ્ધિ

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'ઘીનો પાક કરતાં જ્યારે ઘીનો અવાજ બંધ પડી જાય, ફીણ શાંત થઈ જાય અને તેમાં ગંધ, વર્ણ તથા રસ વગેરેની જેવી જોઈએ તેવી સંપત્તિ થાય, ત્યારે ઘીના પાકને સિદ્ધ થયેલો સમજવો.

તેલનો પાક કરતાં જ્યારે તેલનો અવાજ બંધ પડી જાય, બહુ જ ફીણ ચડે અને તેમાં ગંધ, વર્ણ તથા રસ વગેરેની જેવી જોઈએ તેવી સંપત્તિ થાય, ત્યારે પ્રવીણ વૈદ્યે તેલના પાકને સિદ્ધ થયેલો સમજવો.'

(કલ્કને આંગળીથી ચોળતાં કલ્ક વાટ જેવો થઈ જાય અને અગ્નિમાં નાખતાં જરા પણ અવાજ ન કરે, એ પણ સ્નેહના પાકની સિદ્ધિ થયાનું લક્ષણ છે.) ૧૧

अत ऊर्ध्वं स्नेहपानक्रममुपदेक्ष्यामः–अथ खलु लघुकोष्ठायातुराय कृतमङ्गलस्वस्तिवाचनायोदयगिरिशिखरसंस्थिते प्रतप्तकनकनिकरपीतलोहिते सवितरि यथाबलं तैलस्य घृतस्य वा मात्रां पातुं प्रयच्छेत्। पीतमात्रे चोष्णोदकेनोपस्पृश्य सोपानत्को यथासुखं विहरेत् ॥ १२ ॥

## સ્નેહપાનનો ક્રમ

હવે સ્નેહ પીવાનો ક્રમ કહીએ છીએઃ જેનો કોઠો આગલા દિવસનું ખાધેલું અન્નાદિક પચી જવાથી હલકો થઈ ગયો હોય અને જેને માટે મંગળ તથા સ્વસ્તિવાચન કર્યાં હોય, એવા રોગીને, જ્યારે સૂર્ય ઉદયાચળના શિખર ઉપર આવી તપાવેલા સુવર્ણના સમૂહ જેવો પીળો તથા લાલ દેખાવા લાગે; ત્યારે એટલે થોડાક દિવસ ચડે તે સમયે, જઠરાગ્નિ તથા શરીરના બળને અનુસરી તેલ કે ઘીની માત્રા પીવા આપવી. રોગીએ માત્રા પીધા પછી ઊના જળથી આચમન કરી (મોઢું સાફ કરી) પગરખાં પહેરીને, પોતાની અનુકૂળતા પ્રમાણે હરવુંફરવું. (થોડાક દિવસ ચડે ત્યારે સ્નેહપાન કરાવવાનું કહ્યું, તે સાધારણ ઋતુમાં

[1] દગ્ધસ્નેહને ફરીવાર પકવીને યોગ્ય કરવાનું કહ્યું, તેથી એમ જણાય છેઃ 'સ્નેહ દગ્ધ થાય તો ઔષધના ગુણો જ જતા રહે છે, પણ સ્નેહના ગુણો જતા રહેતા નથી, એમ આચાર્ય માને છે.'

સમજવું; કેમ કે ઉષ્ણકાળ વગેરેમાં સ્નેહપાન માટે જુદાજુદા સમયો નીમવામાં આવશે; જુઓ. આ અધ્યાયનો વિષય ૧૫મો.) ૧૨

रूक्षक्षतविषार्तानां वातपित्तविकारिणाम् ।
हीनमेधास्मृतीनां च सर्पिःपानं प्रशस्यते ॥
क्रिमिकोष्ठानिलाविष्टाः प्रवृद्धकफमेदसः ।
पिबेयुस्तैलसात्म्याश्च तैलं दार्ढ्यार्थिनश्च ये ॥
व्यायामकर्षिताः शुष्करेतोरक्ता महारुजः ।
महाग्निमारुतप्राणा वसायोग्या नराः स्मृताः ॥
क्रूराशयाः क्लेशसहा वातार्त्ता दीप्तवह्नयः ।
मज्जानमाप्नुयुः सर्वे सर्पिर्वा स्वौषधान्वितम् ॥१३॥

### ઘી, તેલ, ચરબી તથા મજ્જા એ ચાર સ્નેહો કોને પાવા ?

રૂક્ષ, ક્ષતવાળો, ઝેરથી પીડાયેલ, વાયુના તથા પિત્તના વિકારવાળો, જેની બુદ્ધિ અને સ્મરણશક્તિ ઓછી થઈ ગઈ હોય તે દરદીઓને ઘી પિવડાવવું ઉત્તમ છે.

કોઠામાં કૃમિઓવાળો, વાયુથી ઘેરાયેલો, કફની વૃદ્ધિવાળો, મેદની વૃદ્ધિવાળો, તેલ જેને માફક હોય અને દૃઢ થવાની ઇચ્છાવાળો, એ દરદીઓને તેલ પિવડાવવું ઉત્તમ છે.

કસરત કરવાથી દુર્બળ થયેલ, જેનું વીર્ય કે લોહી સુકાઈ ગયેલ હોય તથા મોટાં દરદોવાળો, પ્રબળ જઠરાગ્નિવાળો, વાયુવાળો અને ઘણા બળવાળાને ચરબી દેવી ઉત્તમ છે.

ક્રૂર આશયવાળો, ક્લેશોને સહન કરનારો, વાયુથી પીડાયેલો અને પ્રદીપ્ત અગ્નિવાળાને સારાં ઔષધોથી મિશ્ર કરેલી મજ્જા અથવા ઘી દેવું પણ યોગ્ય છે. ૧૩

केवलं पैत्तिके सर्पिर्वातिके लवणान्वितम् ।
देयं बहुकफे चापि व्योषक्षारसमायुतम् ॥
दोषाणामल्पभूयस्त्वं संसर्गं समवेक्ष्य च ।
युञ्ज्यात्त्रिषष्टिधा भिन्नैः समासव्यासतो रसैः ॥
स्नेहसात्म्यः क्लेशसहः काले नात्युष्णशीतले ।
अच्छमेव पिबेत्स्नेहमच्छपानं हि पूजितम् ॥१४॥

### અમિશ્ર તથા મિશ્ર સ્નેહો

પિત્ત સંબંધી રોગવાળાને એકલું જ ઘી પાવું; વાયુ સંબંધી દરદવાળાને સૈંધવથી મિશ્ર કરીને પાવું; ઘણા કફવાળાને સૂંઠ, મરી, પીપર તથા જવખારથી મિશ્ર કરી પાવું.

દોષોનું અલ્પપણું, ઘણાપણું અને અન્ય દોષોથી સંયુક્ત હોવાપણું જોઈને પ્રવીણ વૈદ્ય સ્નેહોને ત્રેસઠ પ્રકારના રસોમાંથી ઓછા-વધતા રસોથી મિશ્ર કરીને તે સ્નેહો પાવા. (રસોના ત્રેસઠ ભેદો ઉત્તરતંત્રના ૬૩મા અધ્યાયમાં કહેવાશે.)

જે માણસને સ્નેહો માફક હોય અને ક્લેશોને જે સહન કરનારો હોય, તેને સાધારણ ઋતુમાં તો કેવળ (અન્ય પદાર્થોથી મિશ્ર નહિ કરેલો) સ્નેહ પાવો એ જ ઉત્તમ છે; કેમ કે એવા માણસને કેવળ સ્નેહનું પાન જ હિતકારી થાય છે. ૧૪

शीतकाले दिवा स्नेहमुष्णकाले पिबेन्निशि ।
वातपित्ताधिके रात्रौ वातश्लेष्माधिके दिवा ॥
वातपित्ताधिकस्योष्णे तृण्मूर्च्छोन्मादकारकः ।
शीते वातकफार्त्तस्य गौरवारुचिशूलकृत् ॥१५॥

### બે ઋતુમાં સ્નેહપાનના સમયો

શિયાળામાં દિવસે અને ઉનાળામાં રાતે સ્નેહ પાવો; પરંતુ વાયુ તથા પિત્તની અધિકતા હોય, તો રાતેજ અને વાયુ તથા કફની અધિકતા હોય તો દિવસે જ સ્નેહ પાવો; કેમ કે વાયુ તથા પિત્તની અધિકતાવાળાને દિવસે સ્નેહ પાવાથી તરસ, મૂર્છા તથા ઉન્માદ થાય છે અને વાયુ તથા કફની અધિકતાવાળાને રાતે સ્નેહ પાવાથી ભારેપણું, અરુચિ તથા શૂળ થાય છે. ૧૫

स्नेहपीतस्य चेत्तृष्णा पिबेदुष्णोदकं नरः ।
एवं चानुपशाम्यन्त्यां स्नेहमुष्णाम्बुना वमेत् ।
दिह्याच्छीतैः शिरः शीतं तोयं चाप्यवगाहयेत् ॥१६

## સ્નેહપાનથી લાગતી તરસની ચિકિત્સા

સ્નેહપાન કરાવ્યા પછી તે માણસને તરસ લાગ્યા કરે, તો ઊનું પાણી પાવું અને એમ કરતાં પણ તરસ શાંત ન થાય, તો ઊનું પાણી પાઈને સ્નેહનું વમન કરાવવું, શીતળ પદાર્થોનું માથા પર લેપન તથા શીતળ જળમાં સ્નાન કરાવવું. ૧૬

या मात्रा परिजीर्येत चतुर्भागगतेऽहनि ।
सा मात्रा दीपयत्यग्निमल्पदोषे च पूजिता ॥
या मात्रा परिजीर्येत तथार्द्धदिवसे गते ।
सा वृष्या बृंहणी चैव मध्यदोषे च पूजिता ॥
या मात्रा परिजीर्येत चतुर्भागावशेषिते ।
स्नेहनीया च सा मात्रा बहुदोषे च पूजिता ॥
या मात्रा परिजीर्येत्तु तथा परिणतेऽहनि ।
ग्लानिमूर्च्छामदान्हित्वा सा मात्रा पूजिता भवेत् ॥
अहोरात्रादसंदुष्टा या मात्रा परिजीर्यति ।
सा तु कुष्ठविषोन्मादग्रहापस्मारनाशिनी ॥१७॥

## દોષ વગેરેની સ્થિતિ પ્રમાણે સ્નેહની માત્રા

સ્નેહની જે માત્રા એક પહોર દિવસ ચડતાં પચી જાય, તે માત્રા અગ્નિને પ્રદીપ્ત કરે છે અને અલ્પ દોષવાળા માટે ઉત્તમ છે.

સ્નેહની જે માત્રા અરધો દિવસ જતાં પચી જાય, તે માત્રા વીર્યને વધારે, શરીરને પુષ્ટ કરે અને મધ્યમ દોષવાળા માટે ઉત્તમ છે.

સ્નેહની જે માત્રા દિવસનો ચોથો ભાગ બાકી રહે, ત્યારે પચી જાય, તે માત્રા અત્યંત સ્નિગ્ધ કરે અને ઘણા દોષવાળા માટે ઉત્તમ છે.

સામાન્ય રીતે સ્નેહની એ માત્રાને ઉત્તમ સમજવી, કે જે માત્રા ગ્લાનિ, મૂર્છા કે મદ ઉત્પન્ન ન કરતાં દિવસ નમવાના સમયે પચી જાય.

કોઢ, વિષ, ઉન્માદ, ગ્રહ તથા અપસ્મારનો નાશ કરવા માટે એક અહોરાત્રે (ચોવીસ કલાકે) પચે અને કશા દુષ્ટ વ્યાધિ ઉત્પન્ન ન કરે એવી સ્નેહની માત્રા દેવી. ૧૭

यथाग्नि प्रथमं मात्रां पाययेत विचक्षणः ।
पीतो ह्यतिबहुः स्नेहो जनयेत्प्राणसंशयम् ॥१८॥

## કોઠાની પરીક્ષા માટે પ્રથમ થોડી જ માત્રા દેવી

ચતુર વૈદ્યે પ્રથમ તો જઠરાગ્નિના બળને અનુસરીને સ્નેહની થોડી જ માત્રા દેવી, કે જેથી કોઠાની મૃદુતા વગેરેની પરીક્ષા થઈ શકે. ઘણો સ્નેહ પહેલા જ વખતે પાવામાં આવે, તો તે સ્નેહ પ્રાણનો સંશય ઉત્પન્ન કરે છે; અર્થાત્ તેથી કદાચ મરણ થાય છે. ૧૮

मिथ्याचाराद्बहुत्वाद्वा यस्य स्नेहो न जीर्यति ॥
विष्टभ्य चापि जीर्येत्तं वारिणोष्णेन वामयेत् ।
जीर्णाजीर्णविशङ्कायां स्नेहस्योष्णोदकं पिबेत् ॥
तेनोद्गारो भवेच्छुद्धो भक्तं प्रति रुचिस्तथा ।
स्युः पच्यमाने तृड्दाहभ्रमसादारतिक्लमाः ॥
परिषिच्याद्भिरुष्णाभिर्जीर्णस्नेहं ततो नरम् ।
यवागूं पाययेच्चोष्णां कामं क्लिन्नाल्पतण्डुलाम् ॥
देयौ यूषरसौ वापि सुगन्धी स्नेहवर्जितौ ।
कृतौ वाल्पसर्पिष्कौ यवागूर्वा विधीयते ॥१९॥

## સ્નેહ યોગ્ય સમયે ન પચે અથવા મલબંધ કરીને પચે અથવા પચતાં-પચતાં તૃષા વગેરે ઉત્પન્ન કરે તો શું કરવું ?

જે માણસને ખોટા આહારવિહારથી અથવા ઘણાપણાથી સ્નેહ ન પચે અથવા કબજિયાત કરીને પચે, તે માણસને ઊના પાણીથી વમન કરાવવું.

જો સ્નેહના અપચાની શંકા રહેતી હોય, તો ઊનું પાણી પાવું ઊનું પાણી પાવાથી ચોખ્ખો ઓડકાર આવે અને અન્ન પર રુચિ થાય છે.

જો સ્નેહ પચતાં–પચતાં તરસ, દાહ, ભ્રમ, ગ્લાનિ તથા કલમ ઉત્પન્ન થાય, તો તે માણસના શરીર પર ઊના જળનું સિંચન કરવું અને સ્નેહ પચ્યા પછી ઊની તથા ખૂબ રંધાઈ ગયેલા થોડા ચોખાવાળી રાબ ઇચ્છા પ્રમાણે પાવી અથવા સ્નેહ વગર જ બનાવેલા કે

અત્યંત થોડું ઘી નાખીને બનાવેલા સુગંધી ઓસામણ અને રસ દેવા. ઓસામણ કે રસ ન આપતાં રાબ જ દેવી વધારે ઉત્તમ છે. ૧૯

पिबेत् त्र्यहं चतुरहं पञ्चाहं षडहं तथा ।
सप्तरात्रात्परं स्नेहः सात्म्यीभवति सेवितः ॥२०॥

**સ્નેહપાન કેટલા દિવસો સુધી કરાવવું ?**

ત્રણ, ચાર, પાંચ કે છ દિવસ સુધી સ્નેહ પાવો, પણ તેથી વધારે દિવસ સુધી પાવો નહિ; કેમ કે સેવન કરાતો સ્નેહ સાત રાત પછી માફક થાય છે. ૨૦

सुकुमारं कृशं वृद्धं शिशुं स्नेहद्विषं तथा ।
तृष्णार्त्तमुष्णकाले च सह भक्तेन पाययेत् ॥२१॥

**સુકુમાર વગેરેને તથા ઉષ્ણકાળમાં સ્નેહ અન્નની સાથે પાવો**

સુકુમાર, કૃશ, વૃદ્ધ, બાળક, સ્નેહનો દ્વેષી અને તરસથી પીડાયેલાને અન્નની સાથે સ્નેહ પાવો. ઉનાળામાં પણ અન્ન સાથે પાવો. ૨૧

पिप्पल्यो लवणं स्नेहाश्चत्वारो दधिमस्तुकः ।
पीतमैकध्यमेतद्धि सद्यःस्नेहनमुच्यते ॥
भृष्टमांसरसे स्निग्धा यवागूः सूपकल्पिता ।
सक्षौद्रा पीयमाना तु सद्यःस्नेहनमुच्यते ॥
सर्पिष्मती पयःसिद्धा यवागूः स्वल्पतण्डुला ।
सुखोष्णा सेव्यमाना तु सद्यःस्नेहनमुच्यते ॥
शर्कराचूर्णसंसृष्टे दोहनस्थे घृते तु गाम् ।
दुग्ध्वा क्षीरं पिबेद्रूक्षः सद्यःस्नेहनमुच्यते ॥
यवकोलकुलत्थानां क्वाथो भागत्रयान्वितः ।
पयोदधिसुराक्षीरघृतभागैः समन्वितः ॥
सिद्धमेतैर्घृतं पीतं सद्यःस्नेहनमुत्तमम् ।
राज्ञे राजसमेभ्यो वा देयमेतद्घृतोत्तमम् ॥२२॥

**સદ્યઃસ્નેહનનો પ્રયોગો**

પીપર, સિંધવ, ઘી, તેલ, ચરબી, મજ્જા અને દહીંની તરને એકઠાં કરી પાવામાં આવે, તો તે પ્રયોગ (જે દિવસે પીવામાં આવે તે દિવસે જ સ્નિગ્ધ કરે એવો) સદ્યઃસ્નેહન છે.

શેકેલા માંસના રસામાં સારી પેઠે પકવેલી સ્નિગ્ધ રાબ મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તે પ્રયોગ સદ્યઃસ્નેહન છે.

થોડા ચોખાવાળી, દૂધમાં પકવેલી અને ઘીવાળી રાબ સહેવાય તેવી ગરમ રાખી પાવામાં આવે, તો તે પ્રયોગ સદ્યઃસ્નેહન છે.

રૂક્ષ થયેલા માણસને જો દોહવાના વાસણમાં સાકરના ભૂરાથી મિશ્ર કરેલું ઘી નાખી, તેમાં ગાયને દોહી તે દૂધ પાવામાં આવે, તો તે પ્રયોગ સદ્યઃસ્નેહન છે.

જવ, બોર તથા કળથીના ક્વાથના ત્રણ ભાગ નાખી અને દૂધ, દહીં, સુરા તથા દૂધમાંથી કાઢેલા ઘીનો એકએક ભાગ નાખી તેઓમાં પકવેલું ઘી પાવામાં આવે, તો તે પ્રયોગ સદ્યઃસ્નેહન છે. આ ઉત્તમ ઘી રાજાઓને અથવા રાજાઓ જેવા માણસોને દેવા યોગ્ય છે. ૨૨

बलहीनेषु वृद्धेषु मृद्वग्निस्त्रीमहात्मसु ।
अल्पदोषेषु योज्याः स्युर्ये योगाः सम्यगीरिताः ॥२३॥

**સદ્યઃસ્નેહન પ્રયોગો કોના માટે ?**

બળનગરનાં, વૃદ્ધ, કોમળ જઠરાગ્નિવાળાં, સ્ત્રીઓ, મહાત્માઓ અને અલ્પ દોષવાળાં માણસોને ઉપર કહેલા સદ્યઃસ્નેહન પ્રયોગો દેવા. ૨૩

विवर्जयेत्स्नेहपानमजीर्णी चोदरी ज्वरी ॥
दुर्बलोऽरोचकी स्थूलो मूर्च्छार्त्तो मदपीडितः ।
छर्द्यर्दितः पिपासार्त्तः श्रान्तः पानक्लमान्वितः ॥
दत्तबस्तिर्विरिक्तश्च वान्तो यश्चापि मानवः ।
अकाले दुर्दिने चैव न च स्नेहं पिबेन्नरः ॥
अकाले च प्रसूता स्त्री स्नेहपानं विवर्जयेत् ।
स्नेहपानाद्भवन्त्येषां नृणां नानाविधा गदाः ॥
गदा वा कृच्छ्रतां यान्ति न सिध्यन्त्यथवा पुनः ।
गर्भाशये सरोषाः स्यू रक्तक्लेदमलास्ततः ॥
स्नेहं जह्यान्निषेवेत पाचनं रूक्षमेव च ।
दशरात्रात्ततः स्नेहं यथावदवचारयेत् ॥२४॥

**કોને તથા ક્યારે સ્નેહપાન ન કરાવવું ?**

અજીર્ણવાળો. ઉદરના રોગવાળો, જ્વ:-

વાળો દુર્બળ, અરોચકવાળો, જાડો, મૂર્છાનો દર્દી, મદ, વમન તથા તૃષાથી પીડાયેલો, થાકેલો, મદ્ય વગેરે પીવાથી નબળો, જેને પિચકારી આપવામાં આવી હોય, જેણે રેચ લીધો હોય અને જેણે વમનપ્રયોગથી વમન કર્યું હોય, એવા માણસોને સ્નેહપાન કરાવવું નહિ. યોગ્ય સમય વગર કે જે દિવસે વાદળાંઓ ઘનઘોર હોય તે દિવસે પણ સ્નેહપાન કરાવવું નહિ. જે સ્ત્રીને અકાળપ્રસવ એટલે કસુવાવડ થઈ હોય, તેને પણ સ્નેહપાન કરાવવું નહિ. એ માણસોને સ્નેહપાન કરાવાય તો તેઓને અનેક પ્રકારના રોગો થાય છે, અથવા જે રોગો હોય તે કષ્ટસાધ્ય કે અસાધ્ય થઈ જાય છે. જેને કસુવાવડ થયેલી હોય, તે સ્ત્રીને ગર્ભાશયમાં રુધિર, કફ અને મળ સ્નેહથી પ્રકુપિત થાય છે, માટે તે સ્ત્રીને દસ રાત સુધી સ્નેહ ન આપતાં રૂક્ષ પાચનનું જ સેવન કરાવવું અને દસ રાત વીત્યા પછી યોગ્ય રીતે સ્નેહનો ઉપયોગ કરાવવો. (આ વિષયમાં ઉદરરોગવાળાને સ્નેહપાનનો નિષેધ કર્યો છે અને આ સ્થાનના ૧૪મા અધ્યાયમાં ઉદરરોગવાળાને સ્નેહનમ્ રકાર આપવાનું કહ્યું છે, તેથી કયા ઉદરરોગવાળાને સ્નેહપાન કરાવવું અને કયાને નહિ? એ વિષે વિચારપૂર્વક વ્યવસ્થાની જરૂર રહે છે. ડલ્હન તો એમ કહે છે કે ફક્ત પરિસ્રાવ્યુદરવાળાને અને દકોદરવાળાને સ્નેહપાન કરાવવું નહિ, એવી આ નિષેધની વ્યવસ્થા છે.) ૨૪

पुरीष ग्रथित रूक्ष कृच्छ्रादन्न विपच्यते ।
उरो विदहते वायु कोष्ठादुपरि धावति ।
दुर्वर्णो दुर्बलश्चैव रूक्षो भवति मानव ॥२५॥

### સ્નેહને યોગ્ય રૂક્ષ કોને સમજવો?

જેને ઝાડો ગાંઠાવાળો તથા રૂક્ષ ઊતરતો હોય, અન્ન મહામહેનતે પચતું હોય, છાતીમાં દાહ થતો હોય, વાયુ કોઠાની ઉપર દોડ્યા કરતો હોય, વર્ણ બગડી ગયો હોય અને દુર્બળતા થઈ ગઈ હોય તેને રૂક્ષ સમજવો. ૨૫

सुस्निग्धा त्वग्विड्शैथिल्य दीप्तोऽग्निर्मृदुगात्रता ।
ग्लानि. सदनमङ्गानामधस्तात्स्नेहदर्शनम् ।
सम्यक्स्निग्धस्य लिङ्गानि स्नेहद्वेषस्तथैव च ॥२६

### સ્નેહન બરાબર થયાનાં લક્ષણો

સારી રીતે સુંવાળી ચામડી, ઢીલો દસ્ત, પ્રદીપ્ત જઠરાગ્નિ, કોમળ ગાત્રો, અંગોમાં ગ્લાનિ તથા કળતર, વિષ્ટામાં સ્નેહનું દેખાવું અને સ્નેહ ઉપર અરુચિ, એટલાં સ્નેહન બરાબર થયાનાં લક્ષણો છે, અર્થાત્ એ લક્ષણો દેખાય ત્યારે સમજવું, કે જેવું જોઈએ તેવું બરાબર સ્નેહન થયું છે. ૨૬

भक्तद्वेषो मुखस्रावो गुददाह' प्रवाहिका ।
पुरीषातिप्रवृत्तिश्च भृशस्निग्धस्य लक्षणम् ॥२७॥

### સ્નેહનનો અતિયોગ થયાનાં લક્ષણો

અન્ન ઉપર અરુચિ, મોઢામાંથી લાળનો સ્રાવ, ગુદામાં બળતરા, પ્રવાહિકા[1] અને દસ્તની અત્યંત પ્રવૃત્તિ થાય તો જાણવું કે સ્નેહનનો અતિયોગ થયો છે. ૨૭

रूक्षस्य स्नेहन स्नेहैरतिस्निग्धस्य रूक्षणम् ।
श्यामाककोरदूषान्नतक्रपिण्याकसक्तुभि ॥२८॥

### રૂક્ષ અને અતિસ્નિગ્ધની ચિકિત્સા

જે માણસ રૂક્ષ હોય, તેને સ્નેહોની યોજનાઓથી સ્નિગ્ધ કરવો અને જે માણસ અતિસ્નિગ્ધ હોય તેને સામો, કોદરા, છાશ, ખોળ અને સાથવાની યોજનાથી રૂક્ષ કરવો. ૨૮

दीप्तान्तरग्नि परिशुद्धकोष्ठ
प्रत्यग्रधातुर्बलवर्णयुक्त' ।
दृढेन्द्रियो मन्दजरः शतायुः
स्नेहोपयोगी पुरुषो भवेत् ॥ २९ ॥

---

૧ જ્યારે અ[illegible] ઝાડું મૂકવાનું જોર કરવામાં આવે ત્યારે [illegible] વિટથી [illegible] વારંવાર [illegible] તે પ્રવાહિકા કહેવાય છે

**સ્વસ્થ દશામાં સ્નેહના ઉપયોગનાં ફળો**

સ્નેહોનો ઉપયોગ કરનારો માણસ પ્રદીપ્ત જઠરાગ્નિવાળો, શુદ્ધ કોઠાવાળો, નવીન ધાતુઓવાળો, બળવાન, સારા વર્ણવાળો, દૃઢ ઇંદ્રિયોવાળો, થોડી વૃદ્ધાવસ્થાવાળો અને સો વર્ષનાં આયુષ્યવાળો થાય છે. ૨૯

स्नेहो हितो दुर्बलवह्निदेह-
सन्धुक्षणे व्याधिनिपीडितस्य ।
वलान्वितौ भोजनदोषजातैः
प्रमर्दितुं तौ सहसा न साध्यौ ॥ ३० ॥

**સ્નેહનથી જઠરાગ્નિ તથા શરીરબળને લાભ**

રોગી માણસના નિર્બળ થયેલા જઠરાગ્નિ અને શરીરને બળ આપવામાં સ્નેહ ઉપયોગી છે; કેમ કે જઠરાગ્નિ અને શરીર સ્નેહના ઉપયોગથી બળ પામ્યાં હોય, તો તેઓને દુષ્ટ ભોજનો કે દોષો એકદમ હરકત કરી શકતાં નથી. ૩૦

## અધ્યાય ૩૨મો

अथातः स्वेदावचारणीयं चिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'સ્વેદાવચારણીયચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

चतुर्विधः स्वेदस्तद्यथा—तापस्वेद ऊष्मस्वेद उपनाहस्वेदो द्रवस्वेद इति । अत्र सर्वस्वेदविकल्पावरोधः ॥ २ ॥

**સ્વેદના ચાર ભેદ**

તાપસ્વેદ, ઉષ્મસ્વેદ, ઉપનાહસ્વેદ અને દ્રવસ્વેદ એ રીતે સ્વેદના ચાર ભેદ છે. એ ચાર ભેદોમાં સ્વેદના સઘળા પ્રકારોનો સમાવેશ થાય છે. ૨

तत्र तापस्वेदः पाणिकांस्यकन्दुकपालवालुकावस्त्रैः प्रयुज्यते, शयानस्य चाङ्गतापो बहुशः खादिराङ्गारैरिति ॥ ३ ॥

**તાપસ્વેદ**

હાથ, કાંસું, કડાઈ, ઠીકરું, રેતી કે વસ્ત્ર વડે શેક કરવામાં આવે તે તાપસ્વેદ કહેવાય છે. માણસને ખાટલા વગેરેમાં સુવાડી નીચે ખેરના ઘણા અંગારાઓ નાખી તેઓનો શેક દેવામાં આવે, તે પણ તાપસ્વેદ કહેવાય છે. ૩

ऊष्मस्वेदस्तु कपालपाषाणेष्टकालोहपिण्डानग्निवर्णानद्भिरासिच्य्वेदम्लद्रव्यैर्वा, तैरार्द्ररलक्तपरिवेष्टितमङ्गप्रदेशं स्वेदयेत् । मांसरसपयोदधिधान्याम्लवातहरपत्रभङ्गक्वाथपूर्णां वा कुम्भीमनुतप्तां प्रावृत्योष्माणं गृह्णीयात् । पार्श्वच्छिद्रेण वा कुम्भेनाधोमुखेन तस्या मुखमपिधाय तस्मिंश्छिद्रे हस्तिशुण्डाकारां नाडीं प्रणिधाय तं स्वेदयेत् ॥ सुखोपविष्टं स्वभ्यक्तं गुरुप्रावरणावृतम् । हस्तिशुण्डिकया नाड्या स्वेदयेद्वातरोगिणम् ॥ सुखा सर्वाङ्गगा ह्येषा न च क्लिश्नाति मानवम् । व्यामार्द्धमात्रा त्रिर्वक्रा हस्तिहस्तसमाकृतिः ॥ स्वेदनार्थे हिता नाडी कैलिञ्जी हस्तिशुण्डिका । पुरुषायाममात्रां च भूमिमुत्कीर्य खादिरैः ॥ काष्ठैर्दग्ध्वा तथाभ्युक्ष्य क्षीरधान्याम्लवारिभिः । पत्रभङ्गैरवच्छाद्य शयानं स्वेदयेत्ततः ॥ पूर्ववत्स्वेदयेद्दग्ध्वा भस्मापोह्यापि वा शिलाम् । पूर्ववत् कुटीं वा चतुर्द्वारां कृत्वा तस्यामुपविष्टस्यान्तश्चतुर्द्वारेऽङ्गारानुपसन्धाय तं स्वेदयेत् । धान्यानि वा सम्यगुपस्वेद्यास्तीर्य क्लिञ्जेऽन्यस्मिन्वा तत्प्रतिरूपके शयानं प्रावृत्य स्वेदयेत् । एवं पांशुगोशकृत्तुषबुसपलालोष्मभिः स्वेदयेत् ॥ ४ ॥

**ઉષ્મસ્વેદ**

ઠીકરું, પથરો, ઈંટ કે લોઢાના ગોળાને અગ્નિથી તપાવી, લાલચોળ કરી, પછી કાંજી

[1] શેક તથા બાફ દેવા વગેરે ચિકિત્સાના નિરૂપણવિષયનો.

વગેરે ખાટા પ્રવાહી અથવા જળથી ભીંજવી તેઓ વડે, રોગીના અંગપ્રદેશ ઉપર ભીનો ધાબળો વીંટીને તે પ્રદેશ ઉપર શેક કરવો, એ ઉષ્મસ્વેદ કહેવાય છે

ઉકાળેલ માંસનો રસો, દૂધ, દહીં, ધાન્યામ્લ[1] કે વાયુને હરનારા એરંડા વગેરેનાં પાંદડાંનો ક્વાથના કોઈ પ્રવાહીથી ભરેલી ધગધગતી હાંડલીને રોગી પાસે મૂકી તે હાંડલી તથા રોગીને ચોફાળ કે ગોદડાં વગેરેથી ઢાંકી દઈ તે હાંડલીમાંથી રોગીને જે બાફ લેવડાવવામાં આવે, તે પણ **ઉષ્મસ્વેદ** કહેવાય છે (આ સ્વેદને ઉષ્મસ્વેદના ભેદરૂપ કુંભીસ્વેદ કહે છે )

એવી જ રીતે ઊના પ્રવાહીથી ભરેલી ધગધગતી હાંડલીના મોઢા ઉપર જેના પડખામાં છિદ્ર કર્યું હોય એવો બીજો ઊંધો ઘડો ઢાંકી તે ઘડાના છિદ્રમાં હાથીની સૂંઢ જેવી નળી નાખી, તે નળીથી બાફ દેવામાં આવે, તે પણ **ઉષ્મસ્વેદ** કહેવાય છે વાયુના રોગવાળા દરદીને સારી રીતે બેસાડી, તેના શરીર પર સારી પેઠે અભ્યંગ કરી, સઘળા શરીર પર ચોફાળ વગેરે વસ્ત્ર ઓઢાડી દઈ, હાથીની સૂંઢ જેવી એ નળી અંદર આપીને તેની બાફ લેવડાવવી આ નળી સુખકારી રીતે સર્વ અંગોમાં બાફ આપે છે અને દરદીને ગભરાવતી નથી અરધી વામ જેટલી લાંબી, બાફના વેગનો વિઘાત કરવા માટે ત્રણ ઠેકાણે વાંકી વાળેલી, હાથીની સૂંઢના જેવી આકૃતિવાળી અને વાંસ વગેરે દ્રવ્યોથી બનાવેલી આ નળી સ્વેદનના કામમાં હિતકારી છે (આ સ્વેદને ઉષ્મસ્વેદના ભેદરૂપ **નાડીસ્વેદ** કહે છે )

ધરતીમાં સાડાત્રણ અથવા ચાર હાથ લાંબો ખાડો ખોદી, તેમાં ખેરના લાકડાં બાળી, પછી અગ્નિને બહાર કાઢી લઈ, ખાડામાં દૂધ, ધાન્યામ્લ કે જળ છાંટી, તેમાં વાયુને હરનારા એરંડા વગેરેનાં પાંદડાં પાથરી, તે ઉપર રોગીને સુવડાવી, ઉપર જાડું વસ્ત્ર ઓઢાડી દેવું આ રીતે ખાડાની બાફ લેવડાવવામાં આવે, તે પણ ઉષ્મસ્વેદ કહેવાય છે. (આ સ્વેદને ઉષ્મસ્વેદના ભેદરૂપ **ભૂસ્વેદ** કહે છે )

મોટી શિલા ઉપર ખેરનાં લાકડાં બાળી, પછી ભસ્મને કાઢી નાખી, ઉપર દૂધ, ધાન્યામ્લ કે જળ છાંટી, એરંડા વગેરેનાં પાંદડાં બિછાવી, તે શિલા ઉપર રોગીને સુવડાવી, ઉપર જાડું વસ્ત્ર ઓઢાડીને શિલાની બાફ લેવડાવવી, એ પણ **ઉષ્મસ્વેદ** કહેવાય છે ( આ સ્વેદને ઉષ્મસ્વેદના ભેદરૂપ **અશ્મસ્વેદ** કહે છે )

ચાર દ્વારવાળી કોટડી કરાવી, ચાર દ્વારોની અંદર શગડીઓ વગેરેમાં ધુમાડા વગરના અંગારા મૂકી, રોગીને કોટડીમાં સારી રીતે બેસાડી, તેઓની વરાળ લેવડાવવી, એ પણ ઉષ્મસ્વેદ કહેવાય છે. (આ સ્વેદને ઉષ્મસ્વેદના ભેદરૂપ **કુટીસ્વેદ** કહે છે.)

અડદ વગેરે ધાન્યોને સારી પેઠે બાફી તેઓને વાંસ વગેરેના અથવા તેવા જ બીજા કોઈ લાંબા પાત્રમાં પાથરી, તે ઉપર ઓછાડ બિછાવી, તે ઉપર રોગીને સુવડાવી, માથે ચોફાળ વગેરે નાખીને બાફ લેવડાવવી, એ પણ ઉષ્મસ્વેદ કહેવાય છે (આ સ્વેદને ઉષ્મસ્વેદના ભેદરૂપ **સંસ્તરસ્વેદ** કહે છે )

એવી જ રીતે ધૂળ, ગાયનું છાણ, ફોતરાં, ભુસા અને પલાલની બાફો લેવડાવવી, એ પણ ઉષ્મસ્વેદ કહેવાય છે ૪

उपनाहस्वेदस्तु वातहरमूलकल्कैरम्लपिष्टैर्लवणप्रगाढै. सुस्निग्धैः सुखोष्णै. प्रदिह्य स्वेदयेत् । एवं काकोल्यादिभिरेलादिभिः सुरसादिभिस्तिलातसीसर्षपकल्कै कृशरापायसोत्कारिकाभिर्वेशवारैः शाल्वणैर्वा तनुवस्त्रावनद्धैः स्वेदयेत् ॥ ५

ઉપનાહસ્વેદ

વાયુને હરનારાં એરંડા વગેરેનાં મૂળોને

૧ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયનો ૧૯૧મો વિષય જુઓ.

કાંજી અથવા છાસ વગેરે ખાટા રસોમાં વાટી, તે કલ્કોમાં સારી પેઠે સેંધવ નાખી, ઘી તથા માંસના રસા વગેરેથી તે કલ્કોને સારી પેઠે સ્નિગ્ધ કરી, સહેવાય તેવા ગરમ કરી, રોગીના અંગ ઉપર યોગ્ય રીતે લગાવી, ઝીણા વસ્ત્રના પાટાથી બાંધીને શેક દેવો, એ **ઉપનાહસ્વેદ** કહેવાય છે.

એવી જ રીતે કાકોલ્યાદિ ગણના, સુરસાદિ ગણના, તથા તલ, અળસી અને સરસવના કલ્કોને, ખીચડીઓ, દૂધપાકો, લાપસીઓ, વેશવારોને કે આ સ્થાનના ચોથા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલાં શાલ્વણ દ્રવ્યોને યોગ્ય રીતે અંગોની ઉપર લગાવી ઝીણા વસ્ત્રના પાટાથી બાંધીને શેક દેવા, એ પણ **ઉપનાહસ્વેદો** કહેવાય છે. ૫

द्रवस्वेदस्तु कोष्णवातहरद्रव्यक्काथपूर्णे कटाहे द्रोण्यां वाऽवगाह्य स्वेदयेत् । एवं पयोमांसरसयूषतैलधान्याम्लघृतवसामूत्रेष्ववगाहयेत सुखोष्णैश्च कषायैः परिषिञ्चेदिति ॥ ६ ॥

### દ્રવસ્વેદ

કડાયા અથવા કોઠીમાં વાયુને હરનારાં દ્રવ્યોનો સહેવાય તેવો ઊનો ક્વાથ ભરી તેમાં રોગીને સારી રીતે પેસાડીને સ્વેદિત કરવો, એ **દ્રવસ્વેદ** કહેવાય છે.

એવી જ રીતે કડાયા અથવા કોઠીમાં સહેવાય તેવાં ઊનાં દૂધ, માંસનો રસો, ઓસામણ, તેલ, ધાન્યામ્લ, ઘી, ચરબી કે મૂત્ર ભરી તેમાં રોગીને બેસાડવો અને ઉપર સહેવાય તેવા ઊના ક્વાથોનું સિંચન કરવું, એ પણ **દ્રવસ્વેદો** કહેવાય છે. ૬

तत्र तापोष्मस्वेदौ विशेषतः श्लेष्मघ्नौ । उपनाहस्वेदो वातघ्नः । अन्यतरस्मिन् पित्तसंसृष्टे द्रवस्वेद इति ॥ ७

### ચાર પ્રકારના સ્વેદોના જુદાજુદા ગુણો

તાપસ્વેદ અને ઉષ્મસ્વેદ વિશેષે કરી કફનો નાશ કરે છે, ઉપનાહસ્વેદ વિશેષે કરી વાયુનો નાશ કરે છે અને દ્રવસ્વેદ પિત્તથી મિશ્ર થયેલા કફનો નાશ કરે છે તથા પિત્તથી મિશ્ર થયેલા વાયુનો પણ નાશ કરે છે. ૭

कफमेदोऽन्विते वायौ निवातातपगुरुप्रावरणनियुद्धाध्वव्यायामभारहरणामर्षैः स्वेदमुत्पादयेदिति ॥

### કફ તથા મેદના મિશ્ર વાયુ ઉપર અગ્નિવગરનો સ્વેદ

કફ તથા મેદથી વાયુ મિશ્ર થયો હોય, તો (ઉરસ્તંભાદિક રોગ હોય) તો પવનવગરની જગ્યામાં નિવાસ કરાવવાથી, તડકાથી, જાડાં વસ્ત્રો ધરાવવાથી, મલ્લયુદ્ધ કરાવવાથી, પંથ કરાવવાથી, કસરત કરાવવાથી, ભાર ઉપડાવવાથી અને ક્રોધ ઉત્પન્ન કરાવવાથી સ્વેદ ઉત્પન્ન કરવો. ૮

भवन्ति चात्र ॥
चतुर्विधो योऽभिहितो द्विधा स्वेदः प्रयुज्यते ।
सर्वस्मिन्नेव देहे तु देहस्यावयवे तथा ॥ ९ ॥

### શરીરમાં સ્વેદનો બે પ્રકારે પ્રયોગ

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'ઉપર જે ચાર પ્રકારનો સ્વેદ કહ્યો, તેનો સઘળા શરીરમાં અને શરીરના અવયવમાં, એ રીતે બે પ્રકારે પ્રયોગ થાય છે. ૯

येषां नस्यं विधातव्यं बस्तिश्चैव हि देहिनाम् ।
शोधनीयाश्च ये केचित्पूर्वं स्वेद्यास्तु ते मताः ॥
पश्चात्स्वेद्या हृते शल्ये मूढगर्भानुपद्रवा ।
सम्यक्प्रजाता काले या पश्चात्स्वेद्या विजानता ॥
स्वेद्यः पूर्वं च पश्चाच्च भगन्दर्यर्शसस्तथा ।
अश्मर्या चातुरो जन्तुः शेषाञ्छास्त्रे प्रचक्ष्महे ॥१०॥

### પહેલાં, પછી અને પહેલાં પછી સ્વેદન કોને

જે માણસોને નસ્ય દેવાનું હોય, પીચકારી દેવાની હોય કે વમનવિરેચનાદિક શોધન દેવાનું હોય, તે માણસોને પ્રથમ સ્વેદન દેવું;

જે માણસનું શલ્ય કાઢ્યું હોય, તે

માણસ, મૂઢગર્ભવાળી છતાં ઉપદ્રવો વગરની સ્ત્રી અને જેને સમયસર પ્રસવ થયો હોય, તે સ્ત્રીને સમજુ વૈદ્યે પાછળથી સ્વેદન દેવું.

ભગંદરવાળો, અરશવાળો અને પથરીવાળા ને પ્રથમ અને પાછળથી પણ સ્વેદન દેવું. બાકી પણ કોને કયા સમયે સ્વેદન દેવું, એ વિષે તે તે પ્રકરણોમાં કહ્યું છે, તે ઉપરથી જાણી લેવું.

नानभ्यक्ते नापि चास्निग्धदेहे
स्वेदो योज्यः स्वेदविद्भिः कथंचित् ।
दृष्टं लोके काष्ठमस्निग्धमाशु
गच्छेद्भङ्गं स्वेदयोगैर्गृहीतम् ॥ ११ ॥

### અભ્યંગ અને સ્નેહન પછી જ સ્વેદન

જે માણસના શરીરને અભ્યંગ કે સ્નેહન ન કર્યું હોય, તે માણસને પ્રવીણ વૈદ્યોએ કદી સ્વેદન દેવું નહિ લોકમાં જોવામાં આવે છે, કે કાષ્ઠને પણ જો સ્નિગ્ધ કર્યા વગર જ સ્વેદનના યોગો દેવામાં આવે, તો તે કાષ્ઠ તુરત ભાંગી જાય છે. (આમવાળા વ્યાધિઓમાં આ નિયમ લાગુ પાડવો નહિ.) ૧૧

अग्नेर्दीप्तिं मार्दवं त्वक्प्रसादं
भक्तश्रद्धां स्रोतसां निर्मलत्वम् ।
कुर्यात्स्वेदो हन्ति निद्रां सतन्द्रां
सन्धीन्स्तब्धांश्चेष्टयेदाशु युक्तः ॥ १२ ॥

### સંશમનીય સ્વેદના ગુણો

યોજવામાં આવેલો સ્વેદ તુરત અગ્નિને દીપ્ત કરે છે, શરીરમાં કોમળતા કરે છે, ચામડીને સ્વચ્છ કરે છે, અન્ન ઉપર રુચિ ઉપજાવે છે, સ્રોતોને નિર્મળ કરે છે, નિદ્રા તથા તંદ્રાને હણે છે અને સ્તબ્ધ (અક્કડ) થઈ ગયેલા સાંધાઓને છૂટા કરી ચેષ્ટાવાળા કરે છે. ૧૨

स्नेहक्लिन्ना धातुसंस्थाश्च दोषाः
स्वस्थानस्था ये च मार्गेषु लीनाः ।
सम्यक्स्वेदैर्योजितैस्ते द्रवत्वं
प्राप्ताः कोष्ठं यान्ति देहादशेषात् ॥ १३ ॥

### શોધનના અંગરૂપ સ્વેદના ગુણો

જે દોષો પોતાનાં સ્થાનકોમાં, ધાતુઓમાં કે સ્રોતોમાં લીન થઈને રહ્યા હોય, તે દોષોને સ્નેહોની યોજનાઓથી આર્દ્ર કરીને પછી યોગ્ય રીતે સ્વેદોની યોજના આપવાથી દ્રવરૂપ કરવામાં આવે છે. પ્રવાહીરૂપ થઈ ને તેઓ સંશોધનના બળને લીધે સઘળા શરીરમાંથી કોઠામાં પ્રાપ્ત થાય છે અને પછી સંશોધનના બળને લીધે જ બહાર નીકળે છે. ૧૩

स्वेदास्रावो व्याधिहानिर्लघुत्वं
शीतार्थित्वं मार्दवं चातुरस्य ।
सम्यक् स्विन्ने लक्षणं प्राहुरेत-
न्मिथ्या स्विन्ने व्यत्ययेनैतदेव ॥
स्विन्नेऽत्यर्थं सन्धिपीडा विदाहः
स्फोटोत्पत्तिः पित्तरक्तप्रकोपः ।
मूर्च्छा भ्रान्तिर्दाहतृष्णे क्लमश्च
कुर्यात्तूर्णं तत्र शीतं विधानम् ॥ १४ ॥

### સ્વેદનના સમ્યગ્, મિથ્યા ને અતિયોગનાં લક્ષણો; મિથ્યા ને અતિયોગની ચિકિત્સા

સ્વેદન બરાબર થયું હોય, તો રોગીને પસીનાનો સારી પેઠે સ્રાવ થાય છે, વ્યાધિ ઓછો થઈ જાય છે, શરીર હલકું થાય છે, શીતની ઇચ્છા થાય છે અને શરીર કોમળ થાય છે. સ્વેદન બરાબર થયું ન હોય, તો પસીનાનો સ્રાવ થતો નથી, વ્યાધિ વૃદ્ધિ પામે છે, શરીર ભારે થાય છે, ગરમીની ઇચ્છા થાય છે અને શરીર કઠણ થાય છે. સ્વેદન વધારે થયું હોય, તો સાંધાઓમાં પીડા, અન્નાદિકનો ખાટો પાક, ફોડલાઓ, પિત્ત તથા રુધિરનો પ્રકોપ, મૂર્છા, ભ્રમ, બળતરા થાય, તરસ બહુ લાગે અને ક્લમ (શારીરસ્થાનના ચોથા અધ્યાયનો ૨૩મો વિષય જુઓ.) થાય છે. સ્વેદન વધારે કે બરાબર ન થયેલ હોય, તો તુરત જ શીતળ

ચિકિત્સા કરવી. ૧૪

पाण्डुर्मेही पित्तरक्ती क्षयार्त्तः
क्षामोऽजीर्णी चोदरार्त्तो विषार्त्तः ।
तृट्छर्द्यार्त्तो गर्भिणी पीतमद्यो
नैते स्वेद्या यश्च मर्त्योऽतिसारी ॥
स्वेदादेषां यान्ति देहा विनाशं
वासाध्यत्वं यान्ति चैषां विकाराः ॥१५॥

### કયા રોગીઓને સ્વેદન દેવું નહિ ?

પાંડુરોગવાળો, પ્રમેહવાળો, રક્તપિત્તવાળો, કૃશ, અજીર્ણવાળો, ઉદરરોગી, ક્ષય, વિષ, તરસ, તથા ઊલટીથી પીડાયેલો, ગર્ભિણી, જેણે મદ્યપાન કરેલ હોય તે અને અતિસારવાળાને સ્વેદન દેવું નહિ. તેઓને સ્વેદન દેવાથી તેઓના વિકારો અસાધ્ય થઈ જાય છે; અથવા શરીરો નાશ પામે છે. (અહીં ઉદરરોગવાળાને સ્વેદનનો નિષેધ કર્યો છે અને આ સ્થાનના ૧૪મા અધ્યાયમાં ઉદરરોગોની ચિકિત્સામાં સ્નેહન તથા સ્વેદન કરવાં એમ કહ્યું છે; તેથી ડલ્લન વ્યવસ્થા આપે છે, કે પરિસ્રાવ્યુદર અને દકોદરમાં સ્વેદનનો આ નિષેધ છે.) ૧૫

एतेषां स्वेदसाध्या ये व्याधयस्तेषु बुद्धिमान् ।
मृदून्स्वेदान्प्रयुञ्जीत तथा हृन्मुष्कदृष्टिषु ॥१६॥

### કોમળ સ્વેદોની યોજના

ઉપર જેઓને સ્વેદન કરવાનો નિષેધ કર્યો છે, તેઓના કોઈ રોગો સ્વેદનથી જ મટે એમ જણાય, તો બુદ્ધિમાન વૈદ્યે તે રોગો ઉપર કોમળ સ્વેદોની યોજના કરવી. કોઈનાં પણ હૃદય, વૃષણો કે દૃષ્ટિ ઉપર સ્વેદન કરવાની જરૂર જણાય, તો કોમળ સ્વેદોની જ યોજના કરવી. ૧૬

सर्वान्स्वेदान्निवाते च जीर्णान्नस्यावचारयेत् ।
स्नेहाभ्यक्तशरीरस्य शीतैराच्छाद्य चक्षुषी ॥
स्विद्यमानस्य च मुहुर्हृदयं शीतलैः स्पृशेत् ।
सम्यक् स्विन्नं विमृदितं स्नातमुष्णाम्बुभिः शनैः ॥
स्वभ्यक्तं प्रावृताङ्गं च निवातशरणस्थितम् ।
भोजयेदनभिष्यन्दि सर्वं चाचारमादिशेत् ॥१७॥

### સ્વેદો ક્યાં દેવા ? અને તેના ઉપચારો

સઘળા સ્વેદો પવનવગરની જગ્યામાં દેવા અને ખાધેલું અન્ન પચ્યા પછી દેવા. પ્રથમ સ્નેહથી શરીર પર અભ્યંગ કરી શીતળ વસ્ત્રો વગેરેથી નેત્રો ઢાંકીને સ્વેદ દેવો અને સ્વેદ દેવાતો હોય, તે સમયે પણ રોગીના હૃદય પર શીતળ પદાર્થોનો સ્પર્શ વારંવાર આપ્યા કરવો. યોગ્ય રીતનું સ્વેદન દેવાઈ રહે, ત્યારે રોગીના શરીરને ચોળીને ધીરેધીરે ઊના પાણીથી સ્નાન કરાવવું. પછી વૈદ્યે અભ્યંગ કરી વસ્ત્રાદિકથી અંગોને ઢંકાવી પવનવગરની જગ્યામાં બેસાડી અભિષ્યંદને ઉત્પન્ન ન કરે એવું અન્ન જમાડવું અને સઘળો યોગ્ય આહાર-વિહાર બતાવી દેવો. (રસનું વહન કરનારી શિરાઓ ચીકાશથી તથા ભારેપણાથી રોકાઈ જતાં શરીર ભારે થઈ જાય, એ અભિષ્યંદ કહેવાય છે.) ૧૭

## અધ્યાય ૩૩ મો

अथातो वमनविरेचनसाध्योपद्रवचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વમનવિરેચન-સાધ્યોપદ્રવચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

दोषाः क्षीणा बृंहयितव्याः, कुपिताः प्रशमयितव्या, वृद्धा निर्हर्त्तव्याः, समाः परिपाल्या इति सिद्धान्तः । प्राधान्येन वमनविरेचने वर्त्तेते निर्हरणे दोषाणाम् । तस्मात् तयोर्विधानमुच्यमानमुपधारय ॥२॥

### વમન તથા વિરેચનનું વિધાન

ક્ષીણ થયેલા દોષોને વધારવા, કુપિત

---

૧ જે રોગો કે ઉપદ્રવો વમન તથા વિરેચનથી મટાડી શકાય એવા હોય, તેઓ ઉપર વમન તથા વિરેચનરૂપ ચિકિત્સાનો વિધિ.

થયેલા દોષોને શાંત કરવા, વૃદ્ધિ પામેલા દોષોને શરીરમાંથી કાઢવા અને સમસ્થિતિમાં રહેલા દોષોનું પરિપાલન કરવું, એ વૈદ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે દોષોને શરીરમાંથી બહાર કાઢવાના કામમાં વમન અને વિરેચન મુખ્ય છે, માટે વમનનું વિધાન કહું છું તે સાંભળો ૨

अथातुरं स्निग्धं स्विन्नमभिष्यन्दिभिराहारैरनव बद्धदोषमवलोक्य श्वो वमनं पाययितास्मीति सम्भोजयेत् तीक्ष्णाग्निं बलवन्तं बहुदोषं महाव्याधिपरीतं वमनसात्म्यं च ॥ ३ ॥

## વમન કરાવ્યા પહેલાનું કર્મ

રોગીને યોગ્ય રીતે સ્નિગ્ધ, સ્વેદિત થયેલો અને જેના દોષો અભિષ્યંદી આહારોથી પ્રચલિત થયા હોય, એવો જોઈ આને આવતી કાલે વમન આપીશું એમ નક્કી કરી આગલે દિવસે તીક્ષ્ણ અગ્નિવાળા, બળવાન મોટા વ્યાધિથી ઘેરાયેલા અને વમન જેને માફક હોય એવા રોગીને અભિષ્યંદી (કફનો ઉત્કલેશ કરનારા) આહારો જમાડવા ૩

भवति चात्र ॥

पेशलैर्विविधैरन्नैर्दोषानुत्क्लेश्य देहिनः ।
स्निग्धस्विन्नाय वमनं दत्तं सम्यक्प्रवर्त्तते ॥४॥

## વમન દીધા પહેલા કેવા આહાર દેવા ?

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'રોગીને સ્નેહન તથા સ્વેદન આપ્યા પછી વિવિધ પ્રકારના મીઠા અન્નોથી (અભિષ્યંદી આહારોથી) તેના કફને ઉત્ક્લિષ્ટ (સ્થાનથી પ્રચલિત) કરીને પછી વમન દેવામાં આવે, તો તે વમન સારી રીતે કામ કરે છે' ૪

अथापरेद्युः पूर्वाह्णे साधारणे काले वमनद्रव्यकषायकल्कचूर्णस्नेहानामन्यतमस्य मात्रां पाययित्वा वामयेत् । यथायोगं कोष्ठविशेषमवेक्ष्यासात्म्यबीभत्सदुर्गन्धदुर्दर्शनानि च वमनानि विदध्यात् । अतो विपरीतानि विरेचनानि ॥ ५ ॥

પછી બીજે દિવસે શીતોષ્ણકાળમાં સવારમાં વમન દ્રવ્યોના ક્વાથ, કલ્ક, ચૂર્ણ કે સ્નેહની માત્રા પાઈને વમન કરાવવું યોગને અનુસરી તથા રોગીના કોઠાને મૃદુ, મધ્યમ તથા કઠણ જોઈ વમનનાં દ્રવ્યો એવાં ગોઠવવાં કે જેઓ અસાત્મ્ય, સૂગામણાં, દુર્ગંધવાળાં તથા ખરાબ દેખાવવાળાં હોય વિરેચનના દ્રવ્યો ગોઠવવાં હોય, ત્યારે તો સાત્મ્ય, રુચિકારક, સુગંધવાળાં તથા સારા દેખાવવાળાં ગોઠવવાં ૫

तत्र सुकुमारं कृशं बालं वृद्धं भीरुं वा वमनसाध्येषु विकारेषु क्षीरदधितक्रयवागूनामन्यतममाकण्ठं पाययेत् ॥ ६ ॥

## સુકુમાર વગેરે માણસોને વમન કેવું દેવું ?

જે માણસ સુકુમાર, કૃશ, બાળક, વૃદ્ધ કે બીકણ હોય, તેનો રોગ જો વમનથી ટળે એવો જણાય, તો તે માણસને વમનદ્રવ્યોથી પકવેલાં દૂધ, દહીં, છાશ કે રાબમાંથી કોઈ એક દ્રવ્ય ગળા સુધી પાવું (વાગ્ભટ કહે છે વૃદ્ધ કે બાળક વગેરેને રોગ અનુસાર મધ, દૂધ, શેરડીનો રસ કે માંસનો રસો ગળા સુધી પાઈને પછી યોગ્યતા પ્રમાણે વમનદ્રવ્યની માત્રા પાવી ) ૬

पीतौषधं च पाणिभिरग्नितप्तैः प्रताप्यमानं मुहूर्तमुपेक्षेत । तस्य च स्वेदप्रादुर्भावेण शिथिलतामापन्नं स्वेभ्यः स्थानेभ्यः प्रचलितं कुक्षिमनुसृतं जानीयात्ततः प्रवृत्तहल्लासं ज्ञात्वा जानुमात्रासनोपविष्टमार्द्रैर्ललाटे पृष्ठे पार्श्वयोः कण्ठे च पाणिभिः सुपरिगृहीतमङ्गुलीगन्धर्वहस्तोत्पलनालानामन्यतमेन कण्ठमभिस्पृशन्तं वामयेत्तावद्यावत्सम्यग्वान्तलिङ्गानीति ॥ ७ ॥

## વમનદ્રવ્યની માત્રા પાયા પછી શું કરવું ?

રોગી ઔષધ પી જાય ત્યાર પછી ગરમ હાથ કરી તેના શરીરને શેકયા કરવું અને થોડીવાર સુધી રોગીને એમ ને એમ રહેવા દેવો

જ્યારે રોગીને પસીનો આવવા લાગે, ત્યારે જાણવું કે એનો દોષ શિથિલ થઈ પોતાના

સ્થાનોથી પ્રચલિત થઈને પેટમાં આવી ચૂક્યો છે.

જ્યારે મોળ આવતી જાણવામાં આવે, ત્યારે રોગીને ગોઠણ જેટલા ઊંચા આસન પર બેસાડવો, એના સ્નેહી લોકોના હાથે તેનાં લલાટ, પીઠ, પાસાં તથા કંઠને યોગ્ય રીતે પકડાવવાં અને રોગીના હાથથી જ તેના ગળામાં આંગળી, એરંડાની ડાંડલી કે કમળનું નાળ, એમાંના એક વડે સ્પર્શ કરાવતાંકરાવતાં વમન કરાવવું, તે ત્યાં સુધી કે જ્યાં સુધી વમન બરાબર થયાનાં ચિહ્નો જોવામાં આવે. ૭

भवतश्चात्र ॥

कफप्रसेकं हृदयाविशुद्धिं

कण्डूं च दुश्छर्दितलिङ्गमाहुः ।

पित्तातियोगं च विसंज्ञतां च

हृत्कण्ठपीडामपि चातिवान्ते ॥

पित्ते कफस्यानुसुखं प्रवृत्ते

शुद्धेषु हृत्कण्ठशिरःसु चापि ।

लघौ च देहे कफसंस्रवे च

स्थिते सुवान्तं पुरुषं व्यवस्येत् ॥ ८ ॥

### વમનના મિથ્યાયોગનાં, અતિયોગનાં અને સમ્યગ્યોગનાં લક્ષણો

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'વમન કર્યા પછી જો કફનો સ્રાવ થતો હોય, હૃદય ચોખ્ખું ન થયું હોય અને ખરજ આવ્યા કરતી હોય, તો જાણવું કે વમનનો મિથ્યાયોગ થયો છે. જો પિત્ત બહુ જ પડે, બેભાન થવાય અને હૃદયમાં તથા કંઠમાં પીડા થાય, તો જાણવું કે વમનનો અતિયોગ થયો છે. જો કફ પડ્યા પછી પિત્ત સહેજ પડ્યું હોય, છાતી, ગળું તથા માથું શુદ્ધ થઈ ગયાં હોય, શરીર હલકું થઈ ગયું હોય અને કફનો સ્રાવ બંધ પડી ગયો હોય, તો જાણવું કે વમનનો સમ્યગ્યોગ થયો છે.' ૮

सम्यग्वान्तं चैनमभिसमीक्ष्य स्नेहनविरेचनशमनानां धूमानामन्यतमं सामर्थ्यतः पाययित्वाचारिकमादिशेत् ॥

भवन्ति चात्र ॥

ततोऽपराह्णे शुचिशुद्धदेह-

मुष्णाभिरद्भिः परिषिक्तगात्रम् ।

कुलत्थमुद्गाढकिजाङ्गलानां

यूषै रसैर्वाप्युपभोजयेत्तु ॥ ९ ॥

### વમન થયા પછી કરવાના ઉપચારો

વમનનો સમ્યગ્યોગ થયેલો જોવામાં આવે તે પછી સ્રોતોમાં લાગી રહેલા કફને દૂર કરવા માટે રોગીને તેની શક્તિ પ્રમાણે સ્નૈહિક, રેચક અને સંશમનીય એ ત્રણ જાતનાં ધૂમપાનોમાંથી યોગ્ય જણાય, તે પ્રકારનું ધૂમપાન કરાવવું અને પછી તેને આહારવિહારો બતાવી દેવા.

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'રોગીનું શરીર પવિત્ર અને શુદ્ધ થયા પછી બપોરે તેનાં ગાત્રો પર શીતળ જળનું સિંચન કરી, નવરાવી તેના જઠરાગ્નિ વગેરેની સ્થિતિ પ્રમાણે રાબ પાવી; અથવા કળથી, મગ અને તુવરના ઓસામણથી કે જંગલી પ્રાણીઓનાં માંસોના રસાઓથી ભોજન કરાવવું. ૯

कासोपलेपस्वरभेदनिद्रा-

तन्द्रास्यदौर्गन्ध्यविषोपसर्गाः ।

कफप्रसेकग्रहणीप्रदोषाः

न सन्ति जन्तोर्वमतः कदाचित् ॥

यथा विनाशं सहसा व्रजन्ति

च्छिन्ने तरौ पुष्पफलप्ररोहाः ॥

तथा हृते श्लेष्मणि शोधनेन ।

तज्जा विकाराः प्रशमं प्रयान्ति ॥ १० ॥

### વમનનાં ફળો

વમન કરનારા માણસને ખાંસી, સ્રોતોમાં મળોની વૃદ્ધિ, સ્વરભંગ, અતિનિદ્રા, તંદ્રા,

મુખની દુર્ગંધતા, વિષનો ઉપદ્રવ, શીતળા આદિ ઉપદ્રવો, કફનો સ્રાવ અને ગ્રહણીદોષ—એ કદી પણ થતા નથી જેમ વૃક્ષને કાપી નાખવામાં આવતાં પુષ્પો, ફળો તથા અંકુરો તુરત જ નાશ પામે છે, તેમ શોધનથી કફ દૂર થતાં કફથી થયેલા વિકારો તુરત જ નાશ પામે છે ૧૦

न वामयेत्तैमिरिकोर्ध्ववात-
गुल्मोदरप्लीहकृमिश्रमार्त्तान् ।
स्थूलक्षतक्षीणकृशातिवृद्ध-
मूत्रातुरान्केवलवातरोगान् ॥
स्वरोपघाताध्ययनप्रसक्त-
दुश्छर्दिदुष्कोष्ठतृडार्त्तबालान् ।
ऊर्ध्वास्रपित्तिक्षुधितातिरूक्ष
गर्भिण्युदावर्त्तिनिरूहितांश्च ॥
अवम्यवमनाद्रोगाः कृच्छ्रतां यान्ति देहिनाम् ।
असाध्यतां वा गच्छन्ति नैते वाम्यास्ततः स्मृता ॥११

## વમન કોને ન કરાવવું

તિમિરવાળો, ઊર્ધ્વવાતવાળો, ગુલ્મવાળો, ઉદરરોગી, બરોળનો દરદી, કૃમિઓથી પીડાયેલો, શ્રમથી પીડાયેલો, સ્થૂલ, ક્ષતથી ક્ષીણ થયેલો, કૃશ, અતિવૃદ્ધ, મૂત્રરોગી, કેવળ વાયુનો દરદી, સ્વરના ઉપઘાતવાળો, ભણનારો, વમનથી અત્યંત ગભરાટ પામનારો, અતિ કઠણ કોઠાવાળો, તરસથી પીડાયેલો, બાળક, ઊંચે ચાલતા રક્તપિત્તવાળો, ભૂખ્યો, અત્યંત રુક્ષ, ગર્ભિણી, ઉદાવર્ત્તવાળો અને જેને નિરૂહબસ્તિ આપેલ હોય, તેઓને વમન કરાવવું નહિ

જેઓને વમન કરાવવાનો નિષેધ કર્યો છે, તેઓને વમન કરાવવામાં આવે, તો તેથી તેઓના રોગો કષ્ટસાધ્ય અથવા અસાધ્ય થઈ જાય છે, માટે તેઓને વમન કરાવવું નહિ ૧૧

एतेऽप्यजीर्णव्यथिता वाम्या ये च विषातुराः ।
अतीव चोल्बणकफास्ते च स्युर्मधुकाम्बुना ॥१२॥

## તેવા લોકોને જેઠીમધના ક્વાથથી વમન કરાવવું

તિમિરવાળા તથા ઊર્ધ્વવાતવાળા વગેરે જે લોકોને વમન કરાવવાનો નિષેધ કર્યો છે, તે લોકો પણ જો અજીર્ણથી પીડાતા હોય, તો તેઓને જેઠીમધનો ક્વાથ પાઈને વમન કરાવવું, તેમ જ એવા લોકો વિષથી આતુર થયા હોય કે અત્યંત વધારે કફવાળા હોય, તોપણ જેઠીમધનો ક્વાથ પાઈને વમન કરાવવું " ૧૨

वाम्यास्तु विषशोषस्तन्यदोषविषममन्दाग्न्युन्मादापस्मारश्लीपदार्बुदविदारिकामेदोमेहगरज्वरारुच्यपच्यामातीसारहृद्रोगचित्तविभ्रमविसर्पविद्रध्यजीर्णमुखप्रसेकहृल्लासश्वासकासपीनसपूतीनासकण्ठोष्ठवक्त्रपाककर्णस्रावाधिजिह्वोपजिह्विकागलशुण्डिकाधःशोणितपित्तिनः कफस्थानजेषु विकारेष्वन्ये च कफव्याधिपरीता इति ॥१३॥

## કોને કોને વમન કરાવવું ?

વિષ, શોષ, ધાવણનો દોષ, વિષમાગ્નિ, મંદાગ્નિ, ઉન્માદ, અપસ્માર, શ્લીપદ, અર્બુદ, વિદારિકા, મેદ, પ્રમેહ, ગરજ્વર, વિષમજ્વર, અરુચિ, અપચી, છાતીના રોગો, ચિત્તવિભ્રમ, વિસર્પ, વિદ્રધિ, અજીર્ણ, મોઢામાંથી લાળનો સ્રાવ, મોળ, શ્વાસ, ખાંસી, સળેખમ, નાકની દુર્ગંધી, કંઠપાક, ઓષ્ઠપાક, મુખપાક, કર્ણસ્રાવ, અધિજિહ્વા, ઉપજિહ્વિકા, ગલશુંડિકા કે નીચે ગતિવાળા રક્તપિત્તથી પીડાયેલાઓને વમન કરાવવું જેઓને કફનાં સ્થાનકોમાં વિકારો થયા હોય, તેઓને અને બીજા પણ જેઓ કફજન્ય વ્યાધિઓથી ઘેરાયેલા હોય તેઓને પણ વમન કરાવવું ૧૩

विरेचनमपि स्निग्धपरिस्राव वान्ताय च देयम् । अवान्तस्य हि सम्यग्विरिक्तस्यापि सतोऽधः स्रस्तः श्लेष्मा ग्रहणीं छादयति, गौरवमापादयति, प्रवाहिकां वा जनयति ॥१४॥

૧ અત્ર [illegible]
[illegible]

## વિરેચન ક્યારે દેવું?

રોગીને સ્નેહોથી સ્નિગ્ધ, સ્વેદનોથી સ્વિન્ન અને વમન કરાવ્યા પછી વિરેચન દેવું; જેને વમન કરાવ્યું ન હોય અને સારી રીતે વિરેચન આપ્યું હોય, તેનો પણ કફ નીચે સરકી જઈને ગ્રહણી–પિત્તધરાકલા–ને ઢાંકી દે છે, શરીર ભારે કરી નાખે છે અથવા પ્રવાહિકા (ઝાડાનો રોગ) ઉત્પન્ન કરે છે; એટલે સ્નેહન, સ્વેદન અને વમન કરાવ્યા વિના વિરેચન અપાય નહીં. ૧૪

अथातुरं श्वो विरेचनं पाययितास्मीति पूर्वाह्णे लघु भोजयेत् फलाम्लमुष्णोदकं चैनमनुपाययेत् ॥१५

## વિરેચન પહેલાંનું કામ

રોગીને બીજે દિવસે વિરેચન પાવાનું હોય, ત્યારે પહેલે દિવસે સવારમાં તેને હલકું ભોજન જમાડવું અને તે ઉપર બિજોરાં વગેરે ફળોનો રસ તથા ઊનું પાણી પાવું. (સાયંકાળે ભોજન દેવું જ નહીં.) ૧૫

अथापरेऽहनि विगतश्लेष्मधातुमातुरोपक्रमणीयादवेक्ष्यातुरमथास्मा औषधमात्रां पातुं प्रयच्छेत् ॥१६

## વિરેચનનું વિધાન

પછી વમનથી જેનો કફ પડી ગયો હોય એવા તે રોગી માણસને બીજે દિવસે સૂત્રસ્થાનના આતુરોપક્રમણીય નામના ૩૫મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે જોઈ તપાસીને વિરેચનની માત્રા પીવા દેવી. (વિરેચનની માત્રા આઠ તોલાની ઉત્તમ, ચાર તોલાની મધ્યમ અને બે તોલાની ઓછામાં ઓછી ગણાય છે. માણસનાં બલાદિક જોઈ એ માત્રાઓની યોજના કરવી.) ૧૬

तत्र मृदुः क्रूरो मध्यम इति त्रिविधः कोष्ठो भवति । तत्र बहुपित्तो मृदुः, स दुग्धेनापि विरिच्यते । बहुवातश्लेष्मा क्रूरः स दुर्विरेच्यः । समदोषो मध्यमः, स साधारण इति । तत्र मृदौ मात्रा मृद्वी, तीक्ष्णा क्रूरे, मध्ये मध्या कर्त्तव्येति ॥ १७ ॥

## રોગીના કોઠા પ્રમાણે વિરેચનની માત્રા

કોઠો મૃદુ, ક્રૂર અને મધ્યમ એમ ત્રણ પ્રકારનો હોય છે. જે કોઠો ઘણાં પિત્તવાળો હોય તે મૃદુ કહેવાય છે. મૃદુ કોઠાવાળા માણસને દૂધ પાવાથી પણ વિરેચિત કરી શકાય છે. જે કોઠો ઘણા વાયુ કે કફથી યુક્ત હોય, તે કોઠો ક્રૂર કહેવાય છે. ક્રૂર કોઠાવાળા માણસને માંડમાંડ વિરેચિત કરી શકાય છે. જે કોઠો સમદોષવાળો હોય, તે મધ્યમ અથવા સાધારણ કહેવાય છે. એમાં મૃદુ કોઠાવાળાને મૃદુ ગુણવાળી માત્રા દેવી, ક્રૂર કોઠાવાળાને તીક્ષ્ણ ગુણવાળી માત્રા દેવી અને મધ્યમ કોઠાવાળા માણસને મધ્યવર્તી એટલે જેમાં મૃદુ અને તીક્ષ્ણ ગુણ પણ હોય એવી માત્રા દેવી. ૧૭

पीतौषधश्च तन्मनाः शय्याभ्यासे विरिच्यते ॥
विरेचनं पीतवांस्तु न वेगान्धारयेद्बुधः ।
निवातशायी शीताम्बु न स्पृशेन्न प्रवाहयेत् ॥१८

## વિરેચન ઔષધ પીધા પછી કેમ વર્તવું?

જેણે વિરેચન પીધું હોય, તે માણસે વિરેચનમાં જ ચિત્ત રાખવું, શય્યાની સમીપમાં જ ઝાડે બેસવું, વેગોને અટકાવવા નહિ, પવનવગરની જગ્યામાં સૂવું, શીતળ જળનો સ્પર્શ પણ કરવો નહિ અને દસ્ત લાવવા માટે જોર પણ કરવું નહિ. ૧૮

यथा च वमने प्रसेकौषधकफपित्तानिलाः क्रमेण गच्छन्ति । एवं विरेचने मूत्रपुरीषपित्तौषधकफा इति ॥ १९ ॥

## વમન અને વિરેચનમાં કયા પદાર્થો પડે?

વમન ઔષધ પીધું હોય, તો અનુક્રમે લાળ, ઔષધ, કફ, પિત્ત, અને પવન નીકળે છે; તેમ જ વિરેચન ઔષધ પીધું હોય, તો અનુક્રમે મૂત્ર, વિષ્ટા, પિત્ત, ઔષધ અને કફ પડે છે. ૧૯

भवन्ति चात्र ॥
स्याद्दुर्विरिक्ते कफपित्तकोपो
दाहोऽरुचिर्गौरवमग्निसादः ।

हृत्कुक्ष्यशुद्धि परिदाहकण्डू
विण्मूत्रसङ्गाश्च न सद्विरिक्ते ॥
मूर्च्छागुदभ्रंशकफातियोगाः
शूलोद्गमश्चातिविरिक्तलिङ्गम् ।
गतेषु दोषेषु कफान्वितेषु
नाभ्या लघुत्वे मनसश्च तुष्टौ ॥
गतेऽनिले चाप्यनुलोमभाव
सम्यग्विरिक्त मनुज व्यवस्येत् ॥२०॥

### વિરેચનના મિથ્યા, હીન, અતિ તથા સમ્યગ્ યોગનાં જુદાંજુદાં લક્ષણો

આ વિષયના શ્લોકોમા ભગવાન ધન્વન્તરિએ ક્રમે કહ્યુ છે 'જો વિરેચનનો મિથ્યા યોગ થયો હોય, તો કફ તથા પિત્તનો કોપ થાય છે, દાહ થાય છે, અરુચિ થાય છે, શરીરમા ભારેપણુ આવે છે અને જઠરાગ્નિ મંદ થાય છે જો વિરેચનનો હીનયોગ થયો હોય, તો હૃદય તથા પેટની અશુદ્ધિ રહે છે, બળતરા થાય છે, ખરજ આવે છે અને વિષ્ટા તથા મૂત્રની અટકાયત થાય છે જો વિરેચનનો અતિયોગ થયો હોય, તો મૂર્છા આવે છે, ગુદા બહાર નીકળી જાય છે, કફ અત્યંત પડે છે અને શૂળ ઉત્પન્ન થાય છે જો કફ સહિત દોષ પડી ગયા હોય, નાભિ હલકી થઈ ગઈ હોય, મન પ્રસન્ન થયુ હોય અને પવન અનુલોમ થયો હોય, તો જાણવુ કે વિરેચનનો સમ્યગયોગ થયો છે ૨૦

मन्दाग्निमक्षीणमसद्विरिक्त
न पाययेताहनि तत्र पेयाम् ।
क्षीण तृडार्त्त सुविरेचित च
तन्वीमशीता लघु पाययेत ॥ २१ ॥

### વિરેચન પછીનું ખાસ કામ

મંદ અગ્નિવાળા તથા ક્ષીણતાવગરના જે માણસને વિરેચનનો હીનયોગ પ્રાપ્ત થયો હોય, તેને તે દિવસે રાબ પાવી નહિ, સારી રીતે વિરેચિત થયેલો માણસ જો ક્ષીણ તથા તરસથી ઘેરાયેલો હોય, તો તેને તે દિવસે તુરત પાતળી તથા ઊની રાબ પાવી ૨૧

बुद्धेः प्रसाद बलमिन्द्रियाणा
धातुस्थिरत्व बलमग्निदीप्तिम् ।
चिराच्च पाक वयसः करोति
विरेचन सम्यगुपास्यमानम् ॥
यथौदकानामुदकेऽपनीते
चरस्थिराणा भवति प्रणाशः ।
पित्ते हृते त्वेवमुपद्रवाणां
पित्तात्मकाना भवति प्रणाशः ॥ २२ ॥

### વિરેચનનાં ફળો

યોગ્ય રીતે સેવવામા આવતું વિરેચન બુદ્ધિને પ્રસન્ન કરે, ઇંદ્રિયોને બળ આપે, ધાતુઓને સ્થિર કરે, શરીરમા બળ આપે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે અને વૃદ્ધાવસ્થાને બહુ જ મોડી આવવા દે છે જેમ જળને ખેંચી લેવામા આવતા સ્થાવર તથા જંગમ જળચર જીવો નાશ પામે છે, તેમ વિરેચનથી પિત્ત દૂર થતા પિત્ત સંબંધી ઉપદ્રવો નાશ પામે છે ૨૨

मन्दाग्न्यतिस्नेहितबालवृद्ध-
स्थूला क्षतक्षीणभयोपतप्ताः ।
श्रान्तस्तृडार्तोऽपरिजीर्णभक्तो
गर्भिण्यधो गच्छति यस्य चासृक् ॥
नवप्रतिश्यायमदात्ययी च
नवज्वरी या च नवप्रसूता ।
शल्यार्दिताश्चाप्यविरेचनीया
स्नेहादिभिर्ये त्वनुपस्कृताश्च ॥२३॥

### કોને વિરેચન ન દેવુ ?

મંદ અગ્નિવાળો, અત્યંત સ્નિગ્ધ થયેલો, બાળક, વૃદ્ધ, જાડો, ક્ષતથી ક્ષીણ થયેલ, ભયથી તપ્ત થયેલ, થાકેલ, તરસથી પીડાયેલ, જેને અન્ન પચ્યુ ન હોય તે, ગર્ભિણી, જેને ગુદામાથી રક્તપિત્ત પડતું હોય તે, નવા સળેખમવાળો, મદાત્યયવાળો, નવા જ્વરવાળો, જેના પ્રસવને

થોડા દિવસ થયા હોય તે સ્ત્રી, શલ્યથી પીડાયેલ અને સ્નેહના સંસ્કારો નહિ પામેલાને વિરેચન દેવું નહિ. ૨૩

अत्यर्थपित्ताभिपरीतदेहा-
न्विरेचयेत्तानपि मन्दवीर्यैः ।
विरेचनैर्यान्ति नरा विनाश-
मज्ञप्रयुक्तैरविरेचनीयाः ॥ २४ ॥

## વિરેચનના અપવાદનો અપવાદ

જેઓને વિરેચન દેવાનો નિષેધ છે, તેઓ (મંદાગ્નિવાળા વગેરે) જો અત્યંત પિત્તથી વ્યાપ્ત શરીરવાળા થઈ ગયા હોય, તો તેઓને પણ મંદવીર્યવાળાં વિરેચનો આપીને વિરેચિત કરવા. જેઓને વિરેચિત કરવાનો નિષેધ છે, તેઓને જો મૂર્ખ વૈદ્યોના હાથે વિરેચનો આપવામાં આવે, તો તેઓ તે વિરેચનોથી નાશ પામે છે. ૨૪

विरेच्यास्तु ज्वरगरारुच्यर्शोऽर्बुदोदरग्रन्थिविद्र-
धिपाण्डुरोगापस्मारहृद्रोगवातरक्तभगन्दरच्छर्दियोनि-
रोगविसर्पगुल्मपक्वाशयरुग्विबन्धविसूचिकालसकमूत्रा-
घातकुष्ठविस्फोटकप्रमेहानाहप्लीहशोफवृद्धिशस्त्रक्षतक्षा-
राग्निदग्धदुष्टव्रणाक्षिपाककाचतिमिराभिष्यन्दशिरःक-
र्णाक्षिनासास्यगुदमेढ्रदाहोर्ध्वरक्तपित्तक्रामिकोष्ठिनः
पित्तस्थानजेषु विकारेष्वन्ये च पैत्तिकव्याधिपरीता इति॥

## વિરેચનો કોને દેવાં ?

નવીન જ્વર સિવાયનો જ્વર, ઝેર, અરુચિ, અરશ, અર્બુદ, ઉદરરોગ, ગ્રંથિ, વિદ્રધિ, પાંડુરોગ, અપસ્માર, હૃદયરોગ, વાતરક્ત, ભગંદર, ઊલટી, યોનિરોગ, વિસર્પ, ગુલ્મ, પક્વાશયના રોગ, મળબંધ, વિસૂચિકા, અલસક, મૂત્રાઘાત, કુષ્ઠ, વિસ્ફોટક, પ્રમેહ, આનાહ, બરલનું દરદ, સોજો, વધરાવળ, શસ્ત્રનો જખ્મ, ક્ષારથી દાહ, અગ્નિથી દાહ, દુષ્ટ વ્રણ, અક્ષિપાક, કાચ, તિમિર, અભિષ્યંદ; મસ્તક, કાન, નાક, મોઢું, ગુદા તથા લિંગની બળતરા; ઊંચું ચાલતું રક્તપિત્ત કે કોઠામાં પડેલા કૃમિથી પીડાયેલાઓને વિરેચનો દેવાં. જેઓને પિત્તનાં સ્થાનકોમ[illegible] વિકારો થયા હોય તેઓને અને પિત્ત સંબંધ[illegible] વ્યાધિઓથી ઘેરાયેલાઓને વિરેચન દેવાં. ૨૫

सरत्वसौक्ष्म्यतैक्ष्ण्यौष्ण्यविकाशित्वैर्विरेचनम् ।
वमनं तु हरेद्दोषं प्रकृत्या गतमन्यथा ॥
यात्यधो दोषमादाय पच्यमानं विरेचनम् ।
गुणोत्कर्षाद्व्रजत्यूर्ध्वमपक्वं वमनं पुनः ॥ २६ ॥

## વમન દ્રવ્યોનું ઊંચે અને વિરેચન દ્રવ્યોનું નીચે જવાનું કારણ

વાયુને અનુલોમ કરનારપણું, સૂક્ષ્[illegible] સ્રોતોમાં પેસનારપણું, દોષોનો તુરત સ્રા[illegible] કરનારપણું, ઉષ્મના અને સાંધાઓના બંધો[illegible] પોચા પાડી નાખનારપણું—એટલા ગુણોને લી[illegible] વમન દ્રવ્ય પણ દોષોને દૂર કરનાર છે અ[illegible] વિરેચન દ્રવ્ય પણ દોષોને દૂર કરનાર છે; છત[illegible] વિરેચન દ્રવ્ય પોતે પાકવા લાગે, તે સમયમ[illegible] દોષને લઈને નીચે જાય છે અને વમન દ્રવ્ય પો[illegible] કાચું હોય, તે સમયમાં જ દોષને લઈને ઊં[illegible] જાય છે; તેનું કારણ તેઓના પ્રભાવ વિના બીજ[illegible] કશું નથી. (વમન દ્રવ્યમાં એવી જ કોઈ શક્તિ છે કે જેથી તે કાચું હોય તે સમયમાં જ દોષને લઈ[illegible] ઊંચે જાય છે અને વિરેચન દ્રવ્યમાં એવી [illegible] કોઈ શક્તિ છે, કે જેથી તે પોતે પાકવા લાગે તે સમયમાં દોષને લઈને નીચે જાય છે.) અથવ[illegible] વિરેચન દ્રવ્યમાં પૃથ્વી તથા જળના ગુણો અધિક હોવાથી તે દ્રવ્યો પાકવાના સમયમ[illegible] ભારે થવાથી દોષને લઈને નીચે જાય છે અ[illegible] વમન દ્રવ્યોમાં વાયુ તથા અગ્નિના ગુણો અધિ[illegible] હોવાથી તે દ્રવ્યો શીઘ્રગામી તથા હલક[illegible] હોવાથી કાચાં હોય તે સમયમાં જ દોષને લઈને ઊંચાં જાય છે. (સૂત્રસ્થાનના ૪૧મા અધ્યાયને ૧૦મો વિષય વાંચો.) ૨૬

मृदुकोष्ठस्य दीप्ताग्नेरतितीक्ष्णं विरेचनम् ।
न [illegible] ॥२७॥

### અતિ તીક્ષ્ણ વિરેચન કોને ન દેવું ?

જે માણસનો કોઠો મૃદુ હોય તે માણસના દોષો મૃદુતાને લીધે અત્યંત વેગથી દોડે છે અને માણસનો અગ્નિ પ્રદીપ્ત હોય તે માણસના દોષો અગ્નિની દીપ્તિથી તુરત જ પક્વ થઈને અત્યંત વેગથી દોડે છે, માટે તે માણસોને અતિ તીક્ષ્ણ વિરેચન દેવામાં આવે, તો તે વિરેચન પણ ઝડપદાર હોવાથી દોષોને બરાબર દૂર કરતું નથી ( આ કારણને લીધે એવા માણસોને મૃદુ તથા સ્વલ્પ વિરેચન જ દેવું જોઈએ ) ૨૭

पीतं यदौषधं प्रातर्भुक्तपाकसमे क्षणे ।
पक्तिं गच्छति दोषांश्च निर्हरेत्तत्प्रशस्यते ॥२८॥

### કેવું વિરેચન સારું ગણાય ?

પ્રભાતે પીધેલું જે વિરેચન–ઔષધ ખાધેલા અન્નના પાકના સમયે પાકના ઉપર આવીને દોષોને દૂર કરે, તે વિરેચન–ઔષધ ઉત્તમ ગણાય છે ૨૮

दुर्बलस्य चलान्दोषानल्पानल्पान्पुनः पुनः ।
हरेत्प्रभूतानल्पांस्तु शमयेत्प्रच्युतानपि ॥
हरेद्दोषांश्चलान्पक्वान्बलिनो दुर्बलस्य च ।
चला ह्युपेक्षिता दोषाः क्लेशयेयुश्चिरं नरम् ॥२९॥

### ચલિત દોષોનું નિવારણ અને શમન કરવાની સમજણ

નબળા માણસના પ્રચલિત થયેલા અપક્વ દોષો જો ઘણા હોય તો સંશોધનોથી નહી પણ તીક્ષ્ણ ભોજનોથી તેઓનું વારંવાર થોડું થોડું નિવારણ કરવું પણ જો થોડા હોય તો ચલિત થયેલા છતાં પણ તેઓનું શમન જ કરવું બળવાન કે નબળા માણસના પણ પ્રચલિત થયેલા દોષો જો પક્વ હોય, તો તેઓનું યોગ્ય સંશોધનોથી જ નિવારણ કરવું, કેમ કે પ્રચલિત થયેલા દોષોની જો ઉપેક્ષા રાખવામાં આવે તો તે દોષો માણસને લાંબા કાળ સુધી હેરાન કરે છે ૨૯

मंदाग्निं क्रूरकोष्ठं च सक्षारलवणैर्घृतैः ।
सन्धुक्षिताग्निं स्निग्धं च स्विन्नं चैव विरेचयेत् ॥३०

### કઠણ કોઠા તથા મંદાગ્નિવાળા માણસનું સંશોધન કરવાનો પ્રકાર

જે માણસ મંદ જઠરાગ્નિનાળો કે કઠણ કોઠાનાળો હોય, તેના અગ્નિને ક્ષારવાળા તથા લવણોવાળા ઘૃતોથી પ્રદીપ્ત કરવો અને પછી તે માણસને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપીને સંશોધનોથી વિરેચિત કરવો. ૩૦

स्निग्धस्विन्नस्य भैषज्यैर्दोषस्तूत्क्लेशितो बलात् ।
विलीयते न मार्गेषु स्निग्धे भाण्ड इवोदकम् ॥३१

### સંશોધન પહેલાં સ્નેહન તથા સ્વેદનની જરૂર

માણસને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપ્યા પછી તેનું બળ વગેરે જોઈને આપેલા ઔષધોએ પડનામાં તત્પર કરેલો તેનો દોષ, જેમ ચીકણા વાસણમાં જળ વળગી રહેતું નથી, તેમ સ્રોતોમાં વળગી રહેતો નથી, માટે સ્નેહન તથા સ્વેદનસંસ્કાર આપ્યા પછી જ સંશોધન દેવું ૩૧

न चातिस्नेहपीतस्तु पिबेत्स्नेहविरेचनम् ।
दोषाः प्रचलिताः स्थानाद्भूयः श्लिष्यन्ति वर्त्मसु ॥३२

### અત્યંત સ્નિગ્ધ થયેલાએ સ્નેહરૂપ વિરેચન પીવું નહી

જે માણસે સ્નેહપાન અત્યંત કર્યું હોય, તેણે સ્નેહાત્મક વિરેચન પીવું નહિ, કેમ કે એ માણસના સ્થાનોથી પ્રચલિત થયેલા દોષો સ્નેહરૂપ વિરેચનને લીધે પાછા સ્રોતોમાં ચોંટી જાય છે ૩૨

विषाभिघातपिडकाशोफपाण्डुविसर्पिणः ।
नातिस्निग्धा विशोध्याः स्युस्तथा कुष्ठप्रमेहिणः ॥३३

### અમુક રોગીઓને અતિ સ્નિગ્ધ છતાં કેવાં સંશોધનો દેવાં ?

વિષથી પીડાયેલ, અભિઘાતથી પીડાયેલ,

ફોલ્લીઓવાળો, સોજાવાળો, પાંડુરોગવાળો, વિસર્પવાળો, કોઢિયો અને પ્રમેહીને અતિ સ્નિગ્ધ કરીને નહિ, પણ જરાક સ્નિગ્ધ કરીને જ સંશોધનોથી શુદ્ધ કરવા. ૩૩

विरूक्ष्य स्नेहसात्म्यं तु भूयः संस्नेह्य शोधयेत् ।
तेन दोषा हृतास्तस्य भवन्ति बलवर्द्धनाः ॥३४॥

### સ્નેહ માફક હોય તેને રૂક્ષ તથા સ્નિગ્ધ કરીને સંશોધન દેવું

જે માણસને સ્નેહ માફક હોય તેને પ્રથમ રૂક્ષ કરીને સ્નિગ્ધ કરવો અને તે પછી સંશોધનથી શુદ્ધ કરવો; કેમ કે તેને રૂક્ષ કર્યા પછી સ્નિગ્ધ કરીને તેના દોષો દૂર કરવામાં આવે, તો તેથી બળની વૃદ્ધિ થાય છે. ૩૪

प्रागपीतं नरं शोध्यं पाययेदौषधं मृदु ।
ततो विज्ञातकोष्ठस्य कार्यं संशोधनं पुनः ॥३५॥

### કોઠાની પરીક્ષા કરવા પ્રથમ મૃદુ સંશોધન પાવું

જેણે પહેલાં સંશોધન ઔષધ પીધું ન હોય, તે માણસને શુદ્ધ કરવો હોય, તો તેને પ્રથમ મૃદુ સંશોધન પાઈને તેના કોઠાની પરીક્ષા કરવી. એ ઉપાયથી 'કોઠો મૃદુ છે, મધ્યમ છે કે કઠણ છે?' એ નક્કી જણાય; તે પછી તે માણસને ફરી યોગ્ય સંશોધન આપીને શુદ્ધ કરવો. ૩૫

सुखं दृष्टफलं हृद्यमल्पमात्रं महागुणम् ।
व्यापत्स्वल्पात्ययं चापि पिबेन्नृपतिरौषधम् ॥३६॥

### રાજાને કેવું વિરેચન પાવું?

રાજા અત્યંત સુકુમાર હોય છે; તેને એવું વિરેચન પાવું, કે જે સુખદાયી, અનુભવેલા ફળવાળું, રુચિ ઉપજે એવું, થોડી માત્રાવાળું, મોટા ગુણવાળું અને કદાચ કોઈ બગાડ થાય તો પણ થોડું જ નુકસાન કરે એવું હોય. ૩૬

स्नेहस्वेदावनभ्यस्य यस्तु संशोधनं पिबेत् ।
दारु शुष्कमिवानामे देहस्तस्य विशीर्यते ॥
स्नेहस्वेदप्रचलिता रसैः स्निग्धैरुदीरिताः ।
दोषाः कोष्ठगता जन्तोः सुखा हर्त्तुं विशोधनैः ॥३७॥

### સ્નેહન તથા સ્વેદન કર્યા વિના સંશોધન પીવાથી નુકસાન

યોગ્ય રીતે સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપ્યા વિના જે માણસને સંશોધન પાવામાં આવે, તે માણસનું શરીર, જેમ નમાવવા જતાં સૂકું લાકડું તૂટી જાય છે, તેમ શુદ્ધ કરવાં જતાં તૂટી જાય છે. સ્નેહન તથા દોષો સ્વેદનથી પ્રચલિત થઈને અને સ્નિગ્ધ રસોથી ધકેલાઈને પ્રાણીના કોઠામાં આવી જાય છે, જેથી સંશોધનો વડે તેઓને અનાયાસે દૂર કરી શકાય છે. ૩૭

## અધ્યાય ૩૪ મો.

अथातो वमनविरेचनव्यापच्चिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વમનવિરેચનવ્યાપચ્ચિકિત્સિત[1]' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

वैद्यातुरनिमित्तं वमनं विरेचनं च पंचदशधा व्यापद्यते । तत्र वमनस्याधोगतिरूर्ध्वं विरेचनस्येति पृथक् । सामान्यमुभयोः—सावशेषौषधत्वं जीर्णौषधत्वं हीनदोषापहृतत्वं वातशूलमयोगातियोगौ जीवादानमाध्मानं परिकर्त्तिका परिस्रावः प्रवाहिका हृदयोपसरणं विबन्ध इति ॥ २

### વમન–વિરેચનના પંદર પ્રકારના બગાડો

વૈદ્ય, રોગી, ઔષધ અને માવજત કરનારના દોષોને લીધે વમન તથા વિરેચનના પંદર પ્રકારના બગાડો થાય છે. વમનદ્રવ્ય નીચે જાય, એ વમનનો અધોગતિ નામનો બગાડ સમ-

[1] વમન તથા વિરેચનના પંદર પ્રકારના બગાડોના ચિકિત્સાવિષયનો.

જવો અને વિરેચનદ્રવ્ય ઊંચે જાય, એ વિરેચનની ઊર્ધ્વગતિ નામનો બગાડ સમજવો બાકીના સાવશેષૌષધત્વ, જીર્ણૌષધત્વ, હીનદોષાપહૃતત્વ, વાતશૂલ, અયોગ, અતિયોગ, જીવાદાન, આધ્માન પરિકર્તિકા, પરિસ્રાવ, પ્રવાહિકા, હૃદયોપસરણ અને વિબંધ એ નામના તેર બગાડો તો બન્નેના તુલ્ય જ થાય છે. ૨

तत्र बुभुक्षापीडितस्यातितीक्ष्णाग्नेर्मृदुकोष्ठस्य चानतिष्ठमानं दुर्बलस्य वा गुणसामान्यभावाद्वमनमधो गच्छति । तत्रेप्सितानवाप्तिर्दोषोत्क्लेशश्च । तमाशु स्नेहयित्वा भूयस्तीक्ष्णतरैर्वामयेत् । अपरिशुद्धामाशयस्योत्कृष्टश्लेष्मणः सशेषान्नस्य वाऽहृद्यमतिप्रभूतं च विरेचनं पीतमूर्ध्वं गच्छति । तत्रेप्सितानवाप्तिर्दोषोत्क्लेशश्च, तत्राशुद्धामाशयमुल्बणश्लेष्माणमाशु वामयित्वा भूयस्तीक्ष्णतरैर्विरेचयेत् । आमान्वये त्वामवत्संविधानम् । अहृद्येऽतिप्रभूते च हृद्यं प्रमाणयुक्तं च । अत ऊर्ध्वमुत्तिष्ठत्यौषधे न तृतीयं पाययेत् । ततस्त्वेनं मधुघृतफाणितयुक्तैर्लेहैर्विरेचयेत् ॥ ३ ॥

## અધોગતિ તથા ઊર્ધ્વગતિનું નિરૂપણ અને ચિકિત્સા

જે માણસ ભૂખથી પીડાયેલો, અત્યંત તીક્ષ્ણ અગ્નિવાળો કે કોમળ કોઠાવાળો, અથવા નબળો છતાં અજીર્ણવાળો હોય તેને દેવામાં આવેલું વમન, પોતાના વાતાનુલોમકત્વ આદિ ગુણો વિરેચનના જેવા જ હોવાને લીધે નીચે જાય છે.[૧] આ પ્રમાણે વમન નીચે જાય, તો ધારેલુ ફળ થતું નથી અને દોષના ઉત્ક્લેશરૂપ અનર્થ થાય છે. આમ થયું હોય તો માણસને તુરત સ્નેહન, સ્વેદન કરી ફરીવાર અતિ તીક્ષ્ણ વમનદ્રવ્યો પાઈને વમન કરાવવુ

જે માણસ અશુદ્ધ આમાશયવાળો, ઘણા કફવાળો કે અજીર્ણવાળો હોય, તેને પાવામા આવેલુ વિરેચન અથવા જે વિરેચન અપ્રિય કે અત્યંત ઘણું હોય તે વિરેચન ઊંચે જાય છે આ પ્રમાણે વિરેચન ઊંચે જાય, તો ધારેલુ ફળ થતુ નથી અને દોષના ઉત્ક્લેશરૂપ અનર્થ થાય છે. આમ થયુ હોય તો અશુદ્ધ આમાશયવાળાને તથા ઘણા કફવાળાને તુરત વમન કરાવી ફરીવાર અતિ તીક્ષ્ણ વિરેચનદ્રવ્યો પાઈને વિરેચન કરાવવુ અજીર્ણવાળા નબળા માણસની લંઘન પાચનાદિરૂપ ચિકિત્સા કરવી અને અપ્રિય કે અત્યંત ઘણુ પાવામા આવ્યુ હોય, તો પાછુ પ્રિય લાગે એવુ તથા પ્રમાણસર વિરેચન પાવુ આ પ્રમાણે કર્યા છતા વિરેચનદ્રવ્ય ઊંચુ ચડે, તો પછી ત્રીજી વાર વિરેચન ઔષધ ન પાવુ, પણ તે માણસને મધ, ઘી તથા ગોળની રાબથી મિશ્ર કરેલા માફક તથા પ્રિય અવલેહોથી વિરેચિત કરવો ૩

दोषविग्रथितमल्पमौषधमनस्थितमूर्ध्वभागिकमधोभागिकं वा न संस्रवति दोषान् । तत्र तृष्णा पार्श्वशूल छर्दिर्मूर्छा पर्वभेदो हृल्लासोऽरतिरुद्गारा विशुद्धिश्च भवति । तमुष्णाभिरद्भिराशु वामयेत् । सावशेषौषधमतिप्रधावितदोषमतिबलममन्यमिरिक्रमप्येवं वामयेत् ॥ ४ ॥

## ત્રીજા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

ઘણુ આપવું જોઈએ તેને બદલે થોડું આપવામા આવેલું ઔષધ, દોષોથી મિશ્ર થઈને કોઠામાં એમ જ રહી જાય, તો તે વમનદ્રવ્ય કે વિરેચનદ્રવ્ય હોય છતાં દોષોને પાડતું નથી એ **સાવશેષૌષધત્વ** નામનો બગાડ કહેવાય છે.

વમન કે વિરેચનદ્રવ્યનો એ બગાડ થવાથી તરસ લાગે, પાસાંઓમાં શૂળ નીકળે, ઊલટી

૧ ભૂખ્યા માણસને ભૂખને લીધે વમનદ્રવ્ય તુરત નીચે જાય છે, તીક્ષ્ણ અગ્નિવાળાને અગ્નિની તીક્ષ્ણતાને લીધે વમનદ્રવ્ય તુરત જ પાચી જઈને નીચે જાય છે, કોમળ કોઠાવાળાને કોઠાની કોમળતાને લીધે વમનદ્રવ્ય નીચે જાય છે અને અજીર્ણવાળા નબળા માણસને વમનદ્રવ્ય અજીર્ણની સાથે જ પાચન લાગીને નીચે જાય છે

થાય, મૂર્છા આવે, સાંધાઓ તૂટે મોળ આવે, અરતિ થાય અને અશુદ્ધ ઓડકાર આવ્યા કરે છે. (ચિંતાથી થતી અસ્વસ્થતા તે અરતિ કહેવાય છે.)

જે માણસને વમનદ્રવ્યનો બગાડ થયો હોય, તે માણસને તરત ઊનું પાણી પાઈને વમન કરાવવું. જે માણસને વિરેચનદ્રવ્યનો બગાડ થયો હોય, તે માણસ જો અત્યંત પ્રચલિત થયેલા દોષવાળો તથા અત્યંત બળવાન હોય, તો તેને પણ તુરત ઊનું પાણી પાઈને વમન કરાવવું. (વિરેચનદ્રવ્યના બગાડવાળો માણસ, જો અત્યંત પ્રચલિત થયેલા દોષવાળો તથા અત્યંત બળવાન ન હોય, તો ફરીવાર વિરેચન જ દેવું!) ૪

क्रूरकोष्ठस्यातितीक्ष्णाग्नेरल्पमौषधमल्पगुणं वा भक्तवत्पाकमुपैति, तत्र समुदीर्णा दोषा यथाकालमनिर्ह्रियमाणा व्याधिविभ्रमं बलविभ्रंशं चापादयन्ति तमनल्पममन्दमौषधं च पाययेत् ॥५॥

### ચોથા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

જે માણસ અતિ કઠણ કોઠાવાળો અને અત્યંત તીક્ષ્ણ અગ્નિવાળો હોય, તેને આપવામાં આવેલું અલ્પમાત્રાવાળું કે અલ્પગુણવાળું વમનનું કે વિરેચનનું દ્રવ્ય અન્નની પેઠે પચી જાય છે; એ **જીર્ણૌષધત્વ** નામનો બગાડ કહેવાય છે, કે જે બગાડથી દોષો ઘણા વધે છે.

એ અતિશય વધેલા દોષોને જો સમયસર દૂર ન કરાય તો તેઓ વ્યાધિ અને સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેલા બલવિસ્રંસને[1] ઉત્પન્ન કરે છે.

જો વમનદ્રવ્યનો બગાડ થયો હોય, તો ફરીવાર ઘણું તથા તીક્ષ્ણ વમનદ્રવ્ય પાવું અને જો વિરેચનદ્રવ્યનો બગાડ થયો હોય, તો ફરીવાર ઘણું તથા તીક્ષ્ણ વિરેચનદ્રવ્ય પાવું. ૫

[1] विश्लेषसादौ गात्राणां दोषविस्रंसनं श्रमः ।
अप्राचुर्यं क्रियाणां च बलविस्रंसलक्षणम् ॥
सू. १५–२२

अस्निग्धस्विन्नेनाल्पगुणं वा भेषजमुपयुक्तमल्पान्दोषान्हन्ति । तत्र वमने दोषशेषो गौरवमुत्क्लेशं हृदयाविशुद्धिं व्याधिवृद्धिं च करोति । तत्र तं यथायोगं पाययित्वा वामयेद् दृढतरम् विरेचने तु गुदपरिकर्त्तनमाध्मानं शिरोगौरवमनिस्सरणं वा वायोर्व्याधिवृद्धिं च करोति । तमुपपाद्य भूयः स्नेहस्वेदाभ्यां विरेचयेद् दृढतरम् । दृढं बहुप्रचलितदोषं वा तृतीये दिवसेऽल्पगुणं चेति ॥६॥

### પાંચમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

સ્નેહન તથા સ્વેદન કર્યા વિના વમનદ્રવ્ય કે વિરેચનદ્રવ્ય પાવામાં આવ્યું હોય અથવા અલ્પગુણવાળું તે દ્રવ્ય પાવામાં આવ્યું હોય, તો તેથી દોષો થોડા જ દૂર થતાં તેઓનો કેટલોક ભાગ બાકી રહી જાય છે, એ **હીનદોષાપહૃતત્વ** નામનો બગાડ કહેવાય છે.

જો વમનદ્રવ્યનો એ બગાડ થયો હોય, તો તે બગાડ શરીરનું ભારેપણું, ઉત્ક્લેશ, (શારીરસ્થાનના ચોથા અધ્યાયનો ૨૫મો વિષય જુઓ.) હૃદયની અશુદ્ધિ અને વ્યાધિની વૃદ્ધિ કરે છે. એ થયેલ હોય તો સ્નેહન તથા સ્વેદન કરી ફરીવાર તીક્ષ્ણ વમનદ્રવ્ય પાઈને સારી પેઠે વમન કરાવવું.

જો વિરેચનદ્રવ્યનો એ બગાડ થયો હોય, તો ગુદામાં વાઢ થવા જેવી વેદના થાય છે, પેટ આફરે છે, માથું ભારે થાય છે, વાયુ નીકળતો નથી અને વ્યાધિની વૃદ્ધિ થાય છે. એ થયેલ હોય તો સ્નેહન તથા સ્વેદન કરી ફરીવાર તીક્ષ્ણ વિરેચનદ્રવ્ય પાઈને સારી પેઠે વિરેચન કરાવવું.

જો રોગી સાધારણ મજબૂત શરીરવાળો તથા અત્યંત પ્રચલિત થયેલા દોષવાળો હોય, તો વમન તથા વિરેચનના દિવસથી ત્રીજે દિવસે અલ્પ ગુણવાળું ઔષધ પાવું. ૬

अस्निग्धस्विन्नेन रूक्षमौषधमुपयुक्तमब्रह्मचारिणा वा वायुं कोपयति । तत्र वायुः प्रकुपितः

पार्श्वपृष्ठश्रोणिमन्यामर्मशूलं मूर्छां भ्रमं संज्ञानाशं च करोति । तं वातशूलमित्याचक्षते । तमभ्यज्य धान्यस्वेदेन स्वेदयित्वा यष्टीमधुकविपक्वेन तैलेनानुवासयेत् ॥७॥

## છઠ્ઠા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

સ્નેહન તથા સ્વેદન કર્યા વિના અથવા બ્રહ્મચર્ય પાળ્યા વિના વમન કે વિરેચનનું રૂક્ષતાવાળું ઔષધ પાવામાં આવ્યું હોય, તો તે ઔષધથી પ્રકુપિત થયેલો વાયુ પાસાંઓમાં, પીઠમાં, કેડમાં, બોચીમાં અને હૃદયમાં શૂળ ઉત્પન્ન કરે છે, મૂર્છિત કરે છે, ભ્રમણ ઉત્પન્ન કરે છે અને સંજ્ઞાનો નાશ કરે છે; એ વાતશૂળ નામનો બગાડ કહેવાય છે.

એ બગાડ થયો હોય, તો રોગીને અભ્યંગ કરી, અડદ વગેરે ધાન્યની બાફથી સ્વેદિત કરી જેઠીમધના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલની અનુવાસનબસ્તિ દેવી. ૭

स्नेहस्वेदाभ्यामविभावितशरीरेणाल्पमौषध-मल्पगुणं वा पीतमूर्ध्वमधो वा नाभ्येति दोषांश्चोत्क्लिश्य तैः सह बलक्षयमापादयति । तत्राध्मानं हृदयग्रहस्तृष्णा मूर्छा दाहश्च भवति, तमयोग इत्याचक्षते । तमाशु वामयेन्मदनफललवणाम्बुभिर्विरेचयेत्तीक्ष्णतरैः कषायैश्च । दुर्वान्तस्य तु समुत्क्लिष्टा दोषा व्याप्य शरीरं कण्डूश्वयथुकुष्ठपिडकाज्वराङ्गमर्दनिस्तोदनानि कुर्वन्ति । ततस्तानवशेषान्महौषधेनापहरेत् । अस्निग्धस्विन्नस्य मृदुविरिक्तस्याधो नाभेः स्तब्धपूर्णोदरता शूलं वातपुरीषसङ्गः कण्डूमण्डलप्रादुर्भावो भवति, तमास्थाप्य पुनः संस्नेह्य विरेचयेत्तीक्ष्णेन । नातिप्रवर्तमाने निवृत्ति वा दृष्टसंशोधने तस्मन्नेऽनर्धमुष्णोदकं पाययेत्, पाणितापैश्च पार्श्वोदरमुपस्वेदयेत् । ततः प्रवर्तन्ते दोषाः । अनुप्रवृत्ते चाल्पदोषे जीर्णौषधे यद्दोषमहःशेषं पश्चात्पाययेच्च भूयो मात्रां विदध्यात् । अप्रवृत्तदोषे दृढगवाद्यर्थमुपसंस्नेहनेऽहं स्नेहस्वेदाभ्यां भूयः शोधयेत् । दुर्विरेच्यमास्थाप्य पुनः संस्नेह्य विरेचयेत् । हीभयलोभवेगाघातशीलाः प्रायशः स्त्रियो राजसमीपस्था वणिजः श्रोत्रियाश्च भवन्ति । त एते दुर्विरेच्या बहुवातत्वादत एव तानतिस्निग्धान् स्वेदोपपन्नाञ्छोधयेत् ॥८

## સાતમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

જેના શરીરને સ્નેહન તથા સ્વેદનરૂપ સંસ્કાર ન અપાયેલ હોય, તે રોગી અલ્પમાત્રા અથવા અલ્પગુણવાળું વમનનું ઔષધ પીએ, તો તે ઔષધ ઊંચે જતું નથી; અને વિરેચનનું ઔષધ પીએ, તો તે ઔષધ નીચે જતું નથી, એટલું જ નહીં પણ દોષોને ઉત્કિલષ્ટ કરી બળનો ક્ષય[૧] કરે છે અને એમ થતાં આફરો, હૃદયનું પકડાઈ જવું, તરસ, મૂર્છા તથા દાહ થાય છે. એ અયોગ નામનો બગાડ કહેવાય છે.

એ બગાડ જો વમનનો હોય, તો રોગીને તુરત જ મીંઢળનાં ફળ તથા સૈંધવનું જળ પાઈ વમન કરાવવું અને એ બગાડ જો વિરેચનનો હોય, તો રોગીને તુરત જ અતિ તીક્ષ્ણ ક્વાથો પાઈ વિરેચન કરાવવું.

જો ઓછા વમનરૂપ દુર્યોગ થયો હોય, તો ઉત્કિલષ્ટ (પ્રચલિત) થયેલા દોષો સઘળા શરીરમાં વ્યાપ્ત થઈને ખરજ, સોજો, કોઢ, ફોડલીઓ, જ્વર, અંગોનું ભાંગવું તથા સોઈઓથી ભોંકાયા જેવી વ્યથાને ઉત્પન્ન કરે છે. (આ પ્રાસંગિક છે.)

એ ઓછું વમન થવારૂપ દુર્યોગ થયો હોય, તો બાકી રહેલા દોષોને સૂંઠનો ઉપયોગ કરાવી દૂર કરવા.

જો ઓછું વિરેચન થવારૂપ દુર્યોગ થયો હોય, તો નાભિની નીચેના ઉદરનો ભાગ સ્તબ્ધ તથા પૂર્ણ થઈ જાય છે, શૂળ નીકળે છે, અપાનવાયુ તથા વિષ્ઠાની અટકાયત થાય છે, ખરજ આવે છે અને મંડલો (ચકરડાં) ઉત્પન્ન થાય છે.

[૧] [illegible]

એ ઓછું વિરેચન થવારૂપ દુર્યોગ થયો હોય, તો રોગીને નિરૂહ નામની પિચકારી દઈ સ્નેહન–સ્વેદન કરી ફરીવાર તીક્ષ્ણ વિરેચનદ્રવ્ય પાઈને વિરેચન કરાવવું.

ઉપર પ્રમાણે કર્યા છતાં જો પેલું દુષ્ટ સંશોધન સંપૂર્ણ રીતે નીકળે નહીં અથવા જરા પણ નહીં નીકળતાં અંદર જ રહે, તો તેને બહાર નીકળવાનો વેગ આપવા માટે રોગીને ઊનું પાણી પાવું અને અગ્નિથી તપાવેલી હથેળીઓ વડે તેના પાસાં તથા પેટ પર શેક કરવો. આમ કરવાથી દોષો નીકળી જાય છે.

જો થોડાક દોષ નીકળ્યા પછી ઔષધ પચી જાય અને તે રોગી ઘણા દોષવાળો જોવામાં આવે, તો તેના બળ ઉપર અને બાકી રહેલા દિવસના ભાગ ઉપર ધ્યાન આપીને ફરીવાર માત્રા દેવી.

એમ કર્યા છતાં દોષ ન નીકળે, તો પછી દસ રાત જવા દઈ સ્નેહન તથા સ્વેદનનો સંસ્કાર આપી ફરીવાર વમનવિરેચન આપીને તેના શરીરનું સંશોધન કરવું.

જો રોગી દુર્વિરેચ્ય (જેને બહુ જ મુશ્કેલીથી વિરેચિત કરી શકાય એવો) હોય, તો તેને નિરૂહ નામની પિચકારી દઈ ફરીવાર સ્નેહન તથા સ્વેદન આપી વિરેચનની યોગ્ય માત્રા આપીને વિરેચિત કરવો.

ઘણું કરીને સ્ત્રીઓ, રાજાઓની પાસે રહેનારાં માણસો, વ્યાપારીઓ અને વેદિયા બ્રાહ્મણો લાજ, ભય તથા લોભાદિકને લીધે વેગોની અટકાયત કરવાની આદતવાળા જ હોય છે અને તેથી વાયુની પ્રબળતાને લીધે દુર્વિરેચ્ય થઈ જાય છે; માટે તેઓને સ્નિગ્ધ તથા સ્વેદિત કરીને તે પછી સંશોધનોથી શુદ્ધ કરવાં. ૮

स्निग्धस्विन्नस्यातिमात्रमतिमृदुकोष्ठस्य वाऽतितीक्ष्णाधिकदत्तमौषधमतियोगं कुर्यात् । तत्र वमनातियोगे पित्तातिप्रवृत्तिर्बलविस्रंसो वातकोपश्च बलवान् भवति । तं घृतेनाभ्यज्यावगाह्य शीतास्वप्सु शर्करामधुमिश्रैर्लेहैरुपचरेद्यथास्वम् । विरेचनातियोगे कफस्यातिप्रवृत्तिरुत्तरकालं च सरक्तस्य, तत्रापि बलविस्रंसो वातकोपश्च बलवान् भवति । तमतिशीताम्बुभिः परिषिच्यावगाह्य वा शीतैस्तण्डुलाम्बुभिर्मधुमिश्रैश्छर्दयेत् । पिच्छाबस्तिं चास्मै दद्यात् । क्षीरसर्पिषा चैनमनुवासयेत् । प्रियङ्ग्वादिं चास्मै तण्डुलाम्बुना पातुं प्रयच्छेत् । क्षीररसयोश्चान्यतरेण भोजयेत् ॥ ९

## આઠમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

જે માણસ અત્યંત સ્નેહન તથા અત્યંત સ્વેદન પામ્યો હોય, અથવા અત્યંત કોમળ કોઠાવાળો હોય, તે માણસને આપવામાં આવેલું તીક્ષ્ણ તથા અધિક સંશોધન, **અતિયોગ** નામના બગાડને ઉત્પન્ન કરે છે.

જો વમનનો અતિયોગ થયો હોય, તો પિત્ત બહુ જ પડે છે, બલહાનિ થાય છે અને વાયુનો પ્રબળ પ્રકોપ થાય છે.

એ થયેલ હોય તો રોગીને ઘીનો અભ્યંગ કરી, શીતળ જળમાં પ્રવેશાવી દોષો અનુસાર સાળની ધાણીના, સાથવાનાં, સાકર કે મધથી મિશ્ર કરેલાં ચાટણ ચટાડવાં.

જો વિરેચનનો અતિયોગ થયો હોય, તો કફની અત્યંત પ્રવૃત્તિ થાય છે; છેવટે રુધિરવાળો કફ પડવા લાગે છે અને એમ થતાં બલહાનિ તથા વાયુનો બળવાન પ્રકોપ થાય છે.

એ થયેલ હોય તો રોગીને અતિ શીતળ જળોનું સિંચન કરી અથવા અતિ શીતળ જળમાં પ્રવેશાવી મધથી મિશ્ર કરેલા ચોખાના ધોવણનું શીતળ પાણી પાઈને વમન કરાવવું, આ સ્થાનના ૩૮મા અધ્યાયના ૨૧મા વિષયમાં કહ્યા પ્રમાણે પિચ્છાબસ્તિ દેવી, દૂધમાં પકવેલા ઘીની અનુવાસનબસ્તિ પણ દેવી

વર્વાં તથા વીણા અને વેણુઓના મધુર નાદો સંભળાવવા.

એ પ્રમાણેજ ઉપરના વિષયમાં કહેલો વિરેચનનો અતિયોગ વૃદ્ધિ પામતાં રોગીની ગુદામાંથી મોરપીછના ચાંદલા જેવી આકૃતિઓવાળું જળ સ્રવે છે, પછી માંસના ધોણ જેવા દેખાવવાળું સ્રવે છે અને છેવટે જીવતું લોહી સ્રવે છે અને એમ થતાં ગુદા બહાર નીકળી જાય છે, કંપ થાય છે તથા ઉપર કહેલા વમનના અતિયોગની વૃદ્ધિના, જીભ બહાર નીકળી જવી વગેરે ઉપદ્રવો પણ થાય છે. આ બગાડ પણ **જીવાદાન** કહેવાય છે.

એ થયેલ હોય તો તેની પણ અત્યંત સ્રવવા લાગેલા લોહીને અટકાવવાની જે શીતળ સિંચન તથા જળપ્રવેશ આદિ ચિકિત્સા કહી છે, તે કરવી. ગુદા બહાર નીકળી ગઈ હોય, તો તેના પર અભ્યંગ તથા સ્વેદન કરી તેને દબાવીને અંદર પેસાડી દેવી અથવા આ સ્થાનના વીસમા અધ્યાયના ૨૮મા વિષયમાં કહેલી બીજી ચિકિત્સા કરવી. કંપ થયેલ હોય તો આ સ્થાનના ચોથા અધ્યાયમાં કહ્યા પ્રમાણે વાતહર ચિકિત્સા કરવી. જીભનું નીકળી જવું વગેરે ઉપદ્રવો ઉપરના બીજા પારિગ્રાફમાં કહ્યા પ્રમાણે જ ચિકિત્સાઓ કરવી. જીવતું લોહી અત્યંત નીકળવા લાગ્યું હોય, તો સીવણનાં ફળ, બોરડી, ધ્રોખડ અને વાળાનો કલ્ક નાખીને પકવેલા અને ઘીના ઉપરના ભાગથી તથા સુરમાથી મિશ્ર કરેલા અત્યંત ઠંડા દૂધની પિચકારી દેવી; ન્યગ્રોધાદિ ગણનો ક્વાથ, દૂધ, શેરડીનો રસ, ઘી અને બકરાં વગેરેના લોહીથી મિશ્ર કરેલી પિચકારીઓ પણ દેવી.

વમનનો અતિયોગ વૃદ્ધિ પામતાં જો થૂંકવામાં લોહી પડતું હોય, તો રક્તાતિસાર અને રક્તપિત્તની જે ચિકિત્સાઓ ઉત્તર તંત્રના ૪૦મા અધ્યાયમાં અને તે જ તંત્રના ૪૬મા અધ્યાયમાં કહેવાશે તે કરવી અને એ રોગીના ખાવાપીવામાં ન્યગ્રોધાદિ ગણની યોજના પણ કરવી.

રોગીને પડવા લાગેલું લોહી 'જીવતું લોહી છે કે પિત્તને લગતું છે?' એની પરીક્ષા કરવા તે લોહીમાં રૂનું પૂમડું અથવા સફેદ વસ્ત્ર મૂકવી નાંખવું. પછી એ પૂમડાંને કે વસ્ત્રને સૂકવી ઊના પાણીથી ધોતાં પણ જો ડાઘ રહે તો જાણવું કે 'એ જીવતું લોહી છે'[૨] અથવા રોગીના થૂંક વગેરેમાં કે દસ્તમાં પડેલા તે લોહીને ભાત અથવા સાથવા સાથે મિશ્ર કરી કૂતરાને દેવું. જો કૂતરો એ ભાતને કે સાથવાને ખાય તો જાણવું કે 'એ જીવતું લોહી છે;' પણ કૂતરો તે ન ખાય તો તેને પિત્તને લગતું જાણવું. ૧૦

सजीर्णान्नेन बहुदोषेण रूक्षेणानिलप्रायकोष्ठेनानुष्णमस्निग्धं वा पीतमौषधमाध्मापयति, तत्रानिलमूत्रपुरीषसङ्गः समुन्नद्धोदरता पार्श्वभङ्गो गुदबस्तिनिस्तोदनं भक्तारुचिश्च भवति, तं चाध्मानमित्याचक्षते । तमुपस्वेद्यानाहवर्त्तिर्दीपनबस्तिक्रियाभिरुपचरेत् ॥ ११ ॥

## દસમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

અજીર્ણવાળા, ઘણા દોષવાળા, રૂક્ષ તથા જેનો કોઠો ઘણા વાયુવાળો હોય, તે માણસને ઊણતા કે સ્નિગ્ધતાવગરનું વમન કે વિરેચનનું ઔષધ પાવામાં આવે, તો તે ઔષધો આફરો કરે છે. આફરો થતાં અધોવાયુ, મૂત્ર તથા વિષ્ઠાની અટકાયત થાય છે, પેટ ફૂલી જાય છે, પાસાં ભાંગે છે, ગુદા તથા મૂત્રાશયમાં સોઈથી ભોંકાયા જેવી પીડા થાય છે અને અન્ન પર અરુચિ થાય છે. આ **આફરો**

૨ વાગ્ભટ તો એમ કહે છે, કે 'જો પૂમડું કે વસ્ત્ર ઊના પાણી વડે ધોવાથી તમામ શુદ્ધ થઈ જાય, તો જાણવું કે જીવતું લોહી છે અને ડાઘવાળું રહે તો જાણવું કે પિત્તને લગતું છે.'

ચોખાના ધોણની સાથે પ્રિયંગ્વાદિ ગણનો કલ્ક પાવો અને દૂધ અથવા માંસના રસાથી ભોજન કરાવવું. ૯

तस्मिन्नेव वमनातियोगे प्रवृद्धे शोणितं ष्ठीवति च्छर्दयति वा, तत्र जिह्वानिःसरणमक्ष्णोर्व्यावृत्तिर्हनुसंहननं तृष्णा हिक्का ज्वरो वैसंज्ञ्यमित्युपद्रवा भवन्ति। तमजासृक्चन्दनोशीराञ्जनलाजचूर्णैः सशर्करोदकैर्मन्थं पाययेत्, फलरसैर्वा सघृतक्षौद्रशर्करैः। शुङ्गाभिर्वा वटादीनां पेयां मिद्रां सक्षौद्रां वर्चोग्राहिभिर्वा। पयसा जाङ्गलरसेन वा भोजयेत्। अतिस्रुतशोणितविधानेनोपचरेत्। जिह्वामतिसर्पितां त्रिकटुकलवणचूर्णप्रघृष्टां तिलद्राक्षाप्रलिप्तां वाऽन्तः पीडयेत्, प्रविष्टायां चाम्लमन्ये तस्य पुरस्तात्स्वादयेयुः। व्यावृत्ते चाक्षिणी घृताभ्यक्ते पीडयेत्। हनुसंहनने वातश्लेष्महरं नस्यं स्वेदांश्च विदध्यात्। तृष्णादिषु च यथास्वं प्रतिकुर्वीत। विसंज्ञे वेणुवीणागीतस्वनं श्रावयेत्। विरेचनातियोगे च सचन्द्रकं सलिलमधः स्रवति ततो मांसधावनप्रकाशमुत्तरकालं जीवशोणितं च, ततो गुदनिःसरणं वेपथुर्वमनातियोगोपद्रवाश्चास्य भवन्ति। तमपि अतिस्रुतशोणितविधानेनोपचरेत्। निःसर्पितगुदस्य गुदमभ्यज्य परिस्वेद्यान्तः पीडयेत् क्षुद्ररोगचिकित्सितं वा वीक्षेत। वेपथौ वातव्याधिविधानं कुर्वीत। जिह्वानिस्सरणादिषूक्तः प्रतीकारः। अतिप्रवृत्ते वा जीवशोणिते काश्मरी-
[illegible]
रक्तपित्तरक्तातीसारक्रियाश्चास्य विदध्यात्। न्यग्रोधादि चास्य विदध्यात्पानभोजनेषु। जीवशोणितरक्तपित्तयोश्च जिज्ञासार्थं तस्मिन् पिचुं श्रोतं वा क्षिपेत्। यद्युष्णोदकप्रक्षालितमपि वस्त्रं रञ्जयति तज्जीवशोणितमवगन्तव्यम्। सभक्तं च शुने दद्यात् सक्तुसंमिश्रं वा, स यद्युपभुञ्जीत तज्जीवशोणितमवगन्तव्यम्, अन्यथा रक्तपित्तमिति ॥ १० ॥

## નવમા બગાડનું નિરૂપણ અને સામાન્ય ચિકિત્સા

ઉપરના વિષયમાં કહેવો વમનનો અતિયોગ વૃદ્ધિ પામતાં માણસ લોહી થૂંકે છે; અથવા લોહીની ઊલટી કરે છે અને એમ થતાં જીભનું બહાર નીકળવું, આંખોનું ઊથલવું, હડપચીની સ્તબ્ધતા, તરસ, હેડકી, જ્વર અને બેભાનતા એ ઉપદ્રવો થાય છે. આ બગાડ જીવાદાન કહેવાય છે.

એ થયેલ હોય તો બકરીનું લોહી, ચંદન, વાળો, સુરમો તથા સાળની ધાણીના ચૂર્ણમાં સાકરનું જળ નાખી બનાવેલો મંથ પાવો અથવા ઘી, સાકર અને મધથી મિશ્ર કરેલા દાડમ વગેરે ફળોના રસોથી બનાવેલો તે મંથ પાવો અથવા વડ વગેરે ક્ષીર વૃક્ષોની ટશીઓ વગેરે કે ગ્રાહી પદાર્થોની રાબ બનાવી મધમાં મિશ્ર કરીને પાવી, દૂધ સાથે કે જંગલી પ્રાણીઓના માંસના રસા સાથે ભોજન કરાવવું અને અત્યંત સ્રવવા લાગેલા રુધિરને અટકાવવાની જ શીતળ સિંચન તથા શીતળ જળપ્રવેશ આદિ ચિકિત્સા કહી છે, તે પણ કરવી. જીભ બહાર નીકળી ગઈ હોય, તો તેને સૂંઠ, મરી, પીપર તથા સિંધવના ચૂર્ણથી ઘસી અથવા તલ અને દ્રાક્ષના કલ્કથી ખરડી દબાવીને અંદર પેસાડવી અને પેસી ગયા પછી દરદીની આગળ બીજા લોકોને ખાટા પદાર્થો ખવડાવવી[1]. આંખો ઊથલી પડી હોય, તો તેઓને ઘીથી ખરડીને દબાવી દેવી. હડપચી સ્તબ્ધ થઈ ગઈ હોય, તો વાયુ તથા કફને હરનારું નસ્ય દેવું અને સ્વેદોની યોજના કરવી. તરસ, હેડકી કે જ્વર હોય તો તેઓને તેઓની પોતપોતાની ચિકિત્સાથી શાંત કરવાં અને બેભાનપણું થયું હોય, તો ગાયનો સંભળા-

૧ ખાટા પદાર્થો ખવાતા જોવામાં આવતાં મોઢામાં પાણી આવવાથી જીભ કોમળ થઈ ઠેકાણે આવે છે-દરલન

ग्रैतं कृष्णं रक्तं चा भृशं प्रवाहमाणः कफमुपविशति। तं परिस्रावविधानेनोपचरेत् ॥ १४ ॥

## તેરમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

અતિ રૂક્ષ માણસને અપાયેલું વિરેચનનું ઔષધ, વેગની પ્રાપ્તિ થયા વગર જ વાયુ સહિત વિષ્ટાને ધકેલે છે અને અતિ સ્નિગ્ધ માણસને અપાયેલું વિરેચનનું ઔષધ, વેગના આઘાત થવાથી વાયુ સહિત વિષ્ટાને ધકેલે છે, એ વિરેચન સંબંધી પ્રવાહિકા નામનો બગાડ કહેવાય છે.

તેમ જ અતિ રૂક્ષ માણસને અપાયેલું વમનનું ઔષધ, વેગની પ્રાપ્તિ થયા વગર જ વાયુને ધકેલે છે અને અતિ સ્નિગ્ધ માણસને અપાયેલું વમનનું ઔષધ વેગનો આઘાત થવાથી વાયુને ધકેલે છે; એ વમન સંબંધી પ્રવાહિકા નામનો બગાડ કહેવાય છે.

વિરેચન સંબંધી પ્રવાહિકા થયેલ હોય, તો વિષ્ટાને બહાર કાઢવા માટે અત્યંત જોર કરાવી વાયુવાળો, દાહવાળો, શૂળવાળો, ભારે ભારે, ચીકણો, સફેદ, કાળો અથવા રાતો કફ ગુદામાંથી પડે છે. (વમન સંબંધી પ્રવાહિકા થયેલ હોય, તો ગુદામાંથી કફનો સ્રાવ થવાને બદલે મોઢામાંથી સૂકા ઓડકાર આવ્યા કરે છે.)

જેને પ્રવાહિકા થયેલ હોય, તે માણસ માટે ઉપર કહેલી પરિસ્રાવણી ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (અતિરૂક્ષને માટે કઠણ કોઠાવાળાના પરિસ્રાવની ચિકિત્સા પ્રમાણે અને અતિસ્નિગ્ધ માટે અત્યંત ઘણા દોષવાળાના પરિસ્રાવની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.) ૧૪

यस्तूर्ध्वमधो वा भेषजवेगं प्रवृत्तमज्ञत्वाद्विनिहन्ति तस्योपसरणं हृदि कुर्वन्ति दोषाः। तत्र प्रधानमर्मसन्तापाद्वेदनाभिरत्यर्थं पीड्यमानो दन्तान् किटकिटायते उद्धताक्षो जिह्वां खादति प्रताम्यत्यचेताश्च भवति, तं परिवर्जयन्ति मूर्खाः। तमभ्यज्य धान्यस्वेदेन स्वेदयेद्यष्टिमधुकसिद्धेन च तैलेनानुवासयेत्। शिरोविरेचनं चास्मै तीक्ष्णं विदध्यात्। ततो यष्टिमधुकमिश्रेण तण्डुलाम्बुना छर्दयेद्यथादोषोच्छ्रायं चैनं बस्तिभिरुपाचरेत् ॥ १५ ॥

## ચૌદમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

જે માણસ મુખ અથવા ગુદાથી ફેલાવા લાગેલા ઔષધના વેગને પોતાની મૂર્ખતાથી અટકાવે છે, તેના હૃદયમાં દોષો ઉપસરણ (પ્રાપ્તિપૂર્વક જમાવ) કરે છે. એ હૃદયોપસરણ નામનો બગાડ કહેવાય છે. આ બગાડ થતાં માણસ હૃદયના સંતાપને લીધે વેદનાઓથી અત્યંત પીડાય છે, પીડાતાંપીડાતાં દાંતોની કડકડાટી બોલાવે છે, આંખો કાઢીને જીભ કરડવા લાગે છે, અત્યંત ક્લેશ પામે છે અને મૂર્છિત પણ થઈ જાય છે. રોગીની આ સ્થિતિને જોઈ મૂર્ખ વૈદ્યો તો તેની ચિકિત્સા કરવી છોડી જ દે છે.

પ્રવીણ વૈદ્યે તો જરા પણ નહિ ગભરાતાં તેને અભ્યંગ કરી અડદ વગેરે ધાન્યની બાફ દેવી, જેઠીમધના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલની અનુવાસનબસ્તિ દેવી અને તીક્ષ્ણ શિરોવિરેચન પણ દેવું. પછી દોષની પ્રબળતા અનુસાર એ માણસને જેઠીમધથી મિશ્ર કરેલા ચોખાના ધોવણથી ઊલટી કરાવવી અને આસ્થાપનબસ્તિઓ તથા સ્નેહબસ્તિઓ પણ દેવી. ૧૫

यस्तूर्ध्वमधो वा प्रवृत्तदोषः शीतागारमुदकमनिलमन्यद्वा सेवेत, तस्य दोषाः स्रोतःस्ववलीयमाना घनीभावमापन्ना वातमूत्रशकृद्ग्रहमापाद्य विबध्यन्ते। तस्याटोपो दाहो ज्वरो वेदनाश्च तीव्रा भवन्ति। तमाशु वामयित्वा प्राप्तकालां क्रियां कुर्वीत। अधोभागे त्वधोभागहरद्रव्यसैन्धवाम्लमूत्रसंसृष्टं विरेचनं पाययेत्। आस्थापनमनुवासनं च यथादोषं विदध्यात्। यथादोषमाहारक्रमं च। उभयतोभागे तूपद्रवविशेषान्यथास्वं प्रतिकुर्वीत ॥

श्वेतं कृष्णं रक्तं वा भृशं प्रवाहमाणः कफमुपविशति। तं परिस्रावविधानेनोपचरेत् ॥ १४ ॥

## તેરમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

અતિ રૂક્ષ માણસને અપાયેલું વિરેચનનું ઔષધ, વેગની પ્રાપ્તિ થયા વગર જ વાયુ સહિત વિષ્ટાને ધકેલે છે અને અતિ સ્નિગ્ધ માણસને અપાયેલું વિરેચનનું ઔષધ, વેગનો આઘાત થવાથી વાયુ સહિત વિષ્ટાને ધકેલે છે, એ વિરેચન સંબંધી **પ્રવાહિકા** નામનો બગાડ કહેવાય છે.

તેમ જ અતિ રૂક્ષ માણસને અપાયેલું વમનનું ઔષધ, વેગની પ્રાપ્તિ થયા વગર જ વાયુને ધકેલે છે અને અતિ સ્નિગ્ધ માણસને અપાયેલું વમનનું ઔષધ વેગનો આઘાત થવાથી વાયુને ધકેલે છે; એ વમન સંબંધી **પ્રવાહિકા** નામનો બગાડ કહેવાય છે.

વિરેચન સંબંધી પ્રવાહિકા થયેલ હોય, તો વિષ્ટાને બહાર કાઢવા માટે અત્યંત જોર કરાવી વાયુવાળો, દાહવાળો, શૂળવાળો, ભારે ભારે, ચીકણો, સફેદ, કાળો અથવા રાતો કફ ગુદામાંથી પડે છે. (વમન સંબંધી પ્રવાહિકા થયેલ હોય, તો ગુદામાંથી કફનો સ્રાવ થવાને બદલે મોઢામાંથી સૂકા ઓડકાર આવ્યા કરે છે.)

જેને પ્રવાહિકા થયેલ હોય, તે માણસ માટે ઉપર કહેલી પરિસ્રાવણી ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી (અતિરૂક્ષને માટે કઠણ કોઠાવાળાના પરિસ્રાવની ચિકિત્સા પ્રમાણે અને અતિસ્નિગ્ધ માટે અત્યંત ઘણા દોષવાળાના પરિસ્રાવની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.) ૧૪

यस्तूर्ध्वमधो वा भेषजवेगं प्रवृत्तमज्ञत्वाद्विनिहन्ति तस्योपसरणं हृदि कुर्वन्ति दोषाः। तत्र प्रधानमर्मसन्तापाद्वेदनाभिरत्यर्थं पीड्यमानो दन्तान् किटकिटायते उद्धताक्षो जिह्वां खादति प्रताम्यत्यचेताश्च भवति, तं परिवर्जयन्ति मूर्खाः। तमभ्यज्य धान्यस्वेदेन स्वेदयेद्यष्टिमधुकसिद्धेन च तैलेनानुवासयेत्। शिरोविरेचनं चास्मै तीक्ष्णं विदध्यात्। ततो यष्टिमधुकमिश्रेण तण्डुलाम्बुना छर्दयेद्यथादोषोच्छ्रायं चैनं बस्तिभिरुपाचरेत् ॥ १५ ॥

## ચૌદમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા

જે માણસ મુખ અથવા ગુદાથી ફેલાવા લાગેલા ઔષધના વેગને પોતાની મૂર્ખતાથી અટકાવે છે, તેના હૃદયમાં દોષો ઉપસરણ (પ્રાપ્તિપૂર્વક જમાવ) કરે છે. એ **હૃદયોપસરણ** નામનો બગાડ કહેવાય છે. આ બગાડ થતાં માણસ હૃદયના સંતાપને લીધે વેદનાઓથી અત્યંત પીડાય છે, પીડાતાંપીડાતાં દાંતોની કડકડાટી બોલાવે છે, આંખો ફાડીને જીભ કરડવા લાગે છે, અત્યંત ક્લેશ પામે છે અને મૂર્છિત પણ થઈ જાય છે. રોગીની આ સ્થિતિને જોઈ મૂર્ખ વૈદ્યો તો તેની ચિકિત્સા કરવી છોડી જ દે છે.

પ્રવીણ વૈદ્યે તો જરા પણ નહિ ગભરાતાં તેને અભ્યંગ કરી અડદ વગેરે ધાન્યની બાફ દેવી, જેઠીમધના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલની અનુવાસનબસ્તિ દેવી અને તીક્ષ્ણ શિરોવિરેચન પણ દેવું. પછી દોષની પ્રબલતા અનુસાર એ માણસને જેઠીમધથી મિશ્ર કરેલા ચોખાના ધોવણથી ઊલટી કરાવવી અને આસ્થાપનબસ્તિઓ તથા સ્નેહબસ્તિઓ પણ દેવી. ૧૫

यस्तूर्ध्वमधो वा प्रवृत्तदोषः शीतागारमुदकमनिलमन्यद्वा सेवेत, तस्य दोषाः स्रोतःस्ववलीयमाना घनीभावमापन्ना वातमूत्रशकृद्ग्रहमापाद्य विबध्यन्ते। तस्याटोपो दाहो ज्वरो वेदनाश्च तीव्रा भवन्ति। तमाशु वामयित्वा प्राप्तकालां क्रियां कुर्वीत। अधोभागे त्वधोभागहरद्रव्यसैन्धवाम्लमूत्रसंसृष्टं विरेचनं पाययेत्। आस्थापनमनुवासनं च यथादोषं विदध्यात्। यथादोषमाहारक्रमं च। उभयतोभागे तूपद्रवविशेषान्यथास्वं प्रतिकुर्वीत ॥

**વમનના તથા વિરેચનના પંદરમા બગાડનું નિરૂપણ અને ચિકિત્સા**

જે માણસ વમન અથવા વિરેચનની પ્રવૃત્તિ થતાં ઠંડું ઘર, ઠંડું પાણી, ઠંડો પવન અથવા બીજા કોઈ ઠંડા પદાર્થને સેવે, તે માણસના દોષો સ્રોતોમાં લીન થતાંથતાં ઘાટા થઈ વાયુ, મૂત્ર તથા વિષ્ઠાને અટકાવી દઈ વમનવિરેચનની પ્રવૃત્તિને અટકાવી દે છે એ **વિબંધ** નામનો બગાડ કહેવાય છે. આ બગાડ થતાં આટોપ (ગડગડાટ) થાય છે, દાહ થાય છે, જ્વર આવે છે અને તીવ્ર વેદનાઓ થાય છે.

જે માણસને વમનથી વિબંધ થયો હોય, તેને તુરત વમન કરાવીને તે સમયે જે ચિકિત્સા યોગ્ય હોય તે કરવી.

જે માણસને વિરેચનથી વિબંધ થયો હોય, તેને વિરેચન માટે વિરેચન દ્રવ્યો, સૈંધવ, ખાટા પદાર્થો તથા ગોમૂત્રથી મિશ્ર કરેલું કવાથાદિ પાવું, દોષને અનુસરી નિરૂહબસ્તિ તથા અનુવાસનબસ્તિ પણ દેવી અને યથાયોગ્ય આહારની યોજના પણ કરવી

વમન તથા વિરેચન એ બન્નેથી વિબંધ થયો હોય, તો ફરીવાર વમન-વિરેચન કરાવવાં અને તે વિબંધના ઉપદ્રવોને, તે ઉપદ્રવો જે જે દોષથી થયેલા હોય, તે તે દોષને હણનારી ચિકિત્સાઓથી મટાડવા. ૧૬

या तु विरेचने गुदपरिकर्त्तिका तद्वमने कण्ठक्षणनं यदधः परिस्रवणं स ऊर्ध्वभागे श्लेष्मप्रसेको या त्वधः प्रवाहिका सा तूर्ध्वं शुष्कोद्गारा इति ॥ १७

**વમનથી થયેલ પરિકર્ત્તિકા, પરિસ્રાવ અને પ્રવાહિકામાં નહિ કહેલા વિશેષો**

વિરેચન સંબંધી પરિકર્ત્તિકામાં ગુદામાં વાઢ થાય છે, તેને બદલે વમન સંબંધી પરિકર્ત્તિકામાં કંઠમાં વાઢ મુકાયા જેવી વ્યથા થાય છે વિરેચન સંબંધી પરિસ્રાવમાં ગુદામાંથી સ્રાવ થાય છે તેને બદલે વમન સંબંધી પરિસ્રાવમાં મોઢામાંથી કફનો સ્રાવ થાય છે. વિરેચન સંબંધી પ્રવાહિકામાં ગુદામાંથી કફ પડે છે, તેને બદલે વમન સંબંધી પ્રવાહિકામાં ગકા ઓડકાર આવ્યા કરે છે.[1] ૧૭

भवति चात्र ॥

यास्त्वेता व्यापदः प्रोक्ता दश पञ्च च तत्त्वतः ।
एता विरेकातियोगदुर्योगायोगजाः स्मृताः ॥ १८

**પૂર્વોક્ત પંદર બગાડોનાં મુખ્ય કારણો**

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે 'આ અધ્યાયમાં વમન તથા વિરેચન સંબંધી જે પંદર બગાડો કહ્યા, તેઓનાં મુખ્ય કારણોનો વિચાર કરતાં 'અતિયોગ, દુર્યોગ અને અયોગ એ ત્રણ જ મુખ્ય કારણો છે' એમ સિદ્ધ થાય છે ' (કેટલાક માને છે, કે અતિયોગ અને અયોગથી જ બધા બગાડ થાય છે ) ૧૮

## અધ્યાય ૩૫મો

अथातो नेत्रबस्तिप्रमाणप्रविभागचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'નેત્રબસ્તિપ્રમાણપ્રવિભાગચિકિત્સિત'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

तत्र स्नेहादीनां कर्मणां बस्तिकर्म प्रधानतममाहुराचार्याः । कस्मादनेककर्मकरत्वाद्बस्तेः । इह बस्तिर्नानाविधद्रव्यसंयोगाद्दोषाणां संशोधनसंशमनसंग्रहणानि करोति । क्षीणशुक्रं वाजीकरोति, कृशं

---

૧ આ વિશેષો અગે તે તે વિષયના વ્યાખ્યાનમાં કેમ કરીને જણાવી આપ્યા છે કે જેથી વાચનારાઓને આ સત્તરમો વિષય વાચવાની જરૂર જ ન પડે

૨ પિચકારીની નળીના તથા પિચકારીમાં નાખવાના દ્રવ્યના પ્રમાણનો વિભાગ બતાવનારરૂપ ચિકિત્સા વિધિનો

बृंहयति, स्थूलं कर्षयति, चक्षुः प्रीणयति, वलीपलितमपहन्ति, वयः स्थापयति ।

शरीरोपचयं वर्णबलमारोग्यमायुषः ।
कुरुते परिवृद्धिं च बस्तिः सम्यगुपासितः ॥

तथा ज्वरातीसारतिमिरप्रतिश्यायशिरोरोगाधिमन्थार्दिताक्षेपकपक्षाघातैकाङ्गसर्वाङ्गरोगाध्मानोदरशर्कराशूलवृद्ध्युपदंशानाहमूत्रकृच्छ्रगुल्मवातशोणितवातमूत्रपुरीषोदावर्तशुक्रार्तवस्तन्यनाशहृद्ग्रहहनुग्रहमन्याग्रहार्शोऽश्मरीमूढगर्भप्रभृतिषु चात्यर्थमुपयुज्यते ॥

भवति चात्र ॥
बस्तिर्वाते च पित्ते च कफे रक्ते च शस्यते ।
संसर्गे सन्निपाते च बस्तिरेव हितः सदा ॥ २

### બસ્તિકર્મની આવશ્યકતા અને તેના લાભો

સ્નેહન તથા સ્વેદન આદિ શોધનનાં અંગભૂત કર્મોમાં વમન અને વિરેચન ખાસ મુખ્ય છે અને તે કરતાં પણ બસ્તિકર્મ (પિચકારીની ક્રિયા) વધારે મુખ્ય છે; એમ આચાર્યો કહે છે; કારણ કે બસ્તિથી અનેક કાર્યો સિદ્ધ થાય છે. બસ્તિમાં અનેક પ્રકારનાં દ્રવ્યોનો સંયોગ થાય છે, તેથી તે બસ્તિ દોષોનું સંશોધન કરે છે, સંશમન કરે છે, અને દોષો જો અત્યંત ફેલાવા લાગ્યા હોય તો તેઓનો અટકાવ પણ કરે છે. યોગ્ય પ્રકારે સેવવામાં આવેલી બસ્તિ ક્ષીણવીર્યવાળા માણસને ઘોડા જેવો અતિ વીર્યવાન બનાવે છે, કૃશ થયેલા માણસને પુષ્ટ કરે છે, સ્થૂળ માણસને પાતળો કરે છે, ચક્ષુઓને તૃપ્ત કરે છે, વળીઓ તથા વાળોની સફેદીને મટાડી નાખે છે, યૌવનને સ્થિર કરે છે, શરીરમાં ઉત્તમ ધાતુઓનો વધારો કરે, બળની વૃદ્ધિ કરે, વર્ણ સારો કરે, આરોગ્ય આપે અને આયુષ્યની વૃદ્ધિ કરે છે.

તેમ જ જ્વર, અતિસાર તિમિર, શરદી, માથાના રોગો, અધિમંથ, અર્દિત, આક્ષેપક, પક્ષાઘાત, એકાંગરોગ, સર્વાંગરોગ, આધ્માન ઉદરરોગ, શર્કરા, શૂળ, વૃદ્ધિ, ઉપદંશ, આનાહ મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, વાતરક્ત, વાતોદાવર્ત, મૂત્રોદાવર્ત, પુરીષોદાવર્ત, વીર્યનાશ, રજોનાશ સ્તન્યનાશ, હૃદયગ્રહ, હનુગ્રહ, મન્યાગ્રહ અરશ, અશ્મરી તથા મૂઢગર્ભ વગેરેને મટાડવામાં પણ અત્યંત ઉપયોગી છે.

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'વાયુ, પિત્ત, કફ, લોહી વિકાર, બબ્બે દોષોનો સંસર્ગ અને સંનિપાત ઉપર પણ બસ્તિ સર્વદા હિતકારી જ છે.' ૨

तत्र सांवत्सरिकाष्टद्विरष्टवर्षाणां षडष्टदशाङ्गुलप्रमाणानि कनिष्ठिकानामिकामध्यमाङ्गुलिपरिणाहान्यग्रेऽध्यर्द्धाङ्गुलद्व्यङ्गुलार्द्धतृतीयाङ्गुलसन्निविष्टकर्णिकानि कङ्कश्येनबर्हिपत्रनाडीतुल्यप्रवेशानि मुद्गमाषकलायमात्रस्रोतांसि विदध्यान्नेत्राणि । तेषु चास्थापनद्रव्यप्रमाणमातुरहस्तसंमितेन प्रसृतेन संमितौ प्रसृतौ द्वौ चत्वारोऽष्टौ च विधेयाः ।

वर्षान्तरेषु नेत्राणां बस्तेर्मानस्य चैव हि ।
वयोबलशरीराणि समीक्ष्य वर्द्धयेद्विधिम् ॥

पञ्चविंतेरूर्ध्वं द्वादशाङ्गुलं मूलेऽङ्गुष्ठोदरपरीणाहमग्रे कनिष्ठिकोदरपरीणाहमग्रे त्र्यङ्गुलसन्निविष्टकर्णिकं गृध्रपक्षनाडीतुल्यप्रवेशं कोलास्थिमात्रच्छिद्रं क्लिन्नकलायमात्रच्छिद्रमित्येके । सर्वाणि मूले बस्तिनिबन्धनार्थं द्विकर्णिकानि । आस्थापनद्रव्यप्रमाणं तु विहितं द्वादशप्रसृताः । सप्ततेस्तूर्ध्वं नेत्रप्रमाणमेतदेव, द्रव्यप्रमाणं तु द्विरष्टवर्षवत् ॥ ३

### બસ્તિની નળી અને નિરૂહબસ્તિના દ્રવ્યનું પ્રમાણ

એક વર્ષની ઉંમરના માટે છ આંગળ લાંબી, તે માણસની ટચલી આંગળી જેવી જાડી, દોઢ આંગળ જેટલા અગ્રભાગને છોડી દઈને તે પ્રદેશમાં ગોઠવેલી છત્રાકાર દોડીવાળી,[1] કંક-

[1] આ દોડી ગુદામાં નળીને પ્રમાણ કરતાં અધિક પેસતી અટકાવવા માટે છે.

પક્ષીની પાંખની નસના જેવા પ્રવેશપ્રદેશવાળી અને મગ પેસી જાય તેવડા છિદ્રવાળી નળી કરવી.

આઠ વર્ષની ઉંમરનાને માટે આઠ આંગળ લાંબી, તે માણસની અનામિકા આંગળી જેવી જાડી, બે આંગળ જેટલા અગ્રભાગને છોડી દઈ ને તે પ્રદેશમાં ગોઠવેલી છત્રાકાર દોડીવાળી, બાજ પક્ષીની પાંખની નસના જેવા પ્રવેશપ્રદેશવાળી અને અડદ પેસી જાય તેવડા છિદ્રવાળી નળી કરવી.

સોળ વર્ષની ઉંમરના માટે દસ આંગળ લાંબી, તે માણસની વચલી આંગળી જેવી જાડી, અઢી આંગળ જેટલા અગ્રભાગને છોડી દઈને તે પ્રદેશમાં ગોઠવેલી છત્રાકાર દોડીવાળી, મોરની પાંખની નસના જેવા પ્રવેશપ્રદેશવાળી અને વટાણો પેસી જાય તેવડા છિદ્રવાળી નળી કરવી.

નિરૂહબસ્તિમાં ભરવાનું ક્વાથાદિક દ્રવ્ય એક વર્ષની ઉંમરના બાળક માટે બે પ્રસૃત જેટલું, આઠ વર્ષની ઉંમરના બાળક માટે ચાર પ્રસૃત જેટલું, અને સોળ વર્ષની ઉમરના માણસ માટે આઠ પ્રસૃત જેટલું તૈયાર કરવું. (એક વ્યાખ્યાનકાર કહે છે: 'અહીં પ્રસૃત શબ્દથી આઠ તોલા સમજવા' અને બીજો વ્યાખ્યાનકાર કહે છે: 'અહીં પ્રસૃત શબ્દથી રોગીના હાથની પસલી સમજવી.' છેલ્લા મતમાં મૂળગ્રંથનો મેળ આવે છે.)

એકથી આઠ સુધીનાં, આઠથી સોળ સુધીનાં અને સોળથી પચીસ સુધીનાં વર્ષોમાં બસ્તિની નળીના અને ક્વાથાદિક દ્રવ્યનાં પ્રમાણોનો વધારો ઉપર કહેલી પદ્ધતિને અનુસરી માણસોની અવસ્થા, બળ તથા કાયા જોઈને કરવો.

પચીસ વર્ષથી વધારે ઉંમરના માણસ માટે બાર આંગળ લાંબી, મૂળમાં અંગૂઠાના મધ્ય જેવી જાડી, અગ્રમાં ટચલી આંગળીના મધ્ય જેવી જાડી, ત્રણ આંગળ જેટલા અગ્રભાગને છોડી દઈને તે પ્રદેશમાં ગોઠવેલી છત્રાકાર દોડીવાળી, ગીધપક્ષીની પાંખની નસના જેવા પ્રવેશપ્રદેશવાળી અને બોરનો ઠળિયો પેસી જાય તેવડા છિદ્રવાળી નળી કરવી. કેટલાક આચાર્યો કહે છે કે પાણીમાં પલાળેલો વટાણો પેસી જાય તેવડા છિદ્રવાળી કરવી.

સઘળી નળીઓ બસ્તિના (બળદ કે બકરા વગેરેના મૂત્રાશયની કોથળીના) છેડાઓને બાંધવા માટે મૂળમાં બબ્બે દોડીઓવાળી કરવી.

પચીસ વર્ષથી વધારે ઉંમરના માણસ માટે નિરૂહબસ્તિમાં ભરવાનું ક્વાથાદિક દ્રવ્ય બાર પ્રસૃત જેટલું કરવું. સીત્તેર વર્ષથી ઉપરની ઉંમરના માણસ માટે નળીનું પ્રમાણ તો પચીસ વર્ષથી વધારે ઉમરના માણસ માટે જે કહ્યું, તે જ કરવું; પરંતુ નિરૂહબસ્તિમાં ભરવાના ક્વાથાદિક દ્રવ્યનું પ્રમાણ તો સોળ વર્ષની ઉંમરના માણસ માટે જે કહ્યુ તે જ કરવું. ૩

तत्र नेत्राणि सुवर्णरजतताम्रायोरीतिदन्तशृङ्गमणितरुसारमयानि श्लक्ष्णानि दृढानि गोपुच्छाकृतीन्यृजूनि गुटिकामुखानि। बस्तयश्चाप्यबद्धानां मृदवो नातिबहला दृढाः प्रमाणवन्तो गोमहिषवराहाजोरभ्राणाम् ॥

नेत्रालाभे हिता नाडी नलवंशास्थिसंभवा।
बस्त्यलाभे हितं चर्म सूक्ष्मं वा तान्तवं घनम् ॥ ४

**નળીઓ કયા પદાર્થોની તથા કેવી કરવી?**

નળીઓ સોનું, રૂપું, તાંબું, લોઢું, પિત્તળ, દાંત, શિંગડું, મણિ કે વૃક્ષોનાં લાકડાંની કરવી. એ નળીઓ લાસી, મજબૂત, ગાયનાં પૂછડાં જેવી આકૃતિવાળી, સીધી અને ગોળીનાં જેવાં મોઢાંવાળી કરવી.

મૂત્રાશયો અવૃદ્ધ પ્રાણીઓના અને તેઓમાં પણ બળદ, પાડા, સૂવર, બકરા કે ઘેટાના લેવા. એ મૂત્રાશયો કોમળ, બહુ જાડા કે લાંબા ન હોય એવા, દૃઢ અને યોગ્ય પ્રમાણવાળા લેવા.

સોના વગેરેની નળી ન મળે એમ હોય, તો

પછી નાડી, વાંસ કે હાડકાંની નળી કરવી.

ઉપર કહેલાં પ્રાણીઓના મૂત્રાશયો ન મળે એમ હોય, તો પછી તેને બદલે પાતળા ચામડાની કે ધાટા કપડાની કોથળીનો ઉપયોગ કરવો. ૪

वस्तिं निरुपदिग्धं तु शुद्धं सुपरिमार्जितम् ।
मृद्वनुद्धतहीनं च मुहुः स्नेहविमर्दितम् ।
नेत्रमूले प्रतिष्ठाप्य न्युब्जं तु विवृताननम् ॥
बद्ध्वा लोहेन तप्तेन चर्मस्रोतसि निर्दहेत् ।
परिवर्त्य ततो वस्तिं बद्ध्वा गुप्तं निधापयेत् ॥
आस्थापनं च तैलं च यथावत्तेन दापयेत् । ५

## બસ્તિને રાખવાની રીત

માંસાદિકના લેપવગરના, આવળથી રંગેલા, સારી પેઠે સાફ કરેલા, કોમળ, અધિકતાવગરના, હીનતાવગરના અને જેને વારંવાર તેલ ચોળ્યું હોય, એવા બસ્તિને નળીના મૂળમાં રાખી ઊંધો કરી તેના ખુલ્લા મોઢાને બાંધી લઈ, તપાવેલા ધાતુનું રેણ દઈ, ધડી વાળી બાંધીને ગુપ્ત રીતે રાખવો. તે બસ્તિથી યોગ્ય રીતે તેલાદિકથી મિશ્ર ક્વાથની કે એકલા સ્નેહની પિચકારી મારવી. ૫

मृदुर्वस्तिः प्रयोक्तव्यो विशेषाद्बालवृद्धयोः ।
तयोस्तीक्ष्णः प्रयुक्तस्तु वस्तिर्हि स्याद्बलायुषी ॥६

## બાળક તથા વૃદ્ધને મૃદુ પિચકારી

વિશેષે કરી બાળક અને વૃદ્ધને કોમળ દ્રવ્યોની પિચકારી મારવી કેમ કે જો તીક્ષ્ણ દ્રવ્યોની પિચકારી મારવામાં આવે, તો તેથી તેઓના બળ તથા આયુષ્યનો નાશ થાય છે. ૬

तत्र द्विविधो वस्तिः । नैरूहिकः स्नैहिकश्च । आस्थापनं निरूह इत्यनर्थान्तरम् । तस्य विकल्पो माधुतैलिकः । तस्य पर्यायशब्दाः स्थापनो युक्तरथः सिद्धवस्तिरिति । स दोषनिर्हरणाच्छरीररोगहरणाद्वा निरूहः । वयःस्थापनादायुःस्थापनाद्वास्थापनम् । माधुतैलिकविधानं च निरूहक्रमचिकित्सिते वक्ष्यामः । तत्र यथाप्रमाणगुणविहितः स्नेहवस्तिरेवाऽनुवासनः पादावकृष्टः । अनुवसन्नपि न दुष्यत्यनुदिवसं वा दीयत इत्यनुवासनः । तस्यापि विकल्पोऽर्द्धार्द्धमा वकृष्टोऽपरिहार्यो मात्रावस्तिरिति ॥ ७ ॥

## બસ્તિના બે ભેદો, પર્યાયો, વ્યુત્પત્તિ અને પેટા ભેદો

નિરૂહ અને સ્નેહબસ્તિ એ રીતે બસ્તિ મુખ્ય બે ભેદ છે. (ક્વાથ, તેલને તથા વગેરેને મિશ્ર કરીને જે પિચકારીનું દ્રવ્ય તૈ કરવામાં આવે તે નિરૂહબસ્તિ કહેવાય છે. એકલા સ્નેહની જ જે પિચકારી તૈયાર કરવા આવે તે સ્નેહબસ્તિ કહેવાય છે.) **આસ્થાપ** અને **નિરૂહ** એ બે શબ્દો એકબીજાના પર્યાય **માધુતૈલિકબસ્તિ** એ નિરૂહનો અથવા આસ્થ પનનો ભેદ છે. **સ્થાપન, યુક્તરથ** અ **સિદ્ધબસ્તિ** વગેરે બસ્તિઓ માધુતૈલિક જ ભેદો છે. ક્વાથ તથા તેલ વગેરેનો બ દોષોનું હરણ કરે છે અથવા શરીરના રોગો હરણ કરે છે, તેથી નિરૂહ કહેવાય છે. યૌવન અથવા આયુષ્યને સ્થિર રાખે છે, તે આસ્થાપન કહેવાય છે. માધુતૈલિકનું વિધા આ સ્થાનના નિરૂહક્રમચિકિત્સિત નામના ૩૮ અધ્યાયમાં કહેવામાં આવશે.

જે જે અવસ્થાવાળા માણસને જેટલાજેટલ તોલની નિરૂહબસ્તિ દેવામાં આવે, તે અવસ્થાવાળા માણસને નિરૂહબસ્તિના તોલ ચોથા ભાગના તોલની **સ્નેહબસ્તિ** દેવા આવે છે. **અનુવાસનબસ્તિ**, એ સ્નેહબસ્તિનો પર્યાય શબ્દ છે. વધારે વખત સુધી અંદર ર તો પણ હરકત કરતી નથી અથવા દરરો દેવી યોગ્ય છે, તેથી સ્નેહબસ્તિનું બીજું ના અનુવાસનબસ્તિ છે. **માત્રાબસ્તિ**, કે સ્નેહબસ્તિના અર્ધા જેટલા તોલની અથવ ચતુર્થાંશ જેટલા તોલની દેવામાં આવે છે, સ્નેહબસ્તિનો જ ભેદ છે અને તે સર્વદા સેવ યોગ્ય છે. ૭

निरूहः शोधनो लेखी स्नेहनो बृंहणो मतः ।
निरूहशोधितान्मार्गान्सम्यक्स्नेहोऽनुगच्छति ।
अपेतसर्वदोषासु नाडीष्विव वहज्जलम् ।
सर्वदोषहरश्चासौ शरीरस्य च जीवनः ॥
तस्माद्विशुद्धदेहस्य स्नेहबस्तिर्विधीयते । ८

### નિરૂહબસ્તિ પછી સ્નેહબસ્તિ અને તેના ગુણો

નિરૂહબસ્તિ શરીરને શુદ્ધ કરે છે, મળોને ઉખેડે છે, શરીરને સ્નિગ્ધ કરે છે અને ધાતુઓને પુષ્ટિ આપે છે જેમ પરનાળો કચરા વગેરે સર્વ દોષોથી રહિત કરવામા આવી હોય, તો વહેતુ જળ તેઓમાં સારી રીતે ગતિ કરે છે, તેમ શરીરની અદરના માર્ગો નિરૂહબસ્તિથી શુદ્ધ કરવામાં આવ્યા હોય, તો તે માર્ગોમા સ્નેહ સારી રીતે ગતિ કરે છે સ્નેહબસ્તિ સઘળા દોષોને હરનાર છે અને શરીરને જીવન આપનાર છે, માટે નિરૂહબસ્તિથી શુદ્ધ થયેલા શરીરવાળા માણસને સ્નેહબસ્તિ દેવાનુ કહેવાય છે ૮

तत्रोन्मादभयशोकपिपासारोचकाजीर्णार्शःपाण्डुरोगभ्रमदमूर्च्छाच्छर्दिकुष्ठमेहोदरस्थौल्यश्वासकासकण्ठशोषशोफोपसृष्टक्षतोरस्कचतुस्त्रिमासगर्भिणीदुर्बलाग्न्यसहा बालवृद्धौ च वातरोगादृते क्षीणा नानुवास्या नास्थापयितव्या. ॥ ९

### બસ્તિ કોને ન દેવી ?

ઉન્માદવાળો, ભયવાળો, શોકથી પીડાયેલ, તરસથી પીડાયેલ, અરોચકવાળો, અજીર્ણવાળો, અરશવાળો, પાંડુરોગવાળો, ભ્રમવાળો, મદવાળો, મૂર્છાનો દરદી, ઊલટીનો દરદી, કોઢનો દરદી, પ્રમેહવાળો, ઉદરરોગી, અતિ સ્થૂલ શરીરવાળો, શ્વાસનો દરદી, ખાંસીનો દરદી, કઠશોષવાળો, સોજાવાળો, છાતીમાં ક્ષતવાળો, સાત માસ સુધીની ગર્ભિણી, નબળા જઠરાગ્નિવાળો, સહન ન કરી શકે એવો, બાળક, વૃદ્ધ અને અત્યત ક્ષીણ શરીરવાળાને વાયુ સબધી રોગ વિના નિરૂહબસ્તિ દેવી નહી અને અનુવાસનબસ્તિ પણ દેવી નહી. ૯

उदरी च प्रमेही च कुष्ठी स्थूलश्च मानवः ।
अवश्यं स्थापनीयाश्च नानुवास्याः कथंचन ॥
असाध्यता विकाराणां स्यादेषामनुवासनात् ।
असाध्यत्वेऽपि भूयिष्ठं गात्राणां सदनं भवेत् ॥

### નિરૂહબસ્તિનો નિષેધ છતાં જરૂર પડે દેવી

ઉદરરોગવાળો, પ્રમેહવાળો, કોઢવાળો અને અતિ સ્થૂલ શરીરવાળાને બસ્તિ દેવાનો નિષેધ છે, તો પણ તેઓના રોગાદિકની સ્થિતિ ઉપરથી બસ્તિ દેવાનુ આવશ્યક જણાય, તો તેઓને નિરૂહબસ્તિ દેવી પણ સ્નેહબસ્તિ તો કદી દેવી નહી, કેમ કે એઓને સ્નેહબસ્તિ દેવાથી તેઓના રોગો અસાધ્ય થાય છે, એટલુ જ નહી, પરતુ તેઓનાં ગાત્રોમા પણ અત્યત ગ્લાનિ થાય છે ૧૦.

पक्वाशये तथा श्रोण्यां नाभ्यधस्ताच्च सर्वतः ।
सम्यक्प्रणिहितो बस्तिः स्थानेष्वेतेषु तिष्ठति ॥
पक्वाशयाद्बस्तिवीर्यं खैर्देहमुपसर्पति ।
वृक्षमूले निषिक्तानामपां वीर्यमिव द्रुमम् ॥
स चापि सहसा बस्तिः केवलः समलोऽपि वा ।
प्रत्येति त्वनिलैर्वीर्यमपानाद्यैर्विनीयते ॥
वीर्येण बस्तिरादत्ते दोषानापादमस्तकात् (न्) ।
पक्वाशयस्थोऽम्बरगो भूमेरर्को रसानिव ॥
स कटीपृष्ठकोष्ठस्थान्वीर्येणालोड्य संचयान् ।
उत्खातमूलान्हरति दोषाणां साधु योजितः ॥
दोषत्रयस्य यस्माच्च प्रकोपे वायुरीश्वरः ।
तस्मात्तस्यातिवृद्धस्य शरीरमभिनिघ्नतः ॥
वायोर्विहते वेग नान्या बस्तेर्ऋते क्रिया ।
पवनाविद्धतोयस्य वेला वेगमिवोदधेः ॥
शरीरोपचयं वर्णं बलमारोग्यमायुषः ।
कुरुते परिवृद्धिं च बस्तिः सम्यगुपासितः ॥११॥

### બસ્તિનો મહિમા

સારી રીતે અપાયેલી બસ્તિ પક્વાશયમાં,

ચિકિત્સા કરવી અને મધુર તથા શીતળતાવાળા સ્નેહોનું સિંચન કરવું.

નળી આડી નંખાઈ જાય કે પડખામાં દબાઈ જાય, તો નળીનું મોઢું ઢંકાઈ જવાથી બસ્તિ (પિચકારી) યોગ્ય રીતે પહોંચતી નથી. જો આ પ્રમાણે થયેલ હોય, તો પ્રવીણ વૈદ્યે નળીને સીધી કરવી. ૨

अतिस्थूले कर्कशे च नेत्रे चावनते तथा ॥
गुदे भवेत्क्षतं रुक्च साधनं पूर्ववत्स्मृतम् ।
आसन्नकर्णिके नेत्रे भिन्नेऽणौ वाप्यपार्थकः ॥
अवसेको भवेद्बस्तेस्तस्माद्दोषान्विवर्जयेत् ।
प्रकृष्टकर्णिके रक्तं गुदमर्मप्रपीडनात् ॥
क्षरत्यत्रापि पित्तघ्नो विधिर्बस्तिश्च पिच्छिलः ।
ह्रस्वे त्वणुस्रोतसि च क्लेशो बस्तिश्च पूर्ववत् ॥
प्रत्यागच्छंस्ततः कुर्याद्रोगान्बस्तिविघातजान् ।
दीर्घे महास्रोतसि च ज्ञेयमत्यवपीडवत् ॥ ३ ॥

**નળીની અગિયાર વ્યાપત્તિઓની ચિકિત્સા**

નળી **અત્યંત જાડી, ખરસટ કે નમેલી** હોય, તો ગુદામાં ક્ષત થાય અને વેદના પણ થાય છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો મધ તથા ઘીનો અભ્યંગ કરવો, વગેરે સદ્યઃક્ષતની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.

નળી **નજીકમાં રહેલી છત્રાકાર ડોડીવાળી, ભેદાયેલી કે ઝીણી** હોય, તો દાખલ કરેલો બસ્તિનો ક્વાથાદિક પદાર્થ વ્યર્થ થાય છે, માટે નળીને એ દોષોથી રહિત જ રાખવી.

નળી **દૂરમાં રહેલી છત્રાકાર ડોડીવાળી** હોય, તો ગુદાના મર્મનું પીડન થવાથી લોહીનો સ્રાવ થાય છે. જો આ પ્રમાણે થયેલ હોય તો પિત્તને હણનારી ચિકિત્સા કરવી અને આ સ્થાનના ૩૮મા અધ્યાયના ૨૧મા વિષયમાં કહ્યા પ્રમાણે પિચ્છિલ બસ્તિ દેવી.

નળી **ઝીણા છિદ્રવાળી કે અત્યંત ટૂંકી** હોય, તો દુઃખ થાય છે, દીધેલી બસ્તિ વ્યર્થ થાય છે અને તે બસ્તિ પાછી વળતાં મૂત્રાઘાત તથા મૂત્રકૃચ્છ્ર આદિ રોગો ઉત્પન્ન કરે છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો મૂત્રાઘાતાદિકની ચિકિત્સા પ્રમાણે યોગ્ય ચિકિત્સા કરવી અને પિચ્છિલ બસ્તિ દેવી.

નળી **મોટા છિદ્રવાળી કે અત્યંત લાંબી** હોય, તો બસ્તિનું ક્વાથાદિક દ્રવ્ય આમાશયમાં જાય છે અને તેમ થતાં નાક કે મોઢામાંથી નીકળે છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો બળદ વગેરેના મૂત્રાશયની કોથળી અત્યંત દબાઈ જવાની બાબતમાં જે ચિકિત્સા કહેવામાં આવશે તે ચિકિત્સા કરવી. (નીચેના ૫મા વિષયનો પહેલો ફકરો જુઓ.) ૩

प्रस्तीर्णे बहले चापि बस्तौ दुर्बद्धदोषवत् ।
बस्तावल्पेऽल्पता वापि द्रव्यस्याल्पगुणा मताः ॥
दुर्बद्धे चाणुभिन्ने च विज्ञेयं भिन्ननेत्रवत् ॥४॥

**મૂત્રાશયની પાંચ વ્યાપત્તિઓની ચિકિત્સા**

મૂત્રાશય **પહોળો કે મોટો** હોય, તો દાખલ કરેલો ક્વાથાદિક પદાર્થ વ્યર્થ થાય છે; માટે તેને એ દોષોથી રહિત જ રાખવો.

મૂત્રાશય **નાનો** હોય, તો તેનું દ્રવ્ય અંદર થોડું દાખલ થાય છે અને થોડા દાખલ થયેલા દ્રવ્યથી ગુણો પણ થોડા જ થાય છે; માટે મૂત્રાશયને એ દોષથી રહિત જ રાખવો.

મૂત્રાશય **અયોગ્ય રીતે બંધાયેલો** કે **છિદ્રવાળો** હોય, તો દાખલ કરેલો ક્વાથાદિક પદાર્થ વ્યર્થ થાય છે; માટે તેને એ દોષોથી રહિત જ રાખવો. ૪

अतिप्रपीडितो बस्तिः प्रयात्यामाशयं ततः ॥
वातेरितो नासिकाभ्यां मुखतो वा प्रपद्यते ।
तत्र तूर्णं गलापीडं कुर्याच्चाप्यवधूननम् ॥
शिरःकायविरेकौ च तीक्ष्णौ सेकांश्च शीतलान् ।
शनैः प्रपीडितो बस्तिः पक्वाधानं न गच्छति ॥
न च सम्पादयत्यर्थांस्तस्माद्युक्तं प्रपीडयेत् ।

તીક્ષ્ણ, અતિ કોમળ, અત્યંત સ્નિગ્ધ, અત્યંત રૂક્ષ, અત્યંત ધાતુ અને અત્યંત પ્રવાહીરૂપ હોય, એ અગિયાર દ્રવ્યના દોષો છે

રોગી શય્યામાં ઊંધે માથે, માથાને ઊંચું રાખી, ઊંધો, ચતો, શરીરને સંકોચેલો, બેઠેલો, અને જમણું પડખું દબાવીને સૂતો હોય, એ સાત શય્યાના દોષો છે

ઉપર કહેલી ચુંમાળીસ દોષો વૈદ્યની ભૂલથી થાય છે

રોગીની ભૂલથી જે પંદર વ્યાપત્તિઓ થાય છે, તેઓનું નિરૂપણ આ સ્થાનના આતુરોપદ્રવચિકિત્સિત નામના ૨૯મા અધ્યાયના ૯મા વિષયમાં કહેવાશે

સ્નેહબસ્તિથી શરીરની અંદર દાખલ થઈ આઠ કારણોથી પ્રતિઘાત પામીને પાછો નીકળતો નથી જેમ કે વાયુથી, પિત્તથી કે કફથી અતિભોજન વડે દબાઈ જવાથી, મળની સાથે મિશ્ર થઈ જવાથી, દૂર પેસી જવાથી, જેને સ્વેદન સંસ્કાર ન અપાયો હોય એવા રોગીને અપાયાથી, શીતલ, થોડો કે કોમળ દ્રવ્યોથી પકવેલો અપાયાથી, થોડું જમેલા રોગીને અલ્પ કે મંદગુણો વાળો અપાયાથી પાછો નીકળતો નથી. આ આઠ વ્યાપત્તિઓ-વૈદ્યની ભૂલથી અને રોગીની ભૂલથી પણ થાય છે.

નિરૂહબસ્તિ અને અનુવાસબસ્તિમાં અયોગ, આધ્માન, પરિકર્તિકા, પરિસ્રાવ, પ્રવાહિકા, હૃદયોપસરણ, અંગગ્રહ, અતિયોગ અને જીવાદાન એ નવ વ્યાપત્તિઓ વૈદ્યની ભૂલથી થાય છે (આ વ્યાપત્તિઓમાં કેટલીક નિરૂહ બસ્તિમાં જ થાય છે, કેટલીક અનુવાસન બસ્તિમાં જ થાય છે અને કેટલીક બન્નેમાં થાય છે આ વ્યાપત્તિઓનાં સ્વરૂપો આ પછીના અધ્યાયના ૮મા વિષયમાં ચિકિત્સાની સાથે જ કહેવાશે) ૧૨

षट्सप्ततिः समासेन व्यापदः परिकीर्तिताः ।
तासां वक्ष्यामि विज्ञानं सिद्धिं च तदनन्तरम् ॥१३॥

## છોતેર વ્યાપત્તિઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ કહેવાની પ્રતિજ્ઞા

બસ્તિના વિષયમાં આ જે છોતેર વ્યાપત્તિઓ ટૂંકમાં કહી છે, તેઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ હવે પછી કહીશું. ૧૩

# અધ્યાય ૩૯મો

अथातो नेत्रबस्तिव्यापच्चिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નેત્રબસ્તિવ્યાપચ્ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अथ नेत्रे विचलिते तथा चैव विवर्त्तिते ।
गुदे क्षतं रुजा वा स्यात्तत्र सद्य क्षतक्रियाः ॥
अत्युत्क्षिप्तेऽवसन्ने च नेत्रे पायौ भवेद्रुजा ।
पित्तिघ्नोऽपि विततः कार्यः स्नेहैश्च सेचनम् ॥
तिर्यक्प्रणिहिते नेत्रे तथा पार्श्वावपीडिते ।
मुखस्यावरणाद्बस्तिर्न सम्यक्प्रतिपद्यते ॥
ऋजु नेत्र विधेयं स्यात्तत्र सम्यग्विजानता ॥ २ ॥

## નળી દાખલ કરવાની છ વ્યાપત્તિઓની ચિકિત્સા

નળી કંપી જાય કે અવળી કરી જાય, તો ગુદામાં વેદના થાય છે. આ પ્રમાણે થયેલ હોય, તો મધ તથા ઘીનો અભ્યંગ કરવો, વગેરે સદ્યઃક્ષતની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી.

નળી અત્યંત ઊંચી થઈ જાય કે નીચે આવી જાય, તો ગુદામાં વેદના થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો પિત્તને હણનારી

[1] નળી તથા બસ્તિ વગેરેની ઉપર કહેલી વ્યાપત્તિઓની ચિકિત્સાના વિષે.

બસ્તિ દેવી અને અત્યંત પ્રવાહીરૂપ દ્રવ્યથી વેદના થયેલ હોય, તો ફરીવાર ઘાટા દ્રવ્યની બસ્તિ દેવી.

બસ્તિનું દ્રવ્ય **અત્યંત સ્નિગ્ધ** હોય તો અત્યંત જડતા થાય છે અને **અત્યંત રૂક્ષ હોય** તો સ્તંભ તથા આધ્માન થાય છે. અત્યંત જડતા થયેલ હોય તો ફરી રૂક્ષબસ્તિ દેવી; અને સ્તંભ તથા આધ્માન થયેલ હોય તો ફરી સ્નિગ્ધ બસ્તિ દેવી. ૬

अतिपीडितवद्दोषा विधिश्चाप्यवशीर्षके ।
उच्छीर्षके समुन्नाहं वस्तिः कुर्याच्च मेहनम् ॥
तत्रोत्तरो हितो वस्तिः सुस्विन्नस्य सुखावहः ।
न्युब्जस्य वस्तिर्नाप्नोति पक्वाधानं विमार्गगः ॥
हृद्गुदं बाधते चात्र वायुः कोष्ठमथापि च ।
उत्तानस्यावृते मार्गे वस्तिर्नान्तः प्रपद्यते ॥
नेत्रसंवेजनभ्रान्तो वायुश्चान्तः प्रकुप्यति ।
देहे सङ्कुचिते दत्तः सक्थ्नोरप्युभयोस्तथा ॥
न सम्यगनिलाविष्टो वस्तिः प्रत्येति देहिनः ।
स्थितस्य वस्तिर्दत्तस्तु क्षिप्रमायात्यवाङ्मुखः ॥
न चाशयं तर्पयति तस्मान्नार्थकरो हि सः ॥
नाप्नोति वस्तिर्दत्तस्तु कृत्स्नं पक्वाशयं पुनः ।
दक्षिणाश्रितपार्श्वस्य वामपार्श्वानुगो हि सः ॥
न्युब्जादीनां प्रदानं च वस्तेर्नैव प्रशस्यते ।
पश्चादनिलकोपोऽत्र यथास्वं तत्र कारयेत् ॥७॥

## શય્યાની સાત વ્યાપત્તિઓની ચિકિત્સા

શય્યામાં **ઊંધું માથું રાખી સૂતેલા** દરદીને બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ આમાશયમાં જાય છે અને ત્યાંથી વાયુની પ્રેરણાને લીધે ઉપર જઈને નાક કે મોઢામાંથી નીકળે છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો તુરત દરદીને પ્રાણાયામ કરાવવો તથા માથાના વાળ પકડી ઊંચો કરી કંપાવવો. હાથ કે વસ્ત્ર વગેરેથી એનું ગળું એવી રીતે દબાવવું, કે જેથી તે મરી જાય નહીં. તીક્ષ્ણ અધોવિરેચન તથા તીક્ષ્ણ શિરોવિરેચન પણ દેવું અને શેરડીનો રસ તથા ધાન્યામ્લ વગેરેનાં સિંચનો પણ કરવાં.

શય્યામાં **ઊંચું માથું રાખી સૂતેલા** દરદીને બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ ઉપસ્થને સ્તબ્ધ કરી નાખે છે.[1] જો એ પ્રમાણે થયેલ હોય, તો દરદીને સારી પેઠે સ્નિગ્ધ કરી ઉત્તર-બસ્તિ દેવી (ઉપસ્થમાં પિચકારી મારવી,) સુખદાયી અને હિતકારી છે.

શય્યામાં **ઊંધા સૂતેલા** દરદીને બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ પક્વાશયમાં નહીં પહોંચતાં વિરુદ્ધ માર્ગોમાં જઈને હૃદય તથા ગુદામાં પીડા કરે છે અને કોઠામાં વાયુ પીડા કરે છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો વાયુના પ્રકોપને ટાળનારી અને ઉત્પન્ન થયેલી વેદનાને મટાડનારી ચિકિત્સા કરવી.

શય્યામાં **ચત્તા સૂતેલા** દરદીને બસ્તિ દેવામાં આવે, તો માર્ગ ઢંકાયેલો હોવાને લીધે, બસ્તિ અંદર પહોંચતી નથી અને નળીના કંપથી ભ્રમણ પામેલો વાયુ અંદર પ્રકુપિત થાય છે. જો આ પ્રમાણે થયેલ હોય તો વાયુના પ્રકોપ-ને ટાળનારી અને ઉત્પન્ન થયેલી વેદનાને શાંત કરનારી ચિકિત્સા કરવી

શય્યામાં **શરીર તથા બન્ને સાથળોને સંકોચીને સૂતેલા** દરદીને બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ વાયુથી વ્યાપ્ત થવાને લીધે પાછી બરાબર નીકળતી નથી અને વાયુને પ્રકુપિત કરે છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો વાયુના પ્રકોપને ટાળનારી અને ઉત્પન્ન થયેલી વેદનાને ટાળનારી ચિકિત્સા કરવી..

શય્યામાં **બેઠેલા** દરદીને બસ્તિ દેવામાં

[1] અહીં જેજ્જટાચાર્ય પાઠભેદ માની કહે છે: 'ઉપસ્થ સ્તબ્ધ થાય છે અને મૂત્રની વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે થયેલ હોય તો દરદીને સારી પેઠે સ્નિગ્ધ કરી સંશોધન નિરૂહબસ્તિ દેવી.' વૃદ્ધ વૈદ્યો તો વળી જુદો જ પાઠ માની એમ કહે છે, કે 'મૂત્રાશય સ્તબ્ધ થઈ જાય છે અને ઘણા કષ્ટથી મૂતરી શકાય છે.'

भूयो भूयोऽवपीडेन वायुरन्तः प्रपीड्यते ।
तेनाध्मान रुजश्चोग्रा यथास्त तत्र बस्तय ॥
कालातिक्रमणात्क्लेशो व्याधिश्चाभिप्रवर्द्धते ।
तत्र व्याधिबलघ्न तु भूयो बस्ति निधापयेत् ॥ ५

**દબાવવાની ચાર વ્યાપત્તિઓની ચિકિત્સા**

મૂત્રાશય **અત્યંત દબાય,** તો પિચકારી આમાશયમા જાય છે અને ત્યાંથી વાયુની પ્રેરણાને લીધે ઉપર જઈને નાકમાથી કે મોઢામાથી નીકળે છે. જો આ પ્રમાણે થયેલ હોય, તો તુરત દરદીને પ્રાણાયામ કરાવવો તથા માથાના વાળ પકડી ઊચો કરી કપાવવો હાથ કે વસ્ત્ર વગેરેથી એનુ ગળુ એવી રીતે દબાવવુ, કે જેથી મરી જાય નહિ તીક્ષ્ણ અધોવિરેચન તથા તીક્ષ્ણ શિરોવિરેચન પણ દેવુ અને શીતળ સિંચનો પણ કરવા

મૂત્રાશય **પોચોપોચો** દબાય, તો જણાય કે સ્નેહ આદિ દ્રવ્ય પક્વાશયમા જતું નથી અને તેથી ધારેલા પ્રયોજનો પાર પડતાં નથી, એટલા માટે એ મૂત્રાશયને યોગ્ય રીતે જ દબાવવો

મૂત્રાશય **વારંવાર દબાય,** તો શરીરની અંદરનો વાયુ પણ દબાય છે અને તે દબાયાથી પેટ આફરે તથા ઉગ્ર વેદનાઓ થાય છે જો એમ થયેલ હોય તો દોષ પ્રમાણે બસ્તિઓ દેવી

મૂત્રાશય દબાવવામા **વધારે વખત લગાડવામાં આવે,** એટલે લાબા વખત સુધી ગુદામા નળી રહે, તો તેથી વ્યાધિ વધે છે આ પ્રમાણે થયેલ હોય તો ફરીનાર તે વ્યાધિના બળને હણનારી બસ્તિ દેવી ५

गुदोपदेहशोफौ तु स्नेहोऽपक्व करोति हि ।
तत्र सशोधनो बस्तिर्हित चापि विरेचनम् ॥
हीनमात्रावुभौ बस्ती नातिकार्यकरौ मतौ ।
अतिमात्रौ तथानाहक्लमातीसारकारकौ ॥
मूर्छां दाहमतीसार पित्त चात्युष्णतीक्ष्णकौ ।
मृदुशीतावुभौ वातविबन्धाध्मानकारकौ ॥
तत्र हीनादिषु हित प्रसमीक्ष्य क्रियाविधि ।
तत्र सान्द्रे तनु बस्ति तनौ सान्द्र च दापयेत् ॥
स्निग्धोऽतिजाड्यकृद्रूक्ष स्तम्भाध्मानकृदुच्यते ।
बस्तिं रूक्षमतिस्निग्धे स्निग्धरूक्षे च दापयेत् ॥ ६

**દ્રવ્યની અગિયાર વ્યાપત્તિઓની ચિકિત્સા**

બસ્તિનો સ્નેહ **કાચો હોય,** તો તેથી ગુદામા લેપ તથા સોજો થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો સંશોધનબસ્તિ (આ સ્થાનના ૩૮મા અધ્યાયના ૧૭મા વિષયમા કહેલી) દેવી અને વિરેચન પણ દેવુ હિતકારી છે

નિરૂહબસ્તિ કે અનુવાસનબસ્તિનુ દ્રવ્ય **ઓછી માત્રાવાળુ હોય,** તો તેથી જેવુ જોઈએ તેવુ કાર્ય થતું નથી જો આ પ્રમાણે થયેલ હોય, તો ફરી અધિક માત્રાવાળી બસ્તિ દેવી

નિરૂહબસ્તિ કે અનુવાસનબસ્તિનુ દ્રવ્ય **અધિક માત્રાવાળું** હોય, તો તેથી આનાહ, કલમ તથા અતિસાર થાય છે જો આ પ્રમાણે થયેલ હોય, તો ફરી ઓછી માત્રાવાળી બસ્તિ દેવી

નિરૂહબસ્તિ કે અનુવાસનબસ્તિનુ દ્રવ્ય **અત્યંત ઉષ્ણ કે અત્યંત તીક્ષ્ણ** હોય, તો તેથી મૂર્છા, દાહ, અતિસાર અને પિત્ત ઉત્પન્ન થાય છે અત્યંત ઉષ્ણ દ્રવ્યથી મૂર્છાદિ થયેલ હોય, તો ફરી અતિ શીત બસ્તિ દેવી અને અત્યંત તીક્ષ્ણ દ્રવ્યથી મૂર્છાદિ થયેલ હોય, તો ફરી અત્યંત કોમળ બસ્તિ દેવી

નિરૂહબસ્તિ કે અનુવાસન બસ્તિનુ દ્રવ્ય **અતિ કોમળ કે અતિ શીત** હોય, તો તેથી વાતકોપ, મલબંધ અને આધ્માન થાય છે જો અતિ કોમળ દ્રવ્યથી એ થયેલ હોય, તો ફરી અતિ તીક્ષ્ણ બસ્તિ દેવી અને અતિ શીત દ્રવ્યથી એ થયેલ હોય તો ફરી અતિ ઉષ્ણ બસ્તિ દેવી.

બસ્તિનુ દ્રવ્ય **અત્યંત ઘાટું કે અત્યંત** પ્રવાહીરૂપ (બહુ જ પાતળુ) હોય, તો ઉદરમા વેદના ઉત્પન્ન કરે છે. જો અત્યંત ઘાટા દ્રવ્યથી વેદના થયેલ હોય, તો ફરીનાર પાતળા દ્રવ્યની

પેટ ચડી આવે અને શૂળ નીકળે છે. અયોગ થયેલ હોય તો તીક્ષ્ણ બસ્તિ દેવી અને તીક્ષ્ણ વિરેચન દેવું પણ હિતકારી છે.

અન્ન જમ્યા પછી બસ્તિ દેવામાં આવે[1] અથવા દોષો ઘણા છતાં બસ્તિ દેવામાં આવે અથવા જેણે અત્યંત ભોજન કર્યું હોય, તેને અત્યંત ઘણી તથા મંદ ઉષ્ણતાવાળી બસ્તિ દેવામાં આવે અથવા જેને વિષ્ટાનો બહુ જ સંઘરો થયો હોય, તેને બસ્તિ દેવામાં આવે અથવા ઉષ્ણ, સૈંધવ તથા સ્નેહ વગરની બસ્તિ દેવામાં આવે અથવા અત્યંત અધિક માત્રાવાળી બસ્તિ દેવામાં આવે તો તે બસ્તિ તુરત જ **આધ્માનને** (પેટના આફરાને) ઉત્પન્ન કરે છે. આધ્માન થતાં હૃદયમાં, કમરમાં, પાસાંઓમાં તથા પીઠમાં અતિદારુણ શૂળ ઉત્પન્ન થાય છે. આધ્માન થયેલ હોય, તો અતિ તીક્ષ્ણ નિરૂહ-બસ્તિ દેવી અને પછી અનુવાસનબસ્તિ દેવી હિતકારી છે.

અત્યંત તીક્ષ્ણ, અત્યંત ઉષ્ણ અને અત્યંત લવણવાળી રૂક્ષ બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ પિત્ત તથા વાયુને પ્રકુપિત કરે છે અને **પરિકર્ત્તિકા** (વાઢ) ઉત્પન્ન કરે છે, કે જે પરિકર્ત્તિકા ઉત્પન્ન થતાં જાણે નાભિ, મૂત્રાશય અને ગુદા અત્યંત કપાઈ જતાં હોય એવી વ્યથા થાય છે. પરિકર્ત્તિકા થયેલ હોય તો પિચ્છિલબસ્તિ અને મધુર દ્રવ્યોથી પકવેલા સ્નેહની બસ્તિ હિતકારી થાય છે.

અત્યંત ખાટા રસવાળી અને અત્યંત લવણ રસવાળી તીક્ષ્ણ બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ **પરિસ્રાવને** ઉત્પન્ન કરે છે. પરિસ્રાવ થતાં દુર્બળતા થાય છે, અંગોમાં ગ્લાનિ થાય છે, ગુદામાંથી પિત્ત સ્રવે છે અને ગુદામાં દાહ થાય છે. પરિસ્રાવ થયેલ હોય તો પિચ્છિલબસ્તિ દેવી અને દૂધ તથા ઘીની બસ્તિ દેવી હિતકારી છે.

તીક્ષ્ણ નિરૂહબસ્તિથી અને તીક્ષ્ણ અનુવાસન બસ્તિથી **પ્રવાહિકા** થાય છે. પ્રવાહિકા ઉત્પન્ન થતાં દસ્તમાં દાહ તથા શૂળવાળું લોહી પડે છે અથવા બહુ જ કષ્ટથી લોહી પડે છે. પ્રવાહિકા થયેલ હોય તો પિચ્છિલબસ્તિ દેવી, દૂધથી ભોજન આપવું અને કાકોલ્યાદિ જીવનીય ગણનાં દ્રવ્યોથી પકવેલા ઘી તથા તેલની અનુવાસનબસ્તિ દેવી હિતકારી છે.

વાયુના રોગવાળા માણસને અતિ તીક્ષ્ણ નિરૂહબસ્તિ અથવા અનુવાસનબસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ **હૃદયોપસરણ** (હૃદયમાં દોષોનો જમાવ) કરે છે, કે જેથી દોષોને લીધે અંગોમાં પીડા થાય છે, અનેક પ્રકારની ભોંકાયા જેવી વેદનાઓ થાય છે, ઘણાં સોપારી ખાધા જેવો મીણો ચડે છે, મૂર્છા આવે છે અને અંગોમાં ભારેપણું થાય છે. હૃદયોપસરણ થયેલ હોય, તો સર્વ દોષોને હણનારી શોધનબસ્તિ દેવી.

રૂક્ષ, ઘણા વાયુવાળા અને અયોગ્ય રીતે સૂતેલા રોગીને રૂક્ષ, કોમળ તથા અલ્પ ઔષધવાળી બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ **અંગપ્રગ્રહ**(અંગોના ઝલાઈ જવાને)ને ઉત્પન્ન કરે છે, કે જેથી અંગોમાં વ્યથા થાય છે, સ્તંભ થાય છે, જૃંભ (શારીરસ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેલો.) થાય છે, છાતીમાં ભીડો આવે છે, કંપ થાય છે અને સાંધાઓ તૂટ્યા કરે છે. અંગપ્રગ્રહ થયેલ હોય, તો સ્વેદન કરવું, અભ્યંગો કરવા અને બસ્તિ દેવી.

અત્યંત ઉષ્ણ બસ્તિ દેવામાં આવે, અત્યંત તીક્ષ્ણ બસ્તિ દેવામાં આવે, અત્યંત ઘણી બસ્તિ દેવામાં આવે, અત્યંત સ્વેદન સંસ્કાર પામેલાને બસ્તિ દેવામાં આવે કે અલ્પ દોષવાળાને બસ્તિ દેવામાં આવે, તો તે **અતિયોગ** થયો કહેવાય છે

1 ભોજન કર્યા પછી બસ્તિનો જે નિષેધ છે, તે કેવળ નિરૂહબસ્તિ માટે જ છે. અનુવાસન બસ્તિ તો યોગ્ય ભોજન કરાવ્યા પછી જ દેવી.

આવે, તો તે બસ્તિ તુરત જ પાછી વળીને બહાર નીકળે છે અને પક્વાશયને તૃપ્ત કરતી નથી, માટે તે બસ્તિ કશા કામની નથી, પણ વાયુને પ્રકુપિત કરે છે આમાં વાયુના પ્રકોપને તથા ઉત્પન્ન થયેલી વેદનાને શાંત કરનારી ચિકિત્સા કરવી

શય્યામાં જમણું પડખું દબાવીને સૂતેલા દરદીને બસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિ પક્વાશયને પ્રાપ્ત થતી નથી, કારણ કે પક્વાશય ડાબા પડખાને લગતો છે આ બસ્તિથી વાયુ પ્રકુપિત થાય છે, આમાં પણ વાયુના પ્રકોપને તથા ઉત્પન્ન થયેલી વેદનાને શાંત કરનારી ચિકિત્સા કરવી ૭

व्यापदः स्नेहबस्तेस्तु वक्ष्यन्ते तच्चिकित्सिते ॥८

## સ્નેહબસ્તિઓની આઠ વ્યાપત્તિઓની ચિકિત્સા

જો કે સ્નેહબસ્તિઓની આઠ વ્યાપત્તિઓની ચિકિત્સા અનુક્રમ પ્રમાણે અહીં કહેવી યોગ્ય છે, તો પણ પ્રકરણસંગતિને અનુસરી આ અધ્યાય પછીના 'અનુવાસનોત્તરબસ્તિચિકિત્સિત' નામના સાડત્રીસમા અધ્યાયમાં કહેવામાં આવશે (એ અધ્યાયનો ૧૭મો વિષય જુઓ) ૮

अयोगाद्यास्तु वक्ष्यामि व्यापदः सचिकित्सिताः ।
अनुष्णोऽल्पौषधो हीनो बस्तिर्नैति प्रयोजितः ॥
विष्टम्भाध्मानशूलैश्च तमयोगं प्रचक्षते ।
तत्र तीक्ष्णो हितो बस्तिस्तीक्ष्णं चापि विरेचनम् ॥
सशेषान्ने तथा भुक्ते बहुदोषे च योजितः ।
अत्याशिनस्यातिबहुर्बस्तिर्मन्दोष्ण एव च ॥
अनुष्णलवणस्नेहो ह्यतिमात्रोऽथवा पुनः ।
तथा बहुपुरीषे च क्षिप्रमाध्मापयेन्नरम् ॥
हृत्कटीपार्श्वपृष्ठेषु शूलं तत्रातिदारुणम् ।
तत्र तीक्ष्णतरो बस्तिर्हितं चाप्यनुवासनम् ॥
अतितीक्ष्णोष्णलवणो रूक्षो बस्तिः प्रयोजितः ।
सपित्तं कोपयेद्वायुं कुर्याच्च परिकर्तिकाम् ॥
नाभिबस्तिगुदं तत्र छिन्नत्तीवाति देहिनः ।
पिच्छाबस्तिर्हितस्तत्र स्नेहश्च मधुरैः शृतः ॥
अत्यम्ललवणस्तीक्ष्णः परिस्रावाय कल्पते ।
दौर्बल्यमङ्गसादश्च जायते तत्र देहिनः ॥
परिस्रवेत्ततः पित्तं दाहं सञ्जनयेद्गुदे ।
पिच्छाबस्तिर्हितस्तत्र बस्तिः क्षीरघृतस्य च ॥
प्रवाहिका भवेत्तीक्ष्णान्निरूहात्सानुवासनात् ।
सदाहशूलं कृच्छ्रेण वायुरक्तान्नोपवेश्यते ॥
पिच्छाबस्तिर्हितस्तत्र पयसा चैव भोजनम् ।
सर्वैर्मधुरकैः सिद्धं तैलं चाप्यनुवासनम् ॥
अतितीक्ष्णो निरूहो वा सवातं चानुवासनः ।
हृदयस्योपसरणं कुरुते चाङ्गपीडनम् ॥
दोषैस्तत्र रुजस्तास्ता मदो मूर्छाङ्गगौरवम् ।
सर्वदोषहरं बस्तिं शोधनं तत्र दापयेत् ॥
रूक्षस्य बहुवातस्य तथा दुःशयितस्य च ।
बस्तिरङ्गग्रहं कुर्याद्रूक्षो मृद्वल्पभेषजः ॥
तत्राङ्गसादः प्रस्तम्भो जृम्भोद्वेष्टनवेपकाः ।
पर्वभेदश्च तत्रेष्टाः स्वेदाऽभ्यञ्जनबस्तयः ॥
अत्युष्णतीक्ष्णोऽतिबहुर्दत्तोऽतिस्वेदितस्य च ।
अल्पदोषस्य वा बस्तिरतियोगाय कल्पते ॥
विरेचनातियोगेन समानं तच्चिकित्सितम् ।
पिच्छाबस्तिप्रयोगश्च तत्र शीतः सुखावहः ॥
अतियोगात्परं यत्र जीवादानं विरिक्तवत् ।
देयस्तत्र हितश्चापि पिच्छाबस्तिः सशोणितः ॥
नवैता व्यापदो यास्तु निरूहं प्रत्युदाहृताः ।
स्नेहबस्तिष्वपि हि ता विज्ञेयाः कुशलैरिह ॥ ९ ॥

## અયોગ આદિ નવ વ્યાપત્તિઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ

હવે અયોગ વગેરે વ્યાપત્તિઓનાં લક્ષણો તથા ચિકિત્સાઓ કહું છું વાયુની અધિકતા છતાં શીત અથવા અલ્પ ઔષધવાળી બસ્તિ દેવામાં આવે, પિત્તની અધિકતા છતાં અતિ ઉષ્ણ અથવા અલ્પ બસ્તિ દેવામાં આવે અને કફની અધિકતા છતાં મૃદુ અથવા અલ્પ બસ્તિ દેવામાં આવે, તો તે અયોગ કહેવાય છે અયોગ થતાં બસ્તિ પાછી નીકળતી નથી, મલમદ્ધ થાય,

કહી છે, તે માત્રાઓ અનુવાસનબસ્તિઓમાં તેટલી ને તેટલી જ નહિ, પણ પોતપોતાના ચતુર્થાંશે જેટલી કરી નાખવી. (નિરૂહબસ્તિમાં સોળ તોલાભાર માત્રા દેવાની હોય, ત્યાં અનુવાસનબસ્તિમાં ચાર તોલાભાર માત્રા દેવી વગેરે.)

उत्सृष्टानिलविण्मूत्रे नरे बस्तिं विधापयेत् ।
एतैर्हि विहतः स्नेहो नैवान्तः प्रतिपद्यते ॥
स्नेहबस्तिर्विधेयस्तु नाविशुद्धस्य देहिनः ।
स्नेहवीर्यं तथा दत्ते देहं चानुविसर्पति ॥ ४ ॥

### અનુવાસન બસ્તિ કોને દેવી ?

જેણે અધોવાયુનો, વિષ્ટાનો અને મૂત્રનો સંપૂર્ણ ત્યાગ કરી લીધો હોય એવા માણસને સ્નેહબસ્તિ (અનુવાસનબસ્તિ) દેવી; કેમ કે જો સ્નેહ અધોવાયુ, વિષ્ટા કે મૂત્રથી રોકાય તો પક્વાશયમાં પહોંચતો નથી. જે માણસ શુદ્ધ ન થયો હોય, તેને સ્નેહબસ્તિ દેવી નહીં; કેમ કે શુદ્ધ થયેલા માણસને સ્નેહ, પોતાનો પ્રભાવ આપે છે, કે જે સઘળા શરીરમાં ફેલાય છે. ૪

अत ऊर्ध्वं प्रवक्ष्यामि तैलानीह यथाक्रमम् ।
पानान्वासननस्येषु यानि हन्युर्गदान्बहून् ॥
शटीपुष्करकृष्णाह्वामदनामरदारुभिः ।
शताह्वाकुष्ठयष्ट्याह्ववचाबिल्वहुताशनैः ॥
सुपिष्टैर्द्विगुणक्षीरं तैलं तोयचतुर्गुणम् ।
पक्त्वा बस्तौ विधातव्यं मूढवातानुलोमनम् ॥
अर्शांसि ग्रहणीदोषमानाहं विषमज्वरम् ।
कट्यूरुपृष्ठकोष्ठस्थान्वातरोगांश्च नाशयेत् ॥
वचापुष्करकुष्ठैलामदनामरसिन्धुजैः ।
काकोलीद्वययष्ट्याह्वमेदायुग्मनराधिपैः ॥
पाठाजीवकजीवन्तीभार्गीचन्दनकट्फलैः ।
सरलागुरुबिल्वाम्बुवाजिगन्धाग्निवृद्धिभिः ॥
विडङ्गारग्वधश्यामात्रिवृन्मागधिकर्द्धिभिः ।
पिष्टैस्तैलं पचेत्क्षीरं पञ्चमूलरसान्वितम् ॥
गुल्मानाहाग्निषङ्गार्शोग्रहणीमूत्रसङ्गिनाम् ।
अन्वासनविधौ युक्तं शस्यतेऽनिलरोगिणाम् ॥
चित्रकातिविषापाठादन्तीबिल्ववचामिषैः ।
सरलांशुमतीरास्नानीलिनीचतुरङ्गुलैः ॥
चव्याजमोदाकाकोलीमेदायुग्मसुरद्रुमैः ।
जीवकर्षभवर्षाभूवस्तगन्धाशताह्वयैः ॥
रेण्वश्वगन्धामञ्जिष्ठाशटीपुष्करतस्करैः ।
सक्षीरं विपचेत्तैलं मारुतामयनाशनम् ॥
गृध्रसीखञ्जकुब्जाढ्यमूत्रोदावर्त्तरोगिणाम् ।
शस्यतेऽल्पबलाग्नीनां बस्तावाशु नियोजितम् ॥
मूर्तिकैरण्डवर्षाभूरास्नावृषकरोहिषैः ।
दशमूलसहाभार्गीषड्ग्रन्थामरदारुभिः ॥
बलानागबलामूर्वावाजिगन्धामृताद्वयैः ।
सहाचरवरीविश्वाकाकनासाविदारिभिः ॥
यवमाषातसीकोलकुलत्थैः क्वथितैः शृतम् ।
जीवनीयप्रतीवापं तैलं क्षीरचतुर्गुणम् ॥
जङ्घोरुत्रिकपार्श्वांसबाहुमन्याशिरःस्थितान् ।
हन्याद्वातविकारांस्तु बस्तियोगैर्निषेवितम् ॥
जीवन्त्यतिबलामेदाकाकोलीद्वयजीवकैः ।
ऋषभातिविषाकृष्णाकाकनासावचामरैः ॥
रास्नामदनयष्ट्याह्वसरलाभीरुचन्दनैः ।
स्वयङ्गुप्ताशटीशृङ्गीकलशीसारिवाह्वयैः ॥
पिष्टैस्तैलघृतं पक्वं क्षीरेणाष्टगुणेन तु ।
तच्चानुवासने देयं शुक्राग्निबलवर्द्धनम् ॥
बृंहणं वातपित्तघ्नं गुल्मानाहहरं परम् ।
नस्ये पाने च संयुक्तमूर्ध्वजत्रुगदापहम् ॥
मधुकोशीरकाश्मर्यकटुकोत्पलचन्दनैः ।
श्यामापद्मकजीमूतशक्राह्वातिविषाम्बुभिः ॥
तैलपादं पचेत्सर्पिः पयसाष्टगुणेन च ।
न्यग्रोधादिगणक्वाथयुक्तं बस्तिषु योजितम् ॥
दाहासृग्दरवीसर्पवातशोणितविद्रधीन् ।
पित्तरक्तज्वराद्यांश्च हन्यात्पित्तकृतान्गदान् ॥
मृणालोत्पलशालूकसारिवाद्वयकेशरैः ।
चन्दनद्वयभूनिम्बपद्मबीजकसेरुकैः ॥
पटोलकटुकारक्तागुन्द्रापर्पटवासकैः ।
पिष्टैस्तैलमिदं पक्वं तणमलरसेन च ॥

અતિયોગ થયેલ હોય તો વિરેચનના અતિયોગની જે ચિકિત્સા કહી છે તે કરવી (આ સ્થાનના ૩૪મા અધ્યાયનો નવમો વિષય જુઓ.) અને શીતલ પિચ્છિલબસ્તિનો પ્રયોગ કરવો, સુખદાયી છે.

ઉપર કહેલો બસ્તિનો અતિયોગ વૃદ્ધિ પામતાં વિરેચનના અતિયોગથી થતા જીવાદાન જેવું જ જીવાદાન થાય છે. (આ સ્થાનના ૩૪મા અધ્યાયનો દસમો વિષય જુઓ.) જીવાદાન થયેલ હોય, તો સુવર વગેરેના લોહીવાળી પિચ્છિલ-બસ્તિ દેવી. (આ સ્થાનના ૩૮મા અધ્યાયનો ૨૧મો વિષય જુઓ.)

નિરૂહબસ્તિની આ જે નવ વ્યાપત્તિઓ કહેવામાં આવી, તેઓમાંની કેટલીક વ્યાપત્તિઓ અનુવાસનબસ્તિના વિષયમાં પણ થાય છે; એ કુશળ વૈદ્યોએ સમજી લેવું. ૯

इत्युक्ता व्यापदः सर्वाः सलक्षणचिकित्सिताः ।
भिषजा च तथा कार्यं यथैता न भवन्ति हि ॥ १०

### ઉપસંહાર અને ભલામણ

આ બસ્તિ સંબંધી સઘળી વ્યાપત્તિઓ તેઓનાં લક્ષણો સહિત તથા ચિકિત્સાઓ સહિત કહેવામાં આવી. વૈદ્યે પ્રથમથી જ એવી રીતની યોજના રાખવી જોઈએ, કે જેથી વ્યાપત્તિઓ ઉત્પન્ન જ ન થાય. ૧૦

पक्षाद्विरेको वान्तस्य ततश्चापि निरूहणम् ।
सद्यो निरूढोऽनुवास्यः सप्तरात्राद्विरेचितः ॥ ११

### બસ્તિઓના અનુક્રમપૂર્વક સમયો

વમન કરાવ્યા પછી એક-પખવાડિયું વીતી જાય, ત્યારે વિરેચન કરાવવું; (કેમ કે વમન કરાવ્યા પછી આ સ્થાનના ૩૯મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે રાબ વગેરેનો ક્રમ કરતાં સાત દિવસે પ્રકૃતિભોજન પ્રાપ્ત થાય છે અને તે પછીના સાત દિવસો એકાંતરા અનુવાસનથી સ્નિગ્ધ કરવામાં જાય છે.) અને વિરેચન કરાવ્યા પછી એક પખવાડિયું વીતી જાય, ત્યારે નિરૂહબસ્તિ દેવી. (કેમ કે વિરેચન કરાવ્યા પછી સાત દિવસે પ્રકૃતિભોજન પ્રાપ્ત થાય છે અને તે પછીના સાત દિવસો એકાંતરા અનુવાસનથી સ્નિગ્ધ કરવામાં જાય છે.) નિરૂહબસ્તિ દીધા પછી અનુવાસન-બસ્તિ તુરત જ દેવી અને વિરેચન કરાવ્યા પછી સાત દિવસ વીતે, ત્યારે અનુવાસન બસ્તિ દેવી.

## અધ્યાય ૩૭મો

अथातोऽनुवासनोत्तरबस्तिचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અનુવાસનોત્તર-બસ્તિચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

विरेचनात्सप्तरात्रे गते जातबलाय च ।
कृतान्नायानुवास्याय सम्यग्देयोऽनुवासनः ॥ २

### અનુવાસનબસ્તિનો સામાન્ય ક્રમ

વિરેચન દીધા પછી સાત રાત વીતે, ત્યારે, બળ પામેલા રોગીને યથોચિત સ્નેહવાળું[2] અન્ન જમાડી સારી રીતે અનુવાસનબસ્તિ દેવી. (જો બળ પ્રાપ્ત ન થયું હોય તો ન જ દેવી.) ૨.

यथावयो निरूहाणां या मात्राः परिकीर्तिताः ।
पादावकृष्टास्ताः कार्याः स्नेहबस्तिषु देहिनाम् ॥ ३

### અનુવાસનબસ્તિની માત્રાઓ

ગયા પાંત્રીસમા અધ્યાયના ત્રીજા વિષયમાં અવસ્થાઓ અનુસાર નિરૂહબસ્તિની જે માત્રાઓ

૧ અનુવાસનબસ્તિ તથા ઉત્તરબસ્તિ(ઉપસ્થમાં દેવાના બસ્તિ)રૂપ ચિકિત્સા વિશે.

૨ ભોજન અને બસ્તિ એ બન્નેમાં સ્નેહ દેવાથી મદ અને મૂર્છા ઉત્પન્ન થાય છે અને અત્યંત રૂક્ષ ભોજન કરાવીને અનુવાસનબસ્તિ દેવામાં આવે તો બળ તથા વર્ણની હાનિ થાય છે, માટે યથોચિત સ્નેહવાળું અન્ન જમાડવાનું કહ્યું છે.

ચોગણા ક્વાથ તથા ચોગણા દૂધમાં જીવનીય ગણ નાખીને તેલ પકવવું અને તે તેલનો અનુવાસનબસ્તિઓમાં ઉપયોગ કરવો. અનુવાસનબસ્તિના યોગોથી સેવેલું આ તેલ જાંઘ, સાથળ, બરડાનો વિક, પાસાં, બાહુ, ખભા, ઓડ તથા માથામાં રહેલા વાયુ સંબંધી રોગોનો નાશ કરે છે.

ખરેખોટી, ખપાટ, મેદા, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, અતિવિખ, પીપર, કાકનાસા, વજ, દેવદાર, રાસ્ના, મીંઢળ, જેઠીમધ, નસોતર, શતાવરી, ચંદન, દોચાં, કચૂરો, કાકડાશિંગી, પૃશ્નિપર્ણી અને ઉપલસરી (કપૂરી)નો કલ્ક નાખી આઠગણા દૂધમાં તેલ તથા ઘી પકવવાં અને તેની અનુવાસનબસ્તિ દેવી. આ અનુવાસનબસ્તિ વીર્ય તથા અગ્નિના બળને વધારે શરીર પુષ્ટ કરે, વાયુ તથા પિત્ત હણે અને ગુલ્મ તથા મળમૂત્રની અટકાયતને મટાડે છે. આ તેલઘીનો નસ્ય તથા પીવામાં ઉપયોગ કરવામાં આવે, તો તેથી ટોક ને હાંસડીથી ઉપરના રોગો નાશ પામે છે.

જેઠીમધ, વાળો, સીવણ, કડુ, રક્તકમળ, ચંદન, ધવડાં, પદ્મકાષ્ઠ, મોથ, ઇંદ્રજવ, અતિવિખ અને કાળા વાળાનો કલ્ક નાખી આઠગણા દૂધમાં તેલ અને તેલના ચોથા ભાગ જેટલું ઘી ન્યગ્રોધાદિ ગણના ક્વાથ સાથે પકવવું. આનો બસ્તિમાં ઉપયોગ કરવામાં આવે, તો તેથી દાહ, રક્તપ્રદર, વિસર્પ, વાતરક્ત, વિદ્રધિ, રક્તપિત્ત અને જ્વર વગેરે પિત્તે કરેલા રોગો નાશ પામે છે.

કમળનાળ, રક્તકમળ, કમળકંદ, બે જાતની કપૂરી, નાગકેસર અથવા ગોલસરી, સૂખડ, રતાંજલિ, કરિયાતું, કમળકાકડી, કસેરુકંદ, પટોલ, કડુ, ઊંટકંટો અથવા મજીઠ, મોથ, ખડસલીયો અને અરડૂસીનો કલ્ક નાખી તૃણપંચમૂલના ક્વાથ તથા બમણા દૂધમાં તેલ પકવીને તે તેલનો અનુવાસનબસ્તિમાં, નસ્યમાં, ચોળવામાં તથા પીવામાં ઉપયોગ કરવામાં આવે, તો તે તેલ પિત્તે કરેલા ઘણા રોગો મટાડે છે.

ત્રિફળા, અતિવિખ, મોરવેલ, (ગુજરાતીમાં) પ્રસિદ્ધ નથી,) નસોતર, ચિત્રક, અરડૂસી, લીંમડો, ગરમાળો, વજ, સપ્તપર્ણ, હળદર, દારુહળદર, ગળો, ઇંદ્રવારણી, પીપર, કડ સરસવ અને સુંઠને સમભાગે લઈ તેઓનો કલ્ક કરી, તે કલ્ક નાખી સુરસાદિ ગણના ક્વાથમાં તેલ પકવીને તે તેલનો પીવામાં, ચોળવામાં, કોગળામાં, નસ્યમાં અને બસ્તિમાં ઉપયોગ કરવામાં આવે, તો તે તેલ કફે કરેલી સ્થૂલતા, આળસ તથા ખરજ વગેરે રોગોનો નાશ કરે છે.

કાળીપાડ, અજમો, પીલુડી, પીપર, સુંઠ, નસોતર, અગર, દારુહળદર, ભારંગી, ચવક, દેવદાર, મરી, એલચી, ગળો, કડુ, કચૂરો, પીપરીમૂળ અને કાયફળનો કલ્ક નાખી વલ્લીપંચમૂળ તથા કંટકપંચમૂળ એ બે ગણોના ક્વાથમાં તલનું તેલ અથવા એરંડિયું તેલ પકવીને તેનો અનુવાસનબસ્તિઓમાં ઉપયોગ કરવામાં આવે, તો કફે કરેલા સઘળા રોગો નાશ પામે છે.

વાવડિંગ, વાળો, સિંધવ, કચૂરો, કુલિંજન, ચિત્રક, કાયફળ, અતિવિખ, ભારંગી, વજ, કઠ, દેવદાર, મેદા, મીંઢળ, જેઠીમધ, નસોતર, નેતર, સૂંઠ, બીલી, અજમો, શતાવરી, ગળી, રાસ્ના, કેળ, અરડૂસી, ખરસલિયો, પીપર, નેપાળો, ચવક અને ગરમાળાનો કલ્ક નાખી મુષ્કકાદિ ગણના ક્વાથમાં તલનું તેલ અથવા એરંડિયું તેલ પકવીને તે તેલનો અનુવાસનબસ્તિમાં ઉપયોગ કરવામાં આવે, તો તે તેલ બરલનાં દરદ, ઉદાવર્ત્ત, વાતરક્ત, ગુલ્મ, મળમૂત્રની અટકાયત, કફ સંબંધી રોગો, પ્રમેહો, શર્કરા અને અરશોનો તરત નાશ કરે છે. ૫

अशुद्धमपि वातेन केवलेनातिपीडितम् ।।
अहोरात्रस्य कालेषु सर्वेष्वेवानुवासयेत् ।
रूक्षस्य बहुवातस्य द्वौ त्रीनप्यनुवासनान् ॥

क्षीरद्विगुणसयुक्त बस्तिकर्मणि योजितम् ।
नस्येऽभ्यञ्जनपाने वा हन्यात्पित्तगदान्वहून् ॥
त्रिफलातिविषामूर्वानिवृच्चित्रकवासकैः ।
निम्बारग्वधषड्ग्रन्थासप्तपर्णनिशाद्वयैः ॥
गुडूचीन्द्रसुराकृष्णाकुष्ठसर्षपनागरैः ।
तैलमेभिः समैः पक्व सुरसादिरसाप्लुतम् ।
पानाभ्यञ्जनगण्डूषनस्यबस्तिषु योजितम् ॥
स्थूलतालस्यकण्ड्वादीञ्जयेत्कफकृतान्गदान् ।
पाठाजमोदाशार्ङ्गेष्टापिप्पलीद्वयनागरैः ॥
सरलागुरुकालीयभार्गीचव्यामरद्रुमैः ।
मरिचैलाभयाकट्वीशटीग्रन्थिककट्फलैः ॥
तैलमेरण्डतैलं वा पक्वमेभिः समायुतम् ।
वल्लीकण्टकमूलाभ्यां क्वाथेन द्विगुणेन च ॥
हन्यादन्वासनैर्दत्तं सर्वान्कफकृतान्गदान् ।
विडङ्गोदीच्यसिन्धूत्थशटीपुष्करचित्रकैः ॥
कट्फलातिविषाभार्गीवचाकुष्ठसुराह्वयैः ।
मेदामदनयष्ट्याह्वश्यामानिचुलनागरैः ॥
शताह्वानीलिनीरास्नाकदलीवृषरेणुभिः ।
बिल्वाजमोदाकृष्णाह्वादन्तीचव्यनराधिपैः ॥
तैलमेरण्डतैलं वा मुष्ककादिरसाप्लुतम् ।
प्लीहोदावर्त्तवातासृग्गुल्मानाहकफामयान् ॥
प्रमेहशर्कराशांसि हन्यादाश्वनुवासनात् ॥ ५ ॥

### જુદાંજુદાં ઉપયોગી તેલો

હવે વાતાદિક દોષોના અનુક્રમે જુદાં જુદાં તેલો કહું છું, કે જે પીવામાં, અનુવાસન બસ્તિમાં તથા નસ્યમાં જોડાયાથી ઘણાઘણા રોગો મટાડે છે.

કચૂરો, કુલિંજન, પીપર, મીંઢળ, દેવદાર, શતાવરી, કંદ, જેઠીમધ, વજ, બીલી અને ચિત્રકને સારી પેઠે વાટી, તે કલ્ક નાખી બમણું દૂધ તથા ચોગણા પાણીમાં તેલ પકવવું અને તે તેલની અનુવાસનબસ્તિ દેવી. આ તેલ પ્રતિલોમ થયેલા વાયુનું અનુલોમન કરે છે અને અરશો, ગ્રહણીદોષ, આનાહ (મળમૂત્રની અટકાયતને), વિષમજ્વર તથા કમર, સાથળ, પીઠ અને અને કોઠામાં રહેલા વાયુ સંબંધી રોગોનો નાશ કરે છે

વજ, કુલિંજન, કંદ, એલચી, મીંઢળ, દેવદાર, સેંધવ, બે જાતની કાકોલી, જેઠીમધ, મેદા, મહામેદા, બે ભાગ ગરમાળો, કાળીપાડ, જીવક, ખરખોડી, ભારંગી, ચંદન, કાયફળ, બે ભાગ નસોતર, અગર, બીલી, વાળો, આસોદ, ચિત્રક, સૂરજમુખી, વાવડિંગ, વરધારો, પીપર, અને ઋદ્ધિનો કલ્ક નાખી ચોગણા બૃહત્પંચમૂલના ક્વાથમાં તથા દૂધમાં તેલ પકાવવું અને તે તેલની અનુવાસનબસ્તિ દેવી આ તેલ ગુલ્મ, મળની અટકાયત, અગ્નિ મંદતા, અરશ, ગ્રહણી, મૂત્રની અટકાયત અને વાયુ સંબંધી રોગોનો નાશ કરે છે

ચિત્રક, અતિવિખ, કાળીપાડ, નેપાળો-બીલી, વજ, ગૂગળ, નસોતર, શાલિપર્ણી, રાસ્ના, ગળી, ગરમાળો, ચવક, અજમો, કાકોલી, મેદા, મહામેદા, દેવદાર, જીવક, ઋષભક, સાટોડી, જંગલી તુલસી અથવા તજવાળી, શતાવરી, હરેણુ નામનું સુગંધી દ્રવ્ય, આસોદ, મજીઠ, કચૂરો, કુલિંજન અને કરમાણીનો કલ્ક નાખી ચોગણા દૂધમાં તેલ પકવવું આ તેલની અનુવાસનબસ્તિ દેવામાં આવે, તો તેથી વાયુ સંબંધી રોગો, ગૃધ્રસી, ખૂજ, કુબ્જ, આઢ્યવાત, મૂત્રોદાવર્ત, બળની અલ્પતા અને અગ્નિની અલ્પતા તરત નાશ પામે છે

નાનું રોહિસખડ, એરંડો, સાટોડી, રાસ્ના, અરડૂસી, રોહિસખડ, દશમૂળ, જંગલી અડદના ઝાડ, ભારંગી, વજ, દેવદાર, બળદાણા, ગંગેટી, મોરવેલ, આસોંદ, હરડે ગળો, સફેદ કાંટાઅશેળિયો, શતાવરી, ગૂડ, કાકનાસા, (ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી,) કૃગવેલાનો કંદ, જવ, અડદ, અળસી, બોર અને કળથીના

સ્નબસ્તિ દેવી નહીં; કેમ કે શુદ્ધ થયેલો રોગી શૂન્ય કોઠાવાળો હોય, તો તેના શરીરમાં દાખલ કરેલો સ્નેહ ઊંચો ચડી જાય છે. જમાડ્યા પછી તેના હાથ ભીના હોય, તે સમયે તરત જ અનુવાસનબસ્તિ દેવી; કેમ કે જેના ઉદરમાં ખાધેલું અન્ન પચવા લાગેલું હોય, તે માણસને અપાયેલો સ્નેહ જ્વર ઉત્પન્ન કરે છે; અત્યંત સ્નિગ્ધ ભોજન કરાવીને કે રૂક્ષ ભોજન કરાવીને પણ અનુવાસનબસ્તિ દેવી નહિ; કેમ કે એકવાર ભોજનમાં અને બીજીવાર બસ્તિમાં દેવાયેલો—અર્થાત્ બેવડો થયેલો સ્નેહ મદ તથા મૂર્છા ઉત્પન્ન કરે છે અને જેણે રૂક્ષ અન્ન ખાધું હોય, તેને અપાયેલો અનુવાસનબસ્તિરૂપ સ્નેહ બળ તથા વર્ણની હાનિ કરે છે; માટે યથોચિત સ્નેહવાળું અન્ન જમાડીને અનુવાસનબસ્તિ દેવી. કફ હોય તો મગના રૂક્ષ ઓસામણ સાથે, પિત્ત હોય તો ગાયના દૂધ સાથે અને વાયુ હોય તો માંસના રસા સાથે ભોજન કરાવીને અનુવાસનબસ્તિ દેવી; અથવા વ્યાધિનું બળ જોઈ તેમાં ઘટતું ભોજન કરાવીને અનુવાસનબસ્તિ દેવી, પણ તે ભોજન એટલી માત્રાથી કરાવવું, કે જે માત્રા હમેશના મહાવરા કરતાં એક, બે કે ત્રણ ભાગે ઓછી હોય. ૮

अथानुवास्यं स्वभ्यक्तमुष्णाम्बुस्वेदितं शनैः ।
भोजयित्वा यथाशास्त्रं कृतचङ्क्रमणं ततः ॥
विसर्ज्य च शकृन्मूत्रं योजयेत्स्नेहबस्तिना ।
प्रणिधानविधानं तु निरूहे संप्रवक्ष्यते ॥
ततः प्रणिहितस्नेह उत्तानो वाक्छतं भवेत् ।
प्रसारितैः सर्वगात्रैस्तथा वीर्यं विसर्पति ॥
ताडयेत्तलयोरेनं त्रींस्त्रीन्वारांश्छनैः शनैः ।
स्फिजोश्चैनं ततः शय्यां त्रीन्वारानुत्क्षिपेत्ततः ॥
एवं प्रणिहिते वस्तौ मन्दायासोऽथ मन्दवाक् ।
स्वास्तीर्णे शयने काममासीताचारिके रतः ॥ ९ ॥

## અનુવાસનબસ્તિની પહેલાં તથા પછીનું કર્મ

જેને અનુવાસનબસ્તિ દેવાની હોય, તેને અભ્યંગ કરી ઊના જળથી ધીરેધીરે નવડાવી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જમાડી, ટેલાવી, ઝાડે ફરાવી, મુતરાવી અને પવન છોડાવીને અનુવાસનબસ્તિ દેવી. અનુવાસનબસ્તિની નળી રોગીની ગુદામાં દાખલ કરવાનું વિધાન આ અધ્યાય પછીના નિરૂહકર્મચિકિત્સિત નામના અધ્યાયના બીજા વિષયમાં જે વિધાન કહેવાશે તે પ્રમાણે જ કરવું. અનુવાસનબસ્તિ દેવાયા પછી રોગીએ સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થાય, તેટલા કાળ સુધી સઘળાં ગાત્રો લાંબાં કરીને ચત્તા સૂવું, કે જેથી સ્નેહનો પ્રભાવ સઘળા શરીરમાં પ્રસરી જાય. પછી વૈદ્યે રોગીના બન્ને હાથ તથા પગનાં તળાંઓમાં ધીરેધીરે ત્રણ-ત્રણવાર પોતાના હાથનાં તળાં ઠોકવાં અને રોગીના ફૂલાઓ ઉપર પણ ત્રણત્રણવાર ઠોકવાં;[1] પછી રોગીની શય્યાને ત્રણવાર ઉચકાવવી. આ પ્રમાણે કરાયા પછી રોગીએ પરિશ્રમ નહીં કરતાં તથા ઝાઝું ભાષણ પણ નહીં કરતાં સારી રીતે બિછાવેલા શયનમાં પોતાની ઇચ્છા પ્રમાણે સૂવું અને ક્રોધાદિકનો ત્યાગ કરવો. ૯

स तु सैन्धवचूर्णेन शताह्वेन च योजितः ।
देयः सुखोष्णश्च तथा निरेति सहसा सुखम् ॥ १०

## અનુવાસનબસ્તિના સ્નેહમાં સૈંધવાદિકની યોજના

અનુવાસનબસ્તિમાં જે પક્વસ્નેહ દેવાનો હોય, તેમાં સૈંધવના અને સૂવાના ચૂર્ણની યોજના કરી તે સ્નેહને જરા ગરમ કરી દેવો. આમ કરવાથી એ સ્નેહ જરા પણ પીડા નહીં કરતાં તરત પાછો નીકળે છે. ૧૦

૧ રોગીની કોણીઓ તથા ગોઠણોને પણ ત્રણત્રણ વાર-પછાડવાં એવો વૃદ્ધ વૈદ્યોનો અભિપ્રાય છે.

दत्त्वा स्निग्धतनुं ज्ञात्वा ततः पश्चान्निरूहयेत् ।
अस्निग्धमपि वातेन केवलेनातिपीडितम् ॥
स्नेहप्रगाढैर्मतिमान्निरूहैः समुपाचरेत् ।
अथ सम्यग्निरूढं तु वातादिष्वनुवासयेत् ॥
बिल्वयष्ट्याह्वमदनफलतैलैर्यथाक्रमम् । ६

## રોગની સ્થિતિ પ્રમાણે બસ્તિઓ દેવી

અશુદ્ધ માણસ પણ જો ધાતુઓના ક્ષયથી ઉત્પન્ન થયેલા વાયુથી અત્યંત પીડાયેલો હોય, તો તેને રાતદિવસના સઘળા સમયે અનુવાસનબસ્તિ દેવી. રૂક્ષ માણસ પણ જો ઘણા વાયુવાળો હોય, તો તેને બે ત્રણ અનુવાસનબસ્તિઓ આપી સ્નિગ્ધ થયેલો જાણીને પછી નિરૂહબસ્તિ દેવી. અસ્નિગ્ધ માણસ પણ ધાતુઓના ક્ષયથી ઉત્પન્ન થયેલા વાયુથી અત્યંત પીડાયેલો હોય, તો તેને બુદ્ધિમાન વૈદ્યે ઘણા સ્નેહવાળી નિરૂહબસ્તિઓ દેવી પછી નિરૂહબસ્તિનો સમ્યગ્યોગ થયેલો જણાય, ત્યારે વાયુને ટાળવા માટે બીલાંના તેલથી, પિત્તને ટાળવા માટે જેઠીમધના તેલથી અને કફને ટાળવા માટે મીંઢના તેલથી અનુવાસનબસ્તિ દેવી. ૬

रात्रौ बस्तिं न दद्यात्तु दोषोत्क्लेशो हि रात्रिजः ।
स्नेहवीर्यंयुतः कुर्यादाध्मानं गौरवं ज्वरम् ॥
अह्नि स्थानस्थिते दोषे वह्नौ चान्नरसान्विते ।
स्फुटस्रोतोमुखे देहे स्नेहौजः परिसर्पति ॥
पित्तेऽधिके कफे क्षीणे रूक्षे वातरुगर्दिते ।
नरे रात्रौ तु दातव्यं काले चोष्णेऽनुवासनम् ॥
उष्णे पित्ताधिके वापि दिवा दाहादयो गदाः ।
सम्भवन्ति यतस्तस्मात्प्रदोषे योजयेद्भिषक् ॥
शीते वसन्ते च दिवा ग्रीष्मे प्रावृड्घनात्यये ।
स्नेह्यो दिनान्ते पानोक्तान्दोषान्परिजिहीर्षता ॥
अहोरात्रेषु कालेषु सर्वेष्वेवानिलाधिकम् ।
तीव्रायां रुजि जीर्णान्नं भोजयित्वानुवासयेत् ॥ ७

## અનુવાસન બસ્તિ દેવાના મુખ્ય સમયો

રાતે અનુવાસનબસ્તિ દેવી નહીં, કારણ કે રાતે દોષોનો ઉત્ક્લેશ થાય છે; તેની સાથે મળેલો સ્નેહનો પ્રભાવ આફરો, શરીરનું ભારેપણું તથા જ્વર ઉત્પન્ન કરે છે. દિવસે દોષ પોતાના ઠેકાણા પર રહેલો હોય છે, જઠરાગ્નિ અન્નના રસથી મિશ્ર હોય છે અને શરીરમાં સઘળા સ્રોતોનાં મુખો ખુલ્લાં હોય છે, તેથી સ્નેહનો પ્રભાવ શરીરમાં ચોતરફ ફેલાય છે; માટે દિવસે અનુવાસનબસ્તિ દેવી; પરંતુ પિત્તની અધિકતા, ક્ષીણ કફ, રૂક્ષ શરીર, વાયુ સંબંધી રોગની પીડા અથવા ઉષ્ણકાળ હોય, તો પ્રદોષકાળે અનુવાસનબસ્તિ દેવી. ઉષ્ણકાળ હોય અથવા પિત્તની અધિકતા હોય, તો દિવસે અનુવાસનબસ્તિ દેવાથી દાહ વગેરે રોગો ઉત્પન્ન થાય છે; માટે વૈદ્યે પ્રદોષકાળમાં અનુવાસનબસ્તિની યોજના કરવી શીતકાળ તથા વસંતમાં દિવસે અનુવાસનબસ્તિ દેવી અને ગ્રીષ્મ, વર્ષા તથા શરદમાં પ્રદોષકાળે (રાતના પહેલા પહોરમાં) અનુવાસનબસ્તિ દેવી કે જેથી તરસ, મૂર્છા, ઉન્માદ, ભારેપણું, અરુચિ કે શૂળ ઉત્પન્ન ન થાય. વાયુની અધિકતા હોય અને વેદના તીવ્ર હોય તો રાતદિવસના સઘળા સમયે જેને અન્ન પચી ગયું હોય એવા રોગીને જમાડીને અનુવાસનબસ્તિ દેવી. ૭

न चाऽभुक्तवतः स्नेहः प्रणिधेयः कथञ्चन ।
शुद्धत्वाच्छून्यकोष्ठस्य स्नेह ऊर्ध्वमथोत्पतेत् ॥
सदानुवासयेच्चापि भोजयित्वार्द्रपाणिनम् ।
ज्वरं विदग्धभुक्तस्य कुर्यात्स्नेहः प्रयोजितः ॥
न चातिस्निग्धमशनं भोजयित्वानुवासयेत् ।
मदं मूर्छां च जनयेद्द्विधा स्नेहः प्रयोजितः ॥
रूक्षं भुक्तवतो ह्यन्नं बलं वर्णं च ह्रापयेत् ।
युक्तस्नेहमतो जन्तुं भोजयित्वानुवासयेत् ॥
यूषक्षीररसैस्तस्माद्यथाव्याधिमवेक्ष्य वा ।
यथोचितात्पादहीनं भोजयित्वाऽनुवासयेत् ॥८॥

## બસ્તિ પહેલાં કેવું ભોજન ?

રોગીને જમાડ્યા વગર કદી પણ અનુવા-

ઉત્તમ બળ અને વર્ણ પ્રાપ્ત થાય છે. ચોથી વારની અનુવાસનબસ્તિથી રસ સ્નિગ્ધ થાય છે. પાંચમી વારની અનુવાસનબસ્તિથી રુધિર સ્નિગ્ધ થાય છે. છઠ્ઠી વારની અનુવાસનબસ્તિથી માંસ સ્નિગ્ધ થાય છે. સાતમી વારની અનુવાસનબસ્તિથી મેદ સ્નિગ્ધ થાય છે. આઠમી વારની અનુવાસનબસ્તિથી અસ્થિ સ્નિગ્ધ થાય છે અને નવમી વારની અનુવાસનબસ્તિથી મજ્જા સ્નિગ્ધ થાય છે. આ પ્રમાણે અઢાર અનુવાસનબસ્તિઓ લેવામાં આવે, તો તેથી વીર્યમાં રહેલા દોષો પણ સારી પેઠે નાશ પામે છે. જે પુરુષ ઉપર કહેલા વિધાન પ્રમાણે યોગ્ય નિયમો પાળીને ત્રણસોચોવીસ બસ્તિઓનું સેવન કરે, તે માણસ હાથીના જેવા બળવાળો, ઘોડાના જેવા વેગવાળો, દેવના જેવી કાંતિવાળો, નિષ્પાપ, ગ્રંથાદિકને એકવાર સાંભળવાથી જ મનમાં ધરી શકે એવો અને હજાર વર્ષના આયુષ્યવાળો થાય છે. ૧૫

स्नेहबस्तिं निरूहं वा नैकमेवातिशीलयेत् ।
स्नेहादग्निवधोत्क्लेशौ निरूहात्पवनाद्भयम् ॥
तस्मान्निरूढोऽनुवास्यो निरूह्यश्चानुवासितः ।
नैव पित्तकफोत्क्लेशौ स्यातां न पवनाद्भयम् ॥
रूक्षाय बहुवाताय स्नेहबस्तिं दिने दिने ।
दद्याद्वैद्यस्ततोऽन्येषामग्न्याबाधभयात्त्र्यहात् ॥
स्नेहोऽल्पमात्रो रूक्षाणां सर्वकालमनत्ययः ।
तथा निरूहः स्निग्धानां स्वल्पमात्रः प्रशस्यते ॥१६॥

### એકલી અનુવાસનબસ્તિ કે નિરૂહબસ્તિના સેવનનો નિષેધ તથા વિધિ

એકલી અનુવાસનબસ્તિ કે એકલી નિરૂહબસ્તિનું જ અતિ સેવન કરવાથી અગ્નિનો નાશ તથા દોષનો ઉત્ક્લેશ થાય છે અને વાયુનો ભય થાય છે. આ કારણથી નિરૂહબસ્તિ દીધા પછી અનુવાસનબસ્તિ દેવી અને અનુવાસનબસ્તિ દીધા પછી નિરૂહબસ્તિ દેવી. આમ કરવાથી પિત્ત તથા કફનો ઉત્ક્લેશ થતો નથી અને વાયુનો પ્રકોપ પણ થતો નથી. જે માણસ રૂક્ષ અને ઘણા વાયુવાળો હોય તેને વૈદ્યે દિવસેદિવસે અનુવાસનબસ્તિ દેવી અને તે સિવાય બીજા માણસોને અગ્નિની મંદતા થઈ જવાના ભયથી ત્રણત્રણ દિવસે અનુવાસનબસ્તિ દેવી. રૂક્ષ માણસોને સર્વદા થોડી માત્રાવાળા સ્નેહની અનુવાસનબસ્તિ દેવામાં આવે તો કશી હરકત ન કરતાં ગુણકારી થાય છે અને સ્નિગ્ધ માણસોને સર્વદા અલ્પમાત્રાવાળી નિરૂહબસ્તિ દેવામાં આવે તો કશી હરકત ન કરતાં ગુણકારી થાય છે. ૧૬

अत ऊर्ध्वं प्रवक्ष्यामि व्यापदः स्नेहबस्तिजाः ।
बलवन्तो यदा दोषाः कोष्ठे स्युरनिलादयः ॥
अल्पवीर्यं तदा स्नेहमभिभूय पृथग्विधान् ।
कुर्वन्त्युपद्रवान्स्नेहः स चापि न निवर्त्तते ॥
तत्र वाताभिभूते तु स्नेहे मुखकषायता ।
जृम्भा वातरुजस्तास्ता वेपथुर्विषमज्वरः ॥
पित्ताभिभूते स्नेहे तु मुखस्य कटुता भवेत् ।
दाहस्तृष्णा ज्वरः स्वेदो नेत्रमूत्राङ्गपीतता ॥
श्लेष्माभिभूते स्नेहे तु प्रसेको मधुरास्यता ।
गौरवं छर्दिरुच्छ्वासः कृच्छ्रः शीतज्वरोऽरुचिः ॥
तत्र दोषाभिभूते तु स्नेहे बस्तिं निधापयेत् ।
यथास्वं दोषशमनान्युपयोज्यानि यानि च ॥
अत्याशितेऽन्नाभिभवात्स्नेहो नैति यदा तदा ।
गुरुरामाशयः शूलं वायोश्चाप्रतिसञ्चरः ।
हृत्पीडा मुखवैरस्यं श्वासो मूर्छा भ्रमोऽरुचिः ।
तत्रापतर्पणस्यान्ते दीपनो विधिरिष्यते ॥
अशुद्धस्य मलोन्मिश्रः स्नेहो नैति यदा पुनः ।
तदाङ्गसदनाध्माने श्वासः शूलं च जायते ॥
पक्वाशयगुरुत्वं च तत्र दद्यान्निरूहणम् ।
अतितीक्ष्णौषधैरेवं सिद्धं चाप्यनुवासनम् ।
शुद्धस्य दूरानुगते स्नेहे स्नेहस्य दर्शनम् ।
गात्रेषु सर्वेन्द्रियाणामुपलेपोऽवसादनम् ॥
स्नेहगन्धि मुखं तत्र कासश्वासावरोचकः ।

यस्यानुवासनो दत्तः सकृदन्वक्षमाव्रजेत् ।
अत्यौष्ण्यादतितैक्ष्ण्याद्वा वायुना वा प्रपीडितः ॥
सवातोऽथिकमात्रो वा गुरुत्वाद्वा सभेषजः ।
तस्यान्योऽल्पतरो देयो नहि स्निह्यत्यतिष्ठति ॥ ११

## બીજી વાર અનુવાસનબસ્તિ ક્યારે દેવી ?

જે રોગીને દેવામાં આવેલો સ્નેહ અત્યંત ઉષ્ણતાથી, અત્યંત તીક્ષ્ણ કે વાયુના દબાણથી કેવળ વાયુ સહિત કે ઝાઝો એકદમ પાછો નીકળે; અથવા ભારેપણાને લીધે સૈંધવાદિક ઔષધ સહિત એકદમ પાછો નીકળે, તે રોગીને બીજી વાર અત્યંત થોડી અનુવાસનબસ્તિ દેવી, કેમ કે સ્નેહ અંદર ન રહે તો રોગી સ્નિગ્ધ થતો નથી. ૧૧

विष्टब्धानिलविण्मूत्रस्नेहो हीनोऽनुवासनः ।
दाहक्लमप्रवाहार्तिकृच्चात्यनुवासनः ॥ १२ ॥

## અનુવાસનબસ્તિના હીનયોગ તથા અતિયોગનાં લક્ષણો

અધોવાયુ, વિષ્ઠા, મૂત્ર અને સ્નેહની અટકાયત થાય તો જાણવું, કે અનુવાસન બસ્તિનો હીનયોગ થયો છે જો દાહ, ક્લમ, (શારીરસ્થાનના ચોથા અધ્યાયનો ૨૩મો વિષય જુઓ.) પ્રવાહિકા અને પીડા થાય તો જાણવું, કે અનુવાસનબસ્તિનો અતિયોગ થયો છે. ૧૨

सानिलः सपुरीषश्च स्नेहः प्रत्येति यस्य तु ।
ओषचोषौ विना शीघ्रं स सम्यगनुवासितः ॥ १३ ॥

## અનુવાસનબસ્તિના સમ્યગ્યોગનું લક્ષણ

જો બળતરા કે ગોસ ઉત્પન્ન ન કરતાં સ્નેહ અંદર રહી અધોવાયુ સાથે કે વિષ્ઠા સાથે તરત પાછો નીકળે, તો જાણવું કે અનુવાસનબસ્તિનો સમ્યગ્યોગ થયો છે. ૧૩

जीर्णान्नमथ सायाह्ने स्नेहे प्रत्यागते पुनः ।
लघ्वन्नं भोजयेत्कामं दीप्ताग्निस्तु नरो यदि ॥
प्रातरुष्णोदकं देयं धान्यनागरसाधितम् ।
तेनास्य दीप्यते वह्निर्भक्ताकाङ्क्षा च जायते ॥१४॥

## સ્નેહ નીકળ્યા પછીના ઉપચારો

સ્નેહ ગુદામાંથી પાછો નીકળ્યા પછી અને ખાધેલું અન્ન પચ્યા પછી જો રોગી પ્રદીપ્ત અગ્નિવાળો હોય, તો તેને સાયંકાળે હલકું અન્ન તેની ઇચ્છા પ્રમાણે જમવા આપવું. જો માણસ મંદ અગ્નિવાળો હોય, તો તેને પ્રભાતે ધાણા તથા સૂંઠથી પકવેલું ઊનું પાણી દેવું. આમ કરવાથી તેનો અગ્નિ પ્રદીપ્ત થાય છે અને જમવાની ઇચ્છા થાય છે. ૧૪

स्नेहवस्तिक्रमेष्वेवं विधिमाहुर्मनीषिणः ।
अनेन विधिना षड् वा सप्त वाष्टौ नवैव वा ॥
विधेया बस्तयस्तेषामन्तरा तु निरूहणम् ।
दत्तस्तु प्रथमो बस्तिः स्नेहयेद्वस्तिवङ्क्षणौ ॥
सम्यग्दत्तो द्वितीयस्तु मूर्द्धस्थमनिलं जयेत् ।
जनयेद्बलवर्णौ च तृतीयस्तु प्रयोजितः ॥
रसं चतुर्थो रक्तं तु पञ्चमः स्नेहयेत्तथा ।
षष्ठस्तु स्नेहयेन्मांसं मेदः सप्तम एव च ॥
अष्टमो नवमश्चास्थि मज्जानं च यथाक्रमम् ।
एवं शुक्रगतान्दोषान्द्विगुणः साधु साधयेत् ॥
अष्टादशाष्टादशकान्वस्तीनां यो निषेवते ।
यथोक्तेन विधानेन परिहारक्रमेण तु ॥
स कुञ्जरबलोऽश्वस्य जवैस्तुल्योऽमरप्रभः ।
वीतपाप्मा श्रुतिधरः सहस्रायुर्नरो भवेत् ॥ १५ ॥

## અનુવાસનબસ્તિઓ અનેકવાર દેવાથી લાભો

આ અનુવાસનબસ્તિના ક્રમોમાં ઉપર પ્રમાણે વિદ્વાન વૈદ્યોએ જે વિધિ કહ્યો છે, તે વિધિ પ્રમાણે છ, સાત, આઠ અથવા નવ બસ્તિઓ દેવી, પણ તે અનુવાસનબસ્તિઓ નિત્ય ન આપતાં વચમાંવચમાં નિરૂહબસ્તિ દેવી. પહેલી વારની અનુવાસનબસ્તિથી મૂત્રાશય તથા સાથળોનાં મૂળો સ્નિગ્ધ થાય છે. બીજી વારની અનુવાસનબસ્તિથી મસ્તકમાં રહેલો વાયુ શાંત થઈ જાય છે. ત્રીજી વારની અનુવાસનબસ્તિથી

બસ્તિ પણ દેવી.

શુદ્ધ થયેલા માણસને આપવામાં આવેલો સ્નેહ અત્યંત દૂર સુધી પેસી જાય, તો સર્વ ગાત્રોમાં સ્નેહ નજરે પડે છે, સઘળી ઇંદ્રિયોમાં ઉપલેપ (મળની વૃદ્ધિ) થાય છે, ગ્લાનિ થાય છે, મોઢું સ્નેહના ગંધવાળું થાય છે અને ખાંસી, શ્વાસ તથા અરોચક થાય છે. આ પ્રમાણે થયેલ હોય, તો અતિપીડિતની ચિકિત્સાઓ જેવી યોગ્ય ચિકિત્સા કરવી (ગયા અધ્યાયનો ૫મો વિષય જુઓ) અને નિરૂહબસ્તિ દેવી.

**જેને સ્વેદન સંસ્કાર ન અપાયો હોય એવા અશુદ્ધ માણસને અપાયેલો અલ્પ, શીતળ કે કોમળ સ્નેહ પાછો આવતો નથી** અને એમ થવાથી એ માણસ દસ્ત માટે થોડુંથોડું જોર કર્યા કરે છે અને તેના પક્વાશયમાં મળબંધ, ભારેપણું, આફરો તથા શૂળ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે થયેલ હોય, તો તરત નિરૂહબસ્તિ અને અનુવાસનબસ્તિ પણ દેવી.

**અત્યંત થોડું જમેલા માણસને અલ્પ કે મંદગુણવાળો** સ્નેહ અપાયો હોય, તો તે સ્નેહ પાછો નહિ આવતાં ક્લમ તથા ઉત્ક્લેશ ઉત્પન્ન કરે છે અથવા અત્યંત અરતિ[1] ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે થયેલ હોય, તો શોધનીય નિરૂહબસ્તિ દેવી અને શોધનીય સ્નેહથી જ અનુવાસનબસ્તિ દેવી.

અનુવાસનબસ્તિથી અપાયેલો સ્નેહ એક દિવસરાત સુધીમાં પણ પાછો આવે, તો તે સ્નેહ વ્યાપત્તિને ઉત્પન્ન કરતો નથી, પણ બસ્તિથી થતા લાભો આપે છે; અને જો અલ્પગુણવાળો હોય, તો જઠરાગ્નિમાં હોમાઈ જ જાય છે. જેને અનુવાસનબસ્તિથી અપાયેલો સ્નેહ શરીરની રૂક્ષતાને લીધે ઘેરાઈ જઈને એક દિવસરાત સુધીમાં કશો ઉપદ્રવ ન કરતાં સઘળો કે થોડોક પાછો નીકળે નહિ તેની પ્રવીણ વૈદ્યે ઉપેક્ષા જ કરવી; પરંતુ એક દિવસરાત વીત્યા પછી પણ પાછો ન નીકળે અને ઉપદ્રવ કરે, તો તેને સંશોધન કરનારી નિરૂહબસ્તિઓથી જ પાછો કાઢવો, પણ તેને કાઢવા માટે ફરીવાર અનુવાસનબસ્તિ દેવી નહિ.

સ્નેહબસ્તિની સઘળી વ્યાપત્તિઓનું લક્ષણો સહિત અને ચિકિત્સાઓ સહિત આ નિરૂપણ સંપૂર્ણ થયું. ૧૭

वस्तेरुत्तरसंज्ञस्य विधिं वक्ष्याम्यतः परम् ।
चतुर्दशाङ्गुलं नेत्रमातुराङ्गुलसंमितम् ॥
मालतीपुष्पवृन्ताग्रं छिद्रं सर्षपनिर्गमम् ।
मेढ्रायामसमं केचिदिच्छन्ति खलु तद्विदः ॥
स्नेहप्रमाणं परमं प्रकुञ्चश्चात्र कीर्तितः ।
पञ्चविंशादधो मात्रां विदध्याद् बुद्धिकल्पिताम् ॥
निविष्टकर्णिकं मध्ये नारीणां चतुरङ्गुले ।
मूत्रस्रोतःपरीणाहं मुद्गवाहि दशाङ्गुलम् ॥
तासामपत्यमार्गे तु निदध्याच्चतुरङ्गुलम् ।
द्व्यङ्गुलं मूत्रमार्गे तु कन्यानां त्वेकमङ्गुलम् ॥
स्नेहस्य प्रसृतं चात्र स्वाङ्गुलीमूलसंमितम् ।
देयं प्रमाणं परममर्वाग्बुद्धिविकल्पितम् ॥ १८ ॥

**ઉત્તરબસ્તિમાં નળી તથા સ્નેહનું માપ**

હવે ઉત્તરબસ્તિ(લિંગ કે યોનિમાં આપવાની હોય છે, તે)નો વિધિ કહું છું: ઉત્તરબસ્તિ પુરુષને દેવી હોય, તો તેની નળી રોગીનાં ચૌદ આંગળ જેટલી લાંબી, માલતીના ફૂલના દીંટિયાના જેવા અગ્રવાળી અને અંદરથી સરસવ નીકળી જાય એવડા છિદ્રવાળી કરવી. કેટલાક આચાર્યો કહે છે: 'લિંગની લંબાઈ જેટલી લાંબી કરવી.' એ નળીના મધ્યમાં ડોડી કરવી, કે જેથી છ આંગળથી વધારે અંદર પેસે નહિ. જો સ્નૈહિક ઉત્તરબસ્તિ દેવાની હોય, તો તેમાં વધારેમાં વધારે ચાર તોલાભાર સ્નેહની માત્રા કરવી. પચીસ વર્ષથી નીચેની ઉંમરવાળા માટે બુદ્ધિથી વિચાર

1 ચિંતાથી થતી અત્યંત અસ્વસ્થતા

अतिपीडितवत्तत्र विधिरास्थापन तथा ॥
अस्विन्नस्याविशुद्धस्य स्नेहोऽल्प सम्प्रयोजितः ॥
शीतो मृदुश्च नाभ्येति ततो मन्द प्रवाहते ।
विबन्धगौरवाध्मानशूला पक्वाशय प्रति ॥
तत्रास्थापनमेवाशु प्रयोज्य सानुवासनम् ।
अल्प भुक्तवतोऽल्पो हि स्नेहो मन्दगुणस्तथा ॥
दत्तो नैति क्लमोत्क्लेशो भृश चाऽरतिमावहेत् ।
तत्रैवास्थापन कार्यं शोधनीयेन वस्तिना ॥
अन्वासन च स्नेहेन शोधनीयेन शस्यते ।
अहोरात्रादपि स्नेह प्रत्यागच्छन्न दुष्यति ॥
कुर्याद्वस्तिगुणाश्चापि जीर्णस्त्वल्पगुणो भवेत् ।
यस्य नोपद्रव कुर्यात्स्नेहवस्तिरनि सृत ॥
सर्वोऽल्पो वाऽऽवृतो रौक्ष्यादुपेक्ष्य स विजानता ।
अनायान्त त्वहोरात्रात्स्नेह सशोधनैर्जयेत् ॥
स्नेहबस्तावनायाते नान्यः स्नेहो विधीयते ।
इत्युक्ता व्यापद सर्वा सलक्षणचिकित्सिताः ॥१७॥

**સ્નેહબસ્તિની આઠ વ્યાપત્તિઓના લક્ષણો તથા ચિકિત્સાઓ**

હવે સ્નેહબસ્તિથી થતી વ્યાપત્તિઓના લક્ષણો તથા ચિકિત્સાઓ કહુ છુ જ્યારે વાયુ આદિ દોષો કોઠામા (અનુવાસનબસ્તિથી) બળવાન હોય, ત્યારે તે દોષો અલ્પ શક્તિવાળા સ્નેહને પગભર કરી નાખી જુદાજુદા પ્રકારના ઉપદ્રવો ઉત્પન્ન કરે છે અને તે સ્નેહ ગુદામાથી પાછો નીકળતો નથી

**જો સ્નેહ વાયુથી પરાભવ પામ્યો હોય** તો મોઢુ તૂરુ થઈ જાય છે, બગાસા આવ્યા કરે છે, અનેક પ્રકારની વાયુ સબધી વેદનાઓ થાય છે, કપ થાય છે અને વિષમજ્વર થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો વાતહર દ્રવ્યો તથા સશોધન દ્રવ્યોના ક્વાથાદિકની નિરૂહબસ્તિ દેવી અને જે જે ચિકિત્સાઓ વાયુને શાત કરનારી છે, તેઓની યોગ્ય યોજના કરવી

**જો સ્નેહ પિત્તથી પરાભવ પામ્યો હોય** તો મોઢુ તીખુ થઈ જાય છે, દાહ થાય છે, તરસ લાગ્યા કરે છે, જ્વર આવે છે, પસીનો આવ્યા કરે છે અને નેત્રો, મૂત્ર તથા અગો પીળા થઈ જાય છે આ પ્રમાણે થયેલ હોય તો પિત્તહર દ્રવ્યોના તથા સશોધન દ્રવ્યોના ક્વાથાદિકની નિરૂહબસ્તિ દેવી અને જે જે ચિકિત્સાઓ પિત્તને શાત કરનારી છે, તેઓની યોગ્ય યોજના કરવી

**જો સ્નેહ કફથી પરાભવ પામ્યો હોય** તો મોઢામાથી કફનો સ્રાવ થાય છે, મોઢુ મધુર થઈ જાય છે, શરીરમાં ભારેપણુ આવે છે, ઊનટી થાય છે, શ્વાસ ઊચો ચાલે છે, શીતજ્વર આવે છે અને અરુચિ ઉત્પન્ન થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો કફહર દ્રવ્યો તથા સશોધન દ્રવ્યોના ક્વાથાદિકની નિરૂહબસ્તિ દેવી અને જે જે ચિકિત્સાઓ કફને શાત કરનારી છે, તેઓની યોગ્ય યોજના કરવી

**જ્યારે સ્નેહ અત્યંત જમવામાં આવેલા અન્નથી પરાભવ પામીને પાછો આવે નહી',** ત્યારે આમાશય ભારે થઈ જાય છે, શૂળ નીકળે છે, કોઠામા વાયુનો સચાર થતો નથી, હૃદયમા પીડા થાય છે, મોઢુ વિરસ થઈ જાય છે, શ્વાસ થાય છે, મૂર્છા આવે છે, ભ્રમ થાય છે અને અરુચિ થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો લઘન કરાવવુ અને લઘનને અતે દીપન (અગ્નિને પ્રદીપ્ત કરનારી) ચિકિત્સા કરવી

**જ્યારે અશુદ્ધ માણસના મળ સાથે મિશ્ર થઈ જવાથી સ્નેહ પાછો આવે નહી,** ત્યારે અગોમા ગ્લાનિ થાય છે, પેટ ચડી આવે છે, શ્વાસ થાય છે, શૂળ નીકળે છે અને પક્વાશય ભારે થઈ જાય છે આ પ્રમાણે થયેલ હોય, તો અત્યત તીક્ષ્ણ ઔષધોના ક્વાથાદિકની નિરૂહબસ્તિ દેવી અને અત્યત તીક્ષ્ણ ઔષધોથી પકવેલા સ્નેહની અનુવાસન

બસ્તિ પણ દેવી.

શુદ્ધ થયેલા માણસને આપવામાં આવેલો સ્નેહ અત્યંત દૂર સુધી પેસી જાય, તો સર્વ ગાત્રોમાં સ્નેહ નજરે પડે છે, સઘળી ઇંદ્રિયોમાં ઉપલેપ (મળની વૃદ્ધિ) થાય છે, ગ્લાનિ થાય છે, મોઢું સ્નેહના ગંધવાળું થાય છે અને ખાંસી, શ્વાસ તથા અરોચક થાય છે. આ પ્રમાણે થયેલ હોય, તો અતિપીડિતની ચિકિત્સાઓ જેવી યોગ્ય ચિકિત્સા કરવી (ગયા અધ્યાયનો ૫મો વિષય જુઓ) અને નિરૂહબસ્તિ દેવી.

**જેને સ્વેદન સંસ્કાર ન અપાયો હોય એવા અશુદ્ધ માણસને અપાયેલો અલ્પ, શીતળ કે કોમળ સ્નેહ પાછો આવતો નથી** અને એમ થવાથી એ માણસ દરત માટે થોડું થોડું જોર કર્યા કરે છે અને તેના પક્વાશયમાં મળબંધ, ભારેપણું, આફરો તથા શૂળ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે થયેલ હોય, તો તરત નિરૂહબસ્તિ અને અનુવાસનબસ્તિ પણ દેવી.

**અત્યંત થોડું જમેલા માણસને અલ્પ કે મંદગુણવાળો** સ્નેહ અપાયો હોય, તો તે સ્નેહ પાછો નહિ આવતાં ક્લમ તથા ઉત્ક્લેશ ઉત્પન્ન કરે છે અથવા અત્યંત અરતિ[1] ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે થયેલ હોય, તો શોધનીય નિરૂહબસ્તિ દેવી અને શોધનીય સ્નેહથી જ અનુવાસનબસ્તિ દેવી.

અનુવાસનબસ્તિથી અપાયેલો સ્નેહ એક દિવસરાત સુધીમાં પણ પાછો આવે, તો તે સ્નેહ વ્યાપત્તિને ઉત્પન્ન કરતો નથી, પણ બસ્તિથી થતા લાભો આપે છે; અને જો અલ્પગુણવાળો હોય, તો જઠરાગ્નિમાં હોમાઈ જ જાય છે. જેને અનુવાસનબસ્તિથી અપાયેલો સ્નેહ શરીરની રૂક્ષતાને લીધે ઘેરાઈ જઈને એક દિવસરાત સુધીમાં કશો ઉપદ્રવ ન કરતાં સઘળો કે થોડોક પાછો નીકળે નહિ તેની પ્રવીણ વૈદ્યે ઉપેક્ષા જ કરવી; પરંતુ એક દિવસરાત વીત્યા પછી પણ પાછો ન નીકળે અને ઉપદ્રવ કરે, તો તેને સંશોધન કરનારી નિરૂહબસ્તિઓથી જ પાછો કાઢવો, પણ તેને કાઢવા માટે ફરીવાર અનુવાસનબસ્તિ દેવી નહિ.

સ્નેહબસ્તિની સઘળી વ્યાપત્તિઓનું લક્ષણો સહિત અને ચિકિત્સાઓ સહિત આ નિરૂપણ સંપૂર્ણ થયું. ૧૭

बस्तेरुत्तरसंज्ञस्य विधिं वक्ष्याम्यतः परम् ।
चतुर्दशाङ्गुलं नेत्रमातुराङ्गुलसंमितम् ॥
मालतीपुष्पवृन्ताग्रं छिद्रं सर्षपनिर्गमम् ।
मेढ्रायामसमं केचिदिच्छन्ति खलु तद्विदः ॥
स्नेहप्रमाणं परमं प्रकुञ्चश्चात्र कीर्त्तितः ।
पञ्चविंशादधो मात्रां विदध्याद् बुद्धिकल्पिताम् ॥
निविष्टकर्णिकं मध्ये नारीणां चतुरङ्गुले ।
मूत्रस्रोतःपरीणाहं मुद्गवाहि दशाङ्गुलम् ॥
तासामपत्यमार्गे तु निदध्याच्चतुरङ्गुलम् ।
द्व्यङ्गुलं मूत्रमार्गे तु कन्यानां त्वेकमङ्गुलम् ॥
स्नेहस्य प्रसृतं चात्र स्वाङ्गुलीमूलसंमितम् ।
देयं प्रमाणं परममर्वाग्बुद्धिविकल्पितम् ॥ १८ ॥

**ઉત્તરબસ્તિમાં નળી તથા સ્નેહનું માપ**

હવે ઉત્તરબસ્તિ(લિંગ કે યોનિમાં આપવાની હોય છે, તે)નો વિધિ કહું છું: ઉત્તરબસ્તિ પુરુષને દેવી હોય, તો તેની નળી રોગીનાં ચૌદ આંગળ જેટલી લાંબી, માલતીના ફૂલના દીંટિયાના જેવા અગ્રવાળી અને અંદરથી સરસવ નીકળી જાય એવડા છિદ્રવાળી કરવી. કેટલાક આચાર્યો કહે છે: 'લિંગની લંબાઈ જેટલી લાંબી કરવી.' એ નળીના મધ્યમાં ડોડી કરવી, કે જેથી છ આંગળથી વધારે અંદર પેસે નહિ. જો સ્નૈહિક ઉત્તરબસ્તિ દેવાની હોય, તો તેમાં વધારેમાં વધારે ચાર તોલાભાર સ્નેહની માત્રા કરવી. પચીસ વર્ષથી નીચેની ઉંમરવાળા માટે બુદ્ધિથી વિચાર

[1] ચિંતાથી થતી અત્યંત અસ્વસ્થતા

अतिपीडितवत्तत्र विधिरास्थापन तथा ॥
अस्विन्नस्याविशुद्धस्य स्नेहोऽल्प सम्प्रयोजितः ॥
शीतो मृदुश्च नाग्येति ततो मन्द प्रवाहते ।
विबन्धगौरवाध्मानशूल पक्वाशय प्रति ॥
तत्रास्थापनमेवाशु प्रयोज्य सानुवासनम् ।
अल्प भुक्तवतोऽल्पो हि स्नेहो मन्दगुणस्तथा ॥
दत्तो नैति क्लमोत्क्लेशौ भृश चाऽरतिमावहेत् ।
तत्रैवास्थापन कार्यं शोधनीयेन वस्तिना ॥
अन्वासन च स्नेहेन शोधनीयेन शस्यते ।
अहोरात्रादपि स्नेह प्रत्यागच्छन्न दुष्यति ॥
कुर्याद्वस्तिगुणाश्चापि जीर्णस्त्वल्पगुणो भवेत् ।
यस्य नोपद्रव कुर्यात्स्नेहवस्तिरनि सृत ॥
सर्वोऽल्पो वाऽऽवृतो रौक्ष्यादुपेक्ष्य स विजानता ।
अनायान्त त्वहोरात्रात्स्नेह सशोधनैर्जयेत् ॥
स्नेहवस्तावनायाते नान्यः स्नेहो विधीयते ।
इत्युक्ता व्यापद सर्वा सलक्षणचिकित्सिता ॥१७॥

## સ્નેહબસ્તિની આઠ વ્યાપત્તિઓના લક્ષણો તથા ચિકિત્સાઓ

હવે સ્નેહબસ્તિથી થતી વ્યાપત્તિઓના લક્ષણો તથા ચિકિત્સાઓ કહુ છુ જ્યારે વાયુ આદિ દોષો કોઠામા (અનુવાસનબસ્તિથી) બળ વાન હોય, ત્યારે તે દોષો અલ્પ શક્તિવાળા સ્નેહને પરાભવ કરી નાખી જુદાજુદા પ્રકારના ઉપદ્રવો ઉત્પન્ન કરે છે અને તે સ્નેહ ગુદામાથી પાછો નીકળતો નથી

**જો સ્નેહ વાયુથી પરાભવ પામ્યો હોય** તો મોઢુ તૂરુ થઈ જાય છે, બગાસા આવ્યા કરે છે, અનેક પ્રકારની વાયુ સબધી વેદનાઓ થાય છે, કપ થાય છે અને વિષમજ્વર આવે છે આ પ્રમાણે થયેલ હોય, તો વાતહર દ્રવ્યો તથા સશોધન દ્રવ્યોના ક્વાથાદિકની નિરુહબસ્તિ દેવી અને જે જે ચિકિત્સાઓ વાયુને શાત કરનારી છે, તેઓની યોગ્ય યોજના કરવી

**જો સ્નેહ પિત્તથી પરાભવ પામ્યો હોય** તો મોઢુ તીખુ થઈ જાય છે, દાહ થાય છે, તરસ લાગ્યા કરે છે, જ્વર આવે છે, પસીનો આવ્યા કરે છે અને નેત્રો, મૂત્ર તથા અગો પીળા થઈ જાય છે આ પ્રમાણે થયેલ હોય તો પિત્તહર દ્રવ્યોના તથા સશોધન દ્રવ્યોના ક્વાથાદિકની નિરુહબસ્તિ દેવી અને જે જે ચિકિત્સાઓ પિત્તને શાત કરનારી છે, તેઓની યોગ્ય યોજના કરવી

**જો સ્નેહ કફથી પરાભવ પામ્યો હોય** તો મોઢામાથી કફનો સ્રાવ થાય છે, મોઢુ મધુર થઈ જાય છે, શરીરમા ભારેપણુ આવે છે, ઊનટી થાય છે, શ્વાસ ઊચો ચાલે છે, શીતજ્વર આવે છે અને અરુચિ ઉત્પન્ન થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો કફહર દ્રવ્યો તથા સશોધન દ્રવ્યોના ક્વાથાદિકની નિરુહબસ્તિ દેવી અને જે જે ચિકિત્સાઓ કફને શાત કરનારી છે, તેઓની યોગ્ય યોજના કરવી

જ્યારે **સ્નેહ અત્યંત જમવામા આવેલા અન્નથી પરાભવ પામીને પાછો આવે નહીં**, ત્યારે આમાશય ભારે થઈ જાય છે, શૂળ નીકળે છે, કોઠામા વાયુનો સચાર થતો નથી, હૃદયમા પીડા થાય છે, મોઢુ વિરસ થઈ જાય છે, શ્વાસ થાય છે, મૂર્છા આવે છે, ભ્રમ થાય છે અને અરુચિ થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો લઘન કરાવવુ અને લઘનને અતે દીપન (અગ્નિને પ્રદીપ્ત કરનારી) ચિકિત્સા કરવી

જ્યારે **અશુદ્ધ માણસના મળ સાથે મિશ્ર થઈ જવાથી સ્નેહ પાછો આવે નહીં**, ત્યારે અગોમા ગ્લાનિ થાય છે, પેટ ચડી આવે છે, શ્વાસ થાય છે, શૂળ નીકળે છે અને પક્વાશય ભારે થઈ જાય છે આ પ્રમાણે થયેલ હોય, તો અત્યત તીક્ષ્ણ ઔષધોના ક્વાથાદિકની નિરુહબસ્તિ દેવી અને અત્યત તીક્ષ્ણ ઔષધોથી પકવેલા સ્નેહની અનુવાસન

અર્ધભાગને ડાબા હાથની મધ્યમાથી, તર્જનીથી તથા અંગૂઠાથી ખુલ્લા મોઢાવાળો રાખી, જમણા હાથના અંગૂઠાથી તથા તર્જનીથી બસ્તિમાં ઔષધ એવી રીતે રેડવું કે જેથી ધાર ઊંચી ન થાય, તૂટી ન જાય, લાંબી ન થાય, સંકુચિત ન થાય, પરપોટા કે ફીણ વગરની રહે ને પવનનો સંબંધ પણ ન પામે; પછી ઔષધના નજદીકના પ્રદેશમાં બસ્તિના પુટને પકડી, પાછો ડાબા હાથથી ઝાલી, બીજી તરફના તેના અરધા ભાગના મોઢામાં જમણા હાથના અંગૂઠાથી તથા તર્જનીથી એવી જ રીતે ઔષધ રેડવું. પછી ઔષધના અંતપ્રદેશમાં બસ્તિપુટને ઝીણા દોરાના બે કે ત્રણ આંટાથી વીંટી લઈ, તેના છેડાઓને ડોડીઓમાં બાંધવા. પછી ચત્તા રાખેલા જમણા હાથમાં બસ્તિપુટ રાખી તેની નળીને ડાબા હાથની મધ્યમાથી તથા તર્જનીથી ઝાલી, નળીના દ્વારને અંગૂઠાથી ઢાંકી, નળીની અણીને ઘી લગાવી, રોગીની ગુદાને ઘીથી ખરડીને તે નળી રોગીના હાથમાં દેવી અને કહેવું કે 'તારી પીઠને લગતા ગુદાના પ્રદેશમાં આ નળીને ઉપરની ડોડી સુધી સીધી તથા સન્મુખ પેસાડી દે.' રોગી નળીને ગુદામાં એ પ્રમાણે પેસાડી દે તે પછી વૈદ્યે બસ્તિના પુટને પોતાના ડાબા હાથમાં લઈ જમણા હાથ વડે એક જ ભીંસથી એવી રીતે દબાવવો, કે જેથી ઝડપ પણ ન થાય અને વિલંબ પણ ન થાય.

પછી રોગીની ગુદામાંથી નળીને કાઢી લઈ દબાવવાના સમયથી ત્રીસ માત્રા[1] થતાં સુધી થોભી જઈ તે પછી રોગીને 'ઊઠ' એમ કહેવું અને તે ઊઠે એટલે બસ્તિને પાછો આણવા માટે તે રોગીને ઊભડક બેસાડવો. નિરૂહબસ્તિને પાછા આવવાનો સમય બે ઘડીનો જ છે.

બસ્તિક્રિયામાં પ્રવીણતા ધરાવનારા વૈદ્યે પ્રયોજનને અનુસરી આ વિધિ પ્રમાણે જ બીજી, ત્રીજી કે ચોથી બસ્તિ પણ દેવી. જ્યારે નિરૂહ-બસ્તિને બરાબર અપાયાનાં લક્ષણો જોવામાં આવે, ત્યારે બસ્તિ દેવાનું બંધ કરવું. ૨

अपि हीनक्रमं कुर्यान्न तु कुर्याददतिक्रमम् ।
विशेषात्सुकुमाराणां हीन एव क्रमो हितः ॥ ३ ॥

### બસ્તિના અતિયોગ કરતાં હીનયોગ કરવો

વૈદ્યે રોગીની સ્થિતિ વગેરે જોઈને વખત પર બસ્તિનો કાંઈક હીનયોગ કરવો, પણ અતિયોગ તો ન જ થવા દેવો. ખાસ કરી સુકુમાર લોકો માટે બસ્તિનો કાંઈક હીનક્રમ કરવો એ જ યોગ્ય છે. ૩

यस्य स्याद्बस्तिरल्पाल्पवेगो हीनमलानिलः ।
दुर्निरूढः स विज्ञेयो मूत्रार्त्यरुचिजाड्यवान् ॥
यान्येव प्राक्प्रयोक्तानि लिङ्गान्यतिविरेचिते ।
तान्येवातिनिरूढेऽपि विज्ञेयानि विपश्चिता ॥
यस्य क्रमेण गच्छन्ति विट्पित्तकफवायवः ।
लाघवं चोपजायेत सुनिरूढं तमादिशेत् ॥ ४ ॥

### બસ્તિના હીન, અતિ તથા સમ્યગ્-યોગનાં લક્ષણો

જો રોગીને બસ્તિ અત્યંત થોડા વેગવાળી, ઓછા મળવાળી તથા ઓછા પવનવાળી બહાર નીકળે અને મૂત્રની પીડા, અરુચિ તથા જડતા ઉત્પન્ન થાય તો જાણવું કે બસ્તિનો હીનયોગ થયો છે.

આ સ્થાનના ગયા ૩૪મા અધ્યાયમાં નવમા તથા દસમા વિષયમાં વિરેચનનો અતિયોગ થયાનાં જે લક્ષણો કહ્યાં છે, તે જ લક્ષણો બસ્તિના અતિયોગથી થાય છે, એમ વિદ્વાન વૈદ્યે સમજવું;

[1] ગોઠણને હાથનો આંટો લઈ એક ચપટી વગાડવામાં આવે અથવા આંખ મીંચીને ઉઘાડવામાં આવે અથવા ફક્ત ચપટી જ વગાડવામાં આવે અથવા એક ગુરુ અક્ષરનું ઉચ્ચારણ કરવામાં આવે, તેટલો સમય એક માત્રા કહેવાય છે.

सम्यग्दत्तस्य लिङ्गानि व्यापदः क्रम एव च ।
बस्तेरुत्तरसंज्ञस्य समानं स्नेहबस्तिना ॥ २४ ॥

### ઉત્તરબસ્તિ બરાબર અપાયાનાં લક્ષણો, વ્યાપત્તિઓ અને તેની ચિકિત્સા

ઉત્તરબસ્તિ બરાબર અપાયાનાં લક્ષણો અનુવાસનબસ્તિ બરાબર અપાયાનાં લક્ષણો પ્રમાણે જ સમજી લેવાં. (આ અધ્યાયનો ૧૬મો વિષય જુઓ.) ઉત્તરબસ્તિની વ્યાપત્તિઓ પણ અનુવાસનબસ્તિની વ્યાપત્તિઓ જેવી જ થાય છે, માટે તેઓની ચિકિત્સાઓ પણ અનુવાસનબસ્તિની વ્યાપત્તિઓની ચિકિત્સાઓ પ્રમાણે જ કરવી. (આ અધ્યાયનો ૧૭મો વિષય જુઓ.) ૨૪

## અધ્યાય ૩૮ મો

अथातो निरूहक्रमचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નિરૂહક્રમચિકિત્સિત' [1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતને કહેલું છે. ૧

अथानुवासितमास्थापयेदभ्यक्तस्विन्नशरीरमु [illegible] क्षुधी वेश्मनि मध्याह्ने प्रततायां [illegible] शय्यायां श्रोणिप्रदेशसमुन्नतायामुप [illegible] प्रसा- [illegible] रणदेहं [illegible]

[illegible]

गुदमसकुंचितमवातमौषधासन्नमुपसंगृह्य पुनरितरेण गृहीत्वा दक्षिणेनावसिच्येत्ततः सूत्रेणैवौषधान्ते द्विस्त्रिर्वाविष्ट्य बध्नीयात् । अथ दक्षिणेनोत्तानेन पाणिना बस्तिं गृहीत्वा वामहस्तमध्यमाङ्गुलिप्रदेशिनीभ्यां नेत्रमुपसंगृह्याङ्गुष्ठेन नेत्रद्वारं पिधाय घृताभ्यक्ताग्रनेत्रं घृताक्तगुदाय प्रयच्छेदनुपृष्ठवंशं समसुन्मुखमाकर्णिकं नेत्रं प्रणिधत्स्वेति ब्रूयात् ।
बस्तिं सव्ये करे कृत्वा दक्षिणेनावपीडयेत् ।
एकेनैवावपीडेन न द्रुतं न विलम्बितम् ॥
ततो नेत्रमपनीय त्रिंशन्मात्राः पीडनकालादुपेक्ष्योत्तिष्ठेत्यातुरं ब्रूयात् । अथातुरमुपवेशयेदुत्कटकं बस्त्यागमनार्थम् । निरूहप्रत्यागमनकालस्तु मुहूर्तो भवति ॥
अनेन विधिना बस्तिं दद्याद्वस्तिविशारदः ।
द्वितीयं वा तृतीयं वा चतुर्थं वा यथार्थतः ॥
सम्यङ्निरूढलिङ्गे तु प्राप्ते बस्तिं निवारयेत् ॥ २ ॥

### નિરૂહબસ્તિનું પૂર્વ તથા ઉત્તરકર્મ

નિરૂહબસ્તિ દેવાની હોય, ત્યારે યોગ્યતા જોઈ પ્રથમ અનુવાસનબસ્તિ આપી, જેને અન્ન પચી ગયું એવા રોગીને અભ્યંગ તથા સ્વેદન કરી, મલમૂત્રાદિકનો ત્યાગ કરાવી, બહુ પવનવગરના સ્વચ્છ ઘરમાં બપોરે પહોળી, નીચેથી સારી રીતે ઉપાડી શકાય એવી, કમર રહેવાના પ્રદેશમાં દૃઢ કરીને જમાવેલી અને ઓશીકાવગરની શય્યામાં ડાબા પડખાભર સુવડાવી, જમણો સાથળ સંકુચિત રખાવી, ડાબો સાથળ લાંબો કરાવી, મૌન ધરાવી, તેનું મન સ્વસ્થ થયેલું અને શરીર શય્યામાં સારી રીતે વિશ્રામ પામેલું જણાય, ત્યારે વૈદ્યે બસ્તિની નળીને પોતાના ડાબા પગ ઉપર મૂકી, ડાંડીને ઉપરનું [illegible] માં જમણા પગના અંગૂઠાથી તથા આંગ [illegible] વી, ડાબા હાથની કનિષ્ઠિકા અને [illegible], એ બે આંગળીઓ વડે બસ્તિના મોઢું સંકુચિત કરી બાંધીને

અથવા અતિદારુણ ભીસટીને ઉત્પન્ન કરે છે અથવા સર્વ દોષોને પ્રકુપિત કરે છે; માટે ભોજન પહેલાં જ નિરૂહબસ્તિ દેવી. જેને પહેલાં ખાધેલું અન્ન પચી ગયું હોય એવા માણસના કોઠામાં ભોજનથી નહિ દબાયાને લીધે સ્પષ્ટ થઈ રહેલા દોષો નિરૂહબસ્તિથી સંપૂર્ણ શાંત થઈ જાય છે. જો ભોજન કરાવ્યા પછી નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તે બસ્તિથી ખાધેલું અન્ન આમતેમ વિખાઈ જતાં તે અન્નને જઠરાગ્નિ પણ પહોંચતો નથી; માટે પ્રવીણ વૈદ્યે નિરાહાર રહેલા જ રોગીને નિરૂહબસ્તિ દેવી. ૭

आवस्थिकं क्रमं चापि मत्वा कार्यं निरूहणम् ।
मलेऽपकृष्टे दोषाणां बलवत्त्वं न विद्यते ॥८॥

## વમનવિરેચનાદિથી શુદ્ધ કરી નિરૂહબસ્તિ દેવી

રોગની અવસ્થાને અનુસરી શોધન કરવાનો વમનવિરેચનાદિ જે ક્રમ છે, તે ઉપર ધ્યાન આપીને નિરૂહબસ્તિ દેવી; કેમ કે વમનવિરેચનાદિથી મળ બહાર કઢાયો હોય તો પછી દોષોની પ્રબળતા રહેતી નથી, તેથી નિરૂહબસ્તિ સહેલાઈથી કામ કરી શકે છે. ૮

क्षीराण्यम्लानि मूत्राणि स्नेहाः क्वाथा रसास्तथा ।
लवणानि फलं क्षौद्रं शताह्वा सर्षपं वचा ॥
एला त्रिकटुकं रास्ना सरलं देवदारु च ।
रजनी मधुकं हिङ्गु कुष्ठं संशोधनानि च ॥
कटुका शर्करा मुस्तमुशीरं चन्दनं शटी ।
मञ्जिष्ठा मदनं चण्डा त्रायमाणा रसाञ्जनम् ॥
बिल्वमध्यं यवानी च फलिनी शक्रजा यवाः ।
काकोली क्षीरकाकोली जीवकर्षभकावुभौ ॥
तथा मेदा महामेदा ऋद्धिर्वृद्धिर्मधूलिका ।
निरूहेषु यथालाभमेष वर्गो विधीयते ॥ ९ ॥

## નિરૂહબસ્તિનાં દ્રવ્યો

દૂધ, કાંજી વગેરે ખાટા પદાર્થો, મૂત્રો, સ્નેહો, ક્વાથો, રસો, લવણો, ત્રિફળા, મધ, શતાવરી, સરસવ, વજ, એલચી, સૂંઠ, મરી, પીપર, રાસ્ના, સાલેડો, દેવદાર, હળદર, જેઠીમધ, હિંગ, કઠ, નસોતર વગેરે સંશોધન દ્રવ્યો, કડુ, સાકર, મોથ, વાળો, ચંદન, કચૂરો, મજીઠ, મીંઢળ, કરમાણી, ત્રાયમાણ, રસવંતી, બીલાંનો ગર્ભ, યવતી, ધઉંલાં, ઈંદ્રજવ, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, મેદા, મહામેદા, ઋદ્ધિ, વૃદ્ધિ અને સફેદ ગરણી; એ વર્ગમાંથી જેટલાં દ્રવ્યો મળે તેટલાંની નિરૂહબસ્તિઓમાં દોષો અનુસાર ગોઠવણ કરવી. ૯

स्वस्थे क्वाथस्य चत्वारो भागाः स्नेहस्य पंचमः ।
क्रुद्धेऽनिले चतुर्थस्तु षष्ठः पित्ते कफेऽष्टमः ॥
सर्वेषु चाष्टमो भागः कल्कानां लवणं पुनः ।
क्षौद्रं मूत्रं फलं क्षीरमम्लं मांसरसं तथा ॥
युक्त्या प्रकल्पयेद्धीमान् निरूहे कल्पना त्वियम् ।
कल्कस्नेहकषायाणामविवेकाद्भिषग्वरैः ॥
बस्तिस्तु कल्पितः सम्यक्तस्य दानं यथार्थकृत् ।
दत्त्वादौ सैन्धवस्याक्षं मधुनः प्रसृतिद्वयम् ॥
पात्रे तलेन मथ्नीयादनुस्नेहं शनैः शनैः ।
सम्यक्सुमथिते दद्यात्फलकल्कमतः परम् ॥
ततो यथोचितान्कल्कान्भागैःस्वैःश्लक्ष्णपेषितान् ।
गम्भीरे भाजनेऽन्यस्मिन्मथ्नीयात्तं खजेन च ॥
यथा च साधु मन्येत न सान्द्रो न तनुः समः ।
कषायप्रसृतान्पञ्च सुपूतांस्तत्र दापयेत् ॥
रसक्षीराम्लमूत्राणां दोषावस्थामवेक्ष्य तु ॥ १०॥

## નિરૂહબસ્તિમાં દ્રવ્યની માત્રા વગેરે

સ્વસ્થ માણસને નિરૂહબસ્તિ દેવાની હોય, તો ક્વાથના ચાર ભાગ અને સ્નેહનો પાંચમો ભાગ નાખવો. વાયુના પ્રકોપ ઉપર નિરૂહબસ્તિ દેવી હોય, તો સ્નેહનો આઠમો ભાગ, પિત્તના પ્રકોપ ઉપર નિરૂહબસ્તિ દેવી હોય, તો સ્નેહનો છઠ્ઠો ભાગ અને કફના પ્રકોપ ઉપર નિરૂહબસ્તિ દેવી હોય, તો સ્નેહનો આઠમો ભાગ નાખવો. સઘળા નિરૂહોમાં કલ્કનો આઠમો ભાગ જોઈએ.

અર્થાત્ બસ્તિ દીધા પછી એ લક્ષણો જોવામાં આવે તો જાણવું કે 'બસ્તિનો અતિયોગ થયો છે.'

રોગીને જે બસ્તિ પાછી વળતાં પ્રથમ વિષ્ઠા, પછી પિત્ત, પછી કફ અને તે પછી વાયુ નીકળે અને શરીર હલકું થાય તો જાણવું કે બસ્તિનો સમ્યગ્યોગ થયો છે. ૪

सुनिरूढं ततो जन्तुं स्नातवन्तं तु भोजयेत् ।
पित्तश्लेष्मानिलाविष्टं क्षीरयूषरसैः क्रमात् ॥
सर्वं वा जाङ्गलरसैर्भोजयेदविकारिभिः ।
त्रिभागहीनमर्द्धं वा हीनमात्रमथापि वा ॥
यथाग्निदोषं मात्रेयं भोजनस्य विधीयते ।
अनन्तरं ततो युञ्ज्याद्यथास्वं स्नेहबस्तिना ॥
विविक्तता मनस्तुष्टिः स्निग्धता व्याधिनिग्रहः ।
आस्थापनस्नेहबस्त्योः सम्यग्दाने तु लक्षणम् ॥
तदहस्तस्य पवनाद्भयं बलवदिष्यते ।
रसौदनस्तेन शस्तस्तदहश्चानुवासनम् ॥
पश्चादग्निबलं मत्वा पवनस्य च चेष्टितम् ।
अन्नोपस्तम्भिते कोष्ठे स्नेहबस्तिर्विधीयते ॥ ५ ॥

## બસ્તિનો સમ્યગ્યોગ થયા પછીની ક્રિયા

નિરૂહબસ્તિનો સમ્યગ્યોગ થયો જાણવામાં આવે, તે પછી રોગીને નવડાવીને જમાડવો. રોગી જો પિત્તના આધિક્યવાળો હોય તો દૂધથી, કફના આધિક્યવાળો હોય તો ઓસામણથી અને વાયુના આધિક્યવાળો હોય તો માંસના રસાથી ભોજન દેવું; અથવા રોગી ગમે તે દોષવાળો હોય, તો પણ તેને વિકાર ન કરે એવાં જ ગલી પ્રાણીઓના માંસના રસાથી ભોજન દેવું. રોગીના જઠરાગ્નિ અને દોષને અનુસરી ભોજનની હમેશના મહાવરા કરતાં ચતુર્થાંશ જેટલી, અરધી અથવા કાંઈક ઓછી માત્રા દેવી. ભોજન કરાવ્યા પછી દોષને અનુસરી અનુવાસનબસ્તિ દેવી. રસ વગેરે ધાતુઓ તથા સઘળાં સ્રોતો આવરણરહિત [illegible] થાય, મનમાં આનંદ ઉત્પન્ન થાય, સ્નિગ્ધતા થાય અને વ્યાધિનો નિગ્રહ થાય, તો જાણવું કે 'નિરૂહબસ્તિ અને અનુવાસનબસ્તિઓ યોગ્ય રીતે અપાયેલ છે.' જે દિવસે નિરૂહબસ્તિ દેવામાં આવી હોય, તે દિવસે પવનથી મોટી ધાસ્તી ઉત્પન્ન થવાનો સંભવ છે; માટે તે દિવસે તેને માંસના રસવાળો ભાત જમાડવો અને તે દિવસે જ અનુવાસનબસ્તિ દેવી. એ અનુવાસનબસ્તિ અગ્નિનું બળ તથા પવનની ચેષ્ટા જોઈ, કોઠાને અન્નનો ટેકો આપીને પછી જ દેવી. ૫

अनायान्तं मुहूर्त्तात्तु निरूहं शोधनैर्हरेत् ।
तीक्ष्णैर्निरूहैर्मतिमान्क्षारमूत्राम्लसंयुतैः ॥
विगुणानिलविष्टब्धं चिरं तिष्ठन्निरूहणम् ।
शूलारतिज्वरानाहं मरणं वा प्रवर्त्तयेत् ॥ ६ ॥

## નિરૂહબસ્તિ બે ઘડીમાં પાછી ન આવે તો?

આપેલી નિરૂહબસ્તિ બે ઘડી વીતી જતાં પણ પાછી ન આવે, તો બુદ્ધિમાન વૈદ્યે ક્ષાર, ગોમૂત્ર તથા ખાટી કાંજીથી મિશ્ર કરેલી તીક્ષ્ણ શોધન નિરૂહબસ્તિઓ આપીને તેને પાછી લાવવી; કેમ કે દુષ્ટ થયેલા વાયુએ અટકાવેલું નિરૂહદ્રવ્ય વધારે વખત સુધી અંદર રહે તો શૂળ, અરતિ, જ્વર તથા મળબંધ ઉત્પન્ન કરે છે અને વખતે મરણ પણ કરી દે છે. ૬

नतु भुक्तवते देयमास्थापनमिति स्थितिः ।
विसूचिकां वा जनयेच्छर्दिं वापि सुदारुणाम् ॥
कोपयेत्सर्वदोषान्वा तस्माद्दद्यादभोजिते ।
जीर्णान्नस्याशये दोषाः पुंसः प्रव्यक्तिमागताः ॥
निःशेषाः सुखमायान्ति भोजनेनाप्रपीडिताः ।
न वास्थापनविक्षिप्तमन्नमग्निः प्रधावति ॥
तस्मादास्थापनं देयं निराहाराय जानता ॥ ७ ॥

## જમ્યા પછી નિરૂહબસ્તિ દેવી નહિ

ભોજન કરેલા માણસને નિરૂહબસ્તિ ન દેવાનો નિયમ છે. જમ્યા પછી નિરૂહબસ્તિ દેવામાં આવે, તો વિસૂચિકા ઉત્પન્ન કરે છે

सगुडैरक्षमात्रैस्तु मदनाष्टपलान्वितैः ॥
क्षौद्रतैलघृतक्षीरशुक्तकाञ्जिकमस्तुभिः ।
समालोड्य च मूत्रैस्तु दद्यादास्थापनं परम् ॥
तेजोवर्णबलोत्साहवीर्याग्निप्राणवर्द्धनम् ।
सर्वमारुतरोगघ्नं वयःस्थापनमुत्तमम् ॥
कुशादिपञ्चमूलाब्दत्रिफलोत्पलवासकैः ।
सारिवोशीरमञ्जिष्ठारास्नारेणुपरूपकैः ॥
पालिकैः क्वथितैः सम्यग्द्रव्यैरेभिश्च पेषितैः ।
शृङ्गाटकात्मगुप्तेभकेसरागुरुचन्दनैः ॥
विदारीमिसिमञ्जिष्ठाश्यामेन्द्रयवसिन्धुजैः ।
फलपद्मकयष्ट्याह्वैः क्षौद्रक्षीरघृताप्लुतैः ॥
दत्तमास्थापनं शीतमम्लहीनैस्तथा द्रवैः ।
दाहासृग्दरपित्तासृक्पित्तगुल्मज्वराञ्जयेत् ॥
रोध्रचन्दनमञ्जिष्ठारास्नानन्तावलर्द्धिभिः ।
सारिवावृषकाश्मर्यमेदामधुकपद्मकैः ॥
स्थिरादितृणमूलैश्च क्वाथैः कर्षत्रयोन्मितैः ।
पिष्टैर्जीवककाकोलीयुगर्द्धिमधुकोत्पलैः ॥
प्रपौण्डरीकजीवन्तीमेदारेणुपरूषकैः ।
अभीरुमिसिसिन्धूत्थवत्सकोशीरपद्मकैः ॥
कसेरुशर्करायुक्तैः सर्पिर्मधुपयःप्लुतैः ।
द्रवैस्तीक्ष्णाम्लवर्ज्यैश्च दत्तो वस्तिः सुशीतलः ॥
गुल्मासृग्दरहृत्पाण्डुरोगान्सविषमज्वरान् ।
असृक्पित्तातिसारौ च हन्यात्पित्तकृतान्गदान् ॥
भद्रानिम्बकुलत्थार्ककोशातक्यमृतामरैः ।
सारिवाबृहतीपाठामूर्वारग्वधवत्सकैः ॥
क्वाथः कल्कस्तु कर्त्तव्यो वलामदनसर्षपैः ।
सैन्धवामरकुष्ठैलापिप्पलीविल्वनागरैः ॥
कटुतैलमधुक्षारमूत्रतैलाम्बुसंयुतैः ।
कार्यमास्थापनं तूर्णं कामलापाण्डुमेहिनाम् ॥
मेदस्विनामनग्नीनां कफरोगाशनद्विषाम् ।
गलगण्डगरग्लानिश्लीपदोदररोगिणाम् ॥
दशमूलीनिशाविल्वपटोलत्रिफलामरैः ।
क्वथितैः कल्कपिष्टैस्तु मुस्तसैन्धवदारुभिः ॥
पाठामागधिकेन्द्राह्वैस्तैलक्षारमधुप्लुतैः ।
कुर्यादास्थापनं सम्यङ्मूत्राम्लफलयोजितम् ॥
कफपाण्डुमदालस्यमूत्रमारुतसङ्गिनाम् ।
आमाटोपापचीश्लेष्मगुल्मक्रिमिविकारिणाम् ॥
वृषाश्मभेदवर्षाभूधान्यगन्धर्वहस्तकैः ।
दशमूलवलामूर्वायवकोलनिशाच्छदैः ॥
कुलत्थविल्वभूनिम्बैः क्वथितैः पलसंमितैः ।
कल्कैर्मदनयष्ट्याह्वपड्ग्रन्थामरसर्षपैः ॥
पिप्पलीमूलसिन्धूत्थयवानीमिसिवत्सकैः ।
क्षौद्रेक्षुक्षीरगोमूत्रसर्पिस्तैलरसप्लुतैः ॥
तूर्णमास्थापनं कार्यं संसृष्टबहुरोगिणाम् ।
गृध्रसीशर्कराष्ठीलातूनीगुल्मगदापहम् ॥
रास्नारग्वधवर्षाभूकटुकोशीरवारिदैः ।
त्रायमाणामृतारक्तापञ्चमूलीबिसीतकैः ॥
सबलैः पालिकैः क्वाथः कल्कस्तु मदनान्वितैः ।
यष्ट्याह्वमिसिसिन्धूत्थफलिनीन्द्रयवाह्वयैः ॥
रसाञ्जनरसक्षौद्रद्राक्षासौवीरसंयुतैः ।
युक्तो वस्तिः सुखोष्णोऽयं मांसशुक्रबलौजसाम् ॥
आयुषोऽग्नेश्च संस्कर्ता हन्ति चाशु गदानिमान् ।
गुल्मासृग्दरवीसर्पमूत्रकृच्छ्रक्षतक्षयान् ॥
विषमज्वरमर्शांसि ग्रहणीं वातकुण्डलीम् ।
जानुजङ्घाशिरोवस्तिग्रहोदावर्त्तमारुतान् ॥
वातासृक्छर्कराष्ठीलाकुक्षिशूलोदरारुचीः ।
रक्तपित्तकफोन्मादप्रमेहाध्मानहृद्ग्रहान् ॥१२॥

**જુદાજુદા રોગો હણનારી નિરૂહબસ્તિઓ.**

હવે દોષોના વિભાગ પ્રમાણે જુદીજુદી નિરૂહબસ્તિઓ કહીએ છીએ, કે જે બસ્તિઓ દોષો અનુસાર દેવામાં આવે, તો અનેક પ્રકારના રોગો નાશ પામે છે.

ગરમાળો, એરંડો, સાટોડી, આસોંદ, કચૂરો, લઘુપંચમૂળ, બલદાણા, રાસ્ના, ગળો તથા દેવદારને ચારચાર તોલાભાર લઈ તથા સીંઢળ આઠ તોલા ભાર લઈ તેઓનો ક્વાથ કરી અને પીપર, મોથ, હપુષા (પ્રસિદ્ધ નથી), વરિયાળી, સૈંધવ, ઈંદ્રજવ, ધઉંલાં, વજ, જેઠીમધ અને રસવંતીનો એકએક તોલાભાર કલ્ક કરી એ

સૈંધવ, મધ, ગોમૂત્ર, મીઠળ, દૂધ, કાંજી વગેરે ખાટાં દ્રવ્ય અને માંસના રસોની પણ યોગ્ય ગોઠવણ કરવી (સર્વ દ્રવ્યો એકંદર મળીને બાર પ્રસૃત થાય એમ કરવુ)

ઉત્તમ વૈદ્યોએ નિરૂહ એવો બનાવવો કે જેમાં કલ્કો, સ્નેહો અને કવાથો જુદાજુદા નહી રહેતા એકંદર પ્રવાહીરૂપ થઈ જાય આવા પ્રવાહીથી ગોઠવાયેલી નિરૂહબસ્તિ આપવામા આવે, તો તેથી ધારેલું કામ પાર પડે છે સર્વને દૂધપાણીની પેઠે મિશ્ર કરી દેવાની યુક્તિ આ છે, કે પ્રથમ એક તોલાભાર સૈંધવ તથા બે પ્રસૃત જેટલુ મધ નાખી મથન કરી પછી સ્નેહનો યોગ આપી હથેળી વડે ધીરેધીરે મથના[1] સારી પેઠે મથાઈ જાય, ત્યારે તેમા મીઢળનો કલ્ક નાખી તેનુ મથન કરવુ પછી પોતપોતાના ભાગો પ્રમાણે લઈ બારીક વાટેલા બીજા યથોચિત કલ્કો નાખી તે સર્વ દ્રવ્યને બીજા ઊંડા વાસણમા નાખી પાંચ આગળના હાથા કે રવૈયા વડે તે એવી રીતે મથવા કે જે રીતે ઠીક મિશ્રણ થાય અને પ્રવાહી ઘાટો કે પાતળો નહિ થતા સમાન સ્થિતિમા રહે પછી તેમાં વસ્ત્રથી સારી પેઠે ગાળેલો ચાળીસ પ્રસૃત જેટલો ક્વાથ નાખવો અને દોષોની સ્થિતિ જોઈને માંસનો રસ, દૂધ, કાંજી વગેરે ખાટાં દ્રવ્ય અને ગોમૂત્રની માત્રાઓ પણ નાખવી (ગયા ૩૫મા અધ્યાયનો ત્રીજો વિષય જુઓ) ૧૦

अत ऊर्ध्वं द्वादश प्रसृतान्वक्ष्याम –
दत्त्वादौ सैन्धवस्याक्ष मधुन प्रसृतिद्वयम् ।
विनिर्मथ्य ततो दद्यात्स्नेहस्य प्रसृतित्रयम् ॥
एकीभूते तत स्नेहे कल्कस्य प्रसृतिं क्षिपेत् ।
सम्मूर्छिते कषाय तु चतु प्रसृतिसम्मितम् ॥
वितरेच्च तदावापमन्ते द्विप्रसृतोन्मितम् ।
एव प्रकल्पितो बस्तिर्द्वादशप्रसृतो भवेत् ॥
ज्येष्ठाया खलु मात्राया प्रमाणमिदमीरितम् ।
अपह्रासे भिषक्कुर्यात्तद्वत्प्रसृतिह्रापनम् ॥
यथावयो निरूहाणा कल्पनेयमुदाहृता ।
सैन्धवादिद्रवान्ताना सिद्धिकामैर्भिषग्वरै ॥ ११

## નિરૂહની બાર માત્રામાં સ્નેહાદિની ગોઠવણ

હવે બાર પ્રસૃતોની ગોઠવણ કહીએ છીએ પ્રથમ એક તોલાભાર સૈંધવ તથા બે પ્રસૃત મધ નાખી સારી પેઠે મથીને તેમા ત્રણ પ્રસૃત સ્નેહ નાખવો સ્નેહ એકરૂપ થઈ જાય, ત્યારે એક પ્રસૃત કલ્ક નાખવો એ સઘળુ બરાબર મળી જાય, ત્યારે તેમા ચાર પ્રસૃત ક્વાથ નાખી મથન કરવુ અને છેવટે બે પ્રસૃત ક્વાથ નાખવો એ ને બાર પ્રસૃત અને તે ઉપર એક તોલો થાય છે નિરૂહની મોટામાં મોટી માત્રાનુ આ પ્રમાણ કહેવાયુ છે જો અવસ્થા વગેરે અનુસાર નાની માત્રા કરવી હોય, તો વૈદ્યે ઉપર કહેલી પદ્ધતિને અનુસરી દ્રવ્યોના વજનનો ઘટાડો કરવો સિદ્ધિ ઇચ્છતા ઉત્તમ વૈદ્યોએ રોગીઓની અવસ્થા પ્રમાણે સૈંધવથી માંડી ક્વાથ સુધીના પદાર્થોની આ કલ્પના કહી છે ૧૧

अत ऊर्ध्वं प्रवक्ष्यन्ते बस्तयोऽत्र विभागश ।
यथादोष प्रयुक्ता ये हन्युर्नानाविधान्गदान् ॥
शम्पाकोरुबुवर्षाभूवाजिगन्धानिशाच्छदै ।
पञ्चमूलीबलारास्नागुडूचीसुरदारुभि ॥
क्वथितै पालिकैरेभिर्मदनाष्टकसंयुतै ।
कल्कैर्मागधिकाम्भोदहपुषामिसिसैन्धवै ॥
वत्साह्वयप्रियङ्ग्वग्रायष्ट्याह्वयरसाञ्जनै ।
दद्यादास्थापन कोष्ण क्षौद्राद्यैरभिसस्कृतम् ॥
पृष्ठोरुत्रिकशूलाश्मविण्मूत्रानिलसङ्गिनाम् ।
ग्रहणीमारुतार्शो न रक्तमांसबलप्रदम् ॥
गुडूचीत्रिफलारास्नादशमूलबलापलै ।
क्वथितै श्यामापिष्टैस्तु प्रियङ्गुघनमन्थरै ॥
शतपुष्पारग्वधकृष्णायवानीकुष्ठविल्वजै ।

[1] પ્રથમ થોડુ નાખીને મથન કરવુ અને જેમ જેમ મથાતુ જાય તેમતેમ બીજુ નાખીને મા॥ પૂરી કરવી

અરડૂસી, પાષાણભેદ[1], સાટોડી, થ.ણા, એરંડો, દશમૂળ, બલદાણા, મોરવેલ, જવ, બોર, કચૂરો, કળથી, બીલું અને કરિયાતું એ દરેક દ્રવ્યને ચારચાર તોલાભાર લઈ ક્વાથ કરી, મીંઢળ, જેઠીમધ, વજ, દેવદાર, સરસવ, પીપળીમૂળ, સૈંધવ, યવાની, વરિયાળી અને ઇંદ્રજવનો કલ્ક કરી તે સર્વને મધ, શેરડીનો રસ, ગોમૂત્ર, ઘી, તેલ અને માંસના રસોથી મિશ્ર કરી તેની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી બબ્બે દોષોનાં દરદ, સન્નિપાતનાં દરદ, ગૃધ્રસી, શર્કરા, અષ્ટીલા, તૂણી તથા ગુલ્મનો નાશ થાય છે.

રાસ્ના, ગરમાળો, સાટોડી, કડું, વાળો, મોથ, ત્રાયમાણ, ગળો, મજીઠ, પંચમૂળ, બહેડાં અને બલદાણા એ દરેક દ્રવ્યને ચારચાર તોલાભાર લઈ ક્વાથ કરી, મીંઢળ, જેઠીમધ, વરિયાળી, સૈંધવ, ધઉંલાં, ઇંદ્રજવ, રસવંતી અને દ્રાક્ષનો કલ્ક કરી એ સર્વને માંસનો રસો, મધ તથા સૌવીરરૂપ[2] પ્રવાહીમાં મિશ્ર કરી તેની સહેવાય તેવી ઊની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી માંસ, વીર્ય, બળ, ઓજ, આયુષ્ય તથા જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે અને ગુલ્મ, રક્તપ્રદર, વિસર્પ, મૂત્રકૃચ્છ્ર, ક્ષત, ક્ષય, વિષમજ્વર, અરશ, ગ્રહણી, વાતકુંડલી, વાતરક્ત, ગોઠણ, સાથળ, આયું અને મૂત્રાશયનું ઝલાઈ જવું, ઉદાવર્ત, વાયુ, શર્કરા, અષ્ટીલા, કૂખનું શૂળ, ઉદરરોગ, અરુચિ, રક્તપિત્ત, કફ, ઉન્માદ, પ્રમેહ, આફરો અને છાતીના ભીડાનો નાશ થાય છે. ૧૨

वातघ्नौषधनिष्काथाः सैन्धवत्रिवृता युताः ।
साम्लाःसुखोष्णा योज्याःस्युर्बस्तयःकुपितेऽनिले ।।

### વાયુના પ્રકોપ ઉપર ખાસ બસ્તિઓ

વાયુનો પ્રકોપ થયો હોય તો વાયુને હણનારાં ઔષધોના ક્વાથો કરી, તેઓને સૈંધવ તથા નસોતરનો યોગ આપી કાંજી વગેરે ખાટા પદાર્થોથી મિશ્ર કરી તેઓની સહેવાય તેવી ઊની બસ્તિઓ દેવી. ૧૩

न्यग्रोधादिगणक्वाथाःकाकोल्यादिसमायुताः ।
विधेया बस्तयः पित्ते सर्पिष्काः सशर्कराः ।।१४।।

### પિત્તના પ્રકોપ ઉપર ખાસ બસ્તિઓ

પિત્તનો પ્રકોપ થયો હોય, તો ન્યગ્રોધાદિ ગણના ક્વાથો કરી તેઓમાં કાકોલ્યાદિ ગણના કલ્કો નાખી ઘી તથા સાકરથી મિશ્ર કરી તેઓની બસ્તિઓ દેવી. ૧૪

आरग्वधादिनिष्काथाः पिप्पल्यादिसमायुताः ।
सक्षौद्रमूत्रा देयाः स्युर्बस्तयः कुपिते कफे ।।१५।।

### કફના પ્રકોપ ઉપર ખાસ બસ્તિઓ

કફનો પ્રકોપ થયો હોય, તો આરગ્વધાદિ ગણના ક્વાથો કરી તેઓમાં પિપ્પલ્યાદિ ગણના કલ્કો નાખી, મધ તથા ગોમૂત્રથી મિશ્ર કરી તેઓની બસ્તિઓ દેવી. ૧૫

शर्करेक्षुरसक्षीरघृतयुक्ताः सुशीतलाः ।
क्षीरिवृक्षकषायाढ्या बस्तयः शोणिते हिताः ।।१६।।

### રુધિરના પ્રકોપ ઉપર ખાસ બસ્તિઓ

રુધિરનો પ્રકોપ થયો હોય, તો વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથો કરી તેઓને સાકર, શેરડીનો રસ, દૂધ તથા ઘીથી મિશ્ર કરી તેઓની અતિ શીતળ બસ્તિઓ દેવી. ૧૬

शोधनद्रव्यनिष्क्राथास्तत्कल्कस्नेहसैन्धवैः ।
युक्ताः खजेन मथिता बस्तयः शोधनाः स्मृताः ।।१७

### શોધનબસ્તિઓ

દોષોનું સંશોધન કરવું હોય, તો સંશોધન

૧ પાષાણભેદને નામે લાકડાના કટકા પરદેશથી આવે છે; પણ તે પાષાણભેદજ છે કે નહીં એવી કશી ખાતરી થતી નથી. પાષાણભેદને બદલે ગોરખગાંજાના છોડ વપરાય તો વિરુદ્ધ નથી. અનુભવ કરતાં ગોરખગાંજાના ગુણો પાષાણભેદના ગુણો સાથે તમામ મળતા જોવામાં આવ્યા છે. ગોરખગાંજાનું નામ સંસ્કૃત ગ્રંથોમાં જોવામાં આવતું નથી.

૨ સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયનો ૧૯મો વિષય જુઓ.

તથા ગોમૂત્ર વગેરેથી સંસ્કાર આપી મિશ્ર કરી જરા ઊના ક્વાથની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી પીઠનું, સાથળનું અને બરડાના ત્રિકનું શૂળ, પથરી, નિદ્રા, મૂત્ર તથા અધોવાયુની અટકાયત, ગ્રહણી તથા વાયુ સંબંધી અરશનો નાશ થાય છે અને ઉત્તમ રુધિર, માંસ તથા બળની પ્રાપ્તિ થાય છે.

ગળો, ત્રિફળા, રાસ્ના, દશમૂળી અને બલદાણાના છોડને ચારચાર તોલાભાર લઈ તેઓનો ક્વાથ કરી એકએક તોલાભાર ધઉંલાં, રસવંતી, સૈંધવ, સુવા, વજ, પીપર, ચવાની, કઠ, બીલું તથા ગોળ લઈ અને બે તોલાભાર મીંઢળ લઈ કલ્ક બનાવી, મધ, તેલ, ઘી, દૂધ, શુક્ત,[1] કાંજી અને દહીંની તરનો યોગ આપી સર્વને ગોમૂત્રમાં ઘોળીને તેની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી તેજ, બળ, સારો વર્ણ, ઉત્સાહ, વીર્ય, જઠરાગ્નિ તથા પ્રાણની વૃદ્ધિ થાય છે, સઘળા પ્રકારના વાયુ સંબંધી રોગો નાશ પામે છે અને યૌવન સારી પેઠે સ્થિર રહે છે.

તૃણપંચમૂળ, લઘુપંચમૂળ, મોથ, ત્રિફળા, રક્તકમળ, અરડૂસી, ઉપલસરી, વાળો, મજીઠ, રાસ્ના, ખડસલિયો અને ફાલસાને ચારચાર તોલાભાર લઈ તેઓનો ક્વાથ કરી, શિંગોડાં, કૌચાં, નાગકેસર, અગર, સૂખડ, ફગવેલાનો કંદ, વરિયાળી, મજીઠ, ધઉંલાં, સૈંધવ, મીંઢળ, પદ્મકાષ્ઠ અને જેઠીમધનો એકએક તોલાભાર કલ્ક કરી એ સર્વને મધ, દૂધ તથા ઘીનો યોગ આપી ખટાશવગરના રસ વગેરે પ્રવાહીમાં ઘોળી નાખી તેની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી દાહ, રક્તપ્રદર, રક્તપિત્ત, પિત્ત સંબંધી ગુલ્મ અને જ્વરનો નાશ થાય છે.

લોધર, સૂખડ, મજીઠ, રાસ્ના, દૂર્વા, બલદાણા, ઋદ્ધિ, ઉપલસરી, અરડૂસી, સીવણ, મેદા, જેઠીમધ, પદ્મકાષ્ઠ, લઘુપંચમૂળ, અને તૃણપંચમૂળ–એ પ્રત્યેકને ત્રણત્રણ તોલાભાર લઈ તેઓનો ક્વાથ કરી, જીવક, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, જેઠીમધ, રક્તકમળ, પાંડેરવો, ખરખોડી, મેદા, ખડસલિયો, ફાલસા, મોટી શતાવરી, વરિયાળી, સૈંધવ, ઇંદ્રજવ, વાળો, પદ્મકાષ્ઠ, કસેરુકંદ અને સાકરનો કલ્ક કરી, એ સર્વને ઘી, મધ તથા દૂધનો યોગ આપી તીક્ષ્ણ તથા ખટાઈવગરના પ્રવાહીમાં ઘોળીને તેની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તે અતિ શીતળ બસ્તિથી પિત્તે કરેલા ગુલ્મ, રક્તપ્રદર, હૃદયરોગ, પાંડુરોગ, વિષમજ્વર, રક્તપિત્ત અને અતિસારનો નાશ કરે છે.

વજ, લીંબડો, કળથી, આકડો, કડવી ઘીસોડી, ગળો, દેવદાર, ઉપલસરી, ભોરિંગણી, કાળીપાડ, મોરવેલ, ગરમાળો અને ઇંદ્રજવનો ક્વાથ કરી, બળદાણા, મીંઢળ, સરસવ, સૈંધવ, દેવદાર, કઠ, એલચી, પીપર, બીલું અને સૂંઠનો કલ્ક કરી એ સર્વને સરસિયું તેલ, મધ, જવખાર, ગોમૂત્ર, તેલ તથા જળમાં મિશ્ર કરી તેની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી કમળો, પાંડુરોગ, પ્રમેહ, મેદ, અગ્નિની મંદતા, કફ સંબંધી રોગો, ભોજન ઉપર અરુચિ, ગલગંડ, વિષ, ગ્લાનિ, શ્લીપદ અને ઉદર રોગનો નાશ થાય છે.

દશમૂળ, હળદર, બીલું, પટોળ, ત્રિફળા અને દેવદારનો ક્વાથ કરી, મોથ, સૈંધવ, દારુહળદર, કાળીપાડ અને ઇંદ્રજવનો કલ્ક કરી એ સર્વને તેલ, જવખાર અને મધથી મિશ્ર કરી ગોમૂત્ર, ખાટી કાંજી અને મીંઢળના રસનો યોગ આપી તેની નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી કફ, પાંડુરોગ, મદ, આળસ, મૂત્રની અટકાયત, અધોવાયુની અટકાયત, આમ, ગડગડાટ, અપચી, કફ સંબંધી ગુલ્મ અને કૃમિવિકારનો નાશ થાય છે.

1 સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયનો ૧૮૭મો વિષય જુઓ.

नरस्योत्तमसत्त्वस्य तीक्ष्णं वस्तिं निधापयेत् ।
मध्यमं मध्यसत्त्वस्य विपरीतस्य वै मृदुम् ॥
एवं कालं बलं दोषं विकारं च विकारवित् ।
वस्तिद्रव्यबलं चैव वीक्ष्य वस्तीन्प्रयोजयेत् ॥२५॥

## સત્ત્વ તથા ઋતુ વગેરેના વિચાર પછી બસ્તિઓના પ્રયોગો કરવા

ઉત્તમ સત્ત્વવાળાને તીક્ષ્ણ બસ્તિ, મધ્યમ સત્ત્વવાળાને મધ્યમ બસ્તિ અને હીન સત્ત્વવાળાને મૃદુ બસ્તિ દેવી. વિકારોને જાણનારા વૈદ્યે એ પ્રમાણે જ ઋતુ, બળ, દોષ, વિકાર અને બસ્તિના દ્રવ્યનાં બળ તપાસી બસ્તિઓના પ્રયોગો કરવા. ૨૫

दद्यादुत्क्लेशनं पूर्वं मध्ये दोषहरं पुनः ।
पश्चात्संशमनीयं च दद्याद्वस्तिं विचक्षणः ॥२६॥

## બસ્તિના ત્રણ ભેદના પ્રયોગોનો ક્રમ

ચતુર વૈદ્યે પ્રથમ દોષોને પડવામાં તૈયાર કરવા માટે ઉત્ક્લેશન બસ્તિ દેવી; પછી ઉત્ક્લિષ્ટ થયેલા દોષોને પાડવા માટે દોષહર બસ્તિ દેવી અને તે પછી બાકી રહેલા દોષોનું સંશમન કરવા માટે સંશમન બસ્તિ દેવી. ૨૬

एरण्डबीजं मधुकं पिप्पली सैन्धवं वचा ।
हपुषा फलकल्कश्च वस्तिरुत्क्लेशनः स्मृतः ॥२७॥

## ઉત્ક્લેશન બસ્તિનું સ્વરૂપ

એરંડાનાં બીજ, જેઠીમધ, પીપર, સિંધવ, હપુષા તથા વજના ક્વાથને મીંઢળના કલ્કથી મિશ્ર કરી તેની બસ્તિ દેવી, એ ઉત્ક્લેશન બસ્તિ કહેવાય છે. ૨૭

शताह्वा माधुकं बीजं कौटजं फलमेव च ।
सकाञ्जिकः सगोमूत्रो वस्तिर्दोषहरः स्मृतः ॥२८॥

## દોષહર બસ્તિનું સ્વરૂપ

વરિયાળી, જેઠીમધનાં બીજ અને કુટજ ફળ(ઈંદ્રજવ)ના ક્વાથ તથા કલ્કને કાંજી તથા ગોમૂત્રમાં ઘોળીને તેની બસ્તિ દેવી; એ દોષહરબસ્તિ કહેવાય છે. ૨૮

प्रियङ्गु मधुकं मुस्ता तथैव च रसाञ्जनम् ।
सक्षीरः शस्यते वस्तिर्दोषाणां शमनः परः ॥२९॥

## સંશમનીય બસ્તિનું સ્વરૂપ

ઘઉંલાં, જેઠીમધ, મોથ અને રસવંતીના ક્વાથ તથા કલ્કને દૂધમાં ઘોળી તેની બસ્તિ દેવી, એ સંશમનીય બસ્તિ કહેવાય છે. ૨૯

नृपाणां तत्समानानां तथा सुमहतामपि ।
नारीणां सुकुमाराणां शिशुस्थविरयोरपि ॥
दोषनिर्हरणार्थाय बलवर्णोदयाय च ।
समासेनोपदेक्ष्यामि विधानं माधुतैलिकम् ॥
यानस्त्रीभोज्यपानेषु नियमश्चात्र नोच्यते ।
फलं च विपुलं दृष्टं व्यापदां चाप्यसम्भवः ॥
योऽप्यस्त्वतः सुखेनैव निरूहक्रममिच्छता ।
यदेच्छति तदैवैष प्रयोक्तव्यो विपश्चिता ॥
मधुतैले समे स्यातां क्वाथश्चैरण्डमूलजः ।
पलार्द्धं शतपुष्पायास्ततोऽर्द्धं सैन्धवस्य च ॥
फलेनैकेन संयुक्तः खजेन च विलोडितः ।
देयः सुखोष्णो भिषजा माधुतैलिकसंज्ञितः ॥३०॥

## માધુતૈલિક બસ્તિ

દોષોનું દૂર થવું તથા બળ અને વર્ણનો ઉદય કરવા માટે રાજાઓ, રાજા જેવા માણસોને, મહાત્મા લોકોને, સ્ત્રીઓને, કોમળ શરીરવાળાઓને, બાળકોને અને વૃદ્ધોને દેવા યોગ્ય જે માધુતૈલિક નામની બસ્તિ છે, તેનું વિધાન સંક્ષેપથી કહું છું: આ બસ્તિમાં વાહનની, જવાઆવવાની કે ખાવાપીવા વગેરેની કશી પરેજી પાળવાની જરૂર નથી, ફળ ઘણું ઉત્તમ થાય છે અને વ્યાપત્તિઓ ઉત્પન્ન થતી નથી; માટે નિરૂહબસ્તિરૂપ ચિકિત્સાને ઇચ્છનારો વૈદ્ય આ બસ્તિની અનાયાસે જ યોજના કરી શકે છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે વિદ્વાન વૈદ્યે આ બસ્તિનો પ્રયોગ કરવો.

મધ અને તેલને સરખા ભાગે લઈ તેઓને તેઓના વજનથી બમણા એરંડાનાં મૂળિયાંના

દ્રવ્યોના ક્વાથો કરી તેઓને તેઓના જ કલ્કો, સ્નેહ તથા સૈંધવથી મિશ્ર કરી સ્વચ્છથી બનાવીને બસ્તિઓમાં યોજવા આ શોધન બસ્તિઓ કહેવાય છે ૧૭

त्रिफलाक्वाथगोमूत्रक्षौद्रक्षारसमायुताः।
ऊषकादिप्रतीवापा बस्तयो लेखनाः स्मृताः ॥१८॥

**લેખનબસ્તિઓ**

ત્રિફળાનો ક્વાથ કરી તેમાં ઊષકાદિ ગણને નાખી ગોમૂત્ર, મધ તથા જવખારથી મિશ્ર કરી તેની બસ્તિઓ દેવી આ બસ્તિઓ દોષો તથા મળોને ઉખેડનારી હોવાથી લેખનબસ્તિઓ કહેવાય છે ૧૮

बृंहणद्रव्यनिष्क्वाथाः कल्कैर्मधुरकैर्युताः।
सर्पिर्मांसरसोपेता बस्तयो बृंहणाः स्मृताः ॥१९॥

**બૃંહણબસ્તિઓ**

ધાતુઓ વધારનારાં દ્રવ્યોના ક્વાથો કરી, જીવનીય ગણના કલ્કો નાખી ઘી તથા માંસના રસથી મિશ્ર કરી તેઓની બસ્તિઓ દેવામાં આવે, તો તેથી ધાતુઓની વૃદ્ધિ થાય છે આ બૃંહણબસ્તિઓ કહેવાય છે ૧૯

चटकाण्डोच्चटाक्वाथाः क्षीरघृतशर्कराः।
आत्मगुप्ताफलावापाः स्मृता वाजीकरा नृणाम् ॥

**વાજીકરણબસ્તિઓ**

ચકલીઓનાં ઈંડાં અને સફેદ ચણોઠીના ક્વાથો કરી, કૌંચાનાં ફળનો કલ્ક નાખી તે સર્વને દૂધ, ઘી તથા સાકરથી મિશ્ર કરી તેઓની બસ્તિઓ દેવામાં આવે, તો તેથી પુરુષો મૈથુન કરવામાં ઘોડા જેવા સમર્થ થાય છે આ વાજીકરણબસ્તિઓ કહેવાય છે ૨૦

बदरी(रद)रावतीशेलुशाल्मलीधन्वनाङ्कुराः।
क्षीरसिद्धाः क्षौद्रयुता नाम्ना पिच्छिलसंज्ञिताः।
वाराहमाहिषौरभ्रबैडालैणेयकौक्कुटम्।
सद्यस्कमसृगादाय देयं पिच्छिलबस्तिषु ॥२१॥

**પિચ્છિલબસ્તિઓ**

ફગવેનો, (અથવા બોરડી) નાગરી અથવા ગગેટી, ગુંદો, શીમળો અને ધામણનાં અગ્રપલ્લવો (કુંપળિયો)ને દૂધમાં પકવી મધમાં મિશ્ર કરી સૂઅર, પાડો, ઘેટું, બિલાડું, કાળિયાર, હરણ કે કૂકડાના જીવતા તાજા રુધિરમાં મિશ્ર કરી તેની બસ્તિઓ દેવી આ બસ્તિઓ જીવન આપનારી છે, તેથી પિચ્છિલબસ્તિઓ કહેવાય છે ૨૧

प्रियङ्ग्वादिगणक्वाथा अम्बष्ठादेन संयुताः।
सक्षौद्राः सघृताश्चैव ग्राहिणो बस्तयः स्मृताः ॥२२॥

**ગ્રાહીબસ્તિઓ**

પ્રિયંગ્વાદિ ગણના ક્વાથોને અંબષ્ઠાદિ ગણના કલ્કો મિશ્ર કરી, મધ તથા ઘીથી મિશ્ર કરી, તેઓની બસ્તિઓ દેવી આ બસ્તિઓ અતિસાર રોકનારી હોવાથી ગ્રાહી બસ્તિઓ કહેવાય છે ૨૨

एतेष्वेव च योगेषु स्नेहाः सिद्धाः पृथक्पृथक्।
समस्ता अथवा सम्यग्विधेयाः स्नेहबस्तिषु ॥२३॥

**નિરૂહબસ્તિઓના સ્નેહો કયાં ઔષધોથી પકવવા?**

દોષોને અનુસરી ઉપર કહેલા દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી જુદાજુદા પકવેલા અથવા સઘળા મિશ્ર કરી પકવેલા સ્નેહોનો નિરૂહબસ્તિઓમાં સારી રીતે ઉપયોગ કરવો ૨૩

वन्ध्यानां शतपाकेन शोधितानां यथाक्रमम्।
बलातैलेन दद्यात् स्युर्बस्तयस्त्रैवृतेन च ॥२४॥

**સ્ત્રીઓનું વાંઝિયાપણું ટાળનારી બસ્તિઓ**

વાંઝણી સ્ત્રીઓને સ્નેહન, સ્વેદન, વમન તથા વિરેચનથી શુદ્ધ કરી પછી આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૮મા વિષયમાં કહેલા શત પાક નામના તેલની, (પંદરમા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલા) બલા તેલની અને (પાંચમા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલા) ત્રૈવૃત નામના ઘીની બસ્તિઓ દેવામાં આવે, તો તેઓનું વાંઝિયાપણું મટી જાય છે ૨૪

મિશ્ર કરી દેવાં, એટલે મુસ્તાદિક નિરૂહ સિદ્ધ થાય છે. આની બસ્તિ દેવામાં આવે તો વાતરક્ત, પ્રમેહ, સોજો અરશ, ગુલ્મ, મૂત્રની અટકાયત, વિસર્પ, જ્વર, વિષ્ટાની અટકાયત અને રક્તપિત્તનો નાશ થાય છે. આ મુસ્તાદિક બસ્તિ બળ આપનાર, જીવનને ઉત્તેજન આપનાર, વીર્યને વધારનાર, નેત્રોનું હિત કરનાર અને શૂળોને નષ્ટ કરનાર છે; તેમ જ યૌવનને સ્થિર રાખનારી તથા આયુષ્યને વધારનારી જે જે બસ્તિઓ છે તે સર્વની રાજા છે. (તેલ નહીં નાખ્યા છતાં આ બસ્તિ માધુતૈલિકના ભેદરૂપ ગણાય ?) ૩૫

अवेक्ष्य भेषजं बुद्ध्या विकारं च विकारवित् ।
बीजेनानेन मतिमान्कुर्याद्वस्तिशतान्यपि ॥ ३६ ॥

### બીજી બસ્તિઓ ગોઠવી લેવા વિષે

રોગો જાણનારા વિદ્વાન વૈદ્ય જે આ બસ્તિઓનાં દ્રવ્યો ગોઠવવાની પદ્ધતિ કહેવામાં આવી તે રૂપ બીજ ઉપરથી બુદ્ધિ વડે ઔષધોનો તથા રોગોનો વિચાર કરીને બીજી સેંકડો બસ્તિઓ ગોઠવી લેવી. ૩૬

अजीर्णं न प्रयुञ्जीत दिवास्वप्नं च वर्जयेत् ।
आहाराचारिकं शेषमन्यद्युक्तं समाचरेत् ॥ ३७ ॥

### બસ્તિ લીધેલા માટે પરેજી

જેને બસ્તિ દેવામાં આવી હોય તે માણસે અજીર્ણ ન થવા દેવું અને દિવસની નિદ્રા કરવી નહીં. બાકી આહારવિહારાદિ સઘળું યોગ્ય રીતે કરવું. ૩૭

यस्मान्मधु च तैलं च प्राधान्येन प्रदीयते ।
माधुतैलिक इत्येवं भिषग्भिर्वस्तिरुच्यते ॥
रथेष्वपि च युक्तेषु हस्त्यश्वे चापि कल्पिते ।
यस्मान्न प्रतिषिद्धोऽयमतो युक्तरथः स्मृतः ॥
बलोपचयवर्णानां यस्माद्व्याधिशतस्य च ।
भवत्येतेन सिद्धिस्तु सिद्धवस्तिरतो मतः ॥ ३८ ॥

### માધુતૈલિક, યુક્તરથ અને સિદ્ધ બસ્તિના વ્યુત્પત્તિસિદ્ધ અર્થો

માધુતૈલિક બસ્તિમાં મધ અને તેલ મુખ્યત્વે કરી દેવામાં આવે છે; એટલે વૈદ્યો તે બસ્તિને માધુતૈલિક કહે છે.

સંગ્રામાદિકમાં જવા માટે રથો જોડાયા પછી અને હાથી ઘોડા વગેરે વાહનો સજ્જ થયા પછી પણ માધુતૈલિકના બીજા ભેદરૂપ બસ્તિ આપવામાં કશી અડચણ નડતી નથી; એટલા માટે તે ભેદને યુક્તરથ નામ કહે છે.

માધુતૈલિકના પાંચમા ભેદરૂપ બસ્તિથી બળ, પુષ્ટિ તથા ઉત્તમ વર્ણની પ્રાપ્તિ થાય છે અને સેંકડો વ્યાધિઓ મટાડી શકાય છે, માટે તે ભેદ સિદ્ધ બસ્તિ કહેવાય છે. ૩૮

सुखिनामल्पदोषाणां नित्यं स्निग्धाश्च ये नराः ।
मृदुकोष्ठाश्च ये तेषां विधेया माधुतैलिकाः ॥३९॥

### માધુતૈલિક બસ્તિઓના અધિકારીઓ

સુખિયા, અલ્પદોષોવાળા, હંમેશ સ્નિગ્ધ રહેનારા અને કોમળ કોઠાવાળા લોકોને માધુતૈલિક બસ્તિઓ દેવી. ૩૯

मृदुत्वात्पादहीनत्वादकृत्स्नविधिसेवनात् ।
एकवस्तिप्रदानाच्च सिद्धवस्तिष्वयन्त्रणा ॥ ४० ॥

### સખત પરેજી પાળવાની જરૂર નથી

સઘળા પ્રકારની માધુતૈલિક બસ્તિઓ કોમળ દ્રવ્યોવાળી, બીજી નિરૂહબસ્તિઓથી એક ચતુર્થાંશ ઓછી માત્રાવાળી, અપૂર્ણ વિધિની યોજનાવાળી, અને ઘણું કરી એકવાર દેવાયાથી કામ કરે એવી હોય છે; માટે તે બસ્તિઓમાં સખત પરેજીની જરૂર નથી. ૪૦

ક્વાથમાં નાખવાં, બે તોલાભાર સુવાનું ચૂર્ણ નાખવું, એક તોલાભાર સૈંધવ નાખવું અને એક તોલાભાર મીંઢળનું ચૂર્ણ નાખવું. એ સર્વને મિશ્ર કરી રવઈથી વલોવવામાં આવે, એટલે માધુતૈલિક નિરૂહ સિદ્ધ થયો કહેવાય છે વૈદ્યે આ નિરૂહને સહેવાય તેવો ગરમ કરી તેની બસ્તિ દેવી ૩૦

वचा मधु च तैलं च क्वाथः सरससैन्धवः।
पिप्पलीफलसंयुक्तो वस्तिर्युक्तरथः स्मृतः ॥३१॥

### માધુતૈલિકના ભેદરૂપ યુક્તરથ બસ્તિ

એરંડાનાં મૂળિયાંનો ક્વાથ કરી તેમાં મધ, તેલ, માંસનો રસો તથા સૈંધવ નાખવાં અને વજ, પીપર તથા મીંઢળનો કલ્ક પણ નાખવો. આ સર્વને રવઈથી વલોવી તેની બસ્તિ દેવામાં આવે, તે **યુક્તરથ** બસ્તિ કહેવાય છે ૩૧

सुरदारु वरा रास्ना शतपुष्पा वचा मधु।
हिङ्गुसैन्धवसंयुक्तो बस्तिर्दोषहरः स्मृतः ॥३२॥

### માધુતૈલિકના ભેદરૂપ દોષહર બસ્તિ

એરંડાનાં મૂળિયાનો ક્વાથ કરી તેમાં દેવદાર, ત્રિફળા, રાસ્ના, સુવા, વજ તથા હિંગનો કલ્ક નાખી અને મધ, તેલ તથા સૈંધવ નાખી સર્વને રવઈથી વલોવી તેની બસ્તિ દેવામાં આવે, તે **દોષહર** બસ્તિ કહેવાય છે. ૩૨

पञ्चमूलकषायं च तैलं मागधिका मधु।
वस्तिरेष विधातव्यः सशताह्वः ससैन्धवः ॥३३॥

### માધુતૈલિકના ભેદરૂપ પાંચભૌલિક બસ્તિ

લઘુપંચમૂળનો ક્વાથ કરી તેમાં પીપર તથા વરિયાળીનો કલ્ક નાખી અને તેલ, મધ તથા સૈંધવ પણ નાખી એ સર્વને રવઈથી વલોવી તેની બસ્તિ દેવામાં આવે,એ પાંચભૌલિક બસ્તિ કહેવાય છે ૩૩

यवकोलकुलत्थानां क्वाथो मागधिका मधु।
ससैन्धवः समधुकः सिद्धवस्तिरिति स्मृतः ॥३४॥

### માધુતૈલિકના ભેદરૂપ સિદ્ધબસ્તિ

જવ, બોર તથા કળથીનો ક્વાથ કરી તેમાં પીપર તથા જેઠીમધનો કલ્ક નાખી અને તેલ, મધ તથા સૈંધવ પણ નાખી એ સર્વને રવઈથી વલોવી તેની બસ્તિ દેવામાં આવે, એ **સિદ્ધબસ્તિ** કહેવાય છે. ૩૪

मुस्तापाठामृतातिक्तानलारास्नापुनर्नवाः।
मञ्जिष्ठारग्वधोशीरत्रायमाणाक्षगोक्षुरान् ॥
पालिकान्पञ्चमूलाल्पसहितान्मदनाष्टकम्।
जलाढके पचेत्क्वाथं पादशेषं पुनः पचेत् ॥
क्षीरप्रस्थेन संयुक्तं क्षीरशेषं परिस्रुतम्।
पादेन जाङ्गलरसस्तथा मधु घृतं समम् ॥
शताह्वाफलिनीयष्टीवत्सकैः सरसाञ्जनैः।
कार्षिकैः सैन्धवयुतैः कल्कैर्वस्तिः प्रयोजितः ॥
वातासृङ्मेहशोफार्शोगुल्ममूत्रविबन्धनुत्।
विसर्पज्वरविड्भङ्गरक्तपित्तविनाशनः ॥
बल्यः संजीवनो वृष्यश्चक्षुष्यः शूलनाशनः।
स्थापनानामयं राजा वस्तिर्मुस्तादिको मतः ॥३५॥

### માધુતૈલિકના ભેદરૂપ મુસ્તાદિક બસ્તિ

મોથ, કાળીપાડ, ગળો, કડુ, બળદાણા, રાસ્ના, સાટોડી, મજીઠ, ગરમાળો, વાળો, ત્રાયમાણ, બહેડાં, ગોખરુ અને લઘુપંચમૂળ, એ દરેક દ્રવ્યને ચારચાર તોલાભાર લઈ અને આઠ મીંઢળનાં ફળો લઈ તેઓનો બસોછપ્પન તોલાભાર જળમાં ક્વાથ કરવો. ઊકળતાંઊકળતાં ચતુર્થાંશ જેટલો બાકી રહે, ત્યારે ઉતારી લઈ તેમાં ચોસઠ તોલાભાર દૂધ નાખી તેનો ફરીવાર પાક કરવો જળ તમામ બળી જાય અને દૂધ જ બાકી રહે, ત્યારે ઉતારી ગાળીને તેમાં ચતુર્થાંશ જેટલો જંગલી પ્રાણીઓના માંસનો રસો નાખવો અને મધ તથા ઘી પણ સમભાગે નાખવાં પછી વરિયાળી, ધ્રવ્વાં, જેઠીમધ, ઇંદ્રજવ, રસનંતી તથા સૈંધવ, એ દરેક દ્રવ્યને એકએક તોલાભાર લઈ કલ્કરૂપ કરીને તેમાં

ત્રણ ચતુર્થાંશ જેટલા ચોખાનો કોમળ ભાત હૃદયને પ્રિય લાગે એવા અને ઇંદ્રિયોને જાગ્રત કરે એવા કૃત (સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૨૬મા વિષયમાં કહેલ ) ઓસામણ સાથે ઉપર કહેલા ક્રમ પ્રમાણે—એટલે એક, બે અને ત્રણ ટંક સુધી દેવો. પછી ચતુર વૈદ્યે એ રોગીને લાવાં, કાળિયાર અને હરણ વગેરેનાં માંસોના સારી પેઠે સંસ્કાર આપેલા રસાઓ સાથે હમેશના મહાવરા પ્રમાણે સંપૂર્ણ ભાત જમવા દેવો. ( આ પ્રમાણે વિધિ કરવાંથી જેનું ચોપન તોલાભાર લોહી કાઢ્યું હોય તેને પાંચમે ટંકે; જેનું એકસો આઠ તોલાભાર લોહી કાઢ્યું હોય, તેને નવમે ટંકે અને જેનું બસોસોળ તોલાભાર લોહી કાઢ્યું હોય તેને તેરમે ટંકે સંપૂર્ણ ભાતનું ભોજન પ્રાપ્ત થાય છે. ) ૩

हीनमध्योत्तमेष्वेष विरेकेषु विधिः स्मृतः ।
एकद्वित्रिगुणः सम्यगाहारस्य क्रमो हितः ॥
कफपित्ताधिकान्मद्यनित्यान्हीनविशोधितान् ।
पेयाभिष्यन्दयेत्तेषां तर्पणादिक्रमो हितः ॥
वेदनालाभनियमशोकवैचित्त्यहेतुभिः ।
नरानुपोषितांश्चापि विरिक्तवदुपाचरेत् ॥
आढकार्द्धाढकप्रस्थसङ्ख्या नैषा विरेचने ।
एको विरेकः श्लेष्मान्तो न द्वितीयोऽस्ति कश्चन ॥
बलं यत् त्रिविधं प्रोक्तमतस्तत्र क्रमस्त्रिधा ।
तत्रानुक्रममेकं तु बलस्थः सकृदाचरेत् ॥
द्विराचरेन्मध्यबलस्त्रीन्वारान्दुर्बलस्तथा ।
केचिदेवं क्रमं प्राहुर्मन्दमध्योत्तमाग्निषु ॥ ४ ॥

## બળ કે અગ્નિ પ્રમાણે આહાર તથા મુદત

જેને વિરેચિત કરવામાં આવ્યો હોય, તે માણસને હીનબળના, મધ્યબળના તથા ઉત્તમબળના હિસાબ પ્રમાણે રાબ, વિલેપી, સારી પેઠે સ્નિગ્ધ કરેલા ભાત અને કૃતયૂષ સાથે ભાતનો એકએક ટંક, બબ્બે ટંક અને ત્રણત્રણ ટંક, ઉપર કહેલા વજનવાળો આહાર દેવો હિતકારી છે; પરંતુ જેઓ કફ કે પિત્તના આધિક્યવાળા અથવા હમેશ મદ્યના અભ્યાસી હોય, તેઓ જો હીનશુદ્ધિ પામ્યા હોય, તો તેઓને રાબ અભિષ્યંદ કરનારી થઈ પડે છે; માટે તેઓને રાબને બદલે જવના સાથવા વગેરે તર્પણથી ક્રમ કરવો હિતકારી છે. વેદનાની પ્રાપ્તિ કે ઇષ્ટની અપ્રાપ્તિ અથવા અનિષ્ટની પ્રાપ્તિ, નિયમ, શોક કે સંભ્રમાદિને લીધે જેઓએ ઉપવાસ કરેલા હોય, તે માણસો માટે પણ વિરેચિત થયેલા માણસોના જેવો જ આહારક્રમ કરવો. વિરેચનમાં લોહીના સ્રાવણ પેઠે બસોસોળ તોલાભાર, એકસો આઠ તોલાભાર અને ચોપન તોલાભાર દોષ પડ્યાની સંખ્યા નથી; કેમ કે છેવટે કફ પડે ત્યારે જ બરાબર વિરેચન થયું ગણાય છે; માટે વિરેચન એક જ છે; વિરેચનનો બીજો ભેદ કોઈ પણ નથી; માટે વિરેચિત થયેલા માણસને આહાર દેવાનો અનુક્રમ દોષ પડવાના તોલ ઉપરથી ત્રણ પ્રકારનો થતો નથી, પણ ત્રણ પ્રકારનું જે બળ કહ્યું છે, તે ઉપરથી ત્રણ પ્રકારનો થાય છે; જેમ કે વિરેચિત થયેલો માણસ ઉત્તમ બળવાળો હોય, તો તેને રાબ, વિલેપી, સારી પેઠે સ્નિગ્ધ કરેલો ભાત અને કૃતયૂષ સાથેનો ભાત એકએક ટંક સુધી માપસર આપીને પાંચમે ટંકે લાવાં વગેરેના માંસના રસાવાળો સંપૂર્ણ ભાત દેવો. એ માણસ મધ્યમ બળવાળો હોય, તો એ રાબ વગેરે ચાર પદાર્થો બબ્બે ટંક સુધી માપસર આપીને નવમે ટંકે લાવાં વગેરેના માંસના રસાવાળો સંપૂર્ણ ભાત આપવો અને હીનબળવાળો હોય તો એ રાબ વગેરે પદાર્થો ત્રણત્રણ ટંક સુધી માપસર આપીને તેરમે ટંકે લાવાં વગેરેના માંસના રસાવાળો સંપૂર્ણ ભાત આપવો. કેટલાક આચાર્યો કહે છે: 'બળ ઉપરથી એ ક્રમ ન લેવો, પણ તે માણસના જઠરાગ્નિની ઉત્ત[illegible] મધ્યમતા અને મંદતા ઉપરથી લેવો.'

## અધ્યાય ૩૯ મો

अथात आतुरोपद्रवचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'આતુરોપદ્રવ ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું. કે જે પ્રમાણે ભગવાન ધન્વતરિ એ સુશ્રુતની પાસે કહેલું છે ૧

स्नेहपीतस्य वान्तस्य विरिक्तस्य स्रुतासृजः ।
निरूढस्य च कायाग्निर्मन्दो भवति देहिनः ॥
सोऽन्नैरत्यर्थगुरुभिरुपयुक्तैः प्रशाम्यति ।
अल्पो महद्भिर्बहुभिश्छादितोऽग्निरिवेन्धनैः ॥
स चाल्पैर्लघुभिश्चान्नैरुपयुक्तैर्विवर्द्धते ।
काष्ठैरणुभिरल्पैश्च सन्धुक्षित इवानलः ॥
हृतदोषप्रमाणेन सद्याहारविधिः स्मृतः ॥ २ ॥

### મંદ જઠરાગ્નિને વધારવા આહારની જરૂર

સ્નેહપાન કરવાથી, વમન કરવાથી, રેચ લેવાથી, લોહીનું સ્રાવણ કરવાથી અને નિરૂહબસ્તિથી માણસનો જઠરાગ્નિ અવશ્ય મંદ થાય છે જેમ અલ્પ અગ્નિ મોટા તથા ઘણા કાષ્ઠોથી ઢંકાઈને શાંત થઈ જાય છે, તેમ એ મંદ થયેલો જઠરાગ્નિ અત્યંત ભારે અન્નોથી ઢંકાઈને શાંત થઈ જાય છે જેમ અલ્પ અગ્નિ નાનાં તથા થોડાં કાષ્ઠો વડે સળગાવવાથી વૃદ્ધિ પામે છે, તેમ એ મંદ થયેલો જઠરાગ્નિ અલ્પ તથા હલકાં અન્નોનો ઉપયોગ કરવાથી વૃદ્ધિ પામે છે, માટે જેટલા દોષો દૂર કરવામાં આવ્યા હોય, તેના પ્રમાણમાં હલકો તથા થોડો આહાર કરવાનું કહેવામાં આવે છે ૨

त्रीणि चात्र प्रमाणानि प्रस्थोऽर्द्धाढकमाढकम् ।
तत्रावर प्रस्थमात्रं द्वे शेषे मध्यमोत्तमे ॥
प्रस्थे परिस्रुते देया यवागूः स्वल्पतण्डुला ।
द्वे चैवार्द्धाढके देये तिस्रश्चाप्याढके गते ॥
विलेपीमुचिताद्भक्ताच्चतुर्थांशकृतां ततः ।
दद्यादुक्तेन विधिना क्लिन्नसिक्थामपिच्छिलाम् ॥
अस्निग्धलवणां स्वच्छमुद्गयूषयुतां ततः ।
अंशद्वयप्रमाणेन दद्यात्सुस्निग्धमोदनम् ॥
ततस्तु कृतयूषेण हृद्येनेन्द्रियबोधिना ।
त्रीनंशान्वितरेद्धोक्तमातुरायौदनं मृदुम् ॥
ततो यथोचितं भक्तं भोक्तुमस्मै विचक्षणः ।
लावैणहरिणादीनां रसैर्दद्यात्सुसंस्कृतैः ॥ ३ ॥

### લોહીના સ્રાવણ પ્રમાણે આહાર તથા મુદત

ચોપન તોલાભાર લોહીનું સ્રાવણ કરવું એ ઓછું પ્રમાણ છે, એકસો આઠ તોલાભાર લોહીનું સ્રાવણ કરવું એ મધ્યમ પ્રમાણ છે અને બસો સોળ તોલાભાર લોહીનું સ્રાવણ કરવું એ ઉત્તમ પ્રમાણ છે જો ચોપન તોલાભાર લોહીનું સ્રાવણ કરવામાં આવ્યું હોય, તો એક ટંક થોડા ચોખાવાળી રાબ પાવી, જો એકસો આઠ તોલાભાર લોહીનું સ્રાવણ કરવામાં આવ્યું હોય, તો બે ટંક થોડા ચોખાવાળી રાબ દેવી અને જો બસો સોળ તોલાભાર લોહીનું સ્રાવણ કરવામાં આવ્યું હોય, તો ત્રણ ટંક થોડા ચોખાવાળી રાબ દેવી. તે પછી હમેશના આહારના વજન કરતા ચતુર્થાંશ જેટલા વજનના ચોખાથી બનાવેલી, પચપચતી કળીઓવાળી, ચીકાશવગરની અને સ્નેહ તથા લૂણવગરની વિલેપી સ્વચ્છ મગના ઓસામણ સાથે ઉપર કહેલા વિધિ પ્રમાણે-એટલે એક, બે અને ત્રણ ટંક સુધી દેવી, (જેટલા ટંક રાબ પાઈ હોય તેટલા ટંક) પછી હમેશના આહારના વજનના એક દ્વિતીયાંશ જેટલા ચોખાનો સારી પેઠે સ્નિગ્ધ કરેલો ભાત ઉપર કહેલા અનુક્રમ પ્રમાણે એટલે એક, બે અને ત્રણ ટંક સુધી દેવો પછી હમેશના આહારના વજનના

[1] રોગો ટાળવા માટે કરવામાં આવતા કર્મોની વ્યાપત્તિઓ, જે કરવાથી ન થાય, એવી ચિકિત્સાના નિરૂપણ વિષેનો

क्रुध्यतः कुपितं पित्तं कुर्यात्तांस्तानुपद्रवान् ।
आयासयतः शोचतो वा चित्तं विभ्रममृच्छति ॥
मैथुनोपगमाद्घोरान्व्याधीनाप्नोति दुर्मतिः ।
आक्षेपकं पक्षवातमङ्गप्रग्रहमेव च ॥
गुह्यप्रदेशे श्वयथुं कासश्वासौ च दारुणौ ।
शुक्रवच्चापि रुधिरं सरजस्कं प्रवर्त्तते ॥
लभते च दिवास्वप्नात्तांस्तान्व्याधीन्कफात्मकान् ।
प्लीहोदरं प्रतिश्यायं पाण्डुतां श्वयथुं ज्वरम् ॥
मोहं सदनमङ्गानामविपाकं तथाऽरुचिम् ।
तमसा चाभिभूतस्तु स्वप्नमेवाभिनन्दति ॥
उच्चैः सम्भाषणाद्वायुः शिरस्यापादयेद्रुजम् ।
आन्ध्यं जाड्यमजिघ्रत्वं बाधिर्यं मूकतां तथा ।
हनुमोक्षमधीमन्थमर्दितं च सुदारुणम् ॥
नेत्रस्तम्भं निमेषं वा तृष्णां कासं प्रजागरम् ।
लभते दन्तचालं च तांस्तांश्चान्यानुपद्रवान् ॥
यानयानात्तु लभते छर्दिमूर्छाभ्रमक्लमान् ।
तथैवाङ्गग्रहं घोरमिन्द्रियाणां च विभ्रमम् ॥
चिरासनात्तथा स्थानाच्छ्रोण्यां भवति वेदना ।
अतिचङ्क्रमणाद्वायुर्जङ्घयोः कुरुते रुजः ॥
सक्थिप्रशोषं शोफं वा पादहर्षमथापि वा ।
शीतसम्भोगतोयानां सेवा मारुतवृद्धये ॥
ततोऽङ्गमर्दविष्टम्भशूलाध्मानप्रवेपकाः ।
वातातपाभ्यां वैवर्ण्यं ज्वरं चापि समाप्नुयात् ॥
विरुद्धाध्यशनान्मृत्युं व्याधिं वा घोरमृच्छति ।
असात्म्यभोजनं हन्याद्बलवर्णमसंशयम् ॥
अनात्मवन्तः पशुवद्भुञ्जते येऽप्रमाणतः ।
रोगानीकस्य ते मूलमजीर्णं प्राप्नुवन्ति हि ॥९॥

### રોગીની ભૂલથી થતી પંદર વ્યાપત્તિઓ

વ્રણથી રોગી, સ્નિગ્ધ, શુદ્ધ, નેત્રના રોગથી પીડાયેલા, જ્વરવાળા ને અતિસારવાળા માણસો તેલથી ભરેલા માટીના કાચા વાસણના જેવી સ્થિતિવાળા હોય છે; માટે તેઓએ ક્રોધ, પરિશ્રમ, શોક, મૈથુન, દિવસની નિદ્રા, ઊંચા સ્વરથી ભાષણ, વાહન પર ચડીને જવું, લાંબા કાળ સુધી બેસવું તથા ઊભા રહેવું, અત્યંત ફરવું, શીત વાયુ તથા તડકો, વિરુદ્ધાશન, અધ્યશન અને અસાત્મ્ય ભોજન એ પંદર વ્યાપત્તિઓનો ત્યાગ કરવો જોઈએ. (બીજા પણ રોગીઓએ એ વ્યાપત્તિઓનો ત્યાગ કરવો જોઈએ.)

રોગી જો **ક્રોધ** કરે, તો પિત્ત પ્રકુપિત થઈને દાહ તથા તરસ વગેરે અનેક ઉપદ્રવો ઉત્પન્ન કરે છે.

રોગી જો **પરિશ્રમ** કે **શોક** કરે તો તેનું ચિત્ત મોહ તથા ઉન્માદ આદિ વિભ્રમ પામે છે.

રોગી જો **મૈથુન** કરે, તો આક્ષેપક, પક્ષઘાત, અંગોનું ઝલાવું, ગુહ્ય સ્થળમાં સોજો, દારુણ ખાંસી તથા દારુણ શ્વાસ વગેરે ભયંકર વ્યાધિઓ તેને થાય છે. તેમ જ પુરુષના લિંગમાંથી વીર્યવાળું લોહી અને સ્ત્રીની યોનિમાંથી રજવાળું લોહી નીકળે છે.

રોગી જો **દિવસની નિદ્રા** કરે, તો તેને કફ સંબંધી અનેક વ્યાધિઓ, પ્લીહોદર, શરદી, પાંડુપણું, સોજો, જ્વર, મોહ, અંગોની ગ્લાનિ, અજીર્ણ તથા અરુચિ થાય છે અને એ રોગી મોહના દબાણથી સૂઈ રહેવાનું જ પસંદ કરે છે.

રોગી જો **ઊંચા સ્વરથી ભાષણ** કરે, તો વાયુ તેના માથામાં વેદના ઉત્પન્ન કરે છે અને અંધતા, જડતા, ગંધનું અજ્ઞાન, બહેરાપણું, મૂંગાપણું, હનુમોક્ષ, અધિમંથ, અતિ દારુણ અર્દિત, નેત્રસ્તંભ, નિમેષ, તરસ, ખાંસી, ઉજાગરો, દાંતોનું હાલવું તથા બીજા પણ કેટલાક ઉપદ્રવો તેને થાય છે.

રોગી જો **વાહન પર ચડીને ગમન** કરે, તો ઊલટી, મૂર્છા, ભ્રમ, ક્લમ, ભયંકર રીતે અંગોનું ઝલાવું અને ઇંદ્રિયોનો વિભ્રમ ઉત્પન્ન થાય છે.

રોગી જો લાંબા કાળ સુધી **બેસી રહે કે ઊભો રહે**, તો કમરના પાછલા ભાગમાં વેદના

संसर्गेण विवृद्धेऽग्नौ दोषकोपभयाद्व्रजेत् ।
प्राक्स्वादुतिक्तौ दत्वाम्ललवणौ कटुकं ततः ॥
स्वाद्वम्ललवणान्भूयः स्वादुतिक्तावतः परम् ।
स्निग्धरूक्षान्नसात्म्यैवं व्यत्यासात्सेवयत्ततः ॥५॥

**ક્રમ પ્રમાણે અન્નના સંસર્ગ પછી રસોનો ક્રમ**

ઉપર પ્રમાણે અન્નનો સંસર્ગ આપવાથી અગ્નિ વૃદ્ધિ પામતાં દોષોના કોપની ધાસ્તીથી તે માણસને વારાફરતી પરસ્પરથી વિરુદ્ધ રસો ભોજનમાં દેવા; જેમ કે પ્રથમ મધુર તથા કડવો રસ દેવો; પછી ખાટો, ખારો અને તીખો; પછી મધુર, ખાટો તથા ખારો; અને પછી મધુર તથા કડવો રસ દેવો. એવી રીતે સ્નિગ્ધ તથા રૂક્ષ રસોનો વારાફરતી યોગ આપવો. વૈદ્યે આ રીતની યોજના કરીને, શુદ્ધ થયેલા માણસને સ્વસ્થ બનાવવો. રોગીએ સ્વસ્થ થયા પછી હમેશના મહાવરા પ્રમાણે ભોજન કરવું. ૫

केवलं स्नेहपीतो वा वान्तो यश्चापि केवलम् ।
स सप्तरात्रं मनुजो भुञ्जीत लघु भोजनम् ॥ ६ ॥

**સ્નેહપાન અથવા વમન પછી આહારનો ક્રમ તથા મુદત**

જેણે દોષનું કે રોગનું સંશમન કરવા માટે કેવળ સ્નેહપાન કર્યું હોય, તે માણસે અથવા જેણે અજીર્ણને ટાળવા માટે કેવળ વમન કર્યું હોય, તે માણસે ઉપર કહેલા રસોના ક્રમને અનુસરીને સાત રાત વીતતાં સુધી થોડી માત્રાવાળું હલકું ભોજન કરવું. (જેણે શોધનનું અંગભૂત વમન કર્યું હોય, તે માણસે તો વાગ્ભટના કહ્યા પ્રમાણે કરવું. વાગ્ભટ 'पेयां विलेपीमकृतं कृतं च यूषं रसं त्रीनुभयं तथैकम् । क्रमेण सेवेत नरोऽन्नकालान् प्रधानमध्यावरशुद्धिशुद्धः ॥' એ શ્લોકથી કહે છે, કે 'ઉત્તમ, મધ્યમ અને હીન એમ ત્રણ પ્રકારની શુદ્ધિ છે; તેમાં ઉત્તમ શુદ્ધિ પામેલા માણસે ત્રણ ટંક રાબ પીવી; પછી ત્રણ ટંક વિલેપીનો, પછી ત્રણ ટંક અકૃતયૂષનો, પછી ત્રણ ટંક કૃતયૂષનો, અને પછી ત્રણ ટંક માંસના રસાનો ઉપયોગ કરવો. મધ્યશુદ્ધિ પામેલા માણસે બે ટંક રાબનો, બે ટંક વિલેપીનો, બે ટંક અકૃતયૂષનો, બે ટંક કૃતયૂષનો અને બે ટંક માંસના રસાનો ઉપયોગ કરવો. હીનશુદ્ધિ પામેલા માણસે એક ટંક રાબનો, એક ટંક વિલેપીનો, એક ટંક અકૃતયૂષનો, એક ટંક કૃતયૂષનો અને એક ટંક માંસના રસાનો ઉપયોગ કરવો.' આ પ્રમાણે કરવામાં આવે, ત્યારે જ આ સ્થાનના ૩૯મા અધ્યાયના ૧૧મા વિષયમાં કહ્યા પ્રમાણે ઉત્તમ શુદ્ધિવાળાના વમન અને વિરેચન વચ્ચે એક પખવાડિયાનું અંતર પડે.) ૬

कृतः शिराव्यधो यस्य कृतं यस्य च शोधनम् ।
स ना परिहरेन्मासं यावद्वा बलवान्भवेत् ॥७॥

**શિરાવેધ તથા વિરેચન માટે પરેજીની મુદત**

જેનો શિરાવેધ (ફસ ખોલવું) કરવામાં આવેલ હોય અથવા જેને વિરેચિત કરવામાં આવ્યો હોય, તે માણસે એક માસ સુધી અથવા જ્યાં સુધી પોતે બળવાન થાય, ત્યાં સુધી નીચેના નવમા વિષયમાં કહેલા ક્રોધાદિકનો ત્યાગ કરવારૂપ પરેજી પાળવી ૭

एकैकस्मिन्परिहरेद्बस्तौ बस्तौ त्र्यहं त्र्यहम् ।
तृतीये तु परीहारे यथायोगं समाचरेत् ॥ ८ ॥

**બસ્તિ લીધેલા માટે પરેજીની મુદત**

એકએક બસ્તિ દેવાયા પછી ત્રણત્રણ દિવસ સુધી નીચેના નવમા વિષયમાં કહેલા ક્રોધાદિકનો ત્યાગ કરવારૂપ પરેજી પાળવી. ત્રીજી, ચોથી વગેરે બસ્તિઓ દેવાયા પછી તો જ્યાં સુધી સમ્યગ્યોગ થયાનાં લક્ષણો પ્રાપ્ત થાય, ત્યાં સુધી એ પરેજી પાળવી. ૮

तैलपूर्णाममृद्भाण्डसवर्माणो व्रणातुराः ।
स्निग्धशुद्धाश्शिरोगार्ता ज्वरातीसारिणश्च ये ॥

तत्रैलादिना कुष्ठतगरवर्ज्येन श्लक्ष्णपिष्टेन द्वादशाङ्गुलं शरकाण्डं क्षौमेणाष्टाङ्गुलं वेष्टयित्वा लेपयेदेषा वर्त्तिः प्रायोगिके । स्नेहफलसारमधूच्छिष्टसर्जरसगुग्गुलुप्रभृतिभिः स्नेहमिश्रैः स्नेहने । शिरोविरेचनद्रव्यैर्वैरेचने । वृहतीकण्टकात्रिकटुककासमर्दहिङ्ग्विङ्गुदीत्वङ्मनःशिलाच्छिन्नरुहाकर्कटशृङ्गीप्रभृतिभिः कासहरैश्च कासघ्ने । स्नायुचर्मखुरशृङ्गकर्कटकास्थिशुष्कमत्स्यवल्लूरकृमिप्रभृतिभिर्वामनीयैश्च वामनीये ॥ ३

## ધુમાડો પીવા નાળમાં નાખવાની બત્તીઓ

પ્રાયોગિક ધુમાડો પીવા માટે એલાદિગણમાંથી કઠ તથા તગર એ બે દ્રવ્યોને કાઢી નાખી બાકીનાં દ્રવ્યોને ખૂબ લાસાં વાટી કલ્ક કરી, બાર આંગળની કાંસડાની સળીને આઠ આંગળ સુધી અળસીના તંતુઓના ઝીણા પાટાથી વીંટી તે ઉપર કલ્કનું લેપન કરી તે સળીને પવનવગરના પ્રદેશમાં છાયામાં સૂકવવી અને સુકાઈ ગયા પછી સળીને કાઢીને પોલી બત્તી રાખવી.

સ્નેહન ધુમાડો પીવા માટે સરગવો તથા બહેડાં વગેરે સ્નિગ્ધ ફળોનો ગર્ભ, મીણ, રાળ તથા ગૂગળ વગેરે દ્રવ્યોનો સ્નેહથી મિશ્ર કલ્ક કરી, બાર આંગળની કાંસડાની સળીને આઠ આંગળ સુધી અળસીના તંતુઓના ઝીણા પાટાથી વીંટી તે ઉપર કલ્કનું લેપન કરીને તે સળીને પવનવગરના પ્રદેશમાં છાયામાં સૂકવવી અને સુકાઈ ગયા પછી સળી કાઢી નાખી પોલી બત્તી રાખવી.

વિરેચન ધુમાડો પીવા માટે સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૮મા વિષયમાં કહેલાં શિરોવિરેચન દ્રવ્યોનો કલ્ક કરી, બાર આંગળની કાસડાંની સળીને આઠ આંગળ સુધી અળસીના તંતુઓના ઝીણા પાટાથી વીંટી તે ઉપર કલ્કનું લેપન કરી તે સળીને પવનવગરના પ્રદેશમાં છાયામાં સૂકવવી અને સુકાઈ ગયા પછી સળીને કાઢી નાખી પોલી બત્તી રાખવી.

કાસઘ્ન ધુમાડો પીવા માટે ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, સૂંઠ, મરી, પીપર, કાસોંદરી, હિંગ, ઇંગોળિયો, તજ, મણશીલ, ગળો અને કાકડાશિંગી વગેરે તથા બીજાં પણ ખાંસીને હરનારાં દ્રવ્યોનો કલ્ક કરી, બાર આંગળની કાસડાની સળીને આઠ આંગળ સુધી અળસીના તંતુઓના ઝીણા પાટાથી વીંટી તે ઉપર કલ્કનું લેપન કરીને તે સળીને પવનવગરના પ્રદેશમાં છાયામાં સૂકવવી અને સુકાઈ ગયા પછી સળીને કાઢી નાખી પોલી બત્તી રાખવી.

વામનીય ધુમાડો પીવા માટે સ્નાયુ, ચામડી, ખરી, શિંગડું, કુડચલનું હાડકું, સુકાયેલાં માછલાં, શુષ્ક માંસ અને કીડા વગેરે તથા બીજાં પણ વમન કરાવનારાં દ્રવ્યોનો કલ્ક કરી, બાર આંગળની કાંસડાની સળીને આઠ આંગળ સુધી અળસીના તંતુઓના ઝીણા પાટાથી વીંટી તે ઉપર કલ્કનું લેપન કરીને તે સળીને પવનવગરના પ્રદેશમાં છાયામાં સૂકવવી અને સુકાઈ ગયા પછી સળીને કાઢી નાખી પોલી બત્તી રાખવી.

तत्र बस्तिनेत्रद्रव्यैर्धूमनेत्रद्रव्याणि व्याख्यातानि भवन्ति । धूमनेत्रं तु कनिष्ठिकापरिणाहमग्रे कलायमात्रस्रोतो मूलेऽङ्गुष्ठपरिणाहं धूमवर्त्तिप्रवेशस्रोतोऽङ्गुलान्यष्टचत्वारिंशत्प्रायोगिके । द्वात्रिंशत्स्नेहने । चतुर्विंशतिर्वैरेचने । षोडशाङ्गुलं कासघ्ने वामनीये च । एतेऽपि कोलास्थिमात्रच्छिद्रे भवतः । व्रणनेत्रमष्टाङ्गुलं व्रणधूपनार्थं कलायपरिमण्डलं कुलत्थवाहिस्रोत इति ॥

## ધુમાડો પીવાની નળીઓ(નાળો)નાં દ્રવ્યો, પ્રમાણો તથા છિદ્રો

આ સ્થાનના ૩૫મા અધ્યાયના ચોથા વિષયમાં બસ્તિની નળી બનાવવા માટે જે સુવર્ણ વગેરે દ્રવ્યો કહ્યાં છે, તે દ્રવ્યોની જ ધુમાડો પીવાની નળીઓ બનાવવી. પ્રાયોગિક ધુમાડો પીવાની નળી અગ્રમાં ટચલી આંગળી જેવી જાડી તથા વટાણાનો દાણો પેસે તેવડાં છિદ્રવાળી,

થાય છે.

રોગી જો અત્યંત ફરે, તો વાયુ જાંઘોમાં વેદના, સાથળોનું શોષણ, સોજો અથવા પાદહર્ષ નામના રોગને ઉત્પન્ન કરે છે.

રોગી જો માળા તથા ચંદન વગેરે શીત પદાર્થોનું કે શીત જળનું સેવન કરે, તો તેથી વાયુની વૃદ્ધિ થતાં અંગોનું ભાંગવું, ઝલાવું, શૂળ, આફરો તથા કંપની ઉત્પત્તિ થાય છે

રોગી જો વાયુનું કે તડકાનું સેવન કરે, તો તેથી વિવર્ણતા તથા જ્વર પ્રાપ્ત થાય છે.

રોગી જો પરસ્પર વિરુદ્ધ પદાર્થો જમે, તો મરણ પામે છે અથવા તેને અત્યંત ભયંકર વ્યાધિ થાય છે.

રોગી જો અધ્યશન (અજીર્ણમાં ભોજન) કરે, તો તેથી પણ મરણ અથવા ભયંકર વ્યાધિ તેને થાય છે.

રોગી જો અસાત્મ્ય પદાર્થોનું ભોજન કરે, તો અવશ્ય બળ તથા વર્ણની હાનિ થાય છે

સઘળાં માણસોએ અસ્વસ્થતા તથા સ્વસ્થતામાં પણ અજીર્ણ તો ન જ થવા દેવું જોઈએ. જે લોકો મનને વશ ન રાખી પશુઓની પેઠે પ્રમાણવગરનું (ઘણું) જમે છે, તેઓને રોગોની સેનાના મૂળરૂપ અજીર્ણ થાય છે. ૯

व्यापदां कारणं वीक्ष्य व्यापत्स्वेतासु बुद्धिमान् ।
प्रयतेनातुरारोग्ये प्रत्यनीकेन हेतुना ॥ १० ॥

### ક્રોધાદિક પંદર વ્યાપત્તિઓથી થયેલા ઉપદ્રવોનું ચિકિત્સાસૂચન

ઉપરના નવમા વિષયમાં જે ઉપદ્રવો કહેવામાં આવ્યા, તેઓનાં દૂરનાં કારણોરૂપ ક્રોધાદિકની અને નજીકનાં કારણોરૂપ પિત્તાદિકની તપાસ કરી બુદ્ધિમાન વૈદ્યે તે ઉપદ્રવોને તથા તેઓનાં કારણોને શાંત કરનારી ચિકિત્સાથી રોગીને સ્વસ્થ બનાવવાનો પ્રયત્ન કરવો. ૧૦

विरिक्तवान्तैर्हरिणैणलावकाः
शशश्च सेव्य समयूरतित्तिरिः ।
सषष्टिकाश्चैव पुराणशालय-
स्तथैव मुद्गा लघु यच्च कीर्तितम् ॥ ११ ॥

### વમનવિરેચનથી શુદ્ધ થયેલા માટે આહારો

વમનવિરેચનથી શુદ્ધ થયેલાં માણસોએ હરણ, કાળિયાર, લાવાં પક્ષીઓ, સસલાં, મોર તથા તેતરનું માંસ તેમ જ સાઠીચોખા, જુના ચોખા, મગ અને માંસોમાં તથા ધાન્યોમાં બીજાં પણ જે હલકાં ગણ્યાં છે, તેઓનું સેવન કરવું. ૧૧

## અધ્યાય ૪૦ મો

अथातो धूमनस्यकवलग्रहचिकित्सितं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ધૂમનસ્યકવલગ્રહચિકિત્સિત' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

धूमः पञ्चविधो भवति । तद्यथा-प्रायोगिकः स्नैहिको वैरेचनः कासघ्नो वामनीयश्चेति ॥ २ ॥

### ધુમાડાના પાંચ ભેદો

પ્રાયોગિક (કોપ પામેલા દોષોને શાંત કરનાર હોવાથી નિત્ય પ્રયોગને લાયક), સ્નેહન (સ્નિગ્ધ કરીને ધાતુઓને પુષ્ટ કરનાર), વૈરેચન (દોષોને કાઢી નાખનાર), કાસઘ્ન (ખાંસીને હણનાર) અને વામનીય (વમન કરાવનાર) એ રીતે ધુમાડાના પાંચ ભેદ છે. (જેથી વ્રણને ધુમાડી દેવાય છે, તે ધુમાડાને બીજા ગ્રંથોમાં છઠ્ઠા પ્રકારનો ગણ્યો છે.) ૨

૧ ધુમાડો પાવા તથા દેવારૂપ, નસ્ય દેવારૂપ, કવળ દેવારૂપ, કોગળો દેવારૂપ તથા પ્રતિસારણ (મેં માં ઔષધ ઘસાવવાં)રૂપ ચિકિત્સાઓ જેનો.

જોડી દઈને તે નળી વડે ધુમાડો પીવાની વૈદ્યે આજ્ઞા કરવી. (ગોળી કે ચૂર્ણનો ધુમાડો પાવો હોય તો પણ ગોળીને તથા ચૂર્ણને કોડિયાના સંપુટમાં નાખીને એવી રીતે જ પાવો.) ધુમાડો શાંત થઈ જાય, ત્યારે બાકી રહેલી બત્તીને નાખી ફરીવાર પણ ધુમાડો પાવો, તે ત્યાં સુધી કે જ્યાં સુધી દોષની શુદ્ધિ થઈ જાય; ધુમાડો પાવાના ઉપાયનો આ વિધિ કહ્યો. ૬

तत्र शोकश्रमभयामर्षौष्ण्यविषरक्तपित्तमदमूर्छा-दाहपिपासापाण्डुरोगतालुशोषच्छर्दिशिरोऽभिघातोद्गा-रापतर्पिततिमिरप्रमेहोदराध्मानोर्ध्ववातार्त्ता बालवृद्ध-दुर्बलविरिक्तास्थापितजागरितगर्भिणीरूक्षक्षीणक्षतोर-स्कमधुघृतदधिदुग्धमत्स्यमद्ययवागूपीताल्पकफाश्च न धूममासेवेरन् ॥ ७ ॥

### ધુમાડો કોણે ન પીવો?

શોક, શ્રમ, ભય, ક્રોધ, ઉષ્ણ, વિષ, રક્તપિત્ત, મદ, મૂર્છા, દાહ, તરસ, પાંડુરોગ, તાલુશોષ, ઊલટી, માથાના અભિઘાત, ઓડકાર, તિમિર, પ્રમેહ, ઉદરરોગ, આધ્માન, કે ઊર્ધ્વવાતથી પીડાયેલાએ ધુમાડો પીવો નહીં; જેણે લંઘન કર્યું હોય તેણે, બાળકે, વૃદ્ધે, દુર્બળે, રેચ લીધેલાએ, જેને નિરૂહબસ્તિ દેવામાં આવેલ હોય તેણે, ઉજાગરાવાળાએ, ગર્ભિણીએ, રૂક્ષ શરીરવાળાએ, ક્ષીણ થયેલાએ, છાતીના ક્ષતવાળાએ, મધ, ઘી, દહીં, દૂધ કે માછલાં જેણે ખાધેલ હોય તેણે, મદ્યપાન કે રાબનું પાન જેણે કર્યું હોય તેણે અને થોડા કફવાળાએ ધુમાડો પીવો નહીં. ૭

अकालपीतः कुरुते भ्रममूर्छाशिरोरुजः ।
घ्राणश्रोत्राक्षिजिह्वानामुपघातं च दारुणम् ॥ ८ ॥

### સમય વગર ધુમાડો પીવાથી નુકસાન

સમય વગર પીવામાં આવેલો ધુમાડો ભ્રમ, મૂર્છા, માથાની વેદના અને ઘ્રાણેંદ્રિય, શ્રોત્રેંદ્રિય, ચક્ષુઇંદ્રિય તથા જીભના દારુણ ઉપઘાત ઉત્પન્ન કરે છે. ૮

आद्यास्तु त्रयो धूमा द्वादशसु कालेषूपादेयाः । तद्यथा–क्षुतदन्तप्रक्षालननस्यस्नानभोजनदिवास्वप्नमैथुनच्छर्दिमूत्रोच्चारहसितरुषितशस्त्रकर्मान्तेष्विति ।तत्र विभागो मूत्रोच्चारक्षवथुहासितरुषितमैथुनान्तेषु स्नैहिकः, स्नानच्छर्दनदिवास्वप्नान्तेषु वैरेचनः, दन्तप्रक्षालननस्यस्नानभोजनशस्त्रकर्मान्तेषु प्रायोगिक इति ॥ ९ ॥

### ધુમાડો પીવાના સમયો

છીંક ખાધા પછી, દાંતોને ધોયા પછી, નસ્ય લીધા પછી, સ્નાન કર્યા પછી, ભોજન કર્યા પછી દિવસની નિદ્રા કર્યા પછી, મૈથુન કર્યા પછી, ઊલટી કર્યા પછી, મૂતરી કે ઝાડે જઈ આવ્યા પછી, હસ્યા પછી, ક્રોધ થયા પછી અને શસ્ત્રક્રિયા કરાવ્યા પછી—એ બાર ક્રિયાઓ પછી ધુમાડો પીવો. તેમાં વિભાગ આ છેઃ મૂતરી કે ઝાડે જઈ આવ્યા પછી, છીંક ખાધા પછી, હસ્યા પછી, ક્રોધ કર્યા પછી અને અને મૈથુન કર્યા પછી સ્નેહન ધુમાડો પીવો; સ્નાન કર્યા પછી, ઊલટી કર્યા પછી અને દિવસની નિદ્રા કર્યા પછી વૈરેચન ધુમાડો પીવો; દાંતોને ધોયા પછી, નસ્ય લીધા પછી, સ્નાન કર્યા પછી, ભોજન કર્યા પછી અને શસ્ત્રક્રિયા કરાવ્યા પછી પ્રાયોગિક ધુમાડો પીવો. ૯

तत्र स्नेहनो वातं शमयति, स्नेहादुपलेपाच्च । वैरेचनः श्लेष्माणमुत्क्लेश्यापकर्षति, रौक्ष्यात्तैक्ष्ण्यादौष्ण्याद्वैशद्याच्च । प्रायोगिकः श्लेष्माणमुत्क्लेशयत्युत्क्लिष्टं चापकर्षति शमयति वातं साधारणत्वात्पूर्वाभ्यामिति ॥

### સ્નેહન, વૈરેચન અને પ્રાયોગિકના ગુણો

સ્નેહન ધુમાડો સ્નિગ્ધ તથા ઉપલેપ કરનાર હોવાથી વાયુનું શમન કરે છે. વૈરેચન ધુમાડો રૂક્ષ, તીક્ષ્ણ, ઉષ્ણ અને વિશદ ગુણવાળો હોવાને લીધે કફને ઉત્ક્લિષ્ટ કરી બહાર ખેંચી લે છે. પ્રાયોગિક ધુમાડો ઉપર કહેલા બન્ને ધુમાડા જેવો હોવાને લીધે (સામાન્ય

મૂળમાં અંગૂઠા જેવી જાડી તથા બત્તી પેસે તેવડા છિદ્રવાળી અને અડતાલીસ આંગળ લાંબી કરવી. **સ્નેહન** ધુમાડો પીવાની નળી આગળથી ટચલી આંગળી જેવી જાડી તથા વટાણાનો દાણો પેસે તેવડા છિદ્રવાળી, મૂળમાં અંગૂઠા જેવી જાડી તથા બત્તી પેસે તેવડા છિદ્રવાળી અને બત્રીસ આંગળ લાંબી કરવી. **વૈરેચન** ધુમાડો પીવાની નળી અગ્રમાં ટચલી આંગળી જેવી જાડી તથા વટાણાનો દાણો પેસે તેવડા છિદ્રવાળી, મૂળમાં અંગૂઠા જેવી જાડી તથા બત્તી પેસે તેવડા છિદ્રવાળી અને ચોવીસ આંગળ લાંબી કરવી. **કાસઘ્ન** ધુમાડો પીવાની નળી બોરનો ઠળિયો પેસે તેવડા છિદ્રવાળી અને સોળ આંગળ લાંબી કરવી, **વામનીય** ધુમાડો પીવાની નળી કાસઘ્ન ધુમાડો પીવાની નળી જેવી જ કરવી **ત્રણને ધુમાડી દેવાની** નળી આઠ આંગળ લાંબી, વટાણા જેવા ગોળ મોઢાવાળી અને કળથીનો દાણો પેસે તેવડા છિદ્રવાળી કરવી.૪

अथ सुखोपविष्टः सुमना ऋज्वधोदृष्टिरतन्द्रितः स्नेहाक्तां प्रदीप्ताग्रां वर्त्तिं नेत्रस्रोतसि प्रणिधाय धूमं पिबेत् ॥

मुखेन तं पिबेत्पूर्वं नासिकाभ्यां ततः पिबेत्।
मुखपीतं मुखेनैव वमेत्पीतं च नासया ॥
मुखेन धूममादाय नासिकाभ्यां न निर्हरेत्।
तेन हि प्रतिलोमेन दृष्टिस्तत्र विहन्यते ॥

विशेषतस्तु प्रायोगिकं घ्राणेनाददीत, स्नेहनं मुखनासाभ्यां, नासिकया वैरेचनं, मुखेनैवेतरौ ॥५॥

### ધુમાડો શી રીતે પીવો ?

સુખ મળે એ રીતે બેસી, મનને આનંદયુક્ત રાખી, દૃષ્ટિને સરળ તથા નીચી રાખી, આળસ આદિથી રહિત થઈ ને ધુમાડો પીવો. પ્રાયોગિક, સ્નેહન કે વૈરેચનિક ધુમાડો પીવો હોય, તો બત્તીને સ્નેહથી ખરડી, તેના અગ્રને સળગાવી તે બત્તીને નળીના છિદ્રમાં નાખીને પીવો. એ ધુમાડો પ્રથમ મુખથી પીવો અને પછી બે નાક વડે પીવો. મોઢાથી પીધેલા ધુમાડાને મોઢાથી જ કાઢવો અને નાકથી પીધેલા ધુમાડાને પણ મોઢાથી જ કાઢવો. મુખથી ધુમાડાને લઈને નાસિકાઓથી કાઢવો નહીં; કેમકે ઊલટા ચાલેલા ધુમાડાથી દૃષ્ટિનો નાશ થાય છે. પ્રાયોગિક ધુમાડાને વિશેષે કરી નાકથી જ પીવો, સ્નેહન ધુમાડાને વિશેષે કરી મુખ તથા નાક એ બન્નેથી પીવો, વૈરેચન ધુમાડાને વિશેષે કરી નાકથી જ પીવો અને કાસઘ્ન તથા વામનીય ધુમાડાને વિશેષે કરી મુખથી જ પીવો.

तत्र प्रायोगिके वर्त्तिं व्यपगतशरकाण्डां निवातातपशुष्कामङ्गारेष्ववदीप्य नेत्रमूलस्रोतसि प्रयुज्य धूममाहरेति ब्रूयात्। एवं स्नेहनं वैरेचनिकं च कुर्यादिति। इतरयोर्व्यपेतधूमाङ्गारे स्थिरे समाहिते शरावे प्रक्षिप्य वर्त्तिं मूलच्छिद्रेणान्येन शरावेण पिधाय तस्मिंश्छिद्रे नेत्रमूलं संयोज्य धूममासेवेत। प्रशान्ते धूमे वर्त्तिमवशिष्टां प्रक्षिप्य पुनरपि धूमं पाययेदादोपविशुद्धेरेव धूमपानोपायविधिः ॥ ६ ॥

### બત્તી રાખવામાં વિશેષતા તથા ધૂમ્રપાનનો અવધિ

પ્રાયોગિક, સ્નેહન કે વૈરેચનિક ધુમાડો પાવો હોય તો જેમાંથી કાસડાની સળી કાઢી નાખી હોય એવી અને પવનવગરના પ્રદેશમાં છાયામાં સૂકવેલી બત્તીને અંગારાઓમાં સળગાવી નળીનાં મૂળના છિદ્રમાં નાખીને વૈદ્યે કહેવું, કે 'ધુમાડાની ફૂંક લે' (પ્રાયોગિક ધુમાડો દિવસમાં બે વાર, વૈરેચનિક ધુમાડો દિવસમાં ત્રણચાર વાર અને સ્નેહન ધુમાડો દિવસમાં એક વાર પીવો–વાગ્ભટ)

કાસઘ્ન કે વામનીય ધુમાડો પાવો હોય, તો બનીને નિર્ધૂમ અંગારાવાળા દૃઢ અને સારી રીતે રાખેલા કોડિયાના સંપુટમાં નાખી, ઉપલા કોડિયાના મૂળમાં કરેલા છિદ્રમાં નળીનું મૂળ

## નસ્યના વિધિનો ઉપક્રમ

મેં સંક્ષેપથી આ ધુમાડાનો વિધિ કહ્યો. હવે નસ્યનો વિધિ સંપૂર્ણ રીતે કહું છું. ૧૬

औषधमौषधसिद्धः स्नेहो वा नासिकाभ्यां दीयत इति नस्यम् । तद् द्विविधं रेचनं स्नेहनं च । तद्द्विविधमपि पञ्चधा । तद्यथा—नस्यं शिरोविरेचनं प्रतिमर्शोऽवपीडः प्रधमनं च । तेषु नस्यं प्रधानं शिरोविरेचनं च । नस्यविकल्पः प्रतिमर्शः, शिरोविरेचनविकल्पोऽवपीडः प्रधमनं च । ततो नस्यशब्दः पञ्चधा नियमितः । तत्र यः स्नेहनार्थं शून्यशिरसां ग्रीवास्कन्धोरसां बलजननार्थं दृष्टिप्रसादजननार्थं वा स्नेहो विधीयते तस्मिन्वैशेषिको नस्यशब्दः ॥१७॥

## નસ્ય શબ્દની વ્યુત્પત્તિ, મુખ્ય ભેદો તથા પેટાભેદો

જે ઔષધ અથવા ઔષધથી પકવેલો સ્નેહ નાકમાં દેવામાં આવે છે, તે નસ્ય કહેવાય છે. રેચન (દોષ પાડનાર) અને સ્નેહન (સ્નિગ્ધ કરનાર) એ રીતે નસ્યના મુખ્ય બે ભેદ છે. એ બે ભેદોના પણ પાછા નસ્ય, શિરોવિરેચન, પ્રતિમર્શ, અવપીડ અને પ્રધમન એ પાંચ ભેદો થાય છે. તેઓમાં નસ્ય અને શિરોવિરેચન એ બે મુખ્ય છે. પ્રતિમર્શ નસ્યનો ભેદ છે અને અવપીડ તથા પ્રધમન એ બે શિરોવિરેચનના ભેદો છે. આ પ્રમાણે જો કે નસ્ય શબ્દ પાંચે પ્રકારોને લાગુ પડે છે, તો પણ પાંચ પ્રકારોમાંનો પહેલો જે વૈશેષિક નસ્ય શબ્દ છે, તે સ્નેહને લાગુ પડે છે, કે જે સ્નેહ શૂન્ય થયેલાં મસ્તકોનું સ્નેહન કરવા માટે; ડોક, કાંધ તથા છાતીને બળયુક્ત કરવા માટે અને દૃષ્ટિને સ્વચ્છ કરવા માટે દેવામાં આવે છે. ૧૭

तत्तु नस्यं देयं वाताभिभूते शिरसि दन्तकेशश्मश्रुप्रपातदारुणकर्णशूलकर्णक्ष्वेडतिमिरस्वरोपघातनासारोगास्यशोषापबाहुकाकालवलीपलितप्रादुर्भावकृच्छ्रप्रबोधेषु वातपैत्तिकेषु मुखरोगेष्वन्येषु च वातपित्तहरद्रव्यसिद्धेन स्नेहेनेति ॥१८॥

## વૈશેષિક નસ્ય(પહેલા નસ્ય)ના વિષયો

માથું વાયુથી દૂખ્યા કરતું હોય, દાંત, કેશ કે દાઢીમૂછના વાળો પડી જતા હોય, કાનમાં દારુણ શૂળ નીકળતું હોય, કર્ણક્ષ્વેડ નામનો કાનનો રોગ થયેલ હોય, તિમિર હોય, સ્વરનો ઉપઘાત થયો હોય, નાકનો રોગ થયેલ હોય, મુખશોષ હોય, અપબાહુક થયેલ હોય, સમય પ્રાપ્ત થયા વગર શરીરે કરચલી તથા પળિયાં પ્રકટ થયાં હોય, આંખો માંડમાંડ ઊઘડતી હોય, વાયુ તથા પિત્ત સંબંધી મુખરોગો થયા હોય કે એવા જ બીજા રોગો થયા હોય, તો વાયુ તથા પિત્તને હરનારાં દ્રવ્યોથી પકવેલા સ્નેહથી નસ્ય દેવું. ૧૮

शिरोविरेचनं श्लेष्मणाभिव्याप्ततालुकण्ठशिरसामरोचकशिरोगौरवशूलपीनसार्द्धावभेदकक्रिमिप्रतिश्यायापस्मारगन्धाज्ञानेष्वन्येषु चोर्ध्वजत्रुगतेषु कफजेषु विकारेषु शिरोविरेचनद्रव्यैस्तत्सिद्धेन वा स्नेहेनेति १९

## શિરોવિરેચન(બીજા નસ્ય)ના વિષયો

તાળવું, ગળું કે માથું કફથી વ્યાપ્ત થયેલ હોય, અરોચક થયેલ હોય, માથામાં ભારેપણું કે શૂળ ઉત્પન્ન થયેલ હોય, પીનસ થયેલ હોય, આધાશીશી થયેલ હોય, માથામાં કૃમિઓ પડ્યાં હોય, શરદી થયેલ હોય, અપસ્માર થયેલ હોય, ગંધની ખબર પડતી ન હોય કે ડોકની હાંસડીથી ઉપરના મસ્તક સુધીના પ્રદેશોમાં કફ સંબંધી બીજા કોઈ વિકારો ઉત્પન્ન થયા હોય, તો શિરોવિરેચન (સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના ૮મા વિષયમાં કહેલાં) દ્રવ્યોથી અથવા તે દ્રવ્ય વડે પકવેલા સ્નેહથી શિરોવિરેચન (માથાને દોષોથી ખાલી કરનાર) નસ્ય દેવું. ૧૯

तत्रैतद्द्विविधमभुक्तवतोऽन्नकाले पूर्वाह्णे श्लेष्मरोगिणां मध्याह्ने पित्तरोगिणामपराह्णे वातरोगिणाम् २०

રીતે ) કફને ઉત્કિલષ્ટ કરે છે, ઉત્કિલષ્ટ કર્યા પછી એ ચી લે છે અને વાયુને શમાવે છે ૧૦

भवति चात्र ॥

नरो धूमोपयोगाच्च प्रसन्नेन्द्रियवाङ्मना. ।
दृढकेशद्विजश्मश्रुः सुगन्धिविशदाननः ॥ ११ ॥

## ધુમાડો પીવાથી લાભ

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વ-તરિએ સ્વમુખે કહ્યું છે 'ધુમાડાનો ઉપયોગ કરવાથી માણસ પ્રસન્ન ઇંદ્રિયોવાળો, પ્રસન્ન વાણીવાળો, પ્રસન્ન મનવાળો, દૃઢ કેશવાળો, દૃઢ દાંતોવાળો, દૃઢ દાઢીમૂછવાળો અને સુગંધી તથા સ્વચ્છ મુખવાળો થાય છે ' ૧૧

तथा कासश्वासारोचकास्योपलेपस्वरभेदमुखास्रावक्षवथुवमथुतन्द्रानिद्राहनुमन्यास्तम्भपीनसशिरोरोगकर्णाक्षिशूलानि वातकफनिमित्ताश्चास्य मुखरोगा न भवन्ति ॥ १२॥

## ધુમાડો પીવાથી કયા રોગો ન થાય ?

ધુમાડો પીનારા માણસને ખાસી, શ્વાસ, અરોચક, મોઢામા ઉપલેપ, સ્વરભેદ, મોઢામાથી લાળનો સ્રાવ, છીંકનો રોગ, ઊલટી, તંદ્રા, નિદ્રા, હડપચીનુ ઝલાઈ જવુ, ઓડનુ ઝલાઈ જવુ, પીનસ, માથાના દરદો, કાનનાં શૂળો, નેત્રના શૂળો તેમ જ વાયુ તથા કફથી થતા મુખરોગો પણ થતા નથી ૧૨

तस्य योगा योगातियोगा विज्ञातव्यास्तत्र योगो रोगप्रशमन , अतियोगो रोगाप्रशमनस्तालुगलशोषपरिदाहपिपासामूर्छाभ्रममदकर्णाक्षिदृष्टिनासारोगदौर्बल्यान्यतियोगो जनयति ॥ १३ ॥

## ધુમાડાના યોગ, અયોગ તથા અતિયોગનાં લક્ષણો

ધુમાડાના યોગ, અયોગ તથા અતિયોગના લક્ષણો નીચે પ્રમાણે જાણવા જો રોગની શાતિ થઈ જાય તો જાણવુ, કે ધુમાડાનો યોગ થયો છે જો રોગ શાંત ન થાય, તો જાણવુ કે ધુમાડાનો અયોગ થયો છે, અને તાળવામાં તથા ગળામાં શોષ તથા દાહ થાય, તરસ લાગ્યા કરે, મૂર્છા આવે, ભ્રમ થાય, મીણો ચડે, કાનના રોગ થાય, દૃષ્ટિના રોગ થાય, નાકના રોગ થાય અને દૃષ્ટિની દુર્બળતા થાય તો જાણવુ કે ધુમાડાનો અતિયોગ થયો છે ૧૩

प्रायोगिक त्रीस्त्रीनुच्छ्वासानाददीत मुखना सिकाभ्यां च पर्यायांस्त्रींश्चतुरो वेति । स्नैहिक यावद श्रुप्रवृत्ति.। वैरेचनिकमादोषदर्शनात् । तिलतण्डुलयवागूपीतेन पातव्यो वामनीय । ग्रासान्तरेषु कासघ्न इति ॥ १४ ॥

## પ્રાયોગિક, સ્નેહન તથા વૈરેચનિક પીવાની મર્યાદા અને વામનીય તથા કાસઘ્ન પીવામાં વિશેષતા

પ્રાયોગિક ધુમાડાની ત્રણત્રણ ફૂંક લેવી અને મૂકવી તેમા ત્રણ કે ચાર વાર મોઢાથી લેવી અને ત્રણ કે ચાર વાર નાકથી લેવી સ્નેહન ધુમાડો જ્યા સુધી આખોમાથી આસુ પડે ત્યાં સુધી પીવો વૈરેચનિક ધુમાડો જ્યા સુધી દોષ પડે ત્યા સુધી પીવો વામનીય ધુમાડો પ્રથમ તલ તથા ચોખાની રાબ પીને પછી પીવો કાસઘ્ન ધુમાડો ગ્રાસોનાં મધ્યમા પીવો ૧૪

व्रणधूम शरावसम्पुटोपनीतेन नेत्रेण व्रणमानयेद्धूपनाद्वेदनोपशमो व्रणवैशद्यमास्रावोपशमश्च भवति १५

## વ્રણને ધુમાડી દેવાની રીત તથા ફળ

વ્રણને ધુમાડી દેવી હોય, તો અગારાથી સળગાવેલા કલ્કને કોડિયાના સપુટમા નાખી ઉપલા કોડિયામા કરેલા છિદ્રમાં નળી નાખીને વ્રણને ધુમાડી પટોચાડવી વ્રણને ધુમાડી દેવાથી વેદના શાંત થાય, વ્રણ સ્વચ્છ થાય અને સ્રાવ થતો બધ પડે છે ૧૫

त्रिविधैव समासेन धूमस्याभिहितो मया ।
नस्यस्यात प्रवक्ष्यामि विधि निरवशेषत ॥१६॥

स्नेहनस्यं नोपगिलेत्कथंचिदपि बुद्धिमान् ॥
शृङ्गाटकमभिप्लाव्य निरेति वदनाद्यथा ।
कफोत्क्लेशभयाच्चैनं निष्ठीवेदविचारयन् ॥ २४॥

**નસ્યને ગળી ન જતાં થૂંકી નાખવું**

નસ્યને કોઈ રીતે પણ ગળી જવું નહિ. નાક, કાન તથા નેત્ર ને તૃપ્ત કરનારી શિરાઓનાં મધ્ય કે જે શૃંગાટક કહેવાય છે, તેને સારી પેઠે ભીજવીને નસ્ય મોઢામાં આવે કે તરત જ તેને જરા પણ ન રોકતાં ડાબે, કે જમણે પડખે થૂંકી નાખવું. જો ગળી જવામાં આવે તો કફનો ઉત્ક્લેશ થાય છે. ૨૪

दत्ते च पुनरपि संस्वेद्य गलकपोलादीन्धूममासेवयेत भोजयेच्चैनमभिष्यन्दि, ततोऽस्याचारिकमादिशेत् । रजोधूमस्नेहातपमद्यद्रवपानशिरःस्नानातियानक्रोधादीनि च परिहरेत् ॥२५॥

**નસ્ય દેવાયા પછીનું કર્મ તથા પરેજી**

નસ્ય દીધા પછી ફરીવાર પણ ગળાં તથા કપાળ વગેરેનું સ્વેદન તથા તેલથી મર્દન કરવું, ધુમાડો પાવો, ઉપલેપ કરનારું અન્ન જમાડવું અને પછી તે માણસને આચારાદિક બતાવી દેવું. જેણે નસ્ય લીધું હોય તે માણસે રજનો, અગ્નિના ધુમાડાનો, સ્નેહનો, તડકાનો, મદ્યનો, પ્રવાહી પીવાનો, માથે નાહવાનો, અત્યંત ફરવાનો અને ક્રોધાદિકનો ત્યાગ કરવો.

तस्य योगातियोगायोगानामिदं विज्ञानं भवति—
लाघवं शिरसो योगे सुखस्वप्नप्रबोधनम् ।
विकारोपशमः शुद्धिरिन्द्रियाणां मनःसुखम् ॥
कफप्रसेकः शिरसो गुरुतेन्द्रियविभ्रमः ।
लक्षणं मूर्ध्न्यतिस्निग्धे रूक्षं तत्रावचारयेत् ॥
अयोगे चैव वैगुण्यमिन्द्रियाणां च रूक्षता ।
रोगाशान्तिश्च तत्रेष्टं भूयो नस्यं प्रयोजयेत् ॥ २६॥

**વૈશેષિક નસ્યના સમ્યગ્, અતિ તથા હીનયોગનાં લક્ષણો તથા અતિ અને હીનયોગની ચિકિત્સા**

જો વૈશેષિક નસ્યનો **સમ્યગ્યોગ** થયો હોય તો માથું હલકું થાય, સુખથી નિદ્રા આવે, સુખથી જગાય, વિકારો શાંત થાય, ઇંદ્રિયો શુદ્ધ થાય અને મનમાં આનંદ થાય છે.

જો વૈશેષિક નસ્યનો **અતિયોગ** થયો હોય તો કફનો સ્રાવ થાય, માથું ભારે થાય અને ઇંદ્રિયોનો વિભ્રમ થાય છે. આ અતિયોગ થયો હોય તો પાછું રૂક્ષ નસ્ય દેવું.

જો વૈશેષિક નસ્યનો **હીનયોગ** થયો હોય, તો વિગુણપણું થાય, ઇંદ્રિયોની રૂક્ષતા થાય અને રોગની શાંતિ થતી નથી. આ પ્રમાણે અયોગ થયો હોય તો ફરીવાર નસ્ય દેવું. ૨૬

नस्ये त्रीण्युपदिष्टानि लक्षणानि प्रयोगतः ।
शुद्धहीनातिसंज्ञानि विशेषाच्छास्त्रचिन्तकैः ॥
लाघवं शिरसः शुद्धिः स्रोतसां व्याधिनिर्जयः ।
चित्तेन्द्रियप्रसादश्च शिरसः शुद्धिलक्षणम् ॥
कण्डूपदेहौ गुरुता स्रोतसां कफसंस्रवः ।
मूर्ध्नि हीनविशुद्धे तु लक्षणं परिकीर्त्तितम् ॥
मस्तुलुङ्गागमो वातवृद्धिरिन्द्रियविभ्रमः ।
शून्यता शिरसश्चापि मूर्ध्नि गाढविरेचिते ॥
हीने तु शुद्धे शिरसि कफवातघ्नमाचरेत् ।
अतिशुद्धे तु शिरसि सर्पिर्नस्यं निषेचयेत् ॥ २७ ॥

**શિરોવિરેચન નસ્યના સમ્યગ્, હીન તથા અતિયોગનાં લક્ષણો અને હીન તથા અતિયોગની ચિકિત્સા**

શાસ્ત્રનું ચિંતન કરનારાઓએ પ્રયોગ ઉપરથી શિરોવિરેચન નસ્યના સમ્યગ્, હીન અને અતિયોગનાં જુદાંજુદાં લક્ષણો નીચે પ્રમાણે કહ્યાં છે:

શિરોવિરેચન નસ્યનો **સમ્યગ્યોગ** થયો હોય, તો માથું હલકું થાય. સ્રોતોની શુદ્ધિ થાય, વ્યાધિ નષ્ટ થઈ જાય અને ચિત્ત તથા ઇંદ્રિયો પ્રસન્ન થાય છે.

શિરોવિરેચન નસ્યનો **હીનયોગ** થયો હોય, તો માથામાં ખરજ આવે, કફનો લેપ થાય, ભારેપણું થાય અને સ્રોતોમાંથી કફનો સ્રાવ થાય છે.

## ઉપર કહેલા બંને નસ્યોના સમયો

ઉપર કહેલા બે નસ્યોમાંથી કોઈ નસ્ય દેવું હોય તો માણસ જમ્યો ન હોય તે સમયે દેવું અને તેને જમવાનો વખત થાય ત્યારે દેવું. કફ સંબંધી રોગવાળાને સવારમાં દેવું, પિત્ત સંબંધી રોગવાળાને બપોરે દેવું અને વાયુ સંબંધી રોગવાળાને સાંજના સમયમાં દેવું. २०

अथ पुरुषाय शिरोविरेचनीयाय दन्तकाष्ठधूमपानाभ्यां विशुद्धवक्त्रस्रोतसे पाणितापपरिस्विन्नमृदितगलकपोलललाटप्रदेशाय वातातपरजोहीनेवेश्मन्युत्तानशायिने प्रसारितकरचरणाय किंचित् प्रविलम्बितशिरसे वस्त्राच्छादितनेत्राय वामहस्तप्रदेशिन्यग्रोन्नामितनासाग्राय विशुद्धस्रोतसि दक्षिणहस्तेन स्नेहमुष्णाम्बुतप्तं राजतसुवर्णताम्रमृत्पात्रशुक्तीनामन्यतमस्थं शुक्त्या पिचुना वा सुखोष्णमद्रुतमासिञ्चेदव्यवच्छिन्नधारं यथा नेत्रे न प्राप्नोति ॥ २१ ॥

## શિરોવિરેચન નસ્યનું વિધાન

જેને શિરોવિરેચન નસ્ય દેવાનું હોય તે માણસના મુખના સ્રોતોને દાતણ તથા ધૂમ્રપાનથી સ્વચ્છ કરાવી, તેના ગળું, કપાળ તથા લલાટને ગરમ કરેલા હાથના શેકથી સારી પેઠે સ્વેદિત કરી તથા સ્નેહ વડે સારી પેઠે ચોળી, વાયુ, તડકો તથા રજ વગરના ઘરમાં તેને ચત્તો સુવડાવી, હાથપગ લાંબા કરાવી, માથાને કાંઈક લટકતું નખાવી, વસ્ત્ર વડે આંખોને ઢાંકી દઈ, ડાબા હાથની તર્જનીના અગ્ર વડે નાકની અણીને ઊંચી કરાવી રૂપાના, સુવર્ણના, ત્રાંબાના કે માટીના પાત્રમાં કે છીપમાં રાખેલા, ઊના પાણીથી ગરમ કરેલા અને સહેવાય તેવી ગરમીવાળા સ્નેહને એ માણસના શુદ્ધ કરાવેલા નાકમાં જમણા હાથ વડે છીપ કે રૂના પૂમડાથી, ત્રુટક ન થતાં તથા ધારને તૂટવા ન દેતાં એવી રીતે રેડવો, કે જે રીતે નેત્રોમાં તેનો ગરેડો ન્યાય નહિ (ક્વાથાદિક નાખવું હોય, તો પણ એ પ્રમાણે જ નાખવું અઢારમા વિષયમાં કહેલું નસ્ય દેવું હોય, તો પણ તેમાં યોગ્ય જણાય તેટલું આ પ્રમાણે જ વિધાન કરવું ) ૨૧

स्नेहेऽवसिच्यमाने तु शिरो नैव प्रकम्पयेत् ।
न कुप्येन्न प्रभाषेच्च न क्षुयान्न हसेत्तथा ॥
एतैर्हि विहतः स्नेहो न सम्यक्प्रतिपद्यते ।
ततः कासप्रतिश्यायशिरोऽक्षिगदसम्भवः ॥ २२ ॥

## રોગીએ નસ્ય લેતાં ચેષ્ટા ન કરવી

નાકમાં સ્નેહ કે ક્વાથાદિક નસ્ય દેવાતું હોય, તે સમયે રોગીએ માથું ન જ ધુણાવવું, કોપ ન કરવો, બોલવું ન કરવું, છીંક ન ખાવી અને હસવું પણ નહિ, કેમ કે માથું હલાવવા વગેરેથી સ્નેહાદિકનો વિઘાત થાય છે અને વિઘાત પામેલું સ્નેહાદિક જ્યાં પહોંચવું જોઈએ ત્યાં બરાબર પહોંચતું નથી. સ્નેહાદિક બરાબર ન પહોંચતાં આડું અવળું જવાથી ખાંસી, શરદી, માથાના તથા નેત્રના રોગો ઉત્પન્ન થાય છે. ૨૨

तस्य प्रमाणमष्टौ बिन्दवः प्रदेशिनीपर्वद्वयनिःसृता प्रथममात्रा द्वितीया षड् बिंदवस्तृतीया चत्वारो बिंदव इत्येतास्तिस्रो मात्रा यथाबलं प्रयोज्याः ॥ २३

## સ્નેહાદિક પ્રવાહીના નસ્યની માત્રા

એ સ્નેહાદિક પ્રવાહીનું નસ્ય દેવું હોય, તો દરેક નાકમાં આઠઆઠ ટીપાં નાખવાં એ ઉત્તમ માત્રા છે, છ ટીપાં નાખવાં એ મધ્યમ માત્રા છે અને ચારચાર ટીપાં નાખવાં એ છેલ્લી માત્રા છે. તર્જની આંગળીને સ્નેહાદિકમાં તેના બે પર્વ ( આંકા ) સુધી બોળી, તે આંગળીમાંથી જેટલું પ્રવાહી પડે તે એક બિંદુ (ટીપું) ગણાય છે. આ માત્રાઓનો રોગીના બળને અનુસરી ઉપયોગ કરવો (ભોજ કહે છે, કે સ્નેહનસ્યમાં આથી બમણી માત્રા કરવી ) ૨૩

થાકેલાને, સાત વર્ષથી ઓછી ઉંમરના બાળકને, એંસી વર્ષથી અધિક ઉંમરના વૃદ્ધને, મૂત્રાદિકની હાજતવાળાને, માથે નાહેલાને અને માથે નાહવાની ઇચ્છાવાળાને નસ્ય દેવું નહિ. (વાગ્ભટ કહે છે, કે તેઓને પણ નસ્યથી જ મટે એવો ભયંકર રોગ ઉત્પન્ન થયો હોય તો નસ્ય દેવું.) ઋતુ વગર વાદળાંઓનો ઘનઘોર થયો હોય તે સમયે પણ નસ્ય દેવું નહિ અને ધૂમ્રપાન પણ કરાવવું નહિ. (આવશ્યક જણાય તો એવા સમયે પણ નસ્ય દેવું તથા ધૂમ્રપાન પણ કરાવવું.)૩૨

तत्र हीनातिमात्रातिशीतोष्णसहसाप्रदानादतिप्रविलम्बितशिरस उच्छिंघतो विचलतोऽभ्यवहरतो वा प्रतिषिद्धप्रदानाच्च व्यापदो भवन्ति तृष्णोद्गारादयो दोषनिमित्ताः क्षयजाश्च ।

भवतश्चात्र ।

नस्ये शिरोविरेके च व्यापदो द्विविधाः स्मृताः ।
दोषोत्क्लेशात्क्षयाच्चैव विज्ञेयास्ता यथाक्रमम् ॥
दोषोत्क्लेशनिमित्तास्तु जयेच्छमनशोधनैः ।
अथ क्षयनिमित्तासु यथास्वं बृंहणं हितम् ॥३३॥

### વૈશેષિક તથા વૈરેચનિક નસ્યની વ્યાપત્તિઓ અને ચિકિત્સા

હીનયોગથી, અતિયોગથી, અતિ શીતથી, અતિ ઉષ્ણથી, ઝડપથી દેવાયાથી, અત્યંત લટકતા માથાવાળાને દેવાયાથી, નાકથી શ્વાસને ઊંચો ચડાવવા લાગેલાને દેવાયાથી, ચલિત થતાને દેવાયાથી, ભોજન કરતાને દેવાયાથી અને જેઓને નસ્ય દેવાનો નિષેધ છે, તેઓને દેવાથી તથા જે કાળે નસ્ય દેવાનો નિષેધ કર્યો છે, તે કાળમાં દેવાયાથી વૈશેષિક નસ્ય તથા શિરોવિરેચન નસ્યથી તરસ તથા ઓડકાર વગેરે વ્યાપત્તિઓ થાય છે. વૈશેષિક નસ્યમાં દોષનો ઉત્ક્લેશ થવાને લીધે અને વૈરેચનિકમાં દોષનો ક્ષય થવાને લીધે એ વ્યાપત્તિઓ થાય છે.

આ વિષયમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'વૈશેષિક નસ્યમાં દોષના ઉત્ક્લેશને લીધે અને વૈરેચનિક નસ્યમાં દોષના ક્ષયને લીધે વ્યાપત્તિઓ થાય છે. જો વ્યાપત્તિઓ દોષના ઉત્ક્લેશથી થયેલી હોય, તો સંશમનો તથા સંશોધનોથી તેઓને ટાળવી અને દોષના ક્ષયથી થયેલી હોય, તો ક્ષય પામેલા દોષનું બૃંહણ કરવું હિતકારી થાય છે.' ૩૩

प्रतिमर्शश्चतुर्दशसु कालेषूपादेयः । तद्यथा—कल्योत्थितेन प्रक्षालितदन्तेन गृहान्निर्गच्छता व्यायामव्यवायाध्वपरिश्रान्तेन मूत्रोच्चारकवलाञ्जनान्तेऽभुक्तवता छर्दितवता दिवास्वप्नोत्थितेन सायं चेति । तत्र कल्योत्थितेनासेवितः प्रतिमर्शो रात्रावुपचितं नासास्रोतोगतं मलमुपहन्ति मनःप्रसादं च करोति । प्रक्षालितदन्तेनासेवितो दन्तानां दृढतां वदनसौगन्ध्यं चापादयति। गृहान्निर्गच्छता सेवितो नासास्रोतसः क्लिन्नतया रजो धूमो वा न बाधते । व्यायामान्मैथुनादध्वनश्च परिश्रान्तेनासेवितः श्रममुपहन्ति । मूत्रोच्चारान्ते सेवितो दृष्टेर्गुरुत्वमपनयति । कवलाञ्जनान्ते सेवितो दृष्टिं प्रसादयति । अभुक्तवता सेवितः स्रोतसां विशुद्धिं लघुतां चापादयति । वान्तेनासेवितः स्रोतोविलग्नं श्लेष्माणमपोह्य भक्तकाङ्क्षामापादयति । दिवास्वप्नोत्थितेनासेवितो निद्राशेषं गुरुत्वं मलं चापोह्य चित्तैकाग्र्यं जनयति । सायं चासेवितः सुखनिद्राप्रबोधं चेति ॥ ३४ ॥

### પ્રતિમર્શના (વૈશેષિક અથવા સ્નેહન-નસ્યનો ભેદ) સમયો તથા સમય પરત્વે ગુણો

(નાસિકાના પ્રત્યેક છિદ્રમાં સ્નેહ ફક્ત બબ્બે ટીપાં નાખવામાં આવે, એ પ્રતિમર્શનસ્ય કહેવાય છે, એમ વાગ્ભટ કહે છે; પણ આ ગ્રંથમાં તો પ્રતિમર્શનું જુદું પ્રમાણ આપ્યું છે, તે નીચેના વિષયમાં જુઓ.) પ્રભાતમાં શયનમાંથી ઊઠીને, દાંતો ધોઈને, ઘરમાંથી બહાર નીકળતાં, કસરત કરવાથી થાક્યા પછી, મૈથુન કરવાથી થાક્યા પછી, પંથ કરવાથી થાક્યા પછી, મૂતરી આવીને,

શિરોવિરેચન નસ્યનો અતિયોગ થયો હોય, તો માથાના મગજનો સ્રાવ થાય, વાયુની વૃદ્ધિ થાય, ઇંદ્રિયોનો વિભ્રમ થાય અને માથાની શૂન્યતા થાય છે.

શિરોવિરેચન નસ્યનો હીનયોગ થયો હોય તો કફ તથા વાયુને હણનારી યોજના કરવી અને અતિયોગ થયો હોય તો ઘીનું નસ્ય દેવું. ૨૭

एकान्तरं द्व्यन्तरं वा सप्ताहं वा पुनः पुनः ।
एकविंशतिरात्रं वा यावद्वा साधु मन्यते ॥
मारुतेनाभिभूतो वात्यन्तं यः स्यात्तु मानवः ।
द्विकालं चापि दातव्यं नस्यं तस्य विजानता ॥२८॥

### દોષ પ્રમાણે નસ્યના કાળનો નિયમ

દોષની અધિકતા જોવામાં આવે, તો તે અધિકતાના પ્રમાણને અનુસરી વચમાં એકએક અથવા બબ્બે દિવસનું અંતર નાખી, સાત અથવા એકવીસ દિવસ સુધી અથવા જે મુદત યોગ્ય લાગે ત્યાં સુધી નસ્ય આપ્યા કરવું. જે માણસ વાયુથી અત્યંત પરાભવ પામ્યો હોય, તેને તો પ્રવીણ વૈદ્યે એકએક દિવસમાં બબ્બે વખત પણ નસ્ય દેવું. ૨૮

अवपीडं तु शिरोविरेचनवदभिष्यन्दसर्पदष्टविसंज्ञेभ्यो दद्याच्छिरोविरेचनद्रव्याणामन्यतममवपीड्यावपिष्य चेतोविकारकृमिविषाभिपन्नानां चूर्णं प्रधमेत् २९

### અવપીડ તથા પ્રધમન નસ્યનું વિધાન

જેનું માથું કફ તથા મેદથી વ્યાપ્ત થયું હોય તેને, જેને સર્પદંશ થયો હોય તેને અને જે સંજ્ઞારહિત થયો હોય તેને અવપીડ નસ્ય દેવું. પીપર તથા વાવડિંગ વગેરે શિરોવિરેચન દ્રવ્યોમાંના કોઈ દ્રવ્યનો કલ્ક કરી તેને નીચોવી, રસ કાઢીને તે રસનું, શિરોવિરેચન નસ્યના વિધિ પ્રમાણે જે નસ્ય દેવામાં આવે, તે અવપીડ નસ્ય કહેવાય છે.

ચિત્તના વિકારવાળાને, માથામાં કૃમિવાળાને અને વિષથી વ્યાપ્ત થયેલાને પ્રધમન નસ્ય દેવું. (પીપર તથા વાવડિંગ વગેરે શિરોવિરેચન દ્રવ્યોમાંના કોઈ દ્રવ્યનું બારીક ચૂર્ણ કરી, છ આંગળ લાંબી બે મોઢાંવાળી નળીમાં અડતાલીસ ચણોઠીભાર એ ચૂર્ણ ભરી મોઢાની ફૂંક દઈને તે ચૂર્ણને નાકમાં ચઢાવી દેવું, એ પ્રધમન નસ્ય કહેવાય છે. ઉપરોક્ત નસ્યો શિરોવિરેચનના ભેદો છે.)૨૯

क्षीणानां

### વૈશેષિક (સ્નેહન) નસ્યના પ્રકારાંતરરૂપ બૃંહણ નસ્ય

ક્ષીણ થયેલાં માણસો અને રક્તપિત્તવાળાં માણસોને સાકરનું પાણી, શેરડીનો રસ, દૂધ, ઘી અને માંસના રસમાંના કોઈ પદાર્થનું નસ્ય દેવું.

कृशदुर्बलभीरूणां सुकुमारस्य योषिताम् ।
शृताः स्नेहाः शिरःशुद्ध्यै कल्कस्तेभ्यो यथा हितः ३१

### સ્નેહોનું શિરોવિરેચન નસ્ય કોને દેવું?

જેમ બીજાં માણસોને કલ્કનું શિરોવિરેચન નસ્ય વિશેષ હિતકારી છે, તેમ કૃશ, દુર્બળ, બીકણ અને સુકુમાર સ્ત્રીઓને પકવેલા સ્નેહોનું શિરોવિરેચન નસ્ય વિશેષ હિતકારી છે. ૩૧

नस्येन परिहर्त्तव्यो भुक्तवानपतर्पितोऽत्यर्थतरुणप्रतिश्यायी गर्भिणी पीतस्नेहोदकमद्यद्रवोऽजीर्णी दत्तबस्तिः क्रुद्धो गरार्तस्तृषितः शोकाभिभूतः श्रान्तो बालो वृद्धो वेगावरोधितः शिरःस्नातः स्नातुकामश्चेति । अनार्त्तवे चाभ्रे नस्यधूमौ परिहरेत् ॥३२॥

### નસ્ય કોને તથા ક્યારે ન દેવું?

જેણે ભોજન કર્યું હોય તેને, જેણે લંઘન કર્યું હોય તેને, અત્યંત તાજી શરદીવાળાને, ગર્ભિણીને, જેણે સ્નેહ, જળ, મદ્ય કે બીજું કોઈ પ્રવાહી પીધું હોય તેને, અજીર્ણવાળાને, જેને બસ્તિ દેવામાં આવી હોય તેને, ક્રોધ પામેલાને, ઝેરથી પીડાયેલાને,[1] તરસ્યાને, શોકથી ઘેરાયેલાને,

[1] ઝેરથી પીડાયેલાને અવપીડ તથા પ્રધમન નસ્ય દેવાનું તો ઉપરના ૨૯મા વિષયમાં કહ્યું છે.

છે. બીજા સ્નેહો કફના વિરોધી નથી. ૩૭

अतः परं प्रवक्ष्यामि कवलग्रहणे विधिम् ॥ ३८ ॥

### કવલના પ્રકરણનો ઉપક્રમ

નસ્યનું પ્રકરણ સમાપ્ત થયું. હવે કવલના તથા કોગળાના વિધિનું પ્રકરણ કહું છું: ૩૮

चतुर्द्धा कवलः स्नेही प्रसादी शोधिरोपणौ ॥
स्निग्धोष्णैः स्नैहिको वाते स्वादुशीतैः प्रसादनः ।
पित्ते कट्वम्ललवणै रूक्षोष्णैः शोधनः कफे ॥
कषायतिक्तमधुरैः कटूष्णै रोपणो व्रणे ।
चतुर्विधस्य चैवास्य विशेषोऽयं प्रकीर्त्तितः ॥ ३९॥

### કવલના ચાર ભેદો, લક્ષણો અને ઉપયોગ

સ્નેહી, પ્રસાદી, શોધી અને રોપણ એ રીતે ચાર પ્રકારનો કવલ છે. સ્નિગ્ધ તથા ઉષ્ણ પદાર્થોથી જે કોળિયો બનાવવામાં આવે, તે સ્નેહી કવલ કહેવાય છે. મધુર તથા શીતળ પદાર્થોથી જે કોળિયો બનાવવામાં આવે, તે પ્રસાદી કવલ કહેવાય છે. તીખા, ખાટા, ખારા, રૂક્ષ તથા ઉષ્ણ પદાર્થોથી જે કોળિયો બનાવવામાં આવે, તે શોધી કવલ કહેવાય છે અને તૂરા, કડવા, મધુર, તીખા તથા ઉષ્ણ પદાર્થોથી જે કોળિયો બનાવવામાં આવે, તે રોપણ કવલ કહેવાય છે. વાયુ ઉપર સ્નેહી કવલની, પિત્ત ઉપર પ્રસાદી કવલની, કફ ઉપર શોધી કવલની અને વ્રણ ઉપર રોપણ કવલની યોજના કરવી. આ ચાર પ્રકારના કોળિયાનો વિશેષ કહ્યો. ૩૯

तत्र त्रिकटुकवचासर्षपहरीतकीकल्कमालोड्य तैलशुक्तसुरामूत्रक्षारमधूनामन्यतमेन सलवणमभिप्रतप्तमुपस्विन्नमृदितगलकपोलललाटप्रदेशो धारयेत् ॥४०॥

### ચાર કવલોમાં શોધી કવલનું ઉદાહરણ

સૂંઠ, મરી, પીપર, વજ, સરસવ અને હરડેના કલ્કને તેલ, શુક્ત, સુરા, ગોમૂત્ર, ક્ષાર કે મધમાંના એકમાં ઘોળી સૈંધવથી મિશ્ર કરીને અગ્નિથી ગરમ કરવો. રોગીના ગળું, ગાલ તથા લલાટને સ્વેદન આપી તથા તેલથી ચોળી તે ગરમ કોળિયો રોગીના મુખમાં રખાવવો.[1] આ કોળિયાથી મોઢાના કફનું સંશોધન થાય છે. ૪૦.

सुखं संचार्यते या तु मात्रा सा कवले स्मृता ।
असंचार्या तु या मात्रा गण्डूषः स प्रकीर्त्तितः ॥ ४१

### કવલ અને કોગળામાં તફાવત

મોઢામાં ચોતરફ ફેરવી શકાય તેટલી માત્રા રાખવી, એ કવલ કહેવાય છે અને મોઢામાં ચોતરફ ફેરવી શકાય નહીં એવી એટલે જેથી સઘળું મોઢું ભરપૂર થઈ રહે, તેટલી માત્રા રાખવી એ કોગળો કહેવાય છે. ૪૧

तावच्च धारयितव्योऽनन्यमनसोन्नतदेहेन यावद्दोषपरिपूर्णकपोलत्वं नासास्रोतोनयनपरिस्रावश्च भवति तदा विमोक्तव्यः पुनश्चान्यो ग्रहीतव्य इति ॥ ४२॥

### કવલને ક્યાં સુધી મોઢામાં રાખવો?

ચિત્તને એકાગ્ર રાખી તથા શરીરને ઉન્નત રાખીને તે કોળિયાને ત્યાં સુધી મોઢામાં ધરી રાખવો, કે જ્યાં સુધી ગલોફાં કફથી ભરપૂર થઈ જાય અને નાસિકામાંથી તથા નેત્રોમાંથી પાણી ઝરવા લાગે. પછી એ કોળિયાને કાઢી નાખી બીજો કોળિયો લેવો. (વાગ્ભટે તો 'અથવા નાસિકામાંથી તથા નેત્રોમાંથી પાણી ઝરવા લાગે' એમ કહ્યું છે.) ૪૨

एवं स्नेहपयःक्षौद्ररसमूत्राम्लसम्भृताः ।
कषायोष्णोदकाभ्यां च कवला दोषतो हिताः ॥४३

### દોષોને અનુસરી બીજા કવલો ગોઠવવા

એ પ્રમાણે, જે જે દોષ દૂર કરવા હોય, તે તે દોષને હરનારાં ઔષધોનો કલ્ક કરી તેને સ્નેહ, દૂધ, મધ, માંસનો રસ, મૂત્ર, કાંજી વગેરે

---

૧ ભાવપ્રકાશમાં તો 'કોળિયાને અરધો મોઢામાં નાખી ચાવીને થૂંકી નાખવો' એમ કહ્યું છે, તેથી તેનો મત એવો જણાય છે, કે કલ્કના પિંડાને તેલ વગેરેમાં ન ઘોળતાં એમ ને એમ મોઢામાં નાખવો. પિંડારૂપ અર્થ લેવામાં કવલ શબ્દનું વધારે સ્વારસ્ય એ

ઝાડે જઈ આવીને, કવનના અંતમાં, અંજન આંજ્યા પછી, જમ્યાની પછીના, ઊનટી કર્યા પછી, દિવસની નિદ્રા કર્યા પછી અને સાયંકાળે, એમ ચૌદ સમયે પ્રતિમર્શ નસ્ય લેવું

પ્રભાતમાં શયનમાંથી ઊઠીને પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તે પ્રતિમર્શ રાતમાં જ થયેલા નાકના સ્રોતના મળને ટાળે છે અને મનને પ્રસન્ન કરે છે.

દાતો ધોયા પછી (દાતણ કર્યા પછી) પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તે પ્રતિમર્શ દાતને દૃઢ કરે છે અને મોઢાને સુગંધીત કરે છે

ઘરમાંથી બહાર નીકળતા પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તેથી નાકનું સ્રોત ભીનાશવાળું રહે છે, કે જેથી રજ કે ધુમાડો કશી હરકત કરી શકતાં નથી

કસરત કરવાથી અથવા મૈથુન કે પથ કરવાથી થાકી ગયા પછી પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તેથી શ્રમ નષ્ટ થાય છે

મૂતરી આવી તથા ઝાડે જઈ આવીને પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો દૃષ્ટિનું ભા પણ મટી જાય છે

કવનના અંતમાં તથા અંજન આંજ્યા પછી પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તેથી દૃષ્ટિ સ્વચ્છ થાય છે

જમ્યા પછીના પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તેથી સ્રોતોની શુદ્ધિ અને હલકાપણું થાય છે

ઊનટી કર્યા પછી પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તેથી સ્રોતોમાં વળગી રહેલો કફ દૂર થઈ જમવાની ઇચ્છા થાય છે

દિવસની નિદ્રા કર્યા પછી પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો તેથી બાકી રહેલી નિદ્રા, ભારેપણું તથા મેલ દૂર થઈ ચિત્તની એકાગ્રતા થાય છે

સાયંકાળે પ્રતિમર્શનું સેવન કરવામાં આવે, તો સુખથી નિદ્રા આવે અને સુખથી જગાય છે ૩૪

ईषदुच्छिंघत स्नेहो यावद्वक्त्र प्रपद्यते ।
नस्ये निषिक्त त विद्यात्प्रतिमर्श प्रमाणत ॥३५॥

### પ્રતિમર્શ નસ્યનું પ્રમાણ

જરાક ઊંચો શ્વાસ લેતાં નાકમાંથી મોઢામાં આવે તેટલો સ્નેહ નાસિકાના બંને છિદ્રોમાં નાખવો, એ પ્રતિમર્શનું પ્રમાણ સમજવું ૩૫

नस्येन रोगा शाम्यन्ति नराणामूर्ध्वजत्रुजा ।
इन्द्रियाणा च वैमल्य कुर्यादास्य सुगन्धि च ॥
हनुदन्तशिरोग्रीवात्रिकबाहूरसा बलम् ।
वलीपलितखालित्यव्यङ्गाना चाप्यसम्भव ॥३६॥

### નસ્ય લેવાથી થતા લાભો

નસ્ય લેવાથી ડોકની હાંસડી ઉપરના મસ્તક સુધીના ભાગોમાં થયેલા રોગો શાંત થાય ઇંદ્રિયો નિર્મળ થાય મોઢું સુગંધી થાય શરીરમાં કરચલીઓ પડતી નથી, સફેદ વાળ આવતા નથી, ટાલ કે દાગ પડતી નથી અને હડપચી, દાતો માથું, ડોક, બરડાનું ત્રિક, બાહુ તથા છાતીને બળ પ્રાપ્ત થાય છે ૩૬

तैल कफे सवाते स्यात्केवले पवने वसाम् ।
दद्यात्सर्पि सदा पित्ते मज्जान च समारुते ॥
चतुर्विधस्य स्नेहस्य विधिरेष प्रकीर्तित ।
श्लेष्मस्थानाविरोधित्वात्तषु तैल प्रशस्यते ॥ ३७॥

### દોષો ઉપર નસ્યના સ્નેહો તથા તેલનું વિધાન

જો કફ વાયુ સહિત હોય તો તેલનું નસ્ય દેવું, એકલો વાયુ હોય તો ચરબીનું નસ્ય દેવું, એકલું પિત્ત હોય તો સર્વદા ઘીનું નસ્ય દેવું અને વાયુ સહિત પિત્ત હોય તો હાડકાંની અંદરના મજ્જા નામના સ્નેહનું નસ્ય દેવું નસ્યમાં આ ચાર પ્રકારના સ્નેહનું વિધાન કર્યું સ્વસ્થ માણસને નિત્ય નસ્ય દેવામાં તો તેલનો જ ઉપયોગ કરવો વધારે ઠીક છે, કારણ કે માથું કફનું સ્થાન છે અને તેલ કફ ટાળનાર

॥ श्रीगणेशाय नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

### કલ્પસ્થાન[1]

### અધ્યાય ૧લો

अथातोऽन्नपानरक्षाकल्पं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

#### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અન્નપાનરક્ષાકલ્પ'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

धन्वन्तरिः काशिपतिस्तपोधर्मभृतां वरः । सुश्रुतप्रभृतीञ्छिष्याञ्छशासाहतशासनः ॥ २ ॥

#### સંવાદનું સ્મારણ

તપનું તથા ધર્મનું ધારણ કરનારાઓમાં ઉત્તમ અને જેની આજ્ઞાનો ક્યાંય ભંગ થતો ન હતો એવા કાશિપતિ ભગવાન ધન્વંતરિએ સુશ્રુત આદિ શિષ્યોને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો હતો. ૨

रिपवो विक्रमाक्रान्ता ये च स्वे कृत्यतां गताः । सिसृक्षवः क्रोधविषं विवरं प्राप्य तादृशम् ॥
विषैर्निहन्युर्निभृतं नृपतिं दुष्टचेतसः । स्त्रियो वा विविधैर्योगैः कदाचित्सुभगेच्छया ॥
विषकन्योपयोगाद्वा क्षणाज्जह्यादसून्नरः । तस्माद्वैद्येन सततं विषाद्रक्ष्यो नराधिपः ॥ ३ ॥

#### રાજવૈદ્યે વિષના સંબંધથી રાજાને બચાવવો

રાજાએ પરાક્રમથી દબાવેલા શત્રુઓ અને રાજાની નોકરીમાં રહ્યા છતાં રાજાનો દ્વેષ કરનારા માણસો પણ પોતાનો લાગ આવતાં કપટકૃત્યોની યોજનાઓ કરીને ગુપ્ત રીતે પોતાના ક્રોધરૂપી ઝેરને સફળ કરવા અનેક પ્રકારના વિષ-પ્રયોગોથી રાજાને મારી નાખે છે; તેમ જ કોઈ વખતે રાજાની સ્ત્રીઓ પણ ક્રોધાદિકથી અથવા ઐશ્વર્યનો કબજો લેવાની ઇચ્છાથી વિવિધ વિષ-પ્રયોગો વડે રાજાને મારી નાખે છે. કદાચ એમ પણ બને છે, કે કોઈ રાજા કામનાથી અંધ બની વિષકન્યાનો સંભોગ કરે તો તેથી પણ તે ક્ષણવારમાં મરી જાય છે. (અમુક નક્ષત્રાદિકમાં જન્મેલી કન્યા વિષકન્યા કહેવાય છે. આ વિષય જ્યોતિઃશાસ્ત્રના ગ્રંથો ઉપરથી જાણી લેવો. કેટલાંક સામુદ્રિકાદિક લક્ષણો ઉપરથી પણ તે વિષકન્યાની પરીક્ષા થાય છે.) આમ બને છે માટે રાજવૈદ્યે રાજાને હમેશાં વિષના સંબંધથી બચાવવો જોઈએ. ૩

---

૧ આ સ્થાન અગદતંત્ર છે. સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો હમો વિષય વાંચો.
૨ અન્નપાનાદિકનું વિષના સંબંધથી રક્ષણ કરવા[illegible]ેતો.

ખાટાપ્રવાહી, ક્વાથ અને ઊના પાણીમાથી જે પ્રવાહી યોગ્ય લાગે, તે પ્રવાહીમા ઘોળીને તેના મોઢામા ધારણ કરવુ હિતકારી થાય છે ૪૩

व्याधिरपचयस्तुष्टिर्वैशद्यं वक्त्रलाघवम् ।
इन्द्रियाणां प्रसादश्च कवले शुद्धिलक्षणम् ॥
हीने जाड्यकफोत्क्लेशावरसज्ञानमेव च ।
अतियोगान्मुखे पाकः शोषतृष्णारुचिक्लमाः ॥
शोधनीयविशेषेण भवन्त्येव न संशयः ॥४४॥

### કવલના સમ્યગ્, હીન તથા અતિ યોગના લક્ષણો

કવલનો સમ્યગ્યોગ થયો હોય, તો વ્યાધિનો ઘટાડો થાય, સતોષ થાય, સ્વચ્છતા થાય, મોઢુ હલકુ થાય અને ઇંદ્રિયો પ્રસન્ન થાય છે

કવલનો હીનયોગ થયો હોય, તો જડતા થાય, કફનો ઉત્ક્લેશ થાય અને ખાવામા આવતા પદાર્થોના રસનુ જ્ઞાન થતુ નથી

કવલનો અતિયોગ થયો હોય, તો મોઢામા પાક તથા શોષ થાય, તરસ લાગ્યા કરે, અન્ન ઉપર અરુચિ થાય અને ક્લમ થાય છે

જે દોષ દૂર કરવાનો હોય, તે દોષને હરનારા દ્રવ્યોના સ્વભાવ પ્રમાણે ઉપર લખેલા લક્ષણો થાય છે, એમા સશય નથી ૪૪

तिला नीलोत्पलं सर्पिः शर्करा क्षीरमेव च ।
सक्षौद्रो दग्धवक्त्रस्य गण्डूषो दाहनाशनः ॥४५॥

### દાહનો નાશ કરનારા કોગળાનુ ઉદાહરણ

તલ, નીલકમળ, ઘી, સાકર, દૂધ અને મધને મિશ્ર કરી તે પ્રવાહીથી મોઢુ ભરાય તેટલો કોગળો, નેત્રમાંથી અને નાકમાંથી પાણી ઝરવા લાગે ત્યા સુધી મોઢામા રખાય, તો ક્ષારાદિકથી બળી ગયેલા મોઢાનો દાહ શાત થાય છે ૪૫

कवलस्य विधिर्ह्येष समासेन प्रकीर्तितः ॥४६॥

### પ્રતિસારણના પ્રકરણનો ઉપક્રમ

આ કોળિયા(તથા કોગળા)નો વિધિ સક્ષેપથી કહ્યો હવે પ્રતિસારણ (મોઢામા આગળીના અગ્રથી ઔષધ ઘસવા )નો વિધિ કહુ છુ ૪૬

विभज्य भेषजं बुद्धया कुर्वीत प्रतिसारणम् ।
कल्को रसक्रिया क्षौद्रं चूर्णं चेति चतुर्विधम् ॥
अङ्गुल्यग्रप्रणीतं तु यथास्वं मुखरोगिणाम् ॥४७॥

### પ્રતિસારણના ચાર પ્રકાર અને વિધાન

વૈદ્યે ઔષધોના રસ, વીર્ય, ગુણ અને વિપાકનો બુદ્ધિથી વિચાર કરી તે તે દોષો દૂર કરવા માટે તે તે દ્રવ્યોના કલ્કાદિક આગળીના અગ્ર વડે રોગીના મોઢામા ઘસાવવા, એ પ્રતિસારણ કહેવાય છે કલ્ક, રસક્રિયા, (ક્વાથને પકવીને તેમાથી બનાવેલો અવલેહ,) મધ અને ચૂર્ણ–એ રીતે પ્રતિસારણના ચાર ભેદ છે મોઢાના રોગવાળા માણસોને દોષો અનુસાર યોગ્ય દ્રવ્યોથી બનાવેલુ કલ્કાદિક તેઓની આગળીના અગ્ર વડે ધીરેધીરે મોઢામા ઘસાવવુ ૪૭

तस्मिन्योगमयोगं च कवलोक्तं विभावयेत् ॥४८॥

### પ્રતિસારણના સમ્યગ્યોગાદિકનાં લક્ષણો

પ્રતિસારણના સમ્યગ્, હીન, તથા અતિ યોગના લક્ષણો કોળિયાના સમ્યગ્, હીન તથા અતિયોગના લક્ષણો પ્રમાણે જ સમજી લેવા ( આ અધ્યાયનો ૪૪મો વિષય જુઓ ) ૪૮

तानेव शमयेद्व्याधीन्कवलो यानपोहति ।
दोषघ्नमनभिष्यन्दि भोजयेच्च तथा नरम् ॥४९॥

### પ્રતિસારણનુ ફળ અને તે પછીનુ ભોજન

જે વ્યાધિઓને કોળિયા શાત કરે છે, તે જ વ્યાધિઓને પ્રતિસારણ શાત કરે છે

પ્રતિસારણ કરાવ્યા પછી રોગીને એવુ અન્ન જમાડવુ, કે જે અન્ન અભિષ્યદી ન હોય, અને જે દોષથી મુખરોગ થયો હોય, તે દોષને દૂર કરે એવુ હોય (જે અન્ન રસને વહેતી શિરાઓને ચીકાશ તથા ભારેપણાથી રોકી દઈ શરીરમા ભારેપણુ કરે, તે અન્ન અભિષ્યદી કહેવાય છે )૪૯

इति श्रीसौश्रुते आयुर्वेदे चिकित्सितस्थानं समाप्तम् ॥

માથા પર પાઘડીઓવાળા, પ્રતિજ્ઞા લેવરાવીને સારી પેઠે બાંધેલા અને ઉપરીની આજ્ઞા પ્રમાણે વર્તે એવા રાખવા. ૭

आहारस्थितयश्चापि भवन्ति प्राणिनो यतः ।
तस्मान्महानसे वैद्यः प्रमादरहितो भवेत् ॥
माहानसिकवोढारः सौपौदनिकपौपिकाः ॥
भवेयुर्वैद्यवशगा ये चाप्यन्ये तु केचन ॥ ८॥

### વૈદ્ય સાવધ અને માણસો આજ્ઞાપાલક જોઈએ

પ્રાણીઓનાં શરીરોની સ્થિતિ આહાર ઉપર જ છે, માટે વૈદ્યે રાજાના રસોડામાં બહુ જ સાવધ રહેવું. રસોડામાં સરસામાન દેનારા, કામ ચલાવનારા, દાળ, ભાત, પૂડા વગેરે બનાવનારા અને જે કોઈ કામ કરનારા હોય, તેઓએ વૈદ્યની આજ્ઞામાં રહેવું. ૮

इङ्गितज्ञो मनुष्याणां वाक्चेष्टामुखवैकृतैः ।
विद्याद्विषस्य दातारमेभिर्लिङ्गैश्च बुद्धिमान् ॥
न ददात्युत्तरं पृष्टो विवक्षन्मोहमेति च ।
अपार्थं बहु सङ्कीर्णं भाषते चापि मूढवत् ॥
स्फोटयत्यङ्गुलीर्भूमिमकस्माद्विलिखेद्धसेत् ।
वेपथुर्जायते तस्य त्रस्तश्चैकैकमीक्षते ॥
क्षामो विवर्णवक्त्रश्च नखैः किञ्चिच्छिनत्त्यपि ॥
आलभेतासकृद्दीनः करेण च शिरोरुहान् ।
निर्यियासुरपद्वारैर्वीक्षते च पुनः पुनः ।
वर्त्तते विपरीतं तु विषदाता विचेतनः ॥ ९ ॥

### ઝેર દેનારની પરીક્ષા

માણસોની ચેષ્ટા વગેરે ઉપરથી તેઓના અભિપ્રાયો જાણી લેવાની કળા ધરાવનારા બુદ્ધિમાન વૈદ્યે વચન, ચેષ્ટા, મુખના વિકાર અને નીચે લખેલાં ચિહ્નો ઉપર ધ્યાન આપી, ઝેર દેનારાને પારખી લેવો. ઝેર દેનારો માણસ પૂછ્યા છતાં ઉત્તર આપતો નથી, ઉત્તર દેતાં ગભરાઈ જાય છે, મૂઢ માણસની પેઠે વ્યર્થ, ઘણું તથા ગડબડવાળું બોલે, આંગળીઓના ટચાકા ફોડે, અકસ્માત ધરતી ખોતરવા લાગે, અકસ્માત હસે, ધ્રૂજી જાય, ત્રાસ પામીને એકમેકની સામે જેયા કરે, દૂબળો પડી જાય, ફીકા મુખવાળો થઈ જાય, નખો વડે કાંઈ ચીજને કાપ્યા કરે, રાંક બનીને હાથ વડે વારંવાર કેશોનો સ્પર્શ કરે, અયોગ્ય દ્વારોથી નીકળી જવાની ઇચ્છા કરીને તે દ્વારોને વારંવાર જેયા કરે, માણસોની પદ્ધતિ કરતાં વિપરીત વર્તે અને બુદ્ધિવગરનો થઈ જાય છે. ૯

केचिद्भयात्पार्थिवस्य त्वरिता वा तदाज्ञया ॥
असतामपि सन्तोऽपि चेष्टां कुर्वन्ति मानवाः ।
तस्मात्परीक्षणं कार्यं भृत्यानामादितो नृपैः ॥१०॥

### પૂરી પરીક્ષા પછી જ શિક્ષા

કેટલાક લોકો પોતે નિર્દોષ હોય છતાં રાજાની બીકને લીધે અથવા રાજાની આજ્ઞાથી ઉતાવળા થઈ લખેલી ચેષ્ટાઓ કરવા લાગે છે, માટે એ ચેષ્ટાઓ દેખાયા ઉપરથી જ રાજાઓએ તે માણસોને શિક્ષા ન કરવી; પરંતુ શરૂઆતથી જુબાની લઈ સર્વ પ્રકારની ચોકસાઈ કરીને જે અપરાધ સાબિત થાય, તો જ તેઓને શિક્ષા કરવી. ૧૦

अन्ने पाने दन्तकाष्ठे तथाभ्यङ्गेऽवलेखने ।
उत्सादने कषाये च परिषेकेऽनुलेपने ॥
स्रक्षु वस्त्रेषु शय्यासु कवचाभरणेषु च ।
पादुकापादपीठेषु पृष्ठेषु गजवाजिनाम् ॥
विषजुष्टेषु चान्येषु नस्यधूमाञ्जनादिषु ।
लक्षणानि प्रवक्ष्यामि चिकित्सामप्यनन्तरम् ॥११॥

### અન્નાદિકમાં વિષનાં ચિહ્નો અને ચિકિત્સા

હવે અન્નપાન, દાતણ, અભ્યંગ, કેશોને સાફ કરવાનાં દાંતિયા વગેરે સાધનો, મેલ દૂર કરવા માટે શરીર પર ચોળવાનાં ચૂર્ણાદિક, કલ્ક, સિંચન કરવાનું પ્રવાહી, લેપન, માળાઓ, વસ્ત્રો, શય્યાઓ, બખ્તરો આભૂષણો, પાદુકાઓ, પગ મૂકવાના બાજઠો, હાથી–ઘોડાઓની પીઠો, નસ્યો,

यस्माच्च चेतोऽनिलत्वमश्ववत्प्रथितं नृणाम् ।
न विश्वस्यात्ततो राजा कदाचिदपि कस्यचित् ॥४॥

## રાજાએ વૈદ્ય સિવાય કોઈનો વિશ્વાસ ન કરવો

માણસોનું ચિત્ત ઘોડા જેવું ચચળ છે, એ વાત પ્રખ્યાત છે, માટે રાજાએ રાજવૈદ્ય સિવાય કોઈનો કદી વિશ્વાસ ન કરવો ૪

कुलीनं धार्मिकं स्निग्धं सुभृतं सततोत्थितम् ।
अलुब्धमशठं भक्तं कृतज्ञं प्रियदर्शनम् ॥
क्रोधपारुष्यमात्सर्यमदालस्यविवर्जितम् ।
जितेन्द्रियं क्षमावन्तं शुचिं शीलदयान्वितम् ॥
मेधाविनमसम्भ्रान्तमनुरक्तं हितैषिणम् ।
पटुं प्रगल्भं निपुणं दक्षं मायाविवर्जितम् ॥
पूर्वोक्तैश्च गुणैर्युक्तं नित्यं सन्निहितागदम् ।
महानसे प्रयुञ्जीत वैद्यं तद्विद्यपूजितम् ॥ ५ ॥

## રાજાએ રસોડાની દેખરેખ કેવા વૈદ્યને સોપવી?

જે વૈદ્ય આયુર્વેદનુ અધ્યયન કરનારો ઉત્તમ કુળમા જન્મેલો હોય, ધર્માત્મા હોય, મિત્રભાવના સ્નેહથી સર્વદા પોતાની સાથે રહેનારો હોય, સારા પગારવાળો હોય, સર્વદા વૈદ્યપણાને લગતી બાબતોમા પરમ ઉદ્યોગી રહેતો હોય, લોભવગરનો હોય, લુચ્ચાઈવગરનો હોય, રાજભક્ત હોય, કરેલા ઉપકારોને વિસારતો ન હોય, ભવ્ય દેખાવવાળો હોય ક્રોધ, કઠોરતા, અદેખાઈ, મદ તથા આળસથી રહિત હોય, જિતેન્દ્રિય હોય, ક્ષમાવાળો હોય, પવિત્ર હોય, સુશીલ તથા દયાળુ હોય, અતિ બુદ્ધિમાન હોય, કામ કરવામાં આતિ ભૂલ કરે નહિ એવો હોય, પ્રીતિવાળો હોય, હિતેચ્છુ હોય, સારો વક્તા હોય, ખરી બાબતમા કોઈથી પણ ન દબાય એવો હોય, ચતુર હોય, સમર્થ હોય, કપટવગરનો હોય, મંત્રસ્થાનના તે તે વિષયોમા કહેલા શાસ્ત્રજ્ઞાનાદિક ગુણોથી યુક્ત હોય, બધા ઔષધોને હાજર જ રાખતો હોય અને વૈદ્યશાસ્ત્રના તથા પાકશાસ્ત્રના વિદ્વાનોએ પણ વખાણેલો હોય, તેને રસોડાની દેખરેખ સોપવી ૫

प्रशस्तदिग्देशकृतं शुचिभाण्डं महच्छुचि ।
सजालकं गवाक्षाढ्यमाप्तवर्गनिषेवितम् ॥
विमृष्टकक्ष्यसमृष्टं सवितानं कृतार्चनम् ।
परीक्षितस्त्रीपुरुषं भवेच्चापि महानसम् ॥ ६ ॥

## રાજાએ રસોડુ કેવુ રાખવુ?

રસોડુ જ્યોતિ શાસ્ત્રમા કહેલી દિશામા એટલે અગ્નિખૂણામા ઉત્તમ પ્રદેશની અંદર કરવુ રસોડા ખાતાના સઘળાં વાસણો તથા સઘળી સામગ્રીઓ સ્વચ્છ રખાવવી એ રસોડુ મોટુ, પવિત્ર, જાળિયાવાળુ, ગોખોવાળુ, રાજ્યનુ હિત ઇચ્છનારા માણસોના વર્ગવાળુ, જેની આસપાસ ખડકી સબધ ન હોય એવુ, ચંદરવાવાળુ, જેમા અગ્નિનુ પૂજન થતુ હોય એવુ અને જેમા સ્ત્રીઓ તથા પુરુષોને પરીક્ષા કર્યા પછી જ દાખલ કર્યા હોય એવુ જોઈએ ૬

तत्राध्यक्षं नियुञ्जीत प्रायो वैद्यगुणान्वितम् ।
शुचयो दक्षिणा दक्षा विनीताः प्रियदर्शनाः ॥
संविभक्ताः सुमनसो नीचकेशनखाः स्थिराः ।
स्नाता दृढं संयमिनः कृतोष्णीषाः सुसंयताः ॥
तस्य चाज्ञाविधेयाः स्युर्विविधाः परिकर्मिणः ॥७॥

## રસોડાનો ઉપરી અને તેના તાબાના માણસો

રાજાએ રસોડા ખાતામાં ઘણુ કરીને ઉપર લખેલા વૈદ્યના જેવા જ ગુણોવાળો ઉપરી રાખવો રસોડાનાં જુદાંજુદાં કાર્યો કરનારા સઘળા લોકો પવિત્ર, ચતુર, સરળતાવાળા, કેળવાયેલા, સારા દેખાવવાળા, જેઓને જુદાંજુદાં કામો વહેચી આપ્યાં હોય એવા, પ્રસન્ન સયમવાળા, સાદા કેશોવાળા, સાદા નખોવાળા, ચપળતાથી રહિત, નાહેલા, ઇદ્રિયોના દૃઢ સયમવાળા,

વિષવાળું અન્ન હાથમાં લેતાં હાથમાં બળતરા થાય છે અને નખો ફાટી જાય છે. આ પ્રમાણે થયેલ હોય તો ધવલાં, ઇંદ્રવારણી, ઉપલસરી, બ્રાહ્મી અને નીલકમલનો જાડો લેપ કરવો.

જો ગફલત અથવા મોહથી તે અન્ન ખાવામાં આવે, તો તેથી જીભ લાંબી પથરી જેવી થઈ જતાં રસનું જ્ઞાન જતું રહે, જીભમાં વ્યથા થાય, બળતરા થાય તથા મોઢામાંથી કફનો સ્રાવ થાય છે.

આ પ્રમાણે થયેલ હોય તો ઉપરના બીજા ફકરામાં કહેલી બાફની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી અને દાતણની ચિકિત્સા પ્રમાણે પણ ચિકિત્સા કરવી. (આ અધ્યાયનો ૧૬મો વિષય જુઓ.)

જો વિષવાળું અન્ન ગળાથી ઊતરીને આમાશયમાં જાય, તો તેથી મૂર્છા, ઊલટી, અતિસાર, આફરો, બળતરા, કંપ અને ઇંદ્રિયોમાં વિકાર થાય છે.

આ પ્રમાણે થયેલ હોય તો મીંઢળ, કડવી તૂંબડીનાં ફળ તથા કડવી ઘોલી તથા કડવી ઘિસોડીનાં ફળને દહીં તથા અરધા પાણીવાળી છાશ અથવા ચોખાના ધોણમાં વાટી તે પાઈને ઊલટી કરાવવી.

જો વિષવાળું અન્ન પક્વાશયમાં જાય, તો તેથી બળતરા, મૂર્છા, અતિસાર, ઇંદ્રિયોમાં વિકૃતિ તથા અધોવાયુ વગેરે બંધ પડી જાય, પાંડુપણું અને કૃશતા થાય છે.

આ પ્રમાણે થયેલ હોય, તો ઘીની સાથે ગળીનાં ફળ ખવરાવીને વિરેચન કરાવવું અને દૂષીવિષારિ નામનો અગદ, કે જે આ સ્થાનના બીજા અધ્યાયના ૧૭મા વિષયમાં કહેવાશે, તે જેઠીમધથી મિશ્ર કરી દહીંની સાથે પાવો. ૧૩

द्रवद्रव्येषु सर्वेषु क्षीरमद्योदकादिषु ।
भवन्ति विविधा राज्यः फेनबुद्बुदजन्म च ॥
छायाश्चात्र न दृश्यन्ते दृश्यन्ते यदि वा पुनः
भवन्ति यमलाश्छिद्रास्तन्व्यो वा विकृतास्तथा ॥१४॥

## પીવાના પદાર્થોમાં વિષનાં ચિહ્નો

દૂધ, મદ્ય તથા જળ આદિ સઘળા પ્રવાહી પદાર્થોમાં વિષનો સંબંધ થયો હોય, તો તેઓમાં અનેક પ્રકારની (રાતા, કાળા, પીળા તથા સફેદ વગેરે વર્ણવાળી) રેખાઓ[1] થાય, ફીણની તથા પરપોટાઓની ઉત્પત્તિ થાય, પ્રતિબિંબો દેખાતાં નથી અને જો દેખાય તો બેવડાં, છિદ્રોવાળાં, ઝીણાં તથા વિકૃતિઓવાળાં (ક્રૂરનાં સૌમ્ય અને સૌમ્યનાં ભયંકર) દેખાય છે. (આની ચિકિત્સા મૂળ ગ્રંથમાં લખી નથી, તેથી એમ સમજાય છે, કે વિષથી મિશ્ર થયેલાં અન્નોની ચિકિત્સા પ્રમાણે જ તેઓની ચિકિત્સા કરવી.)

शाकसूपान्नमांसानि क्लिन्नानि विरसानि च
सद्यः पर्युषितानीव विगन्धानि भवन्ति च ।
गन्धवर्णरसैर्हीनाः सर्वे भक्ष्याः फलानि च ॥
पक्वान्याशु विशीर्यन्ते पाकमामानि यान्ति च ॥१५॥

## શાક આદિ પદાર્થોમાં વિષ હોવાનાં ચિહ્નો

શાક, દાળ, અન્ન કે માંસ આદિ પદાર્થોમાં વિષનો સંબંધ થયો હોય, તો તે પદાર્થો તાજા હોય તો પણ તરત વાસી જેવા, કલેદવાળા, રસવગરના અને ખરાબ ગંધવાળા તથા ખરાબ સ્પર્શવાળા થઈ જાય છે.

ભક્ષ્યો કે ફળોમાં વિષનો સંબંધ થયો હોય, તો તે સર્વ પદાર્થો ગંધ, વર્ણ, રસ તથા સ્પર્શથી ભ્રષ્ટ થાય છે; ફળો પાકેલાં હોય, તો તુરત ફાટી જાય અને કાચાં હોય, તો તુરત પાકી જાય છે.

(શાકાદિક, ભક્ષ્યો તથા ફળોની ચિકિત્સા

[1] વાગ્ભટ્ટ કહે છે, કે રસમાં નીલા રંગની, દૂધમાં તથા દહીંમાં રાતા રંગની, છાશમાં કાળી, પીળી તથા સફેદ, ઘીમાં પાણી જેવી, મદ્યમાં તથા જળમાં કાળી, મધમાં હરિતરંગની અને તેલમાં અરુણ વર્ણવાળી રેખા થાય છે.

ધુમાડાઓ તથા અંજનો વગેરે પદાર્થો ઝેરનો સંબંધ પામ્યા હોય, તો તેઓમાં કયા કયા લક્ષણો થાય છે, તે અને તેઓની જુદીજુદી ચિકિત્સાઓ હું કહું છું ૧૧

नृपभक्ताद्बलिं न्यस्तं सविषं भक्षयन्ति ये ।
तत्रैव ते विनश्यन्ति मक्षिकावायसादयः ॥
हुतभुक्तेन चान्नेन भृशं चटचटायते ।
मयूरकण्ठप्रतिमो जायते चापि दुस्सहः ॥
भिन्नार्चिस्तीक्ष्णधूमश्च न चिराच्चोपशाम्यति ।
चकोरस्याक्षिवैराग्यं जायते क्षिप्रमेव तु ॥
दृष्ट्वान्नं विषसंसृष्टं म्रियन्ते जीवजीवकाः ।
कोकिलः स्वरवैकृत्यं क्रौञ्चस्तु मदमृच्छति ॥
हृष्येन्मयूर उद्विग्नः क्रोशतः शुकसारिके ।
हंसः क्ष्वेडति चात्यर्थं भृङ्गराजस्तु कूजति ॥
पृषतो विसृजत्यश्रु विष्ठां मुञ्चति मर्कटः ।
सन्निकृष्टास्ततः कुर्याद्राजा तान्मृगपक्षिणः ।
वेश्मनोऽथ विभूषार्थं रक्षार्थं चात्मनः सदा ॥१२॥

## અન્નમાં વિષ હોવાનાં ચિહ્નો

અન્નમાં ઝેર પડ્યું હોય, તો તેમાંથી નાખવામાં આવેલા કોળિયા જો માખી, કાગડા વગેરે પ્રાણીઓ ખાય તો ત્યાં જ તે મરી જાય છે, વિષવાળું અન્ન અગ્નિમાં નાખતાં અગ્નિ ચટચટ અવાજ કરે, મોરના ગળાના જેવા વર્ણવાળો, અસહ્ય થાય, જુદી રીતની જ્વાળાઓવાળો થાય, તીક્ષ્ણ ધુમાડાવાળો થાય અને તરત જ બુઝાઈ જાય છે વિષથી મિશ્ર થયેલા અન્નને જોઈ ચકોરપક્ષીના નેત્રો તરત જ રતાશરંગના થઈ જાય છે, જીવજીવક નામના પક્ષીઓ મરી જાય છે, કોયલનો સ્વર બગડી જાય છે, કુંઝ પક્ષી મદયુક્ત થઈ જાય છે, મોર ચકિત થઈ પ્રસન્ન થાય છે, પોપટ તથા મેના ચીસો પડવા લાગે છે, હંસ અત્યંત બરાડા પાડે છે, ભૃંગરાજ નામની ચકલી અવાજ કરવા લાગે છે, પૃષત નામનો છાગણવાળો નાનો મૃગ આંસુ પાડવા લાગે છે અને વાનર વિષ્ઠા કરવા લાગે છે આ પ્રમાણે પશુપક્ષીઓ દ્વારા પણ વિષની પરીક્ષા થાય છે, માટે રાજાએ તે પશુ-પક્ષીઓને હમેશ પાસે રાખવા, કે જેથી દરબાર સુશોભિત લાગે અને પોતાનું રક્ષણ પણ થાય ૧૨

उपक्षिप्तस्य चान्नस्य बाष्पेणोर्ध्वं प्रसर्पता ॥
हृत्पीडा भ्रान्तनेत्रत्वं शिरोदुःखं च जायते ।
तत्र नस्याञ्जने कुष्ठं रामठं नलदं मधु ॥
कुर्याच्छिरीषरजनीचन्दनैश्च प्रलेपनम् ।
हृदि चन्दनलेपं तु तथा सुखमवाप्नुयात् ॥
पाणिप्राप्तं पाणिदाहं नखशातं करोति च ।
अत्र प्रलेपः श्यामेन्द्रगोपासोमोत्पलानि च ॥
स चेत्प्रमादान्मोहाद्वा तदन्नमुपसेवते ।
अष्ठीलावत्ततो जिह्वा भवत्यरसवेदिनी ॥
तुद्यते दह्यते चापि श्लेष्मा चास्यात्प्रसिच्यते ।
तत्र बाष्पेरितं कर्म यच्च स्याद्दान्तकाष्ठिकम् ॥
मूर्छां छर्दिमतीसारमाध्मानं दाहवेपथू ।
इन्द्रियाणां च वैकृत्यं कुर्यादामाशयं गतम् ॥
तत्राशु मदनालाबुबिम्बीकोशातकीफलैः ।
छर्दनं दध्युदश्विद्भ्यामथ वा तण्डुलाम्बुना ॥
दाहं मूर्छामतीसारं तृष्णामिन्द्रियवैकृतम् ।
आटोपं पाण्डुतां कार्श्यं कुर्यात्पक्वाशयं गतम् ॥
विरेचनं ससर्पिष्कं तत्रोक्तं नीलिनीफलम् ।
दध्ना दूषीविषारिश्च पेयो वा मधुसंयुतः ॥ १३ ॥

## બાફ, સ્પર્શ તથા ભોજનથી થતા ઉપદ્રવોની ચિકિત્સા

વિષવાળું અન્ન પિરસાતાં તેના બાફથી હૃદયમાં પીડા થાય, નેત્રો ચકરવકર ભમવા લાગે અને માથામાં વ્યથા થાય છે

આ પ્રમાણે થાય તો કઠ, હિંગ, વાળો અને મધનું નસ્ય દેવું, નેત્રોમાં એ પદાર્થો આંજવા, સરસડિયો, સુખડ, રતાંજલિ અને હળદરનો લેપ તથા હૃદય પર ચંદનનું ખૂબ લેપન કરવું આમ કરવાથી સઘળા ઉપદ્રવો મટીને સુખ થાય છે

તજનું લેપન કરવું અને કોઠના રસ તથા ગોમૂત્રની સાથે એ ચંદનાદિ પદાર્થોનો કલ્ક પાવો. ૧૯

केशशातः शिरोदुःखं खेभ्यश्च रुधिरागमः ।
ग्रन्थिजन्मोत्तमाङ्गेषु विषजुष्टे तु लेखने ॥
प्रलेपो बहुशस्तत्र भाविताः कृष्णमृत्तिकाः ।
ऋष्यपित्तघृतश्यामापालिन्दीतण्डुलीयकैः ॥
गोमयस्वरसो वापि हितो वा मालतीरसः ।
रसो मूषिकपर्ण्या वा धूमो वागारसम्भवः ॥२०॥

### કાંસકા વગેરેમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

કાંસકા વગેરેમાં વિષનો સંબંધ થયો હોય, તો તેઓના સ્પર્શાદિકથી વાળ ખરી પડે, માથામાં વ્યથા થાય, નાસિકા વગેરે છિદ્રોમાંથી લોહી નીકળે અને માથામાં ગાંઠો થાય છે.

એ પ્રમાણે થયેલ હોય તો રોઝનું પાંદડું ઘી, ધઉલાં, સફેદ ગરણી અને સાત દિવસ સુધી તાંદળજાની ભાવના આપી હોય એવી કાળી માટીનો વારંવાર લેપ કરવો અથવા ગાયના છાણનો, ઉંદરકર્ણીનો કે માલતીનો સ્વરસ લગાવવો અથવા ઘરના ધુમાડાની ધૂંસ લગાવવી હિતકારી થાય છે. ૨૦

शिरोऽभ्यङ्गः शिरस्त्राणं स्नानमुष्णीषमेव च ।
स्रजश्च विषसंसृष्टाः साधयेदनुलेखवत् ॥ २१ ॥

### માથા પર કરવાનો અભ્યંગ, ટોપી વગેરેમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

માથા પર લગાવવાના અભ્યંગમાં, ટોપીમાં નાહવાના જળમાં, પાઘડીમાં કે માળાઓમાં વિષનો સંબંધ થયો હોય. તો વાળો ખરી પડે, માથામાં વ્યથા થાય, નાસિકા વગેરે છિદ્રોમાંથી લોહી પડવા લાગે અને માથામાં ગાંઠો થાય છે.

એ પ્રમાણે થયેલ હોય, તો રોઝનું પાંદડું, ઘી, ધઉલાં, સફેદ ગરણી તથા સાત દિવસ સુધી તાંદળજાની ભાવના આપેલી કાળી માટીનો વારંવાર લેપ કરવો અથવા ગાયના છાણનો, માલતીનો અને ઉંદરકર્ણીનો સ્વરસ કે ઘરના ધુમાડાની ધૂંસ લગાવવી. ૨૧

मुखालेपे मुखं श्यावं युक्तमभ्यङ्गलक्षणैः ।
पद्मिनीकण्टकप्रख्यैः कण्टकैश्चोपचीयते ॥
तत्र क्षौद्रघृतं पानं प्रलेपश्चन्दनं घृतम् ।
पयस्या मधुकं फञ्जी बन्धुजीवः पुनर्नवा ॥२२॥

### મુખ ઉપર લગાવવાના લેપમાં વિષ હોવાનાં ચિહ્નો તથા ચિકિત્સા

મુખ ઉપર લગાવવાના લેપમાં વિષનો સંબંધ થયો હોય, તો તે લેપથી મુખ કાળું થાય, ફોડલા, વેદના, સ્રાવ થાય અને ચામડી પાકે છે, પસીનો વળે, તાવ આવે, માંસ ફાટી જાય અને મોઢું પદ્મિનીકંટક નામના ક્ષુદ્રરોગના (નિદાનસ્થાનના ૧૩મા અધ્યાયના ૩૧મા વિષયમાં કહેલા) કાંટાઓ જેવા કાંટાઓથી વ્યાપી જાય છે.

એ પ્રમાણે થયેલ હોય, તો મધ તથા ઘી પાવાં, ચંદનનો લેપ કરવો અને ખરણેર, જેઠીમધ, ભારંગી, બપોરિયો તથા સાટોડીને ઘીમાં કાલવી તેનો પણ લેપ કરવો. ૨૨

अस्वास्थ्यं कुञ्जरादीनां लालास्रावोऽक्षिरक्तता ।
स्फिक्पायुमेढ्रमुष्केषु युक्तेषु स्फोटसम्भवः ॥
तत्राभ्यङ्गवदेवेष्टा यातृवाहनयोः क्रिया ॥२३॥

### હાથી વગેરે વાહનોની પીઠોમાં વિષ હોવાનાં ચિહ્નો અને તેની તથા સવારની ચિકિત્સા

હાથી વગેરે વાહનોની પીઠોમાં વિષનો સંબંધ થયો હોય, તો તે વાહનો અસ્વસ્થ થાય, તેઓને લાળ ઝરવા લાગે છે તથા નેત્રોમાં રતાશ થાય છે. એ વાહનો પર જેઓ સવાર થાય, તેઓને ફૂલા, ગુદા, લિંગ તથા વૃષણો પર ફોડલા થાય છે.

એ પ્રમાણે થયેલ હોય, તો વાહનોની

મૂળ ગ્રંથમાં આપી નથી, તેથી એમ સમજાય છે, કે ઉપર કહેલાં વિષથી મિશ્ર થયેલાં અન્નોની ચિકિત્સા પ્રમાણે જ તેઓની ચિકિત્સા કરવી.) ૧૫

विशीर्यते कूर्चकस्तु दन्तकाष्ठगते विषे ॥
जिह्वादन्तौष्ठमांसानां श्वयथुश्चोपजायते ।
अथास्य धातकीपुष्पपथ्याजम्बूफलास्थिभिः ॥
सक्षौद्रैः प्रच्छिते शोफे कर्तव्यं प्रतिसारणम् ।
अथवाङ्कोठमूलानि त्वचः सप्तच्छदस्य वा ॥
शिरीषमाषका वापि सक्षौद्राः प्रतिसारणम् ॥१६॥

### દાતણમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

દાતણમાં વિષનો સંબંધ થયો હોય, તો કૂચો ફાટી જાય છે. એ દાતણ ઘસવામાં આવે, તો તેથી જીભ, દાંતોનાં પેઢાં અને હોઠનાં માંસોમાં સોજો થાય છે.

એવો સોજો ઉત્પન્ન થયો હોય, તો તે સોજાને શસ્ત્રથી ટોચી તે ઉપર ધાવણીનાં ફૂલ, હરડે અને જાંબુના ઠળિયાનો મધમાં કરેલો કલ્ક આંગળી વડે ઘસાવવો અથવા અંકોલનાં મૂળ, સપ્તપર્ણની છાલ કે સરસડિયાનાં બીજનો મધમાં કરેલો કલ્ક આંગળી વડે ઘસાવવો. ૧૬

जिह्वानिर्लेखकवलौ दन्तकाष्ठवदादिशेत् ॥ १७ ॥

### ઓળ ઉતારવાની સળી કે મોઢામાં લેવાના કવલમાં વિષ હોવાનાં ચિહ્નો તથા ચિકિત્સા

જીભની ઓળ ઉતારવાની સળીમાં કે મોઢામાં લેવાના ઔષધના કવલમાં વિષનો સંબંધ થયો હોય, તો તેઓના ઉપયોગથી જીભ, દાંતોના પેઢાં તથા હોઠનાં માંસોમાં સોજો થાય છે.

એવો સોજો થયો હોય તો ઉપર લખેલા ૧૬મા વિષયમાં દાતણથી થયેલા સોજાની જે ચિકિત્સા કહી છે, તે જ કરવી. ૧૭

विच्छिन्नो बहुलोऽभ्यङ्गो विवर्णो वा विषान्वितः ॥
स्फोटजन्मरुजास्रावत्वक्पाकाः स्वेदनं ज्वरः ।
दरणं चापि मांसानामभ्यङ्गे विषसंयुते ॥
तत्र शीताम्बुसिक्तस्य कर्त्तव्यमनुलेपनम् ।
चन्दनं तगरं कुष्ठमुशीरं वेणुपत्रिका ॥
सोमवल्लचमृता श्वेता पद्मं कालीयकं त्वचम् ।
कपित्थरसमूत्राभ्यां पानमेतच्च युज्यते ॥ १८

### અભ્યંગમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

અભ્યંગમાં વિષનો સંબંધ થયો હોય, તો તે અભ્યંગ (તેલ વગેરે પદાર્થ) ચીકાશવાળો, ઘાટો તથા ઝાંખો બની જાય છે. એ અભ્યંગ શરીર પર ચોળવામાં આવે, તો તેથી ફોડલા ઊઠે, વેદના થાય, સ્રાવ થાય, ચામડી પાકે, પસીનો વળે, તાવ આવે અને માંસ ફાટી જાય છે.

જો એ પ્રમાણે ફોડલા કે વેદના વગેરે થયેલ હોય, તો શરીર પર ટાઢા જળનું સિંચન કરી, ચંદન, તગર, કઠ, વાળો, વંશપત્રી, સોમવલ્લી, ગળો, સફેદ ગરણી, શ્વેતકમળ, દારુહળદર તથા તજનું લેપન કરવું અને કોઠ રસ તથા ગોમૂત્રની સાથે એ ચંદનાદિક પદાર્થોનો કલ્ક પાવો. ૧૮

उत्सादने परीषेके कषाये चानुलेपने ।
शय्यावस्त्रतनुत्रेषु ज्ञेयमभ्यङ्गलक्षणैः ॥ १९ ॥

### શરીરનો મેલ દૂર કરવાનાં ચૂર્ણ આદિમાં વિષ હોવાનાં ચિહ્નો તથા ચિકિત્સા

મેલ દૂર કરવા માટે ચોળવાના ચૂર્ણમાં, સિંચન કરવાના પ્રવાહીમાં, કલ્કમાં, લેપનના પદાર્થોમાં, શય્યામાં, વસ્ત્ર કે બખતરમાં વિષનો સંબંધ થયો હોય, તો તે પદાર્થો ચીકણા, ઘાટા તથા ઝાંખા બની જાય છે.

એ પદાર્થોનો સંબંધ થવાથી ફોડલા ઊઠે, વેદના ને સ્રાવ થાય, ચામડી પાકી જાય, પસીનો વળે, તાવ આવે અને માંસ ફાટી જાય છે.

જો એ પ્રમાણે ફોડલા કે વેદનાદિ થયેલ હોય, તો શરીર પર ટાઢા જળનું સિંચન કરી ચંદન, તગર, કઠ, વાળો, વંશપત્રી, સોમવલ્લી, ગળો, સફેદ ગરણી, શ્વેતકમળ, દારુહળદર તથા

આનું, બપોરિયાનું કે અંકોલનું પુષ્પ આંજવું. સઘળાં પુષ્પો ભેળાં કરીને આંજવાં નહિ, પણ એક એક પુષ્પ આંજવું. ૨૭

शोफः स्रावस्तथा स्वापः पादयोः स्फोटजन्म च ॥
भवन्ति विषजुष्टाभ्यां पादुकाभ्यामसंशयम् ।
उपानत्पादपीठानि पादुकावत्प्रसाधयेत् ॥
भूषणानि हतार्चींषि न विभान्ति यथा पुरा ।
स्वानि स्थानानि हन्युश्च दाहपाकावदारणैः ॥
पादुकाभूषणेषूक्तमभ्यङ्गाविधिमाचरेत् ॥ २८ ॥

### પાદુકા, પગરખાં વગેરેમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

પાદુકાઓમાં વિષનો સંબંધ થયો હોય, તો તે પાદુકાઓ પહેરવાથી પગોમાં સોજા, સ્રાવ અને જડતા થાય તથા ફોડલા ઊપડે છે. પગરખાં કે પગ મૂકવાના બાજઠ પર વિષનો સંબંધ થયો હોય, તો પણ એ જ ચિહ્નો થાય છે.

ભૂષણોમાં વિષનો સંબંધ થયો હોય, તો કાંતિ હણાઈ જવાને લીધે તે ભૂષણો પ્રથમની પેઠે શોભતાં નથી અને જે અંગોમાં પહેરવામાં આવ્યાં હોય, તે અંગોને દાહ, પાક તથા ફાડી નાખવાથી ખરાબ કરી નાખે છે.

ઉપર પ્રમાણે થયેલ હોય, તો આ અધ્યાયના ૧૮મા વિષયમાં કહેલ ચિકિત્સા કરવી, એટલે શીતળ જળનું સિંચન કરી પછી ચંદન, તગર, કઠ, વાળો, વંશપત્રી, સોમવલ્લી, ગળો, સફેદ ગરણી, શ્વેત કમળ, દારુહળદર અને તજનું લેપન કરવું અને કોઠનો રસ તથા ગોમૂત્રની સાથે એ ચંદનાદિ પદાર્થોનો કલ્ક પાવો. ૨૮

विषोपसर्गो चाष्पादिर्भूषणान्तो य ईरितः ॥
समीक्ष्योपद्रवांस्तस्य विदधीत चिकित्सितम् ॥२९॥

### વિષની પીડામાં ઉપદ્રવોની અવસ્થા પ્રમાણે ચિકિત્સા

બાફથી માંડીને આભૂષણ સુધીમાં વિષનો જે ઉપસર્ગ કહેવામાં આવ્યો, તેમાં ઉપદ્રવોની સ્થિતિ જોઈને ઉપર કહેલી દરેકની અનેક ચિકિત્સાઓમાંથી યોગ્ય ચિકિત્સા કરવી. ૨૯

महासुगन्धिमगदं यं प्रवक्ष्यामि तं भिषक् ॥
पानालेपननस्येषु विदधीताञ्जनेषु च ।
विरेचनानि तीक्ष्णानि कुर्यात्प्रच्छर्दनानि च ॥
शिराश्च व्यधयेत्क्षिप्रं प्राप्तं विस्रावणं यदि ॥३०॥

### વિષની સામાન્ય ચિકિત્સા

વિષ સંબંધી પીડા થઈ હોય, તો આ સ્થાનના સાતમા અધ્યાયના પાંચમા વિષયમાં મહાસુગંધી નામનો જે અગદ કહેવામાં આવશે, તેનો વૈદ્યે પીવામાં, નસ્યમાં, લેપનમાં અને અંજનોમાં ઉપયોગ કરાવવો, તીક્ષ્ણ વિરેચનો અને તીક્ષ્ણ વમનો પણ દેવાં અને લોહીનું સ્રાવણ કરવું યોગ્ય જણાય, તો તરત શિરાઓને પણ વીંધવી. ૩૦

मूषिकाऽजरुहा वापि हस्ते बद्धा तु भूपतेः ॥
करोति निर्विषं सर्वमन्नं विषसमायुतम् ॥ ३१॥

### વિષ ટાળવામાં બે ઔષધિઓનો પ્રભાવ

મૂષિકા તથા અજસહા નામની ઔષધિ રાજાના હાથ પર બાંધી રાખવામાં આવી હોય, તો તે વિષથી મિશ્ર થયેલા સઘળા અન્નાદિકને વિષ-વગરનું કરી નાખે છે. (અજરુહા ઔષધિ ઉપરના ભાગમાં સફેદ અને અંદરના ભાગમાં આંજણ જેવા કાળા કંદવાળી થાય છે અને મૂષિકા ઔષધિ રુંછાડવાળી તથા કાળી થાય છે, એમ કહેવાય છે. મૂષિકા એ ઉંદરકન્ની તો નહિ હોય ?)

हृदयावरणं नित्यं कुर्याच्च मित्रमध्यगः ॥
पिबेद्घृतमजेयाख्यममृताख्यं च बुद्धिमान् ।
सर्पिर्दधिपयःक्षौद्रं पिबेद्वा शीतलं जलम् ॥
मयूरान्नकुलान्गोधाः पृषतान्हरिणानपि ।
सततं भक्षयेच्चापि रसांस्तेषां पिबेदपि ।
गोधानकुलमांसेषु हरिणस्य च बुद्धिमान् ।
दद्यात्सुपिष्टां पालिन्दीं मधुकं शर्करां तथा ॥
शर्करातिविषे देये मायूरे समहौषधे ।

પીઠો ઉપર તથા સવારોનાં ફૂલા વગેરે અંગો ઉપર શીતળ જળનું સિંચન કરી, ચંદન, તગર, કઠ, વાળો, વંશપત્રી, સોમવલ્લી, ગળો, સફેદ ગરણી, શ્વેતકમળ, દારુહળદર તથા તજનો લેપ કરવો અને તે વાહનો તથા સવારોને કોઠનો રસ તથા ગોમૂત્રની સાથે એ ચંદનાદિ પદાર્થોના કલ્કો પાવા. ૨૩

शोणितागमनं खेभ्यः शिरोरुक्कफसंस्रवः ।
नस्यधूमगते लिङ्गमिन्द्रियाणां तु वैकृतम् ॥
तत्र दुग्धैर्गवादीनां सर्पिः सातिविषैः शृतम् ।
पाने नस्ये च सश्वेतं हितं समदयन्तिकम् ॥२४॥

### નસ્યો કે પીવાના ધુમાડાઓમાં વિષ હોવાનાં ચિહ્નો અને ચિકિત્સા

નસ્યો કે પીવાના ધુમાડાઓમાં વિષનો સંબંધ થયો થયો હોય, તો તેઓના ઉપયોગથી નાસિકા વગેરે છિદ્રોમાંથી લોહી પડવા લાગે, માથામાં વ્યથા થાય, કફનો સ્રાવ થાય અને ઇંદ્રિયોમાં વિકાર થાય છે.

એ પ્રમાણે થયેલ હોય, તો ગાય વગેરેનાં દૂધો તથા અતિવિખના કલ્કથી પકાવેલુ ઘી પાવું અને ગાય વગેરેનાં દૂધોથી તથા વજ અને ડોલર(મોગરા)ના કલ્કથી પકાવેલા ઘીનું નસ્ય દેવું હિતકારી છે. ૨૪

गन्धहानिर्विवर्णत्वं पुष्पाणां म्लानता भवेत् ।
जिघ्रतश्च शिरोदुःखं वारिपूर्णे च लोचने ।
तत्र वाष्पेरितं कर्म मुखालेपे च यत्स्मृतम् ॥२५॥

### પુષ્પોમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

પુષ્પોમાં વિષનો સંબંધ થયો હોય, તો પુષ્પો સુગંધથી રહિત થઈ જાય, ઝાંખાં બની જાય અને કરમાઈ જાય છે. એ પુષ્પો સૂંઘવાથી માથામાં વ્યથા થાય અને નેત્રોમાં પાણી ભરાઈ આવે છે.

એ પ્રમાણે માથામાં વ્યથા તથા નેત્રોમાં પાણી આવ્યું હોય, તો આ અધ્યાયના ૧૩મા વિષયમાં ઝેરવાળા અન્નના બાફની બાબતમાં જે ચિકિત્સા કહી છે, તે કરવી અને ૨૨મા વિષયમાં જે ચિકિત્સા કહી છે, તે પણ કરવી.૨૫

कर्णतैलगते श्रोत्रवैगुण्यं शोफवेदने ।
कर्णस्रावश्च तत्राशु कर्त्तव्यं प्रतिपूरणम् ॥
स्वरसो बहुपुत्रायाः सघृतः क्षौद्रसंयुतः ।
सोमवल्करसश्चापि सुशीतो हित इष्यते ॥ २६ ॥

### કાનમાં નાખવાના તેલમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

કાનમાં નાખવાના તેલમાં વિષનો સંબંધ થયો હોય, તો શ્રોત્રેંદ્રિય બગડી જાય; સોજો, વેદના અને કાનમાંથી સ્રાવ પણ થાય છે.

એ પ્રમાણે થયેલ હોય તો તરત જ ઘી તથા મધથી મિશ્ર કરેલો કાયફળ અથવા ખેરનો શીતળ સ્વરસ કાનમાં નાખવો હિતકારી છે. ૨૬

अश्रूपदेहो दाहश्च वेदना दृष्टिविभ्रमः ।
अञ्जने विषसंसृष्टे भवेदान्ध्यमथापि वा ॥
तत्र सद्यो घृतं पेयं तर्पणं च समागधम् ।
अञ्जनं मेषशृङ्गस्य रसो वै वरुणस्य च ॥
मुष्ककस्याजकर्णस्य फेनो गोपित्तसंयुतः ।
कपित्थमेषशृङ्ग्योश्च पुष्पं भल्लातकस्य वा ॥
एकैकं कारयेत्पुष्पं बन्धूकाङ्कोठयोरपि ॥ २७ ॥

### અંજનમાં વિષનાં ચિહ્નો તથા ચિકિત્સા

અંજનમાં વિષનો સંબંધ થયો હોય, તો તે અંજન આંજવાથી આંસુ આવે, ચીપડા વગેરેની વૃદ્ધિ થાય; બળતરા, વેદના, દૃષ્ટિનો વિભ્રમ અને અંધાપો પણ થઈ જાય છે.

એ પ્રમાણે થયેલ હોય તો તરત જ તાજું ઘી પાવું, એટેલા દૂધમાં પકાવેલા પીપરના કલ્કથી સિદ્ધ કરેલા ઘી વડે નેત્રોનું તર્પણ કરવું અને મેંઢાશીંગીનો અથવા વાયવરણાનો અથવા મરવાનો અથવા રાળના ઝાડનો અથવા સમુદ્રફીણનો રસ ગાયના પિત્તથી મિશ્ર કરીને આંજવો. અથવા કોઠનું, મેંઢાશીંગીનું, ભિલા-

भस्म हरितालं च द्वे धातुविषे। कालकूटवत्सनाभसर्षपपालककर्दमकवैराटकमुस्तकशृङ्गीविषप्रपौण्डरीकमूलकहालाहलमहाविषकर्कटकानीति त्रयोदश कन्दविषाणि। इत्येवं पञ्चपञ्चाशत्स्थावरविषाणि भवन्ति।

चत्वारि वत्सनाभानि मुस्तके द्वे प्रकीर्त्तिते।
षट् चैव सर्षपाण्याहुः शेषाण्येकैकमेव तु ॥४॥

### સ્થાવર વિષના દસ આશ્રયોનું વિવેચન[1]

ક્લીતક, અશ્વમાર (કણેર), ગુંજા (ચણોઠી?), સુગંધ, ગર્ગરક, કરઘાટ, વિદ્યુચ્છિખા (કલગારી?) અને વિજય (ભાંગ?) એ આઠ વનસ્પતિઓનાં મૂળિયાંમાં વિષ રહેલું છે; તેથી તે વનસ્પતિઓ **મૂલવિષ** કહેવાય છે. (ચણોઠીનાં મૂળિયાં મોઢામાં રાખવાથી તો શોષ મટે છે!)

વિષપત્રિકા, લંબા, વરદારુક, કરંભ અને મહાકરંભ એ પાંચ વનસ્પતિઓનાં પાંદડાંમાં વિષ રહેલું છે; તેથી તેઓ **પત્રવિષ** કહેવાય છે.

કુમુદ્વતી, વેણુકા, કરંભ, મહાકરંભ, કર્કોટક (કુકડવેલ?), રેણુક, ખદ્યોતક, ચર્મરી, ઇભગંધા, સર્પઘાતી, નંદન અને સારપાક એ બાર વનસ્પતિઓનાં ફળોમાં વિષ રહેલું છે, તેથી તેઓ **ફળવિષ** કહેવાય છે.

વેત્ર, કાદંબ, વલ્લિજ, કરંભ અને મહાકરંભ એ પાંચ વનસ્પતિઓનાં પુષ્પોમાં વિષ રહેલું છે, તેથી તેઓ **પુષ્પવિષ** કહેવાય છે.

અન્નપાચક, કર્ત્તરીય, સૌરીયક, કરઘાટ, કરંભ, નંદક અને વરાટક એ સાત વનસ્પતિઓનાં છાલ, સાર તથા ગુંદરમાં વિષ રહેલું છે, તેથી તેઓ **ત્વક્સારનિર્યાસવિષ** કહેવાય છે.

કુમુદઘ્ની, સ્નુહી (થોર) અને જાલક્ષીરી એ ત્રણ વનસ્પતિઓનાં ક્ષીરમાં વિષ રહેલું છે, તેથી તેઓ **ક્ષીરવિષ** કહેવાય છે.

ફેનાશ્મભસ્મ (સોમલ?) અને હરતાલ એ બે **ધાતુવિષ** કહેવાય છે.

કાલકૂટ, વછનાગ,[1] સરસવ, પાલક, કર્દમક, વૈરાટક, મુસ્તક, શૃંગીવિષ, પ્રપૌંડરીક, મૂલક, હાલાહલ, મહાવિષ અને કર્કટક એ તેર વનસ્પતિઓના કંદોમાં વિષ રહેલું છે, તેથી તેઓ **કંદવિષ** કહેવાય છે.

આ રીતે પંચાવન સ્થાવર વિષો છે. એમાં જે તેર કંદવિષો કહ્યાં છે, તેઓમાં વછનાગ ચાર પ્રકારના થાય છે, મુસ્તક બે પ્રકારના થાય છે, સરસવ છ પ્રકારના થાય છે અને બાકીના સઘળા એકએક પ્રકારના થાય છે. ૪

उद्वेष्टनं मूलविषैः प्रलापो मोह एव च।
जृम्भाङ्गोद्वेष्टनश्वासा ज्ञेयाः पत्रविषेण तु॥
मुष्कशोफः फलविषैर्दाहोऽन्नद्वेष एव च।
भवेत्पुष्पविषैश्छर्दिराध्मानं मोह एव च॥
त्वक्सारनिर्यासविषैरुपयुक्तैर्भवन्ति हि।

---

૧ ડલ્લન કહે છે કે 'આ પ્રકરણમાં જે જે વિષવાળી વનસ્પતિઓનાં નામો કહ્યાં છે, તે વનસ્પતિઓ પૂરેપૂરી ઓળખી શકાતી નથી; માટે હિમાલય વગેરેમાં જઈ પહાડી લોકોને પૂછીને તેઓની ઓળખાણ મેળવવી જોઈએ' ડલ્લનનું આ કહેવું ખરું છે.

૧ કંદવિષોમાં ફક્ત બછનાગ જ ઓળખી શકાય છે અને તે 'શિંગડિયો વછનાગ' એ નામથી કહેવાય છે. આ વછનાગ ઔષધોમાં બહુ ઉપયોગી છે. શિંગડિયા વછનાગનો છોડ ખડ સરખો થાય છે અને તે ઝાડને વીંટાઈ રહે છે. એનું મૂળ કાળા રંગવાળું અને નાના હરણની શિંગડી જેવું હોય છે. તે કાચું કે હલકું ન હોય તો ઉત્તમગુણ કરે છે. વિષના પ્રયોગવાળી દવાઓમાં હાલ ઘણું કરીને સર્વત્ર વછનાગ જ વાપરવામાં આવે છે. વછનાગને વસ્ત્રની પોટલીમાં બાંધી દોલાયંત્રમાં દૂધમાં બાફવાથી તેની શુદ્ધિ થાય છે; અથવા સમભાગ મરી અને ટંકણમાં ખાંડવાથી શુદ્ધ થાય છે; અથવા વછનાગના ચણા જેવડા ટુકડા કરી ત્રણ દિવસ સુધી નવાનવા ગોમૂત્રમાં પલાળી રાખી ચોથે દિવસે તડકામાં ખૂબ સૂકવવાથી શુદ્ધ થાય છે. વિષની માત્રા બહુ જ સંભાળથી નાખવી જોઈએ. જો અધિક નાખવામાં આવે, તો તેથી ભારે હાનિ થાય છે. વિષવાળું ઔષધ તુરત પોતાનો ચમત્કાર દેખાડે છે. હાલ જ્વરાંકુશ વગેરે કેટલાંક ઔષધોમાં સોમલ વાપરવામાં આવે છે.

पार्थिवे चापि देयाः स्युः पिप्पल्यः समहौषधाः ॥
सक्षौद्रः सघृतश्चैव शिम्बीयूषो हितः सदा ।
विषघ्नानि च सेवेत भक्ष्यभोज्यानि बुद्धिमान् ॥ ३२

### હૃદયમાં વિષ લાગુ ન પડે એવી યોજના

રાજાએ પોતાના મિત્રોના મંડળમાં રહીને નીચે પ્રમાણે સર્વદા હૃદયાવરણ–એટલે જેથી કોઈ પણ વિષ હૃદયમાં લાગુ ન પડે એવી–યોજના રાખવી. એ યોજના આ છે, કે આ સ્થાનના બીજા અધ્યાયના ૧૯મા વિષયમાં કહેલુ અજેય નામનું ઘી તથા સાતમા અધ્યાયના ૪થા વિષયમાં કહેલુ અમૃત નામનું ઘી નિત્ય પીવું. ઘી, દહીં, દૂધ અને મધ એ નિત્ય પીવાં અથવા હમેશ શીતળ જળ પીવાની જ ટેવ રાખવી. મોર, નોળિયો, ઘો, છાંટણવાળાં પૃષત નામનાં નાનાં હરણો અને સામાન્ય હરણોનાં માંસો નિત્ય ખાવાં તથા તે માંસોના રસ નિત્ય પીવા. ઘો, નોળિયો તથા હરણનાં માંસોને સફેદ ગરણી, જેઠમધ તથા સાકરના કલ્કનો યોગ આપીને ખાવાં, મોરનાં માંસોને સાકર, અતિવિખ તથા સૂંઠના કલ્કનો યોગ આપીને ખાવાં; પૃષતોનાં માંસોને પીપર તથા સૂંઠના કલ્કનો યોગ આપીને ખાવાં, જંગલી મગનું ઓસામણ કરાવી તેમાં મધ તથા ઘી નાખીને નિત્ય પીવામાં આવે, તો તે પણ હિતકારી થાય છે. એવી જ રીતે બીજાં પણ જે કોઈ ભક્ષ્ય–ભોજ્યો વિષને હણનારાં દ્રવ્યો સાથે પકવેલાં હોય, તેઓનું બુદ્ધિમાન રાજાએ સેવન કરવું. ૩૨

पिप्पलीमधुकक्षौद्रशर्करेक्षुरसाम्बुभिः ।
छर्दयेत्सुहृदयो भक्षितं यदि वा विषम् ॥३३॥

### વિષ ખવાઈ જાય તો ઊલટી કરવી

ઉપર કહેલી યોજના રાખ્યા છતાં પ્રમાદાદિકને લીધે વિષ ખવાઈ જાય, તો પીપર, જેઠીમધ તથા મધની મિશ્ર કરેલું સાકરનું પાણી, શેરડીરસ તથા જળથી ઊલટી કરી નાખવી. ૩૩

## અધ્યાય ૨જો

अथातः स्थावरविषविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સ્થાવરવિષવિજ્ઞાનીય[1]' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

स्थावरं जङ्गमं चैव द्विविधं विषमुच्यते ।
दशाधिष्ठानमाद्यं तु द्वितीयं षोडशाश्रयम् ॥ २ ॥

### વિષના બે ભેદ અને તેના આશ્રયો

સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનું વિષ કહેવાય છે. તેમાં સ્થાવર વિષના આશ્રયો દસ છે અને જંગમ વિષના આશ્રયો સોળ છે. (જંગમ વિષના સોળ આશ્રયો આ પછીના અધ્યાયના બીજા વિષયમાં કહેવામાં આવશે.) ૨

मूलं पत्रं फलं पुष्पं त्वक्क्षीरं सार एव च ।
निर्यासो धातवश्चैव कन्दश्च दशमः स्मृतः ॥३॥

### સ્થાવર વિષના દસ આશ્રયો

મૂળ, પત્ર, ફળ, પુષ્પ ત્વચા (છાલ) દૂધ, સાર, ગુંદર, ધાતુ અને કંદ એ દસ સ્થાવર વિષના આશ્રયો છે. ૩

तत्र क्लीतकाश्वमारगुञ्जासुगन्धगर्गरककरघाटविद्युच्छिखाविजयानीत्यष्टौ मूलविषाणि । विषपत्रिकालम्बावरदारुकरम्भमहाकरम्भाणि पञ्च पत्रविषाणि । कुमुद्वतीवेणुकाकरम्भमहाकरम्भकर्कोटकरेणुकखद्योतकचर्मरीभगन्धासर्पघातिनन्दनसारपाकानीति द्वादश फलविषाणि । वेत्रकादम्बवल्लिजकरम्भमहाकरम्भाणि पञ्च पुष्पविषाणि । अन्त्रपाचककर्त्तरीयसौरीयककरघाटकरम्भनन्दनवराटकानि सप्त त्वक्सारनिर्यासविषाणि । कुमुदघ्नीस्नुहीजालक्षीरीणि त्रीणि क्षीरविषाणि । फेनाश्म

[1] સ્થાવર વિષોની સમજણ આપનારા વિષો તથા વિષ સંબંધી કેટલાંક વિજ્ઞાનો વિષેનો.

શરીરનો વર્ણ બદલી જાય છે; ઊલટી, હેડકી, સોજો અને અત્યંત મૂઢતા થાય છે. હાલાહલના ઉપયોગથી શરીર શ્યામ થઈ જાય છે અને લાંબેલાંબે સમયે શ્વાસ લઈ શકાય છે. મહાવિષના ઉપયોગથી હૃદયમાં ગ્રંથિ તથા શૂળ અત્યંત ઉત્પન્ન થાય છે. કર્કટકના ઉપયોગથી માણસ ઊંચે ઊછળે છે, હસે છે અને દાંતોને પણ કરડે છે. આ તેર કંદવિષો નીચે કહેલા દસે ગુણોથી સંયુક્ત હોવાને લીધે ઉગ્રશક્તિવાળાં છે. ૭

रूक्षमुष्णं तथा तीक्ष्णं सूक्ष्ममाशु व्यवायि च ॥
विकाशि विशदं चैव लघ्वपाकि च तत्स्मृतम् ।
तद्रौक्ष्यात्कोपयेद्वायुमौष्ण्यात्पित्तं सशोणितम् ॥
मानसं मोहयेत्तैक्ष्ण्यादङ्गवन्धांश्छिनत्त्यपि ।
शरीरावयवान्सौक्ष्म्यात्प्रविशेद्विकरोति च ।
आशुत्वादाशु तद्धन्ति व्यवायात्प्रकृतिं भजेत् ॥
क्षपयेच्च विकाशित्वाद्दोषान्धातून्मलानपि ॥
वैशद्यादतिरिच्येत दुश्चिकित्स्यं च लाघवात् ।
दुर्जरं चाविपाकित्वात्तस्मात्क्लेशयते चिरम् ॥
स्थावरं जङ्गमं यच्च कृत्रिमं चापि यद्विषम् ।
सद्यो व्यापादयेत्तत्तु ज्ञेयं दशगुणान्वितम् ॥ ८ ॥

### વિષોના દસ ગુણો અને તેનાં કાર્યો

વિષ રૂક્ષ, તીક્ષ્ણ, સૂક્ષ્મ (શરીરના ઝીણા માર્ગોમાં પણ પેસી જનારું), આશુ (સર્વ પ્રદેશોમાં ઝડપથી પહોંચી જનારું), વ્યવાયી (પ્રથમ સઘળા શરીરમાં વ્યાપીને પછી પરિણામને પામનારું), વિકાશી (ઓજને સૂકવી નાખી શરીરના સંધિબંધોને શિથિલ કરી નાખનારું), વિશદ (આર્દ્રતાથી રહિત તથા આર્દ્રતાને ટાળી નાખનારું), લઘુ (હલકું) અને અપાકી (આહારને પકવનારા જઠરાગ્નિથી પકની શકાય નહીં એવું) છે.

એ વિષ પોતાની રૂક્ષતાથી વાયુને પ્રકુપિત કરે છે, ઉષ્ણતાથી પિત્ત તથા રુધિરને પ્રકુપિત કરે છે, તીક્ષ્ણતાથી મનને મૂઢ કરી નાખે છે ત- અંગોના બંધોને કાપી નાખે છે; સૂક્ષ્મતાથી શરીરના અવયવોમાં પેસી જઈને તેઓને વિકૃત કરી નાખે છે, આશુતાથી તરત મારી નાખે છે, વ્યવાયીપણાને લીધે સઘળા શરીરમાં વ્યાપે છે, વિકાશીપણાને લીધે દોષો, ધાતુઓ તથા મળોને ક્ષીણ કરી નાખે છે, વિશદતાથી ક્યાંય અટકતું નથી, હલકાપણાને લીધે અતિ અસ્થિર હોવાથી ચિકિત્સાના કબજામાં માંડમાંડ આવે છે અને અપાકી હોવાથી જઠરાગ્નિથી પચતું નથી તથા લાંબા કાળ સુધી દુઃખ દીધા કરે છે.

જે કોઈ સ્થાવર વિષ, જંગમ વિષ કે કૃત્રિમ (બનાવટી) વિષ હોય, તે જો આ દસે ગુણોથી સંપૂર્ણ યુક્ત હોય, તો તુરત જ મારી નાખે છે અને જો તે ગુણોથી ઓછું યુક્ત હોય, એટલે તેઓમાંના બેચાર વગેરે ગુણોથી યુક્ત હોય, તો કાળાંતરે મારે છે. પ્રવીણ વૈદ્યોએ સઘળાં વિષોને એ દસ ગુણો ઉપરથી જાણી લેવાં. ૮

यत्स्थावरं जङ्गमकृत्रिमं वा
देहादशेषं यदनिर्गतं तत् ।
जीर्णं विषघ्नौषधिभिर्हतं वा
दावाग्निवातातपशोषितं वा ॥
स्वभावतो वा गुणविप्रहीनं
विषं हि दूषीविषतामुपैति ।
वीर्याल्पभावान्न निपातयेत्तत्
कफावृतं वर्षगणानुबन्धि ॥
तेनार्दितो भिन्नपुरीषवर्णो
विगन्धवैरस्यमुखः पिपासी ।
मूर्छन्वमन्गद्गदवाग्विषण्णो
भवेच्च दूष्योदरलिङ्गजुष्टः ॥
आमाशयस्थे कफवातरोगी
पक्वाशयस्थेऽनिलपित्तरोगी ।
भवेन्नरो ध्वस्तशिरोरुहाङ्गो
विलूनपक्षस्तु यथा विहङ्गः ।
स्थितं रसादिष्वथवा यथोक्तान्
करोति धातुप्रभवान्विकारान् ॥ ९ ॥

आस्यदौर्गन्ध्यपारुष्यशिरोरुक्कफसम्भवा ॥
फेनागम क्षीरविषैर्विड्भेदो जिह्वाजिह्वता ।
हृत्पीडन धातुविषैर्मूर्छा दाहश्च तालुनि ॥ ५ ॥

## મૂળવિષાદિ વિષના ઉપયોગથી શું થાય?

**મૂળવિષના** ઉપયોગથી અગો મરડાય છે, પ્રલાપ થાય છે અને મોહ થાય છે **પત્રવિષના** ઉપયોગથી બગાસા આવે છે, અગો મરડાય છે અને શ્વાસ થાય છે **ફળવિષના** ઉપયોગથી વૃષણોમા સોજો, દાહ અને અન્ન ઉપર અરુચિ થાય છે **પુષ્પવિષના** ઉપયોગથી ઊનટી, આફરો અને મોહ થાય છે **ત્વક્સારા નિર્યાસવિષના** ઉપયોગથી મોઢાની દુર્ગંધતા, કઠોરતા, માથામા વેદના અને કફનો સ્રાવ થાય છે **ક્ષીરવિષના** ઉપયોગથી ફીણ આવે છે, દસ્ત પાતળો આ યા કરે છે અને જીભ વાંકી થઈ જાય છે **ધાતુવિષના** ઉપયોગથી હૃદયમા પીડા થાય છે, મૂર્છા આવે છે અને તાળવામા દાહ થાય છે (કદવિષોથી થતાં જુદાજુદા લક્ષણો ૭ મા વિષયમા કહેવામા આવશે) ૫

प्रायेण कालघातीनि विषाण्येतानि निर्दिशेत् ।
कदजानि तु तीक्ष्णानि तेषां वक्ष्यामि विस्तरम् ॥ ६

## વિષોનો સામાન્ય અને વિશેષ ધર્મ

સઘળા વિષો ઘાત કરનારા છે, પરંતુ તેઓમા કદવિષો સિવાયના બીજા વિષો જે દિવસે ખાવામા આવે તે દિવસેજ મારતા નથી, પણ તે પછી અમુક દિવસોમાં, અમુક પખના ડિયામા કે અમુક માસ વગેરેમા મારે છે (એમા પણ જે વિષો આઠમા વિષયમા કહેલા દશે ગુણોથી ભરપૂર હોય છે, તેઓ તો જલદી જ મારી નાખે છે) તેઓ કરતા કદવિષો અતિ તીક્ષ્ણ છે, માટે તેઓ (કદવિષો), તુરત જ પ્રાણ લે છે હવે દરેક કદવિષોના ઉપયોગથી થતા લક્ષણો કહુ છુ ૬

स्पर्शाज्ञान कालकूटे वेपथु स्तम्भ एव च ।
ग्रीवास्तम्भो वत्सनाभे पीतविण्मूत्रनेत्रता ॥
सर्षपे वातवैगुण्यमानाहो ग्रन्थिजन्म च ।
ग्रीवादौर्बल्यवाक्सङ्गौ पालके तु मताविह ॥
प्रसेक कर्दमाख्ये तु विड्भेदो नेत्रपीतता ।
वैराटकेनाङ्गदु ख शिरोरोगश्च जायते ॥
गात्रस्तम्भो वेपथुश्च जायते मुस्तकेन तु ।
शृङ्गीविषेणाङ्गसाददाहोदरविवृद्धय ॥
पुण्डरीकेण रक्तत्वमक्ष्णोर्वृद्धिस्तथोदरे ।
वैवर्ण्यं मूलकैश्छर्दिर्हिक्काशोफप्रमूढता ॥
चिरेणोच्छ्वसिति श्यावो नरो हालाहलेन वै ।
महाविषेण हृदये ग्रन्थिशूलोद्गमौ भृशम् ॥
कर्कटेनोत्पतत्यूर्ध्वं हसन्दन्तान्दशत्यपि ।
कदजान्युग्रवीर्याणि प्रयुक्तानि त्रयोदश ॥
सर्वाणि कुशलैर्ज्ञेयान्येतानि दशभिर्गुणै ॥ ७ ॥

## કાલકૂટાદિ કંદવિષના ઉપયોગથી શુ થાક?

**કાલકૂટના** ઉપયોગથી સ્પર્શનુ અજ્ઞાન થાય છે, કપ થાય છે અને શરીર સ્તમ્ભ થઈ જાય છે **વછનાગના** ઉપયોગથી ડોક ઝલાઈ જાય છે અને વિષ્ટા, મૂત્ર તથા નેત્રો પીળા થઈ જાય છે **સર્ષપના** ઉપયોગથી વાયુ પ્રકુપિત થાય છે, વિષ્ટા વગેરેની અટકાયત થઈ જાય છે અને ગ્રથિઓ ઉત્પન્ન થાય છે **પાલકના** ઉપયોગથી ડોકની નિર્બળતા થાય છે અને વાણી અટકી જાય છે **કર્દમકના** ઉપયોગથી કફનો સ્રાવ થાય છે, દસ્ત પાતળો આ યા કરે કરે છે અને નેત્રો પીળા થઈ જાય છે **વૈરાટના** ઉપયોગથી અગોમા દુ ખ થાય છે અને માથામા વ્યથા થાય છે **મુસ્તકના** ઉપયોગથી ગાત્રો સ્તબ્ધ થઈ જાય છે અને કપ થાય છે **શૃગીવિષના** ઉપયોગથી અગોમા ગ્લાનિ, બળતરા અને પેટ વધી જાય છે **પુડરીકના** ઉપયોગથી નેત્રો લાલ થઈ જાય છે અને પેટ વધી જાય છે **મૂલકના** ઉપયોગથી

એ વિષ 'દૂષીવિષ' શા માટે કહેવાય છે ?

જલમય વગેરે દેશોથી, વાદળાંઓના ઘેરાવાના સમય વગેરે કાળોથી, તલ તથા મસૂર આદિ અન્નોના ભોજનથી, દિવસે નિદ્રા કરવાથી અને એવાંજ કેટલાંક બીજાં કારણોથી એ વિષ વારંવાર દૂષિત થઈ ધાતુઓને દૂષિત કરે છે; માટે 'દૂષીવિષ' કહેવાય છે. ૧૨

स्थावरस्योपयुक्तस्य वेगे तु प्रथमे नृणाम् ।
श्यामा जिह्वा भवेत् स्तब्धा मूर्छा श्वासश्च जायते ॥
द्वितीये वेपथुः स्वेदो दाहः कण्डू रुजस्तथा ।
विषमामाशयप्राप्तं कुरुते हृदि वेदनाम् ॥
तालुशोषं तृतीये तु शूलं चामाशये भृशम् ।
दुर्बले हरिते शूने जायेते चास्य लोचने ॥
पक्वामाशययोस्तोदो हिक्का कासोऽन्त्रकूजनम् ।
चतुर्थे जायते वेगे शिरसश्चातिगौरवम् ॥
कफप्रसेको वैवर्ण्यं पर्वभेदश्च पञ्चमे ।
सर्वदोषप्रकोपश्च पक्वाधाने च वेदना ॥
षष्ठे प्रज्ञाप्रणाशश्च भृशं चाप्यतिसार्यते ।
स्कन्धपृष्ठकटीभङ्गः सन्निरोधश्च सप्तमे ॥१३॥

સ્થાવર વિષના વેગોનાં[1] જુદાંજુદાં ચિહ્નો

સ્થાવર વિષ ખવાયા પછી તેનો **પહેલો વેગ** લાગે, ત્યારે જીભ કાળી તથા સ્તબ્ધ થઈ જાય છે; મૂર્છા અને શ્વાસ થાય છે. **બીજો વેગ** લાગે, ત્યારે કંપ થાય છે, પસીનો વળે છે, બળતરા થાય છે, ખરજ આવે છે અને વ્યથાઓ થાય છે. એ સમયે વિષ આમાશયને પ્રાપ્ત થઈ હૃદયમાં વેદના ઉત્પન્ન કરે છે. **ત્રીજો વેગ** લાગે, ત્યારે તાળવામાં શોષ, આમાશયમાં અત્યંત શૂળ અને નેત્રો દુર્બળ, લીલા વર્ણવાળાં તથા સોજાવાળાં થઈ જાય છે. વળી એ સમયે પક્વાશય તથા આમાશયમાં ભોંકાયા જેવી વ્યથા, હેડકી, ખાંસી અને આંતરડાંમાં અવાજ થાય છે. **ચોથો વેગ** લાગે, ત્યારે માથું બહુજ ભારે થઈ જાય છે અને ઉપર કહેલી વ્યથાઓ પણ થાય છે. **પાંચમો વેગ** લાગે, ત્યારે કફનો સ્રાવ, ફીકાશ, સઘળા દોષોનો પ્રકોપ, પક્વાશયમાં વેદના અને ઉપર કહેલી વ્યથાઓ પણ થાય છે. **છઠ્ઠો વેગ** લાગે, ત્યારે સંજ્ઞા જતી રહે છે અને અત્યંત ઝાડા થાય છે. **સાતમો વેગ** લાગે, ત્યારે ડોક, પીઠ તથા કમર ભાંગી જાય છે અને શ્વાસ રોકાઈ જાય છે. (મરણ થાય છે.) ૧૩

[1] એક પછી બીજો અને બીજા પછી ત્રીજો એમ સાત વેગ શા કારણથી થાય છે એ વિષય આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૬મા વિષયમાં જુઓ.

प्रथमे विषवेगे तु वान्तं शीताम्बुसेचितम् ।
अगदं मधुसर्पिर्भ्यां पाययेत समायुतम् ॥
द्वितीये पूर्ववद्वान्तं पाययेत्तु विरेचनम् ।
तृतीयेऽगदपानं तु हितं नस्यं तथाञ्जनम् ॥
चतुर्थे स्नेहसंमिश्रं पाययेतागदं भिषक् ।
पञ्चमे क्षौद्रमधुककाथयुक्तं प्रदापयेत् ॥
षष्ठेऽतीसारवत्सिद्धिरवपीडश्च सप्तमे ।
मूर्ध्नि काकपदं कृत्वा सासृग्वा पिशितं क्षिपेत् ॥१४॥

સ્થાવર વિષના એકએક વેગની ચિકિત્સા

**પહેલો વેગ** લાગે ત્યારે વમન કરાવી, શીતળ જળનું સિંચન કરી મધ તથા ઘીથી મિશ્ર કરેલો દૂષીવિષારિ નામનો અગદ પાવો. (આ અધ્યાયનો ૧૭મો વિષય જુઓ.) **બીજો વેગ** લાગે, ત્યારે વમન કરાવી મધથી મિશ્ર કરેલું વિરેચન પાવું. **ત્રીજો વેગ** લાગે, ત્યારે દૂષીવિષારિ નામનો અગદ પાવો, વિષને હણનારું નસ્ય દેવું અને સંજ્ઞાને જાગ્રત કરનારું અંજન પણ આંજવું. **ચોથો વેગ** લાગે, ત્યારે ગાયના ઘીથી મિશ્ર કરેલો દૂષીવિષારિ નામનો અગદ પાવો. **પાંચમો વેગ** લાગે, ત્યારે મધ તથા જેઠીમધના કવાથથી મિશ્ર કરેલો દૂષીવિષારિ નામનો અગદ પાવો. **છઠ્ઠો વેગ** લાગે, ત્યારે અતિસારની જે ચિકિત્સા છે તે કરવી, અવપીડ નસ્ય દેવું, માથામાં શસ્ત્ર વડે કાગડાના પગના

## દૂષીવિષ અને તેથી થતાં લક્ષણો

જે સ્થાવર, જંગમ કે કૃત્રિમ વિષ શરીરમાંથી પૂરેપૂરું નહિ નીકળી જતાં કાંઈક બાકી રહી ગયું હોય; અથવા જાનું (થયું) હોય અથવા દાવાગ્નિ, વાયુ કે તડકાથી સુકાઈ ગયું હોય; અથવા સ્વાભાવિક રીતે જ ઉપર કહેલા દસ ગુણોમાંના થોડા ગુણોથી જ યુક્ત હોય, અથવા દસે ગુણોવાળું છતાં વિષને હણનારી ઔષધિઓથી હતવીર્ય થઈ ગયું હોય, તે વિષ દૂષીવિષ કહેવાય છે. એ દૂષીવિષ ઓછી શક્તિવાળું હોવાથી તથા કફથી વીંટાઈ ગયેલુ હોવાથી મારી નાખતું નથી; પણ ઘણાં વર્ષો સુધી દુઃખ દીધા કરે છે એ દૂષીવિષથી પીડાયેલો માણસ પાતળા ઝાડાવાળો, બદલી ગયેલા વર્ણવાળો, દુર્ગંધ તથા વિરસ મુખવાળો, તરસવાળો, મૂર્છા પામતો, વમન કરતો, ગળગળી વાણીવાળો, ખેદવાળો અને નિદાનસ્થાનના સાતમા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલાં દૂષ્યોદરનાં લક્ષણોવાળો થાય છે. એ દૂષીવિષ આમાશયમાં રહેલુ હોય, તો તેથી માણસ કફ તથા વાયુ સંબંધી રોગોવાળો થાય છે અને પક્વાશયમાં રહેલુ હોય, તો વાયુ તથા પિત્ત સંબંધી રોગોવાળો, કેશોથી રહિત, નબળાં અંગોવાળો અને પાંખો કપાઈ ગયેલા પક્ષીના જેવી સ્થિતિવાળો થાય છે. દૂષીવિષ રસ વગેરે ધાતુઓમાં રહ્યું હોય, તો સૂત્રસ્થાનના વ્યાધિસમુદ્દેશીય નામના ૨૪મા અધ્યાયના ચોથા વિષયમાં કહેલા ધાતુ સંબંધી વિકારો (અન્ન ઉપર અરુચિ વગેરે) ઉત્પન્ન કરે છે. ૯

कोपं च शीतानिलदुर्दिनेषु
याल्याशु पूर्वं शृणु तत्र रूपम् ।
निद्रा गुरुत्वं च विजृम्भणं च
विश्लेषहर्षावथ चाङ्गमर्दः ॥ १० ॥

### દૂષીવિષના પ્રકોપના સમયો તથા પૂર્વરૂપ

એ દૂષીવિષ અતિ ઠંડીના સમયમાં, અતિ પવનના સમયમાં અને વાદળાંઓના ઘેરાવના સમયમાં તુરત પ્રકોપ પામે છે. હવે એ પ્રકોપ પામેલા દૂષીવિષનું પૂર્વરૂપ કહું છું તે સાંભળો. નિદ્રા, શરીરમાં ભારેપણું, બગાસાં, ગાત્રોના સાંધાઓનું પ્રસારણાદિકમાં ન પ્રવર્તવું, રૂંવાડાંઓનું ઊભું થવું તથા અંગોનું ભાંગવું. એ પ્રકોપ પામેલા દૂષીવિષનું પૂર્વરૂપ છે. ૧૦

ततः करोत्यन्नमदाविपाका
वरोचकं मण्डलकोठमोहान् ।
धातुक्षयं पादकरास्यशोफं
दकोदरं छर्दिमथातिसारम् ॥
वैवर्ण्यमूर्छाविषमज्वरान् वा
कुर्यात्प्रवृद्धां प्रबलां तृषां वा ।
उन्मादमन्यज्जनयेत्तथान्य-
दानाहमन्यत्क्षपयेच्च शुक्रम् ।
गाद्गद्यमन्यज्जनयेच्च कुष्ठं
तांस्तान् विकारांश्च बहुप्रकारान् ॥११॥

### પ્રકોપ પામેલા દૂષીવિષનાં રૂપ

પ્રકોપ પામેલુ દૂષીવિષ ભોજન કર્યા બાદ બહુ સોપારી ખાધાના જેવા મીણાને ઉત્પન્ન કરે છે, અન્નને પચવા દેતું નથી, અરોચકને ઉત્પન્ન કરે છે અને મંડલો, ઢામદાં, મોહ, ધાતુઓનો ક્ષય, હાથનો સોજો, પગનો સોજો, મોઢાનો સોજો, જલોદર, ઊલટી, અતિસાર, વિવર્ણતા, મૂર્છા, વિષમજ્વર તથા અસંત પ્રબળ તરસ પણ ઉત્પન્ન કરે છે. કોઈ દૂષીવિષ ઉન્માદ ઉત્પન્ન કરે છે, કોઈ દૂષીવિષ મળમૂત્રાદિકની અટકાયત કરે છે, કોઈ દૂષીવિષ વીર્યને ક્ષીણ કરે છે, કોઈ દૂષીવિષ બોલવામાં ગળગળાપણું કરે છે અને કોઈ દૂષીવિષ કોઢ ઉત્પન્ન કરે છે. એ વિષ બીજા પણ ઘણા પ્રકારના વિકારો કરે છે. ૧૧

दूषितं देशकालान्नदिवास्वप्नैरभीक्ष्णशः ।
यस्माद् दूषयते धातूंस्तस्माद् दूषीविषं स्मृतम् ॥१२॥

ज्वरे दाहे च हिक्कायामानाहे शुक्रसंक्षये ।
शोफेऽतिसारे मूर्च्छायां हृद्रोगे जठरेऽपि वा ॥
उन्मादे वेपथौ चैव ये चान्ये स्युरुपद्रवाः ।
यथास्वं तेषु कुर्वीत विषघ्नैरौषधैः क्रियाम् ॥१८॥

### દૂષીવિષના ઉપદ્રવોની ચિકિત્સા

દૂષીવિષથી જ્વર, દાહ, હેડકી, મળમૂત્રાદિકની અટકાયત, વીર્યનો ક્ષય, સોજો, અતિસાર, મૂર્છા, છાતીનું દરદ, ઉદરરોગ, ઉન્માદ, કંપ કે બીજા પણ જે કોઈ ઉપદ્રવો થાય, તેઓને મટાડવા માટે, જે ઉપદ્રવની જે ચિકિત્સા કહી છે, તે કરવી; પણ તે ચિકિત્સા વિષને હણનારા ઔષધોથી સંયુક્ત કરવી.૧૮

साध्यमात्मवतः सद्यो याप्यं संवत्सरोत्थितम् ॥
दूषीविषमसाध्यं तु क्षीणस्याहितसेविनः ॥ १९ ॥

### દૂષીવિષ સાધ્ય, યાપ્ય તથા અસાધ્ય

જીતેંદ્રિય રહેનારા માણસનું તરતનું દૂષીવિષ સાધ્ય છે; જેને લાગુ પડ્યાને એક વર્ષ થઈ ગયું હોય, એવું દૂષીવિષ યાપ્ય છે; પણ જે માણસ ક્ષીણ થયો હોય કે અહિત પદાર્થોનું સેવન કરતો હોય, તેનું દૂષીવિષ તો અસાધ્ય જ થઈ પડે છે.

## અધ્યાય ૩ જો

अथातो जङ्गमविषविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'જંગમવિષવિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

जङ्गमस्य विषस्योक्तान्यधिष्ठानानि षोडश ।
समासेन मया यानि विस्तरस्तेषु वक्ष्यते ॥

१ જંગમ વિષોની સમજણ આપવા વિષેનો તથા વિષોની ચિકિત્સા વિષેનો.

तत्र दृष्टिनिःश्वासदंष्ट्रानखमूत्रपुरीषशुक्रलालार्त्तवमुखसन्दंशविशर्द्धितगुदास्थिपित्तशूकशवानीति ॥

### જંગમ વિષના સોળ આશ્રયોનું નિરૂપણ

મેં સંક્ષેપથી કહ્યું છે, કે જંગમ વિષના સોળ આશ્રયો છે. (ગયા અધ્યાયનો બીજો વિષય જુઓ.) હવે એ સોળ આશ્રયોનું વિસ્તારથી નિરૂપણ કરું છું:

દષ્ટિ, નિઃશ્વાસ, દાઢ, નખ, મૂત્ર, વિષ્ટા, વીર્ય, લાળ, રજ, મુખરૂપી ચીપિયો, અધોવાયુ, ગુદા, અસ્થિ, પિત્ત, તીખો આકડો અને શબ—એ સોળ પદાર્થો જંગમ વિષના આશ્રયો છે. ૨

तत्र दृष्टिनिःश्वासविषास्तु दिव्याः सर्पाः । भौमास्तु दंष्ट्राविषाः। मार्जारश्ववानरमकरमण्डूकपाकमत्स्यगोधाशम्बूकप्रचलाकगृहगोधिकाचतुष्पादकीटास्तथान्ये दंष्ट्रानखविषाः । चिपिटपिच्चिटककषायवासिकसर्षपवासिकतोटकवर्चःकीटकौण्डिन्यकाः शकृन्मूत्रविषाः । मूषिकाः शुक्रविषाः । लूताश्च लालामूत्रपुरीषमुखसन्दंशनखशुक्रार्त्तवविषाः । वृश्चिकविश्वंभरराजीवमत्स्योच्चिटिङ्गाः समुद्रवृश्चिकाश्चालविषाः । चित्रशिरःशरावकूर्दिशतदारुकारिमेदकसारिकामुखा मुखसन्दंशविशर्द्धितगुदमूत्रपुरीषविषाः । मक्षिकाकणभजलायुका मुखसन्दंशविषाः । विषहतास्थिसर्पकण्टकवरटीमत्स्यास्थि चेत्यस्थिविषाणि । शकुलीमत्स्यरक्तराजीचरकीमत्स्याश्च पित्तविषाः । सूक्ष्मतुण्डोच्चिटिङ्गवरटीशतपदीशूकवलभिकाशृङ्गीभ्रमराः शूकतुण्डविषाः । कीटसर्पदेहा गतासवः शवविषाः । शेषास्त्वनुक्ता मुखसन्दंशविषेष्वेव गणयितव्याः ॥ ३ ॥

### પ્રાણીઓના કયા પદાર્થોમાં વિષ છે?

દિવ્ય સર્પોની દષ્ટિઓમાં અને નિઃશ્વાસોમાં વિષ રહ્યું છે. પૃથ્વીના સર્પોની દાઢોમાં વિષ રહ્યું છે.

(વાઘ, દીપડા વગેરે) બીંદડાં, કૂતરાં, વાનર, મગર, દેડકાં, પાકમત્સ્ય, ઘો, શંબૂક,

જેવા છેગ દઈ તેમાં બીજાં પ્રાણીના લોહીવાળુ માંસ અથવા બીજાં પ્રાણીના લોહીવાળુ ચામડું નાખવું અને આ સ્થાનના પાંચમા અધ્યાયના ૨૦મા વિષયમાં કહેલી ચિકિત્સાઓમાંથી જે જે ચિકિત્સાઓ યોગ્ય જણાય, તે પણ કરવી સાતમો વેગ લાગે, ત્યારે તે વેગ અસાધ્ય છે, માટે પ્રથમ ના પાડીને પછી રોગીના સબંધીઓ વગેરેનો આગ્રહ જણાય, તો છઠ્ઠા વેગની ચિકિત્સા પ્રમાણે જ ચિકિત્સા કરવી ૧૪

वेगान्तरे त्वन्यतमे कृते कर्मणि शीतलाम् ।
यवागूं सघृतक्षौद्रामिमां दद्याद्विचक्षणः ॥
कोषातक्योऽग्निकः पाठा सूर्यवल्ल्यमृताभयाः ।
शिरीषः किणिही शेलुर्गिर्याह्वा रजनीद्वयम् ॥
पुनर्नवे हरेणुश्च त्रिकटुः सारिवे बला ।
एषा यवागूर्निष्क्काथे कृता हन्ति विषद्वयम् ॥१५॥

**વિષના બે વેગોના મધ્યમાં[1] દેવાની રાબ**

વિષના બે વેગોના મધ્યમાં, જે વેગ લાગી ગયો હોય, તેની ખાસ ચિકિત્સા કર્યા પછી ચતુર વૈદ્યે ઘી તથા મધથી મિશ્ર કરેલી નીચે લખેલી શીતળ રાબ પાવી

કડવી ઘિસોડીના ફળ, ચિત્રક, કાળીપાડ, સૂરજમુખી, ગળો, હરડે, સરસડિયો, વાપુગા, ગુંદો, ગરણી, હળદર, દારુહળદર, સફેદ સાટોડી, પીળી સાટોડી, હરેણુ, સૂઠ, મરી, પીપર, સફેદ ઉપલસરી, કાળી ઉપલસરી અને બળદાણાના ક્વાથથી પકવેલી રાબ સ્થાવર વિષને તથા જંગમ વિષને પણ હણે છે ૧૫

मधुकं तगरं कुष्ठं भद्रदारु हरेणवः ।
पुन्नागैलैलवालूनि नागपुष्पोत्पले सिता ॥
विडङ्गं चन्दनं पत्रं प्रियङ्गुर्ध्यामकं तथा ।
हरिद्रे द्वे बृहत्यौ च सारिवे च स्थिरा सहा ॥
कल्कैरेषां घृतं सिद्धमजेयमिति विश्रुतम् ।
विषाणि हन्ति सर्वाणि शीघ्रमेवाजितं क्वचित् ॥

## અજેયઘૃત

જેઠીમધ, તગર, કઠ, દેવદાર, હરેણુ, પુન્નાગ (જેનાં ફૂલની કળી નાગકેસર કહેવાય છે તે), એલચી, એલવાલુક, નાગકેસર, નીલકમળ, સાકર, વાવડિંગ, ચંદન, તમાલપત્ર, ઘઉંલા, રોહીસ નામનું ખડ, હળદર, દારુહળદર, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, કાળી ઉપલસરી, સફેદ ઉપલસરી, શાલિપર્ણી અને જંગલી અડદ-નો કલ્ક નાખી ચોગણા પાણીમાં ઘી પકવવું. આ ઘી અજેયઘૃત કહેવાય છે આ ઘી તરત જ સઘળા વિષોનો નાશ કરે છે અને તે ઘી ક્યાંય પણ વિષથી જીતી શકાતું નથી. ૧૬

दूषीविषार्त्तं सुस्विन्नमूर्ध्वं चाधश्च शोधितम् ।
पाययेतागदं नित्यमिमं दूषीविषापहम् ॥
पिप्पल्यो ध्यामकं मांसी शाबरः परिपेलवम् ।
सुवर्चिका सहसूक्ष्मैला तोयं कनकगैरिकम् ॥
क्षौद्रयुक्तोऽगदो ह्येष दूषीविषमपोहति ।
नाम्ना दूषीविषारिस्तु न चान्यत्रापि वार्यते ॥१७॥

## દૂષીવિષારિ અગદ

દૂષીવિષથી પીડાયેલા માણસને સારી પેઠે સ્વેદન આપી[1], વમન તથા વિરેચનથી શુદ્ધ કર્યા પછી નિત્ય આ દૂષીવિષારિ નામનો અગદ પાવો.

પીપર, રોહીસ નામનું ખડ, જટામાસી, પઠાણી લોધર, કેવડીમોથ, સાજીખાર, ઝીણી એલચી, વાળો અને સોનાગેરુને વાટી મધમા કાલવવા, એટલે દૂષીવિષારિ નામનો અગદ સિદ્ધ થાય છે આ અગદ દૂષીવિષનો નાશ કરે છે અને બીજા પ્રકારનાં સ્થાવરજંગમાદિક વિષોમાં કે તેઓના ઉપદ્રવોમા પણ અટકાવતો નથી, અર્થાત્ તેઓને પણ મટાડે છે ૧૭

---

૧ વેગોના મધ્યનું લક્ષણ આ સ્થાનના ચોથા અધ્યાયના ૨૭મા વિષયમાં જોવું

૧ જો કે વિષોમાં સ્વેદનો નિષેધ છે (ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયનો ૧૫મો વિષય જુઓ) તો પણ દૂષીવિષમાં સ્વેદન કરવું યોગ્ય છે કેમ કે દૂષીવિષનું આવરણ કરનારા કફને પિગળાવવા માટે સ્વેદનનો ઉપયોગ છે

મરી જાય છે અને પક્ષીઓ તથા કિનારા પર ફરનારાં પશુઓ વિષના વેગથી મત્ત થઈને ભમતાં રહે છે. એ જળમાં જે માણસો, ઘોડાઓ કે હાથીઓ નાહાય, તેઓને ઊલટી, મોહ, તાવ, દાહ તથા સોજા થાય છે.

એ પ્રમાણે થયેલ હોય, તો મનુષ્ય વગેરે પ્રાણીઓના દોષોને યોગ્ય ચિકિત્સાઓથી દૂર કરી દુષ્ટ જળને શુદ્ધ કરવા આવો પ્રયત્ન કરવો:

ધાવડો, રાળનું ઝાડ, બીબલો, લીંબડો, પાડળ, કાળો ધંતૂરો, મરવો, ગરમાળો અને ખેરને અગ્નિથી બાળી ભસ્મને ઠંડી પાડીને તે ભસ્મ તળાવો વગેરેમાં નાખવી. (નદીઓ વગેરેનાં વહેતાં જળો તો વિષથી દૂષિત કરવાં અશક્ય જ છે, માટે તેઓની ચિકિત્સા કહી નથી.) જળાશયોમાંથી વાસણોમાં ભરેલું જળ, વિષથી દૂષિત થયેલું જણાય, તો એક હજાર-ચોવીસ તોલાભાર જળમાં સોળ તોલાભાર, ઉપર કહેલી ભસ્મ નાખવાથી તે જળ શુદ્ધ થઈ જાય છે. (વાસણમાં ભરેલા જળને એ હિસાબ પ્રમાણે ભસ્મ નાખીને શુદ્ધ કરવું. એક ઘડા પાણીમાં ઉપર લખેલી ભસ્મ એક ખોબો નાખવામાં આવે, તો તેથી તે ઘડાનું પાણી શુદ્ધ થઈ જાય, એવો અર્થ પણ કરી શકાય છે.) ૫

क्षितिप्रदेशं विषदूषितं तु
शिलास्थलीं तीर्थमथेरिणं वा ॥
स्पृशन्ति गात्रेण तु येन येन
गोवाजिनागोष्ट्रखरा नरा वा ।
तच्छूनतां यात्यथ दह्यते च
विशीर्यते रोमनखास्तथैव ॥
तत्राप्यनन्तां सह सर्वगन्धैः
पिष्ट्वा सुराभिर्विनियोज्य मार्गम् ।
सिञ्चेत्पयोभिस्तु मृदन्वितैस्तं
विडङ्गपाठाकटभीजलैर्वा ॥ ६ ॥

## વિષવાળા સ્થળની પરીક્ષા તથા શોધન

માટી તથા પથરાવાળો પ્રદેશ, જળાશયનો આરો કે ખારી જમીન, વિષથી દૂષિત થયેલ હોય, તો બળદો, ઘોડાઓ, હાથીઓ, ઊંટો, ગધેડાં કે માણસો જે જે ગાત્રથી તેનો સ્પર્શ કરે, તે તે ગાત્ર સોજાવાળું થઈ જાય છે; તથા બળતરાથી યુક્ત થાય છે અને તે ગાત્રનાં રૂંવાડાં તથા નખો વીંખાઈને તૂટવા લાગે છે.

એ પ્રમાણે સ્થળ વિષથી દૂષિત થયું હોય, તો રાજવૈદ્યે, ઉપલસરી અથવા અરણીને સઘળા સુગંધી પદાર્થોથી મિશ્ર કરી જાતજાતની મદિરાઓમાં વાટી તે કલ્કને રાફડાની માટીથી મિશ્ર કરેલા જળમાં મેળવી, તે જળ તે પ્રદેશમાં સારી પેઠે છંટાવવું અથવા વાવડિંગ, કાળીપાડ તથા વાપુંગાનો કલ્ક કરી, તે કલ્કને રાફડાની માટીથી મિશ્ર કરેલા જળમાં મેળવી તે જળ તે પ્રદેશમાં સારી પેઠે છંટાવવું. ૬

तृणेषु भक्तेषु च दूषितेषु
सीदन्ति मूर्च्छन्ति वमन्ति चान्ये ।
विड्भेदमृच्छन्त्यथवा म्रियन्ते
तेषां चिकित्सां प्रणयेद्यथोक्ताम् ॥
विषापहैर्वाप्यगदैर्विलिप्य
वाद्यानि चित्राण्यपि वादयेत ।
तारः सुतारः ससुरेन्द्रगोपः
सर्वैश्च तुल्यः कुरुविन्दभागः ॥
पित्तेन युक्तः कपिलान्वयेन
वाद्यप्रलेपो विहितः प्रशस्तः ।
वाद्यस्य शब्देन हि यान्ति नाशं
विषाणि घोराण्यपि यानि सन्ति ॥७॥

## વિષવાળાં ઘાસ તથા અન્નની પરીક્ષા અને શોધન

ઘાસ કે અન્ન વિષથી દૂષિત થયેલાં હોય, તો તેઓના ઉપયોગથી પશુઓ અને માણસો ગળી જાય છે; કેટલાંક મૂર્છિત થઈ જાય છે, કેટલાંક ઊલટી કરવા લાગે છે, કેટલાંકને પાતળો ઝાડો થઈ જાય છે અને કેટલાંક મરી પણ જાય છે.

અચલાક, કેઢગરોળી, ચાર પગવાળા કીડા તથા બીજા પણ કેટલાક કીડાઓની દાઢોમાં તથા નખોમાં વિષ રહ્યું છે.

ચિપિટ, પિચ્ચિટક, કષાયવાસિક, સર્ષપવાસિક, તોટક, વર્ચ કીટ અને કૌડિન્યકની વિષ્ટામાં તથા મૂત્રમાં વિષ રહ્યું છે.

ઉંદરોના વીર્યમાં વિષ રહ્યું છે.

લૂતાઓની (લૂતા એ કરોળિયાની જાત છે.) લાળ, મૂત્ર, વિષ્ટા, મુખનો ચિપિયો, નખ, વીર્ય અને રજમાં વિષ રહ્યું છે.

વીંછી, વિશ્વંભરા, રાજીવમત્સ્ય, ઉચ્ચિટીંગ અને દરિયાઈ વીછીના તીખા આંકડાઓમાં (કાંટામાં) વિષ રહ્યું છે.

ચિત્રશિર, શરાવકુર્દિ, શતદારુક, અરિમેદક અને સારિકામુખના મુખનો ચિપિયો, અધોવાયુ, ગુદા, મૂત્ર અને વિષ્ટામાં વિષ રહ્યું છે.

માખી, કણભ અને જળોના મુખના ચિપિયામાં વિષ રહ્યું છે.

વિષથી મરણ પામેલાં પ્રાણીઓ, સર્પકંટક અને વરટીમત્સ્યનાં અસ્થિઓમાં વિષ રહ્યું છે.

શકુલીમત્સ્ય, રક્તરાજી અને ચરકીમત્સ્યનાં પિત્તમાં વિષ રહ્યું છે,

સૂક્ષ્મતુંડ, ઉચ્ચિટીંગ, ભમરી, કાનખજૂરા, ગૃહવલ્લભિકા અને ગુંગીભમરના આંકડા (કાંટા) તથા મુખના ચિપિયાઓમાં વિષ રહ્યું છે.

મરણ પામેલા કીડાઓ અને સર્પોનાં ગળામાં વિષ રહ્યું છે.

જે બીજી પ્રાણીઓનાં નામો આ વિષયમાં આપવામાં આવ્યાં નથી, તેઓને મુખના ચિપિયાનાં વિષવાળાં પ્રાણીઓમાં ગણી લેવાં. (આ સ્થાનના આઠમા અધ્યાયમાં કેટલીક વધારે અને આપવામાં આવી છે, તે જુઓ.)

(આ વિષયમાં આપેલાં ઘણાંખરાં પ્રાણીઓ ઓળખી શકાતાં નથી અને તેઓનાં નામો પણ ગુજરાતીમાં મળતાં નથી, માટે તેઓની ઓળખાણ શોધક લોકોને તથા દેશાંતરના લોકોને પૂછીને મેળવી લેવી. કેટલાંક પ્રાણીઓ તો પરદેશોમાં થતાં હશે, એમ જણાય છે.) ૩

भवन्ति चात्र ।
गजोऽरिदेशे रिपवस्तृणाम्बु-
मार्गान्नधूमश्वसनान्विषेण ।
संदूषयन्त्येभिरतिप्रदुष्टान्
विज्ञाय लिङ्गैरभिशोधयेत्तान् ॥ ४ ॥

**શત્રુઓના વિષ સંબંધી દગાની પરીક્ષા**

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'રાજા જ્યારે શત્રુઓના દેશમાં ફોજ લઈને પેસે, ત્યારે શત્રુઓ જળ, માર્ગ, ઘાસ, અન્ન, ધુમાડા તથા પવનને વિષથી દૂષિત કરે છે. એ જળ વગેરે પદાર્થોને રાજવૈદ્યે, નીચે લખેલાં ચિહ્નો ઉપરથી વિષથી દૂષિત થયેલાં જાણી લઈ નીચે લખેલા ઉપાયોથી શુદ્ધ કરવા. ૪

दुष्टं जलं पिच्छिलमुग्रगन्धि
फेनान्वितं राजिभिरावृतं च ।
मण्डूकमत्स्यं म्रियते विहङ्गा
मत्ताश्च सानूपचरा भ्रमन्ति ॥
मज्जन्ति ये चात्र नराश्वनागा-
स्ते छर्दिमोहज्वरदाहशोफान् ।
गच्छन्ति तेषामपहृत्य दोषान्
दुष्टं जलं शोधयितुं यतेत ॥
धवाश्वकर्णासनपारिभद्रान्
सपाटलान् सिद्धकमोक्षकौ च ।
दग्ध्वा सराजद्रुमसोमवल्कां-
स्तद्भस्म शीतं विनिवापयेत्तु ॥
भस्माञ्जलिं चापि घटे निधाय
विशोधयेदीप्सितमेवमम्भः ॥ ५ ॥

**વિષવાળા જળની પરીક્ષા તથા શોધન**

જળ વિષથી દૂષિત થયું હોય તો ચીકણું, ઉગ્રગંધવાળું, ફીણવાળું અને રેખાઓવાળું થઈ જાય છે. એ જળમાં દેડકાં તથા માછલાં

## દ્રવ્યમાં રહેલા વિષને અનુસરવાનો રસનો સ્વભાવ

જેમ અંતરીક્ષમાંથી પૃથ્વી પર તે તે પ્રદેશોમાં પડેલું સ્પષ્ટ રસવાળું જળ તે તે પ્રદેશના રસને સ્વભાવથી જ અનુસરે છે, એવી જ રીતે વિષ પણ જે જે દ્રવ્યમાં વ્યાપી રહ્યું હોય, તે તે દ્રવ્યના રસને સ્વભાવથી જ અનુસરે છે. ૧૦

विषे यस्माद्गुणाः सर्वे तीक्ष्णाः प्रायेण सन्ति हि ।
विषं सर्वमतो ज्ञेयं सर्वदोषप्रकोपणम् ॥११॥

## વિષથી સર્વ દોષો પ્રકુપિત થવાનું કારણ

વિષમાં સઘળા ગુણો ઘણું કરીને ઝડપદાર જ રહ્યા છે; માટે સર્વ પ્રકારનું વિષ સઘળા દોષોને પ્રકુપિત કરે છે. ૧૧

ते तु वृत्तिं प्रकुपिता जहति स्वां विषार्दिताः ।
नोपयाति विषं पाकमतः प्राणान्रुणद्धि च ॥१२

## વિષ પ્રાણરોધક હોવાનું કારણ

વિષથી પીડાઈને પ્રકુપિત થયેલા વાત, પિત્ત, અને કફ એ ત્રણે દોષો પોતપોતાનાં ચલન, પાચન તથા સંધિશ્લેષણ આદિ કાર્યોને છોડી દે છે; તેથી વિષ પાકતું નથી અને નહીં પાકવાને લીધે પ્રાણોને રોકી દે છે. ૧૨

श्लेष्मणावृतमार्गत्वादुच्छ्वासोऽस्य निरुध्यते ।
विसंज्ञः सति जीवेऽपि तस्मात्तिष्ठति मानवः ॥१३

## વિષ ચડેલ પ્રાણી બેભાન કેમ થાય છે?

જેને વિષ ચડ્યું હોય, તેના શ્વાસનો માર્ગ વિષથી પીગળેલા કફ વડે રોકાઈ જાય છે, તેથી તે માણસ જીવતાં છતાં બેભાન થઈ જાય છે.૧૩

शुक्रवत्सर्वसर्पाणां विषं सर्वशरीरगम् ।
क्रुद्धानामेति चाङ्गेभ्यः शुक्रं निर्मन्थनादिव ॥
तेषां बडिशवद्दंष्ट्रास्तासु सज्जति चागतम् ।
अनुद्वृत्ता विषं तस्मान्न मुञ्चन्ति च भोगिनः ॥१४॥

## કરડતી વખતે સર્પોનું છતા થવાનું કારણ

સઘળા સર્પોનું વિષ વીર્યની પેઠે સઘળા શરીરમાં રહેલું છે. જેમ પુરુષો સ્ત્રીપ્રસંગાદિક કરે છે, ત્યારે તેઓનું વીર્ય સઘળાં અંગોમાંથી નીચે આવે છે, તેમ સર્પો ક્રોધ કરે છે, ત્યારે તેઓનું વિષ સઘળાં અંગોમાંથી દાઢોમાં આવે છે. સર્પોની દાઢો માછલાં પકડવાની કુંડીઓ જેવી હોય છે, તેથી આવેલું વિષ દાઢોમાં જ અટકી રહે છે; માટે તેઓ ચત્તા થયા વિના (ઊથલીને ઊંધા થયા વિના) દંશોમાં વિષ નાખી શકતા નથી.૧૪

यस्मादत्यर्थमुष्णं च तीक्ष्णं च पठितं विषम् ॥
अतः सर्वविषेष्वक्तः परिषेकस्तु शीतलः ॥ १५ ॥

## વિષ ચડેલાને શીતળ સિંચન કરવું

વિષ અત્યંત ઉષ્ણ અને તીક્ષ્ણ છે; માટે સઘળા પ્રકારનાં વિષો ઉપર શીતળ સિંચનો કરવાનું કહ્યું છે. ૧૫

मन्दं कीटेषु नात्युष्णं बहुवातकफं विषम् ।
अतः कीटविषे चापि स्वेदो न प्रतिषिध्यते ॥ १६ ॥

## કીડાઓનાં વિષો ઉપર સ્વેદન કેમ?

કીડાઓનું વિષ મંદ હોય છે, અતિ ઉષ્ણ હોતું નથી અને ઘણા વાયુવાળું તથા કફવાળું હોય છે; તેથી કીડાઓનાં વિષો ઉપર સ્વેદનનો નિષેધ નથી. (અહીં આ સ્થાનના આઠમા અધ્યાયનો ૨૫મો વિષય જુઓ.) ૧૬

कीटदंष्टानुग्रविषैः सर्पवत्समुपाचरेत् ॥ १७ ॥

## કીડાઓના વિષ પર શીતળ ચિકિત્સા ક્યારે?

જેઓને ઉગ્ર વિષવાળા કીડાઓ કરડ્યા હોય, તેઓને સર્પદંશના જેવા જ ઉપચારો કરવા; એટલે શીતળ ચિકિત્સાઓ જ કરવી. ૧૭

स्वभावादेव तिष्ठेत्तु प्रहारादंशयोर्विषम् ।
व्याप्य सावयवं देहं दिग्धविद्धाहिदष्टयोः ॥
लौल्याद्विषान्वितं मांसं यः खादेन्मृतमात्रयोः ।
यथाविषं स रोगेण क्लिश्यते म्रियतेऽपि वा ॥
अतश्चाप्यनयोर्मांसमभक्ष्यं मृतमात्रयोः ।
मुहूर्त्तात्तदुपादेयं प्रहारादंशवर्जितम् ॥ १८ ॥

એ પ્રમાણે થયેલ હોય, તો તે તે ઉપદ્રવોની જે જે ચિકિત્સા કહી છે, તે તે વિષહર દ્રવ્યોથી મિશ્ર કરીને કરવી; અને પછી આ સ્થાનના સાતમા અધ્યાયના બીજા વિષયમાં કહેલાં ઔષધોનો જાતજાતનાં વાજાંઓની ઉપર લેપ કરાવી તે વાજાંઓ વગડાવવાં. (પશુઓની ચિકિત્સા માટે શાલિહોત્ર આદિ ગ્રંથોમાં જેવું. પશુઓ માટે કાંઈક તો આ સ્થાનના ૫મા અધ્યાયના ૧૯મા વિષયમાં કહેવાશે; પણ તેમાંથી આ બાબતમાં કેટલું યોગ્ય છે, તે વિચારી લેવું.)

એક ભાગ રૂપું, એક ભાગ પારો, એક ભાગ ઇંદ્રગોપ નામના રાતાં જીવડાં અથવા ઇંદ્રજવ કે ઉપલસરી અને ત્રણ ભાગ રતાશ તથા પીળાશવાળાં માણેકને કપિલા ગાયના ગોરોચનમાં વાટી, તેનો વાજાંઓની ઉપર લેપ કરાવી તે વાજાંઓ વગડાવવાં, એ પણ હિતકારી છે; કેમ કે એવાં વાજાંઓના શબ્દથી જે વિષો ભયંકર હોય, તેઓ પણ નાશ પામે છે. ૭

धूमेऽनिले वा विषसम्प्रयुक्ते
खगाः श्रमार्त्ताः प्रपतन्ति भूमौ ।
कासप्रतिश्यायशिरोरुजश्च
भवन्ति तीव्रा नयनामयाश्च ॥
लाक्षाहरिद्रातिविषाभयाब्द-
हरेणुकैलादलवल्ककुष्टम् ।
प्रियङ्गुकां चाप्यनले निधाय
धूमानिलौ चापि विशोधयेत ॥ ८ ॥

### વિષવાળો ધુમાડો તથા પવનની પરીક્ષા અને શોધન

ધુમાડો કે પવન વિષથી દૂષિત થયેલા હોય, તો પક્ષીઓ શ્રમથી પીડાઈને ધરતી ઉપર પડે છે. એવા ધુમાડા અને પવનથી ખાંસી, શરદી, માથાનાં દરદો અને નેત્રોના તીવ્ર રોગો પણ થાય છે.

એ પ્રમાણે થયેલ હોય, તો લાખ, હળદર, અતિવિખ, સફેદ નગડ, મોથ, હરેણુ, એલચી, ભૂર્જ (ભોજપત્ર), કઠ અને ઘઉંલાંને અગ્નિમાં નાખીને બાળવાં એટલે ધુમાડો તથા પવન શુદ્ધ થઈ જાય છે. ૮

प्रजामिमामात्मयोनेर्ब्रह्मणः सृजतः किल ।
अकरोदसुरो विघ्नं कैटभो नाम दर्पितः ॥
ततः क्रुद्धस्य वै वक्त्राद्ब्रह्मणस्तेजसो निधेः ।
क्रोधो विग्रहवान्भूत्वा निष्पपातातिदारुणः ॥
स तं ददाह गर्जन्तमन्तकाभं महाबलम् ।
ततोऽसुरं घातयित्वा तत्तेजोऽवर्द्धताद्भुतम् ॥
ततो विषादो देवानामभवत्तं निरीक्ष्य वै ।
विषादजननत्वाच्च विषमित्यभिधीयते ॥
ततः सृष्ट्वा प्रजाः शेषास्तदा तं क्रोधमीश्वरः ।
विन्यस्तवान्स भूतेषु स्थावरेषु चरेषु च ॥९॥

### વિષની મૂળ ઉત્પત્તિ

પૂર્વે સ્વયંભૂ બ્રહ્મા આ સૃષ્ટિને ઉત્પન્ન કરતા હતા, તે સમયે ગર્વ પામેલા કૈટભ નામના એક દૈત્યે તેમને સૃષ્ટિ કરવાના કામમાં મોટું વિઘ્ન કર્યું; આથી ક્રોધ પામેલા અને તેજના ભંડારરૂપ એવા બ્રહ્માના મુખમાંથી દારુણ ક્રોધ દેહધારી થઈને બહાર નીકળ્યો અને તેણે ગર્જના કરતા અને કાળ જેવા મહાબળવાન કૈટભ દૈત્યને બાળી નાખ્યો; એ દૈત્યને માર્યા પછી એ અદ્ભુત ક્રોધરૂપ તેજ વૃદ્ધિ પામવા લાગ્યું, તેને જોઈને દેવતાઓને વિષાદ (ખેદ) ઉત્પન્ન થયો. એમ વિષાદ ઉત્પન્ન કરવાથી તેનું 'વિષ' એવું નામ કહેવાય છે. પછી મોટી શક્તિવાળા બ્રહ્માએ બાકી રહેલી પ્રજાઓને સર્જીને અમુક સ્થાવર તથા જંગમ પદાર્થોમાં તે વિષ નાખ્યું. ૯

यथाऽव्यक्तरसं तोयमन्तरीक्षान्महीगतम् ।
तेषु तेषु प्रदेशेषु रसं तं तं नियच्छति ॥
एवमेव विषं यद्यद्द्रव्यं व्याप्यावतिष्ठते ।
स्वभावादेव तं तस्य रसं समनुवर्त्तते ॥१०॥

ના પ્રદેશમાં, સંધ્યાસમયમાં, ચૌટામાં, ભરણી કે મઘા નક્ષત્રમાં જે માણસોને સર્પદંશ થયો હોય, તેઓની ચિકિત્સા કરવી નહિ; જેઓને મર્મસ્થળમાં સર્પદંશ થયો હોય, તેઓની પણ ચિકિત્સા કરવી નહિ. સઘળા સર્પોમાં દર્વીકર જાતના સર્પો, કે જેઓનાં લક્ષણો આ સ્થાનના ચોથા અધ્યાયના નવમા વિષયમાં કહેવામાં આવશે, તેઓનું વિષ તરત પ્રાણ લેનારું છે. સઘળા પ્રકારનાં વિષો ઉષ્ણકાળમાં, અજીર્ણ-વાળામાં, પિત્ત તથા તડકાથી પીડાયેલાના શરીરમાં, બાળક, પ્રમેહવાળો, ગર્ભિણી, વૃદ્ધ, રોગી, ભૂખ્યા, રૂક્ષ અને બીકણના શરીરમાં તથા વાદળાંઓનો ઘેરાવો હોય તે સમયમાં બમણી શક્તિવાળાં થઈ પડે છે. જેને સર્પદંશ થયો હોય, તેના શરીરમાં શસ્ત્રથી ટોચો દેતાં લોહી નીકળે નહિ, તો તેના સર્પદંશને અસાધ્ય સમજીને તેની ચિકિત્સા કરવી નહિ; તેમ જ ટાઢા પાણીનું સિંચન કરવાથી જેનાં રૂંવાડાં ઊભાં ન થાય, તેની અને લતાઓથી પ્રહાર કર્યા છતાં જેનાં અંગોમાં રેખાઓ ન ઊઠે, તેની પણ ચિકિત્સા કરવી નહિ. જેની જીભ સફેદ કે કાળી થઈ ગઈ હોય, વાળો ખરી પડતા હોય, નાક વાંકું વળી ગયું હોય, મોઢાથી સઘળા અક્ષરો અનુનાસિક જ નીકળતા હોય, કંઠ ભાગી ગયો હોય, દંશમાં કાળો તથા રાતો સોજો થયો હોય અને મોઢાના સંધિઓ (હડપચીઓ) અચળ થઈ ગયેલ હોય, તેની પણ ચિકિત્સા કરવી નહિ. જેના મોઢામાંથી ઘાટી કફની વાટ નીકળતી હોય, મોઢામાંથી તથા ગુદામાંથી લોહી સ્રવતું હોય અને દાઢોના જખમો પૂરેપૂરા થયા હોય, તેની પણ વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. સર્પે ડંસેલો માણસ ઉન્મત્ત થઈ ગયો હોય, અત્યંત ઉપદ્રવો પામેલો હોય, બેસી ગયેલા અવાજવાળો થઈ ગયો હોય, ફીકો બની ગયો હોય, મરણનાં લક્ષણોથી યુક્ત થયેલો હોય કે વિષની લહેરોથી તમામ રહિત થઈ ગયો, ( પણ વૈદ્યે છોડી દેવો; એવા માણસની ચિકિ( કરવી નહિ. ૨૧

## અધ્યાય ૪થો

अथातः सर्पदष्टविषविज्ञानीयमध्यायं व्य ख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સર્પદષ્ટવિ વિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમા વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવા ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

धन्वन्तरिं महाप्राज्ञं सर्वशास्त्रविशारदम् ।
पादयोरुपसंगृह्य सुश्रुतः परिपृच्छति ॥
सर्पसङ्ख्यां विभागं च दष्टलक्षणमेव च ।
ज्ञानं च विषवेगानां भगवन्वक्तुमर्हसि ॥ २ ॥

### સર્પોની સંખ્યા માટે સુશ્રુતનો પ્રશ્ન

મહાજ્ઞાની અને સઘળાં શાસ્ત્રોના અનુભ( ભગવાન ધન્વંતરિ, તેમનાં ચરણોમાં પ્રણા( કરીને સુશ્રુતે પૂછ્યું: 'હે ભગવાન્! મ( કૃપા કરી સર્પોની સંખ્યા, સર્પોની જાતિઓન( વિભાગો, સર્પના દંશનું લક્ષણ અને વિષન( વેગોનાં લક્ષણો કહો.' ૨

तस्य तद्वचनं श्रुत्वा प्राब्रवीद्भिषजां वरः ।
असङ्ख्या वासुकिमुखा विख्यातास्तक्षकादयः ॥
महीधराश्च नागेन्द्रा हुताग्निसमतेजसः ।
ये चाप्यजस्रं गर्जन्ति वर्षन्ति च तपन्ति च ॥
ससागरगिरिद्वीपा यैरियं धार्यते मही ।
क्रुद्धा निःश्वासदृष्टिभ्यां ये हन्युरखिलं जगत् ॥
नमस्तेभ्योऽस्ति नो तेषां कार्यं किञ्चिच्चिकित्सया ।
ये तु दंष्ट्राविषा भौमा ये दशन्ति च मानुषान् ।
तेषां सङ्ख्यां प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥३॥

---

૧ સર્પોના ભેદોની તથા વિષવેગો વગેરેની સમજણ આપવા વિષેનો.

### વિષવાળા શસ્ત્રથી અને સર્પદંશથી મરેલાનું માંસ ક્યારે ખાવું?

જે પ્રાણી વિષથી ખરડેલા શસ્ત્રથી વીંધાઈને કે સર્પદંશ પામીને મરણ પામેલ હોય, તે પ્રાણીના શરીરમાં વિષ પ્રથમ મર્મ અવયવોમાં વ્યાપ્ત થઈ, પછી સંકોચ પામીને કેવળ જ્યાં શસ્ત્રનો પ્રહાર થયો હોય, તે પ્રદેશમાં સ્વભાવથી રહે છે જે માણસ વિષવડે ખરડાયેલા શસ્ત્રથી કે સર્પદંશથી મરણ પામેલા પ્રાણીના માંસને જીભની લોલુપતાને લીધે તુરત જ લઈને ખાય તે માણસ તે વિષને અનુસરતા રોગથી પીડાય છે, અને કદાચ મરી પણ જાય છે, માટે એ પ્રાણી મરી જાય કે તુરત જ તેનું માંસ ન લેવું, પરંતુ બે ઘડી પછી લેવું અને તે પણ જે પ્રદેશમાં શસ્ત્રનો પ્રહાર કે સર્પદંશ થયો હોય તે પ્રદેશનું ન જ લેવું ૧૮

सवात गृहधूमाभ पुरीष योऽतिसार्यत।
आध्मातोऽत्यर्थमुष्णास्रो विवर्णः सादपीडित.।
उद्गमत्यथ फेनं च विषपीत तमादिशेत्॥ १९॥

### જોગે વિષ પીધું હોય તેના લક્ષણ

જે માણસને પવનવાળો તથા ઘરના ધુમાડાની ધૂમ જેવા વર્ણવાળો પાતળો ઝાડો વારંવાર થયા કરતો હોય, પેટ ફૂલી ગયું હોય, અત્યંત ઊના આંસુ નાખ્યા જતા હોય, અંગો ગ્લાનિથી પીડાતા હોય અને ફીણની ઉલટી થતી હોય તે માણસને વિષ પીવાથી મરવા લાગેલો કહેવો અને જેનો વર્ણ અત્યંત કાળો કે પીળો થઈ ગયો હોય તેને વિષ પીવાથી મરણ પામેલો કહેવો ૧૯

न चास्य हृदय वह्निर्विषदुष्ट दहत्यपि।
तद्धि स्थान चेतनाया स्वभावाद्व्याप्य तिष्ठति॥

### વિષથી મરવાનું હૃદય અગ્નિથી તુરત બળતું નથી

વિષનો સ્વભાવ જ એવો છે, કે વિષ ચેતનાના સ્થાનમાં વ્યાપ્ત થઈને રહે છે આવા સ્વભાવથી જે માણસ વિષ ખાધાથી મરણ પામ્યો હોય, તેના હૃદયમાં વિષ વ્યાપી રહેલું હોય છે, તેથી અગ્નિ તે માણસના હૃદયને તુરત બાળી શકતો નથી ૨૦

अश्वत्थदेवायतनश्मशान
वल्मीकसन्ध्यासु चतुष्पथेषु।
याम्ये सपित्र्ये परिवर्जनीया
ऋक्षे नरा मर्मसु ये च दष्टाः॥
दर्वीकराणां विषमाशुघाति
सर्वाणि चोष्णे द्विगुणीभवन्ति।
अजीर्णपित्तातपपीडितेषु
बालेषु वृद्धेष्वथ गर्भिणीषु॥
क्षतातुरक्षीणबुभुक्षितेषु
रूक्षेषु भीरुष्वथ दुर्दिनेषु।
शस्त्रक्षत यस्य न रक्तमेति
राज्यो लताभिश्च न सम्भवन्ति॥
शीताभिरद्भिश्च न रोमहर्षो
विषाभिभूत परिवर्जयेत्तम्।
जिह्वा सिता यस्य च केशशातो
नासावभङ्गश्च सकण्ठभङ्गः॥
कृष्णः सरक्तः श्वयथुश्च दंशे
हन्वोः स्थिरत्व च स वर्जनीयः।
वर्तिर्घना यस्य निरेति वक्त्राद्
रक्त स्रवेदूर्ध्वमधश्च यस्य॥
दंष्ट्रानिपाताः सकलाश्च यस्य
त चापि वैद्यः परिवर्जयेत्तु।
उन्मत्तमत्यर्थमुपद्रुतं वा
हीनस्वरं वाप्यथवा विवर्णम्॥
सारिष्टमत्यर्थमवेगिनं च
जह्यात्त तस्मै न तत्र कुर्यात्॥ २१॥

### દેશ, કાળ ને સ્થિતિ પરથી સર્પદંશની અસાધ્યતા

પીંપળો, દેવસ્થાન, સ્મશાન કે રાફડા

सर्पस्पृष्टस्य भीरोर्हि भयेन कुपितोऽनिलः ।
कस्यचित्कुरुते शोफं सर्पाङ्गाभिहतं तु तत् ॥६॥

### સર્પદંશના ત્રણ પ્રકાર અને તેમનાં લક્ષણો

સર્પદંશના સર્પિત, રદિત અને નિર્વિષ એ રીતે ત્રણ પ્રકાર છે. કેટલાક વિદ્વાનોએ સર્પાંગાભિહત નામનો ચોથો પ્રકાર પણ માન્યો છે.

દાંતોના એક, બે કે ઘણા જખમો કે જેઓ સર્પે ચોટ્યા પછી ઊથલી પડીને કરેલા હોય, તેઓ ઊંડા, થોડા લોહીવાળા, ઉપર ફોડલીઓ જેવા ભાગોવાળા, વિકારો ઉત્પન્ન કરનારા, ઝીણા અને સોજાવાળા હોય, તો તે દંશ **સર્પિત** કહેવાય છે.

જે દંશમાં લાલ, લીલી, પીળી તથા સફેદ રેખાઓ હોય, તો તે દંશ **રદિત** કહેવાય છે. રદિત દંશ ઊંડો નહીં હોવાથી થોડા વિષવાળો હોય છે.

દાંતોના જખમો સોજાથી રહિત હોય, લોહી જરાક દુષ્ટ થયું હોય અને જેને દંશ થયો હોય, તે માણસ વિકારોથી રહિત રહ્યો હોય, તો તે દંશને વૈદ્યે **નિર્વિષ** (વિષ વગરનો) જાણવો.

કોઈ બીકણ માણસને સર્પનો માત્ર સ્પર્શ થતાં ભયથી પ્રકુપિત થયેલો વાયુ, તે માણસના અંગમાં સોજા ઉત્પન્ન કરે છે; એ શંકારૂપ દંશ **સર્પાંગાભિહત** કહેવાય છે. (કાંટા વગેરેથી વીંધાયા છતાં સર્પદંશની શંકાથી પણ બીકણ માણસને સોજો ઉત્પન્ન થાય છે.) ૬

व्याधितोद्विग्नदष्टानि ज्ञेयान्यल्पविषाणि तु ।
तथातिवृद्धातिबालदष्टमल्पविषं स्मृतम् ॥ ७ ॥

### થોડા વિષવાળા દંશો

રોગવાળા સર્પે, ઉદ્વેગ પામેલા સર્પે, અત્યંત ઘરડા સર્પે અને અત્યંત બાળક સર્પે કરેલો દંશ થોડા વિષવાળો હોય છે. ૭

सुपर्णदेवब्रह्मर्षियक्षसिद्धनिषेविते ।
विषघ्नौषधियुक्ते च देशे न क्रमते विषम् ॥८॥

### સર્પદંશનું વિષ ક્યાં ગતિ કરી શકતું નથી?

ગરુડ, દેવ, બ્રહ્મર્ષિ, યક્ષ કે સિદ્ધોએ સેવેલી જગ્યામાં અથવા જે જગ્યામાં વિષને હણનારી ઔષધિ હોય, તે જગ્યામાં કોઈ પ્રાણીને સર્પ કરડે, તો પણ તેનું વિષ જરા પણ વેગ કરી શકતું નથી. ૮

रथाङ्गलाङ्गलच्छत्रस्वस्तिकाङ्कुशधारिणः ।
ज्ञेया दर्वीकराः सर्पाः फणिनः शीघ्रगामिनः ॥
मण्डलैर्विविधैश्चित्राः पृथवो मन्दगामिनः ।
ज्ञेया मण्डलिनः सर्पा ज्वलनार्कसमप्रभाः ॥
स्निग्धा विविधवर्णाभिस्तिर्यगूर्ध्वं तु राजिभिः ।
चित्रिता इव ये भान्ति राजिमन्तस्तु ते स्मृताः ॥९

### દર્વીકર, મંડલી અને રાજિમાનનાં લક્ષણો

જે સર્પો ચક્ર, હળ, છત્ર, સાથીઓ કે અંકુશનાં ચિહ્નોવાળા, ફેણોવાળા અને શીઘ્રગતિવાળા હોય, તે સર્પો **દર્વીકર** કહેવાય છે.

જે સર્પો વિવિધ મંડળોની વિચિત્રતાવાળા, પહોળા, મંદ ગતિવાળા અને અગ્નિ જેવી તથા સૂર્ય જેવી કાંતિવાળા હોય, તે સર્પો **મંડલી** કહેવાય છે.

જે સર્પો વિવિધ વર્ણવાળી આડી તથા ઊભી રેખાઓથી ચીતરેલા જેવા લાગે અને સ્નિગ્ધ શરીરવાળા હોય, તે સર્પો **રાજિમાન** કહેવાય છે. ૯

मुक्तारूप्यप्रभा ये च कपिला ये च पन्नगाः ।
सुगन्धिनः सुवर्णाभास्ते जात्या ब्राह्मणाः स्मृताः ॥
क्षत्रियाः स्निग्धवर्णास्तु पन्नगा भृशकोपनाः ।
सूर्यचन्द्राकृतिच्छत्रलक्ष्म तेषां तथाम्बुजम् ।
कृष्णा वज्रनिभा ये च लोहिता वर्णतस्तथा ।
धूम्राः पारावताभाश्च वैश्यास्ते पन्नगाः स्मृताः ॥
महिषद्वीपिवर्णाभास्तथैव परुषत्वचः ।
भिन्नवर्णाश्च ये केचिच्छूद्रास्ते परिकीर्त्तिताः ॥१०

### સર્પોમાં બ્રાહ્મણાદિક ચાર વર્ણોની કલ્પના

જે સર્પો મોતી કે રૂપાના જેવી કાંતિ-

### સર્પોની સંખ્યા કહેવાની પ્રતિજ્ઞા

સુશ્રુતનુ વચન સાભળી વૈદ્યોમા ઉત્તમ ભગવાન ધન્વતરિ બોલ્યા, કે 'પૃથ્વીને ધરનારા શેષ, વાસુકિ તથા તક્ષક આદિ મોટા દિવ્ય સર્પો અસખ્યાત છે, કે જેઓ હોમથી પ્રજ્વલિત થયેલા અગ્નિ સમાન તેજવાળા છે, સમુદ્રો, પર્વતો તથા દ્વીપો સહિત આ પૃથ્વીને ધરી રહ્યા છે, મેઘોરૂપ થઈ ને નિરતર ગાજે છે તથા વરસે છે, સૂર્યરૂપ થઈ ને તપે છે અને ક્રોધયુક્ત થાય, તો નિશ્વાસ(ફૂફાડા)થી તથા દૃષ્ટિથી જ સર્વ જગતનો નાશ કરી શકે એવા છે, તેઓને તો પ્રણામ જ કરુ છુ તેઓની ચિકિત્સા નહિ હોવાથી તે કહેવાનુ પ્રયોજન જ નથી, પરતુ પૃથ્વીમા રહેનારા સર્પો, કે જેઓ દાઢોમા વિષવાળા છે અને માણસોને ડસે છે, તેઓની સખ્યા અનુક્રમપૂર્વક સપૂર્ણ કહુ છુ' ૩

अशीतिस्त्वेव सर्पाणा भिद्यते पञ्चधा तु सा ॥
दर्वीकरा मण्डलिनो राजिमन्तस्तथैव च ।
निर्विषा वैकरञ्जाश्च त्रिविधास्ते पुन स्मृता ॥
दर्वीकरा मण्डलिनो राजिमन्तश्च पन्नगा ।
तेषु दर्वीकरा ज्ञेया विंशति पञ्च च पन्नगा ॥
द्वाविंशतिर्मण्डलिनो राजिमन्तस्तथा दश ।
निर्विषा द्वादश ज्ञेया वैकरञ्जास्त्रयस्तथा ।
वैकरञ्जोद्भवा सप्त चित्रा मण्डलिराजिला ॥४॥

### સર્પોની પાચ જાતો અને તેમના ભેદો

દર્વીકર, મડલી, રાજિમાન, નિર્વિષ અને વૈકરજ એ રીતે સર્પોની પાંચ જાતો છે એ પાચ જાતોનો દર્વીકર, મડલી અને રાજિમાન એ ત્રણ જાતોમા સમાવેશ થાય છે પાચ જાતોમા દર્વીકરો ઢવીસ જાતના છે, મડલીઓ બાવીસ જાતના છે, રાજિમાનો દસ જાતના છે, નિર્વિષો બાર જાતના છે, વૈકરજો (જુદી જાતની સર્પિણીમાં જુદી જાતના સર્પોથી ઉત્પન્ન થયેલા) ત્રણ જાતના છે અને વૈકરજોથી ઉત્પન્ન થયેલા વિચિત્ર સર્પો સાત પ્રકારના છે, કે જેઓમા ચાર મડલી છે અને ત્રણ રાજિમાન છે એ રીતે સર્પોના એસી ભેદો થાય છે (ફેણોવાળા સર્પો દર્વીકર અને ફેણવગરના સર્પો મડલી કહેવાય છે વિવિધ મડળોવાળા વિચિત્ર રેખાઓવાળા સર્પો રાજિલ કહેવાય છે વિષવગરના અથવા થોડા વિષવાળા સર્પો નિર્વિષ કહેવાય છે અને જુદી જાતની સર્પિણીમા જુદી જાતના સર્પોથી ઉત્પન્ન થયેલા સર્પો વૈકરજ કહેવાય છે વૈકરજોથી ઉત્પન્ન થયેલી સાત જાતોનો વૈકરજોમા જ સમાવેશ કરી વૈકરજોનો અને નિર્વિષોનો દર્વીકર આદિ ત્રણ જાતોમાં સમાવેશ કરતા મુખ્યતે એ ત્રણ જાતો જ રહે છે )૪

पादाभिमृष्टा दुष्टा वा क्रुद्धा ग्रासार्थिनोऽपि वा ।
ते दशन्ति महाक्रोधास्त्रिविधं भक्षितं च यत् ॥५॥

### સર્પો ક્યારે કરડે છે?

સર્પો મહાક્રોધી જાત છે, તેઓ પગથી કચરાના હોય, ક્રોધ પામ્યા હોય, ભક્ષ્યને ઇચ્છતા હોય બહુ જ નજદીક આવી ગયા હોય, બીન્યા હોય કે એવા કોઈ બીજા કારણોથી ઉદ્વિગ્ન થયા હોય તો કરડે છે કેટલાક સર્પો કેવળ પોતાની જાતની દુષ્ટતાથી જ કરડે છે એ સર્પોનો દશ નીચે પ્રમાણે ત્રણ પ્રકારનો કહેવાય છે ૫

सर्पित रदित चापि तृतीयमथ निर्विषम् ।
सर्पाङ्गाभिहत केचिदिच्छन्ति खलु तद्विद ॥
पदानि यत्र दन्तानामेक द्वे वा बहूनि च ।
निमग्नान्यल्परक्तानि यान्युन्वृत्य करोति हि ॥
चञ्चुमालकयुक्तानि वैकृत्यकराणि च ।
सक्षिप्तानि सशोफानि विद्यात्तत्सर्पितं भिषक् ॥
राज्य सलोहिता यत्र नीला पीता सितास्तथा
विज्ञेय रदित तत्तु ज्ञेयमल्पविष च तत् ॥
अशोफमल्पदुष्टासृक्प्रकृतिस्थस्य देहिन ।
पद पदानि वा विद्यादविष तच्चिकित्सक ॥

निर्विषास्तु–गलगोली शूकपत्रोऽजगरो दिव्यको वर्षाहिकः पुष्पशकली ज्योतीरथः क्षीरिकः पुष्पकोऽहिपताकोऽन्धाहिको गौराहिको वृक्षेशय इति । वैकरञ्जास्तु त्रयाणां दर्वीकरादीनां व्यतिकराज्जाताः । तद्यथा–माकुलिः पोटगलः स्निग्धराजिरिति । तत्र कृष्णसर्पेण गोनस्यां वैपरीत्येन वा जातो माकुलिः । राजिलेन गोनस्यां वैपरीत्येन वा जातः पोटगलः । कृष्णसर्पेण राजिमत्यां वैपरीत्येन वा जातः स्निग्धराजिरिति । तेषामाद्यस्य पितृवद्विषोत्कर्षो द्वयोर्मातृवदित्येके । त्रयाणां वैकरञ्जानां पुनर्दिव्येलकरोध्रपुष्पकराजिचित्रकाः पोटगलः पुष्पाभिकीर्णो दर्भपुष्पो वेल्लितकः सप्त, तेषामाद्यास्त्रयो राजिलवच्छेषा मण्डलिवत् । एवमेतेषां सर्पाणामशीतिरिति ॥ १५ ॥

## સર્પોના એંશી ભેદોનાં નામો

કૃષ્ણસર્પ, મહાકૃષ્ણ, કૃષ્ણોદર શ્વેતકપોત, મહાકપોત, બલાહક, મહાસર્પ, શંખપાલ, લોહિતાક્ષ, ગવેધુક, પરિસર્પ, ખંડફ્ળ, કકુદ, પદ્મ, મહાપદ્મ, દર્ભપુષ્પ, દધિમુખ, પુંડરીક, ભ્રૂકુટીમુખ, વિષ્કિર, પુષ્પાભિકીર્ણ, ગિરિસર્પ, ઋજુસર્પ, શ્વેતોદર, મહાશિરા, અલગર્દ અને આશીવિષ એટલા દર્વીકરોના ભેદો છે. (આ અધ્યાયના ૪થા વિષયમાં દર્વીકરોના ૨૬ ભેદો હોવાનું કહ્યું છે અને અહીં ગણતાં ૨૭ થાય છે.)

આદર્શમંડલ, શ્વેતમંડલ, રક્તમંડલ, ચિત્રમંડલ, પૃષત, રોધ્રપુષ્પ, મિલિંદક, ગોનસ, વૃદ્ધગોનસ, પનસ, મહાપનસ, વેણુપત્રક, શિશુક, મદન, પાલિંહિર, પિંગલ, તંતુક, પુષ્પપાંડુ, ષડગ, અગ્નિક, બભ્રુ, કષાય, કલુષ, પારાવત, હસ્તાભરણ, ચિત્રક અને એણીપદ એટલા મંડલીઓના ભેદો છે. (આ અધ્યાયના ૪થા વિષયમાં મંડલીઓના ૨૨ ભેદ હોવાનું કહ્યું છે અને અહીં ગણતાં ૨૭ થાય છે.)

પુંડરીક, રાજીચિત્ર, અંગુલરાજી, બિંદુરાજી, કર્દમક, તૃણશોષક, સર્ષપક, શ્વેતહનુ, દર્ભપુષ્પ, ચક્રક, ગોધૂમક અને કિકિસાદ એટલા રાજિમાનોના ભેદો છે. (આ અધ્યાયના ૪થા વિષયમાં રાજિમાનોના ૧૦ ભેદો હોવાનું કહ્યું છે અને અહીં ગણતાં ૧૨ થાય છે.)

ગલગોલી, શૂકપત્ર, અજગર, દિવ્યક, વર્ષાહિક, પુષ્પશકલી, જ્યોતીરથ, ક્ષીરિક, પુષ્પક, અહિપતાક, અંધાહિક, ગૌરાહિક અને વૃક્ષેશય એટલા નિર્વિષોના ભેદ છે. (આ અધ્યાયના ૪થા વિષયમાં નિર્વિષોના ૧૨ ભેદ કહ્યા છે અને અહીં ગણતાં ૧૩ થાય છે.)

માકુલિ, પોટગલ અને સ્નિગ્ધરાજિ એટલા વૈકરંજોના ભેદો છે, કે જે વૈકરંજો દર્વીકર વગેરેના સંકરથી થાય છે. કૃષ્ણસર્પ નામના દર્વીકરથી ગોનસી નામની મંડલી જાતની સર્પિણીમાં ઉત્પન્ન થયેલો અથવા ગોનસ નામની મંડલીથી કૃષ્ણસર્પિણી નામની દર્વીકર જાતની સર્પિણીમાં ઉત્પન્ન થયેલો વૈકરંજ **માકુલિ** કહેવાય છે. રાજિમાનથી ગોનસીમાં અથવા ગોનસથી રાજિમતીમાં ઉત્પન્ન થયેલો વૈકરંજ **પોટગલ** કહેવાય છે. કૃષ્ણસર્પ નામના દર્વીકરથી રાજિમતીમાં અથવા રાજિમાનથી કૃષ્ણસર્પિણીમાં ઉત્પન્ન થયેલો વૈકરંજ **સ્નિગ્ધરાજી** કહેવાય છે. કેટલાક કહે છે, કે 'તેઓમાં માકુલિનું વિષ તેના પિતાના જેવું હોય છે અને પોટગલનું તથા સ્નિગ્ધરાજિનું વિષ તેઓની માતાઓના જેવું હોય છે.'

એ ત્રણ વૈકરંજોથી ઉત્પન્ન થયેલા દિવ્યેલક, રોધ્રપુષ્પક, રાજિચિત્રક, પોટગલ, પુષ્પાભિકીર્ણ, દર્ભપુષ્પ, અને વેલ્લિતક એ સાત ભેદો છે. આ સાત ભેદોમાં ત્રણ ભેદો રાજિમાન જેવા છે અને ચાર ભેદો મંડલી જેવા છે.

આ રીતે સર્પોના એંસી ભેદો થયા. (એંસીને બદલે નેવ્યાસી થાય છે, માટે કોઈ પણ નવ ભેદો પ્રક્ષિપ્ત છે, એમ જણાય છે.)૧૫

तत्र महानेत्रजिह्वास्यशिरसः पुमांसः । सूक्ष्म-

વાળા હોય અથવા પીગળા વર્ણવાળા કે સુવર્ણ જેવી કાંતિવાળા અને સુગંધવાળા હોય, તે સર્પો બ્રાહ્મણ જાતિવાળા કહેવાય છે

જે સર્પો સૂર્ય, ચંદ્ર, છત્ર કે શંખના ચિહ્નોવાળા, સ્નિગ્ધ વર્ણવાળા અને અત્યંત ક્રોધી હોય, તે સર્પો ક્ષત્રિય જાતિવાળા કહેવાય છે

જે સર્પો કાળા, ગતા, ભૂખરા કે કબૂતરના જેવા વર્ણવાળા હોય અને વજ્ર જેવા હોય, તે સર્પો વૈશ્ય જાતિવાળા કહેવાય છે.

જે સર્પો પાડા કે દીપડાના જેવા વર્ણવાળા હોય અથવા ભિન્નભિન્ન વર્ણવાળા અને ખરસટ ચામડીવાળા હોય તે સર્પો શૂદ્ર જાતિનાળા કહેવાય છે ૧૦

कोपयन्त्यनिलं जन्तोः फणिनः सर्व एव तु ।
पित्तं मण्डलिनश्चापि रुकं चानेकराज्यः ॥
अपत्यमसवर्णाभ्यां द्विदोषकरलक्षणम् ।
ज्ञेयौ दोषौ च दम्पत्योर्विशेषश्चात्र वक्ष्यते ॥११॥

**કયા સર્પનું વિષ કયા દોષને પ્રકુપિત કરે?**

સઘળા દર્વીકરોનું વિષ પ્રાણીઓના વાયુને, મંડલીઓનું પિત્તને ને રાજિમાનોનું કફને પ્રકુપિત કરે છે વૈકરંજો, કે જેઓ જુદી જાતના સર્પથી જુદી જાતની સર્પિણીમાં ઉત્પન્ન થયેલા હોય છે, તેઓનું વિષ બે દોષો ઉત્પન્ન કરે છે, તેઓમાંનો એક દોષ એ સર્પોની માતાના સંબંધથી અને એક દોષ એ સર્પોના પિતાના સંબંધથી પ્રાપ્ત થયેલો હોય છે (જેમ કે દર્વીકર જાતના સર્પથી મંડલી જાતની સર્પિણીમાં ઉત્પન્ન થયેલા વૈકરંજનું વિષ વાયુ તથા પિત્તને પ્રકુપિત કરે છે ઇત્યાદિ ) હવે સમયો ઉપરથી સર્પોની જાતિની પરીક્ષા કહું છું ૧૧

रजन्याः पश्चिमे यामे सर्पाश्चित्राश्चरन्ति हि ।
शेषेष्वन्ये मण्डलिनो दिवा दर्वीकराः स्मृताः ॥१२

**સમયો ઉપરથી સર્પોની જાતિઓની પરીક્ષા**

રાજિમાન સર્પો રાત્રિના છેલ્લા પહોરમાં ફરે છે, મંડલી સર્પો રાત્રિના પહેલા, બીજા તથા ત્રીજા પહોરમાં ફરે છે અને દર્વીકર સર્પો દિવસે ફરે છે ૧૨

दर्वीकरास्तु तरुणा वृद्धा मण्डलिनस्तथा ।
राजिमन्तो वयोमध्ये जायन्ते मृत्युहेतवः ॥१३॥

**સર્પો કઈ ઉંમરે મરણના કારણરૂપ થાય?**

દર્વીકર સર્પો તરુણ ઉંમરના હોય, તો મરણના કારણરૂપ થાય છે, મંડલી સર્પો વૃદ્ધ ઉંમરના હોય તો મરણના કારણરૂપ થાય છે અને રાજિમાન સર્પો આધેડ ઉંમરના હોય, તો મરણના કારણરૂપ થાય છે ૧૩

नकुलाकुलिता बाला वारिविप्रहताः कृशाः ।
वृद्धा मुक्तत्वचो भीताः सर्पास्त्वल्पविषाः स्मृताः ॥

**સર્પો ઓછા વિષવાળા ક્યારે હોય છે?**

નોળિયાએ વ્યાકુળ કરી નાખ્યા હોય ત્યારે, બાળક હોય ત્યારે, જળ પડવાથી દુઃખી થયા હોય ત્યારે, કૃશ હોય ત્યારે, વૃદ્ધ હોય ત્યારે, કાંચળી ઉતારી નાખી હોય ત્યારે અને ભય પામેલા હોય ત્યારે સર્પો ઓછા વિષવાળા હોય છે

तत्र दर्वीकरा.—कृष्णसर्पो महाकृष्णः कृष्णोदरः श्वेतकपोतो महाकपोतो बलाहको महासर्पः शङ्खपालो लोहिताक्षो गवेधुकः परिसर्पः खण्डफणः ककुदः पद्मो महापद्मो दर्भपुष्पो दधिमुखः पुण्डरीको भ्रुकुटीमुखो विष्किरः पुष्पाभिकीर्णो गिरिसर्प ऋजुसर्पः श्वेतोदरो महाशिरा अलगर्द आशीविष इति । मण्डलिनस्तु—आदर्शमण्डलः श्वेतमण्डलो रक्तमण्डलश्चित्रमण्डलः पृषतो रोध्रपुष्पो मिलिन्दको गोनसो वृद्धगोनस. पनसो महापनसो वेणुपत्रकः शिशुको मदनः पालिहिरः पिङ्गलस्तन्तुक. पुष्पपाण्डुः षडङ्गोऽग्निको बभ्रु. कषायः कलुषः पारावतो हस्ताभरणश्चित्रक एणीपद इति । राजिमन्तस्तु—पुण्डरीको राजिचित्रोऽङ्गुलराजिर्बिन्दुराजिः कर्दमकस्तृणशोषकः सर्षपकः श्वेतहनुर्दर्भपुष्पश्चक्रको गोधूमकः किक्किसाद इति ।

બીજી પણ પિત્ત સંબંધી વેદનાઓ થાય છે.

**રાજિમાનના વિષથી** ચામડી વગેરે સફેદ થાય, શીતજ્વર આવે, રૂંવાડાં ઊભાં થાય, ગાત્રો સ્તબ્ધ, દંશમાં સોજો, ઘાટા કફનો સ્રાવ, વારંવાર ઊલટી, નેત્રોમાં ખરજ, કંઠમાં સોજો તથા ઘરઘરાટ થાય, શ્વાસ રોકાય, અંધકારમાં પ્રવેશ થાય અને બીજી પણ કફ સંબંધી તે તે વેદનાઓ થાય છે. ૧૭

पुरुषाभिदष्ट ऊर्ध्वं प्रेक्षतेऽधस्तात् स्त्रिया शिराश्चोत्तिष्ठन्ति ललाटे, नपुंसकाभिदष्टस्तिर्यक्प्रेक्षी भवति। गर्भिण्या पाण्डुमुखो ध्मातश्च। सूतिकया शूलार्तो रुधिरं मेहत्युपजिह्विका चास्य भवति॥

## નર, નારી, નપુંસક, ગર્ભિણી તથા સૂતિકાના દંશોનાં લક્ષણો

**નરજાતિસર્પ** કરડ્યો હોય તો રોગી ઊંચે જોયા કરે છે અને **નારીજાતિ સર્પ** કરડ્યો હોય, તો રોગી નીચે જોયા કરે છે; એના લલાટમાં શિરાઓ ઊપડે છે. **નપુંસકજાતિ સર્પ** કરડ્યો હોય, તો રોગી આડું જોયા કરે છે. **ગર્ભિણી સર્પિણી** કરડી હોય, તો મોઢું ફીકું થઈ જાય છે તથા પેટ ફૂલી જાય છે. **સુવાવડી સર્પિણી** કરડી હોય, તો શૂળ નીકળે છે, મૂત્રદ્વારમાંથી લોહી પડે છે અને ઉપજિહ્વિકા થાય છે. (ઉપજિહ્વિકાનું લક્ષણ નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયના ૩૮મા વિષયમાં જુઓ.) ૧૮

ग्रासार्थिनान्नं काङ्क्षति। वृद्धेन शनैर्मन्दा वेगाश्च। बालेनाशु मृदवश्च॥ १९॥

## આહાર ઇચ્છનારો, વૃદ્ધ તથા બાળકના દંશોનાં લક્ષણો

**આહારની ઇચ્છાવાળો સર્પ** કરડ્યો હોય, તો રોગીને અન્ન ખાવાની ઇચ્છા થાય છે, **વૃદ્ધ સર્પ** કરડ્યો હોય, તો વિષના વેગો ઘણીઘણી વારે તથા મંદમંદ થાય છે અને **બાળક સર્પ** કરડ્યો હોય તો વિષના વેગો તુરતતુરત થાય છે તથા કોમળકોમળ થાય છે. ૧૯

निर्विषेणाविषलिङ्गम्। अन्धाहिकेनान्धत्वमित्येके। ग्रसनादजगरः शरीरप्राणहरो न विषात्॥

## નિર્વિષ સર્પોના દંશોનું લક્ષણ

નિર્વિષ સર્પ કરડ્યો હોય, તો વિષનાં ચિહ્ન થતાં નથી અથવા ઓછાં થાય છે. કેટલાક કહે છે, કે 'અંધાહિક નામનો નિર્વિષ સર્પ કરડ્યો હોય, તો રોગી અંધ થઈ જાય છે.' અજગર નામનો નિર્વિષ સર્પ પ્રાણ લે છે ખરો પણ તે વિષથી લેતો નથી; પરંતુ ગળી જવાથી શરીર તથા પ્રાણ બંનેને લઈ લે છે. ૨૦

तत्र सद्यः प्राणहराहिदष्टः पतति शस्त्राशनिहत इव भूमौ, स्रस्ताङ्गः स्वपिति॥ २१॥

## તરત પ્રાણ લેનારા સર્પના દંશનાં ચિહ્નો

જેને તરત પ્રાણ લેનારો સર્પ કરડ્યો હોય, તે રોગી શસ્ત્ર તથા વીજળી પડવાથી હણાયેલાની પેઠે ઢીલાં અંગોવાળો થઈ પડી જાય છે અને મરી જાય છે. ૨૧

तत्र सर्वेषां सर्पाणां विषस्य सप्त वेगा भवन्ति॥ २२॥

## સર્પોના વિષના વેગોની સંખ્યા

સઘળા સર્પોના વિષના વેગો સાત થાય છે.

तत्र दर्वीकराणां प्रथमे वेगे विषं शोणितं दूषयति, तत्प्रदुष्टं कृष्णतामुपैति, तेन कार्ष्ण्यं पिपीलिकापरिसर्पणमिव चाङ्गे भवति। द्वितीये मांसं दूषयति, तेनात्यर्थं कृष्णता शोफो ग्रन्थयश्चाङ्गे भवन्ति। तृतीये मेदो दूषयति, तेन दंशक्लेदः शिरोगौरवं स्वेदश्चक्षुर्ग्रहणं च। चतुर्थे कोष्ठमनुप्रविश्य कफप्रधानान्दोषान्दूषयति, तेन तन्द्राप्रसेकसन्धिविश्लेषा भवन्ति। पञ्चमेऽस्थीन्यनुप्रविशति प्राणमग्निं च दूषयति, तेन पर्वभेदो हिक्का दाहश्च भवति। षष्ठे मज्जानमनुप्रविशति ग्रहणीं च [illegible] दूषयति, तेन गात्राणां गौरवमतीसारो

नेत्रजिह्वास्यशिरसः स्त्रियः, उभयलक्षणा मन्दविषा अक्रोधा नपुंसका इति ॥ १६ ॥

### સર્પોમાં નર, નારી અને નપુંસક જાતિ

જે સર્પોનાં નેત્રો, જીભો, મોઢું અને માથું મોટાં હોય તેઓ નરજાતિ ગણાય છે. જે સર્પોનાં નેત્રો, જીભો, મોઢું અને માથું ઝીણાં હોય તેઓ નારીજાતિ ગણાય છે. જે સર્પો નર તથા નારીનાં પણ લક્ષણોથી યુક્ત હોય, મંદ વિષવાળા હોય અને ક્રોધવગરના હોય તેઓ નપુંસકજાતિ ગણાય છે ૧૬

तत्र सर्वेषां सर्पाणां सामान्यत एव दष्टलक्षणं वक्ष्यामः। किं कारणं? विषं हि निशितनिस्त्रिंशाशनिहुतवहदेश्यमाशुकारि मुहूर्तमप्युपेक्षितमातुरमतिपातयति। न चावकाशोऽस्ति वाक्समूहमनुसर्तुम्। प्रत्येकमपि दष्टलक्षणेऽभिहिते सर्वत्रैविध्यं भवति। तस्मात्त्रैविध्यमेव वक्ष्यामः। एतद्ध्यातुरहितमसंमोहकरं च। अपि चात्रैव सर्वसर्पव्यञ्जनावरोधः। तत्र दर्वीकरविषेण त्वङ्नयननखदशनमूत्रपुरीषदंशकृष्णत्वं रौक्ष्यं शिरसो गौरवं सन्धिवेदना कटीपृष्ठग्रीवादौर्बल्यं जृम्भणं वेपथुः स्वरावसादो घुर्घुरको जडता शुष्कोद्गारः कासश्वासौ हिक्का वायोरूर्ध्वगमनं शूलोद्वेष्टनं तृष्णा लालास्रावः फेनागमनं स्रोतोऽवरोधस्तास्ताश्च वातवेदना भवन्ति। मण्डलिविषेण त्वगादीनां पीतत्वं शीताभिलाषः परिधूपनं दाहस्तृष्णा मदो मूर्च्छा ज्वरः शोणितागमनमूर्ध्वमधश्च मांसानामवशातनं श्वयथुर्दंशकोथः पीतरूपदर्शनमाशुकोपस्तास्ताश्च पित्तवेदना भवन्ति। राजिमद्विषेण शुक्लत्वं त्वगादीनां शीतज्वरो रोमहर्षः स्तब्धत्वं गात्राणामादंशशोफः सान्द्रकफप्रसेकश्छर्दिरभीक्ष्णमक्ष्णोः कण्डूः कण्ठे श्वयथुर्घुर्घुरक उच्छ्वासनिरोधस्तमःप्रवेशस्तास्ताश्च कफवेदना भवन्ति ॥

### દર્વીકર, મંડલી અને રાજિમાનના દંશોનાં લક્ષણો

સર્પોના ઉપર કહેલા એંશી ભેદોનો દર્વીકર આદિ મુખ્ય ત્રણ ભેદોમાં જ સમાવેશ ગણી લઈને સામાન્ય રીતે જ તેઓના દંશોનાં લક્ષણો કહીએ છીએ; કેમ કે વિષ સજાવેલી તરવાર જેવું, વીજળી જેવું તથા અગ્નિ જેવું ઝડપદાર હોવાથી, જો તેની જરાવાર પણ ઉપેક્ષા કરવામાં આવે, તો રોગીને મારી નાખે છે, અને એવી ઝડપમાં વૈદ્યને અનેક લક્ષણો તપાસવાનો અવકાશ મળે એમ નથી.

દરેકના દંશોનાં લક્ષણો કહીએ, તો પણ છેવટ દર્વીકર, મંડલી અને રાજિમાન એ ત્રણ ભેદો જ ઊભા રહે એમ છે, માટે એ ત્રણ ભેદોના દંશોનાં જ જુદાંજુદાં લક્ષણો કહીશું, કે જેથી વૈદ્યની બુદ્ધિમાં ભ્રમ ન થઈ જાય અને રોગીનું હિત થાય. એ ત્રણ ભેદોના દંશોનાં લક્ષણોમાં જ સઘળા ભેદોના દંશોનાં લક્ષણોનો સમાવેશ થઈ જાય છે; તેથી ચિકિત્સા કરવામાં પણ કમી બાકી રહી જાય એમ નથી.

દર્વીકરના વિષથી ચામડી, નેત્રો, નખો, દાંતો, મોઢું, મૂત્ર, વિષ્ઠા તથા દંશમાં કાળાશ તથા રૂક્ષતા થાય છે, માથું ભારે થાય છે, સાંધાઓમાં વેદના થાય, કમર, પીઠ તથા ડોક નિર્બળ થાય, બગાસાં આવ્યા કરે, કંપ થાય, અવાજ બેસી જાય, છાતીમાં તથા ગળામાં ઘરઘરાટ થયા કરે છે, અંગો જડ થાય, સૂકા ઓડકાર આવે, ખાંસી, શ્વાસ, હેડકી, થાય, વાયુ ઊંચો ચાલે, શૂળ નીકળે, ગાત્રો ભાંગે, તરસ લાગે, લાળ ઝર્યા કરે, ફીણ આવે, સ્રોતો રોકાય અને શૂળ-ચૂંક આદિ બીજી પણ વાયુ સંબંધી વેદનાઓ થાય છે.

મંડલીના વિષથી ચામડી વગેરે પીળાં થાય, શીતની ઇચ્છા થાય, સઘળાં અંગોમાં સંતાપ, દાહ, તરસ, ઘેન, મૂર્છા અને જ્વર ઉત્પન્ન થાય છે; મુખ તથા ગુદામાંથી લોહી નીકળે, માંસ તૂટી પડવા લાગે, સોજો થાય, દંશમાં સડો તથા દુર્ગંધી થાય, સઘળાં રૂપો પીળાં જોવામાં આવે, તુરત જ પ્રકોપ થાય અને [illegible]

છે અને કફને સૂક્ષ્મ સ્રોતોમાંથી ખસેડી નાખે છે; તેથી મોઢામાંથી કફની વાટ નીકળે છે, કમર તથા પીઠ ભાંગી જાય છે, સઘળી ચેષ્ટાઓનો નાશ થાય છે, લાળ તથા પસીનાની અત્યંત પ્રવૃત્તિ થાય છે અને શ્વાસ રુંધાઈ જાય છે. ૨૪

राजिमतां प्रथमे वेगे विषं शोणितं दूषयति, तत्प्रदुष्टं पाण्डुतामुपैति, तेन रोमहर्षः शुक्लावभासश्च पुरुषो भवति। द्वितीये मांसं दूषयति, तेन पाण्डुतात्यर्थं जाड्यं शिरःशोफश्च भवति। तृतीये मेदो दूषयति, तेन चक्षुर्ग्रहणं दंशक्लेदः स्वेदो घ्राणाक्षिस्रावश्च भवति। चतुर्थे कोष्ठमनुप्रविश्य मन्यास्तम्भं शिरोगौरवं चापादयति। पञ्चमे वाक्सङ्गं शीतज्वरं च करोति। षष्ठसप्तमयोःपूर्ववदिति ॥२५॥

## રાજિમાન સર્પોના વિષના સાત વેગોનાં લક્ષણો

કોઈ પણ રાજિમાન સર્પ કરડ્યો હોય, તો તેનું વિષ **પહેલા** વેગમાં લોહીને દૂષિત કરે છે અને દૂષિત થયેલું લોહી પાંડુપણાને પામે છે, તેથી રૂંવાડાં ઊભાં થઈ જાય છે અને શરીર ફીકા દેખાવવાળું થઈ જાય છે.

એ વિષ **બીજા** વેગમાં માંસને દૂષિત કરે કરે છે તેથી શરીરમાં અત્યંત ફીકાશ, જડતા અને માથામાં સોજો થાય છે.

એ વિષ **ત્રીજા** વેગમાં મેદને દૂષિત કરે છે, તેથી નેત્રો પકડાઈ જાય છે, દંશમાં ક્લેદ થાય છે, પસીનો વળે છે અને નાક તથા નેત્રોમાંથી સ્રાવ થાય છે.

એ વિષ **ચોથા** વેગમાં કોઠામાં પ્રવેશ કરીને ઓડને સ્તબ્ધ કરે છે અને માથું ભારે કરે છે.

એ વિષ **પાંચમા** વેગમાં વાણીની અટકાયત કરે છે અને શીતજ્વરને ઉત્પન્ન કરે છે.

એ વિષ **છઠ્ઠા** વેગમાં મજ્જાની અંદર પેસીને ગ્રહણીને દૂષિત કરે છે; તેથી ગાત્રો ભારે થાય છે, હૃદયમાં પીડા થાય છે, ઝાડા થાય છે અને મૂર્છા આવે છે.

એ વિષ **સાતમા** વેગમાં વીર્યની અંદર પ્રવેશ કરે છે, વ્યાનવાયુને અત્યંત પ્રકુપિત કરે છે અને કફને સૂક્ષ્મ સ્રોતોમાંથી ખસેડી નાખે છે; તેથી મોઢામાંથી કફની વાટ નીકળે છે, કમર તથા પીઠ ભાંગી જાય છે, સઘળી ચેષ્ટાઓનો નાશ થાય છે, લાળ તથા પસીનો ખૂબ આવે છે અને શ્વાસ રુંધાઈ જાય છે. ૨૫

भवन्ति चात्र ॥

धात्वन्तरेषु याः सप्त कलाः सम्परिकीर्त्तिताः।
तास्वेकैकामतिक्रम्य वेगं प्रकुरुते विषम् ॥ २६ ॥

## વિષના વેગો સાત જ શા કારણથી થાય છે

આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'શારીરસ્થાનના ગર્ભવ્યાકરણ-શારીર નામના ચોથા અધ્યાયના ચોથા વિષયમાં શરીરનું ધારણ કરનારા પદાર્થોનાં સ્થાનોમાં અંતરોમાં સીમાડાઓરૂપ જે સાત કળાઓ કહેલી છે, તેઓમાં અનુક્રમે એકએક કળાને ભેદી આગળ વધીને વિષ પોતાના એકએક વેગને કરે છે; એટલે કળાઓ સાત હોવાથી સાત-જ વેગો થાય છે.' (વિષ રસના તથા માંસના અંતરમાં રહેલી પહેલી કળાને ભેદીને આગળ વધે, ત્યારે પહેલો વેગ થાય છે, માંસ તથા રક્તના અંતરમાં રહેલી બીજી કળાને ભેદીને આગળ વધે, ત્યારે બીજો વેગ થાય છે, રક્ત તથા મેદના અંતરમાં રહેલી ત્રીજી કળાને ભેદીને આગળ વધે, ત્યારે ત્રીજો વેગ થાય છે, મેદ તથા કફના અંતરમાં રહેલી ચોથી કળાને ભેદીને આગળ વધે, ત્યારે ચોથો વેગ થાય છે, કફ તથા વિષ્ટાના અંતરમાં રહેલી પાંચમી કળાને ભેદીને આગળ વધે, ત્યારે પાંચમો વેગ થાય છે, વિષ્ટા તથા પિત્તના અંતરમાં રહેલી છઠ્ઠી કળાને ભેદીને આગળ વધે, ત્યારે છઠ્ઠો વેગ થાય છે અને [illegible] તથા વીર્યના અંતરમાં રહેલી સાતમી

हृत्पीडा मूर्छा च भवति । सप्तमे शुक्रमनुप्रविशति व्यानं चात्यर्थं कोपयति कफं च सूक्ष्मस्रोतोभ्यः प्रच्यावयति, तेन श्लेष्मवर्त्तिप्रादुर्भावः कटिपृष्ठभङ्गः सर्वचेष्टाविघातो लालास्वेदयोरतिप्रवृत्तिरुच्छ्वासनिरोधश्च भवति ॥ २३ ॥

દર્વીકરોના વિષના સાત વેગોનાં લક્ષણો

કોઈ પણ દર્વીકર સર્પ કરડ્યો હોય, તો તેનું વિષ પહેલા વેગમાં લોહીને દૂષિત કરે છે અને દૂષિત થયેલું લોહી કાળાશવાળું થઈ જાય છે, કે જેથી અંગ કાળું થઈ જાય છે અને જાણે અંગમાં કીડીઓ ચડી હોય એવું લાગે છે

એ વિષ બીજા વેગમાં માંસને દૂષિત કરે છે, તેથી અંગમાં અત્યંત કાળાશ થઈ જાય છે, સોજો ચડે છે અને ગ્રંથિઓ ઉત્પન્ન થાય છે.

એ વિષ ત્રીજા વેગમાં મેદને દૂષિત કરે છે, તેથી દંશમાં ક્લેદ થાય છે, માથામાં ભારેપણું થાય છે, પસીનો આવે છે અને નેત્રો પકડાઈ જાય છે

એ વિષ ચોથા વેગમાં કોઠામાં પેસી જઈને કફ આદિ દોષોને દૂષિત કરે, તેથી તંદ્રા થાય છે, કફનો સ્રાવ થાય છે અને સાંધાઓ જુદા પડી જાય છે.

એ વિષ પાંચમા વેગમાં અસ્થિઓની અંદર પેસીને પ્રાણ તથા અગ્નિને દૂષિત કરે છે, તેથી પર્વો તૂટે છે, હેડકી આવે છે અને બળતરા થાય છે.

એ વિષ છઠ્ઠા વેગમાં મજ્જાની અંદર પેસીને ગ્રહણીને (પિત્તધરા કળાને) દૂષિત કરે છે, તેથી ગાત્રો ભારે થાય છે, ઝાડા થાય છે, હૃદયમાં પીડા થાય છે અને મૂર્છા આવે છે

એ વિષ સાતમા વેગમાં વીર્યની અંદર પ્રવેશ કરે છે, વ્યાન વાયુને અત્યંત પ્રકુપિત કરે છે અને કફને સૂક્ષ્મ સ્રોતોમાંથી ખસેડી નાખે છે, તેથી મોઢામાંથી કફની વાટ નીકળે છે, કમર તથા પીઠ ભાંગી જાય છે, સઘળી ચેષ્ટાઓનો નાશ થાય છે, લાળ તથા પસીનો ખૂબ આવે છે અને શ્વાસ રુંધાઈ જાય છે २३

तत्र मण्डलिनां प्रथमे वेगे विषं शोणितं दूषयति, तत्तत्र प्रदुष्टं पीततामुपैति, तत्र परिदाहः पीतावभासता चाङ्गानां भवति । द्वितीये मांसं दूषयति, तेनात्यर्थं पीतता परिदाहो दंशे श्वयथुश्च भवति । तृतीये मेदो दूषयति, तेन पूर्ववच्चक्षुर्ग्रहणं तृष्णा दंशे क्लेदः स्वेदश्च । चतुर्थे कोष्ठमनुप्रविश्य ज्वरमापादयति । पञ्चमे परिदाहं सर्वगात्रेषु करोति । षष्ठसप्तमयोः पूर्ववत् ॥ २४ ॥

મંડલી સર્પોના વિષના સાત વેગોનાં લક્ષણો

કોઈ પણ મંડલિ સર્પ કરડ્યો હોય, તો તેનું વિષ પહેલા વેગમાં લોહીને દૂષિત કરે છે અને દૂષિત થયેલું લોહી પીળું થઈ જાય છે આ પ્રમાણે થવાથી અત્યંત બળતરા થાય છે અને અંગો પીળાશવાળાં દેખાય છે

એ વિષ બીજા વેગમાં માંસને દૂષિત કરે છે, તેથી અત્યંત પીળું થાય છે, ચોમેર બળતરા થાય છે અને દંશમાં સોજો થાય છે

એ વિષ ત્રીજા વેગમાં મેદને દૂષિત કરે છે, તેથી દર્વીકરના વિષના ત્રીજા વેગની પેઠે જ નેત્રો પકડાઈ જાય છે, તરસ લાગે છે, દંશમાં ક્લેદ થાય છે અને પસીનો વળે છે

એ વિષ ચોથા વેગમાં કોઠાની અંદર પ્રવેશ કરી પિત્તને દૂષિત કરીને જ્વર ઉત્પન્ન કરે છે

એ વિષ પાંચમા વેગમાં અસ્થિઓની અંદર પ્રવેશ કરી પ્રાણ તથા અગ્નિને દૂષિત કરી સર્વ ગાત્રોની અંદર ચોમેર બળતરા કરે છે

એ વિષ છઠ્ઠા વેગમાં મજ્જાની અંદર પેસીને ગ્રહણીને દૂષિત કરે છે, તેથી ગાત્રો ભારે થાય છે, ઝાડા થાય છે, હૃદયમાં પીડા થાય છે અને મૂર્છા આવે છે

એ વિષ સાતમા વેગમાં વીર્યની અંદર પ્રવેશ કરે છે, વ્યાનવાયુને અત્યંત પ્રકુપિત કરે

વિષ દેહમાં પ્રસરે નહિ. પાટો બાંધી શકાય નહિ, એવા પ્રદેશમાં સર્પદંશ થયો હોય, તો દંશને શસ્ત્ર વડે કાપીને અગ્નિથી ડાંભવો. (મંડલીસર્પોનો દંશ પૈત્તિક છે, માટે તેને ડાંભવો નહીં.) ૨

आचूषणच्छेददाहाः सर्वत्रैव तु पूजिताः ॥
प्रतिपूर्य मुखं वस्त्रैर्हितमाचूषणं भवेत् ।
स दष्टव्योऽथवा सर्पो लोष्टो वापि हि तत्क्षणम् ३

### દંશને ચૂસવા વગેરે સામાન્ય ઉપાયો

શરીરના ગમે તે પ્રદેશમાં સર્પદંશ થતાં તે દંશને મોઢાથી ચૂસવો, શસ્ત્રથી કાપવો અને અગ્નિથી ડાંભવો એ ઉત્તમ છે. ચૂસવો હોય ત્યારે મોઢાને વસ્ત્રથી પૂર્ણ કરીને પછી તેથી ચૂસવો એ હિતકારી છે; અથવા જે સર્પ કરડ્યો હોય તેને જ બટકું ભરવું અથવા ધરતીનું ઢેફું લઈને તે ઢેફાંને બટકું ભરવું. (વાગ્ભટ કહે છે કે બટકું ભર્યા પછી તુરત જ થૂંકનો અથવા કાનના મેલનો દંશની ઉપર લેપ કરી દેવો.) ૩

अथ मण्डलिना दष्टं न कथंचन दाहयेत् ।
स पित्तविषबाहुल्याद्दंशो दाहाद्विसर्पति ॥४॥

### મંડલીસર્પના દંશને ડાંભવો નહિ

જો મંડલી સર્પે દંશ કર્યો હોય, તો તે દંશને કદી પણ ડાંભવો નહીં; કેમકે મંડલીસર્પનો દંશ પિત્તનો પ્રકોપ કરનારા વિષથી ભરપૂર હોય છે; તેથી જો તેને ડાંભવામાં આવે, તો તે વધારે ફેલાય છે.૪

अरिष्टामपि मन्त्रैश्च बध्नीयान्मन्त्रकोविदः ।
सा तु रज्ज्वादिभिर्बद्धा विषप्रतिकरी मता ॥ ५ ॥

### મંત્રેલો પાટો ક્યાં બાંધવો ?

મંત્રો જાણનારા વૈદ્યે સર્પદંશની ઉપર ચાર આંગળને છેટે મંત્રોચ્ચારપૂર્વક પાટો બાંધવો; દોરી વગેરેથી બાંધેલો એ પાટો વિષની ગતિને અટકાવી દે છે. (ઉપરના બીજા વિષયમાં વસ્ત્રનો, ચામડાનો કે ઝાડની છાલનો પાટો બાંધવાનું કહ્યું છે.) ૫

देवब्रह्मर्षिभिः प्रोक्ता मन्त्राः सत्यतपोमयाः ।
भवन्ति नान्यथा क्षिप्रं विषं हन्युः सुदुस्तरम् ॥
विषं तेजोमयैर्मन्त्रैः सत्यब्रह्मतपोमयैः ।
यथा निवार्यते क्षिप्रं प्रयुक्तैर्न तथौषधैः ॥ ६ ॥

### મંત્રોની દિવ્ય શક્તિ

દેવતાઓએ તથા બ્રહ્મર્ષિઓએ કહેલા મંત્રો સત્યમય અને તપોમય છે; તેઓ અતિ દુસાધ્ય વિષનો પણ તુરત નાશ કરવામાં નિષ્ફળ થતા નથી; કેમ કે એ મંત્રો તેજોમય, સત્યમય, બ્રહ્મમય અને તપોમય છે; તેઓના પ્રયોગથી જેવું વિષનું નિવારણ થાય છે, તેવું ઔષધોના પ્રયોગથી પણ થતું નથી. ૬

मन्त्राणां ग्रहणं कार्यं स्त्रीमांसमधुवर्जिना ।
जिताहारेण शुचिना कुशास्तरणशायिना ॥
गन्धमाल्योपहारैश्च बलिभिश्चापि देवताः ॥
पूजयेन्मन्त्रसिद्ध्यर्थं जपहोमैश्च यत्नतः ॥ ७ ॥

### મંત્રોના ગ્રહણનો તથા સાધનનો વિધિ

સ્ત્રીપ્રસંગ, માંસ તથા મદ્યનો ત્યાગ કરી, આહારને નિયમિત રાખી, પવિત્ર રહી, દર્ભના બિછાના પર શયન કરવાનો નિયમ રાખી, ગુરુના મુખથી મંત્રોનું ગ્રહણ કરવું જોઈએ. ગ્રહણ કરેલા મંત્રને સિદ્ધ કરવા માટે ચંદનાદિક સુગંધીઓ પુષ્પો, નૈવેદ્યો, બલિદાનો, જપો અને હોમોથી પ્રયત્નપૂર્વક દેવતાઓનું પૂજન કરવું. ૭

मन्त्रास्त्वविधिना प्रोक्ता हीना वा स्वरवर्णतः ।
यस्मान्न सिद्धिमायान्ति तस्माद्योज्योऽगदक्रमः ॥

### ઔષધોથી પણ ચિકિત્સાની જરૂર

ગુરુએ વિધિ પાળ્યા વગર કહેલા, શિષ્યોએ વિધિ પાળ્યા વગર ગ્રહણ કરેલા અથવા કોઈ ઉદાત્ત આદિ સ્વરથી કે અકાર આદિ વર્ણથી રહિત ઉચ્ચારવામાં આવેલા મંત્રો સિદ્ધ થતા નથી; માટે કેવળ મંત્રો ઉપર ભરોંસો ન રાખતાં ઔષધોની યોજના પણ કરવી જોઈએ. ૮

समन्ततः शिरा दंशाद्विध्येत्तु कुशलो भिषक् ।
शाखाग्रे वा ललाटे वा वेध्यास्ता विसृते विषे ।

કળાને ભેદીને આગળ વધે, ત્યારે સાતમો વેગ થાય છે. જે કળા વિષ્ટા ધરનારી છે, તે જ અસ્થિને ધરનારી છે, તેથી પાંચમા વેગમાં અસ્થિની અંદર પ્રવેશ કરવાનું કહ્યું છે અને જે કળા પિત્તને ધરનારી છે, તે જ મજ્જાને ધરનારી છે તેથી છઠ્ઠા વેગમાં મજ્જાની અંદર પ્રવેશ કહેલ છે. ડલ્હન) ૨૬

येनान्तरेण हि कलां कालकल्पं भिनत्ति हि ।
समीरणेनोह्यमानं तत्तु वेगान्तरं स्मृतम् ॥ २७ ॥

### બબ્બે વેગોના મધ્યનું કારણ

વાયુએ પ્રેરાતું કાળ જેવું વિષ જેટલા અંતરથી કળાને ભેદે છે, તે અંતર બબ્બે વેગોનું મધ્ય કહેવાય છે, એટલે ભૂતવેગના અને ભવિષ્ય-વેગના મધ્યમાં જે સમય રહે છે, તે સમય બબ્બે વેગોનુ મધ્ય ગણાય છે. ૨૭

श्वनाङ्गः प्रथमे वेगे पशुर्ध्यायति दुःखितः ।
लालास्रावो द्वितीये तु कृष्णाङ्गः पीड्यते हृदि ।
तृतीये च शिरोदुःखं कण्ठग्रीवं च भज्यते ।
चतुर्थे वेपते मूढः खादन्दन्ताञ्जहात्यसून् ॥
केचिद्वेगत्रयं प्राहुरन्तं चैतेषु तद्विदः ॥ २८ ॥

### પશુઓને વિષના ચાર જ વેગો અને તેમનાં લક્ષણો

જેને વિષબંધ થયો હોય, તે પશુ વિષનો પહેલો વેગ લાગે,ત્યારે અંગમાં સોજાવાળો તથા દુખિત થઈને ધ્યાન કર્યા કરે છે બીજો વેગ લાગે, ત્યારે લાળને સ્રવે છે, કાળાં અંગવાળો થઈ જાય છે તથા હૃદયમાં પીડાય છે ત્રીજો વેગ લાગે, ત્યારે માથાના દુઃખથી પીડાય છે તથા ભાંગેલી ડોકવાળો થઈ જાય છે, અને ચોથો વેગ લાગે ત્યારે મૂઢ થઈ જાય છે, દાંતો કરડે છે તથા પ્રાણમુક્ત થઈ જાય છે કેટલાક વિદ્વાનો કહે છે કે 'પશુઓને વિષના ત્રણ વેગો જ થાય છે અને ત્રણ વેગો થતાં જ તેઓનુ મરણ થાય છે' ૨૮

ध्यायति प्रथमे वेगे पक्षी मुह्यत्यतःपरम् ॥
द्वितीये विह्वलः प्रोक्तस्तृतीये मृत्युमृच्छति ।
केचिदेकं विहङ्गेषु विषवेगमुशन्ति हि ॥२९॥

### પક્ષીઓને વિષના ત્રણ જ વેગો અને તેમનાં લક્ષણો

જેને વિષસંબંધ થયો હોય, તે પક્ષી વિષનો પહેલો વેગ લાગે, ત્યારે મૂઢ બની જાય છે, બીજો વેગ લાગે, ત્યારે વિહ્વળ થઈ જાય છે અને ત્રીજો વેગ લાગે ત્યારે મરણ પામે છે. કેટલાક કહે છે કે 'પક્ષીને વિષનો એક જ વેગ થાય છે અને તેમાં તે મરી જાય છે.' ૨૯

मार्जारनकुलादीनां विषं नातिप्रवर्त्तते ॥३०॥

### કેટલાંક પ્રાણીઓને વિષ ઓછું ચઢે છે

બિલાડાં તથા નોળિયાં વગેરે પ્રાણીઓનાં શરીરોમાં સ્વભાવથી જ વિષ બહુ ચડતું નથી.

## અધ્યાય ૫મો

अथातः सर्पदष्टविषचिकित्सितं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સર્પદષ્ટવિષ ચિકિત્સિત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

सर्वैरेवादितः सर्पैः शाखादष्टस्य देहिनः ।
दंशस्योपरि बध्नीयादरिष्टाश्चतुरङ्गुले ॥
प्लोतचर्मान्तवल्कानां मृदुनान्यतमेन च ।
न गच्छति विषं देहमरिष्टाभिर्निवारितम् ।
दहेद्दंशमथोत्कृत्य यत्र बन्धो न जायते ॥२॥

### સર્પદંશ પછી તાત્કાલિક ઉપાયો

જેને કોઈ પણ સર્પ, હાથપગ વગેરે શાખાઓમાં કરડેલ હોય, તે માણસને દંશથી ઉપર ચાર આંગળને છેટે કોમળ વસ્ત્ર, ચામડું કે ઝાડની છાલનો પાટો મંત્રીને બાંધી દેવો, કે જેથી લોહી ઉપરના ભાગોમાં ચડતું અટકતાં

૧ સર્પના દંશના ઝેરની ચિકિત્સાઓ કહેવા વિશે

काकोल्यादिर्हितः षष्ठे पेयश्च मधुरो गणः ।
हितोऽवपीडे त्वगदः सप्तमे विषनाशनः ॥ १३ ॥

### મંડલીઓના વિષના દરેક વેગની ચિકિત્સા

મંડલીના વિષનો **પહેલો** વેગ લાગે, ત્યારે દર્વીકરના વિષના પહેલા વેગના જેવી જ ચિકિત્સા કરવી; એટલે લોહીનું સ્રાવણ કરવું. **બીજો** વેગ લાગે, ત્યારે મધ તથા ઘીની સાથે અગદ પાવો તથા વમન કરાવીને આ સ્થાનના બીજા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલી રાબ પાવી. **ત્રીજો** વેગ લાગે, ત્યારે તીક્ષ્ણ ઔષધોથી વમન કરાવીને ઉપર કહેલી હિતકારી રાબ પાવી. **ચોથા** તથા **પાંચમા** વેગમાં દર્વીકરના ચોથા તથા પાંચમા વેગના જેવી જ ચિકિત્સા કરવી. **છઠ્ઠો** વેગ લાગે ત્યારે કાકોલ્યાદિ મધુર ગણ પાવો તથા મહાગદ આદિ અગદો, કે જેઓ આ અધ્યાયમાં કહેવામાં આવશે, તેઓમાંનો તીક્ષ્ણ અગદ પાવો અને **સાતમો** વેગ લાગે, ત્યારે પ્રથમના પાઠ્યા પછી વિષનો નાશ કરનારા તીક્ષ્ણ અગદનું અવપીડ નસ્ય દેવું. (દર્વીકરના વિષના સાતમા વેગમાં જે ખાસ ચિકિત્સા કહી છે, તે કરવી પણ યોગ્ય છે.) ૧૩

अथ राजिमतां वेगे प्रथमे शोणितं हरेत् ।
अगदं मधुसर्पिर्भ्यां संयुक्तं पाययेत च ॥
वान्तं द्वितीये त्वगदं पाययेद्विषनाशनम् ।
तृतीयादिषु त्रिष्वेव विधिर्दार्वीकरो हितः ॥
षष्ठेऽञ्जनं तीक्ष्णतममवपीडश्च सप्तमे ॥ १४ ॥

### રાજિમાનોના વિષના દરેક વેગની ચિકિત્સા

રાજિમાનના વિષનો **પહેલો** વેગ લાગે, ત્યારે લોહીનું સ્રાવણ કરવું અને મધ તથા ઘીથી મિશ્ર કરેલો અગદ પાવો. **બીજો** વેગ લાગે, ત્યારે વમન કરાવીને વિષનો નાશ કરનારો અગદ પાવો. **ત્રીજા, ચોથા** તથા **પાંચમા** વેગમાં દર્વીકરના વિષના એ વેગોમાં જે ચિકિત્સા કહી છે, તેજ કરવી. **છઠ્ઠો** વેગ લાગે, ત્યારે અતિ તીક્ષ્ણ અંજનની તથા અવપીડ નસ્યની યોજના કરવી અને **સાતમો** વેગ લાગે, ત્યારે પણ એ પ્રમાણે જ કરવું તથા દર્વીકરના વિષના સાતમા વેગમાં જે ખાસ ચિકિત્સા કહી છે, તે પણ કરવી. ૧૪

गर्भिणीबालवृद्धानां शिराव्यधविवर्जितम् ।
विषार्त्तानां यथोद्दिष्टं विधानं शस्यते मृदु ॥१५॥

### ગર્ભિણી, બાળક તથા વૃદ્ધ માટે વિષની ચિકિત્સામાં કાંઈક ભેદ

ગર્ભિણી, બાળક કે વૃદ્ધને વિષની પીડા થઈ હોય, તો શિરાઓનો વેધ ન કરતાં બીજી સઘળી ઉપર કહેલી ચિકિત્સા કરવી, પણ તે કોમળ કરવી, એ ઉત્તમ છે. ૧૫

रक्तावसेकाञ्जनानि नरतुल्यान्यजाविके ॥
गवाश्वयोश्च द्विगुणं त्रिगुणं महिषोष्ट्रयोः ।
चतुर्गुणं तु नागानां केवलं सर्वपक्षिणाम् ।
परिषेकान्प्रदेहांश्च सुशीतानवचारयेत् ॥ १६ ॥

### પશુપક્ષીઓ માટે વિષની ખાસ ચિકિત્સા

બકરું કે ગાડર વિષથી પીડિત થયેલ હોય, તો માણસ માટે રુધિરસ્રાવણની તથા અંજનની જે માત્રા છે, તેજ માત્રા તેઓના રુધિરસ્રાવણમાં તથા અંજનમાં લેવી. બળદ, ગાય કે ઘોડો વિષથી પીડિત થયેલ હોય, તો રુધિરસ્રાવણમાં તથા અંજનમાં બમણા વજનની માત્રા લેવી. પાડો કે ઊંટ વિષથી પીડિત થયેલ હોય, તો રુધિરસ્રાવણમાં તથા અંજનમાં ત્રણગણા વજનની માત્રા લેવી. હાથીઓ વિષથી પીડિત થયેલ હોય, તો રુધિરસ્રાવણમાં તથા અંજનમાં ચોગણા વજનની માત્રા લેવી. (આ પ્રમાણે જ બીજા ઉપચારોમાં યોગ્ય માત્રાઓ ગોઠવી લેવી.) પક્ષીઓ વિષથી પીડિત થયેલ હોય, તો તેઓને કેવળ અતિ શીતળ સિંચનો તથા લેપો જ કરવા. ૧૬

रक्ते निर्ह्रियमाणे तु कृत्स्नं निर्ह्रियते विषम् ।
तस्माद्विस्रावयेद्रक्तं सा ह्यस्य परमा क्रिया ॥९॥

सर्पदंशमां लोहीना स्रावणनी जरूर

प्रवीण वैद्ये दंशनी चोतरफनी शिराओने शस्त्रथी वींधवी अने विष शरीरमां फेलाई गयुं होय, तो हाथपग वगेरे शाखाओना अग्रमां अथवा ललाटमां शिराओने वींधवी. लोहीनुं स्रावण थवाथी सघळा विषनुं स्रावण थई जाय छे; माटे लोहीनुं स्रावण करवुं, ए विषनी सर्वोत्तम चिकित्सा छे. ९

समन्तादगदैर्दंशं प्रच्छयित्वा प्रलेपयेत् ।
चन्दनोशीरयुक्तेन वारिणा परिषेचयेत् ॥
पाययेतागदांस्तांस्तान् क्षीरक्षौद्रघृतादिभिः।
तदलाभे हिता वा स्यात्कृष्णा वल्मीकमृत्तिका ॥
कोविदारशिरीषार्ककटभीर्वापि भक्षयेत् ॥ १० ॥

सर्पोनां विषोनी सामान्य चिकित्सा

दंशने शस्त्रथी टोचीने चोमेर विषघ्न ओषधोनो लेप करवो, चंदन तथा वाळाथी मिश्र करेला जळनुं सिंचन करवुं अने दूध, मध, तथा घी वगेरे साथे एकएक तोलाभार ते ते औषधो पावां. औषधो हाजर न होय, तो राफडानी काळी माटी पावी अथवा कांचनार, सरसडियो, आकडो, धोळी गरणी अने वापुंगां खवडाववां. १०

न पिबेत्तैलकौलत्थमद्यसौवीरकाणि च ॥
द्रवमन्यत्तु यत्किञ्चित्पीत्वा पीत्वा तदुद्वमेत् ।
प्रायो हि वमनेनैव सुखं निर्ह्रियते विषम् ॥ ११ ॥

अमुक प्रवाही विना बीजां प्रवाही पाईने वमन कराववुं

तेल, कळथीनो रस, मध के सौवीरक नहि पातां बीजां गमे ते प्रवाही पाईने वमन कराववुं. विष घणुं करीने वमन कराववाथी ज अनायासे हरी शकाय छे. ११

फणिनां विषवेगे तु प्रथमे शोणितं हरेत् ।
द्वितीये मधुसर्पिर्भ्यां पाययेतागदं भिषक् ॥
नस्यकर्माञ्जने युञ्ज्यात्तृतीये विषनाशने ।
वान्तं चतुर्थे पूर्वोक्तां यवागूमथ दापयेत् ॥
शीतोपचारं कृत्वादौ भिषक्पञ्चमषष्ठयोः ।
दापयेच्छोधनं तीक्ष्णं यवागूं चापि कीर्तिताम् ॥
सप्तमे त्ववपीडेन शिरस्तीक्ष्णेन शोधयेत् ।
तीक्ष्णमेवाञ्जनं दद्यात्तीक्ष्णशस्त्रेण मूर्ध्नि च ॥
कृत्वा काकपदं चर्म सासृग्वा पिशितं क्षिपेत् ॥१२॥

दर्वीकरोना विषना दरेक वेगनी चिकित्सा

वैद्ये, दर्वीकरोना विषनो पहेलो वेग लागे त्यारे लोहीनुं स्रावण करवुं, बीजो वेग लागे त्यारे मध तथा घी साथे अगद पावो, त्रीजो वेग लागे त्यारे विषने नष्ट करनारां द्रव्यनुं नस्य देवुं तथा अंजन आंजवुं, चोथो वेग लागे त्यारे वमन करावी आ स्थानना बीजा अध्यायना १५मा विषयमां कहेली राब पावी, पांचमा तथा छठ्ठा वेगमां प्रथम शीतोपचार करीने पछी तीक्ष्ण शोधन देवुं तथा उपर कहेली राब पण देवी अने सातमो वेग लागे, त्यारे प्रथम ना पाडया पछी तीक्ष्ण अवपीड नस्यथी माथानुं शोधन करवुं, तीक्ष्ण अंजन आंजवुं तथा तीक्ष्ण शस्त्र वडे माथामां कागडाना पग जेवा आकारवाळो छेरो करीने तेमां बीजा प्राणीना लोहीवाळुं मांस के चामडुं नाखवुं. (बीजा प्राणीना लोहीवाळुं मांस के चामडुं नाखवाथी विषनुं ते मांसमां के चामडामां संक्रमण थाय छे. आ स्थानना २जा अध्यायनो १४मो विषय वांचो.) १२

पूर्वे मण्डलिनां वेगे दर्वीकरवदाचरेत् ॥
अगदं मधुसर्पिर्भ्यां द्वितीये पाययेत च ।
वामयित्वा यवागूं च पूर्वोक्तामथ दापयेत् ॥
तृतीये शोधितं तीक्ष्णैर्यवागूं पाययेद्धिताम् ।
चतुर्थे पञ्चमे वापि दर्वीकरवदाचरेत् ॥

પાવો. (આ દહીં વગેરેનું પાન જ્યારે વિષનો વેગ આવે, ત્યારે અનાયાસે વમન થવા માટે છે.)

રોગી પિત્તને પ્રકુપિત કરનારા વિષથી પીડાયેલો હોય તથા પિત્તપ્રકૃતિવાળો હોય, ઋતુ ગરમ હોય અને તરસ, દાહ, ઘામ તથા મોહ વધી રહ્યાં હોય, તો વૈદ્યે સાવધાની રાખી શીતળ સ્પર્શોથી, શીતળ સ્નાનોથી તથા શીતળ લેપોથી ચિકિત્સા કરવી.

રોગી કફને પ્રકુપિત કરનારા વિષથી પીડાયેલો હોય તથા કફપ્રકૃતિવાળો હોય, ઋતુ શીત હોય, શીતલ સિંચનોથી અતિ દુઃખ થતું હોય અને મૂર્છા તથા મદ ઉત્પન્ન થયેલ હોય, તો તીક્ષ્ણ વમનદ્રવ્યોથી ઊલટી કરાવવી.

વિષના સંબંધવાળો માણસ કોઠાની બળતરાથી, વેદનાથી, આફરાથી, મૂત્રની તથા વિષ્ટાની અટકાયતથી, અધોવાયુની અટકાયતથી તથા પિત્તથી પીડાતો હોય, તો વિરેચન અને વિરેચનબસ્તિની યોગ્ય યોજના કરવી.

વિષથી પીડાયેલો માણસ નિદ્રાથી ઘેરાતો હોય, ફીકો તથા મલિન નેત્રોવાળો થઈ ગયો હોય તથા વિકૃત રીતે જોયા કરતો હોય અને આંખોના ડોળા સોજાથી સૂજી ગયા હોય, તો અંજનો આંજવાની યોજના કરવી.

વિષથી પીડાયેલા માણસને માથામાં પીડા થતી હોય, શરીરમાં ભારેપણું થયું હોય, આલસ્ય ઉત્પન્ન થતું હોય, હડપચી સ્તબ્ધ થઈ ગઈ હોય, તો તુરત શિરોવિરેચન દેવું.

વિષથી પીડાયેલા માણસનું ભાન જતું રહ્યું હોય, આંખો ફાટી ગઈ હોય અને ડોક ભાંગી ગઈ હોય, તો શિરોવિરેચન (માથાને ખાલી કરનારાં) તીક્ષ્ણ ચૂર્ણોનાં પ્રધમન નસ્યો દેવાં તથા તે માણસના હાથપગની અને લલાટની શિરાઓનો તુરત વેધ કરવો. શિરાઓમાંથી લોહીનો સ્રાવ ન થાય, તો શસ્ત્રક્રિયા જાણનારા વૈદ્યે શસ્ત્ર વડે તે માણસના માથામાં કાગડાના પગ જેવા આકારવાળો વ્રણ કરવો. આમ કરવાથી તે શિરાઓમાંથી લોહીનો સ્રાવ થાય છે. પછી એ વ્રણમાં લોહીવાળું ચામડું અથવા માંસ નાખવું, કે જેથી તે ચામડામાં અથવા માંસમાં વિષનું સંક્રમણ થાય; અથવા તે વ્રણમાં પ્રવીણ વૈદ્યે ભોજપત્રના ઝાડનો ગુંદર કે ચૂર્ણ ભરવું. એ માણસની બાજુઓમાં જેઓને અગદોનો લેપ (આ અધ્યાયનો ૨૮મો વિષય તથા આ સ્થાનના ૭મા અધ્યાયનો બીજો વિષય જુઓ.) કર્યો હોય એવાં મોટાં નગારાં પણ વગડાવવાં. ભાન આવે, ત્યારપછી એ માણસને વમનવિરેચનોરૂપ શોધનોથી શુદ્ધ કરવો. વિષ, કે જે અત્યંત દુર્જય (જીતવું અશક્ય) છે, તે જરા પણ બાકી ન રહે, એવી રીતે તેનું સ્રાવણ કરવું; કેમ કે વિષ જરા પણ બાકી રહી ગયું હોય, તો પાછું વેગ કરવાને સમર્થ થાય છે અથવા ગ્લાનિ, ફીકાશ, જ્વર, ખાંસી, માથાની વેદના, સોજો, શોષ, સળેખમ, તિમિર, અરુચિ અને પીનસ-રોગોને ઉત્પન્ન કરે છે. વિષના બાકી રહી જવાથી એ રોગો ઉત્પન્ન થયા હોય, તો દોષો અનુસાર તેઓની પણ ચિકિત્સા કરવી અને વેગો થવા લાગે, તો તેઓની પણ આ અધ્યાયના ૧૨,૧૩ તથા ૧૪મા વિષયોમાં કહ્યા પ્રમાણે યોગ્ય ચિકિત્સા કરવી. ૨૦

### પાટો બાંધવાથી જામી ગયેલા લોહીની ચિકિત્સા

પછી મંત્રોચ્ચારપૂર્વક બાંધેલા પેલા પાટાને છોડી નાખી, તે પ્રદેશ પર નિશાની કરી, શસ્ત્રથી ટોચા દઈ, તે ઉપર વિષને હણનારા અગદોનો લેપ કરવો, જેથી વિષના સંબંધવાળું લોહી ઝરી જાય. એ લોહી જામેલું જ રહે, તો ફરીવાર વેગ કરવા સમર્થ થાય છે. ૨૧

एवं क्रियाक्रमैर्मन्त्रैरोषधीभिश्च यत्नतः ।
विषे हृतगुणे देहाद्यदा दोषः प्रकुप्यति ॥
तदा पवनमुद्वृत्तं स्नेहाद्यैः समुपाचरेत् ।

पापकं त्वञ्जनस्येष्टं द्विगुणं नस्यतो हितम् ।
पाने चतुर्गुणं दद्यं वमनेऽष्टगुणं पुनः ॥ १७ ॥

## વિષની બાબતમાં અંજનાદિકની માત્રાઓ

અંજન પાંચ અથવા ૭ ચણોઠીભાર અંજવું, નસ્ય તેની માત્રાથી બમણું દેવું, પીવાનું ઔષધ તેની માત્રાથી ચોગણું દેવું અને વમનનું ઔષધ તેની માત્રાથી આઠગણું દેવું. (ડલ્હન તો એમ કહે છે, કે તેઓની માત્રાઓનાં જે મોટાં વજનો છે, તે વજનોની માત્રાઓનું ગ્રહણ કરવું, એટલે કલ્ક, મોદક અને ચૂર્ણની માત્રા ચારચાર તોલાભાર દેવી, રુધિરસ્રાવણની માત્રા છપ્પન તોલાભારની સમજવી અને ક્વાથની માત્રા સોળ તોલાભાર દેવી, ઇત્યાદિ.) ૧૭

देशप्रकृतिसात्म्यर्तुविषवेगबलाबलम् ।
प्रधार्य निपुणो बुद्ध्या ततः कर्म समाचरेत् ॥१८॥

## વિષની ચિકિત્સામાં દેશાદિકનો વિચાર કરવાની સૂચના

પ્રવીણ વૈદ્યે દેશ, અંગ, પ્રકૃતિ, સાત્મ્ય, ઋતુ, વિષ તથા તેના વેગના બલાબલનો બુદ્ધિથી સંપૂર્ણ નિશ્ચય કરીને પછી વિષની ચિકિત્સા કરવી.

वेगानुपूर्व्यमित्येतत्कर्मोक्तं विषनाशनम् ।
कर्मावस्थाविशेषेण विषयोरुभयोः शृणु ॥ १९ ॥

## વેગોનો ઉપસંહાર અને વિષની ચિકિત્સાનો ઉપક્રમ

વેગોના અનુક્રમને અનુસરી વિષનો નાશ કરનારી આ ચિકિત્સા કહી, હવે તે તે સ્થિતિને લગતી બન્ને પ્રકારના (સ્થાવર તથા જંગમ) વિષોની ચિકિત્સા કહું છું, તે સાંભળો. ૧૯

विवर्णे कठिने शूने सरुजेऽङ्गे विषार्दिते ॥
तूर्णं विस्रावणं कार्यमुक्तेन विधिना ततः ।
क्षुधार्त्तमनिलप्रायं तद्विषार्त्तं समाहितः ॥
पाययेद्दधि तक्रं वा सर्पिः क्षौद्रं तथा रसम् ।
तृड्दाहघर्मसंमोहे पैत्तं पैत्तविषातुरम् ॥
शीतैः संवाहनस्नानप्रदेहैः समुपाचरेत् ।
शीते शीतप्रसेकार्त्तं श्लैष्मिकं कफकृद्विषम् ॥
वामयेद्वमनैस्तीक्ष्णैस्तथा मूर्छामदान्वितम् ।
कोष्ठदाहरुजाध्मानमूत्रसङ्गरुगन्वितम् ॥
विरेचयेच्छकृद्वायुसङ्गपित्तातुरं नरम् ।
शूनाक्षिकूटं निद्रार्त्तं विवर्णाविललोचनम् ॥
विकृतं चापि पश्यन्तमञ्जनैः समुपाचरेत् ।
शिरोरुग्गौरवालस्यहनुस्तम्भगलग्रहे ॥
शिरो विरेचयेत्क्षिप्रं मन्यास्तम्भे च दारुणे ।
नष्टसंज्ञं विवृत्ताक्षं भग्नग्रीवं विरेचनैः ॥
चूर्णैः प्रधमनैस्तीक्ष्णैर्विषार्त्तं समुपाचरेत् ।
ताडयेच्च शिराः क्षिप्रं तस्य शाखाललाटजाः ॥
तास्वप्रसिच्यमानासु मूर्ध्नि शस्त्रेण शस्त्रवित् ।
कुर्यात्काकपदाकारं व्रणमेवं स्रवन्ति ताः ॥
सरक्तं चर्म मांसं वा निक्षिपेचास्य मूर्ध्नि च ।
चर्मवृक्षकषायं वा चूर्णं वा कुशलो भिषक् ॥
वादयेचागदैर्लिप्तान् दुन्दुभींस्तस्य पार्श्वयोः ।
लब्धसंज्ञं पुनश्चैनमूर्ध्वं चाधश्च शोधयेत् ॥
निःशेषं निर्हरेच्चैवं विषं परमदुर्जयम् ।
अल्पमप्यवशिष्टं हि भूयो वेगाय कल्पते ॥
कुर्याद्वा सादवैवर्ण्ये ज्वरकासशिरोरुजः ।
शोफशोषप्रतिश्यायतिमिरारुचिपीनसान् ॥
तेषु चापि यथादोषं प्रतिकर्म प्रयोजयेत् ।
विषार्त्तोपद्रवांश्चापि यथास्वं समुपाचरेत् ॥ २० ॥
अथारिष्टां विमुच्याशु प्रच्छयित्वाङ्कितं तथा ।
दिह्यात्तत्र विषं स्कन्नं भूयो वेगाय कल्पते ॥ २१ ॥

## વિષથી થયેલી સ્થિતિને લગતી ચિકિત્સા

વિષથી પીડાયેલું અંગ ફિક્કું, કઠણ, સોજાવાળું તથા વેદનાવાળું હોય, તો શારીરસ્થાનના આઠમા અધ્યાયમાં કહેલા વિધિ પ્રમાણે તુરત જ લોહીનું સ્રાવણ કરવું.

રોગી વાયુને પ્રકુપિત કરનારા વિષથી પીડાયેલો હોય, ભૂખથી ગભરાયેલો હોય અને વાયુપ્રકૃતિવાળો હોય, તો તેને વૈદ્યે સાવધાની રાખીને દહીં, છાશ, ઘી, મધ કે માંસનો રસો

તેઓના વ્રણો સડેલા દુર્ગંધી માંસવાળા હોય છે.

આવા લોકોના વ્રણોના સડેલાં માંસોને યુક્તિથી કાઢી નાખી, જળો મૂકવાથી લોહી કાઢી ઊલટીથી તથા વિરેચનથી તુરત જ દોષો દૂર કરી વ્રણો ઉપર વડ વગેરે ક્ષીરિવૃક્ષોની છાલોના ક્વાથોનું સારી રીતે સિંચન કરવું અને પછી તે વ્રણો ઉપર સૂક્ષ્મ વસ્ત્રો રાખી વિષને હણનારાં શીતળ દ્રવ્યોના ઘીમાં કાલવેલા લેપો કરવા. ૨૪

भिन्नेऽस्थ्ना वै दुष्टजातेन कार्यः ।
पूर्वो मार्गः पैत्तिके यो विषे च ॥ २५ ॥

## વિષવાળાં પ્રાણીઓનાં હાડકાં વગેરેથી થયેલા વ્રણની ચિકિત્સા

હાડકાં વગેરેમાં વિષવાળાં પ્રાણી, કે જેઓ આ સ્થાનના ત્રીજા અધ્યાયના ત્રીજા વિષયમાં કહેલાં છે, તેઓનાં હાડકાં વગેરેથી વ્રણ થયો હોય, તો ઉપરના ૨૪મા વિષયમાં કહેલી ચિકિત્સા કરવી અને પૈત્તિક વિષ ઉપર જે ચિકિત્સા કહી છે, તે પણ કરવી.૨૫

त्रिवृद्विशल्ये मधुकं हरिद्रे
रक्ता नरेन्द्रो लवणश्च वर्गः ।
कटुत्रिकं चैव विचूर्णितानि
शृङ्गे निदध्यान्मधुसंयुतानि ॥
एषोऽगदो हन्ति विषं प्रयुक्तः
पानाञ्जनाभ्यञ्जननस्ययोगैः ।
अवार्यवीर्यो विषवेगहन्ता
महागदो नाम महाप्रभावः ॥ २६ ॥

## અગદકોશ
## મહાગદ નામનો અગદ

નસોતર, નાનો નેપાળો, જેઠીમધ, હળદર, દારુહળદર, મજીઠ, ગરમાળો, સૈંધવ આદિ લવણવર્ગ, (સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયનો ૧૩મો વિષય જુઓ.) સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ કરી મધમાં કાલવી તેને ગાયના શિંગડામાં ભરી, ગાયના શિંગડાનો જ દાટો દઈ એક પખવાડિયા સુધી રાખી મૂકવું; એટલે મહાગદ નામનો અગદ સિદ્ધ થાય છે. પીવામાં, અંજનમાં, અભ્યંગમાં તથા નસ્યમાં આ અગદનો પ્રયોગ કરાય, તો તે અગદ વિષને હણે છે આ મહાગદની શક્તિ ક્યાંય પાછી પડતી નથી; તે મોટા પ્રભાવવાળો અને વિષના વેગને હણનાર છે. ૨૬

विडङ्गपाठात्रिफलाजमोदा-
हिङ्गूनि वक्रं त्रिकटूनि चैव ।
सर्वश्च वर्गो लवणश्च सूक्ष्मः
सचित्रकः क्षौद्रयुतो निधेयः ॥
शृङ्गे गवां शृङ्गमयेन चैव
प्रच्छादितः पक्षमुपेक्षितश्च ॥
एषोऽगदः स्थावरजङ्गमानां
जेता विषाणामजितो हि नाम्ना ॥२७॥

## અજિત નામનો અગદ

વાવડિંગ, કાળીપાડ, ત્રિફળા, અજમોદ, હિંગ, તગર, સૂંઠ, મરી, પીપર, (સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયના ૧૩મા વિષયમાં કહેલો) સઘળો લવણવર્ગ અને ચિત્રકનું બારીક ચૂર્ણ કરી મધમાં કાલવી તેને ગાયના શિંગડાનો જ દાટો દઈ એક પખવાડિયા સુધી રાખી મૂકવું; એટલે **અજિત** નામનો અગદ સિદ્ધ થાય છે. આ અગદ સઘળાં સ્થાવરજંગમ વિષોને જીતનારો છે. ૨૭

प्रपौण्डरीकं सुरदारु मुस्ता
कालानुसार्या कटुरोहिणी च ।
स्थौणेयकध्यामकपद्मकानि
पुन्नागतालीशसुवर्चिकाश्च ॥
कुटन्नटैलासितसिन्धुवाराः
शैलेयकुष्ठे तगरं प्रियङ्गु ।
रोध्रं जलं काञ्चनगैरिकं च
समागधं चन्दनसैन्धवं च ॥
सूक्ष्माणि चूर्णानि समानि कृत्वा
शृङ्गे निदध्यान्मधुसंयुतानि ।

तेलमत्स्यकुलत्थाम्लवर्जैर्मारुतनाशनैः ॥
पित्तज्वरहरैः पित्त कषायैः स्नेहबस्तिभिः ।
कफमारग्वधाद्येन सक्षौद्रेण गणेन तु ॥
श्लेष्मघ्नैरगदैश्चापि तिक्तरूक्षैश्च भोजनैः ॥२२॥

### વિષ ગયા પછી કોપેલા દોષોની ચિકિત્સા

એ પ્રમાણે પ્રયત્નપૂર્વક ક્રિયાઓના ક્રમોથી, મંત્રોથી તથા ઔષધિઓથી દેહમાંથી વિષના ગુણો ઝરી પછી જો વાયુ પ્રકુપિત થાય તો વાયુનો નાશ કરનારા સ્નેહાદિક ઉપાયોથી વાયુને જીતવો પણ તે ઉપાયોમાં તેલ, માછલાં, કળથી કે ખાટા પદાર્થોનો જરા પણ સંબંધ ન આવે, એમ કરવું પિત્ત પ્રકુપિત થયું હોય, તો પિત્તજ્વરને હરનારા કષાયાદિક કલ્પોથી તથા સ્નેહબસ્તિઓથી તેને જીતવું અને કફ પ્રકુપિત થયો હોય, તો મધથી મિશ્ર કરેલા આરગ્વધાદિ ગણથી, કફને હણનારા ઔષધોથી અને તીખાં તથા લૂખાં ભોજનોથી તેને જીતવો.૨૨

वृक्षप्रपातविषमपतितं मृतमम्भसि ।
उद्बद्धं च मृतं सद्यश्चिकित्सेन्नस्यकादिवत् ॥२३॥

### ઊંચેથી પડવાથી કે કૂદવા વગેરેથી બેભાન થયેલાની ચિકિત્સા

ઝાડ વગેરે ઊંચા પ્રદેશો પરથી પડવાથી, વિષમ પ્રદેશોમાં પડવાથી, પાણીમાં પડવાથી કે ઊંચે લટકી ફાંસો વગેરે ખાવાથી જે માણસ બેભાન થયો હોય તેની પણ નસ્યાદિરૂપ યોગ્ય ચિકિત્સા કરવી, કે જેથી તેને ભાન આવે ૨૩

गाढं बद्धेऽरिष्टया प्रच्छितेऽपि
तीक्ष्णैर्लेपैस्तद्विधैर्वा विशेषैः ।
शूने गात्रे क्लिन्नमत्यर्थपूति
ज्ञेयं मांसं तद्विषात्पूति कष्टम् ॥
सद्यो विद्धं निःस्रवेत्कृष्णरक्तम्
पाकं यात्याद्दह्यते च प्यभीक्ष्णम् ।
कृष्णीभूतं क्लिन्नमत्यर्थपूति
शीर्णं मांसं यात्यजस्रं क्षताच्च ॥
तृष्णा मूर्च्छा भ्रान्तिदाहौ ज्वरश्च
यस्य स्युस्तं दिग्धविद्धं व्यवस्येत् ।
पूर्वोद्दिष्टं लक्षणं सर्वमेतत्
लुष्टं यस्यालं विषेण व्रणाः स्युः ॥
लूतादष्टा दिग्धविद्धा विषैर्वा
क्षुण्णं ये स्युस्ते व्रणाः पूतिमांसाः ।
तेषां युक्त्या पूतिमांसान्यपोह्य
वार्ष्योकोभिः शोणितं चापहृत्य ॥
हृत्वा दोषान्क्षिप्रमूर्ध्वं त्वधश्च
सम्यक्सिञ्चेत्क्षीरिणां त्वक्कषायैः ।
अन्तर्वस्रं दापयेच्च प्रदेहान्
शीतैर्द्रव्यैराज्ययुक्तैर्विषघ्नैः ॥ २४ ॥

### વિષના યોગથી સડેલા માંસની ચિકિત્સા

વિષને ન ચડવા દેવા માટે જે ગાત્રને પાટાથી મજબૂત બાંધ્યું હોય, તે ગાત્રને પાટો છોડીને શસ્ત્રથી ટોચા દીધા છતાં, તીક્ષ્ણ લેપો કર્યા છતાં તથા તેવા જ પ્રકારના બીજા વિશેષો કર્યા છતાં પણ તે ગાત્ર સોજાવાળું રહે, તો તેમાં વિષનો યોગ રહેલો હોવાને લીધે માંસ અત્યંત દુર્ગંધવાળું થઈ જાય છે અને તે કષ્ટસાધ્ય થઈ પડે છે

જેને શસ્ત્ર વડે વીંધવાથી તુરત જ કાળા લોહીનો સ્રાવ થાય, વણ પાકી જાય, વણમાં વારંવાર બળતરા થયા કરે, તરસ લાગ્યા કરે, મૂર્છા આવે, ભ્રાંતિ થાય, શરીરમાં બળતરા થાય તાવ આવે કે ક્ષતમાંથી કાળું થઈ ગયેલ, કહોવાણું તથા અત્યંત દુર્ગંધવાળું માંસ સડીમડી તૂટીતૂટીને નિરંતર પડ્યા કરે તેને વિષથી ખરડાયેલા શસ્ત્રથી વીંધાયેલો જાણવો

જેને વિષથી અત્યંત વ્રણો થયા હોય, તેને પણ ઉપર કહેલાં સઘળાં લક્ષણો પ્રાપ્ત થાય છે જેઓને લૂતાઓનો દંશ થયો હોય, જેઓ વિષથી ખરડાયેલા શસ્ત્રથી વીંધાયેલા હોય તથા જેઓ પાટાના પ્રદેશમાં વિષના યોગના સોજાવાળા હોય,

### સંજીવન નામનો અગદ

લાખ, હરેણુ, જટામાંસી, ધઉંલાં, બે જાતનો સરગવો, જેઠીમધ, એલચી અને હળદરનું ચૂર્ણ કરી મધમાં તથા ઘીમાં કાલવી, તેને ગાયના શિંગડાનો જ દાટો દઈ, એક પખવાડિયા સુધી રાખી મૂકવું; એટલે **સંજીવન** નામનો અગદ સિદ્ધ થાય છે. આ અગદનો અંજનમાં, પીવામાં, તથા નસ્યમાં પ્રયોગ કરવો. વિષના યોગથી મરેલા જેવા થયેલા માણસને પણ આ અગદ જિવાડે છે. ૩૦

श्लेष्मातकी कट्फलमातुलुङ्गौ
श्वेता गिरिह्वा किणिही सिता च ।
सतण्डुलीयोऽगद एष मुख्यो
विषेषु दर्वीकरराजिलानाम् ॥ ३१ ॥

### 'દર્વીકરરાજિમદ્વિષહર' નામનો અગદ

ગુંદો, કાયફળ, બિજોરું, સફેદ ગરણી, ચાપુંગાં, સાકર અને તાંદળજો અથવા વાવડિંગનું ચૂર્ણ કરી મધમાં તથા ઘીમાં કાલવવું: એટલે **દર્વીકરરાજિમદ્વિષહર** નામનો અગદ સિદ્ધ થાય છે. આ અગદ દર્વીકર સર્પોનાં તથા રાજિમાન સર્પોનાં વિષો ઉપર મુખ્ય છે. (બીજાં વિષોને પણ દૂર કરે છે.) ૩૧

द्राक्षा सुगन्धा नगवृत्तिका च
पिष्टा समङ्गा समभागयुक्ता ।
देयो द्विभागः सुरसाच्छदस्य
कपित्थबिल्वादपि दाडिमाच्च ॥
तथार्द्धभागोऽसितसिन्धुवारा-
दङ्कोठमूलादपि गैरिकाच्च ।
एषोऽगदः क्षौद्रयुतो निहन्ति
विशेषतो मण्डलिनां विषाणि ॥ ३२ ॥

### 'મંડલીવિષહર' નામનો અગદ

દ્રાક્ષ, નાની નોરવેલ, સફેદ ગરણી અને મજીઠને સમભાગે લઈ ચૂર્ણ કરી તેમાં બે બે ભાગ જેટલાં તુલસીપત્ર, કોઠ, બીલું તથા દાડમનાં ચૂર્ણો નાખવાં અને અરધા ભાગ જેટલાં કાળી નગડ, અંકોલના મૂળિયાં અને સોનાગેરુનાં ચૂર્ણો નાખવાં. પછી એ સર્વ ચૂર્ણને મધમાં કાલવવું: એટલે **મંડલીવિષહર** નામનો અગદ સિદ્ધ થાય છે; આ અગદ મંડલીસર્પોનાં વિષો ઉપર મુખ્ય છે. (બીજાં વિષોને પણ હણે છે.) ૩૨

वंशत्वगार्द्रामलकं कपित्थं
कटुत्रिकं हैमवती सकुष्ठा ।
करञ्जबीजं तगरं शिरीष-
पुष्पं च गोपित्तयुतं निहन्ति ॥
विषाणि लूतोन्दुरपन्नगानां
कीटं च लेपाञ्जननस्ययोगैः ।
पुरीषमूत्रानिलगर्भसङ्गा-
न्निहन्ति वर्त्यञ्जननाभिलेपैः ॥
काचार्मकोथान्पटलांश्च घोरान् ।
पुष्पं च हन्त्यञ्जननस्ययोगैः ॥३३॥

### સાર્વકામિક નામનો અગદ

વાંસની લીલી છાલ, આમળાં, કોઠ, સૂંઠ, મરી, પીપર, વજ, કઠ, કરંજનાં બીજ, તગર અને સરસડિયાનાં ફૂલના ચૂર્ણને ગોરોચનથી મિશ્ર કરવાં; એટલે **સાર્વકામિક** નામનો અગદ સિદ્ધ થાય છે. આ અગદ લેપથી, અંજનથી અને નસ્યથી લૂતાઓનાં, ઉંદરોનાં, સર્પોનાં તથા કીડાઓનાં વિષોને હણે છે. વાટ કરીને ગુદામાં મૂકવાથી, અંજનથી અને નાભિ ઉપર લેપ કરવાથી વિષ્ટા, મૂત્ર, વાયુ અને ગર્ભની અટકાયત મટાડે છે. અંજન તથા નસ્યથી ભયંકર કાચ, અર્મ, સડો, પડલ તથા ફૂલાં એટલા નેત્ર સંબંધી રોગો મટાડે છે. ૩૩

समूलपुष्पाङ्कुरवल्कबीजात्
क्वाथः शिरीषात् त्रिकटुप्रगाढः ।
सलावणः क्षौद्रयुतोऽथ पीतो
विशेषतः कीटविषं निहन्ति ॥ ३४ ॥

एषोऽगदस्तार्क्ष्य इति प्रदिष्टो
विष निहन्यादपि तक्षकस्य ॥ २८ ॥

### તાર્ક્ષ્ય નામનો અગદ

પાડેરવો, દેવદાર, મોથ ઉપલસરી (કપૂરી), કડુ, ભરુઠ (મારવાડમા પ્રસિદ્ધ છે), શેરિ સખડ, પદ્મકાષ્ઠ, પુન્નાગ (જેની કળી નાગકેસર કહેવાય છે તે), તાલીસપત્ર, સાર્જીખાર, અરડૂસો, એલચી, સફેદ નગડ, પથ્થરફૂલ, કઠ, તગર, ધઉલા, લોધર, વાળો, સોનાગેરુ, જીરુ, ચદન અને સૈધવને સમભાગે લઈ સૂક્ષ્મ ચૂર્ણ કરી મધમા કાલવી તેને ગાયના શિગડામા ભરી ગાયના શિગડાનો જ દાટો દઈ એક પખવાડિયા સુધી રાખી મૂકવુ એટલે તાર્ક્ષ્ય નામનો અગદ સિદ્ધ થાય છે આ અગદ તક્ષકનાગના વિષને પણ હણી નાખે છે ૨૮

मासीहरेणुत्रिफलामुरङ्गी
रक्तालतायष्टिकपद्मकानि ।
विडङ्गतालीशसुगन्धिकैला
त्वक्कुष्ठपत्राणि सचन्दनानि ॥
भार्गी पटोल किणिही सपाठा
मृगादनी कर्कटिका पुरश्च ।
पालिन्द्यशोकौ क्रमुक सुरस्या
प्रसूनमारुष्करज च पुष्पम् ॥
चूर्णान्यथया निहितानि शृङ्गे
न्यसेच्च पित्तानि समाक्षिकाणि ।
वराहगोधाशिखिशल्लकानाम्
मार्जारज पार्षतनाकुल च ॥
यस्यागदोऽय सकृतो गृहे स्या
न्नामर्षभो नाम नर्षभस्य ।
न तत्र सर्पा कुत एव कीटा
स्त्यजन्ति वीर्याणि विषाणि चैव ॥
एतेन भेर्य पटहाश्च दिग्धा
नानद्यमाना विषमाशु हन्यु ।
दिग्धा पताकाश्च निरीक्ष्य सद्यो
विषाभिभूता ह्यविषा भवन्ति ॥२९॥

### ઋષભ નામનો અગદ

જટામાસી, હરેણુ, ત્રિફળા, મરગવો, મજીઠ, ધઉલા, જેઠીમધ, પદ્મકાષ્ઠ, વાવડિંગ, તાલીસ પત્ર, કાળી નગડ અથવા ઉપલસરી, એલચી, તજ, કઠ, તમાલપત્ર, ચદન, ભારગી, પટોલ, વાપુગા, કાળીપાડ, ઇંદ્રવારણી, કમળની ડોડી, પીળો કાટાઅશેરિયો, સફેદ ગરણી, આસોપાલવ, સોપારી, તુલસીની માજર અને ભિલામાના ફૂલનુ ચૂર્ણ કરી તેને સૂવર, ઘો, નોર, શેળો, બીલાડો, છાટણાવાળો પૃષત નામનો નાનો મૃગ તથા નોળિયાના પિત્તથી સયુક્ત કરી, મધમા કાલવી, ગાયના શિગડામા ભરી, ગાયના શિગડાનો જ દાટો દઈ, એક પખવાડિયા સુધી રાખી મૂકવુ, એટલે ઋષભ નામનો અગદ સિદ્ધ થાય છે સારી રીતે બનાવેલો આ અગદ રાજાઓએ તથા ઉત્તમ માણસોએ રાખવા યોગ્ય છે આ અગદ જે ઘરમા હોય, તે ઘરમા સર્પો આવતા નથી, સાપ કીડાઓ તો ક્યાથી જ આવી શકે ? એ એ ઘરમા સર્પો કે કીડાઓ આવે, તો તેઓ શક્તિથી તથા વિષથી રહિત થઈ જાય છે એ અગદથી સઘળા વિષો અસમર્થ થઈ જાય છે આ અગદથી પતાકાઓને ખરડવામા આવે, તો વિષનો સબધ પામેલ પ્રાણીઓ, એ પતાકાઓને જોતા જ વિષરહિત થઈ જાય છે મોટા નગારાઓને તથા ઢોલોને આ અગદથી ખરડી વગાડવામાં આવે, તો તેઓ તુરત વિષનો નાશ કરી નાખે છે ૨૯

लाक्षा हरेणुर्नलद प्रियङ्गु
शिग्रुद्वय यष्टिकपृथ्विकाश्च ।
चूर्णीकृतोऽय रजनीविमिश्रो
वर्गो विधेयो मधुसर्पिषाक्त ॥
शृङ्गे गवा पूर्ववदाविधाय
स्तत प्रयोज्योऽञ्जननस्यपानै ।
सजीवनो नाम गतासुकल्प
मेषोऽगदो जीवयतीह मर्त्यम् ॥३०॥

અઢાર જાતના કહેવામાં આવે છે. (ઉંદરોની જાતોની ઓળખાણ તેને જાણતા લોકો પાસેથી મેળવી લેવી.) ૩

शुक्रं पतति यत्रैषां शुक्रदृष्टैः स्पृशन्ति वा ।
नखदन्तादिभिस्तस्मिन्गात्रे रक्तं प्रदुष्यति ॥
जायन्ते ग्रन्थयः शोफाः कर्णिका मण्डलानि च ।
पिडकोपचयश्चोग्रा विसर्पाः किटिभानि च ॥
पर्वभेदो रुजस्तीव्रा ज्वरो मूर्छा च दारुणा ।
दौर्बल्यमरुचिः श्वासो वमथुर्लोमहर्षणम् ॥
दष्टरूपं समासोक्तमेतच्च व्यासतः शृणु ॥ ४ ॥

## ઉંદરોના વિષનો સંબંધ તથા તેમનાં સામાન્ય લક્ષણો

એ ઉંદરોનું વીર્ય માણસોના જે અંગ પર પડે અથવા એ ઉંદરો વીર્યમાં ઘસેલા નખ કે દાંત વગેરેથી માણસોના જે અંગનો સ્પર્શ કરે, તે અંગમાં લોહી બગડવાથી ગ્રંથિઓ, સોજા, અનેક છિદ્રોવાળી ટાઢીઓ, મંડલો, ફોડલીઓ, ઉગ્ર વિસર્પો, કિટિભો, પર્વોનું ભેદાવું, તીવ્ર વેદનાઓ, જ્વર, દારુણ મૂર્છા, દુર્બળતા, અરુચિ, શ્વાસ, ઊલટી અને રૂંવાડાંનું ઊભું થવું, એ લક્ષણો થાય છે. ઉંદરોના વિષના સંબંધનું આ લક્ષણ સંક્ષેપથી કહ્યું છે, તે હવે વિસ્તારથી કહું છું, તે સાંભળો. ૪

लालास्रावो लालनेन हिक्का छर्दिश्च जायते ।
तण्डुलीयककल्कं तु लिह्यात्तत्र समाक्षिकम् ॥ ५ ॥

## લાલનના વિષના સંબંધનું વિશેષ લક્ષણ અને તેની ચિકિત્સા

લાલન જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો લાળનો સ્રાવ થાય છે, હેડકી આવે છે અને ઊલટી થાય છે. આ પ્રમાણે થયેલ હોય તો તાંદળજાના અથવા વાવડિંગના કલ્કને મધથી મિશ્ર કરી ચટાડવો. ૫

पुत्रकेणाङ्गसादश्च पाण्डुर्वर्णश्च जायते ।
चीयते ग्रन्थिभिश्चाङ्गमाखुशावकसन्निभैः ।
शिरीषेङ्गुदकल्कं तु लिह्यात्तत्र समाक्षिकम् ॥ ६ ॥

## પુત્રકના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા

પુત્રક જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો અંગોમાં ગ્લાનિ થાય છે, વર્ણ ફીકો થઈ જાય છે અને ઉંદરનાં બચ્ચાંઓના જેવા આકારવાળા ગ્રંથિઓથી અંગ વ્યાપ્ત થઈ જાય છે. એ પ્રમાણે થયેલ હોય, તો સરસડિયાના અને ઇંગોરિયાના કલ્કને મધથી મિશ્ર કરી ચટાડવો. ૬

कृष्णेनासृक्छर्दयति दुर्दिनेषु विशेषतः ।
शिरीषफलकुष्ठं तु पिबेत्किंशुकभस्मना ॥ ७ ॥

## કૃષ્ણના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા

કૃષ્ણ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો લોહીની ઊલટી થાય છે અને જ્યારે વાદળાંઓનો ઘેરાવો થાય, ત્યારે તે ઊલટી વધારે થાય છે. એ પ્રમાણે થયેલ હોય, તો સરસડિયાનાં ફળ અને કઠનો કલ્ક ખાખરાનાં ફૂલો(કેસૂડાં)ની ભસ્મના જળ સાથે પાવો. ૭

हंसिरेणान्नविद्वेषो जृम्भा लोम्नां च हर्षणम् ।
पिबेदारग्वधादिं तु सुवान्तस्तत्र मानवः ॥ ८ ॥

## હંસિરના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા

હંસિર જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો અન્ન ઉપર અરુચિ થાય છે, બગાસાં આવે છે અને રૂંવાડાં ઊભાં થાય છે. એ પ્રમાણે થયેલ હોય, તો સારી પેઠે વમન કરાવીને પછી આરગ્વધાદિ ગણનો કલ્ક પાવો. ૮

चिक्किरेण शिरोदुःखं शोफो हिक्का वमिस्तथा ।
जालिनीमदनाङ्कोठकषायैर्वामयेत्तु तम् ॥ ९ ॥

## ચિક્કિરના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા

ચિક્કિર જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો માથામાં વ્યથા થાય છે, સોજો આવે છે, હેડકી થાય છે અને ઊલટી થાય છે. એ પ્રમાણે થયેલ હોય, તો વૈદ્યે તે માણસને કડવી ધીસોડી, મીંઢળ અને અંકોલના ક્વાથ [illegible] વમન કરાવવું. ૯

### પંચશિરીષ નામનો અગદ

સરસડિયાનાં મૂળ, ફૂલ, કૂપળો, છાલ તથા બીજનો ક્વાથ કરી તેમાં સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ સારી પેઠે નાખી તેને લવણવર્ગ તથા મધથી મિશ્ર કરવો એટલે પંચશિરીષ નામનો અગદ સિદ્ધ થાય છે. આ અગદ પીવાથી ખાસ કરી કીડાઓનું વિષ નાશ પામે છે. ૩૪

कुष्ठ त्रिकटुक दार्वी मधुक लवणद्वयम् ।
मालती नागपुष्प च सर्वाणि मधुराणि च ॥
कपित्थरसपिष्टोऽय शर्कराक्षौद्रसयुत ।
विष हन्त्यगदः सर्व मूषिकाणां विशेषत ॥३५॥

### બીજા પ્રકારનો સાર્વકામિક અગદ

કઠ, સૂંઠ, મરી, પીપર, દારુહળદર, જેઠીમધ, સૈંધવ, સચળ, માલતી, નાગકેસર અને સઘળા કાકોલ્યાદિ મધુર ગણને કોઠના રસમા વાટી, સાકર તથા મધથી મિશ્ર કરવામા આવે, એટલે સાર્વકામિક અગદ સિદ્ધ થાય છે આ અગદ સર્વ વિષને હણે છે તેમાં ઉંદરોના વિષને તો ખાસ હણે છે ૩૫

सोमराजीफल पुष्प कटभी सिन्धुवारक ।
चोरको वरुण. कुष्ठ सर्पगन्धा ससप्तला ॥
पुनर्नवा शिरीषस्य पुष्पमारग्वधार्कजम् ।
श्यामाम्बष्ठा विडङ्गानि तथाम्रातकान्तकानि च ॥
मूमी कुरबकश्चैव गण एकसर. स्मृतः ।
एकशो द्विशो वापि प्रयोक्तव्यो विषापह ॥३६॥

### એકસર અગદગણ

બાવચીના ફળફૂલ, વાપુગા, સકલ નગડ, તગરના મૂળ, વાયવરણો, કઠ, નોળવેલ, રોહિણ, સાટોડી, સરસડિયાનું ફૂલ, ગરમાળાનું ફૂલ, આકડાનું ફૂલ, ધઉલા, કાળીપાડ, વાવડિંગ, આમો, આસોદરો, કાળી માટી અને કાંટા અશેરિયો-એ દરેક ઔષધ એકસર કહેવાય છે એટલે એમાના એક ઔષધનો પ્રયોગ પણ વિષને હણે છે આ એકસર ઔષધોમાથી એક એક, બબ્બે અથવા ત્રણત્રણનો પ્રયોગ કરવાથી વિષ નાશ પામે છે. ૩૬

## અધ્યાય છઠ્ઠો

### ઉપક્રમ

अयातो मूषिककल्प व्याख्यास्याम. ।
यथोवाच भगवान् धन्वन्तरि ॥ १ ॥

હવે શિષ્યોના પૂછવાથી 'મૂષિકકલ્પ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

पूर्वमुक्ता. शुक्रविषा मूषिका ये समासत ।
नामलक्षणभैषज्यैरष्टादश निबोध तान् ॥ २ ॥

### અઢાર જાતના ઉંદરોનાં નામો, વિષ સંબંધી લક્ષણો તથા ઔષધોની પ્રતિજ્ઞા

ઉંદરો વીર્યમાં વિષવાળા હોવા વિષે આ સ્થાનના ત્રીજા અધ્યાયના ત્રીજા વિષયમા સંક્ષેપથી કહેલુ છે હવે આ અધ્યાયમા એ ઉંદરોની અઢાર જાતોના નામો, તેઓના વિષના સંબંધનાં લક્ષણો તથા ઔષધો કહું છું તે સાંભળો ૨

लालन. पुत्रकः कृष्णो हसिरश्चिक्किरस्तथा ।
छुच्छुन्दरोऽलसश्चैव कषायदशनोऽपि च ॥
कुलिङ्गश्चाजितश्चैव चपल' कपिलस्तथा ।
कोकिलोऽरुणसंज्ञश्च महाकृष्णस्तथोन्दुर ॥
श्वेतेन महता सार्द्ध कपिलेनाखुना तथा ।
मूषिकश्च कपोताख्यस्तथैवाष्टादश स्मृता ॥३॥

### ઉંદરોની અઢાર જાતો

લાલન, પુત્રક, કૃષ્ણ, હસિર, ચિક્કિર, છછુંદર, અલસ, કષાયદશન, કુલિંગ, અજિત, ચપલ, કપિલ, કોકિલ, અરુણ, મહાકૃષ્ણ, શ્વેત, મહાકપિલ અને કપોત-એ રીતે ઉંદરો

[1] ઉંદરોની જાતો ઉંદરોના તથા છ જાતના ઉંદર વગેરેના વિષના સંબંધના લક્ષણો અને તે વિષના સંબંધની જુદીજુદી ચિકિત્સાઓ વિગેરે

भवन्ति चैषां दंशेषु ग्रन्थिमण्डलकर्णिकाः ।
पिडकोपचयाश्चोग्राः शोफश्च सुशदारुणः ॥
दधिक्षीरघृतप्रस्थास्त्रयः प्रत्येकशो मताः ॥
करञ्जारग्वधव्योषबृहत्यंशुमतीस्थिरा ।
निष्क्वाथ्य चैषां क्वाथस्य चतुर्थांशः पुनर्भवेत् ॥
त्रिवृत्तिलामृतावक्रसर्पगन्धाः समृत्तिकाः ।
कपित्थदाडिमत्वक्च सुपिष्टानि तु दापयेत् ॥
तत्सर्वमेकतः कृत्वा शनैर्मृद्वग्निना पचेत् ।
पञ्चानामरुणादीनां विषमेतद्व्यपोहति ॥
काकादनीकाकमाचीस्वरसेष्वथवा कृतम् ।
शिराश्च स्रावयेत्प्राज्ञः कुर्यात्संशोधनानि च ॥१८॥

### કપોત, અરુણ, મહાકૃષ્ણ, શ્વેત અને મહાકપિલનાં વિષનાં જુદાંજુદાં લક્ષણો તથા ચિકિત્સા

અરુણ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો વાયુનો પ્રકોપ થાય છે અને તેથી વાયુ સંબંધી રોગો થાય છે. મહાકૃષ્ણ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો પિત્તનો પ્રકોપ થાય છે અને તેથી પિત્ત સંબંધી રોગો થાય છે. શ્વેત જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો કફનો પ્રકોપ થાય છે અને તેથી કફ સંબંધી રોગો થાય છે. **મહાકપિલ** જાતના ઉંદરના વિષનો સંબધ થયો હોય, તો લોહીનો પ્રકોપ થાય છે અને તેથી લોહી સંબંધી રોગો થાય છે. **કપોત** જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો વાયુ, પિત્ત, કફ અને લોહી એ ચારેનો પ્રકોપ થાય છે અને તેથી એ ચારે સંબંધી રોગો થાય છે. એ પાંચે જાતના ઉંદરોના દંશોમાં ગ્રંથિઓ, મંડલો ( ચકરડાં ), કમળકાકડીની ડોડીઓ જેવી ઘણાં છિદ્રોવાળી ડોડિયો, ઉગ્ર ફોડલીઓની પંક્તિઓ અને અતિ દારુણ સોજો ઉત્પન્ન થાય છે.

કરંજ, ગરમાળો, સૂંઠ, મરી, પીપર, ભોરિંગણી, શાલિપર્ણી અને ઉંદરકર્ણીનો ક્વાથ કરી તેમાં એકએક પ્રસ્થ દહીં, દૂધ તથા ઘી નાખી ફરીવાર ઉકાળી, ક્વાથનો ચતુર્થાંશ બાકી રહે; ત્યારે તેમાં નસોતર, તલ, ગળો, તગર, નોરવેલ, રાફડાની કાળી માટી, કોઠ છાલ અને દાડમની છાલનો કલ્ક નાખી સર્વને એકઠાં કરીને પાછો કોમળ અગ્નિથી પાક કરવો; એટલે **કરંજાદિઘૃત** સિદ્ધ થાય છે. આ ઘી અરુણ આદિ પાંચે જાતના ઉંદરોના વિષનો નાશ કરે છે.

અથવા સાલકાંકણી અને પીલુડી કે અઘેડીના સ્વરસમાં ઘી પકવવું. આ ઘી પણ અરુણ આદિ પાંચે જાતના ઉંદરોના વિષનો નાશ કરે છે.

વિદ્વાન વૈદ્યે એ ઉંદરોનાં વિષોનો નાશ કરવા માટે શિરાઓમાંથી લોહીનું સ્રાવણ પણ કરવું અને સંશોધનો પણ કરવાં. ૧૮

सर्वेषां च विधिः कार्यो मूषिकाणां विषेष्वयम् ।
दग्ध्वा विस्रावयेद्दंशं प्रच्छितं च प्रलेपयेत् ॥
शिरीषरजनीकुष्ठकुङ्कुमैरमृतायुतैः ।
छर्दनं जालिनीकाथैः शुकाख्याङ्कोठयोरपि ॥
शुकाख्याकोषवत्योश्च मूलं मदनमेव च ।
देवदालीफलं चैव दध्ना पीत्वा विषं वमेत् ॥
सर्वमूषिकदष्टानामेष योगः सुखावहः ।
फलं वचा देवदाली कुष्ठं गोमूत्रपेषितम् ।
पूर्वकल्पेन योज्याः स्युः सर्वान्दुरुविषच्छिदः ॥
विरेचने त्रिवृद्दन्तीत्रिफलाकल्क इष्यते ।
शिरोविरेचने सारः शिरीषफलमेव च ॥
कटुत्रिकाढ्यश्च हितो गोमयस्वरसोऽञ्जने ।
कपित्थगोमयरसः सक्षौद्रो लेह इष्यते ॥
रसाञ्जनहरिद्रेन्द्रयवकटुकीषु वा कृतम् ।
कल्कं सातिविषं प्रातर्लिह्याच्च क्षौद्रसंयुतम् ॥
तण्डुलीयकमूलेषु सर्पिः सिद्धं पिबेन्नरः ।
आस्फोतामूलसिद्धं वा पञ्चकापित्थमेव वा ॥१९॥

### સઘળી જાતના ઉંદરોનાં વિષો ઉપર દોષ દૂર કરનારી ચિકિત્સા

સઘળી જાતના ઉંદરોનાં વિષો ઉપર

छुच्छुन्दरेण विड्भङ्गो ग्रीवास्तम्भो विजृम्भणम् ।
यवनालप्रक्षारं बृहल्योश्चात्र दापयेत् ॥ १० ॥

**છછુંદરના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

છછુંદર જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો વિષ્ટા તૂટેલી નીકળે છે, ડોક જકડાઈ જાય છે અને બગાસાં આવે છે. એ પ્રમાણે થયેલ હોય, તો જવખારનું અને હોંચા તથા ભોંયરીંગણીના ક્ષારનું પાણી પાવું ૧૦

ग्रीवास्तम्भोऽलसेनोर्ध्ववायुर्दंशे रुजा ज्वरः ।
महागदं सक्षौद्रं लिह्यात्तत्र समाक्षिकम् ॥ ११ ॥

**અલસના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

અલસ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો ઊર્ધ્વવાયુ થાય છે, દંશમાં વેદના થાય છે અને જ્વર આવે છે એ પ્રમાણે થયેલ હોય, તો ગયા અધ્યાયના ૨૬મા વિષયમાં કહેલા મહાગદ નામના અગદને ઘી તથા મધથી મિશ્ર કરી ચગાડવો ૧૧

निद्रा कषायदन्तेन हृच्छोषः कार्श्यमेव च ।
क्षौद्रोपेतां शिरीषस्य लिह्यात्सारफलत्वचः ॥१२॥

**કષાયદંતના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

કષાયદંત જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો હૃદયમાં શોષ થાય છે અને કૃશતા થાય છે. એ પ્રમાણે થયેલ હોય, તો સરસડિયાના સાર, ફળ અને છાલનું ચૂર્ણ મધથી મિશ્ર કરી ચટાડવું ૧૨

कुलिङ्गेन रुजः शोफो राजयश्च दशमण्डले ।
सद्रे ससिन्दुवारे च लिह्यात्तत्र समाक्षिके ॥ १३ ॥

**કુલિંગના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

કુલિંગ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો દંશના મંડલમાં વેદનાઓ, સોજા અને રેખાઓ થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો જમ્બી ભગ, અડદ અને નગડનું ચૂર્ણ મધથી મિશ્ર કરી ચટાડવું ૧૩

अजितेन वमिर्मूर्छा हृद्ग्रहः कृष्णनेत्रता ।
तत्र स्नुहीक्षीरपिष्टां पालिन्दीं मधुना लिहेत् ॥१४॥

**અજિતના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

અજિત જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો ઊલટી, મૂર્છા, હૃદયની સ્તમ્ભના અને નેત્રો કાળાં થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો કાળી નસોતર થોરના દૂધમાં વાટી મધથી મિશ્ર કરી ચટાડવી ૧૪

चपलेन भवेच्छर्दिर्मूर्छा च सह तृष्णया ।
समद्रकाष्ठां सजटां क्षौद्रेण त्रिफलां लिहेत् ॥१५॥

**ચપલના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

ચપલ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો ઊલટી, મૂર્છા અને તરસ થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો દેવદાર, જટામાસી તથા ત્રિફળાનું ચૂર્ણ મધમાં મિશ્ર કરી ચટાડવું ૧૫

कपिलेन व्रणे कोथो ज्वरो ग्रन्थ्युद्गमस्तथा ।
क्षौद्रेण लिह्यात्त्रिफला श्वेता चापि पुनर्नवाम् ॥१६॥

**કપિલના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

કપિલ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો વ્રણમાં સડો, જ્વર અને ગ્રંથિઓ ઉત્પન્ન થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો ત્રિફળા અને સફેદ સાટોડીનું ચૂર્ણ મધમાં મિશ્ર કરી ચટાડવું. ૧૬

ग्रन्थयः कोकिलेनोग्रा ज्वरो दाहश्च दारुणः ।
वर्षाभूनीलिनीक्वाथसिद्धं तत्र घृतं पिबेत् ॥ १७॥

**કોકિલના વિષનું ખાસ લક્ષણ અને ચિકિત્સા**

કોકિલ જાતના ઉંદરના વિષનો સંબંધ થયો હોય, તો ઉગ્ર ગ્રંથિઓ, જ્વર અને દારુણ દાહ થાય છે આ પ્રમાણે થયેલ હોય, તો સાટોડી અને ગળીના ક્વાથથી પકવેલું ઘી પાવું ૧૭

अरुणेनानिलः क्रुद्धो वातजान्कुरुते गदान् ।
महाकृष्णेन पित्तं च श्वेतेन कफ एव च ।
महता कपिलेनासृक्कपोतेन चतुष्टयम् ॥

પ્રાણી કરે, તો તેના દંશમાં જડતા થાય છે અને તે દંશમાંથી કાળા લોહીનો ઘણો જ સ્રાવ થાય છે. જેને હડકાયાંનો દંશ થયો હોય, તે માણસ ઘણું કરી વિષ વડે ખરડાયેલાં શસ્ત્રથી વીંધાયેલાનાં લક્ષણોથી યુક્ત થાય છે.[1] (ગયા અધ્યાયનો ૨૪મો વિષય વાંચો.) એ માણસને જે પ્રાણીએ દંશ કર્યો હોય, તે પ્રાણીના જેવી તે ચેષ્ટા કરવા લાગે છે, અવાજ કરવા લાગે છે અને એવી રીતે ચેષ્ટાઓ તથા અવાજનું અનુકરણ કરતાંકરતાં પોતાના શરીરાદિકના વ્યાપારોથી રહિત થઈને મરી જાય છે. (હડકાયાના દંશવાળા માણસને હડકાયાં પ્રાણીના જેવાં જ ચેષ્ટા તથા અવાજ વગેરે થાય, એ અરિષ્ટ છે.) ૨૩

दंष्ट्रिणा येन दष्टश्च तद्रूपं यदि पश्यति ॥
अप्सु वा यदि वाऽऽदर्शे रिष्टं तस्य विनिर्दिशेत् ।
त्रस्यत्यकस्माद्योऽभीक्ष्णं श्रुत्वा दृष्ट्वापि वा जलम् ।
जलत्रासं तु विद्यात्तं रिष्टं तदपि कीर्त्तितम् ॥ २४ ॥

### હડકાયાના દંશવાળા માણસનાં ચિહ્નો

જેને હડકાયાનો દંશ થયો હોય, તે માણસ પોતાને જેનો દંશ થયો હોય, તે પ્રાણીના રૂપને જળમાં કે અરીસામાં દેખે તો જાણવું, કે તેનું મરણ થવાનું છે. હડકાયાના દંશવાળો માણસ, જો જળનું નામ સાંભળીને અથવા જળને જોઈને અકસ્માત ત્રાસ પામે, તો એ ત્રાસને પણ અરિષ્ટરૂપ (મરણના ચિહ્નરૂપ) સમજવો. ૨૪

अदष्टो वा जलत्रासी न कथंचन सिध्यति ।
प्रसुप्तोऽथोत्थितो वापि स्वस्थस्त्रस्तो न सिध्यति ॥२५॥

### હડકાયાના દંશવગરનો કોઈ પણ માણસ જળત્રાસ પામે તો મરી જાય

હડકાયાના દંશવગરનો બીજો પણ કોઈ રોગી, જળ વિના પણ જળથી ત્રાસ પામતો હોય, તો તેના જીવવાની આશા છોડી દઈ તેની ચિકિત્સા કરવી નહિ; તેમ જ સ્વસ્થ માણસ પણ જો સૂતો કે જાગતો જળથી ત્રાસ પામ્યા કરતો હોય, તો તે પણ વધારે જીવતો નથી. (તંત્રાંતરમાં કહ્યું છે કે 'જળ વિના પણ કફનો સંચય થવાથી જળત્રાસ થાય છે. જ્યારે કેવળ કફ બુદ્ધિના સ્થાનમાં આવે છે, ત્યારે કફથી બુદ્ધિ રોકાઈ જતાં માણસ સૂતો કે જાગતો પણ પોતાના શરીરને જળમાં ડૂબતા જેવું દેખે છે અને તેથી ત્રાસ પામે છે.' આ માણસ માટે આહારાદિકના વિધાનથી કફના શમનરૂપ તથા સંશોધનરૂપ ચિકિત્સા કરવી.) ૨૫

विस्राव्य दंशं तैर्दग्धे सर्पिषा परिदाहितम् ।
प्रदिह्यादगदैः सर्पिः पुराणं वापि पाययेत् ।
अर्कक्षीरयुतं चास्य दद्याच्छीर्षविरेचनम् ॥
श्वेतां पुनर्नवां चास्य दद्याद्धत्तूरकायुताम् ।
पललं तिलतैलं च रूपिकायाः पयो गुडः ॥
निहन्ति विषमालर्कं मेघवृन्दमिवानिलः ।
मूलस्य शरपुङ्खायाः कर्षं धत्तूरकार्द्धिकम् ॥
तण्डुलोदकमादाय पेषयेत्तण्डुलैः सह ।
उन्मत्तकस्य पत्रैस्तु संवेष्ट्यापूपकं पचेत् ॥
खादेदौषधकाले तदलर्कविषदूषितः ।
करोत्यन्यान्विकारांस्तु तस्मिञ्जीर्यति चौषधे ॥
विकाराः शिशिरे याप्या गृहे वारिविवर्ज्जिते ।
ततः शान्तविकारस्तु स्नात्वा चैवापरेऽहनि ॥
शालिषष्टिकयोर्भक्तं क्षीरेणोष्णेन भोजयेत् ॥ २६ ॥

### હડકાયાના દંશની ચિકિત્સા

કોઈ પણ કૂતરાં વગેરે હડકાયાં પ્રાણીનો દંશ થયો હોય, તો દંશને દબાવી તેમાંથી લોહી ઝારી નાખવું, દંશને અગ્નિથી તપાવેલા ઘીથી ડાંભવો, દંશ ઉપર ગયા અધ્યાયમાં કહેલા મહાગદ આદિ અગદોનો લેપ કરવો, જૂનું ઘી પાવું, આકડાના દૂધમાં મિશ્ર કરેલું શિરોવિરેચન દેવું અને એ માણસને ધંતૂરાનાં મૂળિયાં સા[illegible]થવા ધંતૂરાના ડોડવા સાથે ઘોળી

[1] હડકાયા જાનવરનું વિષ તુરત અથવા કાલાંતરે પણ પ્રકુપિત થાય છે (તંત્રાંતર)

શિરાવેધ કરીને લોહીનું સ્રાવણ કરવું, દંશને અગ્નિથી તપાવેલા ઘીથી ડાભીને ત્રાવવો, શસ્ત્રથી ગાચીને તેના ઉપર સરસડિયો, હળદર, કઠ, કેસર તથા ગળોનો લેપ કરવો કડવી ઘીસોડી લીબડો તથા અંકોલના ક્વાથોથી વમન કરાવવું લીબડો તથા કડવી ઘીસોડીનું મૂળ, મીંઢળ અને કુકડવેલના ફળના કલ્કને દહીં સાથે પાઈને વિષનું વમન કરાવવું આ યોગ દરેક ઉંદરે દંશ પામેલાઓને સુખકારક છે મીંઢળ, વજ, કુકડવેલ તથા કઠને ગોમૂત્રમાં વાટીને તે કલ્ક દહીં સાથે ચટાડવો આથી સઘળી જાતના ઉંદરોના વિષો નષ્ટ થઈ જાય છે વિરેચન માટે નસોતર, નેપાળો તથા ત્રિફળાનો કલ્ક દેવો શિરોવિરેચન માટે સરસડિયાના સાર તથા ફળની યોજના કરવી ગાયના છાણનો સ્વરસ લઈ તેમાં સારી પેઠે સૂંઠ, મરી તથા પીપર મિશ્ર કરીને તેનું અંજન કરવું કોઠ તથા ગાયના છાણનો સ્વરસ લઈ તેને મધમાં મિશ્ર કરી ચટાડવો રસવંતી, હળદર, દારુહળદર, ઇંદ્રજવ, કડુ અને અતિવિખનો કલ્ક કરી મધમાં મિશ્ર કરીને નિત્ય પ્રભાતે ચટાડવો તાંદળજાના મૂળિયાના ક્વાથ તથા કલ્કમાં પકવેલું ઘી પાવું અથવા ગરણીના મૂળિયાના ક્વાથ તથા કલ્કમાં પકવેલું ઘી પાવું અથવા કોઠના પાંદડા, મૂળિયા, ફૂલ, ફળ અને છાલના કલ્ક તથા ક્વાથમાં પકવેલું ઘી પાવું આ ઘી પંચકાપિત્થ કહેવાય છે ૧૯

मूषिकाणां विषं प्रायः कुप्यत्यभ्रेषु निर्हृतम् ।
तत्राप्येष विधिः कार्यो यश्च दूषीविषापहः ॥२०॥

### ઉંદરનું વિષ શાંત થયા પછી પ્રકુપિત થાય તો શોધન ચિકિત્સા

ઉંદરોનું વિષ શાંત કરવામાં આવ્યું હોય, તોપણ ઘણું કરીને પાછું વાદળાંઓના ઘેરાવાના સમયોમાં પ્રકુપિત થાય છે પાછું પ્રકુપિત થાય, તો પણ વમન આદિ સંશોધનરૂપ ચિકિત્સા કરવી અને દૂષીવિષને ટાળવા માટે આ સ્થાનના બીજા અધ્યાયમાં જે વિધિ કહ્યો છે, તે પણ કરવો ૨૦

शिराणां रुजतां वापि व्रणानां कर्णिका भिषक् ।
पाटयित्वा यथादोषं व्रणवच्चापि शोधयेत् ॥२१॥

### ઉંદરના વિષથી થયેલા વ્રણમાં તથા બીજા પણ વિષથી દુષ્ટવ્રણમાં થતી ડોડિયોની ચિકિત્સા

જે વ્રણો કફાત્મક હોવાથી સ્થિર હોય, અથવા વાતાત્મક હોવાથી વેદના કરતા હોય તેઓની ડોડિયોને વૈદે શસ્ત્રથી ચીરીને પછી દોષ અનુસાર વ્રણની પેઠે તેઓનું શોધન કરવું ૨૧

शृगालश्वतरक्ष्वृक्षव्याघ्रादीनां यदानिलः ।
श्लेष्मप्रदुष्टो मुष्णाति संज्ञां संज्ञावहाश्रितः ॥
— [illegible] ।
॥२२॥

### કૂતરા તથા શિયાળ વગેરેને હડકવા થવાના નિદાન, સંપ્રાપ્તિ અને લક્ષણો

કૂતરા, શિયાળ, ઝરખ, રીંછ અને વાઘ વગેરે પશુઓનો વાયુ જ્યારે કફથી દૂષિત થઈ સંજ્ઞાનું વહન કરનારી નાડીઓમાં રહીને સંજ્ઞાનો નાશ કરે છે, ત્યારે તે પશુઓને હડકવા ચાલે છે હડકવા ચાલતા એ પશુઓ વીખાઈ ગયેલા પૂંછડાવાળા, હડપચીઓવાળા, કાંધોવાળા, અત્યંત લાળવાળા, બહેરા તથા આંધળા થઈ જાય છે અને એકબીજાની સામે કરડવા દોડે છે ૨૨

तेनोन्मत्तेन दष्टस्य दंष्ट्रिणा सविषेण तु ।
सुप्तता जायते दंशे कृष्णं चातिस्रवत्यसृक् ॥
दिग्धविद्धस्य लिङ्गेन प्रायशश्चोपलक्षितः ।
येन चापि भवेद्दष्टस्तस्य चेष्टारुतं नरः ।
बहुशः प्रतिकुर्वाणः क्रियाहीनो विनश्यति ॥२३॥

### હડકાયા પ્રાણીના દંશના લક્ષણો તથા તેથી થતા ઉપદ્રવો

ઉન્મત્ત થયેલ તથા વિષવાળા અને દાઢોવાળા

श्वादयोऽभिहिता व्याला वातपित्तप्रकोपणाः ॥
अतः करोति दष्टस्तु तेषां चेष्टां रुतं नरः ।
बहुशः प्रतिकुर्वाणो न चिराम्रियते च सः ॥ २९ ॥

### હડકાયાંના દંશવાળો તેની જ પેઠે ચેષ્ટા તથા અવાજ કરે છે તેનું કારણ

કૂતરાં વગેરે હડકાયાં અને ફાડી ખાનારાં જનાવરો વાયુ તથા પિત્તને પ્રકુપિત કરનારાં છે; માટે તેઓ જેને કરડ્યાં હોય, તે માણસ તે જનાવરોની ચેષ્ટાઓ તથા તે જનાવરોના શબ્દને કરે છે અને એ પ્રમાણે વારંવાર કરતોકરતો થોડી મુદ્દતમાં મરી જાય છે. ૨૯

नखदन्तक्षतं व्यालैर्यत्कृतं तद्विमर्दयेत् ।
सिञ्चेत्तैलेन कोष्णेन ते हि वातप्रकोपकाः ॥३०॥

### કૂતરાં વગેરે ફાડી ખાનારાં જાનવરોએ કરેલા જખમોની સામાન્ય ચિકિત્સા

કૂતરાં વગેરે ફાડી ખાનારાં જનાવરોએ નખ કે દાંતથી કરેલ જખમને આંગળી વગેરેથી ચોળવો. અને તેના ઉપર સહેવાય તેવા ઊના તેલનું સિંચન કરવું; કેમ કે એ જનાવરો વાયુને પ્રકુપિત કરનારાં છે. ૩૦

## અધ્યાય ૭મો

अथातो दुन्दुभिस्वनीयमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'દુંદુભિસ્વનીય'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

धवाश्वकर्णतिनिशपलाशपिचुमर्दपाटलिपारिभद्रकाम्रोदुम्बरकरहाटकार्जुनककुभसर्जकपीतनश्लेष्मातकाङ्कोठामलकप्रग्रहकुटजशमीकपित्थाश्मन्तकार्कचिरबिल्वमहावृक्षारुष्करारलुमधुकमधुशिग्रुशाकगोजीमूर्वातिलककेक्षुरकगोपघण्टारिमेदानां भस्मान्याहृत्य गवां मूत्रेण क्षारकल्पेन परिस्राव्य विपचेद्दद्याच्चात्र पिप्पलीमूलतण्डुलीयकवराङ्गचोचकमञ्जिष्ठाकरञ्जिकाहस्तिपिप्पलीमरिचोत्पलसारिवाविडङ्गगृहधूमानन्तासोमसरलाबाह्लीकगुहाकोशाम्रश्वेतसर्षपवरुणलवणप्लक्षनिचुलकवर्द्धमानवञ्जुलपुत्रश्रेणीसप्तपर्णटुण्टुकैलवालुकनागदन्त्यतिविषाभयाभद्रदारुकुष्ठहरिद्रावचाचूर्णानि लोहानां च समभागानि, ततः क्षारवदागतपाकमवतार्य लोहकुम्भे निदध्यात् ॥

अनेन दुन्दुभिं लिम्पेत्पताकास्तोरणानि च ॥
श्रवणाद्दर्शनात्स्पर्शाद्विषात्सम्प्रतिमुच्यते ।
एष क्षारागदो नाम शर्करास्वश्मरीषु च ।
अर्शस्सु वातगुल्मेषु कासशूलोदरेषु च ।
अजीर्णे ग्रहणीदोषे भक्तद्वेषे च दारुणे ।
शोफे सर्वसरे चापि देयः श्वासे च दारुणे ।
एष सर्वविषार्त्तानां सर्वथैवोपयुज्यते ॥
तथा तक्षकमुख्यानामयं दर्पाङ्कुशोऽगदः ॥२॥

### ક્ષારાગદ

ધાવડો, રાળનું ઝાડ, ભીણોહરમો, ખાખરો, લીમડો, રાતી પાડલ, દેવદાર, આંબો, ઊંબરો, મીંઢળ, સાજડ, કડાયો, રાળ, પારસપીપળો, ગુંદો, અંકોળ, આમળાં, ગરમાળો, ઇંદ્રજવ, ખીજડી, કોઠ, આસોંદરો, આકડો, ચરેલ કરંજ, થોર, ભિલામું, અરડૂસો, જેઠીમધ, રાતો સરગવો, સાગ, ગળજીભી (ભોંપાથરી), મોરવેલ, લોધર, એખરો, ઘૂંટગોરડી અને ગંધીલા ખેરની ભસ્મોને એકઠી કરી ક્ષારની રીતે ગાયોનાં મૂત્રો નાખી, સ્રવાવી લઈને પકવવી અને પકવતાં તેમાં પીપરીમૂળ, તાંદળજો, તજ, જાડી તજ, મજીઠ, કરંજ, ગજપીપર, મરી, ઉપલસરી, વાવડિંગ, ઘરના ધુમાડાની ધૂંસ, દૂર્વા, રતાંજલિ, નસોતર, કેસર, શાલિપર્ણી,

[1] દુંદુભિ વગાડવા વગેરેથી વિષોનો નાશ કરવાના પ્રયોગો વિષેનો.

સારોડી પણ ખવડાવવી

તલનો કલ્ક, તલનું તેલ, આકડાનું દૂધ અને ગોળને એકઠાં કરીને ખવડાવવામાં આવે, તો તે ઔષધ, જેમ પવન વાદળાઓના સમૂહનો નાશ કરે છે, તેમ હડકાયાના વિષનો નાશ કરે છે

શરપંખાના એક તોલાભાર અને ધતૂરાના અરધા તોલાભાર મૂળ અથવા ફળને લઈ તેઓને ચોખાના ધોવણમાં ચોખા સાથે વાટી પૂડલો (બાટી?) બનાવી તે પૂડલાને ધતૂરાના પાંદડાઓથી વીંટીને પકવવો જેને હડકાયાના વિષનો સંબંધ થયો હોય, તે માણસને ઔષધના સમયમાં તે પૂડલો ખવડાવવો આ પૂડલો પચવા લાગે, તે સમયમાં દંશવાળો માણસ હડકાયા કૂતરા વગેરેની ચેષ્ટાઓ કરવા લાગે છે એ સમય તે માણસને પાણીવગરના શીતળ ઘરમાં રાખીને તે ચેષ્ટાઓ કરવા દેવી એ ચેષ્ટાઓરૂપ વિકારો શાંત થાય, ત્યારે નવડાવીને બીજે દિવસે ઊના દૂધ સાથે ગરમ તથા સાઠી ચોખાનો ભાત જમાડવો ૨૬

दिनत्रये पञ्चके वा विधिरेषोऽर्द्धमात्रया ॥
कर्तव्यो भिषजावश्यमलर्कविषनाशन ।
कुप्येत्स्वय विष यस्य न स जीवति मानव ॥
तस्मात्प्रकोपयेदाशु स्वय यावन्न कुप्यति ॥ २७ ॥

## પૂડલો ક્યાં સુધી ખવડાવવો ?

જો એ શરપંખાનો તથા ધતૂરાનો ઉપર કહેલો પૂડલો ખવડાવ્યાથી હડકાયાની ચેષ્ટાઓરૂપ વિકારો ઉત્પન્ન ન થાય, તો વૈદ્ય પછી ત્રણ દિવસ સુધી અથવા પાંચ દિવસ સુધી પણ ઉપર કહેલી માત્રાથી અરધી માત્રાવાળો એ પૂડલો અવશ્ય ખવડાવવો, કે જેના બળથી હડકાયાનું વિષ પ્રકુપિત થઈને નાશ પામે જે માણસને હડકાયાનું વિષ પોતાની મેળે પ્રકુપિત થાય તે માણસ જીવતો નથી, માટે તે વિષ પોતાની મેળે પ્રકુપિત ન થાય, તે પહેલાં તુરત જ ઔષધના બળથી તેને પ્રકુપિત કરવું ૨૭

बीजान्नौषधीगर्भै कुम्भै शीताम्बुपूरितै ।
स्नापयेत्त नदीतीरे समन्त्रैर्वा चतुष्पथे ॥
बलि निवेद्य तत्रापि पिण्याक पलल दधि ॥
माल्यानि च विचित्राणि मास पक्वामक तथा ।
अलकाधिपते यक्ष सारमेयगणाधिप ॥
अलर्कजुष्टमेत मे निर्विष कुरु मा चिरात् ।
दद्यात्तसशोधन तीक्ष्णमेव स्नातस्य देहिन ॥
अशुद्धस्य सुरूढेऽपि व्रणे कुप्यति तद्विषम् ॥२८॥

## હડકાયાંના વિષમાં દૈવિક વિધાન તથા લૌકિક ચિકિત્સા

જેને હડકાયા પ્રાણીના વિષનો સંબંધ થયો હોય, તે માણસને નદીને કિનારે અથવા ચૌટામાં લઈ જઈ મંત્રેલાં શીતળ જળોથી ભરેલા અને જેઓમાં બીજ, રત્નો તથા ઔષધિઓ નાખ્યાં હોય એવા કળશોથી મંત્રોચ્ચારપૂર્વક નવડાવવો અને નવડાવ્યા પછી મંત્રોચ્ચારપૂર્વક કુબેરજીને તલના ખોળનું, તલના ચૂર્ણનું, દહીંનું અને કાચા તથા પાકા માંસનું રંગબેરંગી પુષ્પોવાળું બલિદાન દેવું 'હે અલકા નગરીના અધિપતિ! હે કૂતરાઓના ટોળાના અધિપતિ! હે કુબેરજી! હડકાયાના વિષનો સંબંધ પામેલા મારા આ માણસને વિષથી રહિત કરો, વિલંબ ન કરો' એવા અર્થવાળા મૂળોક્ત મંત્રથી જળ તથા બલિદાનને અભિમંત્રિત કરવા આ પ્રમાણે એ માણસને નવડાવી તથા કુબેરજીને બલિવિધાનથી પૂજીને પછી તે માણસને તીક્ષ્ણ વિરેચન દેવું (બીજી પણ ઉપર લખેલી ચિકિત્સાઓ કરવી) હડકાયાના વિષના સંબંધવાળા માણસને સંશોધનોથી શુદ્ધ ન કર્યો હોય, તો વ્રણ સારી પેઠે રુઝાઈ ગયા પછી પણ વિષ પ્રકુપિત થાય છે ૨૮

कुमुदोत्पलपद्मानि पुष्पं चापि तथार्कजम् ।
चम्पकाशोकसुमनस्तिलकप्रसवानि च ॥
पाटलीशाल्मलीशेलुशिरीषाणां तथैव च ।
सुरसास्तृणशून्याश्च सिन्धुवारस्य यानि च ॥
धवाश्वकर्णयोश्चापि पुष्पाणि तिनिशस्य च ।
गुग्गुलुं कुङ्कुमं बिम्बीं सर्पाक्षीं गन्धनाकुलीम् ॥
एतत्सम्भृत्य सम्भारं सूक्ष्मचूर्णानि कारयेत् ।
गोपित्तमधुसर्पिर्भिर्युक्तं शृङ्गे निधापयेत् ॥
भग्नस्कन्धं विवृताक्षं मृत्योर्दंष्ट्रान्तरं गतम् ।
अनेनागदमुख्येन मनुष्यं पुनराहरेत् ॥
एषोऽग्निकल्पं दुर्वारं क्रुद्धस्यामिततेजसः ।
विषं नागपतेर्हन्यात्प्रसभं वासुकेरपि ॥
महासुगन्धिनामायं पञ्चाशीत्यङ्गयोजितः ।
राजाऽगदानां सर्वेषां राज्ञो हस्ते भवेत्सदा ॥
तेनानुलिप्तस्तु नृपो भवेत्सर्वजनप्रियः ।
भ्राजिष्णुतां च लभते शत्रुमध्यगतोऽपि सन् ॥५॥

## મહાસુગંધી અગદ

રતાંજલિ, અગર, કઠ, તગર, દેવદારનો ગુંદર, પાંડેરવો, વાળો, સરલ, દેવદાર, સુખડ, દૂધેલી, ભારંગી, ગળી, નોરવેલ, દારુહળદર, પદ્મકાષ્ઠ, જેઠીમધ, નાગરમોથ, જટામાંસી, પુન્નાગ, એલચી, એલવાલુક, સોનાગેરુ, રોહિસખડ, ખળદાણા, કાળો વાળો, રાળ, મુરામાંસી, ગાયવસુકડાં, હરેણુ, તાલીસપત્ર, નાની એલચી, ઘઉંલાં, અરડૂસો, હીરાકસી, પથ્થરફૂલ, તમાલપત્ર, પિંડીતગર, સૂંઠ, મરી, પીપર, કપૂર, સીવણ, કડુ, બાવચી, અતિવિખ, કાળીજીરી, ઇંદ્રવારણી, પીળો વાળો, વાયવરણાં, મોથ, નખલાં, ધાણા, સફેદ ગરણી, સફેદ વજ, હળદર, દારુહળદર, ભરુંઠ (થુણેર), લાખ, સૈંધવ, બીડલૂણ, સંચળ, પોયણાં, રક્તકમળ, શ્વેતકમળ, ચંપક, આસોપાલવ, તિલકવૃક્ષનાં ફળફૂલ તથા આકડાનાં, જાઈનાં, મોગરાનાં, શેમળાનાં, સરડિયાનાં, પાડળનાં, ગુંદાનાં, નગડનાં ને ધાવડાનાં ફૂલ, રાળના ઝાડનાં ને સીણાહરમાનાં ફૂલ, તુલસીનાં માંજર, ગુગળ, કેસર, કડવી ઘોલી, શંખાવળી અને કડવી નઈ એ પંચાસી દ્રવ્યોનું સૂક્ષ્મ ચૂર્ણ કરાવી, તેને ગોરોચન, મધ તથા ઘીથી મિશ્ર કરી, ગાયના શિંગડામાં ભરી, ગાયના શિંગડાનો જ ઢાંટો દઈ એક પખવાડિયા સુધી રાખી મૂકવાથી મહાસુગંધી નામનો અગદ સિદ્ધ થાય છે. વિષના સંબંધથી કાંધ ભાગી ગઈ હોય અને તેથી આંખો ફાટી ગઈ હોય અને તેથી જ માણસ મૃત્યુની દાઢોના મધ્યમાં આવી ગયો હોય, તેને પણ આ અગદથી જિવાડી શકાય છે. ક્રોધ પામેલા, મોટા પ્રભાવવાળા, નાગપતિ વાસુકિના અગ્નિ જેવા દુર્વાર્ય વિષનો પણ આ અગદ બળાત્કારથી નાશ કરે છે. આ અગદ સઘળા અગદોનો રાજા છે. આ અગદ રાજાએ સર્વદા હાથમાં રાખવો જોઈએ. આ અગદનું રાજાના અંગ પર લેપન કરવાથી તે રાજા સર્વ લોકોને પ્રિય થાય છે અને શત્રુઓની મધ્યમાં ગયો હોય તો પણ તેજસ્વી જ રહે છે. ૫

उष्णवर्ज्यो विधिः कार्यो विषार्त्तानां विजानता ।
मुक्त्वा कीटविषं तद्धि शीतेनाभिप्रवर्द्धते ॥ ६ ॥

## કીડાના વિષથી જ પીડાયેલાને સ્વેદન દેવું

વિચક્ષણ વૈદ્યે વિષથી પીડાયેલાઓ માટે ઉષ્ણતાવગરની જ સઘળી ચિકિત્સા કરવી; એટલે શોધનના અંગરૂપે પણ સ્વેદન સંસ્કાર કદી આપવો નહીં; પરંતુ કીડાઓના વિષથી પીડાયેલાઓને સ્વેદન સંસ્કાર આપવો; કેમ કે તે વિષ શીતથી વૃદ્ધિ પામે છે. ૬

अन्नपानविधावुक्तमुपधार्य शुभाशुभम् ।
शुभं देयं विषार्त्तेभ्यो विरुद्धेभ्यश्च वारयेत् ॥ ७ ॥

## વિષથી પીડાયેલાઓને કેવાં અન્નપાનો દેવાં?

વૈદ્યે સૂત્રસ્થાનના અન્નપાનવિધિ નામના ૪૬મા અધ્યાય પ્રમાણે શુભાશુભ અન્નપાનોનો નિર્ણય કરી જે હિતકારી જણાય, તેજ અન્નપાન

જંગલી આંબો, સફેદ સરસવ, વાયવરણાં, પંચલવણ, મોટી પીપર, પાણીમાં થતું નેતર, બિજોરું, આસોપાલવ, ઉંદરકની, સપ્તપર્ણ, અરડૂસો, એલવાલુક, નાગદમણ, અતિવિખ, હરડે અથવા સફેદ નગડ, દેવદાર, કઠ, હળદર અને વજ્રનાં તથા પોલાદ વગેરે ધાતુઓનાં સમભાગ (ક્ષારના પાણીથી ત્રીસમા ભાગ જેટલાં) ચૂર્ણો નાખવાં ક્ષારની પેઠે પાક આવી જાય, ત્યારે ઉતારી લઈ તે ક્ષારને લોઢાના ઘડામાં નાખવો, એટલે ક્ષારાગદ સિદ્ધ થાય છે. આ ક્ષારાગદનો દુંદુભિઓ પતાકા તથા તોરણો ઉપર લેપ કરવો, એટલે એ દુંદુભિઓ વગેરેના શ્રવણ, દર્શન તથા સ્પર્શથી પ્રાણીઓ વિષના સંબંધથી મુક્ત થાય છે. કાંકરી, પથરી, અરશ, વાત ગુલ્મ, ખાંસી, શૂળ, ઉદરરોગ, અજીર્ણ, ગ્રહણીદોષ દારુણ અન્નદ્વેષ, સર્વાંગર સોજો અને દારુણ શ્વાસ ઉપર પણ આ ક્ષારાગદ દેવો યોગ્ય છે. સઘળા પ્રકારનાં વિષોથી પીડાયેલાં પ્રાણીઓ માટે આ ક્ષારાગદ સર્વથા ઉપયોગી છે અને તક્ષક આદિ દિવ્ય નાગોનો ગર્વ ઉતારવામાં પણ અંકુશ જેવો છે. ૨

विडङ्गत्रिफलादन्तीभद्रदारुहरेणवः ।
तालीशपत्रमञ्जिष्ठाकेशरोत्पलपद्मकम् ॥
दाडिमं मालतीपुष्पं रजन्यौ सारिवे स्थिरे ।
प्रियङ्गुस्तगरं कुष्ठं बृहत्यौ चैलवालुकम् ॥
सचन्दनगवाक्षीकैरेतैः सिद्धं विषापहम् ।
सर्पिः कल्याणकं ह्येतद्ग्रहापस्मारनाशनम् ॥
पाण्ड्वामयगरश्वासमन्दाग्निज्वरकासनुत् ।
शोषिणां स्वल्पशुक्राणां वन्ध्यानां च प्रशस्यते ॥३॥

### કલ્યાણક ઘૃત

વાવડિંગ, ત્રિફળા, નેપાળો, દેવદાર, હરેણુ, તાલીસપત્ર, મજીઠ, બોલસરી, કમળ, પદ્મકાષ્ઠ, દાડમ, માલતીનાં પુષ્પ, હળદર, દારુહળદર, કાળી તથા ધોળી ઉપલસરી, શાલિપર્ણી, ઉંદરકની, પઉલાં, તગર, કઠ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, એલવાલુક, ચંદન અને ઇંદ્રવારણીના કવાથ તથા કલ્કથી ઘી પકવવું, એટલે તે કલ્યાણકઘૃત કહેવાય છે. આ કલ્યાણકઘૃત સર્વ વિષો, ગ્રહો, અપસ્માર, પાંડુરોગ, શ્વાસ, અગ્નિની મંદતા, જ્વર તથા ખાંસીનો નાશ કરે છે; શોષવાળાઓ માટે, અલ્પ વીર્યવાળાઓ માટે અને વાંઝણી સ્ત્રીઓ માટે પણ બહુ ઉત્તમ ગણવામાં આવે છે. (આ જ નામનું છતાં થોડા તફાવતવાળું ઘી ઉત્તરતંત્રના ૩૯મા અધ્યાયમાં કહેવાશે.) ૩

अपामार्गस्य बीजानि शिरीषस्य तथैव च ।
श्वेते द्वे काकमाच्यौ च गवां मूत्रेण पेषयेत् ॥
सर्पिरेतैस्तु संसिद्धं विषसंशमनं परम् ।
अमृतं नाम विख्यातमपि संजीवयेन्मृतम् ॥४॥

### અમૃત ઘૃત

અઘેડાનાં બીજ, સરસડિયાનાં બીજ, સફેદ ગરણી, સફેદ વજ અને પીલુડી વગેરેને ગાયના મૂત્રમાં વાટી, તે કલ્ક નાખી ચોગણા પ્રવાહીમાં પકવેલું ઘી અમૃતઘૃત કહેવાય છે. આ ઘી વિષોને અત્યંત શાંત કરનાર છે અને મરેલાને પણ જિવાડે એવું છે. ૪

चन्दनागुरुणी कुष्ठं तगरं तिलपर्णकम् ।
प्रपौण्डरीकं नलदं सरलं देवदारु च ॥
भद्रश्रियं यवफलां भार्गी नीलीं सुगन्धिकाम् ।
कालेयकं पद्मकं च मधुकं नागरं जटाम् ॥
पुन्नागैलैलवालूनि गैरिकं ध्यामकं बलाम् ।
तोयं सर्जरसं मांसीं सितपुष्पां हरेणुकाम् ॥
तालीशपत्रं क्षुद्रैलां प्रियङ्गुं सकुटन्नटम् ।
शैलपुष्पं सशैलेयं पत्रं कालानुसारिवाम् ॥
कटुत्रिकं शीतशिवं काश्मर्यं कटुरोहिणीम् ।
सोमराजीमतिविषां पृथ्विकामिन्द्रवारुणीम् ॥
उशीरं वरुणं मुस्तं नखं कुस्तुम्बुरुं तथा ।
श्वेते हरिद्रे स्थौणेयं लाक्षां च लवणानि च ॥

## વાયુપ્રકૃતિવાળા કીડાઓની અઢાર જાત અને તેના દંશોથી થતા રોગો

કુંભીનસ, તુંડિકેરી, શૃંગી, શતકુલીરક, ઉચ્ચિટિંગ, અગ્નિનામા, ચિચ્ચિટિંગ, મયૂરિકા, આવર્તક, ઉરભ્ર, સારિકામુખ, વૈદલ, શરાવકુર્દ, અભીરાજિ, પરુષ, ચિત્રશીર્ષક, શતબાહુ અને રક્તરાજિ એ અઢાર જાતના કીડાઓ વાયુપ્રકૃતિવાળા હોવાથી વાયુને પ્રકુપિત કરનારા છે. એ કીડાઓએ દંશેલાં પ્રાણીઓને વાયુ સંબંધી રોગો થાય છે. ૩

कौण्डिल्यकः कणभको वरटी पत्रवृश्चिकः ।
विनासिका ब्राह्मणिका बिन्दुलो भ्रमरस्तथा ॥
वाह्यकी पिच्चिटः कुम्भी वर्चःकीटोऽरिमेदकः ।
पद्मकीटो दुन्दुभिको मकरः शतपादकः ॥
पञ्चालकः पाकमत्स्यः कृष्णतुण्डोऽथ गर्दभी ।
क्लीतः कृमिशरारिश्च यश्चाप्युत्क्लेशकः स्मृतः ॥
एते ह्यग्निप्रकृतयश्चतुर्विंशाः प्रकीर्त्तिताः ।
तैर्भवन्तीह दष्टानां रोगाः पित्तनिमित्तजाः ॥ ४ ॥

## પિત્તપ્રકૃતિવાળા કીડાઓની ચોવીસ જાત અને તેના દંશોથી થતા રોગો

કૌંડિલ્યક, કણભક, વરટી, પત્રવૃશ્ચિક, વિનાસિકા, બ્રાહ્મણિકા, બિંદુલ, ભ્રમર, વાહ્યકી, પિચ્ચિટ, કુંભી, વર્ચકીટ, અરિમેદક, પદ્મકીટ, દુંદુભિક, મકર, શતપાદક, પંચાલક, પાકમત્સ્ય, કૃષ્ણતુંડ, ગર્દભી, ક્લીત, કૃમિશરારિ અને ઉત્ક્લેશક એ ચોવીસ જાતના કીડાઓ પિત્તપ્રકૃતિવાળા હોવાથી પિત્તને પ્રકુપિત કરનારા છે. એ કીડાઓએ દંશેલાં પ્રાણીઓને પિત્ત સંબંધી રોગો થાય છે. ૪

विश्वम्भरः पञ्चशुक्लः पञ्चकृष्णोऽथ कोकिलः ।
सैरेयकः प्रचलको बलभः किटिमस्तथा ॥
सूचीमुखा कृष्णगोधा यश्च काषायवासिकः ।
कीटगर्दभकश्चैव तथा त्रोटक एव च ॥
त्रयोदशैते सौम्याः स्युः कीटाः श्लेष्मप्रकोपणाः ।
तैर्भवन्तीह दष्टानां रोगाः कफनिमित्तजाः ॥ ५ ॥

## કફપ્રકૃતિવાળા કીડાઓની તેર જાત અને તેના દંશોથી થતા રોગો

વિશ્વંભર, પંચશુક્લ, પંચકૃષ્ણ, કોકિલ, સૈરેયક, પ્રચલક, બલભ, કિટિભ, સૂચીમુખા, કૃષ્ણગોધા, કાષાયવાસિક, કીટગર્દભક અને ત્રોટક એ તેર જાતના કીડાઓ કફપ્રકૃતિવાળા હોવાથી કફને પ્રકુપિત કરનારા છે. એ કીડાઓએ દંશેલાં પ્રાણીઓને કફ સંબંધી રોગો થાય છે. ૫

तुङ्गीनासो विचिलकस्तालको वाहकस्तथा ।
कोष्ठागारी क्रिमिकरो यश्च मण्डलपुच्छकः ॥
तुङ्गनाभः सर्षपिकोऽवल्गुली शम्बुकस्तथा ।
अग्निकीटश्च घोराः स्युर्द्वादश प्राणनाशनाः ॥
तैर्भवन्तीह दष्टानां वेगज्ञानानि सर्पवत् ।
तास्ताश्च वेदनास्तीव्रा रोगा वै सान्निपातिकाः ॥
क्षाराग्निदग्धवद्दंशो रक्तपीतसितारुणः ॥ ६ ॥

## ત્રિદોષપ્રકૃતિવાળા કીડાઓની બાર જાત અને તેના દંશોથી થતા રોગો

તુંગીનાસ, વિચિલક, તાલક, વાહક, કોષ્ઠાગારી (ચમરી?), ક્રિમિકર, મંડલપુચ્છક, તુંગનાભ, સર્ષપિક, અવલ્ગુલી, શંબુક અને અગ્નિકીટ એ બાર જાતના કીડાઓ ત્રિદોષપ્રકૃતિવાળા હોવાથી અતિ ભયંકર અને પ્રાણોનો નાશ કરનારા છે. એ કીડાઓએ દંશેલાં પ્રાણીઓને સર્પના વિષના જેવા વેગો જણાય છે, અનેક પ્રકારની તીવ્ર વેદનાઓ થાય છે અને ત્રણે દોષો સંબંધી રોગો થાય છે. એ કીડાઓનો દંશ ક્ષાર કે અગ્નિથી થયેલા દગ્ધના જેવી આકૃતિવાળો અને રાતા, પીળા, સફેદ તથા અરુણવર્ણવાળો છે. ૬

ज्वराङ्गमर्दरोमाञ्चवेदनाभिः समन्वितः ॥
छर्द्यतीसारतृष्णाश्च दाहो मोहो विजृम्भिका ।
वेपथुश्वासहिक्काश्च तथा शीतं च दारुणम् ॥
पिडकोपचयः शोफो ग्रन्थयो मण्डलानि च ।
कर्णिकाश्चैव विसर्पाः किटिमानि च ॥

વિષથી પીડાયેલા આ રોગીને દેવું અને તે માણસોને અતિ તક્ર અન્નપાનોથી અટકાવવા ૭

फाणित शिग्रुसौवीरमजीर्णाध्यशनं तथा ।
वर्जयेच्च समासेन नवधान्यादिकं गणम् ॥
दिवास्वप्नं व्यवायं च व्यायामं क्रोधमातपम् ।
सुरातिलकुलत्थांश्च वर्जयेद्धि विषातुरः ॥ ८ ॥

## વિષથી પીડાયેલાઓએ પાળવાની પરેજી

ગળ, સરગવો, સૌવીરક, અજીર્ણ, અધિક ભોજન નવા ધાન્ય વગેરે નો ગણ, દિવસની નિદ્રા, મૈથુન, કસરત આદિ પરિશ્રમ, ક્રોધ, તડકો, મદિરા, તેલ અને કળથીનો વિષથી પીડાયેલા માણસે ત્યાગ કરવો, એટલી થોડી જ પરેજી છે (કેટલાક ઔષધોમાં સરગવા તથા તેલનો પ્રયોગ આવેલો છે, તેનો આથી બાધ સમજવો નહિ ) ૮

प्रसन्नदोषं प्रकृतिस्थधातुं
मन्नाभिकाङ्क्षं सममूत्रजिह्मम् ।
प्रसन्नवर्णेन्द्रियचित्तचेष्टं
वैद्योऽवगच्छेदविषं मनुष्यम् ॥९॥

## માણસને વિષરહિત થયેલો ક્યારે જાણવો?

જ્યારે સઘળા દોષો પ્રકૃતિસ્થ થાય સઘળા ધાતુઓ પ્રકૃતિસ્થ થાય, અન્ન જમવાની ઇચ્છા થાય, મૂત્ર સમસ્થિતિમાં આવે, જીભ સારી પેઠે રસના જ્ઞાનવાળી થાય અને વર્ણ, ઇંદ્રિયોની ચેષ્ટા તથા ચિત્તની ચેષ્ટા સુપ્રસન્ન થાય, ત્યારે વૈદ્યે માણસને વિષથી રહિત થયેલો જાણવો ૯

# અધ્યાય ૮ મો

अथातः कीटकल्पं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'કીટકલ્પ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

सर्पाणां शुक्रविण्मूत्रशवपूत्यण्डसम्भवाः ।
वाय्वग्न्यम्बुप्रकृतयः कीटास्तु विविधाः स्मृताः ॥
सर्वदोषप्रकृतिभिर्युक्ताश्च परिणामतः ।
कीटास्तेऽपि सुघोरास्ते सर्वे एव चतुर्विधाः ॥२॥

## સર્પોનાં વીર્યાદિકથી ઉત્પન્ન થયેલા કીડાઓની ચાર પ્રકૃતિઓ

દર્વીકરાના વીર્ય, વિષ્ટા, મૂત્ર, શબનો સડો કે ઈંડાથી ઉત્પન્ન થયેલા કીડાઓ વાયુપ્રકૃતિવાળા હોય છે મંડલીઓના વીર્ય, વિષ્ટા, મૂત્ર, શબનો સડો કે ઈંડાથી ઉત્પન્ન થયેલા કીડાઓ પિત્ત પ્રકૃતિવાળા હોય છે રાજિમાનોના વીર્ય, વિષ્ટા, મૂત્ર, શબનો સડો કે ઈંડાથી ઉત્પન્ન થયેલા કીડાઓ કફપ્રકૃતિવાળા હોય છે વૈકરંજોના વીર્ય, વિષ્ટા, મૂત્ર શબનો સડો કે ઈંડાથી ઉત્પન્ન થયેલા કીડાઓ પોતામાં ત્રણે જાતના સર્પોના સ્વભાવોનું મિશ્રપણું હોવાને લીધે ત્રિદોષપ્રકૃતિવાળા હોય છે તેઓ જાતે કીડાઓ છતાં પણ બીજા કીડાઓથી વધારે ભયંકર હોય છે આ રીતે વાયુપ્રકૃતિવાળા, પિત્તપ્રકૃતિવાળા, કફપ્રકૃતિવાળા અને ત્રિદોષપ્રકૃતિવાળા એ ચાર ભેદોમાં સઘળા સર્પજન્ય કીડાઓનો સમાવેશ થાય છે (અહીંથી આ સ્થાનના ૩જા અધ્યાયનો ૩જો વિભાગ વાચતા જવું ) ૨

कुम्भीनसस्तुण्डिकेरी शृङ्गी शतकुलीरकः ।
उच्चिटिङ्गोऽग्निनामा च चिच्चिटिङ्गो मयूरिका ॥
आवर्तकस्तथोरभ्रः सारिकामुखवैदलौ ।
शरावकुर्दोऽभीराजिः परुषश्चित्रशीर्षकः ॥
शतबाहुश्च यश्चापि रक्तराजिः प्रकीर्तितः ।
अष्टादशेति वायव्याः कीटाः पवनकोपनाः ॥
तैर्भवन्तीह दष्टानां रोगा वातनिमित्तजाः ॥ ३ ॥

[1] કીડાઓની સંખ્યા વગેરેના નિરૂપણ વિષે તથા કીડાઓના વિષોની ચિકિત્સાઓ વિષેના

થાય, તેને સર્પના વિષના વેગો જેવા જ વિષના વેગો થાય છે, અનેક પ્રકારની વેદનાઓ થાય અને અતિ દારુણ ગ્રંથિઓ થાય છે. (વાગ્ભટ કહે છે કે 'ગોધેરક ચાર પગવાળો થાય છે, ઘોમાંથી ઉત્પન્ન થાય છે અને દર્વીકરના જેવા જ વિષવાળો હોય છે' આ સઘળી કાચંડાની જાતો જણાય છે.) ૧૧

गलगोल्यस्तु श्वेता कृष्णा रक्तराजी रक्तमण्डला सर्वश्वेता सर्षपिकेत्येवं षट् । ताभिर्दष्टे सर्षपिकावर्जं दाहशोफक्लेदा भवन्ति । सर्षपिकया हृदयपीडातिसारश्च ॥ १२ ॥

### ગલગોલી જાતના ૬ કીડાઓ તથા તેઓના દંશનાં લક્ષણો

શ્વેતા, કૃષ્ણા, રક્તરાજી, રક્તમંડલા, સર્વશ્વેતા અને સર્ષપિકા એ છ ગલગોલી જાતના કીડાઓ કહેવાય છે. જે માણસને શ્વેતા આદિ પાંચમાંના કોઈ કીડાનો દંશ થાય, તેને દાહ, સોજો તથા ક્લેદ થાય છે અને જેને સર્ષપિકાનો દંશ થાય તેને હૃદયમાં પીડા તથા ઝાડા થાય છે. ૧૨

शतपद्यस्तु परुषा कृष्णा चित्रा कपिलिका पीतिका रक्ता श्वेता अग्निप्रभा इत्यष्टौ । ताभिर्दष्टे शोफो वेदना दाहश्च हृदये । श्वेताग्निप्रभाभ्यामेतदेव दाहो मूर्छा चातिमात्रं श्वेतपिडकोत्पत्तिश्च ॥ १३ ॥

### શતપદી (કાનખજૂરા) જાતના ૮ કીડાઓ તથા તેઓના દંશનાં લક્ષણો

પરુષા, કૃષ્ણા, ચિત્રા, કપિલિકા પીતિકા, રક્તા, શ્વેતા અને અગ્નિપ્રભા એ આઠ શતપદી જાતના કીડાઓ કહેવાય છે. જે માણસને પરુષા, કૃષ્ણા, ચિત્રા, કપિલિકા, પીતિકા કે રક્તાનો દંશ થાય, તેને સોજો થાય, વેદના થાય અને હૃદયમાં દાહ થાય છે. જે માણસને શ્વેતા કે અગ્નિપ્રભાનો દંશ થયો હોય, તેને એ લક્ષણો ઉપરાંત અત્યંત દાહ તથા મૂર્છા થાય છે અને સફેદ ફોડલીઓની ઉત્પત્તિ થાય છે. ૧૩

मण्डूकास्तु कृष्णः सारः कुहको हरितो रक्तो यववर्णाभो भृकुटी कोटिकश्चेत्यष्टौ । तैर्दष्टस्य दंशकण्डूर्भवति पीतफेनागमश्च वक्त्रात् । भृकुटीकोटिकाभ्यामेतदेव दाहश्छर्दिर्मूर्छा चातिमात्रम् ॥१४

### મંડૂક (દેડકા) જાતના ૮ કીડાઓ તથા તેઓના દંશનાં લક્ષણો

કૃષ્ણ, સાર, કુહક, હરિત, રક્ત, યવવર્ણાભ, ભ્રકુટિ અને કોટિક એ આઠ મંડૂક જાતના કીડાઓ કહેવાય છે. જે માણસને કૃષ્ણ, સાર, કુહક, હરિત, રક્ત કે યવવર્ણાભનો દંશ થાય, તેને જખમમાં ખરજ આવે છે અને મોઢામાં પીળું ફીણ આવે છે. જેને ભ્રકુટિનો કે કોટિકનો દંશ થાય, તેને એ લક્ષણો ઉપરાંત અત્યંત દાહ, ઊલટી અને મૂર્છા થાય છે. ૧૪

विश्वम्भराभिर्दष्टे दंशः सर्षपाकाराभिः पिडकाभिश्चीयते शीतज्वरार्त्तश्च पुरुषो भवति । अहिण्डुकाभिर्दष्टे तोददाहकण्डूश्वयथवो मोहश्च । कण्डूमकाभिर्दष्टे पीताङ्गश्छर्द्यतीसारज्वरादिभिरभिहन्यते । शूकवृन्ताभिर्दष्टे कण्डूकोठाः प्रवर्द्धन्ते शूकं चात्र लक्ष्यते ॥ १५ ॥

### વિશ્વંભરા જાતના ૪ કીડાઓ તથા તેઓના દંશનાં લક્ષણો

વિશ્વંભરા, અહિંડુકા, કંડૂમકા અને શૂકવૃંતા એ ચાર વિશ્વંભરા જાતના કીડાઓ કહેવાય છે. જે માણસને **વિશ્વંભરાનો** દંશ થાય, તેને એ દંશ સર્ષપોના જેવા આકારોવાળી ફોડલીઓથી વ્યાપ્ત થાય છે અને શીત જ્વરની પીડા થાય છે. જે માણસને **અહિંડુકાનો** દંશ થાય, તેને ભોંકાયા જેવી વ્યથા, દાહ, ખરજ, સોજો તથા પ્રમેહ થાય છે. જેને **કંડૂમકાનો** દંશ થાય, તેનું અંગ પીળું થઈ જાય છે, ઊલટી થાય છે, ઝાડા થાય છે અને જ્વરાદિક પણ

तैर्भवन्तीह दष्टानां यथास्व चाप्युपद्रवा ।
योगैर्नानाविधैरेषा चूर्णानि गरमादिशेत् ॥
दूषीविषप्रकोपाच्च तथैव निपलेपनात् ।
लिङ्ग तीक्ष्णविषेष्वेतच्छृणु मन्दविषेष्वत ॥ ७ ॥

## તીક્ષ્ણવિષવાળા કીડાઓના દંશાદિકનાં લક્ષણો

જે કીડાઓ તીક્ષ્ણ વિષોવાળા છે, તેઓના દંશાદિકથી જ્વર આવે, અંગો ભાગે, રૂવાડા ઊભાં થાય, વેદનાઓ, ઝાડા, તરસ, અને દાહ થાય, પ્રમેહ, બગાસા, કંપ, શ્વાસ, હેડકી, દારણ નીત, ફોડલીઓ અને સોજો, ગ્રંથિઓ, મંડલો, દાદરો, ડોટીઓ, વિસર્પો ટીટીઓ અને તે તે દોષ પ્રમાણે બીજા ઉપદ્રવો પણ થાય છે. મરણ પામેલા એ કીડાઓના ચૂર્ણો પણ અનેક પ્રકારના યોગોથી વિરૂપ થાય છે તે વિષો ખાવામા આવવાથી દૂષીવિષના પ્રકોપના જેવા લક્ષણો થાય છે (આ સ્થાનના બીજા અધ્યાયનો ૧૧મો વિષય જુઓ) અને અંગ પર લેપાયાથી લેપનમા આવેલા વિષના જેવા લક્ષણો થાય છે (આ સ્થાનના પહેલા અધ્યાયનો ૧૯મો તથા ૨૨મો વિષય વાંચો) તીક્ષ્ણ વિષવાળાઓના દંશાદિકનાં આ લક્ષણો કહ્યા, હવે મંદ વિષવાળાઓના દંશાદિકના લક્ષણો કહું છું, તે સાંભળો ૭

प्रसेकोऽरोचकश्छर्दि शिरोगौरवशीतका ।
पिडकाकोठकण्डूना जन्म दोषविभागत ॥
योगैर्नानाविधैरेषा चूर्णानि गरमादिशेत् ।
दूषीविषप्रकोपाच्च तथैवाप्यनुलेपनात् ॥ ८ ॥

## મંદવિષવાળા કીડાઓના દંશાદિના લક્ષણો

કીડાઓમા મંદવિષવાળા કીડાઓના દંશાદિકથી કફનો સ્રાવ, અરોચક, ઊલટી, માથુ ભારે, શીતપણુ, ફોડલીઓ, ચામઠા અને ખરજ થાય છે. આ લક્ષણો કીડાઓના વાતાદિક દોષોના વિભાગ પ્રમાણે થાય છે મરણ પામેલા એ કીડાઓના ચૂર્ણો પણ અનેક પ્રકારના યોગોથી વિષ રૂપ થાય છે તે વિષો ખાવામાં આવવાથી દૂષીવિષના પ્રકોપના જેવા લક્ષણો થાય છે (આ સ્થાનના બીજા અધ્યાયનો ૧૧મો વિષય જુઓ) અને અંગ પર લેપાયાથી લેપનમાં આવેલા વિષના જેવાં લક્ષણો થાય છે (આ સ્થાનના પહેલા અધ્યાયનો ૧૯મો તથા ૨૨મો વિષય જુઓ) ૮

एकजातीनतरतूर्ध्वं कीटान्वक्ष्यामि भेदत ।
सामान्यतो दष्टलिङ्गं साध्यासाध्यक्रमेण च ॥९॥

## બીજા કીડાઓના ભેદ વગેરે કહેવાની પ્રતિજ્ઞા

હવે ઉપર કહેલા ૬૭ કીડાઓથી જુદી જાતના કીડાઓના ભેદો, દંશાદિકના ચિહ્નો તથા સાધ્યાસાધ્યપણુ સામાન્ય રીતે કહીશ ૯

त्रिकण्टक कुणी चापि हस्तिकक्षोऽपराजित ।
चत्वार एते कणभा व्याख्यातास्तीव्रवेदना ॥
तैर्दष्टस्य श्वयथुरङ्गमर्दो गुरुता गात्राणा दश
कृष्णश्च भवति ॥ १० ॥

## કણભ જાતના ૪ કીડાઓ તથા તેઓના દંશનાં લક્ષણો

ત્રિકંટક, કુણી, હસ્તિકક્ષ અને અપરાજિત એ ચાર કણભ જાતના કીડાઓ કહેવાય છે એ કીડાઓ તીવ્ર વેદના કરનારા છે જે પ્રાણીને તેમાના કોઈ કીડાનો દંશ થાય, તેને સોજો થાય છે, અંગો ભાગે છે, ગાત્રો ભારે થાય છે અને દંશ કાળો બને છે ૧૦

प्रतिसूर्यः पिङ्गभासो बहुवर्णो महाशिराः ।
तथा निरूपमश्चापि पञ्च गौधेरकाः स्मृताः ॥
तैर्भवन्तीह दष्टाना वेगज्ञानानि सर्पवत् ।
रुजश्च विविधाकारा ग्रन्थयश्च सुदारुणा ॥ ११ ॥

## ગૌધેરક જાતના ૫ કીડાઓ તથા તેઓના દંશના લક્ષણો

પ્રતિસૂર્ય, પિંગભાસ, બહુવર્ણ, મહાશિરા અને નિરૂપમ એ પાંચ ગૌધેરક જાતના કીડાઓ કહેવાય છે જે પ્રાણીને તેમાંના કોઈ કીડાનો દંશ

अक्लेदवांस्तथास्रावो भृशं सम्पाचयेत्त्वचम् ।
दिग्धविद्धक्रियास्तत्र यथावदवचारयेत् ॥२२॥

## વિષવાળા કીડાઓનાં શબાદિકના સ્પર્શથી થતા રોગો અને તેઓની ચિકિત્સા

વિષવાળા કીડાઓનાં શબોનો, મૂત્રોનો કે વિષ્ટાઓનો સ્પર્શ થાય, તો તેથી ખરજ, બળતરા, ચામઠાં, વ્રણો, ફોડલીઓ, સોઈઓથી ભોંકાયા જેવી વ્યથા તથા બીજા પ્રકારની વેદનાઓ પણ થાય છે અને ક્લેદવાળો સ્રાવ થાય છે. સ્રાવથી ચામડી પણ પાકી જાય છે.

આ પ્રમાણે થયેલ હોય, તો વિષથી ખરડાયેલા શસ્ત્રથી વીંધાયેલા માટે જે ચિકિત્સાઓ કહી છે, તે સઘળી યથાયોગ્ય રીતે કરવી. (આ સ્થાનના પાંચમા અધ્યાયનો ૨૪મો વિષય જુઓ.) ૨૨

नावसन्नं न चोत्सन्नमतिसंरम्भवेदनम् ।
दंशादौ विपरीतार्त्ति कीटदष्टं सुबाधकम् ॥२३॥

## કેવા કીડાઓનો દંશ કષ્ટસાધ્ય છે ?

ઝેરી કીડાઓનો જે દંશ અત્યંત ભેદાયેલો ન હોય, અત્યંત ઊંચો ન હોય, અત્યંત સોજાવાળો કે વેદનાવાળો હોય અને શરૂઆતમાં વિપરીત પીડાવાળો હોય તેને કષ્ટસાધ્ય સમજવો.

कीटैर्दष्टानुग्रविषैः सर्पवत्समुपाचरेत् ।
त्रिविधानां तु सर्पाणां त्रैविध्येन क्रिया हिता ॥

## તીક્ષ્ણ વિષવાળા કીડાઓની ચિકિત્સા

જેઓને ઉગ્ર વિષવાળા કીડાઓનો દંશ થયો હોય, તેઓની સર્પોના વેગોમાં કહેલી ક્રિયાઓથી ચિકિત્સા કરવી. (આ સ્થાનના પાંચમા અધ્યાયનો ૧૨મો, ૧૩મો તથા ૧૪મો વિષય જુઓ.) દર્વીકરોથી ઉત્પન્ન થયેલા કીડાઓ વાતપ્રધાન હોય છે; માટે તેઓના દંશો ઉપર ખોળનું લેપન, તેલનો અભ્યંગ અને નાડીસ્વેદ ઇત્યાદિ વાત સંબંધી ચિકિત્સા કરવી હિતકારી છે. મંડલીઓથી ઉત્પન્ન થયેલા કીડાઓ પિત્તપ્રધાન હોય છે; માટે તેઓના દંશો ઉપર અત્યંત શીતળ સિંચન અને અત્યંત શીતળ પ્રલેપ આદિ પિત્ત સંબંધી ચિકિત્સા કરવી હિતકારી છે. રાજિમાનોથી ઉત્પન્ન થયેલા કીડાઓ કફપ્રધાન હોય છે; માટે તેઓના દંશો ઉપર છેદન, સ્વેદન તથા વમનરૂપ કફ સંબંધી ચિકિત્સા હિતકારી છે. ૨૪

स्वेदमालेपनं सेकं चोष्णमत्रावचारयेत् ।
अन्यत्र मूर्छितादंशात्पाककोथप्रपीडितात् ॥
विषघ्नं च विधिं सर्वं कुर्यात्संशोधनानि च ।
शिरीषः कटुकं कुष्ठं वचा रजनिसैन्धवे ॥
क्षीरमज्जवसासर्पिःशुण्ठीपिप्पलिदारु च ।
उत्कारिका स्थिरादौ वा सुकृता स्वेदने हिता ॥

## વિષવાળા કીડાઓના દંશો ઉપર સામાન્ય ચિકિત્સા

વિષવાળા કીડાઓના દંશો ઉપર સ્વેદનો, આલેપનો અને સિંચનો કરવાં, તે ઘણું કરીને સહેવાઈ શકે તેવાં ઊનાં કરવાં; પરંતુ રોગી મૂર્છિત થયો હોય અથવા દંશ પાકવાથી કે સડાથી પીડિત થયો હોય, તો લેપનાદિક ઠંડાં જ કરવાં. વિષ જે દોષવાળું હોય, તે દોષને હરનારાં દ્રવ્યોથી યોજેલો પાન, નસ્ય, અભ્યંગ, લેપન તથા પરિષેક વગેરે સઘળો વિષહર વિધિ કરવો અને વમન, વિરેચન તથા આસ્થાપન પણ તેવા જ પ્રકારનાં કરવાં. સરસડિયો, કડુ, કઠ, વજ, હળદર, સૈંધવ, સૂંઠ, પીપર અને દેવદારની અથવા વિદારિગંધાદિ ગણની દૂધ, મજ્જા, ચરબી તથા ઘીમાં સારી રીતની લાપસી બનાવીને તે લાપસીથી સ્વેદન કરવું એ હિતકારી છે. ૨૫

न स्वेदयेत्तथा दंशं धूमं वक्ष्यामि वृश्चिके ।
अगदानेकजातीषु प्रवक्ष्यामि पृथक्पृथक् ॥२६॥

## સ્વેદન ન દેતાં ધુમાડી ક્યારે દેવી ?

ઉગ્ર કે મધ્યમ વિષવાળા વીંછીનો દંશ થયો હોય, તો સ્વેદન ન દેતાં આ અધ્યાયના

प्राप्त थाय छे जेने शूकवृंतानो दंश थाय, तेने खरज तथा ग्रामठा वृद्धि पामे छे अने दंशमां ऊीणो काटो जेवामा आवे छे १५

पिपीलिकास्तु स्थूलशीर्षा संवाहिका ब्राह्मणिकाङ्गुलिका कपिलिका चित्रवर्णेति षट्, ताभिर्दष्टे दंशे श्वयथुरग्निस्पर्शवद्दाहशोफौ भवतः ॥ १६ ॥

## पिपीलिका जातना ६ कीडाओ तथा तेओना दंशनां लक्षणो

स्थूलशीर्षा, संवाहिका, ब्राह्मणिका, अंगुलिका, कपिलिका अने चित्रवर्णा ए छ पिपीलिका (मकोडा तथा कीडीओ) जातना कीडाओ कहेवाय छे तेओनो दंश थाय, तो दंशमा सोजे थाय छे अने अग्निना स्पर्शनी पेठे दाह तथा सोजे थाय छे १६

मक्षिकास्तु कान्तारिका कृष्णा पिङ्गलिका मधूलिका काषायी स्थालिकेत्येवं षट् । ताभिर्दष्टस्य दाहशोफौ भवतः, स्थालिकाकाषायीभ्यामेतदेव पिटकाश्च सोपद्रवा भवन्ति ॥ १७ ॥

## मक्षिका जातना ६ कीडाओ तथा तेओना दंशनां लक्षणो

कातारिका, कृष्णा, पिंगलिका, मधूलिका, काषायी अने स्थालिका ए छ मक्षिका (माखी) जातना कीडाओ कहेवाय छे तेओनो दंश थाय, तो दाह तथा सोजे थाय छे अने तेमानी स्थालिका तथा काषायीना दंशथी तो दाह तथा सोजा उपरात उपद्रवोवाळी फोडलीओ पण थाय छे १७

मशकास्तु सामुद्रः परिमण्डलो हस्तिमशकः कृष्णः पार्वतीय इति पञ्च । तैर्दष्टस्य तीव्रकण्डूर्दंशशोफश्च । पार्वतीयस्तु कीटैः प्राणहरैस्तुल्यलक्षणः ॥ १८ ॥

## मशक जातना ५ कीडाओ तथा तेओना दंशनां लक्षणो

सामुद्र, परिमंडल, हस्तिमशक, कृष्ण अने पार्वतीय ए पाच मशक (मच्छर) जातना कीडाओ छे तेओमा पहेला चारमाथी कोईनो दंश थाय, तो तीव्र खरज आवे छे तथा दंशमा सोजे थाय छे पार्वतीय नामना मशकना दंशथी तो प्राण हरनारा कीडाओना दंशोना जेवा ज लक्षणो थाय छे (आ अध्यायनो छठो विषय जुओ) १८

नखावकृष्टेऽत्यर्थं पिडकाः सदाहपाका भवन्ति ॥

## कीडाओना नखोथी थयेला जखमनां लक्षणो

ए विषवाळा कीडाओना नखोथी जखम थयेल होय, तो दाह थाय तथा पाकनारी फोडलीओ थाय छे १९

जलौकसा दष्टलक्षणमुक्तं चिकित्सितं च ॥२०॥

## जळो नामना कीडाओ विषे

जळो नामना कीडाओमा जेटला झेरी छे, तेओना दंशोना लक्षणो तथा ते दंशोनी चिकित्सा ए सघळु सूत्रस्थानना 'जलौकावचारणीय' नामना १३मा अध्यायना दश विषयमा कहेवाई गयु छे, तेथी अही फरीवार कहेवानी जरूर नथी २०

भवन्ति चात्र ।

गौधेरकः स्थालिका च ये च श्वेताग्निप्रभे ।
भ्रुकुटी कोटिकश्चैव न सिध्यन्त्येकजातिषु ॥२१॥

## बावन कीडाओमा बार असाध्य

आ विषयना श्लोकोमा भगवान धन्वंतरिए स्वमुखे कह्यु छे 'कणभथी माडी मशक सुधीना उपर कहेला बावन जातना कीडाओमा पाच गौधेरक, स्थालिका, काषायी, श्वेता, अग्निप्रभा, भ्रुकुटि, कोटिक अने सर्षपिका ए बार कीडाओ असाध्य छे' (पार्वतीय मशक पण असाध्य गणावो जोईए) २१

शवमूत्रपुरीषस्तु सर्विषफलसर्पणात्।
स्युः कण्डूदाहकोठारु पिडकातोदवेदना ॥

તેની અહીં ચિકિત્સા કહી છે.) ૩૩

त्रिविधा वृश्चिकाः प्रोक्ता मन्दमध्यमहाविषाः ।
गोशकृत्कोथजा मन्दा मध्याः काष्ठेष्टिकोद्भवाः ।
सर्पकोथोद्भवास्तीक्ष्णा ये चान्ये विषसम्भवाः ॥
मन्दा द्वादश मध्यास्तु त्रयः पञ्चदशोत्तमाः ।
दशविंशतिरित्येते सङ्ख्यया परिकीर्तिताः ॥३४॥

### વીંછીઓના ભેદ અને પેટા ભેદો

મંદ વિષવાળા, મધ્ય વિષવાળા અને ઉગ્ર વિષવાળા, એ રીતે વીંછીઓના મુખ્ય ત્રણ ભેદો છે. ગાય–બળદ વગેરેનાં છાણ તથા મૂત્રના સડામાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓ મંદવિષવાળા છે, લાકડામાંથી કે ઈંટોમાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓ મધ્ય વિષવાળા છે અને સર્પોના સડાઓમાંથી ઉત્પન્ન થયેલા વીંછીઓ ઉગ્ર વિષવાળા છે. વિષથી મરેલાં કે મારેલાં પ્રાણીઓ-માંથી ઉત્પન્ન થયેલા વીંછીઓ પણ ઉગ્ર વિષ-વાળા હોય છે; મંદ વિષવાળા વીંછીઓ બાર જાતના છે, મધ્ય વિષવાળા ત્રણ જાતના છે અને ઉગ્ર વિષવાળા પંદર જાતના છે; એટલે વીંછીની કુલ જાતિઓ ૩૦ છે. ૩૪

कृष्णः श्यावः कर्बुरः पाण्डुवर्णो
गोमूत्राभः कर्कशो मेचकश्च ।
श्वेतो रक्तो रोमशः शाद्वलाभो-
ऽरक्तश्चैते मन्दवीर्या मतास्तु ॥
एभिर्दष्टे वेदना वेपथुश्च
गात्रस्तम्भः कृष्णरक्तागमश्च ।
शाखादष्टे वेदना चोर्ध्वमेति
दाहस्वेदौ दंशशोफो ज्वरश्च ॥३५॥

### મંદ વિષવાળા વીંછીઓની બાર જાતો અને તેઓના દંશોનાં લક્ષણો

મંદવિષવાળા વીંછીઓની કૃષ્ણ (કાળો), શ્યાવ (જરા કાળો), કર્બુર (કાબરો), પાંડુ-વર્ણ (પીળો), ગોમૂત્રાભ (ગોમૂત્રના જેવા પ્રભાવવાળો), કર્કશ (ખરસટ), મેચક (આસમાની વર્ણવાળો), શ્વેત (સફેદ), રક્ત (રાતો), રોમશ (રુંછાડવાળો), શાદ્વલાભ (લીલા ખડના જેવી પ્રભાવાળો) અને અરક્ત (થોડી રતાશવાળો), એ રીતે બાર જાતો છે.

તેઓમાંના કોઈનો દંશ થયો હોય, તો વેદના, કંપ, ગાત્રોની સ્તબ્ધતા અને કાળું લોહી નીકળે છે. હાથમાં કે પગમાં દંશ થયો હોય, તો વેદના, બળતરા, પસીનો, દંશમાં સોજો અને તાવ આવે છે. ૩૫

रक्तः पीतः कापिलश्चोदरेण
सर्वे धूम्राः पर्वभिश्च त्रिभिः स्युः ।
एते सूत्रोच्चारपूत्यण्डजाता
मध्या ज्ञेयास्त्रिप्रकारोरगाणाम् ॥
यस्यैतेषामन्वयाद्यः प्रसूतो
दोषोत्पत्तिं तत्सरूपां च कुर्यात् ।
जिह्वाशोफो भोजनस्यावरोधो
मूर्छा चोग्रा मध्यवीर्याभिदष्टे ॥३६॥

### મધ્ય વિષવાળા વીંછીઓની ત્રણ જાતો અને તેઓના દંશોનાં લક્ષણો

મધ્યવિષવાળા વીંછીઓની રક્ત (રાતો), પીત (પીળો), અને કપિલ (કપિલવર્ણવાળો), એ રીતે ત્રણ જાતો છે. મધ્યવિષવાળા સઘળા વીંછીઓનાં પેટ ભૂખરા વર્ણવાળાં હોય છે અને પર્વો (શરીર ઉપરના આંકાઓ) ત્રણત્રણ હોય છે. એ વીંછીઓ જેમ લાકડાંમાંથી તથા ઈંટોમાંથી ઉત્પન્ન થાય છે, તેમ કોઈ વખતે દર્વીકર, મંડલી અને રાજિમાન એ ત્રણ જાતના સર્પોના મૂત્રો, વિષ્ટા અને સડેલાં ઈંડાંઓમાંથી પણ ઉત્પન્ન થાય છે. સર્પોના એ મૂત્રાદિકમાંથી ઉત્પન્ન થયેલા હોય, તો જે જાતના સર્પનાં મૂત્રાદિકમાંથી ઉત્પન્ન થયા હોય, તે જાતના સર્પના વિષને લગતા દોષોની ઉત્પત્તિ કરે છે.

મધ્ય વિષવાળા વીંછીઓમાંના કોઈ વીંછીનો દંશ થયો હોય, તો જીભમાં સોજો,

૩૯મા વિષયમાં મોરપીછ વગેરેની જ ધુમાડી કહેવામાં આવશે તેવી હવે કણભ આદિ બીજી જાતના કીડાઓના દંશો માટે જુદીજુદી ખાસ ચિકિત્સાઓ કહું છુ. ૨૬

कुष्ठं चक्रं वचा बिल्वमूलं पाठा सुवर्चिका ।
गृहधूमो हरिद्रे द्वे निकण्टकविषे हिताः ॥२७॥

### કણભ જાતના નિકંટકના વિષની ખાસ ચિકિત્સા

કઠ, તગર, વજ, બીલીનુ મૂળ, કાળીપાડ, સાજીખાર, ઘરના ધુમાડાની ધૂંસ, હળદર અને દારુહળદરથી બનાવેલો યોગ નિકંટકના વિષનો નાશ કરે છે (આ ચિકિત્સા સઘળા કણભોને લાગુ પડે છે.) ૨૭

अगारधूमरजनीचक्रं कुष्ठं पलाशजम् ।
गलगोलिकदष्टानामगदो विषनाशनः ॥२८॥

### ગલગોલીઓના વિષની ખાસ ચિકિત્સા

ઘરના ધુમાડાની ધૂસ, હળદર, તગર, કઠ અને ખાખરાના બીજથી બનાવેલો યોગ ગલગોલીઓના દંશોના વિષનો નાશ કરે છે ૨૮

कुङ्कुमं तगरं शीग्रु पद्मकं रजनीद्वयम् ।
अगदो जलपिष्टोऽयं शतपद्विषनाशनः ॥२९॥

### શતપદીઓના વિષની ચિકિત્સા

કેસર, તગર, સરગવો, પદ્મકાષ્ઠ, હળદર અને દારુહળદરને જળમા વાટીને બનાવેલો યોગ શતપદીઓ (કાનખજૂરાઓ)ના વિષનો નાશ કરે છે ૨૯

मेषशृङ्गी वचा पाठा निचुलो रोहिणी जलम् ।
सर्वमण्डूकदष्टानामगदो विषनाशनः ॥३०॥

### મંડૂકો (દેડકા)ના વિષની ખાસ ચિકિત્સા

મેંઢાશિંગી, વજ, કાળીપાડ, જળમા થયેલુ નેતર, કડુ અને વાળાથી બનાવેલો યોગ સઘળા મંડૂકોના દંશોના વિષનો નાશ કરે છે. ૩૦

वचाश्वगन्धातिविषलामलाः सातिगुहागुहाः ।
निश्रम्भराभिदष्टानामगदो विषनाशनः ॥
गिरीपस्तगरं कुष्ठं हरिद्रेऽशुमती सहे ।
अहिण्डुकाभिदष्टानामगदो विषनाशनः ॥
कण्डुमकाभिदष्टानां रात्रौ शीताः क्रिया हिताः ।
दिवा तेनैव सिध्यंति सूर्यरश्मिबलार्दिताः ॥
चक्रं कुष्ठमपामार्गः शूकवृन्ताविषे गदः ।
भृङ्गस्वरसपिष्टा वा कृष्णवल्मीकमृत्तिका ॥३१॥

### વિશ્વંભરાઓના વિષની ખાસ ચિકિત્સા

વજ, આસોંદ, ખપાટ, બળદાણા, શાલિપર્ણી અને પૃશ્નિપર્ણીથી બનાવેલો યોગ વિશ્વંભરાઓના વિષનો નાશ કરે છે.

સરસડિયો, તગર, કઠ, હળદર, દારુહળદર, શાલિપર્ણી, જંગલી અડદ અને જંગલી મગથી બનાવેલો યોગ અહિંડુકાઓના વિષનો નાશ કરે છે.

કંડુમકાઓના દંશો ઉપર રાતે શીતળ ક્રિયાઓ કરવી, એ હિતકારી થાય છે. જો દિવસે શીતળ ક્રિયાઓ કરવામાં આવે, તો સૂર્યના કિરણોના બળને લીધે સિદ્ધ થતી નથી

તગર, કઠ અને અઘેડાથી બનાવેલો યોગ અથવા ભાંગરાના સ્વરસમાં વાટેલી રાફડાની કાળી માટી શૂકવૃંતાના વિષનો નાશ કરે છે

पिपीलिकाभिदष्टाना मक्षिकामशकैस्तथा ।
गोमूत्रेण युतो लेपः कृष्णवल्मीकमृत्तिका ॥३२॥

### પિપીલિકા વગેરેના વિષની ખાસ ચિકિત્સા

પિપીલિકા (કીડી તથા મંકોડા), માખીઓ અને મચ્છરોના દંશો ઉપર ગોમૂત્રમાં વાટેલી રાફડાની કાળી માટીનો લેપ કરવો હિતકારી છે ૩૨

प्रतिसूर्यकदष्टानां सर्पदष्टवदाचरेत् ॥३३॥

### પ્રતિસૂર્યકના વિષની ખાસ ચિકિત્સા

પ્રતિસૂર્યક(કાચંડા)નો દંશ થયો હોય, તો તેની સર્પદંશના જેવી ચિકિત્સા કરવી (જો કે પાંચે ગોધેરકો અસાધ્ય છે, તો પણ તેમાના પ્રતિસૂર્યકને યદચ્છાસાધ્ય ગણીને

રૂમિર્ઘૃતાક્તૈર્ધૂપસ્તુ પાયુદેશે પ્રયોજિતઃ ।
નાશયેદાશુ કીટોત્થં વૃશ્ચિકસ્ય ચ યદ્વિષમ્ ॥૩૯॥

### મંદ વિષવાળા વીંછીના દંશની ચિકિત્સા

વીંછીના દંશને સ્વેદન આપી શસ્ત્રથી ટાચા દઈને તે ઉપર હળદર, સૈંધવ, સૂંઠ, મરી, પીપર અને સરસડિયાનાં ફૂલ તથા ફળનાં ચૂર્ણો ઘસવાં. તુલસીનાં પાંદડાંઓને અથવા ડોલરનાં ફૂલોને બિજોરાના રસમાં, કાંજીમાં તથા ગોમૂત્રમાં વાટીને તેનો લેપ કરવો. ગાયના છાણને જરા ગરમ કરીને તેથી સ્વેદન કરવું, એ હિતકારી છે. વીંછીના દંશવાળાને મધમાં મિશ્ર કરેલું ઘી પાવું અથવા ઘણી સાકરમાં મિશ્ર કરેલું દૂધ પાવું; અથવા તજ, એલચી, તમાલપત્ર તથા નાગકેસરથી વાસેલું અત્યંત શીતળ ગોળનું પાણી પાવું; અથવા ગોળમાં મિશ્ર કરેલું શીતળ દૂધ પાવું. વીંછીના દંશ ઉપર સ્વેદન કરવાને બદલે મોરપીંછ, કુકડાનાં પીછડાં, સૈંધવ, તેલ અને ઘીની ધુમાડી દેવામાં આવે, તો તેથી પણ વીંછીનું વિષ તુરત નાશ પામે છે. કસૂંબાનું ફૂલ, હળદર, દરુહળદર, કોદરા નામનું ધાન્ય અને રોહિસ નામના ખડને ઘીથી ખરડી રોગીની ગુદામાં તેઓની ધુમાડી દેવામાં આવે, તો તે ધુમાડી લૂતા વગેરે કીડાઓના તથા વીંછીના વિષનો તુરત નાશ કરે છે. (વાગ્ભટ કહે છે કે 'કબૂતરની ચરક, હરડે, તગર અને સૂંઠને બિજોરાના રસમાં વાટી તે કલ્કનો લેપ કરવાથી વીંછીનું વિષ નાશ પામે છે. ઊંટની દાઢને શેવાળ સાથે વાટી તેનો લેપ કરવાથી વીંછીનું વિષ નાશ પામે છે. હિંગ અને હરતાલની બિજોરાના રસમાં ગોળી વાળી તે ગોળીના લેપ તથા અંજન કરવામાં આવે, તો તેથી વીંછીનું વિષ નાશ પામે છે. કરંજ, કડાયો, ગુંદો, વાપુંગાં, ઇંદ્રજવ અને સરસડિયાનાં પુષ્પોને દહીંની તરમાં વાટી તેનો દંશ ઉપર લેપ કરવાથી વીંછીનું ઝેર નાશ પામે છે. રોગી વીંછીના દંશથી બહુ જ ગભરાતો હોય, તો હરડે, હળદર, પીપર, મજીઠ, અતિવિખ, મરી અને કડવી તૂંબડીના ડીટિયાને રીંગણાના રસમાં વાટીને તેનું લેપન કરવું. સૂંઠ, કબૂતરની ચરક, હરતાલ અને સૈંધવને બિજોરાના રસમાં વાટી તેનો લેપ કરવાથી વીંછીનું વિષ નાશ પામે છે.' વજના કકડાને ચાવી મોઢામાં રાખી રોગીના કાનમાં ફૂંકો મારવામાં આવે, તો તેથી વીંછીનું વિષ ઊતરી જાય છે, એ અનુભવસિદ્ધ છે.) ૩૯

लूताविषं घोरतमं दुर्विज्ञेयतमं तु तत् ।
दुश्चिकित्स्यतमं चापि भिषग्भिर्मन्दबुद्धिभिः ॥
सविषं निर्विषं चैतदित्येवं परिशङ्किते ।
विषघ्नमेव कर्तव्यमविरोधि यदौषधम् ॥
अगदानां हि संयोगो विषजुष्टस्य युज्यते ।
निर्विषे मानवे युक्तोऽगदः सम्पद्यतेऽसुखम् ॥
तस्मात्सर्वप्रयत्नेन ज्ञातव्यो विषनिश्चयः ।
अज्ञात्वा विषसद्भावं भिषग्व्यापादयेन्नरम् ॥
प्रोद्भिद्यमानस्तु यथाङ्कुरेण
न व्यक्तजातिः प्रविभाति वृक्षः ।
तद्वद्दुरालक्ष्यतमं हि तासां
विषं शरीरे प्रविकीर्णमात्रम् ॥ ४० ॥

### લૂતાના વિષના શક પરથી ચિકિત્સા

લૂતા(ઝેરી કરોળિયા)નું વિષ અત્યંત ભયંકર છે અને મંદબુદ્ધિવાળા વૈદ્યોથી એ માંડ જાણી શકાય એવું છે તથા જેની ચિકિત્સા પણ માંડ કરી શકાય એવું છે. કોઈ પણ દંશમાં 'વિષ છે કે નથી?' એવો શક ઉત્પન્ન થાય, તો જે ઔષધ વિષ હણનારું હોય અને ધાતુઓનું વિરોધી ન હોય, તે ઔષધ કરવું. જેને વિષનો સંબંધ થયો હોય, તેને માટે ધાતુવિરુદ્ધ વિષઘ્ન ઔષધોની યોજના કરવી યોગ્ય છે; પણ જેને વિષનો સંબંધ ન થયો હોય, એવા માણસને તેવાં ઔષધો દેવામાં આવે, તો તેથી દુઃખ ઉત્પન્ન થાય છે; માટે સર્વ પ્રયત્નથી વિષનો નિશ્ચય કરવો

ભોજનનો અટકાવ અને ઉગ્ર મૂર્છા થાય છે. ૩૬

श्वेतश्चित्रः श्यामलो लोहिताभो
रक्तः श्वेतो रक्तनीलोदरी च।
पीतोऽरक्तो नीलपीतोऽपरस्तु
रक्तो नीलो नीलशुक्लस्तथा च॥
रक्तो बभ्रुः पूर्ववच्चैकपर्वा
यश्चापर्वा पर्वणी द्वे च यस्य।
नानारूपा वर्णतश्चापि घोरा
ज्ञेयाश्चैते वृश्चिकाः प्राणचौराः॥
जन्मैतेषां सर्पकोथात्प्रदिष्टं
देहेभ्यो वा घातितानां विषेण।
एभिर्दष्टे सर्पवेगप्रवृत्तिः
स्फोटोत्पत्तिर्भ्रान्तिदाहौ ज्वरश्च॥
खेभ्यः कृष्णं शोणितं चापि तीव्रं
तस्मात्प्राणैस्त्यज्यते शीघ्रमेव॥३७॥

## ઉગ્ર વિષવાળા વીંછીઓની પંદર જાતો અને તેઓના દંશોનાં લક્ષણો

ઉગ્ર વિષવાળા વીંછીઓની શ્વેત (સફેદ), ચિત્ર (રંગબેરંગી વર્ણવાળો), શ્યામલ (કાળો), લોહિતાભ (અત્યંત લાલ વર્ણવાળો), રક્ત, (સાધારણ લાલ વર્ણવાળો), શ્વેત (સાધારણ સફેદ વર્ણવાળો), રક્તોદર (લાલ પેટવાળો), નીલોદર (આસમાની વર્ણના પેટવાળો), પીત (પીળો), અરક્ત (થોડી રતાશવાળો), નીલપીત (આસમાની તથા પીળા વર્ણવાળો), રક્ત (અરુણવર્ણવાળો), નીલ (આકાશી વર્ણવાળો), નીલશુક્લ (આસમાની તથા સફેદ વર્ણવાળો), અને રક્તબભ્રુ (રાતા તથા પિંગળા વર્ણવાળો), એ રીતે પંદર જાતો છે. ઉગ્ર વિષવાળા વીંછીઓમાં કેટલાક વીંછીઓ શરીરમાં એક પર્વ (આંકા)વાળા હોય છે, કેટલાક પર્વવગરના પણ હોય છે અને કેટલાક બે પર્વોવાળા પણ હોય છે. સઘળા ઉગ્રવિષવાળા વીંછીઓ અનેક પ્રકારની આકૃતિવાળા, ભયંકર વર્ણોવાળા અને પ્રાણોનું હરણ કરનારા હોય છે. તેઓનો જન્મ સર્પોના સડામાંથી અને વિષથી મરેલાં કે મારેલાં પ્રાણીઓનાં શરીરોમાંથી પણ થાય છે.

ઉગ્ર વિષવાળા વીંછીઓમાંના કોઈ વીંછીનો દંશ થયો હોય, તો સર્પોના વિષોના જેવા વેગો થાય છે, ફોડલા ઉત્પન્ન થાય છે, ફેર આવે છે, બળતરા થાય છે, તાવ આવે છે અને શરીરનાં છિદ્રોમાંથી કાળું તથા તીવ્ર લોહી નીકળે છે, જેથી તુરત જ પ્રાણ જતા રહે છે. ૩૭

उग्रमध्यविषैर्दष्टं चिकित्सेत्सर्पदष्टवत्।
दंशं मन्दविषाणां तु चक्रतैलेन सेचयेत्॥
विदार्यादिसुसिद्धेन सुखोष्णेनाथवा पुनः।
कुर्याच्चोत्कारिकास्वेदं विषघ्नैरुपनाहनैः॥ ३८॥

## ઉગ્ર, મધ્ય તથા મંદવિષવાળા વીંછીઓની ચિકિત્સા

ઉગ્ર કે મધ્ય વિષવાળા વીંછીનો દંશ થયો હોય, તો સર્પદંશની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. (આ સ્થાનનો પાંચમો અધ્યાય વાંચો.) મંદવિષવાળા વીંછીનો દંશ થયો હોય, તો દંશ ઉપર ઘાણીમાંથી તુરતના લીધેલા તેલથી અથવા વિદારિગંધાદિ ગણના ક્વાથ તથા કલ્કમાં પકવેલા જરા ગરમ કરેલા તેલથી સિંચન કરવું અને વિષને હણનારાં દ્રવ્યોની લાપસી દંશ ઉપર વસ્ત્રથી બાંધીને તેથી સ્વેદન કરવું. ૩૮

आदंशं स्वेदितं चूर्णैः प्रच्छितं प्रतिसारयेत्।
रजनीसैन्धवव्योषशिरीषफलपुष्पजैः॥
मातुलुङ्गाम्लगोमूत्रपिष्टं च सुरसाग्रजम्।
लेपे स्वेदे सुखोष्णं च गोमयं हितमिष्यते॥
पाने क्षौद्रयुतं सर्पिः क्षीरं वा बहुशर्करम्।
गुडोदकं वा सुहिमं चातुर्जातकवासितम्॥
पानमस्मै प्रदातव्यं क्षीरं वा सगुडं हिमम्।
शिखिकुक्कुटपत्राणि सैन्धवं तैलसर्पिषी॥
धूमो हन्ति प्रयुक्तोऽयं शीघ्रं वृश्चिकजं विषम्।
कुसुम्भपुष्पं रजनी निशा वा कोद्रवं तृणम्॥

અને વીર્ય—એ રીતે સાત પ્રકારોથી ઉગ્રશક્તિવાળું, મધ્યશક્તિવાળું તથા મંદશક્તિવાળું વિષ નાખે છે. લાળથી નાખેલું વિષ ખરજવાળાં ફોલ્લાંવાળું, સ્થિર, અલ્પ મૂળવાળું અને મંદ વેદનાવાળું હોય છે. નખોથી નાખેલું વિષ સોજાવાળું, ખરજવાળું, રૂંવાડાંઓને ઊભાં કરનારું અને જાણે અંગોમાંથી ધુમાડા કાઢતું હોય એવું હોય છે. મૂત્રથી નાખેલું વિષ કાળા મધ્યવાળાં, રાતા છેડાવાળાં અને ફાટેલાં ફોલ્લાંવાળું હોય છે. દાઢોથી નાખેલું વિષ ઉગ્ર, કઠણ, વિવર્ણ તથા સ્થિરમંડલવાળા દંશવાળું હોય છે. રજ, વિષ્ટા કે વીર્યથી નાખેલું વિષ પાકેલાં આમળાં જેવા તથા પાકેલાં પીલુ જેવા ફોડલાવાળું હોય છે. લૂતાઓના વિષનાં લક્ષણો વિષે આટલું કહ્યું; હવે લૂતાઓની ઉત્પત્તિનો ઇતિહાસ, દંશોની સાધ્યાસાધ્યતા અને તે તે વિશેષો પ્રમાણે ચિકિત્સાઓ કહીશ. ૪૩

विश्वामित्रो नृपवरः कदाचिदृषिसत्तमम् ।
वसिष्ठं कोपयामास गत्वाश्रमपदं किल ॥
कुपितस्य मुनेस्तस्य ललाटात्स्वेदबिन्दवः ।
अपतन्दर्शनादेवमधस्तात्तीक्ष्णवर्चसः ॥
लूने तृणे महर्षीणां धेन्वर्थं सम्भृतेऽपि च ।
ततो जातास्त्विमा घोरा नानारूपा महाविषाः ॥
अपकाराय वर्तन्ते नृपसाधनवाहने ।
यस्माल्लूनं तृणं प्राप्ता मुनेः प्रस्वेदबिन्दवः ॥
तस्माल्लूतेति भाष्यन्ते सङ्ख्यया ताश्च षोडश ॥४४॥

### લૂતાઓની ઉત્પત્તિનો ઇતિહાસ વગેરે

રાજાઓમાં ઉત્તમ વિશ્વામિત્રે કોઈ સમયે ઋષિઓમાં ઉત્તમ વસિષ્ઠ મુનિના આશ્રમસ્થાનમાં જઈને તેમને ગુસ્સે કર્યા હતા. વિશ્વામિત્રને દેખતાં જ કોપ પામેલા વસિષ્ઠ મુનિના લલાટમાંથી તીક્ષ્ણ તેજવાળા પસીનાનાં બિંદુઓ, મહર્ષિઓની ગાયો માટે કાપીને રાખેલા ખડમાં પડ્યાં; તેથી તે ખડમાંથી અનેક રૂપોવાળી તથા મોટાં વિષવાળી આ ભયંકર લૂતાઓ ઉત્પન્ન થઈ અને તેઓએ વિશ્વામિત્રના સૈન્યનાં વાહનોને પોતાના વિષથી મારી નાખ્યાં. વસિષ્ઠ મુનિના પસીનાનાં બિંદુઓ, લૂન (કાપેલા) ખડમાં પડતાં તેઓમાંથી ઉત્પત્તિ થવાને લીધે એ 'લૂતા' કહેવાય છે. એ લૂતા સોળ જાતની છે. ૪૪

कृच्छ्रसाध्यास्तथाऽसाध्या लूतास्तु द्विविधाः स्मृताः ।
तासामष्टौ कृच्छ्रसाध्या वर्ज्यास्तावत्य एव तु ॥४५॥

### કષ્ટસાધ્ય અને અસાધ્ય લૂતાઓ

લૂતાઓ કષ્ટસાધ્ય અને અસાધ્ય એમ બે પ્રકારની છે. એમાં આઠ જાતની લૂતાઓ કષ્ટસાધ્ય છે અને આઠ જાતની લૂતાઓ અસાધ્ય છે. ૪૫

त्रिमण्डला तथा श्वेता कपिला पीतिका तथा ।
आलमूत्रविषा रक्ता कसना चाष्टमी स्मृता ॥४६॥

### આઠ જાતની કષ્ટસાધ્ય લૂતાઓનાં નામો

ત્રિમંડલા, શ્વેતા, કપિલા, પીતિકા, આલવિષા, મૂત્રવિષા, રક્તા અને કસના—એ આઠ જાતની લૂતાઓ કષ્ટસાધ્ય છે. ૪૬

ताभिर्दष्टे शिरोदुःखं कण्डूर्दंशे च वेदना ।
भवन्ति च विशेषेण गदाः श्लैष्मिकवातिकाः ॥४७॥

### કષ્ટસાધ્ય લૂતાઓના દંશનાં લક્ષણો

કષ્ટસાધ્ય લૂતાઓનો દંશ થયો હોય, તો માથામાં દુઃખ, દંશમાં ખરજ, વેદના અને વિશેષે કરી કફ તથા વાયુ સંબંધી રોગો થાય છે. ૪૭

सौवर्णिकी लाजवर्णा जालिन्येणीपदी तथा ।
कृष्णाग्निवर्णा काकाण्डा मालागुणाष्टमी स्मृता ॥४८॥

### આઠ જાતની અસાધ્ય લૂતાઓનાં નામો

સૌવર્ણિકી, લાજવર્ણા, જાલિની, એણીપદી, કૃષ્ણા, અગ્નિવર્ણા, કાકાંડા અને માલાગુણા—એ આઠ જાતની લૂતાઓ અસાધ્ય છે. ૪૮

ताभिर्दष्टे दंशकोथः प्रवृत्तिः क्षतजस्य च ।
ज्वरो दाहोऽतिसारश्च गदाः स्युश्च त्रिदोषजाः ॥४९॥

### અસાધ્ય લૂતાઓના દંશનાં લક્ષણો

અસાધ્ય લૂતાઓનો દંશ થયો હોય, તો

જોઈએ. જે વૈદ્ય વિષનો નિશ્ચય કર્યા વિના ધાતુ વિરુદ્ધ વિપન્ન ઔષધો આપે છે, તે વૈદ્ય માણસને મારી જ નાખે છે. જેમ અંકુર પ્રકટ થતાં વૃક્ષની જાતિનો નિશ્ચય માંડ થઈ શકે છે, તેમ લૂતાઓનુ વિષ શરીરમાં પ્રથમ પ્રાપ્ત થતાં તેનો નિશ્ચય માંડમાંડ થઈ શકે છે. ૪૦

ईषच्च कण्डूः प्रचलं सकोठ-
मव्यक्तवर्णं प्रथमेऽहनि स्यात् ।
अन्तेषु शूनं परिनिम्नमध्यं
प्रव्यक्तरूपं च दिने द्वितीये ॥
त्र्यहेण तद्दर्शयतीह दंशं
विषं चतुर्थेऽहनि कोपमेति ।
अतोऽधिकेऽह्नि प्रकरोति जन्तो-
र्विषप्रकोपप्रभवान्विकारान् ॥
षष्ठे दिने विप्रसृतं च सर्वान्
मर्मप्रदेशान्भृशमावृणोति ।
तत्सप्तमेऽत्यर्थपरीतगात्रं
व्यापादयेन्मर्त्यमतिप्रवृद्धम् ॥ ४१ ॥

## લૂતાઓનું વિષ હોવાનાં લક્ષણો

લૂતાઓના વિષનો સંબંધ થયો હોય, તો પહેલે દિવસે થોડી ખજ આવે છે અને દંશનુ સ્થાન ચચળતાવાળુ, અવ્યક્ત વર્ણવાળુ તથા ઝીણાં ઢીમડાંવાળુ થાય છે બીજે દિવસે છેડાઓમાં સોજાવાળુ, મધ્યમાં નમેલુ અને સ્પષ્ટ રૂપવાળુ થાય છે. ત્રીજે દિવસે એ સ્થાનમાં દંશ નજરે પડે છે ચોથે દિવસે વિષ પ્રકુપિત થાય છે પાંચમે દિવસે વિષના પ્રકોપ સંબંધી અનેક વિકારો ઉત્પન્ન થાય છે છઠ્ઠે દિવસે એ વિષ ફેલાઈને સઘળા મર્મપ્રદેશોને અત્યંત ઘેરી લે છે અને સાતમે દિવસે શરીરમાં અત્યંત ફેલાઈ ઘણુ વધી જઈ માણસને મારી નાખે છે. ૪૧

यास्तीक्ष्णचण्डोग्रविषा हि लूता-
स्ता सप्तरात्रेण विनाशयन्ति ।
अतोऽधिकेनापि निहन्युरन्या
यासां विषं मध्यमवीर्यमुक्तम् ।
यासां कनीयो विषवीर्यमुक्तं
ताः पक्षमात्रेण विनाशयन्ति ।
तस्मात्प्रयत्नं भिषगत्र कुर्या-
दादंशपाताद्विषघातियोगैः ॥ ४२ ॥

## મધ્ય તથા મંદ વિષવાળી લૂતાઓ ક્યારે મારે છે?

જે લૂતાઓ તીક્ષ્ણ, પ્રચંડ અને ઉગ્રવિષવાળી હોય છે, તેઓ ઉપર પ્રમાણે સાત દિવસે મારી નાખે છે. જે લૂતાઓ મધ્ય વિષવાળી હોય છે, તેઓ સાત દિવસો કરતાં કાંઈક વધારે દિવસે પણ મારી નાખે છે. જે લૂતાઓ મંદવિષવાળી હોય છે, તેઓ એક પખવાડિયે મારી નાખે છેઃ માટે વૈદ્યે જ્યારથી દંશ થાય, ત્યારથી જ વિષનો નાશ કરનારા યોગોથી પ્રયત્ન કરવો. ૪૨

विषं तु लालानखमूत्रदंष्ट्रा-
रजःपुरीषैरथ चेन्द्रियेण ।
सप्तप्रकारं विसृजन्ति लूता-
स्तदुग्रमध्यावरवीर्ययुक्तम् ॥
सकण्डुकोठं स्थिरमल्पमूलं
लालाकृतं मन्दरुजं वदन्ति ।
शोफश्च कण्डूश्च पुलाकिका च
धूमायनं चैव नखाग्रदंशे ॥
दंशं तु मूत्रेण सकृष्णमध्यं
सरक्तपर्यन्तमवेहि दीर्णम् ।
दंष्ट्राभिरुग्रं कठिनं विवर्णं
जानीहि दंशं स्थिरमण्डलं च ॥
रजःपुरीषेन्द्रियजं हि विद्धि
स्फोटं विपक्वामलपीलुपाण्डुम् ।
एतावदेतत्समुदाहृतं तु
वक्ष्यामि लूताप्रभव पुराणम् ॥
सामान्यतो दष्टमसाध्यसाध्यं
चिकित्सितं चापि यथाविशेषम् ॥४३॥

## લૂતાઓના વિષોના પ્રકારો અને લક્ષણો

લૂતાઓ લાળ, નખો, મૂત્ર, દાઢ, રજ, વિષ્ટા

સ્થિર ફોડલી થાય છે, ઊલટી થાય છે, તાવ આવે છે, શૂળ નીકળે છે અને નેત્રો રાતાં થઈ જાય છે. એ દંશ થયેલ હોય તો ઇંદ્રજવ, વાળો, કમળના કેસરા અથવા પુન્નાગ, પદ્મકાષ્ઠ, આસોપાલવ, સરસડિયાની, વાપુંગાની, ગૂંદાની, કદંબની અને કડાયાની છાલની યોજના કરવી.

**આલવિષાનો** દંશ થયો હોય, તો લોહીના મંડ જેવા રાતા એ દંશમાં સરસવ જેવી ફોડલીઓ, તાળવામાં શોષ અને દાહ થાય છે. એ દંશ થયેલ હોય, તો ધઉંલાં, વાળો, કઠ, પીળો વાળો, જલમાં થયેલું નેતર, વરિયાળી, પીપળાનાં અને વડનાં કૂંપળિયાંની યોજના કરવી.

**મૂત્રવિષાનો** દંશ થયો હોય તો તે દંશ દુર્ગંધવાળો થઈ ફેલાય છે, દંશમાંથી કાળું લોહી નીકળે છે; ખાંસી, શ્વાસ, ઊલટી મૂર્છા, તાવ અને બળતરા થાય છે. એ દંશ થયેલ હોય તો મણશીલ, હરતાલ, જેઠીમધ, કઠ, ચંદન, પદ્મકાષ્ઠ, મધ અને પીળાવાળાની યોજના કરવી.

**રક્તાનો** દંશ થયો હોય, તો તે દંશ પાંડુવર્ણની ફોડલીવાળો, દાહવાળો, ક્લેદવાળો, રાતા છેડાવાળો તથા લોહીવાળો થાય છે. એ દંશ થયેલ હોય, તો વાળો, ચંદન, કાળોવાળો, પદ્મકાષ્ઠ તથા કડાયાની, ગૂંદાની અને અંબાડાની છાલની યોજના કરવી.

**કસનાનો** દંશ થયો હોય, તો દંશમાંથી ચીકણું તથા શીતળ લોહી ઝરે છે, ખાંસી અને શ્વાસ થાય છે. એ દંશ થયેલ હોય, તો વાળો, ચંદન, કાળો વાળો, પદ્મકાષ્ઠ તથા કડાયાની ગૂંદાની અને અંબાડાની છાલની યોજના કરવી.

पुरीषगन्धिरल्पासृक्कृष्णाया दंश एव तु ।
ज्वरमूर्छावमीदाहकासश्वाससमन्वितः ॥
तत्रैलावक्रसपाक्षीगन्धनाकुलिचन्दनैः ।
महासुगन्धिसहितैः प्रत्याख्यायागदः स्मृतः ॥
दंशे दाहोऽग्निवर्णायाः स्रावोऽत्यर्थं ज्वरस्तथा ।
चोषकण्डूरोमहर्षा दाहश्च स्फोटजन्म च ॥
कृष्णाप्रशमनं चात्र प्रत्याख्याय प्रयोजयेत् ॥ ५२ ॥

## કૃષ્ણા તથા અગ્નિવર્ણાના દંશોનાં લક્ષણો અને ચિકિત્સા

**કૃષ્ણાનો** દંશ થયો હોય, તો તે દંશ વિષ્ટાના જેવા ગંધવાળો તથા થોડા લોહીવાળો હોય છે; એ દંશથી તાવ, મૂર્છા, ઊલટી, દાહ, ખાંસી તથા શ્વાસ ઉત્પન્ન થાય છે. એ દંશ થયેલ હોય, તો પ્રથમ ચિકિત્સા કરવાની ના પાડીને પછી એલચી, તગર, શંખાવળી, નોરવેલ, ચંદન અને આ સ્થાનના ૭મા અધ્યાયના ૫મા વિષયમાં કહેલ મહાસુગંધિ નામના અગદની પાન, નસ્ય, અભ્યંગ તથા સિંચન આદિમાં યોજના કરવી.

**અગ્નિવર્ણાનો** દંશ થયો હોય, તો દાહ, અત્યંત સ્રાવ, તાવ, ચોસ તથા ખરજ થઈ રૂંવાંડાં ઊભાં થાય છે અને ફોડલાની ઉત્પત્તિ થાય છે. એ દંશ થયેલ હોય તો પ્રથમ ચિકિત્સા કરવાની ના પાડીને પછી ઉપર કહેલી કૃષ્ણાના દંશની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. ૫૨

सारिवोशीरयष्ट्याह्वचन्दनोत्पलपद्मकम् ॥
सर्वासामेव युञ्जीत विषे श्लेष्मातकत्वचम् ।
भिषक्सर्वप्रकारेषु तथा च क्षीरपिप्पलम् ॥ ५३ ॥

## દશ જાતની લૂતાઓની સામાન્ય ચિકિત્સા

ઉપર કહેલી દસ જાતની લૂતાઓમાંથી ગમે તે લૂતાના વિષનો સંબંધ થયો હોય, તો વૈદ્યે ઉપલસરી, વાળો, જેઠીમધ, ચંદન, રક્તકમળ, પદ્મકાષ્ઠ અને ગૂંદાની છાલની પાન, નસ્ય તથા અભ્યંગ આદિ સર્વ પ્રકારોમાં યોજના કરવી અને જે પ્રદેશમાં દૂધ પડતું હોય, તે પ્રદેશમાં ઉત્પન્ન થયેલા પીપળાની છાલો વગેરેની પણ યોજના કરવી. ૫૩

દંશમાં સડો, લોહી નીકળવું, તાવ, બળતરા ઝાડા અને ત્રણે દોષો સંબંધી રોગો થાય છે. ૪૯

पिडका विविधाकारा मण्डलानि महान्ति च ।
शोफा महान्तो मृदवो रक्ताः श्यावाश्चलास्तथा ।
सामान्यं सर्वलूतानामेतदादंशलक्षणम् ॥ ५० ॥

### સઘળી લૂતાઓના દંશોનું સામાન્ય લક્ષણ

લૂતાના દંશ થયા હોય તો અનેક આકૃતિઓવાળી ફોડલીઓ, મોટાંમોટાં મંડલો અને મોટા, કોમળ, રાતા, કાળા તથા ચંચળ સોજા થાય છે. સઘળી લૂતાઓના દંશોનું આ સામાન્ય લક્ષણ છે. ૫૦

विशेषलक्षणं तासां वक्ष्यामि सचिकित्सितम् ।
त्रिमण्डलाया दंशेऽसृक्कृष्णं स्रवति दीर्यते ॥
बाधिर्यं कलुषा दृष्टिस्तथा दाहश्च नेत्रयोः ।
तत्रार्कमूलं रजनी नाकुली पृश्निपर्णिका ॥
नस्यकर्मणि शस्यन्ते पानाभ्यङ्गाञ्जनेषु च ।
श्वेतायाः पिडका दंशे श्वेता कण्डूमती भवेत् ॥
दाहमूर्छाज्वरवती विसर्पक्लेदरुक्करी ।
तत्र चन्दनरास्नैलाहरेणुनलवञ्जुलाः ॥
कुष्ठं लामज्जकं वक्र नलदं चागदो हितः ।
आदंशे पिडका ताम्रा कपिलायाः स्थिरा भवेत् ॥
शिरसो गौरवं दाहस्तिमिरं भ्रम एव च ।
तत्र पद्मककुष्ठैलाकरञ्जककुभत्वचः ॥
स्थिरार्कपर्ण्यपामार्गदूर्वाब्राह्म्यो विषापहाः ।
आदंशे पीतिकायास्तु पिडका जायते स्थिरा ॥
तया छर्दिर्ज्वरः शूलं रक्ते स्यातां च लोचने ।
तत्रेष्टाः कुटजोशीरतुङ्गपद्मकवञ्जुलाः ॥
शिरीषकिणिहीशेलुकदम्बककुभत्वचः ॥
रक्तमण्डनिभे दंशे पिडकाः सर्षपा इव ।
जायन्ते तालुशोषश्च दाहश्चाटविषान्विते ॥
तत्र प्रियङ्गु ह्रीबेरं कुष्ठं लामज्जवञ्जुलाः ।
अगदः शतपुष्पा च सपिप्पलवटाङ्कुराः ॥
पूतिर्मूत्रविषादंशो विसर्पी कृष्णशोणितः ।
कासश्वासवमीमूर्छाज्वरदाहसमन्वितः ॥
मनःशिलालमधुककुष्ठचन्दनपद्मकैः ।
मधुमिश्रैः सलामज्जैरगदस्तत्र कीर्तितः ॥
दंशश्च पाण्डुपिडको दाहक्लेदसमन्वितः ।
रक्ताया रक्तपर्यन्तो विज्ञेयो रक्तसंयुतः ॥
कार्यस्तत्रागदस्तोयचन्दनोशीरपद्मकैः ।
तथैवार्जुनशेलुभ्यां त्वग्भिराम्रातकस्य च ॥
पिच्छिलं कसनादंशाद्रुधिरं शीतलं स्रवेत् ।
कासश्वासौ च तत्रोक्तं रक्तलूताचिकित्सितम् ॥५१॥

### કષ્ટસાધ્ય લૂતાઓના દંશોનાં ખાસ લક્ષણો અને ચિકિત્સા

હવે કષ્ટસાધ્ય લૂતાઓના દંશોનાં જુદાંજુદાં ખાસ લક્ષણો તથા ચિકિત્સાઓ કહું છું:

ત્રિમંડલાનો દંશ થયો હોય, તો કાળું લોહી ઝરે છે, દંશ ફાટી જાય છે, બહેરાશ આવે છે, દૃષ્ટિ મલિન અને નેત્રોમાં દાહ થાય છે, એ દંશ થયેલ હોય, તો આકડાનું મૂળ, હળદર, નોરવેલ અને પૃશ્નિપર્ણીનાં નસ્ય, પાન, અભ્યંગ અને અંજન કરવાં અહિતકારી છે.

શ્વેતાનો દંશ થયો હોય, તો દંશમાં સફેદ તથા ખરજવાળી ફોડલી થાય છે, એ ફોડલીથી દાહ, મૂર્છા, જ્વર, વિસર્પ, ક્લેદ અને વેદના ઉત્પન્ન થાય છે. એ થયેલ હોય તો ચંદન, રાસ્ના અથવા નોરવેલ, એલચી, હરેણુ, નલ, આસોપાલવ અથવા જલમાં થયેલું નેતર, કઠ, વાળો, તગર અને જટામાંસીની યોજના હિતકારી થાય છે.

કપિલાનો દંશ થયો હોય, તો દંશમાં રાતી તથા સ્થિર ફોડલી થાય છે, માથું ભારે થાય છે, બળતરા થાય છે, અંધારાં ને ફેર આવે છે. એ દંશ થયેલ હોય, તો પદ્મકાષ્ઠ, કઠ, એલચી, કરંજ, કડાયો, તજ, શાલિપર્ણી, આકડો, અઘેડો, દૂર્વા અને બ્રાહ્મીની યોજના હિતકારી થાય છે.

પીતિકાનો દંશ થયો હોય, તો દંશમાં

જાંબ્વોષ્ઠ નામના લંબગોળ પથરાથી ત્યાં સુધી ડાંભવો, કે જ્યાં સુધી રોગી પોતાના હાથથી અટકાવે. રોગી જ્વરવગરનો હોય અને દંશ ઓછા સોજાવાળો હોય, તો વિધાન જાણનારા વૈદ્યે મર્મસ્થળમાં શસ્ત્ર ન પડે, એ રીતે તે દંશને કાપી નાખવો અને મધ તથા સૈંધવમાં મિશ્ર કરેલા મહાસુગંધી (આ સ્થાનના ૭મા અધ્યાયના ૫મા વિષયમાં કહેલ) આદિ અગદોનો લેપ કરવો તથા બે દિવસ પછી ઘઉંલાં, હળદર, કઠ, મજીઠ તથા જેઠીમધનો લેપ કરવો. ઉપલસરી, જેઠીમધ, દ્રાક્ષ, ખરણેર, વિદારીકંદ, ગોખરુ, મધ અને જળમાં ઉત્પન્ન થયેલા જેઠીમધનો કલ્ક ફાટી ગયેલા દૂધના પાણીમાં ઘોળીને પાવો. વડ વગેરે ક્ષીરિવૃક્ષોની છાલોના શીતળ કવાથથી સિંચન કરવું અને ઉપદ્રવોનો પણ દોષો અનુસાર વિષને હણનારાં ઔષધોથી નાશ કરવો. લૂતાઓના વિષને ટાળવા માટે નસ્ય, અંજન, અભ્યંગ, પાન, ધુમાડા, અવપીડ નસ્ય, કવલગ્રહ, વમન, વિરેચન, અને જળો મૂકવાથી લોહી કાઢી નાખવું એ દસ જાતની ચિકિત્સાઓ કરવી. નસ્યાદિકમાં વિષહર દ્રવ્યોની યોજના કરવી. ૫૬

कीटदष्टव्रणान्सर्वानहिदष्टव्रणानि च ।
आदाहपाकं यत्नेन चिकित्सेद्व्रणदुष्टवत् ॥५७॥

### દંશના દુષ્ટ વ્રણોની ચિકિત્સા

કીડાઓના દંશોથી થયેલા વ્રણોની તથા સર્પોના દંશોથી થયેલા વ્રણોની જ્યાં સુધી દાહ અને પાક રહે, ત્યાં સુધી યત્નપૂર્વક દુષ્ટ વ્રણની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા ચાલુ રાખવી. ૫૭

विनिवृत्ते ततः शोफे कर्णिकापातनं हितम् ।
निम्बपत्रं त्रिवृद्दन्ती कुसुम्भं रजनी मधु ।
गुग्गुलुः सैन्धवं किण्वं वर्चः पारावतस्य च ।
विषवृद्धिकरं चान्नं हित्वा सम्भोजनं हितम् ॥
विषेभ्यः खलु सर्वेभ्यः कर्णिकामरुजां स्थिराम् ।
प्रच्छयित्वा मधुयुतैः शोधनीयैरुपाचरेत् ॥५८॥

### દંશનો સોજો મટ્યા પછીની ચિકિત્સા

દંશનો સોજો મટી ગયા પછી લીમડાનાં પાદડાં, નસોતર, નેપાળો, કસૂંબો, હળદર, મધ, ગૂગળ, સૈંધવ, સુરાબીજ અને કબૂતરની ચરકની યોજના કરીને દંશની ડોડીને પાડી નાખવી અને જે અન્નો વિષની વૃદ્ધિ કરનારાં છે, તેઓ વિના બીજાં અન્નોનું ભોજન કરાવવું. ગમે તે પ્રકારના વિષયુક્ત દંશથી થયેલી ડોડી વેદનાવગરની તથા સ્થિર હોય, તો તેને ટાંચીને તે ઉપર મધમાં મિશ્ર કરેલાં શોધન દ્રવ્યોથી લેપાદિક કરવાં. ૫૮

सप्तषष्ठस्य कीटानां शतस्यैतद्विभागशः ।
दृष्टलक्षणमाख्यातं चिकित्सा चाप्यनन्तरम् ॥५९॥

### ઉપસંહાર

આ અધ્યાયમાં એકસો સડસઠ જાતના કીડાઓના દંશોનાં લક્ષણો કહ્યાં અને તે લક્ષણો કહ્યા પછી તે દંશોની ચિકિત્સાઓ પણ કહી. (૬૭ સર્પજન્ય કીડાઓ, ૫૨ બીજી જાતિના કીડાઓ, ૩૦ વીંછીઓ અને ૧૬ લૂતાઓ એ રીતે ગણતાં કુલ ૧૬૫ થાય છે. આ સંખ્યામાં સવિષ અને નિર્વિષ એમ બે જાતની જળોને ઉમેરીએ, તો ૧૬૭ થાય છે.) ૫૯

सविंशमध्यायशतमेतदुक्तं विभागशः ।
इहोद्दिष्टाननिर्दिष्टानर्थान्वक्ष्याम्यथोत्तरे ॥६०॥

### પાંચ સ્થાનોનો ઉપસંહાર તથા ઉત્તરતંત્રમાં આવતા વિષયો

આ એકસોવીસ અધ્યાયોમાં સૂત્રસ્થાન, નિદાનસ્થાન, શારીરસ્થાન, ચિકિત્સાસ્થાન અને કલ્પસ્થાન—એ પાંચે સ્થાનો વિભાગપૂર્વક કહ્યાં; હવે એ એકસો વીસ અધ્યાયોમાં જે વિષયો નામમાત્રથી કહેલા છે, પણ નિરૂપણથી જણાવ્યા નથી, તે સઘળા વિષયો ઉત્તરતંત્રમાં કહીશ. ૬૦

सनातनत्वाद्वेदानामक्षरत्वात्तथैव च ।
तथा दृष्टफलत्वाच्च हितत्वादपि देहिनाम् ॥

कृच्छ्रसाध्यविषा ह्यष्टौ प्रोक्ता द्वे च यदृच्छया ।
अवार्यविषवीर्याणां लक्षणानि निबोध मे ॥
श्यामः सौवर्णिकादंशः सफेनो मत्स्यगन्धकः ।
श्वासकासौ ज्वरस्तृष्णा मूर्छा चात्र सुदारुणा ॥
आदंशो लाजवर्णाया आमः पूतिः सवेदरुक् ।
दाहो मूर्छातिसारश्च शिरोदुःखं च जायते ॥
घोरो दंशस्तु जालिन्या राजिमानवदीर्यते ॥
स्तम्भः श्वासस्तमोवृद्धिस्तालुशोषश्च जायते ।
एणीपद्यास्तथा दंशो भवेत्कृष्णतिलाकृतिः ॥
तृष्णामूर्छाज्वरच्छर्दिकासश्वाससमन्वितः ।
दंशः काकाण्डिकादष्टे पाण्डुरक्तोऽतिवेदनः ॥
रक्तो मालागुणादंशो धूमगन्धोऽतिवेदनः ।
विदीर्यते च बहुधा दाहमूर्छाज्वरान्वितः ॥५४॥

### અસાધ્ય લૂતાઓના દંશોનાં લક્ષણો

આઠ કષ્ટસાધ્ય અને બે અસાધ્ય છતાં વખતે દૈવયોગે સાધ્ય થાય છે, તેઓના દંશોના લક્ષણો તથા ચિકિત્સાઓ કહી હવે બાકીની છ લૂતાઓ, કે જે અવાર્ય વિષવાળી હોવાથી કદી પણ સાધ્ય થતી નથી, તેઓના દંશોના લક્ષણો કહું છું તે સાંભળો

સૌવર્ણિકાનો દંશ થયો હોય, તો તે અગેથી ઈંટ જેવો, ફીણવાળો તથા માછલાંના જેવા ગંધવાળો હોય છે, કે જેથી શ્વાસ, ખાંસી, તાવ, તરસ અને દારુણ મૂર્છા થાય છે.

લાજવર્ણીનો દંશ થયો હોય, તો કાચું તથા દુર્ગંધવાળું લોહી ઝરે છે, દાહ થાય છે, મૂર્છા આવે છે, ઝાડા થાય છે અને માથામાં દુઃખ થાય છે

જાલિનીનો દંશ થયો હોય, તો એ દંશ અત્યંત ભયંકર તથા રેખાઓવાળો થઈ ફાટી જાય છે એ દંશથી સ્તંભ, શ્વાસ, વારંવાર અંધારાં અને તાળવામાં શોષ થાય છે

એણીપદીનો દંશ કાળો તથા કાળા તલના જેવી આકૃતિવાળો હોય છે, એ દંશથી તરસ, મૂર્છા, તાવ, ઊલટી, ખાંસી તથા શ્વાસ થાય છે

કાકાંડીનો દંશ પાંડુ તથા રાતા વર્ણવાળો અને અત્યંત વેદનાવાળો હોય છે

માલાગુણાનો દંશ રાતો, ધુમાડાના જેવા ગંધવાળો તથા અતિ વેદનાવાળો હોય છે અને ઘણા પ્રકારે સડે છે. એ દંશથી દાહ, મૂર્છા તથા તાવ આવે છે ૫૪

असाध्यानां भिषक्प्राज्ञः प्रयुञ्जीत चिकित्सितम् ।
दोषोच्छ्रायविशेषेण च्छेदकर्मविवर्जितम् ॥५५॥

### અસાધ્ય લૂતાઓની ચિકિત્સા

પ્રવીણ વૈદ્યે દોષોના પ્રકોપ અનુસાર અસાધ્ય લૂતાઓની પણ ચિકિત્સા કરવી, પરંતુ તેમાં છેદનક્રિયા કદી કરવી નહિ ૫૫

साध्याभिरपि लूताभिर्दष्टमात्रस्य देहिनः ।
वृद्धिपत्रेण मतिमान्सम्यगादंशमुद्धरेत् ॥
जाम्बवौष्ठेनाग्नितप्तेन दहेदाकरवारणात् ।
अमर्मणि विधानज्ञो वर्जितस्य ज्वरादिभिः ॥
दंशस्योत्कर्त्तनं कुर्यादल्पश्वयथुकस्य च ।
मधुसैन्धवसंयुक्तैरगदैर्लेपयेत्ततः ॥
प्रियङ्गुरजनीकुष्ठसमङ्गामधुकैस्तथा ।
सारिवां मधुकं द्राक्षां पयस्यां क्षीरमोरटम् ॥
विदारीगोक्षुरक्षौद्रमधुकं पाययेत वा ।
क्षीरिणां त्वक्कषायेण सुशीतेन च सेचयेत् ॥
उपद्रवान्यथादोषं विषघ्नैश्च प्रसादयेत् ॥
नस्याञ्जनाभ्यञ्जनपानधूम-
तथावपीडं कवलग्रहं च ।
संशोधनं चोभयतः प्रयुक्त्या-
द्रक्तं हरेच्चापि जलायुकाभिः ॥५६॥

### કષ્ટસાધ્ય લૂતાઓની તુરત ચિકિત્સા

કોઈ માણસને કષ્ટસાધ્ય લૂતાઓમાંની કોઈ પણ લૂતાનો દંશ થાય, કે તુરત જ બુદ્ધિમાન વૈદ્ય વૃદ્ધિપત્ર નામના શસ્ત્ર વડે સારી રીતે દંશને કાઢી નાખવો પછી અગ્નિથી તપાવેલા

॥ श्रीगणेशाय नमः ॥

# सुश्रुत आयुर्वेद

## સરળ ગુજરાતી ભાષાંતર સાથે

### ઉત્તરતંત્ર[1]

### અધ્યાય ૧લો

अथात औपद्रविकमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

#### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ઔપદ્રવિક'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अध्यायानां शते विंशे यदुक्तमसकृन्मया । वक्ष्यामि बहुधा सम्यगुत्तरेऽर्थानिमानिति ॥
इदानीं तत्प्रवक्ष्यामि तन्त्रमुत्तरमुत्तमम् । निखिलेनोपदिश्यन्ते यत्र रोगाः पृथग्विधाः ॥
शालाक्यशास्त्राभिहिता विदेहाधिपकीर्त्तिताः । ये च विस्तरतो दृष्टाः कुमाराबाधहेतवः ॥
षट्सु कायचिकित्सासु ये चोक्ताः परमर्षिभिः । उपसर्गादयो रोगा ये चाप्यागन्तवः स्मृताः ॥
त्रिषष्टी रससंसर्गाः सुस्थवृत्तं तथैव च । युक्तार्था युक्तयश्चैव दोषभेदास्तथैव च ॥ २ ॥

#### ઉત્તરતંત્રની સંગતિ અને તેના વિષયો

ઉપરના એકસો વીસ અધ્યાયોમાં મેં દરેક સ્થળે 'અમુક વિષયોનું ઉત્તરતંત્રમાં સારી રીતે ઘણાઘણા પ્રકારે નિરૂપણ કરીશ' એમ કહ્યું છે; માટે હવે ઉત્તમ ઉત્તરતંત્ર કહું છું, કે જે તંત્રમાં શૌનક આદિ મુનિઓએ શાલાક્યશાસ્ત્રમાં તથા વિદેહદેશના અધિપતિ જનકરાજાએ પોતાના ગ્રંથમાં કહેલા નેત્રરોગાદિ રોગો; પાર્વતક તથા જીવક આદિ આચાર્યોએ કૌમારભૃત્યમાં કહેલા સ્કંદગ્રહ આદિ બાલગ્રહોરૂપ રોગો; અગ્નિવેશ, ભેડ, જાતૂકર્ણ, પરાશર, હારીત તથા ક્ષારપાણિ નામના મહર્ષિઓએ પોતાની બનાવેલી જુદીજુદી છ કાયચિકિત્સાઓમાં કહેલા જ્વર આદિ રોગો અને બીજા પણ દેવોપસર્ગાદિ તથા ઉન્માદાદિ રોગો, ચિકિત્સાઓ સાથે સંપૂર્ણ કહેવામાં આવશે અને રસોના ત્રેસઠ જાતના સંસર્ગો, સ્વસ્થ માણસોની સ્વસ્થતાનું રક્ષણ કરવાના વિધિઓ, તંત્રનાં વાક્યો તથા અર્થોની યોજનાઓ કરવાની પ્રમાણસિદ્ધ યુક્તિઓ તથા દોષોના ભેદો પણ સંપૂર્ણ કહેવામાં આવશે. ૨

---

૧ આ તંત્રનો પહેલા અધ્યાયથી છવ્વીસમા અધ્યાય સુધીનો ભાગ શાલાક્યતંત્ર કહેવાય છે. સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૫મો વિષય તથા ત્રીજા અધ્યાયનો ૮મો વિષય જુઓ.

૨ નેત્રના રોગોનાં સ્થાન તથા સંખ્યાદિકના નિરૂપણ [illegible]

वाक्समूहार्थविस्तारात्पूजितत्वाच्च देहिभिः।
चिकित्सितात्पुण्यतमं न किंचिदपि शुश्रुम ॥६१॥

## ચિકિત્સાની સર્વોત્કૃષ્ટ પવિત્રતા

આયુર્વેદનાં શલ્યતંત્રાદિક સઘળાં અંગો સનાતન પરંપરાથી આવેલાં છે તથા સર્વદા ઉપયોગમાં આવ્યા કરે છે; તેથી ચિકિત્સા, યજ્ઞાદિક કર્મોની પેઠે અદૃષ્ટ ફળવાળી નથી, પણ પ્રત્યક્ષ ફળવાળી છે, વળી ચિકિત્સાથી માણસોનું હિત થાય છે, ચિકિત્સાશાસ્ત્રની વાણીના સમૂહમાં અર્થનો બહોળો વિસ્તાર રહ્યો છે અને સર્વ પ્રાણીઓ ચિકિત્સાને માન્ય ગણે છે, તેથી ચિકિત્સા સઘળાં પવિત્ર કૃત્યોથી વધારે પવિત્ર છે. અમે ચિકિત્સાથી વધારે પવિત્ર કંઈ પણ સાંભળેલું નથી. ૬૧

ऋषेरिन्द्रप्रभावस्यामृतयोनेर्भिषग्गुरोः ।
धारयित्वा तु विमलं मतं परमसम्मतम् ।
उक्ताहारसमाचार इह प्रेत्य च मोदते ॥ ६२ ॥

## કલ્યાણની પ્રાપ્તિ

ઇંદ્રના જેવા પ્રભાવવાળા, અમૃતને લાવનારા અને વૈદ્યોના ગુરુ ધન્વંતરિ ભગવાનના આ નિર્મળ અને મહાત્માઓએ અત્યંત સ્વીકારેલા મતને અભ્યાસાદિકથી ધારણ કરી તેમાં કહ્યા પ્રમાણે આહાર તથા આચાર રાખવામાં આવે, તો આ લોકમાં અને પરલોકમાં પણ કલ્યાણ થાય છે. ૬૨

इति श्रीसौश्रुत आयुर्वेदे कल्पस्थानं समाप्तम् ॥

ના મધ્યમાં છે, બીજો સંધિ પાંપણોના તથા સફેદ ડોળાના મધ્યમાં છે, ત્રીજો સંધિ સફેદ ડોળાના તથા કાળા ડોળાના મધ્યમાં છે, ચોથો સંધિ કાળા ડોળાના તથા કીકીના મધ્યમાં છે, પાંચમો સંધિ કીકીમાં છે તથા છઠ્ઠો સંધિ નેત્રના અંતમાં છે. ૯

द्वे वर्त्मपटले विद्याच्चत्वार्यन्यानि चाक्षिणि ।
जायते तिमिरं येषु व्याधिः परमदारुणः ॥
तेजोजलाश्रितं बाह्यं तेष्वन्यत्पिशिताश्रितम् ।
मेदस्तृतीयं पटलमाश्रितं त्वस्थि चापरम् ।
पञ्चमांशसमं दृष्टेस्तेषां बाहुल्यमिष्यते ॥ १० ॥

### નેત્રગોલકમાં છ પટલો અને તેની સ્થિતિ

બે પટલો પાંપણોમાં છે અને બીજાં ચાર નેત્રમાં છે. નેત્રમાં જે ચાર પટલો છે, તેમાં પરમ દારુણ તિમિર નામનો વ્યાધિ, કે જે છેવટે લિંગનાશ અથવા નીલિકાકાચ કહેવાય છે, તે ઉત્પન્ન થાય છે. નેત્રનાં એ ચાર પટલોમાં સૌથી ઉપરનું પટલ રુધિર તથા રસના આશ્રયથી, બીજું પટલ માંસના આશ્રયથી, ત્રીજું પટલ મેદના આશ્રયથી અને ચોથું પટલ અસ્થિના આશ્રયથી રહેલું છે. એ ચારે પટલોની એકંદર જાડાઈ પોતપોતાના અંગૂઠાના મધ્ય જેવા જાડા નેત્રગોલકના પંચમાંશ જેટલી માની છે. ૧૦

शिराणां कण्डराणां च मेदसः कालकस्य च ।
गुणाः कालात्परः श्लेष्मा बन्धनेऽक्ष्णोः शिरायुतः॥११॥

### કાળા તથા સફેદ ડોળાને કોણ ટકાવે છે?

શિરાઓ, સ્નાયુઓ અને મેદના ગુણથી કાળો ડોળો ટકી રહ્યો છે અને કાળા ડોળા પછીનો સફેદ ડોળો કફ તથા શિરાઓના ગુણથી ટકી રહ્યો છે. ૧૧

शिरानुसारिभिर्दोषैर्विगुणैरूर्ध्वमागतैः ।
जायन्ते नेत्रभागेषु रोगाः परमदारुणाः ॥१२॥

### નેત્રના રોગોની સામાન્ય સંપ્રાપ્તિ

નેત્રની શિરાઓમાં રહેલા દોષો બગડી પ્રકુપિત થઈ ઊંચા ભાગોમાં જવાથી, આખા નેત્રમાં તથા નેત્રના અવયવોમાં (સાંધાઓ, કીકી, કાળા ડોળા, સફેદ ડોળા, પાંપણો અને પાંપણોના વાળોમાં) અતિ દારુણ રોગો ઉત્પન્ન થાય છે. ૧૨

तत्राविलं ससंरम्भमश्रुपूर्णोपदेहवत् ।
गुरूषातोदरागाद्यैर्जुष्टं चाव्यक्तलक्षणैः ॥
सशूलं वर्त्मकोषेषु शूकपूर्णाभमेव च ।
विहन्यमानं रूपे वा क्रियास्वक्षि यथा पुरा ॥
दृष्ट्वैव धीमान्बुध्येत दोषेणाधिष्ठितं च तत् ॥१३॥

### નેત્રના રોગોનું સામાન્ય પૂર્વરૂપ

નેત્રમાં કોઈ પણ રોગ થવાનો હોય, ત્યારે નેત્ર આકુળ, કાંઈક સોજાવાળું, આંસુઓથી પૂર્ણ, ચીપડાની વૃદ્ધિવાળું અને ભારે થઈ, દાહ, ભોંકાયા જેવી વ્યથા તથા રતાશ વગેરેથી યુક્ત થઈ જાય છે, કે જે ભારેપણું, દાહ, ભોંકાયા જેવી વ્યથા તથા રતાશ વગેરે અસ્ફુટ લક્ષણોવાળાં હોય છે. (કફથી ભારેપણું, પિત્તથી દાહ, વાયુથી ભોંકાયા જેવી વ્યથા અને રુધિરથી રતાશ વગેરે થાય છે.) બુદ્ધિમાન વૈદ્યે નેત્રને પાંપણોમાં શૂળવાળું, કાંટાઓથી ભરપૂર થયેલા જેવી કાંતિવાળું અને જોવામાં અથવા ચલન આદિ ક્રિયાઓમાં વિઘાત પામતું—અર્થાત્ પ્રથમની પેઠે કામ નહિ કરતું જોઈને જાણી લેવું, કે 'એ નેત્ર દોષથી આશ્રિત થયું છે.' ૧૩

तत्र सम्भवमासाद्य यथादोषं भिषग्जितम् ।
विदध्यान्नेत्रजा रोगा बलवन्तः स्युरन्यथा ।
संक्षेपतः क्रियायोगो निदानपरिवर्जनम् ॥
वातादीनां प्रतीघातः प्रोक्तो विस्तरतः पुनः ॥१४॥

### પૂર્વરૂપની સંક્ષિપ્ત તથા વિસ્તીર્ણ ચિકિત્સા

વૈદ્યે નેત્રના રોગોનું પૂર્વરૂપ થયેલું જાણી તુરત જ દોષ અનુસાર ઔષધ કરવું. જો એ સમયે ઔષધ ન કરવામાં આવે, તો રોગો બળવાન થઈ પડે છે. જે કારણોથી

यत्रोक्ता विविधा अर्था रोगसाधनहेतवः ।
महतस्तस्य तन्त्रस्य दुर्गाधस्याम्बुधेरिव ॥
आदावेवोत्तमाङ्गस्थान्रोगानभिदधाम्यहम् ।
संख्यया लक्षणैश्चापि साध्यासाध्यक्रमेण च ॥३॥

## માથાના રોગોની સંખ્યા, નિદાનાદિ તથા ચિકિત્સાઓ કહેવાની પ્રતિજ્ઞા

આ ઉત્તરતંત્ર સમુદ્ર જેવું વિશાળ તથા અગાધ છે; તેના આરંભમાં જ માથાના રોગોની સંખ્યા, નિદાનો, પૂર્વરૂપો, રૂપો, સંપ્રાપ્તિઓ તથા સાધ્યાસાધ્યની ક્રમપૂર્વક ચિકિત્સાઓ કહું છું; કારણ કે સઘળાં અંગોમાં માથું, સર્વ ઇંદ્રિયોનું તથા પ્રાણોનું મૂળસ્થાન હોવાથી મુખ્ય છે. ૩

विद्याद् द्व्यङ्गुलबाहुल्यं स्वाङ्गुष्ठोदरसम्मितम् ॥
द्व्यङ्गुलं सर्वतः सार्द्धं भिषङ्नयनबुद्बुदम् ।
सुवृत्तं गोस्तनाकारं सर्वभूतगुणोद्भवम् ॥४॥

## નેત્રના ગોલકનું પ્રમાણ

નેત્રનું ગોલક ગાયના આંચળના જેવા વૃત્ત આકારવાળું (લંબગોળ) અને પૃથ્વી આદિ પાંચે મહાભૂતોના ભાગોથી ગોઠવાયેલું છે; તે બે આંગળ જેટલી અથવા પોતપોતાના અંગૂઠાના મધ્ય જેટલી જાડાઈવાળું ફરતા અઢી આંગળ જેટલા માપવાળું છે એમ વૈદ્યે સમજવું. (આંગળીઓની જાડાઈમાં ફેરફાર હોય છે, તેથી પોતપોતાના અંગૂઠાના મધ્ય જેટલી જાડાઈવાળું ફરીવાર કહ્યું છે.) ૪

पलं भुवोऽग्नितो रक्तं वातात्कृष्णं सितं जलात् ।
आकाशादश्रुमार्गाश्च जायन्ते नेत्रबुद्बुदे ॥५॥

## નેત્રગોલકમાં પાંચે મહાભૂતોના ભાગો

નેત્રગોલકમાં જે માંસ છે, તે પૃથ્વીનો ભાગ છે; જે લોહી છે, તે પિત્તરૂપ અગ્નિનો ભાગ છે; જે કાળો ભાગ છે, તે વાયુનો ભાગ છે; જે ધોળો ભાગ છે, તે જળનો ભાગ છે અને જે આંસુ આવવાના સ્રોતો છે, તેઓ આકાશનો ભાગ છે. ૫

दृष्टिं चात्र यथा वक्ष्ये तथा ब्रूयाद्विशारदः ॥
नेत्रायामत्रिभागं तु कृष्णमण्डलमुच्यते ।
कृष्णात्सप्तममिच्छन्ति दृष्टिं दृष्टिविशारदाः ॥६॥

## દૃષ્ટિનું લક્ષણ અને કાળા ડોળાનું તથા દૃષ્ટિનું માપ

દૃષ્ટિ(કીકી)નું લક્ષણ, આ ઉત્તરતંત્રના સાતમા અધ્યાયના બીજા વિષયમાં જે પ્રમાણે કહેવાશે તે પ્રમાણે વિચક્ષણ વૈદ્યે સમજવું. કાળા ડોળાનું મંડલ ઉપર કહેલા નેત્રગોલકના માપના ત્રીજા ભાગ જેટલા માપવાળું છે અને દૃષ્ટિનું મંડલ કાળા ડોળાના મંડલના માપના સાતમા ભાગ જેટલા માપવાળું છે, એમ શાલાક્યશાસ્ત્રીઓ કહે છે. ૬

मण्डलानि च सन्धींश्च पटलानि च लोचने ।
यथाक्रमं विजानीयात्पञ्च षट् च षडेव च ॥७॥

## નેત્રગોલકમાં મંડલો, સંધિઓ અને પટલોની સંખ્યા

નેત્રગોલકમાં મંડલો પાંચ, સંધિઓ ૭ અને પટલો (પડો) છ છે, એમ સમજવું. ૭

पक्ष्मवर्त्मश्वेतकृष्णदृष्टीनां मण्डलानि तु ।
अनुपूर्वं तु ते मध्याश्चत्वारोऽन्त्या यथोत्तरम् ॥८॥

## નેત્રગોલકમાં કયાં કયાં પાંચ મંડલો છે?

પાંપણના વાળોનું, પાંપણોનું, સફેદ ડોળાનું, કાળા ડોળાનું અને કીકીનું—એ રીતે પાંચ મંડલો છે. પહેલા મંડલથી ગણીએ તો બીજાં ચાર મંડલો અનુક્રમે નેત્રગોલકની વચ્ચેવચ્ચે આવતાં જાય છે અને છેલ્લા મંડલથી ગણીએ તો બીજાં ચાર મંડલો અનુક્રમે નેત્રગોલકના છેલ્લા છેલ્લા ભાગમાં આવતાં જાય છે. ૮

पक्ष्मवर्त्मगतः सन्धिर्वर्त्मशुक्लगतोऽपरः ॥
शुक्लकृष्णगतस्त्वन्यः कृष्णदृष्टिगतोऽपरः ।
ततः कनीनकगतः षष्ठश्चापाङ्गगः स्मृतः ॥९॥

## નેત્રગોલકમાં કયા કયા છ સંધિઓ છે?

એક સંધિ પાંપણોના વાળોના તથા પાંપણો-

ધૂમદર્શી એ છ રોગો સાધ્ય છે. ૧૮

असाध्यः कफजः स्रावो याप्यः काचोऽथ तन्मयः ॥
अभिष्यन्दोऽधिमन्थश्च बलासग्रथितं च यत् ।
दृष्टिः श्लेष्मविदग्धा च पोथक्यो लगणश्च यः ॥
क्रिमिग्रन्थिपरिक्लिन्नवर्त्मशुक्लार्मपिष्टकाः ।
श्लेष्मोपनाहः साध्यास्तु कथिताः श्लेष्मजेषु तु ॥१९॥

### કફથી થતા તેર નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

કફથી થતા તેર નેત્રરોગોમાં શ્લૈષ્મિકસ્રાવ નામનો એક રોગ અસાધ્ય છે, કફલિંગનાશ નામનો એક રોગ યાપ્ય છે; કફાભિષ્યંદ, કફાધિમંથ, બલાસગ્રથિત, શ્લેષ્મવિદગ્ધદષ્ટિ, પોથકી, લગણ, ક્રિમિગ્રંથિ, પરિક્લિન્નવર્ત્મ, શુક્લાર્મ, પિષ્ટક અને શ્લેષ્મોપનાહ એ અગિયાર રોગો સાધ્ય છે. ૧૯

रक्तस्रावोऽजकाजातं शोणितार्शोऽवलम्बितम् ।
शुक्रं न साध्यं काचश्च याप्यस्तज्जः प्रकीर्त्तितः ॥
मन्थस्यन्दौ क्लिष्टवर्त्म हर्षोत्पातौ तथैव च ।
सिराजाताञ्जनाख्या च सिराजालं च यत्स्मृतम् ॥
पर्वण्यथाव्रणं शुक्रं शोणितामार्जुनश्च यः ।
एते साध्या विकारेषु रक्तजेषु भवन्ति हि ॥२०॥

### લોહીથી થતા સોળ નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

લોહીથી થતા સોળ નેત્રરોગોમાં રક્તસ્રાવ, અજકાજાત, શોણિતાર્શ અને સવ્રણશુક્ર એ ચાર રોગો અસાધ્ય છે. રક્તલિંગનાશ નામનો એક રોગ યાપ્ય છે. રક્તાધિમંથ, રક્તાભિષ્યંદ, ક્લિષ્ટવર્ત્મ, શિરાહર્ષ, શિરોત્પાત, અંજનિકા, શિરાજાલ, પર્વણી, અવ્રણશુક્ર, શોણિતાર્મ અને અર્જુન એ અગિયાર રોગો સાધ્ય છે. ૨૦

पूयस्रावो नाकुलान्ध्यमक्षिपाकात्ययोऽलजी ।
असाध्याः सर्वजो याप्यौ काचः कोपश्च पक्ष्मणः ॥
वर्त्मावबन्धो यो व्याधिः शिरासु पिडका च या ।
प्रस्तार्यर्माधिमांसार्म स्नाय्वर्मोत्सङ्गिनी च या ॥
पूयालसश्चार्बुदं च श्यावकर्दमवर्त्मनी ।
तथार्शोवर्त्म शुष्कार्शः शर्करावर्त्म यच्च वै ॥
सशोफश्चाप्यशोफश्च पाको बहलवर्त्म च ।
अक्लिन्नवर्त्म कुम्भीका बिसवर्त्म च सिध्यति ॥२१॥

### સર્વ દોષોથી થતા પચીસ નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

સર્વ દોષોથી થતા પચીસ નેત્રરોગોમાં પૂયસ્રાવ, નાકુલાંધ્ય, અક્ષિપાકાત્યય અને અલજી એ ચાર રોગો અસાધ્ય છે. સાન્નિપાતિક લિંગનાશ અને પક્ષ્મકોપ એ બે રોગો યાપ્ય છે. વર્ત્માવબંધ, શિરાપિડકા, પ્રસ્તાર્યર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ, ઉત્સંગિની, પૂયાલસ, અર્બુદ, શ્યાવવર્ત્મ, કર્દમવર્ત્મ, અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, શર્કરાવર્ત્મ, સશોફપાક, અશોફપાક, બહલવર્ત્મ, અપરિક્લિન્નવર્ત્મ, કુંભીકા અને બિસવર્ત્મ, એ ઓગણીસ રોગો સાધ્ય છે. ૨૧

सनिमित्तोऽनिमित्तश्च द्वावसाध्यौ तु बाह्यजौ ॥२२॥

### આગંતુક કારણોથી થતા નેત્રરોગો અસાધ્ય

આગંતુક કારણોથી થતા સનિમિત્તલિંગનાશ અને અનિમિત્તલિંગનાશ એ બન્ને રોગો અસાધ્ય છે. ૨૨

षट्सप्ततिविकाराणामेषा संग्रहकीर्तना ॥
नव सन्ध्याश्रयास्तेषु वर्त्मजास्त्वेकविंशतिः ।
शुक्लभागे दशैकश्च चत्वारः कृष्णभागजाः ॥
सर्वाश्रयाः सप्तदश दृष्टिजा द्वादशैव तु ॥
बाह्यजौ द्वौ समाख्यातौ रोगौ परमदारुणौ ॥
भूय एतान्प्रवक्ष्यामि संख्यारूपचिकित्सितैः ॥२३॥

### આશ્રયોના ભેદો પરથી નેત્રરોગોનો સંગ્રહ

જેમ ઉપર દોષોના ભેદો ઉપરથી છોતેર નેત્રરોગોનો સંગ્રહ કહ્યો, તેમ હવે આશ્રયોના ભેદો ઉપરથી છોતેર નેત્રરોગોનો સંગ્રહ કહીએ છીએ:

છોતેર નેત્રરોગોમાં નવ રોગો સંધિઓમાં થાય છે, એકવીસ રોગો પાંપણોમાં થાય છે,

દોષ પ્રબળ થયેલ હોય તથા રોગની ઉત્પત્તિ થયેલ હોય, તે કારણોનો (તેના આહારવિહારાદિનો) ત્યાગ કરાવવો, એ સંક્ષિપ્ત ચિકિત્સા છે અને જે ઔષધના પ્રયોગથી દોષના કોપ તથા રોગનો નાશ થાય તે ઔષધનો પ્રયોગ કરવો, એ વિસ્તીર્ણ ચિકિત્સા છે. ૧૪

उष्णाभितप्तस्य जलप्रवेशाद्
दूरेक्षणात्स्वप्नविपर्ययाच्च ।
प्रसक्तसंरोदनशोककोप-
क्लेशाभिघातादतिमैथुनाच्च ॥
शुक्तारनालाम्लकुलत्थमाष-
निषेवणाद्वेगविनिग्रहाच्च ।
स्वेदाद्रजोधूमनिषेवणाच्च
छर्देर्विघाताद्वमनातियोगात् ॥
बाष्पग्रहात्सूक्ष्मनिरीक्षणाच्च
नेत्रे विकाराञ्जनयन्ति दोषाः ॥ १५ ॥

## નેત્રરોગોનાં સામાન્ય નિદાનો

તડકા વગેરેથી અતિ તાપ થાય, ત્યારે ઠંડા જળમાં પ્રવેશ કરતાં તડકા વગેરેથી ઉત્પન્ન થયેલી ગરમી સાથે બહાર આવેલા નેત્રના તેજનો જળથી પરાભવ થાય છે, તેથી દૂર રહેલા પદાર્થો જોવાથી, સમયસર નિદ્રા નહિ કરવાથી, અયોગ્ય સમયે નિદ્રા કરવાથી, લાંબા કાળ સુધી રોવાથી, લાંબા કાળ સુધી શોક કરવાથી, નિરંતર ક્રોધ કરવાથી, લાંબા કાળ સુધીના ક્લેશથી, અભિઘાતથી, અત્યંત મૈથુન કરવાથી, અમુક સમય પછી જેનાં ખાટાં થઈ ગયેલા મધુર પ્રવાહીના અતિ સેવનથી, ઘઉંના આથાના અતિ સેવનથી, ખાટા રસના અતિ સેવનથી, કળથીના અતિ સેવનથી, અડદના અતિ સેવનથી, મૂત્ર વગેરેની હાજતોનો અટકાવ કરવાથી, અગ્નિ વગેરેના તાપથી, નેત્ર વડે રજના સેવનથી, ધુમાડાના અતિ સેવનથી, ઊલટી અટકી જવાથી, ઊલટી ઘણી વધારે થવાથી, આંસુઓના વેગને રોકવાથી અને સૂક્ષ્મ પદાર્થો જોયા કરવાથી, દોષો નેત્રમાં વિકારો ઉત્પન્ન કરે છે. ૧૫

वाताद्दश तथा पित्तात्कफाच्चैव त्रयोदश ।
रक्तात्षोडश विज्ञेयाः सर्वजाः पञ्चविंशतिः ॥
तथा बाह्यौ पुनर्द्वौ च रोगाः षट्सप्ततिः स्मृताः ॥१६॥

## નેત્રોના છોતેર રોગો અને તેમનાં નિદાનો

નેત્રોના કુલ છોતેર રોગો છે. તેઓમાં દસ વાયુથી, દસ પિત્તથી, તેર કફથી, સોળ લોહીથી, પચીસ સઘળા દોષોથી અને બે આંગતુક કારણોથી થાય છે. ૧૬

हताधिमन्थो निमिषो दृष्टिर्गम्भीरिका च या ॥
यच्च वातहतं वर्त्म न ते सिध्यन्ति वातजाः ।
याप्योऽथ तन्मयः काचः साध्याः स्युः सान्यमारुताः ॥
शुष्काक्षिपाकाधीमन्थस्यन्दमारुतपर्ययाः ॥१७॥

## વાયુથી થતા દસ નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

વાયુથી થતા દશ નેત્રરોગોમાં હતાધિમંથ, નિમિષ, ગંભીરિકા અને વાતહતવર્ત્મ એ ચાર રોગો અસાધ્ય છે. લિંગનાશ નામનો એક રોગ યાપ્ય છે. અન્યમારુત (અન્યતોવાત), શુષ્કાક્ષિપાક, વાતાધિમંથ, વાતાભિષ્યંદ અને મારુતપર્યય (વાતપર્યય), એ પાંચ રોગો સાધ્ય છે. ૧૭

असाध्यो ह्रस्वजाड्यो यो जलस्रावश्च पैत्तिकः ।
परिम्लायी च नीलश्च याप्यः काचोऽथ तन्मयः ।
अभिष्यन्दोऽधिमन्थोऽम्लाध्युषितं शुक्तिका तथा ॥
दृष्टिः पित्तविदग्धा च धूमदर्शी च सिध्यति ॥१८॥

## પિત્તથી થતા દસ નેત્રરોગોમાં અસાધ્ય, યાપ્ય અને સાધ્ય

પિત્તથી થતા દસ નેત્રરોગોમાં હ્રસ્વજાડ્ય અને પૈત્તિકસ્રાવ એ બે રોગો અસાધ્ય છે. પરિમ્લાયીલિંગનાશ અને નીલલિંગનાશ એ બે રોગો યાપ્ય છે. પિત્તાભિષ્યંદ, પિત્તાધિમંથ, અમ્લાધ્યુષિત, શુક્તિકા, પિત્તવિદગ્ધદૃષ્ટિ અને

અને થોડા ઘાટાપણાવાળો સ્રાવ થતો હોય, તે **રક્તસ્રાવ** કહેવાય છે. (આ રુધિરજન્ય છે અને અસાધ્ય છે.)

સાંધાના મધ્યમાંથી પીળા આભાસવાળો, કાળો, ઊનો અને પાણી જેવો સ્રાવ થતો હોય, તે **પૈત્તિકસ્રાવ** કહેવાય છે. (આ પિત્તજન્ય છે અને અસાધ્ય છે.) ૫

ताम्रा तन्वी दाहशूलोपपन्ना
रक्ताज्ज्ञेया पर्वणी वृत्तशोफा ॥ ६ ॥

## પર્વણીનું લક્ષણ

કાળા તથા સફેદ ડોળાના સાંધામાં રાતી, ઝીણી, બળતરાવાળી, શૂળવાળી અને ગોળ સોજાવાળી જે ફોડલી, લોહી ઝરતી હોય, તે **પર્વણી** કહેવાય છે, (આ રુધિરજન્ય છે અને સાધ્ય છે.) ૬

जाता सन्धौ कृष्णशुक्लेऽलजी स्या-
त्तस्मिन्नेवाख्यापिता पूर्वलिङ्गैः ॥ ७ ॥

## અલજીનું લક્ષણ

નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયના પંદરમા વિષયમાં કહ્યા પમાણે રાતી તથા કાળી, બીજા ફોડકાઓથી પણ વ્યાપ્ત અને દારુણપણાવાળી ફોડલી, એ જ સાંધામાં (કાળા તથા સફેદ ડોળાના સાંધામાં) થઈ હોય, તે **અલજી** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને અસાધ્ય છે.) ૭

क्रिमिग्रन्थिर्वर्त्मनः पक्ष्मणश्च
कण्डूं कुर्युः क्रमयः सन्धिजाताः ।
नानारूपा वर्त्मशुक्लस्य सन्धौ
चरन्तोऽन्तर्नयनं दूषयन्ति ॥ ८ ॥

## ક્રિમિગ્રંથિનું લક્ષણ

પાંપણ તથા પાંપણના વાળોના સાંધામાં ઉત્પન્ન થયેલા અનેક રૂપોવાળા કીડાઓ (સાવા), ખરજ ઉત્પન્ન કરે છે, પાંપણના અને સફેદ ડોળાના સાંધામાં પ્રાપ્ત થાય છે અને અંદર ખાતાંખાતાં નેત્રને ખરાબ કરી નાખે છે; એ રોગ **ક્રિમિગ્રંથિ** કહેવાય છે. (આ કફજન્ય છે અને સાધ્ય છે.) ૮

# અધ્યાય ૩ જો

अथातो वर्त्मगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વર્ત્મગતરોગ-વિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

पृथग्दोषाः समस्ताश्च यदा वर्त्मव्यपाश्रयाः ।
शिरा व्याप्यावतिष्ठन्ते वर्त्मस्वधिकमूर्छिताः ॥
विवर्ध्य मांसं रक्तं च तदा वर्त्मव्यपाश्रयान् ।
विकाराञ्जनयन्त्याशु नामतस्तान्निबोधत ॥ २ ॥

## પાંપણોમાં થતા એકવીસ નેત્ર-રોગોની સંપ્રાપ્તિ

જ્યારે એકએક અથવા સઘળા દોષો અત્યંત પ્રકુપિત થઈ પાંપણોના મધ્યમાં રહેલી શિરાઓમાં વ્યાપ્ત થઈ પાંપણોમાં રહે છે, ત્યારે તેઓ માંસ તથા રુધિરને વધારી તુરત પાંપણોના રોગો ઉત્પન્ન કરે છે. એ રોગોનાં નામો કહું છું, તે સાંભળો: ૨

उत्सङ्गिन्यथ कुम्भीका पोथक्यो वर्त्मशर्करा ।
तथार्शोवर्त्म शुष्कार्शस्तथैवाञ्जननामिका ॥
बहलं वर्त्म यच्चापि व्याधिर्वर्त्मावबन्धकः ।
क्लिष्टकर्दमवर्त्माख्यौ श्याववर्त्म तथैव च ॥
प्रक्लिन्नमपरिक्लिन्नं वर्त्म वातहतं तु यत् ।
अर्बुदं निमिषश्चापि शोणितार्शश्च यत्स्मृतम् ॥
लगणो बिसनामा च पक्ष्मकोपस्तथैव च ।
एकविंशतिरित्येते विकारा वर्त्मसंश्रयाः ॥

[1] પાંપણોમાં થતા નેત્રરોગોનાં સંપ્રાપ્તિ તથા લક્ષણો વિષેનો.

અગિયાર રોગો સફેદ ડોળામાં થાય છે, ચાર રોગો કાળા ડોળામાં થાય છે, સત્તર રોગો સઘળા નેત્રમાં થાય છે, બાર રોગો કીકીમાં થાય છે અને બે અતિ દારુણ આગંતુક રોગો સઘળાં નેત્રમાં થતા છતાં પણ કીકીમાં થાય છે, એમ માનવામાં આવે છે. હવે એ છોંતેર નેત્રરોગોની સંખ્યા (નામો), રૂપો તથા ચિકિત્સાઓ સાથે હું કહું છું. ૨૩

## અધ્યાય ૨જો

अथातः सन्धिगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સંધિગતરોગ વિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

पूयालसः सोपनाहः स्रावाः पर्वणिकालजी ।
क्रिमिग्रन्थिश्च विज्ञेया रोगाः सन्धिगता नव ॥२॥

### સંધિઓમાં થતા નવ રોગો

પૂયાલસ, શ્લેષ્મોપનાહ, પૈત્તિકસ્રાવ, શ્લૈષ્મિકસ્રાવ, રક્તસ્રાવ, પૂયસ્રાવ, પર્વણી, અલજી અને ક્રિમિગ્રંથિ એ નવ રોગો સંધિઓમાં થાય છે. ૨

पक्वः शोफः सन्धिजः संस्रवेद्यः ।
सान्द्रं पूयं पूति पूयालसः सः ॥ ३ ॥

### પૂયાલસનું લક્ષણ

સાંધામાં થયેલો અને પાકેલો જે સોજો, દુર્ગંધી તથા ઘાટા પરુને સ્રવે છે, તે પૂયાલસ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને સાધ્ય છે.) ૩

ग्रन्थिर्नाल्पो दृष्टिसन्धावपाकः ।
कण्डूप्रायो नीरुजस्तूपनाहः ॥ ४ ॥

### શ્લેષ્મોપનાહનું લક્ષણ

કીકીના સાંધામાં મોટો, થોડા પાકવાળો, ઘણી ખરજવાળો, કઠણ, રાતો અને થોડી વેદનાવાળો જે ગ્રંથિ (ગાંઠો) થાય છે, તે શ્લેષ્મોપનાહ કહેવાય છે. (આ કફજન્ય છે અને સાધ્ય છે.) ૪

गत्वा सन्धीनश्रुमार्गेण दोषाः
कुर्युः स्रावान्रुग्विहीनान्स्वलिङ्गान् ।
तान्वै स्रावान्नेत्रनाडीमथैके
तेषां लिङ्गं कीर्तयिष्ये चतुर्धा ॥
पक्वः सन्धौ संस्रवेद्यश्च पूयं
पूयस्रावो नैकरूपः प्रदिष्टः ।
श्वेतं सान्द्रं पिच्छिलं यः स्रवेच्च
श्लेष्मस्रावो नीरुजः स प्रदिष्टः ॥
रक्तस्रावः शोणितोत्थः सरक्तं
कोष्णं नाल्पं संस्रवेन्नातिसान्द्रम् ।
पीताभासं नीलमुष्णं जलाभं
पित्तस्रावं स स्रवेत्सन्धिमध्यात् ॥५॥

### ચાર સ્રાવોની સંપ્રાપ્તિ તથા લક્ષણો

દોષો અશ્રુના માર્ગથી (શિરાઓથી) સંધિઓમાં જઈને પોતપોતાનાં લક્ષણોવાળા, પીડા વગરના સ્રાવો ઉત્પન્ન કરે છે, કે જે સ્રાવોને કેટલાક આચાર્યોએ 'નેત્રનાડી' એ નામ આપેલું છે. એ સ્રાવોનાં ચાર જુદાંજુદાં લક્ષણો કહું છું.

સાંધામાં પાકેલો જે સોજો પરુને સ્રવે છે અને અનેક રૂપોવાળો હોય છે, તે પૂયસ્રાવ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને અસાધ્ય છે.)

સાંધામાં થયેલો જે સોજો સફેદ, ઘાટા તથા ચીકણા સ્રાવવાળો હોય અને વેદના-વગરનો હોય, તે શ્લૈષ્મિકસ્રાવ કહેવાય છે. (આ કફજન્ય છે અને અસાધ્ય છે.)

સાંધામાંથી લોહીવાળો, જરા ઊનો, ઘણો

[1] સાંધાઓમાં થતા નેત્રરોગોના લક્ષણનું દિગ્દર્શન.

### બહલવર્ત્મનું લક્ષણ

પાંપણના જેવા વર્ણવાળી અને કઠણ ફોડલીઓથી પાંપણ ચોમેર જાડી થઈ જાય છે, એ **બહલવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૧

कण्डूमताल्पतोदेन वर्त्मशोफेन यो नरः ।
न समं छादयेदक्षि भवेद् बन्धः स वर्त्मनः ॥ १२ ॥

### વર્ત્મવિબંધનું લક્ષણ

ખરજવાળા અને અલ્પ વ્યથાવાળા પાંપણના જે સોજાથી આંખ સરખી રીતે મીંચી શકાતી ન હોય, તે સોજો **વર્ત્મવિબંધ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૨

मृद्वल्पवेदनं ताम्रं यद्वर्त्म सममेव च ।
अकस्माच्च भवेद्रक्तं क्लिष्टवर्त्म तदादिशेत् ॥ १३ ॥

### ક્લિષ્ટવર્ત્મનું લક્ષણ

પાંપણ કોમળ, અલ્પ વેદનાવાળી, સીધી અને અકસ્માત્ રાતી પણ થઈ જાય, એ **ક્લિષ્ટવર્ત્મ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૧૩

क्लिष्टं पुनः पित्तयुक्तं विदहेच्छोणितं यदा ।
तदा क्लिन्नत्वमापन्नमुच्यते वर्त्मकर्दमम् ॥ १४ ॥

### કર્દમવર્ત્મનું લક્ષણ

ઉપર ક્લિષ્ટવર્ત્મનાં જે લક્ષણો કહ્યાં, તે લક્ષણો હોવા ઉપરાંત જ્યારે પિત્તથી મિશ્ર લોહી બળતરા કરે, ત્યારે પાંપણ ક્લેદવાળી રહેતી હોય, તો તે **કર્દમવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૪

यद्वर्त्म बाह्यतोऽन्तश्च श्यावं शूनं सवेदनम् ।
दाहकण्डूपरिक्लेदि श्याववर्त्मेति तन्मतम् ॥ १५ ॥

### શ્યાવવર્ત્મનું લક્ષણ

પાંપણ જો બહાર તથા અંદર કાળાશવાળી, સોજાવાળી, વેદનાવાળી અને દાહ, ખરજ તથા ક્લેદથી યુક્ત રહ્યા કરે, તો તે **શ્યાવવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૫

अरुजं बाह्यतः शूनमन्तः क्लिन्नं स्रवत्यपि ।
कण्डूनिस्तोदभूयिष्ठं क्लिन्नवर्त्म तदुच्यते ॥ १६ ॥

### પ્રક્લિન્નવર્ત્મનું લક્ષણ

પાંપણ થોડીક વેદનાવાળી, બહાર સોજાવાળી, અંદર ક્લેદવાળી, ખરજ તથા ભોંકાયા જેવી વ્યથાથી અત્યંત યુક્ત હોય તથા સ્રવતી પણ હોય, તો તે **પ્રક્લિન્નવર્ત્મ** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૧૬

यस्य धौतानि धौतानि सम्बध्यन्ते पुनः पुनः ।
वर्त्मान्यपरिपक्वानि विद्यादक्लिन्नवर्त्म तत् ॥ १७ ॥

### અપરિક્લિન્નવર્ત્મનું લક્ષણ

પાંપણો વારંવાર ધોયા છતાં વારંવાર પરસ્પર ચોટી જતી હોય અને કાચી જ રહેતી હોય, તો તે **અપરિક્લિન્નવર્ત્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૭

विमुक्तसन्धि निश्चेष्टं वर्त्म यस्य निमील्यते ।
एतद्वातहतं विद्यात्सरुजं यदि वाऽरुजम् ॥ १८ ॥

### વાતહતવર્ત્મનું લક્ષણ

પાંપણ ઠેકાણેથી ખસી ગયેલા સંધિવાળી, ક્રિયાવગરની, મિચાતી ન હોય તથા ઘણી કે થોડી પીડાવાળી હોય, તે **વાતહતવર્ત્મ** કહે- છે. (આ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૧૮

वर्त्मान्तरस्थं विषमं ग्रन्थिभूतमवेदनम् ।
विज्ञेयमर्बुदं पुंसां सरक्तमवलम्बितम् ॥ १९ ॥

### અર્બુદનું લક્ષણ

પાંપણની અંદર વર્તુલપણાવગરનો, થોડી વેદનાવાળો, થોડો રાતો અને વળગી રહેલો, કઠણ ગાંઠો ઉત્પન્ન થાય છે, તે **અર્બુદ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૯

निमेषणीः शिरा वायुः प्रविष्टो वर्त्मसंश्रयाः ।
चालयेदतिवर्त्मानि निमिषः स गदो मतः ॥ २० ॥

### નિમિષનું લક્ષણ

વાયુ પાંપણોમાં રહેલી શિરાઓ, કે જેઓ પાંપણોને મિચાવનારી છે, તેઓમાં પેસી પાંપણોને

नाममिस्ते समुद्दिष्टा लक्षणैस्तान्प्रचक्ष्महे ॥३॥

### પાંપણોમાં થતા એકવીસ રોગો

ઉત્સંગિની, કુંભીકા, પોથકી, શર્કરાવર્મ, અર્શોવર્મ, શુષ્કાર્શ, અંજનિકા, બહલવર્મ, વર્માવબંધ, ક્લિષ્ટવર્મ, કર્દમવર્મ, શ્યાવવર્મ, પ્રક્લિન્નવર્મ, અપરિક્લિન્નવર્મ, વાતહતવર્મ, અર્બુદ, નિમિષ, શોણિતાર્શ, લગણ, બિસવર્મ અને પક્ષ્મકોપ એ એકવીસ રોગો પાંપણોમાં થાય છે. પાંપણોના રોગોનાં આ નામો કહ્યાં; હવે એ રોગોનાં લક્ષણો કહું છું, તે સાંભળો. ૩

पिडकाभ्यन्तरमुखी बाह्याधोवर्मसंश्रया ।
विज्ञेयोत्सङ्गिनी नाम तद्रूपपिडकान्विता ॥४॥

### ઉત્સંગિનીનું લક્ષણ

પાંપણની અંદર રહેલા મોઢાવાળી, ઊંચાપણાને લીધે જાણે બહાર હોય એવી જણાતી, નીચેની પાંપણમાં થયેલી, અંદર પરુવાળી, પોતામાં પોતાના જેવી જ અનેક ફોડલીઓવાળી અને ખરજવાળી જે ફોડલી હોય, તે ઉત્સંગિની કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને સાધ્ય છે.) ૪

कुम्भीकबीजप्रतिमाः पिडकाः पक्ष्मवर्मनोः
आध्मायन्ते तु भिन्ना याः कुम्भीकपिडकास्तु ताः ॥५॥

### કુંભીકાનું લક્ષણ

પાંપણમાં તથા પાંપણના વાળોમાં, કઠોર પ્રદેશમાં ઉત્પન્ન થતી, દાડમના જેવાં ફળોવાળી અને કુંભીકા નામની લતાનાં બીજ જેવી જે ફોડલીઓ, ફોડવાથી સૂજી જાય અને ફૂટીફૂટીને સ્ત્રવ્યા કરે છે, તે ફોડલીઓ કુંભીકા કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૫

कण्डूस्रावान्विता गुर्व्यो रक्तसर्षपसन्निभाः ।
पिडकाश्च रुजावत्यः पोथक्य इति संज्ञिताः ॥६॥

### પોથકીનું લક્ષણ

ખરજવાળી, સ્ત્રાવવાળી, ભારે, રાતા સરસવ જેવી અને વેદનાવાળી જે ફોડલીઓ પાંપણમાં થાય છે, તેઓ પોથકી કહેવાય છે. (આ કફજન્ય છે અને સાધ્ય છે.) ૬

पिडकाभिःससूक्ष्माभिर्घनाभिरभिसंवृता ।
पिडका या खरा स्थूला सा ज्ञेया वर्त्मशर्करा ॥७॥

### શર્કરાવર્મનું લક્ષણ

અત્યંત ઝીણીઝીણી ઘાટી ફોડલીઓથી ચોતરફ વીંટાયેલી, ખરસટ અને જાડી જે ફોડલી પાંપણમાં થાય છે, તે શર્કરાવર્મ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને સાધ્ય છે.) ૭

एर्वारुबीजप्रतिमाः पिडका मंदवेदनाः ।
सूक्ष्माः खराश्च वर्त्मस्थास्तदर्शोवर्त्म कीर्त्यते ॥८॥

### અર્શોવર્મનું લક્ષણ

ઉનાળાની કાકડીનાં બીજ જેવી, મંદ વેદનાવાળી, ઝીણી અને તીક્ષ્ણ અણીઓવાળી જે ફોડલીઓ, પાંપણમાં થાય છે, તે અર્શોવર્મ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને સાધ્ય છે.) ૮

दीर्घोऽङ्कुरः खरः स्तब्धो दारुणो वर्त्मसम्भवः ।
व्याधिरेष समाख्यातः शुष्कार्श इति संज्ञितः ॥९॥

### શુષ્કાર્શનું લક્ષણ

પાંપણના અંદરના ભાગમાં લાંબો, ખરસટ, અક્કડ અને દારુણ જે અંકુર ઉત્પન્ન થાય છે, તે શુષ્કાર્શ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય છે અને સાધ્ય છે.) ૯

दाहतोदवती ताम्रा पिडका वर्त्मसम्भवा ।
मृद्वी मन्दरुजा सूक्ष्मा ज्ञेया साऽञ्जननामिका ॥१०॥

### અંજનિકાનું લક્ષણ

બળતરાવાળી, સોકાયા જેવી વ્યથાવાળી, રાતી, કોમળ અને મંદ વેદનાવાળી જે ઝીણી ફોડલી પાંપણમાં થાય છે, તે અંજનિકા કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૧૦

वर्त्मोपचीयते यस्य पिडकाभिः समन्ततः ।
सवर्णाभिः स्थिराभिश्च विद्याद् बहलवर्त्म तत् ॥११॥

शुक्लाख्यं मृदु कथयन्ति शुक्लभागे
सश्वेतं सममिह वर्द्धते चिरेण ॥४॥

શુકલાર્મનું લક્ષણ

સફેદ ડોળા ઉપર કોમળ, કાંઈક સફેદ અને સમસ્થિતિવાળું માંસ ઉત્પન્ન થાય છે અને લાંબે કાળે વૃદ્ધિ પામે છે, એ **શુકલાર્મ** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૪

यन्मांसं प्रचयमुपैति शुक्लभागे
पद्मामं तदुपदिशन्ति लोहितार्म ॥५॥

શોણિતાર્મનું લક્ષણ

સફેદ ડોળા ઉપર રાતા કમળના જેવી પ્રભાવાળું જે કોમળ માંસ જમા થાય છે, તે **શોણિતાર્મ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૫

विस्तीर्णं मृदु बहुलं यकृत्प्रकाशं
श्यावं वा तदधिकमांसजार्म विद्यात् ॥६॥

અધિમાંસાર્મનું લક્ષણ

સફેદ ડોળા ઉપર કોમળ, જાડું, પહોળું અને થોડું કાળાશ સહિત રતાશવાળું અથવા કાળાશવાળું માંસ વૃદ્ધિ પામે છે તે **અધિમાંસાર્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૬

शुक्ले यत्पिशितमुपैति वृद्धिमेत-
त्स्नाय्वर्मेत्यभिपठितं खरं प्रपाण्डु ॥ ७ ॥

સ્નાય્વર્મનું લક્ષણ

સફેદ ડોળા ઉપર કઠણ, ખરસટ અને અત્યંત ફીકા વર્ણવાળું જે માંસ વધે છે, તે **સ્નાય્વર્મ** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૭

श्यावाः स्युः पिशितनिभास्तु बिन्दवो ये
शुक्त्याभाः सितनयने स शुक्तिसंज्ञः ॥८॥

શુક્તિકાનું લક્ષણ

સફેદ ડોળા ઉપર કાંઈક કાળાશવાળાં, માંસ જેવાં અને છીપની પેઠે કાંઈક લાંબાં જે સફેદ બિંદુઓ થાય છે, તે **શુક્તિકા** કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૮

एको यः शशरुधिरोपमस्तु बिन्दुः
शुक्लस्थो भवति तमर्जुनं वदन्ति ॥९॥

અર્જુનનું લક્ષણ

સફેદ ડોળા ઉપર સસલાના લોહી જેવું રાતું જે એક બિંદુ થાય છે, તે **અર્જુન** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૯

उत्सन्नः सलिलनिभोऽथ पिष्टशुक्लो
बिन्दुर्यः स भवति पिष्टकः सुवृत्तः ॥१०॥

પિષ્ટકનું લક્ષણ

સફેદ ડોળા ઉપર ઊંચું, ચોખાના લોટ જેવું સફેદ, ગોળ અને પાણી જેવું આછું જે બિંદુ થાય છે, તે **પિષ્ટક** કહેવાય છે. (આ કફજન્ય અને સાધ્ય છે.) ૧૦

जालाभः कठिनशिरो महान्सरक्तः
संतानः स्मृत इह जालसंज्ञितस्तु ॥११॥

શિરાજાલનું લક્ષણ

સફેદ ડોળા ઉપર જાળા જેવો, કઠણ શિરાઓવાળો, મોટો અને રતાશવાળો શિરાઓનો જે જથ્થો થાય છે, તે **શિરાજાલ** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૧૧

शुक्लस्थाः सितपिडकाः शिरावृता या-
स्ता विद्यादसितसमीपजाः शिराजाः ॥१२॥

શિરાપિડકાનું લક્ષણ

સફેદ ડોળામાં કાળા ડોળાની નજદીક શિરાઓથી વીંટાયેલી જે સફેદ ફોડલીઓ થાય, તે **શિરાપિડકા** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૨

कांस्याभो भवति शिरावृतः सिते यो
बिन्दुर्वा स तु निरुजो बलासकाख्यः॥१३

બલાસગ્રથિતનું લક્ષણ

સફેદ ડોળા ઉપર કાંસાના જેવી પ્રભાવાળું, શિરાઓથી વીંટાયેલું, પાણીના બિંદુ જેવું

અત્યંત ચલાયમાન કરે, એ રોગ નિમિષ કહેવાય છે (આ વાયુજન્ય અને અસાધ્ય છે) ૨૦

छिन्नाश्छिन्ना विवर्द्धन्ते वर्त्मस्था मृदवोऽङ्कुराः ।
दाहकण्डूरुजोपेतास्तेऽर्शः शोणितसम्भवाः ॥ २१ ॥

### શોણિતાર્શનું લક્ષણ

પાંપણોમાં રહેલા, બળતરાવાળા, ખરજવાળા અને વેદનાવાળા જે કોમળ અંકુરો વારંવાર કાપ્યા છતાં વારંવાર વધ્યા કરતા હોય, તે શોણિતાર્શ કહેવાય છે (આ રુધિરજન્ય અને અસાધ્ય છે.) ૨૧

अपाकः कठिनः स्थूलो ग्रन्थिर्वर्त्मभवोऽरुजः ।
सकण्डूः पिच्छिलः कोलप्रमाणो लगणस्तु सः ॥२२॥

### લગણનું લક્ષણ

પાંપણમાં પાકવગરનો, કઠણ, જાડો, થોડી વેદનાવાળો, ખરજવાળો, ચીકણો અને બોર જેવડો ગાંઠો થાય છે, તે લગણ કહેવાય છે (આ કફજન્ય અને સાધ્ય છે) ૨૨

शूनं यद्वर्त्म बहुभिः सूक्ष्मैश्छिद्रैः समन्वितम् ।
बिसमन्तर्जल इव बिसवर्त्मेति तन्मतम् ॥ २३ ॥

### બિસવર્ત્મનું લક્ષણ

જે પાંપણ સોજાવાળી, જળની અંદર રહેલા કમળના મૂળની પેઠે અનેક સૂક્ષ્મ છિદ્રોવાળી અને ઝરતી હોય, તે બિસવર્ત્મ કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે) ૨૩

पक्ष्माशयगता दोषास्तीक्ष्णाग्राणि खराणि च ।
निर्वर्तयन्ति पक्ष्माणि तैर्जुष्टं चाक्षि दूयते ॥
उत्पाटितैः पुनः शान्तिः पक्ष्मभिश्चोपजायते ।
वातातपानलद्वेषी पक्ष्मकोपः स उच्यते ॥ २४ ॥

### પક્ષ્મકોપનું લક્ષણ

પાંપણોમાં રહેલા દોષો, પાંપણોમાં તીક્ષ્ણ અગ્રોવાળા ખરસટ વાળા ઉત્પન્ન કરે છે, એ વાળા અંદર પેસવાથી આંખ દુખે છે, એ વાળને ચીપિયા વડે ખેંચી લેવામાં આવે, ત્યારે શાંતિ થાય છે, વળી પાછા તે વાળ ઊગી આવે છે અને તે ઉપદ્રવથી પવન, તડકો કે અગ્નિ સહન કરી શકાતાં નથી તથા પવન, તડકો અને અગ્નિ ઉપર દ્વેષ રહ્યા કરે છે, એ રોગ પક્ષ્મકોપ કહેવાય છે (આ સન્નિપાતજન્ય અને યાપ્ય છે) ૨૪

## અધ્યાય ૪થો

अथातः शुक्लगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શુક્લગતરોગ વિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

प्रस्तारिशुक्लक्षतजाधिमास-
स्नाय्वर्मसंज्ञाः खलु पञ्च रोगाः ।
स्युः शुक्तिका चार्जुनपिष्टकौ च
जालं शिराणां पिडकाश्च याः स्युः ॥
रोगा बलासग्रथितेन सार्द्ध-
मेकादशाक्ष्णोः खलु शुक्लभागे ॥२॥

### સફેદ ડોળામાં થતા અગિયાર રોગો

પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, શોણિતાર્મ, અધિમાંસાર્મ, સ્નાય્વર્મ, શુક્તિકા, અર્જુન, પિષ્ટક, શિરાજાલ, શિરાપિડકા અને બલાસગ્રથિત, એ અગિયાર રોગો આંખોના સફેદ ડોળામાં થાય છે

प्रस्तारि ग्रथितमिहार्म शुक्लभागे
विस्तीर्णं तनु रुधिरप्रभं सनीलम् ॥३॥

### પ્રસ્તાર્યર્મનું લક્ષણ

સફેદ ડોળા ઉપર ગુથાયેલું, વિસ્તીર્ણ, પાતળું, લોહી જેવી પ્રભાવાળું અને કાંઈક કાળાશવાળું, વધેલું માંસ થાય છે, તે પ્રસ્તાર્યર્મ કહેવાય છે (આ સન્નિપાતજન્ય તથા સાધ્ય છે) ૩

---

[1] સફેદ ડોળામાં થતા નેત્રરોગના સંપ્રાપ્તિ, લક્ષણાદિ વિજ્ઞાન

द्वित्वग्गतं लोहितमन्ततश्च
चिरोत्थितं चापि विवर्जनीयम् ॥
उष्णाश्रुपातः पिडका च कृष्णे
यस्मिन्भवेन्मुद्गनिभं च शुक्रम् ।
तदप्यसाध्यं प्रवदन्ति केचि-
दन्ये च यत्तित्तिरिपक्षतुल्यम् ॥७॥

**અવ્રણશુક્રની અમુક સ્થિતિ અસાધ્ય છે**

જે અવ્રણશુક્ર માંસ વીંખાઈ જવાથી ઊંડા મધ્યવાળું કે મધ્યમાં છિદ્રવાળા જેવું હોય, અથવા માંસથી વીંટાયેલું, ચંચળ, શિરામાં લાગી રહેલું, પદાર્થો ન દેખાય એવું, બે પટલોમાં પહોંચેલું, છેડામાં રાતું અને લાંબા કાળથી થયેલું હોય, તે અસાધ્ય છે; માટે તેની ચિકિત્સા કરવી નહિ. (માત્ર બે પટલોમાં પહોંચેલું કે લાંબા કાળથી થયેલું હોય, તો કષ્ટસાધ્ય છે, પણ બે પટલોમાં પહોંચેલું કે લાંબા કાળથી થયેલું છતાં ઉપર કહેલાં વિશેષણોવાળું હોય, તો અસાધ્ય છે.) કેટલાક આચાર્યો કહે છે, કે 'જો નેત્રમાંથી ઊનાં આંસુઓ પડતાં હોય, ફોડલી થઈ હોય અને ફૂલું મગ જેવા આકારવાળું હોય, તો તે પણ અસાધ્ય છે.' બીજા કેટલાક આચાર્યો તો એમ કહે છે, કે 'તેતરની પાંખ જેવું થઈ ગયું હોય, તે અવ્રણશુક્ર પણ અસાધ્ય થાય છે.'૭

संछाद्यते श्वेतनिभेन सर्व-
दोषेण यस्यासितमण्डलं तु ।
तमक्षिपाकात्ययमक्षिकोप-
समुत्थितं तीव्ररुजं वदन्ति ॥८॥

**અક્ષિપાકાત્યયનું લક્ષણ**

અભિષ્યંદથી ઉત્પન્ન થયેલું, તીવ્ર વેદનાવાળું અને જેમાં સર્વ દોષોએ ઉત્પન્ન કરેલા સફેદ જેવા આકારથી કાળો ડોળો સારી પેઠે ઢંકાઈ ગયો હોય, એવું જે આંખનું દરદ થાય છે, તેને **અક્ષિપાકાત્યય** કહે છે. (આ સન્નિપાતજન્ય અને અસાધ્ય છે.) ૮

अजापुरीषप्रतिमो रुजावान्
सलोहितो लोहितपिच्छिलास्रः ।
विदार्य कृष्णं प्रचयोऽभ्युपैति
तं चाजकाजातमिति व्यवस्येत् ॥९॥

**અજકાજાતનું લક્ષણ**

બકરીની ચોખી લીંડી જેવી, પીડાવાળી, કાંઈક રતાશવાળી અને લાલ તથા ચીકણાં અશ્રુવાળી જે ઊંચાઈ, કાળા ડોળાને ચીરીને પ્રાપ્ત થાય છે, તે **અજકાજાત** કહેવાય છે. (આ ઊંચાઈ મેદની થાય છે, એમ સમજવું; કારણ કે વિદેહરાજાએ એ ઊંચાઈની ઉત્પત્તિ ત્રીજા પટલમાં કહેલી છે. આ રુધિરજન્ય અને અસાધ્ય છે.) ૯

# અધ્યાય ૬ઠ્ઠો

अथातः सर्वगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः। यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'સર્વગતરોગવિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

स्यन्दास्तु चत्वार इहोपदिष्टा-
स्तावन्त एवेह तथाधिमन्थाः ।
शोफान्वितोऽशोफयुतश्च पाका-
वित्येवमेते दश सम्प्रदिष्टाः ॥
हताधिमन्थोऽनिलपर्ययश्च
शुष्काक्षिपाकोऽन्यत एव वातः ।
दृष्टिस्तथाम्लाध्युषिता शिराणा-
मुत्पातहर्षावपि सर्वभागाः ॥
प्रायेण सर्वे नयनामयास्ते
भवन्त्यभिष्यन्दनिमित्तमूलाः ।

[1] સઘળા નેત્રમાં થતા રોગોનાં નામો તથા લક્ષણો જણાવવા વિષેનો.

કાંઈક ઊંચુ અને વેદનાવગરનું જે બિંદુ થાય છે, તે બલાસગ્રથિત કહેવાય છે. ( આ કફજન્ય અને સાધ્ય છે ) ૧૩

## અધ્યાય ૫મો

अथातः कृष्णगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી ' કૃષ્ણગતરોગવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

यत्सव्रणं शुक्रमथाव्रणं वा
पाकात्ययश्चाप्यजका तथैव ।
चत्वार एतेऽभिहिता विकाराः
कृष्णाश्रया सम्रहतः पुरस्तात् ॥२॥

### કાળા ડોળામાં થતા ચાર રોગો

સવ્રણશુક્ર, અવ્રણશુક્ર, અક્ષિપાકાત્યય અને અજકાજાત એ ચાર રોગો કાળા ડોળામાં ઉત્પન્ન થાય છે, કે જેઓ વિષે આ તંત્રના પહેલા અધ્યાયના ૨૭મા વિષયમાં સંક્ષેપથી કહ્યુ છે ૨

निमग्नरूपं हि भवेत्तु कृष्णे
सूच्येव विद्धं प्रतिभाति यद्वै ।
स्रावं स्रवेदुष्णमतीव रुक्च
तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥३॥

### સવ્રણશુક્રનું લક્ષણ

જે ફૂલુ કાળા ડોળામા ડુબેલા રૂપવાળુ હોય અર્થાત્ થોડુ દેખાતુ હોય, જાણે સોઈથી વીંધાયેલુ હોય એવુ લાગે, નિરંતર ઊના જળને સ્રવતું હોય અને અત્યંત વેદનાવાળુ હોય, તે સવ્રણશુક્ર કહેવાય છે ( આ રુધિરજન્ય અને ઘણુ કરીને અસાધ્ય છે ) ૩

૧ કાળા ડોળામા થતા રોગોના નક્શો તથા સાધ્યાસાધ્યપણુ જાણવા વિષેનો.

दृष्टेः समीपे न भवेत्तु यच्च
न चावगाढं न च संस्रवेद्धि ।
अवेदनावन्न च युग्मशुक्रं
तत्सिद्धिमाप्नोति कदाचिदेव ॥४॥

### સવ્રણશુક્ર સાધ્ય તથા અસાધ્ય કયું ?

જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં ન હોય, ઊંડું ન હોય, અત્યંત સ્રાવવાળું ન હોય, વેદનાવગરનું હોય અને એક જ હોય, તે કોઈ સમયે સાધ્ય થાય છે, પણ જે સવ્રણશુક્ર કીકીના સમીપમાં, ઊંડુ, વેદનાવાળુ, અત્યંત સ્રાવવાળુ અને જોટારૂપ હોય તે કદી સાધ્ય થતું નથી. ૪

सितं यदाभात्यसितप्रदेशे
स्यन्दात्मकं नातिरुगश्रुयुक्तम् ।
वैहायसाल्पाभ्रदलानुकारि
तदव्रणं साध्यतमं वदन्ति ॥५॥

### અવ્રણશુક્રનું લક્ષણ તથા સાધ્યતા

કાળા ડોળામા અભિષ્યંદથી ( અભિષ્યંદનાં લક્ષણો આ પછીના અધ્યાયમાં કહેવાશે, તેથી ) થયેલુ જે ફૂલુ આકાશમાં રહેલા વાદળાના નાના ટુકડા જેવુ સફેદ દેખાતુ હોય, અત્યંત પીડાવાળુ ન હોય અને અશ્રુઓથી યુક્ત હોય, તે અવ્રણશુક્ર કહેવાય છે આવુ અવ્રણશુક્ર અત્યંત સાધ્ય છે એમ કહેવાય છે. ( જો કે નેત્રના સઘળા રોગો અભિષ્યંદથી થાય છે, તો પણ આ ફૂલુ તો અભિષ્યંદથી જ થાય છે, એવો નિયમ જણાવવા 'અભિષ્યંદથી થયેલુ' એ વિશેષણ આપ્યુ છે, આ રુધિરજન્ય છે. ) ૫

गम्भीरजातं बहलं च शुक्रं
चिरोत्थितं चापि वदन्ति कृच्छ्रम् ॥६॥

### અવ્રણશુક્ર સાધ્ય છતાં કષ્ટસાધ્ય પણ છે

જે અવ્રણશુક્ર ઊંડુ, જાડુ અને લાંબા કાળથી થયેલુ હોય, તે કષ્ટસાધ્ય પણ કહેવાય છે ૬

निच्छिन्नमध्यं पिशिताश्रितं वा
चलं शिरासक्तमदृष्टिकृच्च ।

વાળો પિત્તાધિમંથ થાય છે, કફાભિષ્યંદની વૃદ્ધિથી કફ સંબંધી તીવ્ર વેદનાઓવાળો કફાધિમંથ થાય છે અને રક્તાભિષ્યંદની વૃદ્ધિથી રુધિર સંબંધી તીવ્ર વેદનાઓવાળો રક્તાધિમંથ થાય છે.) ૭

उत्पाट्यत इवात्यर्थं नेत्रं निर्मथ्यते तथा ।
शिरसोऽर्द्धं तु तं विद्यादधिमन्थं स्वलक्षणैः ॥८॥

### સઘળા અધિમંથોનું સામાન્ય લક્ષણ

જે અધિમંથ, જે અભિષ્યંદથી થયો હોય, તે અધિમંથમાં તે અભિષ્યંદનાં લક્ષણો હોવા ઉપરાંત નેત્ર જાણે અત્યંત ઉખેડી કે ફાડી નંખાતું હોય તથા મથી નખાતું હોય, એવી પીડા થાય છે અને જાણે અરધું માથું અત્યંત ઉખેડી કે ફાડી નાખવામાં આવતું હોય તથા અત્યંત મથી નખાતું હોય એવી વેદના થાય છે. (માથાનો અરધો ભાગ તથા નેત્ર જાણે ઉખેડી, ફાડી કે મથી નખાતાં હોય, એવી વેદના થવી, એટલી અભિષ્યંદોથી અધિમંથોની જુદાઈ છે. આ જુદા પ્રકારની વેદનારૂપ લક્ષણ, ચારે અધિમંથોમાં સરખી છે. માથાના અર્ધભાગમાં વેદના વ્યાધિના પ્રભાવથી થાય છે એમ સમજવું.) ૮

नेत्रमुत्पाट्यत इव मथ्यतेऽरणिवच्च यत् ।
सङ्घर्षतोदनिर्भेदमांससंरब्धमाविलम् ॥
कुञ्चनास्फोटनाध्मानवेपथुव्यथनैर्युतम् ।
शिरसोऽर्द्धं च येन स्यादधिमन्थः स मारुतात् ॥

### વાતાધિમંથનું ખાસ લક્ષણ

નેત્ર જાણે ઉખેડી નખાતું હોય તથા અરણીની પેઠે મથાતું હોય એવી વેદના થાય, તેમ જ જાણે કરકરીઓથી યુક્ત થયું હોય તેમ પીડાય, સોઈ વડે ભોંકાયા જેવી વ્યથાથી તથા ભેદાયા જેવી વ્યથાથી યુક્ત થાય, માંસના સોજાવાળું થાય તથા મલિન થઈ જાય અને અરધું માથું સંકોચાવા જેવી વ્યથાથી, ફાટથી, સોજાના જેવી વ્યથાથી, કંપથી તથા એવા જ પ્રકારની વાતજન્ય વ્યથાઓથી યુક્ત થયું હોય, તો જાણવું કે **વાતાધિમંથ** થયો છે. (આ વાયુજન્ય તથા સાધ્ય છે.) ૯

रक्तराजिचितं स्रावि वह्निनेवावदह्यते ।
यकृत्पिण्डोपमं दाहि क्षारेणाक्तमिव क्षतम् ॥
प्रपक्वोच्छूनवर्णान्तं सस्वेदं पीतदर्शनम् ।
मूर्छाशिरोदाहयुतं पित्तेनाक्ष्यधिमन्थितम् ॥१०॥

### પિત્તાધિમંથનું ખાસ લક્ષણ

નેત્ર રાતી રેખાઓથી વ્યાપ્ત થાય, સ્રવ્યા કરે, જાણે અગ્નિથી દાહ પામતું હોય એવું જણાય, જમણા પડખાની ગાંઠના પિંડ જેવું થઈ જાય, ક્ષારથી ખરડાયેલા જખમની પેઠે બળતરાથી યુક્ત થાય, છેડાઓમાં પાક તથા સોજાથી યુક્ત થાય, પાકા તથા જાડા વર્ણવાળું થઈ જાય, સ્વેદવાળું થઈ જાય, સઘળા પદાર્થોને પીળાપીળા જોયા કરે, મૂર્છા આવે તથા માથામાં દાહ થાય, તો જાણવું, કે **પિત્તાધિમંથ** થયો છે. (આ પિત્તજન્ય તથા સાધ્ય છે.) ૧૦

शोफवन्नातिसंरब्धं स्रावकण्डूसमन्वितम् ।
शैत्यगौरवपैच्छिल्यदूषिकाहर्षणान्वितम् ॥
रूपं पश्यति दुःखेन पांशुपूर्णमिवाविलम् ।
नासाध्मानशिरोदुःखयुतं श्लेष्माधिमन्थितम् ॥

### કફાધિમંથનું ખાસ લક્ષણ

નેત્ર સોજાવાળું, કાંઈક ઓછી ઉગ્રતાવાળું, સ્રાવવાળું, ખરજવાળું, શીતળતાવાળું, ભારેપણાવાળું, ચીકાશવાળું, ચીપડાઓવાળું, ફૂલી ગયેલા જેવું, જાણે રજથી ભરપૂર થઈ ગયું હોય એવું, મલિન તથા સઘળા પદાર્થોનાં રૂપોને માંડમાંડ દેખે એવું થઈ જાય અને નાક ફૂલી જાય તથા માથામાં ફાટ વગેરે વેદના થાય, તો જાણવું કે **કફાધિમંથ** થયો છે. (આ કફજન્ય તથા સાધ્ય છે.) ૧૧

बन्धुजीवप्रतीकाशं ताम्यति स्पर्शनाक्षमम् ।
रक्तास्रावं सनिस्तोदं पश्यत्यग्निनिभा दिशः ॥
रक्तमग्नारिष्टवच्च कृष्णभागश्च लक्ष्यते ।
यद्दीप्तं रक्तपर्यन्तं तद्रक्तेनाधिमन्थितम् ॥१२॥

तस्मादभिष्यन्दमुदीर्यमाण-
मुपाचरेदाशु हिताय धीमान् ॥२॥

## નેત્રના સત્તર રોગો અને અભિષ્યંદોની ચિકિત્સા

વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ, રક્તાભિષ્યંદ, વાતાધિમંથ, પિત્તાધિમંથ, કફાધિમંથ, રક્તાધિમંથ, સશોફપાક, અશોફપાક, હતાધિમંથ, વાતપર્યય, શુષ્કાક્ષિપાક, અન્યતોવાત, અમ્લાધ્યુષિત, શિરોત્પાત અને શિરાહર્ષ, એ સત્તર રોગો સઘળાં નેત્રમાં થાય છે સઘળા નેત્રરોગો ઘણુ કરીને અભિષ્યંદોથી થાય છે, માટે બુદ્ધિમાન વૈદ્યે ઉત્પન્ન થતા અભિષ્યંદોની તુરત જ ચિકિત્સા કરવી જોઈએ, જેથી હિત થાય ૨

निस्तोदनं स्तम्भनरोमहर्ष
सङ्घर्षपारुष्यशिरोऽभितापाः ।
विशुष्कभावः शिशिराश्रुता च
वाताभिपन्ने नयने भवन्ति ॥३॥

### વાતાભિષ્યંદનું લક્ષણ

સોય વડે ભોંકાયા જેવી વ્યથા, સ્તબ્ધતા, રૂંવાડાંઓનુ ઊભુ થવુ, નેત્રોનુ કરકરીથી યુક્ત હોવાપણુ, નેત્રોની રૂક્ષતા, માથામા વ્યથા, નેત્રોનું ચીપડાથી રહિતપણુ અને અશ્રુઓની ટાઢાશ, એટલાં ચિહ્નો થયાં હોય, તો જાણુ કે નેત્રમાં વાતાભિષ્યંદ થયો છે (આ વાયુજન્ય અને સાધ્ય છે ) ૩

दाहप्रपाकौ शिशिराभिनन्दा
धूमायनं बाष्पसमुच्छ्रयश्च ।
उष्णाश्रुता पीतकनेत्रता च
पित्ताभिपन्ने नयने भवन्ति ॥४॥

### પિત્તાભિષ્યંદનું લક્ષણ

નેત્રમાં બળતરા તથા પાકવુ, શીતળ પદાર્થોની ઇચ્છા, નેત્રમાંથી જાણે ધુમાડા નીકળતા હોય એવુ જણાવુ, આંસુઓનો અતિસ્રાવ ઊનાશ અને નેત્રોની પીળાશ, એ ચિહ્નો ઉપરથી જાણવુ, કે નેત્રમાં પિત્તાભિષ્યંદ થયો છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે )૪

उष्णाभिनन्दा गुरुताक्षिशोफः
कण्डूपदेहौ सिततातिशैत्यम् ।
स्रावो मुहुः पिच्छिल एव चापि
कफाभिपन्ने नयने भवन्ति ॥५॥

### કફાભિષ્યંદનું લક્ષણ

ઊના પદાર્થોની ઇચ્છા, ભારેપણુ, આંખોમાં સોજો, ખરજ, ચીપડાઓથી ખરડાયેલાપણુ, સફેદાઈ, અત્યંત શીતળતા અને વાર વાર ચીકણો સ્રાવ, એ ચિહ્નો ઉપરથી જાણવુ, કે નેત્રમા કફાભિષ્યંદ થયો છે. (આ કફજન્ય તથા સાધ્ય છે ) ૫

ताम्राश्रुता लोहितनेत्रता च
राज्यः समन्तादतिलोहिताश्च ।
पित्तस्य लिङ्गानि च यानि तानि
रक्ताभिपन्ने नयने भवन्ति ॥६॥

### રક્તાભિષ્યંદનું લક્ષણ

આંસુઓની રતાશ, નેત્રોની લાલાશ, નેત્રમાં ચોતરફ અત્યંત રાતી રેખાઓ અને ઉપરના ચોથા વિષયમા કહેલાં પિત્તાભિષ્યંદના લક્ષણો, એ ચિહ્નો ઉપરથી જાણવું, કે નેત્રમાં રક્તાભિષ્યંદ થયો છે. (આ રુધિરજન્ય તથા સાધ્ય છે. ) ૬

वृद्धैरेतैरभिष्यन्दैर्नराणामक्रियावताम् ।
तावन्तस्त्वधिमन्थाः स्युर्नयने तीव्रवेदनाः ॥७॥

### ચારે અધિમંથો અભિષ્યંદોથી થાય છે

જે માણસો અભિષ્યંદોની ઉપર ઔષધાદિ ઉપચાર ન કરે, તેઓને એ અભિષ્યંદોની વૃદ્ધિ થતા આંખોમાં તીવ્ર વેદનાવાળા ચાર અધિમંથો થાય છે. (વાતાભિષ્યંદની વૃદ્ધિથી વાયુ સંબંધી તીવ્ર વેદનાઓવાળો વાતાધિમંથ થાય છે, પિત્તાભિષ્યંદની વૃદ્ધિથી પિત્ત સંબંધી તીવ્ર વેદનાઓ-

सुदारुणं यत्प्रतिबोधने च
शुष्काक्षिपाकोपहतं तदक्षि ॥१८॥

**શુષ્કાક્ષિપાકનું લક્ષણ**

પાંપણો દારુણ તથા રૂક્ષ થઈ જાય, આંખ સંકોચાયેલી રહે, બળતરા થાય, આંખથી જે દેખાય તે મેલું જ દેખાય અને ઉઘાડવાના સમયમાં આંખ અત્યંત વિકૃત દેખાય, એ રોગ **શુષ્કાક્ષિપાક** કહેવાય છે. (આ વાયુજન્ય અને સાધ્ય છે.) ૧૮

यस्यावटूकर्णशिरोहनुस्थो
मन्यागतो वाप्यनिलोऽन्यतो वा ।
कुर्याद्रुजोऽति भ्रुवि लोचने वा
तमन्यतोवातमुदाहरन्ति ॥१९॥

**અન્યતોવાતનું લક્ષણ**

ઘાંટામાં, કાનમાં, માથામાં, હડપચીમાં, ઓડમાં કે પીઠ વગેરે બીજા સ્થળમાં રહેલો દુષ્ટ વાયુ ભ્રમર અથવા નેત્રમાં અત્યંત વેદના ઉત્પન્ન કરે છે, એ રોગ **અન્યતોવાત** કહેવાય છે. (આ વાયુજન્ય છે તેમ જ અન્ય સ્થળમાં રહેલો દુષ્ટ વાયુ અન્ય સ્થળમાં વેદના ઉત્પન્ન કરે છે, તેથી આ રોગનું 'અન્યતોવાત' એ નામ સાર્થક છે.) ૧૯

अम्लेन भुक्तेन विदाहिना वा
संछाद्यते सर्वत एव नेत्रम् ।
शोफान्वितं लोहितकैः सनीलै-
रेतादृगम्लाध्युषितं वदन्ति ॥२०॥

**અમ્લાધ્યુષિતનું લક્ષણ**

અત્યંત ખાટું અથવા વિદાહી અન્નાદિક ખાવામાં આવતાં નેત્ર કાંઈક કાળાશવાળી રતાશથી ચોમેર ઢંકાઈ જાય છે અને સોજાવાળું થાય છે, એ રોગ **અમ્લાધ્યુષિત** કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે.) ૨૦

अवेदना वापि सवेदना वा
यस्याक्षिराज्यो हि भवन्ति ताम्राः ।
मुहुर्विरज्यन्ति च ताः समन्ताद्
व्याधिः शिरोत्पात इति प्रदिष्टः ॥२१॥

**શિરોત્પાતનું લક્ષણ**

નેત્રની શિરાઓ વેદનાવગરની અથવા વેદનાવાળી રહી રાતી થઈ જાય અને વળી વારંવાર ચોમેર વિકૃત વર્ણવાળી થઈ જાય, એ રોગ **શિરોત્પાત** કહેવાય છે. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૨૧

मोहाच्छिरोत्पात उपेक्षितस्तु
जायेत रोगस्तु शिराप्रहर्षः ।
ताम्राच्छमस्रं स्रवति प्रगाढं
तथा न शक्नोत्यभिवीक्षितुं च ॥२२॥

**શિરાહર્ષનું લક્ષણ**

જો પ્રમાદથી શિરોત્પાતની ઉપેક્ષા કરવામાં આવે, તો તે શિરોત્પાત જ **શિરાહર્ષ** થાય છે; જે શિરાહર્ષ, થતાં રાતાં તથા આછાં આંસુઓનો અત્યંત સ્રાવ થાય છે અને નેત્રથી જોઈ શકાતું નથી. (આ રુધિરજન્ય અને સાધ્ય છે.) ૨૨

## અધ્યાય ૭મો

अथातो दृष्टिगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'દૃષ્ટિગતરોગ-વિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

मसूरदलमात्रां तु पञ्चभूतप्रसादजाम् ।
खद्योतविस्फुलिङ्गाभां सिद्धां तेजोभिरव्ययैः ॥
आवृतां पटलेनाक्ष्णोर्बाह्येन विवराकृतिम् ।
शीतसात्म्यां नृणां दृष्टिमाहुर्नयनचिन्तकाः ॥२॥

**આંખની કીકીનું માપ, કારણ તથા લક્ષણ**

આંખની કીકી મસૂરની દાળ જેવડી છે,

[1] કીકીના સ્વરૂપની અને કીકીના રોગોની સમજણ વિષેનો.

**રક્તાધિમંથનું ખાસ લક્ષણ**

નેત્ર બપોરિયાના ફૂલ જેવું થઈ જાય, ગ્લાનિ પામે, સ્પર્શ સહન કરી શકે નહીં, રાતા સ્રાવને સ્રવ્યા કરે, ભોંકાયા જેવી વ્યથાથી યુક્ત રહ્યા કરે, સઘળી દિશાઓને અગ્નિ જેવી દેખે, દીપ્ત થઈ જાય તથા રાતા છેડાઓવાળું થઈ જાય અને કાળો ડોળો રુધિરમાં ડૂબેલા અરીઠા જેવો દેખાય, તો જાણવું કે **રક્તાધિમંથ** થયો છે. (આ રુધિરજન્ય તથા સાધ્ય છે.) ૧૨

हन्याद्दृष्टिं सप्तरात्रात्कफोत्थो-
ऽधीमन्थोऽसृक्सम्भवः पञ्चरात्रात्।
षड्रात्राद्वा मारुतोत्थो निहन्या-
न्मिथ्याचारात्पैत्तिकः सद्य एव ॥१३॥

**અધિમંથોના ઉપચારોમાં ભૂલથી દૃષ્ટિનાશ**

જો વૈદ્યની કે રોગીની ભૂલથી ખોટા ઉપચાર થાય, તો કફાધિમંથ સાત રાતની અંદર, રક્તાધિમંથ પાંચ રાતની અંદર, વાતાધિમંથ છ રાતની અંદર અને પિત્તાધિમંથ ત્રણ રાતની અંદર દૃષ્ટિને હણી નાખે છે. ૧૩

कण्डूपदेहाश्रुयुतः पक्वोदुम्बरसन्निभः।
दाहसंहर्षताम्रत्वशोफनिस्तोदगौरवैः॥
जुष्टो मुहुः स्रवेच्चास्रमुष्णशीतं सपिच्छिलम्।
संरम्भी पच्यते यश्च नेत्रपाकः सशोफकः॥१४॥

**સશોફપાકનું લક્ષણ**

જે નેત્ર ખરજથી યુક્ત હોય, ચીપડાથી ખરડાયેલ હોય, અશ્રુઓથી યુક્ત હોય, પાકેલાં ઉબરાનાં ફળ જેવું રાતું હોય, સોજાવાળું હોય, બળતરાવાળું હોય, ફૂલી ગયેલા જેવું થયું હોય, રતાશથી યુક્ત હોય, સોજામાં ભોંકાયા જેવી વ્યથાથી યુક્ત હોય, ભારેપણાવાળું હોય, વારંવાર ઊનાં, ટાઢાં તથા ચીકણાં આંસુને સ્રવ્યા કરતું હોય અને પાકવાળું થઈ ગયું હોય, તો જાણવું કે **સશોફપાક** થયો છે. (આ સન્નિપાતજન્ય અને સાધ્ય છે.) ૧૪

शोफहीनानि लिङ्गानि नेत्रपाके त्वशोफजे ॥१५॥

**અશોફપાકનું લક્ષણ**

ઉપર કહેલાં સશોફપાકનાં સઘળાં લક્ષણો થયાં હોય પણ કેવળ સોજો ન થયો હોય, તો જાણવું કે અશોફપાક થયો છે. ૧૫

उपेक्षणादक्षि यदाऽधिमन्थो
वातात्मकः शोषयति प्रसह्य।
रुजाभिरुग्राभिरसाध्य एष
हताधिमन्थो गदितो गदो हि॥
अन्तः शिराणां श्वसनः स्थितो दृष्टिं प्रतिक्षिपन्।
हताधिमन्थं जनयेत्तमसाध्यं विदुर्बुधाः ॥१६॥

**હતાધિમંથનું લક્ષણ**

વાતાભિષ્યંદથી થયેલો અધિમંથ, યોગ્ય ઉપચારોની ઉપેક્ષા કરવાથી જ્યારે ઉગ્ર વેદનાઓ કરી આંખને બળાત્કારે સૂકવી નાખી નષ્ટ કરે છે, ત્યારે એ અધિમંથ **હતાધિમંથ** કહેવાય છે અને જે અધિમંથ થતાં શિરાઓની અંદર રહેલો વાયુ, ઉગ્ર વેદનાઓ કરીને આંખને બહાર કાઢી નાખે છે; એ અધિમંથ પણ **હતાધિમંથ** કહેવાય છે. (આ બન્ને પ્રકારનો અધિમંથ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૧૬

पक्ष्मद्वयाक्षिभ्रुवमाश्रितस्तु
यत्रानिलः संचरति प्रदुष्टः।
पर्यायशश्चापि रुजः करोति
तं वातपर्यायमुदाहरन्ति ॥१७॥

**વાતપર્યાયનું લક્ષણ**

બે પાંપણો, નેત્રો તથા ભમરોમાં રહેનો દુષ્ટ વાયુ, એ પાંપણો વગેરેમાં ફરીફરીને કોઈ સમયે પાંપણોમાં, કોઈ સમયે નેત્રોમાં અને કોઈ સમયે ભમરોમાં અનેક પ્રકારની તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરે છે, એ રોગ **વાતપર્યાય** કહેવાય છે. (આ વાયુજન્ય અને સાધ્ય છે.) ૧૭

यत्कूणितं दारुणरूक्षवर्त्म
संदह्यते चाविलदर्शनं यत्।

જોવામાં આવે છે, પણ જે નીચે હોય તે જોવામાં આવતું નથી. ઊંચે રહેલાં જે રૂપો જોવામાં આવે છે, તેઓ અત્યંત મોટાં હોય, તો પણ જાણે વસ્ત્રોથી ઢંકાયેલાં હોય, એવાં જોવામાં આવે છે. કાનવાળાં, નાકવાળાં તથા નેત્રોવાળાં શરીરો જાણે કાન, નાક અને નેત્રોથી રહિત હોય એવાં અથવા કાન વગેરેમાં વિકૃતિઓવાળાં હોય, એવાં જોવામાં આવે છે. જો દોષ બળવાન હોય, તો દષ્ટિ દોષના સ્વભાવ પ્રમાણે રંગાઈ જાય છે. દોષ જો નીચેના ભાગમાં રહ્યો હોય, તો સમીપમાં રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. દોષ જો ઊંચેના ભાગમાં રહ્યો હોય, તો દૂર રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. દોષ જો બાજુના ભાગમાં રહ્યો હોય, તો બાજુમાં રહેલા પદાર્થો જોવામાં આવતા નથી. દોષ જો ચોમેર રહ્યો હોય તો ઉપર, નીચે તથા બાજુમાં રહેલા પદાર્થો જુદાજુદા છતાં પણ મિશ્રિત જેવા જોવામાં આવે છે. દોષ જો દષ્ટિના મધ્યમાં રહ્યો હોય, તો મોટા પદાર્થો નાના જેવા‌માં આવે છે. દોષ જો દષ્ટિમાં આડો રહ્યો હોય, તો એક પદાર્થ બે પદાર્થો જેવો જોવામાં આવે છે. દોષ જો દષ્ટિના બે ભાગમાં રહ્યો હોય, તો એક પદાર્થ ત્રણ પદાર્થો જેવો જોવામાં આવે છે અને દોષ જો અનિયમિત રીતે રહ્યો હોય, તો એક પદાર્થ ઘણા પદાર્થો જેવો દેખાય છે.૬

तिमिराख्यः स वै दोपश्चतुर्थपटलं गतः ।
रुणद्धि सर्वतो दृष्टिं लिङ्गनाशः स उच्यते ॥
तस्मिन्नपि तमोभूते नातिरूढे महागदे ।
चन्द्रादित्यौ सनक्षत्रावन्तरिक्षे च विद्युतः ॥
निर्मलानि च तेजांसि भ्राजिष्णूनि च पश्यति ।
स एव लिङ्गनाशस्तु नीलिकाकाचसंज्ञितः ॥७॥

### ચોથા પટલમાં રહેલા દોષનું લક્ષણ

જો એ તિમિરાત્મક દોષ દષ્ટિના ચોથા (રુધિર તથા રસના આશ્રયે) પટલમાં આવ્યો હોય, તો તે ચોમેરથી દષ્ટિ રોકી દે છે. એ સમયે તે દોષ નીલિકાકાચ અને લિંગનાશ એ બે નામોવાળો રોગ કહેવાય છે. અંધકારની ઉપમા ધરાવનારો આ મોટો રોગ, અત્યંત વૃદ્ધિ પામ્યો ન હોય, ત્યાં સુધી માણસ અંતરિક્ષમાં ચંદ્ર, સૂર્ય, નક્ષત્રો અને વીજળી દેખે છે; (કેમ કે અંતરિક્ષ પ્રકાશમય હોવાથી અંધકારનું જોર ચાલતું નથી.) અગ્નિ વગેરેનાં નિર્મળ તેજને પણ દેખે છે અને રત્નો તથા સુવર્ણ વગેરે પ્રકાશિત પદાર્થોને પણ દેખે છે. (આ રોગ જૂનો થાય, ત્યારે એ ચંદ્રાદિક પદાર્થો પણ જોવામાં આવતા નથી.)

तत्र वातेन रूपाणि भ्रमन्तीव स पश्यति ।
आविलान्यरुणाभानि व्याविद्धानि च मानवः ॥८॥

### વાયુથી થયેલા તિમિરનું ખાસ લક્ષણ

રૂપો જાણે ભમતાં હોય એવાં, મેલાં, અસ્પષ્ટ રતાશવાળાં અને વાંકાં જોવામાં આવતાં હોય, તો જાણવું કે વાયુથી થયેલું તિમિર છે.૮

पित्तेनादित्यखद्योतशक्रचापतडिद्गुणान् ।
शिखिबर्हविचित्रांश्च नीलकृष्णांश्च पश्यति ॥९॥

### પિત્તથી થયેલા તિમિરનું ખાસ લક્ષણ

સૂર્ય, પતંગિયાં, ઇંદ્રધનુષ અને વીજળીનાં રૂપ મોરપીંછ જેવાં વિચિત્ર લીલાં અને કાળાં દેખે, તો જાણવું કે પિત્તથી થયેલું તિમિર છે.૯

गौरचामरगौराणि श्वेताभ्रप्रतिमानि च ।
पश्येदसूक्ष्माण्यत्यर्थं व्यभ्रे चैवाभ्रसंप्लवम् ॥
सलिलप्लावितानीव परिजाड्यानि मानवः ।
कफेन पश्येद्रूपाणि स्निग्धानि च सितानि च ॥१०॥

### કફથી થયેલા તિમિરનું ખાસ લક્ષણ

જો રૂપો સફેદ ચામર જેવાં ગૌર, સફેદ વાદળાં જેવાં અત્યંત જાડાં, જળમાં ડૂબેલાં જેવાં, અત્યંત શીતળતાવાળાં, સ્નિગ્ધ તથા સફેદ જોવામાં આવે અને આકાશમાં વાદળાંનો ઘેરાવો નહીં છતાં વાદળાંનો ઘેરાવો જોવામાં આવતો હોય, તો જાણવું કે કફથી થયેલું તિમિર છે.૧૦

પાચે મહાભૂતોના સારથી ઉત્પન્ન થયેલી છે, પાચે મહાભૂતોના ભાગોવાળી છતાં તેજના અધિક સારોથી ગોઠવાયેલી છે, નિમેષો આવે ત્યારે પતગિયા જેવી લાગે છે પતગિયા જેવી છતાં લાંબા કાળ સુધી સ્થિર રહે એવા તેજના ભાગથી ગોઠવાયેલી હોવાથી દિવસે પણ પ્રકાશિત રહે છે, જેમ પતગિયુ તેજ-વાળુ છતાં કોઈને બાળતુ નથી, તેમ કોઈને બાળતી નથી, પાપણો ખુલ્લી હોય,ત્યારે અગ્નિના તણખા જેવી પ્રકાશે છે અને રસ તથા લોહીના આશ્રયથી રહેલા બહારના પટલથી વીંટાયેલી છે એ પટલના આચ્છાપણાથી રૂપોનુ ગ્રહણ કરવામા તે પ્રકાર પામતી નથી, અણે છિદ્રવાળી હોય એવા આકારવાળી છે, તેને સર્વદા શીત જ અનુકૂળ રહે છે અને તેજોમય છતા સ્વભાવના બળથી શીત સાથે વિરોધ ધરાવતી નથી, એમ નેત્રના વિષયમા વિદ્વત્તા ધરાવનારા શાલાક્ય શાસ્ત્રીઓ કહે છે ૨

रोगास्तदाश्रयान्घोरान्षट् च षट् च प्रचक्ष्महे।
पटलानुप्रविष्टस्य तिमिरस्य च लक्षणम् ॥३॥

દૃષ્ટિના રોગો તથા લક્ષણો કહેવાની પ્રતિજ્ઞા

હવે દૃષ્ટિમા પેઠેલા દુષ્ટ દોષના સ્વભાવરૂપ તિમિરનુ લક્ષણ અને દૃષ્ટિમા થતા બાર ભયકર રોગોના લક્ષણો પણ કહીએ છીએ ૩

शिराभिरभिसम्प्राप्य विगुणोऽभ्यन्तरे भृशम्॥
प्रथमे पटले दोषो यस्य दृष्टौ व्यवस्थितः।
अव्यक्तानि स रूपाणि सर्वाण्येव प्रपश्यति ॥४॥

પહેલા પટલમાં રહેલા દોષનું લક્ષણ

અત્યત દુષ્ટ થયેલો દોષ જેની દૃષ્ટિમા શિરાઓ દ્વારા અદર પેસી પહેલા (સૌથી અદરના, અસ્થિના આશ્રયે રહેતા) પટલમા રહ્યો હોય, તે માણસ બધા રૂપોને ઝાંખાં દેખે છે અને દોષ ઓછો હોય, તો કોઈ સમયે સ્પષ્ટ પણ દેખે છે ૪

दृष्टिर्भृशं विह्वलति द्वितीयं पटलं गते।
मक्षिका मशकान्केशाञ्जालकानीव पश्यति।
मण्डलानि पताकाश्च मरीचीः कुण्डलानि च॥
परिप्लवांश्च विविधान्वर्षमभ्रं तमांसि वा।
दूरस्थान्यपि रूपाणि मन्यते च समीपतः॥
समीपस्थानि दूरे च दृष्टेर्गोचरविभ्रमात्।
यत्नवानपि चात्यर्थं सूचीपाशं न पश्यति ॥५॥

બીજા પટલમાં રહેલા દોષનું લક્ષણ

દોષ જો બીજા (મેદના આશ્રયે રહેના) પટલમા આવ્યો હોય, તો દૃષ્ટિ પહેલાના કરતા વધારે વિકૃત થઈ જાય છે, એટલે માખીઓ, મચ્છરો તથા વાળોને કરોળિયાએ રચેલા જાળાં જેવા જુએ છે, વર્તુલ પદાર્થો, પતાકાઓ, કિરણો, કુડલો, નક્ષત્રાદિ અને પડછાયા વગેરેના સચારોને ઊચે, નીચે, આડા રહેલા તથા અનેક વર્ણોવાળા દેખે છે, વરસાદ, વાદળા તથા અધકાર ન હોય, તો પણ જાણે હોય એવાં જુએ છે, રૂપોનુ સાચુ ગ્રહણ નહિ કરવારૂપ વિભ્રમ થવાથી દૂર રહેલા રૂપો સમીપમા રહેલા જણાય છે, સમીપમાં રહેલા રૂપો દૂર રહેલા દેખાય છે અને અત્યત યત્ન કર્યા છતા સોયનુ નાકુ દેખાતું નથી ૫

ऊर्ध्वं पश्यति नाधस्तात्तृतीयं पटलं गते।
महान्त्यपि च रूपाणि च्छादितानीव वाससा॥
कर्णनासाक्षियुक्तानि विपरीतानि वीक्षते।
यथादोषं च रज्येत दृष्टिर्दोषे बलीयसि॥
अधः स्थिते समीपस्थं दूरस्थं चोपरिस्थिते।
पार्श्वस्थिते तथा दोषे पार्श्वस्थानि न पश्यति॥
समन्ततः स्थिते दोषे सङ्कुलानीव पश्यति।
दृष्टिमध्यगते दोषे महद्ध्रस्वं च पश्यति॥
दोषे दृष्टिस्थिते तिर्यक् स एकं मन्यते द्विधा।
द्विधा स्थिते त्रिधा पश्येद्बहुधा चानवस्थिते ॥६॥

ત્રીજા પટલમાં રહેલા દોષનું લક્ષણ

દોષ જો ત્રીજા (માસના આશ્રયે રહેલા) પટલમા આવ્યો હોય, તો જે ઊચે હોય તે

છે. ત્રીજા પટલ સુધી તિમિરોને દૃષ્ટિમાં થતા બાર રોગોમાં નહિ ગણતાં લિંગનાશોનાં પૂર્વરૂપો જેવાં માનેલાં છે. ૧૪

रक्तजं मण्डलं दृष्टौ स्थूलकाचानलप्रभम् ।
परिम्लायिनि रोगे स्यान्म्लाय्यानीलं च मण्डलम् ।
दोषक्षयात्कदाचित्स्यात्स्वयं तत्र च दर्शनम् ॥
अरुणं मण्डलं वाताच्चश्चलं परुषं तथा ।
पित्तान्मण्डलमानीलं कांस्याभं पीतमेव वा ॥
श्लेष्मणा बहलं स्निग्धं शङ्खकुन्देन्दुपाण्डुरम् ।
चलत्पद्मपलाशस्थः शुक्लो बिन्दुरिवाम्भसः ॥
मृद्यमाने च नयने मण्डलं तद्विसर्पति ।
प्रवालपद्मपत्राभं मण्डलं शोणितात्मकम् ॥
दृष्टिरागो भवेच्चित्रो लिङ्गनाशे त्रिदोषजे ।
यथास्वं दोषलिङ्गानि सर्वेष्वेव भवन्ति हि ॥१५॥

### ૭ પ્રકારના લિંગનાશોનાં લક્ષણો

જો દૃષ્ટિનું મંડલ જાડા કાચ જેવું સ્થૂળ અને અગ્નિના જેવી તથા કાંઈક નીલતાવાળી પ્રભાવાળું થઈ ગયું હોય, તો જાણવું કે **પરિમ્લાયી લિંગનાશ** થયો છે. આ લિંગનાશમાં કોઈ વખતે પોતાની મેળે જ દોષનો ક્ષય થતાં દૃષ્ટિ પદાર્થોને જોઈ શકે છે. (આ લોહીના સારથી મિશ્ર થયેલા પિત્તથી થાય છે અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ અરુણવર્ણવાળું, ચંચલ તથા ખરસટ સ્પર્શવાળું થઈ ગયું હોય, તો જાણવું કે **વાતલિંગનાશ** થયો છે. (આ વાયુજન્ય છે અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ કાંઈક નીલતાવાળું, કાંસાના જેવા વર્ણવાળું કે પીળું જ થઈ ગયું હોય, તો જાણવું કે **પિત્તનીલલિંગનાશ** થયો છે. (આ પિત્તથી થાય છે અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ જાડું, સ્નિગ્ધ અને શંખ, મોગરો તથા ચંદ્ર જેવું સફેદ વર્ણવાળું થઈ ગયું હોય, ચલાયમાન થતા કમલપત્ર ઉપર રહેલા જળના સફેદ બિંદુ જેવું લાગતું હોય અને આંગળીથી નેત્રને ચોળતાં આધું-પાછું થતું હોય, તો જાણવું કે **કફલિંગનાશ** થયો છે. (આ કફથી થાય છે અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ પરવાળા જેવું તથા રાતા કમળની પાંખડી જેવું થઈ ગયું હોય, તો જાણવું કે **રક્તલિંગનાશ** થયો છે. (આ રુધિરજન્ય અને યાપ્ય છે.)

જો દૃષ્ટિનું મંડલ વિચિત્ર વર્ણવાળું થઈ ગયું હોય તો જાણવું, કે **સાન્નિપાતિકલિંગનાશ** થયો છે. (આ ત્રણે દોષોથી થાય છે અને યાપ્ય છે.)

દરેક લિંગનાશમાં તે લિંગનાશ જે દોષથી થયો હોય, તે દોષનાં બીજાં ચિહ્નો પણ અવશ્ય હોય છે. ૧૫

षड् लिङ्गनाशाः षडिमे च रोगा
दृष्ट्याश्रयाः षट् च षडेव च स्युः ।
तथा नरः पित्तविदग्धदृष्टिः
कफेन चान्यस्त्वथ धूमदर्शी ॥
यो ह्रस्वजात्यो नकुलान्धता च
गम्भीरसंज्ञा च तथैव दृष्टिः ॥१६॥

### દૃષ્ટિના બાર રોગોમાં છ લિંગનાશો

ઉપર કહેલા છ લિંગનાશો, પિત્તવિદગ્ધદૃષ્ટિ, શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ, ધૂમદર્શી, હ્રસ્વજાત્ય, નાકુલાંધ્ય અને ગંભીરિકા એ બાર રોગો દૃષ્ટિમાં થાય છે. (તેઓમાં છ લિંગનાશોનાં લક્ષણો તો ઉપર અપાઈ ગયાં છે, માટે હવે પિત્તવિદગ્ધદૃષ્ટિ વગેરે છ રોગોનાં લક્ષણો આપવામાં આવશે.) ૧૬

पित्तेन दुष्टेन गतेन दृष्टिम्
पीता भवेद्यस्य नरस्य दृष्टिः ।
पीतानि रूपाणि च मन्यते यः
स मानवः पित्तविदग्धदृष्टिः ॥
प्राप्ते तृतीयं पटलं तु दोषे
दिवा न पश्येन्निशि वीक्षते च ।
रात्रौ सशीतानुगृहीतदृष्टिः
पित्ताल्पभावात्सकलानि पश्येत् ॥१७॥

तथा रक्तेन रक्तानि तमांसि विविधानि च ।
हरितश्यावकृष्णानि धूमधूम्राणि चेक्षते ॥११॥

**રુધિરથી થયેલા તિમિરનું ખાસ લક્ષણ**

જો અનેક પ્રકારના અંધકારો જોવામાં આવતા હોય અને રૂપો રાતા, હરિતવર્ણવાળાં, થોડીઘણી કાળાશવાળાં અને ધુમાડાથી ઘેરાયેલા જેવાં જોવામાં આવતાં હોય, તો જાણવું કે લોહીથી થયેલું તિમિર છે (જો કે આ તિમિર લોહીની અંદર રહેલા દોષથી થતું હોવાથી લોહીથી થયેલું કહેવાય નહિ, તો પણ લોહી બહુ હોવાથી તેને લોહીથી થયેલું કહ્યું છે)૧૧

सन्निपातेन चित्राणि विप्लुतानीव पश्यति ।
बहुधा वा द्विधा वापि सर्वाण्येव समन्ततः ।
हीनाधिकाङ्गान्यथवा ज्योतींष्यपि च पश्यति ॥

**સન્નિપાતથી થયેલા તિમિરનું લક્ષણ**

જો ચોમેર સઘળાં રૂપો વિચિત્ર વર્ણોવાળાં, વીખરાયેલા જેવાં, બન્ને પ્રકારનાં અથવા ઘણા પ્રકારનાં અને ઓછા અંગોવાળાં અથવા અધિક અંગોવાળાં જોવામાં આવતાં હોય તથા તારા આદિ પણ તેવા જોવામાં આવતા હોય તો જાણવું, કે સન્નિપાત(ત્રણે દોષો)થી થયેલું તિમિર છે (આથી એમ સમજાય છે, કે કેવળ ત્રીજા પટલમાં રહેલા દોષથી જ રૂપો ઓછાં અંગોવાળાં જોવામાં આવે છે એમ નથી, પણ એ સન્નિપાત હોય, તો અન્ય પટલોમાં પણ દોષોની સ્થિતિથી રૂપો ન્યૂનાધિક અંગોવાળાં જોવામાં આવે છે) ૧૨

पित्तं भवेत्परिम्लायि मूर्छितं रक्ततेजसा ।
पीता दिशस्तथोद्यन्तमादित्यमिव पश्यति ॥
विकीर्यमाणान्खद्योतैर्वृक्षांस्तेजोभिरेव च ॥१३॥

**લોહીના સારમિશ્ર પિત્તથી થયેલું તિમિર**

જો સઘળી દિશાઓ પીળી જોવામાં આવતી હોય, સૂર્ય જાણે ઊગતો હોય એવો જોવામાં આવતો હોય અને વૃક્ષો પતંગિયાથી તથા અગ્નિ વગેરે તેજોથી વ્યાપ્ત થતાં જોવામાં આવતાં હોય, તો જાણવું કે લોહીના સારના મિશ્રણવાળા પિત્તથી થયેલું તિમિર છે. આ પિત્ત કોઈ વખતે પોતાની મેળે પણ ક્ષીણ થાય છે ૧૩

वक्ष्यामि षड्विधं रागैर्लिङ्गनाशमतः परम् ॥
रागोऽरुणो मारुतजः प्रदिष्टः
पित्तात्परिम्लाय्यथवापि नीलः ।
कफात्सितः शोणितजस्तु रक्तः
समस्तदोषोऽथ विचित्ररूपः ॥१४॥

**ત્રીજા પટલમાં રહેલા દોષથી દૃષ્ટિના વર્ણો**

હવે ત્રીજા પટલમાં રહેલા દોષોના છ પ્રકારના દૃષ્ટિના વર્ણો ઉપરથી વ્યવસ્થા કહું છું, તે પછી (પંદરમા વિષયમાં) છ પ્રકારના લિંગનાશ નામના દૃષ્ટિરોગોનાં લક્ષણો કહીશ વાયુ ત્રીજા પટલમાં રહ્યો હોય તથા બળવાન હોય, તો દૃષ્ટિનો વર્ણ અરુણ થઈ જાય છે પિત્ત ત્રીજા પટલમાં રહ્યું હોય તથા બળવાન હોય, તો દૃષ્ટિનો વર્ણ નીલ થઈ જાય છે કફ ત્રીજા પટલમાં રહ્યો હોય તથા બળવાન હોય, તો દૃષ્ટિનો વર્ણ સફેદ થઈ જાય છે લોહી ત્રીજા પટલમાં રહ્યું હોય તથા બળવાન હોય, તો દૃષ્ટિનો વર્ણ લાલ થઈ જાય છે, ત્રણે દોષો ત્રીજા પટલમાં રહ્યા હોય તથા બળવાન હોય, તો દૃષ્ટિનો વર્ણ વિચિત્ર થઈ જાય છે લોહીના સારના મિશ્રણવાળું પિત્ત ત્રીજા પટલમાં રહ્યું હોય તથા બળવાન હોય, તો દૃષ્ટિનો વર્ણ ગ્લાનિવાળો થઈ જાય છે (આ અધ્યાયના છઠ્ઠા વિષયમાં 'જો દોષ બળવાન હોય તો દૃષ્ટિ દોષના સ્વભાવ પ્રમાણે રંગાઈ જાય છે' એમ જે કહ્યું છે તેનું આ વ્યાખ્યાન આપ્યું છે એમ સમજવું તિમિરો પહેલા કે બીજા પટલમાં હોય, તો સાધ્ય છે, ત્રીજા પટલમાં હોય તથા ઉપર પ્રમાણે વર્ણપ્રાપ્તિ થઈ હોય, તો યાપ્ય છે તથા કાચ કહેવાય છે અને ચોથા પટલમાં હોય, તો દૃષ્ટિને ચોમેરથી રોકી દેતા લિંગનાશ અથવા નીલિકાકાચ નામનો દૃષ્ટિરોગ કહેવાય

દૃષ્ટિ જેવી પ્રકાશે, દિવસે સઘળાં રૂપો વિચિત્ર દેખવામાં આવે અને રાતે તો કશું દેખાય જ નહીં, એ રોગ **નકુલાંધ્ય** કહેવાય છે. (આ સન્નિપાતજન્ય અને અસાધ્ય છે.) ૨૧

दृष्टिर्विरूपा श्वसनोपसृष्टा
सङ्कुच्यतेऽभ्यन्तरतश्च याति ।
रुजावगाढा च तमक्षिरोगं
गम्भीरिकेति प्रवदन्ति तज्ज्ञाः ॥२२॥

## ગંભીરિકાનું લક્ષણ

દૃષ્ટિ વાયુથી પીડાઈને વિકૃતરૂપવાળી રહ્યા કરે, સંકોચ પામ્યા કરે, ઊંડી ઊતરી જાય અને ઊંડી વેદનાથી યુક્ત રહ્યા કરે, એ નેત્રરોગને વિદ્વાન વૈદ્યો **ગંભીરિકા** કહે છે. (આ વાયુજન્ય અને અસાધ્ય છે.) ૨૨

बाह्यौ पुनर्द्वाविह सम्प्रदिष्टौ
निमित्ततश्चाप्यनिमित्ततश्च ।
निमित्ततस्तत्र शिरोऽभितापा-
ज्ज्ञेयस्त्वभिष्यन्दनिदर्शनैश्च ॥
सुरर्षिगन्धर्वमहोरगाणां
सन्दर्शनेनापि च भासुराणाम् ।
हन्येत दृष्टिर्मनुजस्य यस्य
स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥
तत्राक्षि विस्पष्टमिवावभाति
वैदूर्यवर्णा विमला च दृष्टिः ।
विदीर्यते सीदति हीयते वा
नृणामभीघातहता तु दृष्टिः ॥२३॥

## બે આગંતુક રોગોનાં નિદાનો તથા લક્ષણો

આ તંત્રના પહેલા અધ્યાયના ૨૨મા તથા ૨૩મા વિષયમાં સનિમિત્તલિંગનાશ અને અનિમિત્તલિંગનાશ એ નામના જે બે બાહ્ય (આગંતુક) નેત્રરોગો કહેલા છે, તેઓનાં નિદાનો તથા લક્ષણો નીચે પ્રમાણે છેઃ

ઝેરી ફૂલના ગંધવાળા પવનાદિકના સ્પર્શરૂપ નિમિત્તથી માથું તપી જતાં જે નેત્રરોગ થાય છે, તે **સનિમિત્તલિંગનાશ** કહેવાય છે. અભિષ્યંદ નામના નેત્રરોગનાં જે લક્ષણો કહ્યાં છે, તે જ લક્ષણો આ રોગનાં પણ થાય છે. (ગદાધર વૈદ્ય કહે છે કે 'રક્તાભિષ્યંદનાં લક્ષણો ગયા અધ્યાયના છઠ્ઠા વિષયમાં આપેલાં છે, તેઓ ઉપરથી આ રોગને જાણી લેવો.' આ અસાધ્ય છે.)

દેવ, ઋષિ, ગંધર્વ, મોટા નાગ કે બીજા પ્રકાશમય પદાર્થોના આકસ્મિક અને જેમાં તેઓનું સ્વરૂપ બરાબર ઓળખી શકાય નહિ, એવાં દર્શનથી માણસનાં નેત્રોનો નાશ થઈ જાય છે; એ રોગ **અનિમિત્તલિંગનાશ** કહેવાય છે. (દેવ વગેરે લોકો કે મેરુ પર્વત આદિ પદાર્થો ઘણું કરી સર્વ લોકોને પ્રત્યક્ષ થતા નથી; માટે તેઓના આકસ્મિક દર્શનને અનિમિત્તરૂપ માનેલું છે.) અનિમિત્તલિંગનાશ થયો હોય, તો આંખો સ્વસ્થ માણસની આંખો જેવી, લસણિયા મણિના જેવા વર્ણવાળી તથા નિર્દોષ દેખાતા છતાં કશું જોઈ શકતી નથી. (આ અસાધ્ય છે.)

નેત્રો બીજા પણ કોઈ પ્રકારના બહારના અભિઘાતથી ઉપહત થઈને ફાટી જાય, દુઃખિત થઈ જાય કે હીન થઈ જાય, એ રોગને પણ સનિમિત્તલિંગનાશ ગણી લેવો. (જેથી નેત્રરોગોની છોતેરની સંખ્યામાં વધારો ન થાય.) ૨૩

इत्येते नयनगता महाविकाराः
संख्याताः पृथगिह षट् च सप्ततिश्च ।
एतेषां पृथगिह विस्तरेण सर्वं
वक्ष्येऽहं तदनु चिकित्सितं च तावत् ॥

## નેત્રરોગાદિકનો ઉપસંહાર

આ પ્રમાણે નેત્રોમાં થતા છોતેર મોટા વિકારો નામો આપીઆપીને ગણી બતાવ્યા અને તે રોગોનાં નિદાનો તથા લક્ષણો વગેરે પણ જુદાંજુદાં જણાવી આપ્યાં. હવે એ રોગોની બાબતમાં ચિકિત્સાવિભાગ કહેવાનો રહ્યો છે, તે સઘળો વિસ્તારથી કહીશ અને તે પછી તેઓની ચિકિત્સા પણ વિસ્તારથી કહીશ. ૨૪

### પિત્તવિદગ્ધદૃષ્ટિનું લક્ષણ

દુષ્ટ થયેલું પિત્ત, દૃષ્ટિના પહેલા તથા બીજા પટલમાં પ્રાપ્ત થવાથી જે માણસની દૃષ્ટિ પીળી થઈ ગયેલી હોય, તે માણસ સઘળાં રૂપોને પીળાં માને છે અને એ જ પિત્ત ત્રીજા પટલમાં આવતાં માણસ દિવસે દેખતો નથી, પણ રાતે તે સમયના સ્વાભાવિક શીતથી દૃષ્ટિને અનુકૂળતા મળવાથી પિત્ત ઓછું થતાં સઘળા પદાર્થોને દેખે છે. આ બન્ને પ્રકારનો રોગ પિત્તવિદગ્ધદૃષ્ટિ કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે) ૧૭

तथा नरः श्लेष्मविदग्धदृष्टि-
स्तान्येव शुक्लानि हि मन्यते तु ॥
त्रिषु स्थितो यः पटलेषु दोषो
नक्तान्ध्यमापादयति प्रसह्य ।
दिवा स सूर्यानुगृहीतदृष्टि-
र्वीक्षेत रूपाणि कफाल्पभावात् ॥१८॥

### શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિનું લક્ષણ

દુષ્ટ થયેલો (વૃદ્ધિ પામેલો) કફ, દૃષ્ટિના પહેલા તથા બીજા પટલમાં પ્રાપ્ત થવાથી જે માણસની દૃષ્ટિ બગડી ગઈ હોય, તે માણસ સઘળાં રૂપોને સફેદ માને છે. આ રોગ શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ કહેવાય છે એક કફ દૃષ્ટિનાં ત્રણે પટલોમાં આવ્યો હોય, તો બળાત્કારે નક્તાંધ્ય (રાતે આંધળાપણું) કરે છે. દિવસે તો દૃષ્ટિ ઉપર સૂર્યનો અનુગ્રહ થવાથી કફ ઓછો થતાં સઘળાં રૂપોને દેખે છે. આ રાતે આંધળાપણું પણ શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ જ કહેવાય છે. (આ કફજન્ય છે અને સાધ્ય છે) ૧૮

शोकज्वरायासशिरोभितापै-
रभ्याहता यस्य नरस्य दृष्टिः ।
सधूमकान्पश्यति सर्वभावां-
स्तं धूमदर्शीति वदन्ति रोगम् ॥१९॥

### ધૂમદર્શીનું લક્ષણ

શોક, જ્વર, પરિશ્રમ કે માથામાં તડકા વગેરેના સંતાપો થવાથી જે માણસની દૃષ્ટિ આઘાત પામેલી હોય, તે માણસ સઘળા પદાર્થોને ધુમાડાવાળા દેખે છે. આ રોગ ધૂમદર્શી કહેવાય છે. (આ પિત્તજન્ય અને સાધ્ય છે) ૧૯

स ह्रस्वजात्यो दिवसेषु कृच्छ्रा-
द्ध्रस्वानि रूपाणि च यो न पश्येत् ॥२०॥

### હ્રસ્વજાત્યનું લક્ષણ

માણસ જે વિકારથી દિવસે માંડમાંડ દેખે છે અને ઝીણાં રૂપોને તો દેખતો જ નથી, તે વિકાર હ્રસ્વજાત્ય કહેવાય છે. (અહીં ટેટલાક ગ્રંથકારોએ 'रात्रौ च शीतानुगृहीतदृष्टिः पित्ताल्पभावादपि तानि पश्येत्' એવો ઉત્તરાર્ધ કલ્પીને માન્યુ છે, કે 'હ્રસ્વજાત્યવાળો માણસ રાતે દૃષ્ટિને શીતનો અનુગ્રહ મળવાથી પિત્ત ઓછું થતાં સઘળા પદાર્થોને દેખે છે' તેમ જ ભાવ પ્રકાશાદિક ગ્રંથોમાં 'यो वासरे पश्यति कष्टतोऽथ रूपं महच्चापि निरीक्षतेऽल्पम् । रात्रौ पुनर्यः सकलानि पश्येत् स ह्रस्वजात्यो मुनिभिः प्रदिष्टः॥ ઇત્યાદિ શ્લોકોથી કહ્યું છે કે 'હ્રસ્વજાત્યવાળો માણસ દિવસે માંડમાંડ દેખે, મોટાં રૂપોને પણ નાનાં દેખે અને રાતે તો સઘળાં રૂપોને તેઓ જેવાં હોય તેવાં જ બરાબર દેખે, એ હ્રસ્વજાત્ય રોગ કહેવાય છે' પરંતુ વિદેહનો ગ્રંથ જોતાં જણાય છે, કે હ્રસ્વજાત્યવાળો માણસ રાતે તો કશુ પણ દેખે નહી.' 'नक्तमन्धास्तु चत्वारो ये पुरस्तात् प्रकीर्तिताः। तेषामसाध्यो नकुलो ह्रस्वजात्यस्तथैव च ॥ એ શ્લોકથી વિદેહેહ્રસ્વજાત્ય વાળા માણસને સ્પષ્ટ રીતે નક્તાંધના (રાતે આંધળાના) ભેદોમાં ગણ્યો છે. આ રોગ પિત્તજન્ય છે અને ચારે પટલોમાં પિત્તના રહેવાના પ્રભાવથી અસાધ્ય છે)

विद्योतते येन नरस्य दृष्टि-
र्दोषाभिपन्ना नकुलस्य यद्वत् ।
चित्राणि रूपाणि दिवा स पश्येत्
स वै विकारो नकुलान्ध्यसंज्ञः ॥२१॥

### નકુલાંધ્યનું લક્ષણ

દૃષ્ટિ દોષોથી વ્યાપ્ત થઈને નોળિયાની

પાક, અન્યતોવાત, પૂયાલસ, વાતપર્યય, વાતાધિમંથ, પિત્તાધિમંથ, કફાધિમંથ, રક્તાધિમંથ, વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ અને રક્તાભિષ્યંદ એ પંદર રોગો વેધન નામની શસ્ત્રક્રિયાને લાયક છે. (કેમ કે શિરાવેધ કરવાથી તે શાંત થાય છે.) ૭

शुष्काक्षिपाककफपित्तविदग्धदृष्टि-
ष्वम्लाख्यशुक्रसहितार्जुनपिष्टकेषु ।
अक्लिन्नवर्त्महृतभुग्ध्वजदर्शिशुक्ति-
प्रक्लिन्नवर्त्मसु तथैव बलाससंज्ञे ।
आगन्तुनामययुगेन च दूपितायां
दृष्टौ न शस्त्रपतनं प्रवदन्ति तज्ज्ञाः ॥८॥

**કયા બાર રોગો શસ્ત્રક્રિયા સિવાય બીજી ક્રિયાઓને જ લાયક છે?**

શુષ્કાક્ષિપાક, શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ, પિત્તવિદગ્ધદૃષ્ટિ, અમ્લાધ્યુષિત, અવ્રણશુક્ર, અર્જુન, પિષ્ટક, અપરિક્લિન્નવર્ત્મ, ધૂમદર્શી, પ્રક્લિન્નવર્ત્મ, શુક્તિકા અને બલાસગ્રથિત એ બાર રોગો શસ્ત્રક્રિયાને લાયક નથી, પણ બીજી ક્રિયાઓને જ લાયક છે. સનિમિત્તલિંગનાશ અને અનિમિત્તલિંગનાશ, એ બે આંગતુક રોગો કદાચ યાપ્ય જણાય, તો પણ શસ્ત્રક્રિયાથી યાપ્ય નથી, પણ બીજી ક્રિયાઓથી યાપ્ય છે. ૮

सम्पश्यतः षडपि येऽभिहितास्तु काचा-
स्तेपक्ष्मकोपसहितास्तु भवन्ति याप्याः ॥९॥

**કયા સાત રોગો યાપ્ય જ છે?**

વાતલિંગનાશ, પરિમ્લાયીલિંગનાશ, નીલલિંગનાશ, કફલિંગનાશ, રક્તલિંગનાશ તથા સાન્નિપાતિકલિંગનાશ એ છ નીલિકાકાચો જે કહ્યા છે તેઓ જો રોગી કાંઈ પણ દેખતો હોય તો યાપ્ય જ છે. પક્ષ્મકોપ નામનો નેત્રરોગ પણ યાપ્ય જ છે. ૯

चत्वार एव पवनप्रभवास्त्वसाध्या
द्वौ पित्तजौ कफनिमित्तज एक एव ।
अष्टार्द्धका रुधिरजाश्च गदास्त्रिदोषा-
स्तावन्त एव गदितावपि बाह्यजौ द्वौ ॥१०॥

**કયા પંદર રોગો કોઈ ક્રિયાને લાયક નથી?**

હતાધિમંથ, નિમિષ, ગંભીરિકા અને વાતહતવર્ત્મ એ ચાર વાયુજન્ય રોગો, હ્રસ્વજાત્ય તથા પૈત્તિકજલસ્રાવ એ બે પિત્તજન્ય રોગો, શ્લૈષ્મિકસ્રાવ નામનો એક કફજન્ય રોગ, રક્તસ્રાવ, અજકાજાત, શોણિતાર્શ તથા સવ્રણશુક્ર એ ચાર રુધિરજન્ય રોગો અને પૂયસ્રાવ, નકુલાંધ્ય, અક્ષિકાપાકાત્યય તથા અલજી એ ચાર સાન્નિપાતિક રોગો, એ કુલ પંદર રોગો કોઈ પણ ક્રિયાને લાયક નથી; અર્થાત્ અસાધ્ય જ છે. સનિમિત્તલિંગનાશ તથા અનિમિત્તલિંગનાશ એ નામના બે આંગતુક રોગો પણ ઘણું કરી અસાધ્ય છે. ૧૦

# અધ્યાય ૯ મો

अथातो वाताभिष्यन्दप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'વાતાભિષ્યંદપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

पुराणसर्पिषा स्निग्धौ स्यन्दाधीमन्थपीडितौ ।
स्वेदयित्वा यथान्यायं शिरामोक्षेण योजयेत् ॥
सम्पादयेद्वस्तिभिश्च सम्यक्स्नेहविरेचितौ ।
तर्पणैः पुटपाकैश्च धूमैराश्च्योतनैस्तथा ॥
नस्यस्नेहपरीषेकैः शिरोवस्तिभिरेव च ।
वातघ्नानूपजलजमांसाम्लकाथसेचनैः ॥
स्नेहैश्चतुर्भिरुष्णैश्च तत्पीताम्बरधारणैः ।

---

૧ વાતાભિષ્યંદ, વાતાધિમંથ, અન્યતોવાત, વાતપર્યય, શુષ્કાક્ષિપાક અને બીજા પણ દૃષ્ટિનો નાશ કરનારા–વાતજન્ય વ્યાધિઓની ચિકિત્સા વિષેનો.

# અધ્યાય ૮મો

अथातश्चिकित्सितप्रविभागविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ચિકિત્સિત પ્રવિભાગવિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

षट्सप्ततिर्यंऽभिहिता व्याधयो नामलक्षणैः ।
चिकित्सितमिदं तेषां समासाद्व्यासतः शृणु ॥२॥

## નેત્રરોગોમાં જુદીજુદી ચિકિત્સાઓ

નેત્રોમાં થતા છોતેર રોગો, કે જેઓ નામો, નિદાનો વગેરેથી તથા લક્ષણોથી કહેવામાં આવ્યાં, તેઓની હવે સંક્ષિપ્ત તથા વિસ્તીર્ણ ચિકિત્સાઓ કહું છું, તે સાંભળો. (સંક્ષિપ્ત ચિકિત્સાઓ આ અધ્યાયમાં કહેવાશે અને વિસ્તીર્ણ ચિકિત્સાઓ આ અધ્યાય પછીના અધ્યાયોમાં કહેવાશે.) ૨

छेद्यास्तेषु दशैकश्च नव लेख्याः प्रकीर्तिताः ।
भेद्याः पञ्च विकाराः स्युर्व्यध्याः पञ्चदशैव तु ॥
द्वादशाऽशस्त्रकृत्याश्च याप्याः सप्त भवन्ति हि ।
रोगा वर्जयितव्याश्च दश पञ्च च जानता ॥
असाध्यौ वा भवेतां तु याप्यौ वागन्तुसंज्ञितौ ॥३॥

## છોતેર નેત્રરોગોની ચિકિત્સાનું પૃથક્કરણ

ઉપર કહેલા નેત્રના છોતેર રોગોમાં અગિયાર રોગો છેદન નામની શસ્ત્રક્રિયાને લાયક છે, નવ રોગો લેખન (ઉખેડવા તથા ખોતરવા) નામની શસ્ત્રક્રિયાને લાયક છે, પાંચ રોગો ભેદન નામની શસ્ત્રક્રિયાને લાયક છે, પંદર રોગો વેધન (વીંધવા) નામની શસ્ત્રક્રિયાને લાયક છે, બાર રોગો શસ્ત્રક્રિયાને લાયક નથી, પણ બીજી ક્રિયાઓને જ લાયક છે, સાત રોગો યાપ્ય જ છે, પંદર રોગો કોઈ પણ પ્રકારની ચિકિત્સાને લાયક નથી (અસાધ્ય છે) અને છેલ્લા બે આગંતુક રોગો અસાધ્ય છે તથા શસ્ત્રક્રિયા વિના બીજી ક્રિયાઓથી યાપ્ય પણ છે. ૩

अर्शोऽन्वितं भवति वर्त्म तु यत्तथाऽर्शः
शुष्कं तथार्बुदमथो पिडकाः शिराजाः ।
जालं शिराजमपि पञ्चविधं तथाऽर्म
छेद्या भवन्ति सह पर्वणिकामयेन ॥४॥

## કયા અગિયાર રોગો છેદનક્રિયાને લાયક છે?

અર્શોવર્ત્મ, શુષ્કાર્શ, અર્બુદ, શિરાપિડકા, શિરાજાલ, પ્રસ્તાર્યર્મ, શુક્લાર્મ, શોણિતાર્મ, અધિમાંસાર્મ, સ્નાયુર્મ અને પર્વણી એ અગિયાર રોગો છેદન નામની શસ્ત્રક્રિયાને લાયક છે. ૪

उत्सङ्गिनी बहलकर्दमवर्त्मनी च
श्यावं च यच्च पठितं त्विह बद्धवर्त्म ।
क्लिष्टं च पोथकियुतं खलु यच्च वर्त्म
कुम्भीकिनी च सह शर्करया च लेख्याः ॥५॥

## કયા નવ રોગો લેખનક્રિયાને લાયક છે?

ઉત્સંગિની, બહલવર્ત્મ, કર્દમવર્ત્મ, શ્યાવવર્ત્મ, વર્ત્માવબંધ, ક્લિષ્ટવર્ત્મ, પોથકી, કુંભીકા અને શર્કરાવર્ત્મ, એ નવ રોગો લેખન નામની શસ્ત્રક્રિયાને લાયક છે. ૫

श्लेष्मोपनाहलगणौ च बिसं च भेद्या
ग्रन्थिश्च यः कृमिकृतोऽञ्जननामिका च ॥६॥

## કયા પાંચ રોગો ભેદનક્રિયાને લાયક છે?

શ્લેષ્મોપનાહ, લગણ, બિસવર્ત્મ, કૃમિગ્રંથિ અને અંજનિકા એ પાંચ રોગો ભેદન નામની શસ્ત્રક્રિયાને લાયક છે. ૬

आदौ शिरा निगदिताश्च ययोः प्रयोगे
पाकौ च यौ नयनयोः पवनोऽन्यतश्च ।
पूयालसानिलविपर्ययमन्थसंज्ञाः
स्यन्दास्तु यान्त्युपशमं हि शिराव्यधेन ॥७॥

## કયા પંદર રોગો વેધનક્રિયાને લાયક છે?

શિરોત્પાત, શિરાહર્ષ, અક્ષિપાક, અશો[ફ]-

---

[1] કયા કયા નેત્રરોગમાં કઈ કઈ ચિકિત્સા કરવી, એ બતાવનારો વિભાગ.

કરનારાં દ્રવ્યોથી પકવી તેઓથી નેત્રોનું તર્પણ કરવું હિતકારી છે. પુટપાક, ધૂમ અને નસ્ય પણ સ્નૈહિક જ ગોઠવવાં હિતકારી છે. (સ્નૈહિક ધૂમ વિષે તથા સ્નૈહિક નસ્ય વિષે ચિકિત્સાસ્થાનના ૪૦મા અધ્યાયમાં જુઓ.) ૩

नस्यादिषु स्थिराक्षीरमधुरैस्तैलमिष्यते ॥४॥

### વાતાભિષ્યંદ તથા વાતાધિમંથ ઉપર નસ્યાદિકમાં કયું તેલ યોગ્ય છે?

શાલીપર્ણી, દૂધ અને કાકોલ્યાદિ મધુરગણથી પકવેલું તેલ નસ્યાદિકમાં યોગ્ય મનાય છે.૪

एरण्डपल्लवे मूले त्वचि चाजं पयः शृतम् ।
कण्टकार्याश्च मूलेषु सुखोष्णं सेचने हितम् ॥
सैन्धवोदीच्ययष्टयाह्वपिप्पलीभिः शृतं पयः ।
हितमर्द्धोदकं सेके तथाश्च्योतनमेव च ॥
ह्रीवेरवक्रमञ्जिष्ठोदुम्बरत्वक्षु साधितम् ।
साम्भश्छागं पयो वापि शूलाश्च्योतनमुत्तमम् ॥५॥

### વાતાભિષ્યંદ તથા વાતાધિમંથ ઉપર સિંચનમાં તથા આશ્ચ્યોતનમાં કયું દૂધ?

એરંડાનાં પાંદડાં, મૂળ, છાલ અને ભોરિંગણીનાં મૂળિયાંમાં દૂધને પકવી સહેવાય તેવું ઊનું રાખી તેથી સિંચન[1] કરવું હિતકારી છે. અરધા પાણીવાળા દૂધને સૈંધવ, વાળો, જેઠીમધ તથા પીપરથી પકવી તેનાથી સિંચન કરવું તથા આશ્ચ્યોતન કરવું પણ હિતકારી છે. જેમાં અરધું પાણી નાખ્યું હોય, એવા બકરીના દૂધને વાળો, તગર, મજીઠ તથા ઉંબરાની છાલથી પકવી તેનું આશ્ચ્યોતન કરવાથી નેત્રોનું શૂળ નાશ પામે છે. ૫

मधुकं रजनीं पथ्यां देवदारुं च पेषयेत् ॥
आजेन पयसा श्रेष्ठमभिष्यन्दे तदञ्जनम् ।
गैरिकं सैन्धवं कृष्णां नागरं च यथोत्तरम् ॥

१ સેવનનો વિધિ આ તંત્રના ૧૮મા અધ્યાયમાં કહેવામાં આવશે તે જોવો.

द्विगुणं पिष्टमद्भिस्तु गुटिकाञ्जनमिष्यते ।
स्नेहाञ्जनं हितं चात्र वक्ष्यते तद्यथाविधि ॥६॥

### વાતાભિષ્યંદ તથા વાતાધિમંથ ઉપર અંજનો

જેઠીમધ, હળદર, હરડે અને દેવદારને બકરીના દૂધમાં વાટી નેત્રોમાં આંજવાં. આ અંજન અભિષ્યંદ ઉપર ઉત્તમ છે. સોનાગેરુ, સોનાગેરુથી બમણું સૈંધવ, સૈંધવથી બમણી પીપર અને પીપરથી બમણી સૂંઠને એકઠાં કરી, જળમાં વાટી ગુટિકા બનાવી તે ગુટિકા નેત્રોમાં આંજવી. વાતાભિષ્યંદ ઉપર તથા વાતાધિમંથ ઉપર સ્નેહાંજન પણ હિતકારી છે, કે જે આ અધ્યાયના ૮મા વિષયમાં છેલ્લે કહેવામાં આવશે. (એક મહિના સુધી તાંબાના વાસણમાં રાખેલા ઘીમાં સૈંધવ નાખી તે ઘી આંજવું, એ પણ સ્નેહાંજન કહેવાય છે. અંજનનો વિસ્તીર્ણ વિધિ, આ તંત્રના ૧૮મા અધ્યાયમાં કહેવાશે, તે જોવો.) ૬

रोगो यश्चान्यतोवातो यश्च मारुतपर्ययः ।
अनेनैव विधानेन भिषक्तावपि साधयेत् ॥
पूर्वभक्तं हितं सर्पिः क्षीरं वाप्यथ भोजने ।
वृक्षादन्यां कपित्थे च पञ्चमूले महत्यपि ॥
सक्षीरं कर्कटरसे सिद्धं चात्र घृतं पिबेत् ।
सिद्धं वा हितमत्राहुः पत्तूरार्तगलाग्निकैः ॥
सक्षीरं मेषशृङ्गया वा सर्पिर्वीरतरेण वा ॥७॥

### અન્યતોવાત તથા વાતપર્યયની ચિકિત્સા

અન્યતોવાત તથા વાતપર્યયની વાતાભિષ્યંદના વિધાન પ્રમાણે જ વૈદ્યે ચિકિત્સા કરવી. એ રોગોમાં ભોજન પહેલાં ઘી પાવું અને ભોજનમાં દૂધ દેવું હિતકારી છે. બાંદો, કોઠ અને બૃહત્પંચમૂલના ક્વાથ, દૂધ તથા કાકડાશિંગીના રસથી પકવેલું ઘી પાવું અથવા રતવેલિયો, કાંટાઅશેરિયો અને અજમોદના ક્વાથ તથા દૂધથ[illegible]લું ઘી પાવું અથવા મેંઢાશિંગીના

पयोभिर्वेसवारैश्च शाल्वणैः पायसैस्तथा ॥
भिषक्सम्पादयेदेतावुपनाहैश्च पूजितैः ।
तथा चोपरि भुक्तस्य सर्पिःपानं प्रशस्यते ॥
त्रिफलाक्वाथसंसिद्धं केवलं जीर्णमेव वा ।
सिद्धं वातहरैः क्षीरं प्रथमेन गणेन वा ॥२॥

## વાતાભિષ્યંદ તથા વાતાધિમંથની ચિકિત્સા

જે માણસ વાતાભિષ્યંદથી કે વાતાધિમંથથી પીડાયેલ હોય, તેને વૈદ્યે યોગ્ય રીતે જૂનુ[1] ઘી પાવાથી સ્નેહન સંસ્કાર આપી, તે પછી સ્વેદન સંસ્કાર આપી, ફસ ખોલીને લોહીનું સ્રાવણ કરવું, સારી રીતે સ્નેહાત્મક વિરેચનોથી વિરેચિત કરવો, બસ્તિઓ દેવી અને તર્પણોથી[2] પુટપાકોથી,[3] ધૂમપાનોથી, આશ્ચ્યોતનોથી[4] નસ્યોથી, સ્નેહનાં સિંચનોથી શિરોબસ્તિઓથી, વાયુને હણનારાં જંગલી તથા જલચર પ્રાણીઓનાં માંસોથી, કાંજી વગેરેનાં તથા વાતહર ક્વાથોના સિંચનોથી, ઊના કરેલા ચાર પ્રકારના સ્નેહોથી, સ્નેહોમાં ભિંજવેલાં વસ્ત્રોનું નેત્રાદિક પર ધારણ કરાવવાથી, દૂધોથી, વેસવારોના[1] ઉપનાહોથી, શાલ્વણ[2] ઉપનાહોથી, દૂધપાકોના ઉપનાહોથી અને બીજા પ્રકારના પણ યોગ્ય ઉપનાહોથી[3] ઉપચારો કરવા જમાડ્યા પછી ત્રિફળાના ક્વાથથી પકવેલું ઘી પાવું અથવા એકલું જૂનું ઘી પાવું અથવા વાયુને હરનારાં દ્રવ્યોથી કે વિદારિગંધાદિગણથી પકવેલું દૂધ પાવું, એ ઉત્તમ છે.[4] ૨

स्नेहास्तैलादृते सिद्धा वातघ्नैस्तर्पणे हिताः ।
स्नैहिकः पुटपाकश्च धूमो नस्यं च तद्विधम् ॥३॥

## વાતાભિષ્યંદ તથા વાતાધિમંથ ઉપર તર્પણ,પુટપાક,ધૂમ તથા નસ્યના પ્રકાર

તેલ સિવાય બીજા સ્નેહોને વાયુનું હરણ

---

૧ જે ઘી એક વર્ષ સુધી રાખી મૂકવામાં આવ્યું હોય તે જૂનું ઘી કહેવાય છે. કેટલાક કહે છે, કે દસ વર્ષ સુધી રાખી મૂકેલું ઘી જૂનું કહેવાય છે.

૨ રોગીને જેમાં વાયુ, તડકો કે રજ ન હોય, એવા ઘરમાં ચતો સુવાડી પનાળેના અડદના લોટની સરખી દૃઢ અને સાંધ વગરની પાળો નેત્ર ઉપર કરવી. પછી રોગીની આંખો મિંચાવી તેઓના ઉપર પાંપણો બૂડી જતાં સુધી પાળોમાં સ્નેહ ભરવો. ભરાઈ રહ્યા પછી ધીરેથી રોગીની આંખો ઉઘડાવવી. એ તર્પણનો પ્રકાર છે. આ વિષયનો વિસ્તાર આ તંત્રના ૧૮મા અધ્યાયમાં આપવામાં આવશે, તે જોવો.

૩ સ્નેહથી ભરેલું બે બીલાં જેટલું માંસ લઈ તેમાં બીજાં ઔષધો ચાર તોલાભાર અને પ્રવાહી પદાર્થો સોળ તોલાભાર નાખી સર્વને એકઠાં કરી લોદો કરવો. એ લોદાને પાંદડાંઓથી સારી પેઠે વીંટી તે ઉપર બે આંગળનો કે અંગૂઠા જેટલો માટીનો થર ચડાવી અગ્નિમાં મૂકવો. માટીનો થર ધગધગતા અંગારા જેવા વર્ણવાળો થઈ જાય ત્યાં સુધી અગ્નિમાં રાખી પછી તે ગોળાને બહાર કાઢી લેવો. પછી માટી તથા પાંદડાંને દૂર કરી કલ્કના રસને નીચોવી લઈ તેનો તર્પણની રીત પ્રમાણે નેત્રમાં ઉપયોગ કરવો. એ પુટપાક કહેવાય છે. આ વિષયનો વિસ્તાર આ તંત્રના ૧૮મા અધ્યાયમાં આપવામાં આવશે તે જોવો.

૪ રોગીની આંખોને બે આંગળાં વડે ઉઘાડી રાખીને તેઓમાં ક્વાથના, મધના કે સ્નેહના ટીપાં નાખવાં એ આશ્ચ્યોતન કહેવાય છે. આ વિષયનો વિસ્તાર આ તંત્રના ૧૮મા અધ્યાયમાં કહેવાશે, તે જોવો.

૧ વેસવારનાં લક્ષણ તથા ગુણો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં જુઓ.

૨ ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયનો ૧૫મો વિષય જુઓ.

૩ ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયનો ૫મો વિષય જુઓ.

૪ નેત્રો જો આમવાળાં હોય તો ઘી પિવડાવવું વગેરે વિધિઓ કરવા અને અંજન આંજવું વગેરે વિધિઓ ન કરવા. કેમ કે તંત્રાંતરમાં કહ્યું છે, કે 'સ્વેદ, ભોજનમાં કડવો રસ, ધૂમ અને ચાર દિવસ સુધી લંઘન, એ આમવાળાં નેત્રોને પકવવા માટે છે. અંજન, ઘીનું પાન કરવું, ભારે ભોજન અને સ્નાનનો જ્યાં સુધી નેત્રો આમવાળાં હોય, ત્યાં સુધી ત્યાગ કરવો. નેત્રમાં ઘણી વેદના થતી હોય, રતાશ ઘણી હોય, ખરજ આવતી હોય અને આંસુ પડતાં હોય તો નેત્રને આમવાળું જાણવું. વેદનાની મંદતા, ખરજ, સોજો, આંસુઓની અને વર્ણની નિર્મળતા ઉપરથી જાણવું, કે નેત્ર આમરહિત થયેલું છે.'

કરવું. (ડલ્હન કહે છે, કે વાળો, પીળો વાળો, ચંદન, સુરમો, મોતી તથા સોનાગેરુને દૂધમાં વાટી ઘીથી મિશ્ર કરી તેનો ઠંડો તથા પાતળો લેપ કરવો.) ૨

गुन्द्रां शालिं शैवलं शैलभेदं
दार्वीमेलामुत्पलं रोध्रमभ्रम् ।
पद्मात्पत्रं शर्करां दर्भमिक्षुं
तालं रोध्रं वेतसं पद्मकं च ॥
द्राक्षां क्षौद्रं चन्दनं यष्टिकाह्वं
योषित्क्षीरं रात्र्यनन्ते च पिष्ट्वा ।
सर्पिः सिद्धं तर्पणे सेकनस्ये
शस्तं क्षीरं सिद्धमेतेषु वाजम् ॥
योऽन्यो वर्गो व्यस्त एषोऽन्यथा वा
सम्यङ्नस्येऽष्टार्द्धसङ्ख्येऽपि नित्यम् ।
क्रियाः सर्वाः पित्तहर्यः प्रशस्ता-
स्त्र्यहाच्चोर्ध्वं क्षीरसर्पिश्च नस्यम् ॥ ३ ॥

## પિત્તાભિષ્યંદ તથા પિત્તાધિમંથ ઉપર તર્પણ, સિંચન તથા નસ્યમાં ઉપયોગી દ્રવ્યો

મોથ, જવાસો, શેવાળ, પાષાણભેદ અથવા ગોરખગાંજો, દારુહળદર, એલચી, નીલકમળ, બમણો લોધર, કપૂર, શ્વેત કમળનાં પત્ર, સાકર, દર્ભ, તાડ, જળમાં થતું નેતર, પદ્મકાષ્ઠ, દ્રાક્ષ, ચંદન, જેઠીમધ, હળદર અને ઉપલસરીને મધ તથા સ્ત્રીના દૂધમાં વાટી તે કલ્ક નાખી શેરડીના રસમાં પકવેલું ઘી અથવા એ જ કલ્ક નાખી શેરડીના રસમાં પકવેલું બકરીનું દૂધ તર્પણમાં, સિંચનમાં અને નસ્યમાં હિતકારી થાય છે. પ્રતિમર્શ આદિ ચાર પ્રકારનાં નસ્યોમાં ઉપર કહેલા સઘળા વર્ગની, અરધા વર્ગની અથવા એ વર્ગમાંથી જેટલાં દ્રવ્યો મળી શકે, તેટલાં દ્રવ્યોની યોજના કરવી. પિત્તનું હરણ કરનારી સઘળી ક્રિયાઓ કરવી ઉત્તમ છે. દૂધ તથા ઘીનું નસ્ય દેવાનું જે કહ્યું, તે ત્રણ દિવસ પછી દેવું. ૩

पालाशं स्याच्छोणितं चाञ्जनार्थे
शल्लक्या वा शर्कराक्षौद्रयुक्तम् ।
रसक्रियां शर्कराक्षौद्रयुक्तां
पालिंद्यां वा मधुके चापि कुर्यात् ॥
मुस्ता फेनः सागरस्योत्पलं च
कृमिघ्नैलाधात्रिबीजाद्रसश्च ।
कांशीसंलांगैरिकोशीरशङ्खै-
रेवं युञ्ज्यादञ्जनं स्तन्यपिष्टैः ॥
चूर्णं कुर्यादञ्जनार्थे रसो वा
स्तन्योपेतो धातकीस्यन्दनाभ्याम् ।
योषित्स्तन्ये शातकुम्भं विघृष्टं
क्षौद्रोपेतं कैंशुकं चापि पुष्पम् ॥
रोध्रं द्राक्षां शर्करामुत्पलं च
नार्याः क्षीरे यष्टिकाह्वं वचां च ।
पिष्ट्वा क्षीरे वर्णकस्य त्वचं वा
तोयोन्मिश्रे चन्दनोदुम्बरे च ॥
कार्यः फेनः सागरस्याञ्जनार्थे
नारीस्तन्ये माक्षिके चापि घृष्टः ॥ ४ ॥

## પિત્તાભિષ્યંદ તથા પિત્તાધિમંથ ઉપર અંજનનાં દ્રવ્યો

ખાખરાનાં ફૂલો(કેસૂડાં)ના અથવા સાલેડાના રસમાં સાકર તથા મધ નાખી રસક્રિયા કરીને તેનું અંજન કરવું; અથવા ગરણી કે જેઠીમધના રસમાં સાકર તથા મધ નાખી રસક્રિયા કરી તેનું અંજન કરવું. મોથ, સમુદ્રફીણ, નીલકમલ, વાવડિંગ. એલચી, આમળી અને બીખલાનો રસ કરી હીરાકસી, એલચી, સોનાગેરુ, વાળો અને શંખને સ્ત્રીના દૂધમાં વાટી તે કલ્ક પેલા રસમાં નાખી, પકવવાથી રસક્રિયા કરી તેનું અંજન કરવું, એ પણ હિતકારી છે. ધાવણી અને મીણોહરમોના ચૂર્ણનું અથવા તેઓના રસને સ્ત્રીના દૂધથી મિશ્ર કરી પકવવાની રસક્રિયા કરી તેનું અંજન કરવું. સુવર્ણને સ્ત્રીના દૂધમાં ઘસી તે આંજવું. ખાખરાના

ક્વાથ તથા દૂધથી પકવેલું ઘી પાવું અથવા વેલતરૂ(આ વૃક્ષ મારવાડમા થાય છે, તે)ના ક્વાથ તથા દૂધથી પકવેલુ ઘી પાવું, એ અન્ય તોવાત તથા વાતપર્યય ઉપર હિતકારી છે ૭

सैन्धवं दारु शुण्ठी च मातुलुङ्गरसो घृतम् ॥
स्तन्योदकाभ्यां कर्तव्यं शुष्कपाके तदञ्जनम् ।
पूजितं सर्पिषश्चात्र पानमक्ष्णोश्च तर्पणम् ॥
घृतेन जीवनीयेन नस्यं तैलेन चाणुना ।
परिषेके हितं चात्र पयः शीतं ससैन्धवम् ॥
रजनीदारुसिद्धं वा सैन्धवेन समायुतम् ।
सर्पिर्युतं स्तन्यघृष्टमञ्जनं च महौषधम् ॥
वसा वानूपजलजा सैन्धवेन समायुता ।
नागरोन्मिश्रिता किञ्चिच्छुष्कपाके तदञ्जनम् ॥८॥

### શુષ્કાક્ષિપાકની ચિકિત્સા

બિજોરાનો રસ, ઘી, સ્ત્રીનું દૂધ અને જળમા સૈંધવ, દેવદાર તથા સૂઠનો કલ્ક પકવી રસક્રિયા કરી તે આંજવું, એ શુષ્કાક્ષિપાક ઉપર હિતકારી છે કાકોલ્યાદિ જીવનીય ગણથી પકવેલું ઘી પાવું, તે ઘીથી જ નેત્રોનું તર્પણ કરવું અને તે ઘીથી અથવા અણુતેલથી નસ્ય દેવું, એ શુષ્કાક્ષિપાક ઉપર હિતકારી છે (ડલ્હન કહે છે, કે ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૯મા વિષયમા જે અણુતેલ કહેલું છે, તેથી નસ્ય ન દેવું, પણ જે અણુતેલ શાલાક્યશાસ્ત્રમા કહ્યું છે, તેથી નસ્ય દેવું) પકવીને ટાઢા કરેલા દૂધને સૈંધવથી મિશ્ર કરી તેથી અથવા હળદર તથા દેવદારના ક્વાથથી પકવેલા દૂધને સૈંધવથી મિશ્ર કરી તેથી નેત્રોનું સિંચન કરવું, એ પણ શુષ્કાક્ષિપાક ઉપર હિતકારી છે સૂઠને સ્ત્રીના દૂધમા ઘસી ઘીથી મિશ્ર કરી નેત્રોમા આંજવી, એ પણ હિતકારી છે જળચર તથા જળચર પ્રાણીઓની ચરબી લઈ તેને જરાક સૈંધવ તથા સૂઠથી મિશ્ર કરી આંજવી, એ પણ શુષ્કાક્ષિપાક ઉપર હિતકારી છે (આ ચરબીનું અંજન સ્નેહાંજન કહેવાય છે) ૮

पवनप्रभवा रोगा ये केचिद्दृष्टिनाशना ।
तेनैनानेन मेधावी तेषु कर्म प्रयोजयेत् ॥९॥

### વાયુથી ઉત્પન્ન થયેલા બીજા કેટલાક દૃષ્ટિનાશક રોગોની ચિકિત્સા-પદ્ધતિ

વાયુથી ઉત્પન્ન થયેલા તિમિર વગેરે કેટલાક દૃષ્ટિનાશક વ્યાધિઓ ઉપર પણ બુદ્ધિમાન વૈદ્યે ઓષધોના ઊહાપોહ કરી વાતાભિષ્યંદની ચિકિત્સારૂપ બીજને અનુસરી તે પદ્ધતિથી ચિકિત્સા કરવી ૯

## અધ્યાય ૧૦મો.

अथातः पित्ताभिष्यन्दप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પિત્તાભિષ્યંદ પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

पित्तस्यन्दे पैत्तिके चाधिमन्थे
रक्तास्रावं स्रंसनं चापि कार्यम् ।
अक्ष्णोः सेकालेपनस्याञ्जनानि
पैत्ते च स्याद्यद्विसर्पे विधानम् ॥२॥

### પિત્તાભિષ્યંદ તથા પિત્તાધિમંથની ચિકિત્સા

પિત્તાભિષ્યંદ કે પિત્તાધિમંથ થયેલ હોય, તો લોહીનું સ્રાવણ કરવું, વિરેચન દેવું, નેત્રો પર સિંચનો તથા લેપનો કરવાં, નસ્ય દેવું, અંજનો આંજવાં, આશ્ચ્યોતનો કરવાં અને ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયના ૪થા વિષયમા પિત્તવિસર્પ ઉપર જે વિધાન કહ્યું છે, તે પણ

૧ પિત્તાભિષ્યંદ પિત્તાધિમંથ અમ્લાધ્યુષિત શુક્તિકા ને ધૂમ દર્શીની ચિકિત્સા વિશે.

## અધ્યાય ૧૧ મો

अथातः श्लेष्माभिष्यन्दप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'શ્લેષ્માભિષ્યંદ પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

स्यन्दाधिमन्थौ कफजौ प्रवृद्धौ
जयेच्छिराणामथ मोक्षणेन ।
स्वेदावपीडाञ्जनधूमसेक-
प्रलेपयोगैः कवलग्रहैश्च ॥
रूक्षैस्तथाश्च्योतनसंविधानै-
स्तथैव रूक्षैः पुटपाकयोगैः ।
त्र्यहात्त्र्यहाच्चाप्यपतर्पणान्ते
प्रातस्तयोस्तिक्तघृतं प्रशस्तम् ॥
तदन्नपानं च समाचरेद्धि
यच्छ्लेष्मणो नैव करोति वृद्धिम् ॥२॥

### કફાભિષ્યંદ તથા કફાધિમંથની ચિકિત્સા

કફાભિષ્યંદ કે કફાધિમંથ થયેલ હોય, તો સ્વેદનોથી, અવપીડનસ્યોથી, અંજનોથી, ધુમાડાનાં પાનોથી, સિંચનોથી, લેપોથી, કવલગ્રહોથી, રૂક્ષ આશ્ચ્યોતનોથી તથા રૂક્ષ પુટપાકોથી ઉપચારો કરવા. એ ઉપચારો કર્યા છતાં પણ તે રોગો વૃદ્ધિ પામે, તો તિક્તકઘૃતથી સ્નેહન કરી એક પખવાડિયા પછી શિરાઓને વીંધી લોહીનું સ્રાવણ કરવાથી તેઓને મટાડવા. એ રોગોમાં ત્રણત્રણ દિવસ સુધી લંઘન કરાવીને પછી દર પ્રભાતે તિક્તકઘૃતનો (તિક્તદ્રવ્યોથી પકવેલા ઘીનો) ઉપયોગ કરાવવો. અન્નપાન પણ એવું આપવું, કે જે કફની વૃદ્ધિ ન જ કરે. ૨

कुटन्नटास्फोटफणिज्झबिल्व-
पत्तूरपील्वर्ककपित्थभङ्गैः ।
स्वेदं विदध्यादथवानुलेपं
बर्हिष्ठशुण्ठीसुरकाष्ठकुष्ठैः ॥३॥

### કફાભિષ્યંદ તથા કફાધિમંથ ઉપર સ્વેદન તથા લેપનાં દ્રવ્યો

અરડૂસો, ગરણી અથવા ઉપલસરી, મરવો, બીલી, રતવેલિયો અથવા પતંગ, પીલુનાં પાંદડાં, આકડાનાં પાંદડાં અને કોઠનાં પાંદડાંથી સ્વેદન કરવું અને વાળો, સૂંઠ, દેવદાર તથા કઠનો લેપ કરવો. ૩

सिन्धूत्थहिङ्गुत्रिफलामधूक-
प्रपौण्डरीकाञ्जनतुत्थताम्रैः ।
पिष्टैर्जलेनाञ्जनवर्त्तयः स्युः
पथ्याहरिद्रामधुकाञ्जनैर्वा ॥
त्रीण्यूषणानि त्रिफला हरिद्रा
विडङ्गसारश्च समानि च स्युः ।
बर्हिष्ठकुष्ठामरकाष्ठशङ्ख-
पाठानलव्योषमनःशिलाश्च ।
पिष्ट्वाम्बुना वा कुसुमानि जाति-
करञ्जशोभाञ्जनजानि युञ्ज्यात् ॥
फलं प्रकीर्यादथवाऽपि शिग्रोः
पुष्पं च तुल्यं बृहतीद्वयस्य ।
रसाञ्जनं चन्दनसैन्धवं च
मनःशिलाले लशुनं च तुल्यम् ॥
पिष्ट्वाञ्जनार्थं कफजेषु धीमा-
न्वर्त्तीर्विदध्यान्नयनामयेषु ॥ ४ ॥

### કફાભિષ્યંદ તથા કફાધિમંથ ઉપર અંજનનાં દ્રવ્યો

સૈંધવ, હિંગ, ત્રિફળા, જેઠીમધ, પાંડેરવો, રતાંજલિ, મોરથૂથુ અને તાંબાને જળમાં વાટી, વાટ બનાવીને તે વાટ આંજવી અથવા

[1] કફાભિષ્યંદ, કફાધિમંથ, અક્ષાસગ્રથિત, પિષ્ટક તથા પ્રક્લિન્નવર્ત્મ એ વગેરે કફજન્ય નેત્રરોગોની અને તે રોગોના ઉપદ્રવોરૂપ ખરજ તથા સોજાની ચિકિત્સાઓ વિષેનો.

ફૂલને તાંબાના વાસણ ઉપર મધમાં ઘસીને તે આંજવું. લોધર, દ્રાક્ષ, સાકર, નીલકમળ, જેઠીમધ અને વજને સ્ત્રીના દૂધમાં વાટી તેનું અંજન કરવું. આમળીની છાલને સ્ત્રીના દૂધમાં વાટી તે આંજવી. રસાંજલિ તથા ઉંબરાના ફળને વાળા સાથે વાટી તે ચૂર્ણ આંજવું. સમુદ્રફીણને સ્ત્રીના દૂધ તથા મધમાં ઘસીને તે આંજવું. ૪

योषित्स्तन्ये स्थापितं यष्टिकाह्वं
रोध्रं द्राक्षां शर्करामुत्पलं च ॥
क्षौमावद्धं पथ्यमाश्च्योतने वा
सर्पिर्घृष्टं यष्टिकाह्वं सरोध्रम् ।
तोयोन्मिश्राः काश्मरीधात्रिपथ्या-
स्तद्वद्वाहुः कट्फलं चाम्बुनैव ॥५॥

### પિત્તાભિષ્યંદ તથા પિત્તાધિમંથ ઉપર આશ્ચ્યોતનનાં દ્રવ્યો

જેઠીમધ, લોધર, દ્રાક્ષ, સાકર અને નીલકમળના કલ્કને સ્ત્રીના દૂધમાં નાખી અળસીના વસ્ત્રથી બાંધીને તેનાં ટીપાં નાખવાં. જેઠીમધ તથા લોધરને ઘીમાં ઘસી તેનાં ટીપાં નાખવાં. સીવણ, આમળી તથા હરડેને જળમાં વાટી તેનાં ટીપાં નાખવાં. કાયફળને જળમાં વાટી તેનાં ટીપાં નાખવાં. ૫

एषोऽम्लाख्येऽनुक्रमश्चापि शुक्तौ
कार्यः सर्वः स्याच्छिरामोक्षवर्ज्यः ॥
सर्पिः पेयं त्रैफलं तैल्वकं वा
पेयं वा स्यात्केवलं यत्पुराणम् ।
दोषेऽपस्तात्छुक्तिकायामपास्ते
शीतैर्द्रव्यैरञ्जनं कार्यमाशु ॥
वैदूर्यं यत्स्फाटिकं वैद्रुमं च
मौक्तं शाङ्खं राजतं शातकुम्भम् ॥
चूर्णं सूक्ष्मं शर्कराक्षौद्रयुक्तं
शुक्तिं हन्यादञ्जनं चैतदाशु ॥६॥

### અમ્લાધ્યુષિત અને શુક્તિકાની સામાન્ય તથા વિશેષ ચિકિત્સા

અમ્લાધ્યુષિત અને શુક્તિકા એ બે રોગોની પણ ઉપર કહેલા પિત્તાભિષ્યંદના વિધાન પ્રમાણે જ ચિકિત્સા કરવી; પરંતુ એ બે રોગો શસ્ત્રક્રિયાને લાયક નથી, તેથી તેઓમાં શિરાવેધ (ફસ ખોલીને લોહીનો સ્રાવ) કરવો નહીં.

અમ્લાધ્યુષિત અને શુક્તિકા એ બે રોગોમાં વિશેષ ચિકિત્સા આ કરવી, કે ત્રિફળાના કવાથ તથા કલ્કથી પકવેલું ઘી પાવું અથવા ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું તૈલ્વક ઘી પાવું અથવા એકલું જૂનું ઘી પાવું.[૧] શુક્તિકામાં ખાસ વિશેષ ચિકિત્સા આ કરવી, કે વિરેચન આપીને દોષ દૂર કર્યા પછી તુરત શીતળ દ્રવ્યોનું અંજન કરવું; તેમ જ લસણિયા મણિનાં, સ્ફટિક મણિનાં, પરવાળાના મોતીનાં, શંખનાં, રૂપાનાં કે સુવર્ણનાં બારીક ચૂર્ણને સાકર તથા મધથી મિશ્ર કરીને આંજવું. આ ચૂર્ણાત્મક અંજન શુક્તિકાનો તરત નાશ કરે છે. ૬

युञ्ज्यात्सर्पिर्धूमदर्शी नरस्तु
शेषं कुर्याद्रक्तपित्ते विधानम् ।
यच्चैवान्यत्पित्तहृच्चापि सर्वं
यद्वीसर्पे पैत्तिके वै विधानम् ॥७॥

### ધૂમદર્શીની ચિકિત્સા

ધૂમદર્શી નામનો નેત્રરોગ થયો હોય, તો ઘી પાવા ઉપરાંત રક્તાભિષ્યંદ વિધાન (આ તંત્રના બારમા અધ્યાયમાં કહ્યા) પ્રમાણે વિધાન કરવું, બીજી પણ પિત્તનું હરણ કરનારી સઘળી ક્રિયાઓ કરવી અને ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયના ચોથા વિષયમાં પિત્તવિસર્પ ઉપર જે વિધાન કર્યું છે, તે પણ કરવું. (આ રોગ શસ્ત્રક્રિયાને લાયક નથી.) ૭

---

૧ ત્રિફળાનું ઘી તથા તિલ્વક ઘી મળે [illegible] તો એકલું જૂનું ઘી [illegible].

કરી સૂકવીને તેને મધમાં ઘસી આંજવામાં આવે, તો તેથી પ્રક્લિન્નવર્ત્મ રોગ નાશ પામે છે. આ અંજન 'યોગાંજન' નામથી ઓળખાય છે. ૭

नादेयमग्र्यं मरिचं च शुक्लं
नेपालजाता च समप्रमाणा ॥
समातुलुङ्गद्रव एष योगः
कण्डूं निहन्यात्सकृदञ्जनेन ।
सशृङ्गवेरं सुरदारु मुस्तं
सिन्धुप्रसूतं मुकुलानि जात्याः ॥
सुरासु पिष्टं त्विदमञ्जनं हि
कण्ड्वां च शोफे च हितं वदन्ति ॥८॥

### કફજન્ય નેત્રરોગ ખરજ તથા સોજાની ચિકિત્સા

ઉત્તમ સૈંધવ, સફેદ મરી અથવા સરગવાનાં બીજ અને મણશીલને સમભાગે લઈ બિજોરાના રસમાં વાટી નેત્રોમાં આંજવાં. આ અંજન એકવાર આંજવાથી ખરજ મટે છે. સૂંઠ, દેવદાર, મોથ, સૈંધવ અને જાઈની કળીઓને મદિરામાં વાટી નેત્રોમાં આંજવાથી ખરજ અને સોજો મટે છે. ૮

स्यन्दाधिमन्थक्रममाचरेच्च
सर्वेषु चैतेषु सदाऽप्रमत्तः ॥९॥

### બલાસગ્રથિત, પિષ્ટક, પ્રક્લિન્નવર્ત્મ તથા બીજા પણ કફજન્ય નેત્રરોગોની સામાન્ય ચિકિત્સા

એ સઘળા રોગો (બલાસગ્રથિત, પિષ્ટક અને પ્રક્લિન્નવર્ત્મ તથા બીજા પણ કફજન્ય નેત્રરોગો) ઉપર વૈદ્યે સાવધાન રહી કફાભિષ્યંદની તથા કફાધિમંથની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી. (શસ્ત્રક્રિયામાં ગયા આઠમા અધ્યાય ઉપર લક્ષ્ય આપવું.) ૯

# અધ્યાય ૧૨ મો

अथातो रक्ताभिष्यन्दप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'રક્તાભિષ્યંદ પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

मन्थं स्यन्दं शिरोत्पातं शिराहर्षं च रक्तजम् ।
एकैकेन विधानेन चिकित्सेच्चतुरो गदान् ॥ २ ॥

### રક્તાધિમંથ આદિ ચાર રુધિરજન્ય રોગો ઉપરની પ્રત્યેક ચિકિત્સા

રક્તાધિમંથ, રક્તાભિષ્યંદ, શિરોત્પાત અને શિરાહર્ષ એ ચારે રુધિરજન્ય રોગો ઉપર નીચે લખેલી પ્રત્યેક ચિકિત્સા કરવી. (જો કે રક્તાભિષ્યંદ પછી રક્તાધિમંથ થાય છે, તો પણ અહીં રક્તાધિમંથનું નામ પ્રથમ કહ્યું, તે રક્તાધિમંથને રક્તાભિષ્યંદ કરતાં અત્યંત દુઃખદાયી જણાવવા માટે છે.)૨

व्याध्यार्त्तांश्चतुरोऽप्येतान्स्निग्धान्कौम्भेन सर्पिषा ।
रसैरुदारैरथवा शिरामोक्षेण योजयेत् ॥
विरिक्तानां प्रकामं च शिरांस्येषां विशोधयेत् ।
वैरेचनिकसिद्धेन सितायुक्तेन सर्पिषा ॥
ततः प्रदेहाः परिषेचनानि
नस्यानि धूमाश्च यथास्वमेव ।
आश्च्योतनाभ्यञ्जनतर्पणानि
तथैव कार्याः पुटपाकयोगाः ॥ ३॥

### રક્તાધિમંથ આદિ ચાર રોગો માટે સામાન્ય ચિકિત્સા

રક્તાધિમંથ, રક્તાભિષ્યંદ, શિરોત્પાત કે

[1] રક્તાભિષ્યંદ, રક્તાધિમંથ, શિરોત્પાત, શિરાહર્ષ, અર્જુન, અવ્રણશુક્ર, સવ્રણશુક્ર, અજકાજાત, સશોફપાક, અશોફપાક, પૂયાલસ, અપરિક્લિન્નવર્ત્મની ચિકિત્સા વિષેનો.

હરડે, હળદર, જેઠીમધ તથા રસવંતીને જળમાં વાટી, વાટ બનાવી તે વાટ આંજવી અથવા સૂંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, હળદર અને વાવડિંગના સારને સમભાગે લઈ જળમાં વાટી, વાટ બનાવી તે વાટ આંજવી અથવા વાળો, કઠ, દેવદાર, શંખ, કાળીપાડ, ચિત્રક, સૂંઠ, મરી, પીપર તથા મણશીલને જળમાં વાટી, વાટ બનાવી તે વાટ આંજવી અથવા જાઈનાં ફૂલ, કરંજનાં ફૂલ તથા સરગવાનાં ફૂલને જળમાં વાટી, વાટ બનાવીને તે વાટ આંજવી અથવા સરગવાનાં ફળ, ઊભી ભોરિંગણીનાં ફૂલ ને ફળ, બેઠી ભોરિંગણીનાં ફૂલ ને ફળ, રસવંતી, ચંદન, સૈંધવ, મણશીલ, હરતાલ તથા લસણને સમ ભાગે લઈ જળમાં વાટી, વાટ બનાવી-તે વાટ આંજવી. બુદ્ધિમાન વૈદ્યે કફથી ઉત્પન્ન થયેલા નેત્રરોગો ઉપર આ વાટો આંજવાની યોજના કરવી. ૪

रोगे बलासग्रथितेऽञ्जनं ज्ञैः
कर्तव्यमेतत्सुविशुद्धकाये ॥
नीलान्यवान्गव्यपयोऽनुपीतान्
शलाकिनः शुष्कतनूंन्विदह्य ।
तथार्जकास्फोतकपित्थबिल्व-
निर्गुण्डिजातीकुसुमानि चैव ॥
तत्क्षारवत्सैन्धवतुत्थरोचनं
पक्वं निदध्यादथ लोहनाड्या ॥५॥

### બલાસગ્રથિતની ચિકિત્સા

બલાસગ્રથિત નામનો નેત્રરોગ થયો હોય, તો પ્રવીણ વૈદ્યોએ રોગીની કાયાનું સારી પેઠે સંશોધન કરી પછી નીચે પ્રમાણે ક્ષારાંજનની યોજના કરવી.

સળીઓવાળા લીલા જવોને સાત દિવસ સુધી અથવા ચૌદ દિવસ સુધી કાળી ગાયના દૂધની ભાવના આપી બાળવા અને તેઓની સાથે મરુતુલસી, ગરણી, કોઠ, બીલી, નગડ તથા જાઈનાં પુષ્પો પણ બાળવાં. પછી તે ભસ્મને ઊના જળની સાથે મેળવી ક્ષારની રીતે વારંવાર સ્રવાવી તેમાં સૈંધવ, મોરથૂથુ અને ગોરોચના નાખી લોટાની નળીથી હલાવી ક્ષાર પકવવો અને તે ક્ષાર નેત્રોમાં આંજવો. (આ ક્ષારાંજન કહેવાય છે.) ૫

महौषधं मागधिकां च मुस्तां
ससैन्धवं यन्मरिचं च शुक्लम् ।
तन्मातुलुङ्गस्वरसेन पिष्टं
नेत्राञ्जनं पिष्टकमाशु हन्यात् ॥
फलं बृहत्या मगधोद्भवाना-
मादाय कल्कं फलपाककाले ।
स्रोतोजयुक्तं खलु सप्तरात्रा-
त्तदुद्धृतं स्यात्तु तथैव पथ्यम् ॥६॥

### પિષ્ટકની ચિકિત્સા

સૂંઠ, પીપર, મોથ, સૈંધવ અને ધોળાં મરી અથવા સરગવાનાં બીજને બિજોરાના રસમાં વાટી નેત્રોમાં આંજવામાં આવે, તો તેથી પિષ્ટક રોગ તરત નાશ પામે છે. ફળો પાકવાના સમયે ભોરિંગણીનાં ફળો લઈ તેઓમાં સુરમાની સાથે પીપરનો કલ્ક ભરી સાત દિવસ સુધી રહેવા દઈ કાઢી લેવો અને પછી તે નેત્રોમાં આંજવો. આ અંજન, ઉપર કહેલા સૂંઠ વગેરેના અંજનની પેઠે જ પિષ્ટક ઉપર પથ્ય છે. ૬

वार्ताकुशिग्विन्द्रसुरापटोल-
किराततिक्तामलकीफलेषु ।
कासीससामुद्ररसाञ्जनानि
जात्यास्तथा कोरकमेव चापि ॥
प्रक्लिन्नवर्त्मन्युपदिश्यते तु
योगाञ्जनं तन्मधुनावघृष्टम् ॥७॥

### પ્રક્લિન્નવર્ત્મની ચિકિત્સા

રીંગણી, સરગવો, ઇંદ્રવારુણી, કરિયાતું, પટોલ અને આમળાંની સાથે હીરાકસી, દરિયાઈ-લૂણ, રસવંતી તથા જાઈની કળીઓ વાટી, ગોળી

## શિરોત્પાતની વિશેષ ચિકિત્સા

રસવંતી, ઘી અને મધનું અંજન શિરોત્પાતને શાંત કરે છે. સૈંધવ અને હીરાકસીને સ્ત્રીના દૂધમાં ઘસી આંજવામાં આવે, તો તેથી પણ શિરોત્પાત શાંત થાય છે; શંખ, મણશીલ, મોરથૂથુ, દારુહળદર અને સૈંધવને મધમાં વાટીને આંજવાથી પણ શિરોત્પાત શાંત થાય છે. સરસડિયાનાં ફૂલનો રસ, સુરા, સફેદ મરી કે સરગવાનાં બીજ અને મધનું અંજન કરવાથી પણ શિરોત્પાત શાંત થાય છે. સોનાગેરુને મધમાં વાટી આંજવો, એ પણ શિરોત્પાત ઉપર હિતકારી છે. ૮

शिराहर्षेऽञ्जनं कुर्यात्फाणितं मधुसंयुतम् ॥
मधुना ताक्ष्र्यजं वापि कासीसं वा ससैन्धवम् ।
वेत्राम्लस्तन्यसंयुक्तं फाणितं तु ससैन्धवम् ॥९॥

## શિરાહર્ષની વિશેષ ચિકિત્સા

દહીંની તરને મધથી મિશ્ર કરીને આંજવાથી શિરાહર્ષ શાંત થાય છે, રસવંતીને મધથી મિશ્ર કરીને આંજવાથી શિરાહર્ષ શાંત થાય છે. હીરાકસીને સૈંધવથી મિશ્ર કરીને આંજવાથી શિરાહર્ષ શાંત થાય છે. દહીંની તર, સૈંધવ અને અમ્લવેતસને દૂધમાં વાટી આંજવાથી શિરાહર્ષ શાંત થાય છે. ૯

पैत्तं विधिमशेषेण कुर्यादर्जुनशान्तये ।
इक्षुक्षौद्रसितास्तन्यदार्वीमधुकसैन्धवैः ॥
सेकाञ्जनं चात्र हितमम्लैराश्च्योतनं तथा ।
सितामधुककट्वङ्गमस्तुक्षौद्राम्लसैन्धवैः ॥
बीजपूरककोलाम्लदाडिमाम्लैश्च युक्तितः ।
एकशो वा द्विशो वापि योजितं वा त्रिभिस्त्रिभिः ॥
स्फटिकं विद्रुमं शङ्खो मधुकं मधु चैव हि ।
शङ्खक्षौद्रसितायुक्तः सामुद्रः फेन एव च ॥
द्वाविमौ विहितौ योगावञ्जनेऽर्जुननाशनौ ।
सैन्धवक्षौद्रकतकाः सक्षौद्रं वा रसाञ्जनम् ।
कासीसं मधुना वापि योज्यमत्राञ्जने सदा ॥
लोहचूर्णानि सर्वाणि धातवो लवणानि च ।
रत्नानि दन्ताः शृङ्गाणि गणश्चाप्यवसादनः ॥
कुक्कुटाण्डकपालानि लशुनं कटुकत्रयम् ।
करञ्जबीजमेलाश्च लेख्याञ्जनमिदं स्मृतम् ॥
पुटपाकावसानेन रक्तविस्रावणादिना ।
सम्पादितस्य विधिना कृत्स्नेन स्यन्दघातिना ॥१०॥

## અર્જુનની ચિકિત્સા

અર્જુન (નામે રોગ) થયેલ હોય, તો તેને શાંત કરવા માટે સઘળી પિત્તાભિષ્યંદની ચિકિત્સા (ગયા દશમા અધ્યાયમાં કહેલ) કરવી. (આ રોગ શસ્ત્રક્રિયાને લાયક નથી.) શેરડીનો રસ, મધ, સાકર, દૂધ, દારુહળદર, જેઠીમધ અને સૈંધવથી સિંચન કરવું અને અંજન પણ તેઓથી કરવું. ધાન્યામ્લ આદિ ખાટા પદાર્થોનાં ટીપાં નાખવાં. અથવા સાકર, જેઠીમધ, અરડૂસો, દહીંની તર, મધ, ધાન્યામ્લ, સૈંધવ, બિજોરાનો રસ, બોરનો રસ અને દાડમના રસમાંથી એક-એક, બબ્બે અથવા ત્રણત્રણ પદાર્થોની યુક્તિપૂર્વક યોજના કરી તેનાં ટીપાં નાખવાં, એ હિતકારી થાય છે. સ્ફટિક, પરવાળાં, શંખ, જેઠીમધ ને મધના અંજનથી અર્જુન નાશ પામે છે. શંખ, મધ, સાકર અને સમુદ્રફીણના અંજનથી પણ અર્જુન મટે છે. સૈંધવ, મધ અને નિર્મળીનું અંજન, રસવંતી અને મધનું અંજન, હીરાકસી અને મધનું અંજન વગેરે હિતકારી થાય છે. સુવર્ણ, કથીર, સીસું, તાંબું, રૂપું તથા લોઢાનાં ચૂર્ણો; મણશીલ તથા સોનાગેરુ વગેરે ધાતુઓનાં ચૂર્ણો; સૈંધવ આદિ પાંચ લવણોનાં ચૂર્ણો; લસણિયા વગેરે રત્નોનાં ચૂર્ણો; ગાય તથા ઘોડા વગેરેના દાંતોનાં ચૂર્ણો; ગાય વગેરેનાં શિંગડાંઓનાં ચૂર્ણો અને સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૬મા અધ્યાયમાં છેલ્લે કહેલ હીરાકસી તથા સૈંધવ વગેરે અવસાદનગણનું અંજન અર્જુન ઉપર હિતકારી થાય છે.

શિરાહર્ષ થયેલ હોય, તો રોગીને ઘડામાં રાખી મૂકેલા જૂના ઘીથી અથવા અત્યંત સ્નેહવાળા માંસોના રસોથી સ્નિગ્ધ કર્યા પછી શિરાવેધ કરી લોહીનું સ્રાવણ કરવું તથા સારી પેઠે વિરેચન આપવાથી શુદ્ધ કરીને શિરોવિરેચન દ્રવ્યોથી પકવેલા અને સાકરથી મિશ્ર કરેલા ઘીથી તેના મસ્તકને શુદ્ધ કરવું. પછી દોષો પ્રમાણે લેપો, સિંચનો, નસ્યો, ધૂમો, આશ્ચ્યોતનો, અંજનો, તર્પણો અને પુટપાકોની યોજનાઓ કરવી. ૩

नीलोत्पलोशीरकटङ्कटेरी-
कालीययष्टीमधुमुस्तरोध्रैः ।
सपद्मकैर्धौतघृतप्रदिग्धै-
रक्ष्णोः प्रलेपं परितः प्रकुर्यात् ॥ ४॥

## રક્તાધિમંથ આદિ ચાર રોગો માટે લેપનાં દ્રવ્યો

નીલકમળ, વાળો, દારુહળદર, પીતચંદન, જેઠીમધ, મોથ, લોધર અને પદ્મકાષ્ઠને ધોયેલા ઘીમાં મિશ્ર કરી તે કલ્કનો આંખોની ચોતરફ લેપ કરવો. ૪

रुजायां चाप्यतिभृशं स्वेदाश्च मृदवो हिताः ।
अक्ष्णोः समन्ततः कार्यं पातनं च जलौकसाम् ॥
घृतस्य महती मात्रा पीता चार्त्तिं नियच्छति ।
पित्ताभिष्यन्दशमनो विधिश्चाप्युपपादितः ॥ ५॥

## રક્તાધિમંથ આદિ ચાર રોગોની અત્યંત પીડાને શાંત કરવાના ઉપચારો

રક્તાધિમંથ આદિ ચારે રોગોમાં અત્યંત વેદના થતી હોય, તો કોમળ સ્વેદો દેવા, એ હિતકારી છે. લોહીના વધારાને લીધે અત્યંત વેદના થતી હોય, તો આંખોની ચોમેર જળો મૂકીને લોહીનું સ્રાવણ કરવું હિતકારી છે. ઘીની મોટી માત્રા પાવામાં આવે, તો તે માત્રા પણ પીડાને શાંત કરે છે. પિત્તાભિષ્યંદને શાંત કરવા માટે આ ૧૦મા અધ્યાયમાં જે વિધિ કહ્યો છે, તે આ રોગ ઉપર કરાય, તો તેથી પણ વેદના શાંત થઈ જાય છે. ૫

कसेरुमधुकाभ्यां वा चूर्णमम्बरसंवृतम् ।
न्यस्तमप्स्वान्तरिक्षासु हितमाश्च्योतनं भवेत् ॥ ६ ॥

## રક્તાધિમંથ આદિ ચાર રોગો પર આશ્ચ્યોતનનાં દ્રવ્યો

કસેરુકંદ અને જેઠીમધનાં ચૂર્ણને વસ્ત્રની પોટલીમાં બાંધી, આકાશમાં ઝીલી રાખેલા વરસાદના જળમાં તે પોટલી નાખીને તેનાં ટીપાં નાખવાં હિતકારી થાય છે. ૬

पाटल्यर्जुनश्रीपर्णीधातकीधात्रिबिल्वतः ।
पुष्पाण्यथ बृहत्योश्च बिम्बीलोटाच तुल्यशः ॥
समञ्जिष्ठानि मधुना पिष्टानीक्षुरसेन वा ।
रक्ताभिष्यन्दशान्त्यर्थमेतदञ्जनमिष्यते ॥
चन्दनं कुमुदं पत्रं शिलाजतु सकुङ्कुमम् ।
अयस्ताम्ररजस्तुत्थं निम्बनिर्यासमञ्जनम् ॥
मधु कांस्यमलं चापि पिष्ट्वा पुष्परसेन तु ।
विपुटा याः कृता वर्त्यः पूजिताश्चाञ्जने सदा ॥ ७॥

## અંજનનાં દ્રવ્યો

પાડલ, કડાયો, સીવણ, ધાવણી, આમળી, બીલી, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી અને હિમાલયમાં ઉત્પન્ન થતા બિંબીલોટનાં પુષ્પો અને મજીઠને સમભાગે. લઈ મધમાં અથવા શેરડીના રસમાં વાટી તેનું અંજન કરવાથી રક્તાભિષ્યંદની શાંતિ થાય છે. ચંદન, પોયણાં, તમાલપત્ર, શિલાજિત, કેસર, લોહચૂર્ણ, તામ્રચૂર્ણ, મોરથૂથુ, લીંબડાનો ગુંદર, રસાંજન અને કાંસાના મેલને મધમાં વાટી ગોળી વાટી કરવી. આ વાટીનું અંજન રક્તાધિમંથ આદિ ચારે રોગો ઉપર હિતકારી થાય છે ૭

रसाञ्जनं घृतं क्षौद्रं शिरोत्थानम्य भाजनम् ।
तद्धमैन्यरसंयोगं गव्यघृतं च पूजितम् ॥
मधुना शङ्खनेपालीतुत्थदार्व्यः समैन्धवाः ।
रसः शिशिरकूटाच सुरापदिकपादिकैः ॥
कुष्ठं तु मधुना चापि शैरिकं हितमञ्जने ॥ ८॥

ત્રિફળાના પાણીથી ધોવું; એટલે ફૂલાંનો વિવર્ણ નાશ પામે છે ( આથી ફૂલું મટતું નથી પણ કાળું થઈ જાય છે. ) ૧૧

अजकां पार्श्वतो विद्ध्वा सूच्या विस्राव्य चोदकम् ।
व्रणं गोमांसचूर्णेन पूरयेत्सर्पिषा सह ॥
बहुशोऽवलिखेच्चापि वर्त्मास्योपगतं यदि ॥१२॥

### અજકાજાતની ચિકિત્સા

અજકાજાત થયેલ હોય, તો તેને બાજુમાં સોઈ વડે વીંધી, જળ કાઢી નાખી, વ્રણને ઘીથી અને બળદના માંસના ચૂર્ણથી પૂરવો. જો અજકાજાતનું મોઢું ઊંચું થઈ ગયું હોય, તો તેને શસ્ત્ર વડે વારંવાર ખોતરવું. ૧૨

सशोफश्चाप्यशोफश्च द्वौ पाकौ यौ प्रकीर्तितौ ।
स्नेहस्वेदोपपन्नस्य तत्र विद्ध्वा शिरां भिषक् ॥
सेकाश्च्योतननस्यानि पुटपाकांश्च कारयेत् ॥
सर्वतश्चापि शुद्धस्य कर्तव्यमिदमञ्जनम् ।
ताम्रपात्रस्थितं मासं सर्पिःसैन्धवसंयुतम् ॥
मैरेयं वापि दध्येवं दध्युत्तरकमेव च ।
घृतं कांस्यमलोपेतं स्तन्यं वापि ससैन्धवम् ॥
मधूकसारं मधुना तुल्यांशं गैरिकेण वा ।
सर्पिःसैन्धवताम्राणि योषित्स्तन्ययुतानि च ॥
दाडिमारेवतारमन्तकोलाम्लैश्च ससैन्धवाम् ।
रसक्रियां वा वितरेत्सम्यक्पाकजिघांसया ॥
मासं सैन्धवसंयुक्तं स्थितं सर्पिषि नागरम् ।
आश्च्योतनाञ्जनं योज्यमबलाक्षीरसंयुतम् ॥
जात्याः पुष्पं सैन्धवं शृङ्गवेरं
कृष्णाबीजं कीटशत्रोश्च सारम् ।
एतत्पिष्टं नेत्रपाकेऽञ्जनार्थं
क्षौद्रोपेतं निर्विशङ्कं प्रयोज्यम् ॥१३॥

### સશોફપાક અને અશોફપાકની ચિકિત્સા

સશોફપાક અને અશોફપાક નામના જે બે નેત્રરોગો કહેનામાં આવ્યા છે, તેઓમાંથી કોઈ થયેલ હોય, તો વૈદ્યે રોગીને સારી રીતે સ્નેહન તથા સ્વેદન આપી, શિરાને વીંધી, લોહી કાઢી, સિંચનો તથા આશ્ચ્યોતનો કરવાં, નસ્યો દેવાં અને પુટપાકો પણ કરવા. રોગીને સઘળી રીતે શુદ્ધ કરી નીચે પ્રમાણે અંજનોની યોજના કરવી.

એક મહિના સુધી તાંબાના વાસણમાં રાખી મૂકેલા ઘીને સૈંધવથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા એક મહિના સુધી તાંબાના વાસણમાં રાખેલા મૈરેયને (સુરા અને આસવનો એકઠો આથો મૈરેય કહેવાય, તેને) સૈંધવથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા એક મહિના સુધી તાંબાના વાસણમાં રાખી મૂકેલા દહીંને સૈંધવથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા એક મહિના સુધી તાંબાના વાસણમાં રાખી મૂકેલી દહીંની તરને સૈંધવથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા એક મહિના સુધી તાંબાના વાસણ-માં રાખી મૂકેલા ઘીને કાંસાના મેલથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા સ્ત્રીના દૂધને સૈંધવથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા મહુડાના સારને તેના જેટલા જ સોનાગેરુથી મિશ્ર કરી મધમાં કાલવી તેનું અંજન કરવું અથવા ઘી, સૈંધવ અને તાંબાને સ્ત્રીના દૂધથી મિશ્ર કરી તેનું અંજન કરવું અથવા દાડમ, ગરમાળો, આસોંદરો અને બોરના રસમાં સૈંધવ નાખી—પકવી, રસક્રિયા કરીને તેનું અંજન કરવું. આ રસક્રિયાના અંજનથી પાક સારી પેઠે મટી જાય છે.

એક મહિના સુધી સૈંધવ સાથે ઘીમાં રાખી મૂકેલી સૂંઠને સ્ત્રીના દૂધમાં વાટી તેનાં ટીપાં નાખવાં અને તેનું અંજન પણ કરવું. જાઈનું ફૂલ, સૈંધવ, સૂંઠ, પીપરનાં બીજ અને વાવડિંગના સારને મધમાં વાટી તેનું સશોફપાક તથા અશોફપાક ઉપર નિઃશંક રીતે અંજન કરવું. ૧૩

पूयालसे शोणितमोक्षणं च
हितं तथैवाप्युपनाहनं च ।

(આ લેખ્યાંજન કહેવાય છે આ અંજન બીજા નેત્રરોગો ઉપર પણ હિતકારી થાય છે) કૂકડીના ઈંડાનાં ખોપરા, લસણ, સૂંઠ, મરી, પીપર, કરંજના બીજ અને એલચીનું અંજન પણ અર્જુન ઉપર હિતકારી થાય છે (આ અંજન પણ લેખ્યાંજન કહેવાય છે) લોહીના સ્ત્રાવણથી માંડી પુટપાક સુધીનો વિધિ, કે જે અભિષ્યંદનો નાશ કરનાર છે, તે સઘળા વિધિની યોજના કર્યા પછી જરૂર જણાય, તો આ બે લેખ્યાંજનોમાંથી કોઈ પણ લેખ્યાંજનની યોજના કરવી ૧૦

अनेनापहरेच्छुक्रमव्रणं कुशलो भिषक् ।
उत्तानमवगाढं वा कर्कशं वापि सव्रणम् ॥
शिरीषबीजमरिचपिप्पलीसैन्धवैरपि ।
शुक्रस्य घर्षणं कार्यमथवा सैन्धवेन तु ॥
कुर्यात्ताम्ररजः शङ्खशिलामरिचसैन्धवैः ।
अन्त्याद्द्विगुणितैरेभिरञ्जनं शुक्रनाशनम् ॥
कुर्यादञ्जनयोगौ वा सम्यक्श्लोकार्द्धकाविमौ ।
शङ्खकोलास्थिकतकद्राक्षामधुकमाक्षिकैः ॥
क्षौद्रदन्तार्णवमलशिरीषकुसुमैरपि ।
क्षाराञ्जनं वा वितरेद् बलासग्रथितापहम् ॥
मुद्गान्वा निस्तुषान्भृष्टाञ्शङ्खक्षौद्रसितायुतान् ।
मधूकसारं मधुना योजयेच्चाञ्जने सदा ॥
बिभीतकास्थिमज्जा वा सक्षौद्रः शुक्रनाशनः ।
शङ्खशुक्तिमधुद्राक्षामधूककतकानि च ॥
द्वित्वग्गते सशूले वा वातघ्नं तर्पणं हितम् ।
वंशारुष्करौ तालं नारिकेलं च दाहयेत् ॥
विस्राव्य क्षारवच्चूर्णं भावयेत्करभास्थिजम् ।
बहुशोऽञ्जनमेतत्स्याच्छुक्रवैवर्ण्यनाशनम् ॥११॥

અવ્રણશુક્ર તથા સવ્રણશુક્રની ચિકિત્સા

અવ્રણશુક્ર થયેલ હોય, તો પ્રવીણ વૈદ્યે લોહીના સ્ત્રાવણથી માંડી પુટપાક સુધીના સઘળા વિધિની યોજના કર્યા પછી ઉપર કહેલ લેખ્યાંજનથી જ તે અવ્રણશુક્ર મટાડવું (આ રોગ શસ્ત્રક્રિયાને લાયક નથી) સવ્રણશુક્ર કે જે અસાધ્ય છે, જો એક પટલમાં કે બે પટલમાં રહેલ હોય અને ખરસટ હોય, તો તેની પણ અવ્રણશુક્રની ચિકિત્સા પ્રમાણે જ ચિકિત્સા કરવી (સવ્રણ શુક્ર ખરસટ હોય, તે સમયમાં તેની લેખ્યાંજનરૂપ ચિકિત્સા કર્યા પછી સંતર્પણરૂપ ચિકિત્સા કરવી)

સરસડિયાંના બીજ, મરી, પીપર અને સૈંધવના ચૂર્ણથી અથવા એકલા સૈંધવના ચૂર્ણથી ફૂલાને ઘસવું

સૈંધવથી બમણાં મરી, મરીથી બમણું મણશીલ, મણશીલથી બમણો શંખ અને શંખથી બમણા તામ્રચૂર્ણનું અંજન કરવાથી ફૂલું મટી જાય છે શંખ, બોરનો ઠળિયો, નિર્મળી, દ્રાક્ષ, જેઠીમધ અને મધના અંજનથી ફૂલું મટી જાય છે મધ, ગાય વગેરેના દાંત, સમુદ્રફીણ અને સરસડિયાના ફૂલનું અંજન કરવાથી ફૂલું મટી જાય છે ગયા અધ્યાયના પમા વિષય માં બલાસગ્રથિતની ચિકિત્સામાં જે ક્ષારાંજન કહેવામાં આવ્યું છે, તે અંજનથી પણ ફૂલું મટી જાય છે શેકેલા ફોતરાવગરના મગ, શંખ, મધ અને સાકરનું અથવા મહુડાનો સાર તથા મધનું નિત્ય અંજન આંજવાથી ફૂલું મટી જાય છે બહેડાના ઠળિયાની મજ્જા અને મધના અંજનથી ફૂલું મટી જાય છે શંખ, છીપ, મધ, દ્રાક્ષ, જેઠીમધ અને નિર્મળીનું અંજન કરવાથી પણ ફૂલું મટી જાય છે

જો ફૂલું બે પટલમાં રહેલું કે શૂળવાળું હોય, તો વાયુને હણનાર દ્રવ્યોના ક્વાથાદિથી નેત્રોનું તર્પણ કરવું હિતકારી થાય છે

વાંસના અંકુર, પાકા ભિલામાંના ઠળિયા, તાડ અને નાળિયેરને બાળી તે ભસ્મને, ક્ષારની પેઠે સ્ત્રવવી તે ક્ષારોદકની સાત દિવસ સુધી ઊંટના હાડકાના ચૂર્ણને ભાવના દેવી આ ચૂર્ણને મધથી ખરડેલી આંગળી વડે અથવા સળી વડે લઈ તેથી ફૂલાને વારંવાર ઘસવું અને

### પ્રક્લિન્નવર્ત્મની ચિકિત્સા

અપરિક્લિન્નવર્ત્મની ચિકિત્સામાં ઉપર જે જે યોગો કહ્યા, તેમાં જેટલા યોગો કફને હરનારા છે, એટલા યોગો પ્રક્લિન્નવર્ત્મ ઉપર કરવા; કારણ કે પ્રક્લિન્નવર્ત્મ કફથી થાય છે. પ્રક્લિન્નવર્ત્મની વિશેષ ચિકિત્સા આ છે, કે કાજળ અને મોરથૂથાને તાંબાનાં ઠળિયા ઉપર ઘસી ઘીમાં મિશ્ર કરી આંજવાં. (ગયા અધ્યાયનો ૭મો વિષય જુઓ.) ૧૯

## અધ્યાય ૧૩મો

अथातो लेख्यरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'લેખ્યરોગપ્રતિષેધ[1]' એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

नव येऽभिहिता लेख्याः सामान्यस्तेष्वयं विधिः ।
स्निग्धवान्तविरिक्तस्य निवातातपसद्मनि ॥
सुखोदकप्रतप्तेन वाससा सुसमाहितः ।
स्वेदयेद्वर्त्म निर्भुज्य वामाङ्गुष्ठाङ्गुलिस्थितम् ॥
अङ्गुल्यङ्गुष्ठकाभ्यां तु निर्भुग्नं वर्त्म यत्नतः ।
प्लोतान्तरीकृतं नैव चलति स्रंसतेऽपि वा ॥
ततः प्रमृज्य प्लोतेन वर्त्म शस्त्रपदाङ्कितम् ।
लिखेच्छस्त्रेण पत्रैर्वा ततो रक्ते स्थिते पुनः ॥
स्विन्नं मनोज्ञाकासीसव्योषाञ्जनकसैन्धवैः ॥
श्लक्ष्णपिष्टैः समाक्षीकैः प्रतिसार्योष्णवारिणा ।
प्रक्षाल्य हविषा सिक्तं व्रणवत्समुपाचरेत् ॥
स्वेदावपीडप्रभृतींस्त्र्यहादूर्ध्वं प्रयोजयेत् ।
व्यासतस्ते समुद्दिष्टं विधानं लेख्यकर्मणि ॥२॥

### નવ લેખ્ય નેત્રરોગોની સામાન્ય ચિકિત્સા

આ તંત્રના ૮મા અધ્યાયના ૫મા વિષયમાં લેખન નામની શસ્ત્રક્રિયાને લાયક જે નવ નેત્રરોગો કહ્યા છે, તે સઘળાઓની નીચે પ્રમાણે સામાન્ય ચિકિત્સા છે:

જેને લેખ્ય રોગોમાંનો કોઈ પણ રોગ થયેલ હોય, તે રોગીને સ્નેહન, સ્વેદન, વમન તથા વિરેચન નામની ક્રિયાઓથી શુદ્ધ કરી, પવન તથા તડકાવગરના ઘરમાં રખાવી, નેત્રને પીડા ન થાય, એ રીતે ડાબા અંગૂઠાથી તથા આંગળીથી તેની પાંપણોને ઉથલાવી, સહેવાઈ શકે તેવા ગરમ પાણીથી તપાવેલા વસ્ત્ર વડે તે પાંપણોનું સ્વેદન કરવું. ઝીણા પાટાથી વીંટેલા અંગૂઠા વડે તથા તેવા જ પાટાથી વીંટેલી આંગળી વડે પાંપણને ઉથલાવવાથી તે ચલિત પણ ન થાય અને પડે પણ નહિ. એવી રીતે યત્નપૂર્વક સ્વેદન કરી, વસ્ત્રના પોતાથી સાફ કરી, શસ્ત્ર વડે ટાંચા દેવા હોય તો ટાંચા દઈ, ભેદન કરવું હોય તો ભેદન કરી અને છેદન કરવું હોય તો છેદન કરી, તે પછી તે પાંપણનું શસ્ત્રથી અથવા ભોંપાથરી (ગલજીભી) વગેરેનાં પાંદડાંથી લેખન કરવું. પછી લોહી બંધ થાય ત્યારે મણશીલ, હીરાકસી, સૂંઠ, મરી, પીપર, રસવંતી તથા સૈંધવને ઝીણાં વાટી મધમાં મિશ્ર કરી, તેથી ઘસી તથા ઊના પાણીથી ધોઈ, ઘીથી સિંચન કરી સાત દિવસો સુધી સદ્યોવ્રણ પેઠે તેના પર ઉપચારો કરવા અને સાત દિવસ પછી શારીરવ્રણ પેઠે તેના પર ઉપચારો કરવા. (ચિકિત્સાસ્થાનનો પહેલો તથા બીજો અધ્યાય જુઓ.) ત્રણ દિવસ પછી સ્વેદન તથા અવપીડન નસ્ય વગેરે ઉપચારો કરવા. લેખન કરવા યોગ્ય રોગોના વિષયમાં જે સ્વેદન તથા અવપીડન નસ્ય

[1] લેખન કરવા (ઉખેડવા–ખોતરવા) યોગ્ય નેત્રરોગોની ચિકિત્સાના વિષયનો. જો કે આ તંત્રના આઠમા અધ્યાયમાં કહેલા ક્રમ પ્રમાણે છેદ્યરોગોની ચિકિત્સા કહ્યા પછી લેખ્યરોગોની ચિકિત્સા કહેવી જોઈએ, તો પણ છેદ્યાદિક રોગોમાં પણ છેલ્લે લેખનનો ઉપયોગ છે; માટે લેખ્યરોગોની ચિકિત્સા પ્રથમ કહેલી છે.

क्रमघ्नो विधिश्चेक्षणपाकघाती
यथाविधानं भिषजा प्रयोज्यः ॥
कासीससिन्धुप्रभवार्द्रकैस्तु
हितं भवेदञ्जनमेव चात्र ।
क्षौद्रान्वितैरेभिरथोपयुञ्ज्या-
दन्यत्तु ताम्रायसचूर्णयुक्तैः ॥१४॥

## પૂયાલસની ચિકિત્સા

પૂયાલસ થયેલ હોય, તો વૈદે સ્નેહન તથા સ્વેદન કરી લોહીનું સ્રાવણ કરવું; દોષોનું હરણ કરનારાં અને નેત્રોનું હિત કરનારાં દ્રવ્યોનો લેપ કરવો અથવા તે દ્રવ્યોની ઊની લુગદી મૂકી પાટો બાંધવો અને સંશોધન કર્યા પછી ઉપર સશોફપાકની તથા અશોફપાકની જે ચિકિત્સા કહેલી છે, તે પણ કરવી. હીરાકસી, સૈંધવ અને આદાને મધમાં મિશ્ર કરી આંજવાં અથવા તાંબાનું ચૂર્ણ, લોઢાનું ચૂર્ણ અને મધ મિશ્ર કરી આંજવાં. ૧૪

स्नेहादिना सम्यगपास्य दोषां-
स्तृप्तं विधायाथ यथास्वमेव ।
अक्लिन्नवर्त्मानमुपक्रमेत
सेकाञ्जनाश्च्योतननस्यधूमैः ॥
मुस्ताहरिद्रामधुकप्रियङ्गु-
सिद्धार्थरोध्रोत्पलसारिवाभिः ।
क्षुण्णाभिराश्च्योतनमेव कार्य-
मत्राञ्जनं चाञ्जनमाक्षिकं स्यात् ॥
पत्रं फलं चामलकस्य पक्त्वा
क्रियां विदध्यादथवाञ्जनार्थे ।
वंशस्य मूलेन रसक्रियां वा
वर्तीकृतां ताम्रकपालपक्वाम् ॥
रसक्रियां वा त्रिफलाविपक्वां
पलाशपुष्पैः खरमञ्जर्या वा ।
पिष्ट्वा छगल्याः पयसा मलं वा
कांस्यस्य दग्ध्वा सह तान्तवेन ॥
प्रत्यञ्जनं तन्मरिचैरुपेतं
चूर्णेन ताम्रस्य सहोपयोज्यम् ।
समुद्रफेनं लवणोत्तमं च
शङ्खोऽथ मुद्गो मरिचं च शुक्लम् ॥
चूर्णाञ्जनं योज्यमथापि कण्डू-
मक्लिन्नवर्त्मन्युपहन्ति शीघ्रम् ॥१५॥

## અપરિક્લિન્નવર્ત્મની ચિકિત્સા

અપરિક્લિન્નવર્ત્મ થયેલ હોય, તો સ્નેહન આદિ ક્રિયાઓથી સારી રીતે દોષોનું નિર્હરણ કરી, દોષો પ્રમાણે નેત્રોનું તર્પણ કરી પછી સિંચનો કરવાં, અંજનો આંજવાં, આશ્ચ્યોતનો કરવાં, નસ્યો દેવાં અને ધૂમપાન કરાવવાં. મોથ, હળદર, જેઠીમધ, ઘઉંલાં, સરસવ, લોધર અને ઉપલસરીને કૂટી સ્વરસ કાઢીને તે સ્વરસનું આશ્ચ્યોતન કરવું. રસવંતી અને મધનું અંજન કરવું અથવા આમળીનાં ફળો તથા ફૂલોનો ક્વાથ કરી, તેની રસક્રિયા કરીને તેનું અંજન કરવું અથવા વાંસનાં મૂળોના રસને તાંબાનાં કડાયામાં પકવી રસક્રિયા કરી વાટ બનાવી તેનું અંજન કરવું અથવા ત્રિફળાના, ખાખરાનાં ફૂલોના કે અઘેડાના ક્વાથને પકવી રસક્રિયા કરી, વાટ બનાવી તેનું અંજન કરવું. તીક્ષ્ણ અંજનોથી દુર્બળ થયેલાં નેત્રોનું આશ્વાસન કરવા માટે કાંસાના મેલને કપાસના વસ્ત્ર સાથે બાળી સફેદ મરી અને તાંબાનાં ચૂર્ણ સાથે બકરીના દૂધમાં વાટી તેનું પ્રત્યંજન કરવું. (દોષો શાંત થયા પછી પાછળથી જે અંજન આંજવામાં આવે, તે પ્રત્યંજન કહેવાય છે.) સમુદ્રફીણ, સૈંધવ, શંખ, મગ અને સફેદ મરીનું ચૂર્ણ આંજવામાં આવે, તો તે ચૂર્ણ, અપરિક્લિન્નવર્ત્મની ચળનો તુરત નાશ કરે છે. ૧૫

प्रक्लिन्नवर्त्मन्यपि चैत एव
योगाः प्रयोज्याश्च समीक्ष्य दोषान् ।
सकज्जलं ताम्रघटे च घृष्टं
सर्पिर्युतं तुत्थकमञ्जनं च ॥ १६ ॥

तरुणीश्चाल्पसंरम्भाः पिडका बाह्यवर्त्मजाः ।
लिखित्वैताः प्रशमयेत्स्वेदालेपनशोधनैः ॥१०॥

### પાંપણની ફોડલીઓની સ્થિતિ પ્રમાણે કેવળ લેખન

પાંપણોમાં જે ફોડલીઓ કાચી હોય, થોડા સોજાવાળી હોય અને બહારના ભાગમાં થયેલી હોય, તેઓનું ફક્ત લેખન કરી સ્વેદનોથી, લેપનોથી તથા શોધનોથી શમન કરવું. ૧૦

## અધ્યાય ૧૪મો

अथातो भेद्यरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ભેદ્યરોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

स्वेदयित्वा बिसग्रन्थिं छिद्राण्यस्य निराश्रयम् ।
पक्वं भित्त्वा तु शस्त्रेण सैन्धवेनावचूर्णयेत् ॥
कासीसमागधीपुष्पनैपाल्येलायुतेन तु ।
ततः क्षौद्रघृतं दत्वा सम्यग्बन्धमुपाचरेत् ॥२॥

### બિસવર્ત્મની ચિકિત્સા

બિસવર્ત્મ થયેલ હોય, તો તે પાકે ત્યારે તેને સ્વેદન આપી તેનાં છિદ્રોને તેઓની અંદર પરુની ગતિ જરા પણ ન રહે, એ રીતે શસ્ત્ર વડે ભેદવાં. ભેદ્યા પછી હીરાકસી, પીપર, જસતનાં ફૂલ, મણશીલ અને એલચીથી મિશ્ર કરેલું સૈંધવ ઘસવું; પછી સાંધવા માટે મધ તથા ઘી લગાવી યોગ્ય રીતે પાટો બાંધવો. ૨

रोचनाक्षारतुत्थानि पिप्पल्यः क्षौद्रमेव च ।
प्रतिसारणमेकैकं भिन्ने लगण इष्यते ॥
महत्यपि च युञ्जीत क्षाराग्नी विधिकोविदः ॥३॥

[1] આ તંત્રના ૮મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં કહેલા પાંચ ભેદ્ય નેત્રરોગોની ચિકિત્સા વિષેનો.

### લગણની ચિકિત્સા

લગણ થયેલ હોય, તો વિધિ જાણનારા વૈદ્યે પ્રથમ શસ્ત્ર વડે તેને ભેદીને પછી તેના ઉપર જુદું જુદું ગોરોચનાનું, જવખારનું મોરથૂથુનું અને પીપરનું ચૂર્ણ અને મધ ઘસવું.

મોટો લગણ થયેલ હોય, તો તેને શસ્ત્ર વડે ભેદીને તેના ઉપર ક્ષારનો અને અગ્નિનો પ્રયોગ કરવો. (તે પછી તુરત જ ક્ષાર તથા અગ્નિથી બાળેલા વ્રણના જેવી ચિચિત્સા કરવી અને તે પછી સામાન્ય વ્રણના જેવી ચિકિત્સા કરવી.)૩

स्विन्नां भिन्नां विनिष्पीड्य भिषगञ्जननामिकाम् ।
शिलैलानतसिन्धूत्थैः सक्षौद्रैः प्रतिसारयेत् ॥
रसाञ्जनमधुभ्यां वा भिन्नां वा शस्त्रकर्मवित् ।
प्रतिसार्याञ्जनैर्युञ्ज्यादुष्णैर्दीपशिखोद्भवैः ॥४॥

### અંજનિકાની ચિકિત્સા

અંજનિકા જો પોતાની મેળે ભેદાયેલી હોય, તો તેને સ્વેદન આપી, દબાવી દોષને કાઢી નાખી પછી તેના ઉપર મણશીલ, એલચી, તગર તથા સૈંધવને મધમાં મિશ્ર કરી ઘસવાં. અંજનિકા જો પોતાની મેળે ભેદાયેલી ન હોય, તો શસ્ત્રકર્મ જાણનારા વૈદ્યે શસ્ત્ર વડે તેને ભેદી તેના ઉપર મધમાં વાટેલી રસવંતી ઘસવી અને પછી દીવાની જ્વાળાથી ઉત્પન્ન થયેલું ઊનું કાજળ લગાવવું.૪

सम्यक्स्विन्ने कृमिग्रन्थौ भिन्ने स्यात्प्रतिसारणम् ।
त्रिफलातुत्थकासीससैन्धवैस्तु रसक्रिया ॥५॥

### કૃમિગ્રંથિની ચિકિત્સા

કૃમિગ્રંથિ થયેલ હોય, તો તેને સારી રીતે સ્વેદન આપી શસ્ત્ર વડે ભેદીને તેના ઉપર ત્રિફળા, મોરથૂથુ, હીરાકસી અને સૈંધવની રસક્રિયા-(પકવીને કરેલા મલમ) થી ઘસવું. ૫

भित्त्वोपनाहं कफजं पिप्पलीमधुसैन्धवैः ।
लेखयेन्मण्डलाग्रेण समन्तात् प्रच्छयेदपि ॥
… पत्रभङ्गैश्च स्वेदयेच्च यथासुखम् ॥६॥

વગેરે દેવાં જોઈએ, તેઓનું વિધાન ચિકિત્સા-સ્થાનમાં વિસ્તારથી કહેવામાં આવ્યું છે; માટે અહીં વિસ્તારથી નહિ કહેતાં સંક્ષેપથી કહ્યું છે. ૨

असृगास्रावरहितं कण्डूशोफविवर्जितम् ।
समं नखनिभं वर्त्म लिखितं सम्यगिष्यते ॥३॥

### પાંપણના લેખનનો સમ્યગ્યોગ થયાનાં લક્ષણો

જે પાંપણ લોહીના સ્રાવથી રહિત, ખરજ તથા સોજાથી રહિત, નીચા તથા ઊંચાપણાથી રહિત અને નખ જેવા દેખાવવાળી થઈ જાય, તો લેખનનો સમ્યગ્યોગ થયો જાણવો. (સમ્યગ્યોગ થયા પછી જ વ્રણની પેઠે ઉપચારો કરવા.) ૩

रक्तमक्षि स्रवेत्स्कन्नं क्षतान्छस्त्रकृतादृशुवम् ।
रागशोफपरिस्रावास्तिमिरं व्याध्यनिर्जयः ।
वर्त्म श्यावं गुरु स्तब्धं कण्डूहर्षोपदेहवत् ॥
नेत्रपाकमुदीर्णं वा कुर्वीताप्रतिकारिणः ।
एतद्दुर्लिखितं ज्ञेयं स्वेदयित्वा पुनर्लिखेत् ॥४॥

### પાંપણના લેખનનો દુર્યોગ થયાનાં લક્ષણો તથા ચિકિત્સા

જો આંખ રાતી થઈ જાય, શસ્ત્ર વડે થયેલા ક્ષતમાંથી જામેલા લોહીનો સ્રાવ થાય, સોજો થાય, જળનો સ્રાવ થયા કરે, તિમિર થાય, વ્યાધિ શાંત ન થાય અને પાંપણ કાળાશવાળી, ભારે, સ્તબ્ધ, ખરજવાળી, ઊપસેલી તથા મેલથી ખરડાયેલી રહે, તો જાણવું કે લેખનનો દુર્યોગ થયો છે. જેના લેખનનો દુર્યોગ થયો હોય, તે પાંપણની ચિકિત્સા કરવામાં આવે નહિ, તો આંખો અત્યંત પાકી જાય છે. આ પ્રમાણે લેખનક્રિયાનો દુર્યોગ થયો હોય, તો ફરીવાર સ્વેદન કરી લેખન કરવું. ૪

व्यावर्त्तते यदा वर्त्म पक्ष्म चापि विमुञ्चति ।
स्यात्सरुक्स्रावभूयिष्ठं तदतिस्रावितं विदुः ॥
स्नेहस्वेदादिरिष्टः स्यात्क्रमस्तत्रानिलापहः ॥५॥

### પાંપણના લેખનના અતિયોગનાં લક્ષણો તથા ચિકિત્સા

જો પાંપણ ઊથલી પડે, વેદના થયા કરે, ઘણો સ્રાવ થયા કરે અને પાંપણ ઉપરના વાળ ખરી પડતા હોય, તો જાણવું કે લેખનનો અતિયોગ થયો છે. આ પ્રમાણે અતિયોગ થયો હોય, તો વાયુનો નાશ કરનારી સ્નેહન તથા સ્વેદન આદિ ચિકિત્સા કરવી. (સ્વેદન આદિ ચિકિત્સાથી વાયુ જીતીને પછી વ્રણની પેઠે ઉપચારો કરવા.) ૫

वर्त्मावबन्धं क्लिष्टं च बहुलं यच्च कीर्त्तितम् ।
पोथकीं चाप्यवलिखेत्प्रच्छयित्वाग्रतः शनैः ॥६॥

### નવ રોગોમાંના ચાર રોગોમાં લેખન ક્યારે?

વર્ત્માવબંધ, ક્લિષ્ટવર્ત્મ, બહલવર્ત્મ અને પોથકી એ ચાર રોગોમાં પ્રથમ શસ્ત્ર વડે ધીરેધીરે ટોચી પછી લેખન કરવું. ૬

समं लिखेत्तु मेधावी श्यावकर्दमवर्त्मनी ॥ ७ ॥

### નવ રોગોમાંના બે રોગોમાં ફક્ત લેખન જ

બુદ્ધિમાન વૈદ્યે શ્યાવવર્ત્મ અને કર્દમવર્ત્મ, એ બે રોગોમાં ફક્ત સમ રીતે લેખન જ કરવું, પણ પ્રથમ ટોચા, છેદન કે ભેદન કરવું નહિ. ૭

कुम्भीकिनीं शर्करां च तथैवोत्सङ्गिनीमपि ।
कर्त्तयित्वा तु शस्त्रेण लिखेत्पश्चादतन्द्रितः ॥८॥

### નવ રોગોમાંના ત્રણ રોગોમાં લેખન ક્યારે?

કુંભિકા, વર્ત્મશર્કરા અને ઉત્સંગિની એ ત્રણ રોગોમાં વૈદ્યે આળસરહિત થઈ પ્રથમ શસ્ત્ર વડે છેદન કરી પછી લેખન કરવું. ૮

भवेयुर्वर्त्मसु च याः पिडकाः कठिना भृशम् ।
ह्रस्वास्ताम्राश्च ताः पक्का भिन्द्याद्भिन्ना लिखेदपि ॥९॥

### પાંપણની ફોડલીઓનું લેખન ક્યારે?

પાંપણોમાં જે ફોડલીઓ અત્યંત કઠણ, નાની તથા રાતી હોય, તેઓને પાક્યા પછી શસ્ત્ર વડે ભેદવી અને ભેદ્યા પછી તેઓનું લેખન પણ કરવું. ૯

અર્મ થયેલ હોય, તે રોગીને સ્નેહનસ્વેદનાદિક ક્રમથી શુદ્ધ કરી, સ્નિગ્ધ અન્ન જમાડી, યત્નપૂર્વક બેસાડી, વૈદ્યે તેના નેત્રને સારી રીતે સ્વેદન આપી સૈંધવ( અથવા બિજોરાના રસસહિત સૈંધવ )નું ચૂર્ણ આંજીને ચોળાવવાથી સારી પેઠે ક્ષુબ્ધ કરી નેત્રની અણી તરફ નજર કરાવવી અને તે નજર કરતાં, જે પ્રદેશમાં માંસની કરચલી વળે, તે પ્રદેશના માંસમાં બડિશમુખ નામનું યંત્ર યોજીને અથવા જેમાં દોરો પરોવેલો હોય, એવી સોઈ યોજીને અથવા સમાણીથી પકડ કરીને તે રોગરૂપ માંસને ઉચકાવવું. ઉચકાવતી વખતે ઉતાવળ ન કરવી અને અત્યંત ઊંચું પણ કરવું નહીં; કેમ કે ઉતાવળ કરવામાં આવે, અથવા અત્યંત ઊંચું કરવામાં આવે, તો માંસ તૂટી જાય છે. પછી ડોળામાં શસ્ત્ર ઘોંચાઈ જવાની બીકથી રોગીની પાંપણોને મજબૂત રીતે પકડાવી રાખવી, કે જેથી શસ્ત્રપ્રયોગના સમયમાં મિચાય જ નહીં. પછી ઉંચકાવવાથી શિથિલ થયેલા તે માંસના એક ચતુર્થાંશને આંખમાં ચોટેલો જ રહેવા દઈ બાકીના ત્રણ ભાગોને જ ખેંચી લાંબા કરી પેલા ચતુર્થાંશને મંડલાગ્ર નામના તીક્ષ્ણ શસ્ત્ર વડે ઉખેડીને સઘળા કાળા તથા ધોળા ડોળામાંથી છૂટો પાડવો; એ રીતે એ ચતુર્થાંશને છૂટો પાડી કીકીની સમીપમાં લઈ જઈને પેલા લાંબા કરેલા ત્રણ ભાગોને મંડલાગ્રથી જ કાપી નાખવા; તેમાં એવી સંભાળ રાખવી કે માંસનું છેદન કીકીની અત્યંત સમીપમાં ન થાય. ચોથા ભાગનું માંસ કીકીની સમીપમાં રાખી દેવાથી કીકીને કોઈ જાતની હરકત થતી નથી. જો ચોથા ભાગનું માંસ ન રહેવા દેવામાં આવે, તો કીકીને નુકસાન થાય છે; કીકીને નુકસાન થવાથી લોહી નીકળે છે, નાડીવ્રણ થાય છે અને વેદના પણ થાય છે; એ માંસને ચોથા ભાગ કરતાં ઓછું બાકી રહેવા દેવાથી કીકીને નુકસાન થાય છે અને ત્રણ ભાગ કરતાં ઓછું કાપવામાં આવે, તો તે માંસ પાછું તરત જ વધી જાય છે[1]. પાંપણની સમીપમાં તથા ધોળા ડોળામાં જે અર્મ માછલાં પકડવાની જાળની પેઠે વ્યાપી રહ્યું હોય—અર્થાત્ જેની કરચલી ન વળે એવું હોય, તેને પણ સૈંધવના ચૂર્ણથી ઘસી, પોચું પાડી બડિશમુખ નામના યંત્રની યોજનાથી લાંબું કરીને વાંકા મંડલાગ્ર શસ્ત્ર વડે કાપી નાખવું. પછી નેત્રમાં જાર કે જવખાર ? સૂંઠ, મરી, પીપર તથા સૈંધવના ચૂર્ણથી પ્રતિસારણ કરી, યોગ્ય રીતે સ્વેદન આપી તથા સ્નેહની યોજના કરી અને ઉપર ત્રિફળા, લોધર તથા ચંદન વગેરે કષાય દ્રવ્યોના કલ્કની થેપલી મૂકી યોગ્ય પ્રકારનો પાટો બાંધવો. દેશ, ઋતુ, સામર્થ્ય તથા કાળને જાણનારા પ્રવીણ વૈદ્યે તે પછી વ્રણની પેઠે શોધન તથા રોપણ વગેરે વિધાન કરવું. પહેલો પાટો ત્રણ દિવસ પછી છોડીને અગ્નિથી તપાવેલી હથેળીથી સ્વેદન આપી શોધન કરવું.

જો શૂળ થતું હોય તો કરંજનાં બીજ, આમળાં અને જેઠીમધથી પકવેલ દૂધને મધમાં મિશ્ર કરી તેનું દિવસમાં બેવાર આશ્ચ્યોતન કરવું અને જેઠીમધ, નીલકમળ, કમળના કેસરા અને દૂર્વાને દૂધમાં વાટી લેપ કરવો હિતકારી થાય છે.

શસ્ત્રકર્મ કર્યા પછી જો અર્મ ચોથા ભાગ કરતાં વધારે બાકી રહી ગયું હોય, તો આ તંત્રના ૧૨મા અધ્યાયના દસમા વિષયમાં કહેલાં લેખ્યાંજનોથી તેને દૂર કરવું.

જો પાંચ પ્રકારનાં અર્મોમાંનું કોઈ પણ અર્મ અવિસ્તીર્ણ કે પાતળું હોય, તો શસ્ત્રક્રિયા ન કરતાં ફૂલાની ચિકિત્સા જેવી તેની ચિકિત્સા કરવી ( લેખ્યાંજનો આંજવાં ); પરંતુ જો અર્મ

૧ અતિયોગનાં અને હીનયોગનાં આ લક્ષણો ટળ્યાં ...સ સમજવું.

### શ્લેષ્મોપનાહની ચિકિત્સા

શ્લેષ્મોપનાહ થયેલ હોય, તો તેને સ્વેદન આપી વ્રીહિમુખ નામના શસ્ત્રથી ભેદીને મંડલાગ્ર નામના શસ્ત્રથી લેખન કરવું અને ચોમેર ટાંચા પણ દેવા. પછી પીપર, મધ અને સેંધવને મિશ્ર કરી, તેથી ઘસવું અને સ્નિગ્ધ કરી પાંદડાં વડે (રોગીને સુખ થાય એ રીતે સ્વેદન પણ કરવું.) ૬

आपाकाद्विधिनोक्तेन पञ्च मेधानुपाचरेत् ।
सर्वेष्वेतेषु विहितं विधानं स्वेदपूर्वकम् ॥
सम्यक्वे प्रयतो भूत्वा कुर्वीत व्रणरोपणम् ॥७॥

### પાંચ રોગોની ચિકિત્સાની સમજણ

ઉપર કહેલા પાંચ રોગો જ્યાંસુધી પાક્યા ન હોય, ત્યાં સુધી ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં સોજા માટે કહેલી અપતર્પણ આદિ ચિકિત્સા કરવી; તેમ જ સ્નેહન, સ્વેદન રુધિરસ્રાવણ અને વિરેચન આદિ વિધાન પણ એ સઘળાઓમાં કરવું. એ રોગો પાકે, ત્યારે સાવધાન રહી શસ્ત્ર વડે ભેદી પછી વ્રણોને રુઝાવવા. ૭

## અધ્યાય ૧૫ મો

अथातश्छेद्यरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવા ઉપરથી 'છેદ્યરોગ-પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

स्निग्धं भुक्तवतो ह्यन्नमुपविष्टस्य यन्त्रित ।
संरोपयेत्तु नयनं भिषक्चूर्णैस्तु लावणैः ॥
ततः संरोपितं तूर्णं सुस्विन्नं परिघट्टितम् ।
अर्म यत्र वलीजातं तत्रैतल्लगयेद्भिषक् ॥
अपाङ्गं प्रेक्षमाणस्य बडिशेन समाहितः ।
मुचुण्ड्याऽऽगृह्य मेधावी सूचीसूत्रेण वा पुनः ॥
न चोत्थापयता क्षिप्रं कार्यमभ्युन्नतं तु तत् ।
शस्त्रपातभयाच्चास्य वर्त्मनी ग्राहयेद्दृढम् ॥
ततः प्रशिथिलीभूतं त्रिभिरेव विलम्बितम् ।
उल्लिखन्मण्डलाग्रेण तीक्ष्णेन परिशोधयेत् ॥
विमुक्तं सर्वतश्चापि कृष्णाच्छुक्लाच्च मण्डलात् ।
नीत्वा कनीनकोपान्तं छिन्द्यान्नातिकनीनकम् ॥
चतुर्भागस्थिते मांसे नाक्षि व्यापत्तिमर्हति ।
कनीनकवधादस्रं नाडी चाप्युपजायते ॥
हीनच्छेदात्पुनर्वृद्धिं शीघ्रमेवाधिगच्छति ।
अर्म यज्जालवच्चापि तदप्युन्माज्यं लम्बितम् ॥
छिन्द्याद्वक्रेण शस्त्रेण वर्त्मशुक्लान्तमाश्रितम् ।
प्रतिसारणमक्ष्णोस्तु ततः कार्यमनन्तरम् ॥
यावनालस्य चूर्णेन त्रिकटोर्लवणस्य च ।
स्वेदयित्वा ततः पश्चाद्बध्नीयात्कुशलो भिषक् ॥
देशर्तुबलकालज्ञः स्नेहं दत्त्वा यथाहितम् ।
व्रणवत्संविधानं तु तस्य कुर्यादत· परम् ॥
त्र्यहान्मुक्त्वा करस्वेदं दत्त्वा शोधनमाचरेत् ।
करञ्जबीजामलकमधुकैः साधितं पय ॥
हितमाश्च्योतनं शूले द्विरह्नः क्षौद्रसंयुतम् ।
मधुकोत्पलकिञ्जल्कदूर्वाकल्कैश्च मूर्द्धनि ॥
प्रलेपः सघृतः शीतः क्षीरपिष्टः प्रशस्यते ।
लेख्याञ्जनैरपहरेदर्मशेषं भवेद्यदि ॥
अर्म चाल्पं दधिनिभं नीलं रक्तमथापि वा ।
धूसरं तनु यच्चापि शुक्रवत्तदुपाचरेत् ॥
चर्माभं बहलं यत्तु स्नायुमांसघनावृतम् ।
छेद्यमेव तदर्म स्यात्कृष्णमण्डलगं च यत् ॥
विशुद्धवर्णमक्लिष्टं क्रियास्वक्षि गतक्लमम् ।
छिन्नेऽर्मणि भवेत्सम्यग्यथास्वमनुपद्रवम् ॥२॥

### પાંચ પ્રકારનાં અર્મોની ચિકિત્સા

જેને પાંચ પ્રકારનાં અર્મોમાંથી કોઈ પણ

[1] આ તંત્રના આઠમા અધ્યાયના ચોથા વિષયમાં જે અગિયાર નેત્રરોગો છેદનક્રિયાને લાયક કહેલા છે, તેઓની ચિકિત્સાઓ વિશેનો.

બે વખત રોગીનાં નેત્રોમાં અંજન કરવું. આ અંજનથી અર્મો, શિરાપિડકા અને શિરાજાલ પણ મટી જાય છે. ૪

अर्शस्तथा यच्च नाम्ना शुष्कार्शोऽर्बुदमेव च ।
अभ्यन्तरं वर्त्मशया विधानं तेषु वक्ष्यते ॥
वर्त्मोपस्वेद्य निर्भुज्य सूच्योत्क्षिप्य प्रयत्नतः ।
मण्डलाग्रेण तीक्ष्णेन मूले छिन्द्याद्भिषग्वरः ॥
ततः सैन्धवकासीसकृष्णाभिः प्रतिसारयेत् ।
स्थिते च रुधिरे वर्त्म दहेत्सम्यक्शलाकया ॥
क्षारेणावलिखेच्चापि व्याधिशेषो भवेद्यदि ॥५॥

### અર્શોવર્ત્મ, શુષ્કાર્શ અને અર્બુદની ચિકિત્સા

અર્શોવર્ત્મ, શુષ્કાર્શ અને અર્બુદ, એ ત્રણ રોગો, કે જેઓ પાંપણની અંદર થાય છે, તેઓની ચિકિત્સા કહીએ છીએ. પાંપણને સ્વેદનસંસ્કાર આપી ઉથલાવી રોગોમાં પ્રયત્નપૂર્વક સોઈ ભરાવી ઊંચા કરીને મંડલાગ્ર નામના તીક્ષ્ણ શસ્ત્ર વડે એ ત્રણે રોગોનું છેદન કરવું. પછી સિંધવ, હીરાકસી અને પીપરના ચૂર્ણથી પ્રતિસારણ કરવું. લોહી બંધ પડ્યા પછી વ્યાધિ બાકી રહેલ હોય, તો સળી વડે વ્યાધિને ડાંભવો અને તેનું લેખન પણ કરવું. ૫

तीक्ष्णैरुभयतोभागैस्ततो दोषमधिक्षिपेत् ।
वितरेच्च यथादोषमभिष्यन्दक्रियाविधिम् ॥६॥

### ઉપર કહેલા અગિયાર રોગોની બાકીની ચિકિત્સા

ઉપર કહેલા અગિયારે છેદ્ય રોગોનું છેદન કર્યા પછી તથા પ્રતિસારણાદિક કર્યા પછી તીક્ષ્ણ ઉભયતોભાગ (વમન, વિરેચન) દ્રવ્યોના કલ્ક-ક્વાથાદિકથી વ્રણના કફાદિક દોષોની શુદ્ધિ કરવી અને દોષો અનુસાર વાતાભિષ્યંદ વગેરે નેત્રરોગોમાં જે ક્રિયાવિધિ કહ્યો છે, તે પણ કરવો. ૬

शस्त्रकर्मण्युपरते मासं च स्यात्सुयन्त्रितः ॥७॥

### શસ્ત્રકર્મ પછી પરેજીની મુદત

શસ્ત્રક્રિયા થયા પછી રોગીએ એક મહિના સુધી વ્રણવિધાનમાં કહેલી પરેજી સંપૂર્ણ પાળવી. ૭

## અધ્યાય ૧૬ મો

अथातः पक्ष्मकोपप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પક્ષ્મકોપપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

याप्यस्तु यो वर्त्मभवो विकारः
पक्ष्मप्रकोपोऽभिहितः पुरस्तात् ।
तत्रोपविष्टस्य नरस्य चर्म
वर्त्मोपरिष्टादनुतिर्यगेव ॥
भ्रुवोरधस्तात्परिमुच्य भागौ
पक्ष्माश्रितं चैकमतोऽवकृन्तेत् ।
कनीनकापाङ्गसमं समन्ता-
द्यवाकृति स्निग्धतनोर्नरस्य ॥
उत्कृत्य शस्त्रेण यवप्रमाणं
वालेन सीव्येद्भिषगप्रमत्तः ।
दत्त्वा च सर्पिर्मधुनावशेषं
कुर्याद्विधानं विदितं व्रणे यत् ॥
ललाटदेशे च निबध्य पट्टं
प्राक्स्यूतमत्राप्यपरं च बद्ध्वा ।
स्थैर्यं गते चाप्यथ शस्त्रमार्गे
वालान्विमुञ्चेत्कुशलोऽभिवीक्ष्य ॥२॥

### પક્ષ્મકોપ ઉપર શસ્ત્રક્રિયા

પાંપણમાં થતો પક્ષ્મકોપ નામનો જે યાપ્ય

---

[1] પક્ષ્મકોપ, કે જે ગુજરાતીમાં આંખોનાં પરવાળાં કહેવાય છે અને જેનું લક્ષણ આ તંત્રના ત્રીજા અધ્યાયના ૨૪મા વિષયમાં આપ્યું છે તથા જેને આ તંત્રના આઠમા અધ્યાયના નવમા વિષયમાં યાપ્ય કહેલો છે, તેનું યાપન કરવાની ચિકિત્સા વિષેનો.

ચામડાના ટુકડા જેવું જાડું, સ્નાયુઓથી તથા માંસથી ધાટું વિંટાયેલું અને દૃષ્ટિના માર્ગને રોકનારું હોય, તેનું તો છેદન જ કરવું જોઈએ.

અર્મનું છેદન થવાથી નેત્ર શુદ્ધ વર્ણવાળું, મિચાવા તથા ઊઘડવા વગેરે ક્રિયાઓમાં આયાસ ને ક્લમવગરનું અને અતિયોગ તથા હીનયોગનાં લક્ષણોવગરનું થઈ જાય, તો જાણવું કે છેદનનો સમ્યગ્યોગ થયો છે. ૨

शिराजाले शिरा यास्तु कठिनास्ताश्च बुद्धिमान् ।
उल्लिखेन्मण्डलाग्रेण बिडशेनावलम्बिताः ॥
शिरासु पिडका जाता या न सिध्यन्ति भेषजैः ।
अर्मवन्मण्डलाग्रेण तासां छेदनमिष्यते ॥
रोगयोश्चैतयोः कार्यमर्मोक्तं प्रतिसारणम् ।
विधिश्चापि यथादोषं लेखनद्रव्यसंभृतः ॥३॥

## શિરાજાળ તથા શિરાપિડકાની ચિકિત્સા

શિરાજાળ થયેલ હોય તો રોગીને સ્નેહન-સ્વેદનાદિ ક્રમથી શુદ્ધ કરી, સ્નિગ્ધ અન્ન જમાડી યત્નપૂર્વક બેસાડી, નેત્રને સ્વેદન આપી તથા સૈંધવનું ચૂર્ણ આંજવાથી ક્ષુબ્ધ કરી, વૈદ્યે તે રોગની કઠણ શિરાઓને બડિશમુખ નામના યંત્રથી ધરી રાખીને મંડલાગ્ર નામના શસ્ત્રથી તેઓનું લેખન કરવું. (કોમળ શિરાઓનું તો આ તંત્રના ૧૨મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલાં લેખ્યાંજનોથી જ હરણ કરવું.)

શિરાપિડકા થયેલ હોય, તો તેઓને લેખ્યાંજનોથી મટાડવી; પણ જેઓ લેખ્યાંજનોથી મટે નહિ, તેઓનું અર્મની પેઠે મંડલાગ્ર નામના શસ્ત્રથી છેદન કરવું. (છેદન કરવું હોય, તો રોગીને પ્રથમ સ્નેહનસ્વેદન આદિ ક્રમથી શુદ્ધ કરી સ્નિગ્ધ અન્ન જમાડી યત્નપૂર્વક બેસાડવો જોઈએ.)

આ બે રોગોમાં શસ્ત્રક્રિયા કર્યા પછી નેત્રમાં જર કે જવખાર(!) સૂંઠ, મરી, પીપર તથા સૈંધવના ચૂર્ણથી પ્રતિસારણ કરવું અને દોષો અનુસાર વાતાભિષ્યંદ વગેરેમાં જે વિધિ કહ્યો છે, તે પણ લેખન દ્રવ્યોથી સંપાદિત કરી કરવો. ૩

सन्धौ संस्वेद्य शस्त्रेण पर्वणीकां विचक्षणः ।
उत्तरे च त्रिभागे च बडिशेनावलम्बिताम् ॥
छिन्द्यात्ततोऽर्द्धमग्रे स्यादश्रुनाडी ह्यतोऽन्यथा ।
प्रतिसारणमत्रापि सैन्धवक्षौद्रमिष्यते ॥
लेखनीयानि चूर्णानि व्याधिशेषस्य भेषजम् ।
शङ्खं समुद्रफेनं च मण्डूकीं च समुद्रजाम् ॥
स्फटिकं कुरुविन्दं च प्रवालं चाश्मकं तथा ।
वैदूर्योपलकं मुक्तामयस्ताम्ररजांसि च ॥
समभागानि सम्पिष्य सार्द्धं स्रोतोऽञ्जनेन तु ।
चूर्णाञ्जनं कारयित्वा भाजने भेषशृङ्गजे ॥
संस्थाप्योमयतः कालमञ्जयेत्सततं बुधः ।
अर्माणि पिडकां हन्याच्छिराजालानि तेन वै ॥४॥

## પર્વણીની ચિકિત્સા

પર્વણી થયેલી હોય, તો વિચક્ષણ વૈદ્યે દૃષ્ટિને પીડા ન થાય, એ રીતે કાળા તથા ધોળા ડોળાની સંધિમાં સ્વેદન કરી પર્વણીને બહારની સંધિના ત્રીજા ભાગમાં બડિશ વડે પકડી, તે પછી તેનો અર્ધભાગ વૃદ્ધિપત્ર નામના શસ્ત્ર વડે કાપી નાખવો. જો અર્ધ કરતાં અધિક ભાગનું છેદન કરવામાં આવે, તો આંસુની ગતિવાળો(!) નાડી-વ્રણ થાય છે. આ રોગનું છેદન કર્યા પછી નેત્રમાં મધ સહિત સૈંધવથી પ્રતિસારણ કરવું. શસ્ત્રકર્મ કર્યા છતાં હીન છેદન થવાથી પર્વણી જો અર્ધ કરતાં ઓછી કપાઈ હોય, તો નીચે લખેલા ચૂર્ણાંજનથી તેની ચિકિત્સા કરવી.

શંખ, સમુદ્રફીણ, મોતીની છીપ, સ્ફટિક, કાંઈક પીળાશવાળું માણેક, પરવાળું, અશ્મક નામનો મણિ, લસણિયો, મોતી, તામ્ર અને સુરમાનાં ચૂર્ણોને સમભાગે લઈ, વાટી, તે ચૂર્ણને મેંઢાશીંગીના લાકડાથી અથવા ઘેટાના શિંગડાથી બનાવેલા પાત્રમાં રાખી મૂકવું, એટલે તે ચૂર્ણાંજન કહેવાય છે. વિદ્વાન વૈદ્યે આ ચૂર્ણથી નિત્ય

રિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

त्रयः साध्यास्त्रयोऽसाध्या याप्याः षट् च भवन्ति हि।
तत्रैकस्य प्रतीकारः कीर्तितो धूमदर्शिनः ॥ २ ॥

## કીકીમાં થતા રોગોની ચિકિત્સાનું સ્મારણ

કીકીમાં થતા બાર રોગોમાં ધૂમદર્શી, પિત્તવિદગ્ધદષ્ટિ અને શ્લેષ્મવિદગ્ધદષ્ટિ એ ત્રણ રોગો સાધ્ય છે; હ્રસ્વજાત્યત્વ, નકુલાંધ્ય અને ગંભીરિકા એ ત્રણ રોગો અસાધ્ય છે. વાતલિંગનાશ, પિત્તજન્ય પરિમ્લાયી નામનો લિંગનાશ, કફલિંગનાશ, રક્તલિંગનાશ, સાન્નિપાતિક લિંગનાશ અને બીજો પિત્તજન્ય નીલ નામનો લિંગનાશ, એ ૬ રોગો પોતાની તિમિરરૂપ પહેલી અવસ્થાઓમાં સાધ્ય છે, રોગી કાંઈક દેખતો હોય તે અવસ્થામાં યાપ્ય છે અને બિલકુલ દેખતો ન હોય તે અવસ્થામાં અસાધ્ય છે. એ બાર રોગોમાં ધૂમદર્શીની ચિકિત્સા આ તંત્રના દસમા અધ્યાયના ૭મા વિષયમાં કહેવાઈ ગઈ છે, (અને ત્રણ અસાધ્ય રોગોની ચિકિત્સા કહેવાની નથી; માટે આ અધ્યાયમાં બાકીના આઠ રોગોની ચિકિત્સા કહેવામાં આવશે.)૨

दृष्टौ पित्तविदग्धायां विदग्धायां कफेन च।
पित्तश्लेष्महरं कुर्याद्विधिं शस्त्रक्षताद्दते ॥
नस्यसेकाञ्जनालेपपुटपाकैः सतर्पणैः।
आद्ये तु त्रैफलं पेयं सर्पिस्त्रैवृतमुत्तरे ॥
तैल्वकं चोभयोः पथ्यं केवलं जीर्णमेव वा।
गैरिकं सैन्धवं कृष्णा गोदन्तस्य मसी तथा ॥
गोमांसं मरिचं बीजं शिरीषस्य मनःशिला।
वृन्तं कपित्थान्मधुना स्वयङ्गुप्ताफलानि च ॥
चत्वार एते योगाः स्युरुभयोरञ्जने हिताः।
कुब्जकाशोकशालाम्रप्रियङ्गुनलिनोत्पलैः ॥
पुष्पैर्हरेणुकृष्णाह्वापथ्यामलकसंयुतैः।
सर्पिर्मधुयुतैश्चूर्णैर्वेणुनाड्यामवस्थितैः ॥
अञ्जयेद् द्वावपि भिषक्पित्तश्लेष्मविभावितौ।
आम्रजम्बूद्भवं पुष्पं तद्रसेन हरेणुकाम् ॥
पिष्ट्वा क्षौद्राज्यसंयुक्तं प्रयोज्यमथवाञ्जनम्।
नलिनोत्पलकिञ्जल्कगैरिकैर्गोशकृद्रसैः ॥
गुडिकाञ्जनमेतद्वा दिनरात्र्यन्धयोर्हितम्।
रसाञ्जनरसक्षौद्रतालीसस्वर्णगैरिकम् ॥
गोशकृद्रससंयुक्तं पित्तोपहतदृष्टये।
शीतं सौवीरकं चापि पिष्ट्वाथ रसभावितम् ॥
कूर्मपित्तेन मतिमान्भावयेद्रौहितेन वा।
चूर्णाञ्जनमिदं नित्यं प्रयोज्यं पित्तशान्तये ॥
काश्मरीपुष्पमधुकदार्वीरोध्ररसाञ्जनैः।
सक्षौद्रमञ्जनं तद्वद्धितं नेत्रामये सदा ॥
स्रोतोजं सैन्धवं कृष्णां रेणुकां चापि पेषयेत्।
अजामूत्रेण ता वर्त्यः क्षणदान्ध्याञ्जने हिताः ॥
कालानुसारिवां कृष्णां नागरं मधुकं तथा।
तालीसपत्रं क्षणदे गाङ्गेयां च शकृद्रसे ॥
कृतास्ता वर्तयः पिष्टाश्छायाशुष्काः सुखावहाः।
मनःशिलाभयाव्योषवलाकालानुसारिवाः ॥
सफेना वर्तयः पिष्टाश्छागक्षीरसमन्विताः।
गोमूत्रपित्तमदिराशकृद्धात्रीरसे पचेत् ॥
क्षुद्राञ्जनं रसे चान्यद्यकृतस्त्रैफलेऽपि वा।
गोमूत्राज्यार्णवमलपिप्पलीक्षौद्रकट्फलम् ॥
सैन्धवोपहितं युञ्ज्यान्निहितं वेणुगह्वरे।
मेदो यकृद्धृतं चाजं पिप्पल्यः सैन्धवं मधु ॥
रसमामलकं चापि पक्वं सम्यङ् निधापयेत्।
कोशे खदिरनिर्माणे तद्वत्क्षुद्राञ्जनं हितम् ॥
हरेणुमगधाजास्थिमज्जैलायकृदन्वितम्।
शकृद्रसेनाञ्जनं-वा श्लेष्मोपहतदृष्टये ॥

विपाच्य गोधायकृदर्द्धपाटितं
सुपूरितं मागधिकाभिरग्निना।
निषेवितं तत्सकृदञ्जनेन
निहन्ति नक्तान्ध्यमसंशयं खलु ॥
तथा यकृच्छागभवं हुताशने
विपाच्य सम्यङ्मगधासमन्वितम्।
प्रयोजितं पूर्ववदाश्वसंशयं
जयेत्क्षपान्ध्यं सकृदञ्जनान्नृणाम् ॥

રોગ પ્રથમ કહેવામાં આવ્યો છે, તે થયેલ હોય, તો વૈદ્યે રોગીને સ્નિગ્ધ કરી યત્નપૂર્વક બેસાડી, પાંપણોમાં ભમરોની નીચેના બે ભાગોને તથા પાંપણના વાળોવાળા એક ભાગને છોડી દઈ ઉપરના ભાગની ચામડીમાં, કીકીના તથા નેત્રની અણીના સમ પ્રદેશ પર ધ્યાન રાખી શસ્ત્ર વડે જવના જેવી આકૃતિવાળો અને જવના જેવા પ્રમાણવાળો આડો કાપ દેવો. (આખી પાંપણમાં પક્ષ્મકોપ હોય, તો ઉપર કહેલા આખા ભાગમાં અને પાંપણના થોડા પ્રદેશમાં પક્ષ્મકોપ હોય, તો ઉપર કહેલા ભાગના થોડા પ્રદેશમાં કાપ દેવો.) શસ્ત્ર વડે કાપ દઈ પછી તે વ્રણને સોઈ વડે ઘોડા વગેરેના વાળથી સીવી લેવો અને તે વ્રણ ઉપર સંધાન માટે મધ તથા ઘીનું સિંચનાદિ કરવું. પછી રોગીના લલાટમાં વસ્ત્રનો પાટો બાંધી વ્રણને વધારે સીવવો યોગ્ય જણાય, તો વાળા વડે વધારે પણ સીવી લઈ વાળાના છેડાઓને પેલા લલાટ ઉપર બાંધેલા પાટામાં સોઈ વડે ટાંકી દેવા અને પછી વ્રણના વિષયમાં જે વિધાન કહ્યું છે તે કરવું. શસ્ત્રથી કરેલો કાપ કઠણ થઈ જાય, ત્યારે કુશળ વૈદ્યે જોઈ તપાસી, વ્રણમાં સીવેલા વાળાને વ્રણમાંથી ખેંચીને કાઢી નાખવા. ૨

एवं न चेच्छाम्यति तस्य वर्त्म
निर्भुज्य दोषोपहतां वलिं च ।
ततोऽग्निना वा प्रतिसारयेत्तां
क्षारेण वा सम्यगवेक्ष्य धीरः ॥३॥

### પક્ષ્મકોપ પર અગ્નિક્રિયા તથા ક્ષારક્રિયા

ઉપર કહ્યા પ્રમાણે શસ્ત્રક્રિયા કરવાથી પક્ષ્મકોપ શાંત ન થાય, તો પછી પાંપણને ઉથલાવી દોષથી બગડેલા તેના પ્રદેશને ધીર વૈદ્યે શાસ્ત્ર પ્રમાણે સારી રીતે અગ્નિ વડે ડાંભવો અથવા તેના ઉપર ક્ષારની યોજના કરવી. ૩

छित्त्वा समं वाप्युपपक्ष्ममालां-
सम्यग्गृहीत्वा बडिशैस्त्रिभिश्च ।
पथ्याफलेन प्रतिसारयेत्तु
विष्टेन वा तीव्ररकेण सम्यक् ॥४॥

### પક્ષ્મકોપ ઉપર ઔષધક્રિયા

અગ્નિ તથા ક્ષારથી પણ પક્ષ્મકોપ શાંત ન થાય, તો પાંપણના પ્રદેશોમાં ઉત્પન્ન થયેલા તીક્ષ્ણ તથા ખરસટ રોગરૂપ વાળોને ચીપિયા વડે ખેંચી નાખી પાંપણને ત્રણ બડિશમુખ યંત્રોથી સારી રીતે પકડી, વાટેલી હરડેના કલ્કથી અથવા બેરના ફળ(બેરિયાં)ના કલ્કથી તેના ઉપર સારી પેઠે ઘસવું.૪

चत्वार एते विषयो विहन्तुं
पक्ष्मोपरोधं पृथगेव शस्ताः ।
विरेचनाश्च्योतननस्यधूम-
लेपाञ्जनस्नेहरसक्रियाश्च ॥५॥

### પક્ષ્મકોપ સર્વથા મટી શકતો નથી

ઉપર જે ચાર ક્રિયાઓ કહેવામાં આવી, તેઓ અને બીજી પણ વિરેચન, આશ્ચ્યોતન, નસ્ય, ધૂમ, લેપન, અંજન, સ્નેહક્રિયા, રસક્રિયા તથા ચીપિયા વડે ખેંચી નાખવાની ક્રિયા, એ દરેક ક્રિયા પક્ષ્મકોપને તુરત નાશ કરવા સમર્થ છે, પણ તે પાછો કદી ઉત્પન્ન જ ન થાય, એ રીતે સંપૂર્ણ શાંત કરવાને સમર્થ થવાનું નથી; કારણ કે પક્ષ્મકોપ યાપ્ય જ છે. ૫

## અધ્યાય ૧૭મો

अथातो दृष्टिगतरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'દૃષ્ટિગતરોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંત-

૧ કીકીમાં થતા નેત્રરોગો, કે જેઓનાં લક્ષણાદિક ગયા ૭મા અધ્યાયમાં આપેલાં છે, તેઓની ચિકિત્સા વિષેનો.

શીવણનાં ફૂલ, જેઠીમધ, દારુહળદર, લોધર અને રસવંતીને મધમાં વાટી તે કલ્ક આંજવામાં આવે, તો પિત્તવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે. ( આ **કલ્કાંજન** કહેવાય છે. કેટલાક કહે છે કે શીવણનાં ફૂલ વગેરેની પકવવાથી રસક્રિયા કરી, તે અંજન મધમાં મિશ્ર કરી આંજવું. )

સુરમો, સૈંધવ, પીપર અને રેણુકાબીજ (પ્રસિદ્ધ નથી), તેઓને બકરાના મૂત્રમાં વાટી વાટ બનાવીને આંજવામાં આવે, તો તે શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ ઉપર હિતકારી થાય છે. ( આ **વર્ત્યંજન** કહેવાય છે. )

તગર, પીપર, સૂંઠ, જેઠીમધ, તાલીસપત્ર, હળદર, દારુહળદર અને ભદ્રમોથને ગાયના છાણના રસમાં વાટી, વાટો બનાવી છાયામાં સૂકવવી. આ વર્ત્યંજન શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિને શાંત કરે છે.

મણશીલ, હરડે, સૂંઠ, મરી, પીપર, બલદાણા, તગર અને સમુદ્રફીણને બકરીના દૂધમાં વાટી, વાટો બનાવીને તે વર્ત્યંજન આંજવામાં આવે, તો તેથી શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે.

ગોમૂત્ર, બકરા વગેરેનાં પિત્તાં, મદિરા અને ગાયના છાણના રસને આમળીના રસમાં પકવી તેની રસક્રિયા કરવી. આ આંજવાથી શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે.

ગોમૂત્ર, બકરા વગેરેનાં પિત્તાં, મદિરા અને ગાયના છાણના રસને બકરા વગેરેના યકૃત્‌ના રસમાં પકવી રસક્રિયા કરવી. આ આંજવાથી શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે.

ગોમૂત્ર, બકરા વગેરેનાં પિત્તાં, મદિરા અને ગાયના છાણના રસને ત્રિફળાના ક્વાથમાં પકવી રસક્રિયા કરવી. આ આંજવાથી શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે.

ગોમૂત્ર, ગાયનું ઘી, સમુદ્રફીણ, પીપર, મધ, કાયફળ અને સૈંધવને મિશ્ર કરી પકવવાથી રસક્રિયા કરી તે રસક્રિયા વાંસની નળીમાં રાખવી. આ આંજવાથી શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે.

બકરીનું મેદ, બકરીનું યકૃત, બકરીનું ઘી, પીપર, સૈંધવ, મધ અને આમળાંના રસને પકવી રસક્રિયા કરી ખેરના લાકડાથી બનાવેલા સાંકડા મોઢાવાળા ઊંડા પાત્રમાં સારી રીતે રાખવી. આ અંજન શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ ઉપર હિતકારી થાય છે.

હરેણુ નામનું સુગંધી દ્રવ્ય, પીપરનાં ફોતરાં વગરનાં બીજ અને એલચીને યકૃત્‌ના રસમાં વાટી, કલ્ક કરી ગાયના છાણના રસમાં પકવી રસક્રિયા કરવી. આ અંજન શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ ઉપર હિતકારી થાય છે.

ઘોનું યકૃત્ (જમણા પડખાની ગાંઠને) અરધું ચીરી તેમાં પીપરનું ચૂર્ણ ભરી એ લોંદાને કપડમટ્ટી કરીને અગ્નિમાં પકવવો. આ પાકેલા લોંદાનો રસ, મધ સાથે એકવાર આંજવાથી જ શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિને અવશ્ય શાંત કરે છે.

બકરાના યકૃત્‌માં પીપરનું ચૂર્ણ ભરી એ લોંદાને કપડમટ્ટી કરીને અગ્નિમાં પકવવો. આ પાકેલા લોંદાનો રસ મધ સાથે એકવાર આંજવાથી તુરત શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિનો અવશ્ય નાશ કરે છે.

ઘો તથા બકરાનાં ડાબાં જમણાં પડખાંની ગાંઠોને પથરાથી કચરી છૂંદો કરી ઘી તથા તેલમાં મિશ્ર કરી લોઢાના કાંટા ઉપર પકવવી. પછી તેઓને સરસિયા તેલથી મિશ્ર કરીને આંજવામાં આવે, તો તેથી શ્લેષ્મવિદગ્ધદૃષ્ટિ તુરત જ નાશ પામે છે.

સૈંધવ, લીલા મગ, કડુ, સુરમો, મણશીલ, હળદર અને દારુહળદરને યકૃત્‌માં વાટી ચંદનથી મિશ્ર કરી ગોળી બનાવીને અથવા ચૂર્ણરૂપ જ રાખીને આંજવામાં આવે, તો તેથી પિત્તવિદગ્ધદૃષ્ટિ શાંત થાય છે. પિત્તવિદગ્ધદૃષ્ટિ ઉપર

प्लीहा यकृच्चाप्युपलक्ष्य ते उभे
प्रकल्प्य शूल्ये घृततैलसंयुते ।
ते सार्षपस्नेहसमायुतेऽञ्जने
नक्तान्ध्यमाश्वेव हतः प्रयोजिते ॥
नदीजशिम्बीकटुकान्यथाञ्जनं
मनःशिला द्वे च निशे यकृद्रसे ।
सचन्दनेयं गुटिकाथवाञ्जनं
प्रशस्यते वै दिवसेष्वपश्यताम् ॥३॥

## પિત્તવિદગ્ધદષ્ટિની તથા શ્લેષ્મવિદગ્ધદષ્ટિની ચિકિત્સા

પિત્તવિદગ્ધદષ્ટિ થયેલ હોય, તો તેમાં શસ્ત્રક્રિયા ન કરતાં (શિરાવેધ ન કરતાં) પિત્તની (પિત્તાભિષ્યંદની) ચિકિત્સા કરવી અને શ્લેષ્મવિદગ્ધદષ્ટિ થયેલ હોય, તો તેમાં શિરાવેધ ન કરતાં કફાભિષ્યંદને હણનારી ચિકિત્સા કરવી. (પિત્તાભિષ્યંદ અને કફાભિષ્યંદની ચિકિત્સા આ તંત્રના દસમા તથા અગિયારમા અધ્યાયમાં કહેવાઈ ગઈ છે, તે જોવી.) એ ચિકિત્સાઓ નસ્યોથી, સિંચનોથી, અંજનોથી આલેપોથી, પુટપાકોથી તથા તર્પણોથી કરવી.

ત્રિફળાના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી પિત્તવિદગ્ધદષ્ટિ ઉપર પીવાથી હિતકારી થાય છે, નસોતરના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી શ્લેષ્મવિદગ્ધદષ્ટિ ઉપર પીવાથી હિતકારી થાય છે અને પાટિયા લોધરના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી અથવા કેવળ જૂનું ઘી, એ બન્ને રોગો ઉપર પીવાથી હિતકારી થાય છે.

સોનાગેરુ, સિંધવ, પીપર અને ગાયના દાંતની મસીનું અંજન એ બન્ને રોગો ઉપર હિતકારી છે. બળદનું માંસ, મરી, સરસડિયાનાં બીજ અને મણશીલનું અંજન પણ એ બન્ને રોગો ઉપર હિતકારી થાય છે. કોઠનાં ટીટિયાં અને મધનું અંજન પણ એ બન્ને રોગો ઉપર હિતકારી થાય છે. કૌંચાનાં ફળો અને મધનું અંજન પણ એ બન્ને રોગો ઉપર હિતકારી થાય છે. (કેટલાક કહે છે કે, એ અંજનો પિત્તવિદગ્ધદષ્ટિ ઉપર રાતે આંજવાં અને શ્લેષ્મવિદગ્ધદષ્ટિ ઉપર દિવસે આંજવાં.)

મોસમી ગુલાબનાં, આસોપાલવનાં, રાળના ઝાડનાં, આંબાનાં, ધકંલાનાં, કાંઈક રતાશવાળાં કમળનાં, નીલ કમળનાં તથા હરેણુ, પીપર, હરડે અને આમળાંના ચૂર્ણને મધ તથા ઘીથી મિશ્ર કરીને વાંસની નળીમાં રાખવું. આ અંજન પિત્તવિદગ્ધદષ્ટિ તથા શ્લેષ્મવિદગ્ધદષ્ટિ, એ બન્ને ઉપર આંજવું. આ **પુષ્પાંજન** કહેવાય છે.

આંબાનાં ફૂલોના અને જાંબૂનાં ફૂલોના રસથી હરેણુકાને વાટી પકવવાથી રસક્રિયા કરી તેને મધ તથા ઘીમાં મિશ્ર કરી આંજવાથી પિત્તવિદગ્ધદષ્ટિ અને શ્લેષ્મવિદગ્ધદષ્ટિ, એ બન્ને રોગો શાંત થાય છે.

કાંઈક રતાશવાળું કમળ તથા તેના કેસરા, નીલકમળ તથા તેના કેસરા અને સોનાગેરુને ગાયના છાણના રસમાં અથવા બકરાં વગેરે પશુઓના યકૃતના રસમાં વાટી ગોળી બનાવી તે આંજવાથી પિત્તવિદગ્ધદષ્ટિ તથા શ્લેષ્મવિદગ્ધદષ્ટિ, એ બન્ને રોગો શાંત થાય છે.

રસવંતી, જાઈની કળીઓનો રસ, મધ, તાલીસપત્ર અને સોનાગેરુને ગાયના છાણના રસમાં મિશ્ર કરી બનાવવામાં આવેલું અંજન પિત્તવિદગ્ધદષ્ટિ ઉપર હિતકારી થાય છે. (આમાં જેટલાં કઠણ દ્રવ્યો છે, તેઓને જાઈની કળીઓના રસ વગેરે દ્રવ્યોની ભાવના આપી તેઓનું ચૂર્ણરૂપ અંજન કરવું.)

રસવંતી અથવા કપૂર અને સુરમાનું ચૂર્ણ કરી ચોપગાં મૃગપક્ષીઓના માંસના રસની ભાવના આપી અને તે પછી કાચબાના કે રોહિત નામના મત્સ્યના પિત્તની ભાવના આપીને તે ચૂર્ણ, પિત્તવિદગ્ધદષ્ટિની શાંતિ માટે નિત્ય આંજવું.

यदञ्जनं वा बहुशो निषेचितं
समूत्रवर्गे त्रिफलोदके शृते ॥
निशाचरास्थिस्थितमेतदञ्जनं
क्षिपेच्च मासं सलिलेऽस्थिरे पुनः ।
मेषस्य पुष्पैर्मधुकेन संयुतं
तदञ्जनं सर्वकृते प्रयोजयेत् ॥
क्रियाश्च सर्वाः क्षतजोद्भवे हिताः
क्रमः परिम्लायिनि चापि पित्तहृत् ।
क्रमो हितः स्यन्दहरः प्रयोजितः
समीक्ष्य दोषेषु यथास्वमेव च ॥
दोषोदये नैव च विप्लुतिं गते
द्रव्याणि नस्यादिषु योजयेद् बुधः ।
पुनश्च कल्पेऽञ्जनविस्तरः शुभः
प्रवक्ष्यतेऽन्यस्तमपीह योजयेत् ॥
घृतं पुराणं त्रिफलां शतावरीं
पटोलमुद्गामलकं यवानपि ।
निषेवमाणस्य नरस्य यत्नतो
भयं सुघोरात्तिमिरान्न विद्यते ॥
शतावरीपायस एव केवल-
स्तथा कृतो वामलकेषु पायसः ।
प्रभूतसर्पिस्त्रिफलोदकोत्तरो
यवौदनो वा तिमिरं व्यपोहति ॥
जीवन्तिशाकं सुनिषण्णकश्च
सतण्डुलीयं वरवास्तुकं च ।
चिल्ली तथा मूलकपोतिका च
दृष्टेर्हितं शाकुनजाङ्गलं च ॥
पटोलकर्कोटककारवेल्ल-
वार्ताकुतर्कारिकरीरजानि ।
शाकानि शिग्र्वार्तगलानि चैव
हितानि दृष्टेर्घृतसाधितानि ॥४॥

**તિમિરો અને યાપ્યલિંગનાશોની ચિકિત્સા**[1]

દષ્ટિના ૭ રોગો કે જેઓ તિમિરરૂપે સાધ્ય સ્થિતિમાંથી યાપ્યલિંગનાશોરૂપ થાય છે અને તે પછી અસાધ્ય પણ બની જાય છે, તેઓ તિમિરો રૂપે પહેલા તથા બીજા પટલમાં હોય ત્યાં સુધી વૈદ્યે, શારીરસ્થાનના આઠમા અધ્યાયના ૨૧મા વિષયમાં કહ્યા પ્રમાણે શિરાવેધો કરી લોહી દૂર કરવું અને વિરેચન દ્રવ્યોથી પકવેલા જૂના ઘીથી વિરેચનરૂપ શોધન પણ કરવું. (આ સામાન્ય સંશોધન છે.)

જો તિમિર વાયુથી ઉત્પન્ન થયેલ હોય, તો દૂધમાં મિશ્ર કરેલા એરંડિયા તેલથી વિરેચન કરવું; લોહી કે પિત્તથી ઉત્પન્ન થયેલ હોય, તો ત્રિફળાથી પકવેલા ઘીથી વિરેચન કરવું; કફથી ઉત્પન્ન થયેલ હોય તો નસોતરથી પકવેલા ઘીથી વિરેચન કરવું અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલ હોય, તો નસોતરથી પકવેલા તેલથી વિરેચન કરવું. (આ વિશેષ સંશોધન છે; તિમિર બે દોષથી થયેલ હોય, તો મિશ્રદ્રવ્યમાં પકવેલા સ્નેહથી વિરેચન કરવું.)

લોઢાના વાસણમાં રહેલું જૂનું ઘી સઘળા પ્રકારનાં તિમિરોનું સંશમન કરે છે. ત્રિફળાના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી અને મેંઢાશિંગી-નાં ફળોના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી પણ સઘળા પ્રકારનાં તિમિરો ઉપર હિતકારી થાય છે.

તિમિર પિત્ત કે લોહીથી ઉત્પન્ન થયેલ હોય, તો ત્રિફળાનું ચૂર્ણ સારી પેઠે ઘીથી મિશ્ર કરી હમેશાં (નિત્ય તથા આવસ્થિક સ્થિતિમાં પણ) ચટાડવું; વાયુથી ઉત્પન્ન થયેલ હોય, તો ત્રિફળાનું ચૂર્ણ સારી પેઠે તેલમાં મિશ્ર કરી હમેશાં ચટાડવું અને કફથી ઉત્પન્ન થયેલ હોય, તો ત્રિફળાનું ચૂર્ણ સારી પેઠે મધમાં મિશ્ર કરી હમેશાં ચટાડવું.

ગાયના છાણના ક્વાથથી પકવેલા તેલથી નસ્ય દેવું એ કફજન્ય તિમિર ઉપર સર્વદા હિતકારી થાય છે. મધુરગણના ક્વાથ તથા કલ્ક-પક્વેલા બકરી તથા ગાડરના ઘીથી

[1] આ વિષયમાં યાપ્યતિમિરોની જે ચિકિત્સા કહેવામાં આવશે તે જ યાપ્યલિંગનાશોની ચિકિત્સા છે માટે યાપ્યલિંગનાશોના યાપન માટે જુદી ચિકિત્સા કહેવામાં આવશે નહીં.

આ પ્રયોગ ઉત્તમ છે. ૩

भवन्ति याप्याः खलु ये षडामया
हरेदसृक्तेषु शिराविमोक्षणैः ।
विरेचयेचापि पुराणसर्पिषा
विरेचनाङ्गोपहितेन सर्वदा ॥
पयोविमिश्रं पवनोद्भवे हितं
वदन्ति पथ्याङ्गुलतैलमेव तु ।
भवेद्घृतं त्रैफलमेव शोधनं
विशेषतः शोणितपित्तरोगयोः ॥
त्रिवृद्विरेकः कफजे प्रशस्यते
त्रिदोषजे तैलमुशन्ति तत्कृतम् ।
पुराणसर्पिस्तिमिरेषु सर्वतो
हितं भवेदायसभाजनस्थितम् ॥
हितं च विद्यात् त्रिफलाघृतं सदा
कृतं च यन्मेषविषाणनामभिः ।
सदावलिह्यात् त्रिफलां सुचूर्णितां
घृतप्रगाढां तिमिरेऽथ पित्तजे ॥
समीरजे तैलयुतां कफात्मके
मधुप्रगाढां विदधीत युक्तितः ।
गवां शकृत्क्वाथविपक्वमुत्तमं
हितं तु तैलं तिमिरेषु नावनम् ॥
हितं घृतं केवल एव पैत्तिके
तथाविकं यन्मधुरैर्विपाचितम् ।
तैलं स्थिरादौ मधुरे च यद्गणे
तथाणुतैलं पवनासृगुत्थयोः ॥
सहाश्वगन्धातिबलावरीमृतम्
हितं च नस्ये त्रिवृतं यदीरितम् ।
जलोद्भवानूपजमांससंस्कृताद्
घृतं विधेयं पयसो यदुत्थितम् ॥
ससैन्धवः क्रव्यभुगेणमांसयो-
र्हितः ससर्पिः समधुः पुटाह्वयः ।
वसाथ गृध्रोरगताम्रचूडजा
सदा प्रशस्ता मधुकान्विताञ्जने ॥

प्रत्यञ्जनं स्रोतसि यत्समुत्थितं
क्रमाद्रसक्षीरघृतेषु भावितम् ।
स्थितं दशाहत्रयमेतदञ्जनं
कृष्णोरगास्ये कुशसंप्रवेष्टिते ॥
तन्मालतीक्षारकसैन्धवायुतं
सदाञ्जनं स्यात्तिमिरेऽथ रागिणि ।
सुभावितं वा पयसा दिनत्रयं
काचापहं शास्त्रविदः प्रचक्षते ॥
हविर्हितं क्षीरभवं तु पैत्तिके
वदन्ति नस्यं मधुरौषधैः कृतम् ।
तत्तर्पणे चैव हितं प्रयोजितं
सजाङ्गलस्तेषु च यः पुटाह्वयः ॥
रसाञ्जनक्षौद्रसितामनःशिलाः
क्षुद्राञ्जनं तन्मधुकेन संयुतम् ।
समाञ्जनं वा कनकाकरोद्भवं
सुचूर्णितं श्रेष्ठमुशन्ति तद्विदः ॥
मिलोटगन्धोदकसेकसेवितं
प्रत्यञ्जनं चात्र हितं तु तुल्यकम् ।
समेषशृङ्गाजनभागसम्मितं
जलोद्भवं काचमलं व्यपोहति ॥
पलाशरोहीतमधूकजा रसाः
क्षौद्रेण युक्ता मदिराग्रमिश्रिताः ।
उशीरलोध्रत्रिफलाप्रियङ्गुभिः
पचेत्तु नस्यं कफरोगशान्तये ॥
विडङ्गपाठाकिणिहीङ्गुदीत्वचः
प्रयोजयेद्धूममुशीरसंयुतम् ।
वनस्पतिक्वाथविपाचितं घृतं
हितं हरिद्रानलदेऽवतर्पणे ॥
समागधो माक्षिकसैन्धवाढ्यः
सजाङ्गलः स्यात्पुटपाक एव च ।
मनःशिलाव्यूषणशङ्खमाक्षिकैः
ससिन्धुकासीसरसाञ्जनैः क्रियाः ॥
हिते च कासीसरसाञ्जने तथा
वदन्ति पथ्यागुडनागरैर्युते ।

વાળો, લોધર, ત્રિફળા અને ધર્ડલાંના ક્વાથ તથા કલ્કથી તલનું તેલ પકવીને તેનું નસ્ય દેવાય, તો તેથી કફજન્ય તિમિર શાંત થાય છે.

વાવડિંગ, કાળીપાડ, અઘેડા, ઇંગોળિયો, તજ અને વાળાનો ધુમાડો પિવડાવવાથી કફજન્ય તિમિર શાંત થાય છે. (તિમિર ઉપર ધૂમપાનનો જે નિષેધ છે, તે પિત્તજન્ય તિમિર ઉપર જ છે,' માટે કફજન્ય તિમિર ઉપર ધૂમપાન કરાવવાનો બાધ નથી.)

વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથ તથા હળદર અને વાળાના કલ્કથી ઘી પકવી તે ઘીથી નેત્રનું તર્પણ કરવું, એ કફજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે.

પીપર, મધ અને સૈંધવમાં મિશ્ર કરી બનાવેલો જંગલી પ્રાણીઓનાં માંસનો પુટપાક, કફજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે.

મણશીલ, સૂંઠ, મરી, પીપર, શંખ, સૈંધવ, હીરાકસી અને રસવંતીના ચૂર્ણને પાણીમાં પકવી, રસક્રિયા કરી તેનું મધ સહિત અંજન કરવું, એ કફજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે. હીરાકસી, રસવંતી, હરડે, ગોળ અને સૂંઠના કલ્કને પાણીમાં પકવી રસક્રિયા કરીને તેનું અંજન કરવું, એ પણ કફજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે.

સુરમાને અગ્નિથી વારંવાર ગરમ કરી, આઠે પ્રકારનાં મૂત્રોથી મિશ્ર કરેલા ત્રિફળાના ક્વાથમાં વારંવાર ઠારવો. પછી તે સુરમાને ગરજના હાડકાની નળીમાં ભરી, નળીનું મોઢું બંધ કરી તે નળીને સ્થિર જળમાં એક મહિના સુધી રાખવી. પછી એ નળીમાંથી સુરમાને સૂકવી મેઢાશીંગીનાં ફૂલો તથા જેઠીમધથી મિશ્ર કરીને આંજવામાં આવે, તો તેથી સાન્નિપાતિક (ત્રણે દોષોથી થયેલું) તિમિર શાંત થાય છે, વાતજન્ય, પિત્તજન્ય તથા કફજન્ય ઉપર જે જુદીજુદી તર્પણ આદિ ક્રિયાઓ કહી છે, તે સઘળી આ સાન્નિપાતિક તિમિર ઉપર હિતકારી છે.

જો રુધિરજન્ય તિમિર થયું હોય તો પિત્તજન્ય તિમિરને હણનારી તર્પણ આદિ ક્રિયાઓ કરવી હિતકારી છે.

જો લોહીના સારના મિશ્રણવાળા પિત્તથી તિમિર ઉત્પન્ન થયેલું હોય, તો તે ઉપર પણ પિત્તજન્ય તિમિરને હણનારી તર્પણ આદિ ક્રિયાઓ કરવી હિતકારી છે.

તિમિર વાયુથી ઉત્પન્ન થયેલ હોય, તો તે ઉપર વાતાભિષ્યંદની, પિત્તથી ઉત્પન્ન થયેલ હોય તો તે ઉપર પિત્તાભિષ્યંદની, કફથી ઉત્પન્ન થયેલ હોય તો તે ઉપર કફાભિષ્યંદની અને રુધિરથી ઉત્પન્ન થયેલ હોય, તો રક્તાભિષ્યંદની ચિકિત્સા કરવી, એ પણ હિતકારી થાય છે; પરંતુ તે ચિકિત્સાઓ દોષનો ઉદય થતાં જ ન કરવી; અને દોષ સઘળા નેત્રમાં ફેલાઈ ગયા પછી પણ ન કરવી; એટલે દોષનો ઉદય થયા પછી લંઘન, વિરેચન, નિરૂહબસ્તિ, અનુવાસનબસ્તિ તથા શિરોવિરેચન વગેરે ક્રિયાઓ કરીને તે પછી કરવી. એ ચિકિત્સાઓ એ રીતે કરવી, કે તિમિર જો વાયુથી ઉત્પન્ન થયેલ હોય તો આ તંત્રના નવમા અધ્યાયમાં વાતાભિષ્યંદ ઉપર નસ્ય આદિ દેવાનાં જે દ્રવ્યો કહ્યાં છે, તે દ્રવ્યોની નસ્ય આદિ ક્રિયાઓમાં યોજના કરવી; જો પિત્તથી ઉત્પન્ન થયેલ હોય, તો આ તંત્રના દસમા અધ્યાયમાં પિત્તાભિષ્યંદ ઉપર નસ્ય આદિ દેવાનાં જે દ્રવ્યો કહ્યાં છે, તે દ્રવ્યોની નસ્ય આદિ ક્રિયાઓમાં યોજના કરવી; જો કફથી થયેલ હોય તો આ તંત્રના અગિયારમા અધ્યાયમાં કફાભિષ્યંદ ઉપર નસ્ય આદિ દેવાનાં જે દ્રવ્યો કહ્યાં છે, તે દ્રવ્યોની નસ્ય આદિ ક્રિયાઓમાં યોજના કરવી અને રુધિરથી થયેલ હોય, તો આ તંત્રના બારમા અધ્યાયમાં રક્તાભિષ્યંદ ઉપર નસ્ય આદિ દેવાનાં જે દ્રવ્યો કહ્યાં છે, તેઓની નસ્ય આદિ ક્રિયાઓમાં યોજના કરવી. આ અધ્યાય

નસ્ય દેવુ, એ એકના (બીજા દોષથી મિશ્ર નહિ થયેલા) પિત્તજન્ય તિમિર ઉપર સર્વદા હિતકારી થાય છે વિદારિગંધાદિગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલ અથવા કાકોલ્યાદિ મધુરગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલથી અથવા ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમા કહેલા અણુતેલથી નસ્ય દેવુ, એ વાયુ તથા લોહીથી ઉત્પન્ન થયેલા તિમિરો ઉપર હિતકારી થાય છે જંગલી મગ, આસોંદ, ખપાટ અને શતાવરીના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલથી અથવા ચિકિત્સાસ્થાનના પાચમા અધ્યાયના ૧૬મા વિષયમા કહેલા ત્રૈવૃત નામના ઘીથી નસ્ય દેવુ, એ વાયુથી ઉત્પન્ન થયેલા તિમિર ઉપર હિતકારી થાય છે

જળચર તથા જંગલી પ્રાણીઓના માંસના કલ્કથી દૂધને પકાવી, તે દૂધનુ મથન કરી ઘી કાઢવુ અને તે ઘીને જંગલી મગ, આસોંદ, ખપાટ તથા શતાવરીના ક્વાથ તથા કલ્કથી પકવીને તેનુ નસ્ય દેવુ, એ વાતજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે

ગરજ આદિ માંસભક્ષીઓના તથા કાળિયાર મૃગના માંસનો સૈંધવ મધ તથા ઘીથી મિશ્ર પુટપાક પણ વાતજન્ય તિમિર ઉપર હિતકારી છે

ગરજ, સર્પ અને કૂકડામાથી ગમે તેની ચરબીને અથવા તેમાના બે કે ત્રણેની ચરબીને જેઠીમધમા મિશ્ર કરી આંજવાથી વાતજન્ય તિમિર ઉપર સર્વદા હિતકારી થાય છે વાતજન્ય તિમિરમા સ્નેહાંજનોથી ચક્ષુ જડ થઈ ગયેલ હોય, તો સુરમાને નેત્રોનુ હિત કરનારા મૃગપક્ષીઓના માંસના રસાની, દૂધની અને ઘીની આઠઆઠ દિવસો સુધી જુદીજુદી ભાવનાઓ આપીને તે સુરમાનુ પ્રત્યંજન કરવુ હિતકારી થાય છે, (તીક્ષ્ણ અંજન પછી મૃદુ અંજન અને મૃદુ અંજન પછી તીક્ષ્ણ અંજન આંજવામાં આવે, એ પ્રત્યંજન કહેવાય છે)

જો વાયુથી ઉત્પન્ન થયેલું તિમિર રંગવાળુ થયુ હોય-અર્થાત્ ત્રીજા પટલમાં આવ્યુ હોય, તો સુરમાને દબાવી દેવા મરણ પામેલા કાળા સર્પના મુખમાં એક મહિના સુધી રાખી પછી જાઈની કળીઓ તથા સૈંધવથી મિશ્ર કરી તે સુરમો આંજવો હિતકારી થાય છે અથવા ઉપર પ્રમાણે સર્પના મોઢામા રાખેલા સુરમાને ત્રણ દિવસ સુધી દૂધની ભાવના આપીને તે સુરમો આંજવો હિતકારી થાય છે

દૂધને મથી, તેમાથી કાઢેલા ઘીને કાકોલ્યાદિ મધુરગણના ક્વાથ તથા કલ્કથી પકવીને તેનુ નસ્ય દેવુ એ પિત્તજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે, એમ આચાર્યો કહે છે એવા ઘીથી નેત્રોનુ તર્પણ કરવુ, તે પણ પિત્તજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે અને કાકોલ્યાદિ ગણ તથા કાળિયારના માંસથી બનાવેલો પુટપાક પણ પિત્તજન્ય તિમિર ઉપર હિતકારી થાય છે (પુટપાકનુ લક્ષણ આ પછીના અધ્યાયના ચોથા વિષયમા કહેવામા આવશે) રસવંતી, મધ, સાકર, મણશીલ અને જેઠીમધની રસક્રિયા કરીને તે આંજવાથી પિત્તજન્ય તિમિર ઉપર હિતકારી બને છે

પિત્તજન્ય તિમિરમા ઉપર કહેલા અંજનાથી ચક્ષુ ગભરાયેલ હોય, તો સુરમો અને મોરથૂથાને સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણનુ પ્રત્યંજન કરવુ અથવા ત્રિસ્રોત નામનુ હિમાલયમા ઉત્પન્ન થતુ ઝાડ અને એલાદિગણના ક્વાથની ભાવના આપેલા મોરથૂથુનુ પ્રત્યંજન કરવુ હિતકારી થાય છે

જો પિત્તથી ઉત્પન્ન થયેલુ તિમિર રંગવાળુ થયુ હોય અર્થાત્ ત્રીજા પટલમા આવ્યુ હોય, તો મેઢાશિંગી, સુરમો અને શંખનુ ચૂર્ણ આંજવુ અથવા ખાખરાનો, રગતરોહીડાનો ને મહુડાનો રસ, મધ અને મદિરાની આછને પકવી, રસક્રિયા કરીને તેનુ અંજન કરવુ, હિતકારી થાય છે

स्थिरे दोषे चले वापि स्वेदयेदक्षि चाहतः ।
सम्यक्शलाकां संस्थाप्य भंङ्गैरनिलनाशनैः ॥
शलाकाग्रेण तु ततो निर्लिखेद्दृष्टिमण्डलम् ।
विध्यतो योऽन्यपार्श्वेऽक्ष्णस्तं रुद्ध्वा नासिकापुटम् ॥
उच्छिङ्घनेन हर्तव्यो दृष्टिमण्डलजः कफः ।
निरभ्र इव घर्मांशुर्यदा दृष्टिः प्रकाशते ॥
तदासौ लिखिता सम्यग्ज्ञेया या चापि निर्व्यथा ।
ततो दृष्टेषु रूपेषु शलाकामाहरेच्छनैः ॥
घृतेनाभ्यज्य नयनं वस्त्रपट्टेन वेष्टयेत् ।
ततो गृहे निराबाधे शयीतोत्तान एव च ॥
उद्गारकासक्षवथुष्ठीवनोज्जृम्भणानि च ।
तत्कालं नाचरेदूर्ध्वं विधिश्च स्नेहपीतवत् ॥
त्र्यहात् त्र्यहाच्च धावेत कषायैरनिलापहैः ।
वायोर्भयात् त्र्यहादूर्ध्वं स्वेदयेदक्षि पूर्ववत् ॥
दशाहमेवं संयम्य हितं दृष्टिप्रसादनम् ।
पश्चात्कर्म च सेवेत लघ्वन्नं चापि मात्रया ॥८॥

### કફસંબંધી લિંગનાશની ચિકિત્સા

જો કે સઘળા પ્રકારના લિંગનાશો યાપ્ય છે અને દૃષ્ટિ નષ્ટ જ થઈ ગઈ હોય તો અસાધ્ય છે; તો પણ કફસંબંધી યાપ્ય લિંગનાશ કોઈ વખતે યદૃચ્છાસાધ્ય થતો જોવામાં આવે છે, તેથી તે માટે શસ્ત્રક્રિયારૂપ વિશેષ ચિકિત્સા કહું છું.

જો કફસંબંધી લિંગનાશમાં દૃષ્ટિમાં રહેલો દોષ અર્ધચંદ્ર જેવા, પસીનાના બિંદુ જેવા કે મોતી જેવા આકારવાળો ન દેખાતો હોય, તેમ જ સ્થિર( કઠણ ), ઊંચોનીચો, મધ્યમાં પાતળો, રેખાઓવાળો, ઘણા પ્રકારની કાંતિવાળો, વેદનાવાળો કે અત્યંત રાતો ન દેખાતો હોય, તો બુદ્ધિમાન વૈદ્યે રોગીને વસંતાદિક અનુષ્ણાશીત સમયમાં સ્નેહન તથા સ્વેદનસંસ્કાર આપી, સારી પેઠે બાંધી, બેસાડી, નાકની ઉપર જ સીધી દૃષ્ટિ રખાવી, નેત્રોને સારી રીતે ઉઘાડી, મોઢાની ફૂંકોથી દૃષ્ટિને સ્વેદન આપી, કાળા ડોળાની નીચે ધોળા ડોળાના અરધા આંગળ જેટલા ભાગને તથા નેત્રની અણીથી આંગળના ચતુર્થાંશ જેટલા ભાગને છોડી દઈ, ઊંચેના કે નીચેના પ્રદેશમાં નહિ, પણ બાજુના પ્રદેશમાં જે ભાગ દૈવે કરેલા છિદ્ર જેવો જણાય છે, તે ભાગમાં પ્રયત્નપૂર્વક તથા ધૈર્યપૂર્વક જવના જેવા મોઢાવાળી અને સ્થિર હાથમાં મધ્યમાંથી, તર્જનીથી તથા અંગૂઠાથી પકડેલી શલાકા વડે વેધ કરવો; ડાબા નેત્રમાં જમણા હાથથી અને જમણા નેત્રમાં ડાબા હાથથી વેધ કરવો. નેત્રો જો શિરાઓનાં જાળવાળાં હોય, તો વેધ કરવો નહિ. જેવો જોઈએ તેવો યોગ્ય રીતનો વેધ થાય, તો નેત્રમાંથી પાણીનું ટીપું નીકળે છે તથા શબ્દ થાય છે અને અયોગ્ય રીતનો વેધ થાય, તો નેત્રમાંથી લોહી નીકળે છે તથા શબ્દ થાય છે. વેધ કર્યા પછી દોષ અચળ કે ચળ હોય તો પણ હાથમાંથી શલાકાને સારી રીતે નીચે મૂકી તુરત જ સ્ત્રીના દૂધથી નેત્ર પર સિંચન કરવું અને વાયુનો નાશ કરનારાં પાંદડાં વડે બહારના ભાગમાં શેક કરવો. પછી શલાકાના અગ્ર વડે લેખન કરી દૃષ્ટિના મંડળમાંથી કફને જુદો પાડવો અને નાક તરફ લઈ જવો. પછી જુદા પડેલા કફને એવી રીતે બહાર કાઢવો, કે રોગીના જે નેત્રમાં વેધ કર્યો હોય, તે નેત્રની બીજી બાજુમાં નાકનો જે પુટ ( ફોણવું ) હોય છે, તેને રોકી નાક સું સું કરાવીને કાઢવો. કફનું બરાબર લેખન થયું ત્યારે જાણવું, કે જ્યારે દૃષ્ટિ પીડાવગરની થાય તથા જેમ સ્વચ્છ આકાશમાં સૂર્ય પ્રકાશે છે, તેમ પ્રકાશવા લાગે. જ્યારે દૃષ્ટિથી રૂપો દેખાય, ત્યારે ધીરેધીરે સળીને બહાર કાઢી લેવી અને નેત્રને ઘીનો અભ્યંગ કરી વસ્ત્રનો પાટો બાંધી દેવો. પછી રોગીને ધુમાડા તથા વાયુ વગેરેથી રહિત ઘરમાં છતો જ સુવાડવો. જ્યાં સુધી શસ્ત્રક્રિયા થતી હોય ત્યાં સુધીમાં રોગીએ ઓડકાર, ઉધરસ, છીંક ખાવી કે થૂંકવું નહિ. પછી તો સ્નેહપાનના જેટલી

પછીના 'ક્રિયાકલ્પ' નામના અઢારમા અધ્યાયમાં અનેક પ્રકારનાં જે અંજનો કહેવાશે, તેઓની પણ તિમિરો ઉપર યથાયોગ્ય યોજનાઓ કરવી. (આ સામાન્ય ક્રિયાઓ દોષ સંબંધી વર્ણોવાળાં તિમિરોની ઉપર તથા યાપ્યલિંગનાશોની ઉપર પણ યાપન માટે લાગુ પડે છે.)

જૂનું ઘી, ત્રિફળાં, શતાવરી, પટોલ, મગ, આમળાં તથા જવનું યત્નપૂર્વક સેવન કરનારા માણસને અતિભયંકર તિમિર પણ ભયકારી થતું નથી. શતાવરીનાં મૂળિયાંઓથી પકવેલા દૂધનો દૂધપાક એકલો જ તિમિરનો નાશ કરે છે, આમળાંથી પકવેલા દૂધનો દૂધપાક પણ એકલો જ તિમિરનો નાશ કરે છે. ઘણા ઘીવાળી અને ત્રિફળાના ઘણા ક્વાથમાં પકવેલી જવની તથા ચોખાની ખીચડી પણ એકલી જ તિમિરનો નાશ કરે છે. રાહારુડી, ખરખોડી, સુનિષણ્ણક (ઓટીંગણ), તાંદળજો, ટાંકો, ચીલ અને નાના મૂળાનાં શાકો ઘીમાં પકવીને ખાવામાં આવે, તો તેઓ દૃષ્ટિનું હિત કરે છે. લાવાં વગેરે પક્ષીઓનું તથા કાળિયાર વગેરે જંગલી પશુઓનું માંસ પણ ઘીમાં પકવીને ખાવામાં આવે, તો તે દૃષ્ટિને હિતકારક છે. પટોલ, કંટોલાં, કારેલાં, રીંગણાં, કુંગ, કેરડાનાં ફૂલ, સરગવો અને કાળા કાંટા અશેરિયાનાં શાકો ઘીમાં પકવીને ખાવામાં આવે, તો તેઓ પણ દૃષ્ટિને હિતકારક છે. ૪

विवर्जयेच्छिरामोक्षं तिमिरे रागमागते ।
यन्त्रेणोत्पीडितो दोषो निहन्यादाशु दर्शनम् ॥५॥

### તિમિરની કઈ સ્થિતિમાં શિરાવેધનો નિષેધ

તિમિર આ તંત્રના ૭મા અધ્યાયના ૧૪મા વિષયમાં કહ્યા પ્રમાણે ત્રીજા પટલમાં આવી દોષ સંબંધી વર્ણવાળું થઈ ગયું હોય, તો શિરાઓનો વેધ (ફસ ખોલવી) કરવો નહીં; કેમ કે એ સમયે શિરાવેધથી દોષ ઉત્પીડિત થાય, તો તુરત જ દૃષ્ટિને હણી નાખે છે. ૫

अरागि तिमिरं साध्यमाद्यं पटलमाश्रितम् ।
कृच्छ्रं द्वितीये सरागि तृतीये याप्यमुच्यते ॥६॥

### સાધ્ય, કષ્ટસાધ્ય તથા યાપ્ય તિમિરો

પહેલા પટલમાં રહેલું તિમિર રાગવગરનું હોવાને લીધે સાધ્ય છે, બીજા પટલમાં રહેલું તિમિર રાગવગરનું (દોષ સંબંધી વર્ણવગરનું) છતાં જરા દૃઢ થયેલું હોવાને લીધે કષ્ટસાધ્ય છે અને ત્રીજા પટલમાં રહેલું તિમિર રાગવાળું હોવાને લીધે યાપ્ય જ છે. ૬

रागप्राप्तेष्वपि हितास्तिमिरेषु तथा क्रियाः ।
यापनार्थं यथोद्दिष्टाः सेव्याश्चापि जलौकसः ॥७॥

### રાગવાળાં તિમિરો ઉપર કઈ ક્રિયાઓ કરવી?

ત્રીજા પટલમાં રાગ(તે તે દોષ સંબંધી વર્ણ)ને પ્રાપ્ત થયેલાં તિમિરો ઉપર ફક્ત તેઓનું યાપન કરવા માટે ઉપરના ચોથા વિષયમાં કહેલી યથોચિત ક્રિયાઓ કરવી, પણ તેઓમાં શિરાવેધ કરવો નહીં. જો એ તિમિરોમાં લોહીનું આકર્ષણ કરવાની જરૂર જણાય, તો ક્યારેક જળો મૂકીને લોહી ચુસાવવું. ૭

श्लैष्मिके लिङ्गनाशे तु कर्म वक्ष्यामि सिद्धये ।
न चेदर्धेन्दुघर्माम्बुबिन्दुमुक्ताकृतिः स्थिरः ॥
विषमो वा तनुर्मध्ये राजिमान्वा बहुप्रभः ।
दृष्टिस्थो लक्ष्यते दोषः सरुजो वा सुलोहितः ॥
स्निग्धस्विन्नस्य तस्याथ काले नात्युष्णशीतले ।
यन्त्रितस्योपविष्टस्य स्वां नासां पश्यतः समम् ॥
मतिमान् शुक्लभागौ द्वौ कृष्णान्मुक्त्वा ह्यपाङ्गतः ।
उन्मील्य नयने सम्यक् शिराजालविवर्जिते ॥
नाधो नोर्ध्वं च पार्श्वाभ्यां छिद्रे दैवकृते ततः ।
शलाकया प्रयत्नेन विश्वस्तं यववक्त्रया ॥
मध्यप्रदेशिन्यङ्गुष्ठस्थिरहस्तगृहीतया ।
दक्षिणेन भिषक्सव्यं विध्येत्सव्येन चेतरत् ।
वारिबिन्द्वागमः सम्यग्भवेच्छब्दस्तथा व्यधे ।
संसिच्य विद्धमात्रं तु योषित्स्तन्येन कोविदः ॥

मधुरैस्तत्र सिद्धेन घृतेनाक्ष्णः प्रसेचनम् ।
शिरोवस्ति च तेनैव दद्यान्मांसैश्च भोजनम् ॥११॥

**કાચા દોષનું શસ્ત્ર વડે લેખન કરવાથી થતી વ્યાપત્તિ અને તેની ચિકિત્સા**

કફ ચોથા પટલમાં આવી લિંગનાશપણાને પ્રાપ્ત ન થયો હોય, તે પહેલાં શસ્ત્ર વડે લેખન કરવામાં આવે, તો તે કફ ફરીવાર પ્રબળ થઈ ઊંચે ચઢીને નેત્રને ઇંદ્રગોપ નામના જીવડા જેવું રાતું, તીવ્ર વેદનાવાળું અને દર્શનની શક્તિ વગરનું કરી નાખે છે. આ પ્રમાણે થયેલ હોય, તો કાકોલ્યાદિ મધુરગણના કાથ તથા કલ્કથી પકવેલા ઘીનું સિંચન કરવું. એ જ ઘીથી શિરોબસ્તિ દેવી અને માંસોથી ભોજન દેવું. (શિરોબસ્તિનું લક્ષણ આ પછીના અધ્યાયના ૯ા વિષયમાં આપવામાં આવશે. ) ૧૧

दोषस्तु सञ्जातबलो घनः सम्पूर्णमण्डलः ।
प्राप्य नश्येच्छलाकाग्रं तन्वभ्रमिव मारुतम् ॥१२॥

**કેવો કફ શલાકાથી નષ્ટ થાય છે ?**

કફ જો બળ પામ્યો હોય, ઘાટો થયો હોય અને સંપૂર્ણ મંડળવાળો થયો હોય અર્થાત્ પરિપક્વ થયો હોય, તો જેમ પાતળું વાદળું પવન પામી નાશ પામે છે, તેમ તે દોષ સળીની અણીને પામી નાશ પામે છે. ૧૨

मूर्द्धाभिघातव्यायामव्यवायवमिमूर्च्छनैः ।
दोषः प्रत्येति कोपाच्च विद्धोऽपि तरुणश्च यः ॥१३॥

**શસ્ત્રથી લેખન પામ્યા છતાં કફ પણ પાછો ક્યારે થાય ?**

કફ શસ્ત્રથી લેખન પામ્યા છતાં મસ્તકનો પ્રહાર થવાથી, કસરત કે મહેનત કરવાથી, મૈથુન કરવાથી, વમન કરવાથી, મૂર્છા આવવાથી અને ક્રોધ કરવાથી પાછો થાય છે. કફ, લિંગનાશપણાને પ્રાપ્ત ન થયો હોય અર્થાત્ કાચો હોય, તે સમયમાં શસ્ત્રથી વીંધાય, તો પણ પાછો થાય છે. ૧૩

शलाका कर्कशा शूलं खरा दोषपरिस्रुतिम् ।
व्रणं विशालं स्थूलाग्रा तीक्ष्णा हिंस्यादनेकधा ॥
जलास्रावं तु विषमा क्रियासङ्गमथास्थिरा ।
करोति वर्जिता दोषैस्तस्मादेभिर्हिता भवेत् ॥१४॥

**ખરાબ શલાકાથી થતી વ્યાપત્તિઓ**

નેત્રમાંથી કફનું લેખન કરવાની સળી કઠણ હોય, તો શૂળ ઉત્પન્ન કરે; ખરસટ હોય તો કફને ફેલાવી દે; જાડી અણીવાળી હોય, તો પહોળો વ્રણ કરી દે; તીક્ષ્ણ હોય તો અનેક પ્રકારના જખમ કરે; ઊંચીનીચી હોય, તો જળનો સ્રાવ કરે અને અસ્થિર હોય તો ક્રિયાની અટકાયત કરે છે; માટે એ દોષોથી રહિત શલાકા હોય તો જ હિતકારી થાય છે. ૧૪

अष्टाङ्गुलायता मध्ये सूत्रेण परिवेष्टिता ॥
अङ्गुष्ठपर्वसमिता वक्त्रयोर्मुकुलाकृतिः ।
ताम्रायसी शातकुम्भी शलाका स्यादनिन्दिता ॥१५॥

**શલાકા કઈ ધાતુઓની, કેટલા માપની અને કેવી આકૃતિવાળી જોઈએ ?**

શલાકા ત્રાંબાની, લોઢાની અથવા સુવર્ણની, આઠ આંગળ લાંબી, અંગૂઠાના પર્વ જેવી જાડી, મધ્યમાં દોરાથી વીંટેલી અને બન્ને તરફનાં મોઢાંઓમાં કળી જેવી આકૃતિવાળી જોઈએ. આવી શલાકા સારી ગણાય છે. ૧૫

रागः शोफोऽर्बुदं चोषो बुद्बुदं शूकराक्षिता ॥
अधिमन्थादयश्चान्ये रोगाः स्युर्व्यधदोषजाः ।
अहिताचारतो वापि यथास्वं तानुपाचरेत् ॥१६॥

**વીંધવાના દોષ તથા અહિતકર આહાર-વિહારથી થતી વ્યાપત્તિઓની ચિકિત્સા**

અયોગ્ય રીતે વેધ થાય અથવા વેધ કર્યા પછી અહિતકર આહાર કે અહિતકર વિહાર થાય, તો નેત્રમાં રતાશ, સોજો, અર્બુદ, ચોસ, પરપોટા, કીકીનું મોટાપણું અને અધિમંથ આદિ બીજા રોગો પણ થાય છે. આમ થયેલ હોય, તો દોષ અનુસાર તેની ચિકિત્સા કરવી. ૧૬

પરેજી પાળવી એટલે કસરત કે મહેનત કરવી નહિ, શીતનો ત્યાગ કરવો, હાજતને રોકવી નહિ, ઉજાગરો કરવો નહિ, દિવસે નિદ્રા કરવી નહિ અને રૂક્ષ અથવા અભિષ્યંદી અન્નાદિકનો ઉપયોગ કરવો નહિ. વાયુને હણનારા કવાથો વડે ત્રણત્રણ દિવસે નેત્રો ધોવાં અને વાયુના પ્રકોપની બીકને લીધે ત્રણ દિવસ પછી નેત્રના બહારના ભાગોમાં શેક કરવો. દસ દિવસ સુધી રોગીને ચત્તા સૂવા વગેરે નિયમોમાં બરાબર રાખી તે પછી દૃષ્ટિને સ્વચ્છ કરનારી નસ્ય તથા તર્પણ વગેરે ક્રિયાઓ કરવી અને હલકું અન્ન માત્રાથી જમાડવું. ૮

शिराव्यधविधौ पूर्वं नरा ये च विवर्जिताः ।
न तेषां नीलिकां विध्येन्नान्यत्रामिहिताद्भिषक् ॥९॥

### કફ સંબંધી લિંગનાશ ઉપર શસ્ત્રક્રિયા ક્યારે ?

શારીરસ્થાનના આઠમા અધ્યાયના બીજા વિષયમાં જે માણસોની શિરાઓ વીંધવાનો નિષેધ કર્યો છે, તે માણસોના કફ સંબંધી લિંગનાશ ઉપર શસ્ત્રક્રિયા કરવી નહિ. એ માણસો સિવાયનાં બીજાં માણસોના કફ સંબંધી લિંગ- ઉપર શસ્ત્રક્રિયા કરવી; તે પણ નેત્રના જે પ્રદેશમાં શસ્ત્રક્રિયા કરવાનું કહ્યું છે, તે પ્રદેશ વગર બીજા કોઈ પ્રદેશમાં કરવી નહિ. ૯

पूर्यते शोणितेनाक्षि शिरावेधाद्विसर्पता ।
तत्र स्त्रीस्तन्ययष्ट्याह्वपक्वं सेके हितं घृतम् ॥
अपाङ्गासन्नविद्धे तु शोफशूलाश्रुरक्तताः ।
तत्रोपनाहं भ्रूमध्ये कुर्यात्कोष्णाज्यसेचनम् ॥
व्यधेनासन्नकृष्णेन भागः कृष्णश्च पीड्यते ।
तत्रापः शोधनं सेकः सर्पिषा रक्तमोक्षणम् ॥
अथाप्युपरि विद्धे तु कष्टा रुक्संप्रवर्तते ।
तत्र कोष्णेन हविषा परिषेकः प्रशस्यते ॥
शूलाश्रुरागास्त्वत्यर्थमधोविद्धे भवन्ति हि ।
विदधीत भिषग्धीमांस्तत्र पूर्वचिकित्सितम् ॥
रागाश्रुवेदनास्तम्भहर्षाश्चातिविघट्टिते ।
स्नेहस्वेदौ हितौ तत्र हितं वाप्यनुवासनम् ॥१०॥

### અયોગ્ય પ્રદેશમાં નેત્ર વીંધાયાથી થતી વ્યાપત્તિઓ અને તેની ચિકિત્સાઓ

કફલિંગનાશમાં નેત્રમાં સળી વડે વેધ કરવાનો દૈવે કરેલા છિદ્ર જેવો જે પ્રદેશ ઉપરના આઠમા વિષયમાં કહેવામાં આવ્યો છે, તે પ્રદેશ સિવાય બીજા કોઈ પ્રદેશમાં પ્રમાદથી વેધ થઈ જાય, તો શિરા વીંધાઈ જવાને લીધે વહેવા લાગેલા લોહીથી નેત્ર પુરાઈ જાય છે. આ પ્રમાણે થયેલ હોય, તો સ્ત્રીનું દૂધ અને જેઠીમધથી પકવેલા ઘીનું સિંચન કરવું હિતકારી છે.

નેત્રની અણીની સમીપ પ્રમાદથી વેધ કરવામાં આવે, તો સોજો થાય, શળ નીકળે, રતાશ થાય અને અશ્રુઓ નીકળે છે. આમ થાય તો ભ્રકુટીઓના મધ્યમાં ઉપનાહ સ્વેદ કરવો અને ઊના ઘીનું સિંચન કરવું.

કાળા ડોળાની સમીપમાં પ્રમાદથી વેધ કરવામાં આવે, તો કાળો ડોળો પીડાય છે. આમ થાય તો વિરેચન દેવું, ઘીનું સિંચન કરવું અને જળો લગાવીને લોહી સ્રવાવવું.

ઊંચા પ્રદેશમાં વેધ કરવામાં આવે, તો પ્રબળ વેદના ઉત્પન્ન થાય છે. આમ થાય તો સદૈવાય તેના ઊના ઘીનું સિંચન કરવું ઉત્તમ છે.

નીચેના પ્રદેશમાં વેધ કરવામાં આવે, તો અત્યંત શળ નીકળે, અશ્રુ અત્યંત પ્રવર્તે અને રતાશ પણ અત્યંત થાય છે. આમ થાય તો બુદ્ધિમાન વૈદ્યે સ્ત્રીના દૂધ તથા જેઠીમધથી પકવેલા ઘીનું સિંચન કરવું.

વેધથી નેત્ર અત્યંત ચલિત થઈ જાય, તો રતાશ થાય, અશ્રુ પડવા લાગે, વેદના થાય, સ્તબ્ધતા થાય છે અને રૂવાડાં ઊભાં થઈ જાય છે. આમ થયેલ હોય, તો સ્નેહન, સ્વેદન અને અનુવાસનબસ્તિની યોજના કરવી હિતકારી છે.

दोषस्त्वधोपकृष्टोऽपि तरुणः पुनरूर्ध्वगः ।
कुर्यात्कफजं तत्तु तीव्ररुग्नष्टदर्शनम् ॥

બકરીના દૂધમાં વાટી, તે કલ્કને સાત દિવસ સુધી તાંબાના વાસણમાં રાખવો. પછી એ કલ્કની વાટો બનાવી વૈદ્યે તેઓની અંજનમાં યોજના કરવી.

સુરમો, પરવાળાં, સમુદ્રફીણ, મણશીલ અને મરીને બકરીના દૂધમાં વાટી, તે કલ્કને સાત દિવસ સુધી તાંબાના વાસણમાં રાખવો. પછી એ કલ્કની વાટો બનાવી વૈદ્યે તેઓની અંજનમાં યોજના કરવી. દૃષ્ટિને સ્થિર કરવા માટે પણ આ હિતકારી અંજનની યોજના કરવી.

વળી હવે પછીના 'ક્રિયાકલ્પ' નામના અધ્યાયમાં અનેક પ્રકારનાં જે મુખ્ય અંજનો વિસ્તારથી કહેવાશે, તેઓની પણ દૃષ્ટિની નિર્મળતા કરવા માટે યોજના કરવી. ૧૮

## અધ્યાય ૧૮ મો

अथातः क्रियाकल्पं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ક્રિયાકલ્પ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

सर्वशास्त्रार्थतत्त्वज्ञस्तपोदृष्टिरुदारधीः ।
वैश्वामित्रं शशासाथ शिष्यं काशिपतिर्मुनिः ॥
तर्पणं पुटपाकश्च सेक आश्च्योतनाञ्जने ।
तत्र तत्रोपदिष्टानि तेषां व्यासं निबोध मे ॥२॥

### નેત્રરોગોની ચિકિત્સાનાં તર્પણ વગેરે જણાવવાની પ્રતિજ્ઞા

સઘળાં શાસ્ત્રોના અર્થોનું તત્ત્વ જાણનારા, દિવ્ય જ્ઞાનવાળા, ઉદારબુદ્ધિવાળા અને કાશિકુળના ક્ષત્રિયોના અધિપતિ રાજર્ષિ ધન્વંતરિએ વિશ્વામિત્રના પુત્ર અને પોતાના શિષ્ય સુશ્રુતને કહ્યું, કે 'નેત્રરોગોની ચિકિત્સાઓનાં તે તે પ્રકરણોમાં જે તર્પણો, પુટપાકો, સિંચનો, આશ્ચ્યોતનો, શિરોબસ્તિઓ તથા અંજનો સંક્ષેપથી કહેલાં છે, તેઓનો હવે વિસ્તાર તમે મારી પાસેથી સાંભળો.' ૨

[1] નેત્રરોગો ઉપર તર્પણ, પુટપાક, સિંચન, આશ્ચ્યોતન, શિરોબસ્તિ તથા અંજન કેવી રીતનાં ગોઠવવાં તથા શી રીતે કરવાં તેના વિસ્તીર્ણ નિરૂપણ વિષેનો.

संशुद्धदेहशिरसो जीर्णान्नस्य शुभे दिने ।
पूर्वाह्णे चापराह्णे वा कार्य्यमक्ष्णोश्च तर्प्पणम् ॥
वातातपरजोहीने वेश्मन्युत्तानशायिनः ।
आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमण्डलौ ॥
समौ दृढावसम्बाधौ कर्त्तव्यौ नेत्रकोशयोः ।
पूरयेद्घृतमण्डस्य विलीनस्य सुखोदकैः ॥
आपक्ष्माग्रात्ततः स्थाप्यं पञ्च तद्वाक्शतानि च ।
स्वस्थे कफे षट् पित्तेऽष्टौ दश वाते तदुत्तमम् ॥
रोगस्थानविशेषेण केचित्कालं प्रचक्षते ।
यथाक्रमोपदिष्टेषु त्रीण्येकं पञ्च सप्त च ॥
दश दृष्ट्यामथाष्टौ च वाक्शतानि विभावयेत् ।
ततश्चापाङ्गतः स्नेहं स्रावयित्वाक्षि शोधयेत् ॥
स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्य्येरितं ततः ।
यथास्वं धूमपानेन कफमस्य विशोधयेत् ॥
एकाहं वा त्र्यहं वापि पञ्चाहं चेष्यते परम् ।
तर्पणे तृप्तिलिङ्गानि नेत्रस्येमानि लक्षयेत् ॥
सुखस्वप्नावबोधत्वं वैशद्यं वर्णपाटवम् ।
निर्वृतिर्व्याधिविध्वंसः क्रियालाघवमेव च ॥
गुर्वाविलमतिस्निग्धमश्रुकण्डूपदेहवत् ।
ज्ञेयं दोषसमुत्क्लिष्टं नेत्रमत्यर्थतर्पितम् ॥
रूक्षमाविलमस्राढ्यमसहं रूपदर्शने ।
व्याधिवृद्धिश्च तज्ज्ञेयं हीनतर्प्पितमक्षि च ॥
अनयोर्दोषबाहुल्यात्प्रयतेत चिकित्सिते ।
धूमनस्याञ्जनैः सेकै रूक्षैः स्निग्धैश्च योगवित् ॥
ताम्यत्यतिविशुष्कं च यद्रूक्षं चातिदारुणम् ।
शीर्णपक्ष्माविलं जिह्मं रोगक्लिष्टं च यद् भृशम् ॥
तदक्षि तर्पणादेव लभेतोर्जामसंशयम् ।

रुजायामक्षिरागे वा योगान्भूयो निबोध मे ।
गैरिक सारिवा दूर्वा यवपिष्ट घृत पय ॥
सुखालेप प्रयोज्योऽय वेदनारागशान्तये ।
मृद्भृष्टैस्तिलैर्वापि सिद्धार्थकसमायुतैः ॥
मातुलुङ्गरसोपेतै सुखालेपस्तदर्थकृत् ।
पयस्यासारिवापत्रमञ्जिष्ठामधुकैरपि ॥
अजाक्षीरान्वितैर्लेप सुखोष्ण पथ्य उच्यत ।
दारुपद्मकशुण्ठीभिरेवमेव कृतोऽपि वा ॥
द्राक्षामधुककुष्ठैर्वा तद्वरसेन्धवसयुतै ।
शतावरीपृश्निपर्णीमुस्तामलकपद्मकै ॥
साजक्षीरै शृत सर्पिर्दाहशूलनिबर्हणम् ।
वातघ्नसिद्धे पयसि सिद्ध सर्पिश्चतुर्गुणे ॥
काकोल्यादिप्रतीवाप तद्युञ्ज्यात्सर्वकर्म्मसु ।
शाम्यत्येव न चेच्छूल स्निग्धस्विन्नस्य मोक्षयेत् ॥
तत॰ शिरा दहेद्वापि मतिमान् कीर्तित यथा ॥१७॥

### શલાકાની કઠોરતાથી થયેલા શૂળ તથા વેધના દોષથી થયેલી રતાશની ખાસ ચિકિત્સાઓ

શૂળ કે રતાશ ઉત્પન્ન થયેલ હોય તો તે ઉપર બીજા યોગો કહુ છુ, તે સાભળો

સોનાગેરુ, ઉપલસરી, ધ્રોખડ, જવનો લોટ, ઘી અને દૂધને મિશ્ર કરી ગરમ કરી તેનો સહેવાઈ શકે તેવો ઊનો લેપ કરવામા આવે, તો તેથી શૂળ અને રતાશ શાંત થાય છે

તલ તથા સરસનને થોડાથોડા શેકી બિજોરાના રસમા વાટી ગરમ કરી તેનો સહેવાઈ શકે તેવો ઊનો લેપ કરવામા આવે, તો વેદના અને રતાશ શાત થઈ જાય છે

ખરશેર, ઉપલસરી, તમાલપત્ર, મજીઠ અને જેઠીમધને બકરીના દૂધમા વાટી, ગરમ કરીને તેનો સહેવાઈ શકે તેવો ઊનો લેપ કરવામા આવે, તો તેથી વેદના અને રતાશ શાંત થાય છે

દારુહળદર, પદ્મકાષ્ઠ અને સૂઠને અથવા દ્રાક્ષ, જેઠીમધ, કઠ અને સૈંધવને બકરીના દૂધમા વાટી, ગરમ કરી તેનો સહેવાય તેવો ઊનો લેપ કરાય, તો તેથી વેદના અને રતાશ મટે છે

શતાવરી, પૃશ્નિપર્ણી, મોથ, આમળાં અને પદ્મકાષ્ઠનો કલ્ક નાખી, બકરીના દૂધમા પકવેલુ ઘી લગાવાય, તો તેથી બળતરા અને શૂળ મટે છે

ભદ્રદારુ આદિ વર્ગ (સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયના ૧૦મા વિષયમા કહેલ) જે વાયુને શાંત કરનાર છે, તેથી પકવેલા ચોગણા દૂધમા પકવી, કાકોલ્યાદિ ગણ નાખી સિદ્ધ કરેલા ઘીની નસ્ય તથા લેપન આદિ સઘળી ક્રિયાઓમા યોજના કરાય, તો તેથી વેદના તથા રતાશ મટે છે

આ પ્રમાણે ચિકિત્સાઓ કર્યા છતા વેદના શાંત ન થાય, તો બુદ્ધિમાન વૈદ્યે, રોગીને સ્નેહન તથા સ્વેદન સસ્કાર આપી, શારીરસ્થાનના આઠમા અધ્યાયના ૨૧મા વિષયમા કહેલી શિરાનો વેધ કરવો અથવા સૂત્રસ્થાનના બારમા અધ્યાયના ૮મા વિષયમા કહેલા ભ્રકુટી વગેરે સ્થાનોમા ડામવાની ક્રિયા કરવી ૧૭

दृष्टेरत प्रसादार्थमञ्जने शृणु मे शुभे ।
मेषशृङ्गस्य पुष्पाणि शिरीषधवयोरपि ॥
सुमनायाश्च पुष्पाणि मुक्ता वैदूर्यमेव च ।
अजाक्षीरेण सपिष्य ताम्रे सप्ताहमावपेत् ॥
प्रविधाय च तद्वर्तीर्योजयेच्चाञ्जने भिषक् ।
स्रोतोज विद्रुम फेन सागरस्य मन शिला ॥
मरिचानि च तद्वर्त्ती कारयेच्चापि पूर्ववत् ।
दृष्टिस्थैर्यार्थमेतत्तु विदध्यादञ्जने हितम् ॥
भूयो वक्ष्यामि मुख्यानि विस्तरेणाञ्जनानि च ॥
कल्पे नानाप्रकाराणि तान्यपीह प्रयोजयेत् ॥१८॥

### ચિકિત્સાઓ છતા મેલી રહેતી દૃષ્ટિને નિર્મળ કરવાના અંજનો

હવે દૃષ્ટિને નિર્મળ કરવા માટે બે અંજનો કહુ છુ તે સાભળો

મેઢાશીંગી, સરસડિયા, ધાવડાના અને જાઈના ફૂલ, મોતીનુ અને લસણિયા મણિનુ ચૂર્ણ

ઓથી વ્યાપ્ત રહે, રૂપનું દર્શન સહન ન કરી શકે અને વ્યાધિના વધારાવાળું થાય, તો જાણવું કે તર્પણનો હીનયોગ થયો છે.

તર્પણનો હીનયોગ કે અતિયોગ થયો હોય, તો ઘણી અડચણો થાય છે; માટે પ્રવીણ વૈદ્યે તેઓની ચિકિત્સા કરવામાં કાળજી રાખવી. જો અતિયોગ થયો હોય, તો રૂક્ષ ધૂમપાન કરાવવાં, રૂક્ષ નસ્યો દેવાં, રૂક્ષ અંજનો આંજવાં તથા રૂક્ષ સિંચનો કરવાં; અને હીનયોગ થયો હોય, તો સ્નિગ્ધ ધૂમપાન કરાવવાં, સ્નિગ્ધ નસ્યો દેવાં, સ્નિગ્ધ અંજનો આંજવાં તથા સ્નિગ્ધ સિંચનો કરવાં.

જે નેત્ર અંધારા જેવું દેખ્યા કરતું હોય, અત્યંત સુકાઈ ગયું હોય, આંસુવગરનું થઈ ગયું હોય, અસ્નિગ્ધ કાંતિવાળું થઈ ગયું હોય, અતિદારુણ થઈ ગયું હોય, પાંપણોના વાળોથી રહિત થઈ જતું હોય, મલિન થઈ ગયું હોય, વાંકું થઈ ગયું હોય કે રોગથી અત્યંત ક્લિષ્ટ થઈ ગયું હોય, તે નેત્ર, તર્પણથી ઉત્તમ શક્તિ પામે છે, એ નિઃસંશય છે.

વાદળાંઓના ઘનઘોરવાળા દિવસમાં, અત્યંત ગરમીના સમયમાં, અત્યંત ટંડીના સમયમાં, ચિંતા હોય ત્યારે, ગભરાટ હોય ત્યારે અને ઉપદ્રવો શાંત થયા પહેલાં નેત્રોનું તર્પણ કરવું યોગ્ય ગણાતું નથી. ૩

पुटपाकस्तथैतेषु नस्यं येषु च गर्हितम् ॥
तर्प्पणार्हा न ये प्रोक्ताः स्नेहपानाक्षमाश्च ये ।
ततः प्रशान्तदोषेषु पुटपाकक्षमेषु च ॥
पुटपाकः प्रयोक्तव्यो नेत्रेषु भिषजा भवेत् ।
स्नेहनो लेखनीयश्च रोपणीयश्च स त्रिधा ॥
हितः स्निग्धोऽतिरूक्षस्य स्निग्धस्यापि च लेखनः ।
दृष्टेर्बलार्थमितरः पित्तासृग्व्रणवातनुत् ॥
स्नेहमांसवसामज्जमेदःस्वाद्वौषधैः कृतः ।
स्नेहनः पुटपाकस्तु धार्य्यो द्वे वाक्शते तु सः ॥
जाङ्गलानां यकृन्मांसैर्लेखनद्रव्यसम्भृतः ।
कृष्णलोहरजस्ताम्रशङ्खविद्रुमसिन्धुजैः ॥
समुद्रफेनकासीसस्रोतोजदधिमस्तुभिः ।
लेखनो वाक्शतं तस्य परं धारणमुच्यते ॥
स्तन्यजाङ्गलमध्वाज्यतिक्तद्रव्यविपाचितः ।
लेखनात्त्रिगुणो धार्य्यः पुटपाकस्तु रोपणः ॥
वितरेत्तर्प्पणोक्तं तु धूमं हित्वा तु रोपणम् ।
स्नेहस्वेदौ द्वयोः कार्य्यौ कार्य्यौ नैव च रोपणे ॥
एकाहं वा द्व्यहं वापि त्र्यहं वाप्यवचारणम् ।
यंत्रणं तु क्रियाकालाद्द्विगुणं कालमिष्यते ॥
तेजांस्यनिलमाकाशमादर्शं भास्वराणि च ।
नेक्षेत तर्पिते नेत्रे पुटपाककृते तथा ॥
मिथ्योपचारादनयोर्यो व्याधिरुपजायते ।
अञ्जनाश्च्योतनस्वेदैर्यथास्वं तमुपाचरेत् ॥
प्रसन्नवर्णं विशदं वातातपसहं लघु ।
सुखस्वप्नावबोध्यक्षि पुटपाकगुणान्वितम् ॥
अतियोगाद्रुजः शोफः पिडकास्तिमिरोद्गमः ।
पाकोऽश्रु हर्षणं चापि हीने दोषोद्गमस्तथा ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि पुटपाकप्रसाधनम् ।
द्वौ बिल्वमात्रौ श्लक्ष्णस्य पिण्डौ मांसस्य पेषितौ ॥
द्रव्याणां बिल्वमात्रं तु द्रवाणां कुडवो मतः ।
तदेकत्र समालोड्य पत्रैः सुपरिवेष्टितम् ॥
काश्मरीकुमुदैरण्डपद्मिनीकदलीभवैः ।
मृदावलिप्तमङ्गारैः खादिरैरवकूलयेत् ॥
कतकाश्मन्तकैरण्डपाटलावृषबादरैः ।
सक्षीरद्रुमकाष्ठैर्वा गोमयैर्वापि युक्तितः ॥
स्विन्नमुद्धृत्य निष्पीड्य रसमादाय तं नृणाम् ।
तर्पणोक्तेन विधिना यथावदवचारयेत् ॥
कनीनके निषेच्यः स्यान्नित्यमुत्तानशायिनः ।
रक्ते पित्ते च तौ शीतौ कोष्णौ वातकफापहौ ॥
अत्युष्णतीक्ष्णौ सततं दाहपाककरौ स्मृतौ ।
अत्यंतं शीतलौ चाश्रुस्तम्भरुग्घर्षकारकौ ॥
अतिमात्रौ कषायत्वसङ्कोचस्फुरणावहौ ।
हीनप्रमाणौ दोषाणामुत्क्लेशजननौ भृशम् ॥

दुर्दिनात्युष्णशीतेषु चिन्तायासभ्रमेषु च ॥
अशान्तोपद्रवे चाक्षिण तर्पणं न प्रशस्यते ॥३॥

તર્પણનું નિરૂપણ

શિરોવિરેચન, વિરેચન તથા નિરૂહબસ્તિથી જેના શરીરનુ શોધન કરવામા આવ્યુ હોય અને શિરોવિરેચનથી જેના મસ્તકને શુદ્ધ કરવામા આવ્યુ હોય, એવા માણસને જે દિવસે આકાશ ની નિર્મળતા વગેરે ગુણો હોય, તે દિવસે આગના દિવસનુ ખાધેલુ અન્ન પચ્યા પછી સવારમા અથવા બપોર પછી પવન, તડકા તથા રજ વગરના ઘરમા છતો સુવડાવી તેના નેત્રોનુ તર્પણ એ રીતે કરવુ, કે પનાળીએ દારૂપ કરેલા અડદના લોટની મજબૂત, ગોળ અને આકડ વગરની ફરતી પાળો બન્ને નેત્રોની આસપાસ કરી, તે માણસની આંખો મિચાવી થોડા ઊના જળથી પિગળાવેલા ઘીની ઉપરનો આઠો ભાગ પાપણના વાળો [1]ભીંજાતા સુધી તે પાળોમા ભરવો અને ભરાઈ રહ્યા પછી આંખો ઉઘડાવવી, એ તર્પણ કહેવાય છે

એ તર્પણ સ્વસ્થ માણસના નેત્રોને સારાં રાખવા માટે કર્યું હોય, તો પાંચસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી નેત્રો ઉપર રાખવુ, કફને શાન્ત કરવા માટે કર્યું હોય, તો છસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી નેત્રો ઉપર રાખવુ. ચિત્તને શાન્ત કરવા માટે કર્યું હોય, તો આઠસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી નેત્રો ઉપર રાખવુ, એ ઉત્તમ પ્રમાણ છે કેટલાક આચાર્યો નેત્રરોગોના સ્થાનકોના વિશેષ ઉપરથી તર્પણ રાખવાનો કાળ મુકરર કરે છે, કે 'સંધિગત રોગોને ટાળવા માટે કર્યું હોય તો ત્રણસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી પાંપણોમા રહેનારા રોગોને ટાળવા માટે કર્યું હોય, તો સો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી, ધોળા ડોળામા રહેનારા રોગોને ટાળવા માટે કર્યું હોય તો પાંચસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી, કાળા ડોળામા રહેનારા રોગોને ટાળવા માટે કર્યું હોય, તો સાતસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી સઘળા નેત્રમા રહેનારા રોગોને ટાળવા માટે કર્યું હોય, તો હજાર ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી અને કીકીમા રહેનારા રોગોને ટાળવા કર્યુ હોય, તો આઠસો ગુરુ અક્ષરોનુ ઉચ્ચારણ થતા સુધી રાખવુ '

તર્પણનો સમય પૂરો થઈ રહ્યા પછી નેત્રોની પૂંછડી ઉપરની પાળોમા સળીથી છિદ્રો કરીને તે છિદ્રોમાથી તર્પણદ્રવ્યને ઝરાવી નાખી શેકેલા જવના લોટથી નેત્રોને સાફ કરાવવા અને તે પછી સ્નેહના જોરથી પ્રેરાયેલા કફનુ શિરોવિરેચન ધૂમપાન કરાવવાથી શોધન કરવુ

એ તર્પણ વાયુ ઉપર એક દિવસ કરવુ, પિત્ત ઉપર વધારેમા વધારે ત્રણ દિવસ સુધી કરવુ અને કફ ઉપર વધારેમાં વધારે પાંચ દિવસ સુધી કરવુ અથવા દોષ ઓછો હોય તો એક દિવસ કરવુ, દોષ મધ્યમ હોય, તો વધારેમા વધારે ત્રણ દિવસ કરવુ અને દોષ પ્રબળ હોય તો વધારેમા વધારે પાંચ દિવસ કરવુ

જો નિદ્રા સુખથી આવે, જાગવુ પણ સુખથી થાય, નેત્રની નિર્મળતા થાય, નેત્રથી સફેદ તથા રાતા, પીળા વગેરે વર્ણોનુ બરાબર ગ્રહણ થાય, આરામ થાય, વ્યાધિની શાંતિ થાય અને ઉઘાડવુ તથા મીંચવુ વગેરે ક્રિયાઓમા નેત્રનુ હલકાપણુ થાય, તો જાણવુ, કે તર્પણનો સમ્યગ્યોગ થયો છે

જો નેત્ર ભારે થઈ જાય, આકુળ થઈ જાય, અત્યંત ચીકણા થઈ જાય, આંસુ આવ્યાં કરે, નેત્રમા ખરજ આવ્યા કરે, ચીપડા ભરાઈ જાય તથા દોષનો ઉત્‌ક્લેશ થાય, તો જાણવુ કે તર્પણનો અતિયોગ થયો છે

જો નેત્ર રૂક્ષ થઈ જાય, મલિન રહે, આંસુ

[1] દોષ નિકળ હોય ત્યા એથી ઓછા, નખન સુધી પ રાખવ

પુટપાકની ક્રિયા થતાં સુધીમાં જેટલો વખત લાગે તે વખતથી બમણા વખત સુધી પરેજી પાળવી; એટલે જેનાં નેત્રો પર તર્પણ કે પુટપાકની ક્રિયા કરવામાં આવી હોય, તે માણસે તેટલા વખત સુધી દીવાની જ્વાળા વગેરે તેજોને, સામા વાયુને, આકાશને, અરીસાને કે સૂર્ય આદિ તેજસ્વી પદાર્થોને જોવા નહીં.

તર્પણ તથા પુટપાકનો અતિયોગ કે હીનયોગ થવાથી જે વ્યાધિ ઉત્પન્ન થાય, તે વ્યાધિની દોષ અનુસાર અંજનોથી, આશ્ચ્યોતનોથી તથા સ્વેદનોથી ચિકિત્સા કરવી.

જો નેત્ર પ્રસન્ન વર્ણવાળું, નિર્મળ, પવન તથા તડકો સહન કરી શકે એવું, હલકું અને જેને નિદ્રા તથા જાગવું સુખથી પ્રાપ્ત થાય એવું થઈ જાય, તો જાણવું કે પુટપાકનો **સમ્યગ્યોગ** થયો છે.

જો નેત્રમાં વેદના થાય, સોજો થાય, ફોડલીઓ થાય અને અંધકાર જણાય, તો જાણવું કે પુટપાકનો **અતિયોગ** થયો છે.

જો નેત્રમાં પાક થાય, આંસુ આવ્યા કરે, રોમહર્ષ થાય અને દોષ ઉત્પન્ન થાય, તો જાણવું કે પુટપાકનો **હીનયોગ** થયો છે.

હવે પુટપાકને સિદ્ધ કરવાના પ્રકાર કહું છું. ચીકાશવાળા લાસા માંસને વાટીને બીલાંનાં ફળો જેવડા તેના બે પિંડ કરવા—ચાર તોલાભાર ઔષધો લેવાં અને સોળ તોલાભાર પ્રવાહી લેવાં. એ સર્વને એકઠાં કરી લોંદારૂપ[1] બનાવી તે લોંદાને સીવણનાં, એરંડાનાં, પોયણાંનાં, કમલિનીનાં તથા કેળનાં પાંદડાં વડે સારી પેઠે વીંટી તે ઉપર બે આંગળ જાડો અથવા અંગૂઠા જેટલો જાડો પલાળેલી માટીનો થર ચડાવી અગ્નિમાં મૂકવો. એ અગ્નિ ખેરના કોલસાનો, કતક (નિર્મળી) લાકડાંનો, આસોંદરાનાં તથા એરંડાનાં લાકડાંનો, પાડળનાં તથા અરડુસાનાં લાકડાંનો, વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં લાકડાંનો કે અડાયાંનો યુક્તિપૂર્વક ગોઠવવો. માટીનો થર ધગધગતા અંગારા જેવા વર્ણવાળો થઈ જાય, ત્યાં સુધી અગ્નિમાં રાખી પછી તે ગોળાને કાઢી લેવો અને માટી તથા પાંદડાંઓને દૂર કરી ગોળાના રસને નીચોવી લેવો, એટલે પુટપાક સિદ્ધ થયો કહેવાય છે. માણસને સુવડાવી તર્પણના નિરૂપણમાં કહેલી રીત પ્રમાણે એ રસનું તે માણસની કીકી પર સિંચન કરવું.

લોહી કે પિત્ત ઉપર તર્પણ કે પુટપાકની યોજના કરવી હોય, તો ઠંડા તર્પણ કે પુટપાકની યોજના કરવી. વાયુ કે કફ ઉપર તર્પણ કે પુટપાકની યોજના કરવી હોય, તો જરા ઊનાશવાળા તર્પણ તથા પુટપાકની યોજના કરવી. જો અત્યંત ઊના કે અત્યંત તીક્ષ્ણ તર્પણ કે પુટપાકની યોજના કરવામાં આવે, તો તેથી અવશ્ય દાહ તથા પાક થાય છે; અને અતિ શીતળ તર્પણ કે પુટપાકની યોજના કરાય તો તેથી અવશ્ય આંસુ, સ્તબ્ધતા, વેદના તથા ઘર્ષણ અથવા રોમહર્ષ થાય છે.

જો તર્પણ કે પુટપાકની માત્રા અધિક થાય, તો નેત્રોમાં મલિનતા, સંકોચ તથા સ્ફુરણ (ફરકવું) થાય છે અને ઓછી માત્રા થાય, તો નેત્રોમાં દોષનો અત્યંત ઉત્ક્લેશ થાય છે. જો તર્પણ તથા પુટપાક યોગ્ય માત્રાથી થાય, તો તેઓ બળતરા, સોજા, વેદના, ઘર્ષણ અથવા રોમહર્ષ, સ્રાવ, ખરજ, ચીપડાંનો ચીકણો ઉપલેપ અને રાતી રેખાઓનો નાશ કરે છે; માટે વૈદ્યે અતિયોગ કે હીનયોગ ન થાય, એ રીતે તર્પણ તથા પુટપાટકની ગોઠવણ કરવી, કે જેથી સુખની જ પ્રાપ્તિ થાય.

[1] સ્નેહન પુટપાકનાં ઔષધોને વાટવા વગેરેમાં માંસના રસા તથા દૂધ વગેરેનો ઉપયોગ કરવો. લેખન પુટપાકનાં ઔષધોને વાટવા વગેરેમાં ત્રિફળાના રસનો તથા મધ વગેરેનો ઉપયોગ કરવો અને રોપણ પુટપાકનાં ઔષધોને વાટવા વગેરેમાં કડવાં દ્રવ્યોના કષાયનો ઉપયોગ કરવો.

युक्तौ कृतौ दाहशोफरुग्घर्षस्रावनाशनौ ।
कण्डूपदेहदूषीकारक्तराजिविनाशनौ ॥
तस्मात्परिहरन्दोषान् विदध्यात्तौ सुखावहौ ।
व्यापदश्च यथादोषं नस्यधूमाञ्जनैर्जयेत् ॥
आद्यन्तयोश्चाप्यनयोः स्वेद उष्णाम्बुचैलिकः ।
तथा हितोऽवसाने च धूमः श्लेष्मसमुच्छ्रितौ ॥४॥

## પુટપાકનું નિરૂપણ અને પેટા વિષય

જેવાં નેત્રો તર્પણને લાયક છે, તેવાં નેત્રો પુટપાકને પણ લાયક છે અર્થાત્ જે નેત્રો અંધારા જેવું દેખ્યા કરતાં હોય, આંસુવગરનાં થઈ ગયાં હોય, અસ્નિગ્ધ કાંતિવાળાં થઈ ગયાં હોય, અતિ દારુણ થઈ ગયાં હોય, પાંપણોના વાળોથી રહિત થઈ જતાં હોય, મલિન થઈ ગયાં હોય, વાંકાં થઈ ગયાં હોય કે રોગથી અત્યંત ક્લિષ્ટ થઈ ગયાં હોય, તે નેત્રો પુટપાકને લાયક છે. ચિકિત્સા-સ્થાનના ૪૦મા અધ્યાયના ૩૨મા વિષયમાં જે માણસો નસ્યને અયોગ્ય કહેવાં છે, તે માણસો પુટપાકને પણ અયોગ્ય છે. વાદળાંઓના ઘન-ઘોરવાળા દિવસમાં, અત્યંત ગરમીના સમયમાં, અત્યંત ઠંડીના સમયમાં, ચિંતા હોય ત્યારે, ગભરાટ હોય ત્યારે અને ઉપદ્રવો શાંત થયા પહેલાં નેત્રોને પુટપાક દેવો યોગ્ય નથી; તેમ જ ચિકિત્સાસ્થાનના ૩૧મા અધ્યાયના ૨૪મા વિષયમાં જે માણસો માટે સ્નેહપાનનો નિષેધ કર્યો છે, તે માણસો માટે પુટપાકનો પણ નિષેધ સમજવો.

જેઓના દોષો શાંત થવા લાગ્યા હોય એવાં અને પુટપાક માટે યોગ્યતા ધરાવનારાં નેત્રોમાં વૈદ્યે પુટપાકની યોજના કરવી.

સ્નેહન (સ્નિગ્ધ કરનારો), લેખન (દોષને ઉખેડનાર) અને રોપણ (યોગ્ય પદાર્થોની ભરતી કરનાર)–એ રીતે પુટપાક ત્રણ પ્રકારનો થાય છે. સ્નેહન પુટપાક અત્યંત રૂક્ષ થયેલા માટે હિતકારી છે, લેખન પુટપાક અતિસ્નિગ્ધ માટે હિતકારી છે અને રોપણ પુટપાક દષ્ટિને બળ આપવા માટે ઉત્તમ છે. આ પુટપાક પિત્ત, રુધિર, વ્રણ તથા વાયુનો નાશ કરે છે.

સ્નેહ, માંસ, વસા, મજ્જા, મેદ અને મધુર દ્રવ્યોથી કરેલો પુટપાક સ્નેહન કહેવાય છે. સ્નેહન પુટપાકને બસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી નેત્રો પર ધરી રાખવો.

જંગલી પ્રાણીઓની જમણા પડખાની ગાંઠો, માંસો, લેખન કરનારાં દ્રવ્યો, લોઢાનું, તાંબાનું, શંખનું, ને પરવાળાનું ચૂર્ણ, સૈંધવ, સમુદ્રફીણ, હીરાકસી, સુરમો અને દહીંની તરથી કરેલો પુટપાક લેખન કહેવાય છે. લેખન પુટપાકને વધારેમાં વધારે સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી નેત્રો પર રાખવો.

સ્ત્રીનું દૂધ, જંગલી પ્રાણીઓનું માંસ, મધ, ઘી, લીંબડો, ગળો, અરડૂસો, પટોળ અને ભોરિંગણીને પકવી કરવામાં આવેલો પુટપાક રોપણ કહેવાય છે. રોપણ પુટપાકને ત્રણસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી નેત્રો પર ધરી રાખવો.

રોપણ પુટપાક સિવાય બીજા બે (સ્નેહન અને લેખન) પુટપાકોની યોજનામાં ધૂમપાન સિવાય બીજી તર્પણના વિષયમાં કહેલી સઘળી ક્રિયાઓ કરવી. સ્નેહન તથા સ્વેદન સંસ્કાર પણ એ બે પુટપાકોની યોજનામાં કરવા; પણ રોપણ પુટપાકની યોજનામાં કરવા નહીં.

જો નેત્રરોગ કફ સંબંધી હોય તો પુટપાકની એક દિવસ યોજના કરવી, પિત્ત સંબંધી હોય તો પુટપાકની બે દિવસ યોજના કરવી અને વાયુ સંબંધી હોય તો પુટપાકની ત્રણ દિવસ સુધી યોજના કરવી; અથવા લેખન પુટપાકની યોજના એક દિવસ કરવી, સ્નેહન પુટપાકની યોજના બે દિવસ કરવી અને રોપણ પુટપાકની યોજના ત્રણ દિવસ કરવી.

જ્યારથી સ્નેહન આદિ પૂર્વ ક્રિયાઓની શરૂઆત થાય, ત્યારથી માંડી તર્પણની કે

તન તથા લેખન સિંચન કરવાં, પિત્તજન્ય ઉપર તથા રુધિરજન્ય ઉપર રોપણ આશ્ચ્યોતન તથા રોપણ સિંચન કરવાં અને વાતજન્ય ઉપર સ્નેહન આશ્ચ્યોતન તથા સ્નેહન સિંચન કરવાં.) અથવા જે સમયમાં વેદના ઉત્પન્ન થાય તે સમયમાં આશ્ચ્યોતન તથા સેવન કરવાં,

સ્નેહન સિંચનના સમ્યગ્યોગ, અતિયોગ અને હીનયોગનાં લક્ષણો તર્પણના સમ્યગ્યોગ, અતિયોગ અને હીનયોગનાં લક્ષણો પ્રમાણે જ સમજી લેવાં. (અહીં 'સ્નેહન-સિંચન' એ શબ્દથી ઘીનું સિંચન જ સમજવું. દૂધના તથા શેરડીના રસ વગેરેનાં સિંચનના સમ્યગ્યોગાદિકનાં લક્ષણો તો પુટપાકના સમ્યગ્યોગાદિકનાં લક્ષણો પ્રમાણેજ સમજવાં. આશ્ચ્યોતનના સમ્યગ્યોગાદિકનાં લક્ષણો અને લેખન, સિંચન તથા રોપણ-સિંચનના સમ્યગ્યોગાદિકનાં લક્ષણો અહીં કહ્યાં નથી, માટે કલ્પનાથી સમજી લેવાં.)૫

रोगाञ्छिरसि सम्भूतान्हत्वातिप्रवलान्गुणान् ।
करोति शिरसो वस्तिरुक्ता ये मूर्द्धतैलिकाः ॥
शुद्धदेहस्य सायाह्ने यथाव्याध्यशितस्य तु ।
ऋज्वासीनस्य वध्नीयाद्वस्तिकोशं ततो दृढम् ॥
यथाव्याधिश्रृतस्नेहपूर्णं संयम्य धारयेत् ।
तर्पणोक्तं दशगुणं यथादोषं विधानवित् ॥६॥

## શિરોબસ્તિનું નિરૂપણ

શિરોબસ્તિ મસ્તકમાં ઉત્પન્ન થયેલા અતિ પ્રબળ રોગોનો પણ નાશ કરીને ચિકિત્સાસ્થાનના ૨૪મા અધ્યાયના નવમા વિષયમાં કહેલા ગુણોને ઉત્પન્ન કરે છે.

વમનાદિકથી શરીરને શુદ્ધ કરી અથવા નસ્યાદિકથી મસ્તકને શુદ્ધ કરી સાંજે દોષ પ્રમાણે નેત્રરોગોનો નાશ કરનારું ભોજન જમાડી બીજે દિવસે તે માણસને સરળ રીતે બેસાડી તેના મસ્તક પર ચામડાની ટોપી મજબૂત રીતે બાંધવી. પછી જે દોષથી નેત્રરોગ ઉત્પન્ન થયેલ હોય, તે દોષનો નાશ કરનારાં દ્રવ્યોથી પકવેલા સ્નેહને તે ટોપીમાં સંપૂર્ણ રીતે ભરી, માથાના વાળોને બાંધી, તેઓ સઘળા સ્નેહમાં ડૂબી જાય, એ ગોઠવણ કરી તે કોથળી ધારણ કરાવી, એ શિરોબસ્તિ કહેવાય છે. કફને શાંત કરવાનો હોય તો ૭ હજાર ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી, પિત્તને કે લોહીને શાંત કરવાનું હોય તો આઠ હજાર ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી અને વાયુને શાંત કરવાનો હોય તો દસ હજાર ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધી શિરોબસ્તિ ધારણ કરાવી.

(બીજા ગ્રંથોમાં કહ્યું છે, કે બે મોઢાંવાળી, બાર આંગળ ઊંચી અને માથામાં પહેરાય એવડી ચામડાની ટોપી બનાવી, માથામાં પહેરાવી, અડદના પલાળેલા લોટથી તેના સાંધાઓને રોકી તથા તેના નીચલા મોઢાની નીચે અડદના પલાળેલા લોટની પાળ કરી ઉપલા મોઢામાં સાધારણ ગરમ તેલ આદિ સ્નેહ ભરી દેવે. એ શિરોબસ્તિ કહેવાય છે.) ૬

व्यक्तरूपेषु दोषेषु शुद्धकायस्य केवलम् ॥
नेत्र एव स्थिते दोषे प्राप्तमञ्जनमाचरेत् ।
लेखनं रोपणं चापि प्रसादनमथापि वा ॥
तत्र पञ्च रसान्व्यस्तानाद्यैकरसवर्जितान् ।
पञ्चधा लेखनं युञ्ज्याद्यथादोषमतन्द्रितः ॥
नेत्रवर्त्मशिराकोशस्रोतःशृङ्गाटकाश्रितम् ।
मुखनासाक्षिभिर्दोषमोजसा स्रावयेत्तु तत् ॥
कषायतिक्तकं चापि सस्नेहं रोपणं मतम् ।
तत्स्नेहशैत्याद्वर्ण्यं स्याद्दृष्टेश्च बलवर्द्धनम् ॥
मधुरं स्नेहसम्पन्नमञ्जनं तु प्रसादनम् ।
दृष्टिदोषप्रसादार्थं स्नेहनार्थं च तद्धितम् ॥
यथादोषं प्रयोज्यानि तानि दोषविशारदैः ।
अञ्जनानि यथोक्तानि प्राह्णसायाह्नरात्रिषु ॥
गुटिकारसचूर्णानि त्रिविधान्यञ्जनानि तु ।
यथापूर्वं बलं तेषां श्रेष्ठमाहुर्मनीषिणः ॥

જો તર્પણ કે પુટપાકની કોઈ પ્રકારની અયોગ્યતાને લીધે સંકોચાદિક તથા દાહાદિક વ્યાપત્તિઓ થાય, તો દોષ અનુસાર નસ્યોથી, વમોથી તથા અંજનોથી તે વ્યાપત્તિઓને દૂર કરવી.

તર્પણ તથા પટપાકના આદિમાં અને અંતમાં નેત્રોને ઊના જળમાં પલાળેલા કપડાં વડે શેક દેવો. તેઓના અંતમાં કફનો નાશ થયેલો દેખાય તો ધૂમપાન કરાવવું હિતકારી છે ૪

यथादोषोपयुक्त तु नातिप्रबलमोजसा ।
रोगमाश्च्योतन हन्ति सेकस्तु बलवत्तरम् ॥
तौ त्रिधैवोपयुज्येते रोगेषु पुटपाकवत् ।
लेखने सप्त चाष्टौ वा बिन्दवः स्नैहिके दश ॥
आश्च्योतने प्रयोक्तव्या द्वादशैव तु रोपणे ।
सेकस्य द्विगुण काल पुटपाकात्परो मत. ॥
अथवाऽऽकार्यनिर्वृत्तेरुपयोगो यथाक्रमम् ।
पूर्वापराह्णे मध्याह्ने रुजाकालेषु चोभयो ।
योगायोगान् स्नेहसेके तर्पणोक्तान् प्रचक्षते ॥५॥

આશ્ચ્યોતન તથા સિંચનનું નિરૂપણ

નેત્રરોગ જે દોષથી થયો હોય, તે દોષને હણનારા દ્રવ્યોથી ગોઠવેલું આશ્ચ્યોતન, અત્યંત પ્રબળ નહીં થયેલા દોષનો પોતાની શક્તિથી નાશ કરે છે (માણસની આંખોને બે આંગળ વડે ઉઘાડી રાખી તેઓમાં કવાથ, મધ, આસવ કે સ્નેહ વગેરેના ટીપાં નાખવાં, એ આશ્ચ્યોતન કહેવાય છે) અને નેત્રરોગ જે દોષથી થયો હોય, તે દોષને હણનારાં દ્રવ્યોથી ગોઠવેલું સિંચન, અત્યંત પ્રબળ થયેલા દોષનો પણ પોતાની શક્તિથી નાશ કરે છે (આંખોને મિચાવી તેઓની ઉપર ચાર આંગળ ઊંચેથી કવાથ વગેરેની ઝીણી ઝીણી ધારાઓ કરવી, એ સિંચન કહેવાય છે)

આશ્ચ્યોતન અને સિંચન એ બંને પુટપાકની પેઠે સ્નેહન, લેખન અને રોપણ–એ રીતે ત્રણ પ્રકારના થાય છે (લેખન દ્રવ્યોથી ગોઠવેલાં હોય તે લેખન, સ્નેહન દ્રવ્યોથી ગોઠવેલા સ્નેહન અને રોપણ દ્રવ્યોથી ગોઠવેલાં હોય તે રોપણ કહેવાય છે)

જો આશ્ચ્યોતન લેખન હોય તો તેના સાત કે આઠ ટીપાં નાખવાં, સ્નેહન હોય તો તેના દશ ટીપાં નાખવાં અને રોપણ હોય તો તેના બાર ટીપાં નાખવાં (વિદેહ કહે છે કે ઘણું કરીને નેત્રરોગોમાં ત્રણ દિવસ સુધી ઉપવાસ કરાવ્યા પછી અથવા ત્રણ દિવસ સુધી હલકું થોડું ભોજન કરાવ્યા પછી અથવા ત્રણ દિવસ સુધી રાત્રિભોજન કરાવ્યા પછી ચોથે દિવસે આશ્ચ્યોતન કે સિંચન કરવાં)

આશ્ચ્યોતનનું ધારણ કરવાનો કાળ પુટપાકનું ધારણ કરવાના કાળ જેટલો જ સમજવો અને સિંચનનો કાળ પુટપાકનું ધારણ કરવાના કાળથી બમણો સમજવો, (સ્નેહન આશ્ચ્યોતનનો કાળ બસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધીનો, લેખન આશ્ચ્યોતનનો કાળ સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધીનો અને રોપણ આશ્ચ્યોતનનો કાળ ત્રણસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધીનો સમજવો. તેમજ સ્નેહન સિંચનનો કાળ ચારસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધીનો, લેખન સિંચનનો કાળ બસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધીનો અને રોપણ સિંચનનો કાળ છસો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ થતાં સુધીનો સમજવો) અથવા આશ્ચ્યોતનનો અને સિંચનનો ઉપયોગ જ્યાં સુધી કાર્ય સિદ્ધ થાય, ત્યાં સુધી ધીરેધીરે કરવો–એટલે વ્યાધિનો ઉપશમ થાય, સ્વાભાવિક વર્ણની પ્રાપ્તિ થાય, ઉઘાડવા–મીચવા વગેરે ક્રિયાઓમાં યોગ્ય સામર્થ્ય પ્રાપ્ત થાય અને વેદના નાશ થાય, તેટલા સમય સુધી કરવો.

જો નેત્રરોગ કફજન્ય હોય તો સવારે રુધિરજન્ય કે પિત્તજન્ય હોય તો બપોરે અને વાયુજન્ય હોય તો બપોર પછી આશ્ચ્યોતન તથા સિંચન કરવાં (કફજન્ય ઉપર લેખન, આશ્ચ્યો-

તથા પાંપણોના કોશોમાં, સ્રોતોમાં તથા શિરાઓમાં રહેલા દોષને અને શૃંગાટક નામના મર્મમાં રહેલા દોષને પોતાની શક્તિ વડે મોઢું, નાસિકા તથા નેત્રોરૂપ દ્વારથી સ્રવાવી નાખે છે.

રોપણ અંજનો જરાક ઘીથી મિશ્ર કરેલાં તૂરાં દ્રવ્યોથી તથા કડવાં દ્રવ્યોથી બનાવવાં. એ અંજનો સ્નેહ તથા શીતપણાના યોગથી નેત્રનો વર્ણ સારો કરે છે અને દષ્ટિના બળને વધારે છે.

પ્રસાદન અંજનો સ્નેહથી મિશ્ર કરેલાં મધુર દ્રવ્યોથી બનાવવાં. એ અંજનો દોષને શાંત કરી, દષ્ટિને નિર્મળ અને સ્નિગ્ધ પણ કરે છે.

દોષોના તત્ત્વને જાણનારા વૈદ્યે એ ઉપર કહેલાં અંજનોનો, દોષો પ્રમાણે સાંજે, સવારે અને રાતે પ્રયોગ કરવો; એટલે નેત્રરોગ કફજન્ય હોય તો સવારમાં, વાતજન્ય હોય તો સાંજે અને પિત્તજન્ય હોય તો રાતે પ્રયોગ કરવો.

ઉપર કહેલાં લેખન, રોપણ તથા પ્રસાદન; એ ત્રણે અંજનોના ગુટિકાંજન, રસાંજન અને ચૂર્ણાંજન એ નામના ત્રણત્રણ ભેદો થાય છે. (જે અંજન ગોળીરૂપ કે વાટરૂપ હોય તે ગુટિકાંજન, રસક્રિયારૂપ હોય તે રસાંજન અને ચૂર્ણરૂપ હોય તે ચૂર્ણાંજન કહેવાય છે.) તેઓમાં ચૂર્ણાંજનથી રસાંજન બલવત્તર તથા શ્રેષ્ઠ છે અને રસાંજનથી ગુટિકાંજન બલવત્તર તથા શ્રેષ્ઠ છે, એમ વિદ્વાનો કહે છે. (આથી એમ કહેવાયું છે, કે બલવત્તર રોગો ઉપર ગુટિકાંજનનો, મધ્ય બળવાળા રોગો ઉપર રસાંજનનો અને હીન બળવાળા રોગો ઉપર ચૂર્ણાંજનનો પ્રયોગ કરવો.)

લેખન અંજન ગોળીરૂપ કે વાટરૂપ હોય, તો તેની વટાણા જેટલી માત્રા કરવી, પ્રસાદન અંજન ગોળીરૂપ કે વાટરૂપ હોય, તો તેની દોઢ વટાણા જેટલી માત્રા કરવી અને રોપણ અંજન ગોળીરૂપ કે વાટરૂપ હોય તો તેની બે વટાણા જેટલી માત્રા કરવી. જે અંજન રસાંજન અર્થાત્ રસક્રિયારૂપ હોય તેની વાવડિંગ જેટલી માત્રા કરવી. ચૂર્ણાંજન એ પ્રસાદન હોય, તો તેની ચાર સળીઓ આંખમાં નાખવી, રોપણ હોય તો તેની ત્રણ સળીઓ આંખમાં નાખવી અને લેખન હોય તો તેની બે સળીઓ આંખમાં નાખવી.

મધુર અંજનને સુવર્ણના વાસણમાં, ખાટા અંજનને રૂપાના વાસણમાં, ખારા અંજનને ઘેટાના શિંગડાના વાસણમાં, તૂરા અંજનને તાંબા કે લોઢાના વાસણમાં, તીખા અંજનને લસણિયા મણિના વાસણમાં અને કડવા અંજનને કાંસાના વાસણમાં રાખવું. અંજન આંજવા માટેની સળીઓ પણ એ જ ક્રમથી કરવી—એટલે અંજન મધુર હોય તો સોનાની, ખાટું હોય તો રૂપાની, ખારું હોય તો ઘેટાના શિંગડાની, તૂરું હોય, તો તાંબા કે લોઢાની, તીખું હોય તો લસણિયા મણિની અને કડવું હોય તો કાંસાની સળીથી આંજવું. અંજનમાં જે રસ હોય, તે રસવાળા પાત્રમાં અંજન રાખવું યોગ્ય છે અને અંજનની સળીઓ પણ અંજનના રસ પ્રમાણે જ રસવાળી રાખવી યોગ્ય છે; તેથી ઉપર પ્રમાણે વિધાન કર્યું છે.

અંજન આંજવાની સળી બન્ને તરફ ડોલર વગેરેનાં ફૂલની કળી જેવાં મોઢાવાળી, વટાણાના દાણા જેવી ગોળ, આઠ આંગળ લાંબી, મધ્યમાં પાતળી, લાસી તથા સારી રીતે પકડી શકાય એવી જોઈએ અને તે ઉપર કહ્યાં પ્રમાણે તાંબાની, સોનાની, રૂપાની, શિંગડાની, લોઢાની, મણિની તથા કાંસાની જુદીજુદી જોઈએ; અથવા સર્વ અંજનો માટે તાંબાની, મણિની કે શિંગડાની સળી પણ હિતકારી છે. (કેટલાક ગ્રંથોમાં આંગળીના અગ્રથી પણ અંજન આંજવાનું કહ્યું છે અને આ ગ્રંથના મૂળ શ્લોકના 'શારીર' એ પદમાંથી તેવો અર્થ લઈ શકાય એમ પણ છે; પરંતુ આ ગ્રંથના ટીકાકાર ગયદાસાચાર્યે એ અર્થ સ્વીકાર્યો નથી.)

વૈદ્યે સારી પેઠે સાવધાન રહી ડાબા હાથથી

हरेणुमात्रा वर्तिः स्याल्लेखनस्य प्रमाणतः ।
प्रसादनस्य चाध्यर्द्धा द्विगुणा रोपणस्य च ॥
रसाञ्जनस्य मात्रा तु वेल्लमात्रा प्रकीर्त्तिता ।
द्वित्रिचतु शलाकाश्च चूर्णस्याप्यनुपूर्वशः ॥
तेषां तुल्यगुणान्येव विद्यात्पाद्धाजनान्यपि ।
सौवर्णं राजतं शार्ङ्गं ताम्रं वैदूर्यकांस्यजम् ॥
आयसानि च योज्यानि शलाकाश्च यथाक्रमम् ।
वक्त्रयोर्मुकुलाकारा कलायपरिमण्डला ॥
अष्टाङ्गुला तनुर्मध्ये सुकृता साधुनिग्रहा ।
औदुम्बर्यश्मजातापि शारीरी वा हिता भवेत् ॥
वामेनाक्षि विनिर्भुज्य हस्तेन सुसमाहितः ।
शलाकया दक्षिणेन क्षिपेत् कानीनमञ्जनम् ॥
आपाङ्गं वा यथायोगं कुर्याञ्चापि गतागतम् ।
वर्त्मोपलेपि वा यत्तदङ्गुल्यैव प्रयोजयेत् ॥
अक्षि नात्यन्तयोरञ्ज्याद्बाधमानोऽपि वा भिषक् ।
न वा निर्वान्तदोषेऽक्षिण धावनं सम्प्रयोजयेत् ॥
दोषः प्रतिनिवृत्तः सन् हन्याद्दृष्टेर्बलं तथा ।
गतदोषमपेताश्रु पश्येयरसम्यगम्भसा ॥
प्रक्षाल्याक्षि यथादोषं कार्यं प्रत्यञ्जनं ततः ।
श्रमोदावर्त्तरुदितमद्यक्रोधभयज्वरैः ॥
वेगाघातशिरोदोषैश्चार्तानां नेष्यतेऽञ्जनम् ।
रागरुक्तिमिरास्रावशूलसंरम्भसम्भ्रमान् ॥
निद्राक्षये क्रियाशक्तिं प्रवाते दृष्टलक्षयम् ।
रजोधूमहते रागस्रावाधीमन्यसम्भवम् ॥
संरम्भशूलौ नस्यान्ते शिरोरुजि शिरोरुजम् ।
शिरःस्नातेऽतिशीते च रवावनुदितेऽपि च ॥
दोषस्यैर्यादपार्थं स्याद्दोषोत्क्लेशं करोति च ।
अजीर्णेष्वेवमेव स्यात्स्रोतोमार्गावरोधनात् ॥
दोषवेगोदये दत्तं कुर्यात्तांस्तानुपद्रवान् ।
तस्मात्परिहरन्दोषानञ्जनं साधु योजयेत् ॥
लेखनस्य विशेषेण काल एव प्रकीर्तितः ।
स्यावदश्च जयेदेताः सेकाश्च्योतनलेपनैः ॥
यथास्वं धूमकवलैर्नस्यैश्चापि समुत्थिताः ।
विशदं लघु नाद्यापि क्रियापटु सुनिर्मलम् ॥
संशान्तोपद्रवं नेत्रं विरिक्तं सम्यगादिशेत् ।
जिह्मं दारुणदुर्वर्णं स्रस्तं रूक्षमतीव च ॥
नेत्रं विरेकातियोगे स्यन्दते चातिमात्रशः ।
तत्र सन्तर्पणं कार्यं विधानं चानिलापहम् ॥
अक्षि मन्दविरिक्तं स्यादुदग्रतरदोषवत् ।
धूमनस्याञ्जनैस्तत्र हितं दोषावसेचनम् ॥
स्नेहवर्णबलोपेतं प्रसन्नं दोषवर्जितम् ।
ज्ञेयं प्रसादने सम्यगुपयुक्तेऽक्षि निर्वृतम् ॥
किञ्चिद्धीनविकारं स्यात्तर्पणाद्धि कृतादति।
तत्र दोषहरं रूक्षं भेषजं शस्यते मृदु ॥
साधारणमपि ज्ञेयमेवं रोपणलक्षणम् ।
प्रसादनवदाचष्टे तस्मिन्युक्तेऽतिभेषजम् ॥
स्नेहनं रोपणं वापि हीनयुक्तमपार्थकम् ।
कर्त्तव्यं मात्रया तस्मादञ्जनं सिद्धिमिच्छता ॥
पुटपाकक्रियाद्यासु क्रियास्वेतेन कल्पना ।
सहस्रशश्चाञ्जनेषु धीजेनोक्तेन पूजिताः ॥७॥

## અંજનનું નિરૂપણ

જેના શરીરનું વમનવિરેચનાદિકથી શોધન કરવામાં આવ્યું હોય, એવા માણસને દોષ પાકી ગયો હોય તથા તે દોષ કેવળ નેત્રમાં જ રહ્યો હોય, તે સમયમાં યોગ્ય અંજન આંજવું. લેખન, રોપણ અને પ્રસાદન ત્રણ પ્રકારનાં અંજનો થાય છે.

લેખન અંજનો મધુર રસ સિવાયના બીજા પાંચ રસોવાળાં દ્રવ્યોથી બનાવવાં અને તેઓનો પ્રયત્નપૂર્વક દોષો પ્રમાણે પાંચ પ્રકારનો પ્રયોગ કરવો; એટલે વાયુ ઉપર ખાટા કે ખારા રસવાળા અંજનનો પ્રયોગ કરવો, પિત્ત ઉપર તૂરા રસવાળા અંજનનો પ્રયોગ કરવો, કફ ઉપર તીખા, કડવા કે તૂરા રસવાળા અંજનનો પ્રયોગ કરવો, લોહી ઉપર તૂરા રસવાળા અંજનનો પ્રયોગ કરવો અને સન્નિપાત ઉપર યોગ્યતા જોઈ તેઓમાંના ત્રણ રસોવાળા અંજનનો પ્રયોગ કરવો. લેખન અંજન, નેત્રોના

અને વાયુનો નાશ કરનારી બીજી પણ ચિકિત્સા કરવી. જો લેખન અંજનનો હીનયોગ થયો હોય, તો નેત્રો અત્યંત વૃદ્ધિ પામેલા દોષવાળાં થઈ જાય છે. આ પ્રમાણે લેખન અંજનનો હીનયોગ થયો હોય, તો ધૂમો, નસ્યો તથા અંજનોથી દોષોનું સ્રાવણ કરવું હિતકારી થાય છે.

પ્રસાદન અંજનનો સમ્યગ્યોગ થયો હોય, તો નેત્રો સુખ પામે છે અને અતિયોગ થયો હોય, તો વિકાર સંપૂર્ણ રીતે નહીં, પણ કાંઈક ઓછો થાય છે. આ પ્રમાણે પ્રસાદન અંજનનો **અતિયોગ** થયો હોય, તો કફને હણનારું, રૂક્ષ તથા કોમળ વીર્યવાળું ઔષધ કરવું.

રોપણ અંજનનો સમ્યગ્યોગ થયો હોય, તો પ્રસાદન અંજનનો સમ્યગ્યોગ થયાના જેવાં લક્ષણો થાય છે અને રોપણ અંજનનો **અતિયોગ** થયો હોય, તો પ્રસાદન અંજનનો અતિયોગ થયાના જેવાં લક્ષણો થાય છે. આ પ્રમાણે રોપણ અંજનનો અતિયોગ થયો હોય, તો પ્રસાદન અંજનના અતિયોગની જે ચિકિત્સા કહી છે, તે કરવી એટલે કફને હણનારું રૂક્ષ તથા કોમળ વીર્યવાળું ઔષધ કરવું.

પ્રસાદન અંજનનો કે રોપણ અંજનનો **હીનયોગ** થાય, તો અંજન નિષ્ફળ જ થાય છે; માટે વિકાર દૂર કરવા ઇચ્છતા વૈદ્યે હીનયોગ કે અતિયોગ ન થાય, એવી માત્રાથી અંજન આંજવું.

લેખન અંજનો મધુર રસ સિવાયના પાંચ રસોનાં દ્રવ્યોથી ગોઠવવાં, રોપણ અંજનો જરાક ઘીથી મિશ્ર કરેલાં તૂરાં દ્રવ્યોથી તથા કડવાં દ્રવ્યોથી ગોઠવવાં અને પ્રસાદન અંજનો સ્નેહથી મિશ્ર કરેલાં મધુર દ્રવ્યોથી ગોઠવવાં—એ રૂપ જે બીજ કહ્યું છે, તે બીજ ઉપરથી બુદ્ધિમાન વૈદ્યે અંજનોના અને પુટપાક આદિ ક્રિયાઓના પણ હજારો યોગ્ય પ્રકારો ગોઠવી લેવા. ૭

दृष्टेर्बलविवृद्ध्यर्थं याप्यरोगक्षयाय च ।
राजार्हाण्यञ्जनाग्र्याणि निबोधैतान्यतः परम् ॥

अष्टौ भागानञ्जनस्य नीलोत्पलसमत्विषः ।
औदुम्बरं शातकुम्भं राजतं च समासतः ॥
एकादशैतान् भागांस्तु योजयेत्कुशलो भिषक् ।
मूषाक्षिप्तं तदाध्मातमावृतं जातवेदसि ॥
खदिराश्मन्तकाङ्गारैर्गोशकृद्भिरथापि वा ।
गवां शकृद्रसे मूत्रे दध्नि सर्पिषि माक्षिके ॥
तैलमद्यवसामज्जसर्वगन्धोदकेषु च ।
द्राक्षारसेक्षुत्रिफलारसेषु सुहिमेषु च ॥
सारिवादिकषाये च कषाये चोत्पलादिके ।
निषेचयेत्पृथक्चैनं ध्मातं ध्मातं पुनः पुनः ॥
ततोऽन्तरिक्षे सप्ताहं प्लोतबद्धं स्थितं जले ।
विशोष्य चूर्णयेन्मुक्तां स्फटिकं विद्रुमं तथा ॥
कालानुसारिवां चैव शुचिरावाप्य योगतः ।
एतच्चूर्णाञ्जनं श्रेष्ठं निहितं भाजने शुभे ॥
दन्तस्फटिकवैदूर्यशङ्खशैलासनोद्भवे ।
शातकुम्भेऽथ शार्ङ्गे वा राजते वा सुसंस्कृते ॥
सहस्रपाकवत्पूजां कृत्वा राज्ञः प्रयोजयेत् ।
तेनाञ्जिताक्षो नृपतिर्भवेत्सर्वजनप्रियः ॥
अधृष्यः सर्वभूतानां दृष्टिरोगविवर्जितः ।
कुष्ठं चन्दनमेलाश्च पत्रं मधुकमञ्जनम् ॥
मेषशृङ्गस्य पुष्पाणि वक्रं रत्नानि सप्त च ।
उत्पलस्य बृहत्योश्च पद्मस्यापि च केशरम् ॥
नागपुष्पमुशीराणि पिप्पली तुल्यमुत्तमम् ।
कुक्कुटाण्डकपालानि दार्वीं पथ्यां सरोचनाम् ॥
मरिचान्यक्षमज्जानं तुल्यां च गृहगोधिकाम् ।
कृत्वा सूक्ष्मं शुचिश्चूर्णं न्यसेदभ्यर्च्य पूर्ववत् ॥
एतद्भद्रोदयं नाम सदैवार्हति भूमिपः ॥
चक्रं समरिचं चैव मांसीं शैलेयमेव च ।
तुल्यांशानि समानैस्तैः समग्रैश्च मनःशिला ।
पत्त्रस्य भागाश्चत्वारो द्विगुणं सर्वतोऽञ्जनम् ॥
तावच्च यष्टीमधुकं पूर्ववच्चैतदञ्जनम् ।
मनःशिलां देवकाष्ठं रजन्यौ त्रिफलोषणम् ॥
लाक्षालशुनमञ्जिष्ठासैन्धवैलाः समाक्षिकाः ।
रोध्रं सावरकं चूर्णमायसं ताम्रमेव च ॥

રોગીની આંખ ફાડી ગખી, હીનયોગ કે અતિયોગ ન થાય એવી રીતે જમણા હાથથી સળી વડે અંજન નાખવું, તે એવી રીતે કે કીકીની બાજુથી નેત્રની અણીના પ્રદેશ સુધી લઈ જવું અથવા નેત્રની અણીના પ્રદેશથી કીકીની બાજુ સુધી લઈ જવું, અથવા સળીને ડાબી તરફથી જમણી તરફ અને જમણી તરફથી ડાબી તરફ–એમ બેચાર વાર પણ ફેરવવી, પરંતુ જે અંજન ફક્ત પાંપણ માં જ લગાવવાનું હોય, તે અંજન તો આંગળી વડે જ આંજવું કીકીની અત્યંત સમીપમાં અંજન આંજવું નહિ તેમ જ કીકીને દબાણ આવે એવી રીતે પણ અંજન આંજવું નહિ

અંજનનો સમ્યગ્યોગ થવાથી નેત્રમાં આંસુ તથા ચીપડા વગેરે નીકળ્યા હોય, તે સમયમાં નેત્રને ધોવું નહિ કેમ કે એ સમયમાં ધોવામાં આવે તો દોષ પાછો વળીને દૃષ્ટિના બળને હણી નાખે છે જ્યારે નેત્ર ઔષધ તથા દોષના ક્ષોભથી રહિત થાય, આંસુઓથી રહિત થાય અને રૂપોને સારી પેઠે દેખવા લાગે, ત્યારે દોષને હરનાર જળથી નેત્રને ધોઈ તેમાં યથાયોગ્ય પ્રત્યંજન કરવું (તીક્ષ્ણાદિક અંજનથી ગભરાઈ ગયેલા નેત્રનું આશ્વાસન કરવા માટે જે અંજન આંજવામાં આવે, તે પ્રત્યંજન કહેવાય છે)

જે માણસો શ્રમથી, ઉદાવર્ત્તથી, રોવાથી મદ્યથી, ક્રોધથી, ભયથી, જ્વરથી, મૂત્રાદિકના વેગોના આઘાતથી કે મસ્તકના દોષોથી પીડાયેલા હોય, તે માણસોને અંજન આંજવું નહિ એવા માણસોને આંજવામાં આવેલું અંજન રતાશ, વેદના, તિમિર, સ્રાવ, શૂળ, નેત્રના ઊડવાને તથા સંભ્રમને ઉત્પન્ન કરે છે નિદ્રાનો અંત થાય તે સમયે અંજન આંજવામાં આવે, તો તેથી નિમેષ તથા ઉન્મેષ આદિ ક્રિયાઓની અટકાયત થાય છે જેમાં પવન ઘણો હોય, તેવા ભૂપ્રદેશમાં અંજન આંજવામાં આવે, તો તેથી દૃષ્ટિના બળનો ક્ષય થાય છે નેત્ર રજ કે ધુમાડાથી પીડાયું હોય તે સમયમાં અથવા તેઓથી બગડેલા પ્રદેશમાં અંજન આંજવામાં આવે, તો તેથી રતાશ, આસ્રાવ તથા અધિમંથ ઉત્પન્ન થાય છે નસ્યના અંતમાં અંજન આંજવામાં આવે, તો તેથી આંખો ક્ષુબ્ધ થાય છે તથા તેઓમાં શૂળ ઉત્પન્ન થાય છે માથામાં દરદ હોય તે સમયમાં અંજન આવે, તો તેથી માથામાં વધારે વેદના થાય છે, માથે નાહ્યા પછી, અત્યંત શીતમાં કે સૂર્યનો ઉદય થયા પહેલાં અંજન આંજવામાં આવે, તો દોષની સ્થિરતાથી અંજન વ્યર્થ થાય છે એટલું જ નહી પરંતુ તેથી દોષનો ઉત્ક્લેશ પણ થાય છે અજીર્ણ છતાં અંજન આંજવામાં આવે તો પણ સ્રોતોના માર્ગો રોકાયેલા હોવાથી અંજન વ્યર્થ થાય છે અને દોષનો ઉત્ક્લેશ કરે છે દોષના વેગનો ઉદય થયો હોય, તે સમયમાં અંજન આંજવામાં આવે, તો તે અંજન રતાશ તથા સોજો વગેરે ઉપદ્રવો ઉત્પન્ન કરે છે માટે વૈદ્ય જેથી કશી વ્યાપત્તિ ન થાય એવી ઉત્તમ યોજનાથી અંજન આંજવું ઉપર જે નિષેધો કહ્યા તથા વ્યાપત્તિઓ જણાવી એ સઘળું લેખન અંજન માટે જ છે પ્રસાદન અંજન માટે કે રોપણ અંજન માટે નથી લેખન અંજનના ઉપયોગ જણાવેલા ખરાબ પ્રયોગોથી વ્યાપત્તિઓ ઉત્પન્ન થાય, તો તેઓને દોષો પ્રમાણે સિંચન આશ્ચ્યોતનો, લેપનો, ધૂમો, કવનો તથા નસ્યોથી મટાડવી

લેખન અંજનનો સમ્યગ્યોગ થયો હોય, તો નેત્રો નિર્મળ, હલકાં, આવરણરહિત, ઉઘાડવા મીંચવું વગેરે ક્રિયાઓમાં સમર્થ, ચીપડા વગેરેથી અસંત રહિત અને ઉપદ્રવોવગરનાં થાય છે જો લેખન અંજનનો અતિયોગ થયો હોય, તો નેત્રો વાંકાં દારુણ, ખરાબ વર્ણવાળાં, શિથિલ તથા અત્યંત રૂક્ષ થઈ જાય છે અને તેઓમાંથી સ્રાવ પણ અત્યંત થાય છે લેખન અંજનનો અતિયોગ થયો હોય, તો નેત્રોનું તર્પણ કરવું

અંજન સર્વદા રાજાએ આંજવું જોઈએ.

તગર, મરી, જટામાંસી અને પથ્થરફૂલને સમભાગે લેવાં; એ સર્વના જેટલા વજનનું મણશીલ લેવું, ચારભાગ તમાલપત્ર લેવું, એ સર્વથી બમણો સુરમો લેવો અને સુરમા જેટલું જ જેઠીમધ લેવું. એ સર્વનું ચૂર્ણ કરી ઉપર પ્રમાણેજ સિદ્ધ કરીને તેને દાંત વગેરેના વાસણમાં રાખી મૂકવું. આ અંજન પણ પ્રથમ કહેલા ચૂર્ણાંજનના જેવા જ ગુણો ધરાવે છે.

મણશીલ, દેવદાર, હળદર, દારુહળદર, ત્રિફળા, મરી, લાખ, લસણ, મજીઠ, સૈંધવ, એલચી, સુવર્ણમાક્ષિક, પઠાણી લોધર, લોઢાનું ચૂર્ણ, તાંબાનું ચૂર્ણ, તગર અને કૂકડીના ઇંડાનાં ખોપરાંને સમભાગે લઈ દૂધમાં વાટીને ગોળી બનાવવી. આ ગુટિકાંજન ખરજને, તિમિરને શુક્લાર્મને અને રાતી રેખાઓને મટાડે છે.

કાંસા ઉપરથી ઉખેડી નાખેલા મેલની મેશ, જેઠીમધ, સૈંધવ, તગર અને એરંડાના મૂળને સમભાગે લેવાં અને બે જાતની ભોરિંગણીનાં પુષ્પોના અથવા મૂળિયાંના બબ્બે ભાગ લેવા. એ સર્વને બકરીના દૂધમાં વાટી તાંબાના વાસણ ઉપર તે કલ્કના સાતવાર લેપ કરી, તેની વાટો બનાવી છાયામાં સૂકવી રાખી મૂકવી. આ વાટરૂપ અંજન નેત્રોની સઘળી વેદનાઓનો નાશ કરે છે.

હરડે, મોરચૂથુ અને જેઠીમધને સમભાગે લઈ તેમાં સોળ ભાગ જેટલાં મરી નાખી એ સર્વને ટાઢા પાણીમાં વાટી તેની વાટ બનાવવી. આ વાટરૂપ અંજન નેત્રોના સઘળા વિકારો ઉપર હિતકારી છે.

જે કોઈ વાટરૂપ કે ગોળીરૂપ અંજન હોય, તેને પ્રવીણ વૈદ્યે આળસ છોડી દઈ છીપર ઉપર ટાઢા પાણીમાં કે સ્ત્રીના દૂધમાં ઘસી રસક્રિયા જેવું અર્થાત્ બહુ ઘાટું નહીં, બહુ પાતળું નહીં, પણ સળી પર ચડે એવું અને આંગળીને ચોટે તેવું લાસા મલમ જેવું બનાવી, માણસોની આંખોમાં આંજવું, કે જેથી આંખોમાં ક્ષત વગેરે કશું થાય નહીં. ૮

# અધ્યાય ૧૯મો

अथातो नयनाभिघातप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નયનાભિઘાતપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अभ्याहते तु नयने बहुधा नराणां
संरम्भरागतुमुलासु रुजासु धीमान् ।
नस्यप्रलेपपरिषेचनतर्पणाद्य-
मुक्तं पुनः क्षतजपित्तजशूलपथ्यम् ॥
दृष्टिप्रसादजननं विधिमाशु कुर्य्यात्
स्निग्धैर्हिमैश्च मधुरैश्च तथा प्रयोगैः ।
स्वेदाग्निधूमभयशोकरुजाभिघातै-
रभ्याहतामपि तथैव भिषक्चिकित्सेत् ॥
सद्योहते नयन एष विधिस्तदूर्ध्वं
स्यन्देरितो भवति दोषमवेक्ष्य कार्य्यः ।
अभ्याहतं नयनमीषदथास्यबाष्प-
संस्वेदितं भवति तन्निरुजं क्षणेन ॥२॥

## નેત્રના અભિઘાતરૂપ આગંતુક રોગની ચિકિત્સા

(આ તંત્રના સાતમા અધ્યાયના ૨૩મા વિષયના છેલ્લા પેરામાં કહ્યું છે, કે 'નેત્રો બીજા પણ કોઈ પ્રકારના અભિઘાતથી ઉપહત થઈ ફાટી જાય, દૂષિત થઈ જાય કે હીન થઈ જાય એ રોગને પણ સનિમિત્તલિંગનાશ ગણી

૧ લાકડી વગેરેથી થયેલા નેત્રાભિઘાતની, ભયશોકાદિકથી થયેલા નેત્રાભિઘાતની, અલ્પ નેત્રાભિઘાતની, બાળકને થતા કુકૂણક નામના જુદા જ નેત્રરોગની અને બાળકના ફૂલાની ચિકિત્સા વિષેનો.

कालानुसारिवां चैव कुक्कुटाण्डदलानि च ।
तुल्यानि पयसा पिष्ट्वा गुटिकां कारयेद्बुधः ॥
कण्डूतिमिरशुक्लार्मरक्तराज्युपशान्तये ।
कांस्यापमार्जनमसीं मधुकं सैन्धवं नतम् ॥
एरण्डमूलं च समं बृहत्यंशद्वयान्वितम् ।
आजेन पयसा पिष्ट्वा ताम्रपात्रं प्रलेपयेत् ॥
सप्तकृत्वस्तु ता वर्त्यश्छायाशुष्का रुजापहाः ।
पथ्यातुल्यकपथ्याहैस्तुल्यैर्मरिचषोडशा ॥
पथ्या सर्वविकारेषु वर्तिः शीताम्बुपेषिता ।
रसक्रियाविधानेन यथोक्तविधिकोविदः ॥
पिण्डासनानि कुर्व्वीत यथायोगमतन्द्रितः ॥८॥

## રાજા વગેરેને લાયક ઉત્તમ અંજનો

હવે સ્વસ્થ માણસોની દૃષ્ટિના બળને વધારવા માટે અને યાપ્ય નેત્રરોગના યાપન માટે ઉત્તમ અંજનો કહું છું તે સાંભળો; કે જે અંજનો રાજાઓ તથા રાજાઓ જેવા માણસોને લાયક છે.

નીલકમળના જેવી કાંતિવાળા સુરમાના આઠ ભાગ, તાંબાનો એક ભાગ, સુવર્ણનો એક ભાગ અને રૂપાનો એક ભાગ-એ રીતે અગિયાર ભાગો એકઠા કરી મૂસમાં નાખી તે મૂસને ખેર તથા આંસોદરાના કોલસાઓના અગ્નિમાં અથવા ગાયના છાણના અડાયાના અગ્નિમાં મૂકીને પછી ધમણથી અગ્નિને ધમવો. પીગળીને રસ થઈ જાય, ત્યારે તે રસને ગાયના છાણના રસમાં નાખીને ઠારવો; વળી પણ પિગળાવીને ગાયના મૂત્રમાં નાખીને ઠારવો; વળી પણ પિગળાવીને ગાયના દહીંમાં નાખીને ઠારવો; એ જ અનુક્રમ પ્રમાણે પિગળાવી-પિગળાવીને ગાયના ઘીમાં, મધમાં, તેલમાં, મદ્યમાં, ચરબીમાં, મજ્જામાં, સઘળા સુગંધી પદાર્થોના શીતળ જળમાં; દ્રાક્ષના, કેળડીના તથા શિંગોડાના રસમાં, સારિવાદિ ગણના કવાથમાં અને ઉત્પલાદિ ગણના કવાથમાં પણ ઠારવો. એ રીતે વારંવાર પિગળાવી તથા જુદાજુદા પ્રવાહીમાં વારંવાર ઠારી તેને વસ્ત્રમાં બાંધી સાત દિવસ સુધી અંતરિક્ષમાં જળની અંદર રાખી મૂકવો.સાત દિવસ પછી સૂકવી તેમાં સ્વચ્છતાપૂર્વક અલ્પમાત્રાથી મોતી, સ્ફટિક, પરવાળાં અને તગરનાં મૂળ નાખી સર્વનું ચૂર્ણ કરવું અને પછી તે ચૂર્ણને સારી રીતે સુધારી રાખેલા દાંતના, સ્ફટિકના, લસણિયા મણિના, શંખના પથરાના, બીજાલાના, સુવર્ણના, શિંગડાના કે રૂપાના વાસણમાં ભરી રાખવું. વાસણમાં ભર્યા પછી ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૩મા વિષયમાં સહસ્ત્રપાક નામના તેલ માટે જેવી ધામધૂમ કહી છે, તેવી ધામધૂમ કરવી તથા હજાર બ્રાહ્મણોને જમાડવા, એટલે ચૂર્ણાંજન સિદ્ધ થાય છે. આ ચૂર્ણાંજન વૈદે રાજાને દેવું. આ અંજન નેત્રોમાં આંજવાથી રાજા સર્વ લોકોને પ્રિય થાય છે, દૃષ્ટિના રોગોથી રહિત થાય છે અને કોઈ પણ પ્રાણીઓ એ રાજાને ડરાવી કે દબાવી શકતાં નથી.

કઠ, ચંદન, એલચી, તમાલપત્ર, જેઠીમધ, સુરમો, મેંઢાશીંગીનાં ફૂલ, તગર, સાત રત્નો (માણેક, મરકતમણિ, નીલમણિ, લસણિયો, મોતી, પરવાળાં તથા સોનું ), નીલકમળનાં ફૂલ, ઊભી ભોરિંગણીનાં ફૂલ, બેઠી ભોરિંગણીનાં ફૂલ, શ્વેત કમળના કેસરા, નાગકેસર, વાળો, પીપર, મોરથુથુ, ખાપરિયો, કૂકડીના ઈંડાનાં ખોપરાં, દારુહળદર, હરડે, ગોરોચના, મરી અને બહેડાનાં ફળોની અંદરનાં બીજને સમભાગે લઈ તેઓમાં તેઓના જેટલા જ વજનનું કેરગોળીનું માંસ નાખી સ્વચ્છતાથી એ સર્વનું બારીક ચૂર્ણ કરવું. ચૂર્ણ તૈયાર થાય, ત્યારે ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૩મા વિષયમાં, મહાસ્નેહપાક નામના તેલ માટે જેવી ધામધૂમ કહી છે, તેવી ધામધૂમ કરી, હજાર બ્રાહ્મણોને જમાડી, તે ચૂર્ણને ઉપર કહેલાં પાત્રોમાંના કોઈ પાત્રમાં રાખી મૂકવું, એટલે 'ભદ્રોદય' નામનું ચૂર્ણાંજન સિદ્ધ થાય છે. આ

જો નેત્ર અભિઘાતથી લટકી ગયું હોય, તો તેને માટે ચિકિત્સાસ્થાનના બીજા અધ્યાયના ૧૪મા વિષયમાં જે ચિકિત્સા કહી છે, તે તુરત કરવી, નાકથી શ્વાસ ઊંચો લેવરાવવો અને માથા પર જળનું સિંચન પણ કરવું. ૪

षट्सप्ततिर्नयनजा य इमे प्रदिष्टा
रोगा भवन्त्यमहतां महतां च तेभ्यः ।
स्तन्यप्रकोपकफमारुतपित्तरक्तै-
र्बालाक्षिवर्त्मभव एव कुकूणकोऽन्यः ॥
मृद्नाति नेत्रमतिकण्डुमथाक्षिकूट-
नासाललाटमपि तेन शिशुः स नित्यम् ।
सूर्यप्रभां न सहते स्रवति प्रवद्धं
तस्याहरेद्रुधिरमाशु विनिर्लिखेच्च ॥
क्षौद्रायुतैश्च कटुभिः प्रतिसारयेत्तु
मातुः शिशोरभिहितं च विधिं विदध्यात् ।
तं वामयेत्तु मधुसैन्धवसम्प्रयुक्तैः
पीतं पयः खलु फलैः खरमञ्जरीणाम् ॥
स्यात्पिप्पलीलवणमाक्षिकसंयुतैर्वा-
नैनं वमन्तमपि वामयितुं यतेत ।
दत्त्वा वचामशनदुग्धभुजे प्रयोज्य-
मूर्ध्वं ततः फलयुतं वमनं विधिज्ञैः ॥
जम्ब्वाम्रधात्र्यणुदलैः परिधावनार्थं
कार्यं कषायमवसेचनमेव चापि ।
आश्च्योतने च हितमत्र घृतं गुडूची-
सिद्धं तथाहुरपि च त्रिफलाविपक्वम् ॥
नेपालजामरिचशङ्खरसाञ्जनानि
सिन्धुप्रसूतगुडमाक्षिकसंयुतानि ।
स्यादञ्जनं मधुरसामधुताम्रकैर्वा
कृष्णायसं घृतपयो मधु वापि दग्धम् ॥
व्योषं पलाण्डुमधुकं लवणोत्तमं च
लाक्षां च गैरिकयुतां गुटिकाञ्जनं वा ।
निम्बच्छदं मधुकदार्व्चि सताम्रलोध्र-
मिच्छन्ति चात्र भिषजोऽञ्जनमंशतुल्यम् ॥५॥

## કુકૂણકનાં નિદાનો, લક્ષણો તથા ચિકિત્સાઓ

નેત્રમાં થતા જે છોતેર રોગો કહેવામાં આવ્યા, તેઓ મોટી ઉંમરનાં તથા નાની ઉંમરનાં માણસોને પણ થાય છે. તેઓથી જુદો કુકૂણક નામનો એક નેત્રરોગ છે; તે કેવળ બાળકની જ આંખોની પાંપણોમાં થાય છે. આ રોગ માતાના ધાવણના દોષથી પ્રકુપિત થયેલા કફથી, વાયુથી, પિત્તથી અને રુધિરથી થાય છે.

જેને કુકૂણક થયો હોય તે બાળક, અત્યંત ખરજ આવવાને લીધે પોતાના નેત્રને હાથથી હમેશ ચોળ્યા કરે છે, નેત્રના ડોડલાઓને, નાકને તથા લલાટને પણ હમેશ ચોળ્યા કરે છે, સૂર્યના તેજને સહન કરતો નથી અને નેત્રમાંથી જળને સ્રવ્યા કરે છે.

કુકૂણક થયેલ હોય, તો વૈદ્યે તુરત જળો લગાવીને લોહીનું સ્રાવણ કરવું, ગળજીભીનાં પાંદડાંથી લેખન કરવું; સૂંઠ, મરી તથા પીપરના ચૂર્ણને મધથી મિશ્ર કરી તેથી પ્રતિસારણ (ઘર્ષણ) કરવું. ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયના ૧૪મા વિષયમાં કહ્યા પ્રમાણે બાળકની માતાને પણ વિધિ કરાવવો અને અઘેડાનાં ફળોના ચૂર્ણને મધ અને સૈંધવથી મિશ્ર કરી અથવા પીપર, મધ તથા સૈંધવથી મિશ્ર કરી તે ચૂર્ણને ધાવણમાં મિશ્ર કરી દઈ, તે ધાવણ પાઈને બાળકને વમન પણ કરાવવું. બાળક જો વમન કરતો હોય તો પછી તેને આ પ્રકારથી વમન કરાવવાનો પ્રયત્ન કરવો નહીં. બાળક જો અન્ન પણ ખાતો હોય અને ધાવણ પણ ધાવતો હોય; અર્થાત્ એક વર્ષથી ઉપરનો અને બે વર્ષની અંદરનો હોય, તો અઘેડાનાં ફળોના ચૂર્ણને વજથી મિશ્ર કરી તે ચૂર્ણને ધાવણમાં મિશ્ર કરી દઈ તે ધાવણ પાઈને વમન કરાવવું. બાળક જો બે વર્ષથી ઉપરનો હોય તો અઘેડાનાં ફળોના ચૂર્ણને મીંઢળના ચૂર્ણથી મિશ્ર કરી ધાવણની સાથે અગર ધાવણ

લેવો કે જેથી નેત્રરોગોની છોતેરની સંખ્યામાં વધારો ન થાય,' એ અનિમિત્તલિંગનાશની ચિકિત્સા અહીં કરવામાં આવે છે એ વિષયના પહેલા બે પેરામાં જે સનિમિત્તલિંગનાશ તથા અનિમિત્તલિંગનાશ કહેલા છે, તેઓ તો અસાધ્ય જ છે )

નેત્ર પર લાકડી વગેરે કોઈ પદાર્થ વાગવાને લીધે નેત્રમાં ક્ષોભથી તથા રતાશથી ઉગ્રતા કરાવનારી વેદનાઓ થઈ હોય, તો બુદ્ધિમાન વૈદ્યે તુરત જ રક્તાભિષ્યંદ ઉપર તથા પિત્તાભિષ્યંદ ઉપર કહેવામાં આવેલો નસ્ય, પ્રલેપ, સિંચન તથા તર્પણ વગેરે વિધિ કરવો (આ તંત્રનો ૧૨મો તથા દસમો અધ્યાય જોવો ) અને સ્નિગ્ધ, શીતળ તથા મધુર પ્રયોગોથી દૃષ્ટિને નિર્મળ કરવાનો વિધિ પણ તુરત જ કરવો જે દિવસે અભિઘાત થયો હોય, તે દિવસથી સાત દિવસ સુધી આ પ્રમાણે વિધિ કરીને પછી તો આ તંત્રના નવમા અધ્યાયમાં વાતાભિષ્યંદ ઉપર જે વિધિ કહ્યો છે, તે વિધિ દોષનું બળાબળ જોઈને કરવો

ગરમીથી, અગ્નિથી, ધુમાડાથી, ભયથી, શોકથી કે એવા જ પ્રકારના કોઈ પીડાકારક બીજા અભિઘાતથી નેત્ર હણાયું હોય, તો પણ બુદ્ધિમાન વૈદ્યે તુરત જ રક્તાભિષ્યંદ ઉપર તથા પિત્તાભિષ્યંદ ઉપર કહેવામાં આવેલો નસ્ય, લેપ, સિંચન તથા તર્પણ વગેરે વિધિ કરવો (આ તંત્રનો ૧૨મો તથા ૧૦મો અધ્યાય જોવો )અને સ્નિગ્ધ, શીતળ તથા મધુર પ્રયોગોથી દૃષ્ટિને નિર્મળ કરવાનો વિધિ પણ તુરત જ કરવો. જે દિવસે અભિઘાત થયો હોય, તે દિવસથી સાત દિવસ સુધી આ પ્રમાણે વિધિ કરીને પછી તો આ તંત્રના નવમા અધ્યાયમાં વાતાભિષ્યંદ ઉપર જે વિધિ કહ્યો છે, તે વિધિ દોષનું બળાબળ જોઈને કરવો

નેત્રમાં વસ્ત્ર વગેરેની ઝાપટ લાગવાથી ઊંકા વગેરેથી જરાક અભિઘાત થયો હોય, તો મોઢાની ફૂંકોથી માત્ર સ્વેદન જ કરવું, એમ કરવાથી તે નેત્ર ક્ષણવારમાં વેદનાથી રહિત થઈ જાય છે ૨

साध्यं क्षतं पटलमेकमुपे तु कृच्छ्रे
त्रीणि क्षतानि पटलानि विवर्जयेत्तु ।
स्यात्पिचितं च नयनं च्युतं चावसन्नं
स्रस्तं च्युतं च हतरक्च भवेत्तु याप्यम् ॥
विस्तीर्णदृष्टि तनुरागमसत्प्रदर्शि
साध्यं यथास्थितमनाविलदर्शनं च ॥३॥

## અભિઘાતની સાધ્યતા, કષ્ટસાધ્યતા, અસાધ્યતા અને યાપ્યતા

જે અભિઘાતથી નેત્રનું એક પડ ક્ષત થયું હોય તે અભિઘાત સાધ્ય છે જે અભિઘાત થયા છતાં નેત્ર એમનું એમ તથા નિર્મળ દર્શનવાળું રહ્યું હોય, તે અભિઘાત પણ સાધ્ય છે જે અભિઘાતથી નેત્રના બે પડ ક્ષત થયાં હોય તે અભિઘાત કષ્ટસાધ્ય છે જે અભિઘાતથી નેત્રના ત્રણ પડ ક્ષત થયાં હોય, તે અભિઘાત અસાધ્ય છે જે અભિઘાતથી નેત્ર પિચાઈ ગયું હોય, લટકી ગયું હોય, ઊંડું પેસી ગયું હોય, વિસ્તીર્ણ કીકીવાળું થયું હોય, પાતળી રતાશવાળું થયું હોય કે રૂપોને બીજા પ્રકારના દેખે એવું થયું હોય, તે અભિઘાત યાપ્ય છે ૩

प्राणोपरोधवमनक्षवकण्ठरोधै
रुन्नम्यमाशु नयनं यदतिप्रविष्टम् ॥
नेत्रं विलम्बितमिति विधिर्विहितः पुरस्ता
दुच्छिद्य तं शिरसि वार्यवसेचनं च ॥४॥

## અતિઊંડાં અને બહાર પડતા નેત્રની પ્રાથમિક ચિકિત્સા

જો નેત્ર અભિઘાતને લીધે અસંત ઊંડું પેસી ગયું હોય તો પ્રાણાયામ કરાવવાથી, ઊલટી કરાવવાથી, છીંક ખવરાવવાથી તથા કંઠને રોકી રાખવાથી તેને તુરત જ ઊંચું કરવું

कृमिकर्णप्रतीनाहौ विद्रधिर्द्विविधस्तथा ।
कर्णपाकः पूतिकर्णस्तथैवार्शश्चतुर्विधम् ॥
तथार्बुदं सप्तविधं शोफश्चापि चतुर्विधः ।
एते कर्णगता रोगा अष्टाविंशतिरीरिताः ॥२॥

## કાનના રોગોનાં નામ તથા સંખ્યા

કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય, ક્ષ્વેડ, કર્ણસ્રાવ, કર્ણકંડૂ, કર્ણગૂથ, પ્રતિનાહ, કૃમિકર્ણ; ક્ષતથી કે અભિઘાતથી થયેલો વિદ્રધિ, દોષથી થયેલો વિદ્રધિ, કર્ણપાક, પૂતિકર્ણ, વાતજન્ય અરશ, પિત્તજન્ય અરશ, કફજન્ય અરશ, સન્નિપાતજન્ય અરશ, વાતજન્ય અર્બુદ, પિત્તજન્ય અર્બુદ, કફજન્ય અર્બુદ, રક્તજન્ય અર્બુદ, માંસજન્ય અર્બુદ, મેદોજન્ય અર્બુદ, સર્વાત્મક અર્બુદ, વાતજન્ય શોથ, પિત્તજન્ય શોથ, કફજન્ય શોથ, અને રુધિરજન્ય શોથ એ રીતે કાનના અઠ્ઠાવીસ રોગો[1] છે. ૨

समीरणः श्रोत्रगतोऽन्यथाचरः
समन्ततः शूलमतीव कर्णयोः ।
करोति दोषैश्च यथास्वमावृतः
स कर्णशूलः कथितो दुराचरः ॥३॥

## કર્ણશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

કાનમાં ચોમેર અવળી રીતે ફરતો અને પોતપોતાનાં નિદાનોથી પ્રકોપ પામેલા પિત્ત, કફ અને લોહી એ દોષોથી વીંટાયેલો વાયુ, કાનમાં તે તે દોષના સંબંધવાળાં શૂળને ઉત્પન્ન કરે છે. એ રોગ **કર્ણશૂળ** કહેવાય છે. આ રોગ કષ્ટસાધ્ય છે. (કર્ણશૂળમાં જો મૂર્છા, દાહ, જ્વર, ખાંસી, શ્વાસ અને વમન–એ ઉપદ્રવો થયેલ હોય, તો કર્ણશૂળને અસાધ્ય જ સમજવું.) ૩

यदा तु नाडीषु विमार्गमागतः
स एव शब्दाभिवहासु तिष्ठति ।
शृणोति शब्दान्विविधांस्तदा नरः
प्रणादमेनं कथयन्ति चामयम् ॥४॥

## કર્ણનાદનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

પ્રકોપ પામેલો વાયુ વિરુદ્ધ માર્ગમાં થઈને જ્યારે કાનની શબ્દવાહિની નામની નાડીમાં રહે છે, ત્યારે ભેરી, મૃદંગ, શંખ તથા ભ્રમર વગેરેના જેવા નાદ સાંભળવામાં આવે છે, એ **કર્ણનાદ** કહેવાય છે. ૪

स एव शब्दाभिवहा यदा शिराः
कफानुयातो व्यनुसृत्य तिष्ठति ।
तदा नरस्याप्रतिकारसेविनो
भवेत्तु बाधिर्यमसंशयं खलु ॥५॥

## બહેરાશનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

કેવળ વાયુ અથવા કફથી મિશ્ર થયેલો વાયુ જ્યારે શબ્દનું વહન કરનારી શિરાઓને વીંટાઈ રહે છે, ત્યારે માણસ જો યોગ્ય ચિકિત્સાનું સેવન ન કરે, તો તે વાયુથી અવશ્ય **બાધિર્ય** નામનો રોગ ઉત્પન્ન થાય છે. (બાળકને થયેલું, વૃદ્ધને થયેલું અને લાંબા કાળથી થયેલું બાધિર્ય અસાધ્ય છે.)૫

श्रमात्क्षयाद्रूक्षकषायभोजनात्
समीरणः शब्दपथे व्यवस्थितः ।
विरिक्तशीर्षस्य च शीतसेविनः
करोति हि क्ष्वेडमतीव कर्णयोः ॥६॥

## ક્ષ્વેડનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

શ્રમથી, ધાતુક્ષયથી, રૂક્ષભોજનથી, કષાય ભોજનથી કે શિરોવિરેચન કર્યા પછી શીતનું સેવન કરવાથી વાયુ પ્રકુપિત થઈ શબ્દનું વહન કરનારાં સ્રોતમાં રહીને કાનોમાં વાંસના જેવા અવાજને અત્યંત ઉત્પન્ન કરે છે, એ **ક્ષ્વેડ** કહેવાય છે. (કર્ણનાદ કેવળ વાયુથી થાય છે તથા

[1] જો કે બાધિર્ય, વિદ્રધિ, અરશો, અર્બુદો અને શોથો વિષે નિદાનસ્થાનમાં તથા ચિકિત્સાસ્થાનમાં કહેવાઈ ગયું છે, તો પણ કાનના રોગોના સંગ્રહ માટે તથા તેઓના સાધ્યાસાધ્યપણાના વિભાગ માટે અહીં તેમનો ફરીવાર નિર્દેશ કર્યો છે. શૂળની તો પુનરુક્તિ કરી નથી; કારણ કે નિદાનસ્થાનમાં વાતવ્યાધિઓના નિદાનમાં કેવળ વાયુથી ઉત્પન્ન થતું શૂળ કહેલ છે અને અહીં દોષોથી ઢંકાયેલા વાયુથી થતું શૂળ કહ્યું છે. (ડલ્હન)

વગર જ પાઈને વમન કરાવવું. જાંબુ, આંબો, આમળી તથા આસોંદરોનાં પાંદડાંઓનો ક્વાથ કરી તેથી પાંપણોને ધોવી અને સિંચન પણ એ ક્વાથથી જ કરવું. ગળોના અથવા ત્રિફળાના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘીનાં ટીપાં નાખવાં. મણશીલ, મરી, શંખ અને રસવંતીને સૈંધવ, ગોળ તથા મધથી મિશ્ર કરીને તેનું અંજન કરવું અથવા મોરવેલ, મધ અને તાંબાના ચૂર્ણનું અંજન કરવું અથવા ગજવેલનું ચૂર્ણ, ઘી, દૂધ તથા મધ-તેઓને બાળી તે ચૂર્ણનું અંજન કરવું; અથવા સૂંઠ, મરી, પીપર, ગળી, (કાંદો) જેઠીમધ, સૈંધવ, લાખ અને સોનાગેરુની ગોળી કરી તેનું અંજન કરવું અથવા લીંબડાનાં પાંદડાં, જેઠીમધ, હળદર, દારુહળદર, તામ્રચૂર્ણ અને લોધરને સમભાગે લઈ વાટી વાટ બનાવીને તેનું અંજન કરવું. ૫

स्रोतोजशङ्खदधिसैन्धवमर्द्धपक्षं
शुक्रं शिशोर्नुदति भावितमञ्जनेन ।
स्यन्दे कफादभिहितं क्रममाचरेच्च
बालस्य रोगकुशलोऽक्षिगदं जिघांसुः ॥६॥

### બાળકના નેત્રમાં પડેલાં ફૂલાંની ચિકિત્સા

શંખના ચૂર્ણને તથા સૈંધવને દહીંમાં વાટી તેની સાડાસાત દિવસ સુધી સુરમાને વારંવાર ભાવના દઈ પછી તે આંજવામાં આવે, તો તેથી બાલકનું ફૂલુ નાશ પામે છે. પ્રવીણ વૈદ્યે બાલકના ફૂલાનો નાશ કરવા માટે કફાભિષ્યંદના વિષયમાં કહેલી ચિકિત્સા પણ કરવી. (આ તંત્રનો ૧૧મો અધ્યાય જુઓ.)૬

समुद्र इव गम्भीरं नैव शक्यं चिकित्सितम् ।
वक्तुं निरवशेषेण श्लोकानामयुतैरपि ॥
सद्भिरपि च प्रोक्तमर्थमल्पमतिर्नरः ।
तर्कग्रन्थार्थरहितो नैव गृह्णात्यपण्डितः ॥
तदिदं बहुगूढार्थं चिकित्सावीजमीरितम् ।
कुशलेनाभिपन्नं तद्बहुधाभिप्ररोहति ॥
तस्मान्मतिमता नित्यं नानाशास्त्रार्थदर्शिना ।
सर्वमूह्यमगाधार्थं शास्त्रमागमबुद्धिना ॥७॥

### બુદ્ધિમાન વૈદ્યે તર્કથી રોગોની ચિકિત્સાઓ કરવી

ચિકિત્સારૂપ વિષય સમુદ્ર જેવો અત્યંત ગંભીર અને અપાર હોવાને લીધે કરોડ શ્લોકોથી પણ સંપૂર્ણ કહી શકાય એમ નથી. કદાચ અસંખ્ય શ્લોકોથી સંપૂર્ણ કહી બતાવીએ, તો પણ અલ્પબુદ્ધિવાળો, તર્કશક્તિવગરનો અને ગ્રંથના અર્થનું રહસ્ય ન સમજી શકનારો અપંડિત માણસ કદી પણ સંપૂર્ણ વિષય ગ્રહણ કરી શકે નહીં; માટે અત્યંત ગૂઢ અર્થવાળું આ માત્ર ચિકિત્સારૂપ બીજ કહેવામાં આવ્યું છે. આ બીજને પ્રવીણ માણસ જો બરાબર સમજી ધારી લે, તો તે બીજ અનેક પ્રકારે ઊગે એમ છે; માટે અનેક શાસ્ત્રોના અર્થને જોયાવિચાર્યા કરતા બુદ્ધિમાન પુરુષે બુદ્ધિથી આ શાસ્ત્રનું રહસ્ય જાણી લઈ અગાધ અર્થવાળા આ સઘળા શાસ્ત્ર ઉપરથી તર્ક દ્વારા ચિકિત્સાઓની અનેક યોજનાઓ કરવી. ૭

## અધ્યાય ૨૦ મો

अथातः कर्णगतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'કર્ણગતરોગવિજ્ઞાનીય'[૧] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

कर्णशूलं प्रणादश्च बाधिर्यं क्ष्वेड एव च ।
कर्णस्रावः कर्णकण्डूः कर्णगूथस्तथैव च ॥

૧ કાનના રોગોનાં નામો, સંખ્યા, નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણોના નિરૂપણ વિષેનો.

ક્ષતવિદ્રધિ કહેવાય છે અને દોષથી થયેલો વિદ્રધિ દોષવિદ્રધિ કહેવાય છે. (વિદ્રધિ ક્ષતથી થયો હોય કે અભિઘાતથી થયો હોય, તો પણ તે આગંતુક છે, માટે તેને એક ગણવામાં આવ્યો છે.)

भवेत्प्रपाकः खलु पित्तकोपतो
विकोथविक्लेदकरश्च कर्णयोः ॥१३॥

**કર્ણપાકનું નિદાન તથા લક્ષણ**

પિત્તના પ્રકોપથી કાનોમાં પાક, સડેલાપણું તથા-કચકચતાપણું થાય છે, એ રોગ **કર્ણપાક** કહેવાય છે.૧૩

स्थिते कफे स्रोतसि पित्ततेजसा
विलाप्यमाने भृशसम्प्रतापनात् ॥
अवेदनो वाप्यथ वा सवेदनो
घनं स्रवेत्पूति स पूतिकर्णकः ॥१४॥

**પૂતિકર્ણકનું નિદાન તથા લક્ષણ**

કાનના સ્રોતમાં રહેલો કફ, પિત્તના તેજથી અત્યંત તપીને પીગળવા લાગતાં કાનમાંથી વેદનાવાળો અથવા વેદનાવગરનો અને દુર્ગંધવાળો ઘાટા પરુનો સ્રાવ થાય છે, એ રોગ **પૂતિકર્ણક** કહેવાય છે. ૧૪

प्रदिष्टलिङ्गान्यरशांसि तत्त्वत-
स्तथैव शोफार्बुदलिङ्गमीरितम् ॥
मया पुरस्तात्प्रसमीक्ष्य योजये-
दिहैव तानि त्रयतो भिषग्वरः ॥१५॥

**અરશો, અર્બુદો અને સોજાઓનાં નિદાનો તથા લક્ષણો**

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સન્નિપાતજન્ય અરશનાં નિદાનો તથા લક્ષણો વિચક્ષણ વૈદ્યે સાવચેતી રાખીને નિદાનસ્થાનના બીજા અધ્યાયના ૫,૬,૭ અને ૧૪મા વિષયો ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી. (કાનમાં એ ચાર પ્રકારનાં જ અરશો થાય છે, પણ બીજા પ્રકારનાં અરશો થતાં નથી, એ સ્થાનકનો જ પ્રભાવ છે.)

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, રક્તજન્ય, માંસજન્ય અને મેદોજન્ય વગેરે અર્બુદનાં નિદાનો તથા લક્ષણો વિચક્ષણ વૈદ્યે સાવચેતી રાખીને નિદાનસ્થાનના ૧૧મા અધ્યાયના ૧૦,૧૧,૧૨, ૧૩ અને ૧૪મા વિષયો ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી. સર્વાત્મક અર્બુદનું નિદાન તથા લક્ષણ નિદાનસ્થાનમાં કહ્યું નથી; તે વિદેહાદિકૃત શાલાક્યશાસ્ત્ર ઉપરથી જાણી લેવું.

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને રુધિરજન્ય શોથનાં નિદાનો તથા લક્ષણો વિચક્ષણ વૈદ્યે સાવચેતી રાખીને સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયના ત્રીજા વિષય ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી. (કાનમાં એ ચાર પ્રકારના જ શોથો થાય છે, પણ બીજા પ્રકારના થતા જ નથી, એ સ્થાનકનો જ પ્રભાવ છે.)૧૫

## અધ્યાય ૨૧મો.

अथातः कर्णगतरोगप્રतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'કર્ણગતરોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

सामान्यं कर्णरोगेषु घृतपानं रसायनम् ।
अव्यायामोऽशिरःस्नानं ब्रह्मचर्यमकत्थनम् ॥२॥

**સઘળા કાનના રોગોની સામાન્ય ચિકિત્સા**

(જમ્યા પછી) ઘી પીવું, રસાયન-પ્રયોગો કરવા, માથે નાહવું નહીં, મહેનત કે કસરત કરવી નહીં, બ્રહ્મચર્ય પાળવું અને ઘણું કે ઊંચા અવાજથી બોલવું નહીં, એ સઘળા કર્ણરોગોની સામાન્ય ચિકિત્સા છે. (મૂળમાં જે

૧ કાનના રોગોની ચિકિત્સા વિષેનો.

તેમાં ભેરી વગેરેના જેવા અનેક શબ્દો થાય છે અને ક્ષ્વેડ તો પિત્તાદિકથી મિશ્ર થયેલા વાયુથી થાય છે તથા તેમાં એકલો વાંસના અવાજ જેવો જ અવાજ થાય છે; એટલું કર્ણનાદ અને ક્ષ્વેડ વચ્ચે અંતર છે.) ૬

शिरोऽभिघातादथवा निमज्जतो
जले प्रपाकादथवापि विद्रधेः ।
स्रवेत्तु पूयं श्रवणोऽनिलावृतः
स कर्णसंस्राव इति प्रकीर्तितः ॥७॥

## કર્ણસ્રાવનું નિદાન તથા લક્ષણ

માથાને અભિઘાત થવાથી અથવા જળમાં ડૂબવાથી અથવા કાનના વિદ્રધિના પાકવાથી વાયુ વડે ઘેરાયેલો કાન પરુનો, જળનો કે રસનો સ્રાવ કરે, એ કર્ણસ્રાવ કહેવાય છે. ૭

कफेन कण्डूः प्रचितेन कर्णयो-
र्भृशं भवेत्स्रोतसि कर्णसंज्ञिते ॥८॥

## કર્ણકંડૂનું નિદાન તથા લક્ષણ

કાનમાં અત્યંત જમા થયેલા કફથી કાનના સ્રોતમાં બહુ જ ખરજ આવે, એ કર્ણકંડૂ કહેવાય છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે કે કફથી મિશ્ર થયેલા વાયુથી આ રોગ ઉત્પન્ન થાય છે.) ૮

विशोषिते श्लेष्मणि पित्ततेजसा
नृणां भवेत्स्रोतसि कर्णगूथकः ॥९॥

## કર્ણગૂથનું નિદાન તથા લક્ષણ

કાનના સ્રોતમાં એકઠો થયેલો કફ, પિત્તની ગરમીથી સુકાતાં કાનના સ્રોતમાં મેલ ઉત્પન્ન થાય છે, એ કર્ણગૂથ કહેવાય છે. ૯

स कर्णगूथो द्रवतां यदा गतो
विलायितो घ्राणमुखं प्रपद्यते ।
तदा स कर्णप्रतिनाहसंज्ञितो
भवेद्विकारः शिरसोऽभितापनः ॥१०॥

## પ્રતીનાહનું નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

એ કાનનો મેલ ચીકાશ તથા પરસેવાથી પીગળી પ્રવાહીરૂપ થઈ નાક તથા મોઢામાં આવે છે, ત્યારે તે પ્રતીનાહ કહેવાય છે. આ વિકાર સઘળા માથામાં અભિતાપ ઉત્પન્ન કરે છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે, કે પ્રતીનાહથી 'અર્ધાવભેદક' નામનો માથાનો રોગ, કે જે આધાશીશી કહેવાય છે તે થાય છે. પ્રતીનાહ કફ તથા વાયુથી અથવા સન્નિપાતથી થાય છે.) ૧૦

यदा तु मूर्च्छन्त्यथ वापि जन्तवः
सृजन्त्यपत्यान्यथ वापि मक्षिकाः ।
तदञ्जनत्वाच्छ्रवणो निरुच्यते
भिषग्भिराद्यैः कृमिकर्णस्तु सः ॥११॥

## કૃમિકર્ણનું નિદાન તથા લક્ષણ

જ્યારે કાનમાં માંસના સડાથી કીડા પડે છે અથવા માંખીઓ કાનમાં પોતાનાં બચ્ચાં કે ઝીણાં જીવડાં મૂકે છે, ત્યારે કાન કીડાઓથી ભરાઈ જાય છે; એ રોગને વિદેહ આદિ પ્રાચીન વૈદ્યો કીડા ઉપરથી કૃમિકર્ણક કહે છે. (વિદેહે આ રોગને સાન્નિપાતિક કહ્યો છે.) ૧૧

क्षताभिघातप्रभवस्तु विद्रधि-
र्भवेत्तया दोषकृतोऽपरः पुनः ।
स रक्तपीतारुणमस्रमास्रवे-
त्प्रतोदधूमायनदाहचोषवान् ॥१२॥

## બે પ્રકારના વિદ્રધિઓનાં નિદાનો તથા લક્ષણો

એક વિદ્રધિ ક્ષત કે અભિઘાતથી થાય છે અને બીજો વિદ્રધિ દોષથી થાય છે. ક્ષત કે અભિઘાતથી વિદ્રધિ થયો હોય, તો કાનમાંથી રાતા, પીળા તથા અરુણ વર્ણના લોહીનો સ્રાવ થાય છે અને ભોંકાયા જેવી વ્યથા, ધુમાડા નીકળવા જેવું, બળતરા તથા અગ્નિના સમીપથી થતા તાપ જેવું થાય છે. દોષથી વિદ્રધિ થયો હોય, તો તે વિદ્રધિ જે દોષથી થયો હોય, તે દોષનાં લક્ષણો તેમાં જોવામાં આવે છે, કે જે લક્ષણો નિદાનસ્થાનના નવમા અધ્યાય કહેવામાં આવ્યાં છે. ક્ષત કે અભિઘાતથી થયેલો વિદ્રધિ

## કર્ણશૂલ, કર્ણનાદ, બાધિર્ય અને ક્ષ્વેડની સામાન્ય ચિકિત્સા

કાનના દરદીને વાયુનું હરણ કરનારાં દ્રવ્યોથી પકવેલા સ્નેહોના પાનથી તથા અભ્યંગથી સ્નિગ્ધ કરી અને સ્નેહોથી જ વિરેચિત કરીને પછી નાડીસ્વેદો (ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયના ચોથા વિષયમાં કહેલા) દેવા અને તલ, અડદ તથા ચોખાની ખીચડી વગેરેના પિંડોથી સ્વેદો દેવા.

બીલી, એરંડો, આકડો, સાટોડી, ડોઠ, ધંતૂરો, સરગવો, તલવણી, આસોંદ, અરણી, જવ અને વાંસને આરનાલમાં (ફોતરાવગરના કાચા અથવા પાકા ઘઉંના આથામાં) પકવી તેનો નાડીસ્વેદ દેવામાં આવે, તો તે સ્વેદ કફ તથા વાયુથી ઉત્પન્ન થયેલા કર્ણશૂલનો નાશ કરે છે.

માછલાં, કૂકડો અને લાવાંપક્ષીનાં માંસોના પિંડોથી અથવા ઓટેલા દૂધના પિંડોથી સ્વેદ દેવામાં આવે, તો તે સ્વેદ કર્ણશૂલને મટાડે છે.

પીપળાનાં ઘણાં પાંદડાંનો દૂનો (પડિયો) બનાવી, તેને અંદરના ભાગમાં તેલથી ખરડી, તેમાં દહીંની તર ભરી, તે દૂનાને અંગારા પર ગરમ કરી કાન ઉપર મૂકવો. એ દૂનામાંથી ઝરતું તેલ કાનના સ્રોતમાં જઈને વેદનાને તરત બંધ કરે છે.

અળસીના તંતુ, ગૂગળ અને અગરને ઘીમાં મિશ્ર કરી તેની કાનને ધુમાડી દેવી. (સ્વેદન કર્યા પછી આ ધુમાડી દેવી.)

જમ્યા પછી વાયુને હરનારાં દ્રવ્યોથી પકવેલું ઘી પાવું, એ ઉત્તમ છે.

શિરોબસ્તિ દેવી, એ પણ ઉત્તમ છે. (આ તંત્રના ૧૮મા અધ્યાયનો છઠ્ઠો વિષય વાંચો.)

રાતે ભોજન નહિ દેતાં, વાયુને હરનારાં દ્રવ્યોથી પકવેલું ઘી પાઈને તે ઉપર દૂધ પાવું.

શિરોબસ્તિઓમાં, નસ્યમાં, માથા પર પોતાં મૂકવા વગેરેમાં, સિંચનમાં તથા ભોજનમાં પણ શતપાકતેલ (ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૩મા વિષયમાં કહેલાં)ની અને બલાતેલ (ચિકિત્સાસ્થાનના ૧૫મા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલાં)ની યોજના કરવી ઉત્તમ છે. ચિકિત્સાસ્થાનના ૧૫મા અધ્યાયના ૧૩મા વિષયમાં કહેલા શતપાકબલાતેલની યોજના કરવી, એ પણ ઉત્તમ છે.

બકરીના દૂધમાં ભોરિંગણી પકવી, તે દૂધમાં કૂકડાની ચરબીને પકવીને તે ચરબી કાનમાં રેડવી.

વાવડિંગનાં મૂળ, અંદ્રાળનાં ફળ, કંથાર, ટિંબરુનાં મૂળ, લૂખો દેવદાર, દેવદાર, લસણ, સૂંઠ અને વાંસની છાલનો કલ્ક નાખી દહીં તથા છાશ વગેરે ખાટા પદાર્થોમાં ચારે પ્રકારનો સ્નેહ પકવી, તે સ્નેહથી કર્ણપૂરણ કરવાથી (સ્નેહને કાનમાં રેડવાથી) વેદના શાંત થાય છે.

લસણ, આદું, સરગવો, રાતો સરગવો, મૂળા અને કેળના સ્વરસને સહેવાય તેવો ગરમ કરી, તેથી કર્ણપૂરણ કરવું, એ પણ શ્રેષ્ઠ છે. (લસણ વગેરેમાંથી એકએકના સ્વરસથી કર્ણપૂરણ કરવું, એ પણ શ્રેષ્ઠ છે.)

આદાનો રસ, મધ, સિંધવ અને તેલને સહેવાય તેવાં ગરમ કરી તેથી કર્ણપૂરણ કરવામાં આવે તો વેદના નાશ પામે છે.

ઘીને પ્રથમ વાંસના છોલથી મિશ્ર કરેલા ગાડરના મૂત્રમાં પકવી અને તે પછી વાંસના છોલથી મિશ્ર કરેલા બકરીના મૂત્રમાં પકવી તે ઘીથી કર્ણપૂરણ કરવામાં આવે, તો તેથી કર્ણશૂળ નાશ પામે છે. (ઘીને બદલે તેલ પણ પકવાય છે.)

બૃહત્પંચમૂળનાં અઢાર આંગળનાં લાકડાં લઈ તેઓને અળસીના વસ્ત્રથી વીંટી તેલથી ભિંજવીને સળગાવવાં અને પછી એક વાસણ ઉપર ધરી રાખવાં. તેઓમાંથી જે તેલ ઝરે, તે દીપિકાતેલ કહેવાય છે. આ તેલ વેદનાને તરત અટકાવે છે.

રસાયન શબ્દ છે, તેને બદલે રસાશન શબ્દ બોલીને કેટલાક વ્યાખ્યાન કરે છે, કે માંસના રસાની સાથે ભોજન કરવું.) ૨

कर्णशूले प्रणादे च बाधिर्यक्ष्वेडयोरपि ।
चतुर्णामपि रोगाणां सामान्यं भेषजं विदुः ॥
स्निग्धं वातहरैः स्नेहैर्नरं स्नेहविरेचितम् ।
नाडीस्वेदैरुपचरेत्पिण्डस्वेदैस्तथैव च ॥
बिल्वैरण्डार्कवर्षाभूदधित्थोन्मत्तशिग्रुभिः ।
अस्तगन्धाश्वगन्धाभ्यां तर्कारीयववेणुभिः ॥
आरनालैः शृतैरेभिर्नाडीस्वेदः प्रयोजितः ।
कफवातसमुत्थानं कर्णशूलं निरस्यति ॥
मीनकुक्कुटलावानां मांसजैः पयसापि वा ।
पिण्डैः स्वेदं च कुर्वीत कर्णशूलनिवारणम् ॥
अश्वत्थपत्रखल्लं वा विधाय बहुपत्रकम् ।
तैलाक्तं मस्तुसम्पूर्णं निदध्याच्छ्रवणोपरि ॥
यत्तैलं च्यवते तस्मात् खल्लादङ्गारसाधितात् ।
तत्प्राप्तं श्रवणस्रोतः सद्यो गृह्णाति वेदनाम् ॥
क्षौमगुग्गुल्वगुरुभिः सघृतैर्धूपयेच्च तम् ।
भक्तोपरि हितं सर्पिर्बस्तिकर्म्म च पूजितम् ॥
निरन्नो निशि तत्सर्पिः पीत्वोपरि पयः पिबेत् ।
मूर्द्धबस्तिषु नस्ये च मस्तिष्के परिषेचने ॥
शतपाकं बलातैलं प्रशस्तं चापि भोजने ।
कण्टकारीमजाक्षीरे पक्त्वा क्षीरेण तेन च ॥
विपचेत्कुक्कुटवसां कर्णयोस्तत्प्रपूरणम् ।
तण्डुलीयकमूलानि फलमङ्कोठजं तथा ॥
अहिंस्राकेन्दुकामूलं सरलं देवदारु च ।
लशुनं शृङ्गवेरं च तथा वंशावलेखनम् ॥
कल्कैरेषां तथाम्लैश्च पचेत्स्नेहं चतुर्विधम् ।
वेदनायाः प्रशान्त्यर्थं हितं तत्कर्णपूरणम् ॥
लशुनार्द्रकशिग्रूणां मुरङ्गया मूलकस्य च ।
कदल्याः स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥
शृङ्गवेररसः क्षौद्रं सैन्धवं तैलमेव च ।
कदुष्णं कर्णयोर्देयमेतद्वा वेदनापहम् ॥
वंशावलेखसंयुक्ते मूत्रे चाजाविके भिषक् ।
सर्पिः पचेत्तेन कर्णं पूरयेत्कर्णशूलिनः ॥
महतः पञ्चमूलस्य काण्डमष्टदशाङ्गुलम् ।
क्षौमेणावेष्ट्य संसिच्य तैलेनादीपयेत्ततः ॥
यत्तैलं च्यवते तेभ्यो धृतेभ्यो भाजनोपरि ।
ज्ञेयं तद्दीपिकातैलं सद्यो गृह्णाति वेदनाम् ॥
कुर्यादेवं भद्रकाष्ठे कुष्ठे काष्ठे च सारले ।
मतिमान्दीपिकातैलं कर्णशूलनिबर्हणम् ॥
अर्काङ्कुरानम्लपिष्टांस्तैलाक्तान् लवणान्वितान् ।
सन्निदध्यात्स्नुहीकाण्डे कोरिते तच्छदावृते ॥
पुटपाकक्रमस्विन्नान्पीडयेद्वा रसागमात् ।
सुखोष्णं तद्रसं कर्णे दापयेच्छूलशान्तये ॥
कपित्थमातुलुङ्गाम्लशृङ्गवेररसैः शुभैः ।
सुखोष्णैः पूरयेत्कर्णं तच्छूलविनिवृत्तये ॥
कर्णं कोष्णेन चुक्रेण पूरयेत्कर्णशूलिनः ।
समुद्रफेनचूर्णेन युक्त्या वाप्यवचूर्णयेत् ॥
अष्टानामिह मूत्राणां मूत्रेणान्यतमेन वा ।
कोष्णेन पूरयेत्कर्णं कर्णशूलोपशान्तये ॥
मूत्रेष्वम्लेषु वातघ्ने गणे च कथिते भिषक् ।
पचेच्चतुर्विधं स्नेहं पूरणं तच्च कर्णयोः ॥
एता एव क्रियाः कुर्यात् पित्तघ्नैः पित्तसंयुते ।
काकोल्यादौ दशक्षीरं तिक्तं चात्र हितं हविः ॥
क्षीरवृक्षप्रवालेषु मधुके चन्दने तथा ।
कल्ककाथे परं पक्वं शर्करामधुकैः सरैः ॥
इङ्गुदीसर्षपस्नेहौ सकफे पूरणे हितौ ।
तिक्तौषधानां यूषाश्च स्वेदाश्च कफनाशनाः ॥
सुरसादौ कृतं तैलं पञ्चमूले महत्यपि ।
मातुलुङ्गरसः शुक्तं लशुनार्द्रकयो रसः ॥
एकैकः पूरणे पथ्यस्तैलं तेष्वथवा कृतम् ।
तीक्ष्णा मूर्द्धविरेकाश्च कवलाश्चात्र पूजिताः ॥
कर्णशूलविधिः कृत्स्नः पित्तघ्नः शोणितावृते ।
शूलप्रणादबाधिर्यक्ष्वेडानां तु प्रकीर्तितम् ।
सामान्यतो विशेषेण बाधिर्ये पूरणं शृणु ॥ ३ ॥

રેડવાથી બહેરાપણું મટે છે.

સાકર, જેઠીમધ, અને કડવી ઘોલીનો કલ્ક નાખી બકરીના દૂધમાં અને બીલાના ક્વાથમાં તેલ પકવવું. એ તેલને બીલાંના ક્વાથમાં ટંડું પાડી હાથ વડે કાઢી લઈ વળી પાછું બીલાંના ક્વાથમાં મિશ્ર કરી તેમાં સાકર, જેઠીમધ તથા ચંદનનો કલ્ક નાખી ફરીવાર દસગણા દૂધમાં પકવવું. આ તેલ કાનમાં રેડવાથી બહેરાશ મટી જાય છે.

આ તંત્રના ૨૪મા અધ્યાયના ૧૨મા વિષયમાં શરદી ઉપર જે ચિકિત્સા કહેવામાં આવશે, તે ચિકિત્સા પણ બહેરાશ ઉપર હિતકારી થાય છે.

ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૦મા વિષયમાં વાતવ્યાધિઓ ઉપર જે ચિકિત્સાઓ કહી છે, તે ચિકિત્સાઓ પણ બહેરાશ ઉપર હિતકારી થાય છે. ૪

कर्णस्रावे पूतिकर्णे तथैव कृमिकर्णके ।
समानं कर्म कुर्वीत योगान्वैशेषिकानपि ॥
शिरोविरेचनं चैव धूपनं पूरणं तथा ।
प्रमार्जनं धावनं च वीक्ष्य वीक्ष्यावचारयेत् ॥
राजवृक्षादितोयेन सुरसादिगणेन वा ।
कर्णप्रक्षालनं कार्यं चूर्णैरेषां च पूरणम् ॥
चूर्णं पञ्चकषायोत्थं कपित्थरसयोजितम् ।
कर्णस्रावे प्रशंसन्ति पूरणं मधुना सह ॥
सर्जत्वक्चूर्णसंयुक्तः कार्पासीफलजो रसः ।
योजितो मधुना वापि कर्णस्रावे प्रशस्यते ॥
लाक्षासर्जरसौ वापि चूर्णितौ कर्णपूरणम् ।
सशैवलमहावृक्षजम्ब्वाम्रप्रसवायुतम् ॥
कुलीरक्षौद्रमण्डूकीसिद्धं तैलं च पूजितम् ।
तिन्दुकान्यभया रोध्रं समङ्गामलकं मधु ॥
पूरणं चात्र पथ्यं स्यात्कपित्थरसयोजितम् ।
रसमाम्रकपित्थानां मधूकधवशालजम् ॥
पूरणार्थं प्रशंसन्ति तैलं वा तैर्विपाचितम् ।
प्रियङ्गुमधुकाम्बष्ठाधातकीशिलपर्णिभिः ॥
मञ्जिष्ठालोध्रलाक्षाभिः कपित्थस्य रसेन वा ।
पचेत्तैलं तदास्रावमवगृह्णाति पूरणात् ॥
घृष्टं रसाञ्जनं नार्याः क्षीरेण क्षौद्रसंयुतम् ।
प्रशस्यते चिरोत्थेऽपि सास्रावे पूतिकर्णके ॥
निर्गुण्डीस्वरसस्तैलं सिन्धुधूमरजो गुडः ।
पूरणः पूतिकर्णस्य शमनो मधुसंयुतः ॥
कृमिकर्णकनाशार्थं कृमिघ्नं योजयेद्विधिम् ।
वार्ताकुधूमश्च हितः सार्षपस्नेह एव च ॥
कृमिघ्नं हरितालेन गवां मूत्रयुतेन च ॥
गुग्गुलोः कर्णदौर्गन्ध्ये धूपनं श्रेष्ठमुच्यते ।
छर्दनं धूमपानं च कवलस्य च धारणम् ॥५॥

## કર્ણસ્રાવ, પૂતિકર્ણ તથા કૃમિકર્ણની ચિકિત્સા

કર્ણસ્રાવ, પૂતિકર્ણ અને કૃમિકર્ણકની ઉપર સામાન્ય ચિકિત્સાઓ પણ કરવી અને વિશેષ ચિકિત્સાઓ પણ કરવી.

શિરોવિરેચન દેવું, ધુમાડી દેવી, કર્ણપૂરણ કરવું, પીછી વગેરેથી કાનને સાફ કરવા અને ક્વાથથી કાનોને ધોવા, એ સામાન્ય ચિકિત્સાઓ છે. દોષોને તથા દૂષ્યો વગેરે જોઈને આ ચિકિત્સાઓની યોજના કરવી. આરગ્વધાદિ ગણના ક્વાથથી અથવા સુરસાદિ ગણના ક્વાથથી કાનોને ધોવા તથા એ ગણોનાં જ ચૂર્ણોથી કર્ણપૂરણ કરવું. હવે વિશેષ ચિકિત્સાઓ કહીએ છીએ.

ટિંબરું, હરડે, લોધર, મજીઠ અને આમળાંનાં ચૂર્ણને કોઠના રસ તથા મધથી મિશ્ર કરી તેથી કર્ણપૂરણ કરવું, એ કર્ણસ્રાવ ઉપર હિતકારી થાય છે.

રાળના ઝાડની છાલનું ચૂર્ણ કરી તેને વણના ફળના રસ અથવા મધથી મિશ્ર કરી કાનમાં રેડવું, એ કર્ણસ્રાવ ઉપર હિતકારી છે.

લાખ તથા રાળનું ચૂર્ણ કરી તેથી કર્ણપૂરણ કરવામાં આવે, તો કર્ણસ્રાવ શાંત થાય છે.

શેવાળ (?) થોર, જાંબૂ અને આંબાનાં

એવી જ રીતે બુદ્ધિમાન વૈદ્યે તેલિયો દેવદાર, કડ અને લૂખા દેવદારનાં અઢાર આંગળનાં લાકડાને અળસીના વસ્ત્રથી વીંટી તેલથી ભિંજવી, સળગાવી, વાસણ પર ધરી રાખીને તેઓનું તેલ ઝરાવવું. આ દીપિકાતેલથી પણ કાનનું શળ નાશ પામે છે.

આકડાનાં કોમળ પલ્લવોને કાંજી તથા દહીં વગેરે ખાટા રસોમાં વાટી તેલ તથા સેંધવથી મિશ્ર કરી, કોતરેલા થોરના લાકડામાં ભરી તે લાકડાં પર આંકડાનાં પાંદડાં વીંટી તે લાકડાંને પુટપાકની રીતે પકવી નીચોવીને રસ કાઢી લેવો. આ રસને સહેવાય તેવો ગરમ રાખી કાનમાં રેડવામાં આવે તો શૂળ મટે છે.

કોઠ, બિજોરું, ચુક્રો (ખાટી લૂણી) અને આદાના સ્વચ્છ રસોને સહેવાય તેવા ગરમ કરી કાનમાં રેડવામાં આવે, તો કર્ણશળ મટે છે.

સમુદ્રફીણનું ચૂર્ણ બનાવી તેને યુક્તિથી કાનમાં ભભરાવવામાં આવે, તો કર્ણશળ મટે છે.

સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં ગાય વગેરેનાં જે આઠ મૂત્રો કહેવામાં આવ્યાં છે, તેમાંના કોઈ પણ મૂત્રને સહેવાય તેવું ગરમ કરી કાનમાં રેડવામાં આવે, તો કર્ણશળ મટે છે.

આઠે પ્રકારોનાં મૂત્રો, સુરા તથા આરનાલ વગેરે ખાટા પદાર્થો અને વિદારિગંધાદિ ગણનો ક્વાથ કરી તેમાં ચારે પ્રકારનો સ્નેહ પકવી તેથી જે કર્ણપૂરણ કરવામાં આવે, તો કર્ણશળ મટે છે.

જો પિત્ત સાથે મળેલા વાયુથી કર્ણશળ ઉત્પન્ન થયું હોય, તો ઉપર કહેલી ક્રિયાઓને પિત્તનું હરણ કરનારાં દ્રવ્યોથી ગોઠવીને તેઓની યોજના કરવી, એ સામાન્ય ચિકિત્સા છે. વિશેષ ચિકિત્સા આ છે, કે કાકોલ્યાદિગણનો કલ્ક નાખી દસગણા દૂધમાં પકવેલું ઘી અથવા તિક્તદ્રવ્યોના કલ્ક તથા ક્વાથથી પકવેલું ઘી અથવા વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં કોમળ પલ્લવ, મહુડો, ચંદન, સાકર, જેઠીમધ અને વિરેચનદ્રવ્યોના કલ્ક તથા ક્વાથથી પકવેલું ઘી કર્ણશળ પર યોજવું.

જો કફ સાથે મળેલા વાયુથી કર્ણશળ ઉત્પન્ન થયું હોય, તો ઇંગોળિયાના તેલ અથવા સરસિયા તેલથી કર્ણપૂરણ કરવું, તિક્ત ઔષધોનાં ઓસામણ દેવાં અને કફને મટાડનારા રૂક્ષ સ્વેદો દેવા. સુરસાદિગણના કલ્ક તથા ક્વાથથી પકવેલું તેલ અથવા બૃહત્પંચમૂલના કલ્ક તથા ક્વાથથી પકવેલું તેલ હિતકારી થાય છે. બિજોરાનો રસ અથવા તે રસમાં પકવેલું તેલ હિતકારી થાય છે. અંધાણાનું પાણી અથવા તે પાણીમાં પકવેલું તેલ હિતકારી થાય છે. લસણ તથા આદાનો રસ અથવા તે રસમાં પકવેલું તેલ પણ હિતકારી થાય છે. તીક્ષ્ણ શિરોવિરેચનો અને તીક્ષ્ણ કવલો પણ કર્ણશળ ઉપર હિતકારી થાય છે.

લોહીની સાથે મળેલા વાયુથી કર્ણશળ ઉત્પન્ન થયું હોય, તો પિત્ત સાથે મળેલા વાયુથી થયેલા કર્ણશળ પર જે ચિકિત્સા કહેવાઈ, તે સઘળી ચિકિત્સા હિતકારી થાય છે.

કર્ણશળ, કર્ણનાદ, બાધિર્ય અને ક્ષ્વેડ એ ચારે રોગો ઉપરોક્ત ચિકિત્સાઓ નાશ કરે છે. આ સામાન્ય ચિકિત્સા કહી. હવે બાધિર્ય ઉપર વિશેષ ચિકિત્સા કહું છું તે સાંભળોઃ ૩

गव्यां मूत्रेण बिल्वानि पिष्ट्वा तैलं विपाचयेत् ।
सजलं च सदुग्धं च बाधिर्ये कर्णपूरणम् ।
सितामधुकचिम्बीभिः सिद्धं वाऽऽजे पयस्यथ ।
सिद्धं वा बिल्वनिःक्वाथे शीतीभूतं तदुद्धरम् ॥
पुनः पचेदशक्षीरं सितामधुकचन्दनैः ।
बिल्वाम्बुगाढं तत्तैलं बाधिर्ये कर्णपूरणम् ॥
वक्ष्यते यः प्रतिश्याये विधिः सोऽप्यत्र पूजितः ।
वातव्याधिषु यश्चोक्तो विधिः स च हितो भवेत् ॥४॥

### બાધિર્યની ખાસ ચિકિત્સા

ગાયોના મૂત્રમાં બીલાં વાટી, કલ્ક નાખી જળ તથા દૂધમાં તેલ પકવવું. આ તેલ કાનમાં

कर्णपाकस्य भैषज्यं कुर्यात्पित्तविसर्पवत् ॥११॥

### કર્ણપાકની ચિકિત્સા

કર્ણપાક થયેલ હોય, તો ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયના ચોથા વિષયમાં પિત્તવિસર્પ ઉપર જે ચિકિત્સા કહી છે, તે કરવી. ૧૧

कर्णच्छिद्रे वर्त्तमानं कीटं क्लेदमलादि वा ।
शृङ्गेणापहरेद्धीमानथवापि शलाकया ॥ १२ ॥

### કાનમાં કીડા વગેરેની ચિકિત્સા

કાનના છિદ્રમાં જે કીડો, ક્લેદ કે મેલ વગેરે બહારથી દાખલ થયેલ હોય તેનું બુદ્ધિમાન વૈદ્યે શિંગડા વડે ચૂસીને નિર્હરણ કરવું અથવા સળીથી નિર્હરણ કરવું. (કાનમાં પેસી ગયેલા કીડાનાં લક્ષણો વિષે બીજા ગ્રંથોમાં કહ્યું છે, કે પતંગિયું કે કાનખજૂરો વગેરે કોઈ જીવ કાનમાં પેસી ગયો હોય, તો સઘળી વસ્તુઓ તથા ક્રિયાઓ ઉપર અણગમો થાય છે, વ્યાકુલતા, અત્યંત વેદના, કાનમાં ભોંકાયા જેવી વ્યથા, સળવળાટ જેવું, કીડો અંદર ફરતો હોય તે સમયમાં તીવ્ર પીડા અને કીડો સ્થિર રહે ત્યારે મંદ વેદના થાય છે.) ૧૨

शेषाणां तु विकाराणां प्राक् चिकित्सितमीरितम् ॥१३॥

### કાનમાં અરશો, અર્બુદો અને સોજાઓની ચિકિત્સા

કાનમાં થતા ચાર પ્રકારના અરશોની ચિકિત્સા ચિકિત્સાસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહ્યા પ્રમાણે દોષો અનુસાર કરવી. છ પ્રકારના અર્બુદોની ચિકિત્સા ચિકિત્સાસ્થાનના અઢારમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે દોષો અનુસાર કરવી. (સાતમાં સર્વાત્મક અર્બુદની ચિકિત્સા કહેવામાં આવી નથી; માટે તે વિદેહાદિપ્રણીત શાલાક્ય શાસ્ત્રમાં જોઈને કરવી.) અને ચાર પ્રકારના સોજાઓની ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે દોષો અનુસાર ચિકિત્સા કરવી. ૧૩

## અધ્યાય ૨૨મો

अथातो नासागतरोगविज्ञानीयमध्यायं व्याख्यास्यामः।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નાસાગતરોગવિજ્ઞાનીય'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अपीनसः पूतिनस्यं नासापाकस्तथैव च ।
तथा शोणितपित्तं च पूयशोणितमेव च ॥
क्षवथुर्भ्रंशथुर्दीप्तो नासानाहः परिस्रवः ।
नासाशोषेण सहिता दशैकाश्चेरिता गदाः ॥
चत्वार्यर्शांसि चत्वारः शोफाः सप्तार्बुदानि च ।
प्रतिश्यायाश्च ये पञ्च वक्ष्यन्ते सचिकित्सिताः ॥
एकत्रिंशन्मितास्ते तु नासारोगाः प्रकीर्तिताः ॥२॥

### નાકના રોગોનાં નામો તથા સંખ્યા

અપીનસ (આ રોગ પીનસ પણ કહેવાય છે), પૂતિનસ્ય, નાસાપાક, રક્તપિત્ત, પૂયશોણિત, ક્ષવથુ, ભ્રંશથુ, દીપ્ત, નાસાનાહ, પરિસ્રાવ, નાશાશોષ, વાતજન્ય અરશ, પિત્તજન્ય અરશ, કફજન્ય અરશ, સન્નિપાતજન્ય અરશ, વાતજન્ય શોફ, પિત્તજન્ય શોફ, કફજન્ય શોફ, રુધિરજન્ય શોફ, વાતજન્ય અર્બુદ, પિત્તજન્ય અર્બુદ, કફજન્ય અર્બુદ, રક્તજન્ય અર્બુદ, માંસજન્ય અર્બુદ, મેદોજન્ય અર્બુદ, સર્વાત્મક અર્બુદ, વાતજન્ય પ્રતિશ્યાય, પિત્તજન્ય પ્રતિશ્યાય, કફજન્ય પ્રતિશ્યાય, સાન્નિપાતિક પ્રતિશ્યાય અને રક્તજન્ય પ્રતિશ્યાય એ રીતે નાકના એકત્રીસ[2] રોગો છે. ૨

---

૧ નાકના રોગોનાં નામો, સંખ્યા, નિદાનો તથા લક્ષણોના નિરૂપણ વિષેનો.

૨ જો કે ચાર પ્રકારના અરશો અને છ પ્રકારના અર્બુદો વિષે નિદાનસ્થાનમાં કહેવાઈ ગયું છે, તો પણ નાકના રોગોના સંગ્રહ માટે અહીં તેઓનો ફરીવાર નિર્દેશ કર્યો છે.

પાંદડાંના ક્વાથથી અને કાકડાશિંગી, મધ તથા બ્રાહ્મીના કલ્કથી તેલ પકવીને તે તેલથી કર્ણપૂરણ કરવું એ કર્ણસ્રાવ ઉપર હિતકારી છે.

આંબાનાં, કોઠનાં, મહુડાનાં, ધાવડાનાં અને રાળના ઝાડનાં પાંદડાંના સ્વરસથી કર્ણપૂરણ કરવું, એ કર્ણસ્રાવ પર હિતકારી છે.

આંબાનાં, કોઠનાં, મહુડાનાં, ધાવડાનાં અને રાળના ઝાડના પાંદડાંના ક્વાથ તથા કલ્કથી તેલ પકવી તે તેલથી કર્ણપૂરણ કરવાથી કર્ણસ્રાવ મટે છે.

મોટી કંથાર, મહુડો, ચૂકો, ધાવણી, મણશીલ, શાલિપર્ણી, મજીઠ, લોધર અને લાખનો કલ્ક નાખી ચોગણા કોઠના પાંદડાંના રસમાં તેલ પકવી, તેથી કર્ણપૂરણ કરવાથી કર્ણસ્રાવ મટે છે.

રસવંતીને સ્ત્રીના દૂધમાં ઘસી મધમાં મિશ્ર કરીને, તેથી કર્ણપૂરણ કરવામાં આવે, તો લાંબા કાળથી થયેલો અને સ્રાવવાળો પૂતિકર્ણ પણ મટી જાય છે

નગડનો સ્વરસ અને સૈંધવ, ધુમાડાની ધૂંસ તથા ગોળના કલ્કથી તેલ પકવી તેને મધમાં મિશ્ર કરી કર્ણપૂરણ કરવામાં આવે, તો પૂતિકર્ણ મટે છે.

આ તંત્રના ૫૪મા અધ્યાયમાં કૃમિઓને હણવા માટે જે ચિકિત્સા કહેવામાં આવશે, તે ચિકિત્સાની યોજના કરવાથી કૃમિકર્ણ મટે છે.

પાકેલા અને સુકાયેલા રીંગણાનો ધુમાડો પાવામાં આવે અને કાનમાં પણ એ જ ધુમાડો દેવામાં આવે, તો તેથી કૃમિકર્ણ નાશ પામે છે.

સરસિયું તેલ કાનમાં રેડવામાં આવે, તો તેથી કૃમિકર્ણ મટે છે.

વાવડિંગ અને હરતાલના ચૂર્ણને ગાયના મૂત્રમાં મિશ્ર કરી તેથી કર્ણપૂરણ કરવામાં આવે, તો તેથી કાનમાં કીડાઓએ કરેલી દુર્ગંધ નાશ પામે છે.

વમન તથા દોષોને હણનાર કવલ ધારણ કરાવવાથી પણ કીડાઓએ કરેલી દુર્ગંધ નાશ પામે છે.૫

कर्णक्ष्वेडे हितं तैलं सार्षपं चैव पूरणम् ॥ ६ ॥

## કર્ણક્ષ્વેડની ખાસ ચિકિત્સા

સરસિયા તેલથી કર્ણપૂરણ કરવું, એ કર્ણક્ષ્વેડ ઉપર હિતકારી થાય છે. ૬

विद्रधौ चापि कुर्वीत विद्रध्युक्तं चिकित्सितम् ॥७॥

## વિદ્રધિની ચિકિત્સા

કાનમાં વિદ્રધિ થયેલ હોય, તો સરસિયા તેલથી કર્ણપૂરણ કરવું અને ચિકિત્સાસ્થાનના ૧૬મા અધ્યાયમાં વિદ્રધિઓ માટે જે ચિકિત્સાઓ કહેલી છે, તેઓ પણ દોષાદિક અનુસાર કરવી. (વિદ્રધિ જો વાયુથી ઉત્પન્ન થયેલો, કાચો અને વેદનાવાળો હોય તો તલના તેલથી સિંચન કરવું.) ૭

प्रक्लेद्य धीमांस्तैलेन स्वेदेन प्रविलाप्य च ।
शोधयेत्कर्णविट्कं तु भिषक् सम्यक् शलाकया ॥८॥

## કર્ણગૂથની ચિકિત્સા

બુદ્ધિમાન વૈદ્યે કર્ણગૂથને તેલથી ભીંજવી સ્વેદનથી પિગળાવીને સારી રીતે સળી વડે તેનું નિર્હરણ કરવું. (કાનના મેલને સળી વડે કાઢવો.) ૮

नाडीस्वेदोऽथ वमनं धूमो मूर्द्धविरेचनम् ।
विधिश्च कफहृत्सर्वः कर्णकण्डूमपोहति ॥ ९ ॥

## કર્ણકંડૂની ચિકિત્સા

નાડીસ્વેદ, વમન, વૈરેચનિક ધૂમપાન, શિરોવિરેચન અને કફનું હરણ કરનારા સઘળા વિધિ કર્ણકંડૂનો નાશ કરે છે. ૯

अथ कर्णप्रतीनाहे स्नेहस्वेदौ प्रयोजयेत् ।
ततो विरिक्तशिरसः क्रियां प्राप्तां समाचरेत् ॥१०॥

## કર્ણપ્રતીનાહની ચિકિત્સા

કર્ણપ્રતીનાહ થયેલ હોય, તો સ્નેહ તથા સ્વેદની યોજના કરવી અને શિરોવિરેચન કર્યા પછી નસ્ય વગેરે યોગ્ય ક્રિયાઓ પણ કરવી. ૧૦

બગડેલો કફ સહિત વાયુ, ઘણીઘણી છીંકોના શબ્દ કરીને નાકમાંથી નીકળ્યા કરે, એ રોગને વિદ્વાન લોકો **દોષજન્ય ક્ષવથુ** કહે છે.

રાઈ વગેરે તીક્ષ્ણ પદાર્થોનો ઉપયોગ કરવાથી અથવા તીખા પદાર્થોને અત્યંત સૂંઘવાથી અથવા સૂર્યની સામે જોવાથી, કફ પીગળવાથી અથવા દોરા વગેરે વડે નાકના તરુણાસ્થિમર્મનું (શૃંગાટકની શિરાનું) ઘર્ષણ થવાથી કે ચાલન થવાથી છીંકો આવ્યા કરે છે, એ રોગને વૈદ્ય લોકો **આગંતુક ક્ષવથુ** કહે છે. ૮

प्रभ्रश्यते नासिकयैव यश्च
सान्द्रो विदग्धो लवणः कफस्तु ॥
प्राक्सञ्चितो मूर्ध्नि च पित्ततप्ते
तं भ्रंशथुं व्याधिमुदाहरन्ति ॥९॥

### ભ્રંશથુનું નિદાન તથા લક્ષણ

પ્રથમ માથામાં જમા થયેલો, વિરુદ્ધ પાક પામેલો, ઘાટો અને ખારાશવાળો કફ, માથું પિત્તથી તપતાં નાકમાંથી અત્યંત પડવા લાગે, એ રોગ **ભ્રંશથુ** કહેવાય છે. ૯

घ्राणे भृशं दाहसमन्विते तु
विनिःसरेद्धूम इवेह वायुः ॥
नासा प्रदीप्तेव च यस्य जन्तो-
र्व्याधिं तु तं दीप्तमुदाहरन्ति ॥१०॥

### દીપ્તનું લક્ષણ

નાક અત્યંત બળતરાથી યુક્ત થતાં તેમાંથી ધુમાડા જેવો પવન નીકળે અને નાક જાણે બળતું હોય, એવી વેદના થાય, એ રોગ **દીપ્ત** કહેવાય છે. ૧૦

कफावृतो वायुरुदानसंज्ञो
यदा स्वमार्गे विगुणः स्थितः स्यात् ॥
घ्राणं वृणोतीव तदा स रोगो
नासाप्रतीनाह इति प्रदिष्टः ॥११॥

### નાસાનાહનું નિદાન તથા લક્ષણ

કફથી વીંટાયેલો ઉદાન નામનો વાયુ પોતાના માર્ગમાં (શ્વાસ લેવાના માર્ગમાં) બગડેલો થઈને રહે અને તેથી જાણે નાકને બાંધી લઈને જ બેઠો હોય એમ જણાય, એ રોગ **નાસાનાહ** કહેવાય છે. ૧૧

अजस्रमच्छं सलिलप्रकाशं
यस्याविवर्णं स्रवतीह नासा ॥
रात्रौ विशेषेण हि तं विकारं
नासापरिस्रावमिति व्यवस्येत् ॥१२॥

### નાસાપરિસ્રાવનું લક્ષણ

નાક (શૃંગાટક મર્મ) આછા, પાણી જેવા તથા બગડેલા વર્ણવગરના સ્રાવને નિરંતર સ્રવ્યા કરે અને રાતે તો વિશેષ સ્રવ્યા કરે, એ રોગ **નાસાપરિસ્રાવ** કહેવાય છે. ૧૨

घ्राणाश्रिते श्लेष्मणि मारुतेन
पित्तेन गाढं परिशोषिते च ॥
समुच्छ्वसित्यूर्ध्वमधश्च कृच्छ्रा-
द्यस्तस्य नासापरिशोष उक्तः ॥१३॥

### નાસાશોષનું નિદાન તથા લક્ષણ

નાકમાં રહેલો કફ વાયુ તથા પિત્તથી અત્યંત સુકાઈ જતાં ઊંચો તથા નીચો શ્વાસ માંડમાંડ લઈ શકાય છે, એ રોગ **નાસાશોષ** કહેવાય છે. ૧૩

दोषैस्त्रिभिस्तैः पृथगेकशश्च
ब्रूयात्तथार्शांसि तथैव शोफान् ॥
शालाक्यसिद्धान्तमवेक्ष्य वापि
सर्वात्मकं सप्तममर्बुदं तु ॥
रोगः प्रतिश्याय इह प्रदिष्टः
स वक्ष्यते पञ्चविधः पुरस्तात् ॥
शोफाश्च शोफविज्ञाने नासास्रोतोव्यवस्थिताः ।
निदानेऽर्शांसि निर्दिष्टान्येवं तानि विभावयेत् ॥१४॥

### અરશો, સોજાઓ, અર્બુદો તથા પ્રતિશ્યાયોનાં લક્ષણો તથા નિદાનો

વાતજન્ય અરશ, પિત્તજન્ય અરશ, કફજન્ય અરશ અને સન્નિપાતજન્ય અરશનાં

आनह्यते यस्य विधूप्यते च
पापच्यते क्लिद्यति चापि नासा ॥
न वेत्ति यो गन्धरसांश्च जन्तु-
र्जुष्टं व्यवस्येत्तमपीनसेन ।
तं चानिलश्लेष्मभवं विकारं
ब्रूयात्प्रतिश्यायसमानलिङ्गम् ॥३॥

## અપીનસનું નિદાન તથા લક્ષણ

નાક સજ્જડ રીતે બંધાઈ જાય, સંતાપયુક્ત રહ્યા કરે, જાણે રુંધાઈ જતું હોય તેમ પાકી જાય, ક્લેદયુક્ત થઈ જાય અને એમ થવાથી સુગંધની કે દુર્ગંધની પરીક્ષા કરી શકે નહીં તથા તેને લીધે જીભ પણ મધુર આદિ રસોને જાણી શકે નહીં, એ રોગ અપીનસ (પીનસ) કહેવાય છે. આ રોગ મુખ્યત્વે કરી વાયુ તથા કફથી થાય છે; તેમાં વાયુ તથા કફથી ઉત્પન્ન થયેલી શરદીના જેવાં લક્ષણો પણ હોય છે. (શરદીનાં લક્ષણો આ તંત્રના ૨૪મા અધ્યાયના ૫મા તથા ૭મા વિષયમાં જુઓ.) ૩

दोषैर्विदग्धैर्गलतालुमूले
संवासितो यस्य समीरणस्तु ।
निरेति पूतिर्मुखनासिकाभ्यां
तं पूतिनस्यं प्रवदन्ति रोगम् ॥४॥

## પૂતિનસ્યનું નિદાન તથા લક્ષણ

ગળા તથા તાળવાના મૂળમાં બગડીને સ્વરૂપથી ભ્રષ્ટ થયેલા તથા મૂર્છિત થયેલા પિત્ત, કફ અને રુધિર એ દોષોએ પોતાની વિકૃત ગંધથી મિશ્ર કરેલો દુર્ગંધવાળો પવન મોઢા તથા નાકમાંથી નીકળ્યા કરે, એ રોગ પૂતિનસ્ય કહેવાય છે. (દોષોની સાથે રહેવાથી રુધિરને પણ દોષ શબ્દથી કહેલ છે.) ૪

घ्राणाश्रितं पित्तमरूंषि कुर्या-
द्यस्मिन्विकारे बलवांश्च पाकः ।
तं नासिकापाकमिति व्यवस्ये-
द्विक्लेदकोथावपि यत्र दृष्टौ ॥ ५ ॥

## નાસાપાકનું લક્ષણ

નાકમાં રહેલું પિત્ત વ્રણોને ઉત્પન્ન કરે, નાક અત્યંત પાકી જાય, નાકમાં ક્લેદ રહ્યા કરે અને દુર્ગંધ પણ રહ્યા કરે, એ રોગ નાસાપાક કહેવાય છે. ૫

चतुर्विधं द्विप्रभवं द्विमार्गं
वक्ष्यामि भूयः खलु रक्तपित्तम् ॥६॥

## રક્તપિત્તનું નિદાન તથા લક્ષણ

રક્તપિત્તનું લક્ષણ આ તંત્રના ૪૫મા અધ્યાયમાં કહેવામાં આવશે, કે જે રક્તપિત્ત વાતાત્મક, પિત્તાત્મક, કફાત્મક અને સન્નિપાતાત્મક, એમ ચાર પ્રકારનું હોઈ યકૃત્ તથા પ્લીહાથી ઉત્પન્ન થાય છે અને ગુદા વગેરે નીચા માર્ગોથી તથા નાક વગેરે ઊંચા માર્ગોથી પણ ચાલે છે. ૬

दोषैर्विदग्धैरथवापि जन्तो-
र्ललाटदेशेऽभिहतस्य तैस्तैः ।
नासा स्रवेत्पूयमसृग्विमिश्रं
तं पूयरक्तं प्रवदन्ति रोगम् ॥७॥

## પૂયશોણિતનું લક્ષણ

પિત્ત તથા રુધિરના આધિક્યથી વિરુદ્ધ પરિણામને પ્રાપ્ત થયેલા દોષોને લીધે અથવા લલાટમાં તે તે પદાર્થોનો અભિઘાત થવાને લીધે નાક લોહીથી મિશ્ર થયેલા પરુને સ્રવે, એ રોગ પૂયશોણિત કહેવાય છે. ૭

घ्राणाश्रिते मर्म्मणि सम्प्रदुष्टे
यस्यानिलो नासिकया निरेति ॥
कफानुयातो बहुशः सशब्द-
स्तं रोगमाहुः क्षवथुं विधिज्ञाः ।
तीक्ष्णोपयोगादतिजिघ्रतो वा
भावान्कटूनर्कनिरीक्षणाद्वा ॥
सूत्रादिभिर्वा तरुणास्थिमर्म-
ण्युद्घाटितेऽन्यः क्षवथुर्निरेति ॥८॥

## ક્ષવથુનું નિદાન તથા લક્ષણ

નાકના આશ્રયભૂત શૃંગાટક નામના મર્મમાં

વગેરે ક્ષીરિવૃક્ષોની છાલોના લેપો કરવા તથા સિંચનો પણ તેઓનાં જ કરવાં. ૩

वक्ष्याम्यूर्ध्वं रक्तपित्तोपशान्तिं
नाडीवत्स्यात्पूयरक्ते चिकित्सा ।
वान्ते सम्यक् चावपीडं वदन्ति
तीक्ष्णं धूमं शोधनं चात्र नस्यम् ॥४॥

### રક્તપિત્ત તથા પૂયશોણિતની ચિકિત્સા

રક્તપિત્તની ચિકિત્સા આ તંત્રના ૪૫મા અધ્યાયમાં કહેવામાં આવશે.

પૂયશોણિત થયેલ હોય તો ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયના ૬મા વિષયમાં પૈત્તિક નાડીની જે ચિકિત્સા કહેવામાં આવી છે તે કરવી. વમન કરાવ્યા પછી સારી રીતે અવપીડ નસ્ય દેવું, તીક્ષ્ણ ધૂમપાન કરાવવું અને શોધન નસ્યની પણ યોજના કરવી. (કેટલાક કહે છે, કે વમન કરાવ્યા પછી અવપીડ નસ્ય દેવું, ઇત્યાદિ જે ચિકિત્સા કહી, તે પૂયશોણિત માટે નથી, પણ ક્ષવથુ તથા ભ્રંશથુ માટે છે.) ૪

क्षेप्यं नस्यं मूर्द्धवैरेचनीयै-
र्नाड्या चूर्णं क्षवथौ भ्रंशथौ च ।
कुर्यात्स्वेदान्मूर्ध्नि वातामयघ्नान्
स्निग्धान्धूमान्यद्यदन्यद्धितं च ॥५॥

### ક્ષવથુ તથા ભ્રંશથુની ચિકિત્સા

ક્ષવથુ કે ભ્રંશથુ થયેલ હોય, તો શિરોવિરેચન દ્રવ્યોના ચૂર્ણને નળીમાં ભરીને તે ચૂર્ણનું પ્રધમન નસ્ય દેવું, માથામાં વાયુના રોગને હણનારા સ્વેદો દેવા, સ્નિગ્ધ ધૂમપાનો કરાવવાં અને બીજું પણ શિરોબસ્તિ વગેરે જે કાંઈ વિધાન હિતકારી જણાય, તે કરવું. ૫

दीप्ते रोगे पैत्तिकं संविधानं
कुर्यात्सर्वं स्वादु यच्छीतलं च ॥६॥

### દીપ્તની ચિકિત્સા

દીપ્ત થયેલ હોય, તો પિત્ત સંબંધી સઘળું વિધાન, કે જે મધુર અને શીતળ હોય છે, તે કરવું. ૬

नासानाहे स्नेहपानं प्रधानं
स्निग्धा धूमा मूर्द्धबस्तिश्च नित्यम् ॥
बलातैलं सर्वथैवोपयोज्यं
वातव्याधावन्यदुक्तं च यद्यत् ॥७॥

### નાસાનાહની ચિકિત્સા

નાસાનાહ થયેલ હોય, તો જમ્યા પછી સ્નેહપાન કરાવવું, એ મુખ્ય ચિકિત્સા છે. એ ઉપરાંત નિત્ય સ્નિગ્ધ ધૂમપાનો કરાવવાં, શિરોબસ્તિ દેવી, પીવામાં તથા અભ્યંગ વગેરેમાં સર્વથા બલાતૈલનો ઉપયોગ કરાવવો (બલાતૈલ વિષે ચિકિત્સાસ્થાનના પંદરમા અધ્યાયનો ૧૨મો વિષય જુઓ.) અને ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયમાં વાતવ્યાધિઓ ઉપર જે જે આયુતૈલાદિક વિધાનો કહ્યાં છે, તેઓની પણ યોજના કરવી. ૭

नासास्रावे घ्राणतश्चूर्णमुक्तं
नाड्या देयं योऽवपीडश्च तीक्ष्णः ।
तीक्ष्णं धूमं देवदार्वग्निकाग्न्यां
मांसं वाजं युक्तमत्राद्दिशन्ति ॥८॥

### નાસાસ્રાવની ચિકિત્સા

નાસાસ્રાવ (પરિસ્રાવ) થયેલ હોય, તો શિરોવિરેચન દ્રવ્યોનાં ચૂર્ણને નળીમાં ભરીને તે ચૂર્ણનું પ્રધમન નસ્ય દેવું, આ અધ્યાયના બીજા વિષયમાં કહેલું હિંગ વગેરે દ્રવ્યોનું તીક્ષ્ણ અવપીડ નસ્ય પણ દેવું, દેવદાર તથા ચિત્રક અથવા અજમોદનો તીક્ષ્ણ ધુમાડો પિવડાવવો અને ભોજનમાં યોગ્ય પ્રકારથી બકરાનું માંસ દેવું. ૮

नासाशोषे क्षीरसर्पिः प्रधानं
सिद्धं तैलं चाणुकल्पेन नस्ये ।
सर्प्पिःपानं भोजनं जाङ्गलैश्च
स्नेहः स्वेदः स्नैहिकश्चापि धूमः ॥९॥

### નાસાશોષની ચિકિત્સા

નાસાશોષ થયેલ હોય, તો દૂધ મથીને

લક્ષણો તથા નિદાનો નિદાનસ્થાનના બીજા અધ્યાયના ૫,૬,૭ અને ૧૪મા વિષયો ઉપરથી જાણી લેવા અને તેઓની યોજના કરી લેવી. (નાકમાં એ ચાર પ્રકારનાજ અરશો થાય છે, પણ બીજા પ્રકારના અરશો થતા નથી, એ સ્થાનકનો જ પ્રભાવ છે.)

વાતજન્ય શોફ, પિત્તજન્ય શોફ, કફજન્ય શોફ અને રુધિરજન્ય શોફનાં નિદાનો તથા લક્ષણો સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયના ત્રીજા વિષય ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી. (નાકમાં એ ચાર પ્રકારના જ શોફો થાય છે, પણ બીજા પ્રકારના થતા નથી, એ સ્થાનકનો જ પ્રભાવ છે.)

વાતજન્ય અર્બુદ, પિત્તજન્ય અર્બુદ, કફજન્ય અર્બુદ, રક્તજન્ય અર્બુદ, માંસજન્ય અર્બુદ અને મેદોજન્ય અર્બુદનાં નિદાનો તથા લક્ષણો નિદાનસ્થાનના ૧૧મા અધ્યાયના ૧૧, ૧૨,૧૩ અને ૧૪મા વિષયો ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી. સાતમા સર્વાત્મક અર્બુદનું નિદાન તથા લક્ષણ, કે જે નિદાનસ્થાનમાં કહ્યું નથી, તે વિદેહાધિરચિત શાલાક્યશાસ્ત્ર ઉપરથી જાણી લેવું.

પાંચે પ્રકારના પ્રતિશ્યાયોનાં નિદાનો તથા લક્ષણો આ તંત્રના ૨૪મા અધ્યાયમાં કહેવામાં આવશે તે ઉપરથી જાણી લેવાં. ૧૪

## અધ્યાય ૨૩મો

अथातो नासागतरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નાસાગતરોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

[1] નાકના રોગોની ચિકિત્સા વિષેનો.

पूर्वोदिष्टे पूतिनस्ये च जन्तोः
स्नेहस्वेदौ छर्दनं स्रंसनं च ।
युक्तं भक्तं तीक्ष्णमल्पं लघु स्या-
दुष्णं तोयं धूमपानं च काले ॥
हिङ्गु व्योषं वत्सकाख्यं शिवाटी
लाक्षा बीजं सौरभं कट्फलं च ।
उग्रा कुष्ठं तीक्ष्णगन्धा विडङ्गं
श्रेष्ठं नित्यं चावपीडे करञ्जम् ।
एतैर्द्रव्यैः सार्षपं मूत्रयुक्तं
तैलं धीमान्नस्यहेतोः पचेच्च ॥२॥

### અપીનસ તથા પૂતિનસ્યની ચિકિત્સા

અપીનસ કે પૂતિનસ્ય થયેલ હોય, તો સ્નેહન અને સ્વેદન કરવું, વમન તથા વિરેચન કરાવવું, તીક્ષ્ણ, અલ્પ માત્રાવાળું તથા હલકું, યોગ્ય ભોજન દેવું, ઊનું પાણી પાવું અને યોગ્ય સમયે ધૂમપાન પણ કરાવવું. હિંગ, સૂંઠ, મરી, પીપર, ઇંદ્રજવ, ધોળી સાટોડી, લાખ, બીબલો, તુંબરુફળ, કાયફળ, વજ, કઠ, સરગવો, વાવડિંગ અને કરંજનું નિત્ય અવપીડન નસ્ય દેવું પણ શ્રેષ્ઠ છે. ગાય વગેરેનાં મૂત્રોમાં ઉપર કહેલાં હિંગ વગેરે દ્રવ્યોનો કલ્ક નાખી તે મૂત્રોમાં સરસિયું તેલ પકવીને વિદ્વાન વૈદ્યે તેનું નસ્ય પણ દેવું. ૨

नासापाके पित्तहृत्संविधानं
कार्यं सर्वं बाह्यमाभ्यन्तरं च ।
हृत्वा रक्तं क्षीरवृक्षत्वचश्च
साज्याः सेका योजनीयाश्च लेपाः ॥३॥

### નાસાપાકની ચિકિત્સા

નાસાપાક થયેલ હોય, તો પિત્તનું હરણ કરે એવી બહાર તથા અંદરની સઘળી ક્રિયાઓ કરવી; (અભ્યંગ તથા સિંચન વગેરે ક્રિયાઓ બહારની કહેવાય છે અને આહાર તથા સ્નેહપાન વગેરે ક્રિયાઓ અંદરની કહેવાય છે.) અને લોહીનું સ્રાવણ કરીને ઘીમાં મિશ્ર કરેલી વડ

-થાય છે, ત્યારે માથામાં પ્રતિશ્યાય ઉત્પન્ન કરે છે. ૩

शिरोगुरुत्वं क्षवथोः प्रवर्त्तनं
तथाङ्गमर्दः परिहृष्टरोमता ।
उपद्रवाश्चाप्यपरे पृथग्विधा
नृणां प्रतिश्यायपुरःसराः स्मृताः ॥४॥

## પ્રતિશ્યાયનું પૂર્વરૂપ

માથા પર જાણે મોટો બોજો પડ્યો હોય એવી જડતા, છીંકોનું ચાલુ થવું, અંગોનું ભાંગવું, રૂંવાડાંઓનું ઊભું થવું અને બીજા પણ જુદાજુદા પ્રકારના ઉપદ્રવો જ્યારે પ્રતિશ્યાય થવાનો હોય, ત્યારે પહેલાંથી થાય છે. ૪

आनद्धा पिहिता नासा तनुस्रावप्रवर्तिनी ।
गलताल्वोष्ठशोषश्च निस्तोदः शङ्खयोस्तथा ॥
स्वरोपघातश्च भवेत् प्रतिश्याये ऽनिलात्मके ॥५॥

## વાયુથી થયેલા પ્રતિશ્યાયનું લક્ષણ

નાક રોકાઈ જાય, મળના જથ્થાથી ભરપૂર થઈ જાય, સ્તબ્ધ થઈ જાય, નાકમાંથી પાતળો સ્રાવ થયા કરે, ગળું, તાળવું તથા હોઠ સુકાયા કરે, લમણાંઓમાં ભોંકાયા જેવી વ્યથા થાય અને ઘાંટો બેસી જાય, તો જાણવું કે વાયુથી થયેલો પ્રતિશ્યાય છે. ૬

उष्णःसपीतकः स्रावो घ्राणात् स्रवति पैत्तिके ॥
कृशोऽतिपाण्डुः संतप्तो भवेत्तृष्णाभिपीडितः ।
सधूमं सहसा वह्निं वमतीव च मानवः ॥ ६ ॥

## પિત્તથી થયેલા પ્રતિશ્યાયનું લક્ષણ

નાકમાંથી ઊનો તથા જરાક પીળાશવાળો સ્રાવ થયા કરે, શરીર દૂબળું, અત્યંત પાંડુવર્ણ-વાળું તથા સંતપ્ત થઈ જાય, તરસ બહુ લાગ્યા કરે અને નાકમાંથી જાણે ધુમાડાવાળો અગ્નિ એકદમ નીકળતો હોય એમ જણાય, તો જાણવું કે પિત્તથી થયેલો પ્રતિશ્યાય છે. ૬

कफः कफकृते घ्राणाच्छुक्लः शीतःस्रवेन्मुहुः ॥
शुक्लावभासः शूनाक्षो भवेद्गुरुशिरोमुखः ।
शिरोगलौष्ठतालूनां कण्डूयनमतीव च ॥७॥

## કફથી થયેલા પ્રતિશ્યાયનું લક્ષણ

નાકમાંથી સફેદ તથા ટાઢો કફ વારંવાર સ્રવ્યા કરે, શરીર સફેદ જેવું થઈ જાય, આંખો સોજાવાળી થાય, માથું તથા મોઢું ભારે થઈ જાય અને માથામાં, ગળામાં, હોઠમાં તથા તાળવા-માં અત્યંત ખરજ આવતી હોય, તો જાણવું કે કફથી થયેલો પ્રતિશ્યાય છે. ૭

भूत्वा भूत्वा प्रतिश्यायो योऽकस्माद्विनिवर्त्तते ॥
संपक्वो वाप्यपक्वो वा स सर्वप्रभवः स्मृतः ।
लिङ्गानि चैव सर्वेषां पीनसानां च सर्वजे ॥८॥

## ત્રણે દોષોથી થયેલા પ્રતિશ્યાયનું લક્ષણ

જે પ્રતિશ્યાય ઉત્પન્ન થઈને પાકયા પછી અથવા પાકયા વિના જ અકસ્માત્ બંધ પડી જાય અને જેમાં ઉપર લખેલા ત્રણે પ્રતિ-શ્યાયોનાં લક્ષણો જોવામાં આવે, તે પ્રતિશ્યાયને ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલો સમજવો. (આ ઘણું કરીને અસાધ્ય છે.) ૮

रक्तजे तु प्रतिश्याये रक्तास्रावः प्रवर्त्तते ।
ताम्राक्षश्च भवेज्जन्तुरुरोघातप्रपीडितः ॥
दुर्गन्धोच्छ्वासवदनस्तथा गन्धान्न वेत्ति च ॥
मूर्छन्ति चात्र क्रमयः श्वेताः कृष्णास्तथाणवः ।
क्रिमिमूर्द्धविकारेण समानं चास्य लक्षणम् ॥९॥

## રુધિરથી થયેલા પ્રતિશ્યાયનું લક્ષણ

નાકમાંથી લોહીનો સ્રાવ થાય, આંખો લાલ થઈ જાય, ખાંસી તથા જ્વર પ્રાપ્ત થાય, મોઢામાંથી દુર્ગંધવાળો શ્વાસ નીકળે અને સારાનરસા ગંધોની પણ ખબર ન પડે, તો જાણવું કે લોહીથી થયેલો પ્રતિશ્યાય છે.

આ પ્રતિશ્યાયમાં સફેદ તથા કાળા ઝીણા-ઝીણા કીડાઓ પણ પડે છે અને જો કીડા પડ્યા હોય, તો એનું લક્ષણ કૃમિઓથી થયેલા શિરો-રોગના લક્ષણ જેવું થાય છે, કે જે લક્ષણ આ પછીના અધ્યાયના નવમા વિષયમાં કહે-વામાં આવશે. (કેટલાક કહે છે કે સઘળા

લક્ષણો તથા નિદાનો નિદાનસ્થાનના બીજા અધ્યાયના ૫,૬,૭ અને ૧૪મા વિષયો ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી (નાકમાં એ ચાર પ્રકારનાજ અર્શો થાય છે, પણ બીજા પ્રકારના અર્શો થતા નથી, એ સ્થાનકનો જ પ્રભાવ છે.)

વાતજન્ય શોફ, પિત્તજન્ય શોફ, કફજન્ય શોફ અને રુધિરજન્ય શોફનાં નિદાનો તથા લક્ષણો સૂત્રસ્થાનના ૧૭મા અધ્યાયના ત્રીજા વિષય ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી (નાકમાં એ ચાર પ્રકારના જ શોફો થાય છે, પણ બીજા પ્રકારના થતા નથી, એ સ્થાનકનો જ પ્રભાવ છે)

વાતજન્ય અર્બુદ, પિત્તજન્ય અર્બુદ, કફજન્ય અર્બુદ, રક્તજન્ય અર્બુદ, માંસજન્ય અર્બુદ અને મેદોજન્ય અર્બુદનાં નિદાનો તથા લક્ષણો નિદાનસ્થાનના ૧૧મા અધ્યાયના ૧૧, ૧૨.૧૩ અને ૧૪મા વિષયો ઉપરથી જાણી લેવાં અને તેઓની યોજના કરી લેવી સાતમા સર્વાત્મક અર્બુદનું નિદાન તથા લક્ષણ, કે જે નિદાનસ્થાનમાં કહ્યું નથી, તે વિદેહાદિરચિત શાલાક્યશાસ્ત્ર ઉપરથી જાણી લેવું.

પાંચે પ્રકારના પ્રતિશ્યાયોનાં નિદાનો તથા લક્ષણો આ તંત્રના ૨૪મા અધ્યાયમાં કહેવામાં આવશે તે ઉપરથી જાણી લેવાં ૧૪

## અધ્યાય ૨૩મો

अथातो नासागतरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નાસાગતરોગ પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

पूर्वोद्दिष्टे पूतिनस्ये च जन्तोः
स्नेहस्वेदौ छर्दनं स्रंसनं च ।
युक्तं भक्तं तीक्ष्णमल्पं लघु स्या-
दुष्णं तोयं धूमपानं च काले ॥
हिङ्गु व्योषं वत्सकाख्यं शिवाटी
लाक्षा बीजं सौरभं कट्फलं च ।
उग्रा कुष्ठं तीक्ष्णगन्धा विडङ्गं
श्रेष्ठं नित्यं चावपीडे करञ्जम् ।
एतैर्द्रव्यैः सार्षपं मूत्रयुक्तं
तैलं धीमान्नस्यहेतोः पचेच्च ॥२॥

### અપીનસ તથા પૂતિનસ્યની ચિકિત્સા

અપીનસ કે પૂતિનસ્ય થયેલ હોય, તો સ્નેહન અને સ્વેદન કરવું, વમન તથા વિરેચન કરાવવું, તીક્ષ્ણ, અલ્પ માત્રાવાળું તથા હલકું, યોગ્ય ભોજન દેવું, ઊનું પાણી પાવું અને યોગ્ય સમયે ધૂમપાન પણ કરાવવું. હિંગ, સૂંઠ, મરી, પીપર, ઇંદ્રજવ, ધોળી સાટોડી, લાખ, બીજબોલ, તુંબરુફળ, કાયફળ, વજ, કઠ, સરગવો, વાવડિંગ અને કરંજનું નિત્ય અવપીડન નસ્ય દેવું પણ શ્રેષ્ઠ છે ગાય વગેરેનાં મૂત્રોમાં ઉપર કહેલાં હિંગ વગેરે દ્રવ્યોનો કલ્ક નાખી તે મૂત્રોમાં સરસિયું તેલ પકવીને વિદ્વાન વૈદ્યે તેનું નસ્ય પણ દેવું ૨

नासापाके पित्तहृत्सर्वविधानं
कार्यं सर्वं बाह्यमाभ्यन्तरं च ।
हृत्वा रक्तं क्षीरवृक्षत्वचश्च
साज्याः सेका योजनीयाश्च लेपाः ॥३॥

### નાસાપાકની ચિકિત્સા

નાસાપાક થયેલ હોય, તો પિત્તનું હરણ કરે એવી બહાર તથા અંદરની સઘળી ક્રિયાઓ કરવી, (અભ્યંગ તથા સિંચન વગેરે ક્રિયાઓ બહારની કહેવાય છે અને આહાર તથા સ્નેહપાન વગેરે ક્રિયાઓ અંદરની કહેવાય છે) અને લોહીનું સ્રાવણ કરીને ઘીમાં મિશ્ર કરેલી વડ

[1] નાસાગત રોગોની ચિકિત્સા વિષેનો

લાગુ રહ્યો હોય; તો તેનું દોષોને જોઈને શિરોવિરેચનોથી, વિરેચનોથી, નિરૂહબસ્તિઓથી, ધૂમપાનોથી અને કવલધારણોથી નિર્હરણ (અપકર્ષણ) કરવું. ૧૪

निवातशय्यासनचेष्टनानि
मूर्ध्नो गुरूष्णं च तथैव वासः ।
तीक्ष्णा विरेकाः शिरसः सधूमा
रूक्षं पलान्नं विजया च सेव्या ॥१५॥

### પાકા પ્રતિશ્યાયવાળા માટે કેવા ઉપચારો?

પાકા પ્રતિશ્યાયવાળાએ પવનવગરના ઘરમાં સૂવુંબેસવું તથા હરવુંફરવું, માથા પર ગરમ તથા ભારે વસ્ત્ર રાખ્યા કરવું, તીક્ષ્ણ શિરોવિરેચનો લેવાં, તીક્ષ્ણ ધૂમપાનો કરવાં, માંસોથી યુક્ત કરેલું રૂક્ષ અન્ન જમવું અને વિજયાનું (હરડે અથવા ભાંગનું) સેવન કરવું. ૧૫

शीताम्बुयोषिच्छिशिरावगाह-
चिन्तातिरूक्षाशनवेगरोधान् ।
शोकं च मद्यानि नवानि चैव
विवर्जयेत्पीनसरोगजुष्टः ॥१६॥

### પ્રતિશ્યાયવાળાએ પાળવાની પરેજી

પ્રતિશ્યાયવાળાએ શીત જળ, મૈથુન, શીત જળથી સ્નાન, ચિંતા, અત્યંત રૂક્ષ ભોજન, વેગોની અટકાયત, શોક અને નવાં મદ્યોનો ત્યાગ કરવો. ૧૬

छर्द्यङ्गसादज्वरगौरवार्त-
मरोचकारत्यतिसारयुक्तम् ।
विलङ्घनैः पाचनदीपनीयै-
रुपाचरेत्पीनसिनं यथावत् ॥१७॥

### ઉપદ્રવોવાળા પાકા પ્રતિશ્યાયની ચિકિત્સાઓ

પ્રતિશ્યાયવાળો જે માણસ ઊલટીથી, અંગોની ગ્લાનિથી, જ્વરથી, ભારેપણાથી, અરોચકથી, અરતિ તથા અતિસારથી યુક્ત હોય, તેને યોગ્ય રીતે લંઘનો કરાવવાં અને પાચન તથા દીપન દ્રવ્યોનો ઉપયોગ કરાવવો. ૧૭

बहुद्रवैर्वातिककोपसृष्टं
प्रच्छर्दयेत्पीनसिनं वयःस्थम् ।
उपद्रवांश्चापि यथोपदेशं
स्वैर्भेषजैर्भोजनसंविधानैः ॥
जयेद्विदित्वा मृदुतां गतेषु
प्राग्लक्षणप्रक्तमथादिशेच्च ॥१८॥

### કાચા પ્રતિશ્યાયની આવસ્થિક ચિકિત્સા તથા ઉત્તર ચિકિત્સાનો સમય

મિશ્ર કફથી ઘેરાયેલા કાચા પ્રતિશ્યાયવાળા માણસને ઘણા પ્રવાહી પાઈને વમન કરાવવું અને શાસ્ત્રોક્ત રીતે દોષો નાશ કરનારાં ઔષધોનાં વિધાનો તથા ભોજનોથી તેના ઉપદ્રવોને જીતવા. ઉપદ્રવો જિતાયેલા જણાય અને કાચા પ્રતિશ્યાયનાં લક્ષણો નરમ પડી જાય, ત્યારે નીચે લખેલી ચિકિત્સાઓ કરવી. વમન યુવાનને જ કરાવવું. ૧૮

वातिके तु प्रतिश्याये पिबेत्सर्पिर्यथाक्रमम् ।
पञ्चभिर्लवणैः सिद्धं प्रथमेन गणेन च ।
नस्यादिषु विधिं कृत्स्नमवेक्षेतार्दितेरितम् ॥१९॥

### વાયુથી થયેલા પ્રતિશ્યાયની ચિકિત્સા

જો પ્રતિશ્યાય વાયુથી થયેલો હોય, તો સૈંધવ આદિ પાંચ લવણોથી અને વિદારિગંધાદિ ગણથી પકવેલું ઘી સ્નેહપાનની પદ્ધતિ પ્રમાણે પાવું અને ચિકિત્સાસ્થાનના ૫મા અધ્યાયના ૧૯મા વિષયમાં અર્દિત ઉપર જે નસ્ય આદિ સઘળું વિધાન કહ્યું છે, તેની ઉપર પણ ધ્યાન આપીને તેમાંથી યોગ્ય યોજનાઓ કરવી. ૧૯

पित्तरक्तोत्थयोः पेयं सर्पिर्मधुरकैः शृतम् ।
परिषेकान् प्रदेहांश्च कुर्यादपि च शीतलान् ॥
श्रीसर्जरसपत्तङ्गप्रियङ्गुमधुशर्कराः ।
द्राक्षामधूलिकागोजीश्रीपर्णीमधुकैस्तथा ॥
युज्यन्ते कवलाश्चात्र विरेको मधुरैरपि ।
धवत्वक्त्रिफलाश्यामातिल्वकैर्मधुकेन च ॥
श्रीपर्णीरजनीमिश्रैः क्षीरे दशगुणे पचेत् ।
तैलं कालोपपन्नं तन्नस्यं स्यादनयोर्हितम् ॥२०॥

કાઢેલા ઘીનું અથવા ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૨મા વિષયમાં કહેલા અણુતેલનું નસ્ય દેવું, એ મુખ્ય ચિકિત્સા છે. એ ઉપરાંત ભોજનના મધ્યમાં ઘી પિવડાવવું, જંગલી પ્રાણીઓનાં માંસો સાથે ભોજન દેવું, સ્નૈહિક સ્વેદ દેવો અને સ્નૈહિક ધૂમપાન કરાવવું. ૯

शेषान् रोगान् घ्राणजान् सन्नियच्छे
दुक्तं तेषां यद्यथा संविधानम् ॥ १० ॥

### અર્શો, શોફો, અર્બુદો અને પ્રતિશ્યાયોની ચિકિત્સા

નાકમાં થતા ચાર પ્રકારના અર્શોની ચિકિત્સા ચિકિત્સાસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કહ્યા પ્રમાણે દોષો અનુસાર કરવી

નાકમાં થતા ચાર પ્રકારના શોફોની ચિકિત્સા, ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે દોષો અનુસાર કરવી.

નાકમાં થતા સાત પ્રકારનાં અર્બુદોમાં છ પ્રકારના અર્બુદોની ચિકિત્સા ચિકિત્સાસ્થાનના અઢારમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે દોષો અનુસાર કરવી અને સાતમા સર્વાત્મક અર્બુદની ચિકિત્સા કહેવામાં આવી નથી, માટે તે વિદેહાદિ-રચિત શાલાક્યશાસ્ત્રમાં જોઈ ને તે પ્રમાણે કરવી.

પાંચ પ્રકારના પ્રતિશ્યાયોની ચિકિત્સા આ તંત્રના ૨૪મા અધ્યાયમાં એટલે આ અધ્યાય પછીના અધ્યાયમાં કહેવામાં આવશે, તે પ્રમાણે દોષો અનુસાર કરવી ૧૦

## અધ્યાય ૨૪મો

अथातः प्रतिश्यायप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પ્રતિશ્યાયપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે. ૧

नारीप्रसङ्गः शिरसोऽभितापो
धूमो रजः शीतमतिप्रतापः ।
संधारणं मूत्रपुरीषयोश्च
सद्यः प्रतिश्यायनिदानमुक्तम् ॥ २ ॥

### પ્રતિશ્યાયનાં સદ્યોજનક નિદાનો[1]

મૈથુનમાં અત્યંત પ્રવૃત્તિથી, ધુમાડા વગેરેને લીધે માથાને સંતાપ થવાથી, અત્યંત ધુમાડો કે રજ નાકમાં પેસવાથી, શીતથી. અત્યંત તાપથી અને મૂત્ર તથા વિષ્ઠાના વેગને રોકી રાખવાથી તુરત જ પ્રતિશ્યાય ઉત્પન્ન થાય છે ૨

चयं गता मूर्द्धनि मारुतादयः
पृथक् समस्ताश्च तथैव शोणितम् ।
प्रकोप्यमाणा विविधैः प्रकोपणै-
र्नृणां प્રतिश्यायकरा भवन्ति हि ॥ ३ ॥

### પ્રતિશ્યાયનાં ચયાદિક્રમજનક નિદાનો[2]

વાયુ અથવા પિત્ત અથવા કફ અથવા એ ત્રણે દોષો અથવા લોહી પોતપોતાનાં સ્થાનકોમાં સંચય પામી જ્યારે પોતપોતાને પ્રકુપિત કરનારાં અનેક પ્રકારનાં નિદાનોથી પ્રકુપિત

[1] પ્રતિશ્યાયના નિદાનો, લક્ષણો તથા ચિકિત્સા વિષે.

[1] એક સદ્યોજનક (તુરત ઉત્પન્ન કરનાર) અને બીજું ચયાદિક્રમજનક (સંચય વગેરેના ક્રમે કરી ઉત્પન્ન કરનાર) એમ બે પ્રકારનું નિદાન હોય છે તેઓમાં સદ્યોજનક નિદાન પ્રથમ હોવાથી ક્રમની ગરજ રાખતું નથી. કહ્યું છે કે 'પ્રાણીઓના વાયુ વગેરે દોષો કેવળ સંચય પામીને જ પ્રકુપિત થાય છે એમ નથી, પણ જો દોષોના હેતુઓ બળવાન થઈ જાય, તો તે હેતુઓના જોરને લીધે સંચય પામ્યા વગર પણ પ્રકુપિત થાય છે.'

[2] ચયાદિક્રમજનક નિદાનમાં એ ક્રમ છે કે નિદાનથી દોષોનો સંચય થાય છે, સંચયથી પ્રકોપ થાય છે, પ્રકોપથી પ્રસર થાય છે, પ્રસરથી સ્થાનસંશ્રય થાય છે, સ્થાનસંશ્રયથી વ્યક્તિ થાય છે અને વ્યક્તિ થયા પછી ભેદ થાય છે (સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય, વ્યક્તિ અને ભેદના લક્ષણો સૂત્રસ્થાનના એકવીસમા અધ્યાયમાં કહેલાં છે, તે જોવાં)

## સઘળા પ્રતિશ્યાયોની પરિશિષ્ટ–ચિકિત્સા

જંગલી પશુપક્ષીઓનાં માંસો, જલમાં ઉત્પન્ન થતાં ઉદ્ભિજ્જોનાં પુષ્પો અને વાયુને હણનારાં ઔષધોના કલ્કથી મિશ્ર કરેલું આઠગણું દૂધ, અરધોઅરધ પાણીમાં પકવવું. પાણી બળી જઈને દૂધ જ બાકી રહે, ત્યારે તેને ઉતારી લઈ ઠંડું પાડી, યત્નપૂર્વક મથીને તેમાંથી ઘી કાઢી લેવું. પછી એલાદિગણ, સાકર, ઉપલસરી, જેઠીમધ તથા રતાંજલિનો કલ્ક નાખી દસગણા દૂધમાં તે ઘીને ફરીવાર પકવવું. આ ઘીનો નસ્યમાં પ્રયોગ કરવામાં આવે, તો તેથી સઘળા પ્રકારના પ્રબળ પ્રતિશ્યાયો પણ શાંત થાય છે. પ્રતિશ્યાયોમાં આ નસ્ય દેવા ઉપરાંત જે જે દોષ હોય, તે તે દોષનું શમન કરનારાં ઔષધોથી પકવેલા તેલની પણ પ્રયત્નપૂર્વક યોજના કરવી. ૨૩

समूत्रपित्तास्तूद्दिष्टाः क्रियाः क्रमिषु योजयेत् ।
यापनार्थं क्रमिघ्नानि भेपजानि च बुद्धिमान् ॥२४॥

## પ્રતિશ્યાયના કૃમિઓની ચિકિત્સા

બુદ્ધિમાન વૈદ્યે કૃમિઓને શાંત કરવા માટે કૃમિઓને હણનારી ક્રિયાને અથવા ઉપર કહેલી ક્રિયાઓને ગાયના મૂત્ર તથા પિત્તથી મિશ્ર કરીને તેઓની યોજનાઓ કરવી. કૃમિઓનું યાપન કરવા માટે કૃમિઓને હણનારા સુરસાદિગણનાં દ્રવ્યોની પણ યોજનાઓ કરવી. (આ ૨૪મા વિષયનું રહસ્ય જોતાં જણાય છે, કે કેવળ લોહીથી ઉત્પન્ન થયેલા પ્રતિશ્યાયમાં જ કીડાઓ પડે છે એમ નથી; પરંતુ સઘળા પ્રકારના પ્રતિશ્યાયોમાં પડવાનો સંભવ છે અને તેથી આ અધ્યાયના ૯મા વિષયમાં જણાવેલો કેટલાકનો મત વાસ્તવિક છે.) ૨૪

# અધ્યાય ૨૫ મો

अथातः शिरोरोगविज्ञानीयमध्यायं व्य
स्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શિરોરોગ
નીય'' એ નામના અધ્યાયનું તે
વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધ
રિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

शिरो रुजति मर्त्यानां वातपित्तकफैस्त्रिभिः
सन्निपातेन रक्तेन क्षयेण क्रिमिभिस्तथा ।
सूर्य्यावर्त्तानन्तवाताद्धविभेदकशङ्खकैः ।
एकादशप्रकारस्य लक्षणं संप्रवक्ष्यते ॥२॥

## શિરોરોગોની સંખ્યા

વાતજન્ય શિરોરોગ, પિત્તજન્ય શિ
કફજન્ય શિરોરોગ, સન્નિપાતજન્ય શિ
રુધિરજન્ય શિરોરોગ, રસાદિક્ષયજન્ય (રસ
ના ક્ષયથી થયેલો) શિરોરોગ, કૃમિજન્ય શિ
સૂર્યાવર્ત, અનંતવાત, અર્દ્ધાવભેદક અને શ
એ અગિયાર શિરોરોગો છે. તેઓનાં લ
નીચે કહેવામાં આવશે. ૨

यस्यानिमित्तं शिरसो रुजश्च
भवन्ति तीव्रा निशि चातिमात्रम्
बन्धोपतापैश्च भवेद्विशेषः
शिरोऽभितापः स समीरणेन ॥३

## વાતજન્ય શિરોરોગનું લક્ષણ

ન જેવા કારણે માથામાં તીવ્ર વેદન હોય, રાતે શીતને લીધે વાયુની અધિ એ વેદના વધી જતી હોય અને માથે બાંધવાથી તથા શેક કરવાથી એ વેદના થતી હોય, તો જાણવું કે એ શિરોરોગ જન્ય છે. ૩

પ્રતિશ્યાયોમાં કીડા પડવાનો સંભવ છે, માટે આ વાત એકલા રુધિરજન્ય પ્રતિશ્યાય માટે જ નથી, પણ સઘળા પ્રતિશ્યાયો માટે છે ) ९

प्रक्लिद्यति पुनर्नासा पुनश्च परिशुष्यति ।
मुहुरानह्यते चापि मुहुर्विव्रियते तथा ॥
निश्वासोच्छ्वासदौर्गन्ध्यं तथा गन्धान्न वेत्ति च ॥
एवं दुष्टं प्रतिश्यायं जानीयात् कृच्छ्रसाधनम् ॥१०॥

## પ્રતિશ્યાયની કષ્ટસાધ્યતા

જે નાક વારવાર ભીનું-ભેજવાળું થઈ જતું હોય, વારવાર સુકાઈ જતું હોય, વારવાર રોકાઈને અક્કડ થઈ જતું હોય, વારવાર ખુલ્લું થઈ જતું હોય, નિશ્વાસ તથા ઉચ્છ્વાસ દુર્ગંધ થઈ ગયા હોય અને ગંધનીરસની ગંધની ખબર ન પડતી હોય, તો તે દુષ્ટ પ્રતિશ્યાયને કષ્ટસાધ્ય સમજવો (એક દોષથી થયેલો પ્રતિશ્યાય પણ જો આવા લક્ષણોવાળો હોય, તો તેને કષ્ટસાધ્ય સમજવો )१०

सर्व एव प्रतिश्याया नरस्याप्रतिकारिणः ।
कालेन रोगजननाः जायन्ते दुष्टपीनसाः ।
बाधिर्यमान्ध्यमघ्राणं घोरांश्च नयनामयान् ॥
कासाग्निसादशोफांश्च वृद्धाः कुर्वन्ति पीनसाः ॥११॥

## વૃદ્ધિ પામેલા પ્રતિશ્યાયો બીજા રોગોને ઉત્પન્ન કરે છે

જે માણસ પ્રતિશ્યાયોની ચિકિત્સાથી રહિત રહે, તે માણસના સઘળા પ્રતિશ્યાયો કાળે કરી વૃદ્ધિ પામી દુષ્ટ પીનસરૂપ થાય છે અને તેઓ બહેરાપણાને, અંધપણાને, ગંધનું ગ્રહણ કરવાની અશક્તિ, બીજા પણ દેખાવે ભયંકર નેત્રરોગો, ખાંસી, અગ્નિની મંદતા અને સોજાને ઉત્પન્ન કરે છે ११

नवं प्रतिश्यायमपास्य सर्वं
सुपाचनैर्गतिव एव पीनं ।
स्वेदैर्विचित्रैर्वमनैश्च युक्तं
कालोपपन्नैरवपीडनैश्च ॥१२॥

## સઘળા પ્રતિશ્યાયોની સામાન્ય ચિકિત્સા

સઘળા પ્રકારના પ્રતિશ્યાયો નવા ન હોય, અર્થાત્ પાકેલા હોય, તો તેઓની ઘી પાવાથી, વિચિત્ર પ્રકારના સ્વેદોથી, યોગ્ય વમનોથી અને તે તે સમયમાં યોગ્યતા કરાવનારા અવપીડ નસ્યોથી ચિકિત્સા કરવી (કાચા પ્રતિશ્યાયનું લક્ષણ બીજા ગ્રંથમાં કહ્યું છે કે 'માથામાં ભારેપણું હોય, અરુચિ હોય, નાકમાંથી પાતળો સ્રાવ થતો હોય, સ્વર ખરાબ થઈ ગયો હોય અને વારવાર થૂંકવું પડતું હોય તથા શરીર કૃશ થઈ ગયું હોય, તો જાણવું કે પ્રતિશ્યાય કાચો છે ') १२

अपच्यमानस्य हि पाचनार्थं
स्वेदो हितोऽम्लैरशनं च भोज्यम् ।
निषेव्यमाणं पयसार्द्रकं वा
सपाचयेदिक्षुविकारयोगैः ॥१३॥

## કાચા પ્રતિશ્યાયોને પકવવાની ચિકિત્સા

જો પ્રતિશ્યાય પાકેલો ન હોય, તો તેને પકવવા માટે ખાટા પદાર્થોથી સ્વેદન દેવું, ઉના ભોજન કરાવવું, દૂધ સાથે પકવેલા આદુનું સેવન કરાવવું અને શેરડીના ગોળ વગેરે વિકારો સાથે પકવેલા આદુની પણ યોજના કરવી આ ઉપચારોથી પ્રતિશ્યાય પાકી જાય છે (પાકેલા પ્રતિશ્યાયનું લક્ષણ બીજા ગ્રંથોમાં કહ્યું છે કે 'માથાનું ભારેપણું ઇત્યાદિક ચિહ્નો, કે જેઓ કાચાપણાનાં છે, તેઓથી યુક્ત કફ પાતળો થઈ જાય, નાકનાં છિદ્રોમાં નીચે રહે, અનાજ સાફ થઈ જાય અને કફનો વર્ણ સ્વાભાવિક થઈ જાય, ત્યારે જાણવું કે પ્રતિશ્યાય પાકી ગયો છે ) १३

पक्वं घनं चाप्यवलम्बमानं
शिरोविरेकैरपकर्षयेत्तम् ।
विरेचनास्थापनधूमपानै-
र्नस्य दोषान् शमयेद्रूक्षं ॥१४॥

## પાકેલા પ્રતિશ્યાયને દૂર કરવાના ઉપચારો

પાકેલો ઘાટો પ્રતિશ્યાય નાકનાં છિદ્રોમાં

तं भास्करावर्त्तमुदाहरन्ति
सर्वात्मकं कष्टतमं विकारम् ॥१०॥

## સૂર્યાવર્ત્તનું નિદાન તથા લક્ષણ

સૂર્યોદયથી માંડીને આંખોમાં તથા ભમરોમાં મંદમંદ પીડા પ્રાપ્ત થતી આવે, જેમજેમ આકાશમાં સૂર્ય ઊંચો ચડતો આવે, તેમતેમ એ પીડા અધિક વૃદ્ધિ પામતી જાય, સૂર્ય પશ્ચિમ દિશામાં લટકતો આવે, તેમતેમ એ પીડા શાંત થતી જાય, કોઈ સમયે એ પીડા શીતથી શાંત થતી હોય અને કોઈ સમયે ઉષ્ણથી પણ સુખ થતું હોય, તો જાણવું કે સૂર્યાવર્ત્ત થયો છે. આ રોગ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે અને અત્યંત કષ્ટસાધ્ય છે. ૧૦

दोषास्तु दुष्टास्त्रय एव मन्यां
संपीड्य घाटां स्वरुजां सुतीव्राम् ।
कुर्वन्ति साक्षिभ्रुवशङ्खदेशे
स्थितिं करोत्याशु विशेषतस्तु ॥
गण्डस्य पार्श्वेषु करोति कम्पं
हनुग्रहं लोचनजांश्च रोगान् ।
अनन्तवातं तमुदाहरन्ति
दोषत्रयोत्थं शिरसो विकारम् ॥११॥

## અનંતવાતનું નિદાન તથા લક્ષણ

દુષ્ટ થયેલા ત્રણે દોષો ઓડ તથા ગળાને અત્યંત પકડી દબાવીને પોતાના સ્વભાવ પ્રમાણે વ્યથા, દાહ તથા ભારેપણું વગેરે અતિ તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરે છે; એ વેદના તુરત આંખોમાં, ભમરોમાં તથા લમણાંઓમાં સ્થિતિ કરે છે અને વિશેષ કરી ગાલોનાં પડખાંઓમાં સ્થિતિ કરે છે તથા એ સ્થિતિ કરીને કંપને, હનુગ્રહ(હડપચીના ઝલાઈ જવા)ને તથા નેત્રનાં દરદોને ઉત્પન્ન કરે છે. આવા પ્રકારનો શિરોરોગ અનંતવાત કહેવાય છે. ૧૧

यस्योत्तमाङ्गार्द्धमतीव जन्तोः
सम्भेदतोदभ्रमशूलजुष्टम् ।
पक्षाद्दशाहादथवाऽप्यकस्मा-
त्तस्यार्द्धभेदं त्रितयाद्व्यवस्येत् ॥१२॥

## અર્ધાવભેદકનું નિદાન તથા લક્ષણ

પખવાડિયે, દસદસ દિવસે અથવા અકસ્માત્ અરધું માથું ભેદન જેવી વ્યથાથી, ભોંકાયા જેવી વ્યથાથી, ભ્રમણથી તથા શૂળથી યુક્ત થઈ જતું હોય, તો જાણવું કે અર્ધાવભેદક નામનો શિરોરોગ છે. આ રોગ ત્રણે દોષોથી અથવા બે દોષોથી થાય છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે, કે રૂક્ષ ભોજનો વગેરેથી પ્રકોપ પામેલો બળવાન વાયુ પોતે એકલો અથવા કફની સહાયતા લઈ માથાના અરધા ભાગને પકડીને ઓડ, ભમર, લમણાં, કાન, આંખ અને ગાલના અરધમાં શસ્ત્રઘાતના જેવી તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે, એ અર્ધાવભેદક કહેવાય છે. આ રોગ વૃદ્ધિ પામે તો આંખ તથા કાનનો વિનાશ કરી નાખે છે.)૧૨

शङ्खाश्रितो वायुरुदीर्णवेगः
कृतानुयात्रः कफपित्तरक्तैः ।
रुजः सुतीव्राः प्रतनोति मूर्ध्नि
विशेषतश्चापि हि शङ्खयोस्तु ॥
सुकष्टमेनं खलु शङ्खकाख्यं
महर्षयो वेदविदः पुराणाः ।
व्याधिं वदन्त्युद्गतमृत्युकल्पं
भिषक्सहस्रैरपि दुर्निवारम् ॥१३॥

## શંખકનું નિદાન તથા લક્ષણ

કફ, પિત્ત અને લોહીની સહાયતાવાળો થઈને લમણાંઓમાં રહેલો વાયુ, પ્રબળ વેગ ધરીને માથામાં અને લમણાંઓમાં તો વિશેષે કરી તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરે છે; એ રોગ શંખક કહેવાય છે. આયુર્વેદને જાણનારા પ્રાચીન મહર્ષિઓ કહે છે, કે આ શંખક નામનો વ્યાધિ અત્યંત કષ્ટરૂપ હોઈ પાસે આવી પહોંચેલા મૃત્યુ જેવો છે અને હજારો વૈદ્યોથી પણ અટકાવી શકાય નહિ એવો છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે,

## પિત્ત તથા રુધિરથી થયેલા પ્રતિશ્યાયની ચિકિત્સા

જો પ્રતિશ્યાય પિત્ત કે રુધિરથી ઉત્પન્ન થયેલો હોય, તો કાકોલ્યાદિ મધુર ગણનાં દ્રવ્યોથી પકવેલું ઘી પાવું, શીતળ સિંચનો કરવાં અને લેપો પણ શીતળ કરવા. ચંદ્રસ, રાળ, રતાંજલિ, ધઉલાં, મધ, સાકર, દ્રાક્ષ, ગરણી, ગળજીભી, સીવણ અને જેઠીમધના કવલોની યોજનાઓ કરવી. મધુર દ્રવ્યોથી વિરેચન દેવું. ધાવડાની છાલ, ત્રિફળા, નસોતર, લોધર, જેઠીમધ, સીવણ અને હળદરનો કલ્ક નાખી દસગણા દૂધમાં તેલ પકવી તે તેલનું યોગ્ય સમયમાં (પ્રતિશ્યાય આમવગરનો થાય તે સમયમાં) નસ્ય દેવું, એ પિત્તથી ઉત્પન્ન થયેલા પ્રતિશ્યાય ઉપર હિતકારી થાય છે. ૨૦

कफजे सर्पिषा स्निग्धं तिलमाषविपक्वया ।
यवाग्वा वामयेद्वान्तः कफघ्नं क्रममाचरेत् ॥
उभे बले बृहत्यौ च विडङ्गं सत्रिकण्टकम् ।
श्वेतामूलं महां भद्रां वर्षाभूं चात्र संहरेत् ॥
तैलमेभिर्विपक्वं तु नस्यमस्योपकल्पयेत् ।
मल्लाकिणिहीदारुनिकुम्भेङ्गुदिभिः कृताः ।
वर्तयश्चोपयोज्याः स्युर्धूमपाने यथाविधि ॥२१॥

### કફથી થયેલા પ્રતિશ્યાયની ચિકિત્સા

જો પ્રતિશ્યાય કફથી ઉત્પન્ન થયેલ હોય, તો રોગીને ઘીથી સ્નિગ્ધ કરી તલ તથા અડદની રાબ પાઈને વમન કરાવવું અને વમન કરાવ્યા પછી કફને હણનારો આહાર આપવો. બળદાણું, ખપાટ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, વાવડિંગ, ગોખરુ, ગરણીનાં મૂળ, જંગલી મગના છોડ, સીવણ અને સાટોડીના કલ્ક તથા કવાથથી પકવેલા તેલનું નસ્ય દેવું. નસોતર, વાંપુંગા, દેવદાર, નેપાળો અને ઇંગોળિયાની વાટો બનાવીને તેઓની ધૂમપાનમાં વિધિપૂર્વક યોજના કરવી ૨૧

सर्पींषि कटुतिक्तानि तीक्ष्णा धूमाः कटूनि च ।
भेषजान्युपयुक्तानि हन्युः सर्वप्रकोपजम् ॥
रसाञ्जने सातिविषे मुस्तायां भद्रदारुणि ।
तैलं विपक्वं नस्यार्थे विदध्याच्चात्र बुद्धिमान् ॥
मुस्ता तेजोवती पाठा कट्फलं कटुका वचा ।
सर्षपाः पिप्पलीमूलं पिप्पल्यः सैन्धवाग्निकौ ॥
तुत्थं करञ्जबीजं च लवणं भद्रदारु च ।
एतैः कृतं कषाये तु कवले संप्रयोजयेत् ।
हितं मूर्द्धविरेकेण तैलमेभिर्विपाचितम् ॥२२॥

### સાન્નિપાતિક પ્રતિશ્યાયની ચિકિત્સા

જો પ્રતિશ્યાય ત્રણે દોષોથી (સાન્નિપાતિક) ઉત્પન્ન થયેલો હોય, તો તીખાં તથા કડવાં દ્રવ્યોથી પકવેલાં ઘી પાવાં, તીક્ષ્ણ ધૂમપાનો કરાવવાં અને તીખાં ઔષધો ખવડાવવાં. (એકએક દોષથી થયેલા પ્રતિશ્યાયની જે ચિકિત્સાઓ કહેવામાં આવી, તે સઘળી પણ એકઠી કરીને કરવી.) બુદ્ધિમાન વૈદ્ય રસવંતી, અતિવિખ, મોથ અને દેવદારના કલ્ક તથા કવાથથી તેલ પકવીને તેની યોજના નસ્યમાં કરવી. મોથ, તેજબળ, કાળીપાટ, કાયફળ, કડુ, વજ, સરસવ, પીપરીમૂળ, પીપર, સિંધવ, અજમોદ, મોરથૂથુ, કરંજનાં બીજ, દરિયાઈ લૂણ અને દેવદારનો કવાથ બનાવી તેની યોજના કવલમાં કરવી અને એજ દ્રવ્યોના કવાથ તથા કલ્કથી તેલ પકવી તેનું નસ્ય આપીને શિરોવિરેચન કરવું. (કેટલાક કહે છે, કે ઉપર કહેલા મોથ વગેરેના કવાથનો કવલ સઘળા પ્રતિશ્યાયો ઉપર હિતકારી છે.) ૨૨

क्षीरमर्द्धजले क्वाथ्यं जाङ्गलैर्मृगपक्षिभिः ॥
पुष्पैर्विमिश्रं जलजैर्नातिम्नैर्गौषधैरपि ।
हिमे क्षीरशिष्टेऽस्मिन् घृतमुत्पाद्य यत्नतः ॥
सर्वगन्धसितानन्ता मधुकं चन्दनं तथा ।
आवाप्य निपचेद्धूपो दशक्षीरं तु तद्घृतम् ॥
नस्यप्रयुक्तमुद्रिक्तान् प्रतिश्यायान् व्यपोहति ।
यथास्वं दोषशमनैर्मलं कुर्याच्च यत्नतः ॥२३॥

तं भास्करावर्त्तमुदाहरन्ति
सर्वात्मकं कष्टतमं विकारम् ॥१०॥

### સૂર્યાવર્ત્તનું નિદાન તથા લક્ષણ

સૂર્યોદયથી માંડીને આંખોમાં તથા ભમરોમાં મંદમંદ પીડા પ્રાપ્ત થતી આવે, જેમજેમ આકાશમાં સૂર્ય ઊંચો ચડતો આવે, તેમતેમ એ પીડા અધિક વૃદ્ધિ પામતી જાય, સૂર્ય પશ્ચિમ દિશામાં લટકતો આવે, તેમતેમ એ પીડા શાંત થતી જાય, કોઈ સમયે એ પીડા શીતથી શાંત થતી હોય અને કોઈ સમયે ઉષ્ણથી પણ સુખ થતું હોય, તો જાણવું કે સૂર્યાવર્ત્ત થયો છે. આ રોગ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે અને અત્યંત કષ્ટસાધ્ય છે. ૧૦

दोषास्तु दुष्टास्त्रय एव मन्यां
संपीड्य घाटां स्वरुजां सुतीव्राम् ।
कुर्वन्ति साक्षिभ्रुवशङ्खदेशे
स्थितिं करोत्याशु विशेषतस्तु ॥
गण्डस्य पार्श्वेषु करोति कम्पं
हनुग्रहं लोचनजांश्च रोगान् ।
अनन्तवातं तमुदाहरन्ति
दोषत्रयोत्थं शिरसो विकारम् ॥११॥

### અનંતવાતનું નિદાન તથા લક્ષણ

દુષ્ટ થયેલા ત્રણે દોષો ઓડ તથા ગળાને અત્યંત પકડી દબાવીને પોતાના સ્વભાવ પ્રમાણે વ્યથા, દાહ તથા ભારેપણું વગેરે અતિ તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરે છે; એ વેદના તુરત આંખોમાં, ભમરોમાં તથા લમણાંઓમાં સ્થિતિ કરે છે અને વિશેષ કરી ગાલોનાં પડખાંઓમાં સ્થિતિ કરે છે તથા એ સ્થિતિ કરીને કંપને, હનુ-ગ્રહ(હડપચીના ઝલાઈ જવા)ને તથા નેત્રનાં દરદોને ઉત્પન્ન કરે છે. આવા પ્રકારનો શિરોરોગ અનંતવાત કહેવાય છે. ૧૧

यस्योत्तमाङ्गार्द्धमतीव जन्तोः
सम्भेदतोदभ्रमशूलजुष्टम् ।
पक्षाद्दशाहादथवाऽप्यकस्मा-
त्तस्यार्द्धभेदं त्रितयाद्व्यवस्येत् ॥१२॥

### અર્ધાવભેદકનું નિદાન તથા લક્ષણ

પખવાડિયે, દસદસ દિવસે અથવા અકસ્માત્ અરધું માથું ભેદન જેવી વ્યથાથી, ભોંકાયા જેવી વ્યથાથી, ભ્રમણથી તથા શૂળથી યુક્ત થઈ જતું હોય, તો જાણવું કે અર્ધાવભેદક નામનો શિરોરોગ છે. આ રોગ ત્રણે દોષોથી અથવા બે દોષોથી થાય છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે, કે રૂક્ષ ભોજનો વગેરેથી પ્રકોપ પામેલો બળવાન વાયુ પોતે એકલો અથવા કફની સહાયતા લઈ માથાના અરધા ભાગને પકડીને ઓડ, ભમર, લમણાં, કાન, આંખ અને ગાલના અરધમાં શસ્ત્રઘાતના જેવી તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે, એ અર્ધાવભેદક કહેવાય છે. આ રોગ વૃદ્ધિ પામે તો આંખ તથા કાનનો વિનાશ કરી નાખે છે.)૧૨

शङ्खाश्रितो वायुरुदीर्णवेगः
कृतानुयात्रः कफपित्तरक्तैः ।
रुजः सुतीव्राः प्रतनोति मूर्ध्नि
विशेषतश्चापि हि शङ्खयोस्तु ॥
सुकष्टमेनं खलु शङ्खकाख्यं
महर्षयो वेदविदः पुराणाः ।
व्याधिं वदन्त्युद्गतमृत्युकल्पं
भिषक्सहस्रैरपि दुर्निवारम् ॥१३॥

### શંખકનું નિદાન તથા લક્ષણ

કફ, પિત્ત અને લોહીની સહાયતાવાળો થઈને લમણાંઓમાં રહેલો વાયુ, પ્રબળ વેગ ધરીને માથામાં અને લમણાંઓમાં તો વિશેષે કરી તીવ્ર વેદનાઓ ઉત્પન્ન કરે છે; એ રોગ શંખક કહેવાય છે. આયુર્વેદને જાણનારા પ્રાચીન મહર્ષિઓ કહે છે, કે આ શંખક નામનો વ્યાધિ અત્યંત કષ્ટરૂપ હોઈ પાસે આવી પહોંચેલા મૃત્યુ જેવો છે અને હજારો વૈદ્યોથી પણ અટકાવી શકાય નહિ એવો છે. (બીજા ગ્રંથોમાં કહ્યું છે,

यस्योष्णमङ्गारचितं तथैव
भवेच्छिरो धूमवती च नासा ।
शीतेन रात्रौ च भवेद्विशेषः
शिरोऽभितापः स तु पित्तकोपात् ॥४॥

**પિત્તજન્ય શિરોરોગનું લક્ષણ**

જાણે અંગારાઓથી વ્યાપ્ત થયું હોય, તેમ માથું અત્યંત ઉષ્ણ થઈ જાય, નાક જાણે, ધુમાડાવાળું હોય, એવું તપ્ત રહ્યા કરે અને રાતે શીતને લીધે વેદના શાંત થતી હોય તો જાણવું, કે એ શિરોરોગ પિત્તજન્ય છે ૪

शिरोगलं यस्य कफोपदिग्धं
गुरु प्रतिष्टब्धमथो हिमं च ।
शूनाक्षिकूटं वदनं च यस्य
शिरोऽभितापः स कफप्रकोपात् ॥५॥

**કફજન્ય શિરોરોગનું લક્ષણ**

માથું તથા ગળું કફથી ખરડાયેલું, ભારે, સ્તબ્ધ તથા ઠંડું રહે અને આંખોના ડોળા તથા મોઢું સોજાવાળું રહે તો જાણવું, કે એ શિરોરોગ કફજન્ય છે ૫

शिरोऽभितापे त्रितयप्रवृत्ते
सर्वाणि लिङ्गानि समुद्भवन्ति ॥६॥

**સન્નિપાતજન્ય શિરોરોગનું લક્ષણ**

જેમાં ઉપર કહેલાં ત્રણે પ્રકારનાં લક્ષણો દેખાતાં હોય તો જાણવું, કે એ શિરોરોગ સન્નિપાતજન્ય છે ૬

रक्तात्मकः पित्तसमानलिङ्गः
स्पर्शासहत्वं शिरसो भवेच्च ॥७॥

**રુધિરજન્ય શિરોરોગનું લક્ષણ**

જેમાં પિત્તજન્ય શિરોરોગના જેવાં ચિહ્નો દેખાતાં હોય અને માથું કોઈનો પણ સ્પર્શ સહન ન કરી શકે એવું થઈ ગયું હોય, તો જાણવું કે એ શિરોરોગ રુધિરજન્ય છે (માથું કોઈનો પણ સ્પર્શ સહન ન કરી શકે એવું થઈ જાય, એટલો જ પિત્તજન્ય શિરોરોગથી રુધિરજન્ય શિરોરોગમાં ભેદ છે ) ૭

वसाबलासक्षतसम्भवानां
शिरोगतानामिह संक्षयेण ।
क्षयप्रवृत्तः शिरसोऽभितापः
कष्टो भवेदुग्ररुजोऽतिमात्रम् ।
संस्वेदनच्छर्दनधूमनस्यै-
रसृग्विमोक्षैश्च विवृद्धिमेति ॥८॥

**રસાદિક્ષયજન્ય શિરોરોગનું લક્ષણ**

માથામાં અત્યંત ઉગ્ર વેદના થતી હોય અને તે વેદના સ્વેદનોથી, વમન કરાવવાથી, ધૂમપાન કરાવવાથી, નસ્ય દેવાથી તથા લોહીનું સ્રાવણ કરવાથી વૃદ્ધિ પામતી હોય, તો જાણવું કે માથામાં રહેલાં ચરબી, કફ, લોહી, મેદ, મજ્જા, વીર્ય અને મગજનો અત્યંત ક્ષય થવાથી આ શિરોરોગ થયો છે (આ શિરોરોગ કષ્ટસાધ્ય છે આ રોગમાં શરીર ભમે છે, માથું ભોંકાયા કરે છે, આંખો ફર્યા કરે છે, મૂર્છા આવે છે અને ગ્લાનિ પણ થાય છે ) ૮

निस्तुद्यते यस्य शिरोऽतिमात्रं
संभक्ष्यमाणं स्फुटतीव चान्तः ।
घ्राणाच्च गच्छेत्सलिलं सरक्तं
शिरोऽभितापः कृमिभिः स घोरः ॥९॥

**કૃમિજન્ય શિરોરોગનું લક્ષણ**

માથું અત્યંત ભોંકાયા કરતું હોય, કીડાઓથી ખવાતું હોવાને લીધે જાણે અંદર ફાટતું હોય એવું જણાય અને નાકમાંથી લોહી સહિત પાણી નીકળે તથા કીડાઓ પણ નીકળે, તો જાણવું કે એ શિરોરોગ કૃમિજન્ય છે આ રોગ ભયંકર છે ૯

सूर्योदयं या प्रतिमन्दमन्दं
मक्षिभ्रुवं रुक् समुपैति गाढम् ।
विवर्धते चांशुमता सहैव
सूर्यापवृत्तौ विनिवर्तते च ॥
शीतेन शान्तिं लभते कदाचि-
दुष्णेन जन्तुः सुखमाप्नुयाच्च ।

પાણીમાં પકવી, પાણી બળી જઈને દૂધ જ બાકી રહે, ત્યારે ઉતારી લઈ, ઠંડું પાડી, મથી, ઘી કાઢી લઈ તે ઘીને કાકોલ્યાદિ મધુર દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવી તે ઘીનું નસ્ય દેવું, એ ઉત્તમ છે. ઉપર પ્રમાણે વરણાદિ ગણમાં પકવેલા દૂધમાં ઘી તથા સાકર નાખીને તે દૂધ પાવું. વૈદ્યે રોગની સ્થિતિને અનુસરી સ્નૈહિક ધૂમપાનની પણ યોજના કરવી. બુદ્ધિમાન વૈદ્યે પાવામાં, અભ્યંગમાં, નસ્યમાં, બસ્તિકર્મમાં અને સિંચનમાં ત્રૈવૃત ઘી કે જે ચિકિત્સાસ્થાનના ૫મા અધ્યાયના ૧૫મા વિષયમાં કહેલું છે, તેની અથવા બલાતેલ કે જે ચિકિત્સાસ્થાનના ૧૫મા અધ્યાયના ૧૨મા વિષયમાં કહેલું છે, તેની યોજના કરવી. સ્નિગ્ધ કરેલાં માંસોના રસાઓની સાથે અથવા વાયુને હરનારાં દ્રવ્યોથી પકવેલાં દૂધો સાથે ભોજન દેવું. ૨

पित्तरक्तसमुत्थानौ शिरोरोगौ निवारयेत् ।
शिरोलेपैः ससर्प्पिष्कैः परीषेकैश्च शीतलैः ॥
क्षीरेक्षुरसधान्याम्लमस्तुक्षौद्रसिताजलैः ।
नलवञ्जुलकल्हारचन्दनोत्पलपद्मकैः ॥
शङ्खशैवलयष्टयाह्वमुस्ताम्भोरुहसंयुतैः ।
शिरःप्रलेपः सघृतैर्वीसर्पैश्च तथाविधैः ॥
मधुरैश्च मुखालेपैर्नस्यकर्मभिरेव च ।
आस्थापनैर्विरेकैश्च पथ्यैश्च स्नेहबस्तिभिः ॥
क्षीरसर्पिर्हितं नस्यं वसा वा जाङ्गला शुभा ।
उत्पलादिविपक्वेन क्षीरेणास्थापनं हितम् ॥
भोजनं जाङ्गलरसैः सर्पिषा चानुवासनम् ।
पित्तरक्तघ्नमुद्दिष्टं यच्चान्यदपि तद्धितम् ॥३॥

### પિત્ત કે રુધિરથી થયેલા શિરોરોગની એકસરખી ચિકિત્સા

જો પિત્તજન્ય કે રુધિરજન્ય શિરોરોગ થયો હોય, તો માથા પર ઘીમાં મિશ્ર કરેલા લેપો કરવા અને શીતળ સિંચનો પણ કરવા. દૂધ, શેરડીનો રસ, ધાન્યામ્લ, દહીંની નીચેનું પાણી, મધ અને સાકરના જળનું સિંચન કરવું. નાલી, જળમાં થતું નેતર, રક્તકમળ, રતાંજલિ, નીલકમળ, પદ્મકાષ્ઠ, શંખનું ચૂર્ણ, શેવાળ, જેઠીમધ, મોથ અને શ્વેતકમળને વાટી ઘીથી મિશ્ર કરીને તેનો લેપ કરવો. ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયના ચોથા વિષયમાં પિત્તવિસર્પ ઉપર જે લેપો કહ્યા છે તે લેપો કરવા અને કાકોલ્યાદિ મધુર વર્ગના પણ સુખદાયી લેપો કરવા. મધુર દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલા સ્નેહોનાં નસ્યો પણ દેવાં. પથ્યાત્મક નિરૂહબસ્તિઓ, વિરેચનો તથા સ્નેહબસ્તિઓ દેવાં. દૂધને મથીને કાઢેલા ઘીથી અથવા જંગલી પ્રાણીઓની ચરબીથી નસ્ય દેવું, એ ઉત્તમ છે. (ઘીનું કે ચરબીનું નસ્ય દેવું, તે પણ મધુર દ્રવ્યોના ક્વાથ તથા કલ્ક પકવીને દેવું.) ઉત્પલાદિગણથી પકવેલા દૂધનો આસ્થાપન(નિરૂહ)બસ્તિ દેવો, એ હિતકારી થાય છે. જંગલી પ્રાણીઓનાં માંસોના રસાઓથી ભોજન દેવું. ઘીથી અનુવાસનબસ્તિ દેવી અને મધુર દ્રવ્યોથી પકવેલા દૂધને મથી તેમાંથી ઘી કાઢી લઈ સાકરથી મિશ્ર કરીને તે ઘીથી સ્નેહન કરવું, એ હિતકારી છે. પિત્ત તથા રુધિર ઉપર બીજી પણ જે કોઈ ચિકિત્સાઓ આ ગ્રંથમાં કહેવામાં આવી છે, તેઓમાંથી પણ યોગ્ય ચિકિત્સાઓની યોજના કરવી. ૩.

कफोत्थितं शिरोरोगं जयेत्कफनिवारणैः ।
शिरोविरेकैर्वमनैस्तीक्ष्णैर्गण्डूपधारणैः ॥
अच्छं च पाययेत्सर्प्पिः स्वेदयेच्चाप्यभीक्ष्णशः ।
शिरो मधूकसारेण स्निग्धं चापि विरेचयेत् ॥
इङ्गुदस्य त्वचा वापि मेषशृङ्ग्या च वा भिषक् ।
आभ्यामेव कृता वर्त्तीर्धूमपाने प्रयोजयेत् ॥
प्रेयं कट्फलचूर्णं च कवलाश्च कफापहाः ।
सरलाकुष्ठशार्ङ्गेष्टादेवकाष्ठैः सरोहिषैः ॥
क्षारपिष्टैः सलवणैः सुखोष्णैर्लेपयेच्छिरः ।
यवषष्टिकयोश्चान्नं व्योषक्षारसमायुतम् ॥
पटोलमुद्गकौलत्थैर्मात्रावद्भोजयेद्रसैः ॥४॥

કે દુષ્ટ થઈને લમણાઓના પ્રદેશોમાં વૃદ્ધિ પામેલાં પિત્ત, લોહી, વાયુ અને કફ તીવ્ર રતાશવાળા દારુણ સોજા ઉત્પન્ન કરે છે એ સોજા ઝેરની પેઠે પોતાના વેગથી તુરત માથાને તથા ગળાને રોકીને ત્રણ ગતની અંદર પ્રાણ હરી લે છે. આ શિરોરોગ શંખક કહેવાય છે આ રોગવાળો માણસ ત્રણ દિવસ સુધી જ જીવે છે, માટે વૈદ્યે પ્રથમ ના પાડીને પછી તેની ચિકિત્સા કરવી ) ૧૩

## અધ્યાય ર૬મો

अथातः शिरोरोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શિરોરોગ પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

वातव्याधिविधिः कार्य्यः शिरोरोगेऽनिलात्मके ।
पयोऽनुपानं सेवेत घृतं तैलमथापि वा ॥
मुद्गान्कुलत्थान्माषांश्च खादेच्च निशि केवलान् ।
कटूष्णांश्च समर्पिष्कानुष्णं चानु पयः पिबेत् ॥
पिबेद्वा पयसा तैलं तत्कल्कं वापि मानवः ।
वातघ्नसिद्धैः क्षीरैश्च सुखोष्णैः सेकमादिशेत् ॥
तत्सिद्धैः पायसैर्वापि सुखोष्णैर्लेपयेच्छिरः ।
स्विन्नैर्वा मत्स्यपिशितैः कृशरैर्वा ससैन्धवैः ॥
चन्दनोत्पलकुष्ठैर्वा सुश्लक्ष्णैर्मगधायुतैः ।
स्निग्धस्य तैलं नस्यं स्यात्कुलीररससाधितम् ॥
वरुणादौ गणे क्षुण्णे क्षीरमर्द्धोदकं पचेत् ।
क्षीरशेषं च तन्मथ्यं शीतं सारमुपाहरेत् ॥
ततो मधुरकैः सिद्धं नस्ये तत्पूजितं हविः ।
तस्मिन्निपक्वे क्षीरं च पेयं सर्पिः सशर्करम् ॥
धूमं चास्य यथाकालं स्नैहिकं योजयेद्भिषक् ।
पानाभ्यञ्जननस्येषु वस्तिकर्म्मणि सेचने ॥
विदध्यात्त्रैवृतं धीमान् तैलमथापि वा ।
भोजयेच्च रसैः स्निग्धैः पयोभिर्वा सुसंस्कृतैः ॥२॥

### વાતજન્ય શિરોરોગની ચિકિત્સા

વાતજન્ય શિરોરોગ થયો હોય, તો વાત વ્યાધિને લગતી સઘળી બહારની તથા અંદરની ચિકિત્સા કરવી (સ્નેહન, સ્વેદન, અભ્યંગ, પરિષેક, ઉપનાહ, શિરોબસ્તિ તથા નસ્ય વગેરે બહારની ક્રિયાઓ કરવી અને સ્નેહપાન, અનુવાસન બસ્તિ તથા નિરૂહબસ્તિ વગેરે અંદરની ક્રિયાઓ પણ કરવી ) જો વાયુ પિત્તના સંબંધવાળો હોય, તો પ્રથમ ઘી પાઈને તે ઉપર ઊનું દૂધ પાવું અને વાયુ કફના સંબંધવાળો હોય, તો પ્રથમ તેલ પાઈને તે ઉપર ઊનું દૂધ પાવું રાતે ઉષ્ણ તથા તીખા દ્રવ્યોથી જેઓને સંસ્કાર આપ્યો હોય, એવા એકલા મગ, એકલી કળથી કે એકલા અડદ[2] ઘીથી મિશ્ર કરીને ખવડાવવા અને તે ઉપર ઊનું દૂધ પાવું એ માણસને દૂધ સાથે તેલ પિવડાવવું અથવા દૂધ સાથે મગ વગેરેનો કલ્ક પિવડાવવો વાયુને હણનારા ઔષધોથી પકવેલા ગાયનાં દૂધોને જરા ગરમ રાખીને તેઓનું મસ્તક ઉપર સિંચન કરવું અથવા વાયુને હણનારા ઔષધોથી પકવેલા ગાયના દૂધોને ઓટવાથી પિંડરૂપ કરી જરા ગરમ રાખીને તેઓનું મસ્તક ઉપર લેપન કરવું (ઉપનાહ-સ્વેદ દેવો.) અથવા બાફેલા માછલાંના માંસોથી અથવા સિંધવવાળી તથ, ચોખા તથા અડદની ખીચડીથી ઉપનાહ-સ્વેદ દેવો, અથવા ચંદન, નીલકમળ, કઠ અને પીપરને બારીક વાટી જરા ગરમ કરીને તેથી ઉપનાહ-સ્વેદ દેવો રોગીને સ્નિગ્ધ કરીને કુડચલના માસના રસથી પકવેલા તેલનું નસ્ય દેવું. વરુણાદિગણને પથરા વગેરેથી કચરી દૂધમાં નાખી તે દૂધને અરધોઅરધ

[1] શિરોરોગોની ચિકિત્સા વિષે

[2] જો કે મગ વાયુ કરનાર છે અને અડદ કફ કરનાર છે, તો પણ યોગશક્તિ અચિંત્ય હોવાને લીધે તેઓનો ઉપયોગ કરાવવાનું કહ્યું છે

અઘેડાનાં બીજ તથા સરગવાનાં બીજ વગેરેનાં શિરોવિરેચનો આપવાં અથવા નાના સરગવાનાં બીજને કાંસાના મેલથી મિશ્ર કરીને તેથી શિરોવિરેચન કરવું. એવી જ રીતે કીડાઓને હણનારાં વાવડિંગ વગેરે દ્રવ્યોને ગોમૂત્રમાં વાટીને તેઓનાં અવપીડ નસ્યો દેવાં, કીડાઓને હણનારાં નસ્યદ્રવ્યોને દુર્ગંધી માછલાંઓથી યુક્ત કરીને તેઓના ધૂમોની યોજનાઓ કરવી, કીડાઓને હણનારાં ભોજનો દેવાં અને વિવિધ પ્રકારના પીવાના પદાર્થો પણ તેવા જ ગોઠવવા. ૭

सूर्य्यावर्ते विधातव्यं नस्यकर्म्मादि भेषजम् ।
भोजनं जाङ्गलप्रायं क्षीरान्नचिकृतैर्घृतम् ॥
तथार्द्धभेदके व्याधौ प्राप्तमन्यच्च यद्भवेत् ।
शिरीषमूलकफलैरवपीडोऽनयोर्हितः ॥
वंशमूलककर्पूरैरवपीडं प्रयोजयेत् ।
अवपीडो हितश्चात्र वचामागधिकायुतः ॥
मधूकेनावपीडो वा मधुना सह संयुतः ।
मनःशिलावपीडो वा मधुना चन्दनेन वा ॥
तेषामन्ते हितं नस्यं सर्पिर्मधुरसान्वितम् ।
सारिवोत्पलकुष्ठानि मधुकं चाम्लपेषितम् ॥
सर्पिस्तैलयुतो लेपो द्वयोरपि सुखावहः ।
एष एव प्रयोक्तव्यः शिरोरोगे कफात्मके ॥८॥

## સૂર્યાવર્ત્ત તથા અર્ધાવભેદકની ચિકિત્સા

સૂર્યાવર્ત્ત થયો હોય તો નસ્ય, લેપ, પરિષેક, કવલગ્રહ તથા શિરોબસ્તિ વગેરે ઉપચારો કરવા, જેમાં જંગલી પ્રાણીઓનું માંસ વિશેષ આવે એવું ભોજન દેવું અને દૂધ તથા અન્નના પદાર્થો સાથે ઘી પણ તેવું દેવું, કે જે જંગલી પ્રાણીઓનાં માંસોથી પકવેલું હોય.

અર્ધાવભેદક થયો હોય, તો પણ ઉપર પ્રમાણે જ કરવું અને બીજી પણ અવપીડ નસ્ય, દીપિકાતેલ (આ તંત્રના ૨૧મા અધ્યાયના ત્રીજા વિષયમાં કહેલું) તથા શિરોવેધ વગેરે જે ચિકિત્સા યોગ્ય જણાય, તે પણ કરવી.

સરસડિયાનાં બીજ અને મૂળાનાં બીજથી, અથવા વાંસ, મૂળાનાં બીજ અને કપૂરથી, અથવા વજ અને પીપરથી અવપીડ નસ્ય દેવું, એ ઉપર કહેલા બન્ને રોગો ઉપર હિતકારી થાય છે. મહુડાંના સારને મધથી મિશ્ર કરીને તેનું અથવા મણશીલને મધથી મિશ્ર કરીને તેનું અથવા મણશીલને ચંદનથી મિશ્ર કરીને તેનું અવપીડનસ્ય દેવું, એ પણ ઉપર કહેલા બન્ને રોગો ઉપર હિતકારી થાય છે.

બન્ને રોગો ઉપર અવપીડ નસ્યો આપ્યા પછી કાકોલ્યાદિ મધુર વર્ગના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘીનું નસ્ય દેવું.

ઉપલસરી, નીલકમળ, કઠ અને જેઠીમધને કાંજીમાં વાટી, ઘી તથા તેલથી મિશ્ર કરીને લેપ કરવાથી ઉપર કહેલા બન્ને રોગોમાં સુખની પ્રાપ્તિ થાય છે. (ઉપર કહેલા ઘીના નસ્યનો અને આ લેપનો પ્રયોગ વાયુ તથા પિત્તની ઉત્તરાવસ્થામાં કરવો.) કફજન્ય શિરોરોગની ચિકિત્સા આ અધ્યાયના ૪થા વિષયમાં જે કે આપી છે. તો પણ તે ઉપર જ આ લેપ કરવો યોગ્ય છે. ૮

अनन्तवाते कर्तव्यः सूर्य्यावर्त्तेरितो विधिः ।
शिराव्यधश्च कर्त्तव्योऽनन्तवातप्रशान्तये ॥
आहारश्च विधातव्यो वातपित्तविनाशनः ।
मधुमस्तकसंयावघृतपूरैश्च भोजनम् ॥ ९ ॥

## અનંતવાતની ચિકિત્સા

અનંતવાત થયેલ હોય, તો સૂર્યાવર્ત્ત ઉપર જે ચિકિત્સા કહી છે તે કરવી. શિરાવેધ કરીને લોહીનું સ્રાવણ પણ કરવું અને વાયુ તથા પિત્તનો નાશ કરનારા આહારની યોજના કરવી. ખાજાં અથવા મેસૂર, ઓરમાં અને ઘેબરનાં ભોજનો દેવાં. ૯

क्षीरसर्पिः प्रशंसन्ति नस्ये पाने च शङ्खके ।
जाङ्गलानां रसैः स्निग्धैराहारश्चात्र शस्यते ॥

### કફજન્ય શિરોરોગની ચિકિત્સા

જો કફજન્ય શિરોરોગ થયો હોય, તો કફનું નિવારણ કરનારા શિરોબસ્તિઓથી, વમનોથી, તથા તીક્ષ્ણ કોગળાઓના પ્રયોગોથી તેનું નિવારણ કરવું. વમનથી જિતાયેલા કફને લીધે પ્રકોપ પામેલા વાયુને જીતવા માટે એકલું (બીજાં દ્રવ્યોથી મિશ્ર નહિ કરેલું) ઘી પાવું, વારંવાર સ્વેદનો કરવાં અને માથાને સ્નિગ્ધ કરીને મહુડાંના સારનું, ઇંગોળિયાની છાલનું કે મેંઢાશિંગીની છાલનું શિરોવિરેચન દેવું. બાકી રહેલા કફને દૂર કરવા ઇંગોળિયાની છાલની તથા મેંઢાશિંગીની છાલની વાટો બનાવીને તેઓનો ધુમાડો પાવો. કાયફળના ચૂર્ણનું પ્રધમન નસ્ય દેવું. કફને હણનારાં દ્રવ્યોથી ગોઠવેલા કવલો દેવા. નસોતર, કઠ, પીલુડી અથવા ઇંદ્રવારણી, દેવદાર અને રોહિષ નામના ખડને પાનીય ક્ષારમાં વાટી સિંધવથી મિશ્ર કરી, સહેવાય તેવાં ગરમ કરીને તેઓનો મસ્તક પર લેપ કરવો. જવના તથા સાઠીચોખાના અન્નને સૂંઠથી, મરીથી, પીપરથી તથા જવખારથી મિશ્ર કરીને પટોલના, મગના તથા કળથીના ઓસામણ સાથે યોગ્ય માત્રાથી તેનું ભોજન કરાવવું. ૪

शिरोरोगे त्रिदोषोत्थे त्रिदोषघ्नो विधिर्हितः ।
सर्पिःपानं विशेषेण पुराणं वा दिशन्ति हि ॥५॥

### સન્નિપાતજન્ય શિરોરોગની ચિકિત્સા

જો ત્રિદોષજન્ય શિરોરોગ થયો હોય, તો એકએક દોષના શિરોરોગને મટાડવા માટે ઉપર જે વિધિઓ કહ્યા છે, તેઓ સઘળા મિશ્ર કરીને કરવારૂપ સામાન્ય ચિકિત્સા કરવી અને જૂનું ઘી પાવારૂપ વિશેષ ચિકિત્સા પણ કરવી. ૫

क्षयजे क्षयमासाद्य कर्त्तव्यो बृंहणो विधिः ॥
पाने नस्ये च सर्पिः स्याद्वातघ्नमधुरैः शृतम् ।
क्षयकासापहं चात्र सर्पिः पथ्यतमं विदुः ॥६॥

### રક્તાદિક્ષયજન્ય શિરોરોગની ચિકિત્સા

જો ક્ષયજન્ય શિરોરોગ થયો હોય, તો 'રુધિર વગેરેમાંથી કોનો ક્ષય થયો છે' એ નિશ્ચય કરીને, જેનો ક્ષય થયો હોય, તેને વૃદ્ધિ આપનારી ચિકિત્સા કરવી. (કેટલાક કહે છે, કે આ તંત્રના ૪૧મા અધ્યાયમાં શોષની જે આહાર તથા ઔષધરૂપ ચિકિત્સા કહી છે તે કરવી.) વાયુને હણનારાં દ્રવ્યો તથા મધુર દ્રવ્યોથી પકવેલા ઘીનો પીવામાં તથા નસ્યમાં ઉપયોગ કરાવવો. (મધુર દ્રવ્યોથી પકવેલા તેલનો પણ પીવામાં તથા નસ્યમાં ઉપયોગ કરાવવો.) આ તંત્રના પરમા અધ્યાયમાં કહેલું ક્ષયજન્ય ખાંસીને હણનારું ઘી પણ આ રોગ ઉપર અત્યંત પથ્ય ગણાય છે (કાકોલ્યાદિ વર્ગનો કલ્ક નાખી શેરડીનો રસ, જળ અને દૂધમાં ઘી પકવી સાકરથી મિશ્ર કરીને પ્રભાતમાં પાવામાં આવે, તો તેથી ક્ષયજન્ય ખાંસી મટી જાય છે.) ૬

क्रिमिभिर्भक्ष्यमाणस्य वक्ष्यते शिरसः क्रिया ।
नस्ये हि शोणितं दद्यात्तेन मूर्छन्ति जन्तवः ॥
मत्ताः शोणितगन्धेन समायान्ति यतस्ततः ।
तेषां निर्हरणं कार्यं ततो मूर्द्धविरेचनैः ॥
हृग्विगिग्रुकवीजैर्वा कांस्यनीलीममायुतैः ।
क्रिमिघ्नैरवपीडैश्च मूत्रपिष्टैरुपाचरेत् ॥
पूतिमत्स्ययुतान् धूमान्क्रिमिघ्नांश्च प्रयोजयेत् ।
भोजनानि क्रिमिघ्नानि पानानि विविधानि च ॥७॥

### કૃમિજન્ય શિરોરોગની ચિકિત્સા

કીડાઓએ ખવાતા માથાની ચિકિત્સાઓ આ તંત્રમાં આગળ જતાં પણ કહેવામાં આવશે. જો કૃમિજન્ય શિરોરોગ થયો હોય, તો લોહીનું નસ્ય દેવું. લોહીનું નસ્ય દેવાથી કીડાઓ લોહીના ગંધ વડે મૂર્છિત તથા મત્ત થઈને ગોતરફથી નાકનાં સ્રોત વગેરેમાં આવે છે. આ પ્રમાણે કીડાઓ નાકના સ્રોત વગેરેમાં આવે, ત્યારે પીંછી વગેરે સાધન વડે તેઓને બહાર કાઢી લેવા. જેઓને પીંછી વગેરે સાધન લાગુ પડે નહિ, તેઓને બહાર કાઢવા માટે વાવડિંગ, મરી,

ચિકિત્સાઓ કહેવામાં આવ્યાં છે. ૧૨

(શાલાક્યતંત્ર સમાપ્ત)

## કૌમારભૃત્યતંત્ર[1]

## અધ્યાય ૨૭ મો

अथातो नवग्रहाकृतिविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નવગ્રહાકૃતિવિજ્ઞાનીય'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

बालग्रहाणां विज्ञानं साधनं चाप्यनन्तरम् ।
उत्पत्ति कारणं चैव सुश्रुतैकमनाः शृणु ॥२॥

### બાળગ્રહોના વળગાડનાં ચિહ્નો કહેવાની પ્રતિજ્ઞા

હે સુશ્રુત ! હવે બાળકોને બાળગ્રહોનો વળગાડ થયાનાં ચિહ્નો, વળગાડ ટાળવાના ઉપાયો, બાળગ્રહોની ઉત્પત્તિ અને તેઓનો વળગાડ થવાનાં કારણો કહું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો. (મોટી ઉંમરનાં માણસોને દેવ વગેરેના જે વળગાડો થાય છે, તેઓ વિષે તો ભૂતવિદ્યાતંત્રમાં કહેવામાં આવશે.) ૨

स्कन्दग्रहस्तु प्रथमः स्कन्दापस्मार एव च ।
शकुनी रेवती चैव पूतना चान्धपूतना ॥
पूतना शीतनाम्नी च तथैव मुखमण्डिका ।
नवमो नैगमेषश्च यः पितृग्रहसंज्ञितः ॥३॥

### નવ બાળગ્રહોનાં નામો

સ્કંદ, સ્કંધાપસ્માર, શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના, મુખમંડિકા, અને નૈગમેષ, એ નવ બાળગ્રહો કહેવાય છે. નવમો નૈગમેષ નામનો બાળગ્રહ 'પિતૃગ્રહ' એ નામથી પણ ઓળખાય છે. ૩

धात्रीमात्रोः प्राक्प्रदिष्टापचारा-
च्छौचभ्रष्टान्मङ्गलाचारहीनान् ।
त्रस्तान् हृष्टांस्तर्जितान्क्रन्दितान्वा
पूजाहेतोर्हिंस्युरेते कुमारान् ॥ ४ ॥

### બાળગ્રહો બાળકોને શા કારણથી વળગે છે?

માતાની અને ધાવ આદિની કર્તવ્યમાં ભૂલો, કે જેઓ શારીરસ્થાનના ૧૦મા અધ્યાયમાં સૂચવવામાં આવી છે, તેઓથી બાળગ્રહો બાળકોને પીડે છે. જેઓને વિષ્ટામૂત્ર વગેરે ધોઈને બરાબર સ્વચ્છ રાખવામાં ન આવતા હોય, જેઓને મંગલોથી તથા આચારોથી રહિત રાખવામાં આવતા હોય, જેઓ ત્રાસ પામેલા હોય, જેઓ અત્યંત રાજી થયેલા હોય, જેઓને કોઈએ ખિજવડાવેલા હોય અને જેઓ અત્યંત રોવરાવેલા કે રોવા લાગેલા હોય, એવા બાળકોનાં શરીરોમાં બાળગ્રહો પોતાના પૂજનના લોભથી તથા બલિદાન મેળવવાના લોભથી પ્રવેશ કરીને તેઓ પીડે છે. (બાળકીઓને પણ પીડે છે.) ૪

ऐश्वर्यस्थास्ते न शक्या विशन्तो
देहं द्रष्टुं मानुषैर्विश्वरूपाः ।
आप्तं वाक्यं तत्समीक्ष्याभिधास्ये
लिङ्गान्येषां यानि देहे भवन्ति ॥५॥

### શરીરમાં પેસતા બાળગ્રહોની પરીક્ષા

અણિમા આદિ ઐશ્વર્યવાળા હોવાને લીધે, અનેક રૂપો ધરવાની શક્તિવાળા અને તેવાં રૂપોથી બાળકોનાં શરીરોમાં પ્રવેશ કરતા એ

---

[1] બાળકોને ઉછેરવાના પ્રકારો, ધાવણના દોષોને શુદ્ધ કરવાના પ્રકારો અને દુષ્ટ ધાવણથી કે બાળગ્રહોના વળગાડથી ઉત્પન્ન થયેલા વ્યાધિઓને શાંત કરવાના પ્રકારો ઇત્યાદિ સઘળા વિષયો જેમાં આવે છે, તે કૌમારભૃત્યતંત્ર કહેવાય છે. આ વિષયોમાં જેટલા શારીરસ્થાનાદિકમાં કહેવાઈ ગયા છે, તેઓને છોડી દઈને બાકીના વિષયોનું આ તંત્રમાં નિરૂપણ કરવામાં આવશે. સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૮મો વિષય તથા ત્રીજા અધ્યાયનો ૮મો વિષય વાંચો.

[2] બાલગ્રહોના વળગાડના જુદાંજુદાં ચિહ્નો તથા તે વળગાડોની સામાન્ય ચિકિત્સા વિષેનો.

शतावरी तिलान्कृष्णान्मधुकं नीलमुत्पलम् ।
दूर्वां पुनर्नवां चैव लेपे साध्वग्रचारयेत् ॥
महासुगन्धामथवा पालिन्दीं चाम्लपेषिताम् ।
शीताश्चात्र परीषेकान् प्रदेहानत्र योजयेत् ।
अवपीडश्च दयोऽत्र सूर्यावर्तनिवारण ॥१०॥

## શંખકની ચિકિત્સા

શંખક થયેલ હોય, તો નસ્યમા તથા પીવામા દૂધને મથીને કાઢેના ઘીની યોજના કરવી જાંગલી પ્રાણીઓના માંસોના સ્નિગ્ધ રસો એથી આહાર કરાવવો શતાવરી, કાળા તલ, જેઠીમધ, નીલકમળ, દૂર્વા અને સાટોડી અથવા નોરવેલ અને સફેદ ગરણીને કાંજીમા વાટીને તેનો લેપ કરવો કંકોલ્યાદિ વગેરે ગણોના શીતળ સિંચનોની તથા શીતળ પ્રલેપોની પણ યોજના કરવી સૂર્યાવર્તનુ નિવારણ કરનારા જે અવપીડ નસ્યો કહ્યા છે, તેઓની પણ યોજનાઓ કરવી ૧૦

कृमिक्षयकृतौ हित्वा शिरोरोगेषु बुद्धिमान् ।
मधुतैलसमायुक्तैः शिरास्यतिविरेचयेत् ।
पश्चात्सर्षपतैलेन ततो नस्यं प्रयोजयेत् ॥
नचेच्छान्ति व्रजन्त्येव स्निग्धस्विन्नास्ततो भिषक् ।
पश्चादुपाचरेत्सम्यक् शिराणामथ मोक्षणैः ॥११॥

## કૃમિજન્ય અને રક્તાદિક્ષયજન્ય શિરોરોગો સિવાય બીજા શિરોરોગની સામાન્ય ચિકિત્સા

કૃમિજન્ય શિરોરોગ અને રક્તાદિક્ષયજન્ય શિરોરોગ સિવાય બીજા શિરોરોગોમા બુદ્ધિમાન વૈદ્યે મધ તથા તેલથી મિશ્ર કરેલા શિરોવિરેચન દ્રવ્યોના નસ્યો આપીને મસ્તકોને સારી પેઠે દોષોથી ખાલી કરવા અને પછી સરસિયા તેલનુ નસ્ય દેવુ આમ કર્યા છતા રોગ શાંત ન થાય, તો પછી સ્નેહન તથા સ્વેદન કરી શિરાવેધ કરીને લોહીનુ સ્રાવણ કરવુ ૧૧

षट्सप्ततिर्नेत्ररोगा दशाष्टादश कर्णजाः ।
एकत्रिंशद् घ्राणगताः शिरस्येकादशैव तु ॥
इति विस्तरतो दृष्टाः सलक्षणचिकित्सिताः ।
संहितायामभिहिताः सप्तषष्टिर्मुखामयाः ॥
एतावन्तो यथास्थूलमुत्तमाङ्गगता गदाः ।
अस्मिञ्छास्त्रे निगदिताः सहृद्यास्यचिकित्सिते १२

## શાલાક્યતંત્રનો ઉપસંહાર

આ પ્રમાણે છોતેર નેત્રરોગોનુ, અઠાવીસ કર્ણરોગોનુ, એકત્રીસ નાસિકારોગોનુ અને અગિયાર શિરોરોગોનુ–તેઓનાં લક્ષણો સહિત તથા ચિકિત્સાઓ સહિત નિરૂપણ કર્યું, કે જે નિરૂપણ વિદેહાદિરચિત શાલાક્યશાસ્ત્રોમા વિસ્તારથી કરવામા આવ્યુ છે સડસઠ પ્રકારના મુખરોગો, કે જેઓ વિદેહાદિકૃત શાલાક્યશાસ્ત્રોમા લખેલા છે, તેઓનુ લક્ષણો સહિત તથા ચિકિત્સાઓ સહિત નિરૂપણ તો અમોએ અમારી પંચસ્થાનાત્મક સંહિતામા જ આપેલુ છે, તેથી આ તંત્રમા તેની પુનરુક્તિ કરી નથી (નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયના બીજા વિષયમા પાંસઠ મુખરોગો ગણાવ્યા છે અને ચિકિત્સાસ્થાનના ૨૨મા અધ્યાયમા તેઓની જ ચિકિત્સાઓ કહી છે માટે આ ગ્રંથ પ્રમાણે તો મુખરોગોની સંખ્યા પાંસઠની જ થાય છે એ સંખ્યામા ગ્રંથાતરો ઉપરથી દંતવિદ્રધિ નામના એક દંતમૂળજ રોગને ઉમેરીએ અને એકવૃંદને તથા વૃંદને જુદા ગણીએ, તો જ સડસઠની સંખ્યા પૂરી થાય નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયનો ૪૯મો વિષય વાંચો) ઉત્તમાંગ કે જે મુખ, નેત્ર, કાન, નાક અને મસ્તક એ સર્વ અવયવોના સમુદાયરૂપ છે, તેમા થતા રોગોનો જો બહુ જ બારીકીથી વિચાર કરીએ તો તે રોગો અસંખ્યાત થઈ જાય એમ છે, માટે ચિકિત્સાના ઉપયોગ માટે સ્થૂળ પણ પૂર્ણ થાય, એવા વિચારથી તેઓને ટૂંકામા લઈને આ શાસ્ત્રમા તેઓની સંખ્યાઓ, લક્ષણાદિક તથા

ચિકિત્સાઓ કહેવામાં આવ્યાં છે. ૧૨

(શાલાક્યતંત્ર સમાપ્ત)

કૌમારભૃત્યતંત્ર[1]

## અધ્યાય ૨૭ મો

अथातो नवग्रहाकृतिविज्ञानीयमध्यायं व्याख्यास्यामः । यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નવગ્રહાકૃતિવિજ્ઞાનીય'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

बालग्रहाणां विज्ञानं साधनं चाप्यनन्तरम् ।
उत्पत्तिं कारणं चैव सुश्रुतैकमनाः शृणु ॥२॥

### બાળગ્રહોના વળગાડનાં ચિહ્નો કહેવાની પ્રતિજ્ઞા

હે સુશ્રુત ! હવે બાળકોને બાળગ્રહોના વળગાડ થયાનાં ચિહ્નો, વળગાડ ટાળવાના ઉપાયો, બાળગ્રહોની ઉત્પત્તિ અને તેઓનો વળગાડ થવાનાં કારણો કહું છું, તે એકાગ્ર ચિત્તથી સાંભળો. (મોટી ઉંમરનાં માણસોને દેવ વગેરેના જે વળગાડો થાય છે, તેઓ વિષે તો ભૂતવિદ્યાતંત્રમાં કહેવામાં આવશે.) ૨

स्कन्दग्रहस्तु प्रथमः स्कन्दापस्मार एव च ।
शकुनी रेवती चैव पूतना चान्धपूतना ॥
पूतना शीतनाम्नी च तथैव मुखमण्डिका ।
नवमो नैगमेषश्च यः पितृग्रहसंज्ञितः ॥३॥

### નવ બાળગ્રહોનાં નામો

સ્કંદ, સ્કંધાપસ્માર, શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના, મુખમંડિકા, અને નૈગમેષ, એ નવ બાળગ્રહો કહેવાય છે. નવમો નૈગમેષ નામનો બાળગ્રહ 'પિતૃગ્રહ' એ નામથી પણ ઓળખાય છે. ૩

धात्रीमात्रोः प्राक्प्रदिष्टापचारा-
च्छौचभ्रष्टान्मङ्गलाचारहीनान् ।
त्रस्तान् हृष्टांस्तर्जितान्क्रन्दितान्वा
पूजाहेतोर्हिंस्युरेते कुमारान् ॥ ४ ॥

### બાળગ્રહો બાળકોને શા કારણથી વળગે છે ?

માતાની અને ધાવ આદિની કર્તવ્યમાં ભૂલો, કે જેઓ શારીરસ્થાનના ૧૦મા અધ્યાયમાં સૂચવવામાં આવી છે, તેઓથી બાળગ્રહો બાળકોને પીડે છે. જેઓને વિષ્ટામૂત્ર વગેરે ધોઈને બરાબર સ્વચ્છ રાખવામાં ન આવતા હોય, જેઓને મંગલોથી તથા આચારોથી રહિત રાખવામાં આવતા હોય, જેઓ ત્રાસ પામેલા હોય, જેઓ અત્યંત રાજી થયેલા હોય, જેઓને કોઈએ બિવડાવેલા હોય અને જેઓ અત્યંત રોવરાવેલા કે રોવા લાગેલા હોય, એવા બાળકોનાં શરીરોમાં બાળગ્રહો પોતાના પૂજનના લોભથી તથા બલિદાન મેળવવાના લોભથી પ્રવેશ કરીને તેઓ પીડે છે. (બાળકીઓને પણ પીડે છે.) ૪

ऐश्वर्यस्थास्ते न शक्या विशन्तो
देहं द्रष्टुं मानुषैर्विश्वरूपाः ।
आप्तं वाक्यं तत्समीक्ष्याभिधास्ये
लिङ्गान्येषां यानि देहे भवन्ति ॥५॥

### શરીરમાં પેસતા બાળગ્રહોની પરીક્ષા

અણિમા આદિ ઐશ્વર્યવાળા હોવાને લીધે, અનેક રૂપો ધરવાની શક્તિવાળા અને તેવાં રૂપોથી બાળકોનાં શરીરોમાં પ્રવેશ કરતા એ

---

૧ બાળકોને ઉછેરવાના પ્રકારો, ધાવણના દોષોને શુદ્ધ કરવાના પ્રકારો અને દુષ્ટ ધાવણથી કે બાળગ્રહોના વળગાડથી ઉત્પન્ન થયેલા વ્યાધિઓને શાંત કરવાના પ્રકારો ઇત્યાદિ સઘળા વિષયો જેમાં આવે છે, તે કૌમારભૃત્યતંત્ર કહેવાય છે. આ વિષયોમાં જેટલા શારીરસ્થાનાદિકમાં કહેવાઈ ગયા છે, તેઓને છોડી દઈ ને બાકીના વિષયોનું આ તંત્રમાં નિરૂપણ કરવામાં આવશે. સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૮મો વિષય તથા ત્રીજા અધ્યાયનો ૮મો વિષય વાંચો.

૨ બાળગ્રહોના વળગાડના જુદાંજુદાં ચિહ્નો તથા તે વળગાડોની સામાન્ય ચિકિત્સા વિષેનો.

शतावरीं तिलान्कृष्णान्मधुकं नीलमुत्पलम् ।
दूर्वां पुनर्नवां चैव लेपे साध्ववचारयेत् ॥
महासुगन्धामथवा पालिन्दीं चाम्लपेषिताम् ।
शीतांश्चात्र परीषेकान् प्रदेहानत्र योजयेत् ।
अवपीडश्च देयोऽत्र सूर्यावर्त्तनिवारणः ॥१०॥

### શંખકની ચિકિત્સા

શંખક થયેલ હોય, તો નસ્યમાં તથા પીવામાં દૂધને મથીને કાઢેલા ઘીની યોજના કરવી. જંગલી પ્રાણીઓનાં માંસોના સ્નિગ્ધ રસાઓથી આહાર કરાવવો. શતાવરી, કાળા તલ, જેઠીમધ, નીલકમળ, દૂર્વા અને સાટોડી અથવા નોરવેલ અને સફેદ ગરણીને કાંજીમાં વાટીને તેનો લેપ કરવો. કાકોલ્યાદિ વગેરે ગણોના શીતળ સિંચનોની તથા શીતળ પ્રલેપોની પણ યોજના કરવી. સૂર્યાવર્ત્તનું નિવારણ કરનારાં જે અવપીડનસ્યો કહ્યાં છે, તેઓની પણ યોજનાઓ કરવી.૧૦

कृमिक्षयकृतौ हित्वा शिरोरोगेषु बुद्धिमान् ।
मधुतैलसमायुक्तैः शिरांस्यतिविरेचयेत् ।
पश्चात्सर्पपतैलेन ततो नस्यं प्रयोजयेत् ॥
नचेच्छान्ति व्रजन्त्येवं स्निग्धस्विन्नांस्ततो भिषक् ।
पश्चादुपाचरेत्सम्यक् शिराणामथ मोक्षणैः ॥११॥

### કૃમિજન્ય અને રક્તાદિક્ષયજન્ય શિરોરોગો સિવાય બીજા શિરોરોગની સામાન્ય ચિકિત્સા

કૃમિજન્ય શિરોરોગ અને રક્તાદિક્ષયજન્ય શિરોરોગ સિવાય બીજા શિરોરોગોમાં બુદ્ધિમાન વૈદ્યે મધ તથા તેલથી મિશ્ર કરેલાં શિરોવિરેચન દ્રવ્યોનાં નસ્યો આપીને મસ્તકોને સારી પેઠે દોષોથી ખાલી કરવાં અને પછી સરસિયા તેલનું નસ્ય દેવું. આમ કર્યા છતાં રોગ શાંત ન થાય, તો પછી સ્નેહન તથા સ્વેદન કરી શિરાવેધ કરીને લોહીનું સ્રાવણ કરવું. ૧૧

षट्सप्ततिर्नेत्ररोगा दशाष्टादश कर्णजाः ।
एकत्रिंशद् घ्राणगताः शिरस्येकादशैव तु ॥
इति विस्तरतो दृष्टाः सलक्षणचिकित्सिताः ।
संहितायामभिहिताः सप्तषष्टिर्मुखामयाः ॥
एतावन्तो यथास्थूलमुत्तमाङ्गगता गदाः ।
अस्मिञ्छास्त्रे निगदिताःसङ्ख्यारूपचिकित्सितैः १२

### શાલાક્યતંત્રનો ઉપસંહાર

આ પ્રમાણે છોતેર નેત્રરોગોનું, અઠ્ઠાવીસ કર્ણરોગોનું, એકત્રીસ નાસિકારોગોનું અને અગિયાર શિરોરોગોનું–તેઓનાં લક્ષણો સહિત તથા ચિકિત્સાઓ સહિત નિરૂપણ કર્યું, કે જે નિરૂપણ વિદેહાદિરચિત શાલાક્યશાસ્ત્રોમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે. સડસઠ પ્રકારના મુખરોગો, કે જેઓ વિદેહાદિકૃત શાલાક્યશાસ્ત્રોમાં લખેલા છે, તેઓનું લક્ષણો સહિત તથા ચિકિત્સાઓ સહિત નિરૂપણ તો અમોએ અમારી પંચસ્થાનાત્મક સંહિતામાં જ આપેલું છે, તેથી આ તંત્રમાં તેની પુનરુક્તિ કરી નથી. (નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયના બીજા વિષયમાં પાંસઠ મુખરોગો ગણાવ્યા છે અને ચિકિત્સાસ્થાનના ૨૨મા અધ્યાયમાં તેઓની જ ચિકિત્સાઓ કહી છે; માટે આ ગ્રંથ પ્રમાણે તો મુખરોગોની સંખ્યા પાંસઠની જ થાય છે. એ સંખ્યામાં ગ્રંથાંતરો ઉપરથી દંતવિદ્રધિ નામના એક દંતમૂલજ રોગને ઉમેરીએ અને એકવૃંદને તથા વૃંદને જુદા ગણીએ, તો જ સડસઠની સંખ્યા પૂરી થાય. નિદાનસ્થાનના ૧૬મા અધ્યાયનો ૪૯મો વિષય વાંચો.) ઉત્તમાંગ કે જે મુખ, નેત્ર, કાન, નાક અને મસ્તક એ સર્વ અવયવોના સમુદાયરૂપ છે, તેમાં થતા રોગોનો જો બહુ જ બારીકીથી વિચાર કરીએ તો તે રોગો અસંખ્યાત થઈ જાય એમ છે; માટે ચિકિત્સાના ઉપયોગ માટે સ્થૂળ પણ પૂર્ણ થાય, એવા વિચારથી તેઓને ટૂંકામાં લઈને આ શાસ્ત્રમાં તેઓની સંખ્યાઓ, લક્ષણાદિક તથા

दुर्वर्णः सततमधःशयोऽम्लगन्धि-
स्तं ब्रूयुर्ननु भिषजोऽन्धपूतनार्त्तम् ॥११॥

અંધપૂતનાના વળગાડનાં ચિહ્નો

જે બાળક સ્તન ધાવવા ઉપર અરુચિવાળો, ખરાબ વર્ણવાળો, સર્વદા ઊંધે મોઢે સૂવાની ટેવવાળો તથા ખાટી ગંધવાળો થઈ ગયો હોય અને અતિસાર, ખાંસી, હેડકી ઊલટી તથા જ્વરથી પીડાયા કરતો હોય, તો જાણવું કે તેને અંધપૂતના નામના બાલગ્રહનો વળગાડ થયો છે.

उद्विग्नो भृशमतिवेपते प्ररुद्यान्
संलीनः स्वपिति च यस्य चान्त्रकूजः ।
विस्राङ्गो भृशमतिसार्य्यते च यस्तं
जानीयाद्भिषगिह शीतपूतनार्त्तम् ॥१२॥

શીતપૂતનાના વળગાડનાં ચિહ્નો

જે બાળક બહુ ઉદ્વેગ પામીને અત્યંત ધ્રૂજતો હોય, રોતો હોય, શયનમાં લીન જેવો થઈ સૂઈ રહેતો હોય તથા કાચા માંસના જેવા ગંધવાળો થઈ ગયો હોય અને તેને વારંવાર ઘણો પાતળો દસ્ત ઊતર્યા કરતો હોય તથા પેટમાં આંતરડાંઓનો અવાજ થયા કરતો હોય, તો જાણવું કે તેને શીતપૂતના નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૧૨

म्लानाङ्गः सुरुचिरपाणिपादवक्त्रो
बह्वाशी कलुषशिरावृतोदरो यः ।
सोद्वेगो भवति च मूत्रतुल्यगन्धः
स ज्ञेयः शिशुरथ वक्त्रमण्डिकार्त्तः ॥

મુખમંડિકાના વળગાડનાં ચિહ્નો

જે બાળકનાં અંગો ગ્લાનિ પામ્યાં હોય, હાથપગ તથા મોઢું અત્યંત સુંદર દેખાતાં હોય, ઝાઝું ખાવાની ટેવ પડી ગઈ હોય, પેટ મલિન શિરાઓથી વ્યાપ્ત થઈ ગયું હોય, વારંવાર ઉદ્વેગની પ્રાપ્તિ જોવામાં આવતી હોય અને શરીરમાં મૂત્રના જેવી ગંધવાળો થઈ ગયો હોય, તો જાણવું કે તે બાળકને મુખમંડિકા નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૧૩

यः फेनं वमति विनम्यते च मध्ये
सोद्वेगं विलपति चोर्ध्वमीक्षमाणः ।
ज्वर्य्येत प्रततमथो वसासगन्धि-
र्निःसंज्ञो भवति हि नैगमेषजुष्टः ॥१४॥

નૈગમેષના વળગાડનાં ચિહ્નો

જે બાળક ફીણને ઓકયા કરતો હોય, શરીરના મધ્ય ભાગમાં નમી જતો હોય, ઉદ્વેગ પામી ઊંચે જોઈને રોયા કરતો હોય, અત્યંત જ્વરથી પીડાતો હોય, ચરબીના જેવી ગંધવાળો થઈ ગયો હોય અને બેભાન થઈ જતો હોય, તો જાણવું કે તેને નૈગમેષ નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૧૪

प्रस्तब्धो यः स्तनद्वेषी मुह्यते चाविशन्मुहुः ।
तं बालं नचिराद्धन्ति ग्रहः सम्पूर्णलक्षणः ॥१५॥

બાળગ્રહના અસાધ્ય વળગાડનું લક્ષણ

જે બાળક અક્કડ થઈ ગયો હોય, સ્તન ધાવવા ઉપર અરુચિ જ ધરાવતો હોય, વારંવાર બેભાન થઈ જતો હોય, વારંવાર ગભરાતો હોય, વારંવાર આવેશ પામ્યા કરતો હોય અને ઉપર કહેલા વળગાડનાં ચિહ્નો સંપૂર્ણ દેખાતાં હોય, તો જાણવું કે વળગેલો બાળગ્રહ તે બાળકને થોડી મુદતમાં મારી જ નાખશે. ૧૫

विपरीतमतः साध्यं चिकित्सेदचिरार्दितम् ॥१६॥

બાલગ્રહના સાધ્ય વળગાડનું લક્ષણ

બાળક અક્કડ ન થઈ ગયો હોય, ધાવતો હોય, કોઈ વખતે જ બેભાન થઈ જતો હોય, કોઈ વખતે જ ગભરાતો હોય, કોઈ વખતે જ આવેશ પામતો હોય અને વળગાડનાં સઘળાં ચિહ્નોવાળો ન હોય તથા થોડા સમયથી જ પીડાયો હોય, તો તેને થયેલો વળગાડ સાધ્ય સમજી વૈદ્યે તેની ચિકિત્સા કરવી. ૧૬

गृहे पुराणहविषाभ्यज्य बालं शुचौ शुचिः ॥
सर्षपान् प्रकिरेत्तेषां तैलैर्दीपं च कारयेत् ।

બાળગ્રહો, માણસોને પ્રત્યક્ષ થતા નથી; માટે હું શિષ્ટ (સત્યવાદી) લોકોનાં વચનોનો વિચાર કરીને તે બાળગ્રહોનાં ચિહ્નો કહું છું, કે જે ચિહ્નો બાળકોનાં શરીરમાં થાય છે. ૫

शूनाक्षः क्षतजसगन्धिकः स्तनद्विड्
वक्रास्यो हतचलितैकपक्ष्मनेत्रः ।
उद्विग्नः सुलुलितचक्षुरल्परोदी
स्कन्दार्तो भवति च गाढमुष्टिवर्चाः ॥६॥

### સ્કંદના વળગાડનાં ચિહ્નો

જે બાળક સૂજેલી આંખોવાળો, લોહીના જેવી ગંધવાળો, સ્તન ધાવવા ઉપર અરુચિવાળો, વાંકા મોઢાવાળો, જેની એક પાંપણ ખરાબ દેખાતી તથા ચલિત થતી હોય એવો, ઉદ્વેગ પામેલો, પાણીથી ભરાયેલાં નેત્રોવાળો, થોડું રોનારો, દૃઢ મૂઠીઓવાળો અને કઠણ વિષ્ટાવાળો થઈ ગયો હોય, તો જાણવું કે તેને સ્કંદ નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૬

निःसंज्ञो भवति पुनर्भवेत्ससंज्ञः
संरब्धः करचरणैश्च नृत्यतीव ।
विण्मूत्रे सृजति विनद्य जृम्भमाणः
फेनं च प्रसृजति तत्सखाभिपन्नः ॥७॥

### સ્કંદાપસ્મારના વળગાડનાં ચિહ્નો

જે બાળક સંજ્ઞાવગરનો થઈ જતો હોય, વળી સંજ્ઞાવાળો થતો હોય, વેગવાળો થઈ જતો હોય, હાથપગથી જાણે નાચતો હોય એવો દેખાતો હોય, ઊંચા સ્વરથી બરાડા પાડીને વિષ્ટા તથા મૂત્ર કરતો હોય, બગાસાં ખાધા કરતો હોય અને મોઢામાંથી ફીણ કાઢ્યા કરતો હોય, તો જાણવું કે તેને સ્કંદાપસ્માર નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૭

सस्ताङ्गो भयचकितो विहङ्गगन्धिः
संस्राविव्रणपरिपीडितः समन्तात् ।
स्फोटैश्च प्रततततनुः सदाहपाकै-
र्विज्ञेयो भवति शिशुः क्षतः शकुन्या ॥८॥

### શકુનીના વળગાડનાં ચિહ્નો

જે બાળક શિથિલ અંગોવાળો, ભયથી ચકિત થઈ જતો, માંસલક્ષક પક્ષીના અથવા જલચર પક્ષીના જેવા ગંધવાળો, ચોમેર સ્રાવવાળા વ્રણોથી પીડાયેલો અને બળતરા તથા પાકવાળા ફોડલાઓથી વ્યાપ્ત શરીરવાળો થઈ ગયો હોય, તો જાણવું કે તેને શકુની નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૮

रक्तास्यो हरितमलोऽतिपाण्डुदेहः
श्यावो वा ज्वरमुखपाकवेदनार्तः ।
रेवत्या व्यथिततनुश्च कर्णनासं
मृद्नाति ध्रुवमभिपीडितः कुमारः ॥९॥

### રેવતીના વળગાડનાં ચિહ્નો

જે બાળક રાતા મોઢાવાળો, લીલા વર્ણની વિષ્ટાવાળો, અત્યંત પાંડુ વર્ણવાળો અથવા શ્યામવર્ણવાળો અને જ્વર તથા મોઢું પાકવાની વેદનાથી પીડાયેલો હોય; તેમ જ શરીરમાં વ્યથાને લીધે કાન તથા નાકને મસળી નાખતો હોય, તો જાણવું કે તેને રેવતી નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૯

स्रस्ताङ्गः स्वपिति सुखं दिवा न रात्रौ
विड् भिन्नं सृजति च काकतुल्यगन्धिः ।
छर्द्यार्तो हृषिततनूरुहः कुमार-
स्तृष्णालुर्भवति च पूतनागृहीतः ॥१०॥

### પૂતનાના વળગાડનાં ચિહ્નો

જે બાળક શિથિલ અંગોવાળો થઈ ગયો હોય, રાતે કે દિવસે પણ સુખે સૂતો ન હોય, પાતળા ઝાડાવાળો થઈ ગયો હોય, કાગડાના જેવા ગંધવાળો થઈ ગયો હોય, ઊલટીઓથી પીડાતો હોય, વારંવાર તરસ્યો થયા કરતો હોય અને તેનાં રૂવાડાં વારંવાર ઊભાં થઈ જતાં હોય, તો જાણવું કે તેને પૂતના નામના બાળગ્રહનો વળગાડ થયો છે. ૧૦

यो द्वेष्टि स्तनमतिसारकासहिक्का-
छर्दीभिर्ज्वरसहिताभिरर्द्यमानः ।

### હાર–માળા

ગળો, આસોંદરો, ખીજડી, ખીદ્દીના કાંટા અને ઇંદ્રવારણીનાં મૂળને દોરામાં ગૂંથીને તેની માળા પહેરાવી રખાવવાથી સ્કંદગ્રહના વળગાડવાળા બાળકનું હિત થાય છે. ૬

रक्तानि माल्यानि तथा पताका
रक्ताश्च गन्धा विविधाश्च भक्ष्याः ।
घण्टा च देवाय बलिर्निवेद्यः
सकुक्कुटः स्कन्दग्रहे हिताय ॥
स्नानं त्रिरात्रं निशि चत्वरेषु
कुर्य्यात्पुनः शालियवैर्नवैस्तु ।
अद्भिश्च गायत्र्यभिमन्त्रिताभिः
प्रज्वालनं चाहुतिभिश्च वह्नेः ॥७॥

### બલિદાન, સ્નાન તથા હોમ

રાતાં પુષ્પો, રાતી પતાકાઓ, રાતાં સુગંધી લેપનો, વિવિધ ભક્ષ્યો, ઘંટા અને કૂકડાનો ચૌટામાં સ્કંદને બલિ દેવામાં આવે, તો તેથી સ્કંદના વળગાડવાળા બાળકનું હિત થાય છે. આ બલિદાનનો વિધિ રાતે કરવો અને તે ત્રણ રાત સુધી સતત કરવો. (વૈદ્યે નાહી પવિત્ર થઈ હાથમાં શસ્ત્ર રાખી બલિદાન દેવું.)

રાતે ચૌટામાં જઈ નવા ચોખા તથા જવનું મંડલ કરી તેની અંદર બાળકને ગાયત્રી-મંત્રથી મંત્રેલા જળ વડે નવડાવવો અને અગ્નિમાં નવા ચોખા તથા જવની ત્રણ, સાત અથવા દસ આહુતિઓ હોમવી આ વિધિ પણ રાતે કરવો અને ત્રણ રાત સુધી સતત કરવો. ૭

रक्षामतः प्रवक्ष्यामि बालानां पापनाशिनीम् ।
अहन्यहनि कर्तव्या या भिषग्भिरतन्द्रितैः ॥
तपसां तेजसां चैव यशसां वपुषां तथा ।
निधानं योऽव्ययो देवः स ते स्कन्दः प्रसीदतु ॥
ग्रहसेनापतिर्देवो देवसेनापतिर्विभुः ।
देवसेनारिपुहरः पातु त्वां भगवान् गुहः ॥
देवदेवस्य महतः पावकस्य च यः सुतः ।
गङ्गोमाकृत्तिकानां च स ते शर्म्म प्रयच्छतु ॥
रक्तमाल्याम्बरः श्रीमान् रक्तचन्दनभूषितः ।
रक्तदिव्यवपुर्देवः पातु त्वां क्रौञ्चसूदनः ॥८॥

### સ્કંદગ્રહના વળગાડના રક્ષામંત્રો

હવે બાળકોનાં દુઃખોનો નાશ કરનારો રક્ષાપાઠ કહું છું. વૈદ્યોએ આળસ નહીં રાખતાં નિત્ય બાળકો પાસે નીચે લખેલો રક્ષાપાઠ બોલવો.

'દેવ કાર્તિકેયસ્વામી કે જે તપોના, તેજોના, યશોના તથા શરીરસામર્થ્યોના ભંડારરૂપ અને અવિનાશી છે, તે તારા પર પ્રસન્ન થજો. ગ્રહોની સેનાના તથા દેવતાઓની સેનાના પતિ, દેવતાઓની સેનાના શત્રુઓને હણનારા, ક્રીડા કરનાર અને મહાસમર્થ કાર્તિકેયદેવ તારું રક્ષણ કરજો. કાર્તિકેયસ્વામી જે દેવાધિદેવ સદાશિવના, અગ્નિના, ગંગાના, પાર્વતીના અને કૃત્તિકાઓના પણ પુત્ર છે, તે તારું ભલું કરજો. રાતાં પુષ્પોને તથા રાતાં વસ્ત્રોને ધરનારા, ઐશ્વર્યવાળા, રાતાં ચંદનથી શણગારેલા અને દિવ્ય રાતાં શરીરવાળા કાર્તિકેયદેવ તારું રક્ષણ કરજો.' (આ અર્થ-વાળો મૂલોક્ત સંસ્કૃત પાઠ બોલવો.) ૮

## અધ્યાય ૨૯ મો

अथातः स्कन्दापस्मारप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સ્કંદાપસ્માર-પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

बिल्वः शिरीषो गोलोमी सुरसादिश्च यो गणः ।
परिषेके प्रयोक्तव्यः स्कन्दापस्मारशान्तये ॥२॥

### સિંચન

સ્કંદાપસ્માર નામના બાળગ્રહની શાંતિ

[1] સ્કંદાપસ્મારના વળગાડની ચિકિત્સા વિષેનો.

सदा सन्निहितं चापि जुहुयाद्धव्यवाहनम् ॥
सर्वगन्धौषधीबीजैर्गन्धमाल्यैरलङ्कृतम् ।
अग्नये कृत्तिकाभ्यश्च स्वाहा स्वाहेति संस्मरन् ॥
नमः स्कन्दाय देवाय ग्रहाधिपतये नमः ।
शिरसा त्वाभिवन्देऽहं प्रतिगृह्णीष्व मे बलिम् ॥
नीरुजो निर्विकारश्च शिशुर्मे जायतां ध्रुवम् ॥१७॥

**બાલગ્રહના વળગાડની સામાન્ય ચિકિત્સા**

વૈદ્યે પવિત્ર થઈ, વળગાડવાળા બાળકને જના ધીનું લેપન કરી ઘરની અંદર પવિત્ર પ્રદેશમાં રાખી તેની આગળ સરસવ વેરવા, સરસિયા તેલથી દીવો કરાવવો, અગ્નિને નિરંતર હાજર રખાવવો અને અગ્નિનું ચંદન તથા પુષ્પોથી પૂજન કરીને એલાદિગણના દ્રવ્યોનો તથા જવતલ વગેરે ધાન્યોનો 'अग्नये स्वाहा, कृत्तिकाभ्यः स्वाहा' એમ મંત્રોચ્ચાર કરીને વારંવાર હોમ કરવો હોમ કર્યા પછી બપોરના સમયમાં 'હું સ્કંદદેવને પ્રમાણ કરું છું બાળગ્રહોના અધિપતિને પ્રણામ કરું છું હે સ્કંદ! હું તમને મસ્તકથી વંદન કરું છું હું આ બલિદાન આપું છું, તેનો તમે સ્વીકાર કરો મારો બાળક અનર્થ્ય, વેદના વગરનો તથા વિકારો વગરનો થાઓ' એવા અર્થવાળો મૂલોક્ત સંસ્કૃતમંત્ર બોલી સ્કંદદેવને બલિદાન દેવું ૧૭

## અધ્યાય ૨૮ મો

अथातः स्कन्दग्रहप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'સ્કંદગ્રહ પ્રતિષેધ'[१] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

१ સ્કં નામના બાળગ્રહના વળગાડની ચિકિત્સા વિષેનો

स्कन्दग्रहोपसृष्टानां कुमाराणां च शस्यते ।
वातघ्नद्रुमपत्राणां निष्क्वाथः परिषेचने ॥२॥

**પરિષેચન**

સ્કંદગ્રહના વળગાડવાળા બાળકોના શરીર પર વાયુને હણનારાં બીલી વગેરે વૃક્ષોનાં પાંદડાંઓના ક્વાથનું સિંચન કરવું ઉત્તમ ગણાય છે ૨

तेषां मूलेषु सिद्धं च तैलमभ्यञ्जने हितम् ।
सर्जगन्धसुरामण्डकेडर्यानिषमिष्यते ॥३॥

**અભ્યંગ**

બીલી વગેરે વૃક્ષો, કે જેઓ વાયુને હણનારાં છે, તેઓનાં મૂળોનો ક્વાથ કરી તેમાં પકવેલું અને પાકી રહેવા આવે ત્યારે જેમાં એલાદિગણ, સુરાની આછ અને લીંબડો નાખેલો હોય, એવું તેલ સ્કંદગ્રહના વળગાડવાળા બાળકોને ચોળવામાં હિતકારી થાય છે. ૩

देवदारुणि रास्नायां मधुरेषु द्रुमेषु च ।
सिद्धं सर्पिश्च सक्षीरं पानमस्मै प्रयोजयेत् ॥४॥

**પાવાનું ઘી**

દેવદાર, રાસ્ના અને કાકોલ્યાદિ મધુરગણના ક્વાથથી તથા કલ્કથી પકવેલા ઘીને દૂધથી મિશ્ર કરી સ્કંદગ્રહના વળગાડવાળા બાળકને તે પિવડાવવું ૪

सर्षपाः सर्पनिर्मोको वचा काकादनी घृतम् ।
उष्ट्राजाविगवां चैव रोमाण्युद्धूपनं शिशोः ॥५॥

**ધુમાડી**

સરસવ, સર્પની કાંચળી, વજ, સફેદ ચણોઠી, ઘી, ઊંટનાં રૂંવાડાં, બકરાનાં રૂંવાડાં અને ગાડરનાં રૂંવાડાંની ધુમાડી દેવાથી સ્કંદગ્રહનો વળગાડ શાંત થાય છે ૫

सोमवल्लीमिन्द्रवल्लीं शमीं बिल्वस्य कण्टकान् ।
मृगादन्याश्च मूलानि ग्रथितान्येव धारयेत् ॥६॥

૨ વાયુને હણનારાં વૃક્ષો અચિંત્ય શક્તિવાળાં હોવાને લીધે વ્યાધિ અને ગ્રહને પણ શાંત કરે છે

તે બાળકના શરીર પર પ્રવીણ વૈદ્યે નેતર, આંબો અને દોઠના ક્વાથનું સિંચન કરવું. ૨

कषायमधुरैस्तैलं कार्य्यमभ्यञ्जने शिशोः ॥३॥

અભ્યંગ

વડ વગેરે કષાયવૃક્ષોના ક્વાથ અને કાકોલ્યાદિ મધુરગણના કલ્કથી તેલ પકવીને તે તેલ બાળકના શરીર પર ચોળવામાં આવે, તો તેથી શકુનીના વળગાડની શાંતિ થાય છે. ૩

मधुकोशीरहीवेरसारिवोत्पलपद्मकैः ॥
रोध्रप्रियङ्गुमञ्जिष्ठागैरिकैः प्रदिहेच्छिशुम् ।
व्रणप्रोक्तानि चूर्णानि पथ्यानि विविधानि च ॥४॥

લેપન તથા આહાર

જેઠીમધ, વાળો, કાળો વાળો, ઉપલસરી, નીલકમળ, પદ્મકાષ્ઠ, લોધર, ઘઉંલાં, મજીઠ અને સોનાગેરુનો બાળકના શરીર પર લેપ કરવો. ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં વ્રણોની ઉપર કરવાનાં જે શોધન–રોપણ ચૂર્ણો કહ્યાં છે, તેઓની પણ યોજના કરવી અને સૂત્રસ્થાનના ૨૦મા અધ્યાયમાં રાતા ચોખા, મગ તથા દાડમ વગેરે જે પથ્યો કહેલાં છે, તેઓનો આહાર કરાવવો. ૪

स्कन्दग्रहे धूपनानि तानीहापि प्रयोजयेत् ॥५॥

ધુમાડી

ગયા અઠ્ઠાવીસમા અધ્યાયના પમા વિષયમાં સ્કંદના વળગાડ ઉપર જે ધુમાડી કહેવામાં આવી છે, તે જ ધુમાડી શકુનીના વળગાડ ઉપર પણ યોજવી. ૫

शतावरीमृगैर्वारुनागदन्तीनिदिग्धिकाः ।
लक्ष्मणां सहदेवां च बृहतीं चापि धारयेत् ॥६॥

હાર–માળા

શતાવરી, ઇંદ્રવારણી, નાગદમણ, બેઠી ભોરિંગણી, લક્ષ્મણા, સહદેવી કે જે મહાબલા કહેવાય છે તે અને ઊભી ભોરિંગણીને દોરામાં ગૂંથી તેઓની માળા પણ બાળકને પહેરાવી રાખવી. ૬

तिलतण्डुलकं माल्यं हरितालं मनःशिला ॥
बलिरेष करञ्जेषु निवेद्यो नियतात्मना ।
निकुञ्जे च प्रयोक्तव्यं स्नानमस्य यथाविधि ॥७॥

બલિદાન તથા સ્નાન

અંતઃકરણને સાવધાન રાખીને વૈદ્યે તલ, ચોખા, ફૂલ, હરતાલ અને મણશીલનો બલિ કરંજનાં વૃક્ષોમાં દેવો અને સ્કંદગ્રહના વિષયમાં કહેલા વિધિ પ્રમાણે બાળકને વૃક્ષોના નિકુંજમાં સ્નાન કરાવવું. ૭

स्कन्दग्रहोपशमनं घृतं तच्चेह पूजितम् ॥८॥

પાવાનું ઘી

સ્કંદગ્રહના વળગાડના વિષયમાં જે ઘી કહેવામાં આવ્યું છે, તે ઘી શકુનીના વળગાડ ઉપર પણ પાવું હિતકારી છે. ૮

कुर्य्याच्च विविधां पूजां शकुन्याः कुसुमैः शुभैः ॥९

પૂજા

શુભ પુષ્પોથી શકુનીની વિવિધ પ્રકારની પૂજા પણ કરવી. ૯

अन्तरिक्षचरा देवी सर्वालङ्कारभूषिता ।
अधोमुखी तीक्ष्णतुण्डा शकुनी ते प्रसीदतु ॥
दुर्दर्शना महाकाया पिङ्गाक्षी भैरवस्वरा ।
लम्बोदरी शङ्कुकर्णी शकुनी ते प्रसीदतु ॥१०॥

શકુનીના વિધાનના મંત્રો

અંતરિક્ષમાં ફરનારી, સઘળા અલંકારોથી શણગારેલી અને નીચા તથા તીક્ષ્ણ મોઢાવાળી શકુની દેવી તને પ્રસન્ન થજો. ભયંકર દર્શનવાળી, મોટી કાયાવાળી, પીંગળી આંખોવાળી, ભયંકર અવાજવાળી, લાંબા પેટવાળી અને ખીલા જેવા કાનોવાળી શકુની તને પ્રસન્ન થાઓ. (આ અર્થવાળા મૂલોક્ત સંસ્કૃત મંત્રો બોલવા.) ૧૦

માટે બાલકના શરીર ઉપર બીલી, સરસડિયો, દૂર્વા અને સુરસાદિગણના ક્વાથનું સિંચન કરવું.

सर्वगन्धविपक्वं तु तैलमभ्यञ्जने हितम् ॥३॥

**અભ્યંગ**

એલાદિગણના ક્વાથ તથા કલ્કથી તેલ પકવીને તે તેલ બાળકના શરીર પર ચોળવાથી સ્કંદાપસ્મારની શાંતિ થાય છે. ૩

क्षीरवृक्षकषाये च काकोल्यादौ गणे तथा ।
त्रिपक्तव्यं घृतं वापि पानीयं पयसान्वितम् ॥४॥

**પાવાનું ઘી**

વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ચોગણા ક્વાથમાં અને ચોગણા દૂધમાં કાકોલ્યાદિગણનો કલ્ક નાખી ઘી પકવવું. આ ઘી દૂધમાં મિશ્ર કરીને સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકને પાવાથી સ્કંદાપસ્મારની શાંતિ થાય છે. ૪

उत्सादनं वचाहिङ्गुयुक्तं स्कन्दग्रहे हितम् ॥५॥

**શરીર ચોળવું**

વજ અને હિંગનો પાતળો કલ્ક કરી બાળકના શરીર પર ચોળવાથી સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકનું હિત થાય છે. (સ્કંદનો વળગાડ પણ આ ચોળવાથી શાંત થાય છે.) ૫

गृध्रोलूकपुरीषाणि केशा हस्तिनखा घृतम् ।
वृषभस्य च रोमाणि योज्यान्युद्धूपनेऽपि च ॥६॥

**ધુમાડી**

ગરજની ચરક, ઘુવડની ચરક, વાળ, હાથીના નખ, ઘી અને બળદનાં રૂંવાડાંની ધુમાડી દેવાથી સ્કંદાપસ્મારનો વળગાડ શાંત થાય છે. ૬

अनन्तां कुक्कुटीं बिम्बीं मर्कटीं चापि धारयेत् ॥७॥

**હાર-માળા**

ઉપલસરી, કુકડવેલ, કડવી ઘોલી અને કૌવચને દોરામાં ગૂંથી, તેની માળા બાળકને પહેરાવી રાખવી, એ પણ સ્કંદાપસ્મારવાળા બાળકનું હિત કરે છે. ૭

पक्वापक्वानि मांसानि प्रशस्तं रुधिरं पयः ।
मूत्रौदनो निवेद्यश्च स्कन्दापस्मारिणोऽग्रतः ।
चतुष्पथे च कर्त्तव्यं स्नानमस्य यतात्मना ॥८॥

**બલિદાન તથા સ્નાન**

સ્કંદાપસ્મારના વળગાડની શાંતિ માટે કાચાં તથા પાકાં માંસ, બકરાનું તાજું લોહી, દૂધ અને બાફેલા અડદના ભાત સહિત બાકળાંનું સ્કંદાપસ્મારને ખાડામાં બલિદાન દેવું.

વૈદ્યે સાવધાન અંતઃકરણ રાખી સ્કંદાપસ્મારના વળગાડવાળા બાળકને રાતે ચૌટામાં લઈ જઈ નવા ચોખા તથા જવનું મંડલ કરી તેમાં બેસાડી ગાયત્રી મંત્રથી મંત્રેલા જળ વડે નવડાવવો. ૮

स्कन्दापस्मारसंज्ञो यः स्कन्दस्य दयितः सखा ।
विशाखसंज्ञश्च शिशोः शिवोऽस्तु विकृताननः ॥९॥

**સ્કંદાપસ્મારના વિધાનનો પાઠ્ય મંત્ર**

કાર્તિકેયસ્વામીનો વિશાખ નામનો જે પ્રિય મિત્ર 'સ્કંદાપસ્માર' એ નામથી ઓળખાય છે અને વિકૃત મોઢાવાળો છે, તે દેવ આ બાળકને સુખદાઈ થજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૯

## અધ્યાય ૩૦મો

अथातः शकुनीप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'શકુનીપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

शकुन्यभिपरीतस्य कार्य्यो वैद्येन जानता ।
वेतसाम्रकपित्थानां निष्काथः परिषेचने ॥२॥

**સિંચન**

જે બાળકને શકુનીનો વળગાડ થયો હોય,

૧ શકુનીના વળગાડની ચિકિત્સા સિંચન.

# અધ્યાય ૩૨ મો

अथातः पूतनाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પૂતનાપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

कपोतवङ्काऽरलुको वरुणः पारिभद्रकः ।
आस्फोता चैव योज्याः स्युर्बालानां परिषेचने ॥२

## સિંચન

જે બાળકોને પૂતનાનો વળગાડ થયો હોય, તેઓનાં શરીરો પર બ્રાહ્મી, અરડૂસો, વાયવરણો, લીંબડો અને ગરણી અથવા ઉપલસરીના ક્વાથોની સિંચનમાં યોજના કરવી. ૨

वचा वयःस्था गोलोमी हरितालं मनःशिला ।
कुष्ठं सर्जरसश्चैव तैलार्थे वर्ग इष्यते ॥ ३ ॥

## અભ્યંગ

વજ, ગળો, દૂર્વા, હરતાલ, મણશીલ, કઠ, અને રાળ–એ સર્વને એકઠાં કરી તેઓના ક્વાથ-તથા કલ્કથી તેલ બનાવી તે તેલ બાળકના શરીરપર ચોળવું. ૩

हितं घृतं तुगाक्षीर्य्यां सिद्धं मधुरकेषु च ।
कुष्ठतालीशखदिरचन्दनास्यन्दने तथा ॥ ४ ॥

## પાવાનું ઘી

વંશલોચન, કાકોલ્યાદિ મધુરગણ, કઠ, તાલીસપત્ર, ખેર, ચંદન અને ભીણોહરમોના ક્વાથ તથા કલ્કથી, ઘી પકવી તે ઘી પૂતનાના વળગાડવાળા બાળકને પાવું. (જો કે કાકોલ્યાદિગણમાં પણ વંશલોચન આવે છે, તો પણ વંશલોચનનું ફરીવાર ગ્રહણ કર્યું છે; માટે વંશલોચન બે ભાગ જેટલું લેવું એમ સમજવું.)

[1] પૂતનાના વળગાડની ચિકિત્સા વિષેનો.

देवदारुवचाहिङ्गुकुष्ठं गिरिकदम्बकः ।
एला हरेणवश्चापि योज्या उद्धूपने सदा ॥
गन्धनाकुलिकुम्मींके मज्जानो बदरस्य च ।
कर्कटास्थि घृतं चैव धूपनं सर्षपैः सह ॥ ५ ॥

## ધુમાડી

દેવદાર, વજ, હિંગ, કઠ, ધારાકદંબ, એલચી અને હરેણુ નામનાં સુગંધી દ્રવ્યની દરવખતે ધુમાડી દેવી. તેમ જ નોરવેલ અથવા રાસ્ના, શેવાળ, બોરના ઠળિયાની અંદરની મજ્જા, કુડચલનું હાડકું, ઘી અને સરસવની પણ ધૂમાડી દેવી. ૫

काकादनीं चित्रफलां बिम्बीं गुञ्जां च धारयेत् ॥६॥

## હાર–માળા

માલકાંકણી, ઈંદ્રવારણી, કડવી ઘોલી અને ચણોઠીની માળા પૂતનાના વળગાડવાળા બાળકને હમેશાં પહેરાવી રાખવી. ૬

मत्स्यौदनं च कुर्वीत कृशरां पललं तथा ।
शरावसम्पुटे कृत्वा बलिं शून्यगृहे हरेत् ॥७॥

## બલિદાન

માછલાંઓ સાથે પકવેલો ભાત, તલ, અડદ તથા ચોખાની ખીચડી અને તલવટને કૂંડાઓના સંપુટમાં રાખીને ઉજ્જડ ઘરમાં પૂતનાને બલિદાન દેવું. ૭

उच्छिष्टेनाभिषेकेण शिरसि स्नानमिष्यते ।
पूज्या च पूतना देवी बलिभिः सोपहारकैः ॥८॥

## સ્નાન તથા પૂજન

પૂતનાના વળગાડવાળા બાળકને આચમનના પાણીથી અથવા એઠવાડથી માથે નવડાવવો અને નવડાવીને પુષ્પાદિક ઉપહારો સહિત બલિઓથી પૂતનાનું પૂજન કરવું. ૮

मलिनाम्बरसंवीता मलिना रूक्षमूर्द्धजा ।
शून्यागाराश्रिता देवी दारकं पातु पूतना ॥
दुर्दर्शना सुदुर्गन्धा कराला मेघकालिका ।
देवी दारकं पातु पूतना ॥९॥

## અધ્યાય ૩૧મો

अथातो रेवतीप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'રેવતીપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

अश्वगन्धाजशृङ्गी च सारिवा सपुनर्नवा ।
सह विदारी च तथा कषायाः सचने हिताः ॥२॥

### સિંચન

જે બાળકને રેવતીનો વળગાડ થયો હોય, તે બાળકના શરીર પર આસોદ, મેંઢાશિંગી અથવા કાકડાશિંગી, ઉપલસરી, સાટોડી, જંગલી મગ, જંગલી અડદ અને ફગવેલાના કંદના કાથોનું સિંચન કરવું, એ હિતકારી થાય છે ૨

तैलमभ्यञ्जने कार्यं कुष्ठे सर्जरसेऽपि वा ॥३॥

### અભ્યંગ

કઠ અથવા રાળના કવાથ તથા કલ્કથી પકવેલું તેલ બાળકના શરીર પર ચોળવું ૩

धवाश्वकर्णककुभधातकीतिन्दुकीषु च ।
काकोल्यादिगणे चैव पानीयं सर्पिरिष्यते ॥४॥

### પાવાનું ઘી

ધાવડો, રાળનું ઝાડ, કડાયો, ધાવણી અને ટીંબરના કવાથથી અને કાકોલ્યાદિગણના કલ્કથી પકવેલું ઘી રેવતીના વળગાડવાળા બાળકને પાવું ૪

कुलत्था: शङ्खचूर्णं च प्रदेहः सार्वगन्धिकः ॥५॥

### લેપ

કળથી, શંખનું ચૂર્ણ અને એલાદિગણના લેપો કરવા હિતકારી છે ૫

गृध्रोलूकपुरीषाणि यवा यवफलो घृतम् ।
सन्ध्ययोरुभयोः कार्यमेतदुद्धूपनं शिशोः ॥६॥

### ધુમાડી

ગરજની ચરક, ઘુવડની ચરક, જવ, વાસ અને ઘીની ધુમાડી સવારે તથા સાંજે બાળકને દેવી હિતકારી છે ૬

वरुणारिष्टकमयं रुचकं सैन्दुकं तथा ।
सततं धारयेच्चापि कृतं वा पौत्रजीविकम् ॥७॥

### ગળામાં માદળિયું

વાયવરણાના, લીંબડાના, અરીઠાનાં, નગડના કે જીયાપોતાના લાકડાનું માદળિયું ઘડાવીને બાળકના ગળામાં હમેશ પહેરાવી રાખવું, એ પણ હિતકારી છે ૭

शुक्लाः सुमनसो लाजाः पयः शाल्योदनं तथा ।
बलिर्निवेद्यो गोष्ठेऽथ रेवत्यै प्रयतात्मना ॥८॥

### બલિદાન

વૈદ્યે ઉપવાસાદિકથી પવિત્ર થઈ રેવતીને સફેદ ફૂલો, શાળની ધાણી, દૂધ અને ચોખાના ભાતનું ગાયોના વાડામાં બલિદાન દેવું ૮

सङ्गमे च भिषक् स्नानं कुर्याद्धात्रीकुमारयोः ॥९॥

### સ્નાન

વૈદ્યે સમુદ્રના અને નદીના અથવા બે નદીઓના સંગમમાં બાળક અને તેની માને નવડાવવાં (સ્કંદગ્રહના વિષયમાં કહેલો વિધિ જુઓ.)૯

नानावस्त्रधरा देवी चित्रमाल्यानुलेपना ।
चलत्कुण्डलिनी श्यामा रेवती ते प्रसीदतु ॥
लम्बा कराला विनता तथैव बहुपुत्रिका ।
रेवती सततं माता सा ते देवी प्रसीदतु ॥१०॥

### શકુનીના વિધાનના પાઠ્ય મંત્રો

વિવિધ વસ્ત્રોને તથા વિચિત્ર પુષ્પોને ધરનારી, વિચિત્ર લેપનવાળી, ચલિત કુંડળોવાળી અને શ્યામ વર્ણવાળી અથવા સોળ વર્ષની રેવતી દેવી તને પ્રસન્ન થાઓ લાંબી, વિકરાળ, મધ્યમાં નમી રહેલી અને ઘણા પુત્રોવાળી રેવતી માતા તને પ્રસન્ન થાઓ (આ અર્થવાળા મૂળોક્ત સંસ્કૃત મંત્રો બોલવા )૧૦

[1] રેવતીના વળગાડની ચિકિત્સા વિધિ

## અંધપૂતનાના વિધાનનો પાઠ્ય મંત્ર

વિકરાળ, પીંગળા વર્ણવાળી, મૂંડી અને ભગવાં વસ્ત્રો પહેનારી અંધપૂતના દેવી પ્રસન્ન થઈને આ બાળકનું રક્ષણ કરજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૧૦

# અધ્યાય ૩૪મો

अथातः शीतपूतनाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શીતપૂતના-પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

कपित्थं सुवहां विम्बीं तथा बिल्वं प्रचीबलम् ।
नन्दीं भल्लातकीं चापि परिषेके प्रयोजयेत् ॥२॥

### સિંચન

કોઠ, રાસ્ના, કડવી ઘોલી, બીલી, અઘેડી, પારસપીપળો અને ભલ્લાતકીના ક્વાથનું શીતપૂતનાના વળગાડવાળા બાળકનાં શરીર પર સિંચન કરવું. ૨

बस्तमूत्रं गवां मूत्रं मुस्तं च सुरदारु च ।
कुष्ठं च सर्वगन्धांश्च तैलार्थमवचारयेत् ॥ ३ ॥

### અભ્યંગ

બકરાના અને ગાયના મૂત્રમાં મોથ, દેવદાર, કઠ અને એલાદિગણનાં દ્રવ્યોનો કલ્ક નાખી, તેલ પકવીને તેને બાળકનાં શરીર પર ચોળવું. ૩

रोहिणीसर्जखदिरपलाशककुभत्वचः ।
निष्क्वाथ्य तस्मिन्निष्क्वाथे सक्षीरं विपचेद् घृतम् ॥

### પાવાનું ઘી

હરડે અથવા કડુ, રાળ, ખેર, ખાખરો અને કડાયાની છાલનો ક્વાથ કરી એ ક્વાથના ત્રણ ભાગ લઈ તેમાં એક ભાગ જેટલું દૂધ નાખીને તેમાં ઘી પકવવું. આ ઘી શીતપૂતનાના વળગાડવાળા બાળકને પાવું. ૪

गृध्रोलूकपुरीषाणि बस्तगन्धामहिस्त्वचः ।
निम्बपत्राणि मधुकं धूपनार्थे प्रयोजयेत् ॥५॥

### ધુમાડી

ગરજની ચરક, ઘુવડની ચરક, તલવણી, સર્પની કાંચળી, લીંબડાના પાંદડાં અને જેઠીમધની ધુમાડી બાળકને દેવી. ૫

धारयेदपि लम्बां च गुञ्जां काकादनां तथा ॥६॥

### હાર–માળા

કડવી તૂંબડી, ચણોઠી અને માલકાંકણી અથવા કાંટાળા ટીંબરવાને દોરામાં ગૂંથી માળા બનાવીને તે માળા શીતપૂતનાના વળગાડવાળા બાળકના ગળામાં પહેરાવી રાખવી. ૬

नद्यां मुद्गकृतैश्चान्नैस्तर्पयेच्छीतपूतनाम् ।
देव्यै देयश्चोपहारो वारुणी रुधिरं तथा ॥७॥

### બલિદાન

નદીને કીનારે જઈ મગનાં અન્નોનું શીતપૂતનાને બલિદાન દેવું અને મદિરા તથા લોહી સહિત ઉપહાર દેવો. ૭

जलाशयान्ते बालस्य स्नपनं चोपदिश्यते ॥८॥

### સ્નાન

શીતપૂતનાના વળગાડવાળા બાળકને વિધિ પ્રમાણે જલાશયના સમીપમાં નવડાવવો. ૮

मुद्गौदनाशना देवी सुराशोणितपायिनी ।
जलाशयालया देवी पातु त्वां शीतपूतना ॥९॥

## શીતપૂતના વિધાનનો પાઠ્ય મંત્ર

મગવાળા ભાત ખાનારી, મદ્ય તથા રુધિરનું પાન કરનારી અને જલાશયોમાં રહેનારી શીતપૂતના દેવી તારું રક્ષણ કરજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૯

---

1 શીતપૂતનાના વળગાડની ચિકિત્સા વિષનો.

**પૂતનાના વિધાનના પાઠય મંત્રો**

મેલાં વસ્ત્રોથી વીંટાયેલી, મેલી, રૂક્ષ વાળો વાળી અને ઉજડ ઘરમાં રહેનારી પૂતના દેવી આળકની રક્ષા કરજો. ક્રૂર દેખાવવાળી, અત્યંત દુર્ગંધવાળી, વિકરાળ, મેઘ જેવી કાળી અને તૂટેલાં ઘરમાં રહેનારી પૂતના દેવી બાળકનું રક્ષણ કરજો (આ અર્થવાળા મૂળોક્ત સંસ્કૃત મંત્રો બોલવા.) ૯

## અધ્યાય ૩૩મો

अथातोऽन्धपूतनाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'અંધપૂતનાપ્રતિષેધ'* એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

तिक्तद्रुमपत्राणां कार्यः क्वाथोऽवसेचने ॥२॥

**સિંચન**

લીંબડો, ગળો, અરડૂસો, પટોલ અને બોરિંગણીના કવાથનું અંધપૂતનાના વળગાડવાળા બાળકના શરીર પર સિંચન કરવું ૨

सुरा सौवीरकं कुष्ठं हरितालं मनःशिला ।
तथा सर्जरसश्चैव तैलार्थमुपदिश्यते ॥ ३ ॥

**અભ્યંગ**

સુરા, કાંજી, કઠ, હરતાલ, મણશીલ અને રાળથી પકવેલું તેલ બાળકના શરીર પર ચોળવું

पिप्पल्यः पिप्पलीमूलं वर्गो मधुरको मधु ।
शालपर्णी बृहत्यौ च घृतार्थमुपदिश्यते ॥४॥

**પાવાનું ઘી**

પીપર, પીપરીમૂળ, કાકોલ્યાદિ મધુર ગણ, મધ, શાલિપર્ણી, બેઠી ભોરિંગણી અને ઊભી ભોરિંગણીના કવાથ તથા કલ્કથી ઘી પકવી, ઠંડુ પાડી તેમાં મધ નાખીને તે ઘી અંધપૂતનાના વળગાડવાળા બાળકને પાવું ૪

सर्वगन्धैः प्रदेहश्च गात्रेष्वक्ष्णोश्च शीतलैः ॥५॥

**લેપ**

અંધપૂતનાના વળગાડવાળા બાળકના શરીર પર કેસર, અગર, કપૂર, કસ્તૂરી અને ચંદનનું લેપન કરવું અને નેત્રો ઉપર ચંદન તથા કપૂરનું લેપન કરવું ૫

पुरीषं कौक्कुटं केशांश्चर्म सर्पत्वचं तथा ।
जीर्णां च भिक्षुसङ्घाटीं धूपनायोपकल्पयेत् ॥६॥

**ધુમાડી**

કૂકડાની ચરક, વાળ, ચામડું, સર્પની કાંચળી અને બૌદ્ધસાધુની અથવા કોઈ સંન્યાસીની જૂની કફની કે ગોદડીના ચીથરાંની બાળકને ધુમાડી દેવી. ૬

कुक्कुटीं मर्कटीं बिम्बीमनन्तां चापि धारयेत् ॥७॥

**હાર–માળા**

કૂકડવેલ, કૌંચ, કડવી ઘોલી અને ઉપલસરીને દોરામાં ગૂંથી માળા બનાવીને તે માળા બાળકના ગળામાં પહેરાવી રાખવી ૭

मांसमामं तथा पक्वं शोणितं च चतुष्पथे ।
निवेदयन्तश्च गृहे शिशो रक्षानिमित्ततः ॥८॥

**બલિદાન**

બાળકની રક્ષા માટે કાચું તથા પાકું માંસ અને લોહીનું ચૌટામાં તથા અંદરના ઘરમાં અંધપૂતનાને બલિદાન દેવું. ૮

शिशोश्च स्नपनं कुर्यात् सर्वगन्धोदकैः शुभैः ॥९॥

**સ્નાન**

એલાદિગણનાં બધાં સુંદર દ્રવ્યોથી મિશ્ર કરેલા જલ વડે અંધપૂતનાના વળગાડવાળા બાળકને ચૌટામાં અથવા અંદરના ઘરમાં નવડાવવો ૯

करालां पिङ्गला मुण्डा कषायाम्बरवासिनी ।
देवी बालमिमं प्रीता संरक्षत्वन्धपूतना ॥१०॥

* અંધપૂતના નામે વળગાડનો પ્રતિષેધ ચિકિત્સા.

એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુત ની પાસે કહેલું છે. ૧

बिल्वाग्निमन्थपूतीकाः कार्याः स्युः परिषेचने ।
सुरासौवीरधान्याम्लैः परिषेकश्च शस्यते ॥२॥

### સિંચન

બીલી, અરણી અને કરંજના ક્વાથનું નૈગમેષના વળગાડવાળા બાળકનાં શરીર પર સિંચન કરવું. સુરા, ફોતરાવગરના કાચા અથવા પકવેલા ઘઉંનો આટો અને ધાન્યામ્લ (ચોખાનાં ચૂર્ણના તથા કોદરા વગેરેનાં ચૂર્ણના આથાનું સિંચન કરવું, એ પણ ઉત્તમ ગણાય છે.) ૨

प्रियङ्गुसरलानन्ताशतपुष्पाकुटन्नटैः ।
पचेत्तैलं सगोमूत्रैर्दधिमस्त्वम्लकाञ्जिकैः ॥३॥

### અભ્યંગ

ધઉલાં, નસોતર, ઉપલસરી, સૂવા અને અરડૂસાનો કલ્ક નાખી ગોમૂત્ર, દહીનું પાણી અને ખાટી કાંજીમાં તેલ પકવવું અને તે તેલ બાળકના શરીર પર ચોળવું. ૩

पञ्चमूलद्वयक्वाथे क्षीरे मधुरकेषु च ।
पचेद्घृतं च मेधावी खर्जूरीमस्तकेऽपि च ॥४॥

### પાવાનું ઘી

બૃહત્પંચમૂળ, તથા લઘુપંચમૂળના ક્વાથમાં કાકોલ્યાદિ મધુરવર્ગનો કલ્ક, ખજૂરીના ઉપરના ભાગની મજ્જા તથા દૂધ નાખી, તેમાં ઘી પકવવું. બુદ્ધિમાન વૈદ્યે આ ઘી નૈગમેષના વળગાડવાળા બાળકને પાવું. ૪

वचां वयःस्थां गोलोमीं जटिलां चापि धारयेत् ॥५॥

### હાર–માળા

વજ, આંબલી અથવા ગળો, દૂર્વા અને જટામાંસીને દોરામાં ગૂંથી તેની માળા નૈગમેષના વળગાડવાળા બાળકને નિરંતર પહેરાવી રાખવી. ૫

उत्सादनं हितं चात्र स्कन्दापस्मारनाशनम् ॥६॥

### શરીર પર અભ્યંગ

ગયા ૨૯મા અધ્યાયના ૫મા વિષયમાં સ્કંદાપસ્મારના વળગાડનો નાશ કરવા માટે બાળકના શરીર પર જે દ્રવ્યોનો કલ્ક ચોળવાનું કહ્યું છે, તે જ દ્રવ્યોનો કલ્ક નૈગમેષના વળગાડવાળા બાળકના શરીર પર ચોળવો હિતકારી છે.

सिद्धार्थकवचाहिङ्गु कुष्ठं चैवाक्षतैः सह ।
भल्लातकाजमोदाश्च हितमुद्धूपनं शिशोः ॥
मर्कटोलूकगृध्राणां पुरीषाणि नवग्रहे ।
धूपः सुप्ते जने कार्यो बालस्य हितमिच्छता ॥७॥

### ધુમાડી

સરસવ, વજ, હિંગ, કઠ, અક્ષત, ભિલ્લામું અને અજમોદની ધુમાડી દેવી એ નૈગમેષના વળગાડવાળા બાળકને હિતકારી થાય છે. રાતે લોકો સૂઈ રહ્યા હોય, તે સમયે બાળકનું હિત ઇચ્છનારા વૈદ્યે વાંદરાની વિષ્ટા, ઘુવડની ચરક અને ગરંજની ચરકની ધુમાડી પણ દેવી. ૭

तिलतण्डुलकं माल्यं भक्ष्यांश्च विविधानपि ।
कुमारपितृमेषाय वृक्षमूले निवेदयेत् ॥
बलिं न्यग्रोधवृक्षे तु तिथौ षष्ठ्यां निवेदयेत् ॥८॥

### બલિદાન

તલ, ચોખા, પુષ્પો તથા અનેક પ્રકારનાં ભક્ષ્યોનું બલિદાન નૈગમેષને તૃપ્ત કરવા માટે વૃક્ષના મૂળમાં દેવું. છઠના રોજ એ બલિદાન વડના ઝાડની નીચે દેવું. (આ નૈગમેષ નામનો બાલગ્રહ વખત પર બાળકોનું રક્ષણ પણ કરે છે તેથી તે કુમારપિતા પણ કહેવાય છે.) ૮

अधस्ताद्वटवृक्षस्य स्नपनं चोपदिश्यते ॥९॥

### સ્નાન

નૈગમેષના વળગાડવાળા બાળકને વડના ઝાડ નીચે ગાયત્રી અથવા નીચે આપેલા મંત્રથી મંત્રેલા જળ વડે નવડાવવો. ૯

अजाननश्चलाक्षिभ्रूः कामरूपी महायशाः ।
बालं पालयिता देवो नैगमेषोऽभिरक्षतु ॥१०॥

## અધ્યાય ૩૫ મો

अथातो मुखमण्डिकाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'મુખમંડિકા પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

कपित्थविल्वतर्कारीनाशीगन्धर्वहस्तकाः ।
कुबेराक्षी च योज्याः स्युर्बालाना परिषेचने ॥२॥

### સિંચન

કોઠ, બીલી, અરણી, વંશલોચન, સફેદ એરંડો અને કાકચના ક્વાથનુ મુખમંડિકાના વળગાડવાળા બાળકનાં શરીર પર સિંચન કરવુ ૨

स्वरसंभृङ्गपत्राणां तथाजहरिगन्धयोः ।
तैलं वसा च संयोज्य पचेदभ्यञ्जने शिशोः ॥३॥

### અભ્યંગ

ભાંગરાનાં પાદડા, તલવણીનાં પાદડા તથા આમોદનાં પાદડાંના સ્વરસમા તેલ તથા ચરબી ને મિશ્ર કરીને પકવીને તે બાળકના શરીર પર ચોળવું. ૩

मधूलिकायां पयसि तुगाक्षीर्यां गणे तथा ।
मधुरे पञ्चमूले च कनीयसि घृतं पचेत् ॥४॥

### પાવાનું ઘી

ગરણી, વંશલોચન, સઘળો મધુરવર્ગ અને લઘુપંચમૂલના ક્વાથમાં ઘી નાખી તેમાં ઘી પકવવુ અને તે ઘી મુખમંડિકાના વળગાડવાળા બાળકને પાવુ ૪

वचा सर्जरसः कुष्ठं सर्पिश्चोद्धूपने हितम् ॥५॥

### ધુમાડી

વજ, રાળ, કઠ અને ઘીની બાળકને ધુમાડી દેવી હિતકારી છે ૫

धारयेदपि जिह्वाश्च चापचीरल्लिसर्पजाः ॥६॥

### હાર-માળા

ચાષ જાતના ગૃધ્રપક્ષીની જીભ, ચીન-(સમળા)ની જીભ અને સર્પની જીભની માળા બનાવીને મુખમંડિકાના વળગાડવાળા બાળકના ગળામા હમેશ પહેરાવી રાખવી ૬

वर्णकं चूर्णकं माल्यमञ्जनं पारदं तथा ।
मनःशिला चोपहरेद्गोष्ठमध्ये बलिं तथा ॥
पायसं सपुरोडाशं बल्यर्थमुपहारयेत् ॥७॥

### બલિદાન

ગાયોના વાડામા ગુલાલ, વાટેલા ચોખાનો લોટ, ફૂલ, અંજન, પારો અને મણશીલનો ઉપહાર આપી દૂધપાક અને ઘઉંના લોટની રોટલીનુ બલિદાન દેવુ ૭

मन्त्रपूताभिरद्भिश्च तत्रैव स्नपनं हितम् ॥८॥

### સ્નાન

મુખમંડિકાના વળગાડવાળા બાળકને ગાયત્રીમંત્રથી અથવા નીચે આપેલા મંત્રથી મંત્રેલા જળ વડે ગાયોના વાડામાં નવડાવવો, એ હિતકારી છે ૮

अलङ्कृता रूपवती सुभगा कामरूपिणी ।
गोष्ठमध्यालयरता पातु त्वा मुखमण्डिका ॥९॥

### મુખમંડિકાના વિધાનનો પાઠ્ય મંત્ર

શણગારેલી, રૂપાળી, સૌભાગ્યવાળી, ધાર્યા પ્રમાણે રૂપો ધરવાની શક્તિવાળી અને ગાયોના વાડાઓમાં રહેવામાં રુચિવાળી મુખમંડિકાદેવી તારું રક્ષણ કરજો (આ અર્થવાળો મૂળનો સંસ્કૃત મંત્ર બોલવો.) ૯

## અધ્યાય ૩૬ મો

अथातो नैगमेषप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'નૈગમેષપ્રતિષેધ'[1]

[1] મુખમંડિકાના વળગાડની ચિકિત્સા વિષે.

[1] નૈગમેષના વળગાની ચિકિત્સા વિષે.

સ્કંદ અને કુમાર એ બે નામો કાર્તિકેયસ્વામીનાં પણ છે; તે ઉપરથી કાર્તિકેયસ્વામીને બાલગ્રહોમાં ગણી લેવા નહીં; કેમ કે બાળકના જેવી લીલાને ધરનારા અને સદાશિવ તથા અગ્નિથી ઉત્પન્ન થયેલા એ મોટા ઐશ્વર્યવાળા દેવ કાર્તિકેયસ્વામી, બાળકોને દુઃખ દેવારૂપ દુષ્ટ કૃત્યોમાં પોતે કદી પ્રવર્તતા નથી. કેટલાક અલ્પ જ્ઞાનવાળા અપંડિત વૈદ્યો 'કુમાર અને સ્કંદ' એ બે નામો ઉપરથી ભૂલ ખાઈને કહે છે, કે 'કાર્તિકેયસ્વામી બાળકોને વળગે છે.' ૩

ततो भगवता स्कन्दे सुरसेनापतौ कृते ।
उपतस्थुर्ग्रहाः सर्वे दीप्तशक्तिधरं गुहम् ॥
ऊचुः प्राञ्जलयश्चैनं वृत्तिं नः संविधत्स्व वै ।
तेषामर्थे ततः स्कन्दः शिवं देवमचोदयत् ॥
ततो ग्रहांस्तानुवाच भगवान् भगनेत्रहृत् ।
तिर्य्यग्योनिं मानुषं च दैवं च त्रितयं जगत् ॥
परस्परोपकारेण वर्त्तते धार्यतेऽपि च ।
देवा मनुष्यान् प्रीणन्ति तिर्य्यग्योनींस्तथैव च ॥
वर्त्तमानैर्यथाकालं शीतवर्षोष्णमारुतैः ।
इज्याञ्जलिनमस्कारजपहोमव्रतादिभिः ॥
नराः सम्यक् प्रयुक्तैश्च प्रीणन्ति त्रिदिवेश्वरान् ।
भागधेयं विभक्तं च शेषं किञ्चिन्न विद्यते ॥
तद्युष्माकं शुभा वृत्तिर्बालेष्वेव भविष्यति ।
कुलेषु येषु नेज्यन्ते देवाः पितर एव च ॥
ब्राह्मणाः साधवश्चैव गुरवोऽतिथयस्तथा ।
निवृत्ताचारशौचेषु परपाकोपजीविषु ॥
उच्छिन्नबलिभिक्षेषु भिन्नकांस्योपभोजिषु ।
गृहेषु तेषु ये बालास्तान् गृह्णीध्वमशङ्किताः ॥
तत्र वो विपुला वृत्तिः पूजा चैव भविष्यति ।
एवं ग्रहाः समुत्पन्ना बालान् गृह्णन्ति चाप्यतः ॥४॥

### બાલગ્રહો બાળકોને વળગવાનું કારણ

જે સમયે ભગવાન સદાશિવે કાર્તિકેયસ્વામીને દેવતાઓના સેનાપતિ કર્યા, તે સમયે એ સઘળા બાલગ્રહોએ પ્રદીપ્ત અંગને ધરનારા કાર્તિકેયસ્વામીની સમીપમાં આવી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી, કે 'અમોને આજીવિકા કરી આપો.' એ ઉપરથી તેઓને માટે કાર્તિકેયસ્વામીએ સદાશિવની પ્રાર્થના કરતાં મોટા ઐશ્વર્યવાળા અને ભગદેવનાં નેત્રોનું હરણ કરનારા સદાશિવે તે બાલગ્રહોને કહ્યું, કે 'આ જગત, કે જે પશુપક્ષી વગેરેની જાતિ, મનુષ્યજાતિ અને દેવજાતિ એ રીતે ત્રણ જાતિઓવાળું છે, તે પરસ્પરે કરેલા ઉપકારથી વર્તે છે અને તે ઉપકારથી ટકી રહ્યું છે. દેવતાઓ તે તે યોગ્ય સમયોમાં ગરમી, વરસાદ, ઠંડી તથા પવનને ઉત્પન્ન કરી મનુષ્યો તથા પશુપક્ષીઓ વગેરેને તૃપ્ત કરે છે. મનુષ્યો યજન, હાથ જોડવા, નમસ્કાર, જપ, હોમ તથા વ્રત ઇત્યાદિ ક્રિયાઓ સારી રીતે કરી, દેવતાઓને તૃપ્ત કરે છે. પશુપક્ષી વગેરે જાતિઓ પોતાનાં દૂધ વગેરેથી તથા માંસાદિથી માણસો તથા દેવતાઓને તૃપ્ત કરે છે; અને માણસો પણ પાલન આદિથી પશુપક્ષી વગેરેને તૃપ્ત કરે છે. આ પ્રમાણે હોવાથી સઘળું તે તે ભાગોમાં વહેંચાઈ ગયું છે અને તેને લીધે કાંઈ બાકી રહ્યું નથી, માટે તમારી બધાની સારી પેઠે આજીવિકા તો બાળકોની ઉપર જ ચાલશે. જે કુલોમાં દેવતાઓનું, પિતૃઓનું, બ્રાહ્મણોનું, સાધુઓનું, ગુરુઓનું તથા અતિથિઓનું પૂજન ન થતું હોય તથા જે કુલો પવિત્રતા તથા આચારથી રહિત હોય, નીચ વૃત્તિવાળાં હોય, પરાઈ રસોઈઓથી જ જીવતાં હોય, કોઈને ભિક્ષા કે બલિદાન ન આપતાં હોય અને ફૂટી ગયેલાં કાંસાનાં વાસણોમાં જમનારાં હોય, તે કુલોમાં તથા તેવાં ઘરોમાં જે જે બાળકો હોય, તે તે બાળકોને તમો નિઃશંકપણાથી પકડજો (વળગજો); એટલે તેઓમાં તમારી મોટી આજીવિકા ચાલશે અને પૂજા પણ થશે.' ઉત્પન્ન થયેલા બાલગ્રહો આ પ્રમાણે સદાશિવની આજ્ઞાને અનુસરી બાળકોને વળગે છે. ૪

### નૈગમેષ સંબંધી વિધાનમાં પાઠય મંત્ર

બકરાના જેવા મોઢાવાળો, ચંચળ આંખોવાળો, ચંચળ ભ્રકુટીઓવાળો, યથેષ્ટ રૂપો ધરનારો, મોટી કીર્તિવાળો અને બાળકનું પાલન કરનારો નૈગમેષદેવ આ બાળકનું રક્ષણ કરજો. (આ અર્થવાળો મૂલોક્ત સંસ્કૃત મંત્ર બોલવો.) ૧૦

## અધ્યાય ૩૭ મો

अथातो ग्रहोत्पत्तिमध्यायं व्याख्यास्यामः।.
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ગ્રહોત્પત્તિ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

नव स्कन्दादयः प्रोक्ता बालानां य इमे ग्रहाः।
श्रीमन्तो दिव्यवपुषो नारीपुरुषविग्रहाः ॥
एते गुहस्य रक्षार्थं कृत्तिकोमाग्निशूलिभिः।
सृष्टाः शरवणस्थस्य रक्षितस्यात्मतेजसा ॥२॥

### બાલગ્રહો કોણે ઉત્પન્ન કર્યા?

ઐશ્વર્યવાળા, દિવ્ય શરીરોવાળા અને જેઓમાં ૬નો આકાર સ્ત્રીઓના જેવો છે તથા ત્રણનો આકાર પુરુષોના જેવો છે,[2] એવા આ સ્કંદ આદિ જે નવ બાલગ્રહો કહેવામાં આવ્યા, તેઓને કાંસડાઓના વનમાં રહેલા અને પોતાની શક્તિથી જ રક્ષણ પામેલા કાર્તિકેયસ્વામીના રક્ષણ[3] માટે કૃત્તિકાઓએ, ગંગાએ, પાર્વતીએ, અગ્નિએ તથા સદાશિવે ઉત્પન્ન કરેલા છે. ૨

स्त्रीविग्रहा ग्रहा ये तु नानारूपा मयेरिताः।
गङ्गोमाकृत्तिकानां च ते भागा राजसा मताः॥
नैगमेषस्तु पार्वत्या सृष्टो मेषाननो ग्रहः।
कुमारधारी देवस्य गुहस्यात्मसमः सखा ॥
स्कन्दापस्मारसंज्ञो यः सोऽग्निनाग्निसमद्युतिः।
स च स्कन्दसखा नाम विशाख इति चोच्यते॥
स्कन्दः सृष्टो भगवता देवेन त्रिपुरारिणा।
बिभर्त्ति चापरां संज्ञां कुमार इति स ग्रहः॥
बाललीलाधरो योऽयं देवो रुद्राग्निसम्भवः।
मिथ्याचारेषु भगवान् स्वयं नैष प्रवर्त्तते॥
कुमारः स्कन्दसामान्यादत्र केचिदपण्डिताः।
गृह्णातीत्यल्पविज्ञाना ब्रुवते देहचिन्तकाः॥३॥

### નવ બાલગ્રહોમાં કોને કોણે ઉત્પન્ન કર્યા?

અનેક પ્રકારનાં રૂપોવાળા અને સ્ત્રીઓના જેવાં શરીરોવાળા શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના અને મુખમંડિકા એ છ ગ્રહોને ગંગાએ, પાર્વતીએ અને કૃત્તિકાઓએ મળીને ઉત્પન્ન કરેલા છે. એ કે સઘળા ગ્રહો રજોગુણવાળા છે, તો પણ તેઓમાં એ છ ગ્રહો વિશેષ રજોગુણવાળા છે, એમ માનવામાં આવે છે.

બકરાના જેવા મોઢાવાળો નૈગમેષ નામનો ગ્રહ, કે જે પુરુષના જેવા શરીરવાળો છે, વખતપર બાળકોનું રક્ષણ પણ કરે છે અને કાર્તિકેયસ્વામીનો પ્રાણ સમાન પ્રિય મિત્ર છે, તેને પાર્વતીએ જ ઉત્પન્ન કર્યો છે.

અગ્નિના જેવી કાંતિવાળો સ્કંદાપસ્માર નામનો ગ્રહ, કે જે પુરુષના જેવા શરીરવાળો છે, તેને અગ્નિએ ઉત્પન્ન કરેલો છે અને તે સ્કંદસખા તથા વિશાખ એ નામોથી પણ ઓળખાય છે.

સ્કંદ નામનો બાલગ્રહ, કે જે પુરુષના જેવા શરીરવાળો છે, તેને ત્રિપુરનો સંહાર કરનારા સાક્ષાત્ સદાશિવે જ ઉત્પન્ન કરેલો છે. એ ગ્રહ બીજા 'કુમાર' એ નામથી પણ ઓળખાય છે.

૧ ગ્રહોની ઉત્પત્તિ, બાળકોને વળગાડનું કારણ અને વળગાડોની સુખસાધ્યતા તથા અસાધ્યતા વિષે.

૨ શકુની, રેવતી, પૂતના, અંધપૂતના, શીતપૂતના અને મુખમંડિકા એ છ બાલગ્રહો સ્ત્રીઓના આકારવાળા છે અને સ્કંદ, સ્કંદાપસ્માર તથા નૈગમેષ એ ત્રણ ગ્રહો પુરુષોના આકારવાળા છે.

૩ જો કે પોતાની જ શક્તિથી રક્ષિત હોવાને લીધે તેમને બીજા કોઈ પણ રક્ષકોની જરૂર ન હતી, તો પણ કૃત્તિકા વગેરેએ પુત્રપ્રેમને લીધે તેમના રક્ષણ માટે નવ બાલગ્રહો ઉત્પન્ન કર્યા છે.

શ્લૈષ્મિક (કફ સંબંધી) યોનિરોગોના અત્યાનંદા, કર્ણિકા, આનંદચરણા, અતિચરણા અને શ્લેષ્મસ્રા એ પાંચ ભેદો છે. સાન્નિપાતિક યોનિરોગોના ષંડા, ફલિની, મહતી, સૂચિવક્ત્રા અને ત્રિદોષિણી એ પાંચ ભેદો છે. ૫

सफेनिलमुदावर्ता रजः कृच्छ्रेण मुञ्चति ।
वन्ध्यां नष्टार्त्तवां विद्याद्विप्लुतां नित्यवेदनाम् ॥
परिप्लुतायां भवति ग्राम्यधर्म्मे रुजा भृशम् ।
वातला कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता ।
चतसृष्वपि चाद्यासु भवन्त्यनिलवेदनाः ॥६॥

## વાતિક યોનિરોગોના પાંચ ભેદોનાં જુદાંજુદાં લક્ષણો

યોનિમાંથી અત્યંત કષ્ટપૂર્વક ફીણવાળું રજ નીકળતું હોય તો તે યોનિરોગ **ઉદાવર્ત્તા** કહેવાય છે. યોનિ સર્વદા રજવગરની જ રહેતી હોય, એટલે કદી પણ રજવાળી ન થતી હોય, એ યોનિરોગ **વંધ્યા** કહેવાય છે. યોનિ સર્વદા વેદનાયુક્ત જ રહ્યા કરે, એ યોનિરોગ **વિપ્લુતા** કહેવાય છે. મૈથુનના સમયે યોનિમાં અત્યંત વેદના થતી હોય, તે યોનિરોગ **પરિપ્લુતા** કહેવાય છે. યોનિ કઠણ, ખરસટ, અક્કડ અને વાયુ સંબંધી શૂળથી તથા સોઈ વડે ભોંકાયા જેવી વેદનાથી યુક્ત રહેતી હોય, એ યોનિરોગ **વાતલા** કહેવાય છે. જો કે વાયુરૂપ દોષવાળા ઉપર કહેલા ઉદાવર્ત્તા, વંધ્યા, વિપ્લુતા અને પરિપ્લુતા એ ચારે યોનિરોગોમાં સોઈથી ભોંકાયા જેવી પીડા વગેરે વાયુ સંબંધી વેદનાઓ થાય છે; તો પણ આ પાંચમા પ્રકારના વાતિક યોનિરોગમાં તો એ વેદનાઓ અત્યંત થાય છે; માટે તેનું બીજું નામ ન આપતાં 'વાતલા' એજ નામ આપ્યું છે. ૬

सदाहं प्रक्षरत्यस्रं यस्याः सा लोहितक्षरा ।
सवातमुद्गिरेद्बीजं वामिनी रजसा युतम् ॥
प्रस्रंसिनी स्पन्दते तु क्षोभिता दुष्प्रसूश्च या ।
स्थितं स्थितं हन्ति गर्भं पुत्रघ्नी रक्तसंस्रवात् ॥
अत्यर्थं पित्तला योनिर्दाहपाकज्वरान्विता ।
चतसृष्वपि चाद्यासु पित्तलिङ्गोच्छ्रयो भवेत् ॥७॥

## પૈત્તિક યોનિરોગના પાંચ ભેદોનાં જુદાંજુદાં લક્ષણો

યોનિમાંથી દાહવાળું લોહી ઝરતું હોય, તો તે યોનિરોગ **રુધિરક્ષરા** કહેવાય છે. યોનિમાંથી પુરુષનું વીર્ય રજની સાથે તથા પવન સાથે બહાર નીકળી જતું હોય, તો તે યોનિરોગ **વામિની** કહેવાય છે. યોનિ મર્દન પામવાને લીધે ઠેકાણા પરથી કાંઈક ચલિત થઈને બહાર નીકળી હોય અને માંડ પ્રસવ કરે એવી થઈ ગઈ હોય, તે યોનિરોગ **સ્રંસિની** કહેવાય છે. યોનિ વારંવાર રહેતા ગર્ભનો લોહીના સ્રાવથી નાશ કરી નાખતી હોય, તે યોનિરોગ **પુત્રઘ્ની** કહેવાય છે. યોનિ દાહથી, પાકવાથી તથા જ્વરથી અત્યંત યુક્ત હોય, એ યોનિરોગ **પિત્તલા** કહેવાય છે. જો કે પિત્તરૂપ દોષવાળા ઉપર લખેલા રુધિરક્ષરા, વામિની, સ્રંસિની અને પુત્રઘ્ની એ ચારે યોનિરોગોમાં દાહ તથા પાકવું વગેરે પિત્ત સંબંધી વેદનાઓ થાય છે, તો પણ આ પાંચમા પ્રકારના પૈતિક યોનિરોગમાં તો એ વેદનાઓ અત્યંત થાય છે, માટે તેનું બીજું નામ ન આપતાં 'પિત્તલા' એ જ નામ આપ્યું છે. ૭

अत्यानन्दा न सन्तोषं ग्राम्यधर्म्मेण गच्छति ।
कर्णिन्यां कर्णिका योनौ श्लेष्मासृग्भ्यां तु जायते ॥
मैथुनाच्चरणात्पूर्वं पुरुषादतिरिच्यते ।
बहुशश्चातिचरणादन्या बीजं न विन्दति ॥
श्लेष्मला पिच्छिला योनिः कण्डूयुक्तातिशीतला ।
चतसृष्वपि चाद्यासु श्लेष्मलिङ्गोच्छ्रितिर्भवेत् ॥८॥

## શ્લૈષ્મિક યોનિરોગના પાંચ ભેદોનાં જુદાંજુદાં લક્ષણો

યોનિ મૈથુનથી સંતોષ જ ન પામતી હોય, એ યોનિરોગ **અત્યાનંદા** કહેવાય છે. યોનિમાં કફ તથા લોહીથી ડોડી જેવા આકારવાળી

ग्रहोपसृष्टा बालास्तु दुश्चिकित्स्यतमा मताः ।
वैकल्यं मरणं चापि ध्रुवं स्कन्दग्रहे मतम् ॥
स्कन्दग्रहोऽत्युग्रतमः सर्वेष्वेव यतः स्मृतः ।
अन्यो वा सर्वरूपस्तु न साध्यो ग्रह उच्यते ॥५॥

### વળગાડોની કષ્ટસાધ્યતા તથા અસાધ્યતા

બાલગ્રહોનો વળગાડ અત્યંત કષ્ટસાધ્ય જ છે. તેઓમાં પણ સ્કંદ નામના બાલગ્રહનો વળગાડ થયો હોય, તો બાળકોનાં શરીરોમાં ખોડખાંપણ અવશ્ય થાય છે અને મરણ પણ થાય છે; કારણ કે સઘળા બાલગ્રહોમાં સ્કંદગ્રહ અત્યંત ઉગ્ર છે. સ્કંદગ્રહ સિવાય બીજા કોઈ બાલગ્રહનો વળગાડ પણ જો પોતાનાં સઘળાં લક્ષણોથી યુક્ત થયો હોય, તો અસાધ્ય જ છે. ૫

## અધ્યાય ૩૮મો

अथातो योनिव्यापत्प्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'યોનિવ્યાપત્પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

प्रवृद्धलिङ्गं पुरुषं यात्यर्थमुपसेवते ।
रूक्षदुर्बलबालायास्तस्या वायुः प्रकुप्यति ॥
स दुष्टो योनिमासाद्य योनिरोगाय कल्पते ॥२॥

### યોનિરોગોનાં નિદાનોમાં વાયુની પ્રધાનતા

જાડા તથા લાંબા લિંગવાળા પુરુષનું અત્યંત સેવન કરવા વગેરે કારણોથી રૂક્ષ, દુર્બલ તથા નાની ઉંમરની સ્ત્રીના શરીરમાં વાયુ પ્રકુપિત થાય અને પ્રકુપિત થયેલો વાયુ પોતાનાં કારણોથી પ્રકુપિત થયેલા પિત્ત તથા કફને પોતાની સાથે લઈ યોનિમાં આવીને યોનિરોગો ઉત્પન્ન કરે છે. ૨

त्रयाणामपि दोषाणां यथास्वं लक्षणेन तु ।
विंशतिर्व्यापदो योनेर्निर्दिष्टा रोगसङ्ग्रहे ॥३॥

### યોનિરોગોની સંખ્યા

યોનિરોગો વાતપ્રધાન હોય છે, છતાં ત્રણે દોષોનાં પોતપોતાનાં જુદાંજુદાં લક્ષણોથી મિશ્ર હોવાને લીધે વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક અને સાન્નિપાતિક એમ મુખ્ય ચાર ભેદોમાં વહેંચાય છે. તેઓ પ્રત્યેક ભેદના પાંચપાંચ પેટા ભેદો ઉપરથી રોગસંગ્રહમાં વીસની સંખ્યા થાય છે. (યોનિરોગો વીસ છે.) ૩

मिथ्याचारेण याः स्त्रीणां प्रदुष्टेनार्त्तवेन च ।
जायन्ते बीजदोषाच्च दैवाच्च शृणु ताः पृथक् ॥४॥

### યોનિરોગોના દૂરનાં નિદાનોમાં દૈવનું નિદાનપણું

જાડા તથા લાંબા લિંગવાળા પુરુષોનાં સેવન વગેરે સ્ત્રીઓના દુરાચારોથી, દુષ્ટ થયેલા રજથી, પુરુષના દુષ્ટ થયેલા વીર્યથી અને વખતપર દૈવગતિથી પણ યોનિરોગો ઉત્પન્ન થાય છે. હવે એ યોનિરોગોનું વિસ્તારથી નિરૂપણ કરું છું, તે સાંભળો: ૪

उदावर्त्ता तथा वन्ध्या विप्लुता च परिप्लुता ।
वातला चेति वातोत्था पित्तोत्था रुधिरक्षरा ॥
वामिनी स्रंसिनी चापि पुत्रघ्नी पित्तला च या ।
अत्यानन्दा च या योनिः कर्णिनी चरणाद्वयम् ॥
श्लैष्मिका सकफा ज्ञेया षण्डाख्या फलिनी तथा ।
महती सूचिवक्त्रा च सर्वजेति त्रिदोषजा ॥५॥

### યોનિરોગોના પેટારોગોનાં નામો

વાતિક યોનિરોગોના ઉદાવર્ત્તા, વંધ્યા, વિપ્લુતા, પરિપ્લુતા અને વાતલા એ પાંચ ભેદો છે. પૈત્તિક યોનિરોગોના રુધિરક્ષરા, વામિની, સ્રંસિની, પુત્રઘ્ની અને પિત્તલા એ પાંચ ભેદો છે.

[1] યોનિરોગોની સંખ્યા, નિદાનો, લક્ષણો તથા ચિકિત્સા વિષેનો. યોનિરોગો બાળકોનાં શરીરોમાં વિકારોનાં કારણરૂપ થાય છે, એટલા માટે યોનિરોગોના અધ્યાયને કૌમારભૃત્ય તંત્રમાં દાખલ કર્યો છે.

वर्त्ति प्रदद्यात्कर्णिन्यां शोधनद्रव्यसम्भृताम् ।
प्रस्रंसिनीं घृताभ्यक्तां क्षीरस्विन्नां प्रवेशयेत् ॥
पिधाय वेशवारेण ततो बन्धं समाचरेत् ।
प्रतिदोषं विदध्याच्च सुरारिष्टासवान् भिषक् ॥
प्रातःप्रातर्निषेवेत रसोनादुद्धृतं रसम् ।
क्षीरमांसरसप्रायमाहारं विदधीत च ॥
शुक्रार्त्तवादयो दोषाः स्तनरोगाश्च कीर्त्तिताः ।
क्लैव्योत्थानानि मूढस्य गर्भस्य विधिरेव च ॥
गर्भिणीप्रतिरोगेषु चिकित्सा चाप्युदाहृता ।
तां सर्वथा प्रयुञ्जीत योनिव्यापत्सु बुद्धिमान् ॥
अपप्रजातारोगांश्च चिकित्सेदुत्तराद्भिषक् । ११

## યોનિરોગોની સામાન્ય તથા વિશિષ્ટ ચિકિત્સાઓ

પાંચ સાન્નિપાતિક સિવાય બાકીના પંદર યોનિરોગો સાધ્ય છે; તેઓમાંનો કોઈ યોનિરોગ થયો હોય, તો તે યોનિરોગ જે દોષ સંબંધી હોય, તે દોષ ટાળનારા સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી વમનવિરેચનાદિક ક્રિયાઓ પણ તે જ દોષને હણનારાં દ્રવ્યોથી ગોઠવીને ખાસ કરી ઉત્તરબસ્તિઓ દેવી; તે પણ તેના જ પ્રકારની દેવી.

યોનિ ખરસટ, શીતળ, અક્કડ તથા મૈથુનમાં ખરાબ સ્પર્શવાળી હોય, તો તેને જંગલી તથા જળચર પ્રાણીઓનાં માંસોથી તથા વાયુને હણનારાં દ્રવ્યોના ક્વાથથી કુંભીસ્વેદો દેવા. (જંગલી તથા જળચર પ્રાણીઓના માંસના રસને ઉકાળી તેથી તથા વાયુને હણનારાં દ્રવ્યોના ક્વાથથી ભરેલી ધગધગતી હાંડલીને ધરતીમાં નાખી, તેના ઉપર માંચી વગેરે આસન પર સ્રીને બેસાડી, ક્વાથમાં અગ્નિથી તપાવેલા લોઢાના અથવા પથરાના કકડા નાખીને તેની બાફ યોનિમાં લેવડાવવી, એ કુંભીસ્વેદ કહેવાય છે.)

સૂંઠ, મરી, પીપર, ધાણા, જીરું, દાડમ અને પીપરીમૂળના ચૂર્ણને મધુર ઔષધોથી મિશ્ર કરીને બનાવેલો તે વેસવાર; અથવા સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૨૬મા વિષયમાં કહેલો વેસવાર અથવા એવા જ પ્રકારના બીજા પણ વેસવારો યોનિમાં નખાવવા અને આળસ છોડી દઈ, વાયુને હણનારાં દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલા તેલનું પોતું પણ યોનિમાં ધરાવવું. વાયુને હણનારાં દ્રવ્યોના ક્વાથોથી યોનિને ધોવડાવવી અને વાયુને હણનારાં દ્રવ્યોના ચૂર્ણાદિક યોનિમાં ભરાવવાં.

જો યોનિ દાહ તથા ચોસથી યુક્ત હોય, તો વૈદ્યે પિત્તને હણનારી શીતળ ક્રિયાઓ કરવી.

યોનિ દુર્ગંધવાળી કે ચીકણી હોય, તો તેમાં વડ, ઊંબરો, મોટી પીપર, બોલસરી અને પારસપીપળાનાં ચૂર્ણો ભરાવવાં અને આરગ્વધાદિ ગણના ક્વાથોથી યોનિને ધોવડાવવી.

યોનિમાંથી પરુનો સ્રાવ થતો હોય, તો સૂત્રસ્થાનના મિશ્રક નામના ૩૯મા અધ્યાયમાં કહેલાં શોધન દ્રવ્યોના ગોમૂત્ર તથા સિંધવ સહિત પિંડો બનાવીને તે પિંડો યોનિમાં નખાવવા, હિતકારી છે.

યોનિ ખરજવાળી તથા ખરાબ સ્પર્શવાળી હોય, તો તેમાં ભોરિંગણીનાં ફળોનો, હળદરનો તથા દારુહળદરનો કલ્ક કરીને તે ભરાવવો અને એ ભોરિંગણીનાં ફળ વગેરે દ્રવ્યોના ચૂર્ણની જ ધુમાડી દેવી.

જો કર્ણિકા નામનો યોનિરોગ થયો હોય, તો યોનિમાં શોધન દ્રવ્યોની વાટ નંખાવવી. (શોધન દ્રવ્યો સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયમાં કહેલાં છે.)

જો સ્રંસિની નામનો યોનિરોગ થયો હોય, તો તેને ઘીનો અભ્યંગ કરી દૂધની બાફ દઈ, અંદર પેસાડી દેવો અને પછી સૂંઠ, મરી, પીપર, ધાણા, જીરું, દાડમ અને પીપરીમૂળના હવેજથી તેના મોઢાને બંધ કરીને પાટો બાંધવો. યો[illegible] ઘીનો અભ્યંગ કરી, દૂધની બાફ દઈ

ગાંઠ થઈ હોય, એ યોનિરોગ કર્ણિકા કહેવાય છે. યોનિ મૈથુનના સમયે પુરુષનું વીર્ય પડ્યા પહેલાંજ રજ મૂકતી હોય, તે યોનિરોગ **આનંદચરણા** કહેવાય છે. આ રોગવાળી યોનિમાં પુરુષનું વીર્ય સ્થિતિ પામી શકતું નથી. વારંવાર મૈથુન કરાવવાને લીધે સોજો થઈ જવાથી યોનિમાં પુરુષનું વીર્ય સ્થિતિ પામી શકતું ન હોય, એ યોનિરોગ **અતિચરણા** કહેવાય છે. યોનિ ચીકાશવાળી, ખરજવાળી તથા અતિ શીતળ હોય, એ યોનિરોગ **શ્લેષ્મલા** કહેવાય છે. જો કે કફરૂપ દોષવાળા ઉપર લખેલા અત્યાનંદા, કર્ણિકા, આનંદચરણા અને અતિચરણા, એ ચારે યોનિરોગોમાં ચીકાશ તથા ખરજ વગેરે કફનાં ચિહ્નો હોય, તો પણ આ પાંચમા પ્રકારના શ્લૈષ્મિક યોનિરોગમાં તો એ ચિહ્નો અત્યંત હોય છે; માટે તેનું બીજું નામ ન આપતાં 'શ્લેષ્મલા' એ જ નામ આપ્યું છે. ૮

अनार्त्तवस्तना पण्डी खरस्पर्शा च मैथुने ।
अतिकायगृहीतायास्तरुण्याः फलिनी भवेत् ॥
विवृतातिमहायोनिः सूचीवक्त्रातिसंवृता ॥
सर्वलिङ्गसमुत्थाना सर्वदोषप्रकोपजा ।
चतसृष्वपि चाद्यासु सर्वलिङ्गोच्छ्रितिर्भवेत् ॥९॥

**સાન્નિપાતિક યોનિરોગોના પાંચ ભેદોનાં જુદાંજુદાં લક્ષણો**

યોનિ રજવગરની રહેતી હોય, મૈથુનમાં યોનિનો સ્પર્શ ખરસટ થતો હોય અને જેથી સ્તનો પણ સ્વાભાવિક કરતાં બહુ જ નાના કદવાળાં હોય, એ યોનિરોગ **પંડી** કહેવાય છે. આ રોગવાળી સ્ત્રીને મૈથુન ઉપર દ્વેષ હોય છે. તરુણ અવસ્થાવાળી સ્ત્રીની યોનિમાં જાડા તથા લાંબા લિંગવાળો પુરુષ મૈથુન કરે, તેથી યોનિ વૃષણની પેઠે લટકતી થઈ જાય છે એ યોનિરોગ **ફલિની** કહેવાય છે. યોનિ અત્યંત મોટાં છિદ્રવાળી હોય, એ યોનિરોગ **મહતી** કહેવાય છે. યોનિ અત્યંત સૂક્ષ્મ છિદ્રવાળી હોય, એ યોનિરોગ **સૂચીવક્ત્રા** કહેવાય છે. યોનિમાં સઘળા દોષોના પ્રકોપને લીધે સઘળા દોષોનાં ચિહ્નો ઊઠેલાં હોય, એ યોનિરોગ **ત્રિદોષિણી** કહેવાય છે. જો કે ત્રણે દોષોવાળા ઉપર લખેલા પંડી, ફલિની, મહતી તથા સૂચીવક્ત્રા, એ ચારે યોનિરોગોમાં રજથી રહિતપણું વગેરે ત્રણે દોષોનાં ચિહ્નો હોય છે, તો પણ આ પાંચમા પ્રકારના ત્રિદોષિક (સાન્નિપાતિક) રોગમાં તો એ ચિહ્નો અત્યંત હોય છે; માટે તેનું બીજું નામ ન આપતાં 'ત્રિદોષિણી' એ જ નામ આપ્યું છે. (આ ત્રિદોષિણી નામના યોનિરોગમાં રૂક્ષતા તથા સોઈ થી ભોંકાયા જેવી વ્યથા વગેરે વાયુનાં ચિહ્નો હોય છે, દાહ તથા ચોસ વગેરે પિત્તનાં ચિહ્નો પણ હોય છે અને ચીકાશ તથા ખરજ વગેરે કફનાં ચિહ્નો પણ હોય છે.) ૯

पञ्चासाध्या भवन्तीमा योनयः सर्वदोषजाः ॥१०॥

**વીશ યોનિરોગોમાં પાંચ રોગો અસાધ્ય છે**

પંડી, ફલિની, મહતી, સૂચીવક્ત્રા અને ત્રિદોષિણી, એ પાંચ સાન્નિપાતિક યોનિરોગો અસાધ્ય છે. ૧૦

प्रतिदोषं तु साध्यासु स्नेहादिक्रम इष्यते ।
दद्यादुत्तरबस्तींश्च विशेषेण यथोदितान् ॥
कर्कशां शीतलां स्तब्धामल्पस्पर्शां च मैथुने ।
कुम्भीस्वेदैरुपचरेत्सानूपौदकसंयुतैः ॥
मधुरौषधसंयुक्तान् वेशवारांश्च योनिषु ।
निक्षिपेद्धारयेच्चापि पिचुतैलमतन्द्रितः ॥
धावनानि च पथ्यानि कुर्वीतापूरणानि च ।
ओषचोषान्वितायुक्तं कुर्याच्छीतं विधिं भिषक् ॥
दुर्गन्धां पिच्छिलां चापि चूर्णैः पञ्चकषायजैः ॥
पूरयेद्राजवृक्षादिकषायैश्चापि पावनम् ।
योन्यां तु पूयस्राविण्यां शोधनद्रव्यसंभृतैः ।
सगोमूत्रैः सलवणैः पिण्डैरापूरणं हितम् ॥
बृहतीफलकल्कस्य द्विहरिद्रायुतस्य च ।
कण्डूमतीमपस्पर्शां पूरयेद्धूपयेत्तथा ॥

### સુશ્રુત આદિ શિષ્યોનો પ્રશ્ન

પોતાના સ્થાનમાં બિરાજેલા દેવ ધન્વંતરિ ભગવાન, કે જેમણે પૂર્વજન્મમાં ક્ષીરસાગરમાંથી અમૃત કાઢ્યું હતું અને જેમની એ અમૃત આપવારૂપ કૃપાથી દેવતાઓ અમરપણું પામીને સ્વર્ગનું આધિપત્ય મેળવી શક્યા હતા, તેમને સુશ્રુત આદિ શિષ્યોએ પૂછ્યું કે 'આપે સૂત્રસ્થાનના ૨૨મા અધ્યાયમાં વ્રણની ગંધ, વર્ણ, સ્રાવ તથા વેદના વગેરે ઉપદ્રવો કહ્યા છે અને તે પછી ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયના ૯૧મા વિષયમાં વ્રણવાળાઓના જ્વર, અતિસાર, મૂર્છા તથા હેડકી વગેરે ઉપદ્રવો પણ સંક્ષેપથી કહ્યા છે. હે વૈદ્યોમાં ઉત્તમ! હવે વ્રણવાળાઓના એ જ્વરાદિક ઉપદ્રવો વિષે અમારી પાસે વિસ્તારથી નિરૂપણ કરો. જેમ વ્રણ જો ઉપદ્રવોથી સંયુક્ત થયો હોય, તો કષ્ટસાધ્ય થઈ પડે છે એમ આપે કહ્યું છે, તેમ જ જેનું બળ તથા માંસ ક્ષીણ થયું હોય અને બીજા ધાતુઓ પણ ક્ષીણ થયા હોય, એવા વ્રણવાળા માણસને થયેલા જ્વરાદિ ઉપદ્રવો પણ કષ્ટસાધ્ય થઈ પડે છે, એમ પણ આપે કહ્યું છે. જ્વર વગેરેના કષ્ટસાધ્યપણાને લીધે તેનાં નિદાનો તથા ચિકિત્સાદિક જાણવાની અમને ઇચ્છા થઈ છે; માટે ઉપદ્રવોરૂપ થતા તથા મૂળવ્યાધિઓરૂપ પણ થતા તે સધળા રોગોનાં નિદાનાદિક તથા ચિકિત્સાઓ અમને કહી સંભળાવો અને સઘળા પ્રકારની કાયચિકિત્સાઓના વિષયમાં અગ્નિવેશ, ભેડ તથા જાતૂકર્ણ આદિ મહાત્મા ઋષિઓએ બીજા પણ જે જે રોગો વિષે કહ્યું હોય, તેઓનાં પણ નિદાનાદિક તથા ચિકિત્સાઓ કહી સંભળાવો.' ૨

तेषां तद्वचनं श्रुत्वा प्राब्रवीद्भिषजां वरः ।
ज्वरमादौ प्रवक्ष्यामि स रोगानीकराट् स्मृतः ॥३॥

### જ્વરનાં નિદાન તથા ચિકિત્સાની પ્રતિજ્ઞા

એ પ્રમાણે સુશ્રુત આદિ શિષ્યોનું વચન સાંભળી વૈદ્યોમાં ઉત્તમ ધન્વંતરિ ભગવાન બોલ્યા, કે 'હું પ્રથમ તમને જ્વરનાં નિદાનાદિક તથા ચિકિત્સાઓ કહી સંભળાવું છું; કેમ કે જ્વર રોગોનાં સૈન્યનો રાજા કહેવાય છે. ૩

रुद्रकोपाग्निसम्भूतः सर्वभूतप्रतापनः ।
तैस्तैर्नामभिरित्येषां सत्त्वानां परिकीर्त्यते ॥
जन्मादौ निधने चैव प्रायो विशति देहिनः ।
अतः सर्वविकाराणामयं राजा प्रकीर्त्तितः ॥ ४ ॥

### જ્વર સર્વ રોગોનો રાજા હોવાનું કારણ

દક્ષના યજ્ઞમાં અપમાન થવાથી પ્રકુપિત થયેલા સદાશિવના કોપરૂપી અગ્નિમાંથી જ્વર ઉત્પન્ન થયો છે. એ કેવળ માણસોને જ નહિ, પણ સઘળાં પ્રાણીઓને તપાવનારો છે અને ઘણું કરીને જન્મના આરંભમાં તથા મરણસમયમાં પણ પ્રાણીઓનાં શરીરોમાં પ્રવેશ કરે છે; માટે સઘળા વિકારોનો રાજા કહેવાય છે. એ જ્વર મનુષ્ય સિવાય બીજાંઓને લાગુ પડે, ત્યારે 'જ્વર' એ નામથી નહિ પણ બીજાં નામોથી કહેવામાં આવે છે. (જેમ કે હાથીઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'પાકલ' એ નામથી, ઘોડાઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'અભિતાપક' એ નામથી, ગાયોનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'ગોકર્ણક' એ નામથી, પક્ષીઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'મકર' એ નામથી, કૂતરાઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'અલર્ક' એ નામથી, જળજંતુઓનાં શરીરોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'ઇંદ્રમદ' એ નામથી, ઔષધિઓમાં લાગુ પડ્યો હોય ત્યારે 'જ્યોતિ' એ નામથી, ધાન્યોમાં લાગુ પડ્યો હોય ત્યારે 'ચૂર્ણક' એ નામથી અને જળમાં લાગુ પડ્યો હોય ત્યારે 'નીલિકા' એ નામથી કહેવાય છે, ઇત્યાદિ.) ૪

ऋते देवमनुष्येभ्यो नान्यो विषहते तु तम् ॥
लभते यस्माद्देवत्वं मानुषादपि ।

અંદર પેસાડી દેવી અને પછી સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૨૬મા વિષયમાં કહેલા વેસવારથી તેના મોઢાને બંધ કરીને પાટો બાંધવો, એ પણ હિતકારી છે

યોનિરોગ જે જે દોષથી ઉત્પન્ન થયો હોય, તે દોષને મટાડે એવા સુરા, અરિષ્ટો અને આસવોની યોજના કરવી, અને નિત્ય પ્રભાતે લસણના રસનું સેવન કરાવવું

યોનિરોગવાળી સ્ત્રીને જેમાં માંસનો રસો અને દૂધ વધારે હોય એવો આહાર વૈદ્યે ગોઠવી દેવો.

બીજા પણ ઘણાઘણા વિષયો આ કૌમાર ભૃત્યતંત્રને લગતા છે, પરંતુ તેઓ અમારી પંચસ્થાનાત્મક સંહિતામાં કહેવાઈ ગયા છે, તેથી અહીં તેઓની પુનરુક્તિ કરવી છોડી દઈએ છીએ વીર્ય તથા રજ વગેરેના દોષો, શારીરસ્થાનના 'શુક્રશોણિતશુદ્ધિશારીર' નામના બીજા અધ્યાયમાં લક્ષણો તથા ચિકિત્સાઓ સહિત કહેવાઈ ગયા છે. સ્તનરોગોના લક્ષણો નિદાનસ્થાનના દસમા અધ્યાયમાં અને તેઓની ચિકિત્સાઓ ચિકિત્સાસ્થાનના ૧૭મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે નપુંસકપણાનાં નિદાનો તથા તેની ચિકિત્સાઓ, ચિકિત્સાસ્થાનના ૨૬મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે મૂઢ ગર્ભના લક્ષણો નિદાનસ્થાનના ૮મા અધ્યાયમાં અને ચિકિત્સાઓ, ચિકિત્સાસ્થાનના૧૫મા અધ્યાયમાં કહેવાઈ ગયેલ છે ગર્ભિણીની માસાનુમાસિક વગેરે ચિકિત્સાઓ તથા તેના સ્વસ્થપણામાં કરવાની ચિકિત્સાઓ, શારીરસ્થાનના ૧૦મા અધ્યાયમાં કહેવાઈ ગઈ છે, કે જે ચિકિત્સાઓ બુદ્ધિમાન વૈદ્યે યોનિરોગો ઉપર પણ સર્વથા યથાયોગ્ય યોજવી જોઈએ

સ્ત્રીને અકાળ પ્રસવથી અપતાનક આદિ રોગો થયેલ હોય, તો તેઓની ચિકિત્સાઓ પણ અહીં કહેવી બાકી રહેતી નથી, કેમકે એ ચિકિત્સાઓ, ચિકિત્સાસ્થાનમાં કહેલી અપતાનક આદિ રોગોની ચિકિત્સાઓથી જુદી પડતી નથી, તેમ જ અકાળ પ્રસવથી જ્વર વગેરે રોગો થયા હોય છે, તેઓની ચિકિત્સાઓ પણ અહીં કહેવી રહેતી નથી, કેમકે એ ચિકિત્સાઓ હવે પછીના અધ્યાયોમાં કહેવાતી જ્વર વગેરેની ચિકિત્સાઓ ઉપરથી ગોઠવી શકાય તેમ છે ૧૧

(કૌમારભૃત્યતંત્ર સમાપ્ત)

## કાયચિકિત્સા તંત્ર[1]

# અધ્યાય ૩૯મો

अथातो ज्वरप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'જ્વરપ્રતિષેધ'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

येनामृतमपां मध्यादुद्धृतं पूर्वजन्मनि ।
यतोऽमरत्वं सम्प्राप्तास्त्रिदशास्त्रिदिवेश्वरात् ॥
शिष्यास्तं देवमासीनं पप्रच्छुः सुश्रुतादयः ।
व्रणस्योपद्रवाः प्रोक्ता व्रणिनामप्यतः परम् ॥
समासाद्व्यासतश्चैव ब्रूहि नो भिषजां वर ।
उपद्रवेण जुष्टस्तु व्रणः कृच्छ्रेण सिध्यति ॥
उपद्रवास्तु व्रणिनः कृच्छ्रसाध्याः प्रकीर्तिताः ।
प्रक्षीणबलमांसस्य दोषधातुपरिक्षयात् ॥
तस्मादुपद्रवान्क्रूरस्तान्ब्रूहि नः सचिकित्सितान् ।
सर्वेकायचिकित्सासु ये दृष्टाः परमर्षिभिः ॥ २ ॥

---

૧ આ અધ્યાયથી માંડી છેક ઓગણસાઠમા અધ્યાય સુધીનો વિભાગ કાયચિકિત્સા તંત્ર કહેવાય છે કારણ કે દોષો, ધાતુઓ તથા મળોના સંઘાતમાં રહેનારા રોગોની અથવા કાય એટલે જઠરાગ્નિને પ્રાપ્ત થઈને રહેનારા રોગોની આ વિભાગમાં ચિકિત્સા કહી છે તેથી આ વિભાગ કાયચિકિત્સાતંત્ર કહેવાય છે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૬ઠ્ઠો વિષય તથા ત્રીજા અધ્યાયનો ૮મો વિષય વાંચો

૨ જ્વરના નિદાનો, ભેદો, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષે

ઝલાવું 'સર્વાંગરોગ' નામના વાતવ્યાધિમાં પણ થાય છે; માટે 'આ સઘળાં લક્ષણો જેમાં ઉત્પન્ન થાય તે રોગ જ્વર કહેવાય' એમ કહ્યું છે.) ૬

दोषैः पृथक् समस्तैश्च द्वन्द्वैरागन्तुरेव च ।
अनेककारणोत्पन्नः स्मृतस्त्वष्टविधो ज्वरः ॥ ७ ॥

### જ્વરના મુખ્ય આઠ ભેદો

જ્વર જો કે અનેક કારણોથી ઉત્પન્ન થતો હોવાને લીધે અનેક પ્રકારોવાળો છે, તો પણ સૂક્ષ્મ વિચાર કરતાં તે સઘળા પ્રકારોનો મુખ્યત્વે કરી વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, વાતપિત્તજન્ય, વાતકફજન્ય, પિત્તકફજન્ય, સાન્નિપાતિક અને આગંતુક એ આઠ ભેદોમાં સમાવેશ થાય છે.

(જો કે ચરકે વાતોલ્બણ, પિત્તોલ્બણ, કફોલ્બણ, વાતપિત્તોલ્બણ, વાતશ્લેષ્મોલ્બણ, પિત્તશ્લેષ્મોલ્બણ, અધિકવાત મધ્યપિત્ત હીનકફ, અધિકવાત મધ્યકફ હીનપિત્ત, અધિકપિત્ત મધ્યવાત હીનકફ, અધિકપિત્ત મધ્યકફ હીનવાત, અધિક કફમધ્યવાત હીનપિત્ત, અધિકકફ મધ્યપિત્ત હીનવાત અને ત્ર્યુલ્બણ—એ રીતે સાન્નિપાતિક જ્વરના તેર ભેદ કહેલા છે અને આ ગ્રંથમાં પણ સાન્નિપાતિકના અભિન્યાસ આદિ અમુક ભેદ આપવામાં આવશે, તો પણ અહીં સર્વમાં ત્રણે દોષોથી ઉત્પન્ન થવારૂપ સમતાને લીધે તથા સઘળા સાન્નિપાતિક જ્વરોની ચિકિત્સા પણ પ્રાયશઃ એકસરખી જ આપવાની છે, તેથી સાન્નિપાતિક એક જ ગણેલો છે. જો કે આગંતુક જ્વર પણ પ્રહાર થવો, આદિ અનેક કારણોના યોગને લીધે અનેક પ્રકારનો થાય છે, તો પણ બહારનાં કારણોથી ઉત્પન્ન થવારૂપ સમતાને લીધે અહીં આગંતુક પણ એક જ ગણેલો છે. જો કે આગંતુક જ્વરમાં પણ વાયુ આદિ દોષોનાં લક્ષણો જોવામાં આવે છે, તો પણ તેમાં દોષોનો સંબંધ પાછળથી થાય છે; માટે તેને દોષોથી ઉત્પન્ન થતા જ્વરોથી જુદો ગણ્યો છે. દોષજન્યવ્યાધિમાં પ્રથમ દોષોનો પ્રકોપ થયા પછી શરીરમાં પીડા થાય છે અને આગંતુક જ્વરમાં અભિઘાતાદિકથી પ્રથમ શરીરમાં વ્યથા થતાં જ્વર ઉત્પન્ન થયા પછી દોષોનો પ્રકોપ થાય છે, એટલો ભેદ છે.) ૭

दोषाः प्रकुपिताः स्वेषु कालेषु स्वैः प्रकोपणैः ।
व्याप्य देहमशेषेण ज्वरमापादयन्ति हि ॥
दुष्टाः स्वहेतुभिर्दोषाः प्राप्यामाशयमूष्मणा ।
सहिता रसमागत्य रसस्वेदप्रवाहिणाम् ॥
स्रोतसां मार्गमावृत्य मन्दीकृत्य हुताशनम् ।
निरस्य बहिरूष्माणं पक्तिस्थानाच्च केवलम् ॥
शरीरं समभिव्याप्य स्वकालेषु ज्वरागमम् ।
जनयन्त्यथ वृद्धिं वा स्ववर्णं च त्वगादिषु ॥ ८ ॥

### જ્વરનું પ્રાકૃતવૈકૃતપણું અને કારણો

પ્રાવૃષ્ (અષાઢ તથા શ્રાવણ) ઋતુરૂપ, શરદઋતુરૂપ તથા વસંતઋતુરૂપ પોતપોતાના સમયોમાં તથા જેઓમાં પ્રાવૃષ્, શરદ તથા વસંતનાં લક્ષણો દેખાય છે, એવા અહોરાત્રના તે તે સમયોમાં, અનુચિત આહારવિહારરૂપ પોતપોતાનાં પ્રકોપણોથી પ્રકુપિત થયેલા દોષો, સઘળા શરીરમાં વ્યાપ્ત થઈને જે જ્વર ઉત્પન્ન કરે છે, તે જ્વર પ્રાકૃત કહેવાય છે. પ્રાવૃષ્ આદિ સમયોથી જુદા સમયોમાં તથા અહોરાત્રના પણ તેવા જ સમયોમાં અને પ્રાવૃષ્ આદિ સમયોમાં પણ પોતપોતાના ક્રમનું ઉલ્લંઘન કરીને, અનુચિત આહારવિહારરૂપ પોતપોતાનાં પ્રકોપણોથી પ્રકુપિત થયેલા દોષો, સઘળા શરીરમાં વ્યાપ્ત થઈને જે જ્વર ઉત્પન્ન કરે છે, તે જ્વર વૈકૃત કહેવાય છે. પોતપોતાનાં પ્રકોપણોથી પ્રકુપિત થયેલા એ દોષો, નાભિ તથા સ્તનોના મધ્યમાં રહેલા આમાશયમાં પ્રવેશ કરી, ઉત્પન્ન થનારા વ્યાધિના પ્રભાવને લીધે વિશેષ ઊનાશથી મિશ્ર થઈ,

पुनश्चैव च्युत स्वर्गान्मानुष्यमनुवर्त्तते ॥
तस्मात्ते देवभागेन सहन्ते मानुषा ज्वरम् ।
शेषा॰ सर्वे विपद्यन्ते तैर्यग्योना ज्वरार्दिता ॥५॥

## માણસો તથા દેવતાઓજ જ્વર સહી શકે

માણસો તથા દેવતાઓ સિવાય બીજાં કોઈ પણ પ્રાણી જ્વર સહન કરી શકતાં નથી. માણસો યજ્ઞ આદિ કર્મો કરવાના અધિકારી હોવાને લીધે તેવાં કર્મો કરીને દેવપણાને પ્રાપ્ત થાય છે અને પુણ્યો ક્ષીણ થયા પછી દેવપદવીથી ભ્રષ્ટ થઈ સ્વર્ગમાંથી પડે, તો પણ પાછા મનુષ્ય જન્મ જ પામે છે—અર્થાત્ કેટલાક માણસો દેવપદવી ભોગવવાની લાયકાત ધરાવનારા હોય છે તથા કેટલાક માણસો દેવપદવીમાંથી આવેલા હોય છે, તેથી પોતામાં રહેલા દિવ્ય ભાગને લીધે જ્વર સહન કરવાની શક્તિ ધરાવે છે અને દેવતાઓ તો પોતાના દિવ્ય મહિમાને લીધે જ્વર સહન કરી શકે છે એ વિના બીજાં પશુપક્ષી વગેરે સઘળાં પ્રાણીઓ જ્વર લાગુ પડતાં નાશ જ પામે છે. ૫

स्वेदावरोध सन्ताप सर्वाङ्गग्रहण तथा ।
विकारा युगपद्यस्मिञ्ज्वरः स परिकीर्त्तित ॥ ६ ॥

### જ્વરનું સામાન્ય લક્ષણ

જેમાં સ્વેદનો અવરોધ (પસીનાનું કાંઈ જતું નહિ નીકળવું) સંતાપ અને સઘળાં અંગોનું વેદનાથી ઝલાવું, એ સઘળાં લક્ષણો એકી વખતે ઉત્પન્ન થાય, તે રોગ જ્વર કહેવાય છે (જોકે પિત્તજ્વરમાં પસીનો નીકળે છે, તો પણ તેથી આ લક્ષણનો વ્યભિચાર થાય છે, એમ સમજવું નહિ કારણ કે સ્વેદનો અવરોધ એ ઉત્સર્ગ છે અને પિત્તજ્વરના લક્ષણમાં કહેલી સ્વેદની ઉત્પત્તિ અપવાદરૂપ છે, એમ જેજ્જટ કહે છે ગયન તો કહે છે, કે આ પસીનો નહિ નીકળવારૂપ લક્ષણાંશ પ્રાયિક છે, એટલે ઘણાખરા જ્વરોમાં લાગુ પડે છે, માટે એક પિત્તજ્વરમાં લાગુ નહિ પડવાથી તેમાં ખામી આવે છે, તો પણ હાનિ નથી બીજા ગ્રંથકારો તો 'સ્વેદનો અવરોધ' એને 'દોષોથી જઠરાગ્નિનું ઢંકાવું' એવો અર્થ કરીને આ સામાન્ય લક્ષણને સંપૂર્ણ રીતે લાગુ પાડે છે કેટલાક તો મૂળમાં 'स्वेदा वरोध' એ પદને બદલે 'नगोपरोध' એવો પાઠ બોલે છે અને એ પાઠનો 'વાયુ મૂત્ર તથા વિષ્ઠા વગેરેનું રોકાવું' એવો અર્થ કરે છે, કે જેથી ભાંજગડ થાય નહિ વાગ્ભટે તો પોતે આપેલા જ્વરના સામાન્ય લક્ષણમાં ચોખ્ખી રીતે 'स्रोतोनिरन्धात् प्रायेण तत स्वेदो न जायत' એ વાક્યથી 'જ્વરોમાં સ્રોતોના માર્ગો રુંધાવાથી ઘણું કરીને પસીનો નીકળતો નથી' એમ કહીને કશો વાંધો રહેવા દીધો નથી 'તાપ' શબ્દ નહિ મૂકતાં 'સંતાપ' શબ્દ મૂક્યો છે, તે દેહ, ઇંદ્રિયો અને મન એ ત્રણેનો તાપ સમજાવવા માટે મૂક્યો છે કારણ કે જ્વર દેહને, ઇંદ્રિયોને તથા મનને પણ સંતાપ ઉપજાવે છે દેહમાં જે વેદના થાય છે તેને દેહનો સંતાપ સમજવો, ઇંદ્રિયોમાં જે વિકૃતતા થાય છે તેને ઇંદ્રિયોનો સંતાપ સમજવો અને જે બેભાનપણું, અરતિ તથા ગ્લાનિ થાય છે, તેને મનનો સંતાપ સમજવો જો કે વાયુકૃત જ્વરમાં વાયુના યોગવાહીપણાને લીધે અને પિત્તકૃત જ્વરમાં પિત્તની અગ્નિતુલ્યપણાને લીધે દેહમાં સંતાપ થવો સંભવે છે, પણ કફકૃત જ્વરમાં કફની શીતળતાને લીધે સંતાપ થવો સંભવતો નથી છતાં જ્વરના પ્રભાવને લીધે સંતાપ થાય છે, એમ સમજવું જ્વરનો પ્રભાવ અચિંત્ય છે, કે જેથી સંતાપને અવશ્ય ઉત્પન્ન કરે છે જેમ કે વાયુ પોતે આકારવગરનો છે છતાં વાયુકૃત ગુલ્મમાં શ્યામતા તથા રુક્ષતા જોવામાં આવે છે, એ વ્યાધિનો જ પ્રભાવ છે કેવળ પસીનાનું રોકાવું તો કોઈના પૂર્વરૂપમાં પણ થાય છે, કેવળ સંતાપ દાહમાં પણ થાય છે અને કેવળ અંગોનું

અન્ન ઉપર અરુચિ થવારૂપ વિશેષ પૂર્વરૂપ થાય છે. ૧૧

(ચરક કહે છે, કે અગ્નિમાં, તડકામાં, વાયુમાં અને જળમાં વારંવાર અનિશ્ચિત રીતે પ્રેમ અને દ્વેષ ઉત્પન્ન થયા કરે છે. બીજા વૈદ્યો કહે છે કે, ઠંડી, વાયુ, તડકો અને શયનાદિકની ઉપર વારંવાર ઇચ્છા અને દ્વેષ થયા કરે છે. વાગ્ભટ એ લક્ષણો ઉપરાંત બીજાં પણ કેટલાંક લક્ષણો આપે છે, કે ખાધેલું અન્ન પચતું નથી, બળ ઓછું થઈ જાય છે, નિદ્રા બહુ આવે છે, અંગો નમી જાય છે, ગુરુ કે માતાપિતા વગેરેના ઉપદેશો સહન થતા નથી, ખાટા દ્રવ્યો પર રુચિ થાય છે, મધુર દ્રવ્યો ઉપર દ્વેષ થાય છે, બાળકો કે જેઓ સર્વ લોકોને પ્રિય હોય છે, તેઓના ઉપર પણ દ્વેષ થાય છે, પીંડીઓમાં ગોઠલીઓ ચડવા જેવું થાય છે અને તરસ બહુ લાગ્યા કરે છે. અત્યંત બગાસાં આવવાં વગેરે જે વિશેષ પૂર્વરૂપો કહ્યાં, તેઓ ઉપર કહેલાં થાક લાગવો આદિ સામાન્ય પૂર્વરૂપોની સાથે જ થાય છે; કારણ કે વિશેષ ધર્મ સામાન્ય ધર્મથી સંયુક્ત જ હોય, એવી મર્યાદા છે. પૂર્વરૂપો થયા પછી જ્વરની સ્પષ્ટતા થાય છે, એટલે વાતજન્ય આદિ પ્રકારોમાંથી જે પ્રકારનો જ્વર હોય, તે સ્પષ્ટ જણાઈ રહે છે. ૧૧

सर्वलिङ्गसमवायः सर्वदोषप्रकोपजे ॥ १२ ॥

### સાન્નિપાતિક જ્વરનું પૂર્વરૂપ

સાન્નિપાતિક એટલે સર્વ દોષોના પ્રકોપ સંબંધી જ્વર આવવાનો હોય, ત્યારે પૂર્વરૂપમાં ઉપર કહેલાં સર્વ ચિહ્નો થાય છે—એટલે અત્યંત બગાસાં, નેત્રોમાં અત્યંત બળતરા તથા અન્ન ઉપર અત્યંત અરુચિની સાથે થાક લાગવો આદિ સઘળાં સામાન્ય પૂર્વરૂપોનું એકઠાપણું થાય છે. ૧૨

द्वयोर्द्वयोस्तु रूपेण संसृष्टं द्वन्द्वजं विदुः ॥ १३ ॥

### બબ્બે દોષોથી થયેલા જ્વરનું પૂર્વરૂપ

ઉપર કહેલાં—થાક લાગવો આદિ સામાન્ય પૂર્વરૂપો, જો અત્યંત બગાસાંવાળાં તથા નેત્રોની અત્યંત બળતરાવાળાં હોય, તો વાયુ તથા પિત્ત એ બન્ને દોષનો જ્વર આવવાનો છે, એમ સમજવું. સામાન્ય પૂર્વરૂપો, અત્યંત બગાસાંવાળાં તથા અન્ન ઉપર અત્યંત અરુચિવાળાં હોય, તો વાયુ તથા કફ એ બન્ને દોષનો જ્વર આવવાનો છે, એમ સમજવું. સામાન્ય પૂર્વરૂપો જો નેત્રોની અત્યંત બળતરાવાળાં તથા અન્ન ઉપર અત્યંત અરુચિવાળાં હોય, તો પિત્ત તથા કફ એ બન્ને દોષનો જ્વર આવવાનો છે એમ સમજવું. ૧૩

वेपथुर्विषमो वेगः कण्ठोष्ठमुखशोषणम् ।
निद्रानाशः क्षवस्तम्भो गात्राणां रौक्ष्यमेव च ॥
शिरोहृद्गात्ररुग्वक्त्रवैरस्यं बद्धविट्कता ।
जृम्भाध्मानं तथा शूलं भवन्त्यनिलजे ज्वरे ॥१४॥

### વાતજ્વરનું લક્ષણ

વાતજન્ય જ્વરમાં કંપ થાય છે, જ્વરનો વેગ કોઈ સમયે તીવ્ર અને કોઈ સમયે મંદ થાય છે; કંઠ, હોઠ તથા મોઢું સુકાવા લાગે છે, નિદ્રાનો નાશ થાય છે, છીંક આવતી નથી, ગાત્રોમાં રૂક્ષતા થાય છે, અંગોમાં પીડા થાય છે, માથામાં તથા હૃદયમાં વધારે પીડા થાય છે, મોઢું વિરસ અથવા તૂરું થઈ જાય છે, વિષ્ટા બંધાઈ જાય છે, બગાસાં આવે છે, પેટ ચડી આવે છે અને શૂળ નીકળે છે.

(ચરકે એ ઉપરાંત પણ લક્ષણો આપ્યાં છે, કે પીંડીઓમાં કળતર થાય છે, કાનમાં અવાજ થાય છે, હડપચી સ્તબ્ધ થઈ જાય છે, સાંધા તથા ગોઠણો ફૂટા થઈ જતા લાગે છે, ખાલી ઉધરસ આવે છે, ઊલટી થાય છે, દાંતો અંબાઈ જાય છે, ભ્રમ થાય છે, મૂત્ર તથા નેત્રો રાતાં થઈ જાય છે, તરસ લાગ્યા કરે છે અને બકવાદ થાય

पुनश्चैव च्युतः स्वर्गान्मानुष्यमनुवर्त्तते ॥
तस्मात्ते देवभागेन सहन्ते मानुषा ज्वरम् ।
शेषाः सर्वे विपद्यन्ते तैर्यग्योना ज्वरार्दिता ॥५॥

માણસો તથા દેવતાઓ જ જ્વર સહી શકે

માણસો તથા દેવતાઓ સિવાય બીજાં કોઈ પણ પ્રાણી જ્વર સહન કરી શકતાં નથી માણસો યજ્ઞ આદિ કર્મો કરવાના અધિકારી હોવાને લીધે તેવાં કર્મો કરીને દેવપણાને પ્રાપ્ત થાય છે અને પુણ્ય ક્ષીણ થયા પછી દેવપદવીથી ભ્રષ્ટ થઈ સ્વર્ગમાંથી પડે, તો પણ પાછા મનુષ્ય જન્મ જ પામે છે–અર્થાત્ કેટલાક માણસો દેવપદવી ભોગવવાની લાયકાત ધરાવતા હોય છે તથા કેટલાક માણસો દેવપદવીમાંથી આવેલા હોય છે તેથી પોતામાં રહેલા દિવ્ય ભાગને લીધે જ્વર સહન કરવાની શક્તિ ધરાવે છે અને દેવતાઓ તો પોતાના દિવ્ય મહિમાને લીધે જ્વર સહન કરી શકે છે એ વિના બીજાં પશુપક્ષી વગેરે સઘળાં પ્રાણીઓ જ્વર લાગુ પડતાં મરી જ જાય છે ૫

स्वेदावरोधः सन्तापः सर्वाङ्गग्रहणं तथा ।
विकारा युगपद्यस्मिञ्ज्वरः स परिकीर्त्तितः ॥ ६ ॥

જ્વરનું સામાન્ય લક્ષણ

જેમાં સ્વેદનો અવરોધ (પસીનાનું રોકાઈ જવું નહિ નીકળવું) સંતાપ અને સઘળાં અંગોનું વેદનાથી ઝલાવું, એ સઘળાં લક્ષણો એકી વખતે ઉત્પન્ન થાય, તે રોગ જ્વર કહેવાય છે (જો કે પિત્તજ્વરમાં પસીનો નીકળે છે, તો પણ તેટલાથી આ લક્ષણનો વ્યભિચાર થાય છે, એમ સમજવું નહિ કારણ કે સ્વેદનો અવરોધ એ ઉત્સર્ગ છે અને પિત્તજ્વરના લક્ષણમાં કહેલી સ્વેદની ઉત્પત્તિ અપવાદરૂપ છે, એમ જેજ્જટ કહે છે જિનદાસ તો કહે છે, કે આ પસીનો નહિ નીકળવારૂપ લક્ષણાંશ પ્રાયિક છે, એટલે વણાખરા [illegible]માં લાગુ પડે છે, માટે એને પિત્તજ્વરમાં લાગુ નહિ પડવાથી તેમાં ખામી આવે છે, તો પણ હાનિ નથી બીજા ગ્રંથકારો તો 'સ્વેદનો અવરોધ' એટલે 'દોષોથી જઠરાગ્નિનું ઢંકાવું' એવો અર્થ કરીને આ સામાન્ય લક્ષણને સંપૂર્ણ રીતે લાગુ પાડે છે કેટલાક તો મૂળમાં 'સ્રોતો વરોધ.' એ પદને બદલે 'स्रोतोवरोध' એવો પાઠ બોલે છે અને એ પાઠનો 'વાયુ મૂત્ર તથા વિષ્ટા વગેરેનું રોકાવું' એવો અર્થ કરે છે, કે જેથી ભાંજગડ થાય નહિ નાગાર્જુન તો પોતે આપેલા જ્વરના સામાન્ય લક્ષણમાં ચોખ્ખી રીતે 'स्रोतोनिरन्धात् प्रायेण तत स्वदो न जायते' એ વાક્યથી 'જ્વરોમાં સ્રોતોના માર્ગો રુંધાઈ જવાથી ઘાડુ કરીને પસીનો નીકળતો નથી' એમ કહીને કશો વાંધો રહેવા દીધો નથી 'તાપ' શબ્દ નહિ મૂકતાં 'સંતાપ' શબ્દ મૂક્યો છે, તે દેહ, ઇંદ્રિયો અને મન એ ત્રણેનો તાપ સમજાવવા માટે મૂક્યો છે, કારણ કે જ્વર દેહને, ઇંદ્રિયોને તથા મનને પણ સંતાપ ઉપજાવે છે દેહમાં જે દાહ-વેદના થાય છે તેને દેહનો સંતાપ સમજવો, ઇંદ્રિયોમાં જે વિકૃતતા થાય છે તેને ઇંદ્રિયોનો સંતાપ સમજવો અને જે બેભાનપણું, અરતિ તથા ગ્લાનિ થાય છે, તેને મનનો સંતાપ સમજવો જો કે વાયુકૃત જ્વરમાં વાયુના યોગવાહીપણાને લીધે અને પિત્તજ્વરમાં પિત્તની અગ્નિતુલ્યપણાને લીધે દેહમાં સંતાપ થવો સંભવે છે, પણ કફજ જ્વરમાં કફની શીતળતાને લીધે સંતાપ થવો સંભવતો નથી છતાં જ્વરના પ્રભાવને લીધે સંતાપ થાય છે એમ સમજવું જ્વરનો સ્વભાવ અચિંત્ય છે કે જેથી સંતાપને અવશ્ય ઉત્પન્ન કરે છે જેમ કે વાયુ પોતે આકાશગામી છે છતાં વાયુકૃત ગુલ્મમાં ગ્રામતા તથા રક્તતા જોવામાં આવે છે, એ વ્યાધિનો જ પ્રભાવ છે કેવળ પસીનાનું રોકાવું તો કોઢના પૂર્વરૂપમાં પણ થાય છે, કેવળ સંતાપ દાહમાં પણ થાય છે અને કેવળ અંગોનું

વિષ્ઠા સફેદ થઈ જાય છે, અવયવો અક્કડ થઈ જાય છે અને ભોજનની ઇચ્છા છતાં અન્ન ઉપર રુચિ થતી નથી. વાગ્ભટે એથી પણ વધારે લક્ષણો આપ્યાં છે, કે હૃદય કફથી લેપાયેલું થઈ જાય છે, શ્વાસ થાય છે, ચામડી વગેરે સફેદ થઈ જાય છે, અંગોમાં ફોડલીઓ થાય છે અને અંગોમાં શીળસ નીકળે છે.) ૧૬

निद्रानाशो भ्रमः श्वासस्तन्द्रा सुप्ताङ्गताऽरुचिः ।
तृष्णा मोहो मदः स्तम्भो दाहः शीतं हृदि व्यथा ॥
पक्तिश्चिरेण दोषाणामुन्मादः श्यावदन्तता ।
रसना परुषा कृष्णा सन्धिमूर्द्धास्थिजा रुजः ॥
निर्भुग्नकलुषे नेत्रे कर्णौ शब्दरुगन्वितौ ।
प्रलापः स्रोतसां पाकः कूजनं चेतनाच्युतिः ॥
स्वेदमूत्रपुरीषाणामल्पशः सुचिरात्स्रुतिः ।
सर्वजे सर्वलिङ्गानि विशेषं चात्र मे शृणु ॥ १७ ॥

### સાન્નિપાતિક જ્વરનું લક્ષણ

સાન્નિપાતિક જ્વરમાં નિદ્રાનો નાશ થાય છે, ચાકડે ચડેલાના જેવું ભ્રમણ થાય છે, શ્વાસ, થાય છે, શારીરસ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલાં લક્ષણોવાળી તંદ્રા થાય છે, અંગોને સ્પર્શની ખબર પડતી નથી, ભોજનાદિક ઉપર અરુચિ થાય છે, તરસ લાગ્યા કરે છે, મૂર્છા થાય છે, મીણો ચડે છે, અંગોમાં ગ્લાનિ થાય છે, બળતરા થાય છે, ટાઢ આવે છે, હૃદયમાં વ્યથા થાય છે, દોષો ઘણે કાળે પાકે છે. ગાવું, નાચવું તથા હસવું વગેરે વિકૃત ચેષ્ટાઓરૂપ ઉન્માદ થાય છે, દાંતો કાળા થઈ જાય છે, જીભ ખરસટ તથા કાળી થઈ જાય છે; સાંધાઓમાં, માથામાં તથા હાડકાંમાં વેદનાઓ થાય છે, નેત્રો અસ્વચ્છ, વાંકાં તથા બહાર નીકળેલાં જેવાં થઈ જાય છે, કાનો વેદના તથા અવાજથી યુક્ત થઈ જાય છે, બકવાદ થાય છે, મુખ તથા નાક વગેરે સ્રોતો પાકી જાય છે, કંઠમાંથી અસ્પષ્ટ શબ્દ નીકળ્યા કરે છે, બેભાનપણું થઈ જાય છે અને પસીનો, મૂત્ર તથા વિષ્ઠાઓ લાંબે કાળે થોડાંથોડાં સ્રવે છે.

(જો કે સાન્નિપાતિક જ્વર ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલો હોવાને લીધે તેમાં ત્રણે દોષોનાં લક્ષણો, કે જેઓ ૧૪મા, ૧૫મા તથા ૧૬મા વિષયમાં અનુક્રમે આપેલાં છે, તેઓ સઘળાં આવવાં જોઈએ અને તે લક્ષણો સિવાયનાં કોઈ પણ લક્ષણો ન આવવાં જોઈએ; છતાં અહીં તે લક્ષણોથી કેટલાંક ન્યૂનાધિક લક્ષણો આપેલાં છે; તેનું કારણ આ છે, કે વિકૃતિવિષમસમવેત સન્નિપાતનું આ લક્ષણ આપેલું છે. વૈદ્યશાસ્ત્રોમાં વિકૃતિવિષમસમવેત અને પ્રકૃતિસમસમવેત એ રીતે બે પ્રકારના દોષોનો સમવાય એટલે કાર્યકારણ-સંબંધ માનવામાં આવે છે. જેમ સફેદ તંતુઓ-રૂપ સમવાયી કારણથી બનેલું વસ્ત્ર, તે કારણને મળતું એટલે સફેદ જ થાય છે, એ પ્રકૃતિસમસ-મવાય કહેવાય છે. જેમ સંયોગને લીધે વિકાર પામેલાં હળદર અને ચૂનામાંથી તે કારણોને નહીં અનુસરતું રાતા રંગરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે, તેમ કારણના સ્વભાવને નહીં મળતું કાર્ય ઉત્પન્ન થાય, એ વિકૃતિવિષમસમવાય કહેવાય છે. વિકૃતિવિષમસમવાયમાં સઘળાં લક્ષણો જુદાં જ આવવાં જોઈએ, એમ પકડી બેસવું નહીં, પણ મૂળ લક્ષણોથી કેટલાંક લક્ષણો ન્યૂનાધિક આવવાં જોઈએ, એમ સમજવું. તંત્રા-ન્તરમાં વિકૃતિવિષમસમવેત સાન્નિપાતિક જ્વરનાં અધિક લક્ષણો પણ આપેલાં છે, કે કંઠ જાણે ધાન્યોની અણીઓથી વ્યાપ્ત હોય એવો થઈ જાય છે, જીભ વળી ગયેલી જેવી થઈ જાય છે, કફ સહિત લોહી તથા પિત્ત થુંકાય છે, માથું આમતેમ હલ્યા કરે છે, ગાત્રો અત્યંત કૃશ થઈ જતાં નથી, મધમાખીના કરડ જેવાં પીંગળાં તથા રાતાં ધ્રામઠાં ઊપડે છે, શરીરમાં ચક-રડાં થાય છે, બોલાતું નથી અથવા થોડું જ બોલી શકાય છે અને પેટ ભારે થઈ જાય છે. જો કે વાત, પિત્ત અને કફ કે

હૃદયમાં રહેલા રસમાં આવી, રસ તથા સ્વેદને વહન કરનારાં સ્રોતોના માર્ગને ઢાંકી દઈ, જઠરાગ્નિને મંદ કરી નાખી, તે અગ્નિની ઊનાશને અન્ન પાકવાના ઠેકાણામાંથી બહાર કાઢી, પોતપોતાના સમયોમાં તે ઊનાશ સાથે સઘળા શરીરમાં વ્યાપી જ્વર ઉત્પન્ન કરે છે. જો જ્વર પ્રથમ જ આવેલો હોય તો તેને વધારે છે અને ચામડી તથા નેત્ર વગેરેમાં પોતપોતાના વર્ણને ઉત્પન્ન કરે છે. ૮

मिथ्यातियुक्तैरपि च स्नेहाद्यैः कर्म्मभिर्नृणाम् ॥
विविधादभिघाताच्च रोगोत्थानात्प्रपाकनः ।
श्रमात्क्षयादजीर्णाच्च विषात्सात्म्यर्तुपर्य्ययात् ॥
ओषधीपुष्पगन्धाच्च शोकान्नक्षत्रपीडनात् ।
अभिचाराभिशापाभ्यां मनोभूताभिशङ्कया ॥
स्त्रीणामपप्रजातानां प्रजातानां तथाऽहितैः ।
स्तन्यावतरणे चैव ज्वरो दोषैः प्रवर्तते ॥ ९ ॥

### બીજાં કારણોથી પણ જ્વર આવે છે

સ્નેહન, સ્વેદન, વમન તથા વિરેચન આદિ કર્મોનો મિથ્યાયોગ કે અતિયોગ થવાથી, શસ્ત્ર કે પથરા વગેરેના પ્રહારથી, વિદ્રધિ વગેરે રોગ પાકવાથી, પંથ કરવા વગેરેના પરિશ્રમથી ધાતુઓના ક્ષયથી, અજીર્ણથી, વિષથી, સાત્મ્ય કે ઋતુના ફેરફારથી, ઝેરી ઔષધિની કે ઝેરી પુષ્પની ગંધ આવવાથી, શોકથી, શનિ આદિ દુષ્ટ ગ્રહે કરેલા જન્મનક્ષત્રના પીડનથી, શત્રુઓએ કરેલા આભિચારિક હોમાદિકથી, ગુરુ તથા બ્રાહ્મણ વગેરેના શાપથી, મનમાં કામક્રોધાદિકનો સંગ થવાથી, ભૂત વગેરેનો વળગાડ થવાથી અને કસુવાવડ થયા પછી કે પ્રસવ થયા પછી, અહિતકર આહારાદિક કરવાથી, પ્રકુપિત થયેલા દોષો જ્વરની પ્રવૃત્તિ કરે છે. પ્રસવ થયા પછી પહેલું ધાવણ આવવાના સમયે પણ દોષોના પ્રકોપથી જ્વર લાગુ થાય છે. ૯

तैर्वेगवद्भिर्बहुधा समुद्भ्रान्तैर्विमार्गगैः ।
विक्षिप्यमाणोऽन्तरग्निर्भवत्याशु बहिश्चरः ॥
रुणद्धि चाप्यपां धातुं यस्मात्तस्माज्ज्वरातुरः ।
भवत्यत्युष्णगात्रश्च न च स्विद्यति सर्वशः ॥१०॥

### જ્વરથી ગાત્રોમાં થતી ઉષ્ણતા

વેગવાળા, અહીંતહીં ભમતા અને વિરુદ્ધ માર્ગમાં ચાલવા લાગેલા તે તે દોષોએ અન્ન પાકવાના સ્થાનકમાંથી બહાર ફેંકાતી જઠરાગ્નિની ઊનાશ તુરત રૂંવાડાંઓનાં છિદ્રો દ્વારા બહાર નીકળવા લાગીને પસીનાનાં સ્રોતોને રોકી દે છે, જેથી જ્વરવાળો માણસ અત્યંત ઉષ્ણ ગાત્રોવાળો થઈ જાય છે અને ઘણું કરીને પસીનાથી રહિત જ થઈ જાય છે. (સાધારણ ઊનાશ તો સ્વસ્થ માણસોનાં શરીરમાં પણ હોય છે, પણ તેથી વિશેષ ઊનાશ થવી એ જ્વરનું સ્વરૂપ છે.) ૧૦

श्रमोऽरतिर्विवर्णत्वं वैरस्यं नयनप्लवः ।
इच्छाद्वेषौ मुहुश्चापि शीतवातातपादिषु ॥
जृम्भाङ्गमर्दो गुरुता रोमहर्षोऽरुचिस्तमः ।
अप्रहर्षश्च शीतं च भवन्त्युत्पत्स्यति ज्वरे ॥
सामान्यतो विशेषात्तु जृम्भात्यर्थं समीरणात् ।
पित्तान्नयनयोर्दाहः कफान्नान्नाभिनन्दनम् ॥११॥

### જ્વરનું સામાન્ય તથા વિશિષ્ટ પૂર્વરૂપ

ગમે તે પ્રકારનો જ્વર ઉત્પન્ન થવાનો હોય, ત્યારે આગળથી જ કામકાજ કર્યા વગર પણ થાક લાગી જાય છે, ચિત્તની અસ્વસ્થતા, ગાત્રોમાં ગ્લાનિ, મોઢું વિરસ થાય, નેત્રોનું અશ્રુઓથી ભરાવું, ઠંડા વાયુ તથા તડકા વગેરેમાં વારંવાર ઇચ્છા અને વારંવાર અરુચિ થવી, બગાસાં આવવાં, અંગોનું, મરડાનું શરીરનું ભારેપણું, રૂવાડાંનું ઊભું થવું, ભોજનમાં અરુચિ, અંધકારમાં ડૂબેલાના જેવું બેભાનપણું, હર્ષનો અભાવ અને ઠંડી પ્રસરે થાય છે. આ સામાન્ય ચિહ્નો કહ્યાં; હવે વિશેષ ચિહ્નો કહું છું. વાતજ્વર આવવાનો હોય, ત્યારે અત્યંત બગાસાં; પિત્તજ્વર આવવાનો હોય ત્યારે નેત્રોમાં અત્યંત બળતરા અને કફજ્વર આવવાનો હોય, ત્યારે

હોય અને સંતાપ તથા વેદના મંદ હોય, તો પ્રવીણ વૈદ્યે જાણવું, કે એ સાન્નિપાતિક જ્વર હતૌજસ્ નામનો છે. ૧૯

सप्तमे दिवसे प्राप्ते दशमे द्वादशेऽपि वा ।
पुनर्घोरतरो भूत्वा प्रशमं याति हन्ति वा ॥२०॥

### સાન્નિપાતિક જ્વર અમુક મુદતમાં છોડી દે છે અથવા મારી નાખે છે

વાયુના આધિક્યવાળો સાન્નિપાતિક જ્વર, વાયુની તીવ્રશક્તિને લીધે સાતમો દિવસ પ્રાપ્ત થતાં પાછો અત્યંત ઘોર થઈને છોડી દે છે; અથવા મારી નાખે છે. પિત્તના આધિક્યવાળો સાન્નિપાતિક જ્વર, પિત્તની મધ્યશક્તિને લીધે દસમો દિવસ પ્રાપ્ત થતાં પાછો અત્યંત ઘોર થઈને છોડી દે છે; અથવા મારી નાખે છે અને કફના આધિક્યવાળો સાન્નિપાતિક જ્વર, કફની મંદશક્તિને લીધે બારમો દિવસ પ્રાપ્ત થતાં પાછો અત્યંત ઘોર થઈને છોડી દે છે અથવા મારી નાખે છે.

(ઉપર કહેલી મુદતોમાં જો રસથી તે વીર્ય સુધીની સઘળી ધાતુઓ પાકી જાય, તો સાન્નિપાતિક જ્વર મારી નાખે છે અને મળો દોષો) પાકી જાય, તો તે જ્વર છોડી દે છે. ધાતુઓ અને મળોના પાકવામાં પૂર્વજન્મનું પ્રારબ્ધકર્મજ કારણરૂપ થાય છે. જો જીવનને વધારનારું પ્રારબ્ધકર્મ હોય, તો મળો પાકે છે અને જીવનની હાનિ કરનાર પ્રારબ્ધકર્મ હોય, તો ધાતુઓ પાકે છે. નિદ્રાનો નાશ, હૃદયની સ્તબ્ધતા, પેટની કઠિનતા, ગાત્રોનું ભારેપણું, અરુચિ, સુખનો અભાવ અને બળની હાનિ–એ લક્ષણો થયાં હોય, તો જાણવું કે ધાતુઓ પાક્યા છે. એમ પણ કહેવાય છે, કે જ્વરથી પીડિત થયેલો માણસ હૃદયમાં, નાભિ ઉપર અથવા પાકને લીધે દૂખતાં ગાત્રોમાં આંગળીઓ વડે દબાવતાં પીડા પામે, તો તે માણસના ધાતુઓ પાકી ગયા છે, એમ સમજવું; તેમ જ નાભિ ઉપર તથા હૃદયની નીચે દબાવતાં જો વ્યથા થાય, તો પણ જાણવું કે તે માણસના ધાતુઓ પાકી ગયા છે. વાયુ આદિ દોષો, કે જેઓનો સ્વભાવ તંદ્રા, દાહ તથા ભારેપણું વગેરે કરવાનો છે, તેઓનું તે સ્વભાવથી રહિતપણું, જ્વર તથા શરીરની હલકાઈ, ઇંદ્રિયોની નિર્મળતા તથા પોતપોતાનાં કાર્યોમાં સમર્થતા, જઠરાગ્નિની સમર્થતા અને અનુક્રમે તરસ વગેરેની શાંતતા–એ લક્ષણો થયાં હોય, તો જાણવું કે મળો પાક્યા છે. અરુણદત્ત કહે છે, કે સ્રોતોનું નહિ રુંધાવું, અંગોની હલકાઈ, બલયુક્ત વાયુનું અનુલોમપણું, કાયા વગેરેની ચેષ્ટાઓમાં આળસનો અભાવ, જઠરાગ્નિની પ્રદીપ્તતા મુખની સ્વચ્છતા, મૂત્ર તથા વિષ્ટા આદિ મળોની પ્રવૃત્તિ, ભૂખનું ઉત્પન્ન થવું અને ગ્લાનિથી રહિતપણું તેઓમાંનું કોઈ પણ ચિહ્ન દેખાય, તો જાણવું કે જ્વરની ઊનાશ મળોને પકવવામાં તૈયાર થઈ છે અને એથી વિપરીત લક્ષણો દેખાય, તો જાણવું કે જ્વરની ઊનાશ ધાતુઓને પકવવામાં તૈયાર થઈ છે. સાતમો, દસમો અને બારમો દિવસ, કે જે છોડી દેવાની અથવા મારી નાખવાની અવધિરૂપ છે, તેઓનું આમના આધિક્યને લીધે ઉલ્લંઘન થાય, તો પછી સાન્નિપાતજ્વર પોતાના આવવાના દિવસથી ચૌદમી, વીસમી અને ચોવીસમી રાત સુધીમાં છોડી દે છે અથવા મારી નાખે છે, એ સન્નિપાતજ્વરની મર્યાદા છે.) ૨૦

द्विदोषोच्छ्रायलिङ्गास्तु द्वन्द्वजास्त्रिविधाः स्मृताः ॥
तृष्णा मूर्छा भ्रमो दाहो निद्रानाशः शिरोरुजा ।
कंठास्यशोषो वमथू रोमहर्षोऽरुचिस्तथा ॥
पर्वभेदश्च जृम्भा च वातपित्तज्वराकृतिः ।
स्तैमित्यं पर्वणां भेदो निद्रा गौरवमेव च ॥
शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्त्तनम् ।
संतापो मध्यवेगश्च वातश्लेष्मज्वराकृतिः ॥
तिक्तलिप्तास्यता तंद्रा मोहः कासोऽरुचिस्तृषा ।
मुहुर्दाहो मुहुः शीतं पित्तश्लेष्मज्वराकृतिः ॥२१॥

છે. વાગ્ભટે તો એથી પણ વધારે લક્ષણો આપ્યાં છે, કે સઘળાં અંગોમાં એકી વખતે સંતાપ આવતો નથી, પણ કોઈ વખતે માથામાં પ્રથમ આવે છે, કોઈ વખતે ખભાઓમાં પ્રથમ આવે છે અને કોઈ વખતે પગોમાં પ્રથમ આવે છે. જ્વર જવાના સમયે કોઈ વખતે તે પગમાંથી પ્રથમ જાય છે, કોઈ વખતે ધરડામાંથી પ્રથમ જાય છે અને કોઈ વખતે માથામાંથી પ્રથમ જાય છે; વેદનાઓ પણ એકી વખતે સઘળાં અંગોમાં થતી નથી, પણ કોઈ વખતે એક અંગમાં તો કોઈ વખતે બીજા અંગમાં થાય છે; કોઈ વખતે પગ એવા તો જડ થઈ જાય છે, કે તેઓમાં નખ વગેરે વાગવાની પણ ખબર પડતી નથી; કોઈ વખતે સાંધા તૂટતા હોય એવું જણાય છે, કોઈ વખતે સાયળો પોતાની ક્રિયામાં અશક્ત થઈ જાય છે, કોઈ વખતે કમર ઝલાઈ જાય છે, કોઈ વખતે પીઠ જાણે ખંડાઈ જતી હોય એમ લાગે છે, કોઈ વખતે પેટ જાણે પિલાઈ જતું હોય એમ લાગે છે, કોઈ વખતે હાડકાં જાણે કરવતીથી વેરાતાં હોય એમ લાગે છે, કોઈ વખતે પાંસળાંનાં હાડકાં જાણે છેદાતાં હોય એમ લાગે છે, કોઈ વખતે હૃદય પર જાણે ચાબૂકનો માર પડતો હોય એવું લાગે છે, કોઈ વખતે ખભાઓ જાણે મથાઈ જતા હોય એમ લાગે છે, કોઈ વખતે બાહુઓ ચીરી નખાતા હોય એવી વેદના થાય છે, કોઈ વખતે લમણાં જાણે ભોંકાતાં હોય એવી વેદના થાય છે, ચામડી તથા મુખ વગેરે રાતાં થઈ જાય છે, લાળ ઝર્યા કરે છે, અન્ન પચતું નથી, ગરમીની ઇચ્છા થાય છે અને અંગો નમી જાય છે.)૧૪

वेगस्तीक्ष्णोऽतिसारश्च निद्राल्पत्वं तथा वमिः ।
कण्ठोष्ठमुखनासानां पाकः स्वेदश्च जायते ॥
प्रलापः कटुता वक्त्रे मूर्च्छा दाहो मदस्तृषा ।
पीतविण्मूत्रनेत्रत्वं पैत्तिके भ्रम एव च ॥ १५ ॥

## પિત્તજ્વરનું લક્ષણ

પિત્તજન્ય જ્વરમાં જ્વરનો વેગ તીક્ષ્ણ થાય છે, પ્રવાહી મળ પડે છે, નિદ્રા ઓછી થઈ જઈ ઊલટી થાય છે; કંઠ, હોઠ, મોઢું તથા નાક પાકી આવે છે, પસીનો થાય છે, બકવાદ થાય છે, મોઢું તીખું થઈ જાય છે, રૂપ વગેરેની ખબર પડતી નથી. બળતરા થાય છે, ધણીસોપારી ખાધાના જેવો મીણો ચડે છે, તરસ લાગ્યા કરે છે, વિષ્ટા મૂત્ર તથા નેત્રો પીળાં થઈ જાય છે અને ચાકડે ચડેલાના જેવું ભ્રમણ થાય છે.

(વાગ્ભટ એથી વધારે લક્ષણો આપે છે, કે એકી વખતે સઘળાં અંગોમાં સંતાપ વ્યાપે છે, શીતની ઇચ્છા થાય છે, બેચેની થાય છે, લોહી થુંકાય છે, ખટાશ થાય છે, રાતાં ફ્રામડાં ઊપડે છે, ચામડી વગેરે પીળાં તથા લીલાં વર્ણવાળાં થાય છે અને શ્વાસમાં દુર્ગંધ ફેલાય છે) ૧૫

गौरवं शीतमुत्क्लेशो रोमहर्षोऽतिनिद्रता ।
स्रोतोरोधो रुगल्पत्वं प्रसेको मधुरास्यता ॥
नात्युष्णगात्रता छर्दिरङ्गसादोऽविपाकता ।
प्रतिश्यायोऽरुचिःकासः कफजेऽक्ष्णोश्च शुक्लता ॥१६

## કફજ્વરનું લક્ષણ

કફજન્ય જ્વરમાં અંગો ભારે થાય છે, ટાઢ વાય છે, વમન થવાની તૈયારી જેવું થઈ રહે છે, રૂવાડાં ઊભાં થઈ જાય છે, ઊંઘ વધારે આવે છે, પ્રતિશ્યાય નામનો રોગ (સ્રાવ) થાય છે, ખાવાની ઇચ્છા થતી નથી, ખાંસી આવે છે, આંખો સફેદ થઈ જાય છે, સ્રોતો રોકાઈ જાય છે, વેદના ઓછી થાય છે, લાળ ઝર્યા કરે છે, કફ થુંકાય છે, મોઢું મધુર થઈ જાય છે, ગાત્રો બહુ ઊનાં થઈ જતાં નથી, વમન થાય છે, અંગોમાં ગ્લાનિ થાય છે અને ખાધેલું અન્ન પચતું નથી. ૧૬

(બીજા ગ્રંથમાં કહ્યું છે, કે અંગો જાણે ભીનાં કપડાથી વીંટાયેલાં હોય એવાં થઈ જાય છે, જ્વરનો વેગ મંદ હોય છે, શક્તિ છતાં કામ કરવામાં ઉત્સાહ થતો નથી, મૂત્ર તથા

હોય અને સંતાપ તથા વેદના મંદ હોય, તો પ્રવીણ વૈદ્યે જાણવું; કે એ સાન્નિપાતિક જ્વર હતૌજસ્ નામનો છે. ૧૯

सप्तमे दिवसे प्राप्ते दशमे द्वादशेऽपि वा ।
पुनर्घोरतरो भूत्वा प्रशमं याति हन्ति वा ॥२०॥

## સાન્નિપાતિક જ્વર અમુક મુદતમાં છોડી દે છે અથવા મારી નાખે છે

વાયુના આધિક્યવાળો સાન્નિપાતિક જ્વર, વાયુની તીવ્રશક્તિને લીધે સાતમો દિવસ પ્રાપ્ત થતાં પાછો અત્યંત ઘોર થઈને છોડી દે છે; અથવા મારી નાખે છે. પિત્તના આધિક્યવાળો સાન્નિપાતિક જ્વર, પિત્તની મધ્યશક્તિને લીધે દસમો દિવસ પ્રાપ્ત થતાં પાછો અત્યંત ઘોર થઈને છોડી દે છે; અથવા મારી નાખે છે અને કફના આધિક્યવાળો સાન્નિપાતિક જ્વર, કફની મંદશક્તિને લીધે બારમો દિવસ પ્રાપ્ત થતાં પાછો અત્યંત ઘોર થઈને છોડી દે છે અથવા મારી નાખે છે.

(ઉપર કહેલી મુદતોમાં જો રસથી તે વીર્ય સુધીની સઘળી ધાતુઓ પાકી જાય, તો સાન્નિપાતિક જ્વર મારી નાખે છે અને મળો દોષો) પાકી જાય, તો તે જ્વર છોડી દે છે. ધાતુઓ અને મળોના પાકવામાં પૂર્વજન્મનું પ્રારબ્ધકર્મજ કારણરૂપ થાય છે. જો જીવનને વધારનારું પ્રારબ્ધકર્મ હોય, તો મળો પાકે છે અને જીવનની હાનિ કરનાર પ્રારબ્ધકર્મ હોય, તો ધાતુઓ પાકે છે. નિદ્રાનો નાશ, હૃદયની સ્તબ્ધતા, પેટની કઠિનતા, ગાત્રોનું ભારેપણું, અરુચિ, સુખનો અભાવ અને બળની હાનિ—એ લક્ષણો થયાં હોય, તો જાણવું કે ધાતુઓ પાક્યા છે. એમ પણ કહેવાય છે, કે જ્વરથી પીડિત થયેલો માણસ હૃદયમાં, નાભિ ઉપર અથવા પાકને લીધે દૂખતાં ગાત્રોમાં આંગળીઓ વડે દબાવતાં પીડા પામે, તો તે માણસના ધાતુઓ પાકી ગયા છે, એમ સમજવું; તેમજ નાભિ ઉપર તથા હૃદયની નીચે દબાવતાં જો વ્યથા થાય, તો પણ જાણવું કે તે માણસના ધાતુઓ પાકી ગયા છે. વાયુ આદિ દોષો, કે જેઓનો સ્વભાવ તંદ્રા, દાહ તથા ભારેપણું વગેરે કરવાનો છે, તેઓનું તે સ્વભાવથી રહિતપણું, જ્વર તથા શરીરની હલકાઈ, ઇંદ્રિયોની નિર્મળતા તથા પોતપોતાનાં કાર્યોમાં સમર્થતા, જઠરાગ્નિની સમર્થતા અને અનુક્રમે તરસ વગેરેની શાંતતા—એ લક્ષણો થયાં હોય, તો જાણવું કે મળો પાક્યા છે. અરુણદત્ત કહે છે, કે સ્રોતોનું નહિ રુંધાવું, અંગોની હલકાઈ, બલયુક્ત વાયુનું અનુલોમપણું, કાયા વગેરેની ચેષ્ટાઓમાં આળસનો અભાવ, જઠરાગ્નિની પ્રદીપ્તતા સુખની સ્વચ્છતા, મૂત્ર તથા વિષ્ટા આદિ મળોની પ્રવૃત્તિ, ભૂખનું ઉત્પન્ન થવું અને ગ્લાનિથી રહિતપણું તેઓમાંનું કોઈ પણ ચિહ્ન દેખાય, તો જાણવું કે જ્વરની ઊનાશ મળોને પકવવામાં તૈયાર થઈ છે અને એથી વિપરીત લક્ષણો દેખાય, તો જાણવું કે જ્વરની ઊનાશ ધાતુઓને પકવવામાં તૈયાર થઈ છે. સાતમો, દસમો અને બારમો દિવસ, કે જે છોડી દેવાની અથવા મારી નાખવાની અવધિરૂપ છે, તેઓનું આમના આધિક્યને લીધે ઉલ્લંઘન થાય, તો પછી સાન્નિપાતજ્વર પોતાના આવવાના દિવસથી ચૌદમી, વીસમી અને ચોવીસમી રાત સુધીમાં છોડી દે છે અથવા મારી નાખે છે, એ સન્નિપાતજ્વરની મર્યાદા છે.) ૨૦

द्विदोषोच्छ्रायलिङ्गास्तु द्वन्द्वजास्त्रिविधाः स्मृताः ॥
तृष्णा मूर्छा भ्रमो दाहो निद्रानाशः शिरोरुजा ।
कंठास्यशोषो वमथू रोमहर्षोऽरुचिस्तथा ॥
पर्वभेदश्च जृम्भा च वातपित्तज्वराकृतिः ।
स्तैमित्यं पर्वणां भेदो निद्रा गौरवमेव च ॥
शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्त्तनम् ।
संतापो मध्यवेगश्च वातश्लेष्मज्वराकृतिः ॥
तिक्तलिप्तास्यता तंद्रा मोहः कासोऽरुचिस्तृषा ।
मुहुर्दाहो मुहुः शीतं पित्तश्लेष्मज्वराकृतिः ॥२१॥

જેઓ પરસ્પરથી વિરુદ્ધ ગુણોવાળા છે, તેઓ મળીને એક કાર્યનો આરંભ કરે, એ સંભવતું નથી; પણ પરસ્પરનો ઉપઘાત કરે, એ સંભવે છે; તો પણ તેઓ મળીને એક સાન્નિપાતિક જ્વરનો આરંભ કરે છે, તેનું કારણ છે, કે તેઓ પરસ્પરથી વિરુદ્ધ ગુણોવાળા છતાં સાન્નિપાતિક જ્વરમાં દૈવની ગતિથી અથવા પોતપોતાના તેવા પ્રકારના સ્વભાવથી પરસ્પરનો ઉપઘાત નહીં કરતાં, પરસ્પરના મદદગાર થઈ પડે છે. જો કે વાત, પિત્ત અને કફ કે જેઓનો ચયકાલ અને પ્રકોપકાલ ભિન્નભિન્ન છે, તેઓનો એકી વખતે પ્રકોપ થવો સંભવિત નથી; તો પણ આહાર-વિહાર આદિ નિદાનોના બળને લીધે સાન્નિપાતિક જ્વરમાં તેઓનો એકી વખતે પ્રકોપ થાય છે, એમ સમજવું.)

ત્રણે દોષોથી થયેલો સાન્નિપાતિક જ્વર, જો પ્રકૃતિસમસમવેત હોય, તો તેમાં કેવળ ત્રણે દોષોનાં જ લક્ષણો થાય છે, પણ તેઓથી વિલક્ષણ પ્રકારનાં કોઈ લક્ષણો થતાં નથી. હવે સાન્નિપાતિક જ્વરના કેટલાક ભેદો કહું છું, તે સાંભળોઃ ૧૭

नात्युष्णशीतोऽल्पसंज्ञो भ्रान्तप्रेक्षी हतस्वरः ।
खरजिह्वः शुष्ककण्ठः स्वेदविण्मूत्रवर्जितः ॥
सास्रो निर्भुग्नहृदयो भक्तद्वेषी हतप्रभः ।
श्वसन् निपतितः शेते प्रलापोपद्रवायुतः ॥
तदभिन्यासमित्याहुर्हतौजसमथापरे ।
सन्निपातज्वरं कृच्छ्रमसाध्यमपरे विदुः ॥
निद्रोपेतमभिन्यासं क्षीणमेनं हतौजसम् ।
संन्यस्तगात्रं संन्यासं विद्यात् सर्वात्मके ज्वरे ॥१८॥

## સાન્નિપાતિક જ્વરો તથા તેના ભેદોનાં લક્ષણો, તેની કષ્ટસાધ્યતા અને અસાધ્યતા

[illegible] ન હોય, બહુ [illegible] ન હોય, [illegible] હોય, [illegible] નહીં પણ [illegible] હોય, [illegible] થઈ ગઈ હોય, કંઠ સુકાતો હોય, પસીનો, વિષ્ટા કે મૂત્ર કશું આવતું ન હોય, નેત્રો આંસુવાળાં થઈ ગયાં હોય, હૃદય કઠણ થઈ ગયું હોય, અન્ન ઉપર અત્યંત અરુચિ થઈ ગઈ હોય, કાંતિ નષ્ટ થઈ ગઈ હોય, હાંફતો શ્વાસ લેતો હોય, ભોંય પર પડ્યું રહેવું કે સૂઈ રહેવું પડતું હોય, નિરર્થક બકવાદ ચાલ્યા કરતો હોય અને ઉપદ્રવોએ પણ ઘેરો ઘાલ્યો હોય, તે સાન્નિપાતિક જ્વરને કેટલાક આચાર્યો અભિન્યાસ કહે છે અને કેટલાક આચાર્યો હતૌજસ્ કહે છે. વાસ્તવિક જોતાં એવા સાન્નિપાતિક જ્વરના અભિન્યાસ, હતૌજસ્ અને સંન્યાસ એ નામના ત્રણ ભેદો થાય છે. એવા સાન્નિપાતિક જ્વરમાં રોગી જો નિદ્રાથી જ યુક્ત હોય, તો તે જ્વર અભિન્યાસ કહેવાય છે, રોગીનું ઓજ ક્ષીણ થઈ ગયું હોય, તો તે જ્વર હતૌજસ્ કહેવાય છે અને રોગીએ ગાત્રો નાખી જ દીધાં હોય, તો તે જ્વર સંન્યાસ કહેવાય છે. સાન્નિપાતિક જ્વરોને કેટલાક આચાર્યો કષ્ટસાધ્ય કહે છે અને કેટલાક આચાર્યો અસાધ્ય કહે છે, તેમાં એમ સમજવાનું છે કે જો સર્વ લક્ષણોથી ભરપૂર હોય, તો અસાધ્ય છે અને કોઈક ઓછાં લક્ષણોવાળો હોય, તો કષ્ટસાધ્ય છે.

दोषो विबद्धो [illegible] सम्पूर्णलक्षणः ॥
स [illegible] ।
असि [illegible] ॥
संहृष्टरोमा [illegible] ।
[illegible] ॥१९॥

## હતૌજસ્ (સાન્નિપાતિક) જ્વરનું લક્ષણ

પિત્ત તથા કફના અતિશય પ્રકોપને લીધે [illegible] ગયું હોય, [illegible] લીધે તથા [illegible] રહેતી હોય, [illegible] હોય, [illegible] તથા [illegible] રહેતાં હોય, [illegible] હોય, [illegible]

અન્યેદ્યુષ્ક,[1] તૃતીય,[2] ચાતુર્થિક[3] અને પ્રલેપક[4] નામના વિષમ જ્વરો ઉત્પન્ન કરે છે. દોષો, કે જેઓ એકએક અહોરાત્રે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં આવે છે, તેઓ આમાશયમાં આવીને વિષમ જ્વરો ઉત્પન્ન કરે છે. (આ વિષયમાં એમ સમજવાનું છે, કે આમાશય, હૃદય, કંઠ, માથું અને સાંધાઓ એ પાંચ, કફનાં સ્થાનકો છે; તેઓમાં રહેલા દોષો અનુક્રમે સતત આદિ પાંચ જ્વરો ઉત્પન્ન કરે છે. આમાશયની અંદર રહેલા દોષો, બે વખત આવનારા સતત જ્વરને ઉત્પન્ન કરે છે; કારણ કે એક અહોરાત્રમાં બેવાર તે દોષોનો પ્રકોપ થાય છે. હૃદયમાં રહેલા દોષો, આમાશયમાં આવીને અહોરાત્રમાં એક વખત આવનારા અન્યેદ્યુષ્ક જ્વર ઉત્પન્ન કરે છે. જો કે એક અહોરાત્રમાં દોષોના પ્રકોપના સમય બે છે, તો પણ એક સમયમાં દોષો હૃદયમાં રહે છે, તેથી જ્વરને ઉત્પન્ન નહિ કરી શકતાં બીજા સમયમાં આમાશયમાં આવીને જ્વર ઉત્પન્ન કરે છે; કારણ કે દોષોની સ્થિતિ આમાશયમાં હોય ત્યારે જ જ્વર થાય છે. કંઠમાં રહેલા દોષો એક અહોરાત્રે હૃદયમાં આવે છે અને બીજે અહોરાત્રે આમાશયમાં આવે છે;એટલે ત્યાં આવીને પોતાના પ્રકોપના સમયોમાં એક સમયે જ તૃતીય જ્વર ઉત્પન્ન કરે છે. જો કે એ દોષો આમાશયમાં એક અહોરાત્ર સુધી રહે છે; તો પણ તે અહોરાત્રના બે સમયમાં જ્વરને ઉત્પન્ન ન કરી શકતાં એક સમયમાં જ ઉત્પન્ન કરે છે, એવો તેઓનો સ્વભાવ થાય છે. એ પ્રમાણે જ માથામાં રહેલા દોષો એક અહોરાત્રે કંઠમાં આવે છે, બીજે અહોરાત્રે હૃદયમાં આવે છે અને ત્રીજે અહોરાત્રે આમાશયમાં આવે છે; એટલે ત્યાં આવીને પોતાના પ્રકોપના સમયોમાં એક સમયે જ ચાતુર્થિક જ્વર ઉત્પન્ન કરે છે. જો કે એ દોષો આમાશયમાં એક અહોરાત્ર સુધી રહે છે; તો પણ તે અહોરાત્રના બે સમયોમાં જ્વર ઉત્પન્ન નહિ કરી શકતાં એક સમયમાં જ ઉત્પન્ન કરે છે, એવો તેઓનો સ્વભાવ જ થાય છે. દોષોને તે તે સ્થાનકમાંથી આમાશયમાં આવતાં જેટલો વિલંબ લાગે છે, તેટલો જ વિલંબ તે સ્થાનકે પાછા જવામાં પણ લાગવો જોઈએ; તો એ હિસાબે ત્રીજે અને ચોથે દિવસે જ્વરની પ્રાપ્તિ થવી કેમ સંભવે? એવી અહીં શંકા થાય, તો તેનું સમાધાન આ છે, કે દોષો આમાશયમાં આવી પ્રકોપના સમયમાં પોતાના પ્રબળ વેગને દેખાડીને પાછા તે જ દિવસે તેવા જ વેગથી પોતાને ઠેકાણે જતા રહે છે. સાંધાઓમાં રહેલા દોષો પ્રલેપક નામનો જ્વર ઉત્પન્ન કરે છે અને એ સાંધાઓ આમાશયને લગતા જ હોય છે; માટે પ્રલેપક જ્વર સર્વદા રહે છે.)

એ પાંચ વિષમ જ્વરોમાં પ્રલેપક નામનો જ્વર ક્ષયરોગવાળાઓના પ્રાણો હણનારો છે, અત્યંત કષ્ટસાધ્ય છે, મંદ વેગવાળો જ હોય છે, અત્યંત દુઃખદાયી છે અને ધાતુઓનું શોષણ કરનારો છે.(જો કે સઘળા વિષમ જ્વરો ક્ષયરોગવાળાં માણસોને બહુ દુઃખ દેનારા છે, તો પણ તેઓમાં પ્રલેપક તો ક્ષયરોગવાળાઓના પ્રાણનો જ નાશ કરનાર છે. ડલ્હન કહે છે કે પ્રલેપક ક્ષયરોગવાળાઓને જ થાય છે.)

કફનાં બે, ત્રણ અથવા ચાર સ્થાનકોમાં રહેતા દોષો વિપર્યય નામના કષ્ટસાધ્ય વિષમજ્વરો ઉત્પન્ન કરે છે. (આમાશય અને હૃદય એ બે સ્થાનકોમાં રહેતા દોષો, **અન્યેદ્યુષ્કવિપર્યય** નામના વિષમ જ્વરને ઉત્પન્ન કરે છે, કે જે જ્વર

---

૧ જે જ્વર એક અહોરાત્રમાં એક વખત આવે, તે જ્વર **અન્યેદ્યુષ્ક** કહેવાય છે.

૨ એકાંતરા આવનારો જ્વર **તૃતીય** કહેવાય છે.

૩ વચમાં બે દિવસ છોડી દઈને આવતો તરીયો તાવ **ચાતુર્થિક** કહેવાય છે.

૪ કફ તથા ભારેપણાથી જાણે ગાત્રોને લીંપતો હોય એવો, સર્વદા મંદ વેગવાળો અને શીતવાળો જે જ્વર હોય, તે **પ્રલેપક** કહેવાય છે.

### વાતપિત્તજન્ય, વાતકફજન્ય અને પિત્તકફજન્ય જ્વરોનાં લક્ષણો

**વાતપિત્તજન્ય જ્વરમાં** વાત અને પિત્ત એ બન્ને દોષોનાં પોતપોતાનાં લક્ષણો, કે જેઓ આ અધ્યાયના ૧૪મા અને ૧૫મા વિષયમાં કહેલાં છે, તેઓ હોય છે. **વાતકફજન્ય જ્વરમાં** વાત અને કફ એ બન્ને દોષોનાં પોતપોતાનાં લક્ષણો, કે જેઓ આ અધ્યાયના ૧૪મા અને ૧૬મા વિષયમાં કહેલાં છે, તેઓ હોય છે **પિત્તકફજન્ય જ્વરમાં** પિત્ત અને કફ એ બન્ને દોષોનાં લક્ષણો, કે જેઓ આ અધ્યાયના ૧૫મા અને ૧૬મા વિષયમાં કહેલાં છે, તેઓ હોય છે. (આ પ્રકૃતિસમસમવેત દ્વંદ્વજ જ્વરોનાં લક્ષણો કહ્યાં, હવે વિકૃતિવિષમસમવેત દ્વંદ્વજ જ્વરોનાં લક્ષણો કહેવામાં આવે છે. પ્રકૃતિસમસમવેત અને વિકૃતિવિષમસમવેત એ બે શબ્દોનું વ્યાખ્યાન આ અધ્યાયના ૧૭મા વિષયમાં જુઓ.)

**વાતપિત્તજન્ય જ્વરમાં** તરસ, મૂર્છા, ભ્રમ, દાહ, નિદ્રાનો નાશ, માથામાં પીડા, કંઠ તથા મુખનો શોષ, રૂવાડાંઓનું ઊભું થવું, અરુચિ, સાંધાઓ જાણે તૂટતા હોય એવી સાંધાઓમાં વ્યથા અને બગાસાં આવવાં–એટલાં લક્ષણો થાય છે. (આમાં રૂવાડાંઓનું ઊભું થવું અને અરુચિ–એ બે લક્ષણો પૂર્વોક્ત લક્ષણોથી અધિક છે અને કેટલાંક લક્ષણો ઓછાં પણ છે.)

**વાતકફજન્ય જ્વરમાં** અંગો જાણે ભીનાં કપડાંથી વીંટાયેલાં હોય એવાં થઈ જાય છે, સાંધાઓ તૂટવા લાગેલા જેવા થઈ જાય છે, નિદ્રા આવે છે, ભારેપણું થાય છે, માથું પકડાઈ જાય છે, પ્રતિશ્યાય નામનો નાકનો રોગ (સ્રાવ) થાય છે, ખાંસી આવે છે, આખા શરીરમાં પસીનો આવે છે અને સંતાપનો વેગ મધ્યમપ્રકારનો હોય છે. (આમાં પસીનાની આખા શરીરમાં પ્રવૃત્તિ થવી, એ લક્ષણ પૂર્વોક્ત લક્ષણોથી અધિક છે અને કેટલાંક લક્ષણો ઓછાં પણ છે.)

**પિત્તકફજન્ય જ્વરમાં** મોઢામાં કડવાશ થાય છે, મોઢું કફથી લેપાયેલા જેવું થઈ જાય છે, તંદ્રા થાય છે, મૂર્છા આવે છે, ખાંસી આવે છે, અરુચિ થાય છે, તરસ લાગ્યા કરે છે, વારંવાર દાહ થાય છે અને વારંવાર શીતની ઉત્પત્તિ થાય છે. (આમાં તંદ્રારૂપ લક્ષણ અધિક છે કે જે પિત્તજન્ય જ્વરનાં લક્ષણોમાં પણ નથી તથા કફજન્ય જ્વરનાં લક્ષણોમાં પણ નથી, અને કેટલાંક લક્ષણો ઓછાં પણ છે.) ૨૧

क्षामाणां ज्वरमुक्तानां मिथ्याहारविहारिणाम् ।
दोषः स्वल्पोऽपि संवृद्धो देहिनामनिलेरितः ॥
सततान्येद्युष्कत्र्याख्यचातुर्थान्सप्रलेपकान् ।
कफस्थानविभागेन यथासङ्ख्यं करोति हि ॥
अहोरात्रादहोरात्रात्स्थानात् स्थानं प्रपद्यते ।
ततश्चामाशयं प्राप्य घोरं कुर्याज्ज्वरं नृणाम् ॥
तत्र प्रलेपको ज्ञेयः शोषिणां प्राणनाशनः ।
दुश्चिकित्स्यतमो मन्दः सुकष्टो धातुशोषकृत् ॥
कफस्थानेषु वा दोषस्तिष्ठन् द्वित्रिचतुर्षु वा ।
विपर्ययाख्यान् कुरुते विषमान् कृच्छ्रसाधनान् ॥
परो हेतुः स्वभावो वै विषमे कैश्चिदीरितः ।
आगन्तुश्चानुबन्धो हि प्रायशो विषमज्वरे ॥ २२ ॥

### વિષમજ્વરોની સંપ્રાપ્તિ તથા ભેદો

જે લોકો કૃશ છતાં મિથ્યા આહારવિહાર કરે તેઓના, અને જે લોકો જ્વરથી મુક્ત થયા પછી મિથ્યા આહારવિહાર કરે તેઓના દોષો ઓછા હોય, તો પણ મિથ્યા આહારવિહારથી વૃદ્ધિ પામી જુદા વાયુથી પ્રેરાઈને કફનાં સ્થાનોના વિભાગપ્રમાણે અનુક્રમે સતત,[1]

[1] જે જ્વર એક અહોરાત્રમાં બેવાર આવે, તે જ્વર સતત કહેવાય છે. અગત્સ્ય કહે છે, કે આ જ્વર કોઈ સમયે દિવસમાં જ બેવાર આવે છે, કોઈ સમયે રાત્રિમાં જ બેવાર આવે છે અને કોઈ સમયે દિવસમાં તથા રાત્રિમાં પણ બેવાર આવે છે.

માં રહેનારાઓને ત્યાંનાં જળના તથા ઓષધિઓના યોગથી જે જ્વર આવે છે, તેમાં ઘણું કરીને વાયુ તથા કફ સમ કે ન્યૂનાધિક હોય છે અને પિત્ત પ્રબળ હોય છે. મદ્યથી થયેલા જ્વરમાં પણ ઘણું કરીને વાયુ તથા કફ સમ કે ન્યૂનાધિક હોય છે અને પિત્ત પ્રબળ હોય છે; પ્રલેપકમાં અને વાતબલાસક નામના જીર્ણજ્વરમાં ઘણું કરીને વાયુ તથા પિત્ત સમ કે ન્યૂનાધિક હોય છે અને કફ પ્રબળ હોય છે. જે વિષમજ્વરો નિરંતર મૂર્છાના સંબંધવાળા હોય છે, તેઓમાં ઘણું કરીને બબ્બે દોષોની પ્રબળતા હોય છે. (વાતબલાસક નામના જીર્ણજ્વરનું લક્ષણ તંત્રાંતરમાં કહ્યું છે કે 'જેને વાતબલાસક નામનો જીર્ણજ્વર થયો હોય, તે માણસ નિત્ય મંદજ્વરવાળો, રૂક્ષ, સોજાવાળો, સ્તબ્ધ અંગોવાળો અને ઘણા કફવાળો થાય છે. આ જ્વર કષ્ટસાધ્ય છે.' જેજ્જટ કહે છે, કે આ વચનમાં 'ઘણું કરીને' એમ કહ્યું છે, તે ઉપરથી સમજાય છે, કે વિષમજ્વરો ત્રણે દોષોથી, બે દોષથી અને એક દોષથી પણ થાય છે. વાગ્ભટે તો 'સઘળા વિષમજ્વરો ત્રણે દોષથી થાય છે' એમ જણાવ્યું છે. ગ્રંથાંતરમાં કહ્યું છે કે 'કફ તથા પિત્ત એ બે દોષની ઉગ્રતાવાળો તૃતીયજ્વર વેદનાથી બરડાના છેડાના ભાગને પકડીને ઉત્પન્ન થાય છે, વાયુ તથા કફ એ બે દોષની ઉગ્રતાવાળો તૃતીયજ્વર વેદનાથી પીઠમાં વ્યાપીને ઉત્પન્ન થાય છે અને વાયુ તથા પિત્ત એ બે દોષની ઉગ્રતાવાળો તૃતીયજ્વર વેદનાથી માથાને પકડી ઉત્પન્ન થાય છે. જો ચાતુર્થિકજ્વર કફની ઉગ્રતાવાળો હોય, તો પ્રથમ વેદનાથી પીંડીઓમાં વ્યાપીને પછી સઘળા શરીરમાં વ્યાપ્ત થાય છે. જો વાયુની ઉગ્રતાવાળો હોય, તો પ્રથમ વેદનાથી માથામાં વ્યાપ્ત થાય છે અને જો પિત્તની ઉગ્રતાવાળો હોય, તો પ્રથમ વેદનાથી કાયાના મધ્યભાગને પકડીને પછી સઘળા શરીરમાં વ્યાપ્ત થાય છે.')૨૩

त्वक्स्थौ श्लेष्मानिलौ शीतमादौ जनयतो ज्वरे ।
तयोः प्रशान्तयोः पित्तमन्तर्दाहं करोति च ॥
करोत्यादौ तथा पित्तं त्वक्स्थं दाहमतीव च ।
तस्मिन्प्रशान्ते त्वितरौ कुरुतः शीतमन्ततः ॥
द्वावेतौ दाहशीतादी ज्वरौ संसर्गजौ स्मृतौ ।
दाहपूर्वस्तयोः कष्टः कृच्छ्रसाध्यतमः स्मृतः ॥२४॥

## વિષમજ્વરોની સ્થિતિ તથા સાધ્યતાદિ

વિષમજ્વરમાં કફ તથા વાયુ ત્વચામાં રહ્યા હોય અને પિત્ત કોઠામાં રહ્યું હોય, તો કફ તથા વાયુ પ્રથમ શીત ઉત્પન્ન કરે છે અને તે કફ તથા વાયુ પોતાનો વખત જતો રહેવાથી અથવા વિરોધીની પ્રાપ્તિથી અથવા પિત્ત વડે કફનું શોષણ થવાને લીધે શાંત થતાં અંતે પિત્ત કોઠાની અંદરદાહ ઉત્પન્ન કરે છે તથા તેની સાથે મોહ તથા તરસ વગેરે પણ ઉત્પન્ન કરે છે.

વિષમજ્વરમાં પિત્ત ત્વચામાં રહ્યું હોય અને વાયુ તથા કફ કોઠામાં રહ્યાં હોય, તો પિત્ત પ્રથમ દાહ ઉત્પન્ન કરે છે અને પછી પીગળવા લાગેલા કફથી અથવા પોતાનો વખત જતો રહેવાથી કે બીજા કોઈ વિરોધીની પ્રાપ્તિથી પિત્ત શાંત થતાં અંતે વાયુ તથા કફ કોઠાની અંદર શીત ઉત્પન્ન કરે છે તથા તેની સાથે તંદ્રા તથા વમન વગેરે પણ ઉત્પન્ન કરે છે.

આરંભમાં શીતવાળો અને અંતમાં દાહવાળો વિષમજ્વર તથા આરંભમાં દાહવાળો અને અંતમાં શીતવાળો વિષમજવર—એ બન્ને ત્રિદોષજન્ય છે. એમાં આરંભમાં દાહવાળો વિષમજ્વર કષ્ટસાધ્ય છે અને અત્યંત કષ્ટસાધ્ય પણ કહેવામાં આવે છે. (આરંભમાં શીતવાળો વિષમજ્વર તો સાધ્ય જ છે.) ૨૪

प्रसक्तश्चाभिघातोत्थश्चेतनाप्रभवस्तु यः ॥ २५ ॥

## અભિઘાત જ્વરની તથા કામાદિજન્ય જ્વરની અત્યંત કષ્ટસાધ્યતા

શસ્ત્ર કે લાકડું વગેરેના પ્રહારથી તથા

એક અહોરાત્રમાં એક વખત છોડી દે છે અને બાકી સઘળા અહોરાત્રમાં રહે છે. આ જ્વર અન્યેદ્યુષ્કથી ઊલટો હોવાને લીધે અન્યેદ્યુષ્કવિપર્યય કહેવાય છે. આમાશય, હૃદય અને કંઠ એ ત્રણ સ્થાનકોમાં રહેતા દોષો તૃતીયવિપર્યય નામનો વિષમ જ્વર ઉત્પન્ન કરે છે, કે જે જ્વર બબ્બે દિવસો સુધી રહીને ત્રીજેત્રીજે દિવસે છોડી દે છે. આ જ્વર તૃતીય-એટલે એકાંતરા જ્વરથી ઊલટો હોવાને લીધે તૃતીયવિપર્યય કહેવાય છે. આમાશય, હૃદય, કંઠ અને માથું, એ ચાર સ્થાનકોમાં રહેતા દોષો ચાતુર્થિકવિપર્યય નામનો વિષમજ્વર ઉત્પન્ન કરે છે, કે જે જ્વર ત્રણત્રણ દિવસો સુધી રહીને ચોથેચોથે દિવસે છોડી દે છે. આ જ્વર ચાતુર્થિકથી ઊલટો હોવાને લીધે ચાતુર્થિકવિપર્યય કહેવાય છે. કેટલાક ગ્રંથોમાં તો ઉપર કહેલા તૃતીયવિપર્યયને જ ચાતુર્થિકવિપર્યય ગણ્યો છે. મૂળના અભિપ્રાય પ્રમાણે જોતાં સતત જ્વર આમાશય નામના એક સ્થાનમાં રહેનારા દોષોથી ઉત્પન્ન થતો હોવાને લીધે તેનો વિપર્યય એટલે સતતવિપર્યય નામનો જ્વર થતો જ નથી એમ માની શકાય છે, પણ ભાવપ્રકાશ આદિ બીજા ગ્રંથોમાં તો સતતવિપર્યય પણ માનેલો છે, કે જે જ્વર એક અહોરાત્રમાં બે વખત છોડી દે અને બાકી તે સઘળા અહોરાત્રમાં રહે છે. બીજા ગ્રંથોમાં કહ્યું છે કે 'વિષમજ્વરોની સંખ્યાને મુકરર સમજવી નહિ; કારણ કે રાત્રિજ્વર આદિ બીજા પણ ઘણાઘણા પ્રકારના વિષમજ્વરો થાય છે. જે માણસના વાયુ તથા કફ સમ હોય અને પિત્ત ક્ષીણ હોય, તે માણસને ઘણું કરીને રાતે જ જ્વર પ્રાપ્ત થાય છે. જે માણસના વાયુ તથા પિત્ત સમ હોય અને કફ ક્ષીણ હોય, તે માણસને ઘણું કરીને દિવસે જ જ્વર પ્રાપ્ત થાય છે. આહારથી થયેલો રસ દુષ્ટ થતાં દેહમાં કફ તથા પિત્ત દુષ્ટ થઈને રહે છે, તે કારણથી અરધું શરીર શીત થાય છે અને અરધું શરીર ઉષ્ણ થાય છે. તે એવી રીતે કે જેમ અર્ધનારીશ્વરના શરીરનું એક ફાડિયું સ્રીરૂપ છે અને બીજું ફાડિયું પુરુષરૂપ છે, તેમ આ જ્વરવાળાના શરીરનું એક ફાડિયું શીત થાય છે અને બીજું ફાડિયું ઉષ્ણ થાય છે; અથવા જેમ નૃસિંહજીના શરીરના ઉપરના તથા નીચેના બે ભાગોમાં એક ભાગ મનુષ્યરૂપ છે અને એક ભાગ સિંહરૂપ છે, તેમ આ જ્વરવાળાના શરીરના ઉપર તથા નીચેના બે ભાગોમાં એક ભાગ શીત થાય છે અને એક ભાગ ઉષ્ણ થાય છે. જો દુષ્ટ થયેલું પિત્ત કાયામાં રહ્યું હોય અને દુષ્ટ થયેલો કફ હાથપગમાં રહ્યો હોય, તો કાયા ઉષ્ણ રહે છે અને હાથપગ શીતળ રહે છે. જો દુષ્ટ થયેલો કફ કાયામાં રહ્યો હોય અને દુષ્ટ થયેલું પિત્ત હાથપગમાં રહ્યું હોય, તો કાયા શીતળ થાય છે અને હાથપગ ઉષ્ણ થાય છે. ઇત્યાદિ.' આ સઘળા વિષમજ્વરો જ કહેવાય છે.)

નિવૃત્તિ પામેલો વિષમજ્વર પાછો નિયમિત સમયે આવે છે, તેમાં દોષોનો સ્વભાવ જ કારણરૂપ છે, એમ કેટલાક માને છે; પણ અમો (ભેડ વગેરે તંત્રકારો) તો માનીએ છીએ, કે વિષમજ્વરોમાં ઘણું કરીને ભૂતાદિકનો આવેશ કારણરૂપ હોય છે. ૨૨

वातादिकत्वात्प्रवदन्ति तज्ज्ञा-
स्तृतीयकं चापि चतुर्थकं च।
औपत्यके मद्यसमुद्भवे च
हेतुं ज्वरे पित्तकृतं वदन्ति ॥
प्रलेपकं वातबलासकं च
कफाधिकत्वेन वदन्ति तज्ज्ञाः।
मूर्छानुबन्धा विषमज्वरा ये
प्रायेण ते द्वन्द्वसमुत्थितास्तु ॥२३॥

### તૃતીય આદિ જ્વરોના દોષની પ્રબળતા

તૃતીયજ્વર તથા ચાતુર્થિકજ્વરમાં ઘણું કરીને પિત્ત તથા કફ સમ કે ન્યૂનાધિક હોય છે અને વાયુ પ્રબળ હોય છે. પહાડી જમીન-

कुर्याच्चातुर्थिकं घोरमन्तकं रोगसङ्करम् ।
केचिद्भूताभिषङ्गोत्थं ब्रुवते विषमज्वरम् ॥ २८ ॥

## તંત્રકારોના મતે ધાતુઓમાં રહેલા દોષોથી વિષમ જ્વરોની ઉત્પત્તિ અને ભેદો

જે માણસ જ્વરથી મુક્ત થયા પછી અહિતકર આહારવિહાર કરે, તેના શરીરમાં બાકી રહેલા અમિ ઓછા દોષો પણ અહિતકર આહારવિહારના સેવનથી સંપૂર્ણ થઈ રસ તથા લોહી આદિ ધાતુઓમાંના ધાતુઓને પ્રાપ્ત થઈ દૂષિત કરીને વિષમજ્વર ઉત્પન્ન કરે છે. (ઓછા દોષ વિષમજ્વરનો પાસેનો હેતુ છે અને અહિતકર આહારવિહાર વિષમજ્વરનો દૂરનો હેતુ છે. મૂળ શ્લોકમાં 'વા' શબ્દ છે, તેથી સમજાય છે, કે વિષમજ્વર આરંભથી જ એટલે આ અધ્યાયના ૨૨મા વિષયની પહેલાંના વિષયમાં કહેલા વાતજ્વર આદિ સંતત જ્વરોમાંનો કોઈ પણ જ્વર આવ્યા વિના પણ કોઈ માણસને શરૂઆતથી જ આવે છે.)

રસ તથા લોહીને પ્રાપ્ત થઈ દૂષિત કરીને તેઓમાં રહેલા દોષો અહોરાત્રમાં બે વખત આવનારા **સતત** નામના વિષમજ્વરને ઉત્પન્ન કરે છે. (દોષો કેવળ રસમાં રહ્યા હોય, તો સાત દિવસ વગેરે અવધિ સુધી અખંડ રહેનારા વાતજ્વર આદિ સતત જ્વર ઉત્પન્ન કરે છે અને રસ તથા લોહી એ બન્નેમાં રહ્યા હોય, તો અખંડ સ્થિતિવાળા સતત જ્વર ઉત્પન્ન કરે છે; તેનું કારણ એ છે, કે રસ સમીપમાં છે, તેથી તેમાં રહેલા દોષો અખંડ રીતે શરીરમાં વ્યાપ્ત થઈ શકે છે અને રસમાં તથા રસ પછીના લોહીમાં રહેલા દોષોને કાંઈક દૂરતાવાળા લોહીમાં પણ રહેવું પડતું હોવાથી તેઓ અખંડ રીતે શરીરમાં વ્યાપી શકતા નથી.)

માંસને પ્રાપ્ત થઈ દૂષિત કરી તેમાં રહેલા દોષો રસથી વધારે દૂર રહેલા હોવાને લીધે અહોરાત્રમાં એક વખત આવનારા **અન્યેદ્યુષ્ક** નામના વિષમજ્વરને ઉત્પન્ન કરે છે.

મેદને પ્રાપ્ત થઈ દૂષિત કરીને તેમાં રહેલા દોષો રસથી બહુ દૂર રહેલા હોવાથી, એક દિવસના અંતરવાળા **તૃતીય** નામના જ્વર-(એકાંતરા તાવ)ને ઉત્પન્ન કરે છે.

હાડકાં કે મજ્જાને પ્રાપ્ત થઈ દૂષિત કરીને તેમાં રહેલા દોષો રસથી અત્યંત દૂર રહેલા હોવાથી, બે દિવસના અંતરવાળા **ચાતુર્થિક** નામના જ્વરને (તરિયો તાવ) ઉત્પન્ન કરે છે, કે જે જ્વર સાક્ષાત્ કાળ જેવો છે અને અનેક રોગોના સમુદાય જેવો છે.

ભેડ તથા ભાલુકિ વગેરે કેટલાક આચાર્યો વિષમ જ્વરને ભૂતના આવેશના સંબંધવાળો કહે છે, પણ અમો તો (ઔપધેનવ આદિ તો) તેને કેવળ દોષોથી જ થતો માનીએ છીએ. ૨૮

सप्ताहं वा दशाहं वा द्वादशाहमथापि वा ।
सन्तत्या योऽविसर्गी स्यात्सन्ततः स निगद्यते ॥२९

## સતત આદિ વિષમ જ્વરો કોની અપેક્ષાથી વિષમ છે? એ જાણવા માટે સંતતનું લક્ષણ

જે જ્વર સાત દિવસ, દસ દિવસ, બાર દિવસ કે તેઓથી બમણીબમણી અવધિ સુધી અવિચ્છિન્ન રીતે શરીરને છોડતો નથી, તે જ્વર **સંતત** કહેવાય છે—અર્થાત્ વાતજ્વર, પિત્તજ્વર અને કફજ્વર સંતત કહેવાય છે. (વાતપિત્તજન્ય જ્વર, વાતકફજન્ય જ્વર અને પિત્તકફજન્ય જ્વર એ દ્વંદ્વજન્ય જ્વરોને તથા સાન્નિપાતિક જ્વરોને પણ સંતતજ્વરોમાં જ ગણી લેવા; કારણ કે જેમ વાતજ્વર સાત દિવસે, પિત્તજ્વર દસ દિવસે અને કફજ્વર બાર દિવસે પાકે છે, તેમ વાતપિત્તજન્ય જ્વર પાંચમે દિવસે, વાતકફજ્વર નવમે દિવસે અને પિત્તકફજ્વર દસમે દિવસે પાકે છે. સાન્નિપાતિક જ્વર

કામ કે શોક વગેરે ચિત્તના વિકારોથી ઉત્પન્ન થયેલો જ્વર પણ જો લાંબા કાળથી લાગુ રહેલો હોય, તો અત્યંત કષ્ટસાધ્ય છે. ૨૫

रात्र्यह्नोः षट्सु कालेषु कीर्तितेषु यथा पुरा ।
प्रसह्य विषमोऽभ्येति मानवं बहुधा ज्वरः ॥२६॥

## વિષમજ્વરના આવવાના સમયો અને પ્રકારો

અહોરાત્રના સવાર, બપોર, સાંજ, પ્રદોષ, અર્ધરાત્ર તથા પરોઢિયારૂપ છ કાળો, કે જેઓ દોષના પ્રકોપના સમયોરૂપ કહ્યા છે અને તે તે દોષના પ્રકોપનાં બીજાં પણ જે જે કારણો કહ્યાં છે, તેઓને અનુસરીને વિષમજ્વર બળાત્કારથી મનુષ્યને પ્રાપ્ત થાય છે; એટલે કફના પ્રાધાન્યવાળો વિષમજ્વર સવારમાં તથા પ્રદોષમાં પોતપોતાનાં કારણોને અનુસરી આવે છે, પિત્તના પ્રાધાન્યવાળો વિષમજ્વર બપોરે તથા અધરાતે પોતપોતાનાં કારણોને અનુસરી આવે છે અને વાયુના પ્રાધાન્યવાળો વિષમજ્વર બપોર પછી તથા પરોઢિયે પોતપોતાનાં કારણોને અનુસરી આવે છે. એ વિષમજ્વરનું આવવું પણ અનેક પ્રકારોથી થાય છે; એટલે કોઈ વિષમજ્વર અહોરાત્રના એક સમયમાં આવે છે, કોઈ વિષમજ્વર એક દિવસનું અંતર નાખીને આવે છે, કોઈ વિષમજ્વર બે દિવસનું અંતર નાખીને આવે છે, કોઈ વિષમજ્વર શીતપૂર્વક આવે છે, કોઈ વિષમજ્વર ઉષ્ણપૂર્વક આવે છે, કોઈ વિષમજ્વર ઉષ્ણ તથા શીત આવે છે, કોઈ વિષમજ્વર પ્રથમ પીઠ વગેરેમાં આવે છે, કોઈ વિષમજ્વર ખભા વગેરે અવયવોમાં પ્રથમ આવે છે, કોઈ વિષમજ્વર લાંબા કાળ સુધી રહે છે અને કોઈ વિષમજ્વર અલ્પ કાળ સુધી-પણ રહે છે, ઇત્યાદિ. (આથી વિષમજ્વરોનું અસંખ્યપણું જણાવ્યું છે.) તંત્રાન્તરમાં કહ્યું છે, કે 'જે જ્વર અનિયમિત મુદતવાળો હોય, શીતના કે ઉષ્ણના નિયમ વગરનો હોય અને વેગથી પણ વિષમ હોય, તે વિષમજ્વર કહેવાય છે. જેમ વાતજ્વર સાત દિવસ સુધી, પિત્તજ્વર દસ દિવસ સુધી, કફજ્વર બાર દિવસ સુધી અને દોષોની પ્રબળતા હોય, તો વાતજ્વર ચૌદ દિવસ સુધી, પિત્તજ્વર વીસ દિવસ સુધી અને કફજ્વર ચોવીસ દિવસ સુધી રહે છે, તેમ વિષમજ્વર નિયમિત અવધિથી રહેતો નથી; એ જ્વરમાં શીત તથા ઉષ્ણ પણ અનિયમિત રહે છે અને તે જ્વરનો વેગ પણ વિષમ હોય છે; એટલે કોઈ સમયે વધારે હોય છે અને કોઈ સમયે ઓછો પણ હોય છે.' ૨૬

स चापि विषमो देहं न कदाचिद्विमुञ्चति ॥
ग्लानिगौरवकार्श्येभ्यः स यस्मान्न प्रमुच्यते ।
वेगे तु समतिक्रान्ते गतोऽयमिति लक्ष्यते ॥
धात्वन्तरस्थो लीनत्वान्न सौक्ष्म्यादुपलभ्यते ।
अल्पदोषेन्धनः क्षीणः क्षीणेन्धन इवानलः ॥ २७ ॥

## વેગ શાંત થયા પછી પણ વિષમજ્વરની ફરી પ્રાપ્તિ

એ વિષમજ્વર પોતાનો વેગ શાંત થાય પછી પણ શરીરને કદી છોડતો નથી, કે જેને લીધે રોગી ગ્લાનિથી, ભારેપણાથી, કૃશતાથી તથા અરુચિ વગેરેથી મુક્ત થતો નથી. જ્યારે વેગ શાંત થઈ જાય છે, ત્યારે વિષમજ્વર જતો રહ્યો જણાય છે, પણ તેટલાથી તેને જતો રહ્યો સમજવો નહીં. એ વિષમજ્વર, રસ આદિ ધાતુઓની અંદર છૂપી રહે છે અને તે સમયે ક્ષીણ થયેલો તથા ઓછા દોષરૂપી આશ્રયવાળો હોય છે, તેથી જેમાં લાકડાં ખૂટ્યાં હોય, એવા અગ્નિની પેઠે સૂક્ષ્મતાને લીધે પ્રત્યક્ષ જણાતો નથી. (જ્યારે રોગી ગ્લાનિ વગેરેથી સંપૂર્ણ મુક્ત થાય, ત્યારે જ વિષમજ્વરને ખરી રીતે ગયેલો સમજવો.) ૨૭

दोषोऽल्पोऽहितसम्भूतो ज्वरोत्सृष्टस्य वा पुनः ।
धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम् ॥
सन्ततं रसरक्तस्थः सोऽन्येद्युः पिशिताश्रितः ।
मेदोगतस्तृतीयेऽह्नि त्वस्थिमज्जगतः पुनः ॥

ઉત્પન્ન થાય છે અને પાછળથી જુદાજુદા દોષની સાથે સંબંધ પામે છે.' આગંતુક જ્વરમાં દોષનો સંબંધ પાછળથી થાય છે, માટે તેને દોષજન્ય જ્વરોથી જુદો ગણ્યો છે.) ૩૨

श्यावास्यता विषकृते दाहातीसारहृद्ग्रहाः ।
असक्तरुक् पिपासा च तोदो मूर्छा बलक्षयः ॥३३॥

### આગંતુક જ્વરોમાં વિષજન્ય જ્વરનાં લક્ષણો

સ્થાવર અથવા જંગમ વિષના લક્ષણથી થયેલા જ્વરમાં મોઢું કાળું અથવા કાંઈક સફેદ અંશવાળી કાળાશવાળું થાય છે, બળતરા થાય છે, અતીસાર થાય છે, અન્ન ઉપર અરુચિ થાય છે, તરસ લાગે છે, મૂર્છા આવે છે, જાણે સોઈઓ ભોંકાતી હોય, એવી વ્યથા થાય છે, છાતી પકડાઈ જાય છે અને બળનો ક્ષય થઈ જાય છે (અતીસાર તો સ્થાવર વિષનું ભક્ષણ કરવાથી જ થાય છે; કારણકે તે વિષ નીચેના ભાગમાં ગતિ કરનાર છે.) ૩૩

ओषधीगन्धजे मूर्छा शिरोरुक् क्षवथुर्वमिः ॥३४॥

### ઝેરી ઔષધિની ગંધથી થયેલા જ્વરનાં લક્ષણો

ઝેરી ઔષધિની ગંધથી થયેલા જ્વરમાં મૂર્છા થાય, માથામાં વ્યથા થાય, હેડકી થાય અને ઊલટી થાય છે. ૩૪

कामजे चित्तविभ्रंशस्तन्द्रालस्यमभक्तरुक् ।
हृदये वेदना चाशु गात्रं च परिशुष्यति ॥३५॥

### કામથી થયેલા જ્વરનાં લક્ષણો

કામથી પ્રાપ્ત થયેલા જ્વરમાં ચિત્તની મૂઢતા જ થાય છે, તંદ્રા થાય છે, આળસ થાય છે, ભોજનમાં અરુચિ થાય છે, હૃદયમાં વેદના થાય છે અને ગાત્ર તુરત સુકાવા લાગે છે. (અત્યંત ઇચ્છેલા સ્ત્રી વગેરે પદાર્થો પ્રાપ્ત ન થવાથી જે જ્વર આવે છે, તે કામથી પ્રાપ્ત થયેલો જ્વર કહેવાય છે. મૂળમાં 'ચ' શબ્દ છે, તે ઉપરથી વાગ્ભટે કહેલાં કામજ્વરનાં લક્ષણોનો પણ સંગ્રહ થાય છે. વાગ્ભટ કહે છે, કે 'કામથી ભ્રમ, અરુચિ, દાહ, લાજનો ક્ષય, નિદ્રાનો ક્ષય, બુદ્ધિનો ક્ષય અને ધીરજનો ક્ષય થાય છે.' સ્ત્રીઓને કામજ્વર થયો હોય, તો મૂર્છા, અંગોનું ભાંગવું, તરસ, નેત્રોમાં ચપળતા, સ્તનોમાં પસીનો, મોઢામાં પસીનો અને હૃદયમાં દાહ થાય છે.) ૩૫

भयात्प्रलापः शोकाच्च भवेत्कोपाच्च वेपथुः ॥३६॥

### ભયથી, શોકથી તથા કોપથી થયેલા જ્વરોનાં જુદાંજુદાં લક્ષણો

ભય અથવા શોકથી થયેલા જ્વરમાં પ્રલાપ થાય છે અને કોપથી પ્રાપ્ત થયેલા જ્વરમાં કંપ થાય છે તથા માથામાં પીડા થાય છે. ૩૬

अभिचाराभिशापाभ्यां मोहस्तृष्णाभिजायते ॥३७॥

### અભિચાર તથા શાપથી થયેલા જ્વરનાં લક્ષણો

અભિચારથી અથવા શાપથી થયેલા જ્વરમાં મોહ તથા તરસ થાય છે. (આભિચારિક જ્વરમાં ફોડલા, ભ્રમ, દાહ તથા મૂર્છા પણ થાય છે અને દરરોજ જ્વર વધતો જાય છે.) ૩૭

भूताभिषङ्गादुद्वेगहास्यकम्पनरोदनम् ॥३८॥

### ભૂતના આવેશથી થયેલા જ્વરનાં લક્ષણો

ભૂતના આવેશથી થયેલા જ્વરમાં ઉદ્વેગ, હાસ્ય, કંપ તથા રડવું થાય છે. ૩૮

श्रमक्षयाभिघातेभ्यो देहिनां कुपितोऽनिलः ।
पूरयित्वाखिलं देहं ज्वरमापादयेद्ध्रुवम् ॥
रोगाणां तु समुत्थानाद्विदाहागन्तुतस्तथा ।
ज्वरोऽपरः सम्भवति तैस्तैरन्यैश्च हेतुभिः ॥
दोषाणां स तु लिङ्गानि कदाचिन्नातिवर्त्तते ॥३९॥

### કોઈ પણ આગંતુક જ્વર દોષોનાં ચિહ્નો વગરનો હોતો નથી

શ્રમથી, શસ્ત્રાદિકથી થયેલા ધાતુઓના ક્ષયથી તથા અભિઘાતથી વાયુ પ્રકુપિત થાય છે અને તે વાયુ પોતાનાથી સઘળા શરીરને ભરપૂર

પણ આ અધ્યાયના ૨૦મા વિષયમાં કહ્યા પ્રમાણે સાતમે, દસમે કે બારમે દિવસે પાકે છે. સતત આદિ જ્વરો આ સંતતજ્વરોથી વિષમ સ્થિતિવાળા છે, તેથી વિષમજ્વરો કહેવાય છે. વાગ્ભટ 'शुध्यशुद्धौ ज्वरः कालं दीर्घमप्यनुवर्त्तते' એ વાક્યથી જણાવે છે, કે 'વાતજ્વર આદિ સંતતજ્વરો ધાતુઓની શુદ્ધિના તથા અશુદ્ધિના અનેક ફેરફારોને લીધે ઉપર કહેલી મુદતોનું ઉલ્લંઘન કરીને વધારે મુદતો સુધી પણ રહે છે.' એ બરાબર મુદતસર જ્વરો પાકતા હોય, તો પછી સામ અને નિરામનાં લક્ષણો કહેવાની પણ જરૂર રહેતી નથી; માટે વાગ્ભટનું કહેવું બરાબર છે. વૈદ્યોએ જ્વરોનો પાક જાણવામાં મુદતો ઉપર અને સામ તથા નિરામનાં લક્ષણો ઉપર પણ ધ્યાન આપીને માર્ગ લેવો જોઈએ. જો કે સંતતજ્વર વિષમજ્વરોથી ભિન્ન જ છે અને વાગ્ભટે સ્પષ્ટ વચન બોલીને સંતતને વિષમજ્વરોથી જુદો કહ્યો છે, તો પણ ભાવપ્રકાશના કર્તાએ ખેંચતાણ કરીને સંતતજ્વરને વિષમજ્વરોમાં બેસાડ્યો છે, એ આશ્ચર્ય છે.) ૨૯

अहोरात्रे सततको द्वौ कालावनुवर्त्तते ।
अन्येद्युष्कस्त्वहोरात्रादेककाले प्रवर्त्तते ।
तृतीयकस्तृतीयेऽह्नि चतुर्थेऽह्नि चतुर्थकः ॥ ३० ॥

### સ્પષ્ટીકરણ માટે સતત આદિ ચાર વિષમજ્વરનાં જુદાંજુદાં સ્વરૂપો

**સતતજ્વર** એક અહોરાત્રમાં બે વખત આવે છે. **અન્યેદ્યુષ્કજ્વર** એક અહોરાત્રમાં એકવાર આવે છે. **તૃતીયજ્વર** (એકાંતરો તાવ) ત્રીજે દિવસે–એટલે વચમાં એક દિવસ છોડી દઈને આવે છે અને **ચાતુર્થિકજ્વર** (તરિયો તાવ) ચોથે દિવસે એટલે વચમાં બે દિવસ છોડી દઈને આવે છે. (વાગ્ભટ કહે છે, કે જેમ વડ વગેરેનું બીજ જળ વગેરે સામગ્રી મળે ત્યારે બળ પામીને વિશિષ્ટ કાળમાં ઊગે છે અને એ સામગ્રી ન હોય, તો પૃથ્વીમાં જ રહે છે; તેમ વિષમજ્વરને કરનારા દોષો પણ પોતાના પક્ષનાં રસાદિક દૂષ્યો વગેરેનું બળ પામીને વિશિષ્ટ કાળમાં પોતાનું કામ કરે છે અને પોતાથી વિરુદ્ધ પક્ષનાં રસાદિક દૂષ્યો વગેરેનું બળ વધે, ત્યારે પ્રતિઘાત પામી, પોતાના કામને બંધ પાડી, શરીરમાં જ છુપાઈ રહે છે.) ૩૦

वातेनोद्धूयमानस्तु यथा पूर्य्येत सागरः ।
वातेनोदीरितास्तद्वद्दोषाः कुर्वन्ति वै ज्वरान् ॥
यथा वेगागमे वेलां छादयित्वा महोदधेः ।
वेगहानौ तदेवाम्भस्तत्रैवान्तर्विलीयते ॥
दोषवेगोदये तद्वदुदीर्य्येत ज्वरोऽस्य वा ।
वेगहानौ प्रशाम्येत यथाम्भः सागरे तथा ॥ ३१ ॥

### વિષમજ્વરની વૃદ્ધિ તથા હાનિમાં સ્પષ્ટ દૃષ્ટાંત

જેમ પવને (અથવા ચંદ્રે) ઉછાળાનો સમુદ્ર, ભરપૂર થાય છે અને ભરપૂર થઈને ઝપાટા મારે છે, તેમ શરીરમાં અન્ય સ્થાનોમાં રહેલા વાયુએ ઉછાળાના વાત, પિત્ત અને કફ એ દોષ ભરપૂર થાય છે અને ભરપૂર થઈને ઝાપટ મારે છે. જેમ વેગ પ્રાપ્ત થતાં સમુદ્રનું જળ કિનારાને ઢાંકી દઈને ઊછળે છે, પણ વેગ શાંત થાય, ત્યારે સમુદ્રની અંદર જ વિલીન થઈને રહે છે, તેમ વેગ પ્રાપ્ત થાય, ત્યારે જ્વર ઉદ્‌ભૂત થાય છે, પણ વેગ શાંત થાય ત્યારે શરીરની અંદર જ વિલીન થઈ રહે છે. ૩૧

विविधेनाभिघातेन ज्वरो यः संप्रवर्त्तते ।
यथा दोषप्रकोपस्तु तथा मन्येत तं ज्वरम् ॥ ३२ ॥

### આગંતુક જ્વરોમાં દોષની પરીક્ષા

અનેક પ્રકારનાં અભિઘાન આદિ કારણોથી જે જ્વર પ્રવર્તે છે, તેમાં જે દોષના પ્રકોપનાં લક્ષણો પ્રકટ થયેલા જોવામાં આવે, તે દોષનો સંબંધ થયેલો જાણવો. (ચરક કહે છે, કે આગંતુક જ્વરો પ્રથમ કોઈ જાતની વ્યથા થયાથી

સુખસાધ્ય થાય છે. (આ અવધિ નિયમિત છે એમ સમજવું નહીં; કેમ કે કોઈ વખતે એ અવધિઓથી અધિક, વધારે અધિક અને અત્યંત અધિક અવધિ સુધી પણ તીવ્ર વેગ રહે છે; પરંતુ આથી એટલું સમજાય છે, કે ગંભીર વેગવાળા જ્વર કરતાં તીવ્ર વેગવાળો જ્વર સુસાધ્ય છે.) ૪૨

इति ज्वराः समाख्याताः कर्मेदानीं प्रवक्ष्यते ॥४३॥

## જ્વરનાં નિદાનો વગેરેનો ઉપસંહાર અને ચિકિત્સાનો ઉપક્રમ

અહીં સુધી જ્વરોનાં નિદાનો, ભેદો તથા લક્ષણો વગેરે કહ્યાં; હવે જ્વરોની ચિકિત્સાઓ કહેવામાં આવે છે. ૪૩

ज्वरस्य पूर्वरूपेषु वर्त्तमानेषु बुद्धिमान् ।
पाययेत घृतं स्वच्छं ततः स लभते सुखम् ॥
विधिर्मारुतजेष्वेष पैत्तिकेषु विरेचनम् ।
मृदु प्रच्छर्दनं तद्वत्कफजेषु विधीयते ॥
सर्वं द्विदोषजेष्वुक्तं यथादोषं विकल्पयेत् ।
अस्नेहनीयोऽशोध्यश्च संयोज्यो लङ्घनादिना ।
रूपप्राग्रूपयोर्विद्यान्नानात्वं वह्निधूमवत् ॥४४॥

## જ્વરોનાં પૂર્વરૂપોના સમયમાં કરવાની ચિકિત્સાઓ

વાતજ્વરોનાં પૂર્વરૂપો દેખાય તે સમયમાં બુદ્ધિમાન વૈદ્યે કેવળ યોગ્ય સંસ્કારોવાળું ઘી પાવું. (જો આમવાળા વાતજ્વરનાં પૂર્વરૂપો દેખાતાં હોય, તો ઘી પાવું નહીં પણ ઉપવાસરૂપ લંઘન જ કરાવવું.) આ પ્રમાણે કરવાથી રોગીને સુખની પ્રાપ્તિ થાય છે.

પિત્તજ્વરોનાં પૂર્વરૂપો દેખાય તે સમયમાં બુદ્ધિમાન વૈદ્યે રોગીને કોમળ વિરેચન દેવું.

કફજ્વરોનાં પૂર્વરૂપો દેખાય તે સમયમાં બુદ્ધિમાન વૈદ્યે રોગીને કોમળ વમન કરાવવું.

સન્નિપાતજ્વરોનાં પૂર્વરૂપોમાં તથા દ્વંદ્વજ જ્વરોનાં પૂર્વરૂપોમાં બુદ્ધિમાન વૈદ્યે દોષો જોઈને ઘૃતપાન, વિરેચન તથા વમન વગેરે શાસ્ત્રોક્ત ક્રિયાઓની યોગ્ય ગોઠવણ કરવી.

જે રોગી ઘી પિવડાવવામાં અયોગ્ય જણાય અને વમન વિરેચનરૂપ શોધનમાં પણ અયોગ્ય જણાય, તેને માટે બુદ્ધિમાન વૈદ્યે લંઘન વગેરેની યોજના કરવી.

તરુણ જ્વરમાં સંશોધનનો નિષેધ છે, તે ઉપરથી પૂર્વરૂપોમાં સંશોધનનો નિષેધ સમજવો નહીં: કેમ કે જેમ ધુમાડામાં અને અગ્નિમાં ભેદ છે, તેમ પૂર્વરૂપોમાં અને રૂપોમાં ભેદ છે. (જ્વર સાત દિવસ સુધીમાં તરુણ કહેવાય છે, બાર દિવસ સુધીમાં મધ્ય અવસ્થાવાળો કહેવાય છે અને બાર દિવસ પછી જીર્ણ કહેવાય છે.) ૪૪

अव्यक्तरूपेषु हितमेकान्तेनापतर्पणम् ।
आमाशयस्थे दोषे तु सोत्क्लेशे वमनं परम् ॥
आनद्धः स्तिमितैर्दोषैर्यावन्तं कालमातुरः ।
कुर्यादनशनं तावत्ततः संसर्गमाचरेत् ॥४५॥

## જ્વરોનાં રૂપો પ્રકટે ત્યારે કરવાની ચિકિત્સા

જ્વરો જ્યારે સ્પષ્ટરૂપોવાળા થાય, ત્યારે ઉપવાસોરૂપ લંઘન કરાવવું, એ જ હિતકારી થાય છે. (વાગ્ભટ કહે છે કે જ્વરોનાં પૂર્વરૂપોમાં અથવા જ્વરોના આરંભોમાં જે લંઘન કરાવવું, તે રોગીના બળનો અત્યંત ક્ષય ન થઈ જાય, એવી રીતનું કરાવવું; કેમ કે જેને માટે ચિકિત્સા કરવામાં આવે છે, તે આરોગ્યનો મુખ્ય આધાર બળ જ છે.) જો આમાશયમાં રહેલો દોષ ઉત્ક્લેશવાળો હોય, તો—અર્થાત્ લાળના ઝરવા તથા મોળ આવવા વગેરે ચિહ્નોથી યુક્ત હોય, તો વમન કરાવવું એ હિતકર છે. આતુર જ્યાં સુધી આમથી અજ્જડ થઈને ભિના-[illegible] સ્તિમિતરૂપે રહેલા દોષોથી બંધાઈ રહેલો રહે, ત્યાં સુધી તેને ઉપવાસો કરાવવા અને જ્યારે દોષોથી બંધાઈ રહેવાની સ્થિતિ દૂર થાય, ત્યારે ઔષધો તથા પથ્ય અન્ન વગેરેનો ઉપયોગ ગુણકારી છે. ૪૫

કરીને જ્વરની પ્રબળ પ્રવૃત્તિ કરે છે—અર્થાત્ શ્રમજન્ય, ક્ષયજન્ય તથા અભિઘાતજન્ય જ્વર વાયુના પ્રકોપનાં ચિહ્નો વગરના હોતા નથી. (તેમ જ ભૂતાવેશજન્ય જ્વર, ઔષધિગંધજન્ય જ્વર અને વિષજન્ય જ્વર ત્રણે દોષના પ્રકોપનાં ચિહ્નો વગરના હોતા નથી. ભયજન્ય, શોકજન્ય અને કામજન્ય જ્વર વાયુના પ્રકોપનાં ચિહ્નો વગરના હોતા નથી. ક્રોધજન્ય જ્વર પિત્તના તથા વાયુના પ્રકોપનાં ચિહ્નો વગરનો હોતો નથી.) આ પ્રમાણે વિદ્રધિ વગેરે રોગોના ઉત્પન્ન થવાથી, પાકવાથી, અભિઘાત વડે ફાટવાથી તથા બીજાં પણ તે તે કારણોથી જે કોઈ જ્વર ઉત્પન્ન થાય છે, તે જ્વર દોષોનાં ચિહ્નોનું કદી પણ ઉલ્લંઘન કરતો નથી. ૩૯

गम्भीरस्तु ज्वरो ज्ञेयो ह्यन्तर्दाहेन तृष्णया ।
आनद्धत्वेन चात्यर्थं श्वासकासोद्गमेन च ॥४०॥

### જ્વરના ગંભીર (ઊંડા) વેગનું લક્ષણ

અંદર થતો દાહ, તરસ, દુષ્ટ દસ્તની અત્યંત અટકાયત અને ખાંસી તથા શ્વાસની ઉત્પત્તિ, એ લક્ષણો ઉપરથી જાણવું કે જ્વર ગંભીર (ઊંડા) વેગવાળો છે. ૪૦

हतप्रभेन्द्रियं क्षामं दुरात्मानमुपद्रुतम् ।
गम्भीरतीक्ष्णवेगार्त्तं ज्वरितं परिवर्जयेत् ॥४१॥

### મરણસૂચક જ્વરનાં લક્ષણો

જેની કાંતિ તથા ઇંદ્રિયોની પોતપોતાના વિષયોનું ગ્રહણ કરવાની શક્તિ હણાઈ ગઈ હોય, જે ક્ષીણ થઈ ગયો હોય, જે ગંભીર તથા તીક્ષ્ણ વેગથી પણ પીડાતો હોય અને જે ઉપદ્રવોવાળો તથા દુષ્ટ સ્વભાવવાળો થઈ ગયો હોય, તે જ્વરિતની ચિકિત્સા કરવી નહીં (બીજા ગ્રંથોમાં કહ્યુ છે, કે 'જે જ્વર ઘણાં બળવાન કારણોથી થયો હોય, ઘણાં લક્ષણોવાળો હોય અને જેણે ઉત્પન્ન થતાં જ ચિકિત્સાઓને નહીં ગણકારીને ઇંદ્રિયોની શક્તિનો નાશ કર્યો હોય, તે જ્વરને પ્રાણ લઈ જનાર સમજવો. જે માણસ બેભાન થઈ ગયો હોય, હર્ષથી અત્યંત રહિત થઈ ગયો હોય, ઊઠવાની શક્તિ નહીં રહેવાને લીધે પડ્યો જ રહેતો હોય અથવા સૂઈ જ રહેતો હોય, બહાર ટાઢથી પીડાતો હોય અને અંદર દાહવાળો હોય, તે માણસ જ્વરથી મરી જાય છે. જે માણસનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં હોય, આંખો લાલ થઈ ગઈ હોય, હૃદયમાં સન્નિપાત સંબંધી શૂળની પીડા હોય અને નાકથી નહીં પણ મોઢાથી જ શ્વાસ લેવાતો હોય, તે માણસને જ્વર મારી નાખે છે. જે માણસ હેડકી, શ્વાસ તથા તરસથી યુક્ત હોય, મૂઢ થઈ ગયો હોય, ભમતી આંખોવાળો થઈ ગયો હોય, નિરંતર ઊંચા શ્વાસ લીધા કરતો હોય અને ક્ષીણ થયો હોય, તે માણસને જ્વર મારી નાખે છે. જ્વર જો વીર્યના સ્થાનમાં પ્રાપ્ત થયો હોય, તો લિંગમાં સ્તબ્ધતા થાય છે અને વીર્ય વધારે નીકળ્યા કરે છે. આવી રીતનો જ્વર હોય, તો માણસનું મરણ જ થાય છે. પ્રથમ સંતતજ્વર આવ્યા વિના આરંભથી જ થયેલો વિષમજ્વર લાંબા કાળ સુધી ચાલ્યા કરતો હોય, તો તે જ્વર પણ મારી નાખે છે.) ૪૧

हीनमध्याधिकैर्दोषैस्त्रिसप्तद्वादशाहिकः ।
ज्वरवेगो भवेत्तीव्रो यथापूर्वं सुखक्रियः ॥४२॥

### દોષોની હીનતા, મધ્યતા તથા અધિકતા ઉપરથી જ્વરના તીવ્ર વેગની મુદતો વગેરે

દોષો હીન હોય તો જ્વરનો વેગ ત્રણ દિવસ સુધી તીવ્ર રહે છે, દોષો મધ્ય હોય, તો જ્વરનો વેગ સાત દિવસ સુધી તીવ્ર રહે છે અને દોષો અધિક હોય, તો જ્વરનો વેગ બાર દિવસ સુધી તીવ્ર રહે છે. બાર દિવસ સુધીના તીવ્ર વેગવાળા જ્વર કરતાં સાત દિવસ સુધીના તીવ્ર વેગવાળો જ્વર વધારે સુખસાધ્ય થાય છે અને સાત દિવસ સુધીના તીવ્ર વેગવાળા જ્વર કરતાં ત્રણ દિવસ સુધીના તીવ્ર વેગવાળો જ્વર વધારે

છે. ઉકાળ્યા વગરના ટાઢા પાણીનો નિષેધ છે; માટે ઉકાળીને પછી ટાઢું કરેલું પાણી પાવું એમ સમજવું. દિવસે ઉકાળેલું પાણી રાતે ભારે થઈ જાય છે; અને રાતે ઉકાળેલું પાણી દિવસે ભારે થઈ જાય છે; માટે તેવા પાણીનો ત્યાગ કરવો.) ૫૦

पित्तमद्यविषोत्थेषु शीतलं तिक्तकैः श्रृतम् ।
गाङ्गेयनागरोशीरपर्पटोदीच्यचन्दनैः ॥५१॥

**પિત્તજ્વર વગેરેમાં મોથ વગેરેના સંસ્કારવાળું ઉકાળેલું પાણી પાવું**

જે જ્વર પિત્તથી, મદ્યથી કે વિષથી ઉત્પન્ન થયો હોય, તેમાં તિક્તક પદાર્થોથી પકવેલું પાણી પાવું—એટલે મોથ, સૂંઠ, રાતો વાળો, સડસલીઓ, કાળો વાળો અને રતાંજલિ—એ છ પદાર્થો નાખી ઉકાળેલું અને પછી ઠંડું પાડેલું પાણી પાવું. (જો કે સૂંઠ તીખી છે, તો પણ પાકમાં મધુર હોવાને લીધે પિત્તને ઉત્પન્ન કરનાર નથી, એમ ગણીને આમાં સૂંઠને દાખલ કરી છે, એમ જણાય છે. કેટલાક વૈદ્યો તો સૂંઠને બદલે ધાણા નાખવાનું કહે છે. કોઈ ગ્રંથમાં એમ પણ કહ્યું છે, કે 'પાણીને ઉકાળી તે ચોસઠ તોલાભાર પાણીમાં મોથ આદિ છ પદાર્થોને કાચા જ કૂટી સર્વ મળીને એક તોલાભાર નાખવા.' આ પ્રમાણે પાણીને પ્રથમ ઉકાળી પછી તેમાં મોથ આદિ પદાર્થો નાખવાનો પક્ષ લેવો હોય, તો રતાંજલિને બદલે સૂખડ નાખવી. મોથ વગેરે છ પદાર્થોના સંસ્કારવાળું પાણી **ષડંગપાનીય** કહેવાય છે.)

दीपनी पाचनी लघ्वी ज्वरार्त्तानां ज्वरापहा ।
अन्नकाले हिता पेया यथास्वं पाचनैः कृता ॥५२॥

**જ્વરવાળાઓને લંઘનાદિ કરાવ્યા પછી અન્ન દેવાના સમયમાં પેયા દેવી**

જ્વરથી પીડાયેલાઓને અન્ન દેવાના સમયમાં[1] દોષો અનુસાર પંચમૂલી વગેરે પાચનોથી સંસ્કાર આપેલી પેયા[2] દેવી, એ હિતકારી છે. એ પેયા અગ્નિને પ્રદીપ્ત કરે છે, દોષોનું પાચન કરે છે, હલકી છે અને એવા ગુણોને લીધે જ્વરને મટાડે છે. ૫૨

बहुदोषस्य मन्दाग्नेः सप्तरात्रात्परं ज्वरे ।
लङ्घनाम्बुयवागूभिर्यदा दोषो न पच्यते ।
तदा तं मुखवैरस्यतृष्णारोचकनाशनैः ।
कषायैः पाचनैर्हृद्यैर्ज्वरघ्नैः समुपाचरेत् ॥५३॥

**જ્વરવાળાઓને પાચનક્વાથો ક્યારે દેવા ?**

જ્વરમાં દોષ બહુ હોવાને લીધે અને અગ્નિ મંદ હોવાને લીધે લંઘનથી, ઉષ્ણ જળથી તથા પેયાઓથી દોષ નહીં પાકતાં સાત દિવસ ઉપરાંત પણ નહીં પાકેલો જોવામાં આવે, તો પછી[3] મુખના વિરસપણાને, તરસને તથા અરુચિને ટાળનારા, પ્રિય લાગે એવા અને જ્વરને ઉતારનારા નીચે લખેલા પાચનક્વાથો પાવા. ૫૩

पञ्चमूलीकषायं तु पाचनं पवनज्वरे ।
सक्षौद्रं पैत्तिके मुस्तकटुकेन्द्रयवैः कृतम् ।
पिप्पल्यादिकषायं तु कफजे परिपाचनम् ।
द्वन्द्वजेषु तु संसृष्टं दद्यात्........॥ ५४ ॥

**જ્વરો ઉપર પાચનક્વાથો**

**વાતજ્વર** ઉપર બૃહત્પંચમૂલીના ક્વાથ-રૂપ પાચન દેવું. **પિત્તજ્વર** ઉપર મોથ, કડુ અને ઇંદ્રિજવના ક્વાથને મધથી મિશ્ર કરીને

---

૧ ચરક કહે છે કે રસ, દોષો અને મળ—પાકી જાય, ત્યારે ભૂખ લાગે છે; માટે સમયસર અથવા સમય વગર પણ જ્યારે ભૂખ લાગે, ત્યારે રોગીને અન્ન દેવાનો સમય છે, એમ સમજવું.

૨ ચૌદગણા પાણીમાં રાતા ચોખા વગેરે ધાન્યો પકવીને અધિક પ્રવાહી અને થોડી કણીઓવાળી જે રાબ બનાવવામાં આવે, તે પેયા કહેવાય છે.

૩ તરુણ જ્વરવાળાને ક્વાથ દેવાનો નિષેધ છે, પણ ક્વાથનાં દ્રવ્યોથી પેયા વગેરેને સંસ્કાર આપીને તે પેયા વગેરે દેવામાં કશો બાધ નથી. તરુણજ્વરમાં ક્વાથ ન દેવો, તે એટલા માટે કે દોષો ક્વાથથી વૃદ્ધિ પામી પોતપોતાના માર્ગને છોડી દઈને શરીરમાં આમતેમ દોડવા લાગે છે, કે જેથી તેઓ દુશ્ચિકિત્સ્ય થઈ પડે છે.

न लङ्घयेन्मारुतजे क्षयजे मानसे तथा ।
अलङ्घ्याश्चापि ये पूर्वं द्विव्रणीये प्रकीर्तिताः ॥४६॥

લંઘનનો પણ જ્વરના આરંભમાં નિષેધ

જે જ્વર નિરામ (આમવગરના) વાયુથી, ક્ષયથી કે કામક્રોધાદિક મનના વિકારોથી થયેલો હોય, તો લંઘન કરાવવું નહી. ચિકિત્સાસ્થાનના દ્વિવ્રણીય નામના પહેલા અધ્યાયના ૨૯મા વિષયમાં જેઓને લંઘન કરાવવાનો નિષેધ કર્યો છે, તેઓને પણ લંઘન કરાવવું નહીં. ૪૬

अनवस्थितदोषाग्नेर्लङ्घनं दोषपाचनम् ।
ज्वरघ्नं दीपनं काङ्क्षारुचिलाघवकारकम् ॥४७॥

લંઘનના ગુણો

જ્વરવાળો માણસ, કે જેના દોષો સ્થાનાંતરમાં જવાથી અને અગ્નિ વિક્ષિપ્ત હોવાથી અનવસ્થિત હોય છે, તે જો લાંઘણ કરે, તો તેથી દોષો પાકી જાય છે, જ્વર ઊતરી જાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, અન્ન ખાવા ઉપર રુચિ થાય છે, આમ પાકી જવાને લીધે મોઢાના શોષ વગેરેનો નાશ થતાં મોઢાની પ્રથમના જેવી શોભા થાય છે અને શરીર-મોઢું હલકું થાય છે (તન્ત્રાંતરમાં કહ્યું છે, 'દુષ્ટ થઈ આમાશયમાં ગયેલો દોષ, અગ્નિને ઢાંકી દઈ અન્ન વગેરેના અપક્વ ભાગથી યુક્ત થઈ સ્રોતોને ઢાંકી દઈ જ્વર ઉત્પન્ન કરે છે; માટે જ્વરમાં લાંઘણ કરવી યોગ્ય છે.' અગ્નિ આહારને પકવે છે પણ આહારથી રહિત હોય તો દોષોને પકવે છે, માટે વૃદ્ધિ પામીને અગ્નિને ઢાંકી દેનારા દોષનો લાંઘણને લીધે ક્ષય થવાથી અગ્નિ પ્રદીપ્ત થતાં જ્વરની પ્રાપ્તિની સામગ્રીઓ તૂટી જવાથી જ્વર ઊતરી જાય, શરીર હલકું થઈ જાય અને ભૂખ પણ લાગે, એ સંભવિત જ છે.) ૪૭

सृष्टमारुतविण्मूत्रं क्षुत्पिपासाऽसहं लघुम् ।
प्रसन्नात्मेन्द्रियं क्षामं नरं विद्यात्सुलङ्घितम् ॥४८॥

લંઘનનો સમ્યગ્યોગ થવાનાં લક્ષણો

અધોવાયુ, મૂત્ર તથા વિષ્ઠા યોગ્ય રીતે નીકળવા લાગે, ભૂખ તથા તરસ સહન થઈ શકે નહિ, શરીર હલકું થઈ જાય, અંતઃકરણ તથા ઇંદ્રિયો પ્રસન્ન થાય અને કૃશતા થાય, તો લંઘનનો સમ્યગ્યોગ થયેલો જાણવો. (આ લક્ષણોમાંથી એકાદ લક્ષણ થાય ત્યારે નહીં, પણ એ સઘળાં લક્ષણો સામટાં થાય, ત્યારે લંઘનનો સમ્યગ્યોગ થયેલો સમજવો) ૪૮

बलक्षयस्तृषा शोषस्तन्द्रानिद्राभ्रमक्लमाः ।
उपद्रवाश्च श्वासाद्याः सम्भवन्त्यतिलङ्घनात् ॥४९॥

લંઘનનો અતિયોગ થયાનાં લક્ષણો

ઓજનો ક્ષય થઈ જાય, તરસ લાગ્યા કરે, મોઢામાં શોષ પડે, તંદ્રા થાય, નિદ્રા આવે નહીં, ભ્રમ થાય, ક્લમ થાય અને શ્વાસ આદિ ઉપદ્રવો થાય, તો લંઘનનો અતિયોગ થયો સમજવો. (લંઘનનો હીનયોગ થયો હોય તો ઊલટી જેવા ઉછાળા આવ્યા કરે છે. મોળ આવે છે, વારંવાર કફ પડે છે, તંદ્રા થાય છે અને કંઠ તથા મોઢું અશુદ્ધ રહે છે.) ૪૯

दीपनं कफविच्छेदि पित्तवातानुलोमनम् ।
कफवातज्वरार्तेभ्यो हितमुष्णाम्बु तृट्छिदम् ॥
तद्धि मार्दवकृद्दोषस्रोतसां शीतमन्यथा ।
सेव्यमानेन तोयेन ज्वरः शीतेन वर्द्धते ॥५०॥

કફજ્વર તથા વાતજ્વરવાળાઓને ઊનું પાણી હિતકારી છે

ઊનું પાણી અગ્નિને પ્રદીપ્ત કરે છે, કફનું છેદન કરે છે, પિત્ત તથા વાયુને અનુલોમ કરે છે, તરસ મટાડે છે અને દોષો તથા સ્રોતોને કોમળ કરે છે, માટે કફજ્વર કે વાતજ્વરથી પીડાયેલાઓને ઊનું પાણી હિતકારી છે. ટાઢું પાણી ઊના પાણીના ગુણોથી વિપરીત ગુણોવાળું છે, છતાં ટાઢા પાણીનું સેવન કરવામાં આવે, તો તેથી જ્વરની વૃદ્ધિ થાય છે. (પાણી ઊકળતાં ઊકળતાં ધીરેધીરે ક્ષીણ થતું, નિર્મળ તથા અર્ધું બાકી રહે, ત્યારે તે ઊનું પાણી ગણાય

ચીકણો અને સઘળાં ગાત્રોને પીડા આપનારો હોય છે–અર્થાત્ આમ હોય છે, તેથી સંયુક્ત થયેલા દોષોને, માણસોને અને તેથી ઉત્પન્ન થયેલા રોગોને પણ વિદ્વાન લોકો સામ કહે છે.) ૫૭

सप्तरात्रात्परं केचिन्मन्यन्ते देयमौषधम् ।
दशरात्रात्परं केश्चिद्दातव्यमिति निश्चितम् ॥५८॥

**જ્વરમાં ઔષધ દેવાના સમય વિષે મતભેદ**

કેટલાક આચાર્યો માને છે, કે જ્વરમાં સાત રાત્રિઓ વીત્યા પછી ઔષધ દેવું અને કેટલાક આચાર્યોએ નિશ્ચય કર્યો છે કે જ્વરમાં દસ રાત્રિઓ વીત્યા પછી ઔષધ દેવું. ૫૮

पैत्तिके वा ज्वरे देयमल्पकालसमुत्थिते ।
अचिरज्वरितस्यापि देयं स्याद्दोषपाकतः ॥५९॥

**જ્વરમાં ઔષધ દેવાના સમય વિષે સ્વમત**

પિત્તજ્વરની ઉત્પત્તિને થોડી જ મુદત થઈ હોય, તો પણ દોષનો પાક થયેલો જોવામાં આવે, તો તેમાં દસ દિવસો વીત્યાની રાહ ન જોતાં ઔષધ આપવું. વાતજ્વર તથા કફજ્વર આદિ જ્વરોમાં પણ દોષનો પાક થયેલો જોવામાં આવે, તો થોડી મુદત થયા છતાં એટલે સાત દિવસ તથા બાર દિવસ પૂરા ન થયેલા હોય; છતાં ઔષધ દેવું અયોગ્ય નથી. ૫૯

भेषजं ह्यामदोषस्य भूयो ज्वलयति ज्वरम् ।
शोधनं शमनीयं तु करोति विषमज्वरम् ॥६०॥

**દોષ પાક્યા પહેલાં ઔષધ ન દેવાનું કારણ**

આમ (કાચા) દોષવાળા માણસને શોધન ઔષધ દેવામાં આવે, તો તે ઔષધ જ્વરને વધારે પ્રજ્વલિત કરે છે અને શમન ઔષધ દેવામાં આવે, તો તે ઔષધ સંતતજ્વરમાંથી વિષમજ્વર કરી દે છે. (તંત્રાંતરમાં પ્રત્યેક દોષના આમપણાનાં જુદાંજુદાં લક્ષણો આપ્યાં છે, કે 'વાયુ સામ હોય તો દસ્તની કબજિયાત કરે છે, અગ્નિ મંદ કરે છે, તંદ્રા ઉત્પન્ન કરે છે, આંતરડાંઓમાં શબ્દ કરાવે છે અને અનુક્રમે વેદનાથી, સોજાથી તથા સોઈથી ભોંકાયાના જેવી વ્યથાથી અંગોને પીડે છે. પિત્ત સામ હોય તો ખાટું હોય છે, દુર્ગંધવાળું હોય છે, લીલા વર્ણવાળું હોય છે, કાંઈક શ્યામતાવાળું પણ હોય છે, સ્થિર હોય છે, ખાટા ઘચરકા આણે છે અને કંઠ તથા હૃદયમાં દાહ કરે છે. કફ સામ હોય તો મેલો હોય છે, તંતુઓવાળો હોય છે, ઘાટો હોય છે, કંઠમાં જામી રહે છે, દુર્ગંધવાળો હોય છે અને ભૂખને તથા તરસને લાગવા દેતો નથી.') ૬૦

च्यवमानं ज्वरोत्क्लिष्टमुपेक्षेत मलं सदा ।
अतिप्रवर्तमानं च साधयेदतिसारवत् ॥६१॥

**જ્વરવાળાને પાતળો ઝાડો થતો હોય તો ?**

જ્વરને લીધે સ્થાનથી પ્રચલિત થયેલો મળ પડ્યા કરતો હોય, તો દોષોની આમપણારૂપ સ્થિતિમાં તેની ઉપેક્ષા જ કરવી, એટલે ઔષધ ન આપતાં પડવા જ દેવો. દોષોની પક્વતારૂપ સ્થિતિમાં મળ બહુ જ પડ્યા કરતો હોય, તો અતિસારની પેઠે પાચનો આપીને તેને શાંત કરવો. ૬૧

यदा कोष्ठानुगाः पक्वा विबद्धाः स्रोतसां मलाः ।
अचिरज्वरितस्यापि तदा दद्याद्विरेचनम् ॥
पक्वो ह्यनिर्हृतो दोषो देहे तिष्ठन् महात्ययम् ।
विषमं वा ज्वरं कुर्य्याद् बलव्यापदमेव च ॥
तस्मान्निर्हरणं कार्य्यं दोषाणां वमनादिभिः ।
प्राक्कर्म वमनं चास्य कार्य्यमास्थापनं तदा ॥
विरेचनं तथा कुर्य्याच्छिरसश्च विरेचनम् ॥६२॥

**મળો પાકી ગયા છતાં ન નીકળે તો ?**

મળો પાકી ગયા છતાં સ્રોતોમાં બંધાઈ જઈને કોઠામાંથી નીકળતા ન હોય, તો થોડી મુદતવાળા જ્વરવાળા માણસને પણ શોધન દેવું; કેમ કે પાકેલો છતાં ન કાઢવામાં આવેલો દોષ, દેહમાં રહી મોટો અનર્થ કરે છે; અથવા વિષમજ્વરને ઉત્પન્ન કરે છે; અથવા બળનો ક્ષય કરે છે; માટે વમન વગેરેથી દોષોને દૂર

તે રૂપ પાચન દેવું. કફજ્વર ઉપર પિપ્પલ્યાદિ ગણના ક્વાથરૂપ પાચન દેવું. **બબ્બે દોષોથી થયેલા જ્વરો** ઉપર દોષો પ્રમાણે ઉપર કહેલા ક્વાથોને મિશ્ર કરીને તે રૂપ પાચન દેવું. (તંત્રાંતરમાં કહ્યું છે કે વાતપિત્તજ્વર ઉપર લઘુપંચમૂળીના ક્વાથરૂપ પાચન દેવું. કફપિત્ત-જ્વર ઉપર પીપર તથા ધાણાના ક્વાથરૂપ પાચન દેવું. કફવાત જ્વર ઉપર બૃહત્પંચમૂળીના ક્વાથરૂપ પાચન દેવું અને સાન્નિપાતિક જ્વર ઉપર ભોરિંગણી, જવાસો તથા ગોખરુના ક્વાથ રૂપ પાચન દેવું.)૫૪

... अथविवर्जयेत्।
पीताम्बुर्लङ्घितो भुक्तोऽजीर्णी क्षीणः पिपासितः॥

### કેવી સ્થિતિમાં પાચનક્વાથો ન દેવા?

જેણે તરત પાણી પીધું હોય તેને, જેણે લાંઘણ કરી હોય તેને, ભોજન કર્યું હોય તેને, અજીર્ણવાળાને, ક્ષીણ થયેલાને અને તરસ્યાને પાચનક્વાથો દેવા નહીં. ૫૫

मृदौ ज्वरे लघौ देहे प्रचलेषु मलेषु च।
पक्वं दोषं विजानीयाज्ज्वरे देयं तदौषधम्।
दोषप्रकृतिर्विकृत्यादेकेषां पक्वलक्षणम्॥५६॥

### જ્વરવાળાને ઔષધ ક્યારે દેવું?

જ્વરવાળાને દોષ પાકી ગયા પછી જ ઔષધ દેવું. દોષને પાકી ગયેલો ત્યારે જાણવો, કે જ્યારે જ્વર કોમળ પડી જાય, શરીર હલકું થઈ જાય અને વાયુ, પિત્ત, કફ, મૂત્ર તથા વિષ્ટા એ મળો પોતપોતાના માર્ગોમાં ઠીક રીતે ચાલવા લાગે. કેટલાક વૈદ્યો કહે છે કે દુષ્ટ થયેલા વાત, પિત્ત અને કફના જ્વરને તથા તેના ઉપદ્રવોને સબળ કરવાનો દોષોનો જે સ્વભાવ છે, તે બદલાઈ જાય, ત્યારે દોષોનો પાક થયેલો જાણવો. (કેટલાક ગ્રંથોમાં ઉત્સાહ અને ક્ષુધાથી થયેલા દેહની કૃશતાને દોષોના પાકનાં લક્ષણોમાં ઉમેરેલ છે. તંત્રાંતરમાં દોષોના નિરામપણાનાં એટલે પાકી ગયેલાનાં જુદાંજુદાં પણ લક્ષણો આપ્યાં છે, કે નિરામ વાયુ સ્વચ્છ હોય છે, રૂક્ષ હોય છે, દુર્ગંધથી રહિત હોય છે, ઘણી જ થોડી વેદના કરનારો હોય છે, પોતાથી વિપરીત ગુણોવાળા પદાર્થોથી શાંતિ પામે છે અને સ્નિગ્ધ પદાર્થોથી વિશેષ શાંતિ પામે છે. નિરામ પિત્ત બહુ ઉષ્ણ હોય છે, સારક હોય છે, રતાશવાળું તથા તીખું હોય છે, દુર્ગંધવાળું હોય છે અને અગ્નિના બળને વધારે છે; નિરામ કફ દુર્ગંધવગરનો હોય છે, ફીણવાળો હોય છે, ટુકડાઓવાળો હોય છે, ગાંડા જેવો હોય છે, સફેદ હોય છે અને મોઢાનું વિરસપણું મટાડે છે.)૫૬

हृदयोद्वेष्टनं तन्द्रा लालास्रुतिररोचकः।
दोषाप्रवृत्तिरालस्यं विबन्धो बहुमूत्रता॥
गुरुदरत्वमस्वेदो न पक्तिः शकृतोऽरतिः।
स्वापः स्तम्भो गुरुत्वं च गात्राणां वह्निमार्दवम्॥
मुखस्याशुद्धिरग्लानिः प्रसङ्गी बलवाञ्ज्वरः।
लिङ्गैरेभिर्विजानीयाज्ज्वरं सामं विचक्षणः॥५७॥

### સામ જ્વરનું લક્ષણ

છાતીમાં ભીડો, તંદ્રા, લાળનું ઝરવું, અરુચિ, વાયુ વગેરેની નિશ્ચલતા, આળસ, દસ્તની કબજિયાત, બહુમૂત્રતા, પેટનું ભારેપણું, પસીનાનો અભાવ, દસ્તની કચાશ, કોઈ પણ પદાર્થમાં ચિત્ત ન લાગવું, નિદ્રા, ગાત્રોની સ્તબ્ધતા તથા ભારેપણું, જઠરાગ્નિની મંદતા, મોઢાની અશુદ્ધિ, શાંતિની અલ્પતા અને બળવાન્ જ્વરનું લાગુ રહેવું, એટલાં લક્ષણો ઉપરથી વિચક્ષણ વૈદ્યે જ્વરને આમવાળો જાણવો. (આહારનો સારરૂપ રસ અગ્નિની ન્યૂનતાને લીધે પાકેલો ન હોય, તે આમ કહેવાય છે, કે જે આમથી ઘણા રોગો ઉત્પન્ન થાય છે. કેટલાક વૈદ્યો દોષોની જે પ્રથમ ખરાબી થાય છે, તેને આમ કહે છે. જે પદાર્થ નહિ પાકેલો, પરસ્પર નહીં ચોટેલા અવયવોવાળો, દુર્ગંધવાળો, બહુ

પીડાતો હોય, તો તેને પાતળી રાબ[1] પાવી. તૃષા, શિલટી, દાહ કે ગરમીથી પીડાતા તથા મદ્ય પીવાની ટેવવાળા રોગીને જમવાના સમયમાં શાલની ધાણીનો સાથવો પાણીમાં ઘોળી મદ્યમાં મિશ્ર કરીને પાવો અને તે પચી ગયા પછી ઓસામણ સાથે માંસના રસાવાળો ભાત જમાડવો. (ગ્રંથાંતરમાં કહ્યું છે, કે શાલની ધાણીનો સાથવો, દ્રાક્ષ, દાડમ અને ખજૂરને પાણીમાં ઘોળી તેમાં સાકર, મધ તથા ઘી નાખી રોગીને પાવાં.) ૬૬

उपवासश्रमकृते क्षीणं वाताधिके ज्वरे ।
दीप्ताग्निं भोजयेत्प्राज्ञो नरं मांसरसौदनम् ॥
मुद्गयूषौदनं चापि हितं कफसमुत्थिते ।
स एव सितया युक्तः शीतः पित्तज्वरे हितः ॥
दाडिमामलमुद्गानां यूषश्चानिलपैत्तिके ।
ह्रस्वमूलकयूषेण भोजयेत्कफवातिके ॥६७॥

### જુદાજુદા જ્વરોમાં જુદાંજુદાં પથ્ય ભોજનો

જ્વર ઉપવાસ કે શ્રમથી થયેલો હોય અથવા વાયુની અધિકતાથી થયેલો હોય અને રોગી ક્ષીણ થયેલો તથા પ્રદીપ્ત અગ્નિવાળો હોય, તો તેને માંસના રસામાં મિશ્ર કરેલો ભાત જમાડવો.

જ્વર કફથી ઉત્પન્ન થયેલો હોય, તો મગના ઓસામણ[2] સાથે ભાત જમાડવો.

જ્વર પિત્તથી ઉત્પન્ન થયેલો હોય, તો સાકરમાં મિશ્ર કરેલો શીતળ ભાત મગના ઓસામણ સાથે જમાડવો.

જ્વર વાતપિત્તજન્ય હોય, તો દાડમ, આમળાં અને મગના ઓસામણની સાથે ભાત જમાડવો.

જ્વર વાતકફજન્ય હોય, તો નાના મૂળાના ઓસામણ સાથે ભાત જમાડવો.

જ્વર પિત્તકફજન્ય હોય, તો પટોલ અને લીંબડાના ઓસામણ સાથે ભાત જમાડવો. ૬૭

दाहच्छर्दियुतं क्षामं निरन्नं तृष्णयार्दितम् ।
सिताक्षौद्रयुतं लाजतर्पणं पाययेत च ॥६८॥

### કૃશ શરીરવાળા રોગી માટે બીજું પથ્ય

જ્વરવાળો રોગી કૃશ શરીરવાળો હોય અને દાહ, શિલટી તથા તરસથી પીડાતો હોય, તો તેને શાલની ધાણીનો સાથવો પાણીમાં ઘોળી સાકર તથા મધમાં મિશ્ર કરીને પાવો. ૬૮

कफपित्तपरीतस्य ग्रीष्मेऽसृक्पित्तिनस्तथा ।
मद्यनित्यस्य न हिता यवागूस्तमुपाचरेत् ।
यूषैरम्लैरनम्लैर्वा जाङ्गलैर्वा रसैर्हितैः ॥६९॥

### રાબ પથ્ય હોવા છતાં નિષેધ

કફ તથા પિત્તથી ઘેરાયેલાને, રક્તપિત્તવાળા અને નિત્ય મદ્ય પીવાની ટેવવાળા જ્વરવાળા માણસને રાબ દેવી હિતકારી નથી. જ્વરવાળા માણસને ગ્રીષ્મઋતુમાં પણ રાબ દેવી નહીં. એવા જ્વરવાળાને તેઓના સાત્મ્ય તથા અગ્નિના બળ ઉપર ધ્યાન આપીને દાડમ વગેરેની ખટાશવાળાં અથવા ખટાશવગરનાં ઓસામણ દેવાં અથવા જંગલી પ્રાણીઓનાં માંસોના હિતકારી રસો દેવા. ૬૯

मद्यं पुराणं मन्दाग्नेर्यवान्नोपहितं हितम् ।
सव्योषं वितरेत्तक्रं कफारोचकपीडिते ॥७०॥

### મદ્ય તથા છાસ કોને હિતકારી થાય?

જ્વરવાળો માણસ મંદ અગ્નિવાળો હોય, તો તેને જવનાં અન્નો સાથે જૂનું મદ્ય દેવું હિતકારી થાય છે. જ્વરવાળો માણસ જો કફ તથા અરોચકથી પીડાયેલો હોય, તો તેને ... અને પીપરનું ચૂર્ણ નાખેલી છાસ

૧ ધાન્યને છગણા પાણીમાં પકવતાં ઘાટી કણીઓ રહે અને પાણી થોડુંથોડું પચપચ્યા કરતું દેખાતું હોય, ત્યારે તે રાબ કહેવાય છે.

૨ મગને અઢારગણા પાણીમાં પકવતાં તેનો થોડી કણીઓવાળો અને પેયાથી કાંઈક ઘાટો જે રસ થાય, તે મગનું ઓસામણ કહેવાય છે. ઓસામણના બીજા પણ અનેક પ્રકારો છે.

કરવા જ જોઈએ. દોષોને દૂર કરવા માટે યથાયોગ્ય રીતે વમન કરાવવું, નિરુહબસ્તિ દેવી, અનુવાસનબસ્તિ દેવી, વિરેચન દેવું અને શિરોવિરેચન પણ દેવું. ૬૨

क्रमेण बलिने देयं वमनं श्लेष्मिके ज्वरे।
पित्तप्राये विरेकस्तु कार्यः प्रशिथिलाशये॥
मरुजेऽनिलजे कार्यं सोदावर्ते निरूहणम्।
कटीपृष्ठग्रहार्तस्य दीप्ताग्नेरनुवासनम्॥
शिरोगौरवशूलघ्नमिन्द्रियप्रतिबोधनम्।
कफाभिपन्ने शिरसि कार्यं मूर्द्धविरेचनम्॥६३॥

**વમન આદિ ક્રિયાઓના જુદાજુદા વિષયો**

જો રોગી બળવાન હોય, જ્વર કફથી થયેલો હોય અને કફ, લાળનું ઝરવું વગેરે ઉત્ક્લેશવાળો થઈ રહ્યો હોય, તો યોગ્ય ક્રમથી વમન કરાવવું.

જો જ્વરમાં ઘણો ભાગ પિત્તનો હોય અને પક્વાશય શિથિલ હોય તો વિરેચન દેવું.

જો જ્વર વાયુથી થયેલો હોય, વેદનાવાળો હોય અને વાયુ પ્રતિલોમ થઈને ઊર્ધ્વ ભ્રમણ કર્યા કરતો હોય, તો નિરુહબસ્તિ દેવી.

જો જ્વરમાં કમર તથા પીઠ ઝલાઈ જવાથી પીડા થઈ હોય અને રોગીનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, તો અનુવાસનબસ્તિ (સ્નેહબસ્તિ) દેવી.

જો જ્વરમાં માથું કફથી ભારે થઈ ગયું હોય તો તે ભારેપણું તથા વ્યથા મટાડે એવું અને ઇંદ્રિયોને જાગ્રત કરે એવું શિરોવિરેચન દેવું. ૬૩

दुर्बलस्य समाध्मातमुदरं सरुजं दिहेत्।
[illegible]
रुद्धमूत्रपुरीषाय गुदे वर्त्तिं निधापयेत्॥
पिप्पलीपिप्पलीमूलयवानीचव्यसाधिताम्।
पाययेत यवागूं वा मारुताद्यनुलोमनीम्॥६४॥

**જ્વરમાં પેટ ચડી આવ્યું હોય કે મળ-મૂત્ર રોકાઈ ગયાં હોય તો શું કરવું?**

રોગી નબળો હોય, પેટ ચડી આવ્યું હોય અને વેદના થતી હોય, તો દેવદાર, વજ, કઠ, શતાવરી, હિંગ તથા સૈંધવને કાંજીમાં વાટી ગરમ કરી, સહેવાય તેવાં ગરમ રાખીને તેઓનો પેટ ઉપર લેપ કરવો.

જો પવન ઊંચે ભ્રમણ કરતો હોવાથી વિષ્ઠા તથા મૂત્ર રોકાઈ ગયાં હોય, તો ઉપર કહેલાં દેવદાર વગેરે દ્રવ્યોની અથવા મીંઢળ વગેરે દ્રવ્યોની વાટ બનાવીને ગુદામાં નાખવી અથવા પીપર, પીપરીમૂળ, અજમો અને ચવકના સંસ્કારવાળી રાબ, કે જે વાયુ વગેરેનું અનુલોમન કરનારી થાય છે, તે પાવી. ૬૪

शुद्धस्योभयतो यस्य ज्वरः शान्तिं न गच्छति।
सशेषदोषरूक्षस्य तस्य तं सर्पिषा जयेत्॥
कृशं चैवाल्पदोषं च शमनीयैरुपाचरेत्।
उपवासैर्बलस्थं तु ज्वरे सन्तर्प्पणोत्थिते॥६५॥

**વમનવિરેચન કર્યા છતાં જ્વર શાંત ન થાય તો શું કરવું?**

વમન તથા વિરેચનથી શુદ્ધિ કર્યા છતાં રૂક્ષતા તથા દોષ બાકી રહી ગયેલો હોવાને લીધે જ્વર શાંત ન થતો હોય, તો ઘીના પ્રયોગથી દોષનું શોધન કરીને તે જ્વરને ઉતારવો. રોગી કૃશ તથા અલ્પ દોષવાળો હોય, તો તેના બાકી રહેલા દોષને શમન ઔષધોથી શાંત કરવો. જ્વર અતિભોજનાદિથી ઉત્પન્ન થયો હોય અને રોગી બળવાન હોય, તો તેના બાકી રહેલા દોષને ઉપવાસો કરાવવાથી શાંત કરવો. ૬૫

क्षिप्रां यवागूं मन्दाग्निं तृषार्त्तं पाययेन्नरम्।
तृट्छर्दिदाहघर्मार्त्तं मद्यपं लाजतर्प्पणम्॥
सक्षौद्रमम्भसा पश्चाज्जीर्णे यूषरसौदनम्॥६६॥

**જ્વરવાળો તરસ વગેરેથી પીડાતો હોય તો શું?**

રોગી મંદ અગ્નિવાળો હોય અને તરસથી

लावान्कपिञ्जलानेणान्पृषताञ्शरभाञ्शशान् ।
कालपुच्छान् कुरङ्गांश्च तथैव मृगमातृकान् ॥
मांसार्थे मांससात्म्यानां ज्वरितानां प्रदापयेत् ।
सारसक्रौञ्चशिखिनः कुक्कुटांस्तित्तिरींस्तथा ॥
गुरूष्णत्वान्न शंसन्ति ज्वरे केचिच्चिकित्सकाः ।
ज्वरितानां प्रकोपं तु यदा याति समीरणः ।
तदैतेऽपि हि शस्यन्ते मात्राकालोपपादिताः ॥ ७७

## ક્ષીણ થયેલા જ્વરિત માણસનું બૃંહણ કરવા માટે માંસો

ક્ષીણ થયેલા જ્વરિત માણસનું માંસ વધારવા માટે, જો તે માણસને માંસ માફક હોય તો લાવાં, ગોરાં તેતર, કાળિયાર, છાંટણાંવાળાં પૃષત નામનાં નાનાં હરણો, શરભો, સસલાં, કાલપુચ્છ, ચાર શિંગડાંવાળાં મૃગો અને મૃગમાતૃકાનાં માંસોની ભોજનમાં યોજના કરવી. સારસ, કુંઝ, મોર, કૂકડાં અને કાળાં તેતરનાં માંસો ભારે છે તથા ઉષ્ણ છે; તેથી કેટલાક વૈદ્યો જ્વરમાં તેઓનો ઉપયોગ ન કરાવવાનું કહે છે; પરંતુ જ્યારે જ્વરિત માણસનો વાયુ પ્રકુપિત થયો હોય, ત્યારે સમય અનુસાર યોગ્ય માત્રાથી તેનો ઉપયોગ કરાવવો પણ યોગ્ય છે. ૭૭

परिषेकावगाहांश्च स्नेहान् संशोधनानि च ।
स्नानाभ्यङ्गदिवास्वप्नशीतव्यायामयोषितः ॥
न भजेत ज्वरोत्सृष्टो यावन्नो बलवान्भवेत् ।
त्यक्तस्यापि ज्वरेणाशु दुर्बलस्याहितैर्ज्वरः ॥
प्रत्यापन्नो दहेद्देहं शुष्कं वृक्षमिवानलः ।
तस्मात्कार्यः परीहारो ज्वरमुक्तेन जन्तुना ।
यावन्न प्रकृतिस्थः स्याद्दोषतः प्राणतस्तथा ॥७८॥

## જ્વરથી મુક્ત માણસ માટે પરેજી

જ્વરથી મુક્ત થયેલા માણસે જ્યાં સુધી પોતે બળવાન ન થયો હોય, ત્યાં સુધી શરીર પર જળની ધારાઓ પાડવી નહિ, નદી વગેરેમાં ડૂબકી મારવી નહિ, સ્નેહપાન કરવું નહિ, વમન આદિ સંશોધનોનો ઉપયોગ કરવો નહિ, નાહવું નહિ, અભ્યંગ કરવો નહિ, દિવસની નિદ્રા કરવી નહિ, શીતનું સેવન કરવું નહિ, કસરત કરવી નહિ, અને સ્ત્રીપ્રસંગ કરવો નહિ; કેમ કે નબળો માણસ જ્વરથી મુક્ત થયો હોય, તો પણ અહિતકર આચરણોના યોગને લીધે તેને જ્વર તુરત જ પાછો થઈને, જેમ અગ્નિ સૂકા વૃક્ષને બાળી નાખે છે, તેમ તેના શરીરને બાળી નાખે છે; માટે જ્વરથી મુક્ત થયેલા માણસે દોષોનું પ્રકૃતિસ્થતા તથા બળની પ્રાપ્તિ થતાં સુધી પરેજી અવશ્ય પાળવી જોઈએ. ૭૮

ज्वरे प्रमोहो भवति स्वल्पैरप्यपचेष्टितैः ।
निषण्णं भोजयेत्तस्मान्मूत्रोच्चारौ च कारयेत् ॥७९॥

## જ્વરવાળા માણસે પરિશ્રમ કરવો નહિ

જ્વરમાં થોડી પણ હરફર કરવાથી પ્રમોહ (મૂર્છિત જેવાપણું) થઈ જાય છે; માટે જ્વરવાળો માણસ જ્યાં બેઠો હોય, ત્યાં જ તેને જમાડવો અને મૂત્ર તથા મલોત્સર્ગ પણ ત્યાં જ કરાવવાં. ભોજનાદિક કરાવવા માટે તેને બીજે ઠેકાણે લઈ જવો નહિ. ૭૯

अरोचके गात्रसादे वैवर्ण्येऽङ्गमलादिषु ।
शान्तज्वरोऽपि शोध्यः स्यादनुबन्धभयान्नरः ॥८०

## જ્વર શાંત થયા પછી પણ શોધન ક્યારે?

જ્વર શાંત થયા પછી પણ અન્નાદિક ઉપર અરુચિ, ગાત્રોની ગ્લાનિ, વિવર્ણતા અને શરીરમાં મળની ભરતી વગેરે રહેલ હોય, તો જ્વરને અંદર છુપાઈ રહેલો સમજીને તેના ફરી લાગુ પડવાની બીકથી સંશોધન કરવું યોગ્ય છે.

न जातु तर्पयेत्प्राज्ञः सहसा ज्वरकर्शितम् ।
तेन सन्तर्पितो ह्यस्य पुनरेव भवेज्ज्वरः ॥८१॥

## અધિક ભોજનાદિકની તૃપ્તિ અયોગ્ય

પ્રવીણ વૈદ્યે જ્વરથી કર્ષિત થયેલા માણસને કદી પણ એકદમ અધિક ભોજનાદિકથી તૃપ્ત થવા દેવો નહિ; કેમ કે જ્વર અધિક ભોજનાદિકથી દૂષિત થઈ પાછો ઉત્પન્ન થાય છે. ૮૧

દેવી હિતકારી છે ૭૦

कृशोऽल्पदोषो दीनश्च नगे जीर्णज्वरार्दितः ।
निरुद्धः सृष्टदोषश्च रूक्षः पित्तानिलज्वरी ।
पिपासार्तः सदाहो वा पयसा स सुखी भवेत् ॥७१॥

**કેવા જ્વરવાળાને દૂધ હિતકારી થાય છે?**

જીર્ણજ્વરથી[1] પીડાયેલો જે માણસ કૃશ, અલ્પ દોષવાળો કે દીન હોય, તે માણસ દૂધથી સુખી થાય છે પિત્તજ્વરવાળો કે વાતજ્વરવાળો જે માણસ મળબંધવાળો હોય, જેના મળો પડી ગયા હોય એવો હોય, રૂક્ષ હોય, દાહવાળો હોય કે તરસથી પીડાતો હોય, તે માણસ પણ દૂધથી સુખી થાય છે ૭૧

तदेव तु पयः पीतं तरुणे हन्ति मानवम् ॥७२॥

**તરુણજ્વરમા દૂધનો નિષેધ**

દૂધ જો તરુણજ્વરમા પીવામાં આવે, તો તે દૂધ રોગીને મારી જ નાખે છે (જ્વર સાત દિવસ સુધી તરુણજ્વર કહેવાય છે) ૭૨

सर्वज्वरेषु सप्ताहं मात्रावद्भोजनं हितम् ।
वेगापायेऽन्यथा तद्धि ज्वरवेगाभिवर्द्धनम् ॥७३॥

**વિષમજ્વરોમાં અન્નનો વિધિ**

સઘળા પ્રકારના વિષમજ્વરોમા સાત દિવસ સુધી, જ્વરનો વેગ શાંત થઈ જાય, ત્યારે યોગ્ય માત્રાવાળું હલકું ભોજન દેવું જ્વરનો વેગ શાંત થયા વિના ભોજન દેવામા આવે, તો તે ભોજન જ્વરના વેગને વધારે છે ૭૩

ज्वरितो हितमश्नीयाद्यद्यप्यस्यारुचिर्भवेत् ।
अन्नकाले ह्यभुञ्जानः क्षीयते म्रियतेऽथवा ॥
गुर्वभिष्यन्यकाले च ज्वरी नाद्यात्कथञ्चन ।
नतु तस्याहितं भुक्तमायुषे वा सुखाय वा ॥७४॥

**જીર્ણજ્વરવાળાએ ભોજનના સમયમાં હિતકારી અન્ન અવશ્ય જમવું જ જોઈએ**

જીર્ણજ્વરવાળા માણસે જો કે પોતાને જમના ઉપર અરુચિ હોય, તો પણ ભોજનના સમયમાં હિતકારી અન્ન અવશ્ય જમવું જ જોઈએ, કેમ કે ભોજનના સમયમાં પણ ભોજન ન કરતો રોગી બળહીન થવાથી ક્ષીણ થઈ જાય છે અને વખતે મરી પણ જાય છે જ્વરવાળા માણસે પોતાને ભારે કે અભિષ્યંદી (દોષ વગેરેને કનેઃ આપનારા) અન્નાદિક ઉપર રુચિ થાય, તો પણ તે કોઈ રીતે ખાવું નહિ, કેમ કે જમવામાં આવેલું અહિત અન્નાદિક જીવન પણ આપતું નથી અને સુખ પણ આપતું નથી (જ્વરવાળાને હિતકારી અન્ન ઉપર અરુચિ હોય, તો તેને અનેક પ્રકારની રસોઈની યુક્તિઓથી મોઢાને પ્રિય લાગે એવું બનાવીને સબંધીઓએ દેવું કેટલાક તો આ શ્લોકનો એવો અર્થ કરે છે કે જીર્ણજ્વરવાળાને હિતકારી અન્ન ઉપર અરુચિ હોય, તો તેણે જીવનના બચાવ માટે અહિતકર અન્ન પણ જમવું, પરંતુ ભારે કે અભિષ્યંદી અન્ન જમવું નહિ, કેમ કે ભારે કે અભિષ્યંદી અન્ન જીવન પણ આપતું નથી અને સુખ પણ આપતું નથી) ૭૪

संततं विषमं वापि क्षीणस्य सुचिरोत्थितम् ।
ज्वरं संभोजनैः पथ्यैर्लघुभिः समुपाचरेत् ॥७५॥

**લાંબા કાળના જ્વરવાળા ક્ષીણ માણસને માટે ભોજનોપચાર**

જ્વરવાળો માણસ ક્ષીણ થઈ ગયો હોય અને તેનો સતત કે વિષમજ્વર લાંબા કાળથી ઉત્પન્ન થયો હોય, તો પથ્ય તથા હલકાં યથેષ્ટ ભોજનો આપી તે માણસનું બૃંહણ કરવું ૭૫

मुद्गान्मसूराश्चणकान्कुलत्थान्समकुष्टकान् ।
आहारकाले यूषार्थं ज्वरिताय प्रदापयेत् ॥७६॥

**જ્વરવાળા માટે પથ્ય ધાન્યો**

જ્વરવાળા માણસને આહારના સમયમાં મગ, મસૂર, ચણા, કળથી તથા મઠના ઓસામણની યોજના કરી આપવી ૭૬

૧ જે જ્વર બાર દિવસથી ઉપર અને અલ્પ દોષોની જે બમણી અવધિ છે તેથી પણ ઉપર માણસોના શરીરોમા મંદ વેગથી રહે છે તે જીર્ણજ્વર કહેવાય છે

-ની તે તે અવસ્થાઓ અનુસાર ઘીના અભ્યંગ-ની, સ્વેદનોની અને લેપોની યોજનાઓ પણ કરવી. (ટાઢ આવે તે સમયમાં સ્વેદનોની, પેટ ચડવા વગેરેના સમયમાં લેપોની અને જીર્ણજ્વર ત્વચામાં હોય, તો ઘીના અભ્યંગની યોજના કરવી, ઇત્યાદિ.) ૮૫

श्रीपर्णीचन्दनोशीरपरूपकमधूकजः ।
शर्करामधुरो हन्ति कषायः पैत्तिकं ज्वरम् ॥
पीतं पित्तज्वरं हन्यात्सारिवाद्यं सशर्करम् ।
सयष्टीमधुकं हन्यात्तथैवोत्पलपूर्वकम् ॥
शृतशीतकषायं वा सोत्पलं शर्करायुतम् ।
गुडूचीपद्मरोध्राणां सारिवोत्पलयोस्तथा ॥
शर्करामधुरः क्वाथः शीतः पित्तज्वरापहः ॥
द्राक्षारग्वधयोश्चापि काश्मर्यस्याथवा पुनः ।
स्वादुतिक्तकषायाणां कषायैः शर्करायुतैः ।
सुशीतैः शमयेत्तृष्णां प्रवृद्धां दाहमेव च ॥
शीतं मधुयुतं तोयमाकण्ठाद्वा पिपासितम् ।
वामयेत्पाययित्वा तु तेन तृष्णा प्रशाम्यति ॥
क्षीरैः क्षीरिकषायैश्च सुशीतैश्चन्दनायुतैः ।
अन्तर्दाहे विधातव्यमेतैश्चान्यैश्च शीतलैः ॥
निदध्यादप्सु चालोड्य निशापर्युषितं ततः ।
क्षौद्रेण युक्तं पिबतो ज्वरदाहौ प्रशाम्यतः ॥
पद्मकं मधुकं द्राक्षां पुण्डरीकमथोत्पलम् ।
यवान्भृष्टानुशीराणि समङ्गां काश्मरीफलम् ॥
जिह्वातालुगलक्लोमशोषे मूर्ध्नि च दापयेत् ।
केशरं मातुलुङ्गस्य मधुसैन्धवसंयुतम् ॥
शर्करादाडिमाभ्यां वा द्राक्षाखर्जूरयोस्तथा ।
वैरस्ये धारयेत्कल्कं गण्डूषं च यथाहितम् ॥८६॥

## પિત્તજન્ય જ્વર ઉપર દેવાના સંશમન ક્વાથો અને બીજા ઉપચારો

સીવણ, રતાંજલિ, વાળો, ધ્રામણાં અને જેઠીમધનો ક્વાથ બનાવી તેમાં સાકર નાખી પાવામાં આવે, તો તેથી પિત્તજન્ય જ્વર શાંત થઈ જાય છે.

જેમાં જેઠીમધ બમણું નાખવામાં આવ્યું હોય, એવો સારિવાદિગણનો ક્વાથ બનાવી, સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તજ્વર શાંત થઈ જાય છે.

જેમાં જેઠીમધ બમણું નાખવામાં આવ્યું હોય, એવો ઉત્પલાદિગણનો ક્વાથ બનાવી, સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તજ્વર શાંત થઈ જાય છે.

જેમાં જેઠીમધ બમણું નાખવામાં આવ્યું હોય, એવો ઉત્પલાદિગણનો ક્વાથ બનાવી તેને રાતવાસી રાખી પ્રભાતમાં સાકરમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી અત્યંત દાહવાળો પિત્તજ્વર શાંત થઈ જાય છે.

ગળો, શ્વેતકમળ, લોધર, ઉપલસરી અને નીલકમળનો ક્વાથ બનાવી તેને રાતવાસી રાખી પ્રભાતમાં સાકરથી મધુર કરી પાવામાં આવે, તો તેથી અત્યંત દાહવાળો પિત્તજ્વર શાંત થાય છે.

દ્રાક્ષ તથા ગરમાળાનાં ફળનો ક્વાથ ઉકાળી રાતવાસી રાખી સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તજ્વરમાં થતો દાહ મટી જાય છે અને વૃદ્ધિ પામેલી તરસ પણ શાંત થઈ જાય છે.

સીવણનાં ફળોનો ક્વાથ ઉકાળી રાતવાસી રાખી સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તજ્વરમાં થતો દાહ મટી જાય છે અને વૃદ્ધિ પામેલી તરસ પણ શાંત થઈ જાય છે.

દ્રાક્ષ વગેરે મધુર, ધમાસા વગેરે કડવાં તથા કમળ વગેરે તૂરાં દ્રવ્યોના ક્વાથ ઉકાળી રાતવાસી રાખી સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તજ્વરમાં થતો દાહ મટી જાય છે અને વૃદ્ધિ પામેલી તરસ પણ શાંત થઈ જાય છે.

પિત્તજ્વરમાં તરસથી વ્યાકુલ થતા માણસને

चिकित्सेच्च ज्वरान्सर्वान्निमित्तानां विपर्ययैः ॥८२॥

સઘળા જ્વરોની ચિકિત્સાનું મૂળ તત્ત્વ

સર્વ પ્રકારના જ્વરોની, તે જ્વરો જે ગુણો-વાળાં કારણોથી ઉત્પન્ન થયા હોય, તે ગુણોથી વિપરીત ગુણોવાળાં કર્મોથી ચિકિત્સાઓ કરવી (ભોજનથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો લંઘનથી અને લંઘનથી ઉત્પન્ન થયો હોય, તો ભોજનથી ચિકિત્સા કરવી, ઇત્યાદિ) ૮૨

श्रमक्षयाभिघातोत्थे मूलव्याधिमुपाचरेत् ।
स्त्रीणामपप्रजातानां स्तन्यावतरणे च यः ॥
तत्र संशमनं कुर्याद्यथादोषं विधानवित् ॥८३॥

કેટલાક જ્વરોની ચિકિત્સા-પદ્ધતિ

શ્રમથી, રુધિરના સ્રાવાદિકથી કે અભિઘાત થવાથી જે જ્વર ઉત્પન્ન થયો હોય, તે જ્વરમાં મૂળ વ્યાધિની એટલે વાયુની ચિકિત્સા કરવી સ્ત્રીઓને કસૂવાવડથી જે જ્વર ઉત્પન્ન થાય છે, તેમાં અને પ્રથમ ધાવણ ઊતરવાના સમયમાં જે જ્વર ઉત્પન્ન થાય છે, તેમાં વિધાનને જાણનારા વૈદ્યે તે જ્વર જે દોષના પ્રકોપવાળો હોય, તે દોષને શાંત કરનારું સંશમન તથા પાચન દેવું ૮૩

अतः संशमनीयानि कषायाणि निबोध मे ।
सर्वज्वरेषु देयानि यानि वैद्येन जानता ॥८४॥

સંશમન ક્વાથો કહેવાનો ઉપક્રમ

હવે અનેક પ્રકારના સંશમન ક્વાથો કહું છું, તે સાંભળો, કે જે ક્વાથો પ્રવીણ વૈદ્યે તે તે પ્રકારના જ્વરો ઉપર દેવા યોગ્ય છે ૮૪

पिप्पलीसारिवाद्राक्षाशतपुष्पाहरेणुभिः ।
कृतः कषायः सगुडो हन्याच्छ्वसनजं ज्वरम् ॥
भृतशीतकषायो वा गुडूच्याः पेय एव तु ।
बलादर्भश्वदंष्ट्राणां कषायं पादशेषितम् ॥
शर्करागघृतसंयुक्तं पिबेद्वातज्वरापहम् ।
शतपुष्पावचाकुष्ठदेवदारुहरेणुकाः ॥
कुस्तुम्बुरूणि नलदं मुस्तं चैवाप्सु साधयेत् ।
क्षौद्रेण सितया चापि युक्तः क्वाथोऽनिलात्मके ॥
द्राक्षागुडूचीकाश्मर्यत्रायमाणाः ससारिवाः ।
निष्क्वाथ्य सगुडं क्वाथं पिबेद्वातकृते ज्वरे ॥
गुडूच्याः स्वरसो ग्राह्यः शतावर्याश्च तत्समः ।
निहन्यात्सगुडः पीतः सद्योऽनिलकृतं ज्वरम् ।
घृताभ्यङ्गस्वेदलेपानवस्थासु च योजयेत् ॥८५॥

વાતજન્ય જ્વર ઉપર દેવાના સંશમન ક્વાથો અને બીજા પણ ઉપચારો

પીપર, ઉપલસરી, દ્રાક્ષ, સુવા અને હરેણુનો ક્વાથ કરી તેમાં ગોળ મિશ્ર કરીને તે ક્વાથ પાવામાં આવે, તો તેથી વાતજન્ય જ્વર શાંત થઈ જાય છે

ગળોનો ક્વાથ બનાવી તેને રાતવાસી રાખી પ્રભાતમાં પાવામાં આવે, તો તે વાતજન્ય જ્વર શાંત થઈ જાય છે (વાતજ્વરમાં કફનો સંબંધ હોય, તો ઊનો ક્વાથ પાવો અને પિત્તનો સંબંધ હોય, તો રાતવાસી રાખેલો ક્વાથ પાવો)

બળદાણા, દર્ભ અને ગોખરુને પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે ઉતારી સાકર તથા ઘીમાં મિશ્ર કરીને તે ક્વાથ પાવામાં આવે, તો તેથી વાતજન્ય જ્વર શાંત થઈ જાય છે

સુવા, વજ, કઠ, દેવદાર, હરેણુ, કોથમીર, વાળો અને મોથનો ક્વાથ કરી તેને મધ તથા સાકરમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વાતજન્ય જ્વર શાંત થઈ જાય છે

દ્રાક્ષ, ગળો, શીવણનાં ફળ, ત્રાયમાણ અને ઉપલસરીનો ક્વાથ કરી તેને ગોળમાં મિશ્ર કરીને પાવામાં આવે, તો તેથી વાતજન્ય જ્વર શાંત થઈ જાય છે.

ગળોનો સ્વરસ લેવો અને તે સ્વરસ જેટલો જ શતાવરીનો સ્વરસ લેવો. એ સ્વરસોને મિશ્ર કરી તેમાં ગોળ નાખી પાવામાં આવે, તો તેથી વાતજન્ય જ્વર શાંત થઈ જાય છે.

વાતજન્ય જ્વર શાંત કરવા માટે તે જ્વર

મિશ્ર કરીને યોગ્ય સમયે પાવામાં આવે, તો તેથી વાતકફજ્વર તુરત શાંત થઈ જાય છે.

સૂંઠ, ધાણા, ભારંગી, હરડે, દેવદાર, વજ, ખડસલિયો, મોથ, રોહિસ નામનું ખડ અને કાયફળનો ક્વાથ કરી, તેને મધ તથા હિંગમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વાતકફજ્વર શાંત થઈ જાય છે. આ ક્વાથ શ્વાસને, ખાંસીને, કફના વધારાને, ગળાના ઝલાઈ જવાને, હેડકીને અને કંઠના સોજાને પણ મટાડે છે. હૃદયમાં કે પડખામાં શૂળ નીકળતું હોય, તો આ ક્વાથ હિંગત્રગરનો પીવો. ૮૮

एलापटोलत्रिफलायष्ट्याह्वानां वृषस्य च ।
क्वाथो मधुयुतः पीतो हन्ति पित्तकफज्वरम् ॥
कटुकाविजयाद्राक्षामुस्तपर्पटकैः कृतः ।
कषायो नाशयेत्पीतः श्लेष्मपित्तभवं ज्वरम् ॥
भार्गीवचापर्पटकधान्यहिङ्ग्वभयाघनैः ।
काश्मर्यनागरैः क्वाथः सक्षौद्रः श्लेष्मपित्तजे ॥
सशर्करामक्षमात्रां कटुकामुष्णवारिणा ।
पीत्वा ज्वरं जयेज्जन्तुः कफपित्तसमुद्भवम् ॥८९॥

**પિત્તકફજન્ય જ્વર ઉપર સંશમન ક્વાથ**

એલચી, પટોલ, ત્રિફળા, જેઠીમધ અને અરડૂસીનો ક્વાથ ઉકાળી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તકફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

કડુ, હરડે, દ્રાક્ષ, મોથ અને ખડસલિયોનો ક્વાથ કરીને પાવામાં આવે, તો તેથી પિત્તકફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

ભારંગી, વજ, ખડસલિયો, ધાણા, હિંગ, હરડે, મોથ, સીવણનાં ફળ અને સૂંઠનો ક્વાથ ઉકાળી મધમાં મિશ્ર કરીને પાવામાં આવે, તો તેથી પિત્તકફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

જ્વરમાં પણ દ્વંદ્વજન્ય જ્વરોની ચિકિત્સા કરવી એમ જણાવવાનું છે. વાતપિત્તજન્ય જ્વરની ચિકિત્સા કહ્યા પહેલાં વાતકફજન્ય જ્વરની ચિકિત્સા કહેવાથી જણાવ્યું છે, કે કેવળ કફજન્યમાં પણ આ ચિકિત્સા કરવી.

એક તોલાભાર કડુનું ચૂર્ણ સાકરમાં મિશ્ર કરીને ઊના પાણી સાથે પાવામાં આવે, તો તેથી પિત્તકફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

किराततिक्तममृतां द्राक्षामामलकं शटीम् ॥
निष्काथ्य वातपित्तोत्थे तं क्वाथं सगुडं पिबेत् ।
रास्ना वृषोऽथ त्रिफला राजवृक्षफलैः सह ।
कषायः साधितः पीतो वातपित्तज्वरं जयेत् ॥९०॥

**વાતપિત્તજન્ય જ્વર ઉપર સંશમન ક્વાથો**

કડુ, હરડે અથવા ગળો, દ્રાક્ષ, આમળાં અને કપૂરકાચરીનો ક્વાથ કરી તેને ગોળમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વાતપિત્તજન્ય જ્વર શાંત થઈ જાય છે.

રાસ્ના, અરડૂસી, ત્રિફળા અને ગરમાળાનાં ફળોનો ક્વાથ કરી પાવામાં આવે, તો તેથી વાતપિત્તજન્ય જ્વર શાંત થઈ જાય છે. ૯૦

सर्वदोषसमुत्थे तु संसृष्टानवचारयेत् ।
यथादोषोच्छ्रयं चापि ज्वरान्सर्वानुपाचरेत् ॥९१॥

**સાન્નિપાતિક જ્વર ઉપર સંશમન ક્વાથો**

સાન્નિપાતિક જ્વર જો તુલ્ય દોષોવાળો હોય, તો વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય તથા દ્વંદ્વજન્ય જ્વરો ઉપર જે સંશમન ક્વાથો કહેવામાં આવ્યા, તેઓને યોગ્ય રીતે મિશ્ર કરીને પાવા અને જો ન્યૂનાધિક દોષોવાળો હોય, તો જે દોષનું આધિક્ય હોય, તે દોષની ચિકિત્સાની પ્રથમ યોજના કરવી. ૯૧

वृश्चीवबिल्ववर्षाभ्वः पयश्चोदकमेव च ।
पचेत्क्षीरविशिष्टं तु तद्धि सर्वज्वरापहम् ॥
उदकांशास्त्रयः क्षीरं शिंशपासारसंयुतम् ।
तत्क्षीरशेषं कथितं पेयं सर्वज्वरापहम् ॥
नलवेतसयोर्मूले मूर्वायां देवदारुणि ।
कषायं विधिवत्कृत्वा पेयमेतज्ज्वरापहम् ।
त्रैफलो वा ससर्पिष्कः क्वाथः पेयस्त्रिदोषजे ॥
अनन्तां वालकं मुस्तां नागरं कटुरोहिणीम् ।
[illegible]न प्रागुदयात्पाययेताक्षसंमितम् ॥

મધમાં મિશ્ર કરેલું શીતળ જળ ગળા સુધી પાઈ ઊલટી કરાવવામાં આવે, તો તેથી તરસ શાંત થઈ જાય છે.

અંદર દાહ થતો હોય તો શીતળ દ્રવ્યોથી પાન, લેપન, પરિપાક તથા અવગાહન વગેરે કરાવવાં. વડ વગેરે ક્ષીરિવૃક્ષોના ક્વાથોને સારી પેઠે શીતળ કરી સુખડથી મિશ્ર કરી તેથી પાન, લેપન, સિંચન તથા અભ્યંગ વગેરે કરાવવાં; તેમ જ બીજા શીતળ પદાર્થોથી પણ પાન, લેપન તથા અભ્યંગ વગેરે કરાવવાં.

પદ્મકાષ્ઠ, જેઠીમધ, દ્રાક્ષ, શ્વેતકમળ અને નીલકમળના કલ્કને ગરમ જળમાં ઘોળી નાખી, રાતવાસી રાખી મેલી, સવારમાં મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી જ્વર અને દાહ શાંત થઈ જાય છે.

જીભ, તાળવું, ગળું અને તરસ લાગવાના સ્થાનમાં શોષ પડતો હોય, તો શેકેલા જવ, વાળો, રિસામણી અને સીવણના ફળની મજ્જાનો કલ્ક કરી માથા પર લગાવવો.

પિત્તજ્વરમાં મોઢું વિરસ થઈ ગયું હોય, તો બિજોરાના કેસરાનો કલ્ક કરી તે કલ્કને મધ તથા સિંધવમાં મિશ્ર કરી મોઢામાં રખાવવો અથવા સાકર, દાડમ, દ્રાક્ષ અને ખજૂરનો કલ્ક કરી તે કલ્ક મોઢામાં રખાવવો અને હિમ કારી દ્રવ્યોનો કોગળો પણ મોઢામાં ધરાવવો. ૮૬

सप्तच्छदं गुडूचीं च निम्बं स्फूर्जकमेव च ।
क्राथयित्वा पिबेत्क्राथं सक्षौद्रं कफजे ज्वरे ।
कटुत्रिकं नागपुष्पं हरिद्रा कटुरोहिणी ।
कौटजं च फलं हन्यात्सेव्यमानं कफज्वरम् ॥
हरिद्रां चित्रकं निम्बमुशीरातिविषे वचाम् ।
कुष्ठमिन्द्रयवान्मूर्वां पटोलं चापि साधितम् ॥
पिबेन्मरिचसंयुक्तं सक्षौद्रं कफजे ज्वरे ।
सारिवातिविषाकुष्ठपुराग्न्यैः सदुरालभैः ।
मुस्तेन च कृतः क्राथः पीतो हन्यात्कफज्वरम् ॥
मुस्तं वृक्षकबीजानि त्रिफला कटुरोहिणी ।
परूपकाणि च क्राथः कफज्वरविनाशनः ॥८७॥

**કફજન્ય જ્વર પર દેવાના સંશમન ક્વાથો**

સપ્તપર્ણ, ગળો, લીંબડો અને કાંટાવાળો ટીંબરવાનો ક્વાથ ઉકાળી તેને મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી કફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

સૂંઠ, મરી, પીપર, નાગકેસર, હળદર, કડુ અને ઇંદ્રજવના ક્વાથનું સેવન કરાવવામાં આવે, તો તેથી કફજ્વર શાંત થઈ જાય છે.

હળદર, ચિત્રક, લીંબડો, વાળો, અતિવિખ વજ, કડ, ઇંદ્રજવ, મૂર્વા અને પટોલનો ક્વાથ કરી, મરીના ચૂર્ણ તથા મધમાં મિશ્ર કરીને પાવામાં આવે, તો તેથી કફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

ઉપલસરી, અતિવિખ, કડ, ગૂગળ, ધમાસો અને મોથનો ક્વાથ કરીને પાવામાં આવે, તો તેથી કફજન્ય જ્વર શાંત થઈ જાય છે.

મોથ, ઇંદ્રજવ, ત્રિફળા, કડુ અને ફાલસાનો ક્વાથ કરીને પાવામાં આવે, તો તેથી કફજન્ય જ્વર શાંત થઈ જાય છે. ૮૭

राजवृक्षादिवर्गस्य कषायो मधुसंयुतः ।
कफवातज्वरं हन्याच्छीघ्रं कालेऽवचारितः ॥
नागरं धान्यकं भार्गीमभयां सुरदारु च ।
वचां पर्पटकं मुस्तं भूतीकमथ कट्फलम् ॥
निष्क्वाथ्य कफवातोत्थे क्षौद्रहिङ्गुसमन्वितम् ।
पातव्यं श्वासकासघ्नं श्लेष्मोत्सेके गलग्रहे ॥
हिक्कासु कण्ठश्वयथौ शूले हृदयपार्श्वजे ॥८८॥

**વાતકફજન્ય જ્વર[1] પર દેવાના સંશમન ક્વાથો**

આરગ્વધાદિગણનો ક્વાથ કરી તેને મધમાં

---

૧ જો કે લક્ષણોના નિર્દેશમાં સાન્નિપાતિક જ્વર પછી દ્વંદ્વજન્ય જ્વરો કહેલા છે, તો પણ અહીં સાન્નિપાતિક જ્વરની ચિકિત્સાની પહેલાં દ્વંદ્વજ જ્વરોની ચિકિત્સા કહી છે, તેનું કારણ આ છે કે સાન્નિપાતિક

નિત્ય પ્રભાતે ઘી સાથે લસણનો ઉપયોગ કરાવવામાં આવે, તો તેથી વિષમજ્વર મટે છે.

જેઠીમધ, પટોલ અને કડુનો ક્વાથ વિષમ જ્વર મટાડે છે.

જેઠીમધ, પટોલ, કડુ અને મોથનો ક્વાથ વિષમજ્વર મટાડે છે.

જેઠીમધ, પટોલ, કડુ, મોથ અને હરડેનો ક્વાથથી વિષમજ્વર મટે છે.

રોગીના બળને અનુસરી ઘી, દૂધ, સાકર, મધ અને પીપરનો યોગ આપવામાં આવે, તો તેથી વિષમજ્વર મટે છે.

નિત્ય દશમૂળીના ક્વાથની સાથે એક તોલાભાર પીપરનું ચૂર્ણ પાવામાં આવે, તો તેથી વિષમજ્વર મટે છે.

ચિકિત્સાસ્થાનના પાંચમા અધ્યાયના ૧૩મા વિષયમાં કહ્યા પ્રમાણે પિપ્પલીવર્ધમાનક પાવામાં આવે અને દૂધ તથા માંસના રસો સાથે ભોજન કરાવવામાં આવે, તો તેથી વિષમજ્વર મટે છે.

કૂકડાના માંસ સાથે ઉત્તમ મદ્ય પાવામાં આવે, તો તેથી વિષમજ્વર મટે છે. (જે રોગી મંદ અગ્નિવાળો અને વાયુના આધિક્યવાળો હોય, તેને માટે આ પ્રયોગ ઉત્તમ છે.)

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, અરણી અને ત્રિફળાના ક્વાથને દહીંમાં મિશ્ર કરી ઘી પકવવું અને તે ઘી પાકવા ઉપર આવે, ત્યારે તેમાં પાટિયો લોધર નાખવો. આ રીતે પકવેલા ઘીનો ઉપયોગ કરવાથી વિષમજ્વર મટે છે.

(આ સઘળા પ્રયોગો જીર્ણજ્વરો ઉપર પણ લાગુ પડે છે.) ૯૩

पिप्पल्यतिविषाद्राक्षासारिवाबिल्वचन्दनैः ।
कटुकेन्द्रयवोशीरसिंहीतामलकीघनैः ॥
त्रायमाणास्थिराधात्रीविश्वभेषजचित्रकैः ।
पक्वमेतैर्घृतं पीतं विजित्य विषमाग्नितााम् ॥
जीर्णज्वरशिरःशूलगुल्मोदरहलीमकम् ।
क्षयकासं ससन्तापं पार्श्वशूलानपास्यति ॥
गुडूचीत्रिफलावासात्रायमाणायवासकैः ।
क्वथितैर्विधिवत्पक्वमेभिः कल्कीकृतैः समैः ॥
द्राक्षामागधिकाम्भोदनागरोत्पलचन्दनैः ।
पीतं सर्पिः क्षयश्वासकासजीर्णज्वरान्जयेत् ॥
कल्शीबृहतीद्राक्षात्रायन्तीनिम्बगोक्षुरैः ।
बलापर्पटकाम्भोदशालिपर्णीयवासकैः ॥
पक्वमुत्क्वथितैः सर्पिः कल्कैरेभिः समन्वितैः ।
शटीतामलकीभार्गीमेदाकनकपौष्करैः ॥
क्षीरद्विगुणसंयुक्तं जीर्णज्वरमपोहति ।
शिरःपार्श्वरुजाकासक्षयप्रशमनं परम् ॥९४॥

જીર્ણજ્વરો ઉપર ઘૃતો

પીપર, અતિવિખ, દ્રાક્ષ, ઉપલસરી, બીલી, રતાંજલિ, કડુ, ઇંદ્રજવ, વાળો ઊભી ભોરિંગડી, ભોંઆંબલી, મોથ, ત્રાયમાણ, શાલિપર્ણી, આંબલી, સૂંઠ અને ચિત્રકના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી પાવામાં આવે, તો તે ઘી અગ્નિની વિષમતાને મટાડી જીર્ણજ્વરને, માથાના શૂળને, ગુલ્મને, ઉદરરોગને, હલીમકને, સંતાપવાળી ક્ષયની ખાંસીને અને પડખાનાં શૂળોને દૂર કરે છે.

ગળો, ત્રિફળા, અરડૂસી, ત્રાયમાણ અને જવાસાના ક્વાથમાં દ્રાક્ષ, પીપર, મોથ, સૂંઠ, નીલકમળ અને રતાંજલિ—એટલાં સમભાગવાળાં દ્રવ્યોનો કલ્ક નાખી વિધિ પ્રમાણે ઘી પકવવું. આ ઘી પાવામાં આવે, તો તેથી ક્ષય, શ્વાસ, ખાંસી અને જીર્ણજ્વર મટે છે.

પૃશ્નિપર્ણી, ભોરિંગડી, દ્રાક્ષ, ત્રાયમાણ, લીંબડો, ગોખરુ, બળદાણા, ખડસલિયો, મોથ, શાલિપર્ણી અને જવાસાના ક્વાથમાં કચૂરો, ભોંઆંબલી, ભારંગી, મેદા, પુષ્કરમૂળ તથા નિર્મલી અથવા કાસોંદરીનો કલ્ક તથા બમણું દૂધ નાખી તેમાં ઘી પકવવું. આ ઘી જીર્ણજ્વરને, માથાની વ્યથાને, પડખાની વ્યથાને, ખાંસીને અને ક્ષયને અત્યંત મટાડે છે. ૯૪

पटोलीपर्पटारिष्टगुडूचीत्रिफलावृषैः ।
कटुकाम्बुदभूनिम्बयासयष्ट्याह्वचन्दनैः ॥

एष सर्वे ज्वरान्हन्ति दीपयन्याशु चानलम् ।
द्रव्याणि दीपनीयानि तथा वैरेचनानि च ॥
एकशो वा द्विशो वापि ज्वरघ्नानि प्रयोजयेत् ।
सर्पिर्मधुघृतयातैलहोऽय सर्वज ज्वरम् ।
शान्तिं नयेत्त्रिवृच्चापि मृद्वीका प्रबल ज्वरम् ॥९२॥

### સર્વ જ્વરો ઉપર ચિકિત્સાઓ

ધોળી સાટોડી, ગીંદ, રાતી સાટોડી, દૂધ અને પાણી, એ સર્વને ભેળાં કરી પકવતાં પાણી બળી જઈ દૂધ બાકી રહે, ત્યારે ઉતારી લઈ તે દૂધ પાવામાં આવે, તો તેથી સર્વ પ્રકારના જ્વરો નષ્ટ થઈ જાય છે (ચાર તોલા ઔષધ નાખી તેથી આઠગણું દૂધ નાખવું અને દૂધથી ચોગણું પાણી નાખવું પાણી બળી જઈ દૂધ બાકી રહે, ત્યાર ઉતારી લેવું, એ દૂધ પકવવાનો વિધિ છે )

એક તોલાભાર સીસમનો સાર, આઠ તોલાભાર દૂધ અને ચોવીસ તોલાભાર પાણી, એ સર્વને એકઠાં કરી પકવતાં પાણી બળી જઈ દૂધ બાકી રહે, ત્યારે ઉતારી લઈ તે દૂધ પાવામાં આવે, તો તેથી સર્વ પ્રકારના જ્વરો મટે છે

નાનીના મૂળ, નેતરના મૂળ, મૂર્વા અને દેવદારનો વિધિપૂર્વક ક્વાથ કરી પાવામાં આવે તો તેથી સર્વ પ્રકારના જ્વરો મટે છે

ત્રિફળાનો ક્વાથ ઉકાળી તેને ઘીમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી સાન્નિપાતિક જ્વર મટે છે

ધમાસો, વાળો, મોથ, સૂંઠ અને કડુનો એક તોલાભાર કલ્ક કરી સૂર્યોદયની પહેલાં મહેનાય તેવા ગરમ પાણી સાથે પાવામાં આવે, તો તેથી સર્વ પ્રકારના જ્વરો મટે છે અને અગ્નિ પણ પ્રદીપ્ત થાય છે

પીપર વગેરે દીપનીય દ્રવ્યોથી અને નસોતર તથા એરંડે વગેરે રેચક દ્રવ્યોમાં એક કે બે દ્રવ્યની ગોઠવણ કરી તેઓનો પ્રયોગ કરવામાં આવે, તો તેથી જીર્ણજ્વર મટે છે

ઘી, મધ, હરડે અને તેલનો અવલેહ ચાટવામાં આવે, તો તેથી સાન્નિપાતિક જ્વર મટે છે

નસોતરના ચૂર્ણને મધમાં મિશ્ર કરી ચાટવામાં આવે, તો તેથી પ્રબળ જીર્ણજ્વર પણ મટે છે ૯૨

ज्वरे तु विषमे कार्यमूर्ध्वं चाधश्च शोधनम् ।
घृतं प्लीहोदरोक्तं वा निहन्याद्विषमज्वरम् ॥
गुडप्रगाढां त्रिफलां पिबेद्वा विषमार्दितः ।
गुडूचीनिम्बधात्रीणां कषायं वा समाक्षिकम् ॥
प्रातः प्रातः ससर्पिष्कं रसोनमुपयोजयेत् ।
चितुर्भिः परैस्त्वाथ पञ्चभिर्वा समन्वितः ॥
मधुकस्य पटोलस्य रोहिण्या मुस्तकस्य च ।
हरीतक्याश्च सर्वोऽयं त्रिविधो योग इष्यते ॥
सर्पिः क्षीररसिताभिर्द्राक्षामागधीर्वा यथाबलम् ।
दशमूलीकषायेण मागधीर्वा प्रयोजयेत् ॥
पिप्पलीवर्द्धमानं वा पिबेत्क्षीररसाशनः ।
ताम्रचूडस्य मांसेन पिबेद्वा मद्यमुत्तमम् ॥
कोलाग्निमन्थत्रिफलाक्वाथे दध्ना घृतं पचेत् ।
तिल्वकस्यापमेतद्धि विषमज्वरनाशनम् ॥९३॥

### વિષમજ્વરોની ચિકિત્સાઓ

વિષમજ્વરમાં વમનરૂપ શોધન કરવું અને વિરેચનરૂપ શોધન પણ કરવું

ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૦મા વિષયમાં પ્લીહોદર ઉપર જે ઘી કહેવામાં આવ્યું છે, તે ઘીથી પણ વિષમજ્વર મટે છે (આ યોગ કફના આધિક્યવાળા વિષમજ્વરમાં દેવો )

ત્રિફળાનો ક્વાથ કરી તેમાં સારી પેઠે ગોળ નાખી તે ક્વાથ પાવામાં આવે, તો તેથી વિષમ જ્વર મટે છે

ગળો, લીંબડો અને આમળાંનો ક્વાથ કરી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વિષમજ્વર મટે છે (આ યોગ ચાતુર્થિક જ્વરને હણે છે, એમ તંત્રાંતરમાં કહ્યું છે )

આ ઘી **મહાકલ્યાણક** કહેવાય છે. આ ઘીને બ્રાહ્મણોની પાસે મંત્રાવી રાજાને દેવામાં આવે, તો તેથી સર્વ પ્રકારના જ્વરો નાશ પામે છે. આ ઘી દર્શન તથા સ્પર્શથી પણ સઘળા રોગોને હરે છે અને માંગલ્યરૂપ છે. આ ઘીનું લાંબા કાળ સુધી સેવન કરનારો રાજા કોઈથી પણ જીતી શકાતો નથી, વળીઓથી તથા સફેદ વાળોથી રહિત રહે છે અને ત્રણસો વર્ષ સુધી જીવે છે. ૯૭

गव्यं दधि च मूत्रं च क्षीरं सर्पिः शकृद्रसः।
समभागानि पाच्यानि कल्कांश्चैतान्समावपेत्॥
त्रिफलां चित्रकं मुस्तं हरिद्रे द्वे विषां वचाम्।
विडङ्गं त्र्यूषणं चव्यं सुरदारु तथैव च॥
पञ्चगव्यमिदं पानाद्विषमज्वरनाशनम्॥९८॥

### વિષમજ્વરો ઉપર પંચગવ્ય ઘૃત

ગાયનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને છાણના રસને સમભાગે લઈ મિશ્ર કરી ત્રિફળા, ચિત્રક, મોથ, હળદર, દારુહળદર, અતિવિખ, વજ, વાવડિંગ, સૂંઠ, મરી, પીપર, ચવક અને દેવદારનો કલ્ક નાખી પકવવાં, એટલે **પંચગવ્ય** નામનું ઘી સિદ્ધ થાય છે. આ ઘી પાવાથી વિષમજ્વરો મટે છે. ૯૮

पञ्चगव्यमृते गर्भात्पाच्यमन्यद्द्रवेण च।
वलयाथ परं पाच्यं गुडूच्या तद्वदेव तु॥
जीर्णज्वरे च शोफे च पाण्डुरोगे च पूजितम्॥९९॥

### જીર્ણજ્વરો ઉપર બીજા ચાર પ્રકારનાં પંચગવ્ય ઘૃતો

ગાયનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને છાણના રસને સમભાગે લઈ કશો કલ્ક ન નાખતાં પકવવાં, એટલે **અગર્ભપંચગવ્ય** નામનું ઘી સિદ્ધ થાય છે.

ગાયનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને છાણના રસને સમભાગે લઈ મિશ્ર કરી અરડૂસીના સ્વરસમાં નાખી, ત્રિફળા, મોથ, હળદર, દારુહળદર, અતિવિખ, વજ, વાવડિંગ, સૂંઠ, મરી પીપર, ચવક અને દેવદારનો કલ્ક નાખી પકવવાં, એટલે **વૃષપંચગવ્ય** નામનું ઘી સિદ્ધ થાય છે.

ગાયનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને છાણના રસને સમભાગે લઈ મિશ્ર કરી બળદાણાના છોડના સ્વરસમાં નાખી, ત્રિફળા, ચિત્રક, મોથ, હળદર, દારુહળદર, અતિવિખ, વજ, વાવડિંગ, સૂંઠ, મરી, પીપર, ચવક અને દેવદારનો કલ્ક નાખીને પકવવાં એટલે **બલાપંચગવ્ય** નામનું ઘી સિદ્ધ થાય છે.

ગાયનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને છાણના રસને સમભાગે લઈ મિશ્ર કરી ગળોના સ્વરસમાં નાખી ત્રિફળા, ચિત્રક, મોથ, હળદર, દારુહળદર, અતિવિખ, વજ, વાવડિંગ, સૂંઠ, મરી, પીપર, ચવક અને દેવદારનો કલ્ક નાખી પકવવાં એટલે **ગડૂચીપંચગવ્ય** નામનું ઘી સિદ્ધ થાય છે.

આ ચારે પ્રકારનાં ઘૃતો જીર્ણજ્વર, સોજા અને પાંડુરોગ ઉપર ઉત્તમ છે. ૯૯

एतेनैव तु कल्पेन घृतं पञ्चाविकं पचेत्।
पञ्चाजं पञ्चमाहिषं चतुरुष्ट्रमथापि वा॥१००॥

### જીર્ણજ્વરો ઉપર પંચાવિક, પંચાજ, પંચમહિષ અને ચતુરુષ્ટ્ર નામનાં ઘૃતો

ગાડરનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને લીંડીના રસને સમભાગે લઈ મિશ્ર કરી ઉપર કહેલાં દ્રવ્યોના કલ્ક સાથે અરડૂસીના, બળદાણાના કે ગળોના સ્વરસમાં પકવવાં, એટલે **પંચાવિક** નામનું ઘૃત સિદ્ધ થાય છે.

બકરીનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને લીંડીના રસને સમભાગે લઈ મિશ્ર કરી ઉપર કહેલાં દ્રવ્યોના કલ્ક સાથે અરડૂસીના, બલદાણાના કે ગળોના સ્વરસમાં પકવવાં, એટલે **પંચાજ** નામનું ઘૃત સિદ્ધ થાય છે.

ભેંશનાં દહીં, મૂત્ર, દૂધ, ઘી અને છાણનો રસ

दार्वीशक्रयवोशीरत्रायमाणाकणोत्पलैः ।
धात्रीभृङ्गरजोभीरुकाकमाचीभिर्घृतम् ।
सिद्धमाश्वपचीदृष्टज्वरशुक्रार्जुनव्रणान् ।
हन्यान्नयननदनकर्णजान्घ्राणजान्मदान् ॥९५॥

**સર્વ પ્રકારના જ્વરો ઉપર પટોલ્યાદિ ઘૃત**

પરોલવેલ, ખડસલિયો, લીંબડો, ગળો, ત્રિફળા, અરડૂસી, કડુ, મોથ, કરિયાતું, ધમાસો, જેઠીમધ, રતાંજલિ, દારુહળદર, ઇંદ્રજવ, વાળો, ત્રાયમાણ, પીપર અને નીલકમળના કલ્કથી અને આમળાં, ભાંગરો, શતાવરી તથા પીલુડીના સ્વરસોથી ઘી પકવવું. આ ઘી તુરતજ અપચીને, દાહને, જ્વરોને, શુક્ર તથા અર્જુન નામના નેત્રરોગોને, વ્રણોને, બીજા પણ નેત્રરોગોને, મુખરોગોને, કર્ણરોગોને તથા નાકના રોગોને મટાડે છે. ૯૫

विडङ्गत्रिफलामुस्तमञ्जिष्ठादाडिमोत्पलैः ।
प्रियङ्ग्वेलैलवालुकचन्दनामरदारुभिः ॥
बृहतीकुष्ठरजनीपर्णिनीसारिवाद्वयैः ।
हरेणुकात्रिवृद्दन्तीवचातालीसकेसरैः ॥
द्विक्षीरं विपचेत्सर्पिर्मालतीकुसुमैः सह ।
विषमज्वरकासाग्निगुल्मोन्मादगरापहम् ॥
एतत्कल्याणकं नाम सर्पिर्माङ्गल्यमुत्तमम् ।
अलक्ष्मीग्रहरक्षोऽग्निमान्द्यापस्मारपापनुत् ॥
शस्यते नष्टशुक्राणां वन्ध्यानां गर्भदं परम् ।
मेध्यं चक्षुष्यमायुष्यं रेतोमार्गरुजापहम् ॥९६॥

**વિષમજ્વરો ઉપર કલ્યાણક ઘૃત**

વાવડિંગ, ત્રિફળા, મોથ, મજીઠ, દાડમ, નીલકમળ, ઘઉંલાં, એલચી, એલવાલુક નામનું સુગંધી દ્રવ્ય, રતાંજલિ, દેવદાર, વાળો, કઠ, હળદર અથવા દારુહળદર, શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, રેણુક, નસોતર, દંતીમૂળ, વજ, તાલીસપત્ર, નાગકેસર અને માલતીનાં ફૂલનો બત્રીસ તોલાભાર કલ્ક અને ઘીથી બમણું દૂધ નાખી ચાર પ્રસ્થ (ચોસઠ તોલાભારનું એક પ્રસ્થ-એ માપે) જળમાં એક પ્રસ્થ ગાયનું ઘી પકવવું એટલે તે કલ્યાણક ઘૃત કહેવાય છે. આ ઘી વિષમજ્વરોને, શ્વાસને, ગુલ્મને, ઉન્માદને, વિષને, અલક્ષ્મીને, ગ્રહોના વળગાડને, રાક્ષસોના વળગાડને, અગ્નિની મંદતાને, અપસ્મારને તથા પાપોને દૂર કરે છે. આ ઘી ઉત્તમ માંગલિક છે. જેઓનું વીર્ય નષ્ટ થઈ ગયું હોય તેઓને માટે ઉત્તમ છે, વાંઝણી સ્ત્રીઓને ઉત્તમ ગર્ભ આપનારું છે, બુદ્ધિને વધારે છે, નેત્રોનું હિત કરે છે, આયુષ્યને વધારે છે અને વીર્યના માર્ગનાં દરદોનો નાશ કરે છે. ૯૬

एतैरेव तथा द्रव्यैः सर्वगन्धैश्च साधितम् ।
कपिलाया घृतप्रस्थं सुवर्णमणिसंयुतम् ॥
तत्क्षीरेण सहकृष्यं प्रसाध्य कुसुमैरिमैः ।
सुमनश्चम्पकाशोकशिरीषकुसुमैर्घृतम् ॥
तथा नलदपद्मानां केसरैर्दाडिमस्य च ।
तिथौ प्रशस्ते नक्षत्रे साधकस्यातुरस्य च ॥
कृतं मनुष्यदेवाय ब्राह्मणैरभिमन्त्रितम् ॥
दत्तं सर्वज्वरान्हन्ति महाकल्याणकं घृतम् ।
दर्शनस्पर्शनाभ्यां तु सर्वरोगहरं शिवम् ॥
अधृष्यः सर्वभूतानां वलीपलितवर्जितः ।
अभ्यासात्पानाद्घृतस्येह जीवेद्वर्षशतत्रयम् ॥९७॥

**સઘળા જ્વરો ઉપર મહાકલ્યાણક ઘૃત**

ઉપર કહેલાં દ્રવ્યોથી, એલાદિગણનાં દ્રવ્યોથી, સુવર્ણથી તથા રત્નથી કપિલા ગાયનું ચોસઠ તોલાભાર ઘી પકવવું પછી એ પકવેલા ઘીને દૂધમાં નાખી, માલતીનાં ફૂલ, ચંપાનાં ફૂલ, આસોપાલવનાં ફૂલ, સરસડિયાનાં ફૂલ, જટામાંસીની રંછાડ, કમળના કેસર અને દાડમના કેસરના કલ્ક સાથે ફરીવાર પકવવું. આ ઘીને જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે ઉત્તમ તિથિએ વૈદ્યને તથા રોગી બન્નેને ગણાને જે નક્ષત્ર શુભકારી હોય, તે સમયમાં તૈયાર કરવું

તેલનો અભ્યંગ કરવાથી જ્વરો ઊતરે છે. (આ અભ્યંગ શીતજ્વરનો નાશ કરે છે.)૧૦૪

क्षीरिवृक्षासनारिष्टजम्बूसप्तच्छदार्जुनैः ।
शिरीषखदिरास्फोतामृतवल्ल्याटरूषकैः ॥
कटुकापर्पटोशीरवचातेजोवतीघनैः ।
साधितं तैलमभ्यङ्गादाशु जीर्णज्वरापहम् ॥१०५॥

## જીર્ણજ્વરો ઉપર ચોળવાનું ક્ષીરિવૃક્ષાદિ તેલ

વડ વગેરે ક્ષીરિવૃક્ષો, બીબલો, લીંબડો, જાંબુ, સપ્તપર્ણ, કડાયો, સરસડિયો, ખેર, ઉપલસરી, અમરવેલ અથવા ગળો, અરડૂસો, કડુ, ખડસલિયો, વાળો, વજ, તેજબલ અને મોથનો બત્રીસ તોલાભાર કલ્ક નાખી ચોગણા પાણીમાં ચોસઠ તોલાભાર તેલ પકવવું. આ તેલનો અભ્યંગ કરવાથી જીર્ણજ્વરો તુરત નાશ પામે છે.૧૦૫

निर्विषैर्भुजगैर्नागैर्विनीतैः कृततस्करैः ।
त्रासयेदागमे चैनं तदहर्भोजयेन्न च ॥
अत्यभिष्यन्दिगुरुभिर्वामयेद्वा पुनः पुनः ।
मद्यं तीक्ष्णं पाययेत घृतं वा ज्वरनाशनम् ॥
पुराणं वा घृतं काममुदारं वा विरेचनम् ।
निरूहयेद्वा मतिमान्सुस्विन्नं तदहर्नरम् ॥१०६॥

## જ્વરસમયનું સ્મરણ ભુલાવવાના ઉપાયો

જે માણસ જ્વરના વેગનું તથા જ્વર આવવાના સમયનું સ્મરણ કરતાંકરતાં જ્વરિત થતો હોય, તેને જ્વર આવવાનો સમય થાય તે વખતે વિષવગરના સર્પોથી, મહાવતોએ સારી રીતે કેળવેલા હાથીઓથી અને ખોટા તૈયાર કરી રાખેલા લૂટારાઓથી બિવડાવવો, કે જેથી ક્ષુભિત થયેલા વાયુજ્વરનો આરંભ કરનારા દોષો વીખરાઈ જતાં જ્વરનું વિસ્મરણ થઈ જવાથી જ્વર ઉત્પન્ન ન થાય. બાકી રહેલા દોષનો ક્ષય કરવા માટે તે દિવસે રોગીને ભોજન દેવું નહીં; અથવા અત્યંત અભિષ્યંદ કરનારા દહીં વગેરે પદાર્થો પાઈને વારંવાર વમન કરાવવું અથવા તીક્ષ્ણ મદ્ય પાવું અથવા ઉપર કહેલાં જ્વરોનો નાશ કરનારાં ઘૃતોમાંથી કોઈ ઘૃત પાવું અથવા કેવળ જૂનું ઘી યથેષ્ટ રીતે પાવું અથવા જો કોઠો મૃદુ હોય, તો પીડા ન કરે એવું વિરેચન દેવું અથવા સારી પેઠે સ્વેદન સંસ્કાર આપીને નિરૂહબસ્તિ દેવી. ૧૦૬

अजाव्योश्चर्मरोमाणि वचा कुष्ठं पलङ्कषा ।
निम्बपत्रं मधुयुतं धूपनं तस्य दापयेत् ॥
वैडालं वा शकृद्योज्यं वेपमानस्य धूपनम् ॥१०७॥

## વિષમજ્વરો ઉપર ધુમાડી

બકરીનાં રૂવાડાં, ગાડરનાં રૂવાડાં, બકરીનું ચામડું, ગાડરનું ચામડું, વજ, કઠ, ગૂગળ અને લીંબડાનાં પાંદડાંને મધમાં મિશ્ર કરીને તેની ધુમાડી દેવામાં આવે, તો તેથી વિષમજ્વર જતો રહે છે. વિષમજ્વરવાળો માણસ ધ્રૂજતો હોય, તો બીલાડાની વિષ્ટાની ધુમાડી દેવી. (આ યોગો જીર્ણજ્વરો ઉપર અને ભૂતજન્ય વિષમજ્વરો ઉપર પણ ઉપયોગી થાય છે.) ૧૦૭

पिप्पली सैन्धवं तैलं नैपाली चेक्षणाञ्जनम् ॥१०८॥

## વિષમજ્વરો ઉપર અંજન

પીપર, સૈંધવ અને મણશીલને તેલમાં કાલવી નેત્રોમાં આંજવામાં આવે, તો તેથી વિષમજ્વર જાય છે. ૧૦૮

उदरेषु तु सर्पींषि यान्युक्तानि पुरा मया ।
कल्पोक्तं चाजितं सर्पिः सेव्यमानं ज्वरं जयेत् ॥१०९॥

## વિષમજ્વરો ઉપર ઉદરરોગના વિષયમાં કહેલી ચિકિત્સા પણ થાય

ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયમાં ઉદરરોગો ઉપર જે ઘૃતો કહેવામાં આવ્યાં છે, તે ઘૃતોનું સેવન કરવાથી વિષમજ્વરો મટી જાય છે. તેમજ કલ્પસ્થાનના બીજા અધ્યાયના ૧૬મા વિષયમાં જે અજિત(અજેય)ઘૃત કહેવામાં આવ્યું છે, તેના સેવનથી પણ વિષમજ્વરો મટી જાય.

અને સમભાગે લઈ મિશ્ર કરી ઉપર લખેલાં દ્રવ્યોના કલ્કની સાથે અરડૂસીના, બળદાણાના કે ગળોના સ્વરસમાં પકવવાં, એટલે પંચમહિષ નામનું ઘૃત સિદ્ધ થાય છે.

ઊંટડીનાં દહીં, મૂત્ર, દૂધ અને ઘી—એ ચાર પદાર્થોને સમભાગે લઈ મિશ્ર કરી ઉપર લખેલાં દ્રવ્યોના કલ્ક સાથે અરડૂસીના, બળદાણાના કે ગળોના સ્વરસમાં પકવવાં, એટલે ચતુરુષ્ટ્ર નામનું ઘૃત સિદ્ધ થાય છે.

(આ ચારે પ્રકારનાં ઘૃતો જીર્ણજ્વરોનો નાશ કરે છે.) ૧૦૦

त्रिफलोशीरशम्पाककटुकातिविषान्वितैः ।
शतावरीसप्तपर्णगुडूचीरजनीद्वयैः ॥
चित्रकत्रिवृतामूर्वापटोलारिष्टवालकैः ।
किरातत्तिक्तवचाविशालापद्मकोत्पलैः ॥
सारिवाद्वययष्ट्याह्वचविकारक्तचन्दनैः ।
दुरालभापर्पटकत्रायमाणाटरूपकैः ॥
रास्नाकुङ्कुममञ्जिष्ठामागधीनागरैस्तथा ।
धात्रीफलरसैः सम्यग्द्विगुणैः साधितं हविः ॥
परिसर्पज्वरश्वासगुल्मकुष्ठनिवारणम् ।
पाण्डुप्लीहाग्निमान्द्येभ्य एतदेव परं हितम् ॥१०१॥

### સર્વ પ્રકારના જ્વરો ઉપર ત્રિફળાદિ ઘૃત

ત્રિફળા, વાળો, ગરમાળો, કડુ, અતિવિખ, શતાવરી, સપ્તપર્ણ, ગળો, હળદર, દારુહળદર, ચિત્રક, નસોતર, મૂર્વા, પટોલ, લીંબડો, કાળો વાળો, કરિયાતું, વજ, ઇંદ્રવારણી, પદ્મકાષ્ઠ, નીલકમળ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, જેઠીમધ, ચવક, રતાંજલિ, ધમાસો, ખડસલિયો, ત્રાયમાણ, અરડૂસો, રાસ્ના, કેસર, મજીઠ, પીપર અને સૂંઠનો કલ્ક નાખી આમળાંના બમણા રસામાં અને બમણા પાણીમાં ઘી પકવવું. આ ઘી વિસર્પને, જ્વરોને, શ્વાસને, ગુલ્મને અને કુષ્ઠને મટાડે છે. પાંડુરોગ, બરલનું દરદ અને અગ્નિની મંદતા ઉપર પણ આ ઘી પરમ હિતકારી થાય છે. ૧૦૧

पटोलकटुकादार्वीनिम्बवासाफलत्रिकम् ।
दुरालभापर्पटकत्रायमाणाः पलोन्मिताः ॥
प्रस्थमामलकानां च क्वाथयेत्सलिलार्मणे ।
तेन पादावशेषेण घृतप्रस्थं विपाचयेत् ॥
रक्तपित्तकफस्वेदक्लेदपूयाङ्गशोषणम् ।
कामलाज्वरवीसर्पगण्डमालाहरं परम् ॥१०२॥

### સર્વ પ્રકારના જ્વરો ઉપર પટોલાદિ ઘૃત

પટોલ, કડુ, દારુહળદર, લીંબડો, અરડૂસી, ત્રિફળા, ધમાસો, ખડસલિયો અને ત્રાયમાણને ચારચાર તોલાભાર લઈ કલ્ક કરી તે કલ્ક સાથે ચોસઠ તોલાભાર આમળાંનો કલ્ક નાખી એકહજાર ચોવીસ તોલાભાર પાણીમાં ક્વાથ ઉકાળવો. ચોથા ભાગ જેટલું પાણી બાકી રહે, ત્યારે તે ક્વાથમાં ચોસઠ તોલાભાર ઘી પકવવું. આ ઘી રક્તપિત્ત, કફ, પસીનો, ક્લેદ, અંગમાં થતા પરુને, કામળાને, જ્વરોને, વિસર્પને અને ગંડમાલાને મટાડે છે. ૧૦૨

शृतं पयः शर्करा च पिप्पल्यो मधुसर्पिषी ।
पञ्चसारमिदं पेयं मथितं विषमज्वरे ॥
क्षतक्षीणे क्षये श्वासे हृद्रोगे चैतदिष्यते ॥१०३॥

### વિષમજ્વરો ઉપર પંચસાર પાન

ઉકાળેલું દૂધ, સાકર, પીપર, મધ અને ઘી એકઠાં કરી હાથ વડે મથી પીવા જેવો રસ કરવો, એ પંચસાર કહેવાય છે. આ પંચસાર પાવાથી વિષમજ્વરો મટે છે. ક્ષતથી થયેલી ક્ષીણતા, ક્ષયરોગ, શ્વાસ અને હૃદયના રોગો ઉપર પણ આ પંચસાર પીવું ઉત્તમ ગણાય છે. ૧૦૩

लाक्षाविश्वनिशामूर्वामञ्जिष्ठास्वर्जिकामयैः ।
षड्गुणेन च तक्रेण सिद्धं तैलं ज्वरान्तकृत् ॥१०४॥

### જ્વરો ઉપર અભ્યંગ માટે ષટ્તક તૈલ

લાખ, સૂંઠ, હળદર, મૂર્વા, મજીઠ, સાજીખાર અને કઠનો કલ્ક નાખી છગણી છાશમાં તેલ પકવવું, એ ષટ્તક તૈલ કહેવાય છે. આ

निम्बदारुकषायं वा हितं सौमनसं तथा ।
यवान्नविकृतिः सर्पिर्मद्यं च विषमे हितम् ॥
सम्पूजयेद्द्विजान्गाश्च देवमीशानमम्बिकाम् ॥११६॥

## વિષમજ્વરોની બીજી ચિકિત્સાઓ

લીંબડો અને દેવદારનો ક્વાથ, જાઈ નો ક્વાથ, જવવાળો ભાત, ઘી અને મદ્ય પણ–તથા બ્રાહ્મણોનું, ગાયોનું, સદાશિવનું તથા ચંડીનું પૂજન કરવું–એ પણ વિષમજ્વરો ઉપર ચિકિત્સારૂપ અને હિતકારી છે.

(આગંતુક જ્વરોની ચિકિત્સાઓ કહીને વળી વિષમજ્વરોની ચિકિત્સાઓ કહી, તેનું કારણ આ છે, કે ભૂતાભિષંગાદિકથી થયેલા આગંતુકજ્વરો પણ ઘણું કરીને વિષમજ્વરોરૂપ જ હોય છે, એમ જણાવવાનું છે.) ૧૧૬

कफवातोत्थयोश्चापि ज्वरयोः शीतपीडितम् ।
दिह्यादुष्णेन वर्गेण परश्चोष्णो विधिर्हितः ॥
सिञ्चेत्कोष्णैरारनालशुक्तगोमूत्रमस्तुभिः ।
दिह्यात्पलाशैरथवा सुरसार्जकशिग्रुजैः ॥
क्षारतैलेन चाभ्यङ्गः सशुक्तेन विधीयते ।
पानमारग्वधादेश्च क्वथितस्य विशेषतः ।
अवगाहः सुखोष्णश्च वातघ्नक्वाथसंयुतः ॥
जित्वा शीतं क्रमैरेभिः सुखोष्णजलसेचितम् ।
प्रवेश्यौर्णिककार्पासकौशेयाम्बरसंवृतम् ॥
शाययेद् ग्लानदेहं च कालागुरुविभूषितम् ।
स्तनाढ्या रूपसम्पन्नाः कुशला नवयौवनाः ॥
भजेयुः प्रमदा गात्रैः शीतदैन्यापहारिभिः ।
शरच्छशाङ्कवदना नीलोत्पलदलेक्षणाः ॥
स्फुरितभ्रूलताभङ्गललाटतटशोभनाः ।
अलम्बिविलसत्काञ्च्यो बिम्बीफलनिभाधराः ॥
कृशोदर्योऽतिविस्तीर्णजघनोद्वहनालसाः ।
कुङ्कुमागुरुदिग्धाङ्ग्यो घनतुङ्गपयोधराः ॥
सुगन्धिधूपितश्लक्ष्णस्रस्तांशुकविभूषणाः ।
गाढमालिङ्गयेयुस्तं तरुं वनलता इव ॥
अह्लादं चास्य विज्ञाय ताः स्त्रीरपनयेत्पुनः ।
तासामङ्गसरश्लेषनिवारितहिमज्वरम् ॥
भोजयेद्धितमन्नं च तथा सुखमवाप्नुयात् ॥११७॥

## આરંભમાં શીતવાળા વિષમજ્વરો ઉપર વિશિષ્ટ ક્રિયા

આ અધ્યાયના ૨૪મા વિષયમાં કહ્યા પ્રમાણે વિષમજ્વરવાળો જે માણસ આરંભમાં શીતથી પીડાતો હોય, તે માણસના શરીર પર ભદ્રદારુ આદિ, સુરસાદિ તથા એલાદિગણનો લેપ કરવો. સ્વેદન કરવું, એ પણ અત્યંત હિતકારી થાય છે. ઘઉંના ખાટા આથાનું પાણી, સૌવીરક તથા દહીંથી કરેલા અને પીપર વગેરેના ચૂર્ણથી મિશ્ર કરેલા ચોખાના આથાનું પાણી, ગોમૂત્ર અને દહીંની નીચેના પાણીને ગરમ કરી સહેવાય તેવાં ઊનાં રાખી તેથી સિંચન કરવું; અથવા ખાખરાનાં, કાળી તુલસીનાં, તુલસીનાં તથા સરગવાનાં પાદડાંને વાટી ગરમ કરી તેનો લેપ કરવો. ક્ષારમાં પકવેલા તેલને સૌવીરક તથા દહીંથી કરેલા અને પીપર વગેરેના ચૂર્ણથી મિશ્ર કરેલા ચોખાના આથાના પાણીમાં મિશ્ર કરી તેનો અભ્યંગ કરવો. આરગ્વધાદિગણનો ક્વાથ વિશેષે કરીને પાવો. વાયુને હણનારાં દ્રવ્યોનો ક્વાથ કરી તેને સહેવાય તેવો ગરમ રાખી કોઠીમાં ભરી તેમાં પ્રવેશ કરાવવો. આ ઉપચારોથી શીતને શાંત કરી સહેવાય તેવા ગરમ જળનું સિંચન કરી, રોગીને પવનવગરના ઘરમાં લઈ જવો અને પછી ઊનનાં, કપાસનાં તથા રેશમનાં વસ્ત્રો પહેરાવી–ઓઢાડીને સુવડાવવો. જો રોગીનું શરીર ગ્લાનિ પામ્યું હોય, તો તેના પર કૃષ્ણાગરુનું લેપન કરીને ઊંચા, પુષ્ટ તથા કઠણ સ્તનોવાળી, ઉત્તમ રૂપવાળી, કામશાસ્ત્રમાં પ્રવીણતા ધરાવનારી, નવીન યૌવનવાળી, શરદઋતુના ચંદ્ર જેવાં મુખોવાળી, નીલકમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળી, ચલાયમાન થતી ભમરોના વિલાસોથી શોભતાં લલાટોવાળી, લાંબી સુશોભિત કટિમેખલાઓવાળી, ઘોલાં જેવા રાતા હોઠવાળી,

भूतविद्यासमुद्दिष्टैर्बन्धावेशनताडनैः ।
जयेद्भूताभिषङ्गोत्थं विज्ञानाद्यैश्च मानसम् ॥११०॥

**ભૂતના આવેશથી તથા કામાદિકથી થયેલા આગંતુકજ્વરોની ચિકિત્સા**

ભૂતના આવેશથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો આ ગ્રંથમાં જે ભૂતવિદ્યાતંત્ર કહેવામાં આવશે, તેમાં કહ્યા પ્રમાણે બાંધી મૂકવાથી, મંત્રેલા સરસવ વગેરે છાંટવાથી તથા પ્રહાર દેવાથી તે જ્વર મટાડવો.

કામનાથી, શોકથી, ક્રોધથી કે ભયથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો તેને જ્ઞાનોપદેશ વગેરેથી દૂર કરવો.

(આગંતુકજ્વરમાં માણસને લંઘન કરાવવું જ નહિ. જેને કામજ્વર પ્રાપ્ત થયો હોય, તે સ્ત્રીને સાયંકાલે અત્યંત સુગંધી પુષ્પોની શય્યામાં સુવડાવવી અને રાતે તેના પ્રિયની સાથે ક્રીડા કરાવવી. ક્રોધથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો પિત્તને ટાળનારી ક્રિયા કરવી અને મહાત્માઓના ઉપદેશો સંભળાવવા. ક્રોધ અથવા ભયથી થયેલા જ્વરમાં આશ્વાસન કરવાથી, ઇષ્ટવસ્તુના લાભથી, વાયુનું શમન કરવાથી અને હર્ષ ઉપજાવનારાં સાધનો કરવાથી શાંત થાય છે. ક્રોધથી ઉત્પન્ન થયેલો જ્વર ધિક્કાર ભરેલા વચનો તથા ભય ઉત્પન્ન કરનારાં વચનો સંભળાવવાથી શાંત થાય છે. કામદેવથી ક્રોધજ્વરનો નાશ થાય છે, ક્રોધથી કામજ્વરનો નાશ થાય છે અને મનનો નિગ્રહ કરવાથી કામજ્વર તથા ક્રોધજ્વર—એ બન્નેનો નાશ થાય છે.) ૧૧૦

श्रमक्षये च भुञ्जीत घृताभ्यक्तो रसौदनम् ॥१११॥

**શ્રમ કે લોહી વગેરેના ક્ષયથી થયેલા આગંતુક જ્વરની ચિકિત્સા**

શ્રમથી કે રુધિર વગેરેના ક્ષયથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો રોગીના શરીર પર ઘીનો અભ્યંગ કરીને માંસના રસવાળો ભાત જમાડવો (દિવસની નિદ્રા પણ કરાવવી) ૧૧૧

अभिशापाभिचारोत्थौ ज्वरौ होमादिना जयेत् ॥

**અભિશાપ તથા અભિચારથી થયેલા આગંતુકજ્વરોની ચિકિત્સા**

ગુરુ વગેરેના શાપથી કે શત્રુઓએ કરેલા અભિચારપ્રયોગથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો હોમ આદિ ક્રિયાઓથી તેની શાંતિ કરવી ૧૧૨

दानस्वस्त्ययनातिथ्यैरुत्पातग्रहपीडजौ ॥११३॥

**ઉલ્કાપાત તથા સૂર્યાદિ ગ્રહોના દુષ્ટાચારથી થયેલા જ્વરની ચિકિત્સા**

ઉલ્કાપાત વગેરે ઉત્પાતથી કે જન્મસમયમાં તથા વર્ષાદિકમાં સૂર્ય આદિ ગ્રહોના દુષ્ટાચારથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો દાનોથી, સ્વસ્તિવાચનોથી તથા અતિથિપૂજનોથી શાંતિ કરવી

*अभिघातज्वरे कुर्यात्क्रियामुष्णविवर्जिताम् ।*
कषायमधुरां स्निग्धां यथादोषमथापि वा ॥११४॥

**અભિઘાતથી થતા આગંતુક જ્વરની ચિકિત્સા**

અભિઘાતથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો ઉષ્ણતાવગરની કષાય, મધુર તથા સ્નિગ્ધ ક્રિયા કરવી અને દોષો પ્રમાણે પણ ચિકિત્સા કરવી

ओषधीगन्धविषजौ विषपित्तप्रसाधनैः ।
जयेत्कषायं च हितं सर्वगन्धकृतं तथा ॥११५॥

**ઔષધિના ગંધથી તથા વિષથી થયેલા આગંતુકજ્વરની ચિકિત્સા**

ઔષધિના ગંધથી કે વિષથી જ્વર ઉત્પન્ન થયો હોય, તો વિષની તથા પિત્તની ચિકિત્સાઓથી તે જ્વરની શાંતિ કરવી (કેટલાક विषपीतप्रसाधनैः એવું પાઠાંતર કલ્પી કહે છે કે જેણે ઝેર પીધું હોય, તે માણસ માટે જે ચિકિત્સાઓ છે, તે ચિકિત્સાઓથી શાંતિ કરવી.) એલાદિગણનાં દ્રવ્યોનો કવાથ પણ એ જ્વર ઉપર હિતકારી થાય છે ૧૧૫

કરી દઈ તે કાંજીથી ચોસઠ તોલાભાર તેલ પકવીને તે તેલની અભ્યંગમાં યોજના કરવી. આ તેલ 'પ્રહ્‌લાદન તેલ' એ નામથી કહેવાય છે અને તેથી દાહજ્વર દૂર થઈ જાય છે. અથવા ન્યગ્રોધાદિગણ, કાકોલ્યાદિગણ અને ઉત્પલાદિ-ગણને વાટીને તેનો લેપ કરવો. એ ત્રણ ગણોના કવાથ તથા કાંજીથી પકવેલા સ્નેહોનો અભ્યંગ પણ હિતકારી થાય છે. એ ત્રણ ગણોના હિમ આદિ શીતળ કષાયમાં અવગાહન કરાવવામાં આવે, તો તેથી દાહ શાંત થઈ જાય છે. એ પ્રમાણે અવગાહન કરાવી દાહનો વેગ શાંત થયા પછી, રોગીને અવગાહનની કોઠીમાંથી કાઢી શીતળ જળોનું સિંચન કરીને પછી ચંદનાદિગણ-નાં દ્રવ્યોનું અથવા ચંદન વગેરે શીતળ દ્રવ્યોનું લેપન કરવું. જો રોગીનું મન દીન થઈ ગયું હોય, તો આનંદવાળી ઉત્તમ સ્ત્રીઓની પાસે રોગીને આલિંગન કરાવવું. જેઓએ સુંવાળાં પટ્ટવસ્ત્રો પહેર્યાં હોય એવી, ચંદનના લેપનથી ભીના સ્તનોવાળી, વિચિત્ર કમળોની માળાઓને ધરનારી અને મણિઓના હારોથી શણગારેલી તે સ્ત્રીઓએ, કમળો સરખાં મુખોથી રોગીનો સ્પર્શ કરવો અને શીતળ સ્તનોથી તેનું સેવન કરવું. રોગીને કામદેવથી પ્રહર્ષ થયો જણાય, ત્યારે વૈદ્યે તે સ્ત્રીઓને તેની પાસેથી દૂર કરી નાખવી. (મૈથુન કરવા દેવું નહીં. કેમ કે મૈથુનથી મોટો અનર્થ થાય છે.) સ્ત્રીઓને દૂર કર્યા પછી રોગીને પિત્તહર અન્ન જમાડવું. આ પ્રમાણે કરવાથી રોગીને સુખની પ્રાપ્તિ થાય છે. આ અધ્યાયના ૮૬મા વિષયમાં પિત્તજ્વર ઉપર જે સંશમનો કહ્યાં છે તેઓ દેવાં, વિરેચન દેવું અને બીજું પણ જે કાંઈ હિતકારી જણાય તે પણ આ દાહજ્વર ઉપર કરવું.[1] (પછી શીત આવે તો ઉષ્ણ ક્રિયા કરવી.) ૧૧૮

[1] આ સઘળાં વિધાનો સદ્યોજ્વરવગરનાં દાહ-જ્વરમાં કરવાં. (ડલ્હન)



निर्हरेत्पित्तमेवादौ ज्वरेषु समवायिषु ।
दुर्निवारतरं तद्धि ज्वरार्त्तेषु विशेषतः ॥११९॥

## દોષોના સંસર્ગવાળા જ્વરોમાં અને કોઈ વખતે સન્નિપાતમાં પણ પ્રથમ પિત્તને દૂર કરવાની ખાસ જરૂર

દોષોના પરસ્પર સંસર્ગવાળા, સન્નિપાત-જ્વર સિવાયના જ્વરોમાં અને કોઈ વખતે સન્નિપાતજ્વરમાં પણ પ્રકૃતિ તથા કાળ વગેરે ઉપર ધ્યાન આપીને પ્રથમ પિત્તને જ દૂર કરવું; કેમ કે પિત્તને દૂર કરવું અત્યંત મુશ્કેલીભરેલું છે અને જ્વરથી પીડાયેલાઓના પિત્તને દૂર કરવું તો તેથી પણ વધારે મુશ્કેલીભરેલું છે. (સામાન્ય રીતે તો સન્નિપાતજ્વરમાં પ્રથમ આમભૂત કફને જ દૂર કરવો યોગ્ય છે. કેટલાક વૈદ્યો તો 'નિર્હરેત્' ને બદલે 'શમયેત્' એવો પાઠ બોલીને વ્યાખ્યાન આપે છે, કે સન્નિ-પાતજ્વરોમાં પ્રથમ પિત્તને દૂર ન કરવું, પણ શમન એટલે પ્રકૃતિસ્થાપન તો પ્રથમ જ કરવું જોઈએ; કેમ કે અગ્નિનો ઉપઘાત કરીને જ જ્વર ઉત્પન્ન થાય છે અને જે અગ્નિ છે, તે પિત્ત-નો જ પેટાભાગ છે.) ૧૧૯

छर्दिमूर्छापिपासादीनविरोधाज्ज्वरस्य तु ।
उपद्रवाञ्जयेच्चापि प्रत्यनीकेन हेतुना ।
विशेषमपरं चात्र शृणूपद्रवनाशनम् ॥ १२० ॥

## જ્વરના ઉપદ્રવોની ચિકિત્સાપદ્ધતિ

વમન, મૂર્છા તથા તરસ વગેરે જ્વરના ઉપદ્રવોને ચિકિત્સામાં વિરોધ ન આવે, એવી રીતે હેતુવિપરીત આદિ ઔષધોથી મટાડવા. હવે ઉપદ્રવોનો નાશ કરનારી ખાસ ચિકિત્સા કહું છું તે સાંભળો. (જો જ્વર સાથે જ વમન આદિ ઉત્પન્ન થયાં હોય, તો તેઓ જ્વરનાં લક્ષણો કહેવાય છે અને જ્વર ઉત્પન્ન થયા પછી વમન આદિ ઉત્પન્ન થયાં હોય, તેઓ ઉપદ્રવો ગણાય છે. જેમાં ઉપદ્રવો ઉત્પન્ન થયા હોય, એવા રોગને

પાતળા પેટવાળી, અતિવિસ્તીર્ણ જઘનસ્થળોના બોજાથી ધીમી ચાલનાળી, કમરથી તથા આગળથી વિશિષ્ટ અંગોવાળી અને જેઓએ સુગંધી પદાર્થો થી ધૂપેલાં કોમળ તથા શિથિલ વસ્ત્રો તથા તેના જ સુંદર અલંકારો પહેર્યાં હોય, એવી સુંદરીઓના હાથે ચંપી કરાવવી તથા શીતનું અને ચિત્તના ક્લેશનું હરણ કરનારા તે પ્રમદાઓનાં ગાત્રોથી કોમળ મર્દન કરાવવું તથા જેમ બગીચાની લતાઓ વૃક્ષનું આલિંગન કરે છે તેમ તેવી સ્ત્રીઓની પાસે તે રોગીનું દૃઢ આલિંગન કરાવવું જ્યારે રોગીને કામદેવથી પ્રહર્ષ થયો જણાય, ત્યારે વૈદ્યે તે સ્ત્રીઓને તેની પાસેથી દૂર કરી નાખવી (મૈથુન કરવા દેવું નહીં, કેમ કે મૈથુનથી મોટો અનર્થ થાય છે) સ્ત્રીઓનાં અંગોના ઉત્તમ આલિંગન કરાવવાથી એ પ્રમાણે શીતજ્વરને ઉતાર્યા પછી તે રોગીને વાયુ તથા કફનું હરણ કરનારો હિતકારી આહાર જમાડવો આ પ્રમાણે કરવાથી રોગીને સુખની પ્રાપ્તિ થાય છે. (પછી દાહ થાય, તો શીત ક્રિયા કરવી) ૧૧૭

दाहाभिभूते तु विधिं कुर्याद्दाहविनाशनम् ।
मधुशर्करायुक्तेन निम्बपत्राम्भसापि वा ।
दाहज्वरार्तं मतिमान्वामयेत्क्षिप्रमेव च ॥
शताधौतघृताभ्यक्तं दिह्याद्वा यवशक्तुभिः ।
कोलामलकयुक्तैः शुक्तधान्याम्लसंयुतैः ॥
अम्लपिष्टैः सुशीतैश्च फेनिलापल्लवैस्तथा ।
अम्लपिष्टैस्तु शीतैर्वा पलाशतरुजैर्दिहेत् ॥
बदरीपल्लवोत्थेन फेनेनारिष्टकस्य च ।
लिम्पेदङ्गं दाहतृण्मूर्छाः प्रशाम्यन्ति च सर्वशः ॥
यवार्धाढकं पिष्ट्वा मञ्जिष्ठार्धपलं तथा ।
अम्लप्रस्थशतोन्मिश्रं तैलप्रस्थं विपाचयेत् ॥
तत्प्रह्लादनं तैलं ज्वरदाहविनाशनम् ।
न्यग्रोधादिर्गणो यस्तु कार्यो न्यादिश्च यो गणः ॥
उत्पलादिर्गणो यस्तु पिष्टैर्वा तं प्रलेपयेत् ।
तत्कषायाम्लमिश्रैर्वा स्नेहाभ्यक्तं हिमाः ॥
तेषां शीतकषायैर्वा दाहार्तमवगाहयेत् ।
दाहवेगे त्वतिक्रान्ते तस्मादुद्धृत्य मानवम् ॥
परिषिच्याम्बुभिः शीतैः प्रलिम्पेच्चन्दनादिभिः ।
सानन्दा दीनमनसमाश्लिष्येयुर्वराङ्गनाः ॥
पेलवक्षौमसंवीताश्चन्दनार्द्रपयोधराः ।
बिभ्रत्योऽजस्रजश्चित्रा मणिहारविभूषिताः ॥
भजेयुस्ताः स्तनैः शीतैः स्पृशन्त्योऽम्बुरुहैर्मुखैः ।
प्रह्लादं त्वस्य विज्ञाय ताः स्त्रीरपनयेत्पुनः ॥
हितं च भोजयेदन्नं तथाप्नोति सुखं महत् ।
पित्तज्वरोक्तं शमनं निरूहोऽन्यद्धितं च यत् ॥११८

## આરંભમાં દાહવાળા વિષમજ્વર ઉપર વિશિષ્ટ ક્રિયા

આ અધ્યાયના ૨૪મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે જે માણસ આરંભમાં દાહથી પીડાતો હોય, તેને માટે વૈદ્યે નીચે પ્રમાણે દાહને દૂર કરનારો વિધિ કરવો બુદ્ધિમાન વૈદ્યે દાહજ્વરથી પીડાતા રોગીને મધ તથા સાકર તથા ગોળની રાબથી મિશ્ર કરેલું લીંબડાના પાંદડાનું જળ પાઈ તુરત જ વમન કરાવવું. (વમનથી પણ પિત્ત દૂર થાય છે) રોગીના શરીર પર સો વાર ધોયેલા ઘીનો અભ્યંગ કરવો અને બોરથી, આમળાથી તથા ધઉં વગેરે અનાજના ધાન્યોના ધાન્યામ્લથી[1] મિશ્ર કરેલા જવના સાથવાનો લેપ કરવો અથવા પોયણાંનાં કે બોરડીનાં પાંદડાંને ખાટી કાંજીમાં વાટી તેઓનો અતિશીતળ લેપ કરવો અથવા ખાખરાનાં પાંદડાંઓને ખાટી કાંજીમાં વાટીને શીતળ લેપ કરવો ગોરડીનાં પાંદડાંનાં ફીણનું તથા અરીઠાના ફીણનું અંગ પર લેપન કરવામાં આવે, તો તેથી દાહ, તૃષા તથા મૂર્છા સર્વથા શાંત થઈ જાય છે આઢક તોલાભાર જવ તથા બે તોલાભાર મજીઠને વાટી સો પ્રસ્થ(ચોસઠ તોલાભારનું એક પ્રસ્થ-એ)ભાર ખાટી કાંજીમાં મિશ્ર

[1] ધાન્યનું ચૂર્ણ નાખવું તેને ધાન્યામ્લ કહેવાય છે

## જ્વરના ઉપદ્રવરૂપ માથાની શૂન્યતાની ખાસ ચિકિત્સા

કાકોલ્યાદિ જીવનીયવર્ગના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘીનું નસ્ય દેવામાં આવે, તો તે નસ્ય જ્વરના ઉપદ્રવરૂપ માથાની શૂન્યતા ઉપર હિતકારી થાય છે. ૧૨૬

चूर्णितत्रिफलाश्यामात्रिवृत्पिप्पलिसंयुतः ॥
सक्षौद्रः शर्करायुक्तो विरेकस्तु प्रशस्यते ।
पक्वे पित्तज्वरे रक्ते चोर्ध्वगे वेपथौ तथा ॥१२७॥

## નાક વગેરેમાંથી વહેતા રક્તપિત્તની ચિકિત્સા

ત્રિફળા, વરધારો, નસોતર અને પીપરનું ચૂર્ણ કરી, મધ તથા સાકરથી મિશ્ર કરી તે વિરેચન દેવામાં આવે, તો તેથી પિત્તજ્વરના ઉપદ્રવરૂપ કંપ અને નાક વગેરે ઊંચા માર્ગથી વહેતું રક્તપિત્ત નાશ પામે છે. આ વિરેચન પિત્તજ્વર પાકયા પછી હિતકારી થાય છે. ૧૨૭

कफवातोत्थयोरेवं स्नेहाभ्यङ्गैर्विशोधयेत् ॥१२८॥

## કફજ્વરમાં તથા વાતજ્વરમાં એ ઉપદ્રવો થયા હોય તો ખાસ ચિકિત્સા

કફથી કે વાયુથી થયેલા જ્વરમાં કોઈ અવયવમાં એ ઉપદ્રવો થયા હોય, તો તે અવયવમાં રહેલા દોષનું સ્નેહના અભ્યંગોથી શમન કરવું. ૧૨૮

हृतदोषो भ्रमार्त्तस्तु लिह्यात्क्षौद्रसितामयाः ॥१२९॥

## જ્વરમાં દોષનું હરણ કર્યા પછી ચકરી આવતી હોય, તો તેની ખાસ ચિકિત્સા

દોષને દૂર કર્યા પછી જ્વરવાળો માણસ ભ્રમથી પીડાતો હોય, તો તેને મધ તથા સાકરથી મિશ્ર કરેલું હરડેનું ચૂર્ણ ચટાડવું. ૧૨૯

वातघ्नमधुरैर्योज्या निरूहा वातजे ज्वरे ।
विभज्य दोषं प्राणं च यथास्वं चानुवासनम् ॥१३०

## વાતજ્વર ઉપર બસ્તિઓ

જ્વર વાયુથી ઉત્પન્ન થયો હોય, તો દોષના બળની તથા રોગીના બળની તપાસ કરીને વાયુને હણનારા ભદ્રદારૂ આદિ વર્ગથી તથા કાકોલ્યાદિ મધુર વર્ગથી નિરૂહબસ્તિઓની યોજના કરવી. દોષ પ્રમાણે અનુવાસનબસ્તિની પણ યોજના કરવી. ૧૩૦

उत्पलादिकषायाढ्याश्चन्दनोशीरसंयुताः ।
शर्करामधुराः शीताः पित्तज्वरहरा मताः ॥
आम्रादीनां त्वचं शङ्खं चन्दनामलकोत्पलैः ।
गैरिकाञ्जनमञ्जिष्ठामृणालान्यथ पद्मकम् ॥
श्लक्ष्णपिष्टं तु पयसा शर्करामधुसंयुतम् ।
सुपूतं शीतलं बस्तिं दह्यमानाय दापयेत् ।
ज्वरदाहापहं तेषु सिद्धं चैवानुवासनम् ॥१३१॥

## પિત્તજ્વર ઉપર બસ્તિઓ

જ્વર પિત્તથી ઉત્પન્ન થયો હોય, તો ઉત્પલાદિગણના, ચંદનના તથા વાળાના સ્વરસાદિકવાળી અને સાકરથી મધુર કરેલી શીતળ નિરૂહબસ્તિઓની યોજના કરવી.

આંબા વગેરે વૃક્ષોની[1] છાલ, શંખ, રતાંજલિ, આમળાં, નીલકમળ, સોનાગેરુ, રસવંતી અથવા સુરમો, મજીઠ, કમળના નાળના તંતુઓ અને પદ્મકાષ્ઠને દૂધમાં બારીક વાટી સાકર તથા મધ મિશ્ર કરી સારી પેઠે વસ્ત્રથી ગાળી તેની શીતળ નિરૂહબસ્તિ દેવામાં આવે, તો તેથી પિત્તજ્વર સંબંધી દાહ નાશ પામે છે.

આંબા વગેરે વૃક્ષોની છાલ આદિ દ્રવ્યો, કે જેઓ ઉપર કહેવામાં આવ્યાં, તેઓના ક્વાથ તથા કલ્કથી સિદ્ધ કરેલા સ્નેહની અનુવાસનબસ્તિ દેવામાં આવે, તો તેથી જ્વર સંબંધી દાહ નાશ પામે છે. ૧૩૧

आरग्वधगणक्वाथाः पिप्पल्यादिसमायुताः ॥
सक्षौद्रा एव देयाः स्युः कफज्वरविनाशनाः ।
कफघ्नैरेव संसिद्धा द्रव्यैश्चाप्यनुवासनाः ॥१३२॥

## કફજ્વર ઉપર બસ્તિઓ

પિપ્પલ્યાદિગણ અને આરગ્વધાદિગણના

[1] આંબા વગેરે વૃક્ષો ન્યગ્રોધાદિગણના પેટામાં કહેલાં છે તે લેવા.

પણ વૈદ્યે છોડી દવો નહિ. વ્યાધિ શાંત થાય તો આવા ઉપદ્રવો પણ શાંત થઈ જાય છે, માટે પ્રથમ યત્નપૂર્વક વ્યાધિ મટાડવો અને પછી ઉપદ્રવો મટાડવા, પણ જે પ્રવીણ વૈદ્ય હોય તે તો પ્રથમ ઉપદ્રવને મટાડે છે ઉપદ્રવો ઘણા હોય, તો તેઓમાં જે ઉપદ્રવ ઝડપદાર તથા બળવાન હોય, તેને પ્રથમ મટાડવો, એવુ પણ વચન છે, કે પ્રથમ મૂળ વ્યાધિને મટાડવો અથવા તેમાં જે વધારે બળવાન ઉપદ્રવ હોય, તેને મટાડવો અથવા વિરોધ ન આવે, એવી રીતે મૂળ વ્યાધિની તથા ઉપદ્રવની એકી વખતે ચિકિત્સા કરવી.)૧૨૦

मधुकं रजनी मुस्तं दाडिमं चाम्लवेतसम् ।
अञ्जनं तिन्तिडीकं च नलदं पत्रमुत्पलम् ।
त्वचं व्याघ्रनखं चैव मातुलुङ्गरसो मधु ॥
दिह्यादेभिर्ज्वरार्त्तस्य मधुशुक्तयुतैः शिरः ।
शिरोऽभितापसंमोहवमिहिक्काप्रवेपथून् ।
प्रदेहो नाशयत्येष ज्वरितानामुपद्रवान् ॥१२१॥

### માથાની વેદના વગેરે ઉપદ્રવોની ચિકિત્સા

જેઠીમધ, હળદર, મોથ, દાડમ, અમ્લવેતસ, રસવતી, ટોકમ, જટામાંસી, તમાલપત્ર, નીલ કમળ, તજ, વાઘનખની કે થેરની (?) ભસ્મ, બિજોરાનો રસ અને મધને લિબુના રસથી કહેલા પીપર સહિત મધના આથાના[1] રસથી મિશ્ર કરી જ્વરવાળા માણસના માથા પર લેપ કરવામાં આવે, તો તે લેપથી માથાની વેદના મૂર્છા, વમન, હેડકી તથા કપ નાશ પામે છે ૧૨૧

मधूकमथ ह्रीवेरमुत्पलानि मधूलिकाम् ॥
लीढ्वा चूर्णानि मधुना सर्पिषा च जयेद्वमिम् ।
कफप्रसेकास्रपित्तहिक्काश्वासांश्च दारुणान् ॥१२२

### વમન વગેરે જ્વરના ઉપદ્રવોની ચિકિત્સા

મહુડાનુ ફળ, વાળો, નીલકમળો અને રાઈ કે સરસવનુ ચૂર્ણ કરી મધ તથા ઘી સાથે ચટાડવામાં આવે, તો તેથી વમન, કફનું ઝરવુ, રક્તપિત્ત, હેડકી અને શ્વાસ એટલા જ્વરના ઉપદ્રવો દારણ હોય તો પણ નાશ પામે છે. ૧૨૨

लिहन्ज्वरार्त्तस्त्रिफलां पिप्पलीं च ससाक्षिकाम् ।
कासे श्वासे च मधुना सर्पिषा स सुखी भवेत् १२३

### જ્વરના ઉપદ્રવરૂપ ખાંસી તથા શ્વાસની ચિકિત્સા

ત્રિફળા તથા પીપરના ચૂર્ણને ઘીથી તથા બમણા મધથી મિશ્ર કરી ચટાડવામાં આવે, તો જ્વરથી પીડાયેલો માણસ ખાંસી તથા શ્વાસથી મુક્ત થઈ સુખી થાય છે ૧૨૩

विदारी दाडिमं लोध्रं दधित्थं बीजपूरकम् ।
एभिः प्रदिह्यान्मूर्द्धानं तृड्दाहार्त्तस्य देहिनः १२४

### જ્વરના ઉપદ્રવરૂપ તરસ તથા દાહની ચિકિત્સા

વિદારીકંદ, દાડમ, લોધર, કોઠ અને બિજોરાંને વાટી માથા પર લેપ કરવામાં આવે, તો તેથી જ્વરના ઉપદ્રવરૂપ તરસ તથા દાહ મટે છે ૧૨૪

दाडिमस्य सितायाश्च द्राक्षामलकयोस्तथा ॥
वैरस्ये धारयेत्कल्कं गण्डूषं च यथाहितम् ।
क्षीरेक्षुरसमाध्वीकमर्पिस्तैलोष्णवारिभिः ॥१२५॥

### જ્વરના ઉપદ્રવરૂપ મોઢાના વિરસપણાની ખાસ ચિકિત્સા

દાડમ, દ્રાક્ષ, સાકર તથા આમળાંનો કલ્ક કરી મોઢામાં રખાવવામાં આવે, તો તેથી જ્વરના ઉપદ્રવરૂપ મોઢાની વિરસતા મટે છે

યોગ્યતાને અનુસરી દૂધ, શેરડીનો રસ, મધ, ઘી, તેલ અને ઉષ્ણ જળના કોગળા મોઢામાં રખાવવામાં આવે, તો તેથી પણ જ્વરના ઉપદ્રવરૂપ મોઢાની વિરસતા મટે છે. ૧૨૫

शून्ये मूर्ध्नि हितं नस्यं जीवनीयशृतं घृतम् ॥१२६॥

[1] પીપરથી મિશ્ર કરેલા મધને લિબુના રસથી યુક્ત કરી વાસણમાં નાખી તે વાસણને એક મહિના સુધી ધાન્યના ઢગલામાં રાખી મૂકતાં જે રસ સિદ્ધ થાય, તે મધનો આથો ગણાય છે

### વાયુ કે કફ રહેતાં, તેથી જ્વરની ઉત્પત્તિ તથા તેનો પ્રતીકાર

જો દૂર કર્યા છતાં વાયુ કે કફ બાકી રહી ગયેલ હોય, તો તેઓ જ્વર ઉત્પન્ન કરે છે. આવા જ્વરમાં વૈદ્યે સ્વેદનો તથા અભ્યંગનો પ્રયોગ કરવો. ૧૩૭

घृतं द्वादशरात्रात्तु देयं सर्वज्वरेषु च ।
तेनान्तरेणाशयं स्वं गता दोषा भवन्ति हि ॥१३८

### જ્વરવાળા માણસને ક્યારે ઘી દેવું ?

સઘળા જ્વરોમાં બાર રાત વીત્યા પછી ઘી દેવું; (જે જ્વરો લંઘનથી, ઉષ્ણોદકથી તથા પાચનોથી પકવ થયા હોય, તે સઘળા જ્વરોમાં બાર રાત વીત્યા પછી ઘી દેવું;) કેમ કે એટલો કાળ થતાં વાત આદિ દોષો પોતપોતાનાં સ્થાનોમાં પ્રાપ્ત થઈ જાય છે. (જો કે વાતજ્વરાદિકનો પાક ઓછી મુદતે પણ થાય છે, તો પણ 'સન્નિપાતજ્વરનો પાક બાર રાતે થાય છે' એમ જણાવવા માટે બાર રાતનું ગ્રહણ કર્યું છે.)

धातून्प्रक्षोभयन्दोषो मोक्षकाले बलीयते ।
तेन व्याकुलचित्तस्तु म्रियमाण इवेहते ॥१३९॥

### જ્વરથી મુક્ત થવાનું પૂર્વરૂપ

જ્વર જ્યારે છોડી જવાનો થાય છે, ત્યારે ધાતુઓને ચલાયમાન કરતો દોષ બળવાન જેવો થાય છે અને તેમ થતાં વ્યાકુળ ચિત્તવાળો રોગી જાણે મરવા તૈયાર થયો હોય, એવી ચેષ્ટાઓ કરે છે. (દાહ, પસીનો, ભ્રમ, તરસ, કંપ, વિષ્ટાનું ભેદન, બેભાનપણું, પીડિત અવાજ અને શરીરનું અત્યંત દુર્ગંધપણું—એ જ્વરથી મુક્ત થવાનું પૂર્વરૂપ છે; અર્થાત્ જ્વર છોડી જવાનો હોય, ત્યારે એ લક્ષણો દેખાય છે. (શંકા—દોષોનો ક્ષય થયા વિના વ્યાધિની નિવૃત્તિ થતી નથી, માટે વ્યાધિની નિવૃત્તિના સમયમાં ક્ષીણ થયેલા દોષો ઉપર કહ્યા પ્રમાણે દાહ આદિ ભયંકર રૂપ કેમ પકડે છે? સમાધાન—કોઈ ક્ષીણ થયા છતાં પણ પોતાના નાશના સમયમાં પોતાની શક્તિ દેખાડે છે; જેમ કે તેલ ખૂટી જતાં દીવો ઠરી જવાની સ્થિતિમાં આવે છે, ત્યારે મોટી જ્વાલા દેખાડીને ઠરી જાય છે. વાગ્ભટે પણ કહ્યું છે, કે 'ધાતુઓને ક્ષુબ્ધ કરતો દોષ જ્યારે રોગીને છોડી દેવા તૈયાર થાય છે, ત્યારે વિલીન થઈ જવા લાગે છે અને રોગી તે સમયે હાંફે છે, કણકણે છે, વમન કરે છે, પસીનાવાળો થઈ જાય છે અને ચેષ્ટારહિત થાય છે.' ત્રણે દોષોથી થયેલો જ્વર, અંદર વેગવાળો ઊંડો જ્વર અને ધાતુઓમાં રહેલો જ્વર જ્યારે મટવા આવે છે, ત્યારે તેઓમાં જ ઉપર કહેલાં દાહાદિક લક્ષણો થાય છે. બીજા પ્રકારના જ્વરો જ્યારે મટવા આવે છે, ત્યારે તો કેવળ પસીનો જ જોવામાં આવે છે, એમ સમજવું.) ૧૩૯

लघुत्वं शिरसः कंड्रमुखमापाण्डु पाकि च ।
क्षवथुश्चान्नकाङ्क्षा च ज्वरमुक्तस्य लक्षणम्॥१४०॥

### જ્વરથી મુક્ત થયેલાંનાં લક્ષણો

જ્યારે રોગી જ્વરથી મુક્ત થાય છે, ત્યારે શરીર હલકું થઈ જાય છે, ખરજ આવે છે, મોઢું કાંઈક પાંડુ તથા પાકવાળું થઈ જાય છે, છીંક આવે છે અને અન્ન ખાવાની ઇચ્છા થાય છે. (ગ્રંથાંતરમાં કહ્યું છે કે જ્યારે રોગી જ્વરથી મુક્ત થાય છે, ત્યારે શરીર હલકું થઈ જાય છે, ક્લમ, મોહ તથા તાપ મટી જાય છે, મોઢું પાકે છે, ઇંદ્રિયો સમર્થ થાય છે, વ્યથા રહેતી નથી, પસીનો પ્રાપ્ત થાય છે, મન સ્વાભાવિક સ્થિતિને પ્રાપ્ત થાય છે, છીંક આવે છે, અન્ન ખાવાની ઇચ્છા થાય છે અને માથામાં ખરજ આવે છે.) ૧૪૦

शम्भुक्रोधोद्भवो घोरो बलवर्णाग्निसादकः ।
रोगराड् रोगसंघातो ज्वर इत्युपदिश्यते ॥
व्यापित्वात्सर्वसंस्पर्शात्कृच्छ्रत्वादन्तसम्भवात् ।
अन्तको ह्येष भूतानां ज्वर इत्युपदिश्यते ॥१४१॥

ક્વાથોને મધમાં મિશ્ર કરી તેઓની નિરૂહ-બસ્તિઓ દેવામાં આવે, તો તેઓથી કફજ્વર નાશ પામે છે.

કફ હણનારા ઉપર કહેલા ગણોનાં દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી સિદ્ધ કરેલા સ્નેહોની અનુવાસનબસ્તિઓ દેવામાં આવે, તો તેઓથી કફજ્વર નાશ પામે છે. ૧૩૨

संसर्गे सन्निपाते च संसृष्टा वस्तयो हिताः ।
संसृष्टैरेव संसृष्टा द्रव्यैश्चाप्यनुवासनाः ॥१३३॥

### દ્વંદ્વજ્વર તથા સન્નિપાતજ્વર ઉપર બસ્તિઓ

જે દોષોના સંયોગથી દ્વંદ્વજ્વર ઉત્પન્ન થયો હોય, તે દોષોને હણનારાં દ્રવ્યોને મિશ્ર કરી તેઓની નિરૂહબસ્તિઓ દેવામાં આવે, તો તેઓથી દ્વંદ્વજ્વરો નાશ પામે છે. સન્નિપાત-જ્વર હોય, તો એક એક દોષને હણનારાં ત્રણે જાતનાં દ્રવ્યો મિશ્ર કરી તેઓની નિરૂહબસ્તિઓ દેવી, એ હિતકારી થાય છે.

દ્વંદ્વજ્વર ઉપર તથા સન્નિપાતજ્વર ઉપર અનુવાસનબસ્તિઓની પણ એ પ્રમાણે જ યોજનાઓ કરવી. ૧૩૩

वातरोगापहाः सर्वे स्नेहा ये सम्यगीरिताः ॥
विना तैलं त एव स्युर्योज्या मारुतजे ज्वरे ।
निखिलेनोपयोज्याश्च त एवाभ्यञ्जनादिषु ॥१३४

### વાતજ્વર ઉપર અનુવાસનબસ્તિમાં તેલનો નિષેધ અને અભ્યંગાદિકમાં સર્વ સ્નેહોની સંમતિ

વાયુજન્ય રોગોને હણનારા જે ચાર સ્નેહો (ઘી, તેલ, ચરબી અને મજ્જા) વિવેચનપૂર્વક કહેવામાં આવ્યા છે, તેઓમાં તેલ સિવાય બીજા સઘળા સ્નેહોની વાતજ્વર ઉપર અનુવાસન-બસ્તિમાં યોજના કરવી. ફક્ત અનુવાસન-બસ્તિમાં જ તેલનો નિષેધ છે; માટે અભ્યંગા-દિકમાં તો એ ચારે સ્નેહોનો છૂટો અથવા મિશ્ર રીતે ઉપયોગ કરવો. ૧૩૪

पैत्तिके मधुरैस्तिक्तैः सिद्धं सर्पिः प्रयुज्यते ।
श्लैष्मिके कटुतिक्तैश्च संसृष्टान्तिरेषु च ॥१३५॥

### પિત્તજ્વરાદિક જ્વરો ઉપર અભ્યંગા-દિક માટે ખાસ સ્નેહો

પિત્તજ્વર ઉપર સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં કહેલા મધુરવર્ગથી તથા તિક્તવર્ગથી પકવેલા ઘીનો અભ્યંગમાં પ્રયોગ કરાવવો. કફજ્વર ઉપર સૂત્રસ્થાનના ૪૨મા અધ્યાયમાં કહેલા કટુવર્ગ તથા તિક્તવર્ગથી પકવેલા ઘીનો અભ્યંગમાં તથા પીવામાં ઉપયોગ કરાવવો. (જો કે ઘી કફના જેવા જ ગુણોવાળું છે, તો પણ દ્રવ્યોથી થયેલા ખાસ સંસ્કારોથી કફજ્વરમાં પણ ઘીનો ઉપયોગ કરાવવાનું કહ્યું છે. કેટલાક તો કફજ્વરમાં તેલનો ઉપયોગ કરાવવાનું પણ કહે છે.) દ્વંદ્વજ્વરોમાં જે બે દોષોથી જ્વર ઉત્પન્ન થયો હોય, તે દોષોને હરનારાં દ્રવ્યોને મિશ્ર કરી તેથી પકવેલા ઘી વગેરે મિશ્ર સ્નેહોનો ઉપયોગ કરાવવો. સન્નિપાતજ્વરોમાં એકએક દોષને હરનારાં ત્રણ જાતનાં દ્રવ્યોને મિશ્ર કરી તેથી પકવેલા ઘી વગેરે સ્નેહોનો ઉપયોગ કરાવવો. ૧૩૫

हृतावशेषं पित्तं तु त्वक्स्थं जनयति ज्वरम् ॥
पिबेदिक्षुरसं तत्र शीतं वा शर्करोदकम् ।
[illegible] ॥१३६॥

### [illegible] જ્વરની ઉત્પત્તિ તથા તેનો પ્રતીકાર

એ દૂર કર્યા છતાં પિત્ત કાંઈક બાકી રહી ગયું હોય, તો તે પિત્ત ત્વચામાં રહીને જ્વર ઉત્પન્ન કરે છે. આવા જ્વરમાં શેરડીનો રસ પાવો અથવા સાકરનું ઠંડું જળ પાવું અને રાતા ચોખાનો કે સાઠી ચોખાનો ભાત દૂધ સાથે જમાડવો. ૧૩૬

कफवातोत्थयोरेवं स्वेदाभ्यङ्गौ प्रयोजयेत् ॥१३७॥

## અતિસારની સંપ્રાપ્તિ તથા સામાન્ય રૂપ

રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને લોહી વગેરે પ્રવાહી ધાતુઓનો સમૂહ વૃદ્ધિ પામી, અંદરના અગ્નિને મંદ કરી નાખી, વિષ્ટાવાળો થઈ, વાયુના બળથી નીચે પ્રેરાઈ, પોતાના સ્વભાવને છોડી, નદીની પેઠે પ્રવાહરૂપે ગુદામાંથી નીકળે છે, એ ભયંકર વ્યાધિ અતિસાર કહેવાય છે. ૩

एकैकशः सर्वशश्चापि दोषैः
शोकेनान्यः षष्ठ आमेन चोक्तः ।
केचित्प्राहुर्नैकरूपप्रकारं
नैवेत्येवं काशिराजस्त्ववोचत् ॥
दोषावस्थास्तस्य नैकप्रकाराः
काले काले व्याधितस्योद्भवन्ति ॥४॥

## અતિસારની સંખ્યા

એ અતિસાર વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી, શોકથી અને આમથી થયેલો—એ રીતે ૭ પ્રકારનો કહેવાય છે. કેટલાક આચાર્યોએ એ ૭ પ્રકારોથી પણ અધિક પ્રકારો (રક્તાતિસારાદિક) કહ્યા છે; પણ ભગવાન ધન્વંતરિએ તો એ ૭ ભેદ જ રાખીને અધિક ભેદોનો નિષેધ કર્યો છે; કારણ કે જે વધારે પ્રકારો છે, તેઓ અતિસારના ભેદોરૂપ નથી, પણ અતિસારવાળાને દરેક સમયે દોષોની જે અનેક સ્થિતિઓ થાય છે, તેઓરૂપ જ છે. (જો કે ઘણું કરીને સઘળા અતિસારોમાં આમનો સંભવ છે, તો પણ છઠ્ઠા ભેદમાં વધારે આમ હોય છે, તેથી અને તેની ચિકિત્સા પણ ઘણું કરીને ગ્રાહી ઔષધ વગરની કરવી યોગ્ય છે, તેથી તેને જુદો ગણ્યો છે.) ૪

हृन्नाभिपायूदरकुक्षितोद-
गात्रावसादानिलसन्निरोधाः ॥

## અતિસારનું પૂર્વરૂપ

જ્યારે અતિસાર થવાનો હોય પ્રથમથી હૃદય, નાભી, ગુદા, પેટ અ[illegible] વ્યથા, ગાત્રોમાં ગ્લાનિ, પવનનો રોધ અટકાયત, આફરો અને અજીર્ણનાં થાય છે. ૫

शूलाविष्टः सक्तमूत्रोऽन्त्रकूजी
स्रस्तापानः सन्नकटयूरुजङ्घः ।
वर्चो मुञ्चत्यल्पमल्पं सफेनं
रूक्षं श्यावं सानिलं मारुतेन ।

## વાયુથી થયેલા અતિસારનું ૯

અતિસાર, વાયુથી થયેલો હોય, અત્યંત નીકળે છે, મૂત્રની અટકાયત પેટમાં આંતરડાંઓનો ગડગડ અવાજ ગુદા બહાર નીકળી જાય છે, કમર, સા પીંડીઓ શિથિલ થઈ જાય છે અને વિ થોડી ફીણવાળી, રૂક્ષ, શ્યામ વર્ણવ પવનના અવાજવાળી નીકળે છે. ૬

दुर्गन्ध्युष्णं वेगवन्मांसतोय-
प्रख्यं भिन्नं स्विन्नदेहोऽतितीक्ष
पित्तात्पीतं नीलमालोहितं वा
तृष्णामूर्छादाहपाकज्वरार्त्तः ॥७

## પિત્તથી થયેલા અતિસારનું લ

અતિસાર પિત્તથી થયેલો હોય, તો વળ્યા કરે છે, તરસ લાગે છે, મૂર્છા બળતરા થાય છે, ગુદા પાકી જાય આવે છે અને વિષ્ટા દુર્ગંધવાળી, ઊની, વે માંસના ધોણ જેવી, ફાટેલી, માંખ દૂર થઈ જાય એવી અતિ તીક્ષ્ણ, તથ પીળી કે રાતા વર્ણવાળી નીકળે છે.

तन्द्रानिद्रागौरवोत्क्लेशसादी
वेगाशङ्की सृष्टविट्कोऽपि भय

**જ્વરની ચિકિત્સામાં કાળજીની જરૂર**

જે રોગ સદાશિવના ક્રોધથી ઉત્પન્ન થયેલો, ઘોર, બળ, વર્ણ તથા અગ્નિનો નાશ કરનારો, રોગોના સમૂહરૂપ અને સઘળા રોગોનો રાજા છે, તે 'જ્વર' કહેવાય છે એ મહારોગ સઘળા પ્રાણીઓને પ્રાપ્ત થાય છે, સઘળા શરીરમા વ્યાપ્ત થાય છે, અત્યત પીડા કરનારો છે, અન્ય રોગવાળાને પણ મરણ સમયમા અવશ્ય પ્રાપ્ત થઈને મારી નાખનાર છે અને એવો હોવાથી પ્રાણીઓનો ખરેખર કાળ જ છે, તેથી 'જ્વર' કહેવાય છે જ્વર આ પ્રમાણે અતિ દુષ્ટ છે, માટે તેની ચિકિત્સામા મોટી કાળજીની જરૂર છે ૧૪૧

## અધ્યાય ૪૦ મો

अथातोऽतीसारप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અતિસાર પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

गुर्वतिस्निग्धरूक्षोष्णद्रवस्थूलातिशीतलैः ।
विरुद्धाध्यशनाजीर्णैर्विषमैश्चापि भोजनैः ॥
स्नेहाद्यैरतियुक्तैश्च मिथ्यायुक्तैर्विषाद्भयात् ।
शोकाद्दुष्टाम्बुमद्यातिपानात्सात्म्यर्तुपर्ययात् ॥
जलाभिरमणैर्वेगविघातैः कृमिदोषतः ।
नृणां भवत्यतीसारो लक्षणं तस्य वक्ष्यते ॥२॥

### અતિસારનાં દૂરનાં નિદાનો

ગુરુભોજનથી (જે ભોજન માત્રાથી અથવા સસ્કારથી ભારેપણાવાળુ હોય તે ગુરુભોજન કહેવાય છે), અતિ સ્નિગ્ધ ભોજનથી, અતિ રૂક્ષ ભોજનથી, અતિ ઉષ્ણ ભોજનથી, અતિ પ્રવાહી ભોજનથી, અતિ સ્થૂલ ભોજનથી (બરાબર નહી દળાયેલા ઘઉ વગેરે ધાન્યોના ભોજનથી), અતિ શીતળ ભોજનથી, વિરુદ્ધ ભોજનથી (દૂધ અને માછલા ઇત્યાદિ મિશ્ર પદાર્થોનુ ભોજન વિરુદ્ધ ભોજન કહેવાય છે), અજીર્ણમા ભોજન કરવાથી, સમયવગર ભોજન કરવાથી, સ્નેહન તથા સ્વેદન આદિ ક્રિયાઓનો અતિયોગ થવાથી, એ ક્રિયાઓનો વિધિરહિત પ્રયોગ કરવાથી, વિષથી, ભયથી, શોકથી, દુષ્ટ જળ અત્યત પીવાથી, મદિરાનુ અત્યત પાન કરવાથી, પ્રકૃતિ વિરુદ્ધ તથા ઋતુ વિરુદ્ધ આહાર આદિથી, મૂત્ર તથા વિષ્ટા આદિની હાજતને બળાત્કારે રોકવા થી, જળમા અત્યત રમવાથી અને પક્વા શયના દુષ્ટ થયેલા કૃમિઓથી માણસોને અતિસાર થાય છે, કે જેનુ લક્ષણ કહેવામાં આવશે (એ ગુરુભોજન આદિ જે કહ્યાં, તેઓ સભવને અનુસરી વાયુ વગેરે દોષોને બગાડવાના કારણો થાય છે અને તેઓથી બગડેલા વાયુ વગેરે દોષો, અતિસારના પાસેના નિદાનોરૂપ થાય છે. 'પોતાના કારણોથી દુષ્ટ થયેલા વાયુ આદિથી અતિસાર થાય છે' એટલુ જ કહેવુ જોઈએ, છતા ગુરુભોજન વગેરે કારણો નામ આપીને કહ્યા, તેનુ કારણ આ છે, કે ગુરુભોજન વગેરે કારણોથી જ દૂષિત થયેલા વાયુ આદિ દોષો ઘણુ કરીને અતિસાર ઉત્પન્ન કરે છે, પણ લઘન, તરસ, ક્રોધ, અભિઘાત, દહી કે અથાણા વગેરે પદાર્થોથી કોપેલા દોષો અતિસાર ઉત્પન્ન કરતા નથી, એમ જણાવવાનુ છે બીજા સ્થળોમા પણ જ્યા જ્યા દૂરના નિદાનો કહેવામા આવ્યા છે, ત્યા પણ એ પ્રમાણે જ સમજવુ ) ૨

सशम्यापां धातुरन्तः कृशानु
वर्चोमिश्रो मारुतेन प्रणुन्नः ।
वृद्धोऽतीवाधः सरत्येष यस्मा
त्व्याधिं घोरं तं त्वतीसारमाहुः ॥३॥

[1] જળની પેઠે વહેતા પાતળા ઝાડાના અને તેના પ્રકારોરૂપ પ્રવાહિકાવગેરે રોગોના નિદાનો સપ્રાપ્તિ લક્ષણો તથા ચિકિત્સા વગેરેના નિરૂપણ વિષે.

વિષ્ટા જો ઉપર કહેલાં ચિહ્નોથી વિપરીત ચિહ્નોવાળી હોય–એટલે પાણીમાં નાખતાં ડૂબતી ન હોય, બહુ દુર્ગંધવાળી ન હોય, વિશેષે કરી ચીકણી ન હોય, જથ્થાબંધ નીકળતી હોય અને દોષોથી અત્યંત દૂષિત ન હોય, તો તેને પકવ સમજવી. (કફના સંસર્ગવાળી વિષ્ટા પકવ હોય, તો પણ પાણીમાં ડૂબી જાય છે; માટે તેના પકવપણાની પરીક્ષા થોડી દુર્ગંધ વગેરે બીજાં લક્ષણો ઉપરથી કરી લેવી.) ૧૨

सर्पिर्मेदोवेसवाराम्बुतैल-
माजक्षीरक्षौद्ररूपं स्रवेद्यत् ।
मञ्जिष्ठाभं मस्तुलुङ्गोपमं वा
विस्रं शीतं प्रेतगन्ध्यञ्जनाभम् ॥
राजीमद्वा चन्द्रकैः सन्ततं वा
पूयप्रख्यं कर्दमाभं तथोष्णम् ।
हन्यादेतद्यत्प्रतीपं भवेच्च
क्षीणं हन्युश्चोपसर्गाः प्रभूताः ॥
असंवृतगुदं क्षीणं दुरात्मानमुपद्रुतम् ।
गुदे पक्वे गतोष्माणमतीसारकिणं त्यजेत् ॥१३॥

### અસાધ્ય અતિસારનાં લક્ષણો

જો વિષ્ટા ઘીવાળા કે મેદવાળા જળ જેવી, માંસના વેશવારના પાણી જેવી; તેલ જેવી, બકરીના દૂધ જેવી, મધ જેવી, મજીઠ જેવા વર્ણવાળી, માથાના મગજ જેવી, કાચા માંસના જેવા ગંધવાળી, ટાઢી, સડેલા શબના જેવા ગંધવાળી, આંજણ જેવા વર્ણવાળી, રેખાઓવાળી અથવા મોરપીંછના જેવા ચાંદલાઓવાળી, પરુ જેવી, કાદવ જેવા વર્ણવાળી, ઘણી ઉષ્ણતાવાળી કે દોષનાં ચિહ્નોથી વિપરીત ચિહ્નોવાળી સ્રવતી હોય, તો તે અતિસાર રોગીને મારી નાખે છે. રોગી ક્ષીણ થઈ ગયો હોય અને સોજો, શૂળ, જ્વર, તરસ, શ્વાસ, ખાંસી, અરુચિ, ઊલટી, હેડકી તથા મૂર્છા–એ ઉપદ્રવો ઘણા હોય, તો પણ રોગી મરી જાય છે. અતિસારવાળો જે માણસ ગુદાને બીડી શકતો ન હોય, બળરહિત થયો હોય, અજિતેંદ્રિય હોય, શૂળ વગેરેથી ઉપદ્રવ પામેલો હોય અને ગુદાને પકવનારું પિત્ત વિદ્યમાન છતાં ટાઢાં ગાત્રોવાળો અથવા જઠરાગ્નિ વગરનો થઈ ગયો હોય, તેને વૈદ્યે છોડી દેવો. ૧૩

शरीरिणामतीसारः संभूतो येन केनचित् ।
दोषाणामेव लिङ्गानि कदाचिन्नातिवर्तते ॥
स्नेहाजीर्णनिमित्तस्तु बहुशूलः प्रवाहिकः ।
विसूचिकानिमित्तस्तु चान्योऽजीर्णनिमित्तजः ॥
विषार्शःकृमिसम्भूतो यथास्वं दोषलक्षणः ॥१४॥

### અતિસાર છથી વધુ ન કલ્પવા

પ્રાણીઓને અતિસાર ગમે તે કારણથી ઉત્પન્ન થયો હોય, તો પણ તે અતિસાર દોષોનાં ચિહ્નોથી રહિત કદી હોતો નથી. સ્નેહના અજીર્ણથી ઉત્પન્ન થયેલો, ઘણાં શૂળવાળો, પ્રવાહિકા કે જેનું લક્ષણ આ અધ્યાયના ૨૪મા વિષયમાં કહેવામાં આવશે તેવાળો, વિષૂચિકા-(કૉલેરા)થી તથા અન્નના અજીર્ણથી, વિષથી, અરશથી અને કૃમિઓથી ઉત્પન્ન થયેલો અતિસાર વગેરે ઘણાઘણા પ્રકારના અતિસારો થાય છે; પણ તેઓ સઘળા પોતપોતાના સંભવ પ્રમાણે તે તે દોષોનાં લક્ષણોવાળા જ હોય છે. (આ વિષય અગિયારમા વિષય પછી દાખલ કર્યો હોય, તો વધારે ઠીક લાગે એમ છે.) ૧૪

आमपक्वक्रमं हित्वा नातिसारे क्रिया यतः ।
अतः सर्वातिसारास्तु ज्ञेयाः पक्वामलक्षणैः ॥१५॥

### સઘળા અતિસારોમાં વિષ્ટાનું આમપણું તથા પકવપણું જાણવાની જરૂર

આમ તથા પકવના ક્રમને છોડી દઈને અતિસારમાં ચિકિત્સા બની શકતી જ નથી; માટે આ અધ્યાયના ૧૨મા વિષયમાં કહ્યા પ્રમાણે આમ તથા પકવનાં લક્ષણો ઉપરથી વૈદ્યોએ અતિસારોનું આમપણું તથા પકવપણું જાણી લેવું અને તે પછી ચિકિત્સા કરવી. ૧૫

### કફથી થયેલા અતિસારનું લક્ષણ

અતિસાર, કફથી થયેલો હોય, તો તન્દ્રા તથા નિદ્રા આવ્યા કરે છે, શરીર ભારે થાય છે, મોળ તથા ઊબકા આવ્યા કરે છે, ઝાડે જમાવ્યા છતાં વારવાર હાજતની શંકા રહ્યા કરે છે, અન્ન ઉપર દ્વેષ થાય છે, રૂવાડાં ઊભાં થઈ જાય છે અને વિષ્ટા સફેદ, ઘાટી, કફવાળી તથા અવાજવગરની નીકળે છે. ૮

तन्द्रायुक्तो मोहसादास्यशोषी
वर्चः कुर्वन्निकवर्णं तृषार्त्तः ।
सर्वोद्भूतः सर्वलिङ्गोपपत्तिः
कृच्छ्रश्चायं बालवृद्धेष्वसाध्यः ॥९॥

### ત્રણે દોષોથી થયેલા અતિસારનું લક્ષણ અને તે કષ્ટસાધ્ય તથા અસાધ્ય

અતિસાર ત્રણે દોષોથી થયેલો હોય, તો તન્દ્રા, મોહ, ગ્લાનિ, મોઢાનું સુકાવું, તરસની પીડા થાય, સર્વ દોષોના વર્ણોવાળી વિષ્ટા નીકળે અને ઉપર કહેલા સર્વ દોષોનાં ચિહ્ન દેખાય છે આ અતિસાર (સન્નિપાતાતિસાર) અતિકષ્ટ સાધ્ય છે અને બાળક કે વૃદ્ધને થયો હોય, તો અસાધ્ય છે ૯

तैस्तैर्भावैः शोचतोऽल्पाशनस्य
बाष्पो वेगः पक्तिमाविध्य जन्तोः ।
कोष्ठं गत्वा क्षोभयेत्तस्य रक्तं
तच्चाधस्तात्काकनन्तीप्रकाशम् ॥
वर्चोमिश्रं निष्पुरीषं सगन्धं
निर्गन्धं वा सार्यते तेन कोष्ठात् ।
शोकोत्पन्नो दुश्चिकित्स्योऽतिमात्रं
रोगो वैद्यैः कष्ट एष प्रदिष्टः ॥१०॥

### શોકથી થયેલા અતિસારનું લક્ષણ અને કષ્ટસાધ્યતા

બંધુઓના તથા ધનના ક્ષય આદિ તે તે કારણોથી શોક ઉત્પન્ન થતાં દેહની ગરમીની વરાળરૂપ આંસુ, વેગથી કોઠામાં જઈ જઠરાગ્નિની પાકશક્તિને મંદ કરી નાખી, એ અગ્નિની મંદતાને લીધે થોડું જમી શકતા તે માણસના લોહીને તેના (લોહીના) સ્થાનકમાંથી ચલાયમાન કરે છે, એ ચલાયમાન થયેલું લોહી, ગુદારૂપ માર્ગથી વિષ્ટાવાળું અને ગંધવાળું અથવા વિષ્ટા-વગરનું અને ગંધવગરનું ચણોઠી જેવું રાતું નીકળે છે, એ શોકથી થયેલો અતિસાર કહેવાય છે આ શોકાતિસાર ચિકિત્સા કરવામાં અત્યંત મુશ્કેલીભર્યો છે કારણકે શોક ટાળ્યા વિના એકલા ઔષધથી તેનો પ્રતિકાર બની શકતો નથી. આ કારણોથી વૈદ્યો શોકાતિસારને અતિકષ્ટસાધ્ય કહે છે. (આ અતિસાર આગંતુક ગણાય અને તેથી ભયજન્ય આદિ સઘળા આગંતુક અતિ-સારોનું ઉપલક્ષણ છે, એમ સમજવું) ૧૦

आमाजीर्णैः प्रद्रुताः क्षोभयन्तः
कोष्ठं दोषाः संप्रदुष्टाः सभक्तम् ।
नानावर्णं नैकशः सारयन्ति
कृच्छ्राज्जन्तोः षष्ठमेनं वदन्ति ॥११॥

### આમથી થયેલા અતિસારનું લક્ષણ

આમ નામના બહુ અજીર્ણથી ચલાયમાન થયેલા અને કોઠામાં અન્નસહિત મળને ક્ષોભાવતા દુષ્ટ થયેલા દોષો, અનેકવાર અનેક વર્ણોવાળા અને અન્નની કણીઓવાળા ઝાડાને ગુદાથી નહેવડાવે છે અને તે ઝાડો અતિ કષ્ટથી નીકળે છે, એ અતિસારને આમથી થયેલો છઠ્ઠો કહે છે ૧૧

संसृष्टमेभिर्दोषैस्तु न्यस्तमप्स्ववसीदति ।
पुरीषं भृशदुर्गन्धं विच्छिन्नं चामसंज्ञितम् ॥
एतान्येव तु लिङ्गानि विपरीतानि यस्य तु ।
लाघवं च मनुष्यस्य तस्य पक्वं विनिर्दिशेत् ॥१२॥

### આમ તથા પક્વનાં લક્ષણો

વિષ્ટા જો અતિ પ્રબળ દોષોના સંસર્ગવાળી, પાણીમાં નાખતાં ડૂબી જતી, અત્યંત દુર્ગંધવાળી, ચીકણી અને થોડીથોડી નીકળ્યા કરતી હોય, તો તેને આમ (કાચી સમજવી).

(ઝાડાની અટકાયત કરાવનારું) ઔષધ દેવું નહિ; કેમ કે એના દોષોને જો શરૂઆતમાં અટકાવવામાં આવે, તો તે દોષો ખરજનું દરદ, પાંડુરોગ, આફરો, પ્રમેહ, કોઢ, ઉદરરોગો, જ્વર, સોજા, ગુલ્મ, ગ્રહણી, અરશો, શૂળ, અલસક તથા હૃદ્ગ્રહને ઉત્પન્ન કરે છે.

જે માણસને ઘણા કષ્ટથી શૂળવાળો થોડો-થોડો ઝાડો થતો હોય, તે માણસના એકઠા થયેલા દોષોને હરડેના પ્રયોગથી પાડી નાખવા. (શૂળ કરનારા જમા થયેલા દોષો, વિરેચનથી પડી જાય છે; માટે અતિસારમાં પણ વિરેચનનો પ્રયોગ કરવા કહ્યું છે.)

જે માણસને અત્યંત પાતળો ઘણો ઝાડો થતો હોય, તે માણસને પ્રથમ વમન કરાવવું અને પછી લંઘન તથા પાચનરૂપ ચિકિત્સા કરવી.

જે માણસને શૂળવાળો થોડોથોડો ઝાડો અટકીને થતો હોય, તે માણસને સહેજ ગરમ કરેલા હરડે તથા પીપરના કલ્કોથી વિરેચન દેવું.

આમમાં પ્રથમ લંઘન કરાવવું યોગ્ય છે, પણ શરીર લંઘન કરવામાં સમર્થ ન હોય, તો પ્રથમથીજ પાચન દેવું યોગ્ય છે. હવે આમનો નાશ કરનારા વીસ પાચન યોગો કહીએ છીએ.

દેવદાર, વજ, મોથ, સૂંઠ, અતિવિખ અને હરડે—એ યોગથી આમાતિસાર મટે છે. (૧)

ઇંદ્રજવ, અતિવિખ, હિંગ, સંચળ, વજ અને હરડે—એ યોગથી આમાતિસાર મટે છે. (૨)

હરડે, ધાણા, મોથ, વાળો અને બીલું—એ યોગથી આમાતિસાર મટે છે. (૩)

મોથ, ખડસલિયો, સૂંઠ, વજ, અતિવિખ અને હરડે—એ યોગથી આમાતિસાર મટે છે. (૪)

હરડે, અતિવિખ, હિંગ, વજ અને સંચળ—એ યોગથી આમાતિસાર મટે છે. (૫)

ચિત્રક, પીપરીમૂળ, વજ અને કડુ—એ યોગથી આમાતિસાર મટે છે. (૬)

કાળીપાડ, ઇંદ્રજવ, હરડે અને સૂંઠ—એ યોગથી આમાતિસાર મટે છે. (૭)

મૂર્વા, ચિત્રક, કાળીપાડ, સૂંઠ, મરી, પીપર અને ગજપીપર—એ યોગથી આમાતિસાર મટે છે. (૮)

સફેદ સરસવ, દેવદાર, શતાવરી અને કડુ—એ યોગથી આમાતિસાર મટે છે. (૯)

એલચી, પઠાણી લોધર, કઠ, હળદર, દારુહળદર અને ઇંદ્રજવ—એ યોગથી આમાતિસાર મટે છે.(૧૦)

કાકડાશીંગી, તજ, એલચી, વાવડિંગ અને ઇંદ્રજવ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૧)

બાંદો, વેલતરુ અથવા આસોપાલવ, ઊભી ભોરિંગડી, બેઠી ભોરિંગડી, જંગલી અડદના અને જંગલી મગના છોડ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૨)

એરંડાની, ટીંબરુની, દાડમની, ઇંદ્રજવના ઝાડની (કડાછાલ) અને ખીજડાની છાલ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૩)

કાળીપાડ, તેજબળ, મોથ, પીપર અને ઇંદ્રજવ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૪)

પટોલ, અજમો, બીલું, હળદર, દારુહળદર તથા દેવદાર—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૫)

વાવડિંગ, હરડે, કાળીપાડ, સૂંઠ, મોથ અને વજ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૬)

વજ, ઇંદ્રજવ, સિંધવ અને કડુ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૭)

હિંગ, ઇંદ્રજવ, વજ અને કાચું બીલું—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૮)

સૂંઠ, અતિવિખ, મોથ, પીપર અને ઇંદ્રજવ—એ યોગથી આમાતિસાર મટે છે. (૧૯)

સૂંઠ, અતિવિખ અને મોથ—એ યોગથી આમાતિસાર મટે છે. (૨૦)

આ જે વીસ યોગો કહ્યા, તેઓનાં ચૂર્ણો ધાન્યામ્લ અથવા ઊનું પાણી અથવા મદ્ય સાથે પાવાં અથવા જળમાં તેઓના ક્વાથો કરી તે

तत्र लङ्घनमेवादौ पूर्वरूपेषु देहिनाम् ।
ततः पाचनसंयुक्तो यवाग्वादिक्रमो हितः ॥
अथवा वामयित्वा तु शूलाध्माननिपीडितम् ।
पिप्पलीसैन्धवाम्भोभिर्लङ्घनाद्यैरुपाचरेत् ॥
कार्यं च वमनस्यान्ते प्रायशो लघुभोजनम् ।
खडयूषयवागूषु पिप्पल्याद्येन योजयेत् ॥
अनेन विधिना चामं यस्य वै नोपशाम्यति ।
हरिद्रादिं वचादिं वा पिबेत्प्रातः स मानवः ॥
आमातिसारिणां कार्यं नादौ सङ्ग्रहणं नृणाम् ।
तेषां दोषा विबद्धाः प्रागजनयन्त्यामयानिमान् ॥
प्लीहपाण्डर्वामयानाहमेहकुष्ठोदरज्वरान् ।
शोफगुल्मग्रहण्यर्शःशूलालसकहृद्ग्रहान् ।
मशूलं बहुशः कृच्छ्राद्विबद्धं योऽतिसार्यते ॥
दोषान्सन्निचितांस्तस्य पथ्याभिः संप्रवर्तयेत् ।
योऽतिद्रवं प्रभूतं च पुरीषमतिसार्यते ॥
तस्यादौ वमनं कुर्यात्पश्चाल्लङ्घनपाचनम् ।
स्तोकं स्तोकं विबद्धं वा सशूलं योऽतिसार्यते ॥
अभयापिप्पलीकल्कैः सुखोष्णैस्तं विरेचयेत् ।
आमे च लङ्घनं शस्तमादौ पाचनमेव वा ॥
योगाश्चात्र प्रवक्ष्यन्ते त्वामातीसारनाशनाः ।
देवदारुवचामुस्तानागरातिविषाभयाः ॥
कलिङ्गातिविषाहिङ्गुसौवर्चलवचाभयाः ।
अभया धान्यकं मुस्तं नालकं बिल्वमेव च ॥
मुस्तं पर्पटकं शुण्ठी वचा सातिविषाभया ।
अभयातिविषा हिङ्गु वचा सौवर्चलं तथा ॥
चित्रकं पिप्पलीमूलं वचा कटुकरोहिणी ।
पाठा वत्सकबीजानि हरीतकी महौषधम् ॥
मूर्वा निर्दहनी पाठा त्र्यूषणं गजपिप्पली ।
सिद्धार्थका भद्रदारु शताह्वा कटुरोहिणी ॥
एला सागरकं कुष्ठं हरिद्रे कौटजा यवाः ।
मेषशृङ्गी त्वगेला च कृमिघ्नं त्र्यूषणाणि च ॥
वृश्चादनी वीरतरुर्बृहत्यौ द्वे सहे तथा ।
वाराहीकन्दकी तैन्दुकी दाडिमी कौटजी शमी ॥
पाठा तेजोवती मुस्तं पिप्पली कौटजं फलम् ।
पटोलं दीप्यको बिल्वं हरिद्रे देवदारु च ॥
विडङ्गमभया पाठा शृङ्गवेरं घनं वचा ।
वचा वत्सकबीजानि सैन्धवं कटुरोहिणी ॥
हिङ्गु वत्सकबीजानि वचा बिल्वशलाटु च ।
नागरातिविषे मुस्तं पिप्पल्यो वत्सकं फलम् ॥
महौषधं प्रतिविषा मुस्तं चेत्यामपाचनाः ।
प्रयोज्या विंशतिर्योगाः श्लोकार्द्धनिहितास्त्विमे ॥
धान्याम्लोष्णाम्बुमद्यानां पिबेदन्यतमेन वा ।
निष्क्वाथान्वा पिबेदेषां सुखोष्णान्साम्बुसाधितान् ॥
निखिलेनोपदिष्टोऽयं विधिरामोपशान्तये ॥१६॥

### અતિસારમાં આમની સામાન્ય ચિકિત્સા

માણસને અતિસારના પૂર્વરૂપો દેખાય કે પ્રથમ તુરત જ લંઘન કરાવવું અને તે પછી પાચનો(પકવનારા યોગો)થી મિશ્ર કરેલા રાબ તથા ઓસામણ આદિ પાનારૂપ ચિકિત્સા કરવી, એ હિતકારી થાય છે (અતિસારમાં લગભગ આમ હોયજ છે)

માણસ અતિસારમાં શૂળ તથા આફ-રાથી પીડાતો હોય, તો તેને પીપરથી મિશ્ર કરેલા સિંધવના જળથી વમન કરાવીને લંઘન, સ્વેદન તથા ઉષ્ણ જળપાન આદિ ચિકિત્સા કરવી. ઘણુ કરી વમનને અંતે ખડયૂષ તથા રાબરૂપ હલકુ ભોજન કરાવવું અને તે ખડયૂષ તથા રાબમાં પિપ્પલ્યાદિગણની જ યોજના કરવી (ખડયૂષ તથા રાબના લક્ષણો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૩૨૫ તથા ૩૨૭મા વિષયોમાં જુઓ અતિસારવાળાઓને ભોજનમાં પ્રવાહીનો જે નિષેધ છે, તે કેવળ પ્રવાહીનો જ છે, પણ સંસ્કાર આપેલા પ્રવાહીનો નથી એમ આ ઉપરથી સમજાય છે)

આ વિધિથી જે માણસનુ આમ શાંત ન થાય, તે માણસને પ્રભાતમાં હરિદ્રાદિ અથવા વચાદિગણ પિવડાવવો.

આમાતિસારવાળા માણસોને પ્રથમ સંગ્રહણ

તથા ઘી પાવામાં આવે, તો તેથી આમાતિસાર મટે છે.

વાયુ તથા કફથી થયેલા આમાતિસારની આ સઘળી ખાસ ચિકિત્સા કહેવામાં આવી.૧૭

तीक्ष्णोष्णवर्ज्यमेनं तु विदध्यात्पित्तजे भिषक् ।
यथोक्तमुपवासान्ते यवागूश्च प्रशस्यते ॥
बलयोरंशुमत्यां च श्वदंष्ट्राबृहतीषु च ।
शतावर्यां च संसिद्धा सुशीता मधुसंयुता ॥
मुद्गादिषु च यूषाः स्युर्दीपनीयैः सुसंस्कृताः ।
मृदुभिर्दीपनैस्तिक्तैर्द्रव्यैः स्यादामपाचनम् ॥
हरिद्रातिविषापाठावत्सबीजरसाञ्जनम् ।
रसाञ्जनं हरिद्रे द्वे बीजा निकुटजस्य च ।
पाठा गुडूची भूनिम्बस्तथैव कटुरोहिणी ॥
एतैः श्लोकार्द्धनिर्दिष्टैः क्वाथाः स्युः पित्तपाचनाः
मुस्तं कुटजबीजानि भूनिम्बं सरसाञ्जनम् ॥
दार्वी दुरालभा बिल्वं वालकं रक्तचन्दनम् ।
चन्दनं वालकं मुस्तं भूनिम्बं सदुरालभम् ॥
मृणालं चन्दनं रोध्रं नागरं नीलमुत्पलम् ॥
पाठा मुस्तं हरिद्रे द्वे पिप्पली कौटजं फलम् ॥
फलत्वचं वत्सकस्य शृङ्गवेरघृते वचा ।
षडेतेऽभिहिता योगाः पित्तातीसारनाशनाः ॥
बिल्वशक्रयवाम्भोदवालकातिविषाकृतः ।
कषायो हन्त्यतीसारं सामं पित्तसमुद्भवम् ॥
मधुकोत्पलबिल्वाम्रह्रीबेरोशीरनागरैः ।
कृतः क्वाथो मधुयुतः पित्तातीसारनाशनः ॥१८॥

## પિત્તથી થયેલા આમાતિસારની ચિકિત્સા

જો આમાતિસાર પિત્તથી થયેલો હોય, તો ઉપર કહેલા વિધિમાંથી તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થો કાઢી નાખીને બાકી સર્વ વિધિની યોજના કરવી. પ્રથમ ઉપવાસ કરાવેલ હોય, ત્યારે ઉપવાસને અંતે બળદાણા, સહદેવી, શાલિપર્ણી, ગોખરુ, ઊભી ભોરિંગણી અને શતાવરીથી સિદ્ધ કરેલી તથા મધથી મિશ્ર કરેલી શીતળ રાબ દેવી એ ઉત્તમ છે; તેમ જ રાબને બદલે ગળો વગેરે દીપનીય દ્રવ્યોથી સંસ્કાર આપેલાં મગ વગેરેના ઓસામણો દેવાં, એ પણ ઉત્તમ છે.

પિત્તથી થયેલા આમાતિસારમાં મૃદુતાવાળાં દીપનીય તથા તિક્તદ્રવ્યોથી આમને પકવવું.

હળદર, અતિવિખ, કાળીપાડ, ઇંદ્રજવ અને રસવંતીનો ક્વાથ પાવામાં આવે, તો તેથી પિત્તકૃત આમાતિસારનું પાચન થાય છે.

રસવંતી, હળદર, દારુહળદર અને ઇંદ્રજવનો ક્વાથ પાવામાં આવે, તો તેથી પિત્તકૃત આમાતિસારનું પાચન થાય છે.

કાળીપાડ, ગળો, કરિયાતું અને કડુનો ક્વાથ પાવામાં આવે, તો તેથી પિત્તકૃત આમાતિસારનું પાચન થાય છે.

મોથ, ઇંદ્રજવ, કરિયાતું અને રસવંતીનો યોગ, પિત્તકૃત આમાતિસારનો નાશ કરે છે.

દારુહળદર, ધમાસો, બીલું, વાળો અને રતાંજલિનો યોગ, પિત્તકૃત આમાતિસારનો નાશ કરે છે.

રતાંજલિ, વાળો, મોથ, કરિયાતું અને ધમાસાનો યોગ, પિત્તકૃત આમાતિસાર મટાડે છે.

કમળનાળના તંતુઓ, રતાંજલિ, લોધર, સૂંઠ અને નીલકમળનો યોગ પિત્તકૃત આમાતિસાસાર મટાડે છે.

કાળીપાડ, મોથ, હળદર, દારુહળદર, પીપર અને ઇંદ્રજવનો યોગ, પિત્તકૃત આમાતિસારને મટાડે છે.

ઇંદ્રજવ, કડાછાલ, સૂંઠ, ઘી અને વજનો યોગ, પિત્તકૃત આમાતિસાર મટાડે છે.

બીલું, ઇંદ્રજવ, મોથ, વાળો અને અતિવિખનો ક્વાથ પ્રબળ પિત્તથી ઉત્પન્ન થયેલા આમાતિસાર મટાડે છે.

જેઠીમધ, નીલકમળ, બીલું, આંબો, વાળો, કાળોવાળો અને સૂંઠનો ક્વાથ કરી મધથી મિશ્ર

ગ્નાથી સહેવાય તેવા ગરમ ગણીને પાવા

આમની શાંતિ માટે આ સઘળો વિધિ કહેવામાં આવ્યો ૧૬

हरीतकीमतिविषा हिङ्गु सौवर्चल वचाम् ।
पिबत्सुख्याम्बुना जन्तुरामातीसारपीडित ॥
पटोल दीप्यक निल्व वचापिप्पल्निागरम् ।
मुस्त कुष्ठ निडङ्ग च पिबद्वापि सुखाम्बुना ॥
शङ्खवर गुडूची च पिबदुष्णेन वारिणा ।
लवणान्यथ पिप्पल्यो निडङ्गानि हरीतकी ॥
चित्रक शिंशपा पाठा शाङ्गष्टा लवणानि च ।
हिङ्गु वृश्चक्नीनानि लवणानि च भागश ॥
हस्तिदन्त्यथ पिप्पल्य कल्काचक्षसमौ स्मृतौ ।
वचा गुडूचीमाण्डानि योगोऽय परमो मत ॥
एते सुखाम्बुना योगा देया. पञ्च सता मता ।
पयस्युत्क्वाथ्य मुस्तानां विंशति त्रिगुणाम्भसि ॥
क्षीरावशिष्ट तत्पीत हन्त्याम शूलमव च ।
निवृत्तामशलेषु यस्य न प्रगुणोऽनिल ॥
स्तोक स्तोक रुजावच सशल योऽतिसार्यत ।
सक्षारलवणैर्युक्त मन्दाग्नि प्रपिबद्घृतम् ।
क्षीरनागरवाङ्गरीकोलदध्यम्लसाधितम् ॥
सर्पिरच्छ पिबेद्वापि शूलातीसारशान्तये ।
दध्ना तैलघृत पक्त मव्योषजातिचित्रकै ॥
सवल्कपिप्पलीमूलदाडिमैर्वा रसान्वित ।
निखिलो विधिरत्तोऽय वातश्लेष्मोपशान्तये ॥१७

### વાયુ તથા કફથી થયેલા આમાતિસારની ખાસ ચિકિત્સા

*આમાતિસારથી પીડાયેલા માણસને હ ડે,* અતિવિષ, હિંગ, સચળ તથા વજનું ચૂર્ણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવું અથવા પટોલ, અજમો, બીલાનો ગર્ભ, વજ, પીપર, સૂંઠ, મોથ, કઠ અને વાવડિંગનો કલ્ક સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવો, અથવા ગૂઠ અને ગળોનો ક ક ઊના પાણી સાથે પાવો હવે ઉત્તમ વૃદ્ધ વૈદ્યોએ સ્વીકારેલા પાંચ યોગો કહીએ છીએ

પંચલવણ, પીપર, વાવડિંગ અને હરડેનું ચૂર્ણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવાથી આમાતિસાર શાંત થઈ જાય છે (૧)

ચિત્રક, સીસમ, કાળીપાડ, ઇંદ્રવારણી અથવા પીલુડી અને પંચલવણ—એ યોગ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવાથી આમાતિસાર શાંત થાય છે (૨)

હિંગ, ઇંદ્રજવ અને પંચલવણનો સમ ભાગે યોગ કરી સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવાથી આમાતિસાર શાંત થઈ જાય છે (૩)

એક તોલાભાર મોટી ઇંદ્રવારણીનો કલ્ક અને એક તોલાભાર પીપરનો ક ક સહેવાય તેવા ઊના પાણી સાથે પાવામાં આવે, તો તેથી આમાતિસાર શાંત થઈ જાય છે (૪)

વજ અને ગળોના ડીંડવા—એ યોગ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવામાં આવે, તો તેથી આમાતિસાર નાશ પામે છે આ યોગ બહુ ઉત્તમ માનવામાં આવેલો છે (૫)

વીસ મોથ અર્થાત ચાર તોલાભાર મોથને ત્રણગણા પાણીવાળા દૂધમાં ઉકાળી પાણી બળી જતાં દૂધ જ બાકી રહે, ત્યારે તે દૂધને ઉતારી પાવામાં આવે, તો તેથી આમ તથા શૂળ મટે છે

આમ તથા શૂળ મટ્યા પછી જેને વાયુ અનુલોમ ન થયો હોય, તેને અને જેને શૂળવાળો તથા વેદનાવાળો થોડોથોડો ઝાડો આવ્યા કરતો હોય, તેને જો અગ્નિ મંદ હોય, તો જવખાર તથા પંચલવણોથી મિશ્ર ઘી પાવું

વ, સૂંઠ, સુકા નામની ખાટી ભાજી, બોર, દહીં અને કાંજીથી પકવેલું ચોખ્ખું ઘી પાવામાં આવે, તો તેથી શૂળવાળો અતિસાર શાંત થઈ જાય છે

દહીં, સૂંઠ, મરી, પીપર, જાયફળ અને ચિત્રકથી પકવેલું અથવા દહીં, વાવડિંગ, પીપરીમૂળ, દાડમ, અને કડથી પકવેલું તેલ

અને મોથ—એ યોગને મધથી મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે. (૧)

મોચરસ, લોધર, કડાછાલ અને દાડમની છાલ—એ યોગને મધથી મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે. (૨)

આંબાની ગોઠલીની મજ્જા, લોધર, બીલાંનો ગર્ભ અને ધઉંલાં—એ યોગને મધથી મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે. (૩)

જેઠીમધ, સૂંઠ અને અરડૂસાની છાલ—એ યોગને મધથી મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે. (૪)

એકલો મોથનો ક્વાથ જ મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે. (આ યોગ પાકેલા પિત્તરક્તાતિસાર ઉપર વિશેષ ઉપયોગી છે.)

લોધ્રાદિ, અંબષ્ઠાદિ અને પ્રિયંગ્વાદિ ગણોના ક્વાથોનો પણ પક્વ અતિસાર ઉપર પ્રયોગ કરવો.

ભારંગી, રિસામણી, જેઠીમધ, કાચું બીલું અને કાચા જાંબુના ફળને મધમાં મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે.

ધમાસો અથવા કાંકસી, કે જે બીલાની જાત છે, તેનાં મૂળિયાંનો એક તોલાભાર કલ્ક મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પક્વ અતિસાર મટે છે.

ખરણેદ, રતાંજલિ, ભારંગી અથવા મજીઠ, સાકર, મોથ અને કમળના કેસરા—એ યોગ પાવામાં આવે, તો તેથી લોહીવાળો પિત્તકૃત પક્વ અતિસાર મટે છે.

પક્વ અતિસારવાળો, તદન આમવગરનો, રૂક્ષ, લંઘન વગેરેથી કર્ષિત, પ્રબળ અગ્નિવાળો અને શૂળથી પીડાતો હોય, તો તેને જવખાર અથવા સાજીખાર સહિત ઘી પાવું.

બળદાણા, ભોંયરીંગણી, ભોરિંગડી, શાલિપર્ણી અને ધમાસાનાં અથવા પીળાં ફૂલવાળી કાંકસીનાં મૂળોના ક્વાથ તથા કલ્કથી ઘી પકવી, તેમાં જેઠીમધનું ચૂર્ણ નાખી, મધમાં મિશ્ર કરી તે ઘી પાવામાં આવે, તો તેથી પક્વ અતિસારનું શૂળ મટે છે અને અતિસાર પણ મટે છે.

દારુહળદર, બીલું, પીપર, દ્રાક્ષ, કડુ અને ઇંદ્રજવના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી એકએક દોષવાળા પક્વાતિસારનો અને ત્રણે દોષોવાળા પક્વાતિસારનો પણ નાશ કરે છે.

પક્વાતિસારમાં શૂળોથી દુઃખી થતા માણસને દૂધ, ઘી અને મધ સમભાગે લઈ તેમાં સાકર, બોડીઅજમોદ, અરડૂસો તથા જેઠીમધનું ચૂર્ણ ભભરાવી પાવામાં આવે, તો તેથી સુખ થાય છે.

પ્રદીપ્ત અગ્નિવાળા માણસનો અતિસાર વેદનાવગરનો, અત્યંત પાકી ગયેલો, બહુ જ લાંબા કાળથી થયેલો અને અનેક વર્ણોવાળો હોય, તો તેને શાંત કરવા માટે નીચે પ્રમાણે પુટપાકોની યોજનાઓ કરવી:

અરડૂસાની છાલ અને કમળના કેસરાને વાટી પિંડ કરી તેને સીવણનાં તથા શ્વેત કમળનાં પાંદડાંઓમાં વીંટી, દોરાથી મજબૂત બાંધી, યોગ્ય રીતે માટીનો થર દઈ અંગારાઓમાં પકવવો. સારી પેઠે લાલ થઈ જાય ત્યારે કાઢી લઈ, માટી વગેરે દૂર કરી પિંડને નીચોવી, રસ લઈ તે રસને ઠંડો પાડી મધમાં મિશ્ર કરી પાવો; એવી જ રીતે કડવી ખરખોડી અને કાકડાશિંગી વગેરે પદાર્થોનો પુટપાક કરી તેનો રસ પાવો. કાળા તેતરને મારી પીછડાં, મોઢું તથા પગ કાઢી નાખી અને કોઠામાંથી આંતરડાં ખેંચી કાઢી તે કોઠામાં ન્યગ્રોધાદિગણની છાલોનો કલ્ક ભરી, ઉપર

કરી પાનામાં આવે, તો તેથી પિત્તકૃત આમાતિસાર મટે છે. ૧૮

यदा पक्वोऽप्यतीसारः सरत्येव मुहुर्मुहुः ।
ग्रहण्या मार्दवाज्जन्तोस्तत्र संस्तम्भनं हितम् ॥
समङ्गा धातकीपुष्पं मञ्जिष्ठा लोध्रमुस्तकम् ।
शाल्मलीवेष्टकं रोध्रं वृक्षदाडिमयोस्त्वचौ ॥
आम्रास्थिमध्यं लोध्रं च बिल्वमध्यं प्रियङ्गवः ।
मधुकं शृङ्गवेरं च दीर्घवृन्तत्वगेव च ॥
चत्वार एते योगाः स्युः पक्वातीसारनाशनाः ।
उक्ता य उपयोज्यास्ते सक्षौद्रास्तण्डुलाम्बुना ॥
मौस्तं कषायमेकं वा पेयं मधुसमायुतम् ।
लोध्राम्बष्ठाप्रियङ्ग्वादीन्गणानत्र प्रयोजयेत् ॥
पद्मां समङ्गां मधुकं बिल्वजम्बूशलाटु वा ।
पिबेत्तण्डुलतोयेन सक्षौद्रमगदङ्करम् ॥
कच्छुरामूलकल्कं वाऽप्युम्बरफलोपमम् ।
पयस्या चन्दनं पद्मा सिता मुस्ताब्जकेशरम् ॥
पक्वातिसारं योगोऽयं जयेत्पीतः सशोणितम् ॥
निरामरूपं शूलार्त्तं लङ्घनाद्यैश्च कर्शितम् ।
नरं रूक्षमवेक्ष्याग्निं सक्षारं पाययेद्घृतम् ॥
बलावृहत्यंशुमतीकच्छुराम्लसाधितम् ।
मधूषितं समधुकं पिबेच्छ्लैरभिद्रुतः ॥
दार्वीबिल्वकणाद्राक्षाकटुकेन्द्रयवैर्घृतम् ।
साधितं हन्त्यतीसारं वातपित्तकफात्मकम् ॥
पयो घृतं च मधु च पिबेच्छूलैरभिद्रुतः ।
सिताजमोदकटुङ्गमधुकैस्त्वचूर्णितम् ॥
अवेदनं सुसम्पक्वं दीप्ताग्नेः सुचिरोत्थितम् ।
नानावर्णमतीसारं पुटपाकैरुपाचरेत् ॥
त्वक्पिण्डं दीर्घवृन्तस्य पद्मकेसरसंयुतम् ।
काश्मरीपद्मपत्रैश्चावेष्ट्य सूत्रेण तं दृढम् ॥
मृदावलिप्तं सुकृतमङ्गारेष्ववकूलयेत् ।
स्विन्नमुद्धृत्य निष्पीड्य रसमादाय तं ततः ॥
शीतं मधुयुतं कृत्वा पाययेतोदरामये ।
जीवन्तीमेषशृङ्ग्यादिष्वेवं द्रव्येषु साधयेत् ॥
तित्तिरिं लुञ्चितं सम्यक् निष्कृष्टान्त्रं तु पूरयेत् ।
न्यग्रोधादित्वचां कल्कैः पूर्ववच्चावकल्पयेत् ॥
रसमादाय तस्याथ सुस्विन्नस्य समाक्षिकम् ।
शर्करोपहितं शीतं पाययेच्चोदरामये ॥
लोध्रचन्दनयष्टयाह्वदार्वीपाठासितोत्पलात् ।
तण्डुलोदकसम्पिष्टाद्दीर्घवृन्तत्वगन्वितात् ॥
पूर्ववत्कलिताच्चस्माद्रसमादाय शीतलम् ।
मध्वक्तं पाययेच्चैतत्कफपित्तोदरामये ॥
एवं प्ररोहैः कुर्वीत वटादीनां विधानवित् ।
पुटपाकान् यथायोगं जाङ्गलोपहितांशुमान् ॥
बहुश्लेष्मसरक्तं च मन्दवातं चिरोत्थितम् ।
कौटजं फाणितं चापि हन्त्यतीसारमोजसा ॥
अम्बष्ठादिमधुयुतं पिप्पल्यादिसमन्वितम् ।
पृश्निपर्णीबलाबिल्वनालकोत्पलधान्यकैः ॥
सनागरैः पिबेत्पेयां साधितामुदरामयी ।
अलुत्वक्प्रियङ्गू च मधुकं दाडिमाङ्कुरान् ॥
आवाप्य पिष्ट्वा दधनि यवागूं साधयेद्द्रवाम् ।
एषा सर्वानतीसारान् हन्ति पक्वानसंशयम् ॥
रसाञ्जनं सातिविषं त्वग्बीजं कौटजं तथा ।
धातकीं नागरं चैव पाययेत्तण्डुलाम्बुना ॥
सशूलरक्तजं हन्ति योगोऽयं मधुसंयुतः ।
मधुकं बिल्वपेश्यश्च शर्करामधुसंयुताः ॥
अतीसारं निहन्त्युश्च शालिषष्टिकयोः कणाः ।
तद्वच्छीर्दं मधुयुतं बदरीमूलमेव तु ॥
बदर्यर्जुनजम्ब्वाम्रशल्लकीवेतसत्वचः ।
शर्कराक्षौद्रसंयुक्ताः पीता घ्नन्त्युदरामयम् ॥
एतैरेव यवागूश्च मण्डान् यूषांश्च कारयेत् ।
पानीयानि च तृष्णासु द्रव्येष्वेतेषु बुद्धिमान् ॥
कृतं शाल्मलिवृन्तेषु कषायं हिमसंज्ञकम् ।
निशापर्युषितं पेयं सक्षौद्रं मधुकान्वितम् ॥१९॥

### પક્વાતિસારની ચિકિત્સા

જો અતિસાર પાકી ગયેલ હોય છતાં ગ્રહણીની કોમળતાથી વારંવાર ઝાડા થતા હોય, તો તે ઉપર સસ્તંભન (ઝાડાને રોકનારી) ચિકિત્સા કરવી, એ હિતકારી થાય છે. હવે પક્વાતિસારને મટાડનારા ચાર યોગો કહીએ છીએ.

રિસામણી, ધાવણીનાં ફૂલ, મજીઠ, લોધર

प्रवाहणे गुदभ्रंशे मूत्राघाते कटिग्रहे ।
मधुराम्लशृतं तैलं सर्पिर्वाप्यनुवासनम् ॥
गुदपाकस्तु पित्तेन यस्य स्यादहिताशिनः ।
तत्र पित्तहराः सेकास्तत्सिद्धाश्चानुवासनाः ॥
दधिमण्डसुराबिल्वसिद्धं तैलं समास्ते ।
भोजने च हितं क्षीरं कच्छ्रामूलसाधितम् ॥
अल्पाल्पं बहुशो रक्तं सरुग्य उपवेश्यते ।
यदा वायुर्विबद्धश्च पिच्छावस्तिस्तदा हितः ॥
प्रायेण गुददौर्बल्यं दीर्घकालातिसारिणाम् ।
भवेत्तस्माद्धितं तेषां गुदे तैलावचारणम् ॥२०॥

### અતિસારની અમુક અવસ્થાઓમાં ચિકિત્સા

અધોવાયુ રોકાઈ ગયો હોય, વિષ્ટા અટકી-અટકીને નીકળતી હોય, શૂળ બહુ નીકળતાં હોય, પ્રવાહિકા થઈ હોય, તરસ લાગતી હોય અને રક્તપિત્ત પણ હોય, તો ત્રણ ભાગ પાણીમાં પકવેલું દૂધ પાવું. આ દૂધ લાંબા કાળથી થયેલા અતિસારો ઉપર પાવું. અતિસારો ઉપર દૂધ અમૃત જેવું ગુણકારી છે. આ દૂધ બાકી રહેલા દોષોને હરે છે, માટે અત્યંત પથ્ય કહેલું છે. એવા અતિસારો ઉપર વિરેચનદ્રવ્યોના સંસ્કારવાળા સ્નેહથી વિરેચન દેવું, અરડૂસા તથા શિમળા વગેરે પિચ્છિલ દ્રવ્યોના સ્વરસોમાં સિદ્ધ કરેલું ઘી દેવું અને ચિકિત્સાસ્થાનના ૩૮મા અધ્યાયમાં કહેલી તથા આ અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલી પિચ્છિલબસ્તિ દેવી હિતકારી છે.

જે અતિસારવાળા માણસને વિષ્ટા સાથે, વિષ્ટા પહેલાં કે વિષ્ટા પછી લોહી પડતું હોય તથા વાઢ અને વેદના થતી હોય, તે માણસને વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં નવીન પત્રોના તથા અંકુરોના ક્વાથાદિકથી પકવેલું અને મધ તથા સાકરમાં મિશ્ર કરેલું ઘી પાવું. દારુહળદરની છાલ, પીપર, સૂંઠ, લાખ, ઇંદ્રજવ અને કડુનો કલ્ક નાખી ચોગણા પાણીમાં પકવેલું ઘી પેયા વગેરેમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી ઉપર કહેલી સ્થિતિવાળો અતિસાર ત્રણે દોષોનાં ચિહ્નનોવાળો તથા અતિદારુણ હોય તો પણ મટે છે.

જ્વર, દાહ અને કફની પ્રબળતાને લીધે પેટનું ભારેપણું અને પવનના પ્રતિલોમપણાને લીધે વિષ્ટાની અટકાયત પણ હોય, તો જેમ રક્તપિત્તમાં વમન પથ્ય છે, તેમ પક્વાતિસારમાં પણ વમન પથ્ય છે.

જો પાકી ગયેલો અતિસાર, ઘણા દોષવાળો હોય અને વિષ્ટા અટકીઅટકીને નીકળતી હોય, તો મૂત્રને શુદ્ધ કરનારાં દ્રવ્યોથી તુરત આસ્થાપનબસ્તિ દેવી અને તે જ દ્રવ્યોથી સંસ્કાર આપેલા સ્નેહથી અનુવાસનબસ્તિ પણ દેવી.

જોર કરાવી ઝાડો વારંવાર સ્રવી જતો હોય, આમળ નીકળતી હોય, મૂત્રની અટકાયત હોય ને કમર ઝલાઈ ગઈ હોય, તો કાકોલી આદિ મધુર દ્રવ્યોથી તથા બિજોરાં આદિ ખાટાં દ્રવ્યોથી પકવેલા તેલ કે ઘીથી અનુવાસનબસ્તિ દેવી.

અસાધ્યતાને લીધે નહીં, પણ અહિતકર પદાર્થોના ભક્ષણને લીધે પિત્તથી ગુદા પાકી ગઈ હોય, તો પિત્તને હરનારાં દૂધ તથા શેરડીના રસ વગેરે દ્રવ્યોથી સિંચનો કરવાં અને તે જ દ્રવ્યોથી સિદ્ધ કરેલા સ્નેહોથી અનુવાસનબસ્તિઓ દેવી. તેમાં પવનવાળો અતિસાર હોય, તો દહીંનો મંડ, સુરા અને બીલાંના ગર્ભથી પકવેલા તેલથી અનુવાસનબસ્તિનો પ્રયોગ કરવો અને ધમાસો કે પીળાં ફૂલવાડી કાંકસીનાં મૂળોથી પકવેલું દૂધ ભોજનમાં દેવું હિતકારી છે.

જો થોડીથોડી અને લોહીવાળી વિષ્ટા વારંવાર નીકળતી હોય, વેદના થતી હોય અને વાયુની અટકાયત હોય, તો પિચ્છાબસ્તિ દેવી હિતકારી થાય છે.

ઘણું કરીને લાંબા કાળના અતિસારવાળા માણસોની ગુદા નબળી થાય છે, માટે તેવા અતિસારને લીધે નબળી ગુદાવાળા માણસોની ગુદામાં તેલ લગાવવું હિતકારી છે. ૨૦

કહેલી પુટપાકની રીતે બરાબર પકવી, તેને નીચોવી રસ લઈ તે રસને ઠંડો પાડી મધમાં તથા સાકરમાં મિશ્ર કરી પાવો.

કફકૃત કે પિત્તકૃત પક્વાતિસાર હોય, તો લોધર, રતાંજલિ, જેઠીમધ, દારુહળદર, કાળીપાડ, શ્વેત કમળ અને અરડૂસાની છાલને ચોખાના ધોણમાં વાટી, પિંડ કરી તેને સીવણનાં તથા શ્વેતકમળનાં પાંદડાંઓમાં વીંટી દોરાથી મજબૂત બાંધી ઉપર માટીનો થર ચડાવી અંગારાઓમાં પકવવો. સારી પેઠે લાલ થઈ જાય ત્યારે કાઢી લઈ, માટી તથા પાંદડાંઓ દૂર કરી, પિંડને નીચોવી, રસ લઈ તે રસને ઠંડો પાડી મધમાં મિશ્ર કરી પાવો. એવી જ રીતે વડ વગેરે ક્ષીરિવૃક્ષોની શાખાઓના નીચેના ભાગોમાંથી નીકળતા અંકુરોને જંગલી પ્રાણીઓનાં માંસોમાં મિશ્ર કરી યોગ્ય રીતે તેઓના સુંદર પુટપાકો બનાવી, તેઓના રસોનો ઉપયોગ કરાવવો.

જે પક્વાતિસાર ઘણા કફવાળો, લોહીવાળો, મંદ વાયુવાળો અને લાંબા કાળથી થયેલો હોય, તો ઇંદ્રજવની ઘાટી રાબ બનાવી તેમાં અંબષ્ઠાદિગણનું તથા પિપ્પલ્યાદિગણનું ચૂર્ણ નાખી ચૂલા પરથી ઉતારી, મધમાં મિશ્ર કરી પાવી. આ રાબ પોતાના પ્રભાવથી અતિસાર મટાડે છે.

પૃશ્નિપર્ણી, બળદાણા, બીલાંનો ગર્ભ, વાળો, નીલકમળ, સૂંઠ અને ધાણાથી સિદ્ધ કરેલી પેયા પાવામાં આવે, તો તેથી પક્વાતિસાર નાશ પામે છે.

અરડૂસાની છાલ, ધઉંલાં, જેઠીમધ અને દાડમના અંકુરો એકઠાં કરી, વાટી, તેઓની દહીંમાં પ્રવાહી રાબ પકવી પાવામાં આવે, તો તે રાબ પાકેલા સઘળા અતિસારો મટાડે છે.

રસવંતી, અતિવિખ, કડાછાલ, ઇંદ્રજવ, ધાવણી અને સૂંઠને વાટી મધમાં મિશ્ર કરી ચોખાના ધોણની સાથે પાવામાં આવે, તો તેથી શૂળ તથા લોહીવાળો પક્વાતિસાર મટી જાય છે.

જેઠીમધ, કાચાં બીલાંનો ગર્ભ, સાકર અને મધમાં મિશ્ર કરેલા ચોખાના તથા સાઠીચોખાના કણો પક્વાતિસારને મટાડે છે.

બોરડીનાં મૂળો વાટી મધમાં મિશ્ર કરી, ચટાડવામાં આવે, તો તેથી પક્વાતિસાર મટે છે.

બોરડીની, કડાયાની, જાંબુની, આંબાની, સાલેડાની અને નેતરની છાલને સાકર તથા મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પક્વાતિસાર મટે છે.

બુદ્ધિમાન વૈદ્યે પક્વાતિસારને મટાડવા માટે ઉપર કહેલાં દ્રવ્યોથી જ રાબ, મંડો તથા ઓસામણો કરાવવાં. અતિસારના ઉપદ્રવરૂપ તરસને શાંત કરવા માટે પણ એ દ્રવ્યોથી જ પાણી બનાવવાં.

શિમળાનાં ફળનાં ડીટિયાંનું રાતવાસી હિમ બનાવી તેમાં જેઠીમધનું ચૂર્ણ તથા મધ નાખી પાય, તો તેથી પક્વાતિસાર મટે છે. ૧૯

विवद्धवातविट् शूलपरीतः सप्रवाहिकः ।
सरक्तपित्तश्च पयः पिबेत्तृष्णासमन्वितः ॥
यथामृतं तथा क्षीरमतीसारेषु पूजितम् ।
चिरोत्थितेषु तत्पेयमपां भागैस्त्रिभिः शृतम् ॥
दोषशेषं हरेत्तद्धि तस्मात्पथ्यतमं स्मृतम् ।
हितः स्नेहविरेको वा बस्तयः पिच्छिलाश्च ये ॥
पिच्छिलस्वरसे सिद्धं हितं च घृतमुच्यते ।
शकृता यस्तु संसृष्टमतिमार्ग्येत शोणितम् ॥
प्राक् पश्चाद्वा पुरीपस्य सरक्तपरिकर्तिकः ।
क्षीरिशुङ्गागतं सर्पिः पिबेत्सक्षौद्रशर्करम् ॥
दार्वीत्वक्पिप्पलीशुण्ठीलाक्षाशक्रयवैर्घृतम् ।
संयुक्तं भद्ररोहिण्या पक्वं पेयादिमिश्रितम् ॥
त्रिदोषमप्यतीसारं पीतं हन्ति गुदारुजम् ।
गौरवे वमनं पथ्यं यस्य स्यात्प्रबलः कफः ॥
ज्वरे दाहे सविड्बन्धे मारुताद्रक्तपित्तवत् ।
सम्पक्वे बहुदोषे च विबन्धे मूत्रशोधनः ।
कार्यमास्थापनं क्षिप्रं तथा चैवानुवासनम् ॥

તેથી રક્તાતિસાર મટે છે.

મજીઠ, ઉપલસરી, લોધર, પદ્મકાષ્ઠ, કુમુદ નામનું કમળ, નીલકમળ અને ભારંગીના કલ્ક-ને બકરીના દૂધમાં ઘોળી પાવામાં આવે, તો તેથી લોહી શાંત થાય છે.

સાકર, નીલકમળ, લોધર, મજીઠ, જેઠીમધ અને કાળા તલનો કલ્ક બકરીના દૂધમાં ઘોળી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તાતિસાર મટે છે.

કાળા તલ, મોચરસ, લોધર, જેઠીમધ અને નીલકમળનો કલ્ક બકરીના દૂધમાં ઘોળી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તાતિસાર મટે છે.

ઉપલસરી, જેઠીમધ, લોધર અને વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં કોમળ પલ્લવોનો કલ્ક બકરીના દૂધમાં ઘોળી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તાતિસાર મટે છે.

ધમાસો અથવા પીળાં ફૂલવાળી કાંકસી અને કાળા તલનો કલ્ક બકરીના દૂધમાં ઘોળી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તાતિસાર મટે છે.

લોહીવાળો પાતળો ઝાડો થતો હોય તો કાચાં બીલાંનો ગર્ભ અને પકવીને કાંઈક ઘાટા કરેલા શેરડીના રસને મધ તથા તેલમાં મિશ્ર કરી ભોજન પહેલાં તુરત ચટાડવું હિતકારી છે.

કોશકાર નામની શેરડીનો રસ, ઘીમાં શેકેલું સાળની ધાણીનું ચૂર્ણ, સાકર અને મધને મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી શૂળવાળો અને લોહી તથા પિત્તથી ઉત્પન્ન થયેલો રક્તાતિસાર મટે છે.

બીલાંનો ગર્ભ, જેઠીમધ, સાકર અને મધને મિશ્ર કરી ચોખાના ધોવણની સાથે પાવામાં આવે, તો તેથી રક્તાતિસાર મટે છે.

ગુદાના પાકવા ઉપર દૂધ તથા શેરડીના રસ વગેરેનાં સિંચનરૂપ જે વિધિઓ આ અધ્યાયના ૨૦મા વિષયમાં કહેલા છે, તેઓ રક્તાતિસાર ઉપર પણ હિતકારી થાય છે.

રક્તાતિસારની વેદના શાંત ન થતી હોય, તો પિચ્છિલબસ્તિ દેવી હિતકારી છે.

પ્રદીપ્ત જઠરાગ્નિવાળા જે માણસને લોહી તથા ઘણી વિષ્ટાવાળો અતિસાર થતો હોય તે માણસને વાવડિંગ, ત્રિફળા તથા પીપરના કવાથોથી વિરેચન દેવું અથવા એરંડાનાં મૂળોથી પકવેલા એકલા દૂધનું વિરેચન દેવું અને વિરેચિત થયા પછી વાયુને હણનારાં દીપનીય દ્રવ્યોથી બનાવેલી રાબ પાવી. ૨૨

दीप्ताग्निर्निष्पुरीषो यः सार्यते फेनिलं शकृत् ॥
स पिबेत्फाणितं शुण्ठीदधितैलपयोघृतम् ।
स्विन्नानि गुडतैलाभ्यां भक्षयेद्बदराणि च ॥
स्विन्नानि पिष्टवद्वापि समं बिल्वशलाटुभिः ।
दध्नोपयुज्य कुल्माषान् श्वेतामनुपिबेत् सुराम् ॥
शशमांसं सरुधिरं समङ्गां सघृतं दधि ।
खादेद्विपाच्य सेवेत मृद्वन्नं शकृतः क्षये ॥
संस्कृतो यमके माषयवकोलरसः शुभः ।
भोजनार्थं च दातव्यो दधिदाडिमसाधितः ॥
बिडं बिल्वशलाटूनि नागरं चाम्लपेषितम् ।
दध्नः सरश्च यमके भृष्टो वर्चःक्षये हितः ॥
सशूलं क्षीणवर्चा यो दीप्ताग्निरतिसार्यते ।
स पिबेद्दीपनैर्युक्तं सर्पिस्सांग्राहकैः सह ॥ २३ ॥

## વિષ્ટાના ક્ષયથી પડતા ફીણવાળા મળની ચિકિત્સા

પ્રદીપ્ત અગ્નિવાળા અને વિષ્ટારહિત થયેલા જે અતિસારવાળા માણસને ફીણવાળો મળ નીકળ્યા કરતો હોય, તે માણસને અરધો પાકેલો રાબ જેવો શેરડીનો રસ, સૂંઠ, દહીં, તેલ, દૂધ અને ઘી મિશ્ર કરી પાવાં અથવા ગોળમાં તથા તેલમાં સારી પેઠે બાફેલાં બોર ખવ-રાવવાં અથવા લોટની પેઠે કાચાં બીલાંની સાથે બાફેલાં બોર ગોળ તથા તેલની સાથે ખવરા-

कपित्थशाल्मलीफञ्जीवनकार्पासिदाडिमाः ।
पूयिका कच्छुरा शेलु शणशुम्भः सदाधिका ॥
शालपर्णी पृश्निपर्णी बृहती कण्टकारिका ।
बला श्वदंष्ट्रा बिल्वानि पाठा नागरधान्यकम् ॥
एष आहारसयोगो हितः सर्वातिसारिणाम् ।
तिलकल्को हितश्चात्र मौद्गो युद्गरसस्तथा ॥२१॥

## અતિસારવાળાને આહારમાં આપવાનાં દ્રવ્યો

કોઠ, શીમળો, ભારંગી, હીરવણી, દાડમ, પોથી, ધમાસો અથવા પીળાં ફૂલનાળી કાંકળી, ગૂંદો, શણ, છુછ, દહીંથી સસ્કાર પામેલા પદાર્થો, શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, ભોંયરીંગણી, બેઠી ભોરિંગડી, બળદાણા, ગોખરુ, બીલાં, કાળીપાડ, સૂંઠ, ધાણા, તલને કલ્ક, મગનો કલ્ક અને મગના ઓસામણ વગેરે રસ–એ દ્રવ્યોનો આહારમાં સયોગ કરવો, એ સઘળા અતિસારવાળાઓ માટે હિતકારી છે. ૨૧

पित्तातिसारी यो मर्त्यः पित्तलानि निषेवते ।
पित्तं प्रदुष्टं तस्याशु रक्तातीसारमावहेत् ॥
ज्वरं शूलं तृषं दाहं गुदपाकं च दारुणम् ।
यो रक्तं शकृतः पूर्वं पश्चाद्वाप्यतिसार्यते ॥
स पल्लवैर्वटादीनां ससर्पिः साधितं पयः ।
पिबेत्स शर्कराक्षौद्रमथ वाप्यमिमथ्य तत् ॥
नवनीतमथो लिह्यात्तक्रं चानुपिबेत्ततः ।
पियालशाल्मलीप्लक्षशल्लकीतिनिशत्वचः ॥
क्षीरे विमर्दिताः पीताः सक्षौद्रा रक्तनाशनाः ।
मधुकं शर्करां लोध्रं पयस्यामथ सारिवाम् ॥
पिबेच्छागेन पयसा सक्षौद्रां रक्तनाशनीम् ।
मञ्जिष्ठां सारिवां लोध्रं पद्मकं कुमुदोत्पलम् ॥
पिबेत्पद्मां च दुग्धेन छागेनासृक्प्रशान्तये ।
शर्करोत्पललोध्राणि समङ्गा मधुकं तिलाः ॥
तिला मोचरसो लोध्रं तथैव मधुकोत्पलम् ।
सारिवा यष्टिकं लोध्रं प्रसवाश्च वटादिजाः ॥
कच्छुरा तिलकल्कश्च योगाश्चत्वार एव तु ।
आजेन पयसा पेयाः सरक्ते मधुसयुताः ॥
द्रवे सरक्ते सवनि थालबिल्वं सफाणितम् ॥
सक्षौद्रतैलं प्रागेव लिह्यादाशु हितं हि तत् ।
कोशकारं घृते भृष्टं लाजचूर्णं सिता मधु ॥
सशूलं रक्तपित्तोत्थं लीढं हन्त्युदरामयम् ।
बिल्वमध्यं समधुकं शर्कराक्षौद्रसंयुतम् ॥
तण्डुलाम्बुयुतो योगः पित्तरक्तोत्थितं जयेत् ।
गुदपाके च ये उक्तास्तेऽत्रापि विधयः स्मृताः ॥
रुजायां वाऽप्रशाम्यन्त्यां पिच्छाबस्तिर्हितो भवेत् ।
रक्तविड्दोषबहुले दीप्ताग्निर्योऽतिसार्यते ॥
विडङ्गत्रिफलाकृष्णाकषायैस्तं विरेचयेत् ।
अथवैरण्डसिद्धेन पयसा केवलेन वा ॥
यवागूर्विविधैस्तस्य वातघ्नैर्दीपनैः कृताः ॥ २२ ॥

## રક્તાતિસારનું કારણ, ઉપદ્રવો તથા ચિકિત્સા

પિત્તાતિસારવાળો જે માણસ, પિત્તકર પદાર્થોનું અસત સેવન કરે, તે માણસનું પિત્ત અતિદુષ્ટ થઈ તુરત રક્તાતિસાર(લોહીના ઝાડા)ને ઉત્પન્ન કરે છે લોહીનો ઝાડો થતાં જ્વર, શૂળ, તૃષા, દાહ અને ગુદાનો દારુણ પાક–એ ઉપદ્રવો થાય છે

અતિસારવાળા જે માણસને વિષ્ઠા નીકળવા પહેલાં અથવા પછી વારવાર લોહી પડે, તે માણસને વડ વગેરે ક્ષીરિવૃક્ષોના કોમળ પત્રવોના કલ્કથી પકવેલું દૂધ, ઘી, સાકર તથા મધ મિશ્ર કરી પાવું, અથવા તે દૂધ મથી તેનું માખણ કાઢી ચટાડવું અને તેની ઉપર છાશ પાવી

ચારોળી તથા શીમળાની છાલ, પીપર નામના ક્ષીરિવૃક્ષની છાલ, સાલેડાની છાલ અને બીયાહરમાની છાલના કલ્કને દૂધમાં ચોળી નાખી, તે દૂધ મધમાં મિશ્ર કરી પાવામા આવે, તો તેથી રક્તાતિસાર મટે છે

જેઠીમધ, સાકર, લોધર, ખરણેર અને ઉપલસરીના કલ્કને બકરીના દૂધમાં ચોળી નાખી, તે દૂધ મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો

लोध्रं बिडं बिल्वशलाटु चैव
लिह्याच्च तैलेन कटु त्रिकालम् ॥
दध्ना ससारेण समाक्षिकेण
भुञ्जीत निःसारकपीडितस्तु ।
सुतप्तकुप्यक्वथितेन वापि
क्षीरेण शीतेन मधुप्लुतेन ॥
शूलार्दितो व्योषविदारिगन्धा-
सिद्धेन दुग्धेन हिताय भोज्यः ।
वातघ्नसंग्राहकदीपनीयैः
कृतान्रसांश्चाप्युपभोजयेच्च ॥
खादेच्च मत्स्यान्रसमाशुयाच्च
वातघ्नसिद्धं सघृतं सतैलम् ।
एणाव्यजानां तु वटप्रवालैः
सिद्धानि सार्द्धं पिशितानि खादेत् ॥
मेध्यस्य सिद्धं त्वथ वापिरक्तं
वस्तस्य दध्ना घृततैलयुक्तम् ।
खादेत्प्रयुक्तैः शिखिलावजैश्च
भुञ्जीत यूषैर्दधिमिश्र मुख्यैः ॥
माषान्सुसिद्धान्घृतमण्डयुक्तान्
खादेच्च दध्ना मरिचोपदंशान् ॥
महारुजे मूत्रकृच्छ्रे भिषग्बस्तिं प्रदापयेत् ।
पयोमधुघृतोन्मिश्रं मधुकोत्पलसाधितम् ॥
स बस्तिः शमयेत्तस्य रक्तं दाहमथो ज्वरम् ।
मधुरौषधसिद्धं च हितं तस्यानुवासनम् ॥
रात्रावहनि वा नित्यं रुजार्तो यो भवेन्नरः ।
यथा यथा सतैलः स्याद्वातशान्तिस्तथा तथा ॥
प्रशान्ते मारुते चापि शान्तिं याति प्रवाहिका ।
तस्मात्प्रवाहिकारोगे मारुतं शमयेद्भिषक् ॥
पाठाजमोदा कुटजस्य बीजं
शुण्ठी समा मागधिकाश्च पिष्टाः ।
सुखाम्बुपीताः शमयन्ति रोगं
मेध्याण्डसिद्धं सघृतं पयो वा ॥
शुण्ठी घृतं सक्षवकं सतैलं
विपाच्य लीढ्वाऽऽमयमाशु हन्यात् ।
गजाशनाकुम्भिकदाडिमानां
रसैः कृता तैलघृते सदध्नि ॥
बिल्वान्विता पथ्यतमा यवागू-
र्धारोष्णदुग्धस्य तथा च पानम् ॥२६॥

## પ્રવાહિકાની ખાસ ચિકિત્સા

અત્યંત વૃદ્ધિ પામેલી જે પ્રવાહિકા, લંઘનોથી કે અતિસાર ઉપર કહેલા પાચન યોગોથી શાંતિ પામે નહિ, તે પ્રવાહિકા પકવેલાં દૂધ, તેલ, તલ તથા પિચ્છાબસ્તિઓથી મટે છે. શીમળાનાં ફળોનાં (લીલાં) ડીંટિયાંઓને લીલા દર્ભોથી વીંટી, તે ઉપર કાળી માટીનો થર ચડાવી, પુટપાકની રીતે સારી રીતે પકવી, પાકયા પછી કાઢી લઈ, કચરીને તેઓમાંથી રસ લેવો. એ રસને દૂધમાં મેળવી દઈ તે દૂધને પકવી તેલ, ઘી તથા જેઠીમધના કલ્કથી મિશ્ર કરી વસ્ત્રથી ગાળી લેવું અને પછી વૈદ્યે સાવધ રહી તે દૂધથી પિચ્છાબસ્તિ દેવી. આ પ્રમાણે કરવાથી પ્રવાહિકા અને મૂત્ર તથા વિષ્ટાની અટકાયત નાશ પામે છે. જો પ્રવાહિકા શૂળવાળી હોય, તો દૂધને દશમૂળીના ક્વાથથી પકવી મધમાં મિશ્ર કરી તે દૂધથી બસ્તિ દેવી. દશમૂળીના ક્વાથથી પકવેલા તેલથી અનુવાસનબસ્તિ પણ દેવી. વાયુ હણનારા વિદારિગંધાદિગણથી તથા સિંધવ આદિ પંચલવણોથી પકવેલું તેલ પ્રવાહિકાવાળાને અન્નપાનમાં દેવું હિતકારી છે.

પ્રવાહિકાવાળા માણસને લોધર, બિડલૂણ, કાચાં બીલાંનો ગર્ભ, સૂંઠ, મરી અને પીપર તેલમાં મિશ્ર કરી દિવસમાં ત્રણ વખત ચટાડવામાં આવે તો તેથી પ્રવાહિકા નાશ પામે છે.

જો રોગી પ્રવાહિકાના ભેદરૂપ નિસ્સારકથી (ગળકાથી?) પીડાતો હોય, તો તેને ઘાટી તરવાળા દહીંમાં મધ નાખી, તે દહીંથી ભોજન કરાવવું અથવા સોનારૂપા સિવાયના ધાતુને સારી પેઠે તપાવી, તે ધાતુ દૂધમાં નાખી, તેથી તપેલા દૂધને ઠંડું પડવા દઈ તેમાં મધ નાખીને

વવા અથવા જવની ખાકેલી ઘૂઘરી દહીમા ખવરાવવી ને તે ઉપર લોટની સફેદ સુગ પાવી અથવા સસનાનુ લોહીમિશ્ર માંસ અને ગિસામણીના કલ્કને ઘી તથા દહીમાં પકવીને ખવડાવવુ અને તે ઉપર વિટાને ઉત્પન્ન કરનાર કોમળ અન્નનુ સેવન કરાવવુ

જે માણસની વિષ્ટા ક્ષય પામી હોય, તેને ઉપર પ્રમાણે ઔષધો દેવા ઉપરાત ઘી તથા તેલમા દહી તથા દાડમના રસની સાથે સિદ્ધ કરેલો અડદ, જવ તથા બોરનો રસ ભોજન માટે દેવો હિતકારી છે

બિડલૂણ, કાચા બીલા તથા સૂઠના કલ્કને દહીની તરમા મિશ્ર કરી ઘી તથા તેલમા શેકીને ખવડાવવો, એ પણ વિષ્ટાના ક્ષય ઉપર હિતકારી છે

પ્રદીપ્ત જઠરાગ્નિવાળા અને ક્ષીણ વિષ્ટાવાળા જે માણસને ફીણવાળો તથા વેદનાવાળો મળ નીકળ્યા કરતો હોય, તે માણસને ચિત્રક આદિ દીપન પદાર્થોથી તથા કાચા બીલા વગેરે ગ્રાહી પદાર્થોથી મિશ્ર કરેલુ કાચુ ઘી પાવુ ૨૩

वायु प्रवृद्धो निचित बलास
नुदत्यधस्तादहिताशनस्य ।
प्रवाहमाणस्य मुहुर्मलाक्त
प्रवाहिका ता प्रवदन्ति तज्ज्ञा ॥२४॥

## પ્રવાહિકાનુ લક્ષણ

અત્યંત અહિતકર પદાર્થો ખાનારા માણસ નો અત્યંત વૃદ્ધિ પામેલો વાયુ જ્યા તે માણસ જેર કરીને ગુદામાંથી અધોવાયુ મૂકવા જાય, ત્યારે તે માણસની ગુદામાંથી વિષ્ટા વડે ખરડા યેલા, જમા થયેલા કફાદિકને વારવાર થોડા થોડા નીચે કાઢે છે, તે રોગને વૈદ્યો પ્રવાહિકા (અતિસારની ખાસ અવસ્થા) કહે છે ૨૪

प्रवाहिका वातकृता सशूला
पित्तात्सदाहा सकफा कफाच्च ।
सशोणिता शोणितसम्भवा तु
ता स्नेहरूक्षप्रभवा मतास्तु ॥
तासामतीसारवदादिशेच्च
लिङ्ग क्रम चामविपकता च ॥ २५ ॥

## દોષો ઉપરથી પ્રવાહિકાના રૂપો, નિદાનો તથા ચિકિત્સા

જે પ્રવાહિકા શૂળવાળી હોય, તેને વાયુએ કરેલી સમજવી અને તે રૂક્ષ પદાર્થોથી થાય છે જે પ્રવાહિકા દાહવાળી હોય, તેને પિત્તના સબધથી સમજવી અને તે તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થોથી થાય છે જે પ્રવાહિકા કફવાળી હોય, તેને કફનાસબધથી સમજવી અને તે સ્નેહવાળા પદાર્થોથી થાય છે જે પ્રવાહિકા લોહીવાળી હોય, તેને લોહીના સબધથી સમજવી અને તે તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થોથી થાય છે પ્રવાહિકાઓના ચિહ્નો, ચિકિત્સાદિક અને કાચા તથા પાકાપણાની રીત અતિસારની પેઠે જ સમજવા

न शान्तिमायाति विलङ्घनैर्या
योगैरुदीर्णा यदि पाचनैर्वा ॥
ता क्षीरमेवाशु शृत निहन्ति
तैल तिला पिच्छिलवस्तयश्च ।
आर्द्र कुशै सपरिवेष्टितानि
वृन्तान्यथार्द्राणि हि शाल्मलीनाम् ॥
पक्वानि सम्यक्पुटपाकयोगे–
नापोथ्य तेभ्यो रसमाददीत ।
क्षीर शृत तैलहविर्विमिश्र
कल्कन यष्टीमधुकस्य चापि ।
बस्ति विदध्याद्भिषगप्रमत्त
प्रवाहिकामूत्रपुरीषसङ्गे ॥
द्विपञ्चमूलीक्वथितेन शूले
प्रवाहमाणस्य समाक्षिकेण ।
क्षीरेण चास्थापनमग्र्यमुक्त
तैलेन युञ्ज्यादनुवासन च ॥
वातप्रवर्गे लवणेषु चैव
तैल च सिद्ध हितमन्नपाने ।

रौक्ष्याज्जाते क्रिया स्निग्धा रूक्षा स्नेहनिमित्तजे ।
भयजे सान्त्वनापूर्वा शोकजे शोकनाशनी ॥
विषार्शःकृमिसंभूते हिता चोभयशर्मदा ॥२८॥

### અતિસારોની હેતુવિપરીત ચિકિત્સા

અતિસાર જો રૂક્ષતાથી ઉત્પન્ન થયો હોય તો સ્નિગ્ધ ક્રિયા કરવી, સ્નેહથી ઉત્પન્ન થયો હોય તો રૂક્ષ ક્રિયા કરવી, ભયથી ઉત્પન્ન થયો હોય તો સાંત્વનાપૂર્વક ક્રિયા કરવી, શોકથી ઉત્પન્ન થયો હોય તો શોક દૂર કરનારી ક્રિયા કરવી અને વિષથી, અરશોથી કે કૃમિઓથી થયો હોય, તો તે વિષાદિકને તથા અતિસારને પણ દૂર કરનારી ક્રિયા કરવી હિતકારી છે. ૨૮

छर्दिमूर्छातृडाद्यांश्च साधयेदविरोधतः ॥२९॥

### અતિસારના ઉપદ્રવોની ચિકિત્સાપદ્ધતિ

ઊલટી, મૂર્છા તથા તરસ વગેરે ઉપદ્રવોને મૂળ વ્યાધિની ચિકિત્સાથી વિરુદ્ધ ન થાય, એવી ચિકિત્સાઓથી શાંત કરવા. ૨૯

समवाये तु दोषाणां पूर्वं पित्तमुपाचरेत् ।
ज्वरे चैवातिसारे च सर्वत्रान्यत्र मारुतम् ॥३०॥

### અતિસારમાં બે કે ત્રણ દોષોનો સંયોગ હોય તો કયા દોષની પ્રથમ ચિકિત્સા કરવી ?

અતિસારમાં કે જ્વરમાં બે કે ત્રણ દોષોનો સંયોગ હોય, તો પ્રથમ પિત્તની ચિકિત્સા કરવી અને બાકીના રોગોમાં બે કે ત્રણ દોષોનો સંયોગ હોય, તો પ્રથમ વાયુની ચિકિત્સા કરવી. (અતિસારમાં કેવળ વાયુ તથા કફનો સંયોગ હોય, તો પ્રથમ વાયુની જ ચિકિત્સા કરવી ) ૩૦

यस्योच्चारं विना मूत्रं सम्यग्वायुश्च गच्छति ।
दीप्ताग्नेर्लघुकोष्ठस्य स्थितस्तस्योदरामयः ॥३१॥

### અતિસારથી મુક્ત થયેલાનું લક્ષણ

જેનો અગ્નિ પ્રદીપ્ત થયો હોય, કોઠો હલકો થયો હોય અને સાથે વિષ્ટાના સંબંધ વિના મૂત્ર અને અધોવાયુ ચોખ્ખી રીતે નીકળવા લાગ્યાં હોય, તે માણસને અતિસારથી મુક્ત થયેલો સમજવો. ૩૧

कर्मजा व्याधयः केचिद्दोषजाः सन्ति चापरे ।
कर्मदोषोद्भवाश्चान्ये कर्मजास्तेष्वहेतुकाः ॥
नश्यन्ति त्वक्रियाभिस्ते क्रियाभिः कर्मसङ्क्षये ।
शाम्यन्ति दोषसम्भूता दोषसंक्षयहेतुभिः ॥
तेषामल्पनिदाना ये प्रतिकष्टा भवन्ति च ।
मृदवो बह्वदोषा वा कर्मदोषोद्भवास्तु ते ॥
कर्मदोषक्षयकृता तेषां सिद्धिर्विधीयते ॥३२॥

### વ્યાધિઓના ત્રણ ભેદો, તેમનાં લક્ષણો અને શાંતિના પ્રકારો

કેટલાક વ્યાધિઓ કર્મથી, કેટલાક દોષોથી અને કેટલાક એ બન્નેથી (કર્મ તથા દોષથી) ઉત્પન્ન થયેલા હોય છે.

જે વ્યાધિઓ હેતુઓ વિના ઉત્પન્ન થયેલા હોય છે, તેઓ કર્મજ (કર્મથી ઉત્પન્ન થયેલા) કહેવાય છે. એ વ્યાધિઓ પ્રાયશ્ચિત્તાદિકથી કર્મનો ક્ષય થતાં ચિકિત્સા વિના જ મટે છે.

જે વ્યાધિઓ દોષોથી ઉત્પન્ન થયેલા હોય છે, તેઓ દોષોનો નાશ કરનારી ચિકિત્સાથી મટે છે.

જે મોટા અથવા નાના વ્યાધિઓ નાનાં નિદાનોવાળા છતાં અત્યંત દુઃખદાયી હોય, તેઓ કર્મ અને દોષ એ બન્નેથી ઉત્પન્ન થયેલા હોય છે. એ વ્યાધિઓ પ્રાયશ્ચિત્તાદિક અને ચિકિત્સા—એ બન્નેના સંયોગથી નાશ પામે છે. ૩૨

दुष्यति ग्रहणी जन्तोरग्निसादनहेतुभिः ।
अतिसारे निवृत्तेऽपि मन्दाग्नेरहिताशिनः ॥
भूयः संदूषितो वह्निर्ग्रहणीमभिदूषयेत् ॥३३॥

### અતિસારમાં ગ્રહણીની ધાસ્તી અને સંપ્રાપ્તિ

અતિસાર મટી ગયા પછી અને મટી ગયા વિના પણ, મંદ અગ્નિવાળા અને અહિતકર પદાર્થોનું ભક્ષણ કરનારા માણસનો ફરીવાર દૂષિત થયેલો અગ્નિ ગ્રહણીને દૂષિત કરે છે. કોઈ વખત અતિસાર ઉત્પન્ન ન થયા છતાં અગ્નિને મંદ કરનારાં

તે દૂધથી ભોજન કરાવવું. (કેટલાક ગ્રંથોમાં તો કહ્યું છે, કે સોના કે રૂપાને સારી પેઠે તપાવી તેને દૂધમાં નાખી તેથી તપેલા દૂધને ઠંડું પડવા દઈ તેમાં મધ નાખી તે દૂધથી ભોજન કરાવવું) જો નિસ્સારકવાળો માણસ, શૂળથી પીડાતો હોય, તો તેને સૂંઠ, મરી, પીપર તથા વિદારિગંધાદિ-ગણથી પકવેલા દૂધમાં ભોજન દેવું હિતકારી છે. એ માણસને વાયુ હણનારાં, ગ્રાહી તથા દીપનીય ઔષધોથી સંસ્કાર આપેલા માંસના રસો જમાડવા, માછલાં ખવડાવવાં અને વાયુને હણનારાં દ્રવ્યોથી માંસના રસોને પકવી ઘી તથા તેલમાં મિશ્ર કરી તે પણ પાવો. કાળિયાર, ગાડર અને બકરાંનાં માંસોને વડનાં કોમળ પલ્લવોની સાથે પકવી તે માંસો ખવડાવવાં. જાડા બકરાના લોહીને સૂકવી તેને વાયુને હણનારા પદાર્થોથી પકવેલા ઘીમાં તથા તેલમાં પકવી તથા દહીંનો સંસ્કાર આપી તે લોહી ખવડાવવું. મોરનાં તથા લાવા નામનાં પક્ષીઓનાં માંસોની ગોઠવણોની સાથે, ખડયૂષોની સાથે તથા ઉત્તમ પ્રકારનાં દહીંની સાથે ભોજન કરાવવું. સારી પેઠે બાફેલા અડદને ઘીની ઉપરના મંડથી યુક્ત કરી મરીનું ચૂર્ણ ભભરાવી તે અડદ પણ દહીંની સાથે ખવડાવવા. નિસ્સારકમાં મોટી વેદનાવાળું મૂત્ર-કૃચ્છ્ર થયું હોય, તો જેઠીમધ તથા નીલકમળના કલ્કથી પકવેલા અને મધ તથા ઘીમાં મિશ્ર કરેલા દૂધથી બસ્તિ દેવી. આ બસ્તિથી લોહી, દાહ અને જ્વર શાંત થઈ જાય છે. જે રોગી નિસ્સારકની વેદનાથી નિરંતર પીડાતો હોય તેને કાકોલ્યાદિ મધુર ઔષધોના ક્વાથથી પકવેલા તેલથી દિવસે અથવા રાતે પણ અનુ-વાસનબસ્તિ દેવી હિતકારી થાય છે. (જો કે અનુ-વાસનબસ્તિ દેવાનો રાત્રિમાં નિષેધ છે, તો પણ આવા વિષયમાં રાત્રિએ દેવાની પણ છૂટ છે.)

જેમજેમ તેલની યોજનાઓ કરવામાં આવે, તેમતેમ વાયુની શાંતિ થાય છે અને વાયુની શાંતિ થાય, તો પ્રવાહિકાની શાંતિ થાય છે; માટે વૈદ્યે પ્રવાહિકામાં વાયુની શાંતિ કરવી.

કાળીપાડ, મોટી અજમોદ, ઇંદ્રજવ, સૂંઠ અને પીપરને સમભાગે લઈ, વાટી સહેવાય તેવા ગરમ પાણીની સાથે પાવામાં આવે, તો તેથી પ્રવાહિકા શાંત થાય છે.

જાડા બકરાનાં વૃષણોના કલ્કથી દૂધ પકવી ઘીમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તે દૂધ પ્રવાહિકાને તુરત મટાડે છે.

સૂંઠ તથા નાકછીકણીના ક્વાથ તથા કલ્કથી તેલને તથા ઘીને પકવી, તે ચટાડવામાં આવે, તો તેથી પ્રવાહિકા તુરત નાશ પામે છે.

સાલેડો, કાયફળ અને દાડમના ક્વાથમાં બનાવેલી, બીલાંના ગર્ભથી યુક્ત કરેલી અને દહીં, તેલ તથા ઘીથી મિશ્ર કરેલી રાબ પ્રવાહિકા ઉપર અત્યંત પથ્ય છે.

શેડકઢું દૂધ પીવડાવવું, એ પણ પ્રવાહિકા ઉપર અત્યંત પથ્ય છે. ૨૬

लघूनि पथ्यान्यथ दीपनानि
स्निग्धानि भोज्यान्युदरामयेषु ॥
हिताय नित्यं वितरेच्च भोज्यम्
योगांश्च तांस्तान् भिषगप्रमत्तः ।
तृष्णापनयनी लघ्वी दीपनी बस्तिशोधनी ।
ज्वरे चैवातिसारे च यवागूः सर्वदा हिता ॥२७॥

### અતિસારની વ્યાધિવિપરીત ચિકિત્સા

વૈદ્યે સાવધાન રહી દોષોનું તથા અવસ્થા-ઓનું વિવેચન કરી અતિસારો ઉપર હિત માટે સર્વદા હલકા, પથ્ય, અગ્નિને દીપ્ત કરનારા તથા સ્નિગ્ધ આહારો દેવા અને ઔષધોના તે તે યોગો પણ દેવા. રાબ તરસ ટાળનારી છે, હલકી છે, અગ્નિને દીપ્ત કરનારી છે અને મૂત્રા-શયને શુદ્ધ કરનારી છે, માટે જ્વરમાં અને અતિસારમાં સર્વદા હિત કરનારી ગણાય છે. ૨૭

અને અથાણાંના પાણીના જેવા ગંધવાળા, કડવા ગંધવાળા, ખાટા ગંધવાળા, સોડા જેવી ગંધવાળા, ધુમાડા જેવી ગંધવાળા તથા કાચા માંસાદિકના જેવા ગંધવાળા પચરકા આવે છે. ૩૮

वाताच्छूलाधिकैः पायुहृत्पार्श्वोदरमस्तकैः ।
पित्तात्सदाहैर्गुरुभिः कफात्त्रिभ्यस्त्रिलक्षणैः ॥३९॥

**દોષોના ભેદથી ગ્રહણીનાં વિશિષ્ટ લક્ષણો**

ગ્રહણીરોગ વાયુથી થયો હોય તો ગુદા, હૃદય, પડખાં, ઉદર તથા માથામાં અત્યંત શૂળ નીકળે છે. ગ્રહણીરોગ પિત્તથી થયો હોય તો ગુદા, હૃદય, પડખાં, ઉદર તથા માથામાં દાહ થાય છે. ગ્રહણીરોગ કફથી થયો હોય તો ગુદા, હૃદય, પડખાં, ઉદર તથા માથામાં ભારેપણું થાય છે અને ગ્રહણીરોગ ત્રણે દોષોથી થયો હોય તો ગુદા, હૃદય, પડખાં, ઉદર તથા મસ્તકમાં શૂળ, દાહ તથા ભારેપણું—એ ત્રણે થાય છે. ૩૯

यथादोषोच्छ्रयं तस्य विशुद्धस्य यथाक्रमम् ॥
पेयादिं वितरेत्सम्यग्दीपनीयोपसम्भृतम् ।
ततः पाचनसङ्ग्राहिदीपनीयगणत्रयम् ॥
पिबेत्प्रातः सुरारिष्टस्नेहमूत्रसुखाम्बुभिः ।
तक्रेण वाथ तक्रं वा केवलं हितमुच्यते ॥
क्रिमिगुल्मोदरार्शोघ्नीः क्रियाश्चात्रावचारयेत् ।
चूर्णं हिङ्ग्वादिकं चात्र घृतं वा प्लीहनाशनम् ॥
कल्केन मगधादेश्च चाङ्गेरीस्वरसेन वा ।
चतुर्गुणेन दध्ना च घृतं सिद्धं हितं भवेत् ॥
सर्वथा दीपनं सर्वं ग्रहणीरोगिणां हितम् ।
ज्वरादीनविरोधाच्च साधयेत्स्वैश्चिकित्सितैः ॥४०॥

**ગ્રહણીરોગની ચિકિત્સા**

ગ્રહણીદોષના રોગીને દોષની વૃદ્ધિ અનુસાર યોગ્ય ક્રમ પ્રમાણે વમનવિરેચનાદિક શોધન સંસ્કાર આપીને પછી યોગ્ય રીતે દીપનીય દ્રવ્યોથી સંસ્કાર આપેલાં પેયા વગેરે દ્રવ્યો આપવાં. પછી પ્રભાતમાં સુરા, અરિષ્ટ, સ્નેહ, મૂત્ર, સહેવાય તેવું ઉષ્ણ જળ અથવા છાશની સાથે પાચન વર્ગનાં, સંગ્રાહી વર્ગનાં તથા દીપનીય વર્ગનાં ઔષધોના કલ્કો પાવા; અથવા કેવળ છાશ પાવી, એ પણ હિતકારી કહેવાય છે.

ગ્રહણીદોષ ઉપર કૃમિ, ગુલ્મ, ઉદર અને અરશને હણનારી ક્રિયાઓ પણ કરવી.

ચિકિત્સાસ્થાનના ૫મા અધ્યાયના ૨૪મા વિષયમાં કહેલું હિંગ્વાદિ ચૂર્ણ ગ્રહણીદોષ ઉપર હિતકારી છે.

ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલું ષટ્પલક નામનું ઘી ગ્રહણીદોષ ઉપર હિતકારી છે.

પિપ્પલ્યાદિ ગણનો કલ્ક, ચૂકા નામની ખાટી ભાજીનો સ્વરસ અને ચોગણું દહીંથી પકવેલું ઘી પણ ગ્રહણીદોષ ઉપર હિતકારી થાય છે.

જે જે કંઈ દીપન (અગ્નિને પ્રદીપ્ત કરનાર) છે, તે સઘળું ગ્રહણીદોષવાળાઓને સર્વથા હિતકારી થાય છે.

ગ્રહણીદોષમાં જ્વર વગેરે જે ઉપદ્રવો હોય; તેઓને વૈદ્ય મૂળવ્યાધિની (ગ્રહણીદોષની) ચિકિત્સાથી વિરોધ ન આવે, એ રીતે પોતપોતાની (જ્વરાદિકની) ચિકિત્સાઓથી મટાડવા. ૪૦

## અધ્યાય ૪૧મો

अथातः शोफप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'શોફપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अनेकरोगानुगतो बहुरोगपुरोगमः ।
दुर्विज्ञेयो दुर्निवारः शोफो व्याधिर्महाबलः ॥ २ ॥

---

૧ સોજાના રોગનાં નિદાન, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

નિદાનોથી ગ્રહણી દૂષિત થઈ જાય છે. ૩૩

तस्मात्कार्यः परीहारस्त्वतीसारे विरिक्तवत् ।
यावन्न प्रकृतिस्थः स्याद्दोषतः प्राणतस्तथा ॥३४॥

### અતિસારમાં પરેજી અને તેની મુદત

અતિસારમાં ઉપર કહ્યા પ્રમાણે ગ્રહણી-રોગની ધાસ્તી છે; માટે અતિસારના રોગીએ જ્યાં સુધી દોષ પ્રકૃતિસ્થ ન થયેલા હોય, ત્યાં સુધી ઘણા પવનવાળી જગ્યાનું સેવન કરવું નહીં, ટાઢા પાણીનો ત્યાગ કરવો, અજીર્ણ કરનારા અન્નનો ત્યાગ કરવો, કસરત, મૈથુન અને અભ્યંગ કરવાં નહીં. ૩૪

षष्ठी पित्तधरा नाम या कला परिकीर्तिता ।
पक्वामाशयमध्यस्था ग्रहणी सा प्रकीर्तिता ॥
ग्रहण्या बलमग्निर्हि स चापि ग्रहणीश्रितः ।
तस्मात्संदूषिते वह्नौ ग्रहणी संप्रदुष्यति ॥३५॥

### ગ્રહણીનું નિરૂપણ તથા તેના દૂષિત થવામાં કારણ

શારીરસ્થાનના ચોથા અધ્યાયના ચોથા વિષયમાં 'પિત્તધરા' નામની જ છઠ્ઠી કળા પક્વાશયના તથા આમાશયના મધ્યમાં રહેલી કહી છે, તે ગ્રહણી કહેવાય છે. એ ગ્રહણીનું બળ જઠરાગ્નિ છે. તે જઠરાગ્નિ, એ ગ્રહણીમાં રહેલો છે, તેથી તે અગ્નિ દૂષિત થાય, તો ગ્રહણી પણ દૂષિત થાય છે. ૩૫

एकशः सर्वशश्चैव दोषैरत्यर्थमूर्छितैः ।
सा दुष्टा बहुशो भुक्तमाममेव विमुञ्चति ॥
पक्वं वा सरुजं पूति मुहुर्बद्धं मुहुर्द्रवम् ।
ग्रहणीरोगमाहुस्तमायुर्वेदविदो जनाः ॥३६॥

### ગ્રહણીરોગનું સંખ્યાપૂર્વક લક્ષણ

એ ગ્રહણી અત્યંત વૃદ્ધિ પામેલા વાયુ, પિત્ત, કફ કે ત્રણે દોષોથી દૂષિત થઈને, ખાધેલા અન્નાદિકને ઘણીવાર કાચું ને કાચું જ મૂકે છે, પાકું પણ મૂકે છે અને તે અન્નાદિક વેદના સહિત, દુર્ગંધવાળું, વારંવાર બંધાતું અને વારંવાર પ્રવાહીરૂપે પડે છે. આ રોગને આયુર્વેદ જાણનારા વિદ્વાનો ગ્રહણીરોગ કહે છે. (વાગ્ભટ કહે છે, કે 'ગ્રહણીદોષ હોય તો અન્નના અજીર્ણ-પણાના સમયમાં આમવાળો મળ પડે છે અને કોઈ વખતે અન્નવાળો મળ પડે છે. અન્નના જીર્ણપણાના સમયમાં પાકો મળ પડે છે, કોઈ વખતે મુદ્દલ પડતો નથી, કોઈ વખતે અકસ્માત્ વારંવાર બંધાયેલો અથવા શિથિલપણાવાળો પડે છે' ભાવમિશ્ર કહે છે, કે 'અતિસારમાં દ્રવધાતુ-ની જ પ્રવૃત્તિ થાય છે અને ગ્રહણીમાં તો બંધા-યેલા મળની પણ પ્રવૃત્તિ થાય છે' એટલો અતિસાર અને ગ્રહણીમાં ભેદ છે.) ૩૬

तस्योत्पत्तौ विदाहोऽन्ने सदनालस्यतृट्क्लमाः ।
बलक्षयोऽरुचिः कासः कर्णक्ष्वेडोऽन्त्रकूजनम् ॥३७॥

### ગ્રહણીરોગનું પૂર્વરૂપ

ગ્રહણીરોગ ઉત્પન્ન થવાનો હોય, ત્યારે અન્ન બરાબર પચતું નથી, ગ્લાનિ થાય છે, આળસ થાય છે, તરસ લાગ્યા કરે છે, કલમ થાય છે, બળનો ક્ષય થાય છે, અરુચિ થાય છે ખાંસી થાય છે, કાનમાં અનેક પ્રકારનો અવાજ થનો સંભળાય છે અને આંતરડાંઓમાં ગડગડાટ થાય છે. ૩૭

अथ जाते भवेज्जन्तुः शूनपादकरः कृशः ।
पर्वरुग्लौल्यतृट्छर्दिर्ज्वरारोचकदाहवान् ॥
उद्गिरेच्छुक्ततिक्ताम्ललोहधूमामगन्धिकम् ।
प्रसेकमुखवैरस्यतमकारुचिपीडितः ॥३८॥

### ગ્રહણીરોગનું સ્પષ્ટ થયેલું રૂપ

ગ્રહણીરોગ ઉત્પન્ન થાય, ત્યારે માણસ સૂજેલા (સોજાવાળા) હાથપગવાળો તથા કૃશ થઈ જાય છે, સાંધાઓમાં વેદના થાય છે, સઘળા રસોમાં લોલુપતા આવે છે, તરસ લાગે છે, ઊલટી થાય છે, જ્વર આવે છે, બળતરા થાય છે, વાર-વાર થૂંકવું પડે છે, મોઢું વિરસ થઈ જાય છે, તમકશ્વાસ થાય છે, અત્યંત અરુચિ થાય છે

## શોષની સંપ્રાપ્તિ

જેઓમાં કફ પ્રધાન હોય છે એવા ત્રણે દોષોથી રસનું વહન કરનારી ધમનીઓ રોકાઈ જવાને લીધે રસ ક્ષીણ થતાં રસ પછીની સર્વે ધાતુઓ પણ ક્ષીણ થાય છે અને ધાતુઓ ક્ષીણ થતાં માણસ સુકાઈ જાય છે. જેમ કારણભૂત રસના ક્ષયથી કાર્યભૂત લોહી આદિ ધાતુઓનો સવળે ક્રમે ક્ષય થાય છે, તેમ ઊલટે ક્રમે કાર્યભૂત વીર્યના ક્ષયથી કારણભૂત ધાતુઓનો ક્ષય પણ થાય છે. જેમ કે અત્યંત મૈથુનને લીધે પુરુષનું વીર્ય ક્ષીણ થતાં વાયુના પ્રકોપપૂર્વક બીજા દોષો પણ કુપિત થતાં મજ્જા ક્ષીણ થાય છે, મજ્જા ક્ષીણ થતાં હાડકાં ક્ષીણ થાય છે, હાડકાં ક્ષીણ થતાં મેદ ક્ષીણ થાય છે, મેદ ક્ષીણ થતાં માંસ ક્ષીણ થાય છે. માંસ ક્ષીણ થતાં લોહી ક્ષીણ થાય છે, લોહી ક્ષીણ થતાં રસ ક્ષીણ થાય છે અને એ રીતે ધાતુઓ ક્ષીણ થતાં માણસ સુકાઈ જાય છે. ૬

भक्तद्वेषो ज्वरः श्वासः कासः शोणितदर्शनम् ।
स्वरभेदश्च जायन्ते षड् जाते राजयक्ष्मणि ॥७॥

## શોષમાં દોષોનાં ચિહ્નોરૂપ છ લક્ષણો

માણસને શોષ ઉત્પન્ન થાય ત્યારે અન્ન ઉપર દ્વેષ, જ્વર, ખાંસી, શ્વાસ, લોહીનું પડવું અને સ્વરભેદ (અવાજનું ઘોઘરાપણું)–એ છ લક્ષણો દોષોના પ્રકોપને લીધે થાય છે. (એમાં અન્ન ઉપર દ્વેષ અને ખાંસી–એ કફના પ્રકોપથી થાય છે, જ્વર અને લોહીનું પડવું–એ પિત્તના પ્રકોપથી થાય છે અને સ્વરભેદ તથા શ્વાસ–એ વાયુના પ્રકોપથી થાય છે.) ૭

स्वरभेदोऽनिलाच्छूलं सङ्कोचश्चांसपार्श्वयोः ।
ज्वरो दाहोऽतिसारश्च पित्ताद्रक्तस्य चागमः ॥
शिरसः परिपूर्णत्वमभक्तच्छन्द एव च ।
कासः कण्ठस्य चोद्ध्वंसो विज्ञेयः कफकोपतः ॥८॥

## શોષમાં દોષોનાં ચિહ્નોરૂપ અગિયાર લક્ષણો

માણસને શોષ ઉત્પન્ન થાય ત્યારે ખભા તથા પડખાંનું સંકોચાવું, શૂળ અને સ્વરભેદ–એ ત્રણ લક્ષણો વાયુના પ્રકોપથી થાય છે. જ્વર, દાહ, અતિસાર અને લોહીનું પડવું–એ ચાર લક્ષણો પિત્તના પ્રકોપથી થાય છે અને માથાનું પૂર્ણપણું (ભારેપણું), અન્ન ઉપર અરુચિ, ખાંસી તથા કંઠનો ધ્વંસ–એ ચાર લક્ષણો કફના પ્રકોપથી થાય છે. ૮

एकादशभिरेतैर्वा षड्भिर्वापि समन्वितम् ।
त्रिभिर्वा पीडितं लिङ्गैर्ज्वरकासासृगामयैः ।
जह्याच्छोषार्दितं जन्तुमिच्छन् सुविपुलं यशः ॥९॥

## શોષને ક્યારે અસાધ્ય સમજવો ?

જે વૈદ્ય ઉત્તમ કીર્તિની ઇચ્છા કરતો હોય, તેણે ઉપરના સાતમા વિષયમાં કહેલાં છ અથવા આઠમા વિષયમાં કહેલાં અગિયાર અથવા તંત્રાંતરના મતે જ્વર, ખાંસી અને લોહીનું પડવું–એ ત્રણ લક્ષણોથી પીડાયેલા શોષના દરદીની ચિકિત્સા કરવી નહિ. (સઘળાં લક્ષણો થયા છતાં જ્યાં સુધી માંસ અને બળ વિદ્યમાન હોય, ત્યાં સુધી ચિકિત્સા કરવાની છૂટ બીજા તંત્રકારોએ આપેલી છે. આ અધ્યાયના ૨૦મા વિષયમાં બીજાં પણ શોષની અસાધ્યતાનાં લક્ષણો કહેવામાં આવશે, તેઓ ઉપર પણ ધ્યાન આપવું.) ૯

व्यवायशोकस्थाविर्यव्यायामाध्वप्रवासतः ।
व्रणोरःक्षतपीडाभ्यां शोषानन्ये वदन्ति हि ॥१०॥

## આચાર્યોના મતે નિદાનોપરત્વે શોષના ભેદો

કેટલાક આચાર્યો કહે છે, કે અતિ મૈથુન કરવાથી થયેલો શોષ 'વ્યવાયશોષ' શોકથી થયેલો શોષ 'શોકશોષ', વૃદ્ધત્વથી 'જરાશોષ' કસરત કરવાથી 'વ્યાયામશોષ', પંથ કરવાથી 'અધ્વશોષ' વ્રણ થવાથી 'વ્રણશોષ' અને

### શોષ(ખેનના દરદ)નો સ્વભાવ

શોષ અનેક ઉપદ્રવોવાળો હોય છે, શ્વાસ આદિ ઘણા રોગોરૂપી પૂર્વરૂપવાળો હોય છે, ત્રણે દોષોનાં ચિહ્નોવાળો હોવાને લીધે તેમાં ચ શાસ્ત્રની કલ્પના કરવી કઠણ પડે છે મટાડવો મુશ્કેલ હોય છે અને એ કારણોને લીધે તે ઘણો બળવાન ગણાય છે ૨

संशोषणाद्रसादीनां शोष इत्यमिधीयते ।
क्रियाक्षयकरत्वाच्च क्षय इत्युच्यते पुनः ॥
राज्ञश्चन्द्रमसो यस्मादभूदेष किलामयः ।
तस्मात्तं राजयक्ष्मेति केचिदाहुर्मनीषिणः ॥ ३ ॥

### એ વ્યાધિનાં ત્રણ નામોનું કારણ

એ વ્યાધિ રસ આદિ ધાતુઓનું શોષણ કરે છે તેથી શોષ કહેવાય છે, રોગીની શારીરાદિક ચેષ્ટાઓનો તથા વૈદ્યની ઔષધયુક્તિરૂપ ક્રિયાઓનો ક્ષય કરે છે તેથી તે ક્ષય કહેવાય છે અને બ્રાહ્મણો તથા વૃક્ષોના રાજા ચંદ્રને તે પ્રથમ થયો હતો[1] તથા પોતાના મટાડનારા વૈદ્યોની પૂજા કરાવવામાં કારણરૂપ છે, તેથી કેટલાક વિદ્વાનો તેને 'રાજયક્ષ્મા' કહે છે ૩

स व्यस्तैर्जायते दोषैरिति केचिद्वदन्ति हि ।
एकादशानामेकस्मिन् सान्निध्यात्तन्त्रयुक्तितः ॥
क्रियाणां चाविमागेन प्रागेकोत्पादनेन च ।
एक एव मतः शोषः सन्निपातात्मको ह्यतः ॥
उद्रेकात्तत्र लिङ्गानि दोषाणां निपतन्ति हि ॥४॥

### શોષ સાન્નિપાતિક જ હોવા વિષે

શોષ રોગ એકએક દોષથી થાય છે, એમ કેટલાક આચાર્યો કહે છે, પણ તે વાત બરાબર નથી, કેમ કે તે રોગમાં ત્રણ દોષોનાં ચિહ્નોરૂપ અગિયાર અથવા છ લક્ષણો કે જેઓ આ અધ્યાયના ૮મા તથા ૭મા વિષયમાં આપવામાં આવશે, તેઓ દાખલ થયેલાં જોવામાં આવે છે, વળી શાસ્ત્રયુક્તિ જોતાં શોષની ચિકિત્સાઓ એક-એક દોષને અનુસરતી જુદીજુદી જોવામાં આવતી નથી, પણ સઘળી ત્રણે દોષોને અનુસરતી એકરૂપ જ જોવામાં આવે છે અને વળી દક્ષપ્રજાપતિએ પ્રથમ ઉત્પન્ન કરેલો એ રોગ ત્રિદોષાત્મકરૂપથી જ ચંદ્રના શરીરમાં પ્રકટ થયો હતો, આ ત્રણે કારણોને લીધે શોષને એક પ્રકારનો જ—એટલે સન્નિપાતાત્મક જ માનવામાં આવે છે. એ શોષમાં ત્રણે દોષોનાં ચિહ્નો દોષોના પ્રકોપને લીધે દાખલ થાય છે. ૪

क्षयाद्वेगप्रतीघाताद्व्यायामाद्विषमाशनात् ।
जायते कुपितैर्दोषैर्व्याप्तदेहस्य देहिनः ॥ ५ ॥

### શોષનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો

અત્યંત મૈથુનાદિક કરવાથી, મળમૂત્રાદિકની હાજતો રોકવાથી, સાહસ ભરેલા મલ્લયુદ્ધ વગેરે આયાસો કરવાથી અને વિષમ ભોજનો કરવાથી પ્રકુપિત થયેલા દોષો માણસના શરીરમાં વ્યાપ્ત થાય છે અને તે દોષોથી શોષ ઉત્પન્ન થાય છે.

कफप्रधानैर्दोषैर्हि रुद्धेषु रसवर्त्मसु ॥
अतिव्यवायिनो वापि क्षीणे रेतस्यनन्तराः ।
क्षीयन्ते धातवः सर्वे ततः शुष्यन्ति मानवः ॥६॥

---

૧ અહીં નીચે પ્રમાણે શાસ્ત્રોક્ત ઇતિહાસ છે 'પૂર્વે દક્ષ નામનો એક પ્રજાપતિ હતો એ પ્રજાપતિએ પોતાની ઘણી દીકરીઓમાંથી અશ્વિની આદિ સત્તાવીસ દીકરીઓ ચંદ્રને આપી હતી ચંદ્ર એમાંની બીજી સઘળી સ્ત્રીઓનો અનાદર કરીને કેવળ રોહિણીમાં આસક્ત રહેતા અશ્વિની વગેરેએ પોતાના પિતા દક્ષની પાસે તે વૃત્તાન્ત જણાવ્યો દક્ષે દીકરીઓની વાત સાંભળી ચંદ્રને બોલાવી પોતાની સઘળી દીકરીઓમાં સમાન રીતે વર્તવાની ભલામણ કરી ચંદ્ર એ ભલામણનો સ્વીકાર કરીને ગયો, પણ પાછો દક્ષના વચનનો અનાદર કરીને રોહિણીમાં જ આસક્ત રહેવા લાગ્યો આથી દક્ષપ્રજાપતિનો ક્રોધ મૂર્તિમાન થઈ રોહિણીમાં અતિપ્રસંગને લીધે ક્ષયરોગરૂપ બનીને ચંદ્રના શરીરમાં પેઠો આ રોગથી ઘેરાયેલો ચંદ્ર નિસ્તેજ, નિર્બળ અને નિરુત્સાહી થઈ ગયો ચંદ્ર પોતાને ગુરુના (દક્ષના) વચનના અનાદરને લીધે ક્ષયથી ઘેરાયેલો જોઈ દક્ષને શરણે ગયો એ ચંદ્રને શરણે થયેલો જોઈ અશ્વિનીકુમારોને ભલામણ કરીને તેઓના હાથથી ચિકિત્સા કરાવતાં ચંદ્ર એ રોગથી મુક્ત થયો.' આથી એમ સિદ્ધ થયું, કે ક્ષયરોગ કર્મ અને દોષ એ બન્નેના સંયોગથી થાય છે (ડલ્હન)

બોજો ઉપાડવાથી, અત્યંત ઊંચે સ્વરે અધ્યયન કરવાથી, અત્યંત અભિઘાત પામ્યાથી, અત્યંત મૈથુન કરવાથી કે એવા જ પ્રકારના, છાતીને ભીંસ આવે એવા બીજા કોઈ કામથી જેની છાતી ચિરાઈ જાય છે, તે માણસને છાતીના ઘાવને લીધે પરુ તથા કફ પડે છે, ખાંસી આવે છે, ખાંસી આવતાં પીળું, રાતું, કાળું તથા કાંઈક રાતું દ્રવ્ય પડે છે, છાતી તપ્યા કરે છે, અત્યંત પરિતાપ થાય છે, ગ્લાનિ થાય છે, મોઢાનો શ્વાસ દુર્ગંધવાળો થઈ જાય છે અને વર્ણ તથા સ્વર બદલી જાય છે. ૧૭

केषाञ्चिदेवं शोषो हि कारणैर्भेदमागतः ।
न तत्र दोषलिङ्गानां समस्तानां निपातनम् ॥
क्षया एव हि ते ज्ञेयाः प्रत्येकं धातुसंक्षयात् ।
चिकित्सितं तु तेषां हि प्रागुक्तं धातुसंक्षये ॥१८॥

### અન્ય આચાર્યોના મતનું ખંડન

ઉપર પ્રમાણે કેટલાક આચાર્યોએ નિદાનોના ભેદો ઉપરથી જુદાજુદા શોષો માનેલા છે, પરંતુ વાસ્તવિક વિચાર કરતાં એ શોષોમાં ત્રણે દોષોનાં, આ અધ્યાયના ૭મા તથા ૮મા વિષયમાં કહેલાં લક્ષણો હોતાં નથી, તેથી તેઓને શોષો જ કહી શકાતા નથી; આ પ્રમાણે એ વ્યવાયશોષ આદિ શોષો ખરી રીતે 'શોષો'જ નથી, પણ એ પ્રત્યેકમાં ધાતુઓનો ક્ષય હોય છે, તેથી ધાતુક્ષયોરૂપ જ છે. ધાતુક્ષયોની ચિકિત્સાઓ તો સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના ૧૬મા અધ્યાયમાં કહેવાઈ ગઈ છે. ૧૮

श्वासाङ्गसादकफसंस्रवतालुशोष-
च्छर्द्यग्निसादमदपीनसकासनिद्राः ।
शोषे भविष्यति भवन्ति स चापि जन्तुः
शुक्लेक्षणो भवति मांसपरो रिरंसुः ॥
स्वप्नेषु काकशुकशल्लकिनीलकण्ठ-
गृध्रास्तथैव कपयः कृकलासकाश्च ।
तं वाहयन्ति स नदीर्विजलाश्च पश्ये-
च्छुष्कांस्तरून्पवनधूमदवार्दितांश्च ॥१९॥

### શોષનાં પૂર્વરૂપો

શોષ થવાનો હોય ત્યારે શ્વાસ, અંગોમાં અનુત્સાહ, કફનું સ્રવવું, તાળવાનું શોષણ, વમન, અગ્નિની મંદતા, ઘણી સોપારી ખાધાના જેવો મદ (ઘીણો), પીનસ, ઉધરસ અને નિદ્રા થાય છે. એ માણસ માંસ ખાવાની ઇચ્છાવાળો તથા રમણ કરવાની ઇચ્છાવાળો થાય છે અને તેની આંખો સફેદ થઈ જાય છે. એ માણસને સ્વપ્નમાં કાગડા, પોપટ, શેઢાઈ, મોર, ગરજો, વાંદરા તથા કાચંડા ખેંચી જાય અને પાણીવગરની નદીઓ તથા સુકાયેલાં અને પવનથી, ધુમાડાથી તથા દાવાનળથી ખરાબ થયેલાં વૃક્ષો જોવામાં આવે છે. ૧૯

महाशनं क्षीयमाणमतीसारनिपीडितम् ।
शूनमुष्कोदरं चैव यक्ष्मिणं परिवर्जयेत् ॥२०॥

### શોષની અસાધ્યતાનાં બીજાં લક્ષણો

જે માણસ ખૂબ ખાવા છતાં ક્ષીણ થતો જતો હોય, તેના શોષની ચિકિત્સા કરવી નહીં. શોષવાળો જે માણસ અતિસારથી પીડાતો હોય, તેની પણ ચિકિત્સા કરવી નહીં. જેનાં વૃષણ અને પેટ સુકાઈ ગયેલ હોય, તેના શોષની પણ ચિકિત્સા કરવી નહીં. ૨૦

उपाचरेदात्मवन्तं दीप्ताग्निमकृशं नरम् ॥ २१ ॥

### શોષના કેવા દરદીની ચિકિત્સા કરવી?

જે માણસ જિતેંદ્રિય હોય, પ્રદીપ્ત અગ્નિવાળો હોય, કૃશ થયેલો ન હોય, (જ્વરના સંબંધથી રહિત હોય, બળવાન હોય અને ચિકિત્સા સંબંધી ક્રિયાઓ સહન કરી શકે એવો હોય) તેની ચિકિત્સા કરવી. ૨૧

स्थिरादिवर्गसिद्धेन घृतेनाजाविकेन च ॥
स्निग्धस्य मृदु कर्तव्यमूर्ध्वं चाधश्च शोधनम् ।
आस्थापनं तथा कार्यं शिरसश्च विरेचनम् ॥
यवगोधूमशालींश्च रसैर्भुञ्जीत शोषितः ।
दृढेऽग्नौ बृंहयेच्चापि निवृत्तोपद्रवं नरम् ॥

છાતીમા ક્ષત થવાથી થયેલો શોષ 'ઉર ક્ષતશોષ' કહેવાય છે ૧૦

व्यवायशोष शुक्रस्य क्षयलिङ्गैरुपद्रुतः ।
पाण्डुदेहो यथापूर्वं क्षीयन्ते चास्य धातवः ॥११॥

### વ્યવાયશોષનું લક્ષણ

જેને વ્યવાયશોષ થયો હોય, તે માણસને વીર્યના ક્ષયના જે ચિહ્નો કહ્યા છે, તે થાય છે, અટલે લિંગ તથા વૃષણોમાં વેદના થાય છે, મૈથુનમા અશક્તિ થાય છે અથવા ઘણીવાર વીર્ય પડે છે અને વીર્ય પડે તે પણ થોડુ તથા રાતુ પડે છે એ માણસનો દેહ પાંડુ થઈ જાય છે અને પ્રથમ વીર્ય ક્ષીણ થતા તેની ઉપરના મજ્જા આદિ ધાતુઓ પણ અનુક્રમે ક્ષીણ થાય છે ૧૧

प्रध्यानशील. स्रस्ताङ्ग शोकशोष्यपि तादृश ।
विना शुक्रक्षयकृतैर्विकारैरभिलक्षित ॥ १२ ॥

### શોકશોષનું લક્ષણ

જેને શોકશોષ થયો હોય, તે માણસ જે વસ્તુના અભાવથી શોક થયો હોય, તે વસ્તુનું ધ્યાન કર્યા કરે છે, શિથિલ અંગોવાળો થઈ જાય છે અને વ્યવાયશોષવાળા માણસની પેઠે વીર્ય આદિ બધાની ધાતુઓના ક્ષયથી યુક્ત હોય છે, પણ વ્યાધિના સ્વભાવને લીધે તેને લિંગમા તથા વૃષણોમા વેદના આદિ વિકારો થતા નથી ૧૨

जराशोषी कृशो मन्दवीर्यबुद्धिबलेन्द्रिय ।
श्वसनोऽरुचिमान् भिन्नकास्यपात्रहतस्वर. ॥
ष्ठीवति श्लेष्मणा हीन तथैवारतिपीडित ।
सम्प्रस्रुतास्यनासाक्ष. शुष्करूक्षमलच्छवि ॥१३॥

### જરાશોષનું લક્ષણ

જેને જરાશોષ થયો હોય, તે માણસનુ શરીર કૃશ થઈ જાય છે, વીર્ય, બળ, બુદ્ધિ તથા ઇન્દ્રિયો મંદ થઈ જાય છે, દમ ચડે છે, તેની કાંતિ ભાંગી જાય છે, સ્વર ફૂટેલા કાંસાના વાસણના જેવો ખોખરો થઈ જાય છે, એ માણસ વારવાર કફરહિત થૂંકયા કરે છે, અરુચિથી પીડાય છે, મોઢુ, નાક તથા આંખોમા સ્રાવ થાય છે અને તેનાં વિષ્ઠા તથા વર્ણ શુષ્ક તથા રૂક્ષ થઈ જાય છે ૧૩

अध्वप्रशोषी स्रस्ताङ्ग. सम्भृष्टपरुषच्छवि. ।
प्रसुप्तगात्रावयवः शुष्कक्लोमगलानन ॥ १४ ॥

### અધ્વશોષવાળાનું લક્ષણ

જેને અધ્વશોષ થયો હોય તે માણસના અંગો શિથિલ થઈ જાય છે, કાંતિ અગ્નિમા શેકાયેલા જેવી ખરાબ થઈ જાય છે, ગાત્રોમા તથા અવયવોમા સ્પર્શનું જ્ઞાન હોતુ નથી અને તરસ લાગવાનુ ઠેકાણુ-ગળુ તથા મોઢુ સુકાયેલુ રહે છે ૧૪

व्यायामशोषी भूयिष्ठमेभिरेव समन्वित. ।
उर क्षतकृतैर्लिङ्गै संयुक्तश्च क्षतादृिना ॥ १५ ॥

### વ્યાયામશોષવાળાનું લક્ષણ

જેને વ્યાયામશોષ થયો હોય, તે માણસ ઘણુ કરીને ઉપર કહેલાં અધ્વશોષનાળાના લક્ષણોથી યુક્ત હોય છે અને ક્ષત નહિ થયા છતા જે ઉરક્ષતશોષવાળાના લક્ષણો કહેવામા આવશે, તેઓથી યુક્ત થાય છે ૧૫

रक्तक्षयाद्वेदनाभिस्तथैवाहारयन्त्रणात् ।
व्रणितस्य भवेच्छोष सचासाध्यतम स्मृत ॥१६॥

### વ્રણશોષનું નિદાન

વ્રણવાળા માણસને લોહીનો ક્ષય થવાથી, વેદનાઓથી તથા આહારના પ્રતિબંધથી વ્રણશોષ થાય છે આ શોષ અત્યત અસાધ્ય કહેવાય છે ૧૬

व्यायाममाराध्ययनैरभिघातातिमैथुनै ।
कर्मणा चाप्युरस्येन वक्षो यस्य विदारितम् ॥
तस्योरसि क्षते रक्त पूय श्लेष्मा च गच्छति ।
कासमानश्छर्दयेच्च पीतरक्तासितारुणम् ॥
सन्तप्तवक्षाः सोऽत्यर्थं दूयते परिताम्यति ।
दुर्गन्धवदनोच्छ्वासो भिन्नवर्णस्वरो नर ॥१७॥

### ઉરક્ષતશોષનું નિદાન તથા લક્ષણ

અત્યત કમગત વગેરે કરવાથી, અત્યત

पलं पलं प्रातरतः प्रलिह्यात्
पश्चात्पिबेरक्षीरमतन्द्रितश्च ॥
एतद्धि मेध्यं परमं पवित्रं
चक्षुष्यमायुष्यमथो यशस्यम् ।
यक्ष्माणमाशु व्यपहन्ति चैतत्
पाण्ड्वामयं चैव भगन्दरं च ॥
श्वासं च हन्ति स्वरभेदकास-
हृत्प्लीहगुल्मग्रहणीगदांश्च ।
न चात्र किञ्चित्परिवर्जनीयं
रसायनं चैतदुपास्यमानम् ॥
प्लीहोदरोक्तं विहितं च सर्पि-
ष्णीण्येव चान्यानि हितानि चात्र ।
उपद्रवांश्च स्वरवैकृतादीन्
जयेद्यथास्वं प्रसमीक्ष्य शास्त्रम् ॥
अजाशकृन्मूत्रपयोघृतास्र-
म्मांसालयानि प्रतिसेवमानः ।
स्नानादिनानाविधिना जहाति
मासादशेषं नियमेन शोषम् ॥
रसोनयोगं विधिवत्क्षयार्तः
क्षीरेण वा नागबलाप्रयोगम् ।
सेवेत वा मागधिकाविधानं
तथोपयोगं जतुनोऽश्मजस्य ॥२२॥

## શોષની ચિકિત્સા

શોષવાળા માણસને વિદારિગંધાદિ વર્ગના ક્વાથથી તથા કલ્કથી પકવેલા બકરીના તથા ગાડરના ઘીથી સ્નિગ્ધ કર્યા પછી કોમળ યોગોથી તેનું વમન–વિરેચનરૂપ શોધન કરવું. એ માણસને નિરૂહબસ્તિ દેવી અને શિરોવિરેચન નસ્ય પણ દેવું. શુદ્ધ કર્યા પછી માંસોના રસોની સાથે જવ, ઘઉં તથા રાતા ચોખા જમાડવા; અગ્નિ દૃઢ થાય અને ઉપદ્રવો દૂર થાય, ત્યારે તેનું બૃંહણ પણ કરવું.

જેને અતિ મૈથુનથી શોષ થયો હોય, તે માણસને ઘણું કરી વાયુજન્ય ઉપદ્રવો થાય છે; એટલા માટે તેની સ્નિગ્ધ, વાયુને હણનારી અને બૃંહણ આપનારી ચિકિત્સા કરવી, એ હિતકારી છે. (આ વાક્ય પ્રક્ષિપ્ત હોવું જોઈએ; કેમકે 'શોષમાં ક્રિયાઓનો વિભાગ જ નથી' એમ પ્રથમ આ અધ્યાયના ચોથા વિષયમાં કહેલું છે.)

કાગડા, ઘુવડ, નોળિયા, બીલાડી, અળશિયાં, વાઘ વગેરે હિંસક પશુઓ, શેઢાઈ વગેરે દરમાં રહેનાર પ્રાણીઓ, ઉંદરો અને ગીધોનાં માંસોને અનેક પ્રકારોથી ગોઠવી, સરસિયા તેલમાં પકવી, સિંધવથી મિશ્ર કરી ખવરાવવાં. તે માંસો મૃગ તથા કૂકડા વગેરેનાં છે, એમ રોગીને ખોટું સમજાવવું, કે જેથી જુગુપ્સા ઉત્પન્ન ન થાય. વિષ્કિર તથા પ્રતુદ પક્ષીઓનાં માંસો અને મનને પ્રિય લાગે એવા મગ તથા તુવરની દાળના યૂષ વગેરે રસો પણ દેવા. ગધેડો, ઊંટ, હાથી, ખચ્ચર તથા ઘોડાનાં માંસો પણ સારી રીતે ગોઠવીને ખવરાવવાં. અરિષ્ટો પિવરાવવા અને તેઓ ઉપર ઘૂંટડે-ઘૂંટડે માંસના ઉપદંશો (દાંતોથી તોડીને ખવાય એવાં અથાણાં જેવા પદાર્થો ઉપદંશ કહેવાય છે.) ખવરાવવા. દ્રાક્ષનાં રસથી મિશ્ર કરેલી મદિરાઓનું પણ સેવન કરાવવું. આકડો તથા ગળોના ક્ષારના પાણીમાં જવ પલાળી તે જવનાં અનેક ભક્ષ્યો બનાવી ખવરાવવાં. રોગી અતિકૃશ હોય, તો તેને ભોજનના સમયમાં રાબ સાથે બકરીનું તથા ગાડરનું ઘી પાવું.

સૂંઠ, મરી, પીપર, ચવક અને વાવડિંગના ચૂર્ણને ઘી તથા મધથી મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી શોષ મટે છે.

માંસભક્ષક ગીધ આદિ પ્રાણીઓનાં માંસોના રસામાં ઘી પકવી તે ઘીને મધ તથા પીપરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી શોષ મટે છે.

દ્રાક્ષ, સાકર તથા પીપરનો અવલેહ કરી મધ તથા તેલ સાથે ચટાડવામાં આવે, તો તેથી શોષ નષ્ટ થાય છે.

व्यवायशोषिणं प्रायो भजन्ते वातजा गदाः ।
बृंहणीयो विधिस्तस्मै हितः स्निग्धोऽनिलापहः ॥
काकानुलूकान्नकुलान्बिडालान्
गण्डूपदान् व्यालबिलेशयाखून् ।
गृध्रांश्च दद्याद्विविधैः प्रकारैः
ससैन्धवान् सर्षपतैलभृष्टान् ॥
देयानि मांसानि च जाङ्गलानि
मुद्गाढकीसूपरसाश्च हृद्याः ।
खरोष्ट्रनागाश्वतराश्वजानि
देयानि मांसानि सुकल्पितानि ॥
मांसोपदंशांश्च पिबेदरिष्टा-
न्माध्वीकयुक्ता मदिराश्च सेव्याः ।
अर्कामृताक्षारजलोषितेभ्यः
कृत्वा यवेभ्यो विविधांश्च भक्ष्यान् ॥
खादेत् पिबेत्सर्पिरजाविकं वा
कृशो यवाग्वा सह भक्तकाले ।
सर्पिर्मधुभ्यां त्रिकटु प्रलिह्या-
च्चव्याविडङ्गोपहितं क्षयार्तः ॥
मांसादमांसेषु घृतं च सिद्धम्
शोषापहं क्षौद्रकणासमेतम् ।
द्राक्षासितामागधिकावलेहः
सक्षौद्रतैलः क्षयरोगघाती ॥
घृतेन चाजेन समाक्षिकेण
तुरङ्गगन्धातिलमाषचूर्णम् ।
सिताश्वगन्धामगधोद्भवानां
चूर्णं घृतक्षौद्रयुतं प्रलिह्यात् ॥
क्षीरं पिबेद्वाप्यथ वाजिगन्धा-
विपक्वमेवं लभते च पुष्टिम् ।
तदुत्थितं क्षीरघृतं सिताढ्यम्
प्रातः पिबेद्वाथ पयोऽनुपानम् ॥
उत्सादने चापि तुरङ्गगन्धा
योज्या यवाश्चैव पुनर्नवे च ।
कृत्स्ने वृषे तत्कुसुमैश्च सिद्धं
सर्पिः पिबेत्क्षौद्रयुतं हिताशी ॥

यक्ष्माणमेतत्प्रबलं च कासं
श्वासं च हन्यादपि पाण्डुतां च ।
शकृद्रसा गोऽश्वगजाव्यजानां
क्वाथा मिताश्चापि तथैव मार्गः ॥
मूर्वाहरिद्राखदिरद्रुमाणां
क्षीरस्य भागस्त्वपरो घृतस्य ।
भागान् दशैतान् विपचेद्विधिज्ञो
दत्वा त्रिवर्गं मधुरं च कल्कम् ॥
कटुत्रिकं चैव समद्रदारु
घृतोत्तमं यक्ष्मनिवारणाय ।
द्वे पञ्चमूल्यौ वरुणं करञ्जं
भल्लातकं बिल्वपुनर्नवे च ॥
यवान्कुलत्थान्बदराणि भार्ङ्गी
पाठां हुताशं समहीकदम्बम् ।
कृत्वा कषायं विपचेद्धि तस्य
षड्भिर्हि पात्रैर्घृतपात्रमेकम् ॥
व्योषं महावृक्षपयोऽमयां च
चव्यं सुराह्वं लवणोत्तमं च ।
एतद्धि शोषं जठराणि चैव
हन्यात्प्रमेहांश्च सहानिलेन ॥
गोश्वाव्यजेभैणखरोष्ट्रजातैः
शकृद्रसक्षीररसक्षतोत्थैः ।
द्राक्षाश्वगन्धामगधासिताभिः
सिद्धं घृतं यक्ष्मविकारहारि ॥
एलाजमोदामलकाभयाक्ष-
गायत्र्यरिष्टासनशालसारान् ।
विडङ्गभल्लातकचित्रकोग्रा-
कटुत्रिकाम्भोदसुराह्वजांश्च ॥
पक्त्वा जले तेन पचेद्धि सर्पि-
स्तस्मिन् सुसिद्धे त्ववतारिते च ।
त्रिंशत्पलान्यत्र सितोपलाया
दत्वा तुगाक्षीरिपलानि षट् च ॥
प्रस्थे घृतस्य द्विगुणं च दद्यात्
क्षौद्रं ततो मन्थहतं विदध्यात् ।

વિષયમાં પ્લીહોદર ઉપર જે ષટ્પલક નામનું ઘી કહ્યું છે, તેના ઉપયોગથી પણ શોષ મટે છે.

ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૯મા વિષયમાં ત્રણ પ્રકારનાં જે બીજાં ઘી કહેલાં છે, તેઓ પણ શોષ ઉપર હિતકારી થાય છે.

વૈદ્યે શાસ્ત્રનું અવલોકન કરી સ્વરભેદ આદિ શોષના ઉપદ્રવોને પણ પોતપોતાની ચિકિત્સાઓથી મટાડવા. (જેમ કે સ્વરભેદને સ્વરભેદની ચિકિત્સાથી અને ખાંસીને ખાંસીની ચિકિત્સાથી મટાડવાં ઇત્યાદિ.)

બકરીની લીંડીઓ, મૂત્ર, દૂધ, ઘી, લોહી, માંસ અને તેઓનાં રહેવાનાં ઠેકાણાંનું સ્નાન આદિ પ્રકારોથી નિયમપૂર્વક સેવન કરાવવામાં આવે, તો તેથી અવશ્ય એક માસની અંદર સઘળો શોષ મટી જાય છે.

શોષથી પીડાયેલા માણસને વિધિપૂર્વક દૂધની સાથે લસણના પ્રયોગનું અથવા દૂધની સાથે ગંગેટીના પ્રયોગનું અથવા દૂધની સાથે પીપરના પ્રયોગનું અથવા દૂધની સાથે શિલાજીતના પ્રયોગનું સેવન કરાવવામાં આવે, તો તેથી શોષ ટળી જાય છે. ૨૨

शोकं स्त्रियं क्रोधमसूयनं च
त्यजेदुदारान्विषयान्भजेत ।
वैद्यान्द्विजातींस्त्रिदशान् गुरूंश्च
वाचश्च पुण्याः शृणुयाद्द्विजेभ्यः ॥२३॥

### શોષવાળાએ કેવી રીતે વર્તવું ?

શોષવાળાએ શોક, સ્ત્રીપ્રસંગ, ક્રોધ તથા ઈર્ષ્યાનો ત્યાગ કરવો. ધર્મથી અવિરુદ્ધ અને હૃદયને પ્રિય લાગે એવા શબ્દસ્પર્શાદિ વિષયોનું સેવન કરવું. વૈદ્યની, બ્રાહ્મણોની, દેવતાઓની તથા માતાપિતા વગેરે ગુરુજનોની સેવા કરવી અને બ્રાહ્મણોનાં મુખેથી રુદ્રાધ્યાય આદિ વેદોક્ત સ્તોત્રો સાંભળવાં. ૨૩



# અધ્યાય ૪૨મો

अथातो गुल्मप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ગુલ્મપ્રતિષેધ'[૧] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

यथोक्तैः कोपनैर्दोषाः कुपिताः कोष्ठमागताः ।
जनयन्ति नृणां गुल्मं स पञ्चविध उच्यते ॥२॥

### ગુલ્મનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો, સંપ્રાપ્તિ અને સંખ્યા

દોષોને પ્રકુપિત કરનારા આહારવિહારો, કે જેઓ સૂત્રસ્થાનના વ્રણપ્રશ્ન નામના ૨૧મા અધ્યાયમાં કહેલા છે, તેઓથી પ્રકુપિત થયેલા દોષો કોઠામાં (હૃદયથી મૂત્રાશય સુધીના ભાગમાં) આવી કોઠાની અંદર ગ્રંથિના રૂપવાળા ગુલ્મને ઉત્પન્ન કરે છે. એ ગુલ્મ પાંચ પ્રકારનો કહેવાય છે.

हृद्बस्त्योरन्तरे ग्रन्थिः संचारी यदि वाऽचलः ।
चयापचयवान्वृत्तः स गुल्म इति कीर्तितः ॥३॥

### ગુલ્મનું સામાન્ય લક્ષણ

હૃદય અને મૂત્રાશયના મધ્યમાં (આખા કોઠામાં) અમુક ઠેકાણે ચલનવાળો અથવા સ્થિરતાવાળો, કોઈ સમયે વૃદ્ધિ પામનારો અને કોઈ સમયે ઓછો થઈ જનારો જે ગોળ ગ્રંથિ (ગોળો) થાય છે, તે ગુલ્મ કહેવાય છે. ૩

पञ्च गुल्माश्रया नृणां पार्श्वहृन्नाभिबस्तयः ॥४॥

### ગુલ્મનાં પાંચ સ્થાનકો

માણસોના કોઠામાં, હૃદય, બે પડખાં, નાભિ અને મૂત્રાશય—એ પાંચ, ગુલ્મનાં ઠેકાણાં છે.

कुपितानिलमूलत्वाद्गूढमूलोदयादपि ।
गुल्मवद्वा विशालत्वाद्गुल्म इत्यभिधीयते ॥ ५ ॥

૧ ગુલ્મ તથા શૂળનાં નિદાનો, પૂર્વરૂપો, સંપ્રાપ્તિ, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

આસોદ, તન તથા અડદના ચૂર્ણને મધ સહિત બકરીના ઘીથી મિશ્ર કરી ચટાડવામા આવે, તો તેથી શોષ શાંત થઈ જાય છે

સાકર, આસોદ અને પીપરના ચૂર્ણને ઘી તથા મધથી મિશ્ર કરી ચટાડવામા આવે, તો તેથી શોષ મટે છે

આસોંદના કલ્કથી દૂધ પકવીને પાવામા આવે, તો તેથી શોષ શાંત થાય છે અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે

આસોદના કલ્કથી પકવેલા દૂધમાથી ઘી કાઢી, સાકરથી મિશ્ર કરી, તે ઘી પ્રભાતમાં પાવામા આવે અને ઉપર દૂધનુ અનુપાન દેવામા આવે, તો તેથી શોષ મટે છે

શોષવાળા રોગીને આસોદ, જવ, ધોળી સાટોડી અને રાતી સાટોડીનુ ચૂર્ણાદિક શરીર પર ચોળવા માટે દેવુ

અરડૂસીના પચાગના ક્વાથ તથા અરડૂસીના ફૂલોના કલ્કથી ઘી પકાવી મધથી મિશ્ર કરી પાવામા આવે અને પથ્ય ભોજન કરાવવામા આવે, તો તેથી શોષ મટે છે આ ઘીથી પ્રબળ ખાંસી, શ્વાસ અને પાડુતા પણ મટી જાય છે (ક્વાથ ચોગણો કરવો અને કલ્ક આઠમા ભાગ જેટલો કરવો)

એક ભાગ ગાયના છાણનો રસ, એક ભાગ ઘોડાની લાદનો રસ, એક ભાગ હાથીના લાદો ડાનો રસ, એક ભાગ બકરીની લીડીનો રસ, એક ભાગ ગાડરની લીડીનો રસ, એક ભાગ મૂર્વાનો રસ, એક ભાગ હળદરનો રસ, એક ભાગ ખેરનો રસ, એક ભાગ દૂધ અને એક ભાગ ઘી, એ દસ ભાગો મિશ્ર કરી તેમા ત્રિફળા, સઘળો મધુરવર્ગ, સૂઠ, મરી, પીપર અને દેવદારનો કલ્ક નાખીને પાક કરવો આથી જે ઘી સિદ્ધ થાય, તે ઘી શોષને મટાડે છે

દશમૂળ, વરણો, કરંજ, બિનામુ બીલું, સાટોડી જવ, કળથી, બોર, ભારંગી, કાગીપાડ, ચિત્રક અને ભૂમિકદબનો ક્વાથ કરવો પછી એ છ આઢક (બસોછપ્પન તોલાભારનો એક આઢક ભાર) ક્વાથમા સૂઠ, મરી, પીપર, થોરનુ દૂધ, હરડે, ચત્રક, દેવદાર અને સિંધવનો કલ્ક નાખી એક આઢક-ભાર ઘી પકવવુ આ ઘી શોષ તથા ઉદર રોગો મટાડે છે વાયુ સાથે પ્રમેહોને પણ મટાડે છે (વાયુજન્ય પ્રમેહો અસાધ્ય છતા તેઓની આ ચિકિત્સા કહી છે, એ માત્ર સ્તુતિ છે-ડલ્હન)

ગાય, ઘોડી, ગાડર, બકરી, હાથણી, કાળી આર હરણી, ગધેડી અને ઊટડીના છાણના રસ, દૂધ, માસરસ અને લોહીમા દ્રાક્ષ, આસોદ, પીપર અને સાકરનો કલ્ક નાખીને ઘી પકવવુ આ ઘી શોષવિકારને મટાડે છે

એલચી, તોડીઅજમોદ, આમળા, બહેડા, હરડે, ખેરનો સાર, લીમડાનો સાર, બીબલાનો સાર, શાલવૃક્ષનો સાર, વાવડિગ, બિનામુ, ચિત્રક, વજ, સૂઠ, મરી, પીપર, મોથ અને ફટકડીનો ક્વાથ કરી તે ક્વાથમા ચોસઠ તોલાભાર ઘી પકવવુ પાકી રહે ત્યારે ઉતારી લઈ તેમા એકસોવીસ તોલાભાર ખડીસાકર, ચોવીસ તોલાભાર વશલોચન અને ઘીથી બમણ મધ નાખી તેને રવાઈ વડે ખૂબ વલોવી રાખવુ આગસ ઠોડી દઈ નિત્ય પ્રભાતમા આ ઘીમાથી ચારચાર તોલાભાર ચટાડવામા આવે અને તે ઉપર દૂધ પાવામા આવે, તો તેથી શોષ તુરત મટે છે આ ઘી બુદ્ધિ વધારે છે, પરમ પવિત્ર છે, ચક્ષુઓનુ હિત કરે છે, આયુષ્યની તથા યશની વૃદ્ધિ કરે છે અને પાડુરોગ, ભગદર, શ્વાસ, સ્વર-ભેદ, ખાસી, હૃદ્રોગ, બરલનુ દર્દ, ગુલ્મ તથા ગ્રહણીરોગને પણ તુરત મટાડે છે આ ઘીનો ઉપયોગ કરતા કશી પરેજી પાળવાની જરૂ-નથી આ ઘીનુ સેવન રસાયનરૂપ છે

ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૦મા

ાં ગ્લાનિ થાય છે, ઊલટી થાય છે, ે, મોઢું મધુર થઈ જાય છે અને ાળ્છાશ, અગ્નિની મંદતા તથા ખાંસી પણ કફ સંબંધી વિકારો થાય છે. ૧૧

ञ्कः सर्वविकारयुक्तः
ोऽसाध्य उक्तः क्षतजं च वक्ष्ये ॥१२॥

## ોષજન્ય ગુલ્મનું લક્ષણ તથા અસાધ્યતા

લ્મ ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલો હોય, હેલાં ત્રણે દોષોનાં લક્ષણો થાય છે. ગુલ્મ અસાધ્ય છે. હવે સ્ત્રીઓને રથી જે ગુલ્મ થાય છે, તે કહું છું. ૧૨

ताऽहितभोजना या
चामगर्भं विसृजेदृतौ वा ॥
तस्याः परिगृह्य रक्तं
ोति गुल्मं सरुजं सदाहम् ।
लिङ्गेन समानलिङ्गं
ोषणं चाप्यपरं निबोध ॥
दते नोदरमेति वृद्धिं
न्ति लिङ्गानि च गर्भिणीनाम् ।
कालातिगमे चिकित्स्य-
ग्भवं गुल्ममुशन्ति तज्ज्ञाः ॥१३॥

## ધરથી ઉત્પન્ન થયેલા ગુલ્મનાં લક્ષણ તથા ચિકિત્સાનો સમય

તુરતની સૂવાવડી છતાં અહિતકર ર કરે અથવા જે સ્ત્રી પોતાને કસૂ- ા મહિનાથી પહેલાં પ્રસવ) થયા ાકર આહારવિહાર કરે અથવા જે ાના સમયમાં અહિતકર આહાર- ે સ્ત્રીના રુધિરનું ગ્રહણ કરીને વાયુ ાળા જેવા ગુલ્મને ઉત્પન્ન કરે છે; ્યથાવાળો હોય છે, બળતરાવાળો . પિત્તથી થયેલા ગુલ્મના જેવાં હોય છે. આ ગુલ્મમાં બીજો પણ વિશેષ કહું છું, તે સાંભળો: રજ પડવાના સમયમાં રજનું ન દેખાવું, મોઢાની પીળાશ, સ્તનોની ડીંટડીઓની કાળાશ તથા ખાવા-પીવા વગેરેના ભાવાભાવ વગેરે જે જે ગર્ભનાં ચિહ્નો છે, તે સઘળાં ચિહ્નો વ્યાધિના પ્રભાવને લીધે આ ગુલ્મમાં પણ થાય છે. આ ગુલ્મમાં પેટની અંદર હાથપગ આદિ અંગોનું ચલન થવું ન જણાતાં ઘણીવાર કેવળ પિંડાકારનું જ ચલન (ફરકવું) થતું જણાય છે અને પેટ વધતું નથી. આ ગુલ્મ રજોજન્યગુલ્મ કહેવાય છે અને તેની ચિકિત્સા દસમો મહિનો વીત્યા પછી કરવી. (કેટલાક કહે છે કે 'ગર્ભ હોવાનો સંશય ન રહે એટલા માટે દસમો મહિનો વીત્યા પછી ચિકિત્સા કરવાનું કહ્યું છે' પણ એ કહેવું અયોગ્ય છે; કારણ કે પિંડાકારનું ચલન અને પેટનું ન વધવું, વગેરે ચિહ્નોથી જ ગર્ભનો સંશય દૂર થાય છે. નવમે કે દસમે મહિને પ્રસવ થાય એ પણ સામાન્ય વાત છે, પણ તે નિયમરૂપ નથી; કેમ કે દસમા મહિનાથી વધારે કાળ વીત્યા છતાં પણ પ્રસવ થતો જોવામાં આવે છે; માટે દસમો મહિનો વીત્યા પછી આ ગુલ્મની ચિકિત્સા કરવાનું જે કહ્યું છે, તે ગર્ભનો સંશય ટાળવા માટે કહ્યું નથી, પણ દશમે મહિને સુગમતાથી ચિકિત્સા કરી શકાય છે; તેથી કહ્યું છે એમ સમજવું. લોહી સંબંધી ગુલ્મ, જો જૂનો હોય તો જ સુખસાધ્ય થાય છે. જેજ્જટાચાર્યે પણ કહ્યું છે, કે દસમો મહિનો વીત્યા પછી આ ગુલ્મની જમાવટ થાય છે, એટલે તેલ વગેરેથી સ્ત્રીના શરીરને સંસ્કાર આપીને લોહીને ભેદવામાં આવે, તો તેથી ગર્ભાશયને નુકસાન થતું નથી.) ૧૩

वातगुल्मार्दितं स्निग्धं युक्तं स्नेहविरेचनैः ।
उपाचरेद्यथाकालं निरूहैः सानुवासनैः ॥
पित्तगुल्मार्दितं स्निग्धं काकोल्यादिघृतेन तु ।
विरिक्तं मधुरैर्योगैर्निरूहैः समुपाचरेत ॥

### એ રોગને ગુલ્મ કહેવાનું કારણ

એ રોગ મુખ્યત્વે કરી પ્રકોપ પામેલા વાયુ-રૂપ મૂલવાળો હોય છે અથવા ગૂઢ મૂલવાળા કંદાદિકની પેઠે ઉદય પામે છે અથવા લતા વગેરેના ગુલ્મ(ગુચ્છ)ની પેઠે વિશાલ હોય છે, તેથી ગુલ્મ કહેવાય છે. ૫

स यस्मादात्मनि चयं गच्छत्यम्बिव बुद्बुदः ।
अन्तः सरति यस्माच न पाकमुपयात्यतः ॥६॥

### ગુલ્મ ન પાકવાનું કારણ

જેમ પરપોટો પાણીમાં જ વૃદ્ધિ પામે છે, તેમ એ ગુલ્મ પોતામાંજ વૃદ્ધિ પામે છે અને વળી અંદર ભમ્યા કરે છે, એટલા માટે પાકતો નથી. ('ઘણું કરીને વાતજન્ય ગુલ્મજ પાકતો નથી, બીજા ગુલ્મો તો કોઈ વખતે પાકે છે' એમ કેટલાક માને છે. અહીં નિદાનસ્થાનના નવમા અધ્યાયનો ૧૯મો વિષય જુઓ.) ૬

स व्यस्तैर्जायते दोषैः समस्तैरपि चोच्छ्रितैः ।
पुरुषाणां तथा स्त्रीणां ज्ञेयो रक्तेन चापरः ॥७॥

### ગુલ્મના પાંચ પ્રકાર

એ ગુલ્મ પુરુષોને તથા સ્ત્રીઓને પ્રકોપ પામેલા વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી અને લોહીથી (ધાતુરૂપ રુધિરથી) પણ થાય છે. સ્ત્રીઓને રજરૂપ રુધિરથી પણ ગુલ્મ થાય છે. (પુરુષોને તથા સ્ત્રીઓને ધાતુરૂપ રુધિરથી જે ગુલ્મ થાય છે, તેનાં લક્ષણો તથા ચિકિત્સા આ ગ્રંથમાં કહેવામાં આવશે નહીં; કારણ કે એ ગુલ્મ પિત્તજન્ય ગુલ્મના જેવાં જ લક્ષણોવાળો હોય છે અને તેની ચિકિત્સા પણ પિત્તજન્ય ગુલ્મની ચિકિત્સાથી જુદી પડતી નથી.) ૭

सदनं मन्दता वह्नेराटोपोऽन्त्रविकूजनम् ।
विण्मूत्रानिलसङ्गश्च सौहित्यासहता तथा ।
द्वेषोऽन्ने वायुरूर्ध्वश्च पूर्वरूपेषु गुल्मिनाम् ॥८॥

### ગુલ્મનાં પૂર્વરૂપો

ગુલ્મ થવાનો હોય, ત્યારે પ્રથમ ગ્લાનિ થાય છે, અગ્નિ મંદ થાય છે, પેટ ભરપૂર થઈ જાય છે, આંતરડાંઓનો ગડગડાટ થાય છે, વિષ્ટાની, મૂત્રની તથા અધોવાયુની અટકાયત થાય છે, તૃપ્તિ સહન થઈ શકતી નથી, અન્ન ઉપર દ્વેષ થાય છે અને પવન ઊંચો ચાલે છે. ૮

हृत्कुक्षिशूलं मुखकण्ठशोषो
वायोर्निरोधो विषमाग्निता च ।
ते ते विकाराः पवनात्मकाश्च
भवन्ति गुल्मेऽनिलसम्भवे तु ॥९॥

### વાયુજન્ય ગુલ્મનું લક્ષણ

જે ગુલ્મ વાયુથી ઉત્પન્ન થયેલો હોય, તો હૃદયમાં તથા કૂખમાં શૂલ થાય છે, મોઢું તથા ગળું સુકાય છે, અધોવાયુ અટકે છે, જઠરાગ્નિની વિષમતા થાય છે, મોઢું વિરસ થઈ જાય છે અને કંપ આદિ બીજા પણ વાયુ સંબંધી વિકારો થાય છે. ૯

स्वेदज्वराहारविदाहदाहा-
स्तृष्णाङ्गरागः कटुवक्त्रता च ।
पित्तस्य लिङ्गान्यखिलानि यानि
पित्तात्मके तानि भवन्ति गुल्मे ॥१०॥

### પિત્તજન્ય ગુલ્મનું લક્ષણ

જે ગુલ્મ પિત્તથી ઉત્પન્ન થયેલો હોય, તો પસીનો વળે છે, તાવ આવે છે, આહારનો ખાટો પાક થાય છે, બળતરા થાય છે, તરસ લાગે છે, અંગોમાં રતાશ આવે છે, મોઢામાં તીખાશ થાય છે અને શ્રમ તથા મૂર્છા વગેરે બીજા પણ સઘળા પિત્ત સંબંધી વિકારો થાય છે.

स्तैमित्यमन्नेऽरुचिरङ्गसाद-
श्छर्दिः प्रसेको मधुरास्यता च ।
कफस्य लिङ्गानि च यानि तानि
भवन्ति गुल्मे कफसम्भवे तु ॥११॥

### કફજન્ય ગુલ્મનું લક્ષણ

જે ગુલ્મ કફથી ઉત્પન્ન થયેલો હોય, તો સ્તબ્ધતા થાય છે, અન્ન ઉપર અરુચિ થાય

हृद्रोगं ग्रहणीदोषं पाण्डुरोगं च दारुणम् ॥
सशूले सोन्नतास्पन्दे दाहपाकरुगन्विते ।
गुल्मे रक्तं जलौकोभिः शिरामोक्षेण वा हरेत् ॥
सुखोष्णा जाङ्गलरसाः सुस्निग्धा व्यक्तसैन्धवाः ।
कटुत्रिकसमायुक्ता हिताः पाने च गुल्मिनाम् ॥
पेया वातहरैः सिद्धाः कौलत्थाः संस्कृता रसाः ।
खलाः सपञ्चमूलाश्च गुल्मिनां भोजने हिताः ॥
बद्धवर्चोऽनिलानां तु साद्रैकं क्षीरमिष्यते ।
कुम्भीपिण्डेष्टकास्वेदान्कारयेत्कुशलो भिषक् ॥
गुल्मिनः सर्व एवोक्ता दुर्विरेच्यतमा भृशम् ।
अतश्चैतांस्तु सुस्विन्नान्स्रंसनेनोपपादयेत् ॥
विलेपनाभ्यञ्जनानि तथा संदहनानि च ।
उपनाहाश्च कर्तव्याः सुखोष्णाः शाल्वणादयः ॥
उदरोक्तानि सर्पींषि मूत्रवर्तिक्रियास्तथा ।
लवणानि च योज्यानि यान्युक्तान्यनिलामये ॥
वातवर्चोनिरोधे तु सामुद्रार्द्रकसर्षपैः ।
कृत्वा पायौ निधातव्या वर्तयो मरिचोत्तराः ॥
दन्तीचित्रकमूलेषु तथा वातहरेषु च ।
कुर्यादरिष्टान्सर्वांश्च सूत्रस्थाने यथेरितान् ॥
खादेद्वाप्यङ्कुरान्भृष्टान्पूतीकनृपवृक्षजान् ।
ऊर्ध्ववातं मनुष्यं च गुल्मिनं न निरूहयेत् ॥
पिबेत्त्रिवृन्नागरं वा सगुडां वा हरीतकीम् ।
गुग्गुलुं त्रिवृतां दन्तीं द्रवन्तीं सैन्धवं वचाम् ॥
मूत्रमद्यपयोद्राक्षारसैर्वीक्ष्य बलाबलम् ।
एवं पीलूनि पिष्टानि पिबेत्सलवणानि तु ।
पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकसैन्धवैः ।
युक्ता हन्ति सुरा गुल्मं शीघ्रं काले प्रयोजिता ॥
बद्धविण्मारुतो गुल्मी भुञ्जीत पयसा यवान् ।
कुल्माषान्वा बहुस्नेहान् भक्षयेल्लवणोत्तरान् ॥१४॥

## ગુલ્મોની ચિકિત્સાઓ

વાયુજન્ય ગુલ્મથી પીડાયેલા માણસને સમયસર સ્નિગ્ધ કરી, સ્નેહાત્મક વિરેચનોથી વિરેચિત કરીને તે તે અવસ્થાઓ અનુસાર આસ્થાપનબસ્તિઓ તથા અનુવાસનબસ્તિઓ દેવી.

પિત્તજન્ય ગુલ્મથી પીડાયેલા માણસને કાકોલ્યાદિગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘી વડે સ્નિગ્ધ કરી, મધુર યોગોથી વિરેચિત કરી નિરૂહબસ્તિઓ દેવી.

કફજન્ય ગુલ્મથી પીડાયેલા માણસને પિપ્પલ્યાદિગણના ક્વાથ તથા કલ્કથી પકવેલા ઘી વડે સ્નિગ્ધ કરી, તીક્ષ્ણ યોગોથી વિરેચિત કરી તીક્ષ્ણ ક્વાથોથી જ નિરૂહબસ્તિઓ દેવી.

જો ગુલ્મ સન્નિપાત( ત્રણે દોષો)થી થયેલો હોય, તો ત્રણે દોષો ટાળનારી ચિકિત્સા કરવી હિતકારી છે. (બારમા વિષયમાં ત્રિદોષજન્ય ગુલ્મને અસાધ્ય કહ્યો છે અને આ વિષયમાં ત્રિદોષજન્ય ગુલ્મની ચિકિત્સા કહી, તેથી પૂર્વાપર વિરોધ આવે છે, એમ સમજવું નહિ; કારણ કે પ્રકુપિત સમત્રિદોષજન્ય ગુલ્મ અસાધ્ય છે અને પ્રકુપિત વિષમત્રિદોષજન્ય ગુલ્મ નવો તથા બળવાન માણસને થયો હોય, તો કષ્ટસાધ્ય છે.)

સ્ત્રીને રજથી ગુલ્મ ઉત્પન્ન થયો હોય, તો પિત્તગુલ્મની ચિકિત્સા પ્રમાણે જ ચિકિત્સા કરવી. આ વિષયમાં લોહીનું ભેદન કરનારી બીજી વિશેષ ચિકિત્સા કહું છું, તે સાંભળોઃ ખાખરાના ક્ષારના પાણીથી ઘી પકવી તે ઘી પાવું અને પિપ્પલ્યાદિગણથી પકવેલા ઘીની ઉત્તરબસ્તિ દેવી; અથવા પિપ્પલ્યાદિ વગેરે ઉષ્ણ ગણોના પ્રયોગોથી એ રજ સંબંધી ગુલ્મનું ભેદન કરવું અને ભેદાયા પછી નીચેના દ્વારથી ચાલતા રક્તપિત્તના જેવી ચિકિત્સા કરવી, કે જે ચિકિત્સા આ તંત્રના ૪૫મા અધ્યાયમાં કહેવામાં આવશે.

જંગલી તથા જળચર પ્રાણીઓની મજ્જા, તેઓની જ ચરબીઓ, ઘી, તેલ અને દહીંને એકઠાં કરી પકવી તે સ્નેહથી અનુવાસનબસ્તિ દેવામાં આવે, તો તેથી વાતજન્ય ગુલ્મ મટે છે.

જંગલી પ્રાણીઓ, વિષ્કિરો અને એક ખરીવા[illegible]તથા ખચ્ચર વગેરે પ્રાણીઓની ચરબી

श्लेष्मगुल्मार्दितं स्निग्धं पिप्पल्यादिघृतेन तु ।
तीक्ष्णैर्विरिक्तं तद्रूपैर्निरूहैः समुपाचरेत् ॥
सन्निपातोत्थिते गुल्मे त्रिदोषघ्नो विधिर्हितः ।
पित्तवद्रक्तगुल्मिन्या नार्याः कार्यः क्रियाविधिः ॥
विशेषमपरं चास्याः शृणु रक्तविभेदनम् ।
पलाशभस्मतोयेन सिद्धं सर्पिः प्रयोजयेत् ॥
दद्यादुत्तरबस्तिं च पिप्पल्यादिघृतेन तु ।
उष्णैर्वा भेदयेद्भिन्ने विधिरासृग्दरो हितः ॥
आनूपौदकमज्जानो वसा तैलं घृतं दधि ।
विपक्वमेकतः शस्तं वातगुल्मेऽनुवासनम् ॥
जाङ्गलैकशफानां तु वसा सर्पिश्च पैत्तिके ।
तैलं जाङ्गलमज्जान एवं गुल्मे कफोत्थिते ॥
धात्रीफलानां स्वरसे षडङ्गं विपचेद्घृतम् ।
शर्करासैन्धवोपेतं तद्धितं वातगुल्मिने ॥
चित्रकव्योषसिन्धूत्थपृथ्वीकाचव्यदाडिमैः ।
दीप्यकग्रन्थिकाजाजीहपुषाधान्यकैः समैः ॥
दध्यारनालबदरमूलकस्वरसैर्घृतम् ।
तत्सिद्धेद्वातगुल्माग्निदौर्बल्याटोपशूलनुत् ॥
हिङ्गुसौवर्चलाजाजीविडदाडिमदीप्यकैः ।
पुष्करव्योषधान्याम्लवेतसक्षारचित्रकैः ॥
शटीवचाजगन्धैलासुरसैश्च विपाचितम् ।
शूलानाहहरं सर्पिर्दध्ना चानिलगुल्मिनाम् ॥
बिडदाडिमसिन्धूत्थहुतभुग्व्योषजीरकैः ।
हिङ्गुसौवर्चलक्षारवृक्षाम्लाम्लवेतसैः ॥
बीजपूररसोपेतं सर्पिर्दधिचतुर्गुणम् ।
साधितं दाधिकं नाम गुल्महृत्प्लीहशूलजित् ॥
रसोनस्वरसे सर्पिः पञ्चमूलरसान्वितम् ।
सुरारनालदध्यम्लमूलकस्वरसैः सह ॥
व्योषदाडिमवृक्षाम्लयवानीचव्यसैन्धवैः ॥
हिङ्ग्वम्लवेतसाजाजीदीप्यकैश्च समांशकैः ।
सिद्धं गुल्मग्रहण्यर्शःश्वासोन्मादक्षयज्वरान् ॥
कासापस्मारमन्दाग्निप्लीहशूलानिलाञ्जयेत् ।
दधि सौवीरकं सर्पिः क्वाथौ माषकुलत्थजौ ॥
पञ्चाढकानि विपचेदावाप्य द्विपलान्यथ ।
सौवर्चलं स्वर्जिकां च देवदार्वथ सैन्धवम् ॥
वातगुल्मापहं सर्पिरेतद्दीपनमेव च ।
तृणमूलकषाये तु जीवनीयैः पचेद्घृतम् ॥
न्यग्रोधादिगणे वापि गणे वाप्युत्पलादिके ।
रक्तपित्तोत्थितं घ्नन्ति घृतान्येतान्यसंशयम् ॥
आरग्वधादौ विपचेद्दीपनीययुतं घृतम् ।
क्षारवर्गे पचेच्चान्यत्पचेन्मूत्रगणेऽपरम् ॥
घ्नन्ति गुल्मं कफोद्भूतं घृतान्येतान्यसंशयम् ।
यथादोषोच्छ्रयं चापि चिकित्सेत्सान्निपातिकम् ॥
चूर्णं हिङ्ग्वादिकं वापि घृतं वा प्लीहनाशनम् ।
पिबेद्गुल्मापहं काले सर्पिस्तैल्वकमेव वा ॥
तिलेक्षुरकपालाशसार्षपं यवनालजम् ।
भस्म मूलकजं चापि गोजाविखरहस्तिनाम् ॥
मूत्रेण महिषीणां च पालिकैश्चावचूर्णितैः ।
कुष्ठसैन्धवयष्ट्याह्वनागरक्रिमिघातिभिः ॥
साजमोदैश्च दशभिः सामुद्राच्च पलैर्युतम् ।
अयःपात्रेऽग्निनाल्पेन पक्त्वा लेह्यमथोद्धरेत् ॥
तस्य मात्रां पिबेद्दध्ना सुरया सर्पिषापि वा ।
धान्याम्लेनोष्णतोयेन कौलत्थेन रसेन वा ॥
गुल्मं वातविकारांश्च क्षारोऽयं हन्त्यसंशयम् ।
स्वर्जिकाकुष्ठसहितः क्षारः केतकजोऽपि वा ॥
तैलेन शमयेत्पीतो गुल्मं पवनसम्भवम् ।
पीतं सुखाम्बुना वापि स्वर्जिकाकुष्ठसैन्धवम् ॥
वृश्चीकमूरुबूकं च वर्षाभ्वं बृहतीद्वयम् ।
चित्रकं च जलद्रोणे पक्त्वा पादावशेषितम् ॥
मागधीचित्रकक्षौद्रलिप्ते कुम्भे निधापयेत् ।
मधुनः प्रस्थमावाप्य पथ्याचूर्णार्द्धसंयुतम् ॥
तुषोषितं दशाहं तु जीर्णभक्तः पिबेन्नरः ।
अरिष्टोऽयं जयेद्गुल्ममविपाकमरोचकम् ॥
पाठानिकुम्भरजनीत्रिकटुत्रिफलाग्निकम् ।
लवणं वृक्षबीजं च तुल्ये स्यादनवे गुडे ॥
पथ्याभिः सहितं चूर्णं गवां मूत्रयुतं पचेत् ।
गुटिकास्तद्घनीभूतं कृत्वा खादेदभुक्तवान् ॥
गुल्मप्लीहाग्निसादांस्ता नाशयेयुरशेषतः ।

ગુલ્મ ઉત્પન્ન થતાંજ ચિકિત્સાસ્થાનના પાંચમા અધ્યાયના ૨૪મા વિષયમાં કહેલું હિંગ્વાદિ ચૂર્ણ પાવામાં આવે અથવા ચિકિત્સાસ્થાનના ચૌદમા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલું ષટ્પલક નામનું ઘી પાવામાં આવે અથવા પાટિયા લોધરના ક્વાથ તથા કલ્કમાં પકવેલું કે ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું તિલ્વકઘૃત પાવામાં આવે, તો તેથી ગુલ્મ શાંત થાય છે.

તલ, એખરો, ખાખરો, સરસવ, જાર નામના સફેદ ધાન્યના ડાંડા અને મૂળાની ભસ્મને ગાય, બકરી, ગાડર, ગધેડો, હાથી અને ભેંસના ચોગણા મૂત્રમાં નાખી સ્રવાવી લઈ તેમાં કઠ, સૈંધવ, જેઠીમધ, સૂંઠ, વાવડિંગ અને બોડી-અજમોદ—એ દરેકનું ચારચાર તોલાભાર ચૂર્ણ અને દરિયાઈ લૂણનું ચાલીસ તોલાભાર ચૂર્ણ નાખી લોઢાના વાસણમાં અલ્પ (કોમળ) અગ્નિથી પકવી, તે અવલેહ જેવું થાય, ત્યારે ઉતારી લેવું; અથવા તલ વગેરેની ચારસો તોલાભાર ભસ્મ લઈ તેને ગાય વગેરેના ચોગણા મૂત્રમાં ઉકાળી એક ભાગ બાકી રહે, ત્યારે તે ક્વાથમાં કઠ વગેરેનું ચૂર્ણ નાખી પકવી અવલેહ જેવું થાય, ત્યારે ઉતારી લેવું. આ ક્ષારની માત્રા દહીં, સુરા, ધાન્યામ્લ, ઊનું જળ અથવા કળથીના રસની સાથે પાવી. આ ક્ષાર ગુલ્મ અને વાતજન્ય વિકારોને શાંત કરે છે.

સાજીખાર, કઠ અને જવખારને મિશ્ર કરી તેલ, કેતકીનો ક્ષાર, અથવા સાજીખાર, કઠ અને કેતકીના ક્ષારને મિશ્ર કરી તેલ સાથે પાવામાં આવે, તો તેથી વાતજન્ય ગુલ્મ મટે છે.

સાજીખાર, કઠ અને સૈંધવનું ચૂર્ણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવામાં આવે, તો તેથી ગુલ્મ શાંત થાય છે.

ધોળી સાટોડી, ધોળો એરંડો, રાતી સાટોડી, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી અને ચિત્રકને એકહજાર ચોવીસ તોલાભાર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તે ક્વાથને પીપર, ચિત્રક તથા મધના કલ્કથી અંદરના ભાગમાં લીંપેલા ઘડામાં નાખી, તેમાં ચોસઠ તોલાભાર મધ તથા બત્રીસ તોલાભાર હરડેનું ચૂર્ણ નાખવું અને પછી તે ઘડાને ધાન્યનાં ફોતરાંઓના ગંજમાં દસ દિવસ સુધી રાખવો, એટલે અરિષ્ટ સિદ્ધ થાય છે. આગલા દિવસે ખાધેલું અન્ન પચી જઈને જેનો કોઠો હલકો થયો હોય, એવા માણસને પ્રભાતમાં આ અરિષ્ટ પાવામાં આવે, તો તેથી ગુલ્મ, અન્નનો અપચો અને અરુચિ મટી જાય છે.

કાળીપાડ, નેપાળો, હળદર, સૂંઠ, મરી, પીપર, ત્રિફળા, ચિત્રક, સૈંધવ અને ઇંદ્રજવના ચૂર્ણને તે સર્વના જેટલા જૂના ગોળમાં મિશ્ર કરી પ્રભાતમાં નરણે કોઠે ખવડાવવામાં આવે, તો તેથી ગુલ્મ, બરલનું દરદ અને અગ્નિની મંદતા સંપૂર્ણ રીતે નાશ પામે છે. અથવા ઉપર કહેલા કાળીપાડ વગેરેના ચૂર્ણ તથા હરડેના ચૂર્ણને ગાયના મૂત્રમાં પકવી ઘાટું કરી તેની ગોળીઓ વાળીને પ્રભાતમાં નરણે કોઠે ખવડાવવામાં આવે, તો તે ગોળીઓથી ગુલ્મ, બરલનું દરદ અને અગ્નિની મંદતા વગેરે નાશ પામે છે. આ પ્રયોગથી હૃદ્રોગ, ગ્રહણીદોષ અને દારુણ પાંડુરોગ પણ નાશ પામે છે.

જો ગુલ્મ શૂળવાળો ઊંચો, અચલ અને દાહ, પાક તથા વેદનાવાળો હોય, તો જળો મૂકીને અથવા શિરાવેધ કરીને લોહીનું સ્રાવણ કરવું.

જંગલી પ્રાણીઓનાં તથા વિષ્કિરોનાં માંસોના રસોને જરા ગરમ કરી, સારી પેઠે સ્નિગ્ધ કરી, સૈંધવ નાખવાથી ઠીક રીતે ખારા કરી, સૂંઠ, મરી તથા પીપરથી મિશ્ર કરી પાવા, એ ગુલ્મવાળાઓને પથ્ય છે.

વાતહર દ્રવ્યોથી સિદ્ધ કરેલી રાબો સ્નેહાદિકથી સંસ્કાર આપેલા કળથીના રસો અને

અને ઘીને પિત્તહર દ્રવ્યોથી પકવી તે સ્નેહથી અનુવાસનબસ્તિ દેવામાં આવે, તો તેથી પિત્તજન્ય ગુલ્મ શાંત થાય છે.

તેલ અને જંગલી પ્રાણીઓની મજ્જાને કફહર દ્રવ્યોથી પકવીને તે સ્નેહથી અનુવાસન બસ્તિ દેવાય તો તેથી કફજન્ય ગુલ્મ મટે છે.

આમળાંઓના ચોગણા સ્વરસમાં પંચકોલ પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ અને જવખારનો કલ્ક નાખી ઘી પકવવું. એ ઘીને સાકર તથા સૈંધવથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી વાતગુલ્મવાળાનું હિત થાય છે. (આ ઘી ષટ્પલ ઘૃત કહેવાય છે.

ચિત્રક, સૂંઠ, મરી, પીપર, સૈંધવ, હિંગપત્રી અથવા કાળીજીરી, ચવક, દાડમ, અજમા, પીપરીમૂળ, જીરું, હપુષા (પ્રસિદ્ધ નથી) અને ધાણાનો સમભાગે કલ્ક નાખી દહીં, આરનાલ, બોરનો સ્વરસ અને મૂળાના સ્વરસમાં ઘી પકવવું. આ ઘી પાવામાં આવે, તો તેથી વાતગુલ્મ, અગ્નિનું દુર્બળપણું, પેટનું ચડવું અને શૂળનો નાશ થાય છે. (આ ઘી ચિત્રકાદિ ઘૃત કહેવાય છે.)

હિંગ, સંચળ, જીરું, બિડલૂણ, દાડમ, અજમો, પુષ્કરમૂળ, સૂંઠ, મરી. પીપર, ધાણા, અમ્લવેતસ, જવખાર, ચિત્રક, કચૂરો, વજ, તલવણી, એલચી અને તુલસીનો કલ્ક નાખી ચોગણા દહીંમાં ઘી પકવવું. આ ઘી પાવાથી વાતગુલ્મવાળાઓનાં શૂળો તથા મળમૂત્રોની અટકાયતો મટે છે. (આ હિંગ્વાદિ ઘૃત કહેવાય છે.)

બિડલૂણ, દાડમ, સૈંધવ, ચિત્રક, સૂંઠ, મરી, પીપર, જીરું, હિંગ, સંચળ, જવખાર, કઠ, કોકમ અને અમ્લવેતસનો કલ્ક નાખી બિજોરાંના ચોગણા રસમાં અને ચોગણા દહીમાં ઘી પકવવું. આ ઘી દાધિક કહેવાય છે. આ ઘી પાવાથી ગુલ્મ, બરલનું દરદ અને શૂળ નાશ પામે છે.

લસણનો સ્વરસ, બૃહત્પંચમૂળનો ક્વાથ, સુરા, આરનાલ, દહીંનું પાણી અને મૂળાના સ્વરસમાં સમભાગે લીધેલાં સૂંઠ, મરી, પીપર, દાડમ, કોકમ, અજમા, ચવક, સૈંધવ, હિંગ, અમ્લવેતસ, જીરું અને બોડીઅજમોદનો કલ્ક નાખી ઘી પકવવું. આ ઘી ગુલ્મને, ગ્રહણીરોગને, અરશને, શ્વાસને, ઉન્માદને, ક્ષયને, જ્વરને, ખાંસીને, અપસ્મારને, અગ્નિની મંદતાને, બરળના દરદને, શૂળને અને વાયુને મટાડવામાં સિદ્ધ ઉપાય છે. (આ ઘી રસોનાદિ ઘૃત કહેવાય છે.)

દહી, સૌવીરક, મગનો ક્વાથ અને કળથીનો ક્વાથ–એ ચાર દ્રવ્યોને એકએક આઢકભાર (બસો છપ્પન તોલાભારનો એક આઢક તે માપે) લઈ તેમાં સંચળ, સાજીખાર, દેવદાર અને સૈંધવના આઠઆઠ તોલાભાર કલ્કો નાખી એક આઢકભાર ઘી પકવવું; આ ઘી વાતગુલ્મને મટાડે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે.

તૃણપંચમૂળગણના ક્વાથમાં જીવનીયવર્ગનો કલ્ક નાખી ઘી પકવવું; અથવા ન્યગ્રોધાદિગણના ક્વાથમાં જીવનીયવર્ગનો કલ્ક નાખી ઘી પકવવું; અથવા ઉત્પલાદિગણના ક્વાથમાં જીવનીયવર્ગનો કલ્ક નાખી ઘી પકવવું. આ ત્રણ પ્રકારના ઘીમાંથી ગમે તે ઘી પાવામાં આવે, તો તેથી રુધિરજન્ય તથા પિત્તજન્ય ગુલ્મ મટી જાય એ નક્કી છે.

આરગ્વધાદિગણના ક્વાથમાં પિપ્પલ્યાદિગણનો કલ્ક નાખી ઘી પકવવું; અથવા મુષ્કકાદિગણના ક્વાથમાં પિપ્પલ્યાદિગણનો કલ્ક નાખી ઘી પકવવું; અથવા સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં કહેલા મૂત્રવર્ગમાં પિપ્પલ્યાદિગણનો કલ્ક નાખી ઘી પકવવું. આ ત્રણ પ્રકારનાં ઘીમાંથી ગમે તે ઘી પાવામાં આવે, તો તેથી કફજન્ય ગુલ્મ મટી જાય છે, એ ચોક્કસ છે.

ગુલ્મ જો સન્નિપાતથી ઉત્પન્ન થયેલ હોય, તો પ્રથમ વાયુ જીતીને પછી જે દોષ ઉગ્ર હોય, તેની ચિકિત્સા કરવી.

षड्ग्रन्थातिविषादारुपथ्यामरिचवृक्षकान् ।
कृष्णामूलकचव्यं च नागरक्षारचित्रकान् ॥
उष्णाम्लकांजिकक्षीरतोयैः श्लोकसमापनान् ।
यथाक्रमं विमिश्रांश्च द्वन्द्वे सर्वांश्च सर्वजे ॥
तथैव सेकावगाहप्रदेहाभ्यङ्गयोजनम् ।
शिशिरोदकपूर्णानां भाजनानां च धारणम् ॥
वमनोन्मर्दनस्वेदलङ्घनक्षपणक्रियाः ।
स्नेहादिश्च क्रमः सर्वो विशेषेणोपदिश्यते ॥१५॥

## ગુલ્મના ઉપદ્રવરૂપ શૂળનું સામાન્ય લક્ષણ તથા ખાસ ચિકિત્સાઓ

ગુલ્મના રોગીને કોઈ પ્રકારે શૂળ નામનો ઉપદ્રવ એવો થાય છે, કે જે અત્યંત ખોડેલા ખીલા જેવો પીડાકારી હોય છે. આ શૂળવાળાને કોઈ પણ વિષયાદિકથી સુખ પ્રાપ્ત થતું નથી.

જો શૂળમાં વિષ્ટા તથા મૂત્ર રોકાઈ ગયાં હોય, ઊંચો શ્વાસ માંડમાંડ લેવાતો હોય અને અંગ કઠણ થઈ ગયેલ હોય તો જાણવું, કે એ શૂળ **વાયુજન્ય** છે. જો તરસ લાગ્યા કરતી હોય, બળતરા થતી હોય, ભ્રમ થતો હોય અને ખાધેલું અન્ન પાકવા લાગે, ત્યારે શૂળની વૃદ્ધિ થતી હોય તો જાણવું, કે એ શૂળ **પિત્તજન્ય** છે. જો રૂંવાડાં ખડાં થઈ જતાં હોય, અન્ન ઉપર અરુચિ હોય, ઊલટી થતી હોય, જમ્યા પછી શૂળની વૃદ્ધિ થતી હોય અને અંગો જડ થઈ ગયાં હોય, તો જાણવું, કે એ શૂળ **કફજન્ય** છે. ઉપર કહેલાં ત્રણ જાતનાં લક્ષણોમાંથી બે જાતનાં લક્ષણો દેખાતાં હોય, તો તે શૂળને **દ્વિદોષજન્ય** અને ત્રણે જાતનાં લક્ષણો દેખાતાં હોય તો તે શૂળને **ત્રિદોષજન્ય** જાણવું.

જો શૂળ વાયુજન્ય હોય તો હરડે, સૈંધવ, સંચળ, બિડલૂણ, જવખાર, હિંગ, તુંબરુફળ, પુષ્કરમૂળ, અજમો, હળદર, વાવડિંગ અને અમ્લવેતસનો કલ્ક ઊની ખાટી કાંજી સાથે પાવો.

જો શૂળ પિત્તજન્ય હોય તો ફગવેલાનો કંદ, હરડે, બહેડાં, આમળાં, શતાવરી, શિંગોડું, ગંગેટીનું મૂળ, સીવણનું ફળ, જેઠીમધ, ફાલસાં અને ચંદનનો કલ્ક ઊના દૂધ સાથે પાવો.

જો શૂળ કફજન્ય હોય તો વજ, અતિવિખ, દેવદાર, હરડે, મરી, ઇંદ્રજવ, પીપરીમૂળ, ચવક, સૂંઠ, જવખાર અને ચિત્રકનો કલ્ક ઊના પાણી સાથે પાવો.

જો શૂળ દ્વિદોષજન્ય હોય તો જે બે દોષોથી તે થયેલ હોય, તે બે દોષોને મટાડનારા ઉપર લખેલા બે કલ્કોને મિશ્ર કરી ઉપર લખેલા બે પ્રવાહી સાથે પાવા.

જો શૂળ ત્રિદોષજન્ય હોય તો ઉપર લખેલા ત્રણે કલ્કોને મિશ્ર કરી ઉપર કહેલા ત્રણે પ્રવાહી સાથે પાવા.

જો શૂળ વાતજન્ય હોય તો સિંચન, અવગાહન, પ્રલેપ અને અભ્યંગની યોજના પણ કરવી.

જો શૂળ પિત્તજન્ય હોય તો શૂળની ઉપર ઠંડા જળથી ભરેલાં રૂપાં વગેરેનાં વાસણોનું ધારણ કરાવવું.

જો શૂળ કફજન્ય હોય તો વમન, મર્દન, સ્વેદન, લંઘન અને બીજી પણ કર્ષણક્રિયાઓ કરવી.

જો શૂળ દ્વિદોષજન્ય હોય તો જે બે દોષોથી થયેલ હોય તે બે દોષો મટાડનારી બે જાતની ક્રિયાઓ કરવી.

જો શૂળ ત્રિદોષજન્ય હોય તો ત્રણે દોષોને મટાડનારી ઉપર લખેલી ત્રણે જાતની ક્રિયાઓ કરવી.

દોષોના તથા અવસ્થાઓ અનુસાર સ્નેહન આદિ ક્રમ પણ સઘળા પ્રકારનાં શૂળો ઉપર વિશેષે કરી કરવો. ૧૫

वल्लूरं मूलकं मत्स्यान् शुष्कशाकानि वैदलम् ।
न खादेदालुकं गुल्मी मधुराणि फलानि च ॥१६॥

પંચમૂળથી તથા કોઠ વગેરેથી સસ્કાર આપેલા ખડ્યૂષો ગુલ્મવાળાઓને ભોજનમા દેવા, એ હિતકારી છે

જે ગુલ્મવાળાઓના વિષ્ટા તથા અધોવાયુ અટકી ગયા હોય, તેઓને પ્રવીણ વૈદ્યે આહાર સાથે દૂધ ભોજનમા દેવુ અને ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયમા કહ્યા પ્રમાણે કુભીસ્વેદ, પિડસ્વેદ તથા ઇષ્ટકાસ્વેદ કરાવવા

ગુલ્મના સઘળા રોગીઓને વિરેચન બહુ જ મુશ્કેલીથી લાગુ પડે છે, માટે વૈદ્યે સારી પેઠે સ્નિગ્ધ તથા સ્વેદિત કરીને પછી વિરેચનના યોગો દેવા (શૂળવાળા અને કઠણપણાવાળા વાતકફાત્મક ગુલ્મમા વિરેચન માટે આ ભલામણ છે, એમ ડલ્લને કહ્યુ છે )

ગુલ્મો ઉપર વિલેપનો તથા અભ્યગો કરાવવા, કાસડાની સળી વગેરેથી ડાભવાની ક્રિયાઓ પણ કરવી, ગુલ્મો પાકવાની તૈયારી થાય ત્યારે સતેજ ઉષ્ણતાવાળા શાલ્વણ આદિ ઉપનાહો પણ કરવા (શાલ્વણનુ સ્વરૂપ ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૫ દરમા વિષયમા કહ્યુ છે તે જોવુ ) ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૯મા વિષયમા ઉદરરોગો ઉપર જે ઘી તથા મૂત્રવર્તિક્રિયાઓ કહેલ છે, તેઓની પણ યોજનાઓ કરવી અને ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયમા વાતવ્યાધિઓ ઉપર જે પત્રલવણ આદિ લવણો કહ્યા છે તેઓની પણ યોજના કરવી

અધોવાયુ તથા વિષ્ટા અટકી ગયા હોય, તો દરિયાઈ લૂણ, આર્દ્રક અને સરસવની જેમા ભરી વધારે હોય, એવી વાટો બનાવી ગુદામા નાખવી

નેપાળાના મૂળ, ચિત્રકનાં મૂળ અને વાતહર દ્રવ્યોના અરિષ્ટો બનાવીને ગુલ્મવાળાને પાવા અને સૂત્રસ્થાનના ૪૪મા અધ્યાયમા કહેલા બીજા પણ સઘળા યોગ્ય અરિષ્ટોની યોજનાઓ કરવી.

અગેલ કરજ (ગુચ્છ કરજ) અને ગરમાળાના કોમળ પત્રવેને સ્નેહમા શેકીને ખવડાવવા

નિરૂહબસ્તિ જો કે ગુલ્મવાળાનુ હિત કરનારી છે, તો પણ જીર્ણવાતવાળા ગુલ્મના દરદીને તે બસ્તિ દેવી નહી

ગુલ્મના દરદીને નસોતર અને સૂઠ ગોમૂત્રાદિક સાથે પાવાં અથવા હરડેનુ ચૂર્ણ ગોળથી મિશ્ર કરી ગોમૂત્રાદિક સાથે પાવુ. (ગોમૂત્રાદિક પ્રવાહી આ નીચેના પેરામાં કહેવાશે )

ગૂગળ, નસોતર, મોટો નેપાળો, નાનો નેપાળો (નેપાળાના મૂળ), સૈંધવ અને વજ—એ પદાર્થો દોષાદિકનુ બળાબલ જોઈને ગોમૂત્ર, મધ, દૂધ કે દ્રાક્ષના રસ સાથે પાવા

પીલુના ફળોને ગોમૂત્રાદિકમાં વાટી સૈંધવથી મિશ્ર કરી ઉપર કહેલા ગોમૂત્ર વગેરે પ્રવાહી સાથે પાવાં

ગુલ્મમાં પેટ ચડી આવવુ વગેરે અવસ્થા થઈ હોય, તો પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૈંધવથી મિશ્ર કરેલી સુરા પાવી આ સુરા સમયસર દેવામા આવે, તો તુરત જ ગુલ્મ મટે છે.

જેના વિષ્ટા તથા અધોવાયુ રોકાઈ ગયાં હોય એવા ગુલ્મવાળાને દૂધ સાથે જવના અન્નો જમાડવાં અથવા જેમા સારી પેઠે સૈંધવ નાખ્યુ હોય, એવી જવની ઘણા સ્નેહવાળી ઘૂઘરીઓ ખવડાવવી ૧૪

अथास्योपद्रवः शूलः कथंचिदुपजायते ।
शूल मिवानितमिव सुख येन न वेत्यसौ ॥
तत्र विण्मूत्रसरोधः कृच्छ्रोच्छ्वासः स्थिराङ्गता ।
तृष्णा दाहो भ्रमोऽन्नस्य विदग्धपरिवृद्धता ॥
रोमहर्षोऽरुचिश्छर्दिर्भुक्तवृद्धिर्जडाङ्गता ।
वाय्वादिभिर्यथासन्नं च मिश्रैर्वा वीक्ष्य योजयेत् ॥
पथ्या त्रिलवण क्षार हिङ्गु तुम्बुरु पौष्करम् ।
यवान्यथ हरिद्रा च विडङ्गान्यम्लवेतसम् ॥
विदारी त्रिफला भीरुः शृङ्गाटी गुडशर्करा ।
काश्मरीफलयष्ट्याह्वपरूषकहिमानि च ॥

### સન્નિપાતિક શૂળનું લક્ષણ અને અસાધ્યતા

જે શૂળમાં ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણો દેખાય, તે શૂળને સાન્નિપાતિક જાણવું. સાન્નિપાતિક શૂળ અસાધ્ય છે. ૨૩

शूलानां लक्षणं प्रोक्तं चिकित्सां च निबोध मे ।
आशुकारी हि पवनस्तस्मात्तं त्वरया जयेत् ॥
तस्य शूलाभिपन्नस्य स्वेद एव सुखावहः ।
पायसैः कृशरापिण्डैः स्निग्धैर्वा पिशितैर्हितः ॥
त्रिवृच्छाकेन वा स्निग्धमुष्णं भुञ्जीत भोजनम् ।
चिरबिल्वाङ्कुरान् वापि तैलभृष्टांस्तु भक्षयेत् ॥
वैहङ्गांश्च रसान्स्निग्धान्जाङ्गलान्शूलपीडितः ।
यथालाभं निषेवेत मांसानि बिलशायिनाम् ॥
सुरा सौवीरकं शुक्तं मस्तूदश्वित्तथा दधि ।
सकाललवणं पेयं शूले वातसमुद्भवे ॥
कुलत्थयूषो युक्ताम्लो लावकीयूषसंस्कृतः ।
ससैन्धवः समरिचो वातशूलविनाशनः ॥
विडङ्गं शिग्रुकम्पिल्लपथ्याश्यामाम्लवेतसान् ।
सुरसामश्वकर्णं च सौवर्चलयुतान्पिबेत् ॥
मद्येन वातजं शूलं क्षिप्रमेव प्रशाम्यति ।
पृथ्वीकाजाजिचविकायवानीव्योषचित्रकाः ॥
पिप्पल्यः पिप्पलीमूलं सैन्धवं चेति चूर्णयेत् ॥
तानि चूर्णानि पयसा पिबेत्काम्बलिकेन वा ।
मध्वासवेन चुक्रेण सुरासौवीरकेण वा ॥
अथ वै तानि चूर्णानि मातुलुङ्गरसेन वै ।
तथा बदरयूषेण भावितानि पुनः पुनः ॥
तानि हिंगुप्रगाढानि सह शर्करया पिबेत् ।
सह दाडिमसारेण वर्तिः कार्या भिषग्जिता ॥
सा वर्त्तिर्वातिकं शूलं क्षिप्रमेव व्यपोहति ।
गुडतैलेन वा लीढा पीता मद्येन वा पुनः ॥
बुभुक्षाप्रभवे शूले लघु सन्तर्पणं हितम् ।
उष्णैः क्षीरैर्यवागूभिः स्निग्धैर्मांसरसैस्तथा ॥
वातशूले समुत्पन्ने रूक्षं स्निग्धेन योजयेत् ।
सुसंस्कृताः प्रदेयाः स्युर्घृतपूरा विशेषतः ॥
वारुणीं च पिबेज्जन्तुस्तथा सम्पद्यते सुखी ।
एतद्वातसमुत्थस्य शूलस्योक्तं चिकित्सितम् ॥२४॥

### વાતજન્ય શૂળની ચિકિત્સા

શૂળોનાં લક્ષણો કહ્યાં. હવે વાતજન્ય શૂળની ચિકિત્સા કહું છું, તે સાંભળોઃ વાયુ ઝડપદાર છે, એટલા માટે વાતજન્ય શૂળની તરત ચિકિત્સા કરવી. વાતજન્ય શૂળથી પીડાયેલા માણસને દૂધપાકથી, તલ અડદ તથા ચોખાની ખીચડીના પિંડાથી અથવા સ્નિગ્ધ માંસોથી સ્વેદ દેવો પરમ હિતકારી છે. એ માણસને નસોતરના શાકની સાથે સ્નિગ્ધ તથા ઉષ્ણ અન્ન જમાડવું. ચરેલ કરંજ(ગુચ્છ કરંજ)ના કોમળ અંકુરોને તેલમાં શેકી ખવડાવવા. વાતજન્ય શૂળથી પીડાયેલા માણસને લાવાં વગેરે પક્ષીઓનાં તથા જંગલી પ્રાણીઓનાં માંસોના સ્નિગ્ધ રસોનું અને દરમાં રહેનારાં પ્રાણીઓમાંથી જે જે પ્રાણીઓનું માંસ મળી શકે તે તે પ્રાણીના માંસનું સેવન કરાવવું.

સુરા, સૌવીરક, શુક્ત, દહીંનું પાણી, અરધા પાણીવાળી છાશ અને દહીંમાંથી જેટલા પદાર્થો મળી આવે, તેટલા પદાર્થોને સંચળમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વાતજન્ય શૂળ મટે છે.

જેને લાવાં પક્ષીના માંસનાં ઓસામણથી સંસ્કાર આપ્યો હોય એવું અને દાડમ વગેરે ખટાશથી મિશ્ર કરેલું કળથીનું ઓસામણ સિંધવ તથા મરીથી સંયુક્ત કરી પાવામાં આવે, તો તેથી વાતજન્ય શૂળનો વિનાશ થાય છે.

વાવડિંગ, સરગવો, કપીલો, હરડે, પીપર, અમ્લવેતસ, જંગલી તુલસી અને રાળને સંચળથી યુક્ત કરી પાવામાં આવે, તો તેથી વાતજન્ય શૂળ શાંત થઈ જાય છે.

વાતજન્ય શૂળ મદ્ય પાવાથી તરત જ મટે છે.

હિંગપત્રી અથવા કાળીજીરી, જીરું, ચવક, અજમા, સૂંઠ, મરી, બમણી પીપર, ચિત્રક, પીપરીમૂળ અને સૈંધવનું ચૂર્ણ દૂધની, કાંળ-

### ગુલ્મવાળાએ પાળવાની પરેજી

ગુલ્મવાળા માણસે સુકાયેલું માંસ, મોટા મૂળા, માછલાં, શાકોની સૂકવણીઓ, મગ તથા મઠ વગેરે કઠોળ ધાન્ય, આલૂ અને મધુર ફળોનું ભક્ષણ કરવું નહિ. (અડદ અને કળથી એ કઠોળ ધાન્યો છે, છતાં પણ તેઓનો ગુલ્મના દરદીને નિષેધ નથી.) ૧૬

विना गुल्मेन यच्छूलं गुल्मस्थानेषु जायते ।
निदानं तस्य वक्ष्यामि रूपं च सचिकित्सितम् ॥१७

### ગુલ્મ વિના પણ શૂળ થાય છે તેની ચિકિત્સા

ગુલ્મ વિના પણ પડખાં વગેરે ગુલ્મનાં સ્થાનકોમાં જે શૂળ થાય છે, તેનાં નિદાનો, રૂપો તથા ચિકિત્સાઓ કહું છું. ૧૭

वातमूत्रपुरीषाणां निग्रहादतिभोजनात् ।
अजीर्णाध्यशनायासविरुद्धान्नोपसेवनात् ॥
पानीयपानात्क्षुत्काले विरूढानां च सेवनात् ।
पिष्टान्नशुष्कमांसानामुपयोगात्तथैव च ॥
एवंविधानां द्रव्याणामन्येषां चोपसेवनात् ।
दोषाः प्रकुपिताः कोष्ठे शूलं सञ्जनयन्ति हि ॥१८॥

### શૂળનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિ

અધોવાયુ, મૂત્ર અને વિષ્ટાના વેગો રોકવાથી, અતિભોજન કરવાથી, આમ તથા વિદગ્ધ આદિ અજીર્ણથી, અજીર્ણમાં ભોજન કરવાથી, પરિશ્રમ કરવાથી, વિરુદ્ધ અન્નોના સેવનથી, ક્ષુધા લાગી હોય તે સમયમાં પાણી પીવાથી, ફાંટા ફુટારેલાં ધાન્યો ખાવાથી, વાટેલાં અન્નો ખાવાથી, સુકાયેલાં માંસો ખાવાથી અને એવી જ રીતે તે તે દોષોને પ્રકુપિત કરનારા બીજા દ્રવ્યોના સેવનથી કોઠામાં પ્રકુપિત થયેલા દોષો શૂળ ઉત્પન્ન કરે છે. ૧૮

निरुच्छ्वासो भवेत्तेन वेदनापीडितो नरः ॥
शङ्कुस्फोटनवत्तस्य यस्मात्तीव्राश्च वेदनाः ।
शूलासक्तस्य लक्ष्यन्ते तस्माच्छूलमिहोच्यते ॥१९॥

### એ રોગ 'શૂળ' શા માટે કહેવાય છે?

એ રોગની વેદનાથી પીડાયેલો માણસ, રોકાયેલા શ્વાસવાળો થઈ જાય છે અને તેને જાણે અંદર ખીલો ઠોકાયો હોય, એવી તીવ્ર વેદનાઓ થાય છે માટે એ રોગ 'શૂળ' કહેવાય છે. ૧૯

निराहारस्य यस्यैव तीव्रं शूलमुदीर्यते ।
प्रस्तब्धगात्रो भवति कृच्छ्रेणोच्छ्वसितीव च ॥
वातमूत्रपुरीषाणि कृच्छ्रेण कुरुते नरः ।
एतैर्लिङ्गैर्विजानीयाच्छूलं वातसमुद्भवम् ॥ २० ॥

### વાયુજન્ય શૂળનું લક્ષણ

આહાર ન કર્યો હોય તે સમયમાં જ તીવ્ર શૂળ વૃદ્ધિ પામે, ગાત્રો સ્તબ્ધ થઈ જાય, ઊંચો શ્વાસ માંડમાંડ લેવાઈ શકાય અને અધોવાયુ, વિષ્ટા તથા મૂત્ર બહુ જ કષ્ટથી ઊતરે, તો જાણવું કે શૂળ વાયુથી થયેલું છે. ૨૦

तृष्णा दाहो मदो मूर्च्छा तीव्रं शूलं तथैव च ।
शीताभिकामो भवति शीतेनैव प्रशाम्यति ।
एतैर्लिङ्गैर्विजानीयाच्छूलं पित्तसमुद्भवम् ॥२१॥

### પિત્તજન્ય શૂળનું લક્ષણ

તરસ લાગ્યા કરે, બળતરા થાય, સોપારી ખાધા જેવો ભીણો ચડે, મૂર્છા આવે, શૂળ તીવ્ર હોય, શીતની ઇચ્છા થાય અને શૂળ શીતથી જ શાંત થતું હોય, તો જાણવું, કે એ શૂળ પિત્તથી ઉત્પન્ન થયેલું છે. ૨૧

शूलेनोत्पीड्यमानस्य हृल्लास उपजायते ।
अतीव पूर्णकोष्ठत्वं तथैव गुरुगात्रता ।
एतच्छ्लेष्मसमुत्थस्य शूलस्योक्तं निदर्शनम् ॥२२॥

### કફજન્ય શૂળનું લક્ષણ

શૂળથી પીડાતાં મોળ આવે તથા લાળ ઝરે, કોઠો અત્યંત પૂર્ણ થઈ જાય અને ગાત્રો ભારે રહે તો જાણવું, કે એ શૂળ કફથી થયેલું છે. ૨૨

सर्वाणि दृष्ट्वा रूपाणि निर्दिशेत्सान्निपातिकम् ।
सन्निपातसमुत्थानमसाध्यं तं विनिर्दिशेत् ॥२३॥

दद्याच्छृगालविन्नां च सहदेवां तथैव च ।
महासहां क्षुद्रसहां मूलं चेक्षुरकस्य च ॥
एतत्सम्भृत्य सम्भारं जलद्रोणे विपाचयेत् ।
चतुर्भागावशेषं तु यवक्षारयुतं पिबेत् ॥
वातिकं पैत्तिकं वापि श्लैष्मिकं सान्निपातिकम् ।
प्रसह्य नाशयेच्छूलं छिन्नाभ्रमिव मारुतः ॥
पिप्पल्यः स्वर्जिकाक्षारो यवाश्चित्रक एव च ।
सेव्यं चैव समानीय भस्म कुर्याद्विचक्षणः ।
तदुष्णवारिणा पीतं श्लेष्मशूले भिषग्जितम् ॥२६॥

## કફજન્ય શૂલની ચિકિત્સા

ભોજન જમવામાં આવે કે તુરત જ કફજન્ય શૂળનો પ્રકોપ થાય છે. આ પ્રમાણે થતું હોય, તો વૈદ્યે પીપરના પાણીથી અથવા પીપરના ક્વાથથી અથવા મીંઢળના પાણીથી ઊલટી કરાવવી.

પીપર અને સૂંઠ એ કફજન્ય શૂળ ઉપર ઔષધરૂપ છે.

કાળીપાડ, વજ, સૂંઠ, મરી, પીપર અને કડાનું ચૂર્ણ કરી ચિત્રકના ક્વાથમાં પાવામાં આવે, તો તેથી કફજન્ય શૂળ મટી જાય છે.

સમભાગે જંગલી તુલસીનો (તકમરિયાંનો?) કલ્ક નાખી શૂળને હરનારાં શિંબી ધાન્યોનો યૂષ પાવામાં આવે, તો તેથી કફજન્ય શૂળ મટે છે.

એરંડાનાં ફળ, એરંડાનાં મૂળ, ગોખરુનું મૂળ, શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, ઊભી ભોરીંગડી, બેઠી ભોરિંગડી, શ્રૃગાલવિન્ના નામની પૃશ્નિપર્ણીની જાત, સહદેવા, જંગલી અડદના છોડ, જંગલી મગના છોડ અને એખરાનું મૂળ—એને ચોસઠ તોલાભાર અથવા ચારસો તોલાભાર એકઠાં કરી એક હજાર ચોવીશ તોલાભાર પાણીમાં પકવવાં. ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે તેમાં જવખાર નાખવો. જ્યારે તરશ લાગે ત્યારે આ ક્વાથ પાવામાં આવે, તો તે ક્વાથ, જેમ પવન તૂટેલા વાદળાને વીખેરી નાખે છે તેમ વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સાન્નિપાતિક શૂળને પણ મટાડી દે છે. (જો કે આ એરંડદ્વાદશ નામનો યોગ સઘળા પ્રકારનાં શૂળોને હરનાર છે, તોપણ કફજન્ય શૂળને તો અત્યંત હરનાર છે, તેથી કફજન્ય શૂળ ઉપર કહ્યો છે.)

પીપર, સાજીખાર, જવ, ચિત્રક અને વાળાને એકઠાં કરી ભસ્મ બનાવી તે ભસ્મ ઊના પાણી સાથે પાવામાં આવે, તો તેથી કફજન્ય શૂળ મટી જાય છે. ૨૬

## પાર્શ્વશૂલ આદિનાં નિદાનાદિકનું પ્રકરણ[1]

रुणद्धि मारुतं श्लेष्मा कुक्षिपार्श्वव्यवस्थितः ।
स संरुद्धः करोत्याशु ध्मानं गुडगुडायनम् ॥
सूचीमिरिव निस्तोदः कृच्छ्रोच्छ्वासी तदा नरः ।
नान्नं वाञ्छति नो निद्रामुपैत्यार्तिनिपीडितः ॥
पार्श्वशूलः स विज्ञेयः कफानिलसमुद्भवः ।
तत्र पुष्करमूलानि हिंगु सौवर्चलं विडम् ॥
सैन्धवं तुम्बुरुं पथ्यां चूर्णं कृत्वा तु पाययेत् ।
पार्श्वहृद्बस्तिशूलेषु यवक्राथेन संयुतम् ॥
सर्पिः प्लीहोदरोक्तं वा घृतं वा हिङ्गुसंयुतम् ।
बीजपूरकसारं वा पयसा सह साधितम् ॥
एरण्डतैलमथवा मद्यमस्तुपयोरसैः ।
भोजयेच्चापि पयसा जाङ्गलेन रसेन वा ॥ २७ ॥

## પાર્શ્વશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ, લક્ષણ તથા ચિકિત્સા

કૂખના પડખામાં રહેલો કફ વાયુને રોકી દે છે; એ રોકાયેલો વાયુ પેટમાં આફરાને તથા ગડગડાટને ઉત્પન્ન કરે છે. એ સમયે માણસ માંડમાંડ શ્વાસ લઈ શકે છે, જાણે સોઈઓથી ભોંકાતો હોય તેમ વ્યથા પામે છે, અન્નને ઇચ્છતો નથી અને પીડાને લીધે ઊંઘતો પણ નથી. આ કફથી તથા વાયુથી ઉત્પન્ન થતું શૂળ પાર્શ્વશૂળ કહેવાય છે.

પાર્શ્વશૂળ થયું હોય, તો પુષ્કરમૂળ, હિંગ,

૧. આ પ્રકરણ આ અધ્યાયના ૩૪મા વિષય સુધી ચાલશે.

લિક યૂષની, મધના આસવની, કાંજીની કે સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહેલા સૌવીરકની સાથે પાવામાં આવે, તો તેથી વાતજન્ય શૂળ મટી જાય છે.

અથવા ઉપર કહેલાં ચૂર્ણને બિજોરાના રસની કે બોરના યૂષની વારંવાર ભાવનાઓ આપી, હિંગથી સારી પેઠે મિશ્ર કરી, સાકર તથા બિજોરાના રસની સાથે પાવામાં આવે, તો તેથી વાતજન્ય શૂળ મટી જાય છે.

અથવા ઉપર કહેલાં ચૂર્ણને દાડમના સારથી મિશ્ર કરી ગોળી બનાવી તે ગોળી ગોળથી મિશ્ર કરેલા તેલમાં કાલવીને ચટાડવામાં આવે અથવા મધની સાથે પાવામાં આવે, તો તેથી વાતજન્ય શૂળ તરત જ મટી જાય છે.

ભૂખથી ઉત્પન્ન થયેલું શૂળ કે જે એક જાતનું વાતજન્ય શૂળ જ છે, તે થયેલ હોય તો તરત જ ઊનાં દૂધથી, યવાગૂઓથી તથા સ્નિગ્ધ કરેલા માંસના રસોથી સંતર્પણ કરવું, એ હિતકારી થાય છે.

રૂક્ષ માણસને વાતજન્ય શૂળ થયેલ હોય, તો સ્નિગ્ધ દ્રવ્યોની યોજના કરવી અને ખાસ કરી જેઓને સૂંઠ તથા મરી વગેરેનો સંસ્કાર આપ્યો હોય એવાં ઘેબર જમાડવાં તથા મદિરા પાવી. આ પ્રમાણે કરવાથી વાતજન્ય શૂળવાળો રોગી સુખી થાય છે.

આ સઘળી વાતજન્ય શૂળની ચિકિત્સાઓ કહેવામાં આવી. ૨૪

अथ पित्तसमुत्थस्य क्रियां वक्ष्याम्यतः परम् ।
स सुखं छर्दयित्वा तु पीत्वा शीतोदकं नरः ॥
शीतलानि च सेवेत सर्वाण्युष्णानि वर्जयेत् ।
मणिराजतताम्राणि भाजनानि च सर्वशः ॥
वारिपूर्णानि तान्यस्य शूलस्योपरि निक्षिपेत् ।
गुडशालियवाः क्षीरं सर्पिःपानं विरेचनम् ॥
जाङ्गलानि च मांसानि भेषजं पित्तशूलिनाम् ।
रसान्सेवेत पित्तघ्नान् पित्तलानि विवर्जयेत् ।
पालाशं धान्वनं वापि पिबेद्यूषं सशर्करम् ॥
परूपकाणि मृद्वीकाखर्जूरोदकजान्यपि ।
तत्पिबेच्छर्करायुक्तं पित्तशूलनिवारणम् ॥ २५ ॥

## પિત્તજન્ય શૂળની ચિકિત્સા

હવે પિત્તજન્ય શૂળની ચિકિત્સાઓ કહું છું. પિત્તજન્ય શૂળવાળા માણસને ટાઢું પાણી પાઈ સહેજ ઊલટી કરાવી શીતળ પદાર્થોનું સેવન કરાવવું અને ઉષ્ણ પદાર્થોનો ત્યાગ કરાવવો.

મણિનાં, રૂપાનાં કે તાંબાનાં વાસણોને શીતળ જળથી ભરપૂર કરી તે વાસણો શૂળની ઉપર ધરાવવાં, એ પિત્તજન્ય શૂળ ઉપર હિતકારી છે.

ગોળ, રાતા ચોખાનાં અન્નો, જવનાં અન્નો, દૂધ, ઘી, વિરેચન અને જાંગલપ્રાણીઓનાં માંસો પિત્તજન્ય શૂળવાળાઓને ઔષધરૂપ છે.

પિત્તજન્ય શૂળવાળા માણસને પિત્તનું હરણ કરનારા માંસરસોનું સેવન કરાવવું અને પિત્ત કરનારા પદાર્થોનો ત્યાગ કરાવવો.

માંસભક્ષક પ્રાણીઓના અથવા જંગલી પ્રાણીઓના માંસનો યૂષ સાકરથી મિશ્ર કરી પાય, તો તેથી પિત્તજન્ય શૂળ મટી જાય છે.

ફાલસાં, દ્રાક્ષ, ખજૂર અને જળમાં ઉત્પન્ન થતાં કમળ વગેરે પત્રોનો કલ્ક સાકરના પાણીથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પિત્તજન્ય શૂળ મટે છે. ૨૫

अशने भुक्तमात्रे तु प्रकोपः श्लैष्मिकस्य च ।
वमनं कारयेत्तत्र पिप्पलीवारिणा भिषक् ॥
रूक्षःस्वेदःप्रयोज्यःस्यादन्याश्चोष्णाः क्रिया हिताः ।
पिप्पली शृङ्गवेरं च श्लेष्मशूले भिषग्जितम् ॥
पाठां वचां त्रिकटुकं तथा च कटुरोहिणीम् ।
चित्रकस्य च निर्यूहं पिबेद्यूषं समार्जकम् ॥
एरण्डफलमूलानि मूलं गोक्षुरकस्य च ।
शालिपर्णी पृश्निपर्णी बृहतीं कण्टकारिकाम् ॥

**બસ્તિશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

મળમૂત્રોના વેગો રોકવાથી પ્રકુપિત થયેલો વાયુ મૂત્રાશયને ઘેરીને રહે છે; તેથી મૂત્રાશયમાં, સાથળોના સંધિઓમાં અને નાભિમાં શૂળ ઉત્પન્ન થાય છે, કે જે શૂળથી વિષ્ટા, મૂત્ર તથા અધોવાયુ રોકાઈ જાય છે. વાયુથી થતું આ શૂળ બસ્તિશૂળ કહેવાય છે. ૩૦

नाभ्यां वंक्षणपार्श्वेषु कुक्षौ मेढ्रान्त्रमर्दकः ।
मूत्रमावृत्य गृह्णाति मूत्रशूलः स मारुतात् ॥३१॥

**મૂત્રશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

પ્રકુપિત થયેલો વાયુ ઉપસ્થના આંતરડાંનું મર્દન કરી મૂત્રને ઘેરે છે, ત્યારે નાભિમાં, સાથળોના સંધિઓમાં, પડખાંઓમાં અને કૂખમાં શૂળ ઉત્પન્ન થાય છે, કે જેથી મૂત્ર રોકાઈ જાય છે. વાયુથી ઉત્પન્ન થતું આ શૂળ મૂત્રશૂળ કહેવાય છે. ૩૧

वायुः प्रकुपितो यस्य रूक्षाहारस्य देहिनः ।
मलं रुणद्धि कोष्ठस्थं मन्दीकृत्य तु पावकम् ॥
शूलं सञ्जनयंस्तीव्रं स्रोतांस्यावृत्य तस्य हि ।
दक्षिणं यदि वा वामं कुक्षिमादाय जायते ॥
सर्वत्र वर्द्धते क्षिप्रं शूलं तत्र च घोषवत् ।
पिपासा वर्द्धते तीव्रा भ्रमो मूर्छा च जायते ॥
उच्चारितो मूत्रितश्च न शान्तिमधिगच्छति ।
विट्शूलमेतज्जानीयाद्भिषक्परमदारुणम् ॥३२॥

**વિટ્શૂળનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ**

રૂક્ષ આહારોથી પ્રકુપિત થયેલો વાયુ જઠરાગ્નિને મંદ કરી, સ્રોતોને ઘેરી લઈ તીવ્ર શૂળ ઉત્પન્ન કરતોકરતો કોઠામાં રહેલા મળને રોકી દે છે, તેથી જમણા અથવા ડાબા પડખામાં શૂળ ઉત્પન્ન થાય છે. આ શૂળ ઝડપથી ચોતરફ ફરે છે, વધે છે અને અવાજવાળું હોય છે. આ શૂળથી તીવ્ર તરસ વધે છે, ભ્રમ થાય છે, મૂર્છા થાય છે અને વિષ્ટા તથા મૂત્રનો વેગ થતાં શાંતિ મળતી જ નથી. વૈદ્યે આ પરમ દારુણ શૂળને વિટ્શૂળ જાણવું. ૩૨

क्षिप्रं दोषहरं कार्यं भिषजा साधु जानता ।
स्वेदनं वमनं चैव निरूहाः स्नेहबस्तयः ॥
पूर्वोद्दिष्टान्पाययेत योगान्कोष्ठविशोधनान् ।
उदावर्त्तहराश्चास्य क्रियाः सर्वाः सुखावहाः ॥३३॥

**બસ્તિશૂળ, મૂત્રશૂળ તથા વિટ્શૂળની ચિકિત્સા**

બસ્તિશૂળ, મૂત્રશૂળ કે વિટ્શૂળ ઉત્પન્ન થયેલ હોય, તો તુરત દોષને દૂર કરનારી તથા શમનચિકિત્સા પણ કરવી. સ્વેદન તથા વમન કરાવવું, નિરૂહબસ્તિઓ અને સ્નેહબસ્તિઓ (અનુવાસનબસ્તિઓ) દેવી અને કોઠાને શુદ્ધ કરનારા જે યોગો પ્રથમ કહેવાયા છે તે પણ પાવા. આ તંત્રના ૫૫મા અધ્યાયમાં ઉદાવર્ત્તને દૂર કરનારી જે ચિકિત્સાઓ કહેવાશે, તે સઘળી ચિકિત્સાઓ બસ્તિશૂળ, મૂત્રશૂળ તથા વિટ્શૂળ ઉપર હિતકારી છે. ૩૩

अतिमात्रं यदा भुक्तं पावके मृदुतां गते ।
स्थिरीभूतं तु तत्कोष्ठे वायुरावृत्य तिष्ठति ॥
अविपाकगतं ह्यन्नं शूलं तीव्रं करोत्यति ।
मूर्छाध्मानं विदाहं च हृदुत्क्लेशं विलम्बिकाम् ॥
विरिच्यते छर्दयति कम्पतेऽथ विमुह्यति ।
क्षाराश्चूर्णानि गुटिकाः शस्यन्ते शूलनाशनाः ॥३४॥

**આમશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ, લક્ષણ તથા ચિકિત્સા**

અત્યંત જમવામાં આવેલા અન્નને, જઠરાગ્નિ મંદ થઈ જવાથી વાયુ કોઠામાં સ્થિર કરી દઈ, ચોમેરથી વીંટી લઈ રહે છે, કે જેથી તે અન્ન ન પાકતાં અતિ તીવ્ર શૂળ ઉત્પન્ન કરે છે. આ શૂળમાં મૂર્છા, આફરો, બળતરા, હૃદયમાં ઉત્ક્લેશ, વિલંબિકા (એક જાતનો કૉલેરા), અતિસાર, ઊલટી, કંપ અને મોહ થાય છે.

આ શૂળ ઉત્પન્ન થયેલ હોય, તો શૂળનો નાશ કરનારા ક્ષારો, ચૂર્ણો અને ગોળીઓની યોજનાઓ

સંચળ, બિડલૂણ, સીંધવ, તુંબરુફળ અને હરડે-નું ચૂર્ણ કરી જવના ક્વાથ સાથે પાવું.

પડખાં, હૃદય તથા મૂત્રાશયમાં શૂળ થયું હોય, તો ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલું ષટ્પલક નામનું ઘી અથવા હિંગનું ચૂર્ણ નાખી એકલું કાચું ઘી જ પાવું અથવા બિજોરાંના ફળને દૂધમાં પકવી તે દૂધ પાવું અથવા માફક હોય તો મધની, દહીંની તરની, દૂધની કે માંસના રસની સાથે એરંડિયું તેલ પાવું. જે પાયેલું હોય તે પચી જાય ત્યારે દૂધની કે જંગલપ્રાણીઓના માંસના રસની સાથે ભોજન કરાવવું. ૨૭

प्रकुप्यति यदा कुक्षौ वह्निमाक्रम्य मारुतः ।
तदास्य भोजनं भुक्तं सोपष्टम्भं न पच्यते ॥
उच्छ्वसित्यामशकृता शूलेनाहन्यते मुहुः ।
नैवासने न शयने तिष्ठन्न लभते सुखम् ॥
कुक्षिशूल इति ख्यातो वातादामसमुद्भवः ।
वमनं कारयेत्तत्र लङ्घयेद्वा यथाबलम् ॥
संसर्गपाचनं कुर्याद्म्लैर्दीपनसंयुतैः ।
नागरं दीप्यकं चव्यं हिङ्गु सौवर्चलं बिडम् ॥
मातुलुङ्गयाश्च बीजानि तथा श्यामोरुबूकयोः ।
बृहत्याः कण्टकार्याश्च क्वाथं शूलहरं पिबेत् ॥
वचा सौवर्चलं हिङ्गु कुष्ठं सातिविषाऽभया ।
कुटजस्य च बीजानि सद्यःशूलहराणि तु ॥
विरेचनं प्रयुञ्जीत ज्ञात्वा दोषबलाबलम् ।
स्नेहबस्तीन्निरूहांश्च कुर्याद्दोषनिबर्हणान् ।
उपनाहाः स्नेहसेका धान्याम्लपरिषेचनम् ॥२८॥

## કુક્ષિશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ, લક્ષણ તથા ચિકિત્સા

જ્યારે વાયુ જઠરાગ્નિને દબાવી કૂખમાં પ્રકુપિત થાય છે, ત્યારે ખાધેલું અન્ન સ્તબ્ધ થઈ રહેવાને લીધે પચતું નથી, શ્વાસ ઊંચો જ આવ્યા કરે છે, કાચી વિષ્ટાથી થયેલા શૂળથી વારંવાર ભોંકાયા જેવી વ્યથા થાય છે અને આસન પર બેસતાં કે શયનમાં સૂતાં પણ સુખ થતું નથી. વાયુના પ્રકોપને લીધે કાચી વિષ્ટાથી થતું આ શૂળ કુક્ષિશૂળ કહેવાય છે.

કુક્ષિશૂળ થયેલ હોય, તો બળને અનુસરી ઊલટી કરાવવી અથવા બળને અનુસરી લંઘન કરાવવું. પિપ્પલ્યાદિગણથી મિશ્ર કરેલા ખાટા પદાર્થો ખવડાવીને અન્નાદિકનું પાચન કરવું.

સૂંઠ, અજમો અને ચવકના ક્વાથમાં હિંગ, સંચળ તથા બિડલૂણનું ચૂર્ણ નાખી તે ક્વાથ પાવામાં આવે, તો તેથી કુક્ષિશૂળ મટે છે.

બિજોરાનાં, વરધારાનાં, ધોળા એરંડાનાં, ઊભી ભોરિંગણીનાં અને બેઠી ભોરિંગણીનાં બીજનો ક્વાથ પાય, તો તેથી કુક્ષિશૂળ મટે છે.

વજ, સંચળ, હિંગ, કઠ, અતિવિખ, હરડે અને ઇંદ્રજવનું વિરેચન દોષાદિકનું બળાબળ જાણીને દેવાય, તો તેથી કુક્ષિશૂળ તુરત મટે છે.

સ્નેહબસ્તિઓથી, નિરૂહબસ્તિઓથી, ઉપનાહ સ્વેદોથી, સ્નેહોનાં સિંચનોથી તથા ધાન્યામ્લના સિંચનથી પણ દોષને દૂર કરવો. ૨૮

कफपित्तावरुद्धस्तु मारुतो रसमूर्छितः ।
हृदिस्थः कुरुते शूलमुच्छ्वासरोधकं परम् ॥
स हृच्छूल इति ख्यातो रसमारुतसम्भवः ।
तत्रापि कर्माभिहितं यदुक्तं हृद्विकारिणाम् ॥२९॥

## હૃદયશૂળનાં નિદાન, સંપ્રાપ્તિ, લક્ષણ તથા ચિકિત્સા

કફે તથા પિત્તે રોકેલો રસમિશ્ર વાયુ, હૃદયમાં રહી ઉચ્છ્વાસને અત્યંત રોકનારાં શૂળને ઉત્પન્ન કરે છે. રસ તથા વાયુથી ઉત્પન્ન થતું આ શૂળ હૃચ્છૂલ કહેવાય છે.

હૃચ્છૂલ થયેલ હોય, તો આ પછીના અધ્યાયમાં હૃદ્રોગવાળાઓની જે ચિકિત્સા કહેવાશે, તે કરવી. ૨૯

संरोधात्कुपितो वायुर्बस्तिमावृत्य तिष्ठति ।
बस्तिवङ्क्षणनाभीषु ततः शूलोऽस्य जायते ॥
विण्मूत्रवातसंरोधी बस्तिशूलः स मारुतात् ॥३०॥

## સન્નિપાતજન્ય હૃદ્રોગનું લક્ષણ

જો ત્રણે દોષોના પ્રકોપથી હૃદ્રોગ થયો હોય, ઉપર કહેલાં ત્રણે દોષોનાં ચિહ્નો સામટાં ાાય છે. ૭

क्लेशः ष्ठीवनं तोदः शूलो हृल्लासकस्तमः ।
रुचिः श्यावनेत्रत्वं शोषश्च कृमिजे भवेत् ॥८॥

## કૃમિજન્ય હૃદ્રોગનું લક્ષણ

કૃમિજન્ય હૃદ્રોગ થયો હોય, તો જાણે વમન- તૈયારી હોય એવું રહ્યા કરે છે, વારંવાર વું પડે છે, સોઈઓથી ભોંકાયા જેવી વ્યથા ા છે, શૂળ નીકળે છે, મોળ આવ્યા કરે છે, ધારાં આવે છે, અરુચિ થાય છે, આંખો ાશવાળી થઈ જાય છે અને મોઢામાં શોષ થાય છે. (ગ્રંથાંતરમાં કહ્યું છે કે 'જે જિતેંદ્રિય માણસ તલ તથા ગોળ વગેરે પદાર્થો- સેવન કરે, તેનો રસ હૃદયના એક ભાગમાં જાય છે અને તે સડવાથી બગડેલી છાતી- ા માણસને કૃમિઓ ઉત્પન્ન થાય છે, કે જે ઓથી હૃદ્રોગ થાય છે.') ૮

भ्रमौ सादशोषौ ज्ञेयास्तेषामुपद्रवाः ।
जे कृमिजातीनां श्लेष्मिकाणां च ये मताः ॥९॥

## હૃદ્રોગના ઉપદ્રવો

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય તથા પાતજન્ય હૃદ્રોગમાં જાણે ચાકડા પર ચડા- ડોય એવું ભ્રમણ, ક્લમ, અંગોમાં ગ્લાનિ મોઢામાં શોષ—એ ઉપદ્રવો થાય છે. (જો ભ્રમાદિક ઉપદ્રવો વાતપિત્તાત્મક છે, તો વ્યાધિના સ્વભાવને લીધે તેઓ કફજન્ય ગમાં પણ થાય છે.) કૃમિજન્ય હૃદ્રોગમાં તો ા થયેલા કૃમિઓના મોળ અને મોઢાનો વગેરે જે ઉપદ્રવો છે, તે જ થાય છે. ૯

पसृष्टे हृदये वामयेत्स्निग्धमातुरम् ।
वमूलकाथेन सस्नेहलवणेन तु ॥
स्येलावचाहिङ्गुयवभस्मानि सैन्धवम् ।
सौवर्चलमथो शुण्ठीमजमोदां च चूर्णितम् ॥
फलधान्याम्लकौलत्थदधिमद्यासवादिभिः ।
पाययेत विशुद्धं च स्नेहेनान्यतमेन वा ॥
भोजयेज्जीर्णशाल्यन्नं जाङ्गलैः सघृतै रसैः ।
वातघ्नसिद्धं तैलं च दद्याद्बस्तिं प्रमाणतः ॥१०॥

## વાતજન્ય હૃદ્રોગની ચિકિત્સા

જો વાતજન્ય હૃદ્રોગ થયો હોય, તો રોગીને સ્નિગ્ધ કરી સ્નેહ તથા સૈંધવથી મિશ્ર કરેલો દશમૂળીનો ક્વાથ પાઈને વમન કરાવવું. (જો કે વાયુમાં વમન ઠીક નથી, તો પણ આ રોગમાં વાયુ કફના સ્થાનમાં રહેલો હોય છે, તેથી વમન યોગ્ય જ છે.)

રોગીને વમનથી શુદ્ધ કર્યા પછી પીપર, એલચી, વજ, હિંગ, જવખાર, સૈંધવ, સંચળ, સૂંઠ અને બોડીઅજમોદનું ચૂર્ણ બિજોરાંના રસ સાથે, ધાન્યામ્લ સાથે, કળથીના ક્વાથ સાથે, દહીં સાથે, મદ્ય સાથે, આસવાદિક સાથે કે ચાર સ્નેહોમાંનો કોઈ સ્નેહની સાથે પાવું; ઘી સહિત જંગલી પ્રાણીઓના માંસના રસોની સાથે જૂના રાતા ચોખાનું અન્ન જમાડવું અને વાયુને હરનારાં દ્રવ્યોથી પકવેલા તેલની યોગ્ય પ્રમાણથી બસ્તિ દેવી. ૧૦

श्रीपर्णीमधुकक्षौद्रसितोत्पलजलैर्वमेत् ।
पित्तोपसृष्टे हृदये सेवेत मधुरैः शृतम् ॥
घृतं कषायांश्चोद्दिष्टान्पित्तज्वरविनाशनान् ।
तृप्तस्य च रसैर्मुख्यैर्जाङ्गलैः सघृतैर्भिषक् ॥
सक्षौद्रं वितरेद्बस्तिं तैलं मधुकसाधितम् ॥११॥

## પિત્તજન્ય હૃદ્રોગની ચિકિત્સા

જો પિત્તજન્ય હૃદ્રોગ થયો હોય, તો રોગીને સીવણનો, જેઠીમધનો તથા નીળકમળનો ક્વાથ, મધ અને સાકરના જળથી વમન કરાવવું. (જો કે પિત્તજન્ય રોગ ઉપર વમન ઠીક નથી, તો પણ આ રોગમાં વિશેષ કારણને લીધે વમન કરાવવાનું કહ્યું છે.) કાકોલ્યાદિ ...

કરવી ઉત્તમ છે. ૩૪

गुल्मावस्थाः क्रियाः कार्या यथावत्सर्वशूलिनाम्॥३५॥

### સઘળાં શૂળો ઉપર સામાન્ય ચિકિત્સા

આ અધ્યાયમાં ગુલ્મો ઉપર જે ક્રિયાઓ કહેવામાં આવી છે, તે ક્રિયાઓ અવસ્થાઓ અનુસાર સઘળા પ્રકારનાં શૂળો ઉપર પણ કરવી.૩૫

## અધ્યાય ૪૩મો

अथातो हृद्रोगप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'હૃદ્રોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

वेगाघातोष्णरूक्षान्नैरतिमात्रोपसेवितैः ।
विरुद्धाध्यशनाजीर्णैरसात्म्यैश्चापि भोजनैः ॥
दूषयित्वा रसं दोषा विगुणा हृदयं गताः ।
कुर्वन्ति हृदये बाधां हृद्रोगं तं प्रचक्षते ॥२॥

### હૃદ્રોગનાં નિદાન તથા સંપ્રાપ્તિ

વિષ્ટા તથા મૂત્ર વગેરેના વેગોને અટકાવવાથી, લાકડી વગેરેના પ્રહારોથી, ઉષ્ણ કે રૂક્ષ અન્નોનું અત્યંત સેવન કરવાથી, વિરુદ્ધ ભોજનોથી, અજીર્ણમાં ભોજનો કરવાથી, આમ તથા વિદગ્ધ આદિ અજીર્ણોથી અને માફક નહિ એવાં ભોજનોથી પ્રકુપિત થયેલા દોષો, હૃદયમાં આવી, રસને દૂષિત કરીને હૃદયમાં પીડા ઉત્પન્ન કરે છે; એ રોગ હૃદ્રોગ કહેવાય છે. ૨

चतुर्विधः स दोषैश्च पञ्चमः क्रिमिभिस्तथा ।
पृथग्लिङ्गं प्रवक्ष्यामि चिकित्सितमनन्तरम् ॥३॥

### હૃદ્રોગોની સંખ્યા

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સન્નિપાતજન્ય અને કૃમિજન્ય-એ રીતે હૃદ્રોગ પાંચ પ્રકારના થાય છે. એ પાંચ હૃદ્રોગોનાં જુદાંજુદાં લક્ષણો કહેવામાં આવશે અને તે પછી ચિકિત્સા પણ જુદીજુદી કહેવાશે. ૩

आयम्यते मारुतजे हृदयं तुद्यते तथा ।
निर्मथ्यते दीर्यते च स्फोट्यते पाट्यतेऽपि च ॥४॥

### વાતજન્ય હૃદ્રોગનું લક્ષણ

વાતજન્ય હૃદ્રોગ થયો હોય, તો હૃદય જાણે વ્યથાથી વિસ્તાર પામતું હોય, સોઈઓથી ભોંકાતું હોય, રવાઈથી મથાતું હોય, કરવતથી ચિરાતું હોય, શસ્ત્રથી ફાડી નંખાતું હોય અને કુહાડાથી અનેક પ્રકારે કપાતું હોય એવું પીડાય છે. ૪

तृष्णोषादाहचोषाः स्युः पैत्तिके हृदयक्लमः ।
धूमायनं च मूर्छा च स्वेदः शोषो मुखस्य च ॥५॥

### પિત્તજન્ય હૃદ્રોગનું લક્ષણ

પિત્તજન્ય હૃદ્રોગ થયો હોય, તો તરસ લાગ્યા કરે છે, જેથી ઠંડા પવનની ઇચ્છા થાય એવી અંદર કાંઈક ઉનાશ રહ્યા કરે છે, જાણે અગ્નિ શરીરના સમીપમાં જ રહ્યો એવો સંતાપ થાય છે, જાણે કોઈ ચૂસી લેતું હોય એવી પીડા થાય છે, હૃદયમાં ક્લમ થાય છે, કંઠમાંથી ધુમાડા નીકળતા હોય એમ લાગે છે, મૂર્છા આવે છે, કાંઈક દુર્ગંધવાળો પસીનો નીકળે છે અને મોઢું સુકાય છે. ૫

गौरवं कफसंस्रावोऽरुचिः स्तम्भोऽग्निमार्दवम् ।
माधुर्यमपि चास्यस्य बलासावतते हृदि ॥६॥

### કફજન્ય હૃદ્રોગનું લક્ષણ

કફજન્ય હૃદ્રોગ થયો હોય, તો હૃદયમાં ભારેપણું આવે છે, કફનો સ્રાવ થાય છે, અરુચિ થાય છે, ગાત્રોમાં જડતા થાય છે, જઠરાગ્નિ જાણે જળથી ભિંજાયો હોય એવો કોમળ થઈ જાય છે અને મોઢામાં મીઠાશ રહ્યા કરે છે. ૬

विद्यात्त्रिदोषमप्येकं सर्वलिंगं हृदामयम् ॥७॥

[1] છાતીનાં દરદનાં નિદાન, સંખ્યા, લક્ષણ તથા ચિકિત્સાના નિરૂપણ વિષે.

व्यवायमम्लं लवणानि मद्यं
मृदं दिवास्वप्नमतीव तीक्ष्णम् ।
निषेवमाणस्य विदूष्य रक्तं
कुर्वन्ति दोषास्त्वचि पाण्डुभावम् ॥२॥

## પાંડુરોગનાં નિદાનો અને સંપ્રાપ્તિ

મૈથુનનું, ખાટાખારા પદાર્થોનું તથા મદ્યનું અતિ સેવન કરવાથી, માટી ખાવાથી, દિવસની નિદ્રા કરવાથી અને અતિ તીક્ષ્ણ પદાર્થોના સેવનથી પ્રકુપિત થયેલા દોષો લોહીને દૂષિત કરી ત્વચામાં પાંડુરોગ ઉત્પન્ન કરે છે. (મૈથુનથી ત્રણે દોષોનો અથવા વાતપિત્તનો પ્રકોપ થાય છે, ખાટાખારા પદાર્થોથી પિત્ત તથા કફનો પ્રકોપ થાય છે, મદ્ય તથા તીક્ષ્ણ પદાર્થોથી પિત્તનો પ્રકોપ થાય છે અને દિવસની નિદ્રા કરવાથી ત્રણે દોષોનો પ્રકોપ થાય છે.) ૨

पाण्ड्वामयोऽष्टार्द्धविधः प्रदिष्टः
पृथक्समस्तैर्युगपच्च दोषैः ॥ ३ ॥

## પાંડુરોગોની સંખ્યા

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સાન્નિપાતિક—એ રીતે પાંડુરોગ ચાર પ્રકારનો થાય છે. (માટી ખાવાથી પ્રકુપિત થયેલા દોષો વિશેષે કરી પાંડુરોગ જ ઉત્પન્ન કરે છે અને વળી માટી ખાવાથી ઉત્પન્ન થયેલા પાંડુરોગની ચિકિત્સા પણ જુદા પ્રકારની છે, એવા અભિપ્રાયથી ચરકે માટી ખાવાથી ઉત્પન્ન થનારા પાંડુરોગને પાંચમો ગણ્યો છે, પણ ભગવાન ધન્વંતરિએ તો એ પાંડુરોગને સાન્નિપાતિકમાં જ ગણ્યો છે અને તેની ચિકિત્સાને પણ સાન્નિપાતિકની ચિકિત્સા પ્રમાણે જ ગણી છે.) ૩

सर्वेषु चैवेष्विह पाण्डुभावो
यतोऽधिकोऽतः खलु पाण्डुरोगः ॥४॥

## 'પાંડુરોગ' નામ હોવાનું કારણ

જો કે પાંડુરોગોમાં વાયુ આદિ દોષોના ભેદને લીધે કાળો, ધોળો, પીળો તથા એ ત્રણે વર્ણો પણ થાય છે, તો પણ પાંડુપણું તો અધિક જ રહે છે, તેથી સર્વ પ્રકારના એ રોગોને 'પાંડુરોગ' એ નામ આપવામાં આવ્યું છે. ૪

त्वक्स्फोटनं ष्ठीवनगात्रसादौ
मृद्भक्षणं प्रेक्षणकूटशोथाः ।
विण्मूत्रपीतत्वमथाविपाको
भविष्यतस्तस्य पुरःसराणि ॥५॥

## પાંડુરોગનું પૂર્વરૂપ

પાંડુરોગ થવાનો હોય, ત્યારે ચામડી ફાટે છે, વારંવાર થૂંકવું પડે છે, ગાત્રોમાં ગ્લાનિ થાય છે, માટી ખાવાની ઇચ્છા થાય છે, આંખોના ડોડલાઓ ઉપર સોજો થાય છે, વિષ્ટા તથા મૂત્રની પીળાશ થાય છે અને ખાધેલું અન્ન બરાબર પચતું નથી. ૫

सकामलापालकिपाण्डुरोगः
कुम्भाह्वयो लाघरकोऽलसाख्यः ।
विभाष्यते लक्षणमस्य कृत्स्नं
निबोध वक्ष्याम्यनुपूर्वशस्तत् ॥६॥

## અવસ્થાભેદોથી આ રોગનાં નામાંતરો

આ રોગ અવસ્થાઓના ભેદો ઉપરથી પાંડુરોગ, કામળા, પાલકિ, કુંભકામળા, લાઘરક અને આલસ—એ નામોથી ઓળખાય છે. હલીમક એ લાઘરકના જ પર્યાયો છે. હવે અનુક્રમથી તેનાં સઘળાં લક્ષણો કહું છું, તે સાંભળો. (પાલકિ નામના પાંડુરોગનું લક્ષણ આ ગ્રંથમાં નહિ કહેવામાં આવે; માટે તે લક્ષણ તંત્રાંતર ઉપરથી જાણી લેવું. તંત્રાંતરમાં કહ્યું છે કે સંતાપ, દસ્ત પાતળો, બહારઅંદર પીળો, પાંડુપણું અને નેત્રના રોગો, એ પાલકિ નામના પાંડુરોગનું લક્ષણ છે.)૬

कृष्णेक्षणं कृष्णशिरावनद्धं
तद्वर्णविण्मूत्रनखाननं च ।
वातेन पाण्डुं मनुजं व्यवस्ये-
द्युक्तं तथान्यैस्तदुपद्रवैश्च ॥७॥

પકવેલા ઘીનુ સેવન કરાવવુ અને આ તંત્રના ૩૯મા અધ્યાયના ૮૯મા વિષયમા પિત્તજ્વરનો નાશ કરનારા જે કવાથો કહ્યા છે, તેઓનુ પણ સેવન કરાવવુ વૈદ્યે રોગીને કાળિયાર વગેરે જગલી પ્રાણીઓના માસોના ઘી સહિત ઉત્તમ રસોથી તૃપ્ત કરીને જેઠીમધથી પકવેના અને મધથી મિશ્ર કરેલા તેલની બસ્તિ પણ દેવી ૧૧

वचानिम्बकषायाभ्या वान्त हृदि कफात्मके ॥
चूर्ण तु पाययेतोक्त वातजे भोजयेद् घृतम् ।
फलादिमथ मुस्तादि त्रिफला वा पिबेन्नर ॥
श्यामात्रिवृत्कल्कयुत घृत वापि विरेचनम् ।
चलातैलैर्विदध्याच्च बस्ति बस्तिविशारद ॥१२॥

કફજન્ય હૃદ્રોગની ચિકિત્સા

જો કફજન્ય હૃદ્રોગ થયો હોય, તો વજના તથા લીબડાના કવાથોથી વમન કરાવીને વાત જન્ય હૃદ્રોગ ઉપર કહેલુ પીપર વગેરેનુ ચૂર્ણ પાવુ અને ઘી સાથે ભાત જમાડવો એ રોગીને વિરેચન માટે સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયમા કહેલો મદનફળ (મીંઢળ) આદિ વર્ગ પાવો અથવા ૩૮મા અધ્યાયમાં કહેલો મુસ્તાદિગણ પાવો અથવા ત્રિફળા પાવી અથવા વરધારાના તથા નસોતરના કલ્કથી મિશ્ર કરેલુ ઘી પાવુ બસ્તિકર્મમા પ્રવીણતા વરાવનારા વૈદ્યે બનાતેલોની બસ્તિ પણ દેવી (ચિકિત્સા સ્થાનના ૧૫મા અધ્યાયમાં જે બનાતેલો કહેલાં છે, તેઓની બસ્તિ દેવી) ૧૨

क्रिमिहृद्रोगिण स्निग्ध भोजयेत्पिशितौदनम् ।
दध्ना वा पललोपेत त्र्यह पश्चाद्विरेचयेत् ॥
सुगन्धिभि सलवणैर्योगै साजाजिशर्करै ।
विडङ्गगाढैर्धान्याम्ल पाययेताप्यनन्तरम् ॥
हृदयस्था पतन्त्येवमधस्तात्क्रिमयो नृणाम् ।
यवान्न वितरेच्चास्य सविडङ्गमत परम् ॥१३॥

કૃમિજન્ય હૃદ્રોગની ચિકિત્સા

જો કૃમિજન્ય હૃદ્રોગ થયો હોય, તો રોગીને સ્નિગ્ધ કરી કૃમિઓનુ ઉત્ક્લેશન કરવા માટે માસવાળો ભાત ત્રણ દિવસ સુધી જમાડવો અથવા શેકેલા તલના ચૂર્ણથી મિશ્ર કરેલો ભાત ત્રણ દિવસ સુધી દહીં સાથે જમાડવો પછી સૂત્રસ્થાનના ૪૪મા અધ્યાયમા કહેલા સુગધી યોગોને સૈંધવ, જીરુ, સાકર તથા ઘણા વાવડિંગોથી મિશ્ર કરી તેનુ વિરેચન દેવુ અને તે પછી ધાન્યામ્લ પણ પાવુ આ પ્રમાણે કરવાથી માણસોનાં હૃદયોમા રહેલા કૃમિઓ નીચેના દ્વારથી પડી જાય છે વિરેચન થયા પછી એ રોગીને વાવડિંગથી મિશ્ર કરેલુ જવનુ અન્ન જમાડવુ

(હૃદ્રોગો પાચ પ્રકારના કહ્યા છે, છતા અહીં ચાર પ્રકારના જ હૃદ્રોગોની ચિકિત્સા કહી, પણ સન્નિપાતજન્ય હૃદ્રોગની ચિકિત્સા કહી નથી, તેથી ગ્રથકારે એ હૃદ્રોગને અસાધ્ય માન્યો હોય, એમ જણાય છે ડલ્હન કહે છે કે સન્નિપાતજન્ય હૃદ્રોગ થયો હોય, તો એક એક દોષથી થયેલા હૃદ્રોગની જે જુદીજુદી ચિકિત્સા કહેવામા આવી છે, તે સર્વ ચિકિત્સાઓનુ મિશ્રણ કરી તેની યોજના કરવી )૧૩

## અધ્યાય ૪૪મો

अथात पाण्डुरोगप्रतिषेध व्याख्यास्याम ।
यथोवाच भगवान् धन्वन्तरि ॥ १ ॥

ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પાડુરોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

૧ પાડુરોગના નિદાન સપ્રાપ્તિ પૂર્વરૂપ લક્ષણ તથા ચિકિત્સાના નિરૂપણ વિષે કામળા કુભકામળા લાઘરક અને હલીમક કે જેઓ પાડુરોગના જ ભેદો છે તેઓના નિદાન લક્ષણો તથા ચિકિત્સાઓ પણ આ અધ્યાયમા જ કહેવામા આવશે

અથ ત્યારે તે રોગને આયુર્વેદશાસ્ત્રીઓ હલીમક કહે છે. (વાગ્ભટે તો લાઘરક તથા હલીમકનાં લક્ષણો એકઠાં લખીને લાઘરક તથા હલીમકને પરસ્પરના પર્યાયરૂપ જ માનેલા છે. આ ગ્રંથમાં પણ હલીમકની જુદી ચિકિત્સા આપી નથી; તેથી વાગ્ભટના માનવાને પુષ્ટિ મળે છે. કોઈને લાઘરક તથા હલીમકને જુદાજુદા માન્યા છે.) ૧૪

उपद्रवास्तेष्वरुचिः पिपासा
छर्दिर्ज्वरो मूर्द्धरुजाग्निसादः ।
शोफस्तथा कण्ठगतोऽबलत्वम्
मूर्छा क्लमो हृदयपीडनं च ॥१५॥

## પાંડુરોગના ઉપદ્રવો

પાંડુરોગોમાં અરુચિ, તરસ, ઊલટી, જ્વર, માથામાં પીડા, અગ્નિની મંદતા, ગળામાં સોજો, નિર્બળતા, મૂર્છા, ક્લમ અને છાતીમાં દબાણ— એ ઉપદ્રવો થાય છે. ૧૫

साध्यं तु पाण्ड्वामयिनं समीक्ष्य
स्निग्धं घृतेनोर्ध्वमधश्च शुद्धम् ।
सम्पादयेत्क्षौद्रघृतप्रगाढै-
र्हरीतकीचूर्णयुतैः प्रयोगैः ॥
पिबेद्घृतं वा रजनीविपक्वं
यत्त्रैफलं तैल्वकमेव वापि ।
विरेचनद्रव्यकृतं पिबेद्वा
योगांश्च वैरेचनिकान्घृतेन ॥
मूत्रे निकुम्भार्द्धपलं विपाच्य
पिबेदभीक्ष्णं कुडवार्द्धमात्रम् ।
खादेद्गुडं वाप्यभयाविमिश्र-
मारग्वधादिक्वथितं पिबेद्वा ॥
अयोरजो व्योषविडङ्गचूर्णं
लिह्याद्धरिद्रां त्रिफलान्वितां वा ।
सर्पिर्मधुभ्यां विदधीत वापि
शास्त्रप्रदेशाभिहितांश्च योगान् ॥
हरेच्च दोषान् बहुशोऽल्पमात्रान्
श्वयेद्धि दोषेष्वतिनिर्हृतेषु ।

धात्रीफलानां रसमिक्षुजं च
मन्थं पिबेत् क्षौद्रयुतं हिताशी ॥
उभे बृहत्यौ रजनीं शुकाख्यां
शुकादनीं चापि सकाकमाचीम् ।
आदारिबिम्बीं सकदम्बपुष्पीं
विपाच्य सर्पिर्विपचेत्कषाये ॥
तत्पाण्डुतां हन्त्युपयुज्यमानं
क्षीरेण वा मागधिका यथाग्नि ।
हितं च यष्टीमधुकं कषायं
चूर्णं समं वा मधुनावलिह्यात् ॥
गोमूत्रयुक्तं त्रिफलादलानां
दत्त्वायसं चूर्णमनल्पकालम् ।
प्रवालमुक्ताञ्जनशङ्खचूर्णं
लिह्यात्तथा काञ्चनगैरिकोत्थम् ॥
आजं शकृद्वा कुडवप्रमाणं
विडं हरिद्रा लवणोत्तमं च ।
पृथक्पलांशानि समग्रमेत-
च्चूर्णं हिताशी मधुनावलिह्यात् ॥
मण्डूरलोहाग्निविडङ्गपथ्या-
व्योषांशकः सर्वसमानताप्यः ।
मूत्रासुतोऽयं मधुनावलेहः
पाण्ड्वामयं हन्त्यचिरेण घोरम् ॥
विभीतकायोमलनागराणां
चूर्णं तिलानां च गुडश्च मुख्यः ।
तक्रानुपानो वटिकाप्रयुक्तः
क्षिणोति घोरानपि पाण्डुरोगान् ॥
सौवर्चलं हिङ्गु किराततिक्तं
कलायमात्राणि सुखाम्बुना वा ।
मूर्वाहरिद्रामलकं च लिह्यात्
स्थितं गवां सप्त दिनानि मूत्रे ॥
मूलं बलाचित्रकयोः पिबेद्वा
पाण्ड्वामयार्तोऽक्षसमं हिताशी ।
सुखाम्बुना वा लवणेन तुल्यं
शिग्रोः फलं क्षीरभुजोपयोज्यम् ॥

### વાતજન્ય પાંડુરોગનું લક્ષણ

જે માણસને વાતજન્ય પાંડુરોગ ઉત્પન્ન થયો હોય, તો આંખો કાળી થઈ જાય છે, શરીર કાળી શિરાઓથી વ્યાપ્ત થાય છે, વિષ્ટા, મૂત્ર, નખો તથા મોઢું કાળું થઈ જાય છે, અને વાયુ સંબંધી કંપ, પેટનું ચડવું તથા શૂળ આદિ બીજા ઉપદ્રવો પણ થાય છે ૭

पीतेक्षण पीतशिरावनद्ध
तद्वर्णविण्मूत्रनखानन च ।
पित्तेन पाण्डुं मनुज व्यवस्ये-
द्युक्त तथान्यैस्तदुपद्रवैश्च ॥ ८ ॥

### પિત્તજન્ય પાંડુરોગના લક્ષણ

જે માણસને પિત્તજન્ય પાંડુરોગ ઉત્પન્ન થયો હોય, તો આંખો પીળી થઈ જાય છે, શરીર પીળી શિરાઓથી વ્યાપ્ત થાય છે, વિષ્ટા, મૂત્ર, નખો તથા મોઢું પીળું થઈ જાય છે અને પિત્ત સંબંધી દાહ તથા તરસ આદિ બીજા ઉપદ્રવો પણ થાય છે ૮

शुक्लेक्षण शुक्लशिरावनद्ध
तद्वर्णविण्मूत्रनखानन च ।
कफेन पाण्डु मनुज व्यवस्ये-
द्युक्त तथान्यैस्तदुपद्रवैश्च ॥ ९ ॥

### કફજન્ય પાંડુરોગનું લક્ષણ

જે માણસને કફજન્ય પાંડુરોગ ઉત્પન્ન થયો હોય, તો આંખો ધોળી થઈ જાય છે, શરીર ધોળી શિરાઓથી વ્યાપ્ત થઈ જાય છે વિષ્ટા, મૂત્ર, નખો તથા મોઢું ધોળું થઈ જાય છે અને કફ સંબંધી તંદ્રા તથા બડબડવાનું પડવું વગેરે બીજા ઉપદ્રવો પણ થાય છે ૯

सर्वात्मके सर्वमिद व्यवस्येत् ॥ १० ॥

### સાન્નિપાતિક પાંડુરોગનું લક્ષણ

જે માણસને ત્રણે દોષોથી પાંડુરોગ થયો હોય, તો ઉપર કહેલા વાતજન્ય, પિત્તજન્ય તથા કફજન્ય—એ ત્રણે જાતના પાંડુરોગના લક્ષણો થાય છે ૧૦

वक्ष्यामि लिङ्गान्यथ कामलाया ।
यो ह्यामयान्ते सहसान्नमम्ल
मद्यादपथ्यानि च तस्य पित्तम् ॥
करोति पाण्डु वदन विशेषा-
त्तन्द्राऽवलत्व प्रथमोदितांश्च ॥ ११ ॥

### કમળાનું નિદાન તથા લક્ષણ

હવે કામળાના લક્ષણો કહું છું જે માણસ પાંડુરોગના અંતમાં અથવા બીજા કોઈ રોગના અંતમાં એકદમ ખાટું અન્ન ખાય તથા બીજા અપથ્યોનું પણ ભક્ષણ કરે, તે માણસનું પિત્ત પ્રકુપિત થઈને દેહમાં પાંડુતા પ્રાપ્ત કરે છે, મોઢાને અત્યંત પાંડુ કરી નાખે છે તંદ્રા, નિર્બલતા અને પાંડુરોગના ખાસ લક્ષણો પણ ઉત્પન્ન કરે છે ૧૧

मेदस्तु तस्या खलु कुम्भसाह्व
शोफो महास्तत्र च पर्वभेद ॥ १२ ॥

### કુંભકામળાનું લક્ષણ

કામળા જ કાળાંતરે દઢ તથા સોજાવાળી થઈ જાય અને જેમાં સાંધાઓ તૂટ્યા કરે એવી થઈ જાય, તો તે કુંભકામળા કહેવાય છે કુંભકામળા કામળાનો જ ભેદ છે ૧૨

ज्वराङ्गमर्दभ्रमसादतन्द्रा
क्षयान्वितो लाघरकोऽलसाख्य ॥१३॥

### લાઘરક(અલસ)નું લક્ષણ

જે પાંડુરોગ જ્વરથી, અંગોના ભાંગવાથી, ચાકડા પર ચડેલાના જેવા ભમણથી, અંગોની ગ્લાનિથી, તંદ્રાથી અને ક્ષીણતાથી યુક્ત હોય, તો લાઘરક અથવા અલસ કહેવાય છે ૧૩

त वातपित्तादिपरीतनिन्द्र
हलीमक नाम वदन्ति तज्ज्ञा ॥१४॥

### હલીમકનું લક્ષણ

પાંડુરોગવાળાનું અથવા કુંભકામળાવાળાનું શરીર જ્યારે પીળું તથા કાળા રંગવાળું થઈ

કાળ સુધી ચટાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટી જાય છે.

સોળ તોલાભાર બકરીની લીંડી, ચાર તોલાભાર બિડલૂણ, ચાર તોલાભાર હળદર અને ચાર તોલાભાર સૈંધવનું ચૂર્ણ કરી એ સઘળાં મધમાં કાલવીને ચટાડવામાં આવે અને પથ્ય-ભોજન કરાવવામાં આવે, તો તેથી પાંડુરોગ મટે છે.

એક ભાગ મંડૂરલોહ (લોઢાનું કીટું), એક ભાગ ચિતરો, એક ભાગ વાવડિંગ, એક ભાગ હરડે, એક ભાગ સૂંઠ, મરી તથા પીપર અને પાંચ ભાગ સોનામખીને ગોમૂત્રમાં આથી મધમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી ભયંકર પાંડુરોગ પણ તુરત મટી જાય છે. (આ યોગ અતિ સિદ્ધ છે.)

બહેડાં, લોઢાનું કીટું, સૂંઠ અને તલની જૂના ગોળમાં ગોળીઓ વાળી ખવડાવવામાં આવે અને તે ઉપર છાશ પાવામાં આવે, તો તેથી ભયંકર પાંડુરોગો પણ મટી જાય છે. (આ યોગ પણ સિદ્ધ છે.)

સંચળ, હિંગ અને કરિયાતાનાં ચૂર્ણને એક વટાણા જેટલું લઈ જરા ઊના પાણીમાં કાલવીને ચટાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટે છે.

મૂર્વા, હળદર અને આમળાંને સાત દિવસ સુધી ગોમૂત્રમાં રાખી તેનો કલ્ક ચટાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટી જાય છે.

બળદાણાનાં મૂળ અને ચિત્રકનાં મૂળનો એક તોલાભાર કલ્ક ગોમૂત્ર કે જરા ઊના પાણી સાથે પાવામાં આવે અને પથ્ય ભોજન કરાવવામાં આવે, તો તેથી પાંડુરોગ મટે છે.

સૈંધવ અને સરગવાના ફળને એકએક વટાણાભાર લઈ કલ્ક કરી જરા ઊના પાણી સાથે પાવામાં આવે અને દૂધ જમાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટી જાય છે. (આ યોગ કફ-જન્ય પાંડુરોગ ઉપર કામ કરે છે.)

ન્યગ્રોધાદિવર્ગનો ક્વાથ કરી તેને સારી પેઠે ઠંડો પાડી મધ તથા સાકરમાં મિશ્ર કરી પાવામાં આવે અને પથ્ય ભોજન કરાવવામાં આવે, તો તેથી પાંડુરોગ મટી જાય છે.

શાલસારાદિગણનું ચૂર્ણ અથવા આમળાંનું ચૂર્ણ મધમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટી જાય છે.

વાવડિંગ, મોથ, ત્રિફળાં, બોડીઅજમોદ, ફાલસાં, સૂંઠ, મરી, પીપર અને ચિત્રકના ચૂર્ણને શાલસારાદિગણના ક્વાથમાં નાખી અને ગોળ, સાકર, ચોખ્ખું મધ તથા ચોખ્ખા ઘીને પણ એ ક્વાથમાં નાખી પકવીને ચાટણ કરવું અને એ ચાટણ મરખાના ડાબલામાં રાખવું. આ અવલેહ (ચાટણ) ચટાડવાથી સોજાવાળો પાંડુરોગ અને ઉગ્ર કામળા પણ મટે છે.

(પાંડુરોગના નાશ માટે આ જે જુદી-જુદી ચિકિત્સાઓ કહેવામાં આવી, તેની દોષો અનુસાર યોજનાઓ કરવી.) ૧૬

सशर्करा कामलिनां त्रिभण्डी
हिता गवाक्षी सगुडा च शुण्ठी
कालेयके चापि घृतं विपक्कं
हितं च तत्स्याद्रजनीविमिश्रम् ॥१७॥

### કામળાની ચિકિત્સા

નસોતરના ચૂર્ણનો સાકર સાથે ઉપયોગ કરાવવામાં આવે, તો તે કામળાના દરદીઓને હિતકારી થાય છે.

ઇંદ્રવારણીના ચૂર્ણનો ગોળ સાથે ઉપયોગ કરાવવામાં આવે, તો તે કામળાના દરદીઓને હિતકારી થાય છે.

સૂંઠના ચૂર્ણનો ગોળની સાથે ઉપયોગ કરાવવામાં આવે, તો તે કામળાના દરદીઓને હિતકારી થાય છે.

યોગ્ય પ્રવાહીમાં દારુહળદરના કલ્કથી ઘી પકવી હળદરમાં મિશ્ર કરી તેનો ઉપયોગ કરાવવામાં આવે, તો તેથી કામળાના દરદીઓનું હિત થાય છે. ૧૭

न्यग्रोधवर्गस्य पिबेत् कषायं
शीतं सिताक्षौद्रयुतं हिताशी ।
शालादिकं चाप्यथ सारचूर्णं
धात्रीफलं वा मधुनावलिह्यात् ॥
विडङ्गमुस्तात्रिफलाजमोद-
परूषकव्योषविनिर्दहन्यः ।
चूर्णानि कृत्वा गुडशर्करे च
तथैव सर्पिर्मधुनी शुभे च ॥
सम्भारमेतद्विपचेन्निधाय
सारोदके सारवतो गणस्य ।
जातं च लेह्यं मतिमान्विदित्वा
निधापयेन्मोक्षकजे समुद्गे ॥
हन्त्येष लेहः खलु पाण्डुरोगं
सशोथमुग्रामपि कामलां च ॥१६॥

## પાંડુરોગ તથા કામળાની ચિકિત્સા

પાંડુરોગવાળો માણસ સાધ્ય જોવામાં આવે, તો તેને ઘીથી સ્નિગ્ધ કરી વમનથી[1] તથા વિરેચનથી શુદ્ધ કરીને પછી મધ તથા ઘીથી સારી પેઠે મિશ્ર કરેલું હરડેનું ચૂર્ણ આદિ પ્રયોગોનું સેવન કરાવવું.

હળદરના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી અથવા ત્રિફળાના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી અથવા ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું તૈલ્વક નામનું ઘી અથવા એકલા પાટિયા લોધરના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી પાવું. બીજાં પણ વિરેચન દ્રવ્યોના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી પાવું. સૂત્રસ્થાનના ૪૪મા અધ્યાયમાં કહેલા વિરેચનયોગો પણ ઘી સાથે પાવા. સોળગણા ભેંશના મૂત્રમાં બે તોલાભાર (?) નેપાળાનાં મૂળ નાખી, ઉકાળી-આઠ તોલાભાર મૂત્ર બાકી રહે ત્યારે તે પાવું. ગોળને હરડેના ચૂર્ણથી મિશ્ર કરી તે ખવરાવવો. ગોળને આરગ્વધાદિગણ સાથે ઉકાળી તે ક્વાથ પાવો. લોહચૂર્ણ તથા સૂંઠ, મરી, પીપર અને વાવડિંગનું ચૂર્ણ મધ તથા ઘી સાથે ચટાડવું. હળદર અને ત્રિફળાનું ચૂર્ણ મધ તથા ઘી સાથે ચટાડવું. ઉપર કહેલા વિરેચનયોગોમાંથી જે યોગ યોગ્ય જણાય તેથી વિરેચિત કરીને શાસ્ત્રપ્રદેશમાં કહેલા નવાયસ આદિ યોગોની પણ યોજનાઓ કરવી. (નવાયસ વિષે ચિકિત્સાસ્થાનના ૧૨મા અધ્યાયનો નવમો વિષય જુઓ.)

પાંડુરોગમાં દોષો વારંવાર દૂર કરવા પણ તે થોડાથોડા દૂર કરવા; કેમ કે દોષોને અધિક દૂર કરવામાં આવે, તો પાંડુરોગવાળો માણસ સોજાવાળો થઈ જાય છે.

આમળાં અથવા શેરડીનો રસ અથવા ઘી મિશ્ર કરી શીતળ જળથી પલાળેલો સાથવો મધ સાથે પાવામાં આવે અને પથ્ય ભોજન કરાવવામાં આવે, તો તેથી પાંડુરોગ નાશ પામે છે.

ઊભી ભોરિંગડી, બેઠી ભોરિંગડી, હળદર, સીવણ, શુકાદની (રાણ?), પીલુડી, કડવી ઘોલી અને ગોરખમૂંડીના ક્વાથમાં ઘી પકવી તે ઘીનો ઉપયોગ કરવામાં આવે, તો તેથી પાંડુરોગ નાશ પામે છે.

દૂધ સાથે પીપરનો ઉપયોગ અગ્નિ અનુસાર કરાવવામાં આવે, તો તેથી પાંડુરોગ મટી જાય છે.

જેઠીમધનો ક્વાથ મધ સાથે પાવામાં આવે અથવા જેઠીમધનું ચૂર્ણ મધમાં કાલવીને ચટાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટે છે.

ત્રિફળાનાં પાંદડાંનું ચૂર્ણ કરી, લોહચૂર્ણથી મિશ્ર કરી ગોમૂત્રમાં કાલવીને લાંબા કાળ સુધી ચટાડવામાં આવે, તો તેથી પાંડુરોગ મટે છે.

પરવાળાં, મોતી, રસનંતી અને શંખનું ચૂર્ણ ગોમૂત્રમાં કાલવીને લાંબા કાળ સુધી ચટાડવામાં આવે તો તેથી પાંડુરોગ મટે છે.

સોનાગેરૂનું ચૂર્ણ ગોમૂત્રમાં કાલવીને લાંબા

[1] જો કે પાંડુરોગમાં વમન કરાવવું નિષિદ્ધ છે, તો પણ દેશ, પ્રકૃતિ, કાળ તથા શરીર ઉપર ધ્યાન આપતાં જરૂર જણાય, તો મૃદુ વમન દેવું. (ડલ્હન)

અને જવનાં અન્નોનું નિત્ય સેવન કરાવવું. ૨૦

श्वासातिसारारुचिकासमूर्छा-
तृट्छर्दिशूलज्वरशोफदाहान् ।
तथाऽविपाकस्वरभेदसादाञ्
जयेद्यथास्वं प्रसमीक्ष्य शास्त्रम् ॥२१॥

### પાંડુરોગના ઉપદ્રવોની ચિકિત્સા

શ્વાસ, અતિસાર, અરુચિ, ખાંસી, મૂર્છા, તરસ, ઊલટી, શૂળ, જ્વર, સોજો, દાહ, ખાધેલા અન્નનો અપચો સ્વરભેદ અને ગ્લાનિ—એ પાંડુરોગના ઉપદ્રવોને વૈદ્યે શાસ્ત્રાનુસારી ચિકિત્સાઓથી (શ્વાસપ્રતિષેધાદિક અધ્યાયોમાં કહેલી દરેકની ચિકિત્સાઓથી) મટાડવા. (જો કે અતિસારવાળો તથા જ્વરવાળો પાંડુરોગ નીચેના વિષયમાં અસાધ્ય કહેવામાં આવશે, તો પણ અહીં પાંડુરોગના ઉપદ્રવરૂપ અતિસારની તથા જ્વરની ચિકિત્સા કરવાનું કહ્યું; માટે એમ સમજવું, કે પાંડુરોગમાં અતિસાર કે જ્વર લાંબા કાળથી લાગુ પડ્યો હોય, તો તે પાંડુરોગ અસાધ્ય છે, પણ તુરતનો હોય તો અસાધ્ય નથી.) ૨૧

अन्तेषु शूनं परिहीनमध्यं
म्लानं तथान्तेषु च मध्यशूनम् ।
गुदेऽथ शेफस्यथ मुष्कयोश्च
शूनं प्रताम्यन्तमसंज्ञकल्पम् ॥
विवर्जयेत्पाण्डुकिनं यशोऽर्थी
तथातिसारज्वरपीडितं च ॥२२॥

### પાંડુરોગની અસાધ્યતાનું લક્ષણ

જે પાંડુરોગનો દરદી હાથપગ તથા મુખ વગેરેમાં સોજાવાળો અને મધ્યમાં કૃશતાવાળો અથવા મધ્યમાં સોજાવાળો અને હાથપગ તથા મુખ વગેરેમાં કૃશતાવાળો હોય, તેમ જ ગુદામાં, લિંગમાં અને વૃષણોમાં સોજાવાળો હોય, ગ્લાનિ પામ્યા કરતો હોય, બેભાન જેવો થઈ ગયો હોય કે અતિસારથી અથવા જ્વરથી પીડાયેલો હોય, તેને યશની ઇચ્છાવાળા વૈદ્યે છોડી દેવો. ૨૨

# અધ્યાય ૪૫ મો

अथातो रक्तपित्तप्रतिषेधं व्याख्यास्यामः
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'રક્તપિત્તપ્રતિષેધ'[૧] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

क्रोधशोकभयायासविरुद्धान्नातपानलान् ।
कट्वम्ललवणक्षारतीक्ष्णोष्णातिविदाहिनः ॥
नित्यमभ्यस्यतो दुष्टो रसः पित्तं च कोपयेत् ।
विदग्धं स्वगुणैः पित्तं विदहत्याशु शोणितम् ॥२॥

### રક્તપિત્તનાં નિદાનો તથા સંપ્રાપ્તિ

ક્રોધ, શોક, ભય, પરિશ્રમ, વિરુદ્ધ અન્નો, તડકો, અગ્નિ, તીખા, ખાટા તથા ખારા પદાર્થો, ક્ષારો, તીક્ષ્ણ, ઉષ્ણ, અત્યંત વિદાહી પદાર્થોનું નિત્ય સેવન કરનારા માણસનો રસ દૂષિત થઈ પિત્તને પ્રકુપિત કરે છે અને એ રીતે પ્રકુપિત થયેલું પિત્ત પોતાના તીક્ષ્ણ તથા ઉષ્ણ આદિ ગુણોથી તુરત રુધિરને દૂષિત કરે છે. ૨

ततः प्रवर्त्तते रक्तमूर्द्ध्वं चाधो द्विधापि वा ॥३॥

### રક્તપિત્તનું સામાન્ય લક્ષણ

એ પ્રમાણે પિત્તથી દૂષિત થયેલું લોહી અને તેની સાથે મળેલું પિત્ત નાક તથા મોઢા વગેરે ઊંચા માર્ગોથી, ગુદા તથા ઉપસ્થ વગેરે નીચા માર્ગોથી, અથવા એ બન્ને માર્ગોથી (રૂંવાડાંઓનાં છિદ્રોમાંથી) પણ વહેવા લાગે છે; એ રોગ રક્તપિત્ત કહેવાય છે. ૩

૧ રક્તપિત્તનાં નિદાનો, સંપ્રાપ્તિ, લક્ષણ તથા ચિકિત્સાઓના નિરૂપણ વિષેનો અને અરશ, રક્તપ્રદર તથા શસ્ત્રક્રિયાથી લોહીની અતિપ્રવૃત્તિઓ ઉપર રક્તપિત્તની ચિકિત્સાના અતિદેશ વિષેનો.

धातुं नदीजं जतु शैलजं वा
कुम्भाह्वये मूत्रयुतं पिबेद्वा ॥
मूत्रस्थितं सैन्धवसम्प्रयुक्तं
मासं पिबेद्वापि हि लोहकिट्टम् ।
दग्ध्वाक्षकाष्ठैर्मलमायसं वा
गोमूत्रनिर्वापितमष्टवारान् ॥
विचूर्ण्य लीढं मधुनाचिरेण
कुम्भाह्वयं पाण्डुगदं निहन्यात् ।
सिन्धूद्भवं वाग्निसमं च कृत्वा
सिक्त्वा च मूत्रे सकृदेव तप्तम् ॥
लौहं च किट्टं बहुशश्च तप्त
निर्वाप्य मूत्रे बहुशस्तथैव ।
एकीकृतं गोजलपिष्टमेत-
देकच्यमावाप्य पचेदुखायाम् ॥
यथा न दह्येत तथा विशुष्कं
चूर्णीकृतं पेयमुदश्विता तत् ।
तक्रौदनाशी विजयेत रोगं
पाण्डुं तथा दीपयतेऽनलं च ॥१८॥

### કુંભકામળાની ચિકિત્સા

સોનામખીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવામાં આવે, તો તેથી કુંભકામળા મટે છે.

શિલાજિતનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવામાં આવે, તો કુંભકામળા મટે છે.

લોઢાના કીટાને આખી રાત ગોમૂત્રમાં રાખી સૈંધવથી મિશ્ર કરી એક માસ સુધી પાવામાં આવે, તો તેથી કુંભકામળા મટે છે.

લોઢાના કીટાને બહેડાનાં લાકડાંના અગ્નિથી તપાવી, અગ્નિ જેવું લાલ કરી આઠ વાર ગોમૂત્રમાં ઠારવું. પછી તેનું ચૂર્ણ કરી મધમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી કુંભકામળા નામનો પાંડુરોગ તુરત મટી જાય છે. (આ સિદ્ધ યોગ છે.)

સૈંધવના કઠણ ગાંગડાને એકવાર બહેડાના લાકડાના અગ્નિથી તપાવી અગ્નિ જેવો કરી ગોમૂત્રમાં નાખી ઠારવો અને લોઢાના કીટાને બહેડાના લાકડાના અગ્નિથી વારંવાર તપાવી અગ્નિ જેવું લાલ કરી ગોમૂત્રમાં નાખીને ઘણીવાર ઠારવું. એ સૈંધવ તથા લોઢાના કીટાને એકઠાં કરી ગોમૂત્રમાં વાટી, પેલા ઠારવાથી બચેલા પાંચગણા ગોમૂત્રમાં નાખી, તે ગોમૂત્રને હાંડલીમાં નાખી, બાફ બહાર ન નીકળે એવી રીતે ઢાંકી અગ્નિથી પકવવું. તમામ બળી ન જાય પણ સારી પેઠે ઘાટું થઈ જાય, ત્યાં સુધી પકવી પછી તેને સૂકવી, ચૂર્ણ કરીને તે ચૂર્ણ અરધા જળવાળી છાશ સાથે પાવામાં આવે અને પચ્યા પછી છાશ સાથે ભાત જમાડવામાં આવે, તો તેથી કુંભકામળા નામનો પાંડુરોગ મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. ૧૮

द्राक्षागुडूच्यामलकीरसैश्च
सिद्धं घृतं लाघरके हितं च ॥१९॥

### લાઘરકની ચિકિત્સા

દ્રાક્ષ, ગળો અને આમલીના સ્વરસોમાં પકવેલા ઘીનો ઉપયોગ કરાવવાથી લાઘરક મટે છે. ૧૯

गौडानरिष्टान्मधुशर्कराश्च
मूत्रासवान् क्षारकृतांस्तथैव ।
स्निग्धान् रसानामलकैरुपेतान्
कोलान्वितान् वापि हि जाङ्गलानाम् ॥
सेवेत शोफामिहितांश्च योगान्
पाण्ड्वामयी शालियवांश्च नित्यम् ॥२०॥

### સઘળા પાંડુરોગો ઉપર યોગો અને પથ્ય ભોજન

પાંડુરોગવાળા માણસને ગોળથી બનાવેલા અભયારિષ્ટાદિક અરિષ્ટોનું, મધ્વાસવોનું, શર્કરાસવોનું, મૂત્રાસવોનું, ક્ષારાસવોનું, જંગલી પ્રાણીઓના માંસોના સ્નિગ્ધ રસોને આમળાંઓથી અથવા બોરથી મિશ્ર કરીને તેઓનું, સોજાની ચિકિત્સામાં કહેલા યોગોનું, રાતા ભાતનું

પિત્તકફજન્ય રક્તપિત્ત પિત્ત તથા કફનાં લક્ષણોવાળું થાય છે. ૭

दौर्बल्यश्वासकासज्वरवमथुमदाः पाण्डुतादाहमूर्छा।
भुक्ते चान्ने विदाहस्त्वधृतिरपि सदा हृद्यतुल्या च पीडा॥
तृष्णा कण्ठस्य भेदः शिरसि च तपनं पूतिनिष्ठीवनं च।
द्वेषो भक्तेऽविपाको विरतिरपि रते रक्तपित्तोपसर्गाः॥८॥

## રક્તપિત્તના ઉપદ્રવો

રક્તપિત્તમાં દુર્બળતા, શ્વાસ, ખાંસી, જ્વર, ઊલટી, કાચી સોપારી ખાધા જેવો ભીણો, પાંડુપણું, દાહ, મૂર્છા, અન્ન જમ્યા પછી વિદાહ, અધૈર્ય, સર્વદા હૃદયમાં અસાધારણ પીડા, તરસ, કંઠનું, કોઠાનું કે એ બન્નેનું ભેદાવું, માથામાં સંતાપ, દુર્ગંધી થૂંક, મૈથુન પર કંટાળો, અન્ન ઉપર દ્વેષ અને અપચો તથા શરીરનું નમી જવું એ ઉપદ્રવો થાય છે. ૮

मांसप्रक्षालनाभं क्वथितमिव च यत्कर्दमाम्भोनिभं वा।
मेदःपूयास्रकल्पं यकृदिव यदि वा पक्वजम्बूफलाभम्॥
यत्कृष्णं यच्च नीलं भृशमतिकुणपं यत्र चाक्ता विकारा-
स्तद्वर्ज्यं रक्तपित्तं सुरपतिधनुषा यच्च तुल्यं विभाति॥९॥

## રક્તપિત્તની અસાધ્યતાનું વિશેષ વિવેચન

જે રક્તપિત્ત માંસના ધોણ જેવું અથવા ઊકળેલા જેવું અથવા કાદવથી મિશ્ર થયેલા પાણી જેવું અથવા મેદ, પરુ તથા રુધિરના મિશ્રણ જેવું અથવા જમણા પડખાની યકૃત્ નામની ગાંઠના જેવા વર્ણવાળું અથવા પાકેલા જાંબુ જેવી કાંતિવાળું અથવા કાળું અથવા મોરના ગળાના જેવા વર્ણવાળું અથવા ઇંદ્રધનુષની પેઠે અનેક વર્ણોવાળું, અત્યંત સડેલા શબના જેવા ગંધવાળું અને ઉપર કહેલાં ઉપદ્રવોવાળું હોય, તો તેની ચિકિત્સા કરવી નહિ. (ગ્રંથાંતરમાં કહ્યું છે કે 'રક્તપિત્તથી યુક્ત થયેલો જે માણસ ઘડા તથા વસ્ત્ર આદિ દશ્ય પદાર્થોને અને આકાશ કે જે અદશ્ય છે તેને પણ અત્યંત રક્ત દેખે, તે માણસના રક્તપિત્તને અવશ્ય અસાધ્ય સમજવું.') ૯

नादौ संग्राह्यमुद्रिक्तं यदसृग्बलिनो यतः।
तत्पाण्डुग्रहणीकुष्ठप्लीहगुल्मज्वरावहम्॥
अधः प्रवृत्तं वमनैरूर्ध्वमार्गं विरेचनैः।
जयेदन्यतरच्चापि क्षीणस्य शमनैरसृक्॥
अतिप्रवृत्तदोषस्य पूर्वं लोहितपित्तिनः।
अक्षीणबलमांसाग्नेः कर्त्तव्यमपतर्पणम्॥
लङ्घितस्य ततः पेयां विदध्यात्स्वल्पतण्डुलाम्।
तर्प्पणं पाचनं लेहान् सर्प्पींषि विविधानि च॥
द्राक्षामधुककाश्मर्यसितायुक्तं विरेचनम्।
यष्टीमधुकयुक्तं च सक्षौद्रं वमनं हितम्॥

पयांसि शीतानि रसाश्च जाङ्गलाः
सतीनयूषाश्च सशालिषष्टिकाः।
पटोलशेलूसुनिषण्णपूथिका-
वटातिमुक्ताङ्कुरसिन्दुवारजम्॥
हितं च शाकं घृतसंस्कृतं सदा
तथैव धात्रीफलदाडिमान्वितम्।
रसाश्च पारावतशङ्खकूर्मजा-
स्तथा यवाग्वोऽभिहिता घृतोत्तराः॥
सन्तानिकाश्चोत्पलवर्गसाधिते
क्षीरे प्रशस्ता मधुशर्करोत्तमाः।
हिमाः प्रदेहा मधुरा गणाश्च ये
घृतानि पथ्यानि च रक्तपित्तिनाम्॥
मधूकशोभाञ्जनकोविदारजैः
प्रियङ्गुकायाः कुसुमैश्च चूर्णितैः।
भिषग्विदध्याच्चतुरः समाक्षिकान्
हिताय लेहानसृजः प्रशान्तये॥
लिह्याच्च दूर्वावटजांश्च पल्लवा-
न्मधुद्वितीयान् सितकर्णिकस्य च।
हितं च खर्जूरफलं समाक्षिकं
फलानि चान्यान्यपि तद्गुणान्यथ॥

रक्तातिसारप्रोक्तांश्च योगानत्रापि योजयेत्।
शुक्लेक्षुकाण्डमापोथ्य नवे कुम्भे हिमाम्भसा॥
योजयित्वा क्षिपेद्रात्रावाकाशे सोत्पलं तु तत्।
स्रुतं क्षौद्रयुतं पिबेच्छोणितपित्तवान्॥

आमाशयाद् व्रजेदूर्ध्वमधः पक्वाशयाद्व्रजेत् ।
विदग्धयोर्द्वयोश्चापि द्विधामार्ग प्रवर्त्तते ॥
केचित्सयकृतः प्लीह्नः प्रवदन्त्यसृजो गतिम् ॥४॥

## જુદાજુદા માર્ગોથી રક્તપિત્ત વહેવાનાં જુદાંજુદાં કારણો

રક્તપિત્તથી આમાશય દુષ્ટ થયો હોય, તો તેમાથી રક્તપિત્ત ઊંચા માર્ગોથી વહે છે, પક્વાશય દુષ્ટ થયો હોય તો તેમાથી રક્તપિત્ત નીચા માર્ગોથી વહે છે અને આમાશય તથા પક્વાશય બન્ને દુષ્ટ થયા હોય, તો તેઓમાંથી રક્તપિત્ત બન્ને માર્ગોથી વહે છે કેટલાક આચાર્યો કહે છે, કે રુધિરની ગતિ આમાશયમાથી કે પક્વાશય માંથી નહી, પણ યકૃત્માથી તથા પ્લીહ (બરવ)માથી થાય છે (જો કે યકૃત્ તથા પ્લીહ રુધિરના સ્થાનકો છે, તેથી તેઓમાથી જ રુધિરની ગતિ સભવે છે, તો પણ પ્રકુપિત થયેના રુધિરનુ જવુ આમાશયમાં તથા પક્વાશયમા થાય છે, માટે આમાશયમાથી તથા પક્વાશયમાથી ગતિ કહી, તે પણ વિરુદ્ધ નથી.) ૪

ऊर्ध्व साध्यमधो याप्यमसाध्य युगपद्गतम् ॥५॥

## રક્તપિત્તની સાધ્યતા, યાપ્યતા તથા અસાધ્યતા

રક્તપિત્ત જો ઊંચા માર્ગોથી વહેતુ હોય તો સાધ્ય છે, નીચા માર્ગોથી વહેતુ હોય તો યાપ્ય છે અને બન્ને માર્ગોથી વહેતુ હોય તો અસાધ્ય છે (ગ્રથાતરમા કહ્યુ છે, કે કફના સસર્ગવાળુ રક્તપિત્ત ઊંચા માર્ગોથી વહે છે, વાયુના સસર્ગવાળુ રક્તપિત્ત નીચા માર્ગોથી વહે છે અને કફ તથા વાયુના સસર્ગવાળુ રક્તપિત્ત બન્ને માર્ગોથી વહે છે જો રક્તપિત્ત એક દોષના સબધવાળુ હોય તો સાધ્ય છે, બે દોષના સબધવાળુ હોય તો યાપ્ય છે અને ત્રણે દોષોના સબધવાળુ હોય તો અસાધ્ય છે રુધિરની સાથે વહેવા લાગેલા પિત્તને પિત્તાંતરનો સસર્ગ થયો હોય અને વળી કફ તથા વાયુનો પણ સસર્ગ થયો હોય, તો તે ત્રણે દોષોના સબધવાળુ ગણાય છે વળી એમ પણ કહ્યુ છે કે 'જે રક્તપિત્ત એક માર્ગે વહેનારુ, બળવાનને થયેલુ, અત્યત વેગવગરનુ, તુરતનુ થયેલુ, હેમતઋતુના કે શિશિરઋતુના સબધવાળુ અને ઉપદ્રવોવગરનુ હોય, તેને સાધ્ય સમજવુ ) ૫

सदन शीतकामित्व कण्ठधूमायन वमिः ।
लोहगन्धिश्च निःश्वासो भवत्यस्मिन्भविष्यति ॥६॥

## રક્તપિત્તનુ પૂર્વરૂપ

રક્તપિત્ત થવાનુ હોય ત્યારે ગ્લાનિ થાય, શીતની ઇચ્છા થાય, ગળામાથી ધુમાડો નીકળતો હોય એવુ લાગે, વમન થાય અને શ્વાસ લોઢાના જેવા ગધવાળો થાય છે ૬

बाधासृग्लक्षणैस्तस्य सङ्ख्यादोषोपच्छिनीर्विदु ॥७॥

## રક્તપિત્તોની સંખ્યા અને દોષોનાં લક્ષણો

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક, વાતપિત્તજન્ય, વાતકફજન્ય અને પિત્તકફજન્ય–એ રીતે રક્તપિત્ત સાત પ્રકારનુ છે

વાતજન્ય રક્તપિત્ત ફીણવાળુ, કાંઈક રાતુ, પાકવા આવે ત્યારે કાળુ, લખુ, આછુ, ઝડપથી ચાલનારુ અને થીજે નહિ એવુ થાય છે

પિત્તજન્ય રક્તપિત્ત નીલવર્ણવાળુ, પીળુ, હરિતવર્ણવાળુ, કાળુ, કાચા મસ્સના જેવા ગધવાળુ, કીડીઓ તથા માખીઓને ગમે નહિ એવુ અને થીજે નહિ એવુ થાય છે

કફજન્ય રક્તપિત્ત ગેરુના પાણી જેવુ, સ્નિગ્ધ, ટાઢુ, ઘાટુ, ચીકાશવાળુ, ધણીવારે સ્રવે એવુ અને માંસની પેશી જેવુ થાય છે

સાન્નિપાતિક રક્તપિત્ત ઉપર કહેવા સઘળા લક્ષણોવાળુ અને અત્યત દુર્ગંધવાળુ થાય છે

વાતપિત્તજન્ય રક્તપિત્ત વાયુ તથા પિત્તના લક્ષણોવાળુ થાય છે

વાતકફજન્ય રક્તપિત્ત વાયુ તથા કફના લક્ષણોવાળુ થાય છે

## રક્તપિત્તની ચિકિત્સા

બળવાન માણસના વૃદ્ધિ પામેલા રક્તપિત્તને શરૂઆતમાં રોકવું નહિ, પણ જો નીચેના માર્ગોથી પ્રવર્તતું હોય, તો વમનક્રિયાઓથી જીતવું; અને ઊંચા માર્ગોથી પ્રવર્તતું હોય તો વિરેચનક્રિયાઓથી જીતવું.બળવાન માણસના વૃદ્ધિ પામેલા રક્તપિત્તને શરૂઆતમાં જ રોકવામાં આવે, તો તેથી પાંડુરોગ, ગ્રહણી, કુષ્ઠ, બરલનું દરદ, ગુલ્મ અને જ્વર ઉત્પન્ન થાય છે; પરંતુ ક્ષીણ થયેલા માણસનું રક્તપિત્ત ઊંચા કે નીચા માર્ગોથી ચાલતું હોય, તો તેને શમનચિકિત્સાથી જીતવું. જે રક્તપિત્તવાળા માણસનો દોષ અત્યંત પ્રવર્તતો હોય અને બળનો, માંસનો તથા જઠરાગ્નિનો ક્ષય ન થયો હોય, તેને પ્રથમ લંઘનરૂપ અપતર્પણ કરાવવું એ પણ સારું છે. જેણે લંઘન કરેલું હોય એવા રોગીને થોડા ચોખાવાળી રાબ દેવી, તર્પણ દેવું (ચોખાની ધાણીનો સાથવો, દ્રાક્ષ, દાડમ અને ખજૂરને પાણીમાં ઘોળી તેમાં સાકર, મધ અને ઘી નાખી રોગીને દેવું), વાળા વગેરેથી પકવેલું જળરૂપ પાચન દેવું, મહુડાં વગેરેનાં પુષ્પોના ઘી તથા મધ સહિત અવલેહો દેવા અને યોગ્ય રીતે અનેક પ્રકારનાં ઘૃતો દેવાં. (રક્તપિત્ત જો નીચા માર્ગોથી વહેતું હોય અને વાયુ બળવાન ન હોય, તો પેયા દેવી પણ વાયુ બળવાન હોય, તો માંસનો રસ જ દેવો. જો ઊંચા માર્ગોથી વહેતું હોય, તો તર્પણ દેવું હિતકારી છે.) રક્તપિત્તવાળાને વિરેચન દેવું હોય તો દ્રાક્ષ, જેઠીમધ, સીવણનાં ફળ તથા સાકરથી મિશ્ર કરી દેવું અને વમન દેવું હોય તો જેઠીમધ તથા મધમાં મિશ્ર કરીને દેવું હિતકારી છે.

રક્તપિત્તવાળાને ભોજનમાં કમળ વગેરે દ્રવ્યોના ક્વાથથી પકવેલાં શીતળ દૂધો, જંગલી પ્રાણીઓનાં માંસોના રસો, વટાણાનાં ઓસામણો અને રાતા ચોખા તથા સાઠીચોખા દેવા. (જો પિત્ત ઘણું હોય તો દૂધો, વાયુના અનુબંધવાળા રક્તપિત્તમાં કાળિયાર વગેરેનાં માંસોના રસો અને કફના અનુબંધવાળા રક્તપિત્તમાં વટાણાનાં ઓસામણો દેવાં.) પટોલ, ગૂંદાં, આટીંગણ; પોથીનાં, વડનાં, ટીંબરુનાં અને નગડનાં કોમળ પાંદડાંના શકો ઘીથી સંસ્કાર આપીને તથા આમળાં અને દાડમથી મિશ્ર કરીને દેવાં. કબૂતરના, શંખોના જીવડાંઓના તથા કાચબાના માંસોના રસો દેવા. (જો કે જંગલી-પ્રાણીઓમાં કબૂતર પણ આવી જાય છે, તો પણ કબૂતરનું જુદું ગ્રહણ, રક્તપિત્ત ઉપર કબૂતરનાં માંસને અતિહિતકારી જણાવવા માટે કર્યું છે—ટીકા) ઘણું ઘી નાખેલી રાબ દેવી; ઉત્પલાદિગણથી પકવેલાં દૂધોની મધ તથા સાકરમાં મિશ્ર કરેલી તરો દેવી; એ પણ યોગ્ય છે.

રક્તપિત્તવાળાઓને ન્યગ્રોધાદિ વગેરે શીતળ ગણોથી બનાવેલા શીતળ લેપો કરવા, પાન વગેરેમાં મધુર ગણોનાં દ્રવ્યોનો ઉપયોગ કરાવવો અને મધુર ગણોનાં દ્રવ્યોથી પકવેલાં ઘૃતો દેવાં, એ પથ્ય છે.

વૈદ્યે રક્તપિત્તની શાંતિ માટે અને રોગીના બીજા પણ હિતને માટે મહુડાનાં, સરગવાનાં, કંચનારનાં અને ધઉલાંનાં પુષ્પોના ચૂર્ણનો મધમાં અવલેહ બનાવવો.

દૂર્વાનાં તથા વડનાં પલ્લવોનો કલ્ક, શ્વેત-કમળની પાંખડીઓનો કલ્ક, ખજૂરનો કલ્ક અને ખજૂરના જેવા ગુણોવાળાં બીજાં ફળોના કલ્કો પણ મધ સાથે ચટાડવા.

ગયા અધ્યાયમાં રક્તાતિસાર ઉપર જે યોગો કહેવામાં આવ્યા છે, તેઓની પણ રક્તપિત્ત ઉપર યોજના કરવી.

ધોળી શેરડીને છોલી પથરા વગેરેથી સારી પેઠે કચરી, નવા ઘડામાં બરફના પાણી સાથે નાખી તે ઘડાને રાતે અગાશીમાં મૂકી રાખવો. પ્રભાતમાં તે ઘડામાં જે રસ તૈયાર થાય તેનો

पिबेच्छीतकषायं वा जम्ब्वाम्रार्जुनसम्भवम् ।
उदुम्बरफलं पिष्ट्वा पिबेत्कर्दममेव वा ॥
मधुकीमूलकल्कं वा यष्टीं तण्डुलाम्बुना ।
पिबेद्रससमं कल्कं यष्टीमधुकयोस्तु वा ॥
चन्दनं मधुकं लोध्रमेवमेव समं पिबेत् ।
करञ्जबीजमेवं वा सिताक्षौद्रयुतं पिबेत् ॥
मज्जानमिक्षुदर्भस्यैवं पिबेन्मधुरसंयुतम् ।
सुखोष्णं लवणं बीजं कारञ्जं दधिमस्तुना ॥
पिबेद्वापि पयः सर्वो रक्तपित्ताभिपीडितः ।
रक्तपित्तहराः श्रेष्ठाः पठिते योगसत्तमाः ॥
पथ्याधिवार्ताकिषु प्रणतः प्रगुणेऽसृजि ।
अतिनिःसृतरक्तो वा क्षौद्रयुक्तं पिबेदसृक् ॥
यकृद्वा भक्षयेदाजमामं पित्तसमायुतम् ।

पलाशवृक्षस्वरसे विपक्वं
सर्पिः पिबेत्क्षौद्रयुतं सुशीतम् ।
वनस्पतीनां स्वरसैः कृतं वा
सशर्करं क्षीरघृतं पिबेद्वा ॥
द्राक्षामुशीराण्यथ पद्मकं सितां
पृथक्पलांशान्युदके समर्पयेत् ।
स्थितं निशां तद्विपिबेत् जये-
त्पीतं पयो वाम्बुसमं हिताशिनः ॥
तुरङ्गवर्चःस्वरसं समाक्षिकं
पिबेत्सिताक्षौद्रयुतं वृषस्य वा ।
लिहेत्तथा वास्तुकबीजचूर्णं
क्षौद्रान्वितं तण्डुलकाह्वयं वा ॥
लिह्याच्च लाजाञ्जनचूर्णमेक-
मेवं सिताक्षौद्रयुतां तुगाख्याम् ।
द्राक्षां सितां तिक्तकरोहिणीं च
हिमाम्बुना वा मधुकेन युक्ताम् ॥
पथ्यामहिंस्रां रजनीं घृतं च
लिह्यात्तथा शोणितपित्तरोगी ।
वासाकषायोत्पलमृत्प्रियङ्गु-
नेत्राञ्जनाम्भोरुहकेशराणि ॥
पीत्वा सिताक्षौद्रयुतानि जह्या-
द्रक्तासृजो वेगमुदीर्णमाशु ।
गायत्रिजम्ब्वर्जुनकोविदार-
शिरीषरोध्रासनशाल्मलीनाम् ॥
पुष्पाणि शिरीष विचूर्ण लेह्यो
मध्वन्वितः शोणितपित्तरोगे ।
मधूकमिन्दीवरमप्यथारि
कट्फलबीजं मधुपर्णिनी च ॥
जम्ब्वर्जुनाम्रक्वथितं च तोयं
घ्नन्ति त्रयः पित्तमसृक्च योगाः ।
मूलानि पुष्पाणि च मातुलुङ्गयाः
पिष्ट्वा पिबेत्तण्डुलधावनेन ॥
नासास्रुते जलमाशु देयं
सशर्करं नासिकयोः पयो वा ।
द्राक्षारसं क्षीरघृतं पिबेद्वा
सशर्करं चेक्षुरसं हिमं वा ॥
शीतोपचारं मधुरं च कुर्या-
द्विशेषतः शोणितपित्तरोगे ।
द्राक्षाघृतक्षौद्रसितायुतेन
विदारिगन्धादिविपाचितेन ॥
क्षीरेण चास्थापनमग्र्ययुक्तं
हितं घृतं चाप्यनुवासनार्थम् ॥
प्रियङ्गुरोध्राञ्जनगैरिकोत्पलैः
सुवर्णकालीयकशङ्खचन्दनैः ।
सिताश्वगन्धाम्बुदयष्टिकाह्वये-
र्मृणालसौगन्धिकतुल्यपेषितैः ॥
निरूह्य चैनं पयसा समाक्षिकै-
र्घृतद्रुतैः शीतजलाम्बुसेचितम् ।
क्षीरौदनं भुक्तमथानुवासयेद्
घृतेन यष्टीमधुसाधितेन च ॥
अधोवहं शोणितमाशु नाशये-
त्तथातिसारं रुधिरस्य दुस्तरम् ।
विरेकयोगे स्रवति चैव शस्यते
वाम्यथ रक्ते विजिते घटान्वितः ॥
एवंविधा उत्तरबस्तयश्च
मूत्राशयस्थे रुधिरे विधेयाः ॥१०॥

વસ્ત્રથી ગાળી લઈ નીલકમળના ચૂર્ણ તથા મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત શાંત થાય છે.

જાંબુ, આંબો અને કડાયાનું હિમ કરી મધ સાથે પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

ઊંબરાના ફળને વાટી તેનો રસ લઈ, તે રસ મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

કાકડીનાં મૂળનો એક તોલાભાર કલ્ક, મધમાં મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

જેઠીમધનો એક તોલાભાર કલ્ક, મધમાં મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તેથી રક્તપિત્ત મટે છે.

ચંદન, જેઠીમધ અને લોધરને સમભાગે લઈ કલ્ક કરી, તે કલ્ક મધમાં મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

કરંજનાં બીજોનો કલ્ક સાકર તથા મધમાં મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

ઈંગોળિયાનાં ફળનો ગર્ભ અને જેઠીમધનો કલ્ક સાકર તથા મધમાં મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

કરંજનાં બીજ અને સિંધવનો કલ્ક જરા ગરમ કરી દહીંના પાણી સાથે મિશ્ર કરી ત્રણ દિવસ સુધી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

નાકમાંથી લોહી સ્રવતું હોય, તો ઉપર કહેલા છ યોગોમાંથી ગમે તે યોગનું અવપીડ નસ્ય દેવાથી તે સ્રાવ મટે છે.

જો રુધિરનો સ્રાવ અત્યંત થઈ ગયો હોય, તો મધમાં મિશ્ર કરેલું બકરાનું લોહી પાવું અથવા બકરાનું કાચું યકૃત બકરાંના જ પિત્તમાં મિશ્ર કરી ખવડાવવું.

ખાખરાના સ્વરસમાં પકવેલું શીતળ ઘી મધમાં મિશ્ર કરીને પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

વડ વગેરે ક્ષીરિવૃક્ષોના સ્વરસોમાં પકવેલું ઘી મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

દૂધ અને ઘી, સાકરમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

દ્રાક્ષ, વાળો, પદ્મકાષ્ઠ અને સાકર–એ દરેક દ્રવ્યને ચારચાર તોલાભાર લઈ, પાણીમાં નાખી, રાતવાસો રાખી મૂકી, પ્રભાતમાં તે પાણી ગાળી લઈ પાવામાં આવે, તો રક્તપિત્ત મટે છે.

દૂધ અને પાણીને સમભાગે મિશ્ર કરી પાવામાં આવે અને હિતકર ભોજનનો જ અભ્યાસ રખાવવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

ઘોડાની લાદનો સ્વરસ, મધમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

અરડૂસીના સ્વરસને મધ તથા સાકરમાં મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

ટાંકા નામનાં શાકનાં બીજોનું ચૂર્ણ અથવા તાંદળજો મધમાં મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

ચોખાની ધાણીનું ને કાળા સુરમાનું ચૂર્ણ મધમાં મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

વંશલોચનનું ચૂર્ણ સાકર તથા મધમાં મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

દ્રાક્ષ, સાકર અને કડુને જેઠીમધથી મિશ્ર કરી બરફના જળમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી રક્તપિત્ત મટે છે.

દરડે, કંથારી અને હળદરનું ચૂર્ણ ઘીથી

જાય, તો જાણવું કે એ મૂર્છા પિત્તથી થયેલી છે.

આકાશને ધોળાં વાદળાં જેવું અથવા ઘાટા અંધકારોથી ઘેરાયેલું દેખતાં દેખતાં મૂર્છા આવે, પાછી ઘણી વારે ચેતના આવે, અંગો જાણે આળાં ચામડાંથી વીંટાયેલાં હોય તેમ ભારે થઈ જાય, મોઢામાં પાણી આવે અને મોળ આવ્યા કરે, તો જાણવું કે એ મૂર્છા કફથી થયેલી છે. ૫

पृथिव्यम्भस्तमोरुपं रक्तगन्धश्च तन्मयः ।
तस्माद्रक्तस्य गन्धेन मूर्छन्ति भुवि मानवाः ।
द्रव्यस्वभाव इत्येके दृष्ट्वा यदभिमुह्यति ॥६॥

### રુધિરથી મૂર્છા આવવાનું કારણ

પૃથ્વી અને જળ એ તમોગુણના ઘણા અંશોવાળાં છે અને રુધિર તથા તેનો ગંધ એ બન્ને પૃથ્વી જળમય છે; માટે જેઓ સત્ત્વગુણી કે રજોગુણી નહીં, પણ તમોગુણી હોય, તે માણસો રુધિરના ગંધથી મૂર્છિત થાય છે. કેટલાક આચાર્યો કહે છે કે 'કેવળ રુધિરના ગંધથી નહીં, પરંતુ દર્શનથી પણ મૂર્છા આવે છે; માટે ઉપર કહેલી કઠિન કલ્પના ન કરતાં રુધિરનો મૂર્છા ઉત્પન્ન કરવાનો સ્વભાવ જ છે, એમ માનવું યોગ્ય છે.' ૬

गुणास्तीव्रतरत्वेन स्थितास्तु विषमद्ययोः ।
त एव तस्माज्जायन्ते ताभ्यां मोहौ यथेरितौ ॥७॥

### મદ્ય અને વિષથી મૂર્છા આવવાનું કારણ

લઘુ, રૂક્ષ, આશુકારી, વ્યવાયી, તીક્ષ્ણ, વિકાશી, સૂક્ષ્મ, ઉષ્ણ અને વિશદ–એ ગુણો, કે જેઓ તેલ આદિ પદાર્થોમાં જુદાજુદા રહ્યા છે અને તીવ્ર છે, તે જ ગુણો વિષ અને મદ્યમાં અતિતીવ્રપણાથી રહેલા છે; તેમાં પણ એટલો ભેદ છે, કે મદ્ય કરતાં પણ વિષમાં એ ગુણો વધારે બલવાન છે. મદ્યમાં અને વિષમાં એ ગુણો હોવાને લીધે મદ્ય તથા વિષથી પોતપોતાનાં લક્ષણોવાળી મૂર્છા પ્રાપ્ત થાય છે. (લઘુ આદિ ગુણોનાં લક્ષણો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૪૦મા વિષયમાં કહ્યાં છે, તે જોઈ લેવાં) ૭

स्तब्धाङ्गदृष्टिस्त्वसृजा गूढोच्छ्वासश्च मूर्छितः ॥८॥

### રુધિરથી થએલી મૂર્છાનું લક્ષણ

રુધિરથી મૂર્છા પ્રાપ્ત થઈ હોય, તો શરીર તથા દૃષ્ટિ સ્તબ્ધ થઈ જાય છે અને ઉચ્છ્વાસ ગૂઢ થઈ જાય છે. ૮

मद्येन विलपञ् शेते नष्टविभ्रान्तमानसः ।
गात्राणि विक्षिपन् भूमौ जरां यावन्न याति तत् ॥९॥

### મદ્યથી થયેલી મૂર્છાનું લક્ષણ

જેને મદ્યથી મૂર્છા આવી હોય, તેનું મન સ્મૃતિવગરનું તથા વિપરીત જ્ઞાનવાળું થઈ જાય છે અને તે માણસ પ્રલાપ કરતોકરતો સૂવે છે. પીધેલું મદ્ય જ્યાં સુધી પચે નહિ ત્યાં સુધી મૂર્છિત માણસ પોતાનાં ગાત્રોને ધરતી પર અફાળ્યા કરે છે. ૯

वेपथुस्वप्नतृष्णाः स्युः स्तम्भश्च विषमूर्छिते ।
वेदितव्यं तीव्रतरं यथास्वं विषलक्षणैः ॥१०॥

### વિષથી થયેલી મૂર્છાનું લક્ષણ

વિષથી મૂર્છા પ્રાપ્ત થઈ હોય તો કંપ, નિદ્રા, તરસ અને સ્તબ્ધતા ઉત્પન્ન થાય છે. કલ્પસ્થાનમાં વિષના અનેક ભેદો અને તે ભેદોની ઓછીવધતી તીવ્રતાઓ કહેલી છે, તે પ્રમાણે તે તે વિષયથી કંપ આદિ ગુણો તીવ્રતર અને તીવ્રતમ થાય છે એ સમજી લેવું. ૧૦

सेकावगाहौ मणयः सहाराः
शीताः प्रदेहा व्यजनानिलाश्च ।
शीतानि पानानि च गन्धवन्ति
सर्वासु मूर्छास्वनिवारितानि ॥
सिताप्रियालेक्षुरसप्लुतानि
द्राक्षामधूकस्वरसान्वितानि ।
खर्जूरकाश्मर्यरसैः कृतानि
पानानि सर्पींषि सजीवनानि ॥
सिद्धानि वर्गे मधुरे पयांसि
सदाडिमा जाङ्गलजा रसाश्च ।

હોય, તો તે ઉપર પણ રક્તપિત્તની ચિકિત્સા કરવી. ત્રણે દોષોનાં તથા સૂત્રસ્થાનના ૧૪મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે રુધિરનાં સઘળાં ચિહ્નો જોઈને પછી રક્તપ્રદર ઉપર આ ચિકિત્સાની યોજના કરવી. ૧૧

## અધ્યાય ૪૬મો

अथातो मूर्छाप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'મૂર્છાપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

क्षीणस्य बहुदोषस्य विरुद्धाहारसेविनः ।
विघातादभिघाताद्वा हीनसत्त्वस्य वा पुनः ॥
करणायतनेषूग्रा बाह्येष्वाभ्यन्तरेषु च ।
निविशन्ते यदा दोषास्तदा मूर्छति मानवः ॥२॥

### મૂર્છાનાં નિદાનો તથા સંપ્રાપ્તિ

ક્ષીણ થયેલાને, અધિક દોષવાળાને, વિરુદ્ધ આહારનું સેવન કરનારને અને અધિક તમોગુણવાળાને વિષ્ઠા વગેરેની હાજતોના અટકાવથી અથવા લાકડી વગેરેના અભિઘાતથી દોષો જ્યારે હૃદયમાં, જ્ઞાનેંદ્રિયોનાં સ્થાનોમાં તથા કર્મેંદ્રિયોનાં સ્થાનોમાં પ્રવેશ કરે છે, ત્યારે તે માણસને મૂર્છા આવે છે. ૨

हृत्पीडा जृम्भणं ग्लानिः संज्ञानाशो बलस्य च ।
सर्वासां पूर्वरूपाणि यथास्वमुपलक्षयेत् ॥३॥

### મૂર્છાનાં પૂર્વરૂપો

જ્યારે મૂર્છા ઉત્પન્ન થવાની હોય, ત્યારે હૃદયમાં પીડા થાય છે, બગાસાં આવે છે, ગ્લાનિ થાય છે અને સંજ્ઞાનો તથા બળનો નાશ થાય છે. સઘળા પ્રકારની મૂર્છાઓનાં આ પૂર્વરૂપો કહ્યાં. મૂર્છા કયા પ્રકારની છે? એનો નિશ્ચય તેનાં લક્ષણો ઉપરથી કરવો. ૩

संज्ञावहासु नाडीषु पिहितास्वनिलादिभिः ।
तमोऽभ्युपैति सहसा सुखदुःखव्यपोहकृत् ॥
सुखदुःखव्यपोहाच्च नरः पतति काष्ठवत् ।
मोहो मूर्छेति तां प्राहुः षड्विधा सा प्रकीर्तिता ॥४॥

### મૂર્છાનું સામાન્ય લક્ષણ

સંજ્ઞાનું વહન કરનારી નાડીઓ વાયુ વગેરેથી દબાઈ જતાં એકદમ સુખ તથા દુઃખના જ્ઞાનનો નાશ કરનારો તમોગુણ પ્રાપ્ત થાય છે અને એ તમોગુણથી સુખદુઃખનું ભાન નાશ પામતાં માણસ લાકડાંની પેઠે પડે છે, એ રોગ મૂર્છા અથવા મોહ કહેવાય છે. એના છ પ્રકાર કહ્યા છે. ૪

वातादिभिः शोणितेन मद्येन च विषेण च ।
षट्स्वप्येतासु पित्तं हि प्रभुत्वेनावतिष्ठते ॥५॥

### મૂર્છાના છ પ્રકારોનું વિવેચન

વાયુ, પિત્ત, કફ, રુધિર, મદ્ય અને વિષથી થયેલી—એ રીતે મૂર્છા છ પ્રકારની છે એ છયે પ્રકારોની મૂર્છાઓમાં પિત્ત મુખ્ય હોય છે.

(એમાં પહેલા ત્રણ પ્રકારની મૂર્છાઓનાં લક્ષણો મૂળ ગ્રંથમાં આપેલાં નથી, માટે ગ્રંથાંતર ઉપરથી આપીએ છીએ:

આકાશને નીલું, આંજણ જેવું કાળું અથવા બળતા જેવું રાતું દેખતાંદેખતાં મૂર્છા આવે, પાછી તુરત ચેતના પ્રાપ્ત થાય, શરીરમાં કંપ થાય, અંગો ભાંગે, હૃદયમાં પીડા થાય, શરીર કૃશ થઈ જાય અને શરીરનો વર્ણ કાળાશ તથા રતાશવાળો થઈ જાય, તો જાણવું કે એ મૂર્છા વાયુથી થયેલી છે.

આકાશને રાતું, હરિત રંગવાળું અથવા પીળું દેખતાંદેખતાં મૂર્છા આવે, પસીનાથી સંયુક્ત થઈ ચેતનાથી યુક્ત થાય, તરસ લાગે, સંતાપ થાય, નેત્રો રાતાં તથા પિત્તથી વ્યાકુળ થઈ જાય, દસ્ત આવે અને શરીર પીળું થઈ

[1] મૂર્છાનાં નિદાનો, સંપ્રાપ્તિ, ભેદો તથા ચિકિત્સા એના નિષેધનું વિવેચન

## મૂર્છાની સંન્યાસ નામની અવસ્થાનું લક્ષણ અને અત્યંત કષ્ટસાધ્યતા

ઘણા દોષવાળો માણસ, તમોગુણની અધિકતાને લીધે મૂર્છિત થઈને પાછો જાગ્રત થતો નથી—એ મૂર્છાની સ્થિતિ સંન્યાસ કહેવાય છે. આ સ્થિતિને પ્રાપ્ત થયેલા માણસની ચિકિત્સા કરવી અત્યંત મુશ્કેલી ભરેલી છે એમ બુદ્ધિમાન વૈદ્યે સમજવું. (ગ્રંથાંતરમાં કહ્યું છે કે 'જ્યારે હૃદયમાં રહેલા અત્યંત બળવાન મળો વાણીની, દેહની તથા મનની ચેષ્ટાઓનો નાશ કરીને નિર્બળ માણસને મૂર્છિત કરી દે છે, ત્યારે તે માણસને સંન્યાસ થયો કહેવાય છે.') ૧૨

यथामलोष्टं सलिले निषिक्तं
समुद्धरेदाश्वविलीनमेव ।
तद्वच्चिकित्सेत्त्वरया भिषक्त-
मवेदनं मृत्युवशप्रयातम् ॥१३॥

## સંન્યાસની ચિકિત્સા તુરત કરવી

જેમ પાણીમાં નાખેલા માટીના કાચા ઢેફાને પીગળી ગયા પહેલાં જ પાણીમાંથી તુરત કાઢી લેવામાં આવે, તો તેનો બચાવ થાય છે, તેમ મૃત્યુના કબજામાં આવી ગયા જેવા થયેલા અને જેને વેદના હોતી નથી એવા સંન્યાસવાળાની તુરત જ ચિકિત્સા કરવામાં આવે, તો તેનો બચાવ થાય છે.; માટે વૈદ્યે સંન્યાસવાળાની તુરત જ ચિકિત્સા કરવી. (મૂર્છાના દોષોનો વેગ જતો રહે, ત્યારે પોતાની મેળે પણ તે શાંત થઈ જાય છે, પણ સંન્યાસ તો ઔષધો વિના શાંત થતો જ નથી.) ૧૩

तीक्ष्णाञ्जनाभ्यञ्जनधूमयोगै-
स्तथा नखाभ्यन्तरतोत्त्रपातैः ।
वादित्रगीतानुनयैरपूर्वै-
र्विघट्टनैर्गुप्तफलावघर्षणैः ॥
आभिः क्रियाभिश्च न लब्धसंज्ञः
सानाहलालाश्वसनश्च वर्ज्यः ।
अभूतसंज्ञं वमनानुलोम्यै-
स्तीक्ष्णैर्विशुद्धं लघुपथ्यभक्तम् ॥
फलत्रिकैश्चित्रकनागराढ्यै-
स्तथाश्मजाताज्जतुनः प्रयोगैः ।
सशर्करैर्मासमुपक्रमेत
विशेषतो जीर्णघृतं स पाय्यः ॥१४॥

## સંન્યાસની ચિકિત્સા

સંન્યાસવાળા માણસને તીક્ષ્ણ અંજનો આંજવાં, તીક્ષ્ણ અભ્યંગો કરવા, તીક્ષ્ણ ધુમાડા પાવા, નખોનાં અભ્યંતરોમાં ટાંચણી વગેરે ભોંકવાં, વાજાંઓનો અપૂર્વ અવાજ સંભળાવવો, અપૂર્વ ગાયનો સંભળાવવાં, આશ્વાસન ભરેલાં અપૂર્વ વચનો સંભળાવવાં, અંગોનાં વિવિધ પ્રકારનાં ચાલનોથી મર્દિત કરવો, અંગો પર કૌંચાં ઘસવાં, વૃષણો ઉપર દબાણ કરવું અને એવી જ રીતની અવપીડ નસ્ય વગેરે ક્રિયાઓ પણ કરવી.

એ ક્રિયાઓથી જેને સંજ્ઞા પ્રાપ્ત ન થાય, તે સંન્યાસવાળાને છોડી દેવો. જેનું પેટ તથા પેડુ ચડી આવેલ હોય, લાળ ઝર્યા કરતી હોય અને હાંફ ચાલતી હોય એવા સંન્યાસના દરદીને પણ છોડી દેવો.

સંજ્ઞા પ્રાપ્ત થાય તો તે પછી તીક્ષ્ણ વમનોથી તથા તીક્ષ્ણ વિરેચનોથી શુદ્ધ કરી, હલકું તથા પથ્ય અન્ન જમાડી, ત્રિફળા, ચિત્રક તથા સૂંઠની જેને ભાવના આપી હોય, એવા શિલાજિતના સાકરથી મિશ્ર કરેલા પ્રયોગથી એક મહિના સુધી ચિકિત્સા કરવી અને બાકી રહેલા દોષોની શાંતિ માટે વિશેષે કરી જૂનું ઘી પાવું. ૧૪

यथास्वं च ज्वरघ्नानि कषायाण्युपयोजयेत् ।
सर्वमूर्छापरीतानां विषजायां विषापहम् ॥१५॥

## મૂર્છાની ચિકિત્સાનો ઉપસંહાર

જેઓને કોઈ પણ મૂર્છા થઈ હોય, તે માણસોને તેઓના દોષો અનુસાર તે તે જ્વરના વિષયમાં કહેલા ક્વાથો પાવા. વિષથી મૂર્છા

तथा यथा लोहितशालयश्च
मूर्छासु पथ्याश्च सदा सतीनाः ॥
भुजङ्गपुष्पं मरिचान्युशीरं
कोलस्य मध्यं च पिबेत्समानि ।
सतीनतोयेन बिसं मृणालं
क्षौद्रेण कृष्णां सितया च पथ्याम् ॥
कुर्याच्च नासावदनावरोधं
क्षीरं पिबेद्वाप्यथ मानुषीणाम् ।
मूर्छां प्रसक्तां तु शिरोविरेकै-
र्जयेदभीक्ष्णं वमनैश्च तीक्ष्णैः ॥
हरीतकीक्वाथघृतं पिबेद्वा
धात्रीफलानां स्वरसैः कृतं वा ।
द्राक्षासितादाडिमलाजवन्ति
शीतानि नीलोत्पलपद्मवन्ति ॥
पिबेत्कषायाणि च गन्धवन्ति
पित्तज्वरं यानि शमं नयन्ति ॥११॥

## મૂર્છાની ચિકિત્સા

શીતળ જળનાં સિંચનો, શીતળ જળમાં અવગાહનો, ચંદ્રકાંત આદિ મણિઓ, મોતી વગેરેના હારો, ચંદનાદિના શીતળ લેપો, પંખાના પવનો અને સાકરથી તથા ભીમસેની બરાસ વગેરેથી મિશ્ર કરેલાં આમળાંના રસ વગેરેનાં સુગંધમય શીતળ પાનકો–એ ઉપચારો પિત્તાદિકથી થયેલી મૂર્છાઓમાં જ હિતકારી છે એમ નથી; પણ વાયુ કે કફથી થયેલી મૂર્છાઓમાં પણ હિતકારી છે; માટે કોઈ પ્રકારની પણ મૂર્છામાં એનો નિષેધ નથી; કારણ કે સર્વ મૂર્છાઓમાં પિત્તનું પ્રાધાન્ય છે.

સાકર, ચારોળી, શેરડી, દ્રાક્ષ, મહુડાંનાં ફૂલો, ખજૂર અને સીવણનાં ફૂલોના રસોથી સિદ્ધ કરેલાં પાનકો મૂર્છાઓ ઉપર હિતકારી થાય છે. જીવનીય વર્ગથી સિદ્ધ કરેલાં ઘીનો, મધુરદ્રવ્યોથી સિદ્ધ કરેલાં દૂધો, દાડમના રસથી મિશ્ર કરેલાં જંગલી પ્રાણીઓના માંસના રસાઓ, જવ, રાતા ચોખા અને વટાણા–એ સઘળી મૂર્છાઓ ઉપર સર્વદા પથ્ય છે.

મૂર્છાના દરદીને નાગકેસર, મરી, વાળો, બોરની મજ્જા, કમળનાં બીસાં અને કમળનાળના તંતુઓને સમભાગે લઈ કલ્ક કરી વટાણાના ક્વાથ સાથે પાય, તો તેથી મૂર્છા મટે છે.

પીપરનું ચૂર્ણ મધ સાથે પાવામાં આવે, તો તેથી મૂર્છા મટે છે.

હરડેનું ચૂર્ણ સાકર સાથે પાવામાં આવે, તો તેથી મૂર્છા મટે છે.

મૂર્છા આવી હોય ત્યારે રોગીનાં નાક અને મોઢાને રોકવાં, કે જેથી વાયુ શરીરની અંદર ગતિ કરી સ્રોતો ખુલ્લાં કરી મૂર્છા મટાડે છે.

સ્ત્રીઓનું ધાવણ પણ અત્યંત શીતળ છે; માટે તે ધાવણ મૂર્છાના દરદીને પાવું.

મૂર્છા વારંવાર આવ્યા કરતી હોય, તો તેને વારંવાર તીક્ષ્ણ શિરોવિરેચનોથી તથા તીક્ષ્ણ વમનોથી મટાડવી. (જો કે સઘળી મૂર્છાઓમાં પિત્ત જ મુખ્ય છે, તો પણ તીક્ષ્ણ શિરોવિરેચનનસ્યો અને તીક્ષ્ણ વમનો સંજ્ઞાનું વહન કરનારાં સ્રોતોના રોકાણને દૂર કરનારાં છે અને વ્યાધિનાં વિરોધી છે, તેથી તેને હિતકારી ગણ્યાં છે.)

હરડેના ક્વાથમાં અથવા આમળાંઓના સ્વરસમાં પકવેલું ઘી પાવામાં આવે, તો તેથી મૂર્છા મટે છે.

દ્રાક્ષ, સાકર, દાડમ, જવની શેકેલી ધાણી, નીલકમળ તથા શ્વેતકમળના સુગંધી શીતળ કષાયોનો અને જે સુગંધી ક્વાથો આ તંત્રના ૩૯મા અધ્યાયના ૮૮મા વિષયમાં પિત્તજ્વર ઉપર કહેવામાં આવ્યા છે, તેઓનો પણ મૂર્છાઓ ઉપર ઉપયોગ કરાવવો. ૧૧

प्रभूतदोषस्तमसोऽतिरिक्ता-
न्संमूर्छितो नैव विबुध्यते यः ।
संन्यस्तसंज्ञो भृशदुश्चिकित्स्यो
ज्ञेयस्तदा बुद्धिमता मनुष्यः ॥१२॥

### મદ્યના મદથી છાની વાત પણ ગુપ્ત રખાતી નથી

મદ્યનો મદ મનના તથા જ્ઞાનેંદ્રિયોના વ્યાપારમાં ફેરફાર કરી નાખે છે. તેથી મદ્ય પીનારો માણસ પરવશ બની પોતાની છાની બાબતને પણ જાહેર કરી દે છે. ૭

व्यवस्थश्च मदो ज्ञेयः पूर्वो मध्योऽथ पश्चिमः ।
पूर्वं वीर्यरतिप्रीतिहर्षभाष्यादिवर्धनम् ॥
प्रलापो मध्यमे हर्षो युक्तायुक्तक्रियास्तथा ।
विसंज्ञः पश्चिमे शेते नष्टकर्मक्रियागुणः ॥८॥

### મદ્યના મદની ત્રણ અવસ્થાઓ અને લક્ષણો

મદ્યના મદની પહેલી, વચલી અને છેલ્લી એમ ત્રણ અવસ્થાઓ છે. મદની પહેલી અવસ્થા હોય તો ઉત્સાહ, રતિ, હર્ષ, સંતોષ, ભાષણ અને હાસ્ય વગેરેની વૃદ્ધિ થાય છે. મદની વચલી અવસ્થા હોય તો પ્રલાપ થાય છે, હર્ષ થાય છે અને કોઈ વખતે યોગ્ય તથા કોઈ વખતે અયોગ્ય ક્રિયાઓ થાય છે. મદની છેલ્લી અવસ્થા હોય, તો બેભાન થઈ સૂઈ રહેવું પડે છે અને ક્રિયાઓ તથા ક્રિયાઓનાં ફળો નાશ પામે છે. ૮

श्लैष्मिकानल्पपित्तांश्च स्निग्धान्मात्रोपसेविनः ।
पानं न बाधतेऽत्यर्थं विपरीतांस्तु बाधते ॥९॥

### મદ્ય કોને કોને અતિ બાધક થતું નથી?

કફપ્રકૃતિવાળાઓને, અલ્પપિત્તવાળાઓને, સ્નિગ્ધ શરીરવાળાઓને અને યોગ્ય માત્રાથી સેવન કરનારાઓને મદ્ય અતિ બાધક થતું નથી, પણ વાત કે પિત્તપ્રકૃતિવાળાઓને, પિત્તની અધિકતાવાળાઓને, રૂક્ષ શરીરવાળાઓને અને વધારે પ્રમાણમાં સેવન કરનારાઓને તો બાધક થઈ પડે છે. ૯

निर्भक्तमेकान्तत एव मद्यं
निषेव्यमाणं मनुजेन नित्यम् ।
उत्पादयेत् कष्टतमान्विकारा-
नापादयेच्चापि शरीरभेदम् ॥१०॥

### મદ્યને વિધિ વગર નિરંતર સેવવાથી મરણ

બિલકુલ અન્નવગરનું અને નિરંતર નિત્ય સેવાતું મદ્ય મહાદુઃખદાયી પાનાત્યય (મદાત્યય) વગેરે વિકારો ઉત્પન્ન કરે છે અને શરીરનો નાશ પણ કરે છે. ૧૦

क्रुद्धेन भीतेन पिपासितेन
शोकाभितप्तेन बुभुक्षितेन ।
व्यायामभाराध्वपरिक्षतेन
वेगावरोधाभिहतेन चापि ॥
अत्यम्लभक्ष्यावनतोदरेण
साजीर्णभुक्तेन तथाऽबलेन ।
उष्णाभितप्तेन च सेव्यमानं
करोति मद्यं विविधान्विकारान् ॥११॥

### અમુક સ્થિતિઓમાં મદ્યનું સેવન કરવાથી પણ પાનાત્યય આદિ રોગો

ક્રોધ પામેલાએ, ભય પામેલાએ, તરસ્યા થયેલાએ, શોકથી પરિતાપ પામેલાએ, ભૂખ્યા થયેલાએ, કસરતથી, ભારથી કે પંથથી ગભરાયેલાએ, મળોના વેગને રોકવાથી પીડિત થયેલાએ, અત્યંત ખાટાં ભક્ષ્યોથી વ્યાપ્ત ઉદરવાળાએ, અજીર્ણમાં ભોજન કરનારાએ, બળવગરનાએ અને ગરમીથી તપેલાએ સેવાતું મદ્ય, વિવિધ વિકારો ઉત્પન્ન કરે છે. ૧૧

पानात्ययं परमदं पानाजीर्णमथापि वा ।
पानविभ्रममुग्रं च तेषां वक्ष्यामि लक्षणम् ॥१२॥

### મદ્યથી ઉત્પન્ન થતા વિકારો

મદ્યથી પાનાત્યય, પરમદ, પાનાજીર્ણ અને ઉગ્ર પાનવિભ્રમ—એ વિકારો ઉત્પન્ન થાય છે. હવે એ વિકારોનાં (રોગોનાં) લક્ષણો કહું છું. ૧૨

स्तम्भाङ्गमर्दहृदयग्रहतोदकम्पाः
पानात्ययेऽनिलकृते शिरसो रुजश्च ।
स्वेदप्रलापमुखशोषणदाहमूर्छाः
पित्तात्मके वदनलोचनपीतता च ॥

થઈ હોય, તો કલ્પસ્થાનમાં કહેલા વિષમોહહર પ્રયોગોની યોગ્ય યોજનાઓ કરવી ૧૫

## અધ્યાય ૪૭ મો

अथातः पानात्ययप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'પાનાત્યયપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

मद्यमुष्णं तथा तीक्ष्णं सूक्ष्मं विशदमेव च ।
रूक्षमाशुकरं चैव व्यवायि च विकाशि च ॥२॥

### મદ્યના ગુણો

મદ્ય ઉષ્ણ છે, તીક્ષ્ણ છે, સૂક્ષ્મ છે, વિશદ છે, રૂક્ષ છે, આશુકારી છે, વ્યવાયી છે અને વિકાશી[2] છે (આવા ગુણોવાળા મદ્યનો જો ખોટી રીતે ઉપયોગ થાય, તો તેથી પાનાત્યય આદિ રોગો થાય છે) ૨

औष्ण्याच्छीतोपचारं तत्तैक्ष्ण्याद्धन्ति मनोगतिम् ।
विशत्यवयवान् सौक्ष्म्याद्वैशद्यात्कफशुक्रनुत् ॥
मारुतं कोपयेद्रौक्ष्यादाशुत्वादाशुकर्मकृत् ।
हर्षदं च व्यवायित्वाद्विकाशित्वाद्विसर्पति ॥३॥

### તે તે ગુણોને લીધે મદ્યનાં જુદાંજુદાં કર્મો

મદ્ય ઉષ્ણ હોવાને લીધે પિત્તને પ્રકુપિત કરે છે, તીક્ષ્ણ હોવાને લીધે મનની ગતિને હણે છે, સૂક્ષ્મ હોવાને લીધે અવયવોમાં પેસી જાય છે, વિશદ હોવાને લીધે કફ તથા વીર્યનો નાશ કરે છે, રૂક્ષ હોવાને લીધે વાયુને પ્રકુપિત કરે છે, આશુકારી હોવાને લીધે ઝડપથી પોતાનું કામ કરે છે, વ્યવાયી હોવાને લીધે મનને હર્ષ આપે છે અને વિકાશી હોવાને લીધે સઘળા શરીરમાં ગતિ કરે છે ૩

तदम्लं रसतः प्रोक्तं लघु रोचनदीपनम् ।
केचिल्लवणवर्ज्यांस्तु रसानत्रादिशन्ति हि ॥४॥

### મદ્યમાં રહેલા રસો

મદ્ય સઘળા રસોવાળું છે, પણ તેમાં ખાટો રસ વધારે છે, વળી તે હલકું છે, રુચિ ઉપજાવનાર છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે કેટલાક આચાર્યો કહે છે કે 'મદ્યમાં લવણ (ખારા) રસ વિના બાકીના સઘળા રસો છે' ૪

स्निग्धैस्तदन्नैर्मांसैश्च भक्ष्यैश्च सह सेवितम् ।
भवेदायुःप्रकर्षाय बलायोपचयाय च ॥
काम्यता मनसस्तुष्टिर्धैर्यं तेजोऽतिविक्रमः ।
विधिवत्सेव्यमाने तु मद्ये सन्निहिता गुणाः ॥५॥

### મદ્યનું સેવન કેવી રીતે કરવાથી લાભ થાય?

મદ્ય સ્નિગ્ધ અન્નોની સાથે, સ્નિગ્ધ માંસોની સાથે અને સ્નિગ્ધ ભક્ષ્યોની સાથે સેવવામાં આવે, તો આયુષ્યને વધારે છે, બળ આપે છે અને શરીરમાં પુષ્ટિ કરે છે મદ્યનું વિધિપૂર્વક સેવન કરવાથી તુરત સુંદરતા, મનનો સંતોષ, ધીરજ, તેજ અને મોટું પરાક્રમ પ્રાપ્ત થાય છે, કેમ કે સુંદરતા તથા સંતોષ આદિ ગુણો વિધિપૂર્વક સેવાતા મદ્યમાં હાજર જ છે ૫

तदेवानन्नमज्ञेन सेव्यमानममात्रया ।
कायाग्निना ह्यग्निसमं समेत्य कुरुते मदम् ॥६॥

### વિધિ વગર મદ્યનું સેવન કરવાથી હાનિ

મદ્યપાનની વિધિને ન જાણનારો માણસ અયોગ્ય માત્રાથી અને અન્ન વગર મદ્યનું સેવન કરે, તો તે જ મદ્ય શરીરના અગ્નિની સાથે મળીને અગ્નિ જેવો મહાસંતાપદાયક મદ કરે છે ૬

मदेन करणानां तु भावान्यत्वे कृते सति ।
निगूढमपि भावं स्वं प्रकाशीकुरुतेऽवशः ॥७॥

૧ પાનાત્યય, પરમદ, પાનાજીર્ણ અને પાનવિભ્રમ એ મદ્યજન્ય રોગોના તથા દાહના નિદાનો સંપ્રાપ્તિઓ લક્ષણો તથા ચિકિત્સાઓના નિરૂપણ વિષે.

૨ ઉષ્ણ આદિ ગુણોના લક્ષણો સૂત્રસ્થાનના ૪૬ના અધ્યાયના ૨૪૦માં વિસ્તારથી કહ્યા છે તે જોવા

### પાનાત્યય વગેરેની અસાધ્યતાનું લક્ષણ

મદ્યપાનથી અત્યંત ખરાબ થયેલા જે માણસનો ઉપલો હોઠ ટૂંકો થઈ ગયો હોય, કોઈ વખતે શીત અત્યંત થતું હોય, કોઈ વખતે દાહ અત્યંત થતો હોય અને મોઢું તેલના જેવા વર્ણવાળું થઈ ગયું હોય, તેની વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. મદ્યપાનથી ખરાબ થયેલા જે માણસનાં જીભ, હોઠ તથા દાંતો કાળાં અથવા નીલ વર્ણવાળાં થઈ ગયાં હોય, આંખો પીળી અથવા લોહીના જેવા વર્ણવાળી થઈ ગઈ હોય અને હેડકી, જ્વર, વમન, કંપ, પડખાંઓમાં શૂળ, ખાંસી તથા ભ્રમ–એ ઉપદ્રવો ઉત્પન્ન થયા હોય, તે માણસની પણ વૈદ્યે ચિકિત્સા કરવી નહિ. હવે મદ્યજન્ય રોગોની સંપૂર્ણ ચિકિત્સા સ્પષ્ટ શબ્દોથી હું કહું છું તે સાંભળો. ૧૭

मद्यं तु चुक्रमरिचार्द्रकदीप्यकुष्ठ-
सौवर्चलायुतमलं पवनस्य शान्त्यै ।
पृथ्वीकदीप्यकमहौषधहिङ्गुभिर्वा
सौवर्चलेन च युतं वितरेत्सुखाय ॥
आम्रातकाम्रफलदाडिममातुलुङ्गैः
कुर्याच्छुभान्यपि च खाडवपानकानि ।
सेवेत वा फलरसोपहितान् रसादी-
नानूपवर्गपिशितान्यपि गन्धवन्ति ॥
पित्तात्मके मधुरवर्गकषायमिश्रं
मद्यं हितं समधुशर्करमिष्टगन्धम् ।
पीत्वा च मद्यमपि चेक्षुरसप्रगाढं
निःशेषतः क्षणमवस्थितमुल्लिखेच्च ॥
लावैणतित्तिरिरसांश्च पिवेदनम्ला-
न्मौद्गान्सुखाय सघृतान्ससितांश्च यूपान् ।
पानात्यये कफकृते कफमुल्लिखेच्च
मद्येन बिम्बिविदुलोदकसंयुतेन ॥
सेवेत तिक्तकटुकांश्च रसानुदारान्
यूपांश्च तिक्तकटुकोपहितान्हिताय ।
पथ्यं यवान्नविकृतान्यपि जाङ्गलानि
श्लेष्मघ्नमन्यदपि यच्च निरत्ययं स्यात् ॥
कुर्याच्च सर्वमथ सर्वभवे विधानं
द्वन्द्वोद्भवे द्वयमवेक्ष्य यथाप्रधानम् ।
सामान्यमन्यदपि तत्सुसमग्रमग्र्यं
वक्ष्यामि यच्च मनसो मदकृत्सुखं च ॥
त्वङ्नागपुष्पमगधैलमधूकधान्यैः
श्लक्ष्णैरजाजिमरिचैश्च कृतं समांशैः ।
पानं कपित्थरसवारिपरूपकाढ्यं
पानात्ययेषु विधिवत्स्रुतमम्बरान्ते ॥
ह्रीवेरपद्मपरिपेलवसंप्रयुक्तैः
पुष्पैः प्रलिप्य करवीरजलोद्भवैश्च ।
पिष्टैः सपद्मकयुतैरपि सारिवाद्यैः
सेकं जलैश्च वितरेदमलैः सुशीतैः ॥
त्वक्पत्रचोचमरिचैलभुजङ्गपुष्प-
श्लेष्मातकप्रसवकल्कगुडैरुपेतम् ।
द्राक्षायुतं हृतमलं मदिरामयार्त्तै-
स्तत्पानकं शुचि सुगन्धि नरैर्निषेव्यम् ।
पिष्ट्वा पिवेच्च मधुकं कटुरोहिणीं च
द्राक्षां च मूलमसकृत्त्रपुसीभवं यत् ।
कार्प्पासमूलमथ नागवलां च तुल्यां
पीत्वा सुखी भवति साधु सुवर्चलां च ॥१८॥

### સાત પ્રકારના પાનાત્યયોની ચિકિત્સા

વાતજન્ય પાનાત્યય થયો હોય તો ચુક્રો મરી, આદું, બોડીઅજમોદ અથવા અજમો કઠ અને જરાક સંચળથી મિશ્ર કરેલું મદ્ય પા[illegible] અથવા કાળીજીરી, અજમોદ અથવા અજમા સૂંઠ, હિંગ અને સંચળથી મિશ્ર કરેલું મદ્ય પાવું આવા મદ્યથી વાતજન્ય પાનાત્યય શાંત થઈ જાય છે અને સુખની પ્રાપ્તિ થાય છે. વાતજન્ય પાનાત્યયને શાંત કરવા માટે અંબાડા, આંબા દાડમ અને બિજોરાં–એ ફળોથી સુંદર ખાડવે (સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયનો ૨૨૭મો વિષય જુઓ.) અને પાનકો પણ બનાવવાં દાડમ વગેરે ફળોના રસોથી મિશ્ર કરેલા માંસન રસાઓ વગેરેનું સેવન કરાવવું અને જેઓમ હિંગ તથા જીરું વગેરે પદાર્થો ઘણા નાખેલા

श्लेष्मात्मके वमथुशीतकफप्रसेकाः
सर्वात्मके भवति सर्वविकारसम्पत् ॥१३॥

**પાનાત્યયના સાત ભેદો અને તેઓનાં લક્ષણો**

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક અને ત્રણ દ્વંદ્વજ-એ રીતે સાત પ્રકારના પાનાત્યયો થાય છે. **વાતજન્ય પાનાત્યય** થયો હોય, તો શરીરમાં સ્તબ્ધતા થાય છે, અંગો ભાંગે છે, હૃદય ઝલાઈ જાય છે, ભોંકાયા જેવી પીડા થાય છે, કંપ થાય છે અને માથામાં વેદનાઓ થાય છે. **પિત્તજન્ય પાનાત્યય** થયો હોય, તો પસીનો આવે છે, પ્રલાપ થાય છે, મોઢું સુકાય છે, બળતરા થાય છે, મૂર્છા આવે છે અને મોઢામાં તથા આંખોમાં પીળાશ થાય છે. **કફજન્ય પાનાત્યય** થયો હોય, તો વમન થાય છે, શીત થાય છે અને મોઢામાંથી કફનો પ્રસેક થાય છે. **સાન્નિપાતિક પાનાત્યય** થયો હોય, તો ઉપર કહેલા ત્રણે દોષો સંબંધી સઘળા વિકારો થાય છે. (ત્રણ દ્વંદ્વજ પાનાત્યયોમાંથી કોઈ થયેલ હોય, તો તે જે બે દોષોથી થયો હોય, તે બે દોષો સંબંધી વિકારો થાય છે) ૧૩

ऊष्मा शरीरगुरुता विरसाननत्वं
श्लेष्माधिकत्वमरुचिर्मलमूत्रसङ्गः ।
लिङ्गं परस्य तु मदस्य वदन्ति तज्ज्ञा-
स्तृष्णा रुजा शिरसि सन्धिषु चापि भेदः ॥१४॥

**પરમદનું લક્ષણ**

પરમદ થયેલ હોય તો ગરમી થાય છે, શરીરમાં ભારેપણું થાય છે, મોઢું વિરસ થઈ જાય છે, કફની વૃદ્ધિ થાય છે, અરુચિ થાય છે, વિષ્ઠા તથા મૂત્રની અટકાયત થાય છે, તરસ લાગ્યા કરે છે, માથામાં વેદના થાય છે અને સાંધાઓ તૂટે છે એમ વિદ્વાનોએ કહ્યું છે. (પરમદ સાન્નિપાતિક છે, તેથી તેના જુદાજુદા ભેદો કહ્યા નથી.) ૧૪

आध्मानमुद्गिरणमम्लरसो विदाहो-
ऽजीर्णस्य पानजनितस्य वदन्ति लिङ्गम् ।
ज्ञेयानि तत्र भिषजा सुविनिश्चितानि
पित्तप्रकोपजनितानि च कारणानि ॥१५॥

**પાનાજીર્ણનું લક્ષણ**

પાનાજીર્ણ થયેલ હોય, તો પેટનો આફરો થાય છે, વમન થાય છે, અન્નનો ખાટા રસવાળો વિદાહ થાય છે અને પિત્તના પ્રકોપથી જે જે વિકારો થવાનું કહ્યું છે, તે વિકારો પણ થાય છે, એમ વૈદ્યે નિશ્ચયપૂર્વક સમજવું. (પાનાજીર્ણ પણ સાન્નિપાતિક છે, તેથી તેના જુદાજુદા ભેદો કહ્યા નથી.) ૧૫

हृद्गात्रतोदवमथुज्वरकण्ठधूम-
मूर्छाकफस्रवणमूर्द्धरुजो विदाहः ।
द्वेषः सुरान्नविकृतेषु च तेषु तेषु
तं पानविभ्रममुशन्त्यखिलेषु धीराः ॥१६॥

**પાનવિભ્રમનું લક્ષણ**

ગાત્રોમાં ભોંકાયા જેવી પીડા થાય, હૃદયમાં વિશેષે કરી ભોંકાયા જેવી પીડા થાય, વમન થાય, જ્વર આવે, કંઠમાંથી ધુમાડો નીકળતો હોય એવું લાગે, મૂર્છા આવે, કફનો સ્રાવ થાય, માથામાં પીડા થાય, વિદાહ થાય અને મદ્ય તથા અન્નના તે તે પ્રકારો ઉપર દ્વેષ ઉત્પન્ન થાય, તો જાણવું કે 'સઘળા મદ્ય સંબંધી વિકારોમાં આ પાનવિભ્રમ નામનો વિકાર થયો છે' એમ ધીર વૈદ્યોએ કહ્યું છે. (પાનવિભ્રમ પણ સાન્નિપાતિક છે, તેથી તેના જુદાજુદા ભેદો કહ્યા નથી.) ૧૬

हीनोत्तरोष्ठमतिशीतममन्ददाहं
तैलप्रभास्यमतिपानहतं विजह्यात् ।
जिह्वौष्ठदन्तमसितं त्वथवापि नीलं
पीते च यस्य नयने रुधिरप्रभे च ॥
हिक्काज्वरौ वमथुवेपथुपार्श्वशूलाः
कासभ्रमावपि च पानहतं भजन्ते ।
तेषां निवारणमिदं हि मयोच्यमानं
व्यक्ताभिधानमखिलेन विधिं निबोध ॥१७॥

## પરમદની ચિકિત્સા

સીવણનાં ફળ, દેવદાર, બિડલૂણ, દાડમ, પીપર અને દ્રાક્ષના કલ્કથી જળમાં પાનક બનાવી તેને જરાક બિજોરાંના રસથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી તરત પરમદની પરમ શાંતિ થાય છે. (આ યોગ સઘળા મદ્યજન્ય વિકારો ઉપર હિતકારી છે.)

દ્રાક્ષ, સાકર, જેઠીમધ, જીરું ધાણા, પીપર અને નસોતરના કલ્કથી જળમાં બનાવેલું પાનક પાવામાં આવે, તો તેથી પરમદની શાંતિ થાય છે.

જંગલી પ્રાણીઓના માંસના રસાને દાડમ વગેરેના રસોથી ખાટો કરી, જરાક સંચળથી મિશ્ર કરી તે પાવામાં આવે, તો તેથી પરમદ નાશ પામે છે.

શરીર પર ભારંગીના ક્વાથથી સિંચન કરવું, તે પણ પરમદ ઉપર હિતકારી છે. ૧૯

इक्ष्वाकुधामार्गववृक्षकाणि
काकाह्वयोदुम्बरिकाश्च दुग्धे ।
विपाच्य तस्याञ्जलिना वमेद्धि
मद्यं पिवेदह्नि गते त्वजीर्णे ॥
त्वक्पिप्पलीभुजगपुष्पविडैरुपेतं
सेवेत हिङ्गुमरिचैलयुतं फलाम्लम् ।
उष्णाम्बुसैन्धवयुतास्त्वथवा विडत्वक्-
चव्यैलहिङ्गुमगधाफलमूलशुण्ठीः
हृद्यैः खडैरपि च भोजनमत्र शस्तं ॥२०॥

## પાનાજીર્ણની ચિકિત્સા

કડવી તૂંબડી, કડવું તૂરિયું, ઇંદ્રજવ અને કાળા ઊબરાને દૂધમાં પકવી તેમાંથી સોળ તોલાભાર દૂધ પાઈ વમન કરાવવામાં આવે અને સાયંકાળે મદ્ય પાવામાં આવે, તો પાનાજીર્ણ મટે છે.

દાડમ વગેરેના રસથી ખાટા કરેલા મદ્યને તજ, પીપર, નાગકેસર, બિડલૂણ, હિંગ, મરી અને એલચીથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પાનાજીર્ણ મટે છે.

બિડલૂણ, તજ, ચવક, એલચી, હિંગ, પીપર, પીપરીમૂળ અને સૂંઠનો કલ્ક ઊના જળ તથા સિંધવથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પાનાજીર્ણ મટે છે.

મનને પ્રિય લાગે એવા ખડયૂષોની સાથે ભોજન દેવું, એ પાનાજીર્ણ ઉપર હિતકારી છે. ૨૦

द्राक्षाकपित्थफलदाडिमपानकं यत् ।
तत्पानविभ्रमहरं मधुशर्कराढ्य-
माम्रातकोलरसपानकमेव वापि ॥
खर्जूरवेत्रककरीरपरूपकेषु
द्राक्षात्रिवृत्सु च कृतं ससितं हिमं वा ।
श्रीपर्णियुक्तमथवा तु पिबेदिमानि
यष्ट्याह्वयोत्पलहिमाम्बुविमिश्रितानि ॥
क्षीरिप्रवालविसजीरकनागपुष्प-
पत्रैलवालुसितसारिवपद्मकानि ।
आम्रातभव्यकरमर्दकपित्थकोल-
वृक्षाम्लवेत्रफलजीरकदाडिमानि ॥२१॥

## પાનવિભ્રમની ચિકિત્સા

દ્રાક્ષ, કોઠ, બિજોરાં વગેરે ફળો અને દાડમનું પાનક મધ તથા સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પાનવિભ્રમ મટે છે.

અંબાડાં અને બોરના રસનું પાનક મધ તથા સાકરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પાનવિભ્રમ મટે છે.

ખજૂર, નેતરના અંકુરો, ફાલસાં, દ્રાક્ષ અને નસોતરનું ઠંડું પાનક સાકર તથા કેળના રસથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પાનવિભ્રમ મટે છે.

વડ વગેરે ક્ષીરિવૃક્ષોનાં કોમળ પલ્લવો, કમળનાં બીસાં, જીરું, નાગકેસર, તમાલપત્ર, એલવાલુક નામનું સુગંધી દ્રવ્ય, સફેદ ઉપલસરી, પદ્મકાષ્ઠ, અંબાડું, લીંબુ અથવા ઓટનું ફળ, કરમદાં, કોઠ, બોર, કોકમ, નેતરનાં ફળ, જીરું

હોય એવા જંગલી પ્રાણીઓના માંસોનું પણ સેવન કરાવવું.

પિત્તજન્ય પાનાત્યય થયો હોય, તો મધુર વર્ગમાંના યોગ્ય દ્રવ્યોના ક્વાથથી, મધથી, સાકરથી અને એલચી વગેરે સુગંધી દ્રવ્યોથી મિશ્ર કરેલું મદ્ય પાવું. શેરડીના રસથી સારી પેઠે મિશ્ર કરેલું મદ્ય પાઈ જાગવાર રહેવા દઈને પછી તે મદ્યનું સંપૂર્ણ વમન કરાવી નાખવું,[૧] એ પણ હિતકારી છે લાવા, કાજિયાર અને તેતરના માંસોના ખટાશવગરના રસાઓ પાવા અને ઘી તથા સાકરથી મિશ્ર કરેલા ખટાશવગરના મગના ઓસામણો પણ પાવા.

કફજન્ય પાનાત્યય થયો હોય, તો કડવી ઘોલી તથા નેતરના ક્વાથથી મિશ્ર કરેલું મદ્ય પાઈ વમન કરાવવું કડવા તથા તીખા દ્રવ્યોથી જેઓને સંસ્કારો આપ્યા હોય, એવા જંગલી પ્રાણીઓના માંસના સમેદરક (મેદવાળા) રસાઓનું અને કડવા તથા તીખા દ્રવ્યોથી જેઓને સંસ્કારો આપેલા હોય એવા મગ વગેરેના ઓસામણોનું પણ સેવન કરાવવું જવનાં અન્નો, જંગલી પ્રાણીઓના માંસો અને બીજું પણ જે કાંઈ કફને હણનારું તથા નિર્દોષ હોય, તે પણ કફજન્ય પાનાત્યય ઉપર હિતકારી છે.

સાંનિપાતિક પાનાત્યય થયો હોય, તો ઉપર એકએક દોષના પાનાત્યય માટે ત્રણ પેરેગ્રાફોમાં જે જુદીજુદી ચિકિત્સાઓ કહેવામાં આવી, તે સર્વનું યોગ્ય રીતે મિશ્રણ કરી વિધાન કરવું.

દ્વંદ્વજ (વાતપિત્તજન્ય, વાતકફજન્ય કે પિત્તકફજન્ય) પાનાત્યય થયો હોય, તો દોષો અનુસાર મુખ્ય બે યોગોનું મિશ્રણ કરી વિધાન કરવું.

સુખકારી તથા મનને હર્ષ આપનારું જે બીજું પણ સામાન્ય વિધાન આ અધ્યાયના ૨૨મા વિષયમાં કહેવામાં આવશે, તે મધનું સઘળા પ્રકારના પાનાત્યયો ઉપર ઉત્તમ હિતકારી છે. તજ, નાગકેસર, પીપર, એલચી, જેઠીમધ, ધાણા, જીરું તથા મરી સમભાગે લઈ કલ્ક કરી તે કલ્કથી મિશ્ર કરેલા કોઠના ફળના સ્વરસને ફાલસાના સ્વરસથી મિશ્ર કરી, વસ્ત્રથી વિધિપૂર્વક ગાળી લઈ પાવામાં આવે, તો તેથી સઘળા પ્રકારના પાનાત્યયોની શાંતિ થાય છે. વાળો, પદ્મક, મોથ, કડાયાના ફૂલ, નીલકમળ વગેરે જળમાં થતાં પુષ્પો, પ્રિયંગ્વાદિગણ અને સારિવાદિગણ વાટી તે કલ્કનો શરીર પર લેપ કરી અત્યંત ઠંડા નિર્મળ જળોથી સિંચન કરવું, એ સઘળા પ્રકારના પાનાત્યયો ઉપર હિતકારી છે. તાલીસપત્ર, તજ, મરી, એલચી, નાગકેસર, ગુંદાના ફળ અને દ્રાક્ષના કલ્ક તથા ગોળથી પાનક બનાવી, વસ્ત્રથી ગાળી લઈ, તે સ્વચ્છ અને સુગંધી પાનકનું સેવન કરાવવામાં આવે, તો તેથી સઘળા પ્રકારના પાનાત્યયો મટી જાય છે. જેઠીમધ, કડુ, દ્રાક્ષ અને કાકડીના મૂળને વારંવાર સારી રીતે વાટીને પાવામાં આવે, તો તેથી સઘળા પ્રકારના પાનાત્યયો મટી જાય છે. હીરવણીનું મૂળ, ગગેટી અને સૂરજમુખી સમભાગે લઈ વારંવાર સારી રીતે વાટીને પાવામાં આવે, તો તેથી સઘળા પાનાત્યયોની શાંતિ થાય છે. ૧૮

काश्मर्यदारविडदाडिमपिप्पलीषु
द्राक्षान्वितासु कृतमम्बुनि पानकं यत्।
तद्बीजपूरकरसायुतमाशु पीतं
शान्तिं परां परमदं त्वचिरात्करोति ॥
द्राक्षासितामधुकजीरकधान्यकृष्णा
स्वन्नं कृतं त्रिवृतया च पिबेत्तथापि ।
सौवर्चलायुतमुदाररसं फलाम्लं
भार्गीशृतेन च जलेन हितोऽग्रसेकः ॥१९

[૧] જો કે પિત્ત ઉપર વમન યોગ્ય નથી તો પણ અહીં વમન કરાવવા કહ્યું છે તે વિરુદ્ધ નથી કેમ કે આ રોગમાં પિત્ત કફના સ્થાનમાં રહેલું હોય છે અને વમન વ્યાધિનું વિરોધી છે (વમન)

ાંત થઈ જાય છે, પણ બીજા મદ્યના પ્રસાદથી ાટતી નથી. ૨૨

विच्छिन्नमद्यः सहसा योऽतिमद्यं निषेवते
तस्य पानात्ययोद्दिष्टा विकाराः सम्भवन्ति हि ॥२३

## મદ્ય છોડ્યા પછી પાછો સેવવાથી થતા રોગો

જેણે વચમાં અમુક કાળ સુધી મદ્ય છોડી દીધું હોય, તે પુરુષ મદ્યનું એકાએક અતિ સેવન કરવા લાગે, તો તેને પાનાત્યયના વિષયમાં કહેલા વિકારો ઉત્પન્ન થાય છે. ૨૩

मद्यस्याग्नेयवायव्यौ गुणावम्बुवहानि च ।
स्रोतांसि शोषयेयातां तेन तृष्णा प्रजायते ॥
पाटलोत्पलकन्देषु मुद्गपर्ण्यां च साधितम् ।
पिबेन्मागधिकामिश्रं तत्राम्भो हिमशीतलम् ॥
सर्पिस्तैलवसामज्जदधिभृङ्गरसैर्युतम् ।
क्वाथेन बिल्वयवयोः सर्वगन्धैश्च पेषितैः ॥
पक्वमभ्यञ्जने श्रेष्ठं सेके क्वाथः सुशीतलः ।
रसवन्ति च भोज्यानि यथास्वमवचारयेत् ॥
पानकानि सुशीतानि हृद्यानि सुरभीणि च ॥२४॥

## મદ્યથી તરસની ઉત્પત્તિ અને તેની ચિકિત્સા

મદ્યમાં અગ્નિ તથા વાયુ સંબંધી ગુણો રહેલા છે; એ ગુણો જળનું વહન કરનારાં સ્રોતો-ને સૂકવી નાખે છે, તેથી તરસ ઉત્પન્ન થાય છે.

પાડલ, નીલકમળના કંદ અને જંગલી મગના છોડનો ક્વાથ કરી પીપરના ચૂર્ણથી મિશ્ર કરી બરફ નાખી ઠંડો પાડી પાવામાં આવે, તો તેથી તરસ શાંત થઈ જાય છે.

બીલી તથા જવનો ક્વાથ કરી તેને એલા-દિગણના કલ્ક, દહીં તથા ભાંગરાના રસથી મિશ્ર કરી, તે ક્વાથમાં ઘી, તેલ, ચરબી તથા મજ્જા—એ ચારે સ્નેહોને એકંદર પકવી તે સ્નેહથી અભ્યંગ કરવામાં આવે, મધુર તથા શીતળ દ્રવ્યોથી બનાવેલા અતિ શીતળ ક્વાથનું શરીર પર સિંચન કરવામાં આવે, દોષો અનુસાર ઘણા મધુર રસવાળાં ભોજનો જમાડવામાં આવે અને અતિ શીતળ, પ્રિય લાગે એવાં તથા સુગંધવાળાં પાનકો પિવડાવવામાં આવે, તો તેથી મદ્યજન્ય તૃષા અને તૃષાવાળો પાનાત્યય પણ મટે છે. ૨૪

त्वचं प्राप्तस्तु पानोष्मा पित्तरक्ताभिमूर्छितः ।
दाहं प्रकुरुते घोरं पित्तवत्तत्र भेषजम् ॥
शीतं विधानमत ऊर्ध्वमहं प्रवक्ष्ये
दाहप्रशान्तिकरमृद्धिमतां नराणाम् ॥
तत्रादितो मलयजेन हितः प्रदेह-
श्चन्द्रांशुहारतुहिनोदकशीतलेन ।
शीताम्बुशीतलतरैश्च शयानमेवं
हारैर्मृणालवलयैरबलाः स्पृशेयुः ॥
भिन्नोत्पलोज्ज्वलहिमे शयने शयीत
पत्रेषु वा सजलबिन्दुषु पद्मिनीनाम् ।
आसादयन्पवनमाहृतमिष्टगन्धं
कह्लारपद्मदलशैवलसंचयेभ्यः ॥
शीतैर्वनान्तपवनैः परिमृश्यमानः
शीतश्चरेद्धवनकाननदीर्घिकासु ।
दाहाभिभूतमथवा परिषेचयेत्तु
शीतैरुशीरजलचन्दनवारिभिस्तम् ॥
विस्राविताां हृतमलां नववारिपूर्णां
पद्मोत्पलोज्ज्वलजलामधिवासितां च ।
वापीं भजेत हरिचन्दनभूषिताङ्गः
कान्ताकरस्पृशनकर्कशरोमकूपः ॥
तत्रैनमम्बुरुहपत्रसमैः स्पृशन्त्यः
शीतैः करोरुवदनैः कठिनैः स्तनैश्च ॥
तोयावगाहकुशला मधुरस्वभावा
संहर्षयेयुरबला मधुरैः प्रलापैः ॥
धारागृहे प्रगलितोदकदुर्दिनाभे
क्रान्तः शयीत सलिलानिलशीतकुक्षौ ॥
गन्धोदकैः सकुसुमैरुपसिक्तभूमौ
पत्राम्बुचन्दनरसैरुपलिप्तकुड्ये ॥
मांसीतमालघनकुङ्कुमपद्मपत्र-
जात्युत्पलप्रियककेशरपुण्डरीके ।

અને દાડમને જેઠીમધના તથા નીળકમળના ઠંડા પાણીથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી પાનવિભ્રમ મટે છે. ૨૧

सेवेत वा मरिचजीरकनागपुष्प-
त्वक्पत्रविश्वचविकैलयुताश्चसांश्च ।
सूक्ष्माम्बरस्रुतहिमांश्च सुगन्धिगन्धान्
पानोद्भवान्नुदति सप्तगदानशेषान् ॥
पञ्चेन्द्रियार्थविषया मृदुपानयोगा
हृद्याः सुखाश्च मनसः सततं नियोज्याः ।
पानात्ययेषु विकटोरुनितम्बवत्यः
पीनोन्नतस्तनभरा नतमध्यदेशाः ॥
प्रौढाः स्त्रियोऽभिनवयौवनपीनगात्र्यः
सेव्याश्च पञ्चविषयातिशयस्वभावाः ॥
पिबेद्रसं पुष्पफलोद्भवं वा
सितामधुकत्रिसुगन्धियुक्तम् ।
संचूर्ण्य संयोज्य च नागपुष्पै-
रजाजिकृष्णामरिचैश्च तुल्यैः ॥
वर्षाभुयष्ट्याह्वमधूकलाक्षा-
त्वक्क्षुद्रदाराङ्कुरजीरकाणि ।
द्राक्षां च कृष्णामथ केसरं च
क्षीरे समालोड्य पिबेत्सुखोष्णम् ॥
भवेच्च मद्येन तु येन पातितः
प्रकामपीतेन सुरासवादिना ।
तदेव तस्मै विधिवत्प्रदापये-
द्विपर्यये भ्रंशमसौ च गच्छति ॥
यथा नरेन्द्रोपहतस्य कस्यचि-
द्भवेत्प्रसादस्तत एव नान्यतः ।
ध्रुवं तथा मद्यहतस्य देहिनो
भवेत् प्रसादस्तत एव नान्यतः ॥२२॥

### પાનાત્યય આદિ ચારે રોગો ઉપર સામાન્ય વિધાન

મરી, જીરું, નાગકેસર, તજ, તમાલપત્ર, સૂંઠ, ચવક અને એલચીથી મિશ્ર કરેલા, સૂક્ષ્મ વસ્ત્રોથી ગાળેલા અને જેઓને અગર વગેરેની ધુમાડી આપી હોય એવા શીત માંસના રસાઓ પાવામાં આવે, તો તેથી પાનાત્યય, પરમદ, પાનાજીર્ણ અને પાનવિભ્રમ–એ સઘળા મદ્યજન્ય રોગો મટે છે. (ચાર પાનાત્યય–એક પરમદ, એક પાનાજીર્ણ અને એક પાનવિભ્રમ, એ અભિપ્રાયથી મૂળમાં સાત રોગો કહ્યા છે.)

પાનાત્યય આદિ ચારે રોગોમાં ઉત્તમ રીતે ગોઠવેલા, સુખદાયી તથા મનને હર્ષ આપે એવા પાંચે શબ્દસ્પર્શાદિક વિષયોની અને એવી રીતના જ મૃદુ મદ્યના યોગોની હમેશ યોજનાઓ કરવી; તેમ જ પુષ્ટ સાથળોવાળી, મોટા નિતંબોવાળી, પુષ્ટ તથા ઉન્નત સ્તનમંડલોવાળી, નમેલાં મધ્યોવાળી, નવીન યૌવનથી ભરપૂર ગાત્રોવાળી અને શબ્દસ્પર્શાદિક પાંચે વિષયોને પૂરી સુઘડતાથી ભોગવવાના સ્વભાવવાળી પ્રૌઢ સ્ત્રીઓ સેવવી.

ભૂરા કોળાના રસને સાકર, જેઠીમધ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, જીરું, પીપર અને મરી-એટલા પદાર્થોના સમભાગે કરેલા ચૂર્ણથી મિશ્ર કરી તે રસ પાવામાં આવે, તો તેથી પાનાત્યય આદિ મદ્યજન્ય રોગો મટે છે.

ધોળી સાટોડી, જેઠીમધ, મહુડાં, લાખ, તજ, ગૂંદાના અંકુરો, જીરું, દ્રાક્ષ, પીપર અને કેસરના ચૂર્ણને દૂધમાં ડોઈ નાખી, તે દૂધને ગરમ કરી સહેવાય તેવું ગરમ રાખી પાવામાં આવે, તો તેથી પાનાત્યય આદિ મદ્યજન્ય રોગો મટે છે.

અત્યંત પીવામાં આવેલા સુરા તથા આસવ આદિ જે મદ્યે રોગ ઉત્પન્ન કર્યો હોય તે જ મદ્ય વિધિપૂર્વક સંચળ વગેરે પદાર્થોથી મિશ્ર કરી રોગીને પાવામાં આવે, તો તેથી પાનાત્યય આદિ મદ્યજન્ય રોગો મટે છે, પણ જો બીજું મદ્ય પાવામાં આવે, તો તેથી રોગી મોટા સંકટને પ્રાપ્ત થાય છે. જેમ રાજાએ પીડિત કરેલા કોઈ માણસને પાછો તે જ રાજાનો પ્રસાદ મળે, તો સઘળી પીડા મટી જાય છે, પણ બીજાના પ્રસાદથી મટતી નથી; તેમ મદ્યે પીડિત કરેલા માણસને પાછો તે જ મદ્યનો પ્રસાદ મળે, તો સઘળી પીડા

(મ)લયાચલની મનોહર કથાઓ સાંભળવી અને (ચ)ંદ્રોદયની કથાઓ પણ સાંભળવી, કે જેથી (શ)રીર તથા મનમાં સુખશાંતિ પ્રાપ્ત થાય. એ (મ)ાણસ ગ્લાનિ પામે કે દીન મનવાળો થાય, (ત)ે સમયમાં મનને પ્રિય લાગે એવી, પુષ્ટ સ્તન-મંડલોવાળી, પુષ્ટ સાથળોવાળી, પુષ્ટ જઘનોવાળી, કર્પૂરનાં લેપનોવાળી અને જેઓએ ભીનાં વસ્રો પહેર્યાં હોય તથા જેઓના કંદોરા તથા હારો શિથિલ થઈ ગયેલ હોય, એવી કામિનીઓએ તે માણસને આલિંગન કરીને તેની સાથે શયન કરવું. એ સ્રીઓએ એકાંતસ્થળમાં પોતાના મૃદુ ભાષણ આદિ ગુણોથી તે માણસને પાછો આનંદિત કરવો. આ સ્રીઓ પોતાનાં અંગો વગેરેની શીતળતાથી પિત્તજન્ય પાનાત્યયને પણ શાંત કરે છે. ૨૫

रक्तपित्ततृषादाहेष्वयमेव विधिः स्मृतः ।
सामान्यतो विशेषं तु शृणु दाहेष्वशेषतः ॥२६॥

## મદ્યપાનથી અન્ય દાહો પર થતો અતિદેશ

રુધિરજન્ય, પિત્તજન્ય તથા તૃષાજન્ય દાહો ઉપર પણ મદ્યપાનથી થયેલા દાહની ચિકિત્સા જ કરવી, એ સામાન્ય વિધાન છે. હવે બીજા પ્રકારના દાહોનાં નિદાનાદિક તથા વિશેષ ચિકિત્સાઓ સંપૂર્ણ રીતે કહું છું તે સાંભળો. ૨૬

कृत्स्नदेहानुगं रक्तमुद्रिक्तं दहति ह्यति ।
संचूष्यते दह्यते च ताम्राभस्ताम्रलोचनः ॥
लोहगन्धाङ्गवदनो वह्निनेवावकीर्यते ।
तं विलङ्घ्य विधानेन संसृष्टाहारमाचरेत् ॥
अप्रशाम्यति दाहे च रसैस्तृप्तस्य जाङ्गलैः ।
शाखाश्रया यथान्यायं रोहिणीर्व्यधयेच्छिराः॥२७॥

## રુધિરજન્ય દાહનાં નિદાન તથા ચિકિત્સા

લોહી આખા શરીરમાં રહેલું છે, તે જો વૃદ્ધિ પામ્યું હોય, તો દાહને અવશ્ય ઉત્પન્ન કરે છે, કે જે દાહને લીધે તે માણસ જાણે અગ્નિથી અત્યંત બળતો હોય, સમીપમાં રહેલા અગ્નિથી તપતો હોય અને ચુસાતો હોય એવી પીડા પામે છે, રાતા વર્ણવાળો થઈ જાય છે, રાતી આંખોવાળો થઈ જાય છે, અંગોમાં તથા મોઢામાં લોઢાના જેવા ગંધવાળો થઈ જાય છે અને જાણે અગ્નિના વરસાદથી ઘેરાયો હોય, એવો દુઃખી થાય છે. એ દાહ રુધિરજન્ય કહેવાય છે.

આ રુધિરજન્ય દાહ થયો હોય, તો વૈદ્યે લંઘન કરાવી ક્રમ પ્રમાણે તર્પણાદિક ચિકિત્સાની યોજના કરવી. એમ કર્યા છતાં દાહ શાંત ન થાય, તો જંગલી પ્રાણીઓનાં માંસોના રસાઓથી તૃપ્ત કરી શારીરસ્થાનના 'શિરાવ્યધવિધિશારીર' એ નામના આઠમા અધ્યાયમાં કહેલા વિધિ પ્રમાણે બાહુઓ તથા જાંઘોમાં રહેલી રાતી શિરાઓનો વેધ કરી લોહીનું સ્રાવણ કરવું. ૨૭

पित्तज्वरसमः पित्तात्स चाप्यस्य विधिर्हितः॥२८॥

## પિત્તજન્ય દાહનાં નિદાન તથા ચિકિત્સા

પિત્તજન્ય દાહ, પિત્તજ્વરના જેવાં નિદાના-દિકવાળો હોય છે અને તેની ચિકિત્સા પણ ચિકિત્સાસ્થાનના ૩૯મા અધ્યાયમાં કહેલી પિત્તજ્વરની ચિકિત્સા પ્રમાણે કરવી હિતકારી છે. (વિશેષ એટલો, છે કે પિત્તજ્વરમાં આમા-શયની દુષ્ટતા હોવાથી જ્વર ઉપરાંત દાહ હોય છે અને આ વ્યાધિમાં એકલો દાહ હોય છે. ) ૨૮

तृष्णानिरोधादब्धातौ क्षीणे तेजः समुत्थितम् ।
सबाह्याभ्यन्तरं देहं दहेद्वै मन्दचेतसः ॥
संशुष्कगलताल्वोष्ठो जिह्वां निष्कृष्य चेष्टते ।
तत्रोपशमयेत्तेजस्त्वब्धातुं च विवर्द्धयेत् ।
पाययेत्काममम्भश्च शर्कराढ्यं पयोऽपि वा ।
शीतमिक्षुरसं मन्थं वितरेच्चेरितं विधिम् ॥२९॥

## તૃષાજન્ય દાહનાં નિદાન તથા ચિકિત્સા

માણસ પોતાની મૂર્ખાઈથી તરસ રોકે છે; અર્થાત્ તરસ લાગ્યા છતાં પાણી પીતો નથી, ત્યારે તે તરસના રોકવાથી શરીરમાં જલરૂપ ધાતુ ક્ષીણ થતાં અત્યંત વૃદ્ધિ પામેલી પિત્તની

पुन्नागनागकरवीरकुलोपकाणें
तस्मिन्गृहे कमलरेण्वरुणे शयीत ॥
तत्राहतानिलविकम्पितपुष्पदाम्नि
हेमन्तविन्ध्यहिमवन्मलयाचलानाम् ।
शीताम्भसां सकदलीहरितद्रुमाणा-
मुद्भिन्ननीलनलिनाम्बुरुहाकराणाम् ॥
चन्द्रोदयस्य च कथाः शृणुयान्मनोज्ञा
(याभिर्भवेत्तनुमनःसुखशीतभावः ॥)
ग्लानं मुदीनमनमं मनसोऽनुकूलाः
पीनस्तनोरुजघना घनसारदिग्धाः ॥
ता एनमार्द्रवसनाः सह संविशेयुः
श्लिष्टाऽञ्चलाः शिथिलमेखलहारयष्टयः ॥
हर्षयेयुः पुनर्नार्यः स्वगुणै रहसि स्थिताः ।
ताः शैत्याच्छमयेयुश्च पित्तपानात्ययं स्त्रियाः॥२५॥

### મદ્યથી થતો દાહ અને તેની ચિકિત્સા

મદ્યપાનની ગરમી પિત્ત તથા રુધિરથી વ્યાપ્ત થઈ ત્વચામાં પ્રાપ્ત થઈને ભયંકર દાહ ઉત્પન્ન કરે છે; એ દાહની ચિકિત્સા પિત્તની ચિકિત્સા પ્રમાણે કરવી.

હવે સમૃદ્ધિવાળા માણસો માટે દાહની શાંતિ કરનારું શીતળ વિધાન કહું છું: જેને મદ્યપાનથી દાહ ઉત્પન્ન થયો હોય, તેના શરીર પર પ્રથમ ચંદ્રનાં કિરણોના જેવી, મોતીના હાર જેવી તથા બરફના ફળ જેવી શીતળતાવાળા ચંદનનો પ્રલેપ કરાવવો. એ માણસને શય્યામાં વિશ્રામ લેવડાવી કામિનીઓએ શીત જળથી, અત્યંત શીતળતા ધરાવનારા મોતીના હારો વડે, શીતળ હાથો વડે અને કમળનાળના કંકણાકારે ગોઠવેલા તંતુઓ વડે વારંવાર તેનો સ્પર્શ કરવો. એ માણસને પ્રફુલ્લિત કમળોથી શોભી રહેલા ટાઢા શયનમાં અથવા કમલિનીઓનાં જળબિંદુઓવાળાં પત્રો ઉપર સુવડાવવો. એ માણસે સૌગંધિક કમળોનાં તથા શ્વેત કમળોનાં પત્રોના તથા શેવાળના સમૂહોમાંથી આવતા સુગંધી પવનનું સેવન કરતાંકરતાં અને શીતળ ઉપવનના પવનોનું સેવન કરતાંકરતાં પ્રસન્નતાથી ઘર આગળના બગીચાની વાડીમાં વિહાર કરાવવો; અથવા વૈદ્યે દાહથી પીડાયેલા તે માણસના શરીર પર વાળા તથા ચંદનનાં શીતળ જળોથી સિંચન કરાવવું. પ્રથમનું જળ ઉલેચી નાખીને જેમાંથી ગાળ કાઢી નાખવામાં આવ્યો હોય, એવી નવા જળથી ભરપૂર થયેલી, ચંદન તથા વાળા વગેરેથી વાસેલી અને શ્વેત કમળો તથા નીલકમળોથી શોભી રહેલા જળવાળી વાવનું એ માણસે પોતાનાં અંગોને હરિચંદનથી શણગારી તથા અંગોપર કામિનીઓના હાથના સ્પર્શોથી રોમાંચિત થઈને સેવન કરવું. જળની અંદર અવગાહન કરવામાં પ્રવીણતા ધરાવનારી અને અને મધુર સ્વભાવવાળી કામિનીઓએ એ વાવમાં કમળપત્રો સરખા શીતળ હાથો, સાથળો, મુખો તથા કઠણ સ્તનોથી એ પુરુષનો સ્પર્શ કરતાં-કરતાં મધુર ભાષણોથી તેને આનંદિત કરવો. એ માણસે જ્યારે ગ્લાનિ પ્રાપ્ત થાય ત્યારે ચોતરફ પડતાં જળોથી વરસાદના આડંબર જેવા લાગતા, શીતળ જળબિંદુઓવાળા પવનથી શીતળ અભ્યંતરવાળા, સુગંધી પુષ્પો સહિત, ગુલાબજળ વગેરે સુગંધી જળોના છંટકાવવાળાં, તમાલપત્ર, વાળો તથા ચંદનના રસોથી લીપેલી ભીંતોવાળા, જટામાંસી તમાલમોથ, કપૂર, કેસર, કમળપત્ર, જાઈ, નીલકમળ, ધરૂંસાનાં વૃક્ષ, બોલસરી, શ્વેત-કમળ, પુન્નાગ, નાગ તથા કણેરના કુંજવાળા અને કમળોના પરાગોથી લાલ થયેલા ધારાગૃહ-માં (ફુવારાઓના ઘરમાં) શયન કરવું. ભીંત વગેરેમાં અથડાઈને આવતા પવનથી કંપતી પુષ્પમાળાઓવાળા એ ધારાગૃહમાં તે માણસે શીતળ જળોવાળા, કેળ આદિ સુંદર લીલાં વૃક્ષો-વાળા તથા જેમાં તળાવોની અંદર નીલકમળો અને બીજાં પણ કમળો પ્રફુલ્લિત થઈ રહ્યાં હોય, એવા હેમંતાચલ (!), વિંધ્યાચલ, હિમાચલ અને

કહેલા દાહોમાંથી ગમે તે પ્રકારનો દાહ હોય, તો પણ તે દાહને અસાધ્ય જ સમજી તેની ચિકિત્સા કરવી નહિ. ૩૪

एवंविधो भवेद्यस्तु मदिरामयपीडितः ।
प्रशान्तोपद्रवश्चापि शोधनं प्राप्तमाचरेत् ॥३५॥

**મદ્યજન્ય રોગવાળા માટે વિધાન**

મદ્યજન્ય રોગથી પીડાતો માણસ ઉપદ્રવો-થી રહિત થયો હોય, તો પણ તે ઉપદ્રવો ફરી ન થાય, તે માટે તેને યોગ્ય વિરેચનરૂપ શોધન દેવું. ૩૫

सजीरकाण्यार्द्रकशृङ्गवेर-
सौवर्चलान्यर्द्धजलप्लुतानि ।
मद्यानि हृद्यान्यथ गन्धवन्ति
पीतानि सद्यः शमयन्ति तृष्णाम् ॥३६॥

**કેવું મદ્ય તરસ ઉત્પન્ન ન કરે?**

જીરું, આદું, સૂંઠ તથા સંચળથી મિશ્ર કરેલાં, જેઓમાં અરધોઅરધ જળ મિશ્ર કર્યું હોય એવાં, હૃદયને પ્રિય લાગે એવાં અને સુગંધવાળાં મદ્યો પીવામાં આવે, તો તેઓ વિદ્ય-માન તરસને પણ તુરત શાંત કરે છે, એટલે પછી નવી તરસને તો કેમ જ ઉત્પન્ન થવા દે? ૩૬

जलप्लुतश्चन्दनभूषिताङ्गः
स्रग्वी समक्तां पिशितोपदंशाम् ।
पिबेत्सुरां नैव लभेत रोगान्
मनोमतिघ्नं च मदं न याति ॥३७॥

**કેવી સ્થિતિમાં મદ્ય રોગ તથા મદ ન કરે?**

જળથી નાહી, ભીનાં ગાત્રો ઉપર જ ચંદનનું લેપન કરી, પુષ્પોની માળાઓ પહેરી, અન્ન તથા માંસના ભક્ષણ સાથે મદિરા પીવામાં આવે, તો મદ્યજન્ય કોઈ પણ રોગો ઉત્પન્ન થાય નહિ અને મન તથા બુદ્ધિનો નાશ કરનાર મદ પણ થાય નહિ. ૩૭

# અધ્યાય ૪૮ મો

अथातस्तृष्णाप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'તૃષ્ણાપ્રતિ-ષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંત-રિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

सततं यः पिबेद्वारि न तृप्तिमधिगच्छति ।
पुनः काङ्क्षति तोयं च तं तृष्णार्दितमादिशेत् ॥२॥

**તૃષ્ણાનું (તરસનું) સામાન્ય સ્વરૂપ**

જે માણસ વારંવાર પાણી પીએ, છતાં તૃપ્તિ પામે નહીં અને ફરીફરી પાણીની ઇચ્છા કરે, તે માણસને તૃષ્ણાથી પીડાયેલો સમજવો. ૨

संक्षोभशोकश्रममद्यपाना-
द्रूक्षाम्लशुष्कोष्णकटूपयोगात् ।
धातुक्षयाल्लङ्घनसूर्यतापात्
पित्तं च वातश्च भृशं प्रवृद्धौ ॥
स्रोतांसि संदूषयतः समेतौ
यान्यम्बुवाहीनि शरीरिणां हि ।
स्रोतःस्वपां वाहिषु दूषितेषु
जायेत तृष्णा प्रबला ततस्तु ॥३॥

**તૃષ્ણાનાં નિદાનો તથા સંપ્રાપ્તિ**

વાહનાદિક પર બેસવા વગેરેને લીધે, બહુ જ ચાલવાથી, શોકથી, શ્રમથી, મદ્ય પીવાથી, રૂક્ષ, ખાટા, સૂકા, ઉષ્ણ તથા તીખા પદાર્થોનો ઉપયોગ કરવાથી, રસના ક્ષયથી, લંઘનથી અને સૂર્યના તાપથી પિત્ત તથા વાયુ અત્યંત વૃદ્ધિ પામી, પરસ્પર સાથે મળી, માણસોની જીભ તથા ગળા વગેરેમાં રહેલી રસનું વહન કરનારી ધમનીઓને દૂષિત કરે છે અને એ ધમનીઓ

[1] તરસનાં નિદાન, સંપ્રાપ્તિ, ભેદો, પૂર્વરૂપો, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

ગરમી શરીરની અંદર તથા બહાર દાહ ઉત્પન્ન કરે છે, કે જેથી ગળું, તાળવું તથા હોઠ સુકાઈ જાય છે અને તેથી તે માણસ જીભ કાઢી હાથ-પગ વગેરે પછાડવા લાગે છે.

આ તૃષાજન્ય દાહ થયેલ હોય, તો વૈદ્યે ગરમીની શાંતિ કરવી અને જળધાતુની વૃદ્ધિ કરવી. સાકરથી મિશ્ર કરેલું પાણી અથવા દૂધ રોગીની મરજી પ્રમાણે પાવું, શેરડીનો ઠંડો રસ પાવો, સાથવાનો મંથ (સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયનો ૨૩૨મો વિષય જુઓ.) પાવો, પિત્તજ્વર દૂર કરનારી જે ચિકિત્સા કહી છે, તે કરવી અને બીજો પણ પિત્તશામક વિધિ કરવો.

असृजा पूर्णकोष्ठस्य दाहोऽन्यः स्यात्सुदुस्तरः ।
विधिः सद्योव्रणीयोक्तस्तस्य लक्षणमेव च ॥३०॥

## રક્તપૂર્ણ કોષ્ઠજન્ય દાહનાં નિદાન તથા ચિકિત્સા

શસ્ત્ર વગેરેના જખમમાંથી નીકળેલા લોહીથી જે માણસનો કોઠો ભરાઈ જાય, તેને જે મહાતીવ્ર દાહ ઉત્પન્ન થાય છે, તે ચોથા પ્રકારનો દાહ ગણાય છે.

આ રક્તપૂર્ણ કોષ્ઠજન્ય દાહનાં લક્ષણ તથા ચિકિત્સા ચિકિત્સિતસ્થાનના 'સદ્યોવ્રણ-ચિકિત્સિત' નામના ૨જા અધ્યાયમાં કહેવાઈ ગયાં છે. (એ અધ્યાયનો ૭મો તથા ૧૪મો વિષય જોવો.) ૩૦

धातुक्षयोक्तो यो दाहस्तेन मूर्छातृषान्वितः ।
क्षामस्वरः क्रियाहीनः स सीदेद्भृशपीडितः ।
रक्तपित्तविधिस्तस्य हितः स्निग्धोऽनिलापहः ॥३१

## ધાતુક્ષયજન્ય દાહનાં નિદાન તથા ચિકિત્સા

સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે અમુક ધાતુના ક્ષયથી પણ દાહ ઉત્પન્ન થાય છે, કે જે દાહથી અત્યંત પીડાયેલો માણસ મૂર્છા તથા તરસથી યુક્ત થાય છે અને નબળા અવાજવાળો તેમ જ કાયિક તથા માનસિક ક્રિયાઓથી રહિત થઈ તેથી ઘણો જ પીડાય છે.

આ ધાતુક્ષયજન્ય દાહ થયો હોય, તો તે ઉપર રક્તપિત્તની ચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી, કે જે ચિકિત્સા સ્નિગ્ધ તથા વાયુને હણનારી હોય. ૩૧

क्षतजेनाक्षतश्चान्यः शोचतो वाप्यनेकधा ।
तेनान्तर्दह्यतेऽत्यर्थं तृष्णामूर्छाप्रलापवान् ।
तमिष्टविषयोपेतं सुहृद्भिरभिसंवृतम् ।
क्षीरमांसरसाहारं विधिनोक्तेन साधयेत् ॥३२॥

## ભોજનાગતરુધિરજન્ય તથા શોકપ્રકુપિતરુધિરજન્ય દાહનાં નિદાન તથા ચિકિત્સા

પ્રાણીઓના લોહી સાથે ભોજન કરવાથી અથવા અનેક પ્રકારે શોક કરવાથી માણસના લોહીનો બગાડ થાય છે, તેથી પણ દાહ ઉત્પન્ન થાય છે, કે જે દાહથી માણસ અંદર અત્યંત બળ્યા કરે છે અને તરસ, મૂર્છા તથા પ્રલાપવાળો થાય છે.

આ દાહથી પીડાતા માણસને તેની ઇચ્છા પ્રમાણે શબ્દાદિક પ્રિય વિષયોની સગવડ કરી આપવી, મિત્રલોકોના સમાજમાં રાખવો, દૂધ તથા માંસના રસનો આહાર કરાવવો અને આ અધ્યાયમાં દાહની શાંતિ કરે એવા જે પ્રકારો કહેલા છે, તેઓની યોગ્ય યોજના કરવી ૩૨

मर्माभिघातजोऽप्यस्ति सोऽसाध्यः सप्तमो मतः ३३

## મર્માભિઘાતજન્ય દાહનું સંક્ષિપ્ત નિરૂપણ

મર્મસ્થલમાં પ્રહાર થવાથી પણ દાહ ઉત્પન્ન થાય છે, કે જેને આચાર્યોએ સાતમા પ્રકારનો તથા અત્યંત અસાધ્ય માનેલો છે. ૩૩

सर्व एव च वर्ज्याः स्युःशीतगात्रस्य देहिनः ॥३४

## અમુક સ્થિતિમાં દાહોની અસાધ્યતા

જેનાં ગાત્રો શીત હોય એવા માણસને ઉપર

અત્યંત ઇચ્છા થતી નથી. ૮

क्षतस्य रुक्शोणितनिर्गमाभ्यां
तृष्णा चतुर्थी क्षतजा मता तु ।
तयाभिभूतस्य निशादिनानि
गच्छन्ति दुःखं पिबतोऽपि तोयम् ॥९॥

**ક્ષતજન્ય તૃષ્ણાનું લક્ષણ**

શસ્ત્રાદિકથી જખમી થયેલા માણસને પીડા થવાથી તથા લોહી નીકળવાને લીધે જે તરસ લાગે છે, તે ક્ષતજન્ય તૃષ્ણા કહેવાય છે. ક્ષતજન્ય તૃષ્ણાથી પીડાયેલો માણસ પાણી પીધા કરે તો પણ તેનાં રાતદિવસ કષ્ટથી જાય છે. ૯

रसक्षयाद्या क्षयसम्भवा सा
तयाभिभूतस्तु निशादिनेषु ।
पेपीयतेऽम्भः स सुखं न याति
तां सन्निपातादिति केचिदाहुः ।
रसक्षयोक्तानि च लक्षणानि
तस्यामशेषेण भिषग्व्यवस्येत् ॥१०॥

**રસક્ષયજન્ય તૃષ્ણાનું લક્ષણ**

રસની ક્ષીણતાનાં લક્ષણો સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયમાં કહેવામાં આવ્યાં છે, તે થતાં જે તરસ ઉત્પન્ન થાય છે, તે રસક્ષયજન્ય તૃષ્ણા કહેવાય છે. આ તૃષ્ણાથી પીડાયેલો માણસ રાતદિવસ પાણી પીધા કરે તો પણ સુખ પામતો નથી. કેટલાક કહે છે કે 'આ તૃષ્ણા ત્રણે દોષોના પ્રકોપથી થાય છે.' હૃદયમાં પીડા, કંપ, તરસનું લાગ્યા જ કરવું અને રસનાં સ્વાભાવિક કર્મોની હાનિ—એ રસક્ષયનાં લક્ષણો આ તૃષ્ણામાં પણ સંપૂર્ણ રીતે થાય છે એમ વૈદ્યે સમજવું. ૧૦

त्रिदोषलिङ्गामसमुद्भवा च
हृच्छूलनिष्ठीवनसादयुक्ता ॥११॥

**આમજન્ય તૃષ્ણાનું લક્ષણ**

તરસ જો આમથી એટલે અજીર્ણથી ઉત્પન્ન થઈ હોય, તો તેમાં ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણો ઉપરાંત હૃદયમાં શૂળ થાય છે, વારંવાર થૂંકવું પડે છે તથા અંગોમાં ગ્લાનિ પણ થાય છે. ૧૧

स्निग्धं तथाम्लं लवणं च भुक्तं
गुर्वन्नमेवाशु तृषां करोति ॥१२॥

**ભક્તજન્ય (અન્નજન્ય) તૃષ્ણાનું લક્ષણ**

સ્નિગ્ધ, ખાટું તથા ખારું અન્ન જમવામાં આવ્યું હોય, તો તેથી તુરત જે તરસ ઉત્પન્ન થાય છે, તે ભક્તજન્ય તૃષ્ણા કહેવાય છે. ૧૨

क्षीणं विचित्तं बधिरं तृषार्त्तं
विवर्जयेन्निर्गतजिह्वमाशु ॥१३॥

**અમુક સ્થિતિમાં તૃષ્ણાઓની અસાધ્યતા**

તરસથી પીડાયેલો માણસ જો ક્ષીણ, બેભાન તથા બહેરો થઈ ગયો હોય તથા જીભ બહાર નીકળી ગઈ હોય, તો તુરત તેનો ત્યાગ કરવો—તેની ચિકિત્સા કરવી નહિ. ૧૩

तृष्णाभिवृद्धावुदरे च पूर्णे
तं वामयेन्मागधिकोदकेन ।
विलेपनं चात्र हितं वदन्ति
स्याद्दाडिमाम्रातकमातुलुङ्गैः ॥
तृष्णा प्रयोगैरिह सा निवार्या
शीतैश्च सम्यग्रसवीर्यजातैः ।
गण्डूषमम्लैर्विरसे च वक्त्रे
कुर्याच्छुभैरामलकस्य चूर्णैः ॥
सुवर्णरूप्यादिभिरग्नितप्तै-
र्लोष्टैः कृतं वा सिकतोपलैर्वा ।
जलं सुखोष्णं शमयेत्तु तृष्णां
सशर्करं क्षौद्रयुतं हिमं वा ॥१४॥

**તૃષ્ણાની સામાન્ય ચિકિત્સા**

તરસ વધી હોય અને પેટ ભરપૂર થઈ ગયું હોય, તો પીપરનું જળ પાઈને વમન કરાવવું. (રસક્ષયજન્ય તૃષ્ણામાં વમન કરાવવું નહિ.) દાડમ, અંબાડાં તથા બિજોરાંના કલ્કનું લેપન કરવું. સંપૂર્ણ રસવાળા તથા સંપૂર્ણ વીર્યવાળા પિત્તહર પ્રયોગો, કે જેઓનાં

દૂષિત થતાં પ્રબળ તૃષ્ણા ઉત્પન્ન થાય છે. ૩

तिस्रः स्मृतास्ताः क्षतजा चतुर्थी
क्षयात्तथान्यामसमुद्भवा च ।
स्यात्सप्तमी भक्तनिमित्तजा तु
लिङ्गानि तासां शृणु चौपधानि ॥४॥

### તૃષ્ણાની સંખ્યા

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, [1]ક્ષતજન્ય, રસક્ષયજન્ય, આમજન્ય અને ભક્તજન્ય–એમ તૃષ્ણાના મુખ્ય સાત ભેદો છે. હવે એ તૃષ્ણાઓનાં લક્ષણો તથા ઔષધો કહું છું તે સાંભળો : ૪

ताल्वोष्ठकण्ठास्यविशोषदाहाः
संतापमोहभ्रमविप्रलापाः ।
पूर्वाणि रूपाणि भवन्ति तासा-
मुत्पत्तिकालेषु विशेषतो हि ॥५॥

### તૃષ્ણાનાં પૂર્વ રૂપો

તૃષ્ણા ઉત્પન્ન થવાની હોય ત્યારે તાળવામાં, હોઠોમાં, કંઠમાં તથા મોઢામાં શોષ અને દાહ થાય છે, સંતાપ, બેભાનપણું, ભ્રમણ અને પ્રલાપ થાય છે. જ્યારે તૃષ્ણા ઉત્પન્ન થાય, ત્યારે એ લક્ષણો વિશેષે કરી થાય છે. ૫

शुष्कास्यता मारुतसम्भवायां
तोदस्तथा शङ्खशिरोगले स्यात् ।
स्रोतोनिरोधो विरसं च वक्त्रं
शीताभिरद्भिश्च विवृद्धिमेति ॥६॥

### વાતજન્ય તૃષ્ણાનું લક્ષણ

વાતજન્ય તૃષ્ણા ઉત્પન્ન થઈ હોય, તો મોઢું સુકાય છે, લમણાં, માથું તથા ગળામાં ભોંકાયા જેવી પીડા થાય છે, કાનનાં સ્રોત રૂંધાઈ જાય છે, મોઢું વિરસ થઈ જાય છે અને જેમજેમ ટાઢું પાણી પિવાય તેમતેમ તરસ વધતી જાય છે. ૬

[1] કફથી તરસ ઉત્પન્ન થવાનો સંભવ ન છતાં તરસ ઉત્પન્ન થાય છે, તેનું કારણ કફજન્ય તૃષ્ણાના લક્ષણમાં કહેવાશે.

मूर्छाप्रलापारुचिवक्त्रशोषाः
पीतेक्षणत्वं प्रततश्च दाहः ।
शीताभिकाङ्क्षा मुखतिक्तता च
पित्तात्मिकायां परिधूपनं च ॥७॥

### પિત્તજન્ય તૃષ્ણાનું લક્ષણ

પિત્તજન્ય તૃષ્ણા ઉત્પન્ન થઈ હોય, તો મૂર્છા આવે છે, પ્રલાપ થાય છે, અરુચિ થાય છે, મોઢું સુકાય છે, આંખો પીળી થઈ જાય છે, નિરંતર દાહ થાય છે, શીતની ઇચ્છા થાય છે, મોઢું કડવું થઈ જાય છે અને જાણે કંઠમાંથી ધુમાડો નીકળતો હોય એવું લાગે છે. ૭

बाष्पावरोधात्कफसंवृतेऽग्नौ
तृष्णा बलासेन भवेत्तु तत्र ।
निद्रा गुरुत्वं मधुरास्यता च
तृष्णार्दितः शुष्यति चातिमात्रम् ॥
शीतज्वरश्छर्दिररोचकश्च
कफात्मिकायां त्वचि पाक एव ।
एतानि रूपाणि भवन्ति यस्यां
तयार्दितः काङ्क्षति नाति चाम्भः ॥८॥

### કફજન્ય તૃષ્ણાનું લક્ષણ

ઉપરના ભાગમાં પોતાનાં (કફનાં) નિદાનોથી કોપ પામેલા કફથી જઠરાગ્નિ, ઢંકાઈ જવાને લીધે તેની ઉષ્ણતા રોકાતાં તે ઉષ્ણતાથી જળનું વહન કરનારાં સ્રોતોનું શોષણ થવાને લીધે જે તરસ ઉત્પન્ન થાય છે, તે કફજન્ય તૃષ્ણા કહેવાય છે. (એમ પણ માનવામાં આવે છે કે બંધાયેલો કફ જ્યારે વાયુ અને પિત્તને ઢાંકી દે છે, ત્યારે વાયુ તથા પિત્તથી સુકાવા લાગતાં તૃષ્ણા ઉત્પન્ન કરે છે.) કફજન્ય તૃષ્ણા ઉત્પન્ન થઈ હોય તો નિદ્રા આવે છે, પેટમાં ભારેપણું થાય છે, મોઢું મધુર થઈ જાય છે, અત્યંત કૃશતા થાય છે, શીતજ્વર આવે છે, ઊલટી થાય છે, અરુચિ થાય છે અને ત્વચામાં પાક થાય છે. કફજન્ય તૃષ્ણાથી પીડાયેલા માણસને જળની

तदुत्तमं तोयमुदारगन्धि
सितायुतं क्षौद्रयुतं तथैव ।
द्राक्षाप्रगाढं च हिताय वैद्य-
स्तृष्णार्दितेभ्यो वितरेन्नरेभ्यः ॥
ससारिवादौ तृणपञ्चमूले
तथोत्पलादौ मधुरे गणे च ।
कुर्यात्कषायं च यथैव युक्तं
मधूकपुष्पादिषु वा परेषु ॥
राजादनक्षीरिकपीतनेषु
षट् पानकान्यत्र हितानि च स्युः ।
सतुण्डिकेरीण्यथवा पिबेत्तु
पिष्टानि कार्पाससमुद्भवानि ।
क्षतोद्भवां रुग्विनिवारणेन
जयेद्रसानामसृजश्च पानैः ॥१९॥

### ક્ષતજન્ય તૃષ્ણાની ચિકિત્સા

કસેરુકંદ, શિંગોડાં, શ્વેતકમળ, કેળનાં ફૂલ અને કમળનાં મૂળનો ક્વાથ પાવામાં આવે, તો તે ક્ષતજન્ય તૃષ્ણાનો નાશ કરે છે.

નીલકમળ, વાળો તથા રતાંજલિને પાણીમાં નાખી તે પાણીને રાતે ખુલ્લી જગામાં (અગાશીમાં) રાખી મૂકવું. પછી પ્રભાતે એ ઉત્તમ સુગંધવાળું જળ સાકર તથા મધથી મિશ્ર અને દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરી પીએ, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થાય છે.

સારિવાદિગણ પાણીમાં નાખી તે પાણીને રાતે ખુલ્લી જગામાં રાખી મૂકી પ્રભાતમાં સાકરથી તથા મધથી મિશ્ર કરી દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરવું. આ પાનક પાવાથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થઈ જાય છે

તૃણપંચમૂળને પાણીમાં નાખી તે પાણી રાતે ખુલ્લી જગામાં રાખી મૂકી પ્રભાતમાં સાકરથી તથા મધથી મિશ્ર કરી દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરવું. આ પાનક પાવામાં આવે, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થઈ જાય છે.

ઉત્પલાદિગણ પાણીમાં નાખી તે પાણીને રાતે ખુલ્લી જગામાં રાખી મૂકી પ્રભાતમાં સાકર તથા મધથી મિશ્ર કરી દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરવું. આ પાનક પાવામાં આવે, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થાય છે.

કકોલ્યાદિગણને પાણીમાં નાખી તે પાણીને રાતે ખુલ્લી જગ્યામાં રાખી મૂકી પ્રભાતમાં સાકર તથા મધથી મિશ્ર કરી દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરવું. આ પાનક પાવામાં આવે, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થાય છે.

મહુડાનાં, સરગવાનાં, કાંચનારનાં તથા ધઉલાનાં પુષ્પોને પાણીમાં નાખી તે પાણીને રાતે ખુલ્લી જગ્યામાં રાખી મૂકી પ્રભાતમાં સાકર તથા મધમાં મિશ્ર કરી દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરેલું પાવામાં આવે, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થાય છે.

રાણ, ક્ષીરિવૃક્ષો અને પારસપીપળાનાં ફળો પાણીમાં નાખી તે પાણીને રાતે ખુલ્લી જગ્યામાં રાખી મૂકી પ્રભાતમાં સાકર તથા મધથી મિશ્ર કરી દ્રાક્ષના કલ્કથી સારી પેઠે યુક્ત કરવું. આ પાનક પાવામાં આવે, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થઈ જાય છે.

(કેટલાક કહે છે, કે ઉપર કહેલાં છયે પાનકો સઘળી તૃષ્ણાઓની સામાન્ય ચિકિત્સારૂપ છે.)

હીરવણીનાં ફળો અને કપાસનાં ફળોને વાટી સાકર, મધ તથા દ્રાક્ષથી સારી પેઠે યુક્ત કરી તે પાવામાં આવે, તો તેથી ક્ષતજન્ય તૃષ્ણા શાંત થાય છે. (કાર્તિકકુંડ નામનો આચાર્ય કહે છે, કે આ યોગ પણ સઘળી તૃષ્ણાઓની સામાન્ય ચિકિત્સારૂપ છે.)

ક્ષતજન્ય તૃષ્ણાને ક્ષતની વેદનાના નિવારણથી અને માંસના રસાઓ તથા મૃગ વગેરેનું લોહી પાવાથી શાંત કરવી. ૧૯

નામે આ અધ્યાયના ૨૫મા વિષયમાં કહેવામાં આવશે, તેઓની પણ યોજનાઓ કરવી તૃષ્ણામાં મોઢું વિરસ થઈ ગયું હોય, તો બિજોરાં વગેરેના ખાટા રસોથી અને આમળાંઓના સુંદર ચૂર્ણોથી પણ કોગળા કરાવવા. સુવર્ણ તથા રૂપું વગેરે ધાતુઓને અથવા ઠીકરાઓને અથવા ભૂખરા પથરાઓને અગ્નિમાં તપાવી જળમાં ઠારી તે જળ સહેવાય તેવું ગરમ હોય તે સમયમાં પાવામાં આવે, તો તેથી તૃષ્ણા શાંત થઈ જાય છે સાકર તથા મધથી મિશ્ર કરેલું બરફનું જળ પિવાય, તો તેથી તૃષ્ણા શાંત થાય છે. ૧૪

पञ्चाङ्गकाः पञ्च गणा य उक्ता-
स्तेष्वम्बु सिद्धं प्रथमे गणे वा ।
पिबेत्सुखोष्णं मनुजोऽल्पशस्त
तृषो विमुच्येत हि वातजायाः ॥१५॥

**વાતજન્ય તૃષ્ણાની ચિકિત્સા**

વાતજન્ય તૃષ્ણા થઈ હોય, તો સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયમાં કહેલા લઘુપંચમૂળ, બૃહત્પંચમૂળ, વલ્લીપંચમૂળ, કંટકપંચમૂળ તથા તૃણપંચમૂળ–એ પાંચે ગણોનો અથવા વિદારીગંધાદિગણનો ક્વાથ કરી તે ક્વાથ સહેવાય તેવો ઊનો રાખી થોડોથોડો પીવામાં આવે, તો તેથી વાતજન્ય તૃષ્ણા શાંત થાય છે. ૧૫

पित्तघ्नवर्गेण कृतः कषायः
सशर्करः क्षौद्रयुतः सुशीतः ।
पीतस्तृषां पित्तकृतां निहन्ति
क्षीरं शृतं वाप्यथ जीवनीयैः ॥१६॥

**પિત્તજન્ય તૃષ્ણાની ચિકિત્સા**

ઉત્પલાદિગણનો અથવા સારિવાદિગણનો અથવા કાકોલ્યાદિગણનો ક્વાથ કરી, સારી પેઠે ઠંડો પાડી, સાકર તથા મધથી મિશ્ર કરી પિવાય, તો પિત્તજન્ય તૃષ્ણાનો નાશ થાય છે.

કાકોલ્યાદિ જીવનીયવર્ગથી પકવેલું દૂધ પીએ, તો પણ પિત્તજન્ય તૃષ્ણાનો નાશ થાય છે ૧૬

निल्वाढकीकण्टकपञ्चमूली
दर्भेषु सिद्धं कफजां निहन्ति ।
हितं भवेच्छर्दनमेव चात्र
तप्तेन निम्बप्रसवोदकेन ॥१७॥

**કફજન્ય તૃષ્ણાની ચિકિત્સા**

બીલીનાં મૂળ, તુવરનાં મૂળ, કંટકપંચમૂળ અને દર્ભનો ક્વાથ પાવામાં આવે, તો તેથી કફજન્ય તૃષ્ણાનો નાશ થાય છે

લીમડાનાં પાંદડાંઓના સ્વરસને ગરમ કરી તે પાઈ વમન કરાવવું, એ કફજન્ય તૃષ્ણા ઉપર અત્યંત હિતકારી છે ૧૭

सर्वासु तृष्णास्वथवापि पैत्तं
कुर्याद्विधिं तेन विना न शान्तिः ।
पर्यागतोदुम्बरजो रसस्तु
सशर्करस्तत्कथितोदकं वा ।
वर्गस्य सिद्धस्य च सारिवादेः
पातव्यमम्भः शिशिरं तृषार्तैः ॥१८॥

**ઉપર લખેલી ત્રણે જાતની તૃષ્ણાઓ ઉપર બીજા યોગો**

અથવા સઘળી તૃષ્ણાઓ ઉપર મધુર તથા શીત આદિ દ્રવ્યોથી પાન, લેપન તથા સિંચન આદિ પિત્તહર વિધિ જે કહેવાશે તે કરવી, કેમકે તે વિના શાંતિ થતી નથી.

પાકેલા ઉમરાના ફળનો રસ કરી તેને સાકરથી મિશ્ર કરી પાવામાં આવે અથવા ઉમરાનાં ફળોના ક્વાથને સાકરથી મિશ્ર કરી પીવાય, તો સઘળી તૃષ્ણાઓ શાંત થઈ જાય છે.

સારિવાદિગણનો ક્વાથ કરી તે ઠંડો પાડેલો પીવાય, તો સઘળી તૃષ્ણાઓ શાંત થાય છે ૧૮

कशेरुशृङ्गाटकपद्ममोच-
बिसेषु सिद्धं क्षतजां निहन्ति ।
नीलोत्पलोशीरमृचन्दनानि
दत्त्वा प्रगाते निशि वासयेत्तु ॥

## પિત્તહર પ્રયોગો

સઘળા પ્રકારની તૃષ્ણાઓ ઉપર પિત્તહર લેપનોની, પિત્તહર અવગાહનોની, પિત્તહર સિંચનોની, શીતળ ઘરોની, વિરેચનોની, દૂધોની, માંસોના રસાઓની, ઘૃતોની અને મધુર તથા શીતળ અવલેહોની યોજનાઓ કરવી. ૨૫

# અધ્યાય ૪૯મો

अथातश्छर्दिप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'છર્દિપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अतिद्रवैरतिस्निग्धैरहृद्यैर्लवणैरपि ।
अकाले चातिमात्रैश्च तथाऽसात्म्यैश्च भोजनैः ॥
श्रमाद्भयात्तथोद्वेगादजीर्णात्क्रिमिदोषतः ।
नार्याश्चापन्नसत्त्वायास्तथातिद्रुतमश्नतः ।
बीभत्सैर्हेतुभिश्चान्यैर्भुक्तमुत्क्लिश्यते बलात् ॥२॥

## છર્દિ (ઊલટી)નાં નિદાનો

અત્યંત પ્રવાહી, અત્યંત સ્નિગ્ધ, અપ્રિય ભોજનોથી, ખાટાં સમયવગરનાં પ્રમાણથી વધારે અને માફક ન હોય એવાં ભોજનોથી, શ્રમથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણથી, કૃમિઓના દોષથી, ગર્ભ રહેવાને લીધે થતા અભાવાઓથી, બહુ જ ઉતાવળું જમવાથી અને મનને ગ્લાનિ આપનારા સૂગામણા પદાર્થોનાં દર્શનાદિક બીજાં કારણોથી પણ ખાધેલું અન્નાદિક બળાત્કારે પેટમાંથી ઊછળે છે. ૨

छादयन्नाननं वेगैरर्दयन्नङ्गभञ्जनैः ।
निरुच्यते छर्दिरिति दोषो वक्त्रं प्रधावितः ॥३॥

## છર્દિનું સામાન્ય લક્ષણ

વેગોથી મોઢાને પૂરી દેતો, અંગોને મરડવા વગેરેથી પીડતો અને નીકળવા માટે મોઢામાં આવી પહોંચતો જે દોષ તે છર્દિ (ઊલટી) કહેવાય છે. ૩

दोषानुदीरयन्वृद्धानुदानो व्यानसङ्गतः ।
ऊर्ध्वमागच्छति भृशं विरुद्धाहारसेविनाम् ॥४॥

## છર્દિની સંપ્રાપ્તિ

વિરુદ્ધ આહારોનું સેવન કરનારાઓનો ઉદાનવાયુ, વ્યાનવાયુની સાથે મળી, વૃદ્ધિ પામેલા દોષોને પ્રેરતો અત્યંત ઊંચે આવે છે, એટલે ઊલટી થાય છે. ૪

हृल्लासोद्गाररोधौ च प्रसेको लवणस्तनुः ।
द्वेषोऽन्नपाने च भृशं वमीनां पूर्वलक्षणम् ॥५॥

## છર્દિનું પૂર્વરૂપ

ઊલટી થવાની હોય, ત્યારે મોળ આવે છે, ઓડકાર રોકાઈ જાય છે, મોઢામાં ખારાશવાળું થોડું થોડું પાણી આવ્યા કરે છે અને અન્નપાન ઉપર અત્યંત દ્વેષ થાય છે. ૫

प्रछर्दयेत्फेनिलमल्पमल्पं
शूलार्दितोऽभ्यर्दितपार्श्वपृष्ठः ।
श्रान्तः सघोषं बहुशः कषायं
जीर्णेऽधिकं सानिलजा वमिस्तु ॥६॥

## વાતજન્ય છર્દિનું લક્ષણ

ફીણવાળું થોડું થોડું વમન થયા કરે, શૂળ ઉત્પન્ન થાય, પાસાંઓમાં તથા પીઠમાં વેદના થાય, શ્રમ લાગે, અવાજ થઈ તૂરા રસવાળું અન્નાદિક વારંવાર પડે અને અન્ન પચ્યા પછી અધિક વમન થાય તો જાણવું, કે એ છર્દિ વાતજન્ય છે. ૬

योऽम्लं भृशं वा कटु तिक्तवक्त्रः
पीतं सरक्तं हरितं वमेद्वा ।
सदाहचोषज्वरवक्त्रशोष-
मूर्छान्विता पित्तनिमित्तजा सा ॥७॥

[1] ૧ ઊલટીનાં નિદાન, સંપ્રાપ્તિ, પૂર્વરૂપ, લક્ષણો તથા ચિકિત્સાઓના નિરૂપણ વિષેનો.

નામો આ અધ્યાયના ૨૫મા વિષયમાં કહેવામાં આવશે, તેઓની પણ યોજનાઓ કરવી. તૃષ્ણામાં મોઢું વિરસ થઈ ગયું હોય, તો બિજોરાં વગેરેના ખાટા રસોથી અને આમળાંઓનાં સુંદર ચૂર્ણોથી પણ કોગળા કરાવવા. સુવર્ણ તથા રૂપું વગેરે ધાતુઓને અથવા ઠીકરાંઓને અથવા ભૂખરા પથ્થરાઓને અગ્નિમાં તપાવી જળમાં ઠારી તે જળ સહેવાય તેવું ગરમ હોય તે સમયમાં પાવામાં આવે, તો તેથી તૃષ્ણા શાંત થઈ જાય છે. સાકર તથા મધથી મિશ્ર કરેલું બરફનું જળ પિવાય, તો તેથી તૃષ્ણા શાંત થાય છે. ૧૪

पञ्चाङ्गकाः पञ्च गणा य उक्ता-
स्तेष्वम्बु सिद्धं प्रथमे गणे वा ।
पिबेत्सुखोष्णं मनुजोऽल्पशस्त-
तृषो विमुच्येत हि वातजायाः ॥१५॥

### વાતજન્ય તૃષ્ણાની ચિકિત્સા

વાતજન્ય તૃષ્ણા થઈ હોય, તો સૂત્રસ્થાનના ૩૮મા અધ્યાયમાં કહેલા લઘુપંચમૂળ, બૃહત્પંચમૂળ, વલ્લીપંચમૂળ, કંટકપંચમૂળ તથા તૃણપંચમૂળ–એ પાંચે ગણોનો અથવા વિદારીગંધાદિગણનો ક્વાથ કરી તે ક્વાથ સહેવાય તેવો ઊનો રાખી થોડોથોડો પીવામાં આવે, તો તેથી વાતજન્ય તૃષ્ણા શાંત થાય છે. ૧૫

पित्तघ्नवर्गेण कृतः कषायः
सशर्करः क्षौद्रयुतः सुशीतः ।
पीतस्तृषां पित्तकृतां निहन्ति
क्षीरं शृतं वाप्यथ जीवनीयैः ॥१६॥

### પિત્તજન્ય તૃષ્ણાની ચિકિત્સા

ઉત્પલાદિગણનો અથવા સારિવાદિગણનો અથવા કાકોલ્યાદિગણનો ક્વાથ કરી, સારી પેઠે ઠંડો પાડી, સાકર તથા મધથી મિશ્ર કરી પિવાય, તો પિત્તજન્ય તૃષ્ણાનો નાશ થાય છે.

કાકોલ્યાદિ જીવનીયવર્ગથી પકવેલું દૂધ પીએ, તો પણ પિત્તજન્ય તૃષ્ણાનો નાશ થાય છે. ૧૬

बिल्वाढकीकण्टकपञ्चमूली-
दर्भेषु सिद्धं कफजां निहन्ति ।
हितं भवेच्छर्दनमेव चात्र
तप्तेन निम्बप्रसवोदकेन ॥१७॥

### કફજન્ય તૃષ્ણાની ચિકિત્સા

બીલીનાં મૂળ, તુવરનાં મૂળ, કંટકપંચમૂળ અને દર્ભનો ક્વાથ પાવામાં આવે, તો તેથી કફજન્ય તૃષ્ણાનો નાશ થાય છે.

લીમડાનાં પાંદડાંઓના સ્વરસને ગરમ કરી તે પાઈ વમન કરાવવું, એ કફજન્ય તૃષ્ણા ઉપર અત્યંત હિતકારી છે. ૧૭

सर्वासु तृष्णास्वथवापि पैत्तं
कुर्याद्विधिं तेन विना न शान्तिः ।
पर्यागतोदुम्बरजो रसस्तु
सशर्करस्तत्कथितोदकं वा ।
वर्गस्य सिद्धस्य च सारिवादेः
पातव्यमम्भः शिशिरं तृषार्त्तैः ॥१८॥

### ઉપર લખેલી ત્રણે જાતની તૃષ્ણાઓ ઉપર બીજા યોગો

અથવા સઘળી તૃષ્ણાઓ ઉપર મધુર તથા શીત આદિ દ્રવ્યોથી પાન, લેપન તથા સિંચન આદિ પિત્તહર વિધિ જે કહેવાશે તે કરવી; કેમ કે તે વિના શાંતિ થતી નથી.

પાકેલા ઉંબરાના ફળનો રસ કરી તેને સાકરથી મિશ્ર કરી પાવામાં આવે અથવા ઉંબરાનાં ફળોના ક્વાથને સાકરથી મિશ્ર કરી પીવાય, તો સઘળી તૃષ્ણાઓ શાંત થઈ જાય છે.

સારિવાદિગણનો ક્વાથ કરી તે ઠંડો પાડેલો પીવાય, તો સઘળી તૃષ્ણાઓ શાંત થાય છે. ૧૮

कशेरुशृङ्गाटकपद्ममोच-
बिसेषु सिद्धं क्षतजां निहन्ति ।
नीलोत्पलोशीरकुचन्दनानि
दत्त्वा प्रभाते निशि वासयेत्तु ॥

જણાય તો વિરેચન પણ દેવું. વૈદ્યે શોધન કર્યા પછી દોષો અનુસાર તે તે દોષોને મટાડનારાં ઔષધોથી મિશ્ર કરેલાં અન્નોનાં મિશ્રણો કરવાં અથવા માત્રા તથા સ્વભાવથી હલકાં અને શુષ્કતાવાળાં માફક અન્નો દેવાં; તેમ જ જ્વરોને હણનારા ક્વાથો આ તંત્રના ૩૯મા અધ્યાયમાં કહેવામાં આવ્યા છે, તેઓની પણ દોષો અનુસાર યોજનાઓ કરવી. ૧૩

हन्यात्क्षीरघृतं पीतं छर्दिं पवनसम्भवाम् ।
मुद्गामलकयूषो वा ससर्पिष्कः ससैन्धवः ॥
यवागूं मधुमिश्रां वा पञ्चमूलीकृतां पिबेत् ।
पिबेद्वा व्यक्तसिधूत्थं फलाम्लं वैष्किरं रसम् ॥
सुखोष्णं लवणं चात्र हितं स्नेहविरेचनम् ॥१४॥

### વાતજન્ય છર્દિની ચિકિત્સા

દૂધ મથીને કાઢેલું ઘી, અથવા દૂધ તથા ઘી પીએ તો તેથી વાતજન્ય છર્દિ મટે છે.

ઘીથી સંસ્કાર આપેલાં મગ તથા આમળાંના ઓસામણને સૈંધવથી મિશ્ર કરી પીએ, તો તેથી વાતજન્ય છર્દિ મટે છે.

મોટી અથવા નાની પંચમૂલી( બૃહત્પંચમૂલી અથવા લઘુપંચમૂલી )થી બનાવેલી રાબને મધમાં મિશ્ર કરી પીવાથી વાતજન્ય છર્દિ મટે છે.

વિષ્કિર પક્ષીઓના માંસના રસાને દાડમ વગેરે ફળોના રસથી ખાટો કરી કાંઈક વધારે સૈંધવ નાખી પીએ, તો તેથી વાતજન્ય છર્દિ મટે છે.

સ્નેહાત્મક વિરેચનને સૈંધવથી મિશ્ર કરી કાંઈક ઊનું કરીને દેવામાં આવે, તો તે વાતજન્ય છર્દિ ઉપર હિતકારી થાય છે. ૧૪

पित्तोपशमनीयानि पानानि शिशिराणि च ।
कषायाण्युपयुक्तानि घ्नन्ति पित्तकृतां वमीम् ॥
शोधनं मधुरैश्चात्र द्राक्षारससमायुतैः ।
बलवत्यां प्रशंसन्ति सर्पिस्तैल्वकमेव च ॥१५॥

### પિત્તજન્ય છર્દિની ચિકિત્સા

પિત્તની શાંતિ કરનારાં જે શીતળ પાનકો કહેવાયાં છે, તેઓને કષાય દ્રવ્યોથી મિશ્ર કરી પીએ, તો તેથી પિત્તજન્ય છર્દિ મટે છે.

દ્રાક્ષના રસથી મિશ્ર કરેલાં મધુર શોધનો દેવાં, એ પણ પિત્તજન્ય છર્દિ ઉપર હિતકારી છે.

જો પિત્તજન્ય છર્દિ પ્રબળ હોય તો પાટિયાલોધરના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી અથવા ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું તૈલ્વકઘૃત દેવું હિતકારી ગણાય છે. ૧૫

आरग्वधादिभिर्यूषं सुरसाद्यैस्तथैव च ।
पाययेताथ सक्षौद्रं कफजायां चिकित्सकः ॥१६॥

### કફજન્ય છર્દિની ચિકિત્સા

કફજન્ય છર્દિ થઈ હોય, તો વૈદ્યે આરગ્વધાદિગણથી તથા સુરસાદિગણથી બનાવેલું ઓસામણ મધથી મિશ્ર કરી પાવું. ૧૬

कृतं गुडूच्या विधिवत्कषायं हिमसंज्ञितम् ।
तिसृष्वपि भवेत्पथ्यं माक्षिकेण समन्वितम् ॥१७॥

### સાન્નિપાતિક છર્દિની ચિકિત્સા

ગળોનું હિમ વિધિપૂર્વક બનાવી મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી સાન્નિપાતિક છર્દિ મટે છે. ( ગળોને કૂટી સોળ તોલાભાર ઊના જળમાં નાખી રાતવાસી રાખવામાં આવે, એટલે તે જળ હિમ કહેવાય છે. ) ૧૭

बीभत्सजां हृद्यतमैर्दौर्हृदां काङ्क्षितैः फलैः ।
लङ्घनैर्वमनैश्चामां सात्म्यैश्चासात्म्यकोपजाम् ॥
कृमिहृद्रोगवच्चापि कृमिजां साधयेद्वमीम् ।
वितरेच्च यथादोषं शस्तं विधिमनन्तरम् ॥१८॥

### આગંતુક છર્દિઓની ચિકિત્સા

સૂગામણા પદાર્થના દર્શનાદિકથી છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો તેને અત્યંત પ્રિય લાગે એવા પદાર્થોથી શાંત કરવી.

ગર્ભ રહેતાં થતા અભાવાથી છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો ગર્ભિણીને જે ફળો ખાવાની ઇચ્છા થાય, તે ફળો ખવડાવવાં, એટલે તે છર્દિ શાંત થાય છે.

क्षयोत्थितां क्षीरघृतं निहन्या-
न्मांसोदकं वा मधुकोदकं वा ॥२०॥

### રસક્ષયજન્ય તૃષ્ણાની ચિકિત્સા

રસક્ષયજન્ય તૃષ્ણા ઉત્પન્ન થઈ હોય, તો દૂધ મથીને કાઢેલું ઘી અથવા દૂધ અને ઘી અથવા માંસનું જળ અથવા જેઠીમધનું જળ પાવું. ૨૦

आमोद्भवां बिल्ववचायुतानां
जयेत्कषायैरथ दीपनानाम् ।
आम्रातभल्लातवलायुतानि
पिबेत्कषायाण्यथ दीपनानि ॥२१॥

### આમજન્ય તૃષ્ણાની ચિકિત્સા

આમજન્ય તૃષ્ણા ઉત્પન્ન થઈ હોય, તો બીલી, વજ તથા પિપ્પલ્યાદિ દીપનગણના ક્વાથોથી શાંત કરવી.

અંબાડાં, ભિલામાં, બલદાણા અને દીપનીય દ્રવ્યોના ક્વાથો પાવામાં આવે, તો તેથી આમજન્ય તૃષ્ણા શાંત થાય છે. ૨૧

गुर्वन्नजातां वमनैर्जयेच्च
क्षयादृते सर्वकृताश्च तृष्णाः ॥२२॥

### ભક્તજન્ય તૃષ્ણાની ચિકિત્સા

ભક્તજન્ય તૃષ્ણાને એટલે ભારે અન્ન ખાવાથી ઉત્પન્ન થયેલી તરસને ઊલટીથી જીતવી. રસક્ષયજન્ય તૃષ્ણા સિવાય બાકીની સઘળી તૃષ્ણાઓ ઉપર પણ વમનો દેવાં ઉચિત છે. ૨૨

श्रमोद्भवां मांसरसो निहन्ति
गुडोदकं वाप्यथ वापि मन्थः ॥
भक्तोपरोधात्तृषितो यवागू-
मुष्णां पिबेन्मन्थमथो हिमं च ।
या स्नेहपीतस्य भवेच्च तृष्णा
तत्रोष्णमम्भः प्रपिबेन्मनुष्यः ॥
मद्योद्भवामर्द्धजलं निहन्ति
मद्यं तृषां यापि हि मद्यपस्य ।
उष्णोद्भवां हन्ति जलं सुशीतं
सशर्करं सेक्षुरसं तथाम्भः ॥२३॥

### પરચુરણ તૃષ્ણાઓની ચિકિત્સાઓ

તરસ જો શ્રમથી થયેલી હોય, તો માંસનો રસો પાવો અથવા ગોળનું પાણી પાવું અથવા સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૨મા વિષયમાં કહેલો મંથ પાવો.

તરસ જો ઉપવાસથી ઉત્પન્ન થયેલી હોય, તો ઊની રાબ પાવી અથવા સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૨મા વિષયમાં કહેલો મંથ પાવો. અથવા બરફ પાવો. (વાયુ વધારે હોય, તો રાબ પાવી, અને કફ વધારે હોય તો બરફ પાવો.)

તરસ જો સ્નેહપાન કરવાથી ઉત્પન્ન થયેલી હોય તો ઊનું પાણી પાવું.

મદ્યપાન કરનારને મદ્ય પીવાથી તરસ ઉત્પન્ન થઈ હોય, તો અરધોઅરધ જળથી મિશ્ર કરેલું મદ્ય પાવું.

તરસ જો ઉષ્ણકાળથી ઉત્પન્ન થયેલી હોય, તો સાકરવાળું અથવા શેરડીના રસવાળું શીતળ જળ પાવું. ૨૩

स्वैः स्वैः कषायैर्वमनानि तासां ।
तथा ज्वरोक्तानि च पाचनानि ॥२४॥

### તૃષ્ણાઓ ઉપર કેવાં વમનો તથા પાચનો દેવાં?

જે તૃષ્ણા જે દોષથી ઉત્પન્ન થયેલી હોય, તે તૃષ્ણાને તે દોષનું હરણ કરનારા ક્વાથોથી વમનો આપી નાશ કરવી.

વાયુની અધિકતાવાળી તૃષ્ણા ઉપર વાતજ્વરના વિષયમાં કહેલાં, પિત્તની અધિકતાવાળી તૃષ્ણા ઉપર પિત્તજ્વરના વિષયમાં કહેલાં અને કફની અધિકતાવાળી તૃષ્ણા ઉપર કફજ્વરના વિષયમાં કહેલાં પાચનો દેવાં. ૨૪

लेपावगाहौ परिषेचनानि
कुर्यात्तथा शीतगृहाणि चापि ।
संशोधनं क्षीररसौ घृतानि
सर्वासु लेहान्मधुरान्हिमांश्च ॥२५॥

જણાય તો વિરેચન પણ દેવું. વૈદ્યે શોધન કર્યા પછી દોષો અનુસાર તે તે દોષોને મટાડનારાં ઔષધોથી મિશ્ર કરેલાં અન્નોનાં મિશ્રણો કરવાં અથવા માત્રા તથા સ્વભાવથી હલકાં અને શુષ્કતાવાળાં માફક અન્નો દેવાં; તેમ જ જ્વરોને હણનારા ક્વાથો આ તંત્રના ૩૯મા અધ્યાયમાં કહેવામાં આવ્યા છે, તેઓની પણ દોષો અનુસાર યોજનાઓ કરવી. ૧૩

हन्यात्क्षीरघृतं पीतं छर्दिं पवनसम्भवाम् ।
मुद्गामलकयूषो वा ससर्पिष्कः ससैन्धवः ॥
यवागूं मधुमिश्रां वा पञ्चमूलीकृतां पिबेत् ।
पिबेद्वा व्यक्तसिन्धूत्थं फलाम्लं वैष्किरं रसम् ॥
सुखोष्णं लवणं चात्र हितं स्नेहविरेचनम् ॥१४॥

### વાતજન્ય છર્દિની ચિકિત્સા

દૂધ મથીને કાઢેલું ઘી, અથવા દૂધ તથા ઘી પીએ તો તેથી વાતજન્ય છર્દિ મટે છે.

ઘીથી સંસ્કાર આપેલાં મગ તથા આમળાંના ઓસામણને સૈંધવથી મિશ્ર કરી પીએ, તો તેથી વાતજન્ય છર્દિ મટે છે.

મોટી અથવા નાની પંચમૂલી (બૃહત્પંચમૂલી અથવા લઘુપંચમૂલી)થી બનાવેલી રાબને મધમાં મિશ્ર કરી પીવાથી વાતજન્ય છર્દિ મટે છે.

વિષ્કિર પક્ષીઓના માંસના રસાને દાડમ વગેરે ફળોના રસથી ખાટો કરી કાંઈક વધારે સૈંધવ નાખી પીએ, તો તેથી વાતજન્ય છર્દિ મટે છે.

સ્નેહાત્મક વિરેચનને સૈંધવથી મિશ્ર કરી કાંઈક ઊનું કરીને દેવામાં આવે, તો તે વાતજન્ય છર્દિ ઉપર હિતકારી થાય છે. ૧૪

पित्तोपशमनीयानि पानानि शिशिराणि च ।
कषायाण्युपयुक्तानि घ्नन्ति पित्तकृतां वमीम् ॥
शोधनं मधुरैश्चात्र द्राक्षारससमायुतैः ।
बलवत्यां प्रशंसन्ति सर्पिस्तैल्वकमेव च ॥१५॥

### પિત્તજન્ય છર્દિની ચિકિત્સા

પિત્તની શાંતિ કરનારાં જે શીતળ પાનકો કહેવાયાં છે, તેઓને કષાય દ્રવ્યોથી મિશ્ર કરી પીએ, તો તેથી પિત્તજન્ય છર્દિ મટે છે.

દ્રાક્ષના રસથી મિશ્ર કરેલાં મધુર શોધનો દેવાં, એ પણ પિત્તજન્ય છર્દિ ઉપર હિતકારી છે.

જો પિત્તજન્ય છર્દિ પ્રબળ હોય તો પાટિયાલોધરના ક્વાથ તથા કલ્કથી પકવેલું ઘી અથવા ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૧મા વિષયમાં કહેલું તૈલ્વકઘૃત દેવું હિતકારી ગણાય છે. ૧૫

आरग्वधादिभिर्यूषं सुरसाद्यैस्तथैव च ।
पाययेताथ सक्षौद्रं कफजायां चिकित्सकः ॥१६॥

### કફજન્ય છર્દિની ચિકિત્સા

કફજન્ય છર્દિ થઈ હોય, તો વૈદ્યે આરગ્વધાદિગણથી તથા સુરસાદિગણથી બનાવેલું ઓસામણ મધથી મિશ્ર કરી પાવું. ૧૬

कृतं गुडूच्या विधिवत्कषायं हिमसंज्ञितम् ।
तिसृष्वपि भवेत्पथ्यं माक्षिकेण समन्वितम् ॥१७॥

### સાન્નિપાતિક છર્દિની ચિકિત્સા

ગળોનું હિમ વિધિપૂર્વક બનાવી મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી સાન્નિપાતિક છર્દિ મટે છે. (ગળોને કૂટી સોળ તોલાભાર ઊના જળમાં નાખી રાતવાસી રાખવામાં આવે, એટલે તે જળ હિમ કહેવાય છે.) ૧૭

बीभत्सजां हृद्यतमैर्दौर्हृदां काङ्क्षितैः फलैः ।
लङ्घनैर्वमनैश्चामां सात्म्यैश्चासात्म्यकोपजाम् ॥
कृमिहृद्रोगवच्चापि कृमिजां साधयेद्वमीम् ।
वितरेच्च यथादोषं शस्तं विधिमनन्तरम् ॥१८॥

### આગંતુક છર્દિઓની ચિકિત્સા

સૂગામણા પદાર્થના દર્શનાદિકથી છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો તેને અત્યંત પ્રિય લાગે એવા પદાર્થોથી શાંત કરવી.

ગર્ભ રહેતાં થતા અભાવાથી છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો ગર્ભિણીને જે ફળો ખાવાની ઇચ્છા થાય, તે ફળો ખવડાવવાં, એટલે તે છર્દિ શાંત થાય છે.

### પિત્તજન્ય છર્દિનું લક્ષણ

અત્યંત ખાટું અથવા તીખું વમન થાય, મોઢું કડવું થઈ જાય, જે વમન પડે તે પીળાશવાળું, રતાશવાળું કે લીલાવર્ણવાળું હોય, બળતરા થતી હોય, શોસ થતો હોય, જ્વર આવતો હોય, મોઢામાં શોષ પડતો હોય અને મૂર્છા પણ આવતી હોય, તો જાણવું કે એ છર્દિ પિત્તજન્ય છે. ૭

यो हृष्टरोमा मधुरं प्रभूतं
शुक्लं हिमं सान्द्रकफानुविद्धम् ।
अभक्तरुग्गौरवसादयुक्तो
वमेद्वमी सा कफकोपजा स्यात् ॥८॥

### કફજન્ય છર્દિનું લક્ષણ

વમન થતી વખતે રૂંવાડાં ઊભાં થઈ જતાં હોય, જે વમન પડે તે મીઠું, ઝાઝું, સફેદ, ટંડું તથા ઘાટા કફથી મિશ્ર પડતું હોય, અન્ન ઉપર અરુચિ, શરીરમાં ભારેપણું અને અંગોમાં ગ્લાનિ હોય, તો જાણવું કે એ છર્દિ કફજન્ય છે. ૮

सर्वाणि रूपाणि भवन्ति यस्यां
सा सर्वदोषप्रभवा मता तु ॥९॥

### સાન્નિપાતિક છર્દિનું લક્ષણ

જે છર્દિમાં ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણો દેખાય, તે છર્દિને ત્રણે દોષોથી થયેલી સમજવી. ૯

बीभत्सजा दौहृदजाऽऽमजा च
याऽसात्म्यतो वा कृमिजा च या हि ।
सा पञ्चमी तां च विभावयेत्तु
दोषोच्छ्रयेणैव यथोक्तमादौ ॥१०॥

### આગંતુક છર્દિઓમાં દોષોની પરીક્ષા

સુગામણા પદાર્થના દર્શનાદિકથી અથવા ગર્ભ રહેતાં થતા અભાવ અથવા અજીર્ણથી અથવા માફક નહિ એવાં અન્નાદિકથી અથવા કૃમિઓને લીધે જે છર્દિ થાય તે સર્વ છર્દિઓને આગંતુક સમજવી. (આમ વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક અને આગંતુક—એ નામના છર્દિના પાંચ ભેદો થાય છે.) આગંતુક છર્દિઓમાં ઉપર કહેલાં તે તે દોષોનાં ચિહ્નો ઉપરથી દોષોની પરીક્ષા કરી લેવી. ૧૦

शूलहृल्लासबहुला कृमिजा च विशेषतः ।
कृमिहृद्रोगतुल्येन लक्षणेन च लक्षिता ॥११॥

### કૃમિથી થતી આગંતુક છર્દિનું લક્ષણ

કૃમિજન્ય છર્દિમાં શૂળ તથા મોળ અત્યંત હોય છે અને વિશેષે કરી તેમાં કૃમિજન્ય હૃદ્રોગનાં લક્ષણો જેવાં લક્ષણો હોય છે. (આ તંત્રના ૪૩મા અધ્યાયનો ૮મો વિષય વાંચો.) ૧૧

क्षीणस्योपद्रवैर्युक्तां सासृक्पूयां सचन्द्रिकाम् ।
छर्दिं प्रसक्तां कुशलो नारभेत चिकित्सितुम् ॥१२॥

### છર્દિઓની સ્થિતિ ઉપરથી અસાધ્યતા

જો રોગી ક્ષીણ હોય, તો તેની છર્દિની ચિકિત્સા કરવી નહિ. કાસ, શ્વાસ, જ્વર, તરસ, હેડકી, બેભાનતા, હૃદ્રોગ તથા તમકશ્વાસ—એ ઉપદ્રવોવાળી અથવા લોહી કે પરુવાળી છર્દિની ચિકિત્સા કરવી નહિ. જે છર્દિમાં મોરપીંછના ચાંદલા જેવા આકારવાળા ચાંદલા પડતા હોય, તેની ચિકિત્સા કરવી નહિ અને જે છર્દિ નિરંતર થયા કરતી હોય, તેની ચિકિત્સા કરવી નહિ. ૧૨

आमाशयोत्क्लेशभवाश्च सर्वा-
स्तस्माद्धितं लङ्घनमेव तासु ।
वमीषु बहुदोषासु च्छर्दनं हितमुच्यते ॥
विरेचनं वा कुर्वीत यथादोषोच्छ्रयं भिषक् ।
संसर्गीश्चानुपूर्व्येण यथास्वं भेषजायुतान् ॥
लघूनि परिशुष्काणि सात्म्यान्यन्नानि चाचरेत् ।
यथास्वं च कषायाणि ज्वरघ्नानि प्रयोजयेत् ॥१३॥

### છર્દિઓની સામાન્ય ચિકિત્સા

સઘળા પ્રકારની છર્દિઓ આમાશયના ઉત્ક્લેશથી થાય છે; માટે તેઓમાં લંઘન કરાવવું એ મુખ્ય હિતકારી છે. જો છર્દિ ઘણા કફવાળી હોય, તો વમન કરાવવું હિતકારી છે. વૈદ્યે દોષના વધારાને અનુસરી યોગ્ય

ચોખાની ધાણીની રાબ મધથી મિશ્ર કરી પીએ, તો સર્વ પ્રકારની છર્દિઓ મટે છે. વૈદ્યે આળસ છોડી દઈ છર્દિવાળા માણસને સુગંધીદાર પદાર્થો સુંઘાડવા, કે જેઓથી મન તથા નાસિકાને સુખ પ્રાપ્ત થાય; તેમ જ જંગલી પ્રાણીઓનાં માંસોના રસાઓ તથા મધુરતાવાળાં પાનકો પાવાં અને વિચિત્ર ભોજનો પણ આપવાં, જેથી સઘળા પ્રકારની છર્દિઓ શાંત થાય છે. ૧૯

## અધ્યાય ૫૦ મો

अथातो हिक्काप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'હિક્કાપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

विदाहिगुरुविष्टम्भिरूक्षाभिष्यन्दिभोजनैः ।
शीतपानाशनस्नानरजोधूमानिलानलैः ॥
व्यायामकर्मभाराध्ववेगाघातापतर्पणैः ।
विषमाध्यशनामाभिघातस्त्रीक्षयपीडनैः ॥
हिक्का श्वासश्च कासश्च नृणां समुपजायते ॥२॥

### હેડકીનાં નિદાનો

બળતરા કરનારાં, ભારે, મળબંધ કરનારાં, રૂક્ષ તથા શરદી કરનારાં ભોજનોથી, ટાઢાં પાનથી, ટાઢું જમવાથી, શીતળ જળમાં સ્નાનથી, રજ પેસવાથી, ધુમાડાથી, પવનથી, અગ્નિથી, બહુ મહેનતવાળાં કામોથી, બોજા ઉપાડવાથી, પંથથી, મળમૂત્રના વેગોને રોકવાથી, લંઘન વગેરે અપતર્પણોથી, વિષમાશનથી, અધ્યશનથી, આમથી, અભિઘાતથી, અતિ મૈથુનથી, ક્ષયથી અને દબાણથી માણસોને હેડકી, શ્વાસ અને ખાંસી ઉત્પન્ન થાય છે. ૨

मुहुर्मुहुर्वायुरुदेति सस्वनो
यकृत्प्लिहान्त्राणि मुखादिवाक्षिपन् ।
सघोषवानाशु हिनस्त्यसून्यत-
स्ततस्तु हिक्केति भिषग्भिरुच्यते ॥३॥

### હેડકીનું સ્વરૂપ તથા તેના 'હિક્કા' એ નામનું બંધબેસતું કારણ

મોઢામાંથી યકૃતને, બરલને તથા આંતરડાંઓને બહાર કાઢતો હોય એવા અવાજવાળો વાયુ વારંવાર ઊંચો આવે છે અને તે અવાજવાળો વાયુ તરત પ્રાણોનો નાશ કરે છે; માટે એ રોગને વૈદ્યો 'હિક્કા' કહે છે. ૩

अन्नजां यमलां क्षुद्रां गम्भीरां महतीं तथा ।
कफेनानुगतो वायुः पञ्च हिक्काः करोति हि ॥४॥

### હેડકીના ભેદો તથા સંપ્રાપ્તિ

અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી–એ રીતે હેડકી પાંચ પ્રકારની થાય છે. કફે અનુસરાયેલો વાયુ એ હેડકીઓને કરે છે. ૪

मुखं कषायमरतिर्गौरवं कण्ठवक्षसोः ।
पूर्वरूपाणि हिक्कानामाटोपो जठरस्य च ॥५॥

### હેડકીનાં પૂર્વ રૂપો

હેડકી ઉત્પન્ન થવાની હોય ત્યારે મોઢું તૂરું થાય છે, અરતિ, ગળું તથા છાતી ભારે થાય છે અને પેટ ચડી આવે છે. ૫

पानान्नैरतिसंयुक्तैः सहसा पीडितोऽनिलः ।
हिक्कयत्यूर्ध्वगो भूत्वा तां विद्यादन्नजां भिषक् ॥६॥

### અન્નજા હેડકીનું લક્ષણ

અત્યંત મિશ્ર થયેલાં અન્નપાનોથી એકદમ દબાયેલો પ્રાણવાયુ, ઊંચે ગતિ કરીને હિક્હિક કરાવે છે, તેને વૈદ્યે અન્નજા હેડકી જાણવી. ૬

चिरेण यमलैर्वेगैर्या हिक्का संप्रवर्त्तते ।
कम्पयन्ती शिरोग्रीवं यमलां तां विनिर्दिशेत् ॥७॥

### યમલા હેડકીનું લક્ષણ

ઘણીવારે બબ્બે વેગોથી પ્રવર્તતી અને

[1] હેડકીનાં નિદાનો, ભેદો. લક્ષણો તથા ચિકિત્સાઓના નિરૂપણ વિષેનો.

અજીર્ણથી છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો તેને લંઘનો તથા વમનોથી શાંત કરવી.

નહિ માફક અન્નાદિકથી છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો તેને માફક પદાર્થોથી શાંત કરવી.

કૃમિઓને લીધે છર્દિ ઉત્પન્ન થઈ હોય, તો તેને કૃમિજન્ય હૃદ્રોગને માટે જે ચિકિત્સા આ તંત્રના ૪૩મા અધ્યાયના ૧૩મા વિષયમાં કહી છે, તે ચિકિત્સાથી શાંત કરવી.

સઘળી આગંતુક છર્દિઓમાં લક્ષણો ઉપરથી દોષની પરીક્ષા કરી, તે તે દોષ અનુસાર, ઉપર કહેલી દોષજન્ય છર્દિઓની ચિકિત્સાઓની પણ યોજના કરવી. ૧૮

दधित्थरससंयुक्तां पिप्पलीं माक्षिकान्विताम् ।
मुहुर्मुहुर्नरो लीढ्वा छर्दिभ्यः प्रतिमुच्यते ॥
समाक्षिका मधुरसा पीता वा तण्डुलाम्बुना ।
तर्पणं वा मधुयुतं तिसृणामपि भेषजम् ॥
स्वयङ्गुप्तां सयष्ट्याह्वां तण्डुलाम्बुमधुद्रवाम् ।
पिबेद्यवागूमथवा सिद्धां पत्रैः करञ्जजैः ॥
युक्ताम्ललवणाः पिष्टाः कुस्तुम्बुर्योऽथ वा हिताः ।
तण्डुकाम्बुयुतं खादेत्कपित्थं त्र्यूषणेन वा ॥
सिताचन्दनमध्वक्तं लिह्याद्वा मक्षिकाशकृत् ।
पिबेत्पयोऽग्नितप्तां च निर्वाप्य गृहगोधिकाम् ॥
सर्पिःक्षौद्रयुतान्वापि लाजसक्तून्पिबेत्तथा ।
सर्पिःक्षौद्रसितोपेतां मागधीं वा लिहेत्तथा ॥
धात्रीरसे चन्दनं वा शृतं मुद्गदलाम्बुना ।
कोलामलकमज्जानं लिह्याद्वा त्रिसुगन्धिकम् ॥
मक्षौद्रां शालिलाजानां यवागूं वा पिबेन्नरः ।
प्रेयाण्युपहरेच्चापि मनोघ्राणसुखानि च ॥
जाङ्गलानि च मांसानि स्वादुवत्पानकानि च ।
भोजनानि विचित्राणि कुर्यात्सर्वास्वतन्द्रितः॥१९॥

### છર્દિઓની ચિકિત્સાનું અધિક નિરૂપણ

કોઠના રસને પીપર તથા મધથી મિશ્ર કરી વારંવાર ચટાડવામાં આવે, તો માણસ છર્દિઓથી મુક્ત થાય છે.

મોરવેલનો રસ મધથી મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવાથી રોગી છર્દિઓથી મુક્ત થાય છે.

સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૨મા વિષયમાં કહેલો મંથ, મધથી મિશ્ર કરીને દેવાય, તો તેથી વાતજન્ય, પિત્તજન્ય અને કફજન્ય–એ ત્રણે પ્રકારની છર્દિઓ મટે છે.

કૌંચાં અને જેઠીમધનો કલ્ક મધથી મિશ્ર કરી ચોખાના ધોણ સાથે પાવામાં આવે, તો તેથી સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

કરંજનાં પાંદડાંનો કલ્ક નાખીને પકવેલી રાબ પીએ તો સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

કોથમરીને દાડમ વગેરેના ખાટા રસ તથા સૈંધવથી મિશ્ર કરી વાટીને તેનો ઉપયોગ કરે, તો તે સર્વ પ્રકારની છર્દિઓ ઉપર હિતકારી થાય છે.

કોઠને ચોખાના ધોણમાં વાટીને અથવા સૂંઠ, મરી તથા પીપરથી મિશ્ર કરી તે ખવડાવવામાં આવે, તો તેથી સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

માંખીઓની વિષ્ઠાને સાકર, ચંદન તથા મધથી મિશ્ર કરી તે ચટાડવામાં આવે, તો તેથી સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

ગૃહગોધિકાને (ઢેઢગરોડીને?) અગ્નિમાં તપાવી દૂધમાં ઠારી તે દૂધ પાવામાં આવે, તો તેથી સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

જવની ધાણીનો સાથવો ઘી તથા મધથી મિશ્ર કરી પીએ, તો સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

પીપરનું ચૂર્ણ ઘી, મધ તથા સાકરથી મિશ્ર કરી ચાટે, તો સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

આમળીના રસમાં પકવેલી રતાંજલિ મગની દાળના અથવા મગનાં પાંદડાંનાં પાણી સાથે પાય, તો તેથી સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

બોર તથા આમળાંની મજ્જા મધથી મિશ્ર કરી ચાટે, તો સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

તજ, તમાલપત્ર તથા એલચીનું ચૂર્ણ મધની સાથે ચાટે, તો સર્વ પ્રકારની છર્દિઓ મટે છે.

क्षौद्रं सितां वारणकेशरं च
पिबेद्रसेनेक्षुमधूकजेन ।
पिबेत्पलं वा लवणोत्तमस्य
द्वाभ्यां पलाभ्यां हविषः समग्रम् ॥
हरीतकीं कोष्णजलानुपानां
पिबेद्घृतं क्षारमधुप्रपन्नम् ।
रसं कपित्थान्मधुपिप्पलीभ्यां
पिचुप्रमाणं प्रपिबेत्सुखाय ॥
कृष्णा सिता चामलकं च लीढं
सशृङ्गवेरं मधुनाथवापि ।
कोलास्थिमज्जाञ्जनलाजचूर्णं
हिक्कां निहन्यान्मधुना च लीढम् ॥
पाटलायाः फलं पुष्पं गैरिकं कटुरोहिणी ।
खर्जूरमध्यं मागध्यः काशीशं दधिनाम च ॥
चत्वारो यूपयोगाः स्युः प्रतिपादप्रदर्शिताः ।
मधुद्वितीयाः कर्त्तव्यास्ते हिक्कासु विजानता ॥
कपोतपारावतलावशल्यक-
श्वदंष्ट्रगोधावृषदंशजान्रसान् ।
पिबेत्फलाम्लानहिमान्ससैन्धवान्
स्निग्धांस्तथैवर्ष्यमृगद्विजोद्भवान् ॥
विरेचनं पथ्यतमं ससैन्धवं
घृतं सुखोष्णं च सितोपलायुतम् ।
सदागतावूर्ध्वगतेऽनुवासनं
वदन्ति केचिच्च हिताय हिक्किनाम् ॥१२॥

## હેડકીઓની ચિકિત્સા

હેડકી આવતી હોય તો પ્રાણાયામ કરાવવો, ઉદ્વેગ આપવો, ત્રાસ આપવો અને સોઈ વગેરેથી ભોંકી ગભરાવવો એ હિતકારી છે.

મધથી મિશ્ર કરેલા જેઠીમધના કલ્કના રસનું અથવા સાકરના ચૂર્ણથી મિશ્ર કરેલા પીપરના કલ્કના રસનું અવપીડ નસ્ય દેવું, એ પણ હેડકી ઉપર હિતકારી છે.

જરા ઊનું કરેલું ઘી અથવા દૂધ અથવા શેરડીનો રસ પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

જો રોગી અત્યંત ક્ષીણ થયેલો ન હોય, તો વિરેચન તથા વમન દેવું હિતકારી થાય છે.

સ્ત્રીના ધાવણમાં વાટેલી રતાંજલિનું અથવા જરા ગરમ કરેલા તથા સૈંધવથી મિશ્ર કરેલા ઘીનું અથવા સૈંધવના ચૂર્ણથી મિશ્ર કરેલા પાણીનું નસ્ય દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે. એ રતાંજલિ, ઘી કે પાણી પાવામાં આવે, તો તેથી પણ હેડકી મટે છે.

રાળ અથવા મણશીલનો અથવા બળદના શિંગડાનો અથવા ચામડાં તથા વાળોને ઘીથી સ્નિગ્ધ કરીને તેનો ધુમાડો પાવામાં આવે, તો તેથી હેડકી શાંત થઈ જાય છે.

જે સ્થાનથી હેડકી આવતી હોય, તે સ્થાનમાં સ્વેદન (શેક વગેરે) કરવું, એ પણ ઉત્તમ છે.

સોનાગેરુનું ચૂર્ણ મધથી મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટી જાય છે.

બળદ વગેરે ગ્રામપશુનાં હાડકાંની ભસ્મ મધમાં મિશ્ર કરીને ચટાડવાથી હેડકી શાંત થાય છે.

શેઢાઈ, ઘેટાં, બળદ તથા શેળાનાં રૂંવાડાંઓને હાંડલીમાં નાખી, ધુમાડો અંદર જ રહે એવી રીતે બાળી, તે ભસ્મ મધમાં મિશ્ર કરીને ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

મોરપીંછ અથવા ઊંબરો અથવા પાટિયા લોધરની ભસ્મને મધ તથા ઘીમાં મિશ્ર કરી ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટી જાય છે.

સાજીખારને બિજોરાના રસ તથા મધથી મિશ્ર કરી ચટાડાય, તો હેડકી તુરત મટે છે.

ઘીથી સ્નિગ્ધ કરેલી રાખ સહેવાય તેવી ઊની ઉપયોગમાં લેવડાવવામાં આવે અથવા દૂધપાક સહેવાય તેવો ઊનો જમાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

સૂંઠના જળમાં પકવેલું બકરીનું દૂધ પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

બકરીનું દૂધ સાકરથી મિશ્ર કરીને તૃપ્તિ-પર્યંત સેવાય, તો તેથી હેડકી મટે છે.

માથાને તથા ડોકને કંપાવતી જે હેડકી આવે છે, તેને યમલા હેડકી જાણવી ૭

विकृष्टकालैर्या वेगैर्मन्दैः समभिवर्त्तते ।
क्षुद्रिका नाम सा हिक्का जत्रुमूलात्प्रधाविता ॥८॥

क्षुद्रा हेडकीनुं लक्षण

જે હેડકી ઘણી વારે મંદમંદ વેગોથી પ્રવર્તે છે અને ડોકના કાંઠલાના મૂળથી આવે છે, તે ક્ષુદ્રા હેડકી કહેવાય છે. ૮

नाभिप्रवृत्ता या हिक्का घोरा गम्भीरनादिनी ।
शुष्कौष्ठकण्ठजिह्वास्या श्वासपार्श्वरुजाकरी ॥
अनेकोपद्रवयुता गम्भीरा नाम सा स्मृता ॥९॥

ગંભીરા હેડકીનું લક્ષણ

જે હેડકી નાભિથી પ્રવર્તે છે, ભય કર લાગે છે, ગંભીર ગર્જના કરે છે, હોઠ, ગળું, જીભ તથા મોઢામાં શોષ પાડે છે, શ્વાસવાળી હોય છે, પડખામાં વેદના કરે છે અને અનેક ઉપદ્રવો વાળી હોય છે, તે ગંભીરા હેડકી કહેવાય છે. ૯

मर्माण्यापीडयन्तीव सततं या प्रवर्त्तते ।
देहमायम्य वेगेन घोषयत्यतितृष्यतः ॥
महाहिक्केति सा ज्ञेया सर्वगात्रप्रकम्पिनी ॥१०॥

મહતી હેડકીનું લક્ષણ

મર્મોને જાણે પીડતી હોય તેમ વેગથી દેહને લાંબો કરી અવાજ કરતી, બહુ તરસ લગાડતી અને સઘળાં ગાત્રો કંપાવનારી, જે હેડકી નિરંતર ચાલ્યા કરે છે, તે મહતી કહેવાય છે. ૧૦

आयम्यन्ते हिक्कतोऽङ्गानि यस्य
दृष्टिश्चोर्ध्वं ताम्यते यश्च गाढम् ।
क्षीणोऽन्नद्विट् कासते यश्च हिक्की
तौ द्वावन्त्यौ वर्जयेद्धिक्कमानौ ॥११॥

હેડકીની અમુક સ્થિતિમાં અસાધ્યતા

જેના અંગો હેડકી આવતી વખતે લાંબા થઈ જતાં હોય તથા દૃષ્ટિ ઊંચી થઈ જતી હોય અને શરીર અસંત ગ્લાનિ પામ્યા કરતું હોય, તે માણસને વૈદ્યે છોડી દેવો, તેમ જ હેડકીવાળો જે માણસ ક્ષીણ થઈ, અન્ન ઉપર અરુચિવાળો હોય અને ઉધરસ કે છીંક બાધા કરતો હોય, તેને પણ વૈદ્યે છોડી દેવો; તેમ જ ગંભીરા તથા મહતી હેડકીવાળાને પણ વૈદ્યે છોડી દેવો ૧૧

प्राणायामोद्वेजनत्रासनानि
सूच्यातोदैः संभ्रमश्चात्र शस्तः ।
यष्ट्याह्वं वा माक्षिकेणानपीडः
पिप्पल्यो वा शर्करचूर्णयुक्ताः ॥
सर्पिः कोष्णं क्षीरमिश्रो रसो वा
नातिक्षीणे संसनं छर्दनं च ।
नारीपयःपिष्टमशुष्कचन्दनं
घृतं सुखोष्णं च समन्धवं तथा ॥
चूर्णीकृतं सैन्धवमम्भसा तथा
निहन्ति हिक्कां च हितं च नस्यतः ।
युञ्ज्याद्धूपं शालनिर्यासजातं
नैपालं वा गोविषाणोद्भवं वा ॥
सर्पिःस्निग्धैश्चर्मवालैः कृतं वा
हिक्कास्थाने स्वेदनं चापि कार्यम् ।
क्षौद्रोपेतं गैरिकं काञ्चनाह्वं
लिह्याद्भस्म ग्राम्यसत्त्वास्थिजं वा ॥
तद्वच्छ्वाविन्मेषगोशल्यकानां
रोमाण्यन्तर्धूमदग्धानि चात्र ।
मध्वाज्याक्तं बर्हिपत्रप्रसूत-
मेवं भस्मौदुम्बरं तैलकं वा ॥
स्वर्जिक्षारं बीजपूरद्रसेन
क्षौद्रोपेतं हन्ति लीढ्वाशु हिक्काम् ।
सर्पिःस्निग्धा घ्नन्ति हिक्कां यवाग्वः
कोष्णग्रासाः पायसो वा सुखोष्णः ॥
शुण्ठीतोये साधितं क्षीरमाजं
तद्वत्पीतं शर्करासंयुतं वा ।
आतृप्तेर्वा सेव्यमानं निहन्याद्
धात्वा हिक्कामाशु मूत्रं त्वजाव्योः ॥
सपूतिकीटं लशुनोग्रगन्धं
हिङ्ग्वम्बुनाचूर्ण्य सुभावितं तत् ॥

મિશ્ર થઈ શ્વાસ લેવડાવે છે, એ રોગને શ્વાસ કહે છે. ૩

क्षुद्रकस्तमकश्छिन्नो महानूर्ध्वश्च पञ्चधा ।
भिद्यते स महाव्याधिः श्वास एको विशेषतः ॥४

શ્વાસના ભેદો

એ શ્વાસ નામનો એક જ મોટો વ્યાધિ વિશેષે કરી ક્ષુદ્ર શ્વાસ, તમક શ્વાસ, છિન્ન શ્વાસ, મહા શ્વાસ અને ઊર્ધ્વ શ્વાસ—એ પાંચ ભેદોથી પાંચ પ્રકારનો ગણાય છે; (પ્રતમક શ્વાસ, તમક શ્વાસનો જ ભેદ છે માટે તેથી સંખ્યામાં વધારો થતો નથી.) ૪

प्राग्रूपं तस्य हृत्पीडा भक्तद्वेषोऽरतिः परा ।
आनाहः पार्श्वयोः शूलं वैरस्यं वदनस्य च ॥५॥

શ્વાસનું પૂર્વ રૂપ

શ્વાસ થવાનો હોય, ત્યારે હૃદયમાં પીડા તથા અન્ન ઉપર દ્વેષ થાય છે, મનને કાંઈ ગમતું નથી, પેડુ ચડી આવે છે, પડખાંઓમાં શૂળ થાય છે અને મોઢું વિરસ થઈ જાય છે. ૫

किंचिदारभमाणस्य यस्य श्वासः प्रवर्त्तते ।
निषण्णस्यैति शान्तिं च स क्षुद्र इति संज्ञितः ॥६

ક્ષુદ્ર શ્વાસનું લક્ષણ

કોઈ પણ કામની શરૂઆત કરતાં શ્વાસ ચાલુ થાય અને જ્યારે બેસી જવામાં આવે, ત્યારે તે શ્વાસની શાંતિ થાય, એ ક્ષુદ્ર શ્વાસ કહેવાય છે. ૬

तृट्स्वेदवमथुप्रायः कण्ठघुर्घुरिकान्वितः ।
विशेषाद्दुर्दिने ताम्येच्छ्वासः स्यात्तमको मतः ॥
घोषेण महताविष्टः सकासः सकफो नरः ।
यः श्वसित्यबलोऽन्नद्विट् सुप्तस्तमकपीडितः ॥
स शाम्यति कफे हीने स्वपतश्च विवर्द्धते ।
मूर्छाज्वराभिभूतस्य ज्ञेयः प्रतमकस्तु सः ॥७॥

તમક શ્વાસનું લક્ષણ

જે શ્વાસમાં તરસ, પસીનો તથા ચૂકવું ઘણાં થાય, ગળામાં ઘૂઘવાટી બોલે અને જે દિવસે વાદળાંઓનો ઘેરાવો હોય, તે દિવસે વધારે કષ્ટ થાય, તે શ્વાસ તમક શ્વાસ કહેવાય છે. (તંત્રાંતરમાં કહ્યું છે, કે જ્યારે પ્રતિલોમ થયેલો વાયુ સ્રોતોમાં પ્રાપ્ત થાય છે, ત્યારે ડોક તથા માથાને પકડી કફ વધારી, તે કફથી નાકમાં સળેખમ, કંઠમાં ઘૂઘવાટી અને હૃદયમાં પીડા કરનારા તીવ્ર વેગવાળા શ્વાસને ઉત્પન્ન કરે છે. આ શ્વાસ જેને ઉત્પન્ન થયો હોય, તે માણસ જાણે અંધારામાં પેસતો હોય એવો થઈ જાય છે, ત્રાસ પામે છે, શ્વાસના વેગને લીધે ચેષ્ટાવગરનો થઈ જાય છે. ખાંસી આવતાં વારંવાર બેભાન થઈ જાય છે, બડખો નીકળવાના સમયમાં અત્યંત દુઃખ પામે છે, બડખો નીકળી જાય ત્યારે જરાવાર સુખી જેવો થાય છે, કંઠમાં પીડા પામે છે, માંડમાંડ બોલી શકે છે, શયનમાં સૂતાં છતાં પણ શ્વાસની પીડાથી નિદ્રાને પ્રાપ્ત થતો નથી, શયનમાં પડ્યો હોય, ત્યારે પડખાંમાં વાયુથી પીડાય છે, બેસી રહેતાં સુખ પામે છે, ઉષ્ણ વસ્તુઓને ઇચ્છે છે, સૂણેલી આંખોવાળો થઈ જાય છે અને અત્યંત પીડાય છે. એ માણસના લલાટમાં પસીનો આવ્યા કરે, મોઢું સુકાય અને વારંવાર શ્વાસ ચાલ્યા કરે છે; જેમ હાથી ઉપર બેઠેલાનું શરીર વારંવાર હાલ્યા કરે, તેમ શ્વાસને લીધે તેનું શરીર હાલ્યા કરે છે અને મેઘ, જળ, શીત, ઉગમણો પવન તથા કફ કરનારા પદાર્થોથી દરદની વૃદ્ધિ થાય છે; આ તમક શ્વાસ કહેવાય છે અને તે યાપ્ય જ છે; પણ નવો થયો હોય તો વખતે સાધ્ય પણ થાય છે.) એ તમક શ્વાસથી પીડાયેલો માણસ શ્વાસની મોટી ઘૂઘવાટીવાળો હોય છે, ખાંસીવાળો તથા કફવાળો હોય છે, નિર્બળ હોય છે, અન્નનો દ્વેષી હોય છે, સૂતાં સૂતાં પણ શ્વાસથી પીડાયા કરે છે, બડખો નીકળે ત્યારે થોડીવાર શાંત થાય છે અને સૂતો

બકરી તથા ગાડરનું મૂત્ર સુંઘાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે

વર્ષાઋતુમાં ઉત્પન્ન થતો પૂતિકીટ નામનો કીડો, લસણ અને વજના ચૂર્ણને હિંગના જળની ખૂબ ભાવના આપીને તે ચૂર્ણ ખવડાવવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

મધ, સાકર અને નાગકેસરના કલ્કને શેરડી તથા મહૂડાના રસ સાથે પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

ચાર તોલાભાર સૈંધવથી મિશ્ર કરેલું આઠ તોલાભાર ઘી પાય, તો તેથી હેડકી મટે છે.

હરડેનું ચૂર્ણ ખવડાવી તે ઉપર સહેવાય તેવું ઊનું જળ પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

જવખાર તથા મધથી મિશ્ર કરેલું ઘી પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

કોઠના એક તોલાભાર રસને મધ તથા પીપરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

પીપર, સાકર, આમળું અને સૂંઠને મધમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

બોરના ઠળિયાની અંદરનાં બીજ, સુરમો અને સાળની ધાણીનું ચૂર્ણ મધ સાથે ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

પાડલનાં ફળ અને ફૂલનું ઓસામણ, મધથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

સોનાગેરુ અને કડુનું ઓસામણ મધથી મિશ્ર કરીને દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

ખજૂરનો ગર્ભ અને પીપરનું ઓસામણ, મધથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

હીરાકસી અને કોઠનું ઓસામણ, મધથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

હોલો, કબૂતર, લાવો, શેળો, કુકડલ, ઘો અને જંગલી બિલાડાના માંસના રસાઓ સૈંધવ તથા દાડમ વગેરે ખાટાં ફળોના રસથી મિશ્ર કરી, સહેવાય તેવા ગરમ રાખીને પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

ઋશ્ય નામના મૃગોના દાંતોના માંસના રસાઓને સૈંધવ તથા દાડમ વગેરે ખાટાં ફળોના રસથી મિશ્ર કરી, ઘીથી સ્નિગ્ધ કરી સહેવાય તેવા ગરમ રાખી પાતાં હેડકી મટે છે.

હેડકીવાળાઓનો વાયુ ઊંચી ગતિવાળો હોય છે; માટે તેને સૈંધવના યોગવાળું વિરેચન દેવું અને સાકરથી મિશ્ર કરેલું ઘી સહેવાય તેવું ઊનું પાવું, એ હિતકારી થાય છે.

કેટલાક આચાર્યો કહે છે, કે 'અનુવાસનબસ્તિ હેડકીવાળાઓનું હિત કરે છે.' ૧૨

## અધ્યાય ૫૧ મો

अथातः श्वासप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શ્વાસપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

यैरेव कारणैर्हिक्का बहुभिः सम्प्रवर्त्तते ।
तैरेव कारणैः श्वासो घोरो भवति देहिनाम् ॥२॥

### શ્વાસનાં નિદાનો

માણસોને જે અનેક કારણોથી હેડકી આવે છે, તે જ કારણોથી શ્વાસ નામનો ભયંકર વ્યાધિ થાય છે. (ગયા અધ્યાયનો બીજો વિષય જુઓ.)

विहाय प्रकृतिं वायुः प्राणोऽथ कफसंयुतः ।
श्वासयत्यूर्ध्वगो भूत्वा तं श्वासं परिचक्षते ॥३॥

### શ્વાસની સંપ્રાપ્તિ

પ્રાણવાયુ વિગુણ થઈ, ઊંચે ચાલી, કફથી

[1] શ્વાસનાં નિદાન, સંપ્રાપ્તિ, ભેદો, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિશે.

અ થઈ શ્વાસ લેવડાવે છે, એ રોગને શ્વાસ
કે છે. ૩

द्रकस्तमकश्छिन्नो महानूर्ध्वश्च पञ्चधा ।
भिद्यते स महाव्याधिः श्वास एको विशेषतः ॥४

## શ્વાસના ભેદો

એ શ્વાસ નામનો એક જ મોટો વ્યાધિ
શેષે કરી ક્ષુદ્ર શ્વાસ, તમક શ્વાસ, છિન્ન શ્વાસ,
હા શ્વાસ અને ઊર્ધ્વ શ્વાસ—એ પાંચ ભેદોથી પાંચ
કારનો ગણાય છે; (પ્રતમક શ્વાસ, તમક શ્વાસનો
ભેદ છે માટે તેથી સંખ્યામાં વધારો થતો
થી.) ૪

प्राग्रूपं तस्य हृत्पीडा भक्तद्वेषोऽरतिः परा ।
आनाहः पार्श्वयोः शूलं वैरस्यं वदनस्य च ॥५॥

## શ્વાસનું પૂર્વ રૂપ

શ્વાસ થવાનો હોય, ત્યારે હૃદયમાં પીડા
તથા અન્ન ઉપર દ્વેષ થાય છે, મનને કાંઈ ગમતું
નથી, પેડુ ચડી આવે છે, પડખાંઓમાં શૂળ થાય
છે અને મોઢું વિરસ થઈ જાય છે. ૫

किंचिदारभमाणस्य यस्य श्वासः प्रवर्त्तते ।
निषण्णस्यैति शान्तिं च स क्षुद्र इति संज्ञितः ॥६

## ક્ષુદ્ર શ્વાસનું લક્ષણ

કોઈ પણ કામની શરૂઆત કરતાં શ્વાસ
ચાલુ થાય અને જ્યારે બેસી જવામાં આવે,
ત્યારે તે શ્વાસની શાંતિ થાય, એ ક્ષુદ્ર શ્વાસ
કહેવાય છે. ૬

तृट्स्वेदवमथुप्रायः कण्ठघुर्घुरिकान्वितः ।
विशेषाद्दुर्दिने ताम्येच्छ्वासः स्यात्तमको मतः ॥
घोषेण महताविष्टः सकासः सकफो नरः ।
यः श्वसित्यवलोऽन्नद्विट् सुप्तस्तमकपीडितः ॥
स शाम्यति कफे हीने स्वपतश्च विवर्द्धते ।
मूर्छाज्वराभिभूतस्य ज्ञेयः प्रतमकस्तु सः ॥७॥

## તમક શ્વાસનું લક્ષણ

જે શ્વાસમાં તરસ, પસીનો તથા થૂંકવું
ઘણાં થાય, ગળામાં ઘૂઘવાટી બોલે અને જે
દિવસે વાદળાંઓનો ઘેરાવો હોય, તે દિવસે વધારે
કષ્ટ થાય, તે શ્વાસ તમક શ્વાસ કહેવાય છે.
(તંત્રાંતરમાં કહ્યું છે, કે જ્યારે પ્રતિલોમ થયેલો
વાયુ સ્રોતોમાં પ્રાપ્ત થાય છે, ત્યારે ડોક તથા
માથાને પકડી કફ વધારી, તે કફથી નાકમાં
સળેખમ, કંઠમાં ઘૂઘવાટી અને હૃદયમાં
પીડા કરનારા તીવ્ર વેગવાળા શ્વાસને ઉત્પન્ન
કરે છે. આ શ્વાસ જેને ઉત્પન્ન થયો હોય, તે
માણસ જાણે અંધારામાં પેસતો હોય એવો થઈ
જાય છે, ત્રાસ પામે છે, શ્વાસના વેગને લીધે
ચેષ્ટાવગરનો થઈ જાય છે. ખાંસી આવતાં
વારંવાર બેભાન થઈ જાય છે, બડખો નીકળ-
વાના સમયમાં અત્યંત દુઃખ પામે છે, બડખો
નીકળી જાય ત્યારે જરાવાર સુખી જેવો થાય
છે, કંઠમાં પીડા પામે છે, માંડમાંડ બોલી શકે
છે, શયનમાં સૂતાં છતાં પણ શ્વાસની પીડાથી
નિદ્રાને પ્રાપ્ત થતો નથી, શયનમાં પડ્યો હોય,
ત્યારે પડખાંમાં વાયુથી પીડાય છે, બેસી રહેતાં
સુખ પામે છે, ઉષ્ણ વસ્તુઓને ઇચ્છે છે, સૂણેલી
આંખોવાળો થઈ જાય છે અને અત્યંત પીડાય
છે. એ માણસના લલાટમાં પસીનો આવ્યા કરે,
મોઢું સુકાય અને વારંવાર શ્વાસ ચાલ્યા કરે
છે; જેમ હાથી ઉપર બેઠેલાનું શરીર વારંવાર
હાલ્યા કરે, તેમ શ્વાસને લીધે તેનું શરીર હાલ્યા
કરે છે અને મેઘ, જળ, શીત, ઉગમણો પવન
તથા કફ કરનારા પદાર્થોથી દરદની વૃદ્ધિ
થાય છે; આ તમક શ્વાસ કહેવાય છે અને તે
યાપ્ય જ છે; પણ નવો થયો હોય તો વખતે
સાધ્ય પણ થાય છે.) એ તમક શ્વાસથી
પીડાયેલો માણસ શ્વાસની મોટી ઘૂઘવાટી-
વાળો હોય છે, ખાંસીવાળો તથા કફવાળો હોય
છે, નિર્બળ હોય છે, અન્નનો દ્વેષી હોય છે,
સૂતાં સૂતાં પણ શ્વાસથી પીડાયા કરે છે, બડખો
નીકળે ત્યારે થોડીવાર શાંત થાય છે અને સૂતો

બકરી તથા ગાડરનું મૂત્ર સુંઘાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે

વર્ષાઋતુમાં ઉત્પન્ન થતો પૂતિકીટ નામનો કીડો, લસણ અને વજના ચૂર્ણને હિંગના જળની ખૂબ ભાવના આપીને તે ચૂર્ણ ખવડાવવામાં આવે, તો તેથી હેડકી મટે છે

મધ, સાકર અને નાગકેસરના કલ્કને શેરડી તથા મહૂડાના રસ સાથે પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે

ચાર તોલાભાર સૈંધવથી મિશ્ર કરેલું આઠ તોલાભાર ઘી પાય, તો તેથી હેડકી મટે છે.

હરડેનું ચૂર્ણ ખવડાવી તે ઉપર સહેવાય તેવું ઊનું જળ પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે

જવખાર તથા મધથી મિશ્ર કરેલું ઘી પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

કોઠના એક તોલાભાર રસને મધ તથા પીપરથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

પીપર, સાકર, આમળાં અને સૂંઠને મધમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે

બોરના ઠળિયાની અંદરનાં બીજ, સુરમો અને સાળની ધાણીનું ચૂર્ણ મધ સાથે ચટાડવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

પાડલનાં ફળ અને ફૂલનું ઓસામણ, મધથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે

સોનાગેરુ અને કડુનું ઓસામણ મધથી મિશ્ર કરીને દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે

ખજૂરનો ગર્ભ અને પીપરનું ઓસામણ, મધથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે

હીરાકસી અને કોઠનું ઓસામણ, મધથી મિશ્ર કરી દેવામાં આવે, તો તેથી હેડકી મટે છે

હોલો, કબૂતર, લાવાં, રોઝો, કુકડવેલ, ઘો અને જંગલી બિલાડાના માંસના રસાઓ સૈંધવ તથા દાડમ વગેરે ખાટાં ફળોના રસથી મિશ્ર કરી, સહેવાય તેવા ગરમ રાખીને પાવામાં આવે, તો તેથી હેડકી મટે છે.

ઋષ્ય નામના મૃગોના દાંતોના માંસના રસાઓને સૈંધવ તથા દાડમ વગેરે ખાટાં ફળોના રસથી મિશ્ર કરી, ઘીથી સ્નિગ્ધ કરી સહેવાય તેવા ગરમ રાખી પાતાં હેડકી મટે છે

હેડકીવાળાઓનો વાયુ ઊંચી ગતિનો હોય છે, માટે તેને સૈંધવના યોગવાળું વિરેચન દેવું અને સાકરથી મિશ્ર કરેલું ઘી સહેવાય તેવું ઊનું પાવું, એ હિતકારી થાય છે

કેટલાક આચાર્યો કહે છે, કે 'અનુવાસન બસ્તિ હેડકીવાળાઓનું હિત કરે છે.' ૧૨

## અધ્યાય ૫૧ મો

अथातः श्वासप्रतिषेधं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'શ્વાસપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

यैरेव कारणैर्हिक्का बहुभिः सम्प्रवर्त्तते ।
तैरेव कारणैः श्वासो घोरो भवति देहिनाम् ॥२॥

### શ્વાસનાં નિદાનો

માણસોને જે અનેક કારણોથી હેડકી આવે છે, તે જ કારણોથી શ્વાસ નામનો ભયંકર વ્યાધિ થાય છે (ગયા અધ્યાયનો બીજો વિષય જુઓ)

विहाय प्रकृतिं वायुः प्राणोऽथ कफसंयुतः ।
श्वासयत्यूर्ध्वगो भूत्वा तं श्वासं परिचक्षते ॥३॥

### શ્વાસની સંપ્રાપ્તિ

પ્રાણવાયુ વિગુણ થઈ, ઊંચે આવી, કફથી

[1] શ્વાસના નિદાન, સંપ્રાપ્તિ, ભેદ, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિશે

ાસ કષ્ટસાધ્ય છે; છિન્ન શ્વાસ, મહા શ્વાસ
ર્ધ્વ શ્વાસ અસાધ્ય છે. નબળા માણસનો
આદિવાળા માણસનો તમક શ્વાસ પણ
ય છે. ૧૧

स्ति विना केचिदूर्ध्वं चाधश्च शोधनम् ।
णवतां श्रेष्ठं श्वासिनामादिशन्ति हि ॥
श्वासे च हिक्कायां हृद्रोगे चापि पूजितम् ।
राणं संसिद्धमभयाविडरामठैः ॥
लाभयाविल्वैः संस्कृतं वाऽनवं घृतम् ।
ल्यादिप्रतीवापं सिद्धं वा प्रथमे गणे ॥
लवणं सर्पिः श्वासकासौ व्यपोहति ।
विडङ्गपूतीकत्रिफलाव्योपचित्रकैः ॥
रं साधितं सर्पिश्चतुर्गुणजलान्वितम् ।
ात्रैः पिवेत्तद्धि श्वासकासौ व्यपोहति ॥
त्यरोचकं गुल्मं शकृद्भेदं क्षयं तथा ।
वृषकषाये वा पचेत्सर्पिश्चतुर्गुणे ॥
लकुसुमावापं शीतं क्षौद्रेण योजयेत् ।
मधुरिकाभार्गीशुण्ठीताक्ष्यसिताम्बुदैः ॥
रिद्रैः सयष्ट्याह्वैः समैरावाप्य योगतः ।
स्थं पचेद्धीमान्युक्त्या तोये चतुर्गुणे ॥
ं कासं तथा हिक्कां सर्पिरेतन्नियच्छति ।
ाकालिकाभार्गीशुकाख्या नैचुलं फलम् ॥
ादनी शृङ्गवेरं वर्षाभूर्बृहतीद्वयम् ।
मात्रैर्घृतप्रस्थं पचेदभिर्जलार्द्धकम् ॥
ण्णं पीतमेतद्धि श्वासामयविनाशनम् ।
ाचलयवक्षारकटुकाव्योपचित्रकैः ॥
ाभयाविडङ्गैश्च साधितं श्वासशान्तये ।
सवल्ल्युदके सिद्धं स्यादन्यद् द्विगुणे घृतम् ॥
लीशतामलक्युग्राजीवन्तीकुष्ठसैन्धवैः ।
न्पुष्करपूतीकसौवर्चलकणाग्निभिः ॥
यानजीवतीयुक्तैः सर्पिर्जलचतुर्गुणम् ।
ुपादयुतं सिद्धं सर्वश्वासहरं परम् ॥
वतानि हवींष्याहुर्भिषजः श्वासकासयोः ।
साघ्नं पट्पलं च घृतं चात्र हितं भवेत् ॥

तैलं दशगुणे सिद्धं भृङ्गराजरसे शुभे ।
सेव्यमानं यथान्यायं श्वासकासौ व्यपोहति ॥
फलाम्ला विष्किररसाः स्निग्धाः प्रव्यक्तसैन्धवाः
एणादीनां शिरोभिर्वा कौलत्था वा सुसंस्कृताः ॥
हन्युः श्वासं च कासं च संस्कृतानि पयांसि च ।
तिनिशस्य च बीजानि कर्कटाख्या सुवर्चिका ॥
दुरालभाथ पिप्पल्यः कटुकाख्या हरीतकी ।
श्वाविन्मयूररोमाणि कोलामागधिकाकणाः ॥
भार्गीत्वक्शृङ्गवेरं च शर्करा शल्लकाङ्गजम् ।
त्रिकण्टकस्य बीजानि चूर्णितानि तु केवलम् ॥
पञ्च श्लोकार्द्धिकास्त्वेते लेहा ये सम्यगीरिताः ।
सर्पिर्मधुभ्यां ते लेह्याः कासश्वासार्दितैर्नरैः ॥
सप्तच्छदस्य पुष्पाणि पिप्पलीश्चापि मस्तुना ।
पिवेत्संचूर्ण्य मधुना धानाश्चाप्यथ भक्षयेत् ॥
अर्काङ्कुरैर्भावितानां यवानां साघ्वनेकशः ।
तर्पणं वा पिवेदेषां सक्षौद्रं श्वासपीडितः ॥
शिरीषकदलीकुन्दपुष्पं मागधिकायुतम् ।
तण्डुलाम्बुयुतं पीत्वा जयेच्छ्वासानशेषतः ॥
कोलमज्ज्ञस्तालमूलमृष्यचर्ममसीमपि ।
लिह्यात्क्षौद्रेण भार्गीं वा सर्पिर्मधुसमायुताम् ॥
निम्बैः कदम्बबीजं वा सक्षौद्रं तण्डुलाम्बुना ।
द्राक्षां हरीतकीं कृष्णां कर्कटाख्यां दुरालभाम् ॥
सर्पिर्मधुभ्यां विलिहन्हन्ति श्वासान्सुदारुणान् ।
हरिद्रां मरिचं द्राक्षां गुडं रास्नां कणां शटीम् ॥
लिह्यात्तैलेन तुल्यानि श्वासार्त्तो हितभोजनः ।
गवां पुरीषस्वरसं मधुमागधिकायुतम् ॥
लेहः श्वासेषु कासेषु वाजिनां वा शकृद्रसः ।
पाण्डुरोगेषु शोथेषु ये योगाः सम्प्रकीर्त्तिताः ॥
श्वासकासापहास्तेऽपि कासघ्ना ये च कीर्त्तिताः ।
भार्गीत्वक्त्र्यूषणं तैलं हरिद्रां कटुरोहिणीम् ॥
पिप्पलीं मरिचं चण्डां गोशकृद्रसमेव च ।
नलकोटस्य बीजेषु पचेदुत्कारिकां शुभाम् ॥
सेव्यमाना निहन्त्येषा श्वासानाशु सुदुस्तरान् ।
पुराणसर्पिः पिप्पल्यः कौलत्था जाङ्गला रसाः ॥

હોય ત્યારે શ્વાસની વૃદ્ધિવાળો થાય છે; તે માણસ જો મૂર્છા તથા જ્વરથી પણ ઘેરાયેલો હોય, તો તેનો એ શ્વાસ, પ્રતમક કહેવાય છે. ૭

आध्मातो दह्यमानेन वस्तिना सरुजो नरः ।
सर्वप्राणेन विच्छिन्नं श्वस्याच्छिन्नं तमादिशेत् ८

### છિન્ન શ્વાસનું લક્ષણ

જે શ્વાસવાળો માણસ, રહીરહીને સઘળા જોરથી શ્વાસ લેતો હોય, પેડુના આફરાવાળો હોય, મૂત્રાશયમાં બળતરાવાળો હોય અને બીજી પણ વેદનાઓવાળો હોય, તો તેનો એ શ્વાસ છિન્ન શ્વાસ કહેવાય છે. (તંત્રાંતરમાં કહ્યું છે, કે 'જેને છિન્ન શ્વાસ થયો હોય, તે દુખી માણસ, રહીરહીને સઘળા જોરથી શ્વાસ લે છે, મર્મસ્થળોનું છેદન થવા જેવી વેદનાઓથી પીડાય છે, જાણે હૃદય તથા માથાનું છેદન થતું હોય એવો પીડાય છે અને વખતે શ્વાસ પણ લેતો નથી; પેડુ આફરવાથી, પસીનાથી, મૂર્છાથી તથા મૂત્રાશયની બળતરાથી દુખી થાય છે, આંસુથી ઘેરાયેલાં નેત્રોવાળો થઈ જાય છે, અત્યંત ક્ષીણ થઈ જાય છે, હાંફ્યા કરે છે, ચિત્તમાં ઉદ્વેગ પામ્યા કરે છે, બક્યા કરે છે અને તેનું મોઢું સુકાઈ જાય છે, વર્ણ બગડી જાય છે તથા એક આંખ રાતી રહે છે. આ લક્ષણોવાળા છિન્નશ્વાસથી પીડાયેલો માણસ તરત પ્રાણ છોડી દે છે; કેમ કે એ શ્વાસ મારી નાખનારો જ છે.') ૮

निःसंज्ञः पार्श्वशूलार्त्तः शुष्ककण्ठोऽतिघोषवान् ।
संरब्धनेत्रस्त्वायम्य यः श्वस्यात्स महान्स्मृतः ॥९

### મહા શ્વાસનું લક્ષણ

જે શ્વાસવાળો માણસ, ભાનવગરનો થઈ ગયો હોય, પડખાના શૂળથી પીડાતો હોય, કંઠમાં શોષવાળો હોય, શ્વાસના મોટા અવાજવાળો હોય, નેત્રોમાં સોજાવાળો હોય અને લાંબો થઈને અથવા જાણે શરીરના બે ભાગવાળો હોય, એવો થઈ જઈને શ્વાસ લેતો હોય, તો તેનો એ શ્વાસ મહાશ્વાસ કહેવાય છે. (તંત્રાંતરમાં કહ્યું છે કે 'જેને મહાશ્વાસ થયો હોય, તે માણસ ઊંચે ચાલના મોટા શબ્દવાળા શ્વાસ લીધા કરે છે, આફરેલા મસ્ત બળદની પેઠે નિરંતર ઊંચા અવાજથી હાંફ્યા કરે છે અને જ્ઞાનવિજ્ઞાનવગરનો હોય છે. એ માણસની આંખો ભમ્યા કરે છે, આંખો તથા મોઢું ખુલ્લાં રહે છે, મૂત્ર તથા વિષ્ઠા રોકાઈ જાય છે અને એના શ્વાસનો ભારે શબ્દ દૂરથી સંભળાય છે. આ શ્વાસ પ્રાણ લેનારો જ છે અને તેથી માણસ તરત જ મરી જાય છે.') ૯

मर्मस्वायम्यमानेषु श्वसन्मूढो मुहुश्च यः ।
ऊर्ध्वप्रेक्षी हतस्वरस्तमूर्ध्वश्वासमादिशेत् ॥१०॥

### ઊર્ધ્વ શ્વાસનું લક્ષણ

જે શ્વાસમાં મર્મસ્થળો ખેંચાયા કરે, વારંવાર નિશ્ચેષ્ટના થઈ જાય, અવાજ બેસી જાય અને દૃષ્ટિ ઊંચીઊંચી રહે, તે શ્વાસ ઊર્ધ્વ શ્વાસ કહેવાય છે. (તંત્રાંતરમાં કહ્યું છે, કે 'જેને ઊર્ધ્વ શ્વાસ થયો હોય, તે માણસને બહુ જ ઊંચા શ્વાસ ચાલે છે,તેનો શ્વાસ નીચે બેસતો જ નથી,મોઢું અને સ્રોતો કફથી ઘેરાઈ જવાને લીધે પ્રકુપિત થયેલા પવનથી ભારે પીડા થાય છે, દૃષ્ટિ ઊંચી રહે છે, એ માણસ ચકળવકળ થતી આંખોથી ચોતરફ વિકૃત રીતે જોયા કરે છે, મોહ પામે છે, વેદનાથી પીડાય છે તથા તેનું મોઢું સુકાય છે અને તેને કંઈ નથી. ઊર્ધ્વ શ્વાસ પ્રકુપિત થાય, ત્યારે શ્વાસ નીચે ચાલતો નથી અને તે ઊર્ધ્વ શ્વાસ, મૂંઝાતા તથા ગ્લાનિ પામતા તે માણસને મારી નાખે છે. સઘળા શ્વાસો કરતાં આ ઊર્ધ્વ શ્વાસમાં શ્વાસ અત્યંત ઊંચો ચાલે છે એટલો તફાવત છે.') ૧૦

क्षुद्रः साध्यतमस्तेषां तमकः कृच्छ्र उच्यते ।
त्रयः श्वासा न सिध्यन्ति तमको दुर्बलस्य च ॥११

### શ્વાસોની સાધ્યાસાધ્યતાનું વિવેચન

તેઓમાં ક્ષુદ્ર શ્વાસ અત્યંત સાધ્ય છે,

ત્તરતંત્રના ૪૧મા અધ્યાયના ૨૨મા
હેલું અરડૂસીનું ઘી શ્વાસ ઉપર
. (આ ઘી પિત્તપ્રધાનશ્વાસ ઉપર
.)

ત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૦મા
હેલું ષટ્પલક નામનું ઘી શ્વાસ ઉપર
. (આ ઘી વાતપ્રધાનશ્વાસ ઉપર
.)

ાના દસગણા સ્વચ્છ ક્વાથમાં પકવેલા
ય રીતે સેવન કરાવવામાં આવે, તો
તથા ખાંસી મટે છે. (આ તેલ
ાસ ઉપર હિતકારી છે.)

તથા બિજોરાં વગેરે ફળોના રસથી
ા અને વધારે સૈંધવ નાખેલા વિષ્કિર
માંસના સ્નિગ્ધ રસાઓ શ્વાસ તથા
ટાડે છે.

ાયાર આદિનાં માથાંઓનાં માંસો નાખી
તૈયાર કરેલા કળથીનાં ઓસામણ
શ્વાસ તથા ખાંસીને મટાડે છે.

ને દૂર કરનારાં પંચમૂલી આદિ દ્રવ્યો
કાવેલાં દૂધો પણ શ્વાસ તથા ખાંસીને

ાાહરમાનાં બીજ, કાકડાશિંગી અને
ાનું ચૂર્ણ ઘી તથા મધમાં કાલવી
ી શ્વાસ અને ખાંસી મટે છે.

ાસો, પીપર, કડુ અને હરડેનાં ચૂર્ણને
ઘીમાં કાલવી ચટાડવાથી શ્વાસ અને
ટે છે.

ાઈનાં રૂંવાડાં, મોરનાં રૂંવાડાં, ચવક,
ને શાહજીરાંનું ચૂર્ણ ઘીમાં તથા મધમાં
ચટાડવાથી શ્વાસ અને ખાંસી મટે છે.

રંગી, તજ, સાકર અને શેલાંના કાંટાનું
માં તથા મધમાં કાલવી ચટાડવાથી
ને ખાંસી મટે છે.

ખરુનાં બીજોનું ચૂર્ણ મધ તથા ઘીની
સાથે ચટાડવાથી શ્વાસ તથા ખાંસી મટે છે.

સપ્તપર્ણનાં ફૂલ અને પીપરનું ચૂર્ણ દહીંની નીચેના પાણીની સાથે પાવામાં આવે અને તે ઉપર મધની સાથે ધાણા ખવરાવવામાં આવે, તો તેથી શ્વાસ મટે છે.

જવને અનેકવાર આકડાના અંકુરોની સારી રીતે ભાવનાઓ આપી, તેઓનો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૭૩મા વિષયમાં કહ્યા પ્રમાણે મંથ કરી, તે મંથને મધમાં મિશ્ર કરી, તેનો ઉપયોગ કરાવવાથી શ્વાસ નાશ પામે છે.

સરસડિયાનાં ફૂલ, કેળનાં ફૂલ, કુંદકાગડાનાં ફૂલ અને પીપર મિશ્ર કરી, ચોખાના ધોણની સાથે પાવાથી સઘળા પ્રકારના શ્વાસો મટે છે.

બોરની મજ્જા, તાડનું મૂળ અને ઋષ્ય નામના મૃગના ચામડાની મર્સીઓ મધમાં કાલવીને ચટાડવાથી શ્વાસ મટે છે.

ભારંગીના કલ્કને અથવા ચૂર્ણને ઘી તથા મધમાં કાલવીને તે ચટાડવાથી શ્વાસ મટે છે.

લીંબડાનાં ફૂલ તથા કદંબનાં બીજને મધમાં મિશ્ર કરી, ચોખાના ધોણની સાથે પાવામાં આવે તો તેથી શ્વાસ મટે છે.

દ્રાક્ષ, હરડે, પીપર, કાકડાશિંગી અને ધમાસાના ચૂર્ણને મધ તથા ઘીમાં કાલવીને તે ચટાડવાથી અતિદારણ શ્વાસો પણ નાશ પામે છે.

હળદર, મરી, દ્રાક્ષ, ગોળ, રાસ્ના, પીપર અને કચૂરો સમભાગે લઈ, તેલમાં કાલવીને ચટાડવાથી અને પથ્ય ભોજન કરાવવાથી શ્વાસ મટે છે.

મધ તથા પીપરથી મિશ્ર કરેલો ગાયના છાણનો સ્વરસ અથવા ઘોડાની લાદનો સ્વરસ ચટાડવાથી શ્વાસ તથા ખાંસી મટે છે.

પાંડુરોગો ઉપર જે યોગો, આ ઉત્તરતંત્રના ૪૪મા અધ્યાયમાં કહેવામાં આવ્યા છે, તેની યોજનાઓ કરવાથી શ્વાસ તથા ખાંસી મટે છે.

સોજાઓ ઉપર જે યોગો, ચિકિત્સાસ્થાનના ૨૩મા અધ્યાયમાં કહેવામાં આવ્યા છે, તેની

सुरा सौवीरकं हिङ्गु मातुलुङ्गरसो मधु ।
द्राक्षामलकबिल्वानि शस्तानि श्वासहिक्किनाम् ॥
श्वासहिक्कापरिगतं स्निग्धैः स्वेदैरुपाचरेत् ।
युक्तैर्लवणतैलाभ्यां तैरस्य ग्रथितः कफः ॥
खस्थो विलयनं याति मारुतश्चास्य शाम्यति ।
स्निग्धं ज्ञात्वा ततश्चैव भोजयित्वा गवोदनम् ॥
वातश्लेष्मनिरन्धे वा भिषग्धूमं प्रयोजयेत् ।
मनःशिलादेवदारुहरिद्राच्छदनामिषैः ॥
लाक्षोरुबूकमूलैश्च कृत्वा वर्त्तीर्निधानतः ।
सर्पिर्नरसमधुच्छिष्टशालनिर्यासजं तथा ॥
शृङ्गवालखुरस्नायुत्वक्समस्तं गवामपि ।
तुरुष्कशल्लकीनां च गुग्गुलोः पद्मकस्य च ॥
एते सर्वे समर्पिष्का धूमाः कार्या विजानता ।
बलीयसि कफग्रस्ते वमनं सविरेचनम् ॥
दुर्बले चैव रूक्षे च तर्पणं हितमुच्यते ।
जाङ्गलोरभ्रजैर्मांसैरानूपैर्वा सुसंस्कृतैः ॥
निदिग्धिका चामलकप्रमाणा
हिङ्ग्वर्द्धयुक्ता मधुना सुयुक्ताम् ।
लिहन्नरः श्वासनिपीडितो हि
श्वासं जयत्येव बलात्त्र्यहेण ॥१२॥

## શ્વાસોની ચિકિત્સા

શ્વાસના દરદીઓ બળવાન હોય, તો તેઓને સ્નેહબસ્તિ સિવાય કોમળ (પીડા ન કરે એવુ) શોધન દેવુ–એટલે વમન પણ દેવુ અને વિરેચન પણ દેવુ, એમ કેટલાક આચાર્યો કહે છે

ખાસી, શ્વાસ, હેડકી અને હૃદ્રોગ ઉપર હરડે, બિડલૂણ અને હિંગથી પકવેલુ જાનુ (દસ વર્ષનુ) ઘી દેવુ હિતકારી છે

સચળ, હરડે અને બીલીથી પકવેલુ જાનુ ઘી દેવામાં આવે, તો તેથી શ્વાસ, ખાસી તથા હેડકીની શાતિ થાય છે

વિદારિગંધાદિગણના ક્વાથ તથા પિપ્પલ્યાદિ ગણના કલ્કથી પકવેલુ અને જેમા પંચલવણોનુ ચૂર્ણ નાખેલુ હોય, એવુ ઘી દેવામા આવે, તો તેથી શ્વાસ અને ખાસી મટે છે.

જટામાસી, વાવડિંગ, ગુચ્છકરંજ, ત્રિફળા, સૂંઠ, મરી, પીપર અને ચિત્રકને અરધાઅરધા તોલા ભાર લઈ, કલ્ક કરી, તે કલ્ક નાખી બમણા દૂધમા અને ચોગણા પાણીમાં પકવેલુ ઘી દેવામા આવે, તો તેથી શ્વાસ, ખાંસી, અરશ, અરોચક, ગુલ્મ, ઝાડો અને ક્ષય મટે છે

અરડૂસીના પંચાગોનો ક્વાથ કરી તે ચોગણા ક્વાથમાં અને અરડૂસીના મૂળોના તથા પુષ્પોના કલ્કમાં ઘી પકવી તે શીતળ ઘી મધ સાથે દેવામાં આવે, તો તેથી શ્વાસ નાશ થાય છે

કાકડાશિંગી, સુવા અથવા વરિયાળી, ભારંગી, સૂંઠ, રસવતી, સાકર, મોથ, હળદર અને જેઠીમધનો સમભાગે ચોગ્ય કલ્ક નાખી ચોગણા પાણીમા ચોસઠ તોલા ભાર ઘી પકવવુ. આ ઘી શ્વાસ, ખાસી તથા હેડકી મટાડે છે

રાસ્ના, મેઢાશિંગી, ભારંગી, બકાન, નેતરનાં ફળ, ચણોઠી, સૂંઠ, સાટોડી, ઊભી ભોરિંગડી અને બેઠી ભોરિંગડીના અરધા-અરધા તોલાભાર કલ્કો નાખી બમણા પાણીમા ચોસઠ તોલાભાર ઘી પકવવુ. આ ઘી જરા ગરમ રાખી પાવામા આવે, તો તેથી શ્વાસ તથા ખાસી મટે છે.

સંચળ, જવખાર, કડુ, સૂંઠ, મરી, પીપર, ચિત્રક, વજ, હરડે અને વાવડિંગનો કલ્ક નાખી ચોગણા પાણીમા ઘી પકવવુ આ ઘી શ્વાસ તથા ખાંસીની શાતિ કરે છે

બમણા ઉંટવસરીના ક્વાથમા પકવેલુ ઘી દેવામા આવે, તો તેથી શ્વાસ તથા ખાસીની શાતિ થાય છે

તાલીસપત્ર, ભોંઆમલી, વજ, કડવી અરણોડી, કઠ, સૈંધવ, બીલી, પુષ્કરમૂળ, ગુચ્છકરંજ, સંચળ, પીપર, ચિત્રક, હરડે અને તેજબલનો કલ્ક તથા ચોથા ભાગ જેટલી હિંગ નાખી ચોગણા પાણીમા ઘી પકવવુ. આ ઘી સઘળા પ્રકારના શ્વાસો તથા ખાંસીને અત્યત મટાડે છે.

કહીશું કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

उक्ता ये हेतवो नृणां रोगयोः श्वासहिक्कयोः ।
कासस्यापि च ते ज्ञेयास्त एवोत्पत्तिहेतवः ॥

धूमोपघाताद्रजसस्तथैव
व्यायामरूक्षान्ननिषेवणाच्च ।
विमार्गगत्वादपि भोजनस्य
वेगावरोधात् क्षवथोस्तथैव ॥
प्राणो ह्युदानानुगतः प्रदुष्टः
संभिन्नकांस्यस्वनतुल्यघोषः ।
निरेति वक्त्रात्सहसा सदोषः
कासः स विद्वद्भिरुदाहृतस्तु ॥२॥

## ખાંસીનાં નિદાનો, સંપ્રાપ્તિ અને લક્ષણ

ગયા બે અધ્યાયોમાં માણસોને શ્વાસ તથા હેડકી થવાનાં જે કારણો કહેલાં છે, તે જ કારણોથી ખાંસી ઉત્પન્ન થાય છે. ધુમાડા કે રજ વડે ઉપઘાત થવાથી, કસરત વગેરે પરિશ્રમના અતિસેવનથી, રૂક્ષ અન્નોના અતિસેવનથી, ભોજન અવળે માર્ગે જવાથી અને છીંકના વેગને રોકવાથી દુષ્ટ થયેલો પ્રાણવાયુ ઉદાનવાયુની સાથે મળી, ફૂટેલા કાંસાના શબ્દ જેવો અવાજ કરતો એકાએક મોઢામાંથી બહાર નીકળે છે, એ રોગને વિદ્વાનો કાસ (ખાંસી–ઉધરસ) કહે છે. ૨

स वातपित्तप्रभवः कफाच्च
क्षतात्तथान्यः क्षयजोऽपरश्च ।
पञ्चप्रकारः कथितो भिषग्भि-
र्विवर्धितो यक्ष्मविकारकृत्स्यात् ॥३॥

## કાસોની સંખ્યા

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, ક્ષતજન્ય અને ક્ષયજન્ય–એ રીતે કાસના પાંચ ભેદો વૈદ્યોએ કહેલા છે. એમાંનો ગમે તે પ્રકારનો કાસ હોય, પણ જો તે બેદરકારીથી વધી જાય, તો ક્ષય–(શોષ)ને ઉત્પન્ન કરે છે. (ક્ષયથી થયેલો કાસ, ક્ષયને ઉત્પન્ન કરે છે, એમ કહ્યું, તેમાં એમ સમજવું કે ક્ષયથી થયેલો કાસ વધારે ક્ષયને ઉત્પન્ન કરે છે.) ૩

भविष्यतस्तस्य तु कण्ठकण्डू-
र्भोज्योपरोधो गलताल्वलेपः ।
स्वशब्दवैषम्यमरोचकोऽग्नि-
सादश्च लिङ्गानि भवन्त्यमूनि ॥४॥

## કાસનાં પૂર્વ રૂપો

કાસ ઉત્પન્ન થવાનો હોય, ત્યારે ગળામાં ખરજ આવે છે, ભોજન કરતાં ગળામાં પીડા થાય છે, ગળામાં તથા તાળવામાં કફનો લેપ થાય છે, ઘાંટો બેસી જાય છે, અરુચિ થાય છે અને જઠરાગ્નિ મંદ થઈ જાય છે: આટલાં ચિહ્નો થાય છે. ૪

हृच्छङ्खमूर्धोदरपार्श्वशूली
क्षामाननः क्षीणबलस्वरौजाः ।
प्रसक्तवेगश्च समीरणेन
कासेत्तु शुष्कं स्वरभेदयुक्तः ॥५॥

## વાતજન્ય કાસનું લક્ષણ

જો હૃદય, લમણાં, માથું, પેટ તથા પાસાંમાં શૂળ થતું હોય, મોઢું કૃશ થઈ ગયું હોય, બળ, સ્વર તથા ઓજ ક્ષીણ થઈ ગયાં હોય અને નિરંતર સ્વર ખરાબ થતાં કફ નીકળ્યા વિના જ સૂકી ઉધરસ આવ્યા કરતી હોય, તો જાણવું કે એ કાસ વાતજન્ય છે. ૫

उरोविदाहज्वरवक्त्रशोषै-
रभ्यर्दितस्तिक्तमुखस्तृषार्त्तः ।
पित्तेन पीतानि वमेत्कटूनि
कासेत्स पाण्डुः परिदह्यमानः ॥६॥

## પિત્તજન્ય કાસનું લક્ષણ

જો છાતીમાં બળતરા થતી હોય, જ્વર આવતો હોય, મોઢામાં શોષ પડતો હોય, જાણે લીંબડો ખાધો હોય તેવી મોઢામાં કડવાશ હોય, તરસ લાગ્યા કરતી હોય, દાહ થઈને ખાંસી આવતી હોય, પીળી તથા તીખી ઊલટીઓ થતી હોય અને વર્ણ પીળો થઈ ગયો હોય, તો જાણવું

યોજનાઓ કરવાથી શ્વાસ તથા ખાંસી મટે છે.

ખાંસીઓ ઉપર જે યોગો, આ તંત્રના ૫૨મા અધ્યાયમાં કહેવામાં આવશે, તેઓની યોજનાઓ કરવાથી પણ શ્વાસ મટે છે

ભારંગી, તજ, સૂંઠ, મરી, પીપર, હળદર અને કડુનું ચૂર્ણ તેલમાં કાલવીને ચટાડવાથી શ્વાસ મટે છે

પીપર, મરી અને કરમાણીનું ચૂર્ણ ગાયના છાણના રસમાં કાલવીને ચટાડવાથી શ્વાસ મટે છે

તલપોટ(આનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી)નાં બીજે નાખી સુંદર લાપસી પકવીને તેનું સેવન કરાવવાથી અતિ દુઃસાધ્ય શ્વાસો પણ તુરત શાંત થાય છે

જૂનું ઘી, પીપર, જંગલી પ્રાણીઓનાં માંસોના કળથીથી સંસ્કાર આપેલા રસો, સુગ, સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયના ૧૯૦મા વિષયમાં કહેલું સૌવીરક, હિંગ, બિજોરાનો રસ, મધ, દ્રાક્ષ, આમળાં અને બીલાં શ્વાસ તથા હેડકીવાળાને હિતકારી છે.

શ્વાસ અથવા હેડકીથી ઘેરાયેલા માણસને સેવન તથા તેનથી મિશ્ર કરેલા શાલ્વણ આદિ સ્નિગ્ધ સ્વેદનો દેવાં, કેમ કે સ્રોતોમાં ધાટો થઈને રહેલો કફ એ સ્વેદનોથી પીગળી જાય છે અને વાયુ પણ શાંત થાય છે

સ્વેદનોથી પણ એ વાયુ તથા કફનો અનુબંધ શાંત ન થાય, તો પછી એ માણસની સ્નિગ્ધતાનો નિશ્ચય કરી માસના રસવાળો ભાત જમાડી, વચે મણશીલ, દેવદાર, હળદર, તમાલપત્ર, ગૂગળ, લાખ અને ગતા એરંડાના મૂળિયાની બત્તીઓ બનાવી, ઘીમાં મિશ્ર કરી તેઓનો ચિકિત્સાસ્થાનના ૪૦મા અધ્યાયમાં કહેલા વિધિ પ્રમાણે ધુમાડો પાવો તનુ મીણ અને રાળને ઘીમાં મિશ્ર કરી તેઓનો વિધિપૂર્વક ધુમાડો પાવો બળદનાં શિંગડાં, પૂંછડા, ખરિયો, સ્નાયુઓ અને ચામડી એ સર્વનું ચૂર્ણ ઘીમાં મિશ્ર કરી તેનો પણ વિધિપૂર્વક ધુમાડો પાવો તેમ જ રોનાગ્ય, કિંદરુ, ગૂગળ અને પદ્મકાદને પણ ઘીમાં મિશ્ર કરી તેઓનો વિધિપૂર્વક ધુમાડો પાવો

જો રોગી બળવાન હોય અને કફથી ઘેરાયેલો હોય, તો તેને મૃદુ વમન અને મૃદુ વિરેચન દેવાં હિતકારી છે, પણ જો રોગી દુર્બળ અને રૂક્ષ હોય, તો તેને જંગલી પ્રાણીઓનાં, ઘેટાઓનાં અથવા આનૂપ પ્રાણીઓનાં સારી રીતે સંસ્કાર આપેલાં માંસોથી તર્પણ આપવું હિતકારી છે

અરધોઅરધ હિંગથી મિશ્ર કરેલો અને મધથી પણ સારી પેઠે યુક્ત કરેલો, આમળાં જેવડો શોરિંગડીનો કલ્ક ચટાડવામાં આવે, તો શ્વાસથી પીડાયેલા રોગીનો શ્વાસ બળાત્કારથી ત્રણ દિવસમાં નાશ પામે છે (આ સિદ્ધ યોગ છે )

यथाग्निरिद्धः खलु काष्ठसङ्घै-
र्वज्रं यथा वा सुरराजमुक्तम् ।
रोगास्तथैते खलु दुर्निवाराः
श्वासश्च कासश्च विलम्बिका च ॥१३॥

**શ્વાસ વગેરે રોગોની કાળજીપૂર્વક ચિકિત્સા**

જેમ કાષ્ઠોના સમૂહોથી પ્રદીપ્ત થયેલો અગ્નિ, ઈંદ્રે મૂકેલા વજ્રની માફક અટકાવવો મુશ્કેલ છે, તેમ શ્વાસ, ખાસી અને વિલંબિકા–એ રોગો અટકાવવા મુશ્કેલ છે, માટે તેઓની કાળજીપૂર્વક ચિકિત્સા કરવી ૧૩

## અધ્યાય ૫૨મો

अथातः कासप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'કાસપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન

૧ ખાસીના નિ૦ લો૦, સંપ્રાપ્તિ, પૂ૦ રૂપ, ભેદો, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

### વૃદ્ધાવસ્થામાં સઘળા કાસોની યાપ્યતા

વૃદ્ધાવસ્થામાં જે કોઈ કાસ થયેલ હોય, તે યાપ્ય જ થાય છે, એમ વૈદ્યો કહે છે. ૧૦

शृङ्गीवचाकट्फलकतृणाढ्य-
धान्यासयाभार्ग्यमराह्वविश्वम् ।
उष्णाम्बुना हिङ्गुयुतं तु पीत्वा
वृद्धास्यमप्याशु जहाति कासम् ॥
फलत्रिकव्योषविडङ्गशृङ्गी-
रास्नावचापद्मकदेवकाष्ठैः ।
लेहः समैः क्षौद्रसिताघृताक्तः
कासं निहन्यादचिरादुदीर्णम् ॥
पथ्यां सितामामलकानि लाजान्
समागधीं चापि विचूर्ण्य शुण्ठीम् ।
सर्पिर्मधुभ्यां विलिहीत कासी
ससैन्धवां चोष्णजलेन कृष्णाम् ॥
खादेद्गुडं नागरपिप्पलीभ्यां
द्राक्षां च सर्पिर्मधुनावलिह्यात् ।
द्राक्षां सितां मागधिकां च तुल्यां
सशृङ्गवेरं मधुकं तुगां च ॥
लिह्याद्घृतक्षौद्रयुतां समांशं
सितोपलां वा मरिचांशयुक्ताम् ।
धात्रीकणाविश्वसितोपलाश्च
संचूर्ण्य मण्डेन पिबेच्च दध्नः ।
हरेणुकां मागधिकां च तुल्यां
दध्ना पिबेत्कासगदाभिभूतः ॥
उभे हरिद्रे सुरदारु शुण्ठीं
गायत्रिसारं च पिबेत्समांशम् ।
वस्तस्य मूत्रेण सुखाम्बुना वा
दन्तीं द्रवन्तीं च सतिल्वकांशाम् ॥
भृष्टानि सर्पिष्यथ बादराणि
खादेत्पलाशानि ससैन्धवानि ।
कोलप्रमाणं प्रपिबेद्धि हिङ्गु
सौवीरकेणाम्लरसेन वापि ॥
क्षौद्रेण लिह्यान्मरिचानि वापि
भार्गीवचाहिङ्गुकृता च वर्तिः ।
धूमे प्रशस्ता घृतसंप्रयुक्ता
वेणुत्वगेलालवणैः कृता च ॥
मुस्तेङ्गुदीत्वङ्मधुकाह्वमांसी-
मनःशिलालङ्गलाम्बुपिष्टैः ।
विधाय वर्तीः सपयोनुपानं
धूमं पिबेद्वातबलासकासी ॥
पिबेच्च सीधुं मरिचान्वितं वा
तेनाशु कासः शममभ्युपैति ।
द्राक्षाम्बुमञ्जिष्ठपुराह्वयाभिः
क्षीरं शृतं माक्षिकसंप्रयुक्तम् ॥
निदिग्धिकानागरपिप्पलीभिः
खादेच्च मुद्गान्मधुना सुसिद्धान् ।
उत्कारिकां सर्पिषि नागराढ्यां
पक्त्वा समूलैस्त्रुटिकोलपत्त्रैः ॥
एभिर्निषेवेत कृतां च पेयां
तन्वीं सुशीतां मधुना विमिश्राम् ।
यत्प्लीह्नि सर्पिर्विहितं षडङ्गं
तद्वातकासं जयति प्रसह्य ॥
विदारिगन्धादिकृतं घृतं वा
रसेन वा वासकजेन पक्वम् ।
विरेचनं स्नैहिकमत्र चोक्त-
मास्थापनं चाप्यनुवासनं च ॥
धूमं पिबेत्स्नैहिकमप्रमत्तः
पिबेत्सुखोष्णं घृतमेव चात्र ।
हिता यवाग्वश्च रसेषु सिद्धाः
पयांसि लेहाः सघृतास्तथैव ॥
प्रच्छर्दनं कायशिरोविरेका-
स्तथैव धूमाः कवलग्रहाश्च ।
उष्णाश्च लेहाः कटुका निहन्युः
कफं विशेषेण विशोषणं वा ॥
कटुत्रिकं चापि वदन्ति पथ्यं
घृतं कृमिघ्नस्वरसे विपक्वम् ॥
निर्गुण्डिपत्रस्वरसे च पक्वं
सर्पिः कफोत्थं विनिहन्ति कासम् ।

કે એ કાસ પિત્તજન્ય છે ૬

विलिप्यमानेन मुखेन सीद
च्छिरोरुगार्त्तः कफपूर्णदेहः ।
अभक्तरुग्गौरवसादयुक्त
कासेद् भृशं सान्द्रकफः कफेन ॥७॥

### કફજન્ય કાસનું લક્ષણ

જો મોઢું કફથી ચોપડાયેલું રહ્યા કરતું હોય, માથામાં વેદના થતી હોય, દેહ કફથી પૂર્ણ રહેતો હોય, ભોજનમાં રુચિ નથતી હોય, શરીરમાં ભારેપણું તથા ગ્લાનિ રહેતા હોય અને કફની ધાટાઈને લીધે સીદાતા સીદાતા અત્યંત ખાસી આવતી હોય, તો જાણવું કે એ કાસ કફજન્ય છે ૭

अतिव्यवायभाराध्वयुद्धाश्वगजनिग्रहः ।
रूक्षस्योरः क्षतं वायुर्गृहीत्वा काममावहेत् ॥
स पूर्वं कासते शुष्कं ततः ष्ठीवेत् सशोणितम् ।
कण्ठेन रुजतात्यर्थं विभिन्नेनेव चोरसा ॥
सूचीभिरिव तीक्ष्णाभिस्तुद्यमानेन शूलिना ।
दुःखस्पर्शेन शूलेन भेदपीडाभितापिना ॥
पर्वभेदज्वरश्वासतृष्णावैस्वर्यपीडितः ।
पारावत इवाकूजन् कासवेगात् क्षतोद्भवात् ॥८॥

### ક્ષતજન્ય કાસની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ અને લક્ષણ

અત્યંત મૈથુનથી, અત્યંત ભાર ઉપાડવાથી, અત્યંત પંથ કરવાથી, અત્યંત મલ્લયુદ્ધાદિક કરવાથી અથવા હાથી કે ઘોડા વગેરેને રોકવાનું કરવાથી જે રૂક્ષ માણસની છાતી ક્ષતવાળી થયેલી હોય, તે માણસની છાતીને ઘેરી લઈને વાયુ ખાસી ઉત્પન્ન કરે છે આ ખાસીવાળા માણસને પ્રથમ સૂકી ખાસી આવે છે અને પછી લોહીવાળો બડખો પડે છે એ માણસનું ગળું અત્યંત વેદના પામે છે, છાતી જાણે ભેદાઈ ગઈ હોય તથા તીક્ષ્ણ સોઈઓથી ભોંકાતી હોય એવી પીડાય છે, છાતીમાં શૂળ નીકળે છે, શૂળની જગ્યા ઉપર સ્પર્શ કરતાં બહુ દુખે છે, ભેદાયા જેવી પીડા તથા અભિતાપ થાય છે, સાંધાઓ તૂટે છે અને જ્વર, શ્વાસ, તરસ તથા સ્વરભંગથી પીડા થાય છે એ માણસ ક્ષતથી ઉત્પન્ન થયેલા ખાસીના વેગને લીધે કબૂતરની પેઠે ઘૂઘવે છે આ રોગ ક્ષતજન્ય કાસ કહેવાય છે ૮

विषमासात्म्यभोज्यातिव्यवायाद्वेगनिग्रहात् ।
घृणिनां शोचतां नृणां व्यापन्नेऽग्नौ त्रयो मलाः ॥
कुपिताः क्षयजं कासं कुर्युर्देहक्षयप्रदम् ।
स गात्रशूलज्वरदाहमोहान्
प्राणक्षयं चोपलभेत कासी ।
शुष्कं विनिष्ठीवति दुर्बलस्तु
प्रक्षीणमांसो रुधिरं सपूयम् ॥
तं सर्वलिङ्गं भृशदुश्चिकित्स्यं
चिकित्सितज्ञाः क्षयजं वदन्ति ॥९॥

### ક્ષયજન્ય કાસની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ, લક્ષણ અને અત્યંત કષ્ટસાધ્યતા

વિષમ અને માફક ન હોય એવાં ભોજનો અને અત્યંત મૈથુન કરવાથી, મળમૂત્ર વગેરેના વેગો રોકવાથી, અત્યંત દયા ઊપજવાથી અને અત્યંત શોક કરવાથી માણસોનો જઠરાગ્નિ બગડી જતાં, કોપ પામેલા ત્રણે દોષો શરીરનો ક્ષય કરી નાખે એવો ક્ષયજન્ય કાસ ઉત્પન્ન કરે છે એ માણસને ગાત્રોમાં શૂળ થાય છે, જ્વર આવે છે, દાહ થાય છે, બેભાનપણું થાય છે, ઇંદ્રિયોની ક્ષીણતા થાય છે, સૂકું થૂંકવું પડે છે અને બળ તથા માંસની ક્ષીણતા થતાં પરુવાળું લોહી થૂંકવું પડે છે આ રોગ ક્ષયજન્ય કાસ કહેવાય છે આ ક્ષયજન્ય કાસ જો સઘળાં લક્ષણોવાળો હોય, તો ચિકિત્સા કરવામાં અત્યંત મુશ્કેલી ભરેલો છે, એમ આયુર્વેદ જાણનારાઓ કહે છે ૯

वृद्धत्वमासाद्य भवत्यथो यं
याप्यं तमाहुर्भिषजस्तु कासम् ॥१०॥

तत्तु निषेव्यमाणं
त्क्षतोत्थं क्षयजं च कासम् ।
ागबलाबलाभि-
धेयं च हिताय कासिनाम् ॥११॥

## ાસોની ચિકિત્સા

ોંગી, વજ, કાયફળ, રોહિષ મોથ, ધાણા, હરડે, ભારંગી, સૂંઠને હિંગથી મિશ્ર કરી ઊના થે પાવામાં આવે, તો તેથી લાંબા ી પણ મટે છે. (જે વખતે ખાંસી તે વખતે તરત જ ચિકિત્સા કરવી મ જણાવવા માટે 'લાંબા કાળની મટી જાય છે.' એમ કહ્યું છે.)

ા, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, ા, રાસ્ના, વજ, પદ્મકાષ્ઠ અને મભાગે લઈ તેઓનું ચૂર્ણ કરી મધ, ઘીમાં કાલવી ચટાડવામાં આવે, તો ી પણ તરત મટે છે.

, સાકર, આમળાં, સાળની ધાણી, ે સૂંઠના ચૂર્ણને મધ તથા ઘીમાં ચટાડવામાં આવે, તો તેથી ખાંસી ેટલાક એવું વ્યાખ્યાન આપે છે, કે કર, આમળાં અને સાળની ધાણીના થવા પીપર અને સૂંઠના ચૂર્ણને મધ ં કાલવી ચટાડવામાં આવે તો તેથી ! છે.)

ાવ અને પીપરનું ચૂર્ણ ઊના પાણીની ામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

અને પીપરનું ચૂર્ણ ગોળથી મિશ્ર ાવવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

ાને મધ તથા ઘીમાં કાલવી તે ચટા- માવે, તો તેથી ખાંસી મટે છે.

સ, સાકર અને પીપરને સમભાગે લઈ થા ઘીથી યુક્ત કરી તે ચટાડવામાં ા તેથી ખાંસી મટે છે.

સૂંઠ, જેઠીમધ તથા વંશલોચનનું ચૂર્ણ મધ તથા ઘીથી યુક્ત કરી ચટાડવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

મરીના ભાગથી યુક્ત કરેલી સાકરને મધ તથા ઘીમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

આમળાં, પીપર, સૂંઠ અને સાકરનું ચૂર્ણ દહીંના મંડની સાથે પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

હરેણુ (આનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી) અને પીપરને સમભાગે લઈ તેઓનું ચૂર્ણ દહીંની સાથે પાવાથી ખાંસી મટે છે.

હળદર, દારુહળદર, સૂંઠ અને ખેરસારને સમભાગે લઈ તેઓનું ચૂર્ણ બકરાના મૂત્રની સાથે પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

નાનો નેપાળો, મોટો નેપાળો (મૂળ લેવાં) અને પાટિયા લોધરનું ચૂર્ણ જરા ઊના પાણી સાથે પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

બોરડીનાં પાંદડાંને ઘીમાં શેકી સૈંધવથી યુક્ત કરી ખવડાવવાથી ખાંસી મટે છે.

અરધા તોલાભાર હિંગ, સૌવિરક સાથે અથવા બિજોરાના રસની સાથે પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

મરીનું ચૂર્ણ મધની સાથે ચટાડવાથી ખાંસી મટે છે.

ભારંગી, વજ અને હિંગની બત્તી બનાવી, ઘીથી ખરડી તેનો ધુમાડો પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

વાંસની છાલ, એલચી અને સૈંધવની બત્તી બનાવી ઘીથી ખરડી તેનો ધુમાડો પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

મોથ, ઇંગોળિયાની છાલ, જેઠીમધ, જટા-માંસી, મણશીલ અને હરતાલને બકરાના મૂત્રમાં વાટી, બત્તી બનાવી, ઘીથી ખરડી, તેનો ધુમાડો પાવામાં આવે અને તે ઉપર દૂધ પાવામાં આવે

पाठाविडव्योपविडङ्गसिन्धु-
त्रिकण्टरास्नाहुतभुग्नलाभिः ॥
शृङ्गीवचाम्भोधरदेवदारु-
दुरालभाभार्ग्यभयाशठीभिः ।
सम्यग्विपक्वं द्विगुणेन सर्पि-
र्निदिग्धिकायाः स्वरसेन चैतत् ॥
श्वासाग्निसादस्वरभेदभिन्ना
न्निहन्त्युदीर्णानपि पञ्च कासान् ।
विदारिगन्धोत्पलसारिवादी-
न्निष्काथ्य वर्गान्मधुरं च कृत्स्नम् ॥
घृतं पचेदिक्षुरसाम्बुदुग्धैः
काकोलिवर्गं च सशर्करं तत् ।
प्रातः पिबेत्पित्तकृते च कासे
रतिप्रवृत्ते क्षयजे च कासे ॥
खर्जूरभार्गीमगधाप्रियाल-
मधूलिकैलामलकैस्समांशैः ।
चूर्णं सिताक्षौद्रघृतप्रगाढं
त्रीन्हन्ति कासानुपयुज्यमानम् ॥
रक्ताहरिद्राञ्जनवह्निपाठा
मूर्वोपकुल्या निलिहैस्समांशाः ।
क्षौद्रेण कासे क्षतजे क्षयोत्थे
पिबेद्घृतं चेक्षुरसे निपक्वम् ॥
चूर्णं पिबेच्चामलकस्य वापि
क्षीरेण पक्वं सघृतं हिताशी ।
चूर्णानि गोधूमयवोद्भवानि
काकोलिवर्गश्च कृतः सुसूक्ष्मः ।
कासेषु पेयस्त्रिषु कामवद्भिः
क्षीरेण सक्षौद्रघृतेन वापि ॥
गुडोदकं वा क्वथितं पिबेद्वि
क्षौद्रेण शीतं मरिचोपदंशम् ।
ग्रन्थत्रयेणामलकीरसस्य
शुद्धस्य दत्वार्द्धतुला गुडस्य ॥
चूर्णीकृतैर्ग्रन्थिकचव्यजीर-
व्योषेभकृष्णाहपुषाजमोदैः ।

विडङ्गसिन्धुत्रिफलायवानी-
पाठाग्निधान्यैश्च पिचुप्रमाणैः ॥
दत्वा त्रिवृच्चूर्णपलानि चाष्टा-
वष्टौ च तैलस्य पचेद्यथावत् ।
तं भक्षयेदक्षफलप्रमाणं
यथेष्टचेष्टस्त्रिसुगन्धियुक्तम् ॥
अनेन सर्वे ग्रहणीविकाराः
सश्वासकासस्वरभेदशोषाः ।
शाम्यन्ति चायं चिरमन्तराग्ने-
र्हतस्य पुंस्त्वस्य च वृद्धिहेतुः ॥
स्त्रीणां च वन्ध्यामयनाशनः स्या
त्कल्याणको नाम गुडः प्रतीतः ।
द्विपञ्चमूलेभकणात्मगुप्ता-
भार्गीशठीपुष्करमूलनिश्वान् ॥
पाठामृताग्रन्थिकशङ्खपुष्पी
रास्नाग्न्यपामार्गनलायवासान् ।
द्विपालिकांशस्य यवाढकं च
हरीतकीनां च शतं गुरूणाम् ॥
द्रोणे जलस्याढकसंयुते च
क्वाथे कृते पूतचतुर्थभागे ।
पचेत्तुलां शुद्धगुडस्य दत्वा
पृथक्च तैलात्कुडवं घृताच्च ॥
चूर्णं च तावन्मगधोद्भवाया
देयं च तस्मिन्मधु सिद्धशीते ।
रसायनात्कल्कमतो विलिह्याद्
द्वे चाभये नित्यमथाशु हन्यात् ॥
तद्राजयक्ष्मग्रहणीप्रदोष-
शोफाग्निमान्द्यस्वरभेदकासान् ।
पाण्ड्वामयश्वासशिरोविकारान्
हृद्रोगहिक्का विषमज्वरांश्च ॥
मेधाबलोत्साहमतिप्रदं च
चकार चैतद्भगवानगस्त्यः ।
दुलीरशुक्तीचटकैणलावा-
न्निष्काथ्य वर्गैर्मधुरैस्तथान्यैः ॥

ધઉં, જવ અને કાકોલ્યાદિગણનું સૂક્ષ્મ ચૂર્ણ કરી મધ તથા ઘીથી મિશ્ર કરેલા દૂધની સાથે પાવાથી પિત્તજન્ય, ક્ષતજન્ય તથા ક્ષયજન્ય ખાંસી મટે છે. (કેટલાક એવું વ્યાખ્યાન કરે છે, કે પિત્તજન્ય ખાંસી ઉપર ઘઉંનું ચૂર્ણ, ક્ષતજન્ય ખાંસી ઉપર જવનું ચૂર્ણ અને ક્ષયજન્ય ખાંસી ઉપર કાકોલ્યાદિગણનું ચૂર્ણ મધ તથા ઘીથી મિશ્ર કરેલા દૂધની સાથે પાવું.)

શીતકષાયના વિધિ પ્રમાણે તૈયાર કરેલાં(?) ગોળના પાણીને મરીનું ચૂર્ણ ભભરાવી મધથી મિશ્ર કરી પાવાથી પિત્તજન્ય, ક્ષતજન્ય તથા ક્ષયજન્ય ખાંસી મટે છે.

### કલ્યાણક ગુડ

એકસોબાણું તોલાભાર આમળાંનો રસ અને બસો તોલાભાર ગોળને મિશ્ર કરવા; પછી પીપરીમૂળ, ચવક, જીરું, સૂંઠ, મરી, પીપર, ગજપીપર, હપુષા (આનો પર્યાય ગુજરાતીમાં મળ્યો નથી), બોડીઅજમોદ, વાવડિંગ, સૈંધવ, ત્રિફળા, અજમો, કાળીપાડ, ચિત્રક અને ધાણાનું ચારચાર તોલાભાર ચૂર્ણ તથા બત્રીસ તોલાભાર નસોતરનું ચૂર્ણ અને બત્રીસ તોલાભાર તેલને તે ગોળમાં નાખી, સંપૂર્ણ રીતે તે ગોળને પકવવો. પછી તેમાંથી બહેડાંનાં ફળ જેટલો ગોળ લઈ તેમાં તજ, તમાલપત્ર તથા એલચી નાખી તે ગોળ ખવડાવવો. આ ગોળથી સઘળા ગ્રહણીના વિકારો, શ્વાસ, કાસ, સ્વરભેદ અને શોષ મટે છે. ઘણા દિવસથી જઠરાગ્નિ હણાઈ ગયો હોય તથા પુરુષાતન હણાઈ ગયું હોય, તો પણ આ ગોળથી જઠરાગ્નિ તથા પુરુષાતનની વૃદ્ધિ થાય છે. આ 'કલ્યાણક' નામથી પ્રસિદ્ધ થયેલો ગોળ સ્ત્રીઓના વંધ્યત્વનો પણ નાશ કરે છે. આ ગોળના પ્રયોગમાં વિહારાદિકની પરેજી પાળવાની જરૂર નથી. (આ કલ્યાણક ગોળ પાકી રહે, ત્યારે તેલમાં જરાક શેકેલું નસોતરનું ચૂર્ણ તથા ત્રિફળા નાખવાં જોઈએ, એમ બીજા ગ્રંથોમાં કહ્યું છે; અને ડલ્લન કહે છે, કે પ્રથમ જે બત્રીસ તોલાભાર નસોતરનું ચૂર્ણ નાખવું, તે તેલમાં જરાક શેકીને જ નાખવું.)

### અગસ્ત્યાવલેહ

બારસો એંશી તોલાભાર પાણીમાં દશમૂલી, ગજપીપર, કૌચાં, ભારંગી, કચૂરો, પુષ્કરમૂળ, સૂંઠ, કાળીપાડ, ગળો, પીપરીમૂળ, શંખાવલી, રાસ્ના, ચિત્રક, અઘેડો, બળદાણા તથા જવાસો એ પ્રત્યેક દ્રવ્યનું આઠઆઠ તોલાભાર ચૂર્ણ, બસો છપન તોલાભાર જવનું ચૂર્ણ અને સો આખી મોટી હરડે નાખી ક્વાથ ઉકાળવો. ઉકાળતાં પાણીનો ચોથો ભાગ બાકી રહે, ત્યારે બફાઈ ગયેલી સઘળી હરડે કાઢી લઈ ક્વાથને વસ્ત્રથી ગાળી લઈ તે ક્વાથમાં પેલી બફાયેલી સો હરડે, ચારસો તોલાભાર શુદ્ધ ગોળ, સોળ તોલાભાર તેલ અને સોળ તોલાભાર ઘી નાખી પાક કરવો. પાકી રહે અને શીતળ થઈ જાય ત્યારે તેમાં સોળ તોલાભાર પીપરનું ચૂર્ણ અને બત્રીસ તોલાભાર મધ નાખવાં, એટલે અગસ્ત્યાવલેહ સિદ્ધ થાય છે. આ રસાયનરૂપ અગસ્ત્યાવલેહનો નિત્ય બે તોલાભાર કલ્ક ચટાડવાથી અને તેની સાથેની બે આખી હરડે ખવડાવવાથી રાજયક્ષ્મા (શોષ), ગ્રહણીદોષ, સોજા, અગ્નિની મંદતા, સ્વરભેદ, ખાંસી, પાંડુરોગ, શ્વાસ, માથાનાં દરદો, હૃદ્રોગ, હેડકી અને વિષમ જ્વરો મટે છે. ધારણાશક્તિ, બળ, ઉત્સાહ અને વિચારશક્તિ આપનારું આ રસાયન ભગવાન અગસ્ત્યમુનિએ શોધેલું છે, તેથી તે અગસ્ત્યાવલેહ કહેવાય છે.

### કુલીરાદિ ઘૃત

કુડચલ, છીપના જીવડા, ચકલાંનું માંસ, કાળિયારનું માંસ અને લાવાપક્ષીના માંસના ક્વાથથી અને કાકોલ્યાદિગણના તથા બીજા પણ મધુર વર્ગના કલ્કથી ઘી પકવવું; આ

તો તેથી વાતજન્ય તથા કફજન્ય ખાંસી મટે છે.

મધને મરીના ચૂર્ણથી યુક્ત કરી પાવામાં આવે, તો તેથી ખાંસી તુરત મટે છે.

દ્રાક્ષ, વાળો, મજીઠ અને ગૂગળથી પકવેલું દૂધ, મધથી મિશ્ર કરી પાવાથી ખાંસી મટે છે.

સારી રીતે રાંધેલા મગ ઉપર ભોરિંગડી, સૂંઠ અને પીપરનું ચૂર્ણ ભભરાવી તે મગ ખવડાવવાથી ખાંસી મટે છે.

ઘીમાં સૂંઠ, પીપરીમૂળ, ઝીણી એલચી, ગજપીપર અને તમાલપત્રના સંયોગવાળી લાપસી પકવી ખવડાવવાથી ખાંસી મટે છે.

ઉપર કહેલાં સૂંઠ વગેરે દ્રવ્યોથી બનાવેલી અને મધથી મિશ્ર કરેલી શીતલ તથા પાતળી રાબ પાવામાં આવે, તો તેથી ખાંસી મટે છે.

ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૧૦મા વિષયમાં પ્લીહોદર ઉપર જે પડંગ (ષટ્પલ) ઘૃત કહેવામાં આવ્યું છે, તેની યોજના કરવામાં આવે, તો તે ઘી બલાત્કારથી વાતજન્ય ખાંસીને મટાડે છે.

અરડૂસીના સ્વરસમાં વિદારિગંધાદિગણનો કલ્ક નાખી પકવેલું ઘી ખવડાવવાથી વાતજન્ય ખાંસી મટે છે.

સ્નેહાત્મક વિરેચન, સ્નેહયુક્ત નિરૂહબસ્તિ અને અનુવાસનબસ્તિઓ પણ વાતજન્ય ખાંસી ઉપર હિતકારી થાય છે. (જો કે ખાંસીમાં બસ્તિ નિષિદ્ધ છે, તો પણ વાતજન્ય ખાંસી ઉપર તેનો પ્રયોગ કરવાની છૂટ છે.)

સ્નૈહિક ધુમપાન, સહેવાઈ શકે એવું ઊનું ઘી, માંસોના રસાઓમાં પકવેલી રાબો, દૂધો અને ઘીવાળા અવલેહો પણ વાતજન્ય ખાંસી ઉપર હિતકારી છે.

વમનો, વિરેચનો, શિરોવિરેચનો, વિરેચન ધુમપાનો, કફહર દ્રવ્યોથી ગોઠવેલા કવલો, કફહર દ્રવ્યોથી કરેલા ઉષ્ણ તથા તીખા અવલેહો અને વિશેષે કરી રૂક્ષ તથા અલ્પભોજનથી કફજન્ય ખાંસી મટે છે.

સૂંઠ, મરી તથા પીપર કફજન્ય ખાંસી ઉપર પથ્ય છે.

વાવડિંગના સ્વરસમાં અથવા હિમમાં પકવેલું ઘી કફજન્ય ખાંસીનો નાશ કરે છે.

નગડનાં પાંદડાંના સ્વરસમાં પકવેલું ઘી કફજન્ય ખાંસીનો નાશ કરે છે.

કાળીપાડ, બિડલૂણ, સૂંઠ, મરી, પીપર, વાવડિંગ, સૈંધવ, ગોખરુ, રાસ્ના, ચિત્રક, બળદાણા, કાકડાશિંગી, વજ, મોથ, દેવદાર, ધમાસો, ભારંગી, હરડે અને કચૂરાનો કલ્ક નાખી ભોરિંગડીના બમણા સ્વરસમાં પકવેલું ઘી શ્વાસવાળી, અગ્નિની મંદતાવાળી અને સ્વરભંગવાળી પાંચે જાતની પ્રબલ ખાંસીનો પણ નાશ કરે છે.

વિદારિગંધાદિ, ઉત્પલાદિ, સારિવાદિ અને કાકોલ્યાદિ ગણોના ક્વાથમાં કાકોલ્યાદિગણનો કલ્ક, શેરડીનો રસ, જળ અને દૂધ નાખી પકવેલું અને પાકતી વખતે સાકર નાખેલું ઘી પ્રભાતમાં પાવાથી પિત્તજન્ય ખાંસી અને મૈથુનથી થતી ક્ષયજન્ય ખાંસી પણ મટે છે.

ખજૂર, ભારંગી, પીપર, ચારોળી, જેઠીમધ, એલચી અને આમળાંને સમભાગે લઈ ચૂર્ણ કરી સાકર, મધ તથા ઘીમાં કાલવીને ચટાડવાથી પિત્તજન્ય, ક્ષતજન્ય તથા ક્ષયજન્ય ખાંસી મટે છે.

મજીઠ, હળદર, સુરમો, ચિત્રક, કાળીપાડ, મોરવેલ અને પીપરનું સમભાગે ચૂર્ણ કરી મધમાં કાલવી ચટાડવાથી પિત્તજન્ય, ક્ષયજન્ય અને ક્ષતજન્ય ખાંસી મટે છે.

શેરડીના રસમાં પકવેલું ઘી પાવાથી પિત્તજન્ય, ક્ષતજન્ય અને ક્ષયજન્ય ખાંસી મટે છે.

આમળાંના ચૂર્ણને દૂધમાં પકવી તે દૂધને ઘી સાથે પાવાથી અને પથ્ય ભોજન કરાવવાથી પિત્તજન્ય, ક્ષતજન્ય તથા ક્ષયજન્ય ખાંસી મટે છે.

બોલે છે અથવા તેની વાણી ક્ષય જ પામી જાય છે; આવી રીતે હણાયેલી વાણીવાળા માણસની વૈદ્યે ચિકિત્સા જ કરવી નહિ. ૭

अन्तर्गतस्वरमलक्ष्यप्रदं चिरेण
मेदोऽन्वयाद्वदति दिग्धगलोष्ठतालुः ॥८॥

### મેદોજન્ય સ્વરભેદનું લક્ષણ

જેને મેદથી સ્વરભેદ થયો હોય, તે માણસ ઘણીવાર ગળાના મધ્યમાં જ બીજાઓથી ન સમજી શકાય એવાં પદોવાળું બોલે છે અને તેનાં કંઠ, હોઠ તથા તાળવું મેદથી તથા કફથી ખરડાયેલાં રહે છે. ૮

क्षीणस्य वृद्धस्य कृशस्य चापि
चिरोत्थितो यश्च सहोपजातः ।
मेदस्विनः सर्वसमुद्भवश्च
स्वरामयो यो न स सिद्धिमेति ॥९॥

### સ્વરભેદની અસાધ્યતા

ક્ષયરોગવાળાને, વૃદ્ધને તથા કૃશને થયેલો, લાંબા કાળથી અને જન્મથી થયેલો તેમ જ મેદવાળાને થયેલો અને ત્રણે દોષોથી થયેલો—એટલા પ્રકારના સ્વરભેદો અસાધ્ય છે. ૯

स्निग्धान्स्वरातुरनरानपकृष्टदोषान्
संयोजयेद्वमनरेचनवस्तिभिश्च ।
नस्यावपीडमुखधावनधूमलेहैः
सम्पादयेच्च विविधैः कवलग्रहैश्च ॥
यः श्वासकासविधिरादित एव चोक्त-
स्तं चाप्यशेषमवतारयितुं यतेत ।
वैशेषिकं च विधिमूर्ध्वमतो वदामि
तं वै स्वरातुरहितं निखिलं निबोध ॥१०॥

### સ્વરભેદની સામાન્ય ચિકિત્સા

સ્વરભેદવાળા માણસોને વૈદ્યે સ્નેહનસંસ્કાર આપી વમનોથી, વિરેચનોથી તથા બસ્તિઓથી તેઓના દોષો દૂર કરી પછી તે તે દોષનાં વિરોધી નસ્યોની, અવપીડનસ્યોની, કોગળા વગેરેની, ધૂમપાનોની, લેહોની અને વિવિધ કોળિયા લેવડાવવાની યોજના કરવી.

ગયા બે અધ્યાયોમાં શ્વાસો ઉપર તથા કાસો ઉપર જે ચિકિત્સાઓ કહી છે, તે સઘળી ચિકિત્સાઓની પણ તે તે દોષ અનુસાર સ્વરભેદ ઉપર યોજનાઓ કરવાનો પ્રયત્ન કરવો. હવે સ્વરભેદવાળા માણસોના હિત માટે વિશેષ ચિકિત્સા કહું છું, તેને પણ સંપૂર્ણ રીતે સાંભળો.

स्वरोपघातेऽनिलजे भुक्तोपरि घृतं पिबेत् ।
कासमर्दकवार्त्ताकमार्कवस्वरसैर्युतम् ॥
पीतं घृतं हन्त्यनिलं सिद्धमार्त्तगले रसे ।
यवक्षाराजमोदाभ्यां चित्रकामलकेषु वा ॥
देवदार्वग्निकाभ्यां वा सिद्धमाजं समाक्षिकम् ।
सुखोदकानुपानो वा ससर्पिष्को गुडौदनः ॥११॥

### વાતજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા

જો સ્વરભેદ વાતજન્ય હોય, તો રોગી જમી રહે તે પછી કાંસોદરી, રીંગણાં અને ભાંગરાના સ્વરસોથી યુક્ત કરેલું ઘી પાવું.

કાંટાઅશેળિયાના સ્વરસમાં પકાવેલું ઘી પાવાથી વાતજન્ય સ્વરભેદ મટે છે.

જવખાર અને અજમોદના ક્વાથમાં પકવેલું બકરીનું ઘી મધથી મિશ્ર કરી પાવાથી વાતજન્ય સ્વરભેદ મટે છે.

ચિત્રક અને આમળાંના ક્વાથમાં પકવેલું બકરીનું ઘી મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વાતજન્ય સ્વરભેદ મટે છે.

દેવદાર અને ચિત્રકના ક્વાથમાં પકવેલું બકરીનું ઘી મધથી મિશ્ર કરી પાવામાં આવે, તો તેથી વાતજન્ય સ્વરભેદ મટે છે.

ગોળ નાખી પકવેલો ભાત ઘીથી મિશ્ર કરી ખવરાવવો અને તે ઉપર સહેવાય તેવું ઊનું પાણી પાવું, એ વાતજન્ય સ્વરભેદ ઉપર પથ્ય છે. ૧૧

क्षीरानुपानं पित्ते तु पिबेत्सर्पिरतन्द्रितः ।
अश्नीयाच्च ससर्पिष्कं यष्टीमधुकपायसम् ॥

ઘીનું સેવન કરવાથી ક્ષતજન્ય અને ક્ષયજન્ય ખાંસી મટે છે.

### શતાવર્યાદિ ઘૃત

શતાવરી, ગળોટી અને બળદાણાના ક્વાથમાં ઘી પકવી તેનો ઉપયોગ કરાવવાથી પણ ખાંસીવાળાઓનું હિત થાય છે.૧૧

## અધ્યાય ૫૩મો

अथातः स्वरभेदप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સ્વરભેદપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે.૧

अत्युच्चभाषणविषाध्ययनाभिघात-
शीतादिभिः प्रकुपिताः पवनादयस्तु ।
ते शब्दवाहिधमनीषु गताः प्रतिष्ठां
हन्युः स्वरं भवति चापि हि षड्विधः सः ॥२॥

### સ્વરભેદનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ અને સંખ્યા

અત્યંત ઊંચે સ્વરે બોલવાથી, ઝેર ખાવાથી, ઊંચે સ્વરે વેદ આદિ ભણવાથી, કંઠ આદિ પ્રદેશમાં લાકડી વગેરે વાગવાથી અને બીજા પણ શીત આદિ પોતપોતાના દુષ્ટ હેતુથી પ્રકોપ પામેલા વાયુ આદિ દોષો સ્વરને ચલાવનારાં સ્રોતોમાં સ્થિતિ પામી સ્વરને હણી નાખે છે, એ રોગ સ્વરભેદ કહેવાય છે. વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક, ક્ષયજન્ય અને મેદોજન્ય, એમ સ્વરભેદ છ પ્રકારનો છે. ૨

वातेन कृष्णनयनाननमूत्रवर्चा
भिन्नं शनैर्वदति गर्दभवत्खरं च ॥३॥

### વાતજન્ય સ્વરભેદનું લક્ષણ

જેને વાતજન્ય સ્વરભેદ થયો હોય, તે માણસ ગધેડાના જેવા સ્વરથી અથવા ગળગળા અક્ષરોથી ધીરેધીરે તુટતાં તુટકતુટક વાક્યો બોલે છે અને તેનાં નેત્ર, મોઢું, મૂત્ર તથા વિષ્ટા કાળાં થઈ જાય છે ૩

पित्तेन पीतवदनाक्षिपुरीषमूत्रो
ब्रूयाद्गलेन च विदाहसमन्वितेन ॥४॥

### પિત્તજન્ય સ્વરભેદનું લક્ષણ

જેને પિત્તજન્ય સ્વરભેદ થયો હોય, તે માણસ બળતરાવાળા ગળાથી બોલે છે અને તેનાં નેત્ર, મોઢું, મૂત્ર તથા વિષ્ટા પીળાં થઈ જાય છે.

कृच्छ्रात्कफेन सततं कफरुद्धकण्ठो
मन्दं शनैर्वदति चापि दिवा विशेषात् ॥५॥

### કફજન્ય સ્વરભેદનું લક્ષણ

જેને કફજન્ય સ્વરભેદ થયો હોય, તે માણસ નિરંતર કફથી ઘેરાયેલા કંઠવાળો થઈ જાય છે, ધીરેધીરે થોડુંક બોલી શકે છે અને સૂર્યનાં કિરણોથી કફ કાંઈક ઓછો થવાને લીધે દિવસે કાંઈક વધારે બોલી શકે છે. ૫

सर्वात्मके भवति सर्वविकारसंप-
द्व्यक्तता च वचसस्तमसाध्यमाहुः ॥६॥

### સાન્નિપાતિક સ્વરભેદનું લક્ષણ અને અસાધ્યતા

જેને સાન્નિપાતિક સ્વરભેદ થયો હોય, તે માણસ ઉપર કહેલા ત્રણે દોષોના વિકારોવાળો થાય છે અને તેનું બોલવું અસ્પષ્ટ થાય છે. આ સ્વરભેદ અસાધ્ય કહેવાય છે. ૬

धूप्येत वाक्क्षयकृते क्षयमाप्नुयाच्च
वागेष चापि हतवाक्परिवर्जनीयः ॥७॥

### ક્ષયજન્ય સ્વરભેદનું લક્ષણ અને અસાધ્યતા

જેને ક્ષયજન્ય સ્વરભેદ થયો હોય, તે માણસ જાણે મુખમાંથી ધુમાડો કાઢતો હોય એવી રીતે

---

[1] સ્વર બગડી કે બેસી જવાના નિદાનો, સંપ્રાપ્તિ, ભેદો, લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

માફક નહિ એવાં વિરુદ્ધ તથા મલિન ભોજનો કરવાથી, કસરત ન કરવાથી, દિવસે સૂવાથી તથા ભારે પદાર્થો, અત્યંત સ્નિગ્ધ પદાર્થો, શીતળ પદાર્થો, અડદ, પીઠાંનાં અન્નો, મગ વગેરે કઠોળ, કમળોનાં મૂળાં, કંમળકંદો, કસેરુકંદો, પાંદડાંવાળાં શાકો, સુરાઓ, સુક્તો, દહીં, દૂધ, ગોળ, શેરડી, તલનો કલ્ક, આનૂપ પ્રાણીઓનું માંસ, ખોળ અને પવા વગેરેના સેવનથી અને મધુર તથા ખાટાં પીણાં પીવાથી કફનો અને પિત્તનો પ્રકોપ થાય છે; એ કફ અને પિત્ત અનેક પ્રકારના આકારોવાળા અને જુદાજુદા આશ્રયોવાળા કીડાઓને ઉત્પન્ન કરે છે. ૨

आमपक्वाशयस्तेषां प्रसवः प्रायशः स्मृतः ।
विंशतेः कृमिजातीनां त्रिविधः सम्भवः स्मृतः ॥
पुरीषकफरक्तानि तेषां वक्ष्यामि लक्षणम् ॥३॥

### કૃમિઓનાં ઉત્પત્તિસ્થલો

ઘણું કરી આમાશય અને પક્વાશય—એ કૃમિઓનાં ઉત્પત્તિસ્થળો છે. (બીજાં સ્થળોમાં પણ તે ઉત્પન્ન થાય છે;) કૃમિઓ મુખ્યત્વે વીશ જાતના છે; તેઓની ઉત્પત્તિ વિષ્ઠા, કફ કે રુધિરમાં થાય છે. હવે એ જાતોના જુદાજુદા આકારો તથા કાર્યો કહું છું. ૩

अयवा वियवाः किप्याश्चिप्या गण्डूपदास्तथा ।
चूरवो द्विमुखाश्चैव सप्तैवैते पुरीषजाः ॥
श्वेताः सूक्ष्मास्तुदन्त्येते गुदं प्रतिसरन्ति च ।
तेषामेवापरे पुच्छैः पृथवश्च भवन्ति हि ॥
शूलाग्निमान्द्यपाण्डुत्वविष्टम्भबलसङ्क्षयाः ।
प्रसेकारुचिहृद्रोगविड्भेदास्तु पुरीषजैः ॥
रक्ता गण्डूपदा दीर्घा गुदकण्डूनिपातिनः ।
शूलाटोपशकृद्भेदपक्तिनाशकराश्च ते ॥४॥

### વિષ્ટામાં થતા કૃમિઓની સાત જાતો, તે જાતોના આકારો તથા કૃત્યો

અયવ, વિયવ, કિપ્ય, ચિપ્ય, ગંડૂપદ, ચૂરુ અને દ્વિમુખ—એ સાત જાતોના કૃમિઓ વિષ્ટામાં ઉત્પન્ન થાય છે. એ સફેદ તથા સૂક્ષ્મ હોય છે, પીડા કરે છે અને ઘણું કરી ગુદા તરફ ગતિ કરે છે. એમાં કેટલાક કૃમિઓ જાડાં પૂછડાંવાળાં પણ હોય છે. વિષ્ટામાં થતા કૃમિઓથી શૂળ, અગ્નિની મંદતા, ફીકાશ, મળબંધ, બલક્ષય, મોળ, લાળનું ઝરવું, અરુચિ, હૃદ્રોગ અને ઝાડાનું પાતળાપણું થાય છે. એ કૃમિઓમાં ગંડૂપદ નામના કૃમિઓ રાતા હોય છે, અળશિયાં જેવા લાંબા હોય છે, ગુદામાં ખરજ ઉત્પન્ન કરે છે અને એથી શૂળ, ગડગડાટ, ઝાડાનું પાતળાપણું અને અન્નનો અપચો પણ થાય છે. ૪

दर्भपुष्पा महापुष्पाः प्रलूनाश्चिपिटास्तथा ।
पिपीलिका दारुणाश्च कफकोथसमुद्भवाः ॥
रोमशा रोममूर्धानः सपुच्छाः श्यावमण्डलाः ।
रूढधान्याङ्कुराकाराः शुक्लास्ते तनवस्तथा ॥
मज्जादा नेत्रलेढारस्तालुश्रोत्रभुजस्तथा ।
शिरोहृद्रोगवमथुप्रतिश्यायकराश्च ते ॥५॥

### કફમાં થતા કૃમિઓની છ જાતો, તે જાતોના આકારો તથા કૃત્યો

દર્ભપુષ્પ, મહાપુષ્પ, પ્રલૂન, ચિપિટ, પિપીલિક અને દારુણ—એ છ જાતોના કૃમિઓ કફના સડામાં થાય છે. એ રૂંછાંવાળા, માથાંઓમાં બહુ રૂંવાડાંવાળા, પૂંછડાવાળા, શ્યામ મંડલોવાળા, ઊગેલાં ધાન્યના અંકુરો જેવા આકારવાળા, સફેદ અને પાતળા હોય છે. એ મજ્જાને ખાય છે, નેત્રો તાળવાં તથા કાનોને ખાધા કરે છે અને એથી માથાના રોગો, હૃદ્રોગો, ઊલટી તથા સળેખમ થાય છે. ૫

केशरोमनखादाश्च दन्तादाः किक्किशास्तथा ।
कुष्ठजाश्च परीसर्पा ज्ञेयाः शोणितसम्भवाः ॥
ते सरक्ताश्च कृष्णाश्च स्निग्धाश्च पृथवस्तथा ।
रक्ताधिष्ठानजान्प्रायो विकाराञ्जनयन्ति ते ॥६॥

लिह्यान्मधुरकाणां वा चूर्णं मधुघृताप्लुतम् ।
शतावरीचूर्णयोगं बलाचूर्णमथापि वा ॥१२॥

**પિત્તજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા**

આળસ છોડી દઈ ઘી પાવાથી, તે ઉપર દૂધ પાવાથી અને જેઠીમધના ક્વાથમાં પકવેલા દૂધ વડે સિદ્ધ કરેલો અથવા જેઠીમધથી યુક્ત કરેલો દૂધપાક ઘી સહિત જમાડવાથી પિત્તજન્ય સ્વરભેદ મટે છે

કાકોલી આદિ મધુર દ્રવ્યોનું ચૂર્ણ મધમાં તથા ઘીમાં કાલવી ચટાડવામાં આવે, તો તેથી પિત્તજન્ય સ્વરભેદ મટે છે

શતાવરીનું ચૂર્ણ મધ તથા ઘીમાં કાલવી ચટાડવાથી પિત્તજન્ય સ્વરભેદ મટે છે

બળદાણાનું ચૂર્ણ મધમાં તથા ઘીમાં કાલવી ચટાડવાથી પિત્તજન્ય સ્વરભેદ મટે છે ૧૨

पिबेत्कटूनि मूत्रेण कफजे स्वरसङ्क्षये ।
लिह्याद्वा मधुतैलाभ्यां भुक्त्वा खादेत्कटूनि च ॥१३॥

**કફજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા**

સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ ગોમૂત્રની સાથે પાવાથી કફજન્ય સ્વરભેદ મટે છે

સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ મધમાં તથા તેલમાં કાલવી ચટાડવામાં આવે અને જમ્યા પછી તે જ ચૂર્ણ ખવડાવવામાં આવે, તો તેથી કફજન્ય સ્વરભેદ મટે છે ૧૩

स्वरोपघाते मेदोजे कफवद्विधिरिष्यते ॥१४॥

**મેદોજન્ય સ્વરભેદની ખાસ ચિકિત્સા**

જો મેદોજન્ય સ્વરભેદ થયો હોય, તો કફજન્ય સ્વરભેદ ઉપર જે ચિકિત્સા કહેવાઈ છે તે જ કરવી. ૧૪

सर्वजे चापि क्षयजे प्रत्याख्यायाचरेत् क्रियाम् १५

**સાન્નિપાતિક તથા ક્ષયજન્ય સ્વરભેદોની ખાસ ચિકિત્સા**

સાન્નિપાતિક સ્વરભેદ થયો હોય, તો પ્રથમના પાડ્યા પછી ઉપર કહેલી ત્રણે દોષોની ખાસ ચિકિત્સાઓ કરવી અને ક્ષયજન્ય સ્વરભેદ થયો હોય તો આ ઉત્તરતંત્રના એકતાલીસમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ચિકિત્સા કરવી. (કેટલાક વ્યાખ્યાન આપે છે કે એ બન્ને ઉપર આ અધ્યાયના ૧૦મા વિષયમાં કહેલી સામાન્ય ચિકિત્સાઓ કરવી )૧૫

शर्करामधुमिश्राणि शृतानि मधुरैः सह ।
पिबेत्पयांसि यस्योच्चैर्वदतोऽभिहतः स्वरः ॥१६॥

**અત્યંત ઊંચે બોલવાથી થયેલા સ્વરભેદની ખાસ ચિકિત્સા**

અત્યંત ઊંચા સ્વરે બોલવાથી જેનો સ્વર હણાયો હોય, તે માણસને કાકોલી આદિ મધુર દ્રવ્યોથી પકવેલાં અને સાકર તથા મધથી મિશ્ર કરેલાં દૂધો પાવાં ૧૬

## અધ્યાય ૫૪મો

अथातः कृमिरोगप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'કૃમિરોગપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

अजीर्णाध्यशनासात्म्यविरुद्धमलिनाशनैः ।
अव्यायामदिवास्वप्नगुर्वतिस्निग्धशीतलैः ॥
माषपिष्टान्नविदलबिसशालूककसेरुकैः ।
पर्णशाकसुराशुक्तदधिक्षीरगुडेक्षुभिः ॥
पललानूपपिशितपिण्याकपृथुकादिभिः ॥
स्वाद्वम्लद्रवपानैश्च श्लेष्मा पित्तं च कुप्यति ।
कृमीन्बहुविधाकारान्करोति विविधाश्रयान् ॥२॥

**કૃમિરોગના દૂરનાં તથા પાસેનાં નિદાનો**

અજીર્ણથી, અજીર્ણમાં ભોજન કરવાથી,

[1] કૃમિરોગના નિદાનો, સ્વરૂપો, સંખ્યાદિક તથા ચિકિત્સાદિકના નિરૂપણ વિષે.

માણસને ઊલટીનો નિષેધ છે, તો પણ અહીં ઊલટી કરાવવાની કહી છે; તેથી જણાય છે, કે એ રોગની પહેલી અવસ્થામાં ઊલટીનો નિષેધ નથી. ) પછી સૂત્રસ્થાનના ૪૪મા અધ્યાયમાં કહેલા અતિતીક્ષ્ણ વિરેચનયોગોથી વિરેચિત કરવો. વિરેચિત કર્યા પછી જવ, ગજપીપર, કળથી અને સુરસાદિગણના ક્વાથને વાવડિંગથી પકવેલા સ્નેહથી અને સૈંધવથી યુક્ત કરી તે ક્વાથથી નિરૂહબસ્તિ દેવી. નિરૂહબસ્તિ પાછી નીકળ્યા પછી રોગીને સહેવાય તેવા ગરમ પાણીથી નવડાવી કૃમિઓને હણનારાં દ્રવ્યોથી પકાવેલાં અન્નોનું ભોજન કરાવવું; ભોજન કરાવ્યા પછી તુરત જ વાવડિંગના ક્વાથાદિકથી પકવેલા સ્નેહથી અનુવાસનબસ્તિ દેવી. આ ક્રિયાઓ કર્યા પછી નીચે લખેલા યોગોની યોજનાઓ કરવી.

સરસડિયો અને વાપુંગાંનો સ્વરસ, મધથી મિશ્ર કરી પાવો અને પછી ઉપર કહ્યા પ્રમાણે તીક્ષ્ણ દ્રવ્યોથી સંસ્કૃત કરેલું અને મધથી યુક્ત કરેલું ભોજન દેવું; તેથી કૃમિઓ નાશ પામે છે.

કેબૂકનો (કોઠીનો ?) સ્વરસ મધથી મિશ્ર કરી પાવો અને પછી ઉપર કહ્યા પ્રમાણે તીક્ષ્ણ દ્રવ્યોથી સંસ્કૃત કરેલું અને મધથી યુક્ત કરેલું ભોજન દેવું; તેથી કૃમિઓ નાશ પામે છે.

ખાખરાનાં બીજોનો સ્વરસ અથવા કલ્ક ચોખાના ધોવણની સાથે પાવો અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

લીંબડાનાં અથવા બકાનનાં પાંદડાનો સ્વરસ મધથી યુક્ત કરી પાવો અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

નગોડનો સ્વરસ મધથી યુક્ત કરી પાવો અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

સુરસાદિગણનો ક્વાથ મધથી મિશ્ર કરી પાવો અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ થાય છે.

ઘોડાની લાદનું ચૂર્ણ મધથી યુક્ત કરી ચટાડવું અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

વાવડિંગનું ચૂર્ણ મધથી મિશ્ર કરી ચટાડવું અને પછી ઉપર પ્રમાણે તીક્ષ્ણ ભોજન કરાવવાથી કૃમિઓ નાશ પામે છે.

ઊંદરકન્નીનાં અથવા નેપાળાનાં પાંદડાંને સારી પેઠે વાટી જવના લોટમાં મિશ્ર કરી તે લોટના પૂડા પકવી ખવડાવવા અને તે ઉપર કાંજી પાવાથી કૃમિઓ નાશ પામે છે.

સુરસાદિગણના કલ્કથી પકવેલું તેલ પાવાથી કૃમિઓ નાશ પામે છે.

વાવડિંગનું ચૂર્ણ અને જવના લોટને મિશ્ર કરી તેનું સુરસાદિગણના તેલમાં ભક્ષ્ય પકવી ખવડાવવાથી કૃમિઓ નાશ પામે છે.

વાવડિંગના ક્વાથની ભાવના આપેલા તલોનું તેલ પાવાથી કૃમિઓ નાશ પામે છે.

શેઢાઈની વિષ્ટાના ચૂર્ણને સાતવાર વાવડિંગના ક્વાથની અને સાતવાર ત્રિફળાના ક્વાથની સારી પેઠે ભાવનાઓ આપી તે ચૂર્ણ મધમાં કાલવી ચટાડવું અને તે ઉપર આમળાં, બહેડાં તથા હરડેનો ક્વાથ મધની સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

કલઈ, સીસું, તાંબું, રૂપું તથા ગજવેલ વગેરે ધાતુઓના ચૂર્ણને ઉપર પ્રમાણે જ ભાવનાઓ આપી તે ચૂર્ણ મધમાં કાલવી ચટાડવું અને તે ઉપર આમળાં, બહેડાં તથા હરડેનો ક્વાથ મધની સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

ગુચ્છકરંજનો સ્વરસ મધ સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

પીપરીમૂળનું ચૂર્ણ બકરીના મૂત્રની સાથે પાવાથી કૃમિઓ નાશ પામે છે.

## લોહીમાં થતા કૃમિઓની સાત જાતો, તેમના આકારો તથા કૃત્યો

કેશાદ, રોમાદ, નખાદ, દંતાદ, કિક્કિશ, કુષ્ઠજ અને પરીસર્પ-એ સાત જાતોના કૃમિઓ લોહીમાં થાય છે એ વાળો, રુંવાડાંઓ, નખો તથા દાંતોને ખાધા કરે છે. રતાશવાળા, કાળા, સ્નિગ્ધ તથા પહોળા હોય છે અને ઘણું કરી અત્રસ્થાનના ૨૪મા અધ્યાયમાં કહેલા વિસર્પ તથા કોઢીઓ વગેરે રક્તજન્ય વિકારો ઉત્પન્ન કરે છે. ૬

माषपिष्टान्नलवणगुडशाकैः पुरीषजाः ।
मांसमाषगुडक्षीरदधिशुक्तैः कफोद्भवाः ।
विरुद्धाजीर्णशाकाद्यैः शोणितोत्था भवन्ति हि ॥७॥

## કૃમિઓનાં નિદાનોનો વિભાગ

અડદ, પીસેલાં અન્નો, લવણો, ગોળ અને શાકોથી વિષ્ટાના કૃમિઓ ઉત્પન્ન થાય છે. માંસ, અડદ, ગોળ, દૂધ, દહીં અને સુક્તથી કફના કૃમિઓ ઉત્પન્ન થાય છે વિરુદ્ધ ભોજનો, અજીર્ણ અને શાકાદિકથી લોહીના કૃમિઓ ઊપજે છે. ૭

ज्वरो विवर्णता शूलं हृद्रोगः सदनं भ्रमः ।
भक्तद्वेषोऽतिसारश्च सञ्जातकृमिलक्षणम् ॥८॥

## શરીરમાં કૃમિઓ ઉત્પન્ન થયાનું લક્ષણ

જ્વર, વર્ણનું બગડી જવું, શૂળ, હૃદ્રોગ, ગ્લાનિ, ભ્રમ, અન્ન ઉપર દ્વેષ અને અતિસાર-એ લક્ષણો ઉપરથી માણસના શરીરમાં કૃમિઓ ઉત્પન્ન થયેલા સમજવા ૮

दृश्यास्त्रयोदशाद्यास्तु कृमीणां परिकीर्तिताः ।
केशादाद्यास्त्वदृश्यास्ते द्वावाद्यौ परिवर्जयेत् ॥९॥

## કૃમિઓની વીશ જાતોમાં દૃશ્ય, અદૃશ્ય અને અસાધ્ય

કૃમિઓની વીશ જાતોમાં પહેલાની તેર જાતો જોવામાં આવે છે અને તે પછીની કેશાદ આદિ સાત જાતો જોવામાં આવતી નથી એ વીશ જાતોમાં કેશાદ અને રોમાદ એ બે જાતોની ચિકિત્સા પ્રથમ ના પાડીને કરવી, કેમ કે એ બે જાતો અસાધ્ય છે. ૯

एषामन्यतमं ज्ञात्वा जिघांसुः स्निग्धमातुरम् ॥
सुरसादिविपक्वेन सर्पिषा वाऽन्नमादितः ।
विरेचयेत्तीक्ष्णतरैर्योगैरास्थापयेच्च तम् ॥
यवकोलकुलत्थानां सुरसादेर्गणस्य च ।
विडङ्गस्नेहयुक्तेन क्वाथेन लवणेन च ॥
प्रत्यागते निरूहे तु नरं स्नातं सुखाम्बुना ।
युञ्ज्यात् कृमिघ्नैर्धूमैस्ततः शीघ्रं भिषग्वरः ॥
स्नेहेनोक्तेन चैनं तु योजयेत्स्नेहबस्तिना ।
ततः शिरीषकिणिहीरसं क्षौद्रयुतं पिबेत् ॥
केबूकस्वरसं वापि पूर्वतीक्ष्णभोजनः ।
पलाशबीजस्वरसं कल्कं वा तण्डुलाम्बुना ॥
पारिभद्रकपत्राणां क्षौद्रेण स्वरसं पिबेत् ।
पत्तूरस्वरसं वापि पिबेद्वा सुरसादिजम् ॥
लिह्यादश्वशकृच्चूर्णं विडङ्गं वा समाक्षिकम् ।
पत्रैर्मूषिकपर्ण्या वा सुपिष्टैः पिष्टमिश्रितैः ॥
खादेत्पूपलिकान् पक्वान्धान्याम्लं च पिबेदनु ।
सुरसादिगणे तैलं पक्वं वा पानमिष्यते ॥
विडङ्गचूर्णपिष्टाभ्यां तस्मिन् भक्ष्यं तु कारयेत् ।
तत्कषायप्रपीतानां तिलानां स्नेहमेव वा ॥
श्वाविधः शकृतश्चूर्णं सप्तकृत्वः सुभावितम् ।
विडङ्गानां कषायेण त्रैफलेन तथैव च ॥
क्षौद्रेण लीढ्वानुपिबेद्रसमामलकोद्भवम् ।
अक्षाभयारसं चापि विधिरेषोऽयसामपि ॥
पूतीकस्वरसं वापि पिबेद्वा मधुना सह ।
पिबेद्वा पिप्पलीमूलमजामूत्रेण संयुतम् ॥
सप्तरात्रं पिबेद्घृष्टं त्रपु वा दधिमस्तुना ।
पुरीषजान्कफोत्थांश्च हन्यादेवं कृमीन्भिषक् ॥१०

## વિષ્ટાના તથા કફના કૃમિઓની ચિકિત્સા

કોઈ જાતના પણ કૃમિઓ ઉત્પન્ન થયા હોય, તો તેઓનો નાશ કરવા માટે રોગીને પ્રથમ સ્નિગ્ધ કરી સુરસાદિગણના ક્વાથાદિકથી પકવેલા ઘીવડે ઊલટી કરાવી (એ કે કૃમિવાળા

દ્યોનો, માંસોનો, ઘીનો, દહીંનો, પાંદડાંવાળાં શાકનો, ખાટા પદાર્થોનો, મધુર પદાર્થોનો અને ટાઢા પદાર્થોનો ત્યાગ કરવો; એ કૃમિરોગ ઉપર સંક્ષિપ્ત પરેજી છે. ૧૪

# અધ્યાય ૫૫ મો

अथात उदावर्त्तप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ઉદાવર્તપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अधश्चोर्ध्वं च भावानां प्रवृत्तानां स्वभावतः ।
न वेगान्धारयेन्प्राज्ञो वातादीनां जिजीविषुः ॥२॥

## સઘળા ઉદાવર્તોના મૂળનો નિષેધ

નીચેના માર્ગોથી પ્રવર્તનારા અધોવાયુ આદિ અને ઊંચેના માર્ગોથી પ્રવર્તનારા ઓડકાર આદિ સ્વાભાવિક ભાવોના વેગોને જીવવાની ઇચ્છાવાળા સમજુ માણસે અટકાવવા નહીં. ૨

वातविण्मूत्रजृम्भाश्रुक्षवोद्गारवमीन्द्रियैः ।
व्याहन्यमानैरुदितैरुदावर्तो निरुच्यते ॥
क्षुत्तृष्णाश्वासनिद्राणामुदावर्त्तो विधारणात् ।
तस्याभिधास्ये व्यासेन लक्षणं च चिकित्सितम् ॥
त्रयोदशविधश्चासौ भिन्न एतैस्तु कारणैः ।
अपथ्यभोजनाच्चापि वक्ष्यते च तथापरः ॥३॥

## ઉદાવર્તનાં નિદાનો તથા સંખ્યા

અધોવાયુના, વિષ્ટાના, મૂત્રના, બગાસાંના, આંસુના, છીંકના, ઓડકારના, વમનના, વીર્યના ક્ષુધાના, તરસના, શ્વાસના અને નિદ્રાના વેગને રોકવાથી ઉદાવર્ત ઉત્પન્ન થાય છે. ઉદાવર્તનાં લક્ષણો અને ચિકિત્સાઓ વિસ્તારથી કહેવામાં આવશે. ઉપર કહેલાં તેર કારણોને લીધે ઉદાવર્ત તેર પ્રકારનો ગણવામાં આવે છે. ચૌદમા પ્રકારનો ઉદાવર્ત અપથ્ય ભોજનથી થાય છે; તેનું લક્ષણ તથા ચિકિત્સા પાછળથી (આ અધ્યાયના ૩૨મા વિષય પછી) કહેવામાં આવશે. (વેગની અટકાયત કરવાને લીધે વાયુનું ઊર્ધ્વ ભ્રમણ થાય છે, તેથી તે રોગ ઉદાવર્ત કહેવાય છે. આંસુ વગેરેના વેગો રોકવાથી વાયુનું ઊર્ધ્વ ભ્રમણ કેમ થાય? એવી શંકા થાય ત્યાં એમ સમજવું કે એ વેગો રોકવાથી અપાનવાયુ પ્રકુપિત થાય છે અને તે ઊર્ધ્વ ભ્રમણ કરવા લાગે છે—ડલ્લન.) ૩

आध्मानशूलौ हृदयोपरोधं
शिरोरुजं श्वासमतीव हिक्काम् ।
कासप्रतिश्यायगलग्रहांश्च
बलासपित्तप्रसरं च घोरम् ।
कुर्यादपानोऽभिहतः स्वमार्गं
हन्यात्पुरीषं मुखतः क्षिपेद्वा ॥४॥

## અધોવાયુનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

અધોવાયુ રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો પેટ આફરે છે, શૂળ ઉત્પન્ન થાય છે, હૃદયમાં દબાણ થાય છે, માથામાં પીડા થાય છે, શ્વાસ થાય છે, અત્યંત હેડકી આવે છે, ખાંસી થાય છે, સળેખમ થાય છે, ગળું ઝલાઈ જાય છે, કફનો તથા પિત્તનો ભયંકર ફેલાવો થાય છે અને વિષ્ટા પોતાના માર્ગમાંથી નીકળતી નથી અથવા મોઢામાંથી નીકળે છે. ૪

आटोपशूलौ परिकर्त्तनं च
सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः ।
पुरीषमास्यादपि वा निरेति
पुरीषवेगेऽभिहते नरस्य ॥५॥

## વિષ્ટાનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

વિષ્ટાના વેગને રોકવાથી ઉદાવર્ત થયો

[1] ઉદાવર્તોનાં નિદાનો, સંખ્યા, લક્ષણો અને ચિકિત્સાઓના નિરૂપણ વિષેનો.

કલઈને દહીંના પાણીમાં ધરી દહીંના પાણી સાથે સાત દિવસ સુધી પાત્રામાં આવે, તો તેથી કૃમિઓ નાશ પામે છે.

વૈદ્યે ઉપર કહ્યા પ્રમાણે યોગોની યોજનાઓ કરી વિષ્ટાના તથા કફના કૃમિઓનો નાશ કરવો.૧૦

शिरोहृद्घ्राणकर्णाक्षिसंसृतांश्च पृथग्विधान् ।
विशेषेणाञ्जनैर्नस्यैरवपीडैश्च साधयेत् ॥
मृङ्गरसं तुरङ्गस्य सुशुष्कं भावयेदति ।
निष्क्राथेन विडङ्गानां चूर्णं प्रधमनं तु तत् ॥
अयश्चूर्णान्यनेनैव विधिना योजयेद्भिषक् ।
सकांस्यनीलं तैलं च नस्यं स्यात्सुरसादिके ॥११

## મસ્તકાદિમાં રહેલા કફ સંબંધી કૃમિઓની ખાસ ચિકિત્સા

મસ્તક, હૃદય, નાક, કાન તથા નેત્રોમાં રહેલા જુદાજુદા પ્રકારના કૃમિઓનો વિશેષે કરી અંજનોથી તથા અવપીડનસ્યોથી નાશ કરવો. (અહીં એમ કહેવામાં આવે છે, કે નેત્રોમાં રહેલા કૃમિઓનો અંજનોથી, નાકમાં રહેલા કૃમિઓનો અવપીડનસ્યોથી, હૃદયમાં રહેલા કૃમિઓનો આ ઉત્તરતંત્રના ૪૩મા અધ્યાયમાં કહેલી કૃમિજન્ય હૃદ્રોગની ચિકિત્સાથી, માથામાં રહેલા કૃમિઓનો આ ઉત્તરતંત્રના ૨૬મા અધ્યાયમાં કહેલી કૃમિજન્ય શિરોરોગની ચિકિત્સાથી અને કાનમાં રહેલા કૃમિઓનો આ ઉત્તરતંત્રના ૨૧મા અધ્યાયમાં કહેલી કૃમિકર્ણની ચિકિત્સાથી નાશ કરવો:)

ઘોડાની લાદના સ્વરસને સારી પેઠે સૂકવી વાવડિંગના ક્વાથની અત્યંત ભાવના આપી તે ચૂર્ણનું પ્રધમનનસ્ય દેવામાં આવે, તો તેથી મસ્તક આદિમાં રહેલા કૃમિઓ નાશ પામે છે.

કલઈ વગેરે ધાતુઓના ચૂર્ણને વાવડિંગના ક્વાથની અત્યંત ભાવના આપી તે ચૂર્ણનું પ્રધમનનસ્ય દેવામાં આવે, તો તેથી મસ્તક આદિમાં રહેલા કૃમિઓ નાશ પામે છે.

સુરસાદિગણના ક્વાથમાં પકવેલા તેલને કાંસાના કાટથી મિશ્ર કરી તે તેલનું નસ્ય દેવાથી મસ્તક આદિમાં રહેલા કૃમિઓ નાશ પામે છે.૧૧

इन्द्रलुप्तविधिश्चापि विधेयो रोमभोजिषु ।
दन्तादानां समुद्दिष्टं विधानं मुखरोगिकम् ।
रक्तजानां प्रतीकारं कुर्यात्कुष्ठचिकित्सिते ॥१२॥

## રુધિરના કૃમિઓની ચિકિત્સા

જો રોમાદ કે કેશાદ (રૂંવાડાંઓ તથા કેશો ખાનારા) કૃમિઓ થયા હોય તો ચિકિત્સાસ્થાનના ૨૦મા અધ્યાયમાં કહેલી ઇંદ્રલુપ્તની ચિકિત્સાથી તેનો નાશ કરવો.

જો દંતાદ (દાંતોને ખાનારા) કૃમિઓ થયા હોય, તો ચિકિત્સાસ્થાનના ૨૨મા અધ્યાયમાં કહેલી કૃમિદંતની ચિકિત્સાથી તેનો નાશ કરવો.

જો નખાદ (નખોને ખાનારા) આદિ કૃમિઓ થયા હોય, તો ચિકિત્સાસ્થાનના ૯મા અધ્યાયના ૨૦મા વિષયમાં કહેલી ચિકિત્સાથી તેઓનો નાશ કરવો. ૧૨

सुरसादिं तु सर्वेषु सर्वथैवोपयोजयेत् ॥
प्रव्यक्ततिक्तकटुकं भोजनं च हितं भवेत् ।
कुलत्थक्वाथसंसृष्टं क्षीरपानं च पूजितम् ॥१३॥

## સર્વ પ્રકારના કૃમિઓ ઉપર સામાન્ય વિધાન

સઘળા પ્રકારના કૃમિઓ ઉપર સ્નાન તથા અનુપાનાદિક સર્વ ક્રિયાઓમાં સુરસાદિગણનો ઉપયોગ અવશ્ય કરવો, જેમાં કડવો અને તીખો રસ સારી પેઠે હોય એવું ભોજન કરાવવું અને કળથીના ક્વાથની સાથે દૂધ પાવું, એ સઘળા પ્રકારના કૃમિઓ ઉપર હિતકારી છે. ૧૩

क्षीराणि मांसानि घृतानि चैव
दधीनि शाकानि च पर्णवन्ति
समासतोऽम्लान्मधुरान्रसांश्च
कृमीन्न जिघांसुः परिवर्जयेत्तु ॥१४॥

## કૃમિરોગવાળાએ પાળવાની પરેજ

કૃમિઓનો નાશ કરવાની ઇચ્છાવાળા રોગીએ

मूत्राशये वा गुदमुष्कयोश्च
शोफो रुजा मूत्रविनिग्रहश्च ।
शुक्राश्मरी तत्स्रवणं भवेद्वा
ते ते विकारा विहते तु शुक्रे ॥१२॥

## વીર્યનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

વીર્યના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો મૂત્રાશયમાં, ગુદામાં તથા વૃષણોમાં સોજો તથા પીડા થાય છે, મૂત્રની અટકાયત થાય છે, વીર્યની પથરી થાય છે અથવા પોતાની મેળે વીર્યનો સ્રાવ થાય છે અને બીજા પણ વાતકુંડલિકા વગેરે વિકારો થાય છે. ૧૨

तन्द्राङ्गमर्दावरुचिः श्रमश्च
क्षुधोऽभिघातात्कृशता च दृष्टेः ॥१३॥

## ક્ષુધાનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

ભૂખના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો તંદ્રા, અંગોનું ભાંગવું, અરુચિ, શ્રમ અને દૃષ્ટિની નિર્બળતા આવે છે. ૧૩

कण्ठास्यशोषः श्रवणावरोध-
स्तृष्णाभिघाताद्धृदये व्यथा च ॥१४॥

## તરસનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

તરસના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ગળામાં તથા મોઢામાં શોષ થાય છે, સાંભળવાની શક્તિ રોકાઈ જાય છે અને હૃદયમાં પીડા થાય છે. ૧૪

श्रान्तस्य निःश्वासविनिग्रहेण
हृद्रोगमोहावथवापि गुल्मः ॥१५॥

## શ્વાસનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

થાકી રહેવાથી ચાલવા લાગેલા શ્વાસના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો હૃદ્રોગ, મોહ અને વખતે ગુલ્મ પણ થાય છે. ૧૫

जृम्भाङ्गमर्दोऽङ्गशिरोऽक्षिजाड्यं
निद्राभिघातादथवापि तन्द्रा ॥१६॥

## નિદ્રાનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

નિદ્રાના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો બગાસાં આવે છે, અંગો ભાંગે છે, ગાત્રોમાં, માથામાં તથા નેત્રોમાં ભારેપણું થાય છે અને તંદ્રા પણ થાય છે. ૧૬

तृष्णार्दितं परिक्लिष्टं क्षीणं शूलैरभिद्रुतम् ।
शकृद्वमन्तं मतिमानुदावर्त्तिनमुत्सृजेत् ॥१७॥

## ઉદાવર્તની અસાધ્યતાનું લક્ષણ

ઉદાવર્તવાળો માણસ, જો તરસથી પીડાતો હોય, ક્રિયાઓથી રહિત થઈ ગયો હોય, ક્ષીણ થયો હોય, શૂળોથી દુઃખી થયા કરતો હોય અને વિષ્ટાનું વમન કરતો હોય, તો બુદ્ધિમાન વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહીં. ૧૭

सर्वेष्वेतेषु विधिवदुदावर्त्तेषु कृत्स्नशः ।
वायोः क्रिया विधातव्याः स्वमार्गप्रतिपत्तये ॥
सामान्यतः पृथक्त्वेन क्रियां भूयो निबोध मे ॥१८॥

## ઉદાવર્તોની સામાન્ય ચિકિત્સા

સઘળા પ્રકારના ઉદાવર્તોમાં વાયુનું પ્રતિલોમપણું હોય છે; માટે જે જે ક્રિયાઓથી વાયુ પાછો પોતાના માર્ગ ઉપર આવે, તે સઘળી ક્રિયાઓ (વાયુને અનુલોમ કરનારી) સંપૂર્ણ રીતે કરવી એ સામાન્ય વિધિ છે. હવે દરેક ઉદાવર્તની ખાસ ક્રિયાઓ કહું છું તે સાંભળો: ૧૮

आस्थापनं मारुतजे स्निग्धे स्विन्ने विशिष्यते ॥१९॥

## અધોવાયુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત અધોવાયુના વેગને રોકવાથી થયો હોય, તો રોગીને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી વાયુને અનુલોમ કરનારાં વાતહર દ્રવ્યોથી ગોઠવેલી નિરૂહબસ્તિ દેવી. ૧૯

पुरीषजे तु कर्त्तव्यो विधिरानाहिको भवेत ॥२०॥

હોય, તો પેટમાં વેદનાવાળો ગડગડાટ થાય છે, પક્વાશયમાં શૂળ થાય છે, ગુદામાં વાઢ ચાલે છે, વિષ્ટાની અટકાયત થાય છે, ઓડકાર આવે છે અને વખતે મોઢામાંથી વિષ્ટા નીકળે છે. ૫

मूत्रस्य वेगेऽभिहते नरस्तु
कृच्छ्रेण मूत्रं कुरुतेऽल्पमल्पम् ॥
मेढ्रे गुदे वङ्क्षणमुष्कयोश्च
नाभिप्रदेशेष्वथ चापि मूर्ध्नि ।
आनद्धवस्तेश्च भवन्ति तीव्राः
शूलाश्च शूलैरिव भिन्नमूर्तेः ॥६॥

## મૂત્રનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

મૂત્રના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ઘણા કષ્ટથી થોડું થોડું મૂતરી શકાય છે, પેડુ ચડી આવે છે અને જાણે ત્રિશૂળોથી શરીર ભેદાતું હોય, તેમ લિંગમાં, ગુદામાં, સાથળોનાં મૂળોમાં, વૃષણોમાં, નાભિને લગતા પ્રદેશોમાં અને માથામાં પણ તીવ્ર શૂળો ઉપજે છે. ૬

मन्यागलस्तम्भशिरोविकारा
जृम्भोपघातात्पवनात्मकाः स्युः ।
श्रोत्राननघ्राणविलोचनोत्था
भवन्ति तीव्राश्च तथा विकाराः ॥७॥

## બગાસાંનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તનું લક્ષણ

બગાસાંના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ઓડ તથા ગળું ઝલાઈ જાય છે, માથામાં સૂર્યાવર્ત આદિ પવનાત્મક રોગો થાય છે અને કાનમાં, મોઢામાં, નાકમાં તથા નેત્રોમાં પણ તીવ્ર વિકારો ઉત્પન્ન થાય છે. ૭

आनन्दजं शोकसमुद्भवं वा
नेत्रोदकं प्राप्तममुञ्चतो हि ।
शिरोगुरुत्वं नयनामयाश्च
भवन्ति तीव्राः सह पीनसेन ॥८॥

## આંસુનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

આનંદથી અથવા શોકથી પ્રાપ્ત થયેલા આંસુના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો માથામાં ભારેપણું થાય છે, આંખોના તીવ્ર રોગો થાય છે અને સળેખમ પણ થાય છે. ૮

भवन्ति गाढं क्षवथोर्विघाता-
च्छिरोऽक्षिनासाश्रवणेषु रोगाः ॥९॥

## છીંકનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

છીંકના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો માથું, નેત્રો, નાક તથા કાનોમાં તીવ્ર રોગો ઉત્પન્ન થાય છે. ૯

कण्ठास्यपूर्णत्वमतीव तोदः
कूजश्च वायोरथवाऽप्रवृत्तिः ॥
उद्गारवेगेऽभिहते भवन्ति
जन्तोर्विकाराः पवनप्रसूताः ॥१०॥

## ઓડકારનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

ઓડકારના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ગળું તથા મોઢું જાણે ડાળિયાથી ભરપૂર થઈ રહ્યાં હોય એવાં થઈ જાય છે, હૃદયમાં તથા આમાશયમાં અત્યંત પીડા થાય છે, પેટમાં પવનનો અસ્ફુટ શબ્દ થાય છે અથવા શ્વાસ આદિના રોકાણને લીધે વાયુની પ્રવૃત્તિ થતી નથી અને બીજા હેડકી આદિ પવન સંબંધી વિકારો પણ થાય છે. ૧૦

छर्देर्विघातेन भवेच कुष्ठं
येनैव दोषेण विदग्धमन्नम् ॥११॥

## વમનનો વેગ રોકવાથી ઉત્પન્ન થયેલા ઉદાવર્તનું લક્ષણ

વમનના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો જે દોષથી અન્ન દુષ્ટ થયું હોય, તે દોષથી કોઢ થાય છે અને અરોચક આદિ બીજા વિકારો પણ થાય છે. ૧૧

કરુણ કથાઓ વગેરેથી રોગીને રોવડાવીને આંસુ પડાવવાં. (આંસુ પડાવવા માટે તીક્ષ્ણ અંજનો તથા તીક્ષ્ણ નસ્યોની પણ યોજનાઓ કરવી.)૨૩

तीक्ष्णाञ्जनावपीडाभ्यां तीक्ष्णगन्धोपशिंघनैः ।
वर्त्तिप्रयोगैरथ वा क्षवशक्तिं पवर्त्तयेत् ॥
तीक्ष्णौषधप्रधमनैरथवादित्यरश्मिभिः ॥२४॥

### છીંકનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત છીંકના વેગને રોકવાથી થયો હોય, તો તીક્ષ્ણ અંજનોથી, તીક્ષ્ણ અવપીડનસ્યોથી, તીક્ષ્ણ ગંધવાળાં દ્રવ્યો સુંઘાડવાથી, તીક્ષ્ણ ઔષધોનાં પ્રધમન નસ્યોથી, સૂર્યની સામે જોવડાવવાથી અથવા નાકમાં વાટ નાખવાના પ્રયોગોથી છીંકની પ્રવૃત્તિ કરાવવી. ૨૪

उद्गारजे क्रमोपेतं स्नैहिकं धूममाचरेत् ।
सुरां सौवर्च्चलवतीं बीजपूररसान्विताम् ॥२५॥

### ઓડકારનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઓડકારના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો ચિકિત્સાસ્થાનના ૪૦મા અધ્યાયમાં કહેલા ક્રમ પ્રમાણે સ્નૈહિક ધુમાડો પાવો અથવા સંચળ અને બિજોરાના રસથી મિશ્ર કરેલી મદિરા પાવી. ૨૫

छर्द्याघातं यथादोषं सम्यक् स्नेहादिभिर्जयेत् ।
सक्षारलवणोपेतमभ्यङ्गं चात्र दापयेत् ॥२६॥

### વમનનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત વમનના વેગને રોકવાથી થયો હોય, તો દોષ અનુસાર સ્નેહન, વમન, લંઘન તથા વિરેચન વગેરેની સારી રીતે યોજનાઓ કરવી અને જવખાર તથા સિંધવથી અભ્યંગ કરાવવો. ૨૬

वस्तिशुद्धिकरावापं चतुर्गुणजलं पयः ।
आवारिनाशक्कथितं पीतवन्तं प्रकामतः ॥
रमयेयुः प्रिया नार्यः शुक्रोदावर्त्तिनं नरम् ॥२७॥

### વીર્યનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત વીર્યના વેગને રોકવાથી થયો હોય, તો મૂત્રાશયને શુદ્ધ કરનારાં તૃણપંચમૂળી વગેરે દ્રવ્યોનો કલ્ક નાખી, ચોગણા જળમાં તે જળના નાશ પર્યંત પકવેલું દૂધ રોગીને તેની મરજી પ્રમાણે પાઈ તે રોગીને પ્રિય એવી સ્ત્રીઓ સારી રીતે રમણ કરાવે, એવી ગોઠવણ કરવી. ૨૭

क्षुद्विघाते हितं स्निग्धमुष्णमल्पं च भोजनम् ॥२८॥

### ક્ષુધાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ક્ષુધાના વેગને રોકવાથી ઉદાવર્ત થયો હોય, તો સ્નિગ્ધ તથા ઉષ્ણ ભોજન થોડા પ્રમાણમાં આપવું, હિતકારી થાય છે. ૨૮

तृष्णाघाते पिबेन्मन्थं यवागूं वापि शीतलाम् ॥२९॥

### તરસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત તરસના વેગને રોકવાથી થયો હોય, તો સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૩૨મા વિષયમાં કહેલો મંથ પાવો અથવા શીતળ રાબ પાવી. ૨૯

भोज्यो रसेन विश्रान्तः श्रमश्वासातुरो नरः ॥३०॥

### શ્વાસનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત શ્રમજન્ય શ્વાસના વેગને રોકવાથી થયો હોય, તો વિશ્રામ લેવડાવીને માંસના રસ સાથે ભોજન કરાવવું. ૩૦

निद्राघाते पिबेत् क्षीरं स्वप्याच्चेष्टकथारतः ॥३१॥

### નિદ્રાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જો ઉદાવર્ત નિદ્રાના વેગને રોકવાથી થયો હોય, તો દૂધ પાવું, પ્રિય લાગે એવી વાતો સંભળાવવી તથા કરાવવી અને નિદ્રા લેવડાવવી.

### વિષ્ટાનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જે ઉદાવર્ત વિષ્ટાના વેગને રોકવાથી થયો હોય, તો ચિકિત્સાસ્થાનના ૧૪મા અધ્યાયના ૯મા વિષયમાં કહેલી ફલવર્તિ અથવા આ અધ્યાયના ૬૫મા વિષયમાં કહેલી ફલવર્તિ ગુદામાં ખોસવી, વગેરે મળબંધને મટાડનારી ચિકિત્સાઓ કરવી અને વિષ્ટાને અનુલોમ કરનારી બીજી પણ ચિકિત્સાઓ કરવી. ૨૦

सौवर्चलाढ्यां मदिरां मूत्रे त्वभिहते पिबेत् ।
एलामप्यथ मद्येन क्षीरं वापि पिबेन्नरः ॥
धात्रीफलानां स्वरसं सजलं वा पिबेत्त्र्यहम् ।
रसमश्वपुरीषस्य गर्दभस्याथ वा पिबेत् ॥
मांसोपदंशं मधु वा पिबेद्वा सीधु गौडिकम् ।
भद्रदारु घनं मूर्वां हरिद्रां मधुकं तथा ॥
कोलप्रमाणानि पिबेदान्तरीक्षेण वारिणा ।
दुःस्पर्शास्वरसं वापि कषायं कुङ्कुमस्य च ॥
एर्वारुबीजं तोयेन पिबेद्वा लवणीकृतम् ।
पञ्चमूलीशृतं क्षीरं द्राक्षारसमथापि वा ॥
योगांश्च सिद्धांस्तत्र पूर्वोक्तानश्मरीभिदः ।
मूत्रकृच्छ्रक्रमं वापि कुर्यान्निरवशेषतः ॥
भूयो वक्ष्यामि योगांश्च मूत्राघातोपशान्तये ॥२१॥

### મૂત્રનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જે ઉદાવર્ત મૂત્રના વેગને રોકવાથી થયો હોય, તો સંચળથી મિશ્ર કરેલી મદિરા પાવી અથવા મદ્ય સાથે એલચીનું ચૂર્ણ અથવા દૂધ પાવું.

આમળાંઓનો સ્વરસ જળથી મિશ્ર કરીને ત્રણ દિવસ સુધી પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

ઘોડાની લાદનો કે ગધેડાની લીદનો સ્વરસ પાવાથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

માંસનું ભક્ષણ કરાવતાં તેની સાથે મધ અથવા ગોળનું મદ્ય પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

દેવદાર, મોથ, મોરવેલ, હળદર અને જેઠીમધ-એ દરેક દ્રવ્યને અરધાઅરધા તોલાભાર લઈ કલ્ક કરી તે કલ્ક અંતરિક્ષમાંથી ઝીલેલા વરસાદના જળ સાથે પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

ભોરિંગડીનો અથવા રાતા ધમાસાનો સ્વરસ અને કેસરનું હિમ પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

ઉનાળાની કાકડીનાં બીજ અને થોડા સિંધવનો કલ્ક જળ સાથે પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

લઘુપંચમૂળીનો કલ્ક નાખી પકવેલું દૂધ પાવાથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

દ્રાક્ષનો રસ પાવામાં આવે, તો તેથી મૂત્રરોધજન્ય ઉદાવર્ત મટે છે.

ચિકિત્સાસ્થાનના ૭મા અધ્યાયમાં પથરી ભેદનારા જે યોગો કહ્યા છે, તેઓની પણ મૂત્રરોધજન્ય ઉદાવર્ત ઉપર યોજનાઓ કરવી.

આ ઉત્તરતંત્રના ૫૮મા તથા ૫૯મા અધ્યાયમાં મૂત્રાઘાત તથા મૂત્રદોષની શાંતિ માટે જે યોગો કહેવાશે, તેઓની પણ મૂત્રરોધજન્ય ઉદાવર્ત ઉપર યોગ્યતા જોઈ સંપૂર્ણ રીતે યોજનાઓ કરવી. ૨૧

स्नेहस्वेदैरुद्गारं जृम्भाजं समुपाचरेत् ॥२२॥

### બગાસાંનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જે ઉદાવર્ત બગાસાંના વેગને રોકવાથી થયો હોય, તો સ્નેહો તથા સ્વેદોની યોજનાઓ કરવી.

अश्रुमोक्षोऽश्रुजे कार्यः स्निग्धमित्रस्य दर्शनः ॥

### આંસુનો વેગ રોકવાથી થયેલા ઉદાવર્તની ખાસ ચિકિત્સા

જે ઉદાવર્ત આંસુના વેગને રોકવાથી થયો હોય, તો સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી,

कृतवेधनमागध्योर्लवणानां च साधयेत् ॥
गवां मूत्रेण ता वर्त्तीः कारयेच्च गुदानुगाः ।
सद्यः शर्मकरावेतौ योगावमृतसंमतौ ॥३५॥

## અપથ્યભોજનજન્ય ઉદાવર્તની ખાસ ચિકિત્સા

એ અતિદારુણ ઉદાવર્ત જો ઉપર કહેલી સામાન્ય ચિકિત્સાથી શાંત ન થાય, તો રોગીને ઘણાઘણા સ્વેદન સંસ્કારો આપી એરંડિયા તેલ વગેરે સ્નેહાત્મક વિરેચનો દેવાં.

નસોતર, પીલુ ( ખારી જાર–મોટી જાર ) અને અજમાના કલ્ક, ખાટા પ્રવાહી કે સાજીખાર સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત અને શૂળ પણ નાશ પામે છે.

હિંગ, હિંગથી બમણો કઠ, કઠથી બમણી વજ, વજથી બમણો સાજીખાર અને સાજીખારથી બમણાં વાવડિંગનો કલ્ક ખાટા પ્રવાહી સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત અને શૂળ પણ નાશ પામે છે.

દેવદાર, ચિત્રક, કઠ, વજ, હરડે, ગૂગળ અને પુષ્કરમૂળ–એટલાં દ્રવ્યો નાખી એકસો અઠ્ઠાવીસ તોલાભાર પાણીનો ક્વાથ ઉકાળવો. ચોથા ભાગ જેટલું પાણી બાકી રહે, ત્યારે ઉતારીને તે ક્વાથ પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત નાશ પામે છે. (કેટલાક કહે છે, કે આ ક્વાથની માત્રા બહુ મોટી થાય છે; માટે અનુક્રમે તેમાંથી ચારચાર તોલાભાર ક્વાથ પાવો. )

સૂકો મૂળો, આર્દ્ર મૂળો, સાટોડી, બૃહત્પંચમૂળ અને ગરમાળાના ફળનો ક્વાથ કરી તેમાં ઘી પકવીને પાવાથી ઉદાવર્ત સંપૂર્ણ મટે છે.

વજ, અતિવિખ, કઠ, જવખાર, હરડે, પીપર અને ચિત્રકનું ચૂર્ણ ઊના પાણી સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત નાશ પામે છે.

કડવી તૂંબડીનું મૂળ, મીંઢળ, ઇંદ્રવારણી, અતિવિખ, વજ, કઠ, સુરાનું બીજ અને ચિત્રક અથવા બોડી અજમોદને સમભાગે લઈ, ઊના પાણી સાથે પાવાથી અપથ્યભોજનજન્ય ઉદાવર્ત નાશ પામે છે.

દેવદાર, ચિત્રક, ત્રિફળા, અને ભોરિંગડીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવાથી ઉદાવર્ત મટે છે.

જવ અને ભોરિંગડીનાં ફળને ચોસઠ તોલાભાર લઈ બસો છપ્પન તોલાભાર પાણીમાં ઉકાળી બત્રીસ તોલાભાર પાણી બાકી રહે, ત્યારે ઉતારી, તે ક્વાથ હિંગમાં મિશ્ર કરી પાવાથી ઉદાવર્ત નાશ પામે છે. ( આ ક્વાથની માત્રા બહુ જ મોટી થઈ જાય છે, માટે એકદમ નહિ પાતાં અનુક્રમે ચારચાર તોલાભાર પાવો, એવી કલ્પના યોગ્ય જણાય તો કરવી. )

મીંઢળનાં બીજ, કડવી તૂંબડીનાં બીજ, પીપર અને ભોરિંગડીનું ચૂર્ણ કરી, તેને નળીમાં નાખી, ફૂંક મારી ગુદામાં પેસાડી દેવાથી ઉદાવર્તવાળાને તુરત જ સુખ થાય છે. આ યોગ અમૃત તુલ્ય ગણાય છે.

નેપાળો, કપીલો, નસોતર, કડવી તૂંબડી, ચિત્રક, કડવી ઘીસોડી, પીપર અને સૈંધવના ચૂર્ણને ગોમૂત્રમાં પકવી તેની વાટ કરી, ગુદામાં ખોસવાથી ઉદાવર્તવાળાને તુરત જ સુખ થાય છે. આ ફળવર્તિરૂપ યોગ પણ અમૃત તુલ્ય ગણાય છે. ૩૫

# અધ્યાય ૫૬ મો

अथातो विसूचिकाप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'વિસૂચિકા-પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિ-

૧ કોલેરા, અલસક અને વિલંબિકાનાં નિદાન, લક્ષણો તથા ચિકિત્સા; અને આનાહનાં લક્ષણો તથા ચિકિત્સાના નિરૂપણ વિષેનો.

आध्मानाद्येषु रोगेषु यथास्वं प्रयतेत हि ।
यच्च यस्मिन्भवेत्प्राप्तं तच्च तस्मिन्प्रयोजयेत् ॥३२॥

## ઉદાવર્તના ઉપદ્રવોની ચિકિત્સા

વેગો રોકવાને લીધે આફરો, શૂળ, વાઢ તથા દસ્તની અટકાયત વગેરે જે ઉપદ્રવો થયા હોય, તેઓને શાંત કરવા માટે ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયમાં કહેલી ચિકિત્સાઓમાંથી યોગ્યતા પ્રમાણે ચિકિત્સાઓ કરવી અને જે ઉપદ્રવ ઉપર બીજી પણ જે કોઈ ચિકિત્સાયોગ્ય જણાય તે ચિકિત્સાની પણ તે ઉપર યોજના કરવી ૩૨

वायुः कोष्ठानुगो रूक्षैः कषायकटुतिक्तकैः ।
भोजनैः कुपितः सद्य उदावर्तं करोति हि ॥
वातमूत्रपुरीषासृक्कफमेदोवहानि वै ।
स्रोतांस्युदावर्त्तयति पुरीषं चातिवर्त्तयेत् ॥
ततो हृद्वस्तिशूलार्त्तो गौरवारुचिपीडितः ।
वातमूत्रपुरीषाणि कृच्छ्रेण कुरुते नरः ॥
श्वासकासप्रतिश्यायदाहमोहवमिज्वरान् ।
तृष्णाहिक्काशिरोरोगमनःश्रवणविभ्रमान् ॥
लभते च बहूनन्यान्विकारान् वातकोपजान् ॥३३॥

## ચૌદમા પ્રકારના ઉદાવર્તનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

રૂક્ષ, તૂરા, તીખાં અને કડવા ભોજનોથી પ્રકુપિત થયેલો, કોઠામાં રહેલો વાયુ તુરત ઉદાવર્તને ઉત્પન્ન કરે છે વાયુ ઊંચેનીચે ભ્રમણ કરીને પોતાને, મૂત્રને, વિષ્ટાને, રુધિરને, કફને, તથા મેદને વહાવનારાં સ્રોતોને રોકી દે છે, વિષ્ટાને કઠણ કરી તેની અવળી ગતિ કરે છે, પણ તેઓને નીચે ઊતરવા દેતો નથી, તેથી તે માણસને અધોવાયુ, મૂત્ર અને વિષ્ટા ઘણા પરિશ્રમથી માંડમાંડ ઊતરે છે આ ઉદાવર્ત કે જે અપથ્યભોજનજન્ય ઉદાવર્ત કહેવાય છે, તેથી ઘેરાયેલા માણસને હૃદયમાં તથા મૂત્રાશયમાં શૂળ, ભારેપણું, અરુચિ, શ્વાસ, ખાંસી, પ્રતિશ્યાય, દાહ, મોહ, ઊલટી, જ્વર, તરસ, હેડકી, માથાના રોગો, ભ્રાંતિ આદિ મનના વિભ્રમો, સાંભળવામાં ફેરફાર અને બીજા પણ વાયુના કોપથી થનારા ઘણાઘણા વિકારો થાય છે ૩૩

तं तैललवणाभ्यक्तं स्निग्धं स्विन्नं निरूहयेत् ।
दीप्तो भिन्नवर्चस्कं भुक्तं चाप्यनुवासयेत् ॥३४॥

## અપથ્યભોજનજન્ય ઉદાવર્તની સામાન્ય ચિકિત્સા

અપથ્યભોજનજન્ય ઉદાવર્તવાળા માણસને તેલ તથા સિંધવનો અભ્યંગ કરી સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી દોષ અનુસાર નિરૂહબસ્તિ દેવી અને તેથી ઝાડો આવી જાય, તે પછી જમાડીને અનુવાસનબસ્તિ દેવી. ૩૪

न चेच्छान्तिं प्रयात्येवमुदावर्त्तः सुदारुणः ।
अथैनं बहुशः स्विन्नं युञ्ज्यात् स्नेहविरेचनैः ॥
पाययेत त्रिवृत्पीलुयवानीरम्लपानकैः ।
हिङ्गुकुष्ठवचास्वर्जिविडङ्गं वा द्विरुत्तरम् ॥
योगावेतावुदावर्त्तं शूलं चापि नियच्छतः ।
देवदार्वग्निकं कुष्ठं वचा पथ्यां पलङ्कषाम् ॥
पौष्कराणि च मूलानि तोयस्यार्द्धाढके पचेत् ।
पादावशिष्टं तत्पीतमुदावर्त्तं व्यपोहति ॥
मूलकं शुष्कमार्द्रं च वर्षाभूः पञ्चमूलकम् ।
आरेवतफलं चाप्सु पक्त्वा तेन घृतं पचेत् ॥
तत्पीयमानं शमयेदुदावर्त्तमशेषतः ।
वचामतिविषा कुष्ठं यवक्षारं हरीतकीम् ॥
कृष्णां निर्दहनीं चापि पिबेदुष्णेन वारिणा ॥
इक्ष्वाकुमूलं मदनं विशल्यातिविषे वचाम् ।
कुष्ठं किण्वाग्निकौ चापि पिबेत्तुल्यानि पूर्ववत् ॥
मूत्रेण देवदार्वग्नित्रिफलाबृहतीः पिबेत् ।
यवप्रस्थं फलैः सार्द्धं कण्टकार्या जलाढके ।
पक्त्वार्द्धप्रस्थशेषं तु पिबेद्धिङ्गुसमन्वितम् ॥
मदनालाबुबीजानि पिप्पली सनिदिग्धिकाम् ।
संचूर्ण्य प्रथमेनाज्या विशत्येतद्यथा गुदम् ॥
चूर्णं निरुम्भक्रम्पिल्लश्यामेक्ष्वाकग्निकोद्भवम् ।

તથા સ્તંભ વગેરે આમનાં ચિહ્નો ઉપરથી વૈદ્યે આમવાળા પ્રદેશને જાણી લેવો. ૮

यः श्यावदन्तोष्ठनखोऽल्पसंज्ञ-
श्छर्द्यर्दितोऽभ्यन्तरयातनेत्रः ।
क्षामस्वरः सर्वविमुक्तसन्धि-
र्यायान्नरः सोऽपुनरागमाय ॥९॥

### વિસૂચિકાદિની અસાધ્યતાનાં લક્ષણો

વિસૂચિકા, અલસક કે વિલંબિકા થતાં જેના દાંત, હોઠ તથા નખો કાળા થઈ ગયા હોય, ઊલટીની પીડા થયા કરતી હોય, આંખો ઊંડી ઊતરી ગઈ હોય, સ્વર બેસી ગયો હોય અને બધા સાંધા નરમ પડી ગયા હોય, તે માણસ મરણ પામે છે. ૯

माध्यासु पाण्र्योर्दहनं प्रशस्त-
मग्निप्रतापो वमनं च तीक्ष्णम् ।
पक्के ततोऽन्ने तु विलङ्घनं स्या-
त्संपाचनं चापि विरेचनं वा ॥
विशुद्धदेहस्य हि सद्य एव
मूर्छातिसारादिरुपैति शान्तिम् ।
आस्थापनं चापि वदन्ति पथ्यं
सर्वासु योगानपरान्निबोध ॥
पथ्यावचाहिङ्गुकलिङ्गगृञ्ज-
सौवर्चलैः सातिविषैश्च चूर्णम् ।
सुखाम्बुपीतं विनिहन्त्यजीर्णं
शूलं विसूचीमरुचिं च सद्यः ॥
क्षारागदं वा लवणं विडं वा
गुडप्रगाढानथ सर्षपान्वा ।
अम्लेन वा सैन्धवहिङ्गुयुक्तौ
सबीजपूर्णौ सघृतौ त्रिवर्गौ ॥
कुडत्रिकं वा लवणैरुपेतं
पिबेत्स्नुहीक्षीरविमिश्रितं तु ।
कल्याणकं वा लवणं पिबेत्तु
यदुक्तमादावनिलामयेषु ॥
कृष्णाजसोदक्षवकाणि वापि
[illegible] ।

दन्तीयुतं वा मगधोद्भवानां
कल्कं पिबेत्कोपवतीरसेन ॥
उष्णाभिरद्भिर्मगधोद्भवानां
कल्कं पिबेन्नागरकल्कयुक्तम् ।
व्योषं करञ्जस्य फलं हरिद्रे
मूलं समं वाप्यथ मातुलुङ्ग्याः ॥
छायाविशुष्का गुटिकाः कृतास्ता
हन्युर्विसूचीं नयनाञ्जनेन ।
सुवामितं साधु विरेचितं वा
सुलङ्घितं वा मनुजं विदित्वा ॥
पेयादिभिर्दीपनपाचनीयैः
सम्यक्क्षुधार्तं समुपक्रमेत ॥ १० ॥

### વિસૂચિકા, અલસક અને વિલંબિકાની ચિકિત્સા

વિસૂચિકા, અલસક કે વિલંબિકા જે સાધ્ય જણાય, તો રોગીના પગની પાનીઓમ ડામ દેવા, અંગોને અગ્નિથી તપાવવાં (શે કરવો) અને તીક્ષ્ણ વમન કરાવવું ઉત્તમ છે. જે ખાધેલું અન્ન પચવામાં તૈયાર થયેલું જણાય તે પછી લંઘન કરાવવું, પાચન ઓષધો દેવ અને ફલવર્તિ વગેરેથી વિરેચન પણ કરવું. વમ અને વિરેચન તે એટલા માટે દેવાં કે દેહ શુદ્ધ થ જાય, તો મૂર્છા તથા અતિસાર વગેરે વિકારો તુરત જ શાંત થઈ જાય. વિસૂચિકા, અલસ અને વિલંબિકામાં નિરૂહબસ્તિ દેવી, પણ પથ્ છે, એમ કહેવામાં આવે છે. હવે બીજા યોગો કહું છું, તે સાંભળો.

હરડે, વજ, હિંગ, ઇંદ્રજવ, રાતું લસણ, સંચળ અને અતિવિષનું ચૂર્ણ સહેવાય તેવ ગરમ પાણી સાથે પાવાથી અજીર્ણ, શૂળ, વિસૂચિકા અને અરુચિઓ તુરત નાશ પામે છે.

કલ્પસ્થાનના સાતમા અધ્યાયના ૨ વિષયમાં કહેલો ક્ષારાગદ અથવા બિડલૂણ સહે વાય તેવા ગરમ પાણી સાથે પાવાથી વિસૂચિકા

એ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

अजीर्णमामं विष्टब्धं विदग्धं च यदीरितम् ।
विसूच्यलसकौ तस्माद्भवेच्चापि विलम्बिका ॥२॥

## વિસૂચિકા, અલસક તથા વિલંબિકાનું નિદાન

સૂત્રસ્થાનના ૮૬મા અધ્યાયના ૭૩૯મા વિષયમા જે આમાજીર્ણ, વિષ્ટમ્ભાજીર્ણ અને વિદગ્ધાજીર્ણ કહેલ છે, તેથી વિસૂચિકા, અલસક અને વિલબિકા ઉત્પન્ન થાય છે ૨

सूचीभिरिव गात्राणि तुदन् सन्तिष्ठतेऽनिलः ।
यत्राजीर्णेन सा वैद्यैरुच्यते तु विसूचिका ॥३॥

## વિસૂચિકા શબ્દની નિરૂક્તિ

જે રોગમા અજીર્ણથી વાયુ, જાણે ગાત્રોને સોઈઓથી ભોકતો હોય એવો ક્રૂર થાય છે, માટે વૈદ્યોએ તેને 'વિસૂચિકા' એ નામ આપેલુ છે ૩

न ता परिमिताहारा लभन्ते विदितागमाः ।
मूढास्तामजितात्मानो लभन्तेऽशनलोलुपाः ॥४॥

## અજીર્ણરહિતને વિસૂચિકા થતી જ નથી

ભોજન સબધી શાસ્ત્રોપદેશ જાણનારા અને તેથી માપસર તથા અનિષિદ્ધ આહાર જ કરનારા લોકોને વિસૂચિકા થતી નથી જે લોકો ત્યાજ્ય આહારને નહી જાણનારા, અજિતેદ્રિય અને ભોજનમા અતિ લપટ હોય છે, તેઓને વિસૂચિકા થાય છે ૪

मूर्च्छातिसारौ वमथुः पिपासा
शूलं भ्रमोद्वेष्टनजृम्भदाहाः ।
वैवर्ण्यकम्पौ हृदये रुजश्च
भवन्ति तस्या शिरसश्च भेदः ॥५॥

## વિસૂચિકાનું લક્ષણ

વિસૂચિકામા મૂર્છા, અતિસાર, વમન, તરસ, શૂળ, ભ્રમ, હાથપગ વગેરેમાં ગોટલીઓ, અંગોનુ મરડાવુ, દાહ, વિવર્ણતા, કપ, હૃદયમાં વેદના અને માથુ જાણે ચિરાઈ જતુ હોય એવી પીડા થાય છે ૫

कुक्षिरानह्यतेऽत्यर्थं ताम्यत्यथ च कूजति ।
निरुद्धो मारुतश्चापि कुक्षावुपरि धावति ॥
वातवर्चोनिरोधश्च कुक्षौ यस्य भृशं भवेत् ।
तस्यालसकमाचष्टे हिक्कोद्गारौ तु यस्य तु ॥६॥

## અલસકનું લક્ષણ

પેટ અત્યત આફરી ગયુ હોય, અંગોને પછાડવા પડતાં હોય, ગ્લાનિ થઈ હોય, કણસવુ પડતુ હોય, અજીર્ણથી રોકાયેલો પવન છાતી તથા કઠ વગેરે ઉપરના ભાગોમાં દોડ્યા કરતો હોય, અધોવાયુ તથા ઝાડો અત્યત રોકાઈ ગયા હોય અને હેડકી તથા ઓડકાર આવ્યા કરતાં હોય, તો તે માણસને 'અલસક' થયેલો જાણવો ૬

दुष्टं तु भुक्तं कफमारुताभ्यां
प्रवर्तते नोर्ध्वमधश्च यस्याम् ।
विलम्बिकां तां भृशदुश्चिकित्स्या-
माचक्षते शास्त्रविदः पुराणाः ॥७॥

## વિલંબિકાનું લક્ષણ તથા અત્યંત કષ્ટસાધ્યતા

કફ અને વાયુથી દુષ્ટ થયેલુ ખાધેલુ અન્ન મોઢામાથી કે ગુદામાંથી પણ નીકળે નહી, એ રોગને પ્રાચીન આયુર્વેદશાસ્ત્રીઓ વિલબિકા કહે છે આ વિલબિકાની ચિકિત્સા કરવી ઘણી મુશ્કેલ છે ૭

यत्रस्थमामं विरुजेत्तमेव
देशं विशेषेण विकारजातैः ।
दोषेण येनावततं स्वलिङ्गै-
स्तं लक्षयेदाममसृङ्गवेश्च ॥८॥

## ચિકિત્સા સહેલી કરવા માટે આમવાળા પ્રદેશની પરીક્ષા

જે પ્રદેશમા આમ રહ્યુ હોય અને જે દોષથી વ્યાપ્ત થયુ હોય, તે પ્રદેશને જ વિશેષે કરી તે દોષ સબધી વિકારોથી તથા આફરા વગેરે પોતાના ચિહ્નોથી તે પીડે છે, માટે દોષ સબધી શેકાવું આદિ વિકારો ઉપરથી અને આફરા

विसूचिकायां परिकीर्त्तितानि
द्रव्याणि वैरेचनिकानि यानि ॥
तान्येव वर्तीर्वितरेद्विचूर्ण्य
महिष्यजावीभगवां तु मूत्रैः ।
स्विन्नस्य पायौ विनिवेश्य ताश्च
चूर्णानि चैषां प्रधमेत्तु नाड्या ॥
मूत्रेषु संसाध्य यथाविधानं
द्रव्याणि यान्यूर्ध्वमधश्च यान्ति ।
क्वाथेन तेनाशु निरूहयेच्च
मूत्रार्द्धयुक्तेन समाक्षिकेण ।
त्रिभण्डियुक्तं लवणप्रकुञ्चं
दत्त्वा विरिक्तक्रममाचरेच्च ।
एष्वेव तैलेन च साधितेन
प्राप्तं यदि स्यादनुवासयेच्च ॥१४॥

### આનાહની ચિકિત્સા

જો આનાહ, આમથી ઉત્પન્ન થયેલો હોય, તો રોગીને વમન કરાવીને પછી અન્નસંસર્ગના ક્રમ પ્રમાણે પિપ્પલ્યાદિગણથી સંસ્કાર આપેલી રાબ વગેરે આહારોની યોજનાઓ કરવી.

જો આનાહ વિષ્ટાથી ઉત્પન્ન થયેલો હોય, તો સ્વેદનો તથા પાચનોરૂપ ઉપચારો કરવા; પરંતુ વિષ્ટાથી થયેલા આનાહમાં જો વિષ્ટાની ઊલટી થતી હોય, તો તે અસાધ્ય સમજીને તેની ચિકિત્સા જ કરવી નહીં.

આ અધ્યાયના ૧૦મા વિષયમાં વિસૂચિકા ઉપર જે નેપાળા વગેરે વૈરેચનિક દ્રવ્યો કહેવામાં આવ્યાં છે, તેઓના ચૂર્ણને ભેંશ, બકરી, ગાડર, હાથી તથા ગાયના મૂત્રમાં પકવી, વાટો બનાવી, રોગીને સ્વેદન સંસ્કાર આપી, તેની ગુદામાં તે વાટો ખોસવી. એ નેપાળા વગેરેનાં કોરાં ચૂર્ણો નળીમાં નાખી ફૂંક મારી ગુદામાં ચડાવી દેવાં. સૂત્રસ્થાનના ૩૯મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં જે કડવી ઘીસોડી વગેરે [illegible] તેઓનો અરધોઅરધ પાણીવાળા ભેંશ વગેરેના મૂત્રમાં વિધિ પ્રમાણે ક્વાથ કરી તે ક્વાથને મધથી તથા નસોતર અને સૈંધવના ચાર તોલાભાર કલ્કથી મિશ્ર કરી તે ક્વાથથી નિરૂહબસ્તિ દેવી. નિરૂહબસ્તિ દીધા પછી ચિકિત્સાસ્થાનના ૩૯મા અધ્યાયમાં, સમ્યગ્વિરેચિત થયેલા માટે જે ક્રમ કહેવામાં આવ્યો છે, તે કરવો. (આ નિરૂહબસ્તિ આમાવસ્થામાં ન દેવી, પણ આમનું પાચન થયા પછી દેવી.) નિરૂહબસ્તિ દીધા પછી વાયુનો પ્રકોપ રહેલો જણાય, તો એ જ દ્રવ્યોમાં પકવેલા તેલથી અનુવાસનબસ્તિ દેવી. ૧૪

## અધ્યાય ૫૭મો

अथातोऽरोचकप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ॥
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અરોચકપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

दोषैः पृथक् सह च चित्तविपर्य्ययाच्च
भक्तायनेषु हृदि चावतते प्रगाढम् ।
नान्ने रुचिर्भवति तं भिषजो विकारं
भक्तोपघातमिह पञ्चविधं वदन्ति ॥२॥

### અરોચકનાં નિદાન, સંપ્રાપ્તિ, સંખ્યા તથા સામાન્ય લક્ષણ

એકએક દોષથી, ત્રણે દોષોથી અને ચિંતાદિકને લીધે થયેલા ચિત્તના વિહ્વળપણાથી અન્નનું વહન કરનારાં સ્રોતો અને હૃદય વ્યાપ્ત થતાં અન્ન ઉપર રુચિ થતી નથી, એ રોગને વૈદ્યો અરોચક કહે છે. વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય,

[1] અરોચક (અન્ન ઉપર અરુચિ) અને અવિપાક (અન્નનું પેટમાં ન પાકવું) તેઓનાં નિદાનો, લક્ષણો તથા ચિકિત્સાઓ [illegible]

નાશ પામે છે.

ગોળથી સારી પેઠે મિશ્ર કરેલું સરસવનું ચૂર્ણ સહેવાય તેવા ગરમ પાણી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ ઘી, સૈંધવ, હિંગ તથા બિજોરાના ચૂર્ણથી મિશ્ર કરી ખાટા પાણી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

સૂંઠ, મરી તથા પીપરનું ચૂર્ણ પંચલવણોથી તથા થોરના દૂધથી મિશ્ર કરી ખાટાં પીણાં સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

ચિકિત્સાસ્થાનના ચોથા અધ્યાયના ૨૯મા વિષયમાં કહેલું કલ્યાણક લવણ, ખાટાં પીણાં સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

પીપર, બોડીઅજમોદ અને રાઈનું ચૂર્ણ ખાટા પ્રવાહી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

પીપર અને નેપાળાનું સમભાગ ચૂર્ણ ખાટા પ્રવાહી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

નેપાળો અને પીપરનો કલ્ક, કડવી ઘીસોડીના રસમાં પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

પીપર તથા સૂંઠનો કલ્ક ઊના પાણી સાથે પાવાથી વિસૂચિકાદિ નાશ પામે છે.

સૂંઠ, મરી, પીપર, કરંજનું ફળ, હળદર, દારૂહળદર અને બિજોરાનાં મૂળ સમભાગે લઈ, કલ્ક કરી, ગોળીઓ વાળી, તે ગોળીઓને છાયામાં સૂકવવી. આ ગોળી નેત્રોમાં આંજવાથી તંદ્રા આદિ વિસૂચિકાના વિકારો નાશ પામે છે.

રોગી સારી રીતે ઊલટી પામેલો, વિરેચિત કે લંઘિત થયેલો જાણવામાં આવે, તે પછી જ્યારે તેને સારી પેઠે ભૂખ લાગે, ત્યારે વૈદ્યે રાબ આદિ દીપનીય તથા પાચનીય પ્રયોગોથી ઉપચારો કરવા. ૧૦

आमं शकृद्वा निचितं क्रमेण
भूयो विबद्धं विगुणानिलेन ।
प्रवर्त्तमानं न यथास्वमेनं
विकारमानाहमुदाहरन्ति ॥११॥

**આનાહનું નિદાન તથા સામાન્ય લક્ષણ**

આહારનો ન પાકેલો રસ આમ કહેવાય છે; તે અથવા વિષ્ટા અનુક્રમે સંચય પામીને અને દુષ્ટ વાયુથી બંધાઈને અથવા સુકાઈને પોતાના માર્ગમાં પ્રવર્તે નહીં, એ વિકારને વૈદ્યો આનાહ કહે છે. ૧૧

तस्मिन्भवन्त्यामसमुद्भवे तु
तृष्णाप्रतिश्यायशिरोविदाहाः ।
आमाशये शूलमथो गुरुत्वं
हृल्लास उद्गारविघातनं च ॥१२॥

**આમથી ઉત્પન્ન થયેલા આનાહનું લક્ષણ**

જે આનાહ આમથી થયો હોય, તો તરસ, પ્રતિશ્યાય, માથામાં બળતરા, આમાશયમાં શૂળ, ભારેપણું, મોળ અને ઓડકારનું અટકવું—એટલાં ચિહ્નો થાય છે. ૧૨

स्तम्भः कटीपृष्ठपुरीषमूत्रे
शूलोऽथ मूर्छा च शकृद्वमिश्च ।
श्वासश्च पक्वाशयजे भवन्ति
लिङ्गानि चात्रालसकोद्भवानि ॥१३॥

**વિષ્ટાથી ઉત્પન્ન થયેલા આનાહનું લક્ષણ**

જે આનાહ વિષ્ટાથી થયો હોય, તો કમર તથા પીઠ ઝલાઈ જાય છે, વિષ્ટા તથા મૂત્ર ઊતરતાં નથી, શૂળ થાય છે, મૂર્છા આવે છે, વિષ્ટાની ઊલટી થાય છે, શ્વાસ થાય છે અને આ અધ્યાયના ૬ઠ્ઠા વિષયમાં અલસકનાં જે લક્ષણો કહ્યાં છે, તેઓ પણ થાય છે. ૧૩

आमोद्भवे वान्तमुपक्रमेत
संसर्गभक्तक्रमदीपनीयैः ।
अथेतरं यो न शकृद्भमेत्त-
मामभयेत्स्वेदनपाचनैश्च ।

नि वितरेन्मुखधावनार्थ-
ानि तिक्तकटुकानि च भेषजानि ।
राजतरुवर्गदशाङ्गसिद्धैः
र्जयेन्मधुयुतैर्विविधैश्च लेहैः ।
गुडकृतैश्च तथा त्वरिष्टैः
सवैश्च मधुमाधवतुल्यगन्धैः ॥८॥

## ા ચાર અરોચકની ચિકિત્સા

ાજન્ય અરોચક થયો હોય, તો વજના ામન કરાવી, પીપર, વાવડિંગ, જવ-ણુ, ભારંગી, રાસ્ના, એલચી અથવા ં, હિંગ, સૈંધવ અને સૂંઠનું ચૂર્ણ વો અથવા ઊના પાણી સાથે પાવું.

ાતજન્ય અરોચક થયો હોય, તો ગોળના ા મધુરવર્ગથી વમન કરાવી સૈંધવ, સાકર, ઘીથી મિશ્ર સ્નેહપાન કરાવવું.

જન્ય અરોચક થયો હોય, તો લીંબડાના વમન કરાવી, તે ઉપર મધ તથા અજ-મેશ્ર કરેલો ગરમાળાનો ક્વાથ પાવો ાાતજન્ય અરોચક ઉપર જે ચૂર્ણ કહે-ાવ્યું છે તે પાવું.

ાન્નિપાતિક અરોચક થયો હોય, તો પ્રથમ ા કરવાની ના પાડી, પછી રોગી વગેરેનો જણાય, તો વમન કરાવીને ઉપર લખેલી ાની ચિકિત્સાઓ કરવી.

ાક્ષ, પટોલ, બિડલૂણ, નેતર, કેરડો, , મોરવેલ, હરડે, બહેડાં, બોર, આમળાં, કરંજનાં બીજ અને ગરમાળાનાં બીજ ેનો ગોમૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવીને ાથી, વાતજન્ય અરોચક, ગુલ્મ, શ્વાસ, રોગો અને હૃદયના રોગો મટે છે.

ાથ, વજ, સૂંઠ, મરી, પીપર, હળદર, દર, ભારંગી, કઠ અને ચિત્રક વાટી ાડરના મૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવી ાથી, પિત્તજન્ય અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદયના રોગો મટે છે.

કાળીપાડ, વંશલોચન, અતિવિખ અને ઉત્તમ હળદર વાટી તેનો હાથીના મૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવી ચટાડવાથી કફજન્ય અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદયના રોગો નાશ પામે છે.

સૂરજમુખી, આકડો, ગળો અને કોચાં વાટી, તેનો પાડાના મૂત્રમાં વિધિ પ્રમાણે લેહ પકવીને ચટાડવાથી, સાન્નિપાતિક અરોચક, ગુલ્મ, શ્વાસ, ગળાના રોગો અને હૃદ્રોગો મટે છે.

પોતપોતાના દેશની રીતથી બનાવેલાં તથા માફક હોય એવાં વિવિધ ભક્ષ્યો, પાનકો, મૂળો, ફળો, સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૨૭મા વિષયમાં કહેલા રાગખાડવો[1], વિવિધ રસો અને હલકાં રૂક્ષ તથા મનને આનંદ આપે એવાં ભોજનો વિવિધ પ્રકારોથી ગોઠવી દેવામાં આવે, તો તેથી અરોચકો મટી જાય છે.

અરોચકો ઉપર નિરૂહબસ્તિઓની, વિરેચનોની અને કોમળ શિરોવિરેચનોની પણ વિધિપૂર્વક યોજનાઓ કરવી. (જો કે અરોચકમાં નિરૂહબસ્તિનો નિષેધ છે, તો પણ અહીં વિધાન કર્યું; તેથી એમ જણાય છે, કે અરોચકમાં આરંભમાં નહીં, પણ વમનાદિક કરાવ્યા પછી વાયુનો અનુબંધ જણાય, તો નિરૂહબસ્તિ દેવાની છૂટ છે.)

અરોચકો ઉપર મોઢાને શુદ્ધ કરવા માટે

૧ કેટલાક એવું વ્યાખ્યાન આપે છે કે 'રાગખાડવ' એ શબ્દથી યવાનીખાડવચૂર્ણ સમજવું. અજમો, દાડમ, સૂંઠ, કોકમ, અમ્લવેતસ અને સૂકવેલો બોરનો ગર્ભ—એ પ્રત્યેક પદાર્થ છન્નુંછન્નું ચણોઠીભાર લેવા; મરી સાઠ ચણોઠીભાર, પીપર બસોચાળીસ ચણોઠીભાર અને તજ, સંચળ, ધાણા તથા જીરું અડતાલીસઅડતાલીસ ચણોઠીભાર લેવાં; સાકર ચોવીસ શાણભાર લેવી. (ચોવીસ ચણોઠીભારનું એક શાણ થાય છે.) એ સર્વ પદાર્થોને એકઠા કરી ચૂર્ણ બનાવવામાં આવે, એ યવાનીખાડવચૂર્ણ કહેવાય છે.

સાન્નિપાતિક અને પિત્તવિપર્યયજન્ય—એ રીતે અરોચકના પાંચ ભેદો છે. ૨

हृच्छूलपीडनयुतं विरसाननत्वं
वातात्मके भवति लिङ्गमरोचके तु ॥३॥

### વાતજન્ય અરોચકનું લક્ષણ

જો વાતજન્ય અરોચક થયો હોય, તો હૃદયમાં શૂળ તથા પીડા થાય છે અને મોઢું નિરસ થઈ જાય છે. ૩

हृद्दाहचोषबहुता मुखतिक्तता च
मूर्छा सतृड् भवति पित्तकृते तथैव ॥४॥

### પિત્તજન્ય અરોચકનું લક્ષણ

જો પિત્તજન્ય અરોચક થયો હોય, તો હૃદયમાં ઘણો દાહ તથા ચોસ થાય છે, મોઢું કડવું થઈ મૂર્છા આવે છે અને તરસ લાગ્યા કરે છે. ૪

कण्डूगुरुत्वकफसंस्रवसादतन्द्राः
श्लेष्मात्मके मधुरमास्यमरोचके तु ॥५॥

### કફજન્ય અરોચકનું લક્ષણ

જો કફજન્ય અરોચક થયો હોય, તો ખરજ આવે છે, શરીરમાં ભારેપણું થાય છે, મોઢામાંથી કફનો સ્રાવ, ગ્લાનિ, તન્દ્રા અને મોઢું મધુર થઈ જાય છે. ૫

सर्वात्मके पवनपित्तकफा बहूनि
रूपाण्यथास्य हृदये समुदीरयन्ति ॥६॥

### સાન્નિપાતિક અરોચકનું લક્ષણ

જો ત્રણે દોષોથી અરોચક થયો હોય, તો માણસના હૃદયમાં વાત, પિત્ત અને કફ—એ ત્રણે દોષો ઘણાં રૂપો પ્રકટ કરે છે. (આ અરોચક અસાધ્ય છે—ડલ્હન.) ૬

संरागशोकभयविप्लुतचेतसस्तु
चिन्ताकृतो भवति सोऽशुचिदर्शनाच्च ॥७॥

### ચિત્તવિપર્યયજન્ય અરોચકનું લક્ષણ

કામના, શોક કે ભયથી ચિત્ત વિહ્વળ થતાં ચિંતાને લીધે જે અરોચક થાય છે, તે ચિત્ત વિપર્યયજન્ય ગણાય છે. બીભત્સ આદિ પદાર્થના દર્શનથી જે અરોચક થાય છે, તે પણ ચિત્તવિપર્યયજન્ય (આગંતુક) ગણાય છે. (આ પાંચમા પ્રકારના અરોચકમાં મોઢું અવિકૃત રસવાળું રહે છે—માધવપ્રકાશ.) ૭

वाते वचाम्बुवमनं कृतवान्पिबेच्च
स्नेहैः सुराभिरथवोष्णजलेन चूर्णम् ।
कृष्णाविडङ्गयवभस्महरेणुभार्गी-
रास्नैलहिङ्गुलवणोत्तमनागराणाम् ।
पित्ते गुडाम्बुमधुरैर्वमनं प्रशस्तं
स्नेहः ससैन्धवसितामधुसर्पिरिष्टः ॥
निम्बाम्बुवामितवतः कफजेऽनुपानं
राजद्रुमाम्बु मधुना तु सदीप्यकं स्यात् ।
चूर्णं यदुक्तमथवानिलजे तदेव
सर्वैश्च सर्वकृतमेवमुपक्रमेत ॥
द्राक्षापटोलविडवेत्रकरीरनिम्ब-
मूर्वाभयाक्षबदरामलकेन्द्रवृक्षैः ।
बीजैः करञ्जनृपवृक्षभवैश्च पिष्टै-
र्लेहं पचेत्सुरभिमूत्रयुतं यथावत् ॥
मुस्तां वचां त्रिकटुकं रजनीद्वयं च
भार्गीं च कुष्ठमथ निर्दहनीं च पिष्ट्वा ।
मूत्रेऽविजे द्विरदमूत्रयुते पचेद्वा
पाठां तुगामतिविषां रजनीं च मुख्याम् ॥
मण्डूकिमर्कममृतां च सलाङ्गलाख्यां
मूत्रे पचेत्तु महिषस्य विधानविद्वा ।
एतान्च सन्ति चतुरो लिहतस्तु लेहान्
गुल्मारुचिश्वसनकण्ठहृदामयाश्च ॥
मात्स्यान् स्वदेशरचितान् विविधांश्च भक्ष्यान्
पानानि मूलफलषाडवरागयोगान् ।
अद्याद्रसांश्च विविधान् विविधैः प्रकारै-
र्भुञ्जीत चापि लघुरूक्षमनःसुखानि ॥
आस्थापनं विधिवदत्र विरेचनं च
कुर्यान्मृदूनि शिरसश्च विरेचनानि ।
त्रीण्यूषणानि रजनीत्रिफलायुतानि
चूर्णीकृतानि यवशूकविमिश्रितानि ।

### વાતકુંડલિકાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

શરીરની રૂક્ષતાથી અથવા મૂત્ર આદિના વેગો રોકવાથી દુષ્ટ થયેલો વાયુ, કુંડલી વાળેલા જેવો ગોળ થઈ મૂત્રને વીંટી લઈ વેદના ઉત્પન્ન કરીને મૂત્રાશયમાં ફરે છે અને બંધાઈ ગયેલો હોવાને લીધે તેમાંજ ભમ્યા કરે છે, કે જેથી થોડુંથોડું અથવા પીડાવાળું મૂત્ર ધીરેધીરે આવે છે. આ મહાદારુણ રોગ વાતકુંડલિકા કહેવાય છે. ૩

शकृन्मार्गस्य बस्तेश्च वायुरन्तरमाश्रितः ।
अष्ठीलावद्घनं ग्रन्थिं करोत्यचलमुन्नतम् ॥
विण्मूत्रानिलसङ्गश्च तत्राध्मानं च जायते ।
वेदना जायते बस्तौ वाताष्ठीलेति तां विदुः ॥४॥

### વાતાષ્ઠીલાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

વિષ્ટાનો માર્ગ અને મૂત્રાશયના મધ્યમાં રહેલો વાયુ, લંબગોળ પથ્થર જેવી અચળ અને પ્રબળ ગાંઠ ઉત્પન્ન કરે છે. આ ગાંઠ થતાં વિષ્ટા, મૂત્ર તથા અધોવાયુની અટકાયત થાય, ગુદા તથા મૂત્રાશય ફૂલી જાય અને મૂત્રાશયમાં વેદના થાય છે. આ રોગ વાતાષ્ઠીલા કહેવાય છે. ૪

वेगं विधारयेद्यस्तु मूत्रस्याकुशलो नरः ।
निरुणद्धि मुखं तस्य बस्तेर्बस्तिगतोऽनिलः ॥
मूत्रसङ्गो भवेत्तेन बस्तिकुक्षिनिपीडितः ।
वातबस्तिः स विज्ञेयो व्याधिः कृच्छ्रप्रसाधनः ॥५॥

### વાતબસ્તિનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

જે મૂર્ખ માણસ મૂત્રનો વેગ અટકાવે છે, તેના મૂત્રાશયમાં રહેલો વાયુ મૂત્રાશયના મોઢાને રોકી દે છે, જેથી મૂત્રનો અટકાવ થાય છે અને મૂત્રાશયના મધ્ય ભાગમાં વેદના થાય છે. આ રોગ વાતબસ્તિ કહેવાય છે અને તે કષ્ટસાધ્ય છે.

सन्धार्य्य वेगं मूत्रस्य यो भूयः स्रष्टुमिच्छति ।
तस्य नाभ्येति यदि वा कथञ्चित्संप्रवर्त्तते ॥
प्रवाहतो मन्दरुजमल्पमल्पं पुनः पुनः ।
मूत्रातीतं तु तं विद्यान्मूत्रवेगविघातजम् ॥६॥

### મૂત્રાતીતનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

જે માણસ પ્રથમ મૂત્રના વેગને રોકી રાખીને પછી મૂતરવાનું ઇચ્છે છે, તે માણસને મૂત્ર આવતું નથી; જો આવે છે, તો જોર કરવાથી માંડમાંડ આવે છે અને તે પણ ધીમુંધીમું પીડા પામતું તથા વારંવાર થોડુંથોડું આવે છે. મૂત્રના રોકાણને લીધે પ્રકુપિત થયેલા વાયુથી થતો આ રોગ મૂત્રાતીત કહેવાય છે. ૬

मूत्रस्य विहते वेगे तदुदावर्त्तहेतुना ।
अपानः कुपितो वायुरुदरं पूरयेद्भृशम् ॥
नाभेरधस्तादाध्मानं जनयेत्तीव्रवेदनम् ।
तं मूत्रजठरं विद्यादधोबस्तिनिरोधजम् ॥७॥

### મૂત્રજઠરનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

મૂત્રના વેગનો અટકાવ કરવાથી મૂત્રના ઊંચા ભ્રમણને લીધે પ્રકુપિત થયેલો અપાન-વાયુ, ઉદરને અત્યંત પૂરી દે છે અને તેને લીધે નાભિથી નીચેના ભાગમાં તીવ્ર વેદનાવાળું આધ્માન (ફૂલેલાપણું) કરી દે છે, જેથી મૂત્રનો તથા વિષ્ટાનો માર્ગ રોકાઈ જાય છે. આ રોગ મૂત્રજઠર કહેવાય છે. ૭

बस्तौ वाप्यथवा नाले मणौ वा यस्य देहिनः ।
मूत्रं प्रवृत्तं सज्जेत सरक्तं वा प्रवाहतः ॥
स्रवेच्छनैरल्पमल्पं सरुजं वाथ नीरुजम् ।
विगुणानिलजो व्याधिर्मूत्रसङ्गः स संज्ञितः ॥८॥

### મૂત્રોત્સંગનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

પ્રવર્તેલું મૂત્ર મૂત્રાશયમાં, લિંગમાં અથવા લિંગના ટોચકામાં રોકાઈ રહે અને જોર કરવા જતાં લોહીવાળું, વેદનાવાળું અથવા થોડી વેદના-વાળું અને થોડુંથોડું ધીરેધીરે સ્રવે છે; એ દુષ્ટ વાયુથી થતો રોગ મૂત્રોત્સંગ કહેવાય છે. ૮

रूक्षस्य क्लान्तदेहस्य बस्तिस्थौ पित्तमारुतौ ।
सदाहवेदनं कृच्छ्रं कुर्यातां मूत्रसंक्षयम् ॥९॥

### મૂત્રક્ષયનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

જેનો દેહ રૂક્ષ થયો હોય તથા ગ્લાનિ

સૂંઠ, મરી, પીપર, હળદર, ત્રિફળા, જવખાર અને ભોરિંગડીનાં ચૂર્ણોથી ગોઠવેલા યોગો દેવા અને બીજાં પણ કડવાં તથા તીખાં ઔષધો દેવાં.

મુસ્તાદિગણ, આરગ્વધાદિગણ અને દશમૂળીના ક્વાથોથી, મધુરવર્ગના વિવિધ અવલેહોથી, તેમ જ ચિકિત્સાસ્થાનના ૧૦મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે ગોળનો યોગ આપીને બનાવેલા અને મધના તથા મધથી બનાવેલા મધના જેવા ગંધવાળા મૂત્રાસવોથી, અરિષ્ટોથી તથા ક્ષારાસવોથી અરોચકોનો નાશ કરવો. ૮

स्यादेष एव कफवातहते विधिश्च
शान्ति गते हुतभुजि प्रशमाय तस्य ॥९॥

**અવિપાકનું લક્ષણ તથા ચિકિત્સા**

જઠરાગ્નિ કફ તથા વાયુથી હણાઈને ઠરી ગયો હોય, તો ખાધેલું અન્ન પચતું નથી; એ અવિપાક કહેવાય છે. આ પ્રમાણે અવિપાક થયો હોય, તો પણ વૈદ્યે ઉપર કહેલી ચિકિત્સાઓ જ ગોઠવવી. ૯

इच्छाभिघातभयशोकहतेऽन्तराग्नौ
भावान्भवाय वितरेत्खलु शक्यरूपान् ।
अर्थेषु चाप्यपचितेषु पुनर्भवाय
पौराणिकैः श्रुतिपथैरनुमानयेत्तम् ॥
दैन्यं गते मनसि बोधनमत्र शस्तं
यद्यत्प्रियं तदुपसेव्यमरोचके तु ॥१०॥

**ચિત્તવિપર્યયજન્ય અરોચકની ચિકિત્સા**

ઇચ્છેલા પદાર્થોની પ્રાપ્તિમાં વિઘ્નો પડવાથી, ભયથી કે શોકાદિકથી ચિંતા ઉત્પન્ન થતાં ચિત્ત વિહ્વળ થઈ જવાને લીધે જઠરાગ્નિ મંદ થઈ જવાથી અરોચક ઉત્પન્ન થયો હોય, તો જે પદાર્થો મળી શકે એવા હોય, તે પદાર્થો દેવા, કે જેથી રુચિ ઉત્પન્ન થાય, પણ ધનના કે પુત્ર વગેરેના વિનાશથી અરોચક થયો હોય, તો પુરાણોક્ત તથા વેદોક્ત આખ્યાનોના માર્ગોથી રોગીને સમજાવવો, કે નાશ પામેલું પણ કાળયોગને લીધે અમુક કારણોની સંપત્તિ થતાં પાછું મળી શકે છે.' રોગીનું મન દીન થઈ ગયું હોય, તો વૈરાગ્ય ઉત્પન્ન કરનારાં વાક્યોથી તથા બ્રહ્મવિદ્યાથી બોધ કરવો હિતકારી છે. ચિત્તવિપર્યયજન્ય અરોચકનો નાશ કરવાની સામાન્ય રીત આ છે કે રોગીને જે જે વસ્તુઓ પ્રિય હોય, તે તે વસ્તુઓનું સેવન કરાવવું. (આ ઉપાયોથી મન શાંત થતાં અગ્નિ પ્રદીપ્ત થવાથી પોતાની મેળેજ અન્ન ઉપર રુચિ ઉત્પન્ન થાય છે.) ૧૦

## અધ્યાય ૫૮ મો

अथातो मूत्राघातप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

**ઉપક્રમ**

હવે શિષ્યોના પૂછવાથી 'મૂત્રાઘાતપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

वातकुण्डलिकाष्ठीला वातबस्तिस्तथैव च ।
मूत्रातीतः सजठरो मूत्रोत्सङ्गः क्षयस्तथा ॥
मूत्रग्रन्थिर्मूत्रशुक्रमुष्णवातस्तथैव च ।
मूत्रौकसादौ द्वौ चापि रोगा द्वादश कीर्त्तिताः॥२॥

**'મૂત્રાઘાત' નામના બાર રોગો**

વાતકુંડલિકા, વાતાષ્ઠીલા, વાતબસ્તિ, મૂત્રાતીત, મૂત્રજઠર, મૂત્રોત્સંગ, મૂત્રક્ષય, મૂત્રગ્રંથિ, મૂત્રશુક્ર, ઉષ્ણવાત, પિત્તકૃત મૂત્રૌકસાદ અને કફકૃત મૂત્રૌકસાદ—એ બાર રોગો 'મૂત્રાઘાત' નામથી ઓળખાય છે. ૨

रौक्ष्याद्वेगविघाताद्वा वायुर्बस्तौ सवेदनम् ।
मूत्रं चरति संगृह्य विगुणः कुण्डलीकृतः ॥
सृजेदल्पाल्पमथवा सरुजस्कं शनैः शनैः ।
वातकुण्डलिकां तां तु व्याधिं विद्यात्सुदारुणम् ॥३॥

[1] બાર પ્રકારના મૂત્રાઘાતોનાં નિદાનો, લક્ષણો તથા ચિકિત્સાઓનાં નિરૂપણ વિષે.

सुरां सौवर्चलवतीं मूत्रकृच्छ्री पिबेन्नरः ।
मधु मांसोपदंशं वा पिबेद्वाप्यथ गौडिकम् ॥
पिबेत्कुङ्कुमकर्षं वा मध्वुदकसमायुतम् ।
रात्रिपर्युषितं प्रातस्तथा सुखमवाप्नुयात् ॥
दाडिमाम्लां युतां मुस्त्यामलाजीरकनागरैः ।
पीत्वा सुरां सलवणां मूत्रकृच्छ्रात्प्रमुच्यते ॥
पृथक्पर्ण्यादिवर्गस्य मूलं गोक्षुरकस्य च ।
अर्द्धप्रस्थेन तोयस्य पचेत्क्षीरचतुर्गुणम् ॥
क्षीरावशिष्टं तच्छीतं सिताक्षौद्रयुतं पिबेत् ।
नरो मारुतपित्तोत्थमूत्राघातनिवारणम् ॥
निष्पीड्य वाससा सम्यग्वर्चो रासभवाजिनाम् ।
रसस्य कुडवं तस्य पिबेन्मूत्ररुजापहम् ॥
मुस्ताभयादेवदारुमूर्वाणां मधुकस्य च ।
पिबेदक्षसमं कल्कं द्राक्षाया जलसंयुतम् ॥
पिबेत्पर्युषितं वारि शीतं मूत्ररुजापहम् ।
निदिग्धिकायाः स्वरसं पिबेत्कुडवसंमितम् ॥
मूत्रदोषहरं कल्कमथवा क्षौद्रसंयुतम् ।
प्रपीड्यामलकानां तु रसं कुडवसंमितम् ॥
पीत्वाऽगदी भवेज्जन्तुर्मूत्रदोषरुजातुरः ।
धात्रीफलरसेनैवं सूक्ष्मैलां वा पिबेन्नरः ॥
पिष्ट्वाथ वा सुशीतेन शालितण्डुलवारिणा ।
तालस्य तरुणं मूलं त्रपुसस्वरसं तथा ॥
श्वेतं कर्कटकं चैव प्रातस्तं पयसा पिबेत् ।
शृतं वा मधुरैः क्षीरं सर्पिर्मिश्रं पिबेन्नरः ॥
मूत्रदोषविशुद्ध्यर्थं शुक्रदोषहरं परम् ।
बलाश्वदंष्ट्राक्रौञ्चास्थिकोकिलाक्षकतण्डुलान् ॥
शतपर्वकमूलं च देवदारु सचित्रकम् ।
अक्षबीजं च सुरया कल्कीकृत्य पिबेन्नरः ॥
मूत्रदोषविशुद्ध्यर्थं तथैवाश्मरिशोधनम् ।
पाटलाक्षारमाहृत्य सप्तकृत्वः परिस्रुतम् ॥
पिबेन्मूत्रविकारघ्नं संसृष्टं तैलमात्रया ।
नलेक्षुदर्भाश्मभेदत्रपुसैर्वारुबीजकम् ॥
क्षीरं परिस्रुतं तत्र पिबेत्सर्पिःसमायुतम् ।
पाटल्या यावशूकाच्च पारिभद्रात्तिलादपि ॥
क्षारोदकेन मतिमांस्त्वगेलोपणचूर्णकम् ।
पिबेद्गुडेन मिश्रान्वा लिह्याल्लेहान् पृथक् पृथक् ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि मूत्रदोषे क्रमं हितम् ।
स्नेहस्वेदोपपन्नानां हितं तेषु विरेचनम् ।
ततः संशुद्धदेहानां हिताश्चोत्तरबस्तयः ॥
स्त्रीणामतिप्रसङ्गेन शोणितं यस्य सिच्यते ।
मैथुनोपरमस्तस्य बृंहणश्च विधिः स्मृतः ॥
ताम्रचूडवसा तैलं हितं चोत्तरबस्तिषु ।
विधानं तत्र पूर्वं हि व्यासतः परिकीर्तितम् ॥
क्षौद्रार्द्धभागं दत्त्वा तु भागौ तु क्षीरसर्पिषोः ।
स्वयङ्गुप्ताफलं चैव तथैवेक्षुरकस्य च ।
शर्करायाश्च चूर्णं तु द्राक्षाचूर्णं च तत्समम् ।
पिप्पलीचूर्णसंयुक्तमर्द्धभागं प्रदापयेत् ॥
एतदेकध्यमानीय खजेनाभिप्रमन्थयेत् ।
तस्य पाणितलं भागं लीढ्वा क्षीरं ततः पिबेत् ॥
एतं योगं प्रयुञ्जानः शुद्धदेहो नरः सदा ।
मूत्रदोषाञ्जयेत्सर्वानन्ययोगैः सुदुर्जयान् ॥
जयेच्छोणितदोषांश्च वन्ध्या गर्भं लभेत च ।
नारी चैतत्प्रयुञ्जाना योनिदोषात्प्रमुच्यते ॥
बला कोलास्थि मधुकं श्वदंष्ट्राथ शतावरी ।
मृणालं च कशेरुश्च बीजानीक्षुरकस्य च ॥
सहस्रवीर्यांशुमती पयस्या सह कालया ।
शृगालविन्नातिबला बृंहणीयो गणस्तथा ॥
एतानि समभागानि मतिमान् सह साधयेत् ।
चतुर्गुणेन पयसा गुडस्य तुलया सह ॥
द्रोणावशिष्टं तत्पूतं पचेत्तेन घृताढकम् ।
तत्सिद्धं कलशे स्थाप्यं क्षौद्रप्रस्थेन संयुतम् ।
सर्पिरेतत्प्रयुञ्जानो मूत्रदोषात्प्रमुच्यते ॥१५॥

### મૂત્રાઘાતોની ચિકિત્સા

બુદ્ધિમાન વૈદ્યે, મૂત્રાઘાતો ઉપર ક્વાથ આદિ કષાયોની, કલ્કોની, ઘૃતોની, ભક્ષ્યોની, લેહોની, દૂધોની, ક્ષારોની, મદ્યથી બનાવેલા આસવોની, ઉપનાહ આદિ સ્વેદોની અને ઉત્તરબસ્તિઓની યોગ્ય યોજનાઓ કરવી. ચિકિત્સાસ્થાનના ૭મા

પામ્યો હોય, એવા માણસનું મૂત્રાશયમાં રહેલાં પિત્ત અને મૂત્રનો ક્ષય કરે છે, કે જે થતાં દાહ અને વેદના થાય છે. આ દુઃખદાયી રોગ મૂત્રક્ષય કહેવાય છે ૯

अभ्यन्तरे बस्तिमुखे वृत्तोऽल्पः स्थिर एव च ।
वेदनावानभिष्यन्दी मूत्रमार्गनिरोधनः ॥
जायते सहसा यस्य ग्रन्थिरश्मरिलक्षणः ।
स मूत्रग्रन्थिरित्येवमुच्यते वेदनादिभिः ॥१०॥

### મૂત્રગ્રંથિનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

મૂત્રાશયના દ્વારની અંદર એકાએક ગોળ નાનો, અચલ, વેદનાવાળો, સ્રાવવાળો, મૂત્રનું વહન કરનારા સ્રોતને રોકનારો અને વેદનાદિકથી પથરીના જેવાં લક્ષણોવાળો ગ્રંથિ ઉત્પન્ન થાય છે એ રોગ મૂત્રગ્રંથિ કહેવાય છે. (પથરીમાં અને મૂત્રગ્રંથિમાં ભેદ આ છે, કે પથરી, મૂત્ર આદિનો સંચય થવાથી અનુક્રમે થાય છે તથા પિત્તના આધિક્યવાળી હોય છે અને મૂત્રગ્રંથિ એકાએક થાય છે તથા લોહીના આધિક્યવાળો હોય છે-ભાવપ્રકાશ ) ૧૦

प्रत्युपस्थितमूत्रस्तु मैथुनं योऽभिनन्दति ।
तस्य मूत्रयुतं रेतः सहसा संप्रवर्त्तते ॥
पुरस्ताद्वापि मूत्रस्य पश्चाद्वापि कदाचन ।
भस्मोदकप्रतीकाशं मूत्रशुक्रं तदुच्यते ॥११॥

### મૂત્રશુક્રનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

જે પુરુષ મૂત્રની હાજત લાગ્યા છતાં મૂતર્યા વગર મૈથુન કરે, તેનું સ્થાનથી ભ્રષ્ટ થયેલું અને પછી વાયુએ ઊંચું ચડાવેલું વીર્ય એકાએક મૂત્રની સાથે અથવા મૂત્રની પહેલાં અથવા કોઈ વખતે મૂત્ર પછી પ્રવર્તે છે અને તે ભસ્મવાળા જળ જેવું હોય છે, આ રોગ મૂત્રશુક્ર કહેવાય છે ૧૧

व्यायामाध्वातपैः पित्तं बस्तिं प्राप्यानिलावृतम् ।
बस्तिमेढ्रगुदं चैव प्रदहन् स्रावयेदधः ॥
मूत्रं हारिद्रमथवा सरक्तं रक्तमेव वा ।
कृच्छ्रात्प्रवर्त्तते जन्तोरुष्णवातं वदन्ति तम् ॥१२॥

### ઉનવાનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

કસરત કરવાથી, પંથ કરવાથી અથવા તડકો લાગવાથી પ્રકુપિત થઈ વાયુથી ઘેરાયેલું પિત્ત મૂત્રાશયમાં, લિંગમાં, યોનિમાં અને ગુદામાં દાહ કરતુંકરતું માણસને ઘણા કષ્ટથી વારવાર હળદર જેવા રંગવાળા તથા કાંઈક રતાશ કે લોહીવાળા મૂત્રનો સ્રાવ કરાવે છે અથવા અત્યંત રાતા વર્ણવાળા મૂત્રનો કે એકલા લોહીનો સ્રાવ કરાવે છે, એ રોગ ઉષ્ણવાત-ઉનવા કહેવાય છે ૧૨

विशदं पीतकं मूत्रं सदाहं बहलं तथा ।
शुष्कं भवति यच्चापि रोचनाचूर्णसन्निभम् ॥
मूत्रौकसादं तं विद्याद्रोगं पित्तकृतं बुधः ॥१३॥

### પિત્તકૃત મૂત્રૌકસાદનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

માણસ પિત્તના પ્રકોપને લીધે ચીકાશ વગરનું, પીળા રંગવાળું, બળતરાવાળું, ધાટું, અને તડકા વગેરેથી સુકાતાં ગોરોચનનાં ચૂર્ણ જેવું મૂતરે છે, એ રોગ પિત્તકૃત મૂત્રૌકસાદ કહેવાય છે ૧૩

शुष्कं भवति यच्चापि शङ्खचूर्णप्रपाण्डरम् ।
पिच्छिलं संहतं श्वेतं तथा कृच्छ्रं प्रवर्त्तते ॥
मूत्रौकसादं तं विद्यादामयं चापरं कफात् ॥१४॥

### કફકૃત મૂત્રૌકસાદનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ

માણસ કફના પ્રકોપને લીધે સુકાતું શંખનાં ચૂર્ણ જેવું સફેદ જણાતું અથવા પડતા સફેદપણાવાળું, ચીકાશવાળું તથા ધાટું મૂતરે અને કષ્ટથી મૂતરી શકે, એ રોગ કફકૃત મૂત્રૌકસાદ કહેવાય છે ૧૪

कषायकल्कसर्पींषि भक्ष्यान् लेहान्पयांसि च ।
क्षारमध्वासवस्वेदान् बस्तींश्चोत्तरसञ्ज्ञितान् ॥
विदध्यान्मतिमांस्तत्र विधिं चाश्मरिनाशनम् ।
मूत्रोदावर्तयोगांश्च कार्त्स्न्येनात्र प्रयोजयेत् ॥
कल्कमेर्वारुबीजानामक्षमात्रं ससैन्धवम् ।
धान्याम्लयुक्तं पीत्वैव मूत्रकृच्छ्रात्प्रमुच्यते ॥

મૂત્રાઘાતોના રોગીઓને સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપીને વિરેચન દેવું અને વિરેચનથી શરીરશુદ્ધિ થયા પછી ઉત્તરબસ્તિઓ દેવી, એ હિતકારી છે.

જેઓને સ્ત્રીઓના અત્યંત પ્રસંગને લીધે મૂત્રદ્વારમાંથી લોહી પડતું હોય, તેઓને મૈથુનથી અટકાવવા અને માંસો, દૂધ તથા ઘી વગેરેનું સેવન કરાવવું તથા કૂકડાની ચરબી-થી મિશ્ર કરેલા તેલની ઉત્તરબસ્તિઓ દેવી હિતકારી છે. ઉત્તરબસ્તિનું વિધાન, ચિકિત્સા-સ્થાનના ૩૭મા અધ્યાયમાં વિસ્તારથી કહ્યું છે. (આ ચિકિત્સા મૂત્રાઘાતની નથી, તો પણ ગ્રંથકારે પ્રસંગને લીધે અહીં જણાવી છે)

અર્ધ ભાગ મધ, એક ભાગ દૂધ, એક ભાગ ઘી, એક ભાગ કૌંચનાં ફળ, એક ભાગ એખરો, એક ભાગ સાકર, એક ભાગ સૂઠી દ્રાક્ષ અને અર્ધ ભાગ પીપરને એકઠાં કરી રવાઈ વડે સારી પેઠે મથીને તેમાંથી નિત્ય એક તોલાભાર ચટાડવું અને તેની ઉપર દૂધ પાવું. સંશોધનથી દેહની શુદ્ધિ કર્યા પછી આ પ્રયો-ગનું સેવન કરે, તો બીજા યોગોથી કદી ન મટતા એવા પણ સઘળા મૂત્રાઘાતો મટે છે; વાંઝણી સ્ત્રીને ગર્ભપ્રાપ્તિ થાય છે અને યોનિના દોષ-વાળી સ્ત્રી યોનિદોષથી પણ મુક્ત થાય છે.

બળદાણા, બોરની મજ્જા, જેઠીમધ, ગોખરુ, શતાવરી, કમળનાળના તંતુઓ, કસેરુકંદ, એખરાનાં બીજ, મોટી શતાવરી, શાલિપર્ણી, ખરણેર, પાડલ, પૃશ્નિપર્ણી, ખપાટ અને કાકો-લ્યાદિગણ—એ પ્રત્યેકને સમભાગે લઈ ચાર દ્રોણભાર (એકહજાર ચોવીસ તોલાભારનો એક દ્રોણ પ્રમાણે) પાણીમાં ચારસો તોલા-ભાર ગોળ સાથે તેઓનો ક્વાથ કરવો. એક દ્રોણભાર પાણી બાકી રહે, ત્યારે તે ક્વાથને વસ્ત્રથી ગાળી લઈ તે ક્વાથમાં બસોછપ્પન તોલાભાર ઘી પકવવું. તે ઘી સિદ્ધ થાય ત્યારે તેને ચોસઠ તોલાભાર મધથી મિશ્ર કરી કલશમાં મૂકી રાખવું. આ ઘીનો પ્રયોગ કરવાથી મૂત્રા-ઘાતો મટે છે. ૧૫

# અધ્યાય ૫૯મો

अथातो मूत्रदोषप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

## ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'મૂત્રદોષપ્રતિષેધ'[1] નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

वातेन पित्तेन कफेन सर्वै-
स्तथाभिघातैः शकृदश्मरीभ्याम् ।
तथापरः शर्करया सुकष्टो
मूत्रोपघातः कथितोऽष्टमस्तु ॥२॥

## મૂત્રકૃચ્છ્રનાં નિદાનો, સંખ્યા તથા સામાન્ય લક્ષણ

વાયુ, પિત્ત, કફ, ત્રણે દોષો, અભિઘાતો, વિષ્ટા, પથરી અને કાંકરીથી મૂત્રકૃચ્છ્ર થાય છે. વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક, અભિઘાતજન્ય, વિષ્ટાજન્ય, અશ્મરીજન્ય અને શર્કરાજન્ય—એ રીતે મૂત્રકૃચ્છ્ર રોગ આઠ પ્રકાર-નો છે. અત્યંત કષ્ટથી મૂતરી શકાય એ રોગ મૂત્રકૃચ્છ્ર કહેવાય છે. ૨

अल्पमल्पं समुत्पीड्य मुष्कमेहनवस्तिभिः ।
फलद्भिरिव कृच्छ्रेण वाताघातेन मेहति ॥३॥

## વાતજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

જાણે વૃષણો, લિંગ તથા મૂત્રાશય ફાટતાં હોય, એવી પીડા થાય અને એ વૃષણો વગેરેને દબાવીને માંડમાંડ થોડું થોડું મૂતરી શકાય, એ વાતજન્ય મૂત્રકૃચ્છ્ર ગણાય છે. ૩

[1] મૂત્રકૃચ્છ્રનાં નિદાનો, ભેદો, લક્ષણો તથા ચિકિત્સાઓના નિરૂપણ વિષેનો.

અધ્યાયમા પથરીનો નાશ કરવાનો જે વિધિ કહ્યો છે, તેની પણ યોગ્ય ગોઠવણ કરવી આ ઉત્તર તંત્રના પચાવનમા અધ્યાયમા મૂત્રના વેગના રોકાણથી થયેલા ઉદાવર્ત ઉપર જે યોગો કહેલા છે, તેઓની પણ તે તે અવસ્થા અનુસાર સપૂર્ણ યોજનાઓ કરવી

ઉનાળુ કાકડીના બીજેનો સૈંધવના સયોગ વાળો એક તોલાભાર કલ્ક કાજી સાથે પાવાથી મૂત્રાઘાતો મટે છે

લોટની મદિરા મદ્યથી મિશ્ર કરી પાવાથી મૂત્રાઘાતો મટે છે

માંસના ભક્ષણ સાથે મદ્ય અથવા ગોળનુ મદ્ય પાવાથી મૂત્રાઘાતો મટે છે

મદ્યના સયોગવાળા પાણીમા એક તોલા ભાર કેસર મેળવી દઈ રાતવાસી રાખી પ્રભાતમા પાવાથી મૂત્રાઘાતો મટે છે

લોટની મદિરાને દાડમના રસથી ખાટી કરી, સૈંધવનો સારી રીતે યોગ આપી, એલચી, જીરુ અને સૂંઠના સૂક્ષ્મ ચૂર્ણથી મિશ્ર કરીને પાવાથી મૂત્રાઘાતો મટે છે

વિદારિગંધાદિવર્ગ અને ગોખરુના મૂળનો કલ્ક ચોગણા દ્રવવાળા બત્રીસ તોલાભાર પાણીમાં પકવી સઘળુ પાણી બળી જઈને દ્રવ જ બાકી રહે, ત્યારે તે દ્રવ ઉતારી લઈ, ઠડુ પાડી, સાકર તથા મધથી મિશ્ર કરી પાવાથી વાયુ તથા પિત્તના સબધવાળા મૂત્રાઘાતો મટે છે

ગધેડાનાં લીંડાને તથા ઘોડાની લાદને વસ્ત્રથી સારી પેઠે નીચોવી, તેનો સોળ તોલા ભાર રસ પાવાથી મૂત્રાઘાતો મટે છે

મોથ, હરડે, દેવદાર, મોરવેલ અને જેઠી મધનો એક તોલાભાર કલ્ક દ્રાક્ષના રસ સાથે પાવામા આવે અથવા જળને અગાસીમા રાત વાસી રાખી તે ઠડુ જળ પ્રભાતમા પાવાથી મૂત્રાઘાતો મટે છે

ભોરિંગણીનો સોળ તોલાભાર સ્વરસ અથવા કલ્ક મધથી મિશ્ર કરી પાવાથી મૂત્રાઘાતો મટે છે

આમળાને કચરી વસ્ત્રથી નીચોવી તેનો સોળ તોલાભાર રસ પાવાથી મૂત્રાઘાતનો રોગી આરોગ્ય પામે છે

આમળાંના રસ સાથે ત્રીજી એલચીનો કલ્ક અથવા ચૂર્ણ પાવાથી મૂત્રાઘાતો મટે છે

તાડના નવા મૂળને વાટી ચોખાના શીતળ ધોણ સાથે પાવાથી મૂત્રાઘાતો મટે છે

કાકડીનો સ્વરસ અથવા સફેદ કાકડીનો કલ્ક પ્રભાતમા દૂધ સાથે પાવાથી મૂત્રાઘાતો મટે છે

મધુરગણનો કલ્ક નાખી પકવેલુ દૂધ ઘીથી મિશ્ર કરી પાવાથી મૂત્રાઘાતો મટે છે આ પ્રયોગ મૂત્રશુક્ર નામનો મૂત્રાઘાત તદ્દન મટાડે છે

બળદાણા, ગોખરુ, કુરૂપક્ષીના હાડકાનુ ચૂર્ણ, એળિયો, ચોખા, વાંસનુ મૂળ, દેવદાર, ચિત્રક અને બહેડાની મજ્જાનો કલ્ક મદિરા સાથે પાવાથી મૂત્રાઘાતો મટે છે અને પથરીનો પણ નાશ થાય છે

પાડનની ભસ્મને વસ્ત્રમાથી સાતવાર સ્રવાવી તે ક્ષાર થોડાક તેલથી મિશ્ર કરીને પાવાથી મૂત્રાઘાતો મટે છે

નાની, શેરડી, દર્ભ, પાષાણભેદ, કાકડી, ઉનાળુ કાકડી અને બીજનોના કલ્કને દૂધમા મેળવી, તે દૂધ વસ્ત્રથી ગાળી લઈ, ઘીથી મિશ્ર કરી પાવાથી મૂત્રાઘાતો મટે છે

પાડન, જવ, બકાન અને તલના લાકડાના ક્ષારના પાણી સાથે તજ, એલચી, સૂઠ, મરી અને પીપરનુ ચૂર્ણ પાવાથી મૂત્રાઘાતો મટે છે

પાડળના, જવના, બકાનના તથા તલના લાકડાના જુદાજુદા ક્ષાર ગેર લઈ ગોળમા તેઓને જુદાજુદા મિશ્ર કરી, એ તેઓ જુદાજુદા ચટાડવા માં આવે, તો એ પ્રત્યેક પ્રયોગથી મૂત્રાઘાતો નાશ પામે છે હવે મૂત્રાઘાતો ઉપર હિત કરનારો બીજો ક્રમ કહુ છુ

ન આવે, ત્યાં સુધી વેદના શાંત રહે છે. એ શર્કરાજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ સમજવું. હવે એ આઠે મૂત્રકૃચ્છ્રોની ચિકિત્સા કહેવાય છે. ૧૦

अश्मरीं च समाश्रित्य यदुक्तं प्रसमीक्ष्य तत् ।
यथादोषं प्रयुञ्जीत स्नेहादिकमपि क्रमम् ॥
श्वदंष्ट्राश्मभिदौ कुम्भीं हपुषां कण्टकारिकाम् ॥
चलां शतावरीं रास्नां वरुणं गिरिकर्णिकाम् ।
तथा विदारिगन्धादिं संहृत्य त्रैवृतं पचेत् ॥
तैलं घृतं वा तत् पेयं तेन वाप्यनुवासनम् ॥
दद्यादुत्तरबस्तिं च वातकृच्छ्रोपशान्तये ॥
श्वदंष्ट्रास्वरसे तैलं सगुडक्षीरनागरम् ।
पक्त्वा तत्पूर्ववद्योज्यं तत्रानिलरुजापहम् ॥
तृणोत्पलादिकाकोलीन्यग्रोधादिगणे कृतम् ।
पीतं घृतं पित्तकृच्छ्रं नाशयेत् क्षिप्रमेव च ॥
दद्यादुत्तरबस्तिं च पित्तकृच्छ्रोपशान्तये ।
एभिरेव कृतः स्नेहस्त्रिविधेष्वेव बस्तिषु ॥
हितं विरेचनं चेक्षुक्षीरद्राक्षारसैर्युतम् ।
सुरसोषकमुस्तादिवरुणादौ च संस्कृतम् ॥
तैलं तथा यवाग्वश्च कफकृच्छ्रे प्रशस्यते ।
यथादोषोच्छ्रयं कुर्यादेतानेव च सर्वजे ॥
फल्गुवृश्चीरदर्भाश्मसारचूर्णं च वारिणा ।
सुरेक्षुरसदर्भाम्बुपीतं कृच्छ्ररुजापहम् ॥
तथाभिघातजे कुर्यात् सद्योव्रणचिकित्सितम् ।
मूत्रकृच्छ्रे शकृज्जाते कार्या वातहरी क्रिया ॥
स्वेदावगाहावभ्यङ्गा बस्तिचूर्णक्रियास्तथा ।
सकृच्छ्रौ द्वौ तथान्यौ यौ तयोः प्रोक्तः क्रियाविधिः ११

## મૂત્રકૃચ્છ્રોની ચિકિત્સા

મૂત્રકૃચ્છ્ર થયેલ હોય, તો ચિકિત્સાસ્થાનના ૭મા અધ્યાયમાં અશ્મરીની જે ચિકિત્સાઓ છે, તેઓને જોઈ દોષ અનુસાર તેમાંની યોગ્ય ચિકિત્સા કરવી અને સ્નેહન આદિ ક્રમ પણ કરવો.

ગોખરુ, પાષાણભેદ, પાડલ, હપુષા, ભોરિં-

તેના ક્વાથ તથા કલ્કથી ચરબી તથા
સાથે તેલ અથવા ઘી પકવવું. આ તેલ
ઘી પીવાથી અને તેની જ અનુવાસનબસ્તિ
ઉત્તરબસ્તિ દેવાથી વાતજન્ય મૂત્રકૃચ્છ્ર મ

ગોખરુનો સ્વરસ અને દૂધને એકઠાં
તેમાં ગોળ અને સૂંઠનો કલ્ક નાખી તેલ પ
આ તેલની પાવામાં, અનુવાસનબસ્તિમાં
ઉત્તરબસ્તિમાં યોજના કરવાથી વાતજન્ય
કૃચ્છ્ર મટી જાય છે.

તૃણપંચમૂલી, ઉત્પલાદિગણ, કાકોલ્ય
ગણ અને ન્યગ્રોધાદિગણના ક્વાથ તથા કલ
ઘી પકવીને પાવાથી પિત્તજન્ય મૂત્રકૃચ્છ્ર તુર
મટી જાય છે.

ઉપર કહેલા સ્નેહથી ઉત્તરબસ્તિ દે
પિત્તજન્ય મૂત્રકૃચ્છ્ર મટી જાય છે.

ઉપર કહેલાં તૃણપંચમૂલી વગેરે દ્રવ્
સ્નેહ પકવી, તે સ્નેહથી આસ્થાપનબસ્તિ, અ
વાસનબસ્તિ તથા ઉત્તરબસ્તિ દેવી અને શેરડ
રસ, દૂધ તથા દ્રાક્ષના રસથી મિશ્ર કરેલું વિરે
દેવું, એ પિત્તજન્ય મૂત્રકૃચ્છ્ર ઉપર હિતકારી

સુરસાદિગણ, ઊષકાદિગણ, મુસ્તાદિ
અને વરુણાદિગણથી પકવેલું તેલ અને રાબ,
જન્ય મૂત્રકૃચ્છ્રને મટાડે છે.

સાન્નિપાતિક મૂત્રકૃચ્છ્ર થયેલ હોય, તો
જે દોષ વધારે જણાય, તે દોષ માટે ખ
ચિકિત્સા કરવી અથવા ઉપર કહેલી સ
ચિકિત્સાઓને મિશ્ર કરીને તેની યોજના કર

કાળો ઉંબરો, ધોળી સાટોડી, દર્ભ અ
લોઢાનું ચૂર્ણ જળ સાથે પાવાથી અથવા દોષ
વધારા પ્રમાણે મદિરા, શેરડીનો રસ કે દર્ભનું જ
સાથે પાવાથી સાન્નિપાતિક મૂત્રકૃચ્છ્ર મટે છે

અભિઘાતજન્ય મૂત્રકૃચ્છ્ર થયું હોય,
વાતજન્ય મૂત્રકૃચ્છ્રની જે ચિકિત્સા ઉપર ક

हारिद्रमुष्णं रक्तं वा मुष्कमेहनवस्तिभिः ।
अग्निना दह्यमानाभं पित्ताघातेन मेहति ॥४॥

### પિત્તજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

જાણે વૃષણો, લિંગ તથા મૂત્રાશય અગ્નિથી બળી જતાં હોય, એવી પીડા થાય અને કષ્ટ પામી હળદર જેવું પીળું, ગરમ અથવા રાતું મૂત્ર ઊતરે, એ પિત્તજન્ય મૂત્રકૃચ્છ્ર ગણાય છે ૪

स्निग्धं शुक्रमनुष्णं च मुष्कमेहनवस्तिभिः ।
सहृष्टरोमा गुरुभिः श्लेष्माघातेन मेहति ॥५॥

### કફજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

વૃષણો, લિંગ અને મૂત્રાશય ભારે થઈ ગયા હોય, રૂંવાડાં ઊભાં થઈ જતાં હોય અને ઉષ્ણતાવગરનું, સ્નિગ્ધ તથા સફેદ મૂત્ર ઊતરતું હોય, એ કફજન્ય મૂત્રકૃચ્છ્ર કહેવાય છે ૫

दाहशीतरुजाविष्टो नानावर्णं मुहुर्मुहुः ।
ताम्यमानः सुकृच्छ्रेण सन्निपातेन मेहति ॥६॥

### સાન્નિપાતિક મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

દાહ થાય, ટાઢ વાય, વેદના અસહ્ય થાય, ગ્લાનિ થાય અને અત્યંત કષ્ટથી વારંવાર અનેક વર્ણોવાળું મૂત્ર ઊતર્યા કરે, એ સાન્નિપાતિક (ત્રણે દોષોથી થયેલું) મૂત્રકૃચ્છ્ર કહેવાય છે ૬

मूत्रवाहिषु शल्येन क्षतेष्वभिहतेषु वा ।
स्रोतस्सु मूत्राघातस्तु जायते भृशवेदनः ।
वातवस्तेस्तु तुल्यानि तस्य लिङ्गानि लक्षयेत् ॥७॥

### અભિઘાતજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

મૂત્રનું વહન કરનારાં સ્રોતો શલ્યથી જખમી થતાં અથવા પ્રહાર પામતાં અત્યંત વેદનાથી મૂતરી શકાય છે, એ અભિઘાતજન્ય મૂત્રકૃચ્છ્ર કહેવાય છે આ મૂત્રકૃચ્છ્રના ચિહ્નો ગયા અધ્યાયના ૫મા વિષયમાં કહેલા વાતબસ્તિના ચિહ્નો જેવાં જાય છે ૭

शकृतस्तु प्रतीघाताद्वायुर्विगुणतां गतः ।
आध्मानं च सशूलं च मूत्रसङ्गं करोति हि ॥८॥

### વિષ્ટાજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

વિષ્ટાનો પ્રતિઘાત થતાં દૂષિત થયેલો વાયુ પેટમાં આફરાને અને મૂત્રની શૂળવાળી અટકાયત ઉત્પન્ન કરે છે, એ રોગ વિષ્ટાજન્ય મૂત્રકૃચ્છ્ર કહેવાય છે ૮

अश्मरीहेतुकं पूर्वं मूत्रघात उदाहृतः ॥९॥

### અશ્મરીજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

અશ્મરી (પથરી)થી જે મૂત્રકૃચ્છ્ર થાય છે, તેનાં લક્ષણો નિદાનસ્થાનના ત્રીજા અધ્યાયમાં કહેવાઈ ગયાં છે ૯

अश्मरी शर्करा चैव तुल्ये सम्भवलक्षणैः ।
शर्कराया विशेषं तु शृणु कीर्तयतो मम ॥
पच्यमानस्य पित्तेन भिद्यमानस्य वायुना ।
श्लेष्मणोऽवयवा भिन्नाः शर्करा इति संज्ञिताः ।
हृत्पीडा वेपथुः शूलं कुक्षौ वह्निः सुदुर्बलः ।
ताभिर्भवति मूर्छा च मूत्राघातश्च दारुणः ॥
मूत्रवेगनिरस्तासु तासु शाम्यति वेदना ।
यावदन्या पुनर्नैति गुटिका स्रोतसो मुखम् ॥
शर्करासम्भवस्यैतन्मूत्राघातस्य लक्षणम् ।
चिकित्सितमतस्तूर्ध्वमेषामपि वक्ष्यते ॥१०॥

### શર્કરાજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ

અશ્મરી (પથરી) અને શર્કરા (કાંકરી)ની ઉત્પત્તિ તથા લક્ષણો તુલ્ય હોય છે, તેથી શર્કરાજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ અને અશ્મરીજન્ય મૂત્રકૃચ્છ્રનું લક્ષણ સરખું જ હોય, એ સ્વાભાવિક છે, તો પણ શર્કરાજન્ય મૂત્રકૃચ્છ્રના લક્ષણમાં જે વિશેષ છે તે કહું છું તે સાંભળજો પિત્તે પકવેલા અને વાયુએ ભેદેલા કફના જે અવયવો, જુદા-જુદા થઈ ગયા હોય, તે શર્કરા કહેવાય છે એ શર્કરાઓથી હૃદયમાં પીડા, કંપ અને પેટમાં શૂળ થાય છે, જઠરાગ્નિ અત્યંત નબળો થઈ જાય છે, મૂર્છા આવે છે અને મૂતરવામાં અત્યંત દારુણ કષ્ટ થાય છે મૂત્રના વેગથી કાંકરી નીકળી જાય અને બીજી કાંકરી સ્રોતના મુખમાં

## ગ્રહોની આઠ જાતિઓનાં નામો

ગ્રહ કહેવાતા દેવગણોની દેવ, દૈત્ય, ગંધર્વ, યક્ષ, પિતૃ, નાગ, રાક્ષસ અને પિશાચ—એ નામની આઠ જાતો છે. (દેવતાઓના અનુચરો 'દેવ', દૈત્યોના 'દૈત્ય', ગંધર્વોના 'ગંધર્વ', યક્ષોના 'યક્ષ', પિતૃઓના 'પિતૃ', નાગોના 'નાગ', રાક્ષસોના 'રાક્ષસ' અને પિશાચોના અનુચરો 'પિશાચ' એ નામથી ઓળખાય છે.) ૬

संतुष्टः शुचिरपि चेष्टगन्धमाल्यो
निस्तन्द्रो ह्यवितथसंस्कृतप्रभाषी ।
तेजस्वी स्थिरनयनो वरप्रदाता
ब्रह्मण्यो भवति च यः स देवजुष्टः ॥७॥

## દેવગ્રહના વળગાડવાળાનું લક્ષણ

જેના શરીરમાં દેવગ્રહનો આવેશ થયો હોય, તે માણસ સંતોષી થાય છે, પવિત્ર રહે છે, સુગંધો તથા પુષ્પો ઉપર પ્રેમ રાખે છે, આળસ-વગરનો થાય છે, સાચું બોલે છે, સંસ્કૃત ભાષાથી બોલે છે, તેજસ્વી થાય છે, નિમેષવગરનાં નેત્રો-વાળો થાય છે, વરદાન આપે છે અને બ્રાહ્મણો તથા વેદ ઉપર શ્રદ્ધા રાખે છે. ૭

संस्वेदी द्विजगुरुदेवदोषवक्ता
जिह्माक्षो विगतभयो विमार्गदृष्टिः ।
संतुष्टो भवति न चान्नपानजातै-
र्दुष्टात्मा भवति च देवशत्रुजुष्टः ॥८॥

## દૈત્યગ્રહના વળગાડવાળાનું લક્ષણ

જેના શરીરમાં દૈત્યગ્રહનો આવેશ થયો હોય, તે માણસ પસીનાવાળો થાય છે, બ્રાહ્મણો, ગુરુઓ તથા દેવતાઓની નિંદા કરે છે, વાંકી આંખોવાળો થાય છે, કોઈથી બીતો નથી, આડા માર્ગ પર દૃષ્ટિ રાખે છે, અન્નપાન આદિથી સંતુષ્ટ થતો નથી અને દુષ્ટ ચિત્તવાળો થાય છે. ૮

हृष्टात्मा पुलिनवनान्तरोपसेवी
स्वाचारः प्रियपरिगीतगन्धमाल्यः ।
नृत्यन् वा प्रहसति चारु चाल्पशब्दं
गन्धर्वग्रहपरिपीडितो मनुष्यः ॥९॥

## ગંધર્વગ્રહના વળગાડવાળાનું લક્ષણ

જેના શરીરમાં ગંધર્વગ્રહનો આવેશ થયો હોય, તે માણસ પ્રસન્ન અંતઃકરણવાળો રહે છે, જળાશયોના તટો તથા બગીચાઓ સેવે છે, સારા આચારવાળો હોય છે, ગાયનો, સુગંધો તથા પુષ્પો ઉપર પ્રેમ રાખે છે, વખતે નાચે છે અને થોડો શબ્દ થાય એ રીતે સુંદર હસે છે. ૯

ताम्राक्षः प्रियतनुरक्तवस्त्रधारी
गम्भीरो द्रुतमतिरल्पवाक्सहिष्णुः ।
तेजस्वी वदति च किं ददामि कस्मै
यो यक्षग्रहपरिपीडितो मनुष्यः ॥१०॥

## યક્ષગ્રહના વળગાડવાળાનું લક્ષણ

જેના શરીરમાં યક્ષગ્રહનો આવેશ થયો હોય, તે માણસ રાતી આંખોવાળો થાય છે, પ્રિય, ઝીણાં તથા રંગેલાં વસ્ત્રો પહેરે છે, ગંભીર હોય છે, ભમી ગયેલાં ચિત્તવાળો હોય છે, થોડું બોલે છે, સહન કરનાર તથા તેજસ્વી થાય છે અને 'કોને શું આપું ?' એમ બોલે છે. ૧૦

प्रेतेभ्यो विसृजति संस्तरेषु पिण्डान्
शान्तात्मा जलमपि चापसव्यवस्त्रः ।
मांसेप्सुस्तिलगुडपायसाभिकाम-
स्तद्भक्तो भवति पितृग्रहाभिभूतः ॥११॥

## પિતૃગ્રહના વળગાડવાળાનું લક્ષણ

જેના શરીરમાં પિતૃગ્રહનો આવેશ થયો હોય, તે માણસ જનોઈ વગેરેને અપસવ્ય રાખી દર્ભ પાથરીને તેઓ ઉપર પૂર્વજોને પિંડદાન તથા જલદાન આપે છે; માંસ, તલ, ગોળ તથા દૂધપાક ખાવાની ઇચ્છા રાખે છે અને પૂર્વજોની ભક્તિ કરે છે. ૧૧

भूमौ यः प्रसरति सर्पवत्कदाचित् ।
सृक्किण्यौ विलिहति जिह्वया प्रसक्तम् ।
क्रोधालुर्गुडमधुदुग्धपायसेप्सु-
र्विज्ञेयो भवति भुजङ्गमेन जुष्टः ॥१२॥

છે, તેમાંથી પણ યોગ્ય ચિકિત્સા કરવી.

વિષ્ટાજન્ય મૂત્રકૃચ્છ્ર થયું હોય, તો વાયુનું હરણ કરનારી ચિકિત્સા કરવી, એટલે ચિકિત્સા સ્થાનના વાતવ્યાધિના વિષયમાં કહેલાં સ્વેદનો, અવગાહનો, અભ્યંગો, બસ્તિઓ તથા ચૂર્ણોની યોજનાઓ કરવી.

અશ્મરીજન્ય કે શર્કરાજન્ય મૂત્રકૃચ્છ્ર થયેલ હોય, તો ચિકિત્સાસ્થાનના ૭મા અધ્યાયમાં કહેલી ક્રિયાઓ કરવી ૧૧

कायचिकित्सातंत्र समाप्त

## भूतविद्यातंत्रे

## અધ્યાય ૬૦મો

अथातोऽमानुषप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥१॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અમાનુષ પ્રતિષેધ'[2] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે ૧

निशाचरेभ्यो रक्ष्यस्तु नित्यमेव क्षतातुरः ।
इति यत्प्रागभिहितं विस्तरस्तस्य वक्ष्यते ॥२॥

### આ અધ્યાયનો ઉદ્દેશ

સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના ૧૯મા અધ્યાયના છઠ્ઠા વિષયમાં 'ક્ષતથી (વ્રણથી) આતુર થયેલા માણસનો વૈદ્યે રાક્ષસોથી (હિંસક દેવગણોથી) સર્વદા બચાવ કરવો' એમ જે કહ્યું છે, તેનો વિસ્તાર—એટલે એ હિંસકગણો કેવા હોય, તેઓના વળગાડનાં ચિહ્નો કેવાં થાય અને તે તે વળગાડોની ચિકિત્સાઓ કેવી રીતે કરવી, ઇત્યાદિ સઘળું આ અધ્યાયમાં કહેવાશે ૨

गुह्यानागतविज्ञानमनवस्थाऽसहिष्णुता ।
क्रिया वाऽमानुषी यस्मिन्स ग्रहः परिकीर्त्यते ॥३॥

### ગ્રહ(રોગીને વળગનારા)નું સામાન્ય લક્ષણ

ગુપ્ત વાતનું તથા ભવિષ્યનું જ્ઞાન, અનવસ્થિતપણું, ક્રોધયુક્તપણું અને વરદાનાદિક અથવા અદ્ભુત રીતે ઠેકવું, કૂદવું આદિ અમાનુષક્રિયા (માણસોની ન બની શકે એવી) જેમાં હોય, તે ગ્રહ કહેવાય છે (જેને કોઈ ગ્રહ વળગેલ હોય, તે રોગીમાં પણ એ લક્ષણો થાય છે, કે જે ઉપરથી વળગાડ થયો કહેવાય છે) ૩

अशुचिं भिन्नमर्यादं क्षतं वा यदि वाऽक्षतम् ।
हिंस्युर्हिंसाविहारार्थं सत्कारार्थमथापि च ॥४॥

### ગ્રહો શા માટે અને કોને વળગે છે ?

જેને ક્ષત (જખમ કે વ્રણ) થયેલ હોય, તે માણસ અથવા ક્ષત થયાવગરનો માણસ પણ જો અશુચિ હોય તથા શાસ્ત્રોક્ત વિધિનું ઉલ્લંઘન કરનારો હોય, તેને ગ્રહો હિંસારૂપી પોતાના વિહાર માટે અથવા તે માણસની પાસેથી પૂજા લેવા માટે વળગીને પીડે છે ૪

असङ्ख्येया ग्रहगणा ग्रहाधिपतिभिस्तु ये ।
व्यज्यन्ते विविधाकारा भिद्यन्ते ते तथाऽष्टधा ॥५॥

### ગ્રહો કોણ અને તેઓની જાતિઓ કેટલી છે ?

ગ્રહો અસંખ્યાત છે અને તેઓના આકારો પણ વિવિધ પ્રકારના છે. એ ગ્રહો પોતપોતાના સ્વામીઓનાં નામોથી તથા લક્ષણોથી ઓળખાય છે તેઓ જેઓના અનુચરો હોય છે, તેઓની આઠ જાતિઓ છે, માટે આઠ જાતના ગણાય છે ૫

देवास्तथा शत्रुगणाश्च तेषां
गन्धर्वयक्षाः पितरो भुजङ्गाः ।
रक्षांसि या चापि पिशाचजाति-
रेषोऽष्टधा देवगणो ग्रहाख्यः ॥६॥

---

૧ અહીંથી બાર અધ્યાય સુધીનો ગ્રંથ ભૂતવિદ્યાતંત્ર કહેવાય છે સૂત્રસ્થાનના પહેલા અધ્યાયનો ૭મો તથા ત્રીજા અધ્યાયનો ૮મો શ્લોક વાંચો

૨ વળગનારા ગ્રહો, તે તે વળગાડોનાં ચિહ્નો અને વળગાડોની ચિકિત્સાઓના નિરૂપણ વિશે

तपांसि तीव्राणि तथैव दानं
व्रतानि धर्मो नियमश्च सत्यम् ।
गुणास्तथाष्टावपि तेषु नित्या
व्यस्ताः समस्ताश्च यथाप्रभावम् ॥
न ते मनुष्यैः सह संवसन्ति
न वा मनुष्यान्कचिदाविशन्ति ।
ये वा विशन्तीति वदन्ति मोहा-
त्ते भूतविद्याविषयादपोह्याः ॥
तेषां ग्रहाणां परिचारका ये
कोटीसहस्रायुतपद्मसंख्याः ।
असृग्वसामांसभुजः सुभीमा
निशाविहाराश्च तमाविशन्ति ॥१८॥

### દેવાદિ નહિ પણ તેઓના અનુચરો જ વળગે છે

દેવો, દૈત્યો, ગંધર્વો, યક્ષો, પિતૃઓ, નાગો, રાક્ષસો અને પિશાચોમાં તીવ્ર તપ, દાન, વ્રતો, ધર્મ, નિયમ, સત્ય અને આઠ સિદ્ધિઓ, તે તે દેવ વગેરેના પ્રભાવ પ્રમાણે કોઈમાં થોડાં ઘણાં અને કોઈમાં સઘળાં પણ હોય જ છે, તેથી તે દેવ વગેરે માણસો સાથે કદી રહેતા નથી અને માણસોનાં શરીરોમાં પ્રવેશ પણ કરતા નથી. જેઓ અજ્ઞાનથી કહે છે કે 'દેવ વગેરે લોકો માણસોનાં શરીરોમાં પ્રવેશ કરે છે' તેઓને ભૂતવિદ્યાના વિષયથી અજાણ્યા જ સમજવા; પરંતુ એ દેવ વગેરે લોકોના હજારો, દસહજારો, કરોડો અને પદ્મોની સંખ્યાવાળા પરિચારકોમાં જેઓ લોહી, ચરબી તથા માંસ ખાનારા, અત્યંત ભયંકર અને રાત્રિમાં વિહાર કરનારા હોય છે તેઓ જ માણસોનાં શરીરોમાં પ્રવેશ કરે છે.૧૮

निशाचराणां तेषां हि ये देवगणसंश्रिताः ।
ते तु तत्सत्त्वसंसर्गाद्विज्ञेयास्तु तदञ्जनाः ॥
देवग्रहा इति पुनः प्रोच्यन्ते शुचयश्च ये ।
देववच्च नमस्यन्ते प्रत्यर्थ्यन्ते च देववत् ॥
[illegible]
नैर्ऋतेर्या दुहितरस्तासां स प्रसवः स्मृतः ॥
सत्यत्वादप्रवृत्तेषु वृत्तिस्तेषां ग्रहैः कृता ।
हिंसाविहारा ये केचिद्दिव्यं भावमुपाश्रिताः ।
भूतानीति कृता संज्ञा तेषां संज्ञा प्रवक्तृभिः ॥१९

### માણસોને વળગવાના ગ્રહોના નીચ કૃત્યનું કારણ

જે જે ગ્રહો, જે જે દેવ આદિ સ્વામીઓન અનુચરો છે, તે તે ગ્રહો, તે તે સ્વામીઓન પ્રભાવના સંસર્ગને લીધે સ્વામીઓના જેવા ચિહ્નોવાળા હોય છે, દેવગ્રહ આદિ નામોથ ઓળખાય છે, પવિત્ર હોય છે, સ્વામીઓન પેઠે જ નમાય છે, સ્વામીઓના જેવા જ સ્વભાવો વાળા સ્વામીઓના જેવી જ ક્રિયાઓવાળા અ સ્વામીઓનાં જેવાં જ આચરણોવાળા હોય સ્વામીઓની પેઠે જ પૂજાય છે અને સ્વામીઓ ની પેઠે જ તેઓની માનતાઓ કરાય છે. જો કે એ ગ્રહોની પદ્ધતિ એવી છે, તો પણ તેઓ નૈર્ઋત્યની પુત્રીઓના પુત્રો છે, તેથી તેઓમાં કેટલાક હિંસામાં તથા બલાત્કારથી પૂજા લેવા માં રુચિ ધરાવનારા છે. તેમના સ્વામીઓએ પોતાના અનુચરોમાં જેઓ પૂજાના લાલચુ અને હિંસાને વિહારરૂપ સમજનારા જણાય છે તેઓની આજીવિકા, શાસ્ત્રોક્ત પદ્ધતિથી વિપરીત ચાલનારાં માણસો ઉપર ઠરાવી આપી છે; જેથી તેઓ તેવાં માણસોને વળગે છે. આ પ્રમાણે દિવ્ય ભાવવાળા છતાં જેઓ હિંસાને એક જાતના વિહારરૂપ સમજનારા કે પૂજા લેવાના લાલચુ છે, તેઓને આયુર્વેદના આચાર્યોએ 'ભૂત' નામ આપેલું છે. ૧૯

ग्रहसंज्ञानि भूतानि यस्माद्वेत्त्यनया भिषक् ।
विद्यया भूतविद्यात्वमत एव निरुच्यते ॥२०॥

### 'ભૂતવિદ્યાતંત્ર' નામ આપવાનું કારણ

એ ભૂતો, કે જેઓ ગ્રહો પણ કહેવાય છે

### નાગના વળગાડવાળાનું લક્ષણ

જેના શરીરમા નાગનો આવેશ થયો હોય, તે માણસ કોઈ સમયે સર્પની પેઠે છાતી ઘસડીને ચાલે છે, સર્પની પેઠે જ જીભ વડે વારવાર હોઠના છેડા ચાટે છે, વધારે ક્રોધવાળો હોય છે અને ગોળ, મધ, દૂધ તથા દૂધપાકની ઇચ્છા કરે છે ૧૨

मांसासृग्विविधसुराविकारलिप्सु
निर्लज्जो भृशमतिनिष्ठुरोऽतिशूर ।
क्रोधालुर्विपुलबलो निशाविहारी
शौचद्विड् भवति च रक्षसा गृहीत ॥१३॥

### રાક્ષસગ્રહના વળગાડવાળાનુ લક્ષણ

જેના શરીરમા રાક્ષસગ્રહનો આવેશ થયો હોય, તે માણસ માસ, લોહી તથા અનેક પ્રકારના મદ્યના વિકારો ઇચ્છે છે, અત્યત નિર્લજ્જ થાય છે, અત્યત નિર્દય તથા કઠોર થાય છે, અત્યત શૂરો-ક્રોધી તથા ઘણા બળવાળો થઈ રાતે ફર્યા કરે છે અને પવિત્રતાનો દ્વેષ કરે છે ૧૩

उद्ध्वस्त कृशपरुषश्चिरप्रलापी
दुर्गन्धो भृशमशुचिस्तथातिलोल ।
बह्वाशी विजनहिमाम्बुरात्रिसेवी
व्याचेष्टन्भ्रमति रुदन्पिशाचजुष्ट ॥१४॥

### પિશાચગ્રહના વળગાડવાળાનુ લક્ષણ

જેના શરીરમા પિશાચગ્રહનો આવેશ થયો હોય, તે માણસ વિકૃત દેખાવવાળો, કૃશ તથા કર્કશ થઈ, ઘણા સમય સુધી બકવાદ કર્યા કરે છે દુર્ગંધવાળો, અત્યત અપવિત્ર અને અત્યત ચપળ થાય છે, ઘણુ ખાય છે, નિર્જનસ્થળોનુ તથા શીતળ જળનુ સેવન કરે છે, રાતે ફર્યા કરે છે અને વિકૃત ચેષ્ટાઓ કરતો ભમે છે તથા રુવે છે ૧૪

स्थूलाक्षस्त्वरितगति स्वफेनलेही
निद्रालु पतति च कम्पते च योऽति ।
यश्चाद्रिद्विरदनगादिविच्युत सन्
सम्भृणे न भवति वार्द्धकेन जुष्ट ॥१५॥

### વળગાડની અસાધ્યતાનું લક્ષણ

જો આંખો સ્થૂળ થઈ હોય, ચાલ ઉતાવળી થઈ ગઈ હોય, પોતાના ફીણ પોતે ચાટતો હોય, નિદ્રા બહુ આવતી હોય, પડી જતો હોય, અત્યત ધ્રૂજતો હોય, પર્વત, હાથી કે ઝાડ વગેરે ઉપરથી પડતા વળગાડ થયો હોય અથવા વૃદ્ધાવસ્થામા વળગાડવાળો થયેલો માણસ મરે છે

देवग्रहा पौर्णमास्यामसुरा सन्ध्ययोरपि ।
गन्धर्वा प्रायशोऽष्टम्या यक्षाश्च प्रतिपद्यथ ॥
कृष्णक्षये च पितर पञ्चम्यामपि चोरगा ।
रक्षांसि निशि पैशाचाश्चतुर्दश्या विशन्ति च ॥१६॥

### વળગાડ થવાના સમયો

ઘણુ કરી દેવગ્રહો પૂનમના દિવસે, દૈત્યગ્રહો બન્ને સધ્યાકાળમા, ગધર્વો આઠમના દિવસે, યક્ષો પડવાના દિવસે, પિતૃઓ અમાવાસ્યાના દિવસે, નાગો પાચમના દિવસે, રાક્ષસો રાતે અને પિશાચો ચૌદશના દિવસે વળગે છે (વખતે નાગો અમાવાસ્યાના દિવસે અને ગધર્વો સધ્યા કાળમા પણ વળગે છે ) ૧૬

दर्पणादीन्यथा छाया शीतोष्ण प्राणिनो यथा ।
स्वमणिं भास्कराचिश्च यथा देह च देहभृत् ॥
विशन्ति च न दृश्यन्ते ग्रहास्तद्वच्छरीरिणम् ॥१७॥

### ગ્રહો માણસોના શરીરોમા પેસતા દેખાતા નથી, તેના દૃષ્ટાત

જેમ દર્પણમા અથવા જળ કે તેલ આદિ પ્રવાહી પદાર્થોમા પ્રતિબિબ પ્રવેશ કરે છે, પણ પ્રવેશ કરતું દેખાતુ નથી જેમ ટાઢ તથા ગરમી માણસોનાં શરીરોમા પેસે છે, પણ પ્રવેશ કરતી દેખાતી નથી, જેમ સૂર્યની પ્રભા આગિયા નામના કાચમા પ્રવેશ કરે છે, પણ પ્રવેશ કરતી દેખાતી નથી અને જેમ જીવ શરીરમા પ્રવેશ કરે છે, પણ પ્રવેશ કરતો દેખાતો નથી, તેમ ગ્રહો માણસોના શરીરોમા પ્રવેશ કરે છે, પણ પ્રવેશ કરતા દેખાતા નથી ૧૭

રાતાં ધાન્યોનું અને મધ તથા ઘીથી મિશ્ર કરેલાં ભક્ષ્યોનું અર્પણ કરવું. જે ગ્રહોને જે વસ્રો, મદ્યો, માંસો, દૂધો અને રુધિરો, જેવી ગોઠવણથી પ્રિય હોય, તે ગ્રહોને તે વસ્રાદિ પદાર્થો તેવી ગોઠવણથી અર્પણ કરાવવા. ગ્રહો ઘણું કરીને જે દિવસોમાં માણસોને વળગીને પીડે છે, તે દિવસોમાં એ વસ્રાદિ પદાર્થોનું અર્પણ કરાવવું, કે જેથી તે ગ્રહોની નિવૃત્તિ થાય, આ સામાન્ય વિધિ છે.

દેવગ્રહનો વળગાડ થયો હોય, તો દેવમંદિરની અંદર અગ્નિમાં હોમ કરી દર્ભ, સાથિયા જેવાં આકારવાળાં પકવાન્ન, પુડલા, ઘી, છત્ર તથા દૂધપાકથી મિશ્ર બલિ દેવો.

દૈત્યગ્રહનો વળગાડ થયો હોય, તો સંધ્યાકાળે ચૌટા વગેરેમાં ઉપર કહેલો સામાન્ય બલિ દેવો.

ગંધર્વગ્રહનો વળગાડ થયો હોય, તો ચૌટા વગેરેમાં મદ્ય અને જંગલી પ્રાણીઓના માંસનો રસથી મિશ્ર બલિ દેવો.

યક્ષગ્રહનો વળગાડ થયો હોય, તો તેનો નાશ કરવા માટે ધાન્યોની ઘૂઘરી, લોહી, મદ્ય અને મધુમાધવીનાં તથા કુંદકાગડા વગેરેનાં પુષ્પો ઇત્યાદિથી મિશ્ર બલિ દેવો.

પિતૃગ્રહનો વળગાડ થયો હોય, તો નદીના કિનારા પર દર્ભો બિછાવી, તે ઉપર માંસ, તલ, ગોળ અને દૂધપાક ઇત્યાદિથી મિશ્ર બલિ દેવો.

નાગગ્રહનો વળગાડ થયો હોય, તો નદીના કિનારા પર ગોળ, આસવ અને દૂધપાકથી મિશ્ર બલિ દેવો.

રાક્ષસગ્રહનો વળગાડ થયો હોય, તો ચૌટામાં અથવા ભયંકર જંગલોમાં માંસાદિથી મિશ્ર બલિ દેવો.

પિશાચગ્રહનો વળગાડ થયો હોય, તો ઉજ્જડ ઘરમાં કાચાં તથા પાકાં માંસવાળો તીવ્ર બલિ દેવો.

પ્રાચીન આચાર્યોએ શોધેલા અને ભૂતનાશક વિદ્યાના ગ્રંથોમાં દેખાડેલા મંત્રોથી એ બલિદાનો દેવાં. જો આ પ્રમાણે બલિદાનો દેવાથી તથા જપ આદિ ઉપાયોથી ગ્રહો શાંત ન થાય, તો પછી નીચે કહેલા યોગોની યોજનાઓ કરવી.

બકરો, રીંછ, શેળો અને ઘુવડનાં ચામડાં તથા રૂંવાડાં, હિંગ અને બકરાના મૂત્રનો ધૂપ દેવાથી બળવાન ગ્રહો પણ તુરત શાંત થાય છે.

ગજપીપર, પીપરીમૂળ, સૂંઠ, મરી, પીપર, આમળાં અને સરસવના ચૂર્ણને ઘો, નોળિયું, બિલાડો અને રીંછનાં પિત્તાની ભાવના આપીને તે ચૂર્ણની નસ્યોમાં, અંજનોમાં, અભ્યંગોમાં તથા સિંચનોમાં યુક્તિથી યોજનાઓ કરવી.

ગધેડો, ઘોડો, ખચ્ચર, ઘુવડ, ઊંટ, કૂતરો, શિયાળ, ગરજ, કાગડો અને સૂવરની વિષ્ઠાઓને વટાવી તેનો કલ્ક નાખી, બકરાના મૂત્રમાં તેલ પકવવું અને તે તેલની નસ્ય વગેરેમાં યોજનાઓ કરવી હિતકારી થાય છે.

સરસડિયાનાં બીજ, લસણ, સૂંઠ, સરસવ, મજીઠ, હળદર અને પીપરને બકરાંના મૂત્રમાં વાટી બળદના પિત્તાનો યોગ આપી ગોળીઓ કરી, છાયામાં સૂકવી તે ગોળીઓ આંખોમાં આંજવી.

કરંજનું ફળ, સૂંઠ, મરી, પીપર અરડૂસાનું મૂળ, બીલીનું મૂળ, હળદર અને દારુહળદરને બકરાંના મૂત્રમાં વાટી બળદના પિત્તાનો યોગ આપી, ગોળીઓ કરી, છાયામાં સૂકવી, તે ગોળીઓ આંખોમાં આંજવી.

વળગાડ કેમે કરી શાંત ન થતો હોય, તો સૈંધવ, સૂંઠ, મરી, પીપર, હિંગ અને ગળોને બકરાના મૂત્રમાં વાટી માછલાંના પિત્તાનો યોગ આપી, ગોળીઓ કરી, છાયામાં સૂકવી, તે ગોળીઓ આંખમાં આંજવી.

જૂનું ઘી, લસણ, હિંગ, સરસવ, વજ, દૂર્વા, ધોળી દૂર્વા, જટામાંસી, ગંધમાંસી, કૂકડવેલ, નોરવેલ, ક્ષીરકાકોલી, મેંઢાશિંગી, ખપાટ, હરડે,

તેઓના વળગાડનું જ્ઞાન તથા ચિકિત્સા, આ તંત્રથી વૈદ્ય જાણી શકે છે; માટે આ તંત્ર 'ભૂત-વિદ્યા' કહેવાય છે. ૨૦

तेषां शान्त्यर्थमन्विच्छन्वैद्यस्तु सुसमाहितः ।
जपैः सनियमैर्होमैरारभेत चिकित्सितुम् ॥
रक्तानि गन्धमाल्यानि बीजानि मधुसर्पिषी ।
भक्ष्याश्च सर्वे सर्वेषां सामान्यो विधिरुच्यते ॥
वस्त्राणि मद्यमांसानि क्षीराणि रुधिराणि च ।
यानि येषां यथेष्टानि तानि तेभ्यः प्रदापयेत् ॥
हिंसन्ति मनुजान् येषु प्रायशो दिवसेषु तु ।
दिनेषु तेषु देयानि तद्भूतविनिवृत्तये ॥
देवग्रहे देवगृहे हुत्वाग्निं प्रापयेद्बलिम् ।
कुशस्वस्तिकपूपाज्यच्छत्रपायससम्भृतम् ॥
असुराय यथाकालं विदध्याच्चत्वरादिषु ।
गंधर्वाय विदध्याच्च मद्यं मांसाम्बु जांगलम् ॥
तथा यक्षस्य तु गृहे कुल्माषासक्तुरादिभिः ।
अतिमुक्तककुन्दाद्यैः पुष्पैश्च वितरेद्बलिम् ॥
नद्यां पितृग्रहायेष्टं कुशास्तरणभूषितम् ।
दद्याद् बलिं मांसतिलगुडपायसकादिभिः ॥
नद्यामेव च नागाय सगुडासवपायसम् ।
चतुष्पथे राक्षसस्य भीमेषु गहनेषु वा ॥
शून्यागारे पिशाचस्य तीव्रं बलिमुपाहरेत् ।
पूर्वमाचरितैर्मन्त्रैर्भूतविद्यादिदर्शितैः ॥
न शक्या बलिभिर्जेतुं योगैस्तान् समुपाचरेत् ।
अजर्क्षचर्मरोमाणि शल्यकोलूकयोस्तथा ॥
हिङ्गु मूत्रं च बस्तस्य धूममस्य प्रयोजयेत् ।
एतेन शाम्यति क्षिप्रं बलवानपि यो ग्रहः ॥
गजाह्वपिप्पलीमूलव्योषामलकसर्षपान् ।
गोधानकुलमार्जारऋक्षपित्तप्रभावितान् ॥
नस्याभ्यञ्जनसेकेषु विदध्याद्योगतत्त्ववित् ।
खराश्वाश्वतरोलूककरभश्वशृगालजम् ॥
पुरीषं गृध्रकाकानां वराहस्य च पेषयेत् ॥
बस्तमूत्रेण तत्सिद्धं तैलं स्यात्पूर्ववद्धितम् ।
शिरीषबीजं लशुनं शुण्ठीं सिद्धार्थकं वचाम् ॥
मञ्जिष्ठां रजनीं कृष्णां बस्तमूत्रेण पेषयेत् ।
वर्तीश्छायाविशुष्कास्ताः सपित्ता नयनाञ्जनम् ।
नक्तमालफलं व्योषं मूलं श्योनाकबिल्वयोः ॥
हरिद्रे च कृता वर्तिः पूर्ववन्नयनाञ्जनम् ।
ये ये ग्रहा न सिध्यन्ति सर्वेषां नयनाञ्जनम् ॥
सैन्धवं कटुकं हिङ्गु वयःस्थां च वचामपि ।
बस्तमूत्रेण तत्पिष्टं मत्स्यपित्तेन पूर्ववत् ॥
पुराणसर्पिर्लशुनं हिङ्गु सिद्धार्थका वचा ।
गोलोमी चाजलोमी च भूतकेशी जटा तथा ॥
कुक्कुटी सर्पगन्धा च तथा काणाविषाणिके ।
ऋष्यप्रोक्ता वयःस्था च शृङ्गी मोहनवल्लिका ॥
अर्कमूलं त्रिकटुकं लता स्रोतोञ्जनाञ्जने ।
नैपाली हरितालं च रक्षोघ्ना ये च कीर्तिताः ॥
सिंहव्याघ्रर्क्षमार्जारद्वीपिवाजिगवां तथा ।
श्वाविच्छल्यकगोधानामुष्ट्रस्य नकुलस्य च ॥
[illegible] ।
च ॥
नता ॥
अवपीडेऽञ्जने चैव विदध्याद्गुटिकीकृतम् ।
विदधीत परीषेके कथितं चूर्णितं तथा ॥
उद्धूलने श्लक्ष्णपिष्टं प्रदेहे चावचारयेत् ।
एष सर्वविकारांस्तु मानसानपराजितः ॥
हन्यादल्पेन कालेन स्नेहादिरपि च क्रमात् ।
नचायुक्तं प्रयुञ्जीत प्रयोगं देवताग्रहे ॥
ऋते पिशाचादन्येषु प्रतिकूलं न चाचरेत् ।
वैद्यातुरौ निहन्युस्ते ध्रुवं क्रुद्धा महौजसः ॥
हिताहितविधानं च नित्यमेव समाचरेत् ।
ततः प्राप्स्यति सिद्धिं च यशश्च विपुलं भिषक् ॥२१

### ગ્રહોના કે ભૂતોના વળગાડોની ચિકિત્સા

ગ્રહોના વળગાડોની શાંતિ કરવા ઇચ્છતા વૈદ્યે સારી પેઠે સાવધાન રહી, જપોથી, નિયમોથી તથા હોમોથી તે વળગાડોની ચિકિત્સા કરાવવાનો આરંભ કરવો. સર્વ ગ્રહોને સઘળાં રાતા સુગંધી દ્રવ્યોનું, રાતાં પુષ્પોનું

ભોજનની ટેવ રાખવાથી, (આવા ભોજનને અત્યંત અપથ્યરૂપ જણાવવા માટે પુનરુક્તિ કરી છે.) રજોગુણના તથા તમોગુણના ભારે દબાણથી, રજસ્વલા સ્ત્રીનો સંગ કરવાથી અને કામ, ભય, ઉદ્વેગ, ક્રોધ તથા શોકાદિકથી ચિત્ત અત્યંત દૂષિત થતાં, પ્રકોપ પામેલા દોષોથી માણસોને અપસ્માર થાય છે. ૩

संज्ञावहेषु स्रोतःसु दोषव्याप्तेषु मानवः ।
रजस्तमःपरीतेषु मूढो भ्रान्तेन चेतसा ॥
विक्षिपन् हस्तपादं च विजिह्मभ्रूविलोचनः ।
दन्तान्खादन्वमन्फेनं विवृत्ताक्षः पतेत्क्षितौ ॥
अल्पकालान्तरे चापि पुनः संज्ञां लभेत सः ।
सोऽपस्मार इति प्रोक्त.... ॥ ४ ॥

### અપસ્મારનું સામાન્ય લક્ષણ

સંજ્ઞાનું વહન કરનારાં સ્રોતો, દોષોથી વ્યાપ્ત થતાં અને તેને લીધે રજોગુણ તથા તમોગુણથી ઘેરાઈ જતાં, ભ્રમિત થયેલા ચિત્તે મૂઢ બનાવેલો માણસ, હાથપગને પછાડતોપછાડતો, વાંકી ભમરોવાળો તથા વાંકા નેત્રવાળો થતોથતો, દાંતોને કરડતોકરડતો અને ફીણનું વમન કરતોકરતો આંખો ફાડી ધરતી પર પડે છે અને થોડીવાર પછી પાછો ભાનમાં આવે છે, એ રોગ અપસ્માર કહેવાય છે. ૪

....स च दृष्टश्चतुर्विधः ।
वातपित्तकफैर्नृणां चतुर्थः सन्निपाततः ॥ ५ ॥

### અપસ્મારની સંખ્યા

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સાન્નિપાતિક–એ રીતે અપસ્મારના ચાર ભેદ છે. ૫

हृत्कम्पः शून्यता स्वेदो ध्यानं मूर्छा प्रमूढता ।
निद्रानाशश्च तस्मिंस्तु भविष्यति भवन्त्यथ ॥६॥

### અપસ્મારનું પૂર્વ રૂપ

અપસ્માર થવાનો હોય, ત્યારે હૃદયમાં કંપ અને શૂન્યતા થાય છે; પસીનો આવે છે, ધ્યાન થઈ જાય છે, મૂર્છા આવે છે, અતિમૂઢતા અને નિદ્રાનો નાશ થાય છે. ૬

वेपमानो दशेद्दन्तान् श्वसन् फेनं वमत्यपि ।
यो ब्रूयाद्विकृतं सत्त्वं कृष्णं मामनुधावति ।
ततो मे चित्तनाशः स्यात्सोऽपस्मारोऽनिलात्मकः ॥७॥

### વાતજન્ય અપસ્મારનું લક્ષણ

ધ્રૂજતોધ્રૂજતો દાંત કરડે, હાંફતોહાંફતો ફીણ કાઢે અને ભાન આવ્યા પછી બોલે, કે 'કાળા વર્ણવાળું તથા વિકૃત આકારવાળું કોઈ પ્રાણી મારી પછવાડે દોડે છે; અને તેથી મારા ચિત્તનો નાશ થઈ જાય છે,' તો જાણવું, કે એ અપસ્માર વાતજન્ય છે. ૭

तृट्तापस्वेदमूर्छार्तो धुन्वन्नङ्गानि विह्वलः ।
यो ब्रूयाद्विकृतं सत्त्वं पीतं मामनुधावति ।
ततो मे चित्तनाशः स्यात्स पित्तभव उच्यते ॥८॥

### પિત્તજન્ય અપસ્મારનું લક્ષણ

તૃષા, તાપ, પસીનો અને મૂર્છાથી પીડાય, અંગોને કંપાવે, વિહ્વળ થઈ જાય અને ભાન આવ્યા પછી બોલે, કે 'પીળા વર્ણવાળું તથા વિકૃત આહારવાળું કોઈ પ્રાણી મારી પછવાડે દોડે છે; અને તેથી મારા ચિત્તનો નાશ થાય છે', તો જાણવું કે એ અપસ્માર પિત્તજન્ય છે. ૮

शीतहृल्लासनिद्रार्तः पतन् भूमौ वमन् कफम् ।
यो ब्रूयाद्विकृतं सत्त्वं शुक्लं मामनुधावति ॥
ततो मे चित्तनाशः स्यात्सोऽपस्मारः कफात्मकः ॥९॥

### કફજન્ય અપસ્મારનું લક્ષણ

ટાઢ, મોળ તથા નિદ્રાથી પીડાય, ધરતી પર પડે, કફનું વમન કરે અને ભાનમાં આવ્યા પછી બોલે, કે 'સફેદ વર્ણવાળું તથા વિકૃત આકારવાળું કોઈ પ્રાણી મારી પછવાડે દોડે છે; અને તેથી મારા ચિત્તનો નાશ થાય છે', તો જાણવું, કે એ અપસ્માર કફજન્ય છે. ૯

हृदि तोदस्तृडुत्क्लेदस्त्रिष्वप्येतेषु संलयः ।
प्रलापः कूजनं क्लेशः प्रत्येकं तु भवेदिह ॥१०॥

કાકડાશિંગી, મોહનવેલ, આકડાનું મૂળ, નાડ, મરી, પીપર, ધડૂલાં, સુરમો, રમવતી, મણનીલ, હરતાલ, રાક્ષસોને હણનારાં રુદ્રાક્ષ તથા ગૂગળ વગેરે દ્રવ્યો, અને સિંહ, દીપડો, બિલાડો, રીંછ, ચીતરો, ઘોડો, બળદ, શેઢાઈ, શેળો, ઘો, ઊંટ તથા નોળિયાનાં વિષ્ટા, ચામડાં, રૂંવાડાં, ચરબી, મૂત્ર, લોહી, પિત્તા અને નખો વગેરે પદાર્થો–એ સર્વ દ્રવ્યો મળીને અપરાજિત વર્ગ કહેવાય છે પ્રવીણ વૈદ્ય આ અપરાજિત નામના વર્ગના ક્વાથ તથા કલ્કથી તેલ તથા ઘૃતો પકવી તેઓની પાવામાં, અભ્યંગોમાં તથા નસ્યોમાં યોજનાઓ કરવી, એ જ વર્ગની ગોળીઓ બનાવી તેઓની અવપીડનસ્યમાં તથા અંજનમાં યોજના કરવી એ જ વર્ગનો ક્વાથ બનાવી તેની મિંચન-રૂ યોજના કરવી, એ જ વર્ગના ચૂર્ણની શરીર પર ચોળવામાં યોજના કરવી અને એ જ વર્ગને બારીક વટાવી લેપના યોજના કરવી આ અપરાજિત વર્ગ વળગાડ તથા ઉન્માદ સંબંધી સઘળા વિકારોને થોડા કાળમાં મટાડે છે.

અનુક્રમથી કરવામાં આવતી સ્નેહન, સ્વેદન, વમન તથા વિરેચન આદિ ક્રિયાઓ પણ ઉપર કહેલા વિકારોને મટાડે છે

દેવગ્રહનો વળગાડ હોય, તો વિષ્ઠા વગેરેના અપવિત્ર પ્રયોગો કરવા નહિ અને પિશાચગ્રહના વળગાડ સિવાય બીજા વળગાડોમાં પ્રહારાદિક પ્રતિકૂળ ક્રિયાઓ કરવી નહિ, કેમ કે એ મોટી શક્તિવાળા ગ્રહો અપવિત્ર પ્રયોગોથી તથા પ્રતિકૂળ ક્રિયાઓથી કોપ પામી વૈદ્ય તથા રોગીને પણ અવશ્ય મારી નાખે છે.

સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના અધ્યાયમાં તથા હિતાહિતીય નામના અધ્યાયમાં જે કાંઈ હિતકર જણાવ્યું છે, તે સઘળું વૈદ્યે નિત્ય કરવું તથા કરાવવું અને જે કાંઈ અહિતકર જણાવ્યું છે, તેનો ત્યાગ કરવો તથા કરાવવો, આમ કરવાથી વૈદ્યને સિદ્ધિ અને કીર્તિ પણ મળશે ૨૧

## અધ્યાય ૬૧મો

अथातोऽपस्मारप्रतिषेधमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'અપસ્માર-પ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

स्मृतिर्भूतार्थविज्ञानमपश्च परिवर्जने ।
अपस्मार इति प्रोक्तस्ततोऽयं व्याधिरन्तकृत् ॥२॥

### અપસ્માર શબ્દની નિરુક્તિ

અપ એટલે જતું રહેવું, અને સ્માર એટલે જાણેલી બાબતોનું સ્મરણ, આ રોગમાં ભૂતકાળની જાણેલી બાબતોનું સ્મરણ જતું રહે છે, તેથી તેને 'અપસ્માર' એ નામ આપેલું છે આ રોગથી એવું વિસ્મરણ થાય છે, કે જેથી રોગી જળમાં કે અગ્નિ વગેરેમાં પણ પડીને મરી જાય છે ૨

मिथ्यादियोगेन्द्रियार्थकर्मणामभिसेवनात् ।
विरुद्धमलिनाहारविहाराकुपितैर्मलैः ॥
वेगनिग्रहशीलानामहिताशुचिभोजिनाम् ।
रजस्तमोऽभिभूतानां गच्छतां च रजस्वलाम् ॥
तथा कामभयोद्वेगक्रोधशोकादिभिर्भृशम् ।
चेतस्यभिहते पुंसामपस्मारोऽभिजायते ॥३॥

### અપસ્મારનાં નિદાનો

શબ્દ આદિ વિષયોના તથા કાયિક આદિ કર્મોના સેવનના મિથ્યાયોગથી, અતિયોગથી તથા અયોગથી, વિરુદ્ધ કે મલિન આહારવિહાર કરવાથી, મલમૂત્રાદિકના વેગોને અટકાવી રાખવાની ટેવથી, અહિતકર તથા અપવિત્ર

૧ અપસ્મારના (વાઈ નામના રોગના) નિદાનો, ભેદો લક્ષણો તથા ચિકિત્સાઓના નિરૂપણ વિનેના આ રોગ ગ્રહ વળગાડના જેવી જ મનની ખરાબી થાય છે તથા વળગાડની ચિકિત્સા આમાં પણ પ્રશસ્ત છે તેથી આ રોગને ભૂતવિદ્યાતંત્રમાં દાખલ કર્યો છે–ડલ્હન

जटिलां पञ्चमूल्यौ द्वे पथ्यां चोत्क्वाथ्य यत्नतः ।
वस्तमूत्रयुतं सर्पिः पिबेत्तद्वातिके हितम् ।
काकोल्यादिप्रतीवापं सिद्धं वा प्रथमे गणे ॥
पयोमधुसितायुक्तं घृतं यत्पैत्तिके हितम् ।
कृष्णावचामुस्तकाद्यैर्युक्तमारग्वधादिके ॥
पक्वं तन्मूत्रवर्गेषु श्लेष्मापस्मारिणे हितम् ।
सुरद्रुमवचाकुष्ठसिद्धार्थव्योषहिङ्गुभिः ॥
मञ्जिष्ठारजनीयुग्मसमङ्गात्रिफलाम्बुदैः ।
करञ्जबीजशैरीषगिरिकर्णीहुताशनैः ॥
सिद्धं सिद्धार्थकं नाम सर्पिर्मूत्रचतुर्गुणम् ।
कृमिकुष्ठगरश्वासचलासविषमज्वरान् ॥
सर्वभूतग्रहोन्मादानपस्मारांश्च नाशयेत् ।
दशमूलेन्द्रवृक्षत्वङ्मूर्वाभार्गीफलत्रयैः ॥
शम्पाकश्रेयसीसप्तपर्ण्यपामार्गपीलुभिः ।
एतैः कल्कैश्च भूनिम्बपूतीकव्योषचित्रकैः ॥
त्रिवृत्पाठानिशायुग्मसारिवाद्वयपौष्करैः ।
कटुकामदयन्त्युग्रानीलिनीक्रिमिशत्रुभिः ॥
सर्पिरेभिश्च गोक्षीरदधिमूत्रशकृद्रसैः ।
साधितं पञ्चगव्याख्यं सर्वापस्मारभूतनुत् ॥
चातुर्थकक्षयश्वासानुन्मादांश्च नियच्छति ।
वातिकं बस्तिभिश्चापि पैत्तिकं तु विरेचनैः ॥
कफजं वमनैर्धीमानपस्मारमुपाचरेत् ।
भार्गीशृते पचेत्क्षीरे शालितण्डुलपायसम् ॥
त्र्यहं शुद्धाय तद्भोज्यं वराहायोपकल्पयेत् ।
ज्ञात्वा च मधुरीभूतं तं विशस्य तदुद्धरेत् ।
त्रीन्भागांस्तस्य चूर्णस्य किण्वभागेन संसृजेत् ॥
मण्डोदकार्थे देयश्च भार्गीक्वाथः सुशीतलः ।
शुद्धे कुम्भे निदध्याच्च सम्भारं तं सुरां ततः ॥
जातगन्धां जातरसां पाययेदातुरं भिषक् ।
शिरां विध्येदथ प्राप्तां मङ्गल्यानि च धारयेत्॥१४॥

## અપસ્મારની ચિકિત્સા

આ ઉત્તરતંત્રના ૬૨મા અધ્યાયમાં ઉન્માદો ઉપર જે ચિકિત્સા કહેવામાં આવશે, તે સઘળી ચિકિત્સા અપસ્માર ઉપર કરવી. જૂનું ઘી પાવું અને જૂના ઘીનો અભ્યંગ કરવો, એ પણ અપસ્માર ઉપર ઉત્તમ છે. ગયા અધ્યાયમાં ગ્રહોના વળગાડો ઉપર જે યોગો કહેવામાં આવ્યા છે, તેઓનો પણ યોગ્યતા પ્રમાણે ઉપયોગ કરવો.

ચોગણા ગાયોના મૂત્રમાં સરગવો, અરડૂસો, ધોળી ગરણી અને લીંબડાનો સ્વરસ તથા કલ્ક નાખી તેમાં પકવેલા તેલનો અભ્યંગ કરવો, એ અપસ્માર ઉપર હિતકારી છે.

ઘો, નોળિયો, હાથી, પૃષત નામનો છાંટણાંવાળો નાનો મૃગ, રીંછ અને બળદનાં પિત્તાંઓમાં પકવેલા તેલની, પીવામાં તથા અભ્યંગમાં યોજના કરવી, એ અપસ્માર ઉપર શ્રેષ્ઠ છે.

તીક્ષ્ણ વમનવિરેચનોથી તથા તીક્ષ્ણ શિરોવિરેચનોથી સંશોધન કરવું અને મહારુદ્રની તથા તેમના ગણોની નિત્ય પૂજા પણ કરાવવી, એ અપસ્માર ઉપર હિતકારી છે.

કળથી, જવ, બોર, શણનાં બીજ, ગૂગળ, જટામાંસી, દશમૂળી અને હરડેના ચોગણા ક્વાથમાં એકગણું બકરાંનું મૂત્ર નાખી તેમાં ઘી પકવવું; અથવા એ કળથી વગેરેના એકગણા ક્વાથમાં ચોગણું બકરાંનું મૂત્ર નાખી તેમાં ઘી પકવવું. આ ઘી વાતજન્ય અપસ્માર ઉપર હિતકારી છે.

વિદારિગંધાદિગણના ક્વાથમાં કાકોલ્યાદિગણનો કલ્ક નાખી તેમાં પકવેલા ઘીને દૂધ, મધ તથા સાકરથી મિશ્ર કરી દેવું, એ પિત્તજન્ય અપસ્માર ઉપર હિતકારી થાય છે.

પિપ્પલ્યાદિગણ, વચાદિગણ અને મુસ્તાદિગણના ક્વાથમાં આરગ્વધાદિગણનો કલ્ક તથા સૂત્રસ્થાનના ૪૫મા અધ્યાયમાં કહેલો મૂત્રવર્ગ નાખી ઘી પકવવું. આ ઘી કફજન્ય અપસ્માર ઉપર હિતકારી થાય છે.

દેવદાર, વજ, કઠ, સરસવ, સૂંઠ, મરી, પીપર, હિંગ, મજીઠ, હળદર, દારુહળદર, રિસામણી, ત્રિફળા, મોથ, કરંજનાં બીજ,

### સઘળાં અપસ્મારોનાં ખાસ ચિહ્નો

વાતજન્ય અપસ્મારમાં હૃદયની અંદર સોંકાયા જેવી વ્યથા થાય છે, પિત્તજન્ય અપસ્મારમાં તરસ લાગે છે, કફજન્ય અપસ્મારમાં ખડખો પડે છે અને એ ત્રણે અપસ્મારોમાં પ્રલાપ, અસ્પષ્ટ શબ્દ તથા ક્લેશ થાય છે. ૧૦

सर्वलिङ्गसमावायः सर्वदोषप्रकोपजे ॥११॥

### સાન્નિપાતિક અપસ્મારનું લક્ષણ

ત્રણે દોષોથી થયેલા અપસ્મારમાં સઘળા દોષોનાં ચિહ્નો હોય છે, કે જે ચિહ્નો ઉપરના ચાર વિષયોમાં કહ્યાં છે. ૧૧

अनिमित्तागमाद्व्याधेर्गमनादकृतेऽपि च ।
आगमाच्चाप्यपस्मारं वदन्त्यन्ये न दोषजम् ॥१२॥

### અપસ્મારના વિષયમાં બીજાઓનો મત

કેટલાક કહે છે કે 'અપસ્માર અકસ્માત્ ઉત્પન્ન થાય છે, ચિકિત્સા કર્યા વિના પણ જતો રહે છે અને શાસ્ત્રમાં પણ તેને આંગતુક કહ્યો છે, તેથી અપસ્માર દોષજન્ય નથી પણ આંગતુક જ છે.' ૧૨

क्रमोपयोगाद्दोषाणां क्षणिकत्वात्तथैव च ।
आगमाद्धैश्वरूप्याच्च स तु निर्वर्ण्यते बुधैः
वर्षत्यपि यथा देवे भूमौ बीजानि कानिचित् ॥
शारदि प्रतिरोहन्ति तथा व्याधिसमुद्भवः ।
स्थायिनः केचिदल्पेन कालेनाभिप्रवर्द्धिताः ॥
दर्शयन्ति विकारांस्तु विश्वरूपान्निसर्गतः ।
अपस्मारो महाव्याधिस्तस्माद्दोषज एव तु ॥१३॥

### બીજાઓના મતનું ખંડન

દોષો એકદમ નહિ, પણ સંચય આદિ ક્રમથી વિકારો ઉત્પન્ન કરે છે; માટે 'અપસ્માર અકસ્માત્ ઉત્પન્ન થાય છે' એ કહેવું વ્યર્થ છે. દોષનો જેટલો વેગ લાગ્યો હોય, તેટલો વેગ જતો રહેતાં અપસ્માર જતો રહે છે, તેથી અપસ્મારનો સ્વભાવ ક્ષણિક જ છે; માટે 'ચિકિત્સા કર્યા વિના પણ જતો રહે છે' એ કહેવું વ્યર્થ છે. આ ધન્વંતરિતંત્રમાં તથા બીજા પ્રામાણિક આચાર્યોનાં તંત્રોમાં પણ અપસ્મારના વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સાન્નિપાતિક, એ ચાર ભેદો સ્પષ્ટ રીતે લખ્યા છે; માટે 'શાસ્ત્રમાં પણ તેને આંગતુક કહ્યો છે' એ કહેવું વ્યર્થ છે. રોગીના શરીરમાં પ્રકુપિત થયેલા વાયુ આદિ દોષો સર્વદા રહે જ છે, પણ જતા રહેતા નથી; માટે અપસ્મારને આગંતુક કહેવો યોગ્ય નથી. આ કારણોને લીધે વિદ્વાન લોકો અપસ્મારને દોષજન્ય કહે છે. 'પ્રકુપિત થયેલા દોષો સર્વદા હયાત છતાં અપસ્માર સર્વદા કેમ રહેતો નથી?' એવી શંકા થાય તો તેનું સમાધાન આ છે, કે જેમ વરસાદ વરસતા છતાં પૃથ્વીમાં કેટલાંક બીજો સર્વદા ઊગતાં નથી પણ બીજાં કારણોના યોગને લીધે શરદ્ઋતુમાં જ ઊગે છે, તેમ પ્રકુપિત થયેલા દોષો સર્વદા હયાત છતાં અપસ્માર સર્વદા રહેતો નથી, પણ દૃષ્ટાંતરોના યોગને લીધે અમુક સમયમાં જ ઉત્પન્ન થાય છે. કેટલાક અમુક પ્રકારથી ગોઠવાયેલા દોષોનો સ્વભાવ જ એવો હોય છે, કે તેઓ સર્વદા સ્થાયી હોય છતાં અમુક સંયોગોને લીધે અલ્પ કાળમાં જ વેગ પામી પોતાના વિવિધ પ્રકારના વિકારોને દેખાડે છે, પણ સર્વદા દેખાડતા નથી. આ કારણોને લીધે અપસ્માર નામનો મોટો વ્યાધિ આગંતુક નથી, પણ દોષજન્ય છે એ સિદ્ધાંત છે.

तस्य कार्यो विधिः सर्वो य उन्मादेषु वक्ष्यते ।
पुराणसर्पिषः पानमभ्यङ्गश्चैव पूजितः ॥
उपयोगो प्रशोक्तानां योगानां तु विशेषतः ।
शिग्रुकट्वङ्गकिणिहीनिम्बत्वग्रससाधितम् ॥
चतुर्गुणे गवां मूत्रे तैलमभ्यञ्जने हितम् ।
गोधानकुलनागानां पृषतर्क्षगवामपि ॥
पित्तेषु सिद्धं तैलं च पानाभ्यङ्गेषु पूजितम् ।
तीक्ष्णैरुभयतोमार्गैः शिरश्चापि विशोधयेत् ॥
पूजां रुद्रस्य कुर्वीत तद्गणानां च नित्यशः ।
कुलत्थयवकोलानि शणबीजं पलङ्कषाम् ॥

विषाद्भवति पष्ठश्च यथास्वं तत्र भेषजम् ।
स चाप्रवृद्धस्तरुणो मदसंज्ञां बिभर्ति च ॥३॥

### ઉન્માદની સંખ્યા અને અવસ્થાભેદથી નામાંતર

વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સાન્નિપાતિક અને માનસદુઃખજન્ય (મનના દુઃખથી થયેલો)–એ રીતે ઉન્માદ પાંચ પ્રકારનો છે. વિષથી જે ઉન્માદ થાય છે, તે છઠ્ઠો ગણાય છે. ઉન્માદોમાં યથોચિત ઔષધોનો પ્રયોગ કરવો. એ ઉન્માદ વધ્યો ન હોય તથા નવો હોય, ત્યાં સુધી મદ કહેવાય છે. ૩

मोहोद्वेगौ स्वनः श्रोत्रे गात्राणामपकर्षणम् ।
अत्युत्साहोऽरुचिश्चान्ने स्वप्ने कलुषभोजनम् ॥
वायुनोन्मथनं चापि भ्रमश्च क्रमतस्तथा ।
यस्य स्यादचिरेणैवमुन्मादं सोऽधिगच्छति ॥४॥

### ઉન્માદનું પૂર્વ રૂપ

ઉન્માદ થવાનો હોય, ત્યારે મોહ થાય છે, ઉદ્વેગ થાય છે, કાનમાં અવાજ થાય છે, ગાત્રો દુર્બળ થઈ જાય છે, અધીરતા આવે છે, અન્ન ઉપર અરુચિ થાય છે, સ્વપ્નમાં મલિન ભોજન લેવાય છે, ચિત્ત વાયુથી વ્યાકુળ થઈ જાય છે અને ચાકડે ચડ્યા જેવું ભ્રમણ થાય છે. જે માણસને આ લક્ષણો થાય, તે માણસ તુરત જ ઉન્માદને વશ થાય છે. ૪

रूक्षच्छविः परुषवाग् धमनीततो वा
श्वासातुरः कृशतनुः स्फुरिताङ्गसन्धिः ।
आस्फोटयन्पठति गायति नृत्यशीलो
विक्रोशति भ्रमति चाप्यनिलप्रकोपात् ॥५॥

### વાતજન્ય ઉન્માદનું લક્ષણ

જો વાતજન્ય ઉન્માદ થયો હોય, તો કાંતિ રૂક્ષ થઈ જાય છે, વાણી કઠોર થઈ જાય છે; કૃશતાને લીધે શરીર ધમનીઓથી વ્યાપ્ત દેખાય છે, શ્વાસની પીડા થાય છે, શરીર દૂબળું થાય છે, અંગોના સાંધાઓ ફરકે છે અને તે માણસ અંગોના ટચાકા ફોડતોફોડતો તથા અંગોને આમતેમ નાખતો ભણે છે, ગાય છે, નાચે છે, બૂમો પાડે છે અને ભમે છે. ૫

तृट्स्वेददाहबहुलो बहुभुग्विनिद्र-
श्छायाहिमानिलजलान्तविहारसेवी ।
तीक्ष्णो हिमाम्बुनिचयेऽपि स वह्निशङ्की
पित्ताद्दिवा नभसि पश्यति तारकाश्च ॥ ६ ॥

### પિત્તજન્ય ઉન્માદનું લક્ષણ

જો પિત્તજન્ય ઉન્માદ થયો હોય, તો તૃષા, પસીનો તથા દાહ અત્યંત થાય છે, ઘણું જમાય છે, નિદ્રા આવતી નથી, તીક્ષ્ણતા થાય છે, ઠંડા પાણીના સમૂહમાં પણ અગ્નિની શંકા થાય છે, નેત્રો પીળાં થઈ જાય છે, દિવસે પણ આકાશમાં તારા જોવામાં આવે છે અને તે માણસ છાયામાં, ઠંડા પવનમાં તથા જળાશયોના સમીપોમાં વિહારનું સેવન કરે છે. ૬

छर्द्यग्निसादसदनारुचिकासयुक्तो
योषिद्विविक्तरतिरल्पमतिप्रकारः ।
निद्रापरोऽल्पकथनोऽल्पभुगुष्णसेवी
रात्रौ भृशं भवति चापि कफप्रकोपात् ॥७॥

### કફજન્ય ઉન્માદનું લક્ષણ

જો કફજન્ય ઉન્માદ થયો હોય, તો ઊલટીઓ થાય છે, જઠરાગ્નિ મંદ થઈ જાય છે, અંગોમાં ગ્લાનિ થાય છે, અરુચિ થાય છે, ખાંસી આવે છે, એકાંતમાં સ્ત્રી ઉપર રુચિ થાય છે, બુદ્ધિનો પ્રચાર થોડો થઈ જાય છે, નિદ્રા કરવામાં તત્પરતા રહે છે, બોલવું થોડું થઈ જાય છે, થોડું જમી શકાય છે, ઉષ્ણને સેવવાની ટેવ પડે છે અને રાતે આ સઘળા વિકારો વધે છે. ૭

सर्वात्मके त्रिभिरपि व्यतिमिश्रितानि
रूपाणि वातकफपित्तकृतानि विद्यात् ।
सम्पूर्णलक्षणमसाध्यमुदाहरन्ति
सर्वात्मकं क्वचिदपि प्रवदन्ति साध्यम् ॥८॥

સરસડિયાનાં બીજ, ગરણી અને ચિનકનો કલ્ક નાખી ચોગણા ગોમૂત્રમા ઘી પકવવુ આ ઘી સિદ્ધાર્થક કહેવાય છે આ ઘીથી કૃમિઓ, કુષ્ઠો, કૃત્રિમ, વિષ, શ્વાસ, કફ, વિષમજ્વરો, સર્વ ગ્રહોના વળગાડો, ઉન્માદો અને અપસ્મારો નાશ પામે છે

દશમૂળી, કડાછાલ, મોરવેલ, ભારગી, ત્રિફળા, ગરમાળો, હરડે, રિસામણી, અરેડો અને પીલુના (ખારી જારના) ક્વાથમા નરિયાતુ, ગુરછકરજ, સૂઠ, મરી, પીપર, ચિત્રક, નસોતર, કાળીપાડ, હળદર, દારુહળદર, કાળી ઉપલસરી, ધોળી ઉપલસરી, પુષ્કરમૂળ, કડુ ડોલર, વજ, ગળી અને વાવડિગનો કલ્ક નાખી તથા ગાયનુ દૂધ, દહી, મૂત્ર અને છાણનો રસ નાખી તેમા ગાયનુ ઘી પકવવુ આ ઘી **પચગવ્યઘૃત** કહેવાય છે આ ઘીથી સઘળા પ્રકારના અપસ્મારો, ભૂતો, ચોથિયો તાવ, ક્ષય, શ્વાસ અને ઉન્માદનો નાશ થાય છે

બુદ્ધિમાન વૈદ્યે વાતજન્ય અપસ્મારને બસ્તિઓથી, પિત્તજન્ય અપસ્મારને વિરેચનોથી અને કફજન્ય અપસ્મારને વમનોથી મટાડવો

ચોગણા પાણીમા એકગણો ભારગીનો કલ્ક નાખી, તેમા દૂધ પકવી તે દૂધમા રાતા ચોખા નાખીને દૂધપાક કરવો અને એ દૂધપાક ત્રણ દિવસ સુધી ભૂખ્યા રાખેલા સરગને ખવડાવવો એ દૂધપાક ખાવાથી લાળનુ ઝરવુ તથા મૂર્છા આદિ ચિહ્નો થાય, ત્યારે તે સૂવરને શસ્ત્ર વડે કાપી તેના પેટમાથી એ દૂધપાક કાઢી લેવો પછી એ દૂધપાકને સૂકવી ચૂર્ણ કરી એ ચૂર્ણના ત્રણ ભાગ અને સુરાબીજનો એક ભાગ એ રીતે ચાર ભાગને મિશ્ર કરી, તેમા મડોદક તથા ભારગીનો અત્યત ઠડા પાડેલો ક્વાથ નાખી, એ સર્વને તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, મધ અને પીપરના ચૂર્ણના કલ્કથી અદરના ભાગમા લીપેલા ઘડામા રાખી મૂકવુ જ્યારે તેમા ગધવાળી અને રસવાળી મદિરા બની જાય, ત્યારે વૈદ્યે તે મદિરા અપસ્મારવાળાને પાવી આ પ્રયોગથી અપસ્માર મટે છે

વૈદ્યે શારીરસ્થાનના ૮મા અધ્યાયના ૨૧મા વિષયમા જણાવ્યા પ્રમાણે અપસ્મારવાળી શિરાને વીંધીને લોહીનુ સ્રાવણ પણ કરવુ અને સૂત્રસ્થાનના વણિનોપાસનીય નામના અધ્યાયમા કહ્યા પ્રમાણે ઓષધિધારણાદિક ઉપાયો પણ કરાવવા ૧૮

## અધ્યાય ૬૨ મો

अथात उन्मादप्रतिषेधमध्याय व्याख्यास्याम ।
यथोवाच भगवान् धन्वन्तरि ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'ઉન્માદપ્રતિષેધ'[1] એ નામના અધ્યાયનુ તે પ્રમાણે વ્યાખ્યાન કરીશુ, કે જે પ્રમાણે ભગવાન ધન્વતરિએ સુશ્રુતની પાસે કહેલુ છે ૧

मदयन्त्युद्गता दोषा यस्मादुन्मार्गमाश्रिता ।
मानसोऽयमतो व्याधिरुन्माद इति कीर्त्तित ॥२॥

### ઉન્માદના નિદાન અને સપ્રાપ્તિ

અત્યત વૃદ્ધિ પામેલા દોષો મનની સાથે સબધ પામેલા સ્રોતોમાં રહીને ચિત્તને ભમાવી નાખે છે, તે રોગ ઉન્માદ કહેવાય છે અને તે માનસિક વ્યાધિ છે (અપસ્મારમા દોષોને પ્રકુપિત કરનારા જે કારણો કહ્યા છે, તે જ કારણો ઉન્માદમા પણ દોષોને પ્રકુપિત કરનારા છે એમ સમજવુ ) ૨

एकैकश समस्तैश्च दोषैरत्यर्थमूर्छितै ।
मानसेन च दु खेन स पञ्चविध उच्यते ॥

૧ C મા ના (ધેનાપ ગુના) નિદાનો બધો લક્ષણ તથા ચિકિત્સાના નિરૂપણ વિનો આ રોગ માનસિક છે અને તેની ચિકિત્સાઓ પણ ગ્રહોના વળગા ની ચિકિત્સાઓની તુલ્ય છે માટે તેને ભૂતવિદ્યાતંત્રમા દાખલ ક્યા છે

अवपीडेऽञ्जनेऽभ्यङ्गे नस्ये धूमे प्रलेपने ॥
उरोऽपाङ्गललाटेषु शिराश्चास्य विमोक्षयेत् ।
अपस्मारक्रियां चापि ग्रहोद्दिष्टां च कारयेत् ॥
शान्तदोषं विशुद्धं च स्नेहवस्तिभिराचरेत् ॥
शोकशल्यं व्यपनयेदुन्मादे पञ्चमे भिषक् ।
उन्मादेषु च सर्वेषु कुर्याच्चित्तप्रसादनम् ॥
मृदुपूर्वां मदेऽप्येवं क्रियां मूर्द्ध्नी प्रयोजयेत् ।
विषजे मृदुपूर्वां च विषघ्नीं कारयेत्क्रियाम् ॥११॥

## ઉન્માદની ચિકિત્સા

ઉન્માદવાળા માણસને બહુશ્રુત વૈદ્યે સ્નેહન તથા સ્વેદન સંસ્કાર આપી કૂકડવેલ વગેરે તીક્ષ્ણ ઉભયતોહાર પદાર્થોથી વમનવિરેચન કરાવવાં, તીક્ષ્ણતાવાળાં શિરોવિરેચન નસ્યોથી અને સરસિયા તેલના સંયોગવાળાં વિવિધ અવપીડ-નસ્યોથી શુદ્ધ કરવો. સરસવના ચૂર્ણની યોજના કરી તેનું નસ્ય દેવું. અત્યંત દુર્ગંધવાળાં કૂતરાઓ તથા બળદોનાં માંસોના નિરંતર ધુમાડા દેવા. સર્વદા સરસિયા તેલનું નસ્ય દેવું અને તેજ તેલનો અભ્યંગ કરાવવો. એ માણસને અદ્ભુત પદાર્થો દેખાડવા. તેની પાસે પુત્ર તથા ધનાદિ પ્રિય પદાર્થોનો નાશ થયાનું કહેવું. ભયંકર આકારવાળા માણસોથી, કેળવાયેલા હાથીઓથી, વિષવગરના સર્પોથી અને ફાંસાઓથી એ માણસને નિત્ય બિવડાવવો. ચાબુકોથી પ્રહાર પણ દેવા અથવા એ માણસ ખૂબ ઊંઘી ગયો હોય, ત્યારે બાંધી લઈ ચોમેર ખડ સળગાવીને તે અગ્નિથી ત્રાસ આપવો, મર્મસ્થલનો આઘાત ન થાય, એવી રીતે પ્રતુદપક્ષીઓની ચાંચોથી તેને ઠોલાવવો, નિત્ય ઢાંકણાવાળા જૂના કૂવામાં ઉતારવો, ત્રણત્રણ દિવસે રાબ પાવી અથવા જળ સાથે સાથવો ખાવા દેવો અથવા જળવાળી કે જળવગરની ધાન્યોની ઘૂઘરી ખાવા દેવી. જે પથ્ય હૃદયને પ્રિય લાગે એવું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવું હોય તેની પણ યોજના કરવી.

વાવડિંગ, ત્રિફળા, મોથ, મજીઠ, દાડમ, નીલકમળ, ધઉલાં, એલચી, એલવાલુક નામનું સુગંધી દ્રવ્ય, રતાંજલિ, દેવદાર, વાળો, કઠ, હળદર અથવા દારુહળદર, શાલીપર્ણી, પૃશ્નિપર્ણી, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, હરેણુ, નામનું સુગંધી દ્રવ્ય, નસોતર, નેપાળો, વજ, તાલીસપત્ર, નાગકેસર અને માલતીનાં ફૂલનો બત્રીસ તોલાભાર કલ્ક અને ઘીથી બમણું દૂધ નાખી ચાર પ્રસ્થ (ચોસઠ તોલાભારનું એક પ્રસ્થ—એ માપે) જળમાં એક પ્રસ્થ ગાયનું ઘી પકવવું, એટલે તે **કલ્યાણઘૃત** કહેવાય છે. આ ઘી ગુલ્મ, કાસ, જ્વર, ક્ષય તથા ઉન્માદને મટાડે છે. (આ ઘીનો પાઠ આ ઉત્તરતંત્રના ૩૯મા અધ્યાયના ૯૬મા વિષયમાં અપાઈ ગયો છે, માટે અહીં પુનરુક્ત છે.)

ઉપર કહેલું ઘી જીવનીયવર્ગનો કલ્ક નાખી ચોગણા દૂધમાં પકવવામાં આવ્યું હોય, તો તે **મહાકલ્યાણઘૃત** કહેવાય છે. આ ઘીથી અપસ્માર, વળગાડ, શોષ, નપુંસકતા, કૃશતા, નિર્બીજતા તથા જે રોગો પ્રથમ (ઉપરના વિષયમાં) કહેવામાં આવ્યા છે તે મટે છે.

વાળો, કઠ, મજીઠ, સૂંઠ, મરી, પીપર, એલચી, હળદર, ત્રિફળા, હિંગ, આસોંદ, દેવદાર, વજ, બોડીઅજમોદ, કાકોલી, મેદા, જેઠીમધ અને પદ્મકાષ્ઠનો કલ્ક નાખી ચોગણા દૂધમાં ઘી પકવવું, એટલે તે **ફળઘૃત** કહેવાય છે. આ ઘીને સાકરથી મિશ્ર કરી દેવાથી ઉન્માદ મટે છે. બાળગ્રહોના વળગાડવાળા બાળકો માટે અને દુષ્ટ તથા અલ્પ બુદ્ધિવાળા પુરુષો માટે પણ આ ઘી ઉત્તમ છે. આ ઘી વાંઝણી સ્ત્રીઓને પણ તુરત ગર્ભ આપે છે.

બ્રાહ્મી, ઈંદ્રવારણી, વાવડિંગ, સૂંઠ, પીપર, હિંગ, દેવદાર, જટામાંસી, હળદર, લસણ, રાસ્ના, ગળો, તુલસી, વજ, માલકાંકણી, ગાય વસૂકડાં,

### સાન્નિપાતિક ઉન્માદનું લક્ષણ

જે સાન્નિપાતિક ઉન્માદ થયો હોય, તો વાયુનાં, પિત્તનાં તથા કફનાં ઉપર કહેલાં લક્ષણો મિશ્ર હોય છે. જે આ ઉન્માદ ત્રણે દોષોનાં સઘળાં લક્ષણોથી મિશ્ર હોય તો અસાધ્ય છે, એમ કહેવાય છે. કોઈ તંત્રમાં સઘળાં લક્ષણોવાળા સાન્નિપાતિક ઉન્માદને સાધ્ય પણ કહ્યો છે. ૮

चौरैर्नरेन्द्रपुरुषैररिभिस्तथान्यै-
विंत्रासितस्य धनधान्यवसंक्षयाद्वा ।
गाढं क्षते मनसि च प्रियया रिरंसो-
र्जायेत चोत्कटतरो मनसो विकारः ।
चित्रं स जल्पति मनोऽनुगतं विसंज्ञो
गायत्यथो हसति रोदिति चापि मूढः ॥९॥

### માનસદુઃખજન્ય ઉન્માદનું નિદાન અને લક્ષણ

ચોરોએ, રાજકીય લોકોએ, શત્રુઓએ કે બીજાઓએ ત્રાસ આપવાથી અથવા ધનનો કે ધાંધનો નાશ થવાથી અથવા કોઈ સ્ત્રીની સાથે રમણ કરવાની ઇચ્છા થતાં તેનો પ્રસંગ નહીં મળવાથી મન અત્યંત વિહ્વળ થતાં મનમાં જે અત્યંત ઉત્કટ વિકાર ઊપજે છે, ને માનસદુઃખજન્ય ઉન્માદ કહેવાય છે. આ ઉન્માદવાળો માણસ મનમાં આવે તેમ વિચિત્ર રીતે બોલે છે, ભાનવગરનો હોય છે, ગાય છે, હસે છે અને મૂઢ બનીને રડે પણ છે. ૯

रक्तेक्षणो हतबलेन्द्रियभाः सुदीनः
श्यावाननो विषकृतेन भवेद्विसंज्ञः ॥१०॥

### વિષજન્ય ઉન્માદનું લક્ષણ

જે વિષજન્ય ઉન્માદ થયો હોય, તો નેત્રો રાતાં થઈ જાય છે; બળ, ઇંદ્રિયો તથા કાંતિ હણાઈ જાય છે, અત્યંત દીનતા આવે છે, મોઢું કાળું થઈ જાય છે અને ભાન રહેતું નથી. ૧૦

स्निग्धं स्विन्नं तु मनुजमुन्मादार्तं विशोधयेत् ।
तीक्ष्णैरुभयतोभागैः शिरसश्च विरेचनैः ॥
विविधैरवपीडैश्च सर्षपस्नेहसंयुतैः ।
योजयित्वा च तच्चूर्णं घ्राणे नस्यं तु योजयेत् ॥
सततं धूपयेच्चैनं श्वगोमांसैः सुपूतिभिः ।
सर्षपाणां च तैलेन नस्याभ्यङ्गौ हितौ सदा ॥
दर्शयेदद्भुतान्यस्य वदेन्नाशं प्रियस्य च ।
भीमाकारैर्नरैर्नागैर्दान्तैर्व्यालैश्च निर्विषैः ॥
भीषयेत्सततं पाशैः कशाभिर्वाथ ताडयेत् ।
यन्त्रयित्वा सुसुखं वा त्रासयेत्तं तृणाग्निना ॥
प्रतुदेदारयेच्चैनं मर्माघातं विवर्जयेत् ।
सपिधाने जरत्कूपे सततं वा निवासयेत् ॥
स्यद्धारुयद्धायवागूं च दद्यात्सक्तून् जलेन वा ।
केवलानम्बुयुक्तान् वा कुल्माषान्वा बहुश्रुतः ॥
हृद्यं यद्दीपनीयं च तत्पथ्यं तस्य योजयेत् ।
विडङ्गत्रिफलामुस्तामञ्जिष्ठादाडिमोत्पलैः ॥
प्रियङ्ग्वेलैलवालूकचन्दनामरदारुभिः ।
बर्हिष्ठरजनीकुष्ठपर्णिनीसारिवाद्वयैः ॥
हरेणुकात्रिवृद्दन्तीवचातालीशकेशरैः ।
द्विक्षीरं साधितं सर्पिर्मालतीकुसुमैः सह ।
गुल्मकासज्वरश्वासक्षयोन्मादनिवारणम् ॥
एतदेव हि सम्पक्वं जीवनीयोपसम्भृतम् ।
चतुर्गुणेन दुग्धेन महाकल्याणमुच्यते ॥
अपस्मारं ग्रहं शोषं क्लैब्यं कार्श्यमबीजताम् ॥
घृतमेतन्निहन्त्याशु ये चान्ये गदिता गदाः ।
बर्हिष्ठकुष्ठमञ्जिष्ठाकटुकैलानिशाह्वयैः ॥
तथैव त्रिफलाहिङ्गुवाजिगन्धामरद्रुमैः ।
वचाजमोदाकाकोलीमेदामधुकपद्मकैः ॥
सशर्करं हितं सर्पिः पक्वं क्षीरचतुर्गुणम् ।
बालानां ग्रहजुष्टानां पुंसां दुष्टाल्पमेधसाम् ॥
ख्यातं फलघृतं स्त्रीणां वन्ध्यानां चाशु गर्भदम् ।
ब्राह्मीमैन्द्रीं विडङ्गानि व्योषं हिङ्गु सुरां जटाम् ।
विषघ्नीं लशुनं रास्नां विशल्यां सुरसां वचाम् ॥
ज्योतिष्मतीं नागविन्नामनन्तामभयां तथा ।
सौराष्ट्रीं च समांशानि गजमूत्रेण पेषयेत् ॥
छायाविशुष्कास्तद्वर्तीर्योजयेद्विधिकोविदः ।

ત્રેસઠ ભેદો ઉપર રસોના ભેદોની યોગ્યતા કલ્પી લેવી. (દોષોના ત્રેસઠ ભેદો આ ઉત્તરતંત્રના છેલ્લા એટલે છાસઠમા અધ્યાયમાં કહેવાશે.) ૨

यथाक्रमं प्रवृत्तानां द्विकेषु मधुरो रसः ।
पञ्चानुक्रमते योगानम्लश्चतुर एव च ॥
त्रींश्चानुगच्छति रसो लवणः कटुको द्वयम् ।
तिक्तः कषायमन्वेति ते द्विका दश पञ्च च ॥

तद्यथा—मधुराम्लः, मधुरलवणः, मधुरतिक्तः, मधुरकटुकः, मधुरकषायः—एते पञ्चानुक्रान्ता मधुरेण । अम्ललवणः, अम्लकटुकः, अम्लतिक्तः, अम्लकषायः—एते चत्वारोऽनुक्रान्ता अम्लेन। लवणकटुकः, लवणतिक्तः, लवणकषायः—एते त्रयोऽनुक्रान्ता लवणेन । कटुतिक्तः, कटुकषायः—द्वावेतावनुक्रान्तौ कटुकेन । तिक्तकषाय एक एवानुक्रान्तस्तिक्तेन। एते पञ्चदश द्विकसंयोगा व्याख्याताः ॥३

## રસોના બબ્બેના સંયોગરૂપ પંદર ભેદો

મધુર આદિ ક્રમથી પ્રવર્તેલા રસોના બબ્બેના સંયોગરૂપ પંદર ભેદો છે, તેઓમાં મધુર રસ પાંચ સંયોગોમાં પ્રથમ આવે છે. અમ્લ(ખાટો)-રસ ચાર સંયોગોમાં પ્રથમ આવે છે. લવણ-(ખારો)રસ ત્રણ સંયોગોમાં પ્રથમ આવે છે, કટુક(તીખો)રસ બે સંયોગોમાં પ્રથમ આવે છે અને તિક્ત(કડવો)રસ એક સંયોગમાં પ્રથમ આવે છે. જેમ કે મધુરામ્લ, મધુરલવણ, મધુરતિક્ત, મધુરકટુક અને મધુરકષાય—એ પાંચ સંયોગોમાં મધુર રસ પ્રથમ આવે છે; અમ્લ-લવણ, અમ્લકટુક, અમ્લતિક્ત અને અમ્લકષાય —એ ચાર સંયોગોમાં અમ્લરસ પ્રથમ આવે છે; લવણકટુક, લવણતિક્ત અને લવણકષાય—એ ત્રણ સંયોગોમાં લવણરસ પ્રથમ આવે છે; કટુતિક્ત અને કટુકષાય—એ બે સંયોગોમાં કટુરસ પ્રથમ આવે છે; અને તિક્તકષાય—એ એક સંયોગમાં તિક્તરસ પ્રથમ આવે છે. એમ કુલ ૧૫ થાય છે. ૩

त्रिकान्वक्ष्यामः—
आदौ प्रयुज्यमानस्तु मधुरो दश गच्छति ।
षडम्लो लवणस्तस्मादूर्ध्वं त्वेकं रसः कटुः ॥

मधुराम्ललवणः, मधुराम्लकटुकः, मधुराम्लतिक्तः, मधुराम्लकषायः, मधुरलवणकटुकः, मधुरलवणतिक्तः, मधुरलवणकषायः, मधुरकटुकतिक्तः, मधुरकटुकषायः, मधुरतिक्तकषायः—एवमेषां त्रिकसंयोगानां दशानामादौ मधुरः प्रयुज्यते । अम्ललवणकटुकः, अम्ललवणतिक्तः, अम्ललवणकषायः, अम्लकटुकषायः, अम्लकटुतिक्तः, अम्लतिक्तकषायः—एवमेषां षण्णामादावम्लः प्रयुज्यते। लवणकटुतिक्तः, लवणकटुकषायः, लवणतिक्तकषायः—एवमेषां त्रयाणामादौ लवणः प्रयुज्यते । कटुतिक्तकषायः—एवमेकस्यादौ कटुकः प्रयुज्यते । एवमेते त्रिकसंयोगा विंशतिर्व्याख्याताः ॥ ४ ॥

## રસોના ત્રણત્રણના સંયોગરૂપ વીસ ભેદો

રસોના ત્રણત્રણના સંયોગરૂપ વીસ ભેદો છે; તેઓમાં મધુરરસ દસ સંયોગોમાં પ્રથમ આવે છે, અમ્લરસ છ સંયોગોમાં પ્રથમ આવે છે, લવણરસ ત્રણ સંયોગોમાં પ્રથમ આવે છે અને કટુરસ એક સંયોગમાં પ્રથમ આવે છે. જેમ કે મધુરામ્લલવણ, મધુરામ્લકટુક, મધુરામ્લતિક્ત, મધુરામ્લકષાય, મધુરલવણકટુક, મધુર-લવણતિક્ત, મધુરલવણકષાય, મધુરકટુકતિક્ત, મધુરકટુકષાય અને મધુરતિક્તકષાય—એ દસ સંયોગોમાં મધુરરસ પ્રથમ આવે છે. અમ્લલવણ-કટુક, અમ્લલવણતિક્ત, અમ્લલવણકષાય, અમ્લકટુકષાય, અમ્લકટુતિક્ત અને અમ્લતિક્ત-કષાય—એ છ સંયોગોમાં અમ્લરસ પ્રથમ આવે છે. લવણકટુતિક્ત, લવણકટુકષાય અને લવણ-તિક્તકષાય—એ ત્રણ સંયોગોમાં લવણરસ પ્રથમ આવે છે અને કટુતિક્તકષાય—એ એક સંયોગમાં કટુરસ પ્રથમ આવે છે. એમ કુલ ૨૦ થાય છે. ૪

ઉપલસરી, હરડે અને ફટકડીને સમભાગે લઈ હાથીના મૂત્રમાં વાટી ગોળીઓ બનાવીને તે ગોળીઓને છાયામાં સૂકવવી. વિધિ જાણનારા વૈદ્યે, એ ગોળીઓની અવપીડનસ્યમાં, અંજનમાં, અભ્યંગમાં, નસ્યમાં, ધૂમમાં અને પ્રલેપનમાં યોજના કરવી. આ યોજનાથી ઉન્માદ મટે છે.

ઉન્માદવાળા માણસની છાતીની, લમણાંની તથા લલાટની શિરાઓ વીંધીને લોહીનું સ્રાવણ પણ કરવું.

ગયા બે અધ્યાયોમાં ગ્રહોના વળગાડ ઉપર તથા અપસ્માર ઉપર જે ક્રિયાઓ કહેવામાં આવી છે, તેઓની પણ યોજના કરવી.

ઉન્માદ મટ્યા પછી પણ વમનાદિથી સંશોધન કરી અનુવાસનબસ્તિઓની યોજના કરવી.

માનસદુ:ખજન્ય ઉન્માદ પાંચમા પ્રકારનો છે; તે થયેલ હોય, તો ઇષ્ટ વસ્તુઓ તથા સાંત્વનાઓ વગેરેથી રોગીના શોકરૂપી શલ્યને દૂર કરવું.

સઘળા ઉન્માદોમાં જે પ્રકારોથી રોગીનું ચિત્ત સ્વસ્થ થાય તે પ્રકારો ગોઠવવા.

ઉન્માદની એક જુદી અવસ્થા આ અધ્યાયના ત્રીજા વિષયમાં કહ્યા પ્રમાણે મદ કહેવાય છે. તે થયેલ હોય, તો કોમળ સંશોધનપૂર્વક કોમળ તાવાળી અંજનાદિ ક્રિયાઓ કરવી.

વિષજન્ય ઉન્માદ થયો હોય, તો કોમળ સંશોધનોથી શુદ્ધિ કરી પછી કલ્પસ્થાનમાં કહેલી ક્રિયાઓની યોગ્ય યોજનાઓ કરવી. ૧૧

**(ભૂતવિદ્યાતંત્ર સમાપ્ત)**

તંત્રભૂષણ[૧]

## અધ્યાય ૬૩મો

अथातो रसभेदविकल्पमध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'રસભેદવિકલ્પ'[૨] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિ, એ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

दोषाणां पञ्चदशधा प्रसरोऽभिहितस्तु यः ।
त्रिषष्ट्या रसभेदानां तत्प्रयोजनमुच्यते ॥
अविदग्धा विदग्धाश्च भिद्यन्ते ते त्रिषष्टिधा ।
रसभेदत्रिषष्टिं तु वीक्ष्य वीक्ष्यावचारयेत् ॥
एकैकेनानुगमनं भागशो यदुदीरितम् ।
दोषाणां तत्र मतिमांस्त्रिषष्टिं तु प्रयोजयेत् ॥२॥

### રસોના ભેદો કહેવાનું પ્રયોજન

સૂત્રસ્થાનના વ્રણપ્રશ્ન નામના ૨૧મા અધ્યાયના ૧૪મા વિષયમાં દોષોનો પંદર પ્રકારનો ફેલાવો કહેલો છે. એ દોષોના ભેદો ત્રેસઠ થાય છે, તેથી તેઓની ઉપર યોજવાના રસો પણ ત્રેસઠ પ્રકારના કહેવા જોઈએ. રસો મિશ્રિત પણ હોય છે, અને અમિશ્રિત પણ હોય છે, તેથી તેઓના ત્રેસઠ ભેદ થાય છે. એ ત્રેસઠ ભેદોની તપાસ કરીકરીને તેઓની, યોગ્યતા પ્રમાણે દોષોના ત્રેસઠ ભેદો ઉપર યોજના કરવી. દોષોમાં વિભાગ પ્રમાણે એકએકનો બીજાઓની સાથે સંબંધ, કે જે ત્રેસઠ ભેદો થવાના કારણરૂપ કહેવાશે, તેનો વિચાર કરીને બુદ્ધિમાન વૈદ્યે તે દોષોના

૧ ત્રેસઠમો, ચોસઠમો, પાંસઠમો અને છાસઠમો–એ ચાર અધ્યાયો, આ શાસ્ત્રના ભૂષણરૂપ હોવાથી તંત્રભૂષણ કહેવાય છે. સૂત્રસ્થાનના ત્રીજા અધ્યાયનો ૮મો વિષય વાંચો.

૨ રસોના ત્રેસઠ ભેદોના નિરૂપણ વિષેનો.

ભેદો આ ઉત્તરતંત્રના છાસઠમા અધ્યાયમાં કહેવામાં આવશે; તેઓ ઉપર યોગ્યતાને અનુસરીને વિચક્ષણ વૈદ્યોએ રસોના આ ત્રેસઠ ભેદોની યોજનાઓ કરવી. ૯

## અધ્યાય ૬૪મો

अथातः स्वस्थवृत्तमध्यायं व्याख्यास्यामः ॥
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'સ્વસ્થ વૃત્ત'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

समदोषः समाग्निश्च समधातुमलक्रियः ।
प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥
सूत्रस्थाने समुद्दिष्टः स्वस्थो भवति यादृशः ।
तस्य यद्रक्षणं तद्धि चिकित्सायाः प्रयोजनम् ॥२॥

### સ્વસ્થનું લક્ષણ અને ચિકિત્સાનું પ્રયોજન

'સમ દોષોવાળો, સમ અગ્નિવાળો, સમ ધાતુઓવાળો, સમ મળોવાળો અને સમ ક્રિયાઓવાળો માણસ પ્રસન્ન દેહવાળો, પ્રસન્ન ઇંદ્રિયોવાળો અને પ્રસન્ન મનવાળો જ હોય છે; તે સ્વસ્થ કહેવાય છે' એવી રીતનું સ્વસ્થનું લક્ષણ સૂત્રસ્થાનના ૧૫મા અધ્યાયના ૩૩મા વિષયમાં આપેલું છે. આવા સ્વસ્થ માણસનું જે રક્ષણ કરવું એટલે સ્વસ્થ માણસની સ્વસ્થતા જાળવી રાખવી, એ સ્વસ્થની ચિકિત્સાનું પ્રયોજન છે. ૨

तस्य यद्वृत्तमुक्तं हि रक्षणं हि समासतः ।
तस्मिन्नर्थाः समासोक्ता विस्तरेणेह वक्ष्यते ॥३॥

[1] સ્વસ્થ માણસની સ્વસ્થતા જેથી જાળવી રખાય, એવી ચિકિત્સાના નિરૂપણ વિષેનો. આહારવિભાગો તથા ઔષધકાળો પણ ચિકિત્સામાં ઉપયોગી હોવાને લીધે આ અધ્યાયમાં કહેવામાં આવશે.

### સ્વસ્થવૃત્ત કહેવાયા છતાં આ અધ્યાયની આવશ્યકતા

જો કે ચિકિત્સાસ્થાનના 'અનાગતાબાધપ્રતિષેધનીય' નામના ૨૪મા અધ્યાયમાં જેથી સ્વસ્થની સ્વસ્થતા જાળવી શકાય, એવું સ્વસ્થવૃત્ત કહેવાઈ ગયું છે; તો પણ તે સંક્ષેપથી કહ્યું છે; માટે આ અધ્યાયમાં તેનો વિસ્તાર કહેવાશે.

यस्मिन्यस्मिन्नृतौ ये ये दोषाः कुप्यन्ति देहिनाम् ।
तेषु तेषु प्रदातव्या रसास्ते ते विजानता ॥ ४ ॥

### આ અધ્યાયમાં કહેવાના ઋતુઓ સંબંધીના વિધિનો સંક્ષેપ

જે જે ઋતુમાં જે જે દોષો પ્રકુપિત થાય છે, તે તે ઋતુમાં તે તે દોષોની સામે વિરોધ દર્શાવનારાં રસોવાળાં દ્રવ્યો પ્રવીણ વૈદ્યે દેવાં. ૪

प्रक्लिन्नत्वाच्छरीराणां वर्षासु खलु देहिनाम् ।
मन्देऽग्नौ कोपमायान्ति संघर्षान्मारुतादयः ॥
तस्मात्क्लेदविशुद्ध्यर्थं दोषसंहरणाय च ।
कषायतिक्तकटुकै रसैर्युक्तमथाद्रवम् ।
नातिस्निग्धं नातिरूक्षमुष्णं दीपनमेव च ।
देयमन्नं नृपतये यज्जलं चोक्तमादितः ॥
तथावरतमम्भो वा पिबेन्मधुसमायुतम् ।
अह्नि मेघानिलाविष्टेऽत्यर्थशीताम्बुसङ्कुले ॥
तरुणत्वाद्विदाहं च गच्छन्त्योषधयस्तदा ।
मतिमांस्तन्निमित्तं च नैव व्यायाममाचरेत् ॥
अत्यम्बुपानावश्यायग्राम्यधर्मातपांस्तथा ।
भूवाष्पपरिहारार्थं शयीत च विहायसि ॥
शीते साग्नौ निवाते च गुरुप्रावरणो गृहे ।
यायान्नागवधूभिश्च प्रशस्तागुरुभूषितः ॥
दिवास्वप्नमजीर्णं च वर्जयेत्तत्र यत्नतः ॥ ५ ॥

### વર્ષાઋતુનો સવિસ્તર વિધિ

વર્ષાઋતુમાં માણસોનાં શરીરો અત્યંત ભેજવાળાં થઈ જવાથી જઠરાગ્નિ મંદ થઈ જતાં વાયુ આદિ દોષો જાણે પરસ્પરની સ્પર્ધા કરતા

चतुष्कान्वक्ष्यामः–

चतुष्करससंयोगान्मधुरो दश गच्छति ।
चतुरोऽम्लस्तु गच्छेच्च लवणस्त्वेकमेव तु ॥

मधुराम्ललवणकटुकः, मधुराम्ललवणतिक्तः, मधुराम्ललवणकषायः, मधुराम्लकटुकतिक्तः, मधुराम्लकटुकषायः, मधुरलवणतिक्तकटुकः, मधुराम्लतिक्तकषायः, मधुरतिक्तकटुकषायः, मधुरलवणकटुकषायः, मधुरलवणतिक्तकषायः–एवमेषां दशानामादौ मधुरः प्रयुज्यते । अम्ललवणकटुकतिक्तः, अम्ललवणकटुकषायः, अम्ललवणतिक्तकषायः, अम्लकटुतिक्तकषायः–एवमेषां चतुर्णामम्लः । लवणकटुतिक्तकषायः–एवमेकस्यादौ लवणः । एवमेते चतुष्करससंयोगाः पञ्चदश कीर्तिताः ॥ ५ ॥

## રસોના ચારચારના સંયોગરૂપ પંદર ભેદો

રસોના ચારચારના સંયોગરૂપ પંદર ભેદો છે; તેઓમાં મધુરરસ દસ સંયોગોમાં પ્રથમ આવે છે, અમ્લરસ ચાર સંયોગોમાં પ્રથમ આવે છે અને લવણરસ એક સંયોગમાં પ્રથમ આવે છે; જેમ કે મધુરામ્લલવણકટુક, મધુરામ્લલવણતિક્ત, મધુરામ્લલવણકષાય, મધુરામ્લકટુકતિક્ત, મધુરામ્લકટુકકષાય, મધુરલવણતિક્તકટુક, મધુરામ્લતિક્તકષાય, મધુરતિક્તકટુકષાય, મધુરલવણકટુકષાય અને મધુરલવણતિક્તકષાય–એ દસ સંયોગોમાં મધુરરસ પ્રથમ આવે છે. અમ્લલવણ, કટુકતિક્ત, અમ્લલવણકટુકષાય, અમ્લલવણતિક્તકષાય અને અમ્લકટુતિક્તકષાય–એ ચાર સંયોગોમાં અમ્લરસ પ્રથમ આવે છે અને લવણકટુતિક્તકષાય–એ એક સંયોગમાં લવણરસ પ્રથમ આવે છે. એમ કુલ ૧૫ થાય છે. ૫

पञ्चकान्वक्ष्यामः–

पञ्चकान्पञ्च मधुर एकमम्लस्तु गच्छति ।

मधुराम्ललवणकटुतिक्तः, मधुराम्ललवणकटुकषायः, मधुराम्ललवणतिक्तकषायः, मधुराम्लकटुतिक्तकषायः, मधुरलवणकटुतिक्तकषायः–एवमेषां पञ्चानां पञ्चकरससंयोगानामादौ मधुरः प्रयुज्यते । अम्ललवणकटुतिक्तकषायः–एवमेकस्यादावम्लः प्रयुज्यते । एवमेते षट् पञ्चकसंयोगा व्याख्याताः ॥ ६ ॥

## રસોના પાંચપાંચના સંયોગરૂપ છ ભેદો

રસોના પાંચપાંચના સંયોગરૂપ છ ભેદો છે; તેઓમાં મધુરરસ પાંચ સંયોગોમાં પ્રથમ આવે છે અને અમ્લરસ એક સંયોગમાં પ્રથમ આવે છે; જેમ કે મધુરામ્લલવણકટુતિક્ત, મધુરામ્લલવણકટુકષાય, મધુરામ્લલવણતિક્તકષાય, મધુરામ્લકટુતિક્તકષાય અને મધુરલવણકટુતિક્તકષાય–એ પાંચ સંયોગોમાં મધુરરસ પ્રથમ આવે છે અને અમ્લલવણકટુતિક્તકષાય–એ એક સંયોગમાં અમ્લરસ પ્રથમ આવે છે. કુલ ૬ છે. ૬

षट्कमेकं वक्ष्यामः–एकस्तु षट्कसंयोगः । मधुराम्ललवणकटुकतिक्तकषायः एव । एवमयमेकः षट्संयोगः ॥ ७ ॥

## રસોનો છના સંયોગરૂપ એક ભેદ

રસોનો છના સંયોગરૂપ એક ભેદ છે; જેમ કે મધુરામ્લલવણકટુકતિક્તકષાય. કુલ ૧ છે. ૭

एकैकश्च षड्रसा भवन्ति–मधुरोऽम्लो लवणः कटुकस्तिक्तः कषाय इति ॥ ८ ॥

## એકએક રસથી છ ભેદો

એકએક રસથી છ ભેદો થાય છે; જેમ કે મધુર, અમ્લ, લવણ, કટુક, તિક્ત અને કષાય–એમ કુલ ૬ છે. ૮

भवति चात्र ॥

एषा त्रिषष्टिर्व्याख्याता रसानां रसचिन्तकैः ।
दोषभेदत्रिषष्टी तु प्रयोक्तव्या विचक्षणैः ॥ ९ ॥

## રસોના ભેદોનો ઉપસંહાર

આ વિષયના શ્લોકમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છે: 'રસોના ભેદોનો વિચાર કરનારાઓએ આ પ્રમાણે ૧૫, ૨૦, ૧૫, ૬, ૧, ૬, રસોના ત્રેસઠ ભેદો કહેલા છે.[1] દોષોના ત્રેસઠ

[1] રસોના ત્રેસઠ ભેદોનું અમુક ઉદાહરણો સહિત પત્રક, આ ગ્રંથ પૂરો થયા પછી પાન ૧૨૪૧ નિઘંટ સંગ્રહ ઉપરથી આપવામાં આવ્યું છે.

અતિ આનંદ આપે એવું, શુદ્ધ સ્ફટિક નિર્મળ, ચંદ્રનાં કિરણોથી સ્વચ્છ અગસ્ત્યના ઉદયને લીધે વિષથી રહિત અને સુપ્રસન્ન હોય છે; માટે એ સઘળું જળ હિતકારી જ છે. એ ઋતુમાં સહિત કર્પૂરનું, નિર્મળ તથા હલકાં , તે સમયનાં પુષ્પોનું અને મદ્યપાનનું રસ્સર સેવન કરાવવું. જે કાંઈ દ્રવ્ય કે ણુ પિત્તને શાંત કરનારું જણાય તે સઘળું .. ૬

शीतलो रूक्षो मन्दसूर्योऽनिलाकुलः ।
शीतमासाद्य वायुस्तत्र प्रकुप्यति ॥
ः शीतसंस्पर्शाद्न्तः पिण्डीकृतोऽनलः ।
ोषयत्याशु तस्मात्स्निग्धं तदा हितम् ॥
लवणक्षारतिक्ताम्लकटुकोत्कटम् ।
तैलमहिममशनं हितमुच्यते ॥
यपि च पानानि पिबेदगुरुभूषितः ।
कः सुखोष्णं च वारि कोष्ठेऽवगाहयेत् ॥
गने महति कौशेयास्तरणास्तृते ।
शयने चापि वृतो गर्भगृहोदरे ।
ष्णागुरुधूपाढ्याः पीनोरुजघनस्तनीः ॥
च निषेवेत मैथुनं तर्पितो नृपः ।
तेक्तकटुकमम्लं लवणमेव च ॥
ं तिलान्माषाञ्शाकानि च दधीनि च ।
ंकृतीः शालीन्सुगन्धांश्च नवानपि ॥
पमांसानि क्रव्यादबिलशायिनाम् ।
नां प्लवानां च पादिनां च हितानि वै ॥
च प्रसन्नानि यच्च किञ्चिद्बलप्रदम् ।
तन्निषेवेत पुष्टिमिच्छन् हिमागमे ॥७॥

## હેમંતઋતુનો સવિસ્તર વિધિ

હેમંતઋતુ શીતળ, રૂક્ષ, સૂર્યના મંદ ગી અને પવનથી વ્યાકુળ હોય છે; ો ઋતુમાં શીતને પ્રાપ્ત થઈને વાયુ પ્રકુપિત છે. એ ઋતુમાં કોઠામાં રહેલો અગ્નિ શીતના સ્પર્શને લીધે અંદર પિંડીભૂત થઈ રહે છે અને તેથી રસને તુરત સૂકવી નાખે છે; માટે તે ઋતુમાં સ્નિગ્ધ હિતકારી છે; તેમ જ લવણ, ક્ષાર, તિક્ત, અમ્લ અને કટુકની ઉત્કટતાવાળું અને ઘી તથા તેલથી મિશ્ર કરેલું ઊનું ભોજન હિતકારી કહેવાય છે. વૈદ્યે એ ઋતુમાં અગરનાં લેપનો કરાવી તીક્ષ્ણ પાનો પણ પાવાં. સ્નાન કરવું હોય, ત્યારે તેલનું માલીસ કરાવી કોઠી વગેરેમાં સહેવાય તેવું ઊનું પાણી ભરાવીને તેમાં અવગાહન કરાવવું. સળગતી સગડીઓવાળાં, મોટાં અને રેશમી તથા દુશાલા વગેરે વસ્ત્રોથી બિછાવેલાં અંદરનાં ઘરોમાં અંગોને વસ્ત્રોથી ઢંકાવી શયન કરાવવું. એ ઋતુમાં સમર્થ માણસો, તૃપ્ત થઈ અગરના ધૂપથી ધૂપેલાં અંગાદિકવાળી અને પુષ્ટ સાથળો, જઘનો તથા સ્તનોવાળી સ્ત્રીઓનું આલિંગન કરી ઇચ્છા પ્રમાણે મૈથુનનું સેવન કરે, એવી ગોઠવણો કરી આપવી. હેમંતમાં ત્રિવિધ પ્રકારનાં મધુર, તિક્ત, કટુક, અમ્લ તથા લવણ અન્નપાનો, તલ, અડદ, શાકો, દહીં, શેરડીના વિકારો, ઊના તથા સુગંધવાળા ભાતો અને પ્રસહ, આનૂપ, ક્રવ્યાદ, બિલેશય, મત્સ્યો, પ્લવ તથા પાદિ–એ પ્રાણીઓનાં માંસો હિતકારી છે. હેમંતઋતુમાં પુષ્ટિની ઇચ્છાવાળાં માણસોને પ્રસન્ન મદ્યોનું અને બીજું પણ જે કાંઈ બલદાયી હોય, તેનું તેઓની ઇચ્છા પ્રમાણે સેવન કરાવવું. ૭

एष एव विधिः कार्यः शिशिरे समुदाहृतः ॥८॥

## શિશિરઋતુનો સવિસ્તર વિધિ

હેમંતઋતુમાં કરવાનો જે વિધિ ઉપર કહેવામાં આવ્યો, તે જ સઘળો વિધિ શિશિરઋતુમાં પણ કરવો. ૮

हेमन्ते निचितः श्लेष्मा शैत्याच्छीतः शरीरिणाम् ।
औष्ण्याद्वसन्ते कुपितः कुरुते च गदान्बहून् ॥
ततोऽम्लमधुरस्निग्धलवणानि गुरूणि च ।
दीनि कर्माण्यपि च कारयेत् ॥

હોય, એ રીતે પ્રકુપિત થાય છે; (વર્ષાઋતુમાં પ્રાવૃષના સંબંધથી વાયુ પ્રકુપિત હોય છે; અને પિત્ત સંચયરૂપ હોવાને લીધે તથા કફ અસંચિત છતાં વરસાદના પડવાને લીધે પ્રકુપિત તુલ્ય જ હોય છે; માટે અને અગ્નિની મંદતાથી સર્વ દોષોનો પ્રકોપ થવો સંભવિત છે, તેથી વર્ષાઋતુમાં ત્રણે દોષોનો પ્રકોપ કહ્યો છે.) માટે વૈદ્યે ભેજપણાનો નાશ કરવા અને દોષોને શાંત રાખવા સારુ સમર્થ માણસોને અને બની શકે ત્યાં સુધી અસમર્થ માણસોને પણ કષાય, તિક્ત તથા કટુક-એ રસોના યોગવાળું, પ્રવાહીવગરનું અથવા થોડા પ્રવાહીવાળું, અત્યંત સ્નિગ્ધ ન હોય એવું, અત્યંત રૂક્ષ પણ ન હોય એવું, ઉષ્ણ અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે એવું અન્ન દેવું. સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયના ૭મા વિષયમાં કહ્યા પ્રમાણે આંતરીક્ષ કે ઔદ્ભિદ જળ પાવું અથવા જે દિવસે વાદળાંઓનો ઘેરાવો, પવન, ઠંડી તથા વરસાદ અત્યંત હોય તે દિવસે જળ ઊનું કરી ઠંડું પાડી મધથી મિશ્ર કરી પાવું.

વર્ષાઋતુમાં ઔષધિઓ નવી ઉત્પન્ન થયેલી હોવાને લીધે વિકૃત પાક પામે છે; માટે બુદ્ધિમાન વૈદ્યે લોકોને બહુ કસરત કરવાની છૂટ ન આપવી; તેમ જ અત્યંત જળપાન, રાત્રિમાં પડતા ઠારનું સેવન, મૈથુનનું સેવન અને તડકાના સેવનનો પણ નિષેધ કરવો. પાણી પડવાથી નીકળતી પૃથ્વીની વરાળની હવાથી બચાવવા માટે ઘર ઉપરની બાંધેલી ભૂમિમાં પલંગ વગેરેની ઉપર શયન કરવાની આજ્ઞા કરવી. જે દિવસે ઠંડી અધિક હોય તે દિવસે પવનવગરના તથા સળગતી સગડીવાળા ઘરમાં જાડાં વસ્ત્રો પહેરી શયન કરવાની આજ્ઞા કરવી. બહાર જવું હોય, ત્યારે ઉત્તમ અગરના લેપનો કરી હાથણીઓ પર બેસી જાય, એવી ગોઠવણ કરવી. દિવસની નિદ્રા કરવાનો તથા અ[illegible]નો [illegible] ત્યાગ કરાવવો. ૫

सेव्याः शरदि यत्नेन कषायस्वादुतिक्तकाः ।
क्षीरेक्षुविकृतिक्षौद्रशालिमुद्गादिजाङ्गलाः ॥
सलिलं च प्रसन्नत्वात् सर्वमेव तदा हितम् ।
सरःस्वाप्लवनं चैव कमलोत्पलशालिषु ॥
प्रदोषे शशिनः पादाश्चन्दनं चानुवासनम् ।
तिक्तस्य सर्पिषः पानैरसृक्स्रावैश्च युक्तितः ॥
वर्षास्वुपचितं पित्तं हरेच्चापि विरेचनैः ।
नोपेयात्तीक्ष्णमम्लोष्णं क्षारं स्वप्नं दिवातपम् ॥
रात्रिजागरणं चैव मैथुनं चापि वर्जयेत् ।
स्वादु शीतजलं हृद्यं शुचि स्फटिकनिर्मलम् ॥
शरच्चन्द्रांशुनिर्धौतमगस्त्योदयनिर्विषम् ।
*प्रसन्नत्वाच्च सलिलं सर्वमेव तदा हितम् ॥*
सचन्दनं वा कर्पूरं वासश्चामलिनं लघु ।
भजेच्च शारदं माल्यं सीधोः पानं च युक्तितः ॥
पित्तप्रशमनं यच्च तच्च सर्वं समाचरेत् ॥ ६ ॥

## શરદઋતુનો સવિસ્તર વિધિ

વૈદ્યે શરદઋતુમાં કષાય, મધુર તથા તિક્ત રસોનું યત્નપૂર્વક સેવન કરાવવું. દૂધના પદાર્થો, શેરડીના રસના પદાર્થો, મધ, ચોખા, મગ વગેરે તથા જંગલી પ્રાણીઓનાં માંસોના રસોનું ભોજન કરાવવું. શરદઋતુમાં સઘળાં જળ નિર્મળ જ હોય છે, માટે સર્વ જળનો ઉપયોગ કરવાની છૂટ દેવી. કમળોથી તથા ઉત્પલોથી શોભી રહેલાં તળાવોમાં સ્નાન કરાવવું. રાત્રિના આરંભે ચંદ્રનાં કિરણોનું તથા ચંદનનું સેવન કરાવવું. અનુવાસનબસ્તિઓ દેવી. વર્ષાઋતુમાં સંચય પામેલા પિત્તને (તથા દુષ્ટ રુધિરને) યુક્તિપૂર્વક વિરેચનોથી, તિક્ત દ્રવ્યોનો સંસ્કાર આપેલું ઘી પાવાથી તથા બલાદિકને અનુસરી શિરાવેધો વગેરે કરવાથી દૂર કરવું. તીક્ષ્ણ, ખાટા, ઉષ્ણ તથા ક્ષાર પદાર્થોનો ત્યાગ કરાવવો. દિવસની નિદ્રાનો, તડકાના સેવનનો, રાત્રિના ઉજાગરાનો તથા અતિ મૈથુનનો પણ નિષેધ કરવો. શરદઋતુમાં જળ વધારે સ્વાદવાળું, ઠંડું,

તથા આંબાના રસ આદિ મધુર દ્રવ્યોવાળું ભોજન કરવું. રાતે ગરમ કરેલા અને સાકરથી મધુર કરેલા દૂધ સાથે ભોજન કરવું. ચંદનનાં લેપનોથી અંગોને ભીનું કરી મહેલમાં નવીન પુષ્પોથી વ્યાપ્ત કરેલી શય્યાઓમાં સુખકારી પવનોનો સ્પર્શ મળે, એ રીતે સૂવું. ૧૦

तपात्यये हिता नित्यं रसा ये गुरवस्त्रयः ।
पयो मांसरसाः कोष्णास्तैलानि च घृतानि च ॥
बृंहणं चापि यत्किंचिदभिष्यन्दि तथैव च ।
निदाघोपचितं चैव प्रकुप्यन्तं समीरणम् ॥
निहन्यादनिलघ्नेन विधिना विधिकोविदः ।
नदीजलं रूक्षमुष्णमुदमन्थं तथातपम् ॥
व्यायामं च दिवास्वप्नं व्यवायं चात्र वर्जयेत् ।
यवषष्टिकगोधूमान् शालींश्चाप्यनवांस्तथा
हर्म्यमध्ये निवाते च भजेच्छय्यां मृदूत्तराम् ।
सविषप्राणिविण्मूत्रलालानिष्ठीवनादिभिः ॥
समाप्लुतं तदा तोयमान्तरीक्षं विपोपमम् ।
वायुना विषदुष्टेन प्रावृषेण्येन दूषितम् ॥
तद्धि सर्वोपयोगेषु तस्मिन्काले विवर्जयेत् ।
निरूहैर्बस्तिभिश्चान्यैस्तथान्यैर्मारुतापहैः ।
कुपितं शमयेद्वायुं वार्षिकं वा चरेद्विधिम् ॥११॥

## પ્રાવૃષ્ઋતુનો સવિસ્તર વિધિ

પ્રાવૃષઋતુમાં નિત્ય મધુર, ખાટા તથા ખારા રસોનું સેવન કરાવવું, એ હિતકારી છે. દૂધ, સહેવાય તેવા ઊના માંસના રસો, તેલો, ઘી અને બીજું પણ જે કાંઈ બૃહણ તથા અભિષ્યંદી દ્રવ્યાદિક હોય તેઓનું સેવન કરાવવું. ગ્રીષ્મમાં સંચય પામેલા અને પછી પ્રકુપિત થતા વાયુનો વિધિ જાણનારા વૈદ્યે વાયુને દૂર કરનારા વિધિથી નાશ કરવો. નદીનું જળ, રૂક્ષ, ઉષ્ણ જલથી મિશ્ર કરેલો મંથ, તડકો, કસરત, દિવસની નિદ્રા અને મૈથુનનો ત્યાગ કરાવવો. જવ, સાઠીચોખા, ઘઉં અને જૂના ચોખાનાં ભોજનો કરાવવાં. મહેલમાં પવનવગરના પ્રદેશમાં કોમળ બિછાનાંઓવાળી શય્યાઓમાં શયન કરાવવું. પ્રાવૃષઋતુમાં વરસાદના જળનો સઘળા ઉપયોગોમાં ત્યાગ જ કરાવવો; કેમ કે એ સમયમાં વરસાદનું જળ ઝેરી પ્રાણીઓનાં વિષ્ટા, મૂત્ર, લાળ તથા થૂંક વગેરેથી તથા વિષ વડે દૂષિત થયેલા પવનથી દૂષિત થયેલું હોવાથી વિષ જેવું હોય છે. એ ઋતુમાં પ્રકુપિત થયેલા વાયુને નિરૂહાદિક બસ્તિઓથી તથા બીજા પણ વાતહર યોગોથી શાંત કરવો. પ્રાવૃષઋતુમાં ઉપર કહેલા વિધિનું કે વર્ષાઋતુના વિધિનું સેવન કરાવવું. ૧૧

ऋतावृतौ य एतेन विधिना वर्तते नरः ।
घोरानृतुकृतान् रोगान्नाप्नोति स कदाचन ॥१२॥

## ઋતુ સંબંધી વિધિઓ પાળવાથી લાભ

જે માણસ દરેક ઋતુમાં ઉપર કહેલા તે તે ઋતુના વિધિ પ્રમાણે વર્તે, તે માણસને કદી પણ ઋતુપ્રભાવજન્ય ભયંકર રોગો થતા નથી. ૧૨

अत उर्ध्वं द्वादशाशनप्रविभागान्वक्ष्यामः । तत्र शीतोष्णस्निग्धरूक्षद्रवशुष्कैककालिकद्विकालिकौषधयुक्तमात्राहीनदोषप्रशमनवृत्त्यर्थाः ।

तृष्णोष्णमददाहार्तान् रक्तपित्तविषातुरान् ॥
मूर्छार्तान्स्त्रीषु च क्षीणाञ्शीतैरन्नैरुपाचरेत् ।
कफवातामयाविष्टान् विरिक्तान्स्नेहपायिनः ॥
प्रक्लिन्नदेहांश्च नरानुष्णैरन्नैरुपाचरेत् ।
वातिकान्रूक्षदेहांश्च व्यायामोपहतांस्तथा ॥
व्यायामिनश्चापि नरान् स्निग्धैरन्नैरुपाचरेत् ।
मेदसाभिपरीतांस्तु स्थूलान्मेहातुरानपि ॥
कफाभिपन्नदेहांश्च रूक्षैरन्नैरुपाचरेत् ।
शुष्कदेहान् पिपासार्तान्दुर्बलानपि च द्रवैः ॥
प्रक्लिन्नकायान् व्रणिनः शुष्कैर्मेहिनमेव च ।
एककालं भवेद्देयो दुर्बलाग्निविवृद्धये ॥
समाग्नये तथाहारो देयः कालमथोभयम् ।
औषधद्वेषिणे देयस्तथौषधसमायुतः ॥
मन्दाग्नये रोगिणे च मात्राहीनः प्रशस्यते ।
द. श्चाहारो दोषप्रशमनः स्मृतः ॥

षष्टिकान्नं यवान्मुद्गांस्तथा नीवारकोद्रवान् ।
लावादिविष्किररसैर्दन्चायूषैश्च युक्तितः ॥
पटोलनिम्बवार्ताकुतिक्तकैश्च हिमात्यये ।
सेवेन्मध्वासवारिष्टान्सीधु माध्वीकमासवान् ॥
व्यायाममञ्जनं धूमं तीक्ष्णं च कवलग्रहम् ।
सुखाम्बुना च सर्वार्थान्सेवेत कुसुमागमे ॥
तीक्ष्णरूक्षकटुक्षारकषायं कोष्णमद्रवम् ।
यवमुद्गमधुप्रायं वसन्ते भोजनं हितम् ॥
व्यायामोऽत्र नियुद्धाध्वशिलानिर्घातजो हितः ।
उत्सादनं तथा स्नानं वनिताः काननानि च ॥
सेवेत निर्हरेच्चापि हेमन्तोपचितं कफम् ।
शिरोविरेकवमननिरूहकवलादिभिः ॥
वर्जयेन्मधुरस्निग्धदिवास्वप्नगुरुद्रवान् ॥९॥

## વસંતઋતુનો સવિસ્તર વિધિ

શીતળ સ્વભાવવાળો અને હેમંતમાં ઠંડીને લીધે સંચિત થયેલો કફ, વસંતઋતુમાં ગરમીને લીધે પ્રકુપિત થઈને માણસોના શરીરોમાં અનેક જાતના રોગો ઉત્પન્ન કરે છે, માટે વૈદ્ય વસંતઋતુમાં ખાટા, મધુર, સ્નિગ્ધ, ખારા તથા ભારેપણાવાળા અન્નોનો ત્યાગ કરાવવો અને વમન આદિ કર્મો કરાવવાં. લાવાં આદિ વિષ્કિર પક્ષીઓના માંસોના રસો સાથે સાઠી ચોખા, જવ, મગ, બંટી અને કોદરાના ભક્ષ્યો યુક્તિપુર:સર દેવા. પટોળ, લીંબડો, રીંગણાં અને બીજા પણ તિક્ત દ્રવ્યોથી સંસ્કાર આપેલા ઓસામણ સાથે પણ તે અન્નો જમાડવાં મધનાં આસવો, અરિષ્ટો, શેરડીના કાચા અથવા પાકા રસથી બનાવેલા મદ્યો, દ્રાક્ષના મદ્યો, બીજા પણ આસવો, કસરત, અંજન, ધૂમપાન અને તીક્ષ્ણ કવલોનું સેવન કરાવવું ઓષધાદિક સઘળા યોગ્ય પદાર્થોનું સહેવાય તેવા ગરમ પાણી સાથે સેવન કરાવવું. તીક્ષ્ણ, રૂક્ષ, તીખું, ક્ષાર, તૂરું, જરા ઊનાશવાળું, પ્રવાહીવગરનું અને જેમાં જવ, મગ તથા મધ સારી પેઠે આવે એવું ભોજન વસંતઋતુમાં કરાવવું હિતકારી છે. મલ્લયુદ્ધરૂપ, પંથ કરવારૂપ અને પથરાઓ પછાડવારૂપ કસરત કરાવવી, એ વધારે હિતકારી છે મેદને દૂર કરવા માટે લોટ વગેરે પદાર્થો શરીર પર ચોળાવવા, સ્નાન કરાવવું અને સ્ત્રીઓનું તથા બગીચાઓનું સેવન કરાવવું હેમંતમાં સંચિત થયેલા કફને શિરોવિરેચનોથી, વમનોથી, નિરૂહબસ્તિઓથી તથા કવલાદિકથી દૂર કરાવવો. મધુર દ્રવ્યો, સ્નિગ્ધ દ્રવ્યો, દિવસની નિદ્રા, ભારે પદાર્થો અને પીણાંનો ત્યાગ કરાવવો ૯

व्यायाममुष्णमायासं मैथुनं चातिशोषि च ।
रसांश्चाग्निगुणोद्रिक्तान् निदाघे परिवर्जयेत् ॥
सरांसि सरितो वापीर्वनानि रुचिराणि च ।
चन्दनानि परार्ध्यानि स्रजः सकमलोत्पलाः ॥
तालवृन्तानिलान्हारांस्तथा शीतगृहाणि च ।
घर्मकाले निषेवेत वासांसि सुलघूनि च ॥
शर्कराखण्डदिग्धानि सुगन्धीनि हिमानि च ।
पानकानि च सेवेत मन्थांश्चापि सशर्करान् ॥
भोजनं च हितं शीतं सघृतं मधुरद्रवम् ।
शृतेन पयसा रात्रौ शर्करामधुरेण च ॥
प्रत्यग्रकुसुमाकीर्णशयने हर्म्यसंस्थिते ।
शयीत चन्दनार्द्राङ्गः स्पृश्यमानोऽनिलैः सुखं ॥१०॥

## ગ્રીષ્મઋતુનો સવિસ્તર વિધિ

ગ્રીષ્મઋતુમાં કસરત, ગરમી, પરિશ્રમ, મૈથુન, અત્યંત શોષણ કરનારા પદાર્થો અને કડુ, અમ્લ તથા ખારા રસોનો ત્યાગ કરવો. તળાવો, નદીઓ, વાવો, સુંદર બગીચા, ઉત્તમ ચંદનો, કમળો તથા ઉત્પલોવાળી માળાઓ, તાડના પંખાના પવનો, પુષ્પો, મોતીના હારો, શીતળ ઘરો અને અત્યંત ઝીણાં તથા હલકાં વસ્ત્રોનું સેવન કરવું સાકર તથા ખાંડથી મિશ્ર કરેલા, સુગંધી તથા શીતળતાવાળાં પીણાંનું અને સાકરથી મિશ્ર કરેલા મંથોનું સેવન કરવું. શીતળ, ઘીવાળું અને શિખંડ

અને અવશ્ય તુરત જ રોગનો નાશ કરે છે; પરંતુ બાળક, વૃદ્ધ, જુવાન, સ્ત્રી કે કોમળ પ્રકૃતિના માણસને નિર્ભક્ત ઔષધ દેવું નહીં; કેમકે નિર્ભક્ત ઔષધથી તેઓ અત્યંત ગ્લાનિ પામે છે તથા તેઓના બળનો ક્ષય થાય છે. ૧૫

प्राग्भक्तं नाम–यत्तु प्राग्भक्तस्योपयुज्यते ।
शीघ्रं विपाकमुपयाति बलं न हिंस्या-
दन्नावृतं न च मुहुर्वदनान्निरेति ।
प्राग्भक्तसेवितमथो बलमादधाति
दद्याच्च वृद्धशिशुभीरुवराङ्गनाभ्यः ॥१६॥

### પ્રાગ્ભક્ત અને તેનું ફળ

ભોજનના આરંભમાં જે ઔષધ આપીને પછી ભોજન કરાવવામાં આવે, તે ઔષધ **પ્રાગ્ભક્ત** કહેવાય છે.

પ્રાગ્ભક્ત ઔષધ તુરત ઉદરમાં પાક પામે છે, બળનો નાશ કરતું નથી અને અન્નથી દબાઈ જવાને લીધે મોઢામાંથી વારંવાર બહાર નીકળતું નથી. સેવન કરાયેલું પ્રાગ્ભક્ત ઔષધ વૃદ્ધોને, બાળકોને, બીકણ માણસોને તથા ઉત્તમ સ્ત્રીઓને બળ આપે છે, માટે તેઓને પ્રાગ્ભક્ત દેવું. ૧૬

अधोभक्तं नाम–यद्भुक्तान्ते पीयते ।
पीतं यदन्नमुपयुज्य तदूर्ध्वकाये
हन्याद्गदान्बहुविधांश्च बलं ददाति ॥ १७ ॥

### અધોભક્ત અને તેનું ફળ

જે ઔષધ ભોજનના અંતમાં દેવામાં આવે, તે ઔષધ **અધોભક્ત** કહેવાય છે.

અધોભક્ત ઔષધ શરીરના નાભિથી ઉપરના ભાગોમાં થયેલા ઘણા પ્રકારના રોગોનો નાશ કરે છે તથા બળ આપે છે. ૧૭

मध्येभक्तं नाम–यन्मध्ये भक्तस्य पीयते ।
मध्ये तु पीतमुपहन्त्यविसारिभावा-
द्ये मध्यदेहमभिभूय भवन्ति रोगाः ॥१८॥

### મધ્યેભક્ત અને તેનું ફળ

જે ઔષધ ભોજનના મધ્યમાં દેવામાં આવે, તે ઔષધ **મધ્યેભક્ત** કહેવાય છે.

મધ્યેભક્ત ઔષધ શરીરના ઉપરના ભાગોમાં પ્રસરતું નથી, તેથી તે મધ્યભાગોમાં થયેલા રોગોનો નાશ કરે છે. ૧૮

अन्तराभक्तं नाम यदन्तरा पीयते पूर्वापरयोर्भक्तयोः ।
हृद्यं मनोबलकरं त्वग्निदीपनीयं
पथ्यं च सम्भवति चान्तरभक्तमेतत् ॥ १९ ॥

### અંતરાભક્ત અને તેનું ફળ

પ્રભાતના અને સાયંકાળના ભોજનની પહેલાં વચલા સમયમાં જે ઔષધ દેવામાં આવે, તે **અંતરાભક્ત** કહેવાય છે.

અંતરાભક્ત ઔષધ હૃદયને પ્રિય લાગે છે, મનને બળ આપે છે, જઠરાગ્નિને સારી પેઠે દીપ્ત કરે છે અને પથ્ય થાય છે. ૧૯

सभक्तं नामौषधेषु यत्साध्यते भक्तम् ।
पथ्यं सभक्तमबलाबलयोर्हि नित्यं
तद्द्वेषिणामपि तथा शिशुवृद्धयोश्च ॥२०॥

### સભક્ત અને તેનું ફળ

જે ઔષધ અન્નની સાથે જ પકવીને ખવડાવવામાં કે પિવડાવવામાં આવે, તે ઔષધ **સભક્ત** કહેવાય છે

સભક્ત ઔષધ બળવાન માણસોને, નબળાં માણસોને, ઔષધના દ્વેષીઓને, બાળકો તથા વૃદ્ધોને પણ સર્વદા પથ્ય છે. ૨૦

सामुद्गं नाम–यद्भक्तस्यादावन्ते च पीयते ।
दोषे द्विधा प्रविसृते तु समुद्गसंज्ञ-
माद्यन्तयोर्यदशनस्य निषेव्यते तु ॥ २१ ॥

### સામુદ્ગ અને તેનું ફળ

જે ઔષધ સંપુટરૂપે એટલે ભોજનના આરંભમાં તથા અંતમાં પણ દેવામાં આવે, તે ઔષધ **સામુદ્ગ** કહેવાય છે.

દોષ ઉપરના તથા નીચેના ભાગોમાં પણ પ્રસાર પામેલો હોય, તો સામુદ્ગ ઔષધનું સેવન કરાવવું. ૨૧

अतः परं तु स्वस्थानां वृत्त्यर्थं सर्व एव च ।
द्वादशान्नप्रविचारानेतानेव प्रचक्षते ॥१३॥

## આહારના બાર વિભાગો અને તેઓના અધિકારીઓ

હવે બાર આહારવિભાગો કહીએ છીએઃ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, પ્રવાહીરૂપ, શુષ્ક, એકકાલિક (એક ટંક), દ્વિકાલિક (બે ટંક), ઔષધયુક્ત, માત્રાહીન (ઓછી માત્રાવાળો), દોષપ્રશમન (દોષોને શાંત કરનારો આહાર), અને વૃત્ત્યર્થ, (વૃત્તિ માટે-શરીરના ધારણ માટે નિત્યનો) એ રીતે આહારના બાર વિભાગો છે.

જે માણસો તરસ, ગરમી, મદ, દાહ, રક્ત, પિત્ત, વિષ કે મૂર્છાથી આતુર હોય, અથવા સ્ત્રીઓના પ્રસંગથી ક્ષીણ થયેલા હોય, તેઓને શીત આહાર દેવો. (શીત સ્પર્શવાળાં તથા શીત-વીર્યવાળાં અન્નપાનો દેવાં.)

જે માણસો કફના કે વાયુના રોગથી પીડા-યેલા હોય, જેઓને વિરેચિત કર્યા હોય, જેઓને સ્નેહપાન કરાવ્યું હોય અને જેઓનાં શરીરો ક્લેદવાળાં થઈ ગયાં હોય, તેઓને ઉષ્ણ આહાર દેવો. (ઉષ્ણ સ્પર્શવાળાં તથા ઉષ્ણ વીર્યવાળાં અન્નપાનો દેવાં.)

જે માણસો વાયુપ્રકૃતિવાળા હોય, રૂક્ષ દેહવાળા હોય, કસરતથી દુઃખી થયા હોય કે કસરતના અભ્યાસવાળા હોય, તેઓને સ્નિગ્ધ આહાર દેવો.

જે માણસો મેદથી વ્યાપ્ત હોય, જાડા હોય, પ્રમેહથી આતુર હોય કે કફથી વ્યાપ્ત શરીરવાળા હોય તેઓને રૂક્ષ આહાર દેવો.

જે માણસ શુષ્ક શરીરવાળા, તરસથી પીડા-યેલા કે દુર્બળ હોય તેઓને પ્રવાહીરૂપ આહાર દેવો.

જે માણસો અત્યંત ક્લેદવાળા, વ્રણવાળા કે પ્રમેહવાળા હોય, તેઓને શુષ્ક આહાર દેવો.

જે માણસોનો જઠરાગ્નિ નબળો થઈ ગયો હોય, તેઓને તે અગ્નિની વૃદ્ધિ માટે એકકાલિક આહાર દેવો. (અને તે પણ ઓછી માત્રાવાળો દેવો.)

જે માણસો સમ અગ્નિવાળા હોય, તેઓને યોગ્ય માત્રાથી દ્વિકાલિક આહાર દેવો.

જે માણસો ઔષધના દ્વેષી હોય, તેઓને ઔષધયુક્ત આહાર દેવો.

જે માણસો મંદ અગ્નિવાળા કે રોગી હોય, તેઓને માત્રાહીન આહાર દેવો. (અને તે પણ એક ટંક જ દેવો.)

જે માણસો દુષ્ટ દોષોવાળા હોય, તેઓને શાસ્ત્રોક્ત વિધાન પ્રમાણે દોષપ્રશમન આહાર દેવો.

જે માણસો સ્વસ્થ હોય, તેઓને દોષપ્રશમન આહાર દીધા પછી સર્વ પ્રકારનો વૃત્ત્યર્થ આહાર દેવો.

બીજા આચાર્યોએ બાર પ્રકારના જે અન્ન-પ્રવિચારો કહ્યા છે, તેઓ આ બાર પ્રકારના આહારવિભાગોથી જુદા નથી. ૧૩

अत ऊर्ध्वं दशौषधकालान्वक्ष्यामः । तत्र निर्भक्तं प्राग्भक्तमधोभक्तं मध्येभक्तमन्तराभक्तं सभक्तं सामुद्गं मुहुर्मुहुर्ग्रासं ग्रासान्तरं चेति दशौषधकालाः १४

## ઔષધના દસ કાળ તથા ભેદો

હવે દસ ઔષધકાળો કહીએ છીએઃ નિર્ભક્ત, પ્રાગ્ભક્ત, અધોભક્ત, મધ્યેભક્ત, અંતરાભક્ત, સભક્ત, સામુદ્ગ, મુહુર્મુહુઃ, ગ્રાસ અને ગ્રાસાંતર-એ રીતે ઔષધકાળો દસ છે. ૧૪

तत्र निर्भक्तं तु यत् केवलमेवौषधमुपयुज्यते ।
वीर्याधिकं भवति भेषजमन्नहीनं
हन्यात्तथाऽऽमयमसंशयमाशु चैव ।
तद् बालवृद्धयुवतीमृदवोऽथ पीत्वा
ग्लानिं परां समुपयान्ति बलक्षयं च ॥१५॥

## નિર્ભક્ત અને તેનું ફળ

જે ઔષધ પ્રભાતમાં નરણે કોઠે જ દેવામાં આવે, તે નિર્ભક્ત કહેવાય છે.

નિર્ભક્ત ઔષધ અધિકશક્તિવાળું થાય છે

ર્ગ, વાક્યશેષ, અર્થાપત્તિ, વિપર્યય, પ્રસંગ, એકાંત, અનેકાંત, પૂર્વપક્ષ, નિર્ણય, અનુમત, વિધાન, અનાગતાવેક્ષણ, અતિક્રાંતાવેક્ષણ, સંશય, વ્યાખ્યાન, સ્વસંજ્ઞા, નિર્વચન, નિદર્શન, નિયોગ, સમુચ્ચય, વિકલ્પ અને ઊહ્ય એ બત્રીસ તંત્રયુક્તિઓ (આ શાસ્ત્રને જોડવાની યુક્તિઓ) છે. ૨

अथासां तन्त्रयुक्तीनां किं प्रयोजनमित्युच्यते-वाक्ययोजनमर्थयोजनं च ॥

भवन्ति चात्र श्लोकाः ॥

असद्वादिप्रयुक्तानां वाक्यानां प्रतिषेधनम् ।
स्ववाक्यसिद्धिरपि च क्रियते तन्त्रयुक्तितः ॥
व्यक्ता नोक्ताश्च ये ह्यर्था लीना ये चाप्यनिर्मलाः ।
लेशोक्ता ये क्वचित्तन्त्रे तेषां चापि प्रसाधनम् ॥
यथाम्बुजवनस्यार्कः प्रदीपो वेश्मनो यथा ।
प्रबोधस्य प्रकाशार्थास्तथा तन्त्रस्य युक्तयः ॥३॥

### તંત્રયુક્તિઓ કહેવાનું પ્રયોજન

હવે એ બત્રીસ તંત્રયુક્તિઓનું જે પ્રયોજન છે તે કહીએ છીએઃ અસંબદ્ધ લાગતા વાક્યનું સંબંધન કરવું અને ગુપ્ત અથવા ઉપરઉપરથી જોતાં અસંગત લાગતા અર્થનું સંગતીકરણ કરવું, એ તંત્રયુક્તિઓનું પ્રયોજન છે. (યોગ, ઉદ્દેશ તથા નિર્દેશ આદિ કેટલીક તંત્રયુક્તિઓથી વાક્યોનું સંબંધન થાય છે અને અધિકરણ તથા હેત્વર્થ આદિ કેટલીક તંત્રયુક્તિઓથી અર્થનું સંગતીકરણ થાય છે.) આ વિષયના શ્લોકોમાં ભગવાન ધન્વંતરિએ સ્વમુખે કહ્યું છેઃ 'ખોટી તકરાર લેનારા પ્રતિપક્ષીઓનાં વાક્યોનું ખંડન અને પોતાનાં વાક્યોનું મંડન, તંત્રયુક્તિઓથી કરવામાં આવે છે. શાસ્ત્રમાં કોઈ સ્થળે જે અર્થો સ્પષ્ટ કહેલા ન હોય, અથવા અંદર રહેલા છતાં નિર્મળ રીતે જણાતા ન હોય; અથવા સંક્ષેપથી કહેલા હોય, તેઓનું પ્રસાધન તંત્રયુક્તિઓથી કરવું. જેમ સૂર્યનાં કિરણો કમળવનનો પ્રકાશ કરે છે અને જેમ દીવાનાં કિરણો ઘરનો પ્રકાશ કરે છે, તેમ તંત્રયુક્તિઓ સમજવાલાયક વિષયનો પ્રકાશ કરે છે.' ૩

यदर्थमधिकृत्योच्यते तदधिकरणम् ।
यथा रसं दोषं वा ॥ ४

### અધિકરણનું લક્ષણ તથા ઉદાહરણ

જે સંદર્ભમાં એક વિષયના નિરૂપણને મુખ્યત્વે સ્થાપી તે વિષયને લગતી બીજી સઘળી બાબતોનું નિરૂપણ કરવામાં આવે, તે સંદર્ભ તે વિષયનું અધિકરણ કહેવાય છે.

જેમ કે જે સંદર્ભમાં રસના નિરૂપણને મુખ્યત્વે સ્થાપી રસને લગતી બીજી સઘળી બાબતોનું નિરૂપણ કરવામાં આવ્યું હોય, તે રસાધિકરણ (રસનો અધિકાર અથવા રસનું પ્રકરણ) કહેવાય. તેમ જ જે સંદર્ભમાં દોષના નિરૂપણને મુખ્યત્વે સ્થાપી દોષને લગતી સઘળી બાબતોનું નિરૂપણ કરવામાં આવ્યું હોય, તે દોષાધિકરણ (દોષનો અધિકાર અથવા દોષનું પ્રકરણ) કહેવાય છે. ૪

येन वाक्यं युज्यते स योगः । यथा—
तैलं पिबेच्चामृतवल्लिनिम्ब-
हिंस्राभयावृक्षकपिप्पलीभिः ।
सिद्धं बलाभ्यां च सदेवदारु
हिताय नित्यं गलगण्डरोगी ॥

इत्यत्र सिद्धं तैलं पिबेदिति प्रथमं वक्तव्ये तृतीयपादे सिद्धं प्रयुक्तमेवं दूरस्थानामपि पदानामेकीकरणं योगः ॥ ५ ॥

### યોગનું લક્ષણ તથા ઉદાહરણ

સમીપનાં તથા દૂરનાં પદોનો યોગ્ય અન્વય કરી વાક્ય ગોઠવવું એ યોગ કહેવાય છે.

જેમ કે ચિકિત્સાસ્થાનના ૧૮મા અધ્યાયના ૧૫મા વિષયમાં 'तैलं पिबेच्चामृतवल्लिनिंबहिंस्राभयावृक्षकपिप्पलीभिः । सिद्धं बलाभ्यां च सदेवदारु हिताय नित्यं गलगण्डरोगी' એ શ્લોક છે; તેમાં 'सिद्धं' એ પદ ત્રીજા ચરણમાં છે, તેનો પહેલા ચરણમાં રહેલા 'तैलं' એ પદની સાથે

मुहुर्मुहुर्नाम-समक्तमभक्तं वा यदौषधं मुहुर्मुहुरुपयुज्यते ।
श्वासे मुहुर्मुहुरतिप्रसृते च कासे
हिक्कावमीषु च वदन्त्युपयोज्यमेतत् ॥ २२ ॥

### મુહુર્મુહુઃ અને તેનું ફળ

ભોજન સાથે અથવા ભોજનથી જુદું પણ જે ઔષધ વારંવાર દેવામાં આવે, તે ઔષધ 'મુહુર્મુહુઃ' કહેવાય છે.

શ્વાસ, ખાંસી, હેડકી તથા ઊલટી, કે જેઓ વારંવાર અત્યંત પ્રસર્યા કરે છે, તેઓની ઉપર આ મુહુર્મુહુઃ ઔષધ દેવું, એમ કહેવામાં આવે છે. ૨૨

ग्रासं तु नाम-यत्पिण्डव्यामिश्रम् ।
ग्रासं तु देयमबलाग्निषु मानुषेषु
प्राणाभिधे च पवने परिदोषमाप्ते ॥ २३ ॥

### ગ્રાસ તથા તેનું ફળ

જે ઔષધ અન્નના કોળિયા સાથે મિશ્ર કરી દેવામાં આવે, તે ઔષધ ગ્રાસ કહેવાય છે.

જેઓનો જઠરાગ્નિ નબળો થઈ ગયો હોય, કે પ્રાણવાયુ દુષ્ટ થયો હોય, તે માણસોને ગ્રાસ ઔષધ દેવું, એ હિતકારી થાય છે. ૨૩

ग्रासान्तरं तु नाम-यद् ग्रासान्तरेषु ।
ग्रासान्तरेषु वितरेद्वमनीयधूमान्
श्वासादिषु प्रथितदृष्टगुणांश्च लेहान् ॥
एवमेते दशौषधकालाः ॥ २४ ॥

### ગ્રાસાંતર અને તેનું ફળ

જે ઔષધ બબ્બે કોળિયાઓના મધ્યમાં દેવામાં આવે, તે ઔષધ ગ્રાસાંતર કહેવાય છે.

વૈદ્યે શ્વાસ આદિ રોગો ઉપર વમન કરાવનારા ધૂમો અને જેઓના ગુણો પ્રખ્યાત તથા અનુભવેલા હોય એવા અવલેહો, બબ્બે કોળિયાઓના મધ્યમાં દેવા હિતકારી થાય છે.

આ દસ ઔષધકાળો જણાવ્યા. ૨૪

विसृष्टे विण्मूत्रे विशदकरणे देहे च सुलघौ
विशुद्धे चोद्गारे हृदि सुविमले वाते च सरति ।
तथान्नश्रद्धायां क्षुदुपगमने कुक्षौ च शिथिले ।
प्रदेयस्त्वाहारो भवति भिषजा कालः स तु मतः ॥२५॥

### ભોજનનો યોગ્ય સમય

વિષ્ઠા તથા મૂત્રનો યોગ્ય ત્યાગ થઈ ગયા પછી શરીર નિર્મળ ઇંદ્રિયોવાળું તથા સારી પેઠે હલકું થઈ જાય, ઓડકાર શુદ્ધ આવે, હૃદય અત્યંત સ્વસ્થ થઈ જાય, અધોવાયુ શુદ્ધ ચાલે, અન્ન ઉપર રુચિ થાય, ભૂખ લાગી હોય અને પેટ ઢીલાઈવગરનું થઈ ગયું હોય, તે સમયમાં વૈદ્યે આહાર દેવો. ભોજનનો આ સમય યોગ્ય છે. ૨૫

## અધ્યાય ૬૫ મો

अथातस्तन्त्रयुक्तिं नामाध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'તંત્રયુક્તિ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

द्वात्रिंशत्तन्त्रयुक्तयो भवन्ति। तद्यथा-अधिकरणं योगः पदार्थो हेत्वर्थ उद्देशो निर्देश उपदेशोऽपदेशः प्रदेशोऽतिदेशोऽपवर्गो वाक्यशेषोऽर्थापत्तिर्विपर्ययः प्रसङ्ग एकान्तोऽनेकान्तः पूर्वपक्षो निर्णयोऽनुमतं विधानमनागतावेक्षणमतिक्रान्तावेक्षणं संशयो व्याख्यानं स्वसंज्ञा निर्वचनं निदर्शनं नियोगः समुच्चयो विकल्प ऊह्यमिति ॥ २ ॥

### તંત્રયુક્તિઓની સંખ્યા તથા નામો

અધિકરણ, યોગ, પદાર્થ, હેત્વર્થ, ઉદ્દેશ, નિર્દેશ, ઉપદેશ, અપદેશ, પ્રદેશ, અતિદેશ, અપ-

૧ શાસ્ત્રનો અર્થ તથા અભિપ્રાય બરાબર સમજવામાં આવે, માટે શાસ્ત્રનાં વાક્યોની તથા તે વાક્યોના અર્થની યોજના કરવાની યુક્તિઓના નિરૂપણ વિષેનો.

विस्तरवचनं निर्देशः—यथा शारीरमागन्तु चेति ॥९॥

### નિર્દેશનું લક્ષણ તથા ઉદાહરણ

વિસ્તારથી કહેવું એ **નિર્દેશ** કહેવાય છે. જેમ કે 'શારીર અને આગંતુક એ રીતે શલ્ય બે પ્રકારનું છે' એ શલ્યના અર્થનું વિસ્તારથી કથન કર્યું છે. ૯

एवमित्युपदेशः । यथा—तथा जागृयाद्रात्रौ दिवास्वप्नं च वर्जयेत् ॥ १० ॥

### ઉપદેશનું લક્ષણ તથા ઉદાહરણ

'આ પ્રમાણે કરવું' એમ જે કહેવામાં આવ્યું હોય તે **ઉપદેશ** કહેવાય છે; જેમ કે 'રાતે જાગવું નહિ અને દિવસની નિદ્રા કરવી નહિ.' ૧૦

अनेन कारणेनेत्यपदेशः । यथोपदिश्यते मधुरेण श्लेष्माभिवर्द्धत इति ॥ ११ ॥

### અપદેશનું લક્ષણ તથા ઉદાહરણ

કારણ બતાવી કહેવું, એ **અપદેશ** કહેવાય છે; જેમ કે 'મધુરથી કફની વૃદ્ધિ થાય છે, એટલા માટે કફના રોગવાળાએ મધુરરસનો ત્યાગ કરવો.' એ અપદેશ છે. ૧૧

प्रकृतस्यातिक्रान्तेन साधनं प्रदेशः । यथा—देवदत्तस्यानेन शल्यमुद्धृतं तस्माद्यज्ञदत्तस्याप्ययमेवोद्धरिष्यतीति ॥ १२ ॥

### પ્રદેશનું લક્ષણ તથા ઉદાહરણ

થયેલી બાબતથી ચાલુ બાબતને સિદ્ધ કરવી, એ **પ્રદેશ** કહેવાય છે; જેમ કે 'આ વૈદ્યે દેવદત્તનું શલ્ય કાઢયું હતું, માટે યજ્ઞદત્તનું શલ્ય પણ આ વૈદ્ય જ કાઢશે.' આ વાક્યમાં દેવદત્તનું શલ્ય કાઢવારૂપ થયેલી બાબતથી યજ્ઞદત્તનું શલ્ય કાઢવારૂપ ચાલુ બાબત સિદ્ધ કરવામાં આવે છે. ૧૨

प्रकृतस्यानागतेन भूतेन वा साधनमतिदेशः । यथा—अनेनास्य वायुरूर्ध्वमुत्तिष्ठते तेनोदावर्त्तवत् स्यादिति ॥ १३ ॥

### અતિદેશનું લક્ષણ તથા ઉદાહરણ

કહેલી કે કહેવાની બાબતના પ્રકારને ચાલુ બાબતમાં દાખલ કરવી એ **અતિદેશ** કહેવાય છે; જેમ કે 'માણસને આ રોગથી વાયુ પ્રતિલોમ ચાલે છે; માટે આ રોગથી ઉદાવર્તના જેવી ચિકિત્સા કરવી' આ વાક્યમાં વાયુને પ્રતિલોમ કરનારા રોગરૂપ ચાલુ બાબતમાં ઉદાવર્તની ચિકિત્સાનો પ્રકાર દાખલ કર્યો છે. ૧૩

अभिव्याप्यापकर्षणमपवर्गः । यथा—अस्वेद्या विषोपसृष्टा अन्यत्र कीटविषादिति ॥ १४ ॥

### અપવર્ગનું લક્ષણ તથા ઉદાહરણ

કોઈ વિષયને પ્રથમ બધે વ્યાપ્ત કરીને પછી અમુક બાબતમાં તેનો સંકોચ કરવો, એ **અપવર્ગ** કહેવાય છે. જેમ કે 'આ ગ્રંથમાં વિષથી પીડાયેલાઓને સ્વેદન સંસ્કાર નહિ આપવો' એ વાક્યથી અસ્વેદનને સર્વ પ્રકારના વિષસંસર્ગમાં વ્યાપ્ત કરીને પછી 'કીડાઓના વિષથી પીડાયેલાઓને સ્વેદન સંસ્કાર દેવો' એ વાક્યથી કીડાઓના વિષની બાબતમાં અસ્વેદનનો સંકોચ કર્યો છે. (જુઓ ચિકિત્સાસ્થાનના ૩૨મા અધ્યાયનો ૧૫મો વિષય તથા કલ્પસ્થાનના ૮મા અધ્યાયનો ૨૫મો વિષય.) ૧૪

येन पदेनानुक्तेन वाक्यं समाप्यते स वाक्यशेषः । यथा—शिरःपाणिपादपार्श्वपृष्ठोदरोरस इत्युक्ते पुरुषग्रहणं विनापि गम्यते पुरुष एवोक्त इति ॥१५॥

### વાક્યશેષનું લક્ષણ તથા ઉદાહરણ

કહેવામાં નહિ આવેલા જે પદને અધ્યાહારથી લઈને વાક્યની સંપૂર્ણતા કરવામાં આવે, તે પદ **વાક્યશેષ** કહેવાય છે. જેમ કે 'માથું, હાથ, પગ, પાસાં, પીઠ, પેટ અને છાતીનું આ પ્રમાણે સમજવું' એ વાક્યમાં 'માણસનાં' એ પદ કહેવામાં આવ્યું નથી, તો પણ તેનો અધ્યાહાર લઈને વાક્યની સંપૂર્ણતા કરવામાં આવે છે. ૧૫

અન્વય કરીએ, ત્યારે યોગ્ય વાક્ય ગોઠવાય છે આ પ્રમાણે પરસ્પરથી દૂર રહેલા પદોનું પણ યોગ્યતા ઉપરથી એકીકરણ કરી લેવું ૫

योऽर्थोऽभिहित सूत्रे पदे वा स पदार्थ । अपरिमिताश्च पदार्थाः । यथा—स्नेहस्वेदाञ्जनेषु निर्दिष्टेषु द्वयोस्त्रयाणामर्थानामुपपत्तिर्दृश्यते तत्र योऽर्थ पूर्वापरयोगसिद्धो भवति स ग्रहीतव्य । यथा वा वेदोत्पत्ति नामाध्याय व्याख्यास्याम इत्युक्ते सन्दिह्यते बुद्धि —कतमस्य वेदस्यायमुत्पत्तिं विवक्षुरिति। ऋग्वेदादयस्तु वेदा. । तत्र पूर्वापरयोगमुपलभ्य विद विचारणे विद्लृ लाभे, इत्येतयोश्च धात्वोरनेकार्थयो प्रयोग इति पूर्वापरयोगमुपलभ्य पश्चात्प्रतिपत्तिर्भवति—आयुर्वेदोत्पत्तिमय विवक्षुरित्येव पदार्थ ॥ ६ ॥

## પદાર્થનું લક્ષણ તથા ઉદાહરણ

સૂત્રમા કે બીજા પદમાં જ્યાં અનેક અર્થો વાળો શબ્દ હોય, ત્યા તે શબ્દનો 'કયો અર્થ લેવો' એવો સદેહ ઉત્પન્ન થતા પૂર્વાપરના સબધ ઉપરથી જે અર્થ બંધબેસતો થતો હોય તે લેવો, એ **પદાર્થ** કહેવાય છે એવા પદાર્થો ઘણા હોય છે

જેમ કે આ શાસ્ત્રમા ઘણે સ્થળે સ્નેહ, સ્વેદ અને અંજન—એ ત્રણ અનેક અર્થોવાળા શબ્દ આવે છે, (સ્નેહ શબ્દના સ્નેહ નામનો નૈયાયિકાભિમત ગુણ, ઘી આદિ અને પ્રેમ—એ ત્રણ અર્થો છે સ્વેદ શબ્દના પસીનો અને શેક એ બે અર્થો છે અંજન શબ્દના સુરમો, રસવતી તથા અભ્યંગ એ ત્રણે અર્થો છે ) ત્યા પૂર્વાપરના સબંધ ઉપરથી જે અર્થ લેવો યોગ્ય જણાય તે લેવો

તેમ જ આ શાસ્ત્રના પહેલા અધ્યાયના આરંભમાં જ 'હવે શિષ્યોના પૂછવાથી વેદોત્પત્તિ એ નામના અધ્યાયનું વ્યાખ્યાન કરીશું' એવા અર્થવાળું 'अथातो वेदोत्पत्तिं नामाध्याय व्याख्यास्याम' એ સૂત્ર છે, ત્યા ઋગ્વેદ આદિ વેદો અનેક હોવાને લીધે સદેહ ઉત્પન્ન થાય છે કે 'કયા વેદની ઉત્પત્તિ કહેવાની ગ્રથકર્તાની ઇચ્છા છે ' 'विद सत्तायां, विद विचारणे, विद ज्ञाने विद्लृ लाभे' એ જુદાજુદા અર્થોવાળા ચારે ધાતુઓમાથી વ્યાકરણની રીત પ્રમાણે વેદ શબ્દ સિદ્ધ થાય છે તો અહીં વેદ શબ્દનો કયો અર્થ લેવો, એ સદેહ પણ ઉત્પન્ન થાય છે આ સદેહ ઉત્પન્ન થતા પૂર્વાપરનો સબધ જોઈને પાછળથી નિશ્ચય કરી શકાય છે, કે 'આયુર્વેદની ઉત્પત્તિ કહેવાની ગ્રથકર્તાની ઇચ્છા છે અને આ ગ્રથમા આયુષ્યનો વિચાર કરવામા આવ્યો છે તથા જેઓથી આયુષ્યનો લાભ થાય એવા ઉપાયોનો ઉપદેશ કરવામા આવ્યો છે, માટે અહીં વેદ શબ્દનો વિચારરૂપ તથા લાભરૂપ અર્થ લેવો '૬

यदन्यदुक्तमन्यार्थसाधक भवति स हेत्वर्थ. । यथा—यथा मृत्पिण्डोऽद्भि प्रक्लिद्यते तथा माषमुद्गपयप्रभृतिभिर्व्रण प्रक्लिद्यते इति ॥७॥

## હેત્વર્થનું લક્ષણ તથા ઉદાહરણ

કહેવામા આવેલું જે બીજું વાક્ય અન્ય વિષયને સિદ્ધ કરનારું હોય, તે **હેત્વર્થ** કહેવાય છે

જેમ કે આયુર્વેદમાં કહ્યું છે કે 'જેમ માટીનો પિંડ જળથી આર્દ્ર થઈ જાય છે, તેમ વ્રણ અડદ તથા દૂધ આદિ પદાર્થોથી આર્દ્ર થઈ જાય છે ' અહીં 'જેમ માટીનો પિંડ જળથી આર્દ્ર થઈ જાય છે' એ દૃષ્ટાંતરૂપ વાક્ય, 'વ્રણ અડદ તથા દૂધ આદિ પદાર્થોથી આર્દ્ર થઈ જાય છે' એ વિષયને સિદ્ધ કરનારુ છે ૭

समासकथनमुद्देश । यथा—शल्यमिति ॥८॥

## ઉદ્દેશનું લક્ષણ તથા ઉદાહરણ

સક્ષેપથી કહેવું એ ઉદ્દેશ કહેવાય છે

જેમ કે 'શલ્ય' એટલું કહેવાથી, જે કાંઈ મનમાં તથા શરીરમા પીડા કરનાર હોય, તે સઘળું સમજાય છે ૮

પૂર્વપક્ષ કહેવાય છે. જેમ કે 'સર્પિઃપ્રમેહ, વસાપ્રમેહ, ક્ષૌદ્રપ્રમેહ અને હસ્તિપ્રમેહ—એ ચાર વાતજન્ય પ્રમેહોને નિદાનસ્થાનના છઠ્ઠા વિષયમાં શા માટે અસાધ્ય ગણ્યા છે?' એમ જો કોઈ વાદી ખંડન કરવાની ઢબથી પૂછે, તો તે પૂર્વપક્ષ કર્યો કહેવાય છે. ૨૧

तस्योत्तरं निर्णयः । यथा—शरीरं प्रपीड्य पश्चादधो गत्वा वसामेदोमज्जानुविद्धं मूत्रं विसृजति वात एवमसाध्या वातजा इति । यथा चोक्तम्—

कृत्स्नं शरीरं निष्पीड्य मेदोमज्जावसायुतः ।
अधः प्रक्रमते वायुस्तेनासाध्यास्तु वातजाः ॥२२

## નિર્ણયનું લક્ષણ તથા ઉદાહરણ

પૂર્વપક્ષનો ઉત્તર દેવો, એ **નિર્ણય** કહેવાય છે. જેમ કે ઉપરના પૂર્વપક્ષની સંભાવના કરીને નિદાનસ્થાનના છઠ્ઠા અધ્યાયના ૧૭મા વિષયમાં જ 'कृत्स्नं शरीरं निष्पीड्य मेदोमज्जावसायुतः । अधः प्रक्रमते वायुस्तेनासाध्यास्तु वातजाः' ॥ એ શ્લોકથી ઉત્તર આપ્યો છે, કે વાયુ સઘળા શરીરને નીચોવી મેદ, મજ્જા તથા ચરબીથી મિશ્ર થઈ નીચે ગતિ કરીને મેદ, મજ્જા તથા ચરબીના સંયોગવાળા મૂત્રને પ્રવર્તાવે છે, માટે વાતજન્ય ચારે પ્રમેહો અસાધ્ય છે. ૨૨

परमतमप्रतिषिद्धमनुमतम् । यथा—केचित्सयकृतः प्लीह्नः प्रवदन्त्यसृजो गतिम् ॥२३॥

## અનુમતનું લક્ષણ તથા ઉદાહરણ

જો પરાયો મત લખીને તેનું ખંડન ન કર્યું હોય, તો તે મત **અનુમત** (ગ્રંથકર્તાએ પણ કોઈ રીતે સ્વીકારેલો) કહેવાય છે. જેમ કે આ ઉત્તરતંત્રના ૪૫મા અધ્યાયના ચોથા વિષયમાં 'કેટલાક આચાર્યો કહે છે, કે રુધિરની ગતિ આમાશયમાંથી કે પક્વાશયમાંથી નહીં, પણ યકૃત્‌માંથી કે પ્લીહમાંથી થાય છે' એમ પરાયો મત લખીને તેનું ખંડન કર્યું નથી, તેથી તે મતને ગ્રંથકર્તાએ પણ કોઈ રીતે સ્વીકારેલો સમજવો. ૨૩

प्रकरणानुपूर्व्याभिहितं विधानम् । यथा—सक्थिमर्माण्येकादश प्रकरणानुपूर्व्याभिहितानि ॥२४॥

## વિધાનનું લક્ષણ તથા ઉદાહરણ

પ્રકરણના ક્રમથી પ્રતિપાદન કરાતો અર્થ જણાવ્યો હોય, તે **વિધાન** કહેવાય છે. જેમ કે શારીરસ્થાનના છઠ્ઠા અધ્યાયના ૫મા વિષયમાં સાથળનાં અગિયાર મર્મો પ્રકરણના ક્રમથી કહ્યાં છે.

एवं वक्ष्यतीत्यनागतावेक्षणम् । यथा—सूत्रस्थाने ब्रूयाच्चिकित्सितेषु वक्ष्यामीति ॥२५॥

## અનાગતાવેક્ષણનું લક્ષણ તથા ઉદાહરણ

એક પ્રકરણમાં કહ્યું હોય, કે 'અમુક વિષય અમુક બીજા પ્રકરણમાં કહેવાશે' તો તે **અનાગતાવેક્ષણ** (ભવિષ્યમાં જે વિષય કહેવાનો છે, તેનું અવેક્ષણ) કર્યું કહેવાય છે. જેમ કે સૂત્રસ્થાનમાં કહેવામાં આવે છે, કે અમુક વિષય ચિકિત્સાસ્થાનમાં કહેવામાં આવશે. (જુઓ સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયનો ૧૩મો વિષય.) ૨૫

यत्पूर्वमुक्तं तदतिक्रान्तावेक्षणम् । यथा—चिकित्सितेषु ब्रूयात्—सूत्रस्थाने यदीरितमिति ॥२६॥

## અતિક્રાંતાવેક્ષણનું લક્ષણ તથા ઉદાહરણ

પૂર્વ પ્રકરણમાં જે વિષય કહેવાયો હોય, તેનું પાછળના પ્રકરણમાં અવેક્ષણ કરવું (સ્મરણ આપવું), એ **અતિક્રાંતાવેક્ષણ** (ભૂતનું અવેક્ષણ) કહેવાય છે. જેમ કે 'ચિકિત્સિતસ્થાનમાં સ્મરણ આપવામાં આવે છે, કે અમુક વિષય સૂત્રસ્થાનમાં કહેલો છે. (ચિકિત્સિતસ્થાનના પહેલા અધ્યાયનો ૨૫મો વિષય જુઓ.) ૨૬

उभयहेतुदर्शनं संशयः । यथा—तलहृदयाभिघातः प्राणहरः पाणिपादच्छेदनमप्राणहरमिति ॥२७॥

## સંશયનું લક્ષણ તથા ઉદાહરણ

બે વિષયોના પરસ્પરના વિરોધનું કારણ જોવામાં આવે એ **સંશય** કહેવાય છે

यदकीर्त्तितमर्थादापद्यते सार्थापत्तिः । यथा—ओदनं भक्षयिष्यामीत्युक्तेऽर्थादापन्नं भवति—नायं पिपासुर्यवागूमिति ॥ १६ ॥

## અર્થાપત્તિનું લક્ષણ તથા ઉદાહરણ

કોઈ બાબત મુખથી ન કહી હોય છતાં અર્થાત્ પ્રાપ્ત થાય, એ **અર્થાપત્તિ** કહેવાય છે. જેમ કે કોઈ માણસ 'હું ભાત જમીશ' એમ બોલે, ત્યાં 'આને રાબ પીવાની ઇચ્છા નથી' એવા પ્રકારની અર્થાપત્તિ થાય છે. ૧૬

यद्यत्राभिहितं तस्य प्रातिलोम्यं विपर्ययः । यथा—कृशाल्पप्राणभीरवो दुश्चिकित्स्या इत्युक्ते विपरीतं गृह्यते दृढादयः सुचिकित्स्या इति ॥ १७ ॥

## વિપર્યયનું લક્ષણ તથા ઉદાહરણ

જે વાત જ્યાં કહેવામાં આવે, ત્યાં તેથી ઊલટી વાત પણ સમજી લેવાય, એ **વિપર્યય** કહેવાય છે; જેમ કે 'કૃશ, અલ્પ બળવાળો અને બીકણની ચિકિત્સા કરવી બહુ કઠણ છે' એમ કહેવામાં આવ્યું છે; ત્યાં સમજી લેવાય છે, કે 'દૃઢ, બળવાન અને નિર્ભયની ચિકિત્સા કરવી ઘણી સહેલી છે.' ૧૭

प्रकरणान्तरेण समापनं प्रसङ्गः । एवं च प्रकरणान्तरितो योऽर्थोऽसकृदुक्तः समाप्यते स प्रसङ्गः । यथा—पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इत्युच्यते, तस्मिन् क्रिया सोऽधिष्ठानमिति वेदोत्पत्तावभिधाय सर्वभूतचिन्ताशारीरे पुनरुक्तं-यतोऽभिहितं पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इति, स एव कर्मपुरुषश्चिकित्सायामधिकृतः ॥ १८ ॥

## પ્રસંગનું લક્ષણ તથા ઉદાહરણ

એક પ્રકરણમાં કહી છોડી દીધેલી વાતને પાછી બીજા પ્રકરણમાં પુનરુક્તિથી કહીને સમાપ્ત કરવી એ **પ્રસંગ** કહેવાય છે; જેમ કે આ ગ્રંથના સૂત્રસ્થાનના વેદોત્પત્તિ નામના પહેલા અધ્યાયના ૧૯મા વિષયમાં 'પંચમહાભૂતો અને જીવ એ બંને મળીને મનુષ્યશરીર થયું છે, તે પુરુષ કહેવાય છે અને તે પુરુષમાં સઘળી ક્રિયાઓ લાગુ પાડવામાં આવે છે, માટે તે પુરુષ ક્રિયાઓનો આશ્રય છે' એમ કહી છોડી દીધેલી તે વાતને શારીરસ્થાનના પહેલા અધ્યાયના ૧૧મા વિષયમાં પાછી 'કહ્યું છે કે જીવાત્માનો અને પંચમહાભૂતાત્મક શુક્રશોણિતનો જે સંયોગ થાય છે તે જ પુરુષ છે અને તે પુરુષ માટે જ ચિકિત્સા છે. એ પુરુષ જેમ પાપપુણ્યોનાં ફળો ભોગવે છે, તેમ ચિકિત્સાનાં ફળોને પણ ભોગવે છે તેથી કર્મપુરુષ કહેવાય છે' એ રીતની પુનરુક્તિ કહીને સમાપ્ત કરી છે. ૧૮

सर्वत्र यदवधारणेनोच्यते स एकान्तः । यथा—त्रिवृद्विरेचयति मदनफलं च वामयतीति ॥ १९ ॥

## એકાંતનું લક્ષણ તથા ઉદાહરણ

કદી પણ ફેરફાર ન થાય એવી જે વાત કહી હોય, તે **એકાંત** કહેવાય છે. જેમ કે આ ગ્રંથમાં 'નસોતર રેચ લગાડે છે અને મીંઢળ વમન કરાવે છે.' એમ જે કહ્યું છે તેમાં કદી પણ ફેર પડે એમ નથી, માટે તે એકાંત છે. ૧૯

क्वचित्तथा क्वचिदन्यथेति यः सोऽनेकांतः। यथा—केचिदाचार्या ब्रुवते द्रव्यं प्रधानं, केचिद्रसं, केचिद्वीर्यं, केचिद्विपाकमिति ॥२०॥

## અનેકાંતનું લક્ષણ તથા ઉદાહરણ

જે વાત બધે એક જ પ્રકારની ન રહેતાં ફેર પડતી થઈ જતી હોય, તે વાત **અનેકાંત** કહેવાય છે. જેમ કે સૂત્રસ્થાનના ૪૦મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે કેટલાક આચાર્યો દ્રવ્યને પ્રધાન કહે છે, કેટલાક રસને, કેટલાક વીર્યને અને કેટલાક વિપાકને પ્રધાન કહે છે; તો એ પરસ્પર વિરુદ્ધ મતોને લીધે સર્વ આચાર્યોનું કહેવું અનેકાંત છે. ૨૦

आक्षेपपूर्वकः प्रश्नः पूर्वपक्षः। यथा—कथं वातनिमित्ताश्चत्वारः प्रमेहा असाध्या भवन्तीति ॥२१॥

## પૂર્વપક્ષનું લક્ષણ તથા ઉદાહરણ

ખંડન કરવાની ઢબથી પ્રશ્ન કરવો, એ

### નિયોગનું લક્ષણ તથા ઉદાહરણ

'આ જ કરવું' એમ જે કહ્યું હોય, તે નિયોગ કહેવાય છે. જેમ કે પથ્ય જ જમવું. (જેમાં અનેકાંતપણું હોય એવી જે આજ્ઞા તે ઉપદેશ કહેવાય અને જેમાં એકાંતપણું હોય એવી આજ્ઞા તે નિયોગ કહેવાય, એટલો ઉપદેશ અને નિયોગમાં ભેદ છે. રાત્રે જાગવું નહીં અને દિવસે સૂવું નહીં, એ વાત એકાંતિક નથી પણ પ્રાયિક છે; કેમ કે કફાદિકથી ઘેરાયેલા માણસને રાતના જાગવું, એ પણ પ્રશસ્ત છે અને ગ્રીષ્મઋતુમાં તથા તરસ વગેરે રોગમાં દિવસની નિદ્રા કરવી એ પણ પ્રશસ્ત છે. પથ્યભોજન કરવું, એ તો એકાંતિક જ છે. એ વાત સુપ્રસિદ્ધ છે. જો કે આ ઉત્તરતંત્રના ૩૯મા અધ્યાયના ૭૪મા વિષયમાં 'જીર્ણજ્વરવાળાને હિતકારી અન્ન ઉપર અરુચિ હોય, તો તેણે જીવનના બચાવ માટે અહિતકર અન્ન પણ જમવું; પરંતુ ભારે કે અભિષ્યંદી અન્ન જમવું નહીં' એમ પણ કહ્યું છે, તેથી અપથ્ય ભોજનને પણ અવકાશ મળ્યા જેવું જણાય છે, તો પણ એ સમયે અપથ્ય જ પથ્યરૂપ થઈ જાય છે; માટે પથ્ય ભોજન નિર્વ્યભિચાર જ છે, એમ સમજવું.)

इदं चेदं चेति समुच्चयः । यथा–मांसवर्गे एणहरिणलावतित्तिरिसारङ्गाः प्रधानमिति ॥ ३३ ॥

### સમુચ્ચયનું લક્ષણ તથા ઉદાહરણ

સઘળી બાબતોની પ્રધાનતા રાખી હોય, એ સમુચ્ચય કહેવાય છે. જેમ કે સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં કહેલા માંસવર્ગમાં કાળિયાર તથા રાતા હરણના માંસની પ્રધાનતા રાખી છે અને લાવા, તેતર તથા બપૈયાનાં માંસની પણ પ્રધાનતા રાખી છે. ૩૩

इदं वेदं वेति विकल्पः । यथा–रसौदनः सघृता यवागूर्वा ॥ ३४ ॥

### વિકલ્પનું લક્ષણ તથા ઉદાહરણ

'આ કરવું અથવા આ કરવું' એમ જે કહ્યું હોય, તે વિકલ્પ કહેવાય છે; જેમ કે 'માંસના રસવાળો ભાત જમાડવો અથવા ઘીવાળી રાબ પાવી.' ૩૪

यदनिर्दिष्टं बुद्धिगता तदूह्यम् । यथा–अभिहितमन्नपानविधौ चतुर्विधं चान्नमुपदिश्यते–भक्ष्यं भोज्यं लेह्यं पेयमेवं चतुर्विधे वक्तव्ये द्विविधमभिहितमन्नोत्पन्नमिति–अन्नपाने विशिष्टे द्वयोर्ग्रहणे कृते चतुर्णामपि ग्रहणं भवति । किञ्चान्यत्–अन्नेन भक्ष्यमवरुद्धं त्वन्नसाधर्म्यात्, पेयेन लेह्यं द्रवसाधर्म्यात् । चतुर्विधश्चाहारः प्रायेण द्विविधः प्रसिद्ध इति ॥ ३५ ॥

### ઊહ્યનું લક્ષણ તથા ઉદાહરણ

જે વાત તંત્રમાં કહી ન હોય, તેને બુદ્ધિમાન વૈદ્યે તર્કથી સમજી લેવી, એ ઊહ્ય કહેવાય છે; જેમ કે 'સૂત્રસ્થાનના ૪૬મા અધ્યાયમાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને પેયના પ્રકાર તથા ગુણદોષાદિકનું નિરૂપણ કર્યું છે, તેથી તે અધ્યાયનું 'ભક્ષ્યભોજ્યલેહ્યપેયવિધિ' એ નામ રાખવું જોઈએ, પણ તે નહીં રાખતાં 'અન્નપાનવિધિ' એ નામ રાખ્યું છે, તો ત્યાં બુદ્ધિમાન વૈદ્યે, તર્ક કરી લેવો જોઈએ, કે 'અન્નપાન' એ બે શબ્દવાળા પદમાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને પેય–એ ચારેનો સમાવેશ થાય છે.' ભોજ્યવાચક અન્ન શબ્દથી ખાદ્યત્વરૂપ સધર્મપણાને લીધે ભોજ્યનું પણ ગ્રહણ કરી શકાય છે અને પેયવાચક પાન શબ્દથી દ્રવત્વરૂપ સધર્મપણાને લીધે લેહ્યનું પણ ગ્રહણ કરી શકાય છે, તેથી પણ એ તર્ક કરવો સહેલો છે. ચાર પ્રકારનો આહાર ઘણું કરીને 'અન્ન અને પાન' એ બે પ્રકારોમાં સમાવિષ્ટ થઈ જાય છે. ૩૫

द्वात्रिंशद्युक्तयो ह्येतास्तन्त्रसारगवेषणे ।
मया सम्यग्विनिहिताः शब्दन्यायार्थसंयुताः ॥
यो ह्येता विधिवद्वेत्ति द्वीपीभूतास्तु बुद्धिमान् ।
स पूजार्हो भिषक्श्रेष्ठ इति धन्वन्तरेर्मतम् ॥ ३६ ॥

જેમ કે શારીરસ્થાનના છઠ્ઠા અધ્યાયના ૨૪મા તથા ૨૫મા વિષયમા કહ્યું છે, કે 'હાથના તથા પગના તળાના મધ્યમાં તલહૃદય નામનું મર્મ છે અને તે મર્મમાં જે અભિઘાત થાય, તો પીડાઓથી મરણ થાય છે.' આમ કહેવું છતાં પાછું ૩૦મા વિષયમાં જણાવ્યું છે, કે 'હાથનું કે પગનું છેદન થતાં મરણ થતું નથી;' માટે એ બે વિષયોના પરસ્પરના વિરોધનું કારણ જોવામાં આવે છે, કે હાથના તથા પગના તળાના મધ્યમાં રહેલા તલહૃદય નામના મર્મનું છેદન થતાં મરણ થાય તો પછી હાથનું કે પગનું છેદન થતાં મરણ કેમ ન થાય? (સમાધાન પણ ૩૦મા વિષયમાં જ છે.) ૨૭

तन्त्रातिशयोपवर्णनं व्याख्यानम्। यथा–इह पञ्चविंशतिकः पुरुषो व्याख्यायते। अन्येष्वायुर्वेदतन्त्रेषु भूतादिप्रकृत्यारन्धचिन्ता ॥२८॥

### વ્યાખ્યાનનું લક્ષણ તથા ઉદાહરણ

બીજાં તંત્રો કરતાં કોઈ અધિક વિષયનું વર્ણન કર્યું હોય, એ વ્યાખ્યાન કહેવાય છે. જેમ કે આયુર્વેદનાં બીજાં તંત્રોમાં કેવળ અવ્યક્ત(પ્રધાન)થી માંડીને ચોવીસ તત્ત્વોની રચનારૂપ સૃષ્ટિવિચાર કર્યો છે અને આ તંત્રમાં એ ચોવીસ તત્ત્વોની રચના ઉપરાંત પચીસમા જીવાત્માનું પણ વર્ણન કર્યું છે. (જુઓ શારીરસ્થાનનો પહેલો અધ્યાય) ૨૮

अन्यशास्त्रासामान्या संज्ञा स्वसंज्ञा। यथा–मिथुनमिति मधुसर्पिषोर्ग्रहणम्। लोके प्रथितमुदाहरणम्। यथा चतुर्षु स्नेहेषु महास्नेहसंज्ञा ॥ २९॥

### સ્વસંજ્ઞાનું લક્ષણ તથા ઉદાહરણ

બીજાં શાસ્ત્રોમાં ન આપેલી હોય, એવી જે સંજ્ઞા દાખલ કરી હોય, તે સ્વસંજ્ઞા કહેવાય છે. જેમ કે મિથુનશબ્દથી મધ તથા ઘીનું સમુદિત ગ્રહણ બીજાં શાસ્ત્રોમાં થતું નથી, છતાં કોઈ તંત્રમાં મિથુનશબ્દથી તે બન્નેનું ગ્રહણ કરવામાં આવતું હોય, તો એ મિથુન શબ્દ સ્વસંજ્ઞા કહેવાય. સ્વસંજ્ઞાનું લોકમાં પ્રખ્યાત ઉદાહરણ લઈએ તો એ છે, કે મહાસ્નેહશબ્દથી ચારે સ્નેહોનું ગ્રહણ બીજાં શાસ્ત્રોમાં થતું નથી અને આયુર્વેદતંત્રોમાં થાય છે. ૨૯

निश्चितं वचनं निर्वचनम्। यथा–आयुर्विद्यतेऽस्मिन्ननेन वायुर्विन्दतीत्यायुर्वेदः ॥ ३०॥

### નિર્વચનનું લક્ષણ તથા ઉદાહરણ

અર્થને મળતી અને વ્યાકરણથી સિદ્ધ થતી નામની વ્યુત્પત્તિ આપવી, એ **નિર્વચન** કહેવાય છે. જેમ કે 'આયુર્વેદ' એ નામની 'આયુષ્ય જેમાં વિચારાય છે અથવા આયુષ્યની જેથી પ્રાપ્તિ થાય છે તે આયુર્વેદ' એ વ્યુત્પત્તિ, અર્થને મળતી તથા વ્યાકરણથી સિદ્ધ છે. ૩૦

दृष्टान्तेनार्थः प्रसाध्यते यत्र तन्निदर्शनम्। यथा–यथाग्निर्वायुना सहितः कोष्ठे वृद्धिं गच्छति तथा वातपित्तकफदुष्टो व्रण इति ॥ ३१॥

### નિદર્શનનું લક્ષણ તથા ઉદાહરણ

દૃષ્ટાંત આપીને પોતાને માન્ય અર્થ સિદ્ધ કરવામાં આવે, તેમાં તે દૃષ્ટાંત પોતાના માન્ય સિદ્ધાંતવાળું હોય, તે **નિદર્શન** કહેવાય છે. જેમ કે 'વાયુથી મિશ્ર થયેલો અગ્નિ કોઠામાં વૃદ્ધિ પામે છે, તેમ વાયુથી, પિત્તથી તથા કફથી દુષ્ટ થયેલો વ્રણ શરીરમાં વૃદ્ધિ પામે છે.' આ વાક્યમાં અગ્નિની વૃદ્ધિના દૃષ્ટાંતથી પોતાને માન્ય વ્રણની વૃદ્ધિ સિદ્ધ કરી છે, તેમ જ એ દૃષ્ટાંત પોતે પણ કેવળ લૌકિક નથી, પણ આયુર્વેદના માન્ય સિદ્ધાંતવાળું છે. (હેત્વર્થ નામની તંત્રયુક્તિના ઉદાહરણમાં જે દૃષ્ટાંતવાક્ય આપેલું છે, તે તો કેવળ લૌકિક જ છે, પણ આયુર્વેદના માન્ય સિદ્ધાંતવાળું નથી. આટલો જ હેત્વર્થ અને નિદર્શનમાં ભેદ જણાય છે.) ૩૧

इदमेव कर्तव्यमिति नियोगः। यथा–पथ्यमेव भोक्तव्यमिति ॥ ३२॥

અગિયારસોવીસ રોગોનું,[1] અને પાંચસો તોંતેર દ્રવ્યોનું વર્ણન તો તમને વિસ્તારથી કહી સંભળાવ્યું છે. હવે દોષોના ત્રેસઠ ભેદો કહું છું: ગુણાત્મક વાત, પિત્ત અને કફ—એ ત્રણ દોષો, કે જેઓ ભિન્નભિન્ન છે, તેઓ પોતપોતાના પ્રમાણસર હોય (જેઓથી સ્વસ્થતા રહે એવા હોય), એ તેઓનો પહેલો ભેદ છે. આ ભેદ સિવાય સ્થૂળ માર્ગે રોગોનાં કારણરૂપ બાસઠ ભેદો થાય છે. જેમ કે વૃદ્ધવાત, વૃદ્ધપિત્ત અને વૃદ્ધકફ—એ રીતે એકએકના પ્રમાણના આધિક્યને લીધે ત્રણ ભેદો થાય છે. વાતવૃદ્ધ અને પિત્તવૃદ્ધતર, પિત્તવૃદ્ધ અને વાતવૃદ્ધતર, કફવૃદ્ધ અને પિત્તવૃદ્ધતર, પિત્તવૃદ્ધ અને કફવૃદ્ધતર, કફવૃદ્ધ અને વાતવૃદ્ધતર, વાતવૃદ્ધ અને કફવૃદ્ધતર—એ રીતે સંસર્ગમાં એક દોષની અધિકવૃદ્ધિને લીધે છ ભેદો થાય છે. વાત તથા પિત્ત એ બન્ને વૃદ્ધ, પિત્ત તથા કફ એ બન્ને વૃદ્ધ અને વાત તથા કફ એ બન્ને વૃદ્ધ એ રીતે સંસર્ગમાં બન્ને દોષની તુલ્ય વૃદ્ધિને લીધે ત્રણ ભેદો થાય છે. કફવૃદ્ધ વાતપિત્તઅધિકવૃદ્ધ, પિત્તવૃદ્ધ, વાતકફઅધિકવૃદ્ધ અને વાતવૃદ્ધ પિત્તકફઅધિકવૃદ્ધ—એ રીતે સન્નિપાતમાં બબ્બેની અધિકવૃદ્ધિને લીધે ત્રણ ભેદો થાય છે. પિત્તકફવૃદ્ધ વાતઅતિવૃદ્ધ, વાતકફવૃદ્ધ પિત્તઅતિવૃદ્ધ, વાતપિત્તવૃદ્ધ કફઅતિવૃદ્ધ—એ રીતે સન્નિપાતમાં એકએકની અતિવૃદ્ધિથી ત્રણ ભેદો થાય છે. સન્નિપાતમાં ત્રણે દોષોની સમવૃદ્ધિથી એક ભેદ થાય છે. વાતવૃદ્ધ, પિત્તવૃદ્ધતર, કફવૃદ્ધતમ; વાતવૃદ્ધ, કફવૃદ્ધતર, પિત્તવૃદ્ધતમ; પિત્તવૃદ્ધ, કફવૃદ્ધતર, વાતવૃદ્ધતમ; પિત્તવૃદ્ધ, વાતવૃદ્ધતર, કફવૃદ્ધતમ; કફવૃદ્ધ, વાતવૃદ્ધતર, પિત્તવૃદ્ધતમ અને કફવૃદ્ધ, પિત્તવૃદ્ધતર, વાતવૃદ્ધતમ—એ રીતે સન્નિપાતમાં તારતમ્યથી છ ભેદો થાય છે. એમ જ વાતક્ષીણ, પિત્તક્ષીણ અને કફક્ષીણ એ રીતે એકએકની ક્ષીણતાને લીધે ત્રણ ભેદો થાય છે. વાતક્ષીણ અને પિત્તક્ષીણતર, પિત્તક્ષીણ અને વાતક્ષીણતર, કફક્ષીણ અને પિત્તક્ષીણતર, પિત્તક્ષીણ અને કફક્ષીણતર, કફક્ષીણ અને વાતક્ષીણતર, વાતક્ષીણ અને કફક્ષીણતર—એ રીતે સંસર્ગમાં એક દોષની અધિક ક્ષીણતાને લીધે છ ભેદો થાય છે. વાત તથા પિત્ત એ બન્ને ક્ષીણ, પિત્ત તથા કફ એ બન્ને ક્ષીણ અને વાત તથા કફ એ બન્ને ક્ષીણ—એ રીતે સંસર્ગમાં બબ્બે દોષની તુલ્ય ક્ષીણતાને લીધે ત્રણ ભેદો થાય છે. કફક્ષીણ વાતપિત્તઅધિકક્ષીણ, પિત્તક્ષીણ વાતકફઅધિકક્ષીણ અને વાતક્ષીણ પિત્તકફઅધિકક્ષીણ—એ રીતે સન્નિપાતમાં બબ્બેની અધિકક્ષીણતાને લીધે ત્રણ ભેદો થાય છે. પિત્તકફક્ષીણ વાતઅતિક્ષીણ, વાતકફક્ષીણ પિત્તઅતિક્ષીણ, વાતપિત્તક્ષીણ કફઅતિક્ષીણ—એ રીતે સન્નિપાતમાં એકએકની અતિક્ષીણતાથી ત્રણ ભેદો થાય છે. સન્નિપાતમાં ત્રણે દોષોની સમક્ષીણતાથી એક ભેદ થાય છે. વાતક્ષીણ, પિત્તક્ષીણતર, કફક્ષીણતમ, વાતક્ષીણ, કફક્ષીણતર, પિત્તક્ષીણતમ, પિત્તક્ષીણ, કફક્ષીણતર, વાતક્ષીણતમ; પિત્તક્ષીણ, વાતક્ષીણતર, કફક્ષીણતમ અને કફક્ષીણ, વાતક્ષીણતર, પિત્તક્ષીણતમ અને કફક્ષીણ, પિત્તક્ષીણતર વાતક્ષીણતમ—એ રીતે સન્નિપાતમાં તારતમ્યથી છ ભેદો થાય છે. એમ જ વાતવૃદ્ધ પિત્તસમ કફક્ષીણ, પિત્તવૃદ્ધ વાતસમ કફક્ષીણ, કફવૃદ્ધ પિત્તસમ વાતક્ષીણ, કફવૃદ્ધ વાતસમ પિત્તક્ષીણ, વાતવૃદ્ધ કફસમ પિત્તક્ષીણ અને પિત્તવૃ[illegible] કફસમ વાતક્ષીણ—એ રીતે સન્નિપાતમાં

[1] સૂત્રસ્થાનમાં હીનદગ્ધથી માંડી ત્રણ પ્રકારનાં અજીર્ણો સુધી ૬૬ રોગો કહ્યા છે. નિદાનસ્થાનમાં એકએક અંગમાં રહેલા વાયુઓથી માંડી સર્વસરો સુધી ૩૪૨ રોગો કહ્યા છે. શારીરસ્થાનમાં શુક્રગતરોગોથી માંડી ગર્ભના રોગો સુધી ૨૭ રોગો કહ્યા છે. ચિકિત્સાસ્થાનમાં સોજાઓથી માંડી સ્નેહાદિકની વ્યાપત્તિઓ સુધી ૯૮ રોગો કહ્યા છે. કલ્પસ્થાનમાં અન્નગતવિષજન્ય રોગોથી માંડી કીટવિષો સુધી ૨૪૭ રોગો કહ્યા છે અને ઉત્તરસ્થાનમાં નેત્રરોગથી માંડી ઉન્માદ સુધી ૩૪૦ રોગો કહ્યા છે. કુલ ૧૧૨૦.

### બત્રીસ તંત્રયુક્તિઓનો ઉપસંહાર અને ફળસ્તુતિ

વૈદ્યો તંત્રના સારને સારી રીતે શોધી શકે, એ માટે મેં શબ્દોની, ન્યાયોની તથા અર્થોની ઉપપત્તિઓવાળી આ બત્રીસ યુક્તિઓ સારી રીતે જણાવી છે. જે બુદ્ધિમાન પુરુષ આયુર્વેદરૂપી સમુદ્રમાં દ્વીપોરૂપ થનારી આ યુક્તિઓને યોગ્ય પ્રકારથી જાણે છે, તે ઉત્તમ વૈદ્ય, જગત્પૂજ્ય થાય છે, એમ ભગવાન ધન્વંતરિનો મત છે. ૩૬

## અધ્યાય ૬૬મો

अथातो दोषभेदविकल्पं नामाध्यायं व्याख्यास्यामः ।
यथोवाच भगवान् धन्वन्तरिः ॥ १ ॥

### ઉપક્રમ

હવે શિષ્યોના પૂછવાથી 'દોષભેદવિકલ્પ'[1] એ નામના અધ્યાયનું તે પ્રમાણે વ્યાખ્યાન કરીશું, કે જે પ્રમાણે ભગવાન ધન્વંતરિએ સુશ્રુતની પાસે કહેલું છે. ૧

अष्टाङ्गायुर्वेदविदं दिवोदासं महामतिम् ।
छिन्नशास्त्रार्थसंदेहं सूक्ष्मागाधागमोदधिम् ॥
विश्वामित्रसुतः श्रीमान् सुश्रुतः परिपृच्छति ।
त्रिषष्टिर्दोषभेदा ये पुरस्तात्परिकीर्त्तिताः ।
कति तत्रैकशो ज्ञेया द्विशो वाप्यथ वा त्रिशः ॥२॥

### દોષોના ભેદો જાણવા માટે સુશ્રુતનો પ્રશ્ન

આઠે અંગોથી સંપૂર્ણ આયુર્વેદ જાણનારા, મોટી બુદ્ધિવાળા, શાસ્ત્રાર્થોમાં જેમને ક્યાંય પણ સંદેહ ન હતો એવા અથવા સર્વ લોકોના શાસ્ત્રાર્થવિષયના સંદેહોને કાપનારા અને સૂક્ષ્મ તથા અગાધ આગમોરૂપી જળોના સમુદ્રરૂપ ભગવાન દિવોદાસને (ધન્વંતરિને) વિશ્વામિત્રના પુત્ર શ્રીમાન સુશ્રુને પૂછ્યું, કે 'આપે આ ઉત્તરતંત્રના ૬૩મા અધ્યાયના બીજા વિષયમાં દોષોના ત્રેસઠ ભેદો હોવાનું કહ્યું છે, તો તે ભેદોમાં એક-એક કેટલા છે, બબ્બેના સંયોગવાળા કેટલા છે અને ત્રણત્રણના સંયોગવાળા કેટલા છે, એ મારે જાણવું જોઈએ, માટે કૃપા કરી કહો. ૨

तस्य तद्वचनं श्रुत्वा संशयच्छिन्महातपाः ॥
प्रीतात्मा नृपशार्दूलः सुश्रुतायाह तत्त्वतः ।
त्रयो दोषा धातवश्च पुरीषं मूत्रमेव च ॥
देहं संधारयन्त्येते ह्यव्यापन्ना रसैर्हितैः ।
पुरुषः षोडशकलः प्राणाश्चैकादशैव ये ॥
रोगाणां तु सहस्रं यच्छतं विंशतिरेव च ।
शतं च पञ्च द्रव्याणां त्रिसप्तत्यधिकं मया ॥
व्यासतः कीर्तितं तद्धि भिन्ना दोषास्त्रयो गुणाः ।
द्विषष्टिधा भवन्त्येते भूयिष्ठमिति निश्चयः ॥
त्रय एव पृथग् दोषा द्विशो नव समाधिकैः ।
त्रयोदशाधिकैकद्विसममध्योल्बणैस्त्रिशः ॥
पञ्चाशदेवं तु सह भवन्ति क्षयमागतैः ।
क्षीणमध्याधिकक्षीणक्षीणवृद्धैस्तथापरैः ॥
द्वादशैवं समाख्यातास्त्रयो दोषा द्विषष्टिधा ।
मिश्रधातुमलैर्दोषा यान्त्यसंख्येयतां पुनः ॥३॥

### દોષોના ત્રેસઠ ભેદો વિષે ભગવાન ધન્વંતરિનો ઉત્તર

એ પ્રમાણે સુશ્રુતનું વચન સાંભળી સંશયોનું છેદન કરનારા મહાતપસ્વી મહારાજ દિવોદાસે પ્રસન્નતાથી સુશ્રુતની પાસે નીચે પ્રમાણે તાત્ત્વિક વ્યાખ્યાન આપ્યું:

ત્રણ દોષો, સાત ધાતુઓ, વિષ્ઠા અને મૂત્ર એ એ હિતકારી રસોના સેવનને લીધે પ્રકૃતિસ્થ હોય, તો દેહનું ધારણ કરે છે, એ વિષયનું, સોળ કળાઓવાળા[1] પુરુષનું, અગિયાર પ્રાણોનું,[2]

---

૧ દોષોના ત્રેસઠ ભેદોના નિરૂપણ વિષેનો અને ગ્રંથના ઉપસંહાર વિષેનો.

૧ પાંચ ભૂતો અને અગિયાર ઇંદ્રિયો અથવા શારીરસ્થાનના પહેલા અધ્યાયના ૧૭મા વિષયમાં કહેલા સોળ ગુણો.

૨ અગ્નિ, સોમ, વાયુ, સત્ત્વ, રજસ્, તમ અને પાંચ ઇંદ્રિયો.

# રસોના ત્રેસઠ ભેદોનું પત્રક-કોષ્ટક (૧૨૨૨મા પૃષ્ઠની નોટમાં જણાવેલું)

| | | | | | |
|---|---|---|---|---|---|
| મધુરામ્લ ૧<br>કેરી,દાડમ,દ્રાક્ષ, | મધુરલવણ ૨<br>શેરડીનો આગલો ભાગ, સીંધવ | મધુરતિક્ત ૩<br>જેઠીમધ, શતાવરી | મધુરકટુક ૪<br>મીણ, ડુંગળી. | મધુરકષાય ૫<br>વંશલોચન. | અમ્લલવણ ૬<br>ચણાનો ખાર |
| અમ્લકટુક ૭<br>કાળો મરખો | અમ્લતિક્ત ૮<br>નાનાં કોઠિંબડાં | અમ્લકષાય ૯<br>ખાખટી | લવણકટુક ૧૦<br>સંચળ | લવણતિક્ત ૧૧<br>ખારો | લવણકષાય ૧૨<br>બકરીનું મૂત્ર |
| કટુતિક્ત ૧૩<br>ચણકબાબ,ઇંદ્રજવ | કટુકષાય ૧૪<br>હરતાલ, ખેરસાર, ગજપીપર | તિક્તકષાય ૧૫<br>કાકડાશિંગી, નાગકેસર | મધુરામ્લલવણ ૧૬<br>ઘોડીનું દૂધ. | મધુરામ્લકટુક ૧૭<br>કપાસના છોડ, ચારોળીનું પાકેલું ફળ | મધુરામ્લતિક્ત ૧૮<br>કરમદાં, આંબાહળદર |
| મધુરામ્લકષાય ૧૯<br>આમળાં, જાંબુ | મધુરલવણકટુક ૨૦<br>મૂળા, મોટો સરગવો | મધુરલવણતિક્ત ૨૧<br>મેથીની ભાજી | મધુરલવણકષાય ૨૨<br>કદંબી-કલંબ કસેરૂ | મધુરકટુકતિક્ત ૨૩<br>હીરાબોલ,કપૂર, જીરું | મધુરકટુકષાય ૨૪<br>ભિલામું |
| મધુરતિક્તકષાય ૨૫<br>વાલ, લોધર, ગળો, અરડૂસી | અમ્લલવણકટુક ૨૬<br>લૂણી | અમ્લલવણતિક્ત ૨૭ | અમ્લલવણકષાય ૨૮ | અમ્લકટુકષાય ૨૯<br>પાકું કોકમ | અમ્લકટુતિક્ત ૩૦<br>શંખવેલ |
| અમ્લતિક્તકષાય ૩૧<br>હીરાકસી મીંઢીઆવળ | લવણકટુતિક્ત ૩૨<br>કસ્તૂરી, સુરોખાર | લવણકટુકષાય ૩૩<br>મોરથૂથુ | લવણતિક્તકષાય ૩૪<br>ખેર | કટુતિક્તકષાય ૩૫<br>જાયફળ, આસોંદ, બકાન | મધુરામ્લલવણકટુક ૩૬ |
| મધુરામ્લલવણતિક્ત ૩૭ | મધુરામ્લલવણકષાય ૩૮<br>સરસવનાં પાંદડાંનું શાક | મધુરામ્લકટુકતિક્ત ૩૯<br>પતંગનું લાકડું બળદાણા | મધુરામ્લકટુકષાય ૪૦<br>ગંગેટી, ખપાટ | મધુરલવણતિક્તકટુક ૪૧<br>રીંગણાં, કુવાડિયો | મધુરામ્લતિક્તકષાય ૪૨<br>કોઠ |
| મધુરતિક્તકટુકષાય ૪૩<br>ધાણા, જટામાંસી, તલ | મધુરલવણકટુકષાય ૪૪<br>મોટા અરડૂસાનું કોમળ ફળ | મધુરલવણતિક્તકષાય ૪૫<br>પોથી, પરપોટી | અમ્લલવણકટુકતિક્ત ૪૬<br>મેઢાશિંગીનું ફળ | અમ્લલવણકટુકષાય ૪૭ | અમ્લલવણતિક્તકષાય ૪૮ |
| અમ્લકટુતિક્તકષાય ૪૯<br>ફટકડી, શણ | લવણકટુતિક્તકષાય ૫૦<br>કલઈ | મધુરામ્લલવણકટુતિક્ત ૫૧<br>ધમાસો | મધુરામ્લલવણકટુકષાય ૫૨ | મધુરામ્લલવણતિક્તકષાય ૫૩ | મધુરામ્લકટુતિક્તકષાય ૫૪ મોટી હરડે, સોનામખી |
| મધુરલવણકટુતિક્તકષાય ૫૫<br>પાન, લસણ, કદંબ | અમ્લલવણકટુતિક્તકષાય ૫૬ | મધુરામ્લલવણકટુકતિક્તકષાય ૫૭ | મધુર ૫૮<br>સાકર | અમ્લ ૫૯<br>લીંબુ | લવણ ૬૦<br>મીઠું |
| કટુક ૬૧<br>મરચાં | તિક્ત ૬૨<br>કરિયાતું | કષાય ૬૩<br>હીમજ | | | |

એકએકની વૃદ્ધિથી, એકએકની સમતાથી અને એકએકની ક્ષીણતાથી છ ભેદો થાય છે. એમ જ વાતક્ષીણ પિત્તકફવૃદ્ધ, પિત્તક્ષીણ વાતકફવૃદ્ધ અને કફક્ષીણ વાતપિત્તવૃદ્ધ-એ રીતે સન્નિપાતમાં એકએકની ક્ષીણતાથી અને બબ્બેની વૃદ્ધિથી ત્રણ ભેદો થાય છે. એમ જ વાતપિત્તક્ષીણ કફવૃદ્ધ, વાતકફક્ષીણ પિત્તવૃદ્ધ અને પિત્તકફ-ક્ષીણ વાતવૃદ્ધ—એ રીતે સન્નિપાતમાં બબ્બેની ક્ષીણતાથી અને એકએકની વૃદ્ધિથી ત્રણ ભેદો થાય છે. કુલ ૬૩.

એ પ્રમાણે જ વળી એ દોષોનું ધાતુઓ સાથે તથા મળોની સાથે મિશ્રણ કરી ગણીએ, તો તો દોષોના ભેદો અસખ્યાત થઈ જાય છે. ૩

तस्मात्प्रसङ्गं संयम्य दोषभेदविकल्पनैः ।
रोगं विदित्वोपचरेद्रसभेदैर्यथेरितैः ॥४॥

### વૈદ્યે ચિકિત્સા કેવી રીતે કરવી ?

માટે વૈદ્યે લક્ષણાદિકની તપાસ કરી, લક્ષણાદિકના નિશ્ચય ઉપરથી રોગને ઓળખી લઈ, પછી તે રોગમાં દોષોના ભેદોનો નિશ્ચય કરી, તે ભેદોના વિરોધી રસોના ભેદોથી ચિકિત્સા કરવી, કે જે રસોના ભેદો ગયા ૬૩મા અધ્યાયમાં કહ્યા છે. ૪

मिषक् कर्त्ताथ करणं रसा दोषास्तु कारणम् ।
कार्यमारोग्यमेवैकमनारोग्यमतोऽन्यथा ॥५॥

### ચિકિત્સાનાં કર્તા, કરણ, કારણ અને કાર્ય

વૈદ્ય ચિકિત્સાનો કર્તા છે, રસો ચિકિત્સાનાં કરણો (સાધનો) છે, દોષો ચિકિત્સાનાં કારણો છે અને એક આરોગ્ય જ ચિકિત્સાનું કાર્ય છે. કર્તા તથા કરણો યોગ્ય હોય અને કારણોની સ્થિતિ બરાબર જાણવામાં આવી હોય, તો કાર્ય (આરોગ્ય) ઉત્પન્ન થાય છે; નહિ તો અનારોગ્ય રહે છે તથા વધારે પણ થાય છે. ૫

अध्यायानां तु षट्षष्ट्या ग्रथितार्थपदक्रमम् ।
एवमेतदशेषेण तन्त्रमुत्तरमृद्धिमत् ॥
स्पष्टगूढार्थविज्ञानमगाधं मन्दचेतसाम् ।
यथाविधि यथाप्रश्नं भवतां परिकीर्तितम् ॥६॥

### ઉત્તરતંત્રનો ઉપસંહાર

હે સુશ્રુત આદિ શિષ્યો ! આ પ્રમાણે છાસઠ અધ્યાયોથી જેમાં અર્થોની, પદોની તથા ક્રમોની યોગ્ય ગૂથણી કરી છે એવું અને પ્રૌઢતાવાળો આ ઉત્તરતંત્ર, કે જે ગૂઢ અર્થોના પણ સ્પષ્ટ વિવેચનવાળું છે; છતાં મંદબુદ્ધિવાળાઓને અગાધ થઈ પડે એવું છે; તે તમારા પ્રશ્નો અનુસાર વિધિપૂર્વક અને સંપૂર્ણ તમોને કહ્યું છે. ૬

सहोत्तरं त्वेतदधीत्य सर्वं
ब्राह्मं विधानेन यथोदितेन ।
न हीयतेऽर्थान्मनसोप्सुपेता-
देतद्वचो ब्राह्ममतीव सत्यम् ॥७॥

### ગ્રંથનો ઉપસંહાર તથા ફળશ્રુતિ

જે પુરુષ બ્રહ્માની પરંપરાથી પ્રાપ્ત થયેલા આ શાસ્ત્રને ઉત્તરતંત્ર સહિત આ શાસ્ત્રમાં કહેલા વિધિથી[1] સંપૂર્ણ ભણે તથા અભ્યાસ કરે, તે પુરુષ મનોવાંછિત પુરુષાર્થથી ભ્રષ્ટ થતો નથી; આ બ્રહ્માનું વચન અત્યંત સત્ય છે ૭

૧ સૂત્રસ્થાનના બીજા, ત્રીજા તથા ચોથા અધ્યાયમાં કહેલા વિધિ પ્રમાણે.

इति श्रीसौश्रुत आयुर्वेदे उत्तरतंत्रं समाप्तम् ॥

| | | | |
|---|---|---|---|
| **શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર, નવી ૧૧મી આવૃત્તિ ... | ૧૨૪૦ | ૮–૦ | ૧–૬ |
| ,, ,, –ભાગ ૨જો (આ. ૮મી) છૂટક મળશે. | ૬૬૭ | ૩–૦ | ૦–૧૦ |
| **ભગવતી(દેવી)ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરે | ૯૨૮ | ૬–૦ | ૦–૧૫ |
| **આત્મસાક્ષાત્કારની કસોટી**–સ્વામી સ્વયંજ્યોતિતીર્થ : | ૨૦૮ | ૧–૪ | ૦–૨ |
| **આત્મરામાયણ**–રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું સરળ પુસ્તક ... ... | ૧૪૦ | ૦–૧૨ | ૦–૨ |
| **મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ... | ૧૯૨ | ૧–૪ | ૦–૩ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–સદુપદેશ, ભજનો સાથે ... | ૧૬૮ | ૧–૦ | ૦–૪ |
| **પ્રભુમય જીવન**–પ્રભુમય જીવન જીવવાના અને સુખી થવાના સરળ ઉપાયો ... ... ... ... | ૧૯૨ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્વરૂપવિચાર**–ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ... | ૧૦૪ | ૦–૧૦ | ૦–૨ |
| **તુકારામગાથા**–બે ગ્રંથમાં–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર ... ... ... | ૧૮૪૦ | ૬–૦ | ૦–૧૫ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**–(૨) ઉપદેશો તથા કથાપ્રસંગો | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વામી રામતીર્થ**–એમના સદુપદેશ (૧) ... | ૫૬૪ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો :** | | | |
| **ભક્તિયોગ**–આવૃત્તિ ૨૭ (૮) ... ... | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **રાજયોગ અને જ્ઞાનયોગ**–(૧૦, ૧૧) ... | ૫૬૦ | ૨–૦ | ૦–૫ |
| **પાતંજલ યોગસૂત્ર**–વિવેકાનંદના વિવેચન સાથે ... | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |
| **જ્ઞાનયોગ**–વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ... | ૨૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **રાજયોગ**–પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપ ગ્રંથ, વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... | ૨૬૪ | ૨–૦ | ૦–૪ |
| **આખ્યાનમાળા**–(૧) અનંતપ્રસાદ શ્રીવૈષ્ણવ: બોધપ્રદ આખ્યાનો | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| ,, ,, –(૨) ,, ,, ,, ,, | ૭૨૦ | ૩–૦ | ૦–૬ |
| **ઉપદેશસારસંગ્રહ**–શ્રી. તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ ... | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **સુબોધરત્નાકર**–ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં ને બોધક દૃષ્ટાંતો | ૩૦૦ | ૧–૮ | ૦–૪ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા** | ૧૬૪ | ૦–૪ | ૦–૨ |
| **સૂર્યકાન્ત**–અધ્યાત્મ માર્ગના સાધકને અત્યંત ઉપયોગી પુસ્તક | ૨૭૨ | ૨–૦ | ૦–૪ |
| **ગિરધરકૃત રામાયણ**–કર્તાની હસ્તપ્રત ઉપરથી શુદ્ધ આવૃત્તિ | ૭૬૨ | ૪–૮ | ૦–૧૦ |
| **તુલસીકૃત રામાયણ**–(બે ભાગ)ભાષાંતર સાથે તથા ૩૨ ચિત્રો | ૧૨૦૦ | ૮–૦ | ૧–૫ |
| **વાલ્મીકિરામાયણ**–ભાગ ૨જો (આ. ૩જી છૂટક મળશે.) | ૭૬૪ | ૩–૦ | ૦–૧૨ |
| **પુરુષાર્થબોધિની ગીતા**–(બે ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવલેકરજીની** વિસ્તૃત ટીકા સાથે | ૧૦૬૮ | ૧૦–૦ | ૧–૨ |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–જ્ઞાનેશ્વર મહારાજે રચેલી **'ભાવાર્થદીપિકા'** નામની દૃષ્ટાંતોથી ભરપૂર, ભાવવાહી ટીકા સરળ અર્થ સાથે ... ... | ૭૯૨ | ૪–૦ | ૦–૮ |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

| | | | |
|---|---|---|---|
| અવધૂત ગીતા–(બીજી આવૃત્તિ) સુધારાવધારા સાથે .. | ૧૪૪ | ૧–૪ | ૦–૨ |
| **શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો :** | | | |
| ૧ મોહમુદ્દગર ને બીજાં દશ રત્નો–સરળ અર્થ સાથે | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| ૨ શતશ્લોકી અને બીજાં ચાર રત્નો–સરળ અર્થ સાથે | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| ૩ સ્તોત્રસંગ્રહ–ભક્તિ ને વેદાંત–સ્તોત્રો અર્થ સાથે . . . | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| ૪ સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ–સરળ ભાષાંતર સાથે | ૨૭૪ | ૧–૪ | ૦–૩ |
| ૫ વિવેકચૂડામણિ–સરળ ભાષાંતર સાથે . ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| જીવન્મુક્તિવિવેક–મુમુક્ષુઓ માટે પ્રાચીન ગ્રંથ ... | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| મહાવાક્ય–રત્નાવલિ–ઉપનિષદોમાંથી ચૂંટેલાં સર્વોત્તમ વચનોનો સંગ્રહ, મૂળ સાથે ... .. | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| અષ્ટાવક્રગીતા–મૂળ સાથે સરળ ભાષાંતર .. .. | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **ઉપનિષદો (૧૧૨)–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં.** | | | |
| એકાદશ ઉપનિષદ–ઈશ, કેન, કઠ ઇત્યાદિ ૧૧ ઉપનિષદો મૂળ સાથે સરળ ભાષાંતર | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| બૃહદારણ્યક ઉપનિષદ–મૂળ સાથે ,, ... | ૨૪૮ | ૧–૮ | ૦–૩ |
| સો ઉપનિષદો–જેમાં પ્રથમનાં ૨૩ ઉપનિષદો મૂળ સાથે–અને પછીનાં બાકીનાં માત્ર ભાષાંતર–સારરૂપે આપ્યાં છે. | ૭૪૪ | ૪–૦ | ૦–૭ |
| દત્ત અને પરશુરામ–મહાત્મા કૃષ્ણાત્મજજી મહારાજ વિરચિત | ૩૭૬ | ૨–૦ | ૦–૪ |
| વિદુરનીતિ–સરળ અનુવાદ સાથે ... .. ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| મનુસ્મૃતિ–મહાન ગ્રંથ–સરળ અર્થ સાથે ... | ૬૪૦ | ૩–૦ | ૦–૬ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો અનુવાદ સાથે .. | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| વૈદિક વિનય–૩૬૦ વેદના પ્રાર્થનામંત્રો–વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| બળવાન બનો !–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ પં. સાતવળેકરજી | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| એકાદશ સ્કંધ–શ્રીમદ્ ભાગવતનો–મૂળ સાથે . .. | ૪૭૨ | ૧–૪ | ૦–૫ |
| વિષ્ણુસહસ્રનામ–મૂળ તથા સરળ અર્થ સાથે . | ૧૨૮ | ૦–૪ | ૦–૧ |
| ધમ્મપદ–સંપાદક. પં૦ બેચરદાસ દોશી મૂળ સહિત ... | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |
| શાંતિપર્વ–મહાભારતનું–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ, જેમાં ચાર વર્ણો તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે છે | ૮૫૬ | ૭–૮ | ૦–૧૪ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ–(ભાષાંતર) વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–ચાર દળદાર ગ્રંથોમાં ... | ૧૯૦૮ | ૧૨–૦ | ૨–૧ |
| લઘુયોગવાસિષ્ઠ–બૃહદ્ યોગવાસિષ્ઠના સારરૂપ ... | ૫૫૪ | ૨–૮ | ૦–૫ |

| | | | |
|---|---|---|---|
| **સાઇબાબા**–શિરડીના સુપ્રસિદ્ધ મહાત્માનું ચરિત્ર ... | ૪૩૬ | ૩–૦ | ૦–૫ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર ... | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું ચરિત્ર... | ૭૮૪ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩–૦ | ૦–૭ |
| **ચૈતન્યમહાપ્રભુ**–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) ... | ૧૫૯૬ | ૬–૮ | ૦–૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**–બે ચરિત્રો ... | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... | ૬૪૮ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** ... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત ને જાનકીદાસજીનાં** ચરિત્રો | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| **ભક્તચરિત્ર**–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨જો–૭૦ ટૂંકાં ચરિત્રો ... | ૬૨૪ | ૨–૮ | ૦–૭ |
| **ભારતના વીર પુરુષો**–૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ... | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |
| **વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો**–મારવાડના રજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત ... ... | ૩૦૪ | ૧–૦ | ૦–૩ |

## સંતવાણી–ભજનો

| | | | |
|---|---|---|---|
| **પરિચિત પદસંગ્રહ**–૧૧૨ ભક્તોનાં ૬૯૭ ભજનો ... | ૪૦૦ | ૧–૧૨ | ૦–૪ |
| **મીરાં અને નરસિંહ**–(સં૦ ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો ને પદો ... ... | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ ને સુધારાવધારા સાથે | ૫૦૪ | ૩–૦ | ૦–૬ |
| **દીવાને સાગર**–જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો ગઝલસંગ્રહ | ૪૮૦ | ૪–૮ | ૦–૫ |
| **પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇત્યાદિ | ૫૬૦ | ૨–૮ | ૦–૪ |
| **કર્મગાથા**–કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ ... | ૨૪૦ | ૧–૦ | ૦–૩ |
| **તુકામ્હણે**–પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... ... | ૧૨૦ | ૦–૫ | ૦–૨ |
| **છોટમની વાણી**–મહાત્મા છોટમ રચિત ૯૬ પદોનો સંગ્રહ | ૭૨ | ૦–૪ | ૦–૧ |

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **પાકશાસ્ત્ર**–ખોરાક માટે વપરાતી વાનીઓ જેવી કે, મિષ્ટાન્ન, ફરસાણ, શાક, ભાજીઓ, ચટણી–કચુંબરો અને રાયતું; અથાણું, પાકો અને કેટલાક ચૂર્ણ વગેરે બનાવવાની રીતો. | ૨૬૪ | ૨–૮ | ૦–૪ |
| **નળાખ્યાન**–મહાકવિ પ્રેમાનંદ કૃત **આવા મોટા અક્ષરોમાં** | ૧૩૬ | ૧–૦ | ૦–૩ |
| **ઓખાહરણ**–મહાકવિશ્રી પ્રેમાનંદ કૃત–મોટા અક્ષરોમાં અઘરા શબ્દોના અર્થ સાથે ... ... | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **શ્રીશારદામણિદેવી**–(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય: ... | ૧૦૪ | ૦–૮ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનસન ગીતા–ગીતાના મૂળ શ્લોકો પદચ્છેદ ને શબ્દાર્થ સાથે | ૩૬૮ | ૧–૪ | ૦–૪ |
| ,, ,, –(ગુજરાતી લિપિમા) ,, ,, | ૩૬૮ | ૧–૪ | ૦–૪ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા–મોટા સુવાચ્ય અક્ષરો, સરળાર્થ સહિત | ૨૪૮ | ૦–૧૨ | ૦–૩ |

(સંસ્કૃતમા પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી મૂળ મૂળ ગીતાઓ)

| | | | |
|---|---|---|---|
| ભગવદ્ગીતા મૂળ મૂળ–મોટા અક્ષર . . | ૨૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| ,, ,, –મધ્યમ અક્ષર . | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |
| પંચરત્ન ભગવદ્ગીતા મૂળ મૂળ–મધ્યમ અક્ષર ... | ૩૩૨ | ૦–૮ | ૦–૨ |
| ,, ,, ,, –લઘુ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |

## પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો:

| | | | |
|---|---|---|---|
| સ્વર્ગનુ વિમાન–ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દાખલા | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| સ્વર્ગની કૂંચી–સદ્વર્તન રાખતા શીખવનારો બોધ | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| સ્વર્ગનો ખજાનો–ભક્તિમાર્ગ સમજાવતુ પુસ્તક | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| સ્વર્ગનો પ્રકાશ–જ્ઞાન અને પરમાર્થની વાતો | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| સ્વર્ગનો આનંદ–ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| સ્વર્ગની સીડી–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાના ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| સ્વર્ગની સડક–સ્વર્ગના ટૂંકા ને સરળ રસ્તાનું સૂચન | ૪૬૮ | ૨–૦ | ૦–૫ |
| સંસારમા સ્વર્ગ–સંસારને સ્વર્ગ બનાવતુ પુસ્તક | ૩૪૮ | ૨–૦ | ૦–૪ |
| સાચું સ્વર્ગ–ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો | ૪'૨ | ૨–૦ | ૦–૫ |

## *મહાભારત–સંપૂર્ણ (ભાષાંતર)* રૂ. ૪૫)

આવા મોટા અક્ષરો દળદાર ૭ ગ્રંથોમા

| | | |
|---|---|---|
| ૧–આદિ ને સભાપર્વ | ૬–શાંતિપર્વ | |
| ૨–વન ને વિરાટપર્વ | | |
| ૩–ઉદ્યોગ ને ભીષ્મપર્વ | ૭–અનુશાસન, આશ્વમેધિક, | |
| ૪–દ્રોણપર્વ | આશ્રમવાસિક, મૌસલ, | ટપાલ |
| ૫–કર્ણ, શલ્ય, સૌપ્તિક ને | મહાપ્રાસ્થાનિક અને | ખર્ચ |
| સ્ત્રીપર્વ | સ્વર્ગારોહણપર્વ | રૂ ૬) |

કદ ૭॥×૧૦" કુલ પાન ૫૨૦૮
પાકાં પૂઠાં : ૨૭ ચિત્રો સાથે

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| હંસ મહારાજ–વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવે છે | ૨૮૦ | ૨–૮ | ૦–૫ |
| સ્વામી આત્માનંદ સરસ્વતી–ટૂ઼ં ચરિત ને ઉપદેશો | ૧'૨ | ૧–૮ | ૦–૩ |
| મહર્ષિ દયાનંદ–નવી આવૃત્તિ | ૧૫૨ | ૧–૮ | ૦–૨ |
| ભિક્ષુ અખંડાનંદ–(ચરિત) શ્રી સોપાન અને શ્રી જ્યોતીન્દ્ર દવે | ૪૭૮ | ૩–૦ | ૦–૬ |

| | | | |
|---|---|---|---|
| +ખેતીનાં મૂળ તત્ત્વો–ભાગ ૧ લો–(જમીન, પાણી ને ઓજાર) | ૧૧૬ | ૧–૦ | ૦–૨ |
| + ,, ,, –ભાગ ૨ જો–(ખેડ, ખાતર ને બીજ) | ૧૧૨ | ૧–૦ | ૦–૨ |
| ,, ,, –ભાગ ૩ જો–(કીટક, રોગ અને પશુ) | ૧૬૮ | ૧–૮ | ૦–૨ |

## ચેતના અને પ્રેરણા

| | | | |
|---|---|---|---|
| **અંતરની વ્યથા**–લે૰ સોપાન : ૫ આત્મકથાઓ ... | ૧૯૨ | ૧–૪ | ૦–૩ |
| **સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ... | ૪૬૪ | ૨–૦ | ૦–૫ |
| **આગળ ધસો**–('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતર : આ. ૩ જી) | ૪૬૮ | ૨–૮ | ૦–૫ |
| **સુખી જીવનનાં સાધન**–આનંદી જીવન માટે ઉત્સાહપ્રેરક | ૩૧૨ | ૧–૮ | ૦–૪ |
| **કતલખાનું**–શ્રમજીવીઓનાં દુઃખ તથા ધનિકોની નિર્દયતા દર્શાવતી નવલકથા (અપ્ટન સિંક્લેરકૃત)... ... | ૬૯૬ | ૩–૦ | ૦–૬ |
| **શુભસંગ્રહ**–(ભા. ૨) દવાઓ ને ઉપયોગી માહિતી, ૧૪૮ લેખો | ૫૪૪ | ૨–૮ | ૦–૫ |
| ,, –(ભા. ૯) ,, ,, ,, ૧૬૫ લેખો | ૭૩૬ | ૨–૮ | ૦–૬ |

## આરોગ્ય અને વૈદક

| | | | |
|---|---|---|---|
| **કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા**–લે૰ જયકૃષ્ણ ઇંદ્રજી ઠાકર ... ... ... | ૫૯૬ | ૧૦–૦ | ૧–૫ |
| **ખોરાકના ગુણદોષ**–લેખક: ડૉ. રસિકલાલ જે. પરીખ: આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન આપતું પુસ્તક | ૧૦૦ | ૦–૧૦ | ૦–૨ |
| **ઔષધિ કલ્પલતા**–જડ ને હઠીલા રોગો ઉપર જુદીજુદી સાદી ૪૩ ઔષધિઓના સેવન વિષે સમજૂતી આપે છે. | ૧૧૨ | ૦–૧૨ | ૦–૨ |
| **આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–અનેક વનસ્પતિઓના ગુણદોષ ને ઉપયોગ તેમજ રોગો, તેમનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ... | ૮૩૨ | ૬–૦ | ૦–૧૩ |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–(નવી આવૃત્તિ) લે૰ મહાત્મા ગાંધીજી: શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રીપુરુષનું કર્તવ્ય વગેરે બાબતો | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **વૈદક સંબંધી વિચારો**–ભાગ ૨જો: ઉપયોગી ૧૨૮ લેખો | ૪૩૨ | ૧–૧૨ | ૦–૫ |
| **આયુર્વેદ નિબંધમાળા**–ભાગ–૧,૨ (વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત) આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિએ અનેક રોગ, તેમનાં લક્ષણ, કારણ ને સચોટ ઉપચારો સમજાવતા ગ્રંથો. | ૧૧૫૨ | ૪–૪ | ૦–૧૦ |

## ચિત્રો ઇત્યાદિ

| | | | |
|---|---|---|---|
| **જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી** ... ... | ૧૮×૨૪ | ૦–૧ | ૦–૧ |
| **પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર** ... | | ૦–૨ | ૦–૧ |

---

+ આ બંને પુસ્તકો પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયાં છે.

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસાહક્ક,
ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ,
ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇત્યાદિ અનેક વિષયો  ૨૬૪  ૧–૮  ૦–૪

**ટૂંકી વાર્તાઓ**–ગ્રંથ ૧લો–સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ  ૫૮૮  ૨–૮  ૦–૬
„ „ –ગ્રંથ ૨જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ  ૫૭૬  ૨–૮  ૦–૬
„ „ –ગ્રંથ ૫મો–સ્ત્રીપુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ  ૪૦૮  ૨–૮  ૦–૪
„ „ –ગ્રંથ ૬ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ  ૭૨૦  ૨–૮  ૦–૬

**ભારતની દેવીઓ**–ગ્રંથ ૧લો–પ્રાચીનયુગની ૧૧૩ સતીઓ  ૭૩૨  ૩–૦  ૦–૬
„ –ગ્રંથ ૨જો–મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો  ૭૩૨  ૩–૦  ૦–૭
„ –ગ્રંથ ૩જો–મધ્યયુગનાં અને અર્વાચીન ૧૬૬ ચરિત્રો  ૮૦૪  ૩–૦  ૦–૮

**બાલભારત**–(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત ... ...  ૨૮૮  ૧–૮  ૦–૪

**બિરબલ અને બીજા**–લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે : બાદશાહ
અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ...  ૨૮૦  ૧–૮  ૦–૩

**બાળસદ્‌બોધ**–(સચિત્ર) વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ...  ૧૨૮  ૦–૮  ૦–૨

**ગુલિસ્તાઁ**–સુબોધપુષ્પવાટિકા–મહાત્મા શેખસાદીકૃત ...  ૧૩૬  ૦–૫  ૦–૨

**સદ્‌ગુણી બાળકો**–(સચિત્ર) ૬૯ ખરા બનાવોનો સંગ્રહ  ૧૩૬  ૦–૮  ૦–૨

**સુબોધક નીતિકથા**–બિરબલની ૧૫૨ બોધપ્રદ વાતો ...  ૨૩૨  ૦–૮  ૦–૨

**બાળકોની વાતો**–ભાગ ૧લો : બોધપ્રદ ૨૧ વાતો ...  ૮૪  ૦–૬  ૦–૨
„ „ – ભાગ ૨જો : બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ  ૨૬૪  ૦–૮  ૦–૩

**આદર્શ દૃષ્ટાંતમાળા**–(૧) બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો...  ૪૩૨  ૨–૦  ૦–૪
„ „ –(૨) „ ૩૯૫ „ „ ...  ૪૯૬  ૨–૦  ૦–૫

**બાળકોના આચાર** બાળકોને સદ્‌ગુણી બનાવનો ઉપદેશ-સંગ્રહ  ૪૦  ૦–૨  ૦–૧

## <u>પ્રકીર્ણ સાહિત્ય</u>

**જીવનસંગ્રામ**–આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ત્રણે તાપો સામે
ઝઝૂમવામાં માર્ગદર્શન કરાવતો નિબંધ ...  ૮૦  ૦–૮  ૦–૧

**ભારતીય સંસ્કૃતિ**–લે૦ શ્રી. કનૈયાલાલ મા. મુનશી: ...  ૧૩૨  ૦–૧૨  ૦–૨

**સુવર્ણયુગ**– „ „ ...  ૯૨  ૦–૮  ૦–૨

**સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો  ૨૪૮  ૧–૪  ૦–૨

**આત્મનિરીક્ષણ અને સંકલ્પ**–લે૦ શ્રી. રમણલાલ વ૦ દેસાઈ:
સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક : બીજી આવૃત્તિ  ૧૬૮  ૧–૦  ૦–૨

**સાહિત્ય પ્રારંભિકા**–લે. શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા:  ૧૪૪  ૧–૦  ૦–૨

**ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી–સંપાદિત
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ...  ૧૮૦  ૧–૦  ૦–૨

**કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત
રજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ ...  ૩૫૪  ૨–૦  ૦–૪

## અન્ય પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| માણિક્યસ્મૃતિ–ને. શ્રી માણેકલાલ જનનાં સ સ્મરણાર્થ | ૫૧૨ | –૦ | ૦–૪ |
| શ્રીજ્ઞાનસૂર્યોદય–પૂર્વાર્ધ ભાગ ૩, ,, | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| શ્રીજ્ઞાનસૂર્યોદય–ઉત્તરાર્ધ ભાગ ૩, ,, | ૧૧૦ | ૦–૧૦ | ૦–૨ |
| શ્રીજ્ઞાનસૂર્યોદય–ઉત્તરાર્ધ પ્રથમ ભાગ (જ્ઞાનયોગ) ,, | ૨૧૪ | ૨–૦ | ૦–૩ |
| જ્ઞાનસૂર્યોદયાખ્ય–એકાગ્ર પ્રવચન | ૨૭૨ | ૧–૮ | ૦–૪ |
| બ્રહ્મમીમાંસાજ્યોતિ–બ્રહ્મસૂત્ર શાંકરિક ભાષ્ય સહિત | ૫ ૨ | ૫–૦ | ૦–૮ |
| ઉપનિષદ જ્યોતિ ભા ૧લો } મુખ્ય મુખ્ય પંદર ઉપનિષદોનું<br>,, ,, ભા ૨જો } ભાષાંતર વિસ્તૃત ટીકા સાથે | ૭૮ | ૮–૦ | ૦–૧૮ |
| ભગવદ્ગીતા જ્યોતિ–ગીતાનું ભાષાંતર ટીકા સહિત જેમાં } પુસ્તકની છેવટે મૂળ ભગવદ્ગીતા આપી છે } | , | ૨–૦ | ૦–૫ |

## વેદ ધર્મ સભાનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| मोहमुद्गर–શ્રી શંકરાચાર્ય કૃત–સરળ ગુજરાતીમાં મૂળ સહે | ૨૮૦ | ૦–૧૦ | ૦–૨ |
| સપ્તશતીચંડીનું અવલોકન–લે૦ મણિલાલ નભુભાઈ દ્વિવેદી ગુજરાતીમાં | ૭ | ૦–૧૨ | ૦–૨ |
| વિશ્રાન્તિ–વાર્ડ્સિકિન્ટ શ્રી ઓર ફ્રોનના વ્યાખ્યાનનું ભાષાંતર | ૪૮ | ૧–૦ | ૦– |
| મણિરત્નમાળા–ગુજરાતી ટીકા સહે | ૨૮૦ | ૧–૦ | ૦–૨ |
| અર્ચન–ભાગ ૨ (ગુજરાતી) લેખકો પ્રબોધ અને પારાશર્ય | ૧૪૦ | ૨–૦ | ૦–૪ |
| अद्वैतामृत–વેદાંતચર્ચાની વાતો | ૭૨ | ૧–૦ | ૦–૧ |
| वेदान्तदर्शन–પોલ ડોઈસનને કરેલા વ્યાખ્યાનનું ભાષાંતર | ૧૦૮ | ૧–૦ | ૦–૨ |
| न्यायसार–અંગ્રેજીમાં ટીકા સાથે (શ્રીભાનશંકરી પ્રણિત) | ૫૬ | ૧–૪ | ૦–૨ |
| सश्वेताश्वतरदशादिदशोपनिषद –મૂળમાત્ર | ૨૫૦ | ૧–૦ | ૦–૨ |
| स्वाराज्यसाम्राज्यचंद्रिका–મૂળમાત્ર | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| कात्यायनसूत्रानुसारिणा गृह्यसूत्रोक्तमात्रप्रकारेण संध्याविधि –મૂળમાત્ર | ૨૮ | ૦–૨ | ૦–૧ |
| अथ पंचमहायज्ञ–મૂળમાત્ર | ૨૬ | ૦–૪ | ૦–૧ |
| संध्या–મૂળમાત્ર | | ૦–૨ | ૦–૧ |

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } પો. બો. નં. ૫૦ અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ–૨